તૈયાર થાઓ! લુંટાલુંટ!! મોટી ધમાલ!!!

# રૂપિયા સવામાં અંગ્રેજી

## છ માસમાં ન આવડે તો રૂ. ૧૦૦ ઇનામ.

આજ લગી આ જાતની બહાર પડેલી તમામ બુકોમાં મોટામાં મોટી, નવામાં નવી, સારામાં સારી, સ્હેલામાં સ્હેલી અને સોંઘામાં સોંઘી ચોપડી આજ છે.
આ જાતની બીજી કોઇ પણ ચોપડી ખરીદતાં પહેલાં આ જોજો.

## સેલ્ફ ઈંગ્લીશ ઈન્સ્ટ્રકટર.

# ( રાજભાષા. )

ઘેર બેઠા જો તમારે વગર માસ્તરે રીતસર અંગ્રેજી શિખવું હોય તો ધી સેલ્ફ ઇંગ્લીશ ઈન્સ્ટ્રકટર જરૂર ખરીદજો.

બીજીઆ પુસ્તક પ્રકટ કરનારાઓની માફક આ પુસ્તકના વધુ ભાગો જુદા છપાવ્યા નથી પણ તે બાર ભાગમાં પુરૂં કરી એકજ પુસ્તકમાં બહાર પાડયું છે.

અક્ષરજ્ઞાન, વાંચતાં, લખતાં, બોલતાં, કાગળ લખતાં, તાર લખતાં વગેરે શિખવા માટે આ પુસ્તક એક ઉત્તમ સાધન છે, અને આના જેવી સગવડ બીજા કોઇ પુસ્તકમાં નથી.

ખરીદનારને જો ચોપડી પસંદ નહી પડે તો તે અસલ સ્થિતિમાં પાછી લેવામાં આવશે તેમજ શિખનાર એમ કહેશે કે ચોપડીનો છ માસ અભ્યાસ કર્યા છતાં તેને ઇંગ્રેજી નથી આવડતું તો તેને રૂપિયા સો ઇનામ આપવામાં આવશે. કિમ્મત રૂપિયો સવા, પોસ્ટેજ માફ. ( પૃષ્ટ ૩૫૨ )

## ઈન્ડીયન પીનલ કોડ.

### અથવા હિંદુસ્તાનનો ફોજદારી કાયદો.

( સને ૧૮૬૦ નો ૪૫ મો. )

નવીન સુધારા સાથે આવૃતી બીજી.

કર્ત્તા—શ્રીયુત ચતુર્ભુજ માણેકેશ્વર ભટ્ટ.

( ઇડર સ્ટેટના માજી જુડીશીયલ સેક્રેટરી અને સેસન્સ જડ્જ. )

ગુજરાતીમાં શુદ્ધ અને સરળ ભાષામાં સંપૂર્ણ ટીકા સહિત છે. આમાં ૧૯૧૫ સુધીના હિન્દની ચાર હાઇકોર્ટોના, બ્રહ્મદેશની મુખ્ય કોર્ટોના તેમજ ઇંગ્લાંડના ફેંસલા ખુલાસા સાથે દાખલ કરેલા છે; તે ઉપરાંત ડાઇજેસ્ટોમાંથી પણ કેટલાક જરૂરના ફેંસલા દાખલ કર્યા છે. હર વખત ઉપયોગમાં આવતી કલમો ઉપર બનતાં લગી કોઇ જાતનો સંશય ન રહે અને કાયદાનો અનુભવ શરૂ કરનાર ફોજદાર, પોલીસ અધીકારી, માજીસ્ટ્રેટો અગર વકીલને સીધે રસ્તે દોરી શકે એવી રીતે બહોળી ટીકા કરવામાં આવી છે. જેથી નાના મોટા દેશીરાજ્યોનાં ન્યાયાધીશો તેમજ અંગ્રેજી નહી જાણનારા વકીલોને પણ આ ઘણુંજ ઉપયોગી છે. કાગળ ગ્લેઝ ઉંચા મોરક્કો લેધરના પુંઠા ઉપર સોનેરી નામ સહિત કીં. રૂ. ૭-૦-૦ છીંટનું સોનેરી પુઠું. કીં. ૬-૦-૦

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે-બુકસેલર.

ત્રણ દરવાજે—અમદાવાદ.

વિવિધ વિષયો સવિસ્તર વર્ણન કરતો વિશાળ વૈદ્યક ગ્રન્થ.

ગુજરાતી **મેટીરિયા મેડિકાના** લેખકના હાથે લખાયેલું

# પ્રૅકટીસ ઓફ મેડીસીન

અથવા

## ☛ ઔષધોનો અનુભવ. ☚

વિદ્વાન, કાબેલ અને અનુભવી અંગ્રેજી ડાકટરો મી૦ હન્ટર, જોન હારલે, ચારલીસ, વિલિયમ, ફ્રેડરીક રોબર્ટસન, જોનસન, ટેલર, બીટન્સ અને ચરક, સુશ્રુત, વાગ્ભટ, ભાવપ્રકાશ, ધન્વન્તરી, હારિત, સારંગધર, માધવનિદાન વિગેરે પ્રાચીન પ્રાણાચાર્યોના વિચારો તથા આ દેશના આધુનિક વિખ્યાત વૈદ્ય ડૉકટરોની કિંમતી સલાહો વિગેરેનું ધ્યાનપુર્વક મનન કરી તેના આધારે આ ગ્રન્થ ગુંથવામાં આવ્યો છે. જેમાં આર્ય અનાર્ય ઉભયપક્ષ પ્રમાણે પ્રથમ દરેક રોગ થવાનાં કારણો, પૂર્વરૂપ યાને અગમચેતીઓ, દરેક રોગ ઓળખવાનાં લક્ષણો, દેશી–વિદેશી બન્ને રીત પ્રમાણે ઔષધોપચાર, ઔષધોની બનાવટ, ગુણદોષ, આપવાનુ વજન, વખત, અનુપાન, દરદ ન મટવાનાં લક્ષણો પથ્થાપથ્ય અને કેવું અનાજ આપી માફક ન આવે, વિશેષ રાખવી જોઇતી માવજત, દરદ શરૂઆતથી માંડીને અંત આવતાં સુધીમાં જોઈતી તમામ જરૂરી બાબતોનો પુરતો ખુલાસો આપવામાં આવ્યો છે. કદ રોયલ ૮ પેજી, પૃષ્ટ ૧૧૧૦ કાગળ ગ્લેજ, છાપ સફાઇબંધ, સોનેરી બાઇડીંગ છતાં કિંમત રૂ. ૬–૦–૦; ટપાલ ખર્ચ વી. પી. સહીત ૦–૯–૦

મળવાનું ઠેકાણું:—

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુટે.**

ત્રણ દરવાજા—અમદાવાદ.

No 56

# એરેબિયન નાઈટ્સ.

## એક હજાર ને એક રાત્રીની અદ્ભુત વાર્ત્તાનો અમુલ્ય ખજાનો.


ભાષાંન્તર કર્ત્તા,

માસ્તર-ભોગીલાલ તારાચંદ.

ઠે. હાજાપટેલની પોળ-અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કર્ત્તા,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

ત્રણ દરવાજા—મુ. અમદાવાદ.

બીજી આવૃત્તિ. પ્રત ૨૨૦૦.

સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.

અમદાવાદ—શ્રી "રામકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસ" કાળુપુર ટંકશાળની પોળમાં શા. મગનલાલ હરીવલ્લભદાસે છાપ્યું.


કીંમત રૂ. અઢી ( ગ્લેજ કાગળના. )

કીંમત રૂ. બે ( રફ કાગળના. )

બધી જાતનાં પુસ્તકો મળવાનું ઠેકાણું:-

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર,**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|




# પ્રસ્તાવના.



સર્વે શોખીલા સજ્જનોને વિનંતિ કરવામાં આવે છે કે અમારા અરેબિયન નાઇટ્સના ભાષાંતરનો આ પ્રથમ પ્રયાસ સર્વ લોકોને વાંચવાને સુગમ પડે તેવા હેતુથી ઘણા ખરચના ભોગે તેમજ ઘણી મેહેનતે કરવામાં આવ્યો છે. પ્રથમ છપાયેલા પૈકી કોઇ પુસ્તકમાં સંસ્કૃત શબ્દો તથા કોઇ પુસ્તકમાં ફારસી તથા ઉર્દૂ શબ્દો ઘણા હોવાથી સાધારણ બુદ્ધિવાળા વાચકોને તેનું રહસ્ય તથા તેમાં રહેલી જે અપૂર્વ રસીકતા તેનો યથાર્થ લાભ નહીં મળવાથી તથા તે સંબંધી ઘણા લોકો તરફથી સરળ ભાષામાં છપાવવા અમને ઉપરાઉપરી સૂચનાઓ કરવામાં આવવાથી આ પુસ્તક છપાવી બહાર પાડવામાં આવ્યું છે.

આ પુસ્તકમાં ઇરાનનો એક જબરો અને અતિ દૃઢ મનવાળો બાદશાહ પોતાની રાણીની ખરાબ વર્તણુંકથી પોતે રોજ એક સ્ત્રી પરણી તેને બીજે દિવસે મારી નાંખી બીજી સ્ત્રી પરણતો. તેની આવી અડગ અને દૃઢ પ્રતિજ્ઞાને તેના વજીરની પુત્રીએ પોતાના માબાપની તેમજ બાદશાહની મરજી વિરૂદ્ધ બાદશાહની સાથે લગ્ન કરી એક હજાર દિવસ સુધી નવી નવી અને એક એકથી ઘણી રસિક વાર્ત્તાઓ કહી પોતાનો તેમજ બીજી સેંકડો સ્ત્રીઓના જાન બચાવ્યા છે. જે વાર્તાઓ એવી તો રસીક છે કે તે વાંચતાં વાંચનારને ભૂખતરષનું ભાન નહીં રહેતાં પુસ્તક હાથમાંથી છોડવાનું મન થતું નથી. વળી ગમે તેવી દીલગીરી પેદા થઇ હોય તો પણ તે વાંચતાં મન ઘણું આહલાદ પામે છે. આવી રસીક વાર્ત્તાઓથી ભરપુર બીજું કોઈ પુસ્તક ભાગ્યેજ હશે. અને તેનો લાભ સઘળા માણસો લઇ શકે તે હેતુથી તેની કિંમત તેની મેહેનત અને ખરચના પ્રમાણમાં ઘણીજ ઓછી રાખવામાં આવી છે. વળી આ પુસ્તક દરેક કુટુંબે પોતાના ઘરમાં રાખવા લાયક છે તો આપ સાહેબો આ પુસ્તકનો લાભ અવશ્ય લેશો એવી આશા છે.

પ્રસિદ્ધ કર્ત્તા.



# એરેબિયન નાઇટ્સ.

## ઈરાની બાદશાહની વાર્તા.

ઘણા વરસો ઉપર એક વખત ઇરાન દેશ એવી સ્થીતિપર હતો કે જેને આખી દુનિઆ નમન કરતી હતી વળી જેની આણુ દુનીઆના સર્વે રાજાઓ માનતા હતા. અને જેની ઘણી ઉંચી ધજાઓને સર્વે રાજાઓ માન આપતા હતા. વળી જ્યાંનો મુલક અતિશે રસાળ અને સ્વર્ગના બાગ જેવો ગણુવામાં આવતો, અને હિંદુસ્તાન તથા ચીન જેવા દ્રવ્યવાન અને વિસ્તારવાળા મુલકોમાં પણ પોતાની ધજાઓ ફરકાવી હતી.

ઇરાન દેશની આવી શ્રેષ્ટતા એક બાલ ઇરાની કવિના ઇતિહાસમાંથી માલમ પડે છે, તે ઇરાન દેશનો એક મોટો બાદશાહ પોતાનું જબરૂં રાજ્ય ચલાવી મરણ પામ્યો તે વખતે તેને બે કુંવર હતા. એકનું નામ **શહેરીયાર** અને બીજાનું નામ **શાહઝેનાન** હતું તેઓએ પોતાના બાપના મરણ પછી રાજયના ભાગ પડયા તેમાં મોટો ભાઈ જે **શહેરીયાર** હતો તેના ભાગમાં તેના બાપનો ઘણો ખરો મુલક આવ્યો અને નાનાભાઇ **શાહઝેનાનના** ભાગમાં સમરકંદનું રાજ્ય આવ્યું.

બન્ને ભાઇઓ પોતપોતાનું રાજ્ય ચલાવવા છુટા પડયા અને પોતાના શેહેરમાં જઇ રાજ્ય ચલાવવા લાગ્યા, તેમને છુટા પડયાને દશ વરસ થઇ ગયાં ત્યારે મોટાભાઇ **શહેરીયારને** નાનો ભાઇ શાહઝેનાન સાંભરી આવ્યો અને તેને મળવાની ઇચ્છા થઇ તેથી તેણે પોતાના પ્રધાનને બોલાવીને હુકમ કર્યો કે તમો સમરકંદ જઇ મારા ભાઇ **શાહઝેનાનને** તેડીને લાવો. કારણ કે તેની સાથે અમારે આજે દશ વરસ થયાં વિયોગ થએલો છે માટે મળવાની ઇચ્છા થઇ છે તો તમો આપણું લશ્કર સ્વાર વગેરે આપણુને શોભે તેવા ઠાઠથી જઇ તેડી આવો અને તાકીદથી આવો. હુકમ થતાં પ્રધાન લશ્કર તૈયાર કરાવી. એકદમ રવાને થયો અને થોડા દિવસમાં ઘણીજ ઉતાવળે સમરકંદ જઇ પહોચ્યો. **શાહઝેનાનને** ખબર આપી કે તમારા ભાઇ શહેરીયારનો પ્રધાન આપને તેડવાને આવેલો છે. **શાહઝેનાન** અતિશે હર્ષવંત થઇ પોતાનું લશ્કર તૈયાર કરાવી ઘણા ઠાઠમાઠ સાથે સામૈયું કરવા ગયો. બંને જણ ભેટયા, ખબર અંતર પુછી. પ્રધાને સઘળી હકીકત કહી સંભળાવી અને કહ્યું કે શાહ **શહેરીયાર** તમને ઘણું યાદ કરે છે માટે જલદીથી ચાલો. **શાહઝેનાન** બોલ્યો હું આવવાને તૈયાર છું પરંતુ મને પરવારતાં દસ દીવસ લાગશે. તેથી તમે એટલા દિવસ શેહેર બહાર રહો. હું તમારે જોઇતો સર્વે સામાન મોકલાવું છું કારણ કે તમો શેહેરમાં આવો તો ઘણા દિવસ થઇ જાય માટે બહારજ રહો એમ કહી પોતે નગરમાં ગયો અને પ્રધાનને સર્વે સામાન પુરો પાડવા બંદોબસ્ત કર્યો. પ્રધાન પણ શેહેર બહાર તંબુ નાંખી પડાવ કરી રહ્યો. દશ દિવસ પુરા થયા તેથી **શાહઝેનાન** પોતાની પટરાણી પાસે, ઇરાન પોતાના ભાઇ **શહેરીયાર** પાસે જવાની રજા લેવાને ગયો, રાણીએ ઘણી દીલગીરથી તેને રજા આપી. રજા લઇને રાજા સાંજના પાંચ વાગતાં પોતાના લશ્કર સાથે શેહેરબાહર જ્યાં પોતાના ભાઇના પ્રધાનને મુકામ આપ્યો હતો ત્યાં આવ્યો અને પ્રધાનના તંબુ પાસે પોતાનો તંબુ નખાવ્યો, અને પ્રધાનની સાથે રાતના બાર વાગ્યા સુધી ખુબ વાતચીત કરી, ત્યાર પછી બંન્ને જણ છુટા પડયા, ને બંને

તે પોતાની રાણીને એકવાર ફરી મળી આવવાની ઇચ્છા થઇ તેથી તે તેજ વખતે પોતે એકલોજ રાતની વખતે પોતાના મેહેલ તરફ ચાલ્યો અને ચાલ્યો ચાલ્યો સીધો પોતાના સુવાના ઓરડામાં દાખલ થયો.

રાજા કાંઇ પણ બોલ્યા સિવાય ઓરડામાં ગયો અને તેની તેણે પોતાની રાણીને ખબર આપી નહીં, નહીં આપવાનું કારણ કે તેને પોતાની રાણી વિષે કાંઇ પણ ખોટો વ્હેમ હતો નહીં, જેવો તે અંદર દાખલ થયો તેવોજ તેણે એક નવાઇ જેવો બનાવ દીઠો. રાણીની સાથે કોઇ અજાણ્યા માણસને જોયો, પોતે ભૂલ તો નથી ખાતો એવો વ્હેમ લાવી ફરીથી રાજાએ બરાબર નજર કરી જોયું તો તેને માલમ પડ્યું કે પોતાની રાણી એક હલકા ગુલામની સાથે છે. આ બનાવ જોતાં રાજાને એકદમ પગના નખથી માથાની શીખા સુધી ક્રોધ ચડી ગયો અને મોટો ઘાંટો કાઢી બોલ્યો ધિક્કાર ! ધિક્કાર ! હજુ મને જતાં કાંઇ વારનો થઈ નથી એટલામાં આ કુલટાસ્ત્રીએ મારાથી આટલો દગો કર્યો છે, એક નીચ ગુલામ સાથે તેણે યારી કીધી છે તેથી એ બન્ને દુષ્ટ માણસોને એમના ગુનાની શિક્ષા થવીજ જોઈએ. એમ કહીને તેણે એકદમ પોતાની તરવારથી રાણીને તથા તેની સાથેના ગુલામને મારી નાંખ્યો અને ક્રોધમાંને ક્રોધમાં જેવો આવ્યો હતો તેવોજ છાનામાનો શેહેર બાહાર પોતાના તંબુમાં ગયો. સવાર થતાં પ્રધાન તથા રાજાએ પોતાના લશ્કર સહિત ચાલવા માંડ્યું. અને ઘણી ઉતાવળથી તેઓ જ્યાં રાજા **શેહરીયાર**ની રાજધાની હતી ત્યાં આવી પહોંચ્યા. રાજા **શેહરીયા** ને આ વાતની ખબર પડતાં હર્ષનો કાંઇ પાર રહ્યો નહીં અને પોતાની ચતુરંગ સેના ચડાવી શેહેર બહાર સામૈયું કરવાને ચાલ્યો અને એક મોટા મેદાનમાં જમીન સાફ કરાવી પોતાના લશ્કરને એવું સુક્તબંધ ગોઠવ્યું કે જાણે એક મોટું શેહેર ત્યાં આવી વસ્યું હોય એમ લાગ્યું. શેહેરના દરવાજાથી તે મેદાન સુધી એક મોટો રસ્તો વચમાં મુકી બંન્ને બાજુએ લશ્કર ગોઠવ્યું. **શાહજેનાન** ઘોડા ઉપરથી ઉતરી મેદાનના નાકા આગળ આવી પહોંચ્યો તેવોજ રાજા **શેહરીયાર** દરવાજેથી ઘોડા ઉપરથી નીચે ઉતરી બંને ભાઇઓ વચમાં આવતાં અતિશય હરખથી ભેટી પડ્યા ઘણા વરસે બંન્ને ભાઇઓનો સમાગમ થવાથી તેઓને એટલો તો હરખ થયો કે તેમનાં રોમેરોમ ઉભાં થઈ ગયાં અને આંખોમાંથી હરખનાં આંસુ ચાલવા લાગ્યાં, આવી રીતે બન્ને ભાઇઓને ભેટતા જોઈ સઘળી પ્રજા તથા બન્ને તરફના લશ્કરના હરખનો પણ પાર રહ્યો નહીં.

પોતાના ભાઇને મળવાથી **શાહજેનાન** ખુશી તો થયો પણ પોતાની રાણીની વાત અને તેણે કરેલી અનીતિ તેને વીસરી નહીં, અને તે ચિંતાથી તેનું શરીર તથા મુખ એવું તો નિસ્તેજ થઇ ગયું કે તેના મોટા ભાઇને તેની ચિંતા મટાડવાના ઉપાયો કરવાની જરૂર પડી, રમત ગમત હરવું ફરવું, સારાં સારાં ભોજનો વગેરેની રાજાએ ઘણી ઘણી તજવીજ કરવાનો બંદોબસ્ત કર્યો; પણ કોઈ રીતે તેની એ ચિંતા લગાર પણ ઓછી થઈ નહીં એક દિવસે રાજા **શાહેરીયાર** પોતાના શેહેરથી ત્રીસ ગાઉને છેટે પોતાને શિકાર રમવાનું સ્થાન હતું ત્યાં શિકાર કરવાને જવા સારૂ નીકળ્યો, પોતાના ભાઇ **શાહજેનાનને** પોતાની સાથે આવવા કહ્યું પરંતુ **શાહજેનાન** પોતાની ચિંતાને લીધે માંદગીનું બાનું કાઢી ગયો નહીં, આથી રાજા દીલગીર થયો. અને પોતે એકલો ચાલ્યો. તેના ગયા પછી **શાહજેનાન** શોકાતુર મને પોતાના ઓરડાની બારી આગળ આવી બેઠો.

આ બારીમાંથી તે મેહેલના નીચેનો ઘણોખરો ભાગ દેખાતો હતો. અને તેમાંથી તેની નજર મેહેલના નીચેના ભાગમાં ફરતી હતી તેવામાં એક અજાયબ જેવો ખેલ તેના જોવામાં આવ્યો, એકદમ મેહેલનો એક દરવાજો ઉઘડી ગયો તે દરવાજો ઘણુંખરૂ બંધ રહેતો. દરવાજો ઉઘડતાં તેમાંથી રાજા શેહરીયારની પટરાણી બીજી વીશ સ્ત્રીઓ (દાસીઓ) સાથે બહાર આવી, તે વીશે સ્ત્રીઓ (દાસીઓ) એ મોં ઉપર બુરખા નાંખ્યા હતા તથા મોટા ઝભ્ભા પહેર્યા હતા તે તેમણે દરવાજામાંથી બહાર નીકળી કાઢી નાંખ્યા. **શાહજેનાન** આ બનાવ જોઈ ઘણું અજાયબ થયો કારણ કે તેમાં દાસીઓના વેષ પહેરેલા એવા [illegible] ગુલામ હતા અને બાકીની [illegible] બાંદીઓ હતી તે દરેક ગુલામની સાથે એક એક દાસી

જોડે રહી હાસ્યવિનોદ કરવા લાગ્યાં ઘણું.એટલાંક બાર એક માણસને (નોકર જેવાને) બોલાવ્યો અને તે તેની સાથે વાતો કરવા લાગી, અને બધાં નિર્ભયતાથી ત્યાં રમ્મત ગમ્મત કરવા લાગ્યાં.

આ બનાવ જોઇ શાહઝેનાન મનમાં વિચારવા લાગ્યો કે, હું એમ જાણતો હતો કે મારા જેવો દુઃખીયો બીજો કોઈ નહીં હોય, પરંતુ આ બનાવ જોતાં મારૂં દુઃખ કંઇ હીસાબમાં નથી. કારણ સર્વ દુનિયા પાપમાં સપડાએલી છે. પછી તેણે પોતાના મનમાંથી સઘળી ચિંતા છોડી દીધી. અને પહેલાની માફક વર્ત્તવા માંડયું; એમ કેટલાક દિવસ ગયા પછી રાજા શેહરીયાર શિકારેથી પાછો ફર્યો ત્યારે તેને ઉલટ-ભેર સામો લેવા ગયો.

રાજા શેહરીઆરે પોતાના ભાઇનો ચેહેરો જોતાં તેની ચિંતા મટી ગએલી લાગી, તે ઉપરથી **શાહઝેનાનને** તેણે કહ્યું ભાઈ. મારા ઘેર તમો જે દિવસના આવ્યા હતા. તે દિવસથી તમે ઘણા જ શોકાતુર અને દુઃખી જણાતા હતા અને આજ તમારૂં મુખ જોતાં તમારી દીલગીરી નાશ પામી છે, અને તમારો સ્વભાવ ઘણો આનંદી બન્યો છે. તેનું કારણ શું ?

આ સાંભળી **શાહઝેનાનને** શો ઉત્તર આપવો તે કાંઇ સુઝયું નહીં, તેણે સઘળી વાત છુપી રાખવાના ઇરાદાથી પોતાના ભાઈ **શેહરીયારને** કહ્યું કે આ વાત કહેવાની મારી ઇચ્છા નથી. **શેહરીયારે** કહ્યું ભાઇ એવી શી વાત છે કે તું મારાથી છાની રાખે છે કે આજ સુધી તેં ગમે તેવી વાત પણ મારાથી છાની રાખી નથી છતાં જ્યારે આ વાત છાની રાખવા ઇચ્છે છે તો તેનો કાંઇ ઉંડો ભેદ હોવો જોઇએ, માટે જો કહેવામાં હરકત ન હોય તો કહે. નાના ભાઇએ કહ્યું કે આપ કહો છો તે સત્ય છે પણ તે સાંભળતાં આપ ખુશ થવાને બદલે ઘણા દલગીર થશો. પણ જ્યારે આપ અતિ આગ્રહ કરો છો, તો હવે આપની આજ્ઞાને લીધે મારે તે કહ્યા વગર છુટકો નથી તો સાંભળો—આપે જ્યારે મને પ્રધાનને તેડવા સારૂ મોકલ્યો તે વખતે પ્રધાનને શેહેર બહાર ઉતારો આપી દશ દિવસનાં હું પરવારી સાંજની વખતે પ્રધાનના તંબુ પાસે તંબુ નખાવી રસાલા સાથે રાત્રે ત્યાં રહ્યો રાતની વખતે આતશે પ્યારને લીધે રાણીને મળી આવવાની ઇચ્છા થઈ, તેથી એકદમ મેહેલ તરફ ચાલ્યો. દિવાનખાનામાં પેસતાં જ મારા જોવામાં આવ્યું કે રાણી કોઈ હલકા ગુલામના સાથે પ્યારમાં પડી છે, તે જોતાં જ મેં તે બન્ને જણના ટુકડા કરી નાંખ્યા, અને કંઈ પણ બોલ્યા વિના પાછો મારા તંબુમાં આવ્યો. આ કારણથી મારા મનમાં જે ઉદાસી થઈ તે ઘણા દિવસ સુધી નાકળી નહીં. આટલું બોલી તે છાનો રહ્યો.

મોટાભાઇએ કહ્યું કે ભાઇ દીલગીરીનું કારણ તો જાણ્યું પણ તે અતિશય દિલગીરી કેવી રીતે જતી રહી તે સંભળાવો તો મારૂં મન સંતોષ પામે, નાના ભાઇએ કહ્યું ભાઇ, હું આપને નમન કરીને કહું છું કે હવે મને માફી આપો તો સારૂં કારણકે, તેમાંથી પરિણામ સારૂં આવશે નહીં, મોટા ભાઇએ કહ્યું ભાઈ હવે એ વાત સાંભળવાને મારૂં મન એટલું બધું અધીરૂં થયું છે કે હવે હું ઘડીવાર પણ થોભવાને અશક્ત છું. નાનાભાઇએ જ્યારે પોતાના ભાઇનો આટલો બધો આગ્રહ જોયો ત્યારે વિચાર્યું કે હવે કહ્યા વિના છુટકો નથી, ત્યારે તેણે પોતાના ભાઇના શિકારે ગયા પછી બનેલી સઘળી હકીકત યથાસ્થિત કહી.

મોટાભાઇએ કહ્યું ભાઈ તેં જે કહ્યું તે બધું સત્ય જ હશે પરંતુ આ વાત એવી છે કે તે મારી નજરે જોવાની જરૂર છે માટે ગમે તે યુક્તિ કરી કોઇ રીતે નજરે દેખાડો. **શાહઝેનાને** કહ્યું કે તે કામ કાંઇ કઠણ નથી. આપ પ્રથમની પેઠે જ પાછા શીકારે જાઓ અને હું પણ સાથે આવું પછી આપણ કોઈ ન જાણે તેવી રીતે આવીને સંતાઈ રહીશું એટલે બીજે દિવસે હું તમને મારા ઓરડામાંથી તે સઘળું બતાવીશ. રાજાએ તરતજ પોતાના માણસોને ખબર આપી કે ફલાણા દિવસે શિકારે જવાનું છે. માટે ત્યાં ડેરા તંબુ નાંખવા. હુકમ થતાં જ સઘળી તૈયારીઓ થવા લાગી.

બન્ને ભાઇઓ તૈયાર થઇ ચાલ્યા થોડેક છેટે જઇ તેમણે પોતાનો વેશ બદલી નાંખ્યો અને કોઇ જાણે નહીં તેવી રીતે પ્રથમના ઓરડામાં ભરાઇ રહ્યા. **શાહઝેનાન** પોતે જે બારીએ બેઠો હતો તે

બારીએ પોતાના મોટાભાઇને બેસવાનું કહ્યું. શેહરીયાર તે પ્રમાણે બારી આગળ બેઠો અને એક નજરે જોવા લાગ્યો. થોડીવાર થતાં જ આગળની પેઠે દરવાજો એકદમ ઉઘડી ગયો અને પ્રથમ જેટલી હકીકત બની તેટલી હકીકત રાજાએ સંપૂર્ણ રીતે જોઈ લીધી. રાજાની ખાત્રી થઈ કે પોતાના નાનાભાઇએ જે હકીકત કહી તેમાં લગાર પણ વધારે ઓછું નથી.

આ બનાવ જોઈ રાજા વિચાર કરવા લાગ્યો. ઓહો ! ! ! જે સ્ત્રીપર હું આટલો બધો વિશ્વાસ રાખતો, જેને મેં મારૂં તનમન ધન સર્વ અર્પણ કર્યું હતું, જેના વિના હું એક ઘડી પણ વરસ જેવી ગણતો હતો, અને જેના વિના સર્વ જગત મિથ્યા ગણતો હતો, તે સ્ત્રીએ મારા જેવો પતિ છતાં તથા આટલો બધો પ્યાર છતાં પણ જ્યારે એક નીચ માણસથી સંગત કરી તો દુનિઆમાં આવી સ્ત્રીઓને સેંકડોવાર ધિક્કાર ! ધિક્કાર ! આ પ્રમાણે તેના મનમાં વિચાર થયો પછી તેણે પોતાના નાનાભાઇને કહ્યું કે ભાઇ મારા જેવા મોટા રાજાની સ્ત્રી અને તેનાપર મારી અંતઃકરણથી પ્યારની લાગણી છતાં જ્યારે તેણે આવું નીચ કામ કર્યું તો ગરીબ લોકોની સ્ત્રીઓ શું કરતી હશે તેનો તો મનમાં વિચાર જ શી રીતે આવે. તમે તો ઘર લઇને દુઃખી થયા પણ મારો વિચાર તેવો નથી જો કે હું ધારૂં તો તે પ્રમાણે કરી શકું પરંતુ મારે તેમ કરવાની ઇચ્છા નથી; હવે મને આ રાજપાટ, ઘર બહાર કાંઇપણ વહાલું લાગતું નથી અને સંસાર પણ વિષ સમાન લાગે છે માટે તે સઘળું છોડી પરમેશ્વરની ભક્તિ કરવા સંસાર છોડી ચાલ્યા જવું અને ફકીરી લઇ કોઈ જાણે નહીં તેમ આ નગરનો ત્યાગ કરી જંગલમાં જવું.

શાહઝેનાને કહ્યું ભાઈ આપ એકદમ આવું સાહસ કરોછો તે ઠીક નહીં, મોટાભાઇએ કહ્યું કે ભાઈ તે ખરૂં પણ હવે તો મને એવી જ ઇચ્છા થઇ છે, માટે તું કાંઈ પણ વિલંબ કર્યા વિના ચાલ. નાનાભાઇએ કહ્યું કે આપની સાથે આવવા હું તૈયાર છું પણ આપની પાસે એટલી અરજ કરૂં છું કે આપણને જ્યારે આપણા કરતાં કોઇ વધારે દુઃખી માણસ મળે તો આપણે આપણા મુકામપર પાછા આવવું એટલી મારી અરજ સ્વીકારો. મોટાભાઇએ કહ્યું કે જો તારી ઇચ્છા તેમ હશે તો તે પ્રમાણે કરીશું. એમ કહી બંન્ને ભાઇઓ તેજ વેષમાં જેવી રીતે આવ્યા હતા તેવા ચુપકીથી જતા રહ્યા. શેહેર બહાર નીકળી પોતે ચાલવા જ માંડયું. રાત્રે કોઇ ઝાડ તળે વાસો રહ્યા વળી સવાર થતાં ચાલવા માંડયું એમ ચાલતાં ચાલતાં કેટલાક દિવસે સમુદ્ર કિનારે જઇ પહોંચ્યા. અને એક મોટા મેદાનમાં ઝાડ નીચે વિશ્રાંતિ લેવા બેઠા ત્યાં બંન્ને ભાઇઓ બેઠા બેઠા વાત કરે છે. એટલામાં એક ભયંકર બનાવ તેમના જોવામાં આવ્યો.

થોડીવારમાં એકાએક મોટો ભયંકર અવાજ થઈ દરિઆમાં ફાટ પડી અને તેમાંથી એક મોટો કાળો થાંભલો નીકળતો તેમના દેખવામાં આવ્યો, તે થાંભલો ઉંચો વધતો વધતો આકાશ સુધી પહોંચ્યો, અને કિનારા તરફ આવવા લાગ્યો, તે જોઇને બન્ને ભાઇઓને બહુ ડર લાગ્યો અને ઝાડ ઉપર ચડી છાનામાના બેસી રહી એકે નજરે જોવા લાગ્યા, થોડીવારમાં તે થાંભલામાંથી એક કાળારંગનો પિશાચ મોટા કદવાળો અને ભયંકર દેખાવનો બહાર નીકળી આવ્યો તેની પાસે એક કાચની પેટી હતી. તે ઘણીજ મજબુત હતી. અને તેને ચારે તરફ મજબુત તાળાં વાસેલાં હતાં. તે પેટી લઈ પેલો પીશાચ ચાલ્યો ચાલ્યો જે ઝાડપર બન્ને ભાઇઓ બેઠા છે. તે ઝાડ નીચે આવી બેઠો, તે જોઇ .તેમને ઘણો ડર લાગ્યો, પણ ધીરજ રાખી બેસી રહ્યા. પેટી નીચે મુકી તેણે પોતાની પાસેથી ચાર તાળાંની જૂદી જૂદી કુંચીઓ કાઢી તાળાં ખોલી પેટી ઉઘાડી, અને તેમાંથી એક અતિ સ્વરૂપવાન અને ઘરેણાંથી તથા પોષાકથી ભરપુર એવી એક સ્ત્રી કાઢી, તે સ્ત્રી તેની જોડે બેઠી. પિશાચ કહેવા લાગ્યો હે સ્ત્રી ! હું તને જોઈ તારાપર મોહિત થયો થકો, તારા લગ્નના ઓચ્છવ વખતે હું તને ચોરીમાંથી ઉપાડી લાવ્યો છું. હું તારાપર એટલો બધો મોહિત થયો છું કે દુનિયામાં તારા વિના સઘળી ચીજો મને અનિષ્ટ લાગે છે; તારાં અતિ કોમળ અંગ જોઈ મારાં રોમેરોમ ખડાં થઈ જાય છે. અને એક તારા સિવાય બીજું કાંઈ પણ દેખતો નથી, તો હવે તું મારા સામુ પ્રેમથી જોઈ મને શાંત કર. તું મારા ઉપર કાંઈ પણ રીસ રાખીશ નહીં હું તને દેવતાના જેવું સુખ આપીશ તથા તારી આજ્ઞા કોઈ દિવસ લોપીશ

નહીં, તને જે ઇચ્છાઓ થશે તે હું પુરી પાડીશ. સ્ત્રી કાંઇ પણ બોલી નહીં અને જેમ પ્રીતિ બતાવતી હોય તેવી રીતે તેના સામુ જોવા લાગી પિશાચ ખુશી થઈ તેનાપર વિશ્વાસ લાવી તેના ખોળામાં માથું મુકી ઉંઘી ગયો, પોતે ભર ઉંઘમાં પડયો, એટલે પેલી સ્ત્રીયે આમ તેમ નજર ફેરવવા માંડી. એવામાં તેની નજર પેલા ઝાડપર ગઇ તો બન્ને ભાઇઓને તેણે ત્યાં સંતાએલા જોયા. આ સ્ત્રીયે તેમના સામું જોઈ નીચે ઉતરવા ઇશારત કરી; તેઓએ પેલા પીશાચની બીકને લીધે નીચે ઉતરવા નાખુશી બતાવી. ત્યારે પેલી સ્ત્રીએ ઇશારતથી સમજાવ્યા કે જો તમો નીચે નહીં ઉતરો તો પીશાચને જગાડી તેની પાસે હું તમારો જીવ લેવરાવીશ, માટે જલદીથી ઉતરો. આ જોઈ પેલા બન્ને ભાઇઓ નીચે ઉતર્યા અને તે સ્ત્રીની પાસે આવ્યા; પેલી સ્ત્રીએ પોતાના ખોળામાંથી ધીમે રહી માથું એક ઓશીકા ઉપર મુકી ત્યાંથી ઉઠી, પેલા બન્ને ભાઇઓ સાથે ગમ્મત કરવાની ઇચ્છા જણાવી. બન્ને ભાઇઓની બીલકુલ મરજી નહીં છતાં પણ ભયને લીધે તેઓને તેમ કરવું પડયું. થોડીવાર તેમની સાથે ગમ્મત કરી તે દુરાચારી સ્ત્રીએ પોતાની ઇચ્છા તૃપ્ત કરી, પછી તેણે પોતાની પાસેથી એક વીંટીઓનું ઝુમખું બહાર કાઢયું અને કહ્યું કે તમો તમારી બે વીંટીઓ આપો. તેમણે કહ્યું કે વીંટીઓ લેવાનું કારણ શું તે સ્ત્રીએ કહ્યું કે આ રાક્ષસ મને ઉપાડી લાવ્યો છે તે મને લગાર પણ છુટી મુકતો નથી. પરંતુ એ એમ નથી સમજતો કે મારી આગળ એનું શું ચાલવાનું છે. એ પેટીમાં તો શું પણ જો કદી ઉંડા સમુદ્રમાં મુકી આવે તો પણ તેને છેતર્યા વગર રહેવાની નથી. આ વીંટીઓ જે છે તે તમારા જેવા દરેક પુરૂષ પાસેથી મેં લીધેલી છે, તેથી તમે જાણશો કે સ્ત્રીઓ શું ન કરી શકે, માટે તમો પણ તમારી બન્ને જણની બે વીંટીઓ આપો. મારી પાસે ઝુમખામાં અઠ્ઠાણું વીંટીઓ છે; અને તમારી બે મળી સો પુરી થશે. તે સાંભળી પેલા રાક્ષસને જાગી જવાની બીકથી બન્ને ભાઈ બે વીંટીઓ આપી ચાલતા થયા. રસ્તે ચાલતાં બન્ને ભાઇ વિચાર કરવા લાગ્યા કે અહો સ્ત્રીઓના ચરિત્રનો કાંઇ પાર નથી. આ રાક્ષસ આટલી બધી તજવીજથી તે સ્ત્રીને રાખે છે તેમ રાક્ષસનો ભય પણ એટલો બધો છે, તે છતાં પણ જ્યારે તેણે સો પુરૂષ કર્યા તો આ રાક્ષસના કરતાં બીજો કોણ બાદ નસીબ હશે. તો આપણું દુઃખતો આની આગળ શા હિસાબમાં છે. ખરે ! સઘળી સ્ત્રીઓ આવીજ હોય છે. તેનો લગાર પણ વિશ્વાસ રાખવો નહીં, તેને ગમે તેટલી પ્રસન્ન રાખો તો પણ તે પોતાનું ધાર્યું કરવાને ગમે તેવું દુષ્ટ કામ કરતાં ડરતી નથી. માટે હવે તે બાબત કાંઈ પણ વધારે શોચના કરવાની જરૂર નથી. **શાહઝેનાને** કહ્યું મોટા ભાઇ હવે આપણી સરત પ્રમાણે આપણને આપણાથી વધારે આ માણસ દુઃખી માલમ પડયો તો હવે આપણા વતનમાં જઇએ. શેહરીયારે તે વાત કબુલ કરી પોતાના શેહેર તરફ આવવા પાછા વળ્યા, રસ્તામાં આવતાં બંને ભાઇઓના મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક ઉત્પન્ન થવા લાગ્યા. અને ચાલતાં ચાલતાં કેટલેક દિવસે પોતાના શેહેરમાં આવી પહોચ્યા. પોતે બદલેલો વેશ કાઢી નાંખી પોતાનો મુળનો પોષાક પેહેરી શહેરમાં દાખલ થયા.

શેહેરમાં દાખલ થતાં શેહરીયાર બાદશાહે બધી દાસીઓને પોતાના હાથે મારી નાંખી અને સુલતાનાને ફાંસી દેવાનો હુકમ કર્યો અને પછી પોતે નિશ્ચય કીધો કે દરરોજ એક કુંવારી કન્યા સાથે લગ્ન કરવું. અને એક રાત તેની સાથે રહી બીજે દિવસે તેને મારી નાંખવી અને તે પ્રમાણે હમેશાં તે એક કુંવારી કન્યા પરણતો અને બીજે દીવસે તેને મારી નાંખતો.

આવો નિર્દય ઠરાવ કોઈ ઠેકાણે વાંચવામાં આવ્યો નથી તેમજ આવવો પણ અસંભવીત છે. રાજા હંમેશાં એક કન્યા સાથે લગ્ન કરી તેને બીજે દીવસે મારી નાંખે છે આ વાત સાંભળી આખા શેહેરની સર્વ પ્રજાના ગભરાટનો પાર રહ્યો નહીં. અને જેટલા અંતઃકરણથી તેને સર્વ પ્રજા ચહાતી હતી તે સર્વ જતુ રહી સર્વ લોકો તેને ધિક્કારવા લાગ્યા, તેનો મોટો પ્રધાન ઘણીજ દીલગીરી સાથે નિરૂપાયે તેને આ નિર્દય કામમાં મદદ કરતો હતો તે પ્રધાનને પેટ **શેહરાજાદી** અને **દીનારજાદી** નામની બે કુંવરીઓ હતી. એક **દીનારજાદી** સદ્દગુણી કુંવરી હતી પણ જે મોટી **શેહરાજાદી** હતી

તેનામાં અક્કલ ? હિમ્મત અને બુદ્ધિ અતિશય હતી, તેની બુદ્ધિ એવી તો તીવ્ર હતી અને યાદગીરી એટલી બધી હતી કે જે કાંઇ એકવાર તે વાંચે અથવા સાંભળે તે કદી પણ ભૂલતી નહીં, તેના વાંચવા લખવાના વધારે મહાવરાથી તે ધર્મની બાબતોમાં, વૈદામાં તથા ઇતિહાસોમાં અને બીજા હુન્નરોમાં ઘણીજ હોંશીઆર થએલી હતી. વળી કવિતા બનાવવામાં તો તે એવી હોંશીઆર હતી કે મોટા મોટા કવિઓ પણ તેની બરાબરી કરી શકતા નહોતા. વળી તે એવી તો સ્વરૂપવાન હતી કે, ઇંદ્રના ઘરની અપ્સરાને પણ શરમાવતી હતી, તે તેના રૂપ, ગુણ તથા આનંદી સ્વભાવને લીધે તેના પિતાને તેમજ ઘરનાં સર્વ માણસોને અને વજીરને પણ પોતાના પ્રાણ કરતાં ઘણી વ્હાલી લાગતી.

હવે સુલતાન **શહેરીયારની** આ વર્તણુકથી લોકોના ગભરાટનો પાર રહ્યો નહીં અને સર્વ રૈયત શોકના સમુદ્રમાં ડુબવા લાગી. પ્રધાન અને તેની પાસે બેસનારા સર્વ અધિકારીઓ તેને ઘણું ઘણું સમજાવવા લાગ્યા પણ કોઇ ઉપાયથી રાજાના મનમાંથી આ ઠરાવ નીકળવા પામ્યો નહીં, પ્રધાન ઘણોજ દીલગીર થઈ ગયો અને અતીશે ચિંતામાં એક દીવસ પોતાના મેહેલમાં બેઠો બેઠો પોતાની છોડીઓ સાથે કાંઇ વાતચીત કરતો હતો તેવામાં તેની એક છોડીએ કહ્યું કે હે પિતા હું આપની પાસે એક ચીજ માગુંછું તે આપવાની મારા ઉપર મેહેરબાની થવી જોઈએ. પિતાએ કહ્યું કે દીકરી તારાથી મારે શું વધારે છે. જો તારી માગણી વ્યાજબી હશે, તો હું તને ના કહેનાર નથી. ત્યારે શેહરાજાદી બોલી કે આપણો બાદશાહ આજકાલ આ નગરમાં ઘણોજ જુલમ વર્ત્તાવે છે, અને કોઈનું કહ્યું માનતો નથી. તેથી લોકમાં ત્રાસ વર્તાઇ રહ્યો છે. તે જો આપ રજા આપો તો બંધ કરૂં તેના પિતાએ દીકરીને કહ્યું, બેટા ! તું ઘણીજ હોંશીયાર છે અને અક્કલવાન છે, માટે તારે તે કામ કરવું અશક્ય તો નથી પરંતુ તું તારી એ ઇચ્છા પાર પાડીશ તે મને બરાબર સમજાતું નથી. દીકરીએ કહ્યું પીતાજી એમાં કાંઈ મુશ્કેલ નથી, જો આપ મેહેરબાની કરીને મને જો રાજાની સાથે પરણાવશો, તો મારી તે ઇચ્છા પાર પાડીશ માટે મારા ઉપર દયા લાવીને મારૂં લગ્ન રાજા સાથે કરી આ સર્વ લોકનું દુઃખ દૂર કરો, અને મને આશા છે કે જરૂર હું તે કામમાં ફતેહ મેળવીશ.

આ વાત સાંભળી પ્રધાન ઘણોજ ગભરાટમાં પડયો કે આ મારી દીકરી શું માગે છે તેની અક્કલ કાંઇ ગુમ થઇ છે, અથવા તેનો કાળ નજીક આવ્યો કે જેથી તે આવો વિચાર કરે છે, તે પોતે તો જાણે છે કે રાજા સર્વ કન્યાઓને ગરદન મારે છે, તો પછી આવું શાથી બોલે છે આવું વિચારી તેણે પોતાની દીકરીને કહ્યું કે હે દીકરી તું આ રાજાના નિશ્ચયની સઘળી વાત જાણે છે છતાં મરવાને કેમ તૈયાર થઇ છે અને રાજાએ પણ તે બાબતની પ્રતિજ્ઞા કરેલી છે તે કોઇ રીતે તોડનાર નથી માટે એ વાત પડતી મૂકીદે દીકરીએ કહ્યું હે પિતાજી આપ કહોછો તેમજ હું પણ સમજુછું. અને હું મારા જીવને જોખમમાં નાંખુંછું તે પણ સમજુછું પણ એમ કાંઈ બીહતી નથી. દુનિઆમાં સર્વનો નાશ તો છે. કોઇનો થોડા દિવસ મોડો તો કોઇનો વેહેલો પણ છેવટનો એજ રસ્તો છે, જો કદાપી હું મારી યુક્તિમાં ફતેહ પામીશ તો મારૂં આખી દુનિઆમાં નામ થશે અને જો હારીને મરણ પામીશ તોપણ મારૂં નામ અમર થશે, માટે તે વાતની આપ કાંઇ પણ ચિંતા કરશો નહીં, પ્રધાને કહ્યું કે દીકરી આ બાબતમાં તું મને ગમે તેટલું સમજાવ, ન્હાયનો ઉપરથી ઇંદ્ર ઉતરી મને સમજાવે તો પણ તારો જીવ આ જોખમમાં નાખવાની રજા નહીં આપું, પણ કદાપી જો રાજા જ પોતે આવીને તને લઇ જાય અથવા મારી નાંખે તો તેમાં મારો કાંઈ ઉપાય નથી માટે તું એ વાતતો માંડીવાળ **શેહરાજાદીએ** કહ્યું કે હે પિતા મારા ઉપર દયા લાવી એટલો અનુગ્રહ કરશો એવી વિનતિ કરૂંછું, પિતાએ કહ્યું કે હે દીકરી તું વિચાર કર કે કોઈ દિવસ બાપ પોતાની દીકરીનો જીવ જોખમમાં પડે એવું કામ કરવાની રજા આપે ખરો ? અને હવે તું તારી હઠ છોડી દે કારણ કે તેથી મને ચીડ ચડે છે, તું હાથે કરીનેજ પોતાનું અનિષ્ટ ઇચ્છે છે. માટે એ વાત જવાદે, નહી તો એક ગધેડો જે પોતે સુખી હતો પરંતુ તેના સ્વભાવે કરી દુઃખી થયો તેમજ કોઇ વેપારીની સ્ત્રી પોતાનો પતી સારી રીતે સમજાવતાં છતાં માન્યું નહીં અને

જ્યારે પુષ્કળ માર પડયો ત્યારે તેણે પોતાની હઠ છોડી દીધી તેમ તને પણ જ્યારે દુઃખ પડશે તે વખતે તું શું કરીશ શેહરાજાદીએ કહ્યુ પીતાજી એ ગધેડા તથા સ્ત્રીની વાત મને સમજાવો તો હું આપનો મોટો આભાર માનું. પ્રધાને કહ્યું કે સાંભળ.

## ગધેડા અને બળદની વાર્તા.

એક માણસ જાનવરોનો વેપાર કરતો હતો તેને ત્યાં એક ગધેડો અને બળદ હતો, તે બેને જોડે બાંધવામાં આવતા, આ માણસની પાસે એવી વિદ્યા હતી કે જાનવર બોલે તે સઘળુ તે સમજતો, પરંતુ તેના ગુરૂએ તેને શીખવાડતાં એવી સરત કરી હતી કે જો તે જાનવરની સાંભળેલી વાત કોઇને કહી શકતો નહીં.

હવે આ ગધેડો તથા બળદ જ્યાં બાંધેલો છે ત્યાં આગળ એક દીવસ તેનો ધણી બેઠેલો હતો અને બળદ ગધેડાને કહેવા લાગ્યો કે તેં કેવાં પુન્ય કર્યા હશે, કે તારી પાસેથી કાંઈ પણ કામ લેવામાં આવતું નથી અને નિરાંતે ખાવા મળે છે. તારા જેવું સુખ હું બીજા કોઇને જોતો નથી. મને સવારમાં કામમાં લે છે તે સાંજ સુધી સખત મજુરી કરાવે છે અને તે પણ મારની સાથેજ; સાંજે ઘેર આવું ત્યારે સુકું અને બગડી ગએલું ઘાસ ખાવા મળે છે. તે પણ પુરૂં ધરાઇને મળતું નથી તેથી ભુખ વેઠીને પણ મરવાનું. તારે તો ફક્ત કોઇ દિવસ બાર ઉચકીને જવું પડે એજ તું પણ હમેશ જુએ છે કે મને કેટલું દુઃખ પડે છે તો હું હવે મારા દુઃખની વાત કોની આગળ કરૂં ખરે મેં પરભવ પાપ જ કર્યા હશે કે જેથી મને આટલું બધું દુઃખ પડે છે.

ગધેડાએ જવાબ આપ્યો કે હે બળદીઆ લોકો કહેવત કહે છે કે આતો બળદીઆ જેવો છે તે વાત ખરી છે; તારામાં જોર ઘણું છે પણ અક્કલ અને હીમ્મત નથી તેથી તું દુઃખ પામે છે. ખરૂં જોતાં તું પોતે દુઃખ ભોગવી લોકોને સુખ આપે છે પણ લોકોને તેની કદર નથી પણ જો તારામાં અક્કલ હોય તો તેવું કામ કરત નહીં. જો તું મારૂં કહ્યું કરેતો તું સુખી થયા વિના રહે નહી એવા રીતે કે જ્યારે એ લોકો તને બાંધવા આવે ત્યારે તેમને તારે શીંગડાંથી મારવા, તને તારૂં રક્ષણ કરવા સારૂ પરમેશ્વરે શીંગડાં આપ્યાં છે તો તેનો તું ઉપયોગ કેમ નથી કરતો, તેઓ તારે માટે ખરાબ ઘાસ લાવેતો તારે ખાવું નહીં અને સુંઘી સુંઘીને પડયું મુકવું. જો તને વધારે તે વીતાડે તો તારાં શીંગડાં કામે લગાડજે. જોતું મારી સલાહ પ્રમાણે ચાલીશ તો જલદીથી તારી હાલતમાં ફેર પડશે અને પછી તું મારો ઉપકાર માનીશ.

બીજે દીવસથી બળદીઆએ ગધેડાના કહેવા પ્રમાણે કરવાનો વિચાર કર્યો અને તેણે આપેલી સલાહને માટે તેનો મોટો ઉપકાર માન્યો. આ સઘળી વાતને સોદાગરે સાંભળી પછી તેઓ ચુપ રહ્યા.

બીજે દીવસે બળદીઆને કામે લીધો અને તેનું દરરોજનું કામ શરૂ કર્યું, બળદીઆએ આખો દિવસ તેણે પોતાના હાંકનારને ઘણુંજ વીતાડયું અને તોફાન કર્યું સાંજે ઘેર આવ્યો અને બાંધવા ગયો ત્યારે તેને શીંગડાથી મારવા લાગ્યો. અને ગધેડાએ જે પ્રમાણે તેને શીખવ્યું હતુ તે પ્રમાણે બરાબર કર્યું, અને સવારમાં આવીને જુએ તો ઘાસ તેમનું તેમ પડયું છે, અને બળદ માંદો હોય તેવો ડોળ કરી પડયો છે, આ જોઇ તેણે બળદના ધણીને ખબર આપી કે બળદ માંદો થયો છે તેણે જાણ્યું કે આ બળદીઆએ ગધેડાની સલાહ પ્રમાણે સઘળું કર્યું છે. પછી તેણે તેને કહ્યું કે આજે બળદીઆની જગ્યાએ ગધેડાને કામે લગાડજે અને તેનું સઘળું કામ ગધેડા પાસે કરાવજે જો તે ન ચાલે તો ખુબ મારજે પણ છોડીશ નહીં ચાકરે ધણીના કહેવા પ્રમાણે બળદની જગ્યાએ ગધેડાને કામે લગાડયો અને આખો દિવસ તેને એવો માર પડયો કે [illegible] સાંજે ઉઠું પણ રહેવાયું નહીં તેમ ઘાસ પણ [illegible] નહીં.

આવી રીતે થવાથી બળદનેતો ઠીક પડયું કારણકે આખો દિવસ કામ કરવું પડયું નહી અને માંદો જાણી ચાકરે દયાને લીધે તેને ઘાસ પાણી પણ સારી રીતે ખવરાવ્યું બળદ ખાઈ પીને આખો દહાડો નિરાંતથી બેઠો. અને સાંજે ગધેડો આવ્યો ત્યારે તેને કહેવા લાગ્યો કે ભાઈ તારી સલાહ પ્રમાણે ચાલ્યો તો મને આજ આખો દિવસ સુખ મળ્યું અને કાંઇ પણ કામ કરવું પડ્યું નહીં. ગધેડાને આખો દિવસ માર પડવાથી તેને એટલીતો રીસ ચડી કે તે કાંઈપણ બોલ્યો નહીં અને મનમાં સમજ્યો કે આ બધું દુઃખ મેં મારા હાથે કરીનેજ માગી લીધું છે. અને તેને માટે તે ઘણો પસ્તાવો કરવા લાગ્યો. અને કહેવા લાગ્યો કે આ દુઃખમાંથી નીકળવાનો જો હું કાંઇપણ ઉપાય નહીં કરૂં તો મારૂં મોત થશે એમ વિચાર કરતાં કરતાં તે ઘણો અશક્ત થવાથી ભોંય ઉપર પડયો, થોડીવાર પછી તે ગધેડો તથા બળદ આગળના દિવસની પેઠે પાછા વાતો કરવા લાગ્યા તે વખતે પણ તેનો ધણી તથા તે ધણીની વહુ તેમની પાસે જઇ બેઠાં તે વખતે ગધેડો બળદને કહેવા લાગ્યો–કેમ ભાઈ બળદ ? હવે કાલે શી રીતે કરવાનો વિચાર છે બળદે જવાબ આપ્યો કે તેં સલાહ આપી છે તે પ્રમાણે હું કરીશ કારણ કે તેથી મને સુખ પડયું છે ગધેડો બોલ્યો કે રોજરોજ એમ થાય નહીં, કાલે જો એમ કરીશ તો તારી ખરાબી થશે કારણકે આજે આપણા શેઠ વાતો કરતા હતા કે, આપણો બળદીઓ હવે ચાલી શકતો નથી, તેમજ તેનાથી ખવાતું પણ નથી માટે તે હવે કામનો નથી, તેથી કાલે કસાઇને બોલાવીને તેને આપી દઇશું, આ વાત સાંભળી મને ઘણીજ ફીકર થવા લાગી તે વાત મારે તને કહેવાની હતી, તેથી હવે મારે તને કહેવાનું કે કાલતો તું એવી રીતે કરકે જેથી તું મોતમાંથી બચે. કાલની સલાહ આજે કામ આવે તેવી નથી. આવતી કાલે તો તારે ઉભા થઇ જવું અને જે નાંખે તે ખાઇ જવું અને જેમ બરોબર જોરમાં હોય તેવી રીતે કામ કરવું. આવું કરીશ એટલે આપણો શેઠ સમજશે કે હવે બળદ બરાબર સાજો થયો છે અને કામ કરેછે, માટે કસાઇને આપવાની જરૂર નથી એમ કરવાથી તું બચી જઇશ તો એ પ્રમાણે તું નહી કરેતો નક્કી સમજજે કે તારૂં મોત આવ્યું, આતો મારેને તારે મિત્રાચારી તેથી આટલી સલાહ આપું છું.

બળદે ગધેડાનું કહેવું સાચું માન્યું અને તે પ્રમાણે કરવા વિચાર રાખ્યો. આ હકીકત સાંભળી તેના શેઠને ઘણું હસવું આવ્યું. પણ કાંઇ બોલ્યો નહીં. અને થોડીવારથાં ચુપ થઇ ગયો. આ બનાવ તેની સ્ત્રી જે તેની પાસે બેઠી હતી તેણે દીઠો, તેથી તેને નવાઇ લાગી અને પોતાના ધણીને પુછવા લાગી કે હે પતિ તમને એકાએક આટલું બધું હસવું શાથી આવ્યું તે મને કૃપા કરી કહો કે હું પણ તમારી જોડે હસવા લાગું પેલો બોલ્યો કે હે સ્ત્રી એમાં હું શું કહું આતો આ બળદ તથા ગધેડો વાતો કરતા હતા તે સાંભળી મને હસવું આવ્યું. પણ તેમણે શું વાતો કરી તે કહેવાની મારા ગુરૂએ ના કહેલી છે. અને જો કદાપી તે વાત કહું તો મારા જીવનું જોખમ થઇ જાય. સ્ત્રીએ કહ્યું કે એમ તે વળી હોય. વાત કહેવામાં જીવ જતો રહે. તે તો કાંઇ સાચું હોય નહીં. માટે હું સોગન ખાઇને કહું છું, કે જો તમો તે વાત મને નહીં કહોતો હવે હું તમારી નથી એમ નક્કી સમજજો.

આટલું કહી તે ત્યાંથી રીસાઇને ઉઠી અને એક ખુણામાં જઈ બેઠી અને આખી રાત રોયા કર્યું પેહેલે દિવસે તો તેના પતિએ કાંઇજ ધ્યાન આપ્યું નહીં, પણ આ સ્ત્રીએ તો બીજે દિવસે પણ તે પ્રમાણે કર્યું આ જોઇ તેનો ધણી તેને કહેવા લાગ્યો કે હે સ્ત્રી નકામી હઠ શું કરવા કરે છે, અને તારા શરીરને તું શું કરવા ખરાબ કરે છે. અને તું તારી હઠ છોડી દે. તે સ્ત્રી બોલી કે જ્યાં સુધી તમે વાત મને નહીં કહો ત્યાં સુધી હું તેમ કર્યા વિના રહેવાની નથી, પેલો પુરૂષ બોલ્યો કે હે સ્ત્રી આવી તુચ્છ વાતમાં તું મારો જીવ ખોવરાવવાને શા માટે તૈયાર થઈ છે. અને મારૂં કહ્યું માની હઠ જવા દે, સ્ત્રી બોલી ગમે તેમ થાય પણ હુંતો તે વાત જાણ્યા વિના રહેનાર નથી અને તે તમે નહીં કહો ત્યાં સુધી મારી હઠ છોડનાર નથી. પુરૂષે કહ્યું જો તારે હઠ છોડવી નથી તો હવે મને મારા છોકરાંને મળી આવવા દે કારણ કે વાત કહેવાની સાથે મારો જીવ નીકળી જશે. માટે છેલ્લી વખતનો મેળાપ કરી લેવા

દે પછી તેણે પોતાના છોકરાંને તેમજ સઘળાં સગાં વહાલાંને મળવા બોલાવ્યાં, તે સઘળાંએ આ સ્ત્રીની ખોટી હઠ બાબત તેને ઘણું ઘણું સમજાવી કે તું નાહક શામાટે તારા પતિનો જીવ ખોવરાવે છે, તે બોલી કે જ્યારે મારો પતિ આવી નજીવી બાબત મને નથી કહેતો અને આવાં ખોટાં બાનાં કાઢે છે. તો મુદ્દાની વાતતો શેનોજ કરે, તો એવી પ્રીતી રાખવા કરતાં મરવું સારૂં છે જે સ્ત્રીનું પોતાના ધણી પાસે કાંઈ પણ માન નથી, તેનું જીવવું વૃથા છે. માટે હું તમારૂં કોઇનું કહેવું માનનાર નથી. અને તે વાત કહેવરાવ્યા સિવાય રહેનાર નથી. જો તે નહીં કહેતો હું મારો જીવ કાઢી નાંખીશ હવે તમો સર્વ મને જેટલું સમજાવશો તે બધું વૃથા છે. આટલી બધી તે સ્ત્રીની હઠ જોઇ પેલો ધણી પોતાની જીવની કાંઇ પણ દરકાર નહીં રાખતાં પોતાની સ્ત્રીને રાજી રાખવાને તે વાત કહેવા સારૂ તૈયાર થયો.

પોતે આ વાત કહેવી કે ન કહેવી તેનો વિચાર કરી ઓટલા ઉપર બેઠો, હવે તે માણસના વાડામાં કેટલીક કુકડીઓ, એક કુકડો અને કુતરો એટલાં જનાવર તેણે પાળ્યાં હતાં હવે કુકડો હમેશાં જેમ તે ખુશાનો સ્વર કરે તેમ આજે પણ તેણે તેવી બુમો મારવા માંડી એવામાં પેલો કુતરો ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો કે હે કુકડા તારૂં મરણ નજીક આવ્યું છે કે તું આવી બુમો મારતાં લગાર પણ શરમાતો નથી. કુકડો બોલ્યો હે કુતરા; તું શા સારૂં મને આટલું કહે છે તે મારાથી સમજાતું નથી: તું મને પ્રથમ એ વાત સમજાવ અને પછી મને ઠપકો દે. કુતરાએ કહ્યું કે આપણા ધણી પાસેથી તેની સ્ત્રીએ છુપી વાત જાણવાની હઠ લીધી છે, હવે જો તે વાત આપણો ધણી તેની સ્ત્રીને કહે તો તેનો જીવ જાયછે અને જો ન કહેતો સ્ત્રી પોતાનો જીવ ખોવા તૈયાર થઇ છે. હવે શું કરવું તે તેને કાંઇ સુઝતું નથી તેથી તે શોકાતુર મને ઓટલા ઉપર બેઠો છે, અને આવા વખતમાં તું ખુશીની બુમો પાડે છે, તે તને શોભે છે, કુકડે જવાબ આપ્યો કે આપણા ધણીની અક્કલ કયાં ગઇ છે જો પોતાની અક્કલનો ઉપયોગ કરેતો સ્ત્રી તરત સીધા રસ્તા પર આવે. મારે તો પચાસ સ્ત્રીઓ છે પણ તે બધીને એવી રાખું છું કે કોઇથી પણ બોલી શકાય નહીં. તો આપણા ધણીને તો એકજ સ્ત્રી છે તેટલી તેનાથી સચવાતી નથી. કુતરો બોલ્યો કે એવી શી અક્કલ છે કે જેથી તે કબજે થાય કુકડે કહ્યું કે જો તેને ઓરડામાં પુરી પાંચસાત લાકડીઓ લગાવી દે તો સઘળી હઠ ભુલી જાય અને તેને છુટવું પણ મુસ્કેલ થઈ પડે. આ વાત પેલા પુરૂષે ઓટલા ઉપર બેઠાં બેઠાં સાંભળી. અને તે પ્રમાણે કરવાને વિચાર કરી ત્યાંથી ઉભો થયો. પોતાની સ્ત્રીને કહ્યું કે ચાલ આપણા ઓરડામાં હું તને વાત કહું. પેલી સ્ત્રીએ જાણ્યું કે મને વાત કહેવા લઇ જાય છે, તેથી તે ખુશીથી ઉઠી તેની સાથે ગઇ. પેલાએ, ઘરમાં સારી લાકડી શોધી કાઢી પાંચ સાત એવીતો સપાટી દીધી કે બુમે બુમ પાડવા લાગી અને કહેવા લાગી કે મારે વાત નથી સાંભળવી અને મને છોડીદો. હવે કોઈ દહાડો આવી હઠ નહીં કરૂ. પછી પેલા માણસને દયા આવી ત્યારે તેને છોડી દીધી, અને ત્યાર પછી તેણે કોઇ દિવસ એવી ખોટી હઠ લીધી નહીં, અને તેને દુઃખ દીધું નહીં, એટલી વાત કહી પ્રધાને પોતાની પુત્રી શેહેરાજાદીને કહ્યું કે બેટી! જેમ પેલા બળદના ધણીએ તેની સ્ત્રીએ ખોટી હઠનો સ્વાદ તેને ચખાડયો તેવી રીતે મારે તને ન કરવું પડેતો સારૂં માટે તું તે હઠ જવાદે અને બાદશાહ સાથે લગ્ન કરવાની વાત પડી મુક.

શેહેરાજાદીએ તેના પીતાને આ વાત સાંભળી કહ્યુંકે હે પિતા તમારી આ વાતથી હું કાંઈ મારો વિચાર ફેરવવાની નથી કારણ તે સ્ત્રીની હઠ નકામી અને મુર્ખાઈ ભરેલી હતી તેથી તેનો દાખલો મને લાગુ પડતોજ નથી, હુંતો હજારો કુંવારી કન્યાઓના જીવને ઉગારી મારા જીવને જોખમમાં નાંખવા તૈયાર થઇછું, હું તેના જેવી મુરખ નથી, તેથી હું મારો વિચાર ફેરવવાની નથી અને તે બાબત આપ ખોટું લગાડશો નહી. પ્રધાને પોતાની પુત્રીનો આવો ખરો નિશ્ચય જોઇને પોતાની હઠ છોડી દીધી, અને પોતાની મરજી વિરૂદ્ધ બાદશાહ સાથે તેનો વિવાહ કરવાનો વિચાર કરી ત્યાંથી ચાલી નીકળ્યો તેને ખાત્રીજ હતી કે આ પુત્રી આજનીજ રાત જીવવાની છે, તેથી અતીશે શોકાતુર મનથી બાદશાહ પાસે ગયો અને કહ્યું કે આપની સાથે મારી પુત્રીને પરણવા સારૂં હું કાલે લાવીશ.

બાદશાહ શેહરીયાર આ સાંભળી ચક્તિ થઇ ગયો અને વિચાર કરવા લાગ્યો બધા લોક મને

નિરૂપાયે પોતાનું નહીં ચાલતાં કન્યા આપે છે અને મારો વજીર પોતાની મેળેજ પોતાની દીકરીને મારી નંખાવવા સારૂ મને પરણવાને આવ્યો છે તેનું શું કારણ ? રાજાએ પ્રધાનને કહ્યું કે પ્રધાનજી ! તમે મારી પ્રતિજ્ઞા સારી રીતે જાણોછો છતાં તમો હાથે કરીને તમારી દીકરીનો જીવ શામાટે જોખમમાં નાંખોછો હું પરણીને બીજે દિવસે તેને ગરદન મારવાને તમને સોંપીશ અને જો તે વખતે તમો તેને તમારી પુત્રી જાણી મારા હુકમનો અમલ નહીં કરો તો તમારો તથા તે બન્નેનો જીવ જશે એ ચોક્કસ સમજજો, અને તે વખતે તમે મારા પ્રધાન છો એવો વિચાર કરવા લગારવાર પણ થોભવાનો નહીં. માટે જે કરો તે વિચાર કરીને કરજો હજુ તમારા હાથમાં છે માટે પાછા જાઓ. પ્રધાને કહ્યું કે મહરાજ આપે જે કહ્યું તે અક્ષરે અક્ષરે સત્ય છે પરંતુ આ વિચાર જે મેં આપને કહ્યો તે કાંઇ મારો કરેલો નથી પણ તે મારી દીકરી શેહરાજાદીનો પોતાનો છે. મેં તેને આપે જેમ કહ્યું તેવી રીતે ઘણું ઘણું સમજાવ્યું પણ તે પોતાનો વિચાર ફેરવતી નથી, અને તેનો વિચાર જાહેર કરવાને મારે ઘણી દીલગીરી સાથે આવવું પડ્યું છે. હવે જે તેના નસીબમાં હશે તે થશે, તેમાં આપનો તેમજ મારો કાંઇ વાંક નથી તે પોતાના હાથે કરીનેજ મરવાને તત્પર થઇછે; આ હકીકત સાંભળી બાદશાહ નવાઇ પામ્યો અને છાનોમાનો બોલ્યા વિના બેસી રહ્યો. અને વજીર પોતાના સ્થાનકે ગયો. હવે શેહરાજાદી પોતાની હિમ્મત અને અક્કલ બતાવી હજારો કન્યાઓને જીવતદાન આપવા સારૂ પોતે બાદશાહને ત્યાં જવાની તૈયારીઓ કરવા માંડી તેણે પ્રથમ પોતાની બેન દીનારજાદીને બોલાવી કહ્યું કે બેન, જે મેં આ મહાભારત કામ માથે લીધું છે. તેમાં મને તારી મદદની ઘણીજ જરૂર પડશે, અને મને ખાત્રી છે કે તે બાબતમાં તું કદી ના કહીશ નહી. હવે મારે તને કહેવાનું કે હું જ્યારે બાદશાહને ત્યા જઈશ ત્યારે બાદશાહને અરજ કરીશ કે હે મહરાજ મારી જીંદગીનો છેલ્લો દિવસ છે માટે મારી નાની બેન દીનારજાદીને આજની રાત મારી પાસે રહેવાદો. મારી તે વાત બાદશાહ કબુલ રાખશે એટલે હું તને તેડવા મોકલીશ તું મારી પાસે આવીને રહેજે અને સવાર થના પેહેલાં એક કલાક વેહેલી ઉઠીને મને કહેજે કે બેન તમે મોટાં મોટાં પુસ્તકોમાંથી સારી સારી વાતો વાંચી છે. તેમાંની એકાદ વાત સવાર સુધી ચાલે તેવી કહી મને ખુશી કર તે વખત હું તને વાત કરીશ અને મને આશા છે તેમ કરતાં મારા મનની ઉમેદ પુરી થશે અને હું અને તું હજારો કન્યાઓને મોતના પંજામાંથી ઉગારી સર્વ પ્રજાના હૃદયના ગભરાટને શાંત કરીશ

આટલી વાત તે પોતાની બેનને સમજાવી પોતે બાદશાહના મેહેલ તરફ ચાલી પ્રધાન તેને મુકવા સારૂ ચાલ્યો અને તેને મુકીને પાછો વળ્યો. બાદશાહ તેને પોતાના દિવાનખાનામાં લઇ ગયા અને તેના મોઢાપરથી લુગડું લઇ લેવા કહ્યું અને તે પ્રમાણે તેણે પોતાના મોં ઉપરથી લુગડું લઇ લીધું: તેને ઘણીજ સ્વરૂપવાન જોઈ બાદશાહ ઘણો ખુશી થયો: પણ તે વખતે તેને રેતી જોઇ બાદશાહે કહ્યું કે તું શા વાસ્તે રડે છે તેણે કહ્યુંકે મારાથી એક મારી નાની બેન છે તેને અને મારે ઘણીજ પ્રીતી છે: અને હવે આજ મારો છેલ્લો દિવસ છે તેથી આજની રાત તેને મારી પાસે રાખવાની મરજી છે તે આપ સ્વીકારશો કે જેથી કરી મારી આખી રાત ખુશીથી જાય. અને એટલી મારી ઉમેદ પુરી કરી સવારમાં મારૂં આયુષ્ય પૂર્ણ કરૂં, બાદશાહે તેણીની કોમળ અને નમ્ર વાણી ઉપર દયા લાવી મોહને લીધે તે વાત કબુલ રાખી અને તરતજ શેહરાજાદીએ પોતાની બેન દીનારજાદીને તેડવા મોકલ્યું તેડવા આવતાંજ તે તૈયાર થઇ પોતાની બેન પાસે આવી અને તેના પલંગ જોડે નીચે ભોંય પથારી કરી પોતે સુતી. સવારમાં વેહેલી પાંચ વાગતાં ઉઠી અને સંકેત પ્રમાણે પોતાની બેહેનને કહેવા લાગી બ્હેન જો આપ જાગતાં હોતો તમોએ જે ઘણી સારી વાતો વાંચી છે તેમાંની એકાદ સારી વાર્તા સવાર થતાં સુધી ચાલે તેવી કહેવા મારા ઉપર મેહેરબાની કરશો. એ પ્રમાણે અરજ કરી. તેણે કાંઇપણ બોલ્યા સિવાય પોતાની નાની બેન દીનારજાદીને વાત કરવાની રજા બાદશાહ પાસે માગી અને કહ્યું કે આપની ઇચ્છા હોયતો મારી બેનને છેલ્લી યાદગીરી દાખલ એકવાત કહું બાદશાહે તેની તે માગણી કબુલ રાખી ત્યારે શેહરાજાદીએ સુલતાનને કહ્યું કે આપ પણ જરા ધ્યાન રાખજો અને દીનારજાદીને કહ્યું તું બરાબર ધ્યાન રાખજે એમ કહી તેણે વાર્તા ચલાવી.

# એક સોદાગરની વાર્તા



**શેહરાજાદી** બોલી, ઘણા વખત ઉપર એક સોદાગર હતો તે ઘણો પૈસાવાળો હતો અને દેશપરદેશના લોકો સાથે ઘણો વેપાર કરતો હતો, એક વખત તેને કાંઇ કારણસર ઘણે દુર પરદેશ જવાની જરૂર પડી ત્યાં રસ્તામાં જતાં એક મોટું જંગલ આવતું તે એવું કે કોઇ ઠેકાણે કાંઇપણ ખોરાક મળી શકે નહી; તેથી તેણે પોતાની સાથે કેટલુંક ખાવાનું લીધું, ને બીજી પણ જે જે વસ્તુનો ખપ પડે તે સઘળી પોતે લેઈ લીધી અને પોતાના એક સારા ઘોડા ઉપર પલાણ નાખી સવાર થઇ પોતે એકલો ચાલ્યો, ચાલતો ચાલતો પેલા જંગલમાં આવ્યો ત્યાં કાંઇપણ વિઘ્ન તેને નડયું નહીં અને સુખે સમાધે પોતાના ધારેલા મુકામે જઈ પહોંચ્યો. અને ત્યાં જઈ પોતાને જે કામ કરવાનું હતું તે કર્યું, ત્યાર પછી તેણે પોતાના ઘોડા ઉપર પલાણ કરી પાછા પોતાના મુકામે આવવાનો વિચાર કર્યો, અને આવતી વખત પણ પેલા જંગલમાંથી પસાર થવાને ખજુર વગેરે કેટલુંક ભાતું લઈ લીધું. અને ત્યાંથી ચાલી નીકળ્યો. નીકળ્યા પછી ત્રીજે દીવસે ચાલતો ચાલતો એક પાણીવાળી જગ્યા હતી ત્યાં આવ્યો. ત્યાં પાણીનો જોગ સારો જણાયો તેથી તેણે વિચાર્યું કે આ ઠેકાણે ખાવાની તથા લગાર વિશ્રાંતિ લેવાની જગ્યા સારી છે. માટે અહીં થોડો વખત ગાળી પછી ચાલીશું એમ વિચારી તે ઘોડા ઉપરથી નીચે ઉતરી જમીન સાફ કરી પોતાની શેતરંજી પાથરી બેઠો. અને પોતાની પાસે જે ખાવાનું હતું તે કાઢી ખાવા લાગ્યો ખાવામા તેની પાસે જે ખજુર હતું તે કાઢયું અને ખાઇ ખાઇને તેના ઠળીઆ ફેંકતો ગયો, પછી ખાઇને તે સોદાગર પોતાના હમેશના નિયમ પ્રમાણે પોતાનું શરીર પાણીથી શુદ્ધ કરી એટલે હાથ પગ ધોઇ નીમાજ પડવા લાગ્યો. પોતાનું લુગડું પાથરી વાંકો વળી બંદગી કરતો હતો તેવામાં તેની થડમાંથી જમીન ફાટી અને તેમાંથી એક મોટો ભયંકર અને તાડ જેવો જીન નીકળ્યો, તેના હાથમાં આંખો મીચાવી દે એવી તેજવાળી તરવાર હતી તે લઇને આ સોદાગરની સામો આવ્યો અને મોટો ઘાંટો કાઢી બોલ્યો કે અરે હરામી તું ઉભો રહે તેં મારા દીકરાને મારી નાંખ્યો છે માટે હવે હું તને છોડનાર નથી. સોદાગરે આ બુમ સાંભળી એકદમ ઉચું જોયું તો એક મોટા જીનને હાથમાં તલવાર લઇ આવતો જોયો. તેનો ભયંકર દેખાવ અને તેનાં વચન સાંભળી સ્તબ્ધ થઈ ગયો અને નીમાજ પડવાનું ભુલી જઇ થરથર ધ્રુજવા લાગ્યો, થોડીવારે લગાર હિમ્મત લાવી જવાબ આપ્યો કે ભાઇ મેં તમારા દીકરાને દીઠો નથી, તેમ હું તેને ઓળખતો નથી અને તમો મારી નાંખવાનું કહો છો એ શું ? જીન બોલ્યો તે આ જગાપર ખજુર ખાઇ ઠળીઆ ફેંક્યા કે નહી સોદાગરે કહ્યું હા ! જીન બોલ્યો તો તેંજ મારા છોકરાને મારી નાંખ્યો. સોદાગરે કહ્યુ પણ તે કેવી રીતે તે મેહેરબાની કરી સમજાવો તો ઠીક. જીન બોલ્યો તે ખજુર ખાઇ ઠળીઆ ફેંકયા તેમાંથી એક ઠળીઓ મારા છોકરાની આંખમાં વાગ્યો તેથી તરત તે મરી ગયો માટે હવે હું તને મારી નાંખ્યા વગર રહેનાર નથી. સોદાગર આજીજી કરીને બોલ્યો હે જીનસાહેબ આપ કહો છો તે કદાપી ખરૂં હશે પરંતુ હું કાંઇપણ તે બાબત જાણતો નથી છતાં જો મારા હાથે તે પ્રમાણે આપના દીકરાનું મારા હાથે મરણ થયું હોય તો તે મારી તદન અજાણમાં છે, તો મને માફ કરો. અને મારા હાથે અજાણતાં આપનો ગુન્હો થઇ ગયા તેને માટે મને આવી સજા કરવી આપને લાયક નથી. જીને કહ્યું કે હું મારા દીકરાનું વેર લીધા વિના છોડનાર નથી એમ કહી તેને એક લાત મારી ભોંય પાડયો અને પોતાની તરવાર તેનાપર ઉગામી.

આટલી વાત કહેતાં સવાર થઇ ગયું અને બાદશાહને ઉઠવાનો વખત થઇ ગયો હતો તેથી વાત બંધ કરી. દીનારજાદીએ કહ્યું કે હે બેન આ વાત તો બહુજ સારી છે. માટે હવે આગળ ચલાવો કે તે જીનનું શું થયું શેહરાજાદી બોલી આ કરતા હજુ આગળ વાત ઘણી રમીક છે, પણ જો બાદશાહ આજનો દિવસ મને જીવતી રહેવા દે તો બાકીની વાત કાલે આ વખત હું પુરી કરૂં. બાદશાહે આ બે બેનોની વાત સાંભળી અને પોતાને પણ તે વાત સાંભળવાની ખુશી હતી તેથી તેણે વિચાર કર્યો કે કાલે આટલી વાત પુરી કરાવી સવારમાં તેને ગરદન મારીશું તો શી અડચણ છે ? એમ વિચારી

શેહરાજાદીને કહ્યું કે આ વાર્તા તારે કાલે પુરી કરવી. એવું કહીને તે ચાલ્યો ગયો અને દરરોજ જે ગરદન મારવાનો હુકમ કરતો તેમાંનું આજે કાંઇ પણ કર્યું નહીં અને હમેશાના નિયમ પ્રમાણે તે પોતાના નહાવા, જમવાના કામે રોકાયો.

હવે પેલો પ્રધાન જ્યારથી પોતાની દીકરીને મુકી આવ્યો છે, ત્યારનું તેને ચેન પડતું નથી અને સુતાં બેસતાં ખાતાં કાંઇપણ જંપ વળતો નથી. પોતાને આખી રાત ઉંઘ પણ આવી નહીં અને મનમાં અનેક પ્રકારના તર્ક ઉત્પન્ન થવા લાગ્યા કે અરેરે ! મારી વહાલી દીકરીને બાદશાહ સવાર થતાંજ ગરદન મારશે અને તે પણ મારા હાથેજ મારે હુકમ કરવો પડશે. અરેરે હું કેવો નિર્ભાગી ! અરે હું કેવો દુષ્ટ ! એવાને એવા વિચારમાં આખી રાત કાઢી સવાર થતાં ઉઠયો અને ચિંતામાંને ચિંતામાં પોતે રાજાના મેહેલ તરફ આવવા નીકળ્યો તેના શોકનો કાંઇ પાર રહયો નહીં. અંતે તે રાજાના હમામખાના (ન્હાવાની જગ્યા) પાસે આવ્યો; કારણ કે દરરોજ સવારમાં ઉઠી બાદશાહ ન્હાવા સારૂ આવે ત્યારે દરેક સ્ત્રીને ગરદન મારવાનો હુકમ પ્રધાનને આપે, તેથી પ્રધાન ત્યાં આવી ઉભો રહયો. અને નિશ્વાસ નાંખતો હતો કે રાજા હમણાંજ મને મારી દીકરીને ગરદન મારવાનો હુકમ આપશે. પરંતુ રાજા તો કાંઇ પણ બોલ્યા વગર ચાલ્યો ગયો. પ્રધાનને જે હુકમની ધાસ્તી હતી તે સંબંધી રાજા કાંઇ પણ બોલ્યો નહી. પ્રધાન પરવરદિગારનું સ્મરણ કરતો ત્યાંથી ચાલ્યો. રાજા પોતે નાહી તૈયાર થઇ ત્યાંથી ગયો અને વજીર ત્યાંથી દરબારમાં પોતાના હોદા ઉપર આવી હાજર થયો અને હવે શું થાય છે તેની વાટ જોતો બેઠો કાંઇપણ નવો બનાવ પ્રધાનને તે દિવસે માલમ પડયો નહીં દરરોજના નિયમ પ્રમાણે રાજા દરબારમાં કામ કરી ઉઠયો, અને પોતાના મહેલમાં ગયો ત્યારે સર્વે લોકો અજાયબ થયા કે આ શું ? બાદશાહે આજ પોતાનો નિયમ કાંઇ ફેરવ્યો હોય તેમ લાગે છે. બાદશાહ શેહરાજાદી પાસે ગયો અને આગળના દિવસની પેઠે આખી રાત ગુજરી અને દીનારજાદી બેય પથારીમાં સુઇ રહી સવાર થતાં દીનારજાદી બોલી બ્હેન હવે તમારી વાત પુરી કરો તો મોટી મહેરબાની. બાદશાહ પણ બોલી કહયો શેહરાજાદી તમારી સોદાગર તથા જીનની વાર્તા પુરી કરો, અને તે સાંભળવાની ઘણી આતુરતા છે માટે તે જલદી કરો તે સાંભળી શેહરાજાદીએ પોતાની વાત ચાલુ કરી.

નામદાર બાદશાહ ! હવે પેલા સોદાગરને લાત મારી નીચે નાંખીને પોતાની તલવાર ઉગામીને તે જીન ઉભોછેઃ તે વખતે સોદાગર તેના પગે માથું મુકી અરજ કરી કહેવા લાગ્યો કે હે જીનસાહેબ ! હું આપના હાથે મરવાને ખુશી છું પરંતુ મારી એક છેલ્લી અરજ સ્વીકારો તો હું આપનો આભાર માનીશ તે એ કે હમણાં હું દેશાવરમાં આવ્યો છું અને મારી જે મીલકત છે તેની ઘરનાં માણસોને પુરી ખબર નથી તેથી જો આપ થોડા દિવસની મને છુટ આપો તો હું મારી સઘળી મિલકતની વ્યવસ્થા કરી છોકરાંઓને ભળાવી આવું ત્યાં આગળ વણજ વેપારનું કામ થઈ રહેશે એટલે હું આ જગોપર આવી તમારી સેવામાં હાજર થઇશ પેલો જીન બોલ્યો તે વાત ખરી છે પણ અત્યારે હું તને છોડું તો પછી તું અહીં આવેજ શાનો કારણ કે એવો કોણ માણસ હોય કે હાથે કરીને મોત માગે માટે હું તને રજા નહીં આપું. સોદાગર બોલ્યો હું તેવો માણસ નથી. અને હું બોલ્યું અણબોલ્યું કરવાનો નથી અને હું આ દુનિઆના પેદા કરનાર પરવરદિગારના સોગન ખાઈ કહું છું કે હું મારૂં કામ થઈ રહેથી આ જગ્યાપર હાજર થઇશ. જીન બોલ્યો વારૂ ઠીક પણ તને એ સર્વ કામમાંથી પરવારીને અહીં આવતાં કેટલા દિવસ લાગશે ? સોદાગર બોલ્યો સાહેબ કામ ઘણું છે, તે લગભગ એક વરસ જોઇશે, જીનને દયા આવી અને તેને છોડી મુકી કહ્યું કે તારૂં બોલેલું વચન પાળજે એમ કહી તેનો હાથ છોડી દીધો અને થોડી વારમાં તે અદશ્ય થઇ ગયો.

હવે આ સોદાગર અત્યારે તો મોતમાંથી બચ્યો પણ તે કેટલીક વાર સુધી તો શુન્યજ રહ્યો. થોડીવાર પછી તો સ્વસ્થ થઇ પોતાનો ઘોડો તૈયાર કરીને ઉપર સ્વાર થઇ ચાલવા માંડ્યું. ઘણો સપાટા બંધ રસ્તો કાપતો હતો. પરંતુ સોદાગરના મનમાં તો હજારો વીચાર આવવા લાગ્યા પોતાને એક વરસ પછી આ જગ્યાપર પાછું આવવું પડશે તેમાં કાંઇ ચાલે તેમ નહોતું. હવે ઘેર જઇ કામની વ્યવસ્થા

શીરીતે કરવી તે સબંધી પણ વિચારો આવવા લાગ્યા અને વિચારમાંને વિચારમાં પોતાના ઘેર આવતાં કેટલી મુદત ગઈ તેની કાંઈ પણ ખબર પડી નહીં. જ્યારે તે ઘેર આવ્યો ત્યારે તેની સ્ત્રીએ તેને હર્ષ ભેર વધાવી લીધો અને સૌના હર્ષનો પાર રહ્યો નહીં. પરંતુ પેલા જીનને આપેલી કબુલાતે તેને એટલો શોકાતુર બનાવી દીધો કે તે પોકેપોક રડવા લાગ્યો. સૌએ વીચાર કર્યો કે તેમને રસ્તામાં બહુ દુઃખ પડયું હશે અથવા કાંઇ ભારે આફત આવેલી હોય તેમ લાગેછે; તેની સ્ત્રી બોલીકે હે ખાવિંદ ! આપના ઘેર આવવાથી અમારા હરખનો કાંઇ પાર રહ્યો નથી. માટે મેહેરબાની કરી આપને શું દુઃખ પડયું તે અમને કહી સંભળાવો તો ઠીક, તે બોલ્યો અરે હું શું કહું ? કહેવાને મારી જીભ ઉપડતી નથી. તે સાંભળવાથી તમોને હાલનાથી હજારગણો કલેશ થશે. સ્ત્રીએ કહ્યું તે ખરૂં પરંતુ અમને જણાવ્યા વિના શી ખબર પડે ! જો તે કહેવામાં કાંઈ હરકત નહોયતો કહો, સોદાગરે પોતાને જીનની સાથે થયેલી કબુલાતની સર્વે હકીકત કહી અને કહ્યું કે હવે મારે ફકત એક વર્ષ જીવવાનું છે, આ સાંભળી ઘરનાં સરવે માણસો તથા સૌ સગાં વહાલાં અતિશે કોળાહળ કરવા લાગ્યાં તેની સ્ત્રી તો માથું અને હૈયું કુટવા લાગી, સોદાગરે સર્વેને સમજાવી છાનાં રાખ્યાં અને કહ્યું કે તમો આમ કરી શું કરશો તેથી ઉલટાં તમો હેરાન થશો. માટે હવે તો ધીરજ રાખી જેમ આપણા નસીબમાં હશે તે થયાં જશે એમ ધારી સૌએ શોક મુકી દેવો જોઇએ.

બીજે દીવસથી સોદાગરે પોતાની મીલકતની વ્યવસ્થા કરવા માંડી પ્રથમ તો જે પોતાના લેણદારો હતા તે સઘળાઓને બોલાવી તેમનું દેવું વ્યાજ સાથે આપી દીધું. તેમણે લેવાને ના પાડી પરંતુ તેણે પોતાની હકીકત સમજાવી તેઓને ચુકાવી આપ્યું. પછી તેણે પોતાની મિલકતમાંથી પોતાના મિત્રો, ગરીબો, યાચકો, પોતાના નોકર ચાકરો વીગેરે સરવેને યોગ્યતા પ્રમાણે કેટલુંક દ્રવ્ય વહેંચી આપ્યું. બાકીની મીલકતમાંથી, છોકરાની સંભાળ રાખનાર ટ્રસ્ટીઓ નીમી કેટલાક મીલકત તેમને સોંપી. અને બાકીની મીલકત પોતાની સ્ત્રીને સોંપી. પોતાની સ્ત્રી તેના પીયરથી જે કાંઇ લાવી હતી તે સઘળું પાછું સોંપી દીધું. અને સઘળી મીલકતની એવી વ્યવસ્થા કરી દીધી કે પાછળથી કોઇને કાંઇ પણ વાંધો આવે નહીં.

એમ કરતાં એક વરસ પુરૂં થવા આવ્યું એટલે તેને પોતાની કબુલાત પ્રમાણે જીનની પાસે જવાની તૈયારીઓ કરવી પડી આ વખતે તેનાં બૈરાં છોકરાંને એટલું દુઃખ લાગ્યું કે તેનું વર્ણન કરી શકાય નહીં. ગઇ વખતે તેણે પોતાની સાથે ખાવાનું લીધું હતું પણ આ વખતે તેણે સઘળો મરણ ક્રિયાનો સામાન સાથે લીધો, તૈયાર થઇ પોતાની સ્ત્રી પાસે ગયો અને કહેવા લાગ્યો કે હે પ્યારી ! હવે હું મારૂં બોલેલું વચન પાળવાને જાઉં છું. આટલું સાંભળતાંજ તેની સ્ત્રી તથા છોકરાં છુટા મોઢે રડવા લાગ્યાં, કોઈ તેને જવાબ દઇ શકયું નહીં, એક એકના સામું જુએ અને વધારે વધારે રોતાં જાય, આ જોઇ સોદાગરથી પણ રોવાઇ ગયું અને તે પણ મોટેથી રડવા લાગ્યો, છેવટે તેણે રોવું છોડી દઈ સઘળાંને દિલાસો આપ્યો કે હવે રોવાથી કાંઇ વળવાનું નથી; અને છેવટે એટલું કહું છું કે તમો પણ મારી પેઠે જીવ જતાં સુધી બોલેલું વચન ચુકશો નહીં, માણસને મરવું તો એકજ વારછે; માટે મરણનો ડર નહી રાખતાં સદા મારી આબરૂ ઇજ્જત છે તેવી સાચવજો, સૌએ કહ્યું અમો તો તમારી સાથે આવીશું હવે અમારે જીવીને શું કામ છે. પણ પેલા સોદાગરે તેમને સમજાવ્યાં કે તમો નાહક શું કરવા હેરાન થાઓછો એતો જે મારા કર્મમાં દુઃખ લખ્યું હશે, તેમાં કોઇનાથી ભાગ લેવાશે નહીં માટે તમો ઘેર રહો મને જવાની રજા આપો, એટલું બોલી સોદાગર ત્યાંથી ચાલતો થયો.

ચાલતાં ચાલતાં પેલા જીનને પોતે આપેલી કબુલાત પ્રમાણે એક વર્ષ પુરૂં થતાં તેજ જગ્યા આગળ ગયો પોતાનો ઘોડો એક ઝાડ નીચે બાંધી જે જગોપર જીને તેને પકડયો હતો ત્યાંજ આગળ શોકાતુર મને વિચાર કરતો બેઠો, હે ખુદા ! હવે મારૂં શું થશે; આ જીન મને છોડનાર નથી અને હવે મારૂં આયુષ્ય આવી રહ્યું એમ વીચાર કરેછે એટલામાં કોઇ ઘરડો માણસ પોતાના હાથમાં એક હરણી

લઈ આવી પહોંચ્યો અને પેલા સોદાગરની સાથે સામાસામી સલામ કરી પછી પેલો ઘરડો પુરૂષ બોલ્યો ભાઇ તમો આ જગોપર કેમ આવ્યા છો. આ જગો ઘણીજ ખરાબ છે અને અહીં આગળ કૂર જીનસો રહે છે, તેઓ જે માણસ અહીં આવીને જાય છે તેને માર્યા વગર રહેતા નથી, આ ઝાડી ઝુંવારો વગેરે જોઇ મુસાફરો લોકો અહીં આરામ લેવાને વાસ્તે બેસે છે. અને તે દુષ્ટોના પંજામાં ફસાઈ જાય છે માટે હે સોદાગર, હું તમને વિનંતિ કરી કહું છું કે આ જગોપર એક પળવાર ઉભું રહેવું તે પણ જીવને જોખમ ભર્યું છે માટે જલદી અહીંથી ચાલ્યા જાઓ.

આ સાંભળી પેલા વૃદ્ધ માણસને સોદાગરે પોતાની હકીકત કહી સંભળાવી અને કહ્યું કે મારૂં વચન પાળવાને આવ્યો છું પેલો વૃદ્ધ માણસ બોલ્યો કે ભાઇ આવો બનાવતો મેં કોઇ દહાડો સાંભળ્યો નથી. અને વળી તમો તમારૂં વચન પાળવાને માટે અહીં આવ્યા છો, તેતો ઘણુંજ નવાઈ ભરેલું લાગે છે, તમને શાબાશ છે, આવું કામ તો કોઇથી થઇ શકે નહીં. આ બંને જણ વાતો કરેછે, એટલામાં બીજા બે બુઢા માણસો પોતાના હાથમાં બે કાળા કુતરા પકડી ત્યાં આવ્યા તેમણે પણ પેલા સોદાગરને સલામ કરી અહીં આવવાનું કારણ પૂછ્યું. સોદાગરે જેવી રીતે પેલા વૃદ્ધ માણસને સઘળી હકીકત કહી હતી તેવીજ સઘળી વીગતવાર આ બંન્ને જણને પેલા વૃદ્ધ ડોસાએ સમજાવી. અને કહ્યું કે તેની આપેલી કબુલાત આજના દિવસની હતી અને તેથી તે અત્રે આવી ચડ્યો છે આથી પેલા બે ડોસાઓ પણ અજાયબ થઇ ગયા અને પેલા માણસની સાથે, તે પણ શું બને છે તે જોવાની રાહ જોતા બેઠા.

એટલામાં તો એક તરફ ધુમાડાના ગોટેગોટ નીકળતા હોય એવી રીતે ગરદી આવતું વાદળ દેખવામાં આવ્યું તે વાદળુ થોડીવારમાં પેલા સોદાગરની નજદમાં આવ્યું. અને વાદળું ખસી જઇ તેમાંથી પેલો જીન દેખાયો. જીન પોતાના હાથમાં તલવાર લઈ પેલા સોદાગરની પાસે આવી બોલ્યો કે ચલ હવે તારો વારો આવ્યો છે. જેવી રીતે તેં મારા છોકરાને મારી નાંખ્યો. તેવી રીતે હું તને પણ ઠાર કરૂં. આ બનાવ જોઇ પેલા ઘરડા માણસો પણ ડર ખાઈ ગયા અને તેમને રડવું આવ્યું. તેમની સાથે પેલા સોદાગરને પણ રડવું આવ્યું. અને એકદમ ત્યાં શોરબકોર થઇ રહ્યો.

હવે પેલો જીન જેવો સોદાગર ઉપર તલવાર ઉગામી મારવા જાય છે. તેવોજ પેલો પ્રથમ આવેલો પીરમર્દ જે પોતાની સાથે એક હરણી લાવ્યો હતો, તેણે પેલા જીનની તરવાર પકડી તેના પગનાં ખોળા પાથરી વિનંતિ કરવા લાગ્યો કે હે જીનના પાદશાહ તમારો ક્રોધ લગાર નરમ કરી હું એક વાત કહું તે મેહેરબાની કરી સાંભળો, મારા ઉપર વીતેલી તથા મારી સાથે લાવેલા આ હરણની વાત હું તમને કહું. અને તે આ સોદાગરની વાતથી જો અજાયબ જેવી ન લાગેતો આ સોદાગરને તમો મારી નાંખતાં લગાર પણ અચકાશો નહીં, અને જો અજાયબ જેવી લાગેતો તમોએ જે શિક્ષા કરવા તેને ધારી છે, તેનો ત્રીજો ભાગ કમી કરશો આટલી જો મારી અરજ સ્વીકારશો તો આપે મારા ઉપર મોટો ઉપકાર કર્યો, એમ માનીશ. જીને થોડીવાર વિચાર કરી કહ્યું ઠીક છું તમારી વાત કબુલ કરૂં છું.

## હરણીવાળા ડોસાએ કહેલી વાર્તા.

તેણે કહ્યું હવે હું મારી વાર્તા શરૂ કરૂં છું. તે તમો એક ચિત્તેથી સાંભળશો. આ મારી સાથે હું જે હરણી લાવ્યો છું તે મારી સગી થાય છે. એટલું જ નહીં પણ તે મારી સ્ત્રી પણ થાય છે. જ્યારે હું તેની સાથે પરણ્યો ત્યારે તેની ઉમર બાર વરસની હતી. હું પરણીને ઘેર લાવ્યો ત્યારથી તેને અને મારે સંબંધ થયો.

અમને પરણે ત્રીસ વરસ થયાં ત્યાં સુધી અમારે કઇ સંતાન થયું નહી ? અને તેથી અમો બન્ને રાત દિવસ ચિંતા કરતાં પરંતુ અમારી અરસપરસની પ્રીતમાં કાંઇ પણ ઘટાડો થયો નહીં પણ મને એટલી હોંસ હતી કે મારે એક પુત્ર થાય તો ઠીક તેથી મેં એક સારી રૂપવાળી દાસી વેચાતી લીધી; અને તેને મારાથી એક પુત્ર ઉત્પન્ન થયો તે છોકરો ઘણો સ્વરૂપવાન અને ચંચળ હતો. પુત્ર થવાથી દાસીનાં ઉપર મારો પ્યાર લગાર વધ્યો તો પણ હું મારી પરણીત સ્ત્રીને પણ પુરા દીલથી ચહાતો. પણ સ્ત્રી જાતિ સ્વભાવથી જ અદેખી હોય છે. તેથી તને અદેખાઈ આવવા માંડી પણ તે એવી રીતે વર્તતી કે મને લગાર પણ ખબર પડે નહીં. તેથી મને પણ તે બાબત કાંઇ શક મનમાં આવ્યો નહીં પણ તે તો દાસી તથા છોકરાને બુરી નજરથી જ જોતી રહી.

હવે દિવસે દિવસે તે છોકરો મોટો થવા લાગ્યો અને એમ કરતાં કરતાં તે દશ વરસનો થવા આવ્યો એટલે મને પરદેશ જવાની ઇચ્છા થઇ; અને તેથી મેં મારી પરણીત સ્ત્રીને કહ્યું કે હે સ્ત્રી મારે પરદેશ જવાની મરજી થઇ છે, માટે આ દાસીને તથા પુત્રને હું તારે હવાલે કરૂંછું માટે તું તેની સંભાળ રાખજે અને તેમને તું લગાર પણ ઓછું આવવા દઇશ નહીં હું એક વર્ષની અંદર પાછો આવીશ ત્યાં સુધી તું એમને સાચવજે. તે સ્ત્રીએ કહ્યું હે ખાવિંદ ? ખુશીથી જાઓ ત્યારે હું મારે રસ્તે પડયો.

હવે મારા ગયા પછી મારી ગેરહાજરીનો લાભ લઇ મારી પરણીત સ્ત્રીએ પોતે શું કરવું તેના ઉપયોગો શીખવા માંડયા અને કોઇ મંત્રવાદી પાસેથી મંત્રવિદ્યા શીખવા માંડી જ્યારે તે બરાબર શીખી રહી ત્યારે તેણે પેલા દાસીના છોકરાને હરેક પ્રકારે દુઃખ દેવાના ઉપાયો રચવા માંડયા. એક દિવસે તે છોકરાને ગામ બહાર દુર લઇ જઈ તેના પગે એક દોરો મંત્રીને બાંધ્યો કે જેથી તે વછેરો થઇ ગયો અને તે વછેરો મારા નોકરને સોંપી કહ્યું કે આ વછેરાને મેં વેચાતો લીધો છે માટે એને મોટો કરજે પછી તે એટલું કરી બેસી રહી નહી પણ તે છોકરાની માની પણ ખબર લેવાને ચુકી નહી અને તેને પણ તેજ પ્રમાણે ગાય બનાવી અને તે પણ મારા નોકરને સોંપી.

હવે હું એક વરસે પરદેશથી પાછો આવ્યો, મેં છોકરાને તેમ તેની માને કોઇને ઘરમાં દીઠાં નહીં ત્યારે તેને પુછ્યું: તો તે કહેવા લાગી કે તમારી દાસી તો તમારા ગયા પછી થોડે દિવસે ગુજરી ગઇ અને છોકરો હમણાં બે મહીનાથી કોણ જાણે ક્યાંય જતો રહ્યો છે. આ હકીકત સાંભળી મને અત્યંત દુઃખ લાગ્યું. પણ છોકરાને જીવતો જાણી લગાર શાંત થઇ. કારણ કે તે જીવતો છે તો કોઇક દિવસ મળી આવશે એમ આશામાં આશામાં આઠ મહીના થયા પણ કાંઈ પત્તો લાગ્યો નહીં, એવામાં મારો એક તેહેવારનો દિવસ આવ્યો. તે અવસરમાં હલાલ કરવાને માટે મારા નોકરને એક ગાય લાવવા કહ્યું. ત્યારે તે પેલી જે છોકરાની માને ગાય કરી નાંખી હતી તેને લાવ્યો, મને જોઇને તે ગાયની આંખે માંથી આંસુધારાઓ ચાલવા લાગી, અને એવું કલ્પાંત કરવા લાગી કે મને તેની ઘણીજ દયા આવી. તેથી તેને મારી નાંખવાની છાતી ચાલી નહીં, તેથી મેં તેને કહ્યું કે આ ગાયને પાછી લઇ જા અને બીજી ગાયને લઇ આવ.

આ જોઇ મારી પરણીત સ્ત્રીને ક્રોધ ચઢ્યો. કારણ કે તે તો તેને મરવાની વાટ જોઈને જ બેઠી હતી. પણ છોડી મુકવાથી જીવતી રહેશે એમ જાણીને તે પોતાના ધણીને કહેવા લાગી કે હે ખાવિંદ ? તમો એ ગાયને કેમ નથી મારતા, વળી અત્યારે ક્યાં બીજી લેવા મોકલો છો, એથી મારી ગાય બીજી મળવાની છે ? અને નાહક શીદ પૈસા ખરચી બીજી મંગાવો છો, માટે જે છે તેનાથી ચલાવો, આવી રીતે કહી તેણે મને મોં ચડાવ્યું તેથી તેને રાજી રાખવા માટે તે ગાયની પાસે પાછો ફરીને ગયો, જે ગાયને મેં દયાથી છોડી હતી. તેજ ગાયને મારવા માટે હીમ્મત ચલાવવી પડી. પરંતુ ગાય એટલી બધી રડવા અને કલ્પાંત કરવા લાગી કે દયાને લીધે મારા હાથમાંથી હથીયાર પડી ગયું અને મારવાની મારી હીમ્મત તુટી ગઇ, તેથી મેં તે હથીઆર મારા નોકરને આપી દીધું. અને કહ્યું કે આ ગાયને હલાલ કરતાં મારો જીવ ચાલતો નથી. માટે તું તારા હાથે જ તેને માર એનું કલ્પાંત મારાથી જોવાતું નથી.

તે નોકરને તો કાંઈ દયા આવી નહીં. અને તેણે તો તરતજ તે ગાયને મારી નાંખી, અને પછી

કમકમી આવે તે ગાય પાછળથી મને ઘણી દુરબળ લાગી, તેથી મેં નોકરને કહ્યું કે તું મારી આગળથી આ ગાયને લઇ જા તેનામાં કાંઈ પણ લોહી છે નહીં અને તે ઘણીજ દુબળી છે આવું જાણત તો હું તેને મરાવત નહી. અને મેં તેનો નકામો જીવ લીધો એમ કહી પસ્તાવા લાગ્યો, અને ફરી તેને કહ્યું કે એક સારો વછેરો લાવ. ત્યારે તેણે પેલો જે મારા દીકરાને વછેરો કર્યો હતો. તેને લાવીને મારી આગળ મુક્યો. મને કાંઇ પણ ખબર પડી નહીં કે આ મારો દીકરો હશે, તો પણ તેને જોતાંજ મને તેનાપર અતિશય પ્રેમ થવા લાગ્યો, અને તે પણ મને જોતાં મારી પાસે આવવાને એટલું બધું જોર કરવાને લાગ્યો કે બાંધેલું દોરડું તેણે સપાટાની સાથે તોડી નાંખ્યું અને મારી પાસે આવી મને પગે લાગ્યો. અને તે જાણે મને એમ કહેતો હોય કે હે પિતા, તું નિર્દય થઇ મારા ઉપર દયા કરી મારો જીવ ના લે એમ મને લાગવા માંડયું અને તે પણ એમ જણાવવા લાગ્યો કે હું તારો દીકરો છું.

ગાયનું રૂદન અને તેના આંસુથી મારા દિલપર જે અસર થઇ હતી તે કરતાં આ વછેરાની ચાલથી મને ઘણી વધારે અસર થઇ અને તેના ઉપર મારી પ્રીતિ દોડવા લાગી. વળી કુદરતથીજ તે વછેરાની હકીકત વિષે મને પુછપરછ કરવાનો વિચાર થયો અને મને તેજ વખતે કાંઇક પુરેપુરો વેહેમ કુદરતથીજ પડી ગયો તેની મેં નોકરને કહ્યું. કે આ વછેરાને તું પાછો લઇ જા. તથા તેની સારી રીતે બરદાસ રાખજે અને મારે માટે એક બીજો વછેરો લાવ.

આ વાત સાંભળતાંજ મારી સ્ત્રી ચમકી ઉઠી અને કહેવા લાગી કે એ ખાવિંદ તમે આ વછેરા સિવાય બીજું જાનવર મંગાવશો નહીં મેં તને કહ્યું કે વહાલી સ્ત્રી હું એ વછેરાને ગમે તેમ થાય પણ હું મારનાર નથી. કારણ કે મને કુદરતથીજ તેના ઉપર પ્રેમ આવે છે અને મારી એવી મરજી છે કે હું તેને સારી રીતે સાચવું તારે તે બાબતમાં કાંઈ પણ બોલવું નહીં, પણ તે દુષ્ટ સ્ત્રી તે બાબતમાં મારાથી બધી રીતે વિરૂદ્ધ જ પડી, તે તો પેલા છોકરા ઉપર એટલી બધી અદેખાઇ લાવવા લાગી કે ગમે તે કરીને તેને મારી નાખવાનો રસ્તો શોધવા લાગી. અને મારી પાછળ એવી તે મચી કે મારે મારી મરજી પ્રમાણે ચાલવું મુસ્કેલ થઇ પડયું. છેવટે હું તેની આગળ હારી ગયો અને મારે તેની મરજી પ્રમાણે વર્તવાની જરૂર પડી મારે હાથે મેં વછેરાને બાંધ્યો અને તેના ગળામાં છરી મારવાની તૈયારીમાં હતો. તેવામાં મારી નજર તેની નજર તરફ ગઇ તો તેની આંખો આંસુથી તદ્દન ભરાઇ ગઇ હતી. તેણે તેની આંખ મારી તરફ કરી એટલી તો આજીજી કરી કે દયાને લીધે મારા હાથમાંથી છરો નીકળી પડયો અને મને પણ કમકમાટ છુટયો. અને મારા આખા શરીરમાં કાંઇ પણ શક્તી રહી નહીં કે એ છરો હું પાછો લઇ શકું. મેં મારી સ્ત્રીને કહ્યું કે આ વછેરાને મારે મારવો નથી. માટે તેને બદલે મેં બીજો વછેરો લાવવાનો ઠરાવ કર્યો છે. આ સાંભળી તેણે મારો વિચાર ફેરવી તે વછેરાને મારી નાંખવાને ઘણા ઘણા ઉપાયો કર્યા. પરંતુ હું મારા વિચારને વળગી રહ્યો. છેવટ સ્ત્રીને જંપ પડયો નહીં ઘણીજ હઠ લઇ મારી પાસે એટલું કબુલ કરાવ્યું કે આવતે વરસે તે વછેરાને આપણા બીજા તેહેવારમાં હલાલ કરીશું. એમ નિશ્ચય કરી મેં વછેરાને બંધાવી દીધો.

બીજે દીવસે મારો નોકર મને એકાંતમાં મળ્યો અને કહેવા લાગ્યો કે સાહેબ એક વાત આપના લાભની છે. પરંતુ તમે મારૂં નામ ન દો તો હું તમને તે કહું. મેં સોગન ખાઈ કહ્યું કે તે વાત કોઇને કહેવાનો નથી. પછી તેણે કહ્યું કે મારી દીકરી મંત્રવિદ્યા ભણેલી છે. તમોએ વછેરો મારવાની ના કહી અને પાછો બાંધવા હુકમ કર્યો તે વખતે આપણા વછેરાને લઇ હું બાંધવા જતો હતો તેવામાં તે વછેરાને જોઇ મારી દીકરી ઘણી ખુશી થઇ. પણ થોડી વાર પછી તે રોવા લાગી આ જોઈ મેં તેને પુછયું કે હે દીકરી તું પ્રથમ ખુશી થઇને પાછી કેમ રડી ? તેનું કારણ મને કહે, તેણે કહ્યું કે હે પિતા, જે વછેરાને સોદાગરે મારવા મંગાવ્યો હતો તે તેનો દીકરો છે. પણ તે જીવતો રહ્યો તેથી હું ખુશી થઇ. અને ગઇ કાલે જે ગાયને મારી તે આ સોદાગરની દાસી, જે છોકરાની મા થાય તે હતી. તે સાંભરી આવવાથી મને રડવું આવ્યું મેં પુછયું આ કેમ વાત મનાય ! તેણે કહ્યું કે સોદાગરની સ્ત્રી મંત્રવિદ્યા શીખી છે અને તે મંત્રથી તેણે દાસીને ગાય બનાવી હતી અને છોકરાને વછેરો બનાવ્યો છે

તેમાંથી ગાયતો તમોએ હલાલ કરી અને છોકરો જીવતો રહ્યો, હે શેઠ મારી દીકરીએ મને આ પ્રમાણે સર્વ હકીકત જે કહી તે મેં આપને નિવેદન કરી, અને તેની ખબર હું આપને આપવા આવ્યો છું. આ પ્રમાણે કહી પેલો હરણીવાળો મીઆં બોલ્યો કે હે જીનના પાદશાહ ! આ વાત સાંભળતાં મારા મનને શી અસર થઇ હશે, તેનો ખ્યાલ કરો. ત્યાર પછી હું તે નોકરને લઇ તેની દીકરી પાસે તે સંબંધી વધારે ખુલાસો કરવા માટે ગયો. જતાં જતાં હું મારા વછેરા પાસે ગયો તેનાપર હાથ ફેરવી મેં હેત ભાવ દેખાડયા. તે કાંઇ કરી શકયો નહીં પરંતુ તેણે એવો હેત ભાવ જણાવ્યો કે આ નોકરની કહેલી વાત મારા મનમાં આવી અને હું મારા મનમાં કહેવા લાગ્યો કે ખરેખર એ મારો દીકરોજ છે હવે હું તે છોકરી પાસે ગયો મેં તેને કહ્યું કે આ છોકરાને પાછો તમે તેના મુળના વેશમાં લાવી શકશો ! તે છોડી બોલી જો આપની ઇચ્છા હશે તો હું તે પુરી પાડીશ મેં કહ્યું કે જો મારી ઇચ્છા પુરી થશે તો મારી પાસે જે કાંઇ મીલકત હશે તે સઘળી હું તમને સોંપીશ તેણે કહ્યું શેઠ, તમારે લાલચ દેવાની કાંઇ જરૂર નથી તમો અમારા શેઠ છો માટે અમારે કેવી રીતે વર્ત્તવું તે સઘળું સારી પેઠે સમજીએ છીએ, તેથી બીજી વાત પડતી મુકી જો બે સરતો તમો કબુલ કરોતો હું તમારા છોકરાને અસલ સ્વરૂપમાં કરીશ પેહેલી સુરત એ છે કે તે છોકરા વેરે મને પરણાવવી અને બીજી સરત એકે આ વછેરાને તેમજ તેની માને દુઃખ દેનારને મારા હાથે શિક્ષા કરવા દેવી. મેં તેને કહ્યું કે પેહેલી સરતતો મારે કબુલ છે અને તે ઉપરાંત મારી જે મીલકત છે તેમાંથી ભાગ કરતાં પણ હું વધારે તમને આપીશ. બીજી સરત કબુલ તો રાખું છું કારણ કે તેવા માણસને તો શિક્ષા થવીજ જોઇએ. તમો તેને ગમે તેવી શિક્ષા કરશો તે હું કબુલ રાખીશ. પરંતુ એટલી છુટી રાખું છું કે તેના જીવ કાયમ રહે એવી શિક્ષા કરવી દીકરીએ કહ્યુ હે શેઠ તે બાબતમમાં તમે નિર્ભય રહેજો હું તમારી ઇચ્છા ને અનુસરીનેજ શિક્ષા કરીશ અને જેવી રીતે તેણે આ લોકોને અવતાર ફેરવી દુઃખ દીધું એવીજ રીતે હું તેનો અવતાર ફેરવી નાંખીશ એ વાત તમો કબુલ રાખશો કે નહીં ? મેં કહ્યું કે તું એકવાર આ વછેરાને મુળ રૂપે બનાવ ત્યાર પછી બીજી વાત.

પછી છોડીએ તરત ઉઠી પાણીથી ભરેલું એક વાસણ મંગાવ્યું અને તે કાંઈ મંત્ર ભણી તે મંત્રેલું પાણી લઇ વછેરા આગળ ગઈ અને તેણે તે પાણી છાંટવા માંડયુ. છાંટતાની સાથેજ તે વછેરો મટી પોતાના મુળરૂપે થયો, અને તેને આ દીકરાનો ઉપકાર માન્યો. અને તે બોલ્યો કે આજે તેં મને આ દુનિઆમાં નવો અવતાર આપ્યો છે હું તારા જેટલા ગુણ ગાઉં તેટલા થોડા છે. મેં મારા છોકરાને કહ્યુંકે બેટા આવા જાદુથી તું ઘોડાનો અવતાર પામી જે દુઃખ પામ્યો તે દુખમાંથી છોડાવનાર અને તારી માતાને જે અતિશે દુઃખ દઇ મારી નંખાવનાર જે તારી ઓરમન માતા તેને તેનાં દુઃષ્કૃત્યનો બદલો આપવાને શિક્ષા કરવાની હિમ્મત ધરનાર આ આપણા નોકરની દીકરીને તું તારી અર્ધાગના તરીકે કબુલ કર, કારણ કે તું જ્યારે ઘોડાના રૂપમાં હતો ત્યારે તારૂં મુળ રૂપ ફરાવતી વખતે મેં કન્યાને આ કબુલાત આપી છે માટે તું તે વાતમાં કાંઇ પણ આનાકાની કરીશ નહી. મારા દીકરાએ તે વાત કબુલ રાખી. પરંતુ તે વાત કરતા કરતામાંતો તે છોકરીએ મારી સ્ત્રીને હરણી બનાવી દીધી. બીજા કોઇ પ્રાણીનો અવતાર મારા ઘરમાં રાખી શકાય તેવા ન હોવાથી તેણે આ અવતાર આપ્યો કે જે હજુ મરી સાથે છે.

આટલું થયા પછી કેટલેક દિવસે તે મારા દીકરાની વહુ મરી ગઇ તેથી તે મુસાફરી કરતો ફરે છે, તે વાતને કેટલાંક વરસ થઇ ગયાં પણ તે ઘેર આવ્યો નથી. તેમજ તે કયે ઠેકાણે છે અથવા જીવતો છે કે મરી ગયો છે તેનો કાંઇ પણ પત્તો નહી લાગવાથી હું પણ આ હરણીને સાથે લઇને તેને શોધવાને મુસાફરીએ ફરતો ફરૂં છું હરણીને સાથે રાખવાનું કારણ કે હું કોણ જાણે કયારે ઘેર આવવું અને એને કોને સોંપી જાઉં કે તેની બરાબર સંભાળ રાખે માટે એકલી મુકવી ઠીક નહીં જાણી હું તેને સાથે લઇને ફરૂં છું એ રીતે અમારી સાથેની હરણીની વાત મેં આપને કહી સાંભળવી આથી વધારે અજાયબ જેવી કોઇ બીજી વાર્તા છે તે જીન બોલ્યો હે વૃદ્ધ માણસ તમારી વાતથી ખુશી થઇ આ સોદાગરને કરવા ધારેલી સજામાંથી ત્રીજો ભાગ કમી કરી નાંખુ છું.

એવી રીતે પહેલા વૃદ્ધ માણસની વાર્તા શેહરજાદીએ પુરી કરી ત્યાર પછી બીજા બે વૃદ્ધ પુરૂષો જેઓની પાસે કાળા કુતરા હતા તેમાંનો એક કહેવા લાગ્યો કે હે જીનના બાદશાહ! મારા તથા આ કુતરાની ઉપર જે દુઃખ પડ્યું છે. તેની વાત હું કરૂં તે સાંભળવાની તસદી લેવાની આપને અરજ કરૂં તે સ્વીકારશો અને હું પણ આશા રાખું છું કે મારી વાત સાંભળી જો તમે ખુશી થાઓ તો આ સોદાગરની સજાનો ત્રીજો ભાગ કમી કરશો. પેલા જીને કહ્યું હા જો તમારી વાત આ પહેલા વૃદ્ધ માણસ કરતાં સારી હશે તો તમારા કહેવા પ્રમાણે ત્રીજો ભાગ કમી કરીશું આવો ઠરાવ કર્યા પછી પેલા બીજા માણસે તેની વાત શરૂ કરી.

# બીજો વૃદ્ધ માણસ તેના કુતરાની વાતા.

પેલો બીજો વૃદ્ધ માણસ બોલ્યો હે જીનના રાજા, મારી પાસે જે આ બે કાળા કુતરા છે. તે મારા સગા ભાઇ થાય છે, આ બે કુતરા તથા હું એમ મારા બાપને ત્રણ છોકરા હતા મારા બાપે મરતી વખતે અમો દરેક જણને એક હજાર હજાર રૂપીઆની મીલકત વારસામાં આપી હતી તે રૂપીઆની અમો ત્રણે જણે જુદી જુદી માલની વખારો ભરી પરંતુ મારો મોટો ભાઈ જે આ બે કુતરામાંનો એક હતો તેને આ પસંદ પડ્યું નહીં પરંતુ એક વેપારી તરીકે પરદેશમાં ફરી ભારે વેપાર ચલાવવાની ઇચ્છા થઇ, તેથી તેણે અમારી સાથે ભરેલો માલ વેચી નાંખ્યો અને તેના જે રૂપીઆ ઉપજ્યા તે લઇ પોતે જે જે મુલકમાં જવાનો ઇરાદો રાખતો હતો, તે મુલકના લોકોમાં પોસાણ થાય તેવો માલ તે ખરીદવા માંડ્યો.

તે માલ ખરીદી ત્યાંથી રવાના થયો તેને ઘણા દિવસ થયા પણ કોઇ કાગળ કે સમાચાર પણ આવ્યા નહીં એમ કરતાં કરતાં એક વરસ વહી ગયું ત્યાં સુધી કાંઇપણ ખબર મને મળી નહીં. એક દિવસ હું મારી દુકાન આગળ ઉભો હતો તેવામાં કોઇ એક ભીખારી ભીખ માગતો માગતો આવી ઉભો મેં તેને કહ્યું કે ખુદા તને મદદ કરે ત્યારે તે પણ સામો બોલ્યો કે તારો મદદગાર ખુદા થાય એમ બોલી તે મને કહેવા લાગ્યો કે મને નથી ઓળખતો એનું શું કારણ ? તેનાં આવાં વચન સાંભળી મેં બરાબર ધારી તેની સામું જોયું તો મને મારો ભાઇ માલમ પડ્યો, તેથી તરતજ હું તેને ભેટી પડ્યો મેં કહ્યું ભાઈ હું તારી આવી દશા દેખી શી રીતે ઓળખી શકું કે આ મારો ભાઇ છે મેં તેનો હાથ પકડી મારી દુકાનમાં બેસાર્યો તેને પાણી પાઇ ખાવાનું આણી આપી શાંત કરી પુછ્યું કે ભાઇ તારી મુસાફરીમાં શી રીતે થયું ? તને કાંઇ કમાણી થઇ કે નહીં ? તેણે કહ્યું કે ભાઇ. તારે તે બાબત મને પુછવાની કાંઇ જરૂર જેવું નથી. કારણ કે તારે પુછવાની વાત સઘળી મારા વેશ ઉપરથી સમજાશે માટે જોઇ લે, ગઇ સાલમાં મને જે નુકસાની પડી છે તથા દુઃખ પડ્યું છે તે જો કહેવા માંડું તો મને ફરીને તેટલું દુઃખ ઉત્પન્ન થાય છે, માટે હમણાં તે વાત પડતી મુક આટલું સાંભળી મારૂં હૈયું ભરાઇ આવ્યું અને તરતજ ત્યાંથી ઉઠી મેં તેને નવરાવ્યો અને મારૂં કબાટ ઉઘાડી તેમાંથી મારાં કપડાં કાઢી તરતજ તેને પેહેરવા સારૂ આપ્યાં, તેની સારી પેઠે આસનાવાસના કરી પછી મેં મારી મીલકતનો હિસાબ તપાસ્યો તો મને મારા ભાગમાં જે એક હજાર રૂપીઆ મળ્યા હતા તેથી બમણી થએલી લાગી એટલે મારી પાસે બે હજાર રૂપીઆનો માલ થએલો હતો મેં તેને તેમાંથી અર્ધો ભાગ આપી કહ્યું કે ભાઇ હોય! માણસને માથે દુઃખ આવી પડે પરંતુ આપણે હીમ્મત હારવી નહી, કારણ કે તેથી આપણાપર પડેલું દુઃખ ખસેડવાને આપણ અશક્ત થઇએ છીએ માટે હવે તે ભુલી જા અને હું અમારી મીલકતમાંથી એક હજાર રૂપીઆ આપું છું તેનો તું ફરીથી વેપાર કર. એમ કહી મેં તેને એક હજાર રૂપીઆ આપ્યા તે તેણે ખુશી થઇ લીધા અને તેણે પ્રથમની પેઠે વેપાર શરૂ કર્યો અને અમો ત્રણે ભાઇ પ્રથમની પેઠે રહેવા લાગ્યા.

આવી રીતે બનાવ બન્યા પછી, મારો બીજો ભાઈ જે હતો તે એક દિવસ મારી પાસે આવી મને કહેવા લાગ્યો કે ભાઇ મારે તો પરદેશ કમાવા જવાની ઇચ્છા થઇ છે. આ વાત સાંભળી, અમને બન્ને ભાઇઓને ઘણી નવાઇ લાગી અને મોટા ભાઇનો દાખલો આપી તેને સમજાવ્યો કે ભાઇ અડધો મળતો હોય તો આખો ખાવા ન જવું. માટે તું હઠ જવા દે અને અહીંજ વેપાર કર, પણ તેણે પોતાનો વિચાર ફેરવ્યો નહીં અને અમારી મરજી વિરૂદ્ધ તેણે પોતાનો સઘળો માલ વેચી નાંખ્યો તેના જે રૂપીઆ ઉપજ્યા. તેનો પોતાને જે દેશમાં જવું હતું ત્યાંના બરનો માલ લીધો અને અમોને છોડીને તે ચાલતો થયો અને સોદાગરોની એક ટોળી પરદેશ જતી હતી તેમની સાથે તે ફરવા લાગ્યો. ઘણા દિવસ ફર્યો પણ તેમાં કશું કમાયો નહીં અને પોતાની પાસે મુડી હતી તેટલી ખાઇ ગયો એક પાઇ પણ પાસે રહી નહીં ત્યારે ઘર ભણી પાછો ફર્યો ત્યારે મેં મારા મોટાભાઇની પેઠે તેને પણ કપડાં પહેરવા આપ્યાં અને એક હજાર રૂપીઆ હું કમાયો હતો તે વેપાર કરવા સારૂ આપ્યા તેનો તેણે માલ ખરીદી અગાઉની પેઠે પોતાનો વેપાર ચાલતો કર્યો.

એક દિવસ મારા બન્ને ભાઇઓ મારી પાસે આવી મને કહેવા લાગ્યા કે ભાઇ આપણ ત્રણે જણ પરદેશ કમાવા જઇએ મેં તેમને કહ્યું કે ભાઇ તમો બન્ને જણ પરદેશ જઇ કમાઇ આવ્યા અને હવે મને પરદેશ તેડી જાઓ એટલે આપણે ત્રણે જણ બરાબર થઇને આવીએ અને ભીખ માગીએ. તમો આવ્યા ત્યારે મારી પાસે પૈસા હતા તો મેં તમને વેપાર કરવા આપ્યા પણ આપણે બધા સરખા થઇએ તો પછી શી દશા થાય પેલા બે જણ બોલ્યા કે ભાઇ હવે તારૂં નસીબ અજમાવવું બાકી છે. મેં કહ્યું ભાઇ એવું કેમ જાણ્યું કે તમારા કરતાં હું વધારે કમાઇ પૈસાવાળો થઇશ માટે મારે તો આવવું નથી મને તો કાંઈ થોડું ઘણું મળશે તે ઘેર બેઠાંજ ખાઇશ. તમારી પેઠે એકે વખત ભાગ્યશાળી થઈ જવાનો લોભ હું નથી રાખતો તેમણે ઘણી રીતે મને સમજાવ્યો પણ મેં તેમનું કહ્યું કાનપર ધર્યું નહીં; પરંતુ તે તો જંપ્યા નહીં, અને હમેશાં મારી પાસે આવી તેની તે વાત કરવા લાગ્યા એમ કરતાં કરતાં તેઓ પાંચ વરસ સુધી મારી પાછળ પડયા અને મને એવો થકવ્યો કે મારે તેમના વિચારને ટેકો આપવો પડયો અને તેમની વાત કબુલ કરી.

મુસાફરી કરવા જવાની તૈયારી કરવાનો જ્યારે વખત આવ્યો અને જ્યારે અમો વિચાર કરવા લાગ્યા કે આપણે ક્યા પ્રકારનો સામાન ખરીદ કરવો. ત્યારે મને માલમ પડ્યું કે તેઓએ મારી પાસેથી લીધેલી સઘળી મુડી વાપરી ખાધી છે. અને કોડી સરખી પણ તેમની પાસે હતી નહીં. તો પણ મેં તેમને કાંઇ ઠપકો આપ્યો નહીં. પણ મારૂં ભંડોળ વધીને જે છ હજાર રૂપીઆ જેટલું એકઠું થયું હતું તેમાંથી મેં તેનો અરધો ભાગ તેમની વચ્ચે વેહેંચી આપ્યો અને મેં તેમને કહ્યું કે જુઓ ભાઇઓ આ ત્રણ હજાર રૂપીઆની મદદથી આપણે ધંધો કરીએ અને બાકીના ત્રણ હજાર રૂપીઆ એક ચોકસ ઠેકાણે છાના રાખીએ કે જો કદાચ, ખુદા ન કરેને જેમ તમે ખરાબ થઇ ખાલી હાથે પાછા આવ્યા. તેમ જો એ ત્રણ હજાર રૂપીઆ આપણે વેપારમાં ખોઈએ તો આ છુપાવેલી ત્રણ હજારની રકમ લઇ આપણે આગળની પેઠે વેપાર ચાલતો કરીએ તમો દરેકને હું એક હજાર રૂપીઆ આપવા માગું છું અને એક હજાર રૂપીઆ મારી પાસે રાખું છું અને બાકીના ત્રણ હજાર રૂપીઆ મારા ઘરના ખુણામાં છુપાવી રાખું છું એમ તેઓને કહી અમોએ માલ ખરીદ કર્યો, અને એક વહાણ આખું ભર્યું અને વહાણ હંકાર્યું. અમો એક માસની અંદર એક બંદરે સહીસલામત જઇ પહોંચ્યા, અમારો માલ ઘણાજ નફાથી વેચાયો. અમારો માલ એટલા તો સારા ભાવથી વેચાયો હતો કે અમારા એક એક રૂપીએ દશ દશ રૂપીઆનો નફો થયો ત્યારબાદ આ નવા દેશમાંથી જે માલ મળ્યો તે અમોએ ખરીદ કર્યો ... પ જઇ વેચી નાંખીએ જે વેળા અમો અમારે વતને જવાની સગવડ કરતા ... એક સુંદર પણ તદ્દન ભીખારી સ્ત્રી મને આવી મળી અને મને ખોળા ... મને તમારી સાથે લઇ જાઓ. અને તમારી સ્ત્રી કરી રાખો એવું તેણે ... નહીં, અને તેને ના કહ્યું પણ જ્યારે મારૂં મન પલાળવાને

તેણે ઘણી અસરકારક તદબીર વાપરી, અને મને કહ્યું કે તેની ગરીબ હાલત ઉપર મારે નજર રાખવી નહી, પણ તેની ચાલ ચલગત જોવી. અને પુરતી પતીજ કરી લેવી. ત્યારે અંતે સઘળી તપાસ કરતાં હું હાર્યો ત્યારે મેં તેને ઘટતો પોશાક મંગાવી આપ્યો અને મેં તેની સાથે વિધિ પ્રમાણે લગ્ન કર્યું તે પછી અમો બંને જણે મારા ભાઇઓ સહિત એક વહાણમાં બેસી ચાલવા માંડયું ચાલવા માંડયા પછી મારી સ્ત્રીમાં ઘણા ઉત્તમ ગુણો જોયા તેથી દીનપરદીન તેની સાથેની પ્રીતીમાં વધારો થતો ગયો. અને મારા બે ભાઇઓ જેઓએ વેપારમાં મારી પેઠે ફતેહમંદી મેળવી ન હતી, તેઓ મારી ચઢતી દશા જોઇ શકયા નહીં, અને મારી અદેખાઇ કરવા લાગ્યા. એટલુંજ નહીં. પણ તેઓ મને મારી નાંખવાનો વિચાર કરવા લાગ્યા જ્યારે એક દીવસ અમો બંને સ્ત્રી પુરૂષ સુતેલાં હતાં ત્યારે મારા બે ભાઇઓએ મને તથા મારી સ્ત્રીને ઉઠાવી દરીઆમાં ફેંકી દીધાં.

પરંતુ પરમેશ્વરને ઘેર સૌનો સરખો ન્યાય છે. માણસ ગમે તેટલું બીજાને બગાડવા જાય પરંતુ જો પરમેશ્વર પાંશરા હોય તો વેરી આંધળા થાય છે. અને તેના દુઃખના માટે કરેલા ઉપાયો સુખકારક થઇ પડે છે, તેમ અમોને બંને જણને તેમણે ફેંકી દીધાં પણ મારી સ્ત્રી તો એક અપ્સરાજ નીકળી આવી તેની શકતી તો મનુષ્યના કરતાં જૂદાજ પ્રકારની જણાઇ અને તેના એક વાળને પણ હરકત થઈ નહીં. જો તે વખતે તે હાજર ન હોત તો હું જરૂર મરણ પામત જેવો હું સમુદ્રમાં પડયો તેવોજ સ્ત્રીએ મને ઉચકી લીધો એટલામાં તો દરિઆઇ દેવી આવી તેને સુંદર સોનેરી રંગનો પોશાક પહેરાવી ગઇ, તે વેળા તે અપ્સરા બોલી કે પ્યારા ખાવિંદ આપને હવે હું કોણ છું અને મારી શક્તિ કેવી છે. તેની ખબર પડશે. આપ મારી સાથે સંબંધ કરતાં અચકાતા હતા. પરંતુ આપે મારા ઉપર દયા લાવી મારી સાથે સંબંધ કર્યો. તેનો બદલો હું કેવી રીતે વાળું છું તે જોશો. હું એક પરી છું. તે તમોને ત્રણ જણને દરિઆ કિનારા ઉપર ફરતા જોઇને મને તમારી સાથે સંબંધ જોડવાનું મન થયું પરંતુ તમારી પરીક્ષાને સારૂ મેં તે વખતે ગરીબના જેવો પોશાક પેહેર્યો, હતો મને એમ આશા હતી કે તમો મારૂં અપમાન કરશો. અથવા તો મારી બાબત નહીં સ્વીકારો પરંતુ તે મારી ધારણા ખોટી પડી અને હું ધારતી હતી તેથી તમો વધારે ઉદાર નીકળ્યા અને તમે મારી માગણી સ્વીકારી તેથી મારા મનમાં અતિશે સંતોષ પામી તમોએ મારા ઉપર અતિશે ઉપકાર કર્યો છે તેનો બદલો હું વાળીશ અને આ તમારા ભાઇઓએ જે વિશ્વાસઘાતનું કૃત્ય કર્યું તેમને જોઇ મને તેમના ઉપર ઘણોજ ક્રોધ આવે છે અને તેથી હું તેમનો જીવ લીધા વિના રહેવાની નથી એ નક્કી જાણજો.

આ સાંભળી મને ચિંતા ઉત્પન્ન થઈ કે આ સ્ત્રી મારા ભાઇઓનો જીવ લેશે એવું જાણી તેણે મારા ઉપર કરેલા ઉપકારને માટે મેં તેની પ્રશંસા કરી કહ્યું કે હે પરી તેં મારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે પરંતુ હવે મારે એટલુ તને કહેવાનું છે કે મારા ભાઇઓનો તું જીવ લઇશ નહીં. બાકી બીજી તારૂં દીલ ચાહે તેવી સજા કરજે, જો કે તે મારા બે ભાઈઓ સજાને લાયક છે પરંતુ મારાજ હાથે તેમને સજા કરાવવી એ મને હીણુપત લગાડનારૂં થઇ પડે છે મુળથીજ મારૂં તેઓ ખાતા આવ્યા છે છતાં પણ જ્યારે મારૂં ભુંડું તાકે છે તો એમજ સમજવું કે તેમની માઠી દશા થવાનો વખત નજીક આવ્યો છે. એમ કહી તેણે પ્રથમની પોતે તથા પોતાના ભાઇઓની સઘળી હકીકત પેહેલેથી આજ સુધી કહી આ સાંભળીને તો ઉલટો તે સ્ત્રીને વધારેજ ગુસ્સો ઉત્પન્ન થયો અને બોલી કે હવે તો હમણાંજ હું જાઉછું અને તેમનું વહાણ બહાણુ ભાંગી નાંખી દરીઆ નીચે ડુબાવી દઉછું હવે તમે કાંઇ પણ બોલશો નહીં કારણ કે તેમાં તમને કાંઈ પણ દોષ લાગવાનો નથી. માટે હવે મને રોકશો નહી. આ સાંભળી હું વધારે ચમકયો અને જાણ્યું કે હવે આ સ્ત્રી તેઓને છોડશે નહીં પછી મેં તને કહ્યું કે સુંદર સ્ત્રી તમારો ક્રોધ કાંઇ ઓછો કરો અને દર આવો છેવટનો વિચાર માંડી વાળો એ ગમે તેવા પણ મારા ભાઈ છે તેમણેતો મારો અપકાર કર્યોપરંતુ અપકારને બદલે ઉપકાર કરી તેમને સમજણ પડવી

એટલું તેને કહેવાથી તે જરા શાંત પડી અને તરતજ મને ત્યાંથી ઉપાડી જ્યાં મારૂં [illegible] તે ઘરની અગાશીમાં લાવીને મુકી દીધો અને પછી ત્યાંથી અદ્રસ્ય થઈ ગઇ તે ક્યાં [illegible]

માલમ પડયું નહીં, હું ત્યાંથી નીચે ઉતર્યો. મારા ઘરમાં જે ત્રણ હજાર રૂપીઆ દાટયા હતા તે મેં કાઢયા. મેં મારી દુકાન ઉઘાડી અને સર્વ સગાંવહાલાંને મળ્યો અને હું સહીસલામત રહ્યો તે બાબત તેમણે મને આશીશ આપી દુકાન બંધ કરી ઘેર આવ્યો તો આ બે કાળા કુતરા મેં દીઠા તેઓને મેં કાઢવા માંડયા પણ ખસ્યા નહીં અને મારી જોડે ગમ્મત કરવા લાગ્યા પણ મને તેની કાંઈ સમજણ પડી નહી. એટલામાં તે પરી મારી પાસે આવી. અને મને સઘળી હકીકત કહી અને બોલી કે હે ખાવિંદ; આ બે તમારા ભાઇઓ છે, અને તેમનું વહાણ ભાગી નાંખી ડુબાવી દીધું છે. તેમાંની માલમતા સઘળી ડુબી ગઇ છે, પરંતુ તેનો તમે શોક કરશો નહીં તેનો બદલો તમને બીજી ગમે તે રીતે મળશે મેં પૂછ્યું કે તેં કઈ શક્તિથી આવું પરાક્રમ કર્યું. તે બોલીકે તે કામ મારૂં નથી પણ મારી બેનનું છે, અને તે આવી રીતે કુતરાના સ્વરૂપે દસ વરસ સુધી રહેશે એવી મેં આજ્ઞા કીધી છે, તેમને એટલી શિક્ષા બસ છે. પછી પોતાની મુલાકાત કઇ જગોએ થશે તે નીશાની બતાવી તરત અદૃશ્ય થઇ ગઇ.

તે દશ વરસ હવે પુરાં થયાંછે, અને તેની શોધ કરવા નીકળ્યો છું. આ રસ્તે થઇ હું જતો હતો તેટલામાં આ સોદાગર મને મળ્યો, અને એટલામાં હરણી વાળો માણસ મને મલ્યો અને તેની વાત સાંભળી. હે જીનના પાદશાહ આ વાત તમને નવાઇ જેવી નથી લાગતી, તે જીને કહ્યું કે, હા ભાઇ તારી વાત બહુ ચમત્કારી છે. અને તેથી ખુશી થઇ આ સોદાગરની સજાનો ત્રીજો ભાગ કમી કરૂં છું. આ વાત જ્યારે પુરી થઇ ત્યારે પેલો ત્રીજો વૃદ્ધ માણસ બોલ્યો કે હે જીન જ્યારે આ બે માણસની વાત સાંભળી આ સોદાગરની સજા કમી કરી ત્યારે મારી વાત સાંભળીને ત્રીજા ભાગની સજા કમી કરશો કે નહીં, ત્યારે જીને તેને પણ પેલા બે જણની પેઠે કમી કરવા કહ્યું.

તે ત્રીજા માણસે પોત્તાની વાર્ત્તા શરૂ કરી અને કહી સંભળાવી પરંતુ તે મારા સાંભળવામાં આવી નથી તેથી અહીં તે હું કહી શકતી નથી પણ એટલું તો જાણું છું કે તે વાર્ત્તા આ બે વાર્ત્તા કરતાં ઘણી સરસ થઇ પડી હતી. અને તે સાંભળી તે જીન ખુશી થઈ બોલ્યો કે તમો ત્રણે જણની વાતોથી ખુશ થઇ હું આ સોદાગરને છોડી મુકું છું. એમ કહી તે ગુમ થઇ ગયો સોદાગરે આ ત્રણે જણનો ખરા અંતઃકરણથી ઉપકાર માન્યો અને બોલ્યો કે હે વૃદ્ધ પુરૂષો ! જો મારા સદ્‌ભાગ્યે તમો આ જગાપર આવી પહોચ્યા ન હોતતો હું બચવાનો નહોતો એમ કહી તે ચારે જણ છુટા પડયા અને સોદાગર પોતાને ઘેર આવી પોતાનાં બૈરાં છોકરાંને મળ્યો. અને સૌના હર્ષનો પાર રહ્યો નહી સ્ત્રીની આગળ તેણે પોતાની સઘળી હકીકત સંભળાવી.

પછી **શેહેરાજાદી** બોલી કે હે નામદાર સુલતાન ! આ જે વાતો તમોને કહી સંભળાવી તે એક માછીની વાર્ત્તા આગળ કાંઇ હિસાબમાં નથી. બાદશાહ **શેહરીયાર** કાંઇ બોલ્યો નહી ત્યારે અવસર જોઈ દીનારજાદી બોલી કે બેન હજુ સવાર થવાને થોડીવાર છે, તો તે વાત સંભળાવશો; હું ધારૂં છું કે નામદાર સુલતાન તેમાં કાંઇ વાંધો લેશે નહીં, બાદશાહે કહ્યું કે ચલાવો કાંઇ હરકત નથી. **શેહેરાજાદીએ** વાર્ત્તા શરૂ કરી.

# માછીની વાર્તા.

નામદાર સુલતાન ! એક શહેરમાં એક ઘરડો અને ગરીબ માછી રહેતો હતો. તે એટલો બધો ગરીબ હતો કે એક પોતાની સ્ત્રી તથા ત્રણ છોકરાઓનું પણ ગુજરાન તેનાથી નીભાવી શકાતું નહીં, તે દરરોજ સવારમાં વેહેલો દરિઆ કિનારે માછલાં મારવા જતો પણ તેને એવો નિયમ હતો કે, આખા દિવસમાં પોતાની જાળ ચારવાર નાંખવી, તેથી વધારે વાર ગમે તેમ થાય પણ નાંખવી નહીં. હવે એક દિવસ

તે સવારમાં વેહેલો પોતાની જાળ લઇ દરિઆ કિનારે ગયો. અને પેહેલીવારની જાળ નાંખીને ખેંચી તો ઘણીજ ભારે લાગી, તેથી તેના ધારવામાં આવ્યું કે તેમાં માછલાં વધારે હશે. તેથી ખેંચાતી નથી. એમ ધારી તે ખુશી થયો અને ખુબ જોરથી તે જાળ ખેંચવા લાગ્યો, બહાર ખેંચી કાઢી જુએ છે તો તેમાં એક મુએલું ગધેડું માલમ પડ્યું. એથી તે ઘણો નિરાશ થયો. અને મનમાં પોતાના નશીબનો વાંક કાઢવા લાગ્યો, પેલી જાળ ઘણા ભારથી તુટી ગઇ હતી. તે પાછી સાંધી ફરીને દરીઆમાં મુકી તો ફરીથી પણ એવી રીતે તેમાં ઘણો ભાર લાગ્યો. આ વખત તેણે વિચાર્યું કે હવે મારી મેહેનત સફળ થશે. કારણકે ફરી ફરી કાંઈ એમ થાય નહીં. એમ વિચારી ખેંચી જાળ કાઢી અને જુએ છે તો કાદવ અને માટી સિવાય બીજું કાંઇ દીઠું નહીં. આથી તે વધારે નીરાશ અને દુઃખી થઇ પરમેશ્વરને અરજ કરવા લાગ્યો અને પોતાના નસીબને ઠપકો દેવા લાગ્યો, કે હે! નસીબ તું મને શા માટે દુઃખ દે છે. મારા ગરીબ માણસ ઉપર તું આટલો બધો ગુસ્સો શું કરવા કરે છે. મારાં બૈરાં છોકરાંની પણ તને કાંઈ દયા આવે છે કે નહીં. અને છેક મને નીરાશ કેમ કરે છે. હવે મારાથી બીજો કાંઇ ધંધો થઇ શકે તેમ નથી, કે હું મારૂં ગુજરાન ચલાવી શકું, હું આખો દિવસ મેહેનત કરતાં પણ મારા કુટુંબનું ગુજરાન સારી રીતે નભી શકે તેટલું પણ પેદા કરતો નથી. તેમાં પણ આવું વિઘ્ન! તારે ઘેર એવો કેમ ન્યાય છે કે કેટલાક દુષ્ટ લોકોને ઘેર પૈસાનો વરસાદ વરસે છે, અને કેટલાકને ગુજરાન ચલાવવું પણ મુશ્કેલ પડે છે. એવી તારી વિચિત્ર ગતિ છે. તો હવે તેની ફરિયાદ કોને કરવી. એવી રીતે તે શોકાતુર મને કાદવ માટી વગેરે જાળમાંથી કાઢી નાંખી ફરી ત્રીજીવારની જાળ તેણે નાંખી તો, તે વખત પણ એવી ભારે લાગી અને આ વખતે પણ તેણે પ્રથમના જેવોજ વિચાર કર્યો, અને કાઢીને જુએ છે. તો પથ્થર, માટી અને કાદવ નીકળ્યાં આથી તો તે છેકજ નીરાશ થયો. પરંતુ વહાણું વાયું હતું અને અજવાળું થયું હતું. તેથી તે હમેશના પોતાના નિયમ પ્રમાણે નીમાજ પડવાને ગયો, અને ત્યાં આગળ તે ખુદાને પ્રાર્થના કરી કહેવા લાગ્યો કે હે પરવરદિગાર તું જાણે છે કે મારે ચાર કરતાં વધારે વખત જાળ નહીં નાંખવાનો નિયમ છે, તેમાં ત્રણ વખત તો નાંખી ચુક્યો છું. હવે ફક્ત એકજ વખત નાખવી બાકી છે. તો હવે હું તને અરજ કરૂં છું કે મારા ગમે તેટલા ગુના થયા હોય, પણ તે સઘળા માફ કરી હવે મારા ઉપર દયા કર. અને આ છેલ્લી વખતની મારી મેહેનત સફળ કર.

નિમાજ પડી રહી જાળ લઇ દરિયા કિનારે આવ્યો. અને ચોથીવારની જાળ નાંખી આ વખતે જાળ ભારે થયેલી લાગી. તેથી તેને આશા લાગી કે આ વખત જરૂર તેમાં માછલાં હશે, ખુદાએ મારા ઉપર મેહેરબાની કરી એમ કહી બહાર કાઢી જુએ છે તેમાં એક પીતળનું વાસણ આવેલું છે તેનું મોં બંધ કરી રેણ દીધેલું છે. અને તેના ઉપર સીક્કો મારેલો છે. તે ઉપરથી તેને લાગ્યું કે અંદર કાંઇ ભરેલું હશે.

તેણે તે વાસણ સઘળી તરફથી તપાસી જોયું તો કાંઈ ઠેકાણે ઉઘાડે તેવું નહોતું ત્યારે તેણે વિચાર્યું કે તે હલાવી જોવાથી કેવો અવાજ થાયછે? એમ વિચારી હલાવી જોયું તો કાંઇ પણ અવાજ થયો નહીં. ત્યારે તેણે પોતાની પાસેથી છરી કાઢી તેનું ઢાંકણું ઉઘાડયું અને વાસણ તરતજ ઉંધું વાળ્યું તો તેમાંથી ધુમાડાના ગોટે ગોટ નીકળવા માંડ્યા; અને તે ધુમાડો સમુદ્ર ઉપર તથા જમીન ઉપર ફેલાઇ ગયો આ બનાવ જોઇ માછી અજાયબ થઇ ગયો, બધો ધુમાડો નીકળી ગયા પછી તેનો એક સંગીન ગોળો બની ગયો, તે ફાટયો અને તેમાંથી એક જીન નીકળી આવ્યો. અને તેનું શરીર રાક્ષસના કરતાં બમણું હતું તે જોઇ તેને એટલી ધાસતી લાગી કે ત્યાંથી તેનાથી હાલી ચાલી શકાયું નહીં. નાસવાને માટે વિચાર કર્યો ખરો પણ સઘળો વ્યર્થ ગયો, જીન બોલવા લાગ્યો કે ઓ સુલેમાન! ઓ સુલેમાન! અલ્લાના મોટા પેગમ્બર હું તને અરજ કરૂં છું કે તું મને માફ કર હું તારી સામે કદી થનાર નથી, અને તું કહીશ તે કરીશ.

આ સાંભળી માછીને કાંઇક હિમ્મત આવી અને તે બોલ્યો કે ઓ જીન તું તારી હકીકત કહે કે તને આ વાસણમાં શાથી બંધ કરવામાં આવ્યો હતો આ સાંભળી તે જીન માછી તરફ ધિક્કારની નજ-

રથી જોવા લાગ્યો, અને બોલ્યો કે ઓ મીજાજ ભરેલા માછી તું લગાર વિનયથી બોલ હવે હું તને મારી નાંખવાનો છું. માછીએ કહ્યું મેં તારૂં શું બગાડયું છે કે તું મને મારી નાંખવાને તૈયાર થયો છું, તું નથી જાણતો કે મેં તને આ વાસણમાંથી હમણાંજ બહાર કાઢયો છે. જીન બોલ્યો તે હું જાણું છું પરંતુ તેથી કાંઇ તને હું છોડનાર નથી પણ તારા ઉપર હું એટલીજ મેહેરબાની કરૂં છું કે તારે કેવી રીતે મરવું છે તે તું કહે એટલે હું તે પ્રમાણે કરૂં. માછી બોલ્યો અરે જીન મેં તારૂં શું બગાડ્યું છે. જીને કહ્યું તું ગમે તેમ કર પણ હવે તેમાં તારૂં કાંઇ વળે તેવું નથી અને આડી અવળી વાત છોડીદે; અને મારે તને માર્યા વિના છુટકો નથી તેનું કારણ તારે સાંભળવું હોય તો હું કહું તે સાંભળ.

હું જાતે ખવીસ છું એક વખત હું ખુદાની સામે થયો. ખુદાના પેગમ્બર સુલેમાન છે તેને અમે બધા જીનો સૌ માનતા અને તાબે થતા, પણ તે છતાં મેં તાબે રહેવાની ના પાડી. મારી હઠને લીધે તે બળવંત પાદશાહે પોતાના પ્રધાનના છોકરા અશફને ફરમાવ્યું કે તેને પકડી લાવો, તેથી અશફ મને પકડી ગયો. અને મને કેદ કરી પાદશાહની હજુરમાં લાવી હાજર કીધો.

જે સુલેમાનના તાબામાં સર્વે જીનો હતા તે સુલેમાને મને કહ્યું કે, તું તારી રીતભાત સુધાર અને મારા હુકમને માન આપ. મેં [illegible] રરાની સાથે તે પ્રમાણે કરવાની ના પાડી. તેથી બાદશાહ ગુસ્સે થયા અને મને વાસણમાં બંધ કીધો. અને તેમાંથી હું નીકળી ન શકું એટલા માટે તે વાસણનું મોં શીશાથી રેણ દઇ બંધ કર્યું, અને તે ઉપર પોતાની મહોરની છાપ મારી એક જીનના હાથમાં આપી તેને કહ્યું કે આ વાસણને દરિયામાં ફેંકી દે. હું ઘણો શોકાતુર થયો અને જોતજોતામાં તે વાસણ પેલા જીને દરીઆમાં ફેંકી દીધું.

હવે હું બંદીખાનામાં પડ્યો ત્યારે મેં વિચાર કર્યો કે મને જે કોઇ પહેલા સૈકામાં આ વાસણમાંથી બહાર કાઢશે, તેને તેનાં છોકરાં સાથે હું ધનવાન કરીશ પરંતુ કોઇ મને કાઢનાર મળ્યો નહીં ત્યારે મેં બીજા સૈકામાં વિચાર કર્યો કે આ સૈકામાં જો મને કોઇ કાઢશે તો હું તેને આખા જગતનો ખજાનો બતાવીશ. તો તે અવસરમાં પણ મને કોઇ કાઢનાર મળ્યો નહીં, ત્યારે ત્રીજા સૈકામાં સોગન ખાઇ મેં પ્રતિજ્ઞા કરી કે આ સદી પુરી થયા પહેલાં જો મને કોઇ કાઢશે, તો હું તેને મોટો બાદશાહ બનાવીશ અને સદા હું તેને તાબે રહીશ. પરંતુ તે સૈકામાં પણ મને કોઇ કાઢનાર મળ્યો નહીં, અને હું તો કેદખાનામાંજ રહ્યો. આવી રીતે ઘણાં વરસ જતાં, રહેવાથી હું ઘણોજ કંટાળી ગયો અને ખીજવાઇને મેં સોગન ખાઇ એવી પ્રતિજ્ઞા કરી કે હવે મને જે કોઇ કાઢશે તેને મારી નાંખીશ. પણ તે એવી સરતે કે જે મોતે તે મરવા માગશે તે રીતે તેને મારીશ. હવે આજે તેં અઢારસે વરસે મને બહાર કાઢ્યો છે. તો મારે હવે તને કઇ રીતે મારવો તેનો જવાબ દે.

આ સાંભળીને તે માછીને ઘણુંજ દુ:ખ લાગ્યું, તે બોલ્યો કે અહીં આવીને આ કૃતઘ્ની ખવીસનો મેં જેટલો ઉપકાર કર્યો તે મિથ્યા ગયો અને તે મારી કમનસીબની નીશાની છે ઓ જીન તું તારા આ ઠરાવ ઉપર જરા વિચાર કરી જો અને તારા આવા ગેરવ્યાજબી સોગનને પાછા ખેંચી લે અને તું મને આટલી વખત માફ કર, તારૂં ખુદા સારૂં કરશે હું તને હજારો આશીષ આપું છું તું મને અત્યારે છોડી નહીંદે તો મારાં અનાથ ત્રણ બાળકો તથા મારી ગરીબ બિચારી સ્ત્રી ભુખથી મરી જશે. મારા બધા કુટુંબનો આધાર મારા પરજ છે. તેથી તે સઘળાનું પાપ પણ તારે શીરજ આવશે, તે જીન બોલ્યો કે હે ભલા માણસ તું ગમે તેટલા ઉપાય કરીશ. પણ હું તને છોડવાનો નથી અને જે સઘળું તું બોલે છે તે મિથ્યા થવાનું છે. માછી બોલ્યો અફસોસ, ધિક્કાર છે તને કે આટલું કહેતાં છતાં તને કાંઈ પણ દયા આવતી નથી, મને તારા ઉપર કરેલા ઉપકારનો બદલો તું અપકારથી વાળે છે. આ જીની હવે શિખામણ લાગી. જીન બોલ્યો હે મૂઢમતિ તું હવે જલદી કહે કે તારે શી રીતે મરવું છે, મને વાર થાય છે. તે તું નથી જાણતો ? હું મારો ઠરાવ કોઈ રીતે ફેરવવાનો નથી પણ તારા ઉપર દયા લાવી તારી મરજી પ્રમાણે મારવાને હું વાટ જોઉછું ત્યારે તું તારૂં ભાષણ લાંબુ લાંબુ ચલાવી નકામો વાર કરે છે. પણ

તેથી તારૂં શું લીધું વળવાનું હતું. માટે હવે આડી અવળી વાતો જવા દઇ જલદી મને કહે કે તારે ક્યા પ્રકારનું મોત જોઇએ છીએ ? હે નામદાર બાદશાહ આ માછીએ છુટવાને માટે જેટલી જેટલી યુક્તિઓ કરી તે સઘળી નકામી ગઇ પછી માછી બોલ્યો, કે હે જીનના પાદશાહ હવે હું તુને વિનંતી કરૂંછું કે મારે ક્યા પ્રકારનું મોત માગવું અને મરતા પહેલાં હું તુને જેજે સવાલ પૂછું, તેના ઉત્તર ખરેખરા જેવા હોય તેવાજ આપજે જીન કાંઇક વિચાર કરી બોલ્યો કે હે માછી તારે જે પુછવું હોય તે જલદી પૂછી લે. હવે વખત ગુમાવીશ નહી.

માછી બોલ્યો, તું ખરૂં કહે છે કે હમણાં તું પીતળના વાસણમાંથી નીકળ્યો, અને તે બાબતમાં શું ખરેખર હોય તે ન કહે તો તને તારા ખુદાના સમ છે, જીન બોલ્યો હું અલ્લાના સોગન ખાઈ કહું છું કે હું આટલા વરસોથી પીત્તળના વાસણમાંજ રહ્યો હતો. માછીએ કહ્યું તે ખરૂં કહેવરાવે તો તારી આ વાત મારા માનવામાં આવતી નથી. કારણકે આટલા વાસણમાં તો તારો પગ પણ ન માઈ શકે તો પછી આખું આવડું મોટું શરીરનો શી રીતે પેસી શકે. એતો મવાલ જેવું લાગે છે, અને માનવામાં આવતું નથી જીન બોલ્યો કે હું મારા પોતાના સોગન ખાઈ કહું છું કે હું નક્કીજ આ પીતળના વાસણમાં હતો. માછી બોલ્યો પણ તે મારા માનવામાં આવતું નથી. કારણ કે આ વાત નજરે જોયા સિવાય મનાય તેમ નથી, જીન બોલ્યો જો એમ હોયતો હું તને ખાત્રી કરી બતાવું કે આ વાત હું ખોટી કહુંછું કે ખરી; માછી બોલ્યો જો તું એમ એવો નિશ્ચય કરી આપે તોતો તું જે કહે તે પ્રમાણે હું વર્તું.

તેજ વેળા તે જીનનું શરીર બદલાઇને ધુમાડો થવા લાગ્યો અને પ્રથમની પેઠે થોડીજ વારમાં આકાશ અને પૃથ્વી ધુમાડાથી ભરાઈ ગયાં, અને થોડે થોડે તે સઘળો ધુમાડો વાસણમાં ભરાયો. જ્યારે પુરો ભરાયો ત્યારે જીન બોલ્યો કે, હે માછી ! હવે તારી ખાતરી થઈ કે નહી ? પછી માછીએ તેના ઉપર સીસાનું ઢાંકણું દેઈ કહ્યું કે હા હવે બરાબર મારા માનવામાં આવ્યું, એમ કહી બેશી રહ્યો. થોડીવાર પછી જીન બોલ્યો હવે નીકળું ? માછીએ કહ્યું હા નીકળ; નીકળવા જાય છે ત્યાતો ઢાંકણું દીધેલું છે, જીન બોલ્યો અરે માછી તેં મને છેતર્યો. માછી કહે હવે તારે જેમ કરવું હોય તેમ કર હું આ બેઠો જીન બોલ્યો ભાઈ હું તો તારી મશ્કરી કરતો હતો શું હું કાંઇ તને મારત ? એ તો હું જોતો હતો કે તારી હિમ્મત કેવી છે, માછી કહે છે કે હા બરાબર પણ હવે તું કેવી રીતે મરવા માગે છે તે કહે, મેં તને ઘણા કાલાવાલાં કર્યાં છતાં પણ તું મને છોડતો નહોતો માટે હવે તો આ વાસણ સમુદ્રમાં નાંખી દેવું સારૂં છે, અને હું પણ અહીંઆં છાપરી કરી રહું કે કદાપી કોઈ આ જગોપર આવે અને તને કાઢે તો હું તેને ના કહું.

જીન બોલ્યો અરે માછી હવે તું મને માફ કર મેં તને જે કહ્યું તે કાંઇ ખરેખર નહોતું કહ્યું અને હવ જો તું મને બહાર કાઢીશ તો હું તને ઘણો ઉપયોગી થઇ પડીશ અને સારો તવંગર કરીશ. હું સોગન ખાઇને કહું છું કે આટલી વખત મારી પરીક્ષા જો. માછી બોલ્યો એ તારી બધી લુચ્ચાઈ જવાદે. મેં તને એટલી વિનંતી કરી તે સઘળીનો તેં તીરસ્કાર કર્યો. તો હવે હું તારી માગણીને કેવી રીતે માન આપું. માટે પેહેલો જેમ તું મને પૂછતો હતો કે કેવી મરવું છે ? તેમ હું તને પુછુંછું કે તારે કંઈ રીતે મરવું છે. જો કંઈ ન બોલે તો દરિયામાં નાખી દઉં જીન બોલ્યો હે માછી તું તેમ કરીશ નહીં અને મને મેહેરબાની કરી બહાર કાઢ, હું તારો બદલો એવો વાળીશ કે તું સંતોષ પામીશ; માછી બોલ્યો અરે મૂરખ હવે નીકળવાની નકામી આશા તું શા સારૂં રાખે છે. હવે ત્યારે વારે કાંઈ હું છેતરાવાનો હતો ? હવે તું નીકળીને મારૂં શું સારૂં કરવાનો હતો. જો હું તને હવે બહાર કાઢું તો પછી ફરીને મારો તેવો તે વખત આવે, અને જેમ યુનાનના બાદશાહે હકીમ વૈદનું જાનનો બદલો વાળી આપ્યો. તેમ તું પણ વાળી આપે. એ બાદશાહ તથા વઇદની વાત હું કહુંછું તે સાંભળ.

# પાદશાહ તથા વૈદની વાર્તા.

ઈરાન દેશમાં ઊમાન શેહેરમાં એક બાદશાહ રાજ્ય કરતો હતો. તેની રૈયત યુનાન દેશની હતી. તેથી યુનાની પાદશાહ કહેવાતો, તે પાદશાહને કોઢનો રોગ થયો હતો અને તેથી તે ઘણુંજ પીડાતો. હજારો વૈદો કર્યા પણ કોઈથી કાંઈ ફાયદો થયો નહીં એવામાં એક દુબાન નામનો હકીમ ત્યાં આવ્યો, તે ઘણી ઘણી ભાષાઓના વૈદકના ગ્રંથો વાંચી ઘણો અનુભવી થયો હતો, વૈદક ઉપરાંત તે બીજી પણ કેટલીક વિદ્યાઓમાં તે હોંશીયાર હતો તેણે ઘણા દેશો ફરી કેટલાક અસાધ્ય રોગો મટાડી સારી આબરૂ મેળવી હતી, અને સેંકડો ગાઉથી તેડવાને માણસો આવતાં, વળી તે જડી બુટી, લીલી વનસ્પતિ, વસાણાં, વગેરેમાં પણ ઘણો હોંશીઆર હતો.

તેણે એક વખત સાંભળ્યું કે યુનાની પાદશાહને કોઢનો રોગ થયો છે અને તે કોઈથી મટતો નથી દેશ દેશના હજારો વૈદ કર્યા પણ કાંઈ ફેર પડતો નથી આવું સાંભળી પોતે ત્યાં આવ્યો. અને પાદશાહને સલામ કરી બોલ્યો. નામદારશાહ! મારા સાંભળવામાં આવ્યું છે કે આપને કોઢનો રોગ થયો છે. અને તે રોગ કોઈ પણ વૈદથી મટયો નહીં. સઘળા વૈદો પોતાનું સંપુર્ણ બળ અજમાવી થાકયા. એમ સાંભળી હું આપની સેવામાં મારાથી બને તેટલી મેહેનત કરવાને હાજર થયો છું. જો આપની મરજી હોય તો હું કોઈ પણ દવા કે મલમપટા કર્યા સિવાય આપના રોગ હું મટાડું, પાદશાહે આ સાંભળી વિચારમાં પડયો કે આ તો નવાઈ જેવું જો આ વૈદ કહે છે તેમ કરે તો તો પછી તેના કરતાં બીજું સારૂં શું? પણ તેની ખાતરી તો કરવી જોઈએ. તે સાંભળી પાદશાહ બોલ્યો વૈદરાજ! તમો કહો છો તે પ્રમાણે મારો રોગ મટાડી શકશો? હું તમોને મોં માગ્યા પૈસા આપીશ અને વળી મારી જીંદગી પર્યંત તમારો ઉપકાર હું નહીં ભુલું હું ઘણોજ હેરાન થાઉં છું. તેમજ હજારો રૂપીઆ ખરચી નાંખ્યા છે. પણ મને કોઈ વાતથી આરામ થયો નથી માટે જો તમારાથી મને સારૂ થશે તો હું તમોને દોલત ઉપરાંત ઘણાં ઈનામો આપીશ અને સૌથી ખાસ પ્યારા મિત્ર થશો, પરંતુ તમોને ખાત્રી છે કે તમો વગર દવાથી મને આરામ કરશો? વૈદ જવાબ દીધો કે હા સાહેબ આપની મેહેરબાનીથી હું આપને જે પ્રમાણે કહું છું તેજ પ્રમાણે સાજા કરીશ તેમાં બિલકુલ સંશય રાખવો નહીં અને જો આપની મરજી હોય તો હું કાલથી મારો ઉપાય ચાલતો કરૂં.

પછી દુબાન હકીમ પોતાને ઘેર આવ્યો તેણે દડો રમવાનો એક દાંડો (ગેડી) તૈયાર કર્યો, ને હાથો માંહેથી પોલો રાખ્યો અને જે દવા કરવાની હતી તે દવા પેલા ધોકામાં ભરી પછી તેણે એક દડો પણ બનાવ્યો પછી બીજે દિવસેને દડો તથા તોડી લઈ પાદશાહની પાસે ગયો અને તેના પગમાં માથું મુકી પગે લાગ્યો.

બાદશાહે તેનો હાથ પકડી તેને ઉભો કર્યો અને તેને ઘણું માન આપ્યું. વૈદ દુબાને કહ્યું કે મહારાજ આપ ઘોડેસ્વાર થાઓ અને જયાં દડાનો દાવ રમો છો ત્યાં ચાલો બાદશાહ હકીમના કહેવા પ્રમાણે ઘોડેસ્વાર થઈ ચાલ્યા. જ્યારે રમવાના મેદાનમાં આવ્યા; ત્યાં વૈદ પેલો દડો ગેડી લઈ બાદશાહને કહેવા લાગ્યો કે હે બાદશાહ આ ધોકો લઈ તમે દડો રમો તે જ્યાં સુધી તમારા શરીરને પુષ્કળ પરસેવો થાય ત્યાં સુધી રમજો. આ દાંડાના હાથમાં મેં જે દવા પુરી છે. તે તમારા હાથની ગરમીથી ઓગળશે અને ત્યાંથી નસેનસમાં પ્રસરશે. પછી રમવું છોડી દઈ ગરમ પાણીથી ખુબ ચોળી મસળી મસળીને નાહાજો પછી સુઈ રહેજો એટલે તમારો આ રોગ કાલેજ મટી જશે.

યુનાની પાદશાહે દુબાન હકીમે જે પ્રમાણે કહ્યું તે સઘળું કર્યું રમત શરૂ કરી જ્યાં સુધી પોતાને ખુબ પરસેવો થયો ત્યાં સુધી રમત જારી રાખી જ્યારે હકીમના કહેવા પ્રમાણે દવા પીગળીને ચડી રહી ત્યારે રમત બંધ કરી અને ઘેર આવી ગરમ પાણીથી નાહી બાદશાહ સુઈ રહ્યો.

પાદશાહને હકીમની દવાથી આરામ લાગ્યો હોય તેમ જણાયું કારણકે સવારમાં ઉઠીને જુએ છે. તો કોઢનું નામ પણ શરીર પર દેખાયું નહીં ત્યારે રાજા ઘણો ખુશ થયો અને નવાઇ પામ્યો. અને પોતે પોતાનો પોશાક પેહેરી દરબારમાં ગયો, ત્યાં સઘળા લોકો બાદશાહની ખબર પૂછવા આવવા લાગ્યા. એવામાં ત્યાં દુબાન હકીમ પણ આવી હાજર થયો, અને પોતાનું માથું નમાવી બાદશાહને માન આપવા જતો હતો પણ બાદશાહે તેને તેમ કરતાં અટકાવી તેનો હાથ ઝાલી પોતાની પાસે બોલાવી બેસાડયો અને તેની આસપાસ જે લોકો બેઠા હતા તે સઘળાઓને કહ્યું કે આ હકીમ સાહેબે મારો રોગ મટાડયો છે એમ કહી તેની ઘણી તારીફ કરી. સઘળા લોકો પણ હકીમ સાહેબનાં વખાણ કરવા લાગ્યા બાદશાહે તે દિવસે ખુશાલીમાં એક જ્યાફત આપી. હકીમ સાહેબને પોતાની પાસે બેસાડી જમાડયા અને સૌની વચ્ચે એક સરપેચ અને ઉંચી કીમતનો કેટલોક સરપાવ ભેટ કર્યો ત્યાર પછી કેટલીક મુદત સુધી બાદશાહે તેને પોતાના મિત્ર તરીકે ઘેર રાખ્યો અને તેની સારી બરદાસ કરી. બાદશાહ તેના ઉપર એટલો બધો પ્રસન્ન થઇ ગયા કે તેને પોતાનું તન મન અને ધન ગણવા લાગ્યો.

હવે આ પાદશાહનો પ્રધાન જે હતો તે ઘણો લોભી અદેખો અને એવો કપટી હતો કે પોતાની મતલબ સારૂ ગમે તેવું નીચ અને દુષ્ટ કર્મ કરતાં લગાર પણ આંચકો ખાતો નહીં, તેનાથી આ હકીમને પાદશાહે જે જે ભેટો કરી તે ખમી શકાઇ નહીં, અને મનમાં વિચાર કરવા લાગ્યો કે ગમે તેવો ઉપાય કરી હાલ બાદશાહની આ હકીમે જેટલી પ્રીતી મેળવી છે. તેટલીજ તેના પર ઇતરાજી કરાવવી. એવું વિચારી તે એક દિવસ બાદશાહ પાસે ગયો અને કહેવા લાગ્યો કે હે નામદાર પાદશાહ આપ દુબાન હકીમને ઘણેજ ઉંચે દરજ્જે ચડાવી દીધો છે અને તેને ઉપરાઉપરી ઇનામો આપી દિવસે દિવસે પ્રીતિમાં વધારો કરતા જાઓ છો, પણ આપને હું કહું છું કે તે ભરૂસો રાખવા લાયક માણસ નથી. તે માણસ ઘણો દુષ્ટ અને કપટી છે, તે કપટથી કોઇક દીવસ આપને ફસાવશે. માટે આપ હવેથી તેનો એતબાર રાખશો નહીં તેમજ તેની સાથે ઝાઝો પરિચય પણ રાખશો નહીં. બાદશાહ બોલ્યો અરે! પ્રધાન તું આ શું કહે છે.? શું તું ખરૂં કહે છે! આ વાત સાચી હોયજ નહીં! અને તે હું માનું પણ નહીં. પ્રધાન બોલ્યો, મહારાજ આપ તો ભોળા છો, તે હકીમ ઘણે દુરથી આપનો જાન લેવા સારૂ અહીં આવ્યો છે. એવા માણસો ઘણું કરીને કપટી હોય છે ઘણા પરદેશથી જે અહીં આવીને રહ્યો છે. તેનું કારણ મારા સમજવામાં એજ આવે છે. અમે તો તેવા લોકોને તરત પારખી શકીએ છીએ માટે હવે ફરીથી બીજીવાર કહું છું કે તેનો બીલકુલ વિશ્વાસ રાખશો નહીં અને મેં તે બાબતની ખાતરી કરેલી છે. તેથી હું આપને કહેવા આવ્યો છું.

પાદશાહે કહ્યું કે તું જે માણસને આવો કહે છે. તે માણસ ખરેખરો પ્રમાણિક છે અને તેના જેવો દુનિયામાં બીજા કોઇ માણસને હું જાણતો નથી. જો તે માણસ એવો હોત તો મારો કોઢનો રોગ મટાડતજ નહીં તેણે મારો પ્રાણ બચાવ્યો તે શું કરવા બચાવત તેણે મારા સારૂ કેટલી કેટલી મહેનત કરી તેથી મનેતો તેના ઉપર વહેમનું કાંઇ કારણ રહેતું નથી અને તું જે વાત કહે છે, તે મારા માનવામાં આવતું નથી. તમે તેને આજથી દરમાસે એક હજાર રૂપીઆનું વર્ષાસન બાંધી આપવાનું કહ્યું છે, અને તેણે મને જે ઉપકાર કર્યા છે તેનો બદલો તો મારાથી કોઇ રીતે વાળી શકાય તેમ નથી. મારૂં સઘળું રાજપાટ તેને આપી દઉં તે પણ ઓછું છે. પણ મને એમ માલમ પડે છે કે મારી આપેલી બક્ષીસો તારાથી ખમી શકાતી નથી તેથી તું આવા અદેખાઇ કરે છે પણ તું યાદ રાખજે કે કોઇ દિવસ પણ તેની સાથે હું ઉચું મન કરનાર નથી, આ સાંભળી પ્રધાન લગાર ભોઠો પડયો પરંતુ પછી તો તેની મરજી એવી થઇકે ગમે તેમ કરી હવે રાજાને તેના ઉપર ઇતરાજી કરાવવી. તેથી તેણે બાદશાહને અરજ કરી કે હે નામદાર શાહ આપ મારૂં કહેવું નથી માનતા પણ જ્યારે આપને અનુભવ થશે ત્યારે ખબર પડશે, અમારે તેમાં કાંઇ સ્વાર્થ નથી પણ હું તો આપના ભલાને માટે કહેવા આવ્યો છું. રાજા બોલ્યો કે તે હું કાંઇ સાંભળવાનો નથી. કારણકે શીનબાદ પાદશાહને, તેના દીકરાને મારી નાખવાનો હુકમ આપવાથી અટકાવ કરવા માટે તેના પ્રધાને તેને શું કહ્યું હતું તે મને સારી પેઠે યાદ છે.

આ વાત સાંભળી પ્રધાન બોલ્યો કે મહારાજ તે વાત શી રીતે છે. તે મને મેહેરબાની કરી મને સંભળાવો. પાદશાહે તેની અરજ કબુલ રાખી અને વાર્તા શરૂ કરી. બાદશાહ બોલ્યો પ્રધાન ! શીનબાદ બાદશાહને તેના દીકરાની સાવકી ( ઓરમાન ) માએ આડું અવળું સમજાવી તે છોકરાને મારી નાખવાનો હુકમ કરાવ્યો પણ તેનો વજીર ઘણોજ ચતુર હતો તેથી તેણે ભલામણ કરીકે હરેક માણસની ઓરમાન માની ઉશ્કેરણીથી આગલી માનાં બાળકને મારી નાખવા સરખી ભયંકર બાબત વિષે પુરતો વખત લઈ તપાસ કરી તે વાત ઉપર વિચાર કરી કામ કરવું લાયક છે, કારણ કે ઘણીવાર તેવી સ્ત્રીઓ પાછળથી પોતાના કામનો પસ્તાવો કરેછે એટલું કહી પાદશાહે વાર્તા શરૂ કરી.

# સ્ત્રી તથા પોપટની વાતા.

કોઈએક ગામમાં એક ભોળો માણુસ રહેતો હતો; તેની સ્ત્રી ઘણી સુંદર હતી. તેથી તેની ઉપર ઘણો મોહ રાખતો. જેમ રાંકને ઘેર રત્ન હોય તેમ એ ભોળા માણસને ત્યાં આવી સ્ત્રી હતી, તે સ્ત્રીને તે એક ઘડીવાર પણ છોડી ક્યાંઇ જતો નહી. એક દહાડો ઘણા જરૂરના કારણસર બહાર જવું પડ્યું, તે જતા પહેલાં પોતે ચૌટે ગયો તો ત્યાં એક દુકાનપર જાત જાતનાં પક્ષીઓ વેચાતાં હતાં, તેમાં એક પોપટ ઘણું સારૂં બોલનારો નજરે પડ્યો. તે ઉપરાંત તેનામાં એ ગુણ હતો કે જે વાત તેની રૂબરૂમાં બને તે સઘળી યાદ રાખી કહેતો એવા ર ચ ર પોપટને આ માણસ લઈ પાંજરામાં નાંખી પોતાના ઘેર લઈ ગયો અને પોતાના સ્ત્રીને કહ્યું કે તું આ પોપટને સારી રીતે પાળજે અને તેને ઓરડામાં રાખજે અને હું ગામ જાઉં તે વખતમાં તેની સારી રીતે સંભાળ લેજે એવી રીતે તે પોપટને પોતાની સ્ત્રી આગળ મુકીને તેને જે ગામ જવું હતું ત્યાં ગયો.

હવે થોડે દિવસે તે માણસ ગામ જઈ ઘેર આવ્યો. ત્યારે તેણે પોતાના પોપટને ખબર પુછી મારી ગેરહાજરીમાં સી રીતે થયું તે સઘળી હકીકત કહી તે ઉપરથી તેણે પોતાની સ્ત્રીને ઠપકો આપ્યો. સ્ત્રીએ જાણ્યું કે મારી કોઇ ચાકરડીએ કહી દીધું હશે, તેમ જાણી તેણે પોતાની ચાકરડીઓને બોલાવી તેમને ઠપકો આપ્યો તેઓ કહેવા લાગી કે અમે કોઇએ કશું કહ્યું નથી પરંતુ આ પોપટે કહ્યું હોય તેમ લાગે છે અને તેની તેમણે ખાત્રી કરા આપી કે પોપટે કહેલું છે તેથી તે સ્ત્રીએ પોતાના ધણી આગળ સાચા થવાના તેમજ પેલા પોપટનું વેર લેવાના ઉપાય કરવા માંડયા.

હવે તે માણુસ જ્યારે બીજીવાર ગામ ગયો ત્યારે તે સ્ત્રીએ. પોપટને પોતાના કૃત્યની કાંઈ ખબર ન પડે તેટલા સારુ એક નોકરડીને કહ્યું કે તારે પોપટના પાંજરાની તળે આખી રાત ઘંટી ફેરવવી. બીજીને કહ્યું કે તારે આખી રાત ફુંવારાની પેઠે તેના ઉપર પાણી છાંટયા કરવું ત્રીજીને કહ્યું કે એક સારો ઝગઝગાટ અજવાળું આવે તેવો દીવો કરી તેનું સઘળું તેજ પોપટની આંખ ઉપર પડે તેવી રીતે મુક. તેવી રીતે આ ત્રણે સ્ત્રીઓએ લગભગ આખી રાત કર્યા કર્યું.

બીજે દિવસે જ્યારે તેનો પતિ ગામથી ઘેર આવ્યો ત્યારે તે પોપટને પુછવા લાગ્યો કે હે પોપટ મારા ગયા પછી કાંઇ બનાવ બન્યો હોયતો કહે ત્યારે તે પોપટ બોલ્યો કે હે શેઠ આખી રાત ગાજવીજ, વરસાદ અને વીજળીથી હું એટલો બધો હેરાન થયો છું કે તે હકીકત હું તમારી આગળ કહી શકતો નથી, તો ઘરમાં શું થયું તે શી રીતે જાણી શકું. પેલા માણસને ખબર હતી કે રાત્રે કાંઇ તોફાન તો થયું હતું નહીં તેથી તેની પતિજ થઈ કે પોપટ કાંઇ સાચું બોલ્યો નથી તેથી તેના મનમાં આવ્યું કે જેમ આજની રાતનો બનાવ તેણે ખરેખરો કહ્યો નહીં તેમ પેલી રાતની વિગત જે તેણે પોતાની સ્ત્રી વિષે કહી તે પણ ખોટી હશે. તે પોપટ સંબધી ખોટો વ્હેમ રાખી તેની ઉપર શેઠ બહુ રીસે ભરાયો અને તે પોપટને પાંજરામાંથી બહાર કાઢી ભોંયપર પછાડી મારી નાંખ્યો. પાછળથી તેના આડોશી-

પાડોશીએ કહ્યું કે અરે ભલા માણસ આ તેં શું કામ કર્યું કે કાંઇપણ તપાસ કર્યા વિના પોપટને આ માટે મારી નાંખ્યો, કાંઇ પોપટે તમને છેતર્યો નથી તે ઉપરથી તેણે પોતાના સાહસ કર્મને માટે ઘણો પશ્ચાત્તાપ કીધો.

આટલી વાત કર્યા પછી માછીએ પેલા જીનને કહ્યું કે હે જીન ! યુનાની પાદશાહે જ્યારે આ વાત પુરી કીધી ત્યારે તેણે વજીરને કહ્યું કે તેની પેઠે હું તપાસ કર્યા વિના કોઇની વાત સાંભળનાર નથી અને દુબાન હકીમે તારી સાથે કાંઇ પણ કપટ કે લુચ્ચાઈ કરી નથી છતાં તું આટલી બધી અદેખાઈ કરી તેને મારી નાંખવાનાં પગલાં લેછે અને મને ઉશ્કેરે છે પણ હું તે પોપટના શેઠની પેઠે સાહસ કામ કરનાર નથી.

હવે આટલું સાંભળી પ્રધાનની ઇચ્છા જે હતી તેનાથી વધારે તીવ્ર થઇ કે હવે તો ગમે તેમ કરી બાદશાહને આ વાત સાચી મનાવી હકીમનું કાસલ કાઢવું. તેથી તેતો વાતનો કેડો છોડેજ નહીં તેથી તે બોલ્યો કે હે નામદાર શાહ પોપટનો દાખલો આપે આપ્યો પરંતુ પોપટને મારવો એ ઘણીજ હલકી વાત હતી. કારણ કે તેના મરણથી તરત ઘડીક થોડો શોક થાય પરંતુ તે કાંઇ હાનિકારક ન કહેવાય હું કાંઇ અદેખાઇને લીધે આ વાત આપને નથી કરતો પરંતુ મને તો આપના જીવનું કદાપી જોખમ થઈ જાય તેની ધાસ્તી લાગે છે. મને આવી બાબતો ઉપર ઘણુંજ ધ્યાન રાખવું પડે છે કે જે વાત આપણી ગફલતથી બગડી જાય છે. તેનો આપણને ઘણો પસ્તાવો થાય છે. માટે અમારી તો ફરજ જ છે કે અમોને જે વાતનો કાંઇ વેહેમ પડે તે આપને જાહેર કરવો જો ન કરીએ તો નિમકહરામ કહેવાઇએ તેથી અમોએ અમારી ફરજ સમજી આ વાત આપને કરી છે, આ મારીવાત જો ખોટી ઠરે તો જેમ એક ખોટી ખબરે આપનાર વજીરને સજા ખમવી પડી તેમ મને પણ કરાવવી. તે યુનાની પાદશાહે પૂછ્યું કે તે વજીરે એવું શું કામ કર્યું કે તેને સજા ખમવી પડી તે વજીરે જવાબ દીધો જો આપ નામદાર બાદશાહ તે વાત સાંભળો તો હું આપને કહું.

## એક વજીરની વાર્તા.

એક મોટા શેહેરમાં કોઇ રાજા રાજ્ય કરતો હતો તે રાજાને એક કુંવર હતો, તેને શિકાર કરવાનો ઘણો શોખ હતો. તેથ તેના બાપને તે બહુજ વહાલો લાગતો અને તેને ખુબ લાડ લડાવતો, વળી તે રાજાએ પોતાના પ્રધાનને હુકમ કરી મુક્યો હતો કે કુંવર જ્યારે શિકારે જાય ત્યારે હમેશાં તારે તેની સાથે જવું અને ઘડીવાર પણ તેને છુટો મુકવો નહીં.

એક દિવસ સવારમાં શિકારી લોકોએ એક સસલું નસાડ્યું કુંવર તેની પાછળ દોડયો કુંવરે જોસમાંને જોસમાં પોતાનો ઘોડો એટલો તો જોરથી દોડાવ્યો કે તેની સાથેના સઘળા સવારો તેની પાછળ પડી ગયા પ્રધાન તેની પાછળને પાછળ જતો હતો તે પણ પાછળ પડી ગયો કુંવરના મનમાં કે પ્રધાન મારી પાછળ આવે છે થોડેક છેટે જઇ પાછું વળી જોયું તો કોઇને દીઠું નહીં તેથી તેણે પોતાનો ઘોડો અટકાવ્યો અને પાછો વળ્યો પરંતુ પાછો વળતાં ભુલો પડયો અને બીજે રસ્તે ચડી ગયો, પ્રધાન પણ જોરથી દોડી ગયો પરંતુ કુંવરનો પત્તો લાગ્યો નહીં. કુંવર જંગલને વિષે જ્યાં ત્યાં રખડવા લાગ્યો એટલામાં તેણે એક ઘણીજ સ્વરૂપવાન કન્યા મહાદુઃખમાં રખડતી દેખી, તે જોઇ કુંવર પોતાનો ઘોડો ઉભો રાખી ધીમે ધીમે ચલાવી તે સ્ત્રીની પાસે ગયો અને મીઠા વચનથી પુછવા લાગ્યો કે તમે કોણછો તે બોલી કે હું એક હિન્દી રાજાની છોકરી છું હું એક દિવસ ઘોડા ઉપર બેસી ફરવા નીકળી હતી અને ચાલતાં ચાલતાં ઘોડા ઉપર ઉંઘી ગઈ મારો ઘોડો ચાલ્યોજ ગયો અને આ જગ્યા પર તેણે મને પાડી નાંખી, મારો ઘોડો હાથ લાગતો નથ અને મને કાંઇ રસ્તો સુઝતો નથી તેથી અહીં રખડું છું.

કુંવર બોલ્યો તમો શા માટે દુઃખ ધરો છો, જો તમારો ઘોડો નાશી ગયો છે તો આવો મારા ઘોડા ઉપર બેસો હું તમારે જ્યાં જવું હશે ત્યાં મુકી આવીશ પેલી સ્ત્રી ઘોડા ઉપર સવાર થઇને બંને જણે ચાલવા માંડયું થોડેક છેટે ગયાં ત્યાં એક જુની ઇમારત જેવું આવ્યું ત્યાં આગળ પેલી સ્ત્રી ઘોડા ઉપરથી ઉતરી પડી અને કુંવરના ઘોડાની લગામ પોતાના હાથમાં ઝાલી તે ઇમારત તરફ ચાલી ઇમારતના થડમાં જઈ પહોંચી અને ઘરમાં પેઠી પેસતાંવાર તે બોલી કે અરે છોકરાં હું તમને કાંઈ ખુશીની વાત કહું છોકરાં બોલ્યાં શું છે ? તે બોલી કે હું તમારા માટે એક સારો જુવાન શિકાર લાવીછું. છોકરાઓએ કહ્યુ કે મા ? તે કયાં છે ? માએ કહ્યું કે આ ઘોડા ઉપર છે. છોકરાં બોલ્યાં કે હવે તેને જલદી લાવો તો સારૂ કારણ કે અમને ભૂખ લાગી છે. તેથી તેને હલાલ કરી નાસ્તો કરીએ આ સાંભળી આ કુંવરને કેટલું દુઃખ થયું હશે તેનો વાંચનાર ખ્યાલ કરશે.

હવે તે શાહજાદો તરત સમજી ગયો કે હવે મારૂં મોત આવ્યું, આ સ્ત્રી કોઈ હિન્દી રાજાની છોકરી નહોતી પરંતુ કોઇ ભૂખી ડાકણ છે, તે લોકોને આવી રીતે છેતરી પોતાના મકાનમાં લઈ જઇ તેનો ભક્ષ કરતી હશે, અને હવે તે મારો પણ ભક્ષ કરશે આવો વિચાર કરી રાજા તરતજ ઘોડેસ્વાર થયો અને ઘણીજ ત્વરાથી નાસવાનું કર્યું ત્યારે તે સ્ત્રી ત્યાં આવીને બોલી કે તમારે કાંઇ બીક રાખવી નહીં. પણ તમો મને કહો કે તમે કોણ છો અને તમારે જોઇએ છીએ, શાહજાદો બોલ્યો કે હે સ્ત્રી હું બાદશાહનો શાહજાદો છું. અને રસ્તે ભુલો પડયો છું તે રસ્તો શોધું છું તે સ્ત્રી બોલી કે તમો અલ્લા ઉપર ભરોસો રાખો તે તમને દુઃખમાંથી છોડાવશે.

આ સ્ત્રીએ શાહાજાદાને જે કહ્યું તે શાહાજાદાના માનવામાં આવ્યું નહીં અને ધાર્યું કે આ સ્ત્રી એમ જાણતી હશે કે આ મારા હાથમાં આવેલો શાહાજાદો હવે કયાં જવાનો છે, તેથી તેણે એકદમ મોટે સાદે ખુદાની પ્રાર્થના રવા માંડી કે હે અલ્લા ! મને આ વખતે મોતના પંજામાંથી છોડાવ. આ સ્ત્રી મને મારવા સારૂ લઇ જાય છે. આ શબ્દ સાંભળતાંજ પેલી સ્ત્રી પોતાની જે ભાગેલી ઇમારત હતી તમાં પેશી ગઇ, અને શાહજાદાએ પોતાનો ઘોડો મારી મુકયો.

હવે પેલો પ્રધાન અહીં તહીં કુંવરને ખોળવા સારૂ ઘણું ફર્યો પરંતુ તેનો કયાંઇ પત્તો લાગ્યો નહીં છેવટ થાકી પાછો આવ્યો. પોતાને બાદશાહ ઠપકો દેશે એવી બીકથી તેણે પોતાનો વાંક છુપાવી આડું અવળું સમજાવી કુંવરનો વાંક બતાવ્યો રાજાને પ્રધાન ઉપર ઘણો વિશ્વાસ હતો તેથી તેની સઘળી વાત ખરી માની અને બીજો કાંઈ શોધ કર્યો નહીં હવે રાજાનો કુંવર જ્યાં સપડાયો હતો ત્યાંથી નાઠો અને પોતાના શેહેરનો રસ્તો શોધી કાહાડી ઘેર આવ્યો, અને પોતાને વીતેલી સઘળી હકીકત પાદશાહ આગળ કીધી. આ સાંભળતાં પાદશાહે પ્રધાનને બોલાવી કહ્યું, કે પ્રધાન સઘળી કસુર તારી છે. પરંતુ તેં મને જૂઠું કહી કુંવરનો વાંક કાઢયો, માટે હું તને ગરદન મારવાનો હુકમ કરૂં છું.

આટલી વાત કરી વજીર બોલ્યો હે યુનાની પાદશાહ હવે હું દુબાન હકીમ વિષે એટલુંજ કહું છું કે તમો તેનાથી ચેતતા રહેજો. નહીતો તે તમોને ફસાવશે એ નક્કી સમજજો. અને હું તો ખાત્રીથી કહું છું કે તમારા કોઇ વેરીઓ તમારા ઘાટ ઘડાવવાનેજ તેને મોકલ્યો છે. આપ કહોછો કે મારો રોગ કાઢયો પરંતુ કોણ જાણે કે અંદરથી કાઢયો કે બહારથી ? જ્યારે પાછો ફરીને ન થાય ત્યારે ખરૂં જાણીએ હું આપને કહુછું તેમાં મારો કાંઇ સ્વાર્થ નથી.

તે યુનાની પાદશાહ સ્વભાવે કાચા મનનો હતો અને તેનામાં એટલી તીવ્ર બુદ્ધિ નહોતી કે પ્રધાનનું કપટ પકડી શકે. તેથી તે પોતાના વિચાર દઢ રાખી શકયો નહીં. મનમાં અનેક પ્રકારના તર્ક-વતર્ક કરવા લાગ્યો. ઘડીમાં એવો વિચાર આવે કે મારો પ્રધાન એટલો બધો આગ્રહ કરે છે. તો તેમાં કાંઇ તત્વ હશે ખરૂં ! વખત છે ? એમ પણ કરે કે શીશી ધાડીને મારો પ્રાણ લઈ લે વળી ઘડીમાં વિચાર આવે કે જો તેને મારવાનો વિચાર હોયતો મને સાજો શા સારૂ કરે ? તે માણસતો પ્રમાણિક જણાય છે આવી રીતે તેના વિચારો ઘડીએ ઘડીએ ફરવા લાગ્યા, અને આવા વખતમાં હવે આપણે કેવી રીતે વર્તવું તે વિષે મોટા વિચાર કરવો પડશે.

પ્રધાન હમેશ તે સુનાની પાદશાહના કાન ભરતો હતો. એમ કરતાં કરતાં આવા વિચારો ઉત્પન્ન થઇ રાજાનું મન કાંઇક ફરવા લાગ્યું તે જાણી તેના પગમાં જોર આવ્યું, અને રાજાને કહેવા લાગ્યો કે હે બાદશાહ તેનો સીધો સહેલો રસ્તો એકજ છે કે તમારે તુરતજ તેને તમારી હજુરમાં બોલાવવો અને આવતાં વારંજ ગરદન મરાવી દેવો. કારણ કે તેના મનથી જો લગાર પણ વ્હેમ પડશે. તો આપના જીવનું જોખમ કરી બેસશે માટે તેને જાણ નહીં થવા દેતાં તરતજ ઠેકાણે કરી દેવો પાદશાહે કહ્યું કે પ્રધાન ખરૂં કહે છે અને તેને એકદમ સજામાં પહોંચાડવો જોઇએ આવો વિચાર કરી તેણે એક અમલદારને બોલાવ્યો. અને તેને હુકમ કર્યો કે દુબાન હકીમને જલદી બોલાવી લાવો. તે હકીમના મનમાં કાંઇ પણ વ્હેમ આવ્યો નહીં કે પાદશાહ મારી આવી દશા કરવાને બોલાવે છે અમલદાર તરતજ દુબાન હકીમને બોલાવી લાવ્યો. દુબાને આવી પાદશાહને સલામ કરી.

દુબાન હકીમ જેવો દરબારમાં આવ્યો કે તરતજ બાદશાહે કહ્યું કે ઓ દુબાન હકીમ! તું જાણે છે કે મેં તને શા માટે મારી પાસે બોલાવ્યો છે, દુબાન બોલ્યો. ના સાહેબ હું તો આપ સાહેબ જે હુકમ ફરમાવે તે પ્રમાણે વર્તવા તૈયાર છું. પાદશાહ બોલ્યો કે તેં મને મારી નાંખવાને જે ક્રિયાઓ રચ્યા છે તેમાંથી છુટવા માટે હું તને ગરદન મારવાનો હુકમ કરૂં છું.

આ સાંભળી દુબાન હકીમ એટલોતો ગભરાટમાં પડ્યો અને નવાઇ લાગી કે તેનું વર્ણન આ જગોએ કરવું મુશ્કેલ થઇ પડે. હિમ્મત લાવીને દુબાન બોલ્યો કે હે પાદશાહ તું શા માટે મને મારી નાંખે છે. મેં એવો આપનો શો ગુન્હો કર્યો છે કે મારા ઉપર આટલો બધો એકદમ કોપ. પાદશાહ બોલ્યો મને ચોક્કસ ખબર મળી છે કે તું મારો પ્રાણ લેવાને મારી સાથે સંબંધ ધરાવે છે, અને તને તેમ કરતાં અટકાવવાને તથા મારો પ્રાણ બચાવવાને તને ગરદન મરાવવાનો હું હુકમ કરૂં છું, એક અમલદાર તે વખતે હાજર હતો તેને રાજાએ કહ્યું કે આ શખ્સને ઠેર માર કે જે ચંડાળ આપણા દરબારમાં આવી દગલબાજી રચી મારો જીવ લેવાની પેરવી કરે છે, તે મરી જાય.

દુબાન હકીમ તરત સમજી ગયો કે બાદશાહે મને જે મોટી બક્ષીસ આપી તેની અદેખાઇને લીધે કોઇએ બાદશાહને આવું બનાવેલું છે. બાદશાહ મૂર્ખ છે અને તેથી લુચ્ચા ને અદેખા લોકોનું કહેવું ખરૂં માની આજે મારો જીવ લેવા તૈયાર થયો છે, અને તે વાત ખરીજ હતી, આવા નિમકહરામ પાદશાહને પોતે સારો કર્યો તેનો પોતાને પસ્તાવો થવા લાગ્યો, પણ હવે પાછળથી કરેલો પસ્તાવો શું કામ આવે? તેણે ઘણાં કાલાવાલાં કરવા માંડ્યાં અને પોતે નિર્દોષ છે તેવું જણાવવાને ઘણા ઉપાય કર્યા પણ તે કાંઇ કામ લાગ્યા નહીં, છેવટે દુબાન બોલ્યો હે પાદશાહ! મેં તારૂં મરણતોલ અને કોઇથી પણ ન મટે એવું દરદ મટાડ્યું, તેનો તું આ મને બદલો આપે છે? તે રાજાએ તે અમલદારને ફરીથી હુકમ કર્યો કે હવે તું કોની વાટ જુએ છે, મારી આજ્ઞા જલદીથી અમલમાં લાવ. તે હકીમે રાજાને છેલીવાર જીવ પર આવી બાદશાહને કહ્યું કે હે બાદશાહ! તું મને જીવતદાન આપીશ તો ખુદા તને સર્વે કામોમાં સાહાય કરશે. અને તને સલામત રાખશે, મારી આ છેવટની આજીજી તું કબુલ કર. જો તું મારી નાંખીશ તો એમ ના સમજીશ કે તું સદા અમર રહીશ.

પેલા માછીએ આ જગોએ પોતાની વાર્તા બંધ રાખી ને પેલાં જીનને કહ્યું કે તું જો કે જે પ્રમાણે સુનાની પાદશાહ તથા દુબાન હકીમ વચ્ચે જે રીત બની તેજ હકીકત તારે અને મારે થઇ છે.

પછી પેલા બાદશાહે હકીમની છેલીવારની આજીજી ઉપર કાંઇ પણ ધ્યાન આપ્યું નહીં; અને બોલ્યો કે હે હકીમ? તારા જેવા માણસને તો મારવોજ જોઇએ, નહીં તો જેવી રીતે કપટથી તેં મારૂં દુઃખ મટાડી તેં મારો જીવ બચાવ્યો, તેવીજ રીતે કપટથી મારો જીવ તું લીધા વગર રહેનાર નથી, દુબાન હકીમ પોતે જેની આવી નોકરી બજાવી તેનો બદલો આવી રીતે મળતો જોઇ પોકેપોક મુકી રડવા લાગ્યો, અને તે અંતે મરણને શરણ થયો ચંડાળે તેની આંખે પાટા બાંધ્યા, તેના હાથપગ બાંધ્યા અને તરવાર ખેંચી માથું ઉડાવી દેવાની તૈયારીમાં હતો, તેવામાં પાદશાહની પાસે બેસનાર જે દરબારમાં હાજર હતા તેમને દયા આવી અને તે બાદશાહને કહેવા લાગ્યા કે નામદાર બાદશાહ તું

હકીમને માફ કર. તે તદ્દન નિર્દોષ છે અને તેની તરફથી જો તમને કોઇપણ હરકત થાય તો તેના જવાબદાર અમે છીએ પણ બાદશાહ તે પોતાની હઠ છોડવા તદ્દન ના પાડે છે; અને તેમની સાથે એટલા તો ક્રોધથી બોલ્યો કે તે સઘળાને ચુપ થવાની જરૂર પડી.

દુબાન બોલ્યો કે હે બાદશાહ આપ જ્યારે મારાં કાલાંવાલાં તથા મારી હકીકત કોઈ રીતે મંજુર રાખતા નથી તેમ મને જામીન ઉપર પણ છોડતા નથી તો છેવટ હવે મારી એક માગણી આપ સાહેબની પાસે કરવાની છે. તે આપ સાહેબ સ્વીકારશો, તે એકે આપ સાહેબ હવે મને ગરદન મારવાના ચોક્કસ વિચારપર આવ્યા છો તો ઠીક પણ મને થોડીવાર ઘેર જવાની રજા આપો તો મારી મરણકીયાની ગોઠવણ ઘેર જઇ કરી આવું. મારા કુટુંબને છેલ્લીવાર મળી આવું અને કાંઇ ધર્મદાન પણ કરૂં, અને મારા સૌથી સારા ગ્રંથો છે. તેનો જે કાંઇ ઉપયોગ કરે એવા સુપાત્ર માણસોને સોંપવાનો યોગ્ય બંદોબસ્ત કરી આવું અને તેથી તે લોકો મને તે પુસ્તક વાંચશે ત્યાં સુધી સંભારશે.

તે પુસ્તકોમાં એક પુસ્તક છે. તે આપ નામદારને આપી દેવા ઇચ્છું છું તે ઘણુંજ અમુલ્ય અને ચમત્કારિક પુસ્તક છે, અને તે તમારા પુસ્તકાલયમાં ઘણી સંભાળથી રાખવા લાયક છે. બાદશાહે કહ્યું એ પુસ્તકમાં એવા શા ગુણ છે કે તું તે પુસ્તકને મારા પુસ્તકાલયમાં રાખવા કહે છે, તે હકીમે જવાબ દીધો કે સાહેબ તે પુસ્તકમાં ઘણી ચમત્કારિક શક્તિઓ છે, તેમાંની એક તો એ છે કે જ્યારે મારૂં માથું ધડ ઉપરથી કાપી નાંખવામાં આવશે તે વખતે જો એ પુસ્તકનું છઠ્ઠું પાનું કાઢી તેની ડાબી બાજુ ઉપર લખેલ ત્રીજી લીટી વાંચશો. અને તેમાં મને જે સવાલ પુછવા માગશો તેનો જવાબ મારૂં કાપેલું માથું તમને આપશે આ ચમત્કારિક પુસ્તક જોવાની બાદશાહને આતુરતા થઇ તેથી દુબાન હકીમને મારી નાંખવાનું કામ બીજા દિવસ ઉપર મુલતવી રાખી તેને મજબુત ચોકી પહેરા સાથે તેને ઘેર મોકલ્યો.

દુબાને પોતાને ઘેર જઇ પોતાના સગાંવહાલાંની ભેટ કરી પોતાની મિલકત વગેરેની વ્યવસ્થા કરી અને પોતાનાં પુસ્તકોનો જે સારો ઉપયોગ કરે તેવાઓને કીંમતી પુસ્તકો સોંપ્યાં અને તેના વહીવટનો સઘળો બંદોબસ્ત કર્યો બધે એવી વાત ચાલી કે હકીમના મુઆ પછી ઘણો ચમત્કારિક બનાવ બનવાનો છે. તેથી સઘળા અમલદારો પ્રધાન અને આબરૂદાર લોકો પાદશાહના દીવાનખાનામાં ભરાવા લાગ્યા

દુબાન હકીમ પોતાના કરાર પ્રમાણે હાથમાં એક મોટું પુસ્તક લઇ બાદશાહની હજુરમાં હાજર થયો, અને તે પુસ્તક એક વાસણ ઉપર મુક્યું અને તેના ઉપર તેના રક્ષણના માટે કરેલી કોથળી કાઢી લઇ તે પુસ્તક બાદશાહના હાથમાં આપ્યું અને બોલ્યો કે નામદાર પાદશાહ જે પુસ્તક આપને આપવા કહેતો હતો તે આ પુસ્તક હું મરતી વખતે ભેટ આપું છું જે પુસ્તકની હું આપની આગળ ચમત્કારિક તારીફ કરતો હતો તેજ આ પુસ્તક છે જ્યારે મારૂં માથું કપાઇ જાય ત્યારે આપના અમલદારને ફરમાવજો કે આ વાસણ ઉપર આ કવર મુકી તેની ઉપર માથું મુકે જેવું તેના ઉપર માથું મુકશે તેવુંજ તેમાંથી નીકળતું લોહી બંધ થશે ત્યાર પછી તમે આ પુસ્તક ઉઘાડશો એટલે જે સવાલ તમો મારા માથાને પુછશો તેનો ઉત્તર દેશે પણ સાહેબ એકવાર આપની પાસેથી માગી લઉંછું કે મારા ઉપર દયા કરો હું તમને ખોદાના સોગન ખાઇ કહુંછું કે હું નિર્દોષ છું તે ઉપર તમે વિચાર કરો પાદશાહે જવાબ દીધો કે તમારી અરજ નકામી છે. અને તારા મરણ પછી તારૂં ધડ બોલતા ઇચ્છશે તો હે પણ હું કાપી નંખાવીશ એટલું બોલી તે પુસ્તક તેના હાથમાંથી લઇને ચંડાળને તેનું કામ કરવા ફરમાવ્યું.

તેનું માથું પેલા ચંડાળે એવી તો ચાલાકીથી કાપી નાંખ્યું કે ત્યાંથી ઉડયું એવુંજ પેલા વાસણની ઉપર પડયું અને પડતાં વારને તેમાંથી વેહેતું લોહી બંધ થઇ ગયું અને તરતજ તે માથાએ પોતાની આંખ ઉઘાડી તે જોઇ પાદશાહ તથા જોનાર સર્વે લોક અચંબો પામ્યા તે માથામાંથી અવાજ નીકળ્યો કે પાદશાહ પેલું પુસ્તક ઉઘાડ પાદશાહે તે પુસ્તક ઉઘાર્યું અને જોયું તો પેહેલું પાનું બીજા પાનાને વળગી ગયેલું માલમ પડ્યું તેથી આંગળી થુંકવાળી કરી પેલું પાનું ઉઘાડયું અને પછી દરેક પાનું આંગળી મોંમાં ઘાલી ઉલટાવી છઠું પાનું કાઢયું પણ તેમાં કાંઇ લખેલું નહોતું તેથી પાદશાહે

કહ્યું કે આતો કોરૂં છે પેલા માથાએ જવાબ દીધો કે હજુ થોડાં પાનાં ફેરવો તે પ્રમાણે રાજા દરેક વખતે પાનું ફેરવતાં મોંમાં આંગળી ઘાલવા માંડી અને તેથી હકીમની ધારેલી અસર બાદશાહને થવા માંડી કારણ કે તે પાનાંને ઝેર વળાગાડેલું હતું તે પાદશાહે આંગળી મોંમાં ઘાલી પાનાં ફેરવવાથી તે ઉપરનું ઝેર ઓગળી જઇ આંગળાં વાટે અને આંગળી જીભ ઉપર લગાડવાથી પાદશાહને ઝેર ચડવા માંડયું પાદશાહનું શરીર ધ્રુજવા લાગ્યું અને આંખે તંમર આવવા લાગ્યાં અને સિંહાસન ઉપરથી ભોંય પડી તરફડવા લાગ્યો.

હવે તે માથાને લાગ્યું કે રાજાને ઝેરની અસર બરાબર થઈ ગઈ છે, અને ઘણીવાર જીવે તેમ નથી ત્યારે તે માથું મોટો અવાજ કરી બોલી ઉઠયું ઓ નિર્દય પાદશાહ તારા જેવા પાદશાહો કેર વરતાવે છે અને પોતાને મળેલો જે અધિકાર તેનો ગેરઉપયોગ કરે છે અને નિર્દોષ લોકોનો જાન લે છે તેઓના હાલ કેવા થાય છે તે જો. તેઓના ઘાતકીપણાનો બદલો ખોદા વહેલો મોડો વાળી આપવાને ભુલતો નથી, એટલું બોલી તે માથામાંથી નીકળતા શબ્દો બંધ થયા કે પેલો મૂઢ બાદશાહ મરણ પામ્યો અને પેલા હકીમના માથામાં જે કાંઇ લગાર જીવ રહ્યો હતો તે નીકળી ગયો.

આટલું બોલી **શેહરાજાદી** કહેવા લાગી કે હે ખાવિંદ તે યુનાની બાદશાહ અને દુબાન હકીમનો છેડો આ રીતે આવ્યો; હવે તે માછી તથા જીનની વાત ચલાવું છું.

યુનાની પાદશાહ તથા દુબાન હકીમનું દષ્ટાંત પુરૂ કર્યું અને પેલા માછીએ જીનને કહ્યું કે તું પણ તેની પેઠે કરે છે તને આ દષ્ટાંત બરાબર લાગુ પડે છે, માટે હવે તારે નીકળવાની આશા રાખવી નહીં બાદશાહે જો હકીમને જીવતદાન આપ્યું હોત તો આ વખત તને ખોદા પણ આપત પેલા બિચારા હકીમે ગમે તેટલાં કાલાવાલાં કીધાં પરંતુ ખોદાએ પાદશાહને રેહેમ લાવવા કાંઇ બુદ્ધિ આપી નહી, તેમ તેં પણ જો મારાં કલાંવાલાં કબુલ કર્યાં હોત, અને મને જીવતો છોડયો હોત તો તારી આ દશા થાત નહીં પણ તું તો મને કોઇ રીતે છોડવાની આશાજ આપતો નહોતો મેં તારો મોટામાં મોટો ઉપકાર કર્યો હતો તે છતાં તેનો બદલો તું મને તરવારથી આપવા તૈયાર થયો મેં તને જીવાડયો અને તેના બદલામાં મને મારવા તૈયાર થયો. હવે મને તારા ઉપર દયા કેવી રીતે આવે હજુપણ જો હું તને કાઢું તો મને નિશ્ચય ખાત્રી છે કે તું મારો જાન લીધા વગર રહે નહીં માટે હવે તારે સમુદ્રના તળીએ જઈ ત્યાંનું સુખ ભોગવવુંજ લાયક છે.

તે જીન બોલ્યો કે હે પરોપકારી માણસ એકવાર તને કરગરી કહું છું કે તું આવો છેક નિર્દય ન થા હું તારો અપકાર કરવાને તૈયાર થયો પરંતુ હવે તું મારો ઉપકાર કરે તોજ તારી મોટાઇ કહેવાય માટે આગલા વખતમાં જેમ ઇમમાએ અટેકા સાથે ચાલ ચલાવી તેમ તું ન કર. માછીએ પૂછયું કે તે શી રીતે? તે જીને કહ્યું કે જો તે વાત તારે જાણવી હોય તો આ વાસણ ઉઘાડ. શું શું એમ સમજે છે કે હું આવા સાંકડા વાસણમાં અંદીખાને પડી તારી આગળ વાતો કરૂં? જો તું મને બહાર કાઢે તો તું કહે તેટલી વાતો હું તને કહું, માછીએ કહ્યું કે હું એક વાતની લાલચમાં મારો જીવ જોખમમાં નહી નાખુ. મને લાયક એજ લાગે છે કે તને તો દરિયાના તળીએ મુકી દેવો. જીન કરગરીને ફરીથી બોલ્યો કે હે ભલા માછી હું તને છેલ્લીવારનું એટલું કહું છું કે જો તું મને કાઢીશ તો હું તને હજારો રૂપીઆ પેદા કરવાનું સાધન કરી આપીશ.

ગરીબ હાલતમાંથી છુટવાને તથા ભુખમરામાંથી ટળવાની ઉમેદથી તેણે તે જીનને કહ્યું કે તું જે કહે તે સાંભળવા માગુ છું, અને તે પણ ક્યારે કે તને ખરો માનવાને પુરતાં કારણો હશે તોજ; વાસ્તે તું અલ્લાના કસમ ખાઇને કહે કે તું તારૂં વચન ખરા એકીનથી પાળીશ તો હું વાસણ ઉઘાડું મુકું. હું ધારૂં છું કે આવા કઠણ સોગન તોડવાને તારી હિંમત ચાલશે નહીં, આ સાંભળી પેલા જીને સોગન ખાધા એટલે પેલા માછીએ તે વાસણ ઉઘાડયું કે તરતજ તેમાંથી પ્રથમની પેઠે ધુમાડો નીકળવા માંડયો અને થોડીવારમાં પેલો જીન બહાર નીકળ્યો, જેવો નીકળ્યો કે તરતજ પેલું વાસણ લાત મારી સમુદ્રમાં

ફેંકી દીધું. તે ઉપરથી પેલા માછીને ડર લાગ્યો કે હવે નક્કી આ જીન મને છોડશે નહીં તેથી ગભરાઇને બોલી ઉઠ્યો કે ઓ જીન શું તું તારા એવા કઠણ સોગન તોડીને મને મારવાનો ઇરાદો રાખે છે? અને આ વાસણ તેથા તેં દરિયામાં ફેંકી દીધું, જો તારી એમ મરજી હોય તો હું તને કહું છું કે જો તું મને જીવતદાન આપીશ તો ખોદા તને હમેશાં મદદગાર થશે.

માછીને અતિશય ગભરાટમાં અને આવી રીતે બોલતો જોઇને જીનને હસવું આવ્યું. અને માછીને કહેવા લાગ્યો કે ઓ માછી! તું ચિંતા ન કર. મેં તો તારી હિમ્મત જોવાને સારૂ તે વાસણ દરિઆમાં નાંખી દીધું છે. હું તો હવે મારૂં વચન પાળવાનો. જો તારે ખાત્રી કરવી હોય તો આ તારી જાળો લઇ મારી સાથે ચાલ. માછી પોતાની જાળો લઇ તેની પાછળ આવ્યો, તેઓ બંને એક પર્વત ઉપર થઇને પેલી તરફ નીચે ઉતર્યા. ત્યાં ખુલ્લું મેદાન હતું ત્યાંથી આગળ ચાલતાં ચાર પહાડ આવ્યા તે પાહાડની વચમાં એક મોટું તળાવ હતું તે તળાવમાં જાળ નાંખવાનું પેલા માછીને જીને કહ્યું, તે તળાવમાં તેણે ઘણાં માછલાં જોયાં તેથી માછીને લાગ્યું કે જરૂર હવે જાળમાં પુષ્કળ માછલાં આવશે. જ્યારે તે જાળો બહાર કાઢી ત્યારે તે જોઇને ઘણોજ અચરત થયો કે તે જાળમાં એક ધોળા રંગનું એક પીળા રંગનું એક આસમાની રંગનું અને એક લાલ રંગનું એમ ચારે માછલાં ચાર જુદા જુદા રંગનાં આવેલાં છે જીને કહ્યું કે આ માછલાં લઇ જઇને તું બાદશાહને ભેટ કર એટલે બાદશાહ તને એટલા પૈસા આપશે કે તારા ભવનું દુઃખ જતું રહેશે તું દરરોજ અહીં આવી આ તળાવમાંથી માછલાં પકડજે પણ એટલું યાદ રાખજે કે દરરોજ એક કરતાં વધારે વખત જાળ નાંખીશ નહીં, જો નાંખીશ તો ઘણા સંકટમાં આવી પડીશ. એટલું કહી તેણે પોતાના પગની લાત જમીનમાં મારી કે તરત તેમાં ચીરો પડયો અને તે માંહે ઉતરી પડયો જમીન સંધાઇ ગઇ અને જીન અદૃશ્ય થઇ ગયો.

હવે પેલો માછી માછલાં લઇને બારોબાર બાદશાહના મેહેલ તરફ ચાલ્યો. રસ્તામાં વિચાર કરે છે કે જીનના કહ્યા પ્રમાણે હમેશાં એકજ વખત જાળ નાંખવી; પોતાના મનમાં બહુ ખુશી થયો અને તે માછલાં લઇ બાદશાહના મેહેલ આગળ જઇ ઉભો રહ્યો અને પછી અંદર દાખલ થયો.

અંદર જઈ બાદશાહની પાસે આ ચાર માછલાં તેણે મુક્યાં. આ જોઇને તે સુલતાન ઘણો અજાયબ થયો અને પોતે વિચાર કરવા લાગ્યો કે શું આ તે રંગેલાં હશે કે કુદરતી હશે ! એવી શંકા થવાથી તેણે બરાબર તપાસી જોયું તો કુદરતી તેવાંજ માલમ પડયાં, તેથી તેણે પ્રધાનને કહ્યું કે પ્રધાન આ માછલાં યુનાની બાદશાહની મોકલેલી જે રસોયણ છે તેની પાસે મોકલાવો; હું ધારૂં છું કે તે જેવાં દેખીતાં સુંદર છે, તેવાં સ્વાદમાં પણ હશે.

પ્રધાને બાદશાહના કહેવા પ્રમાણે તે માછલાં રસોયણને આપ્યાં અને કહ્યું કે બાદશાહને આ માછલાં ભેટ આવ્યાં છે, તેને ઉપયોગમાં લો, એમ કહી પ્રધાન પાદશાહ પાસે આવ્યો. પાદશાહે હુકમ કર્યો કે આ માછીને ચારસો સોનેરી અસરફી આપો. પ્રધાન બોલ્યો ખુદાવિંદ ફક્ત ચાર માછલાંની ચારસો અસરફી આ બક્ષીસ ઘણી મોટી છે. જો આવી રીતે કરશો તો થોડી મુદતમાં ખજાનો ખાલી થશે માટે વિચાર કરીને આપવું ઠીક છે, બાદશાહે કહ્યુ કે શું આપવું લાયક છે? પ્રધાન બોલ્યો કે ચાલીસ અસરફી બહુ છે, પાદશાહ બોલ્યો કે હું મોઢેથી બોલ્યો છું તે શી રીતે કરવું? પ્રધાન બોલ્યો કે તેનો ઉપાય હું શોધી કાઢું. આપ સાહેબ તેને એમ પૂછજો કે તું જે મચ્છી લાવ્યો છે તે નર છે કે માદા? જો તે માછી નર કહે તો માદા મંગાવજો અને માદા કહે તો નર મંગાવજો એટલે તેનાથી તેમાંનું કાંઇ બની શકશે નહીં અને આપનું વચન જશે નહીં અને કંઇ આપવું પણ પડશે નહીં આથી બાદશાહે માછીને બોલાવી પૂછ્યું કે હે માછી તું જે આ મચ્છ લાવ્યો છે તે નર કે માદા? માછીએ થોડીવાર વિચાર કરી કહ્યું કે હે નામદાર પાદશાહ તેનો નપુષક હતાં. આ સાંભળી પ્રધાન તો ચુપ થઇ ગયો અને બાદશાહને તો એટલું હસવું આવ્યું કે પેટ દુખવા આવ્યું. બાદશાહે તેને શાબાશી આપી અને ચારસેં બદલે આઠસેં સોનેરી અસરફી આપવાનો હુકમ કર્યો. અને તે પ્રમાણે આઠસો અસરફી પ્રધાનને પોતે હાથેજ ગણી આપી. આ જોઇ માછી તો દિંગ્મૂઢ બની ગયો કે અહા મેં આટલી મોટી

રકમ તો મારા જનમારામાં જોઇ નથી. તેટલી રકમ મને આજે ભેટમાં મળી અને મનમાં વિચારવા લાગ્યો કે આને શું સ્વપ્નું હશે કે સાચી વાત હશે એમ હરખાતો હરખાતો માછી પોતાને ઘેર ગયો. રસ્તે જતાં તમાંથી ખોરાક સારૂ કેટલોક સારો સામાન ઘેર લેતો ગયો.

શેહરજાદી બોલી કે નામદાર પાદશાહ હવે બાદશાહના રસોઇખાનામાં જે હકીકત બની તે સાંભળો ત્યાં મોટો ગભરાટ ઉઠયો અને બધાં મોટી આફતમાં આવી પડયાં હવે પેલી રસોયણે માછલાંને સમારી તાવડીમાં તેલ મુકી તળવા માંડયાં એક પાસુ તળાયું અને જેવાં બીજી પાસે ફેરવ્યાં કે તે રસોડાની ભીંતો ફાટવા લાગી અને તે ફાટમાંથી એક ઘણીજ સ્વરૂપવાન અપ્સરા નીકળી આવી તે પોતાના સઘળા અંગપર ઘરેણાંથી અને માથા ઉપર ફુલોના ગરકાવથી શોભતી હતી. તેના હાથમાં સોપારીના ઝાડની એક ડાળી હતી તે એકદમ રસોડામાં આવી ઉભી. રસોયણ તેને ઉભેલી જોઇને સ્થંભ જેવી બની ગઇ. તે સ્ત્રી ચાલી ચાલી માછલાં પાસે ગઇ અને એક માછલાને લાકડી મારી બોલી કે માછલાં તમે તમારી ફરજ પાળો છો કે નહી, ત્યારે માછલું એક અક્ષર પણ બોલ્યુ નહીં, ત્યારે તેણે ફરીથી લાકડી મારી તે સવાલ પૂછયો. ત્યારે તે ચારે માછલાં ઉભાં થયાં. અને બોલ્યાં કે હા હા, જો તમે ગણશો તો અમે ગણીશું, જો તમે તમારૂં દેવું આપશો તો અમે અમારૂં દેવું આપીશું જો તમે નાસી જશો તો અમે ફતે પામીશું અને સંતોષ પામીશું આ શબ્દ માછલાં બોલી રહ્યાં કે તરતજ તે અપ્સરાએ વાસણ ઉંધું વાળ્યું અને તે દિવાલમાં ( ભીંતમાં ) પાછી પેશી ગઇ અને તરતજ ભીંત હતી તેવી સંધાઈ ગઇ તે એવી સંધાઇ કે જાણે ફાટીજ ન હોય.

આ સ્ત્રીના ગયા પછી બબરચણ ( રસોયણ ) જરા ભાનમાં આવી અને માછલાંને લેવા ગઈ તો તે એવાં તો કોયલા જેવાં થઈ ગયાં હતાં કે પાદશાહને જમવા જેવાં રહ્યાં નહીં, આથી તે પોકેપોક મુકીને રડવા લાગી અને બોલી કે હાય ! હાય ! હવે મારૂં શું થશે કે જે કૌતુક જોયું છે તે બાદશાહને જો કહીશ તો તે માનનાર નથી. અને હવે આથી તે કેટલો ગુસ્સે થશે, જે વસ્તુ તેણે ઘણી હોંશથી ખાવાને મારી પાસે પકાવવા સારૂ મોકલી તે તો તેનો ઉપયોગમાં પણ આવે તેવી ન રહી.

એટલામાં પ્રધાન આવી પુછવા લાગ્યો કે કેમ ? માછલાં તૈયાર થયાં કે નહીં ત્યારે રસોયણે ઘણી દીલગીરી સાથે જે બનાવ બન્યો હતો તે સઘળો વીગતવાર કહી સંભળાવ્યો. તે સાંભળી પ્રધાનને ઘણી નવાઇ લાગી પણ તે બાબત તેણે સુલતાનને જણાવી નહીં રાજા જમવા ગયો ત્યારે તે રસોયણે બીજું કાંઇ કારણ જણાવી તે માછલી મુકી નહીં ત્યાર પછી વજીરે એક દિવસ પેલા માછીને પોતાની પાસે બોલાવી કહ્યું કે તે દિવસ તું જે માછલાં લાવ્યો હતો તે રાજાના ઉપયોગમાં આવ્યાં નથી માટે તેવાંજ બીજાં ચાર લઈ આવ માછીએ પોતાના મુદ્દાની જે વાત હતી તે કહી નહીં અને કહ્યું કે તે તળાવ અહીંથી ઘણુંજ દૂર છે માટે આજ તો તે બની શકશે નહીં અને કાલે લાવીશ એવું કહી પોતાને ઘેર પાછો આવ્યો.

તે માછી બીજે દિવસ સવાર થતાં પોતાની જાળો લઇ નીકળ્યો. અને ઘણીજ તાકીદથી ત્યાં જઈ પહોંચ્યો. તે તળાવમાં જાળ નાંખી અને થોડીવારમાં પાછી ખેંચી કાઢી તો પ્રથમની પેઠે ચાર માછલાં જૂદા જૂદા રંગનાં નીકળ્યાં તે લઇને ઘેર આવ્યો જાળ ઘરમાં મુકી માછલાં લઇ પ્રધાન પાસે આવ્યો પ્રધાને તેના પૈસા આપ્યા અને પોતે રસોડામાં લઇ ગયો તેણે રસોડું બંધ કર્યું અને તેના દેખતાં પેલી રસોયણે તે સમાર્યાં અને જેમ તે દિવસે કર્યું હતું તે પ્રમાણે કરી તેણે તળવા સારૂ મુકયાં. એક તરફ તળીને બીજી તરફ ફેરવવા ગઈ કે તરતજ ભીંત ફાટી અને તેમાંથી પેલીજ અપ્સરા હાથમાં સોપારીના ઝાડની લાકડી લઈ ઝપાઝપ તે વાસણની પાસે આવી અને એક લાકડી મારી આગલે દીવસે જેવી રીતે પ્રશ્ન પૂછયા હતા તેવીજ રીતે પૂછયા અને માછલીએ પણ ઉભી થઇ તેવીજ રીતે જવાબ આપ્યો ત્યાર પછી તે સ્ત્રીએ તે વાસણ ઉંધું વાળ્યું અને ભીંતમાંથી જે રસ્તે આવી હતી તે રસ્તે પાછી ચાલી ગઇ અને ભીંત હતી તેવી સંધાઇ ગઈ એ સઘળો બનાવ વડા પ્રધાને નજરેનજર જોયો તે બોલ્યો કે આ બનાવ એટલો બધો ચમત્કારિ છે કે બાદશાહ પાસે તે છુપાવવો લાયક નથી. આ પ્રમાણે સઘળી

હકીકત હું પાદશાહને જઇને કહુંછું. તેજ વખતે તે રસોયણને લઇને પોતે આગળ થયો; અને પાદશાહ આગળ સઘળી હકીકત વીગતવાર કહી સંભળાવી.

સુલતાન આ હકીકત સાંભળી ઘણોજ અજાયબ થયો. અને આ બનાવ પોતે નજરે જોવાની ઇચ્છા જણાવી. પ્રધાને ફરીથી તે માછીને બોલાવ્યો, તેને રાજાએ કહ્યું કે હે માછી તું પ્રથમના જેવાં ચાર માછલાં લાવી આપ. માછીએ કહ્યું કે મહારાજ તે માછલાં લાવવાં ઘણાં મુસ્કેલ છે. અને તે અહીંથી ઘણાં દુર છે. માટે મને ત્રણ દિવસની મેહેતલ આપો તો લાવી આપું બાદશાહ ખુશી થયો કારણકે તેને એવી આશા નહોતી કે આ આટલાં જલદીથી લાવવાનો વાયદો કરશે. તેથી બાદશાહે તેને ત્રણ દિવસની મેહેતલ આપી. બીજે દીવસે સવારમાં આગળની પેઠે તે માછી પેલા તળાવ ઉપર ગયો અને ચાર માછલાં જૂદા જૂદા રંગનાં પકડી આવ્યો. લાવીને બાદશાહને આપ્યાં બાદશાહ બહુ ખુશી થયો. અને તેને ચારસો સોનેરી અશરફી આપી. તે લઇને માછી ખુશી થતો અને બાદશાહને હજારો દુઆ દેતો ચાલ્યો.

તે માછલાં રાજા પોતાના એક ખાસ ઓરડામાં લઇ ગયો અને ત્યાં રસોયણને બોલાવી પ્રથમની પેઠે સમારી તળવા માંડયાં. તે વખતે પ્રધાનને પણ બોલાવ્યો એક તરફ તળાયા પછી બીજી તરફ તળવા માંડી કે તે ઓરડાની દિવાલ ફાટી અને અપ્સરાને બદલે એક કાળા રંગનો અને ઉંચો સીધી ગુલામનો વેષ લઇને નીકળી આવ્યો. તેના હાથમાં એક લીલા રંગનો દાંડો હતો. અને એક માછલીને પોતાની પાસેનો દાંડો ઠોકી મોટા ભયંકર અવાજથી તે બોલ્યો કે અરે માછલાં તું તારી ફરજ બજાવે છે. આ સવાલનો ઉત્તર દેતાં તે માછલાં પોતાનાં ડોકાં ઉંચાં કરી કહેવા લાગ્યાં કે હા હા અમો અમારી ફરજ અદા કરીએ છીએ. જો તમો ગણશો તો અમો ગણીશું જો તમો તમારૂં કરજ આપશો તો અમો અમારૂં કરજ આપીશું. જો તમે નાસી જશો તો અમો જીતીશું અને સંતોષી રહીશું. એ શબ્દો સાંભળી તે સીધીએ વાસણ ઉંધું વાળ્યું અને માછલાંને બાળીને કોયલા સરખાં કરી દીધાં. એટલું કરી જે દિવાલની ફાટમાંથી તે નીકળીને આવ્યો હતો તેમાંજ પાછો પેસી ગયો અને ફાટ સંધાઇને દીવાલ હતી તેવી થઇ ગઇ.

સુલતાને પોતાના વડા વજીરને કહ્યું આ સઘળો બનાવ મારી નજરે દીઠા પછી અહીંજ અટકનાર નથી, આટલું તો ચોક્કસ છે કે આ માછલાં વિષે કાંઇ નવાઇ જેવો ભેદ છે. અને તે ભેદ શું છે તે મારે જાણવું જોઇએ તેણે તે માછીને બોલાવ્યો અને કહ્યું કે તું જે માછલાં લાવ્યો તેથી મને ઘણી મેહેનતમાં પડવું પડયું છે, તું એ માછલાં કયાંથી લાવ્યો, ત્યારે માછી બોલ્યો કે હે સુલતાન ! આ મોટા પર્વતો જે દેખાય છે. તેની પેલી મેર ચાર નાના ડુંગર છે. તેની વચમાં એક તળાવ છે તેમાંથી એ ચાર માછલાં પકડી લાવ્યો છું, સુલતાને પોતાના વજીરને પુછયું કે આ તળાવ કયાં છે, તે તમો જાણો છો? તેણે જવાબ દીધો, નામદાર સાહેબ ના હું તે જાણતો નથી. એ લત્તામાં અને ડુંગરમાં હું સાઠ વરસ થયાં શિકાર કરવા જઉંછું પરંતુ મારા જોવામાં તેમાંનું કાંઇ પણ આવ્યું નથી. સુલતાને તે માછીને પુછયું કે મેહેલથી તળાવ કેટલું દુર છે માછીએ કહ્યું કે ત્રણ કલાકથી વધારે વખત જાય એટલો રસ્તો નથી, સુલતાને જોયું કે ત્યાં જવાય એટલો દિવસ હજુ છે. માટે હમણાંજ તૈયારી કરવી તેથી પોતાના દરબારના તમામ લોકોને ફરમાવ્યું કે મુસાફરી કરવા સારૂ જવું છે માટે સઘળા તૈયાર થાઓ. આ માછી આપણને તળાવ તરફ જવાનો રસ્તો બતાવશે.

તે પહાડ ઉપર તેઓ સર્વે ચડયા અને પહાડ ઓળંગી તેની પેલી તરફ ઉતર્યા ત્યારે તેઓએ એક મોટું મેદાન દીઠું. જે કોઇએ પણ આગળ દીઠું નહોતું તે ચોગાનનો દેખાવ જોઇ તેઓ અચરજ થયા, ત્યાંથી ચાલતા ચાલતા સરોવર આગળ આવી પહોંચ્યા, તે માછીએ જેવી રીતે વર્ણન બતાવ્યું હતું તેવીજ રીતે સઘળું સૌએ જોયું. અને ચાર ડુંગરોની વચ્ચોવચ્ચ સરોવર પાણીથી ભરેલું હતું તેમાંનું પાણી એટલું તો ચોખ્ખું હતું કે તેમાં જેટલાં માછલાં હતાં તે સઘળાં જુદા જુદા રંગનાં બહારથી જણાઇ આવતાં હતાં સુલતાને તે તળાવની એક બાજુએ મુકામ નાંખ્યો અને ઘણી ગમ્મતથી તે માછલાં જોયાં પછી પોતાના સર્વે સરદારો વગેરેને પાદશાહ કહેવા લાગ્યો કે આ સરોવર જે શેહેરની પાસમાં આવેલું છે.

તે આ બધામાંથી કોઇએ જોયું નથી તે શી રીતે માનવામાં આવે. સૌ બોલ્યા નામદાર સાહેબ ! અમોએ આ તળાવનું નામ પણ સાંભળ્યું નથી, સુલતાન બોલ્યો તમો બધા એમ કહોછો કે અમો આ સઘળું નવાઈ જેવું દેખીએ છીએ તેમ હું પણ તે નવાઇ જેવું દેખું છું. વળી તેમાંનાં માછલાં ચાર કરતાં વધારે રંગનાં માલમ પડતાં નથી. આ સરોવર આ જગા ઉપર શા કારણથી બાંધ્યું હશે, આ સઘળાનું કારણ હું જ્યાં સુધી શોધી નહીં કાઢું ત્યાં સુધી શેહેરમાં પાછો આવનાર નથી, એમ કહી સુલતાને હુકમ કર્યો કે આ તળાવની આસપાસ બાદશાહી તંબુ નાખવા. હુકમ થતાંવારને તરત ડેરા નખાઇ ગયા બાદશાહ પોતાના તંબુમાં ગયો અને પોતાના પ્રધાન સાથે આ બાબત વાતચીત ચલાવી. પ્રધાન મારૂં મન આ વખતે ઘણી ચિંતામાં પડ્યું છે. આ તળાવમાંની માછલી બોલતી વાતો કરતી અને તે પણ ચાર જુદા જુદા રંગની છે, વળી તેને તળવા મુક્યા ત્યારે ભીંત ફાટી ગઇ અને બે વખત અપ્સરા નીકળી આવી અને એક વખત કાળો સીધી નીકળી આવ્યો. આ સઘળી વાત જાણવાને મારા મનમાં એટલી બધી આતુરતા ઉત્પન્ન થઇ છે કે મારે તે જાણ્યા વિના શેહેરમાં આવવાનું નથી—આ મારો વિચાર અમલમાં લાવવાને હું હવે મારાથી બનતો પ્રયત્ન કરતો રહીશ.

વળી હે પ્રધાન હું એકલો આ તળાવની પેલી પાર તરફ જાઉ છું તેની તું કોઇને વાત કરીશ નહીં. મારા તંબુમાં તું એકલો રહેજે. અને સવારમાં જ્યારે આપણા દરબારીઓ મળવા સારૂ આવે ત્યારે તે સઘળાને તારે એમ કહેવું કે બાદશાહની તબીયત બીમાર છે માટે તે એકાંતમાં રહેવા ઇચ્છે છે. જ્યાં સુધી હું પાછો આવું ત્યાં સુધી તારે એજ પ્રમાણે હમેશાં કહેવું.

પ્રધાન બોલ્યો મહારાજ આ જગ્યા ઘણી બીહામણી છે. તેમજ અજાણી છે માટે એકલા જવામાં સાર નથી. અને ઠરાવમાં ઘણું જોખમ સમાયેલું છે માટે આવો નુકસાની ભરેલો ઠરાવ કરવો તે ઠીક નહી ! તેમાં પણ વળી આપ એકલા જવાનો ઇરાદો રાખો છો. ત્યાં આપને ઘણી મુશ્કેલીઓ વેઠવી પડશે અને મને લાગે છે કે આમાંથી પરિણામ સારૂં આવશે નહીં. માટે હઠ જવાદો. આ પ્રમાણે પ્રધાને ઘણું ઘણું સમજાવ્યો પરંતુ રાજાએ તેમાંનું કાંઇ પણ માન્યું નહીં. અને છેવટે પોતે એકલો મુસાફરી કરવા બહાર નીકળી પડ્યો. મુસાફરીને લાયક પોશાક પેહેર્યો, પોતાના હાથમાં એક બરછી લીધી અને રાતની વખતે જ્યારે ઉંઘી ગયા ત્યારે એકલો પોતે ગુપકીથી ચાલી નીકળ્યો.

બાદશાહે નાના ડુંગર તરફ જવાનો વિચાર કર્યો. ડુંગર ઉપર તે સહેલાઇથી ચડયો અને ઉતરી પણ તેવીજ રીતે પડયો. ઉતરીને દિવસ ઉગ્યો ત્યાં સુધી મેદાનમાં ચાલ્યાં કર્યું, એવામાં તેણે દુરથી એક ઇમારત જોઇ. તે જોઈ રાજા ઘણો ખુશી થયો, કારણ કે તેના ધારવામાં એમ આવ્યું કે અહીં જે જે હકીકત જાણવાની મારી ઇચ્છા છે તે સઘળી મળી આવશે. જ્યારે ચાલ્યો ચાલ્યો ઇમારતની પાસે આવ્યો. ત્યારે મને માલમ પડયું કે તે એક મહેલ છે, તેની આસપાસ કોટ હતો, એટલે તે એક કિલ્લો હતો તે કાળા પાકા પથ્થરથી ઘણોજ મજબુત ચણેલો હતો. અને તે ઉપર કાચની પેઠે મોં દેખાઇ આવે એવાં લોઢાનાં પતરાં જડેલાં હતાં, પોતાની ઇચ્છા પાર પાડવાની તક આવી જલદીથી મળી ગઇ. એમ જાણી તે ઘણોજ ખુશી થયો. અને સઘળો કિલ્લો બહારથી ખુબ ધ્યાન દઇને જોયો, પછી તે કિલ્લાના દરવાજા આગળ આવ્યો. કિલ્લાનો એક દરવાજો ખુલ્લો હતો તે અંદર જો ગયો હોત તો જઇ શકત પણ તેણે બારણું ઠોકવાનું ઠીક ધાર્યું, પેહેલાં તે ધીમેથી ટોક્યું. પણ પછીથી કાંઇ જવાબ અંદરથી મલ્યો નહીં. ત્યારે તેણે જાણ્યું કે અંદર કોઇના સાંભળવામાં આવ્યું હશે નહીં. તેથી બીજી વાર વધારે જોરથી બારણું ઠોક્યું, પણ કાંઇ વળ્યું નહીં. અને જે કિલ્લો આવો સરસ હતો તેમાં કોઇ રહેતું નહીં હોય એમ લાગ્યું. પાદશાહ પોતાના મન સાથે બોલવા લાગ્યો. કે કોઇ વસનાર નથી, તો તેની મને ચિંતા નથી. અગર જો કોઈ મારી સામે થશે તો મારો બચાવ કરવાને મારી પાસે હથિયાર તૈયાર છે.

છેવટે તે કિલ્લામાં દાખલ થયો. અને તેના ચોકમાં પાછો થોડીવાર ઉભો રહ્યો. અને મોટા પોકાર કરી બોલ્યો, આ એક જુખ્યો તરસ્યો પરદેશી આ કિલ્લામાં આવી ઉભો છું. તેની ખુબ સાંભળનાર આ

કિલ્લામાં શું કોઇ નથી ? આ પ્રમાણે તેણે પોતાથી નીકળે તેટલો મોટો કહાડી બુમો પાડી તો પણ તેને કાંઈ જવાબ મળ્યો નહીં, આ જોઇ બાદશાહ વિસ્મય થયો. આથી તે કાંઇક આથો ગયો. અને ચારે તરફ નજર ફેરવી જોવા લાગ્યો. તો કોઇ જીવતું પ્રાણી તેણે દીઠું નહીં, ત્યાંથી તે આગળ ચાલ્યો. અને દિવાનખાનામાં પેઠો, ત્યાં એક રેશમી ગલીચો બીછાવેલો હતો, તેના ઉપર બહુ કીમતી કપડાં જડેલાં હતાં, બારી બારણાં ઉપર સારા કસબી ચંદરવા લટકાવેલા હતા. ત્યાંથી આગળ ચાલ્યો. તો એક ઘણુંજ સુશોભીત મોટું દિવાનખાનું આવ્યું. તેની વચમાં એક પાણીનો ફુઆરો આવેલો હતો. તેના ચારે ખુણા ઉપર સોનેરી બનાવટનો એકેકો સિંહ બેસારેલો હતો. તે ચારે સિંહના મુખમાંથી પાણીની ધારા નીકળતી હતી. અને તેમાંથી પડતા પાણીથી હજારો હીરા તથા મોતી બંધાતાં હતાં, તે કિલ્લાની ત્રણ બાજુએ બાગ બનાવેલા હતા. ફુલના કયારા, ફળવંત ઝાડ વગેરેથી એ બાગ સુશોભીત હતો, પરંતુ તેને શોભાવવાનું કારણ એક બીજું એ હતું કે પણા પક્ષીઓ જુદા જુદા રંગનાં નજરે આવતાં જેઓ તે બાગની ગુલાબી લંપટ ને મધુર અવાજના તેમના સ્વરથી વધારે ખુશાલી આપતાં હતાં. સુલતાન આ ઓરડામાંથી બીજા ઓરડામાં અને બીજા ઓરડામાંથી આ ઓરડામાં એમ ઘણીવાર આવ્યો. અને ત્યાં જતાં આવતાં તેના જોવામાં એવી એવી ચીજો આવતી હતી કે તેનું વર્ણન કરવાને પણ તે અશકત થઇ જતો.

તે સુલતાન ઘણા વખત સુધી એક ઓરડામાંથી બીજા ઓરડામાં ફરવા લાગ્યો. અને તેને થાક લાગ્યો હતો. તેથી તે આરામ લેવાને એક ખુલ્લા ઓરડામાં બેઠો. જે જે ચીજ તેના જોવામાં આવી તેના ઉપર તે વિચાર કરવા લાગ્યો. કે હવે મને એમ લાગે છે કે હવે પછી કાંઇ મોટો બનાવ બનશે ખરો. એવા વિચારમાં તે લીન થયો, એવામાં અણચિંત્યો એક શોક ભરેલો અવાજ તેના સાંભળવામાં આવ્યો, તે અવાજ એટલો તો શોક ભરેલો હતો કે સાંભળનાર માણસનું હૃદય ચીરાઈ ગયા વગર રહે નહીં. તે રૂદનમાં આ પ્રમાણે શબ્દો બોલવામાં આવતા હતા. કે અરે નસીબ મારા સારા ભાગ્યનાં ફળ તેં મને લાંબા દિવસ ચાખવા દીધાં નથી. અને મને ઘણોજ દુઃખી કીધો છે હવે તું મને હેરાન કરવાનું બંધ કર. નહીંતો હવે મારો જાન કાઢી નાંખ આટલું બધું દુઃખ પડવા છતાં મારા જેવો બીજો કોણ ભાગ્યહીન હોય કે જીવતો રહે.

આ શોક ભરેલા રૂદનથી સુલતાનના દીલમાં ઘણુંજ દુઃખ ઉત્પન્ન થયું; તેથી તે જગ્યા ઉપરથી ઉઠી જે તરફથી તે અવાજ નીકળતો હતો, તે તરફ ગયો તો એક મોટા દિવાનખાના આગળ તે આવી પહોચ્યો ત્યાં એક પડદો નાંખેલો હતો તે ખસેડી જોયું તો ત્યાં આગળ એક સિંહાસન હતું તે જમીનથી થોડું એક ઉચું હતું તેના ઉપર એક જુવાન અને ઘણોજ રૂપાળો પુરૂષ બેઠેલો હતો તેણે ઘણો કીમતી પોશાક પેહેર્યો હતો અને તે ઘણોજ શોકાતુર હતો. સુલતાન ચાલ્યો ચાલ્યો તેની પાસે ગયો અને તેને નીચા નમીને સલામ કીધી. તે માણસે ઘણા શોકાતુર ચેહેરે પાદશાહને સામી સલામ કરી પણ ઉભો થયો નહીં, પણ તે પુરૂષે ઘણાજ ઉદાર મનથી પાદશાહને કહ્યું કે હે પાદશાહ તમને ઘટે તેવું માન ઉઠીને મારે આપવું જોઇએ પરતુ તે મારાથી બન્યું નથી. કારણ કે હું આ વખતે એક મોટા શોકના સમુદ્રમાં ડુબેલો છું, તેથી મને બીજું કાંઈ પણ સુઝતું નથી અને તેને લીધે મારાથી આપને ઘટતો માન આવકાર આપી શકાયો નથી, તે આપ માફ કરશો. કારણકે તમે પણ મોટા દીલના છો. સુલતાન બોલ્યો કે હે જુવાન પુરૂષ તે બાબત મારા મનમાં પણ નથી અલબત દુઃખના વખતમાં એવું સુઝી આવતું નથી, તમો તેને માટે આટલો પસ્તાવો કરો છો તે મને માન આપવા બરોબર છે, તમો ઉઠયા હોત તેથી શું વધારે થવાનું હતું. અને તે બાબતમાં મને કાંઇ પણ ખોટું લાગવાનું નથી. મારે તમારી પાસે આવવાનું કારણ કે તમને ઘણું રૂદન કરતા જોઇ હું તમારી તરફ આવ્યો છું. જો આપને હરકત ન હોય અને તમારૂં દુઃખ મારી આગળ કહેશો તો મારાથી બનતી મદદ હું તમને કરીશ. હું આશા રાખું છું કે આ તમારા ઉપર પડેલા સંકટમાં મારી તરફથી કાંઇ પણ દિલાસો તમને આપવાની રજા આપશો તો તમને દિલાસો આપવાને હું મારાથી બનતો પ્રયત્ન કરીશ તમો તમારા દુઃખને લગતી હકીકત અને કહેવામાં કાંઇ પણ આડચણ રાખશો નહીં. પણ તમો પેહેલા મને એટલું કહો કે પેલા સરોવરમાં

ચાર જૂદા જૂદા રંગનાં માછલાં છે તેનું કારણ શું અને વળી એટલું પણ કહો કે આ જગ્યાએ આ કિલ્લો કેમ બંધાયો ! અને તમો એકલા અહીંઆં કેમ રહ્યા છો તે કહેવાની તસ્દી લેશો.

બાદશાહે સવાલો પૂછ્યા કે પેલો જુવાન તેનો કાંઇ પણ જવાબ નહીં આપતાં પોકે પોકે રડવા લાગ્યો અને બોલ્યો કે હે નશીબ તું કેવું દગાખોર છે કે જેને તું મોટા કરે છે, તેને પાછા નીચા બનાવી દઈને ખુશી થાય છે. કોઇ પણ માણસ એવો નહીં હોય કે જેણે પોતાની જીંદગી કંઈ પણ દુઃખ દીઠા વગર પસાર કીધી હશે. આ પ્રમાણે ફરીથી રડતો જોઇ બાદશાહે પૂછ્યું કે ભાઇ તને ફરીથી વિનંતી કરૂં છું કે તું આટલું બધું દુઃખ શા સારૂ ધરે છે ? તે જણાવવાની મેહેરબાની કર, પછી તે માણસ બોલ્યો હે પરોપકારી પુરૂષ હું શોક ન કરૂં તો શું કરૂં ? અને મારા આ શોકનો કયારે પાર આવશે તે પણ મને કાંઇ સમજાતું નથી. એટલું બોલી તેણે પોતે જે જભ્ભો પેહેર્યો હતો તે ઉંચો કર્યો તો પેલો બાદશાહ તો અચરત પામી ગયો કે અરેરેરે ! ! ! આ શું. અરેરે આ બિચારાની શી હાલત થશે. તે પુરૂષનું શરીર કમર સુધી માણસના જેવું હતું પણ કમરથી નીચેનો પગ સુધીનો સઘળો ભાગ કાળા પથ્થર જેવો થઇ ગયો હતો એટલે પથ્થર જ થયો હતો.

તે પુરૂષની આવી ઘણીજ દુઃખદાયક સ્થીતિ જોઇ તે સુલતાનને કેટલી અજાયબી થઇ હશે. તેનો વિચાર વાંચનારે કરી લેવો. બાદશાહ બોલ્યો હે જુવાન પુરૂષ તમારી આ દશા જોઇ મને તો કમકમાટ ઉપજે છે, પરંતુ હવે તમારી સઘળી હકીકત સાંભળવાને મારૂં મન ઘણુંજ આતુર થઇ રહ્યું છે આ ઉપરથી જણાય છે, કે તમારી હકીકત જરૂર નવાઇ જેવીજ હશે, અને તમારી હકીકત સાથે આ તળાવ તથા તે માંહેનાં માછલાંની હકીકત પણ સંબંધ ધરાવતી હશે, તેથી હું તમને વિનંતિ કરૂં છું કે તમારી હકીકત મને મેહેરબાની કરી સંભળાવો અને મને જરૂર ખાત્રી છે. કે તમારી વાત મારા સાંભળવામાં આવેથી નકી તમને મારી તરફથી કાંઇ દિલાસો મળી શકશે ખરો. કારણ કે દુઃખી લોકો પોતાના દુઃખની હકીકત બીજાને કહેવાથી કાંઇ પણ દિલાસો અને મદદ મેળવી શકે છે ખરા. પેલો જુવાન બોલ્યો કે હે પાદશાહ તે વાત ખરી પણ મારી હકીકત સાંભળવાથી તો તમને મારી બાબતમાં દુઃખનો વધારો થશે, તો પણ હું તમને સંભળાવવાને ના પાડતો નથી અને તે સઘળી હકીકત કહું છું તે ધ્યાન રાખીને સાંભળજો.

## અર્ધા પથ્થર થયેલા પાદશાહની વાર્ત્તા.

પેલો જુવાન માણસ બોલ્યો કે મારે તમને પહેલેથી સઘળી બાબતમાં વાકેફ કરવા જોઈએ કે મારો પિતા મહમદ કરીને હતો અને તે આ મુલકનો પાદશાહ હતો. આ મુલકનું નામ કાલો ટાપુ એ નામથી ઓળખાય છે. આ મુલકની પડોશમાં જે ચાર નાના પર્વતો હતા તે પાછળથી બેટ થઇ ગયા તે ઉપરથી એ નામ આપ્યું છે, અને જે જગ્યા ઉપર પેલી તરફ સરોવર થઇ ગયેલું છે. તે જગ્યા તરફ મારા બાપની રાજધાની હતી જેમ જેમ મારી વાર્ત્તા કહેતો જઇશ તેમ તેમ તમને સમજ પડશે કે એ ફેરફારો કેમ થયા છે.

મારો બાપ સિત્તેર વરસની ઉમરે મરણ પામ્યો તેના મરણ પામ્યા પછી હું પરણ્યો જે સ્ત્રીની સાથે હું પરણ્યો તે સ્ત્રી મારી સગી હતી. તેની પરીક્ષા તથા પ્રીતી મેં પરણ્યા પેહેલાં કરી હતી. મારો પ્યાર તેની ઉપર પુષ્કળ હતો તેમ તેનો પ્યાર પણ મારી ઉપર હતો. પરણ્યા પછી ઘણીજ મોજમજામાં અમોને પાંચ વરસ થઇ ગયાં પણ તેટલાં વરસ વીત્યા પછી મને માલમ પડ્યું કે મારી રાણી જે મારી સગી હતી તે આગળની પેઠે મને ચાહતી નહતી.

એક દિવસ ખાધા પછી જ્યારે તે નાહાવા ગઇ ત્યારે મને આરામગૃહમાં જવાનો શોખ થયો. તેથી એક કોચ ઉપર હું સુતો: તે વેળા મારી સ્ત્રીની બે દાસીઓ ઓરડામાં હતી. તેમાંની એક મારા

માથા આગળ અને એક મારા પગ આગળ બેઠી અને પંખાથી પવન નાખવા બેઠી કે મારી ઉપરથી માંખોને ઉડાડી મૂકે અને તે સાથે ઠંડા પવનની લેહેર આવે તો મને ઉંઘ બરાબર રીતે આવે. એ દાસીઓએ મને ઉંઘમાં પડેલો જાણી એક બીજા સાથે ધીમેથી વાતો કરવા માંડી પણ મેં મારી આંખો મીચેલી રાખી અને તેમની સઘળી વાત ધ્યાન દઈને સાંભળી.

એક બોલી કે આપણો પાદશાહ આટલો બધો રૂપાળો છે તેને તેની રાણી ચાહતી નથી. એ શું ઓછી વાત છે ? બીજી બોલી હા એમજ છે, અને મને સમજ પડતી નથી, કે તેને મુકી દરરોજ રાતની વખતે શા સારૂ બહાર જતી રહે છે ? શું તે બાદશાહને માલમ પડતું નથી ? પહેલી દાસી બોલી બાદશાહને શેની ખબર પડે કારણ દરરોજ જ્યારે રાત્રે બહાર જાય છે તે વખતે કોઈ એવી વનસ્પતિનો રસ પાય છે તેની એવી કેફ ચડે છે કે રાજા આખી રાત એક મડદાની પેઠે સુઈ રહે છે. પછી તેને એવો મુકીને રાણી આખી રાત પોતાની ખુશીમાં આવે તે ઠેકાણે ફરે છે અને પરોઢીએ જ્યારે પાછી આવે છે. ત્યારે એવી કાંઈ સુગંધી વસ્તુ સુંઘાડે છે કે પેલી કેફ ઉતરી જાય છે અને રાજાની ઉંઘ ઉડી જાય છે.

પેલો જુવાન માણસ કહે છે કે આ વાતો મેં સુતાં સુતાં સાંભળી મને તો ઘણીજ નવાઈ લાગી. તથા મારા મનમાં ઘણું દુઃખ લાગ્યું તો પણ તે વખત હું ગમ ખાઈ ગયો અને કાંઈપણ બોલ્યો નહીં અને તે જ્યારે વાતો કરી રહી ત્યાર પછી જાણે ઉંઘમાંથી ઉઠયો હોઉં તેવી રીતે જાગી ઉઠયો અને તેમની વાતનો એક અક્ષર પણ સાંભળ્યો ન હોય તેવી રીતે મેં દેખાડ્યું.

તેટલામાં રાણી ન્હાઈને આવી. અમો બન્નેએ સાથે ખાધું ત્યાર પછી સુવા જવાનો વખત થયો ત્યારે ઓરડામાં હું તથા તે બન્ને ગયાં ત્યાર પછી તેણે મારા ઉપર ઘણો પ્યાર દેખાડી એક પાણીનું પ્યાલું ભરી આપ્યું અને કહ્યું કે લ્યો આ પીઓ. મને સમજણ પડી કે આ પ્યાલો તે પેલી દવા વાળોજ હશે તેથી તે પીધો નહીં અને તે લગાર આડી અવળી ઉઠી કે તરત પાણીનું પ્યાલુ બારીએથી ઢોળી દીધું. ત્યાર બાદ અમે સુઈ રહ્યાં અને હું ઉંઘવા જેવો ડોળ કરી આંખો મીચી પડી રહ્યો રાણીએ જાણ્યું કે રોજની પેઠે આજે પણ તે ઉંઘી ગયો હશે એમ ધારી તે બેફિકરથી ઉઠી અને હમેશાની માફક પોતાનો પોષાક તેણે પેહેર્યો અને તૈયાર થઈ બોલી કે હવે તું ઉંઘનારને ઉંઘતો રહેજે કોઈ દિવસ જાગીશજ નહીં એટલું બોલીને ચાલતી થઈ.

જેવી તે ઉઠીને ચાલી કે હું પણ તરતજ ઉઠયો ઘણીજ ઉતાવળથી મેં મારાં લુગડાં પેહેરી લીધાં અને તે જાણે નહીં એવી રીતે હું તેની પાછળ ધીમે ધીમે ચાલ્યો. રાત અંધારી હતી તેથી તે મને દેખી શકે નહી તેમ હું તેને પણ દેખી શકુ નહી પરંતુ તેનો પગનો અવાજ થાય તેની અટકળથી હું તેની પાછળ ચાલ્યો એમ કરતાં દરવાજે આવ્યો એટલે તે કાંઇ મંત્ર જેવું કરી બોલી કે દરવાજો ઉઘડી ગયો અને કેટલાક દરવાજા એ પ્રમાણે તેણે ઉઘાડી નાખ્યા. હું તો આ જોઈને અચરજ જ થયો છેવટનો દરવાજો ઉઘાડયો તો તે દરવાજા બહાર બાગ હતો તેમાં ગઈ, હું દરવાજા પાછળ ઉભો રહ્યો કે મને દેખે નહીં. પરંતુ તે તો ત્યાંથી આગળ ચાલી અને એક મેદાન મુકી ઝાડી હતી ત્યાં આગળ ગઈ હું પણ બીજે રસ્તેથી તે ઝાડીમાં ગયો, અને બરાબર સંતાઈને બેઠો. હવે ઝાડીમાં તે રાણી એક પુરૂષ સાથે બેઠેલી જોઇ, થોડીવાર તેઓ આડાં અવળાં ફરી એક ઠેકાણે બેઠાં હું પણ ત્યાંથી થોડે છેટે બેઠો. તે બન્ને જણે ત્યારે વાતો કરવા માંડી તે મારા સાંભળવામાં આવતી, રાણી બોલી તમે જે મને ઠપકો આપો છો તે ઘટતું નથી, કારણ કે હું તો મારાથી જેટલી ઉતાવળ થાય તેટલી ઉતાવળ કરીને જલદી આવી છું પણ તમે જાણો છો કે ઘરનો લમાર બંદોબસ્ત થયા વિના બહાર શી રીતે નીકળી શકાય; જ્યાં સુધી તે જાગતો હોય ત્યાં સુધી કાંઇ નીકળાય નહીં, પછી મને કાંઇ તેનો ડર નથી. મારામાં કેટલી શક્તિ છે તે આપ જાણો છો તો પણ તેની એટલી આમન્યા રાખવી જોઇએ. હું ધારૂં તો એક ઘડીવારમાં આ શેહેર અને તેની આસપાસનાં મકાનો બધું બાળીને ખાખ કરી નાંખુ; અને બધુ ઉજડ વેરાન કરી મુકુ, અને વળી તેનાથી જુદા ઘાટનું બીજું શેહેર બનાવી દઉં આટલી મારી શકિત

છે, આપ એમ ધારતા હશો કે મારો પ્યાર તમારા ઉપર નહીં હોય. પરંતુ મારી પ્રીતિ આપના ઉપર એવી છે કે નહીં તે બાબત જો તમારે તપાસ કરવી હોય તો કરી જુઓ. તમો કહો તો જે વસ્તુ તમારે જોઇએ તે હાજર કરૂં, અથવા તમે જે માગો તે મારાથી બનતી મહેનતે લાવી આપું.

આટલું બોલીને રાણી બંધ થઈ અને ત્યાં આમ તેમ ફરવા લાગ્યાં. મારા હાથમાંની તરવાર ઉઘાડી કરી બેઠો હતો. તે બન્ને જણાં ફરતાં ફરતાં હું જ્યાં ઝાડની પાછળ સંતાયો હતો ત્યાં થઇ બન્ને જણ નીકળ્યાં. ફક્ત મારા તથા તેમના વચ્ચે એકજ હાથનું છેટું રહ્યું. મેં જાણ્યું કે આ લાગ ઠીક છે, એમ વિચારી પેલા પુરૂષને મેં એકજ ઘા ગરદન ઉપર માર્યો કે તે નીચે પડયો, રાણીને પણ હું મારત પરંતુ તે મારી સગી હતી તેથી તેને મેં છોડી દીધી. ત્યાર પછી હું તરતજ ત્યાંથી ખસી ગયો, કે રાણીને માલમ પડે નહીં.

હવે પેલો પુરૂષ જે જમીનપર પડયો. તે જોઇને આ રાણી તો ગભરાઇ ગઈ આડી અવળી જોવા લાગી પણ કાંઇ દીઠું નહીં, તેણે તે પુરૂષને જોયો તો તેને વાગેલો ઘા એવો હતો કે તે જીવી શકવાનો નથી. તેથી તે તેની આગળ બેશી પોકેપોક મુકી રડવા લાગી; અને તેને કાંઇ છેવટના શબ્દ કહેતી હોય એમ સંભળાયું. આ સાંભળી મને દુઃખ લાગ્યું કે અરે મેં એને આટલીવાર પણ જીવતો મુકયો, તે ખોટું કર્યું. થોડીવાર પછી તેનો જીવ જતો રહ્યો હશે એમ ધારી હું ત્યાંથી આવી મારા દિવાનખાનામાં પ્રથમની પેઠે સુઇ રહ્યો. રાણીની આ ચાલ ઉપરથી મારા મનમાં શોક થવા લાગ્યો અને ઉંઘ આવી નહીં. પરંતુ તેનું વેર લીધાની ખુશાલી ઉત્પન્ન થવાથી થોડીવારમાં ઉંઘી ગયો. સવાર થતાં હું ઉઠયો ત્યારે તે રાણી મારી પાસે સુતેલી હતી, મેં તેને કંઈ પણ બોલાવી નહીં. હું મારા રોજના નિયમ પ્રમાણે ન્હાઇ કરી લુગડાં પેહેરી દરબારમાં મારી સાથે બેસનારા જે દરબારીઓ હતા, તેમની સાથે મિજલસમાં ગયો. ત્યાંથી ઉઠયો એટલે મારી રાણી રડતી કુટતી મારી સામે આવી. અને વિનંતી કરી બોલી કે હે મારા ખાવિંદ ? હું તમને અરજ કરૂં છું કે આ મારી હાલત જોઇ તમો કાંઇ પણ દિલગીર થશો નહીં હમણાંજ મારે ત્યાં ત્રણ ઘાત થઇ છે તેના સમાચાર મેં સાંભળ્યા છે; તેથી મારા મનમાં એટલું તો દુઃખ થાય છે કે મારાથી એક અક્ષર પણ બોલી શકાતો નથી. મેં તેને પૂછયું કે રાણી કઈ કઇ ત્રણ ઘાત થઈ છે તે મને સંભાળવશો ? રાણી બોલી કે એક મારી માની બીજી મારા બાપની ત્રીજી મારા ભાઇની મારો બાપ લડાઇમાં માર્યો ગયો અને મારો ભાઇ પહાડ ઉપરથી ગબડી જઇ મરણ પામ્યો. અને તે બન્નેના શોકમાં મારી માતા પણ મરી ગઇ આવી રીતે મારી રાણીએ ખરૂં કારણ ઢાંકી દઇ નવું કારણ ઉત્પન્ન કર્યું તેથી મને કાંઇ ખોટું લાગ્યું નહીં કારણ કે તેને કાંઇ ખબર નહોતી કે તેના યારનો ખુની હું છું. મેં તેને સમજાવવા સારૂં કહ્યું કે હે સ્ત્રી આ તમો શોક કરો છો. તેમાં તમારો કાંઇ દોષ નથી અને હું પણ તમારા દુઃખમાં ભાગ લઉં છું. કુદરતના આ મોટા જુલમથી તમોને તેમ બીજાને દુઃખ થાય તેમાં કાંઇ નવાઇ નથી. માટે તમો એકવાર રડીને તમારા દિલને શાંત કરો. કારણ કે જે શોક કરવો, રડવું, કુંટવું વગેરે છે, તે માયાળુપણાની નિશાનીઓ છે, અને મને ઉમેદ છે કે જેમ જેમ વખત જતો જશે, તથા જેમ જેમ તમારા મનમાં આ દુનિયાના અસારપણાના વિચારો આવતા જશે. તેમ તેમ તમો તમારૂં દુઃખ વિસારતાં જશો. અને હમેશની પેઠે તમારો ખુશ મિજાજ બતાવશો.

મેં તેને દિલાસો આપી ત્યાંથી પાછી વાળી, રાણી પણ પોતાના ઓરડામાં જઇ બેઠી અને ત્યાર પછી એક વરસ સુધી તે અતિ દુખીયારણ તરીકે, પોતાના યારના મરણનો શોક પાળી રૂદનમાં કાઢવા લાગી. એક વરસ થયા પછી તેણે પોતાના મેહેલમાં એક કબરસ્તાન બાંધવાની રજા માગી. મેં તેના કહેવા પ્રમાણે કરવાની રજા આપી, પછી તેણે ત્યાં એક ભપકાદાર મેહેલ બંધાવ્યો. તેની ઉપર એક બુરજ ઉભો કર્યો જે આ જગ્યા આગળથી દેખાય છે અને આ મહેલનું તેણે "મહિતમ મેહેલ" એવું નામ રાખ્યું.

હવે જે દિવસે તેના યારને ઘા વાગ્યો. તે વખતે તે મરી ગયો નહોતો રાણીએ તેને પોતાની જાદુઇ

દવ એ ચાલતી રાખી, અને ત્યાંથી તેને બીજા કેઇ છાના મકાનમાં રાખી તેની સારવાર સારી રીતે કરવાની તે તજવીજ રાખતી. હમેશ તેને દવા પાતી. જ્યારે આ મહેલ તૈયાર થયો ત્યારે એક છુપા ઓરડામાં તેને રાખ્યો. અને તેની દવા તથા સારવાર સારી રીતે કરવા માંડી, તેની રાજાને ખબર પડવા દીધી નહીં.

તેના ચલાવેલા જાદૂથી તેમ જ દવાથી તેના યારને કાંઇ પણ ફાયદો થયો નહીં. કારણ કે દિવસે દિવસે તેનામાંથી શક્તિ ઓછી થવા લાગી. અને એટલો તો અશક્ત થઇ ગયો કે. તેનાથી ચાલતું ચેન તું કે બોલી પણ શકાતું નહીં. ફક્ત તેની આખોના ડોળા અને શ્વાસ ઉપરથી માલમ પડી આવે કે તે જીવતો છે, રાણીને હવે તેના તરફનું કાંઇ પણ સુખ નહોતું અને ઉલટું તેનું પુષ્કળ વૈતરૂં કરવું પડતું. ફક્ત એને દિલાસા તરીકે પોતાના યારનું મોં જોવાનું મળતું, પરંતુ તેનો પ્યાર એટલો બધો હતો કે એટલાથી પણ સંતોષ પામતી અને તેના સાથે જેટલી મીઠાસથી કામ લેવાય તે કરતાં પણ તે બેહદ મીઠાશ વાપરતી અને દરરોજ તેની બે વાર મુલાકાત લેતી, તે પોતે એમ જાણતી કે રાજા આ બાબત કાંઇ જાણતો નથી. મને સઘળી તે વાતની ખબર હતી તો પણ હું એવો ડોળ કરતો કે જાણે કશું જાણતો નથી.

હું એક દિવસ ક્રોધનો માર્યો તે મેહેલમાં ગયો કે જોઉ તો ખરો કે મારી રાણી આ મેહેલમાં તેના યાર પાસે પોતાનો વખત શી રીતે ગુજારે છે. જે જગ્યાથી તે બધું મારાથી દેખી શકાય અને સાંભળી શકાય તેવી જગ્યા ઉપર જઇને હું બેઠો, એટલામાં રાણી આવી તેની યાર પાસે બેઠી અને કહેવા લાગી, હે પ્યારા તારૂં આ દુઃખ જોઇ મને પણ એટલું બધું દુઃખ પેદા થાય છે કે જાણે તે બધું મારા ઉપર જ પડતું હોય નહી! તમને પડતા દુઃખમાં હમેશાં મારો ભાગ ચાલુ છે. પણ ઓ ખાવિંદ હું આટલો આટલો શોક અને પસ્તાવો કર્યા કરૂં છું છતાં તું એક પણ શબ્દ મારી સામે બોલતો નથી, તો આવી રીતે મારાથી કેમ રહી શકાશે. તું એકવાર તો બોલ અને તારા મીઠા શબ્દનો એક ઉચ્ચાર મારા કાનને સંભળાવી મને શાંત કર. હું જેટલો વખત તારી પાસે ગુજારૂં છું તેટલો વખત જાણે સ્વર્ગનું સુખ ભોગવતી હોઉં તેમ મને લાગે છે. તારૂં દુઃખ ટાળવાને મારાથી જે પ્રયાસ થાય છે તેથી મારી જીંદગીને કૃતાર્થ થએલી માનુંછું. તારી પાસેથી એક ઘડી વેગળું રહેવું પડે છે. તે યુગ સમાન લાગે છે ટુંકામાં આ રાજ પાટ સઘળુ તારા વિના સ્મશાન વતજ લાગે છે.

આટલું બોલતાં તેની આંખમાંથી આંસુની ધારાઓ ચાલતી હતી અને એટલાં ડસકાં ખાતી કે તેનાથી અરધું વાક્ય પણ પુરેપુરૂં બોલી શકાતું નહીં. તેથી હું તેની પાસે ગયો. અને બોલ્યો કે હે રાણી હવે તમે પુષ્કળ રડયાંછો હવે જે દુઃખનાં રૂદન કરવાથી આપણ બંન્નેને હીણપત લાગે છે તે રૂદન કરવું છોડીદો અને ભૂલી જાઓ, તમારે મારી સાથે કેવી રીતે વર્ત્તવું તે કેમ ભૂલી જાઓછો. ત્યારે તે બોલી કે સાહેબ અત્યારે તમે મારી સાથે કાંઇ પણ બોલશો નહીં. જો તમોને મારા ઉપર કાંઈ પણ લાગણી હોય તો મને આવીજ હાલતમાં પડી રહેવાદો. મારો આ શોક મારી જીંદગીમાં પણ ભૂલાનાર નથી અથવા બીજો વિચાર પણ નહીં થાય.

આ સાંભળી મેં તેને ઘણું સમજાવી અને કહ્યું તારી શી ફરજ છે? તેનું સમજ જે થયું તે થયું અને હવેથી તું તારી ફરજ અદા કર આવી રીતે તેને ઘણું ઘણું કહ્યું પણ તે સઘળું નિષ્ફળ થયું. અને મેં ભલમનસાઇ છોડી જ્યારે તકરારના રૂપમાં કહેવા માંડયું. ત્યારે તે વધારે છુટથી બે હા લા ત્યારે હું થાકીને ત્યાંથી ચાલ્યો અને તે પોતે ત્યાંજ રહી ત્યાર પછી તેણે બે વર્ષ સુધી તેવીજ રીતે કર્યા કર્યું.

વળી પાછું એક વખત તે "માહેતમ મેહેલમાં" રાણી જ્યારે આવી હતી તે વખતે પ્રથમની પેઠે હું સંતાઇ રહ્યો હતો, ત્યારે પાછું તેણીએ કહેવા માંડયું કે "ત્રણ વર્ષ ઉપર તું મારી સાથે બોલ હતો, અને ત્યારે પછી હું આવું આવું રૂદન કરી તથા મારૂં શરીર ખરાબ કરી મારો પ્યાર તમારા ઉપર કેટલો છે. તે જણાવું છું છતાં તમો કાંઇ પણ ઉત્તર નથી આપતા અને જાણે જાણતાજ નથી તેમ કરો છો તેનું શું કારણ? એ તમો મારી તરફ તિરસ્કાર બતાવો છો? કે તમારી એ શક્તિઓ

સર્વે જડ થઈ ગઈ છે ? વળી તમો જે મારી તરફ પ્રીતિ બતાવતા તે શું ઉપરઉપરની હતી. જેના શરીરના સર્વે અંગોમાં મારા ઉપર પ્યાર રહેલો હતો તે શું જતો રહ્યા ? મને એમ લાગતું નથી. તોપણ વારો પ્યાર, તારે માટે તારી પાસમાં રાખવા લાયકનું ધન જે હું, (રાણી) તેને તો લઇનેજ બેઠો છે.

એટલું કહી પેલો જુવાન બાદશાહ બોલ્યો કે હે નામદાર સુલતાન ! આ વાક્ય સાંભળી મને અતિશે ક્રોધ ચડયો કારણ કે જે પુરૂષના ઉપર તે મોહી પડી હતી તે પુરૂષ કાળો સીધી જેવો હતો તેમજ બેડોળ હતો, તેવા માણસની તે દાસી થઇ રહી હતી અને સેવા કરતી હતી, તોપણ તેના ઉપર આવો પ્યાર તથા આવી રીતનું ભાષણ સાંભળી મારા મનમાં એવો ક્રોધ આવ્યો કે તેજ વેળા હું તેની આગળ ગયો. અને જેવી રીતે મારી રાણી કબર સાથે વાત કરી બોલી હતી. તેમ મેં પણ કબરને કહ્યું કે ઓ કબર ? જે સીધીને તું તારા ઉદરમાં લઇને બેઠી છે. તે માણસજાતિને ઘણું એબ કર્ત્તા છે. તેને તું તારામાં ગર્ક ( સમવા દેતી ) કેમ કરી નથી દેતી ? મતલબ કે આ રાણી તથા પુરૂષને તું પાયમાલ ( બુરે હવાલ ) કેમ કરી નથી નાંખતી ?

આ સાંભળીને રાણી જે પેલા સીધીની કબર પાસે બેઠેલી હતી. તે અતિશે ક્રોધાતુર થઇને મારી પાસે આવી ને મારી સામે કહેવા લાગી કે અરે મૂરખ તું જ અહીંથી મારા સઘળા શોકનું કારણ તુંજ છે. તું એમ ન સમજીશ કે તારા કર્ત્તવ્યથી હું અજાણી છું. હવે તે મારાથી ઝાઝીવાર સુધી પેટમાં રાખી શકાશે નહીં, મારા યારને આ દશાએ પહોચાડનાર તુંજ છે અને વળી બળતીને બાળવા સારૂ આવ્યો છું. હજુ પણ તું તારૂં ઘાતકીપણું છોડતો નથી. મારી રાણીના આવા શબ્દો સાંભળી મને ઘણોજ ક્રોધ ચડયો, તેથી તેની સામું જોઇને મેં કહ્યું કે હા એવા દુષ્ટ માણસને જે સજા કરવી ઘટે તે મેં કરી છે. અને જેવી રીતે તેને સજાએ પહોચાડયો તેમ તને પણ તારા કરેલા કૃત્યનો સ્વાદ ચખાડવો વ્યાજબી છે. મેં જો પેહેલેથીજ તેમ કર્યું હોત તો આ વખતે આટલો બધો પસ્તાવો કરવાનો વખત આવત નહીં. મેં તારી સાથે અત્યાર સુધી ભલમનસાઈ રાખી તે ઘણું ખોટું કર્યું અને તને તો કંઈ કદર નથી. માટે તારી પણ એજ દશા થવી જોઇએ એમ કહી મેં તેના ઉપર તરવાર ઉગામી તેવી જ તે તરત મોં મચકોડી હસતા મોંઢે બોલી કે હે પાદશાહ ! તારી રીસને શાંત કર, એમ કહી મારા સામું ઘણુંજ બેદરકારીથી જોવા લાગી. અને થોડીવાર થઈ કે તે તરતજ મને સમજણ ન પડે તેવા બે શબ્દો બોલી અને કહેવા લાગી કે મારા જાદુના બળથી તને કહું છું કે આજથી તારૂં અરધું એટલે કમરની ઉપરનું શરીર માણસનું અને કમર નીચેનું શરીર પથ્થરનું થઇ જશે. એટલું બોલતાની સાથે મારો કમર નીચેનો ભાગ પથ્થરનો થઇ ગયો. અને તે દિવસથી હું આ શરીરે ઘણું ઘણું દુઃખ ભોગવું છું. હું મુવેલામાં જીવતો અને જીવતામાં મુએલા જેવો છું.

જે રાણીને મેં અઘટતું માન આપ્યું અને મોટી કરીને સ્થાપી તેજ આ દુષ્ટ રંડાએ મને આવી હાલતમાં નાંખ્યો છે. એટલું કરીને તે અટકી નહીં. પણ પછીથી તેણે આ શેહેર, મહેલ, મંદિર, મસજીદો તથા મોટાં મોટાં કરોડો રૂપીઆનાં મકાનો આ સઘળાની પાયમાલી કરી નાંખી. વળી ત્યાં એક સરોવર ઉત્પન્ન કર્યું છે. અને તમે જોયું કે આ દેશને એક જંગલ સરખો બનાવી દીધો છે. તમોએ તળાવમાં જે ચાર જૂદા જૂદા રંગનાં માછલાં દીઠાં તે ચાર જૂદા જૂદા ધર્મ પાળનારી પ્રજા હતી. તેમાં જે સફેદ માછલી છે તે મુસલમાન લોકો સમજવા, જે લાલ માછલી છે, તે ઈરાની લોક સમજવા. જે આસમાની માછલી છે, તે ક્રિશ્ચિયન લોક સમજવા. અને પીળા રંગની માછલી છે તે યાહુદી લોક સમજવા, જે ચાર નાના ડુંગરો છે. તે ચાર બેટ ( ટાપુ ) હતા. અને તે પરથી કાળા ટાપુ એવું નામ હતું. એટલું કરીને પણ તેનો ક્રોધ તેણે સમાવ્યો નહીં, મારા રાજપાટનો, શેહેરનો, તમામ વસ્તીનો સઘળાંનો નાશ કર્યો. ત્યાર પછી તે રોજ મારી પાસે આવી મારાં લુગડાં ઉતરાવી રોજ મને ચામડાના સો સો ફટકા મારે છે. અને તે એવા જોરથી મારે છે કે મારતાની સાથેજ માસ શરીરમાં લોહી ઉડે છે, સો ફટકા મારતાં હું ગમે તેટલું રૂદન કરૂં અથવા બૂમ મારૂં પરંતુ એક ઓછો હોય ત્યાં સુધી મને છોડે નહીં એટલા ફટકા માર્યા પછી મારાઉપર નાના બકરાનું સુંવાળું ચામડું ઓઢાડે છે. અને તેના ઉપર આ સોનેરી ઝભ્ભો ઓઢાડે

છે. જે મને આબરૂને સારૂ નહીં પણ મને બાળવાને સારૂ કરે છે, હે પાદશાહ આ મારી સઘળી હકીકત મુળથી તને કહી.

તે કાળા ટાપુનો જુવાન પાદશાહ આટલું બોલ્યા પછી આંખમાં આંસુ લાવી કહેવા લાગ્યો કે હે પાદશાહ આ સઘળું દુઃખ મારે પરવશ પણે ખમવું પડે છે; આ વાત સાંભળી સુલતાનને પણ એટલું બધું દુઃખ લાગ્યું કે તેનું હૈયું ભરાઇ આવ્યું. અને કાંઇ પણ દિલાસો આપી શક્યો નહીં, પેલો જુવાન બાદશાહ રડતા મોઢે બોલવા લાગ્યો કે હે પરવરદીગાર ! હું તારા હુકમને માન આપું છું. આજે તારી એવી મરજી છે, તો હું ધીરજથી સહન કરૂં છું. અને આશા રાખું છું કે આજે તારી એવી મરજી છે તો કોઈક દિવસ તને દયા આવશે અને તેનો બદલો મળી જશે.

આ સઘળી હકીકત સાંભળી બાદશાહને એટલું તો લાગી આવ્યું કે તે જુવાન પાદશાહ ઉપર પડેલા દુઃખનું વેર લેવાને તે પોતે તૈયાર થયો. અને બોલ્યો કે હે જુવાન બાદશાહ! મને બતાવ કે તે તારી રાણી કયાં આગળ રહે છે. અને તેનો એ યાર જેને મરતા પેહેલાંથી કબરમાં નાંખી મુકયો છે તે પણ કયાં રહે છે, તે મને જલદી બતાવ. જુવાન બાદશાહ બોલ્યો સાહેબ ! આપ શું કરવા માગો છો, બાદશાહ બોલ્યો હું તેનું વેર લેવાનો છું. જુવાન બાદશાહ બોલ્યો આપ પરોપકારી છો. પરંતુ આપ મારૂં સારૂ કરવા જતાં તે દુષ્ટ સ્ત્રીના હાથે આપ ફસાઇ જશો. તો મારે માટે તમારે વેઠવું પડશે. બાદશાહ બોલ્યો તેની તું ફિકર કરીશ નહીં. મારા નશીબમાં જો તેમ લખ્યું હશે તો તેમ થશે ત્યારે પેલા જુવાન બાદશાહે તે મેહેલ બતાવ્યો. અને કહ્યું કે તેના એક ગુપ્ત ઓરડામાં કબર છે. તેમાં તેને રાખ્યો છે. મને ખબર નથી, કે તેને કયે ઠેકાણે રાખ્યો છે. પરંતુ સવાર થતાં મને ફટકા મારીને તે ત્યાં જાય છે અને તેને માટે કોઈ જાદુઇ દવા લાવે છે અને તે તેને પાય છે, તેથી તે સિધિ જીવતો રહે છે અને તેની સારવાર કરવાને આખો દિવસ તેની પાસે ગુમાવે છે.

તે સુલતાને જવાબ દીધો જે જુવાન પાદશાહ તારી હકીકત સાંભળી જેટલી દયા તારાપર કરવી ઘટે. તેટલી બીજા કોઇને ઘટતી નથી. અને તારા દુઃખની દયા જેટલી મને આવે છે. તેટલી બીજા કોઇને આવતી પણ નહીં હોય. આથી વધારે દુઃખ અને નવાઇની વાત મેં કોઇ ઠેકાણે સાંભળી નથી. લોકો તારા ઇતિહાસનું દૃષ્ટાંત લેશે. ઇતિહાસ લખનારાઓને આ તારો ઇતિહાસ નોંધ લેવા જેવોજ છે. હવે તારૂં વેર લેવાની મારી ઘણી આતુરતા થઇ છે. અને મારી તે મતલબ હું પાર પાડયા વિના રહેવાનો નથી. મને ગમે તેટલી મુશ્કેલીઓ નડશે તો પણ હવે તેમાં હું પાછો હઠનાર નથી. ચાહાયતો મારો જીવ જાય તો ભલે પરંતુ હવે તે બાબત છોડનારો નથી. એટલું કહીને તેણે પોતે કોણ છે. તેની સઘળી ઓળખાણ પાડી.

ત્યાર પછી બન્ને જણા વિચાર કરવા લાગ્યા કે હવે કયે રસ્તે વેર લેવું અને શા ઉપાયો લેવા. વિચાર કરતાં કરતાં બાદશાહને એક યુક્તિ સુઝી આવી, અને તે તેણે જુવાન બાદશાહને કહી સંભળાવી તેને પણ તે યુક્તિ ગમી. અને બીજે દીવસે તે યુક્તિ અમલમાં લાવવાનો ઠરાવ કર્યો, તે દિવસે તો સાંજ પડી ગઇ તેથી બાદશાહ સુઇ રહ્યો. પેલા જુવાન પાદશાહની તો જે દિવસથી આ સ્થીતિ થઇ હતી તે દિવસથી ઉંઘ જતી રહી હતી. પરંતુ આજ તેને દિલાસો મળવાથી તે રાત તેને શાંતિ રહી.

દિવસ ઉગતાં સુલતાન ઉઠયો. અને પોતાનો પોશાક તે ઓરડામાં છુપાવી પેલા માહેતમ મેહેલ તરફ ચાલ્યો માહેતમ મેહેલ ઘણોજ શણગારેલો હતો. તેમાં સારી રીતે રોશની કરેલી હતી. તેમ સુગંધીદાર પદાર્થો પણ છાંટેલા હતા. અંદર પેસતાંજ ખુશબો આવવા લાગી. આગળ જતાં પેલા જખમી માણસનો પલંગ નજરે પડયો, તેવોજ ત્યાં આગળ જઇ પેલા દુષ્ટ માણસનો જે કાંઇ જીવ રહ્યો હતો તે પોતાની બરછી મારી તેને મારી નાંખ્યો. અને તેનું મડદુ બહાર ખેંચી કાઢી ચોકમાં એક વાવ હતી તેમાં નાંખી દીધું. પછી પેલા પલંગ ઉપર પોતે મોં ઉપર ઓઢીને સુઇ ગયો, અને પોતાની બરછી ચાદર નીચે પડખામાં સંતાડી તે સ્ત્રીને આવવાની વાટ જોઇ સુતો.

પેલી સ્ત્રી પ્રથમ તો તેના રાજાના મેહેલમાં ગઇ અને તેને નિત્યના નિયમ પ્રમાણે સો ફટકા માર્યા

ન એવી રીતે કે પ્રથમ સોનેરી ઝબ્બો લઈ લીધો અને તેને નાગો કર્યો, અને તેને ફટકા મારવા લાગી તેના શરીરમાંથી નીકળતા લોહી વડે તે છંટાતા લાગી પેલો બાદશાહ ઘણા કાલાવાલા કરવા લાગ્યો અને એવી બુમેબુમ ઠોકવા લાગ્યો કે આખો મેહેલ ગાજી રહ્યો પરંતુ તેણે પોતાના ફટકા પુરા થયા ત્યાં સુધી છોડયો નહીં, પુરા થયા પછી બોલી કે તેં મારા ઉપર કાંઇ પણ દયા કરી નથી તો હવે તારાપર દયા લાવવાની તું આશા રાખે તે ફોગટ છે. આટલી સજા તો હું તને ઘણીજ થોડી કરૂં છું એમ કહી તેણે જુવાન પાદશાહના શરીર ઉપર ચામડુ નાખી ઉપર સોનેરી ઝબ્બો નાંખ્યો અને ત્યાંથી પોતાના માહેતમ મેહેલમાં ચાલી ત્યાં પેલા પલંગ આગળ જઈ પોતાનું રડવુ ચાલતું કર્યું. અને બોલી કે હે પ્યારા, હું તારી પાછળ આટલું આટલું રૂદન કરૂંછું, શોક કરૂંછું અને તને જખમી કરનારનું આટલું આટલું વેર લઉંછું તોપણ તારી ઉપર આટલો બધો પ્યાર ધરાવનાર આ ગરીબ સ્ત્રી ઉપર તું કાંઇપણ નજર કરતો નથી અને એક ઉચ્ચારનો પણ જવાબ આપતો નથી. શું આ મને ઓછું દુઃખ લગાડનાર છે. ઓ દુષ્ટ શાહજાદા તેં મારા યારનો આવી રીતે ઘાત કરી મારા સુખનો ભંગ કર્યો અને મને આટલું આટલું દુઃખ પડે છે અરે હવે હું તારૂ કેવી રીતે વેર લઉં મને તારા ઉપર કાંઇ દયા આવતી નથી. તું મા કહે છે કે હું ઘાતકી છું પણ તેં આ આપત નાંખી તેથી મને જે દુઃખ થાય છે તેના આગળ તારૂં ફટકાનું દુઃખ તો કંઇ પણ હિસાબમાં નથી તે પોતાના યાર તરફ નજર કરી બોલી કે હવે તું મારા ઉપર કાંઈક દયા કર, આ જીવ હવે બળીને ભસ્મ થઇ જાય છે. અને તું એક વખત તારાં મધુર વચન મને સંભળાવ, અરે તું પણ કેવો નિર્દય છે કે આટલા કાલાવાલા કરતાં એક પણ ઉત્તર નહીં આપી મને મારી નાંખવાની ઇચ્છા કરે છે, અરે હવે તું એકવાર તો બોલ કે મારી આટલી કરેલી સેવા સફળ થઇ માનું.

આ બધું પેલો બાદશાહ સુતો સુતો સાંભળી જાણે ઉંઘમાંથી જાગી ઉઠયો હોય તેમ કરી મોં ઢાંકી સિધીના જેવી ભાષાથી બોલ્યો " કે સર્વ શક્તિમાન સાહેબ તો ખોદાજ છે " આ સાંભળી પેલી રાણી ઘણીજ ખુશી થઈ તેને આશા નહોતી કે મને કોઇ દીવસ પણ જવાબ મળે. અને આવા શબ્દો જ્યારેક સાંભળ્યા ત્યારે તો તે મોટે સાદે કહેવા લાગી કે હે ખાવિંદ શું તું મને છેતરે છે, અરે ખોદા આતે શું સ્વપ્નું છે કે ખરેખરૂં સાંભળું છું અને આ જે બોલોછો તે તમેજ છો ? સુલતાન જે પેલા સીધીની જગોએ સુઇ રહ્યો છે તે બોલ્યો હે રાણી હું તેજ છું. પરંતુ હું તને જવાબ દેવો યોગ્ય ધારતો નથી કારણ કે તારો જે ખાવિંદ તેના ઉપર તું આટલો બધો જુલમ ગુજારે છે, તો તારી જેવી ઘાતકી બીજી મેં ન કહું. તારા ઘાતકીપણાથી તારો ખાવિંદ એટલું રડે છે કે તે સાંભળી મને ઉંઘ આવતી નથી, જો તેં તેના ઉપર થતો જુલમ અટકાવ્યો હોત અને જાદુની અસર લઇ લીધી હોત તો કે દિવસનો સાજો થઇ તારી સાથે વાતો કરતો હોત. હું નથી બોલતો તેનું કારણ એજ છે રાણી બોલી હે ખાવિંદ ! જો એમ હતું તો આજ સુધી મને કહ્યું કેમ નહીં હવે જો તારી મરજી એમ છે તો હમણાંજ તું ફરમાવે તે પ્રમાણે કરવાને તૈયાર છું. શું તારી મરજી એમ છે કે હું તેને હતો એવો પાછો કરૂં ? સુલતાને કહ્યું હા. તું તેને જલદી જઈને તે પ્રમાણે કર કે મને ઉંઘ આવે.

રાણી ખુશી થઇ તે મેહેલમાંથી બહાર ગઇ અને એક પાણીનું વાસણ ભરી લાવી તેને મંત્રી જે ઓરડામાં સુલતાન હતો ત્યાં ગઇ. અને તેને કહેવા લાગી કે જો મારો મંત્રવિદ્યા પ્રબળ હોય તો તારી અસલ હાલતમાં પાછો આવજે આટલું કહી તને પાણી છાંટયું. પાદશાહ તરત તેના અસલરૂપે થયો. અને પોતાના મનમાં ઘણો હર્ષ પામ્યો પછી રાણી બોલી કે હે ઘાતકી અને દુષ્ટ તું અહીંથી ચાલ્યો જા અને પાછો કોઇ દિવસ આ ઠેકાણે આવીશ નહીં, નહીંતો હું તને મારી નાખીશ એમ નક્કી સમજજે. પાદશાહ એક શબ્દ પણ બોલ્યા વગર તેની નજર આગળથી જતો રહ્યો અને કોઇ જગ્યાએ જઈને ભરાઇ બેઠો. અને હવે તે નક્કી થયું કે બાદશાહ પોતાની ધારેલી ધારણા પાર પાડી શકશે. એમાં કાંઇ વ્હેમ જેવું નથી એમ વિચારી બાદશાહની રાહ જોતો બેઠો.

પેલી રાણી પોતાના મેહેલમાં પાછી આવી પોતાના યારને કહેવા લાગી હે ખાવિંદ ! હું તારા હુકમ

મુજબ કરી આવી છું માટે હવે હું તને અરજ કરીને કહુંછું કે તેં મારી પાસેથી જે ખ્યાર ત્રણ વરસથી છીનવી લીધો છે, તે પાછો આપવાની મેહેરબાની કર ત્યારે સુલતાન અસલના જેવી સીધીની ભાષામાં બોલ્યો કે હે રાણી તું એટલું કરી આવી તેથી મને કંઇ પુરતું સુખ મળી શકે નહીં. હજુ તો ઘણું કામ સુધારવાનું છે. રાણી બોલી સાહેબ જો એટલાથી આપ સંતોષ ન માનતા હો તો બીજું શું બાકી છે. તે આપ મને ફરમાવો તો તરત કરી આવું. બાદશાહ બોલ્યો હે રાણી ! ચાર નાના ટાપુ આ શેહેર, મકાનો, વળી પેલા તળાવની અંદર જે ચાર જાતના લોકોને માછલાં બનાવી દીધાં છે, તે માછલાં રાતની વખતે ડોકાં બહાર કાઢી પોકારો કરે છે, અરે અમને કોઈ છોડાવો અને અમોને આ દશામાં લાવી મુકનારને અમારા જેવી દશાઓ પ્રાપ્ત થાઓ, એવી રીતે પોકારો કરે છે; અને તે શ્રાપથી હું અત્યાર સુધી દુઃખ પામુંછું. તે સઘળું તું હતું તેવી સ્થીતિમાં કરી આવ એટલે મારા શરીરે સબળા રીતે આરામ થાય અને તે સઘળું તું ઘણીજ તાકીદથી કરી આવ કે તે થયા પછી તારી મદદથી હું પાછો ઉભો થઇ જાઉં.

તે રાણી ઘણીજ ખુશીની સાથે ઉલટભેર ત્યાંથી ઉઠી અને બોલી કે હે પ્રાણનાથ હવે મને આશા છે કે તમો તમારી ગએલી તંદુરસ્તી પાછી થોડી મુદતમાં મેળવી શકશો. કારણ કે આપે જે ઉપાય બતાવ્યો તે હું હમણાં થોડીજ મુદતમાં કરી આવુંછું. એમ કહી તળાવ ઉપર ગઇ. થોડુંએક પાણી મંત્રી છાંટયું અને પોતાનો મંત્ર બોલી કે તમામ શેહેર હતુ તેજ સ્થીતિમાં પાછું વસ્યું. યાહુદી, ક્રીશ્ચીયન, મુસલમાન, પારસી સર્વે લોકો પોતપોતાના ધંધે વળગ્યા. હવેલીઓ, દુકાનો, બજારો, સઘળાં મકાનો, વગેરે સર્વે પ્રથમની પેઠે ચાલવા લાગ્યું. સર્વે અમલદારો, કચેરીઓ વગેરે સૌ આબાદ થઈ ગયું.

આટલું કરી ઘણીજ ઉલટભેર પાછી ફરી, અને પોતાના માહેતમ મહેલમાં આવી. પોતે જાણતી નથી કે હવે અંતકાળ થડમાં આવ્યો છે, અંદર આવીને બોલી કે હે ખાવિંદ? હવે સઘળું આપની ઇચ્છા પ્રમાણે બનાવી દીધું છે. કાંઇ પણ બાકી રાખ્યું નથી. માટે હવે હીંમત લાવી ઉઠો અને તમારો હાથ મને આપો એટલે આપણા દુઃખનો અંત આવી જાય અને સુખના અંકુર ફુટે, અરેરે ! ! ! આપણા નશીબમાં આટલા દિવસ દુઃખ ભોગવવાનું કે પ્રથમથી આ વિચાર ન સુઝયો. જો પ્રથમથીજ આ ઉપાય માલમ પડયો હોત તો તમને આટલું રીબાવાનું ન થાત. પરંતુ હવે પરવરદીગારે આપણા ઉપર દયા કરી આપણા દુઃખનો અંત આણ્યો છે. સીધીના વેષે સુલતાન બોલ્યો હા રાણી તું કહે છે તેમજ છે. પરંતુ હવે જાગ્યા ત્યાંથી સવાર તું મારી થડમાં આવ. રાણી આઘી ગઈ, સુલતાન બોલ્યો હજુ બરાબર પાસે આવ. તે તો હરખમાં હરખમાંને સજ્જડ આવી બેઠી. જેવી તે સજ્જડ આવી તેવી જ એકદમ તેણે તેના બે હાથ એક હાથમાં પકડી લઈ એક હાથે પોતાની સોડમાં છુપાવી રાખેલી તરવારથી રાણીના બે ભાગ કરી નાખ્યા. આટલું કામ પાદશાહે એટલી ઝડપથી કર્યું કે રાણીને કંઇ પણ વિચાર કરવા જેટલી તક મળી નહીં અને એક પળમાં તેનો દમ નીકળી ગયો.

આટલું કામ કરી તે ત્યાંથી ફરયો અને પેલો પાદશાહ જે આ શેહેરનો હતો તેને શોધવા નીકળ્યો એટલામાં તો તે જુવાન પાદશાહ સામો આવી ઉભો, અને તેના પગમાં માથુ મુકી નમી પડયો બાદશાહે તેનો હાથ પકડી ઉઠાડયો અને બોલ્યો કે શાહજાદા ! હવે તમે ખુશી થઓ અને તમારે કોઈ પ્રકારની ધાસ્તી રાખવી નહીં કારણ કે તમારા દુષ્ટ શત્રુનો મેં નાશ કરી દીધો છે તે જુવાન શાહજાદાએ સુલતાનનો ઉપકાર એવી રીતથી માન્યો કે જે ઉપરથી સાબિત થયું કે તેના દિલમાં ઉપકાર મજબુતીથી ઠસી બેઠેલો હતો અને તેનો છુટકારો કરનારે તેની આવી નોકરી બજાવી તેના બદલમાં તેની આબાદાની ઇચ્છી, સુલતાને જવાબ દીધો કે તમો પણ તમારી રાજધાનીમાં સુખ અને શાંતીથી લાંબી જીંદગી ભોગવતા રહેજો. અને અગર જો તમો મારી રાજધાની જે કાંઇ દુર નથી ત્યાં આવવાની મરજી દેખાડશો તો હું તમને દીલોજાની ભર્યો આવકાર આપીશ અને જે પ્રમાણે તમને તમામ મુલકમાં માન મરતબો આપવામાં આવે છે. તેવોજ માન મરતબો તમને મળશે—"બળવંત સુલતાન" તે શાહજાદાએ પુછ્યું કે શું તમે ધારોછો કે તમારી રાજધાની આંહીંથી પાસે છે? સુલતાને કહ્યું કે અલબત્ત હું ધારું

છું કે મારી રાજધાની તરફ જઇ પહોંચતાં વધારેમાં વધારે પાંચ કલાક લાગશે. તે શાહજાદાએ કહ્યું આગ શેહેર ઉપર જાદુની જે અસર લગાડવામાં આવી હતી તેથી એક વરસની મુસાફરી કરતાં પણ ઓળંગી શકાય નહીં ત્યાં તમે પાંચ કલાકમાં આવી પહોચ્યાછો પરંતુ જ્યારથી તે સજીવન થયું છે. ત્યારથી તે બદલાઇ ગયું છે. પણ તેથી કાંઇ તમારી સાથે તમારે મુલક આવવાને હું નારાજી નથી, જો કે જમીનને બીજે નાકે તમારા માટે જવું પડે તોપણ હું ના કહેનાર નથી. મારો બચાવ કરનાર તમે છો અને મારા ઉપકારની સઘળી સાબિતિ આપવા માટે હું તમારી સાથે ખુલ્લા દીલથી તમારા મુલક આવવાની ઇચ્છા રાખુછું અને કાંઇ પણ રીતની દીલગીરી વગર મારો મુલક છોડી દઉછું.

જ્યારે સુલતાને જોયું કે તેના મુલકથી આ કાળા ટાપુનો મુલક એટલી બધી લાંબી મુસાફરીનો છે ત્યારે તે ઘણોજ અજબ થયો અને એ રીતે કેમ બન્યું તેનો ભેદ સમજી શકયો નહીં કાળા ટાપુના જુવાન શાહજાદાએ તે વિષે પુરતો ખુલાસો કહેવાથી તેની ખાતરી થઈ અને તે બાબતમાં તેના મનમાં કાંઈ પણ સંદેહ રહ્યા નહીં. સુલતાને કહ્યું કે મારા દેશ તરફ પાછું ફરતાં ઘણા દિવસ લાગશે તેની ચિંતા નહીં, પણ તેનો બદલો બીજી ખુશાલી હાંસલ થયાથી મને મળશે, તે એકે તમો મારી સાથે આવ્યાથી હું એમ જાણીશ કે મારી સાથે મારો દીકરો આવ્યો. અને એમ ગણીને હું તમને મારો વારસ ઠરાવી જઇશ. કારણ કે મારે પેટ કાંઇ પણ ફરજન નથી. સુલતાન તથા કાળા ટાપુના શાહ વચ્ચેની મુલાકાતનું પરિણામ આવી ખુશાલી સાથ આવ્યા પછી તેઓ એક બીજા સાથ ભેટી પડયા અને તે જુવાન શાહજાદાએ મુસાફરીએ જવાની તૈયારી કીધી. તેના દેશના લોકો તથા દરબારીઓ તેના વિયોગથી દીલગીર થયા સબબકે તેમનો તે ઘણો વહાલો પાદશાહ હતો પછી તે પાદશાહે પોતાના સગાંઓમાંથી જે માણસને બાદશાહ તરીકે પસંદ કીધો તે માણસને સૌએ કબુલ રાખ્યો. અંતે સુલતાન તથા શાહજાદો મુસાફરી કરવા નીકળ્યા અને પોતાની સાથે સો ઉંટ ભરી અમૂલ્ય ચીજો તથા ખજાનો લીધો હતો. જે સર્વે તે જુવાન શાહના ખજાનામાંથી ચુંટી કહાડયું હતું તથા તેઓની સાથે પચાસ ચુનંદા ઉંચી કીમતના પોશાક પેહેરેલા તથા તેવી ઉંચી કીમતના અરબી ઘોડા ઉપર સ્વાર થએલા અમીરજાદાઓ આવ્યા હતા તેઓની સફર ઘણી ખુશાલીવાળી નીવડી સુલતાનને પોતાના મુલક તરફ જતાં જે ઢીલ થઇ હતી. તેનો સબબ જણાવવા માટે, તથા સેહેજ દિવસમાં તે પોતાને વતન પહોંચી જશે, તેની ખબર પહેલેથી પહોંચાડવા માટે તેણે ખેપીઆ મોકલ્યા હતા તેથી જ્યારે તે પોતાના મુલક જઇ પહોંચ્યો ત્યારે મોટી પદવી ધરાવનારા તેના અમલદારો તેને સામા લેવા આવ્યા અને તેઓએ તેને ખાતરીથી જણાવ્યું કે, જો કે સુલતાન સાહેબને પોતાના મુલકમાં પાછું ફરતાં વિલંબ લાગ્યો છે. છતાં તેની ગેરહાજરીમાં કાંઇ પણ ફેરફાર તેના મુલકમાં કરવામાં આવ્યો નથી. તે દેશની તમામ રૈયત એકઠી થઇ તેને મળવા આવી અને ખુશાલીના અવાજવડે તેને આવકાર આપ્યો અને તે ખુશાલી કાયમ રાખવા માટે કેટલાક દિવસ સુધી સુલતાનના મુલકમાં ઉપરા છાપરી જમણો તથા નાટારંગ કરવામાં આવ્યા.

સુલતાનની પધરામણી થયા પછી બીજે દીવસે તેણે પોતાના દરબારીઓને દરબારમાં એકઠા કીધા. અને તેની મરજી ઉપરાંત કેટલાક ન ધારેલા બનાવોથી તેને જે અટકી રહેવું પડયું હતું તેનો તેઓને વીગતવાર ખુલાસો કહી સંભળાવ્યો, પછી તેણે તેઓને જાહેર કર્યું કે તેની મરજી, તેનો સઘળો મુલક કાળાટાપુના શાહાજાદાને આપી દેવાની છે કારણ કે તે શાહજાદો પોતાનો તમામ મુલક છોડીને આપણા મુલકમાં આવી રહ્યો છે. તે સાથે મારા જે દરબારીઓએ આજ સુધી ઇમાનદારીથી મારી સેવા બજાવી છે. તેનો પુરતો બદલો વાળવાને હું આ તક હાથ ધરૂંછું એટલું બોલી સુલતાને તેઓની નોકરી પ્રમાણે અને તેમના હોદ્દા પ્રમાણે સર્વને ઇનામો બક્ષીસ કીધાં, પેલો માછી જુવાન શાહજાદાના છુટકારાનો મુળસબબ થયો હતો તેથી ઇનામો આપી તે માછીને એટલી દોલત આપી કે જેથી તે તથા તેનાં બાળગોપાળ આખા ભવ સુધી સુખી અને આબાદ થઇ ગયાં અને માછીની પદવી ઉપરથી તે એકદમ ઉમરાવમાં ગણાવા લાગ્યો નસીબની બલીહારી ઓર છે.

# ત્રણ ફકીર તથા પાંચ બ્હેનોની વાર્તા.

ખલીફ હારૂન અલરસીદના રાજમાં બગદાદ કરીને શેહેર હતું તેમાં એક મજુર રહેતો હતો. તેનો ધંધો ઘણી મહેનતનો હતો, તો પણ તે ઢોંગી અને દગાખોર હતો; તે હમેશાં પોતાના ટોપલા પગ આગળ મુકીને ઉભો રહેતો ત્યાં તેને હમેશાં પોતાના નશીબ પ્રમાણે કામ મળી આવતું હતું એક દિવસે તે એવી રીતે ટોપલો મુકી ઉભો છે. તેવામાં એક ઓરત પોતાના મોં ઉપર બુરખો નાંખેલો છે. અને જે ઘણી ખુબસુરત તથા જુવાન છે, તે હસ્તે ચેહેરે પેલા મજુરને કહેવા લાગી કે હે મજુર ! તારો ટોપલો લે અને મારી પાછળ ચાલ. આવી રીતે તેણે ઘણાજ ધીમે સાદે કહ્યું તેમ તેનું બોલવું ઘણું મધુર હતું. આ સાંભળીને મજુર ઘણો ખુશી થયો. અને પોતાનો ટોપલો માથે મુકી વિચારવા લાગ્યો કે આજનો દીન ધનભાગ્ય છે.

તે સ્ત્રી એક બંધ કરેલા દરવાજા આગળ આવી બારણું ઠોકવા લાગી. એક ઘરડા ક્રીશ્રીયન માણસે બારણું ઉઘાડયું. અને કાંઇ પણ બોલ્યા ચાલ્યા શિવાય તે સ્ત્રીએ તેના હાથમાં કાંઇ પૈસા મુકયા. તે ક્રીશ્રીયન જાણતો હતો કે તને કાંઇ ચીજ જોઇએ છીએ. તેથી તે તરતજ અંદર ગયો અને એક સારા શરબતનો સીસો લાવ્યો તે તેણે પેલા મજુરને ટોપલામાં મુકવા આપ્યો અને ત્યાંથી તેણે તે મજુરને પોતાની સાથે આવવા કહ્યું. પોતે આગળ ચાલી મજુર પણ તેની પાછળ પાછળ પોતાને કૃતાર્થ માનતો ચાલ્યો.

ત્યાંથી તે સ્ત્રી એક ફળ ફળાદિ અને મેવા વેચનારની દુકાન આગળ આવી અને ત્યાંથી ભાત ભાતના મેવા તથા ફળ ફળાદિ તેણે ખરીદ કર્યા, તે પણ પેલા મજુરને ટોપલામાં મુકવા આપ્યાં અને ત્યાંથી આગળ ચાલી. ત્યાર પછી ત્યાંથી એક કસાઇની દુકાને ગઇ ત્યાંથી કેટલુએક માંસ લઇ લીધું અને તે પણ તેના ટોપલામાં મુકવા આપ્યું.

વળી ત્યાંથી આગળ જતાં કેટલોએક સુકો મેવો લીધો તે પણ તેણે ટોપલામાં મુકવા આપ્યો તે બધું મુકતાં ટોપલો ભરાઈ ગયો ત્યારે તે મજુર બોલ્યો કે બાઇ ! જો તમારે આટલો બધો સામાન ખરીદવો હતો, તો મને પેહેલેથી કહ્યું હોત તો ઠીક થાત. કારણ કે હું તે ઉચકવા સારૂ એક ઘોડો લેતો આવત. હવે આ સામાન ભરેલો છે અને જો બીજો નાંખવા જશો તો મારો નહીં તેમ તે ટોપલો મારાથી ઉચકાશે પણ નહીં. તે મજુરને આવું બોલતો સાંભળી તે સ્ત્રીને હસવું આવ્યું, અને કહેવા લાગી કે તું મારી પાછળ કાંઈ પણ બોલ્યા સિવાય ચાલ્યો આવ.

ત્યાંથી તે સ્ત્રી આગળ ચાલી ત્યાં એક ગાંધીની દુકાને આવી ત્યાંથી સારા સારા ખુશબોદાર મસાલા ખરીદ કર્યા. તે પણ મજુરના ટોપલામાં મુકવા આપ્યા મજુરનો ટોપલો છેક ભરાઇ ગયો તો પણ તેણે કહ્યું કે મારી પાછળ પાછળ ચાલ્યો આવ ચાલતાં ચાલતાં એક મોટા ભપકાદાર મકાન આગળ આવી પહોંચ્યા તે મકાન ઘણુજ સુશોભિત હતુ તેના થાંભલા તથા આગળનો ભાગ એવો સુશોભિત હતો કે જોનારને ત્યાંથી ખસવાનું પણ મન થાય નહીં: તેનો આગલો દરવાજો હાથીદાંતનો હતો તેઓ તે મકાન આગળ આવ્યાં અને દરવાજો ઠોકયો થોડીવાર દરવાજો ઉઘાડવાની વાટ જોઇ એટલામાં પેલા મજુરના મનમાં હજારો વિચાર આવવા લાગ્યા પેહેલાં તો એક ઉમરાવજાદી સ્ત્રીને એક નોકર તરીકેનું કામ કરતી જોઇ કારણકે તેની ખુબસુરતી તથા ચાલ ચલગત ઉપરથી એમ લાગ્યું કે આ કોઇ સારા ઘરની બાઇ છે. પરંતુ જો સારા ઘરની તે હોય તો તે પોતે આવો ચૌટાનો સામાન લેવા કેમ નીકળે, માટે તે ઉમરાવજાદી હશે કે કોઇ નોકર હશે. એટલામાં બારણું ઉઘાડયું. બારણું ઉઘાડનારી પણ એક બાઇ હતી તે આ પેહેલી સ્ત્રીના કરતાં ઘણીજ રૂપાળી હતી. આ બેનું રૂપ જોઇ પેલો મજુરતો એવો દિગ્મૂઢ બની ગયો કે તેના માથે ટોપલામાં એટલો ભાર હતો પણ તેને કાંઇ માલમ પડયું નહીં અને વિચારોમાં ને વિચારમાં ત્યાંથી ખશી શકયો નહીં અને આ બંને બાઓ જોઇ તેમાં જે બારણું ઉઘાડનારી સ્ત્રી હતી તેના જેવી તો તેણે તેની ઉમ્મરમાં પણ જોઇ નહીં હોય. પેલી સ્ત્રી

બારણું ઉઘાડી ઘરમાં ગઇ પણ મજુર વિચારમાં ને વિચારમાં ત્યાંજ ઉભો રહ્યો, પેલી પેહેલી સ્ત્રી તેના મનનુ કારણ સમજી ગઇ, તેથી આ મજુરની ગમ્મત જોવાનુ મન થયું, પેલા બીજી સ્ત્રી બોલી, અરે ભાઇ! તુ હજુ કેમ ઉભો રહ્યો છે. એ ટાપલો લઇ અંદર ચાલ્યો આવ. મજુરને ભાન આવ્યું તે બે જણની પાછળ ટોપલો લઇ ચાલ્યો. પેલી પેહેલી સ્ત્રી પણ તેની ગમ્મત જોવા ઉભી રહી હતી. તેથી પેલી બારણું ઉઘાડનારી સ્ત્રી બોલી કે બહેન તમે અંદર આવો અને એ મજુરના માથેથી ટોપલો ઉતરાવો કારણ કે તેને ભાર લાગ્યા હશે.

ત્યાર પછી તે સ્ત્રી તથા મજુર અંદર ગયાં. પેલો મજુર અંદર જઇ જુએ છે. તો તે હવેલી ઘણા વિસ્તારમાં હતી અને જેમ જેમ તે આગળ ગયો તેમ તેમ એક બાજુનાથી ઘણાજ સુંદર ઓરડા આવવા લાગ્યા તે એવા તો સુશોભિત અને શણગારેલા હતા કે મજુર તો તે જોઇ જ છક થયો. વચમાં એક ચોક આવ્યો જેની અંદર ધોળા આરસ જડેલા હતા. અને તેમાં રંગબેરંગી આરસની ભાત પુરેલી હતી. ત્યાંથી આગળ જતાં એક સૌથી સરસ અને શોભીતો ઓરડો આવ્યો તેની વચમાં એક સોનેરી સિંહાસન હતું તે ઘણુંજ શોભીતું હતું, તેના થાંભલા ઉપર હીરા તથા મોતી જડેલાં હતાં અને તેની શોભા તેના સઘળી હવેલીને ઢાંકી દે તેવી હતી, આ જોઇને તે મજુર તો છક થઇ થયો અને પોતાનું બધું દુઃખ ભુલી ગયો.

પેલો મજુર એટલો ભાર માથે હતો છતાં ચારે તરફ નજર ફેરવી જોવા લાગ્યો. અને પોતાના ભારનું પણ તેને ભાન રહ્યું નહીં, આ સઘળુ જોઇ તે વિચાર કરવા લાગ્યો કે મારૂં પણ ધનભાગ્ય કે આજ મને આ જોવાનું મળ્યું એમ વિચાર કરતાં તેની નજર એક ત્રીજી સ્ત્રી તરફ ગઇ તે સ્ત્રી પેલા સિંહાસન ઉપર બેઠેલી હતી, અને આ બે સ્ત્રીઓના કરતાં તે ઘણી રૂપાળી હતી. તે પેલાં ત્રણે જણને દેખીને સિંહાસન ઉપરથી નીચે ઉતરી એ ત્રણ જણની પાસે આવી. પેલા મજુરે તેના સામું જોઈ વિચાર કર્યો કે આ સ્ત્રી ત્રણેમાં અગ્રણી તરીકે હોય એમ લાગે છે. તે એનું ધારવું ખરૂં હતું જે સ્ત્રી સિંહાસન ઉપરથી ઉતરી ત્યાં આવી તેનું નામ ઝોબીદા હતુ જે પેલા મજુરને લઇને આવી તેનુ નામ અમીના હતું અને જેણે બારણું ઉઘાડયું તેનું નામ સફીય હતું તે સૌમા મોટી ઝોબીદા હતી હતી તેનાથી નાની સફીય હતી અને સૌથી નાની અમીના હતી આ ત્રણે બેનોનાં રૂપરંગ મળતાં આવતાં હતાં, તેથી અજાણ્યો માણસ પણ સમજી શકે કે આ ત્રણે બેનો છે.

આ ત્રણમાંની મોટી બેન જે ઝોબીદા હતી તે કહેવા લાગી કે બેનો તમો આ બિચારા મજુરને કયાં સુધી ભારે મારશો. તેનો ટોપલો ઉતરાવો કારણ કે તે બિચારો ભારને લીધે દબાઈ ગયો છે. માટે તેના ટોપલામાંથી સર્વ સામાન તપાસી લઇ તેને તેના મજુરીના પૈસા આપી વિદાય કરી દો. ટોપલો એટલો ભારે હતો કે તે ત્રણે બેનોથી પણ ઉતરાવવો મુસ્કેલ પડયો. ત્રણે જણે ધીરેથી ઉતરાવી માંહેથી સઘળો સામાન કાઢી લીધો. ટોપલો ખાલી થયો કે અમીનાએ પોતાની પાસેથી તેને એક કોથળી કાઢી અને તેમાંથી એટલા પૈસા મજુરને આપ્યા કે તે ઘણોજ ખુશી થયો પૈસા લઇને જવાનો વિચાર કર્યો, અને પોતાનો ટોપલો હાથમાં ઝાલી જવાનું મન કર્યું પણ ત્યાંથી ખસી શકાયું નહી. આ ત્રણે સ્ત્રીઓને જોઇ એટલો ખુશી થયો કે તેને જવાનું મન થયું નહીં, વળી આ ઘરમાં કોઇ પુરૂષ દેખાતો નથી- તેનું શું કારણ હશે? આથી તે વધારે નવાઇ પામ્યો. વળી તેણે એવો પણ વિચાર કર્યો કે આ મેવો ફળફળાદિ વગેરે જે સામાન આવ્યો તે સઘળો સારા ઘરને લાયક છે. આવા વિચારમાં ને વિચારમાં પૈસા લીધા છતાં પણ તે ખસ્યો નહીં.

આ જોઇ ઝોબીદાએ વિચાર્યું કે આ મજુર કાંઇ થાક ખાવા ઉભો હશે અથવા તો તેને મજુરીના પૈસા ઓછા પડયા હશે, તેથી ઉભો છે. થોડીવાર થઈ તો પણ તે કાંઈ બોલ્યો નહીં. તેમજ ત્યાંથી ખસ્યો પણ નહીં ત્યારે ઝોબીદા બોલી કે કેમ તને મજુરીના પૈસા ઓછા પડે છે? અથવા તારે કાંઇ બીજું કામ છે? મજુર બોલ્યો ના અને મારી મેહેનતના પૈસા પુરેપુરા મલ્યા છે, અને હું જાણું પણ છું કે આ જગોપર વધારેવાર ઉભુ રહેવું તે ઠીક નહીં, પરંતુ હું ઉભો રહ્યો છું તેનું કારણ જો તમો

ગુસ્સો ન કરો અને મને માફ કરો તો કહું. ઝોબીદા બોલી તું ખુશીથી કહે અમે તારા કહેવા પ્રમાણે વર્તીશું, ત્યારે પેલો મજુર બોલ્યો કે તમો ત્રણ બેનો એવી રૂપાળી છો કે તમારી બરોબર ખુબસુરત સ્ત્રી મેં મારી જીંદગીમાં કોઇ દિવસ જોઇ નથી. વળી તમારા ઘરમાં કોઇ પુરૂષ પણ દીઠામાં આવતો નથી તેથી મને ઘણી નવાઈ લાગે છે. સ્ત્રીની મંડળીમાં એક પણ પુરૂષ ન હોય તો મંડળી શોભે નહીં. તેમ તમારા ત્રણમાં એક ચોથો પુરૂષ ભળેતો તમારી મંડળી શોભે.

આ મજુરનું આવું બોલવું સાંભળીને તે ત્રણે જણ ઘણુંજ હસ્યાં તો પણ મોટી બેને તેને હસતાં હસતાં કહ્યું કે મારા ભાઇ તું તારે બોલવાની હદથી વધારે કેમ બોલે છે? અને બોલતાં જરા વિચાર કર આતો અમે ગંભીર મનની છીએ તો ઠીક છે. નહીં તો કોઇ બીજા ઠેકાણે આવું બોલીશ તો તારી ખરાબી થશે. તેં જે પૂછ્યું તેનો કાંઈ પણ ઉત્તર તારી સામે દેવો અમોને લાયક નથી તો પણ તને એટલું તો કહુંછું કે અમો ત્રણે બેનો છીએ. અને અમો અમારા ઘરનો વહીવટ એવી રીતે ચલાવીએ છીએ કે કોઇને ખબર પડે નહીં. અમારી આ હકીકત કોઇ જાણી જાય તેથી કોઇની પણ આગળ ઉઘાડી કરતાં નથી. અમો જાણીએ છીએ કે જે છાની વાત આપણી હોય અને તે આપણ આપણી વાત છાની ન રાખીએ તો જે બીજાને આપણી વાત કહીએ, તે કેમ છાની રાખે? માટે અમો અમારી વાત કોઇને કહેતાં નથી. તું પણ વિચાર કરકે અમારી તે વાત ખરી છે કે ખોટી! મજુર બોલ્યો તમો કહોછો તે બધું ખરૂં છે પરંતુ હું કહું તે સાંભળો અને તે ઉપર પણ લગાર વિચાર કરી જુઓ.

મજુર બોલ્યો હે નામદાર સ્ત્રીઓ તમારા દેખાવપરથી તથા બોલવા ઉપરથી હું એટલું તો સમજું છું કે તમો ઘણા સારા ગુણવાળી છો તથા ઉંચા કુળની છો, અને હું તમારે માટે જે વિચાર બતાવુંછું તે ખોટો નથી, હું મારી ગરીબ હાલતને લીધે ધંધો તો મજુરીનો કરૂંછું, પણ સારાં સારાં પુસ્તકો મેં ઘણાં વાંચ્યા છે ને વાંચવાનો મને શોખ પણ છે, મેં એવાં પુસ્તકો વાંચી કેટલુંક જ્ઞાન પણ મેળવ્યું છે, વળી એક સારા પ્રતિષ્ઠિત પુસ્તકમાં મેં વાંચ્યું તે હું આપને કહું છું તે સાંભળો. કહ્યું છે કે 'જે પુરૂષ નાદાન હોય તેને તમારી કાંઈપણ છાની વાત કહેશો નહીં." જો કદાપી ભુલચુકથી પણ કહી જશોતો તેનો ઉપયોગ ઘણો ખોટો થશે, કારણ કે તેવા માણસો જ્યારે પોતાની વાત છુપી ન રાખી શકે તો બીજાની કેમ રાખી શકે. "જો કોઇ ડાહ્યા માણસને કહેશો તો તેનો ખોટી રીતે ઉપયોગ થશે નહીં, પરંતુ તેમાંથી કાંઇક પણ ફાયદો થશે; હવે જો તમો તમારી વાત મને કહેશો તો એમ સમજજો કે તે એક મોટા ઉંડા દરિઆના તળીએ જઇને પડી છે. આ સાંભળી **ઝોબીદા** વિચાર કરવા લાગી કે આ મજુર હોંશીઆરીમાં તો કાંઈ ઓછો નથી. પછી **ઝોબીદા** તેની નાની બેનોને કહે છે કે બેનો! આપણે જે ઉજાણી કરવાનાં છીએ તેમાં તેને સામેલ થવાની મરજી હશે. તેથી તેણે હસતાં હસતાં કહ્યું કે આજરોજ અમો ઉજાણી કરવાનાં છીએ. અને તે કામમાં અમારે મોટું ખરચ કરવાનું છે, માટે તને તેમાં ભેળવીએ અને ખરચમાં તું ભાગ ન આપે તે તો ઠીક નહીં, તેની બેન **સફીયા** જે વચોટ હતી તેણે પણ એવો મત આપ્યો અને બોલી કે હે મજુર કહેવત છે કે "ભરેલે હાથે આવશે તે ભરેલે હાથે જશે અને ખાલી હાથે આવશે તે ખાલી હાથે જશે." આ કહેવત તું યાદ રાખજે.

મજુર આ સાંભળી વિચારમાં પડયો કે આટલા બધા ખરચમાં હું ભાગ જોડાવું તો હું તો કમાઇનેજ જાઉં એમ વિચાર કરીને તે મૌનપણે ઉભો. અને જો અમીના તેનો પક્ષ ખેંચીને ન બોલી હોત તો તેને પાછો પણ જવું પડત પણ તરતજ અમીના બોલી કે, બ્હેનો આ મજુર એક આનંદી માણસ છે તેમ તે ચાલાક પણ છે. જો તેની જગોએ આજ બીજો કોઈ મજુર હોત તો હું આટલો સામાન જે થોડીવારમાં લઇને આવીછું તે આવી શકત નહી, ને આપણને સારી સારી વાતો કહી આનંદ પમાડશે એ મને નક્કી ખાતરી છે, માટે એને જવા દેશો નહીં, મેં તો એની રસ્તામાં પરીક્ષા કરી છે તેથી હું એનો પક્ષ ખેંચીને કહું છું તેમાં કાંઇ નવાઇ નથી.

**અમીના**નું આ બોલવું સાંભળી પેલો મજુર એટલો બધો ખુશી થયો. અને અમીનાનો એટલો બધો ઉપકાર માનવા લાગ્યો કે તેના પગે માથું મુકી વારંવાર ખોળા પાથરવા માંડયા અને બોલ્યો કે હે

ઉમરાવજાદી આજે તમે મને પુરો ભાગ્યશાળી કર્યો અને વળી મારો પક્ષ ખેંચીને મારા સુખમાં વધારો કર્યો, અને એ તમારો ઉપકાર માનવાને મારી પાસે પુરેપુરા શબ્દો નથી. વળી તે બોલ્યો હે બાઇઓ! તમોએ મને જે માન આપ્યું છે, તે એમ ના સમજશો કે હું ફુલાઈ જઈશ. અને તેનો ગેરઉપયોગ કરીશ? પરંતુ હું એક ગુલામ તરીકે પણ આપના માનને લાયક છું એમ સમજીશ. એટલું બોલી તેણે તેમની પાસેથી જે મજુરીના પૈસા લીધા હતા તે પાછા આપવા માંડયા, અને બોલ્યો કે હે બાઇઓ! બધા ખરચના ભાગ જેટલા પૈસા તો હું આપવાને શક્તિમાન નથી. પરંતુ આટલું જે મારી પાસે છે. તે લ્યો. **ઝોબીદા** બોલી હે મજુર! તારા પૈસા અમારાથી લેવાય નહી કારણ કે તારા એ પૈસા ખરી મેહેનતના છે તે પૈસા પાછા લેવાનો અમારો ઇરાદો નથી. પરંતુ તને અમો એટલું કહીએ છીએ કે અમો અમારી જે કાંઇ છુપી વાત કહીએ તે તું તારા પેટમાં જ રાખજે, અને તું તારી મર્યાદામાં રહીને જ વર્ત્તજે. આવી રીતે **ઝોબીદા** તેની સાથે વાત કરવામાં રોકાઈ હતી તે વખતે અમીનાએ પોતાનો બહાર પેહેરી જવાનો પોશાક કાઢી નાંખી સાદો પોશાક પેહેર્યો અને ખાવાનું ખાણું તથા શીસા, પ્યાલા, રકાબીઓ વગેરે ટેબલ ઉપર ગોઠવવા માંડયાં જ્યારે તે સઘળું તૈયાર થયું ત્યારે તે ત્રણે બેનો ટેબલની આસપાસ ખાણું ખાવાને બેઠી, અને પોતાની આગળ તે મજુરને બેસાડયો. મજુર તો આવી ખુબસુરત સ્ત્રીઓ જોડે બેસવાનું મળ્યું તેથી ઘણોજ ખુશી થયો. જે ખુશી તેની જીંદગીમાં પણ તેને કોઈ દહાડો થઈ નહોતી.

જમવાનું શરૂ કર્યા પછી શીસામાંથી શરાબ કાઢી અમીનાએ પેહેલું પ્યાલું ભરી પોતે પીધું કારણ કે રજવાડામાં એવી રીત હોય છે. પોતે પીને પછી એક પછી એક પ્યાલું પોતાની બેનોને ભરી આપ્યું અને ત્યાર પછી એક પ્યાલું પેલા મજુરને પણ ભરી આપ્યું. તે પ્યાલું લઇને પેલા મજુરે અમીનાના હાથ ઉપર પોતાના હાથવડે સલામો કરી અને તે પીધા પેહેલું તેણે એક ગાયન કહ્યું. તે ગાયનની મતલબ એવી હતી કે "માફક પવન ફુલોના બાગ ઉપર થઈ જતી વેળા તે ફુલોની સુગંધીને પોતાની જોડે લેતો જાય છે. તેજ પ્રમાણે તેના હાથનું આપેલું જે પ્યાલું પીધામાં આવશે તે પોતાની જાતિ લેહેજત કરતાં વધારે સરસ લેહેજત મેળવશે" આ ગાયનથી પેલી ત્રણે સ્ત્રીઓ ઘણું ખુશી થઈ અને તેમણે પણ વારાફરતી અકેકું સુંદર ગાયન ગાયું. ટુંકામાં કહેવાનું કે આ મંડળી ખાતાં પીતાં ઘણીજ લેહેરમાં આવી. અને ગમ્મતમાં ઘણો વખત ગાળ્યો છતાં તેમને સમજણ પડી નહીં.

ખાધા પછી દિવસ થોડો રહ્યો હતો તે વખતે **સફીયાએ** કહ્યું કે હે મજુર આ અમારી બ્હેનો કહે છે કે હવે તું અહીંથી ચાલ્યો જા. કારણ કે હવે અમારે આરામ ગૃહમાં જવાનો વખત થયો છે. પણ તે હેલકરી મજુરને ત્યાંથી જવાનું લગાર પણ ગમતું નહોતું. તેથી તે આ વચન સાંભળીને બોલ્યો કે, હે બાઇઓ તમે મને આવી હાલતમાં ક્યાં કાઢવાનો વિચાર કરો છો, તમારૂં સ્વરૂપ જોઈ હું ગાંડા જેવો થઈ ગયોછું અને વળી અધુરામાં પુરૂં તમારા હાથનું ખાણું ખાઇને એવો થઈ ગયો છું કે હવે મને આ જગોપરથી ક્યાં જવું તેનો રસ્તો સુઝતો નથી. આજની રાત તમો મને તમારા આ સુંદર મેહેલમાં પડી રહેવા દો. પછી તમે કહેશો ત્યાં જઇશ, આ સાંભળી ત્રણે બ્હેનો એક એકના સામું જોવા લાગી. અને સફીયા બોલી કે બહેનો! એની માગણી તો વ્યાજબી છે, કારણ કે આપણને આજે એણે આનંદ પમાડયો છે. માટે એને આજની રાત રહેવા દો. જો મારી મરજીને અનુસરો તો મ રો તો એ વિચાર છે. **ઝોબીદા** બોલી મારી વ્હાલી બ્હેન. તમારૂં કહેવું અમારે માન્ય છે. અમો તમારૂં દીલ દુખવાને લગાર પણ રાજી નથી. ત્યારે સફીય ઘણી ખુશી થઇ પેલા મજુર સામે જોઇ કહેવા લાગી કે, તે એવી સરતે કે તારી હજુર તારે લગતું અથવા હરેક બીજી ચીજને લગતું અમો કાંઈ પણ કામ કરીએ, તે વિષે તુ અમને કાંઈ પણ સવાલ પૂછે નહીં કારણ જેમાં તને કાંઇ લાગે વળગે નહીં, તેમાં તુ જો સવાલ પુછીશ તો તારે કાંઈ અણગમતુ સાંભળવું પડશે તેથી સંભાળ રાખજે અને હરેક કામમાં અમારી મતલબ જાણવાની તજવીજ કરવા માટે લગાર પણ આતુર રહીશ નહી.

તે મજુરે જવાબ દીધો હે બાઇઓ તમો જે જે સરતો કહોછો તે સઘળી અક્ષરે અક્ષરે પાળવાને કબુલ થાઉં છું અને હું ખાત્રીથી કહુંછું કે તેમાંની એક સરત પણ તોડીશ નહીં, જો કદાપી તોડુંતો

મને તમારે દીલ ચહાય તેવી સજા કરજો, ઝોબીદા બોલી કે અમારે ત્યાં શું થાય છે તે જોવા અથવા સાંભળવાની મનાઇને માટે આ દરવાજાના મથાળા ઉપર સોનેરી અક્ષરે જે લખ્યું છે. તે વાંચીજો તેમાં લખેલું હતું કે **"જેને જે વાત લગતી ન હોય તે વિષે તે વાત કરે તેને વારંવાર એવું સાંભળવું પડે છે, કે તેને અણગમતું થઈ પડે છે"** આ લેખ વાંચીને તે પાછો આવ્યો. અને તે ત્રણે બેહેનોને કહેવા લાગ્યો કે બાનુઓ ? હું સોગન ખાઇને કહુંછું કે જે કોઈ પણ જેની સાથે મને લાગે વળગે નહીં, પણ તમારે લાગતું વળગતું હોય તે વિષે તમો મારે મોઢેથી એક શબ્દ પણ સાંભળશો નહીં.

આ શરત નક્કી થયા પછી અમીના ખાવાનું ખાણું લાવી ઘણી ખુશબોદાર મીણબત્તીઓ સળગાવી કે જેની ઘણા તેજની સાથે સુગંધી પણ આવવા લાગી, એટલું કરીને તે ત્રણ બેહેનો તથા પેલો મજુર ચારે જમવા બેઠાં. તે વખતે પણ ખાવાનું પીવાનું તથા ગાવાનું કામ ચાલી રહ્યું. તે સ્ત્રીઓએ પેલા મજુરને સારી પેઠે દારૂ પાઇને દીવાના જેવો બનાવી દીધો. અને પોતે પણ તેની સાથે મશ્કરીઓ ગમ્મત હદ કરતાં પણ વધારે કરવા લાગી. તેઓ સારી રીતે લેહેરમાં આવ્યાં હતાં તેવામાં કાંઇ અવાજ કાનપર આવ્યો. બધાં લગાર વાર ચુપ રહી સાંભળવા લાગ્યાં તો કોઈ બારણું ઠોકતું હોય તેમ માલમ પડ્યું, બધાં તરત ઉઠયાં અને ત્યાંથી બીજે ઠેકાણે ગયાં કારણ કે તે બારણું ઉઘાડવાનું કામ **સફીય**નું હતું, તે બારણું ઉઘાડવાને માટે દોડી ગઇ ત્યારે તે ઉભાં રહ્યાં અને **સફીય**ને પાછા આવ-વાની વાટ જોવા લાગ્યાં. સફીય આવીને બોલી કે એવો કોણ પુરૂષ છે કે મધ્ય રાત્રીએ બારણાં ઠોકે છે, એટવામાં સફીય આવીને કહેવા લાગી કે બેહેનો ! આ રાતનો બાકીનો ભાગ વધારે ગમ્મતથી તથા મોજમજાથી કાઢવાને આ ઘણીજ સારી તક આપણને હાથ આવી છે. અને જો તે તમારી મરજી હોય તો એ તક જવા દઇએ નહીં, ત્યારે **ઝોબીદા** બોલી કે કોણ છે. **સફીય** કહે છે કે આપણા ઘરના દરવાજા આગળ ત્રણ ફકીરો આવ્યા છે તેમના પોશાક ઉપરથી માલમ પડે છે કે ત્રણ ફકીરો છે પણ તે ફકીરો જમણી આંખે આંધળા છે; અને તેઓનાં દાઢી માથાં મુંડાવી નાંખેલાં છે, તેઓ કહે છે કે અમો હમણાંજ બગદાદ શેહેરમાં આવ્યા છીએ, અને અમો કોઇ દિવસ આ શેહેરમાં આવ્યા ન હતા. અને અત્યારે રાત ઘણી ગઈ છે તેથી અમને અંધારામાં કાંઈ સુઝયું નહીં. ત્યારે અમો નિરાશ થયા કે અમારે ક્યાં જઇને રાતે આરામ લેવો. તેથી અમોએ આ મકાન પાસે જાણી બારણું ઠોકયું. અને તેઓ કહે છે કે અમારી ઉપર દયાની ખાતર અમોને સુવાની જગ્યા આપશો. ગમે તેવી જગ્યા હશે તોપણ અમો રાતની રાત વિસામો લેઈ સવારમાં વિદાય થઇશું, તેઓ જુવાન અને ચાલાકીવાળા છે પણ તેમના આંધળા દેખાવથી મને હસવું આવ્યા વગર રહેતું નથી, એમ કહેતાં કહેતાં તે હસી પડી એટલે પેલી બીજી બે બેહેનો તથા મજુર પણ હસી પડયાં. સફીય બોલી કે બેહેનો તેઓને આપણુ અંદર લાવીશું, તેમના આવવાથી આજની રાત્રે સારી રીતે ગમ્મત આવશે. તેઓ આપણને ઘણીજ ખુશી કરશે, અને તેમનું ખરચ કાંઈ આપણે માથે પડનાર નથી. કારણ તેઓ એકજ રાત રહેવાના છે અને સવારમાં તો અહીંથી ચાલ્યા હશે.

સફીયની આ વાત સાંભળી તેમને અંદર દાખલ કરવાને કેટલીક અડચણો જણાવી, પરંતુ તેને અંદર લાવવાની તો તેમની મરજી હતી. ફક્ત કેટલીક અડચણોને લીધે તેમનું મન લગાર અચકાતું હતું પછી સફીયને કહ્યું આવવા દો પરંતુ પેલો લેખ વંચાવીને અંદર દાખલ થવા દેજે, આવું બોલવું સાંભળી **સફીય** ખુશી થઈ અને તરત બારણું ઉઘાડવા ગઇ અને ત્રણ ફકીરોને અંદર દાખલ કરી પોતાની સાથે લઇને આવી.

પેલી ત્રણે બેહેનો ફકીરોને આવકાર દેવા માટે ઉભી થઈ, તેથી તે ફકીરોએ અંદર દાખલ થતાં ત્રણે જણને નમસ્કાર કર્યા, ત્યારે તે બેહેનો બોલી કે આપે અમારે ઘેર પધારી અમોને ઘણી ખુશી ઉપજાવી છે, ત્યાર પછી તે ફકીરોને પોતાની પાસે બેસવાનું કહ્યું, તેમના મેહેલનો ભપકાદાર દેખાવ અને આ સ્ત્રીઓનો વિવેક જોઇ ફકીરો તો અજાયબજ થઇ ગયા, પણ એટલામાં તેમની નજર પેલા મજુર તરફ ગઇ, તો તેમના જાણવામાં આવ્યું કે આ માણસનો પોશાક પણ આપણા જેવોજ છે, [illegible]કે બીજી

કેટલીક બાબતોમાં તેમનાથી કેટલોક ફેર દેખાતો હતો તોપણુ કેટલોક મળતો આવતો હતો. આ જોઇને તે ત્રણમાંથી એક જણુ બોલ્યો કે આ માણુસ તો આપણા અરબી ભાઇઓએ બળવો ઉઠાવ્યો હતો તે માંહેનો આ એક છે.

હવે પેલો મજુર જે કાંઇક જાગતો અને કાંઇક ઉંઘતો પડી રહ્યો હતો. અને જે દારૂ પી ગાંડા જેવો થઈ ગયો હતો. તે આ સાંભળી ગભરાટમાં પડયો અને સુતાં સુતાં પેલા ફકીરો તરફ કરડી નજર કરીને બોલ્યો કે છાનામાના બેશી રહો જેમાં તમારૂં કાંઇ લાગે વળગે નહીં, તેમાં તમે શામાટે હાથ ઘાલોછો શું તમે પેસતી વખતે દરવાજા ઉપરનો લેખ નથી વાંચ્યો ત્યારે તમારી રીત પ્રમાણે લોકોને ચલાવવાનો ફાંકો ના રાખો, પણ જે રીતભાત આપણી પોતાની હોય તે પ્રમાણે ચાલો. તે ફકીરે કહ્યું મારા ભલા મિત્ર, તમે ક્રોધ ન કરો ગુસ્સો કરવાનું કાંઈપણ કારણ તમને આપવા માટે અમો દિલગીર છીએ અને તે કરતાં તમારો હુકમ બજાવવાને અમો તૈયાર છીએ એ ઉપરાંત બન્ને પક્ષથી ઘણું બોલાયું અને જો તે સ્ત્રીઓ વચ્ચે પડી તેમને ઠંડા ન પાડે તો આ લડાઇનો અંત ક્યારે પણ ન આવત.

જ્યારે તે ફકીરો બેઠા ત્યારે, તેમને પાણી પાયું. પછી સફીયએ તેમને દારૂ પાયો. ત્યાર પછી તેમને ખાવાનું આપ્યું, તે તેમણે ધરાઇને ખાધું. ત્યાર પછી પેલી ત્રણ બેહેનોને કહ્યું તમારી પાસે કાંઈ સુંદર વાજીંત્ર અથવા બીજું કાંઇ હોય તો અમને આપો. તો તમારી પાસે ગાયન ગાઇ બતાવીએ. આ સાંભળી પેલી ત્રણમાંની સફીય ઉઠી, અને ઓરડામાં વાજીંત્ર લેવા ગઇ અને એક ઇરાની વાંસળી તથા તંબુરો લાવી આપ્યો. દરેક ફકીરને મનગમતાં વાજીત્ર હાથમાં આવવથી તેઓ ગાયન કરવા લાગ્યા તે સ્ત્રીઓ સંગીતમાં ઘણી હોશીઆર હતી, તેથી તેઓ પણ સામેલ થઇ, ત્યારે તેઓનો ઘણો સુંદર સુર, વાજું અને રાતનો વખત આ સર્વે જોતાં સાંભળનારને નવાઇ ઉપજ્યા વગર રહે નહીં. આવી રીતે તે મીજ-લસમાં રમુજનો પાર રહ્યો નહીં.

આવી રીતે ગાયન ચાલતું હતું અને સઘળાં આનંદની લેહેરમાં મસ્ત હતાં તેવામાં તેમના સાંભળ-વામાં કાંઇ અવાજ આવ્યો. ગાયન બંધ રાખી સાંભળ્યું તો કોઇ દરવાજો ઠોકતું હોય એમ લાગ્યું. એટલે તેમાંથી **સફીય** ઉઠી અને જોવા ગઇ કે તે કોણ છે?

આટલું કહી **શેહરાજાદી** બોલી કે મારા ખાવિંદ! આટલી રાત્રે આ બારણું ઠોકનાર કોણ હતા તે મારે આપને જણાવવાની જરૂર છે. તો તે બારણું ઠોકનાર તે શેહેરના સુલતાન **ખલીફહારૂનઅ-લરસીદ** હતા. તે સુલતાનને એવી ટેવ હતી કે પોતાની રૈયત સુખી છે કે દુઃખી તે જોવાને વેશ બદલી રાતની વખતે ફરવા નીકળતા અને સઘળી વાતોનો ઇનસાફ પોતે જાતે જોઇને કરતા અને તે પ્રમાણે આજે તેમની સાથે તેમનો વડો પ્રધાન તથા ખોજાઓનો સરદાર મશરૂર હતા. તે ત્રણે જણે સોદાગરનો વેષ લીધેલો હતો. અને ફરતા ફરતા આ મહોલ્લામાં જ્યારે આવ્યા ત્યારે તેમના કાને વાજીંત્ર તથા ઘણાજ મધુર સુરનો અવાજ સાંભળવામાં આવ્યો. સ્ત્રીઓના સ્વરની સાથે પુરૂષનો સ્વર પણ સાંભળવામાં આવ્યો, તેથી તેઓ ચાલ્યા ચાલ્યા આ ઘરના દરવાજા આગળ આવ્યા. ખલીફે પોતાના પ્રધાનને કહ્યું કે આ ઠેકાણેથી અવાજ આવે છે તો આ ઠેકાણે શું છે? અને કોણ રહે છે. તે જાણવું જોઇએ માટે દરવાજો ઉઘડાવ. પ્રધાને કહ્યું નામદાર આપણે તેમાં પડવાની જરૂર નથી. આપણે બહારથી સાંભળીએ છીએ, અને અનુમાનથી એટલું જાણી શકાય છે તેઓ સ્ત્રીઓ છે, અને દારૂના લેહેરમાં ગાયન ગાય છે અને હસે છે, તે કરતાં કાંઇ વિશેષ માલમ પડતું નથી, તો હવે આપ નામદારને આવી જગ્યામાં જવું લાયક નથી. કારણ કે તેઓ દારૂની લેહેરમાં છે, વળી સ્ત્રીઓ છે, અને રાતનો વખત છે તેથી કદાપી આપણું અપમાન પણ કરી જાય માટે એ વાત પડતી મુકો. ખલીફે કહ્યું કે કંઈ નહીં મારે એ જાણવાની જરૂર છે, માટે બારણું ઠોક.

પ્રધાને જાણ્યું કે આ રાજા હવે માનવાનો નથી, અને તેણે હુકમ કર્યો. તેથી ત્યાં આગળ જઇ બારણું ઠોક્યું. ત્યારે **સફીયએ** આવીને બારણું ઉઘાડયું સફીયના હાથમાં ફાનસ હતું તેના અજવાળાથી પ્રધાને તે સ્ત્રીનું મુખ દીઠું. તેથી તેના જાણવામાં આવ્યું કે આ કોઇ ઘણીજ સુંદર સ્ત્રી છે. પ્રધાન

બોલ્યો બાઈ! અમો મોસલ શેહેરના ત્રણ સોદાગર છીએ. અને દસ દીવસથી અમો આ શેહેરમાં આવ્યા છીએ. અને અમારી સાથે અમો કેટલાક કિમતી સામાન લાવ્યા છીએ. અમો એક ધર્મશાળામાં મુકામ કરી રહ્યા હતા. આજે અમોને અમારા એક મિત્ર જમવાનું નોતરૂં દીધું. તેથી તેને ત્યાં જમવા ગયા હતા. અમારી સઘળી રીતે તેણે બરદાસ ઘણી સારી કરી, અમોએ દારૂ સારી રીતે પીધો હતો. તેથી અમોને ગાયન સાંભળવાની ઇચ્છા થઈ ત્યારે તેણે સારા ગવૈયાને બોલાવ્યા. ગાયનમાં રાત ઘણી જતી રહી હતી. અને દારૂની કેફમાં તથા ગાયનની લેહેરમાં અમો નાચતા કુદતા હતા. એવામાં તે રસ્તેથી પેહેરેદારો જતા હતા. તેમણે આવું તોફાન સાંભળી બારણું ઉઘાડવા કહ્યું. અમો નહોતા ઉઘાડતા ત્યારે તેમણે ઉઘડાવવાની ફરજ પાડી તેથી અમારે બારણું ઉઘાડવું પડયું. ત્યાં અમો તથા બીજા પણ કેટલાક મેમાનો એકઠા થયા હતા, તે સઘળાને તેમણે પકડવા માંડયા, તેમાંથી અમે ત્રણ જણ ભીંત કુદી નાઠા. તેમાંના કેટલાક પેહેરેદારો અમારી પાછળ છે. અમોએ દારૂ વધારે પીધેલો છે. તેથી અમને બીક લાગે છે કે જો તેઓ આવી પહોંચશે તો જરૂર અમને પકડી જશે. અમારો ઉતારો ઘણો દુર છે. તેથી ત્યાં જતાં ઘણીવાર લાગે અને અમોને પકડી પાડે. અને રાતની વખત દરવાજો બંધ હોય તો પાછું ફરવું પડે, તેથી નીરાશ થયા હતા. પરંતુ આ જગ્યાએ ગાયન થતું હતું, તેથી અમોને લાગ્યું કે આ ઠેકાણે હજુ કોઇ જાગે છે. એમ ધારી અમોએ તમારો દરવાજો ઉઘડાવ્યો. અમો આજની રાત તમારા મકાનમાં રહેવા દેશો તો અમો તમારો મોટો ઉપકાર માનીશું, તમારૂં જે ગાયન ચાલે છે તેમાં અમો અમારી શકિત પ્રમાણે ગાયન કરી તમોને ગમ્મત આપીશું અગર તે જો તમને પસંદ નહીં હોય તો તમારા મકાનમાં રાત રહી સવાર થતાં અમો અમારા રસ્તે ચાલ્યા જઇશું માટે અમારા ઉપર મેહેરબાની કરી અમારી અરજ સ્વીકારશો.

વડા પ્રધાન જે જાફર હતો તેનું આ બોલવું સાંભળી સફીયએ તેની બરાબર તપાસ કરી તો તેને માલમ પડયું કે આ કોઇ સાધારણ માણસ નથી. કારણ કે તેમનો દેખાવ તથા પેહેરવેશ સાધારણ માણસને ઘટતો નથી. તેણે પેલા પ્રધાનને જવાબ દીધો કે હું કાંઈ આ ઘરની માલીક નથી. પણ જો તમો થોડીવાર અહીં ઉભા રહો તો હું જવાબ લઇને આવું છું. એમ કહી તે અંદર ગઇ અને પોતાની બેનોને આ સઘળી હકીકત કહી. તેથી તેઓ વિચારમાં પડયાં. પરંતુ સ્વભાવે દયાળુ હતાં, તેથી તેઓને અંદર આવવા દીધા. અને તેમને પેલા ફકીર તથા મજુરની મુલાકાત કરાવી. તેમણે સામાસામી નમનતાઇથી સલામ કરી. અને સોદાગરને લગતું તેઓને માન આપ્યું અને ઝોબીદાએ ઘણીજ ગંભીરતાથી કહ્યું કે તમો આવ્યા તેથી હું ઘણી ખુશી થઇ છું. પંરતુ અમો અમારા ઠરાવ પ્રમાણે અમારા મકાનમાં જે દાખલ થાય છે. તેની પાસે સરત કરાવીએ છીએ, તો તમોને પણ અમારે સરત કરાવવી પડશે. તેથી તમો કાંઇ ખોટું લગાડશો નહીં. અને તે સરત એ છે કે તમારે અહીંઆં જે બનાવ બને તે સઘળો નજરે જોવો પરંતુ તે સંબંધી કાંઇ પણ પ્રશ્ન પુછવાનો નહીં, અને તેનું કારણ જાણવા માટે તમારે કાંઈ તજવીજ પણ કરવી નહીં, જે બાબતમાં તમને કાંઇ લાગે વળગે તેવું ન હોય, તે બાબતમાં તમારે કાંઇ પણ બોલવું નહીં, જો આ સરત તોડશો તો તમારૂં અપમાન થશે. અને તેથી તમને માઠું લાગશે. પેલા ત્રણ જણમાંથી વજીરે જવાબ દીધો કે અમારે તે સાત કબુલ છે. અમો એવા હલકા માણસ નથી. અમો કાંઇ કોઇને દુઃખ દેવા આવ્યા નથી, અને તેમ અમો કોઇનાં છિદ્ર પણ જોતા નથી. અમો અમારૂં કામ મુકી બીજા કોઇની પંચાતમાં પડતા નથી. તમારે તે બાબતમાં નિશ્ચિંત રહેવું. આટલું બોલી તેઓ પોતપોતાને લાયક સ્થાને બેશી ગયા.

આ પ્રમાણે વજીરે પેલી સ્ત્રીઓની સાથે આટલીવાર સુધી વાતચીત કરી તે વખતે ખલીફે તેઓની ચાલચલણ, સ્વભાવ, રૂપ અને તેમનો ઠાઠમાઠ સઘળો જોઇ લીધો. પેલા ત્રણ આંધળા ફકીરોને જોઈ તે નવાઇ પામ્યો. અને તેઓની તેને તપાસ કરવાની મરજી થઇ, પરંતુ પોતાની સરત યાદ આવવાથી પોતાના મનને તેણે દાબી દીધું ત્યાર પછી તેની નજર મેહેલમાંની સર્વે વસ્તુઓના ઉપર ગઇ તે જોતાં તેના મનમાં શંકા આવી કે શું આ કામ માણસોએ કર્યું હશે, આવો ઠાઠમાઠ અને આટલો ભપકાદાર

દેખાવ મેં કોઇ જગ્યાએ જોયો નથી, આ કામતો, દેવતાઓએ કરેલું હોય તેમ લાગે છે. એમ જે જે વસ્તુ જુએ તેના ઉપર તે વિચાર કરવા લાગ્યો.

તે વખતની વાતચિત તરેહવાર બાબતો તથા ગમતોને લગતી તથા જીંદગી ભોગવવાની રીતો વિષેની હતી, ત્યાર પછી પેલા ફકીરો ઉઠી ઉભા થઇ પ્રથમની પેઠે નાચવા લાગ્યા, અને તેઓએ નાચવાના હુન્નરની ચાલાકી બતાવ્યાથી તે સ્ત્રીઓએ તેમના માટે બાંધેલા સારા વિચારોમાં વધારો થયો, અને પેલા ખલીફ તથા વજીર અને મશરૂર પણ તેઓનાં વખાણ કરવા લાગ્યા, તે આંધળા ફકીરોની ગમ્મત પુરી થયા પછી. ઝોબીદા ઉઠી ઉભી થઇ અને અમીનાનો હાથ ઝાલી તેણે કહ્યું કે ચાલો બેન આ મંડળી એમ નહીં વિચારે કે આપણે તેઓ ઉપર કાંઇપણ અટકાવનો ભાર મૂકયો હતો માટે જે પ્રમાણે આપણે હમેશ કરતાં આવ્યાં છીએ, તેમ હાલ પણ કરવાને આ મંડળી એકઠી મળ્યાના સબબથી આપણે અચકાવું જોઇએ નહીં. અમીના સારી પેઠે સમજી ગઈ કે તેની બેનનો આવો વિચાર છે. તેથી ત્યાંથી જલદી ઉઠી, અને ત્યાં બીછાવેલા ગાલીચા ઉપરથી રકાબી, પ્યાલાં, બાટલી વગેરે જે જે સામાન પડેલો હતો. તે ત્યાંથી ઉપાડી લીધો, અને ફકીરોને ગાયન ગાવા જે વાજીંત્ર આપ્યાં હતાં. તે પણ લઇ લીધાં, એટલીવારમાં સફીયએ ઉઠી દીવાનખાનામાં કચરો વાળી સાફ કરી નાંખ્યું. સર્વ વસ્તુઓ પોતપોતાની જગ્યોએ ગોઠવી દીધી. પછી મીણબતીઓ વગેરે બરાબર કરી વધારે અજવાળું આવે તેમ તેજ કરી. તે ગલીચા ઉપર એક બાજુએ પેલા ત્રણ ફકીરોને બેસાડયા. તે વખતે પેલા મજુરને દારૂની કેફ ઉતરી ગઈ હતી. તેને ઉઠાડયો. અને પેલા ગલીચાની બીજી બાજુએ પેલા ત્રણ જણને બેસાડયા પેલા મજુરને ઉઠાડીને કહ્યું, ઉઠ હવે અમારા કામમાં તું અમને મદદ કર, તેમાં તું આળસ કરીશ નહીં તે તરત ઉઠયો અને તૈયાર થઇ કહેવા લાગ્યો કે બોલો તમારૂં જે કામ હોય તે કહો. હું હમણાંજ કરૂં છું. અમીના ત્યાંથી ઉઠી અને બોલી કે ઉભો રહે હું તને હમણાં કામ આપું છું, ત્યાર પછી અમીના એક પાટલો લઈ આવી. તે પાટલો ચોક વચ્ચોવચ્ચ મુકયો અને અંદર જઈ એક ઓરડી ઉઘાડી અને પેલા મજુરને એની પાસે આવવા સાન કરી. એટલે મજુર ત્યાં ગયો. ત્યારે તે બોલી કે આવ મને મદદ કર. તે ઓરડામાં બે કાળા કુતરા હતા. તેમના ગળામાં પટા હતા. અને તેમને સાંકળથી બાંધેલા હતા. તે દરેક કુતરાની સાંકળ ઝાલી તેમને લઇને બહાર આવ્યો. અને ઓરડાની વચ્ચોવચ્ચ ઉભા રાખ્યા. તે કુતરાઓના શરીર ઉપર ચાબખાનો માર દેખાતો હતો.

પછી ઝોબીદા બેઠી હતી ત્યાંથી ઉઠી ગઇ અને કુતરા આગળ આવી અને ગંભીરતાથી બોલી કે અમારે જે અમારી ફરજ છે તે કરવું જોઇએ. એમ કહી તેણે પોતાની હાથની બાંય કોણી સુધી ઉંચી ચઢાવી અને સફીયની પાસેથી એક ચાબુક માગી લઈ તેણે ઉગામી. અને મજુરને કહ્યુ કે આ કુતરાને તું મારી બેન અમીના પાસે લઇ જા અને બીજાને મારી પાસે લાવ. તે મજુરે સઘળું તેના કહેવા પ્રમાણે કર્યું. અને એક કુતરાને અમીના પાસે લઈ ગયો અને બીજાને ઝોબીદા પાસે લઈ ગયો.

કુતરો જેવો ઝોબીદા પાસે આવ્યો તેવોજ બુમ મારી રડવા લાગ્યો અને જેમ કાલાવાલાં કરતો હોય તેવો દેખાયો. તથા આંખોમાંથી આંસુ કાઢવા લાગ્યો. પરંતુ ઝોબીદાએ આ સઘળી બાબત ઉપર કાંઇ પણ લક્ષ આપ્યું નહીં. અને તે કુતરાને પેલી ચાબુકથી મારવા માંડયો, તે જ્યાં સુધી મારતાં મારતાં તેના હાથ થાકી ગયા ત્યારે તેને છોડયો. અને ચાબુક ફેંકી દઈ તે કુતરાના આગલા બે પગ ઝાલી ઉચકયો અને એક બીજા સામે ઘણીજ ઉદાસીથી જોવા લાગ્યાં. અને તે ઝોબીદા તથા કુતરો બન્ને રડીને એક એકના ઉપર આંસુ પાડયાં ત્યાર પછી ઝોબીદાએ પોતાની પાસેથી રૂમાલ કાઢી કુતરાનાં આંસુ લોહી નાંખ્યાં. અને તેની આગળ ખોળા પાથર્યા. ત્યાર પછી તેની સાંકળ પેલા મજુરના હાથમાં આપી તેને કહ્યું કે જા આ કુતરાને જ્યાંથી લાવ્યો છે ત્યાં મુકી આવ. અને પેલા બીજા કુતરાને મારી પાસે લાવ.

મજુર પેલા કુતરાને કોટડીમાં મુકી આવ્યો. અને બીજો કુતરો જે અમીના પાસે હતો તે ઝોબીદા પાસે લાવ્યો. આ કુતરાએ પણ પેલા કુતરાની પેઠે કરવા માંડયું પણ તે કશું ન ગણતાં જેવી રીતે

પેહેલા કુતરાને માર માર્યો હતો તેવીજ રીતે આ કુતરાને પણ ચાબુક મારવા માંડી તે જ્યારે મારતાં મારતાં થાકી થાકીને હાંફવા લાગી ત્યારે ચાબુક નાંખી દઈ તેના આગલા બે પગ ઉંચકી એક એકના સામું દીલગીરીથી જોઇ આંસુ પાડયાં. અને ઝોબીદાએ તે રૂમાલથી લોહી નાખી તેના આગળ ખોળા પાથર્યા ત્યાર પછી ઝોબીદાએ તે કુતરો પેલા મજુરને આપી કહ્યું કે જા આ કુતરાને અમીના પાસે મુકી આવ અમીનાએ તે કુતરાને જઇ કોટડીમાં પુર્યો.

પેલા ત્રણ ફકીરો,ખલીફ, વઝીર, અને મશરૂર મજુર બધા આ બનાવ જોઈ ઘણાજ અજબ થયા. ઝોબીદાએ તે કુતરાનાં આંસુ લોહી નાખીને તેની આગળ ખોળા પાથર્યા તેથી પેલા લોકોને ઘણું ખોટું લાગ્યું કારણકે મુસલમાનો કુતરાને ઘણું નીચ ગણે છે. અને ઝોબીદાએ તો તેની આગળ ખોળા પાથર્યા. તેઓ સઘ માંહોમાંહે વાતો કરવા લાગ્યા. અને ખલીફ તો આ બનાવ જોઈને ઘણોજ અજાયબ થઈ ગયો અને આ વાતનો ભેદ જાણવાને તેને ઘણીજ આતુરતા થઈ, તે બાબત કાંઈ પુછવાને માટે તેણે વઝીરને સાન કરી ત્યારે વઝીરે આડું જોયું ત્યારે ખલીફે બીજીવાર તેને ઇશારત કરી ત્યારે પણ તેણે એમ કર્યું, છેવટે રાજાએ જ્યારે ઘણું અકળાવવા માંડયો ત્યારે વઝીરે પેલી ત્રણ સ્ત્રીઓ ન જાણે તેમ કહ્યું કે તમારી મરજી પ્રમાણે હમણાં પુછી શકાય તેમ તેથી માટે હમણાં બેશી રહો.

ઝોબીદાએ પેલા કુતરાઓને ઘણી વખત સુધી માર્યા તેનો થાક લાગ્યો હતો તેથી ત્યાંને ત્યાં ઉભી હતી પછી તેને સફીયએ કહ્યું કે બેન તમોને ઘણો થાક લાગ્યો હશે માટે બેસો અને તમારી સાથે મારે જે કામ કરવાની ફરજ છે તે કરૂં પછી ઝોબીદા પેલા ગલીચા ઉપર જઇ બેઠી તેની એક તરફ ત્રણ ફકીર તથા મજુર હતા અને બીજી તરફ ખલીફ, વઝીર તથા મશરૂર હતો.

આ બનાવ બન્યા પછી તો થોડીવાર સુધી કોઈ એક અક્ષર પણ બોલ્યું નહી. સફીય ઓરડાની વચ્ચે મુકેલા મોટા તખ્ત ઉપર બેઠી હતી તેણે અમીનાને કહ્યું બેન તારે જે કામ કરવાનું હોય તે કરવા માંડ, ત્યારે અમીના ઉઠી અને એક બીજા ઓરડામાંથી એક પેટી લાવી તે પેટી ઘણીજ સારી જણાતી હતી તેના ઉપર પીળી સાટીન જડેલી હતી અને તેને સોનેરી કોર જડેલી હતી તે પેટી ઉઘાડી તેમાંથી એક વાંસળી કાઢી પોતાની બેનને આપી સફીયએ તે વાંસળી લીધી અને ઘણાજ મીઠા અવાજથી તે ગાવા લાગી તેમાં તેણે વિયોગના શોકનું એવું તો ગાયન ગાયું કે સૌ સ્તબ્ધ થઇ ગયાં અને જાણે મૂર્છા પામ્યાં હોય તેવા કેટલીકવાર સુધી રહ્યા પછી તે ગાયન ગાતાં ગાતાં તે થાકી ગઇ અને સુર ચલા શકયો નહીં; ત્યારે તે વાંસળી તેણે અમીનાને આપી કહ્યું કે બેન ? હવે મારો સ્વર ચાલતો નથી. માટે આ વાંસળી લઈ તમે થોડુંએક ગાયન કરો. અને આ મંડળીને ખુશ કરો.

તે વાંસળી લઇ અમીનાએ પોતાના હાથમાં લઈ ઠીક કરી જે ગાયન તેની બેહેને કર્યું હતું તેજ શરૂ રાખ્યું અને તે તેણે ગાવા માંડયું કે તે ગાયનની અસર તેને પોતાનેજ થઇ તેથી તેનાથી તે ગાયન પુરૂં કરી શકાયું નહી. ઝોબીદા પોતાની બેનનાં વખાણ કરવા લાગી. અને બોલી કે તમે મોટાં મોટાં પરાક્રમો કર્યાં છે તમારા મોં ઉપરથી માલમ પડી આવે છે કે જે મતલબનું ગાયન તમે ગાઓ છો. તેજ મતલબની અસર તમારા પોતાના ઉપર થતી જણાય છે આ બાબતનો જવાબ આપવાને માટે અમીનાને વખત નહોતો. અને તે વખતે તેને એટલો તો પરસેવો થવા માંડયો કે પોતાના શરીર ઉપર હવા આવે તેવી યુક્તિ કરવાને ફાંફાં મારવા માંડયાં, પણ કાંઇ યુક્તિ જડી નહીં છેવટે તેણે પોતાની છાતી ઉપરનો ઝભ્ભો ખસેડી છાતી ખુલ્લી કરી. છાતી ઉઘાડી થતાં તેની ચામડી મોંના જેવી ગોરી ન હતી. પરંતુ છાતીમાં સઘળા ઠેકાણે ડામ દીધેલા હોય તેવાં ચાઠાં જણાતાં હતાં અને કાળશ મારી ગએલી જણાતી હતી. આ જોઇને સઉને ઘણી જ નવાઇ લાગી. અને ઘણોજ કમકમાટ છુટયો. તેણે પોતે વાયરો ખાવાને પોતાનું અંગ ઉઘાડું કર્યું હતું પરંતુ તેના બદલે કેલટી તે બેભાન થઈ ગઈ.

આ બનાવ જોઇને ઝોબીદા તથા સફીય એકદમ દોડીને તેની પાસે ગઈ. તેટલામાં તો એક ફકીર બોલી ઉઠયો. આ જગાએ આવી આવો બનાવ જોયાં કરતાં હું બહાર મેદાનમાં ખુલ્લી હવામાં સુતો હોત તો ઠીક થાત.

ખલીફ તેને બોલતો સાંભળી તેની પાસે આવી કહેવા લાગ્યો કે આ બધા ઢોંગ શાના છે ? તે ફકીરે જવાબ દીધો. જે આ બાબતમાં અમો તમારા કરતાં કાંઇપણ વધારે જાણતા નથી ખલીફે પૂછ્યું કે કેમ તમે આ ઘરના માણસ નથી ? આ બે કાળા કુતરા વિષે તથા આ સ્ત્રી જેને આવી રીતનું અપમાન આપવામાં આવ્યું છે તેના વિષે તમે પણ ખબર મને આપી શકતા નથી ? તે ફકીરે જવાબ દીધો જે, સાહેબ અમો કોઈ દિવસ આ ઠેકાણે આવ્યા નથી. આપ જ્યારે અહીં આવ્યા તે પેહેલાં અમો પણ થોડીજ વાર ઉપર અહીં આવ્યા છીએ આ સાંભળી ખલીફને નવાઈ લાગી. પછી ખલીફે તે ફકીરને પુછ્યું કે તમારી સાથે જે ચોથો માણસ છે તે આ બાબત કાંઇ કહી શકશે ત્યારે પેલા ફકીરે મજુરને ઇશારત કરી બોલાવ્યો. અને તેને પૂછ્યું કે આ કાળા કુતરાને શા માટે માર માર્યો તથા અમીનાની છાતીમાં ડાહામ શા માટે દીધા છે તે બાબતમાં તને કાંઈ ખબર છે તે મજુરે કહ્યું કે સાહેબ હું અલ્લાના સોગન ખાઇને કહું છું કે આ બાબતમાં તમો જેટલી વાત જાણોછો તેટલીજ હું પણ જાણું છું. અને હું કોઈ દિવસ આ ઘરમાં આવ્યો નથી અને જેમ તમો અજાયબ થાઓછો તેમ હું પણ આ બીના જોઇ અજાયબ થાઉંછું તેમાં સર્વથી મને વધારે નવાઇ લાગે છે. કારણકે આ ઘરમાં એક પણ પુરૂષ દેખાતો નથી.

પેલા ફકીરો તથા ખલીફ વગેરે એમ જાણતા હતા કે આ ( મજુર ) માણસ તેમના ઘરનો હશે અને તેની પાસેથી સઘળી હકીકત મળી આવશે. પરંતુ મજુરનો આ ખુલાસો સાંભળી તેઓ નિરાશ થયા કે હવે આ બાબતની સંપૂર્ણ હકીકત ક્યાંથી મેળવવી. પરંતુ ખલીફે તો નિશ્ચય કર્યો કે જેમ થાય તેમ ખરૂ પરંતુ આ વાતનો પતો તો ગમે તે રીતે મેળવવો, આપણ બધા હું કહુ તેમ કરીએ તો બધી વાત નીકળશે. આપણ સાત પુરૂષ છીએ. અને તે સ્ત્રીઓ તો ત્રણજ છે માટે તેમને ગમે તે રીતે મનાવી તે હકીકત જાણી લેવી. જો ન માને તો જબરજસ્તીથી પણ કહેવરાવવી. પરંતુ તેઓને છોડવી નહીં, ગમે તેવા સખત ઉપાય કરવા પણ તે હકીકતનું મૂળ જાણી લેવું. આ વાત સાંભળી પ્રધાન વચ્ચે આડો પડ્યો. અને પેલા ફકીરો એમ ન જાણે કે આ રાજાને પ્રધાન છે. તેવી રીતે તેણે રાજા ( ખલીફ ) ને સમજાવ્યું અને કહ્યું કે આથી તમારા હકમાં ઘણું નુકશાન થશે આ વખતે એવી રીતે વાતચીત કરતો હતો કે જાણે બે સોદાગર વાતો કરતા હોય તેવી રીતે બોલતા હતા, વજીરે કહ્યું કે સાહેબ ? આપણે આપણું વચન પાળવું જોઇએ આપણે અંદર પેસતી વખતે શો કરાર કર્યો છે. તે વિચાર કરી જુઓ. આપણે જે ગરજ હતી તો તે સરતો કબુલ રાખી. અને હવે તે સરતો આપણે આપણા હાથે તોડીએ તે કેવું કહેવાય ? જો આપણે મદાંધ થઇને તે કરાર તોડીએ અને તેનું પરિણામ સારૂં ન આવે તો જોખમદાર કોણ કહેવાય ? તમે એમ ન સમજો કે આ સ્ત્રીઓ પોતાને કરાર જે તોડે તેને શિક્ષા કરવાને શક્તિમાન નહીં હોય. અલબત હશેજ કારણ કે જો ન હોય તો પછી બધા આવીને એમ ફરી જાય તો તેનું પ્રયોજન શું રહે ?

ત્યાંથી પ્રધાન ખલીફને લગાર આઘા બોલાવી કહેવા લાગ્યો નામદાર હવે ઉતાવળા શા સારૂ થાઓ છો, રાત થોડીજ રહી છે. અને સવાર થવાને થોડો વખત બાકી છે. માટે તમો થોડીવાર ધીરજ રાખશો તો સવારમાં તો હું તેમને બોલાવી આપની સમક્ષ તમો જે જાણવાની ઇચ્છા રાખો છો તે જાણવાની પેરવી કરીશ. માટે ઉતાવળા નહીં થાઓ, આ અભિપ્રાય ઘણો સારો હતો. પણ ખલીફને તે પસંદ પડ્યો નહીં, તેનું મન આ હકીકત જાણવાને એટલું તો અધીરૂ થઇ ગયું હતું કે તેનાથી એક ઘડી પણ રહી શકાયું નહીં, અને વજીરને કહ્યું તું બોલીશ નહીં. મારે તે બાબતનો ખુલાસો હમણાંજ મેળવવો છે. પછી તેણે ( ખલીફે ) પેલા ફકીરોને કહ્યુ કે તમે પૂછી જુઓ પણ પેલા ફકીરોએ ના પાડી, હવે આમાં પેહેલાં કોણ પૂછે તેની ભાંજગડ ચાલી. કોઇની હીંમત પુછવાની ચાલે નહીં. છેવટે એમ ઠર્યું કે પેલા મજુરે સવાલ પૂછવો, અને તે કેવા રૂપમાં પૂછવો તેનો વિચાર કરતા હતા તેવામાં ઝોબીદા જે અમીનાને મૂર્છા થવાથી તેની પાસે ગઈ હતી. તે અમીનાને સાવધ કરી પાછી આવી, અને પેલાઓને ગરબડ કરતાં સાંભળી મોટો ઘાટો પાડી એકદમ બોલી ઉઠી કે તમે શા માટે વાતો કરો છો, એમાં તમને શું લાગે વળગે છે.

એ સાંભળી પેલો મજુર બોલ્યો કે સાહેબ આ અહીં પધારેલા સઘળા ગૃહસ્થો તરફથી હું તમને પુછવાની રજા લઉં છું કે તમે પેલા જે કુતરાઓને નિર્દયપણે માર્યા અને તે પછી તેનાં આંસુ લોહીને તેને ખોળા પાથર્યા તે શા માટે વળી જે બાઇ હમણાં બેશુદ્ધ થઇને પડી હતી. તેની છાતી ઉપર કારી જખમોના કાળા ડાઘ છે તેનું શું કારણ ?

આટલું સાંભળતાં ઝોબીદાની આંખો ક્રોધથી લાલચોળ થઈ ગઇ અને મોટા ડોળા કાઢી પેલા ફકીરો તથા ખલીફ અને વજીરને કહ્યું કે, આ માણસને તમોએ આ પ્રમાણે પૂછવાનું કહેલું છે. એ શું ખરૂં છે ? વજીર જાફર સિવાય સર્વ જણાએ કહ્યું કે હા અમાએ કહ્યું છે. વજીર કાંઈ બોલ્યો નહીં.

ઝોબીદાના બોલવા ઉપરથી અને તેના દેખાવ ઉપરથી સર્વને માલમ પડયું કે તેની લાગણી ઘણી દુખાઈ છે. તે બોલીકે તમોએ માગી લીધા મુજબ અમોએ તમારા ઉપર મહેરબાની કરી કારણ કે અમારા તરફથી તમો કોઇ રીતે અસંતોષી ન થાઓ અમો એકલાં હતાં છતાં પણ તમોને અંદર પેસવા દીધા. અને તમારી સાથે "તમને કાંઈ લાગતું વળગતું ન હોય તે બાબતમાં તમારે કાંઈપણ સવાલ કરવો નહીં. અને તે તમને ગમતું યા ન ગમતું હોય તો પણ ચુપકીથી જોઇ રહેવું" એવી સરત કરેલી છે. વળી અમોએ તમોને યથાયોગ્ય માન અવકાર પણ આપ્યા છે. છતાં તમો તમારો કરાર તોડી આવું કામ કરોછો તે તમો પુરૂષ જાતીને છાજતું નથી. અને તમો હાથે કરીનેજ દુઃખ માગી લ્યો છો તો તમોને તેનાં ફળ ચખાડવાં જોઇએ. એટલું બોલી તેણે ગુસ્સાથી પોતાના પગ ભોંય પછાડયા અને દાંત પીસવા લાગી અને બોલી કે જલદી બહાર આવો, એટલું બોલતામાં તો તરત જ બારણાં ઉઘડી ગયાં, અને સાત મોટા સીધી, કાળા અને જબરા ગુલામો પોતાના હાથમા નાગી કટારો સાથે બહાર નીકળ્યા, અને સાતે જણને તરત પકડી લઈ કેદ કર્યા, તઓને દરેક જણને ભોંયપર પછાડી દિવાનખાનાની વચ્ચોવચ્ચ ઘસડી લાવી તેઓનાં માથાં કાપવાને માટે તૈયાર થયા.

આ વખતે ખલીફને કેટલો ગભરાટ થયો હશે તેનો વાંચનારે વિચાર કરવો. પોતાના પ્રધાન જાફરની સલાહ તેણે ન માની તેને માટે તે પસ્તાવા લાગ્યો પણ હવે તે શા કામમાં આવે સાતે જણ હવે વિચાર કરવા લાગ્યા કે આપણો જીવ હવે બચવાનો નથી, એમ નિશ્ચય છે તે વખતે પેલા સીધીમાંનો એક ઝોબીદાને પુછવા લાગ્યો કે બાઇ સાહેબ આપનો હુકમ છે કે તેમનાં માથાં ઉડાવી દઇએ ? **ઝોબીદા** બોલી સબુર ! ! ! મારે તેમને કેટલાક સવાલો પૂછવા છે. એટલામાં તો ઘણાજ ગભરાટ સાથે પેલો મજુર બોલી ઉઠયો કે બાઈ સાહેબ, બીજાઓના વાંક માટે મને મારી નાંખશો નહીં હું ગુનેગાર નથી આ સર્વે જણાના કહેવાથી મેં પૂછ્યું છે તેમાં મારો કાંઈ વાંક નથી, અફસોસ ! અફસોસ ! ! અરે અલ્લા ! ! ! તે રડતો રડતો બોલવા લાગ્યો કે આપણે આપણો વખત કેવી ખુશીમાં ગુજારતાં હતાં, પરંતુ મારા કમનશીબે આ કાણીઆ કયાંથી આવ્યા કે સઘળા રંગમાં ભંગ પડાવી મારી આ દશા કરવાનું કારણ થયા આ સઘળા કર્ત્તવ્યનું મૂળ એજ છે, હવે અભાગીઆઓ પોતે તો એક દુઃખમાં ડુબ્યા છે. અને તેમના સહવાસમાં રહેવાથી મારે પણ આ વખત ખમવાનો વખત આવ્યો. મેહેરબાન બીબીઓ આ પાપીઓના ભેગો મને તેમની દશાએ પહોંચાડશો નહીં. અને આપને હું કરગરીને કહું છું કે મારા જેવા એક ગરીબ મજુરને છોડી મુકશો તેમાં આપની વડાઈ છે.

**ઝોબીદા** ઘણા ગુસ્સામાં હતી તો પણ પેલા મજુરનો ગભરાટ અને તેના કાલાવાલાના બોલ સાંભળી તેને હસવું આવ્યા વગર રહ્યું નહીં. તેના બોલવા તરફ કાંઇપણ ધ્યાન નહીં આપતાં બીજાઓને પૂછવા લાગી કે બોલો તમો કોણ છો ? જો તમો ખરૂં નહીં કહો તો તરતજ તમારા જીવ લેવામાં આવશે, હું ધારતી નથી કે તમો આબરૂદાર માણસો હો. જો તમો આબરૂદાર હોતો આ પ્રમાણે તમો કરોજ નહીં. પરંતુ તમો કોઈ નીચ માણસ દેખાઓ છો. કારણ કે જેવી રીતે અમો તમારી તરફ વિવેકથી વર્ત્તી અમારી ઉદારતા બતાવી તેના બદલામાં તમો તેથી ઉલટાજ ચાલ્યા માટે તમારી વર્ત્તણુક ઉપરથી માલમ પડે છે કે તમો આબરૂદાર નથી. જો આબરૂદાર હોત તો તમો પણ તમારી લાયકી દેખાડત.

ખલીફ સ્વભાવે ઘણોજ અધીરો હતો, અને તે વિચાર કરવા લાગ્યો કે હવે મારી જીંદગીનો આ-

ધાર આ ઓરતના બોલવા ઉપરજ છે એમ ધારી તેને બીજાઓના કરતાં ઘણી બીક લાગી. પણ ખલીફને માલમ પડયું કે ઓરત દયાળુ છે, અને તેણે પુછેલા પ્રશ્નોના ઉત્તર તેને ખરા મળ્યા છે એવી ખાતરી થશે તો કાંઇક જીવવાની આશા રહેશે. તેથી તેના મનમાં કાંઇક હીંમત આવી. અને પોતાનો વજીર જે તેની પાસે હતો તેને કાનમાં કહ્યું કે હું કોણ છું તે તું કહી દે તે ડાહ્યા વજીરે પોતાના રાજાની આબરૂ જાળવવાને, અને તેનું માન રાખવાને જવાબ દીધો કે આપણે જેવું કરીએ છીએ તેવું પામીએ છીએ; તો પણ તે ખલીફના હુકમને માન આપી કાંઇ વધારે કહેવા જતો હતો પરંતુ એટલામાં તો સ્ત્રીએ પોતાની નજર પેલા ત્રણ ફકીરો તરફ કરીને કહ્યું કે, તમો ત્રણે જણ એકેકી આંખે કાણા છો, તેથી શું તમો બધા ભાઇ છો, તે ત્રણમાંથી એક જણ બોલ્યો હે બાઇ અમો ત્રણ સગા ભાઇ નથી. પરંતુ ત્રણે ફકીર છીએ અને ભાઇબંધ છીએ કારણ કે અમારો પેહેરવેશ અને દેખાવ એક સરખો છે; ત્યાર પછી તેમાંના એકની તરફ નજર કરીને બોલી કે તમારી આંખ શું જન્મથી ગએલી છે કેમ ખરૂં ? પેલાએ જવાબ દીધો કે મારી આંખ તો એવા ચમત્કારિક બનાવથી ગઇ છે, કે જો તેની હકીકત લખી હોય તો તેમાં જેટલી ગમ્મત છે તેટલી જ શિખામણ છે. મારી જમણી આંખ ગયા પછી મેં દાઢી તથા ભવાં બોડાવી નાંખ્યાં. અને એક ફકીરનો વેષ લીધો છે. હે બાઇ આ મારી ખરેખરી હકીકત તમારી આગળ કહી.

બીજા ફકીરોને પણ ઝોબીદાએ આ પ્રમાણે સવાલો પૂછ્યા. અને તેમણે પણ આ પહેલા ફકીરના મળતા જવાબ આપ્યા. પરંતુ ત્રીજાએ એટલું કહેવાની સાથે કહ્યું કે હે બાઇ ! અમો કાંઈ સાધારણ માણસ નથી. પણ બાદશાહના છોકરા છીએ. અને અમો ત્રણે જણ આજ સાંજેજ એકઠા થયા છીએ. તો પણ અમોએ એક બીજાની હકીકત જાણી લીધી છે. અને જે પાદશાહના અમો દીકરા છીએ, તે બાદશાહ કાંઈ જેવાતેવા નહોતા. માટે અમારો ગુનો માફ કરવો જોઇએ. આ સાંભળી ઝોબીદા લગાર શાંત થઇ અને પેલા ગુલામોને હુકમ કર્યો કે એમને છોડી દો. અને તેમને છુટા કરી તેમની પાસે જ ઉભા રહો તે પ્રમાણે પેલા સીદી ગુલામોએ તેમને છોડયા અને તેમના ઉપર ઉભા રહ્યા. ઝોબીદા બોલી જો તમો તમારી ખરી હકીકત જણાવશો અને આ ઘરમાં આવવાનો તમારો ઇરાદો બતાવશો તો તમોને કાંઈ પણ હરકત કર્યા સિવાય છોડી દેવામાં આવશે, અને તેમ કરવામાં તમારામાંથી જે કોઇ લગાર પણ આનાકાની કરશે તેમનાં ડોકાં ઉડાવી દેવામાં આવશે. તે પછી ત્રણ ફકીરો, ખલીફ, વજીર, અને મજુર એટલા જણ દિવાનખાનાની વચમાં ગાલીચા ઉપર બેઠા અને તેઓ દરેકની પછવાડે એકેકો સીદી નાગી તરવાર સાથે ઉભો રહ્યો અને પેલી ત્રણે સ્ત્રીઓ એક કોચ ઉપર બેઠી.

મજુર સમજ્યો કે જો હું મારી હકીકત સૌથી પહેલી કહી દઉં તો વેહેલો છુટો થાઉં તેથી તે પોતાની હકીકત કહેવા લાગ્યો કે હે સ્ત્રીઓ તમે મારી હકીકતથી તો માહેરજ છો અને કેવી રીતે હું અહીં આવ્યો છું તે તમે સારી પેઠે જાણો છો, તેથી મારી હકીકત ઘણીજ ટુંકી છે તમારી બેને મને મજુરી કરવા સારૂ બોલાવ્યો, અને હું તેમની સાથે મજુરી કરવા ગયો. એમ દારૂવાળાને ત્યાંથી દારૂ લીધો ફુલવાળાને ત્યાંથી ફુલ લીધાં, કસાઇને ત્યાંથી ગોસ લીધું, ગાંધીને ત્યાંથી મેવો લીધો, મીઠાઇ લાવી, અને મારો ટોપલો ખીચોખીચ ભરી તમારે ઘેર આવી પહોંચ્યાં, અને ત્યાર પછી શું થયું તે હકીકત તમો બધી જાણો છો. જો આપ મહેરબાની કરી જીવતદાન આપશો, તો હું આપનો ઉપકાર કદી ભૂલીશ નહીં. આ મારો સઘળો ઇતીહાસ તમને કહી સંભળાવ્યો.

જ્યારે આ મજુર બોલી રહ્યા ત્યારે ઝોબીદા બોલી જા દુષ્ટ તું ઉઠ અહીંથી જા અને ફરી કોઈ દિવસ તું આ ઠેકાણે આવીશ નહીં. પેલા મજુરે કહ્યું બાઇએ મારા ઉપર મેહેરબાની કરી મને થોડો વખત અહીં રહેવા દો. કારણ કે મારી હકીકત આ લોકો સાંભળી જાય. અને તેઓની હકીકત મારા સાંભળવામાં ન આવે ! ઝોબીદાએ તેની અરજ કબુલ રાખી અને ત્યાંથી આગળ આવી તે બેઠો, અને મોતની અણીપર આવવાથી ગાભરો બની ગયો હતો તેનો જીવ બચવાથી હરખનો પાર રહ્યો નહીં. તે પછી પેલા ત્રણ ફકીરમાંથી એક જણે પોતાની વાત કહેવા શરૂ કરી.

# પેહેલા ફકીર જે શાહજાદો હતો તેની વાર્તા.

પેહેલો ફકીર બોલ્યો કે ભાઈ હું એક પાદશાહનો છોકરો છું. અને મેં ફકીરનો વેશ શાથી લીધો તથા મારી આંખ શી રીતે ગઇ, તે હકીકત હવે તમને મૂળથી જ કહી સભળાવું છું. જે સાંભળતાં તમો નવાઇ પામશો. મારા બાપને એક નાનો જેરોજ ભાઈ હતો, અને તે પણ પાસેના મુલકમાં રાજ કરતો હતો. તેને એક છોકરો અને એક છોડી હતાં. તે છોકરાની ઉમ્મર પણ મારા જેટલી હતી. હું વીસ વરસનો થયો, અને જ્યારે ભણી રહ્યો. ત્યારે મારા બાપે મને સ્વતંત્ર કર્યો. મારા કાકાના છોકરા સાથે મારે મિત્રાચારી હતી, અને તેથી વખતોવખત હું તેને મળવા સારૂ મારા કાકાને ત્યાં જતો અને કેટલાક દિવસ રહી અમો બંને ભાઇઓ ગમ્મત કરતા અને દોસ્તીમાં વધારો કરી જૂદા પડતા. અને એમ એક કરતાં વધારે વખત અમારે મુલાકાત થવાથી અમો બન્ને જણને એટલી બધી પ્રીતિ થઈ કે અમારો જીવ એક થઇ ગયો પણ શરીર ફક્ત જૂદાં હતાં ત્યાર પછી હું એક વખત મારા કાકાના દીકરાને મળવા ગયો, ત્યારે તેણે હમેશ કરતાં સારી રીતે માન આવકાર આપ્યો અને મારી બરદાસ પણ ઘણીજ સારી કરી. એક વખત મોટું ખર્ચ કરી જયાફત કરી; અને જમી રહ્યા પછી રાતની વખતે અમો મોજમજામાં વાતચિત કરવા બેઠા; તે વખતે વાત કરતાં કરતાં તે મને કહેવા લાગ્યો કે આ વખત એટલે આપણે છેલ્લો મેળાપ અને તેની અગાઉના મેળાપના વચલા વખતમાં મેં શું શું કામ કર્યું છે, તે હું તને કહું છું. તે સાંભળ મેં એક મહેલ બંધાવ્યો છે, જેની રચના ઘણી સુંદર છે. તે તું જોઇશ તો નવાઇ પામ્યા વગર રહીશ નહીં. જો તારી મરજી હોય તો હું તને દેખાડુ પણ તે જગ્યા એવી છુપી છે કે કોઈ જાણતું નથી. અને મારે તે કોઇને જણાવવાની મરજી પણ નથી. હજુ તે હમણાં થોડાજ દિવસ થયાં તૈયાર થયો છે, પણ તારે મારે સરત એટલી કે તારે તે વાત કોઇને કહેવી નહીં. જો એ વાતના તું સોગન ખાય તો હું તને બતાવું, મારે અને તેને ઘણી દોસ્તીને લીધે મેં તેને કહ્યુ કે ભાઈ મારો તને વિશ્વાસ નથી આવતો ? જો ન આવતો હોય તો સોગન ખાઉં. તેણે કહ્યું ભાઈ જો વિશ્વાસ ના આવતો હોય તો હું તને વાતજ ન કરૂં પરંતુ સોગન ખવરાવવાનું કારણ એટલુંજ કે કદાપી કોઈ વખત એવું કારણજ બની જાય તો સોગનને લીધે વાત કહી શકાય નહીં. માટે સોગન ખવરાવવાની જરૂર છે. મેં કહ્યું કે ભલે ! તારી ઇચ્છા એમ છે તો હું કબુલ કરૂં છું કે તું કોઈ જાતનો અવિશ્વાસ રાખીશ નહીં, પછી તે ખુશી થયો અને બોલ્યો કે જરાવાર તું અહીં બેસ હું આવું છું એમ કહી તે ત્યાંથી ઉઠયો અને થોડીવારમાં એક ઘણી સુંદર સ્ત્રીને લઇને તે મારી પાસે આવ્યો, અને અમે ત્રણે જણ એક મેજ ઉપર ખાણું ખાવા બેઠાં અને દારૂ સારી પેઠે પીધો પરંતુ તે સ્ત્રી કોણ છે તેની મને ઓળખાણ પડી નહીં, મને તે વિષે પૂછવાની મરજી થઇ પણ પૂછવાનું યોગ્ય નહીં લાગવાથી મેં તે વાત બંધ રાખી. પછી મારા કાકાના દીકરો બોલ્યો ભાઇ ! હવે આપણે અહીં બેસી રહેવું ઠીક નહીં. તું અહીંથી આ સ્ત્રીને તારી સાથે લઈ ચાલતો થા અને હું આવું છું, તમો આ પાછલે દરવાજેથી નીકળશો, ત્યાં એક ઘોર આવશે. બીજી ત્યાં ઘણી ઘોરો છે. પરંતુ આ ઘોર નવી બાંધેલી છે તેથી તમો તે ઘોર ઓળખી શકશો, તેના દરવાજા ઉઘાડાજ છે, ત્યાં તમો બન્ને સાથે દાખલ થઇ ઉભાં રહેજો અને હું પણ ત્યાંજ આવીશ.

એમ કહી ત્યાંથી તે ઉઠયો અને અમો બન્ને પણ તેના કહેવા પ્રમાણે તે રસ્તે ચાલ્યાં. રસ્તામાં અમારે કાંઇપણ વાતચીત થઈ નહીં. અમો ચંદ્રમાના અજવાળાથી ધીમે ધીમે ચાલવા લાગ્યાં અને તેની બતાવેલી નિશાનીના આધારે અમો પેલી કબર પાસે જઇ પહોંચ્યાં. અને તેની વાટ જોતાં ત્યાં આવી બેઠાં, એટલામાં તે પણ ત્યાં આવ્યો, તે પોતાની સાથે એક શીસામાં પાણી, એક કોદાળી અને એક વાસણમાં થોડો પલાળી તૈયાર કરેલો ચુનો એટલું લેતો આવ્યો હતો, મેં તેને તે વિષે પણ કાંઇ પૂછયું નહીં, તેણે કોદાળીથી એક ઘોરૂ ભાગી અને તેના પથ્થર ખસેડી નાખ્યા. અને એક કોરાણે મૂકયા

અને તેમાં મોટું બાકું પાડયું, તો એક ચોર દરવાજો દેખવામાં આવ્યો. તે દરવાજો તેણે ઉઘાડયો, તો તેમાં એક દાદર દેખવામાં આવ્યો, પછી તે પેલી સ્ત્રીને કહેવા લાગ્યો કે હે સ્ત્રી મેં તને જે વાત કરી હતી ત્યાં જવાનો આજ રસ્તો છે, એટલે તે સ્ત્રી પેલા દાદરે થઇને નીસરણીએ ઉતરવા લાગી. એટલે શાહજાદો પણ તેની પછવાડે ઉતરવાને તૈયાર થયો. પછી તેણે મને કહ્યું કે ભાઇ તુ મારો મોટો ઉપકારી થયો. અને મારા માટે તમોએ આટલી બધી તસ્દી લીધી તેથી તમારો આભાર માનું છું. મેં કહ્યું ભાઇ આ બધાનું કારણ શું છે. તે મને કાંઇ સમજણ પડી નહી. માટે મેહેરબાની કરી સમજાવશો. તેં બોલ્યો ભાઇ તે કાંઇ નથી, વળી કોઇ વખત કહીશું અત્યારે તો તું જે રસ્તે આવ્યો છે તે રસ્તે પાછો જા.

મેં વિચાર્યું કે અત્યારે તેની તરફથી કાંઇ જવાબ મળે તેમ લાગતું નથી. તેથી હું સલામ કરી પાછો વળ્યો. અને ત્યાંથી પાછો તે રસ્તે મારા કાકાના મેહેલમાં આવી પહોચ્યો. ઘણો દારૂ પીવાથી મારૂં માથું દુખતું હતું અને તેથી મારા ઓરડામાં જઇ સુઈ રહ્યો. બીજે દિવસે સવારમાં હું ઉઠયો તે વખતે ગઇ રાતની સઘળી વાત દારૂ ઉતરી જવાથી મને યાદ આવવા લાગી, ત્યારે મેં એમ વિચાર્યું કે શું આ મને સ્વપ્નું આવ્યું હશે, અને આ સ્વપ્નું કે ખરી વાત છે તે બાબતની ખાતરી કરવા સારૂ મેં એમ નિશ્ચય કર્યો કે મારો ભાઇ અહીં છે કે નથી ? તે બાબતની તપાસ કરૂં જો એ હશે તો તો સ્વપ્નુંજ છે અને નહીં હોય તો ખરી વાત છે, એમ ધારી મેં તપાસ કરવા માણસ મોકલ્યું તો ખબર મળી કે આજ રાતે તે સુવા સારૂ મેહેલમાં આવ્યોજ નથી અને કયાં ગયો છે તેની પણ ખબર નથી. અને તેથી કરીને રાજા તથા મેહેલનાં સૌ માણસો ખોળાખોળ કરવા નીકળી પડયાં છે. ત્યારે મેં ધાર્યું કે તે કાલની વાત સ્વપ્નું નથી, પણ ખરીજ હકીકત છે. તેથી તેની તપાસ કરવાને હું એકલો કબરસ્તાનમાં ગયો. અને પેલી ઘોર શોધવા માંડી પણ તેવી ઘણી ઘોરો હતી તેથી તે ઘોર હું ઓળખી શકયો નહીં. અને મારી મેહેનત નિષ્ફળ ગઇ મેં આખો દિવસ તપાસ કરી પરંતુ કાંઇ પત્તો લાગ્યો નહીં. વળી પાછો બીજે દિવસે કરવા ગયો. અને આખો દિવસ શોધી પણ પત્તો લાગ્યો નહીં. એમ ચાર દિવસ સુધી દરરોજ તપાસ કરવામાં આખો દિવસ ગુમાવ્યો, પણ તે સઘળું વ્યર્થ ગયું.

આ અરસામાં મારો કાકો ત્યાંથી કેટલેક છેટે શિકાર કરવા સારૂ ગયો હતો. અને મારા ભાઈની આ હકીકત બની તેથી મને ત્યાં રહેવાનું ગમ્યું નહીં. અને તે થોડા દિવસમાં આવે તેમ લાગતું પણ નહોતું. તેથી તેમના વજીર વગેરેને કહી હું મારે ગામ જવા નીકળ્યો અને પ્રધાનને કહ્યું કે મારા કાકા આવે તો મારી વતી માફી માગીને કહેજો કે તેમને પોતાને ઘેર જવાની ઘણીજ અગત્ય હતી. તેથી તેઓ ગયા છે. એટલું પ્રધાનને કહી તે પોતાના શેહેર તરફ જવાને નીકળ્યો. મારા કાકાના વજીરો મારા પિત્રાઈ ભાઇના ગુમ થવાથી ઘણા ગભરાટમાં તથા શોકમાં હતા તોપણ મેં સોગન લીધા હતા તેથી હું જેટલું જાણતો હતો તેટલું પણ મારાથી કહી શકાયું નહીં, અને મારે ત્યાંથી ચાલવું પડયું.

હું મારા પોતાના શેહેરમાં આવ્યો. અને જેવો દરવાજામાં પેસવા જાઉંછું. તેવોજ લશકરી સિપાઈઓએ મને એકદમ પકડી લીધો. હું ઓચિંતાનો આ બનાવ જોઇ સ્તબ્ધ થઈ ગયો. મેં તેઓને પૂછયું કે આમ કરવાનું શું કારણ છે, તેમણે કહ્યું કે નવા રાજાનો તમને પકડવાનો હુકમ છે તેથી અમો તમને પકડીએ છીએ. મેં કહ્યું મારા પિતા છતાં નવો રાજા કોણ છે ? તે સિપાઇઓએ કહ્યું કે તમારા બાપ મરી ગએલાં પડયા છે. અને પ્રધાન પોતે ગાદીએ બેસી પોતાની આણ ફેરવી છે. અને તેમણે હુકમ કર્યો છે કે તમો આવો તેવાજ પકડી લેવા. એટલું કહી તેઓ મને પકડી ગયા અને નવા પાદશાહની હજુરમાં લઈ જઇને ઉભો કર્યો, હે બાઈ ! હવે આ મારા કેવા નસીબની વાત !

આ લુચ્ચા વજીરને મારી સાથે વેર હતું, અને તે વેર લેવાને ઘણા દિવસથી તે લાગ જોતો હતો કારણ એ હતું કે મને નાનપણમાં એક દિવસ નાનાં હથિયાર લઈ રમવાની ટેવ હતી હું નાની કામઠીથી કાંકરી અથવા ગલોલવડે એક દિવસ રમતો હતો એવામાં કોઈ દિવસ એમ બની આવ્યું કે મેં એક પંખી ઉપર કાંકરી ફેંકી પરંતુ તે પંખી ઉડી જવાથી તે કાંકરી પંખીને નહી વાગતાં મારો પ્રધાન પોતાના મેહેલની અગાશીમાં બેઠો બેઠો હવા ખાતો હતો તેન આંખમાં વાગી તેથી તેની એક આંખ

ફુટી ગઇ પ્રધાનને વાગ્યું તે બાબતની મને ખબર પડી તેવોજ હું પ્રધાનની પાસે ગયો, અને મારાથી થયેલા ગુનાની મેં માફી માગી. આ વાત બન્યા પછી તે વજીર મારા ઉપર હમેશાં બહુ વેર રાખતો તે આ વખતે તેનો લાગ આવવાથી મને તેણે પુરેપુરૂં દુઃખ દીધું, તે મને દેખતાંજ દાંત પીસવા લાગ્યો અને ડોળા કાઢી એકદમ મારા સામો આવી તેણે પોતાની આંગળીથી મારી આંખ ફોડી નાંખી મને આંધળો કર્યો

વળી તે દુષ્ટ વજીર એટલુ કરી અટક્યો નહીં પરંતુ મને કેદમાં નાંખ્યો અને ચંડાળોને હુકમ કર્યો. કે એને પાંજરામાં ઘાલી જંગલમાં લઇ જઇ કતલ કરી નાંખો આવો હુકમ કર્યાથી ચંડાળો તે પ્રમાણે મને જંગલમાં લઇને ચાલ્યા અને ઘણે દુર જઇ ઉભા રહ્યા, ત્યાં આગળ તેઓ મને મારી નાંખવાની તૈયારીમાં હતા, તેવામાં હુ તેઓની આગળ ઘણાજ કાલાવાલા કરી મને છોડી દેવાની વિનંતી કરવા લાગ્યો, મેં તેમને કહ્યુ કે, તમો મને મારી નાંખશો તેથી તમારા હાથમાં કાંઇ આવવાનું નથી, જો તમો મને છોડી દેશો તો તમારો મારા ઉપર મોટો ઉપકાર થશે અને હુ તમારો ઉપકાર કોઇ દિવસ ભુલીશ નહીં એવી રીતે ઘણાં કાલાવાલા કર્યાં ત્યારે તેમાંના એક જણને દયા આવી અને તેણે મને કહ્યું કે અમે કહીએ તેમ તું કરે તો તને છોડીએ મેં તે પ્રમાણે કબુલ કર્યું ત્યારે તેઓ કહેવા લાગ્યા કે કોઇ દિવસ આ રાજાની નજરે તું પડે નહીં, કારણ કે તું જીવતો છુ એમ તેને માલમ પડે તો તારી તથા અમારી બંનેની ખરાબી થાય માટે તારે આટલામાં કોઇ ઠેકાણે રહેવું નહીં તેમજ છતું પડવું નહીં, મેં તે પ્રમાણે કબુલ કરી મારી જીંદગી બચી તેથી ઘણો ખુશી થઇ ત્યાંથી ચાલવા માંડયું.

ત્યાંથી થોડેક દુર જઇ એક ઝાડીમાં હું સંતાઈ બેઠો કારણ કે જો મને કોઇ ઓળખીને રાજાને ચાડી ખાય તો પાછું મરવું પડે તેથી હું દીવસે સંતાઈ રહેતો અને રાતે ચાલતો એમ કેટલીએક રાતે સુધી ચાલતાં હું મારા કાકાના રાજમાં ગયો અને મારા કાકાને મલ્યો અને મેં મારી સઘળી હકીકત તેમને કહી. તે સાંભળતાંજ તે ઘણો શોકાતુર થઈ પોતાના કપાળે હાથ દઇ કહેવા લાગ્યો કે મારા જેવો કમનસીબ કોણ હશે, મેં મારો છોકરો ખોયો વળી ભાઇ પણ ખોયો અને અધુરામાં પુરૂ તારી આ દશા મારે જોવી પડી. આ સઘળું યાદ આવતાં મારી છાતી ફાટી જાય છે અને એટલું દુઃખ થાય છે કે જીવવું વહાલું લાગતું નથી એમ કહી તેણે ખુબ રડવા માંડયું અને બોલ્યો કે મેં ઘણી શોધ કરી પણ તારા ભાઇનો પત્તો મલ્યો નહીં. આવી રીતે રડતો જોઇ મારી છાતી ભરાઈ આવી અને આંખમાં આંસુ ચાલવા માંડયાં અને તેના ઉપર મને એટલી દયા આવી કે મારાભાઈએ મને પોતાની વાત નહી કહેવા જે સોગન ખવરાવ્યા હતા તે સોગન મારે તોડવા પડયા અને મેં મારા કાકાને કહ્યું કે તે તમારો દીકરો આવી રીતે ફલાણે ઠેકાણે ગયેલો છે, એમ કહી મેં તેને જે હકીકત બની હતી તે સર્વે સવિસ્તર કહી. આ સર્વ હકીકત તેણે સાંભળી અને તે સાંભળતાં તેને હિમ્મત આવી અને બોલ્યો કે ભાઇ તારી આ વાત પરથી મને એમ લાગે છે કે તેનો કાંઇ પત્તો લાગશે ખરો. મારી પાસેથી પહેલાં તેણે એક ઘોર બાંધવાની રજા માગી હતી ખરી પણ જ્યારે તને આ વાત છુપી રાખવાની કહેલી છે, તો આપણે તેની તપાસ પણ છાની રીતે કરવી જોઇએ મેં કહ્યુ આપણે છાની તપાસ કરવાનું શું કારણ છે તેણે કહ્યું હું તને તે વાત પછી કહીશ અને હમણાં તો આપણે તેની તપાસની તજવીજ કરીએ.

એમ કહી અમો બન્ને ત્યાંથી ઉઠયા અને બાગના એક છાના દરવાજે થઇ કબરસ્તાનમાં ગયા ત્યાં જઇ અમે પેલી કબર શોધવા માંડી જે કબર શોધવાને મેં પેહેલાં ચાર દિવસ સુધી મહેનત કરી હતી. તે કબર આજે થોડીજ વારમાં નજરે પડી અમોએ તે ઘોરને તોડી તેમાંથી થોડા પથ્થર ખસેડી માંહે ઉતર્યા તો પેલો લોઢાનો દરવાજો આવ્યો તે ઘણી મેહેનતે ઉઘાડી માંહે પેઠા એટલે દાદર આવ્યો તેમાંથી અમો બંન્ને જણ નીચે ઉતર્યા, તો એક ઓરડો આવ્યો તે ઓરડામાં ધુંવાડો ધુંવાડો નજરે આવ્યો, અને તેને લીધે અમોને કોઇ દેખી શકવું પણ મુશ્કેલ લાગ્યું. પરંતુ તેમાં એક દીવો હતો તેથી ઝાંખુ ઝાંખુ અજવાળું આવતુંહતું તેનાથી કાંઇક જોઇ શકાતું ત્યાંથી આગળ ગયા તો એક મોટું દિવાનખાનું આવ્યું ત્યાં રોશની ઘણી કરેલી હતી.

તે દિવાનખાનામાં ઠાઠ સારો કરેલો હતો. વચ્ચે વચ્ચે એક મેજ હતું તેના ઉપર મેવા મીઠાઈની રકેબીઓ ભરેલી હતી. પણ ત્યાં કોઈ માણસ જોવામાં આવ્યું નહીં, ત્યાં આગળ એક મોટો છત્રપલંગ પડયો હતો તે એટલો ઉંચો હતો કે તેના ઉપર ચઢવાને બે ત્રણ પગથીઆની નીસરણી મુકવી પડતી હતી તેના ઉપર એક ઘણા સરસ લુગડાની મચ્છરદાની નાખેલી હતી.

મારો કાકો તે પલંગ આગળ ગયો અને ત્યાં જઈને જુએ છે તો તેનો દીકરો એક સ્ત્રીની સાથે સુતેલો છે. પરંતુ તે બન્ને અરધાં બળેલાં હતાં તેમના શરીરનો રંગ કાળો થઈ ગએલો હતો આવો તેઓનો દેખાવ ભયંકર થએલો હતો તે જોઈ હું ઘણોજ શોકાતુર થયો કે અરે મારા ભાઈની આવી દશા થઈ મેં મારા કાકાના સામું જોયું તો તે ખુશી થતો હોય એમ મને લાગ્યું અને તે બોલ્યો આ કરતાં પણ વધારે શિક્ષાને તું લાયક હતો એમ કહેતામાં તેને એટલો ક્રોધ ચઢી ગયો કે તે મુએલા શાહજાદાના મોં ઉપર તેણે પોતાના હાથમાંથી જોડો કાઢી ઠોકયો.

આ જોઈ મને ઘણુંજ નવાઈ લાગી. મને તેને પુછવાનું મન થયું પણ તે વખતે તેને ક્રોધ વધારે ચડેલો હોવાથી હું કાંઈ બોલ્યો નહીં. થોડીવાર પછી તેનો ક્રોધ લગાર શાંત થયો ત્યારે મેં તેને પુછયું કે કાકા ? મુએલા પુત્ર સાથે પણ આવી વર્તણુક ચલાવવાનું શું કારણ છે તે મેહેરબાની કરી મને કહેશો. મારો કાકો બોલ્યો કે બેટા આ વાત મારે કોઈને જણાવવી વ્યાજબી તો નથી, પરંતુ તને તો કહેવુંજ જોઈએ કે તે સ્ત્રી મારી છોકરી છે. મારો છોકરો નાનપણથી તેની ઘણી ચાહના રાખતો હતો અને તે પણ તેના ઉપર ઘણી ચાહના રાખતી હતી નાનપણના આ નિર્દોષ પ્રેમ ઉપર મેં કાંઈપણ ધ્યાન આપ્યું નહીં પરંતુ આ પ્રેમ મોટી ઉમરે ઘણો હાનીકારક થઈ પડયો નિર્દોષ પ્રેમ મને સદોષ જણાવા લાગ્યો. ત્યારે મેં તે છોકરાને એકાંતમાં ઘણું સમજાવ્યું કે આમાં આપણી આબરૂ નહીં અને અપકીર્ત્તિ થાય તેમ મુઆ પછી પણ ઘણી શિક્ષાને પાત્ર થવાય છે. માટે હવેથી તારે શુદ્ધ બુદ્ધિથી વર્ત્તવું નહીં તો તેમાંથી તારા જીવની હાની થશે અને હું તને જેટલો વહાલો ગણું છું તેટલોજ દુશ્મન ગણીશ. અને તેવી રીતે દીકરીને પણ સમજાવી, પરંતુ તે બન્ને જણને કાંઈપણ શિક્ષા લાગી નહીં ત્યારે તે છોડીને મેં કબજે કરી અને કોઈ ઠેકાણે જઈ શકે નહીં તેવો બંદોબસ્ત કર્યો. અને પોતાના ભાઈ સાથે વાતચીત કરવાની પણ મના કરી પરંતુ તેઓનાં અંતકરણ એક એકની સાથે મળી ગએલાં હતાં તેથી તેઓ દરેક રીતે પોતાની ઈચ્છા પાર પાડવાના ઉપાય શોધતાં ત્યાર પછી તેણે અહીં એક ઘોર બાંધવાની મારી પાસે રજા લીધી. મેં તેમનો આ પ્રપંચ જાણ્યો નહીં તેથી તેને રજા આપી ત્યારે તેણે અંદરખાનેથી આવું છુપું મકાન કરાવી ઉપર ઘોર કરાવી, એવા વિચારથી કે જ્યારે લાગ ફાવે ત્યારે તેઓ બંન્ને ભરાઈ જાય, એમ કરતાં કરતાં હું જ્યારે બહાર શિકારે ગયો ત્યારે તે બંન્ને જણ મારી ગેરહાજરીનો લાભ લઈ તેમાં ભરાઈ ગયાં મારા આવ્યા પછી મને ખબર પડી કે તે બંન્ને જણ કયાંઈ જતાં રહ્યાં હશે પરંતુ આ ઠેકાણે હશે તેમ મારા મનમાં નહોતું તે આ તારા કહેવાથી જાણ્યું તે પ્રમાણે તેઓ અંદર સંતાયાં તેની મેં વાત કોઈને કરી નહીં કારણ કે તેથી આપણુંજ કુળ લજવાય. આજે તેઓ બળીને ખાખ થઈ ગયાં છે આ તેમના પાપનો બદલો પરમેશ્વરે વાળ્યો કારણ કે તે તો ગુનેગારને શિક્ષા કર્યા વગર રહેતોજ નથી. એટલું બોલી તે મારો કાકો મોટે સાદે રડવા લાગ્યો તેથી મને પણ એટલું રડવું આવ્યું કે કેટલીક વાર સુધી તો અમો બન્ને જણ કોઈ કોઈને છાના રાખી શકયા નહીં.

થોડીવાર પછી તેણે મારી સામું જોયું અને રડતો રડતો છાનો રહીને બોલ્યો કે મારા પ્યારા દીકરા મારો પાપી દીકરો મુઓ તો ભલે હું તેનો કાંઈ શોક કરતો નથી. પણ હવે તેની ખોટ તું પુરી પાડ એટલું કહી તે મને ભેટી પડયો અને તેથી પાછાં અમારાં બન્ને જણનાં હૈયાં ભરાઈ આવ્યાં.

થોડીવાર પછી અમો બન્ને જણ છાના રહી ત્યાંથી બહાર નીકળ્યાં અને પેલી ઘોર ખોદી હતી તેવી કરી નાંખી અમો ઘેર આવવા નીકળ્યા.

ઘેર આવતાં રસ્તામાં લશ્કરનાં વાજાં વાગતાં સાંભળ્યાં તેથી અમોને ફાળ પડી તપાસ કરતાં માલમ પડયું કે જે દુશ્મને મારું રાજ લઈ લેઈ મારી આંખ ફોડી હતી તેજ મારો વજીર મારા કાકાના રાજ્યપર

ચઢી આવ્યો હતો. મારા કાકાની પાસે એટલું બધું લશ્કર નહોતું કે તે સામો થઇ તેને હરાવે, તો પણ મારો કાકો તેની સામે લડયો. લડતાં લડતાં તે માર્યો ગયો હું પણ ઘણી બહાદરીથી લડયો. પણ મારા કાકાના મરણથી તથા બધું લશ્કર પાયમાલ થઇ જવાથી હું નાશીને મારા કાકાના એક વિશ્વાસુ અમલદારના ઘરમાં સંતાઇ બેઠો.

મારા ઉપર આ આફત આવી પડી તેમાંથી ઉગરવાનો હું ઉપાય શોધવા લાગ્યો અને ત્યાંથી જુદા વેશે નાશી જવાનું દુરસ્ત ધારી મેં દાઢી મૂછ મુડાવી નાંખી જોગીનો વેશ ધારણ કરી ત્યાંથી નીકળી નાઠો. આ વેશથી મને કોઇ ઓળખી શક્યું નહીં, તેથી હું કાંઇ પણ અડચણ વગર ત્યાંથી નાશી છુટયો અને ત્યાંથી ખરો રસ્તો છોડી આડાઅવળે રસ્તે ચાલ્યો. અને જ્યાં સુધી આ શહેરમાં આવ્યો ત્યાં સુધી કોઇ ઠેગાણે લગાર પણ ટક્યો નહીં. મારો વિચાર એવો છે, કે આ બગદાદ શેહેરના પાદશાહ ખલીફહારૂન ઘણા પરાક્રમી અને દયાળુ છે. તેથી તેમને મારી આ સઘળી હકીકત સંભળાવી તેમની મદદ મેળવવી. અને મને આશા છે કે તે નામદાર જરૂર મને આશ્રય આપશે.

હવે હું જ્યારે આ શહેરમાં આવી પહોંચ્યો અને દરવાજામાં દાખલ થઇ આરામ લેવા બેઠો અને મારે હવે કેવી રીતે વર્ત્તવું તેનો વિચાર કરૂં છું. એટલામાં તો આ બીજો જોગી મારા પાસ આવી બેઠો, તેણે મને સલામ કરી અને મેં તેને સલામ કરી. અમો બે જણ વાતો કરવા બેઠા મેં તેને પૂછ્યું કે તમો મારી પેઠે અજાણ્યા જણાઓછો, તે બોલ્યો હા ભાઇ તેમજ છે. એટલામાં તો એક ત્રીજો જોગી આવીને અમારા બેજણની પાસે ઉભો, તેની સાથે પણ વાત ચીત કરતાં માલુમ પડયું કે તે પણ અમારા જેવો અજાણ્યો છે, અમો ત્રણે જણે ઠરાવ કર્યો કે આપણ ત્રણે સરખી સ્થીતિના છીએ તેથી આપણે ગમે તેમ થાય પણ છુટા પડવું નહીં.

હવે તે દરમ્યાનમાં મોડું થઇ ગયું અને રાત પડી ગઇ ત્યારે વિચાર કર્યો કે આપણે રાત કયે ઠેકાણે રહેવું, તેનો વિચાર કરતા કરતા અમો ચાલ્યા ચાલ્યા તમારા દરવાજા આગળ આવ્યા. અને બારણું ઠોકી દરવાજો ઉઘડાવ્યો તમોએ અંદર આવવા દીધા અને રાત રાખ્યા તેથી અમો તમારો ઉપકાર માનીએ છીએ, એવી રીતે હે સદ્‌ગુણી બાઇ મેં મારી આંખ ફુટવાની તેમજ દાઢી મૂછ મુડાવવાની વગેરે સઘળી હકીકત સંભળાવી, હવે તમારે જે કરવું હોય તે કરો.

ઝોબીદાને આ હકીકત સાંભળી નવાઇ લાગી અને બોલી કે તમારી આ હકીકત સાંભળી તમને જીવતદાન અપુંછું. હવે તમારે જ્યાં જવું હોય ત્યાં ચાલ્યા જાઓ ત્યારે પેલા ફકીરે કહ્યું કે આ લોકો જ્યાં સુધી પોતાની હકીકત કહે ત્યાં સુધી મને બેસવાદો તો આપનો ઉપકાર માનીશ. તે બાઇએ તેની માગણી મજુર રાખી.

આ ફકીરની વાર્ત્તા સર્વ જણને ઘણીજ નવાઇ જેવી લાગી તેમાં બાદશાહ તો આ વાત સાંભળીને છકજ થઇ ગયો. પણ પેલા સીદી લોકોની બીકથી કંઇ પણ બોલી શક્યો નહીં. તો પણ તેણે વજીરને એટલું તો કહ્યું કે હે! વજીર! મેં ઘણી વાતો સાંભળી છે. પણ આજના જેવી વાત કોઇ દહાડો સાંભળી નથી—ત્યાર પછી બીજા ફકીરે ઝોબીદાને નમસ્કાર કરી પોતાની વાર્ત્તા શરૂ કરી.

## બીજા ફકીરના અજાયબ જેવી વાત.

આ વાત થઇ રહ્યા પછી પેલો બીજો ફકીર બોલ્યો જે હે બાઇ! હવે હું મારી જમણી આંખ કેમ ખોઇ બેઠો તેની હકીકત કહુંછું તે તમે સાંભળશો. અને તેમાં મારી આખી જીંદગીનો ઇતિહાસ આવી જશે.

હું એક બાદશાહનો પુત્ર છું હું જ્યારે નાનો હતો ત્યારે મારી બુદ્ધિ ઘણી તિવ્ર હતી તેથી મારા બાપે મને ભણાવવાને માટે ઘણો શ્રમ લેવા મંડયો અને દેશ દેશથી જુદી જુદી ભાષાઓના તેમજ જુદી

જુદી વિદ્યાઓ શીખવવાના ઉસ્તાદ રાખ્યા. મારી તીક્ષ્ણ બુદ્ધિને લીધે હું ઘણી ઘણી ભાષાઓ તેમજ, ભૂગોળવિદ્યા, ખગોળવિદ્યા, વ્યાકરણ, જ્યોતિષ, વૈદક, ધર્મશાસ્ત્ર વગેરે સઘળી વિદ્યાઓ શીખ્યો. મારૂં ધર્મશાસ્ત્ર જે કુરાન તે તો સઘળું મુખપાઠ કર્યું; અને તે સંબંધી સારા સારા ખુલાસા મેળવીને તેમજ ટીકાઓ વાચીને તેમાં ઘણું જ્ઞાન મેળવ્યું વળી શાહજાદાને છાજે તેવી યુદ્ધવિદ્યા, કસરતવિદ્યા, ન્યાય વગેરે વિદ્યાઓનો પણ સારી રીતે અભ્યાસ કર્યો. હું કસરતમાં પણ ઘણો હોશિઆર હતો અરબી ભાષામાં તો મારી બરોબરી કરે તેવો કોઈ નહોતો વળી મારા અક્ષર પણ એવા સરસ હતા કે સારામાં સારા લહીઆ પણ મારી બરાબરી કરી શકતા નહી, ટુંકામાં ઘણુ કરીને સઘળી વિદ્યામાં હું પ્રવીણ થયો.

મારી થોડી ઉમરમાં આ વિદ્યાઓનો મારી પાસે સંગ્રહ થવાથી મારાં વખાણ દેશોદેશ થવા માંડયાં. અને હિંદુસ્તાન જેવા દુર દેશના મોટા મોટા રાજાઓ મારા નામથી મને ઓળખવા લાગ્યા. અને મને પોતાના હજુરમાં બોલાવી નજરે જોવાની ઇચ્છા કરવા લાગ્યા વળી હિંદુસ્તાનના એક મોટા રાજાએ મને પોતાની મુલાકાતે બોલાવ્યો, અને પોતાનું ખાસ માણસ મને તેડવા સારૂ મોકલ્યું, અને પાછળથી એક એલચી ખાતું તથા સારી સારી ભેટો મારા બાપ ઉપર મોકલી. મને પોતાની પાસે બોલાવવા ઇચ્છા જણાવી. આ જોઇ મારો બાપ પણ ઘણો ખુશી થયો અને મનમાં કહેવા લાગ્યો, કે મારા ધન્યભાગ્ય કે આવો પુત્ર મારે ઘેર જન્મ્યો, તેના લીધે દેશ દેશના રાજાઓ જોડે મારે ઓળખાણ થશે. વળી હીંદુસ્તાન જેવા મોટા દેશના રાજાઓ જોડે પણ મારે સંબંધ થશે આ કરતાં મારે બીજું શું વધારે કહેવાય ! મારા બાપે મને કહ્યું કે હિંદુસ્તાનના રાજાએ તને તેડવા સારૂ માણસો મોકલ્યાં છે માટે તારી ઇચ્છા હોય તો જા; ત્યારે મને પણ તેવા દેશો જોવાની ઉત્કંઠા થઈ અને પેલા એલચીઓ સાથે હું હિંદુસ્તાન આવવા નીકળ્યો, મારી સાથે મેં ઝાઝા માણસ રાખ્યાં ન હતાં ફક્ત પાંચ સાત ઘોડેસ્વારો અને બીજા કેટલાએક માણસ લઇને હું ચાલ્યો થોડાં માણસો રાખવાનું કારણ એકે રસ્તો ઘણા દિવસનો હતો તેમ વિકટ હતો તેથી મને વધારે માણસ જોડે રાખવાં દુરસ્ત લાગ્યાં નહીં. અને ત્યાંથી હું એકલો થોડા માણસ સાથે ચાલ્યો.

અમે ચાલતાં ચાલતાં એક મહિનાનો રસ્તો કાપ્યો, ત્યારે રસ્તામાં એક વિકટ જગ્યા આવી ત્યાં આગળ ધુળ ઉડતી જણાઇ. થોડીવાર થઇ નહીં એટલામાં તો હથિયારબંધ પચાસ માણસ અમારા આગળ આવી ઉભા રહ્યા, તે સઘળા ચોર હતા. અમારા પાસે માણસો થોડાં હતાં. તેથી તેમની સાથે લડવાને અમો શક્તિવાન નહોતા અમોને અશક્ત ધારીને તેઓ અમારા ઉપર હુમલો કરવા લાગ્યા અમોએ તમને કહ્યું કે અમો હિંદુસ્તાનના રાજા પાસે જઇએ છીએ. અને ફલાણા દેશથી આવ્યા છીએ. માટે અમોને લુટવા એ તમને યોગ્ય નથી ત્યારે પેલા લોકોએ કહ્યું કે તેમાં અમારે શું ? અમો હિંદુસ્તાનના રાજાના વતની નથી, તેમ આ હદ પણ હિંદુસ્તાનની નથી. માટે અમો તમને છોડીશું નહીં. તેઓએ અમારા ઉપર હુમલો કર્યો અને અમારા સઘળા માણસોને જમીનદોસ્ત કર્યા હું એકલો કાંઇક યુક્તિ કરીને નાસી છુટયો અને ત્યાંથી નાસવા લાગ્યો. મને લાગ્યું કે તેઓ મારી પાછળ આવશે પણ તેઓ અમારી પાસેથી લુટી લીધેલો માલ વહેચી લેવા બેઠા હતા, તેથી આવ્યા નહીં. મારો ઘોડો જખમી થયો હતો તેથી તે ચાલી શકતો નહોતો અને થોડે દુર જઇ તે પણ ભોંય પડયો, ત્યારે હું તેને છોડી ચાલવા લાગ્યો મને બીક હતી કે તેઓ મારી પાછળ આવશે તો મને પુરો કરશે, તેથી જેમ નસાય તેમ હું નાઠો. મારો ઘોડો ત્યાંજ મરી ગયો.

હવે હું ત્યાંથી નાઠો પણ રસ્તાનો અજાણ્યો તેથી જ્યાં ત્યાં ભટકવા લાગ્યો, મને કોઈ ઠેકાણે રસ્તો જડયો નહી. અને જંગલોમાં તેમજ અરણ્યોમાં મને કાંઇ પણ રસ્તાની સુઝ પડી નહીં. મને પણ નાના ઘા વાગ્યા હતા, તેના ઉપર પાટા બાંધીને મેં ચાલવા માંડયુ, સાંજ પડતાં હું એક ઝાડીમાં આવી પહોચ્યો, ત્યાં આગળથી કેટલાંક ફળ મેં વીણી ખાધાં અને રાત ત્યાંજ પડી રહ્યો.

સવારમાં ઉઠી મેં ચાલવા માંડયું. એમ ઘણા દિવસ સુધી મુસાફરીઓ કરતાં કોઇ ઠેકાણે એવું

ગામ સરખું ન આવ્યું કે જે ઠેકાણે હું બે ત્રણ દિવસ રહી વિસામો લઉં. અંતે ઘણે દિવસે એક મોટું શેહેર આવ્યું, તેની આસપાસ નદી તથા ઝાડોની ઘટા સારી હતી. અને વેગળેથી જાણે એક મોટા બાગ હોય તેવા સુંદર ઝાડોની વચ્ચમાં તે શેહેર જણાતું હતું આ જોઇ મને હર્ષ થયો પરંતુ મારી હાલત ઘણી બુરી થએલી હતી શરીર ઉપર વસ્ત્ર મેલાં અને ફાટી ગએલાં હતાં પગમાં જોડો ફાટી ગયો હતો, હજામત પણ એટલી બધી આવેલી હતી તાપ તથા પવનને લીધે શરીર તો જાણે બળી ગયું હોય તેવુ થઇ ગયું હતું. આવી મારી હાલત હતી. અને ભીખારીના કરતાં પણ મારી સ્થીતિ ઘણી ખરાબ થઈ ગઈ હતી.

હું તે શેહેરમાં પેઠો તેવામાં એક દરજી દુકાનના ઓટલા ઉપર બેઠો બેઠો લુગડાં શીવતો હતો. તેની પાસ હું બેઠો અને મીઠા વચનથી મેં તેને શેહેરની હકીકત પુછવા માંડી તેણે પણ મારી હકીકત પૂછી લીધી મેં તેને મારી હકીકત ખરેખરી કહી ત્યારે પેલો દરજી કહેવા લાગ્યો કે હે શાહજાદા મારી આગળ તો તેં આ ખરી હકીકત કહી તે તો ઠીક હું કોઈને કહેવાનો નથી પરંતુ બીજા કોઈની આગળ કહીશ, અને રાજાને કાને તે વાત જશે, તો તે તને છોડશે નહીં કારણ કે તમારા બાપને તથા અમારા રાજાને વેર છે. શાહજાદાએ તે શેહેરના રાજાનું નામ ઠામ પુછ્યું તો તે ખરૂં માલમ પડયું. અને તેથી મારા મનમાં ફાળ પડી અને ત્યાર પછી મારી હકીકત મેં કોઇ ને કહી નહીં પણ હમશાં ચેતતો જ રહ્યો દરજીએ મને આવી રીતે ચેતાવવાથી મેં તેનો ઉપકાર માન્યો, ત્યાર પછી મેં દરજીને પૂછ્યું કે આ શેહેરમાં મુસાફરો વગેરેને ઉતરવાની ધર્મશાળા અથવા એવું બીજું કોઇ મકાન હોય તો મને દેખાડશો તેણે કહ્યું કે હે ભાગ્યશાળી પુરૂષ તારે હમણાં બીજા કોઇ ઠેકાણે ઉતરવાની જરૂર નથી. એમ કહી તે ચૌટામાંથી ખાવાનું લઇ આવ્યો, અને મને આપ્યું. તે મેં તેની દુકાન ઉપર બેશી ખાધું અને પાણી પીને જરા વિશ્રાંતી લીધી મેં તેનો ઉપકાર માન્યો. દરજી બોલ્યો હે શાહજાદા ! તારા જેવા ભાગ્યશાળીની બરદાસ કોણ ન કરે, અત્યારે કર્મના વશથી તારે દુઃખ આવી પડયું છે તો કાલે સૌ સારાંવાનાં થશે, અને તેનો બદલો તને મળ્યા વગર રહેશે નહીં આ દરજીની સારી સલાહ માટે મેં તેનો ઉપકાર માન્યો અને મેં તેની સલાહ પ્રમાણે ચાલવાનો નિશ્ચય કર્યો.

થોડા દિવસ પછી તે દરજીએ કહ્યું કે હવે તમો આ શેહેરના ભોમીઆ થયા છો અને તમારો થાક પણ હવે ઉતર્યો હશે, માટે તમો કાંઈ હુન્નર જાણતા હો તો તે કરો કે જેથી તમારૂં ગુજરાન નભી શકે આ શેહેરના બાદશાહના શાહાજાદાઓ પોતાને રાજ્ય છતાં પણ હુન્નરો શીખે છે કારણ કે કદાપી બુરો વખત આવે તો પોતાનું ગુજરાન નીભાવવાને અડચણ પડે નહી. મેં કહ્યું હું વિદ્યા ઘણા પ્રકારની ભણ્યો છું. વ્યાકરણ, ન્યાય, ધારાશાસ્ત્ર, ભૂગોળવિદ્યા, ખગોળવિદ્યા, જૂદા જૂદા દેશની ભાષાઓ વગેરે સારી પેઠે જાણું છું. પરંતુ હુન્નર કાંઇ જાણતો નથી દરજી બોલ્યો બાપ ! તમારી વિદ્યા, અને વિદ્વત્તા કાંઈ ખપ આવે તેમ નથી. અહીં તો કાંઈ હુન્નર આવડતો હશે તો ખાશો, નહીં તો ભુખે મરશો. હવે જો તમે હુન્નર નથી જાણતા તો તમારે મજુરી કરી ગુજરાન ચલાવવું પડશે. હાલમાં હું તમને એક મજુરી બતાવું છું તે એકે જંગલમાંથી લાકડાંની ભારી બાંધી લાવીને અહીં વેચો, તમારા શરીરનો બાંધો ઠીક છે તેથી તમો તે કરી શકશો. જો તમારે કુહાડી દોરડું કાંઈ જોઇએ તો લાવી આપું એમ કહી તેણે પોતાના ઘેરથી એક કુહાડી તથા દોરડું લાવી આપ્યું.

આવી રીતે તે દરજીને મારા ગુજરાનની ચિંતા થઈ તેથી તેણે કુહાડી તથા દોરડું લાવી આપ્યું મને પણ તે સિવાય બીજો કાંઇ રસ્તો સુઝ્યો નહીં. બીજે દીવસે તે દરજીએ લાકડાં કાપી લાવનાર લોકોની સોબત કરી આપી. તેમની સાથે હું જંગલમાં લાકડાં કાપવા સારૂ ગયો. જંગલ શેહેરની થડમાં જ હતું. અમો બધા ત્યાંથી લાકડાં કાપી લાવ્યા. અને એક ભારો લાવી વેચ્યો તો પૈસા સારા ઉપજ્યા કારણ કે લાકડાં કાપી લાવનાર મજુર તે ગામમાં ઘણા થોડા નજર આવતા, તેથી ભાવ સારો ઉપજતો અને તે પ્રમાણે મેં હમેશ લાકડાં કાપી વેચવા માંડયાં તો થોડા દીવસમાં મારી પાસે કાંઇક પૈસાનો વધારો થયો. એટલે દરજીએ મારા માટે જેટલા પૈસા ખરચ કર્યા હતા તેટલા પૈસા તેને આપવા ગયો. દરજીએ

તે પૈસા લેવાની ના કહી પરંતુ મેં તેને ઘણુજ બળાત્કાર તેટલા પૈસા આપ્યા આ પ્રમાણે લાકડાં કાપી લાવી મેં એક વરસ સુધી મારૂં ગુજરાન ચલાવ્યું. એક દિવસે હું જે જંગલમાં લાકડાં કાપતો હતો. તે જંગલમાં લગાર વધારે આગળ ગયો, ત્યારે મને ઘણી રળીઆમણી એક જગ્યા નજર આવી. તેમાંથી લાકડાં કાપવા મેં શરૂ કર્યાં, એક મોટું ઝાડ કાપવા માટે તેના થડને મેં મારી કુહાડી મારી.મારતાં તે કાંઇક લોઢાની ચીજ સાથે અથડાઇ તપાસ કરતાં તે એક લોઢાના છાના બારણાને જડેલુ કડું નજર આવ્યું. તરતજ તે ઉપરથી સર્વે માટી કાઢી નાખી મેં તે ખેંચ્યું તો તે તરત ઉઘડયું, અને એ દાદર નજર પડયો. હાથમાં કુહાડી રાખી હું નીચે ઉતર્યો, જેવો હું દાદર ઉપરથી નીચે ઉતર્યો કે એક સુંદર મેહેલ મારી નજરે પડયો જેની ચકચકિત રચના જોઇ મને ઘણી અજાયબી લાગી. તે જાણે ખુલ્લા ચોગાનમાં બાંધ્યો હોય, તેમ રોશનીથી પુર હતો. તેની ગેલેરી સંગીન સોનાના ભજગુન થાંભલાઓ ઉપર ઉભી હતી. પણ એ સર્વ રચના ઉપર ધ્યાન આપુ તે પેહેલાં મારી નજર એક અતિ ઘણી સ્વરૂપવાન અને અમીરી દેખાવની ખુશ સ્વભાવની એક ઓરતપર પડી. મેં તે ખુબસુરત સ્ત્રીને મારી પાસે સામે આવવાની તસ્દી આપી નહીં પણ ઘણી ઝડપથી હું તેની પાસે ગયો અને ઘણી નમનતાઇથી હું તેને કહેવા જાઉ તે પેહેલાં તે બોલી ઉઠી કે તમે કોણ છો ? તમો કોઇ માણુસ છો કે જીન્નો ?" હું માણુસ છું. " એવો મેં જવાબ દીધો મારે અને જીનને કાંઇ સંબંધ નથી.—આ સાંભળી તે ઘણી ખુશી થઇ અને બોલી કે અહીં તમો શી રીતે આવ્યા. હું આજ પચીસ વરસ થયાં આ ઠેકાણે રહું છું. અને આજ પુરૂષ જાતિને જોવાનો લાભ મળ્યો. આજ સુધી કોઇ પુરૂષનું નામ મેં જોયું સાંભળ્યું નથી અને કોઇ પુરૂષનું મોં જોવા પણ પામી નથી.

તેના અતિશય રૂપે મારા મનને ભમાવી દીધું; તેણે જે નરમ તથા ખુશ સ્વભાવથી મને આવકાર આપ્યો, તેથી મને બોલવાની હીંમત આવી અને બોલ્યો કે હે સ્ત્રી ! હું તમારી આગળ નાવઇનો ખુલાસો કરૂં છું.

આ મને તમારી જે મુલાકાત થઇ તેથી મને પોતાને હું ભાગ્યશાળી સમજુ છું અને તેથી મને ઘણો હર્ષ થાય છે. અને વળી મને મારા દુઃખમાં કાંઈ શાન્તિ થશે અને કદાપી જો મારાથી બનશે તો તમને પણ દુઃખમાંથી છોડાવીશ. મને એમ લાગે છે કે તમે અહીંઆં ઘણી દુઃખી હાલતમાં હશો. એટલું કહી મારી સર્વે હકીકત તેને મૂળથી કહી સંભળાવી. અને મારી આવી દશા શી રીતે આવી ! તે બધું તેને જણાવ્યું આ સાંભળી તે સ્ત્રીએ વિચાર્યું કે આ કોઇ પ્રતાપી પુરૂષ દેખાય છે અને તેની આગળ પોતાનું વૃત્તાંત જણાવવાની હરકત નથી એમ ધારી તેણે મને કહ્યું કે હે પ્રતાપી પુરૂષ મારી સ્થીતી વિષે તમોએ જે અટકળ બાંધી તે ખરેખરી છે અને તેમાં કાંઇપણ ફેર નથી. અને હું આ જગોમાં ઘણી દુઃખદાયક કેદખાનાની અવસ્થા ભોગવું છું. જો કે આ મેહેલ તથા તેના અંદરનો ઠાઠમાઠ વગેરે તો કોઇ દેવપુરીના જેવો છે, પરંતુ તે મને સ્મશાનવત્ લાગે છે. હું અહીંઆં ઘણાં વરસથી આવી દશા ભોગવુંછું હવે હું તમને મારૂં વૃત્તાંત કહુંછું તે સાંભળો હું અંમનુસીટાપુના ઇપીટામાસ નામના મહારાજાની પુત્રી છું. હું મારા બાપને ઘણીજ વહાલી હતી. અને મારો વિવાહ મારા કાકાના છોકરા સાથે કરેલો હતો. અમો બન્ને ઉમર લાયક થવાથી અમોને પરણાવવા માટે મારા બાપે મોટો ઓચ્છવ માંડયો અને ઘણી ધામધુમથી લગ્ન દિવસ નક્કી કર્યો. લગ્નને દિવસે ઘણી ધામધુમ કરી અને ઘેરઘેર હરખનો પાર રહ્યો નહીં ઘણું લોક લગ્ન વખતે ભેગું થયું હતું, અને શાસ્ત્ર વિધિ પ્રમાણે અમો બન્નેને પરણવા સારૂ બેસાડયાં, અને અમારા બન્નેનો જેવો હસ્ત મેળાપ થવાની તૈયારીમાં હતો તેવામાં એક જીન મારા ઉપર મોહિત થઇ મને ઉપાડી ગયો અને તેને કોઇએ દીઠો નહીં. એક ઘડીવારમાં તો તે કેટલાક ગાઉ નીકળી ગયો. મને ઉપાડી તેથીજ હું બેભાન થઇ ગઈ જ્યારે હું શુદ્ધિમાં આવી અને આંખ ઉઘાડી ત્યારે તો હું આ મેહેલમાં બેઠેલી છું એવું મને લાગ્યું. મેં વિચાર્યું જે આને સ્વપ્ન છે કે શું ? લગાર આંખ ઉઘાડી તો બરાબર માલમ પડયું કે આ જે દેખાય છે, તે સત્ય છે. અને હું પરણવા બેઠી હતી ત્યાંથી કોઇએ ઉપાડી છે, એવું મને માલમ પડયું. હું કેટલીક મુદ્દત સુધી તો તેની સાથે બોલી

નહી પરંતુ તેના વશ પડવાથી મારી મરજી વિરૂદ્ધ બોલવું પડયું હવે હું તેની સાથે વાત કરૂં છું. પરંતુ મારા અંતઃકરણથી તેને ધિકારૂં છું. મને આજ કાલ આ મેહેલમાં પચીસ વરસ થયાં. મને જે જે વસ્તુઓ જોઇએ તે સઘળી તે કહેતાં પેહેલાં લાવી આપે છે ખાવાનું પીવાનું ઓઢવાનુ વગેરે કોઇ જાતની મને હરકત નથી. પરતુ અહીં કેદખાનામાં રહી જીંદગી ગુજારવાનું મને ગમતું નથી. તે દશ દિવસે એકવાર મને મળવા આવે છે, અને એક રાત મારા પાસે રહી ચાલ્યો જાય છે કોઇ વખત એકથી વધારે રાત રહેતો નથ તેનું કારણ કે તેને એક પોતાને પરણેત સ્ત્રી છે. તેનાથી છાનો તે મારી પાસે આવે છે. કેમકે તે જાણેતો મોટો ઝગડો મચાવે, જો વચમાં મારે તેને બોલાવવાની જરૂર પડેતો આ ઓરડાની વચમાં એક થાંભલો છે, તેમાં એવી યુક્તિ છે કે જો તેને હાથ અડાડું તો તે જ્યાં હોય ત્યાંથી એકદમ આવે છે. આ વખત તેને આવા ગયાં ને ચાર દિવસ થયા અને તેને આવવાને હવે બીજા છ દિવસ બાકી છે, જો તમારી મરજી હોયતો અહીં રહો અને તેને આવવાનો વખત થાય એટલે જતા રહેજો કારણ કે જો તેના જાણવામાં આવે તો તમને તથા મને મારી નાંખ્યા વગર રહે નહીં.

આ વાત સાંભળી મને ઘણોજ હર્ષ થયો. મારા મનમાં ઇચ્છા તો હતીજ અને વળી તેણે પોતે કહ્યું, તેથી મેં ઘણી ખુશીથી તે વાત કબુલ રાખી, તેણે તરતજ મને એક આસન ઉપર બેસાડ્યો અને મને લુગડાં કઢાવી ન્હાવાના હમામખાનામાં લઇ ગઇ. તે હમામખાનાનો ઠાઠ એવો હતો, કે તેવો આપણે કોઇ દિવસ દીઠો પણ ન હોય. મેં મારાં લુગડાં ઉતાર્યા અને ન્હાવા બેઠો. મારા શરીરને ચોળવાને સારાં સારાં સુગંધી તેલો વગેરે સામાન લાવી મારી આગળ મુકયો. હું નાહી દીલ સાફ કરીને ઉઠ્યો, તો મારે સારૂ એક ઘણોજ સુંદર પોશાક લાવી મારી આગળ મુકયો તે પોશાક એવો તો કિંમતી હતો કે મોટા બાદશાહને પણ તેવો પોશાક ન હોય તે મેં પેહેર્યો.

નાહી પોશાક પેહેરી હું એક સુંદર ગલીચા ઉપર બેઠો, ત્યાં તે મારા સારૂ અનેક પ્રકારનું ખાવાનું લાવી અને તે અમો બન્ને જણે ભેગાં બેશી ઘણી ખુબીથી રમ્મત ગમ્મત સાથે ખાધું. અને તે વખત તો જાણે એમજ લાગ્યું કે મેં કશું દુઃખ દીઠુંજ નથી રાતની વખતે ભારે રોશની કરી અને આખી રાત ઘણીજ લેહેરમાં ગુજારી.

બીજે દિવસે તે ખાણું લાવી ત્યારે અમો બન્ને ખાવા બેઠાં. તેમાં ઘણોજ ઉત્તમ દારૂ તે લાવી હતી. જે કોઇ દિવસે મેં તેવો દારૂ નજરે જોયો પણ નહોતો. તો પછી ચાખ્યો તો શેનોજ હોય. આ દારૂ અમો એક બીજાને આપવા માંડયો, અને એક બીજાના પ્રેમમાં કેટલો પીધો તેની કાંઇ ખબર રહી નહીં: અને અતિશે પીવાથી મને કાંઇપણ ભાન રહ્યું નહીં હું જેમતેમ બોલવા લાગ્યો કે કહ્યું પ્યારી શાહાજાદી આ બંધીખાનામાં રહેવું કેમ ગમે છે, દિવસને રાત અંધારામાં પડી રહેવાથી તમારા જીવને કેમ સંતોષ થાય છે માટે ચાલો આપણે બહાર જઇએ, અને સારા સારા બાગોમાં ફરી આપણાં તનમનને ખુશ કરીએ, ત્યારે તે બોલી પ્યારા તમારી તે વાત ખરી છે પરંતુ અત્યારે તો આપણાથી જો આટલું ભોગવાઇ શકાય તો પણ આપણે ઘણાં ભાગ્યશાળી. કારણકે આવી રીતે આપણે આપણું કામ ચલાવીશું તો એક મહીનામાં તે ત્રણ વખત આવશે એટલે સત્તાવીશ દિવસ આપણી મોજમજા ચાલશે. અને ત્રણ દિવસ આપણને કાંઇ લાગશે નહીં, માટે તે વિષે હમણાં બીજો કાંઇપણ વિચાર કરવો ઘણો જોખમ ભરેલો છે, મેં દારૂની લેહેમાં કહ્યું કે પ્યારી શાહાજાદી તમે જે બોલો છો તેનું કારણ હું સમજી ગયો છું, કે તમે તે જીનની બીકને લીધે તે બાબત મને રોકો છો. પરંતુ તમે એ વાત તથા બીક તમારા મનમાંથી કાઢી નાંખો, હું તે જીનને એક તરણલા માફક ગણું છું. અને એવા એક તો શું પણ હજારો જીનોને મારી નાંખવાની હું શક્તિ ધરાવું છું માટે તમો તે વાતની કાંઇપણ બીક રાખશો નહીં. તેનો થાંભલો વગેરે સઘળી યુક્તી હું તોડી નાંખું છું—આ સાંભળી શાહાજાદી મને તેમ નહીં કરવા સમજાવવા લાગી. કારણકે મારી શક્તિ કેટલી છે, અને તે જીનની શક્તિ કેટલી છે તે સઘળી વાત એ સારી પેઠે સમજતી હતી, તેથી તેણે મને કહ્યું કે પ્યારા શાહાજાદા ! તમે એ બધી વાત જવાદો અને તેથી પરિણામ ઘણું ખોટું નીપજશે, જો તે થાંભલાને હાથ પણ અડી જશે તો એ દુષ્ટ જીન તરતજ

અહીં આવી પહોંચશે અને તમને તથા મને બન્ને જણને ખુશ હવાલે મારશે. તમો તો તેના સામે જોવાને પણ શક્તિવાન નથી. તો તેની સાથે લડીતો શા રીતે શકવાના હતા, માટે મારૂં કહ્યું માની આટલેથી સંતોષ પકડો અને આખા મહીનામાં આપણ ફક્ત ત્રણ રાતો જૂદાં રહીશું તે કાંઇ જણાશે નહીં. માટે લોભ કરી આપણી ખરાબી કરવાની ઇચ્છા શા સારૂ કરો છો.

આવી રીતે તેણે મને ઘણું ઘણું સમજાવ્યો પણ મેંતો દારૂની કેફમાં તેનું કહેવું લગાર પણ સાંભળ્યું નહીં અને જોતજોતામાં એકદમ ઉઠી પેલા થાંભલાના તથા તેની જે યુક્તિ હતી તેના ટુકડે ટુકડા કરી નાંખ્યા.

જેવો તે થાંભલો ભાગ્યો તેવોજ મોટો ધડાકો થયો અને આખો મહેલ ધ્રુજવા લાગ્યો; અને જાણે હમણાં આ બધું તુટી પડશે એમ લાગ્યું. રોશની તમામ બંધ થઇ ગઇ અને એકદમ અંધારૂં થઇ ગયું. આ અકસ્માત જોઇ મારો દારૂ એકદમ ઉતરી ગયો. અને મારા કરેલા કામને માટે અતીશે પસ્તાવું પડયું પરંતુ હવે તે કાંઇ બચે તેવું નહોતું. મેં ગભરાતાં ગભરાતાં કહ્યું કે આ આટલું બધું શું થાય છે. તેણે કહ્યું હવે થોડીવારમાં જીન આવશે. તો મારૂં તો જે થવાનું હશે તે થશે પરંતુ તમે નાશી જાઓ; નહી તો તે મારી નાંખ્યા વગર રહેશે નહીં. તેણે પોતાના જીવવાની કાંઇ પણ દરકાર રાખી નહી. પરંતુ મને બચાવવાને તેણે નસાડયો પણ મને એટલી ધાસ્તી લાગી કે પગે થરથર ધ્રુજવા લાગ્યો. અને એક ડગલું પણ ત્યાંથી ખસી શકાયું નહીં. ઘણી હિંમત ચલાવીને નાસવા લાગ્યો ત્યારે મારૂં દોરડું તથા કુહાડી રહી ગયાં. જેવો દાદર ઉપર ચડું છું. તેવો તો જીન સામે આવી ઉભો રહ્યો. તે એવો તો વિકાળ લાગતો હતો કે જાણે આખા જગતને હમણાં ખાઇ જશે હું તેને જોઇને ડરીજ ગયો. આવતાં વાર તેણે શાહાજાદીને કહ્યું કે મને શા માટે તેડાવ્યો. ત્યારે તે શાહાજાદી બોલી કે મને કાંઇક દુખી આવ્યું. તેથી મેં આ શીસામાંથી બે ત્રણ ગલાસ ભરીને દારૂ પીધો અને તેની કેફ ચડવાથી મારાં પગ લડથડવા લાગ્યા. તેથી હું આ થાંભલા ઉપર પડી ગઈ અને તે ભાગી ગયું, આ જે બન્યું હતું તે મેં કહી દીધું. આ સાંભળી જીન ઘણોજ ક્રોધમાં આવીને બોલ્યો, અરે હરામખોર અને જુઠી સ્ત્રી આ કુહાડી અને દોરડું કોનું છે ? શાહાજાદીએ હિમ્મતથી જવાબ દીધો કે તે મને ખબર નથી. પણ તમે ઘણા ઝપાટાથી આવ્યા તેથી કોઈ ઠેકાણે રસ્તામાં પડયું હશે તે તમારી સાથે ઘસડાઇ આવ્યું હશે, આમ કહેવાથી પેલા જીને તે સ્ત્રીને ખુબ મારવા માંડી, અને તેણે એવી બુમો પાડવા માંડી કે જે હું બહારથી સાંભળતો હતો, ત્યારે મને એમ થયું કે અરેરે ! મારા સારૂ આ બિચારી સ્ત્રી માર ખાય છે. એમ વિચાર કરતો હું પેલા હમામખાના પાસે ગયો. અને જુનો પોશાક પેહેર્યો, તથા પેલો નવો પોશાક ત્યાંજ મુકીને ચાલતો થયો. પરંતુ મને મારા સાહસ માટે એટલો બધો પસ્તાવો થયો કે, મારી ઉમરમાં મને કોઇ દિવસ થયો નહોતો, તે બિચારી સ્ત્રીને પચીસ વરસથી ફક્ત એક કેદખાનામાં હતી, તે દુઃખ હતું બાકી બીજું બધું સુખ હતું. પરતુ મારી સોબતથી તેને મરવા વખત આવી. તે છતાં પણ તેણે મારૂં નામ દીધુ નહીં. અરેરે ! ધિક્કાર છે મને હું તેના આ અપરાધની માફી કયાં આગળ માગીશ. એવી રીતે પસ્તાવો કરતો અને આંખોમાંથી આંસુ પાડતો શેહેર તરફ દરજીને ઘેર આવવા નીકળ્યો.

મને આવતો જોઇ દરજી ઘણો ખુશી થયો, તે કહેવા લાગ્યો તું આજ સુધી નહીં આવવાથી મને ઘણી ફીકર થતી હતી કારણ કે રખેને કાંઈ ઓળખાણ પડી હોય અને તું સપડાઇ ગયો હોય પણ સારૂં થયું કે તું આવ્યો કે તેથી મારો જીવ નીચો બેઠો, પરંતુ મેં તેને મેહેલમાં બનેલી વાત વિષે કાંઇપણ કહ્યું નહીં. તેમ તેણે પણ દોરડા તથા કુહાડીનું કાંઈ પૂછયું નહીં. પછી હું ત્યાંથી મારા ઓરડામાં ગયો, અને મેં કરેલા મારા મુર્ખાઇપણુ વિષે મારા જીવને સેંકડો ધિક્કાર દેવા લાગ્યો કે મેં મારા હાથે કરી મારૂં સુખ ગુમાવ્યું અરે મેં જો એવું સાહસ ન કર્યું હોત તો મને કેટલું સુખ પડત.

આવા આવા વિચારોમાં હું મારા ઓરડામાં બેઠો હતો. એટલામાં દરજી મારા ઓરડામાં આવી મને કહેવા લાગ્યો કે એક ઘરડો આદમી તારી કુહાડી તથા દોરડું લઇ આપવા આવ્યો છે, અને કહે છે કે

તારા સોબતીઓથી તારો પત્તો મેળવી અત્રે આવ્યો છું. વળી તે ચીજે તને હાથોહાથ આપવા માગે છે. એટલું સાંભળી મારા મોંનો રંગ ઉડી ગયો અને પેટમાં મોટી ફાળ પડી. તે જોઇ પેલો દરજી મને પુછવા લાગ્યો કે ભાઇ આનું કારણ શું ? હું તેને મારી વાત કહેવા જાઉંછું, એટલામાં તો મારા ઓરડાનું બારણું એકદમ ઉઘડી ગયું અને જે ઘરડો માણુસ દરજીને કહેતો હતો તેજ માણુસ કુહાડી અને દોરડું લઇને આવ્યો તે ઘરડો આદમી પેલો જીન હતો, તે પેલી સ્ત્રીને ખુબ મારીને મને શોધવા નીકળ્યો હતો. આવતાં વાર તે એકદમ ગુસ્સો કરી બોલ્યો કે હું જીન છું અને અબલીસની છોકરીનો છોકરો છું. એમ કહી તે બોલ્યો કે શું આ કુહાડીને દોરડું તારૂં નથી ?

તે દુષ્ટ જીને મને તે પ્રશ્નોનો ઉત્તર પણ આપવા દીધો નહી તેમ મારાથી જવાબ આપી શકાય તેમ હતું પણ નહીં તેણે મને કમરમાંથી પકડી ઉચકીને ઓરડામાંથી બહાર કાઢ્યો અને મને લઇને હવામાં ઉડયો, અને એટલા જોરથી નીચે પડી જમીન ઉપર પગ પછડાયા કે જમીન ફાટી ચીરો પડયો અને અમો બન્ને તેમાં ઉતરી પડયા અને થોડીજ વારમાં પેલા મહેલમાં દાખલ થયા. ત્યાં જઇને જોઉં છું તો પેલી સ્ત્રી લોહીલુહાણ થએલી તદ્દન વસ્ત્ર વગરની પડીહતી, તે મરવાની તૈયારીમાં હોય તેવી થઇ ગઇ હતી તેની આંખોમાંથી આંસુ ચાલતાં હતાં અને આખા શરીર ઉપર પુષ્કળ છરીઓના ઘા પડેલા હતા.

પેલો જીન મને તે શાહજાદી પાસે લઇ ગયો અને મારા ઉપર ક્રોધ કરીને બોલ્યો કે—એ હરામખોર ચંડાળ શું આજ તારો આશક નથી? તે સ્ત્રીએ મારી તરફ આંખ કરી તેને જવાબ દીધો કે હું તેને ઓળખતી નથી અને મેં કોઇ દિવસ તેને જોયો પણ નથી. ત્યારે પેલો જીન બોલ્યો હે સ્ત્રી તું જુઠું શા સારૂ બોલે છે, અને આજ તારો ધણી છે જેને લીધે તારે આ શિક્ષા સહન કરવી પડી છે. તેણે જવાબ દીધો કે હું તેનાથી તદ્દન અજાણી છું. તેમ તે પણ અજાણ્યો છે શું હું જુઠું બોલી તે માણસનો નાશ કરાવું.? ત્યારે તે જીને કહ્યું કે જોતું એને ઓળખતી નથી તો લે આ તરવારથી તું એનું માથું ઉડાવી નાંખ. ત્યારે તે બોલી અફસોસ ! ! ! તારા મારથી મારી શક્તિ બીલકુલ જતી રહી છે. અને તેથી હું તરખલું સરખું ઉપાડવા પણ સમર્થ નથી તો આ તરવાર શી રીતે ઉપાડી શકું. કદાપી શક્તિ હોત તો પણ આ અજાણ્યા પુરૂષને હું કદી મારવા હીમત ચલાવત નહીં. પેલો જીન બોલ્યો કે હવે મને ખાતરી થાય છે કે નક્કી એજ તારો યાર છે પછી તે મારી તરફ નજર કરીને કહેવા લાગ્યો કે તું આ સ્ત્રીને ઓળખે છે? મેં કહ્યું કે મેં તે સ્ત્રીને કોઇ દહાડો દીઠી નથી, તેમ હું આ જગોએ પણ કોઇ દિવસ આવ્યો નથી મેં વિચાર્યું કે જો હું સાચું બોલું તો કદાપી આ જીન મને છોડી દેશે પરંતુ જે ઓરતે મારા સારૂ જીવ ખોયો તે છતાં પણ મારૂ નામ દીધું નહીં તો હવે હું તેનું નામ દઉં તો તેના જેવું દુષ્ટ કર્મ બીજું કયું કહેવાય. મેં તેનું નામ દીધું નહીં. તેણે કહ્યું કે જો તું આ ઓરતને ન ઓળખતો હોય તો લે આ તરવારથી તે સ્ત્રીનું માથું તું ઉડાવી નાંખ તો હું જાણું કે તું અજાણ્યો છે. તારે છુટવું હોય તો એજ ઉપાય છે. બીજો ઉપાય નથી. મે વિચાર કર્યો કે મારે તે પ્રમાણે કબુલ કરી તેના હાથમાંથી છુટવું કે મરવું તેનો હું વિચાર કરવા લાગ્યો. પછી મેં તેને કહ્યું કે હા મોટી ખુશીથી હું તેને મારી નાંખું છું. મારૂં આવું બોલવું સાંભળી તે સ્ત્રી મારો વિચાર સમજી ગઇ. મારો વિચાર એવો હતો કે જો તે મરવા ખુશી હોય તો હું પણ મરવા ખુશી છું. અને તે મરવાને ખુશી પણ હતી, પરંતુ જ્યારે હું પણ મરવાને તૈયાર છું એવું તેને માલુમ પડયું ત્યારે તે દિલગીર દેખાઇ આ જોઇ મેં તેને મારવાનો વિચાર માંડી વાળ્યો અને હાથમાંથી તલવાર ફેંકી દીધી. અને પેલા જીનને કહ્યું કે મેં આ સ્ત્રીને કોઇ દિવસ જોઇ નથી તેમ હું તેને ઓળખતો પણ નથી. તો હું એવી ગરીબ બીચારી સ્ત્રીને કેવી રીતે મારી શકું. તે સ્ત્રીએ મારો કાંઈ ગુનો કર્યો નથી તેમજ તે અત્યારે ઘણી દુઃખી અવસ્થામાં છે. એવા દુઃખમાં સ્ત્રી જાત ઉપર ઘાત કરવી તે શુરવીર પુરૂષનું લક્ષણ નથી. માટે મારાથી આ વાત કોઇ દિવસ બનશે નહીં, તારી નજરમાં આવે તો મને મારી નાંખ અથવા ગમે તે શિક્ષા કર પરંતુ આવું નિર્દય કામ મારાથી થઇ શકશે નહીં.

પેલો જીન બોલ્યો કે તમો બંને જણ ખોટું બોલો છો. હું તમારી વાત બરોબર સમજી ગયો છું. એમ કહી તે ક્રોધથી લાલચોળ થઇ ગયો અને કહેવા લાગ્યો, કે આ તમારા ગુન્હાનો બદલો હું પુરેપુરો આપવાના છું. હું તમને કોઇ રીતે છોડવાનો નથી. એમ કહી તેણે તરવારથી પેલી સ્ત્રીનો હાથ કાપી નાંખ્યો, તેજ વખતે તેનો જીવ શરીરથી જૂદો થયો, તેણે મરતી વખતે મારી સામું કરૂણા નજરે જોયું. મને પણ તે વખત આવું જોઇ મૂર્છા આવી. અને બેભાન થઇ જમીન ઉપર પડયો.

થોડી વારે જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે બેઠો થઇ તે જીનને કહેવા લાગ્યો. કે હે જીન ! શું હજી તેં મને જીવતો રાખ્યો છે. મને તુ જલદી મારીનાંખ એટલે હું ખુશી થઉં. અને તારો મોટો ઉપકાર માનીશ. મારા અરજ ઉપર ધ્યાન આપવાને બદલે તે બોલ્યો, તું જાણે છે કે અમો આવી દુરાચરણી સ્ત્રીઓને કેટલી શિક્ષા કરીએ છીએ, જો હું તેને એક વખત માફી આપું તો ફરીથી તે મને વધારે નુકશાન કર્યા વગર રહેજ નહીં. તે સ્ત્રીએ તને અંદર દાખલ કર્યો પરંતુ એણે દાનત બગાડી છે કે નહીં તે વિષે મને ખાતરી નથી થતી. નહીં તો તને પણ મારી નાખવાને વાર કરત નહીં. તારો જે વાંક છે તેની શિક્ષા આ તારો અવતાર ફેરવી જનાવર બનાવી દેવાનો મારો વિચાર છે. બોલ તારો શો વિચાર છે ? કે તને શું બનાવી દઉં. આટલું કહેવાથી મને કાંઇક જીવવાની આશાપડી. અને મને એટલી હીમત પણ આવી. કે હું તો તમે તે રીતે સમજાવી શકીશ. પછી મેં તેને હાથ જોડીને કહ્યું કે હે મોટી શક્તિવાળા જીન ! જો તમો મને બચાવવાનો ઇરાદો રાખો છો તો મને પુરેપુરો બચાવો. અને મારો ગુનો માફ કરો હું આપનો આભાર જીંદગી પર્યંત ભુલીશ નહીં. જો તમો મને માફ કરશો તો હું હમેશ આ તમારા ભલા કૃત્યને માટે તમને સંભારતો રહીશ અને જેમ એક ભલા આદમીએ પોતાનો કટ્ટો દુશ્મન જે તેની પડોસમાંજ રહેતો હતો તેનો ગુનો માફ કર્યો હતો, તેનાં વખાણ આજ સુધી થાય છે તેમ તમારાં પણ વખાણ થશે તે સાંભળી પેલા જીને કહ્યું કે, તે માણસોને શીરીતે થયું હતું તે કહે, ત્યારે મેં તેને તે વાત કહેવા માંડી.

## એક ભલા તથા બીજા અદેખા આદમીની વાર્તા.

એક મોટા શેહેરમાં બે માણસ રહેતા હતા. તેમનાં ઘર એક બીજાની પાસે હતાં, તેમાંથી એક જણની સ્થીતિ સારી હતી. એક જણ સાધારણ સ્થીતિનો હતો, પેલો સાધારણ સ્થીતિવાળો માણસ હંમેશાં અદેખો હતો અને તેની અદેખાઇને લીધે પેલો સારી સ્થીતિનો માણસ પોતાનું ઘર તે જગ્યાએથી બદલવાનો વિચાર કરતો હતો કેમકે તે અદેખો માણસ કોઇ વખતે મને હેરાન કરશે, તેમ તેને ખાત્રી હતી કે તે સારો માણસ પેલા અદેખા માણસની તબીઅત હમેશ સાચવતો. પરંતુ અદેખો માણસ તો તથા વધારે વધારે અદેખાઇ કરવા લાગ્યો, ત્યારે તેના પડોશમાં રહેવું ઠીક નહીં ધારી પેલો માણસ પોતાની જગ્યા છોડી ત્યાંથી બાજે ગામ રહેવા ગયો અને થોડાએક જમીન ખરીદી. એક સારૂં મકાન બાંધ્યુ અને થોડી જગામાં બાગ બનાવ્યો. અને એક જુનો કુવો હતો તે પેલા બાગમાં લઇ લીધો તે માણસ પોતાની જીંદગી એકાંતમાં એક ફકીરની માફક ગુજારવા માંડી અને ત્યાં આગળ કેટલીક નાની કોટડીઓ બંધાવી. કેટલાક ફકીરોને બોલાવી મફત રહેવા સારૂ આપી તેને આવો ઉદાર જાણી. તેની લોકોમાં પ્રશંસા થવા લાગી. અને ઘણાં માણસો તેની મુલાકાતે આવવા લાગ્યાં, અને ઘણા દુર દેશાવરથી સંકડો માણસો આવી તેમના ( ફકીરોના ) મારફતે ભક્તિ કરી આનંદ મેળવતાં હતાં.

આ તેની પ્રસંશા દેશોદેશ થવા લાગી. અને જ્યાં પોતે પ્રથમ રહેતો હતો તે ગામમાં પણ તેની વાતની પ્રશંસા થવા લાગી. ત્યારે જે પેલો પ્રથમનો તેનો પાડોશી હતો તેના સાંભળવામાં આ વાત આવી ત્યારે તેનું મન બળવા લાગ્યું, અને તે દરેક પ્રકારે દુર્દશાએ પહોંચાડવાનું ચિંતવવા લાગ્યો, આખરે તેને મારી નાંખવો એવો વિચાર કરી પોતાના ઘરથી તે પેલા સારા માણસની પાસે આવવા સારૂ

નીકળ્યો જે ગામમાં પેલો સારો માણસ રહેતો તે ગામમાં ગયો અને તેનું મકાન ખોળી કાઢી ત્યાં ગયો ત્યારે પેલા માણસે તરત દીઠો એટલે તેને ઓળખ્યો ત્યારે તેને બોલાવી પોતાના ઘેર લાવ્યો અને તેની સારી બરદાસ કીધી, તેની સાથે વાતચીત કરતાં ભલા માણસે તેને આવવાનું કારણ પૂછ્યું ત્યારે પેલો અદેખો માણસ કહેવા લાગ્યો કે હું એક ઘણીજ જરૂરની વાત કહેવા આવ્યો છું પરંતુ તે વાત અહીં થઈ શકે તેમ નથી માટે રાતના આપણે બાગમાં જઇ એકાંતમાં તે વાત કરીશું, પેલા માણસે તેના બોલવા ઉપર વિશ્વાસ નાખી સાંજ પડી ત્યારે તેને સાથે લઈ બાગમાં ચાલ્યો થોડીવાર સુધી કપટની વાતો કહી અને લતામાં ફરવા માંડયું. એમ કરતાં કરતાં જ્યારે સર્વ માણસોને ઉંઘવાની વખત થઈ ત્યારે તેઓ ફરતા ફરતા પેલા ઘણા દિવસના અવાવરૂ કુવા પાસે આવ્યા. કુવા પાસે જઇ બન્ને જણ ઉભા રહ્યા, તેવામાં પેલા અદેખા માણસે એકદમ જબર આંચકો મારી પેલા માણસને કુવામાં નાંખી દીધો આ તેનું કુકર્મ કોઇના જોવામાં આવ્યું નહીં, પોતાનું કામ પાર પડેલું જાણી પેલો માણસ બાગમાંથી બારોબાર તેનું મકાન તથા ગામ છોડી કોઈ જાણે નહી તેવી રીતે ચાલતો થયો. પોતાના મનમાં ઘણોજ હરખાતો અને ખુશી થતો ત્યાંથી ચાલ્યો. પણ પોતે નથી જાણતો કે હું ઠગાયે છું.

હવે પેલા કુવાની અંદર પરીઓ તથા જીન રહેતાં હતાં, તે પેલા ભલા માણસના ભાગ્યથી તેને મદદકર્ત્તા થઈ પડયાં. જે વખતે પેલા અદેખા માણસે તેને નાખી દીધો તેવોજ પેલા કુવામાં રહેલી પરીઓએ તેને ઝીલી લીધો, તેથી તેને કોઇપણ જાતની હરકત થઈ નહીં, પોતે કુવામાં પડયો પરંતુ તેને કાંઇપણ વાગ્યું નહી તેમ નુકસાન થયું નહીં તેથી પેલો માણસ નવાઇ પામ્યો તેને આશા હતી કે કુવામાં પડતાંવાર તે જીવવાનો નથી છતાં તેની એ ધાસ્તી તો ઉડી ગઇ અને કાંઇપણ નુકસાન ન થયું ત્યારે તેનું કારણ શોધવામાં તેનું મન વિચાર કરવા લાગ્યું એટલામાં તો તેના સાંભળવામાં આવ્યું કે "જે માણસનો આપણે જીવ બચાવ્યો તેને તમે ઓળખો છો" બીજાં થોડાંક માણસોનો પાછો અવાજ સંભળાયો કે નહી ત્યારે પેલો પેહેલો બોલનાર બોલ્યો એ કોણ છે એ હું તમને ઓળખાવું છું. આ માણસ પરોપકારી અને ધર્મિષ્ટ છે, તે અહીંથી થોડેક છેટેના ગામમાં રહેતો હતો પરંતુ તેનો એક પડોશી ઘણો અદેખો હતો તેના તરફથી પોતાને કાંઇ નુકશાન થશે એવી ધાસ્તીને લીધે તે આ ગામમાં આવીને રહ્યો અને અહીં તેણે સારાં ધર્મનાં કામો કરવા માંડયાં તેથી તેની કીર્ત્તિ ઘણીજ વધી. તે પેલા અદેખા પડોશીના સાંભળવામાં આવી. ત્યારે તેનો જીવ ઘણો બળવા લાગ્યો. અને તેને મારી નાંખવાના ઇરાદાથી અહીં આવી તેને છેતરી આ પ્રમાણે કુવામાં નાખી દીધો છે. પરંતુ આપણે તેને મરતો મરતો બચાવ્યો છે. વળી કાલે આ શેહેરનો રાજા તેને મળવા સારૂ આવનાર છે. અને પોતાની શાહજાદી માટે તેનો આશિર્વાદ માગનાર છે ત્યારે વળી કોઇએ પૂછ્યું કે શાહજાદીને શું છે જે આ માણસનો આશિર્વાદ માગવો પડે છે. ત્યારે તેમાંના કોઇએ જવાબ દીધો જે તમો કોઈ જાણતાં નથી તો હું તમને કહું છું તે સાંભળો, તે શાહજાદીના શરીરમાં એક મયમુન નામનો જીન ભરાયો છે, તે શાહજાદીની સાથે પ્યારમાં પડી તેને ઘણી હેરાન કરે છે અને ઘણા ઉપાય કર્યા છતાં તે તેને છોડતો નથી. પરંતુ તેને કાઢવાનો તથા શાહજાદીને સારી કરવાનો ઉપાય મને ખબર છે. તે એ કે આ મઠમાં એક કાળી બલાડી છે. તેના પુછડા ઉપર સફેદ ડાઘ છે તેમાંથી સાત ધોળા વાળ કાઢીને દેવતા ઉપર મુકી તેને બાળે અને તેનો ધુમાડો શાહજાદીના મસ્તક ઉપર જાય તો તરત તે જીન ત્યાંથી ખસી જાય અને તે શાહજાદીના જીવતાં સુધી ફરી તેના શરીરમાં આવે નહિં.

આવી રીતે પેલા જીન તથા પરીઓ વચ્ચે જે વાત થઇ તે સઘળી પેલા ભલા માણસે ધ્યાનમાં રાખી અને છાનોમાનો બોલ્યા વગર આખી રાત કુવામાં બેસી રહ્યો અને સવાર થતાં ઉપર આવ્યો. તે કુવો ઘણા દિવસનો અવાવર હતો, તેથી તેમાં લાકડાં પાંદડાં વગેરે ભરાયેલું હતું તેથી તેને ઉપર આવતાં કોઇપણ અડચણ પડી નહીં.

બીજા પોતાના આશ્રિતો જે ફકીરો તથા માણસો હતા તે આ ભલા માણસને ખોળતા હતા, તેઓ ખોળતા ખોળતા બાગમાં આવ્યા તો આ ભલો માણસ તેમને મળ્યો, તેથી તેઓ ઘણા ખુશી થયા.

અને પુછવા લાગ્યા કે ભાઈ તમે રાતના ક્યાં ગયા હતા. ત્યારે પેલો ભલો માણસ પોતાના તથા પેલા અદેખા માણસની વચ્ચે જે હકીકત બની હતી તે સઘળી કહી સંભળાવી અને પછી ત્યાંથી પોતાના મકાનમાં ગયો અને થોડીવારમાં પેલા કુવામાં પરીઓએ જેવી કાળી બીલાડી કહી હતી તેવી કાળી બિલાડી તેના જોવામાં આવી. અને તરતજ તેને પકડી તેની પુછડીમાંથી સાત વાળ કાઢી લીધા અને પોતાની પાસે કબજામાં રાખ્યા કે જ્યારે ખપ પડે ત્યારે ઉપયોગમાં આવે. હવે સવાર થતાંજ તે શેહેરનો બાદશાહ પોતાની શાહજાદીને લઇ આ માણસના મકાનમાં આવી પહોચ્યો. સુલતાન પોતાની શાહાજાદીના આવા દુઃખથી એટલો કંટાળ્યો હતો કે કોઇ ગમે તેવો ઉપાય કરવાનું કહે તો તે કર્યા વગર રહેતો નહીં તે પોતાના કેટલાક લશ્કર સાથે ત્યાં આવી પહોંચ્યો, પોતાના લશ્કરને બહાર ઉભું રાખી પોતે એકલો પેલા ભલા માણસને મળવા સારૂ ગયો. ફક્ત પોતાની સાથે કેટલાક મોટા અમલદારો રાખ્યા હતા. પેલો માણસ બાદશાહને આવતો દેખી એકદમ ઉભો થઇ સામો લેવા ગયો. અને ઘણા માનઆવકાર સાથે તેને પોતાને ત્યાં લાવી બેસાડયો. બાદશાહે તેને એકાંતમાં બોલાવી કહ્યું કે હે ભલા માણસ. હું તારી પાસે જે કારણે આવ્યો છું તે તને ખબર તો હશે જો કદાચ ન ખબર હોય તો હું તને કહું, પેલો ભલો માણસ બોલ્યો કે જો હું ભુલતો ન હઉં તો તમારે આવવાનું કારણ આપની શાહાજાદીની માંદગી હશે. હે મહારાજ આપ જેવા મોટા માણસે મારા જેવા ગરીબ માણસ ઉપર મેહેરબાની કરી મારા ઘેર પધારી મારૂં ઘર પાવન કર્યું. તેને માટે હું આપનો મોટો ઉપકાર માનું છું. અને આપે જે મને માન આપ્યું તે માનને આ ગરીબ સેવક લાયક નથી. બાદશાહ બોલ્યો હે ધર્મીષ્ટ માણસ તારા ધર્મના પ્રભાવે જો તું આ મારી શાહજાદીને સારી કરશે તો હું મને તથા તેને જીવતદાન આપ્યું સમજીશ. અને જીંદગી પર્યંત તારો ઉપકાર નહીં ભુલું. પેલો ભલો માણસ બોલ્યો કે હે નામદાર બાદશાહ અલ્લાની મહેરબાનીથી હું તે આપની શાહજાદીને સારી કરીશ માટે આપ તે શાહજાદીને અહીં બોલાવો તો ઠીક હું તેને સાજી કરીશ. અને અભિમાન તો નથી કરતો. પરંતુ ધર્મના પ્રભાવે હું તેને ફરીથી કોઇ દહાડો એ દુઃખ ન રહે એવું હું કરીશ.

તેનું આ બોલવું સાંભળી સુલતાન ઘણો ખુશી થયો, અને તરતજ માણસોને મોકલી શાહજાદીને બોલાવી મંગાવી. તરતજ શાહાજાદી સેંકડો દાસીઓ સાથે ત્યાં આવી. બુરખાને લીધે તેના મોંનો ચહેરો લગાર પણ દેખાતો ન હતો તે બુરખો પેલા માણસે ખસેડાવ્યો. અને તેનું મોં ન દેખાય તેટલા સારૂ એક શાલ ધરી રાખી અને પેલા સાત વાળ કાઢી આતશપર સળગાવ્યા, તેનો ધુમાડો તેના મસ્તક ઉપર ફેલાતાં પેલો જીન તે શાહજાદીનું શરીર છોડી જતો રહ્યો. જેવો તે જતો રહ્યો કે તરતજ તેણે પોતાનું મોં ઉઘાડીને જોયું કે હું ક્યાં બેઠી છું. અને મને કોણ અહીં લાવ્યું ? આ સાંભળી સુલતાન ઘણો ખુશી થયો. અને પોતાની શાહજાદી સાજી થઇ એવી ખાત્રી થઇ. અને તેની સાથે ભેટી પડયો. સૌ ઘણા ખુશી થયા. પછી બાદશાહે પેલા માણસનો હાથ પકડયો. અને પોતાના અમલદારોને પુછ્યું કે તમો શું ધારો છો, મારી શાહાજાદીને જીવતદાન આપનાર આ ભલા માણસને શું ઇનામ આપવું. અમલદારો બોલ્યા સાહેબ આપ સઘળું સમજો છો અમને શું પૂછોછો. અમારો વિચાર તો એવો છે કે ઇનામમાં શાહજાદીનો હાથ તે ભલા માણસને સોંપી દેવો. બાદશાહ બોલ્યો મારો પણ એજ વિચાર હતો. અને તેટલાજ કારણથી હું તેનો હાથ પકડી ઉભો છું. આ ઘડીથી આ મારી શાહજાદી તેને સોંપી હું તેને મારા જમાઇ તરીકે જાહેર કરૂં છું.

ત્યાર પછી કેટલેક દિવસે તે બાદશાહનો વડો વજીર મરણ પામ્યો ત્યારે સુલતાને તે પોતાના જમાઇને તે જગ્યા ઉપર મુકયો. એમ કરતાં કરતાં ઘણા દિવસ ગયા એવામાં બાદશાહ મરણ પામ્યો ત્યારે તેને બીજું કાંઇ પણ ફરજન નહીં હોવાથી સઘળી રૈયત મળી પેલા ભલા માણસને ગાદીએ બેસાડયો. અને પોતાના રાજા તરીકે તેને પસંદ કર્યો.

એક દિવસ બાદશાહ થએલો પેલો ભલો માણસ પોતાના રાજ્યમાં ફરતો હતો તેવામાં પોતાને જોવા સારૂ ઘણા લોકો મળ્યા છે તેની વચમાં પેલા અદેખા માણસને જોયો, ત્યારે તેણે પોતાના વડા-

વજીરને બોલાવી કહ્યું કે પેલા માણસને મારી પાસે બોલાવી લાવ પણ સંભાળ રાખજે કે તેને કોઈ રીતે ગભરાવા દઈશ નહીં વજીર બાદશાહના કહેવા પ્રમાણે પેલા અદેખા માણસને બાદશાહ પાસે બોલાવી લાવ્યો. તેને આવતાં વારને બોલ્યો કે હું તને જોઇને ઘણોજ ખુશી થાઉં છું. પછી તેણે પ્રધાનને હુકમ કર્યો કે આ માણસને એક હજાર સોનામોહોરો આપણા ખજાનામાંથી અપાવો. અને સારામાં સારાં માલનાં વીસ બંડલ તેને અપાવી તેના ઘર સુધી તેને પહોચતો કરો. આ પ્રમાણે હુકમ કરી તાકીદે તે માણસને રવાના કીધો.

આટલું કહી "પેલી ઝોબીદા નામની જે સ્ત્રી ત્રણ સ્ત્રીઓ મધ્યેની મોટી હતી હતી" તેની આગળ પેલો બીજો ફકીર બોલ્યો કે હે બાઈ આ વાત મેં પેલો જીન જે પેલા અબનુસી દ્વીપના રાજાની કુંવરીને મારી નાખનાર હતો તેને કહી સંભળાવી અને એટલી વાત કહી તે જીનને મેં કહ્યું કે હે નામદાર જીન ? જેવી રીતે આ ભલા માણસે પેલા અદેખા માણસના કર્તવ્ય ઉપર ધ્યાન નહીં આપતાં તેણે અપકારને બદલે ઉપકાર કર્યો. તેવી રીતે તું પણ મારા ઉપર દયા કરી છોડી દે. આ અદેખા માણસે તો તેનો પ્રાણ લેવાનોજ ઉપાય કર્યો હતો. તે વીસરી જઇ માફ કીધો અને વળી ઉપરથી સોના મોહોર આપી. આવી રીતે કહી મેં તેને ઘણું ઘણું સમજાવ્યો પરંતુ તે સઘળું વ્યર્થ ગયું અને તેણે પોતાનો ઇરાદ છોડ્યો નહિ જીન બોલ્યો કે હે પુરૂષ હું તારો જીવ બચાવું છું એટલી માફી આપું છું પણ તારે એવી તો આશા રાખવીજ નહી કે હું તને કાંઈ પણ શિક્ષા કરવા વગર છોડી દઉં. એટલું બોલી તે જીને મને જોરથી પકડ્યો અને મને લઇને આકાશમાં ઉડ્યો. તે એટલો તો ઉંચે ગયો કે નીચેની જમીન એક વાડકા જેવી દેખાવા લાગી. અને તેટલે ઉંચેથી પાછો ઝપાટા બંધ નીચે ઉતર્યો અને એક મોટા પર્વતના શિખર ઉપર આવ્યો અને મને ત્યાં ઉભો રાખી એક ખોબો ભરી માટી મારા ઉપર નાખી કાંઇક મંત્ર જેવું બોલ્યો. અને પછી બોલ્યો કે મનુષ્યનો અવતાર મુકી દઇ વાંદર થઇ જા એટલું કહીને ગુમ થઇ ગયો, અને એક અજાણ્યા દેશમાં વળી ડુંગર ઉપર તદ્દન નિરાધાર એવો વાંદર થઇ ગયો હું કયે ઠેકાણે છું વળી મારા બાપના ગામથી હું કેટલે છેટે છું. તેની મને કાંઇ પણ ગમ પડી નહીં.

હવે પાહાડ પરથી હેઠે ઉતરી મેદાનમાં આવ્યો, અને એક મહીના સુધી હું સીધેસીધો ચાલ્યો. પરંતુ કોઇ ઠેકાણે ગામ આવ્યું નહીં. પણ છેવટે હું એક દરીઆ કાંઠે આવી પહોચ્યો, આ વખતે દરીઓ ઘણો શાંત હતો, અને થોડીવારમાં મારી નજરે એક વહાણ પડયું. આ બાબતનો લાભ લેવાના ઇરાદાથી મેં એક ઝાડની ડાળી તોડીને તેનાં હલેસાં બનાવીને હું તરતજ દરીયામાં તરવા લાગ્યો, અને તે વાહાણની નજદીકમાં પહોચ્યો, આ જોઇ વહાણમાં બેઠેલા સઘળા લોકો મારાં વખાણ કરવા લાગ્યાં, અને મારા સામું જોવા લાગ્યાં થોડીવારમાં હું વહાણની થડમાં જ આવી પહોચ્યો અને ઉપરથી એક નીચે લટકતું દોરડું બાંધી તે ઉપર ટીંગાઇ રહ્યો. મારાથી બોલાતું નહોતું તેથી મને ઘણોજ ગભરાટ થવા લાગ્યો. વહાણમાં જે ઉતારૂઓ બેઠા હતા, તેમાંના ઘણાખરા વેપારીઓ હતા. અને તેમનો માલ પણ સઘળો તેજ વહાણમાં હતો, વળી તેઓ વ્હેમી હતા, એટલે મને આવતો જોઈ, તેમના મનમાં આવ્યું કે આતો આપણને અપશુકન થયા, માટે તેને આવવા દેવો નહીં. પણ હુંતો ઉપર આવી પહોચેલો હતો, તેથી પેલા લોકો મને હાંકી કાઢવાનો વિચાર કરવા લાગ્યા તેઓ મને હાંકવા લાગ્યા ત્યારે મારે કયે ઠેકાણે જવું તેની કાંઇ મને સુજ પડી નહીં તેથી હું ત્યાંને ત્યાં રહ્યો ત્યારે પેલા લોકો ચીડાઇને કહેવા લાગ્યા એને મારી નાંખો અથવા જો ન જાય તો દરિઆમાં નાંખી દો અને તેઓમાંથી એક નહીં પણ બધા આવી રીતે બોલતાં મને લાગ્યું કે હવે નક્કી મારો અંતકાળ આવ્યો, તે લોકો તમામ ઉઠીને મને દરીઆમાં નાંખવા સારૂ આવવાની તૈયારીમાં હતા. પરંતુ એટલામાં મને અક્કલ સુઝી આવી, અને હું તેથી એકદમ દોડતો તે વહાણના કેપ્ટન પાસે ગયો, હું તેના આગળ જઈ તેના બે પગ વચ્ચે માથું મુકી વારંવાર નમસ્કાર કરવા લાગ્યો, અને આંખમાંથી આંસુની ધારા ચાલવા લાગી. તે કેપ્ટન ઘણો દયાળુ હતો. તેથી મને આવી હાલતમાં જોઇ મારા ઉપર તેને ઘણી દયા આવી, અને

તે પેલા સઘળા વેપારીઓને કહેવા લાગ્યો કે ખબરદાર આ જાનવરને કોઈએ આંગળી પણ અડાડવી નહીં તેથી પેલા લોકો જે મને દરીયામાં ધકેલી મુકવાને ઉઠયા હતા તે સઘળા બેસી ગયા અને તેણે મને તેની પાસે લઈ લીધો. મારો જીવ કાંઇક બેઠો, અને મેં આ માણસનો ઉપકાર માન્યો એમ જણાવવાને મેં તેની આગળ બે હાથ મારા મસ્તકે લગાડી સલામો કરી તે કેપ્ટને મને પાસે રાખી વહાણ ચલાવ્યું. થોડા દિવસ પવન અનુકુળ હોવાથી વહાણ એક બંદરે જઈ પહોચ્યું. આ શહેર ઘણું મોટું હતું તેની ઉંચી ઉંચી હવેલીઓ ઘણે દુરથી દેખાતી હતી અને દરીઆપર માલની સેંકડો ગુદામો જણાતી હતી તેમાં લાખો રૂપીઆનો માલ ભરેલો હતો. અમારૂં વહાણ ત્યાં જઈ ઉભું, થોડીવાર થઇ નહીં એટલામાં તો કેટલાક મછવા અમારા વહાણ તરફ આવ્યા. તેમાં બેઠેલા ઉતારૂ સઘળા અમારા વહાણમાંના માણસો સાથે સંબંધ ધરાવતા હતા. કોઇ કોઇના સગા હતા. તો કોઇને ઓળખાણ હતી, તો કોઈ વેપારીના આરતીઆ હતા. તેઓ બધા એક એકને મળ્યા. તમામ લોકો વહાણમાંથી ઉતરી જમીન ઉપર ગયા, ત્યાં પણ સંખ્યાબંધ માણસો નજરે પડયાં, તેમાં કેટલાક શેહેરના રાજાના મોટા અમલદારો આવેલા હતા. વહાણમાં પણ કેટલાક ઘણા મોટા વેપારી હતા જેને રાજા પણ સન્માન આપે એવા વેપારીઓએ અમલદારો સાથે મુલાકાત કરી. થોડીવાર તેઓએ વાતચીત કરી પેલા અમલદારોએ પોતાની પાસેથી કાગળ, ખડીઓ, કલમ કાઢી પેલા પેપારીઓના હાથમાં આપવા માંડયા. અને કહેવા લાગ્યા કે તમો બધા આ કાગળ ઉપર પોતપોતાના અક્ષર લખો. પેલા વેપારીઓ કાંઇક વિચારમાં પડયા અને મનમાં કાંઇક ડર પણ લાગ્યો આમ કરવાનું શું કારણ હશે? પેલા વેપારીઓને આવી રીતે ગભરાટમાં પડેલા જોઇ પેલા અમલદારો કહેવા લાગ્યા, આમાં ગભરાવાનું કાંઇ કારણ નથી. આ અક્ષરો લખાવવાનું કારણ અમે કહીએ તે સાંભળો, આ શેહેરનો વડો પ્રધાન હમણાં થોડો વખત થયાં મરણ પામ્યો છે તે વજીર રાજ્યકારભારમાં ઘણો હોંશીઆર હતો તે ઉપરાંત તેના અક્ષરો એવા સુંદર અને મરોડબંધ આવતા કે તેની તારીફ આપણાથી થઇ શકે નહીં, તેના મરણ પામવાથી એવા અક્ષર લખનારની પાદશાહને મોટી ખોટ પડી છે, અને તેવા અક્ષર લખનાર માણસની શોધ કરાવે છે. તેથી અમો તમારી પાસે અક્ષર લખાવીએ છીએ. જો કોઇના અક્ષર તેવા સારા આવે તો તે પ્રધાનની જગ્યાએ તેને દાખલ કરવામાં આવે, આ સાંભળી પેલા વેપારીઓ ખુશ થયા. પછી પેલા અમલદારોએ કહ્યું કે, દેશ પરદેશથી તેમજ અહીં આવતા જતા લોકો પાસેથી અક્ષરના નમુના અમોએ લીધા છે પણ કોઇના અક્ષર સુલતાનને પસંદ પડતા નથી. અને આપનું વહાણ આવવાનું જાણી અમો તમારી પાસે અક્ષર લખાવવાને આવ્યા છીએ. પેલા વપારીઓ ખુશી થયા અને કેટલાક પોતાના મનમાં આશા રાખવા લાગ્યા કે હું સારા અક્ષર લખી વડો પ્રધાન થઇશ. કેટલાક જે પોતાના અક્ષર સારા નથી એવું માનતા હતા તેમણે તો તે કાગળ હાથમાં લીધા નહીં, પરંતુ જેઓને પોતાના અક્ષરનું અભિમાન હતું તેઓ તરતજ કાગળ હાથમાં લઇ પોતાની જેટલી હુંશીઆરી હતી તેટલી હોંશીઆરીથી કાગળ ઉપર અક્ષર લખવા માંડયા. દરેક જણે પોતપોતાના અક્ષર લખી આપ્યા, ત્યારે હું પણ આગો ગયો અને કાગળ લેવાને માટે લાંબો હાથ કર્યો. ત્યારે તે સઘળા માણસને નવાઇ લાગી અને બોલવા લાગ્યા કે વાંદરાની જાત અટકચાળી હોય તેથી આમ કરે છે. એમ કહી હશી કાઢવા લાગ્યા અને એક રમુજ દાખલ જોઇ રહ્યા. પેલા અમલદારે કાગળ મારા હાથમાં આપ્યો ત્યારે મેં કલમ હાથમાં લીધી ત્યારે પેલા લોકો બોલવા લાગ્યા. કે અરે આ વાંદરો કાગળ ફાડી નાંખશે અથવા તે કાગળ શહીથી બગાડી નાંખશે, માટે એની પાસેથી કાગળ લઇ લો. ત્યારે પેલો કેપ્ટન જેણે એને પોતાની પાસે રાખ્યો હતો તે બોલ્યો ભાઇ જરા ધીરજ રાખો, તમે જુઓ તો ખરા કે તે શું કરે છે. જો તે કાગળ બગાડશે તો હું તેને શિક્ષા કરીશ; એમ કહ્યું એટલે પેલા સઘળા માણસો ચુપ થઇ ગયા, મેં કાગળ હાથમાં લઇ લખવાની રીત પ્રમાણે હાથમાં ઝાલ્યો, કલમ પણ રીતસર પકડી ત્યારે પેલા લોકોને લાગ્યું કે કાંઇક લખશે ખરો, આવી રીતે વાંદરો લખે તે તો ઘણું નવાઇ જેવું કહેવાય અને તે જોવાને સઘળાં માણસો હતેજાર થવાં તેથી મારા ઉપર તો માણસોની ભીડ થઇ ગઇ, પેલા અમલદારે સઘળા માણસોને દુર

બેસેડયા અને મારી આસપાસ જગ્યા કરી આપી. મેં થોડીવારમાં હું જેટલી ભાષાઓ જાણતો હતો તેટલી ભાષાની ચાર પાંચ લીટીઓમાં સુલતાનની તારીફ એવી લખી કે સઘળા માણસો છક થઇ ગયા. અને અક્ષર પણ એવા લખ્યા કે માજી પ્રધાનના અક્ષર એની આગળ પેલા અમલદાર કંઇ હિસાબમાં ગણવા ન લાગ્યા. આવું લખાણ અને અક્ષર લખવાની હોંશીઆરી જોઇ પેલો કેપ્ટન મારા ઉપર પોતાના છોકરાના કરતાં પણ વધારે હેત રાખતો હોય તેમ જણાયું. આ લેખ લઈ પેલા અમલદારો ખુશી થતા સુલતાનની પાસે લઈ ગયા અને પેલા વાંદરનું લખાણ સૌથી નીચે રાખી પેલા કાગળો બધા સુલતાનના હાથમાં આપ્યા.

સુલતાને સઘળા કાગળો હાથમાં લીધા અને એક પછી એક લઈ જોવા માંડયા. પણ તે સઘળા જોતો ગયો તેમ તેમ તે પોતાનું ડોકું ધુણાવતો ગયો. એમ કરતાં કરતાં જ્યારે બધા કાગળો ફેરવી રહેવા આવ્યો ત્યારે તે નિરાશ થવા લાગ્યો; પરંતુ જ્યારે છેલ્લો કાગળ આવ્યો અને તે જોવા લાગ્યો, ત્યારે એકદમ તેના મુખનો ચહેરો બદલાઇ ગયો. અને ઘણી ખુશાલી સાથે તેમાં લખેલું લખાણ વાંચવા લાગ્યો. વાંચતાં વાંચતાં બાદશાહ રોમાંચિત થઈ ગયો સઘળું લખાણ વાંચી રહ્યો. ત્યારે તેમાં પોતાની જે તારીફ હતી, તે જોડી કાઢવાની શક્તિ અને લખવાની છટાથી તો તેનું મન ઘણુંજ પ્રફુલ્લિત થયું. અને એકદમ બોલી ઉઠયો કે આ લખનારને આપણા શહેરમાં લાવવા માટે સામૈયું કરો અને સારામાં સારો એક ઘોડો તથા ઘણી ઉંચી કિંમતનો પોશાક તેને ભેટ સારૂ લઇ જાઓ.

આ સાંભળી હસવા જેવું મોં કરી કેટલીકવાર સુધી તેઓ એક એકના મોં સામુ જોઇ રહ્યા, ત્યારે બાદશાહ પોતાના હુકમને અમલમાં લાવવાની ઢીલ થતી જોઇ એકદમ ચીડાઇ ગયો અને તેઓને શિક્ષા કરવા ઉઠતો હતો એટલામાં તો, તેઓ બોલી ઉઠયા કે નામદાર સુલતાન ! અમારા ઉપર આપ સાહેબ ગુસ્સે થશો નહીં, કારણ કે આ અક્ષર વાંદરાના લખેલા છે. તેથી અમારે શું કરવું તેની કાંઇ સુજ પડી નહીં. તેથી અમો ઉભા થઈ રહ્યા. બાદશાહ બોલ્યો શું આ તમે ખરૂં કહો છો ? આ અક્ષરો વાંદરાના છે ? તેઓ બોલ્યા હા નામદાર ! દરિઆપર આવેલા વહાણમાં કેપ્ટનની પાસે એક વાંદરો છે, તેણે આ અક્ષરો અને સઘળું લખાણ લખી આપ્યું છે. બાદશાહ બોલ્યો મારા માનવામાં આવતું નથી કે વાંદરાની આટલી શક્તિ હોય. અમલદારો બોલ્યા સાહેબ અમારે ખોટું કહેવાનું કાંઇ કારણ નથી અને અમો ખાત્રીથી કહીએ છીએ કે આ અક્ષરો વાંદરાના લખેલા છે, આ સાંભળી બાદશાહ તો અજાયબ થઇ ગયો, અને તે વાંદરાને જોવાને ઘણોજ ઉત્સુક થઈ અમલદારોને કહ્યું કે આ અક્ષર લખનાર વાંદરાને હાલને હાલ મારી પાસે લઈ આવો.

આ સાંભળી પેલા અમલદારો તાકીદે દોડતા અમારી પાસે આવ્યા. જોડે પેલો ઘોડો તથા પોશાક પણ લેતા આવ્યા. વહાણપર આવી કેપ્ટનને કહ્યું કે અમારા સુલતાનનો હુકમ છે કે આ વાંદરને મારી પાસે લાવો. તે સાંભળી કેપ્ટન બોલ્યો કે ઘણી ખુશીની સાથે આ વાંદરાને આપ લઇ જાઓ, ત્યારે તેઓએ મને પેલો સરસ પોશાક પેહેરાવી ઘોડા ઉપર બેસાડી શેહેરમાં લીધો. આ વાત શેહેરમાં ફેલાતાં હજારો માણસની ઠઠ મને જોવાને માટે ભરાઇ ગઈ. જેઓ અજાણ્યા હતા તે બીજાઓને પુછવા લાગ્યા કે આ શું છે ? ત્યારે જે જાણીતા હતા તે કહેવા લાગ્યા કે પરદેશથી આવેલા કોઇક વહાણમાં આ વાંદરો આવ્યો છે તેના અક્ષર તથા લખાણ એવું સરસ છે કે આપણો મરનાર પ્રધાન તો તેના આગળ કાંઇ હિસાબમાં નથી. તેથી રાજા તેને ઠાઠમાઠ સહિત પોતાની પાસે તેડાવે છે. તેને આ ઘોડા ઉપર બેસારી લઇ જાય છે આ સાંભળી કેટલાક તે વાત જૂઠી માનવા લાગ્યા, કેટલાક હસવા લાગ્યા, કેટલાક નવાઇ પામવા લાગ્યા, એમ સૌ પોત પોતાની ઇચ્છાઓ બતાવતા હોય તેમ મોંના ચેહેરા જણાતા હતા. એવા લોકોની ભીડમાં થઇ અને લઇ ગયા બાદશાહની હજુરમાં લઇ જવા સારૂ ઘોડો બહાર ઉભો રાખી મને નીચે ઉતાર્યો.

મને ઘોડા ઉપરથી ઉતાર્યો એટલે મારી આગળ એક માણસ થયો હું તેની પાછળ ચાલ્યો. થોડેક ગયા એટલે દરબાર આવ્યો. તેમાં મોટા મોટા અમલદારો બેઠા હતા તેની વચમાં એક મોટા સીંહાસન

ઉપર બાદશાહ બેઠો હતો. હું ત્યાં ગયો જતાંવારને માથું નીચું નમાવી મેં બાદશાહને ત્રણ વાર સલામ કરી મારે માટે જે ખુરશી રાખી હતી તેના ઉપર જઈ બેઠો. રાજાઓને છાજે એવી મારી વર્તણુંક જોઈ રાજા સહિત ત્યાં બેઠેલું દરબાર મંડળ તથા બીજા જોનારા સઘળા લોકો આ જોઈ ઘણાંજ વિસ્મય થયા કે એક વાંદરામાં આટલી અસાધારણ બુદ્ધિ શી રીતે આવી હશે એમ કેટલીકવાર સુધી અંદર-અંદર વાતો ચાલી. થોડીવાર થઈ ત્યારે દરબાર વરાઈ ગયો.

બધો દરબાર વેરાઈ ગયા પછી ત્યાં આગળ રાજા, પ્રધાન એક હજુરી નોકર અને રાજાનું જનાનખાનું એટલાં ત્યાં રહ્યાં. ત્યારે સુલતાન ત્યાંથી ઉઠયા અમે સૌ તેમની પાછળ ચાલ્યા તે ત્યાંથી પોતાના ખાનગી મેહેલમાં ગયા. ત્યાં જઈ સુલતાને ખાવાનું તૈયાર કરવાનો હુકમ આપ્યો. તરતજ રસોઇઆઓએ ખાવાનું તૈયાર કર્યું. બાદશાહને અરજ કરીકે નામદાર ખાવાનું તૈયાર થઇ ગયું છે. બાદશાહ ઉઠયો અને મને તેની સાથે જમવા બેસવાનું કહ્યું. હું પણ બાદશાહની પાછળ ચાલ્યો. બાદશાહે મને જમવા સારૂ જોડે બેસાડયો. અને અમો બન્ને જણાએ સાથે ખાધું.

ખાઇ રહ્યા પછી અમો ત્યાંથી ઉઠી બીજા ઓરડામાં ગયા ત્યાં આગળ અમો આરામ લેવા બેઠા તે વખતે મેં એક ખડીઓ, કલમ અને કાગળ ઇસારતથી માગ્યો. ત્યારે બાદશાહે મને મંગાવી આપ્યો. મેં તે લઇ તેમાં બાદશાહનાં વખાણની એક બે કવિતાઓ લખી અને બાદશાહના હાથમાં આપી બાદશાહ આ કવિતા વાંચી એટલા તો ખુશ થયો કે તે મોઢેથી કહી શકાય નહીં, ત્યાર પછી નોકર દારૂ લઇને આવ્યો, તેમાંથી એક એક પ્યાલો અમો બન્ને જણે પીધો. ત્યાર પછી મેં કેટલીક કવિતા કરી તેમાં મેં દારૂનાં વખાણ કર્યા, અને મારો ઇતિહાસ ટુંકામાં જણાવ્યો. બાદશાહે તે વાંચી અને આ એક વાંદરમાં આટલી બધી અસાધારણ બુદ્ધિ જોઈ રાજા આશ્ચર્ય પામ્યો, વળી તે પોતાની હાલત કવિતામાં બતાવી શકે છે. આ તેની અક્કલ મનુષ્ય કરતાં પણ વધારે છે; પછી સુલતાને નોકરને કહ્યું કે બાજી લાવ નોકર જઇને સોગટાં બાજી લઈ આવ્યો. બાદશાહે મને પૂછયું કે તને આ રમતાં આવડે છે ? જો આવડતી હોય તો રમવાની તારી મરજી છે ? ત્યારે મેં બાદશાહને કહ્યું કે જેવી આપની ઇચ્છા. અમો બન્ને જણ રમવા બેઠા. પ્રથમની રમતમાં હું હાર્યો પણ બીજી અને ત્રીજી એમ બે રમતમાં બાદશાહ હાર્યા. ત્યારે તેને કાંઇકિ દિલગીરી થઈ હોય એમ મને જણાયું. ત્યારે મેં ખડીઓ કલમ મંગાવી એક કવિતા કરી આપી તેમાં જણાવ્યું કે, બે રાજાઓ હોય છે, તે આખો દિવસ લડે છે પણ લડાઈ બંધ થયા પછી એકએકની સાથે મિત્રભાવથી વર્ત્તે છે. આ સાંભળી સુલતાન ઘણો ખુશી થયો અને મારી આ શક્તિથી તે ઘણોજ અજાયબ થતો, પોતે એક વખત વિચારવા લાગ્યો, કે વાંદરાની આવી શક્તિ છે, તે વાત હું જાણું છું. પણ બીજાું કોઈ આ વાત શી રીતે જાણી શકશે માટે આ ગમત તેણે પોતાની દીકરી જેનું નામ "ખુબ સુરતીની મહારાણી" એટલે જે સર્વ સ્વરૂપવાન સ્ત્રીઓના રાણી સમાન એટલે રૂપમાં તેની બરોબરી બીજી કોઇપણ સ્ત્રી કરી શકે નહીં. એવી હતી તેને જણાવવાના વિચાર કર્યા. તેથી તેણે તરતજ પોતાના નોકરને બોલાવ્યો અને કહ્યું કે શાહાજાદીને અહીં બોલાવી લાવ, નોકર તરતજ બોલાવવા ગયો. જઇને શાહજાદીને કહ્યું કે બેન બાદશાહ બોલાવે છે અને કહ્યું છે કે એક વાંદરની અસાધારણ બુદ્ધિ જોઇ મને જે ગમત થાય છે. તેમાં તું પણ ભાગ લે. આવી રીતે પોતાના પીતાનો હુકમ સાંભળી શાહજાદી પોતાના પીતા પાસે આવવા નીકળી, ત્યાં સુધી તે ઉઘાડા મોઢે આવી, પરંતુ અમારી પાસે આવતાં તરત તેણે મોં ઉપર બુરખો નાંખી દીધો, ત્યાં આવીને પોતાના પીતાને કહવા લાગી કે પિતાજી અહીંઆં બીજા પુરૂષો છતાં આજ મને અહીં બોલાવી તેનું કારણ શું ?

ત્યારે બાદશાહ બોલ્યો બેન આ ઠેકાણે હું આ નોકર તથા પ્રધાન અને તું એટલાં મનુષ્ય છીએ. બાકી આતો વાંદર છે, તો તું મને આમ કહે છે તેનું કારણ શું. અને અહીં ઉઘાડે મોઢે આવવામાં તને શી હરકત હતી, પીતાજી આપ કહો છો તે ઠીક છે, પરંતુ મેં જે કહ્યું તે આપ હમણાંજ થોડીવારમાંજ સાચું માનશો. કારણ કે આ તમે જેને વાંદરો કહો છો અને દેખો છો તે વાંદરો નથી પણ એક શાહજાદો છે. પીતાએ કહ્યું તે કેવી રીતે ત્યારે તે શાહજાદી બોલી કે તેનો બાપ એક મોટો બળવાન

રાજા હતો. તે અબનુસી ટાપુના **ઇપીટીમારસની** શાહાજાદી સાથે પ્યારમાં પડયો; અને તે **શાહજાદીને એબલીસ**ની છોકરીનો છોકરો જે જીન હતો, ને લગ્નમાંથી ઉપાડી લાવ્યો હતો, તેણે તે વાત જાણવાથી પેલી શાહાજાદીને મારી નાંખી. અને આ શાહાજાદાને વાનર બનાવી દીધો.

આ સાંભળી સુલતાનને નવાઈનો પાર રહ્યો નહીં. અને થોડીકવાર વિચારમાં પડી વિચાર કરવા લાગ્યો કે શું આ ખરી વાત હશે, તેણે શાહાજાદીને પૂછ્યું શું તું આ સઘળું ખરૂં કહે છે ત્યારે મેં બાદશાહને ઇશારતથી સમજાવ્યો કે એ શાહાજાદી સઘળું ખરેખરૂં કહે છે, ત્યારે સુલતાનને ખાતરી થઈ અને શાહાજાદીને પૂછવા લાગ્યો કે તને શાથી માલમ પડયું કે આ હકીકત તે પ્રમાણે છે. ત્યારે તે શાહાજાદી બોલી પિતાજી આપે મારી નાની ઉમરમાં મારી સંભાળ રાખવાને જે ઘરડી ડોશી પાસે મને મૂકી હતી. તે ડોશી મંત્રવિદ્યામાં ઘણી પ્રવીણ હતી. અને તે મને અંતઃકરણથી બહુ ચાહાતી હતી. અને હું પણ તેનો વિનય ઘણો કરતી હતી તેથી તેણે મને આ વિદ્યા શીખવી છે, હે પિતાજી આ વિદ્યાની ઘણી શક્તિ છે, આખા શહેરનાં શહેર આ વિદ્યાથી ફરી જાય છે, વળી જ્યાં જળ હોય ત્યાં સ્થળ થઈ જાય અને સ્થળ હોય ત્યાં જળ થઇ જાય છે, એમાં બીજી પણ ઘણી શક્તિ છે અને આ શાહાજાદાને પણ એ વિદ્યાથીજ મેં ઓળખી કાઢયો છે, રાજા આ સાંભળીને ઘણું અજાયબ થયો અને ખુશી પણ થયો. કારણ કે પોતાની દીકરીની આ વિદ્યાથી તેની ધારેલી ધારણા પાર પડી શકશે એમ તેની ખાત્રી થઇ પછી બોલ્યો બેટી તારી પાસે આ વિદ્યા છે. ને વાતતો હું જાણતો નથી. શાહાજાદી બોલી પિતાજી તે વાત આપના જાણવામાં શાની હોય ! કારણ કે તે જાણવાનો પ્રસંગ આજે પહેલવેહેલો આવ્યો છે. સુલતાને કહ્યું કે હવે એ તારા ઇલમ વડે આ વાંદરાને પાછો મુળ રૂપમાં લાવી શકીશ. ? જો તે પ્રમાણે થઈ શકે તો આ વખતે મને બેહદ આનંદ થશે, મારે વજીરની ખોટ પુરી પડશે અને જો તારી ઇચ્છા હશે તો તેની સાથે તને પરણાવીશ. શાહાજાદી બોલી પિતાજી આપની ઇચ્છા પ્રમાણે વર્તવાને હું તૈયાર છું, અને તેને તેના મૂળ રૂપમાં લાવવો એ કાંઇ મોટી વાત નથી. માટે આપ નિશ્ચિત રહો હું એને થોડીજ વારમાં મનુષ્ય બનાવી આપની ધારણા પાર પાડીશ.

એમ કહી તે શાહજાદી ત્યાંથી પોતાના ઓરડામાં ગઇ અને એક છરી લઇ આવી. તે છરી પર હિંદુબાપાના અક્ષરો કોતરેલા હતા. પછી તે અમોને એક ચોકમાં લઈ ગઇ. તે ચોકમાં એક મોટું કુંડાળું કર્યું અને તેમાં એક ભાષામાં કાંઇક લખાણ લખ્યું અને કુંડાળું બરોબર થયું ત્યારે તે તેમાં જઇને ઉભી રહી, અને કાંઈ મંત્ર બોલવા લાગી. થોડી વારમાં અંધારૂ થવા લાગ્યું, તે એટલે સુધી થયું કે જેવી ચોમાસાની અંધારી રાત હોય તેમ થઇ ગયું, અમોને તો ઘણો ડર લાગવા માંડયો કે આ જગોએ શું થશે, પણ હિંમત રાખી ઉભા રહ્યા. જ્યારે બરાબર અંધારૂં થઇ ગયું. એટલામાં એક મોટો જબરો સિંહ અમારી નજરે પડયો. આ સિંહ તે પેલો મને વાંદર બનાવનાર જીન હતો. તેને જોઇ અમોને એટલો ડર લાગ્યો કે જો લાગ આવે તો ત્યાંથી નાસવાનો ઉપાય સોધવા લાગ્યા. પરંતુ આ સિંહનું વિકાળ રૂપ જોઇ અમારામાં એક ડગલું ભરવાની પણ શક્તિ રહી નહીં. તેથી ત્યાંજ ઉભા રહેવાની જરૂર પડી.

જ્યારે તે શાહજાદીએ જોયું કે તે જીન સિંહના વિકાળ રૂપમાં આવીને મારી સામો ઉભો છે. ત્યારે તેને કહ્યું કે ધિક્કાર છે કુતરા, તું મારી સાથે નમનતાઈથી આવવાને બદલે ભયંકર રૂપ ધારણ કરી મને ડરાવવા આવવાની હીંમત કરે છે. પણ તેથી હું કાંઈ ડરી જવાની હતી કે ? તે સિંહે જવાબ દીધો "ત્યારે તું કેમ આપણી વચ્ચે થએલા કોલ કરારો તોડવાની હીંમત કરે છે. જે કોલ કરાર તારી અને મારી વચ્ચે સોગન સાથે થએલા છે તે એવી રીતે કે આપણે એક બીજાના કામની વચ્ચે પડવું નહીં. અને બીજાને રસ્તે આવવું નહીં તે તું કેમ ભુલી જાય છે ? શાહજાદી બોલી કંગાલ ! શરૂઆત તારેથી થઈ છે તો પણ તું મને બદનામ કરવાની હિંમત કરે છે. તે સિંહ ગુસ્સેથી બોલ્યો કે તેં મને અહીં લાવી જે ખાલી મહેનત આપી છે તેનો બદલો આપવો ઘણો મોંઘો પડશે એટલું બોલી તે સિંહ શાહજાદીના અંગપર પુર જોસ્સાથી ધસી ગયો. પણ શાહજાદી સાવચેત હતી તેથી

જરા પાછળ હઠીને તુરતજ પોતાના માથા ઉપરથી બે ત્રણ વાળ તાડી કાંઇ મંત્ર ભણી એટલે તે વાળની એક ઘણીજ સરસ તરવાર બની ગઈ અને તે તરવારથી સિંહના બે કકડા કરી નાંખ્યા.

સિંહના બે કકડા થયા તે ગુમ થઇ ગયા અને ફક્ત માથું રહ્યું. તે માથાનું થોડીવારમાં રૂપ બદલાઇને તેનો વિંછી થઇ ગયો. શાહજાદીએ તરતજ સાપનું રૂપ ધરી તેની સાથે લડવા માંડયું તે લડાઇમાં જીન હારવાની તૈયારીમાં હતો એટલામાં વિંછીનું રૂપ ફરી ગયું અને ગીધ બનીને ઉડી ગયું. શાહજાદી પણ સાપનું રૂપ છોડીદઇ ગીધ બની ગઈ અને તે જીનની પછવાડે પડી અને અમારી નજરે નજરે બન્નેજણ દેખાયાં નહીં. ત્યાર પછી થોડી વારમાં જમીન ફાટી અને તેમાંથી એક કાળો બિલાડો બહાર નીકળ્યો, તે મોટા ભયંકર અવાજે બુમો પાડવા લાગ્યો કે તરતજ એક મોટું વરૂ બહાર નીકળી તે બિલાડા પાછળ લાગ્યું, આખરે બિલાડો થાક્યો. અને કીડો બની ગયો, અને ત્યાં દાડમના ઝાડ તળે પડેલ એક દાડમમાં ભરાઈ ગયો તેથી ત દાડમ ઘણું મોટું થતું ગયું, અને તે મોટું થતાંજ ઉડયું. અને પાછું જોરથી જમીનપર પછડાયું, કે તે ફાટી ગયું અને તેના સઘળા દાણા જમીન પર વેરાઈ ગયા, તે જોઇ વરૂએ પોતાનું રૂપ બદલ્યું. અને કુકડો થઇ પેલા વેરાયલા દાણા વીણી લેવા માંડયા. બધા દાણા ખાઇ રહ્યા પછી તે આસપાસ જોઇ મોટા સાદે બુમો પાડવા લાગ્યો અને બીજા દાણા શોધતો હોય એમ દેખાવા લાગ્યો એક પળમાં તેની નજર પેલી નેહેરના કિનારા આગળ પડેલા એક દાડમના દાણા તરફ પડી કે તરત તે લેવા દોડયો, ત્યાં જઈ જેવો તે દાણો ખાવા જાય છે એટલામાં તે દાણો પાણીમાં ઝબડી ગયો, અને એક માછલી આકાર બની પાણીમાં પેશી ગયો, તે જોઈ મરઘાએ પાણીમાં પડતું મૂક્યું અને એક મોટી માછલી થઇ પેલી માછલીની પાછળ લાગી. તે માછલી બે કલાક સુધી પાણીમાં રહી અને તેમનું શું થયું તેની અમને કાંઈ ખબર પડી નહીં. પણ તેટલામાં અમોએ પાછા ભયંકર અવાજ સાંભળ્યા. જેથી અમો ધાસ્તતીના માર્યા મુંજવા લાગ્યા. અમારી નજરે પેલો જીન તથા શાહાજાદી પડયાં તેઓ બન્ને પોતાના મોઢામાંથી અગ્નિના મોટા ભડકા કાઢવા લાગ્યાં અને એક એકના સામા ફુંકવા લાગ્યાં, એ ભડકા તેમણે એટલા જોરમાં ચલાવ્યા, કે તેના ધુમાડાથી આકાશ સઘળું ભરાઇ ગયું અને અમે તો એમ સમજ્યા મારાજ મહેલમાં મોટી આગ લાગી છે. એમ સામા સામા ભડકા ફુંકે છે એટલામાં પેલો જીન અમારી તરફ ફર્યો. અને અમારા ઉપર ભડકા ફુંકવા લાગ્યો. તે જોઇ શાહાજાદી અમારી મદદે જો તુરત ન આવી હોત, તો અમે સર્વ જણાં બળીને રાખ થઇ જાત. પરંતુ શાહાજાદી આવી પહોંચી તે છતાં પણ સુલતાનનું મોઢું થોડુંઘણું બળી જઈ તેની દાઢીને નુકશાન થયું જનાનખાનાનો વડો તો તુરત મરણ પામ્યો અને મારી જમણી આંખ દેવતાની તણખી ઉડવાથી તદ્દન ફુટી ગઇ મેં તથા સુલતાને વિચાર્યું કે હવે મોત થડમાં આવી પહોંચ્યું છે. અને સર્વ બળી જઇશું, પણ એટલામાંતો અમો ફતેહ ! ફતેહ ! એવા શબ્દો સાંભળ્યા. અને શાહાજાદી પોતાના મૂળ સ્વરૂપે અમારી આગળ આવી ઉભી, અને પેલો દુષ્ટ જીન રાખનો ઢગલો થએલો અમારી નજરે પડયો, તે શાહજાદી તરત એક પ્યાલો ભરી પાણી ઘણી ઉતાવળથી માગ્યું. તે તરજ પેલા નોકરે લાવી આપ્યું. શાહાજાદી તે પાણી મંત્રી કાંઇ બોલી અને તેમાંથી થોડું પાણી લઇ મારા ઉપર છાંટીને બોલી કે જો તને જાદુથી વાંદરો બનાવ્યો હોય તો તું તારો અવતાર બદલ અને માણસનો અવતાર ધારણ કરી તારા મૂળરૂપે થા. તેણે આ વાક્ય પુરૂં કર્યું કે તરતજ હું મારા મૂળરૂપે થઈ ગયો પણ પેલા દેવતાને લીધે મારી આંખ બળી હતી તેથી હું કાણો રહ્યો. મારા ઉપર જે ઉપકાર તે શાહાજાદીએ કર્યો તેનો આભાર માનવા હું જતો હતો એટલે તેણે મને કાંઇપણ બોલવા નહીં દેતાં બોલી કે, મેહેરબાન ! " પિતાજી તમોએ જોયું તે રીતે મેં તે જીનને જીત્યો ખરો પણ તે ફતેહ મને ઘણી મોંઘી પડી છે, થોડી વારમાંજ હું આ મારા પ્રાણને છોડી દઇશ. અને મારા લગ્ન આ શાહજાદા સાથે કરવાની તમારી જે ઇચ્છા છે. તે પાર પડશે નહીં. જીન સાથે લડવામાં મારા અંગમાં દેવતાનો પ્રવેશ થયો છે તેથી મારા આખા શરીરમાં અગ્નિના ભડકા થાય છે અને મારૂં અંતઃકરણ પણ બળવા માંડયું છે. તેથી હું પણ થોડા વખતમાં ભસ્મ થઇ પડીશ. જે વખતે હું મરઘો બની હતી તે વખતે જો હું પેલો છેલ્લો

દાણો ખાઇ ગઇ હોત. તો મારે આ દેવતાની લડાઈ લડવી પડત નહીં પણ તે દાણો મારી નજરે ઘણો મોડો પડવાથી તે જીન બચી ગયો, અને તે લડાઇ લડવાની જરૂર પડી મેં કેટલી સખત લડાઇ ચલાવી તે તમોએ નજરે જોયું છે. અને તે દુષ્ટ જીન મંત્ર જંત્રમાં ઘણો હુશીઆર હતો તો પણ તેના કરતાં મારી શક્તિ ઘણી વધારે હતી, તે મેં તેને ખાતરી પૂર્વક દેખાડી આપ્યું. મેં તેને ભસ્મ કરી નાંખ્યો પરંતુ હવે હું જીવી શકનાર નથી અરે હું હવે બચી શકું તેમ નથી જ્યારે શાહાજાદી બોલી રહી ત્યારે સુલતાન અતિશે દીલગીર થયો અને ઘણોજ શોકાતુર મને બોલ્યો કે અરે દીકરી તારી હકીકત સાંભળી મારૂં અંતઃકરણ ચીરાઇ જાય છે, અને હું અજબ થાઉં છું કે એટલા બધા દુઃખ સાથે હું શી રીતે જીવી શકું છું, જનાનખાનાનો વડો મરણ પામ્યો છે. આ શાહાજાદા કે જેના ઉપર તેં આટલો બધો ઉપકાર કીધો છે તેણે પોતાની જમણી આંખ ખોઇ છે. મારૂં મોઢું દાઝયું છે અને દાઢી સળગી ગઇ છે. તે સર્વે ખમાય છે પરંતુ હે પુત્રી તારી બુરી હાલત જોઈ મારી છાતી ફાટી જાય છે. સુલતાન વધારે બોલત પરંતુ તે દુઃખથી એટલો તો ઘેરાઇ ગયો હતો કે એક અક્ષર પણ વધારે બોલી શકયો નહીં, અને તે જોઇ હું તથા શાહાજાદી પુષ્કળ રડવા લાગ્યાં આ પ્રમાણે અમે સઘળાં શોકમાં ડુબેલાં હતાં એટલામાં શાહજાદી બોલી ઉઠી કે હું બળું છું અરે હું ભીતરથી બળું છું એટલું બોલતાં તે રાખનો ઢગલો થઈ પડી. જીન સાથે "આતશી" લડાઈ કરતાં તેના શરીરમાં જે દેવતાની અંગારીઓ પ્રવેશ થઇ હતી તેથી બચી શકી નહીં અને આખરે રાખ થઇને પડી, આ ભયંકર બનાવ જોઇ મારી હાલત ઘણી દુઃખદાયક થઇ પડી. મારૂં ભલું ઇચ્છનાર શાહાજાદીનો આવો ભયંકર અંત આવલો જોઇ હું વિચારવા લાગ્યો કે હજુ આખી જીંદગી સુધી વાંદરો રહ્યો હોત તો ઠીક થત પણ આવું ભયંકર પરિણામ નીપજત નહીં સુલતાનને જે દુઃખ થયું હતું તે નહીં ખમી શકાય એવું હતું તેણે પોતાની વ્હાલી છોકરીના મરણથી મોટી બૂમો પાડવા લાગ્યો તેથી મહેલમાંના સર્વે માણસો ત્યાં દોડી આવ્યાં અને તે પણ જોઇને ઘણાંજ અજાયબ થયાં સુલતાન પોતાની છાતી તથા માથું કુટીને ઘણા દુઃખ સાથે રૂદન કરતો હતો, તે એટલું રડયો કે તેને મૂર્છા આવી અને મને લાગ્યું કે હવે થોડીવારમાં મરી જશે. ઘણા વખત પછી જ્યારે તેને શુદ્ધિ આવી ત્યારે તેણે આ દુઃખદાયી બનાવોથી પોતાના અમલદારોને વાકેફ કર્યા. અને પેલા બે રાખના ઢગલા તેમને ખાડયા. સુલતાન એવો તો શોકાતુર થઈ ગયો હતો કે તેને ઘણી અશક્તિ થઇ ગઇ અને તેથી તેને મેહેલમાં જતાં પણ બે ઉમરાવોને ઝાલવાની જરૂર પડી. જ્યારે આ વાત આખા શહેરમાં તથા મેહેલમાં ફેલાઇ ત્યારે "**ખુબસુરતીની મહારાણી**"ના મરણથી તમામ લોકો અતિશે દિલગીર થયા. અને તે શાહાજાદીના શોકમાં સાત દિવસ સુધી આખા શેહેરોમાં હડતાલો પડી અને ધર્મની ક્રિયાઓ થઇ પેલા દુષ્ટ જીનની રાખને નાંખી દીધી અને શાહાજાદીની રાખને એક સારા દાબડામાં ભરી ઘણી યતનાથી તે દાબડો એક સુંદર ઘોર ચણાવી તેમાં મુકયો અને તેના ઉપર એક મોટો મિનારો ઉભો કર્યો.

આ બનાવ બન્યા પછી બાદશાહ ઘણો બીમાર પડયો તે એવો તો થઇ ગયો કે મરણ પામવાની તૈયારીમાં આવી ગયો પરંતુ ઘણા દિવસ સુધી સારા વઇદોની સારવારથી કાંઇક આરામ થતો ગયો જ્યારે તે તદ્દન સાજો થઇ ગયો ત્યારે મને બોલાવી કહેવા લાગ્યો કે હે શાહજાદા તારા આવવાથી અમે ઘણાજ સંકટમાં આવી પડયા છીએ માટે હવે તારે અહીં રહેવું નહીં. એકતો તારા આવવાથી મેં મારી અતિ વ્હાલી પુત્રીને ખોઈ વળી હું પણ મરતો મરતો બચ્યો તારી પણ એક આંખ કાણી થઇ આ સઘળો દુઃખદાયી બનાવ તારા આવવાથીજ બન્યો છે માટે હવે તું તારે અહીંથી મારૂં રાજ્ય છોડી ચાલ્યો જા કારણ કે હવે તું જો અહીં ઘણો વખત રહીશ તો કાંઈક ઉથલપાથળ થઈ જશે અને અમો મરણ પામીશું તારી હકીકત સાંભળતાં અમને જણાય છે કે તું ખરેખરો ભાગ્યહીન છે અને જ્યાં જાય છે ત્યાં તું પોતે દુઃખ પામે છે અને જેને ત્યાં તું રહે છે તેને પણ દુખમાં નાંખે છે. પેલી શાહજાદી પણ તારી સોબતથી મરણ પામી. અને મારી વ્હાલી શાહાજાદી પણ તારા આવવાથી મરણ પામી છે માટે તું અહીંથી સત્વર ચાલ્યો જા અને મારા રાજ્યમાં કોઇપણ ઠેકાણે તારે ઉભું રહેવું

નહીં આ મારો હુકમ જો તુ થોડીવારમાં અમલમાં નહીં લાવેતો હું તને ગરદન મરાવીશ એ તું નક્કી સમજજે. આ સાંભળી હું અજાયબ બની ગયો અને બાદશાહને કાંઈક અરજ કરવા જતો હતો પરંતુ તેને ગુસ્સે થયેલો જોઇ મારી ત્યાં ઉભા રહેવાની પણ હિમ્મત રહી નહીં અને ત્યાંથી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર હું ત્યાંથી ચાલતો થયો.

આવી રીતે બાદશાહે મને ત્યાંથી કાઢી મુકયો મારા મનમાં હું અતિશે ખેદ પામ્યો. અને વિચાર કરવા લાગ્યો કે આ મારા નશીબને હું કેવો દોષ દઉં ? મારી શી ગતિ થશે આ ઠેકાણે આમ થયું તો હવે બીજે ઠેકાણે જઈશ ત્યારે કોણ જાણે શું થશે. એમ હું મારા નશીબને ઠપકો દેતો ત્યાંથી આગળ ચાલ્યો અને મારાં દાઢી મૂછ કઢાવી નાંખી ફકીરનો વેષ લઇ ત્યાંથી નીકળ્યો ત્યાંથી ફકીરના વેષમાં ઘણા ઘણા દેશમાં હું ફર્યો પરંતુ મને કોઈ ઠેકાણે સુખ મળ્યું નહીં છેવટે મેં એમ નિશ્ચય કર્યો કે બગદાદ શેહેરમાં જઇ અમારી સઘળી હકીકત **ખલીફ હારૂન અલરસીદને** કહેવાથી તે મારૂં દુખ ભાગશે એવા ઇરાદાથી હું બગદાદ શેહેરમાં આવવા નીકળ્યો. કેટલાક દીવસની મુસાફરી કરી હું આ શેહેરમાં આવ્યો. અને આ ફકીરને મળ્યો તેણે પોતાની હકીકત તમોને સંભળાવી અને અમારી હકીકત મૂળથી મેં કહી સંભળાવી, ત્યાર પછી જે હકીકત બની તે સરવે તમે જાણો છો.

જ્યારે તે બોલી રહ્યો એટલે **ઝોબીદા** બોલી કે, તમારી વાત પુરી થઇ તે ઘણી અજાયબ જેવી છે હવે તમારે જ્યાં જવું હોય ત્યાં ખુશીથી જાઓ, ત્યારે તે પેલો બીજો ફકીર બોલ્યો કે હે બાઈ જેમ તમે આ ફકીરને બેસવાની રજા આપી છે તેમ મને પણ આ લોકોની હકીકત થઈ રહે ત્યાં સુધી બેસવાની રજા આપશો તો આપનો મોટો ઉપકાર માનીશ. **ઝોબીદાએ** તેની માગણી કબુલ રાખી અને બેસવા દીધો. પછી પેલા ત્રીજા ફકીરને કહ્યું કે હવે તમારી વાત ચાલુ કરો ત્યારે પેલા ફકીરે તેની વાત ચાલુ કરી અને સૌને ધ્યાન દઇ સાંભળવા કહ્યું.

# ત્રીજા ફકીરે કહેલી પોતાની વાર્તા.

પેલો ફકીર બોલ્યો હે બાઇ ! મારી વાત સાંભળો. મારી વાત સાંભળતાં તમને ઘણી નવાઈ લાગશે આ લોકોની હકીકતમાં અને મારી હકીકતમાં ઘણો ફેર છે, મારી જે આ દશા આવી છે. તે મારી મૂર્ખાઈથીજ આવી છે.

હે બાઈ! મારા બાપનું નામ **કાસીમ** હતું મારા બાપાના તાબામાં ઘણું રાજ્ય હતું અને જે શેહેરમાં મારા બાપાની રાજધાની હતી તે શેહેર ઘણું મોટું અને વેપારનું મથક હતું, વળી તે દરિઆ કિનારે આવેલું હતું તેથી એક મોટું નામીચું બંદર હતું ત્યાં ઘણા દેશોનાં વહાણ માલ ભરી આવતાં અને અહીંથી દરિયા માર્ગે હજારો રૂપીઆનો માલ જતો મારો બાપ ઘણી સારી રીત રાજ્ય ચલાવી મરણ પામ્યો. ત્યારે હું તેનો એકનો એક છોકરો હતો મારૂં નામ અજબી હતું. મારો બાપ જ્યારે ગુજરી ગયો ત્યારે મને રાજ્ય મળ્યું મારા પિતાના વખતમાં દરિઆમાં અમારી દોઢસો આગબોટો હતી, અને તેને લગતો સામાન પુષ્કળ હતો. તે દોઢસો આગબોટો લડાઈની હતી તે સિવાય બીજી મુસાફરી વગેરે સારૂ કેટલીક આગબોટો હતી. જે શેહેરમાં અમારી રાજધાની હતી તે સઘળું દોલતથી ભરપુર હતું, તથા વેપાર રોજગારમાં પણ આબાદ હતું તથા જે જે મુલકો અમારા તાબામાં હતા તે સઘળા રસાળ તથા ઘણી પેદાશવાળા અને ત્યાંના લોકો ઘણા સુખી હતા અને મારા બાપના મરણ પછી મેં પણ તેવીજ રીતે રાજ ચાલવવા માંડયું.

ગાદીએ બેઠો ત્યાર પછી થોડેક દિવસે મારો વિચાર મારા સઘળા દેશોની મુલાકાત લેવાનો થયો તેનું કારણ કે મારા સઘળા દેશો તથા પ્રજાની સ્થીતિ જોવી. વળી તે લોકો સુખી છે કે દુઃખી, ત્યાંના

અમલદારો કેવી રીતે વર્ત્તે છે. પ્રજાની ચાહના રાજા પ્રત્યે કેવી છે. આ સઘળું મારે જાતે ફરી તપાસવાની મારી ઇચ્છા થઇ તે પ્રમાણે હું એક વખત મારા સઘળા દેશોમાં ફરી આવ્યો. પરંતુ જ્યારે હું એકવાર તેવી મુસાફરી કરીને આવ્યો. તેથી મને મુસાફરી કરવાનો શોખ વધારે થયો, અને ફરી ફરીને હું મારા દેશોમાં તેમજ બીજાં રાજ્યોમાં પણ કેટલીક વખત મુસાફરી કરી આવ્યો પછી તો મારી ઇચ્છા એવી થઈ કે હવે તો દરિયામાં ફરીને બીજા નવા બેટો શોધી કાઢવા તેથી મેં સારામાં સારાં દશ વહાણો તૈયાર કરાવી તેમાં ઘણા દિવસ સુધી ચાલે તેટલું સીધું. સામાન વગેરે ભર્યું. તે દશ મધેનાં નવ વહાણો સામાનથી ભર્યાં અને એક વહાણુ મારે બેસવાને માટે રાખ્યું.

તમામ સામાન ભરાઇ રહ્યો, ત્યારે અમે વહાણ ચલાવ્યાં, કેટલાક દિવસ સુધી લાગટ અમોએ વહાણુ ચલાવ્યાં. પવન અનુકુળ હોવાથી અમોએ ઘણી મુસાફરી કીધી. પરંતુ દૈવયોગે પવન પ્રતિકુળ થયો તેથી અમારાં વહાણુ ઉછળવા લાગ્યાં, અને અમો ભારે સંકટમાં આવી પડયા. અમોને બચવાની આશા રહી નહીં અને ઘણીવાર પણ વહાણુ ઉછળતાં બંધ રહ્યાં નહીં. અમો પરમેશ્વરની ભક્તિ કરવા લાગ્યા. અને કોઇ રીત અમો ઉગરવાના નથી, એમ અમોને નિશ્ચય લાગ્યું આવી રીતનો પવન એક આખી રાત રહ્યો. બીજે દિવસે સવારમાં લગાર તોફાન નરમ પડયું. તેથી અમને કાંઇક બચવાની આશા જણાઇ અને દિવસ ઉગતાં અમો એક બેટના કિનારે જઇ પહોચ્યા. ત્યાં જઇ અમોએ અમારાં વહાણુ લંગર કર્યાં. તે બેટમાં બે દિવસ રહીને અમો પાણી, બળતણ, વગેરે સામાન ભરી લીધો ત્રીજે દિવસ અમારાં વહાણુ ચલાવ્યાં પરંતુ આ થયેલા તોફાનથી આગળ જવાની મારી હિમ્મત ચાલી નહીં, અને વહાણુ પાછાં વાળવાનો હુકમ કર્યો અને રાજધાની તરફ વહાણુ ચલાવવા માંડયાં. ઘણા દિવસ મુસાફરી કરી પરંતુ કોઇ ઠેકાણે જમીન આવતી હોય તેમ જણાયું નહીં. દશ દિવસે મેં એક ખલાસીને કહ્યું કે તું વહાણની ટોચે ચઢીને જો. કે કોઇ ઠેકાણે જમીન દેખાય છે? મારા કહેવા પ્રમાણે તે ખલાસીએ જોયું, તો ચારે તરફ પાણી સિવાય કાંઇ નજરે પડયું નહીં પરંતુ કેટલેક છેટે કાળું કાળું પાણીથી કાંઇક ઉંચું જણાયું.

આ જોતાંજ વહાણુ ચલાવનાર કેપ્ટન પોતાની છાતી કુટી રડવા લાગ્યો. અને પોતાનો જીવ ઉડી ગયો હોય તમ બેભાન જેવો થઇ ગયો. અમો તેને પૂછવા લાગ્યા તું આમ કરે છે, તેનું શું કારણ? પરંતુ તે કેટલીક મુદ્દત સુધી બોલ્યો નહીં પછી તે પોકારીને કહેવા લાગ્યો કે ભાઇઓ આપણે બધા હવે જીવવાના નથી કારણ કે પેલું જે કાળું કાળું દેખાય છે. તે લોહચુંબકનો પર્વત છે. અને તે પર્વત પાસે વહાણુ જેવું પહોંચશે કે તરત વહાણમાંના ખીલા તે પર્વતને વળગી પડશે. અને વહાણ બધું તળીએ જઇ બેસશે. એવી રીતે સેંકડો વહાણો તે પર્વતને વળગી ગયાં છે, આપણે કાલ બપોરે તે પર્વત આગળ જઇ પહોંચીશું અને સઘળા તેના ભોગ થઈ પડીશું. આ સાંભળતાં મારા તથા વહાણમાં બેઠેલા સર્વ માણસોના જીવ ઉડી ગયા. પેલો કપ્તાન કહેવા લાગ્યો કે ભાઇઓ આપણા સૌના કમનસીબે આ તોફાન આપણને અહીં ખેંચી લાવ્યું છે. હવે આપણને ઉગરવાનો એકે ઉપાય નજરે આવતો નથી અમો સર્વે નિરાશ થયા અને મોતના પંજામાં સપડાએલા માનવા લાગ્યા. કોઇને કંઈ પણ સુઝ પડે નહીં.

વળી તે કપ્તાન કહેવા લાગ્યો કે એ લોહચુંબકનો પહાડ ઘણો ઉંચો છે તેમજ સીધો ઉભો છે. ને તેની ટોચ ઉપર એક કાંસાનો ગુંબજ બનેલો છે તે કાંસાના થાંભલા ઉપર ઉભો કરેલો છે. તે ગુંબજ ઉપર એક કાંસાનો ઘોડો છે. અને તે ઘોડા ઉપર એક કાંસાનો માણસ બનાવીને બેસાડેલો છે. તે સવારની છાતી ઉપર એક તકતી કોતરેલી છે. જે ઉપર એક **તલેસમાતી** ભાષામાં લખ્યું છે, તે વિષે એવી વાત ચાલે છે કે આ કાંસાનું પુતળું દરેક આફતનું કારણ છે. જો તે પુતળાને કોઈ તોડી પાડે તો આ સેંકડો વહાણનો નાશ થતો અટકે, પરંતુ દિલગીરીની વાત કે તે બનવું ઘણુંજ મુસ્કેલ છે. એટલું કહી પાછો તે પ્રથમની પેઠે મોટી પોકે રડવા લાગ્યો. આ જોઈ વહાણમાંના સરવે માણસોના જીવ અતિશે ઉડી ગયા. અને ધાસ્તીના માર્યા દિગ્મૂઢ બની ગયા. હું પોતે પણ હવે મને મરી ગએલો જ માનવા લાગ્યો અમો બધા ભેગા થઇ શી રીતે કરવું? કે જેથી આપણો બચાવ થાય? પરંતુ કાંઇ યુક્તિ સુઝી

નહીં ત્યારે અમો બધાએ એવો ઠરાવ કર્યો, કે આપણા બધામાંથી જો કદાપિ કોઇ પણ બચી જાય તો તેને આપણે બધાએ આપણો વારસ ઠરાવી બધી મિલકત સોંપી દેવી.

જેમ જેમ વહાણ ચાલતું થયું તેમ તેમ પર્વત થડમાં આવવા લાગ્યો. અને જેમ જેમ પર્વત થડમાં આવવા લાગ્યો. તેમ તેમ અમો શોકના સાગરમાં ડુબવા લાગ્યા અને આપણો કાળ પાસે આવે છે તેમ માનવા લાગ્યા, અને બપોર થવા આવ્યા કે તે કેપ્ટનના કહેવા પ્રમાણે વહાણ તે પર્વતની થડમાં જતું ગયું. અને જ્યારે છેક થડમાં ગયું ત્યારે વહાણમાંની દરેક લોઢાની ચીજ તે પર્વતને જઇને ચોંટવા માંડી અને તે ચીજો નીકળતી વખતે એવા કડાકા થવા માંડયા કે અમારૂં બોલવું પણ અમારાથી સંભળાયું નહીં જેમ જેમ લોઢાનો સામાન નીકળી પેલા પર્વતને ચોંટતો ગયો તેમ તેમ અમારૂં વહાણ કકડા થતું ગયું અને જ્યારે બધું નીકળી રહ્યું ત્યારે વહાણના ટુકડે ટુકડા થઇ ગયા. અને સઘળું વહાણ તળીએ જઈ બેઠું. અને સઘળાં માણસ ડુબી ગયાં તે પ્રમાણે દશે વહાણ અને તેમાંના સરંજામની ખરાબી થઇ. જે વહાણમાં હું હતો તે વહાણ પણ સઘળું ડુબી ગયું. હું પણ ડુબવાની તૈયારીમાં હતો તેવામાં મારા હાથમાં એક ભાગેલું પાટીઉં આવ્યું. આ પાટીયાની મદદથી હું તરતો તરતો પેલા પર્વત તરફ ચાલ્યો. અને થોડીવારમાં કંઇપણ હરકત વગર હું પેલા પાહાડની નજીકમાં પહોંચી ગયો. હું જ્યાં આગળ જઈ પહોંચ્યો ત્યાં આગળ તે પર્વત ઉપર જવાનાં પગથીઆં હતાં, તે જગ્યા સિવાય પર્વતના બીજા કોઇપણ ભાગમાં ઉપર ચડવા જેવો આધાર સરખો પણ નહોતો. પણ મારા નશીબના યોગે મને અણચિંતી આ જગા હાથમાં લાગી, આ ઉપરથી મેં પરમેશ્વરનો મોટો ઉપકાર માની મારા મનમાં તેનું સ્મરણ કરતો કરતો પણ હું ધીમે ધીમે તે ડુંગરા ચડવા માંડયો. ચઢવાનું એવું સખત હતું કે જો કદાપી ચઢતાં ચઢતાં ધ્યાન ચુકી જવાય તો જીવવું ઘણું મુસ્કેલ હતું. હું ઘણી સાવચેતીથી ધીમે ધીમે મારા શરીરને બચાવતો ડુંગરપર ચઢવા લાગ્યો ચઢતાં ચઢતાં પેલી કાંસાની ગુંબજ હતી ત્યાં સુધી ચડયો. અને પેલી ગુંબજની અંદર પેઠો. જ્યારે અંદર દાખલ થયો ત્યારે મારા જીવમાં જીવ આવ્યો. અત્યાર સુધી હથેળીમાં પૃથ્વી હતી અને જીવ તાળવે ટાંગેલો હતો કારણ કે રખેને પગ ખસે અથવા પવન જોશથી ફુંકાય તો દરિઆમાં પડતાં કાંઈ વાર થાય એમ નહોતી, આટલી મુસ્કેલીમાંથી હું બચી ઠેકાણાસર પહોંચ્યો, તેથી હું ખુદાતાલાનો ઘણોજ આભાર માનવા લાગ્યો.

હું તે ગુંબજમાં થોડીવાર બેઠો મારો જાન બચવાથી ચિંતા લગાર ઓછી થઈ તેથી મને રાતની વખતે ઉંઘ આવવા લાગી અને થોડીવારમાં ઉંઘી ગયો. ઉંઘમાં મને એક સ્વપ્ન આવ્યું અને સ્વપ્નમાં મેં એક ઘરડા પીરમર્દને જોયો. આ પીરમર્દ મને આવી કહેવા લાગ્યો. હે પુરૂષ! તું જ્યારે ઉઠે ત્યારે તારા પગ નીચે ખોદી જોજે એટલે તેમાંથી એક કાંસાનું કામઠું તથા ત્રણ તીર નીકળશે, તે ત્રણે તીર લઇ કામઠા વડે પેલા કાંસાના પુતળાને મારજે એટલે તે પુતળું દરિઆમાં પડશે, અને ઘોડો તારા પગમાં આવી પડશે. જ્યારે તે ઘોડો તારા પગમાં આવી પડે ત્યારે તેને તું જે જગ્યાએથી આ તીરકામઠું નીકળ્યાં છે તે જગ્યાએ દાટજે. જ્યારે તું દાટી રહીશ. ત્યારે એકદમ દરિઓ ઉછળવા માંડશે, તે એટલો ઉછળશે કે તેનાં મોજાં છેક ગુંબજ સુધી આવી લાગશે. અને તમારી સામે એક આગબોટ આવતી જણાશે, તે આગબોટમાં હલેસાં મારનાર એક પુરૂષ બેઠેલો હશે, તેની જોડે તું કાંઇપણ બોલ્યા વગર બેશી જજે તે આગબોટમાં બેઠેલો માણસ ત્રાંબાનો હશે, પણ એટલી વાત યાદમાં રાખજે કે તું જેટલીવાર તેની સાથે આગબોટમાં બેસે તેટલીવાર ખોદાનું નામ દઈશ નહીં. થોડા દિવસમાં તે તને દરિઆમાં મુસાફરી કરાવશે. અને પછી તે તને તારા મુલકમાં જવાનો રસ્તો બતાવશે, આ સઘળુ થતાં લગભગ દશ દિવસ થશે, પરંતુ આ દશ દિવસની મુસાફરીમાં તું એક વખત પણ ખોદાનું નામ લઇશ નહીં, જો લીધું તો તારી ખરાબી થશે આટલું કહી પેલો માણસ ગુમ થઇ ગયો, અને મારી આંખ ઉઘડી ગઇ.

આંખ ઉઘડી એટલે મને સ્વપ્નની સઘળી વાત યાદ આવી, તે સંભારતાં મને ઘણી ખુશી ઉત્પન્ન થઈ અને તે પ્રમાણે મેં કરવા માંડયું. પ્રથમ જે જગ્યાએ મારો પગ હતો તે જગ્યાએ ખોદવા માંડયું તો તેના કહેવા પ્રમાણે કામઠું અને ત્રણ તીર મને મળ્યાં, તે તીર લઈ મેં પેલા પુતળા તરફ

ફુંકવા માંડયાં. છેલ્લા તીરે તે પુતળાને તોડી પાડયું. અને તે પુતળુ દરિયામાં પડયું, તથા ઘોડો મારા પગ આગળ આવી પડયો, તે ઘોડાને મેં મારા પગ આગળ દાટવા માંડયો. એટલામાં દરિઓ ઊભરાવા માંડયો, અને પાણીની છોળો ઉપર આવવા લાગી. દરીઓ છેક ઉપર સુધી આવી ગયો અને પેલા પીરમર્દના કહેવા પ્રમાણે એક આગબોટ આવતી દેખાઇ, તેમાં બેઠેલો માણસ પણ જોયો તે ત્રાંબાનો દેખાતો હતો એટલામાં તો તે આગબોટ મારી થડમાંજ આવી, તરતજ હું તેમાં બેશી ગયો અને મને પેલા માણુસે ખુદાનું નામ લેવા ના પાડી હતી તે બરાબર યાદ રાખી ખુદાનું નામ લીધા વગર હું તેમાં બેશી રહ્યો. હું બેઠો એટલે પેલા માણસે આગબોટ ચલાવવા માંડી. જેમ જેમ બોટ ચાલવા માંડી તેમ તેમ હું હરખાવા માંડયો. મને લાગ્યું કે મને કાંઈ સુખના વખત આવશે. તેથી અતિ હરખના આવેશમાં બોલી ગયો કે, અરે ખુદા તારી શક્તિની બલીહારી છે, તું જે ધારે તે કરી શકે છે. આટલા શબ્દો મારા મોંમાંથી નીકળી ગયા, અને પેલા ઘરડા પીરમર્દની કહેલી વાત હુ ભુલી ગયો.

આટલું બોલતાં બોલતાં તો તે આગબોટ એકદમ ઉંધી વળી ગઇ. આગબોટ તથા તે ચલાવનારૂં માણુસ દરીઆમાં ડુબી ગયાં. હું તો પાણી ઉપરજ રહ્યો. અને એક પળવારમાં આગબોટ દેખાતી ગુમ થઇ ગઇ. મને શુદ્ધિ આવી અને હું પસ્તાવા લાગ્યો, કે અરે ખુદા મારા જેવો કોઈ મૂર્ખ માણુસ હશે કે મારા હાથે કરી મેં દુઃખ વોહોરી લીધું. હું આગબોટથી છુટો પડયો તેવોજ તરવા લાગ્યો, અને તરતો તરતો એક બેટ ભણી ચાલ્યો. રાત પડી મને કાંઇ પણ સુઝતું નહોતું અને આશરે આશરે તરવા લાગ્યો. પરંતુ થોડીવારમાં થાકી ગયો, એક ડગલું પણ આગળ ભરવાની શક્તિ રહી નહીં એટલામાં તો પુષ્કળ જોરથી પવન ફુંકવા લાગ્યો. અને તેથી દરિઆમાં મોટી છોળો થવા લાગી, તે એવા જોરથી ઉછળવા લાગી કે એક છોળના સપાટે હું કિનારાપર આવી પડયો. પડતાંવારજ ઉઠીને નાઠો કારણ કે કદાપી બીજી છોળ આવી મને દરિઆમાં ઘસડી જાય નહીં. મારાં તમામ લુગડાં પાણીથી નીતરતાં થયાં હતાં. હું ત્યાંથી દરિઆનાં મોજાં પહોચી ન શકે તેટલો દુર ગયો અને મારાં લુગડાં કાઢી સુકવવા લાગ્યો.

આખી રાત હું તે જગ્યાપર બેશી રહ્યો. સવાર થતાં મારાં લુગડાં સુકાયાં ત્યારે મેં પહેરી લીધાં. અને હું તે બેટમાં અહીં તહીં ભટકવા લાગ્યો. ત્યાં જોઉ છું તો સારાં સારાં ફળનાં ઝાડ તથા ફુલનાં ઝાડ આવી રહેલાં હતાં, મને લાગ્યું કે આ જગ્યા ઘણી રસાળ દેખાય છે. અને વળી આટલામાં કોઇક શહેર પણ હોવું જોઇએ. એમ વિચારમાં ને વિચારમાં હું તે બેટમાં ફરવા લાગ્યો. એટલામાં મારી નજર દરિઆ તરફ ગઇ તો એક નાનું વહાણુ આવતું મારી નજરે પડયું. પરંતુ મને ડર લાગ્યો, કારણ કે તેમાંનાં માણસો મને દુઃખ દેવા તો નહીં આવતાં હોય એમ વિચારી હું તેઓની નજર ન પડે તેમ હું એક સારા ઘટાવાળા ઝાડ ઉપર ચડી ગયો. અને ત્યાં સંતાઇ ગયો. હું પેલા વહાણુવાળા માણસોને દેખતો હતો પરંતુ તે લોકો મને દેખતા ન હતા. આવી રીતે મેં છુપાઇને તે લોકો શું કરે છે. તે જોવાનુ ધાર્યું ને વહાણુ બેટના કિનારા આગળ આવી ઉભું તેમાં બેઠેલા લોકોના હાથમાં ચાંચવા પાવડા વગેરે જમીન ખોદવાનાં હથીઆર હતાં વહાણુ જ્યારે ઉભું રહ્યું ત્યારે તેમાંથી બેઠેલા લોકો ઉતરી પડયા તે લોકો ગુલામ જેવા લાગતા હતા. ઉતરીને થોડે દુર આવી તે લોકો જમીન ખોદવા લાગ્યા. તે લોકોની વાતો સઘળી હું સાંભળતો હતો, અને તેમના બોલવા ઉપરથી મને લાગ્યું કે આ ઠેકાણે ભોંયરૂં હોય એમ લાગે છે. અને આ લોકો તે ઉઘાડવાને મેહેનત કરતા હતા, થોડીવારમાં ભોંયરાનું બારણું તે લોકોએ ઉઘાડયું અને પેલા માણુસો વહાણુપરથી સામાન માથે કરી પેલા ભોંયરા આગળ લાવવા માંડયા. મેં વિચાર્યું કે આ ભોંયરામાં છાનું મકાન હશે. થોડીવાર થઇ એટલે પેલા વહાણુમાંથી એક ઘરડો માણુસ ઉતર્યો. તે ઘરડો માણુસ પેલા બધા લોકોનો ઉપર હોય તેમ લાગતું હતું. તેની સાથે એક જુવાન છોકરો તેનો હાથ પકડી ચાલતો હતો. પેલા બધા લોકો ભોંયરામાં ઉતર્યા. અને થોડીવારમાં પાછા આવી પેલા ભોંયરાનુ બારણું બંધ કરી પેલા વહાણુ તરફ ચાલ્યા, પરંતુ તેમાં પેલો છોકરો ન હતો આ જોઇ મને ઘણી નવાઇ લાગી હું પેલા લોકો ગયા ત્યાં સુધી બેશી રહ્યો.

પેલો ઘરડો માણુસ તથા તેની સાથેના માણસો પાછા પેલા વહાણુમાં બેશીને ચાલતા થયા. જ્યારે

વહાણ ઘણું દુર ગયું. અને મારી નજરે પડતું બંધ થયું ત્યારે હું ઝાડ ઉપરથી નીચે ઉતરી પેલી જગ્યા પાસે ગયો. મેં ત્યાં જઇ તે બારણું ઉઘાડવાની મહેનત કરવા માંડી. આગળ પાછળથી માટી કાઢી નાંખી ત્યારે એક પાતળી અને નાની પથ્થરની શિલા નીકળી, તે શિલા મેં ઘણું જોર કરી ત્યાંથી ખસેડી નાંખી, ત્યારે મોટું બાકું પડયું અને તેમાંથી નીચે ઉતરવાના એક દાદર જેવું દેખાયું. મેં તેમાં ઉતરવાનો વિચાર કર્યો, પરંતુ મનમાં વિચારવા લાગ્યો, કે વળી આમાંથી કાંઇ વિઘ્ન જાગશે, તો મારી શી વલે થશે એમ ધારી લગાર અચકાયો. વળી પાછો વિચારવા લાગ્યો કે અરે ખુદા હવે ડરવું શાને? દુઃખ પડવામાં કાંઈ બાકી રહ્યું નથી. ઘણું દુઃખ પડશે તો મરણ થશે. તે કરતાં હવે બીજું વધારે દુઃખ પડવાનું નથી. માટે હવે જે બનશે તે ખરૂં પરંતુ આ હકીકતની તપાસ તો કરવી. એમ વિચારી હું તે દાદરમાંથી નીચે ઉતર્યો. તો એક મોટો ભપકાદાર ઓરડો આવ્યો. તે ઘણોજ સુંદર હતો તેની શોભા એવી સુંદર હતી કે જે જોતાં આંખ ઠરી જાય. લગાર આઘો હું ગયો. તો એક ઘણીજ ઉંચી કીમતનો ગાલીચો પાથર્યો હતો તેની ઉપર એક ઘણો રૂપાળો પુરૂષ હાથમાં પંખો લઇ બેઠેલો મારી નજરે આવ્યો, ત્યાં આગળ રોશની ઘણી સરસ કરેલી હતી. તેથી અંધારૂં બીલકુલ હતું નહીં. અને તે અજવાળાથી હું સઘળું જોઈ શક્યો. તે માણસની તરફ મેં વધારે ધારીને જોયું તો તરેહતરેહના મેવા મીઠાઇઓ પડી હતી. મને જોતાંજ પેલો માણસ ડરવા લાગ્યો; ત્યારે મને માલમ પડયું કે આ માણસ મારાથી બીએ છે. તેથી મેં તેને હિંમત આપી અને કહ્યુ કે હે ભલા માણસ! તું ડરીશ નહીં. હું એક પાદશાહ છું. અને તને જે આ જગ્યા ઉપર ઘણા દુઃખમાં રાખવામાં આવ્યો છે. ત્યાંથી તને છુટો કરવાનો મારો ઇરાદો છે, જે માણસો તને વહાણમાંથી ઉતારી આ ભોંયરામાં મુકી ગયા છે. તે માણસોને મેં દીઠા છે. અને અહીં આવ્યા પછી જે બનાવ બન્યો છે તે સઘળો મારા જોવામાં આવ્યો છે. તે વખતે હું આજ બેટમાં પાસેના ઝાડ ઉપર હતો. આટલું હું બોલ્યો એટલે તે માણસને હિંમત આવી. અને તે બોલ્યો કે હે ભાઇ. જો તું મને તારી પાસે બેસવા દેતો હું તને મારી વાત મુળથી કહી સંભળાવું અને આ મારી વાત સાંભળવાથી તને ઘણી નવાઇ લાગશે.

મેં તેને મારી પાસે બેસાર્યો. એટલે તેણે પોતાની હકીકત શરૂ કરી કે મારો બાપ ઝવેરાતનો વેપાર કરતો હતો, તેણે ઘણા દેશાવરોમાં વેપાર કરી પુષ્કળ દોલત ભેગી કરી હતી. તેણે પોતાની પાસે ગુલામો પણ ઘણા રાખ્યા હતા અને તેની પાસે વહાણ પણ ઘણાં હતાં. વળી તે પરદેશના મોટા મોટા રાજાઓનો ઝવેરી હતો. સઘળા રાજાઓ તેની પાસેથી ઝવેરાત ખરીદતા તેથી તે દેશમાં પણ તેનું ઘણું માન છે. મારા બાપને કાંઈ પણ છોકરૂં નહોતું. ઘણી ઘણી બાધાઓ રાખી પણ કાંઇ ફરજન થયું નહીં એક દિવસ રાત્રિમાં તેને સ્વપ્ન આવ્યું કે, તારે છોકરો થશે પણ તે ઘણા ટુંકા આયુષ્યવાળો થશે, આ સાંભળી મારા બાપના મનમાં સંતોષ ઉત્પન્ન થયો. અને સ્વપ્નમાંથી આંખ ઉઘડયા પછી તેને ઉંઘ આવી નહીં, એમ કરતાં કરતાં કેટલાક દિવસ થયા ત્યારે તેને માલમ પડ્યું કે મારી માને ગર્ભ છે ત્યારે તો તે ઘણોજ ખુશી થયો. દિવસ પુરા થયે મારો જન્મ થયો તે વખતે તો તેના હર્ષનો પારજ રહ્યો નહીં, અને જે વખતે જે પળે મારો જન્મ થયો હતો, તે લખી રાખી એક ઘણાજ હોંશિઆર નજુમીને (જોશીને) બોલાવ્યો. અને પેલા જન્માક્ષર તેને આપી જન્મોત્રી કરી લાવવાનું કહ્યું, તે જોશી પણ ઘણો હોંશિઆર હતો. તેણે તરતજ બરાબર જોઇને કહ્યું કે આ છોકરાની આજથી પંદરમે વરસે ભારે ઘાત છે. અને તે ઘાત બાદશાહ કાસીમના શાહજાદા અજીબના હાથે છે તે એવી રીતે કે અહીંથી થોડે છેટે દરિઆમાં લોહચુંબકનો પહાડ છે. તે પહાપડપર તે શાહજાદો અજીબ આવશે અને ત્યાં પહાડ પર આવેલું કાંસાનું પુતળું દરીઆમાં તોડી પાડશે, ત્યારથી પચાસમે દિવસે તે શાહજાદાના હાથે તારા દીકરાની ઘાત છે. જો એ ઘાતમાં તારો છોકરો બચી જાય તો પછી ઘણાં વરસ સુધી તેના ઉપર કાંઇ પણ આફત આવે નહીં. પરંતુ તે ઘાત બચવી ઘણીજ મુશ્કેલ છે, આ સાંભળી મારો બાપ ઘણીજ ચિંતામાં પડયો અને જે માણસે સ્વપ્નામાં તેને હકીકત કહી હતી તે તેને ખરેખરી લાગી. અને મારો બચાવ કેમ થાય તેના ઉપાયો તેણે તે વખતથીજ ચાલુ રાખ્યા; ત્યાર પછી હું ઉમર લાયક થયો એટલે

મને તેણે ભણવા બેસાડયો. અને મને સારી પેઠે ભણાવ્યો. એમ કરતાં કરતાં મને પંદર વરસ થયાં ત્યારે તેણે મને કોઇ ગુપ્ત જગ્યામાં રાખવાનો વિચાર કર્યો. એટલામાં તેને ખબર પડી કે દશ દિવસ થયાં લોહચુંબકના પહાડ ઉપરનું પુતળું ઉડાડી મૂકયું છે. ત્યારે તો મારા પિતાને ઘણીજ ધાસ્તી પેદા થઇ તેથી મને આ છુપી જગ્યામાં લાવી મુકી ગયો છે. પરંતુ તે હવે મને મુએલોજ માને છે. કારણ કે પ્રથમથી તે પ્રમાણે સઘળા દાખલા મળતા આવ્યા છે પરંતુ મને તો વિશ્વાસ છે કે, તે શાહજાદો અજીબ અહીંતે કયાંથી આવવાનો હતો, હવે ચાલીસ દિવસ પછી મારો બાપ મને અહીંથી લઈ જશે. હે ભલા માણસ આ મારી સઘળી હકીકત મં તમને મૂળથી કહી સંભળાવી.

આ પ્રમાણે તે જુવાન છોકરાએ પોતાની હકીકત મને કહી સંભળાવી. ત્યારે મેં વિચાર કરવા માંડયો અને કહેવા લાગ્યો કે આ જોશી કેવો મૂર્ખ હશે. કારણ કે હું આ છોકરાને મારૂં એ વાત સ્વપ્નમાં પણ શી રીતે બને ? આ છોકરાને જોતાં મને તેના પર એટલો બધો પ્યાર ઉપજે છે કે મારવાની વાત તો કોરે રહી પરંતુ તેના સામું ઉંચે સાદે બોલતાં પણ મારો જીવ ચાલે નહીં, તો આવી તદન જૂઠી વાત તેણે શાથી કહી હશે. પછી મેં તે છોકરાને ધીરજ આપી કહ્યું કે ભાઇ તું કાંઈ પણ ફિકર રાખીશ નહીં હું તારા સારા ભાગ્યે અહીં આવ્યો છું અને તારો એક વાળ પણ વાંકો થવા દઇશ નહીં તથા તારા ચાલીસ દિવસ પુરા થશે ત્યાં સુધી હું તારી પાસેજ રહીશ. અને તારૂં રક્ષણ કરીશ. તું નિશ્ચિંત રહેજે. જ્યારે તારા ચાલીસ દિવસ પુરા થશે ત્યારે હું તને તારા બાપને સોંપીને પછી મારે વતન જઈશ. એ પ્રમાણે મેં તેને દિલાસો આપ્યો એટલે તેને પણ હિમ્મત આવી અને ખુશી થયો. પણ હું કોણ છું. તે વાત તેની આગળ કાંઈ પણ ઉઘાડી કરી નહીં, અને હું તેની સાથે એવી મિત્રતાથી વર્ત્તવા લાગ્યો કે તેના મનમાં પોતાને મરવાનો ભયજ જતો રહ્યો. અને ત્યાર પછી અમો ખાવાનું, પીવાનું, સુવાનું, ઉઠવાનું બધું જોડેજ કરવા લાગ્યા. તે મકાનમાં ખોરાક ઘણો ભરેલો હતો તેથી અમારે તે બાબતની કાંઇ ચિંતા નહોતી. તે છોકરાને પણ મારા ઉપર પૂરેપુરો વિશ્વાસ બેઠો. તેમ હું પણ તેની સંભાળ મારા જીવ કરતાંએ વધારે રાખતો હતો તે છોકરો ઘણો ચાલાક અને હોંશીઆર હતો તથી દુશ્મનને પણ વહાલો લાગે એવો હતો, હું પણ તેની મરજીને અનુસરીને ચાલતો અને તે ખુશી રહે તે પ્રમાણે કરતો; અને મારા મનમાં ઉમેદ રાખતો કે ક્યારે ચાલીસ દિવસ પુરા થાય અને આ છોકરો તેના બાપને સોંપી દઉં, અમો હમેશાં ખાણું જોડે લેતા અને ખાધા પીધા પછી શેતરંજ ખેલતા કે જેથી અમારો દિવસ જલદી પુરો થાય. વળી કોઇ કોઇ ગમ્મત વાતોજ ચલાવતા. એમ રમતમાં અને ગમતમાં અમારા બન્ને વચ્ચે ઘણી મજબુત દોસ્તી બંધાઈ. અને એક એકને અંતઃકરણથી ચહાવા લાગ્યા.

આવી રીતે સુખચેનમાં અમો બન્ને ઝાણા દિવસ ગુજારવા લાગ્યા. પરંતુ પેલા નજુમીનું કહેલું કાંઇ પણ ખરૂં પડે એવો અમને સંભવ લાગ્યો નહીં, ત્યારે મગ મનમાં હું ઘણોજ ખુશી થવા લાગ્યો. અને વાટ જોવા લાગ્યો કે ક્યારે ચાલીસ દિવસ પુરા થાય. અને એ ડગાના નજુમીનું ભવિષ્ય ખોટું પડે. એમ કરતાં કરતાં અમારા ઓગણચાલીસ દિવસ પુરા થયા અને ઓગણચાલીસમા દિવસની રાત્રે અમો બન્ને જોડે સુઇ રહ્યા. હવે એક દિવસ ઘણો સાચવવાનો હતો તેથી રાત્રે મને ઊંઘ પણ બીલકુલ આવી નહીં. ચાલીસમા દિવસનું સવાર થયું ત્યારે તે છોકરો પણ ઘણી ખુશીની સાથે કહેવા લાગ્યો કે ભાઇ આપણું સવ 'સંકટ નાશ પામ્યું'. આપણા ચાલીસ દિવસ આજે પુરા થશે અને તમારી સોબતથી મારી જીંદગી બચી. હું તમારો જેટલો આભાર માનું તેટલો થોડો છે. મારો બાપ આ વાત જાણશે ત્યારે તે તમને એક પરમેશ્વર જેવાજ ગણશે.

એટલું કહી વળી તે છોકરો મને કહેવા લાગ્યો કે આજે છેલ્લો દિવસ છે તેથી મારો બાપ મને અહીં લેવા આવશે તેથી આપણે ન્હાઇ, ધોઈ ખાણુંબાણું ખાઈ તૈયાર થઇએ, ત્યારે મેં તેને ન્હવરાવવા સારૂં પાણી ઉનું મુકયું પાણી ઉનું થયું એટલે મેં તેને મારા હાથે ન્હવરાવ્યો પછી મેં તેને સારો પોશાક પેહેરાવ્યો. હું પણ નાહ્યો. અને લુગડાં પેહેરી તેની જોડે બેઠો, ત્યારે તે બોલ્યો કે આપણે સમાર

નાસ્તો કરી લઇએ માટે એક સરસ જોઇ તરબૂચ લાવો કે આપણે ખાઇએ, તેના કહેતાંવારને હું એક રકેબીમાં ઘણુંજ સરસ તરબૂચ અને ખાંડ લાવી તેની આગળ મૂક્યાં. પણ તે કાપવાને છરી મને જડી નહીં, ત્યારે તે જુવાન છોકરાને મેં કહ્યું કે છરી નથી, તે છોકરાએ કહ્યું કે આ મારા ઉપર છાજલીમાં છરી મુકી છે તે લાવો. ત્યારે હું ઉભો થઇ છરી લેવા ગયો. પરંતુ મારો હાથ ઉપર પહોચ્યો નહીં, ત્યારે હું એક નીસરણી લાવ્યો અને તે ઉપર ચડી છાજલી ઉપરથી છરી લીધી, હું ઘણી ખુશાલીની સાથે ઉતાવળથી ઉતરવા ગયો ત્યારે નીસરણીના છેક ઉપરના પગથીએથી મારો પગ લપસ્યો. હું ઘણું સંભાળવા ગયો પણ મારા હાથમાંની છરી સાથે હું પેલા જુવાન છોકરા ઉપર પડયો. અને તે છરી તેની છાતીમાં પેશી ગઇ. અને થોડીજ વારમાં તેનો દમ નીકળી ગયો, આ જોતાં હું એકદમ મૂર્છિત થઇ ગયો. શ્વાસોશ્વાસ ચાલવા લાગ્યો. અને જીવ નીકળી જાય એવું થઇ ગયું પણ મારો નિર્દય જીવ મારા શરીરમાંથી નીકળ્યો નહીં થોડીવાર પછી હું શુદ્ધિમાં આવ્યો. એટલે પોકેપોક મુકી રડવા લાગ્યો મારી છાતી તથા માથું જમીન ઉપર પછાડવા લાગ્યો. પણ તેમ કરે કંઇ વળે તેમ નહોતું, હું મનમાં પસ્તાવો કરવા લાગ્યો. કે અરે કુદરત ત્હારી બલીહારી છે. "ખુદા પલકમેં મ્હાયસો કરે" થોડા વખતસારૂ આ કેવો ખેદકારક બનાવ બન્યો. હું આ મારી હકીકત કોની આગળ કહું મારા મનની ઉમેદ મનમાં રહી. મેં શું ધાર્યું હતું અને આશું બન્યું આ છોકરાનો બાપ આ બનાવ જોશે ત્યારે તે શી રીતે જીવી શકશે. અરે ! જ્યોતિષીઓની સઘળી વાત ખરી પડી. મેં તેમના સંબંધી જે જે વિચારો કર્યા તે સઘળા ખોટા પડયા. હું મારા આ કૃત્યની માફી કોની આગળ માગું. હે પરમેશ્વર આ મેં ઘણો મોટો ગુન્હો કર્યો છે. તે તું માફ કરજે. મેં આ કામ જાણી જોઈને નથી કર્યું પરંતુ આ કામનો મને એટલો પસ્તાવો થાય છે કે જો કદાપી આ વખતે ધરતી માગ દે તો હું તેમાં ઉતરી પડવાને તૈયાર થાઉં અથવા કોઇ મારા પ્રાણ લઈ લે તો હું લગાર પણ દીલગીર થાઉં નહીં અરે પણ આપણું ધાર્યું કશું બનતું નથી.

" આકાશ ચડો પાતાલ ફરો, મ્હાય ગીરી ગુફામેં વાસ કરો;
ભાવી મટે નહીં કોઇ કાળે, મ્હાય લાખ કરોડો ઉપાય કરો. "

આ પ્રમાણે પસ્તાવો કરી કેટલીક વાર સુધી રડયા કર્યું પણ પાછો વિચાર કર્યો કે આમ રડવાથી હવે આ છોકરો જીવતો થાય તેમ નથી અને આજ છેલ્લો દિવસ છે. તેથી તેનો પિતા ગુલામો સાથે આવશે અને આવી રીતે તે મારા હાથે મુએલો જાણશે તો મને માર્યા વિના રહેશે નહીં. માટે હવે મારે અહીં રહેવું એ જોખમ ભરેલું છે. અને મારે અહીંથી નીકળી સંતાઇ જવું જોઇએ એમ વિચાર કરી હું તે ભોંયરામાંથી બહાર નીકળ્યો. અને જે શિલા મેં તે ભોંયરાના મોં આગળથી ખસેડી હતી તે શિલા પાછી તેમનીતેમ કરી અને માટી પુરી જેમ હતું તેમ ઠીક ઠીક કર્યું. બરાબર ઉંચું જોયું તો તે દરિઆમાં વહાણના સઢ જેવું જણાયું. લગાર ધારીને જોયું તો પેલું પ્રથમ આવેલું હતું, તેજ વહાણ આવતું દેખાયું તે વહાણ આવતું જોઇ સંતાવાનો વિચાર કર્યો આડુંઅવળું જોતાં પાંદડાંની સારી ઘટાવાળું ઝાડ મારી નજરે પડયું, અને પેલા લોકો ન દેખી શકે તેવી રીતે હું તે ઝાડ ઉપર છુપાઇ ગયો એટલામાં તો તે વહાણ કિનારે આવી લંગર થયું, તેમાંથી પેહેલાંના જેટલા આદમી ઉતરી પડયા. અને પેલા ભોંયરાના દરવાજા ઉપર આવ્યા. પ્રથમ તો તે ઘણાજ ખુશીમાં હતા. પણ પેલા બારણા તરફ નજર કરતાં તેમાં ફેરફાર થએલો જણાયો. તરતજ પેલો બુઢો આદમી પોકે પોકે રડવા લાગ્યો. અને પોતાનો છોકરો મરીજ ગયો છે તેમ તની ખાતરી થઇ ગઇ. પેલા સાથેના માણસો કહેવા લાગ્યા કે તમે એકદમ શા માટે રડોછો ? ચાલો હજુ જુઓ તો ખરા. પેલો ઘરડો માણસ કહેવા લાગ્યો, ભાઈ હવે જોઇ રહ્યા આ ભોંયરામાં કોઇ આપણા ગયા પછી પેઠેલું હોવ એમ લાગે છે. કારણ કે આ માટી આ પથ્થર એ બંધામાં ફેરફાર થએલો જણાય છે. તમારે તે ઉઘાડીને અંદર જોવું હોયતો જોઈલ્યો. મારી તો ખાતરી થઇ ગઈ. ત્યારે પેલાં માણસોએ તે પથ્થર કાઢી નાંખી દાદર ઉઘાડો કરી નાંખી. તેમાંથી પેલા છોકરાનું નામ દઇ બોલાવવા લાગ્યા પણ કોઈ બોલ્યું નહીં ત્યારે તેઓ અંદર ઉતર્યા, અને જુએ છે તો પેલો છોકરો પડયો

છે. અને તેની છાતીમાં છરી પેસી ગયેલી છે. આ ઘણુંજ ખેદ કર્ત્તવ્ય જોઇને પેલા સઘળા માણસો પોકે પોકે રડવા લાગ્યા, આ સાંભળીને મને તે ઝાડઉપર બેઠાં બેઠાં રડવું આવ્યું, અને વળી પસ્તાવો પણ કરવા લાગ્યો અરેરે! આ વખતે આ લોકોને કેટલું દુઃખ થતું હશે તેમના દુઃખનું કારણ હુંજ થયો અને મને કેટલું પાપ લાગ્યું ? આ પાપનો બદલો મને કેવી રીતે મળશે, એટલામાં પેલા ગુલામોએ એક મડદા જેવો માણસ ઉચકીને બહાર મૂકયો અને હું જે ઝાડ તળે હતો તે ઝાડ તળે લાવ્યા મેં તે ઉપર બેઠાં બેઠાં જોયું તો તે પેલા છોકરાનો બાપ હતો અને તે આવી રીતે પોતાના છોકરાને મુએલો જોઈ મૂર્છા ખાઇ પડયો હતો તેને ઘણીવાર ભોંયરામાં થઈ તો પણ તે ઉઠયો નહીં ત્યારે તે ગુલામો બહાર લાવ્યા અને થોડીવાર પછી જ્યારે બહારનો પવન લાગ્યો ત્યારે તેને કાંઇક શુદ્ધી આવી અને મોટા સાદે રડવા લાગ્યા હે ખુદા તેં આ શું કર્યું આ મારા ગરીબ માણસ ઉપર કેમ આટલો બધો કોપ કર્યો અરે પેલા નજુમીનું કહેવું અક્ષરે અક્ષર સાચું પડયું એમ બોલતાં બોલતાં તે ફરીથી બેશુદ્ધ થઇ ગયો આવી રીતે જોઇને મને તો એવું થયું કે હવે તો હું પણ મરી જાઉં તો ઘણું સારૂં થાય. આ બિચારા ડોસાને પોતાની ઘરડી અવસ્થામાં કેટલું દુઃખ પડે છે.

કેટલીક વાર સુધી તે લોકોએ તે ડોસાને ટાઢો પવન નાંખ્યો ત્યારે કાંઇક સાવચેતી આવી પેલા ગુલામો તેમને સમજાવવા લાગ્યા, કે સાહેબ ! હવે આમ કરે શું થવાનું છે જે બનાવ બનવાનો હતો તે બની ગયો આપણે બને તેટલા ઉપાય કર્યા પરંતુ તેમાં આપણું શું ચાલે ? માટે હવે તમે શોક કરવો છોડી દો. અને તે મુએલા પુત્રની વ્યવસ્થા કરીએ એમ કહી તે ડોસાને બે માણસોએ બે બગલોમાંથી ઝાલી ઉચકી ઉભો કર્યો અને ઝાલીને ત્યાંથી લઇ ગયા આ ડોસાની શક્તિ આ વખતે આ બનાવથી તદન જતી રહી હતી ભોંયરામાં આગળ તે ડોસાને ઉભો રાખી પેલા માણસો તે છોકરાની સાથે બહાર લઇ આવી ત્યાં મુકી તેની છાતીમાંથી લોહીની ધાર ચાલી રહી હતી, આ છોકરાના મોંનો ચેહેરો ઘણોજ સુંદર હતો વળી તેણે તે દિવસે પોશાક પણ તદન નવો પેહેરેલો હતો તેથી તેનું સ્વરૂપ એવું તો પ્યારૂં લાગતું હતું કે તેનો કટ્ટો દુશ્મન હોય તેને પણ રડવું આવ્યા વગર રહે નહીં ત્યારે પછી ત્યાં એક ઘોર તૈયાર કરાવી તે ઘોરમાં પેલા છોકરાનું મડદું સુવાડયું અને પેલા ડોસાને તે ઘોર આગળ લઇ આવ્યા એટલે ડોસાએ રિવાજ પ્રમાણે થોડી માટી લઈ તેમાં નાંખી એટલે પેલા ગુલામોએ તે ઘોર પુરીનાંખી પછી પેલા ભોંયરામાંથી સઘળો સામાન બહાર લઇ આવ્યા અને વહાણમાં મુકી દીધો અને તે ડોસાને બે માણસો-એ ઝાલી ઉભો કર્યો અને ધીમે ધીમે વહાણ ઉપર લઇ જઇ વહાણમાં બેસાર્યો આ ડોસનામાં પોતાની મેળે બેસે ઉઠે એટલી પણ શકિત રહી નહોતી, ડોસાને બેસાડી વહાણ ત્યાંથી ચાલતુ કર્યું.

તે વહાણ ચાલતું ચાલતું ઘણે દુર ગયું અને મારી નજર આગળથી દેખાતું બંધ થયું ત્યારે હું ઝાડ ઉપરથી નીચે ઉતર્યો સાંજ પડવા આવી હતી તેથી હું તે ભોંયરામાં ઉતર્યો અને આખી રાત તે ભોંયરામાંજ રહ્યો બીજે દિવસે હું તે ભોંયરામાંથી બહાર નીકળ્યો અને તે બેટમાં ફરવા ગયો તે બેટની જગ્યા મને ઘણી સુંદર લાગી તેથી મેં કેટલાક દિવસ ત્યાં રહેવાનો વિચાર કર્યો અને દિવસે તે ટાપુમાં ફરવા લાગ્યો અને રાત્રે તે ભોંયરામાં રહેવા લાગ્યો એવી રીતે એક મહિના સુધી ફળ ફળાદિ ખાઇ તે ટાપુમાં રહ્યો તે વખતે એટલે હું જે એક મહિનો તે ટાપુમાં રહ્યો તે આરસામાં દરિયાનું પાણી કિનારે છોડી પાછું હટવા લાગ્યું હતું તે એક મહિનામાં એટલું તો પાછું હઠી ગયું કે સામી જમીન અને આ ટાપુ વચ્ચે ઘણુંજ થોડું અંતર રહ્યું તેથી મેં ચાલીને ત્યાં જવાનો વિચાર કર્યો અને પાણી તપાસી જોયું તો ઢીંચણથી વધારે જણાયું નહીં ત્યારે હું ચાલીને ત્યાં ગયો દરિઆમાંથી બહાર નીકળ્યો ત્યાં ચો તરફ નજર કરી જોયું તો ક્યાંઇ વસ્તી જણાઈ નહીં હું તે જમીન ઉપર સીધેને સીધો ચાલવા લાગ્યો ચાલતાં ચાલતાં હું ઘણોજ દુર નીકળી ગયો ત્યારે કેટલેક દુર દેવતા બળતો દેખાયો તે જોઇને મને હિમ્મત આવી કે આ ઠેકાણે વસ્તી દેખાય છે કારણ કે તે વિના દેવતા હોય નહીં એ તે દેવતા તરફ નજર રાખી ચાલ્યો જેમ જેમ હું તે તરફ ચાલતો ગયો તેમ તેમ મને મારી ધારણા ખોટી માલમ પડવા લાગી જ્યારે હું તેની પાસે ગયો ત્યારે મને માલમ પડયું કે તે દેવતા નથી પરંતુ એક ત્રાંબાનો

કિલ્લો છે, અને તેના ઉપર જ્યારે સૂર્યનાં કિરણ પડે છે ત્યારે દુરથી જોનાર માણસોને તે દેવતાના ભડકા જેવો જણાય છે. અને મેં પણ તેથી ભૂલ ખાધી હતી.

તે કિલ્લાના દરવાજાથી હું થોડેકદુર જઇ બેઠો અને તે કિલ્લો તથા તેની આસપાસની જમીન તરફ નજર ફેરવી જોવા લાગ્યો તેમ મને પણ ઘણો થાક લાગ્યો હતો તેથી ત્યાં કેટલીકવાર બેસી રહ્યો એટલામાં તો તે કિલ્લામાંથી દશ માણસો બહાર નીકળ્યાં આ માણસો એક એકની સાથે વાતો કરતા કરતા ફરવા જતા હતા તે માણસો મને જોઇને મારી તરફ વળ્યા તેઓને મારી તરફ આવતાજોઈ મને લગાર ડર લાગ્યો અને વિચારવા લાગ્યો, કે વળી શું મારા ઉપર કાંઈ આફત આવશે તેઓ મારી પાસે આવી ઉભા રહ્યા મેં તેમના સામું જોયું તો તેઓ દસે માણસો જમણી આંખે કાણા હતા, અને તેઓમાં એક માણસ ડોસા જેવો અને મોભાદાર દેખાતો હતો આ બધા માણસોને એક સરખી ખોડ વાળા જોઈ મને કાંઇક નવાઈ લાગી અને વિચારવા લાગ્યો કે આ સઘળા માણસોને એક સરખી ખોડ શા કારણથી આવી હશે કાંતો કાંઇ અકસ્માત થયો હશે અથવા તો આવા આવા માણસો ભેગા થઇને રહ્યા હશે એમ વિચારતો હતો એટલામાં તેમાંનો એક માણસ મને નમ્રતા સાથે પુછવા લાગ્યો કે ભાઇ તમારે ક્યાં રહેવું અને તમારે અહીં આવવાનું શું કારણ છે? મેં તેઓને ખુશીથી જોઇ કહ્યું કે ભાઇ આપને જો ફુરસદ હોય તો મારી સઘળી હકીકત યથાસ્થિત કહું, અને જો ફુરસદ ન હોય તો ટુંકામાં કહી દઉં. કારણ કે મારી હકીકત ઘણી લાંબી અને અજાયબ ભરેલી છે. માટે જેમ આપનો હુકમ હોય તે પ્રમાણે કરૂં તેઓ બોલ્યા કે તમારી જે હકીકત હોય તે સઘળી વિગતવાર જણાવો ત્યારે મેં તેઓને બેસવા કહ્યું તેઓ સઘળા મારી આસપાસ ટોળું થઇ બેઠા અને મેં મારી વાત શરૂ કરી મારી સઘળી વાત પુરી થઇ ત્યારે તેઓ કેટલીકવાર સુધી અજાયબીને લીધે અણબોલ્યા રહ્યા તેઓને મારી હકીકત સાંભળી મારી ઉપર વીતેલી હકીકતથી દયા આવી અને મને કહેવા લાગ્યા કે જો તમારી મરજી હોય તો અમો તમોને અમારા મકાનમાં લઇ જઇએ, તમારી હકીકત સાંભળવાથી અમને ખબર પડી કે તમે ખરેખરા દુઃખી છો; માટે તમો ત્યાં આવી વિશ્રાંતી લો, મેં તેમનું કહેવું કબુલ કર્યું અને તેમની સાથે ચાલ્યો. હું તેમના મકાનમાં ગયો તે મકાન ઘણુંજ સુંદર અને તેમાં ઘણો સામાન મુકવામાં આવ્યો હતો, વળી જે દિવાનખાનું તેમને બેસવાનું હતું તે તો ઘણુંજ શણગારેલું હતું, તેમાં જૂદી જૂદી જાતનું બિછાનું, તકતા, હાંડીઓ, વગેરે ભરાવેલું હતું. સુંદર અને ઉંચી જાતના ગાલીચા પાથરેલા હતા. વચ્ચે એક મોટું મેજ હતું, તેની આસપાસ જૂદા જૂદા રંગનાં દસ કોચ ગોઠવેલા હતા તે તરફ આંગળી કરી તેમાંનો એક માણસ બોલ્યો કે હે મુસાફર ! આ દસ કોચમાંથી અમારામાંના દરેકને એક એક ઉપર બેસવાનો હુકમ છે. તેથી તમે આ નીચેના ગલીચા ઉપર બેસો, હું તેમના કહેવા પ્રમાણે બેઠો અને તે સઘળા માણસો પોતપોતાની જગ્યાએ બેઠા. સૌ બેઠા પછી તે મધ્યેથી એક જણ બોલ્યો કે હે મુસાફર અમારા વિષે તમારે કાંઈ પણ પૂછવાની ઇચ્છા રાખવી નહીં, તેમ પૂછવું પણ નહીં, વળી અમારી આંખ કેમ કાણી થઇ તથા તમારા દેખવામાં અહીં બીજું કાંઇ પણ નવાઇ જેવું જોવામાં આવે તે જાણવાની ઇચ્છા રાખવી નહીં. જે જુઓ તે તમારા મનમાંજ રાખજો. એમ કહી ચુપ રહ્યો. એટલે પેલો ડોસા જેવો માણસ હતો તે તરત ઉઠયો. અને ખાવાનું લઇ આવ્યો. તે ખાણું અમો બધાએ ખાધું. ખાઇ રહ્યા પછી તેજ માણસ શરાબ (દારૂ) લઇ આવ્યો. અને તે પણ અમે સઘળા જણાએ પીધો.

પછી તેઓ કહેવા લાગ્યા તમારી હકીકત સાંભળી અમે ઘણા અજાયબ થયા છીએ. અને આજ સુધીમાં તેવી હકીકત અમોએ સાંભળી નથી, તમો બીજી કાંઇક વાત કહો તો ઠીક, ત્યારે મેં તેમને કેટલીક વાતો કહી સંભળાવી તેથી તેઓ ઘણા ખુશી થયા. અને ગમ્મતમાં ઘણી રાત જતી રહી, પછી તેમાંનો એક માણસ બોલ્યો કે રાત ઘણી ગઇ છે માટે હવે સુઇ રહીએ. પછી પેલા ડોસા તરફ નજર કરી કહેવા લાગ્યો. હવે આપણા હમેશના રિવાજ મુજબ જે સામાન લાવવાનો છે તે લઇ આવો, એટલે તે માણસ ત્યાંથી ઉઠી બીજા દિવાનખાનામાં ગયો અને ત્યાંથી દસ વાસણો ઉપરા ઉપર મુકીને તે ઉપર કાળા રંગનાં લુગડાં ઢાંકી કાંઇ વસ્તુ લઇ આવ્યો. અને તે બધાની વચ્ચે મુકી. મેં તે તરફ

નજર કરી જોયું તો તેમાં મેશ, કોયલા, રાખોડી વગેરે કાળી વસ્તુઓ હતી. અને તે વસ્તુઓ ભેગી કરી તે સર્વે જણાએ પોતાના માથા ઉપર અને મોં ઉપર ચોપડી, અને કાળું કર્યું પછી તેઓ માથાં અને છાતીઓ કુટી મોટી પોકો મુકી રડવા લાગ્યા અને અતીશે દીલગીરીથી બોલવા લાગ્યા કે અમારા અવિચારપણાથી અમો આ સઘળા આ દશા ભોગવીએ છીએ .એમ કહી કહીને ઘણી વખત સુધી તે દરેક સરખી રીતે તેજ પ્રમાણે કર્યા કર્યું. તે વખતે તે લોકોએ પોશાક પણ કાળા રંગનો ફારેશો પેહેર્યો હતો આ પ્રમાણે તેમણે બાકીની ઘણી રાત રોવા કુટવામાંજ કાઢી ત્યાર પછી તેઓ છાના રહ્યા એટલે પેલો માણસ પાણી લઇ આવ્યો. તે વડે તેમણે માથું તથા મ્હોં સાફ કર્યું. અને પોતાનાં લુગડાં બદલી બીજાં સારાં લુગડાં પહેર્યાં અને પોતાના અસલ રૂપ જેવા થઇ પોત પોતાની જગ્યાએ બેઠા મને તો આ જોઇ ઘણીજ નવાઇ લાગી અને આમ કરવાનું કારણ હુ તે લોકોને પૂછવા જતો હતો એટલામાં મને યાદ આવ્યું કે મેં તે લોકો સાથે સરત કરી છે કે મારે તેમને કાંઇ પુછવું નહીં તેથી હુ છાનો રહ્યો પરંતુ મને તો તે જાણવાની એટલી બધી ઇચ્છા થઇ કે ઘડીએ ઘડીએ હું પુછવાના વિચાર કરવા લાગ્યો પણ વચને બંધાયેલો હોવાથી મેં તે વાત બંધ રાખી અને સર્વ જણ સુઈ રહેવાની તૈયારી કરવા લાગ્યા. જે કોચ ઉપર તે બેઠા હતા તે કોચો સુઇ રહેવાના રૂપમાં પણ ફેરવી શકાય તેવા હતા તેથી તેમને ફેરવી ત્યાં સુઈ રહ્યા જે કાંઈ થોડો વખત રહ્યો હતો, તેટલીવાર ઉંઘી ગયા.

સવારમાં ઉઠી અમો સઘળા બહાર ફરવા નીકળ્યા. પરંતુ મને તો પેલી વાત પૂછવાની અને જાણવાની એટલી બધી આતુરતા થઇ કે મારી સરત મારાથી પાળી શકાઈ નહીં અને તેઓને પૂછવા લાગ્યો કે હે ગૃહસ્થો, ગઇ રાતનો તમારો બનેલો બનાવ જોઇ હું તમારી સાથે કરેલી સરત પાળવાને અશક્ત છું હું સમજુ છું કે મારી કરેલી સરત પ્રમાણે મને કાંઈપણ પૂછવાનો અધિકાર નથી તો પણ તેથી મને લાગેલી નવાઇને લીધે હું તમારો ગુનેગાર થઈ તે બાબત તમો જે શિક્ષા કરો અથવા તે કહેવાથી મારા ઉપર કાંઇપણ આફત આવે તે ખમવાને તૈયાર થઇ હું તમને તે બાબતનો ખુલાસો કરવાને અરજ કરૂંછું. અને કહું છું કે તમો સઘળા રાતમાં તમારાં મુખ કાળાં કરી આટલો બધો શોક કરી રડયા તેનું શું કારણ? હું તે જાણવાને ઘણોજ અધીરો બની ગયો છું માટે તે વાત કહેવાની મારા ઉપર મહેરબાની કરો વળી તે સાથે તમારી જમણી આંખ કેમ ગઇ તે પણ કહેવાની મેહેરબાની કરો. આ સાંભળી તેમાંનો એક જણ બોલ્યો કે તે બાબત પૂછવાનો તમને કાંઈપણ અધિકાર નથી. અમોએ તમારી સાથે પ્રથમથીજ તે સંબંધી ખુલાસો કરેલો છે. માટે તમારે તે બાબત ચુપ રહેવું વળી તમારે તે બાબતને કાંઇ પણ લાગતું વળગતું નથી, તો પૂછવાની શી જરૂર છે. મેં કહ્યું કે તમે જે કહો છો તે હું કબુલ કરૂંછું પરંતુ મને તે બાબત જાણવાને એટલી બધી આતુરતા થઇ છે કે તે સાંભળતાં મારૂં મરણ થાય તેની પણ હું દરકાર રાખતો નથી. માટે મેહેરબાની કરી મને કહો પણ તે લોકોમાંથી કોઇએ મને જવાબ આપ્યો નહીં, અને પાછી રાત પડી ત્યારે પાછું તે પ્રમાણે કર્યું ત્યારે મને તે જાણવાને ઘણીજ ઉત્કંઠા થઇ અને તેમને પૂછવા લાગ્યો. પણ તે લોકોએ મને કાંઇ પણ જવાબ આપ્યો નહી એમ કરતાં કરતાં ચાર પાંચ દિવસ નીકળી ગયા, પછી મેં છેવટે કાંઇ પણ દરકાર રાખ્યા વગર તેઓને કહ્યું કે કાંતો મને તમારી આ ક્રિયાની વાત તમો કહો અથવા તો મને અહીંથી બીજે ઠેકાણે જવાનો રસ્તો બતાવો. હવે હું મારી ઇચ્છા ઘણીવાર દબાવી શકતો નથી આ ઉપરથી તેમાંનો એક જણ બોલ્યો કે ભાઇ તમો કહો છો તે ઠીક છે પરંતુ અમો તમોને દુઃખમાંથી વિશ્રાંતિ આપવાને અહીં લાવ્યા છીએ હવે જો અમારી તરફથીજ અથવા અમારો કંઇ પણ વર્તણુકથી તમને જ્યારે દુઃખ આવી પડે ત્યારે અમો વિશ્વાસઘાતી કહેવાઇએ માટે તમો વાત પૂછવાની રાખશો નહીં કારણ કે આ વાત કરવાનું પરિણામ એ આવશે કે અમો તમારા મિત્રને બદલે દુશ્મન થઇશું અમને તે વાત કહેવામાં કાંઇ અડચણ નથી પરંતુ તમો પણ અમારી પેઠેજ તે વાત સાંભળવાથી પરિણામને પામશો માટે જો તમો તમારા હાથે કરીને દુઃખનાદરિઆમાં પૂછવાની ઇચ્છા રાખતા હોતો અમારી પાસે તે વાતનો ખુલાસો કરવો. મેં કહ્યું કે તે બાબતમાં

મને ગમે તેમ થાય તેની હું કાંઈ પણ ચિંતા રાખતો નથી અને મને ગમે તેવું દુઃખ પડશે તો પણ તેનો લગાર પણ દોષ તમને નહીં આપું ત્યારે તેમણે કહ્યુ કે જો આવો તમારે કદાગ્રહ હોય અને દૃઢ વિચાર હોયતો અમને કહેવાને કાંઇ અડચણ નથી, પરંતુ અમે તમોને આજીજી કરીને છેવટ કહીએ છીએ કે તમો આ તમારી ખોટી હઠ જવાદો અને અમોને અપજશ ના આપો. વળી તમોને એટલું પણ કહીએ છીએ કે તમો અમારા જેવી દશાને પામશો. તમારી પણ જમણી આંખ કાણી થશે. અને ત્યાર પછી અમો તમોને પાસે રાખી શકીશું નહી કારણ કે અમો દશ કરતાં વધારે માણસો રહેતા નથી, માટે અમારે તમોને રજા અપાવી પડશે. તેથી અમારા દિલને ઘણું ખોટું લાગશે તેથી અમો તમોને કહીએ છીએ કે મેહેરબાની કરી આ વાત પડતી મુકો કે જેથી સૌ સુખી રહીએ એવી રીતે તે માણસોએ મને ઘણું ઘણું સમજાવ્યો પણ મેં તેમની વાત બીલકુલ માની નહીં અને મારી હઠ છોડી નહીં મેં કહ્યું જે બનવાનું હશે તે બનશે પરંતુ હું મારો વિચાર ફેરવી શકતો નથી.

પેલા માણુસોએ જોયું કે હું મારો વિચાર ફેરવતો નથી ત્યારે તેમાંનો એકજણ ઉઠ્યો અને લાચારીથી એક બકરો કાપ્યો અને તેનું ચામડું ઉતારી લઇ મને આપ્યું પછી કહેવા લાગ્યો કે આ છરી લ્યો અમો તમોને આ ચામડામાં શીવી લઇએ છીએ. તમો છરી લઇને અંદર બેસી રહેજો અને તમોને અહીં મુકી અમો ચાલ્યા જઇશું થોડીવાર પછી એક ઘણુંજ મોટું જાનવર ( પક્ષી ) આ જગ્યાપર આવશે અને તમોને બકરો જાણીને ઉપાડી જશે. પણ તમો લગારે ડરશો નહીં, એ પક્ષીનું "રોક" એવું નામ છે. તમોને લઈ આકાશમાં ઉડી જશે અને એક મોટા પર્વતના શિખર ઉપર લઇ જઈ તમોને મુકશે તમોને તે પંખી જેવું જમીન ઉપર મુકે કે તરતજ તમો આ છરીથી ચામડું ચીરી બહાર નીકળી જજો એટલે તે પંખી તમને જોઇ ત્યાંથી ઉડી જશે, અને ત્યાંથી નીકળી તમો તરતજ ચાલવા માંડજો, અને કોઇ ઠેકાણે ઉભા રહેશો નહીં તેમ ડરશો પણ નહી તમો ઘણે દુર જશો એટલે એક કિલ્લો આવશે. તે કિલ્લા ઉપર ભીંતોને સોનાનાં પતરાં જડેલાં હશે અને તેના કાંગરા ઉપર હીરા માણેકનો જડાવ કરેલો હશે તે કિલ્લામાં તમે પેસજો તેની અંદર પેસતાં લગાર પણ ડર ખાશો નહિ ત્યાં ગયા પછી શું થશે તે અમો તમોને કહેતા નથી પણ એટલું તો કહીએ છીએ કે અમોએ અમારી આંખ ત્યાં ખોઇ છે. અને અમો આ રીતે બોલીએ છીએ કે અમારા અવિચારીપણાનું આ ફળ છે તે શબ્દો યાદ રાખજો તમો કિલ્લામાં જશો એટલે તમને સઘળું સમજાશે હવે અમારી હકીકત અમો બંધ કરીએ છીએ જો સઘળી હકીકત કહેવા બેસીએ તો કયારે પણ પાર આવે નહિ જો ત્યાં જવાની તમારી મરજી હોય તો તૈયાર થાઓ.

હું આ વાત સાંભળી વિચાર કરવા લાગ્યો કે મને નુકસાન તો થશે પરંતુ તેની કાંઇ દરકાર નહીં. આ બધો બનાવ જોવો તો જોઇએ. એમ વિચારી તૈયાર થયો. એટલે તે લોકોએ મને પેલા બકરાના ચામડામાં શીવી લીધો અને મને તે જગ્યાપર મુકી પેલા દસે માણસો ત્યાંથી પોતાના સ્થાને જતા રહ્યા. થોડીવાર થતાં એક મોટું પક્ષી આવ્યું તે પક્ષીને હું દેખતો નહોતો પરંતુ તેની પાંખોના સુસવાટથી મને લાગ્યું કે આ પંખી ઘણું મોટું લાગે છે. એમ સુસવાટ થયા પછી થોડીવારમાં મને ઉપાડયો. અને સપાટાબંધ આકાશ માર્ગે ચાલ્યું. થોડીવારમાં એક પર્વતની ટોચ ઉપર જઇ બેઠું. બેસતાંજ મેં પેલા લોકોના કહેવા પ્રમાણે મારા હાથમાં આપેલી છરી વડે પેલું ચામડું ચીરી નાંખ્યું અને તરતજ તેમાંથી બહાર નીકળ્યો મને જોઇ પેલું રોક પંખી બીકનું માર્યું ઉડી ગયું એટલે હું ત્યાંથી ચાલવા માંડયો ચાલતાં ચાલતાં પેલા લોકોની કહેલી નિશાનીવાળો કિલ્લો આવ્યો એ કિલ્લો કેટલેક દુરથી દેખાતો હતો અને એટલી શોભા આપતો હતો કે ગમે તેવા માણસને તે જોવાનું મન થાય, તે કિલ્લો જોતાં હું ઘણો ખુશી થયો, અને પેલા લોકોનો ઉપકાર માનવા લાગ્યો હું તે કિલ્લા નજીક આવ્યો ત્યારે તેમના કહેવા પ્રમાણે તેની ભીંતોએ સોનાનાં પતરાં જડેલાં હતાં અને કાંગરા ઉપર હીરા માણેક જડેલાં હતાં તે કિલ્લાના દરવાજા ઉઘાડાજ હતા હું તેની અંદર દાખલ થયો અને તેની શોભા જોતો ચારે તરફ નજર ફેરવતો ચાલ્યો. ચાલતાં ચાલતાં એક મોટો ચોક આવ્યો એ ચોકને નવાણું દરવાજા સુખડના હતા અને એક દરવાજો તદ્દન સોનાનો હતો તે દરેક દરવાજામાં થઇને નીકળાએ તો જુદી જુદી જગ્યાએ

જવાતું, પરંતુ મને તે બાબત કંઇ પણ ખબર પડી નહીં કે કયા દરવાજેથી કયે ઠેકાણે જવાય છે. વળી દરેક દરવાજા આગળ મેડા ઉપર ચડવાની નીસરણીઓ એવી સરસ બનાવેલી હતી કે તે જોઇને હું ઘણો અજાયબ થયો. હું થોડીવાર સુધી ત્યાં ઉભો રહ્યો કારણ કે મારે કયા દરવાજામાં પેસવું તેની મને કાંઇ સુજ પડી નહી છેવટે જે દરવાજો મારા સામો હતો તેમાં હું પેઠો.

હું જેવો અંદર પેઠો તેવુંજ એક દિવાનખાનું આવ્યું.'આ દિવાનખાનું એવું મોટું અને શોભાવાળું હતું કે પેહેલાં તો તે જોઇને મારી આંખોજ મીંચાઇ ગઈ, તે દિવાનખાનામાં હું લગાર આઘો ગયો,તો ત્યાં આગળ કેટલીક સ્ત્રીઓ બેઠેલી મારા જોવામાં આવી, તે દરેક પોતપોતાના આસન ઉપર જુદી જુદી બેઠેલી હતી પરંતુ જોનારને તરત માલમ પડતું કે આ સ્ત્રીઓની સંખ્યા ૪૦ ની છે તે સ્ત્રીઓનું રૂપ, તેઓએ પેહેરેલું કિંમતી ઘરેણું તથા પોશાક વગેરે જોઇને હું મૂર્છા ખાવાની તૈયારીમાં હતો, પણ મેં ઘણી હિમ્મત રાખી અને સ્તબ્ધ થઇ ઉભો મારાથી આગળ ચાલી શકાયું નહીં. એટલામાં તો તે ચાલીસે સ્ત્રીઓ ઉભી થઇ અને એકદમ મારી સામે આવી. કોઇ મારા પગ દબાવા લાગી ;કોઈ મારાં ઓવારણાં લેવા લાગી. કોઇ મને પવન નાંખવા લાગી; હું તો આ જોઇને અચરજ પામ્યો, તેની સાથે ડરવા પણ લાગ્યો કે ન હોય જો આ સ્ત્રીઓ મને કાંઈ કપટથી આ પ્રમાણે કરતી હોય. એમ હું વેહેમ ખાતો હતો એટલામાં તે સઘળી સ્ત્રીઓ પાછી ટોળે મળી ગઇ અને તેમાંની એક સ્ત્રી કહેવા લાગી કે હે ખાવિંદ ! અમો આપના આવવાની જોઇ રહ્યાં હતાં, આજ અમારી આશા સફળ થઇ અમારા હરખનો પાર રહ્યો નથી. અમોને તમારા દર્શનથી એટલો આનંદ થાય છે કે તે મોઢે કહી શકાતો નથી હવે અમારા સુખની ઘડી આવી. એક સ્ત્રી એટલું બોલી ચુપ રહી, ત્યારે બીજી સ્ત્રી બોલી કે હે નામદાર ! અમો ચાલીસે સ્ત્રીઓ આપની હજુરમાં છીએ. અને આજની ઘડીથી આ અમારૂં શરીર તમોને અર્પણ કરીએ છીએ તે સ્વીકારો, આ પ્રમાણે દરેક સ્ત્રીએ મારી પ્રશંસા કરી મને એક મોટા સિંહાસન ઉપર બેસવા કહ્યું પણ હું લગાર વિચાર કરવા રહ્યો ત્યારે તે સ્ત્રીઓ બોલી કે અરે બાદશાહ તમો વિચાર શું કરોછો અમો સઘળી તમારી સ્ત્રીઓ છીએ અને તમો અમારા ખાવિંદ છો. માટે આ આસન ઉપર બેસી જાઓ. એમ કહી તેમણે મને ઉચકીને ત્યાં બેસાર્યો. હું તો ઘણોજ અજાયબ થયો અને વિચારવા લાગ્યો કે આવી એક પણ સ્ત્રીનાં સ્વપ્નામાં પણ દર્શન થવાં દુર્લભ, તો તેને તો તેવી ચાલીસ સ્ત્રીઓએ પોતાનો પતિ કરી બેસાડયો તો આ મારૂં ભાગ્ય આજે ખુલ્યું એમ જણાય છે. ખરેખર ! આ સઘળો પેલા દશ માણસોનો ઉપકાર છે; મારી જીંદગીના સઘળા બનાવો કરતાં મારા રાજપાટ ભોગવવા કરતાં મને આ જગ્યાનો આનંદ અને સુખ તો હું મારા મનમાંજ સમજી શકું. જ્યાં હું તે આસન ઉપર બેઠો કે ચાલીસે સ્ત્રીઓ મારી ચાકરીને માટે જુદા જુદા કામે મંડી ગઇ. એક જણી પાણી ઉનું મુકવા લાગી, તો બીજી ન્હાવાની સામગ્રી તૈયાર કરવા મંડી ગઈ, ત્રીજી મારે સારૂ ઉંચી જાતનો પોશાક લાવવા રોકાઈ. કોઈ સારાં સારાં અત્તર ફુલેલ એકઠાં કરવા લાગી. કોઈ તો આનંદમાંને આનંદમાં ગાવા લાગી આ પ્રમાણે જોઈ હું તો દેવલોકના ઇંદ્રનું સુખ માનવા લાગ્યો કે આતે શું ? આ સ્ત્રીઓની સેવા ચાકરી કરવાનું પણ જે પુરૂષનાં પૂરાં ભાગ્ય હોય તેને મળે, તો મારે તો આવી ચાલીસ સ્ત્રીઓ સેવામાં હાજર રહી છે, તો હું મારા આ હરખનો ઉભરો કોને જણાવું. જ્યારે ન્હાવાનો સામાન એકઠો કરી રહી, ત્યારે તેમાંની એક સ્ત્રીએ આવી મને ન્હાવા માટે ઉઠાડયો. હું ન્હાવાના હમામખાનામાં જઇ બેઠો. એટલે તેઓ મને વારાફરતી ચોળી મસળીને ન્હવરાવવા લાગી તે પણ એવી ઉલટથી કે અમો કોઇ રહી જઇએ નહીં એવી રીતે ન્હવરાવ્યો કે મારો સઘળો થાક ઉતરી ગયો, ન્હાયા પછી મને પોશાક પેહેરવા આપ્યા. તે મેં પેહેર્યો, જ્યારે પોશાક પેહેરી હું ઉભો થયો ત્યારે તો તેઓને મારા ઉપર એટલો પ્રેમ ઉપજ્યો કે તેઓ એકે અવાજે ખુશીના અવાજે પોકારવા લાગી. પછી તેઓ મારા માટે ખાવાનું લાવી અને મને ખવરાવ્યું, ખાઇ રહ્યા પછી મને તેઓએ દારૂ આપ્યો તે મેં પીધો.આ સઘળું કરતી વખતે તે ચાલીસે સ્ત્રીઓ મારી આસપાસ હતી. ખાવાનું કામ પુરૂં થઇ રહ્યા પછી અમો આરામ લેવાના દિવાનખાનામાં ગયાં ત્યાં એક મખમલના રત્નજડીત ગાલીચા ઉપર મને બેસાડયો. અને મારી

આસપાસ તે ચાલીસે સ્ત્રીઓ કુંડાળું થઈ બેઠી પછી તેમાંની એક બોલી કે. હે ખાવિંદ! તમો તમારી મુસાફરીની સઘળી હકીકત યથાસ્થિત કહો, પછી મેં મારી સઘળી હકીકત એવી છટાથી કહી સંભળાવી કે તેઓ પણ અજાયબ થઇ ગઇ, અને કહેવા લાગી કે અમોએ કોઇની આવી અજાયબ ભરી હકીકત સાંભળી નથી. પછી દિવસ આથમ્યો એટલે તેમાંની કેટલીક સ્ત્રીઓ ઉઠી અને રોશની કરવા લાગી. અને થોડીવારમાં રોશનાઇ એવી કરી કે દિવસ કે રાતની ઓળખાણ પડે નહીં. પછી ફરીને ખાવાની વખત થઈ એટલે તેઓ મેવા, મીઠાઇ મુખવાસ વગેરે ખાવાનું લાવી તે અમોએ ખાધું. એટલે તેમાંની કેટલીક જૂદી જૂદી જાતનાં વાજિંત્ર લઇ આવી. અને બીજીના હાથમાં આપ્યાં. અને નાટક કરવા લાગી. કોઇ વાજીંત્ર વગાડે અને કોઈ નાચવા તથા ગાવા લાગી. મને આ વખતે એવું લાગ્યું કે જાણે ઇંદ્રપુરીમાં બેઠો છું. એવી રીતે નાચ કરતાં કરતાં મધરાત ગઇ ત્યારે તે સ્ત્રીઓ કહેવા લાગી કે આજે તમોને મુસાફરી કરવાથી થાક લાગ્યો હશે માટે સુઇ જાઓ તમારા માટે પલંગ બીછાવ્યો છે. માટે તૈયાર થાઓ હું ઉઠયો એટલે એક સ્ત્રી મારી સાથે આવી મને એક ઘણાજ સરસ દિવાનખાનામાં લઈ ગઇ, અને બીજી સ્ત્રીઓ પોત-પોતાની જગ્યાએ ચાલી ગઇ, હું તે દિવાનખાનામાં જઈ સુતો અને પેલી સ્ત્રીની સાથે આખી રાત ગુજારી; સવારે હું મારો પોશાક પેહેરી તૈયાર થતો હતો એટલામાં પેલી સ્ત્રીઓમાંથી બે સ્ત્રીઓ મારી પાસે આવી, તે સ્ત્રીઓએ એવો પોશાક પેહેર્યો હતો કે આગલા દિવસનો પોશાક તો તેની આગળ કાંઇ પણ હિસાબમાં નહોતો તેઓ આવી મને ન્હાવાના હમામખાનામાં લઇ ગઇ અને આગલા દિવસની માફક મને ન્હવરાવ્યો, ખવરાવ્યું, અને મારી બરદાસ કરી, આવી રીતે તે સ્ત્રીઓ વારાફરતી મારી પાસે રહી મને મોજમજા આપવા લાગી, અને તેઓ એક એકથી મારી ચાકરી વધારે કરત. હતાં.

આવી રીતે મોજમજામાં મારું એક વર્ષ વીતી ગયું, તેની મને કાંઇ પણ ખબર રહી નહીં, અને કાલેજ આવ્યો છું એમ લાગ્યું. જ્યારે વરસ પુરું થયું ત્યારે તે સઘળી સ્ત્રીઓ ઉદાસી ચેહેરે મારી સામે આવતી દેખાઇ. મેં તેમના સામું જોયું તો તેઓ સઘળી પોતાના હાથમાં રહેલા રૂમાલથી પોતાનાં આંસુ લોતી લોતી આવતી હતી. હું પણ તે જોઇ દિલગીર થયો. અને એનું શું કારણ હશે તે જાણ-વાને આતુર થયો. એટલામાં તે સ્ત્રીઓ મારી પાસે આવી દરેક મને ભેટવા લાગી, અને મને કહેવા લાગી કે હે દિલોજાન ખાવિંદ હવે તમારો તથા અમારો આ છેલ્લો સમાગમ છે. હવેથી અમો તમારી પાસેથી જૂદાં પડીએ છીએ.

આ બનાવ તથા બોલવું સાંભળી મારી દિલગીરીનો પાર રહ્યો નહીં. અને હું વિચાર કરવા લાગ્યો કે શું મારાથી તેમનું કાઇ અપમાન થયું હશે કે કાંઇ ગુનો મેં કર્યો હશે કે જેથી આ મારા સુખનો અંત આવે છે? મેં તેમને કહ્યું કે હે સ્ત્રીઓ મેહેરબાની કરી મને તેનું કારણ જણાવો, જો મારાથી તમારૂં કાંઈ અપમાન થયું હોય, અથવા તમારી સાથે વર્ત્તવામાં તમને કાંઇ ખોટું લાગ્યું હોય, તો તે પણ મને જણાવો તો હું તમારી આગળ માફી માગું. પરંતુ તમો જલદી મને કારણ જણાવો કે મારા મનને સંતોષ થાય. તે જાણવાને મારૂં મન ઘણુંજ અધીરૂં થઈ ગયું છે તે સાંભળી પેલી સ્ત્રીઓ બોલી કે હે બાદશાહ તમો જે કાંઈ કારણ જણાવો છો, તેમાંનું કાંઇપણ નથી. એટલું કહેતામાં તો તેઓ રોઇ પડી અને બોલવા લાગી કે અરે કિરતાર અમારો તમારી સાથે સમાગમ ન થયો હોત તો પણ સારૂ, જે સુખ અને વૈભવ તમારી સાથે રહી ભોગવ્યો છે: તે અમોને હવે તમારા વિયોગથી બહુ દુઃખ કર્ત્તા થઇ પડશે, અને આ વિયોગ પડવા કરતાં અમારૂં મરણ થાય તો પણ અમે ખુશી છીએ. તમારા પેહેલાં અહીંઆં કેટલાક માણસો આવી ગયા પરંતુ તમારી સાથેના સમાગમથી અમો એટલાં ખુશી અને સંતોષ પામ્યાં છીએ કે આ તમારો વિયોગ અમને ગર્ભસ્થાનના ઘાની પેઠે સાલે છે. અને એમ થાય છે કે હવે અમે શી રીતે જીવી શકીશું. તમારી જુવાની, તમારૂં ડહાપણ, ઉદારતા તથા અમારી સાથેનો પ્યાર જેમ જેમ સાંભરી આવે છે, તેમ તેમ અમારી આંખોમાંથી આંસુ ચાલ્યાં જાય છે. અને છાતીમાં ઘા વાગે છે, અમો તમોને ઘણું શું કહીએ, એમ કહી તે સઘળી મોટા અવાજે રડવા લાગી; આ જોઈ મને પણ આંખોમાંથી આંસુ ... લાગ્યાં અને તેમને કહેવા લાગ્યો કે હે વ્હાલી સ્ત્રીઓ મને આ

બાબતનું કારણ તો જણાવો; જો મને થોડીવારમાં તમો નહીં જણાવો તો આ મારો પ્રાણ નીકળી જશે માટે મારા ઉપર તમારો કાંઈપણ પ્યાર હવે રહ્યો હોય તો મને જલદી તેનો ભેદ સમજાવો, ત્યારે તે બોલી નામદાર અમારે બીજું કાંઈ કારણ નથી. પરંતુ તમારે અમારે વિયોગ થશે તેજ છે. અને આપણે હવે કદી જન્માંતરમાં પણ મળનાર નથી. ત્યારે મેં તેમને કહ્યું કે ફરી નહીં મળાય તેનું કારણ? તે બોલી કે, હવે અમારા ગયા પછી અમો તમોને કહીએ તે પ્રમાણે વર્ત્તવામાં તમો તમારૂં મન કબજે રાખી શકો તો પાછા આપણે મળવામાં કાંઈપણ અડચણ આવે નહીં પરંતુ તમો તે પ્રમાણે વર્ત્તો એમ અમોને લાગતું નથી, ત્યારે મેં તેઓને કહ્યું કે તમો જે હકીકત કહો છો તેમાં મને કાંઇ સમજણ પડતી નથી માટે તમો સઘળી હકીકત ખુલ્લી રીતે કહો, ત્યારે તેમાંની એક બોલી કે અમો બધી એક બાદશાહની શાહજાદીઓ છીએ, ને અહીંઆં અમો અમારી જીંદગી તમોએ જોઇ તે રીતે ગુજારીએ છીએ પણ દર વરસે અમારે ચાલીસ દીવસ અહીંથી જવું પડે છે. અમો એવી સરતથી બંધાએલાં છીએ કે અમારે ગયા વગર ચાલેજ નહીં. અને તે શાથી જવું પડે છે. તેનો ખુલાસો અમારાથી તમોને કરી શકાય તેમ નથી, અને તે પ્રમાણે અમારે ગઈ કાલે વરસ પુરૂં થયું છે, તેથી જવું પડે છે, આ અમારી દિલગીરીનું મોટું કારણ છે, અમો ચાલીસ દિવસે પાછાં આ જગ્યાપર આવીશું. હવે તમને કહેવાનું એ કે અમોએ તમોને આજ સુધી અમારા ખાવિંદ તરીકે ગણ્યા છે તો આ મેહેલ વીગેરે જે કાંઇ છે તે સઘળું તમારૂં જ છે, તેથી અમો આ મેહેલની કુંચીઓ તમોને સ્વાધીન કરીએ છીએ, અમારા ગયા પછાં તમો અહીંજ રેહેજો, અને આ સો કુંચીઓથી સો દરવાજા ઉઘડશે. તે દરેક દરવાજો ઉઘાડતાં તેમાંથી તમોને તમારૂં દિલ ખુશ થાય એવું ઘણું જોવાને મળશે, પરંતુ અમો તમોને કરગરી કહીએ છીએ કે, જો તમો તમારૂં પોતાનું હિત ચાહતા હો, ફરીથી અમોને મળવાની ઇચ્છા રાખતા હો, તો આ સોનેરી દરવાજો ઉઘાડશો નહીં, જો તમો તે દરવાજો નહીં ઉઘાડો તો ચાલીસ દિવસે પાછો તમારો તથા અમારો સમાગમ થશે. અને પાછું એક વર્ષ આપણે તેવીજ રીતે આનંદમાં ગુજારીશું, પણ અમોને એમ નથી લાગતુ કે તમો અમારા કહેવા પ્રમાણે તમારૂં મન કબજામાં રાખી શકો. તમારા પેહેલાં જે જે માણસો આવી ગયા. તે સઘળામાંથી એક જણે પણ અમારી આ સરત પાળી નથી. અને તે અમોને કદી પાછા મળ્યા નથી, તો તમો પણ તે સરત નહીં પાળો એવી અમારી પુરેપુરી ખાતરી છે. તેથી અમો તમોને વારંવાર આજીજી કરીને કહીએ છીએ કે જો તમો આ દરવાજો ઉઘાડશો તો તમો પોતાના હાથે કરી પોતાનું સુખ ગુમાવશો અને અમોને પણ દુઃખકર્ત્તા થઇ પડશો. જો કે તે બાબતમાં ઘણો ગેરફાયદો તમને છે, તો પણ અમારો તમારા ઉપર ઘણો પ્યાર છે. તેને લીધે તમોને આટલું બધું કરગરીએ છીએ, અમો તમોને તે દરવાજાની કુંચી ન આપીએ, પરંતુ તેમ કરવાથી તમારૂં અપમાન થાય. તેથી અમો તમોને કુંચી આપીએ છીએ, તો તમો આ સઘળી વાત ધ્યાનમાં રાખજો, અને તે દરવાજો ઉઘાડવાની સ્વપ્નામાં પણ ઇચ્છા રાખશો નહીં.

એટલું બોલી તેઓ બંધ રહી મને પણ તેમનું કહેવું બરોબર લાગ્યું અને તે કબુલ કરવાનું મારા મન સાથે નિશ્ચય કરી કહેવા લાગ્યો, કે હે સ્ત્રીઓ જેટલો પ્યાર તમો મારા ઉપર રાખો છો. તે કરતાં પણ વધારે પ્યાર તમારા ઉપર હું રાખું છું, તમો આતો શું પણ એથી વધારે કડણ સરત કરો તે પણ પાળવાને હું તૈયાર છું. અને તમો તે બાબત નિશ્ચિંત રહેજો, તેમાં મને પોતાને પણ ઘણો ફાયદો છે. અને તમારૂં કહેવું હું ઘણા ઉપકાર સાથે કબુલ કરૂં છું. એમ કહી મેં તેમને કહ્યું તમે ખુશીથી જાઓ, ત્યારે તેઓ મને છેલ્લીવાર ભેટવા આવી અને ઘણી દીલગીરી સાથે છેલ્લી સલામ કરી ચાલી. ચાલતાં ચાલતાં પણ કહેતી ગઇ કે હે શાહજાદા અમારા આ કહેવાનો બરોબર ઉપયોગ કરજો અને લગાર પણ ગફલત રાખશો નહીં, તેમાં તમને તથા અમને બન્નેને ઘણો ફાયદો છે. માટે તમારા મન ઉપર તમો બરોબર કબજો રાખજો. એટલું કહી તે સઘળાં જૂદાં પડયાં. અને પેલી કુંચીઓ મારા હાથમાં આપતાં ગયાં.

તેમના ગયા પછી કેટલીક વાર સુધી તો હું ઉદાસીમાંજ બેસી રહ્યો અને મને કાંઇપણ સુઝ પડી નહીં કેટલાક દિવસ તો મેં એમને એમ ઉદાસીમાંજ ગુમાવ્યા. હું જાણતો હતો કે તે ચાળીસ દિવસ પછી આવવાની છે તો પણ મને તેટલા દિવસ કાઢવા તો એવા લાગ્યા કે, આખો જુગ ચાલ્યો જાય તે કરતાં આ ચાળીસ કાઢવા મને ઘણાજ દુઃખદાયક લાગ્યા. હું આ સ્ત્રીઓની સાથે જે એક વર્ષ રહ્યો તે અરસામાં તો તેઓએ મને પ્યારમાં તેમજ તેમની ખરદાસમાં એવો લીન કરી નાંખ્યો હતો કે મને આ મેહેલ જોવાની તેમજ કંઇ પણ વાત પુછવાની મને સુઝ પડી નહીં, ફક્ત એક તેના પ્યાર સિવાય બીજું કાંઇપણ મારા અનુભવવામાં આવ્યું નહોતું. તેથી આ મેહેલના દરવાજા ઉઘાડી મને તે જોવાની ઇચ્છા થઇ; તો પણ આ સ્ત્રીઓની મારી સાથેની વર્તણુંક, તેઓના હાવભાવ વગેરે ઘડીએ ઘડીએ યાદ આવી મારી છાતીમાં વજ્રના જેવા ઘા વાગવા માંડયા, અને તેનાથી થયેલી દીલગીરી મારા મનને ઘણો જ કલેશ પમાડવા લાગી તો પણ પાછો હું મારા મનને સંતોષ અને દિલાસો આપવા લાગ્યો કે જો હું આ સોનાના દરવાજા વાળો ઓરડો નહીં ઉઘાડું તો ચાલીસ દિવસે મારે સમાગમ થશે એમ દિલાસો આપી હું મારા હાથમાં કુંચીઓ લઈ ફિરયો, અને મેં પહેલો દરવાજો ઉઘાડયો, તેમાં પેશી અંદર જોઉં છું તો એક બાગ જોયો. આ બાગ એવો સુંદર હતો કે તેને કોઇની ઉપમા આપી શકાય નહીં, તે બાગની અંદર દુનિઆનાં સઘળી જાતનાં ઝાડ, ફળ ફળાદિ, મેવા, વગેરે પાકતું હતું. દરેક ઠેકાણે લીલાં ઝાડોપર પંખીઓ કલ્લોલ કરતાં હતાં, પાણીનાં ઝરણું ખળખળ વેહેતાં હતાં, ફળફળાદિ વગેરે ભોંય પડેલું હતું તેમાંનાં કેટલાંક એવાં સ્વાદિષ્ટ હતાં કે મેં મારા જન્મારામાં તેવાં ચાખ્યાં પણ નહીં હશે; વળી તેની અંદર પક્ષીઓ પણ જાત જાતનાં એવાં હતાં કે મેં દીઠાં પણ નહીં હતાં; આ સઘળાં ઝાડોને હંમેશાં પાણી પુરું પાડવામાં આવતું હતું. ટુંકામાં એટલું કે આ બાગ જોતાં કેટલીકવાર સુધી તો હું તે પરીઓની સાથે થએલા વીયોગનું દુઃખ ભુલી ગયો એવી તેની રચના હતી.

આ બાગમાંથી નીકળવાનું મારૂં મન થયું નહીં પરંતુ મેં વિચાર કર્યો કે આ કિલ્લાની રચના એવી ઘણી સરસ લાગે છે, એક એકનાથી સુંદર વસ્તુઓ છે. અને આ દરવાજા કરતાં બીજા દરવાજામાં કાંઇક વધારે જોવાનું હશે એમ ધારી મેં આ દરવાજો બંધ કર્યો. અને તેની જોડેનો બીજો દરવાજો ઉઘાડવા ગયો. તે દરવાજા આગળ જતાં મને એવી ખુશબો આવવા લાગી, કે તે દરવાજો ઉઘાડવા મને ઘણીજ ઉતાવળ કરવી પડી, જેવો તે દરવાજો ઉઘાડયો, તો તેમાં ફુલનાં જૂદી જૂદી જાતનાં ઝાડ એવાં ખીલી રહ્યાં હતાં કે તેની ગણત્રી પણ મારી આંખેથી થઇ શકી નહીં. જૂદા જૂદા રંગનાં ફુલ ખીલી રહ્યાં હતાં અને તેની સુગંધી ચારે પાસ એવી પ્રસરી રહી હતી કે, ગમે તેવો દુઃખીઓ અથવા શરીરના રોગવાળો માણુસ હોય તો પણ તે બે ઘડી આનંદ પામે.

ત્યાર પછી મેં ત્રીજો દરવાજો ઉઘાડયો, તો તેની અંદર પંખીઓનાં પાંજરાં રત્નજડિત હતાં, તેમાં જૂદીજૂદી જાતનાં મનુષ્યની ભાષા બોલનારાં પંખીઓ હતાં, અને તેઓનાં ઘણાં સુંદર ગાયનો તથા અવાજ સાંભળવામાં આવતાં હતાં, વળી બીજાં પણ જૂદાજૂદા દેશનાં પંખી રાખવામાં આવેલાં હતાં, એવાં પંખીઓ મારા જન્મારામાં પણ કદી જોયાં નહીં હતાં, મોટી અજાયબી એ હતી કે આ સઘળાં પંખીની સાર સંભાળ વાસ્તે કોઇ માણુસ ત્યાં નહોતું, અને સ્વચ્છતા તથા ગોઠવણ એવી હતી કે ઘણા નોકરોથી પણ તે કામ ન થઈ શકે. આ દરવાજા ઉઘાડતાં એક એકનાથી વધારે ચઢીઆતા જોઇ મારૂં દિલ છક થઇ ગયું.

આ વખતે દિવસ આથમવા આવ્યો હતો તેથી મેં એ દરવાજો બંધ કરી દીધો, અને બીજા દરવાજા બીજે દિવસે જોવાનો વિચાર ગખ્યો, પરંતુ બીજે દિવસ મને આવવો ઘણો મુશ્કેલ થઈ પડયો જે દરવાજા જોયા હતા. તે દરવાજા સ્વપ્નમાં પણ મારી આગળ આવી ખડા થયા. અને હું તેમાં ફરવા લાગ્યો અને આ દરવાજા જોવાની લેહેમાં પેલી સ્ત્રીઓના વિયોગનું દુઃખ તો ભૂલીજ ગયો.

બીજો દિવસ થતાં સવારમાં હું વેહેલો ઉઠયો અને પોશાક પેહેરી ચોથો દરવાજો ઉઘાડયો, તો તેની અંદર ચાલીસ દરવાજાની એક મોટી હવેલી હતી, અને તેના દરવાજા બધા ઉઘાડા હતા. આ હવેલીમાં

ખજાનો રાખવામાં આવ્યો હતો. હું અંદર ગયો અને જોઉં છું તો પ્રથમ ઝવેરાતના ઢગલા દીઠા. દુનિઆ ઉપર જેટલું ઝવેરાત થાય છે. તે દરેકના જુદા જુદા અને મોટા ઢગલા કર્યા હતા, તેમાં હીરા માણેકના ઢગલા તરફ નજર કરતાં તેજથી મારી આંખો અંજાઇ ગઇ, ત્યાર પછી આગળ ગયો તો દુનિઆ ઉપર જેટલી જાતના સિક્કા બને છે, તેટલી જાતના એટલા બધા હતા કે બીજા રાજાઓના આખા ભંડારમાંથી પણ એટલા સિક્કા નીકળી શકે નહીં. આવી રીતે આ દરવાજામાં સઘળે ઠેકાણે ધન સિવાય બીજું કાંઈ હતું નહીં, અને તે એટલું હતું કે દુનિઆના સઘળા રાજાઓનું ધન એકઠું કરીએ તો પણ તેના જેટલું થાય નહીં, વળી તે દરેક જૂદું જૂદું ગોઠવવાની કારીગરી તથા તે ભરવાનાં સાધનો પણ એવાં હતાં, કે તે મનુષ્ય લોકનાં બનાવેલાં હશે કે કોઇ દેવતાનાં બનાવેલાં હશે, તેનો વિચાર કરવો પણ મુશ્કેલ થઇ પડે, આ જોઇ હું મારા મનમાં ઘણોજ આનંદ પામ્યો કારણ કે આ સઘળા કિલ્લાનો માલિક તે બાઇઓએ મને કરેલો હતો, તેથી તે બધું મારૂં જ હતું. આ વિચાર કરતાં મને એટલો આનંદ થયો કે તે હું મોઢે કેહેવાને શક્તિવાન નથી.

એ પ્રમાણે ઓગણચાલીશ દિવસ થતાં મેં નવાણું ઓરડા જોઇ લીધા. ત્યાં સુધી પેલો સોનાનો દરવાજો જોવાનો મારો બિલકુલ વિચાર નહીં હતો, ઓગણચાલીસ દિવસ થયા હતા અને બીજે દિવસે પેલી સ્ત્રીઓ આવવાની હતી, તે હું જાણતો હતો; તેમજ આ ઓરડો ઉઘાડવામાં કેટલું જોખમ છે તે પણ જાણતો હતો છતાં એક દિવસ હું મારૂં મન કબજામાં રાખી શક્યો નહીં, અને તે દરવાજો ઉઘાડવા સંબંધી મનમાં અનેક પ્રકારના વિચારો આવવા લાગ્યા, અંતે હું મારૂં પોતાનુંજ નશીબ ફોડવાને ઉભો થયો. પરંતુ પેલી સ્ત્રીઓની સખત મનાઇનું સ્મરણ થવાથી વળી બેશી ગયો. વળી પાછા વિચારો કરવા લાગ્યા કે એ ઓરડામાં શું હશે? ગમે તેમ થાય પણ જોવું તો ખરૂંજ એમ વિચારી પાછો ઉભો થયો, અને દરવાજા તરફ ચાલ્યો, એટલામાં વળી એવો અવાજ મારા કાને આવ્યો કે અરે ભલા માણસ તું હાથે કરી દુઃખના દરિઆમાં કેમ ડુબે છે? છતી આંખે દીવો લઇને કેમ કુવામાં પડે છે? આ અવાજ મારા કાને આવતાં મેં પાછું ફરી જોયું તો કોઈ મારા દેખવામાં આવ્યું નહીં, ત્યારે મેં મેહેલમાં ફરી જોયું તો પણ કોઇ દીઠું નહીં, અંતે મને લાગ્યું આતો મને ભણકારા લાગે છે; તો પણ હું થોડીકવાર બેઠો, હું મારો વિચાર ઘણો ફેરવવા ગયો, પરંતુ મારા કમનસીબે મારો વિચાર ફરવા દીધો નહીં, છેવટે હું નિશ્ચય કરી ઉઠયો કે ગમે તેમ થાય તો પણ હવે પાછા ફરવું નહીં, એમ ધારી કુંચીઓ લઇ ઉઠયો, અને ત્યાં જઈ દરવાજો ઉઘાડયો, ઉઘાડતાંજ કોઇ એવી જાતનો પવન મને લાગ્યો કે હું મૂર્છા ખાઇ ગયો; થોડીવારે મને શુદ્ધિ આવી, ઉઠી ઉભો થયો તો પણ હું ભાગ્યહીન સમજ્યો નહીં કે મને આ અપશુકન થાય છે, હું તેનો કાંઇ પણ વિચાર કર્યા વિના આગળ ચાલ્યો જેમ જેમ આગળ ગયો, તેમ તેમ સૂર્યનો પ્રકાશ ઓછો ઓછો આવતો હતો તેથી દિવસે પણ ઘણી સરસ અને સુગંધીદાર મીણબતીઓથી રોશની કરેલી હતી, તેની ખુશબો ઘણી સુંદર આવતી હતી. જેમ જેમ હું નજર ફેરવીને જોતો ગયો તેમ તેમ એવી સુંદર વસ્તુઓ મારા દેખવામાં આવી કે મને વધારેને વધારે જોવાનું મન થતું ગયું; આ જોતાં જોતાં મારી નજરે એક દેવાંશી કાળો ઘોડો જોવામાં આવ્યો, તે ઘોડાનું રૂપ જોતાં મનરંજન થઇ જતું હતું, અને ગમે તેને પણ તેના ઉપર બેસવાનું મન થયા વગર રહે નહીં. એવો તો સુંદર હતો. તેના ઉપર સામાન તથા લગામ તૈયાર હતાં, અને તે રત્ન જડિત હતાં, ત્યાં એક ચાબુક પડયો હતો તે હું હાથમાં લઇ તે ઘોડા ઉપર બેઠો, અને લગામ પકડી એક ચાબુક માર્યો. મને ખબર નહોતી કે આ ઘોડાને પાંખો હશે જેવો મેં ચાબુક માર્યો તેવોજ તે ઘોડો આકાશમાં ઉડયો, હું તેના ઉપર સાવચેતીથી બેઠો કેટલીકવાર તે ઘોડે આકાશમાં ચાલ્યાં કર્યું, પછી તે નીચે ઉતર્યો. અને એક કિલ્લાની અગાશીમાં આવી ઉભો તે વખતે તે ઘોડાએ પોતાનું શરીર એવી રીતે ધ્રુજાવ્યું કે હું તેના ઉપરથી નીચે પડી ગયો, કે તેણે મને પોતાના પુછડાથી એવો ફટકો માર્યો કે મારી જમણી આંખ ફુટી ગઇ, અને તે ઘોડો તે વખતે આકાશમાં ઉડી પોતાના સ્થાનકે જતો રહ્યો, હું ત્યાં પડયો રહ્યો, અને મારા અવિચારીપણાને ધિક્કારવા લાગ્યો, મારી આંખે મને બહુજ દુઃખ થવા લાગ્યું. તેથી તેના

ઉપર હાથ દઇને હું ચાલવા લાગ્યો, અને ઘણીવાર સુધી ચાલ્યો, ત્યારે એક કિલ્લો આવ્યો, મેં તે કિલ્લા તરફ તપાસીને જોયું તો જે પેલા દસ માણસ રહેતા હતા તેજ કિલ્લો હતો, હું તે કિલ્લામાં ગયો પણ તેમાં કોઇ માણસ નહોતું, તેથી થોડીવાર બેઠો એટલે પેલા દસ માણસો ત્યાં આવ્યા, અને મને જોઇ દિલગીર થયા, અને કહેવા લાગ્યા કે અરે ભાઇ! તમારી આ દશા થઇ તેનું સઘળું કારણ અમો છીએ ત્યારે મેં તેઓને કહ્યું કે તમો જે બોલો છો તે ગેરવાજબી છે, કારણ કે વાંક સઘળો મારોજ છે, કારણ કે પ્રથમથીજ મેં તમારી સાથે સરત કરેલી છે. હું આ દશાને પામ્યો તે મારા હઠીલા સ્વભાવને લીધે પામ્યો છું. તેમાં તમારો કાંઇપણ દોષ નથી. કારણ કે તે સઘળું તમોએ પ્રથમ જણાવ્યું હતું. તેઓ બોલ્યા કે તમારી શી હકીકત થઇ તે પૂછવાની અમારે જરૂર નથી કારણ કે અમોને તે સઘળો અનુભવ થઈ ચુકેલો છે હવે તમોને પણ સમજણ પડી હશે કે અમો રાત્રે જે વર્ત્તણુક ચલાવીએ છીએ તે ખરી છે કે ખોટી? માટે હવે તે બાબત તમે કાંઇ પણ પસ્તાવો કરશો નહીં. હવે જો તમો કહોતો બગદાદ શેહેર તરફ જવાનો રસ્તો બતાવીએ કારણ કે અમારા ટોળામાં તમોને રાખી શકાય તેમ નથી એ વાત અમોએ તમોને પ્રથમથી જણાવી છે; મેં તે ખુશીથી કબુલ કર્યું. ત્યારે તેમણે મને બગદાદ શેહેર જવાનો રસ્તો બતાવ્યો, એટલે હું તે તરફ પેલા દશ માણસોનો ઉપકાર માનતો ચાલવા લાગ્યો.

પેલો ફકીર એમ કહી પેલી સ્ત્રી ઝોબીદાને કેહેવા લાગ્યો કે હે સ્ત્રી હું ત્યાંથી મારાં કર્ત્તવ્યનો પસ્તાવો કરતો આગળ ચાલ્યો રસ્તે ચાલતાં મને ચાલીસ બાનુઓનું સુખ જેમ જેમ યાદ આવવા લાગ્યું તેમ તેમ મારી આંખમાંથી આંસુની ધારા ચાલતી હતી. હું જો મારૂં મન કબજામાં રાખી શક્યો હોત તો કેટલું સુખ ભોગવત. મેં જે સુખ ભોગવ્યું તેનો હજારમો ભાગ પણ હું મોઢે વર્ણવી શક્યો નથી. એમ હું ચાલતો ચાલતો આ બગદાદ શેહેરમાં આવી પહોંચ્યો. જ્યારે હું દરવાજામાં દાખલ થયો તેવાજ મને આ બે ફકીરો મળ્યા. મેં અતિશે શોકને લીધે મારાં દાઢી, મુછ બોડાવી ફકીરનો વેષ લીધેલો છે. અમો ત્રણે જણ ભેગા થઇ વિચાર કરતા હતા કે આપણે ઉતરવાનું ઠેકાણું શોધી કાઢી નિરાંતે આપણી હકીકત એક એકને પૂછી જોઇશું. એમ વિચારી શેહેરમાં ફરવા નીકળ્યા હતા, અને ફરતા ફરતા તમારા મકાનમાં આવી પહોચ્યા. તમોએ અમોને તમારા મકાનમાં રાખ્યા, તેને માટે અમો અંતઃકરણથી તમારો ઉપકાર માનીએ છીએ, એટલું બોલી તે ચુપ રહ્યો.

આ ત્રીજા ફકીરની હકીકત જ્યારે પુરી થઇ ત્યારે ઝોબીદા બોલી કે હે ફકીરો તમો ત્રણે જણ હવે ચાલ્યા જાઓ, ત્યારે તેઓ બોલ્યા કે હે નામદાર સ્ત્રી આ બીજા લોકોની હકીકત સાંભળવાની અમોને જીજ્ઞાસા છે માટે મેહેરબાની કરી તે લોકો પોતાની હકીકત કહે ત્યાં સુધી અમોને બેસવા દેવાની રજા આપશો. ઝોબીદાએ તેમની માગણી કબુલ રાખી પેલા ખલીફ તથા પ્રધાનને કહેવા લાગી હવે તમો તમારી હકીકત કહી સંભળાવો.

ખલીફ વગેરે તરફથી હમેશાં વજીર જવાબ આપતો તે પ્રમાણે તે બોલ્યો કે હે બાનુ! અમો મોસલના વેપારીઓ છીએ. અને અમો વેપારને સારૂ આવેલા છીએ, અમો અમારો માલ વેચવાને આ શેહેરમાં આવ્યા છીએ, અમારો સઘળો માલ અમારા આડતીઆના ઘરમાં મુકેલો છે, અમારી ઓળખાણવાળા બીજા ગૃહસ્થોએ અમને મીજબાની આપવાને બોલાવ્યા હતા. ત્યાં મીજબાની પુરી થયા પછી કેટલીક સ્ત્રીઓને બોલાવી હતી, આ મેળાવડામાં ઘણી રાત ગઈ હતી. અને દારૂની લેહેમાં ઘણી ગરબડ થવાથી કેટલાક સરકારી ચોકીદારો અમારા મકાનમાં દાખલ થઈ અમોને પકડવા આવ્યા. કેટલાકને પકડી લીધા અને અમો અમારી હોંશીઆરીથી તે લોકોની નજર ચુકાવી નાઠા અને આટલી રાત્રે કયે ઠેકાણે જવું તેની ચિંતા કરતા કરતા તમારા મકાન આગળ આવ્યા ત્યાં તમારા મકાનમાં દીવો જણાયો તેમજ ગાયનનો પણ ઘણો સારો રંગ લાગી રહ્યો હતો. તેથી બારણું ઠોકયાં ત્યારે તમોએ અમોને અંદર દાખલ કર્યા; આ હકીકત અમોએ તમોને દાખલ થતી વખતે કહી હતી. છતાં તમોએ ફરી કહેવાને હુકમ કર્યો તો કહી. તે સિવાય અમારી બીજી કાંઇ વધારે હકીકત નથી.

ઝોબીદાએ આ સર્વેની હકીકત સાંભળતી વેળાએ પેલા ત્રણ ફકીરો જે શાહજાદાઓ હતા તેમની ક-

કીકત સાંભળીને તો ઘણીજ અજાયબ થઇ ગઇ હવે આ લોકોને છોડી મુકવાનો તે વિચાર કરતી હતી તેટલામાં પ્રધાન બોલી ઉઠયો કે હે સ્ત્રી જેમ આ બીજા લોકોને તેં છોડી મુકવાનો હુકમ કર્યો તેમ અમોને પણ છોડી મુકવા જોઇએ, ત્યારે ઝોબીદા બોલી કે હું તે વિચારમાં છું. એમ કહી ઘણી ખીજાજની સાથે હુકમ કર્યો કે જાઓ હું તમોને સઘળાને છોડી મુકું છું, તમારે આ મકાનની અંદરથી ચાલ્યા જવું. આ તેનો મિજાજ જોઇ પેલા સઘળા લોકો ચુપ થઇ ગયા અને એકપણ અક્ષર બોલ્યા વગર ત્યાંથી ચાલ્યા ગયા.

રસ્તે ચાલતા પેલા ત્રણ ફકીરો એક તરફ ઉભા રહી વિચાર કરવા લાગ્યા કે હવે આપણે આટલી રાતે ક્યાં જઇશું ? તેનો વિચાર કરે છે અને રાજા તથા પ્રધાન ચાલ્યા જાયછે રાજા પ્રધાનને કહે છે કે આ ત્રણ માણસો ઘણા મહાન જણાય છે. તેમની હકીકત પણ નોંધી રાખવા લાયક છે આપણે તેમની ખરદાસ્ત કરવી જોઇએ. માટે તે લોકોને આપણા મકાનમાં લઇ જવા અને રાતની રાત રાખી સવારમાં દરબારમાં મારી હજુર દાખલ કરજે, અને તે દરેકનું જે જે દુઃખ છે તે દુર કરવા સંબંધી આપણુ કાંઇક વિચાર કરીશું. આ સાંભળી પલો પ્રધાન પાછો વળ્યો અને તેઓની પાસે આવી કહેવા લાગ્યો હે મુસાફરો ! તમો આટલી રાત્રે ક્યાં જશો. તમો અજાણ્યા છો અને આ શહેરમાં તમો કોઇને ઓળખતા નથી માટે અમારા મકાનમાં ચાલો અને સવારમાં તમારે જ્યાં જવું હોઉ ત્યાં જજો પેલા ફકીરો આ સાંભળી ખુશી થઇ તેમનો ઉપકાર માનવા લાગ્યા, અને પ્રધાનની પાછળ પાછળ ચાલ્યા સૌ રાજાના મહેલમાં ગયા. આ ત્રણ જણને સુવાના બીછાનાં કરી આપ્યાં. પ્રધાન પોતાના પલંગ ઉપર સુઈ રહ્યો અને રાજા પોતાની જગ્યાએ સુઈ રહ્યો.

આ બનાવ તથા આ સ્ત્રીઓની વર્તણુંક તેમજ પેલા ત્રણ શાહજાદાઓની હકીકત સંબંધી બાદશાહને ઉપરા ઉપરી વિચારો આવવા લાગ્યા, તેની સાથે **ઝોબીદા** વગેરે ત્રણ સ્ત્રીઓ કોણ હશે તે સઘળું જાણવાની પણ રાજાને ઘણી જીજ્ઞાસા થઇ અને ક્યારે સવાર થાય કે હું તેમને કચેરીમાં બોલાવું એવાને એવા વિચારોમાં રાજાને સુતા પછી બીલકુલ નિદ્રા આવી નહીં, અને સવાર થતાં વહેલો ઉઠયો, અને પોતાના નિત્ય કર્મથી પરવારી દરબારમાં આવી સિંહાસન ઉપર બેઠો.

રાજાના આવવા પહેલાં વજીર દરબારમાં આવી બેઠો હતો. બાદશાહે આવતાં વારને વજીરને કહ્યું કે આજે કયું કામ પહેલું કરવાનું છે તે તમે જાણો છો; આપણે રાતના બનાવ વીષે પ્રથમ કામ કરવાનું છે. માટે તમો ત્રણ સ્ત્રીઓને તથા તેમની પાસે રહેલા કુતરાઓને હાજર કરો અને પેલા ત્રણ ફકીરોને હુકમ આપો કે તેઓ જાય નહીં અને અહીંઆ હાજર થાય. મારે પેલી ત્રણ બાનુઓની સઘળી વાત જાણવાની ઇચ્છા છે, માટે તમો બીજું સઘળું પડતું મુકી મારા હુકમનો જલ્દી અમલ કરો. પ્રધાન બોલ્યો કે નામદાર બાદશાહ આપનો હુકમ માથે ચડાવું છુ. એમ કહી ત્યાંથી ઉઠયો અને પેલી ત્રણ સ્ત્રીઓને તેડવા માણસ મોકલ્યા અને કહેવરાવ્યું કે તમારી પાસે રહેલા કુતરાઓને લઇ તમો હાલ દરબારમાં હાજર થાઓ, પેલા ફકીરોને પણ કહેવરાવી દીધું કે તમારે દરબારમાં હાજર થવું.

પેલી ત્રણ સ્ત્રીઓ આ હુકમ સાંભળી મનમાં ડરવા લાગી કેરા જાએ આપણને શા સારૂ તેડાવ્યા હશે. અને આ કુતરાની વાત રાજાને કોણે કરી હશે. પેલા ત્રણ ફકીરોએ તો નહીં કરી હોય ? એમ વિચાર કરતાં પોતાના પોષાક પહેરવા લાગી અને રાજાના હુકમ પ્રમાણે બે કુતરાઓને લઇ દરબારમાં હાજર થઈ પેલા ત્રણ ફકીરો પણ દરબારમાં હાજર થયા. જ્યારે સૌ દરબારમાં હાજર થયાં ત્યારે બધાંને માલમ પડ્યું કે રાતના બનાવમાં મૈસલના વેપારીઓ હતા. તેઓ મૈસલના વેપારી નહીં પણ બાદશાહ અને પ્રધાન હતા.

પેલી ત્રણ સ્ત્રીઓને પડદે ઉભી રાખી અને ફકીરોને પોતાની સાથે બેસાડયા. વજીરે એ પ્રમાણે ગોઠવણ કરી બાદશાહને ખબર આપી કે મહારાજ આપના હુકમનો અમલ થઇ ચુકયો છે. વજીરે ઘણી ઝડપથી રાજાની ઇચ્છા પ્રમાણે સઘળું કામ કર્યું તેથી રાજા તેના ઉપર ઘણો ખુશી થયો.

પછી રાજા પેલી સ્ત્રીઓને કહેવા લાગ્યો કે હે સ્ત્રીઓ, તમે જાણી તો ગયાં હશો કે ગઈ રાત્રે મૈસલના વેપારીઓના વેષે તમારા મકાનમાં અમે આવ્યા હતા. જો કદાપી નહીં જાણતા હો તો મારા

કહેવાથી તમોએ જાણ્યું હશે.. અને આ જાણવાથી તમારા મનમાં એમ પણ ડરતાં હશો કે આપણે રાજાનું અપમાન કર્યું તેથી રાજાએ આપણને શિક્ષા કરવા બોલાવ્યાં હશે, પરંતુ શિક્ષા કરવા સંબંધી કંઇપણ ડર તમે ખાશો નહીં, અને તે સંબંધી કાંઇ પણ રોશ તમારા ઉપર છે નહીં પણ ઉલટો હું તમારી વર્તણુંકથી ખુશી થઇ સંતોષ પામ્યો છું, તમારી વર્તણુક ઘણી વખાણવા લાયક છે. વળી તમો પોતે સઘળી રીતે ઘણાંજ ઉદાર છો એવી મને ખાતરી થઇ છે મારે તમને અહીં તેડાવવાનું કારણ બીજું કાંઈ નથી. પરંતુ તમારી હકીકત જાણવાની મારી ઇચ્છા છે, તમારી પાસે જે બે કુતરી છે તેની સાથે તેની સાથે તમોએ આવી વર્તણુક ચલાવી. વળી પછી તેની દીલગીરી બતાવી તથા તમારામાંથી એક જણના શરીરે જખમ થએલા છે વગેરે સઘળી હકીકત કહી સંભળાવો, તે જાણવાને મને ઘણી આતુરતા થઇ છે.

આ સઘળું તે ત્રણે સ્ત્રીઓ સાંભળી તે સ્ત્રીઓની ચિંતા જતી રહી અને જવાબ દેવાની હિંમત આવી અને રાતે જે બનાવ બન્યો તે સંબંધી કાંઇક પસ્તાવો પણ કરવો પડયો કારણ કે પોતાની છુપી વાત જાહેર કરવી પડે છે. તો પણ તેથી કાંઇ એટલી બધી તેમને હરકત લાગી નહીં કારણ કે તેમને એમ પણ લાગ્યું કે આપણી હકીકત જાહેર કરવાથી આપણને કંઈ ફાયદો થશે ખરો. એમ વિચારી તેઓ વગર હરકતે પોતાની હકીકત કહેવા તૈયાર થઈ અને તેમાંથી ઝોબીદા સઘળી હકીકત કહેવા લાગી.

## ઝોબીદાની હકીકત.

**ઝોબીદા** બોલીકે નામદાર બાદશાહ ! આપના નેકી રાજ્યમાં કોઇને કાંઇ પણ ચિંતા હોય નહીં. આપ રાત્રે આવ્યા પણ આપ છો એવી ઓળખાણ મને પડી નહી. માટે મારાથી આપનું ઘણું અપમાન થઇ ગયું છે, પરંતુ આપે ઉદાર દીલના થઈ મને મારી બક્ષી, તેને માટે આપનો અંતઃકરણથી ઉપકાર માનું છું અને આપને જે કાંઈ જાણવાની ઇચ્છા છે. તે હું બધી વિગતવાર કહું છું તે સાંભળતાં આપ અજાયબ થયા વગર રહેશો નહીં.

આપે રાત્રે જે બનાવ જોયો તેમાં જે પેલી બે કુતરીઓનો બનાવ આપને ઘણો નવાઈ જેવો લાગ્યો હશે. તે કુતરીઓ જે છે તે મારી બે બેનો છે, અને મારી સાથે બીજી બે સ્ત્રીઓ જે છે તે મારી ઓરમાન બેનો છે. એમ અમો મારા બાપને પાંચ દીકરીઓ હતી પણ મા જુદી હતી તેમાં મારૂ નામ **ઝોબીદા** છે અને બીજીનું નામ **સફીય** છે તથા જેના શરીર ઉપર તમોએ જખમના ડાઘ જોયા તેનું નામ **અમીના** છે.

મારા બાપને છોકરો નહોતો. તેથી તેના મરણ પછી અમો પાંચે બેનોએ મારા બાપની મિલકત સરખા ભાગે વહેંચી લીધી. મારી ઓરમાન બેનોની મા જીવતી હતી તેથી તેઓ પોતાના ભાગની મિલકત લઇ, તેમની મા સાથે રહેવા ગઇ અને અમો ત્રણ સગી બહેનો મારી માની પાસે રહેવા લાગી; એમ કરતાં કરતાં મારી મા પણ કેટલેક દીવસે મરી ગઇ. અને તેની મીલકત કેટલીક હતી તે અમોએ વહેંચી લીધી. અમો ત્રણ બેહેનોમાં હું સૌથી નાની હતી. ત્યાર પછી મારી મોટી બહેનો પરણી અને પોતાના ભાગની મિલકત લઈ તેમના સાસરે પોતાના ધણીની સાથે રહેવા લાગી. થોડા દિવસ પછી મારી બેહેન જે પરણી અને મારાથી મોટી હતી તેના ધણીને પરદેશમાં જઇ કમાવાની ઇચ્છા થઈ તથા તેણે પોતાની સઘળી મીલકત વેચી દીધી. અને તેના જે રૂપીઆ ઉપજ્યા તે લઇ મિસર દેશ તરફ બન્ને જણ રહેવા ગયાં, ત્યાં ગયા પછી તે ખોટી સોબતમાં પડયો અને કાંઇ પણ ન કમાતાં ઉલટો મોજશોખ અને રંડીબાજીમાં પોતાનો સઘળો પૈસો ખોઇ બેઠો, અને એક પાઇ સરખી પણ તેની પાસે રહી નહીં,

ત્યારે હવે બન્ને જણનું ગુજરાન શી રીતે નિભાવવુ તેની પણ તેને ચિંતા થઇ પડી, તેથી તેણે મારી બેહેનથી છુટા પડવાનો વિચાર કર્યો અને આડું અવળું સમજાવી છુટાછેડા કરી તેને ત્યાંથી કાઢી મૂકી અને ત્યાંથી પાછી તે બગદાદ શેહેરમાં આવવા નીકળી તેને રસ્તામાં ઘણું દુઃખ પડયું તેથી તેનું શરીર અર્ધું થઇ ગયું, તેની પાસે લુગડાં પણ પેહેરવા પુરાં હતાં નહીં ઘણી ભૂખ વેઠી વેઠી શરીર એવું અશક્ત થઇ ગયું હતું કે તેનાથી બરોબર ચાલી શકાતું નહીં, આવી સ્થીતિમાં તે બગદાદ શેહેરમાં આવી જ્યારે તે મારી પાસે આવી ત્યારે પ્રથમ તો હું એને ઓળખી શકી નહીં, પણ જ્યારે તેને જોઈ મને શક પડયો અને બરાબર ધારીને જોયું ત્યારે મને માલમ પડયું કે આતો મારી બેહેન છે એક એકની નજર મલતાં મેં તેને બોલાવી અને કહ્યું કેમ બ્હેન તું આ દશામાં ક્યાંથી? આટલું સાંભળતાં તે મને વળગી પડી અને મુશક રોવા લાગી મેં તેને મારી છાતી સાથે દબાવી દિલાસો દઇ છાની રાખી, તેને પાણી પાયું પેહેરવાને વસ્ત્ર આપ્યાં, ખવડાવ્યું અને પાછી વાતો કરવા બેઠાં, મને તેની આ સ્થીતિ જોઇ ઘણી જ દયા આવી હતી, પછી તેણે પોતાની સઘળી હકીકત કહી સભળાવી, તેની હકીકત સાંભળી મને ઘણું દુઃખ લાગ્યું અને તેને કહેવા લાગી કે બ્હેન તું કાંઇ ફિકર કરીશ નહીં. તારા ગયા પછી મેં મારા ભાગમાં મળેલી મીલકતમાં વધારો કર્યો છે, માટે તું મારા ભેગી રહે અને આપણ બે સાથે રહી આપણું ગુજરાન નીભાવીશું, આપણે બન્ને રેશમ વગેરેનો ધંધો કરીશું અને તેમાંથી જે પૈસો મળશે તેમાંથી આપણું ખરચ કાઢીશું તેમ છતાં જો ખુટ પડશે તો આપણી પાસે કયાં મિલકત નથી? મારી મિલકત તે તમો તમારીજ સમજજો. કારણ કે આપણે બન્ને બ્હેનો છીએ તો તેમાં કાંઇ અંતર હોય નહીં, એમ તેને સમજાવી મેં મારા ભેગી તેને રાખી.

હવે મારી બીજી બ્હેન પણ પોતાના ભાગની મીલકત લઇ પરણીને સાસરે ગઇ હતી અને તે પણ પોતાના ધણીની સાથે પરદેશ રહેલી હતી. પરંતુ તેની ઘણા દિવસ થયા કાંઈ ખબર આવી નહોતી તેથી અમો બંને બેનો હમેશાં તેને યાદ કરતાં અને ફિકર કરતાં કે બ્હેનની કાંઇ ખબર પણ આવી નહીં, આવી રીતે અમો બન્ને બેનોને સલાહ સંપથી સાથે રહેતાં ઘણા દિવસ નીકળી ગયા. ત્યારે એક દિવસ તે મારી બ્હેન મોટી બેનની પેઠે ગરીબ હાલતમાં ઓચિંતિ આવી ઉભી રહી, અને તેને તેની હકીકત પૂછતાં તેની પણ મારી મોટી બ્હેનના જેવીજ દશા થઇ હતી. અને તેના ધણીએ છેડાછુટકા કરી કાઢી મૂકી હતી, મને તેની પણ આ દશા જોઇ ઘણીજ દયા આવી. અને ભેગી રાખી. તેની સારી બરદાસ કરી.

ત્યાર પછી અમો ત્રણે બેનો સાથેજ રહેવા લાગી. કેટલાક દિવસ થયા ત્યારે મારી બન્ને બેનોને કાંઈ ઓછું લાગ્યું કારણ કે તે પોતાની મિલકત ગુમાવી આવી હતી. અને મારી સાથે મારી પાસેથી ખાવું પડતું હતું, તેથી તેઓ મને કહેવા લાગી બ્હેન અમો અમારૂં સર્વસ્વ ખોઇ તને ઉલટાં દુઃખ દેવાને આવ્યાં છીએ, અને ઘણા દિવસથી તને અમો દુઃખ દઇએ છીએ, તેથી અમો અમારા મનમાં ઘણું પસ્તાઇએ છીએ. માટે તારી જો રજા હોય તો અમો ફરીને પરણીએ. કે તારા માથેથી આ બોજો જતો રહે. આ સાંભળી મેં તેઓને કહ્યું કે બેન! તમો આવા ખોટા વિચાર નહીં કરો. કારણ કે તમે મને બોજારૂપ નથી પરંતુ મદદગાર છો, વળી કોઈ પરાયું માણસ પણ ઘરમાં કામ કરી ખાય છે તો તમો તો મારી બેનો છો અને વળી મારી સાથે બે પૈસાનો ધંધો કરાવો છો તેમાં ભાર શેનો, માટે તમારે એવો વિચાર કોઇ પણ દિવસ લાવવો નહીં, આ ઘર તમારૂંજ છે, આ મિલકત પણ તમારીજ છે. તેમાં તમો લગાર પણ ભેદભાવ રાખશો નહીં, વળી તમોએ એકવાર પરણીને શું સુખ દીઠું, કે ફરી પરણવાની ઇચ્છા રાખો છો, માટે હવે ફરી પરણવામાં કાંઇ પણ સાર નથી અને એ વાત જવા દો, મારો વિચાર તો આવો છે, પછી જેમ તમારી મરજી.

મેં તેમને આવી રીતે સમજાવી પરંતુ તેમનું મન ફરી પરણવાને આતુર થઇ રહેલું હતું અને નક્કી વિચાર કરી રાખેલો હતો તેથી મારૂં આ કહેવું તેમના ધ્યાનમાં ઉતર્યું નહીં, તેથી તેઓ કાંઇ બોલી નહીં. ત્યારે મને પણ જણાયું કે તેમનું મન ફરેલું છે; તેથી સઘળું કહેવું નકામું જશે,

એમ વિચારી મેં પણ તેમને પછી વધારે જક કરી નહીં. ત્યાર પછી તેઓ પરણીને સાસરે ગયાં અને હું એકલી રહેવા લાગી, થોડા દિવસ થયા એટલે તે બન્ને પ્રથમની પેઠે ગરીબ હાલતમાં મારી પાસે આવી, અને મારા ના કહેવાથી ગએલી, છતાં પાછું ફરીને મારી પાસે આવવું પડયું, તેથી તેઓનું હૈયું ઘણું ભરાઇ આવ્યું અને મારી પાસે આવી કહેવા લાગી કે બ્હેન અમે તારી શિખામણ માની નહીં. અને અમારી તો ફરીને પાછી તેની તે દશા થઇ, અમે તારૂં કહેવું માન્યું હોત તો પણ સારૂં કે અમારી આ દશા ન થાત. માટે હવે આટલો અમારો ગુનો માફ કર અને હવેથી કોઇ દિવસ અમે તારી મરજી વિરૂદ્ધ ચાલીશું નહીં, તું અમારાથી નાની છે પરંતુ તારી અક્કલ વધારે છે, તેથી અમો હવે સદાએ તારી આજ્ઞામાં રહીશું. મેં કહ્યું બેનો તમારે આટલી આજીજી કરવાનું કારણ નથી. કે તમો ગયાં તેથી મને ખોટું લાગ્યું નથી કે મને તમારા સંબંધી કાંઈ દ્વેષભાવ રહે. તમો સુખેથી પ્રથમની પેઠેજ રહી ખાઓ પીઓને મોજ કરો હું તમારા આવવાથી ખુશી છું, આપણે ત્રણે બેનો સલાહ-સંપથી ભેગાં રહી આપણો વખત ગુજારીએ, તે કેવું આનંદકારી કહેવાય તેમાં કોણ ના રાજી થાય, એમ કહી તેઓને દિલાસો આપ્યો અને ત્રણે બેનો સાથે રહી.

ઝોબીદા બોલી નામદાર બાદશાહ આવી રીતે સલાહ સંપથી અમારૂં એક વરસ ગયું, તે અરસામાં અમો ત્રણે બેનોએ અમારા ધંધામાં સારી રીતે પેદા કર્યું, અને અમારી મિલકતમાં વધારો થયો, તેથી અમારો વિચાર એવો થયો કે આપણે એક વખત વહાણમાં માલ ભરી પરદેશ જઇએ અને નશીબ અજમાવી જોઇએ, મારી બેનોએ પણ તેમ કરવા હા પાડી, તેથી હું તેમને મારી સાથે લઇ બસરા ગઇ અને ત્યાંથી એક વહાણ વેચાણ લઈ બગદાદ આવી અને કેટલોક માલ લઇ તેમાં ચઢાવ્યો, અને વહાણ હંકાર્યું, અમારો વિચાર હિંદુસ્તાન જવાનો હતો, પરંતુ ચાલતાં ચાલતાં અમારૂં વહાણ ઇરાની અખાતમાં આવ્યું, ત્યાં આગળ કિનારો નજર પડયો, ત્યાં અમોએ અમારૂંવહાણ લંઘ્યું. ત્યારે કિનારાપર એક ઘણું સુંદર શેહેર જોવામાં આવ્યું, તે શેહેર એક મોટા પર્વતની તળેટીમાં હતું, આ શેહેર ઘણું સુંદર દેખાતું હતું. તેથી મને ત્યાં ઉતરવાની ઘણી ઇચ્છા થઇ. વહાણ લંગર કરાવી મારી બેનોને તૈયાર થતા પેહેલાં હું ઉતરી પડી અને તે શેહેરની ભાગોળે જઇ પહોચી. હું ત્યાં ગઇ અને જોઉં છું તો હથિયારબંધ લશ્કરી સિપાઇઓ મારા જોવામાં આવ્યા; આ જોઇને મને ડર લાગ્યો. અને ત્યાં જતાં હું અચકી; હું થોડીવાર ઉભી રહી તેઓ શું કરે છે તે જોવા લાગી; એકે નજરે મેં કેટલીકવાર જોયાં કર્યું, પરંતુ તેમાંનો એકે સિપાઇનો પોતાના અંગનો કાંઇપણ ભાગ હાલતો ચાલતો મને માલમ પડયો નહીં. તેમ તેમની નજર પણ ફરતી માલમ પડી નહીં. ત્યારે તેની વધારે ખાત્રી કરવાને હું આઘી ગઇ તેમ તેમ મને તે માણસો નિર્જીવ હોય એમ લાગ્યું, ત્યારે હું છેક તેમની પાસે જઇ જોવા લાગી અને તપાસી જોયું તો તે સર્વે માણસ પથ્થરના થઇ ગયા હતા. આ જોઇ મને તે શેહેર જોવાની વધારે ઇચ્છા થઇ અને હું ત્યાંથી આગળ ચાલી, હું શેહેરના દરવાજામાં દાખલ થઇ, તો ઘણાં મોટાં ચોટાં લાઇનબંધ હતાં. જુદા જુદા વેપારીઓની હજારો દુકાનો માલથી ભરેલી ઉઘાડી પડી હતી. તેની અંદર માણસો હતા. તે માણસો કોઇ તકીઆ લઇ બેઠેલા કોઇના હાથમાં જોખવાનું સાધન હતું. કોઇના હાથમાં ગજ વગેરે લુગડાં માપવાનું સાધન હતું. ત્યાંથી આગળ જતાં સોની વગેરેની દુકાને આવી દુકાનોમાં કોઇ સોની હાથમાં હથોડો લઇ બેઠેલો કોઇના હાથમાં મણકા પરોવવાના હતા. કેઇ કામ કરતા કરતા બંધ કરતા હોય એમ જણાયા, ત્યાંથી આગળ ચાલતાં મે ઘણી દુકાનો જોઇ. પણ અજાયબી જેવું હતું કે તે સઘળાં માણસ પથ્થરનાં થઇ ગયેલાં હતાં. અને જે કામ જેમના હાથમાં હતું. તે એમને એમ હતું, મેં ધાર્યું કે આ શેહેર કોઇ જાદુગરે પથ્થરના રૂપમાં ફેરવી નાંખ્યું હોય એમ લાગે છે અને તેથીજ આ શેહેરની આ સ્થીતિ છે. હું આખા શેહેરમાં ફરી વળી તો સઘળે ઠેકાણે તેમજ દીઠું હું ફરતી ફરતી જતી હતી. તેવામાં એક દરવાજો મારા જોવામાં આવ્યો, આ દરવાજાનાં કમાડ સોનાનાં હતાં. અને તેનાં બન્ને કમાડ ખુલ્લાં હતાં, વચમાં એક પડદો લટકી રહ્યો હતો હું હિમ્મત ધરી તેની અંદર પેઠી તો ત્યાં પણ કોઈ માણસ જીવતું મારા જોવામાં આવ્યું નહીં, જે જે માણસો જોવામાં આવ્યાં તે સઘળાં પથ્થરનાંજ

હતાં, હું મેહેલની શોભા જોતી જોતી સઘળી દીશાઓમાં ફરવા લાગી. એક એકનાથી સુંદર ઓરડા મારા જોવામાં આવ્યા જે જોતાં હું છકજ થઇ ગઇ.

હું તેમાંના સઘળા ઓરડા જોવા લાગી. મારા મનમાં એમ હતું કે આ મેહેલમાંથી ગમે તે ઠેકાણે મને જીવતું માણસ મળશે ખરૂં એવા વિચારમાં હું એક મોટા ભવ્ય દિવાનખાનામાં ગઇ તેની શોભા એવી હતી કે તે આખા મેહેલને ઢાંકી દેતી હતી. તેમાં હું દાખલ થઇ તો એક અપ્છરા જેવી સ્ત્રી હીરા જડેલા કોચ ઉપર બેઠેલી હતી. કે તેને જોતાં મેં વિચાર કર્યો કે આ શેહેરની તથા મેહેલની આ માલિક હશે, એમ ધારી હું તેની પાસે ગઇ અને જોયું તો તે પણ પથ્થરનું પુતળું હતું. પરંતુ તેના શરીરપર હીરા, મોતી, તથા ઝવેરાતનું ઘરેણું એટલું હતું કે તેટલું મેં મારા જન્મારામાં કદી જોયું પણ નહીં હતું, તેના અંબોડામાં તથા ગળાના હારમાં તથા શરીરના બીજા ભાગના ઘરેણામાં એવા હીરા જડયા હતા. કે તેના સામું જોતાં મારી આંખો અંજાઇ જતી હતી.

હું ત્યાંથી આગળ ચાલી અને એક પછી એક ઘણા ઓરડાઓ ફરીને જોવા લાગી; વળી એક ઓરડામાં બે મશાલો બળતી દીઠી તેથી મને લાગ્યું કે આ મસાલો સળગાવનાર કોઈ માણસ અહીં હશે ખરૂં, પરંતુ આકું અવળું જોતાં કોઈ માલમ પડયું નહીં. આવી રીતે અજાયબી પમાડે તેવા ઘણાક ઓરડાઓ મેં જોયા. જ્યાં હોય ત્યાં ઓરડા સઘળા ઉઘાડા હતા. તેમાંના ખજાના ભારે કીમતી સામાન પણ સઘળો ઉઘાડો પડયો હતો. આવી રીતે ફરતાં ફરતાં સાંજ પડવા આવી ત્યારે મેં વિચાર કર્યો કે હવે મારી બેનો મારી ફીકર કરશે. માટે અહીંથી જાઉંતો ઠીક એમ ધારી પાછી વળી પરંતુ મને બહાર નીકળવાનો દરવાજો જડયોજ નહીં. ફરી ફરીને આખા મેહેલમાં ઘણી ફરી પણ કોઇ રીતે નીકળવાનો રસ્તો જડયો નહીં, ત્યારે થાકીને એક દીવાનખાનામાં બેઠી. અને પસ્તાવો કરવા લાગી હવે અહીં મારૂં શી રીતે થશે, અને કેવી રીતે મારી બેનોને મળીશ. આમ વિચાર કરતી એક મોટા પલંગ ઉપર બેઠી અને રાત પડી જવાથી સુઇ રહી. આવડા મોટા મેહેલમાં ફક્ત હું એકલી હતી, તેથી મને ડર લાગ્યો, અને ઉંઘ આવી નહીં, એમ કરતાં કરતાં મધ્ય રાત્રી ગઇ, ત્યારે મારા કાને, કોઇ શાસ્ત્રી વાંચતું હોય એવો અવાજ સાંભળવામાં આવ્યો, આથી હું ઘણી ખુશી થઈ અને મારી ધાસ્તી જતી રહી. મેં મારા હાથમાં મશાલ લીધી અને જે તરફથી અવાજ આવતો હતો તે તરફ હું ગઇ, કેટલાક ઓરડા જોતાં જોતાં મને તે ઓરડો હાથ લાગ્યો. મશાલ નીચે મુકી જોવા લાગી. ત્યાં આગળ દરવાજો બંધ હતો તેથી એક બારીમાંથી ડોકીઉં કરી જોવા લાગી, તો તે ઓરડો ધર્મધ્યાન કરવાની જગ્યા જેવો હતો અને તેમાં ઘણી સારી રોશનાઇ જણાતી હતી. અને ધર્મધ્યાન કરવાનો સઘળો સામાન ઘણી ઉંચી જાતનો ત્યાં પડેલો હતો, અને એક જુવાન માણસ ઘણા સરસ અવાજે શાસ્ત્રી વાંચતો હતો, અને ભક્તિમાં લીન થયેલો હતો, મને ઘણી નવાઈ લાગી કે આ શું હશે ? આટલા બધા માણસોમાં ફક્ત આ એકલોજ જીવતો છે શું એણેજ આ બનાવટ ફેરવી નાંખી હશે.

આવી રીતે વિચાર કરતાં કરતાં મને ઇચ્છા થઇ કે હું અંદર જઇને આ બાબતનો સઘળો ખુલાસો તે માણસ પાસેથી પૂછી લઉં. અને બંદગી કરૂં, એમ વિચારી અંદર દાખલ થઈ અને ઘુંટણીએ બેસી ખુદાતાલાની બંદગી કરવા લાગી કે હે ખુદાવંત તાલા !

તારી મેહેરબાની અમારા ઉપર છે અને તેથીજ અમો આ દેશ તરફ આવવા પામ્યાં છીએ. તું અમારી મુસાફરીમાં સદાયે સહાય કરજે, અને અમોને કાંઇપણ હરકત વિના અમારે સ્થાને પહોંચાડજે; એવી અમારી અંતઃકરણની માગણીને તું પાર પાડીશ એવી આશા છે, આવો અવાજ સાંભળી પેલા માણસે મારા સામી નજર કરી અને મને મીઠાં વચનથી પૂછવા લાગ્યો. કે હે ! ખુબસુરત બાનુ તમો કોણ છો, તે મને કહો એટલે હું પણ તમોને મારી હકીકત કહી સંભળાવીશ.

મેં તેને મારી હકીકત ટુંકામાં કહી સંભળાવી, અને કહ્યું કે અમો વેપાર સારૂ નીકળી છીએ તે ફરતી ફરતી આ શેહેરમાં આવી. આ સઘળું શેહેર જોતાં મને ઘણીજ નવાઇ લાગી, અને આ મેહેલ પણ સઘળો તેવીજ દશામાં જોયો, મેહેલમાં પેઠા પછી મને બહાર નીકળવાનો રસ્તો જડયો નહીં

તેથી હું પલંગ ઉપર સૂતી હતી, પણ મને ઉંઘ આવી નહીં એટલામાં મેં તમારો અવાજ સાંભળ્યો તેથી ખુશી થઇ અને મને સઘળો ખુલાસો મળશે, એમ ધારી હું તમારી પાસે આવી છું. હવે આપ મને આપની હકીકત સઘળી ખુલાસાવાર કહી સંભળાવો.

પેલો જુવાન માણસ પેલું કુરાનનું પુસ્તક ઉંચું મુકતો હતો તે વખતે મને તેનું સઘળું રૂપ દેખવામાં આવ્યું. તે રૂપ જોઈ મને તેના ઉપર અત્યંત પ્રેમ ઉભરાયો. અને તેના ઉપર મોહિત થઈ ગઈ, તે પ્રેમે મારૂં સઘળું ભાન ભૂલાવી દીધું. અને પ્રેમ કેવો છે તથા શી ચીજ છે, તેની મને આજેજ માલમ પડી, તેના ઉપર ઉપજેલા પ્રેમથી મારા શરીરના સર્વે અવયવો જવા લાગ્યા, રોમ રોમ ઉભાં થઇ ગયાં. શરીરમાં આળસ ભરાયું, દિલ ભારે થઇ ગયું, આવી દશામાં હું તેની વાત સાંભળવા બેઠી, જેમ જેમ વાત તે કહેતો ગયો તેમ તેમ તેની તરફ દિલ વધારે ખેંચાવા લાગ્યું. અને શરીરમાંથી પરસેવો છુટવા લાગ્યો; વ્યાકુળ થવા લાગી આ મારી અવસ્થા તે જુવાન મને જોતાંવાર સમજી ગયો, મેં તેને કહ્યું કે આપ હવે જલદી આપની વાત કહી સંભળાવો. હવે હું મારા મનની ઇચ્છા દબાવી શકતી નથી અને તમે મારા અંતઃકરણને ચીરી તેમાં વાસો કીધો છે તમારી છબી મારી છાતીમાં પડી છે, વળી મને આ અજાયબ જેવી હકીકત સાંભળવાની પણ ઘણી ઇચ્છા છે, શાથી આ શેહેર તથા તેમાંનાં માણસો પથ્થર થઇ ગયાં, તે હકીકત કહેવામાં હવે જેટલી ઢીલ થાય છે. તેટલું મારા મનને દુઃખ થાય છે, માટે મારા ઉપર દયા લાવી મને ઉતાવળથી કહો.

તે જુવાન બોલ્યો હે બાનું, આ શેહેર જોતાં તમને એમ તો લાગ્યું હશે કે તે ઘણું મોટું અને કોઈ બાદશાહની રાજધાની હશે. મારો બાપ આ શેહેરનો રાજા હતો તે તથા આ શેહેરના સર્વે લોક મૂર્ત્તિપૂજક હતા. અને તેઓ એક રાક્ષસોના એક નારદુન નામના જુના દેવને માનતા હતા. તે નારદુન ખુદાતાલાને માનતો ન હતો, અને નાસ્તિક હતો તો પણ મારી જે ધાવમાતા હતી તે ખુદાને માનનારી હતી. અને ખરેખરો ખુદાતાલાનો ધર્મ પાળનારી હતી અને તે મને હમેશ તે ધર્મનો ઉપદેશ આપતી હતી. તેની સંગતથી હું ખુદાતાલાનો બંદો થયો. અને મને તેની ભક્તિ ઉપર શ્રદ્ધા ચોંટી તે જ્યાં સુધી જીવી ત્યાં સુધી મને તેવોજ ઉપદેશ કરતી. તેથી હું બરાબર ખુદાતાલાને માનનારો થયો. હું જે આ મતને માનતો હતો તે સૌનાથી છાનું હતું કારણકે બીજું તમામ લોક મારા બાપ સુદ્ધાંત પણ નાસ્તિક હતા તેથી મારે આ સઘળું તેમનાથી છાની રીતે કરવું પડતું હતું, તે ડોશીના મરણ પછી પણ તેના મતને હું મજબુત રીતે પકડી રહ્યો. અને મૂર્ત્તિપૂજક ધર્મનો તિરસ્કાર કરવા લાગ્યો.

એક દિવસ આખા શેહેરના તમામ લોકો સાંભળે એવી રીતે આકાશ વાણી થઇ કે હે લોકો ? તમે આ નારદુનની મૂર્ત્તિપૂજક બંદગી છોડી દો, અને એક ખુદાતાલા જે સર્વ જગતનો બનાવનાર સર્વ શક્તિમાન છે. તેની બંદગી કરો કે જે તમારા ઉપર મેહેરબાની કરે.

આવી રીતે ત્રણ વરસ સુધી આકાશ વાણી થઇ ત્યાં સુધી લોકોને કાંઇ તેની લાગણી થઇ નહીં અને તે આકાશ વાણીની દરકાર પણ કરી નહીં; અને પોતાના નાસ્તીક ધર્મને છોડયો નહીં અને નારદુનના મૂર્ત્તિપૂજક મતને વળગી રહ્યા. જ્યારે ત્રણ વર્ષ પૂરાં થયાં અને આકાશ વાણીની કાંઇપણ અસર લોકોને ન થઇ ત્યારે ત્રણ વર્ષને અંતે આ શેહેરનાં સઘળાં નારદુનના મૂર્ત્તિપૂજક મતને માનનારા લોકો પથ્થરના રૂપમાં થઇ ગયા, અને મારી મા તથા મારો બાપ વગેરે સઘળાંની એ દશા થઇ, મારી મા આ જોડેના દિવાનખાનામાં પથ્થરના રૂપમાં સૂતી છે. તે તમારા જોવામાં આવી હશે, મારો પિતા પણ પથ્થરના રૂપમાં એક દિવાખાનામાં છે.

આખા શેહેરમાં ફક્ત હું એક ખુદાતાલાને માનનારો હતો તે બચી ગયો બાકી બીજું કોઇ બચવા પામ્યું નહીં, આથી સમજી ગયો કે, ખોટો ધર્મ માનનારા સઘળાની આ દશા થઈ, જો મેં પણ એ ધર્મ માન્યો હોત તો મારી પણ આ દશા થાત, આ બનાવથી મારી શ્રદ્ધા ખુદાતાલાને માનવામાં બરાબર દૃઢ થઇ આ જગ્યામાં હું એકલો રહેવાથી ઘણોજ કંટાળી ગયો છું. અને મારા દુઃખનો નાશ કરવાને ખુદાતાલાએ તમને મારી પાસે મોકલ્યાં હશે.

તેનાં આ છેલ્લાં વાક્ય સાંભળીને મારા મનને ઘણોજ આનંદ થયો, અને તેના ઉપરનો પ્રેમ ઉછળવા લાગ્યો, તેથી મેં શાહાજાદાને કહ્યું કે જો તમો કંટાળ્યા છો તો મારી સાથે આવવાને પણ ખુશી હશો, અને ખરેખર ! તમે કહોછો તેમજ ખુદા તાલાએ મને મોકલી હશે, અને તમો ખુશીથી મારી સાથે આવો, મારી સાથે જે વહાણ વગેરે છે, તે મારી પોતાનીજ માલીકીનું છે. તેમ મને કોઇ પૂછે તેમ પણ નથી, માટે તમોને મારી સાથે આવવામાં કાંઇપણ હરકત નથી. હું બગદાદ શેહેરની રહેનારી છું અને ત્યાં ખલીફહારૂન—અલરસીદ બાદશાહ રાજ્ય કરે છે. તે ખુદાનો ખરેખરો ભક્ત છે, તેથી તમોને ત્યાં ઠીક પડશે અને તેની મુલાકાતથી તમોને ઘણો ફાયદો થશે. અને આ મારૂં જે કાંઇ છે તે સર્વસ્વ મારા તનમનધન સુધાંત તમને અર્પણ કરૂં છું.

આ વાત તેને પણ સારી ગમી અને મારા ઉપર પ્યાર જણાવ્યો, અને અમોએ બાકીની રાત મોજમજામાં પુરી કરી, હું અહીં મોજ મજામાં પડી; પરતુ મારી બેનો મારા વિના કેમ કરતી હશે. તેનો ખ્યાલ મારા મનમાં કાંઇ આવ્યો નહીં, તેઓએ મને ગયાં ઘણીવાર થઇ અને આવી નહીં તેથી શોધવાને માણસો દોડાવ્યાં, પોતે પણ બન્ને જણીઓ મને ખોળવાને નીકળી; બધી તરફ જોઈ વળી પણ કાંઇ પત્તો લાગ્યો નહીં. ત્યારે છેવટે તે નિરાશ થઇને પાછી આવી. તે વખતે સાંજ પડી હતી. તેથી બંને બેનો આખી રાત ઉંધ્યા વગરજ બેશી રહી. સવાર થતાં હું ઉઠી અને તે જુવાન પણ ઉઠયો, અમો બન્ને નહાઈ ધોઇ ખુદાની બંદગી કરી પેલા ઉજજડ મેહેલમાંથી નીકળ્યાં, અને પાછાં આખું શેહેર જોતાં શેહેર બહાર આવ્યાં, અને અમારા વહાણ તરફ ચાલ્યાં. ત્યાં રસ્તામાં મારી બેનો મળી, અને કહેવા લાગી કે બેન તારાં વિષે અમો મોટી ફિકરમાં પડયાં હતાં અમો તને શોધી શોધીને થાકી ગયાં. કાલનું અમોએ ખાધું નથી. તેમ આખી રાત ઉંધ્યાં નથી, અત્યારમાં શોધવા નીકળ્યાં હતાં. અને તું મળી તેથી બહુ સારૂં થયું, મેં કહ્યું બેનો હું તરત પાછી આવવાના વિચારથી ગઇ હતી પરંતુ આ અજાયબ જેવું શેહેર જોવાની લેહેરમાં મને પાછા ફરવાનું કાંઇ સુઝયું નહીં અને ત્યાં એક રાજ મેહેલ જોવાને તે મેહેલની અંદર પેઠી ત્યાંથી પાછું નીકળવાનો રસ્તો જડયો નહીં તેથી આખી રાત તે મેહેલમાંજ મારે રહેવું પડયું. અને તે મેહેલમાં મને આ પુરૂષનો મેળાપ થયો, આ પુરૂષ સિવાય આ શેહેરનું તમામ માણસ પથ્થરનાં પુતળાં બની ગયું છે. વગેરે સઘળી હકીકત મેં તેને વિગતવાર કહી સંભળાવી.

ત્યાર પછી મેં તે શાહાજાદાને કહ્યુ કે આપણે હવે બગદાદ તરફ વહાણ ચલાવીએ. તેણે કહ્યું કે હા પણ અહીંઆં મારો ભંડાર ઝવેરાતખાનું વગેરે જે દોલત છે. તે આપણી સાથે લઈ લઇએ, હવે અહીં શા કામનું છે. મારો વિચાર તો તેવો હતો પરંતુ શાહજાદાના બોલવાની વાટ જોઇ બેઠી હતી. પછી અમારી સાથેના તમામ માણસોને તે લેવા સારૂ મોકલ્યા; અને જે સામાન કીમતી હતો તેવો સામાન લીધો હલકો સામાન છોડી દીધો; તો પણ અમારૂં વહાણ ભરાઇ ગયું, અને સામાનતો ઘણો પડી રહ્યો. ત્યાં કોઇ ઠેકાણે બીજું વહાણ હતું નહીં કે અમો તે વેચાણ પણ લઇએ, તેથી તે પડયો મૂકયો. વળી એમ પણ વિચાર્યું કે અતિશે લોભ પાપનું મૂળ છે. એમ વિચારી અમોએ અમારૂં વહાણ ત્યાંથી બગદાદ શેહેર તરફ ચાલતું કર્યું.

મારૂં દિલ પુરેપુરૂં શાહજાદા ઉપર ચોંટયું હતું અને તેના સિવાય મને એક ઘડી પણ રહેવાતું નહોતું મારો વિચાર એવોજ હતો. કે હું બગદાદ ગયા, પછી તેની સાથે લગ્ન કરીશ. શાહજાદાનો પ્યાર પણ એવો હતો. અમો ત્રણે બેનો તથા શાહજાદો ઘણીજ રમત ગમ્મતથી વહાણમાં બેશી ચાલ્યા; મારો અને શાહજાદાનો અરસ્પરસ બેહદ પ્રેમ જોઇ મારી બેનોને અદેખાઇ આવી, અને તેમણે મને પૂછ્યું કે બ્હેન આપણે બગદાદ જઇશું ત્યારે આ શાહજાદાને ક્યાં મુકીશું, મને તેમના કપટની કાંઇ ખબર પડી નહીં, તેથી મેં મારો ખરેખરો વિચાર કહ્યો કે બગદાદ ગયા પછી મારે આ શાહજાદાની સાથે લગ્ન કરવાનો વિચાર છે. આ સાંભળી પેલી બેનોનું દીલ અદેખાઇથી બળી જવા લાગ્યું. અને તેના સુખનો અંત લાવવાની જાળ રચવા લાગી. મેં તે શાહાજાદાને પૂછ્યું, નામદાર શાહાજાદા મારી સાથે આપ લગ્ન કરશો કે કેમ ? મારો વિચાર બગદાદ ગયા પછી તમારી સાથે લગ્ન કરવાનો છે. હવે આપની શી મરજી છે, તે મને જણાવશો, શાહજાદાએ કહ્યું કે શું આવીલ તમો તમારા અંતઃકરણથી કહોછો ?

મારી પરીક્ષા કરવા સારૂ કહોછો. તે કહો તો હું મારા અંતઃકરણનો વિચાર જણાવું. મેં કહ્યું સાહેબ ! શું આવી વાત કરવામાં અંતઃકરણના ખરા વિચાર વગર બોલી શકાય ખરૂ, આપને મારો પ્રેમ આપના ઉપર કેવો છે. તેની સમજણ પડી હશે મેં તો જ્યારના તમને કુરાન પઢતાં જોયા હતા તે વખતથીજ મારૂં તનમન તમને અરપણ કરેલું છે, પરંતુ આપનો વિચાર જાણવાને અધીરી થવાથી આ વાત તમને પૂછુંછું. શાહજાદાએ કહ્યું કે હે સ્ત્રી જો તેમ હોય તો આ તમારી માગણી હું ઘણા ઉપકારની સાથે સ્વીકારીશ, મારા પર તમોએ મોટો ઉપકાર કર્યો છે તેમ તમો પણ ખાનદાનછો તેમ કરવામાં મને કશી અડચણ નથી, અને હું તમારી સાથે લગ્ન કરી મારા અર્ધા અંગની ધણીઆણી કરીશ. અને તમારી સાથે નિષ્કપટી પ્રેમથી વર્ત્તીશ. આ સાંભળી મારી બેનોની અદેખાઇમાં ઘણો વધારો થયો, પરંતુ તેની મને પ્રથમતો ખબર પડી નહીં. જેમ જેમ દિવસ જતા ગયા, તેમ તેમ મારી બેનોનો પ્યાર તથા વર્ત્તણુક ઉપરથી મને સમજણ પડવા લાગી કે, તેમનું ચિત્ત ફરેલું છે તથા અદેખાઇ કરેછે, અને તેનું કારણ આ શાહજાદાની સાથે મારૂં લગ્ન થશે તેજ હશે. પણ મારા મનમાં એમ હતું કે તેઓની અદેખાઇ છેવટ સુધી નહીં રહે, પરંતુ તે અદેખાઇ તો આગળ જતાં ઘણી જોખમકારક નીવડી.

અમારૂં વહાણ ચાલતું હતું પણ પવન પ્રતિકુળ થયો, તેથી ઇરાની અખાતમાં ગયા પછી વહાણ બરોબર ચાલ્યું નહીં કિનારો આવવાની તૈયારી હતી, પણ વહાણ બરોબર નહીં ચાલવાથી વિલંબ થયો; અમારે બસરા બંદરે ઉતરવાનું હતું અને તે નજીક આવેલું હતું તેથી રાત્રે હું તથા શાહાજાદો નિરાંતે ભરઉંઘમાં સૂતાં હતાં, તે વખતનો લાભ લઇ મારી બેહેનો જે મારા ઉપર અદેખાઈ કરતી હતી અને જે અમારા સુખનો અંત લાવવાને ઉપાયો રચતી હતી તેમણે જોયું કે આ તક બરોબર છે, તેથી ત્યાં આવી મને ઉંચકીને દરીઆમાં ફેંકી દીધી, અને શાહાજાદાને પણ ઉંચકીને દરિઆમાં ફેંકી દીધો. શાહજાદે. બીચારો ડુબીને મરણ પામ્યો. મારી પણ આ દશા થાત પરંતુ મને તરતાં આવડતું હતું તેથી મેં તરવા માંડ્યું પણ દરીઓ તર્યો કોઇએ સાંભળ્યો નથી. હું તરતાં તરતાં થાકી ગઇ અને મને લાગ્યું કે હવે હું ડુબવાની તૈયારીમાં છું, અંધારૂં હતું તેથી કંઈ તરફ જવું તેની કાંઇ સમજણ પડતી ન હતી છેવટે હું થાકી ગઇ અને મારા હાથ પગ ઢીલા પડ્યા. અને ચાલી શક્યા નહીં અને તરવાનું બંધ પડ્યું. પણ મારૂં આયુષ્ય હતું તો મને કોણ મારનાર હતું. તરવાનું બંધ થયું કે મારા પગ જમીનને લાગ્યા અને કિનારે આવ્યો હોય તેમ જણાયું, પગ લાગ્યા અને મેં ચાલવા માંડ્યું. તો પાણી મારી છાતી બરાબર હતું થોડું એક ચાલી એટલે હું કોરી જમીન ઉપર આવી, રાત હતી તેથી મેં મારાં લુગડાં કાઢી સુકવ્યાં અને પાછાં પેહેર્યાં, તે વખતે સવાર થયું, મેં ચારે પાસ નજર કરી તો કોઇ ઠેકાણે વસ્તી હોય તેમ માલમ પડ્યું નહીં. હવે મારે ક્યાં જવું તથા શું ખાવું તેની ચિંતા પડી મેં જીવવાની આશા છોડી, મને ઘણોજ ડર લાગ્યો કે આવા જંગલમાં મને કોઈ વાઘ વરૂ મળશે. અથવા બીજો કાંઇ ઉપદ્રવ થશે. પરંતુ હવે હું સહીસલામત ઘેર પહોચવાની નથી. એમ નિરાશ થઇ કેટલીક વારતો હું ત્યાં બેસી રહી, છેવટે મેં વીચાર્યું કે આમ બેશી રહેવાથી કાંઇ હું ઘેર પહોંચુ તેમ નથી. કાંઇપણ પ્રયત્ન કરીશ તો ઠેકાણું પડશે, એમ ધારી હું આગળ ચાલી તો ઝાડનું વન આવ્યું. જેની ઉપર ઘણાં સુંદર અને સ્વાદિષ્ટ ફળો લાગેલાં દેખાતાં હતાં, હું ત્યાં ગઇ તો નીચે પણ પુષ્કળ ફળ પડેલાં હતાં તે લઇ મેં ધરાઇને ખાધાં થોડેક દુર ગઇ એટલે એક સ્વચ્છ પાણીનું સરોવર જોયું. ત્યાં જઇ મેં પાણી પીધું આથી મને કાંઇક જીવવાની આશા જણાઈ.

હું ત્યાં એક ઝાડની શીતળ છાયા નીચે બેઠી, ત્યાં જંગલી પશુઓના અવાજ કાને આવતા હતા. વાઘ, વરૂ બરાડા પાડી રહ્યાં હતાં એક તરફ ઝાડોપર પંખી ફળ ખાતાં હતાં અને કલ્લોલ કરી રહ્યાં હતાં, તે જોતાં મનને આનંદ ઉપજતો હતો પરંતુ શિકારી જાનવરના અવાજ સાંભળતાં હૃદય કંપતું હતું. કેટલેક ઠેકાણે મોટા નોળીઆ, સાપ, અજગર વગેરે ઝેરી જનાવરો નજરે આવતાં હતાં, આવા ભયંકર વનમાં હું એકલી ઝાડ તળે બેઠી હતી એવામાં એક મોટો લાંબો સાપ જેણે પોતાની ફણા ઉંચી કરી છે. જેની આંખો લાલ દેવતાની અંગારી સરખી થઇ રહી છે. તથા પોતાની જીભના લપકારા બહાર મારી રહ્યો છે. એવો એક પાંખોવાળો સાપ મારી નજરે પડ્યો. જે થોડીવાર ઉડતો અને થોડીવાર ચાલતો

હતો. અને તેવી રીતે ઘણા ઝપાટાની સાથે મારી સામે આવતો હતો. આ જોઇને મેં તો જીવવાની આશા તદ્દન છોડી દીધી. તો પણ હું ઉઠીને નાસવા જતી હતી, એટલામાં તે સાપની પાછળ એક બીજો તે-નાથી પણ મોટો સાપ તેને મારવાને આવતો હોય તેમ જણાયું. મેં વિચાર્યું કે આ આગળનો સાપ મને કરડવા આવતો નથી, પરંતુ આ મોટા સાપથી બચવાને મારા શરણે આવતો હશે. પેલો મોટો સાપ નાના સાપને પકડવાની તૈયારીમાં હતો, અને તે બન્ને મારી નજીક આવી ગયા હતા. એટલામાં મેં એક મોટો પથ્થર લઇ બે હાથે ઉંચકી પેલા પાછળવાળા મોટા સાપ ઉપર ફેંક્યો, તે તેના માથામાં વાગ્યો. અને તે સાપનું માથું કચરાઇ જઇ મરણ પામ્યો, એટલે પેલો આગળવાળો સાપ ત્યાંથી ઉડી ક્યાંઇ જતો રહ્યો. આ સઘળું મેં કર્યું ખરૂં પણ મારૂં શરીર ભયને લીધે થરથર કંપતું હતું. કેટલીકવાર સુધી તેમ થયા કર્યું પછી જ્યારે મને ડર જતો રહ્યો ત્યારે હું તે ઝાડ તળે સુઇ રહી અને ઉંઘી ગઇ, થોડી-વાર પછી હું ઉંઘી ઉઠી અને બેઠા થઇને જોયું તો એક સ્ત્રીને મારી પાસે ઉભેલી દીઠી.

આ સ્ત્રીના શરીરનો રંગ ઘણોજ કાળો હતો, વાળ વાંકડીઆળા હતા, હોઠ જાડા હતા તથા શરીરે પુષ્ટ હતી. અને તે હબસણ જેવી લાગતી હતી. તેના હાથમાં બે સાંકળો હતી. તેના વડે બે કાળી કુત-રીઓ બાંધેલી હતી, આ જોઇ હું ભયથી બેઠી થઇ અને વિચારવા લાગી કે વળી આ મારા ઉપર શી આફત આવી. તો પણ હિમ્મત ધરી મેં પુછ્યું કે તમે કોણ છો, તે બોલી કે તમો કાંઇ પણ ડરશો નહીં, હું તમને મારી હકીકત કહું છું. એમ કહી તે કહેવા લાગી કે, હમણાં તમારી પાસે જે સાપનો બનાવ બન્યો અને તમોએ એક સાપને મારી નાંખ્યો, અને બાજો સાપ ઉડી ગયો. તેમાં જે ઉડી ગયો તેજ સાપ હું છું, તમારી તથા તમારી બેનોની હકીકત મારા જાણવામાં છે. હું એક અપ્સરા છું. મારી પાછળ જે સાપ પડયો હતો તે મારો દુશ્મન હતો તે હકીકત કેહેવાની કાંઇ જરૂર નથી. તમોને દરી-આમાં નાંખી દીધાં તે વાત જાણી મારી જોડેની પરીઓને લઇને વહાણ ઉપર ગઇ અને તેમાંનો સઘળો સામાન મેં તમારા મુકામે મોકલાવી દીધો અને તમારૂં વહાણ ડુબાવી નાંખ્યું છે, તેમાં રહેલી તમારી બેનો જેમણે આ દુષ્ટ કર્મ કર્યું. અને વિશ્વાસઘાત કરી પોતાની સગી બ્હેનને મારવાનો ઉપાય કર્યો. તે બન્નેને કુતરીઓ બનાવી આ મારી સાથે લાવી છું, મેં આ જે સેવા બજાવી છે તે તમારા ઉપકારના પ્રમાણમાં ઘણીજ ઓછી છે. હું તમારો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે.

આ કુતરીઓ જે તમારી બેનો છે તેમનો તો જાન લેવો જોઇતો હતો, પરંતુ તેથી તમે નારાજ થશો એમ જાણી મેં તેમને કુતરીઓ કરી નાંખી છે. પરંતુ એટલી શિક્ષા તે તેમના ગુનાના પ્રમાણમાં ઘણીજ ઓછી છે તેથી હું તમને ફરમાવું તે પ્રમાણે દરરોજ બીજી શિક્ષા કરવી; તે એ કે આ બન્ને કુતરીઓને હમેશાં તમારે સો સો ફટકા મારવા. અને તે પ્રમાણે એક દિવસ પણ ખાલી જવા દેવો નહીં. જો તેમ કરવામાં કસુર કરાશે તો તારી દશા પણ તેમના જેવી થઇ જશે, મેં તેમને કહ્યું કે આ શિક્ષા બહુ કઠણ છે. માટે કાંઇક બીજી શિક્ષા કરાવો તો ઠીક, તે બોલી કે એ દુષ્ટાઓને આ શિક્ષા બહુ ઓછી છે, મારી શક્તિ એવી છે કે મોટા દરીઆને એક ઘડીમાં સુકાવી નાંખી આ નગરને એક ઘડી-વારમાં ઉજડ કરી નાંખું, આ વખતે હું તમોને તમારા મકાને પહોંચાડી દઉં છું. એમ કહી તે અમો ત્રણે જણીઓને લઇને આકાશ માર્ગે ઉડી અને એક પલકવારમાં મારા ઘરની અંદર મને મુકી દીધી અને બોલી કે મારા હુકમ પ્રમાણે હમેશાં વર્ત્તજે નહીં તો તું પણ કુતરી થઇ જઇશ પછી તેણે કહ્યું કે હું કાકેસસ પર્વતની પાછળ રહું છું જો કોઇ વખત તને મારી જરૂર પડે તો આ એક વાળનું ગુછળું આપું છું. તેમાંથી બે વાળ લઇ દેવતા ઉપર મુકી બાળજે એટલે હું ગમે ત્યાં હઇશ પણ તરતજ તારી પાસે આવી ઉભી રહીશ ( એમ કહી વાળનું ગુછળું મારા હાથમાં આપ્યું જે મેં આજ સુધી ઘણી સં-ભાળથી સાચવી રાખ્યું છે. ) એમ કહી તે આકાશ માર્ગે ઉડી ગઇ, મેં નજર કરી તો મારો જેટલો સામાન વહાણમાં હતો તે બધો લગારે લગાર ત્યાં આગળ જોયો, તેથી હું ખુશી થઇ પરંતુ પેલી પરીના આ હુકમથી મને ઘણુંજ લાગી આવ્યું.

હે નામદાર બાદશાહ આવી રીતે આ બે કુતરીઓ જે રાતે તમે જોઇ તે મારી બેનો છે. તેમને

ઘણી લાચારીથી પેલી પરીના હુકમથી મારે માર મારવો પડે છે તેથી મને થતી દીલગીરી જણાવવાને આંસુ પાડું છું. એમાં મારો કાંઇ પણ ઉપાય ચાલે તેમ નથી. તેમ જો ન કરૂં તો હું પણ કુતરી થઇ જાઉં તેથી તેમ કર્યા વિના મારો છુટકો નથી હે નામદાર બાદશાહ મેં તમને આ મારી સઘળી હકીકત કહી. આપ સાહેબ અમારાપર ગુસ્સે થશો નહીં હું આ બનાવથી ઘણી દુઃખી છું. માટે અમારા દુઃખીઆ ઉપર તમારે દયા કરવી જોઇએ. હવે આ મારી બેન અમીના તમોને પોતે સઘળી હકીકત કહેશે તેથી મારી હકીકતમાં કાંઈ વધારે જાણવાની ઇચ્છા આપને હશે તો તે સમજાશે.

ત્યાર પછી બાદશાહે અમીનાને કહ્યું કે હે બાનું ઝોબીદાની પેઠે તું પણ તારી સઘળી હકીકત કહે, ને તારા શરીર ઉપર આ જખમ શેના છે. તે સઘળી બાબતનો ખુલાસો કર, તે સાંભળી અમીના પોતાની હકીકત બાદશાહને કહેવા લાગી.

---

# અમીનાની હકીકત.

અમીના બોલી હે નામદાર બાદશાહ ! મારી હકીકતનો પ્રથમનો ભાગ ઝોબીદાની હકીકતમાં આવી ગયો છે તેથી તે કહેવાની જરૂર નથી. પરંતુ તેમની પાસેથી મારા ભાગની મીલકત લઇ હું જૂદી થઇ ત્યારથી મારી હકીકત સાંભળો.

હું જ્યારે મારા ભાગની મિલકત લઇ જૂદી થઇ ત્યાર પછી મારી માએ મને એક સારા આબરૂદાર ગૃહસ્થ સાથે આ શેહેરમાં પરણાવી, પરંતુ મારા કમનશીબે બાર માસ થતાં પહેલાં તો તે ગુજરી ગયો; તેણે મરતી વખતે લગભગ એક લાખ રૂપીઆની દોલત મને સોંપી તેથી મને ગુજરાન ચલાવવા-તથા બીજુ પણ ખરચ ચલાવવામાં કાંઇ પણ હરકત આવે તેમ નહોતી, મારા ખાવિંદના મરણ પછી રિવાજ મુજબ મેં ખાવા પીવાનો પેહેરવા ઓઢવાનો તથા મોજમજાનો છ મહીના સુધી શોક પાળ્યો, છ મહિના પુરા થયા પછી મેં મારે પેહેરવા સારૂ એક હજાર રૂપીઆનો પોશાક કરાવ્યો. આ પોશાક એવો સરસ હતો કે જ્યારે હું તે પેહેરતી ત્યારે મારા રૂપમાં સો ગણો વધારો દેખાતો હતો. આ પોશાક તૈયાર થયો ત્યારે મારા પતિને ગુજરી ગયાં ને એક વરસ થયું હતું. એટલે મને તે પેહેરવામાં કોઈ જાતની અડચણ નહોતી. તેથી હું તે તથા મારા બીજા ઉત્તમ પોશાકો પેહેરવા લાગી.

મેં મારા પતિના ગુજરી ગયા પછી પુરૂષ નોકરો કાઢી મૂકયા હતા અને મારી સેવામાં કેટલીક દાસીઓ રાખી હતી. એક દાસી હમેશાં દરવાજા આગળ બેસી રહેતી અને બીજી કેટલીક મારી પાસે કામકાજમાં રહેતી. હવે એક દિવસ હું મારા ઘરમાં કાંઇ કામ કરતી હતી. તેવામાં દરવાજા આગળ એક ઘરડી ડોશી આવી; તે ગરીબ જેવી જણાતી હતી, તેણે આવી દરવાજા આગળ દાસીને કહ્યું કે બાઇ મારે અંદર જવું છે. માટે રજા લઈ આવો તો ઠીક. દાસી ઉઠી મારી પાસે આવી અને કહેવા લાગી કે બાઇ ! કોઇ ઘરડી ડોશી આવી છે તે તમને મળવાની ઇચ્છા જણાવે છે. મેં તેને કહ્યું કે તેને અંદર લાવો; પછી દાસી તેને મારી પાસે તેડી લાવી. તે આવતાંવારજ ઢીંચણીએ પડી મારા પગમાં માથું મુકી દીધું. અને મારા પગે બચીઓ કરી કહેવા લાગી કે બાઇ હું તમારી પાસે મોટી આશાએ આવી છું. તે પાર પાડશો સારા માણસોને એ ધર્મ છે કે ગરીબ માણસનું પોતાથી બનતા ઉપાયે દુઃખ ભાગે તેથી હું તમને સારાં અને પરોપકારી તથા આબરૂદાર જાણી તમારી પાસે આવી છું તો મારૂં આટલું કામ કરશો. તે એકે અમો પરગામથી આવ્યાં છીએ, મારે એકની એક છોકરી છે તેનો બાપ મરી ગયો છે. અને તે આ શેહેરમાં સારા માણસ સાથે પરણાવવાની છે, તેનું લગ્ન આજે છે. પરંતુ અમો આ શેહેરમાં અજાણ્યાં છીએ. તેથી કોઇને ઓળખતાં નથી. અને અમારી તરફથી મીજલસમાં બેસનાર કોઈ નથી, તેથી હું ઘણી મુંઝાઉં છું. શેહેરમાં પૂછતાં મને કોઇએ તમારૂં નામ બતાવ્યાથી હું તમોને કહેવા આવી છું કે મારા ઉપર મેહેરબાની કરી આજે મીજલસમાં પધારશો, અને મારી ઉમેદ પાર પાડી મને

ઉજળી કરશો, જો તમો નહીં આવો તો સામાવાળાં અમને ગરીબ ગણશે અને અમારે મેણાં ખાવાં પડશે, મને આ ચિંતાથી ખાવું પણ ભાવતું નથી, તમારૂં નામ તથા આબરૂ સાંભળી હું મીજલસમાં હાજર થવાની માગણી કરવા આવી છું. હું તમને વારંવાર કરગરીને કહું છું કે તમે મારી આટલી ઉમેદ પાર પાડો મેં કહ્યું; માજી ! તમારે આટલા બધા કાલાવાલા કરવાની જરૂર નથી, મને તમારૂં મકાન ક્યાં છે તે બતાવો અને ક્યા વખતે આવવાનું છે તે જણાવો એટલે હું વખતસર મારી મેળે ત્યાં આવીશ તમે કાંઇ પણ ચિંતા કરશો નહીં, તેમાં મને કાંઇ જોર આવવાનું નથી, આ સાંભળી તે ડોશી ઘણી ખુશી થઇ, અને પોતાની મતલબ પાર પડી જશે એમ ધારી કહેવા લાગી હે નામદાર બાનું તમો મારૂં ઘર શોધતાં આવો તે ઠીક કહેવાય નહીં. માટે વખત થશે એટલે તેડવા સારૂ હું જાતે આવીશ. આપે મેહેરબાની કરી મારી આ માગણી સ્વીકારી તેથી આપનો મોટો ઉપકાર માનું છું. મને ખાતરી છે કે આપ પધારી મને શોભા આપશો, મારા જેવા ગરીબોનું તમો ભલું કરો છો. તો કિરતાર સદા તમારૂં ભલું કરો એવી મારી આશિષ છે, આજે મને એટલો બધો આનંદ થયો છે કે આખી દુનિઆનું રાજ્ય મારે ઘેર આવ્યું. એમ કહી તે ઉભી થઇ અને કહેવા લાગી કે વખત થયે હું આપને તેડવા આવીશ; મેં તેને કહ્યું કે વખતનો આશરો જણાવો તો હું પોશાક પેહેરી તૈયાર રહું કે જેથી તમો આવો એ વખતે ખોટી થવું પડે નહીં ત્યારે તેણે કહ્યું કે લગ્ન સાંજનું છે માટે છ વાગવાના સુમારે હું તમને તેડવાને સારૂ આવીશ.

તે ડોશીના ગયા પછી વિચાર કર્યો કે આજે ઘણા માણસોની મીજલસમાં જવું છે, માટે આપણે આપણા દરજ્જા પ્રમાણે પોશાક પેહેરવો જોઇએ. એમ વિચારી મેં મારો સૌથી સરસમાં સરસ પોશાક હતો તે કાઢયો અને બીજી પણ જે જે ચીજો મારી સાથે રાખવાની હતી તે સઘળી ઉત્તમમાં ઉત્તમ જોઇને લીધી, ઘરેણાં ગાંઠાં વગેરે પણ જે મારા ઘરમાં હતાં તેમાંથી સારાં જોઇને કાઢયાં, સઘળાં હીરા અને માણેકના જડાવનાં કાઢયાં અને વખત થયો એટલે એક મોટો તકતો મારી સામે મુકી તે સઘળાં ઘરેણાં પેહેર્યાં, તથા પોશાક પેહેર્યો, તે વખતે મારૂં રૂપ એવું ખીલી રહ્યું અને તે હીરા માણેકના કંડા વગેરેનું તેજ મારા મુખ ઉપર પડવા લાગ્યું. તેથી મારૂં મુખ પુનમ ચંદ્ર જેવું પ્રકાશવા લાગ્યું તમામ પોશાક પેહેરી હું તૈયાર થઇ બેઠી. એટલે પેલી ડોશીને આવવાનો વખત થયો હું ઘરના ઓરડા વગેરે બંધ કરી એક કોચ ઉપર બેઠી એટલામાં પેલી ડોશી આવી ઉભી રહી, ડોશી આવી તે મારૂં રૂપ જોઇ હરી ગઇ અને મારા હાથ વારંવાર તેના હાથમાં લઇ બચીઓ કરવા લાગી. અને બોલી હે પરોપકારી બાનુ ! ત્યાં આગળ સર્વ મિજલસ ભરાઇ ગઇ છે. જમાઇની તરફનાં સઘળાં માણસો આવી ગયાં છે, અને તે સિવાય બીજાં પણ સઘળાં માણસો ભરાઇ ગયાં છે. માટે આપ પધારો આપનો ઉપકાર હું કદી ભુલનાર નથી. હું તૈયાર થઇને બેઠેલી હતી તેથી તરતજ તેની સાથે ચાલવા માંડયું મારી સાથે મે મારી દાસીઓને લીધી હતી. મીજલસમાં જવાનું હોવાથી મેં પણ તેમને સારાં લુગડાં પેહેરવા સારૂ આપ્યાં હતાં અમો ચાલતાં ચાલતાં એક મોહોલ્લામાં આવ્યાં, તે મોહોલ્લામાં મોટી મોટી હવેલીઓ હતી. તે જોતાં જોતાં અમો ચાલ્યાં, તો એક મોટો દરવાજો આવ્યો એ દરવાજાના મથાળે મોટા અને સુંદર અક્ષરથી લખેલું હતું કે, " આ મકાન આનંદ અને મોજમજાનું છે. " તે મેં વાંચ્યું. મારી સાથેની ડોશીએ તે દરવાજાનાં કમાડ ઠોકયાં એટલે તે દરવાજો કોઇ ઉઘાડી ગયું. અમો સઘળાં અંદર ગયાં. ત્યાં એક મોટું શણગારેલું દિવાનખાનું આવ્યું. તેની અંદર પેસતાં એક સારા શણગારેલા કોચ ઉપર એક ઘણીજ સ્વરૂપવાન સ્ત્રી બેઠેલી હતી; તે સ્ત્રી મને જોઇને ઉભી થઇ અને આવકાર દઇ બોલી કે પધારો, આ કોચ ઉપર બેસો એમ કહી એક મખમલના રત્ન જડીત કોચ ઉપર મારો હાથ ઝાલી મને બેસાડી. પછી તે મારી સાથે વાત કરવા લાગી કે હે બાઇ ! તમો જે લગ્નની મીજલસમાં ભાગ લેવાને આવ્યાં છો, તે લગ્ન જુદાજ પ્રકારનું છે. અને તેની હું તમને સમજણ પાડું છું. " તમારા રૂપની તથા આ-બરૂની આખા શેહેરમાં તારીફ થઇ છે. તે તારીફથી મારો એક ભાઇ તમારા ઉપર મોહિત થયો છે, તે એવો કે પલકે પલકે તમારૂંજ સ્મરણ કર્યા કરે છે. ખાવા પીવાનું પણ છોડી દીધું છે. કામકાજ

મોજશોખ સઘળાં છોડયાં છે. અને જો તમારો મેળાપ તેને નહીં થાય તો તે થોડા દિવસમાં પોતાનો જીવ ખોઈ બેસશે એવું તેનું દિલ તમારા ઉપર લાગેલું છે. મેં તેને કહ્યું કે બાઇ તેના કરતાં હું તમને બીજી ઘણી સરસ બાનું પરણાવું પણ તે તો તમારા સિવાય હાલ બીજી કોઇને પસંદ કરતો નથી.માટે હે ચતુર બાઇ તું ઘણીજ દયાળુ અને પરોપકારી દેખાય છે, તો મારી આ માગણી કબુલ કરી તેની સાથે લગ્ન કર કે જેથી મારા બાઇનો જીવ બચે, હું તારો ઉપકાર કદી પણ નહીં ભૂલું મારો બાઇ કાંઇ જેવો તેવો માણસ નથી, પણ એક ઘણાજ ઉમદા ઘરનો છે. જેની તને પછીથી ખબર પડશે. વળી ધન માલની પણ કાંઇ કમી નથી. જો તમો મારૂં આ કહેવું ધ્યાનમાં નહીં લ્યો અને લગન નહીં કરો તો, તે ઝુરી ઝુરીને પોતાની કાયા પાડશે અને તેથી મને પણ અસહ્ય દુઃખ થશે; માટે મને આશા છે કે અમો સઘળાને તમો સુખ આપનારાં થાઓ, વળી તે તમારો ખાવિંદ થવાને લાયક છે. અને તમો તેની અર્ધાગના થવા લાયક છો. આટલું બોલી તે બંધ રહી.

આ સાંભળી હું મોટા વિચારમાં પડી કે અરે આ બુઢીએ મને છેતરી, મેં રાંડયા પછી ફરી પરણવાનો વિચાર કોઇ દિવસ કર્યો હતો નહીં. હવે મારે આ ઠેકાણે શો ઉત્તર દેવો તે પ્રથમ તો કાંઇ સમજયું નહીં. મને વિચારમાં પડેલી જોઇ તે આ બોલી કે બાઇ આ બાબતમાં કાંઈ પણ વિચાર કરવા જેવું નથી. મારો બાઇ પણ તમારા જેવો સ્વરૂપવાન અને મોટો દરજ્જો ધરાવે છે, વળી તેને જોતાંજ તમારૂં દિલ ખુશ થશે, આવી રીતે તે પુરૂષની તારીફ સાંભળી તથા મારી આગળ આવી સુંદર સ્ત્રીને કાલાવાલા કરતી જોઈ મારૂં મન પણ પીગળી ગયું. મારા શરીરમાં કામદેવ ઉત્પન્ન થયો મારાં શરીરનાં રૂવાટાં ઉંચાં થઇ ગયાં. મુખ શરમાવા જેવું થઇ ગયું, અને શરીર થરથરવા માંડયું. મારા મુખનો તથા શરીરનો ચેહેરો જોઇ તે અનુભવી સ્ત્રી સમજી ગઇ, અને ઉભી થઇ એક બારણું ઠેલ્યું કે તે તરત ઉઘડી ગયું. અને એક જુવાન તથા ખુબસુરત પુરૂષ તેમાંથી નીકળ્યો તે ત્યાં આવી ઉભો રહ્યો, તેનું રૂપ તેનો પોશાક તેની ચાલ જોઇ હું દિવાના જેવી થઇ ગઈ અને એક નજરથી તેના હાથ, પગ, પોશાક તથા મોં વગેરે નીરખી નીરખીને જોવા લાગી. અને વિચારવા લાગી કે શું આતે મનુષ્ય હશે કે કોઇ દેવ હશે. આ સ્ત્રી જે આ પુરૂષનાં વખાણ કરતી હતી તે કરતાં હજાર ગણું તેનું રૂપ છે, મેં તેની માગણી કબુલ કરી તે પણ મારા ભાગ્ય ઉદયની દશા આ ડોશી તથા સ્ત્રી મારાં પરમ ઉપકારી થયાં. હજારો પ્રયત્ન કર્યા છતાં આવો પુરૂષ મળવો મુસ્કેલ તો આટલી આજીજી સાથે આ પુરૂષ મારે મારી માગણી થાય તો હું કેવી નશીબવાન, હું તેને જોઇ ના કહેવાની તો વાતજ ભુલી ગઇ. પરંતુ હવે તેનો સમાગમ ક્યારે થશે, તેનું સ્મરણ કરવા લાગી, તેની સાથે એમ પણ ચિંતા કરવા લાગી કે રખેને મને આ પુરૂષ નાપસંદ કરશે. તો મારાથી શી રીતે જીવા શકાશે ? તેથી તેની સાથે લગ્ન કરવાને ઘણી અધીરી થઇ ગઇ. તે પુરૂષ એક નજરથી મારી સામું જોઈ રહ્યો. મારાથી તો કાંઇ બોલી શકાયું જ નહીં.

પેલી સ્ત્રીને ખાતરી થઇ કે તે બેનું દિલ એક થઇ ગયું છે. એટલે પેલી સ્ત્રીએ એક તાળી વગાડી એટલે એક કાજી ત્યાં તરતજ આવ્યો, અને તેણે અમારા લગ્નનો એક દસ્તાવેજ કર્યો, અને તેમાં મારી તથા તે પુરૂષની સહી લીધી. તથા તેમાં બીજા ચાર માણસો જેઓ કાજીની સાથે આવ્યા હતા, તેમની સાક્ષીઓ કરાવી લીધી. વળી તેણે મારી સાથે એક એવી પણ સરત મોઢેથી કરી લીધી કે, તારે કોઇ પણ અજાણ્યા માણસને તારૂં મોં બતાવવું નહીં તેમજ તેની સાથે વાતચીત કરવી નહી. જો આ સરત તું બરાબર પાળીશ તો આપણ બન્ને સદાએ સુખી રહીશું અને મારો હંમેશાં તારા ઉપર પ્યાર તેવોને તેવોજ રહેશે. પણ મારી આ સરત તું તોડીશ. તો તેનું પરિણામ શું આવશે, તે કાંઇ કહી શકતો નથી. મેં તે કબુલ કર્યું આવી રીતે કોલ કરાર કરી રહ્યાં. એટલે તે કાજીએ અમારૂં વિધિ પ્રમાણે લગ્ન કરાવ્યું. હું પણ મારા મનથી ઘણીજ ખુશી થઇ. અને બીજાના લગ્નની મીજલસમાં દાખલ થવાને બદલે મારાજ લગ્નની મીજલસ થઈ.

મારૂં લગ્ન થયા પછી હું ઘણીજ મોજમજાથી ત્યાં રહેવા લાગી અને મારા અવતારને ધન્ય માનવા

લાગી મારી પાસે મારી સેવા ચાકરીમાં જે ડોશી મને તેડવા આવી હતી તે સોંપી હતી અને તે મારા ઉપર ઘણો પ્યાર રાખતી હતી, મારા દિવસ એટલા આનંદમાં જવા લાગ્યા કે રાત દિવસની કાંઇ ખબર પડતી નહીં. પણ એ મારૂં સુખ ઝાઝા દિવસ ટકી શક્યું નહીં.

મારા લગ્નને થોડા દિવસ થયા એટલામાં મારે રેશમી કાપડ વગેરે કેટલોક સામાન ખરીદવાની જરૂર પડી ત્યારે મેં મારા પતિને કહ્યું કે મારે આટલો સામાન લેવા બજારમાં જવું છે. માટે જો આપની મરજી હોય તો તે લેવા માટે બજારમાં જાઉં, ત્યારે તેણે મને ખુશીથી રજા આપી હું પેલી ડોશી તથા બીજી બે સ્ત્રીઓને જોડે લઇ બજારમાં ગઇ.

રસ્તે જતાં મેં પેલી ડોશીને પૂછ્યું કે આપણ કોની દુકાનેથી કાપડ લઇશું, ત્યારે તે ડોશી બોલી કે અહીંઆં મારો ઓળખીતો એક કાપડીઓ છે. તેની દુકાનેથી સઘળો સામાન મળશે, જો તમારી મરજી હોય તો આપણ તેની દુકાને જઇએ, વળી તે વિશ્વાસુ છે. એટલે આપણે ઘણી દુકાને રખડવાનું પણ મટી જશે, મને તે ડોશી ઉપર વિશ્વાસ હતો તેથી તેનું કહેવું કબુલ કર્યું અને તે વેપારીની દુકાને ગયાં. આ વેપારી ઘણો મોટો હતો અને પૈસાદાર જણાતો હતો, મેં ડોશીને કહ્યું કે તમે કાપડ મંગાવો કારણ કે મારી મારા પતિ સાથે સરત છે કે મારે બીજા કોઇ અજાણ્યા પુરૂષ સાથે વાત કરવી નહીં પછી પેલી ડોશીએ તે વેપારીને કહ્યું કે ભાઇ સરસમાં સરસ રેશમી કાપડ હોય તે કાઢો, તે વેપારીએ ઘણું સરસ કાપડ કાઢી મને બતાવ્યું મેં તેનો ભાવ પૂછાવ્યો; ત્યારે તે કહેકે મારે તે કાપડના પૈસા તમારી પાસેથી લેવા નથી પણ જો આ સ્ત્રી મને તેના ગાલે ચુંબન કરવા દે તો આ સઘળો તાકો વગર પૈસે આપી દઉં, આ સાંભળી મેં તેને કહ્યું કે અરે દુષ્ટ આવું બોલતાં તને લાજ આવતી નથી તું કેવો દુષ્ટ છે, ડોશીને મેં કહ્યું કે આ વેપારી લુચ્ચો છે. માટે આપણે અહીંથી બીજી દુકાને ચાલો. અમો બીજી દુકાને ગયાં અને ત્યાં કાપડ કઢાવ્યું, પણ પેલા વેપારીના જેવું સરસ કાપડ તેને ત્યાં નીકળ્યું નહીં ત્યારે અમો બીજી સઘળી દુકાનો ફરી વળ્યાં પરંતુ તેના જેવો સરસ માલ અમોને બીજા કોઇની દુકાને હાથ લાગ્યો નહીં. અમો નિરાશ થઇ પાછાં વળ્યાં. અને પાછાં પેલા વેપારીની દુકાને આવ્યાં; અમોએ તે વેપારીને કહ્યું કે ભાઇ, તું એની બમણી કિંમત લે પરંતુ એ કાપડ અમોને આપ, તે બોલ્યો કે બમણા તો શું પણ રોગણા આપો તો પણ મારે પૈસા લેવા નથી; જો તમારી મરજી હોય તો મારા કહેવા પ્રમાણે કરી લઇ જાઓ; આ જોઇ પેલી ડોશી બોલી કે બાઇ એમાં શું જતું રહેવાનું છે અને કોણ જાણવાનું છે, એક લગાર તમારો ગાલ તેના મોં આગળ ધરશો એટલે બસ છે, આ ડોશી મને ખોટી સલાહ આપે છે. તે હું સમજતી હતી પરંતુ મારૂં મન પેલા કાપડ ઉપર એટલું બધું લાગેલું હતું કે તેનું કહેવું મેં કબૂલ કર્યું પછી હું તે દુકાન ઉપર ચઢી અને રસ્તે જનાર કોઇ દેખે નહીં એમ પેલી ડોશી તથા બે સ્ત્રીઓને આડી ઉભી રાખી મેં મારો બુરખો મારા મોં ઉપરથી ખસેડી મારો ગાલ તેના મોં આગળ ધર્યો. એટલે તે માણસે મને ચુંબન કરવાને બદલે એવું બચકું ભર્યું કે તેના દાંત મારા ગાલમાં પેશી ગયા. અને લોહી નીકળવા લાગ્યું તે એવું કે તેથી મારાં કપડાં લોહીવાળાં થયાં અને હું બેશુદ્ધ થઇ ભોંયપર પડી. હુ ભોંય ઉપર પડી એટલે તે દુકાનદાર પોતાની દુકાન બંધ કરી ત્યાંથી પલાયન કરી ગયો, પેલી ડોશીએ મને બેઠી કરી. અને કોઇ જાણે નહી એમ મારૂં શરીર સ્વસ્થ કરી લોહીથી ખરડાએલો મારો ગાલ તથા શરીર સાફ કરી મને બેઠી કરી, લોક ભેગું થઇ ગયું અને પૂછવા લાગ્યું કે શું થયું ? ત્યારે ડોશી કહેવા લાગી કે ચકરી આવી તેથી પડી ગયાં. અમો બધાં ત્યાંથી ઘર તરફ આવવા પાછાં વળ્યાં. પેલી ડોશી ઘણો પસ્તાવો કરવા લાગી કે મારી ખરાબ સલાહથી તમોએ આ કામ કર્યું તેથી મારો ગુન્હો માફ કરજો મારી પાસે દવા છે તે તમને ઘેર જઇને ચોપડીશું એટલે ત્રણ દિવસમાં તમારો ગાલ હતો તેવો થઇ જશે મેં કહ્યું કે તેમાં તમારા એકલાનો દોષ નથી. પણ મારો દોષ મોટો છે. કારણ કે મારા મનને હું કબજે રાખી શકી નહીં તેનું મને આ ફળ મળ્યું છે એમ કહેતાં કહેતાં અમો ઘેર આવ્યાં મને એટલું દુઃખ થવા લાગ્યું કે હું ઘેર આવતાંવારને તરતજ સુઇ રહી ખાવાને પણ ઉઠી નહીં. તથા પેલી ડોશીની દવાના પાટા બાંધ્યા, અને સુઇ રહી. રાત પડી ત્યારે મારો પુરૂષ સુઇ

રહેવા માટે આવ્યો, તેણે મને બોલાવી, હું મોં ઉપર ઓઢીને સુતી હતી; હું જાણતી હતી કે તેને બીજું ગમે તે બાનું કાઢી સમજાવીશ અને ત્રણ દિવસે તો મારો ગાલ સારો થઇ જશે અને આમાં કંઇ મેં મોટો ગુન્હો કર્યો નથી. પણ અમારૂં ધારવું તદન નકામું ગયું અને તેનું પરિણામ ઘણું ભયંકર આવ્યું હું જો ખરેખરી વાત કહું તો મને નજીવી શિક્ષા થાત પરંતુ ગુન્હો કરવા કરતાં જુઠું બોલવાથી મને વધારે શિક્ષા થશે તેમ મારા સ્વપ્નામાં પણ ન હતું.

તેણે આવી મને પૂછ્યું કે કેમ આજ કાંઈ તબીઅત નરમ છે! મેં કહ્યું કે આજ મારૂં માથું દુખે છે તેથી બાંધીને સૂઇ રહી છું તેણે કહ્યું કે માથું મને જોવા દે એમ કહી તે એક બત્તી લાવ્યો અને માથા ઉપરથી લુગડું લઇ લીધું તો ગાલે પાટો બાંધેલો તેને માલમ પડયો ત્યારે તેને વેહેમ પડયો, અને પાટો છોડાવ્યો તો ગાલે ઘા દીઠો અને લોહી નીકળેલું માલમ પડયું ત્યારે તેણે પૂછ્યું કે આ શું? મેં તેને કહ્યું કે આજે બજારમાં આપની રજા લઈ કાપડ લેવા ગઇ હતી ત્યાં રસ્તામાં જતાં એક મજુર લાકડાંનો ભારો લઇ જતો હતો તેનો લાકડાનો એક છેડો લાંબો હતો તે મારા ગાલે ઘસાયો તેથી આ લોહી નીકળ્યું છે.

આટલું સાંભળતાંમાં તે ઘણો ગુસ્સે થઇ ગયો અને બોલવા લાગ્યો કે આવા બેદરકારી ગુનેગારોને તેમના ગુનાની સજા થવી જોઇએ. વારૂ, ઠીક છે તમો કોઈ તેને ઓળખી શકશો. મેં કહ્યું કે મારૂં મોં ઢાંકેલું હતું તેથી, મેં તેને દીઠો નથી, ત્યારે તે બોલ્યો કે કાલે સવારે શેહેરના તમામ લાકડા વેચનાર મજુરોને ભેગા કરી ફાંસી ઉપર ચડાવી દઉં છું મને આ સાંભળી ચિંતા થવા લાગી કે વગર ગુન્હે બિચારા ગરીબ મજુરો માર્યા જશે તેનું સઘળું પાપ મને લાગશે, તે કરતાં તો હું એકલીજ મરી જાઉં તે સારૂં એમ વિચાર કરી તે કહેવા લાગી કે નામદાર આપનો ગુસ્સો દબાવો મને કાંઇ એટલું બધું વાગ્યું નથી, વળી એકના ગુન્હાને બદલે એવા બીજા સઘળા મજુરોનો જાન લેવો તે પણ વ્યાજબી નથી. માટે તેમના ઉપર દયા કરો અને આ વિચાર માંડીવાળો એવું કહ્યું ત્યારે તો ઉલટો તેને વેહેમ પડયો અને પૂછવા લાગ્યો કે શું તને મજુરોએ નથી વગાડયું તો તને આ શાથી થયું તે તું સાચે સાચું કહે ત્યારે વળી મેં કાંઇ બીજું બાનું કાઢવાની યોજના કરી મેં કહ્યુ કે રસ્તે જતાં બજારમાં માણસોની ભીડ હતી ત્યાં આગળ કેટલાંક ગધેડાં જતાં હતાં તે અમારી પાસે થઇને નીકળ્યાં અને ઘણી ભીડમાં તેમાંના એક ગધેડાએ મને લાત મારી અને તેથી હું ભોંય પડી ગઇ ત્યાં એક લોઢાનો ખીલો પડેલો હતો તે મારા ગાલમાં પેશી ગયો તે બોલ્યો ઠીક ત્યારે હમણાંજ હું વજીરને બોલાવી કહું છું કે શેહેરમાં જેટલા ગધેડાંવાળા છે તે સઘળાઓને બોલાવી ફાંસી ચડાવી દો કે હવેથી આવા ગુન્હા થાય નહીં. ત્યારે મેં કહ્યું કે સાહેબ આવા હજારો માણસોનું ખુન શા માટે કરવાને તૈયાર થાઓ છો. તેમાં ગધેડાંવાળાનો શો વાંક તેણે કહ્યું કે કેમ વાંક નહી. રસ્તામાં ચાલતાં બીનદરકારીપણું શા માટે રાખે? તેમને તો શીક્ષા થવીજ જોઇએ પણ તમે ખરેખરૂં કહો કે તમારા ગાલને કેમ નુકસાન થયું, મારાં બે બાનાં સાંભળી તેને ખરેખરો વેહેમ પડી ગયો અને કહેવા લાગ્યો જ્યાં સુધી ખરેખરૂં કારણ મને માલમ નહીં પડે ત્યાં સુધી હું તમને છોડનાર નથી. માટે જે હોય તે કહી દો મેં કહ્યુ કે હવે બીજું કાંઇ કારણ નથી જે ખરૂં કારણ હતું તે કહી દીધું છે, ત્યારે તે કહેવા લાગ્યો કે હજુ તું મને છેતરે છે માટે મહેરબાની કરી ખરે ખરી વાત કહે ત્યારે મેં કહ્યુ મેહેરબાન! રસ્તે આવતાં મને ફેર આવ્યા અને તેથી એકદમ બેશુદ્ધ થઈ ભોંય પડવાથી મને આ જખમ થયો છે. માટે માફ કરો. આ સાંભળતાં તેના ગુસ્સાનો પાર રહ્યો નહી તે બોલ્યો કે જો આ કારણ હતું તો તને પેહેલેથી કહેવામાં શી અડચણ હતી કે તારે બે વાર જૂઠું બોલવું પડે માટે તારી વાત તદન ખોટી છે અને તારાં જે આ બાનાં છે, તે મને સમજાવવાનાં છે પણ હવે હું તારા કેવા હવાલ કરૂં છું તે તું જો. એમ કહી એકદમ સિપાઈ! સિપાઇ! કહી બુમ મારી કે ત્રણ સિપાઇ હાજર થયા, એટલે તે બોલ્યો કે આ દુષ્ટ ઓરતને અહીંથી બાહાર ઘસડી નાંખી. એનું માથું ઉડાડી નાખો; એટલે તેઓમાંનો એક તરતજ તલવાર લઇ આવ્યો. મેં આ બનાવ જોઇ જીવવાની આશા છોડી, પેલો સિપાઇ જેવો

તરવાર લઇને આવ્યો તેવો તેને તરતજ સખ્ત હુકમ કર્યો, અને કહ્યું કે જલદી એના શરીરના બે ભાગ કરી નાંખ, આટલું બોલી તે એક કોચ ઉપર બેઠો: સિપાઇ તરવાર ઉગામી બોલ્યો કે બાઇ? હવે તમે ખુદાની બંદગી કરી લ્યો તમારો કાળ પાસે આવ્યો છે, તમારે જે કાંઇ કહેવાની મરજી હોય તો તે કહી દો. કારણ હવે તમને બોલવાનો વખત મળશે નહીં. ત્યારે મેં તેને કહ્યું કે તું થોડીવાર સબુર કર. એમ કહી મેં મારા ભરથાર તરફ નજર કરી કહ્યું કે ખાવિંદ ! મારા ઉપર આટલો બધો જુલમ!!! શું મારી આ દશા કરવાને મારી સાથે લગ્ન કર્યું એકવાર મારો ગમે તે ગુનો હોય પણ માફ કરો એમ કહેતામાં તો મારૂં બોલવું બંધ થયું અને બોલી શકાયું નહીં. મારી આંખમાંથી ચોધારે આંસુ નીકળવા લાગ્યાં. મારો પતિ મારી સામું જોઇ રહ્યો. પરંતુ તેનો ગુસ્સો કાંઇપણ ઓછો થયો નહીં. પણ ઉલટો સિપાઇને કહેવા લાગ્યો કે, અરે હરામખોર તું શા માટે હવે વાર કરે છે ? જલદી મારા હુકમનો અમલ કર. પેલો સિપાઇ બીચારો પસ્તાવો કરવા લાગ્યો કે અરેરે ! આવી ખુબસુરત સ્ત્રીનો મારા હાથે ઘાત કરવો પડશે. એમ વિચારી તે વાર કરતો હતો. એટલામાં તો મને ખોટી સલાહ આપનાર પેલી ડોશી ત્યાં આવી કહેવા લાગી કે ભાઇ આ શું છે ? તે બોલ્યો આવી કપટી સ્ત્રીને હું હવે જીવવા દેવાનો નથી. ડોશી બોલી ઓ ભાઇ તું આવા નજીવા ગુન્હા પર આટલી બધી શિક્ષા કરે છે. તે શું તને લાયક છે. આથી તારી આબરૂના કાંકરા થઇ જશે. લગ્ન કરતાં પહેલાં જેના ઉપર તું પોતાનો જાન ખોવાને તૈયાર થયો હતો. તેનો એક હલકા ગુન્હા માટે જાન લેવા તૈયાર થયો છે શું તને આ શોભે છે ? જો મારા ઉપર તને કાંઇ પણ દયા આવતી હોય અથવા મેં તને ઉછેર્યો તેનો કાંઇ પણ બદલો તું આપતો હોય તો તેને બચાવ-સૌને એક દિવસ મરવું તો છે જ પણ તારા જેવા ઉત્તમ પુરૂષો એવાં ખરાબ કામ કરી ઘડપણમાં પછી પસ્તાય છે, ત્યારે તેમને માલમ પડે છે કે ખુદાને ત્યાં સઘળાં કર્મનો જવાબ દેવો પડે છે. તે વખતે તેમને બેહદ પસ્તાવો થાય છે માટે તું પણ તારી જુવાનીના તોરમાં વિચાર કર એમ બોલી તે ઘણી દીલગીરી સાથે રડવા લાગી.

ડોશીના આટલા બોલવાથી તે શરમાઇ ગયો, અને મારા ઉપર કાંઇક દયા આવી અને તે બોલ્યો ડોશીમા ! જ્યારે તમારો આટલો આગ્રહ છે. તો હું તેને જીવથી બચાવું છું પણ શિક્ષા કર્યા વગર તો નહીંજ રહું. તેની ખરાબ કામની નીશાની તો કાંઇક કરવી જોઇએ. એમ કહી તેણે સિપાઇને હુકમ કર્યો કે આ સ્ત્રીના શરીર ઉપર સો ફટકા મારો, ત્યારે સિપાઇએ મારા શરીર ઉપર એવા જોરથી નેતરના સો ફટકા માર્યા કે મારી ચામડીના ચુરેચુરા થઇ ગયા, અને શરીરપરથી લોહી છુટવા લાગ્યું. ત્યારપછી મને ત્યાંથી ઘસડીને બીજા ઓરડામાં નાંખી. મારા શરીરમાં પુષ્કળ લોહી વેહેવા લાગ્યું. ત્યારે પેલી ડોશી મારી પાસે આવી અને મારી ઘણી સારવાર કરવા સારૂ તે પોતાને રહેવાની જગ્યામાં લઇ ગઇ, અને ત્યાં તેણે ચાર માસ સુધી બરદાસ કરી મને સાજી કરી. પેલો પુરૂષ જે મારો ભરથાર હતો. તેણે પોતાના ગુસ્સામાં પોતાને આનંદ કરવાનો જે મહેલ હતો તે તમામ પાડી નંખાવ્યો. અને ભોંય જેતાં ભોંય કરી નાંખી હું સાજી થઇ ત્યાં આવી તો તે જગાપરતો કાંઇપણ દીઠું નહીં. મેં ડોશીને કહ્યું કે મારી સાથે લગ્ન કરી જેણે મારી આ દશા કરી તથા છેવટે મને રખડતી મુકી. તેના ઉપર મારે ફરિયાદી કરવી કે કેમ ? તે બોલી, હે બાઇ ! તે એવો દરજ્જો ધરાવે છે કે તે બાબતની ફરિયાદ કોઇ સાંભળશેજ નહીં. માટે તું વાત છોડી દે.

આ સાંભળી મેં ફરિયાદી કરવાનો વિચાર માંડી વાળ્યો. અને મારી બેનો પાસે જવાનો વિચાર કર્યો મેં તે ડોશીને કહ્યું કે હવે હું મારા પિયર જાઉં છું. કારણ કે હવે અહીં કાંઇ પણ છે નહીં. ડોશી બોલી જેમ તારી ઇચ્છા હોય તેમ કર. ત્યાર પછી હું મારી બેનો પાસે ગઇ અને તેમને મારી સઘળી હકીકત જણાવી. તેમને દયા આવી અને મને ભેગી રાખી. તે બોલી બેન દિલગીર ના થઇશ. આપણા નશીબમાં જે દુઃખ લખ્યું હોય તે ભોગવ્યા વિના છુટકો થતો નથી. માટે તું ખુશીથી મારી પાસે રહે, ત્યાર પછી ઝોબીદા બોલી બેન જેવું તને દુઃખ પડયું છે. તેવું મને તથા મારી બે બેનોને પણ પડયું છે. એમ કહી તેણે પોતાનો સર્વ વૃતાંત કહ્યો. અને આ બે કુવરીઓ બતાવી. મેં તે સાંભ-

ળાને ઘણો અફસોસ કર્યો. મારી જે બીજી બેન સરીય હતી તેનો ભરથાર મરીગયો હતો તેથી ઝોબીદા પાસે આવી રહી હતી.

એટલું કહી અમીના બોલી હે નામદાર બાદશાહ આવી રીતે મારી હકીકત મેં સઘળી આપની પાસે યથાસ્થિત કહી. આપે જે મારા શરીર ઉપર ઘા દીઠા તે મને જે ફટકા વાગ્યા તેના છે; ત્યાર પછી અમો ત્રણ બેનો એક ઠેકાણે સંપ સંપીને રહેવા લાગ્યાં; અને ફરીથી લગ્ન કરવાનો વિચાર સઘળો માંડી વાળ્યો, અને નક્કી ઠરાવ કર્યો કે આપણે હવે છુટાં પડવું નહીં અને સ્વતંત્ર રહેવું, તે દિવસનાં અમે ત્રણે જણ ભેગાં રહીએ છીએ, અમો સૌએ અમારૂં કામ વેહેંચી લીધું છે. બજારમાંથી જે કાંઇ લાવવું હોય તે કામ મારે માથે છે. તથા બીજો પણ ઘરનો સર્વ કારભાર મારી બેનોએ મને સોંપેલો છે, તેથી તે પ્રમાણે બજારમાં સામાન લેવા માટે જવું પડે છે.

ગઇ કાલે હું કેટલોક સામાન બજારમાં લેવા ગઇ હતી એટલામાં એક મજુર મને મળ્યો તેના માથા ઉપર સઘળો સામાન મુકાવી ઘેર લાવી રસ્તામાં આવતાં તે મજુર ઘણો રમુજી અને આનંદી લાગ્યો કે તેથી તેને જમીને જવા કહ્યું તે પણ ખુશી થઇને રહ્યો, ત્યારે અમોએ રાતે ગમ્મત કરવાનો વિચાર કરી બેઠાં હતાં એટલામાં આ ત્રણ ફકીરો આવ્યા, તેમણે બારણાં ઠોક્યાં, ત્યારે અમોએ ઉઘાડયાં તેઓ બોલ્યા કે અમો આ શેહેરમાં તદ્દન અજાણ્યા છીએ અને અમારે ઉતરવાની કોઇ જગ્યાએ ઓળખાણ નથી, તેથી અમને ઉતરવાની જગ્યા આપો એવું કહેવાથી અમોને તે વટેમાર્ગુઓ ઉપર દયા આવી અને રાતની રાત અહીં રહેવાનું તેમને કહ્યું. અને તેમને ખવરાવ્યું. ત્યાર પછી તેઓ પણ અમારી ગમ્મતમાં સામેલ થયા. અમો ગમ્મતમાં હતાં એટલામાં મોસલના વેપારીઓ તરીકે આપ આવ્યા. ત્યાર પછી જે હકીકત બની તે આપના જાણવામાં છે, અમોએ સઘળાઓ સાથે તેમને દાખલ કરતા પહેલાં કબુલત કરી લીધી હતી કે જે બાબતમાં તમને લાગે વળગે તેવું ન હોય તે બાબતમાં કાંઇ પણ પ્રશ્ન કરવો નહીં. કે જાણવાની ઇચ્છા કરવી નહીં તે છતાં તે લોકોએ જ્યારે પોતાની સરત તોડી ત્યારે, અમોએ શિક્ષા કરવાનું કર્યું. કારણ કે તે વખતે સઘળા અમારા મકાનમાં હતા. તેથી શિક્ષા કરવાનું અમારા હાથમાં હતું ત્યાર પછી આપ જાણો છો કે પોતાની સર્વે હકીકત કહેવાથી તેઓને છુટા કરી ત્યાંથી રજા આપવામાં આવી, તે વખતે કાંઇક રાત બાકી હતી તેથી અમો સુઇ રહ્યાં આ અમારી સર્વ હકીકત આપ નામદારને કહી સંભળાવી હવે આપ જે હુકમ કરો તે અમારે કબુલ છે.

બાદશાહ આ બે બેનોની વાત સાંભળી ઘણો અજાયબ થઇ ગયો અને કહેવા લાગ્યો કે મેં મારી જીંદગીમાં આવી આશ્ચર્ય જેવી કોઇની વાત સાંભળી નથી. એટલું કહીને તે બોલ્યો ઝોબીદા જે પરી તમારી બેનોને કુતરાઓ કરી ચાલી ગઇ છે, તે પરીને તમો તેના આપેલા વાળ બાળી બોલાવી શકશો ? અને અને તે વાળ હાલ તમારી પાસે છે ? ઝોબીદા બોલી તે વાળને તો લગાર પણ હું વીલા મુકતી નથી. મારી પાસે જ રાખું છું ત્યારે બાદશાહ બોલ્યો જો તેમ હોય તો તેને બોલાવો. ત્યારે ઝોબીદાએ પોતાની પાસેથી દાબડી કાઢી તેમાંથી વાળ કાઢયા અને દેવતા મંગાવ્યા તેમાંથી બે વાળ દેવતા ઉપર મુકયા કે તરતજ વરસાદ ગાજવા જેવો અવાજ થયો અને સર્વની આંખો તેજથી અંજાઇ ગઇ. એટલામાં તો તેજનો અંબાર અને જેણે આંખો અંજાવી નાંખે તેવો પોશાક પેહેરલો છે એવી તે પરી દાખલ થઇ. અને બાદશાહની સામે આવી ઉભી રહી કહેવા લાગી નામદાર બાદશાહ આપનો શો હુકમ છે અને મને કેમ તેડાવી ?

બાદશાહ બોલ્યો શક્તિવાન પરી ! તમારી શક્તિ ઘણીજ છે. એવું મેં આ ઝોબીદાના કહેવાથી જાણ્યું છે તમો ધારો તે કરી શકો. પરંતુ હવે આ કુતરીઓ ઉપર દયા લાવવાની જરૂર છે. પરી બોલી બાદશાહ એ કુતરીઓને તેમના ગુના બદલ ઘણીજ ઓછી સજા કરેલી છે. ઝોબીદાએ મારો જે ઉપકાર કર્યો છે. તે કોઇ દિવસ હું ભુલવાની નથી. અને સદાએ તેનું કહેલું કરવાને હું બંધાએલી છું, તે કુતરીઓ જે આ ઝોબીદાની બેનો હતી, તેણે અદેખાઇથી પોતાની બેન તથા શાહાજાદાને દરિઆમાં નાંખી દીધો. શું તેણે આ ઓછું દુષ્કૃત્ય કર્યું છે ? પરંતુ જો આપની તથા ઝોબીદાની જો મરજી હોય તો હું તેમનો તે અવતાર છોડાવી દઉં.

બાદશાહ બોલ્યો મારી એજ અરજ છે કે તમો હવે તેમને દુઃખમાંથી છોડાવો તમોએ દયા લાવી ઝોબીદાને ઉપકાર કર્યો, તેમ તેમને પણ હવે તેમના ગુનાની ઘણી સજા થઇ ગઈ છે. માટે હવે તેમને પોતાના ખરા અવતારમાં લાવવાને મારી ભલામણ છે, ઝોબીદા બોલી હે પરમ ઉપકારી પરી! મારી પણ એજ ઇચ્છા છે તો હવે મારી એ બેનોને તેમના અસલ અવતારમાં લાવો, તમોએ મારો ઘણો ઉપકાર કર્યો છે તો આટલો પણ ઉપકાર કરો.

પરી બોલી જો તમારા બન્નેનો આગ્રહ છે તો હું તેને તેના અવતારમાં લાવુંછું અને આ ઝોબીદા તથા અમીનાની હકીકતમાં જે જે કાંઇ વેહેમ છે. તે સઘળો ઉઘાડો કરી આપું છું, તથા અમીનાના શરીરને જે કાંઇ જખમ થયેલા છે. તે પણ મટાડી દઈ તેનું શરીર હતું એવું કરી નાંખું છું, અને અમીનાની આવી દશા કોણે કરી તે પણ જણાવું છું.

તે પરીના કહેવાથી બાદશાહે પેલી બે કુતરીઓને ત્યાં હાજર કરાવી. અને દરબાર વચ્ચે ઉભી કરી પેલી પરીએ, થોડુંક પાણી મંગાવીને મંત્રી અમીનાના શરીરે છાંટયું કે તરતજ તેની કાયા હતી તેવી થઇ અને બાકીનું પાણી પેલી બે કુતરીઓ ઉપર છાંટયું કે તે પોતાના અસલ અવતારમાં આવી ગઇ તે બે જણીઓ બાદશાહને સલામ કરી ત્યાં ઉભી. પરી બોલી નામદાર બાદશાહ આપના હુકમ પ્રમાણે મેં અમલ કર્યો છે. હવે અમીનાની જેણે આ દશા કરી તે પુરૂષનું નામ આપની મરજી હોય તો જણાવું, બાદશાહ બોલ્યો કે મેહેરબાની કરી કહો, કારણ કે તે જાણવાની તો મારી ખાસ જીજ્ઞાસા છે, પરી બોલી કે આપની ઇચ્છા છે તો કહું છું કે, તે પુરૂષ આપ નામદારનો શાહજાદો અમીન છે? તે અમીનાના રૂપની તારીફ સાંભળી તેના પર પ્યારમાં આશક થઇ ગયો હતો. અને તેથી તેણે એવી યુક્તિ કરી તેને ડોશી પાસે બોલાવી તેની સાથે લગ્ન કર્યા; તેણે અમીનાને જે માર માર્યો તેમાં તેનો વાંક નહોતો. પણ અમીનાનો જ વાંક હતો. તેણે જો તરતજ પોતની ખરેખરી હકીકત કહી દીધી હોત તો તેને આ કશું થવાનું નહોતું વળી પ્રથમ એકજ ઉપાય કહી ઘડીએ ઘડીએ ફરી નહોત તો પણ તે સજાને પાંમત નહીં, હે નામદાર બાદશાહ હવે હું જવાની રજા માગું છું. જો આપને કાંઇ બીજો હુકમ કરવો હોય તો ફરમાવો રાજા બોલ્યો હે પરી! તેં આ કામ કરી અમને બહુ આભારી કર્યા છે. અમારે હવે બીજું કાંઇ કામ નથી. માટે આપ પધારો, પછી તે પરી જેવી રીતે ત્યાં આવી હતી તેમ એકાએક જતી રહી અને અદશ્ય થઇ ગઇ, આ બનાવથી બાદશાહ ખલીફ ઘણોજ નવાઇ પામ્યો અને વિચારવા લાગ્યો કે અહો દુનિઆમાં કેવા કેવા પ્રકારના બનાવો બને છે.

ત્યાર પછી તેણે પોતાના દીકરા અમીનને બોલાવ્યો. અને કહ્યું કે આ અમીના સાથે તારે જે લગ્ન થયું અને તેં તેને તજી દીધી વગેરે સઘળી હકીકતથી હું વાકેફ થયોછું; એટલું કહેતાં કહેતાં શાહજાદાની નજર અમીના ઉપર પડી અને તે તરતજ રોઇ પડી એટલે શાહજાદાએ તેનો હાથ પકડી ઉભી કરી. બાદશાહ કહ્યું એના ગાલ ઉપર જે ઘા પડયો હતો તેની હકીકત તેણે અમોને કહી છે, અને એમાં તેનો જેટલો ગુન્હો હતો તે કરતાં તેને વધારે શિક્ષા થઇ છે. માટે તું એને પ્રથમની પેઠે હેતથી રાખજે. શાહજાદાએ તરતજ તેને કબુલ કીધી.

ઝોબીદાને કહ્યું. ઝોબીદા હું તને મારી પટરાણી કરૂંછું. તુ ખુશી છે? ઝોબીદા બોલી બાદશાહ! એવી કોણ મૂરખ હોય કે હાથમા આવેલા રત્નને ફેંકી દે. આપની સાથે લગ્ન કરવાની એવી કોણ મૂરખ સ્ત્રી હોય કે ના કહે! પછી બાદશાહે તેને પોતાની પટરાણી કરી, પેલી જે બીજી ત્રણ બેહેનો રહી તે દરેકને પેલા ત્રણ શાહજાદા જેઓ ફકીરના વેષે હતા. તેમની સાથે પરણાવી દીધા; અને તેમને રહેવા માટે પોતાના સારા મેહેલ આપ્યા અને કહ્યું કે હવેથી તમોને મારા રાજદરબારમાં રોકી હું તમને સારો પગાર આપીશ અને તમારે હમેશાં અહીં રહેવું. તેઓએ પણ તે વાત કબુલ કરી. ત્યાર પછી કાજીને બોલાવી તે દરેકનાં લગ્ન કરી દીધાં.

શેહેરાજાદી બોલી હે નામદાર બાદશાહ! આવી રીતે તે બાદશાહ ખલીફહારૂન અલરસીદ તે સઘળાને ઠેકાણે પાડી જેવાં દુઃખી હતાં તેવાં સુખી કર્યા, અને વળી તે શાહજાદાઓને રહેવાને મેહેલ

પણ આપ્યા આવી રીતે તે સઘળાં તે બાદશાહને હજારો આશિષ દેતાં ચાલ્યાં અને કહેવા લાગ્યાં કે હે બાદશાહ આ તારૂં રાજ અમર તપો તું દિર્ઘાયુષી થઇ બગદાદની ગાદી ઘણાં વરસ સુધી ભોગવો અને અમારા જેવા દુઃખીઆનં દુઃખ ભાગવામાં ખોદા તને હમેશાં સાહાય કરો એમ કહી તે સૌ પોતપોતાના સ્થાનકે ગયાં અને પેલા ત્રણ શાહાજાદા પોતાના હોદ્દા ઉપર દાખલ થયા.

શેહેરાજાદી બોલી દીનારજાદી આ વાત પુરી થઇ છે. હવે જો બાદશાહની મરજી હશે. અને તું કહીશ તો કાલે આ કરતાં પણ ઘણી સરસ વાત છે તે તને આવતી રાત્રે કહીશ બાદશાહ આવી વાતો સાંભળવાને એટલો આતુર થઇ ગયો હતો કે તે પોતાનો નિયમ ભુલી ગયો અને રોજની રોજ નવી નવી વાતો કહેવાનો હુકમ કરતો ગયો તે વખતે તે બોલ્યો બેગમ! તું કાલે જે નવી વાત કહેવાની ઇચ્છા રાખે છે, તે શેની છે? શેહેરાજાદી બોલી તે વાત સીનબાદ નામે ખલાસી હતો તેણે ઘણી મુસાફરીઓ દરિઆ માર્ગે તથા બીજે ઠેકાણે કરી હતી તેને લગતી છે. અને તે ઘણીજ અજાયબ જેવી છે. બાદશાહ બોલ્યો તે વાત કાલે કહેજે.

બીજે દિવસે સવાર થતા પેહેલાં દિનારજાદી વેહેલી ઉઠી બોલી બ્હેન આપની વાત હવે શરૂ કરો વખત થયો છે. શેહેરાજાદી બોલી બેહેન બાદશાહ સાહેબનો હુકમ થાય કે મારી વાર્તા શરૂ કરૂં બાદશાહ બોલ્યો ખુશીની સાથે ચલાવો ત્યારે શેહેરાજાદીએ પોતાની વાર્તા શરૂ કરી.

# સીનબાદ ખલાસીની વાર્તા.

બગદાદ શેહેરના જે ખલીફહારૂન-બાદશાહની અલકસોદ જે વાત મેં આગળ કહી તે ખલીફહારૂન અલરસીદના રાજમાં પોતાના શેહેરમાં એક હીનબાદ કરીને ગરાબ મજુર રહેતો હતો. તે ભાર ઉચકવાનાં વેતરાં કરી હમેશાં માહામેહેનતથી પોતાનું ગુજરાન ચલાવી શકતો એક દિવસે તે મજુરે પોતાને માથે ઘણો ભાર લીધેલો હતો અને ચાલ્યો જતો હતો, પરંતુ ઘણે છેટે જવાનું હતું તેથી તેને થાક બહુ લાગ્યો ત્યારે તે પોતાનો ભાર ઉતારી થાક ખાવાને માટે જગ્યા શોધવા લાગ્યો. થાક ખાવાની જગ્યા તે એ શોધતો હતો કે જ્યાં ઉંચો ઓટલો હોય કારણ કે પોતાનો ભાર પોતાના હાથે લઇ લેઇ પાછો માથે મુકવો તે ઉંચા ઓટલા વગર ફાવે નહીં. એટલામાં તે એક મોહોલ્લામાં આવ્યો. તે મોહોલ્લામાં ઘણાં ઉંચાં ઉંચાં મકાનો હતાં ત્યાં એક વિસામો લેવા જેવો મોટો ચોતરો દીઠો ત્યાં આગળ એક ઝાડ હતું જેની ઘણી ઠંડી છાયા તે ઓટલા ઉપર આવતી હતી. ઉનાળાનો તાપ ઘણો લાગવાથી આ મજુરે વિસામો લેવાની આ જગ્યા પસંદ કરી, અને પોતાનો ભાર ત્યાં ઉતારી વિસામો લેવા બેઠો, બેઠા પછી તેને ઘણી જ નવાઇ લાગી. કારણ કે ત્યાં ફરતાં ગુલાબજળનો છંટકાવ કર્યો હતો અને તેની એવી સુગંધી આવતી હતી કે તે મજુરતો છકજ થઇ ગયો વળી જે હવેલીના ઓટલાપર તે બેઠો હતો તે હવેલીમાંથી ઘણી જાતના અત્તરની સુગંધી આવતી હતી. વળી તેજ હવેલીમાંથી વાજિંત્ર તેમજ ગાયનના ઘણાજ મધુર સ્વર સંભળાતા હતા. આ જોઇ તેને વધારે નવાઇ લાગી અને વિચારવા લાગ્યો કે આ મકાન કોઇ રાજાના જેવું લાગે છે, અથવા કોઇ ખાનગી ગૃહસ્થનું હશે, પરંતુ કોનું છે તે જાણી શક્યો નહીં તેથી તે વિષે તેણે તપાસ કરવાની ઇચ્છા કરી. આ મજુર આ જગ્યાએ કોઇ દિવસ આવ્યો નહોતો, તેથી તે બીલકુલ અજાણ્યો હતો. તેણે દરવાજા તરફ નજર કરી તો કેટલાક નોકરો ત્યાં ઉભા હતા તેમને પુછવા લાગ્યો કે ભાઇ! આ મકાન કોનું છે? પેલા બોલ્યા તું ક્યાં રહે છે તેણે કહ્યું હું આ શહેરમાં રહુંછું, ત્યારે તેમણે કહ્યું કે તું આ શહેરમાં રહે છે અને મહેલ કોનો છે તે તું જાણતો નથી એ ઘણું નવાઇ જેવું છે. તેણે કહ્યું ભાઇ હું આ શેહેરમાં રહું છું ખરો પરંતુ આ રસ્તે હું કોઇ દીવસ આવ્યો નથી. માટે પુછુંછું. પેલો નોકર બોલ્યો કે આ શેહેરમાં એક સીનબાદ કરીને ખલાસી છે કે જેણે દરિઆ માર્ગે ઘણી મુસાફરીઓ કરી પુષ્કળ દ્રવ્ય મેળવ્યું છે તેના જેવી મુસાફરી

આ શેહેરમાં અથવા બીજે કોઇ ઠેકાણે કોઇએ કરી નથી. તેનો પૈસો તથા ઠાઠમાઠ ગણ્યા કરતાં પણ વધી તેવો છે. વળી તેની સાથે તે દિલનો પણ ઉદાર છે, અમો તેના નોકર છીએ, જ્યારે આ મજુરે સીનબાદનો આ મેહેલ છે, એવું સાંભળ્યું ત્યારે વિચારવા લાગ્યો અરે ખુદા! મારૂં નામ હીનબાદ છે અને આનું નામ સીનબાદ છે, નામમાંનો ફક્ત એકજ અક્ષરમાં ફેર છે. પરંતુ તેની સ્થાતિમાં આસમાન જમીનનો ફેર છે, અરેરે ખુદાના ઘેર આવો શો અન્યાવ કે એકને તદન ભીખારી બનાવી દેછે, અને એકને શ્રીમંત બનાવી દેછે મારે આ ઉનાળાના તાપમાં આટલો લાકડાંનો ભાર એ ગાઉથી લાવી તે વેચીને મારૂં ગુજરાન ચલાવવું પડે છે, જો એક દિવસ પણ ખાલી જાય તો ખાધા વિના બેશી રહેવું પડે, એવી મારી સ્થાતિ છે. અને આ સીનબાદને ત્યાં પાણીની પેઠે પૈસો વપરાય છે, એમ વિચાર કરતાં તેની દિલગીરીનો પાર રહ્યો નહીં અને ક્રોધમાં પોતાનો પગ જમીનપર ઠોકી મોટે સાદે કહેવા લાગ્યો કે અરે ખુદા! મેં આવાં શાં પાપ કર્યાં છે કે આટલી મજુરી કરતાં અને ધરાઇને લુખું અનાજ પણ પેટ ભરી ખાવા મળતું નથી અને આ સીનબાદ જેવા ગૃહસ્થોને તડકો કેવો હશે તેની પણ ખબર નથી. અને મોજશોખમાં દિવસ છે કે રાત છે તેની પણ ખબર નથી. આવી રીતે અફસોસની સાથે ખુદાને પોતાની સ્થીતિની અરજ કરે છે એટલામાં એક માણસે આવી તેને હાંક મારી એટલે તે એકદમ ઝંખવાણો પડી ગયો, અને ચુપ થઇ ગયો. પેલો માણસ બોલ્યો. કે અરે મજુર! ચાલ તને અમારો શેઠ સીનબાદ બોલાવે છે, આ સાંભળી આ હીનબાદ મજુર ડરવા લાગ્યો કે શું મેં જે આ શબ્દો કહ્યા તે તેણે સાંભળ્યા હશે, અને તેથી તે બોલાવતો હશે; એમ બીકનો માર્યો ત્યાં નહી જવાનાં બાનાં કાઢવા લાગ્યો.

મજુર બોલ્યો ભાઇ તારો શેઠ બોલાવે છે પરંતુ મારો આ લાકડાંનો ભારો અહીં સુનો પડયો છે, માટે કોઇ ઉપાડી જાયતો મારે આજ ભુખ્યા રહેવું પડે માટે મારાથી આવી શકાશે નહીં. પેલા માણસે કહ્યું કે અમારામાંનો એક માણસ આ તારો ભારો સાચવે છે પરંતુ અમારા શેઠ પાસે ચાલ, ત્યારે પેલા મજુરને બીજું કાંઇ બાનું કાઢવું સઝયું નહીં, તેથી તેની સાથે ચાલ્યો પેલો માણસ તેને એક દિવાનખાનું મુકી બીજા ઘણાજ સુંદર દિવાનખાનામાં લઇ ગયો. ત્યાં જઇને તે જુએ છે તો મખમલના કેટલાક કોચ ગોળાકારમાં ગોઠવ્યા હતા તેના ઉપર મોટા મોટા ઉમરાવો બેઠા હતા, જે ઘણા આબરૂદાર દેખાતા હતા. તે સઘળાની વચમાં એક વૃદ્ધ અને ગંભીર માણસ બેઠેલો તેણે જોયો, જે પુરૂષને જોતાં તે મજુર ઘણોજ અજાયબ થઇ ગયો, તે એક મોટા બાદશાહ જેવો દેખાતો હતો, આ પુરૂષ તે સીનબાદ ખલાસીજ હતો, તેની સામે જઇ આ હીનબાદ ઉભો રહ્યો, અને સલામ કરી, તેના પગ થરથરવા લાગ્યા અને આવા ભારે મેળાવડાની અંદર દાખલ થતાં તેના હોશ ઉડી ગયા. સીનબાદે તેની આ દશા જોઇ તેનો હાથ ઝાલી પોતાની પાસે બેસાર્યો. અને ધીરજ આપી. કહેવા લાગ્યો તમે ગભરાશો નહીં, એમ કહી તેની આગળ ખાણું મુક્યું. અને કહ્યું કે લ્યો આમાંથી ખાઓ તેણે તેમાંથી ખાવાનું ખાધું ત્યાર પછી શરાબનો પ્યાલો સીનબાદે પોતાની હાથે તેને ભરી આપ્યો તે પણ તેણે પીધો.

હીનબાદ આ જોઇ ઘણો અજાયબ થયો કે આટલું ધન છતાં પણ તે એક મારા જેવા ગરીબ મજુર સાથે કેવી રીતે વર્તે છે. ખુદાએ તેને શ્રીમંત કર્યો તે લાયકજ છે, નહીંતો તેને મારી શી દરકાર હોય કે તે મારા સામું પણ જુએ આમ વિચાર કરતો તે બેઠો છે. એટલામાં સીનબાદે તેને પૂછ્યું કે ભાઇ તમારૂં નામ શું? હીનબાદ બોલ્યો મારૂં નામ હીનબાદ છે. અને આપને જોઇ ઘણીજ નવાઇ લાગે છે કે આપના જેવા પુરૂષો દુનિઆ ઉપર ભાગ્યેજ હશે, આપની આ સ્થિતિમાં આપ લઘુતા ધરાવો છો તે ખરેખર નવાઇ પામવા જેવું છે આપને જોતાં મારૂં દિલ ઘણું આનંદ પામે છે. સીનબાદ બોલ્યો તમને જોઇને અમો સઘળા ખુશી થઇએ છીએ. પરંતુ તમો એટલા ઉપર રહી શું બોલતા હતા તે જાણવાની મારી ઇચ્છા છે. આ સાંભળી પેલો મજુર તો બિચારો સજ્જડ થઇ ગયો, અને વિચારવા લાગ્યો કે જો હું ખરી વાત છુપાવું અને કદાપી તેણે સાંભળ્યું હોય તો પણ કમબખ્તી. કારણ કે તે તેણે સાંભળ્યુંજ હશે, જો ન સાંભળ્યું હોય તો તેને તે બાબતની ખબર હોય નહીં આ તેનો વિચાર ખરો હતો એટલે આ હીનબાદ મજુર જે કાંઇ બોલ્યો તે તેણે સાંભળ્યું હતું. પછી મજુર બોલ્યો સાહેબ હું ઘણો દુઃખી

માણસ છું આવા ઉનાળાના તાપમાં લાકડાંનો ભારો લાવી વેચું છું અને તેના જે પૈસા ઉપજે તેથી મારા બાલબચ્ચાંનું મહામુશીબતે ગુજરાન ચલાવું છું જો સાજેમાંદો હોઉં તો ભૂખ્યા પણ રહેવું પડે. આવી મારી દશા છે આજે હું લાકડાંનો ભારો લઇ આવતો હતો, તાપ પુષ્કળ થતો હતો, ખરા મધ્યાન થયા હતા. અને બહુ કંટાળી ગયો હતો, એવામાં આ ઓટલા ઉપર વિસામો લેવા બેઠો હતો, તે વખતે મેં આ સઘળો વૈભવ જોયો, તેથી ખુદાને અરજ કરવા લાગ્યો કે અરે ખુદા ! આવો તારે ઘેર શો ઇનસાફ. એમ કહી કંટાળામાં કાંઈ વધારે ઓછું બોલાઇ ગયું હશે, પરંતુ હવે મને તેનો ઘણો પસ્તાવો થાય છે. માટે મેહેરબાની કરી માફ કરશો, મેં કાંઇ તમારી અદેખાઇ કરી નથી. પરંતુ મેં મારા મનનો ઉભરો કાઢ્યો છે, સીનબાદ બોલ્યો તમો તે બાબત એમ તો લગાર પણ નહીં લાવશો, મારા મનને મારા ઉપર ખોટું લાગ્યું છે, મને તો કાંઇ પણ રીસ નથી. અને તમારા ઉપર દયા આવે છે, હું એવા હલકા પેટનો નથી કે તમારા ઉપર ક્રોધ કરી તમને શિક્ષા કરવા મારી પાસે બોલાવું, એવું તમારે મનમાં પણ લાવવું નહીં. હું તમારા ઉપર ઘણો પ્રસન્ન છું. વળી આ મારી પાસે જે દોલત છે તે મને કાંઇ મારા બાપદાદા તરફથી વારસામાં મળી નથી, પરંતુ મારી પોતાની કમાએલી છે. તે કમાતાં મને એટલું દુઃખ પડયું છે કે, અમે તેવો લક્ષ્મીનો લોભી માણસ હોય તે પણ તેવી રીતે લક્ષ્મી મેળવવાની ઇચ્છા કરે નહીં, જો મારી સઘળી હકીકત અને દુઃખનો હેવાલ તમે સાંભળો તો તમને કંટાળો છુટયા વગર રહે જ નહીં. આવી રીતે મહા દુઃખે આ સઘળી દોલત એકઠી કરી છે. જો તે સાંભળવાની ઇચ્છા હોય તો તમને કહી સંભળાવું.

પેલો મજુર બોલ્યો સાહેબ સાંભળવાની તો ઇચ્છા છે. પરંતુ મારો લાકડાંનો ભારો બહાર પડયો છે, તે ભારો જ્યારે વેચાશે, અને પૈસા મળશે, ત્યારે છોકરાં ખાવા બેગાં થશે. માટે હું આ મારો લાકડાંનો ભારો ઘેર મુકી દોડતો આવું છું. ઘેર મુકયા પછી ઘરનાં માણસો તેને વેચી આવશે. પણ ઘર સુધી મારે પહોંચાડવો પડશે.

સીનબાદ બોલ્યો તમારો ભારો હું ઘેર પહોંચાડવાનો બંદોબસ્ત કરૂં છું તમે નિરાંતે બેસો એમ કહી તેને બેસાર્યો અને નોકરને બોલાવી કહ્યું કે પેલો ભારો આ મજુરને ત્યાં તેનું નામ ઠામ ચોક્કસ કરીને પહોંચતો કરો, નોકરે તરતજ તે ભારો હીનબાદ મજુરને ઘેર મોકલ્યો, અને પોતે પોતાની સઘળી હકીકત મૂળથી કહેવા તૈયાર થયો.

---

# સીનબાદ ખલાસીની પેહેલી સફર.

---

મારો બાપ આ શેહેરમાં મોટો પૈસાદાર હતો. તેમ આબરૂદાર પણ હતો, તે મને નાની વયનો મુકી મરણ પામ્યો. ત્યારે તેની સઘળી મિલકત મારા હાથમાં આવી, હું પૈસાદાર તેથી મારા મિત્રો તો ઘણા હતા. અને વળી મારા બાપના મરણ પછી તો મને ઘણાજ મિત્રો મળ્યા, કારણ કે તે સઘળા સ્વાર્થીઆ હતા, તેથી સમજતા હતા કે હવે આપણે પોબારા થવાના, હું મારા ઘણા મિત્રો સાથે મારો પૈસો મોજશોખમાં ઉડાવવા લાગ્યો, આખો દિવસ મારી પાસે મારા સરખા સરખા ભાઇબંધો બેઠાજ રહે, આવી મોજમજામાં મને મળેલી મિલકતમાંથી મેં ઘણો ખરો પૈસો તો ઉડાવી મૂકયો. હવે હું જ્યારે બરોબર સમજતો થયો ત્યારે મને મારી ભૂલ માલુમ પડી કે મે મોટી મૂર્ખાઇ કરી. હવે મારી પાસે કાંઇ રહ્યું નથી. જેટલું છે તેટલામાંથી કાંઇ ગુજરાન ચાલે તેમ નથી. વળી તેની સાથે મને બીજો પણ એ પસ્તાવો થવા લાગ્યો કે પૈસો તો ગુમાવ્યો તે ગુમાવ્યો પરંતુ જોડે વખત પણ ગુમાવ્યો, પૈસો તો મળશે પણ વખત ગયો તે મલવાનો નથી. જો હું આ દશામાં રહીશ તો ઘડપણમાં મારી બુરી ગતિ થશે, પૈસો ખોયો અને કાંઇ હુનર પણ શીખ્યા નહીં કે જેથી કમાઇ શકીએ, મારો બાપ મને

હમેશાં એક કહેવત કહેતો કે, “ ગરીબી હાલત ભોગવવા કરતાં મરવું સારૂં ” આ કહેવત મને હમેશાં યાદ આવતી મેં વિચાર્યું અહીં બેઠાં હવે આપણે ખરાબ થઇશું માટે હવે દેશાવર જવું સારૂં, એમ વિચારી મારી પાસે જે કાંઇ સામાન રહ્યો હતો તે સઘળો વેચી નાંખ્યો. અને તેના જે પૈસા ઉપજ્યા તે લઇ જે વેપારીઓ પોતાનાં વહાણ લઇ પરદેશ જતા હતા તેમની પાસે ગયો અને તેમને કહ્યું કે ભાઇ મારી પાસે આટલા પૈસા છે. તે લઇ તમારા વેપારમાં મારો ભાગ કરો તો, આપનું ભલું થશે એવી રીતે તે લોકોને કરગરી પડયો, ત્યારે તેમણે મારો ભાગ કર્યો, અને તેમની સાથે હું પણ વહાણમાં બેસી બસરા બંદર તરફ વેપાર કરવા સારૂ ચાલ્યો.

અમોએ હિંદુસ્તાન તરફ આવવાનું ધારી વહાણ હંકાર્યું. ઇરાન તથા અરબસ્તાનની વચ્ચેના દરિઆમાં અમો ચાલ્યા. અમો કેટલાક બેટો ઓળંગી આગળ ચાલ્યા અને હિંદી મહાસાગરમાં આવ્યા. અમારૂં વહાણ ઉપડયા પછી કેટલાક દિવસ મારૂં શરીર સારૂં રહ્યું. પણ પછી તો જ્યારે દરીઆની હવા મને બરાબર લાગી ત્યારે માંદો પડયો, તે કેટલાક દિવસ સુધી માંદો રહ્યો, પછી સારો થયો, પ્રથમ દરિઆની હવા મને માફક આવી નહીં પણ જયારે મંદવાડમાંથી ઉઠયો ત્યાર પછી તો એવી માફક આવી કે કોઇ દિવસ મારૂં માથું સરખું પણ દુઃખ્યું નહીં, રસ્તામાં કેટલાક સારા બેટો આવ્યા. તેમાં કેટલેક માલ અમારી પાસેથી વેચ્યો અને ત્યાંથી બીજો નવો લીધો, એમ માલ અદલાબદલી કરતા કરતા આગળ ચાલ્યા, એવામાં અમારી નજરે એક બેટ પડયો. તેના ઉપરલીલોતરી સારી જણાતી હતી. અને દરીઆની-સપાટીની બરાબર દેખાતો હતો અમોએ તે બેટ સારો જોઇ ત્યાં લંગર કરવાનો વિચાર કર્યો. અને વહાણના કમાને ત્યાં જઇ લંગર નાંખ્યું ત્યાર પછી અમો કેટલાક માણસો નીચે ઉતરી તે બેટમાં ગયા, અને હુક્કા પાણી કરવા લાગ્યા; એટલામાં તે આખો બેટ હાલવા લાગ્યો, અને તેનાપર ફરતા માણસો એકાએક ડોલવા લાગ્યા; અમો તો એકદમ ફિકરમાં પડયા કે શું આ ધરતીકંપ થયો, તેમ તે વધારે વધારે હાલવા લાગ્યા; આ સઘળું વહાણપરના માણસોએ જોયું, ત્યારે તે બુમો પાડી કહેવા લાગ્યા કે અરે તમે જલદી વહાણ ઉપર ચડી જાઓ, એ બેટ નથી પરંતુ એક મોટા માછલાની પીઠ છે. તેની ઉપર તમો છો એટલું સાંભળતાં અમારામાં નાસાનાસ થઇ, કેટલાક દરિઆમાં પડી તરતા તરતા વહાણપર જઇ પહોંચ્યા. હું નાસવાની તૈયારીમાં હતો એટલામાં તો તે મચ્છ પાણીમાં ડુબી ગયો. મારી પાસે એક લાકડું પડેલું હતું તે લઇ હું પણ તે મછના ડુબતા પેહેલાં લાકડું લઇ દરિઆમાં પડયો. પેલા બીજા લોકો તે વખતે વહાણપર પહોંચી ગયા હતા. મછને ડુબતો જોઇ વહાણનો કપ્તાન ધાસ્તીમાં પડયો, અને વિચારવા લાગ્યો કે આ મચ્છ વહાણને નુકશાન કરી બેસશે તેથી વહાણને ચલાવવું જોઇએ તેથી ઘણીજ ઉતાવળથી જે લોકો આવ્યા તેટલાને લઇ વહાણ હંકાર્યું. મેં આવવાને માટે ઘણી ઉતાવળ કરી અને હાકો મારી પણ મારા એકલા માટે કાંઇ તે બધા લોકો પોતાનો જીવ જોખમમાં નાંખે નહીં. તેથી તે ચાલ્યા ગયા. અને હું દરિઆમાં જ રહ્યો મેં જીવવાની આશા છોડી. મારા હાથમાં લાકડું આવેલું હતું તેથી હું તરતો તરતો એમને એમ ચાલ્યો અને લાકડાના આધારથી આખો દિવસ તર્યો, રાત પડી ત્યારે તો હું મારૂં મોત નજીક આવેલું હોય એમ જાણવા લાગ્યો. તોપણ પોણી રાત ગઇ ત્યાં સુધી તો મેં તર્યાજ કર્યું. છેવટે હું થાકયો, ડુબવાની તૈયારીમાં હતો મોંમાં પાણી પેસી જતું હતું એટલામાં પવનના ઝપાટાથી દરિઆમાં લેહેરો ઝપાટા લેવા લાગી. તે લેહેરોમાં એકદમ હું કિનારે આવી પડયો, મારા પગ જમીનને અડકયા, ત્યારે તો મને જીવવાની આશા જણાઇ અને હરખનો પાર રહ્યો નહીં. પરંતુ ત્યાં જોતાં જોતાં ઝાડનાં મુળીઆં હાથમાં લાગ્યાં. તે ઝાલીઝાલીને હું તે ડુંગર ઉપર ચડવા લાગ્યો ત્યાં કાંઇ પગથીઆં જેવું નહોતું તેથી મને ઉપર ચડવું ઘણું મુસ્કેલ થઇ પડયું. મહા મેહેનતે હું તે ડુંગર ઉપર ચડયો. પરંતુ ચડતાં ચડતાં એટલો થાકી ગયો કે મારા પગમાં બીલકુલ શક્તિ રહી નહીં, હું પડયો અને ઉઠવાની બીલકુલ શક્તિ રહી નહીં, તેથી હું દિવસ ઉગતા સુધી ત્યાંજ પડી રહ્યો. જયારે સવાર થયું ત્યારે મારો થાક કાંઇ ઉતર્યો ત્યારે હું ઉઠયો. પણ ભૂખથી

ફરવાની શક્તિ હતી નહીં. તો પણ હું તે ઝાડીમાં ફરવા લાગ્યો તો કેટલાંક ફળ મારા હાથમાં આવ્યાં ત્યારે મેં લીધાં અને એક જગ્યાએ બેશી ખાધાં. મારી ભૂખ કાંઇક શમી ત્યારપછી હું ત્યાં પાણી શોધવા લાગ્યો, ત્યારે એક કુંડ મેં દીઠો. ત્યાં જઇ તેમાંનું ઘણું સ્વચ્છ પાણી મેં પીધું. પછી ત્યાંથી આગળ ચાલ્યો તો એક મેદાન મારી નજરે પડયું. ત્યાં ઘાસ ઉગેલું હતું. હું તે મેદાનમાં ગયો અને ચારે તરફ નજર કરી જોવા લાગ્યો તો એક સુંદર ઘોડો મેં જોયો તેને ત્યાં એક ખીલી ઠોકી બાંધેલો હતો મેં જ્યારે ત્યાં જઇને જોયું ત્યારે માલમ પડયું કે તે ઘોડો નથી પણ ઘોડી છે. હું વિચારમાં પડયો કે આટલામાં આસપાસ કોઇ ઠેકાણે વસ્તી દેખાતી નથી તો આ ઘોડી કયાંથી. એટલામાં કોઇ બોલતું હોય એવો અવાજ મારા કાને આવ્યો, અને થોડાજ વારમાં એક પુરૂષ મારી સામે આવતો દેખાયો તેણે મને પૂછયું કે તું કોણ છે? મેં તેને કહ્યું કે બાઇ ! હું એક દુઃખી મુસાફર છું, અને આ ઠેકાણે આવી ચડયો છું. હું દરીઆમાંથી મહા મેહેનતે ખુદાની મેહેરબાનીથી બચ્યો છું, પરંતુ હવે બચીશ કે નહીં તેની મને ખાતરી થતી નથી એમ કહી તેને સઘળી હકીકત કહી, તે સાંભળી પેલો માણસ મને તેની જોડે મારો હાથ ઝાલી લઇ ગયો. હું તેની જોડે ચાલ્યો ચાલ્યો જાઉં છું એટલામાં એક ગુફા આવી તે ગુફામાં તે મને લઇ ગયો તો ત્યાં કેટલાંક માણસો જોયાં, મને નવાઇ લાગી કે આ વેરાન જેવા પર્વત ઉપર આ લોકો આવી ગુફામાં કેમ આવ્યા હશે તેમ તેઓને પણ મને દેખતાં નવાઇ લાગી કે આવા બેટમાં આ માણસ શી રીતે આવ્યો હશે.

હું ત્યાં બેઠો એટલે એક માણસે મને ખાવાનું આપ્યું તે મેં ખાધું પછી મેં પેલા માણસને પૂછયું કે આપ સઘળા કોણ છો? અને આવા ઉજ્જડ બેટ ઉપર આપ શા કામે આવ્યા છો? તેઓમાંથી એક જણ બોલ્યો કે અમે રાજા **મીરજ**ના ઘોડાવાળા છીએ, અમો દર વરસે આ રૂતુમાં અહીં આવીએ છીએ, તમોએ જે ઘોડી દીઠી તે અમારા રાજાની છે. આ જગોપર આ વખતે એક દરીઆઇ ઘોડો આવે છે. તે દરીઆઇ ઘોડાથી અમારી ઘોડીને ગર્ભ રહે છે. તે ઘોડાને એવી ટેવ હોય છે કે ઘોડી સાથે સંયોગ થયા પછી ઘોડીને મારવા માંડે છે, તે જો કોઇ ન હોય તો જીવથી મારી નાંખે તેથી જ્યારે તે મારવા માંડે છે ત્યારે અમો બધા બહાર નીકળી એકે સાથે ઘોંઘાટ કરીએ છીએ ત્યારે તે ઘોડો બ્હીને નાશી જાય છે. અને ઘોડી બચે છે, ત્યાર પછી અમો ઘોડીને લઇને અમારા ઠેકાણે જઇએ છીએ. તે ઘોડીને જે ઘોડો આવશે. તે દરિયાઇ ઘોડાના જેવોજ થશે. અને તેની બરોબરી દુનિયાના બીજા ઘોડા કરી શકશે નહીં. અમારો રાજા હમેશાં તેવા ઘોડાપરજ સ્વારી કરે છે, આવતી કાલે અમો જવાના છીએ. જો તમો આજે અમને ન મળ્યા હોત તો તમો આ બેટમાંથી નીકળવા પામત નહીં. કારણ કે અહીં કોઇ ઠેકાણે વસ્તી નથી. અને જે ભોમીયો હોય તેજ અહીંથી નીકળી શકે છે. અમારૂં શેહેર અહીંથી ઘણુંજ દુર છે, તેથી અમારા સિવાય બીજા કોઇને રસ્તો જડે તેમ નથી. હવે અમે તમને અમારી સાથે લઇ જઇશું.

એટલામાં દરિયાઇ ઘોડો પેલા મેદાનમાં જે ઘોડી બાંધેલી તેની પાસે આવ્યો. અને તેને ગર્ભવંતી કરીને તેને પોતાના પગની લાતોથી મારવા લાગ્યો એટલે અમો સઘળા બહાર આવ્યા અને અમો એક-દમ ઘોંઘાટ કરવા લાગ્યા ત્યારે તે ઘોડો બ્હીને પોતાની જગ્યાએ નાશી ગયો.

પોતાનું કામ પુરૂં થયા પછી પેલા મીરજ રાજાના માણસો બીજે દીવસે ત્યાં જવા સારૂ નીકળ્યા. હું પણ તેમની સાથે તે શહેરમાં ગયો, તે શહેર ઘણું મોટું હતું તેમજ બંદર પણ બહુ જબરૂ હતું ઘણા દેશોનો માલ ત્યાં આવતો શેહેરમાં ઉંચી ઉંચી હવેલીઓ આકાશ સાથે વાતો કરતી હતી. મોટા મોટા વેપારીઓ લાખો રૂપીઆનો માલ રાખી પોતાની દુકાનો ઉપર બેઠા હતા. વેપાર પુષ્કળ હતો, શેહેરની બાંધણી ઘણી સરસ હતી, હવા ખાવાને સારૂ શ્રીમંત લોકોએ દરીઆ કિનારે દિલ ખુશ કરી નાંખે તેવા બંગલા બાંધેલા હતા. બંદરો ઉપર હજારો વહાણોના સઢ દેખાતા હતા શહેરને ફરતો મજબુત કોટ હતો. શહેરની અંદરનો તથા બાહારનો દેખાવ એવો હતો કે તે શહેર એક ઇંદ્રપુરી જેવું દેખાતું હતું. હું તે જોતો જોતો પેલા લોકોની સાથે રાજમહેલ તરફ ચાલ્યો, રાજમહેલમાં પેસતાં દરવાજા ઉપર

સ્વારઓની ચોકી બેઠી હતી. એક તરફ વાજીંત્રના નાદ થઇ રહ્યા હતા. એક તરફ મદ ઝરતા હાથીઓ ઝુલતા હતા; ભાટ ચારણો બાદશાહના ગુણ ગાઈ રહ્યા હતા. આ શેહેરની રચના તથા રાજાનો ઠાઠ જોઇ હું છક થઇ ગયો, અને તે લોકો રાજાના દરબારમાં લઈ ગયા ત્યાં આગળ એક સોનાનું હીરા જડીત સિંહાસન હતું જેના ઉપર રાજા પોતાનો કિમતી પોશાક પહેરી બેઠેલો હતો. પેલા માણસોએ ત્યાં જઇ સલામ કરી કહ્યું કે નામદાર ! બાદશાહ, અમો ઘોડાને લાવીને બાંધી છે. બાદશાહ બોલ્યો બહુ સારૂ પણ આ તમારી સાથે આવેલો કોણ માણસ છે ? તેઓ બોલ્યા સાહેબ એ કોઇ દુઃખી મુસાફર છે તે પોતાની હકીકત કેહેશે. એમ કહી તેઓ ત્યાંથી રજા માગી ચાલ્યા.

તેમના ગયા પછી બાદશાહે મને પૂછ્યું કે તમે કોણ છો અને તમારે તથા તેમને શી રીતે સમાગમ થયો તે વિગતવાર કહી સંભળાવો. ત્યારે મેં કહ્યું બાદશાહ હું બગદાદનો વેપારી છું. હું કેટલોક માલ બીજા વેપારીઓની સાથે એક વહાણમાં ભરી વેપાર કરવા સારૂ નીકળ્યો હતો ત્યાં રસ્તામાં અમોએ એક સુંદર બેટ દીઠો, તેના ઉપર રાંધી ખાવા તથા કાંઇ સરસામાન લેવા નીકળ્યા, પરંતુ ત્યાં તો સઘળું સપાટ લીલોતરીનું મેદાન હતું અમોએ તે ઠેકાણે રાંધી ખાધું ત્યારે તે બેટ હાલવા લાગ્યો. અમો ધાસ્તીમાં પડયા. એટલામાં વહાણવાળાઓ અમને બુમો મારવા લાગ્યા, કે તમે જલદી નાશી આવો, એ બેટ નથી. પણ એક મોટો મચ્છ છે. તેથી હમણાં તે ડુબી જશે. તેની સાથે તમે પણ ડુબી જશો, તેથી અમો સઘળા નાઠા પરંતુ હું જલદી નાશી શકયો નહીં, અને મચ્છ ડુબી ગયો મારૂં વહાણ ચાલ્યું ગયું પણ મારાં સારાં ભાગ્યે એક લાકડું મારા હાથમાં આવ્યું તેથી તરીને એક પાહાડની તળેટી આગળ દરીઆ કિનારે નીકળ્યો માહા મેહેનતે તે પાહાડ ઉપર હું ચડયો અને પછી ફરવા નીકળ્યો, ત્યાં આપના માણસો જોયા અને તેમની સાથે હું અહીં આવ્યો આ સાંભળી મારા ઉપર બાદશાહને ઘણી દયા આવી અને સિપાઇને બોલાવીને કહ્યું કે તેને આપણે રસોડે જમાડો ઉતરવાને એક દિવાનખાનું આપો, અને તેને જોઇતો સઘળો સામાન ભરી આપો, રાજાનો હુકમ થતાં તરતજ સઘળું હુકમ પ્રમાણે કામ કર્યું. રાજાના નોકરોએ મારી એવી બરદાસ કરી કે હું અજાયબ થઇ ગયો, અને મારા મનની સાથે કહેવા લાગ્યો, કે ખરેખર મોટા પુરૂષો જે હોય છે, તે તેમની વર્તણુકથી જણાય છે. આ રાજાને તથા મારે શો સબંધ હોય કે તે મારી આટલી બધી ખાતર કરે ? તેના નોકરો પણ તેના જેવાજ દયાળુ છે.

ત્યાર પછી કેટલાક દિવસ હું ત્યાં રહ્યો, તે અરસામાં હું દરિઆપર તથા વેપારીઓની દુકાને હમેશાં ખબર કાઢતો રહેતો કે કોઇ ઠેકાણે બગદાદનું કોઇ બેડું થાય તો તેઓની સાથે પાછું બગદાદ જવાય આવી રીતે હું હમેશ શેહેરમાં ફરતો તથા સારા સારા લોકો પાસે જઇ બેસતો. અને તેમની પાસેથી કેટલીક હકીકત પૂછી લેતો અને તેઓ પૂછે તેનો જવાબ આપતો. મારે દેશદેશના અને જુદા જુદા સ્વભાવના માણસો સાથે મિત્રાચારી થઇ હતી વળી હિંદુસ્તાનના પણ કેટલાક મોટા વિદ્વાનો ત્યાં હતા તેમની સાથે સારી બેઠક રાખી કેટલુંક જ્ઞાન મેળવ્યું.

એક દિવસ મેં કોઇના મુખે એવું સાંભળ્યું કે અહીંથી થોડે છેટે કાસલ નામે બેટ છે તે પણ આ રાજાનો છે; ત્યાં આગળ ડીજાયલ નામનો એક ભૂત રહે છે, તે રોજ રાત્રે ઝાંઝર વગાડે છે. એવી વાત મેં સાંભળી ત્યારે મને ત્યાં જેવા જવાનું મન થયું તેથી હું કેટલાક ખલાસીઓ સાથે વહાણમાં બેશી ત્યાં ગયો.

ત્યાં જતાં દરિઆમાં મેં ઘણી જાતનાં માછલાં તથા પ્રાણીઓ જેયાં, જે મેં કોઈ દિવસ મારા જન્મારામાં પણ જેયાં ન હતાં દુનિઆ ઉપર જેટલી જાતની તથા આકારની વસ્તુઓ અથવા પ્રાણીઓ જેવામાં આવે છે. તેમાંનાં ઘણી જાતનાં પ્રાણીઓ તે દરિઆમાં મારી નજરે પડયાં હું એમ નહોતો જાણતો કે દરિઆમાં આવા આકારનાં પ્રાણીઓ હશે એવી રીતે અમે દરિઆનાં કાતુક જેતા ત્યાં પહોચ્યા. ત્યાં કેટલાક દિવસ રહી પાછા અમો મીરજ આવ્યા.

એક દિવસ હું દરિઆ ઉપર ફરવા ગયો હતો ત્યાં ઉભો રહી ચારે બાજુએ નિહાળતો હતો, એ ટાપુમાં એક વહાણ આવતું જણાયું, તે વહાણ કિનારે આવી લંગર કર્યું. ત્યાં [illegible] હું ત્યાં ઉભો રહ્યો

વહાણુ આવ્યું એટલે તેમાંનાં માણુસ મારા ઓળખવામાં આવ્યાં તથા તેના કપ્તાનને પણુ ઓળખ્યો. મેં જાણ્યું કે આ બગદાદ શેહેરનું વહાણુ છે. પછી હું કાંઇ પણુ બોલ્યા ચાલ્યા વગર ત્યાં કેટલીકવાર ઉભો રહ્યો. ત્યારે તેમાંનો માલ બ્હાર કાઢવા માંડયો. તેમાંથી જે દાગીના બહાર નીકળતા તેમાંના કોઇ કોઈ ઉપર મારૂં નામ હતું મેં બરાબર તપાસીને જોયું તો તે મારોજ માલ જે મેં બગદાદથી ચડાવ્યો હતો તેજ હતો ત્યાર પછી જે જે વેપારીઓનો માલ હતો તે સઘળો તે લોકો લઇ ગયા અને મારો માલ ત્યાં પડયો રહ્યો મેં વિચાર્યું કે આ લોકોને હું એકદમ કહીશ કે આ માલ મારો છે તો તે લોકો માનશે નહીં. પછી મેં તે વહાણુના કપ્તાનને પૂછ્યું કે આ માલ કોનો છે ત્યારે તે બોલ્યો કે અમારી સાથે એક બગદાદનો વેપારી હતો તેનો આ માલ છે તે વેપારી વહાણુમાંથી એક બેટ ઉપર ગયો હતો ત્યાંથી આવતાં ડુબી ગયો છે તેથી તેનો આ માલ પડી રહ્યો છે, ત્યારે મેં કહ્યું કે તમો આ માલને શું કરશો તે બોલ્યો કે અમે તેનો માલ વેચી નાંખી તેના વારસોને તેની જે કિંમત ઉપજે તે સોંપીશું પછી મેં તેને કહ્યું કે તું મને ઓળખે છે. ત્યારે તેણુે કહ્યુ કે ના હું તને ઓળખતો નથી. પણુ જેનો આ માલ છે. તે સીનબાદના જેવો તું છે પરંતુ તે તો અમારા દેખતાંજ ડુબી ગયો હતો ત્યારે મેં કહ્યુ કે હે ભલા માણુસ તે સીનબાદ હું છું અને આ સઘળા માલના દાગીના મારા છે.

આટલું સાંભળતાં તે ચમકી ઉઠયો અને બોલવા લાગ્યો અરેરે ! દુનિઆ કેવી છે જ્યારે મેં આ માણુસને ખરેખરી વાત કહી ત્યારે તે કેવો વળગી પડે છે. જો મેં એને ડુબી જતાં નજરે નજર ન જોયો હોત તો કાંઇક માનવામાં આવત. પરંતુ હું ખરી ખાતરીથી જાણું છું કે તે ડુબી ગયો છે. તો મારા માન્યામાં આ વાત શી રીતે આવે અરે ભલા માણુસ તું દેખાય છે તો ભલા પણુ તારી લુચ્ચાઇનો પાર નથી, તું આટલું બધું જુઠું બોલવાની હિમ્મત ધરાવે છે શું તને કાંઇ શરમ આવતી નથી ? તે બોલી રહ્યો ત્યાર પછી મેં તેને કહ્યું કે ભાઇ તમે ક્રોધ ન કરશો. તમો કહો છો તે રીતે તમારા માન્યામાં આવે નહીં. પરંતુ જરા મેહેરબાની કરી મારી હકીકત સાંભળો અને ત્યાર પછી તમારે જે કહેવું હોય તે મને કહેજો. તેણુે કહ્યુ તારી જે હકીકત હોય તે કહે પછી મેં તે બેટમાંથી છુટા થયા પછીની મારી સઘળી હકીકત વિગતવાર કહી સંભળાવી આ સાંભળી કેટલીકવાર સુધી તો તે કપ્તાન અજાયબીને લીધે ચુપ રહ્યો. અને મનમાં વિચાર કરવા લાગ્યો કે આ પુરૂષ સઘળી હકીકત કહે છે તે ખરી હોય એમ લાગે છે, અને વળગી પડતો હોય એમ લાગતું નથી, એટલામાં બીજાં માણુસો મારી પાસે આવ્યાં અને મને જીવતો જોઇ ઘણું ખુશી થયાં તથા મારી હકીકત પૂછવા લાગ્યાં મેં તેમને મારી હકીત કહી સંભળાવી તે સઘળા કહેવા લાગ્યા કે અમોએ તારો માલ રાખી મુકયો છે. તે તું તારે હવાલે કર અને અમારી સાથે બગદાદ ચાલ મેં કહ્યું ભાઇઓ તમોએ મારો માલ સાચવી રાખ્યો તેના બદલામાં હું તમને અર્ધો અર્ધ ભાગ તમને આપું છું ત્યારે પેલા લોકોએ કહ્યું કે અમોએ તેમાં કાંઇ વધારે કર્યું નથી અને એક પાઇ પણુ લેવાની નથી. મેં તેમનો ઘણો ઉપકાર માન્યો અને મારો માલ લઇ લીધો.

તે માલમાંથી કેટલોક કીંમતી અને સારો માલ જે મીરજ શહેરમાં નહોતો મળતો અને નવાઈ જેવો હતો. તે માલ મેં ત્યાંના રાજાને ભેટ કર્યો રાજા બોલ્યો કે આ નવાઇ જેવો સામાન કયાંથી લાવ્યા ? પછી મેં તેમને કહ્યું કે જે વહાણુમાંથી હું છુટો પડયો હતો તેજ વહાણુ આપણા બંદરે આવેલું છે. હું ફરતો ફરતો ત્યાં ગયો, ત્યારે મેં તેમને ઓળખ્યા અને તે લોકોએ મને ઓળખ્યો અને મારો માલ તેમણે મને સોંપી દીધો મારો માલ જેવો સીલબંધ હતો તેવોજ મને સોંપ્યો. આ સાંભળી બાદશાહ પણુ તે લોકોના પ્રમાણિકપણાની તારીફ કરવા લાગ્યો.

બાદશાહે મારી ભેટ સ્વીકારી અને તેના બદલામાં તેનાથી ઘણીજ વધારે કીંમતની ભેટો આપી પછી મેં મારો બાકીનો માલ વેચી નાંખ્યો અને તેના બદલામાં મેં ત્યાંથી બીજો માલ ભર્યો અને બાદશાહને અરજ કરી કે જો આપ રજા આપો તો આ વહાણુની સાથે હું મારા વતન જાઉં બાદશાહે કહ્યુ ભલે જાઓ; ત્યાર પછી તે વહાણુમાં અમો બસરા બંદરે આવી પહોંચ્યાં, ત્યાં આગળ મેં મારો માલ વેચી

નાંખ્યો, તો મારે તેના હજારો રૂપીઆ ઉપજ્યા, અને તેમાંથી આ મકાન બંધાવ્યું. તથા સઘળો સામાન મંગાવ્યો અને ત્યાર પછી ઘેર રહી મેં એશાયશ લેવાનો વિચાર કર્યો.

આટલું બોલી તેણે પોતાની વાત બંધ કરી અને પેલા હીનબાદ મજુરને કહ્યું કે આ પેહેલી સફરની હકીકત તને કહી; એ બોલી રહ્યો એટલે ગાયન ચાલતું થયું અને સાંજ પડી. પછી જ્યારે તે સઘળું પુરૂં થયું, ત્યારે ખાણું મંગાવી તે હીનબાદને આપ્યું. અને એક કોથળીમાંથી સો રૂપીઆ કાઢી તેના હાથમાં મુક્યા; અને કહ્યું કે હે હીનબાદ ! હું તને જે કાંઇ બક્ષીસ કરૂંછું તે સ્વીકાર, હું તને આ કાંઇજ આપતો નથી. આ સાંભળીને હીનબાદ તો અજાયબ થઇ ગયો કે આવા માણસો પણ દુનિઆમાં પડ્યા છે, એમ કહી તેણે પેલા રૂપીઆ લીધા અને ત્યાંથી ચાલ્યો ત્યારે સીનબાદે કહ્યું કે તારે જો મારી બીજી મુસાફરીની હકીકત સાંભળવી હોય તો કાલે આવજે હું તને કહી સંભળાવીશ.

પેલો મજુર પોતાના મનમાં હરખાતો હરખાતો ઘેર ગયો અને તે રૂપીઆ પોતાની બાઇડીના હાથમાં મુક્યા બાઇડીએ પૂછ્યું કે આ રૂપીઆ કોના છે ત્યારે હીનબાદે કહ્યું કે આપણા છે. આપણા એવો શબ્દ સાંભળતાં તો તે ગાંડી ઘેલી થઈ ગઇ, અને ઘણાજ હર્ખ સાથે પૂછવા લાગી કે આ રૂપીઆ ક્યાંથી લાવ્યા ? પછી તે હીનબાદે **સીનબાદ**ની સઘળી હકીકત પેલી સ્ત્રી પાસે કહી, ત્યારે તે સ્ત્રીએ સીનબાદની આવી ઉદારતા જોઈ તેનાં ઘણાં વખાણ કર્યાં અને તેને આશિષ દેવા લાગી.

તે રાત તેમણે આનંદમાં ગુજારી સવારમાં ઉઠ્યો એટલે પોતાના કામથી પરવારી સીનબાદ પાસે જવાની તૈયારી કરવા લાગ્યો કાલે સો રૂપીઆ મળેલા તેથી લાકડાં કાપવા તો જવાનું હતું નહીં તેથી કાંઇક સારાં લુગડાં પેહેરી સીનબાદ પાસે આવ્યો ત્યારે ત્યાં આગલા દિવસની માફક સર્વ મંડળી ભરાઇ બેઠી હતી. તે ત્યાં ગયો કે તરતજ તેણે તેનો હાથ ઝાલી પોતાની પાસે બેસાડ્યો, પછી ખાણું મંગાવ્યું અને અમો સઘળા ખાઇ રહ્યા ત્યારબાદ સીનબાદ બોલ્યો ભાઇઓ તમારી મરજી હોય તો હું મારી બીજી મુસાફરીનું વર્તાંત કહી સંભળાવું, મારી બીજી સફરની વાત સાંભળશો તો તમને ઘણીજ નવાઈ લાગશે. બધા બોલ્યા કે આપ સાહેબ ખુશીથી કહી સંભળાવો અમારે સાંભળવાની ઘણી જીજ્ઞાસા છે. પછી તેણે પોતાની વાત શરૂ કરી.

## સીનબાદ ખલાસીની બીજીવારની મુસાફરીની હકીકત.

સીનબાદ બોલ્યો કે હે મિત્રો મારી પેહેલી મુસાફરીમાં મને ઘણું દુ:ખ પડ્યું તેથી મેં ઠરાવ કીધો હતો કે મારે હવે લોભ રાખવો નહીં. અને સંતોષ માની ઘેર બેશી રહેવું થોડા દિવસ તો મેં તે પ્રમાણે કર્યું. પરંતુ પછી તો મને બેશી રહેવું ગમ્યું નહીં આખો દિવસ નિરૂદ્યમીને આળસુ થઈ બેશી રહેવાથી દિવસ કાઢવો મુશ્કેલ થઇ પડ્યો, અને એમ બેશી રહેવાથી મને કંટાળો થયો, તો પણ મેં કેટલાક દિવસ તો મારો ઠરાવ ફેરવ્યો નહીં, પણ જ્યારે ઘણો કંટાળો થવા લાગ્યો. ત્યારે પાછો ફરીને મને વેપાર કરવાને મન થયું, અને ઘણો માલ લઇ વહાણ ભરી દરિયા માર્ગે જવા વિચાર કર્યો. પ્રથમનું પડેલું દુ:ખ ભુલી ગયો. તેમ મારો કરેલો ઠરાવ પણ ભુલી ગયો, પ્રથમ કરતાં આ વખતે મારી સ્થીતિ ઘણી સારી હતી તેથી મેં ઘણો અને ઉંચો માલ વહાણમાં ભર્યો, બીજા પણ કેટલાક વેપારીઓએ પોતાનો માલ ભરી અમો સઘળા સાથે જવા તૈયાર થયા. અને અમારૂં વહાણ ચલાવ્યું.

પવન સારો હોવાથી વહાણ સપાટાબંધ ચાલ્યું. અને કેટલાક બેટોમાં લંગર કરતા તથા વહાણમાંનો માલ અદલ બદલ કરતાં અમો ઘણા દુરના બેટોમાં નીકળી ગયા. એવી રીતે મુસાફરી કરતાં કરતાં એક બેટ આવ્યો ત્યાં અમોએ અમારૂં વહાણ લંગર કર્યું અને તે બેટમાં અમો ઉતર્યા તો ત્યાં સુંદર વન હતાં જેમાં જાત જાતનાં ઝાડો હતાં. તેના ઉપર ઘણાંજ સુંદર અને સ્વાદિષ્ટ ફળ લાગી રહ્યાં હતાં.

ઝાડોની એવી ઘટા હતી અને ઠંડક હતી કે ત્યાંથી ખસવાનું પણ મન થાય નહીં. અમારામાંના સૌ ત્યાં ફરવા લાગ્યા. કોઇ ઝાડપરથી ફળો તોડી ખાવા લાગ્યા, કોઈ શીતળ ઝાડની છાયાએ આરામ લેવા લાગ્યા કોઇ બબ્બે ચારચારનું ટોળુ થઇ વાતો કરવા લાગ્યા. હું પણ એકલો ચાલતો ચાલતો લગાર આગળ ગયો. ત્યાં કેટલાંક ફુલનાં ઝાડ ઘણાં સરસ આવ્યાં, તેની નીચે હું બેઠો, તેની છાયા અને સુગંધી મને એવી તો સુંદર લાગી કે, હું તેની નીચે લગાર આડો થયો, અને ઉંઘી ગયો, મને એવી ઉંઘ આવી કે, ઉઠવાની ખબર જ પડી નહીં, કેટલીક વારે હું ઉઠયો, અને આસપાસ જોવા લાગ્યો તો મારી સાથેનાં માણસ મારા જોવામાં આવ્યાં નહીં. મેં વિચાર્યું કે હવે વહાણપર ગયાં હશે, તેથી હું ઉતાવળો વહાણ તરફ ચાલ્યો, ત્યાં જઈ જોયું તો વહાણ અથવા માણસ કોઇ દીઠું નહીં. મેં ગભરાઇને આસપાસ નજર કરી તો અમારૂં વહાણ ઘણે દુર જતું દેખાયું. આ જોઈ મેં નિસાસો મુકયો. અને મારા કરેલા અવિચારીપણાનો પસ્તાવો કરવા લાગ્યો. કે મને પેહેલી સફરમાં સારા પૈસા મળ્યા છતાં મેં લોભ ન છોડયો તો મારી આ દશા થઇ, હવે મારી શી વલે થશે! અને હું હવે કયાં જઇશ. આવી રીતનો વિચાર કરતા હું ત્યાંજ બસી રડવા લાગ્યો, પણ તેથી શું દહાડો વળે. ત્યાં મને કોઇ છાનો રાખે તેમ નહોતું. પરંતુ મારા દિલનો ઉભરો કાઢી શાંત થયો.

ત્યાર પછી હું ત્યાંથી ઉઠયો અને બેટમાં આમ તેમ ફરવા લાગ્યો. પણ તે બેટ તદ્દન ઉજ્જડ જ લાગ્યો. ત્યાં કાંઈ વસ્તી જેવું હતું નહીં, તેથી મેં નીશ્ચય કર્યો કે હવે આપણાથી જીવી શકાય તેમ નથી. તેમ ઘર ભેગા થઇએ તેમ નથી. મને મારા લોભનાં ફળ મળ્યાં, અને ખુદાતાલાને અરજ કરવા લાગ્યો કે હે ખુદા! જો આટલી વખત મારાપર મેહેરબાની કરી મારા વતન મને પહોંચાડે તો ફરી કોઇ દિવસ આવું સાહસ કરીશ નહીં એમ વારંવાર અરજ કરવા લાગ્યો. એમ અફસોસ કરતો એક ઝાડ તળે બેઠો, વળી ત્યાંથી ઉઠયો અને આગળ ચાલ્યો. ઝાડ ઉપરથી કેટલાંક ફળ તોડી ખાધાં અને મારી ભૂખ મટાડી, ત્યાં એક ઝરામાંથી પાણી પીધું, ત્યાર પછી એક ઉંચા ઝાડપર ચઢી તપાસ કરવા લાગ્યો કે કોઈ ઠેકાણે માણસ નજરે આવે છે? અથવા કાંઇ જવા આવવાનો રસ્તો જણાય છે? પરંતુ તે કાંઇપણ જણાયું નહીં. ત્યારે નિરાશ થઇ ત્યાંથી એક દિશા તરફ ચાલવા માંડયું.

આગળ ચાલતાં મેં એક સફેદ ગોળા જેવું દીઠું. હું તેની પાસે ગયો અને તપાસીને જોવા માંડયું તો મને કાંઇ સમજણ પડી નહીં કે આ શું હશે, તે ગોળો લગાર પોચો અને લીસો હતો. અને ઘણો મોટો હતો. હું તેને ફરીફરીને જોવા લાગ્યો પણ કાંઇ સમજણ પડી નહીં એટલામાં એક મોટું પક્ષી ઉડતું ઉડતું આવતું મારી નજરે પડયું તે એટલું તો મોટું હતું કે જાણે મોટો પર્વત હોય નહીં! આ જોઈ મને ડર લાગ્યો કે શું આતે કોઇ સેતાન હશે. પણ મને ખલાસીઓએ એક વખત કહ્યું હતું કે રોક કરીને એક પક્ષી થાય છે. તે ઘણુંજ મોટું અને જબરૂં થાય છે. તે વાત મને યાદ આવવાથી મારી બીક જતી રહી અને મેં ધાર્યું કે તેજ આ રોક પક્ષી હશે. તે પક્ષી ઉડતું ઉડતું પેલા ગોળા ઉપર આવી બેઠું, તે તેનું ઇંડું હતું તે ઇંડું પણ જમીનથી એક મોટા ઝાડની ટોચ જેટલું ઉચું હતું. તો તે પક્ષાની તો વાતજ શીરીતે થાય? એટલું મોટું હતું તે પંખી જ્યારે ઇંડાપર આવી બેઠું ત્યારે હું વિચારવા લાગ્યો કે જો આ પક્ષીના પગે હું વળગી પડું તો અહીંથી બીજે ઠેકાણે જઇ શકું. આ પંખી મોટા મોટા હાથીઓ પોતાના પગમાં ઘાલીને ઉડી જાય એવું હોય છે. તેથી જો હું તેના પગે વળગું તો તેને ખબર પણ ન પડે કે મારા પગે કાંઇ ભાર છે. એથી હું તેને પગે વળગી પડયો. સવાર થતાં તે પંખી ઉડયું હું પણ તેની સાથે ખેંચાયો તે પંખી એવું ઝડપથી અને એટલે ઉંચે આકાશમાં ઉડવા લાગ્યું કે મારૂં તો ભાન પણ રહ્યું નહીં ઉડતું ઉડતું તે ઘણું દૂર ગયું પાછું એકદમ નીચે ઉતર્યું અને મારા પગ જમીન ઉપર અડયા એટલે મેં તેને છોડી દીધું પણ તે પક્ષીતો એક મોટો સાપ લઇને તરતજ ઉડી ગયું. અને હું ત્યાં રહ્યો, થોડીવારે મારી આંખેથી ચક્કર ઓછાં થયાં અને લગાર શુદ્ધિ આવી ત્યારે મેં ચારે પાસ નજર કરી તો મોટા મોટા પર્વતો સિવાય બીજું કાંઇ પણ નહોતું. આ જોઇ હું તો બેહદ ફિકરમાં પડયો કારણ કે આ ઠેકાણે માણસની વસ્તી કે નહીં ખાવાનું મળે તેમજ કોઇ ઠેકાણે જવાનો

રસ્તો પણ મળે, તેથી પેલા બેટ કરતાં મને આ જગા ઘણીજ વિકટ લાગવા માંડી. અને હવે તો મેં જરૂર જીવવાની આશા છોડી, એટલામાં મેં ત્યાં આગળ બીજા ઘણીજ જાતના રત્નના હીરા પડેલા જોયા. તે જોઇને મને ખુશી થઇ, હું તે લેવાનો વિચાર કરતો હતો. એટલામાં મારી નજર લગાર દૂર ગઇ તો મોટા સાપ મારી નજરે પડ્યા. તે સર્પ એટલા મોટા હતા કે તેમાંનો નાનામાં નાનો સર્પ મોટા હાથીને પણ સેહેલાઇથી ગળી જાય. જ્યારે આ બનાવ જોયો ત્યારે તો મારી ચિંતાનો પાર રહ્યો નહીં. આ સર્પોની બીકથી મેં નાસવાનું કર્યું, પણ કોઈ ઠેકાણે જવાય તેમ હતું નહીં, અને ડુંગર એવા સીધા હતા કે ઉપર ચડી શકાયજ નહીં. આ જોઈ હું ઘણો અફસોસ કરવા લાગ્યો. અને વિચારવા લાગ્યો, અરે મેં આ હાથે કરીને દુઃખ વોહોરી લીધું. હું જો આ પક્ષીને પગે ન વળગ્યો હોત તો આટલી આફતમાં આવી પડત નહીં, હવે અહીંથી બચી શકું તેમ નથી.

આમ વિચાર કરતો કરતો હું આગળ ચાલ્યો તો એક ગુફા મારા જોવામાં આવી, તે ગુફામાં હું પેઠો, અને તેના બારણા આગળ પથરા મુક્યા. કારણ કે દિવસે પેલા સાપ રોક પક્ષીની બીકથી બહાર નીકળી ફરતા નહીં. પણ રાતે જ્યારે અંધારૂં થાય ત્યારે ફરવા નીકળે, તેથી મેં ગુફાનું બારણું તે સાપ અંદર પેશી ન શકે એવી રીતે પથરા ગોઠવી બંધ કરી દીધું. અને હું અંદર ભરાયો. ત્યાર પછી પેલા બેટમાંથી ફળફળાદી જે કાંઈ મારી સાથે લાવ્યો હતો, તે મેં અંદર બેશી ખાધું જ્યારે રાત પડી અને અંધારૂં થયું ત્યારે સર્પો આમ તેમ ફરવા લાગ્યા, અને મારી ગુફાના દરવાજા આગળ આવી અંદર પેસવાનું શોધવા લાગ્યા. મને એટલો ડર લાગતો હતો કે જો તેમાંનો એક પણ સર્પ અંદર પેઠો તો મને આખોને આખો ગળી ગયા વગર રહેવાનો નથી. તેથી હું ખુદાતાલાનું સ્મરણ કરતો કરતો અંદર બેઠો, અને સવાર કેવું થશે તેનો વિચાર કરવા લાગ્યો. પેલા સાપ ગુફાના બારણા આગળ આવી પાછા જાય પણ અંદર પેશી શક્યું નહીં. જ્યાં સુધી અજવાળું થયું ત્યાં સુધી એક લગારવાર પણ તે બારણા આગળ સર્પ આવ્યા વિના રહ્યા નહીં. એક જાય અને બીજો આવે. આથી હું મને તો મુએલોજ સમજતો હતો, એમ કરતાં કરતાં સવાર થયું ત્યારે હું તે ગુફામાંથી બહાર નીકળ્યો. તો ત્યાં જેવી રીતે બોરડીના ઝાડ ઉપરથી બોર તુટી પડ્યાં હોય અથવા આંબાના ઝાડપરથી ઘણા પવનને લીધે કેરીઓ, પડેલી હોય તેમ તે જગ્યાએ હીરા પડેલા હતા, તે ઉપર હું ચાલતો હતો પણ મારા મનમાં એટલી તો ધાસ્તી પેશી ગઇ હતી કે તે હીરા પથ્થર જેવા લાગ્યા અને તેમાંથી એક પણ લેવાનું મન થયું નહીં. હું ત્યાં છાયાએ બેઠો, અને મને આખા રાતનો ઉજાગરો હતો, તેથી ઉંઘ આવવા લાગી, અને હું ત્યાં આગળ આડો થઈ ઉંઘવા લાગ્યો હું સુતો છું એટલામાં તો મારી પાસે માંસનો કકડો આવી પડ્યો. હું ઝબકીને બેઠો થયો તો પાસેના ડુંગર ઉપરથી ઉપરાઉપરી એવા કકડા પડવા લાગ્યા. તેથી મને ઘણી ખુશી ઉત્પન્ન થઇ કારણ કે તેથી મને ખાતરી થઇ કે હવે કાંઈ બચીશ ખરો, કારણ કે હીરાના વેપારીઓની હીરા લેવાની યુક્તિ એવી હોય છે કે તે વેપારીઓ ડુંગરના શિખર ઉપર રહી માંસના કકડા ફેંકે છે. તે કકડા ખાણમાં આવી હીરા ઉપર પડે છે, ત્યારે હીરા માંસના કકડાને ચોંટી જાય છે, પછી માંસનાં લોલુપી ગીધ પક્ષીઓ માંસના કકડા પોતાનાં નાનાં બચ્ચાંને ખવરાવવા સારૂ લઇ જાય છે. ત્યારે તે પક્ષીઓને પેલા વેપારીઓ બડાકા કરી ઉડાડી મુકે છે. અને હીરા લઇ લે છે. આવી રીતે જ્યારે પેલા માંસના કકડા મારી પાસે આવ્યા ત્યારે મને હિમ્મત આવી; અને પેલા પડેલા કકડામાંથી એક કકડો મેં લીધો અને મારી પાઘડીથી મારી કમરે બાંધ્યો. અને ત્યાંથી ઘણા હીરા એક લુગડામાં બાંધી મારી પાસે રાખ્યા, થોડીવારમાં ત્યાં ગીધ પક્ષીઓ આવવા લાગ્યાં અને માંસના કકડા લઇ ઉડવા લાગ્યાં. કેટલાંક ગીધ મારા વાંસા ઉપર બાંધેલો માંસનો કકડો લઇ ઉડવા જાય પણ ભારે લાગે તેથી મુકી દે, એવામાં એક મોટું ગીધ આવ્યું તે મને ઉપાડીને લઇ ગયું, અને લઇને જમીન ઉપર મુક્યો એટલે પેલા વેપારીઓએ બુમો પાડી તેને નસાડી મુક્યું એટલે હું બેઠો થયો; ત્યારે તે વેપારીઓ મને જોઇને મારવા સારૂ દોડ્યા. ત્યારે મેં તેમને કાલાવાલા કરી કહ્યું કે ભાઇઓ મારા ઉપર જરા દયા લાવો હું ઘણો દુઃખી માણસ છું, અને મારી હકીકત સાંભળી પછી મને મારો, ત્યારે પેલા વેપારીઓ બોલ્યા કે કહે તારી શી હકીકત છે? ત્યારે મેં તેમને મારી સઘળી વાત કરી.

મેં મારી હકીકત જ્યારે સઘળી કહી ત્યારે તેઓ મારા ઉપર ઘણીજ દયા લાવવા લાગ્યા. ત્યારે મેં તેમને કહ્યું કે હું મારી પાસે કેટલાક હીરા લાવ્યો છું, એમ કહી મેં કોથળી દેખાડી અને તે તેમના હાથમાં જોવા સારૂ આપી પેલા લોકો આ હીરા જોઇને એવા તો છક થઈ ગયા કે કંઇ પાર નહીં. આવા હીરા તેઓએ કોઇ દિવસ જોયા પણ નહોતા અને તે એટલી ભારે કિંમતના હતા કે એક મોટા બાદશાહનો ખજાનો પણ તે હીરાની કીંમત બરોબર થઇ શકે નહીં. તેમણે તે કોથળી પાછી મારા હાથમાં આપી મેં તેમાંના એક આગેવાન વેપારીને કહ્યું કે આમાંથી તમો એક હીરો લ્યો.

ત્યારે તેમણે કહ્યું કે તમોએ આટલા દુઃખે મેળવેલા જે આ હીરા તે અમારાથી કેમ લઇ શકાય આ હીરા તમારા નશીબના જ છે. પછી મેં તેમને કહ્યું કે તમોએ મારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે. તેના બદલામાં આ જે કાંઈ થોડું છે, તે લો એમ કહી મેં એક મોટો હીરો મુક્યો પણ તેણે મને પાછો આપી કહ્યું કે તે વ્યાજબી કહેવાય નહીં, કારણ કે અમો જાણતા નહોતા કે અંદર છો, તેથી અમોએ તમોને ઉપકાર કર્યો કહેવાય નહીં. મેં કહ્યું કે જાણતાં અથવા અજાણતાં પણ કોઇ માણસ ઉપકાર કરે તેનો બદલો ન વાળે તે કૃતઘ્ની કહેવાય, માટે મારા ઉપર મેહેરબાની કરી મારી એટલી ભેટ તમે ગ્રહણ કરો.

એવી રીતે જ્યારે મેં ઘણાં કાલાવાલા કર્યા, ત્યારે તેણે તેમાંથી એક નાનો હીરો લીધો. અને તે બોલ્યો કે આટલો હીરો મારી આખી જીંદગી સુખેથી ગાળવાને બસ છે, કારણ કે તે એટલી કીંમતનો છે કે તેનો મારા મનમાં ખ્યાલ આવતો નથી માટે આટલો એક હીરો હું તારો આગ્રહ છે તો લઇશ. એમ કહી તેણે એક હીરો લીધો, અને મારાં વખાણ કરવા લાગ્યો કે આટલી મુશ્કેલીથી અને દુઃખથી બીજો માણસ હોય તો બચી શકે નહીં, તમોએ જે હિમ્મત ચલાવી છે તે જોઇ અમો ઘણાજ અજાયબ થઇએ છીએ. અમારાથી તેના સોમા ભાગનું પણ દુઃખ સહન કરી શકાય નહી. એમ વાતો કરતાં કરતાં સાંજ પડી મારી પાસે કાંઇ ખાવાનું હતું નહીં. તેથી પેલા લોકોએ મને સાથે બેસાડયો. અને અમો સઘળાઓએ ખાધું; રાત પડી ત્યારે પાછા તેઓ કહેવા લાગ્યા કે ભાઇ તમારી હકીકત પાછી તમો અમોને કહો કારણ કે કેટલાકોએ તે સાંભળી નથી. અને અમોને પણ ફરી સાંભળવાની ઇચ્છા છે. ત્યારે મેં તેમને વિગતવાર ફરીથી સઘળી હકીકત કહી, ત્યાર પછી અમો સુઇ રહ્યા. બધા ઉંઘવા લાગ્યા તેમની સાથે હું પણ ઉંઘવા લાગ્યો, પણ રાતમાં મારા પડેલા દુઃખનાં સ્વપ્નાં આવવા લાગ્યાં. ત્યારે હું ખુદાતાલાનું વારંવાર સ્વપ્નામાં સ્મરણ કરવા લાગ્યો, અને તે આ લોકો સાંભળતાં હતાં; ત્યારે પેલા માણસો વાતો કરતા કે આ બિચારાને કેટલું દુઃખ પડ્યું હશે, કે હજુ તેને ધાસ્તી મટતી નથી.

હું સ્વપ્નામાં મારી આગળ સર્પ ફરતા દેખું વળી રોક પંખીના પગે જાણે લટકી પડેલો છું. ઘડીમાં બુમ પાડું ઘડીમાં ચુપ થઇ જાઉં. એમ કરતાં જ્યારે સવાર થયું અને જાગ્યો ત્યારે મને એમજ લાગ્યું કે જાણે હું ખીણમાં સુતેલો છું. હું ગભરાઇને આસપાસ ફાંફાં મારવા લાગ્યો. ત્યારે પેલા લોકો બોલ્યા કે ગભરાઓ છો કેમ? ત્યારે મેં કહ્યું કે હું ક્યાં છું તેની મને સમજણ પડતી નથી. ત્યારે તેમણે કહ્યું કે અમો રાતની હકીકત જાણીએ છીએ તમારા દિલમાંથી હજુ ધાસ્તી ગઇ નથી; પછી તેમણે મને દિલાસો આપી કહ્યું કે હવે તમો ડરશો નહીં અને સઘળી આફતમાંથી બચ્યા છો. અમોએ ઉઠી દાતણ-પાણી કર્યું. પેલા વેપારીઓ ઘણા દિવસથી આવ્યા હતા અને તેમની પાસે જોઇતા હીરા આવી ગયા હતા. તેથી સઘળા વતન તરફ જવાને નીકળ્યા. હું પણ તેમની સાથે ચાલ્યો.

આ વેપારીઓમાંના કેટલાક તો ઘણી વખત આ ઠેકાણે આવી ગયા હતા. તેથી તેઓ ભોમીઆ હતા. હું તદ્દન અજાણ્યો હતો આ પાહાડ જે એક બેટ જેવો હતો તેમાં ઘણી ઘણી જાતનાં ઝાડ અને જાનવરો હતાં કે તેમને હું ઓળખી પણ શકતો નહોતો તેથી હું તેમને પુછી માહીતી લેતો, રસ્તામાં એક હાથી જેવું જાનવર જોયું પણ હાથી અને તેનામાં ફેર એટલો હતો કે હાથીને સુંઢ હોય છે અને તેને નાક ઉપર શીંગડું હોય છે, મેં મારા સોબતીને પુછ્યું કે આ શું જાનવર હશે? તે બોલ્યો કે આ ગેંડો છે. આ ગેંડાઓને હાથી સાથે લડાઇ થાય છે. ત્યારે તે હાથીના કુંભસ્થળમાં પોતાનું શીંગડું મારી

તેને પોતાની પીઠ ઉપર લઈ જાય છે, અને જ્યારે હાથીના શરીરમાંથી નીકળતા લોહી વડે ગેંડાનું શરીર ખરડાઇ જાય છે. અને જ્યારે તે લોહી તેની આંખોમાં ઉતરે છે. એટલે તે આંધળો થઇ ભોંય પડે છે. ત્યારે રોક નામનું પક્ષી તે બન્નેને લઈ જાય છે અને તેમનું ભક્ષણ કરી જાય છે.

આગળ ચાલતાં ચાલતાં મેં એક ઝાડ જોયું. તે ઝાડમાંથી કપુરના જેવી સુગંધી આવતી હતી. અને તે એટલું મોટું હતું કે તેના થડની આસપાસ સો માણસો ઉભાં રહી શકે આટલું મોટું ઝાડ જોઇ મેં તેમને પૂછ્યું કે આ નવાઇ જેવું ઝાડ શેનુ હશે, ત્યારે તે બોલ્યા કે આ ઝાડ કપુરનું છે તેના ઝાડ ઉપર જઇ કાણું પાડે અને તે નીચે વાસણ મૂકે એટલે તેમાંનો રસ પેલા વાસણમાં આવે તે ઠરી જાય ત્યારે કપુર થાય છે.

વળી મેં ખીણમાં જેવા સર્પ જોયા હતા તેવા તો અનેક સર્પો અમારા આગળ ફરતા હતા પણ અમને તેઓ કંઇ અડચણ કરતા નહીં, આવી રીતે અનેક જાતનાં ઝાડ તથા પ્રાણીઓ મારા જોવામાં આવ્યાં તેમાં મને જે જે નવાઇ જેવાં લાગ્યાં તે સઘળાની હકીકત પૂછવા લાગ્યો. ત્યાર પછી ચાલતાં ચાલતાં દરિઆનો કિનારો આવ્યો અને એક મોટું બંદર આવ્યું. ત્યારે અમો ત્યાં ગયા. મેં મારો એક હીરો કાઢી તેનું એક વહાણ લઈ કેટલોક સામાન ત્યાંથી ખરીદ્યો. અને વહાણમાં ભર્યો, અમો તે વહાણ લઈ બસરાબંદરે આવ્યા; ત્યાં કેટલોક માલ વેચી વળી ત્યાંથી બીજો લીધો અને ત્યાંથી બગદાદ તરફ આવવા નીકળ્યા. અને થોડા દિવસમાં બગદાદ આવી પહોંચ્યા. ત્યાં આવ્યા પછી તરત મેં ઘણા ગરીબોને દાન આપવા માંડ્યું અને એવી રીતે મેં ખેરાત કરવા માંડી કે મારું નામ આખા દેશમાં પ્રસિદ્ધ થઇ ગયું.

મારી પાસે એટલી દોલત થઇ કે હું જે ખરચ કરતો તે કાંઈપણ હિસાબમાં નહોતું, આવી રીતે મોટા દબદબા સાથે મેં બાકી જીંદગી ગુજારવા માંડી અને આસપાસ કેટલાક ગાઉ સુધી મને ઘણા ઓળખવા લાગ્યા. અને મારા પેદા કરેલા પૈસાનો સારા માર્ગે ખરચ કરી હું મારી જીંદગી સુખે ગાળવા લાગ્યો.

એવી રીતે જ્યારે તેની હકીકત પુરી થઇ ત્યારે પોતાના નોકરને બોલાવી કહ્યું કે આ હીનબાદને સો રૂપીઆ આપાની દો. ત્યારે હુકમ પ્રમાણે આગલા દિવસની માફક સો રૂપીઆ લાવી તેને ભેટ આપ્યા. અને કહ્યું કે જો તમારી મરજી હોય તો આવતી કાલે મારી ત્રીજી સફરની હકીકત સાંભળવાને માટે આવજો.

ત્યારે પેલો હીનબાદ સલામ કરી તેનો ઉપકાર માની પોતાના ઘર તરફ ચાલ્યો, અને ઘેર જઇ તેણે રૂપીઆ પોતાની સ્ત્રીને આપ્યા. સ્ત્રીએ પુછ્યું કે આજ વળી કયાંથી લાવ્યા તે હીનબાદ બોલ્યો કે ત્યાંથી જ. સ્ત્રી પણ ખુશી થઇ અને તેને કહેવા લાગી કે ખાવિંદ ! દોલત ઘણાએ લોકોના પાસે હોય છે. પરંતુ આવો જીવ રાખવો એ ઘણું મુસ્કેલ છે હીનબાદ બોલ્યો અરે સ્ત્રી હું તેના પરોપકારની વાત કેટલી કહું, તે એટલો બધો મોટો છે. તો પણ મને પાસે બેસારી ભેગું ખાવા દે છે. વળી મારી સાથે નમ્રતાથી વાત કરે છે, આવો તે દયાળુ છે.

એમ વાતો કરતાં કરતાં તેઓ ઉંઘી ગયાં, અને બીજે દિવસે સવારમાં ઉઠતાં પેલો મજુર તો નાહી ધોઈ, પરવારી સીનબાદ પાસે આવ્યો, ત્યારે સીનબાદે પોતાની પાસે બેસારીને ત્રીજી સફરની વાત કહેવા બેઠો.

# સીનબાદની ત્રીજી મુસાફરીની હકીકત.

સીનબાદ બોલ્યો હું મારી બે મુસાફરીઓમાં વેઠેલ દુઃખોથી કંટાળી ગયો હતો, અને હવેથી ઘેર રહી મોજમજા ભોગવવા ચોક્કસ વિચાર કર્યો હતો છતાં પણ લોભ એવો છે કે તે માણસને નિરાંતે બેસવા દેતો નથી. જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ મને દુઃખ વિસારે પડતાં ગયાં, તેમ બેથી

રહી આખો દિવસ નકામો કાઢવો તે પણ ગમ્યું નહીં, ઉદ્યમ એજ માણસનો ખોરાક છે, માટે ઉદ્યમ વિના જે માણસ બેશી રહે તે પશુ સમાન જાણવો, આ શેહેરમાંથી ઘણા લોકોને વહાણ ભરી વેપાર કરવા જતા અને તે હજારો રૂપીઆ કમાઇ લાવતા, તે જોઈ મારાથી બેશી રહેવાયું નહીં હું સમજતો કે ખોટું કરૂં છું પણ મારા મનમાં રહેલા લોભે મને ત્રીજીવાર જવાને માટે ઉભો કર્યો.

હું અહીંથી કેટલોક માલ લઇ બસરાબંદર ગયો. અને ત્યાંથી બીજો કેટલોક માલ લઇ વહાણમાં ભર્યો અને બીજા વેપારીઓ સાથે હું ચાલ્યો. અમો આ વખત ઘણાં બંદરો ફર્યા અને એવો તો વેપાર ચલાવ્યો કે અમોને પુષ્કળ પૈસા મળ્યા. દરેક બંદરે ઉતરી અમારો માલ વેચતા અને ત્યાંથી નવો ભરતા આ પ્રમાણે અમો દારયાઈ મુસાફરી કરતા કરતા એક દિવસ ભરદરિઆ વચે આવ્યા. તેવામાં એક જબરૂ તોફાન થવા લાગ્યું. અને તે તોફાનમાં અમારૂં વહાણ બીજે રસ્તે ચડી ગયું, અમારો કપ્તાન જાણતો હતો કે વહાણ બીજે રસ્તે જાય છે. તેથી તેણે અમારૂં વહાણ પાછું વાળવાને ઘણા ઉપાય કર્યા, પરંતુ તોફાન એવું મચી રહ્યું કે કેટલાક દિવસ સુધી તે શાંત પડયું નહીં. તેમજ અમારૂં વહાણ અમે સીધા રસ્તે ચલાવી શકયા નહીં, અને અણધારેલી જગોએ અમોએ જઇ પહોચ્યા. ત્યાં એક બેટ આવ્યો, અમોએ અમારા કપ્તાનને અહીં વહાણ લંગર કરવાને કહ્યું. પણ તે બોલ્યા કે આ ઠેકાણે લંગર કરવા જેવું નથી. કારણ કે આ બેટમાં એવાં જંગલી માણસો રહે છે કે તેમની આગળ આપણે જીવવું પણ મુસ્કેલ થઇ પડશે, ને કદાપી આપણે તેમની સાથે લડાઇ થશે તો તેમનાં ટોળે ટોળાં ભેગાં થઇ જશે. માટે અહીં લંગર કરવામાં સાર નથી. તો પણ અમે તેની વાત નહીં ગણકારતાં ત્યાં વહાણ લંગર કરાવ્યું.

થોડીવાર થતાં અમારી નજરે કેટલાંક માણસોનું ટોળું પડયું. તે માણસો દોઢ હાથ ઉંચાં અને તેમના શરીરપર વાંદરાની પેઠે રાતા લાંબા વાળ હતા. અને તેઓ માંકડાં જેવાં જણાતાં હતાં, અમો હજુ વહાણમાંજ હતા અને કિનારેથી છેટે લંગર કર્યું હતું. પણ પેલા લોકો અમારા વહાણ ઉપર આવવાને કિનારા સુધી આવી પહોચ્યા. અમારૂં વહાણ છેટે હતું. તેથી તેઓ એકદમ દરીઆમાં કુદી પડયા અને ઝપાટાબંધ તરતા તરતા અમારા વહાણ ઉપર ચડી ગયા, એક થોડીવારમાં તો એ-ટલું બધું માણસ ભેગું થયું કે અમારૂં વહાણ ભરાઇ ગયું. અમોએ જીવવાની આશા તદન છોડી દીધી. તે લોકોએ અમારા વહાણના સઢ કાપી નાંખ્યા અને લંગરનાં દોરડાં પણ કાપી નાંખ્યાં. પછી અમારૂં વહાણ તેઓ ઘસડીને કિનારે લઇ ગયા. કિનારે ગયા પછી અમોને તેમણે નીચે ઉતાર્યા. તેમાંનાં કેટલાંક માણસ વહાણમાં રહ્યાં અને બીજાં બધાં અમને પકડી પકડીને લઈ જવા લાગ્યાં. અને ઘણે દુર જઈ અમને છોડી દીધાં તેમની બોલીમાં અમને સમજણ પડતી નહીં. અને તે દેખીતા એવા વિકાળ હતા કે જો લગાર પણ તેમની સામે થઇએ તો તે આપણને સારી પેઠે શિક્ષા કર્યા વગર રહે નહીં. અમોને તેમણે એક ઝાડીમાં લઇ છોડી દીધા ત્યારે અમો સઘળા ત્યાં બેશી રડવા લાગ્યા અને વિચાર કરવા લાગ્યા કે હવે આપણી અહીંઆં શી વલે થશે ? ભૂખ લાગી હતી તેથી અમો તે બેટમાં ખાવાનું શોધવા નીકળ્યા, ત્યાં ઝાડીમાં અમારા હાથમાં કેટલાંક ફળફળાદિ આવ્યાં તે અમોએ ખાધાં.

પછી અમો તે બેટમાં ફરવા નીકળ્યા. ત્યાં કેટલેક દુર જતાં અમારા દેખવામાં ઘણે દુર એક હવેલી આવી તેથી અમો ખુશી થયા કે તે જગોપર કાંઇ વસ્તી હશે ખરી. તેથી અમો ઉતાવળા ત્યાં ગયા. તો એક ઘણોજ સુંદર મેહેલ હતો. તે મેહેલના દરવાજા સુખડના હતા. અમોએ તે ઠેલ્યા કે તરતજ ઉઘડી ગયા. અમો અંદર દાખલ થયા તો દુર્ગંધ આવી. આમ નજરે જોયું તો એક મેદાનમાં હાડકાંનો ઢગલો પડયો હતો અમે તે તરફ બરાબર જોયું તો તે હાડકાં માણસનાં હતાં. અને તે ઠેકાણે કેટલોક સામાન પડેલો હતો. તે જોતાં અમે મરણતોલ થઈ ગયા. એક ડગલું પણ ભરવાની હીમત રહી નહીં. અને અમોને નક્કી લાગ્યું કે અમો મોતના પંજામાં આવી પડ્યા. હવે શું કરવું તે કાંઇ સુ-ઝયું નહીં. એક એકના મોં સામું જોવા લાગ્યા. છેવટે અમો ઢગલા જેવા થઈ ત્યાં પડયા. તે એવા પડયા કે અમારાથી ઉઠી શકાયું નહીં, અને મુડદાની માફક ત્યાંજ પડ્યા રહ્યા. આ ઠેકાણેથી બચવાની

અમે લગાર પણ આશા રાખતા નહોતા કારણ કે માણસોના હાડકાંનો ઢગલો જોયો ત્યાંથીજ અમો સમજતા હતા કે આ જગોએ હમેશાં માણસોના ભોગ અપાતા હશે.

અમો એવી દશામાં અને ચિંતામાં ત્યાં પડયા હતા એવામાં તે મેહેલનું બારણું ઉઘડયું અને એક મોટો રાક્ષસ નીકળી આવ્યો, જેનું માથું આકાશ લગી પહોંચતું હતું. જેના શરીરનો રંગ -અષાડ માસના ચઢેલા વાદળા જેવો દેખાતો હતો, આ રાક્ષસનો આકાર જોઇને અમો છક થઈ ગયા તેનું માથું ઘોડાના જેવું પણ અટકળી ન શકાતું તેમજ ઉંટ જેવું પણ ન કહી શકાય. તેમ કાન જોતાં હાથી પણ ન કહી શકાય આવી રીતે કોઇ વિચિત્ર પ્રકારના આકાર વાળો રાક્ષસ અમારી થડમાં આવ્યો અને અમોને તે પગ અડકાડી તપાસવા લાગ્યો. ફરતા ફરતા મારા કમનસીબે તે મારી પાસેજ આ-વ્યો અને મને કમરમાંથી પકડી આમ તેમ ફેરવી જોવા લગ્યો હું તો મને પકડતાની સાથે જ મરી ગએલો સમજતો હતો. અને જીવ પણ ઉડી ગયો હતો, કોઈ પ્રકારે આ કાળના પંજામાંથી છુટવાની આશા નહોતી, મારૂં શરીર ઘણું સુકાએલું હતું તેમજ વળી આ બેટમ આવ્યા પછી શરીરમાં જે કાંઇપણ લોહી હતું તે ઉડી ગયું હતું તેથી ફકત હાડકાં ને ચામડી રહ્યાં હતાં. એવું કૃશ શરીર જોઈ રાક્ષસે મને નાખીદીધો અને ત્યાર પછી તેણે બીજા માણસને પકડયો તે પણ એવોજ માલમ પડયો, તેથી તેને પણ નાંખી દીધો એમ જોતાં જોતાં તેને કોઇ પુષ્ટ માણસ હાથમાં આવ્યો નહીં અમારા સઘળામાં ફક્ત અમારો કપ્તાન એકલો પુષ્ટ હતો, તેને તેણે પકડયો. તે પુષ્ટ લાગવાથી તરતજ તેને લઇ ગયો અને દેવતા ઉપર ભુંજી તેનું ભક્ષણ કરી ગયો. અને જ્યારે તે ધરાયો ત્યારે તે સુઇ રહ્યો. અમો રાતે કાંઇપણ બોલ્યા સિવાય મડદાની માફક પડી રહ્યા. કારણ કે જો પેલા રાક્ષસની ઉંઘમાં ખલેલ પડે તો અમો સઘળાનો ચૂરો થઈ જાય. સવાર થતાં તે રાક્ષસ ફરવા સારૂ ચાલ્યો ગયો, અમો તેના ગયા પછી ઉઠયા અને શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. તે રાક્ષસ એવો જોરાવર હતો, કે અમો બધા તેના આગળ કંઈ હિસા-બમાં નહોતા. તેથી અમો તેની સાથે લડવામાં તો પહોંચી શકીએ તેમ હતું નહીં. તેમ અમારામાં નાસવાની પણ હિંમત હતી નહીં તેથી અમોએ કેટલોક વખત રોવામા અને કેટલાક વિચાર કરવામાં કાઢયો પણ શું કરવું તેની કાંઈ સુઝ પડી નહીં અને રાત પડી. એટલે પેલો રાક્ષસ પાછો આવ્યો અને અમારામાંથી એક જણને પકડી આગલા દિવસની માફક તેના શરીરમાં બે મોટા લોઢાના સળીઆ ખોશી ધગધગતા અંગારા ઉપર તેને શેકી ભક્ષણ કરી ગયો. આ બનાવથી અમોને એટલો તો ત્રાસ થવા લાગ્યો કે તેનો પાર નહીં. ભક્ષણ કરી પાછો તે સુઈ રહ્યો, અને ઉંઘી ગયો. વળી સવાર થતાં પોતાના રસ્તે ચાલતો થયો.

તેના ગયા પછી અમો ઉઠયા અને ખાવાનું શોધવા નીકળ્યા ઝાડીમાંથી થોડા ઘણાં ફળ ફુલ મળ્યાં તે ખાધાં, અમે બીજે કોઇ ઠેકાણે રહીએ એવી જગ્યા અમોને પસંદ પડી નહીં. કારણકે તે બેટમાં તો તે રાક્ષસ જયાં માણસ હોય ત્યાં શોધી કાઢી છોડતો નહીં અને તે બેટ મુકી અમો કોઈ ઠેકાણે જઇ શકીએ તેમ હતું નહીં, આ રાક્ષસ હમેશાં એક માંણસનો આહાર કરતો અને તે આખા બેટમાંથી ગમે તે ઠેકાણેથી શોધી લાવતો હતો, અમે ઘણે ઘણે ઠેકાણે રખડી સંતાવાની જગ્યા શોધી પણ જડી નહીં છેવટે અમે પછા તેજ મહેલમાં આવ્યા અને વિચાર કરવા બેઠા, કોઇ કહે કે આપણે તે રાક્ષસની સામે લડવું પછી મારી નાખશે તો ભલે, ત્યારે કોઈ કહે કે એમ નહીં તેથી તો બધા એકે સાથે મરી જાય અને આતો છેવટે કાંઇ યુક્તિ જડી જાય તો થોડા ઘણા બચી પણ જાય માટે તેવું સાહસ તો કરવું નહીં ત્યારે કોઈ કહે કે આપણ દરિઆમાં પડી આપઘાત કરીએ કે જલદી મોત આવે પણ આ રાક્ષસ જે ઘણી ક્રુરવર્ત્તણુકથી આપણો જીવ લે છે. તે આંખે પણ જોઇ શકાતું નથી. ત્યારે કોઇ કહે કે આંપઘાત કરવો એ ઘણું ખરાબ કામ છે. ત્યારે મને એક યુક્તિ સુઝી અને મેં તેમને કહ્યું કે ભાઇઓ ! મારી વાત સાંભળો, મને એક યુક્તિ જડી છે. તે તમારા બધાની નજરમાં આવે તો આપણે કરીએ. તેઓ કહે કે શી યુક્તિ તે અમને જણાવો ત્યારે મેં કહ્યું કે જયારે તે રાક્ષસ ઉંઘી જાય ત્યારે આપણે ઉઠવું અને તેના જે માંણસ શેકવાના સળીઆ છે. તે અગ્નિમાં ખુબ તપાવવાં, પછી તે સળીઆ

બે જબર માણસોએ લેવા અને એકે સાથે તે બન્ને સળીઆ તેની બંન્ને આંખોમાં ખોશી ઘાલવા. આથી તે રાક્ષસ મરી જશે અને કદાપી નહીં મરી જાય તો આંધળો તો થશેજ, પણ જ્યારે તે ન મરી જાય અને આપણી પાછળ આવે ત્યારે આપણે શો ઉપાય કરવો તેનો પણ મેં વિચાર કરી મુકયો છે. તે એ કે દરિઆ કિનારે લાકડાં ઘણાં પડયાં છે. તેના ત્રાપા આપણે બનાવવા, અને રાક્ષસ આપણને મુએલો માલમ ન પડે તો આપણે તે ત્રાપામાં બેશી દરિઆમાં જતું રહેવું પછી ત્યાં જે બને તે ખરૂં આ યુક્તિ સૌને ઘણી પસંદ આવી. અને અમો સઘળા ત્રાપા બનાવવા સારૂ દરીઆ કિનારે ગયા અને ઘણી મહેનત કરી ત્રાપા બનાવી પાછા તે મકાનમાં સુઈ રહ્યા.

રાત પડી એટલે પેલો રાક્ષસ આવ્યો અને અમારામાંથી એકને લઈ તેનું ભક્ષણ કરી ગયો અમારામાંથી ત્રણ માણસો ઓછા થયા અમોને તે વખતે એવું દુઃખ થયું કે અમોને સઘળાને એકે વખતે મારી નાખે તો સારૂં કે અમારે આ દુઃખ મટી જાય; ત્યાર પછી તે રાક્ષસ બહાર આવી સૂતો અને ઉંઘ્યો જ્યારે તે ભર ઉંઘમાં આવ્યો ત્યારે હું મારી સાથે કેટલાક મજબુત માણસોને લઇને ઉઠયો, અને પેલા સળીઆ બે જણાંએ હાથમા લીધા અને તે લઇને ખુબ તપાવ્યા પછી બન્ને જણાએ તેની પાસે એકદમ જઇ તેની આંખમાં જોરથી તે સળીઆ ખોશી ઘાલ્યા કે તેની બન્ને આંખો તદન ફુટી ગઈ, અને તેને એટલું દુઃખ થયું કે તે કેટલીકવાર તો બેશુદ્ધ પડી રહ્યો અમે તે વખતે ત્યાંથી નાઠા અને દરિઆ કિનારે પહોંચ્યા તે વખતે રાક્ષસે એવી તો બુમો પાડવા માંડી કે આખો બેટ ગાજી રહ્યો. તેની આ બુમો સાંભળીને તેની પાસે કેટલાક રાક્ષસ આવ્યા, તેમાંથી બે રાક્ષસો તથા આ રાક્ષસ અમારી પાછળ આવ્યા, અમો તેમને આવતા જોઇ પેલા ત્રાપા ઉપર બેસી દરિઆમાં નાસવા માંડયું અમો કેટલાક દુર નીકળી ગયા પરંતુ પેલા રાક્ષસો અમારા ઉપર મોટા મોટા પથરા લઈ ફેંકવા લાગ્યા અને તે પથરા અમારા ત્રાપા ઉપર પડવા લાગ્યા. આથી કેટલાક પથ્થર વાગવાથી અને કેટલાકના ત્રાપા દરીઆમાં ડુબી જવાથી સઘળા મરણ પમ્યા. અને તે બધામાં એકલો મારો ત્રાપો બચવાને પામ્યો. અને હું જલદીથી મારો ત્રાપો ચલાવી એટલો દુર નીકળી ગયો કે તેમના પથ્થર તેટલે સુધી પહોંચ્યા નહીં, ત્યારે તેઓ પથ્થર ફેંકતા બંધ થયા. અમો રાક્ષસના ભયથી તો બચ્યા, પરંતુ દરિઆમાંથી શી રીતે બચવું તેનો કાંઈપણ ઉપાય અમારા હાથમાં હતો નહીં પણ ખુદાતાલાની મેહેરબાનીથી અમો દરીઆના મોજાંના ઝપાટાની સાથે અમો એક બેટના કિનારા ઉપર આવી પડયા. અમોને કાંઈ જીવવાની આશા જણાઇ. અને ખરા અંતઃકરણથી પ્રભુની બંદગી કરવા લાગ્યા.

અમો કિનારાપર આવી કેટલીકવાર સુધી તો છાનામાના બેશીજ રહ્યા સાંજ પડવા આવી હતી તેથી તે ઠેકાણેથી આગળ જવા અમારી હિમ્મત ચાલી નહીં, તેમ ચાલવાની આવ પણ નહોતી તેથી અમો એ રાતે કિનારેજ પડી રહેવાનો વિચાર કર્યો અને રાત્રે કોરી જમીનમાં આવી ત્યાંજ સૂતા અમો વાતો કરતા હતા અને અનેક પ્રકારના તરંગો અમારા મનમાં આવતા હતા કે હવે આ વખતે ઘર દેખવું ઘણું મુશ્કેલ છે આપણામાંના ઘણાક તો મરણને શરણ થયા.

અમો સૂતા હતા તેમાં બીજા તો ઘણાખરા ઉંઘી ગયા હતા પરંતુ મને ઉંઘ આવતી નહોતી' અને ઘડીમાં આંખ મીચાય વળી ઉઘડી જાય એમ કરતાં કરતાં કેટલીક રાત ગઇ. એટલામાં મારી પાસે મે ખળભળાટ થતો સાંભળ્યો ત્યારે હું ઝબકીને બેઠો થયો ત્યારે એક મોટો સાપ મારા જોવામાં આવ્યો તે ઘણોજ મોટો હતો હું લગાર વધારે તપાસ કરીને જોવા લાગ્યો ત્યારે મારી પાસે જે માણસ સૂતેલો હતો તેને કમર સુધી તે સાપ ગળી ગયો હતો મેં પેલા બીજા માણસને જગાડયો અને અમો બંને તેને છોડાવવા માટે મેહેનત કરવા લાગ્યા પરંતુ અમારૂં કાંઈ પણ ચાલ્યું નહીં અને તે સપાટા બંધ ગળી ગયો; અમોએ જાણ્યું કે અમારી પણ આ દશા થશે તેથી અમો ત્યાંથી નાઠા અને વેગળા જઇ ઉભા ત્યાર પછી તે સાપ એક ઝાડે વીંટાયો ત્યારે કડકડ અવાજ થવા લાગ્યો અમને ખાતરી થઈ કે તે માણસનાં હાડકાં કચડાય છે જ્યારે સાપ કોઈ માણસને ગળી જાય છે ત્યારે તેને એવી રીતે વીંટાવું પડે છે. આ બનાવ જોઇને અમો ઘણા દિલગીર થયા અને વાતો કરવા લાગ્યા, કે આપણે પણ જીવવાનો

નથી કારણ કે આપણામાંના સઘળાનો એક પછી એક આવીજ રીતે અંત આવવાનો છે. જો રાક્ષસથી બચ્યા તો અહીંથી સપડાયા. અહીંથી બચીશું તો બીજે સપડાઇશું પણ હવે જીવવાની આશા રાખવી એવ્યર્થ છે. હું મારા લોભનો પસ્તાવો કરવા લાગ્યો. કે અરે ખુદા ! તેં મને આવી બુદ્ધિ કેમ આપી હું ઘેર બેઠાં મજા કરતો હતો, તે મારી કુબુદ્ધિથી અને લોભના પાપે મેં આ કૃત્ય કર્યું, હવે કોઈ દિવસ આવવું નહીં, અરે પણ એ વિચાર હવે શા કામનો કારણ કે અહીંથી જો જીવતો ઘેર જઇશ તો ફરી આવવાની વાત છે. પરંતુ જ્યાં જીવતા ઘેર જવાની વાત નથી ત્યાં પાછા આવવાની તો વાતજ શી

આવી રીતે અફસોસ કરતા અમો આગળ ચાલ્યા. અમોને બીક હતી કે તે સાપ અમારી પાછળ આવશે કારણ કે એક માણસના ભક્ષથી તેની ભૂખ પુરી થઇ જાય એમ નહોતું અમો તેનાથી બચવાને સારૂ એક મોટા ઝાડપર ચડયા અને વીચાર કર્યો કે આજની રાત અહીં રહીશું અમો થાડાં ઘણાં ફળ ફળાદિ ખાઇને ઉપર બેઠા એટલામાં રાત પડી અંધારૂં થતાં પેહેલાં તો પેલો સાપ ફુંફાડા મારતો અને પોતાની લાલચોળ આંખો ચારે દીશાએ ફેરવતો તથા જીભના લપકારા કરતો તે ઝાડ નીચે આવ્યો અમોએ જાણ્યું કે તે નીચે થઇને ચાલ્યો જશે. પરંતુ તેણે ઉંચે જોયું તો અમોને દીઠા ત્યારે એકદમ ઝાડ ઉપર ચડવા લાગ્યો. ત્યારે અમે આમથી આમ ઉપર આડા અવળા નાસવા લાગ્યા. પરંતુ તેણે એક સપાટે મારી જોડેના માણસને પકડી લીધો. અને એક પલકવારમાં ગળી ગયો, મેં જાણ્યું કે હવે મારો વારો આવ્યો તેથી થરથર ધ્રુજતો હતો. એટલામાં તે સર્પ ત્યાંથી ઉતરી ચાલતો થયો હવે મને નક્કી થયું કે હમણાં નહીં તો ઘડી પછી પણ મારૂં આવી બન્યું છે. જ્યારે મારી સાથેના આટલા બધા માણસોનો નાશ થયો, અને હું એકલો જીવતો રહું તે કોઇ દહાડો બનેજ નહીં. અને એવું મારૂં નસીબ પણ હોય નહીં, મારો અંતકાળ પાસે આવ્યો જાણી. હું ખુદાની બંદગી કરવા લાગ્યો કે હે ખુદાતાલા હવે તારા સિવાય કોઈ બચાવે તેમ નથી. મારે અહીંઆં કોઇનો આધાર નથી.

એમ સ્મરણ કરતો આખી રાત ઝાડ ઉપરજ આંખ પણ મીચ્યા સિવાય બેશી રહ્યો સવાર થઇ કે હું હેઠો ઉતર્યો અને એવો તો નિરાશ થયો કે મને કંઇ પણ સુઝ પડે નહીં, કારણ કે મેં જીવવાની આશા છોડી હતી. મારો સઘળો ઉમંગ ભાગી ગયો હતો; મારા સઘસા સોબતી મારા દેખતાંજ મરણ પામ્યા આ ત્રાસજનક બનવાથી મારૂં મન એવું અધીરૂં થઇ ગયું હતું; અને ગભરાટમાં પડયું હતું કે મારો બચાવ કરવાની યુક્તિ શોધી કાઢવાનું યાદ આવ્યું નહીં, કારણ કે પેલો સાપ જે અમારી પાછળ પડયો હતો. તે ત્યાં આવ્યા વિના રહેવાનો નહોતો. અને હું તો છાનોમાનો દિગ્મૂઢની પેઠે બેશી રહ્યો. અને બપોર થયો, છેવટે મેં વિચાર કર્યો કે આમ બેશી રહેવાથી કોઇ આવીને મને બચાવે તેમ નથી પરંતુ કાંઇક ઉપાય કરવા જોઇએ, એવું ધારી હું ત્યાંથી ઉઠયો અને પેલા સાપથી બચાવાનો ઉપાય શોધવા લાગ્યો. એવામાં મારી નજરે ત્યાં ઘણાં લાકડાં પડેલાં જોયાં તે હું ઉચકી લાવ્યો અને ઝાડના ઉપર આસપાસ તે ગોઠવ્યાં અને તેને ફરતાં કાંટા નાંખ્યા તેની વચમાં સુઇ રહેવાય એવી જગ્યા રાખી, પછી હું પાસેના ઝાડોપરથી ફળ તોડી લાવ્યો અને ખાધાં ત્યાર પછી પાણી પીને બેઠો એટલે સાંજ પડી, એટલે હું તે ઝાડપર ચડી પેલા ગોઠવેલાં લાકડાં અને કાંટાની વચમાં હું સુઇ રહ્યો હું જાણતો હતો કે હું આટલાથી બચી શકું તેમ નથી. પરંતુ મનને હીંમત આપવાને આ કામ કર્યું હતું

રાત પડી ત્યારે પેલો સાપ આવી ત્યાં હાજર થયો અને ઝાડપર ચડયો બધા ઝાડપર ફરી વળ્યો પણ તેના જોવામાં કાંઇ આવ્યું નહીં ત્યારે તે પેલાં ગોઠવેલાં લાકડાં પાસે આવી તેમાં પેસવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પણ જેવો ત્યાં માથુ ઘાલવા જાય છે. તેવા તેને કાંટા વાગવા લાગ્યા, ત્યારે ત્યાંથી ત પાછો ફર્યો, અને આખી રાત ત્યાંથી ખશ્યો નહીં હું પણ તેમાંનો તેમાં ભરાઇ રહ્યો આખી રાત તે સાપ ત્યાં રહ્યો, અને પોતાનું કાર્ય સિદ્ધ ન થયું તેથી તેણે પેલા લાકડામાંથી એવા તો જોરથી મારા ઉપર ફુંફાડા માર્યા કે તેની ઝેર હવા લાગતાં મારૂં શરીર ફુલી ગયું. તો પણ હું સવાર સુધી ત્યાં પડી રહ્યો. સવાર થતાં તે સાપ ચાલ્યો ગયો અને હું ધીમે ધીમે બહાર નીકળ્યો મારા બચાવ માટે કરેલી યુક્તિ સફળ થઇ પરંતુ તે લાકડાં અને કાંટા એકઠા કરી ઉપર ચઢાવતાં મને એટલો થાક લાગ્યો હતો

કે મારૂં શરીર સઘળું જેમ કોઇએ ખૂબ માર માર્યો હોય તેવું દુઃખવા લાગ્યું મારામાં એક ડગલું પણ ચાલવાની શક્તિ નહોતી. પરંતુ અહીં કોઇ મને મદદ કરે તેમ નહોતું તેથી મેં મહા મેહેનતે ત્યાંથી ચાલવા માંડ્યું ધીમે ધીમે ચાલતાં હું દરિઆ કિનારે પહોંચ્યો.

મારા શરીર ઉપર સોજા આવી ગયા હતા ચાલવાની શક્તિ રહી નહોતી ખાવાનું મેળવવું પણ ઘણું મુસ્કેલ થઈ પડયું હતું. આવી મારી દશા થવાથી હું જીવવાથી કંટાળી ગયો હતો. અને તેથી મેં દરિઆમાં પડતું મુકી મારી જીંદગી પુરી કરવાનો વિચાર કર્યો, અને હું તેમ કરવાની તૈયારીમાં હતો એટલામાં મેં કેટલેક દુર એક વહાણ જતું જોયું, મેં તે લોકોને બોલાવવા સારૂ ઘણી બુમો પાડી પણ તેમણે સાંભળ્યું નહીં, ત્યારે મેં મારી પાઘડી લઇ ધજાની માફક ઉડાડવા માંડી, ત્યારે તે લોકો મારી તરફ જોવા લાગ્યા એટલે મેં તેમને મારી તરફ આવવા હાથની ઈશારત કરી તેથી તે વહાણના કપ્તાને પોતાનું વહાણ પાછું માર્યું અને તમારી તરફ આવવા લાગ્યો. પરંતુ સઘળું વહાણ ફેરવવું તેને ઠીક નહીં લાગવાથી કેટલાક ખલાસીઓને એક હોડી લઈ મારી તરફ મોકલ્યા. તે હોડી કિનારે આવી ત્યારે હું તેમાં બેઠો એટલે તે હોડી વહાણ તરફ હંકારી અને અમો વહાણ ઉપર ગયા. તે લોકો મને પૂછવા લાગ્યા કે આવા ભયંકર બેટમાં તમો કેમ આવ્યા હતા, આ બેટમાં તો એવા રાક્ષસો રહે છે કે તેઓ માણસોને આખાને આખા શેકીને તેનું ભક્ષણ કરી જાય છે. અને સર્પો પણ એવા રહે છે કે માણસોને આખાને આખા ગળી જાય છે. એવું એક વૃદ્ધ માણસ જે જાણતો હતો તે બોલ્યો. મેં કહ્યું કાકા તમો કહો છો તે વાત ખરી છે, અમારા વહાણમાંના સઘળા માણસોનો એવીજ રીતે નાશ થયો છે, પણ ખુદાની મહેરબાનીથી અને આયુષ્યથી અતિશે દુઃખ ભોગવી આપના આશરો મલવાથી બચી ગયો છું જો આપનું વહાણ મેં ન દીઠું હોત તો હું દરિઆમાં પડયો હોત. પરંતુ મારા સારા ભાગ્યે તમો આવી પહોંચ્યા.

પેલા લોકો મને કહેવા લાગ્યા, તમો ક્યાં રહો છો અને શી રીતે આ બેટમાં આવ્યા તે મેહેરબાની કરી કહો ત્યારે મેં કહ્યું કે ભાઇ મારી હકીકત સાંભળતાં તમોને મારા ઉપર દયા આવ્યા વગર રહેશે નહીં, મેં જે દુઃખ અનુભવ્યું છે. તે દુઃખ અત્યારે પણ તમારી આગળ કહેતાં મારૂં હૃદય કંપે છે. એમ કહી મેં તેમને મારી સઘળી હકીકત કહી સંભાળવી. ત્યારે તો ખરેખર મારા ઉપર દયા લાવવા લાગ્યા અને કહેવા લાગ્યા કે કોણ હિમ્મતવાન પુરૂષ હોય કે જે આટલું દુઃખ પડતાં જીવતો રહી શકે આ તમારા શરીર ઉપરનાં લુગડાં ફાટી ગયાં છે, તમારૂં શરીર ભુખથી સુકાઇ ગયું છે એમ કહી તેમણે મારા ફાટેલાં લુગડાં કાઢી નંખાવી સારાં કપડાં પહેરવા આપ્યાં અને પોતાની પાસેથી ખાવાનું કાઢી મને ખવરાવ્યું હું ખાઇને ધરાયો મારૂં ચિત્ત ઠેકાણે બેઠું અને હું તેઓની સાથે વાતો કરવા લાગ્યો, ત્યાંથી આગળ ચાલતાં એક બેટ આવ્યો ત્યાં તે વેપારીઓએ વહાણ લંગર કરાવ્યું,

ત્યાં સૌ પોતપોતાના વહાણમાંથી ઉતરી પોતપોતાનો માલ વેચવા લાગ્યા મારી પાસે કાંઈ હતું નહીં તેથી છાનોમાનો બેશી રહ્યો. પેલા લોકોને મારા ઉપર દયા આવી કે આ બિચારીની પાસે કાંઇ માલ નથી તેથી તે કાંઇક કમાય એવો ઉપાય કરીએ એક જણ બોલ્યો કે આપણામાંથી જે વેપારી ગયો છે. તેનો માલ આ માણસને હાથ વેચાવો અને તેની જે દલાલી થાય તે એને આપજો એટલે એ પણ બે પૈસા કમાશે. આ વાત સૌને ગમી. તેથી તે વહાણનો નાખુદા મને કહેવા લાગ્યો કે ભાઇ અમારામાંથી એક વેપારી મરી ગયો છે. તેથી તેનો માલ અમારી પાસે છે, તે માલ વેચી તેનાં જે નાણાં આવે તે અમારે તેના વારસને આપવાં છે, અને તેનો માલ આ ઠેકાણે વેચી નાખવાનો છે. માટે તે વેચવા સારૂ અમો તમોને સોંપીએ છીએ, તે વેચી તેમાંથી તમારી દલાલીના પૈસા લઈ બાકીના પૈસા અમોને આપજો એટલે અમો ત્યાં ગયા પછી તેના વારસને સોંપી દઇશું મેં વાત કબુલ કરી અને કહ્યું કે તે વેપારીનું નામ મને લખાવો એટલે હું તેના ખાતે માલ જમે કરૂં. ત્યારે તે વેપારીઓએ મને કપ્તાન પાસે મોકલ્યો હું કપ્તાન પાસે ગયો મેં કહ્યું કે આ માલ જે ધણીનો હોય તે વેપારીનું નામ મને નોંધાવો અને તે માલ પણ બતાવો, ત્યારે બોલ્યો કે આ માલ અહીં તુતક ઉપર પડયો છે. અને તે સીનબાદ ખલાસીનો છે.

મારૂં નામ સાંભળી હું વિચારમાં પડયો, અને મારો માલ જો આ હોય તો મારા વહાણનો નાખુદા કેમ મારા ઓળખવામાં આવ્યો નહીં. એમ વિચારી મેં તે નાખુદા સામું બરાબર ધારીને જોયું તો તે મારા ઓળખવામાં આવ્યો. અને મને યાદ આવ્યું કે બીજી સફરમાં જે વહાણ એક ઉજ્જડ બેટમાં મને ઉંઘતું મુકીને ચાલ્યું હતું તેજ આ વહાણ છે, અને કપ્તાન પણ તેજ છે. પરંતુ તે વાતને ઘણા દિવસ થઇ ગયા તેથી અને તેનો ચેહેરો બદલાઇ જવાથી મારા ઓળખવામાં આવ્યો નહીં. તેમજ હું પણ તેના ઓળખવામાં આવ્યો નહીં, ત્યાર પછી મેં તેને કહ્યું કે શું તે માલ ખરેખર સીનબાદ ખલાસીનો જ છે. તે બોલ્યો હા સીનબાદનો જ છે, મેં કહ્યું કે જો તેમ હોય તો હું જ તે સીનબાદ છું પેલાએ કહ્યું ભાઈ તે તો મરી ગયો છે, તમારૂં રૂપ તેના જેવું લાગે છે. પરંતુ તમજ હો એવી ખાતરી કેમ થાય ત્યારે મેં કહ્યું કે મારી હકીકત સાંભળો અને તમારી ખાત્રી થાય તો તે માલ મને સોંપજો. ત્યારે તે બોલ્યો કે હા કબુલ, પછી મેં તેને કહ્યું કે હું બગદાદનો વેપારી છું બસરાથી કેટલાક વેપારીઓ તથા હું તમારા વહાણમાં માલ ભરી નીકળ્યા, રસ્તામાં એક બેટ આવ્યો. તેમાં પાણી ભરવાને તથા જોવાને માટે અમો ઉતર્યા. હું એક ઝાડ તળે ઉંઘી ગયો. અને તમો વહાણ લઇ ચાલતા થયા, ત્યાર પછીની હકીકત જો તમારે જાણવાની ઇચ્છા હશે તો હું કહીશ. પરંતુ ત્યાં સુધીની વાત તમારી ધ્યાનમાં હોય તો મેળવી જુઓ, પેલો કપ્તાન બોલ્યો કે હવે મને ખાતરી થઇ કે તું સીનબાદ છે, તને મુકીને ચાલ્યા પછી અમો કેટલેક દુર ગયા ત્યારે માલમ પડયું કે સીનબાદ આપણા વહાણમાં આવ્યો નથી ત્યારે અમોએ અમારૂં વહાણ પાછું ફેરવ્યું. પરંતુ પવન પ્રતિકુલ હોવાથી અમારૂં વહાણ બીજેજ રસ્તે ચડી ગયું. તેથી અમો પાછા ફર્યા અને વહાણ ચલાવ્યું. અમો એમ જાણતા હતા કે આવા ઉજડ બેટમાં તે કયાંઇ મરણ પામ્યો હશે. તેમ જાણી તમારો માલ રાખી મુકયો હતો અને નક્કી કર્યું હતું કે તે માલ વેચી તેનાં નાણાં જે ઉપજશે તે તમારા વારસને આપીશું. મેં કહ્યું તમે મારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે. ઘણા દિવસ થવાથી અને આપણા એક એકના ચેહેરા બદલાઈ જવાથી આપણને અરસ પરસ ઓળખાણ પડી નથી. ત્યારે તે કપ્તાન બોલ્યો કે તેથીજ મને પણ આપની ઓળખાણ પડી નહીં. માટે માફ કરજો અને આ તમારો માલ સીલબંધ તપાસી લેજો. પરંતુ એના ઉપર તમારાં સીલ નથી કારણકે તમારા છુટા પડયા પછી મેં વિચાર્યું કે આ માલ જો એમનો એમ પડી રહેશે તો બગડી જશે અને તેનું કાંઇ ઉપજશે નહીં. તેથી જે જે બંદર આવ્યું ત્યાં ત્યાં તમારો માલ વેચાતો ગયો. અને તેને બદલે બીજો નવો લેતો ગયો તેથી તમારો માલ વધારા સહિત છેવટનો આ લીધેલો છે, અને તે તમારી ખરીદેલી કીંમત કરતાં ઘણી વધારે કિંમતનો છે. મારી ગફલતથી અમોએ વહાણ ચલાવ્યું અને ત્યાર પછી તમોને જે દુઃખ પડયું તેના ગુનેગાર અમેજ છીએ. અને તે ગુનાની તમારી પાસે માફી માગીએ છીએ, મેં કહ્યું કે તેમાં તમારો કાંઇ વાંક નથી તે સઘળું મારાજ નસીબે થયું છે. તમોએ તો મારો માલ સાચવી મને વધારો કરી આપ્યો, તેથી હું અંતઃકરણ પૂર્વક તમારો ઉપકાર માનું છું વળી આ વખતે પણ તમોએ તસ્દી લઇ મને વહાણપર લીધો તે મને જીવતદાન આપ્યા જેવું કર્યું છે, અને તમારા આ ઉપકારનો બદલો મારાથી કોઇ રીતે વાળી શકાવાનો નથી.

ત્યાર પછી મેં તેને મારા વીતેલા દુઃખની સઘળી હકીકત કહી સંભળાવી, અને પેલા વેપારીઓને ખબર આપી કે જે સીનબાદ ખલાસીને આપણે મુકીને ચાલ્યા હતા. અને જેને મુએલો જાણતા હતા, તે સીનબાદ ખલાસી આપણી પાસે જીવતો આવેલો છે અને તેનો માલ સોંપી દીધો છે, આથી તે સઘળા ઘણાજ ખુશી થયા અને તેને આશિર્વાદ દેઇ કહેવા લાગ્યા, કે ભાઇ ખુદાતાલા તારૂં આયુષ્ય વધારો. અમો તો તને મુએલો જાણતા હતા. પરંતુ આજે તને જીવતો જોવાથી અમારા દિલને ઘણોજ આનંદ થાય છે.

પછી મેં તે કપ્તાનને કહ્યું કે તમોએ મારા માલમાં ઘણો નફો મેળવ્યો છે. તે નફો તમામ હું તમને આપું છું અને મારી મુળ કિંમત જેટલા પૈસા હું લઉછું, એમ કહી મેં તેને કેટલોક માલ આપવા માંડયો પરંતુ તે બોલ્યો કે ભાઇ! તે સઘળું તારા નસીબનું છે. કારણકે તું જીવતો નીકળ્યો અને

તે પણ આજ વહાણમાં જ્યારે દાખલ થયો, ત્યારે તે નક્કી સમજવું કે તાઇજ નશીબ જોરાવર છે. માટે અમારે તેમાંથી એક પાઇ સરખી પણ ખપે નહીં, મેં તેને આગ્રહ ઘણો કર્યો પરંતુ તેણે કાંઇપણ લીધું નહીં, પછી છેવટે ઇનામ તરીકે કાંઇક રકમ ઘણી આજીજી કરીને આપી ત્યારે લીધી.

મેં વિચાર કર્યો કે આવા પણ પ્રમાણિક માણસો દુનિયાની અંદર વસે છે; તેમણે મારો માલ સાચવી રાખ્યો એટલુંજ નહીં પરંતુ તેમાં વધારો કરી પાછો મને સોંપ્યો અને મેં જે કાંઇ આપવા માંડયું તે લીધું પણ નહીં તો હવે આ ઉપકારનો બદલો શી રીતે વાળી શકાય ?

ત્યાર પછી અમોએ અમારો માલ વેચી ત્યાંથી બીજો માલ ભર્યો જેમાં ઘણો નફો મળ્યો અને ત્યાર પછી અમોએ બસરા બંદર તરફ ચાલવા માંડયું, રસ્તામાં દરિઆનાં અનેક પ્રકારનાં કૌતુક જોતા જોતા અમો ચાલ્યા. હું મને પોતાને ફરીથી જન્મ મળ્યો એમ માનવા લાગ્યો, અને જ્યારે જ્યારે મારા વીતકની વાત સાંભળતી ત્યારે મારી આંખમાંથી આંસુ આવી જતાં, અને હવે ફરીથી કોઇ દિવસ પણ નીકળવું નહીં એમ થતું હતું. વળી મારા પેલા સોબતીઓ સઘળા મરી ગયા અને હું બચ્યો તેથી ખુદાતાલાનો હું ઘણોજ ઉપકાર માની ખરા અંતઃકરણથી તેની બંદગી કરતો હતો આ પ્રમાણે અમારૂ વહાણ બસરા બંદર આવી પહોંચ્યું.

બસરા પહોંચ્યા પછી અમોએ અમારો માલ સઘળો વેચી નાંખ્યો તેના મને એટલા પૈસા ઉપજ્યા કે, મારી જીંદગીમાં તો શું પણ ત્રણ પેઢી સુધી બેઠાં બેઠાં ખાય તો પણ ખુટે નહીં, તે સઘળું લઇ બગદાદ આવ્યો. હું અતિશે આફતોમાંથી જીવતો આવ્યો તેની ખુશાલી બતાવવા, તથા ખુદાતાલાનો ઉપકાર માનવા મેં ગરીબ ગરબાંને દાન આપવા માંડયું, અને જે જે દુઃખી લોક મારા જોવામાં આવ્યા તેમને મારાથી બનતી મદદ કરવા માંડી, હું સમજતો હતો કે જો કદાપી મુસાફરીમાં મારો અંત આવ્યો હોત તો મારે આ શા કામનું હતું, તેથી મેં મારા હાથે પૈસા સારા માર્ગે ખરચવામાં કસર રાખી નહીં. અને મારૂં નામ દેશોદેશ પ્રસિદ્ધ થયું.

ત્યાર પછી તો મેં મોજમજા ભોગવવાનો જ નિશ્ચય કર્યો, એમ કહી તેણે નોકરને હમેશની માફક હુકમ કર્યો કે, આ હીનબાદને સો રૂપીઆ આપો તે પ્રમાણે તેણે એક રકેબીમાં સો રૂપીઆ લાવી મારી આગળ મુકયા. પછી ખાવાનું આવ્યું. તે અમે સઘળા બેઠકવાળાઓએ ખાધું. સીનબાદ ખલાસીની આ ત્રીજી મુસાફરીની વાત સાંભળી તથા તેના ઉપર પડેલા દુઃખથી સઘળાઓનાં મનપર એવી અસર થઇ કે લોભ જેવી બુરી ચીજ બીજી કોઇ નથી. બે વાર આટલું દુઃખ વેઠયું તો પણ ત્રીજીવાર જવાનું મન થયું અને હજી તો ચોથી મુસાફરીની વાત કાલરોજ કહેવા કહ્યું છે તો શું ? હજી પણ તેનો લોભ નહીં મટયો કે ચોથીવાર ગયો હશે ? એમ વાત કરતા કરતા હીનબાદ તથા સઘળા ખલાસીઓ છુટા પડયા. અને પોત પોતાને ઘેર ગયા.

## સીનબાદ ખલાસીની ચોથી સફર.

ચોથા દિવસે પણ હીનબાદ હંમેશની માફક પોતાના સ્થાને આવી બેઠો ત્યારે ખાણું લીધા પછી તેણે પોતાની વાત શરૂ કરી; અને બોલ્યો ભાઇઓ ? આ ત્રીજી સફર કર્યા પછી મેં કેટલાક દિવસ મોજ મજા ભોગવી પરંતુ એમ બેશી રહેવાથી મને કાંઈ ચેન પડ્યું નહીં, અને ફરીથી મુસાફરી કરવાનો વિચાર કર્યો. અને આ વખતે તો ઇરાની અખાતને રસ્તે જવું એમ વિચાર કર્યો, હું કેટલાંક શેહેરોમાં ફરી માલ લઈ આવ્યો. આ વખતે હંમેશાંના કરતાં મારા ઘરનો ઠાઠમાઠ વધી ગયો હતો તેથી મારા ઘરનો કારભાર ચલાવવા સારૂ એક સારો વિશ્વાસુ અને પ્રમાણિક માણસ રાખ્યો અને બીજું ઘરનું કામકાજ કરવા સારૂ તેના હાથ નીચે કેટલાંક માણસ આપ્યાં એમ બંદોબસ્ત કરી. હું માલ લઇ વહાણમાં બેઠો. અને દરિયાઇ માર્ગે વહાણ હંકાર્યું થોડેક છેટે ગયા અને એકદમ વાવાઝોડું થયું. અને

અમારા વહાણને ડોલાવવા લાગ્યું, અમારા ક્રમાને વહાણના સઢો ઉતારી નાંખવા માંડયા પરંતુ તે પેહેલાં તો સઢના ફાટીને કકડા થઇ ગયા, અને વહાણ આડે રસ્તે એવું તો સપાટાબંધ ચાલ્યું કે થોડી વારમાં ઘણેજ દુર ગયું અને ખડકની સાથે અથડાઇ ભાગી ગયું અને થોડીવારમાં તે વહાણનો સઘળો સામાન તળીએ જઇ બેઠો. અમો વહાણમાંથી કુદી પડયા અને તરવા મંડયા પરંતુ કોઇએ દરિયો તર્યો સાંભળ્યો નથી. તેવી રીતે અમારામાંનાં ઘણાં માણસોએ દરિઆમાં વાસો કર્યો હું પણ ડુબવાની તૈયારીમાં હતો એટલામાં મારા હાથમાં ભાગેલા વહાણનું પાટીઉં આવ્યું તેને વળગી પડયો અને તેવી રીતે બીજા પણ કેટલાક માણસોના હાથમાં સાધન આવ્યું તેથી અમને તરવામાં મદદ મળી અને તેથી અમો પેલા ખડકના કિનારે જઇ પહોંચ્યા. અમો તે ખડક ઉપર ગયા તો કેટલાંક ઝાડ ઉપર ફળ લાગેલાં હતાં અમોએ તે ફળ ખાઇ કેટલીક ભૂખ મટાડી.

ત્યાર પછી એક ઝાડ નીચે બેઠા. અમોને તરતાં તરતાં એટલો થાક લાગ્યો હતો અને અમારા હાથ પગ એવા ભરાઇ ગયા હતા કે અમારાથી ઉભું થઈ શકાયું નહીં, તેથી અમો ત્યાંના ત્યાં ઉંઘી ગયા અને એવા ઉંઘ્યા કે આખી રાત જતી રહી પણ અમોને કાંઇપણ ખબર પડી નહીં. અમો સવાર થયું અને જ્યારે ઉઠયા ત્યારે અમારી નજરે કેટલાંક ઝુંપડાં પડયાં, ત્યારે અમોએ જાણ્યું કે આ ઠેકાણે કાંઇ વસ્તી જણાય છે ખરી એમ ધારી અમો તે તરફ ચાલ્યા. અમોને ત્યાં પહોંચવાને થોડી વાર હતી એટલામાં સંખ્યાબંધ કાળા માણસો આવ્યાં અને અમારા દરેકની પાછળ પાંચ પાંચ માણસો ફરી વળી ઘેરી લીધા, અને અમોને કેદીની માફક પકડયા. તેઓ અમોને એક ઝુંપડામાં લઈ ગયા ત્યાં ગયા પછી એક જાતના ઝાડનાં પાંદડાં અમારી આગળ લાવી મુકયાં અને તે ખાવા માટે અમોને કહ્યું, અમોને ભૂખ એવી લાગી હતી કે મારા સિવાય બીજા બધા મારા સોબતીઓ તે ઝાડનાં પાંદડાં ( પાલો ) ખાઇ ગયા; અને થોડીકવારમાં તે ગાંડા થઇ ગયા મેં તે પાલો ચાખ્યો નહીં, તેનું કારણ એકે મને પેહેલેથી વેહેમ પડયો કારણ કે આ લોકો બંદીવાન બનાવી અમને લાવ્યા છે. તેથી તેમનો ઇરાદો તો સારો નથી. એવી પક્કી ખાતરી થઇ. અને તેથી અમને મારી નાખવાને માટે તેઓ આ ઉપાય કરતા હશે એમ મને લાગ્યું તેથી મેં તે બીલકુલ ખાધો નહીં થોડીવાર પછી તેઓ રાંધેલા ચોખામાં ખોપરેલ ભેગવી લાવ્યા અને તે ખાવા આપ્યા, તે લોકોને કાંઈ ભાન નહોતું તેથી તેમણે તે પુષ્કળ ખાધા. મારે ખાવાની મરજી નહોતી પણ મને તેમણે પરાણે ખવડાવ્યા.

આ લોકોને શી મતલબ હતી તે મેં મારા મનથી વિચારતાં મને જણાયું કે આ જંગલી માણસો માણસનો આહાર કરનારા છે, અને જેમ માણસ પુષ્ટ હોય તેમ સ્વાદ સારો લાગે, તેથી તેમને પુષ્ટ કરવાને માટે પ્રથમ તેમને ગાંડા બનાવ્યા, ગાંડા થવાથી તેઓને ખાવાનું ભાન રહે નહીં, જ્યારે ખાવાનું ભાન રહે નહીં ત્યારે તેઓ ઘણું ખાઇ જાય. તેથી પુષ્ટ થવાય. અને વળી ભાત તથા ખોપરેલ ખાવાથી શરીર ઘણું પુષ્ટ થાય. એવા વિચારથી તેમણે આ વર્તણું. ચલાવી હતી, તેથી મને ખબર પડી ગઇ અને ચેતી ગયો તેથી મેં તેમનું ખાણું તથા પાલો કશું ખાધું નહીં, અમારા સોબતીઓને પેલા જંગલી લોકો રોજ તે પાલો ખવરાવવા લાગ્યા અને ઉપર ભાત ખોપરેલ, તેમજ સારાં સારાં પકવાન્ન અને મીઠાઇઓ ખવરાવવા લાગ્યા. આ પ્રમાણે કરવાથી થોડા દિવસમાં બધા માણસો સારી રીતે પુષ્ટ થયા જ્યાં પુષ્ટ થયા કે પેલા લોકોએ તેમનો આહાર કરવાની નિર્દય ઇચ્છા પાર પડી. હું તો ધાસ્તીમાંને ધાસ્તીમાં એવો સુકાઇ ગયો કે મારા શરીરમાં ફક્ત હાડકાં રહ્યાં હતાં. હું ખાઈ પણ શકતો નહીં તેમજ મને રાત્રે ઉંઘ પણ આવતી નહોતી. તે માણસોએ મને મારવાનો વિચાર તો કર્યો, પરંતુ મારૂં શરીર સુકાયેલું જોઇ છોડી દીધો, અને ફરવા હરવાની છુટ આપી કે જેથી મારા મનમાંથી ધાસ્તી જતી રહે અને શરીર સારૂં થાય, તો આપણા કામમાં આવે એવી આશાથી તેમણે મને કાંઇ પણ ધાસ્તી બતાવી નહીં, પરંતુ હું તે સઘળું સમજતો હતો. તેઓએ મને એટલી બધી છુટ આપી કે હું ગમે ત્યાં ફરૂં તેની કાંઈપણ દરકાર તેઓ રાખતા ન હતા. તેઓ એમ જાણતા હતા કે અહીંથી કયાં જવાનો છે. હું પણ તેમને વેહેમ ન પડે તેમ મારી ઇચ્છા પાર પાડવામાં મચ્યો હતો અને ત્યાંથી લાગ આવે નાશી જવાની રાહ જોતો હતો.

આ લોકો કોઇ કોઇ દહાડો ફરવા જતા તે રાતે પોતાના મકાનપર આવતા નહીં અને તે હમેશાં ત્રીજે ચોથે દિવસે જતા, એક દિવસ તે એવી રીતે જવાના હતા તેજ દિવસે હું નાસવાને માટે તૈયાર થઈ તેમને જવાની રાહા જોતો બેઠો, જ્યારે તેઓ નીકળ્યા ત્યારે મેં નાસવા માંડયું, અને નાસતાં એક ઘરડા જંગલીએ જોયો તેણે મને પકડયો, પણ તેના હાથમાંથી છોડાવી હું નાઠો, પેલા બીજા લોકો ત્યાંથી ગએલા હતા તેથી મને હિમ્મત હતી મેં કાંઇ પણ ખાધા પીધા સિવાય દહાડો અને રાત ચાલ્યાં કીધું. કારણ કે પાછળ પેલા લોકોની ધાસ્તી હતી રસ્તામાં જો કોઇ ઠેકાણે ફળફળાદિ મળે તો ખાઇને આગળ ચાલતો. આવી રીતે સાત દિવસ સુધી મેં ચાલ્યાં કર્યું સાત દિવસે દરિઓ દેખાવા લાગ્યો અને કિનારાથી થોડેક દૂર કેટલાંક ગોરાં માણસ મારા જોવામાં આવ્યાં ત્યાં વળી મને કાંઇ ધાસ્તી લાગી કે રખેને વળી મારા ઉપર કાંઇ આફત આવે હું તેમનાથી પણ દુર નાસ્તો હતો ત્યારે તેમાંના એક જણે મને બોલાવ્યો. હું ત્યાં ગયો તો તે માણસો કંઇક વીણતાં હતાં, આ માણસો પરદેશી વેપારીઓ હતા, અને આ ઠેકાણે મરી પુષ્કળ થતાં હતાં તેથી તેઓ મરી વીણવા સારૂ આવ્યા હતા, હું આ માણસોને જોઇ ખુશી થયો, હું તેમની પાસે ગયો ત્યારે તેઓ મને મીઠા શબ્દોથી પૂછવા લાગ્યા કે તમે કોણ છો અને કયાંથી આવ્યા, આ બેટમાં અહીંથી ઘણે દુર જંગલી માણસો રહે છે, તે માણસનો ભક્ષ કરી જાય છે.'

મેં કહ્યું ભાઇ હું તે લોકોની પાસે ફસાયો હતો, મારી સાથેના સઘળા માણસો તે લોકોનો ખોરાક થઇ પડયા, અને હું ખુદાની મેહેરબાનીથી બચી ગયો છું. પછી મેં તેમને મારી સઘળી વીતેલી વાત કહી સંભળાવી. તેઓ બોલવા લાગ્યા કે તમો ત્યાંથી નાશી આવ્યા અને બચ્યા એ ખરેખર નવાઇની વાત છે.

તેઓને પોતાને જોઇતો માલ એકઠો થઈ ગયો હતો, તેથી બીજે દિવસે જવાના હતા. હું તે દિવસે તેમની સાથે રહ્યો. બીજે દિવસ થયો એટલે સવારમાં તે સઘળા તૈયાર થયા. હું પણ તેમની સાથે તૈયાર થયો, તેમણે મને પોતાની સાથે લીધો અને વહાણ હંકાર્યું. થોડા દિવસમાં તે વહાણ પેલા લોકોના વતનમાં પહોંચ્યું, સૌએ વહાણમાંથી પોતપોતાનો માલ ઉતરાવ્યો. પછી મને સાથે લઇ તે શેહેરના રાજા પાસે ગયા, અને રાજાને મારી ઓળખાણ પાડી; ત્યાર પછી રાજાએ મને પૂછયું કે તમો કયાંથી આવ્યા છો, અને શી હકીકત છે. તે સઘળી વિગતવાર કહો. પછી મેં મારી હકીકત વિસ્તાર પૂર્વક કહી સંભળાવી. આ જોઇ રાજા ઘણો અજાયબ થયો, તેમ મારા ઉપર દયા લાવવા લાગ્યો. તરતજ પોતાના નોકરને બોલાવી હુકમ કર્યો કે આ માણસને એક સારો કિમતી પોશાક અને રહેવાને માટે મકાન આપો તથા તેને જે જે સામાન જોઇએ તે સઘળો પૂરો પાડો. આ સાંભળી નોકર તરત ત્યાંથી ગયો, અને હુકમ પ્રમાણે મારી સઘળી બરદાસ કરી.

રાજા તરફથી મારી ઘણી ખાત્રી થવા લાગી. મારી સેવામાં કેટલાંક માણસો મૂક્યાં તથા રાજા પોતે પણ મારા ઉપર સારો પ્રેમ રાખવા લાગ્યો હું હમેશાં ત્યાં રહેતો, રાજા તરફથી પણ સારૂ માન મળતું તથા ખાવાનો બંદોબસ્ત પણ રાજા તરફથી કરવામાં આવ્યો, આવી રીતે હું ત્યાં એશઆરામ ભોગવવા લાગ્યો, અને મારા ઉપર પડેલું દુઃખ વિસરવા લાગ્યું; રાજાના મારા ઉપર ચારે હાથ હતા. તેથી લોકો પણ મારા દબાયલા રહેતા. અને સારૂ માન આપતા. થોડા દિવસમાં તો આખા શેહેરમાં સૌ મને ઓળખવા લાગ્યું, આટલા સુખમાં હું મારૂં વતન તથા ઘરબાર ભૂલી ગયો નહોતો.

મારે અહીં કાંઈ કામ ધંધો હતો નહીં તેથી હું ઘણી વખત સારા સારા ઉમરાવોને ત્યાં બેસતો. અને મોટા મોટા લોક સાથે મારે સંપૂર્ણ પ્રીતી થઇ આ દેશમાં ઘોડા ઉપર બેસવાનો રિવાજ ઉઘાડી પીઠે તથા લગામ વગર હતો. તમામ લોકો એવી રીતે બેસતા, રાજાના ઘોડાઓ ઉપર પણ સામાન મળે નહીં, આવી રીતે જ્યારે મેં જોયું, ત્યારે લોકોને પુછવા લાગ્યો કે આ દેશમાં આવો રિવાજ કેમ હશે. ત્યારે સૌ એમ કેહેવા લાગ્યા કે અમારા દેશમાં મૂળથી આવોજ રીવાજ છે. એક દિવસ મેં રાજાને પૂછયું, તો પણ એવોજ જવાબ મળ્યો.

ત્યાર પછી એક દિવસ મેં સરસ ખોગીર બનાવરાવ્યું અને તેના ઉપર ચામડું મઢાવી તેના

ઉપર કેટલીક કારીગરી કરી રાજા પાસે લઈ ગયો, રાજા બોલ્યો કે આ શું છે ? મેં કહ્યુ કે અમારા દેશમાં ઘોડા ઉપર આવો સામાન નાંખી બેસવાનો રિવાજ છે. રાજા આ જોઇને ઘણોજ અજાયબ થયો, કે આતો અમો સ્વમામાં પણ જાણતા નહોતા. અમોને તમો આ ઘોડા ઉપર નાંખી બતાવો. પછી મેં રાજાનો એક ઘોડો મંગાવી તેના ઉપર નાખી આપ્યું. અને લગામ ચડાવી. ત્યાર પછી રાજા ઘોડા ઉપર બેઠો, તો તેથી તેને એવું તો સુખ પડયું કે રાજા મારા ઉપર ખુશ ખુશ થઇ ગયોઃ અને મારાં વખાણ કરી વારંવાર ઉપકાર માનવા લાગ્યો. ત્યાર પછી રાજાએ કહ્યું કે મારા જેટલા ઘોડા છે. તે દરેકને માટે આવો સામાન તૈયાર કરાવો. મેં કહ્યું આપ જેટલા કહો તેટલા કરી આપું પછી મેં રાજાના દરેક ઘોડા સારૂ તેવો સામાન બનાવ્યો. જ્યારે પુરો થયો. ત્યારે રાજાએ મને પુષ્કળ ભેટ આપી; અને પછી તો ગામમાં જેટલા ઘોડા વાળાઓ હતા. તે સઘળા મારી પાસ આવી કહેવા લાગ્યા. કે ભાઇ અમને પણ એવો સામાન તૈયાર કરી આપો. અમો તમારો ઉપકાર ભુલીશું નહીં અને આજે કાંઇ જુજ ભેટ આપીએ તે સ્વીકારો એમ બોલી બોલી મને સેંકડો રૂપીઆની ભેટ આપવા લાગ્યા, મેં આખા શેહેરમાં જેટલા ઘોડા હતા. તે સઘળાને સામાન બનાવી આપ્યો, અને તેથી મારી પાસે એટલી દોલત ભેગી થઇ કે હું તેની ગણુતરી પણ કરી શક્યો નહીં, અને તેની સાથે મારી પ્રખ્યાતી પણ શેહેરમાં એટલી થઇ, અને લોકો મારા ઉપર ઘણોજ પ્રેમ રાખવા લાગ્યા, રાજા તો મારા ઉપર એટલો પ્રસન્ન થયો કે એક દિવસ પણ જો મારો મેળાપ ન થાય તો રાજાને ચેન પડે નહીં-હું હમેશ રાજાની મુલાકાત લેતો.

રાજા એક દિવસ મને કહેવા લાગ્યો, કે સીનબાદ ! હવે તારે અહીંજ રહેવું. અને રોજ મારી પાસે આવવું, પરંતુ તું એકલો છે. માટે અહીંઆં લગ્ન કરે તો ઠીક, જો તારી મરજી હોય તો હું તને સારા કુટુંબની કન્યા અપાવું, મારી તો મરજી એવીજ છે. કે તને જરૂર પરણાવવોજ-તો તો તે બાબત મને આશા છે કે તું ના કહીશ નહિં. મેં કહ્યું સાહેબ ! મારી મરજી કદાપ નહોય તો પણ આપજો મને હુકમ કરો તો તે કર્યો વગર કેમ ચાલે આ બાબતમાં જો આપનો આગ્રહ છે તો આપનો હુકમ માથે ચડાવવાને તૈયાર છું.

ત્યાર પછી રાજાએ કોઇ સારા ખાનદાન કુટુંબ વાળા માણસને બોલાવી મારા સારૂં કન્યાની માગણી કરી, રાજાની માગણીથી પેલો માણસ ના કહી શક્યો નહી. અને મને તેણે કન્યા પરણાવી, રાજા બોલ્યો કે સીનબાદ ! હવે તું સુખેથી અહીં રહે. અને તેટલાજ સારૂજ મેં તને અહીં પરણાવ્યો છે, કે તેથી તું ટકીને રહી શકે પરણ્યા પછી હું મારા સસરાના ઘરમાંજ રહેવા લાગ્યો.

અહીંઆં હું મોજ મજા ભોગવતો હતો. પરંતુ મને મારા વતનમાં જવાનો ઘણો વિચાર મનમાં થયાં કરતો હતો. અહીંઆં રાજાનું મન મને બીલકુલ ખસવા દેવાનું નહોતું, તો મારે શીરીતે જવું. તેનો વિચાર મારા મનમાં રાત દિવસ થયા કરતો હતો, મેં ચોકસ ઠરાવ કર્યો કે ગમે તે રીતે જવું તો ખરૂંજ. એવો કોણ માણસ હોય, કે જેને પોતાનું વતન સાંભરે નહીં, જે ભુમિમાં મોટા થયા જે ભૂમિમાં નાનપણથી અનેક પ્રકારની રમતો રમ્યા. વળી જે ભૂમિમાં માબાપે અતીશે લાડ લડાવ્યાં, તે ભુમિને કોણ કૃતઘ્ન માણસ પોતાની સારી સ્થિતિમાં ભૂલી જાય. તેવી રીતે મને પણ મારી જન્મ ભુમી ઉપરા ઉપરી યાદ આવવા લાગી અને નાશી જવાની તક જોવા લાગ્યો.

એક દિવસ મારો પાડોશી જે અતીશે સ્નેહી હતો, તેની સ્ત્રી કાંઇ દુઃખથી મરણ પામી ત્યારે મારો સ્નેહી ઘણોજ શોક કરી રોવા લાગ્યો મેં આ વાત જાણી ત્યારે હું તેની પાસે ગયો. અને હિમત આપવા લાગ્યો કે ભાઈ આવા નરમ હૈયાનો કેમ થાય છે ? આપણા નશીબમાં જે સુખ દુઃખ લખ્યું હોય તે ભોગવવુંજ પડે માટે કાંઇ અફસોસ કરવો નહિ. આપણે જીવતા છીએ તો સૌ સારાં વાનાં થશે. "શિરસલામત તો પઘડી બોહોતેરી" આપણ હયાત તો સ્ત્રીઓ કેટલી ? માટે તું કાંઇ ચિંતા કરીશ નહીં, ત્યારે તે બોલ્યો કે ભાઈ તું કહે છે તે વાત ખરી છે, પણ તેમાંનું કશું કામમાં આવે એવું નથી, કારણ કે હું પણ હવે બે કલાક જીવવાનો છું. હું તેના દુઃખને નથી રોતો પણ મારા દુઃખને રોઉં છું. મેં કહ્યું કેમ તને શું થયું છે ? તારૂં શરીર જોતાં કોઇ પ્રકારનો રોગ દેખાતો નથી કે તું

મરી જાય. તે બોલ્યો તું અમારા દેશનો રિવાજ જાણતો નથી. એ રિવાજ એ મોટો રોગ છે, ત્યારે મેં તેને કહ્યુ કે તું કહે છે. એમાં મને કાંઇ સમજણ પડતી નથી. પછી તે બોલ્યો કે અમારા દેશમાં એવો રિવાજ છે કે, જે પુરૂષની સ્ત્રી મરી જાય તે પુરૂષને પણ સ્ત્રીની સાથે જીવતો દાટી દેવો અને પુરૂષ મરી જાય તો તેની સાથે સ્ત્રીને દાટી દેવી, તેથી હવે એક કલાક પછી આ સ્ત્રીની સાથે મને દાટશે, તે ચિંતાથી હું શોક કરૂં છું.

આ સાંભળીને હું તો સ્તબ્ધજ થઇ ગયો કે અરે ખુદા આ રિવાજ મેં મારી આટલી ઉમ્મર થઈ પણ કોઇ ઠેકાણે જોયો નથી. તેમ કોઇના મુખે સાંભળ્યો પણ નથી, આ કેવો ક્રુર અને જંગલી રિવાજ હશે, શું આ સંબંધી બાદશાહ પણ છુટ આપતા હશે, હું રાજા પાસે ગયો અને કહેવા લાગ્યો હે મહારાજ ? શું આ લોકો કહે છે. તેવો જંગલી અને ક્રુર રિવાજ આપના મુલકમાં છે ? રાજા બોલ્યો કે ભાઈ શું કરીએ અમારા દેશમાં મુળથીજ આ રિવાજ છે હવે તેમાં ફેરફાર થઇ શકે તેમ નથી મારા સુધાંત સઘળા લોકો તેમ કરે છે. આ સાંભળી મારે શી યુક્તિ કરવી તેની કાંઇ મને સુજ પડી નહીં, મેં કહ્યું મહારાજ આવો ક્રુર રિવાજ તો બંધ કરો તો બહુ સારૂ રાજા બોલ્યો ભાઇ ! તે બધું મિથ્યા છે. કારણ કે મારા વંશપરાથી જે રિવાજ ચાલ્યો આવે છે. તેમાં મારાથી ફેરફાર થઇ શકે નહીં, મેં રાજાને ઘણો આગ્રહ કર્યો. પરંતુ રાજા કહેવા લાગ્યો ભાઈ ! તે બાબત તું જેટલો પ્રયત્ન કરે તે તે સઘળો વૃથા છે. માટે હવે તું આગ્રહ છોડી દે, પછી મેં રાજાને પુછ્યું કે આ રીતે કોઇને ન વર્તવું હોય તો કેમ ? રાજાએ કહ્યું કે તેવી રીતે વર્ત્યા વગર ચાલેજ નહીં. જો કદાપી તેમ કરવા કોઈ ના પાડે તો તેને બીજા લોકો બાંધી રૂંધીને લઇ જાય, મારે પણ જો મારી રાણી મરી જાય તો જોડે દટાવું જ પડે તેમાં ચાલેજ નહીં. પછી મેં પૂછ્યું કે કદાપી કોઇ પરદેશથી આવેલો હોય તો તેનું કેમ ? રાજા બોલ્યો તું જે મતલબથી પૂછે છે તે હું સમજી ગયો છું; પરદેશથી આવેલો માણસ હોય પણ જો તેણે અહીં લગ્ન કર્યું હોય તો તેને પણ તે રિવાજ લાગુ પડે, તું અહીં પરણ્યો છે અને કદાપિ જો તારી સ્ત્રી મરી જાય તો તારી પણ એ દશા.

આ સાંભળી હું તો ઘણોજ દિલગીર થયો કે અહીંઆં રહેવાથી કોઇ દિવસ ભુંડા હવાલે મોત થશે માટે જેમ બને તેમ યુક્તિ કરીને અહીંથી નાસવું જોઇએ. આમ વિચાર કરતો પાછો પેલા પાડોસી પાસે આવ્યો. એટલામાં તો તેની બાઇડીને સારામાં સારાં ઘરેણાં ગાંઠાં તથા લુગડાં લત્તાં પેહેરાવી જેવી રીતે વરઘોડામાં જવું હોય તેવી રીતે તેને શણગારી અને એક ડોળીમાં બેસારી તેને લઇ ચાલ્યા. અને એક પહાડ હતો તેના ઉપર લઇ ગયા. સઘળાં મડદાં તે પાહાડ ઉપર જઇ નીચે નાંખી દેવામાં આવતાં જ્યાં નાંખવામાં આવતાં તે જગ્યાએ એક મોટી ડુંગરની ખીણ હતી તે ખીણ દરીઆની તળેટી સુધી ઉંડી હતી. તે પાહાડ ઉપરથી નાંખી દેવાને એક દાદર જેવું બાખું હતું તેના ઉપર એક પથ્થર શિલા ઢંકાતી આ સ્ત્રીને ત્યાં લઇ જઇ પેલી શિલા સઘળા લોકોએ મળી ઉપાડી, અને તે સ્ત્રીને દાગીના તથા પોશાક સાથે અંદર નાંખી દેવામાં આવી આ વખતે હું જોડેજ હતો તે સ્ત્રીને નાંખી દીધા પછી પેલા પુરૂષ પાસે આવ્યા અને તેને પણ તેવી રીતે ડોળીમાં બેસાડી તે ઠેકાણે નાંખી દીવામાં આવ્યો, મને તો આ જોઇને એટલો ત્રાસ અને કમકમાટ ઉપજ્યો કે હું તે જગ્યાએ થરથર ધ્રુજવા લાગ્યો. તે લોકોને તો કાંઈ પણ વધારે શોક થતો હોય એમ મને લાગ્યું નહીં.

આ જંગલી રિવાજથી દિવસે દિવસે સુકાવા લાગ્યો, અને મને એમજ ધાસ્તી પેઠી કે રખેને મારી પણ કોઇ દિવસ આ દશા થાય, જો મારી સ્ત્રીને કોઈ દહાડો કંઈ પણ દુઃખ થાય તો મારો જીવ ઉડી જતો, હવે આ ઠેકાણેથી કેવી રીતે છુટવું તેનો કાંઇ પણ ઉપાય સુઝ્યો નહીં. હમેશાં ખુદાનું ભજન કરતો બેઠો, મનમાં એમજ સ્મરણ થયા કરે કે રખેને મારી સ્ત્રી મરી જાય આવીને આવી ચિંતામાં રાત દિવસ રહેવા લાગ્યો. કાંઇ પણ ચેન પડે નહીં, રાજા મને ઘણી વખત પૂછે કે કેમ ચિંતામાં છે. ત્યારે આ રિવાજ વિષે તેને ઘણું ઘણું કહેતો—પણ જ્યાં સઘળી પ્રજા અને રાજાના એક વિચાર હોય ત્યાં મારૂં શું ચાલે. ત્યાર પછી એક દિવસ મારી સ્ત્રી માંદી પડી, તે વખતે મારો જીવ ઉડી ગયો. મેં

ઘણા ઘણા વૈદ અને હકીમ કરવા માંડયા. પણ તેને આરામ થયો નહીં અને મંદવાડ વધતો ગયો. તેનું શરીર દિવસે દિવસે ગળવા લાગ્યું. અને ધાસ્તીને લીધે તેની જોડે મારૂં શરીર પણ સુકાવા લાગ્યું. આ વખતે રાજા હમેશ મારે ત્યાં ખબર જોવા આવતો તેમ આખા શહેરમાં પણ મારા માટે લોકોને અતિશે લાગણી થવા લાગી. મને લોકો દિલાસો આપવા લાગ્યાં, રાજા પણ ઘણો દિલગીર થવા લાગ્યો છેવટે કોઇ ઉપાય તેને લાગુ પડયો નહીં અને મારી સ્ત્રી મરી ગઈ. હવે હું દારૂણ શોક કરવા લાગ્યો કે અરેરે ! હવે મારે પણ પેલી કમકમાટ ભરેલી ખાઇમાં પડવું પડશે, હું પોકેપોકે રડવા લાગ્યો. મારી પ્રખ્યાતીને લીધે સઘળા લોકો સ્મશાન જવાને માટે આવી હાજર થયા. રાજા પણ મારી છેલ્લી મુલકાત કરવાસારૂ પોતાના કુટુંબ સાથે ત્યાં આવી ઉભો જ્યારે રાજા આવીને ત્યાં ઉભો રહ્યો. એટલે આખા શહેરમાં જે કોઇ ઘેર હતું તે સઘળું ત્યાં આવી હાજર થયું આ બધાને સાધારણ રીતે લાગણી થાય. પરંતુ મારા અંતરનું સગું ત્યાં કોઈ નહોતું જ્યારે સૌ લોક હાજર થયું ત્યારે મારી સ્ત્રીને ઘરેણાં ગાંઠાં અને સારામાં સારાં લુગડાં પેહેરાવવામાં આવ્યાં. અને તેને ડોળીમાં બેસાડી લઇ ચાલ્યા તેના પાછળ હું માગી સાથે રાજા અને અમારા બન્નેની પાછળ આખું શેહેર સરઘસના આકારમાં ચાલ્યું આવતું હતું. અમો તે પાહાડ ઉપર જઈ બેઠા ત્યારે હું રાજાને અને સઘળા લોકોને કહેવા લાગ્યો કે સાહેબો હું પરદેશી માણસ છું હું તમારા રાજ્યનો રહેવાશી નથી. મારૂં વતન બગદાદ શેહેર છે, અમારા દેશોમાં આવા રિવાજ નથી. મારા દેશમાં મારી પાસે ઘણી દોલત છે તેમજ મારાં બૈરાં છોકરાં છે. માટે મારા ઉપર મેહેરબાની કરો અને મારાં બૈરાં છોકરાંની દયાને ખાતર મને છોડી દો તો ઘણું સારૂં આવી રીતે મને મારી નાંખવામાં તમને શો ફાયદો છે, એમ વારંવાર કહી મેં પોકેપોકે રડવા માંડયું, મેં જાણ્યું જે મારી આવી વર્ત્તણુકથી સૌને કાંઈ દયા આવશે. પરંતુ આટલું કહેવાથી તો તેઓ વધારે ઉતાવળ કરવા લાગ્યા અને પેલો પથ્થર ઉંચો કરી તરતજ મારી સ્ત્રીને ફેંકી દીધી, અને તે પછી મારા બોલવા તરફ કાંઈ પણ ધ્યાન નહીં આપતાં મને પણ ઉંચકીને ફેંકી દીધો અને ઉપર પેલો પથ્થર પાછો ઢાંકી દીધો.

પેલી ખાઇના તળીએ જેવી મારી ડોળી ગઇ કે તરતજ હું ઉભો થયો અને ત્યાં આગળ મડદાં પડેલાં હતાં. તેના ઉપર પડયો તેથી મારા શરીરને ઝાઝી ઇજા થઇ નહીં. પરંતુ ત્યાં : મડદાંની એટલી બધી દુર્ગંધ આવતી કે કંઇ કહી શકાય નહીં. મને અંદર નાંખતી વખતે ડોળી સાથે થોડું ખાવાનું તથા પાણીનું વાસણ બાંધવામાં આવ્યું હતું તે મેં છોડી દીધું. અને ત્યાંથી લગાર આઘો ગયો તે ઠેકાણે મડદાં નહોતાં, ત્યાં જઈ મેં થોડુંક ખાવાનું ખાધું અને પાણી પીધું હવે મારે શી રીતે કરવું. આ ખાઇમાંથી મેં કોઇ રીતે નીકળવાનો લાગ જોયો નહીં. આ ખાઇમાં કેટલાંક માણસ જીવતાં હતાં, પરંતુ તે મરવાની અણીપર હતાં. મારૂં ખાવાનું પહોચ્યું ત્યાં સુધી તો હું ત્યાં બેશી રહ્યા, પણ ખાવાનું ખુટયું ત્યારે શું કરવું, દુનીયામાં સૌથી બુરામાં બુરી ચીજ ભૂખ છે. માણસને ભૂખ લાગે ત્યારે પાપ પુન્ય કાંઇ ગણતું નથી દુકાળમાં ભૂખે મરતાં માણસ પોતાનાં છોકરાંને પણ વેચી ખાય છે. છોકરાં ભૂખ્યાં હોય અને માબાપ ખાવા મંડી પડે છે. આવી રીતે મેં પણ ભૂખને લીધે પાપનો આરંભ કરવાને બાકી રાખ્યું નહીં.

મેં વિચાર્યું કે જેટલાં મડદાં અહીં આવશે તે દરેકની સાથે એકેક જીવતું માણસ આવશે, અને તેમની સાથે ખાવાનું પણ હશે, તેથી જે માણસ જીવતું આવે તેને અહીં પડતાં ને પડતાં હાડકાંથી મારી નાંખવાનું અને તેની પાસેનો ખોરાક લઇ લેવો આવો નિશ્ચય કરી બેઠો, શેહેર મોટું હતું તેથી બે ત્રણ દિવસે એકાદ મડદું તો આવેને આવે, ત્યારે તેની સાથેના જીવતા માણસોને હું મારી નાંખતો અને તેની પાસેનો ખોરાક લઈ લેતો, આવી રીતે કેટલાંક માણસોનું મેં ખુન કરી મારો નિર્વાહ ચલાવ્યો હું તે વખતે પાપ પુણ્ય કાંઇ પણ ગણવાને રહ્યો નહીં અને ઘોર કર્મ કરી અંદર કેટલાક દિવસ રહ્યો.

આવી રીતે મને ત્યાં રહેતાં ઘણો કંટાળો ઉપજ્યો કે આવી દુર્ગંધમાં અને દુઃખમાં અહીં પડી રહેવું તેના કરતાં મરવું એ હજાર દરજજે સારૂં છે, આ ખાઇમાંથી કોઇ ઠેકાણે થઇ નીકળવાનો માર્ગ હાથ લાગતો નથી. છેવટે અહીંઆંજ આયુષ્ય પુરૂં થવાનું છે, એમ હું દરરોજ પસ્તાવો કરતાં અંદર પડી

રહેતો એક દિવસે વળી કોઇનું મડદું આવ્યું, ત્યારે ઉપરથી જે વખતે પથ્થર ઉચકયો તે વખતે અંદર અજવાળું આવ્યું ને અજવાળામાં મેં ચારે દીશા તરફ જોયું તો એક ઠેકાણે કંઇક ગુફા જેવું મારા જોવામાં આવ્યું, હું તેમાં પેઠો તો કોઇ ચાલતું હોય એવો મને આભાસ લાગ્યો તેમાં ઘોર અંધારૂં હતું તો પણ હાથ ફેરવી ફેરવી ચાલવા લાગ્યો, હું ઘણું ચાલ્યો પણ તેનો પાર આવ્યો નહીં. તો પણ મે હિમ્મત રાખી અને એમજ વિચાર્યું કે હવે મરવાની બીક રાખવી તે નકામી છે. કારણ કે મને જે દુ:ખ પડતું તે એવું હતું કે મરણનું દુ:ખ તેના આગળ કંઇ હિસાબમાં નહોતું,

હું જેમ જેમ આગળ ચાલ્યો તેમ તેમ રસ્તો કાંઇક ઠીક આવવા લાગ્યો, અને ઘણે દુર કંઇક અજવાળાનો આભાસ જણાવા લાગ્યો, તેથી મને હીંમત આવી અને ઉતાવળો ચાલ્યો કાંઇક બાખા જેવું માલમ પડયું. ત્યાંથી અજવાળું લગાર લગાર આવતું હતું. હું ત્યાંથી પણ આગળ ચાલ્યો તો એક ગુફાના દરવાજા જેવું આવ્યું. ત્યાં ગયો તો મને અજવાળું વધારે આવવા લાગ્યું અને દરીઆનાં મોજાંનો અવાજ મારા કાને પડવા લાગ્યો, મને હીંમત આવી અને આગળ ચાલ્યો તો ગુફાનોજ દરવાજો આવ્યો તેમાંથી બહાર નીકળ્યો તો દરિઆના કિનારા ઉપર આવી ઉભો રહ્યો.આ વખતે તે સીનબાદના જીવને કેટલો આનંદ થયો હશે, તેનો ખ્યાલ વાંચનારેજ કરવો જોઇએ. બહાર નીકળ્યા પછી મેં વિચાર કર્યો કે જે કબરસ્તાનમાંથી હું નીકળ્યો છું તેમાં હીરા અને મોતી વગેરે ઝવેરાતનો લાખો રૂપીઆનો માલ છે તે અહીંઆં શા કામનો છે, માટે ચાલ તેમાંનો જેટલો મારાથી લવાય તેટલો લઈ આવું એમ ધારી હું પાછો ગયો. અને મડદાંના શરીર ઉપર જે લાખો રૂપીઆના ઝવેરાતના દાગીના હતા તે ઉતારી લીધા અને તેની એક ગાંસડી બાંધી હું પાછો દરિઆ કિનારે આવ્યો, ત્યાં કોઇ વસ્તી નહોતી. આસપાસનાં ઝાડ ઉપરથી ફળ ફુલ લાવી કેટલાક દિવસ હું દરિઆ કિનારે પડી રહેવા લાગ્યો એવામાં એક વહાણ જતું મારી નજરે પડયું. મેં ઘણી બુમો પાડી પણ તે લોકોના સાંભળવામાં આવી નહીં ત્યારે મેં મારી પાઘડીનો છેડો લાંબો કરી ઇશારત કરી તે લોકોને મારી તરફ આવવા સમજાવ્યું ત્યારે તે લોકોએ મને લેવા માટે એક મછવો મારી તરફ મોકલ્યો તે મારી પાસે આવ્યો. તેમાંના ખલાસીઓએ મને કહ્યું કે તમારે આવવું હોય તો આ મછવામાં બેશી જાઓ. હું મારી ગાંસડી સાથે તે મછવામાં બેશી ગયો, અને પેલા વહાણપર જઇ પહોંચ્યો. તે વહાણના કપ્તાને મને પુછયું કે આવા ઉજ્જડ બેટમાં તમે કેમ આવ્યા હતા. મેં કહ્યું હું એક વહાણમાં બેશી વેપાર સારૂ જતો હતો તેવામાં અમારૂં વહાણ ભાગ્યું અને તેનાં પાટીઆં હાથમાં આવવાથી અમો કેટલાક બચ્યા અને તેમાંથી અમો એક બેટ ઉપર જઇ પહોચ્યા ત્યાં અમોને ઘણું દુ:ખ પડયું અને મારી સાથેના સઘળા સોબતીઓ મરણ પામ્યા ફક્ત એકલો હુંજ બચ્યો ત્યાંથી પણ હું બીજા બેટમાં ગયો ત્યાં મેં લગ્ન કીધું અને હું રહેતો હતો એવામાં મારી સ્ત્રી ત્યાં મરી ગઇ ત્યારે તે દેશના રિવાજ પ્રમાણે મને એક મોટા પર્વતની ખીણમાં તે સ્ત્રીની સાથે નાંખી દેવામાં આવ્યો ત્યાં એક ગુફા હાથમાં લાગતાં દરિઆ કિનારે આવી હું ઉભો રહ્યો. ત્યાંથી હું કેટલોક માલ મારી સાથે લાવ્યો છું આપે મારા ઉપર મોટો ઉપકાર કર્યો તેથી તે માલમાંથી હું જે કાંઇ થોડું ઘણું તમને આપું તે સ્વીકારો પણ તે લેવાની તેણે સાફ ના પાડી અમરાં વહાણ કેટલાક બેટ ઓળંગી કેલાના નામના ટાપુમાં આવ્યાં આ ટાપુમાંથી અમે સીસું, નેતર તથા કપુર વગેરે કેટલોક માલ લીધો. આ બેટ ઘણો રસાળ હતો તેથી ત્યાંના રાજાને પેદાશ સારી હતી. જોડેનો જેબલ્સ નામનો બેટ પણ રસાળ હતો, તેથી કેલાના ટાપુનો રાજા ઘણો દોલતવાળો હતો, તથા જોરાવર પણ હતો.

આ બંને બેટોના મધ્ય ભાગમાં વસનારાં માણસો જંગલી હતાં અને તેઓ માણસનું માંસ ખાતાં હતાં. આ શેહેર કિનારા ઉપર આવેલું હતું અમો ત્યાં ઉતર્યા અને અમારી પાસેનો માલ કેટલોક વેચ્યો તેમાં અમને ઘણો સારો નફો મળ્યો, તથા ત્યાંથી વળી કેટલોક માલ લીધો. એમ કરતા કરતા અમે કેટલાક બેટો ફરતા ફરતા બગદાદ આવી પહોચ્યા આ વખતે મારી પાસે એટલી બધી દોલત હતી કે ત્રણ સફરો કરતાં પણ વધી જાય હું ઘેર આવ્યો અને ખુદાતાલાની મેહેરબાનીનો ઉપકાર માનવા લાગ્યો, હું જે કમાઇ લાવ્યો તેમાંથી મેં ઘણા રૂપીઆ સારા માર્ગે વાપર્યા કેટલાંક ગરીબ ગરબાંને હમેશાં ખાવાનું

મળે તેવો બંદોબસ્ત કર્યો, મસીદો વગેરે સુધરાવવા ઘણા રૂપીઆ આપ્યા. જે માણુસો આબરૂદાર હોય અને આજીવિકાના દુઃખી હોય તેવા જે જે માણુસો મારા જાણુવામાં આવ્યા તે સઘળાને ગુપ્ત રીતે ખાવાનું અનાજ વગેરે સામાન તેમના ઘેર પહોંચતો કર્યો મારા સગાવાહાલામાં પણ જેઓ આજીવિકાના દુઃખી હતા તેમને સારી રીતે ધંધે વળગાડયા, આવી રીતે મેં મારો પૈસો સારા માર્ગે વાપરવામાં કસર રાખી નહીં, અને હું મારા ઘેર સુખશાંતિથી રહેવા લાગ્યો.

આટલું કહી સીનબાદ બોલ્યો કે આ મારી ચોથા વખતની મુસાફરીની સર્વે હકીકત કહી, એ સાંભળી સાંભળનારા સર્વે લોકો બોલ્યા કે ભાઈ આટલી હિંમ્મત અને દુઃખ વેઠી પૈસા લાવવા, એ કામ તો તમેજ કરી શકો. આવું દુઃખ વેઠી પૈસા લાવવાની વાત અમારી ઉમરમાં તો સાંભળી નથી, તમને ખરેખર ધન્યવાદ છે. ત્યાર પછી હમેશની માફક પેલા હીનબાદને સો રૂપીઆ મંગાવી આપ્યા. અને કહ્યું કે મારી પાંચમી સફરનો હેવાલ સાંભળવાને કાલે પાછા આવજો. ત્યાર પછી હીનબાદ અને બીજા સઘળા લોકો ત્યાંથી ઉઠી પોતપોતાના ઘર તરફ ચાલ્યા હીનબાદે ઘેર જઇ સઘળી હકીકત પોતાની સ્ત્રીને કહી અને રૂપીઆ સો તેના હાથમાં મુકયા, રોજ સો રૂપીઆ લાવતો જોઇ હીનબાદની સ્ત્રી વિચાર કરવા લાગી કે મારી આટલી ગરીબી અવસ્થામાં મારે રોજ સો રૂપીઆ આવે છે. તે ટકશે કે નહીં, મને તે વિષે વ્હેમ છે કારણકે આપણા નશીબમાં આટલું બધું હોય કયાંથી ? તેણે પોતાના પતીને આ વિચાર જણાવ્યો. ત્યારે તે બોલ્યો કે આપણે કયારે કોઇની ચોરી કરવા જઇએ છીએ કે અનીતિ કરીએ છીએ? તેમ છતાં જો ખુદા તાલાને લઇ જવું હશે, તો આપણે આપણો ધંધો નાશી ગયો છે, માટે તે બાબતની ચિંતા કરવી નહિ.

---

# સીનબાદ ખલાસીની પાંચમી મુસાફરીની હકીકત.

બીજે દિવસે હીનબાદ હમેશની માફક આવી હાજર થયો અને રાબેતા મુજબ ખાણું થઇ રહ્યા પછી સીનબાદે પોતાની પાંચમી મુસાફરીની વાર્તા શરૂ કરી:—

હું જયારે ચોથી સફર કરીને ઘેર આવ્યો, ત્યારે મારા મનમાં નિશ્ચય કર્યો હતો કે હવે મારે જવું નહીં પરંતુ જયારે સુખ આવે ત્યારે દુઃખના દિવસ અને દુઃખ ભુલી જવાય છે. તે પ્રમાણે મેં કેટલાક દિવસ સુધી તો જવાનો વિચાર કર્યો નહીં. પરંતુ જ્યારે તે દુઃખ વિસારે પડયાં ત્યારે હું જવાને પાછો તૈયાર થયો, અને માલ વોહોરવા માંડયો. આ વખત તો મેં ઘણો માલ લીધો. અને વહાણુ પણ મારા પોતાના પૈસાથી એક વેચાણ લીધું. તેના ખલાસી, કપ્તાન વગેરેને મેં મારો પોતાનો પગાર આપી રાખ્યા મારા વાહાણુમાં બીજા પણ વેપારીઓનો માલ મેં ભર્યો. અને વહાણુ હંકાર્યું.

અમો અમારા વાહાણુ સાથે એક બેટમાં જઈ પહોંચ્યા, અને ત્યાં લંગર કર્યું. હું તથા મારી સાથેના માણુસો તે બેટમાં ઉતર્યા. આ બેટ ઉજ્જડ અને વેરાન હતો, અમો કેટલેક દુર સુધી જોઇ આવ્યા પરંતુ કોઇ ઠેકાણે વસ્તી જોવામાં આવી નહીં. તેથી પાછા આવી દરિઆ કિનારે અમો ફરતા હતા. તે વખતે મારી સાથેના માણુસો કેટલાક આગળ નીકળી ગયા, ત્યાં એક રોક પક્ષીનું ઇંડું પડયું હતું તે એવું તો મોટું હતું કે જમીનથી ત્રીસ હાથ ઉચું હતું અને ઘેરાવો પણ તેના માપ પ્રમાણે ઘણો મોટો હતો. એ ઇંડામાંથી બચ્ચું બહાર નીકળવાની તૈયારીમાં હતું, એટલે તે ઇંડું ફુટી તેમાંથી તે બચ્ચાની ડોક બહાર નીકળતી હતી, તે વખતે તે માણુસોએ તેને ભાગી તે ઇંડાનો આહાર કરવા લાગ્યા. એવામાં હું જઇ પહોંચ્યો, મેં તેમને ઠપકો દીધો કે તમો આ શું ખોટું કામ કર્યું. આ પક્ષી એવું મોટું હોય છે કે મોટા મોટા હાથીઓને પોતાના પંજામાં લઇ ઉડે છે. જો તે ઇંડાનાં માબાપ આવશે. તો તમો જીવવાની આશા રાખશો નહીં. એમ વાતો કરતા કરતામાં તો આકાશમાં વાદળાં ચડી આવ્યાં હોય એવું દેખાયું, મેં ધારીને જોયું તો તે રોક પક્ષીના ઇંડાનાં માબાપ હતાં. મેં તે લોકોને કહ્યું કે જેમ તમારાથી નાસી

જવાય તેમ નાસી જાઓ અને વહાણપર જતા રહો. પેલા લોકો તરતજ ત્યાંથી નાઠા અને સૌ વહાણપર ચડી ગયા. તરતજ વહાણ હંકાર્યું. પેલાં પક્ષી પોતાના ઈંડા પાસે આવી જુએ છે, તો તેનો નાશ થએલો હતો. આ પંખીઓ એવું કલ્પાંત કરવા લાગ્યાં કે તમની જબરી ચીસોથી દરિઓ ઉછાળો મારવા લાગ્યો. અમે જાણ્યું કે નકી અમારૂ વહાણ ડુબી જશે, એટલામાં પેલાં પંખી ઉડી ગયાં, એટલે અમારા મનમાં ધાસ્તી જરા ઓછી થઈ, અને અમારૂં વહાણ ઝપાટા બંધ ચલાવ્યું પણ એટલામાં તો અંધકાર થઇ ગયો, અમો ફિકરમાં પડયા કે આ અંધકાર શાથી થયો. આકાશમાં જોઇએ છીએ, તો પેલાં રોક પક્ષી આવતાં હતાં. તેમણે પોતાના પગમાં પથ્થરની મોટી શિલાઓ રાખી હતી. તે એવડી તો મોટી હતી કે એક નાનું ગામડું તેના તળે ઢંકાઈ જાય. આ શિલાઓ જોઇ અમારા તો જીવ ઉડી ગયા અને ખુદાની બંદગી કરવા લાગ્યા. એવામાં તો તે પક્ષીએ અમારા વહાણ ઉપર બરાબર સીધી લીટીમાં રહી પોતાના પંજામાંથી શીલા મુકી દીધી અમારો કપ્તાન ઘણો હોંશીઆર હતો તેથી વહાણ તરત ફેરવી દીધું. અને તે શિલ્લા પાણીમાં પડી તે એટલા જોરથી પડીકે દરિઆનું પાણી અમારા વહાણની ટોચ સુધી ઉછળવા લાગ્યું અને વહાણમાં પાણી ભરાઈ ગયું એટલે બીજા પક્ષીએ, પાછી તેના પંજામાંની શિલા છોડી દીધી. તેથી અમારા વહાણના ચુરેચુરા થઇ ગયા. સઘળો સામાન દરિઆમાં ગયો, અને સઘળાં માણુસ દરિઆમાં ડુબી ગયાં. હું પણ દરિઆમાં પડયો પણ જીવતો રહ્યો. હું તરતો હતો તેવામાં મારા હાથમાં તે વહાણમાનું એક લાકડું આવ્યું તે પકડીને હું તરવા લાગ્યો. તરતો તરતો ચાલવા માંડયું થાક બહુ લાગ્યો હતો, પરંતુ પવન સારો હોવાથી એક બેટના કિનારા ઉપર જઈ પહોંચ્યો. મારો જીવ લગાર શાંત થયો. પરંતુ હાથ પગ બહુ થાકી ગયા હતા તે બેટના કિનારા ઉપર આરામ લેવા બેઠો અને પછી આગળ ચાલ્યો.

આગળ ચાલતાં આ બેટ ઘણો સુંદર દેખાવા લાગ્યો. હું તે ફરી ફરીને જોવા લાગ્યો, તેમાં કેટલાંક ફળનાં કેટલાંક ફુલનાં ઘણાં સરસ ઝાડ આવી રહ્યાં હતાં. હવા પણ ઘણી સરસ આવતી હતી. મેં ત્યાં જઇ કેટલાંક ફળ તોડી ખાધાં અને એક સુંદર ઝરામાં ચોખ્ખું પાણી હતું તે પીધું. પછી થોડીક વાર બેઠો અને તે વનની શોભા જોવા લાગ્યો, તરેહ તરેહનાં પંખી તથા પશુ નજરે આવતાં હતાં, એમ આખો દિવસ ફર્યો, છેવટે જ્યારે સૂર્યાસ્ત થયો. ત્યારે હું મારે સુઇ રહેવાની જગ્યા શોધવા લાગ્યો, એક ઝાડતળે ચોખ્ખું કરી હું ત્યાં સુતો, પણ અનેક પ્રકારના વિચારો આવવાથી મારી આંખ મીંચાઈ નહીં, અને પસ્તાવો થવા લાગ્યો, કે આટલું આટલું દુખ મને પડયું. પરંતુ મેં લોભ છોડયો નહીં, હવે આ વખતે હું જીવતો જાઉં તેવી આશા લાગતી નથી. કારણ કે અતીશે લોભ તે પાપનું મુળ છે. જ્યારે મેં ચાર વખતની સફરો કરી તે એકેમાં મને સુખ પડયું નથી છતાં પાંચમી વખત હું મારા હાથે મારૂં મોત માગી લેવા નીકળ્યો, તો હવે મારા માઠાં કૃત્યનો બદલો આ વખતે મળવાનોજ. અરે ! મારા ઘરમાં હવે દોલતનો કાંઇ પાર નહોતો. તેમજ મોજ મજાની કમી નહોતી છતાં હું આવા દુઃખમાં આવી પડયો, તે ખરેખર મારો કાળજ મને અહીં ખેંચી લાવ્યો છે. આવી રીતે વિચારમાં અને વિચારમાં આખી રાત નીકળી ગઈ. છેવટે મેં નિશ્ચય કર્યો કે મારો જીવ ભુંડા હવાલે બીજા કોઇના હાથે જાય તે કરતાં હું મારા પોતાનેજ હાથે મરી જાઉં તે કેવી ખુશીની વાત એમ વિચારી મેં આપઘાત કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ એટલામાં સવાર થયું અને આસપાસના ઝાડોની ઘટા મારા જોવામાં આવી. તેથી હું મારા વિચારોને ભુલી ગયો, સવાર થતાં ઉઠી હું ફરવા લાગ્યો, ઘડીમાં ચિંતામાં અને ઘડીમાં ખુશીમાં હું ફરતો હતો. વળી કોઇ ઝાડ તળે બેશી કપાળે હાથ દઇ અફસોસ દિલથી બેશી રહું. મારી આંખોમાંથી આંસુની ધારાઓ ચાલવા લાગી. અને હવે સ્વપ્નામાં પણ સુખ આવવાની આશા ઉડી ગઇ. ચારે સફરોમાં પડેલાં દુઃખ મને સાંભળી આવ્યાં. અને તે મારી નજર આગળજ ફરવા લાગ્યાં, જેમ જેમ મને તે યાદ આવતું ગયું તેમ તેમ હું વધારે ચિંતાગ્રસ્ત થતો ગયો, છેવટે સર્વે દુઃખ સામટાં મારી આગળ ખડાં થયાં. આ વખત તદ્દન બેશુદ્ધ થઇ પડયો. પરંતુ ત્યાં કોઇ મને ઉઠાડે તેમ નહોતું. તે ઝાડોના ઠંડા પવનની લેહેરોથી હું સાવધાન થયો. પછી હિંમત લાવી ઉઠયો, અને વિચાર્યું કે આમ પસ્તાવો કરવાથી

હવે કાંઈ વળવાનું નથી. પાછળથી પસ્તાવો કરવા કરતાં પેહેલેથી વિચાર કરવો એ ઘણું સારૂં છે, પણ હવે તેમાંનું કાંઈ વળવાનું નથી એમ વિચારી હું આગળ ચાલ્યો.

થોડેક દુર ગયો એટલે એક ઘરડો માણસ એક ઝાડ તળે બેઠેલો મારા જોવામાં આવ્યો. તે ગરીબ જેવો અને ઘણા થાકથી આરામ લેતો હોય એમ મને દેખાયો, હું તેને જોઇ ખુશી થયો. કારણ કે હું આ વખતમાં એકલો હતો તેથી મને આ સોબતી મળ્યો. એમ ધારી હું તેની પાસે ગયો મેં તેને બોલાવ્યો, પરંતુ તે નહીં બોલતાં પોતાનું માથું ધુણાવવા લાગ્યો, ત્યારે મેં તેને પુછ્યું કે તમો માથું કેમ હલાવો છો પરંતુ તેણે કાંઇ ઉત્તર આપ્યો નહીં અને નીચું જોઇને બેસી રહ્યો મેં વિચાર્યું કે આ માણસ કાંતો બેહેરો હોય અથવા તો મારી બોલીમાં સમજતો ન હોય એમ લાગે છે. પછી તેણે પોતાના હાથની ઇશારત કરી મને સમજાવવા લાગ્યો, કે મને થાક લાગ્યો છે. માટે તારી પીઠ ઉપર બેસાડી લઇ જા એટલે હું ફળ તોડી મારી ભૂખ મટાડું, તેનો દયામણો ચેહેરો જોવાથી મને દયા આવી. અને તે બુઢાને મેં મારી પીઠ ઉપર લીધો.

તેને પીઠ ઉપર લઇ હું ઝાડ પાસે ગયો અને ત્યાં તેણે કેટલાંક ફળ તોડી ખાધાં અને ધરાયો ત્યારે મેં તેને ઉતરવા કહ્યું પણ તે ઉતર્યો નહીં. મેં તેને ઘણું કહ્યું પરંતુ તેણે કાંઈ ગણકાર્યું નહીં, ત્યારે મેં તેને નાંખી દેવાનો વિચાર કર્યો એટલામાં તો તેણે પોતાના બંને પગ મારા ગળામાં નાંખી મારૂં ગળું એટલું દબાવ્યું કે મને અમુજણ થવા લાગી. અને શ્વાસોશ્વાસ બંધ થવા લાગ્યો, તેનાપગ ઉપર જનાવરના જેવા વાળ હતા. તેણે મારૂં ગળું ખુબ જોરથી દબાવ્યું તેથી હું બેભાન થઇ ભોંય પડયો. અને મને એમ લાગ્યું, કે હવે મારો અંતકાળ પાસે આવ્યો. હું ભોંય પડયો, પણ તે મારા ઉપરથી ઉતર્યો નહીં અને ઉપર બેઠેલોજ રહ્યો, જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે તેણે મને માર મારી ઉભો કર્યો. તેથી મારે ઉભા થવું પડયું. અને તેને મારી ખાંધે લઇ આખો દિવસ ફરવું પડયું હું જાણતો હતો કે રાત પડશે એટલે મને છોડી દેશે પણ તે તો રાત્રે મારા ઉપરજ સુઇ રહ્યો. હું ઘણોજ થાકી ગયો હતો, તો પણ તેને મારા ઉપર કાંઇ દયા આવી નહીં, મેં તેનેઘણાં કાલાવાલા કર્યા પરંતુ તેની કાંઈ પણ અસર થઇ નહીં સવાર થતાં મને તેણે લાતો મારી ઉઠાડયો, અને મારી પીઠ ઉપર સ્વાર થઇ પાછો મને ફેરવવા લાગ્યો, તે આખો દિવસ ફેરવ્યો. આવી રીતે હમેશાં તે મને દુઃખ દેવા લાગ્યો, મેં નાસવાની તજવીજ કરી પરંતુ લગાર પણ તેના હાથમાંથી છુટવા નહીં પામું તો નાસવાની વાતજ શી! મને એટલું દુઃખ પડવા લાગ્યું, કે હું તેનું કાંઇ પણ વર્ણન કરી શકતો નથી.

એક દિવસ તે બુઢાને લઇને હું ફરતો હતો ત્યાં કેટલાંક સુકાં તુંમડાં મેં જોયાં, તેમાંથી એક તુમડું લઇ મેં મારી પાસે રાખ્યું અને તે ઠેકાણે દ્રાક્ષ ઘણી સારી હતી તેમાંથી કેટલીક પાકેલી દ્રાક્ષ લઇ તેમાંથી રસ કાઢી મેં તે તુમડામાં ભર્યો. અને તે તુમડુ એક ઠેકાણે રાખી મુકયું. તે કેટલાક દિવસ રાખી મુકયું, અને પછી એક દિવસ તેમાંનો રસ મેં પીધો તે વખતે મને તે ઘણો મીઠો લાગ્યો. તે પીધાથી મને જોર આવ્યું અને તેથી હું સારી પેઠે ગમ્મત કરવા લાગ્યો, એક બે દિવસ તેની રીતે કર્યું અને પછી તો રોજ અકેકુ તુમડું મુકી આવું અને, જેમ જેમ તે બરાબર સ્વાદમાં આવે તેમ પીતો જાઉં આથી મારા શરીરમાં જુસ્સો આવવા લાગ્યો પરંતુ વધારે પીધામાં આવે તો દારૂની પેઠે કેફ ચડવા લાગી, પેલા બુઢાએ મને આવી રીતે કરતો જોઇ તેણે મારી પાસેથી તે રસ માગ્યો મેં તેને એક તુમડું ભરી ઘણા દિવસ થઇ ગએલા હતા. એવો રસ આપ્યો. અને થોડીવારમાં કેફ ચડી મારા વાંસા ઉપર હાથ ઠોકી તે ગાવા બજાવવા મંડી પડયો અને દિવાનાની પેઠે બોલવા લાગ્યો, આવી કેફમાં અને ગાવા બજાવવામાં મારી ગરદન ઉપરથી તેના પગ છુટા થઇ ગયા. અને થોડીવારમાં તેના શરીર ઉપર એટલી અસર થઇ ગઈ કે તેને કાંઈ પણ ભાન રહ્યું નહીં. મેં વીચાર્યું જે આ વખત ઠીક છે. આ વખતે જો હું તેનો ઘાટ ઘડી નાંખું તો દુઃખમાંથી છુટું પ્રથમ તો મારી હિમ્મત ચાલી નહીં. કારણ કે જો તે ચેતી જાય તો પછી મારૂંજ મોત આવે, પરંતુ તે રસની કેફ તો વધારે વધારે ચડવા લાગી. જ્યારે બરાબર ચઢી ત્યારે હું તેને એક પથ્થર પડયો હતો તેની પાસે લઇ ગયો, ત્યાં જઇ તેને પગે

ઝાલી નીચે નાંખ્યો. અને પેલો પથ્થર લઇ તેની છાતી ઉપર મુકી દીધો કે જેથી તે ફરીને ઉઠી શકે નહીં. તો પણ મારા મનમાં તો ધાસ્તી જ હતી કે રખેને તે સાવધ થઇ અને મારી પાડે, તેથી મેં એક બીજો પથ્થર શોધી લાવી તેના માથામાં માર્યો કે તે ચત્તોપાટ પડયો અને મડદા જેવો થઈ ગયો. થોડીવારમાં તે બુઢા માણસનો પ્રાણ નીકળી ગયો તેથી હું ખુશી થઇ થોડીકવાર ત્યાં બેઠો. ત્યાંથી ફળફળાદિ ખાઇ દરિઆના કિનારા તરફ ચાલ્યો, ત્યારે વેગળેથી મારા જોવામાં કેટલાંક માણસો આવ્યાં તે જોઇ મને આનંદ થયો, અને હું તેમની પાસે ગયો. મેં તેમને પૂછ્યું કે તમો કોણ છો તે બોલ્યા કે અમો વેપારી છીએ. અમારૂં વહાણ અહીં લંગર કર્યું છે. અને અમો પાણી વગેરે લેવાને આ બેટમાં ઉતર્યા છીએ, પરંતુ તમને જોતાં અમને નવાઈ લાગે છે કે તમો એકાકી કયાંથી આવ્યા; આ બેટમાં એક ઘરડું જળ માણસ રહે છે, તેનાથી તમો શી રીતે બચ્યા ? મેં તેમને મારી સઘળી હકીકત સંભળાવી, ત્યારે તો તેઓ નવાઈ પામ્યા અને બોલ્યા કે તમો ઘણા નશીબદાર જણાઓ છો. કારણ કે તમારા જેવા સેંકડો માણસના એણે જીવ લીધા છે. અને તેથી આ બેટમાં ઘણા માણસોની સોબત હોય તો જ ઉતરાય છે. નહીંતો કોઇનાથી ઉતરાતું નથી. પરંતુ તમોએ તેનો જીવ લીધો એ ઘણીજ આશ્ચર્યકારક વાત છે. આજથી આ બેટ નિર્ભય થયો. અને હવે ઘણા લોકોની અહીંઆં આવ જા થશે.

આ વાત જ્યારે સઘળા લોકોએ સાંભળી ત્યારે તે બધા મારી પ્રશંસા કરવા લાગ્યા, અને વહાણનો કપ્તાન તો મારા ઉપર ઘણોજ પ્યાર રાખવા લાગ્યો. તેઓએ વહાણમાં મારી સારી રીતે બરદાસ રાખી. અમારાં વહાણ ત્યાંથી ઉપડયાં અને થોડા દિવસમાં એક બેટમાં જઇ પહોંચ્યાં. ત્યાં વહાણ લંગર કર્યું અને સર્વ વેપારીઓ વહાણમાંથી ઉતર્યા, ત્યાં એક ઘણું સુંદર શેહેર હતું. ત્યાં વેપારીઓને ઉતરવાની એક ધર્મશાળા હતી તેમાં સઘળા વેપારીઓ ઉતર્યા. આ વેપારીઓમાંના એકની જોડે મારે ઘણી દોસ્તી થઇ હતી. તેથી તે મને પોતાની સાથે લઇ ગયો અને એક કોથળો મને આપ્યો આ બેટમાં નાળીએરનો પાક ઘણો સારો થતો હતો, તેથી દેશપરદેશના વેપારી ત્યાં નાળિયેર ભરવાને આવતા. અને તે વેપારીઓ કોથળા લઇ નાળીયેર ભરવા જવાને તૈયાર થઇ બેઠા હતા, તેમની જોડે જવા મને તે વેપારીએ કહ્યું. અને પેલા વેપારીઓ સાથે ઓળખાણ કરી આપી: તેઓ જ્યારે ઉઠયા ત્યારે હું પણ તેમની સાથે ચાલ્યો. જતી વખતે મને મારા દોસ્ત વેપારીએ કહ્યું કે તેમની સોબત મુકશો નહીં. જો સોબત મુકશો તો દુઃખી થશો, માટે તમો તેમની સાથેજ રહેજો.

મને તે વેપારીએ ખાવાનું આપી વિદાય કર્યો. હું પેલા વેપારીઓ સાથે ચાલ્યો, તે સઘળા જ્યાં નાળીએરીનાં મોટાં ઝાડ હતાં એવા જંગલમાં ગયા. તે જંગલમાં સઘળાં નાળિયેરીનાંજ ઝાડ હતાં અને તે ઝાડો ઉપર પુષ્કળ નાળીએર લટકી રહ્યાં હતાં. પણ તે ઝાડ એવાં તો લીસાં હતાં કે ઉપર ચડતાં પગ પણ લપસી પડે તેથી ચડાય તેમ નહોતું. પછી તે લોકોએ યુક્તિ કરી. ત્યાં આગળ વાંદરાં પુષ્કળ હતાં તે વાંદરાંને પેલા સઘળા વેપારીઓ પથ્થર લઇને ફેંકવા લાગ્યા તેથી તે નાળીએરીનાં ઝાડ ઉપર ચડી ગયાં, અમો તેમની સામે પથરા ફેંકવા લાગ્યા. ત્યારે તે વાંદરા રીસે ભરાયા અને અમારી સામે નાળીએરીના ઝાડ ઉપરથી નાળીએર તોડી તોડી ફેંકવા લાગ્યા. તે નાળીએર અમે લઈ લઇને કોથળામાં ભરવા લાગ્યા એમ ફરી ફરીને અમોએ પથરા ફેંકયા તેથી તેઓ ઉપરા ઉપરી નાળીએર ફેંકવા લાગ્યા એમ અમોએ સાંજ સુધી કર્યા કર્યું. ત્યારે બધા લોકોના કોથળા નાળીએરથી ભરાઇ ગયા. એટલે અમો તે કોથળા લઇ ગામ તરફ આવવા નીકળ્યા અમોએ તે નાળીએર વેપારી લોકોને આપી દીધાં, તેના સારા પૈસા ઉપજ્યા.

આ પ્રમાણે હું દરરોજ પેલા લોકો સાથે નાળીએર લેવા જાઉં અને મને રોજ તેના પૈસા મળે, એમ કરતાં કરતાં મારી પાસે સારા પૈસા એકઠા થયા. ત્યાર પછી જે વહાણમાં હું આવ્યો હતો તે વહાણવાળાને જોઇતો માલ મળી ગયો તેથી તેઓ પોતાનું વહાણ તૈયાર કરવા લાગ્યા. મને તે લોકોએ પૂછ્યું કે તમારે આવવું છે ? ત્યારે મેં કહ્યું કે ભાઇ મારી પાસે હજુ કાંઈ પૈસા થયા નથી. માટે થોડા દિવસ પછી હું આવીશ. એવું કહ્યું ત્યારે પેલા લોકો વહાણ ચલાવી પોતાના રસ્તે પડયા અને હું ત્યાં નાળીએર એકઠાં કરવા રહ્યો.

થોડા દિવસમાં ઘણાં નાળીએર એકઠાં કર્યાં અને ત્યાં ભરી મૂકયાં. ત્યાર પછી એક વહાણ પાછું આ બેટમાં આવી લંગર થયું, અને ત્યાંના લોકો નાળીએર ભરવા આ બેટમાં ઉતર્યા, મેં મારાં ભરી રાખેલાં તમામ નાળીએર આપી દીધાં, અને મારી પાસે ઘણા પૈસા એકઠા થયા. એમ ઘણાં ઘણાં નાળીએર ભરી કેટલાક વેપારીઓને આપ્યાં તેથી થોડે થોડે મારી પાસે ઘણા પૈસા એકઠા થયા પછી છેલ્લે એક વહાણ આવ્યું તેની સાથે મેં મારા દેશ જવાનું નક્કી કર્યું. હું ઘણા દિવસ ત્યાં રહ્યો. તેથી ઘણા વેપારીઓ સાથે મારે ઓળખાણ થઈ હતી તેથી એકદમ તો ત્યાંથી જવું ગમ્યું નહી પરંતુ વારંવાર મારૂં વતન યાદ આવવાથી મારી તે ઇચ્છાને દાબી શકયો નહીં અને પેલા વેપારીઓ અને મારી બેઠકના માણસો હતા તેમની રજા લઇ હું ઘર તરફ આવવા સારૂ નીકળ્યો, તે લોકોએ મને ઘણી દીલગીરી સાથે રજા આપી. અને ઘણીજ નમ્રતાથી મને કહ્યું કે કોઈ વખત પાછા મેહેરબાની કરી અમને યાદ કરજો અને આ ઠેકાણે આવજો.

હું તેમને છેલ્લી સલામ કરી આ વહાણના માણસો સાથે મારા ઘેર આવવા સારૂ ત્યાંથી નીકળ્યો અને અમારૂં વહાણ ચાલ્યું, ત્યાંથી અમો એક બેટમાં આવ્યા ત્યાં મરીનો પાક સારો થતો હતો ત્યાંથી મેં મરી ભરી લીધાં અને વળી આગળ ચાલ્યા તો એક એવો બેટ આવ્યો કે જેની અંદર એળીઓ ઘણો થતો હતો. તે બેટમાંથી મેં એળીઓ પણ ભરી લીધો. આ બેટ ઘણો સુધરેલા જેવો જણાતો હતો કારણકે ત્યાંના લોકો દારૂ સરખા પણ પીતા નહોતા અને પોતાની જીંદગી ઘણી ખુશ મિજાજમાં ગાળતા હતા. અમોએ કેટલાક દિવસ ત્યાં રહી તપાસ કર્યો તો ત્યાંના દરિઆમાંથી મોતી નીકળતાં હતાં અમોએ પગારદાર માણસ રાખી મોતી કઢાવ્યાં. મારા સારા નશીબે મને ઘણાં મોતી મળી આવ્યાં અને મારો જેટલો માલ ડુબી ગયો હતો તેના કરતાં ઘણોજ વધારે માલ મારી પાસે થયો. ત્યાર પછી કેટલેક દિવસે અમો બસરા બંદર પહોંચ્યા. અને ત્યાં જઇ અમોએ અમારો માલ વેચી દીધો અને હું ત્યાંથી નીકળી બગદાદ આવ્યો, દરેક વખતની માફક મેં આ વખતે પણ સારી પેઠે ખેરાત કરી. અને ત્યાર પછી હું મારા ઘરમાં દાખલ થયો.

આ વાત પુરી થયા પછી સીનબાદે ખાણું મંગાવ્યું, સઘળાઓએ મળી તે ખાધું ત્યાર પછી કેટલીકવાર બીજી વાતચીત કરી અને રોજની માફક સો રૂપીઆ મંગાવી હીનબાદને આપ્યા અને કહ્યું કે મારી છઠ્ઠી મુસાફરીની હકીકત સાંભળવાને તમને ઇચ્છા હોય તો કાલે મારા મકાનમાં તમો જરૂર પાછા આવજો, એમ કહી તે લોકોને તેણે વિદાયગીરી આપી. તમામ પરોણાઓ પોતપોતાને રસ્તે પડયા. અને હીનબાદે પોતાના ઘેર આવી સો રૂપીઆ પોતાની સ્ત્રીને મુકવા આપ્યા, અને પાંચમી મુસાફરીની હકીકત જે પોતે સાંભળી હતી તે તેને કહી સંભળાવી. ત્યારે સ્ત્રી ઘણી અજાયબ થઇ અને તેનાં વખાણ કરવા લાગી.

---

# સીનબાદની છઠ્ઠી મુસાફરીનો હેવાલ.

બીજા દિવસે હીનબાદ તથા બીજા સર્વે બેઠક વાળાઓ હાજર થયા અને સીનબાદે પોતાની વાર્ત્તા શરૂ કરી અને બોલ્યો કે ભાઇઓ પાંચમી સફર કરી આવ્યા પછી હું બાર મહીના સુધી ઘેર રહ્યો. અને સારી રીતે મોજશોખ ભોગવી પણ પાછા મને ફરીથી વેપાર કરવા જવાની ઇચ્છા થઇ જ્યારે મેં આ વાત મારા સગાવહાલાંઓને તથા ઘરનાં માણસોને કહી ત્યારે તેઓ બધાં મને ઠપકો દેવા લાગ્યા કે અરે સીનબાદ હવે તને કેટલો લોભ છે કે આટલો આટલો ધનમાલ તારા ઘરમાં છે. અને તે તારી સાત પેઢી સુધી ગમે તેમ વાપરે તો પણ ખુટે તેમ નથી. તો હવે શા સારૂ દુ:ખ વેઠવા જાય છે, શું તારા લોભનો કાંઇ પાર આવતો નથી. એમ કરતાં કરતાં કોઇ વખત મરી જઇશ તો આ ધન તારે શા કામનું છે. માટે હવે તું દરિયાઈ સફરે જવાની વાત છોડી દે.

આવી રીતે સઘળા લોકોએ મને બહુ બહુ સમજાવ્યો. પણ મને તેમના કહેવાની કાંઈ પણ અસર થઇ નહીં અને મેં જવા સારૂ માલ લેવરાવા માંડયો. મારાં સગાંવહાલાં બધાં મને કાલાવાલા કરવા લાગ્યાં તેમજ રોવા લાગ્યાં ત્યારે મેં તેમને સમજાવ્યાં કે આટલી વખત મને જવા દો. પછી હું નહિં જાઉં. પણ અત્યારે મારી ઇચ્છાને હું રોકી શકતો નથી. સર્વ લોકોએ કહ્યું ભાઇ ! અતિશે લોભ પાપનું મૂળ છે. માટે તમારી ધ્યાનમાં આવે તેમ કરો.

અમારો વિચાર આ વખતે ઇરાની અખાતમાં થઇ હિંદુસ્તાન જવાનો હતો. પરંતુ વળી બીજે રસ્તે વહાણ ચલાવ્યું. ત્યાંથી અમે એક બેટમાં આવી લંગર કર્યું, ત્યાં બીજાં કેટલાંક વહાણો લંગર થયાં હતાં, મારો વિચાર લાંબી મુસાફરી કરવાનો હતો. તેથી તે સઘળાં વહાણ વાળાને મેં પૂછયું. કે તમારો વિચાર કેણી તરફ જવાનો છે ? ત્યારે ઘણાખરા તો થોડી ઘણી મુસાફરી કરી પાછા જવાના હતા, પરંતુ એક વહાણનો કપ્તાન બોલ્યો કે મારે ઘણી લાંબી મુસાફરી કરવી છે, તેથી તે વહાણ મને પસંદ પડયું, અને મારો સઘળો માલ તે વહાણમાં નાંખી હું તે વહાણમા ચડી બેઠો, અને ઝપાટાબંધ વહાણ ચલાવ્યું.

વહાણ ચાલ્યું પણ કપ્તાનને રસ્તો બરાબર જડયો નહીં. અને અમો ભુલા પડયા. કપ્તાન વહાણના તુતક ઉપર ચડી ચારે તરફ નજર ફેરવવા લાગ્યો. અને છેવટે વહાણ કયાં લઇ જવું તેની ગોઠવણ કરી, પણ એટલામાં તો કપ્તાનને ખબર પડી કે આપણું વહાણ દરિયાઈ પ્રવાહમાં પડ્યું છે, તેથી તે પોતાના માથેથી પાઘડી ફેંકી દઈ છાતી અને માથાં કુટવા લાગ્યો. અને પોતાની દાઢીના કેશ ખેંચી નાખવા લાગ્યો. અમો આ જોઇ ઘણા ધાસ્તીમાં પડયા અને તેનું કારણ પૂછવા લાગ્યા, ત્યારે તે બોલ્યો કે ભાઇઓ હવે ખુદાનું ભજન કરો, આપણે મોટી આફતમાં આવ્યા છીએ અને તે આફતમાંથી બચાવનાર ખુદા સિવાય બીજો કોઇ નથી. આ વખતે જરૂર આપણો અંતકાળ પાસે આવ્યો છે. આપણ એક મોટા દરિયાઇ પ્રવાહમાં પડયા છીએ. જેથી હમણાંજ આપણું વહાણ એક ખડક સાથે અથડાઇ ચુરેચુરા થઇ જશે. માટે હવે આપણે છેલ્લી મુલાકાત કરી લ્યો. લાખો ઉપાય કરો તો પણ આપણું વહાણ બચવાનું નથી. એમ કહી તેણે વહાણના સઢ ઉતારી નાખ્યા. અને સીધું ચલાવવાને માટે પ્રયત્ન કરવા લાગ્યા પણ એટલામાં તો વહાણ એક મોટા ખડક સાથે અથડાઇ પડયું. અને તેમાંનો સઘળો માલ તળીએ જઇ બેઠો. આ જોઈ અમો એક ટોળે થઇ ગયા. અને છેલ્લી ભેટ કરી લીધી, અમારી આંખોમાંથી આંસુ ચાલવા લાગ્યાં અને અમે બધા ખુદાની બંદગી કરવા વળગી પડયા; કપ્તાન બોલ્યો આ જગાએ કોઇ બચ્યું નથી. અને બચવાનું નથી. એમ કહી ત્યાં આગળ માણસના હાડકાંનો ઢગલો પડયો હતો, અને એક તરફ માલ કોહીને બગડી જતો હતો તે જોયો. તેથી અમને નિશ્ચય થયો કે આ કપ્તાન જે વાત કહે છે તે ખરી છે. અમો કિનારે આવીને પડયા પરંતુ ત્યાં આગળ મોટો ઉંચો પહાડ હતો તેના ઉપર ચડી શકાય તેવું નહોતું તેથી ત્યાંજ પડી રહ્યા. તે પહાડની એક તરફ મોટો અને લાંબો બેટ હતો એ બેટ ઉપર ઘણી કિંમતી વસ્તુઓની પેદાશ હતી. જેવાકે હીરા, માણેક, મોતી વગેરે જવાહિર તથા અંબર ( કોઇ જાતના સમુદ્રમાં રહેનાર પ્રાણીના મોંમાંથી નીકળતું ફીણ જેના એક તોલાના સાઠ રૂપીઆ બેસે છે. તે ) ના ઢગલે ઢગલા પડયા હતા; અને બીજી પણ એવી કિંમતી વસ્તુની ઘણી પેદાશ હતી, પરંતુ અહીં આવી કોઇ જીવતું જવા પામતું નહી તેથી તે એમના એમ પડી રહ્યા હતા.—આ દરીઆમાંથી એક નદી જેવો પ્રવાહ નીકળી તે બેટના નીચલા ભાગમાં વેહેતો હતો તે મેં નવાઇ જેવુ દીઠું કારણ કે સઘળી નદીઓ દરીઆને મળે છે. અને આ નદી દરિઆમાંથી નીકળતી હતી અને મોટી એક અંધારી ગુફામાં તે જતી હતી, અમો બધા દરીઆ કિનારે પડી રહ્યા. ત્યાંથી કયાંઇ જવાય તેવું નહોતું તેથી જીવવાની આશા છોડી અમારી પાસે જે ખાવાનું હતું તે અમોએ વેહેંચી લીધું, આ ખાવાનું જયાં સુધી ચાલ્યું ત્યાં સુધી અમો જીવ્યા અને જેમ જેમ ખોરાક ખુટતો ગયો. તેમ તેમ એક પછી એક મરતા ગયા.

મારી પાસેનો ખોરાક હું ઘણી કર કસરથી ખાતો હતો, તથા બીજો પણ કેટલોક ખોરાક મેં

છુપાવી રાખ્યો હતો, તેથી મારે તે લોકોનાથી વધારે દિવસ નીકળી શકે તેમ હતું, જેમ જેમ માણસ મરી જાય, તેમ તેમ અમો તેમને દાટતા હતા. એમ કરતાં કરતાં સઘળા માણસો મરી ગયા, અને છેલ્લા માણસને દાટનાર ફક્ત હું એકલો રહ્યો; તેને મેં દાટ્યો. ત્યાર પછી મારી પાસે ખોરાક થોડોજ રહ્યો હતો.

હવે હું એકલોજ રહ્યો, હું મારૂં મોત પણ તે લોકોની પેઠે થોડા દિવસમાં થશે એમ નિશ્ચય કરી બેઠો હતો, તો પણ શી રીતે બચવું તેની તજવીજમાં મારી અક્કલનો ઉપયોગ કરતો હતો, કંઇ યુક્તી હાથમાં લાગતી નથી એમ અફસોસ કરી પસ્તાવો કરવા લાગ્યો, કે હું હાથે કરીને મારૂં મોત માગી લેવા આવ્યો મારાં કરેલાં મારેજ ભોગવવાં પડશે. આ વખતે સઘળા લોકો મને કહેતા કે તું હવે બસ કર. પરંતુ મેં કોઇનું કહ્યું માન્યું નહીં, તો મારા આ હવાલ થયા જે માણસ ઘણા જણાનું કહેવું ન માને તે ખરેખર ખત્તા ખાય છે મને તો ઘણીવારનો અનુભવ થયો હતો. છતાં પણ મેં તે ભૂલી જઇ પાછું આ કામ આરંભ્યું, મેં જેટલી સફરો કરી તેમાંની એક પણ સફર મરણ આફત વગર પસાર થઇ નહોતી. છતાં પણ મેં જ્યારે ફરી આ કામ આરંભ્યું ત્યારે તેમાં વાંક મારોજ છે. અને તેમાં બીજા કોઇને કાંઇપણ દોષ દેવાનો નથી. એમ પસ્તાવો કરતો મારા કપાળે હાથ દઇ બેઠો. ઘડીએ ઘડીએ મારા વિચારો ફરવા લાગ્યા કે શું હું દરિઆમાં કુદી પડું અને આપઘાત કરૂં ? અથવા પર્વતના શિખર ઉપર જઈ પડતું મુકું. આમ ઘડીમાં આપઘાત કરવાના વિચાર કરૂં. વળી ઘડીમાં વિચાર કરૂં કે જેમ થનાર હશે તેમ થશે પરંતુ આપણા હાથે કરીને શા માટે કરવું જોઇએ. આત્મહત્યા કરનારો મહાપાપી ગણાય છે. તેથી આપઘાતતો નહીંજ કરવો, મોત આવશે તો ભલે, હવે આમ પસ્તાવો કરવાથી કોઇ અહીં આવી આપણને ઉચકી જાય તેમ નથી. પરંતુ હિમ્મત રાખી યુક્તિ શોધી કાઢવી જોઇએ તેમાં ફતેહ પામીશું તો ભલે નહીં તો મરવાનું તો છે જ એમાં કાંઇ નવાઇ નથી. જે માણસનો જન્મ થયો છે, તેનો નાશ તો થવાનોજ છે કોઈ બે વરસ પેહેલું અને કોઇ બે વરસ પછી પરંતુ કાળ કોઇને છોડવાનો નથી મેં ધંધો એવો પકડ્યો છે કે કદાપિ આજ ઉગરીશ તો બીજે કોઇ વખતે પણ બચવાનો તો નથીજ, આવી રીતે હું મારા મનને સમજાવતો હતો અને હિમ્મત ચલાવતો હતો.

આવા વિચારો કરૂં છું એટલામાં મારી નજર ત્યાં પડેલાં લાકડાં ઉપર ઠરી અને તેના ઉપર કાંઇક યુક્તિ કરૂં એમ વિચારો આવવા લાગ્યા. અને છેવટે એ નિર્ણય ઉપર આવ્યો કે આ લાકડાંનો ત્રાપો બનાવવો અને તેના ઉપર બેશી આ નદીનો પ્રવાહ જ્યાં જાય છે ત્યાં જવું પછી જેમ બનશે તેમ ખરૂં મારા ધારવા પ્રમાણે આગળ કોઇ ઠેકાણે વસ્તી હશે ખરી. જો કદાપિ કંઇ પણ હાથ નહીં લાગે. તો છેવટે મરવાનું તો છેજ, ત્યારે ગમે તે પ્રકારે મોત આવશે તેમાં ડરવું શાને ? ત્યાર પછી ત્યાંથી હિમત ધરીને ઉઠયો અને ત્યાં જે લાકડાં પડયાં હતાં તે એકઠાં કરી તેનો ઘણો સરસ ત્રાપો બનાવ્યો. મેં નજર કરી તો તે નદી જે ગુફામાં જતી હતી તેનું મુખ ઘણું ઉંચું હતું, અને મને તેમાં થઇને જતાં કાંઇ પણ અડચણ પડશે નહીં. ત્રાપો પણ મજબુત બનાવ્યો હતો, મેં વિચાર્યું કે જો કદાપી આપણી ધારણા પાર પડશે તો ભલે, નહીં તો પછી અહીં નહીં તો ત્યાં પણ મરવાનું હશે ત્યાં મરીશું પરંતુ પ્રયત્ન તો કરી જ જોવો.

આવી રીતે નિશ્ચય કરી હું ત્યાંથી ઉઠયો, અને જે લાકડાં પડેલાં હતાં તે લીધાં. લઇને તેનો ત્રાપો બનાવવા મંડી પડ્યો. મેં ત્રાપો બનાવવામાં ઘણું ધ્યાન રાખ્યું અને થોડીવારમાં ઘણો સરસ ત્રાપો બનાવ્યો મેં વિચાર્યું કે મારે એકલા જવું કે આ માલમાંથી મારી જોડે કાંઇ માલ લઈ લેવો. કારણકે જીવવાની આશા તો નહોતીજ, તો પણ માણસ પોતાની છેલ્લી ઘડી સુધી છેક નિરાશ તો નથીજ થતો માંદો માણસ હોય છે. અને તેને અસાધ્ય રોગ થાય છે. દિવસે દિવસે સુકાતો જાય તો પણ તે દવા કરવાને અથવા પોતાને બનતા ઉપાયો કરવાને ચુકતો નથી. તો હું તો શરીરે સારો છું. તો બચવાની આશા કેમ ન રાખું. અને કદાપી બચી જાઉં તો હવે આ ઠેકાણે કાંઇ માલ લેવા આવી શકાય તેમ નથી. માટે તેમાંનો જે ઘણો કીંમતી માલ હોય તે લઇજ લેવો. જો બચીશું તો ઘેર લઇ જઇશું. અને મરી જઇશું તો માલ જ્યાં હશે ત્યાં પડયો રહેશે. એમ વિચારી મેં હીરા તથા માણેક મોતીની એક

ગાંસડી બાંધી. ત્રાપા ઉપર મુકી, હું પણ ત્રાપા ઉપર ચડી બેઠો અને ત્રાપો હંકારવા લાગ્યો.

ત્રાપો સપાટા બંધ ચાલ્યો અને ગુફામાં પેઠો ત્યાં ગુફામાં તો અંધારૂ ઘોર હતુ, લગાર પણ અજવાળું આવતું નહોતું અને તે પ્રવાહ સુસવાટા બંધ ચાલ્યો જતો હતો. મારી પાસે જે ખાવાનું હતું તેમાંથી હું થોડો થોડો ખાતો હતો, પરંતુ તે ગુફામાં કેટલા દિવસ થયા તેની મને ખબર પડી નહીં, મારી પાસેનો ખોરાક થઇ રહ્યો, તો પણ ગુફાનો તો પાર આવ્યો નહીં. ત્યારે મને નિશ્ચય લાગ્યું કે હવે આપણો અંત આવ્યો અને અફસોસમાં ને અફસોસમાં ત્રાપા ઉપર બેશી રહ્યો. એવામાં તે ગુફામાં સાંકડી જગા આવી તેથી મારૂં માથું ઉપર અથડાયું અને મને તમર આવે તેવું લાગ્યું. તેથી હું ત્રાપા ઉપર વળગી પડી ઉંધો સુઇ રહ્યો. અને થોડીવારમાં ઉંઘી ગયો.

ત્યાર પછી હું કેટલો વખત તે નદીમાં ચાલ્યો તેની મને કાંઇ ખબર નથી. પરંતુ હું જ્યારે જાગ્યો, ત્યારે ગુફા બુફા કાંઇ દીઠું નહીં તેમ અંધારૂ પણ દીઠું નહીં, પરંતુ મારો ત્રાપો અજવાળામાં એક ઝાડની સાથે બંધાએલો મેં જોયો. હું આંખ ઉઘાડી જોઉં છું તો મારી આસપાસ કેટલાંક કાળાં માણસ ઉભાં હતાં. આ જોઈ મને પહેલાં તો ખુશી ઉત્પન્ન થઇ પણ પેલાં માણસોને જોયાં ત્યારે મારા હોશ ઉડી ગયા, કારણ કે એવી રીતે હું ઘણી વખત ફસાયો હતો તેથી આ વખતે પણ મેં જાણ્યું કે આ માણસો મને મારવાની ઇચ્છાથી જ અહીં ઉભા હશે: તેથી હું ગભરાઇને થરથર ધ્રુજવા લાગ્યો અને ત્રાપા ઉપર બેઠો થયો.

આ જોઇ મને પેલા માણસોએ કાંઇ કહ્યું પણ મને તેમની ભાષામાં સમજણ પડી નહીં, પરંતુ મને એટલું તો લાગ્યું કે તે મારી ઉપર દયા ભરેલી દૃષ્ટીથી જોતાં હતાં તેથી મને હિમ્મત આવી, અને હું અરેબીયન ભાષામાં બોલ્યો કે હે ખુદા! તારી શક્તિ અગાધ છે. તું પલકમાં જળને ઠેકાણે થળ અને થળને ઠેકાણે જળ કરી નાંખે. ઘડીમાં સુખ અને ઘડીમાં દુઃખ તું જ આપે છે. ઘડીમાં મોતના પંજામાં ફસાવે છે. અને ઘડીમાં સ્વર્ગનાં સુખ આપે છે ખરેખર તારી શક્તિની તથા ખુબીની બલિહારી છે.

મેં પેલા માણસોને પૂછ્યું કે ભાઇ તમે કોણ છો? મને ગભરાતો જોઇ તે લોકો બોલ્યા કે તમો ગભરાશો નહીં. અમો આ દેશમાં રહેનારા છીએ અને અમારાં ખેતરોમાં આ નદીમાંથી પાણી લઇએ છીએ, આજરોજ આ નદીમાંથી પાણી લેવાને આવ્યા હતા તેવામાં આ તમારો ત્રાપો ઘસડાતો આવતો હતો. તેના ઉપર તમો ઉંઘા સુઇ રહ્યા હતા. અમોએ જાણ્યું કે આ બિચારો કોઇક માણસ તણાઇ જાય છે, તેથી અમો બધા તે ત્રાપો ખેંચી કાઢવાને નદીમાં કુદી પડયા. અને ત્રાપો ખેંચી કાઢી ઝાડની સાથે બાંધ્યો. અમો ખેંચી કાઢી જોવા લાગ્યા, તો માલમ પડયું કે તું જીવતો છું તેથી અમો અહીં ઉભા રહ્યા છીએ.

આ સાંભળી હું ખુશી થયો અને તે લોકોનો ઉપકાર માનવા લાગ્યો. ત્યાર પછી તેઓ બોલ્યા કે તમો કોણ છો, અને કેવી રીતે અહીં આવ્યા તે મેહેરબાની કરી સંભળાવો ત્યારે મેં તેમને કહ્યું કે મારી હકીકત ઘણી અજાયબ જેવી છે. પરંતુ મને ભૂખ એવી લાગી છે કે મારાથી બોલી શકાય તેમ નથી. જો મને ખાવાનું મળે તો ખાઇને પછી હું તમારી સાથે સઘળી વાત કરૂં હું ઘણા દિવસનો ભૂખ્યો છું આ સાંભળી પેલા લોકોએ તરતજ મને ખાવાનું મંગાવી આપ્યું અને તે મેં ખાધું પછી તે લોકોને મારી સઘળી હકીકત મેં સંભળાવી.

મારી હકીકત સાંભળી તે લોકો ઘણા આશ્ચર્ય થઇ ગયા અને બોલ્યા કે આવી રીતે આવેલું આ નદીમાં કોઇ માણસ જોયું તેમ સાંભળ્યું પણ નથી; તમારી હકીકત ઘણીજ નવાઇ જેવી છે, તેથી તમો અમારા પાદશાહ પાસે ચાલો અને તેમને સઘળી હકીકત કહી સંભળાવો. અમારો પાદશાહ પણ આ હકીકત સાંભળી અજાયબ થશે. મેં કહ્યું ભલે! તમો જ્યાં લઇ જશો ત્યાં આવવાને તૈયાર છું. મને આવવાને તથા કહેવાને કાંઇપણ અડચણ નથી ત્યારે તે લોકોએ બે માણસને મોકલી એક ઘોડો મંગાવ્યો તેના ઉપર બેસવા કહ્યું. એટલે હું તે ઘોડા ઉપર બેસી તેમની સાથે ચાલ્યો, અને કેટલાએકોએ

મારી ગાંસડી ત્રાપા ઉપરથી ઉપાડી મારા આગળ આપી અને અમો સઘળાએ ત્યાંથી ચાલવા માંડ્યું. અમો ચાલ્યા ચાલ્યા તે શેહેરમાં ગયા. આ દીપનું નામ **સરનદ્વીપ** હતું અને શેહેરનું નામ પણ સરનદ્વીપ હતું. પેલા માણસો મને બાદશાહના દરબારમાં લઇ ગયા. બાદશાહ પોતાના દરબારમાં એક મોટા સિંહાસન ઉપર બેઠેલો હતો. હું તેના સન્મુખ ઉભો રહ્યો. ભોંય પડી રીતસર મેં તેને નમસ્કાર કર્યો. જ્યાં સુધી મને ઉભો થવા ન કહ્યું ત્યાં સુધી હું ભોંય માથુ મુકી નમેલોજ રહ્યો. રાજાએ મારી આવી નમનતા જોઇ મને ઉભો થવા કહ્યું. હું ઉભો થયો ત્યારે તેણે મને પોતાની પાસે બોલાવી બેસાડ્યો અને પૂછ્યું કે તમે કોણ છો ? અને ક્યાંથી આવ્યા, મેં કહ્યું સાહેબ ! હું બગદાદનો વેપારી છું અને મારૂ નામ સીનબાદ ખલાસી છે. રાજા બોલ્યો ઓહો આટલે દુરથી તું અહીં શી રીતે આવી શક્યો, તે મને કહે, પછી મેં મારૂ સર્વ વૃત્તાંત બાદશાહને યથાસ્થિત કહી સંભળાવ્યું. ત્યારે બાદશાહ તે સાંભળીને ચકિત થઈ ગયો. અને બોલ્યો કે આવી હકીકત મેં કોઈ માણસની મારી ઉમ્મરમાં પણ સાંભળી નથી, આ તારી હકીકત હું મારી તવારીખમાં લખી રાખીશ.

ત્યાર પછી કેટલાક માણસોએ મારો તરાપો ત્યાં લાવી રજુ કર્યો. મેં તેના ઉપરથી મારી જવાહિરની ગાંસડી છોડી અને પાદશાહને બતાવી. પાદશાહ તે જોઇને ઘણો ખુશ થયો. અને બોલ્યો કે આવાં જવાહિર મારા ભંડારમાં પણ નથી. આ એકેક હીરો માણેક ઘણીજ કિંમતનાં છે, એમ કહી તે દરેકને હાથમાં ઝાલી ઝાલીને જોતો હતો અને ખુશી થતો હતો. અને મારા ઉપર તેનો પ્રેમ વધતો હતો.

આ જોઇ મેં બાદશાહને કહ્યું સાહેબ મારી પાસે જે કાંઇ છે. તે સઘળું તમારૂ જ છે, આ હીરા માણેક સઘળું આપ લઈ લ્યો. મારી પાસે તેની ખોટ નથી. અમારૂં શરીર પણ આપનું છે તો આ હીરા માણેક કંઈ તેથી વધારે નથી. માટે આપ મેહેરબાની કરી તે સ્વીકારો.

બાદશાહ બોલ્યો આ તારૂં બોલવું વ્યાજબી નથી. કારણ કે તું ગમે તેટલી પણ મારી રૈયત છે અને વળી આ માલ તારા જીવ સટેનો છે, તો મારાથી તેમાંનું કાંઈ પણ લેઇ શકાય નહી પરંતુ તેમાં કાંઇ પણ ઉમેરો કરી આપવો જોઇએ, અને કંઇક એવી વસ્તુ આપવી જોઇએ કે હમેશાં તારી પાસે મારી યાદગીરી રહે. આ સાંભળી મેં કહ્યું બાદશાહ આપ કહો છો તે ખરૂં છે. આપ આખા મુલકના બાદશાહ છો. તેમને હું એક ગરીબ માણસ શું આપી શકવાનો હતો. પરંતુ આપ બાદશાહ છતાં આટલી બધી આપની લઘુતા અને તેની સાથે ઉદારતા જોઇ મને ઘણીજ નવાઇ લાગે છે. અને આપ જેવા પાદશાહનાં મને દર્શન તથા ઓળખાણ થયાં. તેથી હું મને ઘણોજ ભાગ્યશાળી સમજુ છું. બાદશાહ બોલ્યો સીનબાદ મેં એમાં કાંઈ ઉત્તમ કામ કર્યું નથી.

ત્યાર પછી નોકરને બોલાવી બાદશાહે મારી બરદાસ કરવાનો હુકમ કર્યો અને કહ્યું કે આ સીનબાદ ખલાસીને ઉતરવા માટે એક સારૂ દિવાનખાનું આપો અને તેમને જોઇતો સઘળો સામાન પુરો પાડો તરતજ બેચાર નોકરો મારી પાસે આવ્યા. અને મારી પાસેનો સામાન ઉચકી લઇ મને એક સારા દિવાનખાનામાં લઇ ગયા. મારો વિચાર કેટલાક દિવસ ત્યાં રહી આ શેહેર તથા બેટ જોવાનો હતો. તેથી હું ત્યાં રહ્યો.

હું હમેશાં બાદશાહના દરબારમાં સલામ કરવા હાજર થતો અને દરરોજ તેની મુલાકાત લેતાં હું આ બેટ વિષે સઘળી હકીકત પૂછી લઈ તે બેટ જોવાને સારૂ નીકળ્યો, આ બેટ લગભગ દસ માઇલ લાંબો હતો, તેની વચમાં એક ઘણોજ ઉંચો પાહાડ હતો. તેના ઉપર હીરા માણેક વગેરે જવાહીર, પુષ્કળ નીપજતું હતું, અને સઘળી જાતનાં ઝાડ તથા વનસ્પતિ પણ થતી હતી. આ જોતો જોતો હું તે પાહાડના શિખર ઉપર ગયો. ત્યાં જઇ નજર કરી તો આસપાસ ઘણા માઇલ સુધી નજર પહોચતી હતી, ત્યાં આગળ બાવા આદમની જગ્યા હતી. બાવા આદમને અહીં આવવાનું કારણ એ હતું કે એક વખત સ્વર્ગના બાગમાં તેમનો કાંઈ વાંક પડવાથી તેમને કાઢી મુકવામાં આવ્યા હતા. ત્યારે તે આ જગોપર આવી રહ્યા હતા. તે જગા મેં જોઇ અને બીજી પણ કેટલાક જગાઓ ફરી ફરીને જોઇ ત્યારપછી હું નીચે ઉતર્યો.

ત્યાર પછી હું કેટલાક દિવસ ત્યાં રહ્યો. મારી પાસેથી બગદાદ શેહેરના બાદશાહ તથા રાજ્યની સઘળી હકીકત પૂછી લીધી મેં મારા બાદશાહની ઘણી તારીફ કરી; ત્યારે આ બેટનો પાદશાહ બોલ્યો, તમો જાઓ તે વખતે હું જે આપું તે લઇ જવાની તસદી તમારે વેઠવી પડશે, પછી જ્યારે હું મારે દેશ જવાને તૈયાર થયો ત્યારે ઘણી કિંમતના હીરા અને માણેક મને બક્ષીસ કર્યું. તે એટલી બધી કીંમતનાં હતાં કે તેની ગણત્રી પણ થઇ શકે નહીં. પછી તેણે ઘણીજ કીંમતના હીરા માણેક જડેલો એક સોનાનો ચાંદ મારા હાથમાં આપી કહ્યું કે તમારા શેહેરના ખલીફહારૂન અલરસીદને આ ચાંદ આપી કહેજો કે અમો તમારી મુબારકબાદી ઇચ્છીએ છીએ અને તમારી સાથે સદા ખરા અંતઃકરણથી દોસ્તી રહે એવી ઇચ્છાથી આ ચાંદ આપની તરફ મોકલીએ છીએ તે સ્વીકારી અમારી આશા પુરી પાડશો, અને આપની તરફના ખુશ ખબર હમેશાં આપતા રહેશો. આટલું બોલી બાદશાહે નોકરોને હુકમ કર્યો કે આ માણસનો સરસામાન લઈ વહાણમાં પહોચતો કરો. અને તેમને ત્યાં સુધી સારી રીતે પહોચાડી આવો, તથા વહાણમાં તેમને સઘળી સગવડ કરી આપો, પછી ખલીફહારૂન અલરસીદ ઉપર એક પત્ર ઘણા સરસ ચામડા ઉપર લખી આપ્યો તેમાં નીચે પ્રમાણે લેખ હતો.

**"જે રાજાની સવારીમાં તેના માનની ખાતર એક હજાર હાથીઓ આગળ ચાલે" છે. જેના મહેલનું છત્ર લાખો હીરા અને માણેકથી ચળકાટ મારે છે, વળી જેના ભંડારમાં વીસહજાર મુગટો હીરા અને માણેકથી જરેલા છે, તથા તાબામાં અનેક કિમતી ચીજોનો પેદાશવાળો દેશ છે તેવા હીન્દી રાજા તરફથી બગદાદ શેહેરના ઘણા મહાન અને નેક નામદાર, પરોપકારી દયાળુ બાદશાહ ખલીફહારૂન અલરસીદ જોગ ઘણીજ નમ્રતા-પુર્વક અને ખરા અંતઃકરણથી અરજ ગુજારવાની જે "**

" અમારી તરફથી આ વિનંની પત્ર સાથે જે જૂજ ભેટ મોકલી છે. તે ઘણીજ હલકી અને નહીં જેવી છે, તે અમારી ઉપર મેહેરબાનીને ખાતર તેમજ દોસ્તીની ખાતર આપ સ્વીકારશો, અને આપને જે ઇચ્છાથી આપની તરફ અમોએ ભેટ મોકલી છે, તે ઇચ્છા પાર પાડી આપ પણ અમારી સાથે તેવીજ રીતે મિત્રભાવ રાખી અમને આભારી કરશો એવી આશા રાખીએ છીએ, આપના શેહેરના રા. રા. સીનબાદ ખલાસથી અમો આપની સાથે આ પ્રીતીનો દાવો બાંધવાને અમો ભાગ્યશાળી થયા છીએ, તેથી તેમનો ઉપકાર માની અમોએ આ સાહસ કર્યું છે, તેને અનુમોદન આપવાના બદલામાં આ ભેટ સ્વીકારશો.

આવી રીતે એક પત્ર લખી મને આપ્યો. જે જે નજરાણું સરનદીપના બાદશાહે મોકલ્યું તે નીચે પ્રમાણે હતું.

૧ ઘણીજ કિંમતના માણેકમાંથી બેહદ કારીગરીથી કોતરી કાઢેલો એક "વાસ" હતો, તે એવો હતો કે મારી ઉમરમાં મેં કોઇ દિવસ જોયો નહોતો.

૨ એક સાપની કાંચળી હતી તે એવા ગુણવાળી હતી કે ગમે તેવા દરદીને તે લગાડવાથી આરામ થઇ જાય અને તે એવી મોટી હતી કે તેના ઉપર રૂપીઆ જેવડજેવડાં ચાંદાં હતાં જે ચાંદાં સાધારણ સર્પને વટાણાની દાળ જેટલાં પણ નથી હોતાં.

૩ સારામાં સારૂ અગર જે રૂપીઆનું રૂપીઆભાર મળતું નથી તેવું પચાસ મણ ચંદન અને કપુરના મોટા મોટા કકડા ત્રીસ સારી ઉંચી જાતના.

૪ આ બધા કરતાં સરસમાં સરસ ભેટ ચોથી એ હતી કે એક ઘણીજ રૂપવાન તથા જેનો પોશાક હીરા અને માણેકથી જડેલો છે. તથા જેના રૂપ આગળ અપ્સરાતો કંઇ હિસાબમાંજ નથી. એવા રૂપવાળી એક દાસી હતી.

ઉપર પ્રમાણે ભેટો મારી સાથે મોકલી તે લઇ અમો બસરા બંદરે આવી પહોંચ્યા. મારી પાસે હીરા માણેક સિવાય બીજો કાંઇ માલ રાખ્યો નહોતો. તેથી આ વખતે મારે બસરે ટકવાનું નહોતું, જેવો વાહાણમાંથી ઉતર્યો કે તરતજ બગદાદનો જઇ રસ્તો પકડયો અને થોડા દિવસમાં હું બગદાદ પહોંચ્યો. જેવો હું ત્યાં પહોંચ્યો તેવોજ બાદશાહના દરબારમાં જઈ મેં પેલો પત્ર બાદશાહના હાથમાં આપ્યો, બાદશાહ પત્ર વાંચી રહ્યો એટલે મેં સઘળી ભેટની ચીજો તેમના આગળ રજુ કરી. આ જોઈ બાદશાહ બોલ્યો કે શું આ લખે છે તેટલો દોલતવાળો બાદશાહ હોય એમ મારા માનવામાં આવતું નથી. મેં કહ્યું નામદાર બાદશાહ આ તેણેજ ભેટ મોકલી છે તે એકવાર જુઓ એટલે આપની થોડી ઘણી ખાત્રી થશે બાદશાહે તે ભેટો જોઇ તો તે એટલી કિંમતની હતી કે તેટલું નાણું તેના ખજાનામાં પણ નહોતું. ત્યાર પછી મેં કહ્યું કે નામદાર બાદશાહ જેટલું આ રૂક્કામાં તે બાદશાહે લખ્યું છે. તે કરતાં પણ વધારે ઠાઠમાઠ હું જાતે જોઇ આવ્યો છું એમાં કાંઇપણ વેહેમ જેવું નથી. પરંતુ મેં તે બાદશાહ આગળ આપનાં એટલાં બધાં વખાણ કર્યાં, કે તે બાદશાહને આપની સાથે દોસ્તી બાંધવાની ઇચ્છા થઇ અને ભેટ મોકલી છે. હું તેના મેહેલનું, તેની દોલતનું અને તેના શેહેરનું વર્ણન કરવા બેસું તો પાર આવે નહીં પણ ટુંકામાંજ કહું છું તે આપ ધ્યાન રાખી સાંભળો. આ બાદશાહ જ્યારે બહાર નીકળે છે, ત્યારે એક ખુબસુરત હાથી ઉપર રત્નજડીત હાથીનો પોશાક નાખી દેછે તેના ઉપર રત્ન જડેલું સોનાનું સિંહાસન શણગારમાં આવે છે. અને બાકીના હાથીઓ ઉપર રેશમી જરીઆનની ઝુલો નાંખવામાં આવે છે, અને ઘણીજ ઊંચી કીમતના વીસ હજાર મુગટ હીરા માણેક જડેલા તેના ભંડારમાં છે. તેના હાથી ઉપર જે મહાવત બેસે છે. તે પણ ઘણીજ ઉંચી કીમતનો જરીઆનનો પોશાક પેહેરે છે. હાથમાં રત્ન જડીત સોનાનો અંકુશ રાખે છે. તેનો મહેલતો જાણે હજારો સૂર્ય ઉગ્યા હોય એવો ઝગમગાટ મારે છે.

મેં બીજી સર્વ બાબતો કરતાં તેના રાજમાં ઘણી નવાઇ એ દીઠી કે, તેના રાજ્યમાં ફોજદાર, જમાદાર, પોલીશ ન્યાયાધીશ, વગેરે કાંઇપણ રાખવામાં આવતું નથી, તેનું કારણ એ કે તેની પ્રજા ગુનાજ કરતી નથી. જો કદાચ કોઇ ગુનો આવેતો તેનો ઇનસાફ પોતે જાતેજ આપે છે. તે ઇનસાફ આપવામાં એવો તો ન્યાયી છે કે, ગુનેગારને તેના ગુના યોગ્ય શિક્ષા થયા વગર રહેતી નથી. તેમજ વગર ગુનેગારને કોઈ દિવસ સજા થતી નથી. આથી સર્વ પ્રજા પણ એવી નીતિવાન થઇ છે કે કોઇ પણ ગુન્હો આવતો નથી.

આટલું સાંભળી બાદશાહ બોલ્યો, હે **સીનબા** તારા કહેવા ઉપરથી મને એમ લાગે છે કે તે જરૂર ઘણોજ મોટો રાજા હોવો જોઇએ, અને એવા મોટા રાજા જોડે મારી તારા લીધેજ દોસ્તી થઇ છે, તેથી હું તારો ઉપકાર માનું છું. અને તને આ જે ભેટ આપું છું તે લે. મેં કહ્યું સાહેબ મારા ઉપર આપની મેહેરબાની છે, તે કાંઇ ઓછી વાત નથી. આપની મેહેરબાની કરતાં હું આ ભેટોને કાંઇ વધારે ગણતો નથી. પણ રાજાએ ઘણા આગ્રહથી મને ઘણી કીંમતની ભેટ આપી તે લઇ હું ઘેર આવ્યો.

આની રીતે પોતાની છઠ્ઠી વખતની મુસાફરીનો સઘળો હેવાલ પુરો થયો એટલે સીનાબાદે સો રૂપીઆ મંગાવી હીનબાદને આપ્યા. અને ખાણું મંગાવી સૌને આપ્યું અને પોતે પણ જોડે બેશી ખાધું અને બધા મિત્રોને કહ્યું કે ભાઇઓ હવે વખત થયો છે માટે પધારો અને કાલે પણ પાછા આ વખતે આવજો એમ કહી સર્વેને વિદાય કર્યા હિનબાદપણ સો રૂપીઆ લઇ પોતાના ઘેર આવ્યો. અને તે રૂપીઆ પોતાની સ્ત્રીને મુકવા આપ્યા હીનબાદે તેની સ્ત્રી આગળ સીનબાદની છઠ્ઠી સફરની હકીકત કહી સંભળાવી. હીનબાદની સ્ત્રી પોતાના સ્વામીને રોજ સો રૂપીઆ લાવતો જોઇ. તેની સારી રીતે સેવા ચાકરી કરવા લાગી અને તે જે કહે તે ઝપાટાબંધ કરતી.

---

# સીનબાદ ખલાસીની સાતમી સફર.

આ છેલી વખતની સફર કર્યા પછી ઘેર આવી મેં નિશ્ચય કીધો કે હવે મારે કોઇ દિવસ આવી દરિયાઇ મુસાફરી કરવી નહી અને ઘેર રહીને એશઆરામ લેવો, આ વખતે મારી ઉમર પણ વૃદ્ધ થઇ હતી, તેથી જવાની હિમ્મત પણ નહોતી તેમજ દુઃખથી કંટાળી ગયો હતો, તેથી મુસાફરી કરવાનો વિચાર પણ કોઇ દિવસ થતો નહીં, અને મોજમજામાં મારા દિવસો ગુજારવા લાગ્યો.

એક દિવસ હું મારા દોસ્તો સાથે, આનંદમાં વાતો કરતો હતો તેવામાં, મારો નોકર આવી બોલ્યો કે આપને મળવાને કોઇ માણસ આવ્યો છે. મેં તેને કહ્યું કે અંદર બોલાવી લાવો, તે માણસ અંદર આવ્યો. ત્યારે મેં તેને પૂછયું કે કેમ શું કામ છે ત્યારે તે બોલ્યો કે સાહેબ આપને, નામદાર ખલીફ બાદશાહ યાદ કરે છે માટે આપ ચાલો. ત્યારે હું તરતજ તેની સાથે ચાલ્યો. અને બાદશાહના દરબારમાં દાખલ થયો રાજા સિંહાસન ઉપર બીરાજેલો હતો તેને મેં નીચો પડી નમસ્કાર કર્યો બાદશાહ બોલ્યો સીનબાદ મેં તને શા કામ સારૂ બોલાવ્યો છે તે તને જણાવવું જોઇએ તે એકે તને **સરનદ્વીપ મોકલવા** વિચાર છે;

એ સાંભળી હું બોલ્યો બાદશાહ હમારા ઉપર દયા કરો હવે હું વૃદ્ધ થયો છું દરિયાઇ મુસાફરી કરી દુઃખ વેઠવાની મારી શક્તિ નથી, મેં મારી ઉમ્મરમાં છ સફરો કરી છે તે દરેકમાં મને એવું દુઃખ પડયું છે કે જો તે આપ નામદાર સાંભળો તો આપને કમકમાટ આવ્યા વગર રહે નહી. હવે મેં મુસાફરી નહીં કરવી એવા સોગન લીધેલા છે માટે આપ મેહેરબાની કરી મને માફ કરો.

બાદશાહ બોલ્યો તને છ મુસાફરીમાં શાં શાં દુઃખ પડયાં તે મને સંભળાવ પછી મે મારી પેહેલેથી માંડીને છ એ મુસાફરીની હકીકત કહી; ત્યારે તો બાદશાહ ઘણોજ અજાયબ થઇ ગયો, કે હે સીનબાદ તને આવું આવું દુઃખ પડયું તેથી હું ઘણો દિલગીરછું. પરંતુ મને ખુશાલી એથી પણ વધારે ઉત્પન્ન થાય છે, તે એ કે આવા નરરત્ન મારા શેહેરની અંદર પડયા છે. હું તારી વાત વિષે આટલો બધો માહિતગાર નહોતો.

સીનબાદ મેં તારી સર્વ હકીકત સાંભળી. પરંતુ મારે તને જે કામે મોકલવો છે તે કામ બીજા કોઇથી થાય તેમ નથી માટેજ મેં તને બોલાવ્યો છે. તો તુ આટલું મારૂં કામ કર હું તારો ઉપકાર ભૂલવાનો નથી મેં કહ્યું નામદાર બાદશાહ હું આપને ઉપકાર મનાવવા સારૂ ના નથી કહેતો પરંતુ મારા ઉપર વીતેલાં દુઃખ યાદ આવતાં મને કંટાળો ઉપજે છે. અને હવે જો કદી મારા ઉપર એવું દુઃખ પડેતો ખમવાની મારામાં શકિત નથી. તેથી ત્યાંને ત્યાં મારાં હાડકાં રઝળે તેથી હું જવાની ના પાડું છું.

બાદશાહ બોલ્યો તે સઘળું હું સમજીછું પણ મારી ખાતર આટલી વખત જવું પડશે, તેનું કારણ કે સરનદ્વીપના રાજાએ જે આપણા ઉપર ભેટો મોકલી છે. તે લઇ આપણે બેસી રહીએ, અને બેદરકારીથી તેનો કાંઇપણ બદલો જ્યારે ન વાળીએ ત્યારે તે હલકાપણું કહેવાય, તેમજ બેદરકારીપણું કહેવાય તેણે જેવી આપણી દોસ્તીને ખાતર તે ભેટો મોકલી, તેમ આપણે પણ આપણે યોગ્ય જે મળે તે ભેટો મોકલીયે તોજ સામાસામી દોસ્તીનો હક જણાય. જો ન કરીએ તો કૃતઘ્ન કહેવાઇ’ માટે તે કામ તારા વિના બીજા કોઇને સોંપી શકાય તેમ નથી.

બાદશાહનું આ બોલવું સાંભળી મેં કહ્યું નામદાર બાદશાહ આપ જ્યારે મને જ ત્યાં મોકલવાની જરૂર ધારો છો તો હું જવા તૈયાર છું. તે બાબતમાં આપ નિશ્ચંત રહેજો. અને મારાથી બનતી મેહેનતે તે કામ કરી આવું છું. આપનો હુકમ મારે પ્રમાણ છે "આપ ભેટ મોકલવાની વસ્તુઓ તથા કાગળ ( રૂકો ) લખી તૈયાર કરો હું ઘેર જઇ પરવારી તૈયાર થાઉંછું. એમ કહી હું ઘેર ગયો અને જવાની તૈયારી કરી બાદશાહ પાસે આવ્યો ત્યારે બાદશાહે મને નીચે પ્રમાણે કાગળ ( રૂકો ) લખી આપ્યો.

## સર્વ જગતના પેદા કરનાર અને સૌને સારી બુદ્ધિ આપનાર ખુદાતાલાએ જેને આવી સ્થીતિએ પહોંચાડી એક મહાન દેશનો ઘણા ઠાઠમાઠવાળો રાજા બનાવ્યો છે તેવા ખલીફ હારૂનઅલ–રસીદ તરફથી સરનદ્વીપના એક નામદાર દોલતમંદ અને ઘણા જોરાવર તથા ઠાઠમાઠવાળા બાદશાહ જોગ.

આપની તરફથી સીનબાદ ખલાસી મારફત આવેલી ભેટ તથા રૂક્કો અમને મલ્યાં અને તે મોટા ઉપકાર સાથે અમો સ્વીકારીએ છીએ. અને તેના બદલામાં તથા આપની દોસ્તીને ખાતર અમો અમારી શક્તિ પ્રમાણે જે કાંઇ જુજ ભેટ આ સીનબાદ ખલાસી સાથે મોકલીએ છીએ, તે આપ સ્વીકારી અમોને આભારી કરશો. અને દોસ્તીના હક્કમાં વધારો કરશો, જે સામાન ભેટ મોકલ્યો છે તેની વિગત.

૧. એક હજાર સોના મોહોરની કીંમતનું સોનેરી બીછાનું.
૨. ઘણી ઉંચી કિંમતના રેશમી ઝબ્બા.
૩. શણના બનાવેલા સરસમાં સરસ સો જબ્બા.
૪. જુદી જુદી જાતના ઘણા સુંદર રંગ પુરેલું એક બીછાનું.
૫. સીંહનો શિકાર કરતો એક માણસ ચિતરેલો છે તેવા દેખાવનું ઘણુંજ સરસ અકીકનું વાસણ.
૬. સુલેમાન બાદશાહના વખતની ઘણીજ નકશી કામ વાળી એક ટેબલ.

ઉપર પ્રમાણે ભેટો તથા બાદશાહનો રૂક્કો લઇ હું સરનદ્વીપ જવા સારૂ નીકળ્યો અને ઘણા લોકો વળાવવાને માટે આવ્યા. બાદશાહ પણ કેટલેક દુર સુધી આવ્યો, તે સર્વેને પાછા વળાવી હું ચાલ્યો અને બસરા બંદરે આવ્યો. અને ત્યાંથી વહાણમાં બેશી સરનદ્વીપ તરફ ચાલ્યો. થોડા દિવસમાં અમો સરનદ્વીપ પહોચ્યા, અને અમારાં વહાણ લંગર કરી. બાદશાહને ખબર આપી કે બગદાદ શેહેરના બાદશાહ તરફથી નજરાણું લઇ સીનબાદ ખલાસી આપની તરફ આવે છે. નોકરોએ તે ખબર તરતજ બાદશાહને પહોચાડી, એટલે બાદશાહ તરતજ મોટા ઠાઠમાઠ સાથે મારી સામો આવ્યો. અને મને જોઇને ઘણોજ ખુશી થઈ બોલ્યો, સીનબાદ ! તું મને હમેશાં યાદ આવતો. અને મને હમેશાં એવી ઇચ્છા થતી કે હવે તારી સાથે ક્યારે ફરીને મુલાકાત થાય ? તે મારી આશા આજે પુરણ થયેલી જોઇ મને ઘણો આનંદ થાય છે. મેં કહ્યું બાદશાહ આપ સાહેબની કૃપાથી હું આપના દર્શન કરવાને ભાગ્યશાળી થયો છું. એમ કહી બગદાદ શેહેરના બાદશાહે આપેલો કાગળ તથા ભેટની વસ્તુઓ સર્વ હાજર કરા. તે વસ્તુઓ જોઇ તથા કાગળ વાંચી બાદશાહ ઘણોજ ખુશી થયો. અને પોતાને બગદાદ શેહેરના બાદશાહ સાથે અંતઃકરણથી દોસ્તી થયેલી જોઈ. તે મારો મોટો આભાર માનવા લાગ્યો.

હું ત્યાં કેટલાક દિવસ રહ્યો. ત્યાર પછી મેં મારા વતનમાં જવાની રજા માગી. ત્યારે સરનદ્વીપનો બાદશાહ શોકાતુર થઇ કહેવા લાગ્યો, હે સીનબાદ ! તું જવાની વાત કરે છે. પણ તારા આવવાથી જેટલી મને ખુશાલી ઉત્પન્ન થઇ હતી, તેના કરતાં સોગણી દીલગીરી તારા જવાથી થશે. તુ પણ હવે વૃદ્ધ થયો છે તેથી તારી સાથે ફરી મુલાકાત થવી ઘણી મુસ્કેલ લાગે છે. માટે થોડા દિવસ રહે તો ઠીક, એવું કહેવાથી હું કેટલાક દિવસ વળી રહ્યો, પછી મેં જવાની તૈયારી કરવા માંડી.

પછી બાદશાહે મને ઘણીજ સારી અને ઉંચી કિંમતની બક્ષીસો આપી. તે લઇ બગદાદ તરફ રવાના થયો, વહાણ ઝપાટા બંધ ચાલ્યું, પરંતુ રસ્તાની કાંઇ ગમ રહી નહીં. તેથી બીજે રસ્તે અમારૂં વહાણ ચડી ગયું. થોડા દિવસ અમો ચાલ્યા, એટલામાં એક વહાણ અમને મળ્યું. તેની અંદર લુટારાઓ

હતા; તે ચાંચીઆ લોકો કહેવાતા. તેઓ એકદમ અમારા વહાણપર ધશી આવ્યા. અને અમારી સાથે લડાઇ થઇ અમારામાંના કેટલાક તો માર્યા ગયા, અને બાકીનાને કેદ કરી લીધા. તથા અમારાં વહાણ તેમણે કબજે કરી લીધાં, તે લોકો અમારૂં વહાણ એક મોટું બંદર હતું ત્યાં લઇ ગયા, અને અમો જેટલા રહ્યા હતા તેમનો પોશાક ઉતારી લઇ. કેદીનો પોશાક પહેરાવ્યો.

અમો સઘળાને તે બંદરમાં જઇ ગુલામ તરીકે વેચી નાંખ્યા, મને જેને ત્યાં વેચ્યો. તે એક હાથી-દાંતનો મોટો વેપારી હતો, તે મને પોતાના ઘેર લઇ ગયો. અને ગુલામનાં કપડાં પેહેરાવી મને ખાવા આપ્યું. ખાઇ રહ્યા પછી મને તેણે પૂછ્યું કે તને શું ધંધો આવડે છે, મેં કહ્યું હું મજુર નથી. પરંતુ એક મોટો વેપારી છું. મારૂં વહાણ ચાંચીઆ લોકોએ લુટી લઇ મને તમારે ત્યાં ગુલામ તરીકે વેચ્યો છે. પછી તેણે મને પૂછ્યું કે તને બાણ મારતાં આવડે છે ! મેં કહ્યું કે હા-મને નાનપણથીજ તે રમત સારી પેઠે આવડે છે. ત્યારે તેણે ખુશી થઇ, તીરનો ભાથો તથા એક કામઠું આપ્યું. ત્યાર પછી કેટલુંક ખાવાનું પોતાની સાથે બાંધી પોતાના સાથે હાથી ઉપર મને બેસાડયો. અને તે શેહેરથી ચાર પાંચ ગાઉ છેટે એક જંગલ હતું ત્યાં લઇ ગયો.

આ જંગલમાં હાથીઓની પેદાશ પુષ્કળ હતી. તેથી આ વેપારી આ જંગલમાં આવી, તીર કમાન વડે હાથીઓને મારતો અને તેના દંતુશળ કાઢી લેતો, આ જંગલમાં આવી તેણે મને કહ્યું કે આ ઉંચા ઝાડ ઉપર તું તારાં તીર તથા કામઠું લઇ ચડીજા. અને અહીંઆં હાથી આવે એટલે તું તેને મારજે, જેવો તે હાથી મરી જાય એટલે તરત મને ખબર આપજે, એમ કહી તે મને કેટલુંક ખાવાનું આપી ત્યાંથી ચાલ્યો ગયો.

હું આખો દિવસ તે ઝાડ ઉપર રહ્યો. પરંતુ એક હાથી પણ આવ્યો નહીં. તેથી મને ધાસ્તી થવા લાગી કે શું મને કપટથી તો અહીં નહીં રાખ્યો હોય. એમ ધાસ્તીમાંને ધાસ્તીમાં હું આખી રાત ઝાડઉપર બેશી રહ્યો. મારી પાસે ખાવાનું હતું તે ખાધું, અને બીજે દીવસ સવાર થતાં એક હાથીઓનું મોટું ટોળું આવ્યું. તેમની સામે મેં ઉપરા ઉપરી તીર ફેંકવા માંડયાં, અને એક હાથીને મેં માર્યો; તે પડયો એટલે બીજા હાથીઓ નાશી ગયા. એ હાથી નાશી ગયા, કે તરતજ હું ઝાડ ઉપરથી નીચે ઉતરી મારા શેઠને ખબર આપવા ગયો, તે મારા ઉપર ઘણોજ ખુશી થઇ એકદમ દોડતો આવ્યો. અને પેલા હાથીના દાંત કાઢી લઇ અમો ઘેર આવ્યા. તેણે મને સારી રીતે ખવરાવી સારો પોશાક પેહેરવા આપ્યો, અને મારાં વખાણ કરવા લાગ્યો.

બીજે દિવસે પણ પાછો તે જંગલમાં તેણે મને મોકલ્યો, તે દિવસે હું બીજા ઝાડ ઉપર રહ્યો. અને એક હાથી માર્યો, આવી રીતે બે માસ સુધી હું દરરોજ જૂદા જૂદા ઝાડ પર રહી, એક હાથીની ઘાત કરવા લાગ્યો, મારો શેઠ મારા ઉપર ઘણોજ ખુશી થઇ ગયો. પરંતુ મને ઘણો અફસોસ થવા લાગ્યો, કે ફક્ત એક મારૂં પેટ ભરવાની ખાતર મારે હમેશાં એક હાથીની ઘાત કરવી પડે છે. પણ શું કરવું ત્યાં કાંઇ બીજો ઉપાય નહોતો.

એક દિવસ હું એક ઝાડ ઉપર ચડી બેઠો હતો. તેવામાં એક પુષ્કળ હાથીનું ટોળું આવ્યું. હમેશાં તે હાથીઓ સીધા રસ્તે ચાલ્યા જતા. અને હું મારૂં કામ સાધી લેતો. પણ તે દિવસે તો સઘળા હાથીઓ એકદમ જે ઝાડ ઉપર હું હતો તે ઝાડની નીચે આવી ફરી વળ્યા. હું બાણ ફેંકવાની તૈયારીમાં હતો પરંતુ એટલામાં તો તેઓ પોતાની સુંઢો મારી તરફ લંબાવી એવી બુમરાણ કરવા લાગ્યા કે આસમાન પણ ધ્રુજવા લાગ્યું. પોતાની સુંઢો જ્યાં સુધી પહોંચી ત્યાં સુધી તેમણે ઝાડનાં ડાળાં તોડી પાડયાં. હું સજ્જડ થઇ ગયો. અને મારૂં મોત પાસે ભમતું હોય એમ માનવા લાગ્યો. જે ઝાડ ઉપર હું હતો તે ઝાડ ઘણું ઉંચું હતું. તેથી તેમની સુંઢ મારા સુધી પહોંચી નહીં, ત્યારે રીસે ભરાઇ તેમાંનો એક હાથી તે ઝાડનાં થડને પોતાની સુંઢ વીંટાળી જોરથી હલાવવા લાગ્યો. મારા હાથમાંનાં તીરકમાન નીચે પડી ગયાં, એટલામાં તો તે હાથીએ ઝાડને મૂળમાંથી ઉખેડી નાંખી લાંબું કરી દીધું. હું પણ તે ઝાડની સાથે ભોંય પડયો. મારા શરીરે કેટલુંક વાગ્યું પણ ખરૂં. તો પણ હું ઉઠીને નાસવાની તજવીજ કરવા લાગ્યો.

તેટલામાં તો તે હાથીએ મને પોતાની સુંઢથી પકડી લીધો, હું મડદા જેવો થઇ ગયો અને જીવવાની આશા છોડી, પેલો હાથી મને પોતાની સુંઢ વડે ખાંધ ઉપર નાંખી ચાલ્યો અને તેની પાછળ સઘળા હાથીઓ ચાલ્યા હું જાણતો હતો કે હમણાં મને પટકી તેઓ મારી નાંખશે.

તે હાથી મને લઇ એક ઉજડ જગ્યામાં ગયા મને કાંઇ ભાન નહોતું કે હું કઇ જગાપર આવ્યો છું. ત્યાં આગળ મને તેઓ મુકી ત્યાંથી જતા રહ્યા. થોડીવાર હું એમને એમ પડી રહ્યો. પછી મને જ્યારે ભાન આવ્યું ત્યારે માલમ પડયું કે ખુદાતાલાની મેહેરબાનીથી હું જીવતો રહ્યો છું. હું મારા મનમાં ઘણો ખુશી થયો અને બેઠો થઇ જોવા લાગ્યો તો ત્યાં એક હાથી પણ મારા જોવામાં આવ્યો નહીં. તેથી મને તો નવાઇ જેવું લાગ્યું ત્યાર પછી ત્યાંથી ઉઠી ચાલવા લાગ્યો તો એક મોટો ઢગલો દીઠો તે ઢગલો હાથીઓના દાંત તથા હાડકાંનો હતો,

મેં વિચાર્યું કે હાથીઓ મને આ ઢગલો બતાવવાને માટેજ લાવ્યા હશે. કારણ કે હું તેમના દાંત માટે રોજ એક હાથીનું ખુન કરતો હતો, તેથી તે હાથીઓએ એમ વિચાર્યું કે જો આ માણસને આ જગા બતાવીએ તો પછી તેને ખુન કરવાની જરૂર રહે નહીં. આ મારો વિચાર ખરો હતો કારણ કે જો તે મને મારવાના ઇરાદાથી લાવ્યા હોત તો જીવતો મુકી નાશી જાત નહીં, વળી તે એટલે સુધી કે હું ત્યાંથી મારા શેઠના ઘર તરફ ચાલવા લાગ્યો તે રસ્તો આખા દિવસનો હતો તો પણ માર્ગમાં એક પણ હાથી મારા જોવામાં આવ્યો નહીં, જુઓ ત્યારે જાનવરમાં પણ કેટલી અક્કલ હોય છે.

હું ત્યાંથી ચાલતો ચાલતો સાંજની વખતે ઘેર આવ્યો, હું રસ્તામાં ચાલતાં મને વિચારો આવવા લાગ્યા કે અરે ખુદાતાલા તારી લીલા અપાર છે, એક ઘડીમાં જળનું થળ કરી નાંખે. જેવું મને મુસાફરીઓમાં દુઃખ પડયું છે. તેવું દુઃખ કોઇને પડયું હોય એવું મારા સાંભળવામાં પણ આવ્યું નથી. પણ એટલી તો મારા ઉપર પરવરદિગારની મેહેરબાની છે કે આવાં મરણાંત દુઃખોમાં પણ હું જીવતો રહ્યો છું. આમ વિચાર કરતો, હું ઘેર આવ્યો. ત્યારે મારો શેઠ ઉદાસીમાં બેઠો હતો. તે મને જોતાં ઘણો ખુશી થઇ કહેવા લાગ્યો અહો સીનબાદ ! અત્યારે તને જોતાં બહુ આનંદ થાય છે, તું જ્યારે રોજની વખતે ઘેર ન આવ્યો ત્યારે હું તને શોધવાને સારૂ જંગલમાં ગયો પણ કોઇ ઠેકાણે તને દીઠો નહીં, ત્યારે મારા પેટમાં ફાળ પડી, મેં ઘણી તપાસ કરી તો એક ઝાડ તળે તારી પાસેનાં તીરકમાન પડેલાં હતાં અને તે ઝાડ મૂળમાંથી ઉખડી પડેલું હતું વળી તે જગ્યાએ ઘણા હાથીઓનાં પગલાં મારા જોવામાં આવ્યાં તેથી મેં વિચાર્યું કે નક્કી આજ ઘણા હાથીઓએ મળી તેને મારી નાંખેલો છે. તેથી હું દિલગીર થઇ આખા જંગલમાં જોઇ અહીં આવી બેઠો છું અને તારા વિષે મનમાં અનેક વિચારો કરતો હતો. એટલામાં તો તું અહીં આવ્યો.

હવે તારી શી હકીકત થઇ તે મને સંભળાવ તે જાણવાની મારી ઘણી ઇચ્છા છે. પછી મેં કહ્યું કે શેઠ હું આજે મોટા મરણાંત આફતમાંથી નવે અવતાર આવ્યો છું, પરંતુ તે સાથે તમને એટલો લાભ મળશે કે તમારી જીંદગી સુધી તમારે કમાવું પડશે નહીં, તે સાંભળી તે ઘણો અધીરો થઈ મને કહેવા લાગ્યો કે તે કેવી રીતે પછી મેં તેને સઘળી હકીકત કહી, ત્યારે તે ઘણોજ નવાઇ પામ્યો અને કહેવા લાગ્યો, ભાઇ તારા ઉપર પડેલા દુઃખથી મને ઘણીજ દીલગીરી પેદા થાય છે પરંતુ તું આવી આફતમાંથી ઉગર્યો તેથી ખરેખર ભાગ્યશાળી પુરૂષ જણાય છે. હવે તું મને તે જગ્યાએ લઇ જા પછી અમો બન્ને જણ ત્યાં ગયા ત્યાં જઇ મેં તેને દાંતનો મોટો ઢગલો દેખાડયો, તે જોઈ તે અત્યંત ખુશી થઇ બોલ્યો હે ભાગ્યશાળી પુરૂષ આજે મારૂં ભાગ્ય તારાથીજ ખુલ્યું છે. તારો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે, આજ સુધી અમોએ સેંકડો ગુલામો રાખી તારી માફક તેમની પાસે કામ લીધું પરંતુ તેમાંનો એક જણ મરણ પામ્યો નથી. અને આજે આટલું બધું કષ્ટ પડવા છતાં પણ તું જીવતો રહ્યો, તેજ તારા ભાગ્યશાળીપણાની નિશાની છે. આજથી હું તને મારો ગુલામ નહીં પણ મિત્ર તરીકે ગણીશ અને એમ લાગે છે કે તેં તારી જીંદગીમાં ઘણાં ઉત્તમ કામો કર્યા હશે અને હજુ પણ કરીશ. તારા જેવા મહાત્મા પુરૂષ પાસે અમોએ ગુલામ તરીકે કામ કરાવ્યું તેને માટે અમો તારી ક્ષમા માગીએ છીએ.

વળી તેં અમોને લાખો રૂપીઆ મેળવવાનો રસ્તો બતાવ્યો, તેથી હાથીઓના જીવ પણ બચશે. તે એક મોટું પુન્ય તને પ્રાપ્ત થયું. મારી તરફથી હું તને આ ઉપકારના બદલામાં ઘણું ધન આપીશ. એમ વાતો કરતાં, અમે ત્યાંથી પાછા વળ્યા રસ્તામા અમો કોઇ ઠેકાણે ઉભા નહીં રહેતાં જે હાથી ઉપર બેશી અમો ગયા હતા, તે હાથી ઉપર બેશી ચાલ્યા અમો ઘેર આવ્યા બન્ને જણે ખાધું. ત્યાર પછી અમો વાતો કરવા બેઠા. શેઠ બોલ્યો, હે ભાઇ! તેં મારો જે ઉપકાર કર્યો છે. તેનો બદલો હું કેવા રીતે વાળીશ મેં કહ્યું શેઠ આપ મારા ઉપર મેહેરબાની કરી જો મારા ઘેર પહોચાડો તો આપનો ઉપકાર હું જીંદગી પર્યંત ભુલીશ નહીં, હવે મને મારા ઘેર જવાની ઘણીજ જીજ્ઞાસા ઉત્પન્ન થયેલી છે. હું વૃદ્ધ થયો છું મારા શેહેરનો રાજા તથા મારાં બાયડી છોકરાં મારી વાટ જોતાં હશે હવે મારી ઉમરનો બાકીનો ભાગ મારે મોજશોખમાં ગાળવાનો છે, માટે જો આપ મારા ઉપર મેહેરબાની રાખતા હોતો મારૂ આટલું કામ કરો. અને તેથી હું લાખો રૂપીઆ પામ્યો એમ માનીશ મારે ધનની કાંઇ જરૂર નથી.

શેઠ બોલ્યો ભાઈ હમણાં વહાણ બંધ છે. તેથી વહાણો આવ જા થવાની વખત આવશે. એટલે હું તને તરત વિદાય કરીશ. અને તને સારી રાતે ભેટ પણ આપીશ. એ સાંભળી હું ખુશી થયો અને ચોમાસું પુરૂં થયું ત્યાં સુધી ત્યાંજ રહ્યો.

રૂતુ બદલાઇ અને વહાણોની આવ જા થવા લાગી ત્યારે મારા શેઠે એક વહાણ તૈયાર કરાવી આપ્યું તેમાં ખાવા પીવાનું સારી રીતે ભર્યું. અને મને સારો પેઠે પૈસા આપ્યા. પછી તે વહાણની અંદર બધો હાથીદાંત ભર્યો અને તેમાં મારો અરધો અરધ ભાગ કરી તે વહાણ મને સોંપ્યું વળી મને એવી એવી કીંમતી વસ્તુઓ ભેટ આપી તેની કીંમત કરવી પણ મુસ્કેલ થઇ પડે હું ત્યાંથી ચાલવા તૈયાર થયો. ત્યારે તેણે મારો ઘણો ઘણો ઉપકાર માન્યો અને કહેવા લાગ્યો કે તારા જેવા સત્પુરૂષની મુલાકાત હવે કયારે થશે. તારા વિયોગથી હવે મને ઘણું દુઃખ થશે. તું તારા કુટુંબમાં જાય છે. તેથી તને તો આ વિયોગની અસર કાંઇજ નહીં થાય પરંતુ મારાથી તારા સિવાય રહેવું એ ઘણુંજ દુઃખદાયી થઇ પડશે, અને કેટલાક દિવસ સુધી તો મને નું સુનું લાગશે, મેં કહ્યું સાહેબ આપના કરતાં મને વિયોગનું દુઃખ ઓછું લાગે તે સ્વાભાવિક છે, પરતુ આપ એમ ન સમજશો કે હું આપને ભુલી જઇશ જો કે મારા વતનમાં જવું છે તેને લીધે કાંઇક ખુશાલી થશે. પરંતુ વિયોગનું દુઃખ કંઇ વિસરશે નહીં, એમ કહી હું મારા વહાણપર ચડી ત્યાંથી વિદાય થયો.

અમારૂં વહાણ તથા બીજાં કેટલાંક વહાણ ઝપાટાબંધ ચાલ્યાં રસ્તામાં કેટલાંક બંદરો તથા શેહેરો જોતા જોતા અમો હિંદુસ્તાન તરફ પહોચ્યા ત્યાંથા જેમ જેમ અમો આગળ જઇએ તેમ તેમ અમને વધારે નફો મળે તેમ હતું. પરંતુ હવે આવી મુસાફરીઓથી એટલો તો કંટાળી ગયો હતો કે દરિઆઇ મુસાફરીમાં એક દિવસ કાઢવો તે એક વરસ જેવો થઇ પડયો હતો. તેથી મેં મારી પાસેનો માલ વહાણના બીજા વેપારીઓને વેચી દીધો. અને જે રકમ ઉપજી તે લઇ જમીન માર્ગે બગદાદ જવાનો મેં વિચાર કર્યો મારૂં વહાણ તથા અરધા હિસ્સાની રકમ મારા શેઠને સોંપવા તે વેપારીઓને ભલામણ કરી અને હું એક બંદર ઉપર ઉતર્યો.

ત્યાર પછી ત્યાંથી જમીન માર્ગે જવાને હું સોબત શોધવા લાગ્યો, કારણ કે રસ્તો અજાણ્યો તેમજ મારી પાસે જોખમ ઘણું હતું તેથી સોબત સિવાય જવાય તેમ નહોતું. હું કેટલાક દિવસ ત્યાં રહ્યો એવામાં એક વણજારાની પોઠ મળી. તેને પૂછતાં માલમ પડયું કે તેઓ તે તરફ જવાના છે. તેઓ પોતાનો માલ પોઠીઆઓ ભરી જમીન માર્ગે ઇરાન દેશ તરફ જતા હતા તેથી તેમની સાથે ચાલ્યો. આ વણજારા સાથે ઘણા પોઠીઆ તથા માણસો હતાં, તથા તેમનો ઠાઠ પણ એક રાજા જેવો હતો, આથી મને રસ્તામાં ઘણું સુખ પડ્યું જો કે કોઇ કોઇ ઠેકાણે કેટલીક આફતો પડી પરંતુ તે દરીઆની મુસાફરી જેવી મરણાંત નહોતી, મેં ઘણાં ઘણાં મોટાં દુઃખ વેઠેલાં તેથી આવી આફતો મન રમત જેવી લાગી ત્યાંથી આગળ ચાલતાં બ.[illegible] કેટલીક મોબ[illegible] મળી અને પછી જેમ જેમ આગળ ગયા

તેમ તેમ કેટલીક સોબત તૂટે અને કેટલીક નવી થાય એવી રીતે ચાલતાં ચાલતાં બગદાદ શેહેર નજીક હું પહોંચ્યો. મારા પહોંચતાં પેહેલાં બાદશાહને મારી ઘણા દિવસ સુધી ખબર નહીં મળવાથી મારી ખોળ કરવાને કેટલાંક વહાણ તથા માણસો મોકલ્યાં હતાં તેમાંનાં કેટલાંક આવી ગયાં હતાં પણ કોઇની તરફથી મારા સમાચાર મલ્યા નહોતા! તેથી રાજા દરરોજ ઉદાસીમાં રહેતો, પરંતુ જ્યારે મારા આવવાની ખબર સાંભળી ત્યારે તે ઘણોજ ખુશી થયો અને મારા શેહેરમાં પહોચતાં પેહેલો તે મને સામો લેવાને માટે આવ્યો. મને પગ રસ્તે આવતો જોઈ કહેવા લાગ્યો કે તું આ રસ્તે ક્યાંથી આવ્યો ? મેં કહ્યું નામદાર બાદશાહ તે હકીકત એવી છે કે જે સાંભળતાં તમો અજાયબ થશો. માટે આપ હમણાં ચાલો, પછી હું તમને કહીશ, બાદશાહ મને મારા ઘેર જવા નહીં દેતાં પોતાના મકાને લઇ ગયો, ત્યાં લઇ ગયા પછી મારી સારી પેઠે આગના સ્વાગતા કરી અમોએ જોડે ખાણું લીધું પછી નિરાંતે બેઠા.

બાદશાહે કહ્યું હવે તમારી હકીકત સંભળાવો, તને ઘણા દિવસ થયા તેથી મારા મનમાં મોટી ફાળ પડેલી હતી અને રાત દિવસ તારી ચિંતા કરતો હતો. તો પણ મને એટલો તારા ઉપર તથા ખુદાતાલા ઉપર વિશ્વાસ હતો કે, તું તારા ભાગ્યના પ્રતાપથી ગમે તેવી આફતોમાંથી બચીશ, તો પણ દીલમાં તો બેચેની રહ્યા કરતી હતી.

મેં કહ્યું બાદશાહ ! હું ખુદાતાલાના તેમજ આપના પ્રતાપથી જીવતો આવ્યો છું. હું સરનદીપના બાદશાહ પાસે ગયો અને ત્યાં કેટલાક દિવસ રહ્યો. ત્યાં સુધી તો ઘણા આનંદથી દિવસો ગુજાર્યા, પણ ત્યાંથી નીકળ્યા પછી મને જે દુઃખ પડયું તેનો હેવાલ અજાણ્યા માણસોના મનથી તો કલ્પીતજ લાગે પરંતુ આપ જ્યારે મારા બોલવા ઉપર ભરોસો રાખો છો તો હું તમને કહું છું. પછી મેં મારી સઘળી વીતક વાત અથથી તે ઇતિ સુધી કહી સંભળાવી. આ સાંભળી કેટલીક વાર સુધી બાદશાહ તો મુગોજ બેશી રહ્યો.

પછી બાદશાહ બોલ્યો સીનબાદ ! તારો પ્રતાપ એવો છે કે સેંકડો આફતોમાંથી તું બચવા પામ્યો છે, મારા રાજમાં તારા જેવા માણસો છે. તેથી હું ઘણોજ ભાગ્યશાળી છું. આજથી હું તને એક મારા ખાસ મિત્ર તરીકે ગણું છું. તારી સાતે મુસાફરીઓનો ઇતિહાસ હું મારા પોતાના ઇતિહાસ સાથે જોડી દઇશ. એમ કહી પોતાનો ઇતિહાસ લખનાર કવિને બોલાવી હુકમ કર્યો કે આ સીનબાદ ખલાસીની સાતે મુસાફરીની સઘળી હકીકત વિગતવાર મારા ઇતિહાસમાં નોંધી લે.

ત્યાર પછી બાદશાહે મારો ઘણો ઉપકાર માની ઘણી બક્ષીસો આપવા માંડી, મેં કહ્યું નામદાર બાદશાહ ! આપના પ્રતાપથી મારી પાસે દોલતની કાંઈ ખોટ નથી. મારી સાત પેઢી સુધી ખુટે તેમ નથી, માટે તે લેવાની મારી મરજી નથી. મારે તો ફક્ત આપની મેહેરબાનીજ જરૂર છે, બાદશાહે કહ્યું તે વાત ખરી પરંતુ હું એવો કૃતઘ્ન નથી, કે મારા નિમિત્તે તને આટલું આટલું દુઃખ પડયું છતાં, તેનો કાંઇપણ બદલો તને ન આપું. એમ કહી તેણે પુષ્કળ આગ્રહ કરી મને ઘણીજ દોલત આપી, તે લઇ હું મારા મકાનપર આવી મારા સર્વે સગાં વહાલાંને ઘણા પ્રેમ પુર્વક મળ્યો, તેઓ પણ મારી વરસાદની પેઠે વાટ જોઈ રહ્યાં હતાં.

એટલું કહી સીનબાદ ખલાસીએ મજુર હિનબાદને કહ્યું હીનબાદ ! મારી સાતે મુસાફરીઓનો સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. હવે હું તને પૂછુંછું. કે તું હમેશાં લાકડાંનો ભારો લાવીને વેચે છે. તે દુઃખ વધારે ? કે મારા ઉપર પડેલું દુઃખ વધારે, કોઇપણ માણસ આથી વધારે દુઃખની વાત કોઇનો પણ બતાવી શકશે ? હીનબાદ આશ્ચર્ય પામી તેના પગમાં પોતાનું માથું મુકી કહેવા લાગ્યો કે હે સીનબાદ ! તમારા આ દુઃખ આગળ મારૂં દુઃખ તો સમુદ્રના એક ટીપા બરોબર પણ નથી આટલું દુઃખ વેઠી એકઠી કરેલી દોલત આવી રીતે વાપરો તેમાં શું નવાઇ, તમો તમારી મોજ મજાની સાથે મારા જેવા ગરીબોનાં દુઃખ ભાગો છો. તેથી તમને ખરેખર ધન્યવાદ ઘટે છે. આ દુનિયામાં કાંઇપણ ચીજ સાથે આવે તેવી નથી. ફક્ત એક ધર્મજ સાથે આવશે. આવી રીતે પોતાનો પૈસો સારા માર્ગે વાપરતાં ખુટી જશે એવું માનનારા માણસો ઘણા મૂર્ખ સમજવા, કદાપી એમ સમજે કે ઓછા થયા. પરંતુ

મરણ પછી તો તે સારા માર્ગે વાપરેશો પૈસો આપણને લાખો ગણું ફળ આપવાનો એમાં કાંઇપણ શંકા કરવા જેવું નથી. આપ આવું સમજી આપના પૈસાનો સદ્ ઉપયોગ કરો છો તેથી આપને તેમજ આપના કમાણીને ધન્ય છે. હું આપને ખરા અંતઃકરણ પૂર્વક આશિશ દઉં છું કે ખુદાતાલા આપને અમર રાખો, અને આપની દીનપરદીન ચઢતી કળા કરો, કે જેથી મારા જેવા હજારો માણસો આપનો આશ્રય લઇ પોતાના દુઃખનું નિવારણ કરે.

ત્યાર પછી હમેશના રીવાજ પ્રમાણે સીનબાદે હીનબાદને સો રૂપીઆ આપ્યા અને તેને માન આપી વિદાય કર્યો. ત્યાંથી તે પોતાના ઘેર આવી તે રૂપીઆ પોતાની સ્ત્રીને આપી છેલ્લી મુસાફરીની સઘળી હકીકત સંભળાવી અને તેણે મજુરીનો ધંધો છોડી દીધો, તેનું સઘળું કુટુંબ સીનબાદ ખલાસીને હજારો દુવા દેવા લાગ્યું તેમજ જ્યાં હોય ત્યાં તેની જયજય પોકારવા લાગ્યું.

આટલું બોલી શેહેરાજાદી ચુપ રહી, પણ તે વખતે સવાર થયું નહોતું તેથી સુલતાન **શહેરીયાર** બોલ્યો કે પ્યારી ! હજુ સવાર થવાને કેટલીકવાર છે, તો તારી અજાયબ જેવી કોઇ વાત સંભળાવી મને ખુશ કર. હું તારી વાતો સાંભળી ઘણો ખુશી થાઉં છું. મેં મારી ઉમ્મરમાં પણ આવી વાતો કોઇના મોઢે સાંભળી નથી. માટે જો તમને આવી બીજી કાંઇ આવડતી હોય તો ચલાવો.

**શેહેરાજાદી** બોલી નામદાર બાદશાહ ! આપની ઇચ્છા હોય તો કહેવાને આપની દાસી તૈયાર છે. એમ કહી **શેહેરાજાદીએ** ત્રણ સેફ્ફળની વાર્તા શરૂ કરી.

# બાદશાહ તથા વજીરની વાર્તા.

બગદાદ શેહેરનો બાદશાહ જે હું મારી બીજી વાતોમાં જણાવી ગઇ છું. તે ખલીફ-હારૂન-અલ-રસીદ એક દિવસ સાંજની વખતે પોતાના વજીરને બોલાવી કહેવા લાગ્યો કે પ્રધાન, આપણી પ્રજાની સ્થીતિ જોવાની મારી મરજી થઇ છે. તે સુખી છે કે દુઃખી છે ? તેઓને ન્યાય બરાબર મળે છે કે નથી મળતો ? પ્રજાની મારી પ્રત્યે લાગણી કેવી છે. તે સઘળું જાણવાની મને ઉત્કંઠા થઇ છે. આપણા નોકરો બરોબર કામ કરે છે કે નહીં, જે લાંચો ખાતા હોય પક્ષપાત કરતા હોય તેમને યોગ્ય સજાએ પહોંચાડવા, અને જે બરોબર નેકીથી કામ કરતા હોય તેમને સારો લાભ આપવો એવી મારી ઇચ્છા છે. માટે આજ રાત્રે આપણે આપણા શેહેરમાં છુપા વેશે નીકળવું અને સઘળી તપાસ કરવી.

પ્રધાન બોલ્યો નામદાર બાદશાહ જેમ આપની ઇચ્છા હશે તેમ વર્ત્તવાને તૈયાર છું, એમ કહી તે પોતાને ઘેર ગયો અને સાંજના આઠ નવ વાગ્યાને સુમારે બાદશાહ પાસે આવી હાજર થયો. પછી બાદશાહ, જાફર ( પ્રધાન ), અને મસરૂર ( ખોજાઓનો નાયક ) એ ત્રણે જણ પોતાનો વેશ બદલી રાત્રે અગીઆર વાગ્યા પછી શેહેરમાં ફરવા માટે નીકળ્યા.

રાત અજવાળી હતી તેથી જે કોઇ માણસ આવતું જતું હોય તે તરત નજરે આવતું. કેટલી એક પોળો ફર્યા બાદ એક રસ્તા ઉપર ઘરડો માછી નજરે પડયો, તેની પાસે એક જાળ તથા ટોપલી હતી, એ શરીરે ઘરડો લાગતો હતો, પગમાં ચાલવાની આય સરખી જણાતી નહોતી. બાદશાહે પ્રધાનને કહ્યું પ્રધાન આ માણસ ઘણોજ ગરીબ જણાય છે, ચાલો તેને કાંઇ પૂછી જોઇએ એમ કહી તેની પાસે ગયા વજીરે પૂછયું તું કોણ છે ? અને કયાંથી આવે છે ? પેલો માછી બોલ્યો હું આ શેહેરનો માછીછું. અને માછલાં મારવાનો ધંધો કરૂં છું પણ મારૂં નશીબ એવું છે કે આજ આખા દિવસમાં મારા હાથમાં એક પણ માછલી આવી નથી. મારાં બૈરાં છોકરાં ભુખ્યાં ભુખ્યાં મારી આવવાની વાટ જોઇ બેશી રહ્યાં હશે. પરંતુ હું તો ઠાલો માલો જાઉં છું તેથી નિરાશ થઇ ગયો. છું અને મારા પગમાંથી ચાલવાની પણ શક્તિ જતી રહી છે.

આ સાંભળી બાદશાહને તેના ઉપર ઘણી દયા આવી. અને કહ્યું કે તું અત્યારે પાછો વળ અમે

તારી સાથે આવીએ છીએ, તું એક વખત નદીમાં જાળ નાંખજે, અને તેમાં જે આવશે તે અમો લઈશું અને તેની કીંમત તને સો રૂપીઆ આપીશું. આ સાંભળી પેલો માછી ખુશી થયો જો કે તેના પગમાં શક્તિ નહોતી તોપણ સો રૂપીઆનું નામ સાંભળી તે તરતજ ત્યાંથી પાછો વળ્યો અને પેલા ત્રણ જણ સાથે નદી ઉપર ગયો.

માછીએ પોતાની ટોપલી ઉતારી તેમાંથી જાળ કાઢી અને નદીમાં નાંખી ખેંચવા લાગ્યો તો તેમાં કાંઈ ભાર હોય એવું લાગ્યું. જ્યારે માછીએ જાળ બહાર ખેંચી કાઢી જોયું તો તેમાં એક તાળું વાસેલી પેટી આવી હતી. તે તેણે બાદશાહના હાથમાં મુકી. બાદશાહે વજીરને કહ્યું કે આ માછીને સો રૂપીઆ ગણી આપો, તરતજ વજીરે તેને સો રૂપીઆ ગણી આપ્યા. આ પેટીમાં શું હશે તે જાણવાની બાદશાહને ઇચ્છા થઈ, તેથી તે પેટી લઈ પોતાના મેહેલ તરફ તે ચાલ્યો.

પાદશાહે પોતાના મુકામપર જઈ તે પેટી ઉઘડાવી, તો તેમાંથી માથું, હાથ, પગ વગેરે શરીરના છુટા અવયવો નીકળ્યા. બાદશાહે માથું હાથમાં લીધું અને જોવા માંડયું તો તે માથું કોઈ ખુબસુરત ઓરતનું હતું. આ જોતા જોતામાં તો બાદશાહની આંખો ક્રોધથી લાલચોળ થઈ ગઈ. અને વજીરને બોલાવી કહ્યું કે પ્રધાન ? મેં આ રાજકાજનો સઘળો વિશ્વાસ તારા ઉપર રાખેલો છે, તારી સઘળી વાત હું સાચે સાચી માનું છું. રૈયત સુખી છે કે દુઃખી તે જોવાની મારા કરતાં પણ તારી વધારે ફરજ છે. અને તેને માટે મારી તરફથી જોખમદાર તુંજ છે, આવી રીતે જ્યારે મારા રાજ્યમાં ખુન થાય છે. ત્યારે તેની ખબર પણ મને મળતી નથી. એ કેવું અંધેર, મેં તારાપર વિશ્વાસ રાખ્યો તેનું પરિણામ આવુંજ આવ્યું. આ ગુન્હાને માટે પણ તુંજ શિક્ષાને પાત્ર છે, માટે આ વિષે તું તપાસ કરી તેનો ખુની શોધી કાઢ, નહીં તો તને તારાં સગાં વહાલાં સાથે ગરદન મારીશ.

વજીર બોલ્યો નામદાર બાદશાહ ! આપ જે કહો છો તે સઘળું સત્યજ છે, આપે જેવો મારા ઉપર ભરોસો રાખ્યો છે. તેવીજ રીતે પ્રમાણીકપણાથી હું કામ કરૂં છું અને રૈયતની તપાસ રાખું છું. છતાં પણ આ બનાવ શાથી બન્યો હશે, તેનો જ્યાં સુધી તપાસ થયો નથી, અને હકીકત માલમ પડતી નથી ત્યાં સુધી હું આપનો ગુન્હેગાર છું. પરંતુ આપ નામદાર તરફથી મારા ઉપર એટલી મેહેરબાની થવી જોઈએ કે તેની તપાસ કરવામાં મને કેટલીક મુદત મળે. બાદશાહે કહ્યું કે હું તને આજથી ત્રણ દિવસની મુદત આપુછું, તે મુદતની અંદર જો તું ખુલાસો નહીં આપે તો મારો બોલ પાળવાને લગાર પણ વિલંબ કરીશ નહીં એ તારે ચોક્કસ સમજવું. માટે આજથીજ તું તેની તપાસમાં રહેજે.

પ્રધાન બોલ્યો સાહેબ આપે મને આટલી મુદત આપી તેને માટે આપનો મોટો ઉપકાર માનું છું. એમ કહી વજીર ત્યાંથી ચાલ્યો; આ બાબતની તપાસ કેવી રીતે કરવી તે વિષે તેના ચિત્તમાં અનેક વિચારો આવવા લાગ્યા. આવડા મોટા શેહેરમાંથી આ બાબતનો પત્તો લગાડવો એ ઘણું મુશ્કેલ કામછે, જો પત્તો નહીં લાગે તો જરૂર બાદશાહ મને છોડવાનો નથી અને મને આશા છે કે પત્તો નહીંજ લાગે, તેણે પોતાના હાથ નીચેના તમામ અમલદારોને સખત નોટીસ આપી કે જો આ બાબતનો પત્તો નહીં લાગે તો તમામને મોતને શરણ થવું પડશે, આવો હુકમ સાંભળતાં તમામ અમલદારો શોધમાં પડયા પણ સઘળે ઠેકાણેથી એવાજ સમાચાર મળ્યા કે કાંઈ પત્તો લાગતો નથી. આ સાંભળી વજીર ઘણોજ દીલગીર થઈ ગયો. અને મોત પાસે આવ્યું હોય એમ માનવા લાગ્યો.

આવી રીતે વિચાર કરતાં તેને એક યુક્તિ સુઝી. જો કે તે યુક્તિ ઘણીજ અન્યાય ભરેલી હતી પરંતુ પોતાનો જીવ બચાવવાને માટે માણસ બીજું કયું કૃત્ય ન કરે, તેણે એવો નિશ્ચય કર્યો કે ગમે તે કોઈ માણસને ગુનેગાર તરીકે પકડી બાદશાહ આગળ રજુ કરવો. અને પોતાના વિશ્વાસુ માણસોને તેના પુરાવા તરીકે હાજર કરવા પોતાનો જીવ બચાવવાને તેણે આ ઉપાયની યોજના કરી.

હવે કયા માણસને માથે તહોમત મુકવું તેનો પ્રધાન પોતે વિચાર કરવા લાગ્યો. છેવટે એક માણસ પોતાના મન સાથે નક્કી કર્યો. તે માણસ સાધારણ સ્થિતિનો હતો. આવી રીતે તે પોતાના મન સાથે નિશ્ચય કરી રાત્રે સુઈ રહ્યો. સવારમાં ઉઠી તે નિમાજ પડવા સારૂ ગયો ત્યાં આગળ પાછો આ વિચાર

તેના મનમાં સાંભરી આવ્યો, તે વખતે તેની વૃત્તિ બદલાઇ ગઇ અને પસ્તાવો કરવા લાગ્યો. કે હું આ શું દુષ્ટ કર્મ કરવા તત્પર થયો છું. નાહક બીન ગુન્હેગારને મોતની સજા અપાવવી તેનાથી દુષ્ટ કર્મ બીજું કયું કહેવાય ? જો હું આ પ્રમાણે કરીશ તો પરવરદીગારની હજુરમાં શો જવાબ દઇશ; ત્યાં મને છોડનાર નથી. માટે આવો વિચાર કરવાથી પણ મને ઘણુંજ પાપ લાગ્યું. આવી રીતે તેનો વિચાર ફરી ગયો અને ત્યાંથી પોતાને ઘેર આવ્યો. પોતે ખુશી થયો કે જો આ કામ મેં એકદમ કરી નાંખ્યું હોત તો હું કેટલા જોખમમાં આવી પડત. માટે ખુદાતાલાએ મને સારી બુદ્ધિ આપી તેથી હું તેનો ઉપકાર માનુંછું.

હવે પોતાનો અંતકાળ નજીક આવ્યો જાણી પોતાના સગાંવહાલાંઓ સાથે ઘણો અફસોસ કરવા લાગ્યો. પોતાના સઘળા અમલદારોએ તેમનાથી જેટલી થઇ તેટલી તજવીજ કરી પરંતુ તેનો અંશ માત્ર પણ પત્તો મળ્યો નહીં એમ કરતાં ત્રણ દિવસ પુરા થવા આવ્યા ત્યારે તો તેના શોકનો પાર રહ્યો નહીં, હવે થોડીવાર પછી મરવાનું છે એમ જાણી પોતાનાં સગાં વહાલાં સાથે પોતે વાત કરતો હતો તેવામાં બાદશાહનું તેડું આવ્યું. તરત પોતે ઉઠી બાદશાહની પાસે હાજર થયો. બાદશાહે પુછ્યું કેમ પ્રધાન ખુનનો પત્તો લાગ્યો કે નહીં. મેં કહ્યું નામદાર બાદશાહ મેં ઘણી તપાસ કરી પરંતુ કોઇ રીતે પત્તો લાગતો નથી, હવે હું આપનો ગુન્હેગાર છું આપની ધ્યાનમાં આવે તે શિક્ષા કરો.

બાદશાહ બોલ્યો હું મારો હુકમ ફેરવવાનો નથી. અને સેનાપતિને બોલાવીને કહ્યું કે વજીરને તેનાં તમામ સગાં વહાલાં સાથે ફાંસી ચડાવી દો. આ હુકમની ખબર પડતાં આખા શેહેરમાં ત્રાસ વર્તાઇ ગયો કારણ કે આ વજીર પ્રજાને એટલો બધો પ્યારો હતો કે નાના છોકરાથી માંડીને ઘરાડમાં ઘરડા માણસ સુધી પણ તેને દીર્ઘાયુષી ઇચ્છતા હતા; અને ખલીફ બાદશાહના સઘળા રાજ્યમાં પણ તેના ઉપર લોકોની ઘણી ચાહના હતી. તેથી બાદશાહના રાજ્યમાં ઘેર ઘેર રડાપીટ થઇ રહી, વળી પ્રધાનની સાથે તેનાં બીન-ગુન્હેગાર સગાંને પણ ફાંસી દેવાનાં છે. તે સાંભળીને સર્વ પ્રજાને શોકનો પાર રહ્યો નહીં. સૌની આંખમાંથી ચોધારે આંસુ ચાલવા લાગ્યાં અને કોઇ તો બાદશાહને ગાળો દેવા લાગ્યા, કે શું આ અન્યાયનો એને ખુદાતાલાની સમક્ષ જવાબ દેવો નહીં પડે ? કંઇ પણ ગુન્હા વગરનાં તેનાં સગાંવહાલાંને ફાંસી દેવાં તે કેટલો બધો અન્યાય ? આવી રીતે દરેક માણસના મોઢાંમાંથી અવાજો નીકળવા લાગ્યા અને તેથી આખા શેહેરમાં મોટો કોળાહળ થઇ રહ્યો બાદશાહે પ્રધાનનાં સગાં વહાલાંને તેડવા માટે માણસો મોકલ્યાં અને તેમને તાકીદે પકડી લાવવા હુકમ કર્યો.

એક તરફ ચાલીસે ફાંસી તૈયાર કીધી અને શેહેર વચ્ચોવચ્ચ એક મેદાનમાં તે સઘળી ઉભી કરી. વજીરને તથા તેનાં સગાં વહાલાંને ફાંસી નીચે ઉભાં રાખી તેમના ગળામાં ફાંસા નાંખ્યા આ વાત ત્રણ દિવસમાં તો સેંકડો ગાઉ નીકળી ગઇ હતી. અને હજારો માણસ આ કમકમાટ ભરેલો બનાવ તથા પ્રધાનનાં છેલ્લીવારનાં દર્શન કરવા આવતાં હતાં લાખો માણસોની મેદની મળી હતી; પરંતુ તેમાં એક પણ માણસ એવું નહોતું કે જેની આંખમાંથી આંસુ નહીં નીકળતું હોય; આવો ત્રાસદાયક બનાવ થઇ રહ્યો હતો છતાં રાજાને કાંઇ પણ દયા આવી નહીં.

પ્રધાનને તથા તેના સગાં વહાલાંઓના ગળામાં ફાંસા નાંખ્યા હતા પણ નીચેથી પાટીઉ હજી ખેંચી લીધું ન હતું, રાજાએ હુકમ કર્યો કે પાટીઉં ખેંચી લ્યો. એટલામાં તો સબુર ! સબુર ! એવો શબ્દ સાંભળવામાં આવ્યો, રાજા આમ તેમ પોતાની નજર ફેરવવા લાગ્યો ત્યાં તો એકદમ એક ઘણોજ રૂપાળો તથા ઉમરાવ કુળનો માણસ લોકોની વચે ઘણાજ જોશથી દોડતો પોતાની તરફ આવતો દીઠો.

તમામ લોક તેની સામે જોઇ રહ્યું. તે માણસ પ્રથમ પ્રધાનની ફાંસીની નીચે આવી કહેવા લાગ્યો. કે અરે પ્રધાન ! સર્વ પ્રજાના પાલણહાર, તું બીન ગુનાએ શા માટે ફાંસી ચડે છે. જે ઓરતનું ખુન થયું છે તેને મારનાર હું છું. માટે તું ઉત્તર અને હું ફાંસી ચડું છું. એમ કહી તે રાજાની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે હે રાજા ! તારા જેવો અન્યાયી હું કોઇને દેખતો નથી, હું ગુનેગાર છતાં બીન અપરાધી આ પ્રધાનનાં સગાંવહાલાંને તું શા માટે ફાંસી દેછે ? રાજાએ આ બનાવ જોઇ પોતાનો હુકમ બંધ રાખ્યો, એટલામાં એક ઘરડો માણસ ત્યાં આવી બુમ પાડી કહેવા લાગ્યો. કે હે પ્રધાન ? થતા

હે વજીર ? તે ઓરતનું ખુન કરનાર હું છું આ જુવાન માણસ તથા તું નિર્દોષ છે. માટે મનેજ ફાંસીએ લટકાવવો જોઇએ જો મને નહીં ચડાવતાં તમે બીજાને ચગાવશો તો ખુદાતાલાની હજુરમાં તમારે ગેર-ઇન્સાફનો જવાબ આપવો પડશે. તે ઓરતનો ખરેખરો ખુની હું છું. માટે હે નામદાર બાદશાહ આ વજીર તથા જુવાન માણસને છોડી દો. અને મને ફાંસીએ લટકાવો. આ સાંભળી બાદશાહ વિચારમાં પડયો, અને શું કરવું તે કાંઇ સુઝયું નહીં, ત્યારે તેણે પ્રધાનને કહ્યું કે આ બંનેને ફાંસીએ ચડાવો. ત્યારે પેલો જુવાન માણસ બોલ્યો, કે બાદશાહ આટલો બધો અન્યાય કેમ થાય છે. એક ગુના માટે બે માણસ ફાંસીએ ચડે એવું કોઇ જગાએ સાંભળ્યું છે ? હું ખરે ખર ખુનીછું. ત્યારે પેલો ઘરડો માણસ બોલ્યો, કે નામદાર બાદશાહ હુંજ ખુનીછું, એમ કહી પેલા જુવાન માણસને કહેવા લાગ્યો, કે અરે ભલા માણસ તું શા માટે ના કહે છે ? હજું તું જુવાન છે. તારે દુનિયાની ઘણી ઘણી આશાઓ છે. અને હું તો ઘરડો થયો છું, માટે જવાદે અને મને ફાંસીએ ચડવાદે, મેં તો મારી આ દુનિયાની સઘળી ઇચ્છાઓ સંપૂર્ણ કરી છે. માટે તું હઠ જવાદે.

આ વાત સાંભળી બાદશાહ બોલ્યો. તમો બન્ને પોત પોતાની હકીકત કહો, ત્યાર પછી હું ઇનસાફ આપીશ. તેં શા માટે તે સ્ત્રીનું ખુન કર્યું, અને આ વખતે તું ફાંસીએ ચડવા તારી મેળે શા માટે આવ્યો.

પેલો જુવાન માણસ બોલ્યો, નામદાર બાદશાહ જે સ્ત્રીના હાથ પગ વગેરે અવયવો પેટીમાંથી નીકળ્યા, તે મારી પોતાની સ્ત્રી છે. અને તે કેવી રીતે કપાઇ ગઇ, તેની વાત તમારે સાંભળવી હોય તો આપને મુળથી સઘળી હકીકત કહું. પરંતુ આ પ્રધાનને તથા તેનાં સગાંવહાલાંને રજા આપી દેવાની મેહેરબાની કરો, બાદશાહ બોલ્યો, તે ખરૂં પરંતુ તારી હકીકત ખરી છે. કે ખોટી છે. તે વાતની ખાત્રી થયા સિવાય શી રીતે રજા આપી શકાય ? ત્યારે તે બોલ્યો, નામદાર બાદશાહ ખુદાતાલાના સોગન ખાઇ કહું છું કે મારા સિવાય તે સ્ત્રીનો ખુની બીજો કોઇ છે નહીં, બાદશાહે કહ્યું તું તારી પોતાની હકીકત શરૂ કર,

# અમૃત ફળની હકીકત.

પેલો જુવાન માણસ બોલ્યો, નામદાર બાદશાહ જે હકીકત હું આપની પાસે કહેવા માગું છું. તે હકીકત એવી છે કે તે સાંભળતાં દરેક માણસને ઉપયોગી થઈ પડે તેમ છે, જે સ્ત્રીની લાશ આપના હાથમાં આવી છે. તે મારી સ્ત્રી છે. જ્યારે હું પરણ્યો ત્યારે તેની ઉમ્મર દસ વરસની હતી, તે સ્ત્રી નાહાનપણથી સારી ચાલની હતી. તે હમેશાં મારી મરજી સાચવતી, કોઇ દિવસ મારૂં મન દુખાય તેવું કામ તે કરતી નહીં, મારે જે વસ્તુ અથવા સામાન જોઇએ તે હાજર કરતી, કોઇ દિવસ તે કોઇ વાતની હઠ પણ કરતી નહીં, એવી રીતે હમેશાં તે મારી સાથે ઘણા વિનયથી વર્ત્તતી. તેના આવા સદ્‌ગુણથી હું પણ તેના ઉપર ઘણું હેત રાખતો, અને તેને દુઃખ થાય અથવા તેનું મન દુઃખાય તેની વર્ત્તણુક બીલકુલ રાખતો નહીં, તેને જે કાંઇ વસ્તુની ઇચ્છા થાય, તે વસ્તુ મને ખુશી દેખી ઘણી નમ્રતાથી મારી પાસે માગતી, અને હું પણ તેની માગેલી વસ્તુ ગમે તે ઉપાયે તેને લાવી આપતો, આવી રીતે સુખચેનમાં અમારાં અગીઆર વરસ સ્વપ્નાની પેઠે ચાલ્યાં ગયાં; આ અગીઆર વરસમાં ત્રણ છોકરા થયા તેથી તે મને પ્રાણ કરતાં પણ વાહાલી લાગતી હતી.

આવી રીતે અમો બન્ને ઘણીજ સલાહસંપથી અમારા દિવસ ગુજારતાં હતાં તેવામાં તે માંદી પડી, મારા જીવને ઘણુંજ દુઃખ લાગ્યું અને સારા સારા હકીમો બોલાવી, અને ઘણી કીંમતી દવાઓ કરી, તે એક મહિનામાં સાજી થઇ એક દિવસ તે મારી આગળ ઘણીજ નમ્રતાથી કહેવા લાગી પ્રાણ-

નાથ ! મારી એક અરજ છે. તે જો આપ સાંભળો તો હું કહું, મેં કહ્યું ખુશીથી કહે. ત્યારે તે બોલી કે આપે મારી પાછળ ઘણી મહેનત લીધી અને મને સાજી કરી, તેથી આપનો ઉપકાર માનું છું. પરંતુ મને અમૃત ફળ ખાવાની ઇચ્છા થઇ છે. તે પુરી કરો તો મારા ઉપર મોટી મેહેરબાની, મંદવાડ વખતની મને ઇચ્છા થઇ છે. પરંતુ આપને તસ્દી આપવી ના દુરસ્ત ધારી આજ સુધી મેં મારી ઇચ્છા દબાવી રાખી હતી. પરંતુ આજે હવે તે મારી ઇચ્છા કબજામાં રહેતી નથી, તેથી આપને જણાવવાની મારે ફરજ પડી છે. જો મને તે અમૃત ફળ નહીં મળે તો મારી તબીયત બગડયા વિના રહેશે નહીં. મેં કહ્યું પ્યારી ! મારાથી બનતી મેહેનતે અને બનતા ખર્ચે એ તારી ઇચ્છા હું પાર પાડીશ; તારા કરતાં મારે કાંઇ પણ વધારે નથી. જો આ દુનિયાના ગમે તે બાગમાં પણ જો તે મળતાં હશે તો હું તને લાવી આપીશ. પરંતુ જો કોઇ પણ ઠેકાણે જ્યારે ન મળે ત્યારે લાચાર છું. એમ કહી તે ફળની તપાસ કરવા સારૂ નીકળ્યો. હું આખા શેહેરમાં દુકાને દુકાને તથા સઘળા બાગોમાં ફરી વળ્યો. પરંતુ કોઇ ઠેકાણે મળ્યાં નહીં. જો ગમે તેટલી કીંમત ખરચતાં પણ મળ્યાં હોત તો હું લીધા વગર રહેત નહીં. પરંતુ નહીં મળવાથી હું નિરાશ થઇ ખાલી હાથે ઘેર આવ્યો. મારી સ્ત્રી તો વાટ જોઇને બેઠી હતી. પરંતુ જ્યારે મને ખાલી હાથે આવતો જોયો, ત્યારે તે તો ઘણીજ દીલગીર થઇ અને બોલવા લાગી, મારા ખાવિંદ ! જો મને અમૃત ફળ નહીં મળી શકે તો મારા પ્રાણનું નુકસાન થાય એમ લાગે છે. મેં કહ્યું પ્યારી મેં બધે તપાસ કરી પણ કોઇ ઠેકાણે મળતું નથી; પરંતુ બસરા બંદરમાં બાદશાહનો જે બાગ છે. તે બાગમાં થાય છે. એવું સાંભળ્યું છે. હવે ત્યાં જવાનું બાકી છે, માટે હું કાલે સવારે તે તરફ જઇશ.

પછી તે બોલી પ્યારા ખાવિંદ ! હું તમને આટલો દુઃખકર્ત્તા થઇ પડી છું. તેથી ખરેખર હું એક કુલટા સ્ત્રીની પંક્તિમાં ગણાઉં, એટલું જાણતા છતાં પણ હું મારી ઇચ્છાને રોકી શકતી નથી, અને આપ પણ મારી ઇચ્છા નહીં પુરી પાડવાથી મારા ઉપરના પ્યારને લીધે દીલગીર થાઓછો, આ કેવું મારૂં હઠીલાપણું ? આજ સુધી મેં મારા નિમિત્તે આપને કોઇ પણ દિવસ આવા દીલગીર કર્યા નથી. અને આજે આટલું બધું દુઃખ દેવાને તૈયાર થઇ છુ. તો મારો આટલો ગુનો માફ કરશો.

મેં કહ્યું પ્યારી તે બાબતમાં તું લગાર પણ અફસોસ કરીશ નહીં. તું તારી ઉમ્મરમાં આજેજ ફક્ત મને આટલી તસ્દી આપે છે. તેને હું તસ્દી માની કાંઇ પણ તારા ઉપર રોષ લાવતો નથી. પણ આજ સુધી તેં મારા ઉપર શુદ્ધ પ્રેમ રાખી મારી સેવા ઉઠાવી છે, અને તેવોજ પ્રેમ તારી પ્રત્યે મારો છે કે નહીં, તેની પરીક્ષાનો આજે પ્રસંગ આવ્યો જાણી એક રીતે હું ઘણો ખુશી થાઉં છું. ગમે તેટલી મેહેનતે અને ગમે તેટલા ખરચે પણ મારાથી બનશે તો તારી ઇચ્છા હું પાર પાડયા વગર રહીશ નહીં.

એમ કહી હું બસરા બંદર તરફ રવાના થયો. રસ્તો લગભગ ત્રીસ દીવસ જતાં આવતાં થાય તેટલો હતો, પરંતુ હું ત્યાં સાત દિવસમાં પહોંચ્યો. અને બાદશાહના બાગમાં જઇ બાગવાનને પુછ્યું, ભાઇ આ બાગમાં અમૃત ફળ મળશે? બાગવાન બોલ્યો ભાઇ અમૃત ફળ છે તો ખરાં પણ ફક્ત ત્રણ છે તેથી તે આપી શકાશે નહીં. આ સાંભળી મને હીમ્મત આવી કે જો છત છે તો ગમે તે પ્રકારથી લઇશું. પછી મેં તેને ઘણા કાલાવાલા કર્યા, ત્યારે તેને દયા આવી. તેણે જાણ્યું કે આ માણસ આ વખતે કોઇ ખરા અગત્યના કારણસર લેવા આવ્યો છે, તેથી તે બોલ્યો કે ભાઇ ! એક ફળની કીંમત એક મોહોર પડશે, મેં કહ્યું ભાઇ ! એક મોહોર તો શું પણ પાંચ મોહોર કહો તો પણ હું આપવાને તૈયાર છું. પછી તે બાગવાને ત્રણ અમૃત ફળ મારા હાથમાં મૂક્યાં. એટલે મેં ત્રણ મોહોરો તેના હાથમાં મુકી, તે બાગવાનને તેની ખરી કીમત કરતાં પુષ્કળ કિંમત મળવાથી તે પણ ખુશી થયો, અને મને તે પોતાને ઘેર લઇ ગયો. ત્યાં જઇ અમોએ ખાધું અને રાત રહી પાછો ઘર તરફ આવવા નીકળ્યો, જતી વખત દરરોજ લાગલાગટની મુસાફરીથી થાકી ગયો હતો, પરંતુ અમૃત ફળ મળવાથી સઘળો થાક જતો રહ્યો. અને સાત દિવસમાં પાછો ઘેર આવી પહોંચ્યો.

હું પંદર દિવસે પાછો આવ્યો પણ મારી સ્ત્રી આટલા બધા દિવસ ધીરજ રાખી શકી નહીં, તે

તો પોતાની ઇચ્છા પાર નહીં પડવાથી માંદી થઇ ગઇ હતી. અને જેવી ઇચ્છા પંદર દિવસ પહેલાં હતી તેમાં અને આજમાં ઘણો ફેર પડી ગયો હતો, તેથી મેં તેને ફળ લાવીને આપ્યા પરંતુ તેથી તેને આનંદ થયો હોય તેમ મને લાગ્યું નહીં, પ્રથમના મંદવાડથી તે કાંઇ ઠીક થવા આવી હતી પરંતુ પાછી તેની તેજ સ્થીતિ થઇ. મેં ઘણા ઉપાય કરવા માંડયા પણ કાંઇ ઠીક થયું નહીં.

એક દિવસ હું મારી દુકાનના ઓટલા ઉપર ઉભો હતો, તેવામાં એક હબશીને પોતાના હાથમાં અમૃતફળ લઇને જતાં જોયો, મેં બરાબર તપાસીને જોયું તો હું બસરેથી જે ત્રણ અમૃતફળ લાવ્યો હતો તેમાંનું એ ફળ હતું તેથી મેં તેને પૂછયું અરે ભાઇ ! તું આ ફળ કયાંથી લાવ્યો. ત્યારે તે બોલ્યો કે આ ફળ મારી માશુકે આપ્યું છે. તે માંદી પડી છે. તેથી તેના પ્યારમાં આંધળા થયેલા પતીએ ઠેઠ બસરા અંદરથી તેને લાવી આપ્યું છે હું તેને આજ જોવા સારૂ ગયો હતો, ત્યાં તેની પાસે ત્રણ આવાં ફળ હતાં તેમાંથી એક તેણે મને આપ્યું છે, ને હું લઇને ઘેર જાઉછું. મેં તેને કહ્યું તું ખરેખર કહે છે ? તે કહે હા !

આ સાંભળી હું વિચારમાં પડયો કે શું આ વાત ખરી હશે ? મારી સ્ત્રીએ અગીઆર વરસ સુધી માગ ચલાવેલી વર્તણુંકથી આ વાત મારા માનવામાં પ્રથમ ના આવી. પરંતુ આ ગુલામ હબશીએ જે વાત કરી તે વાત એટલી પાણાદાર હતી કે તે મને સાચીજ લાગી. વળી તે ફળ બીજે કોઇ ઠેકાણે મળતાં નહોતાં, તેમ બીજી પણ જે વાત કહી તે બરાબર હતી તેથી મને પકી ખાતરી થઇ કે તે વાત સાચીજ છે. અને તેથી મારો ગુસ્સો ઘણોજ વધી ગયો. દુકાન બંધ કરી ઘેર આવ્યો અને જોઉછું તો અમૃતફળ બેજ માગ જોવામાં આવ્યાં એટલે મને વધારે સંદેહ પડયો. પછી મેં તેને પુછયું કે ત્રીજું ફળ કયાં ? ત્યારે તે બોલી, કોણ જાણે પડયું હશે, ત્યારે મેં કહ્યું બતાવ. ત્યારે તે શોધવાને ઉઠી પણ કાંઇ જડયું નહીં. આ જોઇ મને પેલા ગુલામનો અક્ષરે અક્ષર સાચો લાગ્યો અને એકદમ ઉઠી તરવાર લઇ તેના શરીરના કકડા કરી નાંખ્યા અને પેટીમાં ઘાલી રાતની વખતે તઇગ્રીસ નદીમાં તે પેટી નાંખી આવ્યો.

હું નાંખીને પાછો આવ્યો તે વખતે રાતના નવ વાગ્યાનો સુમાર થયો હતો. મારે બે છોકરા હતા. હું જ્યારે પેટી નાંખીને પાછો આવ્યો ત્યારે તેમાંનો એક છોકરો ઓટલા ઉપર બેશી રડતો હતો મેં તેને પૂછયું બેટા કેમ રડે છે ? ત્યારે તે બોલ્યો પિતાજી ! મારી મા સારૂ તમે જે ત્રણ ફળ લાવ્યા હતા, તેમાંનું એક સેફળ લઇ હું રમવા ગયો હતો ત્યાં રમતો હતો તેવામાં એક કાળો હબશી ગુલામ આવ્યો, તેણે મારી પાસેથી તે ફળ પડાવી લીધું, મેં તેને કાલાવાલા કરી કહ્યું કે, મારી માંદી પડેલી મા માટે મારા પીતાએ ઘણી મુશીબતે બસરા અંદરથી તે લાવી આપ્યું છે. માટે મેહેરબાની કરી તે પાછું આપ પણ પેલાએ કંઇ ગણકાર્યું નહીં અને ચાલતો થયો અને તેની પાછળ પાછળ રોતો રોતો ઘણે દુર સુધી તેની પાછળ ગયો, ત્યારે તેણે ધમકાવીને મારવાની ધાસ્તી બતાવી તેથી હું પાછો વળ્યો. અને રસ્તામાં આવતાં ભૂલો પડયો, તેથી અત્યાર સુધી આથડયો ત્યારે ઘરનો પત્તો લાગ્યો. મારી માએ ઘણીજ મુશીબતથી મેળવેલું ફળ જ્યારે આવી રીતે ગયું એવું તે જાણશે ત્યારે તેને કેટલું દુઃખ લાગશે. તેથી હું રડુંછું. તે હબશીને હું ઓળખતો નથી તેમજ કયાં ગયો તેનો પત્તો નથી આવી રીતે તે બોલી ને વારે વારે રડવા લાગ્યો.

આ સાંભળી મને મરણાંત દુઃખ થયું. હું મારા મનને ઘણોજ પશ્ચાતાપ કરવા લાગ્યો. હું મને પોતાને અત્યંત ગાળો દેવા લાગ્યો. અરે ! મેં કાંઇ પણ તપાસ કરી નહીં, તેમજ એક દિવસ પણ ધીરજ રાખી તપાસ કરી નહીં, અને મેં મારા હાથે કરીનેજ મારી સઘળી આશાઓ નષ્ટ કરી નાંખી હું મહા પાપી થયો, અરે જેણે મને કોઇ દિવસ લગાર કડુ શબ્દ કહ્યા નથી જેણે મારી આજ્ઞા કોઇ દિવસ ઉલ્લંઘન કરી નથી. એવી પતિવ્રતા સ્ત્રીનું ખુન મેં કર્યું. એમ પસ્તાવો કરતાં મારી આંખોમાંથી આંસુની ધારા ચાલવા લાગી. હું કપાળે હાથ દેઇ બેઠો બેઠો ધ્રુશકે ધ્રુશકે રડતો હતો, તેવામાં તે મારી સ્ત્રીનો બાપ અને મારો કાકો ત્યાં આવ્યો તે મને રડતો જોઇ પુછવા લાગ્યો કે તું શા માટે રડે છે ? મેં તેને

કાંઇ જવાબ આપ્યો નહી અને વધારે વધારે રડવા લાગી તેની કોટે વળગી પડયો તે મને ધીરજ આપી પુછવા લાગ્યો કે આટલું બધું તને શું દુઃખ પડયું છે કે તું નાહિમ્મત થઇ કંગાલની પેઠે રડે છે ? પછી મેં તેને સઘળી હકીકત કહી, ત્યારે તે પણ મારી સાથે રડવા લાગ્યો. તેને પોતાને એટલી એજ છોડી હતી અને તેને તે પોતાના પ્રાણ કરતાં પણ વધારે પ્યારી ગણતો હતો, તેથી તેને તે વખતે એટલું બધું દુઃખ લાગ્યું કે આ સઘળી દુનિઆ ઉપરથી તેનું ચિત્ત ઉઠી ગયું, અને તેણે ત્રણ દિવસ સુધી ખાધું પીધું નહીં.

મને એમ ધારતી લાગતી હતી કે મારો સસરો મને શિક્ષા કરાવશે. પરંતુ તેનું દિલ આ દુનિયા ઉપરથી ઉઠી જવાથી તેણે મને હિમ્મત આપી કહ્યું કે આ બાબતમાં તારો કંઇ વાંક નથી. વાંક સઘળો પેલા હબસી ગુલામનોજ છે, તેણે આવી રીતે જૂઠું બોલી જયારે તારી લાગણી ઉશ્કેરી ત્યારે આ કામ થયું, માટે આ ખુનની સજાને લાયક તે હબસીજ છે, એવું કહી તે પોતાને ઘેર ગયો.

આટલું બોલી જુવાન માણસ બાદશાહને કહેવા લાગ્યો કે નામદાર બાદશાહ ! આ મારી ખરેખરી હકીકત છે, તે ઓરતનો ખુની હુંજ છું બીજો કોઇ નથી. માટે જે શિક્ષા કરવી ઘટે તે કરો. બાદશાહ તેના ઉપર દયા લાવી વિચાર કરવા લાગ્યો. ખુન કરનાર તો આ માણસ છે, પરંતુ તેને તો તેના કૃત્યની સજા થઇ ગઇ છે. એક તેના પ્રાણથી પણ પ્યારી એવી તેની સ્ત્રીને ભુંડા હવાલે મારી તે તેને પોતાના જીવને તેવી રીતે મારવા કરતાં પણ વધારે દુઃખ લાગે છે તેથી તેતો જીવતો પણ મુએલા જેવોજ છે. પણ ખરી શિક્ષા તો પેલા ગુલામનેજ થવી જોઇએ, જો તે આટલું જૂઠું ન બોલ્યો હોત તો આ બનાવ બનવા પામત નહીં.

પછી બાદશાહે પ્રધાનને બોલાવી હુકમ કર્યો કે પ્રધાન આ હબસીને ત્રણ દિવસમાં મારી પાસે પકડી લાવવો જો ત્રણ દિવસમાં નહીં પકડી લાવે તો તને ગરદન મારવામાં આવશે.

જાફર વજીર મોતના એક હુકમથી તો છુટયો નથી એટલામાં તો બીજો તેવોજ હુકમ થયો, તેથી તે વિચારવા લાગ્યો કે હવે જીવવું એ ઘણું મુસ્કેલ છે; કારણ કે આવડા મોટા શેહેરમાં તેવા હજારો ગુલામો રહે છે તેમાંથી તેને કેવી રીતે પકડવો ! એમ વિચારી તેને શોધવા માટે કાંઇ પણ પ્રયત્ન કર્યો નહીં અને ખુદા ઉપર વિશ્વાસ રાખી બેઠો કે જેવી રીતે આ જુવાન માણસને મોકલી ખુદાએ મને મોતના પંજામાંથી બચાવ્યો તેમ આ વખતે પણ જો તેની મેહેરબાની હશે તો છુટાશે તેથી ત્રણ દિવસ સુધી પોતે ઘેરજ બેશી રહ્યો.

ત્રણ દિવસ પુરા થવા આવ્યા ત્યાં સુધી કાંઇ પણ પત્તો મેળવી શકાયો નહીં, તેથી તેનું સર્વે કુટુંબ તેનો અંતકાળ પાસે આવ્યો જાણી ભેગા થઇ બેઠા, અને શોક કરવા લાગ્યા, બાદશાહના આવા ખરાબ સ્વભાવની સૌ નિંદા કરવા લાગ્યા વજીર બોલ્યો આમાં કોઇનો દોષ નથી ફક્ત આપણા નસીબનોજ છે, કારણ કે મારી આખી જીંદગીમાં કોઇ વખત આવો બનાવ બન્યો નથી અને આજે જયારે બન્યો ત્યારે ઉપરા ઉપરી બન્યો તે સઘળો વાંક મારા નસીબનોજ છે એમ કહી તેણે પોતાની મિલકતની વ્યવસ્થા કરવા પોતાના ડાહ્યા સગાવહાલાઓને બોલાવ્યા, તેમણે આવી સઘળી વ્યવસ્થા કરવાનો દસ્તાવેજ કરી સૌની સાક્ષીઓ કરાવી એટલે બાદશાહના તરફથી તેડું આવ્યું; આ તેડું કાળનુંજ હતું કારણ કે કાંઇ પત્તો લાગેલો નહોતો તેથી બાદશાહ છોડે તેમ નહોતું તેથી તે પેલા માણસનાં સાથે જવાને તૈયાર થયો અને કપડાં પેહેરી સર્વને છેલ્લા સલામ કરી. એટલામાં એક નાની છોડી તેની પાસે આવી; ત્યારે તેને તેણે તેડી લીધી અને પોતાની છાતી સરસી દબાવી. ત્યારે તેની છાતી આગળના ગજવામાં કંઇ લાગ્યું. ત્યારે વજીરે પૂછ્યું બેટા આ શું છે ? તે બોલી પિતાજી આપણા ગુલામે મને અમૃતફળ આપ્યું છે. અને મેં તેને બે મોહોરો આપી છે, મેં તેને પૂછ્યું કે તું કયાંથી લાવ્યો ? ત્યારે તે કાંઇ પણ બોલ્યો નહીં, પણ તેના ઉપર આપણા બાદશાહ ખલીફનું નામ છે, તેથી મેં સંતાડી રાખ્યું છે, વજીરે કહ્યું તે બતાવ જોઉં ત્યારે તેણીએ તે પોતાના ગજવામાંથી કાઢીને બતાવ્યું. ત્યારે પ્રધાને તે પોતાના હાથમાં લઇને જોયું તો તેના કહેવા પ્રમાણે બરાબર હતું, પછી તે ફળ તેણે પોતાના હાથમાં રાખી છોડીને મુકી દીધી.

આ વખતે વજીરની ખુશાલીનો પાર રહ્યો નહીં, અને પોતાને નવે અવતાર એટલે ફરીથી જન્મ થયો જાણી ખુદાતાલાનો આભાર માનવા લાગ્યો, વળી વિચાર કરવા લાગ્યો, કે જેને પરવર દીગાર સહાય છે તેને આ જગતમાં કોઇ મારનાર નથી. માણસ જે અભિમાન કરે તે મિથ્યા છે. એમ પોતાના મનથી ખુશી થતો હતો, પછી તેણે પોતાના નોકરને બોલાવ્યો અને તેને ખુબ ધમકી દઇ પૂછવા લાગ્યો કે અરે લુચ્ચા તું કયાંથી લાવ્યો ત્યારે તે બોલ્યો સાહેબ આપ ગુસ્સે થશો નહીં કારણ કે મેં બાદશાહની અથવા આપની ચોરી કરી નથી, પણ એક દિવસ હું અહીં આવતો હતો ત્યારે રસ્તામાં કેટલાક છોકરા રમતા હતા તેમાં એક નાના છોકરાના હાથમાં મેં આ ફળ દીઠું મેં તે છોકરા પાસેથી તે ફળ લઇ લીધું, તે છોકરો રોતો રોતો મને કહેવા લાગ્યો કે મારૂં આ ફળ પાછું આપો. કારણ કે મારી મા માંદી છે તેથી તેને ખાવા સારૂ મારા પિતા તે ફળ મહામુશીબતે બસરા બંદરથી લાવ્યા છે. આવી રીતે બોલતો બોલતો તે મારી પાછળ આવ્યો અને રોવા લાગ્યો પણ મેં તેની વાત ઉપર કાંઇ ધ્યાન આપ્યું નહીં અને આ ફળ લઇ આવતો રહ્યો અને એ ફળ મારી શેઠાણીએ દીઠું ત્યારે મારી પાસેથી તેમણે બે રૂપીઆ માટે વેચાતું લીધું,

એમ કહી પેલો સીધી ગુલામ કહેવા લાગ્યો કે વજીર સાહેબ આ સઘળી મેં ખરેખરી વાત આપની આગળ કહી છે તેમાં લગાર પણ ફેર નથી ત્યારે વજીર બોલ્યો અરે હરામખોર તે ફળની તો કાંઇ એવડી મોટી વિસાત નથી પરંતુ તું જૂઠું બોલ્યો અને તારા બોલવાથી તે સ્ત્રીનું ખુન થયું તે તારો મોટો વાંક છે, વળી તારા આ કર્તવ્યથી મારે બે વાર ફાંસીએ ચડવું પડયું, પરંતુ ખુદાતાલાએ મને બચાવ્યો માટે તું મોટામાં મોટી શિક્ષાને પાત્ર છે. એમ કહી તે હબશીને રાજા પાસે લાવી હાજર કર્યો.

બાદશાહ બોલ્યો કે પ્રધાન તે હબશીનો પત્તો લાગ્યો કે નહીં ત્યારે વજીરે જવાબ દીધો નેક નામદાર આ મારી જોડે ઉભો તેજ હબશી ગુનેગાર છે બાદશાહે પૂછયું તમે કેવી રીતે તે હબશીનો પત્તો મેળવ્યો ? વજીર બોલ્યો સાહેબ ! હું કાંઇ તેની ખોળ કરવા ગયો નહોતો, પરંતુ છેવટ સુધી કાંઇ પત્તો લાગવાનો નથી એમ ધારી બેશી રહ્યો હતો હું મારી મીલકત વગેરેની વ્યવસ્થા કરી મારાં સગાં વહાલાંની છેલ્લી મુલાકાત લઇ આપની હજુર આવતો હતો તેવામાં મારી નાની છોકરીને મેં પ્યારમાં તેડી ત્યારે તેના ગજવામાં આ ફળ હતું મેં તેને પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે આપણા ગુલામે આપ્યું, તે ઉપરથી આ ગુલામને પકડી અહીં આણ્યો છે.

આ જોઇ બાદશાહ તો ઘણોજ નવાઇ પામ્યો, અને વજીરને કહ્યું પ્રધાન આ ખુનનો તેમજ તેને લીધે તમારે જે ખમવું પડયું તે સઘળાનો ગુનેગાર આ હબશીજ છે માટે તેને પુરેપુરી શિક્ષા કરવી જોઇએ કે ફરીથી મારા રાજ્યમાં આવા કેસ બને નહીં, પ્રધાન કહે આપનું કહેવું બરોબર છે, તેનો આ ગુનો કાંઇ જેવો તેવો નથી પરંતુ મારે આપને જણાવવું જોઇએ કે તે કરતાં પણ એવા કેસ બને છે કે તેની આગળ આ બનાવ તો કાંઇ હિસાબમાંજ નહીં રાજા બોલ્યો, પ્રધાન ! આવો બનાવ મેં મારી ઉમરમાં પણ સાંભળ્યો નથી. અને આથી વધારે નવાઇ જેવો બને તે હું માનતોજ નથી. પ્રધાન બોલ્યો આપ જો એટલું કબુલ કરો કે " જો આથી વધારે અજાયબ બનાવ જો મને માલમ પડે તો આ સીધીને છોડી દેવો ત્યારે બાદશાહ બોલ્યો કબુલ છે તમો તેની હકીકત મને કહી સંભળાવો, પછી પ્રધાન જાફરે પોતાની વાર્તા શરૂ કરી.

# બદરૂદ્દીન હસનની વાર્તા.

મીસર દેશના કેરો શેહેરમાં એક વખત એક બાદશાહ રાજ્ય કરતો હતો, તે રાજા ઘણો સદ્‌ગુણી અને રૈયતનો પાળનાર હતો તે પોતાની પ્રજાને બેટાબેટી સમાન ગણતો હતો. તેના રાજ્યમાં ગરીબ

તથા તવંગર કોઇને કોઇ પ્રકારની અડચણ નહોતી, તેનો ઇનસાફ એવો નિષ્પક્ષપાત અને અદલ હતો. કે ગુનેગારને તેના ગુના પ્રમાણે શિક્ષા થતી કોઇ વખત કાંઇપણ ટંટોફીસાદ થતો નહોતો. વળી તે એવો પરાક્રમી હતો કે તેની આસપાસના સઘળા રાજાઓ તેનાથી ધ્રુજતા હતા વળી પોતાના રાજ્યની ગોઠવણ એવી રીતે કરી હતી કે નાના મોટા કોઈ અમલદાર લગાર લાંચ પણ ખાઇ શકતા નહીં તેમજ અમલદારોથી પણ કોઇને હેરાન કરી શકાય નહીં. હમેશાં પોતે દરબારમાં આવી કાળજી પૂર્વક કામકાજ કરતો, એવી રીતે તે ધર્મી, વિદ્વાન, સદ્‌ગુણી, પરાક્રમી અને ન્યાયી હતો તેથી તેની ચારે તરફ ઘણી કીર્તિ પ્રસરી હતી. આ બાદશાહને વજીર હતો તે પણ તેવો વિદ્વાન અને ન્યાયી હતો.

આ વજીરને બે છોકરા હતા તે પણ રૂપમાં, ગુણમાં, પરાક્રમમાં, અને સદ્‌ગુણમાં તેના બાપથી વધે તેમ હતા. તેમાં એકનું નામ **સમશુદીનમહુમદ** અને બીજાનું નામ **નુરૂદીનઅલી** હતું. તેમાંનો નાનો છોકરો જે નુરદીનઅલી હતો તે એવો હોંશીઆર હતો કે તેનો જોટો બાદશાહ આખા રાજ્યમાં પણ કોઇ ઠેકાણે નહોતો. હવે તે વજીર વૃદ્ધ હતો તે આયુષ્ય પુરૂ થયે મરી ગયો ત્યારે બાદશાહે તેના બે છોકરાઓને બોલાવ્યા અને તેમને ધીરજ આપી કહ્યું કે, બેટા! તમારો બાપ મરી ગયો તેથી હું ઘણોજ દીલગીર છું અને તમારા દુઃખમાં ભાગ લઉંછું એમ કહી તે બન્ને જણને શરપાવ આપ્યો પછી બાદશાહ બોલ્યો કે, આજથી તમારા બાપનું સર્વ કામકાજ મેં બન્ને જણને સોંપ્યું તેથી તમો બન્ને જણ સલાહ સંપથી રહીને સઘળું કામ કરજો અને તમારા બાપની જેવી આબરૂ છે તેવી તમો સાચવજો, તમો હોંશિઆર છો તેથી કાંઇ શીખવવું પડે તેવું નથી પરંતુ તમો હજુ બાળક છો તેથી તમને આટલું કહેવાની જરૂર પડે છે.

એમ કહી બાદશાહે તે બે ભાઇઓને વિદાય કર્યા, તેઓ હમેશાં પોતાના ટાઇમસર દરબારમાં જઇ બેસે અને બાદશાહ જે જે કામ બતાવે તે ઘણા પ્રમાણિકપણાથી અને ઉમંગથી કરે બાદશાહ તેમની કામ કરવાની શક્તિ જોઇ ઘણોજ ખુશી થઈ ગયો અને દિવસનો ઘણો ભાગ તેમને પોતાની પાસે રાખતો, તે બાદશાહ જ્યારે શિકારે જાય ત્યારે પણ બેમાંથી એક જણને સાથે લઇ જાય.

એક દિવસ તે બન્ને ભાઇઓ વાતો કરતા હતા તેમાંથી મોટો **સમશુદીનમહુમદ** નાનાભાઇને કહેવા લાગ્યો. કે ભાઇ! આપણે બન્ને જણ હજુ કુંવારા છીએ, માટે આપણે આપણા માટે કન્યાઓ શોધી કાઢવી પણ જે કન્યાઓ શોધી કાઢવી તે એકજ સારા ખાનદાન ઘરની હોવી જોઇએ અને આપણા બન્નેનો લગ્ન દિવસ પણ એક હોવો જોઇએ કેમ મારી આ વાત તને વ્યાજબી લાગે છે. નાના ભાઇએ કહ્યું કે તારૂં કહેવું બરાબર છે. અને મને પણ તે ગમે છે, પછી મોટો ભાઇ બોલ્યો કે તેના સાથે એટલું પણ કહું છું કે આપણા બેમાંથી ગમે તેને એકને છોકરો અને એકને છોડી થાય તો તે બન્નેને પરણાવવાં આ બાબતમાં તારો શો અભિપ્રાય છે, નાનો બોલ્યો તમે કહોછો તે વિચારની સાથે હું સંપૂર્ણ રીતે મળતો છું કારણકે તેથી દિવસે દિવસે આપણા સંપમાં વધારો થવાનો ત્યારે નાનોભાઇ બોલ્યો કે, મોટા ભાઇ! કદાપી મારે છોકરો થાય અને તારે છોડી થાય તો લગ્ન વખતે પલ્લુ પહેરામણીનો ઠરાવ કેવી રીતે થાય, તેનો મને સમજણ નથી. કારણકે મારે હાથે હજુ એવાં કામો થયાં નથી. મોટો ભાઇ બોલ્યો એમાં શું! તેતો હું તને બતાવીશ, ત્યારે નાનો ભાઇ બોલ્યો મેહેરબાની કરી જરા બતાવો તો ખરા ત્યારે સમશુદીને કહ્યું કે મારી દીકરીને આપણી કોમના ધારા મુજબ પલ્લુ આપજે અને તે ઉપરાંત ત્રણ ગુલામો તથા ત્રણ હજાર રૂપીઆ અને કેટલીક જમીન આપજે આ સાંભળી નાનો ભાઇ બોલ્યો, ભાઇ આતો તું મને ઉંધું સમજાવે છે, અને મને નાનો જાણીને ઠગે છે ખાનદાન કુટુંબો બે સરખી સ્થીતિનાં હોય તે ઠેકાણે તો દીકરાનો બાપજ વરને પેહેરામણી આપે, એવો રીવાજ હોય છે. અને વરનો બાપ જો કન્યાના બાપથી હલકી સ્થીતિનો હોય અને તેને કન્યા ન મળતી હોય તો તે કન્યાનો બાપ કહે તેવી રીતે વરના બાપે આપવું જોઇએ, ખરો રસ્તો આ છે, ત્યારે શું તું મને તારાથી હલકો ગણે છે? કે ઉલટો મારો દીકરો તારી દીકરીને પેહેરામણી આપે શું આપણ બે સરખા નહીં! માટે આ તમારૂં બોલવું ગેરવ્યાજબી છે. તેથી હું તમારી સાથે તેવી રીતે અત્યારથી બંધાઉ નહીં.

આ સાંભળી મોટો ભાઇ બોલ્યો શું તું મારી છોકરી કરતાં તારા છોકરાને ઉંચો ધારે છે. નાનો ભાઇ બોલ્યો કે અલબત સ્ત્રી કરતાં પુરૂષ વધારે હકદાર છે એવું શાસ્ત્રકાર કહે છે, મોટા ભાઇનો સ્વભાવ ઘણો રીસાળ હતો તેથી તે એકદમ ચીડાઇને બોલ્યો; શું તારા મગજમાં પવનબવન ભરાયો છે? કે તું મારી બરોબરી કરવાને તૈયાર થાય છે, તું મારૂં આવું અપમાન કરે છે, અને પોતાને મારાથી ઉંચો સમજી મારી છોકરી પાસેથી પેહેરામણી લેવા ધારે છે? ના ના તેમ કદી બનવાનું નથી અને હું મારી છોકરી હવેથી તારા છોકરા સાથે પરણાવનાર નથી, નાનો ભાઇ તો મશ્કરીમાં બોલતો હતો પણ મોટા ભાઇનો મીજાજ તો છેક જતો રહ્યો, જો કે આ સઘળા વિચારો શેખસલ્લીના જેવા હતા. હજુ તો બન્ને પરણવાનો વિચાર કરતા હતા છોકરાં તો જ્યારે થાત ત્યારે થાત, પરંતુ અત્યારથી છોકરાંને પરણાવવાની પાયા વગરની વાતમાં લડી પડયા. તે એટલે સુધી કે મોટો ભાઈ કહેવા લાગ્યો કે શું કરૂં કાલે મારે બાદશાહની સાથે શિકારે જવાનું ન હોત તો હું તારો અભિમાન ઉતારત. તું અક્કલ વગરનો મારી બરોબરી કરવા જાય છે પણ હજુ તેં મારા હાથ જોયા નથી. તું આજ કાલ ઘણો અહંકારી થયો જણાય છે. મારી સાથે તારે કેવી રીતે વર્ત્તવું જોઇએ. તું તારા અભિમાનને લીધે ભૂલી જઈ મારૂં અપમાન કરે છે; પણ તેની શિક્ષા હું શિકારેથી આવ્યા પછી કરીશ. એટલું કહી તે ત્યાંથી ચાલતો થયો અને બીજે દિવસે બાદશાહની સાથે કેરો શેહેરથી કેટલેક દુર પોતાના કેટલાક લસ્કર સાથે શિકારે ગયો.

હવે મોટા ભાઇના ગયા પછી આ નાનો ભાઇ વિચાર કરવા લાગ્યો કે આવા હલકા પેટના ભાઇ સાથે મારાથી રહેવાશે નહીં, અને રહેવામાં ફાયદો નહીં, કારણ કે સેજ વાતમાં પણ વેર થઇ જાય, અમો બન્ને જણ એક બાપના છોકરા છીએ. હું તેને મોટો હોવાથી મારા બાપના જેટલું માન આપુંછું. અને તેની આજ્ઞામાં રહું છું છતાં તે મને જ્યારે આવો હલકો ગણી મારૂં અપમાન કરી મારી સાથે લડવાના ઠરાવપર આવી ગયો; ત્યારે આગળ જતાં તેમાં શું સાર નીકળવાનો. આવો વિચાર કરતાં કરતાં તેનું મન, પોતાના ભાઇથી જુદા પડવાનું થયું. અને કોઇ દૂર દેશાંતર જતા રહેવું એવા ઠરાવપર આવ્યું.

એક કહી ત્યાંથી ઉઠયો અને એક સારો ઘોડો તૈયાર કરાવી જવાને માટે તૈયાર થયો. તેણે પોતાની સાથે ખરચીને માટે પૈસા ટકા સારી પેઠે લીધા. અને સવારમાં વેહેલો કોઇ દેખે નહીં તેમ નીકળ્યો; ત્યારે નોકરે પૂછ્યું કે સાહેબ આપ કયાં જવા તૈયાર થયા છો ત્યારે તેણે કહ્યું કે મારે અહીંથી દુરગામ છે ત્યાં જવું પડે તેમ છે, ત્યારે તેણે કહ્યું કે એકલા કેમ જાઓ છો, ત્યારે તેણે કહ્યું ત્યાં બીજા માણસનો કાંઇ ખપ નથી ત્યારે તે નોકર તે સંબંધી કાંઇ વધારે પડપૂછ કર્યા વિના પોતાના કામે વળગ્યો.

નુરૂદ્દીને ત્યાંથી ચાલવા માંડ્યું, અને ડુંગરો તથા જંગલોને રસ્તે તે અરબસ્તાન ભણી નીકળ્યો; કેટલાક દિવસ સુધી ચાલતાં ચાલતાં તેનો ઘોડો લંગડો થયો. તેથી તેણે તેને ત્યાં છુટો મુકી દીધો. અને પોતાની પાસેનો સામાન ઉચકીને ચાલ્યો. અને કેટલાક દિવસની મુસાફરીએ તે બસરા બંદરે પહોંચ્યો. પોતે અજાણ્યો હતો, તેથી કઈ જગાએ ઉતરવું તેને માટે તપાસ કરતો હતો, તેવામાં તે શેહેરના વજીરની સ્વારી શેહેરમાં નીકળી હતી તે ત્યાં આગળ આવી. સઘળા લોકો જોવાને બંને બાજુએ ગોઠવાઇ ગઇ ગયા હતા. ત્યાં તે પણ રસ્તા ઉપર મોખરે ઉભો રહ્યો. સ્વારી ફરતી ફરતી જ્યારે તે જગાએ આવી, ત્યારે તે પ્રધાનની નજર નુરૂદ્દીન ઉપર પડી. તેના સામું જોતાં તેને લાગ્યું કે આ પુરૂષ કોઈ ભાગ્યશાળી જણાય છે, તેનો ચેહેરો તથા તેનો વિવેક કોઇ રાજ્યદ્વારી માણસ જેવો લાગે છે એમ વિચાર કરતો તે કેટલીક વાર સુધી એકે નજરે તેના સામું જોઇ રહ્યો. પ્રધાને વિચાર્યું કે છે કોઇ ઉત્તમ પુરૂષ પરંતુ મુસાફરીએ નીકળ્યો હોય એમ તેના વેષ ઉપરથી જણાય છે. તેમ ધારી નુરૂદ્દીનને તેણે પૂછ્યું તું કોણ છે અને કયાંથી આવ્યો છે. ત્યારે તેણે જવાબ દીધે. સાહેબ હું મુસાફર છું પ્રધાને કહ્યું કે તું તારી ખરેખરી હકીકત કહે તારા ચેહેરા ઉપરથી જોતાં તું ઉમરાવ કુળનો લાગે છે. પછી તે બોલ્યો હું ઇજીપ્ત દેશના કેરો શેહેરથી આવ્યો છું, અને મારે મારા ભાઇ સાથે તકરાર થવાથી મારી જીંદગી મુસાફરી કરવામાં ગાળવી એવા વિચારથી હું ઘર છોડી નીકળ્યો છું. હવે મારે ઘેર જવાનો વિચાર નથી. વજીરે આ સાંભળી કહ્યું કે ભાઇ હજી તારી ઉમ્મર નાની છે અને તમારી ઉછળતી બુદ્ધિને લીધે તમે

જે કાંઇ ઠરાવ કર્યો છે. તે વ્યાજબી નથી. મુસાફરીમાં ઘણાં ઘણાં સંકટો સહન કરવાં પડશે, આપણાં સગાં વહાલાં છોડી પરદેશમાં ફરવું. વળી આપણું શરીર વખતે સાજુ માંદુ હોય તો આપણી ચાકરી કરનાર ન મળે તે વખતે આપણને કેટલો પસ્તાવો થાય. આ સઘળી બાબતોનો વિચાર કરી તારી હઠ છોડી દે અને મારી સાથે ચાલ. નુરૂદીન બોલ્યો આપ કહોછો તે સત્ય છે પરંતુ આ દુનિયામાં કોઇ કોઇનું સગુ નથી. માણસને સુખ દુઃખ વખતે બીજા માણસોનો ખપ પડે, પરંતુ તે ભોગવવું તો પોતાનેજ પડે છે અને આ દુનિયાં ઉપર કાંઇ એટલો બધો મોહ નથી. પરંતુ આપ મોટા છો તો આપનાં વચન માથે ચડાવી આપની સાથે આવું છું. એમ કહી ને વજીરની સાથે ચાલ્યા.

વજીર નુરૂદીનને હમેશાં પોતાની પાસે રાખતો. થોડા દિવસમાં તેણે નુરૂદીનની પરીક્ષા કરી લીધી. અને તેની પક્કી ખાતરી થઈ કે તે ખાનદાન કુળનો તેમજ ઘણી અક્કલવાળો અને હોંશીઆર માણસ છે. આ વજીરને ફક્ત એક છોડી સિવાય બીજું કાંઇ છોકરૂં નહોતું. તેથી અને આ નુરૂદીનને ઘણો સદ્‌ગુણી જાણી પોતાની દીકરી તેને પરણાવી પોતાને ઘેર રાખવાનો વિચાર થયો, પછી તેણે કહ્યું કે નુરૂદીન તારી ચાલ ચલગત ઉપરથી મને તારા ઉત્તમ કુળની ખાતરી થઈ ગઈ છે, હું હવે ઘરડો થયો છું અને મારે એક છોકરી સિવાય બીજું કાંઇ ફરજંદ નથી. તે છોડી તારે લાયક છે. અને તું તેને લાયક છે. તેથી તેને તારી સાથ પરણાવી આ મારી સઘળી મીલકત તને સોંપવા મારો વિચાર થયો છે, જો તું આ મારી માગણી કબુલ રાખે તો હું બાદશાહને કહી મારી જગાએ તને દાખલ કરાવું. કારણ કે હવે મારૂં આયુષ પણ થોડુંજ બાકી રહ્યું છે. તેથી ખુદાની ભક્તિ કરી મારા બાકીના દિવસો કાઢવા એમ મેં નિશ્ચય કર્યો છે. માટે તું મારી માગણી કબુલ કરી મારા આત્માને શાંતિ આપ.

આ સાંભળી નુરૂદીન એટલો તો આનંદીત થયો કે તેનાથી હરખને લીધે કાંઇપણ બોલી શકાયું નહીં. થોડીવાર ચુપ રહી તે બોલ્યો, આપ જે કહેશો તે ના કબુલ કરવાને હું શક્તિમાન નથી. આ કામમાં તો શું પરંતુ આપ જો મારા પ્રાણ માગો તોપણ આપવાને તૈયાર છુ આ સાંભળી વજીરને ઘણો હર્ષ થયો અને પોતાની દીકરીના લગ્નને વાસ્તે તૈયારી કરવા લાગ્યો, પોતાનાં સઘળાં સગાં વહાલાં તથા પોતાના તાબાના માણસોને તેમજ બરાબરીઆઓને બોલાવી તેમને દરેકને પાત પોતાને લાયક એવાં કામ સોંપી દીધાં, મોટી ધામધુમ થવા લાગી, એક તરફ સગાં વહાલાંઓને જમાડવાનું કામ ચાલ્યું બીજી તરફ લગ્નના માંડવા રોપાવા લાગ્યા તો એક તરફ આતસબાજીની ગોઠવણ થવા લાગી. એમ કરતાં લગ્ન દિવસ નજીક આવ્યો ત્યારે સારા સારા લોક આવ જા કરવા લાગ્યા.

જ્યારે એક દિવસ બાકી રહ્યો, ત્યારે વજીરે સર્વેને બોલાવી કહ્યું કે, આપ હજુ જાણતા નહીં હો કે મારી છોડીનાં લગ્ન કોની સાથે કરવાનાં છે કારણ કે મેં હજુ તે વાત બહાર પાડી નથી, પણ મારે જણાવવું જોઇએ, કે હું મારી દીકરીનું લગ્ન મારા બરોબરીઆ તથા ઘણા ખુબ સુરત અને જુવાન ઉમરાવ કુળના માણસ સાથે કરવાનો છું તે એવા માણસ છે કે તેનું નામ જાણતાં તમો કહેશો કે વજીરને કોઇ અનોપમ જમાઇ મળ્યો છે; તે માણસ મિસરના દેશના રાજાના મોટા વજીરનો પુત્ર છે, એનો બાપ મારો ભાઈ થાય છે, મારા ભાઇએ તેને મારી પાસે મોકલાવી આપ્યો છે અને કહ્યું છે કે એને તમારી ધ્યાનમાં આવે તે ઠેકાણે પરણાવજો, તે છોકરાને ઘણોજ હોશીઆર અને ખુબસુરત જોઈ, મેં તેને મારીજ છોકરી પરણાવવાનો નિશ્ચય કર્યો છે.

આ સાંભળી તમામ લોક વજીરના જમાઇને જોવા માટે તત્પર થયા ત્યારે વજીરે નુરૂદીનને બોલાવી સઘળા માણસો વચ્ચે ઉભો કરી કહ્યું કે હું જેની વાત કરૂં છું, તેજ આ મારા ભાઇનો દીકરો છે આ જોઇ સૌનાં મન શાંત થયાં અને બોલવા લાગ્યા, કે બરાબર જોડું ખુદાતાલાએ મેળવ્યું છે. વજીરની કુંવરી પણ ઘણી ભાગ્યશાળી જણાય છે, કે તેને આવો પતિ મળ્યો કોઇ કહે છે કે તે પુરૂષ પણ ઘણો નશીબવાન જણાય છે કે તેને વજીરે પોતાનો જમાઇ કર્યો. આવી રીતે લોકો વાતો કરવા લાગ્યા. અને લગ્ન ક્રિયામાં ભાગ લેવાને તૈયાર થયા, વળી કહેવા લાગ્યા આ જોડું સદા અમર રહી ચિરંકાલ સુધી ઘણાં સુખને ભોગવો, આવી રીતે હજારો આશિષોના અવાજ કાને આવવા લાગ્યા. ત્યાર પછી સઘળા લોકોને જમવા માટે વજીરે કહેવરાવ્યું, લોકો જમવાને બેશી ગયા ઘણી જાતની રસોઇ કરી

હતી તેમાંથી જેને જે પસંદ આવે તે ખાધી, સૌ વજીરની વાહ વાહ બોલવા લાગ્યા. જમી રહ્યા પછી પાન સોપારી આપવામાં આવ્યાં, તે કામ થઈ રહ્યા પછી સારાં સારાં ગાયન અને વાજીંત્રો સાથે નાચ થવા લાગ્યાં. આખા શેહેરનું તમામ લોક આ ઓચ્છવ જોવાને મળ્યું હતું. જગ્યાપણ એવી મોટી પસંદ કરવામાં આવી હતી. તેમજ ગોઠવણ પણ એવી કરવામાં આવી કે સૌ માણસ સુખેથી જોઈ શકે ગાયનનું કામ પુરૂં થઈ રહ્યા પછી આતશબાજી છોડવામાં આવી.

આ સઘળું કામ પૂર્ણ થયા પછી. રિવાજ મુજબ કાજી સાહેબ પધાર્યા અને લગ્નના કોલ કરારનો દસ્તાવેજ કરવામાં આવ્યો તે ઉપર સહીઓ તથા સાક્ષીઓ કરાવી. ત્યાર પછી નુરૂદીનને સારાં સારાં તેલ, અત્તરો વગેરે ચોળી ન્હવરાવવામાં આવ્યો, અને વિધિ પ્રમાણે તેમનાં લગ્ન કર્યાં.

સર્વ કામ સંપૂર્ણ થઇ રહ્યા પછી નુરદીનને બોલાવી વજીર પૂછવા લાગ્યો કે બેટા? હું તારા ઉપર ઘણો પ્રસન્ન છું તેં મારી માગણી કબુલ કરી તેથી તારો ઉપકાર માનું છું પરંતુ મારે તને એક વાત પૂછવાની છે. તે એ કે મેં તારૂં રૂપ અને તારી હોંશીઆરી તથા તારી વર્તણુક જોઈ મારી દીકરી પરણાવી. પરંતુ હવે તારી સઘળી હકીકત જાણવાની મારે જરૂર છે તે તું મને કહે મિસર દેશમાં તું શું કામ કરતો હતો, તેમજ તારે તારા સગા સાથ કેવી રીતે તકરાર થઈ, તારાં મા બાપ કોણ છે? આ સઘળી વાતનો ખુલાસો તું મારી સાથે કર.

આ સાંભળી નુરૂદીન બોલ્યો, આપ જે કહો છો તે બાબતમાં મારે તમને જણાવવું જોઇએ કે, મારી પોતાની હકીકત મારા મોડે કહેવી તે વ્યાજબી નથી પરંતુ તે આપની આગળતો જણાવવુંજ જોઇએ, કે હું મિસરના રાજાના પ્રધાનનો પુત્ર છું મારો બાપ અમને નાના મુકીને ગુજરી ગયો તોપણ બાદશાહે અમો બન્ને ભાઈઓને અમારા બાપની જગ્યો સોંપી કહ્યું કે તમો તમારા બાપની પેરે પ્રમાણિક પણે નોકરી કરજો, અને આ મારા સઘળા રાજ્યનો વહીવટ તમને સોંપુ છું. હાલ તમો નાના છો તેથી મારે દેખરેખ રાખવી પડશે. એમ કહી અમને પોશાક પેહેરાવ્યા. ત્યાર પછી અમો બન્ને ભાઇ સલાહ સંપથી રહેતા હતા. તેવામાં અમાએ પરણવાનો વિચાર કર્યો.

એટલું કહી નુરૂદીને પોતાની જે તકરારની વાત હતી તે સઘળી વજીરને કહી સંભળાવી. આ સાંભળી વજીરને નવાઈ લાગી. અને કહેવા લાગ્યો આ બધું તમારી બાળક બુદ્ધિથીજ થયું છે, આમાં કેટલીક તમારી મૂર્ખતા પણ કહેવાય. કારણ કે મુદ્દા વગરની વાતમાં તમો લઢી પડયા અને તે પણ એટલે સુધી કે તમારે બન્નેને જૂદા પડવું પડયું, આવી રીતે જૂદા પડવું તે પણ સારૂં નથી. જો આ વાત કદાપી તમારા બાદશાહના જાણવામાં આવે તો તે પણ તમારી કિંમત કરી જાય. આમાં તારા કરતાં તારા ભાઈનો વાંક વધારે છે. કારણ કે મશ્કરીમાં બોલતાં તે ચીડાઇ ગયો; પરંતુ જે થયું તે ઠીક થયું, કારણ કે તેથી તને તથા મને બંને જણને લાભ થયો, તેથી હું તો ખુદાનો ઉપકાર માનું છું. તારા જેવો મને જમાઇ મળ્યો તેથી હું મને પોતાને ભાગ્યશાળી સમજું છું, હવે સુઇ રહેવાનો વખત થયો છે. માટે તું જા, અને કાલે હું તને બાદશાહની મુલાકાત કરાવીશ.

હવે વજીર જાફર બોલ્યો કે હે નામદાર બાદશાહ! નુરૂદીને કેરો શહેર છોડયા પછી ત્યાં શું હકીકત બની તે ઉપર ધ્યાન આપીએ, નુરૂદીન નીકળ્યા પેહલાં તેનો ભાઇ સમસુદ્દીન બાદશાહની સાથે શિકારે ગયો હતો, તે લગભગ એક મહીને પાછો આવ્યો. જેવો આવ્યો કે તરત પોતાના ભાઇને મળવાને ગયો, તેના ઓરડામાં જઇ જુએ છે તો કાંઈ દીઠું નહીં. ત્યારે નોકરને પૂછ્યું કે મારો ભાઇ કયાં ગયો છે? ત્યારે તે બોલ્યો કે સાહેબ તે તો એક ઘોડો અને તેના ઉપર કેટલોક સામાન ભરી ગામાંતરે ગયા છે, જતી વખતે મેં પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે હું બે ત્રણ દિવસનું કામ છે. તેટલા સારૂં અહીંથી થોડે દુર ગામ છે. ત્યાં જાઉં છું. એમ કહી ગયા છે. તે વાતને આજે એક મહિનો થયો પણ આવ્યા નહીં, તેમ કાંઇ ખબર પણ આવી નથી.

આથી તે પોતાના મનમાં પસ્તાવા લાગ્યો કે જરૂર મારો ભાઇ અમારા બન્નેની તકરારથી જતો રહ્યો. હું કેવો દુષ્ટ કે નજીવી વાતમાં મેં તેનો તિરસ્કાર કરી અપમાન કર્યું, મારા કઠણ વચનના ઘા મારા

ભાઇને લાગવાથી તે જતો રહ્યો. હવે હું એકલો શું કરીશ? મને દૈવે શું ઉંધો રસ્તો પકડાવ્યો. એમ કહી તેની આંખમાંથી આંસુ ચાલ્યાં કેટલીકવાર સુધી પશ્ચાતાપ કરી ઘણે દુર સુધીનાં શેહેરમાં તેને શોધવાને માટે માણસોને મોકલ્યા. પરંતુ કોઇ ઠેકાણે તેનો પત્તો લાગ્યો નહીં. ત્યારે પોતે જાતે તેને શોધવા નીકળવાનો વિચાર કર્યો, પરંતુ એટલામાં કોઈ ઉમરાવ કુળનો અને આખા શેહેરમાં ઉંચામાં ઉંચી પદવી ધરાવનારો એક ધનાઢ્ય ગૃહસ્થ આવી કહેવા લાગ્યો, કે સાહેબ મારી એક છોકરી ઘણી ખુબસુરત અને હોશીઆર છે, તેને લાયક વરની તપાસ કરતાં કોઈ જડયો નહીં. ત્યારે મેં આપજ તેને લાયક છો એમ ધારી તમારી સાથે પરણાવવાનો વિચાર કર્યો છે, ત્યારે સમશુદ્દીને ત વાતની તપાસ કરાવી તેની વાત કબુલ કરી. અને જે દિવસે નુરૂદીન બસરાના પ્રધાનની છોડી સાથે પરણ્યો. તેજ દિવસે સમશુદ્દીન પણ આ અમીરની છોડી સાથે પરણ્યો. એમ તે બન્નેનાં લગ્ન એકજ દિવસે થયાં આ સાંભળી બાદશાહ ખલીફને ઘણી નવાઈ લાગી.

પછી વજીર જાફર બોલ્યો. નામદાર બાદશાહ તે કરતાં વળી વધારે નવાઈ જેવું એ થયું કે તે બન્ને ભાઇઓની સ્ત્રીઓને ગર્ભ પણ સાથેજ રહ્યા. અને જે દિવસે સમશુદ્દીનની સ્ત્રીને એક ખુબસુરત છોડી જન્મી તેજ દિવસે નુરૂદીનની સ્ત્રીને એક ઘણોજ સ્વરૂપવાન છોકરો જન્મ્યો. છોકરાનું નામ બદરૂદીનહસન પાડયું, આ છોકરો ઘણોજ રૂપાળો અને સારા નશીબવાળો જણાતો હતો.

પોતાની છોડીને આવો ભાગ્યશાળી છોકરો થવાથી બસરાના વજીરના હર્ષનો પાર રહ્યો નહીં. તેણે પોતાને ત્યાં ઘણી ધામધુમ સાથે આખા શેહેરના લોકોને જમાડયા ગરીબ લોકોને ઘણું દાન કર્યું; પછી તે નુરૂદીનને લઇ બાદશાહ પાસે ગયો, અને બાદશાહને કહ્યું નામદાર બાદશાહ! હું હવે ઘરડો થયો છું. મારાથી હવે કામકાજ બરોબર થઇ શકતું નથી. તેમજ હવે હું આ દુનિઆમાં થોડા દિવસનો પરોણો છું. તો મારે આ સંસારી ખટપટ સર્વ છોડી દઇ પરવરદીગારની ભક્તિ કરવામાં બાકીનો વખત ગુજારવાની મારી ઇચ્છા થઇ છે. માટે મારી જગ્યા મારા જમાઇને સોંપી મને છુટો કરો કે જેથી મારો આત્મા શાંતિને પામે, મારી હયાતીમાં આપ જો તેને કામ સોંપો તો તેને કેટલીક માહિતી મારાથી આપી શકાય, મારો જમાઈ મારા કરતાં પણ ઘણી સારી રીતે કામ બજાવી શકે એવી મને આશા છે.

નુરૂદીન ઉપર બાદશાહની ઘણી મેહેરબાની હતી. તેથી વજીરની વાત તેણે તરતજ સ્વીકારી, અને બોલ્યો કે મારા દાના વજીર તારી માગણી હું માન્ય કરૂં છું. અને તારા હોદ્દા ઉપર નુરૂદીનને દાખલ કરૂં છું. તારા જમાઈ ઉપર તને જેવો પ્યાર થાય છે. તેવો તે મને પણ વ્હાલો છે. એમ કહી તેને પોશાક પેહેરાવ્યો.

બીજે દિવસે નુરૂદીન પોતાના સસરાનું કામ કરવા લાગ્યો, વજીર કેટલાક દિવસ તેની જોડે આવ્યો. અને પોતાનાં જમાઇ કેવી રીતે કામ કરેછે તે જોવા લાગ્યો, તેણે જોયું કે તે મારાં કરતાં ઘણીજ સરસ રીતે કામ કરે છે ત્યાર પછી તેણે આવવું છોડી દીધું. નુરૂદીને એવી રીતે કામ કરવા માંડયું કે રાજાને તો તે પોતાનો જીવનપ્રાણ થઇ પડયો અને રૈયત પણ એવી ખુશ થઇ કે તેને હજારો આશીર્વાદ આપવા લાગી. અને બહાર એમ કહેવાવા લાગ્યું કે જુના વજીર કરતાં નવો વજીર ઘણોજ પ્રમાણિક પરોપકારી અને દયાળુ છે. આવી તેની કીર્ત્તિ આખા રાજ્યમાં સઘળે ઠેકાણે ફેલાઇ ગઈ.

જુનો વજીર આ પ્રમાણે જોઇ પોતાનો જન્મ સફળ માનવા લાગ્યો અને પોતાને આવો લાયક જમાઇ મળ્યો તથા પોતાની દીકરી આવા સુખમાં પડેલી જોઇ ખુદાનો ઉપકાર માનવા લાગ્યો અને તેણે બાકીનો વખત ભક્તિ કરવામાંજ કાઢયો, આવી રીતે ચાર વર્ષ તે પોતાના આત્માને શાંતિ આપી પરવરદીગારની હજુરમાં દાખલ થયો.

હવે નુરૂદીનનો છોકરો બદરૂદીનહસન દિવસે દિવસ મોટો થવા લાગ્યો, પાંચ વરસનો થયો એટલે તેને શિખવવાને સારા સારા શિક્ષકો રાખ્યા. તે શિક્ષકો આખો દિવસ તેની સાથે રહી રમત ગમતની સાથે ભણાવવા લાગ્યા અને એમ કરતાં તે દશ બાર વરસની ઉમરનો થયો ત્યાં સુધીમાં સઘળી વિદ્યા સંપૂર્ણ શિખ્યો. કોઈ પણ પ્રકારની ન્યુનતા તેનામાં રહી નહીં, ધર્મશાસ્ત્ર, રાજકાજનું કામ, ઘરસંસારીકામ

અનેક પ્રકારના હુન્નરો, ભૂગોળ, ખગોળ, સંગીત, વગેરે તમામ બાબતોથી સંપૂર્ણ રીતે જાણીતો થયો, આટલી નાની ઉમરમાં તે આટલું બધું શીખેલો તથા આવો હોંશીઆર જોઈ સર્વ લોકો તેનાં વખાણ કરવા લાગ્યા. અને બાદશાહ પણ તેના ખરા દિલથી તેના ઉપર પ્યાર રાખવા લાગ્યો.

નુરૂદીને પોતાના દીકરાને કેળવણી આપવામાં લગાર પણ કચાશ રાખી નહીં, તેમ જેવી રીતે મોટા ઘરનાં છોકરાં ખરાબ સોબતમાં પડી આડે રસ્તે ચડી જાય છે. અને અનેક અપલક્ષણો શીખે છે તેમ નહીં થવા માટે તે હમેશાં તેને પોતાની સાથેજ રાખતો. પંદર વરસનો થતાં તેનામાં એવો વિનય, સભ્યતા, ચાલાકી અને બાહોશી આવી કે મોટી ઉમરના અમલદારો પણ તેના આગળ પોતાનેં તુચ્છ માનવા લાગ્યા. બાદશાહ પણ તેને દરરોજ એક વખત ન જુએ તો તેને ચેન પડે નહીં, નુરૂદીન પોતાને આવો પુત્ર છે એમ જોઈ ઘણો ખુશી થયો. પરંતુ કમનસીબે પોતાના આ છોકરાનું સુખ તે પુરૂપુરૂ જોવા પામ્યો નહીં. છોકરો સોળ વરસનો થયો તેવામાં તે આજારી પડયો, માંદગી દિવસે દિવસે વધતી ગઇ ઘણા ઘણા વઇદો હકીમો કર્યા પરંતુ સઘળા ઉપાય નિષ્ફળ ગયા, પોતાનો અંતકાળ પાસે આવ્યો જાણી તે પોતાના દીકરાને પાસે બોલાવી શીખામણ દેવા લાગ્યો.

બેટા ! આ દુનિયાની હવા મારે થોડાજ કલાકો ખાવાની છે. હું કોણ છું. તથા મારો ઇતિહાસ કેવો છે તે વાત મેં તને હજુ કરી નથી તો મારે તને હવે જણાવવું જોઇએ કે હું મિસર દેશના કેરો શેહેરના બાદશાહના વજીરનો છોકરો છું. અમો બે ભાઇઓ છીએ; મારાથી મોટો ભાઇ હજુ કેરો શેહેરમાં છે, મારા બાપના મરણ પછી થોડે દિવસે અમારે બન્નેને તકરાર થઇ, તેથી હું ઘર છોડી નીકળી ગયો અને ફરતો ફરતો આ શહેરમાં આવ્યો અને અહીંઆં હું આ સ્થિતિએ પહોંચ્યો.

આ મારી હકીકત મેં તને ઉપર ઉપર ઉપરથી કહી. પણ હું તને આ એક પુસ્તક આપું છું. તેની અંદર મારો સઘળો ઇતિહાસ વિગત વાર લખેલો છે. તે તું તારી પાસે રાખજે કારણ કે તે તને ઘણો ઉપયોગી થઇ પડશે, તેને તું જવાહીરના દાગીનાની પેઠે સાચવી રાખજે, તેમાં કેટલીક બાબતો ઘણીજ શીખામણ લેવા લાયક છે. તેને તું નવરાશની વખતે વાંચજે.

આટલું બોલતાં નુરૂદીનની આંખો મીંચાઇ ગઇ, ત્યારે બદરૂદીનની આંખમાંથી આંસુની ધારા ચાલવા લાગી. અને નિશ્ચય થયો કે હવે તેનાથી બોલી શકાશે નહીં, પણ થોડી વારમાં પાછી આંખો ઉઘડી અને નુરૂદીન બોલવા લાગ્યો, બેટા ! સાંભળ; હું તને શીખામણ દઉંછું તે યાદ રાખજે.

આ દુનિયા તેમજ શરીર ક્ષણભંગુર છે, કાલની ખબર નથી. માટે જે સારાં કામો કરવાનાં છે. તેમાં જેટલાં આજ થઇ શકે તેટલાં કાલના ઉપર રાખતો ના. આ દુનિઆ છોડી જ્યારે પરલોકમાં જવું પડશે. ત્યારે અહીંના કરેલાં કર્મનો બદલો મળશે, ત્યાં મદદ કરનાર એક ધર્મ સિવાય બીજો કોઇ નહીં મળે, માટે ધર્મને વિષે લગાર પણ પ્રમાદ કરીશ નહીં સર્વ કામ છોડી તેના ઉપર તું પૂર્ણશ્રદ્ધા રાખજે. અને તેટલા માટે મેં ધર્મની કેળવણી સારી રીતે અપાવી છે. તેનો તું ઉપયોગ કરજે. બીજું મારે એ કહેવાનું છે કે, તું તારી સારી સ્થીતિમાં દુખિઆઓને ભુલીશ નહીં, જેવી રીતે આપણા આત્માને સુખ દુઃખ થાય છે તેવી રીતે સર્વને જાણજે, કોઇ પણ કામ કરતાં પહેલાં વિચાર કરજે કે આ કામમાં કોઇને નુકસાન થાય છે કે નહીં, તેનો તું પેહેલો વિચાર કરજે, સઘળી રૈયતને બેટા બેટી તરીકે ગણજે, અને તેમની પ્રીતિ મેળવજે સઘળા ધર્મનું મૂળ એજ છે કે સર્વ પ્રાણી ઉપર દયા રાખવી. અને સૌની શુભ આશિષ લેવી, તથા પરોપકારી થવું. આ પ્રમાણે વર્ત્તવાથી તું હમેશાં સુખી થઇશ. અને કોઇની સાથે તારે વેરભાવ થશે નહીં.

ત્રીજી શિખામણ એ છે કે દુઃખની વખતે ધીરજ રાખજે અને સાહસ કામ કરીશ નહીં. તથા ક્રોધ કરીશ નહીં. ક્રોધની વખતે કોઇ પણ કામ એકદમ કરીશ નહીં. તેમજ તે વખત જવાબ આપતાં ઘણો વિચાર કરજે. કોઇના ઠપકાથી અથવા કોઇએ આપણું નુકસાન કરવાથી જ્યારે આપણને ક્રોધ સ્વાભાવિક રીતે થઇ આવે ત્યારે શાંત બેસી રહેવું, આ શિખામણનું દરરોજ દરેક કામ કરતી વખતે

સ્મરણમાં લાવજે. વળી અવસર ઉચિત બોલજે, બાદશાહની સાથે રહેતાં તેની મરજી સાચવવી એજ આપણી જીંદગી છે.

ચોથી શિખામણ એ છે જે તું કોઇ પણ પ્રકારનું વ્યસન સેવંશ નહીં. ચોરી, જુગટું, પરસ્ત્રી, મદિરા, માંસ વગેરે સઘળાં વ્યસન કહેવાય છે. તે કોઇ વખત આ દુનિઆમાં આપણું મરણ નિપજાવે છે. અને મુઆ પછી પણ દુઃખ દેનારાં થઇ પડે છે. માટે તે બાબતોમાં તું તારા મનને બરાબર કબજામાં રાખજે. જો તું વ્યસનથી દુર રહીશ તો તારા ઉપર કોઇ પણ પ્રકારની આફત આવશે નહીં. તેમજ ગમે તેવું સંકટ આવ્યું હશે. તો પણ તેનાથી તું બચી જઇશ

છેલ્લી શિખામણ એ છે કે તું અન્યાયથી કોઇનું ધન મેળવવાની ઇચ્છા રાખીશ નહીં. ન્યાયથી મેળવેલો એક પૈસો તે અન્યાયથી મેળવેલી સોનાની એક મોહોર કરતાં પણ વધે છે. માટે હમેશાં ન્યાયથી પૈસો પેદા કરવાની ઇચ્છા રાખજે. જે પૈસા કમાય તે સાચવી રાખજે, પરંતુ તારી આવકના પ્રમાણમાં તારા પૈસાનો ઉપયોગ હમેશાં સારા માર્ગે કરજે. હમેશાં તારા ગજા પ્રમાણે ખેરાત કરજે.

આ પ્રમાણે નુરૂદીન શિખામણ દેતો હતો, અને બદરૂદીન તે પોતાની બુકમાં લખી લેતો હતો, આ વખતે તેની આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં, પછી બદરૂદીન બોલ્યો. પીતાજી! આપની સઘળી શીખામણો હું અક્ષરે અક્ષર પાળીશ. આ તમારી ચોપડી તેમજ શિખામણોને હું મારા જીવની પેઠે સાચવીશ. અને તે પ્રમાણે વર્ત્તીશ. તે બાબતમાં તમારે લગાર પણ શક રાખવો નહીં. હું કાંઇ મૂર્ખ નથી કે તમારો એક અક્ષર પણ ઉત્થાપન કરૂં. એ નક્કી સમજજો.

આ સાંભળી નુરૂદીનનું મન શાંત થયું. અને બોલ્યો કે બેટા ! મને વિશ્વાસ છે કે તું મારો બોલે બોલ પાળીશ. હવે હું આ દુનિઆનો ત્યાગ કરૂં છું, એમ કહેતાં તેની આંખો મીંચાઈ ગઇ અને શ્વાસ બંધ પડયો. બદરૂદીનને આશા હતી. કે તે મારી સાથે હજી વાત કરશે. પણ દમ ચાલતો બંધ થયો જાણી તેણે આશા છોડી, પછી રિવાજ પ્રમાણે તેના મડદાની ક્રિયા ઘણા ઠાઠમાઠ સાથે કરવામાં આવી. આ વખતે આખા શેહેરનાં તમામ લોક તથા રાજા સુધાં પણ હાજર થયાં હતાં.

બદરૂદીનને પોતાના પિતાના મરણથી ઘણું દુઃખ લાગ્યું. અને તે બેહદ શોક કરવા લાગ્યો. તેને આ દુનિઆ સર્વ સ્મશાનવત્ લાગવા માંડી. અને પોતે સઘળું કામકાજ કરવું છોડી દીધું. બાદશાહની મરજી તેને તેના બાપની જગ્યા આપવાની હતી. પરંતુ તે પોતાના બાપના શોકમાં બાદશાહને સલામ કરવા પણ ગયો નહીં, થોડા દિવસ સુધી તો બાદશાહ પણ દીલગર રહ્યો. અને સમજ્યો કે તેના બાપના શોકને લીધે તે આવતો નથી. પરંતુ જ્યારે ઘણા દિવસ સુધી પણ તે હાજર ન થયો. ત્યારે તેને એમ લાગ્યું કે ખરેખર તે બેદરકારજ છે માટે તેને શિક્ષા કરવી જોઇએ, તેથી તેણે તેના બાપની જગ્યાએ નવા પ્રધાનની નીમણુક કરી તેને હુકમ કર્યો કે બદરૂદીને મારૂ અપમાન કર્યું છે. તેના બાપના મરણને લગભગ બે ત્રણ મહીના થયા. તો પણ તે સલામ કરવા પણ આવ્યો નથી. માટે તેની મીલકત જપ્ત કરી તેને પકડી લાવો.

આ વખતે બદરૂદીનનો કોઈ મિત્ર ત્યાં હતો. તે આ હુકમ સાંભળી એકદમ બદરૂદીન પાસે દોડયો. અને તેને ઘણાજ શોકમાં બેઠેલો દેખી કહેવા લાગ્યો કે ભાઈ ! હવે કયાં સુધી શોક કરશો. હવે તમારૂં પોતાનું જો હિત ઇચ્છતા હોતો ઉઠો અને અહીંથી પલાયન કરી જાઓ બાદશાહ તમારા ઉપર ગુસ્સે થયો છે. અને તમારી મિલ્કત જપ્ત કરી તમને પકડી લાવવા નવા વજીરને હુકમ થયો છે. નવો વજીર કેટલાક અમલદારોને લઈ મારી પાછળ ચાલ્યો આવે છે. આ હુકમ થયો તે વખતે હું ત્યાં હતો. અને તમારૂં બુરૂ થશે એમ ધારી હું તમને દોડતો ચેતાવવા માટે આવ્યો છું, તો હવે કાંઇ પણ વાર કરવા વગર ઉઠો, બદરૂદીન તો આ સાંભળી ગભરાઇ ગયો અને શું કરવું તે સુઝયું નહીં, પોતાના મિત્રને કહ્યું. ભાઇ ઘરમાંથી સામાન કાઢી લઉં તેટલી વાર થશે કે નહીં. ત્યારે મિત્ર બોલ્યો ના જો જીવવાની ઇચ્છા રાખતા હોતો કપડાં પેહેરવાની પણ ઇચ્છા રાખશો નહીં, કંઇ પણ ગભરાશો નહીં, હીંમત રાખજો અને પાછલા દરવાજેથી નીકળી જાઓ.

બદરૂદીન એકદમ ઉઠયો અને પોતાના બુટ પેહેરી લઈ જે લુગડાં હાથમાં હતાં તે બગલમાં મારી લઇ પાછલા દરવાજેથી નાઠો. અને ઉતાવળો ઉતાવળો એક દરવાજા બહાર નીકળી ગયો આ વખતે સાંજ પડી હતી, તેથી તેને મુસાફરી કરવી ના દુરસ્ત લાગી. અને કબરસ્તાનમાં પોતાની બાપની કબર ઉપર જઈ સુઈ રહેવા વિચાર કર્યો એટલામાં તેને સુલેમાન નામનો એક મોટો યાહુદી વેપારી મળ્યો, ને સલામ કરી પૂછવા લાગ્યો કે સાહેબ કેમ આમ દુઃખમાં પડેલા જણાઓ છો, તમારા બાપના મરણથી મને ઘણી દીલગીરી થાય છે પણ આ દુનિઆમાં કાનુનો આગળ આપણું કાંઇ ચાલી શકતું નથી. આપના ઉપર મોટી આફત આવી હોય એમ જણાય છે, પછી બદરૂદીન બોલ્યો ના કંઇ નહીં. ગઇ રાતે હું સુતો હતો તેવામાં મારો બાપ કોઇ જુદાજ વેશમાં આવી મને ધમકી આપવા લાગ્યો. તેથી મને ડર લાગ્યો, અને વિચાર કર્યો કે મેં તેની કબરની બરોબર સંભાળ લીધી નહીં હોય તેથી મને આ પ્રમાણે થયું. એમ ધારી હું ત્યાં તેની કબર ઉપર નિમાજ પડવા જાઉછું. તે સાંભળી પેલો વેપારી કહેવા લાગ્યો કે સાહેબ આપની ગમે તેવી આફત હોય તે દુર થાઓ એવી હું આશિષ આપું છુ. અને બીજી એક અરજ કરૂં છું તે સાંભળો

આપના પિતાના મરણથી આખા શેહેરને તેમજ સઘળા રાજ્યને એક મોટી ખોટ પડી છે. જેજે લોકોએ આ વાત જાણી છે. તે સર્વે બેહદ શોક કરે છે. અમો પરદેશ વહાણ લઇ ગયા હતા. અમારા વહાણોમાં આપના પિતાનો ઘણો માલ છે તે માલના મુગતીઆર હવે આપજ છો જો આપને તે માલ અહીં ભરવાની ઇચ્છા હોયતો તમારે સ્વાધીન કરીએ અને જો વેચી નાખવાની મરજી હોય તો તેમ કરીએ બદરૂદીન બોલ્યો મારે તે માલ ગમે તે કિંમતે વેચી નાંખવાની મરજી છે ત્યારે તે સુલેમાન વેપારી બોલ્યો કે જો આપને વેચવાની મરજી હોયતો તે મનેજ આપો કારણ કે આપના પ્રતાપથી તે માલ હું લઈ તેનાં નાણાં તમને આપું એટલી મારામાં શક્તિ છે, માટે જે ભાવથી તમો બીજા કોઇને આપો તે ભાવથી મને આપશો તો હું લઇશ બદરૂદીન બોલ્યો તે સઘળો માલ હું તને સોંપું છું ત્યારે સુલેમાને તેનો ઉપકાર માની કહ્યું કે તે માલના બાના પેટે એક હજાર મોહોર આપું છું અને તે માલ આપવાને મને દસ્તાવેજ કરી આપો કે બીજો કોઈ તે બાબત હક કરી શકે નહીં બદરૂદીન પાસે આ વખતે એક પાઇ પણ હતી નહીં તેથી દુઃખના વખતમાં મને ખુદાએ મેહેરબાની કરી મદદ મોકલી એમ સમજી ઉપકાર માનવા લાગ્યો જે માણસ નશીબવાન હોય છે તેને દુઃખના વખતમાં ગમે ત્યાંથી પણ મદદ મળી આવે છે, તેમના સુકૃત્યનુંજ ફળ જાણવું પછી બદરૂદીનને પોતાની પાસેથી કાગળ કાઢીને શરાફના કહેવા પ્રમાણે લખી આપ્યું ત્યારે શરાફે પોતાની કોથળી છોડી મોહોરો ગણવા માંડી, બદરૂદીને વિચાર્યુ કે ગણતાં વાર થશે અને એવામાં બીજો કોઈ માણસ આવી ચડશે તો વાત બગડશે તેથી તે બોલ્યો ભાઇ તારો મને વિશ્વાસ છે કંઇ ગણવાની જરૂર નથી ત્યારે પેલા શરાફે કોથળી આપી દીધી તે લઇને બદરૂદીન ચાલતો થયો, અને વેપારી પણ ખુશી થતો પોતાના ઘર તરફ આલ્યો.

બદરૂદીન પોતાના બાપની કબર ઉપર જઇ નિમાજ પડવા લાગ્યો નિમાજ પડી તે ત્યાં બેઠો અને પોતાના ઉપર જે દુઃખ પડયું તેનો વિચાર કરવા લાગ્યો, અરે હું આટલો બધો ભાગ્યહીન કે મારી નાની ઉમરમાં મારો બાપ મરી ગયો. અને મારે પણ મરવાનું આવ્યું. જો મારા મિત્રએ મને ખબર ન આપી હોત તો જરૂર મારૂં મરણજ હતું આ દુનિઆમાં કોઇ કોઇનું સગું નથી, રાજાઓનો વિશ્વાસ રાખવો નહીં. એવું મારા જાણવામાં હતું તે આજે ખરૂં પડયું છે. હવે મારૂં શું થશે ! મારૂં સગું વહાલું પણ કોઇ નથી કે જે મને મદદ કરે, હવે મારે કયાં જવું અને શું કરવું તે બાબત વિચાર કરીને મુશકે રોવા લાગ્યો, આમ રોઇ રોઇને તેનાં લમણા દુઃખવા આવ્યાં આંખમાંથી આંસુ પણ ખુટયું અને તેની આંખો લાલચોળ થઈ ગઈ ઉંઘ આવી નહીં, ચોતરફ જમીન પણ ભયંકર લાગવા માંડી અને દુઃખમાં વધારો થતોજ ગયો, તેની હિમ્મત રહી નહીં, આ વખતે તેને લાગ્યું કે હવે મારો પ્રાણ નીકળી જાય તો સારૂં આમ દુઃખમાં ને દુઃખમાં ગર્ક થવા લાગ્યો તેવામાં તેના બાપની શીખામણ યાદ આવી કે " દુઃખની વખતમાં ધીરજ રાખજે " આ શબ્દો યાદ આવવાથી તેને હિમ્મત આવી ત્યારે વિચાર કરવા

લાગ્યો કે હવે શોક કરી હિમ્મત હારવી નહીં જેમ થનાર હશે તેમ થશે. દુનિઆમાં એકજ વખત મરવું છે, નામ તે સઘળાનો નાશ છે અમર કોઈ રહ્યું નથી તેમ રહેવાનું પણ નથી; મોડું વેહેલું મરવાનું તો છેજ, તો મોતથી શા માટે ડરવું જોઇએ; હિંમત રાખી દુઃખમાંથી છુટવાના ઉપાયો આપણાથી બનતી રીતે કરવા જોઇએ, એવી રીતે તે પોતાના મનને હિમ્મત આપવા લાગ્યો. એમ કરતાં કરતાં તેને ઉંઘ આવી અને તે ઘોર ઉપર લાંબો થઇને સુતો તેવોજ ઉંઘી ગયો.

ઉંઘમાંને ઉંઘમાં તેને દુઃખનાં સ્વપ્નાં આવવા લાગ્યાં અને ઉંઘમાં પણ તેની આંખમાંથી આંસુ ચાલતાં હતાં. આ ઠેકાણે હમેશાં એક જીન રાતની વખતે ફરવા આવતો હતો. તે જીન પોતાની રોજની વખત પ્રમાણે તે જગ્યાપર આવ્યો તો કોઇ માણસ સુતેલો દીઠો ત્યારે પોતાને ભક્ષ મળ્યો જાણી તે તરફ દોડયો અને તેને ઉપાડી જવાનો વિચાર કર્યો. એટલામાં તે જીનની નજર બદરૂદીનના મોં ઉપર પડી. તે વખતે પુનમનો ચંદ્રમા આકાશમાં મધ્ય ભાગમાં આવ્યો હતો, અને બદરૂદીન ચત્તાપાટ આકાશના સામી આંખો કરી સુઈ રહ્યો હતો તેથી ચંદ્રમા તેના મુખ ઉપર સીધી લીટીમાં આવ્યો હતો અને ચંદ્રમાનું તેમજ બદરૂદીનના મુખનું તેજ એકાકાર થઇ ગયું હતું આ વખતે પેલો જીન વારે વારે આકાશમાં અને તેના મુખ સામું જોઈ સંદેહમાં પડયો કે આકાશમાં ચંદ્ર છે તેને ચંદ્ર માનવો કે આ કબર ઉપર સુતેલો છે તેને ચંદ્ર માનવો તેની મને સમજણ પડતી નથી, કારણકે આકાશમાં જે ચંદ્ર છે તેમાં તો કાળા ડાઘા ડાઘા માલમ પડે છે. પરંતુ આ ચંદ્ર ઉપર તો કાંઇ નથી. અને તેના કરતાં તેજ પણ વધારે માલમ પડે છે, આમ વિચાર કરતાં તે કેટલીક વાર તો સ્તબ્ધ ઉભો રહ્યો. અને વિચાર્યું કે આ કોઇ દેવતાઇ પુરૂષ જણાય છે, એટલામાં તેની નજર તેની આંખ ઉપર પડી તો આંસુની ધારા ચાલતી હતી. તેથી તેણે ધાર્યું કે આ કોઈ પુરેપુરો દુઃખીઓ માણસ છે. આવા દેવતાઈ તથા દુઃખીઆ માણસને મારે વધારે દુઃખ દેવું તેના કરતાં બીજું કયું દુષ્ટ કર્મ કહેવાય એમ વિચારી તેણે પોતાનો વિચાર માંડી વાળ્યો અને ત્યાંથી ચાલ્યો ગયો.

થોડેક ગયો એટલે તેને એક પરી મળી તે બન્ને જણ એક એકને તેમને ઘટતા દરજ્જાનું માન આપી વાતો કરવા લાગ્યો કે હે પરી! હું તને એક અજાયબ જેવો બનાવ બતાવું તે જોતા તને નવાઇ લાગ્યા વગર રહેશે નહીં માટે મારી સાથે તું ચાલ. પછી તેને લઇ પેલી કબર આગળ આવ્યો. અને જમીનથી કેટલીક ઉંચે રાખી બદરૂદીન તરફ આંગળી કરી કહ્યું કે પેલું શું છે? કબરે ધોળી તથા બદરૂદીનનાં લુગડાં પણ ધોળાં તેથી કોઈ માણસ હોય તેવું તેના અટકાવામાં આવ્યું નહીં પરંતુ તેનું મોં પ્રકાશ મારતું હતું તે ઉપરથી તે જીનને કહેવા લાગી કે શું આ જગાએ બીજો ચંદ્ર છે, કે મારી આંખ કાંઇ ભુલ ખાય છે બીજો ચંદ્ર હોય એવું કોઇ જગાએ સાંભળ્યું નથી. તો આ શું છે? તેથી મને સમજ પડતી નથી. ત્યારે જીન તેને નીચે ઉતારી કબર પાસે લાવ્યો. ત્યારે પરીને માલુમ પડયું કે આ કોઈ ઘણોજ સ્વરૂપવાન પુરૂષ છે આ જોઇ તેને ખરેખર નવાઇ લાગી અને જીનને કહેવા લાગી કે અરે જીન? આ તો ખરેખર નવાઈ જેવું છે. પરંતુ આથી પણ વધારે રૂપાળી હું એક સ્ત્રીને જોઇ આવી છું તેની હકીકત તારે સાંભળવી હોય તો કહું. ત્યારે જીને કહ્યું કે ખુશીથી બોલ

પરી બોલી કે હું હમણાં મિસર દેશના કેરો શેહેરમાંથી આવું છું. ત્યાં એક જગો ઉપર તે શેહેરના બાદશાહના વજીર વર્ગના કુટુંબને ઘણાજ શોકમાં પડેલું જોયું, અને એક મોટું સરગસ મારા જોવામાં આવ્યું, તે જોઇ હું નીચે ઉતરી તો કેટલાક લોકો બાદશાહને ગાળો દેતા અને વજીર તથા તેની દીકરીની દયા ખાતા મારા સાંભળવામાં આવ્યા તે જોઇ મેં વધારે તપાસ કરી તો માલમ પડયું કે આ શેહેરનો સમશુદીન મહમદ કરીને બાદશાહનો વજીર છે, તેની એક છોડી એવી ખુબસુરત છે કે તેનો જોટો દુનિઆમાં પણ નહીં હોય, તેની ખુબસુરતીની પ્રખ્યાતી દેશોદેશ થઈ ગઈ છે, તે કુંવરી પોતે બહાર નીકળતી નહીં, કારણ કે જે પુરૂષ તેને દેખે તે તેના ઉપર મોહી જાય અને તેને મેળવવાની ઇચ્છામાં ને ઇચ્છામાં ખાધા પીધા વગર સુકાઇ જાય અને છેવટે પોતાનો જાન ખોઇ બેસે, આવા કેટલાક બનાવો બનેલા તેની દાસીની મારફત તે કુંવરીના જાણવામાં આવ્યા ત્યારે તેણે પોતે બહાર નીકળવું બંધ કર્યું.

હતું. આવી તે ખુબસુરત હતી. તેના રૂપની પ્રખ્યાતી સાંભળી બાદશાહને તે છોકરી સાથે પરણવાની ઇચ્છા થઇ ત્યારે બાદશાહે વજીરને બોલાવ્યો અને કહ્યું કે, મારા ચતુર પ્રધાન મેં તને શા માટે બોલાવ્યો છે. તે તું નહીં જાણતો હોય તેથી મારે તને કહેવું જોઇએ કે, તારી જે ખુબસુરત છોકરી છે. તેને મારી સાથે પરણાવ. હું તેના રૂપની અને ચતુરાઈની વાતો સાંભળી આશક થયોછું. આ સાંભળી વજીર વિચારમાં પડયો કારણ કે તે છોકરીને બાદશાહ સાથે પરણાવવાનો વિચાર નહોતો તેથી તે બોલ્યો નામદાર શાહ ! આપની માગણી સ્વીકારવાને કયો ભાગ્યહીન પુરૂષ નાખુશ હોય. અને આપે મને બોલાવી જે માન આપ્યું. તેથી આપનો મોટો ઉપકાર માનું છું. પરંતુ લાચાર છું કે મારાથી આપની માગણી કબુલ કરી શકાય તેમ નથી. કારણ કે આપના જાણવામાં છે કે અમો બે ભાઇઓ હતા. અને અમો બન્ને આપની હજુરમાં હતા, તેની સાથે મેં ઠરાવ કર્યો છે કે જો મારે છોકરી થાય અને તારે છોકરો થાય તો તેની સાથે મારી છોકરી પરણાવવી; તે મારો ભાઈ મારી સાથે તકરાર થવાથી કેટલાંક વરસો થયાં જતો રહ્યો છે. પણ હમણાં મારા સાંભળવામાં આવ્યું છે કે તે બસરાના પ્રધાનની છોડીને પરણી ત્યાંનો પ્રધાન થયો હતો અને તેને એક છોકરો થયા પછી તે મરણ પામ્યો છે. તેનો છોકરો હયાત છે, માટે તે જીવતાં સુધી હું મારી છોકરી બીજા કોઇને આપી શકું તેમ નથી માટે મેહેરબાની કરી માફ કરો અને મારા ઉપર દયા કરી આપનો તે વિચાર ફેરવો. આપને તેના કરતાં પણ બીજી ઘણી રૂપાળી કન્યાઓ મળી આવશે જો હું આ કબુલાતથી ન બંધાયો હોત તો આપનો હુકમ અમલમાં લાવવાને લગાર પણ ઢીલ કરત નહીં.

આ સાંભળી બાદશાહ ગુસ્સે થઇ બોલ્યો કે અરે પ્રધાન ! તું જાણતો નથી કે અમો જો તમારી છોકરી લઇએ તો અમને કેટલું હીણપત લાગે અને હલકાઇ કહેવાય ! તેની દરકાર નહીં રાખતાં મેં નમનતાઇની સાથે તારી છોકરીની માગણી કરી તેનો તું તિરસ્કાર કરી મારૂં અપમાન કરે છે. તો હું તને તેનો બદલો આપ્યા વગર રહેનાર નથી. તું મારા કરતાં બીજો કયો ઉત્તમ પુરૂષ તારી છોકરીને વાસ્તે જોનાર હતો, કે મારી માગણી ના કબુલ કરે છે, માટે હું સોગન ખાઇને કહું છું કે, જો તારી છોડી તું મને નહીં આપે તો, બળાત્કારથી હું તે છોડીને કોઇ કદરૂપા અને નીચ ગુલામ સાથે પરણાવી દઇશ. તેમાં તારૂં કશું પણ ચાલવાનું નથી. આ સાંભળી વજીરને ઘણુંજ દુઃખ લાગ્યું પરંતુ શું કરે, જ્યાં રાજા રૂઠયો ત્યાં કોઈનું પણ ચાલે નહીં, વજીરે વિચાર્યું કે સુલતાન ગુસ્સાને લીધે તેમ કર્યા વગર રહેવાનો નથી. તેથી પોતે નિરાશ થઇ ચાલ્યો, તેણે હિંમત રાખી વિચાર કર્યો કે જેની સાથે તેનો સંબંધ વિધિએ નિર્માણ કર્યો હશે તેનીજ સાથે તે જોડાશે. માણસનું તેમાં કાંઇ ચાલવાનું નથી, માટે જેમ થતું હોય તેમ ભલે થાય તેમાં ડરવાનું કાંઇ પણ કારણ નથી. એમ વિચાર કરતો ઘેર આવ્યો.

ઘેર આવી આ વાત તેણે પોતાની સ્ત્રીને કરી, ત્યારે તે ઘણી દિલગીર થઇ રોવા લાગી ત્યારે સમશુદીને સમજાવી કે તું ચિંતા શા માટે કરે છે, તેના નશીબમાં જે વર લખ્યો હશે, તેજ તેને મળશે ત્યારે તું ભવિષ્ય ઉપર આધાર રાખી બેશી રહે. જો છોકરીના નશીબમાં દુઃખ લખ્યું હશે તો સુખ કોઇ કરનાર નથી અને સુખ લખ્યું હશે તો કોઇ દુઃખી કરનાર નથી. તેની સઘળી ફિકર જગતના પેદા કરનારને છે, માટે તું દિલગીર થઇશ નહીં એમ ઘણી ઘણી રીતે દાખલા આપી તેને ધીરજ આપી.

તેના ગયા પછી બાદશાહે પોતાનો ઘોડાવાળો હતો તેને બોલાવ્યો; જે ઘણોજ કદરૂપો હતો; તેનું માથું ચોખંડું અને નાનું હતું કાન ઠીકરાં જેવા હતા, નાક ચપટું અને બેશી ગયેલું હતું, કપાળ તો ફક્ત એકજ આંગળનું હતું, ઉપરના દાંત બધા બહાર નીકળેલા હતા, આંખોના ડોળા ટેકરાની પેઠે બહાર નીકળેલા હતા; ગરદન બેશી ગયેલી હતી; છાતી તથા પીઠમાં મોટા ટેકરા હતા. પેટ મોટું અને હાથ પગ દોરીઓ જેવા પાતળા હતા, આવા કદરૂપા ગુલામને બોલાવી હુકમ કર્યો કે, પેલા અભિમાની વજીરની દીકરીને આ નીચ ગુલામની સાથે પરણાવી દો.

આ તરફ પેલા ગુલામનું સરઘસ કાઢવાની ધામધુમ થવા લાગી રાજાના નોકરો તેને પરણાવવા લઇ જવા સારૂ તૈયાર થઇ ઉભા હતા. અને બીજા નોકરો વજીરને ત્યાં જઇ તેની છોકરીને લુગડાં લતાં

પેહેરાવી તૈયાર કરાવવાની ધમકી આપતા હતા. ત્યાં કન્યાનાં સગાં આંખમાંથી આંસુ પડતાં જાય છે અને તેને લગ્નનો પોશાક પેહેરાવે છે આખા શેહેરની મેદની જોવાને મળી છે, પેલા નીચ ગુલામનું સરઘસ નીકળવાની તૈયારીમાં છે.

આટલું બોલી તે પરી કહેવા લાગી કે અરે જીન ! હું આ બનાવ નજરે જોઈ અહીં ચાલી આવી છું. બીચારી પેલી છોકરીનો તો હવે જન્મારો રદ થવાનો વખત આવ્યો છે. જો આપણાથી બને તો તેને મદદ કરવા જેવું છે.

જીન બોલ્યો કે તું જે ખુબસુરત છોકરીની વાત કરે છે. તે છોકરી ગમે તેવી હશે, તો પણ આ પુરૂષની બરોબરી કરે તેવી નથી. પરી બોલી કે ગમે તેમ હશે, આપણ તે બાબતમાં વાદવિવાદ કરવા માગતાં નથી. પરંતુ તે છોકરી આ પુરૂષનેજ લાયક છે અને આ પુરૂષ તેનેજ લાયક છે માટે આપણ ગમે તેમ કરીને આ બેનું જોડું મેળવીએ તો પેલી છોડીનું દુઃખ ભાગે જો પેલા ઘોડાવાળાને પરણાવી દેશે તો તે બીચારીનો જન્મારો દુઃખમાં જશે. અને રાજા પરણાવ્યા વગર છોડવાનો નથી, માટે તે ખુંધા અને કદરૂપા ગુલામને ઠેકાણે આ પુરૂષને લઈ જવો જોઇએ.

જીન બોલ્યો તું બરાબર કહે છે, મને પણ તારી વાત ગમે છે, તેને માટે તું કહે તે ઉપાય કરીએ. મારે તારી મદદની પણ જરૂર પડશે, પરી બોલી હું તૈયાર છું. અમારે તો બીચારી છોડીના દિલમાં કેટલું દુઃખ અને દિલગીરી હશે, પણ તે હિમ્મતવાન હશે, નહીં તો બીજી કોઈ હોય તો આપઘાત કર્યા વગર રહે નહીં. તેના બાપને તેમજ તેનાં સગાંવહાલાંને આ વખતે દુઃખનો પાર રહ્યો નહીં હશે. પરંતુ આપણે તેના દુઃખમાં ભાગ લેવો જોઇએ. હું તેને અહીંથી ત્યાં લઇ જાઉછું. તું મારી પાછળ મદદમાં રહેજે. પરી બોલી ઠીક ! ! !

આટલું બોલી તે જીને પેલા સુતેલા બદરૂદીનહસનને ઘણીજ સંભાળથી ઉપાડયો અને આકાશ માર્ગે ચાલ્યો એક ક્ષણવારમાં કેરો શેહેરમાં આવ્યો. અને જ્યાં પેલા ખુંધાનું સરઘસ નીકળવાની તૈયારીમાં હતું ત્યાં આગળ લાવી મુકયો એટલામાં તે જાગ્યો અને જોયું તો ઘણા માણસોની ભીડ ત્યાં મળી હતી, અને પોતાની પાસે પોતાનો ખભો પકડીને એક માણસ ઉભો હતો આ જોઇને ગભરાવા લાગ્યો અને વિચારમાં પડયો કે હું એક કબર ઉપર સુતો હતો, તે તો કાંઈ જણાતું નથી. તો આ શું થયું! આમ નવાઇની સાથે વિચારમાં પડેલો જોઇ પેલો જીન બોલવા લાગ્યો, કે ભાઇ તું ગભરાઇશ નહીં. હું તારા ભલાને માટે તને અહીં ઉપાડી લાવ્યો છું. માટે હું જેમ કહું તેમ કરજે, એમ કહી તેના હાથમાં એક મશાલ આપી કહ્યું કે આ મશાલ લઇ તું વરરાજાની જમણી તરફ તેની જોડેજ ચાલજે, તે વર ઘણોજ કદરૂપો છે તેથી તેને ઓળખવો મુશ્કેલ નહીં પડે, તેની જોડે ચાલતાં તારી પાસે જે રૂપીઆની કોથળી છે, તેમાંથી મુઠીઓ ભરી વાજાં વાળા તથા જાચક વગેરેને આપજે; તે બાબતમાં કાંઇ પણ વિચાર કરીશ નહીં. લગ્નને માટે તૈયાર કરેલું દિવાનખાનું આવે તો પણ તું આપતો જ જજે. સામા પક્ષવાળાઓ તરફથી તેમની જે દાસીઓ તથા ગુલામો વગેરે આવે તેમને પણ તું મુઠીઓ ભરીને રૂપીઆ આપતો જ જજે. કોઇપણ વાતથી તું લગાર પણ ડરીશ નહીં હું તારી જોડેજ છું આ સઘળી વાતેની મતલબ બદરૂદીનહસન સમજી ગયો અને તરતજ પેલો ખુંધો નાહીને તૈયાર થયો હતો તેની આગળ સળગતી મશાલ લઇને ઉભો.

જ્યારે તે ખુંધાને દરબારી ઘોડા ઉપર બેસારવામાં આવ્યો ત્યારે બદરૂદીનહસન પોતાના હાથમાં સળગતી મશાલ લઇ ચાલવા લાગ્યો. રૂપીઆની કોથળી પોતાની છાતી ઉપર મોં ઉઘાડું રાખી એવી રીતે બાંધી લીધી કે તેમાંથી મુઠીઓ ભરી કાઢતાં અડચણ પડે નહીં, એવી રીતે તૈયાર થઇ ચાલવા માંડયું, પોતાના હાથમાં મશાલ હતી તેથી તેનું મોં બરાબર દેખાતું હતું, રસ્તે ચાલતાં તેણે વાજાંવાળા, નાચનારા વગેરેને મુઠીઓ ભરી આપવા માંડયા. આથી સઘળા લોક તેના સામું જોઇ રહ્યા. લોકો તેને જોઈ નવાઇ પામવા લાગ્યા. કે આ માણસ કોઇ ઉત્તમ હોય એવું તેના રૂપ તથા ચેહેરા ઉપરથી માલમ પડે છે, એમ તેની સામું જોઇ જોઇ તેની પ્રશંસા કરવા લાગ્યા, અને તેના ઉપર સર્વેને કુદરતી પ્યાર ઉત્પન્ન

થયો. પેલા વાજાંના વગાડનાર તથા નાચનારીઓ વગેરે તો તેને વશ થઇ ગયા. એવી રીતે ચાલતાં જે દિવાનખાનામાં પેલા વજીરની છોડીને રાખેલી હતી. તે દિવાનખાનું આવ્યું ત્યારે બીજા લોકોને વેગળા કાઢવા માંડ્યા ફક્ત પેલો ખુંધો તથા તેની સાથે બીજા બે ચાર માણસ, અને વાજાં વગાડનાર તથા નાચનારીઓ એટલાં માણસ રાખવામાં આવ્યાં. બાકીના બીજા બધાઓને અંદર પેસવાની મનાઇ કરવામાં આવી ત્યારે બદરૂદીનને પણ બહાર ઉભું રહેવું પડયું, પરંતુ પેલા વાજીંત્રી તથા નાચનારીઓ તરત કહેવા લાગી કે આ માણસને અંદર આવવા દો ત્યારે તેઓ બોલ્યા કે અંદર ગુલામોનું કામ નથી. ત્યારે તેઓ બોલ્યા કે તમો એને ગુલામ શા માટે કહોછો, તમો એના ચેહેરા તથા એની વર્ત્તણુક સામે જુઓ તે કોઈ ઉમરાવ કુળના જેવો છે, એ ગુલામ નથી પણ કોઈ મુસાફર છે. અને આપણા દેશના લગ્નની રીત રીવાજ જોવાને આવે વેશે આવેલો છે, માટે તેને અંદર દાખલ થવા દેવોજ જોઈએ. આ સાંભળી પેલા લોકો આનાકાની કરવા લાગ્યા. ત્યારે આ વાજીંત્રી વગેરે લોકો બોલવા લાગ્યા કે એને અંદર દાખલ કરશો તોજ અમે આવીશું નહીં તો અમે આવવાના નથી. ત્યારે પેલા લોકોએ બદરૂદીનને આવવા દીધો. અને પેલો ખુંધો માણસ વજીરની છોકરીની પાસે જઇ જમણી તરફ બેઠો.

પાછળથી બદરૂદીન દાખલ થયો. તેણે અંદર જઈ જોયું તો લગ્નની સઘળી તૈયારી થઈ ચુકી છે. એક તરફ વરની તરફનાં માણસો બેઠેલા છે. તે સઘળા સારા સારા અને ખાનદાન અમીર કુળના છે. કારણ કે તેઓને પોતાની મરજી નહીં છતાં પણ રાજાના હુકમને તાબે થઇ આવવું પડયું હતું, તેઓનાં મન ઉદાસ હતાં. બીજી તરફ કન્યાનાં સગાંવહાલાંના ઘરની સ્ત્રીઓ સારાં સારાં લુગડાં લત્તાં પેહેરીને બેઠી હતી. જેઓ એવી તો રૂપાળી હતી કે તેનું વર્ણન આ જગાએ કરવું મુશ્કેલ થઈ પડે, બદરૂદીનહસન જેવો અંદર દાખલ થયો કે અંદર બેઠેલા માણસો તેના સામુંજ જોઇ રહ્યા, તેના સામું જોઇ તેના રૂપ વિષે સર્વના મનમાં વિવિધ પ્રકારના વિચારો આવવા લાગ્યા કોઇ સ્ત્રીઓ તો એક બીજીને કહેવા લાગી કે આ પુરૂષ તે સ્વર્ગમાંથી આવ્યો હશે કે કોઇ મોટા બાદશાહનો કુંવર હશે ? આમ સંદેહવાન થઈ અરસપરસ વાતો કરે છે, સૌ કોઇના મનમાં એમજ વિચાર આવવાં લાગ્યા કે વજીરની કુંવરી આ પુરૂષનેજ લાયક છે અને તેથી સૌ પેલા ખુંધાની મશ્કરીઓ કરવા લાગ્યાં, પેલો તો બિચારો તમામ લોકોની મશ્કરીઓથી સજ્જડ થઇ ગયો અને મનમાં પસ્તાવા લાગ્યો, કે મારા કયાં ભોગ લાગ્યા કે હું અહીંઆં પરણવા આવ્યો, આવી રીતે મશ્કરીઓ ચાલી રહી અને લોકો હસાહસ કરવા લાગ્યા.

પેલો બદરૂદીનહસન તો પોતે પોતાની પાસેથી રૂપીઆ મુઠીએ મુઠીએ આપતોજ ગયો. પેલી છોડીની બેનપણીઓ તથા તેની સગી વાહાલી સ્ત્રીઓ પણ કહેવા લાગી કે બેન ! તારે લાયક તો આજ વર છે. એમ કરતાં કરતાં લગ્નનો અવસર થયો ત્યારે મિસર દેશમાં એવો ધારો હતો કે કન્યા વરને સાત વખત આવી આવીને સલામ કરી જાય. અને તે સાતે વખત જૂદા જૂદા પોશાક પેહેરે, તે પ્રમાણે સાત વખત જૂદા જૂદા પોશાક પેહેરીને જ્યારે સલામ કરવા આવી ત્યારે પેલા ખુંધાનાથી અવળી ફરી ઉભી રહે. અને બદરૂદીનને સલામ કરી ચાલી જાય. જ્યારે કપડાં બદલવાની વિધિ પુરી થઇ ત્યારે સૌ લોકો એક પછી એક ઉઠી બહાર જવા લાગ્યા. સૌ બહાર જતા રહ્યા અને ત્યાં ઘોડાવાળો તથા બદરૂદીન તથા એક બે ચાકર રહ્યા. જ્યારે બદરૂદીન બહાર ગયો, ત્યારે પેલો ઘોડાવાળો ગુસ્સે થઇ બોલ્યો કે તું શા માટે અહીં ઉભોછું તું તારે રસ્તે ચાલ્યો જા. તને અહી ઉભા રહેતાં શરમ નથી આવતી. પેલો બદરૂદીન ત્યાંથી ઝંખવાણો પડી ચાલ્યો. તેને કાઢી પેલો ઘોડાવાળો કાંઇ કામને વાસ્તે બીજે દરવાજેથી બહાર નીકળ્યો. હવે બદરૂદીનહસન જેવો બહાર નીકળવાને બારણા આગળ આવ્યો એટલો પેલો જીન તથા પરી બન્ને જણ ત્યાં આવી કહેવા લાગ્યાં કે તું શા માટે ચાલ્યો જાય છે. તું અંદર જા અને તે છોકરીની સાથે વાતો કરી તેને એમ સમજાવ કે તારો ખરો વર તો હું છું પણ આ ગુલામને તો બાદશાહે મશ્કરી કરવાને માટે મોકલ્યો છે. અને તે તો તેના મુકામે ચાલ્યો ગયો છે. એમ કહી તું તેને સંતોષ પમાડજે તું ઘણો રૂપાળો છે, તેથી તારી વાત તે કબુલ કરશે અમે તેને અંદર આવવા દઇશું નહીં. આ પ્રમાણે સમજાવી પરીએ તેને અંદર પાછો મોકલ્યો. બદરૂદીનહસન ત્યાથી પાછો વળી કન્યાના

ઓરડામાં દાખલ થયો. હવે પેલો જીન પેલા ખુંધા માણસની પછવાડે લાગ્યો, તેની પાસે જઇ તેને બીવ- રાવવા લાગ્યો. પોતાનાં અનેક રૂપો કરી તેના સામે જઇ અનેક પ્રકારની ચેષ્ટાઓ કરવા લાગ્યો. પ્રથમ તો તેણે હિમ્મત રાખી પરંતુ પાછળથી જ્યારે જ્યારે રૂપ બદલાવા લાગ્યાં, ઘડીકમાં પાડો દેખે, ઘડીકમાં સિંહ દેખે વળી ઘડીકમાં બિલાડો દેખે. ત્યારે એને ખાતરી થઇ કે આ કોઇ માણસ નથી પરંતુ કોઇ ભૂત પ્રેત હોય એમ લાગે છે, ત્યારે તે થરથર કંપવા લાગ્યો હવે શું કરવું તે તેને કાંઇ સુઝયું નહીં, પેલી કન્યા પાસે જવાની વાત તો ભૂલી ગયો પરંતુ પોતાનો જીવ કેવી રીતે બચાવવો તેની ફીકરમાં પડયો, છેવટે ઘણો કંટાળ્યો, અને પોતાની ખરાબી થશે એમ ધારી મોંઢા ઉપર લુગડું ઓઢી ત્યાંજ બેશી ગયો, એટલામાં પેલો જીન બોલ્યો કે હે દુષ્ટ ! શું આવી ખુબસુરત છોકરીને પરણી તેનાં તમામ સુખને તું દરિઆમાં ડુબાવી દેવાની ઇચ્છા રાખે છે, પણ યાદ રાખજે તું તેની સાથે સુખ ભોગવવાને આ દુનિ- આમાં રહેવાનોજ નથી આ સાંભળી પેલો ખુંધો માણસ બીકનો માર્યો બોલવા લાગ્યો કે ઓ ભલા જીન ! આમાં મારો કાંઇ વાંક નથી, તેમ છતાં પણ જો હું જાણતો હોત તો કદીપણ આ જગોપર આવત નહીં, પેલો જીન બોલ્યો જો મારી શક્તિ કેટલી છે. એમ કહી તેને આકાશમાં ઉછાળ્યો કે તે ઘણે ઉંચે સુધી વળી પાછો જમીન ઉપર આવ્યો, ત્યારે જીને તેને ઝીલી લીધો, અને કહ્યું કે જો તું તેની સાથે સુખ ભોગવવાની કાંઇ પણ ઇચ્છા રાખીશ તો તારા ચુરે ચુરા કરી નાંખીશ. પેલો ખુંધો તો એવો બની ગયો કે તેના શરીરનું લોહી પણ ઉડી ગયું અને તે બોલ્યો કે નામદાર ! આપ જેમ કહેશો તેમ કરવાને હું તૈયાર છું ત્યારે જીન બોલ્યો કે સવાર થતાં સુધી તારે આ જગ્યાપરથી ખસવું નહીં અને ઉચ્ચાર સરખો પણ કરવો નહીં જો કરીશ, તો તારો જીવ ગયો જાણજે. આ સાંભળી પેલો ખુંધો માણસ બોલ્યો ઓ ભલાજીન ! હું એમ નહોતો જાણતો હતો કે તે સ્ત્રી તારી માશુક હશે. પણ હવે તું આટલો વખત માફ કર, ત્યારે પેલો જીન તે માણસને ત્યાં એક ઝાડ આગળ બાંધી ત્યાંથી ચાલતો થયો.

હવે બદરૂદીનહસન ત્યાંથી પેલી સ્ત્રીના ઓરડામાં ગયો, થોડીવાર થઇ એટલે પ્રધાનની છોકરીને એક ડોશીની સાથે આવતાં દીઠી. પેલી છોડી જેવી ઓરડામાં પેઠી કે તે ડોશી તરતજ બારણાં બંધ કરી ચાલી ગઇ, તે પોતે જાણતી હતી કે મને કદરૂપો અને ગુલામ વર મળ્યો છે. તેથી તેનું મુખ ઘ- ણુંજ દીલગીરી ભરેલું, તેમજ તેના શરીરમાંની શક્તિ અને હર્ષ સર્વ જતાં રહ્યાં હતાં, અને ધીરે ધીરે મુખે આવી બદરૂદીનહસનને કહેવા લાગી, કે આપ કોણ છો અને કેમ અહીં આવ્યા છો તમો લગ્ન વખતે વરરાજાની પાસે હતા, તે અત્યાર સુધી પણ છો તેથી હું ધારૂં છું કે તમે મારા ખાવિંદના મિત્ર હશો.

બદરૂદીન બોલ્યો ના બાઇ તમારા સમજવામાં ભુલ છે. તમો એમ જાણતાં હશો કે બાદશાહે મને પરણવા સારૂ ખુંધા વરને મોકલ્યો છે. પણ તે વાતમાં ભેદ છે, બાદશાહ જે સઘળી રૈયતના બાપ તુલ્ય છે, તે એવું અઘટિત અને દુષ્ટ કામ કરેજ નહીં, પરંતુ આતો તમારા પિતાને ધમકાવવા માટે, અને પેલા ગુલામની મશ્કરી કરવા માટે તેણે આ કામ કર્યુ હતું. બાદશાહ સમજતો હતો કે કાગડાની કોટે મોતીની માળા હોયજ નહીં. તેથી તેણે તરતજ તમને પરણવા સારૂ મને મોકલ્યો અને તેને તો તબે- લામાં બોલાવી લીધો છે, ત્યાં રસોઇ કરાવી તેને ખાવા સારૂ બોલાવ્યો છે. માટે તમારો ખરો ખાવિંદ તો હું છું, અને હવે તે ખુંધો તમારી નજર આગળ પણ આવનાર નથી.

આ સાંભળી પેલી છોકરીની દીલગીરી તમામ ઉડી ગઇ અને વિચારવા લાગી આ હું સ્વપ્નું દેખું છું કે ખરૂં દેખું છું. પોતાના કરતાં ઘણોજ રૂપાળો અને ઉમરાવ કુળનો વર દેખી હરખથી તેનાં રોમ રોમ પ્રફુલ્લિત થઇ ગયાં, તેની આંખમાંથી હર્ષનાં આંસુ આવ્યાં, તથા કેટલીકવાર સુધી તો તેનાથી બદરૂદીનહસન સામે બોલી પણ શકાયું નહીં, તેનું મોં પ્રથમના કરતાં ઘણું પ્રકાશવા લાગ્યું; અને તેને કહેવા લાગી કે ખુદાતાલાએ મારા ઉપર મેહેરબાની કરી તમને મોકલ્યા. તેથી મારા દિલમાં જેટલી દી- લગીરી હતી. તેના કરતાં વિશેષ હરખ ઉત્પન્ન થાય છે, જો ખરેખર તમેજ મારા ખાવિંદ હો તો હું મને સ્વર્ગનું સુખ મળ્યું માનું છું. આ સાંભળી બદરૂદીન પણ પોતાને તે છોકરીએ પસંદ કર્યો જાણી ઘણો ખુશી થયો અને બેઉ જણ એકએકની સાથે પ્યારમાં ગરક થઇ ગયાં, આ વખતે દુનિઆની સર્વ વસ્તુ

એ તે બન્ને જણના પ્યાર આગળ એક તૃણ સમાન હતી, તેમના હર્ષની સીમા રહી નથી, એકએકને પોતાના જીવથી પણ વધારે માનવા લાગ્યા પછી તે બન્ને જણે પોતાનાં લુગડાં બદલ્યાં અને સુખ રહેવાનાં કપડાં પેહેરી સુઇ રહ્યાં. અને પોતાની મનોકામના સંપૂર્ણ કરી તે બન્ને જણ ઉંઘી ગયાં.

હવે પેલી પરી જીનને કહેવા લાગી કે આપણે જે કામ હાલમાં ઝાલ્યું છે તે પાર પાડવું જોઇએ. આ બધું આપણે તરકટ રચ્યું છે તેથી જો સવારમાં આ વાતની માલમ પડશે અને કદાપી રાજા ગુસ્સે થશે તો તેના જીવનું જોખમ થઇ જશે, માટે એને અહીંથી ઉપાડી લેવો જોઇએ. ત્યારે જીને પેલા બદરૂદ્દીનહસનને ત્યાંથી ઉપાડી દમાસ્કસ શેહેરના દરવાજા આગળ તેને મુકી દીધો. અને ત્યાંથી તે જીન તથા પરી ચાલતાં થયાં.

સવાર થતાં દમાસ્કસના દરવાજા બહાર લોકો આવ જા કરવા લાગ્યા બદરૂદ્દીનને સુતેલો જોઇ ત્યાં આગળ લોકોની ઠઠ જામી રહી તેને માટે સૌ લોકો વિવિધ પ્રકારના વિચારો બાંધવા લાગ્યા કોઇ કહે કે આ પુરૂષ કોઇ સ્ત્રીની સાથે પ્યારમાં પડી ઉંઘી ગએલો હોય એમ જણાય છે કોઈ કહે કે એણે દારૂ ઘણો પીધેલો છે, તેથી એનું ભાન નથી. એમ અનેક પ્રકારની વાતો કરતાં કરતાં લોકોની ઠઠ જામી ગઇ, એટલામાં બદરૂદ્દીનહસનનું મોં ઢાંકેલું હતું તે ઉઘાડું થયું એટલે સર્વ લોકો એના મોં સામુ જોઇ છક થયા અને તેમના વિચારો ફરી ગયા કે અહો આ કોઇ ઉત્તમ કુળનો માણસ જણાય છે, એટલામાં તો ત્યાં પુષ્કળ માણસ ભરાઇ ગયું, અને ઘણી ગરબડ થવા લાગી ત્યારે પેલો જાગી ઉઠયો, પોતાની આસપાસ ઘણાં માણસો ઉભાં રહેલાં જોયાં અને તે પણ પોતાનેજ જોવા સારૂ ઉભાં રહ્યાં છે. એમ જ્યારે તેને માલમ પડયું. ત્યારે તે વિચારવા લાગ્યો. અરે આ શું ! આ માણસો કેમ ભેગાં થયાં હશે એમ ધારી તે પૂછવા લાગ્યો કે ભાઇ તમો સઘળા આ જગાપર કેમ એકઠા થયા છો ? ત્યારે તે બોલ્યા ભાઇ તને આ શેહેરના દરવાજા બહાર આ વેશમાં જોઈ તારી હકીકત જાણવા ઉભા છીએ, ત્યારે બદરૂદ્દીન બોલ્યો શું આ કેરો શેહેર નથી ? અરે કયાં ગયું. દીવાનખાનું એમ કહી આડાં અવળાં ફાંફાં મારી બોલવા લાગ્યો કે મારાં લુગડાં કયાં ગયાં ! અરે હું આ કયાં આવ્યો, એમ કહી તે ગભરાયા જેવો બની ગયો. અને કાંઇ પણ બોલ્યા વગર કેટલીકવાર ચુપ રહ્યો.

બદરૂદ્દીન એકઠા થયેલા લોકોને પૂછવા લાગ્યો, કે ભાઇઓ કયું શેહેર છે ? ત્યારે તે બોલ્યા કે આતો દમાસ્કસ શેહેર છે, આ જોઇ બદરૂદ્દીનની અજાયબીનો પાર રહ્યો નહીં અને ઘણી દીલગીરીથી બોલવા લાગ્યો કે કયાં મિસર દેશની રાજધાની કેરો શેહેર કયાં દમાસ્કસ કયાં ખુબસુરતીની રાણીનો પલંગ અને કયાં આ ભોંયપરની પથારી. હું સમીસાંજમાં કયાં સુતો હતો, મધ્ય રાત્રે કયાં હતો, અને અત્યારે કયાં છું. આ સઘળી વાતનો વિચાર કરતાં મારૂં મન મુંઝાઈ જાય છે, હવે મારે કયાં તે શું કરવું, આવી રાતે બદરૂદ્દીનહસનને રાતની સઘળી વાત સ્વપ્ન થયા જેવી લાગી આમ વિચારમાંને વિચારમાં તે કાંઇ પણ બોલ્યા સિવાય બેશી રહ્યો, આવી રીતે તેના મનમાં જે વિચાર હતા, તેના ઉદ્‌ગારો બહાર નીકળ્યા, તે સાંભળી લોકો હસવા લાગ્યા અને બોલ્યા કે ભાઇ તેં આખી રાત આવાં સ્વપ્નાં જોયાં હોય એમ લાગે છે તે વિના આવું બોલે નહીં ત્યારે બદરૂદ્દીન બોલ્યો ભાઇ સ્વપ્નાની વાત હું નથી કેહેતો, પરંતુ ખરેખરી વાત કહું છું કે હું ગઇ રાત્રે બસરામાં સુતો હતો ત્યાંથી રાતમાં મને કોઇ ઉચકી કેરો શેહેરમાં લઇ ગયું. ત્યાં જઇ હું વજીરના પ્રધાનની છોકરી જે આખી દુનિઆમાં સ્ત્રી જાતિમાં સર્વથી ચડીઆતી છે તેની સાથે પરણ્યો. હું સુખ ભોગવતાં ભોગવતાં ઉંઘી ગયો, અને અત્યારે જાગ્યો તો આ દમાસ્કસ શેહેર દીઠું આ મારી હકીકત ખોટી નથી પરંતુ ખરેખરી છે.

આ વાત સાંભળી પેલા સઘળા લોકો ખડખડ હસી પડયા, અને તેમને નક્કી થયું કે આ માણસ કાંતો ગાંડો હોય અને કાંતો રાત્રે, તેણે આખી રાત સ્વપ્નાં જોયાં હોય તેની ભ્રમજાળ તેના દેખવામાં આવે છે. પરંતુ બદરૂદ્દીનહસન બોલ્યો કે ભાઇ હું સ્વપ્નાની વાત નથી કહેતો પરંતુ ખરીજ વાત કહું છું આ સાંભળી પેલા લોકો તેને ગાંડો લેખવા લાગ્યા બદરૂદ્દીને વીચાર્યું કે હવે હું ગમે તેટલું કહીશ પણ આ લોકો મારી વાત સાચી માનવાના નથી તે ત્યાંથી ઉઠયો અને ગભરાયા જેવો તે શેહેર તરફ

ચાલ્યો ત્યારે આ લોકો તેની પુંઠે પુંઠે ચાલ્યા. બદરૂદીન જ્યાં જાય તેની પાછળ પાછળ લોકો ગયા. બદરૂદીને વિચાર્યું જે આ લોકો મને ગાંડો ગણી હમણાં કાંકરા મારશે, તેથી તેણે કોઇની દુકાનમાં અથવા ઘરમાં પેશી જવા વિચાર કર્યો, પરંતુ તેમ કરતાં તો કદાપી ઉલટો દુઃખી થાય. કારણકે જો કદાપી તે કોઇના ઘરમાં પેશી જાય તો તે ખરેખર ગાંડો સમજી તેને મારે, આમ વિચાર કરતો કરતો ચાલ્યો લોકોનું ટોળું તેની પાછળ, ગાંડો ગાંડો એમ કરતું ચાલ્યું, ત્યારે તે ઘણો ગભરાયો એવામાં એક કંદોઇ દુકાન ઉઘાડી પોતાનો સામાન ગોઠવતો હતો, ત્યાં તેની દુકાનમાં પેશી ગયો ત્યારે કંદોઇએ પુછ્યું કે તું કોણ છે? ત્યારે બદરૂદીને કહ્યું કે ભાઇ! મારી હકીકત નવાઇ જેવી છે માટે થોડી વાર મને બેસવા દે તો પછી હું કહીશ; એટલામાં લોકો તેની પાછળ આવી લાગ્યા, અને આ કંદોઇની દુકાનથી થોડે છેટે ઉભા રહ્યા. ત્યારે કંદોઇએ એક ઘાંટો કાઢયો કે તમામ લોકો ત્યાંથી વેરાઇ ગયા. આ કંદોઇની ધાક આખા શેહેરમાં ઘણી હતી કારણકે તે પ્રથમ ચોર તથા લોફર માણસોનો સરદાર હતો, પરંતુ હવે તે ધંધો છોડી દીધો હતો તો પણ લોકો તેનાથી ઘણાજ ડરતા હતા. તેથી તેણે જેવો ઘાંટો કાઢયો કે તરતજ સઘળા લોકો વેરાઈ ગયા

ત્યાર પછી કંદોઇ બોલ્યો કે ભાઇ હવે તારી હકીકત તું મને કહે, પછી બદરૂદીન કાંઈ પણ બોલ્યો નહી ત્યારે તે પણ ઘણોજ નવાઇ પામવા લાગ્યો, અને એને ઘણોજ ભાગ્યશાળી તથા ભવ્ય જોઇને પોતાને ઘેર રાખવાનો વિચાર કર્યો.

થોડીવાર પછી તે મીઠાઈવાળો તેને પૂછવા લાગ્યો કે હવે તું તારી હકીકત કહે ત્યારે બદરૂદીન બોલ્યો, સાહેબ, હું બસરાના પ્રધાનનો છોકરો છું મારો બાપ મરી ગયો, ત્યારે બાદશાહે મને મારા બાપની જગ્યાએ કાયમ કર્યો પરંતુ મારા બાપના મરણથી મને અતીશે શોક થયો. તેથી હું બીલકુલ દરબારમાં ગયો નહીં થોડા દિવસ સુધી તો બાદશાહે દયા રાખી પરંતુ જ્યારે ઘણા દિવસ સુધી મારા શોકનો પાર આવ્યો નહીં. ત્યારે તેણે ગુસ્સે થઇ મને પકડી મંગાવવાનો હુકમ કર્યો, મારા મિત્રની મારફત મેં આ વાત જાણી. તેથી હું મારા ઘરમાંથી ફક્ત પેહેરેલાજ લુગડે એકાકી રાતે નાઠો, અને મારા બાપની કબર ઉપર સુતો, ત્યાંથી રાત્રે મને એક જીન તથા પરીએ ઉપાડી કેરો શેહેરમાં મૂક્યો. અને તેમણે ત્યાં મને કેરો શેહેરના પ્રધાનની પુત્રી સાથે યુક્તિથી લગ્ન કરાવ્યું. હું રાત્રે તેની સાથે સુતો હતો ત્યાં ઉંઘી ગયો. ત્યાંથી જાગ્યો તો હું આ શેહેરની ભાગોળે આવેલો છું એવું મને માલમ પડયું, ત્યાંથી સવારમાં આ બધા લોકો મારી આસપાસ ભરાઇ ગયા હું જાગીને આ નવાઇ જેવો બનાવ જોઇ ગાભરા જેવો થઇ ગયો; ત્યારે લોકો મને ગાંડો ગાંડો કહી મારી પાછળ થયા ત્યારે હું નાશીને તમારા શરણે આવ્યો.

આટલું કહ્યા પછી તે મીઠાઇવાળો બોલ્યો કે ભાઇ તારી હકીકત નવાઇ જેવી છે પરંતુ હવેથી બીજા કોઇને આ વાત કરીશ નહીં, કેમકે તેથી તને કોઈ વખત પાછો નુકશાન થવાનો સંભવ છે. હવે તું અહીંઆં મારી પાસે રહેજે. મારે કાંઇ ફરજન નથી તેથી હું તને મારા છોકરાની પેઠે ગણીશ, અને જો તારી મરજી હોય તથા તું મારા છોકરા તરીકે અહીં રહેવા કબુલ કરે તો હું તને મારી સઘળી મીલકત લખી આપું. વળી મારી બીકથી આખા શહેરમાં કોઇ તારૂં નામ પણ દઇ શકશે નહીં.

આ વાત સાંભળી બદરૂદીન વિચાર કરવા લાગ્યો કે હું એક મોટા પ્રધાનનો છોકરો છું. છતાં એક આવા સાધારણ અને લુટારા માણસના ઘેર છોકરો થઇને રહેવું એ ઘણું હીણપત ભરેલું છે. એમ વિચારી તેણે પ્રથમતો તે વાત ના કબુલ કરવાનો ઠરાવ કીધો, પરંતુ પછી વિચાર કર્યો કે મારાથી બસરા શેહેરમાં જવાય તેમ નથી. તેમજ કેરો શેહેરમાં પણ જવાય તેમ નથી કારણકે મારૂં લગ્ન બાદશાહની મરજી વિરૂદ્ધ થયેલું તેથી જો તે બન્ને શેહેરમાંથી ગમે તે ઠેકાણે જાઉં તો મારા જીવનું જોખમ થયા વગર રહે નહીં. એમ વિચારી તેણે પેલા મીઠાઇવાળાની વાત કબુલ કરી.

જ્યારે તે વાત તેણે કબુલ કરી ત્યારે તે મીઠાઇગિરે કાજીને બોલાવ્યો. અને કેટલાક લોકોને સાક્ષી રાખી પોતાના છોકરા તરીકે બદરૂદીન હસનને પોતાની સઘળી મિલકત લખી આપી અને તેનું નામ "હસન" એવું રાખ્યું, ત્યાર પછી તેણે પોતાનો સઘળો ધંધો હસનને શીખવ્યો અને બદરૂદીન-

હસન પણ મોજમજામાં ત્યાં રહેવા લાગ્યો, મીઠાઇગિર પણ તેના ઉપર છોકરાથી પણ જાસ્તી પ્યાર રાખવા લાગ્યો.

હવે કૈરો શહેરમાં ત્યાંના પ્રધાનની પુત્રી જે ખુબસુરતીની રાણી, બદરૂદીનની સાથે લગ્ન થયા પછી ઉંઘી ગઈ હતી તે પણ જ્યારે જાગી, ત્યારે બદરૂદીનને પોતાની પાસે જોયો નહીં એટલે વિચાર કરવા લાગી કે ઉઠીને બહાર ક્યાંઈ ગયો હશે તે હમણાં આવશે, એમ વિચારી તે તેની વાટ જોતી બેઠી હતી. તે વખતે સમશુદ્દીન પોતાના નશીબને ધિક્કારતો. પોતાની પુત્રીને દિલાસો આપવા સારૂ આવતો હતો. તે ધારતો હતો કે જ્યારે મને આટલો બધો શોક થાય છે. ત્યારે તે બિચારીને કેટલો બધો શોક થતો હશે. મારે ઘેર તે જન્મ પામી તો તેને ઘણુંજ સુખ મળવું જોઇએ તેને બદલે તે દુઃખના દરિઆમાં ડુબી. આમ વિચારમાં ને વિચારમાં આવી તેણે પોતાની પુત્રીના ઓરડાનાં બારણાં ઠોક્યાં. અને ઉઘાડવા કહ્યું. તેણે પોતાના પિતાનો સાદ સાંભળી બારણાં ઉઘાડયાં. અને ઘણા હર્ષ સાથે પોતાના પિતાનો હાથ સુંઘી ઘણો આનંદ બતાવ્યો. આ જોઈ સમશુદ્દીનને ઘણીજ નવાઇ લાગી અને વિચાર કરવા લાગ્યો. કે ઘણાજ શોકની વખતે આ પુત્રી આનંદીત દેખાય છે. તેનું શું કારણ હશે, અંદર આવી જુએ છે. તો કોઇ પુરૂષને દીઠો નહીં, ત્યારે તે બોલ્યો, કે બેટી તું અત્યારે શોક કરવાને બદલે હર્ષ કરે છે. તેનું શું કારણ? કેમકે જે પુરૂષ સાથે તને પરણાવી છે તે પુરૂપ એવો છે કે તેને પરણાવવા કરતાં તને ઝેર દઈ મારી નાંખવી બેહેતર હતી કે એવા પુરૂષ સાથે તારો સમાગમ ન થાય. ત્યારે તે બોલી પિતાજી તમે એમ કેમ બોલોછો, આપ જે પુરૂપ સાથે મારાં લગ્ન કર્યાં ધારો છો. તે પુરૂષ સાથે હું પરણી નથી. પરંતુ એક ઘણાજ રૂપાળા, જુવાન અને ઉમરાવ કુળના માણસ સાથે પરણી છું.

આ સાંભળી પ્રધાન ઘણોજ ગુસ્સે થયો, કારણકે પોતાને ખાતરી હતી કે મેં તેને ખુંધા માણસ સાથે પરણાવી છે. તો શું આ છોકરીએ તે પુરૂષને મારી નાંખ્યો હશે? આવો વહેમ લાવી તે એકદમ અતિશે ક્રોધાતુર થઈ આંખો લાલચોળ કરી બોલ્યો કે, અરે દુષ્ટ છોકરી? તું આવું જૂઠું શું બોલે છે. મેં તને પેલા ખુંધા વર સાથે પરણાવી છે. ત્યારે છોડી બોલી પિતાજી મારી આગળ તમે ખુંધાનું નામ દેશો નહીં, કારણકે તેનું નામ દેતાં મને કમકમી છુટે છે, તે ખુંધાને હું ઘણા તિરસ્કાર સાથે જોઉંછું. ત્યારે વજીર બોલ્યો કે તું ખુંધા સાથે નથી પરણી ત્યારે તે બીજો પુરૂપ કયાં છે? તે બતાવ. ત્યારે તે બોલી તમો બેસો હમણાંજ તે આવશે, થોડીવાર વજીર ત્યાં ઉભો રહ્યો પણ કોઈ આવ્યું નહીં ત્યારે તે બહાર તપાસ કરવા ગયો.

બહાર ગયો કે ત્યાં પેલા ખુંધાને ટંગાએલો જોયો. વજીર તેની પાસે ગયો, અને તેને કહેવા લાગ્યો. કે અરે તારી આ દશા કોણે કરી? ત્યારે ખુંધો બોલ્યો સાહેબ આવી રીતે જો મને છેતરવો હતો અને મારી આબરૂના કાંકરા કરવા હતા તો મને પહેલેથી કહેવું હતું, તું મને પેલા જીનની રાખેલી છોડી સાથે પરણાવવાને આવ્યો. પરંતુ સારૂં થયું કે મને ખબર પડી, નહીં તો મારી ખરાબી થાત. તે જીને મારી આ દશા કરી છે. ત્યારે વજીર બોલ્યો કે શી રીતે થયું તે તું મને બરાબર રીતે કહે.

પેલો બોલ્યો કે હું જેવો બહાર નીકળ્યો કે મેં એક બીલાડી દીઠી અને થોડીવારમાં તેની પાછી ભેંસ બની ગઇ જોતા જોતામાં તેનાં અનેક રૂપ થઇ ગયાં, અને મારી હિંમત રહી નહીં. એટલામાં એકાએક કોઇ પુરૂષે આવી મને આવી રીતે બાંધ્યો. અને સખત ધમકી આપી કહ્યું કે જો તું એના સામી નજર પણ કરીશ તો તારો જાન લઇશ. અને દિવસ ઉગ્યા પેહેલાં કોઇને વાત પણ કરવી નહીં.

એમ કહી પેલો ખુંધો બોલ્યો કે સાહેબ હવે હું તે બાબતમાં છેતરાવાનો નથી; તમો તમારે રસ્તે ચાલ્યા જાઓ. પછી વજીર તેને છોડીને બોલ્યો. તું તે પુરૂષને ઓળખે છે? અરે સાહેબ હું તેને કેવી રીતે ઓળખું એક ઘડીમાં મોટું પર્વત જેવું રૂપ કરી નાંખે ઘડીમાં બિલાડી જેવું રૂપ કરે, તે ખરેખર જીન હતો. હું ખાતરીથી કહું છું, વજીરે કહ્યું તું ચાલ તે ઓરડા ભણી, ખુંધો કહે કે મારે ત્યાં આવવું નથી એમ કહી તે ત્યાંથી નાઠો, વજીરે તેને ઉભો રહેવા કહ્યું પણ બીલકુલ પાછું પણ જોયા વગર તે દોડયો.

ત્યાંથી તે પાદશાહ પાસે ગયો પાદશાહ દરબાર ભરીને બેઠો હતો. ત્યાં આ ખુંધો શ્વાસ ભર્યા મોઢે જઇને ઉભો, બાદશાહે પૂછ્યું કેમ તું આવો ગાભરો બની ગયો છું. તે બોલ્યો સાહેબ ! મારૂં પુરૂં આશુષ્ય હતું તો આપની પાસે જીવતો આવ્યો છું. આપે મને મારો જાન ખોવરાવવાની ખાતરજ મોકલ્યો હતો.

બાદશાહ બોલ્યો શું તને વજીરે કાંઇ કર્યું અથવા તે છોકરીએ કાંઈ કર્યું ? જો કોઇએ તારૂં અપમાન કર્યું હોય અને મારો હુકમ તોડયો હોય તો હું તેમને ગરદન મારૂં. તે બોલ્યા ના સાહેબ તેમની તરફથી મને કાંઈપણ હરકત થઈ નથી. એમ કહી પોતાની સઘળી હકીકત કહી આ સાંભળી બાદશાહ તથા આખી સભાને ઘણુંજ હસવું આવ્યું અને આશ્ચર્ય પામ્યા.

હવે વજીર પોતાની છોકરી પાસે જઈ કહેવા લાગ્યો, કે દીકરી ! આ વાતમાં મને કંઇ સમજણ પડતી નથી. ત્યારે તે બોલી પિતાજી. હું સોગન ખાઇ કહું છું કે હું તે ખુંધાને પરણી નથી. લગ્નની ક્રિયા કર્યાં પહેલાં તે ખુંધો ત્યાંથી બહાર ગયો. તે ફરીને આવ્યોજ નથી. અને તેની સાથે જે મશાલ ઝાલનારો પુરૂષ હતો. તે કોઇ દેવતાઇ માણસ જણાતો હતો, તે મને કહેવા લાગ્યો કે બાદશાહે તો તે ખુંધાને મૂર્ખ બનાવવા તથા તેની મશ્કરી કરવા સારૂ આ ઉપાય રચ્યો છે. અને પરણવવા સારૂ મને મોકલ્યો છે, તેની ખાતરીને માટે જો પરણવાની વખત થઈ ત્યારે બાદશાહે તેને રોકી રાખ્યો. કારણકે તે અહીંથી પોતાના ઘોડાખાનામાં ખાવા ગયો છે ત્યાંથી આવવાનો નથી. ઘણી વાર થઇ અને ના આવ્યો ત્યારે સૌને ખરી વાત લાગી, અને તેની સાથે મને પરણાવી દીધી હતી.

વજીર આ સાંભળી ઘણો આશ્ચર્ય પામ્યો, અને પૂછવા લાગ્યો કે તે પછી શું થયું ત્યારે તે બોલી કે પિતાજી ? ત્યાર પછી સૌ માણસ વેરાઇ ગયું અને તે પોતાનો પોશાક બદલી અહીંઆં સુતો, અમો બન્ને જણ ઉંઘી ગયાં. જ્યારે નિદ્રામાંથી હું ઉઠી ત્યારે મેં તેને દીઠો નહીં અને આ તેનો પોશાક અહીં પડયો છે, વજીરે તેનો પોશાક જોયો તો તેની પાઘડી વજીરના જેવી લાગી, ફક્ત ઘાટ જૂદો પડતો હતો, પછી વજીરે તેનો કોટ હાથમાં લઇ તેનાં ગજવાં તપાસવા માંડયાં, તો તેના અંદરના ખીસામાંથી ઘણાજ જતન સાથે રાખેલી અને તેને ખીસામાં શીવી લીધેલી ચોપડી તેના જોવામાં આવી. વજીરે ચપ્પુ મંગાવી તે ચોપડી કોટના દોરા કાપી નાંખીને કાઢી. એટલામાં તે છોકરીએ બદરૂદીનની હજાર મોહોરોની જે કોથળી હતી તે પોતાના બાપને સોંપી; તે કોથળી પર સુલેમાન યાહુદીનું નામ હતું.

હવે વજીરે પેલી ચોપડી ઉઘાડી તેમાં સુલેમાન યાહુદીને જે માલ વેચાણ આપી હજાર મોહોર લીધી હતી તેના લખાણ વાળું પાનુંજ પેહેલું હાથમાં આવ્યું, તેમાં લખ્યું હતું કે “ **નુરૂદીનના છોકરા બદરૂદીન પાસેથી એક હજાર મોહોર બાનામાં આપી તેના મરનાર બાપના પેહેલા વહાણમાંનો સઘળો માલ વેચાણ રાખ્યો છે.** ” આ વાંચતાં અને પોતાના ભાઈનું નામ સાંભળતાં તેને એક દમ મૂર્છા આવી ગઇ—અને બેશુદ્ધ થઈ જમીન પર પડયો, ત્યારે તેની દીકરીએ એક દમ દોડી આવી તેને પવન નાંખવા માંડયો અને તેની સારી માવજત કરી તેથી તે થોડીવારમાં શુદ્ધીમાં આવ્યો.

આ વખતે તેની આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં, પછી બેઠો થઈ તે ચોપડીમાંના બીજા પાનાં જોવા માંડયા તો બદરૂદીને પોતાના બાપની કહેલી સઘળી હકીકત તેમાં લખેલી હતી, અને તેમાં તેના બાપના અક્ષર પણ કોઇ કોઇ ઠેકાણે નીકળતા તેથી સમસુદીનની ખાતરી થઇ કે જરૂર આ મારા ભાઇનો દીકરો છે, વળી આગળ પાનાં જોતાં નુરૂદીન પોતાનાથી જુદો પડયા પછી જે જે હકીકત બની તે સઘળી તેના જાણવામાં આવી. અને તેને માલમ પડયું કે જે દિવસે મારૂં લગ્ન થયું તેજ દિવસે તેનું લગ્ન થયું છે, જે દિવસે મારા ઘેર છોડી જન્મી છે તેજ દિવસે તેની સ્ત્રીને પણ છોકરો થયો છે, આવી રીતે સઘળી હકીકત તેના જાણવામાં આવી, અને પોતાની હકીકત સાંભળી આવી.

જ્યારે તે આ ચોપડી વાંચતો હતો, ત્યારે ઘડીકમાં તેના મોં ઉપર શોક છવાઇ જતો ઘડીમાં તેનું મોં આનંદથી પ્રફુલ્લીત થતું, ઘડીમાં આશ્ચર્ય પામતો હોય તેમ જણાતું આ પ્રમાણે જોઈ તે છોડી

બોલી પિતાજી તે ચોપડીમાં શી હકીકત છે તે જણાવશો ? ત્યારે તે બોલ્યો દિકરી આ કહેવાથી તને તથા મને ઘણી ખુશી ઉત્પન્ન થાય તેમ છે. તું જે પુરૂષની સાથે પરણીછું તે મારા ભાઇનોજ દીકરોછે. અમો બંન્ને ભાઇઓએ જે પ્રમાણે સરત કરી હતી તે પ્રમાણે ખુદાતાલાએ સર્વ જોગ મેળવ્યો છે, તેથી મારે તથા તારે બન્નેને ખુદાનો ઘણો ઘણો આભાર માનવાનો છે. ઓહો ! ! ! ખુદાની કેવી અદ્દભૂત શક્તિ છે, એમ કહી તેણે પોતાના ભાઈ સાથે જે તકરાર થઇ હતી અને બન્ને જણ છુટા પડયા હતા તે સઘળી હકીકત કહી સંભળાવી.

તે સાંભળી. છોડી ઘણીજ અજાયબ થઇ અને પોતાનો જન્મારો સફળ ગણવા લાગી ત્યારપછી વજીર તે ચોપડી લઇ બાદશાહ પાસે ગયો; અને બાદશાહને કહેવા લાગ્યો કે નેકનામદાર ? જે પુરૂષને મારી છોડી પરણી છે તે મારા ભાઈનો દીકરોજ છે, બાદશાહ બોલ્યો તે તું શીરીતે ખાતરીવાર કરી આપે છે પછી પેલી ચોપડી સમશુદીને બાદશાહના હાથમાં મુકી બાદશાહે તે સઘળી વાંચી જોઈ પોતે જાણતો હતો કે બન્ને ભાઈઓ આ કારણથી છુટા પડયા છે તેથી તેમાં લખેલી સઘળી વાત વાંચી જોતાં તેને માલમ પડયું કે વજીર કહે છે, તે સઘળું સાચું છે, આથી તેને ઘણીજ નવાઇ લાગી. અને ખુદાની અપાર શક્તિ માટે સર્વ સભાની વચ્ચે તારીફ કરવા લાગ્યો અને પોતાના મૂર્ખાઇ ભરેલા કૃત્યનો તે પસ્તાવો કરવા લાગ્યો.

હવે શેહેરમાં એવી વાત થઇ ગઈ કે વજીરની પુત્રીને કોઈ જીને રાખેલી છે. વજીરને એમ વિશ્વાસ હતો કે તે થોડા વખતમાં આવશે પરંતુ કેટલાએક દિવસ નીકળી ગયા પણ કોઇ આવ્યું નહીં. ત્યારે વજીરે વિચાર્યું કે આનું શું કારણ હશે કોઇ આવ્યું નહીં તેમ કોઇ ઠેકાણેથી તેની ખબર અંતર પણ સાંભળવામાં આવી નહી ત્યારે વજીરે તેની શોધ કરવા સારૂ માણસ મોકલ્યાં, તે સઘળાં આખા શેહેરમાં તથા આસપાસનાં ઘણાં ગામોમાં શોધ કરી આવ્યાં પણ કાંઇ પત્તો લાગ્યો નહીં. વજીરને આથી ભારે ચિંતા થવા લાગી. પછી વજીરે બદરૂદીનનો જે જે સામાન હાથમાં આવ્યો હતો તે સઘળો ઘણી સંભાળથી એક જૂદી પેટીમાં ભરાવ્યો.

હવે જે દિવસે આ છોડી પરણી તે દિવસે તે રૂતુસ્તાનમાં હતી, તેથી તેને ગર્ભ રહ્યો. જ્યારે દિવસ પુરા થયા ત્યારે તેને એક ઘણોજ સ્વરૂપવાન છોકરો જન્મ્યો, તેથી વજીરના સઘળા કુટુંબને ઘણો હર્ષ ઉત્પન્ન થયો, તેનું નામ અજીબ પાડયું અને તેને ઘણાજ નોકર ચાકર રાખી ઉછેરવા માંડયો, આ હરખથી વજીરે બદરૂદીનને ખોળી કાઢવાની વાત આળસમાં નાંખી. તે છોકરો દિવસે દિવસે મોટો થયો, તેના ઉપર વજીર ઘણોજ પ્યાર રાખતો હતો. અને એક ઘડીવાર પણ પોતાની પાસેથી ખસેડતો નહીં.

જ્યારે તે સાત વરસનો થયો ત્યારે એક સારા માસ્તરને બોલાવી કહ્યું કે, મારે આ છોકરાને ભણવા સારૂ બેસારવાનો છે. માટે તમો તેને નિશાળમાં લઇ જાઓ. અને તેના ઉપર સારી દેખરેખ રાખજો, માસ્તર ઘણા ખુશી થયા કારણ કે વજીરનો છોકરો પોતાની પાસે ભણવા આવવાનો છે.

માસ્તર ઘણા આકરા મિજાજના હતા પરંતુ વજીરનો છોકરો ઘણો લાડકવાયો હતો, તેથી તેને કોઇ રીતે માઠું લાગે તેમ તેને કરતા નહીં, પરંતુ તેની ઉલટી અસર થવા માંડી, બીજા છોકરાઓને તો સેજ ગુના સારૂ પણ સારી પેઠે માર પડતો પણ તેને તો ઠપકો સરખો પણ મળતો નહીં. તેથી આ છોકરો દિવસે દિવસે બગાડવા લાગ્યો અને નિશાળમાં કોઈને ગમે નહીં તેમ સર્વ છોકરાઓને મારે તથા ગાળો ભાંડે, માસ્તરે વજીરનો છોકરો જાણી તેને કાંઇ પણ ધમકી આપી નહીં તે જાણતા કે સુધરશે પરંતુ ઉલટો વધારે તે મિજાજી થતો ગયો, બીજા છોકરાઓ જ્યારે, પોતાને અજીબે માર્યા અથવા ગાળો દીધી એવી ફરિયાદ લઇને આવે ત્યારે તેમને માસ્તર સમજાવીને કાઢતા પણ પછી તો જ્યારે ઘણું ચાલવા માંડયું ત્યારે કેટલાક છોકરાઓ નિશાળ છોડીને ચાલતા થયા. ત્યારે માસ્તરે વિચાર્યું કે આતો ભલમનસાઇનો ઉલટો ઉપયોગ થયો હવે કેમ કરવું. વજીરને ફરિયાદી થાય નહીં અને છોકરાને શિક્ષા થાય નહીં, મેં પ્રથમથીજ મોટી ભૂલ કરી હવે હું જો તેને શિક્ષા કરવા જાઉંતો મારૂં અપમાન થઇ જાય, માટે હવે કાંઇક યુક્તિ કરવી પડશે.

એક દિવસ અજીબે ઘણાખરા છોકરાઓને માર્યાં અને ગાળો દીધી. ત્યારે બધા છોકરાઓ એકઠા થઇ માસ્તરને કહેવા લાગ્યા. કે માસ્તર સાહેબ હવે અમારાથી આપની નિશાળમાં આવી શકાશે નહીં. માસ્તરે તેમને ઠંડા પડી કહ્યું કે હું કહું તે ઉપાય તમે કરો, તે એ કે કાલે જ્યારે અજીબ તમારી સાથે રમવા આવે ત્યારે તમારે એવી રીતે કહેવું કે ભાઈ જે છોકરો પોતાના માબાપનું નામ દે તેને આપણે રમાડવો, પછી દરેક જણે પોતાના માબાપનાં નામ દેવાં પછી તેનો વારો આવે ત્યારે તેને પૂછવું આમ કરવાથી તે હલકો પડી જશે અથવા વખતે નિશાળમાં આવવું પણ બંધ કરશે.

છોકરાઓએ બીજે દિવસે માસ્તરના કહેવા પ્રમાણે નિશાળનો ટાઇમ થયા પેહેલાં અજીબ જ્યારે રમવા આવ્યો ત્યારે પૂછવા માંડયું. જ્યારે અજીબનો વારો આવ્યો ત્યારે તેણે પોતાના બાપનું નામ સમશુદીન જણાવ્યું. ત્યારે છોકરાઓ બોલ્યા કે સમશુદીન તો તારી માનો બાપ છે માટે તારા બાપનું નામ કહે તો તને રમાડીએ ત્યારે અજીબ કહે કે શું તમો મને ખોટા પાડો છો પણ જો મારી વાત ખરી હશે તો હું તમને શિક્ષા કરાવીશ. છોકરાઓ બોલ્યા, કબુલ, જો તારી વાત ખરી હોય તો અમારે શિક્ષા ખમવી અને ખોટી હોય તો અમારે તને કોઇ દિવસ રમાડવો નહિ. એમ કહી તે છોકરાઓ હસવા લાગ્યા તેથી અજીબને ઘણું ખોટુ લાગ્યું, પછી તે માસ્તર પાસે ગયો અને રોતો રોતો પેલા છોકરાઓની વાત કહેવા લાગ્યો. ત્યારે માસ્તરે કહ્યું કે ભાઈ? સમસુદીન તો તારી માનો બાપ થાય. તારા બાપનું નામ અમે તેમજ શેહેરમાં કોઇ જાણતું નથી. ફક્ત એટલુંજ જાણીએ છીએ કે તારી માને કોઇ ખુંધા અને કદરૂપા ઘોડાવાળા સાથે પરણાવી હતી, પરંતુ તેને કોઇ રાખેલા જીને આવી બાંધી લીધો, અને તે જીન આખી રાત તારી માની સાથે રહ્યો, આટલી વાત અમારા જાણવામાં છે ત્યાર પછી શું થયું તેની ખબર નથી, આથી તને ખોટું લાગશે પરંતુ જેટલી હકીકત હું જાણતો હતો, તેટલી કહી માટે કાંઇ ખોટુ લગાડીશ નહીં.

આ સાંભળી અજીબને ઘણું માઠું લાગ્યું, તેથી તેનું હૈયું ભરાઇ આવ્યું અને રડતો રડતો ઘર તરફ ચાલ્યો. જેમ જેમ ઘર આવતું ગયું તેમ તેમ તેનું રડવું વધતું ગયું, અને જ્યારે તે તેની મા પાસે પહોચ્યો. તે વખતે તે એટલો રડવા લાગ્યો, કે કેટલીકવાર સુધી તો ડસકાં ખાવાને લીધે બોલી પણ શકાયું નહીં, તેની મા ગભરાઇને પૂછવા લાગી કે બેટા! તું કેમ રડે છે. તો પણ તેનાથી બોલાઇ શકાયું નહીં, ત્યારે તેણે તેને પોતાના ખોળામાં લઇ છાતી સાથે ચાંપી દિલાસો આપ્યો. ત્યારે તેનું રડવું લગાર ધીમું પડયું, અને બોલ્યો કે મા! મારા બાપનું નામ શું? ત્યારે તે બોલી બેટા! તારો બાપ સમશુદીન ત્યારે અજીબ રડતો રડતો બોલ્યો, કે સમશુદીનને તો તમો પણ બાપ કહો છો, ત્યારે તે બોલી હા! તે આપણ બંનેના બાપ લાગે ત્યારે છોકરો બોલ્યો મારો બાપ કોણ તે મને જણાવો. મને છોકરાઓ ચીડાવે છે.

આ સાંભળી વજીરની છોડીને પોતાના લગ્નની વાત યાદ આવી, તેથી તેનું મન શોકાતુર થઇ ગયું પોતાના ઘણાજ રૂપાળા અને મનગમતા પતિનો આઠ દસ વરસથી જે વિયોગ થયો હતો. તેનું સઘળું દુ:ખ તેને એકજ દિવસમાં લાગી આવ્યું. અને તેથી એકદમ બેશુદ્ધ થઇ ઢળી પડી, જ્યારે શુદ્ધિમાં આવી ત્યારે તે પણ રડવા લાગી. એટલામાં તેનો બાપ ત્યાં આગળ આવ્યો. અને બન્નેને પૂછવા લાગ્યો કે તમે કેમ રડો છો? રડવું એટલું બધું આવતું હતું તેની છોડીથી તો બોલી શકાયું નહી. પણ છોકરો બોલ્યો પિતાજી મેં મારી માને પૂછ્યું કે મારો બાપ કોણ? ત્યારે પેહેલાં તમારૂં નામ દીધું પણ જ્યારે મેં કહ્યું કે તે તો મારા ને તમારા બન્નેના બાપ છે. પણ મારો બાપ કોણ? એટલું પૂછતા પૂછતામાં તે ઢળી પડયાં. અને થોડીવારમાં બેઠાં થઇ આ પ્રમાણે રડયાં કરે છે.

પછી તે કુંવરીએ પણ પોતાના બાપને છોકરાના નિશાળીઆ સંબંધી હકીકત કહી સંભળાવી. આ સાંભળી વજીરને પણ ઘણું માઠું લાગ્યું અને તેને પણ તે વખતે પોતાનો ભાઇ તથા તેનો દીકરો યાદ આવ્યાં. આથી તે ઘણુંજ રોવા લાગ્યો કે અરે! મારી છોકરીને લોક કેટલાં મેણાં દેતું હશે. અને તેનાથી તે કેવી રીતે સહન થઇ શકતાં હશે, હું વજીર કહેવાઉં, મારે એકની એક દીકરી તેને પણ આવું

દુઃખ ! ! ધિક્કાર છે. મારા જીવતરને એમ કહી તે ત્યાંથી ઉઠયો અને બાદશાહ પાસે ગયો.

બાદશાહ વજીરને પૂછવા લાગ્યો કેમ પ્રધાન ! અત્યારે શા કારણથી આવવું પડયું, પછી વજીરે બધી હકીકત કહી. કહ્યું નામદાર બાદશાહ એક દુઃખથી મને અત્યારે કંઈ પણ સુઝતું નથી, મારે હવે મારા ભત્રીજાની ખોળ કરવા જવું જોઇએ, આટલાં વરસ મેં આળસમાં ગુમાવ્યાં તે મોટી ભૂલ કરી છે, માટે મને રજા આપો અને કાંઇક મદદ આપો, બાદશાહ બોલ્યો મારા શાણા પ્રધાન! તારૂં દુઃખ સાંભળી હું તેમાં ભાગ લઉછું, આ રાજ્ય સઘળું તારૂં છે, તેમાંથી તારે જે જોઇએ તે લઈ જા; મારે તારા કરતાં શું વધારે છે જે તને દુઃખ પડયું અને મેણાં ખમવાં પડયાં તે મનેજ થયું એમ હું સમજું છું, માટે તું સત્વર જા અને તેને જલ્દી ખોળી લાવ, વળી તે સાથે તને હું આસપાસના તમામ રાજાઓ ઉપર ભલામણપત્ર લખી આપું છું કે તેઓ પણ તેમનાથી બનતી મદદ તને કરશે.

આ ભાષણ સાંભળી પ્રધાનને ઘણો આનંદ થયો. અને બાદશાહને કહ્યું બાદશાહ તમે આજે મારા ઉપર ઉપકાર કીધો છે. તેનો બદલો હું કેવી રીતે વાળીશ ? બાદશાહ બોલ્યો પ્રધાન એ તારૂં સમજવું ભુલ ભરેલું છે, પ્રધાન એ રાજાનું એક અંગ છે. રાજાની આબરૂ તથા જીવન સઘળું પ્રધાનના જ હાથમાં છે. વફાદાર પ્રધાનનો રાજાથી કોઈ રીતે બદલો વાળી શકાતો નથી માટે તારે તે બાબત કાંઇ પણ મનમાં લાવવું નહીં, તારે હાથી, ઘોડા, ધન માલ વગેરે જે જોઇએ તે તુ ખુશીની સાથે લઇજા.

પ્રધાને ઘેર આવી પરદેશ જવાની તૈયારી કરવા માંડી. સાથે થોડુંક લશ્કર તથા પોતાનો છોકરો તથા છોડીને પણ સાથે લીધાં અને ત્રણ ચાર દિવસમાં બસરા બંદર તરફ ચાલવા લાગ્યાં અને કેટલાક દિવસ સુધી ખુબ મંજલ કરી દમાસ્કસ શેહેરની ભાગોળે આવી પડાવ નાંખ્યો, ત્યાં આગળ જગ્યા ઘણી રમણીય હતી. અને નદી પણ પાણીથી ભરપૂર હતી. તેથી ત્યાં રહેવું દુરસ્ત ધાર્યું; નોકરોને ડેરા તંબુ નાંખવાનો હુકમ કરી દીધો, અને થોડીવારમાં સઘળું ઠેકાણું પડી ગયું, એટલામાં સાંજ પડી ગઇ. રાત્રે ખાવાનું થયું સૌએ જમી લીધું અને સુઇ રહ્યાં; સવાર થતાં અજીબ ઉઠયો અને બોલ્યો કે પિતાજી આ શેહેર ઘણું મોટું તથા સુંદર દેખાય છે માટે અમને જોવા જવાની રજા આપો ત્યારે વજીરે પોતાના વિશ્વાસુ માણસને બોલાવી કહ્યું કે તું અજીબને સાચવીને આ શેહેર બધું બતાવી આવ. પણ યાદ રાખજે કે એનો વાળ વાંકો થયો તો તારે પસ્તાવું પડશે; અજીબને કહ્યું અજીબ ! તું એની આજ્ઞામાં રહેજે અને શેહેરમાં જાય ત્યાં સભ્યતાથી વર્ત્તજે એટલું કહી તેને રજા આપી બીજા પણ બધા લોકોને કહ્યું કે આમાંથી જેઓને શેહેરમાં જવાની ઇચ્છા હોય તે સઘળા જઇ આવો આપણો મુકામ અહીં બે દિવસ રહેવાનો છે.

આ સાંભળી ઘણા ખરા લોકો શેહેરમાં ચાલ્યા. અજીબ પણ માણસની સાથે ચાલ્યો. જ્યારે અજીબ શેહેરમાં પેઠો. તે વખતે બજારમાં સઘળું લોક જોવાને હાર બંધ ઉભું હતું. અજીબનો પોશાક શાહજાદા કરતાં પણ ચડે તેવો હતો, તેમ તેનું રૂપ તો એવું અનોપમ હતું કે દેવતા પણ તેનું રૂપ જોઇ પોતાના રૂપનું અભિમાન મૂકીદે, તેમજ તેનું મીઠું મીઠું બોલવું અને મંદ મંદ હસવું આ જોઇ સઘળાં જોવા આવેલાં લોક તેના ઉપરથી પોતાની દૃષ્ટિ ઉપાડી શકયાં નહીં, અને જ્યાં જ્યાં તે ગયો ત્યાં ત્યાં સઘળાં લોક તેની પાછળ ફરવા લાગ્યાં, અને તેને છોડીને ત્યાંથી ખસવું તે મરણતોલ તેમને લાગવા માંડયું.

એવી રીતે ફરતા ફરતા તે બદરૂદીન્ હસન જે તેનો બાપ થાય છે, અને મીઠાઇ વાળાનો છોકરો થઇ રહ્યો છે. તેની દુકાન આગળ આવી ઉભા. લોકોનો કોળાહળ સાંભળી બદરૂદીન બહાર આવ્યો અને ઘણા લોકોની ભીડ થયેલી જોઇ, ત્યારે બરાબર જોવા લાગ્યો. તો સર્વ લોકોની વચમાં, કામદેવથી પણ રૂપાળો એક છોકરો ઘણાજ સરસ પોશાકમાં ઉભેલો જોયો, તેને જોતાંજ બદરૂદીનનું અંગ રોમાંચિત થઇ ગયું. પ્રેમના ઉભરા આવવા લાગ્યા, તેનું લોહી ઉછળવા લાગ્યું, અને તે વખતે એના મનમાં જે લાગણી થવા લાગી તેની હદ કાંઇ રહી નહીં. તે બેભાન જેવો થઈ ગયો, તેના ઉપરથી નજર ઉપાડી શકયો નહીં, આ બધુ શાથી થાય છે, તેનો ભેદ તે સમજી શકયો નહીં પછી તે દુકાન ઉપરથી હેઠો

ઉતરી તેની પાસે જઇ બોલવા લાગ્યો, કે સાહેબ આપ ક્યાંથી પધાર્યા છો. આપ કોઈ શાહજાદા જેવા લાગો છો. જરા મેહેરબાની કરી મારી દુકાન ઉપર પધારો તો આપનો મારા ઉપર મોટો ઉપકાર થશે એમ આજીજી કરવા લાગ્યો.

આ સાંભળી અજીબ ઘણોંજ નરમ થઇ ગયો. અને તેની માગણી નાકબુલ કરી શક્યો નહીં. પેલા માણસને કહેવા લાગ્યો કે આ માણસનું અપમાન મારાથી થઇ શકતું નથી. માટે ચાલો આપણ તેની દુકાનમાં થોડી વાર બેસીએ અને પછી જઇશું પેલો ભલો માણસ બોલ્યો ભલે ! તેમાં મને કાંઇ હરકત નથી. પણ આપણે તેની દુકાનમાં જઇ બેસવું એ ઠીક કહેવાય નહીં, ત્યારે અજીબ બોલ્યો, તે વાત ખરી પણ એ માણસ જ્યારે ઘણાં કાલાવાલાં કરે છે. ત્યારે આપણાથી તેનું અપમાન કેવી રીતે થઇ શકે. એમ કહી તેની દુકાન ઉપર તે બન્ને ચડયા. ઉપર ગયા પછી બદરૂદીને તેમની આગળ કેટલીક જાતની મીઠાઇ લાવી મુકી. અને કહ્યું કે આપની ઇચ્છા હોય તે ખાઓ. ત્યારે તે માણસ બોલ્યો સાહેબ, આપ તેની દુકાનમાં આવી બેઠા તે નીચું ઘાલવા જેવું છે; તો વળી ખાવું એ તો હું ઘણું ગેરવ્યાજબી ધારૂં છું. માટે આ વાત મને બીલકુલ પસંદ પડતી નથી. પછી આપની મરજી.

આ સાંભળી બદરૂદીનને ઘણુંજ માઠું લાગ્યું. અને કહેવા લાગ્યો કે ભાઇ! તું શા માટે આમ કરે છે. તું મારા આનંદમાં કયાં વિઘ્ન લાવીને નાંખે છે, હું તેના ઉપર આજ ઘણોજ પ્રસન્ન થયો છું. તેને જોઇ મને એટલો હર્ખ થયો છે કે મારા જન્મારામાં પણ કદી મને આટલો હરખ થયો નહીં હશે. તમને આવી રીતે અહીં બેસાડવામાં અને ખવરાવવામાં, મને કાંઇ સ્વાર્થ નથી. તેમ તમારી પાસેથી કાંઇ લેવું નથી. પણ ફક્ત પ્રેમની ખાતર હું આટલા કાલાવાલા કરૂં છું, તે શા માટે મારૂં અપમાન કરવું જોઇએ. આવી રીતે તેણે એવી નરમાશથી પેલા માણસને સમજાવ્યો કે તેનાથી એક અક્ષર પણ બોલી શકાયો નહીં.

જ્યારે તે માગણી તેમણે કબુલ કરી ત્યારે બદરૂદીન પોતે મલાઇના સમોસા એવા સરસ બનાવતો કે જે આખા શેહેરમાં બલકે બીજે કોઇ ઠેકાણે બનાવી શકતું નહીં. તેવા સમોસા બનાવવા મંડી પડયો અને થોડી વારમાં કેટલાક બનાવી તેમના આગળ લાવી મુક્યા, તેમાંથી અજીબે તથા પેલા માણસે થોડા ખાધા તેનો સ્વાદ એવો લાગ્યો કે તેનું વર્ણન કરવાને કયા શબ્દો વાપરવા તેની સુઝ પડી નહીં. પેલો અજીબની સાથેનો માણસ બોલ્યો, અરે મીઠાઇગર હું ઘણાખરા દેશ ફર્યો, તેમ મીઠાઇ પણ ઘણે ઠેકાણે ખાધી. પરંતુ આવા સમોસા મારી ઉમરમાં ચાખ્યા પણ નથી. તો આ તને કોણે શીખવાડયાં ?

બદરૂદીન બોલ્યો આવા સમોસા આખા શેહેરમાં કોઇ બનાવી શકતું નથી. આ સમોસાને લીધે મારી દુકાન આખા શેહેરમાં તો શું પણ સો સો ગાઉ સુધીમાં પ્રખ્યાત થઇ ગઇછે, આ સમોસા બનાવતાં મારી માએ મને શીખવાડયાં છે, અને તે અમારા બન્ને સિવાય કોઇને આવડતાં નથી જે કદાપિ કોઇને આવડતાં હશે હા પણ તે આવા સ્વાદિષ્ટ બનાવી શકશે નહીં, પેલા લોકોએ સમોસા ખુબ ધરાઇને ખાધા અને ઘણીવાર સુધી બેઠા. બદરૂદીન પણ પેલા ઘણીવાર બેઠા તેથી ઘણો ખુશી થયો અને જેમ તેઓ વધારે બેસે તેવા ઉપાય કરવા લાગ્યો.

તે બન્ને જણા ખાઇ રહ્યા ત્યારે તેમણે પાણી પીને ઉઠવા માંડયું, ત્યારે આગ્રહથી તેણે થોડીવાર બેસાર્યા, અને તેટલા વખતમાં તેણે અજીબના સામું ખુબ ધારી ધારીને જોવા માંડયું, અને મનમાં વિચાર કરવા લાગ્યો કે આના શરીરનો સઘળો ઘાટ મને મળતો આવે છે, આમ વિચારી તેણે પૂછવા માંડયું કે ભાઇ આપ કયાંથી આવ્યા અને સા કામે કયાં જાઓ છો, એટલું પૂછતામાં તો પેલો માણસ અજીબને કહેવા લાગ્યો કે ભાઇ ? આપણને વાર ઘણી થઇ તેથી ઠપકો મળશે માટે જલદી ચાલો એમ કહી તે બન્ને ચાલતા થયા.

બદરૂદીન પણ દુકાન બંધ કરી તેમની પાછળ ચાલ્યો કારણ કે તેનાથી અજીબનો વિયોગ ખમી શકાયો નહીં. અને તેનાથી છુટા પડવું, તે મરણ તુલ્ય લાગ્યું તેથી તેની પાછળ પાછળ ચાલ્યો પેલા માણસે વિચાર્યું કે જો આ માણસ પાછળ પાછળ ચાલ્યો આવશે. અને પ્રધાન જાણશે તો મને કાઢી મુકશે.

અને આ છોકરાને પણ ઠપકો મળશે. તેથી તેને કહ્યું કે ભાઇ તું પાછો જા. અમારી પાછળ આવીશ નહીં. ત્યારે બદરૂદીન બોલ્યો હું તારી પાછળ નથી આવતો, પણ મારે આ રસ્તે થોડું એક કામ છે તેથી જાઉં છું. એમ કહી પેલા લોકોની પાછળ ચાલવા માંડ્યું, વળી થોડેક દુર ગયા તો પણ તેણે પોતાનો રસ્તો છોડયો નહીં, ત્યારે અજીબની સાથેનો માણસ બોલ્યો કે અરે ભલા માણસ તું હજી સુધી જતો નથી તેનું શું કારણ? તું અમારી પાછળ નથી આવતો ત્યારે કયાં જાય છે ? જલદી પાછો વળ નહીં તો અમ તને શિક્ષા કરીશું.

તેમના કહેવાથી આ દરકાર રાખ્યા સિવાય તે તેમની પાછળ ચાલ્યો ગયો જ્યારે આ લોકોએ જાણ્યું કે આ માણસ પાછો નહીં વળે અને તંબુ સુધી આવશે, તો અમારી સઘળી વાત ઉઘાડી પડી જશે. અને અમોને શિક્ષા થયા વગર રહેશે નહીં, તેથી અજીબે હાથમાં પથ્થર લઇને કહ્યું કે તું પાછો જાય છે કે નહીં, અમે તને ઘણીક વાર કહ્યુ છતાં પણ માનતો નથી, આટલું કહેવા છતાં પણ બદરૂદીનના મનમાં કાંઇ પણ લાગણી થઇ નહીં, અને પાછો ન વળ્યો તેના મનમાં એમ હતું કે હું તેના ઉતારે જઇ બધી હકીકત પૂછી લઉં તેથી તે આગળ ચાલ્યો ત્યારે અજીબે તેને એવો પથ્થર માર્યો કે તેના માથામાંથી લોહી નીકળવા માંડ્યું, ત્યારે તે ત્યાં આગળ ઉભો રહ્યો, એટલે પેલા લોકોએ ધમકી આપી કે હવે જો આ તરફ આવીશ તો તારા જાનને તું જોખમમાં નાંખીશ આવી ધમકીથી તે પાછો વળી ગયો, અને પોતાના માથામાં જ્યાં આગળ વાગ્યું હતું ત્યાં આગળ લુગડાનો એક પાટો બાંધી ઘર તરફ ચાલવા લાગ્યો.

આટલું વાગવા છતાં પણ અજીબ ઉપરનો તેનો પ્રેમ ઓછો થયો નહીં અને લગારે પણ વેર ઉત્પન્ન થયું નહીં, અને મનમાં તેનુંજ સ્મરણ કરતો ઘેર પહોંચ્યો ઘેર જઇને તેણે પોતાના માથામાં દવા ભરી પરંતુ છોકરો વિસારે પડયો નહીં, ત્યારે તે વિચાર કરવા લાગ્યો કે દુનિઆમાં જે હરખનું કારણ છે તેજ શોકનું કારણ છે. તે છોકરાનો મેળાપ મારા હરખનું કારણ થયો અને તેનો વિયોગ મારા દુઃખનું કારણ થયું. દરેક વસ્તુ ઉપર આનંદિત થતાં વિચાર કરવો જોઇએ કે પછીથી તે બાબત પસ્તાવુ પડે નહીં, હું પ્રથમથીજ તેના ઉપર એટલો બધો પ્રેમાળ થઇ ગયો તે મારી ભૂલ છેઃ એમ વિચારી તેણે સંતોષ વાળ્યો.

હવે બીજે દિવસે સમશુદીને પોતાનો મુકામ ત્યાંથી ઉપાડયો, અને ઘણાં શેહેરો ફરી બસરા બંદરે જઇ પહોંચ્યો, પ્રથમ તેમણે બાદશાહને ખબર આપી કે કેરો શેહેરના બાદશાહનો વજીર આપને ત્યાં આવે છે. આ સાંભળી બાદશાહ તથા તેનો નવો પ્રધાન બન્ને જણ ખુશી થયા અને પોતાના પ્રધાનને સામો તેડવા મોકલ્યો પોતાના મેહેલમાં તેને ઉતારો આપ્યો અને તેની બરદાસને વાસ્તે માણસોનો બંદોબસ્ત કર્યો. પછી સમશુદીન મહમદ બસરાના બાદશાહની મુલાકાતે ગયો.

બાદશાહ પાસે જઈ સલામ કરી સમશુદીનમહમદ ઉભો ત્યારે બાદશાહે તેને માન આપી બેસાર્યો અને અહીં સુધી આવવાનું કારણ પૂછ્યું. ત્યારે સમશુદીન બોલ્યો નામદાર બાદશાહ ! મારો ભાઇ નુરૂદીનઅલી હતો તે મારાથી છુટો પડી આપના માજી પ્રધાનનો જમાઇ થઈ તેના મુઆ પછી આપનો પ્રધાન થયો હતો અને તે પણ ગુજરી ગયો, ત્યાર પછી તેનો દીકરો બદરૂદીનહસન હતો તેવું મારા જાણવામાં છે. પરંતુ તેને મેં જોયો નથી. માટે તેને તેડવા સારૂ હું અહીં આવ્યોછું. ત્યારે બાદશાહ બોલ્યો ભાઇ નુરૂદીનના મરણ પછી મેં તેને પ્રધાનની જગ્યા સોંપી હતી પરંતુ તે બે મહીના સુધી તો મારી મુલાકાત સરખી પણ લેવા આવ્યો નહી, અને જ્યારે મેં તેને તેડવા મોકલ્યું ત્યારે મારા જાણવામાં આવ્યું કે તે તો જતો રહ્યો છે તે પછી તેની કાંઈ પણ ખબર મારા સાંભળવામાં આવી નથી પરંતુ તેની મા અહીં છે.

આ સાંભળી સમશુદીન પોતાના ભાઇની વહુ પાસે ગયો પોતાના જેઠને આવતો જોઈ તે સ્ત્રીને તેનો પતિ સાંભર્યો. અને આ વખતેજ પોતે રાંડી હોય તેટલાં આંસુનો વરસાદ વરસાવ્યો કારણકે આ વખતે તે બિચારી ગણાતી હતી. તેનાં સાસરીયાં તરફનું કોઇ સગું વહાલું હતું નહીં, સમશુદીનને પણ

ઘણુંજ રડવું આવ્યું, થોડીવાર પછી બન્ને જણુ છાનાં રહ્યાં ત્યારે સમશુદીન બોલ્યો, મારી ઇચ્છા તમને ત્યાં લઇ જવાની છે. તે બોલી બાદશાહની તથા તમારી મરજી હોય તો હું ત્યાં આવવાને તૈયાર છું પછી સમશુદ્દીને બાદશાહની રજા માગી લીધી. અને તેણીને પોતાની સાથે લેઈ તે ત્યાંથી પાછો ફર્યો.

જે દિવસે તે પાછો ફર્યો તેના આગલા દિવસે સમશુદીન પોતાના ભાઇના મકાનમાં રાત રહ્યો અને બદરૂદીન પોતાની છોકરી સાથે પરણ્યો છે. તે સઘળી વાત વિગતવાર કહી સંભળાવી અને તેના હાથના જે કાગળ તથા તેનો કોટ, પાટલુન વગેરે જે પોશાક હતો તે બતાવ્યો. ત્યારે પેલી સ્ત્રી જે એમ જાણુતી હતી કે મારો છોકરો હવે મળવાનો નથી તેને કાંઇક આશા આવી કે તે જીવતો છે ખરો; અને પોતાનો જેઠ તેની શોધ માટે નીકળ્યો છે; તેવું જાણી ખુશી થઈ અને તેની સાથે જવાને તે પણ તૈયાર થઈ અને પોતાના દીકરાના દીકરા અજીબને છાતી સાથે ચાંપી ઘણી ખુશી થઇ.

સવાર થતાં પ્રધાને પોતાનો મુકામ ઉપાડયો, તે વખતે બાદશાહ તથા શેહેરના સારા સારા માણસો સમશુદીનને તથા પોતાના માજી પ્રધાનની પુત્રીને વોળાવવા સારૂ આવ્યા અને અજીબને જોઇ તેઓ ઘણા ખુશી થવા લાગ્યા કેટલેક દૂર સુધી તેઓ ગયા. અને તે સર્વને આશિષ દઇ પાછા વળ્યા, ચાલતી વખતે નુરૂદીનઅલીની સ્ત્રીને સારા સારા સુકન થવા લાગ્યા. પોતાનું ડાબું અંગ ફરકવા લાગ્યું, અને જાણે તેનામાં કુદરતીજ હર્ષ ઉત્પન્ન થયો હોય તેમ લાગ્યું.

સૌના પાછા વાળ્યા પછી તેઓ ભાગોળે ચાલ્યા કેટલાક દિવસ ચાલ્યા પછી તેઓ પાછા દમાસ્કસ શેહેરની ભાગોળે આવ્યા અને પોતાનો મુકામ ત્યાં નાંખવાનો હુકમ કર્યો સાંજ પડતાં તેમણે પોતાનો મુકામ બરોબર ગોઠવી દીધો, રાતે નુરૂદીનઅલીની સ્ત્રીએ મુસાફરીની કેટલીક હકીકત નોંધી પછી સૌ ઉંઘી ગયાં અને સવાર થતાં સમશુદ્દીને પોતાના માણુસોને કહ્યું કે જેમને શેહેરમાં જવાની ઇચ્છા હોય તેમણે જઇ આવવું, આપણે અહીંઆં ત્રણ દિવસ રહેવાનું છે.

દમાસ્કસ શેહેરના લોકોને ખબર પડી કે કોઇ મોટો માણુસ અહીં આવેલો છે ત્યારે શેહેરના કેટલાક વેપારીઓ પોતપોતાનો માલ લઇ વેચવા માટે વજીર પાસે આવવા લાગ્યા, વજીરે તેમાંથી પોતાના ખપનો કેટલોક માલ લીધો.

વજીર અહીંઆં આ કામમાં રોકાયેલો છે, તે વખતમાં અજીબે તેની પાસેથી શેહેરમાં જવાની રજા માગી લીધી, ત્યાંથી રજા લઇ તે પોતાની મા પાસે રજા લેવા ગયો, બન્ને ઠેકાણેથી રજા લઇ પેલો પોતાના માણુસને સાથે લઇ શેહેરમાં ચાલ્યો.

રસ્તે ચાલતાં તે માણુસે અજીબને પૂછ્યું કે કેણી તરફ જઇશું. ત્યારે અજીબ બોલ્યો કે ગઇ વખતે જે જોયું હોય તે જોવા આ વખતે જવું અને વળતી વખતે પેલા મીઠાઇવાળાની ખબર કાઢવી કે મેં તેને તે દિવસે પથરો માર્યો હતો. તેથી તે વખતે લોહીલોહાણ થયો હતો તેની શી દશા છે તે મારે જોવું છે; એમ વાતો કરતા ચાલ્યા.

તેઓ બંને ચાલતા ચાલતા શેહેરમાં કેટલીક સારી સારી મસીદો જોઇ. કેટલાંક મોટાં મોટાં સરકારી મકાનો જોયાં. અને તે દિવસે બાકી રહેલું સઘળું જોઇ પાછા ફર્યા અને ફરતા ફરતા પેલા કંદોઇની દુકાન આગળ આવ્યા. અજીબે જાણ્યું કે ગઇ વખતે તેને પથરો માર્યો હતો તથી તે આ વખતે બોલાવશે નહીં એમ ધારી તેની દુકાનથી થોડેક દૂર ઉભો રહી, તે મીઠાઇવાળાને અજીબ પૂછવા લાગ્યો કે કેમ શેઠ ! ઓળખો છો ? આ વખતે તે સમોસા બનાવતો હતો, તેવામાં અજીબનો સાદ સાંભળી તે એકદમ તેની સામું એકી નજરે જોવા લાગ્યો. તેનો પ્યાર અતિશય ઉભરાઇ ગયો ત્યારે તે થોડીવાર સુધી બોલી શકયો નહીં. પછી તે તેમના સામું જોઈ બોલવા લાગ્યો કે મેહેરબાન સાહેબ આપ દૂર કેમ ઉભા રહ્યા છો ? આપ એમ જાણુતા હશો કે તે દિવસે પથરો માર્યો છે તેથી તે રીસ રાખશે, પરંતુ તમારે એવું લગાર પણુ મનમાં લાવવું નહીં, તમારી પાછળ જ્યારે હું આવ્યો અને તમોએ મને ઘણું સમજાવ્યો છતાં પણુ જ્યારે હું પાછો ન વળ્યો, ત્યારે મારે શિક્ષા ખમવી પડી. તેમાં તમારો કાંઇ વાંક નથી સર્વ વાંક મારો છે, માટે આપ દુકાનપર પધારો.

આ સાંભળી છોકરો તો વિસ્મય થયો અને વિચાર કરવા લાગ્યો કે આતો ઉલટો પોતાનો વાંક જણાવે છે અને આપણા તરફ ઘણી રાગદૃષ્ટિ રાખે છે. તેવું જોઇ અજીબ બોલ્યો અમારે તમારી દુકાન ઉપર આવવું નથી, કારણકે તમોએ તે દિવસે અમને હેરાન કર્યાં છે. ત્યારે તે બોલ્યો વાહ ! વાહ ! સાહેબ એમ શું બોલોછો માણસ એકવાર ભૂલે કાંઇ વારે વારે ભૂલે નહીં. માટે જેમ તમારી ઇચ્છા હશે તે પ્રમાણે વર્ત્તીશ; તો મેહેરબાની કરી જરા મારી દુકાન ઉપર પધારો અને આ થોડાંએક સમોસા તાજા છે તે ખાઓ. આપને જોઇને હું બહુ ખુશી થાઉછું. એમ કહી તેણે પોતાનું કામ પડતું મુકી તે બંને જણના હાથ ઝાલી પોતાની દુકાન ઉપર ખેંચી લાવ્યો, અને તેમને ખાવા સારૂ સમોસા લાવીને આગળ મુકયાં. અજીબે કહ્યું અમો કહી તે સરત પાળવાને તું કબુલ થાય .તો અમે આ સઘળી ચીજો ખાઇશું, નહીંતો નહીં. ત્યારે તે કહેવા લાગ્યો કે આપને જો વિશ્વાસ ના આવતો હોય તો આપને લખી આપું; પછી શું ?

પછી તે બન્ને જણાએ તે રકાબી પોતાની પાસે લીધી અને કહેવા લાગ્યો કે જ્યારે તમો પણ અમારા ભેગા બેસો તો અમો ખાઇએ; ત્યારે બદરૂદીન બોલ્યો, કે હું આપને જોઇતી સામગ્રી તૈયાર કરૂં છું. અને આપ જમતા થાઓ; અજીબ બોલ્યો ના તેમ નહીં, તમારે અમારી જોડેજ બેસવું પડશે, બદરૂદીન પણ તેના ઉપરના પ્યારને લીધે તેની જોડે બેસવાને ખુશી હતો, તેથી તેની સાથે તે પણ જમવા બેઠો.

અજીબને સમોસા એવા સ્વાદિષ્ટ લાગ્યા કે પોતાના આહાર કરતાં તે બમણા ખાઇ ગયો ત્યાં સુધી અભાવ થયો નહીં. જ્યારે તે બરાબર ધરાયો ત્યારે પાણી પાને હાથ ધોઇ લીધા. પછી બદરૂદીને કેટલીક એવી સ્વાદિષ્ટ ચીજો લાવી તેની આગળ મુકી, તે એવી હતી કે તેણે પોતાના જન્મારામાં આવી ચીજોનો સ્વાદ ચાખ્યો નહોતો. પછી શરબત, શરાબ વગેરે લાવીને આગળ મૂકયાં, આ સઘળું તેઓએ વાપરી નાંખ્યું. અને પોતાના પેટમાં એક તલપુર પણ જગ્યા રહી નહીં.

ખાઇપીને તૈયાર થઇ તેઓ ઉઠતા હતા, ત્યારે બદરૂદીને તેમને પરાણે બેસાડયા અને પાન, સોપારી વગેરે આપ્યાં, પણ વાર ઘણી થવાથી તેઓ તરત ઉઠયા; જતી વખત કેટલેક સુધી તે તેમને મુકવા ગયો પછી અજીબ બોલ્યો કે મેહેરબાની કરી તમારી કબુલાત પ્રમાણે પાછા વળો, ત્યારે બદરૂદીન બોલ્યો તમો નહીં કહો તો પણ હું પાછો વળવાનો છું. પણ મેહેરબાની કરી આપ જ્યાં સુધી અહીં રહો ત્યાં સુધી દરરોજ મારી દુકાનપર આવજો. આપ જેમ કહેશો તે પ્રમાણે વર્ત્તીશ તેઓ બોલ્યા બહુ સારૂ, અમે જ્યાં સુધી રહીશું ત્યાં સુધી દરરોજ તમારી મુલાકાત લઇશું.

એમ કહી તેઓ પોતાના તંબુએ આવ્યા. અજીબ પોતાના બાપની મા પાસે ગયો. ત્યારે તે બોલી બેટા અત્યાર સુધી કયાં ગયો હતો. અને શેહેરમાં શું શું તું જોઇ આવ્યો..તે તું મને કહે, પછી અજીબ પોતે જે જે જોઇ આવ્યો હતો તે સઘળું કહ્યું. પછી તે બોલી બેટા વાર બહુ થઇ તેથી તને ભુખ લાગી હશે, પરંતુ રસોઇની હજુ વાર છે. તેટલી વાર હું તેને મારી પાસે થોડુંક ખાવાનું છે તેમાંથી થોડુંક આપું તે તું આ. એમ કહી એક ઘણોજ સરસમાં સરસ સમોસાનો કકડો લઇ તેને આપ્યો, પરંતુ અજીબતો ધરાઇને આવ્યો હતો અને પોતાના પેટમાં પાણી પીવાનો પણ માગ હતો નહીં તેથી તે કકડો તેણે પોતાની સાથેના માણસને આપ્યો, ત્યારે તેને પણ ખાવાની બીલકુલ રૂચી નહોતી, તેથી તેણે પણ પાછો આપ્યો ત્યારે તેણીએ વિચાર્યું કે શું આ સમોસા તેને નહીં પસંદ પડતા હોય તેથી પાછા મૂકયા હશે ? એમ કહી તે કહેવા લાગી કે બેટા અજીબ તે આ સમોસાનો કકડો કેમ પાછો મૂકયો. આવા સમોસા તેં ખાધાતો નહીં હોય પરંતુ જોયા પણ નહીં હોય, ત્યારે અજીબ બોલ્યો, મા ! સમોસા જેવા સમોસા ! ! એવા કેવા સમોસા હશે ? ત્યારે તે બોલી કે બીજા સમોસા અને આ સમોસામાં રાત દિવસ જેટલો ફેર છે. કારણ કે આવા સમોસા હું તથા મારો છોકરો બદરૂદીન એ બે સિવાય ત્રીજું કોઇ બનાવી શકતું નથી.

ત્યારે અજીબ બોલ્યો કે મા ! તમે એમ શું બોલો છો. આ શેહેરમાં એક કંદોઇ એવા સમોસા બનાવે છે કે તેની આગળ તમારા સમોસા કાંઈ હિસાબમાં નથી. અમો હમણાંજ તેની દુકાને જઇ ખાઇ આવ્યા છીએ, ત્યારે તે બોલી કે શું તમે તેની દુકાને ખાઇ આવ્યા, ત્યારે અજીબ બોલ્યો કે હા. ત્યારે તેની માને ઘણું ખોટું લાગ્યું કે સાધારણ માણસની પેઠે આવા પ્રધાનનો છોકરો જઇ કંદોઈની દુકાનમાં ખાઇ આવે એ કેવું નીચ કામ કહેવાય ! આતો નાનો છોકરો છે. પરંતુ તેની સાથેના માણસનો આ વાંક છે એમ કહી તેની સાથે મોકલેલા માણસને બોલાવી કહ્યું કે અલ્યા તને આ છોકરાની સાથે આવું કરવાને મોકલ્યો હતો, ભીખારી માણસની પેઠે તું મારા છોકરાને ખરાબ કરવા લઈ ગયો હતો, ત્યારે તે બોલ્યો કે માજી! અમોએ સમોસા ખાધાં નથી, પરંતુ તેને સમોસાનો ભાવ પૂછી તેમાંથી કકડો ચાખી જોયો હતો, ત્યારે તેણે અજીબને ધમકાવી કહ્યું કે કેમ અજીબ ! બોલ, ખરી હકીકત શું છે ત્યારે તે બોલ્યો કે માજી અમોએ સમોસા એટલા બધા ધરાઇને ખાધા છે કે પાણી પીવાની પણ જગ્યા નથી, અને લગારે ભૂખ નથી.

આ વાત જ્યારે સમશુદીને જાણી ત્યારે તેને ઘણોજ ગુસ્સો ચડી ગયો અને એકદમ જ્યાં અજીબ તથા પેલો માણસ હતો ત્યાં આવ્યો; આવીને તે પેલા માણસને કહેવા લાગ્યો કે અરે નિમકહરામ મેં તારા વિશ્વાસથી અજીબને તારી સાથે મોકલ્યો, તો તેં મારા વિશ્વાસનો આવો ઉપયોગ કર્યો મારા કુળને નીચું ઘલાવે તેવું કામ તેં કર્યું. શું ગરીબ માણસની માફક તમો એક કંદોઇની દુકાનમાં જઇને ખાઇ આવ્યા; આ કેવું નીચું ઘાલવા જેવું કામ તમે કર્યું છે. પેલો ગુલામ બોલ્યો સાહેબ અમો ખાવા બેઠા નથી પણ જ્યારે અમોએ તેની દુકાનમાં સમોસા દીઠાં ત્યારે તેનો ભાવ પૂછ્યો એટલે તેણે અમને એક સમોસો આપી કહ્યું કે આ સમોસો તમો ખાઈ જુઓ અને પછી ભાવ કરો. અમોએ તે સમોસો ખાધો તે સ્વાદમાં ઘણોજ સારો હતો, તે સીવાય બીજુ વધારે ખાધું નથી.

ત્યારે પેલો છોકરો બોલ્યો ના બાવાજી અમોએ તે કંદોઇની દુકાનમાં બેશીને ધરાઇને ખાધું છે. હું જૂઠું નહીં બોલુ. વળી ઉપરથી એક પ્યાલો સરબત પણ પીધું છે, આ સાંભળી સમશુદીને અજીબનું કહેવું ખરૂં માન્યું અને પેલા નોકરને કહ્યું કે અરે ગુલામ હજુ તું જૂઠું બોલે છે. તું જે ગુનો કરી આવ્યો તેના કરતાં તું જૂઠું બોલ્યો તેથી હું તને ઘણોજ ગુનેગાર ગણું છું જો તું સાચું બોલ્યો હોત તો હું તને તે તારા ગુના માટે માફી આપત. પરંતુ હવે તો તારે બન્ને ગુનાની શિક્ષા ખમવી પડશે. ત્યારે ગુલામ બોલ્યો સાહેબ હું ખરેખર કહું છું કે અમોએ તેની દુકાનમાં ધરાઇને ખાધું નથી. સમશુદીન બોલ્યો હજુ તો તું જૂઠું બોલે છે ! એમ કહી તેણે નોકરને બોલાવી કહ્યુ કે આ નિમકહરામ માણસને જ્યાં સુધી તે સાચું બોલે ત્યાં સુધી ફટકા મારવા પછી તે નોકરે તેને તે પ્રમાણે ફટકા મારવા માંડયા. દસત્રીસ ફટકા માર્યા ત્યાં સુધી તો તે બોલ્યો નહીં. પરંતુ જ્યારે શરીરમાંથી લોહી નીકળવા માંડયું ત્યારે તેણે સમશુદીનને કહ્યું સાહેબ ? અજીબ કહે છે તે વાત ખરી છે અમોએ તેની દુકાનમાં ધરાઇને સમોસા ખાધાં છે તે સમેસા એવાં તો સ્વાદિષ્ટ હતાં કે આ સમોસા તો કાંઇ હિસાબમાં નથી, ત્યારે નુરૂદીનની સ્ત્રી બોલી, તું રીસને લીધે જૂઠું બોલી મારા સમોસાને વખોડે છે પરંતુ હું ખાતરીથી કહું છું કે મારા જેવા સમોસા આખી દુનિઆમાં કોઇ પણ કરનાર નથી. પરંતુ ફક્ત મારો છોકરો બદરૂદીન મારા જેવા સમોસા કરતો હતો, પરંતુ તેનો તો પત્તો નથી, પછી પેલો ગુલામ બોલ્યો કે ના સાહેબ હું ખરેખરૂં કહું છું કે તે સમોસા આગળ તો આ સમોસા કાંઈ પણ હિસાબમાં નથી ત્યારે નુરૂદીનઅલીની વહુ બોલી કે જો તું એમ ખાતરીથી કહે છે, તો લે આ પૈસા લઇને તું તેની દુકાનેથી એક સમોસો લઈ આવ. ત્યારે પેલો ગુલામ ત્યાંથી પૈસા લઇને મીઠાઈવાળાની દુકાને ગયો. ત્યારે પેલા કંદોઇએ કહ્યુ કે કેમ ભાઇ એકલા આવ્યા છો ? તમારી સાથે પેલો છોકરો હતો તે કયાં ગયો. પેલો નોકર બોલ્યો ભાઇ તારા ઘેર અમે ખાધું તો ખરૂં, પરંતુ અમારૂં આવું તો કયાંઇ નીકળી ગયું અને માર ખાઇને લોહીલુહાણ થઈ ગયા. અમારા ખાધાની વાત અમારા પ્રધાને જાણી પણ અમે ના માન્યું ત્યારે તેમણે

મને ફટકાનો માર મરાવ્યો, પછી જ્યારે સાચી વાત કીધી ત્યારે અમને છોડયા, પછી મેં કહ્યું કે, આવા સમોસા તો અમોએ અમારી આટલી ઉમર થઈ ત્યાં સુધી ચાખ્યા તો નથી એ નથી; પરંતુ જોયા પણ નથી. પછી મને હુકમ કર્યો કે જેટલી કિંમત માગે તેટલી આપીને એક સમોસો તાકીદથી લઈ આવો. તેથી હું તેમને માટે સમોસો લેવાને આવેલો છું. માટે મેહેરબાની કરી જેમ બને તેમ સારો અને સૌથી સ્વાદિષ્ટ એવો સમોસો કાઢી આપ.

પછી પેલા કંદોઇએ તરતજ થોડીવારમાં તેના માગવા પ્રમાણે સમોસો તૈયાર કરી આપ્યો, તે તેણે એટલી સંભાળને યુક્તિથી કર્યો, કે પોતાની આખી ઉમરમાં પણ એવો સમોસો બનાવ્યો નહીં હતો, તે સમોસો લઇ આ નોકર નુરૂદીનઅલીની સ્ત્રી પાસે ગયો અને તેના હાથમાં આપી કહેવા લાગ્યો, કે લો સાહેબ આ સમોસો તમો ખાઇ જુઓ. પછી તેણે આ સમોસાનો કકડો ચાખી જોયો તો તેને પોતાના સમોસા કરતાં સ્વાદમાં ઘણોજ સારો લાગ્યો, તેને લાગ્યું કે આ સમોસો નક્કી બદરૂદીનના હાથનોજ બનાવેલો છે, પ્રથમ તો તેણે વિચાર કર્યો અને ફરીથી એક બીજો કકડો ભાગી ચાખી જોયો. પછી તો તેણે પોતાના મન સાથે ખાતરી કરી કે બદરૂદીન સિવાય બીજા કોઇના હાથનો બનાવેલો નથી.

પછી તેણે સમશુદ્દીનને બોલાવા મોકલ્યો, ત્યારે તે ત્યાં આવીને પુછવા લાગ્યો કે કેમ મને બોલાવ્યો, ત્યારે તે બોલી કે તમારા તથા મારા ભાગ્યનો આજે ઉદય થયો છે. તમારી બેટી પુરેપુરી નશીબદાર છે. આપણે ઘેરથી નીકલ્યા તે વખતે જે જે સારાં ચિન્હ માલમ પડયાં હતાં તેના ફળને પામ્યા છીએ, સમશુદીન બોલ્યો શું કાંઇ બદરૂદીનની ખબર સાંભળી છે?

ત્યારે તે બોલી કે ખબર શું પણ આ શહેરમાંજ બદરૂદીન છે. સમશુદીન બોલ્યો કોણ ખબર લાવ્યું, ત્યારે તે બોલી આપણો અજીબ ખબર લાવ્યો. સુમશુદીને અજીબને પૂછ્યું કેમ બેટા તેં તેને ક્યાં જોયો અને શી માલમ પડી? ત્યારે તે બોલ્યો ના મમાવા હું કાંઈ જાણતો નથી. સમશુદીન બોલ્યો કેમ બાનુ અજીબતો કહે છે કે હું કાંઇ જાણતો નથી. ત્યારે તે બોલી કે જેના હાથના સમોસા તે ખાઇ આવ્યો છે, તે બદરૂદીન છે. આ સાંભળતાં તો તેના હરખનો પાર રહ્યો નહીં પણ શું આ વાત સાચી હશે એમ વિચારી ફરીથી પૂછવા લાગ્યો, કે એવું તમે શા ઉપરથી કહો છો કે તે બદરૂદીનજ છે? ત્યારે તે બોલી કે મેં ચાકર પાસે તેની દુકાનેથી સમોસો મંગાવી ખાધો, તેથી મેં ખાતરી કરી કે તે સમોસો બનાવનાર બદરૂદીનજ છે. આ સાંભળી સમશુદીનનો હર્ષ ઉડી ગયો, અને બોલ્યો કે બાનુ! આ તમારૂં સમજવું ભુલ ભરેલું છે. કારણ કે શું તેવા સમોસા દુનિઆમાં કોઇને નહીં બનાવતાં આવડતાં [illegible] કોઈ ચીજ સારી દીઠી એટલે તે ફલાણા માણસનીજ બનાવેલી છે. તેવું ચોક્કસ શી રીતે કહી શકાય?

ત્યારે તે બોલી આપ કહોછો તે વાત ખરી છે, મારા તથા તેના કરતાં બીજા ઘણા માણસો સારા બનાવી શકતા હશે પરંતુ તેની જે બનાવવાની રીત છે તેમાં જે જે સામાન જેટલો જેટલો નાંખવાનો છે તેમાં જૂદા જૂદા માણસોના હાથ ઓળખાઇ આવે છે. જેમ હજારો ચિતારા ચિત્ર કાઢતા હશે. પરંતુ દરેક ચિતારો પોતાના હાથની કલમ ઓળખી કાઢે છે. વળી ઘણા માણસોના અક્ષર મળતા આવે છે. પરંતુ મરોડ ઉપરથી કોના અક્ષર છે તે આપણ પારખી શકીએ છીએ, તેમજ મેં તેને સમોસા બનાવવાની જે રીત બતાવી છે. તેજ રીતે આ બનાવેલા છે, અને તે રીત બદરૂદીન સિવાય બીજું કોઇ જાણતું નથી માટે હું ખાતરીથી કહું છું કે તે બદરૂદીનજ છે.

આ સાંભળી સમશુદીનને કાંઇક વિશ્વાસ આવ્યો, અને પોતાના તમામ સિપાઇઓને બોલાવી કહ્યું કે આ નોકર જે કંદોઇની દુકાન બતાવે તેની દુકાનમાં તમે જાઓ, અને તે દુકાનમાંથી સઘળો મીઠાઇ વગેરેનો સામાન હોય તે લુંટાવી ઘો. અને તેને અહીં પકડી લાવો પરંતુ તેને લગાર પણ મારતા નહીં, જો તેને કોઇ કાંઇપણ વતાવશે તો હું તેનો જાન કાઢીશ. ફક્ત તેને કેદી બનાવી અહીં લાવો જ્યારે તે પૂછે તો તારે એટલું કહેવું કે પેલા સમોસાનો બનાવનાર તુંજ છે ને? આવી રીતે કહી તેમને પેલા નોકરની સાથે મોકલ્યા.

પેલા માણસો પોતાનો ડ્રેસ પહેરી હાથમાં હથિયાર લઇ, જેમ લડાઇ કરવાને જતા હોય તેવી રીતે ચાલ્યા. ગામના લોક જોવાને ભેગા થઈ ગયા. પેલા સિપાઇઓ ઝપાટા બંધ ચાલતાં પેલા નોકરની પાછળ પાછળ જઇ એકદમ પેલા કંદોઇની દુકાન ઉપર ચઢી ગયા અને પ્રથમતો તેમાંની મીઠાઇ જેટલી ખવાઇ તેટલી ખાધી અને બાકીની રસ્તામાં ઉછાળી મુકી લોકો તે લેવાને પડાપડ કરવા લાગ્યા. પછી તેમાંથી વાસણ બાસણ કેટલાંક ભાગી નાંખી તેને પકડયો. ત્યારે તે ગભરાઇને બોલ્યો કે ભાઇ! તમે આમ શું કરવાને કરોછો, તો પણ પેલા લોકોએ કાંઇ જવાબ આપ્યો નહીં. પછી તેના હાથમાં ઘણીજ હલકી બેડીઓ નાંખી, ત્યારે તેણે જાણ્યું કે આ આપણા શેહેરના રાજાના માણસો હશે પરંતુ આમ શાથી કરેછે તેની કાંઇ સમજણ પડતી નથી મેં કાંઈ વાંક ગુનો કર્યો નથી. એમ વિચારી તે કાલાવાલા કરી બોલ્યો ભાઇઓ મારા ઉપર મેહેરબાની કરી જણાવશો કે મેં આપનો શો ગુનો કર્યો છે? ત્યારે તેઓ બોલ્યા કે પેલા સમોસાનો બનાવનાર તું છે કે કોઈ બીજો ? ત્યારે તે બોલ્યો હા બનાવેલા તો મારા છે. પરંતુ તેથી આપને કાંઈ નુકશાન થયું હોય તો મને કહો. ત્યારે તેઓ કાંઇપણ બોલ્યા વગર તેને પકડી ચાલતા થયા.

હવે સમસુદીને જ્યારે આ લોકોને પેલા નોકરની સાથે જ્યારે શેહેરમાં મોકલ્યા ત્યારે તે નુરૂદીન-અલીની સ્ત્રીને તથા પોતાની છોડી ખુબસુરતીની જે રાણી હતી તેમને કહેવા લાગ્યો કે એ જ્યારે આવે ત્યારે તમારે સંતાઇ રહેવું તમે તેને દેખી શકો તેવી રીતે રહેજો, પરંતુ તમો તેની નજરે પડશો નહીં. મારી રજા સિવાય તમારે તેની નજરે પડવું નહીં, એવો બંદોબસ્ત કરી મુકયો હતો.

હવે જ્યારે પેલા સિપાઇઓ બદરૂદીનને પકડી ચાલતા થયા ત્યારે ગામનો કોટવાળ ત્યાં આવી પહોંચ્યો અને તેમને અટકાવ્યા. પરંતુ તેટલામાં તો તે ગામનો રાજા આવ્યો. તે રાજા મિસર દેશના કેરો શેહેરના બાદશાહનો ખંડીયો હતો તેથી તેણે જાણ્યું કે આતો મિસર દેશના બાદશાહનાં માણસો છે. ત્યારે તેમને અટકાવી શકયો નહીં અને તેને લઇ જવામાં ઉલટી મદદ કરી.

બદરૂદીન બોલ્યો ભાઇઓ! તમે કોણ છો તે તો મને જણાવો ? ત્યારે તેઓ બોલ્યા તારે શું પંચાત છે. તું તારે સીધે રસ્તે ચાલ નહીંતો તને ફટકા પડશે. ત્યારે તે કાંઇ પણ બોલ્યા વગર તેમની સાથે ચાલ્યો અને સિપાઇઓએ તેને સમશુદ્દીનના તંબુમાં મુકયો

સમશુદીન એકદમ ફટકા મારવાનો મજબુત ચાબુક લઇ બહાર આવ્યો અને બોલ્યો કે અરે હરામખોર આવા ખરાબ સમોસા તેં આપ્યા ? તે બોલ્યો સાહેબ જેવા મને આવડતા હતા તેવા મેં બનાવી આપ્યા; તેને માટે અને આટલી બધી શિક્ષા ? ત્યારે સમશુદીન બોલ્યો સાચું બોલ તે સમોસા તારા બનાવેલા નથી. જો તું જૂઠું બોલીશ તો તને હું ફટકા મારીશ. બદરૂદીન બોલ્યો તમે મને મારી નાંખો તો ભલે પણ હું બીજા કોઇનું જૂઠું નામ દેનાર નથી. તે સમોસા મારાજ બનાવેલા છે. પરંતુ આટલા નજીવા ગુન્હાને માટે આપ આટલી બધી શિક્ષા કરવાને તૈયાર થયા છો, તે જોઇને મને તો ઘણીજ નવાઇ લાગે છે.

સમશુદીન બોલ્યો અરે મૂરખ તને ફટકા મારવાની શિક્ષા કરવાની નથી, પરંતુ તને ફાંસી દેવાની છે. તારે જે ખુદાની ભક્તિ કરવી હોય તે કરી લેજે. પેલો બદરૂદીન મોટા નિસાસા નાંખી ખુદાની બંદગી કરવા લાગ્યો કે હે ખુદા ! આ કાળના હાથમાંથી બચાવવાને કોઇ શક્તિમાન નથી. મેં કાંઇ વાંક ગુનો કર્યો નથી, છતાં મારા ઉપર આટલો જુલમ ! ! ! ફક્ત એક સમોસો ખરાબ બનાવ્યો તેને માટે દેહાંત દંડની સજા ! અરે ! ખરેખર મુસલમાનોને દયા ઓછીજ હોય છે, તેમને માણસના અથવા કોઇના પણ જાન લેવા તેનો તો કાંઇ હિસાબજ નહીં ! એમ કહી તે ઘણું ઘણું રોવા લાગ્યો.

સમશુદીન બોલ્યો કે હવે હું તને કોઇ રીતે છોડનાર નથી. એમ કહી એક પેટી મંગાવી અને તેમાં બદરૂદીનને પુર્યો. તેમાં હવા આવવા જવાની સોઇ રાખી હતી, તેમાં પુરી પોતાના રસાલાને હુકમ કર્યો કે સવારમાં બાંગ વખતે સવારી ઉપાડવી.

હુકમ પ્રમાણે તમામ ગોઠવણ કરી સવાર થતાં પેલી પેટી ગાડામાં નાંખી તમામ સવારી ત્યાંથી ઉપડી. હમેશાં દિવસમાં બે વખત તે પેટીમાંથી બદરૂદીનને ખાવા સારૂ બહાર કાઢતા હતા. તે વખતે પેલી બે સ્ત્રીઓને દૂર રાખવામાં આવતી. આ પ્રમાણે વીસ દીવસે તે કેરો શેહેરમાં પહોંચ્યા. સૌ પોતપોતાને મુકામે ગયું. સમશુદીને તે પેટી પોતાના આંગણા આગળ નાંખી. ખાવાની વખત થઇ ત્યારે તેને બહાર કાઢયો તે વખતે સમશુદીન બોલ્યો આજ તારી જીંદગીનો છેલ્લો દિવસ છે, માટે તારે જે કાંઈ ઇચ્છા હોય તે પુરી કરી લે. કાલે સવારમાં તને ફાંસીએ દેવાનો છે. એમ કહી ત્યાં આગળ ફાંસી તૈયાર કરાવી.

બદરૂદીન બોલ્યો સાહેબ ! ધણીનો કોઇ ધણી નથી. હું આપને આટલા બધા કાલાવાલા કરૂં છું પણ આપ મારા ગરીબ માણસ ઉપર દયા લાવવાની બીલકુલ ના પાડો છો, તો હવે મારે કોને અરજ કરવી સમોસો ખરાબ બનાવ્યો તેના કરતાં હજાર ગણી શિક્ષા મને થઇ ગઇ છે. મારો સેંકડો રૂપીઆનો માલ ધુળધાણી કરી નાંખ્યો છે. હજુ પણ મારી હજારો રૂપીઆની મિલકત છે. તે પણ આપને લેવી હોય તો લઇ લ્યો પરંતુ જો મને જીવતો મુકો તો મોટી મેહેરબાની. જો આપ કહેશો તો હું સમોસા બનાવવાનો ધંધો મુકી દઇશ. પરંતુ મને આટલી વખત છોડો તો તમારો ઉપકાર હું જીંદગી પર્યંત ભુલવાનો નથી.

સમશુદીન બોલ્યો તારે જીવવાની આશા તો હવે રાખવીજ નહીં ત્યારે બદરૂદીન બોલ્યો ભલે ધણીનો કોઇ ધણી નથી. હવે હું એક અક્ષર પણ બોલવાનો નથી, મારો અંતકાળ આવી રીતે આવવાનો હશે ! અરે કયાં મારી સ્ત્રી, કયાં મારી મા ! કયાં મારૂં ગામ અને કયાં મારો અંતકાળ આમ ! એવું બોલી તે નિસાસા નાંખવા લાગ્યો. સમસુદીન આ સઘળા ઉદ્ગાર સંતાઇને સાંભળતો હતો તેને ખાતરી થઇ કે આ બદરૂદીનજ છે.

હવે સમશુદીન પોતાની દીકરીને કહેવા લાગ્યો અરે બેટી ! તારા દુખનો અંત આવ્યો, તારા પુન્યનો ઉદય થયો જરૂર એ તારો પતી છે. આજ રાત્રે તું " જે દિવશે પરણી ત્યારે તે વખતે જે ઓરડામાં સુતી હતી તે જ ઓરડામાં સઘળી વ્યવસ્થા તે રાતના જેવી જ કરજે લગાર પણ ફારફેર રાખીશ નહીં".

પછી પેલી પ્રધાનની છોડી તે દિવસે પોતે જે ઓરડામાં સુતી હતી તેજ ઓરડામાં ગઇ, પલંગ જેવી રીતે હતો તેવી રીતે બિછાવ્યો, તેનાં કપડાં જે ખીંટીએ ભરાવેલાં હતાં ત્યાંજ ભરાવ્યાં. જે જે બારી બારણાં ઉઘાડાં હતાં તે ઉઘાડયાં રાખ્યાં, અને જે રસ્તે થઇ તે પરણવા ગયો હતો તે રસ્તો ખુલ્લો મુકી ત્યાં આગળ તે દિવસના જેવી રોશની કરી, વળી તેની જે રૂપીઆની થેલી હતી તે પણ જે ઠેકાણે પડી હતી ત્યાં મુકી દીધી. આ પ્રમાણે સર્વ વ્યવસ્થા તૈયાર કરીને પછી પોતે ફરી એકવારની બધી જગ્યાએ ફરી વળી કે કોઇ ઠેકાણે અધુરૂં છે ? જ્યારે બરાબર તે પ્રમાણે થયું છે એમ પોતાને લાગ્યું, ત્યારે પિતાની પાસે જઇને કહેવા લાગી કે પિતાજી બધું બરોબર ગોઠવાઇ ગયું છે. સમશુદીન બોલ્યો હવે તું જઇને ઓરડામાં સુઇ જા. એટલે તે ત્યાં જઇને સુઇ રહી. હવે બદરૂદીનને જ્યાં પેટીમાં પુર્યો હતો તે ત્યાં ઉંઘતો હતો, પછી બે ચાકરોને કહ્યું કે તમો પેટી ઉઘાડી જે રસ્તો ખુલ્લો મુકયો છે. તે રસ્તે જઇ ઓરડાના બારણા આગળ મુકી પાછા આવો.

પછી ચાકરોએ બદરૂદીનને પેટીમાંથી કાઢી ઉંઘમાંથી સાવચેત કર્યો. પરંતુ તેની ઉંઘ બરાબર ઉડી નહોતી. તેથી બન્ને જણાઓએ તેને ખભા નીચેથી ઝાલી પેલા રસ્તે લીધો ત્યારે તેના જોવામાં રોશનાઇ આવી. તે વખતે પોતે જે દિવસે પરણી ગયો હતો અને જેવી ગોઠવણ હતી તેવી સઘળી ગોઠવણ આવી ત્યારે તેણે જાણ્યું કે આ મને સ્વપ્ન આવ્યું છે તેથી તેણે આંખો મીચી. અને ત્યાં આગળ ઉભો રહ્યો. ત્યારે ચાકરોએ કહ્યું કે અરે ભલા માણસ તું કેમ આમ કરે છે ? વળી પાછી આંખો ઉઘાડી ચાલ્યો એટલે પોતે જે ઓરડામાં સુતો હતો તે ઓરડાના બારણા આગળ મુકી પેલા ચાકરો પાછા વળી ગયા.

હવે બદરૂદીન ઘણોજ અજાયબ જેવો થઇ ગયો અને મનમાં વિચાર કરે છે કે ઓહો આ કેવું સ્વપ્ન જે દિવસે મારૂ લગ્ન હતું તેજ દિવસની સઘળી ગોઠવણ મારા મરણને દિવસે ખુદાએ મને સ્વપ્નામાં દેખાડી, કારણ કે મને કાલતો ફાંસી મળવાની છે. એમ વિચાર કરે છે અને બારણા આગળ ઉભો રહી સઘળું આમ તેમ જુએ છે એટલામાં ખુબસુરતીની રાણી જે પલંગપર સુતી હતી, તે બોલી પ્રાણનાથ ચાલોને હવે કયાં સુધી ફરશો. આટલી બધી વારથી શું કરો છો? તમે અહીંથી આવું છું કહી બહાર ગયા છો ? તે હજુ સુધી શું જુઓ છો ? આ સાંભળી તેને ખરેખર લાગ્યું કે આ સ્વપ્ન છે. કારણ કે આ બધો સંજોગ રાતમાં શી રીતે મળી શકે પણ મરતી વખતે આ યાદગીરી આપી ખુદાએ મને વધારે દુઃખ ઉત્પન્ન કર્યું હશે. એમ કહી તે સ્તબ્ધ ઉભો રહ્યો.

ત્યારે પેલી રાણી ફરીથી બોલી, શા વિચારમાં પડયા છો ? અહીં પલંગ ઉપર આવી પછી વિચાર કરો. જ્યારે તે ત્યાંથી આગળ ગયો તો તેનાં કપડાં ભરાવેલાં દીઠાં વળી પેલા રૂપીઆની કોથળી પણ જોઈ તથા પોતાનો પણ બીજો સામાન જોયો. આ સઘળું જોઇ તે કહેવા લાગ્યો, કે અરે રાણી શું આતે સ્વપ્ન કે સાચી વાત ? રાણી બોલી અરે ખાવિંદ સ્વપ્ન કેવું તમો પરણીને મારી પાસે સુતા હતા કે નહીં ત્યારે બદરૂદીન બોલ્યો તેતો ખરૂં પરંતુ તારી સાથે લગ્ન થયા દસ વરસ થયાં હું અહીંથી કયાં કયાં દુર જઇ આવ્યો. તે બધું એક રાતમાં કાંઇ બની શકે ! મારે મને તો એમ લાગે છે કે કાલ જે ફાંસી મળવાની છે, તે પેહેલાં ખુદાએ આ બધી ભ્રમજાળ દેખાડી.

રાણી બોલી તમો જાગોછો કે ઉંઘો છો ? બદરૂદીન બોલ્યો હું જાગુંછું. ત્યારે રાણી કહે સ્વપ્નું ઉંઘમાં હોય કે જાગતાં થાય ! ત્યારે બદરૂદીન બોલ્યો કે ઉંઘમાં થાય. પરંતુ ઉંઘતો માણસ સ્વપ્નમાં તો પોતાને જાગતોજ જાણે, રાણી બોલી તમારા વિચાર બધા ભમતા છે. અને તમને એમ લાગે છે તમો હમણાંજ મારી પાસેથી ગયા છો. જુઓ આ તમારાં કપડાં આ તમારો સામાન, જો તમને ગયે દશ વરસ થયાં હોય તો આ સઘળું અહીંને અહીં કાયમ શી રીતે રહી શકે ?

બદરૂદીન બોલ્યો રાણી મને અહીંઆં કશી સમજણ પડતી નથી. કાંતો આ કાંઇ મંત્રવિદ્યા હોય અથવા કાંતો સ્વપ્ન હોય, હું સઘળું તે બરાબર જોઉંછું. પણ તું મારી દશ વર્ષની વાત સાંભળે તો અજાયબ પામ્યા વગર રહે નહીં. ત્યારે રાણી બોલી દશ વર્ષમાં શું શું થયું તે મને કહોનો ખરા.

બદરૂદીન બોલ્યો રાણી આવાં સુઈ રહેવાનાં કપડાં પેહેરી દમાસ્કસ શેહેરની ભાગોળે આપણા લગ્નને બીજે દિવસે દરવાજા બહાર સુતેલો હતો. તે વખતે ગામના લોકો મારી આસપાસ ફરી વળેલા હતા. સવાર થતાં હું જાગ્યો. ત્યારે કેટલાક લોકો એમ વાતો કરતા હતા કે આ તો કોઇ સ્ત્રીની સાથે સુતેલો માણસ છે. પરંતુ ઉંઘી ગયેલો છે અને સ્ત્રી તેની પાસેથી જતી રહી છે. તેથી આવા વેશમાં છે. કોઇ કહે ગાંડો છે. કોઈ કહે બિચારો અજાણ્યો મુસાફર હશે. આમ દરેકના મોંમાંથી જુદા જુદા ઉચ્ચાર નીકળતા હતા. હું જાગ્યો ત્યારે ગભરાવા લાગ્યો કે આ શું ? હું કયાં હતો ને કયાં આવ્યો, તથા હવે મારે કયાં જવું મારાં પેહેરવાનાં લુગડાં પણ ન મળે. હું ગતે પેહેરી સુવાના પોશાકમાં દહીને ચાલ્યો ત્યારે લોકો મને ગાંડો ગાંડો કહી ખીજવવા લાગ્યા, અને ઘણોજ નીરાશ થયો. લોકો મારી પાછળ કાંકરા નાંખવા લાગ્યા. છેવટે એક કંદોઇની દુકાન આગળ ગયો. કંદોઇએ મારા સામું જોયું અને મને નશીબદાર જાણી પોતાની દુકાન ઉપર બોલાવ્યો; તેની ધાકથી સર્વ લોકો નાશી ગયા. તે કંદોઇ પ્રખ્યાત હતો, અને તેનાથી સર્વ લોકો બીતા હતા. તેણે મને કહ્યું કે મારે છોકરો નથી. માટે તારે રહેવા ખુશી હોય તો હું આ બધી મારી મિલકત તને લખી આપું. મેં કહ્યું આવું નીચ કામ કેમ થાય ? પરંતુ વખત એવો હતો તેથી હા કહેવી પડી. કારણ કે એક તરફથી બસરાના બાદશાહની બીક, અને એક તરફથી કેરો શેહેરના બાદશાહની બીક, આ પ્રમાણે બન્ને તરફથી ફસાયેલો હોવાથી હું ત્યાં રહ્યો. પછી તે કંદોઇ મરી ગયો અને તેની દુકાન હું ચલાવવા લાગ્યો, તેની પાસે પૈસા પુષ્કળ હતા. તેમ હું પણ સારૂં કમાયો. મને સમોસા બનાવતાં ઘણા સરસ આવડતા હતા. અને તે મારી માએ મને શીખવાડયા હતાં. તેથી હું તેમાં બહુ પૈસા કમાયો. પછી એક દિવસ કોઇ મોટો માણસનો રસાલો તે શેહેરની

ભાગોળે આવ્યો. તેમાંથી એક છોકરો તથા તેનો નોકર ફરતા ફરતા મારી દુકાને આવ્યા તે છોકરો દશ વરસનો લાગતો હતો. તેને દેખતાં મને તેના ઉપર અત્યંત પ્યાર થયો તેથી તેને મેં મારી દુકાનમાં બેસારી સમોસા ખવરાવ્યા. ત્યાંથી તે ઉઠયો પણ મને તેનાથી જુદુ પડતાં ઘણું દુઃખ લાગ્યુ. મેં તેને બેસવા ઘણી આજીજી કરી પરંતુ તે બોલ્યો કે મારા મમાવા જાણે તો અમને બેને માર્યા વગર છોડે નહીં. એમ કહી તે ત્યાંથી ચાલતા થયા. પરંતુ હું તેના ઉપર મોહનેઃલીધે તેની પાછળ પાછળ ચાલ્યો, તેણે મને ઘણુંએ પાછા વળવા કહ્યું પણ હું વળ્યો નહીં. ત્યારે તેણે ચીડાઇને મારા ઉપર એક પથ્થર ફેંકયો તે મારા માથામાં વાગ્યો અને પુષ્કળ લોહી નીકળ્યું તો પણ મને તેના ઉપર બીલકુલ ગુસ્સો થયો નહીં. અને ઉલટું એમ થયું કે હવે મને ફરી એ છોકરો ક્યારે મળે એમ આશા રાખવા લાગ્યો. પાછો ફરીથી તે છોકરો કેટલાક દિવસ ઉપર આવ્યો ત્યારે પાછા મેં તેને ખુબ સમોસા ખવરાવ્યા તે વાત તેના મમાવાએ જાણી મારા સમોસાનાં બહુ વખાણ થયાં ત્યારે નોકર સાથે મારી ખસેથી એક સમોસો મંગાવ્યો. મેં મોકલ્યો પરંતુ મારા કમ નસીબે તેમાં મરી ઓછાં હશે અને તેમને ખરાબ લાગ્યો હશે તેથી કેટલાક માણસો મને પકડવાને મોકલ્યા તે માણસોએ મારી સઘળી દુકાનનો માલ ખરાબ કર્યો, કેટલુંક ભાગી નાંખ્યું. કેટલુંક તોડી નાંખ્યું. અને મને કેદ કરી લઇ ચાલ્યા. મેં ઘણા કાલાવાલા કર્યા પરંતુ મને છોડયો નહીં, એક પેટીમાં પુરી વીશ દિવસની મુસાફરીએ મને અહીં લાવ્યા, હું ઉંઘી ગયો હતો અને પેટીમાંથી કાઢી મને આ જગ્યા ઉપર મુકયો છે, હવે મને તો એમ લાગે છે કે હું પેટીમાં ઉંઘેલો છુ. અને મને સ્વપ્ન આવ્યું છે, કારણ કે મને પકડી લાવનારે એવું કહ્યું છે. હું તને કાલસવારમાં ફાંસી દેવાનો છું અને ફાંસી પણ તૈયાર થઇ ગઈ છે માટે મારી જીંદગીનો આજે છેલો દિવસ છે, તેથી મને આ વાતમાં કાંઇ સમજણ પડતી નથી. હું તને દેખું છું તેને સ્વપ્ન ગણું કે પેલા ફાંસીના લાકડાને સ્વપ્ન ગણું ! તેની મને શુઝ પડતી નથી. સ્રી બોલી પ્યારા પતિ તમો એક વખત અહીં આવી સુઇ જાઓ. હજી રાત છે, સવાર થશે ત્યારે તમને બરાબર સમજણ પડશે, એમ કહી તેને સુવાર્યો.

સુતો ખરો પરંતુ તેના મગજમાંથી વિચારો ખસ્યા નહી. હું કયાં છું અને શી રીતે આવ્યો. લગ્ન દિવસે જે ઓરડો હતો તેજ આ ઓરડો છે. વ્યવસ્થા પણ તેજ છે. પેલો ખુંધો માણસ આજ જગ્યાએ હતો. હું આ રાણી સાથે આવી રીતે સુતો હતો એમ વિચારમાં ને વિચારમાં તેને બીલકુલ ઉંઘ આવી નહીં, એમ કરતાં કરતાં સવાર થવા આવ્યું ત્યારે તેને કાંઇક સમજણ પડવા આવી કે આ સઘળું સ્વપ્ન નથી પણ ખરૂં છે. અને યુક્તિ છે. જેમ જેમ તેને સમજણ પડતી ગઇ તેમ તેમ તેને હરખ થતો ગયો.

જ્યારે સવાર થયું ત્યારે સમશુદીન ત્યાં આવ્યો, અને સલામ કરી ત્યાં બેઠો. એટલે બદરૂદીનના હોશ ઉડી ગયા. કારણ કે તેને ફાંસી દેવાની ધમકી આપનાર તેજ માણસ હતો, પરંતુ હવે આ ઠેકાણે આવવાથી તેને હિમ્મત આવી હતી. તેથી તે બોલ્યો કેમ ? મને ફાંસી દેનાર તમેજ છોને ? ત્યારે સમશુદીન હસતા મોઢે બોલ્યો કે ! હા ! તમો અહીં આવી જીનની મદદથી પેલા ઘોડાવાળાને બદલે મારી છોકરીને પરણી જનાર તમે કે બીજા ? ત્યારે બદરૂદીન બોલ્યો શું તમો મારા સસરા થાઓ. સમશુદીન બોલ્યો હા તમારો સગો કાકો થાઉં, ત્યારે બદરૂદીન બોલ્યો. આ બધો સંજોગ કેવી રીતે બન્યો તે મને કાંઇ સમજાતું નથી. પછી બદરૂદીને મૂળથી પોતાની હકીકત કહી અને સમશુદીને પોતાની તથા નુરૂદીનની સઘળી હકીકત કહી.

જ્યારે તેણે આ સઘળી વાત જાણી ત્યારે બદરૂદીનના હરખનો પાર રહ્યો નહીં. પછી અજીબને બોલાવ્યો. તેની માને બોલાવી. અને સઘળાં મળ્યાં. ભેટીને હર્ષનાં આંસુ વરસાવ્યાં. અને ખુદાના હજારો ઉપકાર માનવા લાગ્યાં.

પછી સમશુદીન મહમદ બાદશાહ પાસે ગયો. બાદશાહે પૂછયું કેમ તમારી ઉમેદ પાર પડી કે નહીં ત્યારે સમશુદીને કહ્યું. નામદાર પાદશાહ આપના પ્રતાપથી મારે ઘેર આજે આનંદનો ઓચ્છવ છે મારી ભોજાઇ મારો જમાઇ જે મારો ભત્રીજો વગેરે સર્વ મારે ઘેર આવ્યું છે.

બાદશાહે કહ્યું કે તમારી મુસાફરીની હકીકત મને સંભળાવો, ત્યારે સમશુદીને સઘળી હકીકત કહી સંભળાવી. બાદશાહે નુરૂદીનઅલ્લીની વહુને તથા બદરૂદીનને બોલાવી ઘણું માન અને મુબારકબાદી આપી અને પોતાના ગુના માટે પસ્તાવો કરી કહેવા લાગ્યો કે મારા પ્યારા પ્રધાન ખુદાની અદ્ભૂત શક્તિ આગળ આપણું કાંઇ ઉપજતું નથી. મેં તારી બેટીને દુઃખમાં નાંખવાને ઘણો ઉપાય કર્યો છતાં તે સઘળો મિથ્યા ગયો. અને છેવટે તેમાંથી પરિણામ ઘણુંજ જૂદું આવ્યું. માટે માણસનો અહંકાર ફોગટ છે. જે માણસ અહંકાર કરે છે, અને આ મેં કર્યું એવું માને છે તે આ દુનિઆમાં ઘણું દુઃખ પામે છે. આ પ્રમાણે ખુદાનો ઉપકાર માની પોતાના ગુનાનો ઘણો પસ્તાવો કરી સર્વ વેરાઇ ગયા.

બદરૂદીન પણ ખુબસુરતીની રાણી સાથે ઘણી એશાયેસ ભોગવવા લાગ્યો. અને પોતે જેમ નવો જન્મ પામ્યો હોય તેમ પરવરદીગારનો ઉપકાર માનવા લાગ્યો.

આટલું કહી **શેહેરાજાદી** બોલી, નામદાર બાદશાહ આ વાત બસરાના વડા પ્રધાને બાદશાહ ખલીફ હારૂન અલરસીદને કહી સંભળાવી અને કહ્યું કે હે બાદશાહ ! મેં આ વાત જે કહી તે આપને ત્રણ અમૃતફળની વાર્ત્તા કરતાં જો સારી લાગે તો મારા ગુલામનો ગુનો માફ કરી તેને છોડી દો. પછી બાદશાહે તેની વાતનાં ઘણાં વખાણ કરી તેને છોડી મુક્યો. અને પેલો જુવાન માણસ જેની સ્ત્રી મરી ગઇ હતી તેને સારી ખુબસુરત ગુલામડી સાથે પરણાવ્યો.

પછી **શેહેરાજાદી** બોલી નામદાર બાદશાહ ! આ વાત પુરી થઇ પરંતુ આ કરતાં એક એવી સરસ વાત મને આવડે છે કે તે સાંભળી અજાયબ થશો જો આપની ઇચ્છા હોય તો કહી સંભળાવું. બાદશાહ વિચારમાં પડયો કે આ સ્ત્રીને ગરદન મારવી કે નહીં તેની મને સુઝ પડતી નથી. તેની વાતો સાંભળવાની મને એટલી બધી હોંશ થાય છે કે મારો ઠરાવ હું અમલમાં લાવી શકતો નથી. પરંતુ આટલી વાત સાંભળ્યા પછી પણ હું મારો ઠરાવ અમલમાં લાવીશ. માટે આટલી વાત કહેવાની તેને રજા આપવી જોઇએ. એમ વિચારી **શેહેરાજાદીને** કાંઇપણ ઉત્તર આપ્યો નહીં.

આ વખતે સવાર થવાની થોડીવાર હતી, ત્યારે **દિનારજાદી** પોતાના હમેશના રિવાજ પ્રમાણે કહેવા લાગી. કે બેન તમોને જે સારી વાત આવડે છે તે કહેવાની મેહેરબાની કરો તો સારૂ મને આશા છે કે બાદશાહ સલામત આ વાત કહેવાની ના પાડશે નહીં, ત્યારે **શેહેરાજાદી** બોલી કે બાદશાહની મરજી હોય તો હું વાત કહું. બાદશાહ બોલ્યો ખુશીથી કહો. ત્યારે **શેહેરાજાદીએ** એક ખુંધા માણસની વાર્ત્તા શરૂ કરી.

# એક ખુંધા માણસની વાર્તા.

એશિઆ ખંડના મધ્ય ભાગમાં તાર્ત્તરી દેશ છે, તેની એક તરફ ચીન દેશ આવેલો છે, એક તરફ રૂશિઆનું રાજ્ય આવેલું છે, એક તરફ તુર્કસ્તાન અને એક તરફ કાબુલ દેશ આવેલો છે, તે તાર્ત્તરી દેશમાં કાશગર નામે શેહેર છે. આ શેહેરમાં દરેક જાતનો ધંધો કરનારાઓની પુષ્કળ દુકાનો છે. તેમાં એક દરજીની દુકાન હતી તે પોતાની દુકાન ઉપર એક દીવસ બેઠો બેઠો શીવતો હતો તેવામાં એક માણસ તેની દુકાન સામે બેશીને ગાયન ગાવા લાગ્યો. આ માણસની શિકલ ઘણી બેડોળ હતી, પરંતુ તેનું ગાયન એવું હતું કે જે માણસ એનું ગાયન સાંભળતું તેને ત્યાંથી ઉઠવાનું મન થતું નહીં. આ ગાયનથી દરજી પણ ઘણો ખુશી થયો, અને તેને પોતાને ઘેર લઇ જવાની મરજી થઇ. તેથી તેણે પેલા ખુંધા પાસે જઇને પુછ્યું કે ભાઇ ! તમે મારા ગેર ગાયન કરવા સારૂ આવશો ? પેલા ખુંધાએ હા કહી. પછી સાંજ પડી ત્યારે તે ખુંધાને લઇ દરજી પોતાને ઘેર ગયો.

પેલા દરજીની બૈરી ઘણી રૂપાળી હતી તેમજ બન્ને જણ પરસ્પર અત્યંત પ્રીતિ રાખનાર હતાં પેલા દરજીની સ્ત્રીએ પુછ્યું કે આ કોણ છે ? ત્યારે દરજી બોલ્યો કે આ માણસ ગાયન ઘણું સારૂં ગાય છે

તેથી હું તેને આપણે ઘેર ગાયન કરાવવા સારૂ લાવ્યો છું. આપણે ત્યાં આજની રાત ગાયન કરશે અને સવારમાં તેને રસ્તે પડશે. સ્ત્રી બોલી બહુ સારૂ આપણે ખુશીથી આજની રાત ગાયન સાંભળશું. પછી તેણે સારી રસોઇ તૈયાર કરી અને થોડીવારમાં ખાવાને સારૂ બન્ને જણને ઉઠાડયા. તે બે જણ તથા તે દરજીની સ્ત્રી ત્રણે જણ એક મેજ ઉપર સઘળી રસોઇ ગોઠવી ખાવા બેઠાં. બધી રસોઈમાંથી ખાવા લાગ્યાં. ખાતાં ખાતાં પેલા ખુંધાના ગળામાં માછલીનો કાંટો વાગ્યો તે ગળામાં જ પેશી ગયો થોડીવારમાં તેનું ગળું સુઝી આવ્યું અને બોલાતું બંધ થઇ ગયું. પેલો દરજી તથા દરજણ એકદમ ગભરાઇ ગયાં. તે માણસના ગળામાં પાણી રેડવા લાગ્યાં પણ કાંઈ આરામ થયો નહીં અને થોડીવારમાં તેનો દમ નીકળી ગયો. આ બનાવ જોઇ તે બન્ને સ્ત્રી પુરૂષનો તો જીવ ઉડી ગયો અને શું કરવું તેનો ઉપાય શોધવા લાગ્યાં. દરજી બોલ્યો કે સવારે રાજાનાં માણસો જાણશે તો આપણને પકડી જશે અને આપણને ગુનેગાર ગણી ફાંસી દેશે માટે હવે શું કરવું. તેની સ્ત્રી ઘણી હોંશિઆર હતી તે બોલી કે આપણે બેશી રહીશું તેથી કાંઇ આપણું વળવાનું નથી પણ આપણે કાંઇ ઉપાય કરવો જોઇએ. નહીં તો માર્યા જઇશું. દરજી કહે મને તો કાંઇ સુઝતું નથી ત્યારે દરજણ બોલી કે તમે હિમ્મત રાખો અને ચાલો, આપણે આ મડદાને ઉચકીને વૈદ્યો ત્યાં લઈ જઇએ, એમ વિચાર કરી મોડી રાતે પેલા ખુંધા માણસને ઉંચકીને ત્યાંથી થોડેક છેટે એક હકીમનું ઘર હતું તેને ત્યાં લઈ ગયા. તેના બારણા આગળ પેલું મડદુ મુકી તેનાં બારણાં ઠોકયાં, ત્યારે તે વૈદની એક ચાકરડી હતી તે જાગી અને બોલી કે કોણ છે. ત્યારે દરજી બોલ્યો કે બારણાં ઉઘાડો, ઘણું અગત્યનું કામ છે પેલી ચાકરડી બોલી અત્યારે કોઈ ઉઘાડતું નથી, ત્યારે દરજી બોલ્યો ઉઘાડને, તારૂં પણ કામ થાય તેમ છે તે સાંભળી પેલી ચાકરડીએ લાલચને લીધે બારણું ઉઘાડયું. જેવું ઉઘાડયું કે તરત જ તે દરજીએ એક રૂપીઓ ચાકરડીના હાથમાં મુકયો અને કહ્યું કે, લગાર મેહેરબાની કરી તારા શેઠને જમાડ, આ એક માણસ આજારી છે, તેને માટે તારા શેઠની સલાહ લેવાની છે, તેમાં પૈસા સારા મળે તેમ છે, એમ કહી તે ચાકરડીના હાથમાં દસ રૂપીઆ મુકયા. તે લઈ ચાકરડી પોતાનો શેઠ મેડા ઉપર સુતો હતો ત્યાં ગઇ ત્યારે પેલા દરજી દરજણે મડદાને ઉચકી નીસરણીના દાદરા નીચે ઉભું કર્યું અને ત્યાંથી નાશી ગયાં.

હવે ચાકરડી ઉપર ગઇ અને શેઠને જગાડીને કહેવા લાગી કે શેઠ ! નીચે કોઈ આજારી આવ્યો છે અને તેણે આ દસ રૂપીઆ આપ્યા છે, માટે જરા નીચે આવી દવા કરો. જો ફાયદો થશે તો પૈસા સારા મળે તેમ છે. શેઠ તો લાલચના માર્યા જલદી ઉઠયા, અને ઘરમાં તેની સ્ત્રીને કહેવા લાગ્યા કે જલદી દીવો કર શેઠના મનમાં દીવો ગમે ત્યારે જ ન કરે ચાલોને આપણે નીચે જઇએ છીએ એટલી વારમાં દીવો આવે છે. એમ કરી તે ઝટઝટ નીચે ઉતરવા ગયા કે પગ લપશી જવાથી નીચે આવી પડયા. જયાં પડયા ત્યાં નીચે પેલું મડદું હતું તેના ઉપર પડયા મડદુ માંડમાંડ ઉભું કરી મુકયું હતું, તે જેવા પેલા વૈદ પડયા તેવુંજ ભોંય પડયું. વૈદે જાણ્યું કે આ બિચારા આજારી માણસના ઉપર હું પડયો તેથી તેને વાગ્યું હશે. એમ કહી તેને જોવા ગયો ત્યારે તે મડદુ માલમ પડયું. હકીમ થરથર ધ્રુજવા લાગ્યો કે આ બિચારો આજારી માણસ મારી લાતથી મરી ગયો હવે શું કરવું સવારમાં આપણા ભોગ મળવાના હવે શી વલે થશે; અરે હું કેવો કમબખત કે દીવાની થોડીવાર સારૂ ઉતાવળ કરી ઉતરવા ગયો અને આ બનાવ બન્યો, મારો લોભ મનેજ પુગ્યો. તેની સ્ત્રી આવી તે પણ તેને વઢવા લાગી કે તમારે નાશી જવું હતું કે ઉતાવળ કરી ઉતરવા ગયા પેલો હકીમ બોલ્યો જે બનવાનું હતું તે બન્યું પણ હવે શું કરવું જો આપણ આ મડદાનો કાંઇ ઉપાય નહીં કરીએ તો સવારમાં માર્યા જવાના.

તે મડદાને ઠેકાણે કરવા સારૂ હકીમ વિચાર કરવા બેઠા પરંતુ કાંઇ વિચાર સુઝયો નહીં, તેની જોડે તેનાથી એક નીચું ઘર હતું તે એક વેપારીની વખાર હતી. તે વખારમાં ઘી, તેલ, ગોળ, ઘઉ વગેરે સામાન પડયો રહેતો, અને તે વેપારી બાદશાહનો મોદી હતો તેથી તેવો સામાન પુષ્કળ પડયો રહેતો તે વખારવાળા ઘરને ચોક હતો. તેથી આ હકીમ તથા તેની સ્ત્રીએ પેલા મડદાને ઉચકી પોતાના છાપરા ઉપરથી તે વખારના છાપરા ઉપર ગયાં અને ત્યાંથી પેલા મડદાને ગળે દોરડું બાંધી નીચે ઉતાર્યું

અને ભીંત સજ્જડ એવી રીતે ઉતાર્યું કે તે મડદું ભીંત અઢીંગીને ઉભું રહ્યું પછી પેલાં બન્ને જણુ ત્યાંથી જતાં રહ્યાં. જે વખારમાં આ મડદાને ઉતાર્યું છે તે વખારમાં ઉંદર પુષ્કળ હતા અને તે આ વેપારીનો દરરોજ ઘણો બગાડ કરતા. રોજ તેમને પકડવાનો ઉપાય કરતો પરંતુ તે પકડાતા નહીં.

આ પ્રમાણે મડદું ઉતારી પેલો હકીમ તથા તેની સ્ત્રી પોતાના છાપરા ઉપર થઈ અગાશીમાં આવ્યાં અને ઘેર આવી સુઈ રહ્યાં.

હવે પેલો વખારવાળો વેપારી સવારમાં ચાર વાગે ઉઠી હાથમાં ફાનસ લઈ પોતાની વખાર તપાસવા સારૂ હાથમાં એક લાકડી લઈ નીકળ્યો; વખારનું તાળું ઉઘાડી અંદર આવ્યો. અંદર આવી આમ તેમ જોવા લાગ્યો, તો એક માણસને ઉભો રહેલો જોયો તેણે વિચાર્યું કે આ કોઈ ચોર છે. હું એમ જાણુતો હતો કે મારા માલનો બગાડ ઉંદરો કરતા હશે, પરંતુ જરૂર આ ચોર રોજ ચોરી કરવા આવતો હશે તેથી તે હીમત ધરીને લાકડી લઈ તેની પાસે ગયો. અને કહેવા લાગ્યો, કે અરે લુચ્ચા, હરામખોર તું રોજ મારો માલ ચોરી જાય છે. હવે આજ હું તને છોડવાનો નથી. એમ કહી પોતાની પાસની લાકડીથી તેને મારવા લાગ્યો. જ્યાં એકને બે લાકડી મારી કે પેલું મડદું સુઈ ગયું, પેલો "વેપારી" તેની પાસે આવી જુએ છે તો મડદું માલમ પડયું. ત્યારે તો તે ગભરાઈ ગયો. અને તેના હોશ ઉડી ગયા, અને પસ્તાવા લાગ્યો, કે અરે ખુદા ! મને આ શું સુઝયું. મારો સેંકડો ગણો માલ બગડયો હોતતો સારૂં પણ આ માણસનો જાન જવાથી મને હવે ઘણુંજ ખમવું પડશે; જો રાજાના માણસો જાણશે તો મને ફાંસી દીધા વગર રહેશે નહીં. જરૂર હવે મારો કાળજ આવ્યો. જો અજવાળું થતાં પહેલાં આ મડદાને ઠેકાણે નહીં પાડું તો પછી જીવવાની આશા રાખવી એ ફોગટ છે. એમ વિચારી હિમ્મત રાખી પેલા મડદાને ઉચકયું. અને ખભે કરી ત્યાંથી લઈને ચાલ્યો. ત્યાંથી કેટલેક દુર ચૌટું હતું ત્યાં જઈ એક મોટા ખ્રિસ્તિ વેપારીની દુકાનના ઓટલા ઉપર તે મડદાને બેસારી ત્યાંથી પોતાના ઘર તરફ નાશી આવ્યો. આ વેપારી પોતાની દુકાનમાં સુતો હતો. તે પરોઢીએ ઉઠયો અને ઉંઘમાંને ઉંઘમાં પેલા મડદા ઉપર પડયો. તેથી પેલું મડદું ઓટલા નીચે પડી ગયું ત્યારે આ વેપારીએ ચોર ચોર કહીને બુમ પાડી એટલે આસપાસથી સિપાઈઓ દોડી આવ્યા અને જુએ છે. તો પેલા ચોરની જગ્યાએ મડદું હતું. સિપાઈઓ પેલા વેપારીને તેમજ પેલા મડદાને પકડી કોરટમાં લઈ ગયા.

પેલો ખ્રિસ્તી વેપારી મનમાં વિચાર કરવા લાગ્યો કે આ શું ! ઓટલા ઉપરથી આ માણસ નીચે પડી ગયો એટલામાં શું મરી જાય ? આ વાત નવાઈ જેવી છે. સિપાઈઓ તેને પકડી લઈ ગયા તે વખતે સવાર થયું હતું. કોરટમાં પ્રધાન પાસે કામ ચાલ્યું. પ્રધાને તે વેપારીને પુછ્યું કેમ તમે આ માણસને માર્યો. વેપારી બોલ્યો, ના, મેં એને મારી નાંખ્યો નથી પણ હું મારી દુકાનમાંથી નીકળીને આવતો હતો. અને ઉંઘમાંને ઉંઘમાં હું તેના ઉપર પડયો તેથી ઓટલા નીચે પડી ગયો, ત્યારે મેં ચોર ચોર કહીને બુમો પાડી એટલામાં આ સિપાઈઓ આવ્યા અને જોયું તો મડદું માલમ પડયું. પ્રધાન બોલ્યો. તમારા બોલવા ઉપરથી તે માણસને મારવાનો ગુનો તમારા ઉપર સાબિત થાય છે. માટે તમને ફાંસીની શિક્ષા કરવામાં આવે છે. એમ કહી આવતી કાલે ફાંસી દેવાનો હુકમ કરી તેને કેદમાં લઈ ગયા, અને ફાંસી તૈયાર કરવાને માણસો બેસાડયા.

બીજે દિવસે આખા શેહેરમાં ઢંઢેરો પીટાવ્યો. કે એક ખુંધા માણસને મારી નાંખવાના ગુના માટે એક ખ્રીસ્તી વેપારીને ફાંસી દેવામાં આવે છે. આ પ્રમાણે આખા શેહેરમાં ઉદ્ઘોષણા કરાવી, આ ઢંઢેરો સાંભળી પેલો દરજી દરજણ વિચાર કરવા લાગ્યાં કે આપણે તો તે મડદું વૈદને ત્યાં મુકી આવ્યાં હતાં, અને આ તો ખ્રિસ્તી વેપારીનું નામ સંભળાય છે. માટે તેનું શું કારણ હશે. તે કોઈ બીજો માણસતો નહીં હોય ! ચાલો આપણે ખાત્રી કરીએ.

તેવી રીતે પેલા હકીમે વિચાર્યું કે મેં તો તે મડદું આ બાદશાહના મોદીને ઘેર નાંખ્યું હતું અને ઢંઢેરામાં ખ્રીસ્તી વેપારીનું નામ લેવાય છે તો તે પણ ત્યાં આવ્યો, અને પેલો બાદશાહનો મોદીપણ જોવાસારૂ ત્યાં આવેલો છે તથા તેને ફાંસી દેવાની વખતે શેહેરનાં તમામ માણસો ત્યાં આવેલાં છે. જ્યારે

વખત થઇ ત્યારે ફાંસી ઉભી કરવામાં આવી અને પેલા વેપારીને તે ફંસી આગળ લાવી ઉભો કર્યો. થોડીવારમાં તો આખું શેહેર આ બનાવ જોવાને ભરાઈ ગયું. પેલા ખુંધાનું મડદુ સૌ માણસો દેખે તેવી રીતે ત્યાં ઉભું કરવામાં આવ્યું હતું.

પેલા વેપારીનાં સગાં વહાલાં પણ ત્યાં આવેલાં હતાં તે સઘળાં તેની છેવટની મુલાકાત લઇ ગયાં. તેનું સગું વહાલું ઘણું હતું, તે સૌની આંખમાંથી આંસુનો વરસાદ વરસતો હતો. આ જોઇ પેલો મોદી વિચાર કરવા લાગ્યો કે અરે પ્રભુ ખરો ખુનીતો હું છું. તો આ બિચારા નિરપરાધીને શા માટે ફાંસી દેવા દેવો જોઇએ ? કદાપી હું અહીંઆં તો મોતથી બચીશ પરંતુ કાંઈ અમર રહેવાનો નથી અને છેવટે મુઆ પછી પરમેશ્વરને ત્યાં આથી હજારો ગણી શિક્ષા મારે ખમવી પડશે, માટે તે બિચારા બીન ગુનેગારને છોડાવી મારેજ ફાંસી ચડવુ જોઇએ એવી રીતે વિચારી તે બધા લોકોને પોતાના હાથથી ખસેડી જગ્યા કરીને જોસભેર ત્યાંથી દોડી ફાંસી આગળ આવી ઉભો. અને પેલા ખ્રીસ્તી વેપારીના ગળામાંથી ફાંસો કાઢી નાખી કહેવા લાગ્યો કે, અરે પ્રધાનજી ! આ માણસને મારનારતો હુંજ છું કારણ કે તે માણસ મારા ઘરમાં ચોરી કરવાને આવ્યો હતો ત્યાં મેં તેને લાકડીઓ મારી તેથી તે મરી ગયો છે. પણ રાત્રે હું તેને તે વેપારીની દુકાન આગળ મુકી આવ્યો તેથી તે બિચારાનો કાંઇ વાંક નથી. અને હું ગુનેગાર છું માટે તે શિક્ષા મને થવી જોઇએ.

આ સાંભળી પ્રધાને વિચાર્યું કે ખરી વાત છે. પેલા વેપારીનો કાંઇ વાંક જણાતો નથી. સઘળો વાંક આ મોદીનો છે. અને તે તેના હાથે કબુલ કરે છે. માટે ચંડાળોને બોલાવી કહ્યું કે આ વેપારીના ગળામાંથી ફાંસો કાઢી નાંખી આ મોદીને ફાંસી ઉપર ચડાવી દો.

ત્યારે પેલો વૈદ દોડતો ત્યાં આવી કહેવા લાગ્યો કે અરે વજીર સાહેબ વાંક મારો છે. તે બિચારાનો કાંઇ નથી કારણ કે તે આજારી માણસ હતો અને મારે ઘેર તેને દવા કરાવવા સારૂ રાતની વખતે લાવેલા હતા, હું મેડા ઉપરથી નીચે ઉતરતાં પડી ગયો તે તેના ઉપરજ પડ્યો તેથી તે માણસ મરી ગયો છે માટે આ બે માણસોનો કાંઈ વાંક નથી. મેં તેને આ મોદીના છાપરા ઉપર ચડી દોરડે બાંધી તેના ચોકમાં ઉતાર્યો છે. તો વાંક સઘળો મારો છે. માટે આ બે માણસને છોડી દઇ મને તે શિક્ષા કરવી ઘટેછે ત્યારે વજીરે તેને ફાંસી ચઢાવવાનો હુકમ કર્યો, એટલામાં પેલો દરજી આવી બુમ મારવા લાગ્યો કે અરે સાહેબ આ સઘળા બીન ગુનેગાર છે. પણ ખરેખરો ગુનેગારતો હું છું. તો મારી વાત સાંભળી આ ત્રણે જણને છોડી દો અને મને ફાંસીએ ચડાવો પ્રધાન બોલ્યો તારી હકીકત સંભળાવ.

દરજી બોલ્યો કે સાહેબ. આ ખુંધો માણસ કાલરોજ મારી દુકાન આગળ આવી ગાવા બેઠો, તેનું ગાયન મને બહુ સારૂં લાગ્યું તેથી મેં તેને મારા ઘેર રાત્રે ગવરાવવા સારૂ લઈ જવાનો વિચાર કર્યો મેં તેને મારે ઘેર આવવાનું પૂછ્યું ત્યારે તેણે હા કહી, તેથી સાંજે હું તેને મારે ઘેર લઇ ગયો. મારી સ્ત્રીએ રસોઇ બનાવી અને અમે ત્રણે જણ ખાવા બેઠાં. તેવામાં ખાતાં ખાતાં તેના ગળામાં માછલીનો કાંટો વાગ્યો અને થોડી વારમાં તો તે મરી ગયો મેં વિચાર્યું કે હવે બાદશાહ જાણશે તો આપણને ફાંસી દેશે. તેથી અમો તે મડદુ લઈ આ વૈદને ઘેર ગયા. વૈદને ઉઠાડ્યા તેઓ ઉપરથી નીચે ઉતરતાં આ મડદા ઉપર પડ્યા એટલે અમો નાશી ગયા માટે આમાં બીજા કોઇનો વાંક નથી ફક્ત હુંજ ગુનેગાર છું.

આ સાંભળી વજીરે હુકમ કર્યો કે આ સઘળાઓને છોડી દઈ દરજીને ફાંસી દેવો તેવોજ હુકમ થતાં પેલા હકીમને નીચે ઉતારી દરજીને ફાંસી ઉપર ચડાવવામાં આવ્યો અને તેના ગળામાં ફાંસો ભરાવ્યો.

હવે જે ખુંધા માણસનું આ મડદું છે. તે માણસ ખાસ બાદશાહની પાસે હમેશનો રહેનારો મશ્કરો છે. અને બાદશાહને તેના વગર એક ઘડી પણ ચાલતું નથી, તેથી જ્યારે તે એક દિવસ બાદશાહ પાસે ન ગયો ત્યારે બાદશાહે તેની તપાસ કરવા માણસો મોકલ્યાં. તપાસ કરતાં માલમ પડયું કે તેતો દારૂ પીને તેની કેફમાં બહાર નીકળી ગયો છે. બાદશાહે તેની ફરીને તપાસ કરાવી તો માલમ પડયું કે તે માણસતો મરી ગયો છે. અને તેના આરોપ માટે ચાર જણને ઉભા કરવામાં આવ્યા છે અને છેવટે એક દરજીને ગુનેગાર ઠરાવી તેને ફાંસી ઉપર ચડાવ્યો છે.

આ સાંભળી બાદશાહે એક અમલદારને દોડતો મોકલ્યો અને હુકમ કર્યો કે તે આરોપી તથા ખુંધાના મડદાને અહીં લાવવાં કોઈને ફાંસી દેવી નહીં.

હવે અહીંઆં દરજીના ગળામાં ફાંસો નાંખી નીચેથી પાટીઉં ખેંચી લેવાની તૈયારી હતી. એટલામાં પેલો બાદશાહનો મોકલેલો માણસ બુમો મારી કહેવા લાગ્યો કે સબુર કરો, સબુર કરો !!! તે સાંભળી પ્રધાને વિચાર્યું કે આ વળી કોઇ બીજો ગુનેગાર આવે છે. તેથી દરજીના ગળામાંથી ફાંસો કાઢી નાંખ્યો. પછી પેલો માણસ પ્રધાનને કહેવા લાગ્યો, કે બાદશાહ આપને, આ સઘળા આરોપીઓને તથા આ ખુંધાના મડદાને સાથે લઇ પોતા પાસે તેડાવે છે.

આ સાંભળી પ્રધાન તે સર્વને લઇ બાદશાહ પાસે ગયો, અને સઘળી વાતથી પ્રધાને બાદશાહને વાકેફ કર્યો. બાદશાહ ન્યાયી હતો તેથી તે બોલ્યો કે પ્રધાન ! ન્યાય કરવામાં તમારી કસુર થઇ છે. કારણ કે આ ખુંધા માણસનાં ગળામાં ખાતાં ખાતાં માછલીનો કાંટો લાગ્યો, અને તેથી તે મરી ગયો; આમાં તમો એ દરજીને ગુનેગાર શી રીતે ઠરાવ્યો ? કારણ કે તે દરજીનો ઇરાદો તે ખુંધાને મારવાનો નહોતો. કારણ કે તે બિચારો તો ઉલટો ની પરોણાગત કરતો હતો. માટે તેમાં દરજીનો વાંક કહેવાય નહીં પરંતુ તેમાં તો ઉલટો ખુંધો ગુનેગાર છે. કારણ કે તે દિવસે તો તે દારૂપીને છાકટો બની બહાર નીકળી ગયો હતો, તેથી તેને પોતાનું બાન નહોતું.

પછી રાજાએ પેલા ચારે આરોપીઓને કહ્યું કે જો તમો આથી નવાઈ જેવી કોઈ વાત મને સંભળાવો તો હું તમારી ઉપર કાંઇક મહેરબાની કરૂં. ત્યારે પેલો ખ્રિસ્તી વેપારી બોલ્યો નેક નામદાર હું આથી ઘણીજ સરસ વાત આપને સંભળાવું. તે જો તમને મારા કહેવા પ્રમાણે ઘણી નવાઇ જેવી લાગે તો મને માફી આપજો, નહીં તો આપની નજરમાં આવે તેવી શિક્ષા કરજો, બાદશાહ બોલ્યો, ત્યારે તારી વાત શરૂ કર, એટલે તે વેપારીએ પોતાની વાર્ત્તા શરૂ કરી.

# ખ્રિસ્તી વેપારીએ કહેલી વાર્ત્તા.

પેલો ખ્રીસ્તી વેપારી બોલ્યો. નામદાર બાદશાહ ! મારી જન્મ ભૂમિ મિસર દેશના કેરો શેહેરમાં છે. મારો તેમજ મારા બાપદાદાનો ધર્મ ખ્રીસ્તિ છે. મારા બાપનો પૈસો સાધારણ હતો. તે મરતી વખત મને સોંપી ગયો હતો. મારો બાપ દલાલીનો ધંધો કરતો, અને તેમાંથી પોતાનું ગુજરાન નભાવી શકતો, મારા બાપના મુઆ પછી હું ણ તે ધંધો કરવા લાગ્યો, કેરો શેહેરમાં દલાલોને વેપાર કરવા ઉભા રહેવાની જગ્યા મુકરર કરવામાં ાવેલી હતી. અને તે જગ્યાએ બધા દલાલો વખતસર આવીને હાજર થતા જે કોઈને માલ વેચવો લેવો હોય તે ત્યાં આવી દલાલની મારફત વેપાર કરે. આવી રીતનો રિવાજ હતો હું પણ બધા દલાલોની માફક હમેશાં તે જગ્યા ઉપર જઇને ઉભો રહેતો.

એક દિવસ હું ત્યાં બધા વેપારીઓથી વેગળો ઉભો રહ્યો હતો, તેવામાં એક વેપારી મારી પાસે આવ્યો. તે વેપારીનો ઠાઠ સારો હતો. અને પૈસાવાળો હોય તેમ જણાતો હતો. તે મને કહેવા લાગ્યો કે મારે તલ વેચવાના છે. તે શા ભાવથી ખપશે. મેં તેને કહ્યું કે મને નમુનો બતાવો. ત્યારે તેણે પોતાની પાસેથી તલ કાઢી નમુનો બતાવ્યો. મેં તેને તલ જોઇને કહ્યું કે આ તલના એક મણના પાંચ રૂપીઆ ઉપજશે. ત્યારે તેણે કહ્યું કે મારી પાસે ત્રણ હજાર મણ તલ છે. તેટલા હું તને આપું છું. મારી વખાર આ શેહેરમાં પૂર્વ દિશાના દરવાજા આગળ છે. ત્યાં તું આજે બપોરના બાર વાગતાં આવજે એટલે હું ભરાવી દઇશ. એમ કહી તે નક્કી કરી પોતાના મુકામ ઉપર ગયો.

તેના ગયા પછી તે તલનું ઘરાક કરવા સારૂ નમુનો લઇ બીજા દલાલો પાસે ગયો. ત્યારે તેમણે કહ્યું કે આ તલનો ભાવ એક મણના સાડાપાંચ રૂપીઆ ઉપજશે, ત્યારે મેં તે તલ સાડાપાંચ રૂપીએ

મણના ભાવથી આપવાનું સાટું કર્યું. અને તેના બતાવેલા ટાઇમે બાર વાગે ગયો. અને સઘળા તબ ત્યાંથી ભરાવી જે વેપારીઓને મેં આપ્યા હતા, તેને ત્યાં મોકલાવ્યા. અને રૂપીઆ સાડાસોળ હજાર ગણી લીધા. તેમાંથી મારા નફાના દોઢ હજાર કાઢી બાકીના તેને આપવા સારૂ રાખી મુકયા. પછી જ્યારે તે વેપારી મારી પાસે આવ્યો. ત્યારે મેં તેને પંદર હજાર રૂપીઆ આપવા માંડયા ત્યારે તે બોલ્યો કે હમણાં તમારા ઘરમાં રહેવાદો. હું થોડા દિવસ પછી લઈ જઇશ પછી મેં તેને કહ્યું કે ભાઇ આ જોખમ મારે ત્યાં શા માટે રહેવા દો છો. માટે લઇ જાય તો મોટી મેહેરબાની ત્યારે પેલો વેપારી બોલ્યો કે ભાઇ હમણાં મારે બહાર ગામ જવું છે માટે થોડા દિવસ પછી આવીશ. ત્યારે લઇ જઇશ. એમ કહી તે ત્યાંથી ગયો મેં તે રૂપીઆ બરાબર કબજાથી ત્રીજોરીમાં રાખી મુકયા. પછી મેં તેને જમવાનું કહ્યું પરંતુ તે બોલ્યો કે મારાથી તેટલીવાર સુધી ટકી શકાય તેમ નથી. એમ કહી તે ચાલતો થયો.

મેં તે રૂપીઆ રાખી મુકવાનું દુરસ્ત ધાર્યું કારણ કે કદી હું વેપારમાં રોકું. અને ઓચિંતો તે આવી રૂપીઆ માગે તો એકદમ કયાંથી લાવીને આપવા, એમ ધારી પંદર હજાર રૂપીઆની પંદર કોથળીઓ ભરી ત્રીજારીમાં મુકયા. ત્યાર પછી પંદર દિવસે પેલો વેપારી પાછો મારી પાસે આવી કહેવા લાગ્યો કે આજે હું રૂપીઆ લઇશ. માટે તૈયાર રાખજો મેં તેને કહ્યું કે તૈયાર છે. જે વખતે આવો તે વખત ગણી લ્યો.

પછી તેણે કહ્યું હું આવું છું પછી મેં તેને જમવાનું કહ્યું પણ તે ત્યાં લગાર પણ ઉભો નહીં રહેતાં ચાલતો થયો મેં ઘણીવાર સુધી તેના આવવાની વાટ જોઈ પણ કોઈ આવ્યું નહીં, મારા મનથી હું વિચાર કરવા લાગ્યો કે આ વેપારી આમ શા માટે કરતો હશે. તે મારી પરીક્ષા કરતો હશે. અથવા તેના મનમાં કાંઇ જૂદો વિચાર હશે એવા વિચારથી મેં તે રૂપીઆ બરાબર સાચવી રાખ્યા.

વળી પાછો પેલો વેપારી ચાર મહીના રહીને આવ્યો અને કહેવા લાગ્યો આજ મારે રૂપીઆ જોઇશે. મેં તેનો હાથ પકડી બેસાર્યો. અને પંદર હજારની થેલીઓ કાઢી તેના મોં આગળ મુકી ત્યારે ત બોલ્યો કે હમણાં હું લઇ જતો નથી પણ કાલે આવીશ; ત્યારે મં તેને કહ્યું કે ભાઇ આવી રીતે તમો મારે માથે જોખમ નાખી ચાલ્યા જાઓ છો પણ તે ઠીક નહીં તમારે બીજા કોઇને ત્યાં ભરાવવા હોય તો મને હુકમ કરો હું તેને ત્યાં જઈ ભરી આવું ત્યારે તે બોલ્યો કે મારે બીજા કોઇને ત્યાં ભરાવવાના નથી જો બીજા કોઇને ત્યાં ભરાવવા હોય તો તેના કરતાં તમારે ઘેર રાખવામાં શો અણભરોસો છે. માટે તમારા ઘેર રહેવાદો અને મારે જ્યારે જોઇશે ત્યારે લેઈ જઇશ પછી મેં તેને મારે ઘેર જમવાનો આગ્રહ કર્યો તે બોલ્યો ના હું જમવા નહીં બેસું મેં કહ્યું આજ તમને જમાડયા વગર સેંકડો ઉપાયે જવા દેનાર નથી, જ્યારે મેં તેને બહુ આગ્રહ કર્યો ત્યારે તેણે જમવાની હા કહી, પછી મેં તેને મારી પાસે બેસાર્યો કેટલીકવાર સુધી અમોએ વાતચીત કરી, મારા સ્વભાવથી તે બહુ ખુશી થયો. અને મારા ઉપર તેનો ભરોસો સજ્જડ બેઠો. પછી તે થાકેલો હોવાથી મેં તેને નાહવા સારૂ પાણી મુકાવ્યું. પાણી તૈયાર થયું એટલે મેં તેને નાહવાનું કહ્યું તે વખતે તે ઘણો દિલગીર થયો. અને કહ્યું કે ભાઇ માહારાથી નાહી શકાય તેમ નથી ત્યારે મેં તેનું કારણ પૂછ્યું પછી તેણે પોતાનાં લુગડાં કાઢયાં તો મેં તેનો જમણો હાથ કપાઇ ગયેલો દીઠો મેં તેનું કારણ પૂછ્યું ત્યારે તે બોલ્યો કે જમ્યા પછી હું તમને કહીશ. પછી તેને એક નોકર પાસે નહવરાવી અમો બન્ને જણ જમવા બેઠા જમતી વખતે તે ડાબા હાથે ખાતો હતો. અમો બન્ને જમી રહ્યા પછી એક કોચ ઉપર બેઠા, પછી તેણે પોતાની હકીકત કહેવા માંડી.

હું બગદાદ શેહેરનો રહેવાસી છું મારો બાપ મોટો વેપારી હતો. અને ઘણા દેશાવર તેની દુકાનો ચાલતી. હું નાનો હતો ત્યાં સુધી મને વેપારની કાંઇ ગમ નહોતી ભણીગણીને જ્યારે મોટો થયો ત્યારે મારો બાપ તેના ધંધામાં મને સાથે ફેરવવા લાગ્યો અને થોડા દિવસમાં હું માહિતગાર થયો. બગદાદ શેહેરમાં દેશદેશના વેપારી આવતા. અને તે સઘળા કેરો શેહેરનાં વખાણ કરતાં ત્યાં વેપાર ઘણો સારો ચાલે છે. આવી વાતો સાંભળી મને કેટલોક માલ લઇ કેરો જવાની ઇચ્છા થઇ, પરંતુ મને નાની

ઉમરનો જાણી તથા થોડો અનુભવી જાણી કેરો જવાની રજા આપી નહીં. પરંતુ જ્યારે તે મરી ગયો. ત્યારે હું જુદી જુદી જાતનો ઘણો માલ ભરી કેરો આવવા નીકળ્યો, મારી સાથે કેટલાક નોકર ચાકરો તથા રસોઇયા મેં લીધા હતા.

કેરો શેહેરમાં મારે કોઇની ઓળખાણ નહોતી તેથી એક ધર્મશાળામાં મારો મુકામ કર્યો અને માલ ભરવા સારૂ એક વખાર ભાડે લઈ તેમાં સઘળો માલ નંખાવ્યો પછી તે દરેક માલના નમુના લઈ હું બજારમાં વેચવા સારૂ ગયો. ત્યારે તે લોકોએ તે માલ ઘણે ઓછે ભાવે માગ્યો તે એટલો ઓછો હતો કે મને મુડીમાં પણ ખોટ જવા લાગી ત્યારે મેં તેમને કહ્યું કે તમો જે ભાવે માગોછો. તે ભાવ તો મારી પડતર કીંમત કરતાં ઓછો છે. ત્યારે તેમણે કહ્યું કે જો તમારે બરાબર પૈસા ઉપજાવવા હોય, તો દરેક વેપારીને ત્યાં તમારો માલ મુકો અને અઠવાડીઆંમાં બે વખત અહીંઆં દરેક માલની હરાજી થાય છે. તેમ તમારો માલ ખપશે. તેટલા પૈસા તમોને આપીશું એમ કેટલાક દિવસમાં તમારા માલનો ખુલાસો થઈ જશે.

પછી મેં તે લોકોના કહેવા પ્રમાણે મારો માલ દરેક વેપારીની દુકાને થોડો થોડો મુકયો. દર અઠવાડીઆમાં સોમવારે તથા ગુરૂવારે જાહેર લીલામ થતું તે વખતે હું ત્યાં જઇ ઉભો રહેતો અને જે પૈસા ઉપજે તે તેમની પાસેથી લઇ લેતો. આવી રીતે અઠવાડીઆમાં બે દિવસ સિવાય બાકીના દિવસોમાં હું કેરો શેહેર જોતો અને ફરતો.

મારા બાપના નામથી સૌ જાણીતા હતા અને સરકારમાં પણ તેની આબરૂ સારી હતી. પરંતુ હું અજાણ્યો તેથી જેમ જેમ શેહેરમાં મારૂં ઓળખાણ થતું ગયું તેમ તેમ મને ઘણા માણસો તરફથી આમંત્રણ થતાં હું શેહેરમાં જ્યારે ફરવા જતો ત્યારે મારી સાથે કેટલાક સરકારી માણસોને રાખતો પરંતુ હું જમવાનું તથા બેસવા ઉઠવાનું મારા મુકામપર રાખતો એમ કરતાં કરતાં કેટલાક દિવસ નીકળી ગયા.

આવી રીતે ફરતાં ફરતાં મને શેહેરમાં સારાસારા માણસો સાથે ઓળખાણ થઇ. હું જ્યારે બજારમાં ફરવા નીકળું ત્યારે સારા સારા માણસો મને બોલાવવા લાગ્યા, દરેક મોટા મોટા વેપારીઓ મને આબરૂદાર ગણવા લાગ્યા.

એક દિવસ હું એક વેપારીની દુકાને બેઠો હતો તે વેપારીને ત્યાં જરિયાન તથા બીજો ઘણો ઉંચો સામાન રાખવામાં આવતો હતો હું તેની સાથે દુકાન સંબંધી વાત કરતો હતો, એવામાં કોઇ સ્ત્રી તેની દુકાને આવી; તે સ્ત્રીના મોં ઉપર બુરખો નાંખેલો હતો ફક્ત તેના પગ તથા હાથના પોંચા દેખાતા હતા તે એવા નાજુક કોમળ અને સ્વરૂપવાન હતા કે હું અજાયબ થઈ ગયો. અને ત્યાંથી નજર ફેરવવાને શક્તિમાન થયો નહી તે સ્ત્રીએ આવીને તે વેપારીને કહ્યું શેઠ તમારી દુકાને સારામાં સારૂ પોશાક બનાવવાને માટે લુગડું હોયતો બતાવો, ત્યારે તેણે એક સરસ રેશમી જરિયાનનો તાકો કાઢીને બતાવ્યો આ તાકો પસંદ કર્યો અને કિમત પૂછી તેની કિમત આઠસો રૂપીઆની બતાવી આટલી કિમત તે સ્ત્રીને કાંઇ વધારે લાગી નહીં.

પછી તેણે તે વેપારીને કહ્યું કે આ રૂપીઆ તમે મારા નામે લખી લો હું તમને કાલે મોકલી દઇશ પેલા વેપારીએ કહ્યું કે બાઇ! મારે આજ પૈસાની ઘણી જરૂર છે માટે ઉધારે આપી શકાશે નહી! તે પૈસા મારે આ માણસને આપવાના. છે. માટે તમારા પૈસા જો આ શેઠ કબુલી લે તો હું તમને આપવાને ખુશી છું ત્યારે તે સ્ત્રી બોલી કે ને માણસ મને ઓળખ્યા સિવાય કેવી રીતે મારે નામે લખે? જ્યારે તમો ઓળખતાં છતાં પણ ઉધારે આપવા ના પાડો છો. તો હવે તેને મારા નામે લખતાં વિશ્વાસ કેવી રીતે આવે માટે લો આ તમારો માલ પાછો મારે જોઇતો નથી.

આમ કહી તે તાકો તેણે પાછો ફેંકી દીધો અને બીજા વેપારીની દુકાને ચાલી. જ્યારે તે સ્ત્રી પુરૂષ વચ્ચે આવી રીતે તકરાર ચાલતી હતી, તે વખતે હું તો તે સ્ત્રી ઉપર મોહિતજ થઈ ગયો હતો ફક્ત મેં તેની આંખજ દીઠી હતી અને હાથ પગનો કેટલોક ભાગ દીઠો હતો, તે ઉપરથી મારો જીવ મારે કબજે રહી શક્યો નહીં, મારી છાતી ધડકવા લાગી, શરીર થરથર ધ્રૂજવા લાગ્યું અને મારા મુખનો

ચેહેરો એવો થઈ ગયો કે પેલા વેપારીને પણ શક પડયો. તે વેપારીને મેં પુછયું કે તે સ્ત્રી કોણ છે? ત્યારે તે બોલ્યો કે તે આ શેહેરના એક મોટા લક્ષાધિપતિની છોકરી છે. તેના બાપે પોતાની સઘળી મિલકત તેને સોંપી છે.

હું તે સ્ત્રી ઉપર આશક થએલો હતો તેથી તથા તેને પૈસાવાળાની છોકરી જાણીને તેની પાછળ ગયો અને કહેવા લાગ્યો કે હે સ્ત્રી ! તમો જ્યારે તમારી સાથે પૈસા નથી લાવ્યાં અને તે વેપારી તમને ઉધારે આપવાની ના કહે છે, તો ચાલો હું તમને જેટલા જોઇએ તેટલા પૈસા આપું છું. ત્યારે તે બોલી કે મેહેરબાન તમોને કેમ વિશ્વાસ આવશે. મેં કહ્યું તમે એ શું બોલો છો ? તમારી વાણી તથા તમારૂં ભાગ્ય એવું છે કે, તમોને અહીં તો શું પણ કોઈ અજાણ્યા મુલકમાં જોઇએ, તો પણ હજારો રૂપીઆ નામે લખતાં વિલંબ કરે નહીં, તે વેપારી મૂર્ખ છે કે તમારા જેવી સ્ત્રીને તે ઉધારે આપતો નથી. માટે તમો ખુશીથી ચાલો અને હું તમને જેટલો માલ જોઇએ તેટલો અપાવું છું. આ પ્રમાણે કહી તે સ્ત્રીને હું પાછી લાવ્યો.

પછી પેલા વેપારીને મેં કહ્યું કે તમો એ બાઇને જેટલો માલ લેવો હોય તેટલો આપો હું તેની વતી સઘળા રૂપીઆ આપું છું. પછી પેલા વેપારી પાસેથી તે બાઇએ સઘળો મળી બે હજાર રૂપીઆનો સામાન લીધો અને ત્યાંથી ચાલી જતી વખતે મને કહ્યું કે શેઠ કાલે બાર વાગતાં જો તમો અહીં મળો તો રૂપીઆ મોકલાવું, નહીં તો તમો જે ઠેકાણે કહો તે ઠેકાણે મોકલાવું. પછી મેં કહ્યું કે કાલે હું આજ દુકાન ઉપર મળીશ. પછી તેણે કહ્યું બહુ સારૂ એમ કહી ચાલતી થઇ.

હું બીજે દીવસે વખતસર તે દુકાન ઉપર આવી બેઠો; તેટલામાં બે મજુરને માથે રૂપીઆની થેલીઓ મુકાવીને તથા પોતાની સાથે એક દાસીને લઇને ત્યાં આવી, તે વખતે તેણે એવો પોશાક પેહેર્યો હતો કે તેનું વર્ણન મારાથી કરી શકાતું નથી.

તેણે થેલીઓ લાવીને વેપારીની દુકાને મુકી અને મારી રૂબરૂમાં તેણે રૂપીઆ ગણી આપ્યા. વેપારીએ રૂપીઆ દુકાનમાં મુકયા. અને કાંઇ કામ સારૂ તરતજ તે બીજા કોઇની દુકાને ગયો, તે વખતે પેલી સ્ત્રીએ મને કહ્યું કે તમોએ મારા ઉપર જે ઉપકાર કર્યો, તેનો બદલો કેવી રીતે મારે વાળવો તેનો કાંઇ સુઝ પડતી નથી મેં કહ્યું હે ખુબસુરત બાનુ ! તેનો બદલો મારે કાંઇ જોઇતો નથી. પરંતુ તમારા ખુબસુરત મોંનો ચેહેરો મને બતાવો, પેલા સ્ત્રીએ તરતજ પોતાના બુરખો મોં ઉપરથી ઉંચો કરી તેનું મુખ મને બતાવ્યું, તેનું મોં જોતાં તરતજ મારી આંખો મીચાઇ ગઇ અને બેશુદ્ધ થઇ ગયો. શરીરના સર્વ અંગમાં કામદેવ વ્યાપી ગયો, થોડીવારમાં મારૂં ચિત્ત ઠેકાણે રાખી કહેવા લાગ્યો કે હે બાનુ ! આ રૂપીઆ તમે પાછા લઇ જાઓ તમારા રૂપ આગળ આ રૂપીઆ એક તણખલા સમાન છે, મારો અભિપ્રાય (ઇચ્છા) તે સમજી ગઇ. એટલામાં પેલો વેપારી આવી પહોંચ્યો, અને તે સ્ત્રી જાણે ગુસ્સે થઇ હોય તેવો ડોળ કરી ચાલી ગઇ. જ્યારે તે ત્યાંથી ચાલી તે વખતે મારા હૃદયમાં મોટો ઘા વાગ્યો, અને હું એવો નિરાશ થઇ ગયો કે મારામાં બોલવાની પણ હિમ્મત રહી નહીં. તેના ગયા પછી હું ઉઠીને ચાલ્યો. મારા પગ પાણી પાણી જેવા થઈ ગયા. તે સ્ત્રી મારા હૃદયમાં આવી બેઠી અને મારૂં કાળજું ચીરી નાખવા લાગી. તે વખતે હું તે સ્ત્રીનો ગુલામ હોઉં તેવો થઇ ગયો. પરંતુ હવે તે કયાં મળે અને તેનું મોં શી રીતે જોઇ શકાય તેનો વિચાર કરવા લાગ્યો. વળી મનમાં કહેવા લાગ્યો અરે તે સ્ત્રીની શી આશા ! જે સ્ત્રી મારા ઉપર ગુસ્સે થઇ ચાલી ગઈ, તેના ઉપર જેટલું મારૂં લોહી બાળી નાંખું અને ચિંતા કરૂં, તે નકામી છે. અહો ! કામદેવ તને ધિક્કાર છે ! જે સાણમ રણમાં હજારો માણસને જીતે છે ! જે પુરૂષ સિંહ તથા હાથીઓને તૃણ સમાન ગણે છે, જે પુરૂષ બહાર નીકળે છે ત્યારે હજારો લોકો નમન કરે છે, જેનાથી દેવતાઓ પણ ડરે છે. તેવા પુરૂષો તારાથી હારી જઇ નીચમાં નીચ અને નિર્બળમાં નિર્બળ સ્ત્રીને વશ થઈ જાય છે. તારી કેટલી પ્રબળતા ! જો દુનિઆમાં તું ન હોત તો કોઇ માણસને પાપનો અનુબંધ થાત નહીં, સર્વ દુનિઆ તારે વશ છે.

આવી રીતે વિચાર કરતો કરતો ચાલ્યો જાઉં છું, તેવામાં એક સ્ત્રી આવી મને કહેવા લાગી કે અરે મુસાફર જરા મારા ઉપર મેહેરબાની કરી મારી સાથે આવશો ? મારે તમારૂં કાંઇ કામ છે. હવે મારૂં ચિત્ત પેલી સ્ત્રીની પાછળ લાગેલું હતુ તેથી મેં તેની સાથે જવા ના પાડી. ત્યારે તે બોલી કે હું તમને વધારે વાર રોકીશ નહીં. તમો ચિંતાતુર દેખાઓ છો પણ હું તમારી ચિંતા ટાળવાને મદદ કરીશ માટે જો તમો મારી સાથે આવશો તો હું ઉપકાર માનીશ.

મને કાંઈક દિલાસો મળવાથી હું તેની પાછળ ચાલ્યો, મને તે સ્ત્રી એક ગલીમાં લઇ ગઇ ત્યાં આગળ કોઇ માણસની ઝાઝી આવ જા નહોતી તે ઠેકાણે એક ઓટલા ઉપર એક સ્ત્રી બેઠેલી હતી તેની પાસે મને લઇ ગઇ. હું જ્યારે તેની પાસે ગયો, ત્યારે તે બોલી કે તમો ચિંતા શા માટે કરો છો. હું તમારો વિચાર સમજી ગઇ છું. જેવો તમારો વિચાર છે તેવોજ મારો છે. તમારો દેખાવ જોઇ હું તરત સમજી ગઇ હતી. પરંતુ તે વેપારીની દુકાને વાત કરવી મને ઠીક લાગી નહીં. તેથી હું ત્યાંથી ઉઠી ચાલતી થઇ પરંતુ મારી દાસીને તમોને મારી પાસે તેડી લાવવા સારૂ તમારી પછાડી મોકલી.

આ સાંભળતાં મને માલમ પડ્યું કે જે સ્ત્રીની ઇચ્છા તથા ચિંતવન હું કરૂં છું, તેજ સ્ત્રી મારી સાથે આવી રીતે બોલે છે, ત્યારે તો મને એટલો હર્ષ થયો કે હું તે કેવી રીતે અહીં કહી શકું. તેનું વર્ણન કરવાને મારી પાસે પુરતા શબ્દ પણ નથી.

મેં કહ્યું અરે ખુબસુરત બાનુ ! હું એમ જાણતો હતો કે તમો મારા ઉપર ગુસ્સે થઇ ચાલ્યાં ગયાં છો, અને તેથી મને એટલું દુઃખ થતું હતું કે, જો હું તેવીને તેવી અવસ્થામાં રહ્યો હોત તો બીજો દિવસ દેખી શકવાનો નહોતો. ખરેખર તમોએ મારૂં ચિત્ત હરણ કરી લીધું છે. હું આ દુનિઆમાં ફક્ત તમનેજ દેખું છું, તમારી મરજી એજ મારૂં જીવન છે. તમારે સુખે સુખી છું. અને તમારે દુઃખે દુઃખી છું, તમારી મરજી સાચવવામાં મારા જીવની પણ મને દરકાર નથી.

આ સાંભળી તે સ્ત્રી બોલી. હે મહાભાગ્ય ! તમો જે શબ્દ બોલો છો તે સઘળા અમલિન છે, જે તમો બોલો છો તે સઘળું મારે બોલવા લાયક છે, અને તમે જેવા અંતઃકરણથી મને ચાહો છો તે કરતાં હજારગણા પ્યારથી હું તમને ચાહું છું. મેં તમને જ્યારના દીઠા છે. ત્યારથી હું તમારૂંજ સ્મરણ કરૂં છું માટે તમારે કાંઇ પણ ફિકર કરવી નહી. આ તનમન સઘળું તમારૂંજ છે, હું તમારી દાસી છું, અને તમને મારા ખાવિંદજ ગણું છું હવે તમારે કાંઇ સંદેહ હોય તો કહો

મેં કહ્યું પ્યારી અત્યારે આ ઠેકાણે વધારે વાત કરવાનો સમય નથી, માટે તમારૂં ઠામ ઠેકાણું ચોક્સ બતાવો અને ત્યાં આવવા અડચણ ન હોય તો હું ત્યાં આવું કારણ કે હું આ શેહેરનો રહેવાસી નથી. મારો મુકામ મેં ધર્મશાળામાં રાખેલો છે.

પછી તે સ્ત્રીએ કહ્યું તમો મારે ત્યાં રાતની વખતે હમેશાં આવજો, એમ કહી તેણે મને પોતાનું ઠામઠેકાણું કહ્યું અને ત્યાંથી ચાલી ગઇ. હું મારા મુકામે ગયો. આ વખતે દિવસના બે વાગવાનો વખત થયો હતો, તે પછી સાંઝ પાડવી મને એટલી મુશ્કેલ થઇ પડી કે જાણે કેટલાંક વર્ષ વીતી ગયાં હોય તેમ થયું. મને બીલકુલ ખાવાનું ભાવ્યું નહીં, અને રાતના આઠ વાગતાં તેના બતાવેલા મુકામે હું ગયો. દરવાજો બંધ હતા તેથી મેં બારણું ઠોક્યું એટલે એક દાસીએ આવી બારણું ઉઘાડ્યું. આગળ જતાં બીજે દરવાજે આવ્યો. તે ઉઘાડો હતો, ત્યાં આગળ જે દાસી દિવસે મને રસ્તામાંથી બોલાવી ગઇ હતી તે ત્યાં બેઠી હતી, તેણે મારો સારી રીતે આદર સત્કાર કર્યો. અને બારણું બંધ કરી મને અંદર લઇ ગઇ.

અંદર ગયો ત્યારે પેલી સ્ત્રી કોઈ અપ્સરાના જેવો જરિયાનનો પોશાક પેહેરી બેઠી હતી. તેનું મોં, તેનો પોશાક તથા અંદરની રોશની સઘળું એકાકાર થઇ ગયું હતું, તેનું મોં આ વખતે એવું તેજ મારતું હતું કે દિવસે મેં જે રૂપ જોયું હતું તે તો રાતના રૂપ આગળ એક લેશ માત્ર પણ નહોતું, હું આ વખતે મારી આંખને ઘણી હિમ્મતથી કબજે રાખવા લાગ્યો કે રખેને મૂર્છા આવી જાય ! પણ એટલામાં તે એકદમ ઉઠી મને ભેટી પડી. તેણે મને એક સોનેરી કોચ ઉપર બેસાડ્યો, ખાવાનું તૈયાર હતું તે અમો બન્ને જણે જોડે બેશીને ખાધું. ખાઈ રહ્યા પછી કેટલીકવાર વાતચિત કરી. એટલે રાતના દશ

વાગવાનો સુમાર થયો. ત્યારે તેણે સારાં વાજીંત્ર મંગાવી ગાયન ચાલતું કર્યું, તેના મધુર રાગ તથા ગાવાની હોંશિઆરી આગળ ગાંધર્વો અને અપ્સરાઓ પણ પોતાનું માન મુકી દે, હું તો તે વખતને મારી આખી જીંદગીનો ખરેખર સુખનો માનવા લાગ્યો. અને વળી મનમાં એમ પણ વેહેમ આવવા લાગ્યો કે મારા લાયક આ સુખ ક્યાંથી ? અને ઘણી મુદત સુધી ટકી શકશે કે નહીં. તેના ગાઈ રહ્યા પછી મેં પણ થોડીવાર ગાયન કર્યું. ત્યાર પછી આખી રાત અમોએ મોજમજ્જનમાં કાઢી તે સ્ત્રીનો પ્યાર જોઇ હું છક થઇ ગયો.

સવાર થતાં પાંચ વાગતાને સુમારે હું ત્યાંથી ચાલી નીકળ્યો, તે વખતે તે મને કહેવા લાગી. હે ખાવિંદ ! હવે તમો રોજ અહીં આવજો અને કાંઇ ચિંતા રાખશો નહીં. જે દિવસે તમો નહીં આવો તે દિવસે મને કલ્પાંત થશે કદાપિ કોઈ દિવસ ન આવી શકાય તો મને ખબર આપવી, પણ બનતા સુધી આવ્યા સિવાય રહેવું નહીં. મેં કહ્યું પ્યારી ! હું તને મારો જીવ સમજુ છું. તને કાંઇ પણ ઉદાસ દેખું તો મારો જીવ ઘણોજ દુઃખી થાય છે. ટુંકામાં એટલુંજ કે મારૂં જીવન સઘળું તારાજ હાથમાં છે.

એમ કહી મેં મારી પાસેથી સો મોહોરો તેની ગાદી તળે મુકી, તેણે કહ્યું ખાવિંદ ! આ શું કરવાને, મારે કાંઇ ખોટ નથી. મેં કહ્યું કે એમાં શી વિસાત છે ? એમ કહી હું ત્યાંથી ચાલ્યો અને મારા મુકામપર આવ્યો. આવી રીતે પાછી સાંજ પડી ત્યારે મેં એક ગાડીવાળાને બોલાવ્યો. અને તેની સાથે હમેશાં તે સ્ત્રીને ઘેર જવા માટે તેની સાથે નક્કી ઠરાવ કર્યો, તેને રિવાજ કરતાં બમણા પૈસા ભાડાના આપવાના કર્યા. તેથી તે પણ ખુશી થયો. તેની સાથે મેં તેને એટલું પણ કહ્યું કે તારે આ વાત કોઇને કહેવી નહીં. જો આ કરાર તું બરાબર પાળીશ તો તને કાંઇ ઇનામ પણ આપીશ.

બીજે દિવસે હું તેને ત્યાં ગયો. ત્યારે આગલા દિવસની માફક અમોએ સર્વ સુખ ભોગવ્યું પરંતુ મેં વિચાર્યું કે આખી રાત અહીં પડી રહેવું તે ઠીક નહીં. કારણ કે કોઇ પણ વાતનો અતિશય કેડો લેવો નહીં. મૂર્ખ માણસો હોય તે ભવિષ્યનો વિચાર નહીં કરતાં કોઇ પણ દુર્વ્યસનને અતિશય વળગી રહે છે અને છેવટે દુઃખી થાય છે.

એમ વિચારી મેં તેને કહ્યું કે હે સ્ત્રી ! મને આખી રાત અહીં રહેવું દુરસ્ત લાગતું નથી. કારણ કે તેમ કરવાથી આપણી વાત કદી જાહેર પડી જશે માટે તું મને અત્યારે જવાદે અને હમેશાં આપણુ તે પ્રમાણે વર્તીશું, ત્યારે તે બોલી ભલે તમારી ઇચ્છા એવી છે તો એમ કરીશું. પછી મેં બીજે દિવસે પણ સો મોહોરો તેને આપી, અને મારે મુકામે આવ્યો.

આવી રીતે હમેશાં હું તેને ત્યાં જવા લાગ્યો. અને રોજ સો મોહોરો મુકી આવવા લાગ્યો. એમ કરતાં કરતાં મારી પાસે પૈસા ખુટયા. તે એટલે સુધી કે એક પાઇ સરખી પણ પાસે રહી નહીં. છેવટને દિવસે મારી પાસેનો કેટલોક કિંમતી સામાન વેચી સો મોહોરો પુરી કરી અને તેની પાસે ગયો. પરંતુ તે દિવસે મને બરાબર ચેન પડયું નહીં કારણ કે આવતી કાલે શું કરવું તેની ચિંતા થતી હતી. તે દિવસે ઘેર આવ્યો અને સુઈ રહ્યો.

બીજે દિવસે સવાર થતાં મેં વિચાર કર્યો કે હવે સો મોહોરો ક્યાંથી લઈ જવી. કારણ કે જો હું નહીં લઇ જાઉં તો તેના મનમાં એમ આવશે કે તે ખાલી થઇ ગયો, અને એમ જાણીને મારા પરથી તેનો પ્યાર ઓછો થશે, શાથી કે સ્ત્રીઓ હમેશાં લોભી હોય છે, તેમ જાણી હું સવારથી જ પૈસાની તજવીજમાં ફરવા લાગ્યો, બીજે કોઇ ઠેકાણેથી પૈસા આવે તેમ નહોતું, તેથી ચોરી કરવાનો વિચાર કરી શેહરમાં આમ તેમ ફરવા લાગ્યો.

હું શેહેરમાં ફરતો હતો એટલામાં એક મોટા વેપારીનો ગુમાસ્તો રૂપીઆની કેટલીક થેલીઓ ગાડીમાં મુકાવી બીજા કોઇને ત્યાં ભરવા લઈ જતો હતો; તે ગાડીને બે માણસો ખેંચતા હતા અને ગુમાસ્તો તેની પાછળ પાછળ આવતો હતો હું પણ તેની પાછળ પાછળ ચાલ્યો. રસ્તામાં આવતાં કોઇ જાદુગર ખેલ કરતો હતો ત્યાં ઘણા લોકો જોવા ઉભા હતા. પેલો ગુમાસ્તો પણ ત્યાં ડોકીઉં કરવા ગયો કે શું થાય છે એટલામાં મેં બરોબર લાગ જોઇ એક થેલી ઉપાડી, પરંતુ ગુમાસ્તાને ત્યાં ઉભા રહેવાની

ઇચ્છા નહોતી તેથી તે તરત ત્યાંથી ચાલ્યો અને જેવી મેં થેલી ઉપાડી તેવોજ પાછળથી એકદમ આવી અને પકડ્યો અને પોલીસને સ્વાધીન કર્યો, તે લોકો મને કોરટમાં લઇ ગયા.

તે શેહેરનો કોટવાળ ઘણોજ નિર્દય અને ક્રોધી હતો તેમ લોભીઓ હતો. મને દેખીને તે વિચાર કરવા લાગ્યો કે આ માણસ કોઇ આબરૂદાર જણાય છે; તેથી તેની પાસેથી આપણને સારી રકમ મળી આવશે તેથી તેણે મને આખો દિવસ પુરી મુકયો. પણ મારી પાસેથી એક પાઇ પણ નીકળે તેવી નહોતી; જ્યારે મારી પાસેથી એક પાઇ પણ નીકળવાની નથી એવી આશા તેને લાગી ત્યારે તે એકદમ ઘણોજ ગુસ્સે થઇ ગયો અને બોલ્યો કે તું ઘણો લુચ્ચો માણસ દેખાય છે, જેવો તું ઉપરથી જણાય છે, તેવો અંદરથી નથી. એમ કરી તેણે પોતાના નોકરોને હુકમ કર્યો કે આ ચોરનો જમણો હાથ કાપી લેવો.

મેં ઘણા કાલાવાલા કર્યા અને બીજી ગમે તે શિક્ષા કરવાને કહ્યું પણ તેણે કાંઇ વાત માની નહીં અને ઉલટો વધારે ગુસ્સે થઈ કહેવા લાગ્યો, કે હવે એનો જમણો હાથ કાપી લેવાની સાથે તેની એક આંખ પણ ફોડી નાંખવી, ત્યારે તો હું થરથર ધ્રુજવા લાગ્યો અને આંખોમાંથી આંસુ ચાલ્યાં, મારી આવી દશા જોઇ એકજ હાથ કાપી લેવાની શિક્ષા કાયમ રાખી ત્યાંથી ચાલતો થયો. પછી એક ચંડાળને બોલાવી મારો હાથ કપાવી નાંખ્યો, અને દવાખાનામાં મોકલી તે હાથ ઉપર દવા ચોપડાવી પાટો બાંધવાની ગોઠવણ કરાવી.

ત્યાર પછી હું તેવો હાથ લઇ મારા મુકામે આવ્યો. એક દિવસ બાગથી પેલી સ્ત્રીને ત્યાં જવાતું નહીં. તેથી મને ઘણું દુઃખ થવા લાગ્યું. અને તે દુઃખ આગળ મારા હાથનું દુઃખ ભૂલી ગયો, પણ મારી પાસે પૈસા નહોતા તેથી કેવી રીતે જવું તેનો મને મોટો વિચાર થયો. છેવટે મેં નિશ્ચય કર્યો કે આજનો દિવસ જવું પછી જેમ થશે તેમ ખરૂં. એમ ધારી રાતની વખતે હું ત્યાં ગયો.

આગલા દિવસે હું નહીં ગયેલો તેથી તે સ્ત્રી ઘણીજ ચિંતામાં પડી હતી અને આખા દિવસથી તેણે ખાધું નહોતું, મને આવતો જોઈ તે ઘણી ખુશી થઈ અને મારી આગળ રોઇ પડી કહેવા લાગી કે તમો જો આજે ના આવ્યા હોત તો કાલે જોવાને પામતા નહી. આમ કહી તે ખાવાનું લાવી પરંતુ મારા હાથે એટલું દુઃખ થતું હતું કે મને તે કશા ઉપર ચિત્ત ચોંટયું નહીં અને હું એક પલંગ ઉપર જઈ સુતો. મેં મારા શરીરે એક જભ્ભો નાંખ્યો હતો કે પેલો હાથ દેખાય નહીં.

હું જ્યારે કાંઇપણ બોલ્યા સિવાય શોકાતુર મને જ્યારે પલંગપર જઇ સુતો ત્યારે તે કહેવા લાગી કે કેમ ? આજ ઉદાસી દેખાઓ છો. તમારે જે દુઃખ હોય તે મારી આગળ જલદી જણાવો હું તેનો ઉપાય કરૂં, મેં તેને કહ્યું કે કંઇ નહીં મારૂં શરીર આજે સ્હેજ નરમ થયું છે ત્યારે તેણે મને કાંઇ પવન નાંખી કાંઇક શાંતિ થાય તેવું કર્યું અને મારી પાસે આવી બેઠી, થોડીવારમાં મને આગલા દિવસના ઉજાગરા લીધે ઊંઘ આવી જ્યારે હું ઊંઘી ગયો ત્યારે તેણે મારો જભ્ભો ઉચો કરી મારૂં શરીર જોયું ત્યારે જમણો હાથ કપાયલો દીઠો, તે જોઇ તેને ઘણુંજ દુઃખ થયું અને એકદમ બેભાન થઇ ભોંય પડી તેના ધબકારાથી હું જાગી ઉઠયો અને જોઉં છું તો તેને ભોંય પડેલી દીઠી, આ વખતે મને ઘણુંજ દુઃખ થવા લાગ્યું.

હું નીચે ઉતરી તેના શરીર ઉપર હાથ ફેરવવા લાગ્યો. થોડીવારે તેને શુદ્ધિ આવી ત્યારે બેઠી થઇ મને પૂછવા લાગી. તમો મારાથી શા માટે વાત છુપાવો છો, અને તમારા શરીરે આ દુઃખ શાથી થયું તે મને કહો જો તમો ખરેખરૂં નહીં કહોતો હું આ વખતે મારો પ્રાણ કાઢી નાંખીશ: ત્યારે મેં તેને સઘળી હકીકત કહી, ત્યારે તેને અત્યંત દુઃખ થયું, અને કહેવા લાગી કે જ્યારે મારે લીધે તમને આવું દુઃખ થયું તો હવે મારા જીવતરમાં ધુળ છે અને હું મારો પ્રાણ હવે રાખી શકવાની નથી. મારી પાસે જે લાખો રૂપીઆની મિલકત છે તે તમને હું સોંપી દઉં છું અને હું આ ફાની દુનિઆનો ત્યાગ કરૂં છું, એમ કહી પોતાની સઘળી મિલકત મને સોંપવાનો દસ્તાવેજ લખી આપ્યો.

મે તે બાઇને ઘણાં સમજાવી. અને કહ્યું કે હે સ્ત્રી ! તું શા માટે દુઃખ ધરે છે ? તું જો મારા ઉપર પ્યાર રાખતી હોય અને મારી ખુશી રાખવાની ઇચ્છા રાખતી હોય તો તું તારો આ ઠરાવ છોડીદે,

તારા આ ઠરાવથી મને મરણાંત દુઃખ લાગે છે. તે સ્ત્રી બોલી ખાવિંદ ! તમારેને મારે એટલો સંબંધ; કારણ કે હું તમને સુખી રાખવાને ઘણી ઈચ્છા રાખું છું. પણ તમારા દુઃખની મને અંતઃકરણથી ઘણી લાગણી થઇ છે. અને એવો ઝેરી જખમ લાગ્યો છે કે હવે મારાથી જીવી શકાશે નહીં.

આ બનાવથી મારા મનને અતિશે દુઃખ થવા લાગ્યું, મને ખાતરી થઈ કે કોઇ રીતે તે સ્ત્રી માને તેમ નથી. પરંતુ તેમાં તેનો કાંઇ વાંક નહોતો, શાથી કે મારા ઉપરના પ્યારને લીધે, હાથ કપાવાથી મને જેટલું દુઃખ થતું હતું તેનાથી હજાર ગણું તેને દુઃખ થવા લાગ્યું. આ દુઃખથી અને ચિંતાથી તે માંદી પડી અને દિવસે દિવસે તેનું શરીર સુકાવા લાગ્યું.

ત્યાર પછી હું ત્યાંજ રહ્યો, તેણે પણ મને પોતાની પાસેથી ખસવા દીધો નહી હું પણ ત્યાં રહી તેને ઘણું ઘણું સમજાવવા લાગ્યો, ત્યારે તે બોલી પ્યારા આપ હવે જે કહોછો તેની મને કાંઇ પણ અસર થતી નથી, પણ હવે તમે જે કહોછો તેથી ઉલટો મારા દુઃખમાં વધારો થાય છે, હવે તમો જો મને મરતી વખતે ખુશીમાં રાખવાને ચહાતા હો અને મારા ઉપર પ્યાર રાખતા હો તો એ વાત જવાદો. કારણ કે તમને હું આવી રીતે અફસોસ કરતા દેખુંછું ત્યારે મારા દુઃખમાં વધારો થાય છે.

ત્યાર પછી મેં તેને તે સંબંધી વાત છોડી દીધી, અને તેની મરજીને અનુસરીને વર્ત્તવા લાગ્યો, તો પણ મારા મનથી તો પુષ્કળ દુઃખ થવા લાગ્યું, આવી સ્ત્રીનો મારે વિયોગ થશે, એ ચિંતાથી મને કાંઇપણ ચેન પડે નહી, રાત્રે ઉંઘ પણ આવે નહીં, તો પણ હું જ્યારે તેની પાસે બેસું ત્યારે તો તે ખુશી રહે તેવીજ વાર્તા કરતો; છેવટે મેં પણ મન વાળ્યું કે દુનિઆમાં મોહ તેજ બુરી ચીજ છે, તે સ્ત્રીને મારા ઉપર મોહ હતો તો મારા દુઃખથી તેને મરવાનો વખત આવ્યો. મારે જો તેના ઉપર મોહ હતો તો હાથ કપાવવો પડયો અને પૈસા ખોવા પડયા. પૈસા તો પાછા મળશે પરંતુ હાથ હવે મળવાનો નથી આમ વિચાર કરતાં મને પણ તે વાત થોડે થોડે ઓછી દુઃખદાઇ થવા લાગી.

તે સ્ત્રી થોડા દિવસ માંદગી ભોગવીને મરણ પામી. મને તેના મરણથી ઘણો શોક થયો. હું થોડા દિવસતો બિલકુલ ઘરમાંથી બહાર નીકળ્યો નહીં, ઘણે દિવસે મારા હાથની વેદના મટી ગઇ ત્યારે મેં તેના જેવો હાથ કરી વળગાડયો, અને બહાર ફરવા લાગ્યો. પરંતુ તે હાથ કાંઇ ઉપયોગમાં આવતો નહીં, તેના મરણ પછી મેં સઘળી મીલકતનો અડસટો કાઢી જોયો, તો લગભગ એક કરોડ રૂપીઆ જેટલો થવા લાગ્યો, મે તે બધો સંભાળી લીધો અને ત્યાંજ રહેવા લાગ્યા.

એટલું કહી તે વેપારી બાદશાહને કહેવા લાગ્યો કે હે નામદાર સુલતાન ! તે કરોડપતિ વેપારી મને કહેવા લાગ્યો કે તમારી પાસે મારા તલના રૂપીઆ જે પંદર હજાર છે, તે તમને ભેટ કરૂંછું કારણકે મારે આ સઘળી મિલકત કાંઈ કમાવા જવા પડી નથી, મારી પાસે પૈસા પુષ્કળ છે. માટે તમોને તેટલા રૂપીઆ બક્ષીસ આપું છું અને જો તમારી ઇચ્છા હોય તો આપણ બન્ને ભાગમાં વેપાર કરીએ, અને મારી પાસેથી તેમાં જેટલા પૈસા રોકવા પડે તેટલા રોકીએ.

ત્યાર પછી અમો બન્ને ભાગમાં વેપાર કરવા લાગ્યા; અને અમો ઘણા રૂપીઆ કમાયા, તે વેપારીને એક દિવસે મેં કહ્યું કે તમો તમારે વતન ( બગદાદ ) જવાની કોઇ દિવસ વાત કેમ નથી કરતા, ત્યારે તે બોલ્યો કે મારે બગદાદ જવાની ઇચ્છા નથી. કારણ કે મારો હાથ કપાઈ ગયો છે તે જોઈ મને ત્યાં જતાં હવે ઘણીજ શરમ લાગે છે. માટે મારી જીંદગી હવે ગમે તે સારા શહેરમાં જઇ પુરી કરવાની છે ત્યારે મેં તેને કહ્યું કે આપણે બન્ને દેશાવર જઇએ. અને કોઇ સારા શેહેરમાં જઇ વેપાર કરીએ એમ વિચાર કરી અમો બન્ને જણ દરિયાઇ સફરો કરવા લાગ્યા. અને તે સફરોમાં અમને પુષ્કળ દ્રવ્ય મળ્યું.

અમો ફરતા ફરતા હે નામદાર સુલતાન ! તમારા શેહેરમાં આવી પહોંચ્યા, ત્યાર પછી અહીં કેટલાક દિવસ રહ્યા બાદ તે કહેવા લાગ્યો કે મારે હવે વેપાર કરવો નથી અને આટલા પૈસાથી મારી બાકીની જીંદગી મોજ શોખમાં ગાળવાનો વિચાર છે, તેથી તે પોતાના પૈસા લઇ અહીંથી ગયો. અને હું આપ નામદારના શેહેરમાં દુકાન કરી વેપાર કરૂંછું અને આપની મેહેરબાનીથી મારી શક્તિ પ્રમાણે વેપાર

કરી મારૂં ગુજરાન નિભાવું છું. આ મારી હકીકત આપની આગળ કહી, તે આપને જો નવાઈ જેવી લાગે તો મને માફ કરો.

આ સાંભળી સુલતાન બોલ્યો. હે વેપારી ! હું તારી આ વાતને એટલી બધી પસંદ કરતો નથી કારણ કે તે મારા ખુંધાની વાત કરતાં વધારે અજાયબ જેવી નથી માટે હું તને છોડી શકતો નથી. ત્યારે પેલો બાદશાહનો મોદી હતો તે બોલ્યો કે નામદાર સુલતાન જો આપને તે વાત પસંદ ન હોય તો મારી વાત સાંભળો અને તે આપને ખુંધાના તથા આ ખ્રિસ્તી વેપારીના કરતાં નવાઈ જેવી લાગે તો અમને બધાને છોડી દેજો નહીં તો આપની ધ્યાનમાં આવે તેમ કરજો.

બાદશાહ બોલ્યો બોલ તારી હકીકત કહી સંભળાવ. પછી તેણે નીચે પ્રમાણે વાર્તા તે સર્વની આગળ શરૂ કરવાને તૈયાર થયો.

આ વખતે બાદશાહને જમવાનો વખત થઇ ગયો હતો તેથી પ્રધાનને કહેવા લાગ્યો કે પ્રધાન ! હું થોડીવારમાં આવું છું તમો આ લોકોને જમવાની સગવડ કરી આપો અને તેમને સખત બંદોબસ્ત સાથે અહીંથી લઈ જઇ મારા આવવા પહેલાં તૈયાર રાખો, પરંતુ તેઓ સઘળા ગુનેગાર છે. માટે તેમને ખાવા પીવાનું સઘળું કેદીની રીત પ્રમાણે આપજો.

પ્રધાને બાદશાહના કહેવા પ્રમાણે તેમને ખવરાવી બાદશાહના આવતા પહેલાં ત્યાં લાવીને ઉભા રાખ્યા. અને બાદશાહ હાજર થયો એટલે પેલા મોદીએ પોતાની વાર્તા શરૂ કરી.

# અંગુઠા કપાયેલા એક વેપારીની વાર્તા.

પેલો બાદશાહનો મોદી બોલ્યો કે હે નામદાર સુલતાન આપણા શેહેરમાં શાહાબુદીન નામનો એક કરોડપતિ રહે છે. તેના છોકરાનું લગ્ન આજથી પાંચ દિવસ પછી થવાનું છે. તે છોકરાનો વિવાહ આ શેહેરમાં એક નાસરૂદીન કરીને મોટો અમીર છે, તેને ત્યાં કરેલો છે. તે છોકરાનું લગ્ન થયા પેહેલાં આઠ દિવસથી મિજલસો અને જયાફતો ચાલે છે. અને ત્યાં મોટા મોટા અમીરો અને આબરૂદાર ગૃહસ્થો એકઠા મળે છે. મને પણ ગઈ કાલે નોતરૂં હતું તેથી હું મિજલસમાં ગયો હતો.

ત્યાં અમારે માટે ઘણીજ ઉત્તમ રસોઈ બનાવી હતી, તે જુદા જુદા પ્રકારની એટલી બધી હતી, કે અમો કેટલીકનાં નામ પણ જાણતા નહોતા, તેમાં ભાત ભાતનાં શાક તથા સ્વાદિષ્ટ ચટણીઓ હતી, તે સર્વેમાં લસણની ચટણી એવી હતી. કે બાજી સઘળી જાતની મીઠાઇ તથા વાનીઓ પડી મુકી તેજ ખાવાનું મન થતું, અમો તે ચટણીની મદદથી મીઠાઇ વગેરે અમારા આહાર કરતાં પણ વધારે ખાઇ ગયા, સર્વ જણને તે ઘણીજ પસંદ પડી.

અમારા બધાની સાથે એક માણસ કોઇ ઘણો પૈસાવાળો હતો, તેણે તે ચટણીને હાથ પણ અડકાડ્યો નહીં, ત્યારે અમોએ જાણ્યું કે આ ચટણીના સ્વાદની તે માણસને ખબર નથી તેથી અમોએ તેને કહ્યું કે મેહેરબાન ! આ ચટણી તમો ચાખી જુઓ તે ઘણીજ સ્વાદીષ્ટ અને લસણની બનાવેલી છે. અમો સઘળાને તો તે ઘણીજ પસંદ પડી છે.

ત્યારે તેણે કહ્યું કે મારે તે ચટણી ખાવાની મરજી નથી, અમોએ કહ્યું આવી સરસ ચટણી જયારે તમો ખાવાની ના કહોછો, ત્યારે તેનું કાંઇ સબળ કારણ હશે ખરૂં તો મેહેરબાની કરીને અમને જણાવશો, ત્યારે તે બોલ્યો કે ભાઇ ! એક વખત ખાઇને પુરેપુરો પસ્તાયો છું, અને ફરી ખાઇ પાછો શા માટે દુઃખમાં પડું ? હું જો તે ચટણી ખાઊં તો મારા હાથમાંથી તેની દુર્ગંધને ખસેડવાને માટે હાથ એવા ધોવા પડે છે કે જેથી કરીને મારા હાથ લાલચોળ થઇ જાય છે અને કોઈ કોઇ વખત ચાંદીઓ પડે છે. ધોયા પછી પાછા સુગંધીદાર અત્તરોમાં મારા હાથને બોળવા પડે છે, આવી માથાકુટને લીધે હું તે ખાતો નથી.

અમોએ કહ્યું કે આપની સઘળી સગવડ અમો પુરી પાડીશું, પરંતુ આ સ્વાદિષ્ટ ચટણીનો સ્વાદ

તમે ચાખી જુઓ, જ્યારે અમોએ અતીશે આગ્રહ કર્યો ત્યારે તે તેણે ખાવા માંડી તે એટલી બધી ખાધી કે અમો વિચારમાં પડયા. જ્યારે તે ચટણી ખાઇ રહ્યો. ત્યારે અમોએ સાબુ વગેરે લાવીને તૈયાર કર્યું તેણે પોતાના હાથ ખુબ ઘશી ઘશીને ધોયા અને લોહી નીકળે તેવો હાથ થઇ ગયો. પછી કેટલાંક સુગંધીદાર અત્તરો આપ્યાં તેનાં તેણે હાથ ખાળ્યો.

પછી અમો બધા બેઠા ખાવાનું કામ થઈ રહ્યા પછી શરાબનું કામ ચાલ્યું તે અમો સઘળાએ ઇચ્છા પ્રમાણે પીધો પછી અમોએ પેલા ગૃહસ્થને પૂછયું કે ભાઇ તમો આ લસણની ચટણી નહોતા ખાતા તેનું કારણ મેહેરબાની કરીને કહેશો ? તે ગુસ્સે થઇને બોલ્યો કે તમોએ આજે મારે માથે મોટું દુઃખ ઉત્પન્ન કર્યું છે. તે દુઃખમાંથી હું છુટું તો મને નિરાંત વળે તેમ છે.

અમોએ તેમને કહ્યું કે મેહેરબાન સાહેબ ! અમારો ગુન્હો માફ કરી આપની હકીકત કહેશો અને અમારા મનના વહેમ ટાળશો.

તે બોલ્યો ભાઇઓ જ્યારે તમારો ઘણો આગ્રહ છે, તો કહેવાની જરૂર પડેછે, નહીં કહેવાનું કારણ કે તેમાં મારી પોતાનીજ હલકાઇ છે, પરંતુ હવે લાચારીથી તે કહેવી પડે છે.

આ મારો હાથ તમો જુઓ તેમાં કાંઇ ખોડ છે ? એટલે અમોએ તેના હાથ તરફ જોયું તો તેના હાથનો એક અંગુઠો દેખાયો નહીં, પછી તેણે કહ્યું કે જેમ મારા જમણા હાથનો એક અંગુઠો નથી. તેમ મારા બે હાથ તથા બે પગમાંથી એકના અંગુઠો નથી. અમને તે જોઇને નવાઇ લાગી અને પૂછયું કે આ તમારા અંગુઠા શીરીતે કપાઇ ગયા ? ત્યારે તે બોલ્યો કે તેનું કારણ એ કે હું જે લસણની ચટણી નહોતો ખાતો તે ચટણી છે.

અમોને આ સાંભળી ઘણી નવાઇ લાગી અને વિચાર કરવા લાગ્યા કે આપણે તો ઘણીવાર આવી ચટણીઓ ખાઇએ છીએ પરંતુ કોઇ દહાડો કશું નુકશાન થતું નથી અને તમને કેવી રીતે થયું તેનો તાકીદે અમને ખુલાસો કરવા મેહેરબાની કરશો.

ત્યારે તેણે પોતાની હકીકત કહેવા માંડી કે મેહેરબાન ગૃહસ્થો ! હું બગદાદ શેહેરનો રહેવાસી છું મારો બાપ સાધારણ સ્થિતિનો હતો પરંતુ તેનો સ્વભાવ ઘણો ઉડાઉ હતો, તેથી તે પોતાના પૈસા બધા ગુમાવી બેઠો હતો. પરંતુ તેની આબરૂ ઇજ્જત સારી હતી, તેથી તેના નામથી બજારમાં પૈસા મળતા હતા, જ્યારે તે મરી ગયો ત્યારે તેની પાસે એક પાઇ સરખી નહોતી. તેની પાસે પાંચસે રૂપીઆનું ઘરેણું હતું, તેમ લગભગ એક હજાર રૂપીઆનું દેવું હતું, રહેવાનું ઘર પોતાનું હતું, આવી સ્થિતિ તેની હતી.

જ્યારે તે મરણ પામ્યો ત્યારે મારી ઉમર નાની હતી. પ્રથમ તો મારે શું કરવું તેની કાંઇ સુઝ પડી નહીં. હું અતિશે શોક કરવા લાગ્યો, ત્યારે મારાં સગાંવહાલાં આવી દિલાસો આપવા લાગ્યાં. મેં થોડા દિવસ તો કાંઇ વેપાર ઉપર લક્ષ આપ્યું નહીં, પરંતુ મારા ઘેર લેણદારો ઉઘરાણી કરવા આવવા લાગ્યા, તેમને આપવાને મારી પાસે કાંઇ મિલકત હતી નહીં. મેં વિચાર કીધો કે આવી રીતે બેસી રહેવાથી મારો શો દહાડો વળશે ? કાંઇ ઉદ્યમ કરીશું તો પૈસો મળશે, બેઠાં બેઠાં ખાઇશું તો પાસે પાંચસે રૂપીઆના દાગીના છે, તે વેચી ખાવા પડશે અને દેવું કાયમ રહેશે, એમ ધારી મેં દુકાન કરવાનો નિશ્ચય કર્યો.

મારા બાપની કાપડની દુકાન હતી. હાલ તેમાં કાંઇ માલ હતો નહીં, તેમ મારી પાસે પૈસા પણ નહોતા તેથી માલ કયાંથી લાવવો તેનો મોટો વિચાર પડયો. હું મારા બાપના નામથી થોડો ઘણો માલ ઉધારે લાવ્યો, પરંતુ તે માલ ઘણો થોડો હતો તેથી પુરેપુરો વેપાર કરી શકાય તેમ નહોતું. તે શેહેરમાં મારો મામો હતો તે પૈસાવાળો હતો તેની પાસે હું ગયો અને કહેવા લાગ્યો કે મારે દુકાન કરવી છે માટે મને થોડા રૂપીઆ આપો તો ઠીક, ત્યારે તે કાંઈ વિચારમાં પડયો કારણ કે મારો બાપ ઉડાઉ હતો તેથી તેના મનમાં આવ્યું કે છોકરો પણ કદાપી તેવો હોય તો મારા પૈસા પાછા મળી શકે નહીં. આવા વિચારથી તે ચુપ રહ્યો.

મને તેની શંકાની સમજણ પડી ગઇ, મેં તેને કહ્યું કે તમો પૈસાની કાંઈ ફિકર કરશો નહીં મારો સ્વભાવ મારા બાપની પેઠે ઉડાઉ નથી. વળી પણ જો કદાપી વેહેમ રહેતો હોય તો હમણાં મને થોડા પૈસા આપો અને પછી તમો મારી વર્તણુક જુઓ; જો તમને વિશ્વાસ આવે તો ફરી નાણાં ધીરજો નહીં તો બંધ કરજો. આવું બોલવાથી તેને કાંઇક વિશ્વાસ આવ્યો અને મને પાંચસે રૂપીઆ આપ્યા. હું ખુશી થતો તે લઇને ઘેર આવ્યો.

પછી મેં એક હલકા ભાડાની દુકાન ખોળી કાઢી અને તેમાં એક હજાર રૂપીઆનો માલ લાવીને ભર્યો. અને મેં મારો વેપાર સારી રીતે ચલાવવા માંડયો, થોડે થોડે મારી દુકાનમાં પેદાશ વધારે થવા લાગી અને જેમ જેમ હું કમાતો ગયો તેમ તેમ મેં મારા બાપનું દેવું કાપવા માંડયું. થોડા વરસમાં તો દેવાથી છુટો થયો, અને મારી પાસે મુડી એકઠી થવા લાગી. જેમ જેમ નફો વધારે મળતો ગયો તેમ તેમ દુકાન પણ મેં વધારવા માંડી, અને ઘણી જાતનો માલ હું દુકાનમાં રાખવા લાગ્યો.

એક દિવસ સાંજની વખતે હું મારી દુકાન ઉપર બેઠો હતો. અને ઘેર જવાની તૈયારી કરતો હતો એટલે દિવસે જે માલ વેચ્યો હતો તે સઘળાનો મેળ મેળવતો હતો, દુકાનમાં જે માલ છુટો પડયો હતો તે સઘળો એક ગુમાસ્તા પાસે ગોઠવાવતો હતો, એટલી વારમાં એક ગાડી દોડતી આવી તે મારી દુકાન આગળ ઉભી રહી હું નામું લખતો બંધ થયો અને તે તરફ નજર ગઇ; તો તેમાંથી એક સ્ત્રી અને તેની સાથે એક દાસી અંદરથી નીકળી. આ સ્ત્રીનો પોશાક તમામ સોનેરી હતો અને તેની સામું જોતાં આંખો પણ મીંચાઇ જતી હતી; તેના મોં ઉપર બુરખો નાંખેલો હતો તે સ્ત્રી ત્યાંથી ઉતરી મારી દુકાન ઉપર આવી ઉભી.

તેની સાથે ગાડી હાંકનારની જોડે આગળના ભાગમાં એક સીદી જેવો ગુલામ બેઠો હતો તે પણ ગાડીમાંથી ઉતરી ત્યાં આવી બેઠો. કેટલીકવાર સુધી તે ત્રણે જણ અંદર અંદર વાત કરી તેમાં મને કાંઇ સમજણ પડી નહીં પછી તે સ્ત્રીએ પોતાના મોં ઉપરથી બુરખો લગાર આઘો ખસેડી મોંનો થોડોક ભાગ ઉઘાડો કરી મને કહેવા લાગી કે શેઠ ! તમારે ત્યાં કોઇ જાતનું સારૂં કાપડ હોય તો બતાવો. તે સ્ત્રીએ એવી રીતે મને કહ્યું પણ હું તો તેના સામું એકી નજરે જોઇ રહેલો તેથી તેનું કહેવું મારા લક્ષ-માં ઉતર્યું નહી. જ્યારે તેણે ફરીથી કહ્યું ત્યારે મેં કહ્યું કે તમારે જે જે સામાન જોઇશે તે સઘળો મારી દુકાનમાં છે.

ત્યાર પછી કેટલોક માલ મારી દુકાનમાં નહોતો. તે બીજા વેપારીને ત્યાંથી લાવવા માટે ગુમાસ્તાને મોકલ્યો જ્યારે હું દુકાનમાં એકલો રહ્યો, ત્યારે તે સ્ત્રીએ પોતાના મોં ઉપરથી બુરખો લઇ લીધો, જેવો તેણે બુરખો લીધો તેવીજ મારી આંખ મીંચાઇ ગઇ, મને માલ બતાવવાનું પણ ભાન રહ્યું નહીં. તે સ્ત્રી મારો વિચાર સમજી ગઇ અને કહેવા લાગી કે શેઠ તમો માલ વેચવા બેઠાછો પરંતુ અમો જે પુછીએ છીએ તેનો ઉત્તર આપતા નથી, વેપારી થઇને આવી બેદરકારી રાખવું તે ઠીક નહીં. જો તમારે આપવાની મરજી ન હોય તો અમો બીજાને ત્યાં જઇએ, તમો તમારૂં ચિત ઠેકાણે રાખી તમારી દુકાનમાં જે જે ઉત્તમ જાતનું કાપડ હોય તે અમને બતાવો. જો આવી વર્તણુક રાખશો તો તમારી દુકાને કોઇ ઘરાક આવશે નહીં એમ કહી તે ગુસ્સાથી એકદમ ઉભી થઈ પોતાની સાથેની સ્ત્રીને કહેવા લાગી કે ચાલ બીજી દુકાન.

મેં કહ્યું બાનુ ! તમો આમ ગુસ્સે શા માટે થાઓ છો, આપને કદાપિ મારી બેદરકારી લાગતી હશે પરંતુ તે સમજવામાં તમારી ભૂલ છે; મેં તમોને કોઇ પણ દિવસ આ શેહેરમાં જોયાં નથી, તેમ તમો કોણ છો તે પણ હું જાણતો નથી, કદાપિ તમોને મેં જોયેલાં હોય અને સરતચુકથી યાદ ન હોય, એમ વિચારમાં હોવાથી મારાથી જવાબ દઇ શકાયો નહીં, માટે માફ કરો. તમો જે પૂછો તેનો ઉત્તર હું આપું છું. પરતુ તે પેહેલાં મેહેરબાની કરી જણાવો કે આપ કોણછો ? અને કયાં રહો છો ?

ત્યારે તેની સાથે જે ગુલામ હતો તે બોલ્યો કે તમો જ્યારે નથી ઓળખતા તો મારે જણાવવું જોઇએ કે તે આપણા શેહેરના બાદશાહ ખલીફ-હારૂન-અલ-રસીદની સુલતાના જે ઝોબીદા છે, તેની

ખાસ માનીતી અને સૌથી પ્યારી દાસી છે. જો કે તે દાસી છે, પરંતુ ઝોબીદા એને પોતાની બેન સમાન ગણી હમેશાં પોતાની પાસે રાખે છે. અને પોતાના પ્રાણ કરતાં તેને વધારે ગણે છે, અને તેથી બાદશાહની પણ તેના ઉપર મેહેરબાની છે.

તે સાંભળી મેં તેને પૂછ્યું કે તે પરણ્યાં છે કે કુંવારાં છે; ત્યારે તે બોલ્યો કે કુંવારાં છે પરંતુ થોડા દિવસ પછી લગ્ન કરવાનો વિચાર છે અને તેમને લાયક વર શોધવાની તપાસ ચાલે છે, તથા આ કાપડ પણ તેમના લગ્ન માટેજ લેવાનો વિચાર છે.

હું તે સાંભળી મારા મનમાં વિચાર કરવા લાગ્યો કે હે ખુદા ! આવી સ્ત્રીઓ દુનિઆમાં કોનાં ભાગ્ય માટે નિર્માણ કરી હશે પરંતુ હું તને કાલાવાલા કરી કહું છું કે આવી સ્ત્રીની સેવા કરવાને પણ મને જોગ મળી આવે તો હું તારો ખરા અંતઃકરણથી ઉપકાર માનીશ, મેં આવી સ્ત્રી દુનિઆમાં મારી ઉમ્મરમાં જોઇ નથી, હું તેને વિષે બીજી આશા કરૂં તે તો ફોગટ છે પરંતુ મારી એટલી ઉમેદ બર આવે તો હું મારી જીંદગીને સફળ માનીશ.

પેલો નોકર બોલ્યો કે હે શેઠ ! તે સ્ત્રી તમારા ઉપર આશક છે, અને તેનું દિલ તમારા ઉપર એટલું ચોટયું છે કે તે બીજા કોઇને દેખી શકતી નથી. તમારી પાસે કપડાં લેવાનું બાનું કાઢીને આવે છે, પરંતુ તેનો ખરો મુદ્દો તો તમારી ઇચ્છા જાણવાનો છે. તે સ્ત્રી બાદશાહની જે માનીતી બેગમ **ઝોબીદા** તેની સખી છે અને **ઝોબીદાએ** કહ્યું છે કે તું કોઇ પુરૂષ પસંદ કરી મને દેખાડ એટલે હું તને પરણવાની રજા આપું. જે પુરૂષની ચાલચલણ ઝોબાદાને પસંદ આ તેની સાથે તે પરણવાની રજા આપે. તે બાઇએતો તમને પસંદ કર્યા છે, પરંતુ હવે **ઝોબીદાની** પાસે તમને કેવી રીતે લઇ જવા તેની ગોઠવણ કરવાના વિચારમાં તે છે. ઝોબીદા પાસે જવું એ ઘણું મુસ્કેલી ભરેલું છે, અને ત્યાં ઘણો સખત જાપતો છે, તેથી ત્યાં જવું એ મોતના પંજામાં જવા બરાબર છે. જો તમારી હિંમત પહોંચતી હોય અને આવા જોખમમાં પડવા તમો ખુશી હો તો કોઇક યુક્તિએ તમોને ત્યાં લઇ જાય પછી તમારો આવરદા હોય તો બચીને એશઆરામ ભોગવવો નહીં તો મરણને શરણ થાઓ.

આ સાંભળી હું વિચારમાં પડયો કે હવે કયે રસ્તે જવું; કાંતો મરવું અને કાંતો પરી જેવી સ્ત્રી સાથે પરણવું. મેં છેવટ હિમ્મત ચલાવી અને ગમે તેવા જોખમે પણ તે સ્ત્રી સાથે પરણવું એવો નિશ્ચય ઠરાવ કરી તેને કહ્યુ કે જેમ તારી બાઇ કહેશે તેમ કરવાને હું તૈયાર છું.

પછી તેણે કહ્યું કે જો તમારી ઇચ્છા છે, તો તમો કાલે સાંજે આપણી નદીના કિનારે જ્યાં આગળ નવી મસીદ છે, ત્યાં આવજો; અમો તે ઠેકાણે દિવસ અસ્ત થયા પછી આવીશું. એમ કહી તે ત્યાંથી રવાના થયો. હું પણ બીજા દિવસની સાંજની વાટ જોતો ઘેર ગયો. દિવસ આથમ્યા પહેલો હું તે મસીદના ઓટલા ઉપર જઇ બેઠો સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં એક વહાણ નદીમાં આવતું જણાયું તેની અંદર પેલો નોકર બેઠેલો હતો, હું તે મસીદની અંદર જતો રહ્યો. તે વહાણમાં કેટલીક પેટીઓ હતી તે બધી પેટીઓ મજુરોએ મસીદમાં લાવીને મુકી. પેલી સ્ત્રી પણ વહાણમાં હતી તે ઉતરીને મસીદમાં આવી. મેં તેને આવતી દેખી તેના સામો ગયો અને કહ્યું કે શો હુકમ છે ? ત્યારે તેણે એક પેટી ઉઘાડી મને તેમાં બેસી જવા કહ્યું, હું ભવિષ્યનો કાંઇપણ વિચાર કર્યા વગર તે પેટીમાં પેઠો એટલે તેણે તે પેટી બંધ કરી અને નીશાની કરી પાછી તમામ પેટીઓ પેલા વહાણમાં મુકાવી, અને તે વહાણ સપાટાબંધ ચાલ્યું, અને બાદશાહનો મેહેલ જે નદીના કિનારા ઉપર હતો તે મેહેલના આગળના પ્રથમના દરવાજામાં દાખલ થયા. પ્રથમ દરવાજાવાળાએ તેમને રોકયા અને કહ્યું કે પેટીઓમાં શું છે ? તે બતાવો પેલી સ્ત્રીએ કહ્યું કે તેમાં બાદશાહની માનીતી સ્ત્રી જે સુલતાના છે તેનો સામાનછે, માટે તે બતાવી શકાશે નહીં ત્યારે તે અમલદારે કહ્યું કે બાદશાહનો હુકમ છે કે ગમે તેની વસ્તુ હોય પણ તે જોવી માટે જો બાદશાહના હુકમને માન આપવું હોય તો તમારે દેખાડવું પડશે ત્યારે તે બોલી મારે દેખાડવાની ના નથી, પણ જો હું આ વાત ઝોબીદાને કરીશ તો તે તારા ઉપર ગુસ્સે થયા વિના રહેશે નહી. અને તેમાં તારો સ્વાર્થ બગડશે માટે તારી મરજી હોય તો હું તો તને બતાવું છું એમ કહી ગુસ્સાની સાથે

ઝટાઝટ પેટીઓ ઉઘાડવા માંડી. પેલો અમલદાર આ સ્ત્રીને ગુસ્સે થયેલી જોઈ થરથરી ગયો. તે જાણતો હતો કે આ ઝોબીદાની ઘણીજ વહાલી દાસી છે. તેથી તે જઈને જો સાચું જૂઠું ભરાવશે તો મારૂં ઠીકરૂં ફુટી જશે. પછી તે સ્ત્રીએ બે ચાર પેટીઓ ઉઘાડી એટલામાં તે અમલદાર બોલ્યો કે બસ કરો: હવે મેં જોઇ લીધું તમો કાંઇ રીસ કરશો નહીં બાદશાહનો હુકમ મારે અમલમાં લાવવો જોઇએ અને આટલી પેટીઓ જોઇ એટલે બસ થયું.

પછી પેલી સ્ત્રીએ તે પેટીઓ બંધ કરી. ઝોબીદાના દિવાનખાનામાં લઇ ગઈ એવામાં ત્યાં બાદશાહ આવ્યો, આ વખતે ઝોબીદા ત્યાં હાજર નહોતી પોતે હમામખાનામાં ન્હાવા ગઇ હતી, બાદશાહ ત્યાં આવીને બેઠો તેણે તે સ્ત્રીને પૂછ્યું કે આ પેટીમાંથી શું છે. તેણે કહ્યું કે બેગમ સાહેબનાં કપડાં વગેરે કેટલોક સામાન તેમની બેનપણીએ બુખારા શેહેરથી મોકલ્યો છે, ત્યારે બાદશાહ બોલ્યો, તે સઘળું મારે જોવું છે, ત્યારે તે સ્ત્રી બોલી કે હું મારી બેગમ સાહેબને બોલાવું છું. ત્યારે બાદશાહ બોલ્યો તેનું શું. કામ છે? હું કહું છું કે તું ઉઘાડ ત્યારે તે સ્ત્રીએ એક પછી એક એમ કેટલીક પેટીઓ ઉઘાડવા માંડી આ વખતે મને લાગ્યું કે હવે જીવવું મુશ્કેલ છે; કારણકે બાદશાહ પેટીઓ જોયા સિવાય રહેવાનો નથી અને જો માલમ પડ્યું તો મારી સાથે સઘળાના જાન પણ જવાના, પણ હિમત રાખી બેશી રહ્યો, તે એક પછી તે પેટીઓ ઉઘાડી તેમાંનો સામાન બતાવતી હતી અને તે દરેક બતાવતાં વાર લગાડતી હતી ત્યાર પછી તે બતાવવાનું કામ એક બીજી દાસીને સોંપી તે ઝોબીદા પાસે દોડતી ગઇ અને કહેવા લાગી કે બાઇ હું પેલા માણસને પેટીમાં લાવીછું. અને બાદશાહ તમામ પેટીઓ ઉઘાડી જોવા માટે હુકમ કરી ત્યાં બેઠા છે અને કેટલીક પેટીઓ તો ઉઘાડીને જોઇ પણ ખરા

ઝોબીદા બોલી તું જા હું યુકિત કરૂં છું. એમ કહી તે ઉતાવળી ઉતાવળી નહીને ઉઠી અને બુમે બુમ પાડવા માંડી અને દાસીઓ તેના બે હાથ પકડી ઉચકવાની પેઠે કરી બાજા દિવાનખાનામાં લઇ ગઇ. દાસીઓએ બાદશાહને ખબર આપી, બાદશાહ એકદમ ત્યાંથી ઉઠી તેની પાસે ગયો, અને પુછ્યું કે શું. થાય છે? ત્યારે તેણે કહ્યું કે મારા પેટમાં એકદમ સૂળ આવે છે, તેની ઘણીજ વેદના થાય છે. બાદશાહે તરતજ સારા વૈદ્યને બોલાવ્યો, અને દવા પાઇ તેને તો સારૂંજ હતું તેથી દવા પીને તરત બેઠી થઇ અને કહેવા લાગી કે હવે સારૂં થઇ ગયું. આટલી મુદતમાં પેલી સ્ત્રીએ મને બહાર કાઢી એક ઓરડામાં સંતાડયો અને તેની અંદર ઝોબીદાના કબાટમાંથી કેટલાક સરસ પોશાક કાઢ ભરી દીધો. એ-ટલુ કામ તે કરી રહી એટલામાં તો બાદશાહ તથા ઝોબીદા સઘળાં ત્યાં આવ્યાં બાદશાહ બોલ્યો આ તારી પેટીઓ ઉઘડાવી હું જોઉંછુ તેમાં તું ખુશી છે કે નહીં? ઝોબીદા બોલી નામદાર બાદશાહ આપ તેમાં મને પુછોછો તેથી મને શરમાવા જેવું થાય છે. આપ જે કહો તેમાં મારાથી ના કહી શકાય ખરી? ખુશીની સાથે આપ સઘળી પેટીઓ જુઓ તેમાં મને કાંઇ જાતની અડચણ નથી. દાસીને હુકમ કર્યો કે સઘળી પેટીઓ ઉઘાડી તેમાંનો સામાન બાદશાહ સલામતને બતાવ.

પછી દાસીએ તરતજ બાકીની પેટીઓ સઘળી ઉઘાડીને બતાવી બાદશાહ તે જોઇને તરત ચાલતો થયો, ત્યાર પછી ઝોબીદાને તે સ્ત્રી કહેવા લાગી કે આજે જો આપે યુકિત ન કરી હોત તો હું તથા તમો અને તે સઘળાં માણસો માર્યાં જવાનાં હતાં. ઝોબીદા બોલી કે આપણી સ્ત્રી જાતિની યુકિતને દેવતાઓ પણ પહોંચી શકતા નથી- તેં હજુ કુલટા સ્ત્રીઓનાં ચરિત્ર સાંભળ્યાં નથી, કે સ્ત્રીઓ પુરૂષ કરતાં ઘણાંજ સખ્ત કામો કરી પોતાના ધાર્યાંઓ પાર પાડે છે. આપણા મનમાં અત્યારે કાંઇ પણ પ્રકારનું પાપ નથી એટલે આપણે વધારે યુકિતઓ કરવાની કાંઈ જરૂર નથી.

પછી ઝોબીદાએ તેને કહ્યું કે પુરૂષને બોલાવી લાવ. તે સ્ત્રી મારી પાસે આવી મને ઝોબીદાની પાસે લઇ ગઈ મેં ઝોબીદાને કોઈ દિવસ જોઇ નહોતી તે પોતાના દિવાનખાનામાં એક રત્ન જડીત સિંહાસન ઉપર બેઠેલી હતી, તેનો પોશાક અને રૂપ જોતાં મારી આંખે ચકર આવવા લાગ્યાં. તેનું રૂપ એવુ હતું કે હું તેની તારીફ કયા શબ્દોથી કરૂં, તેના શરીરમાંથી જે સુગંધી નીકળતી હતી તેથી આખું દિવાનખાનું મેહેકતું હતું. તેની પાસે હીરા મોતી વગેરેનું ઝવેરખાનું એટલું પેહેરેલું હતું કે, જેના ભારથી

તે નમી જતી હતી. તેના શરીરનું એક અંગ જોતાં ગમે તેવા શુદ્ધ મનનો માણસ પોતાનું મન કબજે રાખી શકે નહીં, અને જો કદાપી સર્વ અંગ દેખવામાં આવે તો મૂર્છા આવ્યા વગર રહે નહીં, મને તો એમજ લાગ્યું કે મનુષ્ય લોકમાં તો આવું રૂપ કોઈનું હોય નહીં, માગથી તેના સામુ તો જોઈ શકાયું નહીં, જેમ સૂર્યનાં કિરણો સામુ જોતાં આંખો મીંચાઈ જાય છે, તેમ તેના મુખના તેજથી મારી આંખો મીંચાઈ જવા લાગી હું તેની પાસે નીચું જોઈ ઉભો રહ્યો, અને સલામ કરી બોલ્યો નામદાર બેગમ સાહેબ આપનો શો હુકમ છે ?

તે બોલી કે જે સ્ત્રી તમોને અહીં લાવી છે, તે સ્ત્રી મારી વહાલામાં વહાલી દાસી છે. અતિશે પ્રેમને લીધે હું તે દાસી નહીં પણ બેન જેવી ગણું છું, તે સ્ત્રી ઘણી રૂપાળી તેમજ સારા ગુણની છે, અને તેણે તમને પોતાના ખાવિંદ કરવાને પસંદ કરેલા છે. માટે તમારી જાત, કુળ તથા નામ વગેરે જાણવાની મારે જરૂર છે તો તે તમો કહો; ત્યારે મેં તેમને મારી સર્વ હકીકત કહી તે સાંભળી **ઝોબીદાએ** પણ મને તેણીની સાથે લગ્ન કરવાની પસંદગી બતાવી અને લગ્ન દિવસ નક્કી કર્યો.

પછી અવસર જોઈને **ઝોબીદાએ** બાદશાહને કહ્યું કે મારી પાસે જે મારી પ્યારી દાસી છે તેને હવે પરણાવવી છે માટે આપ હુકમ આપો, અને તેમાં વાપરવાને માટે કેટલાક પૈસા આપો, બાદશાહે કહ્યું કે પ્યારી તેમાં મને પૂછવાની શી જરૂર છે, આ દોલત, ખજાનો, વગેરે સર્વ તારૂંજ છે, તારે જેટલું ખરચ કરવું હોય તેટલું સુખેથી કરજે તેમાં મારી તરફથી તને કોઈ પ્રકારનું રોકાણ નથી, તારો એક શબ્દ પણ પાછો ઠેલવાને હું ખુશી નથી, કારણ કે મને વિશ્વાસ છે કે હું નારાજ થાઉં તેવું કામ કોઈ દિવસ તું કરવાની નથી.

પછી **ઝોબીદાએ** ઠરાવેલા દિવસે મોટી ધામધુમ સાથે તેને પરણાવી, અને જે રાત્રે અમારાં લગ્ન થયાં તેજ રાત્રે સર્વેને ખાણું આપવામાં આવ્યું, અમો સર્વ જમવાને બેઠા રસોઈનો સ્વાદ એવો હતો કે મેં મારી ઉમરમાં પણ કોઈ દિવસ તેવી રસોઈ ચાખી નહોતી તેમાં એક લસણની ચટણી એવી સરસ હતી કે બીજી સઘળી વસ્તુઓને મુકી હું તેજ ખાવા મંડી પડયો, રાતના નવ વાગ્યા હતા તેથી અમો ખાઈને તરત સૌ વેરાઈ ગયા મારે સુવાનો જે ઓરડો હતો તેમાં જઈ હું બેઠો અને તે સ્ત્રીને આવવાની વાટ જોવા લાગ્યો, રાતના દશ વાગતાને સુમારે તે સુવાને માટે આવી, જેવી તે ખુશ મિજાજમાં આવતી હતી તેવો હું પણ ઉઠીને તેને મારો પ્યાર જણાવવા માટે બેટી પડયો, આ વખતે મારા હાથેથી તથા મોંમાંથી લસણનો ગંધ પુષ્કળ નીકળતી હતી, તેને ભેટતાંવારને તેણે મને એવા તો જોસથી ધક્કા માર્યા કે હું ભોંય પડતાં પડતાં રહી ગયો અને એકદમ બુમો પાડી કે અરે કોઈ હાજર !!! એટલામાં તો દશ પંદર સ્ત્રીઓ આવીને ઉભી રહી, ત્યારે તે બોલી કે આ દુષ્ટને મારી નાંખો, જલદી મારી નાંખો, એમ કહી એક ખીંટીએ લટકવેલ તરવાર લઈ એકદમ મને મારવા દોડી મારા તો હોશ ઉડી ગયા અને આટલો બધો ગુસ્સો શાથી ચડયો તેની મને કાંઈ સમજણ પડી નહીં; તે તરવાર લઈ એકદમ મારી છાતી ઉપર ચડી બેઠી અને મારૂં ગળું કાપી નાંખવાની તૈયારીમાં હતી તેવામાં બીજી દાસીઓએ તેના હાથ પકડી તરવાર લઈ લીધી ત્યારે તે એક ચાબુક લઈ મને મારવા ફરી વળી; મારા શરીરમાંથી લોહીની ધારાઓ ચાલવા લાગી પણ મને છોડયો નહીં, જ્યારે તે તદન થાકી ગઈ, ત્યારે ચાબુક છોડી દઈ એક હથીઆર લઈ મારી પાસે આવી અને મારા હાથ પગના અંગુઠા કાપી નાખ્યા એટલું કરતામાં તો તે બેશુદ્ધ થઈ ભોંય પડી.

આ તરફ મારા અંગુઠા કાપવાથી તથા મારથી હું પણ બેશુદ્ધ થઈ પડયો હતો, થોડીવારે મને તો શુદ્ધિ આવી પરંતુ તે તો તેમની તેમજ પડી રહી, દાસીઓ તેની અનેક રીતે સારવાર કરવા લાગી પણ કોઈ રીતે તેને આરામ થયો નહીં મેં બીજી સ્ત્રીને પુછયું કે આનું કારણ શું ? ત્યારે તે બોલી કે લસણના અતિશય ગંધને લીધે તેની તબીઅત બગડી ગઈ છે. હવે તે બચવી મુશ્કેલ છે.

આ સાંભળી મારા શરીરે જે દુઃખ થતું હતું તેના કરતાં તે નહીં બચે એવું સાંભળી વધારે દુઃખ થવા લાગ્યું, અને અતિશય પસ્તાવો કરવા લાગ્યો, પણ હવે તેથી શું વળે, હું પોકે પોકે રડવા લાગ્યો

બીજી દાસીઓ એમ જાણતી હતી કે તેને દુઃખ થતું હશે તેથી રડે છે, પણ મારૂં રડવાનું કારણ તો જૂદું હતું. તે દાસીઓએ આવી મારા અંગુઠા ઉપર દવા લગાવી પાટા બાંધ્યા, અને શરીરે પણ દવા ચોપડી ત્યાર પછી તે સ્ત્રીને એક બીજા ઓરડામાં લઇ જઇ સુવારી, આ વાત ઝોબીદાએ જાણી ત્યારે તે ઘણુંજ દિલગીર થઇ અને તેમાં તેણે મારો વાંક કાઢયો નહીં પરંતુ તે સ્ત્રીનો વાંક કાઢી કહ્યું કે તમોએ તેને તે વાતથી વાકેફ કર્યો નહી એ ખોટું કર્યું, અને તેનાપર જુલમ વધારે ગુજાર્યો છે, એમ કહી તે મારી પાસે આવી મને કહેવા લાગી કે તમે પણ મોટી ભૂલ કરી છે. કારણ કે એવી વસ્તુ ખાઇ તમાએ લગાર પણ શુદ્ધિ કરી નહીં.

મેં કહ્યું મારી મોટી ભુલ થઈ છે અને તેને માટે મને બેહદ્દ શિક્ષા થઇ છે, તે શિક્ષાની મને કાંઇ દરકાર નથી; પરંતુ મારી સ્ત્રી આજારી પડી તેની મને ચિંતા એટલી બધી થાય છે કે મારો પ્રાણ રહેવાનો નથી, એ નક્કી સમજવું માટે હે મારાં મુરબ્બા, તેની દવા તથા સારવાર કરી તેને શાંતિ થાય તેમ કરો, ભલે તે કદાપી સાજી થયા પછી મારા સામું પણ ન જુએ, પરંતુ આ શરીર અને મન તો હવ તેનેજ આધીન છે.

મારો આવો પ્યાર જોઇને ઝોબીદા તો છક થઈ ગઇ અને મને દિલાસો આપી કહેવા લાગી કે તમો કાંઇ પણ ચિંતા કરશો નહીં, તમો બન્ને સાજાં થાઓ તેવા ઉપાય હું કરૂં છું અને તમારો સંબંધ પાછો જોડી આપું છું એમ કહી તેણે સારા સારા વૈદોને બોલાવી એવી કીંમતી દવા કરાવી કે મને તથા તેને આઠ દિવસમાં આરામ થઇ ગયો, ત્યારે ઝોબીદા તે સ્ત્રીને લઇને મારી પાસે આવી અને કહેવા લાગી કે હવે તમારે કોઇ દિવસ આવી દુર્ગંધવાળી વસ્તુ ખાવી નહીં અને કદાપી ખાવી તો તેનો અંશ માત્ર પણ વાસ ન આવે એવી રીતે શુદ્ધ થઈ જવું, મેં કહ્યું આપનો અક્ષરે અક્ષર માથે ચડાવું છું અને આપના કહેવા પ્રમાણે વર્તીશ.

પછી તે મારી સ્ત્રીને કહેવા લાગી કે તારે આવું અવિચારી કામ કરવું નહીં, તે માણસ કુળવાન છે નહીં તો આટલું દુઃખ થયા છતાં તારા ઉપર તે આટલો બધો પ્યાર રાખે નહીં, હવે તેને જે શિક્ષા કરી છે. તેને માટે તારે તની માફી માગવી જોઇએ.

એટલું સાંભળતાં તે સ્ત્રી મારા પગે પડી મને કહેવા લાગી કે ખાવિંદ મેં ગુસ્સાના આવેશમાં આ પ્રમાણે કર્યું. તેને માટે આપની માફી માગું છું અને મને ઘણો પસ્તાવો થાય છે. એમ કહી તે રોઇ પડી. ઝોબીદાએ તેને હાથ ઝાલી ઉઠાડી અને છાતી સરસી ચાંપી કહેવા લાગી કે હવે ઘણું થઈ ગયું. તારા કૃત્યનો તને પસ્તાવો થાય છે, તેથી હવ તારો કાંઇ દોષ રહ્યો નથી.

પછી ઝોબીદા ત્યાંથી ચાલી ગઇ. અને અમો સલાહસંપથી રહેવા લાગ્યાં, ત્યાં ખાવા પીવાનું અને એશારામનું ઘણું સુખ હતું પરંતુ બહાર જવાનું મળતું નહીં, તે ઘણુંજ દુઃખ હતું, તેથી મને કંટાળો આવતો પણ તે વાતની હું મારી સ્ત્રીને ખબર પડવા દેતો નહીં, કારણ કે તે જાણે તો ઉદાસ થાય. પરંતુ મારો વિચાર જાણી ગઇ, અને ઝોબીદાની આગળ તેણે બહાર કોઈ ઠેકાણે રહેવા જવાની આજ્ઞા માગી, ઝોબીદાને તેના સિવાય એક ઘડી પણ ચાલતું નહીં તો પણ અમને કાંઇ ખોટું ન લાગે તેમ પોતાના મહેલની પાડોશમાં ઘર રાખવાનું કહ્યું અને જેટલા પૈસા જોઇએ તેટલા લઇ જવા હુકમ કર્યો. પછી મારી સ્ત્રી આવી મને કહેવા લાગી કે ખાવિંદ હું તમારો વિચાર જાણી ગઇ હતી, અને તે બાબતની તમારી ઇચ્છા પૂરી થાય તેની ગોઠવણ કરી આવી છું. મેં પૂછ્યું કે શી રીતે કરી આવી ત્યારે તે બોલી કે તમો આ મેહેલની પાડોશમાં આપણે રહેવા લાયક મકાન જોઇ આવો, અને ગમે તેટલા પૈસા થાય તો તે અહીંથી લઇ જાઓ.

પછી હું તે બાબતની તપાસ કરવા ગયો તો એક સરસ મકાન હતું પરંતુ તેની કીંમત ઘણી હતી તેથી મારા મનને એમ લાગ્યું કે આટલી બધી રકમ ખરચવાની હા કહેશે નહીં મેં આવી ઝોબીદાને તે હકીકત કહી ત્યારે તેણે કહ્યું કે ગમે તેટલી કીંમત બેસે તેની ફિકર નહીં પરંતુ મેહેલની થડમાં જોઈએ. મેં કહ્યું તે બધી સવડ તો છે પણ કિંમતનો વાંધો છે, તેણે કહ્યું કે કિંમત જે સામો માણસ માગે તેટલી આપો.

પછી મેં તે મકાન વેચાણ વઈ ઝોબીદાની ત્રીજોરીમાંથી રૂપીઆ આપ્યા અને અમે બન્ને સુખચેનથી રહેવા લાગ્યાં અમો એશઆરામ ભોગવવામાં કાંઇ કચાસ રાખી નહીં તેમ અમારા મનને કોઇ વાતનો ઓરતો અધુરો રહ્યો નહીં. કેટલાંક વરસ સુખમાં જતાં રહ્યાં, તે દરમીઆન મારી સ્ત્રી આજારી પડી અને મંદવાડ દિવસે દિવસે વધવા લાગ્યો. ઘણા પૈસા ખરચતાં કાંઈ પણ આરામ થયો નહીં, ત્યારે મેં તેને બચવાની આશા છોડી, તો પણ મેં તેની એવી ચાકરી કરી કે તેને કોઈ પણ વાતથી અસંતોષ થયો નહીં, મંદવાડ ઘણા દિવસ સુધી પહોચ્યો, તોપણુ કંટાળ્યો નહીં, આખરે તે મરી ગઇ. અને હું અત્યંત શોક સાગરમાં ડુબ્યો.

ઝોબીદાએ મને કહ્યું કે જો તારે ફરી પરણવું હોય તો પરણાવું. મેં કહ્યું કે આ સ્ત્રીના મરણથી મને એટલી દિલગીરી થાય છે કે હવે મને પરણવું બીલકુલ સારૂં લાગતું નથી. હવે હું મારી જીંદગી મુસાફરીઓ તથા દેશ જોવામાંજ ગુજારીશ. ત્યારે તે બોલી જેવી તારી ઇચ્છા.

ત્યાર પછી મેં મારૂં ઘરબાર તથા સરસામાન વેચી નાખ્યો અને દેશાટણ કરવા નીકળ્યો. હું ઘણા ઘણા દેશ ફર્યો, ત્યારે મારી પાસેથી ઘણાખરા પૈસા ખરચાઇ ગયા, થોડા રહ્યા ત્યારે મેં વિચાર કર્યો કે હું તદન ખાલી થઈ જઇશ તો પછી મારી જીંદગી કેવી રીતે ગુજારીશ તેથી કોઇ ઠેકાણે રહી મારી આજીવિકા નભી શકે તેવો વેપાર કરવા મારી ઇચ્છા થઇ, એવામાં હું ફરતો ફરતો આ શેહેરમાં આવ્યો, અને આ શેહેરનો વેપાર રોજગાર તથા ઠાઠમાઠ જોઇ અહીંઆં રહેવાનો મારો ઇરાદો થયો, અને ત્યારથી હું અહીંજ રહ્યો છું.

આ પ્રમાણે તે બીના તેલવાળાએ કાશગરના સુલતાન આગળ મિજલસમાં મળેલા માણસની વાત કહી અને કહેવા લાગ્યો કે હે નામદાર સુલતાન આપને જો મારી વાતમાં કાંઇ નવાઇ લાગે તો અમને છોડી દ્યો નહીંતો આપની ઇચ્છામાં આવે તેવી શિક્ષા કરો.

બાદશાહ બોલ્યો તમારી વાત ઠીક છે, પરંતુ તેમાં તમો છુટી જાઓ એટલી અજાયબી નથી. જ્યારે ખરેખરી અજાયબી ભરેલી વાત સાંભળીશ તો જ તમારા ઉપર રહેમ થશે, ત્યારે પેલો હકીમ બોલ્યો નામદાર સુલતાન હું અભિમાન તો નથી કરતો પણ મારી વાતથી આપ ખરેખર ખુશી થશો, ત્યારે બાદશાહે કહ્યું કે ત્યારે તમારી વાત ચલાવો એટલે તે યાહુદી હકીમે પોતાની વાત શરૂ કરી.

# હકીમે કહેલી હાથ કપાયેલા ગ્રહસ્થની વાર્તા.

જ્યારે હું નાની ઉમરનો હતો ત્યારે માબાપ મને ભણવા સારૂ મુકયો, હું સારી પેઠે વાંચતાં લખતાં શીખ્યો. અને આશરે વીસેક વરસનો થયો, ત્યારે મેં કેટલીએક ભાષાનો અભ્યાસ પુરો કીધો. ભણી રહ્યા પછી શો ધંધો કરવો તેનો મેં વિચાર કર્યો મારી પાસે કાંઇ પૈસા નહોતા, તેથી મને કોઇ ધંધો કરવો પસંદ પડયો નહીં. કારણ કે સર્વ ધંધાઓમાં પૈસાની જરૂર પહેલી પડે, તેથી કોઇ ધંધા ઉપર મારૂં ચિત્ત ચોટયું નહીં. છેવટે મેં વૈદનો ધંધો કરવાનો નિશ્ચય કર્યો, અને તેથી એક વૈદને ત્યાં હું પ્રથમ નોકર રહ્યો. અને તેની જોડે સારી રીતે વિનયથી વર્તી તેની પ્રીતિ સંપાદન કરી, અને તેની સાથે મેં થોડે થોડે સઘળો અભ્યાસ કર્યો બે ત્રણ વરસમાં હું તે ધંધામાં હોંશિઆર થયો, ત્યાર પછી મેં નોકરી છોડી દીધી, અને નવી દુકાન (દવાખાનું) કર્યું. એક દિવસ હું મારા દવાખાનામાં બેઠો હતો. તેવામાં એક માણસ મને તેડવા સારૂ આવ્યો, મને તેણે કહ્યું કે મેહેરબાન આપ ફીના પૈસા મારી પાસેથી લ્યો અને એક માણસ આજારી છે તેને જોવા માટે પધારો.

હું તરતજ ઉઠયો તેણે મને એક મોહોર આપી જે લેઇ મેં ગજવામાં મુકી મેં વિચાર કર્યો કે આ માણસ કોઇ તવંગરના ઘરનો છે. તેથી હું સારી રીતે ઠાઠમાઠથી તેની સાથે ગયો, અમો ચાલ્યા

ચાલ્યા શેહેરનો જે હાકેમ હતો તેના મકાનમાં ગયા. ત્યાં એક માણસ પોતાના શરીર ઉપર એક સરસ જબ્બો ઓઢી બેઠેલો હતો. હું તેની પાસે જઇને બેઠો, મેં તેને નાડી જોવાને માટે હાથ લાંબો કરવાનું કહ્યું; ત્યારે તેણે પોતાનો ડાબો હાથ લાંબો કર્યો, મે તેને જમણો હાથ લાંબો કરવાનું કહ્યું ત્યારે તે બોલ્યો કે મારો જમણો હાથ દુઃખે છે ત્યારે મેં ડાબો હાથ જોઇ તેને દવા આપી, અને હું ત્યાંથી ઉઠયો પછી તેણે કહ્યું કે મને આરામ થાય ત્યાં સુધી રોજ તમારે મારે ઘેર આવવું. પછી હું ઘેર આવ્યો અને દરરોજ તેને ત્યાં જવા માંડયું. રોજ મારી ફીના પૈસા મને તે રોકડા આપી દેતો, કેટલાક દિવસ સુધી તેણે મારી દવા ખાધી. અને મારી દવા તેને ઘણી માફક આવી અને સાજો થયો. ત્યારે તેણે છેલ્લે દિવસે મને કહ્યું કે હવે હું સારો થયો છું. માટે તમારે ધક્કા ખાવાની જરૂર નથી. તમોએ મારે માટે ઘણી તસદી લીધી માટે તમને હું જે કંઇ ભેટ આપું છુ તે સ્વીકારો એમ કહી મને પચાસ સોનામોહોરો આપી મેં તે લેવાને ના કહ્યું. પરતુ તેણે બળાત્કારે મને આપી. અને ત્યાર પછી તે મારા ઉપર અતીશે પ્યાર રાખતો, દરરોજ મને એક વખત પોતાની પાસે બોલાવતો, અમો બન્ને દરરોજ એક વખત ન મળીએ તો તેના જીવને ચેન પડતું નહીં. એક દિવસ તે પોતાનાં કપડાં કાઢી નાહવા બેઠો હતો, તેવામાં હુ તેની પાસે જઇ ચઢયો, તો મેં તેનો એક હાથ કપાયેલો દીઠો, તે જોતાં હું ઘણોજ નવાઈ પામ્યો અને પૂછવા લાગ્યો કે ભાઇ આ બનાવ બનવાનું કારણ શું ?

આ હાકેમ મારા ઉપર ઘણોજ પ્યાર રાખતો અને મેં તેને સાજો કર્યો, તેના બદલામાં તેણે મને તે શેહેરના મોટા દવાખાનામાં સૌનો ઉપરી નીમ્યો હતો, અને મારાથી કાંઇ પણ વાત છાની રાખતો નહીં, તેથી તેણે મને કહ્યું, કે તે વાત નિરાંતે કરવાની છે, માટે અત્યારે ચાલો આપણે જમી લઇએ પછી કહીશું, એમ કહી અમો બન્ને જણ જોડે ખાવા બેઠા; બન્ને જણ ખાઇ રહ્યા પછી સાંજ પડી ત્યારે તેણે મને કહ્યું કે ચાલો મારી સાથે ફરવા અમો બન્ને જણ એક ગાડી જોડાવી તેમાં બેશી ફરવા નીકળ્યા. રસ્તે ચાલતાં ચાલતાં તેણે મને કહ્યું કે મારો એક હાથ કેમ કપાયો તે હવે ધ્યાન દઇને તમો સાંભળો.

તે બોલ્યો હું તમને મારો ડાબો હાથ બતાવતો હતો તેથી તમને વ્હેમ તો પડયો હશે. મેં કહ્યું કે હા ! પણ હું એમ વિચાર કરતો હતો કે જે માણસને કોઈ દિવસ વૈદને ઘેર જવાનો વખત ન આવ્યો હોય તેવા માણસને તે વાતની માહિતી ન હોય, તેથી મેં તે વિષે વધારે પૂછપરછ કરી નહોતી. પરતુ જ્યારે મેં તમારો હાથ કપાએલો જોયો ત્યારે તો મને ખરેખર દિલગીરી ઉત્પન્ન થઇ, અને તે વાત જાણવાની ઇંતેજારી થઇ, તો હવે આપ મને આપની સઘળી હકીકત યથાસ્થિત કહો ત્યારે તેણે કહ્યું કે મૌસલ શેહેરથી તો તમો વાકેફ હશો; તે શેહેરમાં હાલ પણ મારૂં ઘણુંખરૂં કુટુંબ છે, અને તે શેહેરના બાદશાહ કેટલીક પેઢીએ અમારો સગો થતો, મારે ઘેર સારી સારી જાગીરો હતી. તેની ઉપજમાંથી અમો અમારૂં ગુજરાન સુખે સમાધે નભાવી શકતા; અમારે કાંઇ પણ ધંધો કરવાની જરૂર પડતી નહીં તેથી દિવસનો ઘણો ભાગ એશઆરામ તથા ધર્મધ્યાનમાં કાઢતા, આ શેહેરમાં મોટા મોટા વેપારીઓની દુકાનો હતી અને તેમને મીસર, હિંદુસ્તાન, અરબસ્તાન, તાર્તારી સાથે વેપારનો સબંધ હતો, તેથી ઘણુ લોકો દેશાવરના ફરનારા હતા. મારા બાપને તે મોટા વેપારીઓ સાથે સારી ઓળખાણ હતી તેમજ દરબારમાં પણ મારા બાપનું ચલણ સારૂં હતું. તેથી આખા શેહેરમાં સઘળે ઠેકાણે તેમને માન આવકાર સારી રીતે મળતું.

મારા બાપને હું એકનો એક છોકરો હતો, તેમજ અમારા આખા કુટુંબમાં અને મારા મોશાળપક્ષમાં પણ હું એકલોજ હતો, તેથી હું ઘણોજ માનીતો હતો, મારી બુદ્ધિ તિવ્ર હતી, અને મારા બાપે નિશાળે ભણવા મુકયો. હુ થોડીવારમાં સારાં સારાં પુસ્તકો શીખ્યો. બરાબર વાંચતાં લખતાં શીખ્યા પછી તે નિશાળેથી ઉઠાડી પોતાની સાથે ફેરવવા માંડયો. હુ પણ તેમની સાથે ફરી કેટલીક બાબતોમાં પ્રવીણ થયો, તેમની સાથે રાજદરબારમાં પણ જતો.

આ વ્યવહારિક કામોની સાથે હું ધર્મનું પણ કાંઇક જ્ઞાન મેળવતો, અને મારા યથાશક્તિ તેનું

પણ મનન કરતો તથા પાળતો, એક દવસ તેહેવારને દિવસે ખુશાલી માટે મારા બાપે શેહેરના આબરૂદાર ગ્રહસ્થેને આમંત્રણ કરી ખાણું આપ્યું હતું તે દિવસે સઘળા આવ્યા હતા. અને જમી રહ્યા પછી સૌ ખુસ મિજાજમાં વાતો કરતા હતા. તમામ વેપારની વાત ચલાવતાં ચલાવતાં જે જે વપારા જે જે દેશ જોઇ આવ્યા હતા, તેની તારીફ કરવા લાગ્યા, કોઇએ મિસર દેશના વખાણ કર્યા, કોઇએ અરબસ્તાનનાં વખાણ કર્યાં કોઇએ હિંદુસ્તાનના કર્યા, આ પ્રમાણે વાતોના ગપાટા ચાલી રહ્યા હતા બધી વાતો ચાલ્યા પછી વિચાર કર્યો તો ઘણા માણસોએ મિસર દેશનાં વખાણ કર્યાં. અને મારા બાપે પણ મિસર દેશનાંજ વખાણ કર્યાં. અને કહ્યું કે આજકાલ મિસર દેશના લોકોના જેવો પૈસો તેમજ પેદાશ દુનિયાના બીજા દેશમાં નથી, એ દેશમા વરસાદ બિલકુલ નથી આવતો. પરંતુ નીલ નદીમાં એક વરસમાં એકવાર રેલ આવે છે, તેથી આખા દેશમાં પાક ઘણોજ સરસ થાય છે, અને દુનિયાની તમામ જાતના વનસ્પતિ, અનાજ, પશુ, પંખા વગેરેની પેદાશ ત્યાં છે. ત્યાંના લોકો ઘણા હુન્નરવાન અને ઉદ્યોગી તથા રૂપાળા હોય છે, તે દેશની રાજધાની કેરો શેહેર છે. તે શેહેર તો જાણે સ્વર્ગમાંથી ઇંદ્રપુરી નીચે આવી હોય તેવું છે

વળી મારો બાપ કહેવા લાગ્યો કે હમણ થોડાં વરસ ઉપર કેરો શેહેરમાં મુસાફરીએ ગયો હતો. ત્યારે ત્યાંના બાદશાહની સ્વારી નીકળી હતી, જે જોતાં હું તો અજાયબજ થઇ ગયો કે તેના ઋદ્ધિસિદ્ધિ અને દામદમને કોઇપણ જાતની ઉપમા આપવાને મારી પાસે પુરતા શબ્દો મળી શકતા નથી, તે બાદશાહની કેટલીક તદન હલકું કામ કરનારી ગુલામડીઓ એવી તો રૂપાળી હતી કે આપણા દેશમાં સાગમાં સારી ખુબસુરત સ્ત્રી પણ તેની બરોબરી કરી શકે નહીં. હું સમજ્યો કે બાદશાહને ત્યાંજ આવી સ્ત્રીઓ હશે, પરંતુ મે બધા શહેરમાં જોયું તો એક પણ સ્ત્રી મારી નજરે બદશીકલની પડી નહીં, આ જોઇ અને એવું અજાયબી લાગી કે ખુદાતાલાએ દુનિયાનું સઘળું રૂપ તો કેરો શેહેરમાંજ મુકી દીધું છે.

આ શેહેરના જેવું મોટું અને સુંદર શેહેર મેં કોઇ જોયું નથી. ત્યાંનો એકેએક વેપારી દુનિઆના ઘણા ખરા દેશો જોડે વેપારનો સંબંધ ધરાવનારો છે, જેણે તે શેહેર જોયું નથી. તેનો અવતાર અફળ છે, જે માણસ એકવાર ત્યાં જાય, તેને ત્યાંથી પાછા ફરવું ઘણું દિલગીરી ભરેલું થયા વગર રહેતું નથી.

આ કેરો શેહેર સિવાય બીજાં મિસર દેશમાં ઘણાં સુંદર શેહેર છે, પરંતુ કેરો શેહેરની બરોબર એકે શેહેર નથી, જે માણસ ઘણો પૈસાદાર થાય અને જેને એશઆરામ લેવો હોય તે કેરો શેહેરમાં જઇને રહે છે. સાધારણ માણસને ત્યાં રહેવાનું કામ નથી કારણ કે તે શેહેરમાં પુષ્કળ વસ્તી હોવાને લીધે સર્વ વસ્તુઓ, તેમજ ઘર દુકાનો વગેરેનું ભાડું ઘણુંજ મોંઘું છે ! ટુંકામાં એટલુંજ કે, તે શેહેર જોતાં બીજા તમામ શેહેરો તેના આગળ કાંઇ વિસાતમાં લાગતા નથી.

આવી રીતે કેરો શેહેરનાં વખાણ સાંભળી પેલા બીજા લોકોને કેરો શેહેર જોવા જવાનું મન થયું. તે એટલે સુધી કે એક બે દિવસમાંજ તૈયાર થઇ જવું. પરંતુ તેમાં કોઇપણ માણસ ભોમીયો નહોતો, તેથી તેઓએ મારા બાપને કહ્યું કે, તમારી શી મરજી છે, મારા બાપે કહ્યુ કે હું તો હમણાં જઇ આવ્યો છું માટે મારો વિચાર કાચો છે ત્યારે પેલા લોકોએ તેમને આગ્રહ કરીને કહ્યુ કે, જો તમો અમારા ઉપર મેહેરબાની કરીને અમારી સાથે આવો તો અમો તમારો મોટો આભાર માનશું. અમો તમારી સેવા ચાકરી સારી રીતે કરશું પણ તમો અમારી જોડે આવો તો ઠીક, એમ કહી તેમણે ઘણા કાલાવાલા કર્યા ત્યારે મારા બાપે ત્યાં જવાની હા કહી અને કયે દિવસે નીકળવું તેનો નક્કી વિચાર કરી ત્યાંથી વેગળા ગયા.

પેલા લોકો પણ તમામ વેપારી હતા તેમણે સૌએ પોતપોતાની ઇચ્છા પ્રમાણે મિસર દેશમાં પોસાય તેવો જૂદી જૂદી જાતનો માલ લીધો મારા બાપે પણ પોતાના સારૂ જૂદો માલ લીધો, મેં મારા બાપને કહ્યું કે મને સાથે તેડી જાઓ ત્યારે તેમણે કહ્યું કે તારી ઉમર નાની છે અને મુસાફરીનું કામ ઘણું સખ્ત છે, માટે તું ઉમર લાયક થઇશ ત્યારે તેડી જઇશ, મેં કહ્યું કે હાલ મને અગાર વરસ તો થયાં છે તો હવે કયારે ઉમર લાયક કહેવાઉં ? મારા બાપે કહ્યું કે હજુ પચીસ વરસ પછી તારી ઉમર પાકી કહેવાય. મને ઘણી દીલગીરી થઇ. કારણ કે મારા બાપ સામું મારાથી વધારે બોલી શકાતું નહીં, ત્યારે મેં મારી માને તે વિષે કહ્યું અને ઘણી દીલગીરી સાથે રોઇ પડયો. મારી માએ કહ્યું કે હું તારા

બાપને કહીશ અને તને લઇ જાય એવી ગોઠવણ કરીશ.

તે સાંભળી હું ખુશી થયો, મારો બાપ જ્યારે જમવા આવ્યો ત્યારે મારી માએ કહ્યું કે તમો જ્યારે કેરો શેહેર જાઓ છો, તો આ છોકરાને તમારી સાથે લઇ જાઓ તો શું ખોટું, અત્યારથી તમારી સાથે ફરશે તો કાંઇક હોંશીઆર થશે, તમો તેને વાકેફ નહીં કરો તો પછી તમારો ભાર બધો કોણ ઉપાડી લેશે ?

આવી રીતે મારી માએ મારા બાપને ઘણું ઘણું સમજાવ્યો, ત્યારે મારા બાપે કહ્યું કે મુસાફરીમાં દુઃખ ઘણું છે. કોઇ કોઈ વખત પુરૂં ખાવા પણ મળતું નથી કોઈ કોઇ વખત એવી આફતો આવે છે કે જીવવું પણ મુસ્કેલ થઈ પડે. આવાં આવાં કારણોથી હું લઇ જવાની ના પાડું છું. પરંતુ જ્યારે તારો પણ આગ્રહ છે તો હું તેને દમારકસ શેહેર સુધી લઈ જઇશ અને તેને ત્યાં મુકીને અમો આગળ જઇશું મારી માએ કહ્યું ભલે તેમ કરજો પણ તેને જોડે લઇ જજો.

પછી જમી રહ્યા પછી મારા બાપે મને કહ્યું કે તું પણ મારી જોડે તૈયાર થજે તારે આવવાનું છેઃ આ સાંભળી હું ઘણો ખુશી થયો, અને મારી જોડે લેવાનાં લુગડાં લતાં વગેરે સઘળા સામાનની તૈયારી કરવા લાગ્યો કારણકે બીજે દીવસે તો નીકળવાનું હતું, મારા બાપે કેટલોક માલ મારા નામથી ભર્યો. મારી માએ મને કહ્યું કે ભાઇ ! તારે દમારકસ સુધી જવાનું છે મેં કહ્યું બહુ સારૂં.

સોએ પોતપોતાને લાયક માલ ભરી લીધો અને બીજે દિવસે સાંજના પરવારી અમોએ મુસાફરી શરૂ કરી. કેટલાક દિવસની મુસાફરીએ અમો દમારકસ શેહેરમાં પહોંચ્યા. દમારકસ શેહેર લગભગ પાંચ ગાઉથી દેખાવા લાગ્યું, તે શેહેરની મોટી મોટી હવેલીઓ આકાશની જોડે વાતો કરતી હતી જેની લંબાઇ પહોળાઇ એટલી બધી હતી કે મારી નજર પહોંચી શકતી નહીં.

અમોએ ત્યાં જઇ તંબુ નાંખી ગામ બહાર પડાવ કર્યો, ત્યાં અમારી સાથેના કેટલાક વેપારીઓના આડતીઆઓને જાણ થવાથી તેઓ અમને તેડવાને આવ્યા. પરંતુ અમોએ જવાની ના પાડી, ત્યાર પછી તે વેપારીઓએ અમારી પાસેનો માલ માગ્યો પરંતુ તે સઘળાએ કહ્યું કે અમારે કેરો શેહેર જવું છે માટે અમો આપી શકીશું નહી.

પછી મારા બાપે મને મારો માલ સોંપી કહ્યું કે તું આ શેહેરમાં રહે અને અમો કેરો જઇશું. કેટલાંક જરૂરનાં કારણોને લીધે હું તને ત્યાં લઇ જઇ શકું તેમ નથી. માટે અમો આવતા સુધી તું અહીંજ રહેજે અને તારી પાસેનો માલ નફો મળે તો વેચી નાંખી ગામમાં એક ઘર ભાડે રાખીને રહેજે. મેં કહ્યું સારૂં, એમ કહી તે સઘળા શેહેર તરફ રવાના થયા અને મારે દમારકસ શેહેરમાં રહેવું પડયું.

તેમના ગયા પછી મેં મારો માલ વેચી દીધો. તેમાં મને પુષ્કળ નફો મળ્યો હવે મેં અહીંઆં કેટલાક મિત્ર કરી રાખ્યા હતા, હું એકલો પડયો અને મારા બાપ વગેરે જે લોકો કેરો શેહેર ગયા હતા તેઓને આવતાં ઘણા દિવસ લાગે તેમ હતું. તેથી મેં દમારકસ શેહેરમાં એક ઘર ભાડે લેવાનો વિચાર કર્યો, અને મારા મિત્રો મારફત ઘર રાખવાની તપાસ કરાવી મારા મિત્રો એમ જાણતા હતા કે આ કોઈ મોટો પૈસાવાળો છે તેમ ઠાઠ પણ તેવો રાખ્યો હતો, પરંતુ તે ઠાઠ મેં એવો યુકિતબંધ રાખ્યો હતો કે મારે ઘણા પૈસા ખરચવા પડતા નહીં હું પૈસા ઘણીજ કરકસરથી ખરચતો તે બાબતમાં ઉડાઉ-પણું વાપરતો નહીં.

મારા મિત્રોએ એક સારૂં ઘર શોધી કાઢયું, તે ઘર ઘણું મોટું અને વધારે ભાડાનું હતું તેમજ ખુણામાં હતું તેથી મને પસંદ પડયું નહી. ત્યારે મેં કહ્યું કે ભાઇઓ આપણે બહુ મોટા ઘરનો ખપ નથી. પરંતુ સરીઆમ રસ્તા ઉપર એક નાનું ઘર રાખવું કે જેમાં આપણો સમાવેશ થઇ શકે ત્યારે તેઓ બીજું ઘર જોવા માટે નીકળ્યા, તેમણે રાજમાર્ગ ઉપર એક નાનું ઘર શોધી કાઢયું જે ત્રણ માળનું હતું, વચલા માળના આગલા મેડે દિવાનખાનું કરવાની સગવડ હતી. નીચે રસોડું કરવાની સગવડ હતી. અને ત્રીજે માળે સુઇ રહેવાની સગવડ કરી, પાછળના ભાગમાં છુટી જમીન હતી તેમાં એક કુવો હતો. મને આ ઘર પસંદ પડયું. અને તે દર મહીને પંદર રૂપીઆ ભાડાના નક્કી કર ખી લીધું, અને તેને

સુધારવાને સારૂ પ્રથમ મારે કેટલુંક ખરચ કરવું પડયું. જે જગ્યાએ દિવાનખાનું કરવાનું હતુ તે ઓરડો ઘણો સુંદર હતો તો પણ તેમાં કેટલીક હાંડીઓ, તકતા, ઝમરૂખ વગેરે લાવીને ગોઠવી દીધી, અને તેને ખુબ શણગાર્યો અને તે પ્રમાણે મેં એક દિવસમાં મારા મિત્રો મારફત મારી ઇચ્છા પ્રમાણે તે ઘરને મારે રહેવા લાયક બનાવી દીધું.

ત્યાર પછી પાછળ જે છુટી જમીન હતી તેમાં કેટલાક ફુલના છોડ તથા જે થોડી મુદતમાં તૈયાર થાય એવાં કેટલાંક ઝાડ રોપાવ્યાં ત્યાં કુવો તો પાસેજ હતો તેથી તેમાંથી પાણી કઢાવી ઝાડોને પાણી પાઈ સારો બાગ ખીલવવાને વાસ્તે મેં એક હોંશીઆર માળીને નોકર રાખ્યો, પછી મેં રસોઇઓ,નોકર, એક ખાનગી હિસાબ રાખનાર ગુમાસ્તો, વાસીદુ વાળનાર વગેરે કેટલાક માણસોને નોકર રાખ્યા અને જે જે સામાન જોઇએ તે સઘળો ભરી દીધો.

હું મારા દોસ્તો સાથે હંમેશાં શેહેરમાં ફરવા જતો, અને પૈસા પણ રીતસર ખરચતો, અને કેટલીક વખત હું તેમના ઘેર જતો તથા તેમને મારે ઘેર પણ ખાવા સારૂ તેડતો, આ પ્રમાણે મેં ચાર મહીના સુધી કર્યું. શેહેરમાં ઘણે ખરે ઠેકાણે મારે ઓળખાણ થઇ, મારી આબરૂ થોડા દિવસમાં સારી નીકળી.

એક દિવસ હું ફરવા ગયો હતો તે વખતે મારા મિત્રો વગેરે કોઇ મારી સાથે નહોતું ફક્ત હું એકલોજ હતો અને બરોબર બપોરના બે વાગ્યાનો વખત હતો, તે વખતે પુરૂષ વર્ગ સૌ પોતપોતાને કામે બજારમાં ગયેલો હતો તેવા વખતમાં હું એક શેરી વચ્ચે થઇને નીકળ્યો, મારો કપડાં વગેરેનો ઠાઠ ઘણો ભભકાબંધ હતો.

હું ત્યાં થઇને જતો હતો તેવામાં પાછળથી મારૂ લુગડું કોઇએ ખેંચ્યું, મેં પાછું ફરીને જોયું તો કોઇએક નાની છ સાત વરસની છોકરી હતી, તે બોલી કે આ મેડે તમને કોઈ બોલાવે છે, એમ કહી તે તો રમવા જતી રહી. મેં ઉચુ જોયું તો એક ઘણીજ રૂપાળી સ્ત્રી પોતાનું મોં ઉઘાડું કરી બારીએ ઉભી રહી હતી. તેણે મને સાન કરી ઉપર બોલાવ્યો હું ઉપર ગયો, તો તેનું દિવાનખાનું જોઇને ઠરીજ ગયો, હું ત્યાં થોડીવાર બેઠો એટલે તે સ્ત્રી ખાવાનું લાવી મને આપી કહેવા લાગી કે આપ આ ખાણું ખાઓ. મેં કહ્યું કે હું તમને ઓળખતો નથી તેમ તમો મને પણ ઓળખતાં નથી, ત્યાં સુધી એકદમ ખાવાનો સંબંધ શી રીતે બની આવે ? એટલે તે સ્ત્રી ઘણા હાવ ભાવ સાથે કહેવા લાગી કે મારા મેહેરબાન ! તમો મને નથી ઓળખતા પરંતુ હું તમને સારી પેઠે ઓળખું છું. એમ કહી તેણે મારે રહેવાનું ઠેકાણું ચોકસ કહી આપ્યું પછી તેણે કહ્યું કે કાલરોજ હું ત્યાં થઈને નીકળી ત્યારે મેં તમને જોયા, ત્યારે મેં નીચે તમારા નોકરને સઘળી હકીકત પુછી લીધી હતી. હું ત્યાં મારે જોઇતો કેટલોક સામાન લેવા આવી હતી, તમારી ખુબસુરતી તથા તમારા શરીરનો બાંધો જોઇ, તમારી સાથે મોજમજા ભોગવવાની ઇચ્છા થઇ પરંતુ તે વખતે તમો તમારા મિત્રો સાથે ગમ્મતમાં હતા તેથી હું ચાલી આવી.

આજરોજ મારે રાતની વખતે ત્યાં આવવાનો વિચાર હતો પરંતુ એટલામાં તમોને અહીંથી જતાં જોયા એટલે મેં તમને અહીં બોલાવ્યા. માટે હે મારા મેહરબાન તમોને જોયા ત્યારથી આ શરીર તમને અર્પણ કર્યું છે, અને આપની ઇચ્છા પ્રમાણે વર્ત્તવાને તૈયાર થઇ રહી છું.

આ સાંભળી હું ઘણો ખુશી થયો, તે સ્ત્રી એટલી બધી ખુબસુરત હતી કે હું તેના રૂપની તારીફ કોઇ પણ રીતે કરી શકું તેમ નથી. તેના બોલવાની સાથેજ મારૂં હૃદય તો પીગળી ગયું હતું, તો પણ દિવસનો વખત હતો તેમજ પરભાર્યું મકાન હતું તેથી મેં કહ્યું કે હે બાનુ! તમે જ્યારે આટલો આગ્રહ કરો છો તો ચાલો આપણ બન્ને જોડે ખાઈ લઇએ, પછી અમો બન્નેએ જોડે બેશી ખાધું.

ખાઇ રહ્યા પછી મેં કહ્યું કે તમારી માગણી અક્ષરે અક્ષર સ્વીકારૂં છું. પરંતુ તમો જો મારા મકાને આવી શકો તો આપણ બન્ને પુરી મોજ મજાહ ભોગવી શકીએ પરંતુ અહીંઆં મને ધાસ્તી લાગે છે, જો કે અહીંથી જવું અત્યારે મને ઘણું દુઃખકર્ત્તા થઇ પડશે, પરંતુ અત્યારની વખતમાં અહીંઆં વધારે વાર રહેવાની મારી ઇચ્છા નથી.

તે બોલી કે મારો પણ એવોજ વિચાર છે. હું સાંજની વખતે આપના મકાને આવીશ. તમો બંદોબસ્ત કરી મુકજો કે મને કોઇ રીતે રોકાણ થાય નહીં. મેં કહ્યું બહુ સારૂ એમ કહી હું ત્યાંથી છુટયો અને મારા મકાને આવી મારા નોકરોને કહ્યું કે આજે સાંજે દિવસ આથમ્યા પછી આપણા મકાનમાં કોઇ મારા મિત્ર આવે તો તેમને કહેવું કે તે તો બહાર ગયા છે અને કયે વખતે આવશે તેની ખબર નથી, પણ જો કોઇ સ્ત્રી આવે તો તેને બીલકુલ રોકવી નહીં.

એવી રીતે ગોઠવણ કરી ઉત્તમ પ્રકારનું ખાણું તૈયાર કરાવ્યું. તથા ઘણીજ ઉંચી જાતના મેવા વગેરે મંગાવ્યું. મારા દિવાનખાનામાં સઘળે અત્તરનો છંટકાવ કરી દીધો. મારા શરીર ઉપર પણ મેં અત્તર છાંટયું. મીણબતીઓ વગેરે રોશનાઇનો સામાન પણ મંગાવી તૈયાર રાખ્યો, અને મારાં કપડાં પણ બદલી ઘણો સરસ પોશાક પેહેરી તેની વાટ જોતો હું બેઠો.

સાંજ પડી એટલે કોઈ સ્ત્રીને આવતાં મેં બારીએથી જોઇ તેના શરીર ઉપર જુનું મેલું વસ્ત્ર ઠેઠ પગથી તે માથા સુધી ઓઢેલું હતું. શરીરનો કોઈ પણ ભાગ ઉઘાડો દેખાતો નહોતો, મારા મનમાં વેહેમ પડયો કે આતો કોઇ બીજી સ્ત્રી જણાય છે. કારણ કે, તેનાં કપડાં ઘણાંજ ખરાબ જણાતાં હતાં, જોતા જોતામાં તે બારણામાં આવી.

આ વખતે મારા દિવાનખાનામાં રોશનાઇ થઇ ગઇ હતી. તે ઉપર આવી એક ખુણે ઉભી મેં તેને પૂછયું કે તમે દિવસે મને મળ્યાં હતાં તેજ કે બીજાં તે બોલી તમને કેમ લાગે છે! મેં કહ્યું કે તમારો પોશાક જોતાં મને એમ લાગે છે કે તમો કોઇ બીજાં છો, તે સ્ત્રી મારી પરીક્ષા કરવાને બોલી કે જો તેમ હોય તો, મારી માગણી આપ સ્વીકારશો કે નહીં. મેં કહ્યું કે બાનુ! માફ કરો મારૂં ચિત્ત હું આજે દિવસે જે સ્ત્રી જોઇ આવ્યો છું તેની ઉપર લાગેલું છે અને થોડીવારમાં તે આવશે માટે તમો આમાંથી થોડુંક ખાઇ આપને રસ્તે ચાલ્યાં જાઓ, અને તેને માટે આપ મારા ઉપર ખોટું લગાડશો નહીં. હું તે સ્ત્રી આગળ દુનિઆની સઘળી સ્ત્રીઓનાં રૂપ તુચ્છ માત્ર સમજુંછું; અને તે સ્ત્રીએ મારા અંતઃકરણ વચ્ચ માર્ગ પાડેલો છે.

એટલું બોલતામાં તે સ્ત્રીએ પોતાના શરીર ઉપરથી જૂનું વસ્ત્ર ખસેડી નાંખ્યું, એટલે તો તેના જરીયાનના પોશાકથી મારી આંખજ મીંચાઇ ગઇ, અને અત્તરના ભણકાર નીકળવા લાગ્યા. હજુ સુધી તેનું મોં મેં જોયું નહોતું તે પેહેલાં તો પેલી દીવસે જોયેલી સ્ત્રીને હું તદ્દન ભુલી ગયો અને મને લાગ્યું કે આ સ્ત્રી તેના કરતાં કોઇ ઘણીજ રૂપાળી છે, હું તેનું મોં જોવાને એટલો બધો અધીરો થઇ ગયો કે મારે તેને કાલાવાલા કરવા પડયા.

તે બોલી તમો કહેતા હતા કે દિવસે જે સ્ત્રી મેં જોઇ છે. તે સિવાય બીજી ઉપર મારૂં ચિત્ત ચોટે તેમ નથી તો હવે શા માટે આમ કરો છો, મેં કહ્યું કે તે વાત ખરી છે, પરંતુ આ વખતે મારૂં મન મારા કબજામાં નથી. અને હવે હું તમારી સાથે શું બોલુંછું તેનું પણ મને ભાન નથી. હું તો એમ ધારૂં છું કે તમે તેજ હશો, એટલું કહેતામાં તે પોતાના મોં ઉપરથી બુરખો ખસેડી એકદમ મને ભેટી પડી.

મારૂં ચિત્ત શાંત થયું તેનો સ્પર્શ થવાથી મને ભાન આવ્યું અને બોલ્યો કે હે સ્ત્રી દિવસે મેં જે તમારૂં રૂપ જોયું હતું તેના કરતાં એક હજારગણું રૂપ અત્યારે લાગે છે, તેનું શું કારણ? તે બોલી ખાવિંદ! દિવસે હું સાદા પોશાકમાં તેમજ ઘર કામમાં રોકાયેલી હતી, એટલે તે વખતે મારા શરીર ઉપર કોઇ પણ ઘરેણું કે મુખને શોભાવે તેવી કાંઇ ચીજ નહોતી. આ વખતે તમે પ્રથમ તો મારો પોશાક જોઈને ગર્ક થઈ ગયા હતા. માટે માણસના રૂપની સાથે લુગડાં વગેરેનો ઠાઠ હોય તો રૂપ પણ દીપી આવે છે.

અમો બન્ને જણે વાતો ચીતો કરી મેં ખાવાનું મંગાવ્યું, તે અમોએ બન્ને જણે ખાધું, પછી મેવો મંગાવ્યો, પાન સોપારી ખાધાં, પછી થોડોએક દારૂ પીધો, અમોએ આખી રાત ખુબ ગમ્મતમાં ગુંજારી અને સવારમાં ઉઠી તે પોતાને ઘેર ગઇ ઘેર જતી વખતે તેણે કહ્યું કે હું પાછી આઠ દિવસે

અહીં આવીશ. મુદત લાંબી હતી તેથી મને લગાર દીલગીરી થઈ પરંતુ તેમાં કાંઇ મારો ઉપાય નહોતો, આઠ દિવસ કાઢવા મને મુશ્કેલ લાગ્યા; મને એમ લાગ્યું કે તે આવશે કે નહીં આવે ? તેમ વિશ્વાસ નહોતો પણ તે આઠ દિવસ થતાં પોતાના બરોબર ટાઇમે આવી ઉભી રહી, મેં તેને ઘણા માન સાથે બોલાવી આગળના દિવસની પેઠે આખી રાત ઘણી ખુશાલીમાં ગુજારી.

બીજે દિવસે સવાર થતાં પાછી તે પોતાના રસ્તે પડી ચાર દિવસનો વાયદો કરતી ગઇ, વળી પાછા ચાર દિવસ થતાં તે પોતાની સાથે કોઇ બીજી સ્ત્રીને લઇને આવી આ સ્ત્રીનું રૂપ એવું હતું કે પેલી સ્ત્રી તેની આગળ કાંઇ પણ હિસાબમાં લાગી નહીં, હું તે નવી સ્ત્રીને જોઇને પેલી સ્ત્રી સામું જોવાનું પણ ભૂલી ગયો, આ જોઇ તે સ્ત્રીને અદેખાઇ આવી, પરંતુ તેની મને ખબર પડવા દીધી નહીં અને તે રાત્રે તે બન્ને જણીઓ થોડીવાર રહી ચાલી ગઇ.

જતી વખતે તે કાંઇપણ બોલી નહીં, હું સમજ્યો કે આ વખતે તેને બહુ ગુસ્સો ચડયો છે અને હવે તે ફરીથી આવશે નહીં. તેમ જાણી હું ઘણોજ દીલગીર થયો અને નિરાશ થઇ આખો દિવસ ઉદાસીમાં કાઢયો. સાંજની વખતે તે એકલી મારી પાસે આવી અને મને કહેવા લાગી, કે કેમ ઉદાસીમાં છો, ! મેં કહ્યું કે કાલ મેં પેલી સ્ત્રીની સાથે વાતચીત કરવાથી તને ખોટું લાગ્યું હશે અને તેથી તું ચાલી ગઇ અને હવે પાછી ફરી નહીં આવે એમ જાણી ઉદાસીમાં બેઠોછું.

તે બોલી હું એમ જાણતી હતી કે તમે દૃઢ વિચારના માણસ હશો પરંતુ કાલની વર્તણુંક ઉપરથી એમ લાગ્યું કે મારા કરતાં બીજી કોઇ સારી સ્ત્રી મળે તો મને છોડી દેતા વાર કરો નહીં, તેથી હવે હું તમારી સાથે સંબંધ રાખવાને ઇચ્છતી નથી. મેં કહ્યું કે પ્યારી ! તે મારી ભૂલ થઇ છે, તે વખતે તારા ઉપર મારો કાંઇ અભાવ થયો નહોતો પરંતુ મારા સમજવામાં એમ આવ્યું કે તે તારી સાથે આવેલી છે, તેની બરદાસ જો હું નહીં કરૂં તો તને ખોટું લાગશે એમ ધારી મેં તેની સાથે એવી વર્તણુંક ચલાવી.

પછી તેણે કહ્યું કે જો તમારૂં દિલ શુદ્ધ હોય તો હું તેને મારી સાથે લાવું પણ જો તમો બદલાશો તો તેમાંથી પરિણામ ખોટું આવશે, જો તમારી ઇચ્છા હોય તો લાવું, મેં કહ્યું તે બાબતમાં તું લગાર પણ વહેમ ખાઇશ નહીં, પછી તે આખી રાત પ્રથમની પેઠે મારી જોડે રહી અને જતી વખત ચોથા દિવસનો વાયદો કરતી ગઇ.

ચાર દિવસ થતાં તે પેલી સ્ત્રીને લઇને મારા મકાનમાં આવી. મેં પ્રથમ તો તેની ઉપર ધ્યાન આપ્યું નહીં પરંતુ તેનું રૂપ અને તેનાં નખરાંથી હું મારૂં મન બીલકુલ કબજામાં રાખી શકયો નહીં. હું તેના સામું જોતો નહીં પરંતુ મારૂં ચિત્તતો તેના ઉપર ચોટયું. અને પેલી સ્ત્રીનાથી વાત કરૂં તો પણ ઉંચા મનથી અને છેવટે મેં મારૂં કહેલું ભૂલી જઇ તેની સાથેજ વાતો ચીતો કરવા લાગ્યો. ત્યારે પહેલી સ્ત્રી બોલી કે તમો કાંઈ ફિકર કરશો નહીં અને ખુશીથી તેની સાથે આજની રાત રમો, મેં તેનું કહેલું ખરા મનથી હશે એમ ધારી આખી રાત પેલી નવી સ્ત્રીની સાથે ગુજારી સવાર થતાં અમો ત્રણે જણે જોડે બેસી ખાધું અને એક એકના હાથે દારૂ પીધો મેં મારા હાથે પેલી જુની સ્ત્રીને દારૂનો પ્યાલો આપ્યો અને જુની સ્ત્રીએ નવી સ્ત્રીને આપ્યો અને તે નવી સ્ત્રીએ મને આપ્યો, એમ અન્યો અન્ય દારૂ આપી પેલી જુની સ્ત્રી આવુંછું એમ કહીને બહાર ગઇ, થોડીવાર થઇ પણ કોઇ આવ્યું નહીં. પેલી જે સ્ત્રી મારી પાસે બેઠી હતી, તેને ડોલાં આવવા માંડયાં. મેં જાણ્યું જે રાતના ઉજાગરાને લીધે તેને ઉંઘ આવે છે તેથી તેને સુઈ રહેવાનું કહ્યું પણ તેને કાંઇ ભાન જેવું ન લાગ્યું ત્યારે બરોબર તપાસ કરી તો જેમ ઝેર પીધેલું હોય તેના જેવું ઘેન ચડેલું દીઠું, થોડીવારમાં તેની જીભ ટુંકી થવા લાગી અને દમ નીકળી ગયો.

હું તેનું શરીર જોવા જાઉંછું તો શ્વાસોશ્વાસ રહિત મડદું લાગ્યું. આ જોઇ મારા તો હોશ ઉડી ગયા. હવે પરદેશમાં મારે શું કરવું તેનો કાંઇ વિચાર સુઝયો નહીં. હુંતો એકદમ બાવરા જેવો બની ગયો અને મારા એક નોકરને બોલાવ્યો, તે ઘણો હોશિયાર હતો, તેથી બોલ્યો કે તમો કાંઇ ગભરાશો નહીં.

હું એનું ઠેકાણું કરૂં છું એમ કહી તેણે ઘરની પાછળ ચોકમાંનો એક મોટો પથ્થર કોદાળીથી ઉખાડયો અને પેલું મડદું તેની નીચે દાટી પથ્થર પાછો હતો તેવો કરી દીધો. મારા જીવમાં જીવ આવ્યો અને તપાસ કરતાં માલમ પડ્યું કે પેલી જે સ્ત્રી નાશી ગઇ તે સ્ત્રીએ દારૂના પ્યાલામાં આ મરનારી સ્ત્રીને ઝેર આપ્યું છે, અને તેથીજ તે મરી ગઈ.

મેં વિચાર કર્યો કે હવે અહીં રહેવું ઘણું જોખમ ભરેલું છે, તેથી તરતજ મારો સામાન ઠેકાણે કરી પેલા નોકરોને રજા આપી અને મકાનને તાળું વાસી પેલા ઘરધણી પાસે ગયો અને કહેવા લાગ્યો કે સાહેબ મને આજ રોજ ખબર મળી છે કે મારા પીતા વગેરે કેરો ગયા છે, અને ત્યાં મને તે જલદીથી તેડાવે છે માટે મારે જવાનું છે તો તમારૂં ભાડું ચુકાવી લો અને હું આવું ત્યાં સુધી ઘર મારા કબજામાં રહેશે. હમણાં હું તમને કેટલાક રૂપીઆ ભાડા પેટે બીજા વધારે આપતો જાઉંછું. પેલો માણસ બોલ્યો કે ભલે જાઓ, જ્યાં સુધી મારૂં ભાડું મને મળે જશે ત્યાં સુધી હું તે મકાનમાં હાથ નહીં ઘાલુ.

ત્યાર પછી હું ત્યાંથી નીકળી કેરો ગયો, અને મારા પિતાને મળ્યો, મારો બાપ મને ઠપકો દેવા લાગ્યો કે તુ મારી રજા વિના શા માટે આવ્યો, એમ કહી મને લડયો તેથી હું તે શેહેરમાં બીજે ઠેકાણે મકાન લઇને રહ્યો અને ફરી તે લોકોને મળ્યોજ નહીં. પેલા લોકોએ તપાસ કરી પણ કોઇ ઠેકાણે મારો પત્તો લાગ્યો નહીં. તેમણે જાણ્યું જે તેના બાપની ધાસ્તીથી પાછો જતો રહ્યો હશે એમ ધારી તેમણે તપાસ કરવાની વાત માંડી વાળી.

ત્યાર પછી થોડે દિવસે મારા બાપ વગેરે સર્વ ઘર તરફ પાછા ફર્યા. આ વખત સુધી મારી પાસે પૈસા સારી પેઠે હતા; પછી તેઓના નીકળ્યા પછી હું બરોબર છુટથી કેરો શેહેરમાં ફરવા લાગ્યો અને બે વર્ષ સુધી ત્યાં રહ્યો પછી હું ત્યાંથી નીકળી દમાસ્કસ આવ્યો અને પેલા મારા મકાનવાળાને મળી ભાડું ચુકાવી આપ્યું અને મારૂં મકાન ઉઘાડી તેમાં પેઠો તો જ્યાં જેમ હતું તેમનું તેમ પડેલું દીઠું. હું સર્વ સામાન સંભાળું છું તો પેલી નવી સ્ત્રીનો એક પડી ગયેલો હાર મારા હાથમાં આવ્યો, જે ઘણોજ કિમતી હતો તે જોઇને મેં વિચાર્યું કે આ હારને હું મારા ઉપયોગમાં લઇશ નહીં એમ વિચારી મેં તેને ઠેકાણે મુક્યો. હું થોડા દિવસ દમાસ્કસમાં રહ્યો પણ હવે મારી પાસે પૈસા ખુટતા હતા તેથી મેં મારો સામાન વેચવા માંડયો. સઘળો સામાન વેચી દીધો; પછી મેં મારા દેશમાં આવવા માટે વિચાર કર્યો પરંતુ વાટ ખરચીને માટે મારી પાસે કાંઇપણ પૈસા રહ્યા નહીં, ત્યારે છેવટે મેં પેલા હાર ઉપર નજર દોડાવી અને તે વેચીને મારે વાટખરચી સારૂ પૈસા લેવા એમ નિશ્ચય કર્યો.

તે હાર લઇ હું બજારમાં વેચવા સારૂ ગયો તે હારની અંદર હીરા ચળકી રહ્યા હતા. તેથી હું એમ જાણતો હતો કે આ હાર વધારે કિમતનો હશે, પરંતુ મને તેની કિંમત નહોતી, હું બજારમાં બે ચાર ઠેકાણે ફર્યો, ત્યારે મને મારા ઘરવાળાનો ઓળખીતો ઝવેરી મળ્યો તેને મેં તે હાર આપી કહ્યું કે મારે આ વેચવાનો છે ત્યારે તેણે કહ્યું કે આ કેટલાનો છે? મેં કહ્યું કે તેની મને કિંમત નથી, તેતો ઝવેરી હતો તેથી સમજી ગયો કે આ હાર ભારે કિંમતનો છે પછી તેણે મારી પરીક્ષા જોવા સારૂ એક બે ઠેકાણે અમથો અમથો ફરી આવી કહ્યું કે આની કિંમત તો પચીસ રૂપીઆ થાય છે કારણ આ હારની અંદર જેટલાં નંગ છે તે બધાં ખોટાં છે.

આ વેપારીના કહેવા ઉપર મેં વિશ્વાસ રાખી તેને કહ્યું કે જે ઉપજે તે ખરૂં તમારો કાંઈ મને અણવિશ્વાસ નથી ત્યારે તે બોલ્યો કે પચીસથી વધારે રૂપીઆ ઉપજશે નહીં, જો તમારી મરજી હોય તો વેચી નાંખું; પછી મેં કહ્યું ભલે જેમ આપની ઇચ્છા, પેલો વેપારી બોલ્યો બેસો, હું આવું છું એમ કહી ત્યાંથી કયાં ગયો તેની ખબર પડી નહીં.

થોડીવાર થઇ એટલામાં પોલીસના બે અમલદારે આવી મને પકડયો, તેઓ પોતાની પાસેથી હાર કાઢી મને કહેવા લાગ્યા કે આ હાર તમારો છે. મેં કહ્યું હા! ત્યારે તેઓએ એકદમ મને પકડી લીધો. મેં તેમને પૂછ્યું કે મારો શો વાંક છે, ત્યારે તેઓ બોલ્યા કે આ હાર તું ચોરીને લાવેલો છે મેં કહ્યું મેહેરબાન તે વાત તદન ખોટી છે, પરંતુ પેલા વેપારીએ તેમને બરાબર સમજાવેલા તેથી મારૂં કહેલું

માન્યું નહીં. પેલા વેપારીએ તેમને એવું કહેલું કે આ માણસ ચોર છે શાથી જે બે હજાર રૂપીઆની કીંમતનો આ હાર તે પચીસ રૂપીઆમાં આપી દેવા તૈયાર થયો છે તેથી જરૂર એ ચોર છે, અને પેલા સિપાઇઓએ મને પૂછી જોયું તો મેં પણ કહ્યું કે પચીસ રૂપીઆમાં આપી દેવાનો છે તેથી તેમની ખાત્રી થઈ ગઈ અને મને તે ગામના કોટવાળ પાસે લઇ ગયા.

કોટવાળે મને હકીકત પૂછી જોઇ મેં કહ્યું કે મેં તે હાર ચોરેલો નથી. ત્યારે તેણે મને મારવા માંડયો મેં ઘણા કાલાવાલા કર્યા પરંતુ કોઈ રીતે તેણે માન્યું નહીં. હું મારા નશીબનેજ વાંક કાઢી કાંઇ પણ બોલ્યો નહીં ત્યારે પેલા અમલદારે ચીડાઇને હુકમ કર્યો કે આ માણસનો જમણો હાથ કાપી નાંખો. હું પોકે પોકે રડવા લાગ્યો પરંતુ તે નિર્દય અમલદારને કાંઈ પણ દયા આવી નહીં; ખરેખર મુસલમાનોને દયા હોતીજ નથી.

જેવો તે હુકમ કરીને ગયો કે તરતજ તેના હુકમનો અમલ કરવામાં આવ્યો અને મારો જમણો હાથ કાપી નાંખ્યો. આ વાત આખા શેહેરમાં ફેલાઇ ગઈ, મારા ઘરવાળાએ પણ તે વાત જાણી અને તે મારી પાસે આવી કહેવા લાગ્યો કે કેમ ભાઇ ! આ કૃત્ય તારાથી થયું? હું બોલ્યો ભાઇ મારૂ નશીબ વાંકું છે તેથી હવે હું કાંઇ વધારે કહી શકતો નથી.

તે બોલ્યો આ વાત ખરી હોય તો મારાથી તને મારા મકાનમાં રાખી શકાશે નહીં. મેં તેને કાલાવાલા કરીને કહ્યું કે ભાઇ મારા ઉપર જરા દયા લાવ. અને અત્યારે આટલા દુઃખમાં મને શા વાસ્તે સતાવે છે. મારા ઉપર આ વખતે કલંક આવ્યું છે. અને તેમાંની કાંઇ વાત ખરી નથી. માટે મેહેરબાની કરી મારો હાથ સાજો થાય ત્યાં સુધી મને તમારા મકાનમાં રહેવાદ્યો તો ઠીક નહીં તો પછી તમારી મરજી.

મારા આવા નમ્રતા ભરેલાં વચન સાંભળી મને તેણે કહ્યું કે જા હું ખુશીથી કહું છું કે તું તારો હાથ સાજો થતાં સુધી અહીં રહે. હવે હું તેજ મકાનમાં રહેતો હતો અને મારો ઘરવાળો મારી સારવાર કરતો હતો. તેને બે ત્રણ દિવસ થયા એટલામાં તો સવારના પહોરમાં ચાર સિપાઇઓ મારા મકાનમાં દાખલ થયા અને કહેવા લાગ્યા કે અરે દુષ્ટ તું ઉઠ, તારા ગુનાની સજા પુરેપુરી થઇ નથી, ચાલ તને હાકેમ બોલાવે છે, મેં જાણ્યું કે નક્કી હવે મારૂં મોત આવ્યું, હવે હું બચનાર નથી. અરે ખુદા અહીંયાં મારૂં કોણ કે મને છોડાવે, અરે તન આટલી શિક્ષાથી સંતોષ ન થયો કે મને પાછો મરણને શરણ કરવા તૈયાર થયો છે.

આવી રીતે પસ્તાવો કરતો કરતો હું તેમની સાથે ચાલ્યો. મારા હાથની અસહ્ય વેદના હતી, તેનું દુઃખ સઘળું ભૂલી ગયો અને હવે શી રીતે બચવું તેના ઉપાય શોધવા લાગ્યો. મેં વિચાર કર્યો કે આવો હાથ લઇ હવે દમાસ્કસ શેહેરમાં જવું તે કરતાં તો મરવું સારૂં માટે મરણ થશે તો ભલે પરંતુ ખરેખરી વાત કહી દેવી એજ બેહેતર છે એમ વિચાર કરતો તે ગામના હાકેમની પાસે હું ગયો. મને જોઇ તેણે પોલીસને પૂછ્યું કે શું આ ચોર છે? પેલા પોલીસવાળાઓએ કહ્યું કે હા સાહેબ તેજ છે, હાકેમ બોલ્યો તમો શા ઉપરથી કહો છો કે તેજ છે. પોલીસવાળા બોલ્યા કે સાહેબ તે કબુલ કરે છે, હાકેમ બોલ્યો કે તમે એને કોના કહેવાથી પકડયો? તેઓ બોલ્યા કે એક ઝવેરીના કહેવાથી, ત્યારે હાકેમે કહ્યું કે તેને પકડી લાવો, તરતજ પેલા વેપારીને પકડી લાવવામાં આવ્યો.

પછી બાદશાહે કહ્યું કે એને છુટો મુકો એમ કહી મારા શરીરના બંધ છોડાવ્યા. મને પૂછ્યું કે કેમ? આ હારનો ચોર તું છે? મેં કહ્યું સાહેબ આપ મારી વાત ધ્યાન દઇને સાંભળો તો આપને કહું.

હાકેમ બોલ્યો કે હું ખાતરી પૂર્વક કહું છું કે આ માણસ ચોર નથી. પરંતુ આ બાબતમાં કાંઇ કપટ છે એમ કહી મને પૂછવા લાગ્યો કે કેમ તારી હકીકત શું છે? મેં કહ્યું ગરીબનિવાજ એ હારનો ચોર હું નથી. પરંતુ તે હાર મારી પાસે કેવી રીતે આવ્યો. તે આપ જ્યારે કહેવરાવો છો તો હું મારી હકીકત સઘળી આપને નિવેદન કરૂં છું. આપની ધ્યાનમાં આવે તો જીવાડજો, નહીં તો એકદમ મારૂં માથું કઢાવી દેજો.

હાકેમ બોલ્યો તારી હકીકત તું સંભળાવ. પછી મેં મારી સઘળી હકીકત મૂળથી કહી સંભળાવી. એ સાંભળી હાકેમ પોકેપોકે રડવા લાગ્યો, મને પણ તેની સામે જોઇ રડવું આવ્યું. મેં કહ્યું મેહેર-

બાન તમો દિલગીર શા વાસ્તે થાઓ છો, મને કાંઇ સમજણ પડતી નથી. તે બોલ્યો ભાઈ! હું તારા ઉપર જે જુલમ ગુજર્યો છે, તેને લીધે દિલગીર થઉં છું, ખરેખર તું બીન ગુનેગાર છે. અને આ લુચ્ચા વેપારીના કહેવાથી તારો હાથ કપાયો છે, એમ કહી તેણે કોટવાળને એકદમ હુકમ કર્યો કે આ વેપારીનો હાથ તમારે કાપી નાંખવો અને તે હમણાંને હમણાં મારા દેખતાંજ મારો હુકમ અમલમાં લાવો.

તરતજ કોટવાળે પેલા વેપારીનો હાથ કપાવી નાંખ્યો. પછી હાકેમ બોલ્યો કે અરે એટલી શિક્ષા એ લુચ્ચા વેપારીને બસ નથી. જાઓ એનું ઘર જપ્ત કરી તેની તમામ મીલકત અહીં લાવો અને તેને આ શેહેરમાંથી બહાર કાઢી મુકો. પેલા વેપારીએ ઘણા કાલાવાલા કર્યા પણ તે સઘળું વ્યર્થ ગયું. આ બધું થયા પછી તે હાકેમ મને કહેવા લાગ્યો કે–

હે ભલા માણસ! જે બે સ્ત્રીઓ તારે ત્યાં આવી હતી. તે બન્ને મારી છોડીઓ હતી. પહેલી આવી તે મારી મોટી છોડી હતી અને બીજી આવી તે નાની છોડી હતી. મોટી છોડી રાંડેલી હતી, પરંતુ તે ખરાબ ચાલની હતી તેથી તેને મેં જૂદી રાખી હતી. નાની છોડી સારી હતી પણ તેની સોબતને લીધે તે બગડી.

જે દિવસે નાની છોડી તારા મકાનમાં મરણ પામી તે દિવસે મેં તે છોડીને પૂછ્યું કે તે ક્યાં ગઇ છે? ત્યારે તેણીએ જવાબ દીધો કે હું કાંઇ જાણતી નથી. પરંતુ સાંજની બહાર ગઈ છે. તે ફરીને આવી નથી. આ તેના બોલવા ઉપરથી હું સમજી ગયો કે ગમે તે કાંઇ નવા જુની થઇ હશે. મેં તપાસ કરાવી પણ કાંઇ પત્તો લાગ્યો નહીં. મેં તેને સખ્ત ઠપકો આપી કબજે રાખવા તપાસ હુકમ કર્યો, અને તે દિવસ પછી તેના ઉપર મારી નજર પણ કરડી રહેવા લાગી, ત્યાથી તે ધાસ્તીમાં ને ધાસ્તીમાં કેટલાક દિવસમાં મરણ પામી.

મારી એક ત્રીજી છોડી છે, તે બન્નેના કરતાં પણ ઘણી રૂપાળી છે. મારે તેને તારી સાથે પરણાવવાનો વિચાર છે. તેના દુઃખમાં તારો હાથ કપાયો તેથી હું ઘણો દીલગીર થઉં છું. અને તારા દુઃખમાં દિલાસો મળવા સારૂ આ મારી દીકરી પરણાવી પેલા વેપારીની મીલકત તથા મારી મીલકત તને સોંપું છું. મારે પેટ હવે બીજું કાંઈ ફરજન નથી. તારા હાથની દવાને માટે હું એક સારા વૈદને બોલાવી દવા કરાવું છું. એમ કહી હે વૈદરાજ તમોને બોલાવવા સારૂ મોકલ્યા. પણ તમોએ આવી મારી દવા કરી મને સારો કર્યો. તેથી તમારો હું ખરેખરો ઉપકાર માનું છું.

આટલું કહ્યા પછી પેલો હકીમ કાશગરના સુલતાનને કહેવા લાગ્યો કે હે નામદાર સુલતાન! હું તે દિવસથી તેની પાસે રહેવા લાગ્યો, અને તે હાકેમ તથા જેનો જમાઇ મારા ઉપર અત્યંત પ્રીતિ રાખવા લાગ્યા. અને હું કેટલાક દિવસ ત્યાં રહી સારી પેઠે મોજશોખ ભોગવવા લાગ્યો, કેટલેક દિવસે મને મુસાફરી કરવાની ઇચ્છા થઈ. ત્યારે મેં તે હાકેમને કહ્યું કે મેહેરબાન હવે મને મુસાફરી કરી પરદેશ ફરવાની ઇચ્છા થઇ છે, માટે રજા આપો તો હું સારા સારા દેશ જોઇ પાછો કોઇ દિવસ આપની સેવામાં હાજર થઇશ. હાકેમ બોલ્યો, તમારૂં આ બોલવું મને ઘણું દુઃખકારક થઇ પડે છે, માટે તમો આ વિચાર માંડી વાળો તો ઠીક. મેં કહ્યું નામદાર સાહેબ આપને મારાથી કાંઇ કહી શકાતું નથી. પરંતુ મારી એટલી ઉમેદ પાર પાડવાની આજ્ઞા આપો. તેણે કહ્યું કે તમારો આગ્રહ છે તો ખુશીથી જાઓ. પરંતુ ભુલી જશો નહીં અને પાછા વેહેલા આવી અહીં આવી દર્શન આપજો.

હું ત્યાંથી નીકળી, હે નામદાર સુલતાન! આપના શેહેરમાં આવી કેટલીક મુદતથી રહું છું, અને ગઇ રાત્રે આ પ્રમાણે બનાવ બનવાથી ગુનેગાર તરીકે આપની આગળ હાજર થયો છું; બાદશાહ બોલ્યો તારી હકીકત નવાઇ જેવી છે ખરી, પરંતુ તેથી તારો ગુનો માફ થઇ શકે તેમ નથી. કારણ કે તે વાત મારા ખુંધા કરતાં વધારે નવાઇ પમાડે તેવી નથી. ત્યારે દરજી બોલ્યો કે નામદાર સુલતાન આપ જો મારી વાત સાંભળો તો ખરેખર નવાઇ પામ્યા વગર રહેશો નહીં. અને હું એટલું ખાત્રી પુર્વક કહું છું. કે મારી વાત સાંભળતાં આપ નામદાર અમો બધાને છોડી મુકશો. જો મારી વાત આપને નવાઇ જેવી ન લાગે તો આપ દિલ ચાહાય તે સજા કરશો.

બાદશાહ બોલ્યો તું તારી વાતનું આટલું બધું અભિમાન કરે છે તો ચાલ શરૂ કર, ત્યારે દરજીએ પોતાની વાત શરૂ કરી.

# દરજીએ કહી સંભળાવેલી વાર્તા.

આ શહેરના એક વેપારીએ બે દહાડા ઉપર પોતાના દોસ્તને એક ખાણું આપ્યું હતું; તેમાં મને પણ આમંત્રણ હતું. હું તેને ત્યાં જમવા ગયો ત્યારે આશરે વીસેક દોસ્તો બેઠા હતા.

અમે સર્વે ઘરધણીની રાહ જોતા હતા, કારણ કે તે કંઇ અગત્યના કામસર બહાર ગયેલો હતો. થોડી વારમાં તે આવ્યો, તેની સાથે એક જુવાન માણસ હતો, તેને અમારામાંથી કોઇ પણ ઓળખતું ન હતું. અમે તે માણસને અમારી પાસે બિછાના પર બેસવા કહ્યું. તે બેસવા જતો હતો, તેટલામાંજ એક હજામને અમારી મીજલસમાં જોઇ તે ચમકયો, અને એકાએક પાછળ હઠી ગયો. તે તરતજ પાછો વળવા લાગ્યો, આથી અજાયબ થઈ ઘરધણીએ તેને અટકાવ્યો અને કહ્યું. "તમે કયાં જાઓ છો? હું તમને આ મિજલસમાં ભાગ લેવા ખાસ તેડી લાવ્યો છું તમે શા માટે આટલા બધા ગભરાઓ છો" ? તેણે કહ્યું કે " પવિત્ર પરમાત્માના નામથી હું તમને આજીજી કરૂં છું કે તમે મને રજા આપશો, હું એક પળ પણ આ સ્થળે રહેવા ચાહતો નથી. ( હજામ તરફ આંગળી કરીને કહ્યું કે ) આ હજામને જોઇ મને ઘણોજ ધિક્કાર છૂટે છે. જો કે તે જે દેશમાં જન્મ્યો છે. તે દેશના લોકોના ચહેરાનો રંગતો ઉજ્વળ હોય છે. તો પણ એ નાપાકનું મોઢું સેતાનના જેવું કાળું ને કંગાળ છે. વળી તે કરતાં પણ વધારે કાળું અને પાપી તેનું અંતઃકરણ છે.

તે જવાનની બીના જાણી અમને ગણી અજાયબી લાગી. પેલા હજામ વિષે ખરાબ વિચાર બાંધવા લાગ્યા; જો કે તે જવાન પેલા હજામ વિષે આ પ્રમાણે શા માટે બોલે છે તે અમારા જાણવામાં ન હતું. અમો આગળ વધીને બોલવા જતા હતા કે "આવા દુષ્ટ માણસની સાથે અમે જમવા નહીં બેસીએ," તેટલામાં ઘરધણીએજ તે જુવાન માણસને પુછયું કે " તે હજામે તમને જે નુકસાન કીધું હોય, અથવા તેનો જે કાંઇ વાંક હોય તે કહી સંભળાવો. તેણે કહ્યું કે " ભાઇ સાહેબ ? એ નાપાક હજામને લીધે હું લંગડો થયો છું, એટલુંજ નહીં પણ મને તેની તરફથી ઘણુંજ નુકશાન થયું છે. આ કારણસર મેં સોગન લીધા છે કે જે સ્થળે આ બદમાસ રહેતો હોય તે સ્થળે મારે ઉભા પણ રહેવું નહીં, વળી તે જે શેહેરમાં વસતો હોય તે શહેરમાં મારે એક રાતવાસો પણ રહેવું નહીં. આટલાજ માટે મેં મારી પ્રાણ પ્યારી જન્મભૂમિ બગદાદનો પણ ત્યાગ કર્યો છે. કારણ કે આ બદમાસ પણ તે શહેરનોજ વતની છે. હું આટલે બધે દૂર આવ્યો, તો અત્રે પણ આ નાપાકના પગલાં જોયાં અને તેથી મારે અત્યારે ને અત્યારે આ સ્થળ છોડી કોઇ દૂર દેશ કે જ્યાં આ સેતાનનું કાળું મુખ જોવું ન પડે ત્યાં જઇશ; માટે આપ સાહેબો મને મહેરબાની કરી હાલ ને હાલ રજા આપશો. હું આપનો અત્યંત ઉપકાર માનું છુ.

આટલું બોલી તે જુવાન અમને છોડી જતો હતો. પરંતુ ઘરધણીએ તેને પાછો રોકયો. અને પેલા હજામ પ્રત્યેના ધિક્કારનું કારણ અમને કહી સંભળાવવાને ઘણો આગ્રહ કર્યો. પેલા હજામ તો આ સઘળો વખત નીચી દ્રષ્ટી રાખી ચુપ ચુપજ બેસી રહ્યો. અમે પણ પેલા ઘરધણીની સાથે તે જુવાન માણસને તેનો હેવાલ કહેવા માટે અતિશય આગ્રહ કર્યો. તેથી આખરે તેને અમારી અરજ કબુલ કરવી પડી. તે એક બિછાનાપર હજામની તરફ પીઠ કરીને બેઠો. અને પોતાની હકીકત નીચે મુજબ કહેવા લાગ્યો.

મારો બાપ બગદાદ શહેરનો વતની હતો. તે મોટા ખાનદાન કુટુંબનો હતો. પોતાના દરજ્જા મુજબ તે શહેરના રોજગારી પુરૂષ તરીકે સર્વે કામકાજ કરવાને શક્તિમાન હતો, પણ તેને એકાંતવાસમાં

રહેવું અતિશય પસંદ હતું. વળી તેને માન સનમાનની દરકાર નહીં હોવાથી તે ઝાઝો બહાર પડતો નહિ. હું તેનો ઔરસ પુત્ર હતો. જ્યારે તે મરણ પામ્યો ત્યારે હું પરિપૂર્ણ કેળવણી લઇ ચુકેલો હતો. અને મારા બાપનો બહોળો વહિવટ ચલાવવાને સઘળી રીતે લાયક થયો હતો. મારા બાપનો મોટો ખજાનો હું રીતસર વાપરતો હતો. તેમજ મેં મારી વર્તણુંક એવી રાખી કે જેથી આખું શહેર મારી પ્રસંશા કરવા લાગ્યું.

આ સમય સુધી તો પ્યાર એ શી ચીજ છે તે હું જાણતો પણ નહોતો. હું સ્ત્રી મંડળથી હમેશાં દૂરજ રહેતો. એક દિવસ હું એક શેરીમાંથી પસાર થતો હતો. તે દરમ્યાન થોડીક નાજુક અને સુંદર રમણિય રામાઓનાં પગલાં જણાયાં. તેમનાથી દૂર જવા માટે હું તેજ શેરીની એક નાની સાંકડી ગલીમાં પેઠો. આ ગલીમાં એક ઇંદ્રપુરી સમાન નાજુક મહેલ હતો. તેની બારીના કઠેરામાં ઘણાં ખુશબોદાર અને મનોહર ફુલોનાં અનેક કુંડાં ગોઠવેલાં હતાં, તે તરફ મારી દ્રષ્ટી ગઇ. જતાં વેંતજ બારીના બારણામાં એક લલિત લલના મારી નજરે પડી. તેને જોતાંજ મારી આંખે અંધારાં આવી ગયાં. તેણે પણ પોતાની નજર મારી ઉપર ફેંકીને જેવા સફેદ હાથે પેલાં ફુલોને પાણી સીંચ્યું કે તરતજ બારી બંધ થઇ. આ બનાવથી હું તેના મોહપાશમાં બંધાઇ ગયો અને ઓરત જાતપર જે સ્વાભાવિકજ ધિક્કાર હતો તે જતો રહી એકદમ માન ભરી લાગણી ઉત્પન્ન થઈ. હવે મને પ્યાર તે કેવી ઉમદા ચીજ છે, તેનું કંઇક ભાન થયું. હું તેની વિરહવેદનાથી બેભાન થઇ ગયો, અને મૂર્છાગતની પેઠે પડી રહ્યો. તે દરમ્યાન એકાએક ખુશાલીના પોકારો થવાથી હું જાગૃત થઇ ગયો. મેં ઉંચી નજર કરી તો શહેરનો વડો કાજી ભારે રસાલા સાથે આવતો જણાયો તે તરતજ આ ભવ્ય મહેલમાં દાખલ થયો. આ ઉપરથી મારી ખાતરી થઇ કે તે સુંદર નાજુક પરી આ કાજીની પુત્રી છે.

હું ઘેર પાછો આવ્યો; પણ આ પ્યાર મૂર્તિનો પહેલો ફટકો મારા હૃદયને એવો સચોટ લાગ્યો કે તેથી મને તાવ લાગુ થયો. તાવનું જોર અતિશય વધી પડયું. મારાં સગાં વહાલાં મને સખ્ત માંદગી જાણી જોવા આવ્યાં, તેમજ એકાએક આવો અસાધ્ય રોગ થવાનું કારણ પૂછ્યું પણ મેં ઘણી સંભાળ રાખી ખરૂં કારણ છુપાવ્યું. મારી માંદગીનું ખરૂં કારણ નહિ જડવાથી સઘળા હકીમોની દવાઓ નકામી થઇ. અને હવે હું નહિ બચું તેમ સઘળાઓને લાગ્યું. તે દરમ્યાન એક બુઢ્ઢી ડોસી મને જોવા આવી તેણે મને ઘણીજ બારીક રીતે તપાસ્યો. પછી તેણે બધાં માણસને મારા ઓરડામાંથી બહાર જવા જરૂર પાડી. પછી તે બુઢ્ઢી મારા તકીયા પાસે બેઠી. તે બોલી " મારા વહાલા દીકરા, હવે તારી માંદગીનું ખરૂં કારણ કંઇ પણ સંદેહ રાખ્યા વગર ખુલ્લે ખુલ્લું કહી દે, હું ધારૂં છું કે તું એક રમણિય સ્ત્રીના કટાક્ષ તળે દબાઇ ગયો છું. તને બીજી કોઇ પણ જાતનો વ્યાધિ નથી. તું તેની પાક મહોબતમાં ફસાઇ ગયો છું જો તું મને તારી ભાગ્યશાળી માશુકનું નામ કહે તો હું તારા દુ:ખનો તરતજ ઇલાજ કરીશ. તારા જેવા ઓરતને ધિક્કારનાર પુરૂષને તે જીતી શકી, માટેજ તેને હું ભાગ્યશાળી કહું છું.

તે ડોશી મારા જવાબની રાહ જોતી બેઠી, પણ મને તેના કહેવાપર વિશ્વાસ બેઠો નહિ. અને મારો ભેદ તેને કહેવાને મારી હિંમત ચાલી નહિ, હું તેનીગમ ફર્યો, અને એક પણ શબ્દ બોલ્યા વગર એક ઉંડો નિશ્વાસ મૂકયો. બુઢ્ઢીએ તરતજ ધીરજ આપી બોલવું શરૂ કર્યું કે " શું મારી ઉપર તને વિશ્વાસ નથી ? તું ધારે છે કે હું તારૂં કામ કરૂં એટલી મારામાં શક્તિ નથી ! તારા જેવા અનેક પ્રેમી જીવડાઓને મેં બચાવ્યા છે. મારાથી બનતી મદદ આપી પ્રેમી જોડાં બનાવી સીધે રીતે ચડાવી દીધાં છે. તારૂં કામ હું ખચીત પાર પાડોશ, તારે નિ:શંક રહેવું; આ મારૂં વચન છે.

આ ડોશીના વચનથી મને તેનાપર પૂર્ણ વિશ્વાસ ચોટયો. મારી પ્યારી માશુકની સઘળી હકીકત કહી દીધી. તેના મહોલ્લાની પણ નિશાની આપી, તેથી તે ડોશી પણ સમજી ગઇ. મેં તે ડોશીને ઘણી આજીજી સાથે કહ્યું કે " જો તમે મારી માશુકને મળી તેને મારો પ્યાર જાહેર કરો તો હું તમારા ઉપકારમાં નિરંતર દબાયેલોજ રહીશ " તેણે મને જણાવ્યું કે બેટા, મેં તેને ઓળખી લીધી છે. તે આ શહેરના વડો કાજીની પુત્રી છે. અને તે ઘણીજ ખુબસુરત છે. આખા બગદાદમાં તો શું પરંતુ

આખી દુનિયામાં તેના જેવી નાજુક પરી નથી, તું તેના મોહપાશમાં અંજાઇ જાય તેમાં નવાઇ નથી. કારણ કે મોટા મોટા સિદ્ધ પુરૂષો પણ તેને જોતાં વાંતજ ગમગીન થઇ જાય છે. પણ મારે દિલગીરી સાથે જણાવવું પડે છે, કે તે ઘણી હઠીલી છે; તેથી સહેજમાં સમજી શકે તેમ નથી. આ શહેરના કાજીઓ પોતાના ઘરની ઓરતોપર સખત દેખરેખ રાખે છે. બહારના કોઈ પણ પુરૂષ સાથે એક પળ પણ વાતચિત કરવા દેતા નથી. વળી તેમાં પણ આ નાજુક પરીનો બાપ ઘણોજ કરડો છે. તેથી તે બિચારી ઘણીજ મુઝાય છે. મને પણ તેની ઘણીજ ધાસ્તી લાગે છે, કારણ કે કાજી ઘણો પાજી ને હરામી છે. તું જાણે છે કે તેઓ પોતાની સ્ત્રીઓને મોઢાપર બુરખો રખાવે છે. આ પ્રમાણે આ કામ ઘણુંજ સખત છે, તોપણ તું મારાપર વિશ્વાસ રાખ. હું ખાતરીથી કહું છું કે મારા જીવમાં જીવ હશે ત્યાં લગણ તો હું તને તારી માશુક સાથે મેળવીશ. ત્યાર બાદ તે બુઢ્ઢી ચાલી ગઇ. તેના ગયા બાદ મારા મનમાં અનેક તુરંગો થવા લાગ્યા, મારો જીવ ચકડોળે ચડયો અને મને ભ્રમણા થવા લાગી. ઘડીકમાં મારી માશુક, ઘડીકમાં ડોશીનાં વચન, ઘડીકમાં કાજીની સખત દેખરેખ વગેરે જુદી જુદી બાબતો મનમાં ઘોળાયા કરતી, અને મારી મંદગી ઘટવાને બદલે કંઇક વધી હોય એમ મને જણાયું. બીજે દિવસે તે ડોશી મારી પાસે પાછી આવી. તેના ચહેરાપરથી મને તરતજ માલમ પડ્યું કે તે કંઇ ખુશ ખબર લાવી નથી. તે બોલી કે " મારા વહાલા બેટા તને એક હઠીલી ઓરત મલી છે જ્યારે હું તેણીની આગળ ગઇ ને તારા સર્વે દુઃખથી વાકેફ કરી, ત્યારે તેણીએ તે બધું આનંદથી સાંભળ્યું અને જેવી મેં વાત છેડી કે તમારી મુલાકાતને વાસ્તે તે દુઃખી જીવડાને લઈ આવું ? તેવીજ તે એકદમ ગુસ્સે થઇ બોલી કે " જો એવી નાલાયક અને બેશરમી વાત કરવી હોય તો ફરીથી મારી પાસે આવતી ના ! "

મારી માશુક મને મલવાને પણ નારાજ છે, એમ જાણી મારી દિલગીરીનો પાર રહ્યો નહિ, હું એક પછી એક ઉંડા નિશ્વાસ મૂકવા લાગ્યો. મારા બે નાજુક હાથ બે લમણે મૂકી દુઃખદરીઆમાં ડુબી ગયો હોઉં તેવો બેઠો. આ વખતનો મારો સીન જોઇ તે દયાળુ અને પરગજુ ડોશી તરતજ મને ધીરજ આપવા લાગી, કે " તું કંઇ પણ ફિકર ના કર, અને એકદમ નાહિંમત થઈ ન જા, કેમકે હજુ પણ મારી મહેનત જારી છે. હું મારાથી બનનો પ્રયાસ કરીશ અને તારો જીવ બચાવીશ.

આ પ્રમાણે હિંમત આપી ડોશી ચાલતી થઇ. મારી આશા નષ્ટ થવાથી મને દિવસે દિવસે માંદગી વધતી ગઇ, છેવટે મારા જીવનની આશા નષ્ટ થઇ ગઇ. આમ મરણ શરણ પડેલો હતો તે દરમ્યાન તે બુઢી આવી, અને એકદમ મને નવું જીવન આપ્યું. તેણીએ મારા કાનમાં આવી કહ્યુ કે " બેઠા થાઓ, અને જે હું ખુશ ખબર લાવીછું તે સાંભળો. " જેવા આ બોલ પેલી બુઢ્ઢીના મોઢેથી સાંભળ્યા કે તરતજ મારામાં એક નવી અજાયબ જેવી શક્તિ આવી ગઇ. હું ઉઠીને ઉભો થયો અને બોલ્યો કે " શું કહેવાનું છે તે તરત બોલો ! " ડોશી બોલી કે " ખુદા તમને તનદુરસ્તી આપે એ મારી પહેલી દુવા છે! હું ગઇ કાલે તમારી માશુક પાસે ગઈ હતી, ત્યારે સારા ભાગ્યે તે ખુશ મિજાજમાં બેઠા હતી. મેં તેને જોઇ એકદમ પોક મૂકી, ત્યારે તેણીએ મને પૂછ્યું, કે " નેકમાદર તમે શા માટે રડો છો ? " અફસોસ ! જે ઘણીને વાસ્તે મેં તે દિવસે તમે વાત કરી હતી, તે આજે મરણની પથારીએ સુતો છે. મને તેની ઘણીજ દયા આવે છે, તમો કોણ જાણે આટલાં બધાં નિષ્ઠુર કેમ થયાં છો ? " તે બોલી " તમે મને શા માટે ઠપકો આપો છો ? હું કંઈ જાણતી નથી, તે મારે માટે કેમ મરવા પડયો ? મેં તેને શું કીધું ? " મેં તેને તુરત જવાબ આપ્યો કે " બલી બાઈ મેં તમને તે દિવસેજ કહ્યું હતું, કે એક દિવસ તમે ફુલઝાડને પાણી સીંચવાને બારી ઉઘાડી તેજ વખતે તે તમારા મોહક સ્વરૂપથી અંજાઇ ગયો છે અને આ દશાને પ્રાપ્ત થયો છે. વળી તે દિવસે મેં તમને વાત કરી ત્યારે તમે ઘણાં ગુસ્સે થઈ ગયાં, આ પ્રમાણે તે પોતાની ધારણામાં નિષ્ફળ થવાથી મરણ પથારીએ પડયો છે. માટે અલ્લાની ખાતર દયા કરી તેનો જીવ બચાવો. તે એક પ્રેમી અને ભોગી મધુર મધુકર છે. તમારા જેવાં કમળ પુષ્પ છતાં ભમરાની આ દશા થાય તે કેવળ અન્યાયજ છે.

મારાં વચન સાંભળી તેના ચહેરાનો રંગ કંઇક ફીકો પડી ગયો, તે બોલી શું તમે બોલો છો તે બરોબર છે, અને ખરૂં છે કે મારાજ પ્યારથી તેની આ દશા થઇ છે ? મેં કહ્યું કે " બાઈ ખુદાના કસમ ખાઇ કહુંછું કે તેની બિમારીનું કારણ આપ પોતેજ છો. " ત્યારે તે બોલી કે " તમે જાણો છો કે મારી સાથ મુલાકાત લીધાથી તેનું દુઃખ ઓછું થશે ? " મેં જવાબ આપ્યો કે " બેશક ! આપ તરતજ જોશો કે તે કેવો તનદુરસ્ત થયો છે ! " પછી તેણે એક હાક મારી મને કહ્યું કે જાઓ તેને લઇ આવો; પણ સરત રાખજો કે જ્યાં સુધી મારા પિતાની રજા મલશે નહિ ત્યાં સુધી હું તેની સાથે લગ્ન કરીશ નહિ. માટે મારા પિતાની આજ્ઞા સિવાય સાદીની આશા રાખવી નહિ. મેં જવાબ આપ્યો કે " બાઈ તમે ઘણાં નેક છો. હું હવે તેની પાસે જઇ બધી બાના જાહેર કરી તેને તમારી પાસે લઈ આવું છું " ત્યારે તે બોલી કે " આવતા શુક્રવારને દિવસે બપોરે નિમાજ પઢવા વખતે તે ધણીને મારી પાસે લાવજો, કારણ કે તે વખતે મારા બાપ હમેશાં બહાર જાય છે; માટે તે વખતે ઠીક ફાવશે. હું બારીએ ઉભી રહીશ, અને જેવો તે ધણી આવશે કે હું નીચે તેને લેવા આવીશ, પણ મારા બાપ પાછા ફરે તેટલામાંજ તેને પાછા ફરવું પડશે. " તે બુઢ્ઢી ડોશી બોલી રહી કે મારૂં દુઃખ હતું ન હતું જ થઇ ગયું. મેં એક કોથળી આપીને તે દયાળુ ડોશીને કહ્યું કે " મારે નામે આ થેલી મારી માશુકને ભેટ આપજો, હું હવે બે ત્રણ દિવસમાં તદ્દન સાજો થઇ જઇશ " પછી તે બુઢી પોતાને ઘેર ગઈ.

હું પણ આનંદમગ્ન થવાથી તદ્દન સાજો થઇ ગયો. મારાં સગાં વહાલાં પણ હું સાજો થવાથી પોત પોતાને ઘેર ગયાં. શુક્રવાર થયો કે પેલી પરગજુ ડોશી આવી. જે વખતે હું સર્વથી સરસ પોશાક પેહેરીને તૈયાર થતો હતો. ડોશીએ કહ્યું કે " હવે તમારે નાહાવું જોઇએ " મેં કહ્યું કે " એક હજામને બોલાવું છું. " એમ કહી એક હોંશિઆર હજામને તેડવા માણસ મોકલ્યો. મારો ચાકર આ નાપાક હજામને તેડી લાવ્યો. આવતાં વારજ મને આ દુષ્ટે સલામ કરી, અને બોલ્યો કે " સાહેબ તમારા ચહેરા પરથી માલમ પડે છે કે તમ સહેજ આજારી છો. "

મેં કહ્યું કે " ખરી વાત છે. હું ઘણો આજારી હતો, પણ હમણાંજ જરાતરા તનદુરસ્ત થયો છું. " તેણે કહ્યું કે " ખુદા તમને આરોગ્ય રાખે. " તેની આ ભલી દુવા માટે મેં તેનો ઉપકાર માન્યો તેવામાં તે બોલ્યો કે " તમે શું મને માથું બોડવા બોલાવ્યો છે ? " મેં કહ્યું કે " એવો નકામો વખત ન બગાડ. " જલદી કામ ચલાવ મારે બપોરના વખતે બહાર જવું છે. " તેણે પોતાનો અસ્તરો કોથળીમાંથી કાઢીને ઘસવા માંડ્યો, પછી મારૂં માથું બોડવાને બદલે આમ તેમ ફરી ચિત્રો જોવા લાગ્યો. કેટલીકવાર ગયા પછી ઠંડે કલેજે મારી પાસે આવીને કહેવા લાગ્યો, " સાહેબ ! તમને કંઇ ખબર છે ? આજે તો આપણા મહાન પેગમ્બર સાહેબને મદિને ગયે છસો ત્રેપન વર્ષ પુરાં થયા ચોપનમું બેઠું; માટે આજનો દહાડો તો એવો ખુશાલીનો છે કે પાર નહિ. પણ વળી મને બીજી ફીકર લાગે છે કે આજે તમારા નસીબમાં કંઇ મોટું દુઃખ પડવાનું લખેલું છે કે જે તમારી આખી જીંદગી પર્યંત રહેશે. "

ભાઇ સાહેબો તમેજ વિચાર કરો કે એક આશક પોતાની દિલોજાન માશુકને મળવાને આતુર હોય, તેને આવી વગર ખપની વાતો કરી કંટાળો આપનાર કેવો લાગે ? આવી બેઅદબીથી મારો મિજાજ ગયો અને મેં તેને કહ્યું કે " તું માત્ર માથું બોડવા આવ્યો છે વાસ્તે બોડતો હોય તો બોડ નહિ તો ચાલ્યો જા; હું બીજા હજામને બોલાવું. " આ ધમકી આપી ત્યારે તે ઠંડે પેટે બોલ્યો કે " સાહેબ ! તમે આટલા બધા ગુસ્સે કેમ થાઓ છો. તમે જાણતા નથી કે હજામ લોકો કેવા હોય છે. હું એક નામીચો હજામ છું, એટલુંજ નહિ પણ હકીમનો, કીમીયાગરનો, જોશીનો, વગેરે અનેક ધંધા જાણું છું. વળી હું એક સિદ્ધ કવિ, સારો ફિલસુફ, ઉત્તમ બેરીસ્ટર, ચતુર ચિતારો, અચ્છો લેખક, છટાદાર ભાષણકર્તા, અને પુરો પ્રેમી જીવડો છું. ગાયન અને નૃત્યકળામાં તો મારી બરાબરી કોઇ કરી શકેજ નહિ. તમારા ભલા બાપ મને પોતાના એક સલાહકાર માફક ચાહતા, માટેજ હું તમારાપર મમતા રાખું છું. અને તમને બધાં દુઃખમાંથી મુક્ત કરવાને તૈયાર છું. "

જો કે હું ઘણોજ ગુસ્સે થઇ ગયો હતો, તોપણ તેના આવાં બેવકુફી ભરેલાં વચનથી મને હસવું

આવ્યું હું બોલ્યો કે "હે લબાડ તું મારૂં માથું જલદી બોડ, મને ખોટી ના કર, મારે બહાર જવાનો વખત થયો છે માટે ચાલ તાકીદ રાખ." તેણે જવાબ આપ્યો કે "મારા સાહેબ મારા જેવો ગુપ હજામ તમને મલશેજ નહિ." મેં મારા ચાકરને કહ્યું કે "એને સોનાના ત્રણ સિક્કા આપી બહાર કાઢ. હું આજે માથુ બોડાવતો નથી." તેવામાં વળી આ નાપાક બોલ્યો કે "સાહેબ અમે સાત મિત્રો છીએ તેમાં હું સૌથી નાનો અને ગંભીર છું" મેં તેને પૈસા આપવા માંડયા ત્યારે તેણે લીધા નહિ અને કહ્યું કે "સાહેબ ! તમે એ શું કરો છો, મેં કંઇ તમને બોલાવ્યા નથી, પણ તમે મને બોલાવ્યો છે, માટે હું તમારૂં માથું બોડયા વગર જનાર નથી, હું કેવો માણસ છું તે તમે જાણતા નથી પણ તમારો બાપ મને સારી રીતે ઓળખતો હતો તે જ્યારે હજામત કરાવવા મને બોલાવતો હતો, ત્યારે ખાસ કરીને મારી પાસે તરેહ તરેહવાર વાતો કહેવડાવતો હતો. જ્યારે મારી વાતો સાંભળતાં તે થાકતો ત્યારે બોલતો કે "ભાઇ બસ કાંઇ તારી પાસે તો વાતોના ભંડારજ ભરી મૂકયા છે." એક દહાડો તમારો બાપ મારી વાતથી બહુજ આનંદ પામ્યો, ત્યારે તેણે મને એક સોનાની મહોર અને એક કિંમતી સરપાવ આપીને રવાના કીધો ! આમ ગપાંમાં ને ગપાંમાંજ લગભગ અર્ધો કલાક ગાળી નાંખ્યો હું તેનાથી હવે તદ્દન કંટાળી ગયો હતો. અને નાસીપાસ થઇને બોલ્યો કે "દુનિઆમાં તારા જેવો પર દુઃખે સુખીઓ માણસ ભાગ્યેજ મલશે." મેં વિચાર્યું કે હવે તો તેની પાસે બાઝ બાપાથી કામ લેઉં, તેથી મેં તેને કહ્યું કે "ભાઇ ખુદાને વાસ્તે તારી વાત બંધ કરીને તારૂં કામ ચલાવ, મારે ઘણીજ ઉતાવળ છે." મારૂં બોલવું સાંભળી તે હસવા લાગ્યો અને બોલ્યો કે "બધાં માણસો ડાહ્યાં હોય તો જોઇએ શું ? મને તો એવું માલમ પડે છે કે તમે આજારી હોવાના સબબે જરાતરામાં તમારો મિજાજ જતો રહે છે માટે તમારા બાપની પેઠે મારી સલાહ પ્રમાણે ચાલશો તો સુખી થશો. હું તમારાપર મમતા રાખું છું માટે તમે ગમે તો ના કહેશો તોપણ તમારા ભલાની ખાતર હું તમને સારી સલાહ આપીશ.

મેં કહ્યું કે "મને નકામું કયાં દુઃખ આપે છે, મારો મિજાજ તું નકામો ફેરવે છે, તારે માથું બોડવું હોય તો બોડ નહિ તો અહીંથી ચાલ્યો જા." એમ કહીને હું એકદમ ઉભો થઇ ગયો અને જમીનપર જોરથી પગ ઠોકી ઉભો રહ્યો." જ્યારે આ કમબખત હજામે જોયું કે મારો મિજાજ છેક ગયો છે, ત્યારે તેણે કહ્યું કે "વારૂ બેસો, હું તમારૂં માથુ જલદીથી બોડી નાંખું છું." પછી મારૂં માથું પલાળ્યું અને જરાક અસ્ત્રો ચલાવીને પાછો વાતો કરવા મંડયો તેણે કહ્યું કે "તમારે આમ ચીડાઇ જવું જોઇએ નહિ, તમારે મારી અક્કલનો, ઉમરનો, જ્ઞાનનો મલાજો રાખવો જોઇએ. હું કંઇ જેવો તેવો માણસ નથી. મોટા મોટા રાજાલોક પણ મને પોતાના સલાહકારક તરીકે ગણી માન આપે છે." મેં તેને મુંગો રાખી કહ્યું કે "ભાઇ, તરત માથું બોડ." તે બોલ્યો કે "મને ખાતરી છે કે તમારે ઘણીજ અગત્યનું કામ છે." મેં કહ્યું કે "ભલા માણસ ત્યારે નકામો વખત શા માટે ગુમાવે છે ? મારૂં માથું બોડ." તે કમબખ્તે જવાબ આપ્યો કે "ભાઇ સાહેબ ! જરા ધીરજ રાખો. તમારે શું કામ છે તે મને જણાવો, વખતે તમે વગર વિચારે કરશો તો મોટી ઉપાધિમાં આવી પડશો; માટે આ પ્રભુ ઇચ્છાએ મળી આવેલા પ્રવિણ સલાહકારની સલાહ લઇ ચાલો. મેં કહ્યું કે "તારી સલાહને જહાનમમાં નાંખ. મારે જોઇતી નથી પ્રતિષ્ઠિત પુરૂષોએ નીમેલે વખતેજ કામ કરવું જોઇએ, મારો વખત થવા આવ્યો છે માટે જલદીકર." મારા બોલ્યાની કંઇ પણ દરકાર કર્યા વગર તેતો ગમે તેમ લવારા કરવા મંડયો, ઘડીકમાં અસ્તરો પકડે, ઘડીકમાં કાતર પકડે, ઘડીકમાં આમ તેમ ફરે, તેમ કરતાં તે અગાશીમાં ગયો ને સૂર્યના સામું જોઇ બોલ્યો. "સાહેબ ! હજુ તો બપોર થવાને એક કલાક બાકી છે" હવે હું તદ્દન અધીરો થઇ ગયો, કારણકે આ કમબખ્તને આવે લગભગ સાડા ત્રણ કલાક તો થઇ ગયા હતા. મેં ક્રોધાવેશથી સુચવ્યું કે "અરે કમબખ્ત હજામ તું તારૂં કામ કર નહિંતો હું તને મારી નાખીશ." તે દુષ્ટે જવાબ આપ્યો કે "અરે મારા મહેરબાન તમે ઠંડા થાઓ, નહિતો પાછા ફરી આજારી પડશો. હું તમારી હજામત અબીને અબી કરી નાખું છું." તેમ કહી વળી અસ્તરો ચલાવ્યો. થોડીવાર પછી પાછો બોલ્યો કે "સાહેબ તમારે શું કામ છે તે મને અવશ્ય જણાવવું જોઇએ; હું તમને યોગ્ય સલાહ આ-

પીશ." હું તેનાથી કંટાળી ગયો હતો તેથી તેને ખુશ કરવાના ઇરાદે કહ્યું કે "હું માંદો પડયો હતો તેમાંથી ખુદાએ મને બચાવી લીધો છે તેની ખુશાલીમાં મારા દોસ્તોએ મને ખાણું આપ્યું છે માટે તેમાં જવાની જરૂર છે.

તેણે મને તુરતજ જવાબ આપ્યો કે "હા ખરી વાત છે, મેં પણ મારા છ સાત દોસ્તોને આજે આમંત્રણ કર્યું છે, અને હજુતો મેં કંઈ પણ તૈયારી કરી નથી." મેં તેને કહ્યું કે "તું ગભરાતો ના, મારી હજામત જલદી કર. હું તને તારા મિત્રો માટે જોઇતો તરેહવાર દારૂ તથા વિવિધ પ્રકારના ઉત્તમ મેવા વગેરે આપીશ." તે તરતજ બોલી ઉઠયો કે "અરે ખુદાને વાસ્તે મને તે સઘળો સામાન દેખાડો, મારા મિત્રો માટે તે પુરતો છે કે કેમ?" મેં તેને કહ્યું કે" મારી પાસે એક બકરો અને ડઝન મરઘી છે તે તને આપીશ." જેવી તે બધી ચીજ મેં મંગાવી કે તે તેને તુરત તપાસવા લાગ્યો, વળી તે આડાંઅવળાં ગપ્પાં મારવા લાગ્યો. પછી કેટલીકવારે બોલ્યો કે "જુઓ સાહેબ, હું એક અચ્છો ગવૈયો છું. હું આપની આગળ હમણાંજ એક રસિક ગાયન ગાઉં છું. તે ગાયન એવું તો રસીક છે કે તમે સાંભળતાં વારજ છક થઇ જશો. મારો કંઠ પણ કેવો મધુર છે તે પણ જોશો. તમે તમારી આખી ઉમરમાં એવુ ગાયન સાંભળ્યું પણ નહિજ હોય." એમ કહી તાનમાં ચઢી ગાવા મંડી ગયો. મેં તેને ઘણુએ અટકાવ્યો, પરંતુ તેણે કંઇ પણ દરકાર કરી નહિ. ગાયન ગાઈ રહ્યા બાદ તે કહેવા લાગ્યો કે "સાહેબ મારા દોસ્તો પણ મારા જેવાજ મશ્કરા, આનંદી અને ગમતી છે, માટે તમે મહેરબાની કરી મારે ઘેર પધારો. હું તમારી બેચેની મટાડી દઇશ; ત્યાં તમને આનંદની રંગરેલમાં ડુબાવી દઈશ જેથી તમારામાં એક અજાયબ જેવી નવી શક્તિ આવશે. કેમ કબુલ છે કે નહિ? શો જવાબ આપો છો? બોલતા કાં નથી?" મેં તેને શાન્તીથી જવાબ આપ્યો કે "ભલા માણસ મારાથી તારે ત્યાં આજે આવશે નહિ, કારણકે મારા દોસ્તો મારી રાહ જોઈ બેશી રહ્યા હશે, માટે મને માફ કર. હું કોઇ વખતે તારે ઘેર આવીશ." તેણે કહ્યું કે "ના સાહેબ તેમ કદી પણ નહિ બને. કાંતો તમે મારે ઘેર આવો અગર તમારી મિજલસમાં મને લઇ જાઓ. તમારા દોસ્તોને મારા જેવા ગમતી મલવાથી તમારો પૂર્ણ આભાર માનશે અને તેમનો આજનો દિવસ આનંદની લહેરોમાં પસાર થશે. બોલો શું જવાબ આપો છો?" હવે તો હું ગભરાયો, પરંતુ મારૂં કંઇ પણ વળે તેમ નહિ હોવાથી ચૂપ બેસી રહ્યો, છેવટે કેટલીકવારે મારી હજામત પુરી થઇ. પછી મેં તેને ઉપર જણાવેલો બધો સામાન આપી કહ્યું કે "જા આ સામાન તારે ઘેર મેલી આવ, હું તારી રાહ જોતો અહીંજ ઉભો છું." તેના ગયા પછી મેં જેટલી બને તેટલી ઉતાવળ કરી, કારણકે મને ખાતરી હતી કે તે જલદી પાછો આવશે. હું ઘેરથી નીકળ્યો, ત્યારે આ હજામ ઘેર જવાને બદલે એક ખુણામાં લપાઇ રહ્યો હતો, તેથી મારા જોવામાં આવ્યો નહિ. પણ હું જ્યારે મારી માશુકના ઘર આગળ પહોંચ્યો. ત્યારે મારી પાછળ આવતો મેં તેને જોયો. મને ઘણી ગભરામણ થઇ, તોપણ ધીરજ રાખી હું તેણીના ઘરમાં દાખલ થયો. તે નાજુક પરીએ મને માન આપવાને પોતાના કમળ જેવા કોમળ હસ્તને લંબાવ્યો અને મારો હાથ ઝાલી પોતાની એકાંત બેઠકમાં લઈ ગઈ. હું તેની સાથે વાત કરવા લાગ્યો કે તરતજ મોટો અવાજ થયો. મારી પ્રિયાએ બહાર આવી જોયું તો તેણે પોતાના બાપને દીઠો. મેં પણ બારીએ ડોકું કાઢી જોયું તો આ દુષ્ટ હજામને સામે ઉભો રહેલો જોયો. હવે મારા રામ રમી ગયા. કારણ કે એકતો હું આ નાપાક હજામથી બીવા લાગ્યો, વળી બીજું પેલા કાજીની બીક પણ ઓછી ન હતી. પેલી માશુકે મને હિંમત આપતાં જણાવ્યું કે "તમે લગારે બીસો નહિ, મારા બાપનો મારા ઓરડામાં કવચિતજ આવે છે. પણ વખતે આવી જાય તો તમને સંતાડવાને મેં યુક્તિ ખોળી કાઢી છે." પેલો ખાન ઘેર આવ્યો તેવોજ પોતાના એક નોકરને કંઇ વાંકસર મારવા મંડયો, તેથી પેલા નોકરે મોઢેથી જોસબંધ બુમો પાડી. તેની બુમોથી પેલા હજામે ધાર્યું કે તે ખાન મારા શેઠને મારે છે, તેથી મારો શેઠ બુમો પાડે છે. એમ વિચારી બુમેબુમ પાડી લોકોની મદદ માગવા લાગ્યો. આસપાસના લોકો દોડી આવ્યા, અને તેને પૂછવા લાગ્યા. તેણે ઉત્તર આપ્યો કે આ મહેલમાં એક ખાન છે, તે મારા શેઠને મારી નાંખે છે, માટે તમે તેને છો-

ડાવો, એમ કહી તે મારે ઘેર દોડી જઇ મારા નોકરોને તેમજ સગાંવહાલાંઓને તેડી લાવ્યો. થોડા વખતમાં તો ખાનના ઘર આગળ તે લોકો આવી પહોંચ્યા અને બારણાં ઠોકવા લાગ્યાં. ખાનના ચાકરોએ તેને આ વાતની ખબર આપી. ખાન એકદમ બારણા આગળ આવ્યો, અને મારા નોકરોને પૂછવા લાગ્યો કે "તમે શા માટે તોફાન કરો છો?" મારા માણસોએ બેધડક ઉત્તર આપ્યો કે "અરે હરામખોર તું અમારા શેઠને શા માટે મારી નાંખે છે; તેણે તારૂં શું બગાડયું છે? ચાલ દૂર જા. તે શબ્દો બોલતાની સાથેજ સઘળા માણસો અંદર દાખલ થયા, અને મારી શોધ કરવા મંડી પડયા. પેલા હજામે બુઢા ખાનની ગળચી પકડી અને બોલ્યો કે "મારા શેઠને જલદી બતાવ નહિ તો મારી નાખીશ." ભલા ખાને ગળગળા થઇ જઇ ઉત્તર વાળ્યો કે "અરે ભલા માણુસ હું તારા શેઠને ઓળખતો પણ નથી, તો બતાવું કયાંથી! આ નાપાક હજામે ઉત્તર વાળ્યો કે "અરે બદમાસ, તદ્દન જૂઠ કયાં બોલે છે. તારૂં મોતજ આવ્યું છે, તારી પુત્રીપર મારો શેઠ મોહિત થયો છે, તે વાત તું જાણતો નથી? હમણાંજ તું મારા શેઠને મારતો હતો અને હવે ફેડાવે છે કેમ?" તે ખાને જવાબ આપ્યો કે "હું અલ્લાના સોગન ખાઇ કહું છું કે "હું તારા શેઠને ઓળખતો પણ નથી, અને મેં માર્યો પણ નથી. હું તો મારા નોકરને શિક્ષા કરતો હતો, અને કદાચ તેની બુમો સાંભળીને તને એમ લાગ્યું હશે." ખાનનાં આવાં વચનથી પણ હજામને તો કંઇ પણ વિશ્વાસ બેઠો નહિ, તે તો તરતજ આમતેમ દોડી જઇ શોધ કરવા મંડી ગયો, થોડીવારમાંજ એક પેટી કે જેની અંદર હું છુપાઇને બેસી રહ્યો હતો. અને આ બધું સાંભળ્યા કરતો હતો, તે પેટી આગળ આવી પહોંચ્યો, અને પેટી ઉઘાડી, ઉઘાડતાંવારજ મને જોઇ તે તો કૂદવા અને નાચવા મંડી ગયો, અને પેટીબંધ કરી માથે મૂકી ચાલતો થયો. તેની મતલબ મને ફજેત કરવાની હતી, તેથી તેણે ચકલે ચકલે મને ફેરવ્યો, લોકોનાં ટોળેટોળાં મને જોવાને ભેગાં થયાં, તેથી મને ઘણીજ શરમ લાગી, હું તદ્દન ગભરાઇ ગયો, છેવટે પેટીમાંથી કુદકો મારી નીચે પડયો. મારો પગ એક પત્થર સાથે અથડાવવાથી હું લંગડો થયો તો પણ હું નાઠો, લોકો મારી પાછળ હુરે, હુરે કહી દોડવા લાગ્યાં. મેં મારી કાસેથી કેટલાક પૈસા જમીનપર ફેંકયા, લોકો તે વીણવા લાગ્યાં, તે દરમ્યાન હું જોસભેર દોડી ગયો. આ બદમાસે તો મારો કેડો છોડયોજ નહિ, છેવટે મે કાયર થઈ મારો એક મિત્ર કે જે પોલીસમાં નોકર હતો, તેની મદદ માગી. મેં તેને કહ્યું કે "આ માણસ ગાંડો થયો છે, અને મને અતિશય કાયર કરે છે માટે તમે તેને અટકાવો. તેણે જોરજુલમથી અટકાવ્યો. ત્યારબાદ હું ત્યાંથી નાઠો તે આટલે દૂર આવી પહોંચ્યો, પરંતુ દૈવ સંજોગે અહી પણ આ નાપાક હજામે દેખા દીધી છે. માટે મારે અહીંથી પણ રજા લેવી પડે છે. મારા પ્યારા સાહેબો હું તમોને આગ્રહ પૂર્વક કહું છું કે "મને રજા આપશો, એમ કહી હું ચાલતો થયો."

પછી પેલો દરજી સુલતાનની આગળ આ વાત પુરી કરીને બોલ્યો કે "અરે નેક નામદાર! અમે તેની વાત સાંભળીને ઘણાજ અજાયબ થયા; ત્યાર પછી પેલા હજામ તરફ અમોએ નજર કરીને કહ્યું કે "જો આ વાત સાચી હોય તો તમે એક નીચ માણુસ ગણાશો! તે હજામે ઉત્તર દીધો કે "આ વાત અક્ષરે અક્ષર સાચી છે, અને તેથીજ હું મુંગો બેસી રહ્યો હતો. મારાં આ કૃત્યને માટે તમે વિચાર કરશો તો માલમ પડશે કે લંગડાએ મારો ઉપકાર માનવો જોઇએ, તેને બદલે અપકાર માન્યો. જો મેં તેને આવી યુક્તિથી બચાવી લીધો ન હોત તો આ લંગડાની તે ખાન શી વલે કરત તેનો ખ્યાલ આપ સાહેબોજ કરી લેશો. હું ઘણો ટકટકીઓ છું, પરંતુ મારા ૭ દોસ્તો છે, તેમાં તો હું સર્વથી થોડું બોલું છું. તે લોકો તો ઘણાજ શોખીલા અને ઢોંગી છે, તેટલા માટે જો તમે ધ્યાન આપો તો હું તમને તેમની રમુજી કથાઓ કહું." અમોએ તેમની માગણી સ્વીકારી, તેથી તે હજામે પોતાની વાર્તા નીચે મુજબ શરૂ કરી.

# હજામની પોતાની વાર્તા

મારા પ્યારા સાહેબો ! હું એક વખતે બસરા શહેરમાં જઈ ચડ્યો. ત્યાંનો ખલીફ઼ા અકબર અલી નામે પવિત્ર માણસ હતો, આ પાદશાહ ગરીબ, બુઢા, અને અપંગ માણસો પર ઘણીજ મમતા રાખતો હતો. વળી તે ઘણોજ ન્યાયી અને વિવેકી હતો. તેના વજીરો તેમજ અમીર ઉમરાવ પણ ઘણાજ બાહોશ અને પ્રમાણિક હતા. મતલબ કે આવા નેક રાજાના રાજ્યમાં સર્વ પ્રકારે સલાહ શાન્તી તથા આબાદાની હતી. એક સમયે તેના રાજ્યમાં પરદેશથી દસ બદમાસ લોકો આવી દાખલ થયા. અને લોકોને ઘણી રીતે હેરાન કરવા લાગ્યા. આ વાતની પાદશાહને ખબર મલતાંજ તેણે વજીરને બોલાવી હુકમ આપ્યો કે "આ બદમાસ લોકોને તાકીદે પકડી મંગાવો." વજીર ઘણો ચાલાક અને બહાદુર હોવાથી તેણે તે લોકોને પકડી પાડયા. પાદશાહે દશે જણને બોલાવી તેમના પર કામ ચલાવી ગરદન મારવાનો હુકમ આપ્યો. છેવટે તેમને પૂછવામાં આવ્યું કે "તમારે કંઇ પણ ઇચ્છા હોય તો કહીદો." તેમણે જવાબ આપ્યો કે "નેક નામદાર અમે સર્વે સદ્‌ગૃહસ્થના વેશમાં સ્ટીમર જોવાની ઇચ્છા રાખીએ છીએ." બાદશાહે તરતજ પોતાના માણસો સાથે તેમને સ્ટીમર જોવા દરિઆ કાંઠે મોકલાવ્યા. આ બદમાસ લોકો દરિઆ કાંઠે આવ્યા. ત્યાં તેમણે એક મોટા સદ્‌ગૃહસ્થને શોભે તેવાં કપડાં પહેર્યાં હતાં. પછી તેઓ સ્ટીમરમાં દાખલ થયા. ઇશ્વરેચ્છાથી હું પણ તેજ વખતે તે સ્ટીમર જોવા ગયો હતો, મને લાગ્યું કે આ કોઈ અમીર ઉમરાવ છે. અને તેમની સાથે છે તે તેમના નોકરો છે. માટે હું પણ તેમની સાથે જઈશ, તો મને ઠીક આનંદ મલશે. એમ ધારી હું પણ તેમના ભેગો દાખલ થયો થોડીવાર પછી અમે સ્ટીમર જોઇ પાછા વળ્યા. અમે નીચે ઉતર્યા કે તરતજ પેલા પટાવાળાએ કબજામાં લીધા. હું પણ ચૂપકીથી કેદીજ બન્યો, પછી અમે સર્વ ચાલ્યા. થોડીવારમાં પાદશાહના મહેલ પાસે આવી પહોંચ્યા. મેં જોયું તો એક મોટા સિંહાસન પર નેક નામદાર આરૂઢ થયા હતા, અને તેમની પાસે એક જણ ઉઘાડી તરવાર રાખી અમારી વાટ જોતો ઉભો હતો. અમને જોતાં વારજ પાદશાહે ફરમાવ્યું કે "અબે શેરખાં આ દશે જણનાં શિર ઉડાવી દે" આ હુકમ થતાંની સાથેજ મારા તો હોશકોશ ઉડી ગયા, પણ કરવું શું! કંઈ પણ ઉપાય નહતો તેથી ચૂપકી પકડી હું પણ આ બદમાસોની લાઇનમાં છેલ્લે ઉભો રહ્યો. શેરખાં શિર કાપતા કાપતા મારી પાસે આવી પહોંચ્યા. ત્યાં તે એકદમ થંભી ગયા. બાદશાહે કહ્યું કે "અરે તું શા માટે થંભી ગયો ? તેનું પણ માથું ઉડાવી દે. શેરખાંએ ઉત્તર આપ્યો કે " જહાંપનાહ ! આપે તો દશનો હુકમ આપ્યો હતો, અને આ તો અગીઆરમો નીકળ્યો, માટે હું અચકાયો છું" પાદશાહે પોતે માથાં ગણી જોયાં તો શેરખાંની વાત ખરી માલમ પડી, તેથી તે એકદમ મારી પાસે આવી મને પૂછ્વા લાગ્યો, મેં મારી સઘળી હકીકત તે નેક નામદારને વિદિત કરી. પાદશાહે મને તુરતજ છોડી દીધો અને મને માન આપી મારી ધીરજનાં અને ચુપકીનાં વખાણ કરવા મંડી ગયો. વળી તેણે મને પૂછ્યું કે તમારા બધા ભાઈઓ આવા ગુણના છે કે ?" મેં જવાબ આપ્યો કે "નારે સાહેબ તેઓ તો રૂપમાં અને ગુણમાં મારાથી તદ્દન જુદા છે- જો આપની ઇચ્છા હોય તો હું તમને તેમની હકીકત નિવેદન કરૂં." પાદશાહે પોતાની મરજી બતાવી તેથી મેં નીચે પ્રમાણે તેમની હકીકત કહેવાને શરૂ કર્યું.

# હજામના પહેલા મિત્રની વાર્તા.

મારો સૌથી માનીતો અને વહાલો મિત્ર દરજી હતો. તેણે બજારમાં એક દુકાન ભાડે રાખી હતી. તેની દુકાનની સામે એક સોનીનું ઘર હતું તે સોનીની સ્ત્રી જાતે ઘણીજ દેખાવડી, મીઠાબોલા, ને સ્વાર્થી

હતી વળી તે અંદરખાનેથી ઘણીજ કપટી હતી. મારો મિત્ર તદન ભોળો અને ઓછી અક્કલનો હતો તેની દુકાને સાધારણ ઘરાકી હતી પોતાનો નિર્વાહ જેમ તેમ ચલાવતો હતો. એક વખતે મારો મિત્ર પોતાની દુકાનમાં બેશી કપડાં સીવતો હતો, તે દરમ્યાન સોનીના ઘરની બારી એકદમ ઉઘડી. મારા મિત્રની નજર ત્યાં ગઇ તો તેણે વીજળીના જેવી બાઇને જોઇ જોતાની સાથેજ તેના રૂપથી મારો મિત્ર અંજાઈ ગયો પરંતુ તરતજ બારીનાં કમાડ બંધ થયાં ને તે બાઇ અદૃશ્ય થઇ ગયાં. થોડીવારે મારા મિત્રને શુદ્ધિ આવી, ને બારી તરફ નજર કરી તો બારી બંધ દીઠી. આ બનાવથી તેને બેચેની ઉત્પન્ન થઈ તેનું મન ધંધામાંથી ઉઠી ગયું ને આકુળ વ્યાકુળ થવા લાગ્યો. આમ ત્રણ દિવસ થયા બાદ પાછી બારી ઉઘાડી મારા મિત્રે તરતજ બારી તરફ જોયું તો તે બાઇને ઉભેલી દીઠી. બાઇ પણ સમજી ગઈ કે આ દરજી મારા ઉપર મોહિત થયો છે. આ મેલા મનની બાઇએ મારા મિત્રને દગો દેવા ધાર્યું. તુરતજ તે હાવભાવ કરી મારા મિત્રની મશ્કરીઓ કરવા મંડી ગઇ. મારા ભોળા ભાઇબંધે જાણ્યું કે આ બાઇ મારાપર આશક થઇ છે તેથી તે પણ મશ્કરી કરવા મંડી ગયો થોડીવાર પછી બારીનું બારણું બંધ કરી મારા ભોળા ભાઇએ માની લીધેલાં માશુક અદૃશ્ય થઇ ગયાં.

બીજે દિવસ સવારે પેલી સોનારણે પોતાને માટે એક કાપડું શીવડાવવા માટે પોતાની ચાકરડીને લુગડું આપી મોકલી. મારા ભોળા ભાઈબંધે બધું કામ નાખી દઇ તેનું કપડું તૈયાર કરી આપ્યું. વળી ત્રીજે દિવસે એક ચોળી શીવવા આપી. વળી ચોથે દિવસે કબજા શિવડાવવા આપ્યા. મારો મિત્ર આ બાઇનું કામ પહેલું કરી આપતો વળી તેની પાસેથી પૈસા પણ લેતો નહિ. આમ કરતાં કરતાં તો તેનું કામ ઘણુંજ આવવા લાગ્યું. એક માસમાં તો લગભગ પંદરેક રૂપીઆનું કામ થયું. પછી એક દિવસ મારા મિત્રની પાસે તે બાઇની ચાકરડી આવી અને કહેવા લાગી કે "મારા શેઠ તમને બોલાવે છે માટે તમે ચાલો. તમે ત્યાં આવતા જતા રહેશો તો મારી બાઇ સાથે તમારે વાતચીત કરવાનું ઠીક પડશે, પછી તમે તમારા કામમાં ફતેહ પામશો. મારી બાઇ તમારા ઉપર બહુજ આશક છે. માટે તમારી આશુક-માશુકની જોડી જોડવાને આ રસ્તો ઘણોજ ઉત્તમ છે." મારો મિત્ર તરતજ તેણીની સાથે સોનીના ઘેર ગયો. જતાં વારજ સોની મહાજને તેને માન આપી બેસાડયો અને પોતાનાં લુગડાં શીવવા માટે એક તાકો આપ્યો. મારા મિત્રે તેનાં કપડાં જલદી તૈયાર કરી આપ્યાં. વળી બીજો એક તાકો આપ્યો તે પણ શીવી આપ્યાં. આમ કરતાં કરતાં તો લગભગ ચાલીશ રૂપીઆનાં કપડાં શીવ્યાં. પછી એક દિવસ પોતાને ઘેર મારા મિત્રને શીવવા માટે બોલાવ્યો, ત્યાં કપડાં શીવતાં રાત પડી ગઇ, તેથી રાત્રે વાળું પણ ત્યાંજ કર્યું પછી તેની સ્ત્રી બોલી કે "આજતો મોડું થઇ ગયું છે. માટે આજની રાત અહીંજ સુઇ જાઓ." તેણે આનાકાની કરી, પણ છેવટે પેલી ચાકરડીએ કહ્યું કે મારાં બાઇ ખરૂં કહે છે. તમને લાભ થશે." મારા ભોળા ભાઈબંધે કબુલ કર્યું. પછી તે ત્યાં સુતો. અરધી એક રાત ગયા બાદ આ બાઇ ઉઠીને બુમે બુમ પાડવા લાગી. અને તેથી તેના ઘરનાં જાગી ઉઠયાં. તેના ધણીએ પૂછયું કે શું થયું? ત્યારે આ દુષ્ટ રંડાએ જવાબ આપ્યો કે" જુઓ તમારો દરજી, તેણે મારી લાજ લેવાને તાકયું જુઓ મારા કેવા હવાલ થઇ ગયા છે! તમે બધા જાગી ઉઠયા એટલે તે ઢોંગ કરી પથારીમાં પડી રહ્યો છે. નહિ તો હમણાં સુધી મારી પથારીમાં હતો." આથી પેલા સોની મહાજને તે બિચારાને દોરડાથી સજ્જડ બાંધી લીધો અને પછી ખૂબ માર્યો. તેને એવો તો માર પડયો, કે તે બિચારાથી દસેક દિવસ સુધી તો દુકાને પણ આવી શકાયું નહિ. આ લુચ્ચા લોકોએ તે બિચારાના પૈસા પણ આપ્યા નહિ. આવી રીતે મારો ભોળો ભાઇબંધ હલાલ થઈ ગયો. તેને ખાવા માટે પણ પૈસા મલ્યા નહિ તેથી મારી પાસે આવ્યો. મેં તેને મારી પાસેથી દશેક રૂપીઆ આપ્યા, અને પછી તેણે ત્યાંથી દુકાન બદલી નાખી બીજે ઠેકાણે રહેવા ગયો. ત્યાર પછી તેણે સોગન ખાધા કે પરસ્ત્રીના સામું પણ જોવું નહિ વળી સોનીનો વિશ્વાસ કરવો નહીં, અને અજાણ્યા ઘરમાં રાત સુઇ રહેવું નહિ. મારી આ વાતથી સુલતાનને ખૂબ હસવું આવ્યું. અને તેથી મને મારા બીજા ભાઇ બંધીની વાર્તા કહેવાને ફરમાવ્યું.

# હજામના બીજા મિત્રની વાર્તા.

મારા બીજા ભાઇબંધનું નામ અલીબાઇ હતું. તે જાતે વહોરો હતો. તે પણ મારા પહેલા મિત્ર દરજીના જેવો ભોળો હતો. એક દિવસ મારો મિત્ર શેહેરમાં ફરવા જતો હતો, તે દરમ્યાન એક ઘરડી ડોશી મલી. તેણે મારા ભાઇબંધને ઉભા રાખી કહ્યું કે " જો તમે મારી સલાહ પ્રમાણે ચાલો, અને જે થાય તે બધું ચુપકીથી સહન કરો. અને જુઓ તો તમને એક ઇંદ્રના ઘરની સુંદર પરી બતાવું. તમને તેના મેળાપથી ઘણોજ આનંદ થશે. વળી જો તમે આ લલિત લલનાના કહેવા પ્રમાણે ચાલશો તો તે તમારી પ્યારી થઇ રહેશે, અને તેથી તમે એક મોટા ઉમરાવની પદવીએ પહોંચશો. આ પરીના જેવી સુંદર બાનુ થઇ નથી અને થવાની પણ નથી." મારા મિત્રે આ સઘળી વાત ધ્યાનમાં લઇ ડોશીની સલાહ પ્રમાણે ચાલવાને કબુલ કર્યું. તેથી આ બુઢ્ઢી ડોશી મારા મિત્રને પોતાની સાથે તેડી ગઇ. તેઓ થોડીવારમાં એક મોટા ભવ્ય અને સુંદર મકાનમાં આવી પહોંચ્યા. એક પછી એક એમ સાતમા માળની અગાશીમાં ગયાં. આ સુંદર અગાશીમાં રંગ બેરંગી આરસપહાણ જડી દીધા હતા. તેની ચારે તરફ કઠેરો બાંધી તે કઠેરા પર ગુલાબ, મોગરો, કેતકી, જુઇ, જાવેલ, બોરસલી, વગેરે જુદી જુદી જાતનાં ફુલ છોડનાં કુંડાં ગોઠવી રાખ્યાં હતાં. તેના સામા ઓરડાની ભીંતે જુદા જુદા મહાન પુરૂષો અને રમણિય રામાઓનાં તથા બીજાં તરેહવાર ચિત્રો બાહોશ ચિતારાની કલમે ચિતરેલાં હતાં. વચ્ચે પાણીનો ફુવારો ઝુકી રહ્યો હતો. આ બધી લીલા જોઇ મારો મિત્રનો દિગજ થઇ ગયો, તે પોતાના મનમાં તે ડોશીનો ઘણોજ ઉપકાર માનવા લાગ્યો. મારા મિત્રને તે ડોશીએ એક સુંદર કોચ પર બેસવાને કહ્યું પણ તે બાઇ ચાલી ગઇ. અરધા કલાક પછી સુંદર સ્ત્રીઓનું એક ટોળું આવતું દેખાયું. આ સ્ત્રીઓ જોઇ મારો મિત્રતો વિચારમાં પડી ગયો. તેના મનમાં તો આ તે સાચું કે સ્વપ્નું એમ અજબા થઇ તેટલામાં તો તે સુંદરીઓ પાસે આવી પહોંચી. મારો મિત્ર તેમને માન આપવાને ઉભો થયો. સૌ પોતપોતાની જગોએ બેસી ગયાં. એકેએક સ્ત્રી સ્વરૂપવાન હતી તેમ છતાં પણ જેમ બધા હીરાઓમાંથી જેમ કોહીનુર જુદો-જ પડી જાય છે, તેમજ એક દેવાંગના જેવી દેદિપ્યમાન નાજુક પરી જુદી પડી જતી હતી. તેના નાજુક હાથ કમળને શરમાવે તેવા હતા, દાંતની કળીઓ દાડમ કરતાં શ્રેષ્ઠ હતી. મુખ જોઇને ચંદ્ર તો સંતાઇ જ જતો, આંખની કીકીઓ ખંજન પક્ષીને બાળી મૂકતી હતી. તેની જંઘા દેખીને કેળ લજવાઇ જતી હતી, તેનો મધુર સ્વર કોયલને ભુલાવે તેવો હતો; ટુંકામાં તેના શરીરનો દરેક અવયવ પરિપૂર્ણ હતો. આવી ત્રિલોકને લોભાવનારી મોહિનિ જેવી લલિત લલના મળવાથી મારા મિત્રના આનંદનો તો પાર જ રહ્યો નહિ. તેમણે એક પછી એક તરેહ તરેહના મેવા, જુદા જુદા પ્રકારનો દારૂ પકવાન વગેરે લાવી ગોઠવી દીધાં. આમાંના કેટલાકને તો મારો એ ભોળો ભાઇબંધ ઓળખતો પણ ન હતો. તે તો બિચારો ખાવા જ મંડી પડયો. પેલી લલના પણ સમજી ગઇ કે આ બિચારો ભુખ્યો છે તેથી તે તેને ખવડાવવાને આગ્રહ કરવા માટે પોતાની સીટપરથી ઉઠી મારા મિત્રના પાસે જઇ બેઠી. પછી તેના ગળામાં પોતાના કોમળ હાથને નાખી ખવડાવવા લાગી; ત્યાર બાદ દારૂનો પ્યાલો પાયો. આ ઉપરથી મારા મિત્રને ખાતરી થઇ કે આ લલના મારાપર પૂર્ણ પ્યાર રાખે છે. તેથી તે પણ તેના ગળામાં હાથ નાંખી બેઠો. ત્યાર પછી મારા મિત્રના વાંસામાં એક પછી એક બધી સ્ત્રીઓ ધીમે ધીમે પંપાળવા લાગી; ત્યાર પછી ધીરે ધીરે મુઠીઓ મારવા લાગી. અને પછી તો ઉતાવળે ધક્કા દેવા લાગી, આથી મારા મિત્રને રીશ ચઢી અને ઉઠીને ઉભો થયો, પરંતુ તેટલામાંજ પેલી ડોશીએ મારા મિત્રના કાનમાં જઇને કહ્યું કે " તમે ગભરાશો નહિ, હમણાં થોડીવારમાંજ આ બધાં ચાલ્યાં જશે. ફક્ત એકલી આ પરીજ તમારી પાસે રહેશે, અને તમારી મનોકામના પુરી કરશે. જેથી તમે આનંદ સાગરના લહેરમાં ડુબી જશો આ ડોશીનાં વચન સુણી મારો મિત્ર નાચે બેઠો. ત્યાર બાદ એક પછી એક નાચ કરવા લાગી; વળી પાછા ધક્કા દેવા લાગી. કોઇ નાક ખેંચે કોઇ ગાલ

ખેંચે, કોઇ કાન ખેંચે, કોઇ ચુંબન કરે જે જેની નજરમાં આવે તેમ ગમત કરવા લાગી. તેથી મારો મિત્ર પાછો રીસ ચઢાવીને ઉઠયો. પરંતુ પેલી ડોશીએ કહ્યું કે "અરે ભલા માણસ તમે કેવા મૂર્ખ છો ? તમે તમારો સ્વાર્થ સમજતા નથી ! મારાં બાઇ તમારી પરીક્ષા કરે છે કે તમે કેટલા ઠંડા સ્વભાવના છો ? જો તમે ચુપકીથી બેશી રહેશો તો મારાં બાઈ તમારી સાથે પ્યારથી જોડાશે અને તમને ઇંદરરાજાના કરતાં વધુ સુખ મળશે. માટે છાનામાના બેશી રહો. આતો મારી બાઇ તમારા ઉપર બહુજ પ્રીત પ્રીત થઇ ગયાં છે માટે ગમત ખાતર કરે છે" ડોશીનાં આવાં વચનથી હું છાનોમાનો બેશી રહ્યો. ત્યાર બાદ થોડીવારે ગાયન માટે શરૂઆત ચાલી, સતાર, મૃદંગ, સારંગી, વીણા, પખાજ, ઝાંઝ વગેરે દેશી વાજાં તેમજ બીજાં પરદેશી વાજાં લાવી ગોઠવી દીધાં. તેની સાથે કેન્નરીઓને પણ ગોથાં ખવડાવે તેવી સુરવાળી સુંદરીઓ રૂમઝુમ રૂમઝુમ કરતી ચાલી આવી. ગાંધર્વને પણ લજાવે તેવી નૃત્ય કરનાર વારાંગનાઓ આવી હાજર થઇ અને તેની સાથેજ તનાતીન, તાગડતીન, ધા, તા, સ્વરોની મધુર રોરવથી ગાયન શરૂ થઇ ગયું. મારો મિત્ર તો આ દેખાવથી આભોજ બની ગયો. સ્વર્ગના કરતાં પણ વધારે સુખરૂપ આ લલનાઓને તે વારંવાર નમન કરવા લાગ્યો. પેલી સુંદરી પણ જે તેના ગળામાં હાથ નાંખી હાવભાવ કરતી બેઠી હતી. તે પછી ધીમે રહીને નીચે મુજબ બોલી, મારા પ્રાણ પ્રિય ! હું તમને જોઇ અત્યાનંદમાં મગ્ન થઇ ગઇ છું, તમારી આટલી બધી ધીરજથી સાનંદાશ્ચર્ય પામી છું. તથાપિ હું મોહિત થઇ ગઇ છું અને તમારે આધીન થઈ તમારી દાસી માફક વરતવા ચાહું છું. પરંતુ મારી એક ઇચ્છા તમે પુરી કરશો. એવી મારી માગણી છે." પેલી નાજુક પરીનાં આવાં વચન સાંભળી મારો મિત્ર તો હર્ષભેર બોલી ઉઠયો કે "આજ્ઞા ફરમાવો, તમારૂં વચન માથે ચઢાવવાને સેવક આતુર છે. આ દુનિયામાં તમારા જેવી સુંદર પરીનાં વચન ઝીલી લેવાને ના પાડે તેવો અભાગીઓ ભાગ્યેજ હશે" પરીએ ઉત્તર આપ્યો, કે "કંઇ નહિ ફક્ત એટલુંજ કે તમે સ્ત્રીનો પોશાક પહેરી, મારી આગળ નૃત્ય કરશો, વળી તમારે દાઢી મૂછ પણ બોડાવવાં પડશે" મારા મિત્રે જવાબ દીધો કે "ઘણી ખુશીની વાત તમારા આગળ હું તે પ્રમાણે કરીશ. જો કે દાઢી અનાતુર છે, અને તે મને મારા પ્રાણ કરતા પણ અધિક વહાલી છે, તોપણ તમે કે જે મારૂં સર્વસ્વ છો તેને ખાતર દાઢી પણ બોડાવીશ" પછી મારા મિત્રે તે પ્રમાણે કર્યું: આ જોઇ બધાં ખડખડ હસી પડતાં, તેના છતાં મૂર્ખ સમજ્યો નહિ કે આતો મને બનાવે છે મૂર્ખાએ પૂછ્યું કે તમો શા માટે હસો છો ? મારી દિલોજાનને ખુશ કરવાની ખાતર દાઢી મુંડાવી તેમાં મેં શું ખોટું કર્યું ? ડોશીએ ઉત્તર આપ્યો કે 'એતો તમારા નૃત્યકળાથી ખુશી થઇ ગયાં છે માટે તેઓ પેટ ભરી ભરીને હસે છે. તેમણે આવો નૃત્ય કદી પણ જોયો નથી," આવાં વચનથી મારો મિત્ર ફુલાઇ ગયો પછી પેલી ડોશીએ હાસ્ય મોઢું રાખીને કહ્યું કે "હે ચતુર માણસ મારાં બાઇ તમને એક વાત કહેતાં ખમચાય છે, અને તેથી તે કહી શકતાં નથી. માટે મારે કહેવી પડે છે, તેમની ઇચ્છા એવી છે કે તમે ફક્ત એક લંગોટી રાખી બાકીના વસ્ત્ર કાઢી નાંખો, પછી તમે અમને પકડવા આવો અને અમે દોડીએ, એમ કરતાં જો તમે મારા બાઇને પકડી પાડશો તો તે તમને વરમાળ પહેરાવશે." મારા ભોળા ભાઈબંધે તેમ કર્યું આખા ભવ્ય મકાનમાં દોડમદોડ કરી મૂકી: મારો ભાઇબંધ થાકીને લોથ થઇ ગયો, કારણ કે તે અજાણ્યો હતો તે આ મકાનમાં જવા આવવાની ઘણી ગલી ગુંચીઓ હતી તે તેણે જોઇ ન હતી છેવટે એક સાંકડી ગલીમાં થઇ સર્વે સ્ત્રીઓ જતી રહી. મારો ભાઇબંધ એકલો રહી ગયો તે કયાં ગઇ તે માલમ પણ પડ્યું નહિ, આખરે આમતેમ ઘણું ભટકયો ત્યારે એક બારી જડી તેમાં થઇને મારો ભાઈબંધ નીકળ્યો. આ બારી ચમારવાડામાં પડતી હતી ત્યાં ચમાર લોકે તેના આવા વેશમાં જોઇ પકડયો અને ખૂબ માર માર્યો પછી ગધેડાપર બેસાડયો. આ પ્રમાણે ફજેત કરીને તેને કાઢી મૂકયો

આ વાત સાંભળી પાદશાહને ઘણુંજ હસવું આવ્યું, પેલા દરજીએ કહ્યું કે "જહાંપનાહ ! મોટા ઉમરાવની લાડકી બેટીઓ એક ગમતની ખાતર અજાણ્યા માણસોને બોલાવી કેવી રીતે દુઃખ દે છે તેનો આ ઉત્તમ દાખલો છે. વળી કામી પુરૂષો વગર વિચારે ખોટા પ્રેમથી લપટાઇ જઇ કેવી રીતે વર્તે છે. તે પણ જોવા જેવું છે.

# હજામના ત્રીજા મિત્રની વાર્તા.

મારી ઉપલી વાર્તાથી બાદશાહને ઘણી ગમત પડી તેથી મને મારા ત્રીજા મિત્રની વાર્તા કહેવાને ફરમાન થયું. મેં મારી નીચે પ્રમાણે શરૂ કરી.

મારા ત્રીજા મિત્રનું નામ ભીખારીદાસ હતુ તે ઘણોજ ગરીબ સ્થિતિનો હતો, વળી તે આંખે પણ આંધળો હતો. તેને પોતાના જેવા બીજા ત્રણ આંધળા દોસ્તો હતા. તે ચારે જણ ગામમાં ભીખ માગવાનો ધંધો કરતા વળી તેઓ લાગ ફાવેતો કંઇ ચોરી પણ લાવતા. તે લોકોના ઘેર જઇ બારણા ઠોકતા. ઘરનો ધણી ગમે તેટલી બુમો મારી પૃછે તો પણ ઉતર આપતા નહિ, તેથી છેવટે અકળાઇને બારણાં ઉઘાડવાં પડતાં. એક વખતે મારો મિત્ર એક મહોલ્લામાં જઇ ચઢયો ત્યાં જઇ તેણે એક બંધ ઘરનાં બારણાં ઠોકયાં. ઘરમાંથી પૂછ્યું કે " કોણ છે ?" પરંત્ર મારા મિત્રે પોતાના હમેશના રિવાજ મુજબ ઉત્તર આપ્યો નહિ પણ બારણાંજ ઠોકયાજ કીધાં. છેવટે ઘરધણીએ મેડેથા નીચે આવી બારણાં ઉઘાડી પૂછ્યું કે " તમે કોણ છો ? અને શા માટે બારણાં ઠોકો છો ? ભીખારીદાસે નમ્રનાથી જવાબ આપ્યો કે" હે મારા વહાલા સાહેબ ! હું એક ભીખારી છું. વળી આંખે આંધળો પણ છું, આજે ત્રણ દિવસ થયાં ભૂખે મરૂ છુ; માટે મને કંઇ ખાવાનું આપશો. પ્રભુ તમારૂં કલ્યાણ કરશે. પેલો ઘરધણી જાતે ઠગ હતો તેથી તેણે તરત જાણ્યું કે " આ આંધળો છે, પણ ભીખારી નથી તેથી કંઈ પણ બોલ્યા વિના મારા મિત્રનો હાથ ઝાલી મેડે લઇ ગયો, મારા મિત્રે જાણ્યું કે " મને મેડે લઇ જઇ કંઇ આપશે, તેથી તે મુગો તે પણ ચાલ્યો ગયો ત્યાં ગયા પછી પેલા ઠગે જવાબ આપ્યો કે " હે ભલા ને આંધળા માણસ મારી પાસે તો કાંઇપણ નથી. ભીખારીદાસે જવાબ આપ્યો કે " ત્યારે મને નકામો ઉપર કેમ લાવ્યો, ? ચાલ મને નીચે મૂકી જા. " ઠગે કહ્યું કે " મેં તને બોલાવ્યો તોપણ બોલ્યો કેમ નહિ ? તારે જવું હોય તો જા, આ રસ્તો; એમ કહી મેડીની નીસરણી બતાવી. મારો આંધળો મિત્ર બિચારો દાદરેથી લપસ્યો ને તેના પગે સહેજ વાગ્યું; વળી ઉભો થઇ મહા મહેનતે બારણાં ઉઘાડી બહાર આવ્યો. આ વખતે તે તદન ભૂખ્યો હતો તેથી છેક અકળાઇ ગયો હતો, તેવામાં તેના ત્રણ આંધળા મિત્ર મલ્યા. તેમણે તેને પુછ્યું કે " આજ કેવી મજા પડી. " તે બોલ્યો " અરે પ્રભુ તોબા આજતો ભુખે મરી ગયો " વળી પેલા ઠગે જે દુઃખ દીધું હતું તે પણ કહી સંભળાવ્યું ત્યાર પછી ચારે દોસ્તો ચાલતા થયા. આ ઠગ પણ તેમની પાછળ પાછળ તે ન જાણે તેમ ચુપકીથી ચાલતો હતો તેઓ એક સાંકડી ગલીમાં આવ્યા; ત્યાં તેમણે એક ઘર ઉઘાડયું ને અંદર પેઠા. આ ચાર આંધળા સાથે ઠગ પણ દાખલ થયો બારણાં બંધ કરી ઘરમાં ગયા પછી એક ભોંયરૂ ઉઘાડયું. મારો મિત્ર ભોંયરામાં દાખલ થઇ રૂપીઆની ભરેલી સાત કોથળીઓ લઇ આવ્યો. તે બધી કોથળીઓ લાવી પોતાના મિત્રોની આગળ મૂકીને બોલ્યો કે "જુઓ તપાસી લો, તમારી સાને કોથળીઓ શીલબંધ છે ? મેં એક પાઇ પણ વાપરી નથી. તમારા સાતે હજાર રૂપીઆ ગણી જુઓ." આંધળાઓએ જવાબ આપ્યો કે " ગણવાની જરૂર નથી અમને તારો પૂરો ભરૂસો છે. " અત્યાર સુધી પેલો ઠગ કે જે ચુપકીથી બેસી રહ્યો હતો તેને હસવું આવ્યું, અને તેથી પેલા આંધળા જાણી ગયા કે કોઇ અજાણ્યો માણસ છે ખરો તેથી લાંબા લાંબા હાથ કરી ચારે જણે તેને પકડી લીધો. પરંતુ આ ઠગ જબરો હતો તેથી ચારેના હાથમાંથી છૂટી બારણાં ઉઘાડી બહાર નીકળ્યો. ચારે આંધળા જોસભેર દોડતા આવી તેને બારણા આગળજ ફરીને પકડયો. વળી તેઓએ બુમે બુમ કરી મૂકી તેથી આસપાસના લોકો એકઠા થઇ ગયા. આ વખતે ઠગ પણ આંખો મીચી આંધળો બની ગયો. તેમણે આ પાંચે જણને પુછ્યું કે તમે શું કામ લડો છો? મારો મિત્ર બોલવા જતો હતો તે દરમ્યાન તો પેલો ઠગ બોલી ઉઠયો કે " અમો પાંચે આંધળા છીએ, આ ચાર મિત્રો છે, પરંતુ હમણા મારે તેમની સાથે અણબનાવ થયો છે, તેથી હું જુદો રહેવા માગું છું. મેં મારા ભાગના પૈસા તેમની પાસે માગ્યા, ત્યારે તેઓ મને ન આપતાં ઉલટા મારી

સાથે લડવા તૈયાર થયા છે. અમારી પાસે સાત હજાર રૂપીઆ છે ચાલો દેખાડું. તમે મને તેમની પાસેથી ભાગ અપાવશો. તો પ્રભુ તમારૂં કલ્યાણ કરશે.” લોકોએ પેલા ચારેને પૂછ્યું. તેમણે ઉત્તર આપ્યો કે “અરે અમે તો તેને ઓળખતા પણ નથી, અમે ચારેજ ભાઇબંધ છીએ, આતો કોઇ હરામખોર છે. વળી તે આંધળો પણ નથી. તેતો જાણી જોઇને ઢોંગ કરે છે.” આથી લોકો તે પાંચેને પકડી સરકારમાં લઇ ગયા. ન્યાયાધિશે દરેકની જુબાની લીધી. પ્રથમ પેલા ઠગની જુબાની લેવા માંડી, ઠગે કહ્યું કે “મહારાજ હું સાચેસાચું કહું છું કે અમારામાંનો એક પણ આંધળો નથી, બધા ઢોંગી છે. જાણી જોઇને આંધળા થઇ લોકોને છેતરી પૈસા એકઠા કરીએ છીએ. અમે લાંબી મુદતથી આ ધંધો કરીએ છીએ, તેથી અમારી પાસે સાત હજાર રૂપીઆ એકઠા થયા છે. આપને જોવા હોય તો ચાલો બતાવું.” પછી મારા મિત્રને પૂછ્યું. તેણે જવાબ આપ્યો કે “અમે ચાર આંધળા છીએ, પણ આ પાંચમો આંધળો નથી. તે તો ઢોંગજ કરે છે. અમે તેને ઓળખતા પણ નથી. આજેજ અમારા ઘરમાં છાનોમાનો અમારી સાથે દાખલ થયો છે.” બીજા ત્રણે જણે પણ તેવોજ ઉત્તર આપ્યો. ન્યાયાધિશ પણ વિચારમાં પડ્યો. તે જોઇ પેલા ઠગે કહ્યું કે “નેક નામદાર હું સાચેસાચું કહું છું કે “તેઓ આંધળા નથી. જો આંધળા હોય તો સાત હજાર રૂપીઆ કેવી રીતે લાવે? તેનો ખ્યાલ કરો. તેઓ જાણી બુજીને આંધળા થઇ લોકોના ઘરમાં પેશી જઇ ચોરી કરી લાવે છે. વળી તેઓએ સોગન ખાધા છે કે જીવ જાય તોપણ જૂઠુંજ બોલવું ને આંધળાજ થવું. હું પણ તેમાં સામેલ છુ. મેં સઘળી હકીકત સાચેસાચી કહી દીધી છે, તો આપ નામદાર મને માફી આપશો, અને મારો ભાગ મને અપાવશો એવી આશા છે.” ન્યાયાધિશને આ બીના ખરી લાગવાથી તેણે ચારે આંધળાઓને સો સો ફટકા મારવાનો ઠરાવ કર્યો. અને તેમની સઘળી મિલકત જપ્ત કરી. તે મિલકતમાંથી પેલા ઠગને બે હજાર રૂપીઆ આપી તેના સત્યપણાને માટે છોડી દીધો, આંધળાઓને સો સો ફટકા માર્યા. તો પણ તેઓએ આંધળાજ છીએ એમ ચોકસપણે કહ્યું, તેથી ન્યાયાધિશને કંઇક લાગણી થઇ. પરંતુ તે વખતે તો કંઇ પણ બોલ્યા સિવાય તેમને રજા આપી દીધી.

પેલો ન્યાયાધિશ આ બાબતની તપાસ માટે હમેશાં છુટા વેશે ફરતો, કહેવત છે કે “જેને જે ટેવ પડી તે જતી નથી” તે મુજબ આ ચાર આંધળાઓને પારકાં ઘર ફોડવાની ટેવ હતી તે ગઇ નહિ. ન્યાયાધિશે બે ત્રણવાર તેમને તે પ્રમાણે કરતાં જોયા પરંતુ તેથી તેની ખાતરી થઇ કે તેઓ આંધળા છે તે વાત તો ખરીજ છે. પછી ઠગની તપાસે ગયો, તે ઠગ જુદાજુદા પ્રપંચ કરી અનેક લોકોને ઠગી લેતો. આપણો ન્યાયાધિશ પણ એક વખતે એક ઘોડા ઉપર બેશી પેલા ઠગને ત્યાં ગયો, અને મેમાન તરીકે રાતવાસો રહ્યો. બીજે દિવસે સવારે રજા માગી ચાલતો થયો. તેવોજ ઠગ આવી ઘોડાની લગામ ઝાલી કહેવા લાગ્યો કે “અરે ભલા માણસ તમે કેવા માણસ છો? મેં તમને મેમાન તરીકે રાખ્યા ત્યારે ઉલટા મારો ઘોડો પણ લઇ જાઓ છો, તે બંને જણ વચ્ચે ભારે તકરાર થઇ; આસપાસના લોકો એકઠા થયા. આ વખતે ન્યાયાધિશે ગરીબનો વેશ ધારણ કરેલો હતો, તે જોઇ પેલો ઠગ કહેવા લાગ્યો કે “જુઓ ભાઈઓ, આ બિચારો ગઇ રાત્રે બારવાગે મારા ઘેર આવ્યો, તે અજાણ્યાને જોઇ મને દયા આવી તેથી મેં તેને સારો આશ્રમ આપ્યો, ત્યારે મારોજ ઘોડો લઈ ચાલતો થાય છે. કેવો જુલમ! ભલાની દુનીઆ નથી” લોકોએ ન્યાયાધિશ તરફ જોઇ કહ્યું કે “કેમ! ભલા માણસ તમે આવા રીતે વરતો તે ઠીક કહેવાય?” ન્યાયાધિશે જવાબ આપ્યો કે “હું એક ગરીબ પરદેશી છુ, આ શહેરમાં હું કોઇને ઓળખતો પણ નથી, ગઇ રાત્રે બાર વાગેજ આ શહેરમાં હું પહેલ વહેલો આવ્યો છું મારે કંઇ ઓળખાણ નહિ હોવાથી આ ગૃહસ્થને ત્યાં રાતવાસો રહેવા મેં માગણી કરી તેણે મારી માગણી સ્વીકારી તે બદલ હું તેનો ખરા અંતઃકરણથી ઉપકાર માનુંછું પરંતુ આ જે મને નકામો સતાવે છે, મને એકલો દેખી મારો ઘોડો લઈ લેવા ધારે છે, તે પરથી મને લાગે છે કે આ કોઈ સદ્દગૃહસ્થ નથી, પણ ગૃહસ્થના જેવો ડોળ રાખી લોકોને ફસાવનાર બડો ઠગ છે. એવા ઠગ મેં ઘણા જોયા છે. તે સંબંધે તમે મારી વાર્તા સાંભળશો, તો તમારી ખાતરી થશે કે ઠગ લોકો કેવાં કામ કરે છે” તેટલું

કહી તેણે પેલા પાંચ આંધળાઓની વાર્તા કહી સંભળાવી પોતાની પાસે ન્યાયાધિશ તરફેનો ખાસ પોશાક હતો તે ધારણ કર્યો. આ બનાવ જોઇને લોકોને ઘણીજ નવાઇ લાગી, અને પેલો ઠગ તો આભોજ બની ગયો પછી ન્યાયાધિશે તેની સઘળી મિલકત જપ્ત કરી લીધી, ઠગને દેશનિકાલની સજા કરી. પેલા આંધળાઓને બોલાવી તેમના સઘળા પૈસા પાછા આપ્યા, ને હવે પછી કોઇનાં પણ બારણાં ઠોકવાં નહિ, એવી સખત તાકીદ આપી ધન્ય છે આવા ન્યાયાધિશને. મારી વાત સાંભળીને સુલતાન પણ તે નેક ન્યાયાધિશનાં વખાણ કરવા લાગ્યો. પછી મને મારા ચોથા મિત્રની વાર્તા કહેવા ફરમાન થયું, તેથી મેં તેની વાત સરૂ કરી.

## હજામના ચોથા મિત્રની વાર્તા.

મારા ચોથા મિત્રનું નામ ભોળાભાઇ હતું, તેના નામ પ્રમાણેજ તેનામાં ગુણ હતા. તે ભજીઆં, પુરી, રોટી, વગેરે બનાવી વેચતો હતો. તેનો ધંધો ઠીક ચાલતો હતો, તેથી તેની સ્થિતિ પણ સાધારણ રીતે ઠીક હતી. એક દિવસ તેની દુકાને એક બાવો કંઇ લેવા આવ્યો. મારા મિત્રે તેને જોઇતું હતું તે જોખી આપ્યું બાવાએ તેના બદલામાં પૈસા આપ્યા. આ પૈસા નવા અને ચળકતા હોવાથી મારા ભોળાભાઇએ ખાસ જુદા રાખી મૂક્યા આ પ્રમાણે દરરોજ બાવો નવા પૈસા આપી પોતાને જોઇતો ખોરાક લઈ જતો, અને તે પૈસા મારો મિત્ર જુદા રાખી મૂકતો તેમ કરતાં લગભગ એક વરસ થયું ત્યારે તેનો પૈસાની ગણતરી કરવાને પેટી ઉઘાડી તો માંહે ઘાસનાં તણખલાં જોયાં, આથી મારા મિત્રને ઘણી રીસ ચઢી અને પોતાના મનમાં વિચાર કર્યો કે તે બાવો આવે કે તરત તેને પકડીને સરકારમાં લઇ જાઉં, આ પ્રમાણે વિચાર કરે છે, તેટલામાંજ હમેશના રિવાજ મુજબ પેલો બાવો આવ્યો. મારા મિત્રે તેને એકદમ પકડીને ગાળો દેવા તથા મારવા માંડ્યો. બાવાએ કહ્યું કે " અરે નાદાન માણસ તું મને શા માટે મારે છે " તેણે જવાબ આપ્યો કે " અરે તમે સાધુ થઇને મને ઠગ્યો ! હું તમારી પુરેપરી ફજેતી કરીશ, મને પૈસાને બદલે ઘાસ આપ્યું ! કેવો ગજબ ! ચાલ દુષ્ટ ચાલ, તને સરકારમાં લઇ જઇ શિક્ષા કરાવું. " બાવાએ કહ્યું કે " અરે ભલા માણસ જવાદે, હું તને પુરેપુરો ફજેત કરીશ. " તેણે જવાબ આપ્યો કે " મારા જેવા સાચા માણસને કોણ ફજેત કરનાર છે ? પૈસાને બદલે ઘાસ આપીને ઉલટો મને ફજેત કરવા ધારે છે ! કેવો અન્યાય ! ચાલ દુષ્ટ ચાલ " એમ કહીને મારતો મારતો પોલીસ પાસે લઇ ગયો. હવે બાવાનો મિજાજ પણ ગયો. તેણે વિચાર્યું કે હવે હું ફસાઇ જઇશ, માટે મારે મારા ચતુરાઇ વાપરવી પડશે. એમ સમજી તેણે પણ મારા મિત્રપર ગાળોનો વરસાદ વરસાવ્યો પોલીસે બન્નેને શાંત પાડી લડવાનું કારણ પૂછ્યું બાવાએ કહ્યું કે " જમાદાર સાહેબ, આ અધમ માણસ અમારા જેવા ત્યાગી પુરૂષોને ખોરાકમાં ગોસ ભેળવીને આપે છે. જો આપ સાહેબને ખાતરી કરવી હોય તો અત્યારેજ ચાલો મારા સાથે. " બાવાની વાત સાંભળીને જમાદાર સાહેબતો એકદમ ગુસ્સે થઇ ગયા અને પેલા ભોળાભાઇને દંડા લગાવી દીધા. મારા મિત્રે કહ્યું, " અરે સરકાર સાહેબ હુંતો એક ખરેખરો ભક્ત છું. જુઓ મારી માળા, જુઓ મારૂં તિલક, જુઓ મારો વેષ, હુંતો કોઇ પણ દિવસ એવો અશુદ્ધ શબ્દ પણ બોલતો નથી, તો વેચું તો કેવી રીતે ? આ સાંભળી જમાદાર સાહેબ પણ વિસ્મય પામ્યા, અને બંનેને પકડી મારા મિત્રની દુકાને લાવ્યા. તેમને જોવાની ખાતર લોકોનાં ટોળે ટોળાં દોડ્યાં આવતાં હતાં. કોઇ બાવાને ઢોંગી કહી ગાળો દેતા. તો કોઇ મારા મિત્રને બગભક્ત કહી શ્રાપ દેતા. આ પ્રમાણે જે જેની નજરમાં આવે તેમ બોલતું હતું. લોકોની ઠઠ એટલી બધી મળી હતી કે ચાલવાનો રસ્તો પણ ન હતો; તેવામાં તે શહેરના રાજા ચાર ઘોડાની ગાડીમાં બેસી ફરવા જતા હતા તે આવી પહોંચ્યા. રાજાને જોતાંજ સઘળા લોકો બાજુએ ખસી ગયા ઘોડાગાડી ઠેઠ દુકાન પાસે આવી પહોંચી, તેને જોતાંજ જમાદારે નીચા વળી વળી સાત સલામ કરી, મારો મિત્રપણ જમાદારનું જોઇને તે પ્રમાણે કરવા મંડી પડ્યો. પછી રા-

જાના પૂછવાથી જમાદારે સઘળી હકીકત જાહેર કરી રાજાએ બાવાને પૂછ્યું કે "લાવ ગોસ ક્યાં છે? જલદી બતાવ ? બાવાએ કહ્યું કે " નામદાર આ રહ્યું" તેમ બોલી ઝટ દઈને અરકીથી ઢાંકેલી કથરોટ ઉઘાડી, રાજા જુએ છે તો ગોસજ લાગ્યું. હવે રાજાની રીસનો પાર રહ્યોજ નહિ, કારણ કે તેણે સાક્ષાત અનુભવ કર્યો. આ બગભક્ત છે એમ ઠરાવી, લોકોને વટલાવવા તેમજ ધર્મભ્રષ્ટ કરવા બાબત તેની માલ મિલકત જપ્ત કરાવી, માથું મુંડાવી, ગધેડે બેસાડી ગામમાં ફેરવ્યા બાદ કપાળમાં ડામ દઈ દેશ નિકાલ કર્યો. ગામમાં બગભક્ત એવા શબ્દ ઉઠયા હતા, તેથી તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેનો કોઇએ વિશ્વાસ કર્યો નહિ, અને પોતાની આખી જીંદગી ભટકી ભટકીને દુખી અવસ્થામાં ગુજારી. આ પ્રમાણે બાવાએ પોતાની મેલી જાદુ વિદ્યાના પ્રતાપે બિચારા ભોળા માણસનો ઘાણ કાઢી નાંખ્યો; આ વાતની કોઇને ખબર પડી નહિ. રાજા બાવાનાપર બહુ પ્રસન્ન થયા, તેથી તેને પોતાની ઘોડા ગાડીમાં બેસાડી પોતાના દરબારમાં લઇ ગયા. બાવાભાઇ તો આ થી ફુલાઇ ગયા. હવે બાવાભાઇ તો હમેશાં દરબારમાં આવે, રાજાને જુદી જુદી વાતો કરી ખુશ કરે, તેથી રાજાની પ્રીતિ દિન પ્રતિદિન વધતી ગઈ. એમ કરતાં કરતાં એક દિવસ તેની નજરે રાજાની રાણી પડી, બાવાજી તેનાપર મોહિત થઇ ગયા. અને રાજાને જાદુ કરી મારી નાખવાને ધાર્યું. પરંતુ તેવામાં દૈવયોગે એક જાદુગર આવ્યો, તેણે મોરલી વગાડી જુદા જુદા ખેલ કરવા માંડયા. રાજાને આ વાતની ખબર મલવાથી પેલા બાવાજીને લઇ તેઓ ખેલ જોવા ગામ બહાર મેદાનમાં ગયા. ત્યાં બાવાજીએ પેલા જાદુગરની મોરલી પોતાના મંત્રબળથી બંધ કરી, આ જોઇ જાદુગર સમજી ગયો કે આ લોકોના ટોળામાં કોઈ ઉસ્તાદ છે. તેણે તરતજ પોતાની વિદ્યાના બળે બાવાને ઓળખી લીધો. પછી બંને જણા વચ્ચે વાદવિવાદ થયો. એક ગોળ કુંડાળામાં એક પૈસો મૂકી તેની ચારે તરફ બબે વારના છેટે એક નાનું ગોળ કુંડાળું કાઢયું પછી જાદુગર બોલ્યો કે "હે બાવા આ પૈસો તું લઇ લે તો હું તને મારો ઉસ્તાદ ગણી તારે તાબે થાઉં નહિતો તું મારો ગુલામ થા." આ વાત બંને જણે કબુલ કરી પછી બાવો તે પૈસો લેવાને એક ડગલું ભરે કે પેલો જાદુગર એક કાંકરી બાવાને મારે એટલે સાત કદમ છેટે જઇ પડે. આ તમાશો જોઇ રાજા વગેરે સર્વ લોકો તાજુબ થયા. બાવાએ ઘણીએ મહેનત કરી, પણ કંઈ વળ્યું નહિ. પડી પડીને હાડકાં પણ ભાગી ગયાં, મોઢામાંથી ને કાનમાંથી લોહી નીકળી ગયું. જીવવાની આશા પણ રહી નહિ, તેથી છેવટે અકળાઇ જઇ તેનો સેવક થઇને કબુલ કર્યું. પેલો જાદુગર તે જે મારા ભોળા મિત્રનો સગો ભાઈ હતો. તેણે બાવાને કહ્યું કે "અરે દુષ્ટ તારી મેલી વિદ્યાનો ઉપયોગ મારા પવિત્ર ભાઇ પર અજમાવી તેને બેહાલ કર્યો, તેનું આ ફળ ભોગવ" એમ કહી રાજાને સઘળી વાત નિવેદન કરી. રાજા પણ બાવા પર અતિશય ગુસ્સે થયો, પરંતુ બાવો જાદુ દેશ નિકાલ કર્યો. પોતે સાધુ પુરૂષને દુઃખ દીધું તે માટે પશ્ચાતાપ કરી તેના ભાઈની પાસે માફી માગવા લાગ્યો. જાદુગરે કહ્યું કે "નામદાર, તેમાં આપનો દોષ બિલકુલ નથી. આ દુષ્ટ બાવાએ બરફીને ચેસલાનું ગોસ બનાવી દીધું. જાદુવિદ્યાનું બળ એવુંજ છે. પરંતુ અમારો જાદુગરનો ધર્મ છે કે અમારી વિદ્યા અમારા જેવા પર અજમાવવી અગર તમાશા કરી લોકોને ખુશી કરી બે પૈસા પ્રાપ્ત કરવા કંઇ સાધુ પુરૂષનો જીવ લેવા માટે નથી. રાજા તે જાદુગરને પોતાના દરબારમાં લઇ ગયો, અને સારા પૈસા આપી વિદાય કર્યો. મારી વાત સાંભળી સુલતાનને પણ મારા મિત્ર માટે દિલગીરી થઇ, તેમજ જાદુગરનો પ્રતાપ જોઇ આશ્ચર્ય પામ્યો. તેથી તેણે મારા પાંચમા મિત્રની વાત કહેવા મને ફરમાવ્યું; તેથી મેં નીચે પ્રમાણે શરૂ કર્યું.

---

# હજામના પાંચમા મિત્રની વાર્તા.

(૦)

મારા પાંચમા મિત્રનું નામ તર્કપ્રસાદ હતું. તે જાતે બ્રાહ્મણ હતો અને તેના ગુણ પણ તેના નામ પ્રમાણેજ હતા વળી તે આળસુ હતો, તેથી તેને હરામનું ખાવાને બહુ મન થતું, પરંતુ તેનું

નસીબ ટુંકું હતું. તેથી વારે ઘડીએ ફસાઈ જતો. તેની આખી જીંદગી દુઃખી અવસ્થામાં ગઇ હતી.

તેના બાપ પાસે સારા પૈસા હતા, તે છ ભાઈ હતા. તેના બાપના મરણ પછી તે મિલકત બધા ભાઇઓએ વહેંચી લીધી હતી. મારા મિત્રના ભાગમાં લગભગ હજારેક રૂપીઆ આવ્યા હતા. તેણે તે રૂપીઆનો કાચનો સામાન ખરીદ કર્યો. પછી બજારમાં એક દુકાન લઇ એક ટોપલીમાં સામાન ભરી વેચવા બેઠો. ટોપલી દુકાનની પેટીની કોર પર મૂકી હતી, કારણ કે આવતા જતા માણસો જુએ, તેથી લેવાનું મન થાય. મારા મિત્ર દુકાનપર ગાદી નાખી તકીઓ મૂકી આડા પડયા. તેમના મનમાં નવા નવા તુરંગ ચાલવા લાગ્યા. આપણે કાચના સામાનમ સહેજ બમણા પૈસા પેદા કરીશું. એટલે હજારને બદલે બે હજાર, તેમ કરતાં કરતાં એક વરસ આખરે તો ૨૦ થી ૨૫ હજાર સુધી ભેગા થશે. વળી બીજાં બે ચાર વરસ થશે એટલે લાખેક રૂપીઆ એકઠા થશે એટલે આપણે કાચનો વેપાર બંધ કરી ઝવેરીનો વેપાર કરીશું. તેમાં કરોડો પૈસા પેદા કરીશું તેથી આપણી કીર્તિ ઘણી વધશે, એક સુંદર મહેલ બાંધીશું. નોકરચાકર, ઘોડાગાડી, વગેરે રાખીશું, અને રોફબંધ ફરીશું. પછી આ શહેરના રાજાના જોષીની કન્યા કે જે ઘણીજ સ્વરૂપવાન છે, તેનું માગું કરીશું. અને તે નહિ આપે તો જાતે ઘોડાગાડીમાં બેસી આગળ પાછળ દોલતા ઘોડેસ્વાર રાખી રોફબંધ તેને ત્યાં જઇશું. તેના મેડાપર ચડતાં આગળ તથા પાછળ નોકરો ચલાવીશું. જોષી જોષી મહારાજ મારો રોફ દેખી મને સામા લેવા આવશે. ત્યાં જઈ જોષી મહારાજ આગળ બે હજાર સોના મહોર ભેટ તરીકે મૂકીશું, તેથી તેઓ મારી સખાવત માટે ખુશી થઇ પોતાની દીકરી પરણાવશે. હું પરણવા જઇશ ત્યારે તો ઓરજ ભપકો મારીશ. રૂવાબમાં ને રૂવાબમાંજ મારા સસરાને ત્યાં જઈશ. મારી સાસુ ચાંલ્લો કરવા આવશે, ત્યારે ઉંચો ઉભો રહીશ. માથું નમાવીશ નહીં. તે મને કહેશે તો પણ આડું જોઇશ, તેથી છેવટે તે મને કરગરીને પગે લાગશે, તો પણ આપણે નમવાના નહિ. ત્યારબાદ પરણીને ઘેર આવીશું. ઘેર આવ્યા બાદ મારી પ્યારી મારી પાસે આવશે, ત્યારે બોલીશ નહિ, તે ઘણા કાલાવાલા કરી મને પગે લાગશે. તો પણ રોફ ભેર આડું જોઇશ મારી ચાકરડીઓ મારી પ્રાયાને સમજાવશે કે તમારો પોશાક બરાબર નથી, માટે બીજો પોશાક બદલો. તે તેમ કરવા જશે ત્યારે બંદા પણ તેના કરતાં અધિક પોશાક સજી દમભેર છત્રપલંગમાં પોઢીશું તે મારી પાસે આવશે કે તુરત આડું જોઇશ. તે ઘણાએ હાવભાવ કરશે તો પણ રોફ ભેર વર્તીશ, તેથી તેના પર મારો દાબ સારો બેસી જશે. છેવટે તે બિચારી મારી પાસે આવી મારા ગળાંમાં હાથ નાખવા જશે, કે તરતજ લાત મારીશ." આવા તરંગમાં ને તરંગમાં તેણે તો ખરેખર લાત મારી, તેને ટોપલીનું ભાન રહ્યું નહિ. લાત ટોપલીને વાગી તેથી ટોપલી નીચે પડી ને તેની અંદરના કાચના કટકે કટકા થઇ ગયા. હવે તર્કપ્રસાદની આંખો ઉઘડી, તેની આખી જીંદગી બગડી, હવે તેને પોતાની મૂખતાનો વિચાર થયો, તેથી પોકેપોક મૂકીને રડવા લાગ્યો. તેની પાસે એક કાછીઆની દુકાન હતી, તે બેઠો બેઠો આ બધા તરંગો સાંભળતો હતો, કારણકે તર્ક પ્રસાદને કંઇપણ ભાન ન હતું. તે તો તર્કમાંને તર્કમાં મોઢેથી લવારો કર્યાજ જતો હતો. કાછીઓ બોલી ઉઠયો કે "અરે મહારાજ બિચારી બ્રહ્મણી મરી ગઇ, આમ તે લાત મરાય! શું તે કંઇ ઢોર તો નથી વાંક આવે તો ઠપકો દઇએ, દાબ બેસાડવો હોય તો સોટી મારીએ, કંઇ લાત મારી દુકાનપરથી નીચે નાંખી દેવાય, બિચારીના હાથની બંગડ એ પણ ફુટી ગઇ.

તર્ક પ્રસાદતો પોકે પોક મૂકીને રડતો હતો, આસપાસના લોકો ભેગા થઇ ગયા તેમણે તર્કપ્રસાદને છાનો રાખવાને ઘણો પ્રયત્ન કર્યો, પણ કંઇ વળ્યું નહિ. તેટલામાં એક ઘોડાગાડી દોડતી આવી. તેની અંદર એક નાજુક બાનુ બેઠી હતી, તેની નજર આ તરફ ગઈ. તે ભલી બાઇએ તરતજ ગાડી ઉભી રખાવી લોકોને એકઠા થવાનું કારણ પૂછ્યું લોકોએ કહ્યું કે "આ બિચારા બ્રાહ્મણ પાસે હજારેક રોકડ રૂપીઆ હતા તેનો બિલોરી કાચ લાવી ટોપલીમાં ભરી આજે પહેલવહેલોજ વેપાર કરવા બેઠો હતો. કર્મસંજોગે તેના પગની ઠેસ ટોપલીને વાગી ને તેથી ટોપલી નીચે પડી જતાં તમામ કાચના ચુરે ચુરા થઇ ગયા. હવે બિચારા બ્રાહ્મણ પાસે એક પાઈ પણ રોકડી નથી, માટે રડે છે ભલી બાઇને દયા આવી તેણે

તરતજ પોતાની પાસેથી એક હજારની નોટ બ્રાહ્મણને આપી, બ્રાહ્મણ તરત છાનો રહી ગયો, અને પેલી બાઇને પગે લાગી બોલ્યો. હે દેવી, હું આ નોટને શું કરૂં; આ કાગળનો કટકો મારે શા કામનો. તેની એક પાઇપણ કોણ આપે, મારે તમારો કકડો નથી જોઇતો, લ્યો પાછો" એમ કહી કકડો ગાડીમાં પાછો ફેંક્યો. ભલી બાઈ સમજી ગઈ કે મહારાજ મૂર્ખ છે. તેથી તેણે કહ્યું "મહારાજ આતો નોટ છે તેના તમોને એક હજાર રૂપીઆ મળશે. આ બજારમાં ગમે તે શેઠને આપો." તરતજ ડાહ્યાશાહ નામે સરાફ બોલી ઉઠયા "લાવો મહારાજ લાવો, હું તમને એક હજાર રૂપીઆ આપું" તર્કપ્રસાદતો ખુશી થઇ નોટ ઉપાડી લઇ શેઠ પાસે દોડી ગયા. બાઇ પોતાને રસ્તે ચાલી ગઇ. મહારાજ એક હજાર રૂપીઆની થેલી લઈ આવ્યા. હવે મહારાજના આનંદનો પાર રહ્યો નહિ. તેતો ગાંડાઘેલા જેવા થઇ ગયા. આ બધો બનાવ એક શોભારામ નામનો ઠગ જોઇ ગયો હતો. તેણે ઘેર જઇ પોતાની એક વૃદ્ધ ચાકરડીને તેને ત્યાં મોકલી, આ ચાકરડી બહુજ પહોંચેલ હતી. તે રાતના આઠ વાગે પેલા બ્રાહ્મણને ત્યાં આવી પહોંચી. ઘરમાં જઇ મારા વાહાલા, મારા વહાલા બેટા, એમ કરવા મંડી પડી. તર્કપ્રસાદ બોલ્યો, "માજી તમે કયાંથી આવો છો ? તમારે કંઇપણ કામ હોયતો કહો." ડોશી બોલી, "બેટા મારે તો કંઈપણ કામ નથી, પણ તને એક ખુશ ખબર કહેવા આવી છું." તર્ક પ્રસાદે કહ્યું "ભલે કહો, શી ખુશ ખબર છે ?" ડોશી બોલી કે 'મારા વહાલા દીકરા, આ શહેરના પુરાણીની દીકરી તારીપર આશક થઇ ગઇ છે, તે રાત દિવસ તારીજ ઝંખના કર્યા કરે છે, તે ઘણીજ સુંદર, ભણેલી, ને સુશીલ છે. વળી તેના બાપને દીકરો નથી, ફક્ત આ એકની એક દીકરી છે, તેથી તેના બાપની તમામ માલ મિલકતની વારસપણ તેજ છે ! તેનો બાપ કરોડોપતિ છે, માટે જો તું તેની સાથે લગ્ન કરેતો તે બધી મિલકતના તુંજ ધણી થાય. બોલ ! તારી શી મરજી છે ?" તર્કપ્રસાદે કહ્યું કે "તે મારાપર શાથી ગાંડ પામી" ડોશીએ જવાબ આપ્યો કે "તેને મોજીલો અને રંગીલો પુરૂષ જોઇએ છીએ. તેને ઘેર કંઇ પૈસાની ખામી નથી. આપણા બ્રાહ્મણ ભાઈ તો બહુ લોભી હોય છે, તેઓ એક પાઈ માટે મરકે જાય તેવા હોય છે. એવા પાજી જીવના પુરૂષ સાથે મારી બાઇ લગ્ન કરવા ખુશ નથી. તેને તો પોતાની પાસે આઠે પહોર બેસી રહી મોજ મજા મારે, રસીલી રસીલી વાર્તાઓ કરે, તરેહ તરેહવાર પોશાક પહેરે ને બપકાબંધ રહે, તેવો શોખીન પુરૂષ જોઇએ છીએ. તમે તેવા પુરૂષ છો, એમ મારી બાઇને ખબર પડી છે, માટે તમારા પર બહુ આશક થઇ ગઇ છે; તો હમણાંને હમણાં મારી સાથે ચાલો." તર્કપ્રસાદ એક પણ શબ્દ બોલ્યા વિના તે બાઇની સાથે ચાલ્યો. પૈસાની થેલી પણ પોતાની સાથે રાખી હતી. પેલી ડોશીએ કહ્યું કે "આ થેલી નકામી શા માટે લઇ લો છો ?" તેણે જવાબ આપ્યો કે "મારૂં ઘર સુનું રહે તો કોઇ લઇ જાય, માટે મારી સાથે લઈ લઇશ." રસ્તામાં જતાં જતાં એક શરાફને જોઇ તર્કપ્રસાદને વિચાર આવ્યો કે જો હું આ થેલી શરાફને આપી તેની પાસેથી નોટો લઇ લેઉં તો મારે સાચવવાની મુશીબત પડે નહિ. વળી થેલી દેખીને તે નાજુક ઓરત મને હસશે. પછી તે ડોશી પ્રત્યે બોલ્યો "માજી તમે જરાવાર અહીં ઉભાં રહો, હું પેલા દુકાને મારો ઓળખીતો છે તેને મળી આવું, તેમ કહી દુકાન તરફ ચાલ્યો. શરાફને રૂપીઆ આપી તે બદલ નોટની માગણી કરી. શરાફે વખત વિચારી કહ્યું કે "હજારને બદલે દશ રૂપીઆ ઓછાની નોટો આપીશ."તેણે તે વાત કબુલ કરી. પછી નોટો લઈ ચાલતો થયો. ડોશી બહુ ચતુર હતી તે તરત સમજી ગઇ કે આની પાસે થેલી હતી તે તેણે પેલી દુકાને આપી. પછી તે ડોશી બોલી, "મારા વહાલા બેટા, તેં તારા મિત્રની દુકાને થેલી મૂકી તે બહુજ ખોટું કર્યું, આજતો સગા ભાઇનો પણ વિશ્વાસ કરવાનો વખત નથી. પૈસા દેખીને મોટા મોટા રૂષીઓ ચળે છે તો આપણા મનુષ્યના શા ભાર; માટે જાઓ પાછી લઇ આવો. તર્કપ્રસાદ બોલ્યો કે "માજી હું કંઇ ભોળો નથી, મેં તો તેના બદલામાં નોટો લીધી છે, તેમ કહી ગજવામાંથી નોટો કાઢી બતાવી. ડોશીમા આ નોટો સાચવવી ઠીક પડે માટે મેં તેમ કર્યું છે" ડોશી બોલી "મારા વહાલા દીકરા તું બહુજ ડાહ્યો છે, હવે તો મારી બાઈ તને જરૂર પરણશે. એમ કહી વાતોના તડાકા મારતાં મારતાં સપાટાબંધ એક ભવ્ય મકાનમાં આવી પહોંચ્યાં. પેલી ડોશી તેને ત્રીજે માળ લઇ ગઇ. ત્યાં એક સુંદર

કોચપર બેસાડી પોતે અંદરના ભાગમાં ચાલી ગઇ. થોડીવારમાં ઇંદ્રાણી સમાન રૂપાળી સ્ત્રી તેની આગળ આવી હાવભાવ કરવા લાગી. તર્કપ્રસાદ પણ તેનું રૂપ જોઇ અંજાઈ ગયો. પોતાને આવી સુંદર સ્ત્રી મલી તે માટે તે પરમાત્માનો ઉપકાર માનવા લાગ્યો. કલાક ચારેક સારી રીતે આનંદમાં ગુજારી બંને જણ ત્યાંજ સુઈ ગયાં. ત્યારબાદ તર્કપ્રસાદ ઉંઘી ગયો. પેલી કોમળ સ્ત્રીએ જોયું કે આ બ્રાહ્મણ ભર ઉંઘમાં છે. હવે મારો લાગ ઠીક આવ્યો છે, એમ ધારી એકદમ ઉભી થઇ બિચારા બ્રાહ્મણના ગળામાં ફાંસો નાખી મારી નાંખ્યો. આવું દુષ્ટ કર્મ કરતાં દુષ્ટને કસાઇ જેટલી પણ કમકમી છૂટી નહિ. એમ ઘડી પહેલાં તો તે જેને પોતાના પ્રાણપ્રિય તરીકે બોલાવી ગળામાં હાથ નાંખી ચુંબન કરતી હતી, તેનેજ ગળે ફાંસી દઇ સ્વધામ પહોંચાડી દીધો. ત્યારબાદ તેના ગજવામાંથી નોટો કહાડી લીધી. તેટલામાં પેલી ડોશી આવી પહોંચી તેણે તેના શબને એક ઉંડા ભોંયરામાં નાંખી દીધું. તે ભોંયરામાં તેના જેવાં હજારો મુડદાં પડયાં હતાં, આ રંડા આવાંજ કૃત્ય કરી પોતાના મન ગમતા નિત્ય નવા નવા પુરૂષો સાથે રંગભોગ રમતી હતી, અને તેની સાથે પૈસા એકઠા કરતી હતી. પોતાની વાત ઉઘાડી ન પડે તે હેતુથી તે કોઇને જીવતો જવા દેતી નહિ.

આ તર્કપ્રસાદના શબને ભોંયરામાં નાંખ્યું, પણ દૈવજોગે ભોંયરામાં પડવાને બદલે ભોંયરાના બારણા ઉપર આવી પડયું તેના ભારથી બારણું ભાગી ગયું ને મડદું જાહેર રસ્તાપર આવી પડયું. આ વાતની ખબર તે ડોશીને પડી નહિ.

હું તે રાત્રે કંઇ કામસર બહાર ગયો હતો પાછા આવતાં તેજ રસ્તે મારે આવવાનું હતું. મારે પગે તે મડદું અથડાયું. મેં મારા બાળબંધને ઓળખ્યો. મારી પાસે ચોર ફાનસ હતું તેથી બારીક તપાસ કરી તો મને માલમ પડયું કે તેનામાં નહિ જેવો જીવ છે: તેથી હું તેને મારે ઘેર ઉચકી લાવ્યો મારા ઘેર લાવ્યા પછી મારાથી બનતા દવાદારૂ કરી પ્રભુ ઇચ્છાએ તેને સારૂં થયું. અને એકાદ માસમાં તો તે તદન સારો થઇ ગયો તેટલી મુદત તે મારે ઘેરજ રહ્યો બાદ તે પોતાને ઘેર ગયો તેણે પોતાનું વેર લેવાને પોતાના મન સાથે પક્કો ઠરાવ કર્યો.

તેણે થોડાક ચળકતા પત્થર ભેગા કર્યા, આ પત્થર બહુજ ચળકતા, ગોળ, અને રંગબેરંગી હતા. એક સુંદર કોથળામાં ભરી હમેશાં બજારમાં ફરે. તેમ કરતાં કરતાં એક દિવસ પેલી ડોશી મલી. મારા મિત્રે પૂછ્યું કે "માજી, હું એક પરદેશી વેપારી છું. મારી પાસે ઘણાજ ઉમદા હીરા છે એ હીરા આ શહેરમાં હું વેચવા આવ્યો છું. મારો વિચાર આ બધા હીરા એકજ મોટા વેપારીને સામટા આપવાનો છે પણ કોઇ તેવો શાહુકાર મલતો નથી. માટે કાલે સવારે હું રાજાને ત્યાં જઇ રાજાને આ હીરા દેખાડીશ, પરંતુ હું આ શહેરનો તદન અજાણ્યો છું કોઇને ઓળખતો નથી આવી કીંમતી વસ્તુઓ લઇ ધર્મશાળામાં કે વિશીમાં ઉતરવું યોગ્ય લાગતું નથી. કારણ કે ત્યાં લુચ્ચા લફંગા માણસો બહુ હોય છે, માટે મને કોઇ સારો સદ્‌ગૃહસ્થ બતાવશો" એમ કહી તે ડોશીના હાથમાં પાંચ રૂપીઆ આપ્યા. ડોશી બોલી, "ચાલ બેટા, મારી સાથે ચાલ," એમ કહી તેનો હાથ પકડી પેલા દુષ્ટાને ઘેર લઇ ગઇ. તર્કપ્રસાદને પ્રથમની માફકજ એક કોચપર બેસારી તે ચાલતી થઇ એટલે થોડીવાર પછી પેલી દુષ્ટા આવી તર્કપ્રસાદે પોતાની પાસે એક ગુપ્ત તલવાર રાખી હતી તે એકદમ લગાવી દીધી. દુષ્ટ રંડા ઓ બાપરે કરતી નીચે પડી, તેનો સાદ સાંભળી પેલી ડોશી આવી પહોંચી તેની પણ તેજ દશા કરી, ત્યાર પછી દુષ્ટ બાપ શોભારામ વગેરે સાત જણને એક પછી એક કાપી નાંખ્યા. આ બનાવથી બાકીના નોકર ચાકર તો જીવ લઇને નાશી ગયા. તર્કપ્રસાદે આખા મકાનમાં ફરીને નિડરપણે તપાસ કરી પણ કોઇ માલમ પડયું નહિ, તેથી પોતે બધી માલ મિલકતનો કબજો લેવા લાગ્યો. પરંતુ આ બધી ધમાલમાં આસપાસના લોકો જાગી ઉઠયા, ને પોલીસને ખબર પડી, પોલીસે તર્કપ્રસાદને પકડયો, તેણે પોતાની બધી ખરી હકીકત અથઇતિ કહી સંભળાવી, પોલીસને તેની હકીકત ખરી લાગી, તેથી તેને છોડી દીધો, પરંતુ તેને એક લાલ પાઇ પણ મલી નહિ. તેથી આખી જીંદગી પર્યંત ભીખારી જેવો ભટકયો.

મારી આ વાતથી પણ સુલતાન ખુશી થયો. સ્ત્રી ચરિત્રની, તેમજ એક મરણીઓ સૌને ભારે તે એ બાબતોની પોતાના મન વિષે ખાતરી થઈ તેથી મને મારા છઠ્ઠા મિત્રની વાર્તા કહેવાને ફરમાન થયું. મેં પણ અગાઉની માફક વાત કહેવી શરૂ કરી.

# હજામના છઠ્ઠા મિત્રની વાર્તા

મારો છઠ્ઠો મિત્ર જે હતો તેનું નામ અલીબક્ષ હતું. પ્રથમ તો તેણે એક દુકાન ભાડે રાખી વેપાર કરવો શરૂ કર્યો હતો. કેટલોક વખત ગયા બાદ વેપારમાં ખોટ ગઇ તેથી તે છેક નિર્ધન અવસ્થામાં આવી ગયો. હવે તેના ગુજરાનનો આધાર ભીખ માગવાપર રહ્યો હતો. તે આખા શહેરમાં ઘેરઘેર ભટકતો હતો અને ભીખ માગી પોતાનું ગુજરાન ચલાવતો હતો. એક વખતે તે ફરતો ફરતો એક મોટા કિલ્લા આગળ આવી પહોંચ્યો. તેણે મકાન તરફ નજર કરી તો તેના ચોકમાં કેટલાક માણસ એકઠા થયેલા હતા પણ ધીરજ રાખી તેમની પાસે ગયો પછી હીંમતથી પૂછ્યું કે " આ મકાન કોનું છે." તેમાંથી એક જણે જવાબ આપ્યો કે " અરે નાદાન તું એટલું બી જાણતો નથી, આ મકાન તો આપણા પ્રખ્યાત વજીર શાહમહમંદનું છે તે ઘણાજ પૈસાદાર અને ઉદાર દીલના છે, " મારા મિત્રે કહ્યું કે " મને તે નામવર પાસે લઇ જશો, મારે તેમની પાસે ખુદાને ખાતર કંઇક અરજ કરવી છે " ચાકરોમાંથી એકે જવાબ આપ્યો કે " હા, ઘણી ખુશીની સાથે ચાલો "પછી મારા મિત્રને તે વજીર પાસે લઇ જવામાં આવ્યો. તે વજીર એક મોટા અને સુંદર ઓરડામાં બેઠો હતો. આ ઓરડાની દિવાલોપર રંગ બેરંગી તરેહતરેહવાર છબીઓ ટાંગી દીધી હતી, ભીંતો આરસ પત્થરની હતી અને તેનાપર સુશોભિત સુવર્ણ રંગ લગાવી દીધો હતો. ભોંયપર સુંદર રંગીન આરસપહાણ જડી દીધો હતો, તેપર એક સુંદર ગલીચો બીછાવી દીધો હતો. તેનાપર મખમલની ગાદી અને તકીયા મૂકી દીધા હતા. ઓરડાની ચારે તરફ ફરતી સોનેરી તથા રૂપેરી આરામ ખુરશીઓ, કોચ, મેજ, વગેરે દેદીપ્યમાન સામાન ગોઠવી દીધો હતો, વચમાં સોનેરી સાંકળે લટકાવેલો હીંચકો ઝુલી રહ્યો હતો. તેની પાસે એક ગોળ ટેબલપર સુંદર રકાબીઓની અંદર ભાતભાતનાં ફુલ મેહેક મારી રહ્યાં હતાં. મારા મિત્રે આ સઘળું જોતાની સાથેજ તે નામવરને સાત સલામો ભરી કુરનેસ બજાવી. પછી ઘણીજ આજીજી સાથે દીનવાણીમાં બોલ્યો કે " હે નામવર હું એક ભીખારી છું. મને આજે ત્રણ દિવસ થયાં પૈસાભાર પણ ખોરાક મળ્યો નથી, માટે ખુદાની ખાતર મને ખાવાનું આપી મારો જીવ બચાવશો, " પેલા વજીરે ગંભીર ચહેરે જવાબ આપ્યો કે " મારી હયાતીમાં ભીખારી રહે એ જાણી હું ઘણો દિલગીર છું. હવે તારે કોઇપણ દિવસ ભીખ માગવી નહિ. આજથી તારે મારે ઘેર રહેવું. ને મોજમજા મારવી." એમ કહી તેણે એક મોટી હાંક મારી હાથ પગ ધોવા માટે પાણી માગ્યું. થોડીવાર થઇ પણ કોઇ પાણી લાવ્યું નહિ તેથી અમથો અમથો ખાલી લોટો લઇ હાથ ધોવા જેવો ડોળ કર્યો પછી મારા મિત્રને પણ તેમ કરવા કહ્યું. મારો મિત્ર ઉઠીને હાથ ધોવા લાગ્યો પછી તેણે મોટી બુમ મારી ખાણું મંગાવ્યું. પણ કોઇ લાવ્યું નહિ ત્યારે ખાલી રકાબીઓ લઇ તેમાંથી જાણે ખાતો હોય તેવો ડોળ કર્યો. વળી મારા મિત્રને કહેવા લાગ્યો કે "તમે કેમ બેશી રહ્યા છો ? ચાલો મારી સાથે ખાણું ખાઓ, " મારો મિત્ર શરમનો માર્યો ઉઠયો ને તે પણ તેની માફક કરવા લાગ્યો. વચ્ચે વચ્ચે પેલો વજીર પૂછતો જાય કે કેમ ભાઇ જમવાની કેવી મજા પડે છે ? સ્વાદ તો ઠીક છે કે નહિ ? કેમ કંઇ બોલતા નથી ? મારો મિત્ર જવાબ દેતો કે " રસોઇ ઘણીજ સ્વાદિષ્ટ છે. આવી સુંદર રસોઇ મેં કોઇ દિવસ ખાધી નથી ને હવે પછી ખાવાની પણ નથી. આપના જેવા નામવરને ત્યાં આવી સુંદર રસોઇ હોય તેમાં શી નવાઇ ! વળી બીજું ખાણું જોઇતું હોય તેમ માની મોટી બુમ મારે પણ કોઇ લાવતું નહી. પાછો પોતાની મેળેજ એક ખાલી રકાબી બીજીમાં [illegible], જાણે કે એક રકાબીમાંથી બીજીમાં પીરસતો હોયની, એવટે મારો મિત્ર બોલ્યો કે " હવેતો

બહુ થયું, આજ તો પેટ ફાટી જાય તેટલું ખાધું છે. મારાથી તો ઉઠાતું પણ નથી." પછી પેલા વજીરે મેવા મંગાવવા માટે બુમ મારી તે પણ અગાઉની માફક કોઇ લાવ્યું નહિ. તેથી પ્રથમની માફકજ અમથું અમથું ચલાવી લીધું. છેવટે દારૂ મંગાવ્યો, તે પણ કોઇ લાવ્યું નહિ તેથી ખાલી શીશા લઇ બોલ્યો કે "જુઓ આ જુદી જુદી તરેહના ઉંચી જાતના વિલાયતી દારૂની બાટલીઓ છે. આ દરેક બાટલીના દશ દશ રૂપીઆ કરતાં બી વધુ કીંમત છે, તમે એક પ્યાલી પી જોશો તો ખબર પડશે કે ઘણોજ ઉમદા છે." એમ કહી એક પ્યાલીમાં રેડવા જેવો ડોળ કરી મારા મિત્રને આપવા માટે આગ્રહ કર્યો. મારા મિત્રે કહ્યુ કે "હે નામવર હું કોઇ પણ દિવસ શરાબ પીતો નથી. આજે આપ નામવર બહુ આગ્રહ કરો છો, માટે લાવો એક પ્યાલી પીઉં છું. પણ કદાચ તેથી મને કેફ ચડે ને કંઇ પણ બેઅદબી થઈ જાય તો ક્ષમા આપશો." એમ કહી તે નામવરને સલામ કરીને તેમજ પ્યાલાને સલામ કરી ખુદાનું નામ યાદ કરી આંખો મીંચી ગટગટાવી ગયો. વળી પોતે પણ એક પ્યાલી ભરી તે નામવરને આપી, વળી નામવર તેને આપે, આ બધું અમથું અમથુંજ થતું હતું, બાકી તો શીશા ખાલીજ હતા. મારા મિત્રે જાણે કેફ ચડી હોય તેવો ડોળ કરી લથડીઆં ખાવા માંડયાં અને પછી તે નામવરની છાતીમાં મુક્કા દેવા લાગ્યો. આથી તે નામવરે તેને પૂછ્યુ કે "તમે આ શું કરો છો ?" મારા મિત્રે ગલાં તલાં વારતાં જવાબ આપ્યો કે નામવરની છાતીમાં દુખે છે. માટે દબાવું છું પછી તે નામવર તેને ઘણા હેતથી ભેટયો, અને બોલ્યો કે "મેં આજ સુધીમાં તમારા જેવો શાન્ત માણસ જોયો ન હતો. આજથી તમે એક મારા સાચા મિત્ર થયા છો, મેં જે જે કર્યું તે બધું તમે શાન્તીથી સાંખી રહ્યા છો. લગારપણુ ચીડાયા નથી." એમ કહી ખરેખર ખાણું મંગાવ્યું. ચાકરો એકદમ હાજર થયા, અને તરેહ તરેહના પાક, મેવા, દારૂ વગેરે લાવી હાજર કરી દીધાં મારા મિત્રે ખુબ અચ્છી તરેહથી લીધું. ત્યારથી તે રોજ ત્યાંજ રહેતો હતો અને તેના પુત્રની માફક વર્તતો હતો. ત્યાર બાદ કેટલેક વરસે તે નામવર મરી ગયા. તેને છોકરો ન હતો તેથી તેની સઘળી મિલકત સરકારે જપ્ત કરી મારા મિત્રને એક પાઇ પણ આપી નહિ એટલુંજ નહિ, પરંતુ તેને ત્યાંથી કાઢી મુકવામાં આવ્યો તે ફરતો ફરતો આરબ ટોળીમાં જઇ ચઢયો ત્યાં તેને ગુલામ તરીકે રાખવામાં આવ્યો. તેનો ધણી તેના તરફ ઘણોજ જુલમ કરતો, તેને રોજ ફટકા મારતો એટલુંજ નહિ પરંતુ પેટપુર ખાવાનું પણ આપતો નહિ, આખરે તેને એક પર્વતપરથી ફેંકી દેવામાં આવ્યો. તે પર્વતપરથી મારા મુલકમાં આવવાનો રસ્તો હતો, તેથી મારા ગામના કેટલાક વેપારીઓની નજરે તે પડયો, તેમણે ઓળખ્યો અને તેમને દયા આવી તેથી તેઓ પોતાની સાથે તેને તેડી લાવ્યા, મેં મારા મિત્રને મારા ઘર પાસે રાખ્યો, અને મારાથી બનતી મદદ આપી.

પેલો હજામ છેવટે બોલ્યો કે "આ મુજબ મારા છએ મિત્રોની કથા બસરાના પવિત્ર ખલીફા અકબરઅલીને કહી સંભળાવી જેથી તે ઘણોજ ખુશી થયો અને મારી ચાલચલગત તેમજ ચાલાકીથી ઘણોજ ખુશી થયો. તો પણ તેણે મને ફરમાવ્યું કે "હું તારા પર ઘણો ખુશી થયો છું પરંતુ કંઇ અગત્યના કારણુસર તારે આ ગામ છોડી જલદી ચાલ્યા જવું" હું તરતજ તે પ્રમાણે વરતવાને ત્યાંથી ચાલી નીકળ્યો. દેશે દેશ રખડીને છેવટે હું મારા શહેર બગદાદમાં પાછો આવ્યો, ત્યાં આવ્યા બાદ તો મેં પેલા લંગડા માણસની કેવી સેવા બજાવી છે, તે તમે સર્વ જાણો છો. તો પણ તમે જોયું કે તે મારી સાથે કેવી નાલાયક ચાલ ચલાવે છે. મારો ઉપકાર માનવાને બદલે ઉલટો અપકાર માને છે. તેણે બગદાદ છોડયું. મેં નક્કી ઠરાવ કીધો કે મારે પણ તેની પાછળ જઇ તેનું બને તેટલું ભલું કરવું. મેં શહેરોનાં શહેરો તપાસી લીધાં. છેવટે આજે મને તેનો મેળાપ થયો.

આ પ્રમાણે પેલા દરજીએ હજામ તથા લંગડાની વાર્તા પુરી કીધા પછી જણાવ્યું કે "પેલા લંગડાના કહેવા માફક અમને પણ આ હજામ ટકટકીઓ લાગ્યો તો પણ અમે તેને અમારી જયાફતમાં દાખલ કરવા દુરસ્ત ધાર્યું; પછી અમે લાંબા વખત સુધી આનંદમાં રમત ગમતની સાથે ખાણું ઉડાવ્યું. ત્યાર બાદ હું મારી દુકને જઇ બેઠો, તેટલામાં પેલો નાનો ખુંધો માણસ મારી દુકાન પર

અર્ધા છોકરા જેવો આવ્યો. અને મારી દુકાનના બાંકપર બેસી પોતાની ઢોલક સાથે ગાયન ગાવા મંડયો. મને લાગ્યું કે "આને જો હું મારે ઘેર લઇ જઇશ તો તે મને તેમજ મારી સ્ત્રીને ઘણી ગમત આપશે. તેથી મેં તેને મારા ઘેર આવવા આગ્રહ કર્યો, તેથી તે મારી સાથે આવ્યો. મારી સ્ત્રીએ તેને એક માછલી ખાવા માટે આપી. તેના કાંટા કાઢયા વગર ખાવા મંડી ગયો, તેથી થોડીવારમાં તો તે બેશુદ્ધ થઇ નીચે પડયો. અમોએ તેને હોંશિઆર કરવા માટે ઘણીએ વખત ગાળ્યો, પણ કંઇ વળ્યું નહિ. આ પારકી પીડા અમારી ઉપર આવી પડવાથી અમે ઘણાં ગભરાઇ ગયાં, અને બીજો કંઇ પણ ઉપાય નહિ સુઝવાથી અમો યાહુદી હકીમના ઘરમાં તેને નાખી આવ્યાં, ત્યાર પછી શું બન્યું તે સર્વે આપ નામદારની જાણમાં છે. હવે નામદાર સુલતાન! આપના ગુસ્સા પર અમારા જીવન અને મરણનો આધાર છે. તમો નામદાર અમારી વાતથી ખુશ થયા હો, અને તેથી આપનો ગુસ્સો નરમ પડયો હોય તો અમને જીવનદાન આપશો, એટલી અરજ છે.

સુલતાનના ખુશકારક ચહેરા પરથી દરજીને તથા તેના જોડીઆઓને હીંમત આવી. સુલતાન બોલ્યો કે "હું તમારી વાર્તાઓથી ખુશી થયો છું. અને તેથી તમો ચારે જણને છોડી દઉં છું. તમે આ દરજીને આરામગાહમાં દફન કરો. અને પેલો હજામ જે હજુ સુધી આજ શહેરમાં હોવો જોઇએ; તેને શોધી લાવીને મારી હજુર રજુ કરો, તમારી મદદમાં મારા એક સ્વારને મોકલું છું.

પેલો દરજી તથા સ્વાર થોડી વારમાં પેલા ગુપચુપીઆ હજામને શોધી કાઢી સુલતાનની હજુરમાં હાજર થયા. તે એક નેવું વરસનો ઘરડો માણસ હતો, તેની દાઢી વગેરેના વાળ બરફ જેવા સફેદ થઇ ગયા હતા, તેનો આખો ચહેરો એવો તો વિચિત્ર હતો કે ગમે તેવાને પણ હસવું આવ્યા વિના રહેજ નહિ, તેથી સુલતાને પણ પોતાનું હસવું મહામુશીબતે રોકયું. સુલતાન બોલ્યો કે "ઓ! ગુપચુપનો ખિતાબ ધારણ કરનાર બુઝર્ગ! મારા જાણવામાં આવ્યું છે કે તું ઘણી અજાયબ જેવી વાર્તાઓ કહી શકે છે, માટે મારી ખાયશ છે કે એક અલૌકિક વાર્તા મને કહી સંભળાવ" તે હજામ નમીને બોલ્યો કે "ઓ નામદાર સુલતાન, જો તમારી ઇચ્છા હશે તો એકને બદલે એકવીશ વાર્તા કહી સંભળાવીશ, પણ તે અગાઉ મને એક સવાલ પુછવાની મહેરબાની કરશો. તે સવાલ એટલોજ કે આ ખ્રીસ્તી, યાહુદી, અને મુસલમાન આપની હજુરમાં બેઠા છે તેનું કારણ શું છે? અને આ ખુંધો જમીનપર પડયો છે તેનો શો સબબ છે? તે બીના મહેરબાનીની રાહે જણાવશો." હજામનું આવું ખુલ્લું બોલવું સાંભળીને તે સુલતાન મુછમાં હસતો ને બોલ્યો કે તેનું તારે શું કામ છે? તે બોલ્યો કે "મને મળેલો ગુપચુપનો ખિતાબ કેટલો વ્યાજબી છે તેની ખાતરી આપવી." આ પરથી સુલતાને તેની માગણી પુરી પાડી. હજામે ખુંધાની સઘળી હકીકત ધ્યાનપૂર્વક સાંભળી. પછી માથું ધુણાવીને બોલ્યો કે "ખરેખર આ વાત ઘણી અજાયબ જેવી છે. પણ મારે આ લાસને બરાબર તપાસવી જોઇએ." પછી પેલી લાસ આગળ જઇ બરાબર રીતે તપાસી. તે જોઇ તે એટલો તો હસી પડયો કે હું કયાં બેઠો છું તેનું પણ ભાન ભૂલી ગયો. પછી તે બોલ્યો કે "નામદાર સુલતાન! તમે ગમે તે કહો પણ કોઇ બહાના વગર મરતું નથી, "હીલ્લે રોજી અને બહાને મોત." એ કહેવત મશહુર છે. આ નાના ખુંધાની વાર્તા ખરેખર સોનેરી અક્ષરે જાળવી રાખવા જોગ છે." છેવટે તેણે કહ્યું કે–"હું ખાતરી પૂર્વક કહું છું કે આ નાનો ખુંધો મરણ પામ્યો નથી, પણ જીવતો છે." આ સાંભળી સર્વને આશ્ચર્ય લાગ્યું. સુલતાને તેને જીવતો હોય તો શુદ્ધિમાં લાવવા કહ્યું. તેપરથી પેલા હજામે પોતાની પાસેથી મલમ લઇ તેની ગરદનપર ઘસ્યો, અને પછી ચીપીઆ વતે તેના ગળામાંથી એક કાંટો ખેંચી કાઢી સર્વને બતાવ્યો. કાંટો નીકળી જવાથી ખુંધાને શ્વાસ લેવાની નળી ખુલ્લી થઈ, તેથી ધીમે ધીમે જાગ્રત થયો. અને થોડીવારમાં તો બેઠો થઇ ગયો. આ જોઈ સર્વને ઘણી અજાયબી લાગી. આ પ્રમાણે બે દિવસ સુધી મડદા તરીકે પડેલા ખુંધાને જીવતો કર્યો તેથી તે હજામના સર્વે ગુનાની માફી આપી સુલતાને તેને પોતાના દરબારમાં સારા પગારથી રાખ્યો. અને દરજી વગેરેને સારો સરપાવ આપી વિદાય કર્યા. આ સઘળી બિના પોતાના દફતરમાં સોનેરી અક્ષરે લખાવી લીધી.

આ મુજબ સુલતાનને શેહેરાજાદીએ ખુંધાની વાર્તા ઉપરથી જે જાણવાજોગ અને પ્રશ્નકારક વાર્તા કહી સંભળાવી અને તે વાતાનો છેડો ખુંધાને જીવતો કરવામાંજ આવ્યો જોઇ તેની બહેન દીનાર-ઝાદી તથા સુલતાનની ખુશીનો પાર રહ્યો નહિ. તે જોઇ શેહેરાજાદીએ કહ્યું કે "તમો બંને મારી વાર્તાથી ખુશી થયાં જાણી મને પણ ઘણોજ આનંદ થાય છે. વળી જો નામદાર સુલતાનની મરજી મારી જીંદગી હજુ પણ લંબાવવાની હોય તો હું એથી પણ સરસ વાર્તાઓ કહી સંભળાવવાને તૈયાર છું. પ્રસનનો સુલતાન આ વાર્તાથી ખુશ થયો હતો તેથી તે મુગો મુગો નિમાજ પડવા ગયો. અને દીનાર-જાદીએ નવી વાર્તા કહેવરાવવાને શરૂ કીધું.

# રસીલી બાનુ શમ્સલનીહાર અને મોજીલો શાહજાદો અબદુલ હુસેન.

તિગ્રીસ નદીને કિનારે બગદાદ નામે એક શહેર છે. આ શહેર પ્રાચીનકાળમાં ઘણુંજ નામીચું અને આબાદ હતું. તેમાં મુસાભાઇ નામે એક મોટો વેપારી રહેતો હતો. તેની પાસે અથાગ દ્રવ્ય હતું. વળી તે રૂપાળો, સુશીલ, ઉદાર ને મલતાવડો તથા વિશ્વાસુ હતો, તેથી આખું શહેર તેને ખરા અંતઃકરણથી ચહાતું. તે શહેરના નામદાર ખલીફ હારૂન-અલ-રસીદનો પણ તે વિશ્વાસુ હતો, તેથી તેણે પોતાની માનીતી માશુકોને જે જોઇએ તે આણી આપવાને તેને નીમ્યો હતો. મોટા મોટા અમીર ઉમરાવો પણ તેની મુલાકાત લેવાને, તેમજ તેની પ્રીતિ સંપાદન કરવાને ચહાતા હતા. તેને ઘણા મિત્ર હતા, પરંતુ તેનો સૌથી માનીતો મિત્ર અબદુલહુસેન કરીને એક શાહજાદો હતો. આ શાહજાદો ઇરાનના પ્રખ્યાત રાજાઓના વંશમાંથી ઉતરી આવ્યો હતો. મુસલમાન લોકોએ તેના બાપદાદા પાસેથી ઇરાનનું રાજ્ય છીનવી લીધું, ત્યારે તેઓ ત્યાંથી નાઠા અને બગદાદ શહેરમાં આવી રહ્યા હતા. અબદુલહુસેન ઘણોજ દેખાવડો ને રૂઆબદાર હતો. તેની આંખો મોટી, સાંકડી, તથા ચાલાક હતી, કપાળ ઉંચું હતું. દાંત ઉજ્વળ દાડમની કળી સરીખા ને નાક લાંબું અણીદાર હતું. ટુંકામાં તેને જોતાં વારજ ગમે તેવી રમણિય સ્ત્રી પણ મોહ પામે તેવો તે શાહજાદો હતો. વળી તેનામાં ધૈર્ય, ક્ષમા, વિવેક, દ્રઢતા વગેરે અનેક મહાન ગુણો હતા. આવા કારણોથી તે શાહજાદો ઘણો પ્રીય થઇ પડયો હતો. મુસાભાઇ તેના વચનને આધીન હતો.

એક વખતે આ બંને મિત્રો બેઠા બેઠા ગપ્પાં મારે છે, તેવામાં પુર જોસમાં દોડતી ઘોડાગાડી પોતાની ભણી આવતી જણાઈ, બંને જણ ઉભા થઇ જોવા જાય છે, તેટલામાં તો ખડખડાટ કરતી સપાટાબંધ ગાડી પોતાના કનેજ આવી પહોંચી. ગાડી તરતજ ઉભી રાખવામાં આવી, અને ગાડીનું બારણું ખોલતાની સાથેજ અંદરથી એક નાજુક પરી બહાર નીકળી આવી. આ બાનુના મોંઢાપર બુરખો નાખેલો હતો. તોપણ મુસાભાઇએ તેને તરતજ ઓળખી કાઢી નીચા નમી ઘણીજ નમ્રતાથી સલામ કરી, બાનુએ સામી સલામ કરી દીવાનખાનામાં જવું શરૂ કર્યું. મુસાભાઇ તથા શાહજાદો પણ તેની સાથે સાથેજ દાખલ થયા. મુસાભાઇએ તેને એક સુંદર કોચપર બેસવાને અરજ કરી તેથી તેણે બેઠક લીધી. આ વખતે શાહજાદાએ પણ વિવેકની ખાતર એક સુંદર રેશમી તકીઓ લઇ તેને આપ્યો. ત્યાર બાદ તેને સલામ કરી તેણીના પગ તળેના ગલીચાને ચુમી લીધો. પછી પોતે તેણીના સામે અદબસર ઉભો રહ્યો. મુસાભાઇ સાથે આ બાનુને ગાઢ પરિચય હોવાથી તેણે પોતાના મુખપરનો બુરખો કાઢી નાંખ્યો અને જેમ સૂર્યનારાયણ રાતના અંધકારને ચીરી નાંખી આખી દુનિઆને રોશન કરે છે તેમ આ બાનુએ તરણ શાહજાદાનું દિલ રોશન કરી નાંખ્યું. હવે બીજા હાથ તરફ તરૂણ શાહજાદાના સ્વરૂપે બાનુની આંખને એવી ખેંચી કે તે એકી ટસે તેના સામેજ જોઇ રહી. છેવટે તેણે મધુર સ્વરે તેને બેસવાને માટે કહ્યું. શાહ-

જાદાએ તેના કોમળ શબ્દોને માન આપી તેના સામે ખુરશીપર બેઠો. ચતુર બાનુ તરૂણ શાહજાદાની દશા વર્તી ગઇ, તેથી તેણી તરત ઉઠીને મુસાભાઇ પાસે ગઇ. ત્યાં જઇ પોતાને આવવાનું કારણ જણાવી તરૂણ શાહજાદાનું નામ ઠામ વગેરે પૂછી ચાલતી થઇ. આપણો તરૂણ શાહજાદો તેની તરફ એકી ટશે જોઇ રહ્યો. જોતજોતામાં ગાડી અદશ્ય થઇ ગઇ; શાહજાદો બેશુદ્ધ થઈ પડ્યો, તેને શુદ્ધિમાં લાવવાને તેના મુખપર પાણી છાંટવા માંડયું. બીજા પણ કેટલાક ઉપચારો કર્યા જેથી થોડીવારે શુદ્ધિ આવી. શુદ્ધિ આવતાની સાથેજ તેણે પોતાના મિત્રને પૂછ્યું, “મારા વહાલા સખા, આ સાક્ષાત પરી જેવી કોણ હતી ? શું તેનું રૂપ ! શું તેનો સુંદર અવાજ ! મને લાગે છે કે તે આ દુનીઆનું મનુષ્ય તો નહિજ હોય, ખરે-ખર કોઇ પરી છે. તેનું આવવું જવું એક સ્વપ્નાની માફક થયું. તેની સુંદર પ્રેમભરી ઝીણી વીજળી કરતાં વધારે તેજદાર હતી, તેણે મને બેહાલ કરી દીધો છે. ભલે, તે મને ચાહે કિંવા ન ચાહે, તેની મારે પરવા નથી. મારૂં જીવન તો તેજ છે. હું તેનાજ નામની માળા જપીશ અને તેનાજ ગુણ ગાઇશ અને આ ભવ નહિ તો આવતે ભવ પણ તેનોજ દાસ થવા અરજ કરીશ. જો આ ભાગ્યશાળી બાનુને તું ઓળખતો હોય તો મને કહે.” મુસાભાઇએ જવાબ આપ્યો., “મારા પ્યારા મિત્ર ધીરજ ધર. તે બાનુ તો આપણા નામદાર ખલીફાનાં સૌથી માનીતાં માશુક છે. તેના જેવી સુંદર બાનુ ખુદાએ હજુ સુધી સરજી નથી. મધ્યાન્હકાળના સૂર્ય કરતાં તેનું તેજ વધારે તેજસ્વી છે તે પરથી તેનું નામ શમ્સલનીહાર રાખ્યું છે.”

શાહજાદાએ કહ્યું “આ નામ બરાબર છે, મને હવે એક પળ પણ ચેન પડતું નથી. માટે મને એક માળા આપ તો હું એકાંતે બેસી તેનાજ નામની માળા જપું તે સિવાય હવે બીજો રસ્તો નથી.” મુસાભાઇએ કહ્યું કે “અરે પ્યારા મિત્ર તું આમ છેક અધીરો ન થા. તે તો ખુદ ખલીફા સાહેબની માનીતી માશુક છે માટે વિચારીને પગલું ભરવા જેવું છે. વગર વિચાર્યે કરવાથી કંઇ વળશે નહિ અને નકામો ફજેત થઇશ. વળી ખલીફાને જાણ થશે તો તારી શી વલે થશે તેનો ખ્યાલ કર. વગેરે ઘણી ઘણી રીતે સમજાવ્યો, પણ તેનું દિલ તો જરા પણ શાન્ત થયું નહિ. તેના પવિત્ર અંતઃકરણમાં તો તેણીપરનો વિશુદ્ધ પ્રેમ રહી ગયો છે.

હવે બીજી તરફ શમ્સલનીહારની શી દશા થઇ તે તપાસીએ, આ બાનુનું જડ શરીર તો સુંદર ગાડીમાં પધારી શાહજાદાથી ઘણેજ દૂર પહોંચી ગયું. પરંતુ તેનું દિલ શાહજાદાના દિલમાં સમાઇ ગયું. તેનો સુંદર અને ભવ્ય ચહેરો તેની નજર આગળ આબેહુબ ખડો થયો તેનું સ્મિત સ્મિત હસવું તેની આંખોમાં રમી રહ્યું. ટુંકામાં તે પણ તેના વિરહાગ્નિથી આકુળ વ્યાકુળ થઇ ગઇ, છેવટે તેણીએ પોતાની એક વિશ્વાસુ દાસીને બોલાવી પેલા વેપારીને તેના તરૂણ મિત્ર સાથે તાકીદે તેડી લાવવા કહ્યું. દાસી નમન કરીને ચાલતી થઇ. આ દાસી ઘણી ચાલાક અને વિવેકી હતી. તેણીએ આવતાં વારનેજ પેલા બંને જણને સલામ કરી માન આપ્યું અને નમ્રતાપૂર્વક કહ્યું કે “ મારાં બાઈ સાહેબ આપ બંને ના-મવરોને કંઈ અગત્યના કામસર તાકીદે બોલાવે છે. મુસાભાઇ તો તરતજ ઉઠયા કારણ કે તે તો ઘણી વખતે જતો આવતો હતો. મુસાભાઇની સાથે જવાને તરૂણ શાહજાદો તૈયાર તો થયા, તો પણ તેને પહેલીજ વારનો પ્રસંગ હોવાથી મનમાં અનેક તરંગો થવા માંડયા, છેવટે પ્રેમને વશ થઇ મુસાભાઇની પાછળ પાછળ ચાલ્યો. પોતાના મિત્રને પોતાની સાથે આવતો જોઇને મુસાભાઇ ઘણોજ ખુશી થયો. કેટ-લીક વારે તેઓ નામદાર ખલીફના મહેલના દરવાજા આગળ થઇ આ બાનુનો મહેલ કે જે ઉઘાડો હતો, તેની અંદર દાખલ થયા. પેલી દાસી તે બંને જણને એક મોટા દીવાનખાનામાં લઈ ગઇ એક કોચપર બેસાડયા. પછી કહ્યું કે “ તમે મહેરબાનીની રાહે જરા થોભો ” તેમ કહી તે બાંદી ચાલી ગઇ.

તરૂણ શાહજાદાને આ મહેલ તથા દીવાનખાનું ઇંદ્રપુરી સમ શોભાયમાન લાગ્યાં. આ મહેલની જેટલી ખુબી હતી તે કરતાં પણ ઘણી વધારે કલ્પવા લાગ્યો. તેણે કહ્યું કે “ આવો દબદબા ભરેલો મહેલ મેં કદી જોયો નથી. તેમાં બિછાવેલા ગાલીચા હુમાસની સાટીનના તકીઆ, કોચ, ખુરશી, મેજ તખ્તા, ચિત્રો વગેરે તમામ સામાન ઘણોજ ઉમદા છે, જો કે હું એક મોટા શહેનશાહતનો શાહજાદો હતો,

મારો જન્મ પણ એક ભવ્ય મહેલમાં થયો હતો, તો પણ મને આ મહેલ અતિશય પ્રીય અને સુંદર લાગે છે.” તેના મિત્રે જણાવ્યું કે “એ બાબત તમારો તેણીના પરનો વિશુદ્ધ પ્રેમ સૂચવે છે. આ પ્રમાણે વાતચિત ચાલતી હતી, તે દરમ્યાન એક ગુલામ તરેહવાર જાતનો શરાબ, વિધવિધ જાતનાં ઉત્તમ સ્વાદિષ્ટ ફળો, અને બીજી અનેક જાતની વાનીઓ લઇને આવ્યો. આ સઘળું તેઓએ ખાધું પછી થોડું શરબત પીધું. ત્યારબાદ અત્તર અને બીજી ખુશબો છાંટી મનને ખુશી કીધું. તે પછી એક સુંદર બાનુ આવી તેમને એક બીજા ઓરડામાં તેડી ગઇ. તેઓ જે ઓરડામાં હતા તેનું બારણું ઉઘાડી તેમને એક વિચિત્ર તરેહના ગોળ બાંધણીના દીવાનખાનામાં લઈ જવામાં આવ્યા. તે ઘણોજ ખુબસુરત આકારનો ભવ્ય ઓરડો હતો. તેને સંગેમરમરના સો થાંભલા લગાવી દીધા હતા. થાંભલાનાં મથાળાં તરેહ તરેહવાર જાતનાં સોનરી પક્ષીઓ અને પશુઓથી દેદિપ્યમાન થઇ રહ્યાં હતાં. આખા દિવાનખાનામાં સોનેરી રંગનું કપડું બિછાવી દીધું હતું તે કપડાપર રેશમથી સફેદ રાતા વગેરે બુટ્ટા ભરી લીધેલા હતા. મથાળાનો ઘુંબજ સુંદર રંગથી રંગી લીધો હતો તેથી બહુજ ખુશનુમા લાગતો હતો. બબ્બે થાંભલાની વચ્ચે એક સુંદર નાનો કોચ તથા ચીનાઇ વાસણો, બિલોર કામ અને બીજીએ જાયબ જાતની તરેહવાર ચીજો આંખને મોહ પમાડે તેવી રીતે ક્રમસર ગોઠવી હતી. એ સિવાય દર એક બે થાંભલા વચ્ચે નાની બારી હતી, તેની આગળના કોચપર બેઠાથી એક ઘણોજ ખુશનુમા બાગ દેખાતો હતો. જેના સુંદર ક્યારાઓ રંગબેરંગી પત્થરોના બનાવેલા હતા. બાગને દરેક છેડે એકેક નાનો ફુંવારો આવેલો હતો, તેની અંદરથી પાણી ચારે તરફ ઉડતું હતું. એક ફુંવારો બધા કરતાં ઉંચો હતો, તેથી તેનું પાણી બીજા ફુંવારાપર એક ચાદરની માફક પથરાતું હતું. જુદી જુદી જાતના ફુલનાં સુંદર કુંડાં એક સરખે અંતરે હારબંધ ગોઠવી દીધેલાં હતાં. બાગમાં ફરવાને ચારે તરફ સુંદર સડકો કરી હતી. ઠેકાણે ઠેકાણે સુંદર બાંકડાં તથા બેઠકો ગોઠવી હતી. જુદા જુદા દેશનાં તરેહ તરેહનાં ઝાડપર અનેક તરેહનાં સુંદર પક્ષીઓના મધુર સૂરથી ફરનારનાં મન આનંદસાગરમાં ડોલતાં હતાં. બંને જણ આ સુંદર મનોહર બાગ જોવામાં લીન થઇ ગયા. પણ ઇરાની શાહજાદાને આ દેખાવ પહેલીજ વખતનો હોવાથી વધારે તાજુબી લાગી. તે કંઇ પણ નવી ચીજ જોતો તેનાપર પોતાની અજાયબી દેખાડતો હતો. મુસાબાઇ આ જગોએ કેટલીકવાર આવેલો હતો તો પણ તેને કેટલીક ચીજો તદ્દન નવી લાગી તેથી તે પણ અજાયબી પામ્યો. પેલો શાહજાદો બોલ્યો કે “અરે ખુદા ! તારી કુદરતનો કંઈ પાર નથી. આવી સુંદર અને રમણિય જગાને કોઇક વખતે ઉજ્જડ વેરાન સ્થિતિમાં લાવી મૂકીશ. કોને ખબર હતી ! કે મારા બાપદાદાના પાયતખ્ત ઉપર બીજા રાજાઓ રાજ્ય કરશે, અને મારે પાપી પેટને કાજે બીજાની નોકરી કરવી પડશે, હું કે જે જન્મથીજ મોજ શોખમાં ઉછરેલો અને સુંદર બાગ બગીચામાં ફરેલો તે આજે આટલે દૂર આવી પેટને માટે નામદાર ખલીફ પાસે ટુકડો ભીક્ષા માગું છું. આ પ્રમાણે પોતાની અસલ સ્થિતિ યાદ આવવાથી ગમગીન થઇ ગયો છે તેટલામાંજ તેની નજર બાગના એક ભાગપર પડી. આ સ્થળે સુંદર રામજનીઓ ચંપકવર્ણી પોશાકમાં એક સુંદર કોચપર બેઠી હતી. તેમને જોવા માટે બંને જણ આગળ વધ્યા તો ઓરતોના જમણા હાથપર એક વિશાળ ચોક જોયો. તેની અંદર જવાને બાગમાંથી એક નાનો દાદર હતો. ઇરાની શાહજાદાએ પોતાના મિત્ર તરફ આંગળી કરી કહ્યું “હે મિત્ર મારી ખાતરી છે કે આ સઘળા દેખાવને તું એક કદરદાન માફક ખુશી તથા આતુરતાથી જુવે છે પણ હું તો એવુંજ ધારૂંછું કે આ દુનિઆમાં આથી ખુબસુરત તથા ભપકાદાર બીજું કંઇ નથી. પણ જ્યારે હું વિચારૂં છું કે આ દબદબા ભર્યો અને આંખને મોહ પમાડનાર આવાસ દુનિઆના સર્વોત્તમ બાદશાહની માનીતિ માશુકનો છે, ત્યારે મારે કબુલ કરવું જોઇએ કે મારા જેવો કમનસીબ માણસ કોઇ નથી અને મારા જેવા બુરા સેતારાનું કોઇ હશે નહિ ! કેમકે હું જેને મારા જીવના કરતાં વધારે ચાહું છું તે તો આ ઘડીએ બીજાના હાથમાં છે, અને તે પણ એવી જગાએ કે જે જગ્યામાં તે પોતાને ગમે તે કરી શકે અને જ્યાં એક ઘડીવાર પણ મારો જાન સલામત છે એવી આશા રાખું નહિ.

તેના મિત્રે જવાબ આપ્યો કે “મારા પ્યારા સાહેબ ! તમે જેટલા તેની ઉપર ફીદા છો તેટલીજ

તે તમારા ઉપર આશક હશે તો હું ખાતરી પૂર્વક કહું છું કે તમારો જાન તદ્દન સલામતિમાં છે; જો કે આ ભવ્ય મહેલ ખલીફનો છે, તેમજ ખાસ પોતાના મહેલ સાથે તેને જોડી દેવામાં આવેલો છે, તોપણ આ સ્થળે શમ્સલનીહારની પરવાનગી સિવાય ખાસ ખલીફ પોતે પણ આવી શકતા નથી. તેણી આ મહેલમાં સ્વતંત્ર રીતે વર્તે છે. તેની આગળ ખલીફ તરફના છુપા જાસુસો અગર બીજા કોઇ માણસો રહેતા નથી. પોતાની નજરમાં આવે ત્યારે ખલીફની રજા સિવાય પોતે શહેરમાં જાય છે અને પાછી આવે છે. ખલીફને આવવું હોય છે ત્યારે પોતાના મુખ્ય ગુલામો મારફતે ખબર આપ્યા બાદ આવે છે; માટે તમે નિઃશંકપણે રહો. આ સુંદર રામજનીઓ ખાસ તમારા પોતાને વાસ્તેજ તેણીએ મોકલી છે માટે તેના સુંદર ગાનપર લક્ષ આપો. ”

આ વાક્ય પુરૂં થતાની સાથેજ સારંગીના તાર સમારી મીઠા સરોદે ગાયન શરૂ કરવામાં આવ્યું. તેમનો કંઠ સ્વર્ગની કિંનરીઓને પણ લજાવે તેવો મધુર હતો. કેટલીકવાર સાથે ગાયા પછી તેમાંની એક જણી પોતે એકલીજ અતિ કોમળ કલરવે એવું તો સુંદર ગાયન ગાયું કે શાહજાદો અતિશય હર્ષના પોકારથી ગાજી ઉઠયો કે “ ઓ સ્વર્ગની પરી ! શું તને પ્રેમી માણસનાં હૃદય પારખવાની શક્તિ અલ્લાએ આપી છે ? તેં મારા દિલના પ્યારનો આબેહુબ ચિતાર આપ્યો છે. હું જાતે પણ આથી વધારે સારી રીતે આપી શક્ત નહિ. ધન્ય છે તારી અગાધ શક્તિને ! ” તેણીએ કંઇ પણ જવાબ આપ્યો નહિ. માત્ર નમન કરીને તેથી પણ અધિક મોહક કંઠે બીજાં કેટલાંક ગાયનો ગાયાં જે બધાં ઇરાની શાહજાદાને લાગુ પડતાં હતાં, તેથી આ કોમળ હૃદયના પ્રેમી પુરૂષની આંખમાં પ્રેમનાં નિર્મળ ઝરણ આવી ગયાં. હવે રામશગરો ઉઠી, અને ઘણા મધુર અને તીણા સ્વરે નીચલી મતબલનું ગાયન ગાયું. “ શરદ પુનમનો ચંદ્રમા પોતાના પરિપૂર્ણ તેજ સાથે ખુરશેદની નજીક આવે છે તેમ અમારી શમ્સલનીહાર જલદીથી ઇરાનના શાહજાદા પાસે આવી પહોંચશે.

આ ગાયન પુરૂં થતાની સાથેજ તેઓ વિજળીની ઝડપે અલોપ થઇ ગઇ. તેમની જગોએ દશ કાળી દાસીઓ એક મોટું રૂપાનું સુંદર કોતરણી વાળું તખ્ત લઇ આવી, તેને એક ચોકસ જગોપર ગોઠવી દીધું. ત્યાર બાદ તેઓ જતી રહી, અને તેની જગોએ બીજી વીશ ઘણીજ ખુબસુરત લલનાઓ ઘણાજ સુંદર લેબાશમાં આવી ખડા થઇ ગઇ. તેઓ દશ દશની એકેકી હાર થઇ તખ્તની બંને બાજુએ ઉભી રહી પછી પોતાના નાજુક હાથમાં સુંદર સારંગી લઇ કોમળ કંઠથી ગાયન શરૂ કર્યું. તેઓના કોમળ કંઠમાંથી નીકળતો કલરવ સારંગીના સુંદર સુર સાથે મળી જવાથી તે બંને જણને એટલો તો પ્રિય થઇ પડયો કે હવે આનો અંત ક્યારે આવશે તેમ આતુરતાથી રાહ જોવા લાગ્યા. જાણે ચતુર શમ્સલનીહાર તેમના હૃદયને જાણી ગઈ હોય તેમ પોતે પોતાના પૂર્ણ દબદબા ભરેલા લેબાસમાં પોતાની અતિ સુંદર સખીઓ સાથે આવી ખડી થઇ ગઇ.

તરૂણ શાહજાદાએ તેણીને એકજ વાર જોઇ હતી, અને તે પણ જુજ વખત, વળી આ વખતનો તેનો દબદબો કંઇ અલૌકિકજ હતો, તેની સખીઓ પણ ઘણા દબદબા સાથે તેને દીપાવતી હતી, તેથી તારા ગણમાં શોભતા ચંદ્રમાના જેવી પોતાની પ્રિયાને આતુરતાથી જોવાને જરા આગળ પગલાં ભર્યાં. પોતાની માશુકનો વાસુકી નાગની ફેંણુસમ સુંદર કાળો ચોટલો, દાડમની કળીઓને લજાવે તેવા તીણા દાંત, પોપટને શરમાવે તેવું લાંબુ નાક, મૃગલોચન કરતાં વધારે ખુબસુરત લાંબાં અણીઆળાં નેત્ર, શિવ ધનુષ્યને લજાવનાર કાળો ભમર, શરદપૂર્ણીમાના નિર્મળ ચંદ્રને લાંછન લગાડનાર ગોળવદન ગુલાબી ગાલ, પરવાળાં જેવા અધર, સુવર્ણ કળશના જેવા સ્તન, પોયણી સરિખું સુંદર પેટ, કેળને લજાવનારી જંઘા અને કમળ જેવી હથેલીઓ તેના જરીઆનના ઝીણા લેબાસમાંથી વર્તી લીધી. દેવાંગના કરતાં પણ અધિક તેજસ્વી પ્રીયાને મળવાને તલમલી રહ્યો, તો પણ સત્યની ખાતર પોતાના જડ શરીરને સ્થીર કરી નેત્ર અને મનને પરવાનગી આપી.

આ અલૌકિક બાનુએ રૂપાના સુંદર અને વિશાળ તખ્ત પર બેઠક લીધી, તે જેમ પ્રાતઃકાળનો સૂર્ય પોતાના પુર જોસથી પૂર્વ દિશાનાં વાદળાં ચીરીનાખી મેરૂ પર્વતપર આરૂઢ થાય તે માફક દીપવા લાગી.

ઇરાની શાહાજાદાએ પોતાના મિત્રને કહ્યું કે " જે ચીજને આપણે ઘણીજ આતુરતાથી શોધીએ છીએ તે ચીજ આપણી નજર આગળ આવતાંવારજ આપણે મુંગા થઇ જઇ છીએ. આજ મૂર્તિ મારા દુઃખનું કારણ છે, તો બી મને ગમે તેવું દુઃખ પડવા છતાં પણ હું તો તેને ખરા અંતઃકરણથી આશીર્વાદ આપીશ. અહા ! આહા ! તે કેવી રમણિય મનોરમા છે ! હું જ્યારે આ દેખાવને જોઉં છું. ત્યારે મારો મારા દિલપર કંઇ પણ કાબુ રહેતો નથી. જા ! ત્યારે મારા પ્યારા જીવ જા ! હું તને ખુશીની સાથે રજા આપું છું. ઓ નિષ્ઠુર હૃદયના મિત્ર તું મને દુઃખ દેવાને આ સ્થળે શા માટે લાવ્યો ? તું જાણતો હોઇશ કે આ સ્થળે આવવાથી મારો કમનસીબ મિત્ર નસીબવાન થવાની સાથે સુખી થશે, ના, ના, તેમ નથી. હું તો ઉલટો વધારે દુઃખી થયો છું. અરે ! જીવ હું નાહક મારા મિત્રને ક્યાં નકામો ઠપકો આપું છું આ તો મારો પોતાનોજ વાંક છે, જા જા મૂર્ખ જીવ ! તું મને અહીં શા માટે લાવ્યો ! " તેમ કહી પોતાનાં પ્રેમી ચક્ષુમાંથી નિર્મળ ઝરણુ વહેવડાવવા લાગ્યો. તેના ભલા મિત્રે કહ્યું. "તમે મને ઇન્સાફ આપો છો માટે હું ઘણો ખુશી છું. મેં તો તમને પહેલેથીજ અરજ કરી હતી કે આ નાશકારક પ્રેમ તમે તમારા હૃદયમાંથી કાઢી નાંખીને જાઓ. કેમકે જેના ઉપર તમે ફીદા થયા છો તે તો ખલીફના પ્યારા માશુક છે. એ સિવાય મેં તમને ઘણી ઘણી રીતે દાખલા દલીલોથી સમજાવ્યા પણ તમે માન્યું નહિ. હજુ પણ કહું છું કે આ સઘળું તમે જુઓ છો તે ઉપરથી તમારે તમારા દિલમાંથી આ પ્યાર દૂર કરવો જોઇએ. અને ખુબસુરત શમ્મસુલનીહારે તમને અતિ આદર પૂર્વક આમંત્રણ કર્યું છે, તેના બદલામાં તમારે તેનો શુદ્ધ અંતઃકરણથી ઉપકાર માનવો જોઇએ. તમારા ભમતા મગજને ઠેકાણે લાવવા, તેમજ તમારા જેવા સભ્ય શાહજાદાઓને છાજે તેવી સભ્યતા દેખાડવાને તૈયાર થાઓ, જે અલૌકિક મૂર્તિ તમારી સામે ઝળહળે છે. ટુંકા કહેવાનું એટલુંજ કે પ્યાર એ ધુતારો છે. જે તેના પંજામાં ફસાઇ જાય છે. તે કદી પણ બહાર નીકળી શકતો નથી, અને ખુવાર થઇ જાય છે, માટે હજુ પણ ચેતો તો સારૂં "

બીજી તરફ આ લલના પણ તરૂણ શાહજાદાને ચકોરની માફક જોઇ રહી હતી. બંનેની નજર એક થતાંજ વીજળીના તાર કરતાં પણ વધારે ઝડપથી એક બીજાના હૃદયમાં રહેલા પ્રેમી ઝરણો અરસપરસ બદલાવા લાગ્યાં. જેમ કોઇ ગારૂડી પોતાની તાંત્રિક વિદ્યાના બળે સર્પનાં ચિત્ત આકર્ષી લે છે તેમ આ બંને પ્રેમમૂર્તિનાં ચિત્ત આકર્ષણ પામતાં સ્તબ્ધ થઇ ગયાં. અને જાણે મુગા બોલીમાં ઇશારાથી એક બીજાના મનની વાર્તાઓ ચલાવતાં હોય તેમ ચલાવવા લાગ્યાં. માસોના માસો અને વરસોના વરસો સુધી સાથે રહેલાં જોડાં પોતાના દિલનો જેટલો ખુલાસો કરી શકતાં નથી તેથી ઘણોજ વધારે ખુલાસો આ પ્રેમી જોડાએ માત્ર થોડીજ પળમાં કરી લીધો, આ દિવ્ય મૂર્તિની ખાતરી થઇ કે હું તેને જેટલા પ્રેમથી ચાહું છું તે કરતાં પણ બલકે વધારે પ્રેમથી આ તરૂણ શાહજાદો મને ચાહે છે ત્યારે તે પોતાને પૂર્ણ સુખી અને ભાગ્યશાળી માનવા લાગી, આખરે તેણીએ પોતાની મોહક આંખ પેલી સુંદર બાનુઓ તરફ ફેરવી, પોતાની આગળ ખડી થવા હુકમ આપ્યો.

હુકમ થતાંનીજ સાથે તેઓ આવી નમન કરી ખડી રહી. બીજો હુકમ મળતાંની સાથેજ તેઓ પોત પોતાની જગો પર બેસી ગઇ, ત્યાર પછી એક સુંદર બાનુને ગાયન શરૂ કરવા ફરમાવ્યું, જેણીએ થોડીક વાર પોતાની સારંગી સમારીને ઘણા મીઠા સ્વરે એક ગાયન ગાયું. તેનો અર્થ એવો હતો કે " જ્યારે બે આશુકમાશુકો એક બીજાને વિશુદ્ધ પ્રેમના ઉભરાઇ જતા પ્રવાહમાં તણાતાં જુએછે, ત્યારે તેમનાં શરીર જુદાં હોવા છતાં દિલની ઐક્યતા અનુભવે છે. આવા વિલાસમાં તેમને કંઇપણ હરકત નડે છે, ત્યારે તેને પ્રેમી આંસુથી ધોઇ નાખી નસીબને ઠપકો આપે છે અને પ્રેમની ગ્રંથી સજ્જડ ગુંથે છે.

આ ગાયન પોતાનેજ લાગુ પડે છે, તેમ બને ચતુર જોડાં સમજી ગયાં, અને તેથી તેમના દિલપર કંઇક વિલક્ષણ આકર્ષણ થયું. ઇરાની શાહાજાદાએ પેલી રામજાનીને બોલાવી પોતાનું ગાયન તેણીની સારંગીમાં ઉતારવાને વિનવ્યું. ત્યાર બાદ તેણે એક ગાયન મધુર અવાજે પ્રેમાવેશથી ગાયું. આ ગાયનમાં તેના શુદ્ધ પ્રેમનો આબેહુબ ચિતાર આવી જતો હતો. તેનું જોઇને દિવ્ય મૂર્તિએ પણ તેવુંજ પ્રેમાળ

ગાયન શરૂ કર્યું. તેના ગાયનથી શાહજાદાના પ્રેમી હૃદયમાં પ્રેમના કારી જખમો સચોટ પડયા. જ્યારે તે બાનુનું ગાયન પૂર્ણ થયું ત્યારે પાછું તે શાહજાદાએ પ્રથમ કરતાં પણ વધારે જુસ્સાથી પુર્ણ પ્રેમમય ગાયન ઘણાજ સુંદર સુરથી ગાયું.

આ બંને પ્રેમી જોડાં પોતાના પ્રેમપ્રવાહના નિર્મળ ઝરણો ગાયન મારફતે બહાર ચલાવવા લાગ્યાં, આખરે દિવ્યમૂર્તિથી પોતાનો જુસ્સો ખમાઈ શકયો નહિ, તે પોતાના દિવ્યાસનપરથી ખુશીના આવેશમાં આવી તખ્ત ઉપરથી ઉઠી અને દિવાનખાનાના બારણા આગળ ચાલી આવી તરૂણ શાહજાદો પણ તેની મતલબ સમજી જવાથી પોતે પણ બારણા આગળ આવી તેને મળ્યો. બંને જણ એકમેકના હાથ પકડી બગલગીરી કીધી તેઓ એટલા તો પ્યારમાં આવી ગયાં કે બેશુદ્ધ થઇ જમીનદોસ્ત થવાની તૈયારીમાં હતાં તેવામાં પેલી બાનુઓએ તે બંનેને પકડી લઇ બચાવી લીધાં.

જ્યારે તેઓ શુદ્ધિમાં આવ્યાં ત્યારે પોતાની આસપાસ પોતાના આશકના મિત્ર મુસાભાઇને નહિ જોવાથી આતુરતાથી પૂછવા લાગી કે "તે કયાં છે?" આ સાંભળતાની સાથેજ મુસાભાઇ તેણીની પાસે જઇને ઉભો રહ્યો. દિવ્યમૂર્તિએ તેને કહ્યું કે "પ્યારા મુસાભાઇ તારા ઉપકારનો બદલો વાળવાને અશક્ત છું. તારા ઉપકારના બદલામાં આપવાને મારી પાસે એક બી ચીજ નથી. જો તું ન હતો તો આ તરૂણ શાહજાદો કદી બી મને મળત નહિ. અથવા આખી દુનિઆમાં સર્વોત્તમ મરદ સાથે પ્યારમાં પણ પડી નહિ હતે. હું ખાતરીથી કહુંછું કે આ ઉપકારના બદલામાં તું જે માગીશ તે હું રજુ કરીશ. અને જન્મ પર્યંત તારી આજ્ઞાને અનુસરીશ" મુસાભાઇએ માત્ર નમન કરીનેજ પ્રત્યુત્તર આપ્યો કે "એ સુંદર બાનુ ખુદા તમારી સઘળી મુરાદ પાર પાડી પ્રેમાનંદમાં મસ્ત બનાવે એવી મારી પ્રાર્થના છે.

શમ્સલનીહાર ત્યાર પછી તરૂણ શાહજાદા પાસે આવી બોલી કે "હે મારા પ્યારા સાહેબ તમે મને પૂર્ણ પ્યારથી ચાહો છો એવી મારી ખાતરી છે. પણ તમે મને જેટલી ચાહો છો તે કરતાં હું તમને કિંચિત પણ ઓછા ચાહું છું એવો શક કદીબી લાવતા નહિ પણ આપણે ખુશીમાં પણ ફુલાઇ જવું ન જોઇએ, મારા પ્યારા શાહજાદા જો કે મારા અને તમારા વિચારો એકજ છે. તોપણ આપણા નસીબમાં મહેનત, દુઃખ અને બેહદ દિલગીરી સિવાય બીજું કંઇ પણ નથી એવું મને સાફ માલમ પડે છે આ સઘળાં દુઃખોનો કંઇકે ઉપાય નથી. ફક્ત એકમેકને વધારે ચાહવામાં ખુદાને આપણી ફીકરો સોંપવામાં અને આપણા નસીબના ઠરાવ સબુરી રાખવામાં છે," પેલા શાહજાદાએ જવાબ આપ્યો કે "મારો પ્યારનો જુસ્સો જરાપણ ઓછો થશે એવું તમે કદી પણ વિચારશો તો તમે મારાપર ઘણો ગેરઇન્સાફ ગુજારો છો એવું કહેવાશે. તમારા પ્યારમાં હું એટલો તો ગરકાવ થઇ ગયો છું કે આપણા મરણ પછી પણ આપણે કદી છુટાં પડનાર નથી. કેમકે દુઃખો હરકતો અને હજારો આફતો આપણા વિશુદ્ધ પ્રેમને એક રતીપુર પણ ઓછો કરી શકે તેમ નથી.

આ તકનો લાભ લઇને મુસાભાઇ બોલ્યો કે "ઓ સુંદર બાનુ મારે કહેવું જોઇએ કે "તમે હાલ સાથે મળ્યાં છો માટે તમારે ખુશી થવું જોઇએ તેને બદલે તમે દિલગીર થઇ આંસુઓ પાડો છો; તેનું કારણ હું સમજી શકતો નથી. જ્યારે તમે સાથે હોવા છતાં આટલાં બધાં દિલગીર થાઓ છો ત્યારે તમે છુટાં પડશો ત્યારે કેટલાં હેરાન થશો. તમે અહીં ઘણો વખત થયાં છો માટે હવે છુટાં પડવું જોઇએ" શમ્સલનીહારે જવાબ આપ્યો કે "અરે તું કેવો ઘાતકી છે? તું અમારૂં રડવાનું કારણ જાણે છે છતાં પણ અમારી કમબખ્ત હાલત ઉપર તને જરા પણ દયા આવતી નથી? ઓ કમબખ્ત નશીબ મેં એવો શો ગુન્હો કીધો છે કે જે માણુસને હું દિલોજાનથી ચાહું છું. તેને હું થોડા કલાક પણ સુખથી જોઇ શકતું નહિ એવા સખ્ત ધારાને મારે તાબે થવું પડે છે.

જો કે મુસાભાઇના કહેવાથી પેલીને દુઃખ લાગ્યું તોપણ તે સારી પેઠે સમજી કે તેણે સારા વાસ્તે કીધું છે, માટે તેની સારી શિખામણનો સારો ઉપયોગ કરવો જોઇએ, તેણીએ એક પોતાની વિશ્વાસુ દાસીને ઈસારત કીધી કે "જલદી બહાર જઇને એક સોનેરી ખુમચામાં થોડા એક સુકો તથા લીલો મેવો એક રૂપાના નાના ટેબલપર મૂકીને શાહજાદાને વાસ્તે લાવ. જ્યારે પેલીએ મેવો લાવીને હાજર

કીધો ત્યારે પ્રેમમૂર્તિએ પોતાના કોમળ હસ્તથી સર્વોત્તમ મેવો લઇને શાહજાદાને આપીને મેહેરબાનીની ખાતર ખાવા સૂચવ્યું. ઇરાની શાહજાદાએ મોટી ખુશીથી તેના વચનને તાબે થઈ ખાધો. અને પછી પોતાના હસ્તે પોતાની માશુકને આપી ખાવા માટે આગ્રહ કર્યાથી તેણી પણ આજ્ઞા માથે ચઢાવી ખાઇ ગઇ. પેલા મુસાબાઇને પણ બાનુએ વિસાર્યો નહિ હતો. પણ આ જગા તેને સલામતી ભરેલી નહિ લાગવાથી તેમજ ઘેર જલદી જવાને ઇચ્છિતો હતો તેથી તેણીના માનની ખાતર કંઇક મોઢામાં નાખ્યો. ત્યાર બાદ પેલો મેવો ત્યાંથી લઇ લેવામાં આવ્યો, પછી સોનાના કુંજામાં પાણી લાવીને રૂપાની તાસકમાં શાહજાદાના હાથ ધોવડાવી સુંદર રૂમાલ હાથ લુસવા માટે આપ્યો. ત્યાર પછી સઘળાં પોતપોતાની જગો પર બેઠાં. પછીથી શિરાઝનો ઉત્તમ શરાબ મંગાવ્યો. હીરા મોતીથી જડેલી સોનાની સુંદર ત્રણ પ્યાલાઓ ભરી ત્રણે જણ આગળ મૂકી દીધી. ત્રણે જણે સાથે પ્યાલાં ઉઠાવ્યાં અને સારંગી સાથે સુંદર બાનુઓના કલરવમાં આ પ્યાલીઓને માન આપી નાશ કરી દેવામાં આવી. ફરીથી એકમેકે પ્રેમની ખાતર પોતાની હાથે એકેક પ્યાલો પીવડાવી પ્રેમની હદ વાળી દીધી. સારંગીના તીણા સ્વરની સાથે ગાયનના પ્રવાહમાં પ્રેમમૂર્તિએ પાયેલા શરાબની ખૂબી કંઇક ઓરજ હોય છે, તે તો પ્રેમીજ જાણે છે. શુષ્ક હૃદયના સંસારી જીવોને તેનું ભાન થવું અશક્ય છે. હે પ્રેમ તારી ખૂબી કંઇક ઓરજ છે. તું ગમે તેવા વીરપુરૂષને પણ બીરૂમાં ભીરૂ બનાવી દે છે તો પછી આ પ્રેમી જોડાનું શું ગજું !

ઉપર પ્રમાણે પ્રેમી જોડું પ્રેમસરિતામાં આનંદ લેહેરો વચ્ચે ઝીલતું તેવામાં એક વિશ્વાસુ દાસીએ શ્વાસભરી દોડતી દોડતી આવીને કહ્યું કે " ઓ મારી પ્યારી સાહેબજાદી ! આપણો મુખ્ય ઉમરાવ બે અમલદારો અને કેટલાક ગુલામો સાથે દરવાજા આગળ ઉભો છે અને નામદાર ખલીફનો હુકમ કહેવા આપને નિમંત્રણ કરે છે, આ શબ્દો શાહજાદાને કાને પડતાંજ તેના હોશકોશ ઉડી ગયા, તેનું મુખ ફીકું પડતાની સાથેજ તેના ગાલપરની લાલી નિસ્તેજ થઇ ગઇ. અને આખા શરીરે કંપારો છૂટયો તેના મિત્ર મુસાબાઇની પણ લગભગ તેવીજ સ્થિતિ થઈ ગઈ. જે સ્થળે ક્ષણ પહેલાં આનંદની લહેરો પર લહેરો ચાલી રહી હતી, તેમાં બેઠેલાં માણસો સ્વર્ગ કરતાં પણ વધારે સુખી અને વિલાસી દેખાતાં હતાં તેજ સ્થળે અત્યારે દુઃખનાં વાદળાંની ઘનઘટામાં ઘેરાઇ ગયું. તેમાં રહેલાં માણસો દુઃખ દરીઆમાં ડુબવા લાગ્યાં. હે પ્રભુ તારી ગતિ અલૌકિક છે.

પેલી પ્રેમમૂર્તિ શમ્સલનીહારે પોતાના પ્રીય શાહજાદાને હિમત આપી, પોતાના ઓરડાની સઘળી બારીઓ બંધ કરાવી. બાગ તરફ રંગીન કપડું નંખાવ્યું. આ પ્રમાણે બંદોબસ્ત કરી તે બંને જણને નિર્ભય સ્થળે બેસાડી તેમની આગળ કેટલીક સુંદર દાસીઓને વાર્તાવિનોદ અર્થે મૂકી. વળી બાગની બારી આગળ કેટલાક રામશગરોને બેસાડી સિતાર વગાડવા હુકમ આપ્યો. ત્યાર બાદ તેણી પેલા દરવાજા આગળ ઉભેલા ઉમરાવ પાસે ચાલી ગઇ. આ બધું તેણીએ નિમેષમાત્રમાં કરી નાખ્યું

પેલા ઉમરાવે તેને જોતાં વારજ ઘણી નમનતાઇથી વાંકા વળી સલામ કીધી તે સલામને માન આપી પૂછયું કે " તું શી ખબર લાવ્યો છે ?" તેણે કહ્યું કે " મારાં નામદાર શાહજાદી, નામદાર ખલિફાએ ઘણીજ અધીરાઇથી કહેવડાવ્યું છે કે " તમારી ખુબસુરતીમાં લીન થઈ ગયેલો હું તમને મળવાને ઘણોજ આકુળ વ્યાકુળ થઇ ગયો છું, તો તમને મળવાની હોંશ રાખું છું માટે આજ રાતના તમે મારી મુલાકાત લેવા તૈયાર રહેશો એવી ખાત્રી રાખું છું વળી વધુમાં જણાવે છે કે તમો પણ તેટલીજ ઇન્તેજારીથી મને ભેટવાને પુર દબદબાથી તૈયાર રહેશો.

આ સાંભળીને તેણી નામવરના હુકમને માન આપવાને ઘણીજ આતુર છે તેમ જણાવવાને જમીન ઉપર પડી જમીનને બોસા લીધા પછી પાછી ઉભી થઇને બોલી કે " નામદારના હુકમને ઘણીજ ખુશીથી મારે શિર ચઢાવવામાં અને તેમના દિલને પૂર્ણ સંતોષ પમાડવામાંજ મારી કીર્તિ રહેલી છે. એવી તે કોણ કમબખ્ત અભાગણી હશે કે દુનિઆના સર્વોત્તમ નામવરે જેને પોતાની પ્યારી માશુક ગણી સર્વસ્વ સોંપ્યું છે. ત્યારે તેણી તે નામવરના ઉભરાતા પ્યારને ઝીલી લેવા આતુર ન હોય ! મારો આ સંદેશો નેક નામવરને મહેરબાનીની રાહે અવશ્ય કહેશો. આ ચતુર બાનુએ બીજી તરફથી પોતાની મુખ્ય બાંદીને

કહ્યું કે બીજી બાંદીઓ પાસે જલદીથી મહેલ તૈયાર કરાવ, કંઇ પણ ચીજ બેહદ પડેલી ન હોય, આજે નામવર ખલીફ પધારવાના છે, માટે કોઇ પણ રીતની ખામી આવે નાહ. જા, જલદી જા. દેર ન કર.

પેલા ઉમરાવે નમન કરી જવાને માટે રજા માગી ત્યારે સુંદર બાનુએ કહ્યું કે "હા, ભલે ખુશીથી જાઓ, પણ નામદાર ખલીફની અધીરાઇ નરમ પાડવાની કોશિશ કરજે. કારણ કે આવો ભવ્ય મહેલ પરિપૂર્ણ થવામાં ઓછો વખત લાગે તો ખામી પડે જેથી નામવરનું મન બરાબર સંતોષ ન પામે.

આ પ્રમાણે તેમને સુચના આપી વિદાય કરી પોતે પોતાના પ્રાય શાહજાદા તથા મુસાની ખબર લેવા તાકીદે પહોંચી. આ વખતે પ્રેમમૂર્તિની ચક્ષુ આંસુથી પુરાઇ ગઇ હતી. તેના તેજસ્વી સુંદર ચહેરો ફીકો અને નિસ્તેજ થઇ ગયો હતો તેમજ તેનું આખું શરીર એવું તો અસ્થિર અને ચિંતાગ્રસ્ત થઇ ગયું હતું કે ગમે તેવા જોનારને સાક્ષાત ભાન થતું કે આ મૂર્તિ શોકસાગરમાં ડુબી ગઇ છે. ઇરાની શાહજાદાએ પણ તરતજ વર્તી લીધું. ને બોલ્યો કે "મારાં પ્યારાં બાનુ મને તમારા ચહેરાપરથી સાફ જણાય આવે છે કે હવે આપણે છૂટાં પડવું જોઇએ. તમારો વિયોગ ખમવાને ખુદા મને શક્તિ આપો એમ અરજ કરી હું તે પ્રમાણે કરવા તૈયાર છું" પ્રેમમૂર્તિ નિઃશ્વાસ નાખતી બોલી "અફસોસ! મારાં પ્યારાં જીગર! મારા પ્યારા જીવ! તારા નસીબને મારા નસીબ સાથે સરખાવું છું, ત્યારે મને લાગે છે કે હું એક ખરેખર દુઃખીમાં દુઃખી અધમ સ્ત્રી છું. બેશક તું મારા વિયોગથી દુઃખી થશે, પણ તારૂં દુઃખ એવું છે કે મને તું ફરીથી જોશે. એવી આશામાંને આશામાં જશે. પણ મારે તો ઓ અદલ અલ્લાહ! કેવી કેવી આફતો ખમવી પડશે! એક પુરૂષ કે જેને મારાં જીગર અને જીવ કરતાં પણ વધારે પ્યારથી ચાહું છું, તેના વિયોગે દુઃખી થઇશ એટલુંજ નહિ પણ એક માણસ કે જે તે પુરૂષને લીધે મારા તિરસ્કારનું પાત્ર થયો. તેને મારે જોયા કરવો પડશે. શું અહીં જ્યારે પેલો ખલીફ આવશે ત્યારે હું મિથ્યાસના દિલજાન આશક જે તું તેને વિસરી જઇશ? ના, ના, કદી તેમ બનશે નહિ. મારો જીવ તો મારા દિલોજાનપરજ હશે. ભલે મારૂં ખોળીઉં ખલીફની હજુરમાં પડ્યું રહે; હા, તેજ કરવું ઉચિત છે. મારે અફસોસ તેટલું કરતાં પણ આ અભાગણીને કર્મે તો દુઃખજ લખ્યું છે. કારણ કે જ્યારે મારૂં [illegible] ખલીફા આગળ રહેશે. ત્યારે તે ખલીફાને હું હમેશની માફક કેવી રીતે ખુશ કરીશ! હું તેના [illegible] તો પણ મારો જીવતો ગભરાટમાં રહેશે, તે મને જ્યારે પ્યાર બતાવશે ત્યારે મારે પણ [illegible] કરેલો ઉત્તર આપવોજ પડશે. તે વખતે બોલતા દરેક શબ્દો તીક્ષ્ણ ભાલા કરતાં પણ મારા [illegible] લાગશે. તેના માયાળુ બોલો અને બોસાને હું કેવી ગતે ખામોશ કરીશ? ઓ મારા દિલેજાન તુંજ વિચાર કર કે તારા વિયોગે મારે માથે કેવાં કેવાં અસહ્ય દુઃખો પડશે." હવે તેની છાતી ભરાઇ આવી અને આંખોમાંથી ચોધાર અશ્રુપ્રવાહ ચાલી નાકળ્યો તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. ઇરાનના શાહજાદાની પણ તેવી સ્થિતિ થતાં તે પણ કંઇ ઉત્તર આપી શકયો નહિ.

આ પ્રમાણે બંને પ્રેમી જોડાની દયાજનક સ્થિતિ જોઇ ભલો મુસો આશ્વાસન કરી દિલાસો આપતો હતો. પણ તેવામાં એક વિશ્વાસુ દાસી આવી કહેવા લાગી કે "ઓ! મારાં પ્યારાં કદરદાન બાનુ ખુદા તમને સલામત રાખે. ગુલામો આવવા લાગ્યા છે અને ખલીફા તેમની પાછળ તુરતજ આવશે. એવી ખબર અપાઇ ગઈ છે, માટે આપણે એક ક્ષણ પણ ગુમાવવી જોઇતી નથી. આ સાંભળતાંજ બાનુ ચમકી તો ખરી, પણ કંઇ બી ગભરાટ સિવાય પોતાના આશકને તથા મુસાને અગાશીમાં લઇ જઇ, એક તરફથી તિગ્રિસ નદી તથા બીજી તરફથી બાગ દેખાય તેવી જગોએ બેસાડવા હુકમ આપ્યો. વળી વધુમાં જણાવ્યું કે "જ્યારે રાત પડી બરાબર અંધારૂં થાય ત્યારે પાછલે દરવાજેથી સહિસલામત મહેલ બહાર કાઢી નદીમાં બોટપર મૂકી આવજે." ઓ, મારા પ્યારા, કદરદાન શાહજાદા આ તારી દાસીને વિશુદ્ધ અંતઃકરણના એક ખુણામાં થોડીક જગો આપજે, એમ કહી તેણે હજારો બોસા લીધા. શાહજાદાએ પણ લગભગ તેટલાજ બોસા લીધા. પરંતુ તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. છેવટે શાહજાદો તથા મુસો અગાશીમાં ગયા, ને બાનુ અફસોસ કરતી ખલીફને લેવા ગઇ.

બીજી તરફ પેલી વિશ્વાસુ દાસી તે બંને જણાને લઇ અગાસીમાં ગઇ, ત્યાં તેમને બેસાડીને નિકળ્યું

પણે રહેવા સુચવ્યું. વળી તેણી બોલી કે "તમો બંને નિરાંતે વિશ્વાસે રહેજો. વખત થશે એટલે હું જાતે આવી તમને બહાર લઇ જઇશ. ત્યાર બાદ દાસી ચાલી ગઇ. તેણીએ જતી વખત બારણાં બંધ કર્યાં હતાં. આ દાસીના ગયા પછી તેમના દિલમાં હજારો તર્કવિતર્ક થવા લાગ્યા. વખત છે ને ખલીફ કે તેના ખાસ નોકરો અત્રે આવે, તો નાશી જવાને માટે રસ્તો શોધવા લાગ્યા, પણ તેમને કંઇ પણ રસ્તો જણાયો નહીં તેથી તેઓ વધારે ગભરાયા. શાહજાદો બોલ્યો "હે મિત્ર મારા લીધે તું નાહક ફસાયો, હું ખરેખરો અભાગીઓ છું, હે પરવરદિગાર, આ દુઃખીને કમબખ્ત જીવડાની દાદ ધ્યાનમાં લે, અરે નાહક હું ક્યાં બોલું છું. આખી દુનિયાના ઇમાનદારોના વિશ્વાસુ ખલીફાની માનીતિ માશુકપર નજર નાખનાર જીવડા તને તો આવીજ શિક્ષા ઘટે છે. દુશ્મનોની સ્ત્રીના ગર્ભ સરકી જાય એવા ભયંકર ખલીફાના પંજામાં આવનાર પાપી જીવડા તારો બચાવ કેમ થશે? આમ વિવિધ પ્રકારે બોલતો શાહજાદો છેલ્લે પોતાના બંને હસ્ત કોમળ ગાલપર આવેલાં ફુટેલ લમણાપર મૂકી નિશ્વાસ નાખતો બેઠો.

થોડીવારમાં તો બારીમાંથી સૂર્યના તેજને પણ અંજાવી નાખે તેવો અલૌકિક પ્રકાશ આવવા લાગ્યો તેથી બંને મિત્રો એકદમ ચમક્યા અને બારીકાઇથી જોવા લાગ્યા તો તેમને જણાયું કે સો ગુલામો પોતાના હાથમાં સળગતી મીણબત્તીઓ લઇ લાઇનબંધ ઉભા છે, તેની પાછળ બીજા પચાસ ગુલામો હાથમાં ખંજર લઇ ઉભા છે, તેની પાછળ નાજનીઓ નૃત્ય કરી રહી છે. અને તેઓની પાછળ ખલીફ પોતે ઝળહળ ઝળહળ થઇ રહેલા લેબાસમાં સૂર્યસમાન શોભતો હતો. મીણબતીઓનું તેજ ખલીફના શરીરપર ઓપી રહેલાં ઝવાહીરપર પડવાથી સૂર્ય કરતાં પણ વધારે પ્રકાશ થઇ રહ્યો હતો.

જેના નેપુરનો રણકો ગાંધર્વના ગાયનને ઝાંખો પાડે છે, જેની સુંદર ચાલ હંસને અદેખાઇ ઉપજાવે છે. જેનું મુખ જોતાં કંઠમાં પીડાય છે, એવી શમ્સલનીહાર પોતાની વીશ સુંદર બાંદીઓને સાથે રાખી પૂર ઠાઠમાઠથી વિજળીની ઝડપે નામદાર ખલીફાને સત્કાર આપવાને ચાલી નીકળી. ખલીફને જોતાંવારજ સુંદર કલરવથી ગાયનની શરૂઆત સાથેજ તરેહ તરેહનાં વાજિંત્રના ધ્વની શરૂ થયા. શમ્સલનીહાર ભોંય પડી તેને પગે લાગી, પરંતુ તેના મનમાં વિમાસવા લાગી કે "ઓ મારા પ્યારા શાહજાદા, અરે મારા જીગર! અરે મારા જીવ! તારી આંખ મને આવો અવિનય કરતાં જુએ તો તું એટલુંજ વિચારજે કે મારી માશુકનું નસીબ કેવું કમબખ્ત છે. જે નમન તારા સિવાય બીજા કોઇને પણ કરવાનું નથી, તે નમન આજે મારી મરજી વિરૂદ્ધ થાય છે. તે મારા બુરા નસીબની સુચવણી છે.

નામદાર ખલીફ પોતાની માનીતી માશુકને જોઇ ઘણોજ ખુશી થયો, અને પોતાની પ્રીયાને બાથમાં લઇ જમીનપરથી ઉપાડી લેતાં બોલ્યો કે "ઉઠ મારી પ્યારી! મારી આગળ આવ, એમ કહી તેને એક સુંદર રૂપેરી તખ્તપર તેને બેસાડી પોતે બેઠો. ત્યાર બાદ પેલી વીસ દાસીઓ સુંદર લેબાશમાં તેમની આસપાસ જુદી જુદી બેઠકપર બેસી ગઇ. અને પેલા જુવાન ગુલામોને પોતાની પાસેથી ખુલ્લી હવામાં મોજ મારવા માટે ફરમાવ્યું તેથી તેઓ ચાલ્યા ગયા.

જ્યારે ખલીફો પોતાના મશાલવાળા ગુલામોને રજા આપી આસપાસ જોવા લાગ્યો, ત્યારે તેને પ્રથમના પ્રકાશ કરતાં પણ અધિક પ્રકાશ માલમ પડ્યો. કારણ આ ચતુર બાનુએ તે ગુલામો વિદાય થતાની સાથેજ બીજા હજારો લેમ્પ પ્રગટ કરી દીધા હતા. પોતાની માશુકની આ ચતુરાઇથી તે ઘણોજ ખુશ થઇ ગયો, તેથી પ્યારના જુસામાં બોલી ઉઠયો કે "એ પ્યારી દીલોજાન તારા જેવી રૂપ ગુણમાં પરિપૂર્ણ માશુક જેને મળી છે તેના અવતારને ધન્ય છે. રાતને દિવસ કરતાં પણ વધારે તેજસ્વી બનાવી દિનકરને દયામણો બનાવનાર તારી ચાતુરીને શાબાશ છે; ખરેખર તું ખુદાના ઘરની ઉત્તમ પરી કરતાં પણ વધારે ચતુર અને મનોહર છે.

આણી તરફ અગાશીમાં બેઠેલા બંને મિત્રોની સ્થિતિ તરફ મારા પ્યારા વાંચકો તમારૂં ધ્યાન લગાડશો તે બિચારા દુઃખી જીવડાઓની ખબર લેવા તમારા ઉદાર દિલને રજા આપશો. મુસાબાઇએ તો આવા બનાવો હજારો વખત જોયા હતા, તોપણ તેને કબુલ કરવું પડયું કે આજના જેવો દબદબાવાળો દેખાવ તેની આટલી ઉમરમાં તો જોયો નહતો. તેણે ઘણીજ અજાયબી સાથે જણાવ્યું કે "બાદશાહ

મહેલોની ખુબસુરતી તથા ભપકા વિષે મેં ઘણીવાર સાંભળ્યું છે તેમજ વાંચ્યું છે પરંતુ તે સર્વ દેખાવ આ દેખાવ આગળ તુચ્છ છે. ઇંદ્રની અપ્સરાઓને લજવે તેવી સુંદર બાંદીઓની વચ્ચે રતિને પણ લાજ પમાડનાર અલૌકિક શમ્સલનીહારની ચતુરાઇએ હદવાળી દીધી છે.

જે દેખાવથી મુસાભાઇ આશ્ચર્ય પામી ખુશખુશ થઇ ગયો હતો, તેજ દેખાવ શાહજાદાને પંચાગ્નિ તાપ કરતાં વધારે બાળી મૂકતો હતો. તે પોતાની પ્યારી માશુક સાથે ખલીફને મોજ મારતો જોઇ ખાક થઇ જતો હતો, આ વખતે તે પોતાના ભાગ્યને તિરસ્કાર આપતાં નીચે મુજબ બોલ્યો કે "મારા પ્યારા મિત્ર, અફસોસ ! હું તારા કરતાં જુદીજ અવસ્થામાં છું. જે ચીજો તને આનંદમય બનાવે છે, તેજ ચીજો મને ખાખ કરી મારા દુસ્મનોની ગરજ સારે છે. મારૂં દુઃખ અનહદ વધી પડયું છે. મારી પ્રાણપ્યારીની આગળ ખલીફને જોઇ મારૂં મન ભ્રમિત થઇ ગયું છે. ઓ ખુદા ! હું કેવો અભાગીઓ છું ! આ દુનિઆમાં મારા સરખો દુઃખી કોણ હશે ! એક પળ પહેલાં તો હું આનંદની રેલમાં તણાઇ જતો હતો તે અત્યારે મોતના સખત ફટકા કરતાં પણ વધારે ત્રાસદાયક સ્થિતિમાં આવી પડયો છું. મારા પ્યારા મિત્ર આ નવા દુઃખનો અટકાવ કરવાની અગર સહન કરવાની મારી શક્તિ નથી, જો દુનિઆના સર્વ દુઃખોમાં શ્રેષ્ઠ દુઃખ હોય તો તે એજ કે "પોતાની પ્રાણપ્રીયા બીજાની સાથે મોજ માણતી નજરે પડે" હે ઇશ્વર આવું દુઃખ આપવા કરતાં મરણને સ્વાધીન કરીશ તો હું તારા હજારો ઉપકાર માનીશ." હજુ તો આ શબ્દો શાહજાદાના મુખમાં છે તેટલામાંજ વાડીમાં કંઇ બન્યું, તેથી તેને તુરત સુપ્ત રહેવું પડયું. અને પોતાનું સઘળું ધ્યાન તે તરફ લગાડયું.

ખલીફે એક દાસીને પોતાની આગળ ગાયન કરવા હુકમ કર્યાથી તે બાંદીએ ગાયન કર્યું. તે ગાયનનો સ્વર તથા જુસ્સો જોઇ ખલીફો ઘણોજ ખુશખુશ થઇ ગયો. આ ગાયનની મતલબ ખલીફો સમજી શક્યો નહિ, તેણે તો એમજ માની લીધું કે "મારી પ્યારી માશુક મનેજ અનુમોદી સર્વ ગાયનો મને લાગુ પડે તેવાંજ ગવડાવે છે, પરંતુ આ ગાયનની મતલબ જુદીજ હતી. આ ગાયનની મતલબ શાહજાદા પરનો પોતાનો વિશુદ્ધ પ્યાર અને ખલીફાની જોડે બેસવામાં પોતાને આવતો તિરસ્કાર હતો, તેથી આ ગાયન સાંભળતાંની સાથેજ તેણી બેશુદ્ધ થઇ ગઇ અને તેની ગુલામડીઓએ તેને પકડી લીધી નહોત તો તે નીચે પડી રામશરણ થાત.

આ બેશુદ્ધ થયેલી બાનુને એક ઓરડામાં લઇ જવામાં આવી.

અગાશીપરથી આ સઘળો બનાવ બંને મિત્રોએ જોયો, અફસોસ, જે પ્યારનો જુસ્સો હાથી જેવાને નરમ માખણ જેવો કરી નાખે છે, જે પ્યારનો જુસ્સો આ ક્ષણભંગુર દુનિઆને નચાવે છે, જે પ્યારનો જુસ્સો માણસના ચિત્તને ભ્રમિત કરી મૂકે છે અને જે પ્યારનો જુસ્સો ફકીરી લેવડાવે છે, તેજ પ્યારના જુસ્સાએ આપણા શાહજાદાને બેશુદ્ધ કરી જમીનપર સુવાડી દીધો. આ ગભરાટ ભરેલો બનાવ જોઇ તેનો મિત્ર ઘણો ચિંતાગ્રસ્ત થયો. તેણે પોતાના પ્યારા મિત્રને શુદ્ધિમાં લાવવાને ઘણા પ્રયત્ન કર્યાં પણ તે સઘળા નિષ્ફળ નીવડયા. તેટલામાં પેલી વિશ્વાસુ દાસી હાંફતી હાંફતી આવી કહેવા લાગી કે "ચાલો ચાલો. જલદી ચાલો, હું તમને બહાર તેડી જાઉં મારી તો ખાતરીજ છે કે આપણો અંત આવી પહોંચ્યો છે." મુસાભાઇએ ઉત્તર આપ્યો કે "તું અમને બહાર કેવી રીતે કાઢીશ, જરા મારી સાથે આવી આ શાહજાદાની સ્થિતિ તરફ નજર કર." દાસીએ તરતજ શાહાજાદાની સ્થિતિ જોઇ પાણી છાંટવા માંડયું; તેથી તેને કેટલીક વારે શુદ્ધિ આવી.

મુસાભાઇએ શાહજાદાને શુદ્ધિમાં જોઇ કહ્યું કે "ઓ નામદાર શાહજાદા ! આપણો આ છેલ્લો દિવસ છે. જો લગારે વાર ઉભા તો સોએ વરસ અહીંજ પુરાં થશે, માટે જરા ઉઠો, અને હિંમત પકડો, તો આપણે આપણી જીંદગી બચાવી શકીએ." શાહજાદાએ ઉભા થવાને ઘણો પ્રયત્ન કર્યો તો પણ તે એટલો તો નરમ થઇ ગયો હતો કે તેનાથી ઉભા થઇ શકાયું નહિ. છેવટે મુસાએ તથા દાસીએ તેને હાથ ઝાલી પોતાની સાથે લીધો, અને તાઇગ્રીસ નદી તરફનો પાછલો દરવાજો ઉઘાડી ત્રણે જણા બહાર નીકળ્યાં. નદીની કિનારે આવતાંજ એક બોટ તૈયાર રાખી હતી તેમાં બંને મિત્રોને બેસાડી દાસી કિનારે

ઉભી રહી. શાહાજાદાએ પોતાનો એક હાથ મેહેલ તરફ લાંબો કરી સુચવ્યું કે " આ માગ દેવાની હાર મારી ઇમાનદારીપર વિશ્વાસ રાખવાને આ હાથ વચન આપે છે." બીજો હાથ છાતીપર મૂકી સુચવ્યું કે " ઓ મારી પ્યારા માશુક આ હાથ તને ખાતરી આપે છે કે મારાં જીગરના અંદર ઉત્પન્ન થયેલો આતશ દિનપ્રતિદિન વધતોજ જશે. આ પ્રમાણે બંને હાથથી પ્રેમની પરિસીમા બતાવી અફસોસ કરતો અને મહેલને વારે વારે નમન કરતો બોટમાં બેઠો.

પેલી વિશ્વાસુ દાસી બોટને ચલાવવાનો ઓડર આપી રૂમાલ વતે બંનેને સલામ કરી ચાલતી થઇ. ઇરાની શાહજાદો તદ્દન નાતવાન થઈ ગયો હતો, તેથી તેનો મિત્ર તેને દિલાસો આપવા લાગ્યો. ઓ મારા પ્યારા શાહજાદા હજી તો આપણે ઘણે દૂર જવાનું છે. વળી હોડીમાંથી ઉતર્યા પછી પણ કેટલુંક ચાલ્યા બાદ મારે ઘેર જવાશે અને ત્યાંથી ઘણે દૂર તમારૂં મકાન છે ત્યાં તમે કેવી રીતે જશો ? આમ અત્યારથીજ ના હિંમત થશો તો આગળ ઉપર તમારી કેવી સ્થિતિ થશે ? તેનો ખ્યાલ કરો. જે માણસો દુઃખ અને સુખમાં એક સરખીજ ગતિ રાખે છે તે વીર પુરૂષોજ ખરા વિશુદ્ધ પ્રેમના પાત્ર ઠરે છે. માટે મારા મિત્ર હિંમત પકડ. " વગેરે ઘણી ઘણી રીતે સમજાવ્યો પણ તે સઘળું ધુળપર લીંપણ માફક નકામુંજ હતું.

થોડીવારમાં હોડી તો મુકામે જઇ પહોંચી, હવે બંને જણ હોડીમાંથી નીચે તો ઉતર્યા, પરંતુ શાહજાદાની સ્થિતિ તો એવી હતી કે તેને શી રીતે લઇ જવો તેના વિચારમાંજ મુસાભાઇ લીન થઇ ગયા. થોડીવારમાં તેને સાંભળી આવ્યું કે : અહી નજીકમાંજ મારા મિત્રનું ઘર છે. તે પોતાના મિત્રને ત્યાં શાહજાદાને મહા મુશીબતે લઇ ગયો તેના મિત્રે આ બંને જણને ઘણા આદરમાન સાથે ઘરમાં લાધા પછી એક કોચપર બેસાડી પૂછ્યું કે " આટલી મોડી રાતે તમે ક્યાંથી આવી ચડયા ? મુસાભાઈ એ જવાબ આપ્યો કે " હું એક માણસ પાસે પૈસા માગતો હતો તે આજરોજ પોતાના દેશમાં જવાનો છે તેવી ખબર મલવાથી હું તેને ઘેર જવા નીકળ્યો. રસ્તામાં મારો પ્યારો મિત્ર મલ્યો. તેના પુછવાથી મેં મારી હકીકત નિવેદન કરી, તેથી તે પણ મારી સાથે આવ્યો. થમ તો મારા દેણદારે રગઝગ કરી પણ આખરે બંદોબસ્ત કરી આપ્યો, તેથી આટલું મોડું થયુ છે. રસ્તામાં આવતાં મારા પ્યારા મિત્રનો જીવ બગડયો, અને તેની સ્થિતિ તદ્દન લથડી તેથી તારા ઉપર આશા રાખી આજની રાત તારે ત્યાં વિસામો કરવા આવ્યા છીએ. મારો મિત્ર એક ખાનદાન ઉમરાવ છે અને તેણે એટલા તો મને ઉપકાર કર્યા છે કે હું તેને ભલો ઉમરાવ કહું છું.

મુસાભાઇના દોસ્તે આ સઘળી બીના ખરી માની જણાવ્યુ કે " ઘણી ખુશીની વાત કે તમારા જેવા લાયક માણસનાં પગલાં મારે ઘેર થયાં, આ ઘર તમારૂં પોતાનુંજ છે. તમારે લગાર પણ આશંકા રાખવી નહિ, બોલો, તમારા ભલા મિત્રની તબીયત માટે શા ઉપાય લેવાની જરૂર છે ? " મુસાએ જણાવ્યું કે " મારી સમજણ પ્રમાણે તેને પુરતી ઉંઘ લેવાની જરૂર છે. " આથી તેમને સુવાના ઓરડામાં લઇ જઇ સુંદર બીછાના પર સુવાડી દીધા.

ઇરાની શાહજાદો કટલીક વાર સુધી પથારામાં આમ તેમ આળોટયો, કારણ કે તેને કંઇ પણ ચેન પડતું નહોતું. છેવટે કેટલાક વારે મહા મુશીબતે નિદ્રા દેવીએ તેના પર દયા બતાવી તેને પોતાના સપાટામાં લીધો. ઉંઘમાં પણ તેને જંપ નહોતો. તે એક મોટા ભયંકર સ્વપ્નામાં ફસાઇ ગયો હતો. " જાણે પોતાના દિલોજાન માશુક ખલીફની પાસે બેશુદ્ધ થઇ પડી છે. તેને સચેત કરવાને ખલીફો તેમજ તેના દાસ દાસીઓ હજારો ઉપચાર કરે છે. પરંતુ કંઇ પણ અસર થતી નથી. છેવટે ખલીફ પોતે તેને આરામ લેવાનું કહી ચાલ્યો જાય છે. શમ્સુલનીહાર મારા વહાલા શાહજાદા કહી મોટેથી બૂમ મારે છે. શમ્સુલનીહાર પોતાની પલંગ ચાલી આવે છે. તેમ જાણી પ્યારથી તેને બાથમાં લેવા જાય છે. " તેવામાં તેના બંને હાથ એક ભીંત સાથે અથડાવાથી એકદમ જાગી જાયછે. જાગીને જુએછે તો ક્યાં પ્યારી માશુક, ક્યાં ખલીફો, ક્યાં મારૂ ઘર, અને ક્યાં આ પારકા ઘરમાં આવી ચડવું. વગેરે બાબતોનો વિચાર કરતાં નિરાશ થઇ જાય છે. હે પરવરદિગાર તારી કુદરત ન્યારીજ છે. મારી પ્યારી માશુકનો

પ્રત્યક્ષ મેળાપ તો હવે થવાનોજ નથી. પરંતુ સ્વપ્નામાં પણ હાથમાં આવેલી વસ્તુ જતી રહી. એક પળવાર વધારે સ્વપ્નાવસ્થા રહી હોત તો હું મારી વહાલીને ખુશીથી ભેટત. પરંતુ મારા જેવા કમનસીબવાનને સ્વપ્ને પણ સુખ ક્યાંથી ? આવા વિચારમાં ને વિચારમાં સવાર થઇ ગયું. બંને મિત્રો ઉઠયા. મુસાભાઇએ પોતાના મિત્રની તબીયત નરમ જોઇ. તેમજ ઘરનાં માણુસો ફીકરમાં હશે એમ ધારી તુરતજ રજા માગી. તેના મિત્રે ઘણા આગ્રહ પૂર્વક નાસ્તો કર્યા પછી જવા કહ્યું. પરતુ તેનો સ્વીકાર ન કરતાં ઘણી આજીજી સાથે રજા લઇ પોતાના પ્રિય મિત્ર શાહજાદાને સાથે રાખી પોતાના ઘેર ગયો પોતાના ઘેર ગયા બાદ પોતાના મિત્રને પોતાને ત્યાંજ રહેવા આગ્રહ કર્યો. કારણ કે શાહજાદો એકલો પડયો હતો. તેથી તેના ઘેર રહેવાથી આવી સ્થિતિમાં વધારે દુઃખી થશે. શાહજાદાએ પણ વખ્તને અનુસરી તેના કહેણને સ્વીકાર્યું શાહજાદા માટે એક ખાસ રૂમ આપ્યો અને તેની સારવાર માટે કેટલાક નોકરોને તેમજ પોતાના ઘરનાં માણુસોને ખાસ હુકમ આપ્યો. પોતે પણ વારે ઘડીએ ખબર લેતો રહેતો

શાહજાદાના નોકરો તથા તેના મિત્રોને આ વાતની ખબર પડતાંજ તેઓ પણ આવી પહોંચ્યા. ચાકરો તથા કેટલાક મિત્રો તો અહોનિશ તેની પાસેજ રહેવા લાગ્યા. તેઓ તેને રમત ગમત કરી આનંદ આપવા બનતો પ્રયાસ કરતા પણ તે સર્વ વ્યર્થ ગયો. છેવટે મુસાભાઇએ જુદી જુદી તરેહનાં વાજીંત્ર વગડાવવાં શરૂ કર્યાં, પરંતુ ઉલટું એથી તો તેનું દુઃખ ઘણીજ ઝડપથી વધી પડયું. તેથી તો ગઇ કાલના સર્વ બનાવો તેની નજર આગળ ખડાં થઇ ગયાં. આ પ્રમાણે તેની ખરાબ સ્થિતિ જોઇ મુસાભાઇને ઘણુંજ લાગી આવ્યું પણ લાચાર, શું કરે ? તેણે પોતાથી બનતા સઘળા પ્રયત્ન કર્યા. શાહજાદાને પણ લાગ્યું કે મારી સ્થિતિ હવે સુધરે તેમ નથી, તેથી તેણે પોતાના ઘેર જવા માટે આગ્રહ પૂર્વક રજા માગી, અને તે રજા લાચારી સાથે મુસાએ આપી.

રજા લઇને શાહજાદો પોતાના મુકામે ગયો. મુસાભાઇ પણ તેની સાથેજ તેના ઘેર આવ્યો બીજાં કેટલાંક માણસો પણ તે વખતે સાથે આવ્યાં હતાં. કેટલીક વારે એક પછી એક રજા લઇને પોતપોતાના ઘેર ચાલ્યાં ગયા હવે મુસા સિવાય તેની પાસે બીજું કોઇ નહોતું, આ લાગ જોઇ મુસાએ કહ્યું. કે "ઓ પ્યારા શાહજાદા ! તારી માંદગીનું કારણ હું જાણું છું. તે વ્યાજબી કે ગેરવ્યાજબી છે, તેનો ખ્યાલ તારેજ કરવો જોઇએ. તે પ્યાર એવો છે કે તને અને તારી માશુક બન્નેને નુકશાનકારક થઇ પડશે માટે તારે હાલ તે પ્યારને દૂર કરી તારી દિલગીરી કાઢી નાખવી જોઇએ." શાહજાદાએ જવાબ આપ્યો કે ' પ્યારા મિત્ર ! તારી અમુલ્ય શિખામણને હું સારી રીતે સમજુ છું પરંતુ તે પ્રમાણે ચાલવાને મારામાં તાકાદ નથી. પ્યાર ચીજ ઓરજ છે. મારી માશુક પરનો મારો પ્યાર આ ભવમાં તો શું, પણ ઘેરમાંએ મારી સાથેજ રાખીશ !" પોતાના કહેવાની કંઇ પણ અસર થાય તેમ નથી એમ ધારી નિરાશ થઇ તે પણ રજા માગી ઘેર આવવા તૈયાર થયો.

શાહજાદાએ કહ્યું કે "પ્યારા મિત્ર સબુર પકડ. મેં તારા અમુલ્ય શિખામણોનો અનાદાર કર્યો તે માટે મને ક્ષમા આપી તારો ગુસ્સો કાઢી નાંખ. હું ખુદાના કસમ ખાઇને કહું છું કે હું તને અન્તઃકરણથી ચાહું છું, તેમજ તારાં વચનને પરવરદિગારનાં વચન સમ સત્ય માનું છું પરતુ લાચાર છું, કે મારામાં તે પ્રમાણે ચાલવાની શક્તિજ નથી મારી પ્યારીની મારા આવ્યા પછી શી સ્થિતિ થઇ તેમજ હાલ તેની કેવી સ્થિતિ છે. વગેરે બાબતોની ખબર મેળવી મને હરહમેશ આપતો રહેજે." તેણે જણાવ્યું કે "શાહજાદા તારે ખાતરી પૂર્વક જાણવું કે તેના બેશુદ્ધ થવાથી કંઇ પણ માઠાં પરિણામ નથી નીપજ્યાં. તેની દાસી આપણને હર હમેશ ખબર કહેતીજ રહેશે. મને તે ખબરો મળતાંજ હું તને પહોંચાડીશ ત્યારે બેધડકપણે રહેવું

શાહજાદાને દિલાસો આપી તે પોતાના મકાનપર ગયો. શમ્સલનીહારની વિશ્વાસુ દાસીની તેણે ઘણી રાહ જોઇ, પરંતુ અફસોસ કે તે દિવસે તેમજ બીજે દિવસે પણ કોઇ આવ્યું નહિ. શાહજાદાની તબીયત જોવાને તે ઘણોજ આતુર હતો, તેથી તે વધારે વાર રાહ ન જોતાં શાહજાદાને મકાને જવા નીકળ્યો. તેના ઘેર આવ્યો તો તેના મિત્રો, નોકર ચાકરો તથા હકીમોની ભારે ઠઠ તેને માલમ પડી. આ

સઘળાઓ તેના દુઃખનું કારણ જાણવાને હજારો તદબીર કરતા હતા. પરંતુ કંઈ પણ પત્તો લાગતો નહિ. શાહજાદાએ પોતાના મિત્રને જોઇ ઘણા ખુશીમાં આવી જઇ મોટેથી હસવું શરૂ કર્યું. આ હસવાનાં કારણ બે હતાં એક તો પોતાના દિલોજાન મિત્રને જોવાથી ઉપજેલી ખુશી, બીજું એ કે હકીમોના તમામ ઉપાય ધુળપર લીંપણ માફક નિષ્ફળ જતા હતા.

જમવાનો વખત થવાથી તમામ લોકો એક પછી એક ચાલી નીકળ્યા. ફક્ત બંને મિત્રો રહ્યા. ત્યારે મુસાબાઇએ પૂછ્યું કે " પ્યારા શાહજાદા મારા ગયા પછી તારી સ્થિતિ કેવી છે તે મને જણાવ. " તેણે જવાબ આપ્યો કે " મારા પ્યારા મિત્ર તું મને શું પૂછે છે ? મારા પ્યારના ભઠ્ઠામાં પોતાની મેળે જે કોલસા પડયા કરે છે તેથી તેના જોર વધતુંજ જાય છે. મારી પ્યારી શમ્સલનીહારની ઉપર કેવું દુઃખ ગુજર્યું છે તેની બેખબરથી મારા દુઃખમાં બેહદ વધારો થયા કરે છે. વળી મારા દોસ્તો, હકીમો, નોકર ચાકરોને સગાસંબંધીઓ જેઓ મારા દુઃખનું કારણ જાણતાં નથી, તેઓની હાજરીથી મારૂં દુઃખ નરમ પડવાને બદલે વધ્યાજ જાય છે. ઓ પ્યારી માશુક ! હજુ સુધી તું પણ એક બી મહોબતનો પેગામ કેમ મોકલતી નથી ? મારા વિરહાગ્નિમાં શીતળ પાણીનો છંટકાવ કેમ કરતી નથી ? શું તું પણ મને આવી સ્થિતિમાં જોવાને ખુશી છે ? ના, ના, તેમ કદીએ બને નહિ. મારા પ્યારા મિત્ર તારા આવવાથી મારા દુઃખમાં કંઇક ઘટાડો થાય છે. માટે મહેરબાની રાહે આવતો રહેજે. વળી મારી આગળ કંઇપણ છુપું રાખીશ નહિ. મારાં જીગર કરતાં પણ પ્યારી માશુકની શી ખબર લાવ્યો છે ? તેં તેણીની વિશ્વાસુ દાસીને જોઇ છે ? તેણીએ તેની હાલત વિષે શું કહ્યું છે ? " મુસાબાઇએ જવાબ આપ્યો કે " હજુ સુધી તો કંઇપણ ખબર મળી નથી. " શાહજાદાને કાને આ શબ્દો પડતાની સાથેજ તેના આંખમાંથી ચોધાર આંસુઓ વહવા લાગ્યાં. તેનું હૃદય શોકથી ભરાઇ આવ્યું, અને તેનાથી એક અક્ષર પણ બોલી શકાયો નહિ. " તેના મિત્ર કહેવા લાગ્યો કે " અરે મારા પ્યારા શાહજાદા ! હું ખાતરીપૂર્વક કહું છું કે તું તારા હાથેજ નવા ગમગાની શોધી કાઢી દુઃખના દરીઆમાં તણાય છે; ખુદાને વાસ્તે તારાં આંસુ લોહી નાંખ ! કદાચ તારાં માણસો અહીં આવી ચડશે, તો તારા ચહેરાપરથીજ તેઓ તારા દુઃખનું કારણ પારખી શકશે. ડાહ્યા મિત્રની આ સર્વ શિખામણો મેરૂ ભૂમિના વરસાદના માફક નિષ્ફળ નીવડી. સહજ તેના કંઇપણ અસર શાહજાદાને થઇ નહિ. તેનાં આંસુઓ તો વહેવાજ લાગ્યાં, જ્યારે પોતાનું ભરાઇ આવેલું હૃદય ખાલી થઇ ગયું. ત્યારે તેની મેળે અશ્રુપ્રવાહ પણ બંધ થયો. પછી તે બોલ્યો કે " મારા શાણા મિત્ર ! મારા દિલની છાની વાત કહેવાને કદાચ મારી જીભને હું રોકી શકું, પરંતુ મારાં આંસુઓપર તો મારો કંઇ દાબ પડતો નથી. જ્યાં સુધી શમ્સલનીહારના ખબર નહિ મળે ત્યાં સુધી તે તો ટપકવાંજ કરવાનાં. કદાચ જો તે પૂજ્યમૂર્તિ મારાં જીગરનો હાર આ ફાની દુનિઆને નિરાધાર આપી ચાલી ગઇ હશે તો હું ખાત્રીથી કહું છું કે તેના પાછળ એક ક્ષણવાર પણ આ ખારીલી દુનિઆમાં હું રહેવાનો નથી. " મુસાબાઇએ જવાબ આપ્યો કે " મારા પ્યારા મિત્ર તું આવા દુઃખદાયક વિચારોને તારા હૃદયમાં જગો ન આપ હું ખાત્રીથી કહું છું કે તારી માશુક હયાતીજ છે; તેને સંદેશો મોકલવાની તક નહિ મળી હોય માટેજ તેણે મોકલ્યો નહિ હોય. મને લાગે છે કે આજનો જરૂર સમાચાર આવશે." વગેરે વચનો કહી દીલાસો આપી પોતાને ઘેર ચાલ્યો ગયો.

મુસાબાઇ ઘેર પહોંચ્યો કે થોડીકવારમાંજ શમ્સલનીહારની વિશ્વાસુ દાસીને ઘણા શોકાતુર ચહેરે પોતાના તરફ આવતી જોઇ તેણે તે દાસીને તેણીની શેઠાણીની ખબર ઘણીજ આતુરતાથી પૂછી. ચતુર દાસીએ પ્રથમ શાહજાદાના ખબર સાંભળવા ઇન્તેજારી બતાવી. કારણ તે દાસીએ બોટમાં શાહજાદાની સ્થિતિ જોઇ હતી, અને તેથી ચિંતાગ્રસ્ત હતી. મુસાબાઇએ તમામ યથાર્થ સ્થિતિ કહી સંભળાવી. ત્યાર પછી દાસી પોતાની શેઠાણીના સ્થિતિ કહેવા લાગી. " નામવર ઇરાનના શાહજાદાએ જેટલું ખમ્યું છે અને ખમે છે તેટલુંજ મારી શેઠાણીએ ખમ્યું છે અને હજુ ખમે છે. તે દિવસે તમારી આગળથી હું ચાલી ગઇ ત્યારે મારી શેઠાણી બેશુદ્ધ અવસ્થામાં પડેલી હતી. ખલીફ પણ તેની આગળ દિલગીર થઇ બેઠો હતો. નોકર ચાકરોએ હજારો ઉપચાર કરી મૂક્યા હતા, પરંતુ તે સર્વ વ્યર્થ ગયા હતા. મને જોતાં

વારંવાર ખલીફાએ આમ થવાનું કારણ પુછ્યું પરંતુ મે તેમજ બીજાં સર્વ જણે છુપુંજ રાખ્યું. અમે કંઈ પણ જાણતા નથી. તેવો જવાબ દીધા કર્યો. અમે સર્વે જણે તેણીની આગળ રડયા કીધું. છેવટે મહામુશીબતે મધ્યરાત્રી પછી તેણીને શુદ્ધિ આવી. ખલીફો પણ હજુ સુધી તેની પાસેજ બેઠો હતો, તેણીને શુદ્ધિમાં આવેલી જોઇ ઘણોજ ખુશી થયો. તેણે શમ્સલનીહારને આમ થવાનું કારણ પુછ્યું. ચતુર બાઇએ તેનો જવાબ ઉડાવાની ખાતર ખલીફના પગ આગળ બોસા લીધા અને કહ્યું કે " જહાંપનાહ! હું દિલગીર છુ કે તમારા પગ આગળ મરણ પામીને જીનતમાં પહોંચી ન ગઈ. તમારી આટલી બધી મહેરબાનીનો હું કેવી રીતે આભાર માનીશ ?

ખલીફે જવાબ આપ્યો કે " મારી ખાત્રી છે કે તું મને બેહદ ચાહે છે, તેથીજ તેં મારે માટે આજે ઘણીજ મહેનત અને મનોશક્તિ ખેંચી છે, તેથીજ તારો જીવ આ પ્રમાણે બગડી આવ્યો હશે; માટે હું તને આજીજી કરીને કહું છું કે તું તારી બરાબર બરદાસ લે. અને હવે પછી એવી વગર કારણની મહેનતથી દૂર રહે. તને પાછી સારી સ્થિતિમાં આવેલી જોઈને હું ઘણોજ ખુશી થયો છું હું તને નસિઅત આપું છુ કે આજની રાત તો તું અહીંઆંજ રહેજે. અને તારા ઓરડામાં જતી ના, કારણ કે હિલચાલથી તારો જીવ પાછો બગડશે. ત્યાર પછી તેણીને કૌવત આવે માટે જરા શરાબ મંગાવીને પાયો, અને ત્યારબાદ તેણીની રજા લઈ પોતાના મહેલમાં ગયો.

ખલીફ ગયો તેવીજ મારી શેઠાણીએ મને બોલાવીને તમારી બંનેની ખબર ઘણીજ આતુરતાથી પૂછી. મેં તેણીને ખાતરીથી કહ્યું કે તે લોકો તો ઘણો વખત થયા ગયા; તેથી તે જરા ખુશી થઇ. મેં ઇરાનના શાહજાદાની બેશુદ્ધ થવાની વાત તેણીને મુદ્દલ કહી નહિ. કાંકે વખતે પાછી અસલ સ્થતિમાં આવી પડે. મારી સઘળી ચતુરાઈ વ્યર્થ ગઇ કારણ કે તે બોલી કે " ઓ મારા પ્યારા શાહજાદા, જ્યાં સુધી હું તને મારી નજરે જોઇશ નહિ ત્યાં સુધી આ બધી મોજમજા મારે વિષ બરાબર છે. હું તારા દિલની વાત બરાબર સમજું છું, અને હુ પણ તારા પેઠેજ તને ચાહું છું મારી ખાતરી છે કે તું પણ મને જોઇશ નહિ ત્યાં સુધી રડયા કરીશ " આ શબ્દો તે એવી રીતે બોલી કે તેના પ્યારના ભભુકા પાછા ફરીથી સળગી ઉઠતાં તે બેશુદ્ધ થઇ મારા હાથપર પડી.

તેણીને પાછી સચેત કરવાને મને તેમજ બીજી દાસીઓને મહામુશીબત વેઠવી પડી. તે બરાબર હોશીઆરીમાં આવી ત્યારે મેં કહ્યું કે " ઓ મારી પ્યારી બાઇ ! શું તમે પોતે મરી જવાનો, અને અમને પણ મારી નાખવાનો દાવ કાપો છો કે ? જો તમે મને મારી આપી મારૂં કહેણ સાંભળો તો હું ખાતરીથી કહું છું કે જે ઇરાનના શાહજાદાના નામને તમે પૂજો છો, જેને તમે હૈયાનો હાર કર્યો છે જેનું નામ બાજા ન મોંથી તમે પવિત્ર ગણ્યું છે, તે નામથી હું તમને કાલાવાલા કરીને કહું છું કે તમારા જીવની અને ઇરાનના શાહજાદાના જીવની ખુવારીનો અટકાવ કરવો હોય તો એમ ના કરો ! તમારો પ્યાર અને અમારી નિમકહલાલી જાળવવાને વાસ્તે હવે મહેરબાનીની રાહે જરા સમજીને કામ લો તો સારૂં ! તેણીએ જવાબ આપ્યો કે " હું તમારી સંભાળ, ડહાપણ, અને શિખામણને માટે તમારો ઘણો ઉપકાર માનું છું, પણ અફસોસ ! તે સઘળું મારે મન નકામું છે કેમકે અમારા દુઃખનો નિકાલ ઘોર સિવાય બીજે કોઇ પણ ઠેકાણે નથી.

પછી તેણીએ બીજી સઘળી દાસીઓને સુવા જવાને હુકમ આપ્યો. માત્ર મને એકલીનેજ પોતાની પાસે આખી રાત રાખી. અરે ખુદા તે રાત કેવી રીતે ગઇ ! તેણીએ આખી રાત રડવામાં, ડચકાં ખાવામાં, અને શાહજાદાનું નામ લેવામાંજ કાઢી તે રડતી રડતી બોલવા લાગી કે " ખલીફ, કે જેને હું હવે કદી ચાહનાર નથી તેની માશુક શા માટે થઇ ? અને ઇરાનનો શાહજાદો કે જેને હું મારા દિલોજાનથી ચાહું છું, તેનીજ માશુક કેમ નહિ થઇ ? અફસોસ ! મારાં નસીબપર સતવાર અફસોસ હજો ! મારાથી હવે તેના વગર કેવી રીતે રહેવાશે ? મારી એક ક્ષણ એક યુગ કરતાં લાંબી થઇ પડશે. "

બીજે દિવસે દિવાનખાનામાં સુવાની બરાબર સવડ નહિ હોવાથી તેણીને તેના ઓરડામાં લઇ ગઈ ત્યાં હકીમો તેને જોવા આવ્યા, તેમની પાછળ ખલીફ પોતે આવ્યો, હકીમોએ આપેલી સઘળી દવા

વ્યર્થ ગઇ કારણ તેઓ રોગનું મૂળ જાણતા નથી. અધુરામાં પુરૂં ખલીફ આગળ હોવાથી દુઃખ ઉલટું વધ્યું. ગઈ રાત્રે તેજ સુતી હતી, પણ જેવી ઉઠી તેવીજ શાહજાદાની ખબર લેવાને મને મોકલી છે." આ હકીકત સાંભળી મુસાભાઇએ જવાબ આપ્યો કે "મેં તેની સઘળી બીનાથી તને તો સારી રીતે વાકેફગાર કરી છે; તેથી તું જઇને તેણીને ખબર આપ કે તું જેમ તારા માશુકની ખબર માટે અધીરાઇથી રાહ જુએ છે તે કરતાં પણ બલકે વધારે અધીરાઇથી તારો માશુક તારી રાહ જોયા કરે છે. તેની સ્થિતિ પણ તારા કરતાં વધારે ખરાબ છે. વળી મહેરબાની કરીને તું તેને જરા નરમ પાડજે; સબબ કદાચ એવીને એવી હાલતમાં ખલીફા આગળ તે કંઇ પણ બોલી જશે તો આપણાં બધાંનાં ગળાં શુળી પર ચઢશે." પેલી વિશ્વાસુ દાસીએ જવાબ આપ્યો કે "હું તો ઘણી ફીકર કરૂંછું. કેમકે તેણીના એવા જુસ્સાથી આપણે સઘળાં મોતને સ્વાધીન થઇશું. મેં તો જે કંઇ મારા મનમાં હતું તે કહ્યું. પણ કંઇબી ધ્યાન આપ્યું નથી. ખોદા કરેને તારી વાત ધ્યાનમાં લે તો ઘણું સારૂં."

મુસાભાઇ તેને વિદાય કરીને આ સઘળી હકીકત કહેવા માટે તુરત પોતાના મિત્ર પાસે ચાલી નીકળ્યો. તેનો મિત્ર અફસોસ ભરેલી સ્થિતિમાં એકલો પડયો હતો તે તેને જોતાં વારજ બોલી ઉઠયો, "તારા જેવો નિમકહલાલ મિત્ર ભાગ્યેજ મલશે. મારે ઘણા મિત્ર છે તેમાં એક પણ તારા જેવો નથી. તારા અમુલ્ય ગુણોનો બદલો હું કોઈ પણ રીતે વાળી શકું તેમ નથી તોપણ તેની કીંમત હું સારી રીતે સમજું છું."

મુસાભાઇએ જણાવ્યું કે "હું તારી પાસે માગી લઉં છું કે તું વધુ ના બોલ. તારી આંખનો બચાવ કરવાને હું મારી આંખ આપવા તૈયાર છું એટલુંજ નહિ પરંતુ તારા જીવનો બચાવ કરવાને મારો જીવ આપવા પણ તૈયાર છું પણ આ વખત એકેકપર જીવ ફિદા કરવાની વાત કરવાના નથી. તારી માશુકે તારી ખબર પૂછવા માટે પોતાની વિશ્વાસુ દાસીને મારે ત્યાં મોકલી હતી. અને તે સાથે પોતાની હાલતનું બયાન કહેવડાવ્યું હતું. તારે ખાતરી રાખવી કે મેં તારા અતિ ઘણા પ્યારના જુસ્સા વિષે, અને તું તેણીને કેવી દિલોજાનથી ચાહે છે તે સિવાય બીજું કાંઈપણ કહ્યું નથી.' ત્યારબાદ પોતાની અને દાસીની વચ્ચે જે વાતચીત થઇ હતી તે સઘળી અથ ઈતિ કહી સંભળાવી.

પેલા શાહજાદાએ બધી વાત પૂર્ણ ધ્યાનથી સાંભળી જેમ જેમ વાત ચાલતી ગઇ તેમ તેના પ્યાર અને દયાની લાગણી બતાવી અને જે વાત તે સાંભળતો હતો તે પરથી ઘડીમાં ધાસ્તીના, ઘડીકમાં અદેખાઇના, ઘડીકમાં દિલાસાના, અને ઘડીકમાં દિલગીરીના વિચારો કરતો દેખાતો હતો. ટુંકામાં એક ખરો આશક પ્યારને લઇને જેવા હાવભાવ કરે તેવા તમામ હાવભાવ તે શાહજાદા કરવા લાગ્યો.

તે બંને મિત્રો વચ્ચે તે વાત લાંબો વખત ચાલી તેથી રાત્રી ઘણી વીતી ગઇ માટે શાહજાદાની પાસેજ તે સુઇ ગયો, બીજે દિવસ સવારે ઉઠીને પોતાને મુકામે ગયો ત્યારે તો પાછી અકીનદાર દાસી તેની રાહ જોતી બેઠી હતી. તેણીએ તેને સલામ કરી જણાવ્યું કે "મારી બાઇ સલામ સાથે વિનતી કરે છે કે આ રૂકો શાહજાદાને હાથોહાથ પહોંચાડવા તસ્દી લેશો." ભલો મુસો કાગળ પોતાના હાથમાં લઇ દાસીની સાથે શાહજાદાને મુકામ ગયો.

મુસાભાઇ પેલી દાસીને શાહજાદાના દિવાનખાનામાં બેસાડી પોતે તેના ઓરડામાં ગયો પોતાના મિત્રને જોતાંજ અધીરાઇ ભરેલે ચહેરે પૂછયું કે "કેમ! શા સમાચાર છે? તેણે જવાબ આપ્યો કે "તું જે સમાચારની નિરંતર રાહ જુએ છે તેજ સમાચાર છે. તું તેણીને જેવી ચાહે છે તેવોજ તે તને ચાહે છે! તેણીની દાસી તારા દિવાનખાનામાં બેઠેલી છે. ને તે અંદર આવવાને તારા હુકમની રાહ જુએ છે. તે તેણીના શેઠાણીનો એક રૂકો લાવી છે" શાહજાદો ખુશીથી બોલી ઉઠયો કે "તેણીને તુરત અંદર બોલાવો" એમ કહી તેણીને માન આપવા માટે તે તૈયાર થયો.

શાહજાદાના હુકમથી તેને અંદર બોલાવી, તેણીએ શાહજાદાને માન આપી નમન કર્યું, શાહજાદાએ પણ મોટા આદરમાનથી તેનો સત્કાર કરી આસન આપ્યું. પછી દાસી બોલી કે "મારા નામવર શાહજાદા મેં તમને બોટમાં મૂકયા પછી તમારે માથે શી શી આફત આવી, તે તમારો ચહેરોજ કહી

આપે છે ? હું ધારૂં છું કે મારી બાઇએ મોકલેલો આ રૂક્કો જડીબુટ્ટીની માફક તમારા સઘળા મહાન રોગોનો નાશ કરશે.’ શાહજાદાએ ઘણાજ ઉપકાર સાથે તે રૂક્કાને ઝાલી લીધો. પછી તેનાપર ઘણા બોસા દઇને છાતી સરસો ચાંપીને તે વાંચ્યો.

શમ્સલનીહારે ઇગનના શાહજાદા અબદુલહુસેનને લખેલો રૂક્કો:—મારા પ્યારા માશુક હું તને ખાત્રી
“ પૂર્વક જણાવું છું કે મારો આ રૂક્કો બેભાન સ્થિતિમાં પ્યારના જુસ્સાએ ચિતરી કાઢ્યો છે તેથી
“ મૂર્ખતા સંબંધે તને ઘણુંજ હસવું આવશે, તોપણ તેથી મને તો આનંદ થશે. આ રૂક્કો તો માત્ર
“ નામિનલજ છે. બાકી મારી ખરી સ્થિતિ તો આ રૂક્કો લાવનાર આશામીજ કહેશે. જ્યારથી તમે
“ મારી નજર આગળથી દૂર થયા છો ત્યારથી મારી સ્થિતિનું પણ મને ભાન નથી, જો કંઇ પણ ભાન
“ હોય તો તે એટલુંજ કે હૃદયમાં તમારૂંજ રમણ, નેત્રમાં તમારાજ સ્વરૂપની છબી, કાનમાં તમારાં
“ મધુર ગાયનોના ભણકારા, મગજમાં તમારા મેલાપનાજ વિચારો, મુખમાં તમારીજ વાર્તા, ચામડીમાં
“ તમારા સ્પર્શથી થયેલી ચમત્કારી અસર, ગાલપર તમારા પ્યાર ભરેલા બોસાનો ગરમાવો અને ચિત્તમાં
“ તમારૂંજ ચિંતવન રહેલું છે. તમારા વિયોગ પછી જો તમારો મેલાપ કરવાની કંઇ પણ ચીજ હોય
“ તો તે આ રૂક્કોજ છે. તેથી આપણો નેત્ર મેલાપતો નહિજ થાય, પરંતુ દસ્કતથી વાતચિત થશે.
“ અને તેજ ગનીમત છે, એમ સમયાનુસાર માની લઇ આનંદ પામીશ.

“ કહેવત છે કે ‘ દુઃખનો ઇલાજ ધીરજ છે.’ પરંતુ મારા દુઃખે તો પોતામાં વધારો કરી તે
“ કહેવતને જુઠી ઠરાવી છે. તમારાં સુંદર અને મોહક સ્વરૂપનો ચિતાર મારા જીગરમાં કોતરાઇ ગયો છે,
“ તેથી મારાં નેત્ર તમારો સુંદર ચહેરો, જોવાને અધીરાં થઇ રહ્યાં છે. અને જ્યાં સુધી તમારી પ્યારી
“ મૂર્તિનાં દર્શન થશે નહિ ત્યાં સુધી અભાગીઆં નેત્ર ચકોર માફક તમારા રાહ જોતાં તણાશે. હું ત-
“ મારી પાસ મહેરબાની માગતાં પૂછું છું કે શું ? તમો પણ એજ માફક અધીન બન્યા છો ? હા ! તમારી
“ સુંદર આંખો મારે માટે તણાય છે, તે જાણવા છતાં હું આવો મૂર્ખાઇ ભરેલો પ્રશ્ન કેમ કરૂં છું ? આ
“ જીગમાં તમારા મેળાપ સમાન બીજું એક પણ સુખ નથી પણ તે મેળાપ ક્યારે અને ક્યાં થશે
“ તેજ વિચારમાં હું ભ્રમિત થઈ છું. જે વિચારો મારી કલમ ચિતરે છે, અને જે વિચારો જણાવ્યાથી
“ મને બેહદ સંતોષ ઉપજે છે તે વિચારો, મારા પ્યારા શાહજાદા મારા હૈડાનાં ઉંડાણમાં ઉંડા તળીએથી
“ નીકળ્યા છે કે જ્યાં તમોએ એક એવો ઉંડો મહોબતનો ઘા કીધો છે કે જે ઘા તમારા ગેરહાજરામાં
“ ઘણો દુઃખદાયક થઇ પડ્યો છે. તોપણ તે ઘા માટે હું હજારો હજાર શુક્રાના કરૂં છું. જો તમારી
“ મુલાકાત કરવાની મને છૂટ હતે તો એવા હજારો ઘાની હું એક રજ બાર બી દરકાર કરતે નહિ.
“ ત્યારે તો હું તમારા મુલાકાતથી મજાહ બેગરને અને મારૂં તમામ દુઃખ ભૂલી જતે.

“ કદી પણ એવું ધારશો નહિ કે જે હું મારા મનમાં છે તેથી હું વધારે લખું છું. અફસોસ !
“ જે જે બોલો હું શોધું છું તે ઘણા ઠંડા માલમ પડે છે. અને ગમે તેવી સમયસૂચકતા વાપરૂં છું
“ તોપણ મને એવું લાગે છે કે હું લખું છું તેથી સોગણું વધારે વિચારૂં છું મારી ચશ્મ દીવાનાની
“ માફક આમ તેમ ભટક્યા કરે છે. અને તમારી રાહ જોઇ આંસુઓ ટપકાવે છે. મારૂં દુઃખી હૈડું તો
“ બસ તમનેજ માગે છે. હું અહોનિશ તમારાજ વિચાર કરૂં છું અને દર વખતે મારી છાતી ભરાઇ
“ આવે છે. તમારી તરફ જે પ્યાર છે તે તમારી સુરતના મારા ચશ્મને દેખાવ આપે છે. હું આસ-
“ માન તરફ જોઇને મારાં અભાગીઆં નસીબપર ફરીઆદ ઉઠાવું છું. તમો જોશો કે મારાં આંસુએ આ
“ રૂક્કાને ધોયો છે,”

‘ જેને હું મારા અંતઃકરણથી ચાહું છું તેને મળવાની જો કે મને આશા નથી, તોપણ તે હું
“ ચાહુંછું, એ વિચારથી શું હું સુખી નથી ? આ ધાસ્તી ભરેલો વિચાર મને એટલો તો દુઃખી કરે છે
“ કે, જો તમારો મારાપર બેહદ પ્યાર છે એવી ખબર મને નહિ હોત, તો મેં આ દુઃખી દેહને તરત-
“ જ રૂક્ષદ આપી દીધી હોત. પણ આ મધુર વિચાર મારાં સઘળાં દુઃખોને બાજુએ મૂકે છે. અને મારી
“ જીંદગી બચાવી રાખે છે. મારા પ્યારા તારા રૂક્કાને હું હજારો વખત વાંચીશ, મારી છાતી સાથે પ્રે-

“ મથી સજ્જડ દબાવીશ તેને હજારો બોસા કરીશ. અને મારા પ્રાણ કરતાં પણ વધારે કીમતી ગણી
“ સાચવી રાખીશ. તેથી મારાં તમામ દુઃખો કંઇક નરમ પડશે. હું ખુદા પાસે એટલી જ અરજ કરૂં
“ છુ કે આપણે કોઇ પણ જાતની દહેશત વિના એક બીજાને મલીએ, અને આપણી પાક મહોબત
“ હમેશાં કાયમ જ રહે, સલામ, મારા વહાલા તને હજાર દફે સલામ. એ બન્ને યારને મારી સ-
“ લામ કહેજે. ”

ઇરાનનો શાહજાદો આ પ્રેમી પત્ર વારંવાર વાંચતો ગયો, તેમાના દરેક બોલો હૃદય પર સુંદર કોતરણીથી કોતરી લીધા. વાંચતાં કોઇક વખત હાથ મારતો, કોઇક વખત આંસુઓ પાડતો, અને કોઇક વખત ખુશીમાં આવી જઇ હર્ષના પોકાર પાડતો, ટુંકામાં પોતાની પ્યારીના મુબારક હસ્તના અક્ષરોપરથી તેને પોતાની ચશ્મ ખસેડવી ગમતી નહિ. તે જેવો ચોથી વખત વાંચવા જતો હતો તેવોજ તેનો મિત્ર બોલી ઉઠયો કે “ આ દાસીને ખોટી કરવી ન જોઇએ માટે તમોએ જવાબ આપવાનો વિચાર કરવો. ” શાહજાદો બોલ્યો કે “ અફસોસ ! આ પ્રેમી રૂક્કાનો જવાબ આપવાની તાકાદ અત્યારે મારામાં નથી, કારણ કે મારી સ્થિતિ ઘણી જ તરેહવાર છે. જ્યાં સુધી મારા મગજપરના લેખો મારા હૈડાને બેફામ કરે છે ત્યાં સુધી કલમ લઇને શું કરૂં ! ” તેના મિત્રે જવાબ આપ્યો કે “ આ દાસીને ખોટી કરવામાં નુકસાન તમને જ છે માટે કંઇક વિચાર કરી યોગ્ય જવાબ તાકીદે આપો. ” આથી લાચારી સાથે તેણે ખડીઓ કલમ તથા કાગળ લઇ નીચે પ્રમાણે રૂક્કો લખી પોતાના મિત્રને વાંચી જોવા આપ્યો.

### ઇરાનના શાહજાદાએ પોતાની માશુકને આપેલો જવાબ.

“ જ્યારે તારો રૂક્કો આવ્યો ત્યારે હું દિલગીરોના ઉંડા દરીઆવમા ગર્ક થઇ ગયો હતો, પરંતુ
“ તારાજ રૂક્કાએ મને દુખદરિઆમાં ડુબતો બચાવી લીધો છે. અને જે રોશની મેં મારા પ્યારાને મારાં
“ હૈયાના પગ આગળ પડતી જોઇ ગુમાવી હતી તેનાથી બમણી રોશની તારા પ્યારા રૂક્કાએ મને બ-
“ ક્ષીસ કરી છે. તારા ગાલ જેમ મારા બોસાથી હજુ ગરમ છે તેમ તારા બોસ્નાથી મારા અધરપર
“ પડેલા બોસા આતશ માફક ગરમી આપે છે. મારા પ્યારી ! તારા પ્યારા બોસાની ગરમી કેમે કરી
“ જાય તેવી નથી. તારા રૂક્કાએ મારા આખા બદનને અજાયબ જેવી શક્તિ આપી છે. તું મને કેટલી
“ ચાહે છે, મારે વાસ્તે તું કેટલું ખમે છે, અને તારે વાસ્તે હું કેટલું ખમું છું તેનો તું કદર જાણે છે
“ એમ તારા રૂક્કામાં પ્યારાં વચનો સ્પષ્ટ બતાવ આપે છે, તેથી મારાં દુઃખો ઉપર મલમપટા તરીકે તે
“ વપરાય છે તારો રૂક્કો મને એક તરફથી આંસુ ટપકાવે છે જ્યારે બાજી તરફથી કોઇ નવીન જાતની
“ અજાયબી ભરેલી શક્તિ આપે છે. તારા વિયોગ પછી મને એક પળ પણ ચેન પડતું નથી. મારી
“ પ્યારી માશુક તારા વિયોગથી મારા જીવન વાચા થઇ હોય તો તે ફક્ત તારાજ રૂક્કાને લીધે ટુંકમાં
“ તારા પ્રેમ ભર્યા રૂક્કાને હજારો દફે છાતી સરસો દબાવી બોસા દઇશ. મારા જીગરમાં તારા પ્યારનો જે
“ ભભુકો રહેલે છે તેનાંજ બળી જળીને ખાખ થવામાં અહોભાગ્ય સમજુ છુ. હું જાણું છુ કે તે ભ-
“ ભુકો મને મારી નાખશે, તોપણ તે બાબે ફરિઆદ ન કરતા ઉષ્ણકાળના શિતળ જળના માફક સુ-
“ ખરૂપ માની લઇશ. મારી પ્યારી માશુક તને આ પત્રને બદલે હું પોતે આવ્યો હોત તો મને કેટલી
“ ખુશી થાત ? મારી પ્યારી ! મારાં ગરમ વરસતાં આસુઓ મને વધારે લખવા દેતાં નથી વાસ્તે પ્યારી !
“ છેલ્લી સલામ. ”

પેલા જેહા લીટી વાંચતાં વાંચતાં મુસાભાઇની આંખોમાં પણ ઝળઝળીઆં આવી ગયાં. તેનાથી વધારે બોલી શકાયું નહિ. ફક્ત એટલુંજ બોલ્યો કે “ પત્રનો જવાબ બરાબર છે. ” શાહજાદાએ કાગળ બંધ કરી, પોતાના નામની મહોર છાપ બરાબર કરી વિશ્વાસુ દાસીને આપ્યો. દાસી નમન કરી રજા લઇ ચાલતી થઇ તેની સાથે મુસાભાઇ પણ રજા લઇને ગયો.

હવે મુસાભાઇ પોતાને મકાને પહોંચ્યાપછી પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો. તેને આલમ

પડયું કે " ઇરાનના શાહજાદા અને શમ્સલનીહાર વચ્ચેનો વહેવાર ઘણોજ મૂર્ખાઇ ભરેલો છે. અને તેથી આ વાત વધારે વખત છુપી રહે તેમ નથી " એક બાહોશ માણસની માફક તે આવા ભય ભરેલા સંદેશાના છુપા પત્રોપર વિચાર કરવા લાગ્યો. તે પોતાના મન સાથે બોલવા લાગ્યો કે " જો કદાચ શમ્સલનીહાર એક સાધારણ કુટુંબની બાનુ હોત તો હું તેણીને અને શાહજાદાને સુખી કરવાને મારાથી બનતી કોશિશ કરત, પણ તેતો ખલિફની માશુક છે, વળી ખલિફ તેને પોતાનો પ્રાણ સમજે છે, અને તેને પૂજે છે, વળી દરેક ચીજ તેને માટે રિદા કરે છે, માટે જે માણસ તેણીનો પ્યાર બીજી તરફ લઇ જાય તે માણસ તો જીવવાની આશા વગરનો હોવો જોઇએ, ખલીફના ગુસ્સાના પહેલા પરિણામનું ફળ તો શમ્સલનીહારને મળશે, બીજું શાહજાદાને ચખાડશે, અને પછી મારો વારો આવશે મારે તો મારી આબરૂ મારૂં કુટુંબ અને મિલકત સાચવવાનાં છે, તેથી મારે તો અત્યારથીજ આ ભયંકર પ્રેમથી જુદા પડવું જોઇએ "

આ વિચારોમાંને વિચારોમાંજ તેણે આખો દહાડો ને બાકીની રાત ગુજારી. બીજે દિવસે સવારે શાહજાદા પાસે તેના પ્યારનો જુસ્સો નરમ પાડવાના ઇરાદે ગયો. તેની દીધેલી સઘળી શિખામણ નકામી થઇ હતી તેથા હવે નવેસરથી શિખામણ દેવાનું ચાલું કર્યું. તેણે પોતાના મિત્રને કહ્યું કે " મારા વહાલા મિત્ર આ મારા છેલ્લા બોલ તને ધ્યાન પૂર્વક સાંભળવા માટે તથા મનન કરવા માટે આજીજી કરૂં છું. હું ખુદાના કસમ ખાઇને કહું છું કે જો તારે તારા જીવની લગાર પણ દરકાર હોય તો તું તારી માશુકપરનો પ્યાર કાઢી નાખ, કારણકે તે માશુક તો નામવર ખલિફની છે માટે ખબર પડતાં જ તને શુળીએ ચઢાવશે. વળી તારી માશુકની પણ તેજ સ્થિતિ થશે અને મારી પણ તેજ દશા આવશે. તમે હજારો પ્રયત્ન કરશો તોપણ તે તમને મલવાની નથી કારણ કે ખલીફાની સખત દેખરેખ છે. જો કોઇ સાધારણ બાનુ હોત તો હું ખચીત મદદ કરત, આતો વગર કારણે ને વગર મોતે મરવાનું છે, "

શાહજાદો પોતાના મિત્રનો ગભરાટ કળી ગયો હતો તેથી તેણે શાન્તીથી જવાબ આપ્યો કે " મારા વહાલા મિત્ર ! જે માશુક પોતાના આશકને કોઇ પણ જાતની પરવા રાખ્યા સિવાય નિડરપણે ચાહે છે, તે માશુકને તેનો આશક બીકનો માર્યો તજી દે તો તે કેવો નાદાન ગણાય? હું કે ખુશરૂ અને જમશેદના વંશમાંથી ઉતરી આવેલો પુરૂષ એક સ્ત્રીના કરતાં ભીરૂ બની મારા જીવનો બચાવ કેમ કરી શકું? આવા નપુંસકપણાથી બાપદાદાની આબરૂને બટો લાગે નહી ! તેમ કદી નહી બને હું તેના પ્યારની ખાતર ઘોરમાં દટાવાને પણ તૈયાર છું ! "

મુસાભાઇએ જોયું કે શાહજાદો તો કોઇપણ રીતે સમજે તેમ નથી, ત્યારે ગુસ્સે થઇ પોતાને ઘેર ચાલ્યો આવ્યો. રસ્તામાં તેને હજારો વિચાર થતા હતા. હવે શું કરવું તેથી ગડમથલ કરતાં મુકામે આવ્યો. તો તેનો એક મિત્ર તેની રાહ જોતો બેઠો હતો આ મિત્ર ઝવેરી હતો ઝવેરી મુસાભાઇને ત્યાં જ્યારે જ્યારે આવતો ત્યારે ત્યારે પેલી દાસીને ઘણું ખરૂં જોતો, વળી ઇરાનના શાહજાદાને ત્યાં પોતાનો મિત્ર હરહમેશ જાય છે તે પણ તેની ધ્યાનમાં હતું. તેમજ શાહજાદાના ઓચિંતા મંદવાડની વાત પણ તેના કાને આવી હતી, અધુરામાં પુરૂં આજે મુસાભાઇનો ચેહરો પણ વિચિત્ર રીતે ચિંતાગ્રસ્ત હતો, આ બધાં કારણોપરથી ઝવેરીએ પૂછ્યું " કેમ સાહેબ ! શી ચિંતામાં છો ? પેલી દાસી વારેઘડીએ અહીં કેમ આવે છે ? શાહાજાદાને એવો તે કયો રોગ છે કે હકીમોની ટેકી લગાર પણ લાગતી નથી ? " એ બધા સવાલોથી મુસાભાઇ પ્રથમ તો જરા વિચારમાં પડયા, પરંતુ પાછળથી હિંમત રાખી બોલ્યો. " કંઇ નહિ, તે દાસી તો નજીવા કારણસર આવે છે, " આ જવાબથી ઝવેરીને સંતોષ થયો નહિ. " વારૂ તે તો ઠીક પણ તમે શા વિચારમાં ડુબી ગયા છો ? જો તમને હરકત ન હોય તો કહેશો હું તમને બનતી સલાહ તથા મદદ આપીશ. " મુસાભાઇએ જણાવ્યું કે પ્યારા મિત્ર, મને તારો પૂર્ણ ભરૂસો છે. પણ આ બીના એવી છે કે જો ખુલ્લી પડે તો ત્રણ ચાર માણસને શુળીએ ચઢવું પડે. તેમાં મારી પણ ગણતરી થાય તેમ છે. માટે ખુદાની ખાતર તું કહેતો ના, " તેમ કહી શમ્સલનીહાર તથા શાહાજાદાના પ્રેમની અથઇતિ બીના કહી સંભળાવી. પછી મોટા અફસોસ સાથે બોલ્યો કે દરબારમાં મોટા

ઉમરાવોમાં, શાહજાદીઓમાં અને આખા શહેરમાં મારી કેવી આબરૂ છે; તે તારા જાણવામાં તો છે. હવે કદાચ આ કિસ્સો તે લોકોના જાણવામાં આવ્યો તો પછી મારી શી આબરૂ રહેશે? આ વિચારજ મારૂં જીગર ફાડી નાખે છે, પણ મેં તો એવો ઠરાવ કીધો કે, મારે જલદીથી છૂટા થઇ આ શહેરમાંથી ચાલ્યા જવું, અને આ તોફાન સમાપ્ત થયા પછીજ મારે અત્રે પગ દેવો. શાહજાદાની અને શામ્સલનીહાર વચ્ચેની મહોબત એટલી તો સચોટ છે કે તે બિચારાંની શી દશા થશે? કોણ જાણે તેમનાપર શી શી આફતો આવી પડશે! હું ખુદા પાસે દુવા માગું છું કે તેઓ પોતાની ભૂલ સુધારે ને સલામત રહે; પણ જો તેમનાં કમબખ્ત અને અભાગીઆ નસીબથી આ વાત ખલીફના કાને આવશે તો મારી ખાતરી છે કે હું કદી પણ તેના ક્રોધમાંથી બચી શકવાનો નથી. મારા જેવા બીનગુનેગાર આણસને તે શાહજાદો તથા તેની માશુક ફસાવે તેમ મને લાગતું નથી. તેમ છતાં તેમ કરે તો તેમના જેવાં નિમકહરામ કોઇ નહિ મેં તેમના વાસ્તે ઘણીવાર મારા જીવને જોખમમાં નાંખ્યો છે. વળી શાહજાદો પણ મારી સાથે આવશે અગર બહાર ગામ જશે તો તેના પ્યારનો જુસ્સો નરમ પડશે."

આ વાત સાંભળીને પેલો ઝવેરી તો ઘણોજ અજાયબ થયો તેણે કહ્યું કે "આ બીના ઘણીજ બારીક છે. ખલીફની માશુક શમ્સલનીહાર અને ઇરાનના શાહજાદા વચ્ચે પ્યારની ગાંઠ ઘણીજ મજબુત પડી ગઇ છે. એકદમ આટલો બધો પ્યાર શાથી થયો તે વિષે કંઇ પણ ધ્યાનમાં આવતું નથી. મારા વિચાર પ્રમાણે તો તેઓ ગમે તેટલા પ્યારમાં ફસાઇ ગયાં હોય, અને તેથી તેઓનાં દિલ ગમે તેટલાં અકળાતાં હોય તોપણ તેમણે સમયને અનુસરીને ચાલવું જોઇએ. જો તેઓ હિંમત પકડી પોતાનો પ્યાર દબાવી દેશે. તોજ તેઓના જીવનો બચાવ કરી શકશે. તેઓ પોતાના પ્યારના જુસ્સાને દાબમાં રાખી કામ લેશેતોજ તમનું બહેતર થશે.

તમો ડહાપણવાળા અને અક્કલમંદ છો તેથી હું તમારા ઠરાવને પસંદ કરૂં છું. જે કમબખ્ત જાળના ફાંસામાં તમે ફસાઇ પડ્યા છો, તેમાંથી છટકી જવાનો સરસ ઉપાય તો મને પણ એજ લાગે છે કે તમે આ શેહેર છોડી જલદીથી ચાલ્યા જાઓ. વધારે વખત રહેવામાં હવે માલ નથી. દેવતા ધુંધવાઇ રહ્યાને ઘણો વખત થયો છે, માટે થોડા વખતમાં ભડકાની જવાળા દેખાવ દેશે" આ પ્રમાણે વાતચીત થયા બાદ ઝવેરી રજા માગીને ઘેર જવા નીકળ્યો પરંતુ મુસાબાઇએ તેને રોકીને સોગન આપ્યા કે "તમારે આ વાત સંબંધી એક અક્ષર પણ કોઇને કહેવો નહિ." ઝવેરીએ તે કબુલ કર્યું પછી ઘેર ગયો.

બે દિવસ પછી ઝવેરીએ પોતાના મિત્રની ખબર કાઢી તો તેની દુકાને તાળું જણાયું, તેથી તેની ખાતરી થઇ કે મારો મિત્ર બહાર ગામ ચાલ્યો ગયો હશે. તોપણ વધુ ખાતરી માટે પાડોશીને પુછ્યું કે "મુસાબાઇની દુકાન બંધ કેમ છે; તેઓ કયાં ગયા છે?" પાડોશીએ જવાબ આપ્યો કે "ગઇ કાલના તેઓ બહારગામ ગયા છે. કયે ગામ ગયા છે તેની અમને ખબર નથી. પરંતુ તેઓ વેપાર અર્થે પરદેશ ગયા હોય તેમ જણાય છે. આથી ઝવેરીને પુરેપુરી ખાતરી પડી, હવે તેના મનમાં ઇરાનના શાહજાદા માટે ઘણી લાગણી થઇ આવી, તે મન સાથે બોલ્યો કે "ઓ વિશ્વાસુ અને દુ:ખી શાહજાદા! જ્યારે તને તારા વિશ્વાસુ મિત્રની ખબર મળશે, ત્યારે તારી શી દશા થશે? હવે તું શમ્સલનીહાર સાથે કેવી રીતે વહેવાર ચલાવીશ? મારી ખાતરી છે કે આ દુ:ખે તું તારો પ્રાણ તજી દઇશ, મને તારી ઘણીજ દયા આવે છે, માટે જ્યારે તારો વિશ્વાસુ પણ બીકણ મિત્ર તને છોડી ચાલ્યો ગયો છે ત્યારે હું તને તેને બદલે આવી મળી પૂર્ણ સંતોષ પમાડીશ."

આ પ્રમાણે વિચાર કરીને તરતજ ઇરાનના શાહજાદાને મકાને જવા તૈયાર થયો. જો કે તેણે એકજ વખત તે શાહજાદાને થોડાંક મોતી આપ્યાં હતાં, તે સિવાય બીજું કંઇ પણ ઓળખાણ ન હતું તોપણ તે તેના ઘર તરફ ગયો. ત્યાં જઇ તેણે એક નોકર સાથે કહાવ્યું કે "કંઇ અગત્યના કામ સારૂ એક ગૃહસ્થ મળવા માગે છે." ચાકરે તુરતજ પોતાના શેઠને ખબર આપી તેથી ઝવેરીને અંદર બોલાવવામાં આવ્યો. શાહજાદો તેને માન આપવા માટે ઉભો થયો, અને પોતાની પાસે આગ્રહથી બેસા-

કર્યો. ત્યાર બાદ શાહજાદાએ ઘણીજ સભ્યતાથી પૂછ્યું કે "ઘણા દિવસે આપનું પધારવું થયું છે તેથી મને અત્યાનંદ થાય છે. આપ કયા અગત્યના કામસર પધાર્યા છો, તે કહેવાને મહેરબાની થશે, એટલે હું તરત તે કામ બજાવી લાવીશ." પેલા ઝવેરીએ ઉત્તર આપ્યો કે "જો કે મારે અને તમારે જુજ પરિચય છે, તો પણ કંઇક અગત્યના સમાચાર કહેવા હું તમારા મકાનપર આવ્યો છું. હું આશા રાખું છું કે મારી નેક મતલબને વાસ્તે જે હું કહું છું તે માફ કરશો."

તે બોલ્યો કે "મારે અને મુસાભાઇને ઘણા લાંબા વખતથી ગાઢ પરિચય છે પ્રથમ કેટલાંક વરસ સુધી અમે ભેગો વેપાર કરતા હતા, તે વખતથી અમારી અને તેની વચ્ચે મજબુત નાતો થયો છે. તમો પણ તેના ખાસ મિત્ર છો તે હું જાણું છું તમારે માટે તેણે કેટલીક વખત તો પોતાના જીવને પણ જોખમમાં નાંખ્યો છે આ સઘળી વાત મેં તેના પાસેથીજ જાણી લીધી છે. તે પોતાની છાનામાં છાની વાત પણ મને કહેતો હતો અને હજુ પણ કહે છે. આજે હું તેની દુકાને ગયો હતો ત્યારે તેની દુકાન બંધ દીઠી તેથી તેનાં પાડોશીને પૂછતાં જણાયું કે તેઓ કંઇ અગત્યના કામસર બહાર ગામ ગયા છે. પોતાના કુટુંબને પણ લઇ ગયા. આટલી વાતથી મને પૂર્ણ સંતોષ થયો નહિ. તેથી હું તમને તેના એકાએક જવાનું કારણ પૂછુંછું તો મહેરબાની કરીને કહો."

ઝવેરીને મોઢેથી પોતાના મિત્રની વાત સાંભળીને તુરતજ તેના મોંઢાનો રંગ છેક ફીકો પડી ગયો. અને દિવાનાની માફક આમતેમ જોવા લાગ્યો. એનો આખો ચહેરો જોતાં ગમે તેવાને જણાઈ આવે કે બેભાન સ્થિતિમાં છે. શાહજાદો બોલ્યો કે "આ વાતથી હું ઘણોજ અજાયબ થયો છું; આથી વધારે કમબખ્તી કેવી હશે તે હું સમજતો નથી." આંખમાંથી આંસુની ધારા ચોતરફ વહેવા લાગી. રડતાં રડતાં બોલ્યો કે "અરે! મારા પ્યારા મિત્ર તું મને છોડી ગયો, આવા સખત ઘા પછી મારાથી જીવાશેજ કેમ! આ તે સાચું છે કે સ્વપ્ન છે તેનું મને ભાન નથી. મારા વિશ્વાસના પાત્ર અને દિલાસાના ધામ! તું કેમ બોલતો નથી?" તેના મનમાં અનેક તરંગો થવા લાગ્યા. છેવટે તેણે પોતાના એક નોકરને ખબર કહાડવા તેને ઘેર મોકલ્યો. ઝવેરીની ખાતરી થઈ કે શાહજાદો અને મુસાભાઈ એકએકને ઘણા ચાહે છે તેમજ શાહજાદાનો બધો આધાર તેનાપરજ છે.

પેલા નોકરના ગયા પછી ઝવેરીએ જુદી જુદી બાબતો પર અનેક વાતો ચલાવી, પરંતુ તે શાહજાદો તો ગમગીન થઇ ગયેલો હોવાથી કંઇ પણ ધ્યાન આપતો નહતો. તેટલામાં પેલો નોકર પાછો આવ્યો તેને જોતાંજ શાહજાદો ઘણીજ અધીરાઇથી ખબર પૂછી તેથી નોકર બોલ્યો કે "મેં તેના ઘરના જુના નોકર સાથે વાતચિત કરી તેથી જણાય છે કે તેઓ બાલાસોર ગયા છે. અગત્યનું કામ હોવાથી પોતાના કુટુંબને પણ સાથેજ લઇ ગયો છે. વળી ત્યાં કેટલીક મુદત રહેવું થશે. જ્યારે હું પાછો આવતો હતો, ત્યારે મને એક સુંદર કપડાં પહેરેલી દાસી મળી તેણીએ મને પૂછ્યું કે "તું ઇરાનના શાહજાદાનો નોકર છે?" મેં હા કહી. ત્યારે તેણીએ કહ્યું કે "મારે તારા શેઠને અગત્યના કામસર મલવું છે." તેથી તે દાસીને હું મારી સાથે લાવ્યો છું. તે પાછલા ઓરડામાં બેઠેલી છે, અને તેની પાસે એક રૂકકો છે." પેલા શાહજાદાએ તુરત તેને અંદર બોલાવી. પેલો ઝવેરી પણ ત્યાંજ બેઠો હતો. તે દરમ્યાન દાસીએ આવીને ઘણીજ નમનતાઇથી સલામ કીધી. આ દાસીને પેલા ઝવેરીએ તુરતજ ઓળખી કાઢી કારણ કે મુસાભાઇને ત્યાં આ દાસી ઘણી વખતે આવતી જતી જોવામાં આવી હતી. ઝવેરીએ ત્યાંથી ઉઠી પાસેના ઓરડામાં બેસવા રજા માગી.

ઝવેરીના ગયા બાદ પેલી દાસીએ રૂકકો શાહજાદાના હાથમાં આપ્યો અને કેટલીક વાતચિત કરી રજા લઇ ચાલતી થઇ. ત્યાર બાદ ઝવેરી આવ્યો. હવે ઝવેરીની ખાતરી થઇ કે "મુસાભાઇનું કહેવું અક્ષરે અક્ષર સત્ય છે." કારણ કે આ દાસીના આવવાથી શાહજાદામાં કંઇક વિચિત્ર પ્રકારનો ફેરફાર થઇ ગયો. તેની આંખો ચળકવા લાગી. આખો ચહેરો પ્રફુલ્લિત થયો. અને જાણે શરીરમાં નવીન લોહી રેડયું હોય તેમ જણાયો.

ઝવેરીએ ધીમે ધીમે હસતાં હસતાં જણાવ્યું કે " શાહજાદા ! મારે કહેવું જોઈએ કે " ખલીફના મહેલ સાથે તારો નિકટનો સંબંધ છે. " શાહજાદો આથી ઘણો ચમક્યો અને ધાસ્તી ખાઇ ગયો તે બોલ્યો કે " મારે નિકટનો સંબંધ છે તે તેં કેમ જાણ્યું ? " ઝવેરીએ ઉત્તર આપ્યો કે " પેલી દાસી આવી ગઇ તે પરથી " શાહજાદાએ પુછ્યું કે " એ દાસીને તું ઓળખે છે ? " જવાબ મળ્યો કે " ખલીફની માનીતિ માશુક શમ્સલનીહારની વિશ્વાસુ દાસી તે છે. હું તે દાસીને તથા તેણીની શેઠાણીને સારી રીતે ઓળખું છું, કારણ કે તેઓ ઝવેર ખરીદવા મારે ત્યાં ઘણી વખત આવે છે. વળી હું એટલું પણ કહું છું કે આ દાસીથી શમ્સલનીહાર કંઈ પણ છાનું રાખતી નથી. આ દાસી ઘણીક વખતે તમારા તરફ આવે છે, તેથી મને ફિકર થાય છે અને શક જાય છે કે તમારી પાસે તેણીની શેઠાણીના અગત્યના કામસર આવતી હશે. "

ઝવેરીનાં આ વચનથી શાહજાદો ઘણો ગભરાયો. તે પ્રથમ તો ગભરાયો પણ થોડી વાર પછી બોલ્યો કે " તમારી વાત પરથી સાફ જણાય છે કે તમો જેટલું જાણોછો તેથી ઘણુંજ ઓછું મને જણાવો છો, માટે જ્યાં સુધી તમામ બીના મને કહેશો નહિ ત્યાં સુધી એક પળવાર પણ મને ચેન પડશે નહિ; તેટલા વાસ્તે તમારી પાસે માગી લઉં છું. કે મારાથી એક બોલ પણ છુપાવ્યા વગર સાચે સાચું કહી દો. "

આપણા ઝવેરીને તો " જોઇતું હતું અને વૈદે કહ્યું " તે માફક બન્યું તેથી મુસાભાઇ અને પોતાની વચ્ચે જે કંઇ વાતચિત થઈ હતી તે બધી અક્ષરે અક્ષર કહી દીધી. પછી તેણે કહ્યું કે " તમારા પ્યારા મિત્ર મુસાભાઇને ખલીફનો ઘણો ડર લાગ્યો માટે પોતાની મતલબથી મને એકલાને વાકેફ કરી પોતે બાલાસોર તરફ કુચ કરી ગયો છે. અને આ સઘળું તોફાની વાદળ શાન્ત થયા પછીજ પોતે આ શહેરમાં પગ મૂકશે, ત્યાં સુધી બહાર ફર્યાજ કરશે. તમને આવી દુઃખદ સ્થિતિમાં મૂકીને તેણે જવાની હિંમત પકડી તે જાણી મને ઘણી અજાયબી લાગે છે. તમારી વાત સાંભળી મને ઘણીજ દયા આવી તેથી મારાથી બની શકે તેટલી મદદ કરવા માટે હું આવ્યો છું, માટે જો તમે કબુલ કરો તો હું પણ મુસાભાઇની માફક નિમકહલાલ ઇમાનદાર રહીશ. વળી હું તેના કરતાં વધારે હિંમતવાન તથા જોરાવર હોવાથી વધારે ઉપયોગી થઇ પડીશ. હું તમારી ખાતર મારી જીંદગી તથા આબરૂનો ભોગ આપીશ. તેમ છતાં જો તમને મારા બોલપર વિશ્વાસ આવતો ન હોય તો આપણા પવિત્ર ધર્મપુસ્તકના સોગન ખાઇ કહું છું કે આપણી છુપી વાત કોઇને પણ જાહેર કરીશ નહી. ખાતરી રાખ. ઓ નેક શાહજાદા ! જે દોસ્ત તેં ગુમાવ્યો છે તેના જેવોજ બલકે તે કરતાં વધારે હીંમતવાન હું તને મળ્યો છું. "

આ વચનોથી શાહજાદાના શરીરમાં નવું લોહી રેડાયું, તેના શરીરમાં ઘણું કૌવત આવ્યું અને તેથી તેની આંખો ફરકવા લાગી. તે બોલ્યો કે " મને જે કંઇ ખોટ પડી હતી તે તેં પુરી કરી આપી તેથી હું ઘણોજ ખુશી થયો છું. તારી મહેરબાનીનો કયા શબ્દોમાં ઉત્તર વાળું તે પણ સમજી શકતો નથી, તારા ઉદારતાનો બદલો ખુદા વાળી આપે એવું હું ચ્હાઉં છું, તું મને જે કંઇ કહે છે તે સઘળું હું મારા અંતઃકરણથી કબુલ કરું છું. " થોડીવાર પછી પાછો તરતજ બોલ્યો કે " પેલી દાસી મને શું કહેવા આવી તે તું જાણે છે ? તેણે જણાવ્યું કે " મુસાભાઇને પરદેશ જવા માટે ઝવેરીએ કહ્યું. " આ તેણીના શબ્દો મને પ્રથમ તો ખરા લાગ્યા, પણ હવે તો મારી પાકી ખાતરી થઇ છે કે તે પોતાની ધારણામાં નક્કી ઠગાઈ છે. " ઝવેરીએ જણાવ્યું કે " શાહજાદા ! મુસાભાઇને વાસ્તે જે મેં કહ્યું તે ચોકસ ખાતરી પૂર્વક છે. મારે જણાવવું જોઇએ તેણે મને બાલાસોર જવાનું કહ્યું, ત્યારે મેં તેને ના પાડી નહિ, પણ કહ્યું કે તારો ઠરાવ વ્યાજબી છે; પણ તેથી તમો મારી ઉપર વીશ્વાસ મૂકતાં ગભરાશો નહિ. મારાથી બનશે તેટલી ખંતથી હું તમારી નીમકહલાલીથી ચાકરી કરીશ. અગર જો તમોને મારી ચાકરી નહી જોઇતી હોય, તોપણ મેં જે સોગન ખાધા છે તેમાં ફરી જઇને તમારી છુપી વાત હું કોઇને કહેવાનો નથી. " શાહજાદાએ ઉત્તર આપ્યો કે " મેં તને કહ્યું કે પેલી વીશ્વાસુ દાસીનો તારા સંબંધીનો એક બોલ પણ હું માનતો નથી. તેણીને કદાચ તેવો શક ગયો હશે. પરંતુ મેં તેણીના આ બોલને ધ્યા-

નમાં ન લેતાં તેણીને મારી બક્ષી છે તેમ તું પણ કરશે. " તેઓએ ઘણીવાર સુધી એકેકનાં દીલ મેળવીને વાત કરી, અને શમ્સલનીહાર સાથે સૌથી સહેલી રીતે સંદેશો કેમ ચલાવવો તે સંબંધે એકેકની સલાહ લીધી. તેઓએ ઠરાવ કીધો કે પેલી વિશ્વાસુ દાસી જે કંઇ સંદેશા લાવે તે પ્રથમ ઝવેરીને ત્યાંજ લાવે. છેવટે ઝવેરી રજા લઇને ઉઠયો. અને ફરીથી પોતાનાપર વિશ્વાસ રાખવાનું કબુલ કરાવી ઘર તરફ ચાલ્યો.

જેવો પેલો ઝવેરી શાહજાદાના મકાનથી પાછો ફરતો હતો, તેવીજ તેની નજર એક જમીનપર પડેલા રૂક્કા તરફ ગઇ તે તેણે ઉપાડી લીધો અને મોહોર છાપ નહી હોવાથી ઉખેડીને વાંચ્યો તો નીચે મુજબ હતો.

**શમ્સલનીહારનો ઇરાનના શાહજાદા પર લખેલો રૂકકો.**

" મારી વિશ્વાસુ દાસીએ મને જે ખબર આપી તેથી મને ઘણી જ ફીકર થઇ છે. હું ધારૂં છું કે " મારા પ્યારા તમને પણ તેટલી જ ધાસ્તી પડી હશે. મુસાભાઇનું જતું રહેવું ખરેખર આપણને નુકશાન- " કારક છે. આપણને તેની ખોટ પુરાવાની નથી. પણ મારા પ્યારા શાહજાદા ! તેના જવાથી તારે તારી " જીંદગાની કંઇપણ ધાસ્તી રાખવી નહી. કદાપી આપણો એક વિશ્વાસુ ગળતીઓ પોતાને ધાસ્તી લાગ- " વાથી આપણને આવા બારીક સમયમાં તરછોડી ચાલ્યો ગયો, તોપણ આપણે કમનસીબ છીએ એવો " વિચાર કદી પણ લાવવો નહીં. કારણ કે તેને આપણે અટકાવી શકતાં નથી આપણી ઉપર આવેલી " આફતના સામે આપણે સબુરી રાખી હિંમતથી લડવું જોઇએ. તેમજ આપણો ઉકળતો પ્યાર એક " ક્ષણ પણ નરમ પડવો ન જોઇએ. યાદ રાખો કે જે ચીજને આપણે ઘણીજ મમતાથી અતિશય " ચાહીએ છીએ તે ચીજ આપણને ઘણી મહેનતે અંતે અવસ્ય મળશેજ, તેથી આપણે નાસીપાસ ન " થતાં જુસ્સાથી મંડયા રહેવું જોઇએ. ખુદા આપણને મહેનતનો બદલો અવશ્ય આપશેજ. તે હમેશાં " દયાળુ અને નિતિમાન છે. આપણે આપણી મહેનતને અંતે સુખીજ થઇશું. સલામ. સલામ. "

જ્યારે શાહજાદો અને ઝવેરી વાતચીત કરતા હતા, ત્યારે પેલી વિશ્વાસુ દાસીએ શમ્સલનીહારના મહેલમાં જઇને મુસાભાઇના નાસી જવાની ખબરથી પોતાની શેઠાણીને વાકેફ કીધી. શમ્સલનીહારે તરત જ ઉપલો કાગળ લખીને વિશ્વાસુ દાસીને શાહજાદા આગળ લઇ જવા આપ્યો હતો પરંતુ તેણીના હાથ- માંથી ભૂલમાં નાખી દેવાયો હતો; તે પેલા ઝવેરીને મળ્યો.

પેલા ઝવેરીને તો જેવું જોઇતું હતું તેવુંજ મળ્યું તેથી ઘણો ખુશી થયો, કારણ કે પેલી દાસીનો ખરાબ મત પોતા પરથી દૂર કરવાની અને શાહજાદાએ જે કંઇ તેણીને વિષે કહ્યું હતું તે કબુલ કરાવ- વાની આ અચ્છી તક મલી. જ્યારે તે આખો કાગળ વાંચી રહ્યો, કે પેલી દાસીને ઘણા ગભરાટમાં પેલો કાગળ શોધતાં જોઈ. ઝવેરીએ કાગળ જલદીથી બંધ કર્યો, અને છાતી આગળ સંતાડવા જતો હતો, તેવામાં પેલી દાસીએ જોયું; તેથી દોડતી દોડતી તેની પાસે આવીને કાલાવાલા કરીને કહેવા લાગી કે, " સાહેબ ! મારો એક કાગળ પડી ગયો છે, જે મેં હમણાંજ તમારા હાથમાં જોયો; હું તમારી પાસે માગી લઉં છું કે તે મને પાછું આપો ! " પેલો ઝવેરી જાણે કંઇ સાંભળ્યુંજ ન હોય તે માફક પોતાના ઘર તરફ ચાલવા લાગ્યો, અને જ્યારે ઘરમાં ગયો, ત્યારે પેલી દાસી તેની પછવાડે આવે માટે બારણું ઉઘાડું રાખ્યું. પેલી પણ તરતજ તેની પછવાડે અંદર આવી અને જ્યારે તેના ઓરડામાં ગઇ ત્યારે તેણીએ કહ્યું કે " સાહેબ તમને તે કાગળ તદન નિરૂપયોગી છે, માટે મને જલદી પાછો આપો. જો તમે તે જાણશો કે તે કોના વાસ્તે આવ્યો છે, તો મારી ખાતરી છે કે તમે તે કદી રાખશો નહિ વળી મને તમને કહેવાની રજા આપો કે વ્યાજબીની રાહે તે તમારે રાખવું સજાવર પણ નથી. "

પેલા ઝવેરીએ તેણીને એક ખુરસી પર બેસાડી અને પછી કહ્યું કે " શું આ કાગળ શમ્સલની- હારની તરફથી ઇરાનના શાહજાદાને વાસ્તે નથી આવ્યું ! " પેલી દાસીએ તેવા સવાલની આશા રાખી ન હતી, તેથી ફીકી પડી ગઇ પેલો ઝવેરી બોલ્યો કે " આ સવાલથી તું જરા ગભરાતી હોય એમ માલમ પડે છે; પણ હું તને ખાતરીથી કહું છું કે હું કંઈ તારી મશ્કરી કરવા નથી પૂછતો. મેં તને રસ્તામાં

આગળ નહિ આપ્યો; તેનું કારણ માત્ર એટલુંજ કે તું મારી પછવાડે મારે ઘેર આવે; તેથી મારા મનમાં તને જે કંઇ પૂછવાનું છે તે પૂછી લઉં. મને કહે કે એક દુઃખ ભરેલો બનાવ જેણે ઉભો કીધો ન હોય તેની પર જૂઠું તહોમત મૂકવું એ શું વ્યાજબી છે? મુસાભાઇને મેં તેના બચાવને વાસ્તે બગદાદથી કાઢી મૂક્યો એવું ઇરાનના શાહજાદાને તેં કહીને શું મારા ઉપર ખરેખર ગેરઇન્સાફ નથી કર્યો! તોપણ મેં તેમ નથી કર્યું એવું સાબિત કરવા માટે હું વખત લગાડવા ચહાતો નથી. હું બીનગુનેહગાર છું એવું ઇરાનનો શાહજાદો માને છે એટલુંજ બસ છે; હું તને ખરીથી ખાત્રી પૂર્વક કહું છું કે મુસાભાઇને બહાર ગામ જતા રહેવાની સલાહ અગર મદદ તો મેં આપીજ નથી. પણ ઉલટો તેના જતા રહેવાથી ઇરાનના શાહજાદાના હાથ પગ ભાગી ગયાથી હું ઘણોજ દિલગીર થયો છું. મારા સમજવામાં સારી રીતે છે કે શાહજાદાનો સઘળો આધાર તેનાપરજ હતો. અત્યારે શાહજાદાને એક પણ માણસ તેના જેવો મલશે નથી. કોઇ માણસને કુવામાં ઉતરી દોરડું કાપી નાખ્યા જેવું નીચ કૃત્ય મુસાભાઇએ કર્યું છે તોપણ તેમાં તેનો બીકણપણા સિવાય બીજો દોષ નથી. મને શાહજાદાની અત્યંત લાગણી થાય છે, અને તેથી હું તેના વિશ્વાસુ નોકર તરીકે મદદ કરવા માટે તૈયાર થયો છું, તેટલાજ વાસ્તે હું તારી પાસેથી પણ માગી લઉછું કે મુસાભાઇની માફક મારાપર પણ વિશ્વાસ મૂક. જો તું તારાં શેઠાણીના કામ વાસ્તે મારી પાસેથી પુરતી મદદ ચોખા દિલથી નહિ માગે તો તેમાં તારોજ દોષ છે, મારી સઘળી બીનાથી તારી શેઠાણીને માહિતગાર કરજે અને તેણીની ખાતરી કરજે કે આવા ભય ભરેલા સંદેશા ચલાવતાં મારો જાન જશે તોપણ હું પાછો પડનાર નથી. તારી શેઠાણી જેવાં પવિત્ર આશુકમાશુકને ખરા દિલથી વિશ્વાસુપણે પુરતી મદદ આપીશ."

પેલી વિશ્વાસુ દાસીએ જ્યારે ન ધારેલાં વચનો ઝવેરીને મોઢેથી સાંભળ્યાં, ત્યારે તેણીની ખુશાલીનો પાર રહ્યો નહીં. અને પોતે તેના વિષે વગર વિચારે જે ગેરવ્યાજબી અને દુષ્ટ અભિપ્રાય બાંધ્યો તે માટે અત્યંત પસ્તાવો થયો. તે વારંવાર તેની માફી માગવા લાગી. તે ખુદાનો ઉપકાર માનતાં બોલીકે "બંને પવિત્ર આશુકમાશુકને મુસાભાઇ કરતાં વધારે વિશ્વાસુ અને હિમ્મતવાન સલાહકારક મલ્યાથી હું ખાતરી પૂર્વક કહું છું કે તેમની પવિત્ર ઇચ્છાઓ પાર પડશેજ." ઝવેરીએ પોતાની છાતી પર રાખેલો રૂકકો તેણીને પાછો આપતાં જણાવ્યું કે "હવે તું જલદીથી શાહજાદા પાસે જા, અને આ રૂકકાનો જવાબ લઇ અત્રે આવ જેથી મને તમારી વાતચીતની ખબર મળે." પેલી દાસી તેને નમન કરી રૂક્કાને હર્ષથી છાતી સરખો ચાંપી ઘણીજ ત્વરાથી શાહજાદાના મુકામે ચાલી ગઈ, શાહજાદાએ પણ રૂકકાને આદરસત્કાર આપી દાસીને આશ્વાસન કરતાં રૂકકો વાંચી તેનો જવાબ લખી આપી ઝવેરીને મળીને જવા સુચવ્યું. તેથી દાસીની ખાતરી થઇ કે ઝવેરી એક વિશ્વાસુ અને હિમ્મતવાન મિત્ર થયો છે, માટે તે પણ ઝવેરીને મકાને આવી પેલો રૂકકો હર્ષભેર આપતાં સલામ કરી.

### શમ્સલનીહારના રૂક્કાનો ઇરાનના શાહજાદાએ આપેલો જવાબ.

"તારા પ્યાર ભર્યા રૂક્કાથી મારા મનપર ઘણી અસર થઇ છે, તોપણ હું જેટલી ઇચ્છતો હતો તેટલી અસર હજી થઇ નથી. મુસાને આપણે ખોયો તે સંબંધે તું મને દિલાસો આપે છે. અફસોસ મારી પ્યારી પ્યારી! તેનું જતું રહેવું એતો માત્ર મારા દુઃખનો એક ઘણોજ નજીવો ભાગ છે. તેના જતાં રહેવાથી સમુદ્રના પાણીમાંથી કોઇ શેર પાણી લઇલે અથવા રેડે તે જેવો ફેરફાર થાય તે કરતાં મારાં દુઃખોમાં વધારે ફેરફાર થયો નથી. મારાં સર્વે દુઃખોનો આધાર તારા પરજ છે, અને તારી હાજરી એ સર્વે દુઃખોનો નાશ કરી આનંદમય સુખની લહેરોમાં ડુબાવશે. અરે એવો શુભ પ્રસંગ ક્યારે આવશે કે આ દુઃખી જીવડો નિડરપણે તારી મુલાકાત લઇ શકશે. અને તારી સવામાં અહોનિશ ગાળશે. અરે મારી પ્યારી! આજનો વખત મને કેવો લાંબો લાગનો હશે તેનો વિચાર તુંજ કરી લે. તું જે કહીશ તે કરવાને હું ઇન્તેજાર છું, કારણ કે તારાં જીગરની મરજી તે મારા દિલની ખુશી છે. સલામ."

પેલા ઝવેરીએ તે પત્ર વાંચીને બંધ કરી પેલી દાસીને આપ્યો. દાસીએ વિનય પૂર્વક તે પત્ર લીધો, પછી મુસાભાઇની માફક નિમકહલાલ નીવડવા સુચના આપી પેલી ચાલી નીકળી. તેણી પોતાને મકાને

ગઇ ત્યારે તેની શેઠાણી તેની ચાતક માફક રાહ જોતી હતી. તેણીએ તેની પાસેથી રૂક્કો લઇ વાંચ્યો. બીજે દિવસે પેલી દાસી પાછી ઝવેરીના મકાને આવી. ઝવેરી તેણીના ચહેરાપરથીજ વર્તી ગયો કે કંઇક ખુશ ખબર લાવી છે. તેથી તેણે પૂછ્યું " કેમ ! શી ખબર લાવી છું ! " દાસીએ જવાબ આપ્યો કે " મારી અધીરી શેઠાણીએ તે રૂક્કો ગરમ આંસુઓ સાથે વાંચ્યો, ત્યાર પછી તે ઘણીજ દિલગીર થઇ ગઇ. આ તકનો લાભ લઇ મેં તેણીને કહ્યું કે " મારી પ્યારી બાનુ જો કે મુસાબાઇની ખોટ પડવાથી તમને ભારે ગમગીની થઇ છે. પરંતુ તમારે તેવી દિલગીરી કરવાનો વખત ખુદાએ આપ્યો નથી. પરમ કૃપાળુ ખુદાએ આપણને મુસાબાઇ કરતાં પણ વધારે વિશ્વાસુ અને હિંમતવાન માણસ એકાએક મેળવ્યો છે. તે તમારા માટે પોતાનો જાન આપવા તૈયાર થયો છે. તેમ કહી તમારા સંબંધની સઘળી બીનાથી તેણીને વાકેફ કરી. તેથી મારી શેઠાણી ઘણીજ ખુશી થઇ બોલી કે " આવા પરોપકારી પુરૂષને હું જોવાને ઘણીજ આતુર છું. પારકા દુઃખો માટે કંઇ પણ કારણ વિના પોતાના જીવને જોખમમાં નાંખનાર આ નરરત્નને લાખો ધન્યવાદ છે ! હે ખુદા ! તેને દીર્ઘાયુષી કરી તેની સઘળી મુરાદ પારપાડો ! અમે બંને જણ આ મહાન પુરૂષનાં ગુલામ થઇને રહીએ તોપણ તેના કૃત્યનો એક કિંચિત માત્ર પણ બદલો વળી શકે તેમ નથી. જગતમાં આવા પુરૂષનાં જીવનને ધન્ય છે ! મારી પ્યારી અને વિશ્વાસુ દાસી આવતી કાલે આ પ્યારા પુરૂષને મારી પાસે જરૂર તેડી લાવજે તેના દર્શનથી પણ આપણે પવિત્ર થઇશું. " " મારી શેઠાણીની આ માગણીને માન આપી તમે મારી સાથે ચાલો. "

દાસીનાં આ વચનો સાંભળી ચતુર ઝવેરીએ ઉત્તર આપ્યો કે " અરે વિશ્વાસુ દાસી ! તું તારી શેઠાણીને જણાવ કે આમ કરવામાં તમો મોટી ભૂલ કરો છો ! મુસાબાઇને ખાસ નામવર ખલીફની પરવાનગી હતી, વળી મહેલના તમામ અમલદારો તેને સારી રીતે ઓળખતા હતા, તેથી તેને મહેલમાં જવા આવવાને કંઈ પણ હરકત નડતી નહિ. મારે માટે આમાંનું કંઇ પણ નથી. જો તમે આવું વગર વિચાર્યું કૃત્ય કરશો તો તમારો પોતાનો તેમજ શાહજાદાનો અને બીજા લાગતાં વળગતાં સઘળાં માણસોનો જીવ ખોશો. "

વિશ્વાસુ દાસી બોલી કે " હે મારા ઝવેરી સાહેબ ! તમે ખાતરી રાખો કે મારી બાઇ તમારો એક વાળ પણ વાંકો થવા દેશે નહિ. જેને તમારી પાસેથી હજુતો હજારો પ્રકારની મદદ લઇ પોતાની મુરાદબર આણવી છે, તેણી તમારા જીવની, આબરૂની, અને જાતની કેટલીક દરકાર રાખતી હશે તેનો ખ્યાલ તમેજ કરો. મારી ચતુર બાનુને તમે કયાં પીછાણતા નથી. તે ધારશે તો જળને ઠેકાણે સ્થળ અને સ્થળને ઠેકાણે જળ કરી નાખશે. ખલીફ પણ તેની આગળ જખ મારે છે. માટે કોઇ પણ જાતની ધાસ્તી રાખ્યા સિવાય બલકે ખુશી થઇને મારી સાથે નિડરપણે ચાલો. હું તમારી સાથે વચને બંધાઉં છું કે તમને તમારા મકાનમાં પાછા સહિસલામત મૂકી જઇશ. માટે કંઈ પણ ધાસ્તી વગર ચાલો જલદી ઉઠો. "

વિશ્વાસુ દાસીની અજાયબ જેવી હિંમત જોઇ ઝવેરી તુરત તેની સાથે જવાને તૈયાર થયો, પરંતુ તેના શરીરમાં એટલી તો ધાસ્તી પેસી ગઈ કે તેના પગના તળીઆથી તે ઠેઠ માથા સુધીનો દરેક ભાગ કંપવાયુની માફક કાંપવા લાગ્યો. દાસીએ જોયું કે ઝવેરી ઘણો ગભરાયો છે ત્યારે તેણીએ કહ્યું કે "તમે અત્રેજ રહો. આવી સ્થિતિમાં મહેલમાં અવાય નહિ. તમારા દેખાવપરથી તમે પકડાઇ જશો. મારી ચતુર શેઠાણીને હું આ બીનાથી વાકેફ કરીશ, તે તમારી મુલાકાતે ગમે તે પ્રકારે અત્રે આવશે, કારણ કે તેને તમારી સાથે અગત્યનું કામ છે. તમને જોવાની ઘણી ઉત્કંઠા છે. માટે તમારે ત્યાં આવવાની જરૂર નથી." એમ કહી તે દાસી પોતાના મહેલમાં ગઇ, અને ઝવેરીની ધાસ્તીથી પોતાની શેઠાણીને માહિતગાર કરી, તેથી આ બહાદુર બાનુ પોતે ઝવેરીને ઘેર જવાને તૈયાર થઈ.

આ દિવ્યમૂર્તિ ઘણીજ ત્વરાથી ઝવેરીના મકાનમાં દાખલ થઇ. ઝવેરીએ તેને ઘણા સત્કાર સાથે એક સુંદર અને વિશાળ કોચપર બેસવા આગ્રહ કર્યો. તે બાનુ તેને માન આપી બેઠી. ત્યાર બાદ પોતાના મોઢાપરનો બુરખો કાઢી નાખ્યો. બુરખો કાઢી નાખતાની સાથે જ જેમ વાદળાંની ઘનઘટામાંથી સૂર્યનો

પ્રકાશ ઝળહળ કરતો બહાર આવે તેમ તેના મુખારવિંદનો પ્રકાશ ઝવેરીપર પડયો. આ બનાવ જોઇ ઝવેરીની ખાતરી થઇ કે ઇરાનનો શાહજાદો તેણીના પ્યારમાં ફસાઇ ગયો છે તેમાં શાહજાદાનો દોષ બિલકુલ નથી ! ખુદાના ઘરની પરી કરતાં વધારે ખુબસુરતીવાળી ચતુર બાનુ કોના દિલને ખેંચી ન શકે ! સાક્ષાત કાષ્ટવત્ ચીજને ચેતન બનાવવાને પણ આ બાનુ બસ છે ? આ બાનુએ ઝવેરીને ઘણીજ નમનતાઇથી સલામ કીધી. અને કહ્યું કે "શાહજાદાની અને મારાં કામની વચ્ચે જે તેં તારી મેળે ખંતીલાપણાથી પડવાની કબુલાત આપી છે તે માટે હું પોતે તારો ઉપકાર માનવા આવી છું તું યાદ રાખજે કે મારાથી જેટલો બનશે તેટલો તારો બદલો વાળી આપીશ. અને મુસાભાઇના જવાથી જે ખોટ પડી હતી તે તમે તુરતજ પુરી પાડી તે માટે ખુદાનો ઉપકાર માનું છું."

આ પ્રમાણે ચતુર બાનુ ઝવેરીને મળી તેની સાથે કેટલીક વાતચિત કરી પોતાને મકાને પાછી ગઇ. પેલો ઝવેરી તેના ગયા બાદ શાહજાદાને મકાને જવા નીકળ્યો. જ્યારે તે ત્યાં પહોંચ્યો ત્યારે શાહજાદો આગના ડોળે તેની રાહ જોતો બેઠો હતો. તેણે ઝવેરીને માન આપી પોતાની પાસે બેસાડી જણાવ્યું કે "પેલી વિશ્વાસુ દાસી તેણીની શેઠાણીનો રૂક્કો મને આપી ગઇ છે, પણ તેથી કંઇ ધીરજ આવતી નથી. જો કે મારી પ્યારી શમ્મસનીહાર મને ઘણી ધીરજ આપે છે તોપણ મને તેણીને મળવાની મુદ્દલ આશા નથી. મારી સબુરીનો અંત આવ્યો છે, હવે મારે શું કરવું જોઇએ તે હું કહી શકતો નથી. ઓ ખુદા ! તેં મારા આધારભૂત મિત્રને મારાથી વિખુટો પાડયો, તેથી મને લાગે છે કે આ બાબત તારી મરજી વિરૂદ્ધ થાય છે. હવે તેના સિવાય બીજો કોઇ મારી માશુકના મહેલમાં જઇ તેણીની ખબર લાવે તેમ નથી."

આ બોલો શાહજાદો એટલી તો અસરકારક ભાષામાં બોલ્યો કે પેલો ઝવેરી તો તેની સામું એકી નજરે જોઇજ રહ્યો. તે બોલી રહ્યો ત્યારે ઝવેરીએ કહ્યું કે "મારા પ્યારા શાહજાદા, જો તું મારૂં કહેવું સાંભળે તો હું તને કંઇક સલાહ આપવા ધારૂં છું. આ સલાહ મુસાભાઇની માફક તને નાસીપાસ કરવાની નથી પણ તને તારી માશુકને મળવા સંબંધે સતેજ કરે તેવી છે. હું તને ખાતરીથી કહું છું કે જો તું મારી સલાહ પ્રમાણે ચાલીશ તો તું નક્કી તારી માશુકને બીન હરકતે મળી શકીશ. આ બોલો ઝવેરીને મોડેથી સાંભળતાંજ શાહજાદો સ્વસ્થ થઇ એક ચિત્તે સાંભળવા માટે બેઠો અને તેને બોલવાને અરજ કરી, તેથી ઝવેરી બોલવા લાગ્યો કે "તારો અને શમ્સલનીહારનો મેળાપ એક એકાંત જગાએ કરવા ધારૂં છું. ત્યાં આગળ તમે બંને ખુલ્લા દિલથી નિડરપણે પોતપોતાના દિલના ઉભરા કાઢી શકશો. આ જોગવાઇ કરવામાં મેં એટલી તો મહેનત અને ચાલાકી વાપરી છે કે કાલે ને કાલેજ તમે તમારી ધારણા પાર પાડશો. તારે શમ્સલનીહારના મહેલમાં કદી પણ જવાની જરૂર નથી. ત્યાં જવાથી તમ કેટલી દુગ્ધામાં આવી પડો છો ! તેનો ખ્યાલ તમને પોતાનેજ સારી રીતે થયો છે; એટલે મારે કંઇપણ કહેવાની જરૂર નથી. તેવા ભયમાં તમે ફરીથી આવી ન પડો માટેજ મેં એક ગુપ્ત જગો શોધી કાઢી છે. ત્યાં આગળ તમને કોઇ પણ જાતનો ભય ઉત્પન્ન થાય તેવી સ્વપ્ને પણ આશા રાખશો નહિ." આ બધી હકીકત જ્યારે શાહજાદાએ સાંભળી ત્યારે તેની ખુશીનો પાર રહ્યોજ નહિ. તે હર્ષઘેલો થઇ ઝવેરીને ભેટી પડયો. અને પ્રેમથી તેની આંખોમાં ઝળઝળીઆં આવી ગયાં. "આવા દિલોજાન મિત્રનો બદલો હું કેવી રીતે વાળીશ." એ શબ્દોએ તેના મગજમાં ઘર કર્યું. તે બોલી ઉઠયો કે "તારી ચતુરાઇથી એક કંગાલ અને મરતા આશકને તું પાછો સજીવન કરે છે. મહા વ્યાધિથી ઘેરાઇ ગયેલા અને મરણ પથારીએ પડેલા આજારીને નવું જીવન આપનાર ચતુર હકીમ કરતાં તારી ચતુરાઇ ઓછી નથી. મારા પ્યારા મુસાભાઇના કરતાં તું વધારે કીંમતી જણાયો છે. તું જે કરશે તે સારૂંજ કરશે, એમ મારી ખાતરી થવાથી મારી સઘળી બાજી પાર પાડવા તનેજ સોંપું છું."

આ પ્રમાણે વાતચિત થયા બાદ પેલો ઝવેરી રજા લઇ પોતાને મુકામે ગયો. બીજે દિવસે પેલી વિશ્વાસુ દાસી આવી તેણીને બેસાડી ઝવેરી બોલ્યો કે "ચતુર દાસી તારી શેઠાણીની શી ખબર લાવી છે ? દાસી બોલી "મારી દુઃખી શેઠાણી શાહજાદાના મુખચંદ્રનાં દર્શન કરવા માટે ઇન્તેજાર છે. કુમુદિનિ

ચંદ્રને જોતાંજ વિકસી નીકળે છે તેમ તે શાહજાદાને જોતાંજ પ્રફુલ્લિત થશે. હાલ તો રાત્રીને સમયે છૂટાં પડેલ ચકવા ચકવી કરતાં પણ મારી શેઠાણી વધારે પીડાય છે." ઝવેરી બોલ્યો કે "એમ છે તો ચાલ, તૈયાર થા, તેવી સગવડ કરી આપીએ. હું ધારૂંછું કે તે બંનેને એકાંત જગામાં મેળાપ કરવા દીધાથી તેમની મનોકામના પૂર્ણ થશે." દાસીએ ઉત્તર આપ્યો કે "હા, તે વાત બરાબર છે, પરંતુ તેવું એકાંત સ્થળ મલવું અશકય છે. હું પણ તેજ વિચારમાં છું" ઝવેરીએ જણાવ્યું કે "હવે વિચાર કરવાનું કંઇ પણ પ્રયોજન નથી, મારૂં એક જુનું ઘર છે. જ્યાં કોઇ પણ રહેતું નથી. તે ઘર તેમને વાસ્તે ઘણુંજ અનુકુળ આવશે. માટે જા જલદી જા, ને તારી બાઇને આ વાત જણાવી, તેનો પ્રત્યુત્તર લઇ પાછી આવ. મેં ગઇ કાલે શાહજાદાને તો આ અધી બીનાથી વાકેફ કર્યો છે. અને તેણે તો તે વાત કબુલ કરી છે. માટે તે તો હમણાં આવશે. તું પણ ખુશકારક ઉત્તર લઇ આવીશ એવી હું આશા રાખું છું" દાસીએ કહ્યું કે તમે શાહજાદાને બોલાવી લાવો, હું મારી બાઇને તાકીદે મોકલું છું એમ કહી રજા લઈ ચાલતી થઇ.

થોડીવારમાં પેલી દાસી પાછી આવીને ઝવેરીના હાથમાં એક સોના મોહોરોની કોથળી મૂકતાં બોલી કે "મારી શેઠાણી આજ સાંજની વખતે જરૂર અહીં આવશે. તમે આ પૈસામાંથી જોઇતી સઘળી ચીજો લાવીને તેની સાથે એક અચ્છો નાસતો પણ તૈયાર રખાવજો." ઝવેરીએ તે દાસીને પેલું ઘર બતાવ્યું. ત્યાર બાદ દાસીને તૈયારી કરવા માટે રજા આપી. પોતે પણ ખુરશી, કોચ, પલંગ, સોનારૂપાની રકેબીઓ, પ્યાલા, તકીયા, પડદા, તરેહતરેહવાર મેવા લેમ્પ વગેરે સઘળી જાતની સગવડો કરી દીધી. એ પ્રમાણે સઘળી તૈયારી કર્યા પછી પોતાના મિત્ર શાહજાદાને બોલાવી લાવવા જાતે ગયો.

ઇરાનના શાહજાદાએ જ્યારે પોતાના મિત્રને ખુશકારક ચહેરે આવતો જોયો, ત્યારે તેના મનની ખુશાલીનો પાર રહ્યો નહિ. પોતાનું સઘળું દુઃખ ભૂલી જઇ પોતાને માટે અસલ આફત વહોરી લેનાર મિત્રને ગળે બાઝી પડયો. ઝવેરીએ જણાવ્યું કે "અરે શાહજાદા, વખત ગુમાવવો નહિ, તારી માશુક તારી વાટ જોતી બેઠી હશે માટે જલદી ચાલ." શાહજાદાએ તુરતજ ઉંચામાં ઉંચો પોશાક પહેરી લીધો. ત્યારબાદ વિજળીની ઝડપે ઝવેરી સાથે ગપ્પાં મારતાં ચાલ્યો અને મિત્રો ઠરાવેલા મકાનમાં આવી પહોંચ્યા, અને શમ્સલનીહારની રાહ જોતા વાતોનાં ગપ્પાં મારવા લાગ્યા.

શાહજાદાને પોતાના પ્યારમાં દિવાની થઇ ગયેલી પોતાની માશુકની રાહ લાંબો વખત જોવી પડી નહિ. સાંજ પડતાની સાથેજ આખા દિવસથી અકળાઇ રહેલી કુમુદા પોતાના પ્રીય ચંદ્રને મલવાને જેટલી ત્વરાથી બહાર આવે છે, તે કરતાં વધારે ત્વરાથી તે આવી પહોંચી. ચકોર પક્ષી ચંદ્રને જોઇને જેટલું ખુશ થાય છે તે કરતાં શાહજાદાના મુખચંદ્રને જોઇ શમ્સલનીહારરૂપી ચકોર પક્ષી વધારે આનંદમય થઇ ગયું. દીવાને જોઇને જેમ પતંગ પોતાના જીવની પણ દરકાર કરતો નથી તેમ શાહજાદો તેને જોતાંજ હર્ષઘેલો થઇ ગયો. ભોગી ભ્રમર રાત પડી જવાથી કમળની પાંખડીઓ બીડાવા છતાં પણ તેમાંથી બહાર નીકળવાનું મન કરતો નથી. તે માફક ભોગી શાહજાદો પોતાની માશુકના ગળે સચોટ લપટાઇ ગયો. તેમની આસપાસ કોણ છે તેનું પણ તેમને ભાન રહ્યું નહિ. આ પ્રમાણે એકબીજાના પ્રેમમાં ખુશ ખુશ બનેલાં આશુક માશુક તેજ સ્થિતિમાં કેટલીકવાર સુધી એક પણ શબ્દ બોલ્યા સિવાય ઠરી ગયાં. કેટલીકવાર પછી તેઓ કંઇક સચેત થતાં એક સુંદર કોચપર બેસી સાકરથી પણ મીઠી અને ગોળથી પણ ગળી દિલને પીગળાવી નાખે તેવી વાર્તાવિનોદમાં પડયાં. આ પ્રેમની વાતોનું રહસ્ય એવું તો આવ્યું કે ઝવેરી તથા ત્રણે દાસીઓની આંખમાંથી ચોધાર અશ્રુપ્રવાહ ચાલ્યો. છેવટે ઝવેરીએ ધીરજ પકડી ખાવાને માટે તૈયાર રાખેલું નિયમિત ખાણું તેમની આગળ મૂક્યું. અને પછી ખાવા માટે અરજ કરી આ પ્રેમી જોડાએ તેમાંથી થોડોક ખોરાક લીધા પછી ઘણીજ ઉંચી જાતનો શરાબ પીધો. ત્યાર બાદ સારંગી લાવવાને ફરમાન થવાથી ઝવેરીએ સારંગી આપી. શમ્સલનીહાર પોતે સારંગી હાથમાં પકડી કોકીલ સ્વરે ગમગીની કરનારાં પ્રેમી ગાયનો ગાવાં શરૂ કર્યા.

આ ગાયનની અસર ત્યાં બેઠેલાં દરેક માણસપર અનહદ થઇ. આવાં પ્રેમથી ભરપૂર અને વળી

એક અપ્સરા કરતાં પણ વધારે નાજુક સ્ત્રીના મુખકમળમાંથી સુસ્વરે કલરવ કરતાં ગાયનો સાંભળીને જડ જાતિ પણ મોહ પામે તો પછી મનુષ્યજાતિનું તો શું પૂછવું ! શાહજાદો તો તદ્દન ગમગીનજ થઇ પ્રેમમાં ગરકાવ થઇ ગયો. તેની આંખો શમ્સલનીહારના મુખ તરફ, તેના કાન તેણીના સ્વર તરફ, તેણીનું દિલ તેણીના અધર તરફ એમ તેનું સુખ ખેંચાવા લાગ્યું.

બધાં માણસ આ પ્રમાણે પૂર્ણરસમાં લીન થઇ ગયાં છે તેવામાં એકાએક નીચેથી મોટો ભયંકર અવાજ આવતો સંભળાયો. આ સાંભળતાંજ ઝવેરી ચમક્યો અને શું છે તે જોવા માટે જતો હતો, તેટલામાં તો નીચેથી તેનો વિશ્વાસુ ગુલામ દોડતો દોડતો અંદર આવી કહેવા લાગ્યો કે “બહારથી કોઇક માણસો દરવાજા ઠોકી ભાગે છે. મેં તેમને પૂછ્યું કે તમે કોણ છો ? ત્યારે તેઓ કંઇપણ ઉત્તર ન આપતાં વધારે જોસથી દરવાજો તોડવા લાગ્યા. આ સાંભળી ઝવેરીને લાગ્યું કે “નક્કી ખલીફને ખબર પડી હશે. અને તેથી તેણે પોતાનાં માણસો મોકલ્યાં હશે. એવો વિચાર કરી તપાસ માટે નીચે જાય છે, તેવોજ ચોકમાં કેટલાંક માણસોને હથિરઆરબંધ પોતા તરફ આવતાં જણાયાં. આથી ગભરાઇ જઇ એક અંધારે ખુણે લાગ જોઈ સંતાઈ ગયો. પેલાં દશ માણસ તેને જોયા વગર મેડે ચાલ્યાં ગયાં. તે માણસોના ગયા પછી ઝવેરી ધીમે ધીમે બહાર નીકળ્યો. અને એક પાડોશીના ઘરમાં જઇને બેઠો.

તેને ખાતરી થઈ કે આ માણસો ખલીફનાંજ હશે. અને હવે મારી બુરી દશા આવી. કોઈ દાસીએ અગર બીજા કોઈ ભેદુએ આ વાતની ખબર ખલીફાને આપી હશે. હવે મારાથી તેમને કંઇ પણ મદદ થઇ શકે તેમ નથી. તે બિચારાં પ્રેમીની શી દશા થશે, આ પ્રમાણે પોતાના મનમાં અનેક વિચારો ગોઠવે છે. તેણે પોતાના ઘરમાં મધરાત પછી શાન્તી થયેલી લાગી. ત્યારે એક દીવો લઇ બીતો બીતો પોતાના ઘરમાં પેઠો. ચોકમાં જતાં દીવાના પ્રકાશથી એક માણસને તેણે જોયો. જોતાંવારજ ગભરાટમાંને ગભરાટમાં નાસવા જાય છે, તેટલામાં તો તે માણસ બોલી ઉઠયો કે “ઓ મારા શેઠ બીશો નહિ ? હું તો તમારો વિશ્વાસુ ગુલામ છું” આ શબ્દો સાંભળીને તેમજ સાફ ઓળખીને તેને હિંમત આવી તેથી પોતે ઉભો રહ્યો. ઝવેરીએ પૂછ્યું કે “તું સરકારી માણસોના હાથમાંથી કેવી રીતે બચી ગયો ?” ગુલામે જવાબ આપ્યો કે “સાહેબ ! હું લાગ જોઈ ચોકના એક ખુણામાં ભરાઇ બેઠો હતો. જેવા તે લોકો અંદર ગયા, તેવોજ હું પણ બહાર નીકળી ગયો પણ સાહેબ ઘર ભાંગીને અંદર આવનારા માણસો ખલીફના ન હતા, તે તો લૂંટારાઓ હતા. તેઓ ઘણી વખત આમ તોફાન કરે છે. હમણા થોડાક દહાડા ઉપર આપણી પડોશમાં મોટું ઘર ફાડયું હતું. તમે આજે કીંમતી સામાન લાવ્યા તેની બાતમી તે લોકોને મળી હશે. તેથી તેઓએ આ કામ કર્યું ”

ઝવેરીએ અંદર જઇ તપાસ કરી તો બધી બીના ખરી લાગી. કારણકે તમામ ઉંચો સામાન તે લોકો લઈ ગયા હતા. આ પ્રમાણે પોતે માગી લાવેલો કીંમતી સામાન લુંટી લેવામાં આવ્યો, ત્યારે તેની દિલગીરીનો પાર રહ્યો નહિ. હવે મારા મિત્રોને હું શો જવાબ આપીશ ? તે કીંમતી સામાનના પૈસા પણ હું કેવી રીતે આપીશ ! વળી શમ્સલનીહાર તથા શાહજાદાની શી સ્થિતિ થઇ હશે ? આ વાત ખલીફને કાને ગયા વગર કેમ રહેશે ? અને જ્યારે ખલીફ જાણશે ત્યારે અમારી શી વલે થશે ? વગેરે અનેક પ્રશ્ન તેના મનમાં એક પછી એક ઉઠવા લાગ્યા. અને તેથી તે ઘણોજ ગભરાઇ ગયો. આ જોઇ તેનો વિશ્વાસુ ગુલામ તેને ધીરજ આપવા બોલ્યો કે “સાહેબ તમે ગભરાઓ નહિ; તે લુટારા હતા અને તેથી તેઓએ શમ્સલનીહારની પાસેથી સઘળું જવાહીર લુટી લઇ તેને છોડી દીધી હશે. અત્યારે તો તે પોતાના મહેલમાં નિરાંતે સુતી હશે. શાહજાદાનું પણ તેમજ થયું હશે. તેથી મારી ખાતરી છે કે આ બાબત ખલીફ કંઇપણ જાણશે નહિ. અને વખતે જાણશે તોપણ ઝાઝી તપાસ કરશે નહિ. તમોને અને તમારા દોસ્તોને થયેલા નુકસાનનો આંકડો ઘણો મોટો છે ખરો, પણ તમારા દોસ્તો જાણે છે કે લુટારાની સંખ્યા ઘણી હતી અને તેથી લાચારી સાથે ઝવેરીને બેશી રહેવું પડયું છે. વળી હવે તેનો ઉપાય આપણા હાથમાં નથી. આ લુટારૂઓએ આ એકલુંજ ઘર લુટયું નથી. પરંતુ આવાં કેટલાંએ ઘરની ખરાબી કરી છે. મોટા મોટા અમીર ઉમરાવોનાં ઘર પણ લુટી લીધાં છે. તેમને પકડવાને ઘણીએ

ધમાલ ચાલે છે. પરંતુ તેમાંનો એક પણ માણસ પકડાનો નથી. તેથી તમે જે ચીજો ચોરાઇ છે તે બદલ તમે તેની કિંમત આપશો તોપણ તે કંઇ બોલશે નહિ. તમો ખુદાનો ઉપકાર માનો કે આટલું આપ્યા છતાં પણ હજુ તમારી પાસે ઘણું બાકી રહેશે. "

સવાર થઇ ત્યાં સુધી બને જણ ત્યાંજ રહ્યા. તે દરમ્યાન ગુલામે પોતાથી બને તેટલી તજવીજ કરી પોતાના શેઠનો ગભરાટ ઓછો કર્યો. સવાર પડતાંજ પોતાના રહેવાના મકાનમાં ગયો. રસ્તે ચાલતાં તેના મનમાં લાગી આવ્યું કે " અફસોસ ! મુસાભાઇ મારા કરતાં તો હજાર ગણે દરજ્જે ડાહ્યો, તે પોતાનો ભય પહેલેથી ચેતી ગયો. હું કેવો મૂર્ખ કે હાથે કરીને જાણી બુજીને માથે વહોરી લીધું. મારા શા ભોગ મળ્યા કે આવા કમનસીબ અને વાંધા ભરેલા કામમાં હું પડયો. હવે મારો જાન નક્કી જશે. "

ઝવેરીના મકાનમાં થયેલી લૂટની ખબર સૂર્યોદયના ફુટતાં કિરણોની સાથેજ આખા શહેરમાં ફેલાઇ ગઇ. અને તેથી ઝવેરીના દોસ્તો લાગતા વળગતા લોકો અને બીજા સંબંધીઓ તેને દિલાસો આપવાને તેના ઘેર એકઠા થયા. ઝવેરીએ પોતાના દોસ્તોએ કહેલા શબ્દોનો યોગ્ય શબ્દોથી સત્કાર કરી ઉપકાર માન્યો. વળી ઝવેરીને એક તાજુબી લાગી કે " આટલા બધા મિત્રોમાંથી એક પણ જણે શાહજાદા અને તેની માશુક વિષે એક પણ શબ્દ ઉચાર્યો નહિ. " આ ઉપરથી ઝવેરીને લાગ્યું કે તેઓ બંને સહિસલામતથી પોતપોતાને મકાને અગર કોઇ નિર્ભય જગાએ પહોંચી ગયાં હશે થોડીવાર પછી તેના મિત્રો વગેરે આવેલા ગૃહસ્થો રજા માગી પોતપોતાને ઘેર ગયા.

ત્યાર પછી ઝવેરી પોતાના એકાંત ઓરડામાં ગયો, કે તેના ચાકરે તેને માટે ખાણું લાવી હાજર કર્યું, પરંતુ તે ખાણામાંથી ઝવેરી એક પણ કોળીઓ લઇ શકયો નહિ. કારણ કે આ બનાવથી તેનું ચિત્ત ભ્રમિત થઇ ગયું હતું. છેવટે તે એક ઓરડામાં જઇ સુતો. ત્યાં પણ તેને ચેન પડતું નહતું. તેના મનમાં હજારો સંકલ્પ થયા કરતા હતા તેવામાં તેના એક નોકરે આવી તેને જણાવ્યું કે " એક અજાણ્યો માણસ દરવાજાપર આવ્યો છે. અને તે આપને મળવા ઇચ્છે છે. આ પરથી ઝવેરી ઉઠયો અને દરવાજા પરજ તેને મળ્યો. પેલો મળવા આવનાર સખ્સ બોલ્યો કે " તમો જો કે મને ઓળખતા નથી, તોપણ હું તમને સારી રીતે પિછાનું છું અને એક ઘણી અગત્યની બાબત વિષે તમારી સાથે વાત કરવા માગુ છું. " આ શબ્દો સાંભળતાંવાર ઝવેરીએ તે સખ્સને અંદર આવવાની અરજ કીધી. પેલા અજાણ્યા શખ્સે તેને કહ્યું. " આ તમારા ઘરમાં નહિ પેલા બીજા ઘરમાં તમો મારી સાથે આવવાની તસ્દી લેશો. આ ઉપરથી ઝવેરી ઘણો અજાયબ થયો અને બોલ્યો કે " તમોએ કેમ જાણ્યું કે આ ઘર સિવાય બીજું ઘર મારે તાબે છે ? આ ઉપરથી પેલા સખ્સે જવાબ આપ્યો કે " મને તે ઘણી અચ્છી રીતે ખબર છે માટે કંઇ પણ ધાસ્તી વગર મારી સાથે તમારે આવવું અને ત્યાં તમને હું એક એવી ખબર આપીશ કે જેથી તમો ઘણાજ ખુશી થશો. " આ સાંભળી ઝવેરી પેલાની સાથે ગયો અને રસ્તે ચાલતાં તેને જણાવ્યું કે " મારૂં ઘર ચોરોએ ગઇ કાલે લૂટી લીધું છે તેથી ત્યાં હવે કોઇની પરોણાગત કે મુલાકાત થાય એવી હાલતમાં તે રહ્યું નથી. "

જ્યારે તેઓ તે મકાન આગળ આવી ઉભા ત્યારે પેલા અજાણ્યા સખ્સે તેનાં બારણાં ભાગેલાં જોયાં તે ઉપરથી પેલા ઝવેરીને કહ્યું કે " તમારી વાત સત્ય છે. તમારા કહેવા મુજબ ચોર લોકોએ ખરાબી કીધી છે. આ ઘરમાં મુલાકાત થઈ શકે તેમ નથી માટે તમે ચાલો હું તમને બીજા દુરસ્ત ઘરમાં લઇ જઉં. ત્યાં આપણે નિડરપણે વાતચિત કરી શકીશું. " પછી તેઓએ ચાલવું શરૂ કર્યું ને સાંજ સુધી વગર અટકે ચાલ્યાજ કીધું. આટલું લાંબું ચાલ્યાથી તેમજ રાત પડવા આવી તેથી વળી આખા દિવસનો ભૂખ્યો હતો તેથી છેક થાકીને લોથ થઇ ગયો હતો. અધુરામાં પુરૂં એક અપરિચિત માણસ સાથે આટલે દૂર એકલો આવેલો હતો તેથી તેના ગભરાટનો પાર રહ્યો નહિ. પેલો અજાણ્યો માણસ તેના શરીરની સ્થિતિપરથી ચેતી ગયો, ને બોલ્યો, " મારા સાહેબ, તમો મારાથી બિલકુલ ગભરાતા નહિ. હું તમને ઘણીજ થોડીવારમાં નિર્ભય જગોપર લઇ જઇશ. ત્યાં જતાંવાર તમારો સઘળો ગભરાટ શાન્ત પામશે. " આ પ્રમાણે વાતચિત ચાલે છે એટલામાં તો એક ખુલ્લા મેદાનમાં આવી પહોંચ્યા. ત્યાંથી તે-

બ્રિસ નદી તરફ ચાલ્યા, છેવટે તેઓ કિનારે આવી પહોંચ્યા. પછી તેઓ એક બોટ તૈયાર હતી તેમાં બેઠા, અને સામે કિનારે ઉતર્યા ત્યાર પછી એક મોટા મહોલ્લામાં થઇને કેટલીક ગલી કુંચીઓ વટાવીને છેવટે એક ઘર આગળ આવી પહોંચ્યા. આ ઘરનું બારણું ઉઘાડુંજ હતું. પેલા સખ્સની સાથે ઝવેરી પણ તે ઘરમાં દાખલ થયો. ત્યાર પછી તેને મજબુત રીતે બંધ કરવામાં આવ્યું. ત્યારબાદ એક મોટા ઓરડામાં ગયા ત્યાં બીજા દશ સખ્સો બેઠા હતા તેમાંના એકેને ઝવેરી ઓળખતો નહતો.

પેલા સખ્સોએ તેને ઝાઝો આવકાર ન આપતાં ફક્ત બેસવા માટેજ કહ્યું. બિચારો ઝવેરી ભુખથી તેમજ ચાલવાથી તદન થાકી ગયો હતો, વળી આટલે દૂર રાતની વખતે અજાણ્યા માણસોમાં આવી પડવાથી તેના ગભરાટનો પણ પાર રહ્યો નહતો, તેથી તુરત બેશી ગયો. તેઓ સઘળા પોતાના સરદારની રાહ જોતા હતા, જે સરદાર ઝવેરીની સાથેજ હતો પછી તેઓ ખાણા માટે ઉઠયા, સર્વે જણે હાથ પગ ધોયા, ને ઝવેરીને પણ ધોવડાવ્યા. ત્યારબાદ સર્વે જણ ટેબલપર ખાણું ખાવા બેઠા. ખાણું લીધા પછી તેઓએ ઝવેરીને પૂછ્યું કે "તને ખબર છે કે તું કોની સાથે વાત કરે છે ?" ઝવેરીએ જણાવ્યું કે "મને બિલકુલ ખબર નથી. હું શહેરના કયા ભાગમાં છું તેનું પણ મને ભાન નથી. આ જગો મને તદન અજાણી લાગે છે." તેઓ બોલ્યા કે "ત્યારે ગઇ કાલે શહેરમાં શું શું બન્યું તે વિષે કંઇ પણ છુપાવ્યા સિવાય ખુલ્લા દિલથી વાત કર." આથી ઝવેરી ઘણો અજાયબ થયો અને બોલ્યો કે "સાહેબો ! હું ધારૂં છું કે તે બીનાથી તમે સારી રીતે માહિતગાર છો ! તેઓએ જવાબ આપ્યો કે "હા, ખરી વાત છે. પેલી ઓરત તથા જુવાન મરદે અમને સઘળી બીનાથી વાકેફ કર્યા છે તોપણ તે બીના અમે તારે પોતાને મોઢેથી સાંભળવા ઇચ્છીએ છીએ."

હવે આ ઝવેરીને ખાતરી થઇ કે "હું જે માણસોની રૂબરૂ ઉભો છું તે માણસો બીજા કોઇ નહિ, પરંતુ મારૂં ઘર લુટનાર લુટારાજ છે. તેથી બોલ્યો કે "સાહેબો ! મને તે જુવાન ઓરત તથા જુવાન મરદ વિષે ઘણી ફિકર થાય છે માટે મહેરબાની કરીને તમો મને તેની મુલાકાત કરાવશો, અગર તેઓ કયાં છે, તે કહેશો." લુટારાઓએ જવાબ આપ્યો કે "તેઓ તદન સલામત છે, માટે તારે કંઇ પણ ધાસ્તી રાખવી નહિ. અમોએ તેઓને ઘણીજ સંભાળ પૂર્વક રાખ્યાં છે, અને તેઓને જરા પણ ઇજા આપી નથી. ઉલટું અમારાથી બની શકે તેટલી મદદ આપી છે. અમારામાંના એકે પણ તેમનું મન દુભાવ્યું નથી. તને પણ અમો કંઇ દુઃખ દેવાના નથી. તારે અમારાપર પુરતો વિશ્વાસ રાખવો."

આ શબ્દોથી તેમજ શાહજાદાની અને શમ્સલનીહારની સલામતિ જાણીને તેને ઘણી હિંમત આવી. આવા ભયંકર લુટારાઓથી પણ તેમને કંઇપણ હાની થઈ નહિ તે જાણી ઘણો ખુશી થઇ તેણે ખુદાનો આભાર માન્યો વળી તેણે લુટારાઓનાં ઘણાં વખાણ કરતાં તેમનો હજારો વખત ઉપકાર માન્યો. તે બોલ્યો કે "દોસ્તો ! જો કે હું તમને બિલકુલ ઓળખતો નથી. છતાં તમો મને ઘણી સારી રીતે ઓળખો છો તે જાણી ઘણોજ આનંદ પામું છું. તમોએ મારી ઉપર ઘણો ઉપકાર કર્યો છે ? તમોએ જે ઇન્સાન્યતને શોભા આપે એવી ચાલ ચલાવી છે તે ઉપરથી જે છુપી વાત મેં મારી છાતીમાં રાખી મૂકી છે તે વાત તમારા જેવા બહાદૂર, સ્વતંત્ર અને પરગજુ માણસો આગળ કહેવાને મને કોઇપણ રીતનો ડર લાગતો નથી. તમારા ઉપર વિશ્વાસ મૂકવાનું મને જે મન થાય છે તેનું મુખ્ય કારણ તમારામાં જે સારા ગુણો દિપી નીકળ્યા છે તેજ છે. મારા તેમજ તમારા તાબામાં જે બે જણાં છે તેમની હકીકત સત્ય રીતે કહી સંભળાવું છું. હું ધારૂંછું કે આ બીના તમારા જેવા લાયક માણસોને કહેવાથી ઘણું સારૂં પરિણામ આવશે.

પછી પેલા ઝવેરીએ શમ્સલનીહાર તથા ઇરાનના શાહજાદાની પહેલેથી તે છેલ્લે સુધીની હકીકત અક્ષરે અક્ષર અસરકારક રીતે કહી સંભળાવી.

પેલા લુટારૂઓ આ હકીકત સાંભળી ઘણાજ અજાયબ થયા. તેઓએ પુછ્યું કે, "શું આ જુવાન અને ખુબસુરત શાહજાદો તેજ ઇરાનનો નામીચો અબદુલહુસેન છે ? અને આ બાનુ તે જાણીતી શમ્સલનીહાર છે ?" ઝવેરીએ જવાબ દીધો કે "મેં તમને અક્ષરે અક્ષર સાચી બીના જણાવી છે. શમ્સલ-

નીહાર તથા ઇરાનના શાહજાદા જેવા મોબાદાર માણસો પોતાનો ભેદ તમને કદીપણ કહે નહિ પણ મેં તમારા ભલા અને વિશ્વાસુ ખવાસ તરફ નજર કરી તમોને ખરી બીનાથી વાકેફ કર્યા છે." આ સાંભળી તેઓએ તરતજ શાહજાદા અને શમ્સલનીહારને ઝવેરી આગળ હાજર કર્યા.

પેલા લુટારાઓ એક પછી એક ઇરાનના શાહજાદા પાસે તેમજ શમ્સલનીહાર પાસે જઇને પગે પડ્યા ને માફ માગીને કહ્યું કે "અમોએ જ્યારે તે ઝવેરીનું ઘર ફાડયું ત્યારે અમને બિલકુલ ખબર ન હતી કે તમારા જેવાં મોબાદાર અને લાયક માણસો ત્યાં બિરાજેલાં હતાં" તેઓએ વધુમાં જણાવ્યું કે "તમારી તરફ જે ગેરવર્તણુંક અમોએ ચલાવી છે તેનો બદલો વાળી આપવાને અમે તૈયાર છીએ." પછી પેલા ઝવેરીને કહ્યું કે "તને કરેલા નુકસાન માટે અમો ઘણા દિલગીર છીએ તેનો પુરતો બદલો તો અમે વાળી શકીએ તેમ નથી. કારણકે કેટલીક ચીજો તો અમે વેચી દીધી છે. પરંતુ પ્યાલા રકાબી, તકીઆ વગેરે જે ચીજો અમારી પાસે હયાત છે તે બધી તને પાછી આપીએ છીએ. બાકીના માટે તું અમોને માફી આપીશ એવી આશા રાખીએ છીએ."

પેલો ઝવેરી તે લુટારાઓની કબુલાતથી ઘણોજ ખુશી થઈ ગયો, અને પોતાના સારા નસીબ માટે શુકરાના કરવા લાગ્યો. તેઓએ તુરત પેલા ઝવેરીનો જે માલ પોતાની પાસે હતો તે તેને સ્વાધીન કીધો અને શમ્સલનીહાર તથા ઇરાનના શાહજાદાને જણાવ્યું કે "આ ઝવેરી તમને ચોકસ જગોએ લઈ જવા માગે છે માટે તમે તેની સાથે જાઓ, પછી ત્યાંથી તમારે મકાને જવામાં તમને કંઇપણ અડચણ પડશે નહિ." પરંતુ તેઓને વિદાય કરતા પહેલાં તે ત્રણે જણને સોગન લેવડાવ્યા કે પાછળથી તેઓ તેમને હેરાન કરે નહિ. ત્રણે જણે તેઓનાં વચન માથે ચઢાવી આકરા સોગન ખાઇ કહ્યું કે "અમો આ બીનાથી કોઇને જાણીતા કરશું નહિ." પછી લુટારાઓ તદ્દન સંતોષ પામ્યા અને તેઓની સાથે બહાર પડ્યા.

પેલા ઝવેરીએ શમ્સલનીહારની વિશ્વાસુ દાસી તથા બીજી બે દાસીઓ કે જે તેની સાથે આવી હતી, તેને નહિ જોવાથી ઘણી અજાયબી લાગી; તેથી તેણે તેણીની પાસે જઇને પૂછ્યું કે "તમારી દાસીઓ કયાં ગઇ!" તેણીએ જવાબ આપ્યો કે "મને તે બાબતની કંઈપણ ખબર નથી, હું તો એટલુંજ જાણું છું કે મને તમારા ઘરમાંથી નદી વાટે આ ઠેકાણે લાવ્યા, અને પછી તમો અમને પણ આ ઠેકાણે મળ્યા."

રસ્તામાં ઝવેરી અને શમ્સલનીહાર વચ્ચે કંઇ વધુ વાતચિત થઈ નહિ. લુટારાઓ તેમને નદીને કિનારે લાવ્યા પછી એક તૈયાર બોટમાં બેસાડી સામે કિનારે લઇ ગયા. ત્રણે જણ જેવાં બોટમાંથી કિનારે ઉતર્યા તેવામાંજ ઘોડેસ્વાર ટુકડીના ઘોડાનાં પગલાંનો અવાજ સંભળાયો, તેથી પેલા લુટારાઓ તો તરતજ વિદાય થઇ ગયા. લુટારાઓ થોડેક દૂર ગયા તેટલામાં તો પેલા ઘોડેસ્વાર આવીને ઉભા રહ્યા. આ વખતે લુટારાઓ ઓઠે આવી જવાથી દેખાતા બંધ થયા હતા.

પેલી ટુકડીના સરદારે આ ત્રણે જણને પુછ્યું કે "તમો કોણ છો? અને આટલી મોડી રાત્રે તમો કયાંથી આવ્યાં? ઝવેરીએ જવાબ આપ્યો કે "અમે આ શહેરની વિશ્વાસુ રૈયત છીએ, અમો ત્રણે જણ આ નદી તીરે અચાનકજ એકઠાં થયાં છીએ. હું અને મારો મિત્ર જે આ મારી જોડે છે તે બંને જણ એક લેણદાર પાસે લેણું લેવા માટે બહાર ગયા હતા. ત્યાં મોડું થઇ જવાથી અમે અત્યારે અહીં આવી પહોંચ્યા છીએ તેમ કહી પેલો સામાન બતાવી જણાવ્યું કે "અમે તે સામાન લહેણા પેટે લાવ્યા છીએ. બહાર ગયા હતા, ત્યાં મોડું થઈ જવાથી અમે અત્યારે અહીં આવી પહોંચ્યા છીએ પેલાં બાનુ કોઇ ખાનદાન કુટુંબનાં છે. અમે તેમને બરાબર ઓળખી શકતા નથી, તોપણ રાતનો સમય હોવાથી અમે તેમની સાથે રહેવું દુરસ્ત ધાર્યું તેથી ત્રણે જણ સાથે સાથે ચાલીએ છીએ." સરદારને બરાબર ખાતરી થઇ નહિ તેથી પેલી બાનુને પૂછ્યું કે "તમે કોણ છો? અને આટલી મોડી રાતે એકલાં કેમ આવ્યા છો?" બાનુએ તે સરદારની પાસે જઇ કહેવા લાયક હકીકત આપી તેથી સરદારે તે ત્રણે જણને પોત પોતાને મુકામે પહોંચાડવા બંદોબસ્ત કર્યો. બે માણસ શાહજાદા અને ઝવેરીની

સાથે મોકલ્યાં, અને ત્રણ માણસો શમ્સલનીહારની સાથે મોકલ્યાં.

ઝવેરીને શાહજાદાના સાથેના માણસો તે બંન્નેને શાહજાદાના મુકામે મુકી આવ્યા. શાહજાદો તથા ઝવેરી તદ્દન થાકી ગયા હતા, તેથી સુઇ ગયા. શાહજાદો સુતો ખરો પણ તેને નિદ્રા દેવી આવી નહિ. તેના પર પડેલાં દુઃખો, શમ્સલનીહારનો અનહદ પ્રેમ, લુટારાઓની ભલમનસાઈ, વગેરે એક પછી એક યાદ આવ્યા કર્યાં. તેથી તેનું ચિત વ્યગ્ર થઈ જતાં બેશુદ્ધ થઇ ગયો તેના નોકરો તેને શુદ્ધિમાં લાવવાને ઘણા ઘણા ઉપાય કરવા લાગ્યા, વળી કેટલાક નોકરો તો ઝવેરી સુતો હતો તે ઓરડામાં ગયા, અને તેને પુછવા લાગ્યા કે "અમારા શેઠ આજે ક્યાં ગયા હતા, અને તેમના પર શી વીતક વીતી છે? તે અમને જણાવવા મહેરબાની કરો. તેઓ તદ્દન બેભાન થઇ ગયા છે" ઝવેરીએ જણાવ્યું કે "તમારા શેઠપર તેમજ મારા તરફ આજે જે બનાવ ગુજર્યો છે તે અજાયબી પમાડે તેવા છે. તે બધી બીના અત્યારે કહેવાય તેમ નથી માટે તમે જાઓ અને તમારા શેઠને શુદ્ધિમાં લાવો." આ હુકમ સાંભળી નોકરો નિરાશ થઇ શાહજાદા પાસે આવ્યા, અને તેને શુદ્ધિમાં લાવવાને ઘણા ઘણા ઉપચાર કર્યા.

કેટલીકવારે શાહજાદો પાછો શુદ્ધિમાં તો આવ્યો, પણ તે એટલો તો અશક્ત થઈ ગયો હતો કે બોલી શકતો પણ નહિ. ગમે તે પૂછતું તોપણ તે માત્ર ડોકું ધુણાવીનેજ જવાબ આપતો હતો છેક સવાર થતા સુધી આજ દશા રહી જ્યારે પેલો ઝવેરી પોતાને ઘેર જવા રજા લેવા માટે આવ્યો ત્યારે તેને પણ માત્ર ડોકું હલાવીનેજ જવાબ આપ્યો. અને તેની તરફ પોતાનો જમણો હાથ ધર્યો. પણ જ્યારે ઝવેરીના હાથમાં પેલું બંડલ જોયું ત્યારે તે બંડલ તેના ઘેર પહોંચાડવાને પોતાના એક નોકરને ઈશારતથી સુચવ્યું.

પેલા ઝવેરીના ઘરનાં માણસો ભારે શોકાતુર થઇ ગયાં હતાં, કારણ કે એક અજાણ્યા માણસ સાથે તે ગયો હતો. વરસાદની રાહ ચાતક જુએ તે પ્રમાણે તેની રાહ તેનાં ઘરનાં સઘળાં માણસ જોતાં હતાં. હવે બીજે દહાડે સવાર સુધીમાં પણ તે નહિ આવી પહોંચવાથી ઘરનાં માણસોએ તેની આશા મૂકી, અને એવું સમજવા લાગ્યાં કે તેની પર કંઇક ભારે આફત આવી પડી હશે. તેમ ધારી ભારે ગભરાટ કરી મૂક્યો. તે દરમ્યાન ઝવેરી આવીને ઉભો. આથી ઘરનાં તમામ માણસો હર્ષઘેલાં થઇ ગયાં. તોપણ તેના ચહેરાપરથી તેઓ સમજી તો ગયાં કે તેના પર ભારે આફતો ગુજરી છે. ઝવેરી તદ્દન થાકી ગયો હતો, તેથી બે દિવસ તો આરામ માટે ઘરમાંજ પડી રહ્યો. તે ભાગ્યેજ પોતાના ખાસ મિત્રને મલતો.

પણ ત્રીજે દિવસે પોતાને જરા તનદુરસ્ત જોઇને પ્રથમની શક્તિ પાછી મેળવવાના હેતુથી બહાર હવા ખાવા ધાર્યું. તે પોતાના એક મિત્ર કે જે મોટો વેપારી હતો તેની દુકાને જઇને બેઠો. અને ત્યાં ઘણા લાંબા વખત સુધી તેની સાથે વાર્તાવિનોદ કરવામાં રોકાયો. ત્યાર પછી તે પોતાના મુકામે પાછો આવતો હતો, તેટલામાં તેણે કોઈ ઓરતને ઇશારત કરી પોતાને બોલાવતાં જોઈ. ઝવેરીએ તેણીને તરત જ ઓળખી લીધી, તેથી તે ઘણીજ ત્વરાથી ચાલીને ઘણીજ તાકીદે પોતાના મુકામે આવ્યો. પેલી ઓરત પણ તેની પાછળ પાછળ ચાલી ગઇ, કારણ કે આ જાહેર જગા ઉપર વાતચિત કરવાનું દુરસ્ત લાગ્યું નહિ. ઝવેરી તેણીની સાથે જાહેરમાં વાત કરવા માટે ઘણો બીતો હતો, કારણ કે તે બાઇ બીજી કોઇ નહિ પણ શમ્સલનીહારની વિશ્વાસુ દાસીજ હતી. આ દાસીને આખું બગદાદ શહેર ઓળખતું હતું. વળી તે દાસી શમ્સલનીહારની વિશ્વાસુ દાસી છે અને ગમે તેવી છાની વાતો પણ તેની મારફતે થાય છે. એમ તમામ લોકો જાણતા હતા. ઝવેરીની પાછળ પાછળ દાસીએ ચાલવા તો માંડ્યું પરંતુ ઝવેરીને તે પહોંચી વળી નહિ. ઝવેરી તો ઘણીજ ઝડપે પોતાના મકાને જતો રહ્યો. ત્યાં જઇ પોતાના ખાનગી રૂમમાં નિરાંતે સ્વસ્થ પણે બેઠો. ત્યાર બાદ કેટલીકવારે પેલી દાસી આવી પહોંચી તેણીએ ઝવેરીને નમન કર્યું. ઝવેરીએ સામું નમન કરી બેસવા માટે આસન આપ્યું

તેઓ બંનેએ લુટારાઓના પંજામાંથી છૂટી સહિસલામતીથી પાછાં આવ્યાં તે માટે અલ્લાના હજારો શુક્રાના માન્યા, અને જાણે નવો અવતાર પામ્યાં હોય તેવાં ખુશી થઇ ગયાં. દાસી બોલી કે હું મને બિલકુલ આશા નહતી કે આપણે ફરાથી મળીએ! ખુદાની મહેરબાનીથીજ આજે આપણે હયાતી

ભોગવીએ છીએ. ઝવેરીએ પૂછ્યું કે " તારી તેમજ તારી સાથેની બે દાસીઓની સ્થિતિ વિષે તેમજ અમારાથી જુદા પડયા પછી તારી શેઠાણી વિષે હું જાણવાને ઘણો આતુર છું માટે મને જલદી જણાવ " દાસીએ જણાવ્યું કે " હું તે સઘળી બીના જણાવવાને તૈયાર છું, પરંતુ તે આગમચ તમે તથા શાહજાદો તે લુટારાઓના પંજામાંથી કેવી રીતે બચી ગયા તે વિષે મને જણાવો." દાસીના અતિ આગ્રહથી ઝવેરીએ તે સઘળી હકીકત અથ ઇતિ કહી સંભળાવી. પછી દાસીને પોતાની હકીકત કહેવા સુચવ્યું.

દાસી બોલી કે " તે લુટારાઓને જોઇને મારા મનમાં તો નક્કી થયું કે આ તો ખુદ ખુલીફના માણસો છે. હવે આપણો પાપના ઘડો ભરાઈ જવાથી મોતને શરણે થવાનાં જ. કોઈ દુષ્ટ માણસ ખલીફ આગળ ચાડી ખાધી હશે તેથી ખલીફે શાહજાદા તથા શમ્સલનીહારને પકડી મંગાવ્યાં હશે. હવ તે આશક માશુક આ ફાની દુનીઆ તજીને જવાનાં અને તેમના સાથે આપણને પણ લઇ જવાનાં તે લુટારાઓ શમ્સલનીહાર શાહજાદાની તરફ ગયા. તેવીજ અમે ત્રણે દાસીઓ લાગ જોઇ બહાર નીકળી ગઈ અને કોઇ ન દેખે તેમ અંધારે ગલી કુંચીઓમાં થઇ ઘણે દૂર નીકળી ગયાં. આખરે એક ખંડીએર આવ્યું તેમાં ભરાઇ બેઠાં કેમકે આટલી મોડી રાત્રે મહેલમાં જવું દુરસ્ત ધાર્યું નહિ. અમે ત્રણે જણ એક ખુણામાં ચુપચુપ ભરાઇ બેઠાં હતાં, લગાર પણ બોલતાં કે હાલતાં નહતાં કારણકે કદાપી કોઈ દેખી જાય તો પુરી ફજેતી થાય. છેવટે મોટે પરોઢીએ ઉઠી અમે ત્રણે જણ મહેલમાં દાખલ થયાં. આ વખતે ઘણી ખરી દાસીઓ સુતેલી હોવાથી કોઇને ખબર પડી નહિ ફક્ત બે ચાર માણસો જે જાગતા હતા તેમણે પૂછ્યું કે શેઠાણી ક્યાં ? મેં જવાબ આપ્યો કે તે તો આજે નહિ આવે કેમકે આ મહેલમાં આવતાં શાહજાદો યાદ આવે છે અને તેથી તેમનું શરીર બગડે છે માટે તેમની સાહેલીને ત્યાં રહેશે વળી જ્યારે તેમને આવવાની મરજી થશે ત્યારે તેઓ મને ખબર કહાવશે એટલે હું તેડી લાવીશ; ભોળા ગુલામોએ આ સઘળી બીના ખરી માની.

મેં તો આખો દિવસ બેચેનીમાં ગાળ્યા પછી જ્યારે અંધારૂં થયું ત્યારે ગુપ્ત દરવાજે થઇ મહેલ બહાર નીકળી. આ દરવાજો નદી તરફ આવેલો છે. મેં તે તરફ જોયું તો એક નાની બોટ મારી તરફ આવતી જોઇ, તેથી મેં તે બોટવાળાને હાંક મારીને કહ્યુંકે નદીની સામી બાજુએ તારી બોટ લઇ જા અને ત્યાં કોઇ બાઇ બેઠી હોયતો તેને સહિસલામત લઈ આવ. તે બોટ પાછી સામી બાજુએ હંકારી. ઘણીવાર સુધી અમે ત્રણેજણ તેની રાહ જોતાં બેસી રહ્યાં છેવટે મધરાતને શુમારે તે બોટ પાછી આવી અને ઘણીજ આતુરતાથી તેને પુછ્યું તો જવાબ મળ્યો કે " તે કિનારે તો કોઇપણ સ્ત્રી નથી, પરંતુ અમારી બોટ ત્યાં પહોંચી તેવામાં તે કિનારેથી એક બોટ આ તરફ આવતી હતી, તેમાં બેસારૂં હતાં પછી ઓરત હોય કે નહિ તેની ખબર નથી કારણકે તે અમારાથી દૂર હતી ! આ ઉપરથી અમે ત્રણે દાસીઓ નદીને કિનારે કિનારે ચાલતી હતી, થોડેક છેટે ગયાં ત્યારે અમને એક સ્ત્રી અને તેની સાથે બે સિપાઇને આવતા જોયા. તેને જોતાંજ મેં ઓળખી કાઢી કે આતો મારી શેઠાણીજ છે તેને જોતાંજ મારી આંખોમાં પ્રેમાશ્રુ આવી ગયાં મારાથી તેમજ તેનાથી એક શબ્દ પણ બોલાયો નહિ. ટોળામાંથી વિખુટી પડેલી મૃગલીને ટોળાનો મેળાપ થતાં જેવો હર્ષ થાય તેવો હર્ષ અમને બંનેને થયો. તેણી તરતજ મારો હાથ ઝાલી મને વળગી પડી, ત્યાર પછી અમે ધીમે ધીમે મહેલ તરફ આવ્યાં પેલા સિપાઇ પણ અમારી સાથેજ આવ્યા હતા. મારી બાઇના હુકમથી તેમને દરવાજા આગળ ઉભા રાખી, હું તથા મારી બાઇ અંદર દાખલ થયાં. મેં ત્યાં જઇ મારી શેઠાણીના કહેવાથી સો સો મહોરની બે કોથળી આણી દરેકને આપી. તેમણે તે લેતાં ઘણો ઉપકાર માની કહ્યું કે ' અમારા જેવું કામકાજ સુખેથી કહેજો."

મારી શેઠાણી ઘણીજ થાકી ગયેલી હતી તેથી પોતાનાં તમામ કપડાં બદલી નાગી ઓરડામાં પલંગ પર સુઈ ગઇ હું પણ તેની પાસેજ બેઠી. બીજે દિવસે તેને જોવાને બીજી દાસીઓ આવી પરંતુ મેં તેમને જવાબ આપ્યો કે " તેમનું શરીર ઘણુ અશક્ત છે માટે આરામની જરૂર હોવાથી કોઇની મુલાકાત લેવા ના પાડે છે." બિચારી દાસીઓ ચાલી ગઇ. અમે ત્રણુજ દાસીઓ તેની પાસે બેસી રહી હતી, અમે પણ તેને નહિ છંછેડતાં નિરાંતે આરામ લેવા દીધો, તેથી તેને કંઇક આરામ થયો. છેક બપોરે

તેણી ઉઠીને અમારી પાસે દાતણ પાણી માગ્યાં. ત્યારબાદ અમે તેણીને ગરમ ચા, થોડો શરાબ અને લીંબુ મેવા એક પછી એક આપ્યાં તે તેણીએ ધીમે ધીમે લીધાં, તેથી જાણે તેને બોલાવવાની શકિત આવી હોય એમ અમને લાગ્યું તોપણુ અમે તેણીને કંઇપણુ પૂછ્યું નહિ, એ પ્રમાણે લગભગ ૧૫ કલાક સુધી બહાર આરામ આપ્યો હવને સાંજ પડી રાતની સત્તા જામી હતી. તેનામાં શકિત પણુ ઠીક આવી હતી તેમજ બધે શાન્તી હતી. તે લાગ જોઇ મેં તેણીને તેના દુઃખની હકીકત પૂછી તેણીએ એક ઉંડો નિશ્વાસ મૂકી જવાબ આપ્યો કે મને મારી હકીક્ત શું કરવા પૂછે છે ? મને તે લુટારાઓએ જીવતી રાખી એજ મારૂં કમનસીબ સુચવે છે. આવી દુઃખી અને કંગાળ સ્થિતિમાં જીવવું તેના કરતાં મરવું બહેતર છે. મારો પ્યારો માશુક મારે ખાતર દુઃખી થાય છે. જો હું આ દુનિઆ છોડી ચાલી જાઉં તો પછી તે બિચારો મારા ફંદામાંથી છૂટી શકે એમ બોલી તે મારા ખોળામાં માથું મૂકી સુઇ ગઇ. મેં તેને આશ્વાસન આપતાં કહ્યું કે હા મારી આટલી અરજ તમે સ્વીકારશો, તમે મને નિરાશ નહિ કરો એમ હું ધારૂં છું વળી તે દુઃખ મારી આગળ કહેવાથી તમારૂં કેટલુંક દુઃખ ઓછું થશે. માટે મહેરબાની કરી કહો હું તે સાંભળવાને ઘણી અધીરી થઇ છું. ”

“ ત્યારે સાંભળ હું તે કર્મકથા તારી આગળ કહું છું મારી કહાણી ઘણી કંટાળો આપે તેવી અને દુઃખથી ભરેલી છે. તે લુટારાઓ નાગી તરવારો લઇ અમે બેઠાં હતાં તે ઓરડામાં દાખલ થયા તેમને જોઇને મારી તો ખાતરી થઇ કે હવે મારી દુઃખી અને કંટાળા ભરેલી જીંદગીનો અંત આવ્યો. તેથી મને ઘણી ખુશાલી થઈ કારણુ કે મારા પ્યારા માશુકની સાથે મરવામાં મને અત્યાનંદ થાય છે મારાં પૂર્ણ ભાગ્ય હોય ત્યારેજ મને એવો શુભ પ્રસંગ મળે. પરંતુ હું મારી ધારણામાં ખોટી ઠરી. કારણુ કે તેમાંના બે લુટારાઓને અમારા રક્ષણાર્થે રહેવા તેમના સરદારે ફરમાવ્યું અને બીજાઓને તમામ કીમતી માલ તાકીદે લૂટી લેવા આજ્ઞા કરી. તે પ્રમાણે તમામ માલના ગાંસડા બાંધી કરી તેઓ અમને સાથે લઈ ચાલતા થયા, અમે રસ્તામાં ચાલતાં હતાં ત્યારે અમારી સાથે રક્ષણુ માટે જે બે માણસો ચાલતા હતા તેમાંના એકે પૂછ્યું કે તમે કોણુ છો ? મેં જવાબ આપ્યો કે હું નાચનારી રામગગર છું જયારે શાહજાદાને પૂછ્યું કે 'તું કોણુ છે ! ત્યારે શાહજાદાએ જવાબ દીધો કે ' હું બગદાદનો એક રહેવાસી છું ' એમ કરતાં કરતાં અમે લુટારાઓના મકાનપર આવી પહોંચ્યાં ત્યારે અમારાપર એક બીજી નવી ધાસ્તી આવી પડી. તેઓ સઘળાઓ અમારી બંનેની આસપાસ ફરી વળ્યા. અને પછી ઘણીવાર સુધી તાકીને મારી તરફ જોઇ રહ્યા.અને મારો પોશાક તથા દાગીના જોઇ તેઓ અજાયબી પામી બોલ્યા કે કંઈ નાચનારીઓ તારા જેવો સુંદર પોશાક અને ઉમદા જવાહીર પહેરતી નથી તું તો ખાનદાનની ઓરત જણાય છે, માટે તાકીદે કહી દે કે તું કોણુ છે ? ' મેં તેમને કંઇપણુ જવાબ આપ્યો નહિ ત્યારે તેઓ ઇરાનના શાહજાદાને પૂછવા લાગ્યા કે ' તારા ચહેરા પરથી તું કોઇ ખાનદાન જણાય છે બીજા સાધારણ માણસ જેવો નથી, માટે સાચે સાચું બોલીદે ' પેલા શાહજાદાએ પણુ મારી માફકજ ખરી બીના જણુવી નહિ પણ જવાબ આપ્યો કે ' હું તે ઝવેરીને ત્યાં મેલાવડા હોવાથી ગયો હતો. કારણુ કે તે મારો મિત્ર છે. અને તેથી તેણે મને આગ્રહ પૂર્વક તેડાવ્યો હતો, અમે આનંદ લહેરમાં ડુબી ગયાં હતાં તે દરમ્યાન તમે આવી પહોંચ્યા અને રંગમાં ભંગ કરી અમને અહીં પકડી લાવ્યા ' લુટારાઓના સરદારે ઉત્તર આપ્યો કે હું તે ઝવેરીને સારી રીતે ઓળખું છું જો કે તે મને ઓળખતો નથી તોપણુ તેણે એક વખત મને ભારે મદદ આપી છે હું તેને કાલેજ અહીં તેડી લાવીશ પણુ તમો બંને જણુ ખાસ યાદ રાખજો કે તે ઝવેરીના આવતા સુધી તમને અહીંથી રજા મળશે નહિ. અમે તમને કંઇપણુ દુઃખ દઇશું નહિ. આ ઘરમાં સુખેથી રહો. પછી બીજે દિવસે તેઓ તે ઝવેરીને પોતાના મકાનમાં લાવી પુછવા લાગ્યા. ઝવેરીએ અમારા બંનેની હકીકત પ્રથમ પૂછી જોઇ અને તેથી તેની ખાતરી થઇ તે પરથી આ લુટારાઓનો વિશ્વાસ કરી ખરેખરી હકીક્ત કહી દીધી. અમે બંનેને તે લુટારાઓએ ખાનદાન કુટુંબનાં જાણી અમારી માફ માગી વળી તેમણે જણાવ્યું કે અમે તે ઝવેરીને ઓળખીએ છીએ પરંતુ અમે લુટીએ છીએ તે ઘર તેનુંજ છે તે અમે જાણુતા ન હતા અમે જાણુતા હોય તો સોગંદ ખાઇ કહીએ

છીએ કે અમે તે ઘર કદી લૂટત નહિ. આમ કહી તેઓ તરતજ અમો ત્રણેને નદી કિનારે લાવ્યા. અને સામે કિનારે મૂકી પાછા વળ્યા. એટલામાં ઘોડેસ્વારની ટુકડીએ અમને રોકયાં. પરંતુ મેં તે ટુકડીના સરદારના કાનમાં ધીમે અવાજે મારી ઓળખાણ આપી જણાવ્યું કે મને લુટારા લઈ ગયા હતા તેથી તે સ્વારે મને સહિસલામત પહોંચતી કરવા માટે મારી સાથે બે સિપાઇ મોકલ્યા. હુ સિપાઇ સાથે ધીમે ધીમે આવતી હતી તે દરમ્યાન તું તથા આ બે દાસીઓ મલી. મારી ભલામણુથી તે સરદારે શાહજાદા તથા ઝવેરીની સાથે પણ બે માણસો મોકલાવ્યા છે, પરંતુ ત્યાર પછી તેમની કશીપણ ખબર મલી નથી. આ પ્રમાણે મારી દુખદ અને કંટાળા ભરેલી કહાણી છે.

" મારી ભલી શેઠાણીની કહાણી સાંભળી મને તેણીની ઘણીજ દયા આવી. કારણ કે આ બે બાનુઓએ પોતાના આખા જન્મારામાં કોઇપણ વખત ઘર બહાર પગ મૂકયો નથી. તેણીને આ લુટારાઓના ભેગું રહેવું કેટલુ દુઃખદ થઇ પડે ! મેં મારી શેઠાણીને કહ્યું કે મારા ધારવા મુજબ ઝવેરી અને શાહજાદો પણ પોતપોતાના મુકામે સહિસલામત પહોંચી ગયા હશે. પરંતુ હવે તમે લગાર પણ સમજુ હો તો શાહજાદા પરનો પ્યાર કાઢી નાખો. નહિ તો તમારા બન્નેના જીવ જશે. વળી તમારી આસપાસ માણસોની પણ તેજ દશા થશે. "

" પ્યારમાં ગાંડી થઈ ગએલી બાનુ બોલી કે હું જેમ શાહજાદાને સંભારૂં છું તેમ તે પણ મનેજ સંભાળતો હશે. વળી પેલો ઝવેરી કેટલો બધો ભલો જેણે આપણે માટે ઘણું ખમ્યું છે. તેને આપવાને કાજે સવારે બે કોથળીઓ હજાર હજાર મહોરની લઇ જજે. લે આ બે કોથળીઓ. "

ઝવેરીએ તે કોથળીઓ લેતાં ઘણો ઉપકાર માન્યો ને પછી ઉદાર બાનુની હકીકત આગળ ચલાવવાને દાસીને કહ્યું.

" દાસી બોલી કે પાછી મારી શેઠાણી કહેવા લાગી કે " તું કહે છે તે મને સત્ય લાગે છે. હું માનું છું કે અમો બંને આશુકમાશુકનો પ્રાણ જશે, પરંતુ લાચાર છું. પ્રેમની રીત તેવીજ છે. પતંગીઆ જેવા શુદ્ર પ્રાણી પણ પ્યારના ખાતર દીવામાં પડી જીવ ખુએ છે, દુધ જેવી નિર્જીવ વસ્તુ પણ પ્યારની ખાતર દેવતામાં પડતું મૂકે છે. તો માણસ જેવું શ્રેષ્ઠ પાણી પ્રાણને વહાલો કરી વિશુદ્ધ પ્રેમીને તજી દે તે કેમ બને ? હું પ્યારની ખાતર તે શાહજાદાની સાથેજ ઘોરમાં દટાઇશ પ્યાર એ વસ્તુ અજબ વસ્તુ છે. તેની કીંમત તો પ્રેમીજ જાણે તે તમારા જેવાં દાસ દાસડાને ખબર ન પડે ! " મેં કહ્યું કે એ તો ખરૂં ! પણ તમે તમારો પ્યાર પ્રથમ તો ખુદ ખલીફાને આપ્યો છે ને હવે શાહજાદાને ચાહો છો તો ખુદાના ગુંનેગાર ઠરશો અને દુનીઆમાં બેઇમાની ઠરશો

" તરતજ તેણે લાલચોળ આંખ કરી મને ચૂપ રહેવા ફરમાશ કરવાથી હું મુગી રહી અને અહીં આવી. પરતુ તમે ઘેર નહી હોવાથી નિરાશ થઇ પાછી વળી શાહજાદાને ત્યાં જવા ધાર્યું, પણ ત્યાં જતી હિમ્મત ચાલી નહિ તેથી તમને શોધવા બજારમાં આવી. "

આ વાત સાંભળી રહ્યા પછી ઝવેરી બોલ્યો કે તારી શેઠાણીને મારી વતી આગ્રહ પૂર્વક સલામ કરી કહે જે કે ગમે તે કામ હોય તોપણ સુખેથી ફરમાવશો સેવક તૈયારજ છે, વળી તારે મારા ઘેરજ આવીને મળવું, એવી ગોઠવણ કરી બંને છુટાં પડયાં.

દાસીના ગયા પછી ઝવેરીએ પોતાના સઘળા દોસ્તોને થયેલા નુકસાન પેટે દામ ભરી આપ્યા અને બાકીના વધેલા પૈસામાંથી પોતાનું ઘર સમું કરાવ્યું, તેમ છતાં કેટલાક પૈસા વધ્યા તેથી તે ઘણોજ ખુશી થયો. વળી તેની વાત કોઇએ જાણી ન હતી તેથી તેણે ઇરાનના શાહજાદાને મળવા જવાનો વિચાર કર્યો.

શાહજાદાને મળવા માટે સવારમાં નક્કી કરી રાખેલા વિચાર મુજબ સાંજની વખતે વાળુ કરીને તે શાહજાદાને મકાને ગયો જેવો ઝવેરીને દીઠો કે તરતજ નોકરોએ જણાવ્યું કે " તમો ઘણીજ અણીની વખતે આવી પહોંચ્યા છો. તમે જ્યારથી તેને મૂકીને ગયા છો, ત્યારથી તેણે એક કોળીઓ પણ ભર્યો નથી. વળી એક શબ્દ પણ બોલ્યો નથી, તેથી અમને ઘણીજ ધાસ્તી લાગે છે. " એમ કહી ઝવેરીને

બારણું ઉઘાડી અંદર લઈ ગયા. ઝવેરીએ પોતાના દોસ્તને ઘણીજ ખરાબ હાલતમાં જોયો, તેથી તેની છાતી ભરાઇ આવી તે શાહજાદો આંખો મીચીને બિછાનાપર સુતેલો હતો, તેનાથી બોલી શકાતું ન હતું પણ જ્યારે ઝવેરીએ સલામ કરીને હિંમત રાખવા માટે દિલાસો દેવા માંડયો ત્યારે પોતાની આંખો ઉઘાડીને તેની તરફ જોયું. આ વખત તેની હાલત જોઇ ઝવેરીની આંખમાં આંસુ પણ ભરાઇ આવ્યાં. શાહજાદાએ પોતાનો હાથ જરા લાંબો કરી ઝવેરીનો હાથ પકડયો. ઝવેરી પણ કંઇક સમજી ગયો તેથી તેની છેક નજીકમાં બેઠો. શાહજાદાએ ઘણાજ ધીમા અવાજે ઝવેરીને જણાવ્યું કે " મારા જેવા કંગાળ અને દુઃખી મિત્રની ખબર લેવા તું આવ્યો જાણી મને ઘણો આનંદ થાય છે. અફસોસ ! હું હવે બચી શકું તેમ નથી.

શાહજાદાને ઝવેરીએ કહ્યું કે " હું તારી પાસે બે હાથ જોડી માગી લઉં છું કે તારે મારા વિષે એક પણ શબ્દ બોલવો નહિ. મેં ફકત મારી ફરજ બજાવી છે. તારા ચહેરાપરથી મને જણાય છે કે તેં મુદ્દલ ખાધું નથી, માટે તું છેક લેવાઇ ગયો છે. " તેમ કહી ચાકરોને ખાણું લાવવા કહ્યું. ચાકરો ખાણું લાવ્યા. ઝવેરીએ પોતે પોતાના હાથે તેને મહામુશીબતે થોડું ખવરાવ્યું. ખાધાથી શાહજાદાને કેટલોક ટેકો આવ્યો. અને કંઇક ધીમેધીમે વાત કરવાની શકિત પણ આવી તેથી તેણે પોતાના ચાકરોને બહાર બેસવાનું કહ્યું. ચાકરો તેના હુકમને માન આપી બહાર ગયા.

હવે ઓરડામાં માત્ર બે મિત્રોજ રહ્યા, તેથી નિરાંતે વાતચીત કરવા લાગ્યા. શાહજાદાએ જણાવ્યું કે " મારૂં દુઃખ બે કારણથી વધી પડયું છે. (૧) મારો પ્યારનો જુસ્સો હદથી જાદે વધી પડયો છે. અહોનિશ મારી નજર આગળ મારી માશુકની છબી હવામાં રમ્યા કરે છે. અને વિચારો પણ તેનાજ થાય છે (૨) અમારે લીધે તને થયેલું ભારે નુકસાન મારા દિલમાં ચાલ્યા કરે છે. તું મને મહેરબાની રાહે જણાવ કે તને કેટલું નુકસાન થયું છે ? મારે હમણાંજ તે આંકડો આપી દેવો જોઇએ. પરંતુ હું તારી ખોટ પુરી કરૂં તે અગાઉ તું મને મારી પ્યારી માશુકની ખબર આપ. હું તેનાથી છૂટો પડયો, ત્યાર બાદ તેના વિષે મેં એક શબ્દ પણ સાંભળ્યો નથી, માટે મહેરબાની રાહે તું જાણતો હોય તે કહે; તેની ખબર મારા બળતા અંતઃકરણને ઠંડા બરફસમ સુખ ઉપજાવશે.

શાહજાદાના અતિ આગ્રહથી ઝવેરી શમ્સલનીહાર વિષેની તમામ કહાણી કહી સંભળાવી. વળી મહેલમાં આવ્યા પછી તેના શરીરમાં થયેલો અતિશય બગાડો, તેમાંથી ખુદાની મહેરબાની વડે કંઇક સારી સ્થિતિમાં આવવું કંઇક ઠીક થતાંજ દાસીને શાહજાદાની ખબર લેવા માટે મોકલાવી, વગેરે દરેક બીના કહી સંભળાવી.

આ દુઃખદ કહાણી સાંભળીને શાહજાદો ડસકાં ખાવા લાગ્યો, તેની આંખોમાંથી અશ્રુપ્રવાહ ચાલ્યો. ઝવેરીએ તેને પુષ્કળ દિલાસો આપ્યો ત્યારે કંઇક નરમ પડયો. ત્યાર પછી પોતાના ચાકરોને બોલાવી ઘણો કીંમતી સામાન ઝવેરીના મકાને મોકલવા ફરમાવ્યું.

ઝવેરીએ ઘણીએ ના પાડી. પરંતુ શાહજાદાએ માન્યું નહિ. ઝવેરીએ જણાવ્યું કે મને જેટલું નુકસાન થયું છે તે કરતાં આઠગણા પૈસા તમારી માશુક શમ્સલનીહારે મોકલાવી આપ્યા છે, હવે હું આ રકમ નહી લઉં. શાહજાદાએ કહ્યું કે "મારે તારો બદલો અવશ્ય વાળવો જોઇએ માટે તું ના કહે કે હા કહે, પણ હું આપ્યા સિવાય નહિ રહું. " તેમ કહી નોકરો સાથે ઝવેરીને મકાને મોકલાવી દીધો. ઝવેરીએ જાણ્યું કે " હવે લીધા વિના છુટકો નથી," તેથી મુંગોજ બેસી રહ્યો. ત્યાર પછી રજા માગી પોતાને જવા તૈયારી કરી. પરંતુ શાહજાદાએ તેને પોતાને મુકામેજ રાત રહેવા સુચવ્યું, તેથી તે ત્યાંજ રહ્યો, આ પછી બંને મિત્રોએ શમ્સલનીહારની મુલાકાત કેવી રીતે લેવી તે સંબંધે ગોઠવણ કરવામાં તથા વાતચીત કરવામાં અરધી રાત ગાળી તે વાતનો સાર નીચે મુજબ હતો. શાહજાદાએ કહ્યું કે " અરે મારા કદરદાન મિત્ર તું જાણે છે કે આ દુનીઆની સઘળી ચીજોનો કોઈ પણ દિવસ અંત આવશે. પરંતુ એક આશક માશુકના વિશુદ્ધ પ્રેમનો અંત આવતો નથી. તે પ્રેમ તેમના મરણ પછી પણ તેમની સાથે ઘોરમાં દટાય છે. મારે માટે પણ તારે એમજ સમજવું. મારૂં કમબખત નસીબ એવું તો દુષ્ટ છે કે અમારો

મેળાપ બે વખત થયો, અને બંને વખત મારી પ્યારી માશુકને મારા દિલની વાત કહેવાની અણીપર હતો તેવામાંજ હું ઘણાજ નાજુક પ્રસંગથી તેનાથી છૂટો પડયો, તેથી મારી આશાઓ તદ્દન ભંગ થઇ છે. હવે મારે મોત સિવાય બીજું કાંઈ સાધન નથી. મેં મારી દુઃખી અને કંટાળા ભરેલી જીંદગીનો ક્યારનોએ અંત આણ્યો હોત, પરંતુ તેમ કરતાં મને આપણા ધર્મનું પવિત્ર પુસ્તક નડે છે. હવે તો હું વધારે વખત જીવવાનો નથી. કારણ કે એક જાતનો કીડો મારા કલેજામાં પેદા થયો છે. તે મારા કલેજાને અંદરથી કોરી કોરીને ખાઇ જાય છે. મારી ખાતરી છે કે તે દુષ્ટ કીડો મારો જીવ લેશે. " આ શબ્દો બોલતાં બોલતાં તેની આંખોમાંથી આંસુની ચોધાર વહેવા લાગી તેમજ તેનું હૃદય મુંઝાઇ ગયું. તેથી એક શબ્દ પણ બોલ્યા સિવાય મુંગોજ બેશી રહ્યો.

પેલા ઝવેરીએ કહ્યું કે " અરે મારા કદરદાન સખી શાહજાદા ! તું આટલો બધો શા માટે ગભરાય છે ? તને તારી પ્યારી માશુક ફરીને મલશે, અને તું તારી ઇચ્છાઓ પૂરણ કરીશ. ખુદાનાપર વિશ્વાસ રાખી તેને યાદ કર. તે દયાળુ નેક પરવરદીગાર ખરાં પ્રેમીને છેવટે મદદ કરી તેમના મનની ઇચ્છાઓ પૂર્ણ કરે છે. આપણે એવી હજારો વાતો સાંભળી છે અને વાંચી છે. ઘોર જંગલમાં પડી રહેલા અનાથની સંભાળ લેવા પણ તે ચુકતો નથી, તો પછી તમારા જેવાં વિશુદ્ધ પ્રેમીને કેમ તજી દેશે. માટે ધીરજ રાખ. " આ પ્રમાણે ઘણી વાતોચિતો કરી છેવટે બંને મિત્રો સુઇ ગયા. આખી રાત તેમણે સારી ઉંઘ લીધી. કારણ કે શાહજાદાને ઘણા દિવસના ઉજાગરા હતા. તોપણ શાહજાદાને તો કંઈક પ્રેમમય સ્વપ્ન આવ્યા કરતાં હતાં.

સવારમાં ઉઠી ઝવેરીએ પોતાના ઘેર જવાની રજા માગી. તે તેણે ઘણી આનાકાની સાથે આપતાં જણાવ્યું કે " હું તેને કાલાવાલા કરીને કહું છું કે તું પેલી દાસીને ખાતરી પૂર્વક કહેજે કે શાહજાદો અંતની ઘડી સુધી પણ તેની પ્યારી માશુકને ચહાશે: અને છેવટે તેનો પ્યાર ઘેરમાં પણ લઇ જશે. "

પેલો ઝવેરી ઘેર જઇ દાસીની વાટ જોતો બેઠો હતો તેટલામાં પેલી દાસી ઘણાજ શોકાતુર ચહેરે રડતી રડતી દાખલ થઇ, પેલો ઝવેરી બાપો તેથી પૂછયું કે " શી બીના છે ? "

તેણીએ જવાબ આપ્યો કે " મારૂં, મારી શેઠાણીનું અને શાહજાદાનું કાળચક્ર આવી પહોંચ્યું છે. કારણ કે મને એક ભયંકર ખબર મારા મહેલમાં જતાં મલી છે તે તું કાન દઇને સાંભળ. "

" મારા સાથે જે પેલી બે દાસીઓ હતી, તે બંને દાસીઓને કંઈ કારણસર સમ્શલનીહારે શિક્ષા કરી હતી તે બંને જણીઓ લાગ જોઇ નાસી ગઇ છે. તેમાંની એક તો ખુદ ખલીફની હજુરમાં ગઈ છે, અને બીજી ખલીફના પહેરેગીરને આશરે ગઇ છે, તેથી જણાય છે કે આ બંને જણીઓએ તમામ વાત ફુંકી દીધી હશે. વળી વધુ ભય લાગવાનું કારણ તો એ કે જ્યારે હું તમારી પાસે આવવાની તૈયારીમાં હતી, ત્યારે ખલીફે શમ્સલનીહારને પોતાના મહેલમાં બોલાવવા માટે ગુલામો મોકલ્યા હતા. ખલીફ પોતાના મહેલમાં તેણીને કોઇપણ વખત તેડાવતો નથી. આ તને કહેવા આવવાને હું મહા મુશીબતે અત્રે આવી છું. ત્યાં શું બન્યું હશે તે હું જાણતી નથી, તો પણ હું ધારૂં છું કે કંઇપણ ખરાબ બન્યુ નહિ હોય. તું પણ યાદ રાખજે કે આ છુપી વાત કોઈને કહેતો નહિ, અને જેમ તને ઠીક લાગે તેમ કરજે." વળી પેલી વિશ્વાસુ દાસીએ ઝવેરીને કહ્યું કે " તું જલદીથી શાહજાદા આગળ જા, અને આ સઘળી બીનાથી તેને વાકેફ કર; તેથી આફત આવે તેને વાસ્તે અગાઉથી તૈયારી કરી રાખે અને આપણી નેક સુચનાને વળગી રહે. " ઝવેરીનો ઉત્તર લીધા વગર તે તાકીદે ચાલી ગઈ.

આ ભયંકર સમાચાર સાંભળી ઝવેરીના મોતીઆજ મરી ગયા. તે આગળ પાછળનો કંઇપણ વિચાર કરી શક્યો નહિ તે જડ વસ્તુની માફક ચેતના રહિત થઈ સ્તબ્ધ થઇ ગયો. થોડીવાર તો બેભાન થઇ ગયા જેવો જણાયો, મગ પણ પાછો હિમ્મત રાખી પોતાની આસપાસની સ્થિતિનો વિચાર કરી,આ માઠી ખબર શાહજાદાને પહોંચાડવાના ઇરાદે તરતજ તેના મકાને ગયો શાહજાદાની આગળ ગયો ત્યારે તે એટલો તો ગભરાઇ ગયો કે તેની આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. આ જોઇ શાહજાદો તુરત સમજી ગયો કે તે ઘણી ખરાબ ખબર લાવ્યો છે. તે બોલ્યો કે " અરે શાહજાદા ! હિંમત અને સબુરીનું તારા દિલપર બખતર પહેરીને હું તને ખેદકારક સમાચાર કહું છું તે સાંભળવા તૈયાર થા. "

શાહજાદાએ જવાબ દીધો કે " જે સમાચાર હોય તે મને જલદી કહે, હવે મારી ધીરજ રહેતી નથી. જો તારે અગત્ય હશે તો હું મરવા માટે પણ તૈયાર છું. માટે વાર ન લગાડ." ઝવેરીએ આ શબ્દો સાંભળીને કહ્યું કે " મારે તને જણાવવું જોઇએ કે તમારી સઘળી વાત ખલીફે જાણી છે. માટે તારૂં મોત આવી પહોંચ્યું છે. માટે જો નાસી જાય તો કંઇક બચાવ થવા સંભવ છે. એક પળ પણ તારે બગાડવી નહિ. વખત ઘણોજ બારીક છે, હવે તારે ખલીફને મોઢું પણ બતાવવું જોઇએ નહિ. તે તને પોતાનો હડહડતો દુશ્મન ગણતો હશે. માટે જો તું પકડાયો તો તને હાલ હવાલ કરી મારી નાખશે."

શાહજાદાને કાને આ શબ્દો પડયા ત્યારે તે દિલગીરીથી, દુઃખથી, અને ધાસ્તીથી મરી જવાની તૈયારીપર હતો, તોપણ પોતાની ભયંકર સ્થિતિ વિચારીને પાછો હિમ્મત પકડી હોશિઆર થયો. તેણે ઝવેરીને પુછ્યું કે " આવા બારીક સમયમાં તું શી સલાહ આપે છે ? ઝવેરીએ જણાવ્યું કે " ઉપાય કંઇપણ રહ્યો નથી, ફક્ત પવનવેગી ઘોડો લઇને જેમ બને તેમ તાકીદે દૂર દેશાવર જતા રહેવું ખલીફાના રાજ્યની હદમાં પણ રહેવું નહિ. જેટલાની અગત્ય હોય તેટલા નોકરો, અને ઘોડાઓ તું લે, હું પણ તારી સાથે ખુશીથી આવું છું."

શાહજાદાને પણ આથી બીજો સારો રસ્તો નહિ જણાયાથી પોતે તેની વાત કબુલ કરી, અને પોતાના ચોક્કસ નોકરોને પોતાની સાથે મુસાફરીએ આવવા હુકમ કરી તમામ જોઇતો રસાલો તૈયાર કરાવ્યો. તેણે પોતાની સાથે રોકડ પૈસા તથા જવાહિર પુષ્કળ રાખ્યું હતું પછી પોતાની પ્યારી માતાની રજા લઇ પોતાના રસાલા સાથે ચાલતો થયો. ઝવેરી પણ જોડેજ હતો ધન્ય છે આવા મિત્રને !

તેઓએ આખો દિવસ અને આખી રાત કંઇપણ થોભ્યા સિવાય જેમ બને તેમ તાકીદે ઘોડા ચલાવ્યા. આખરે મોટે પરોઢીએ ઘોડા તથા પોતે થાકી જવાથી એક જગોએ ઉભા રહ્યા. તેઓ હજુ નિરાંતે બેઠા નો નથી, તેટલામાં દૈવયોગે લુટારાની એક મોટી ને જબરી ટોળી હથિઆરબંધ આવી તેમની આગળ ખડી થઇ. તેઓએ પેલા લોકોની સાથે ઘણો લાંબો વખત સુધી ઝપાઝપી ચલાવી. પણ આખરે શાહજાદાનાં સઘળાં માણસો માર્યાં ગયાં અને ચોરોની સંખ્યા ઘણી વધારે હોવાથી વખત વિચારી તે શાહજાદો તથા ઝવેરી ચોરોને શરણે થયા. તેમણે તેમની પાસેથી તમામ જવાહીર તથા રોકડ વગેરે લઇ લીધું. લુગડાં પણ રાખ્યાં નહિ. અને હાલબેહાલ કરી નાખ્યા, આવી નિરાધાર સ્થિતિમાં મૂકી તેઓ ચાલ્યા ગયા.

પેલા લુટારાઓના ગયા પછી બંને દુઃખી મિત્રો એકમેક તરફ અફસોસ કરતા જોઇ રહ્યા, થોડીવારે શાહજાદો બોલ્યો કે " અરે આપણી હાલત અને આપણા નસીબનો શો ખ્યાલ આવે છે ? શું હું મારા મોતની રાહ જોતાં બગદાદમાંજ રહ્યો હોતતો વધારે સારૂં ન કહેવાત ? જ્યાં જઇશું ત્યાં નસીબ તો સાથેજ છે " ઝવેરીએ જણાવ્યું કે " શાહજાદા, તારૂં કહેવું સત્ય છે. પરંતુ ખુદાની મરજી છે કે આપણા દુઃખની ઉપર ડામ દેવો, તો તેની સામે બડબડાટ કરવો નહિ જોઈએ, પરંતુ તેના તરફથી જે કંઇ થાય છે, તે સારા માટેજ થાય છે એમ જાણી આનંદમાં રહેવું જોઇએ. માણસ પ્રયત્ન કરવો જોઇએ, પછી તેનું ફળ દેવું ખુદાને હાથ છે. મારા માનવા પ્રમાણે તો આપણે અહીં ઉભું રહેવું વ્યાજબી નથ. પણ આપણે આગળ ચાલવું જોઇએ વખતે આપણા આ કમનસીબમાંથી છુટકારો પામીએ."

શાહજાદાએ દુઃખના માર્યા હાય મારી કે અફસોસ, બસ મને તું છોડી જા મારે તો અહીંજ મરવું છે. કદાચ આપણે અહીં વાત કરીએ છીએ અને તેટલામાંજ મારી દુઃખી માશુક બાનુ જાણે ત્યાં મરી પણ ગઇ હશે તેણીના મરણ પછી મારા જીવતરને હજારવાર ધિક્કાર છે, માટે મરે તું શા માટે દુઃખી થાય છે ? હું એવો અભાગીઓ છું કે મારી સાથે આવનાર પણ મારા પાપે દુઃખી થાય છે." છેવટે ઝવેરીએ તેને ઘણી રીતે સમજાવ્યો ને તેને સાથે લઇને ઘણે દૂર ગયો, ત્યારે એક મસીદ આવી તે ઉઘાડી હતી, તેથી તેની અંદર તે બંને દાખલ થયા. ને બાકીની રાત ત્યાંજ ગાળી.

સવારના પહોરમાં એક માણસ મસીદમાં આવ્યો. તેણે આ બે જણને ખુણામાં બેઠેલા જોઇને તેની પાસે જઈને પૂછ્યું કે " તમ કોણ છો ? ઝવેરીએ ઉત્તર આપ્યો કે " અમે બંને બગદાદના રહેવાશી

છીએ, અને મુસાફરી અર્થે નીકળ્યા છીએ. રસ્તામાં લુટારાઓ મળ્યા તેમણે અમારા તમામ નોકરોને મારી નાખી અમારૂં સર્વે પડાવી લીધું. મારો મિત્ર ઘણો આજારી થઈ ગયો છે. આ પ્રમાણે અમે ઘણી દયાજનક સ્થિતિમાં આવી પડયા છીએ. હાલ અમારી પાસે પહેરવાને પણ પુરતું નથી." પેલા માણસે કહ્યું કે "તમે મારી સાથે મારે ઘેર ચાલો, તમારા મિત્રને સારી રીતે આરામ પડતાં સુધી તમે બંને મારે ઘેર સુખેથી રહેજો. હું તમને જોઇતી મદદ આપીશ." એમ કહી પોતાની પાસે એક લુગડું ઓઢેલું હતું તેના બે કકડા કરી તે બંનેને પહેરવા આપ્યા.

ઝવેરીએ શાહજાદાના કાનમાં કહ્યું કે "આ ભલો માણસ છે. તે આપણને ઓળખતો પણ નથી; તોપણ આગલો બધો આગ્રહ કરે છે માટે બોલ તારી શી મરજી છે?" શાહજાદાએ જવાબ આપ્યો કે "તને ગમે તેમ કર, હું તો તારી સલાહ પ્રમાણે ચાલીશ હવે મન કંઇપણ ભાન નથી"

પેલા ભલા માણસ આ બંને જણને ફરીને પૂછ્યું કે "કેમ ભાઇઓ તમારી શી મરજી છે? કેમ કંઇ બોલતા નથી." ઝવેરીએ જવાબ આપ્યો કે "આપનાં વચનને માન આપી તમારી સાથે આવવાને તૈયાર છીએ, કારણ કે અહીં પરદેશમાં અમને કોઇ ઓળખતું નથી. તેમજ અત્યારે અમારી સ્થિતિ પણ તેવીજ થઇ છે." એમ કહી તેની સાથે બંને જણે ચાલવા માંડયું. થોડીવારે ત્રણે જણ તેના મકાને આવી પહોંચ્યા; ત્યારબાદ આ ગૃહસ્થે તે બંનેને પહેરવા માટે સુંદર પોશાક આપ્યો, વળી તેઓ ભૂખ્યા હશે, એમ ધારી સુંદર ખોરાક મંગાવ્યો. ઝવેરીએ તેમાંથી કેટલોક ખોરાક લીધો, પરંતુ શાહજાદાએ તો તેને આંગળી પણ અડાડી નહિ, કારણકે તે ઘણો નાસિપાસ અને નબળો થઇ ગયો હતો. શાહજાદાની આવી સ્થિતિ જોઇ ઝવેરીને ઘણી ધાસ્તી લાગી તેણે વિચાર્યું કે "હવે શાહજાદો બચવાનો નથી તે પોતાની પ્યારી માશુકના વિયોગમાંજ આ દુઃખી જીંદગીનો અંત લાવશે."

પેલા ગૃહસ્થે આખો દિવસ તેઓની ઘણી સારી બરદાસ કરી, અને સાંજની વખતે તે તેમને ઘણી સારી જગાપર સુવાડીને પોતે સુવા માટે ગયો પરંતુ ત્યાર પછી શાહજાદાની સ્થિતિ વધારે વધારે લથડવા માંડી, તેથી ઝવેરીએ પેલા ગૃહસ્થને બોલાવી મંગાવ્યો. કારણકે પોતે એકલોજ હતો. ઝવેરીએ તથા આ ગૃહસ્થે જોયું કે હવે શાહજાદો બચે તેમ નથી તેનું શરીર ધીરે ધીરે ઠંડુ પડવા લાગ્યું આ જોઈ ઝવેરી તેની છેક નજીકમાં ગયો, ત્યારે ઘણાજ ધીમા અને દબાતા અવાજે બોલ્યો કે "તું જુએ છે તેમજ આ મારી છેલ્લી ઘડી છે જે પળ જાય છે તે મારા મોતને નજદીક લાવે છે. હું મારી જીંદગી ખુશીથી માલમ કરૂં છું; તેનું કારણ કહેવાની જરૂર નથી, કારણકે તને બધી ખબર છે. મને ફક્ત દિલગીરી એટલીજ થાય છે કે હું મારી પ્યારી માતાના હાથમાં મારો છેલ્લો દમ પુરો કરતો નથી. મારી વહાલી માતાના અગણિત ઉપકારો અને અસાધારણ મહેરબાનીનો સહેજ બદલો પણ હું વાળી શક્યો નથી તેની આખર અવસ્થામાં તેની ચાકરી કરવાને બદલે તેને રઝળતી રખડતી એકલી મૂકીને ચાલ્યો જાઉં છું. મારી માતા મારા મરણથી અતિ ઘણી દુઃખી થશે. તેણીએ તેના પ્યારા હાથે મને દફન કર્યો નહિ માટે તે ઘણી કકળશે. તેનું હૃદય મારૂં છેલ્લીવારનું મુખ નહિ જોવાથી ખખ થઇ જશે ને પોતાની છાતી ફાડી ફાડી નાખશે. મારા જીગરના દોસ્ત હું તને અરજ કરૂં છું કે તું તેને દિલાસો દઈ કહેજે કે તારો દિકરો પણ તારી માફક મરતી વખત ઘણો દિલગીર થયો હતો. વળી કહેજે કે મારા શબને બગદાદ લાવી મારી ઘોર તેણીના આંસુથી તાજી રાખે અને તેના ભલી દુઆઓથી મારા શબનો છૂટકારો કરાવે." તે જે મકાનમાં પડેલો હતો તે મકાનના ધણીને પણ ભૂલ્યો નહિ. તેણે તેનો ઘણો ઉપકાર માન્યો, કે જેણે મોટા ઉદાર દિલથી એક દુઃખી અને કંગાળ સ્થિતિના પરદેશી અજાણ્યા માણસને તેની છેલ્લી ઘડીએ પુરતી મદદ કરી. વળી તેણે અરજ કરી કે "મારા શબને તારા મકાનમાંજ રહેવા દેજે. મારી માતા મારા શબને છેલ્લી આરામગાહે પહોંચાડવા જાતે આવીને લઈ જશે" પછી થોડીવાર પોતાના મિત્ર ઝવેરીનો ઉપકાર માની જણાવ્યું કે "હવે મને મારી પ્યારી માશુક શમ્સલનીહારનો વિયોગ થાય છે માટે મને ખુશીથી રજા આપ, તેણીનો પ્યાર મને હાંક મારી તાકીદે બોલાવે છે." આટલા શબ્દો બોલી હમેશાને માટે ફાની દુનિઆ તજી પ્રેમી શાહજાદો પ્રેમને ખાતર ચાલ્યો ગયો.

પેલા ઝવેરી શબને પેટીની અંદર મૂકી, સુગંધીમય પદાર્થો તેની આસપાસ ગોઠવીને, બરાબર ચોકસપણે ક્યાંબાદ બગદાદ જવા માટે નીકળ્યો રસ્તામાં જતાં તેને એક કાફલો મળ્યો, તે કાફલાને પણ બગદાદ તરફ જવાનું હતું તેથી ઝવેરી પણ તેની સાથે સાથે સહિસલામત બગદાદ પહોંચી ગયો. પોતાને ઘેર જઇ કપડાં બદલી તુરતજ શાહજાદાને મકાને ગયો. તેના માણસોએ ઝવેરી એકલાને જોઇ તેણે પૂછ્યું કે "અમારો શેઠ કયાં? તમે એકલા કેમ આવ્યા!" ઝવેરીએ જણાવ્યું કે "મારે તાકીદે શાહજાદાની માતાને મળવું છે માટે મને તેમનો મેળાપ જલદી કરાવો." નોકરો તેને તેણીની પાસે લઇ ગયા. તેણીને જોતાંજ ઝવેરીની ધીરજ જતી રહી. આંખમાંથી ચોધાર આંસુ આવ્યાં તો મહા મુશીબતે એટલુંજ બોલી શક્યો કે "ઓ નામદાર શાહજાદી, તમારૂં નશીબ પરવારી ગયું છે! ખુદા તમને સલામત રાખે! તમને માલમ તો છે કે જે નામ તેનો નાશજ છે."

આ છેલ્લા શબ્દો કાને પડતાંજ તેણી એક મોટી હાય મારી ગમગીન થઇ પડી ગઈ તેને તેના શરીરનું ભાન પણ રહ્યું નહિ. આ બનાવ જોઇ આસપાસની બીજી સ્ત્રીઓ દોડી આવી, ને તેને પાણી છાંટી મહા મુશીબતે સચેત કરી. સચેત થયા પછી તેણે છાતીફાટ રૂદન કર્યું. તેના રડવાથી તેના નોકર ચાકરો, બીજી સ્ત્રીઓ, અને ઝવેરી વગેરે સૌના મનપર એટલી તો અસર થઇ કે તેઓ પણ પોકેપોક મૂકીને રડયાં. આ પ્રમાણે ઘણીવાર સુધી કાગારોળ વરતાવી દીધો છેવટે સૌ થાક્યા અને પોતાના દિલની અમુઝણ કંઇક નરમ પડી ત્યારે રોતાં બંધ થયાં. શાહજાદાની માતાએ જે વિલાપ કર્યો તે અનહદ હતો. કારણકે તેના પતિ સ્વર્ગવાસ થયા હતા. આટલો આજ પુત્ર હતો ને તેનાપર સઘળી આશાઓ હતી. હવે તે સઘળી આશાઓ નષ્ટ પામી. આ દુનીઆમાં હવે જીવવા કરતાં મરવું એ તેને પ્રિય થઇ પડયું. છેવટે ઝવેરીએ ઘણો ઘણો દિલાસો આપી તેણીને શાંત પાડી, ત્યાર પછી તેણીના પૂછવાથી તેને અથઇતિ સઘળી હકીકત કહી સંભળાવી; વળી શાહજાદાએ મરતી વેળા જે ખાસ શબ્દો કહ્યા હતા તે પણ કહી સંભળાવ્યા. દુઃખી માતાએ રડતે રડતે આ સઘળું સાંભળ્યું. પોતાના વહાલા બેટાના મરણ વખતે પોતાના વિયોગને લીધે તેને થયેલી અનહદ લાગણી જાણ્યા ફરીને તેની આંખોમાં અશ્રુ ભરાઈ આવ્યાં. છેવટે પોતાના દિકરાના કહેવા મુજબ તેના શબને લાવી દફન કરવા માટે તેણીએ તૈયારી કરી અને બીજે દિવસે તરતજ મોટા કાફલા સાથે ચાલી નીકળી.

પેલો ઝવેરી પણ સવારમાં તેમને વિદાય કરી પોતાના મકાને આવવા નીકળ્યો. આ ઝવેરી શાહજાદાના મરણથી એટલો તો શોકાતુર થઇ ગયો હતો કે તે કયાં જાય છે તેનું પણ તેને ભાન ન હતું. તે બોલવા લાગ્યો કે "એક બાહોશ, ખુબસુરત, પ્રમાણિક, અને સુહૃદયનો શાહજાદો પોતાની જુવાનીના ખીલતા બહારમાં પવિત્ર મહોબતના મારથી કચરાઈ જઇ હમેશને માટે આ ફાની દુનીઆથી જુદો પડે, અને પોતાની હજારો મોટી અને લાયક ઉમેદોથી નાસિપાસ થઇ મરણ પામે એ કંઇ જેવો તેવો ગજબ ન કહેવાય! ઓ! નેક ખુદા! તારા નેકી રાજ્યમા આ પવિત્ર પ્રેમીને ઇન્સાફ આપજે! પ્રેમને ખાતર પોતાના જીવની પણ દરકાર ન રાખનાર, ઓ નેકી શાહજાદા, તને લાખો ધન્યવાદ છે! તું આ લોકમાં ને પરલોકમાં અમર છે! તારી કબરને તમામ મુસલમાન કોમ ફૂલથી વધાવી લેશે અને માન આપશે!" આ પ્રમાણે પોતાના મનમાં બોલતો ને શાહજાદાના પવિત્ર નામને જપતો તે ચાલ્યો જાય છે. તેટલામાં જ એક ઓરતે આવી તેને અટકાવ્યો. ઝવેરીએ તેની સામું જોયું તો તેણીને ઓળખી લીધો, તેણીએ શોકનાં વસ્ત્ર ધારણ કરેલાં હતાં. વળી તેની આંખો આંસુથી ભરપુર હતી. આવો દેખાવ જોઇ ઝવેરીની દિલગીરી વધી પડી, એક પણ શબ્દ બોલ્યા વિના તે પોતાના ઘર તરફ ચાલ્યો, દાસી પણ ચુપચુપપણે તેના પાછળ પાછળ તેને ઘેર ગઇ.

તે બંને બેઠા પછી ઝવેરીએ જણાવ્યું કે "તારી દિલગીરી તથા આંસુઓનું કારણ જે ઇરાનના શાહજાદાનું મરણ તે તેં જાણી લીધું હશે." તેણીએ જવાબ આપ્યો કે "અફસોસ! મારી દિલગીરીનું તે કારણ નથી. પણ શું પવિત્ર શાહજાદો મરણ પામ્યો? ખરેખર તે પોતાની પ્રીયાનો વિયોગ વેઠી શક્યો નહી, તેથી તેની સાથે ચાલ્યો ગયો! ઓ સુખી રવાના! આ દુનીઆમાં તો તમે તમારી ઇચ્છા

પાર પાડી શક્યાં નથી, પણ હવે તમને કોઇપણ હરકત કરી શકશે નહી. અને તમે એક બીજા સાથે પવીત્ર પ્રેમથી જોડાશો. ખુદા તમને દીર્ઘાયુષ્ય કરી તરેહ તરેહનાં સુખ આપે એવી આ ગરીબડી દુ:ખી દાસીની છેલ્લી દાદ છે. ”

પેલો ઝવેરી જે હજુ સુધી શમ્સલનીહારના મરણથી અજાણ હતો તેણે જ્યારે આ દુ:ખદ સમાચાર સાંભળ્યા, ત્યારે તે વધારે ગમગીન થઇ ગયો, તે એક ઉંડી હાય મારી બોલી ઉઠયો કે “ શું સાહજાદાની પ્યારી આશુક પણ મરણ પામી ? શું દુનીઆની સૌથી તેજસ્વી પુતળી ચાલી ગઈ ? શું શાહજાદાના મરણના સમાચાર ખાસ ખુદાના ફીરસ્તા મારફતે તેણે જાણી લીધા ? અને પછી તેનાજ મેળાપ માટે આટલી ત્વરાથી ચાલી નીકળી ? અરે, ખુદાએજ તેણીને તેના પાક મહોબત ખાતર બોલાવી લીધી ? અહો ! ભાગ્યશાળી સુખી જોડાં તમે આ ફાની દુનીઆમાં નાશવંત સુખનો ત્યાગ કરી હમેશના કાયમ સુખ માટે ચાલ્યાં ગયા ! ”

આ પ્રમાણે બોલતાં બોલતાં બંને જણ છાતી ફાટ રૂદન કરવા લાગ્યાં. છેવટે પોતાના દિલને ખાલી કરી પોતાના મેળેજ શાંત થયાં પછી દાસી બોલી કે “ મારા પોશાકનું કારણ આ છે જે સંજોગોમાં તેણીનું મરણ નીપજ્યું છે તે સંજોગો ઘણા અજાયબ જેવા છે; અને તે સર્વ બીનાથી તને વાકેફ કરૂં છું. પણ તે પહેલાં મને શાહજાદાના મરણ સંબંધે અથઇતિ કહેવા અરજ ગુજારૂં છું ”

પેલા ઝવેરીએ તે શાહજાદાની સર્વે હકીકત કહી સંભળાવી, જણાવ્યું કે “ આજ સવારેજ તેની માના તેના શબને લેવા માટે બગદાદ છોડી ચાલી ગઇ છે. ને તે થોડા દિવસમાં તાકીદે પાછી આવશે” પછી દાસીએ પોતાની હકીકત શરૂ કરી કે “ મેં તને કહ્યું હતું તે મુજબ ખલીફે શમ્સલનીહારને પોતાના ખાસ ગુલામો સાથે પોતાના મહેલમાં બોલાવી મંગાવી. અને પછી સઘળી દાસીઓ તથા ગુલામ વગેરેને બોલાવી ઉલટ પાલટ સવાલ પૂછી તપાસ કરી જેથી સઘળી ખરી હકીકત જણાઇ આવી પછી શમ્સલનીહારને પૂછતાં કંઇપણ ઉત્તર ન આપતાં માત્ર ડોકું ધુણાવી સમજાવ્યું કે તે બધું ખરેખરૂં છે, તું ધારતો હોઇશ કે આથી ખલીફે પોતાની માશુકપર ગુસ્સો જણાવ્યો હશે પરંતુ તેમ કદી બન્યુંજ નથી. ખલીફ ઘણો વિચારવંત હતો તેણે જાણ્યું કે ગુસ્સો કરવાથી કામ બગડશે, માટે તેણે શાન્તીથી કામ લેવા ધાર્યું ખરેખર આ બીના અજાયબી પમાડે તવી છે. ! ”

“ ખલીફે શમ્સલનીહારની ખુલ્લી મુલાકાત લીધી. તેને તેણીના ચહેરાપર ખુલ્લી અસર માલમ પડી. આટલા બધા દુ:ખમાં ડબાઇ જવાથી જો કે તેની કાંતિ ફીકી પડી ગઇ હતી, તોપણ તેના કુદરતી લાવણ્યમાં કઇપણ ખામી આવી ન હતી તેનો મુખચંદ્ર વાદળાં વગરની ખુલ્લા અજવાળી રાત કરતાં વધારે સુંદર લાગતો હતો, મારી શેઠાણી પણ ખલીફની આગળ કંઇપણ ધાસ્તી અથવા અજાયબી વગર હાજર થઈ હતી. હમેશ કરતાં વધારે માયાળુ શબ્દોમાં તે બોલ્યો કે દુનીઆની તેજસ્વી પુતળી હું ઘણોજ દિલગીર છું કે તું આટલે દિલગીર ચહેરે મારી આગળ ખડી થઇ છે ! તને જે દુ:ખ થાય છે તે હું ખમી શકતો નથી, માટે તે દુ:ખનો તાકીદે ઇલાજ કરવા ચાહુ છું ? મારા સમજવા પ્રમાણે તેનો ઉપાય એટલોજ છે કે તેં તારા પ્યારને બે બાજુએ વેરી દીધો છે તે પાછો એકજ પાત્રમાં ભરી હમેશની માફક મોજ માર. તને ખબર છે કે આ આખી આલમનો શ્રેષ્ટ ખલીફ તારી આગળ હજાર દફે માથું નમાવે છે; જેનું નામ સાંભળતાંજ શત્રુઓના સાંધે સાંધા વેરાઇ જાય છે, તે તારા પ્યારની ખાતર તારો ગુલામ થઇ રહ્યો છે; જેના બાહુબળથી હાથીઓના ગંડસ્થળ ચીરાઇ ગયાં છે, તે હમેશને માટે તારી આગળ હાથ જોડી ઉભો રહે છે; જેમ એક ભોગી ભ્રમર પોતાના પ્રાય કમળની અંદર મરવા માટે તૈયાર થાય છે, તેમ એક પ્રેમની ખાતર હું પણ તૈયાર છું. હું તને મારા ખરા અંતઃકરણથી ચાહું છું, આ બધી બીનાથી મારો પ્રેમ એક રતીપુર પણ ખસ્યો નથી, અને ખસવાનો પણ નથી. તારે ચાહે તો મને તારો પ્યારો બનાવ નહિતો તારા પ્યારમાંજ મને માર. જેમ તારા મરજી. હું તને ખાતરી પૂર્વક કહું છું કે તું તારા દિલમાંથી તમામ દિલગીરી કાઢી નાખ. આજ રાત્રેજ હું તારા મહેલમાં તારી મુલાકાત માટે આવીશ. માટે તારાથી બને તેટલી તૈયારી કરી રખાવજે. આ મેળાવડો દિલખુશ કરવા

જેવો થવા હું ઇચ્છું છું. એમ કહી તેણીને એક સુંદર દબદબા ભર્યા ઓરડામાં લઇ ગયો પછી તે દિવાનખાનામાં તેણીને બેસાડી. પોતે આવે ત્યાં સુધી ત્યાંજ રહેવા ફરમાવી પોતે ચાલ્યો ગયો.

" ગરીબ બિચારી શમ્સલનીહારના દુઃખની સીમા ન રહી તેને બે બાબતનું દુઃખ લાગ્યું (૧) મારા આવા મોટા ગુનાહ અદબ ઠપકાને માટે જે ખલીફ આટલી બધી મમતા તથા પ્યાર બતાવે છે, ને તે પણ ખરા અંતઃકરણથી, તોપણ હું અભાગણી નથી ચહાતી તેને ! (૨) તે શાહજાદો કે જે મારો પ્રાણાધાર છે તેને પણ હું મેળવી શકી નહિ ! ધિક્કાર છે મારા જીવતરને ' આ બે બાબતો તેને મારી નાખવા માટે બસ હતી. "

થોડો દમ લઇ પેલી દાસીએ પોતાની વાત આગળ ચલાવી " ખલીફ અને મારી શેઠાણી વચ્ચેની મુલાકાતની આ હકીકત મેં બીજી દાસીઓ મારફતે મેળવી લીધી હતી જે મુલાકાતને હું નાશકારક ગણતી હતી તે મુલાકાત તો ઉપર મુજબ હતી. હું તારી પાસેથી છૂટી થઇ તરતજ મારી શેઠાણીની પાસે દિવાનખાનામાં ગઇ. તેણે મને જોઇને છેક ધીમે અવાજે કાનમાં કહ્યું કે ' હું તારી ઘણી આભારી છું. તેં મારી નિમકહલાલપણે જે સેવા બજાવી છે તેનો બદલો કોઇ પણ કાળે વળી શકે તેમ નથી. હવે તે સેવાનો અંત આવ્યો છે. આજનો દિવસ મારે માટે નક્કી થયેલો છે. ! આ તેના છેલ્લા શબ્દો હતા.

" સાંજની વખતે ખલીફ આવ્યો કે આખું દિવાનખાનું તરેહતરેહના વાજીંત્રના નાદથી ગાજી રહ્યું. પછી એક ઘણું ઉમદા ખાણું મંગાવ્યું ખલીફે પોતાની પાસે તેણીને હાથ પકડી પ્યારથી બેસાડી; આ બનાવથી તેણીનું હૃદય ચોંકાઇ ગયું. અને તુરતજ તેનો પ્રાણ તેના પંચભૂતમય શરીરનો ત્યાગ કરી હમેશને માટે ચાલ્યો ગયો. બિચારો પ્યારના જુસ્સામાં દિવાનો બનેલો ખલીફ આ સમજી શક્યો નહિ, તેણીને મૂર્છા આવી છે જાણી ભાન લાવવા માટે હજારો ઉપચાર કર્યા, પણ જ્યાં પ્રાણ નહિ ત્યાં સચેત શી રીતે થાય ! ફરીથી નેક શમ્સલનીહારે એકપણ દમ ખેંચ્યો નહિ. આ પ્રમાણે અમારા ઉપર મોટામાં મોટો ગજબ આવી પડ્યો. અમે નેક ઉદાર દિલની માયાળુ શેઠાણી ખોઇ. કુદરત આગળ લાચાર છીએ. '

" ખલીફે તેણીપર અશ્રુ વરસાવી તેણીને છેલ્લું માન આપ્યું. અને પોતાનો ગમ છુપાવી ન શકવાથી પોકેપોક મૂકી હૈયાફાટ રુદન કર્યું છેવટે પોતાનું હૈયું ખાલી કરી તેણે હુકમ કર્યો કે દિવાનખાનાનાં તમામ વાજીંત્રોનો તાકીદે નાશ કરી નાખવો. તેના આ હુકમને અમલમાં મૂકતાં એક પળ પણ લાગી નહિ. પછી ખલીફ ચાલ્યો ગયો, હું તેણીના શબ આગળ આખી રાત રહી. આખી રાત મારા અશ્રુઓથી તે શબને ભીંજવ્યું. સવાર થતાં તેને ન્હવરાવીને દફન માટે સર્વે તૈયારીઓ કરી આજે સવારે તેણીએ બંધાવી રાખેલી દબદબા ભરેલા કબરમાં તેણીને દફન કરવામાં આવી અને જ્યારે તું કહે છે કે શાહજાદાની લાશ પણ અત્રે આવનાર છે. ત્યારે તો ખુદાના હુકમથી તેને પણ ત્યાંજ દફન કરવા માટે ખલીફ ફરમાવે તો બહુ સારૂં. "

ઝવેરી તે દાસીને આ પ્રમાણે બોલતાં જોઇ બોલી ઉઠ્યો કે " અરે મૂર્ખ, તું કહે છે તેમ કદી પણ બની શકે નહિ, ખલીફ પોતાના હરીફને આવી રજા બક્ષે નહિ. દાસી બોલી કે " આ બાબત તને અશક્ય લાગે છે, પરંતુ કંઇ તેવું નથી. ખલીફ ઘણાજ મોટા મનનો અને વિચારવંત નેકી પુરૂષ છે. પોતાની માશુકના મરણ પછી તેણીની તમામ દાસીઓ અને ગુલામોને છૂટા મૂકી દીધા છે. વળી તેઓ પોતાનું ગુજરાન સારી રીતે ચલાવી શકે તેવી તેટલી રકમ બક્ષીસ કરી છે. મને શમ્સલનીહારના ઘરની દેખરેખ રાખવા નીમી છે. મારા ગુજરાન માટે પણ સારો બંદોબસ્ત કર્યો છે. વળી ઇરાનના શાહજાદા અને શમ્સલનીહારના પવિત્ર અને નેક પ્યારથી કંઇ પણ ગુસ્સે થયો નથી. તેમજ તેઓને હેરાન કરવાને રાજી પણ નથી એમ મારૂં સમજવું છે. " આને ઝવેરીએ કંઇ પણ ઉત્તર આપ્યો નહિ પણ પોતાને તેણીની ઘોર આગળ લઇ જવા અરજ કરી. પેલી દાસીએ તેની માગણી સ્વીકારી તેને ત્યાં લઇ ગઈ, જ્યારે ઝવેરી ઘોર આગળ આવ્યો. ત્યારે ઘોરની આસપાસ આખા બગદાદ શહેરમાંથી આવેલા

ઓ પુરૂષોનું એવડું મોટું ટોળું માલમ પડ્યું કે પોતે તેની ઘોર આગળ પણ જઇ શક્યો નહિ. ઝવેરીએ આખર છેટેથી નમસ્કાર કરી નિમાજ પડી લીધી. પછી બોલ્યો કે "હું ખાત્રીથી કહું છું કે તે બંનેનાં શબ સાથેજ દફન થશે; ફક્ત આ પવિત્ર આશક માશુક માટે આપણે જે ખરી બીના જાણીએ છીએ તેથી સર્વને વાકેફ કરવાં જોઇએ. આ આશક માશુકો જો કે જુદે જુદે ઠેકાણે મરણ પામ્યાં છે, તોપણ તેમના મરણનો કાળતો એકજ છે !" આ પછી પેલા ઝવેરીએ એક માટા ઉંચા ટેકરાપર ચઢી ગંભીર અવાજથી બધી હકીકત નિવેદન કરી. તેની હકીકત સાંભળી સર્વે પ્રજા એકમત થઇ ઠરાવ કીધો કે બંનેને ભેગાંજ આ ઘોરમાંજ દફન કરવાં. કારણકે તેઓ ઘોર મધે સાથેજ આરામ લેઇ શકે. આ ગોઠવણ અમલમાં આવી. ત્રીજે દિવસે ઇરાનના શાહજાદાની લાશ પણ આવી પહોંચવાની હોવાથી તમામ લોકો તેને માન આપવા ખાતર શહેરથી વીશ માઇલ છેટે ગયાં, અને સાથે સાથે પાછાં આવ્યાં.

પેલી વિશ્વાસુ દાસી શહેરના દરવાજા આગળ તૈયાર ઉભી હતી. જ્યારે શાહજાદાની લાશ સાથે તેની માતા આવી પહોંચી. ત્યારે તે દાસીએ બગદાદની તમામ વસ્તીને નામે અરજ કરી કે આ બંને પવિત્ર અને નેક આશક માશુક કે જેનાં દિલ એક હતાં તેઓનાં બદન પણ એકજ જગોએ આરામગાહમાં રહેવાં જોઇએ. આ અરજને તે દુખી બાનુએ કબુલ કીધી. તેમજ નામદાર ખલીફે પણ ઘણી ખુશી બતાવી. તેથી શાહજાદાની લાશને બહારોબહાર તેની પવિત્ર માશુકની પાસ લઇ જવામાં આવી. આ લાશની સાથે બગદાદની તમામ વસ્તી, તે મોટી પદવીનાં માણસો તેમજ ખલીફ જાતે પણ ઉઘાડે પગે ચાલતો ગયો. છેવટે મોટા માન સાથે તે આશકની લાશને તેની માશુકની પાસેજ દફન કરી. આ વખતથી બગદાદના તેમજ આખી દુનીઆના તમામ મુસલમાનો આ પવિત્ર આશક માશુકની ઘોરપર નિમાજ પઢવા આવે છે અને તેને પવિત્ર ગણી માન આપે છે.

આ દિલગીરી ભરેલા ખરા પ્યારનો ચિતાર આપનારી વાર્તા પુરી કીધા પછી સુલતાના શેહેરાજાદીએ હિંદના સુલતાનને કહ્યું કે "આ પવિત્ર આશક માશુકની રસીલી વાર્તા તમને ઘણી પસંદ પડી હશે. હવે જો તમારી મરજી મને જીવતાં રાખવાની હોય તો એક બીજી એથી પણ સરસ વાર્તા કહી સંભળાવું. જેપરથી સુલતાને તેને હજુ એક રાત જીવતી રાખવા ફરમાવ્યું, તેથી તેણે બીજી રાત્રે નીચે મુજબ વાર્તા શરૂ કરી.

# ઈરાનના શાહજાદા અલીરૂદીન અને ચીનની શાહજાદી નુરમહાલની વાર્તા.

પ્રાચીનકાળમાં ઇરાનનું રાજ્ય ઘણું નામીચું હતું. તે દેશના શહેનશાહો આ આખી દુનીઆમાં જાહોજલાલી ભોગવતા હતા. તેમનું રાજ્ય પણ અતિ વિસ્તીર્ણ પ્રદેશમાં હતું. એક વખતે ત્યાંની ગાદીપર અમીરૂદ્દીન નામે પ્રખ્યાત શહેનશાહ થયો. આ સુલતાનને દશ બેગમો અને તે સિવાય સંખ્યાબંધ માશુકો હતી. આ બેગમો તથા માશુકો ઘણીજ ખુબસુરત તથા ગુણવાન હતી. તે બેગમોના પિતા પણ એક મોટા રાજ્યના ધણી હતા

સુલતાન પોતાને ઘણોજ સુખી અને કીર્તિવાન માનતો હતો. કારણ કે તેના રાજ્યમાં સલાહસંપ સારો હતો. લોકો ઉદ્યોગી તથા નીતિવાન હતા. દેશની જમીન પણ ફળદ્રુપ અને ખનીજ માટે મશહુર હતી. પોતે શરીરે પણ નિરોગી અને દેખાવડો હતો. રાજ્યલક્ષ્મીની પણ તેનાપર સારી કૃપા હતી. તેમ છતાં આ રાજાના મનમાં કંઇક ગુપ્ત વ્યાધિ જણાતો હતો. તે પોતાના એકાંત ભુવનમાં ચિંતાગ્રસ્ત પડી રહેતો હતો જો કે જાહેર દેખાવમાં ઘણોજ પ્રફુલ્લિત જણાતો હતો. આમ ઘણી લાંબી મુદત ચાલ્યું ખરે આખરે તેના વડો શાણો વજીર તેના મનની લાગણી કળી ગયો.

એક વખતે શાણો વજીર લાગ જોઇ સુલતાનના એકાંત ભુવનમાં રાત્રીને વિષે દાખલ થયો. સુલતાન પોતાના જમણે હાથ દઇ તકીઆને ટેકો દઇને ચિંતાગ્રસ્ત ચહેરે પડેલો હતો. તેની મુખમુદ્રા જોતાંજ વજીર મોહ્ડેથી બોલી ઉઠયો કે " ઓ નેક સુલતાન શા દુઃખમાં ડુબી ગયા છો ? તે મહેરબાની રાહે આ તાબેદારને જણાવશો. " સુલતાને તરતજ ઊંચું જોયું તો પોતાના વૃદ્ધ વજીરને દીઠો. આમ રાત્રીને વિષે એકદમ આવવાથી સુલતાનને ઘણીજ અજાયબી લાગી. તે બોલ્યો " અરે મારા શાણા વજીર અત્યારે તારૂં આવવું કેમ થયું છે ! " વજીરે જવાબ આપ્યો કે " નેક નામદાર ! ઉપલા કારણસર જ." સુલતાને તેને માન આપી પોતાની પાસે બેસાડયો, ને પછી વજીરના અતિ આગ્રહથી તેણે પોતાની ગુપ્ત વાર્તા કહેવી શરૂ કરી " મારા નેક અને ચતુર વજીર હું તને મારા ખરા જીગરથી ચાહું છું. અને તેથીજ મારા અસહ્ય ગુપ્ત દુઃખને તારી આગળ રજુ કરૂં છું. તું જાણે છે કે મારી વૃદ્ધ ઉમ્મર થવા આવી, તોપણ હજુ સુધી મારે એક પણ પુત્ર કે પુત્રી નથી. મારી પાછળ મારા વિસ્તર્ણ રાજ્યનો વારસ કોણ જાણે કોણ થશે ! મેં આ દુનીઆમાં જન્મી એવાં તે શાં પાપ કર્યાં છે કે આટલી આટલી બેગમો હોવા છતાં એક પણ પ્રજા ઉત્પન્ન થતી નથી ! ખુદાને ત્યાં પણ અન્યાયજ લાગે છે ! 'ધર્માને ત્યાં ધાડ ને કસાઇને ઘેર કુશળ ' એ કહેવત મને સત્ય લાગે છે. મારા પ્યારા વજીર હું તેજ દુઃખે રાત્રદિવસ ઝુર્યા કરૂં છું. મને ઉંઘ પણ આવતી નથી. હું તારી પાસે માન માગીને કહું છું કે મને આનો કંઇ પણ ઇલાજ બતાવ તારી બુદ્ધિ અગાધ છે. " આટલું બોલી સુલતાન ચુપ રહ્યો.

વજીરે નમ્રપણે અરજ કરી કે " ઓ, મારા પ્યારા નામદાર સુલતાન ? જે વાત ખુદાના હસ્તકમાં છે તેમાં આપણે મનુષ્ય જાતિ શું કરીએ ! તોપણ હું મારી અલ્પ મતિઅનુસાર કંઇક સલાહ આપું છું તે સાંભળો અને યોગ્ય લાગે તો તે પ્રમાણે કરશો. આ બાબતમાં આપણે ખુદાનો વાંક કાઢવો તે તદ્દન અન્યાય છે. આપણે આપણા કર્માનુસાર સુખ, દુઃખ, લાભ, હાનિ, જય, પરાજય ભોગવીએ છીએ તેમાં કર્તાને દોષ દેવો તે મૂર્ખાઇ છે. કર્મ તે માણસનાં કૃત્યનું પરિણામ છે. માટે જો આપણે સત્ય કર્મ કરીએ તો આપણને લાભ થાય. તમે મારી સલાહ પ્રમાણે આ શહરના તમામ પવિત્ર પુરૂષોને બોલાવી તેમને તમારૂં દુઃખ નિવેદન કરો. અને પછી તમારે નામે ખુદાને અરજ કરવા કહો. આ પાક પુરૂષો તમારી મુરાદ બર લાવશે. તેમને ખુશ કરવાને તમારા ઉદાર હાથને લંબાવો. અને તેમની આશીશ મેળવો, તેમની દુવા મળતાં તમારી સઘળી આશાઓ બર આવશે. " એમ કહી તે રજા માગી પોતાને મુકામે જવા નીકળ્યો.

સુલતાનને આ સલાહ ઘણીજ પસંદ પડી, આવી સારી સલાહ માટે તેનો વારંવાર ઉપકાર માન્યો. અને તેના કહેવા મુજબ આખા શહેરમાંથી તેમજ દેશપરદેશથી દરવેશો અને બીજા પવિત્ર પુરૂષોને આમંત્રણ કરી તેડાવ્યા. તેના આખા શહેરમાં જ્યાં ત્યાં પવિત્ર પુરૂષોનાં ઝુંડેઝુંડ ફરતાં જણાયાં. તે સર્વને તેણે પોતાનું દુઃખ જણાવી પોતાને નામે ખુદાને દાદ કરવા અરજ કરી સર્વના નિર્વાહ અર્થે યોગ્ય બંદોબસ્ત કરી આપ્યો.

તે સર્વે પુરૂષોએ એક નેકીથી સુલતાનને નામે બંદગી ગુજારી, જેથી ખુદાની મહેરબાનીથી તેની એક બેગમને ગર્ભ રહ્યો નવ માસ પુરા થતાં સુલતાનને ત્યાં એક પુત્રનો જન્મ થયો. આટલી મોટી ઉમ્મરે પોતાને ત્યાં શાહજાદાનો જન્મ જાણી તેના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે તમામ દરવેશો તથા બંદગી કરનારાઓને મન ગમતી રીતે નિવાજ્યા. આખા રાજ્યમાં એક માસ સુધી ખુશાલીમાં દિવસો ગુજારવા ફરમાન થયું. અને ગરીબગરબાંને બક્ષીસો આપી. આ શાહજાદાને જોવાને સુલતાન ઘણો ઇન્તેજાર હોવાથી થોડાજ રોજમાં તેની આગળ લાવવામાં આવ્યો. ખુદાએ તેને ખાસ મહેરબાની દાખલ આવો ખુબસુરત પુત્ર આપ્યો માટે તેનું નામ **અલીરૂદ્દીન** રાખવામાં આવ્યું.

આ શાહજાદાને ઘણીજ કાળજીથી ઉછેરવામાં આવ્યો. અને નાનપણથીજ ઘણી સારી રીતે કેળવણીમાં આવ્યો. તેને નાનપણમાં કેળવવા માટે સુહૃદયના ઉત્તમ ઓલી શિક્ષકો તથા બહાદુર વીર પુરૂષોની સોબતમાં ઘણી વખત રાખવામાં આવતો હતો. જ્યારે તે સાતેક વરસનો થયો ત્યારે તેને પુરતી કેળવણી

માટે ખાસ વખણાએલા શિક્ષકના હાથ નીચે રાખ્યો. શાહજાદો પણ ઘણોજ ચાલાક, બુદ્ધિમાન, ઉદ્યોગી અને શોખીન હોવાથી તમામ વિદ્યાનો અભ્યાસ ઘણીજ સારી રીતે કર્યો. પંદર વરસની ઉમ્મર થતાં તો તે એક બાહોશ ચતુર અને તેના પિતાનું અતિ વિસ્તિર્ણ રાજ્ય ચલાવવાને સંપૂર્ણ રીતે લાયક થયો તેના ઉત્તમ ગુણોથી આખા શહેરમાં તેની કીર્તિ ઝળહળી રહી હતી મોટા વૃદ્ધ અને વિદ્વાન તેમજ રાજ્યકીય પુરૂષો પણ તેની તરફ માન ભરેલી લાગણીથી જોતા હતા.

સુલતાનને હવે જણાયું કે "હું અતિ વૃદ્ધ થયો છું. હવે મારા શરીરનો મને ભરોસો નથી. મારો પુત્ર સર્વ વાતે કુશળ, શાણો, અને વિવેકી નીવડયો છે. તો મારે આ સઘળું રાજ્યપાટ તેને સોંપી છુટા થવું જોઇએ." એમ વિચારી તેણે પોતાના શાણા વજીરને બોલાવી પોતાની સઘળી હકીકત નિવેદન કરી. વધુમાં જણાવ્યું કે "ફક્ત મને એકજ દહેશત લાગે છે અને તે એજ કે વખતે તે જુવાનીની મોજમાં પડી મારૂં સઘળું વિસ્તર્ણ રાજ્ય ગુમાવી દે."

વજીરે જોયું કે હજુ ઉમર કાચી છે માટે સુલતાનના મતને મળતા થવામાં ફાયદો નથી તે બોલ્યો કે "ભલે નામદાર! તમારી મરજી મુજબ કરવને કંઇપણ વાંધો તો નથી. તોપણ હજુ થોડાં વરસ પછી તમારા વિચારો અમલમાં મૂકો તો વધારે સારૂં પરિણામ નીવડશે. હજુ શાહજાદાની ઉમર કાચી છે અને આટલી નાની ઉમરમાં આવા બહોળા રાજ્યની લગામ તેના હાથમાં સોંપી દેવાથી તેના મગજપર ગજા કરતાં વધારે બોજો પડશે. વળી જુવાનીના મદમાં આડે રસ્તે ચડી જાય તો પછી છેક પાયમાલ થઇ જશે. માટે હમણાંતો તમારો વિચાર મોકુફ રાખવા મારી સલાહ છે. હાલતો શાહજાદાને હમેશાં દરબારમાં બોલાવી જુદાં જુદાં ખાતાની માહીતી આપવી જોઇએ છીએ. દરેક ખાતાનું કામ પોતે જાતે અનુભવ કરી મેળવે. લશ્કરી ખાતાનો ખાસ અનુભવ મેળવવો જોઇએ. ન્યાય ખાતાનો અભ્યાસ પણ કાબેલ કાજીઓની પાસેથી લેવો જોઇએ. હિસાબી કામમાં પણ પ્રવીણ થવું જોઇએ. રાજ્યની નાનામાં નાની બાબતોથી માંડીને મોટામાં મોટી બાબતોનો જાતે અનુભવ લેશે તોજ સારો રાજ્યકર્તા થશે. એક ઘરનો અનુભવ લીધા સિવાય ઘરનો વહીવટ ચલાવવો મુશીબત પડે છે તો એક આવા વિસ્તિર્ણ રાજ્યનો અનુભવ મેળવ્યા સિવાય આખુ રાજ્ય ચલાવવું બહુ મુશીબત છે. વળી તેનામાં પ્રજાની લાગણીઓ જાણવાની, ઉત્તમ માણસોની પરીક્ષા કરવાની, રાજ્યને આબાદાનીમાં લાવવાની અને સર્વે રાજ્યકીય બાબતની ચતુરાઇ હોવી જોઇએ. પછી આપ નામદારને ગમે તે ખરૂં; વળી શાહજાદો આડે રસ્તે ચડી ન જાય માટે આપણે તેને તેના લાયક રૂપગુણે સંપૂર્ણ શાહજાદી સાથે શાદી કરી જોડી દેવો જોઇએ."

સુલતાનને આ સલાહ ઘણી પસંદ પડયાથી પોતાના શાણા વજીરને ધન્યવાદ આપતાં તેની અગાધ બુદ્ધિનાં વખાણ કર્યા પછી વજીર રજા માગી પોતાને મુકામે ગયો. તેના ગયાબાદ શાહજાદાને બોલાવવા માટે એક હજુરીને હુકમ કર્યો.

પોતાના પિતા તરફથી એકાએક અણધાર્યું તેડું થવાથી શાહજાદાને કંઇક તાજુબીનો લાગી. કારણકે તે નીમેલે વખતે હમેશાં મળવા જતો હતો. તે તુરતજ આવ્યો. અને સુલતાનની આગળ આવી ઘણીજ નમનતાઇથી અને ઘણીજ આબરૂથી જમીન સુધી વાંકો વળી સલામ ભરી. પછી પોતાની નજર જમીન તરફજ ઢેલી રાખેલી ગરીબ ગાય જેવો થઇને ઉભો.

સુલતાને શાહજાદાને કહ્યું કે "મારા વહાલા બેટા! તને ખબર છે કે તને અહીં શા માટે બોલાવ્યો છે?" શાહજાદાએ નમનતાઇથી ગંભીર જવાબ આપ્યો કે "મારા મુરબ્બી! આપના દિલમાં શું છે તેની મને કેમ ખબર પડે! ખુદાતાલાજ એકલો સર્વનાં દિલને જાણનાર છે, તેથી આપ નામદારનાં મુખથી સાંભળવાને હું ઘણોજ આતુર છું." આ શબ્દો સાંભળી સુલતાને ઉત્તર આપ્યો કે "મારી ખુશી છે કે હવે તારી શાદી કરવી. બેટા એ વિષે તારો વિચાર શું છે? તે ખરા દિલથી જાહેર કર. શરમાવાનું કંઇ કારણ નથી.

આ શબ્દો સાંભળતાંજ શાહજાદો ગભરાઇ ગયો. તેના મુખ ઉપર રતાશ ફુટી નીકળી. અને શું જવાબ આપવો તે સુઝયું નહિ. પણ થોડીક વાર સુધી ચુપકી પકડી આખરે બોલ્યો, "ઓ મારા

નેકનામદાર પિતા: હું અજાયબી સાથે ગભરાટમાં પડી ગયો, તેથી આપના સવાલનો જવાબ આપતાં દેર થઇ છે તે માટે મને માફ કરશો. તમો આટલી કાચી ઉમરમાં લગ્ન કરવા ધારો છો તે મને ઘણી નવાઇ લાગે છે! હજુ હું શાદીની ઝુસરીમાં જોડાવાને શક્તિવાન થયો નથી. મેં ઘણા ગ્રંથોમાં નામાંકિત પુરૂષના હાથે લખેલું વાંચ્યું છે કે 'ઓરતો ઘણી ચરિત્રની ભરેલી, ખાંપી ને વિશ્વાસઘાતી હોય છે. કોઇ જવલેજ સારી હોય છે. કદાચ આ વિચારો ભૂલ ભરેલા હશે તોપણ તમે નામદારે જણાવેલી દરખાસ્ત અમલમાં મૂકવાને દેર કરશો, ને તે દરમ્યાન ઘણો વખત મને વિચાર કરવાનો આપશો, એટલી મારી નમ્ર માગણી સ્વીકારશો."

સુલતાન, શાહજાદાના આ વિચારથી ઘણો દિલગીર થયો. તરૂણ શાહજાદાને અત્યારથીજ સ્ત્રી જાતિ તરફ અતિશય તિરસ્કાર જાણી અફસોસ કરવા લાગ્યો. અને તેથી કેટલીકવાર સુધી તો મૌનપણે બેસી રહ્યો. શાહજાદાએ પણ પોતાના પિતાની મુખ મુદ્રાપરથી જાણી લીધું કે "મારા વિચારો મારા પિતાને અનુકુળ નહિ આવવાથી દુઃખકર્તા થઇ પડયા છે. તે પણ મૌનપણે ગરીબની માફક પોતાના પિતાના મુખમાંથી શા શબ્દો નીકળે છે તે સાંભળવા આતુર થઈ ઉભો. સુલતાને ધીરજથી કહ્યું કે "મારા પ્યારા બેટા, આ બાબતમાં હું તારાપર અણઘટતું ગેરવ્યાજબી દબાણ કરવા નથી માગતો, પણ હું તને વિચાર કરવાને પુરતો વખત આપું છું. તેટલા વખતમાં તું બરાબર વિચાર કરજે તું જ્યારે આ વિસ્તિર્ણ રાજ્યની ગાદીપર આવીશ ત્યારે તને પણ મારી માફક પોતાની પછી વારસને માટે ચિંતા થશે. આ બધો વિચાર કરી તારી અક્કલનો પૂર્ણ ઉપયોગ કરી મારી માગણી તું કબુલ કરીશ એવી મને પૂર્ણ આશા છે. મારી નજર આગળ તને પ્રજોત્પત્તિવાળો જોવા ઇચ્છું છું. મારો વંશ વધારવાને હું ઘણો ઉલટમદ છું."

ત્યાર પછી શાહજાદો હમેશાં દરબારમાં આવવા લાગ્યો. વડા વજીરની સલાહ પ્રમાણે જુદાં જુદાં ખાતાનો જાતે કામ કરી અનુભવ મેળવતો હતો. યોગ્ય કામમાં તેની સલાહ પણ લેવાતી હતી. અને દહાડે દહાડે વધારે પ્રવીણ તથા બાહોશ માલમ પડયો. તેમ કરતાં કરતાં એક વર્ષ જતું રહ્યું. ત્યારે પાછો સુલતાને તેને બોલાવીને કહ્યું કે "મારા પ્યારા બેટા! તને યાદ છે કે તારી શાદી કરવા બાબત વિચાર કરવા માટે તને એક વરસની મુદત મલી છે, હવે તેં આ લાંબી મુદ્દતમાં પરિપકવ વિચાર કર્યોજ હશે! અને મારા વિચારને ઘણે ભાગે મળતોજ થયો હશે; તું મારી મુરાદ બર લાવી મને સુખી કરીશ, એવું હું ઇચ્છું છું."

જેમ ગયે વરસે શાહજાદાએ મક્કમપણે પોતાનો વિચાર દર્શાવ્યો હતો, તેજ પ્રમાણે આ વખતે પણ દર્શાવ્યો. કંઈપણ ડર રાખ્યા વિના શાહજાદાએ જવાબ આપ્યો કે "મારા પ્યારા મુરબ્બી! એ બાબતપર મેં આખું વરસ પુખ્ત વિચાર કીધો છે. અને ઘણો વખત મેં એ સવાલપર તકરાર કરવામાં ગાળ્યો છે. પણ આખરે હું એજ વિચારપર આવ્યો છું કે મારા ભલાની ખાતર મારે એવા અસત્ય ને ઠગીલા પ્યારમાં ન ફસાતાં કુંવારાજ રહેવું જોઇએ. જેથી સંસારની ધુસરીમાંથી મારી ગરદન મોકળી રહી શકશે. પ્રખ્યાત લેખકોએ લખેલી તવારીખમાંથી અગણિત દાખલાઓ એવા મળી આવે છે કે જેમાં ઓરત જાતની બેવફાઈજ માલમ પડે છે. આખી આલમ તેનાથી ત્રાહ્ય પોકારે છે. જો સંસાર સુધારણાથી બાબત જોઇએ તો તેમાં હિંદ સૌથી ચઢીઆતો છે. તે દેશમાં પણ પીંગળા જેવી દુષ્ટ રંડાઓએ બેહદ કેર વરતાવ્યો છે. તો પછી બીજા દેશની કે બીજી કોમનીતો વાતજ કયાં કરવી! દરરોજ હજારો દાખલા બને છે તેમાં ઘણો ભાગ ઓરત જાતના પ્રપંચનો હોય છે. આ બધા પરથી મેં પકો ઠરાવ કર્યો છે કે મારે કદીપણ ઓરત જાતના સંબંધમાં આવવું નહિ. તેટલા માટે તમો નામદાર મુરબ્બીને હું અરજ કરૂંછું કે એ બાબત માટે મને માફ કરો. કારણ કે કોઇપણ તકરાર કે દાખલા દલીલથી મારા વિચારને ફેરવી શકશો નહિ." આટલું બોલી તે ચૂપ રહ્યો.

સુલતાનને આથી ઘણો અફસોસ થયો. પોતાના હુકમનો અનાદર તેનાથી વેઠી શકાતો નહોતો. વળી તેનું મન વંશવૃદ્ધિ થયેલી જોવાને ઘણું આતુર હતું. તોપણ આ દાના સુલતાનને ખામોશ રાખી અદલ ન્યાયની ખાતર તેને વિચાર કરવા માટે ફરીને એક વરસ બક્ષ્યું. ત્યાર પછી શાહજાદાને રજા

આપી. ત્યાર પછી પોતાના વડા વજીરને બોલાવી મંગાવ્યો. વજીર આવ્યાથી તેને કહેવા લાગ્યો કે "ઓ દાના વજીર ! તારી સલાહ મુજબ ચાલી મેં શાહજાદાને શાદી કરવા માટે ઘણો સમજાવ્યો પણ તે તો ઘણા અક્કમપણે તેમ કરવા ના પાડે છે, મારી માફક જે બચ્ચાંને માટે મુન્તેજાર હોય તે મૂર્ખજ છે. કારણકે ખરાબ બચ્ચાંને લીધે મા બાપનાં સુખ ધુળમાં મળી જાય છે. ખેર ખુદાની મરજી. પણ મને હમણા એવો ઉપાય બતાવ કે આ મારી ઉમેદ ઉંધી વાળનાર બેટાને પાછો નેક રસ્તે લાવું." વડા વજીરે જવાબ આપ્યો કે "ઓ જહાંપનાહ ! તમારે ના ઉમેદ થવું ન જોઇએ. તમારે ધીરજ રાખવી. ધીરજથી સઘળી મુશીબતો દૂર થાય છે. તેનાં ફળ મીઠાં છે. એક વરસ પછી જો તે પોતાનો વિચાર ન બદલે તો તેને ભર કચેરીમાં બોલાવી શિક્ષા કરજો કે શાદી કરવા સિવાય રાજદરબાર કે રૈયતની હાલત કદી સુધરે નહિ. એટલે તે શાહજાદો આ દબદબા ભરેલા ગૃહસ્થોની હજુર તમારૂં વચન રદ કરશે નહિ."

સુલતાનને મન એક વર્ષ તો સેંકડો વરસ જેવું કઠણ લાગ્યું, તો પણ પોતાના દાના વજીરની સલાહ માન્ય રાખી. પછી પેલા વજીરને રજા આપી પોતે શાહજાદાની માતાને આ વાતથી વાકેફ કરવા માટે સુલતાન તેણીના ઓરડામાં ગયો, અને આ ભેદ જે તેણે હજુ સુધી તેને જણાવ્યો નહોતો, તે તમામ તેણીને જાહેર કરી કહેવા લાગ્યો કે "ઓ પ્યારી હું તને અરજ કહું છું કે તું એને સમજાવ ! એ તારા કહેવા પર પુરતું ધ્યાન આપે છે માટે એને સમજાવીને કહે કે એ પ્રકારની બાહોસ મારી સાથે ન કરે. જો એ પોતાની હઠ નહિ છોડશે તો હું દિલગીરી સાથે તેને સજા કરીશ જેથી તે એની આખી ઉમર સુધી પસ્તાશે."

એ સાંભળી નુરબીબી જે શાહજાદાની માતાનું નામ હતું. તેણીએ કહ્યું કે "આ બાબત હું મારાથી બનતો પ્રયાસ અવશ્ય કરીશ. ત્યાર પછી કેટલેક દહાડે કંઇક લાગ જોઇ શાહજાદાને તેણીએ પોતાની હજુર બોલાવ્યો, ને કહેવા લાગી કે "પ્યારા બેટા ! મને ખબર મલી છે કે તું તારી શાદી કરવા ના પાડી, તારા વૃદ્ધ પિતાને દુઃખી કરવા ચાહે છે. મારા ધારવામાં એવું આવે છે કે તું જ્યારે ચાલાક અને વિશ્વાસુ તથા બુદ્ધિમાન ઓરતોને ધિક્કારે છે તો તું બીજી દુષ્ટ ઓરતોની સાથે તો નેકા પાડવાને ખચિત ધિક્કારશે. હું કંઇ દગારી ને પ્રપંચી ઓરતોની તરફેણ કરવા માગતી નથી. કારણ કે તે દુષ્ટ રંડાઓનાં સર્વ ચરિત્રોની મને માહિતી છે. પણ તેટલા ઉપરથી ઓરત જાતને બદનામી કરવી, તે ઇન્સાફની ખાતર ગેરવ્યાજબી જણાય છે. ખરી વાત છે કે સ્ત્રી ચરિત્રોની કીતાબો વાંચવાથી સ્ત્રી જાત પર તિરસ્કાર છૂટે છે, તોપણ ખુદાના નેક ન્યાયની ખાતર મારે જણાવવું જોઇએ કંઇ બધી ઓરતો તેવી નથી હોતી. કેટલીક તો ઘણીજ સરસ અને શુશીલ હોઇ પૂજવા લાયક હોય છે. ઘણી તવારીખોમાં જુલમી બાદશાહ, શાહજાદા અને રાજાઓનાં ચરિત્ર વાંચી આપણને કમકમાટી છૂટે છે. તે પરથી આપણે એવોજ ઠરાવ કરીએ કે તમામ બાદશાહ અને શાહજાદા અગર રાજાઓ તેવાજ જુલમી છે. તો આ ન્યાય જેટલે દરજ્જે સત્ય ગણાય તેટલેજ દરજ્જે સ્ત્રી જાતિ વિષેનો તારો ન્યાય સત્ય છે."

એ સાંભળી શાહજાદો બોલ્યો કે "મારાં પવિત્ર માજી, એતો મારી ખાતરીજ છે કે દુનીઆમાં ઘણીક વફાદાર, શાણી, ગંભીર અને પાક દામનની ઓરતો મળી આવશે. ખુદાની કૃપાથી કેટલીક બાનુઓ તમારા જેવી પવિત્ર ચાલચલણની હશે ખરી, તોપણ મને મોટો ડર એ લાગે છે કે રખેને મારા પિતા મારે હાથે મારી ઓરત પસંદ કરવાની મના કરે ! કારણકે મારા બાપની મરજી પ્રમાણે હું કબુલ કરૂં તો તે આસપાસના રાજાઓને ત્યાં માગાં મોકલશે. અને તેમાંથી એક રાજાની માગણી સ્વીકારશે પછી તે ખુબસુરત હોય કે બદસુરત હોય. ધારો કે કદી તે ખુબસુરત હોય તોપણ તેના અંદરના ગુણની ખબર કોને ? આપણા લોકો એક કુંભારને ત્યાંથી બે પૈસાની માટલી લાવવામાં જેટલી કાળજી રાખે છે તેના કરતાં પોતાની સાથે હમેશને માટે જોડાયેલી પોતાની દિલોજાન લાવવામાં ઘણીજ ઓછી કાળજી રાખે છે. અને તેથીજ તેમની જીંદગી સુખરૂપ ન નીવડતાં દુઃખરૂપજ ઉભી થાય છે. રૂપે તથા ગુણે પોતાને પસંદ પડતી કન્યા જોવામાં આવે તો તે જોડું આ સંસારમાં સ્વર્ગસમાન સુખ ભોગવે છે. માટે મારી

માતા હું તે પ્રમાણે કરવા તૈયાર છું વળી માજી તમને જણાવું છું કે કોઈ એવી પણ મળે છે કે આખા રાજ્યનો પૈસો પોતાનાં લુગડાંલત્તાં ને જવાહીર વગેરેના દાગીના લેવામાં વાપરી નાખે છે. તેમને મનતો મોજમજા મારવી એજ આ દુનીઆનું સાર્થક જણાય છે. આવી ઓરતો જોડે લગ્ન કરી જીંદગી પર્યંત દુઃખી રહેવા કરતાં તેનાથી વિમુખ રહેવું એ વધારે સારૂં છે, માટે હું તો જન્મ પર્યંત કુંવારો રહેવા ઇચ્છું છું.

શાહજાદાનો આ સઘળો વિચાર જાણી તેની માતાએ જવાબ આપ્યો કે "અરે મારા વહાલા બેટા તારા બોલવાપરથી સાફ જણાય છે કે તું તારી ઓલાદનો છેલ્લો પાદશાહ થવા ધારે છે. આ વિસ્તિર્ણ રાજ્યને તું બીજાના વંશમાં ગયેલું જોવા ઇચ્છે છે."

શાહજાદાએ જવાબ આપ્યો કે " મારી વહાલી માતા હું મારા પિતાની પાછળ જીવવાને મુદ્દલ પસંદ કરતો નથી. ને એવુંજ ઇચ્છું છું કે તેની આગમજ મરૂં તો વધારે સારૂં પણ મારા બાપે કોઇ વાતનું દુઃખ ધરવું ન જોઇએ. કારણકે આતો દુનીઆનો રવૈયો છે. ઘણાક બાળકો પોતાના માબાપના પહેલાં ચાલ્યા જાય છે. આપણી પાછળ આપણો વારસ સપૂત પાકયો તો તો કદાચ ઠીક. પરતુ જો કે કપૂત પાકયો તો ઉલટો બાપદાદાના નામને બટ્ટો લગાડે છે. માટે બહેતર છે કે આ બધા આપદામાંથી દૂર રહેવા માટે કુંવરાજ રહેવું.

ત્યાર પછી તેની માતાએ ઘણી ઘણી રીતે સમજાવ્યો, પરંતુ તે બધું વ્યર્થ ગયું. છેવટે એક વરસ વહી ગયું અને સુલતાને પાછો શાહજાદાને પોતાની રૂબરૂમાં ભરદરબારમાં બોલાવી પૂછ્યું કે " કેમ તારી શાદી બાબતશો વિચાર કર્યો? હું ધારૂં છું કે તું તારા વૃદ્ધ પિતાની માગણીને તું કબુલ કરીશ."

શાહજાદાએ પ્રથમની માફકજ ભરદરબારમાં ચોખ્ખી રીતે ના પાડી. આથી સુલતાનનો મિજાજ ગયો. ભરકચેરીમાં મોટા મોટા અમીર ઉમરાવોના દેખતાં થયેલું પોતાનું અપમાન તે સહન કરી શક્યો નહિ. તુરતજ તેણે તેને પકડીને એક પડતર કિલ્લામાં કેદ કરવા હુકમ કર્યો. આખા કચેરીમાં ગભરાટ થઈ ગયો. પરંતુ કોની તાકાત કે સુલતાનને કહી શકે! તેના હુકમ મુજબ એક જુના પડતર કિલ્લામાં કેદ કરવામાં આવ્યો. તેને થોડું ફરનીચર, થોડીક કીતાબો, અને એક ગુલામ આપવામાં આવ્યો.

શાહજાદાને નાનપણથીજ વાંચનપર ઘણો શોખ હતો. તેથી તેને કીતાબે વાંચવામાં ઘણી મજાહ પડતી. આખો દિવસ કિતાબો વાંચવામાં ગાળતો. તેથી તેને કેદખાનું ભારે પડયું નહિ. તેને કેદખાનામાં પણ ઠીક લાગ્યું. સાંજની વખતે કેદખાનાની બહારની અડાળીમાં બેઠો. પછી ત્યાં નિમાજ પઢી કુરાનના થોડાક શીપારા વાંચ્યા અને જે મુજબ તે પોતાના બાદશાહી મહેલમાં પોતાનો સાંજનો વખત ગુજારતો હતો તે મુજબ વખત પુરો કરી ત્યાંનો દીવો બુજાવ્યા વગર પોતાની પાસે મૂકીને તે સુઇ ગયો.

આ પુરાતની પડતર કિલ્લામાં એક કુવો હતો. તેમાં જીનીઓના પાદશાહ દામરયાતની બેટી પરી મઇમોની પોતાનું રહેઠાણ રાખતી હતી. જ્યારે પાછલી રાત ગઈ ત્યારે તે પરી હમેશના રિવાજ મુજબ કુવામાંથી બહાર આવી. અને દુનીઆનો રાહ ઘાટ જોવા, તથા દુનીઆની નવાઇઓનો લહાવો લેવા ફિ-ડવાની તૈયારીમાં હતી, તેવામાં તેની નજર પેલા દીવાપર પડી. તેથી તેને અજાયબી થઇ કે આવા પડતર કિલ્લામાં વસ્તી કયાંથી થઇ? તે બાબતની ખાતરી કરવા તે તુરત ત્યાં દાખલ થઇ. અને દરવાજાપર પેલો ગુલામ ઉંઘતો હતો. તેને જગાડયા વિના અંદર ગઇ. તો તેને એક બીછાનાપર કોઇને ખુબ નિંદ લેતો જોયો. આથી વધારે અજાયબી પામી બીછાનાની પાસે ગઇ.

શાહજાદાનો અડધો ચહેરો ખુલ્લો અને અડધો ચહેરો કપડાથી ઢંકાએલો હતો. કારણકે તેણે છાતી સુધી કપડું ઓઢયું હતું. પરીએ તે ઢાંકણ જરા ખસેડયું તો તેની નજરે શાહજાદાનો ખુબસુરત ચહેરો નજરે પડયો. આવો ખુબસુરત જુવાન તેણીએ કદી પણ જોયો ન હતો. તે આખી દુનીઆના મુસાફરી બે કલાકમાં કરી શકતી. અને તેથી ઘણીવાર તે ફરવા માટે દૂર દેશાંતરે જતી. તોપણ આવો સુંદર જુવાન તેણે જોયો ન હતો. તે પોતાના મન સાથે બોલી, " આ શું ખુબસુરતી ? અરે આતો બલકે ખુબસુરતીના આખી દુનીઆ મારી આંખ આગળ રજુ થઈ છે! બેહદ રંગતવાળા પણ જ્યારે એક સ-

રસમાં સરસ પુતળુ બનાવે છે. ત્યારે તેમાં કાંઇ પણ ખામી રાખતા નથી; આવા ખુબસુરત જુવાનને બંદીખાને રાખી શું તેની પદવીને અપમાન આપવામાં આવ્યું હશે ?

પરી શાહજાદાની ખુબસુરતીથી એટલીતો છક થઇ ગઇ કે છેવટે તેણીએ શાહજાદાના હોઠપર એક નરમ બોસ્સો લીધો પછી તેને જગાડયા વગર તેના કપાળપર એક ચુમી લીધી. અને પેલું કપડું પાછું તેને ઓઢાડીને તે ત્યાંથી હવામાં ઉડી ગઇ. જ્યારે તે આશમાનની ઉંચાઇએ પુગી ત્યારે તેણીને વાદળામાં પાંખો ફફડવાનો અવાજ આવ્યો. તે તરફ જોતાં તેને એક જીન ઉડી જતો માલમ પડયો.. તે જીનની જાત એવી હતી કે ખુદાવંતતાલાની શક્તિની સામે થવાને ખોટો દાવો કરતી, પણ મઇમોની તેથી ઉ-લટાજ ટોળાની હતી. તે ટોળાંઓ સુલેમાનની મારફતે ખુદાવંતતાલાની શક્તિની પીછાન કરતાં હતાં, તથા તેના ફરમાનને માન આપતાં હતાં.

તે જીનનું નામ દનહાશક હતું તેના બાપનું નામ શામહોરાશ હતું તેણે મઇમોનીને તુરત ઓળખી તેને તેણીની ઘણી બીક લાગી, કારણ તે જાણતો હતો કે , મારા કરતાં તે બહુ જોરાવર તથા પદવીમાં ચઢીઆતી છે, ' તેથી તેણે તેનાથી દૂર નાસવા તજવીજ કરી પણ પરી તેના છેક નજદીક આવી પહોંચી તેથી તેની સામે લડાઇ કરવાની, અગર તેણીની મોટાઇ કબુલ કરી તેણીને તાબે થવાની ફરજ પડી.

જીને કહ્યું કે " ભલી મઇમોની! તને ખોદાના પવિત્ર નામના સોગન આપી કહું છું કે તું મને ઇજા કરતી ના. અને હું પણ સોગન ખાઇને કહું છું કે હું તને પણ હરકત કરીશ નહિ. "

પરી બોલી, " અરે નાપાક જીન ! તું શું મને ઇજા કરી શકવાનો હતો ? મને તારી જરા પણ ધાસ્તી નથી. તોપણ જા, હું તને મહેરબાની દાખલ કંઇપણ ઇજા કરીશ નહિ, હવે તું મને કહેકે તું કયાંથી આવ્યો ? તેં શું શું જોયું ? અને હવે બાકીની રાત કયાં ગુજારવા માગે છે ? "જીને જવાબ આપ્યો કે " ઓ ખુબસુરત પરી ! આપણો મેલાપ એકાએક થયો છે. તારી માગણીપરથી હું તને એક અજાયબ જેવી બાબત કહેવા ઇચ્છું છું અને તે સાંભળવાની તુ ખાસ ખાયેશ રાખે છે તો હું જણાવું છું કે હું ચીન દેશમાંથી આવું છું, પણ તું મારી વાત સાંભળ્યા પછી હું જ્યાં જવા માગું ત્યાં જવા દઇશ કે નહિ ? "

પરી બોલી, " અરે કંગાળ ! તું તારી વાત પૂરી કર, અને ધાસ્તી ના રાખ, તું શું એમ ધારે છે કે તારા જેવા નાપાક જીનોની માફક હું મારો કોલ તોડીને તને નુકસાન કરીશ ? પણ યાદ રાખજે કે એક શબ્દ પણ ખોટો બોલતો ના. જે ખરૂં હોય તેજ કહી સંભળાવજે, નહિતો હું તારી પાંખ કાપી નાખીશ. અને તને ઘટતી શિક્ષા કરીશ. "

પરીનાં આ શબ્દો સાંભળી જીનને ધીરજ આવી. પછી પોતાની વાત લંબાવીને તે બોલ્યો કે" ઓ ખુબસુરત પરી ! હું જે ખરૂં છે તેજ તને કહીશ. ચીન દેશમાંથી હું હાલ ચાલ્યો આવું છું. તે દેશ ઘણો મોટો અને જબરદસ્ત છે. તેની પાસે એક મોટો બેટ છે. તેના પાદશાહનું નામ ગઇપોર છે, તેને ત્યાં એક અતિ ખુબસુરત બેટી છે. તેના જેવી ખુબસુરત નાર દુનીઆ પેદા થઇ ત્યારથી અત્યાર સુધીમાં થઇ નથી. આખી દુનીઆની તેમજ તારા જેવી પરીઓની અને મારા જેવા જીનોની ખુબસુરતી એકઠી કરીએ તોપણ તેના મેલની બરાબરી પણ કરી શકે તેમ નથી. તેણીના વાળ ખુબસુરત સોનેરી રંગના ચળકતા છે, તે એટલા તો લાંબા છે કે તેના પગની એડી સુધી પહોંચે છે. વળી તેણીના બાલ સમારે છે ત્યારે તેનાં ગુચ્છાં એવાં તો દિપાયમાન થાય છે કે જાણે સોનેરી વેલનો મંડપ હોયની, તેણીનું મોઢું અને સુંદર કપાળ એક મોટા ચળકતા આયના માફક ચળકે છે. તેણીની આંખો મોટી ને કાળી છે અને તે બે ચળકતા તારા જેવી શોભે છે. તેણીનું નાક અણીદાર ને સુંદર છે, તેણીના દાંત મોતીની બે હાર જેવા સરખા છે. પરંતુ સફેદાઇમાં તે ઉંચા ઝવેરાતને પણ ટક્કર ખવરાવે છે, તેણીના નખ તો હીરાની કણીઓ સમાન ચળકે છે, તેનો સાદ એવો તો કોમળ, મીઠો અને પસંદ કરવા જેવો છે કે તે આપણે

સાંભળ્યાજ કરીએ, તેણીની મરદન બરાબર ઉત્તમ સંગેમરમરના સફેદ પત્થર જેવી છે. ટુંકામાં તે એટલી તો ખુબસુરત છે કે આખી દુનીઆમાં તેના જેવું ખુબસુરત બીજું કોઇ નથી તે વાત સર્વાનુમતે કબુલ છે.

" તેણીનો બાપ તેની એટલી સંભાળ અને કાળજી ધરાવે છે કે એક અતિ ઝનુની અને અદેખો આશક પણ પોતાની માશુકને એટલા જાપનામાં નહિ રાખતો હોય એટલા બધા જાપતામાં શાહ પોતાની બેટીને રાખવાની કાળજી રાખે છે, તો પણ તેને કેદ કરી છે; તેવું તેની નજરમાં ન આવે માટે સાત જુદા જુદા અને અતિ સુંદર મહેલો બાંધી આપ્યા છે કે જેની તારીફ મારાથી થઇ શકતી નથી, વળી તે તેણીને એટલાં તો લાડ લડાવે છે કે પ્રેમઘેલો આશક પોતાની પ્યારી માશુકને પણ ભાગ્યે જ તેટલાં લાડ લડાવી શકતો હશે. આ પ્રમાણે તે ખુબસુન્ત બાનુને લાડ અને જાપતા સાથે રાખેલી છે."

પરી બોલી કે " અરે નાપાક જીન ! એ સાત મહેલ કેવા છે તેનું વર્ણન આપ. " જીન બોલ્યો કે " મેં પહેલેથીજ કહ્યું છે કે તે મેહેલોની તારીફ મારાથી થઇ શકે તેમ નથી. તેમ છતાં તારા આગ્રહથી મારી મતિઅનુસાર બ્યાન કરૂં છું તે સાંભળ. પહેલો મહેલ તમામ સંગેમરમરના પત્થરનો જ બાંધેલો છે. તે એટલો તો શ્વેત છે કે ધોળા સુંદર હંસની પાંખોને પણ શરમાવે છે, તેની અંદરનો તમામ સરસામાન પણ સફેદજ છે માટે તે મહેલનું નામ શ્વેતગૃહ રાખ્યું છે. બીજો મહેલ તમામ સૌથી કુદરતી રીતે પ્યારા લાગતા લીલા પત્થરનો બાંધેલો છે અને તેની અંદરની તમામ વસ્તુઓ પણ લીલીજ છે. આથી આ મેહેલને લીલા મહેલ કહે છે. ત્રીજો મહેલ રાતા આરસપહાણનો ચણેલો છે. ને તેને તમામ લાલ વસ્તુઓથી દીપાવ્યો છે. તેથી તેને લાલ મહેલ નામ આપ્યું છે. ચોથો મહેલ લોઢાનો બનાવેલો છે, અને તેની અંદરની તમામ વસ્તુઓ પણ લોખંડનીજ છે, માટે તેનું નામ લોહગૃહ રાખ્યું છે. પાંચમો મહેલ મિશ્ર ધાતુનો હોઇ અતિ સુંદર છે. તેની અંદરની તમામ વસ્તુઓ પણ તેને મળતાજ રંગની છે. તેથી તે મહેલને પંચતત્વ મહેલ કહે છે, છઠ્ઠો મહેલ એલ્યુમિનમ નામે ધાતુનો છે. અને તેની અંદરની વસ્તુઓ પણ તેજ રંગની હોવાથી તેને નવીનગૃહ નામ આપ્યું છે. કારણકે આ ધાતુ પણ જવલે જ જડે છે. તેથી નવાઇ જેવી છે. સાતમો સૌથી સુંદર મહેલ સુવર્ણનો હોવાથી તેનું નામ સુવર્ણ મહેલ આપ્યું છે. વળી આ મહેલોની આસપાસના બાગ બગિચા, ફુવારા વગેરે ચીજો કુદરતને ભુલાવે તેવી છે.

" આ શાહજાદીના અલૌકિક સ્વરૂપથી લલચાઇ દેશ દેશના નામાંકિત મહારાજાઓએ પોતાના કુંવરો માટે માગણી કરી છે, પરંતુ તેના પિતાએ એક પણ માગણીનો સ્વીકાર કર્યો ન હતો કારણકે તે પોતાની શાહજાદીને ઇચ્છાવર વરવા પસંદ કરે છે. શાહજાદીને સમાનરૂપ તથા ગુણે સંપૂર્ણ વર મલશે તોજ તે તેને પરણાવશે. સબબ દેશપરદેશથી માગણી માટે આવેલાં એલચી ખાતાં નિરાશ થઇ પાછાં ફર્યાં છે. પરંતુ આ ખાતામાંના એકેનું દિલ દુભાય નહિ માટે તેણે ઘણીજ ચતુરાઇ ભરેલા જવાબથી તે સર્વને સંતોષ આપ્યો હતો.

એક વખતે તે શાહજાદીના પિતાએ તેના લગ્ન સંબંધી વાત તેણીની આગળ પ્રસંગોપાત કાઢી તેણીના દિલની વાત જાણવા પ્રયાસ કર્યો. પોતાના પિતાની વાત સાંભળતાંજ શાહજાદી બોલી કે ઓ નામદાર બાપ તમો મને પરણાવી સુખી કરવાની ધારણા રાખો છો પરંતુ આવા સુંદર મહેલો, આવા ખુશનુમા બાગ બગીચા, આવો કીમતી પોશાક અને આવો અલૌકિક પ્યાર મારો ધણી મને કદી પણ આપનાર નથી. તમે મને જેટલું સુખ આપો છો તેના સોમા ભાગનું સુખ પણ મને તેના તરફથી મલવાનું નથી. વળી કેટલાક મહાભિમાની ધણીઓ પોતાની બૈરીપર બેહદ સત્તા ચલાવે છે. મારાથી કોઇની પણ તાબેદારી ઉઠાવી શકાશે નહિ માટે મારી ઇચ્છા તો જન્મપર્યંત કુંવારાં રહેવાની છે. શાહજાદીના આવા જવાબથી તેનો પિતા અજાયબી પામી બોલ્યો કે મારી ઘેલી દીકરી એ તું શું બોલે છે ? હજી તો તું પુખ્ત ઉમરની થઇશ ત્યારે તને માલુમ પડશે કે જન્મપર્યંત કુંવારા રહેવામાં ઘણીજ મુશીબત છે. માટે

ત્યારે તારા લાયક હોય પણ શાહજાદાને પસંદ કરવો, એવી મારી ઇચ્છા છે. હું ધારૂં છું કે મારૂં કહેલું કબુલ કરીશ.' શાહજાદીએ તો પ્રથમની માફકનોજ જવાબ આપ્યો.

"ત્યાર પછી કેટલેક વખતે એક મહાન પરાક્રમી રાજા તરફથી પોતાના કુંવર માટે માગણી આવી. આગળ માગણી કરી ચુકેલા તમામ રાજાઓ કરતાં આ મહાન પરાક્રમી રાજા હોવાથી તેનું માગું કબુલ રાખ્યું. આ વાતની શાહજાદીને ખબર પડતાંજ તે ગુસ્સે થઇ ગઇ અને પ્રથમની માફક પોતાના પિતાને ના કહી. શાહે તેણીને તે માગું કબુલ કરવા ફરજ પાડી, આખરે શાહજાદી ગુસ્સામાં બોલી ઉઠી કે 'ઓ પિતા, જો આવી વાત ફરીથી મારી આગળ કરશો તો હું ખુદાના સોગન ખાઇ કહું છું કે મારો જીવ આપીશ.' આ શબ્દ સાંભળી પાદશાહ ઘણોજ ચીડાઇ ગયો. અને બોલ્યો કે 'તું ઘેલી થઇ છે માટે તને શુદ્ધિમાં લાવવી પડશે.' એમ કહી તેણીને એક ઓરડામાં કેદ કરી. પેલા પાદશાહને જણાવ્યું કે 'મારી દીકરી ઘેલી થઇ ગઇ છે, માટે સારી થતાં સુધી હું આપની માગણી સ્વીકારી શકતો નથી, સારી થયા પછી હું આપના વચનને માન આપીશ.'

"હે પરી આ બીના હાલજ બની છે. હું તે અલૌકિક નાજનીનને હમેશાં જોવા જાઉં છું. પણ મારા મનને મક્કમપણે રાખી તેની તરફ પાક દાનતથી જોઉં છું. હું તને ભલામણ કરૂં છું કે તારા કરતાં પણ અતિ ખુબસુરત ઓરતની તું મુલાકાત લઇ ખાતરી કર. આ સુંદર નાજુક લલનાને જોતાંજ તું હેરત પામશ. અને મારી વાત અક્ષરેસહ ખરી છે એમ તું માનીશ."

આ વાત સાંભળી પેલી પરી ખડખડ હસી પડી, તેથી તે જીનને આશ્ચર્ય લાગ્યું કે આ પરી શા કારણથી હસી પડી. પરી બોલી કે "તું એક સફેદ ચહેરાની સ્ત્રીને આટલી બધી વખાણે છે, તે જાણી મને હસવું આવે છે. જો હું એક ખુબસુરત જુવાન શાહજાદાની વાત તને કરૂં તો તું બેશક ગાંડોજ બની જાય. હું ધારતી હતી કે તું મારી આગળ કંઇ અજાયબી ભરેલી વાત કરીશ. શરમ છે તને, કે તું મારા આગળ બડાઇ ભરી વાત કરવાની હિંમત ધરે છે."

આ ઉપરથી જીન નવાઇ પામી બોલ્યો કે "ઓ ખુબસુરત મઇમોની પરી! તું મને મહેરબાનીની રાહે જણાવ કે તે શાહજાદો કોણ છે?" પરીએ જવાબ આપ્યો કે "જેવી બીના ચીનની શાહજાદીની છે, તેને ઘણી ખરી મળતીજ બીના આ ખુબસુરત શાહજાદાપર વિતી છે. તેના બાપે પણ તેને શાદી કરવા ઘણોએ સમજાવ્યો પણ તેણે મક્કમપણે ના કહેવાથી તેના બાપે ગુસ્સે થઇ તેને એક પુરાતની પડતર કિલ્લામાં રાખ્યો છે. તેજ કિલ્લામાં મારૂં રહેઠાણ હોવાથી તે મારા નજરે પડયો છે. હું તેની ખુબસુરતી જોઇ છક થઇ ગઇ છું."

જીન બોલ્યો કે "અરે પરી તું કહે છે તે કદાચ ખરૂં હશે, પરંતુ જ્યાં સુધી હું તેને મારી નજરે જોઇ ખાત્રી કરૂં નહિ ત્યાં સુધી તો કોઇ પણ મનુષ્ય, ફરેસ્તો, જીન, કે પરી કહે તોપણ હું માનું નહિ. મારી સંપૂર્ણ ખાતરી છે કે ચીનની શાહજાદી કરતાં ખુબસુરત તો શું પણ તેના જેવું આખી આલમમાંએ કોઇ પણ નથી." પરી મઇમોની બોલી "ચુપ! ઓ ચંડાળ ફરીથી મારી આગળ એવું જૂઠું બોલતાં સાંભળીશ તો તુરતજ તારી જીભ કાપી નાખીશ." આ ધમકીથી જીન નરમ પડી જઇ ઘણી નમનતાઇથી જવાબ આપ્યો કે "હું તારી સામે થવા માગતો નથી પણ એટલુંજ કહું છું કે મારૂં બોલવું ખરૂં છે કે ખોટું તે જાણવા માટે મેં પ્રથમ જણાવ્યું તેમ તું મારી સાથે આવ. અને નજરોનજર શાહજાદીને જોઇને તારી ખાતરી કર અને હું પણ તારા શાહજાદાને જોઇ મારી ખાતરી કરૂં." મઇમોની બોલી "મારે એટલું બધું કરવાની કંઇ પણ જરૂર નથી. જો તારે ખાતરી કરવી હોય તો તારી શાહજાદીને લાવી મારા શાહજાદા જોડે મૂક, જેથી બંનેની સરખામણી કરવાને તુરત બની આવતાં તકરાર પતી જશે."

જીને તેની વાત કબુલ કરી જણાવ્યું કે "જો શાહજાદો તેણીના કરતાં ખુબસુરત ઠરે તો મારે એક કીંમતી ચીજ તને ભેટ દાખલ આપવી. અને જો શાહજાદી સરસ ઠરે તો તારી પાસેથી હું એક

ઉમદા ચીજ ભેટ તરીકે લઉં." આ વાત બંને જણે કબુલ કર્યા બાદ પેલા જીન ત્યાંથી એક પવનવેગે ઉપડીને તે શાહજાદી પાસે ગયો. અને ઉંઘતી શાહજાદીને ઘણીજ આસ્તેથી ઉંચકી લાવી પરી મયમોનીના હાથમાં મૂકી, તેણી તે પરીને શાહજાદાના કિલ્લામાં લઇ જઇ તેની પાસે એક બિછાનાપર સુવાડી જીન પણ સાથેજ આવ્યો હતો. આ બધું કામ એક પળમાં કરી લીધું.

જ્યારે શાહજાદો અને શાહજાદી એકેકની નજદીકમાં આવ્યાં ત્યારે પરી અને જીનની વચ્ચે એક મોટી તકરાર ઉભી થઇ. થોડા વખત તો તેઓ બંને એક પણ શબ્દ બોલ્યા વિના સ્તબ્ધ થઇ એકેકની સામું જોયા કર્યું. તેમણે ઘણીજ બારીકીથી તે બંનેને તપાસી તપાસીને જોયાં. તેમનું રૂપ એટલું તો મોહક હતું કે તેમના તરફથી આંખ ખસેડવી તે એક મુશીબત જેવું લાગ્યું. છેવટે જીન બોલ્યો કે "હવે તું ખુશી રીતે કબુલ કરશે કે શાહજાદી તારા શાહજાદા કરતાં ખુબસુરતીમાં ચઢિઆતીજ છે. શું હજુ પણ તને શક ઉત્પન્ન થાય છે?"

પરી છણકો કરી બોલી "શું શક પૂછે છે? હા, હજાર વખત મને શક છે, તું તો આંધળો છે, જેથી મારો શાહજાદો તારી શાહજાદી કરતાં બલ્કે હજાર ઘણો ખુબસુરત છે તોપણ તું જોઇ શકતો નથી! હા, શાહજાદી ખુબસુરત છે ખરી, પણ મારા શાહજાદા જેવી તો નહિજ. હજુ બંનેની ખુબસુરતી સરખાવી જો અને વગર તાજુબીએ કબુલ કર કે શાહજાદો ખુબસુરતીમાં ચઢિઆતો છે અને મારું કહેવું ખરું છે."

જીન બોલ્યો, "હવે વધારે સરખામણી શું કરું? મેં જે કહ્યું તેમાં કંઈ પણ ગેરવ્યાજબી નથી. જે મેં પહેલી નજરે જોયું તેજ અત્યારે પણ જોઉં છું. મારી આંખે કંઈ વધારે ઓછું પડતું નથી. તો પણ જો તારી મરજી હોય તો તારી ખાતર હું મારું મત એક બાજુએ મૂકી તારું મત કબુલ કરી તને રાજી કરું." પરીએ તુરત જવાબ આપ્યો નહિ, હું તારા જેવા કંગાળ જીનની મહેરબાની માગતી નથી. પણ આપણે એક તિરાહીત ઠરાવીએ અને તે જે કહે તે કબુલ કરીએ, જો તું તે પ્રમાણે કરવાને ખુશી ન હોય તો પછી હું મારી સરત જીતેલી કહેવાઉં."

દનહાશ જીન કોઈ પણ રીતે પરીની સામે થવાને રાજી ન હતો, તેથી તેણે પરીની માગણી તુરતજ સ્વીકારી. પછી પરીએ પોતાની વિદ્યાના બળે તુરતજ એક જીનને બોલાવ્યો. તેણે આવી પરીને ઘણીજ નમનતાઇથી અરજ કરી કે "આટલી મોડી રાત્રે મારું શું કામ પડયું છે? જે હોયતે ખુશીથી ફરમાવશો. સેવક તૈયાર છે.

પરીએ જણાવ્યું કે "ઓ ભલા જીન તું અમારા બે જણનો પંચાતી થા. અમારે આ બંને જણની ખુબસુરતી વિષે તકરાર પડી છે. તું કોઇનો પણ પક્ષ ના કરતાં નેક ખુદાના નામથી અદલ ઇન્સાફ આપજે. તારે તારા મનમાં કોઇ પણ વાતની ધાસ્તી અગર શરમ રાખવાનું પ્રયોજન નથી, માટે તારી નજરમાં આવે તેવો અલ્લાના નેક નામપર વિશ્વાસ રાખી ઇન્સાફ આપ."

ભલા જીને તે શાહજાદા તથા શાહજાદીને ઘણીજ અજાયબીથી જોયાં. તે તેઓની ખુબસુરતીથી દીંગજ થઇ ગયો. લાંબા વખત સુધી બારીક રીતે તપાસી જોયા પછી કંઇક પણ ચોક્કસ ઠરાવપર આવ્યા શિવાય તે બોલ્યો કે "મારી બાનુ! મારે વગર તાજુબીએ કબુલ કરવું જોઇએ કે મારા ધ્યાનમાં તો એમ આવે છે કે આ બને જણાંમાંથી એકમેકથી કોણ સરસ છે તે કોઇ કહી શકે તેમ નથી. અને મારો મત પણ હું આપી શકતો નથી. જેમ જેમ હું તેઓને વધારે ચોકસાઇથી નિહાળું છું તેમ તેમ હું વધારે ગુંચવણમાં પડતો જાઉં છું. તેઓ બંને એટલાં તો ખુબસુરત છે કે તેમાં તલ માત્ર પણ ખામી માલુમ પડતી નથી. અને તેથી બેમાંથી એકને વધારે ઓછું કહેવાની મારી હીંમત ચાલતી નથી. જો ખરેખરી રીતે તેમની પરીક્ષા કરવી હોય તો એકજ ઉપાય છે. અને તે એ કેજ કે તે બંનેને વારા ફરતી જગાડવાં, પછી જુઓ કે તે બંનેમાંથી કોણ કોને વધારે ચાહે છે! તેઓ એક બીજા વિષે શો મત આપે છે! અને કોણ કોને વધારે પ્રેમથી ઇચ્છે છે! તે ઉપરથી તેમની ખુબસુરતીનો તોલ કરવો મને વ્યાજબી લાગે છે.

આ યુક્તિ તે બંને પક્ષને પસંદ પડી. તેથી તુરતજ પરીએ ભમરાના રૂપે જઇ શાહજાદાની ગરદનપર ડંખ માર્યો. ચટકાની વેદના થવાથી શાહજાદો જાગી ઉઠયો. ને ગરદનપર પંપાળવા મંડયો. જ્યારે શાહજાદો બરાબર જાગૃતિમાં આવ્યો ત્યારે પરીએ પોતાનું અસલ રૂપ ધારણ કર્યું. પછી એ જીન તથા પરી એ બન્ને જ્યાં અદ્રશ્ય રૂપે શું થાય છે તે જોવાને તાજુબીથી ઉભાં રહ્યાં.

શાહજાદાએ જાગૃતિમાં આવતાંજ પોતાને શું કરડયું તેની તપાસ અર્થે પોતાની નજર આસપાસ ફેરવવા માંડી. તો તેના નજરે એક અલૌકિક ઓરત પોતાની પાસે સુતેલી જોઇ. તેણે પોતાનું માથું તકીઆને અઢેલી આ સુંદર નાજુક નાજનીનને પ્રેમ ભરી દ્રષ્ટીએ તાકી તાકીને એકી નજરે જોઇ લીધી. આ શાહજાદીની ખુબસુરતીએ તેજ ક્ષણે તેના પ્રેમી દિલમાં મહોબતનો આતશ પ્રગટાવ્યો. આ આતશની ગરમી શાહજાદાથી સહન થઇ શકી નહિ. અત્યાર સુધી જે શાહજાદો—ઓરત જાતને ધિક્કારની નજરે જોતો હતો તેજ શાહજાદો તેના પ્રેમથી બળવા બળવા થઈ રહ્યો. હવે પ્રેમ તે શી ચીજ છે, તેની તેને ખાતરી થઇ. તેના જીગરનો તમામ કબજો શાહજાદીની ખુબસુરતીએ લઇ લીધો. અને તેના જીગરપરનો કાબુ જતો રહેવાથી નીચેનાં વચનો તેના મોંઢામાંથી નીકળી ગયાં. "હા ખુબસુરતીની પરીસીમા આવી રહી ! કેવો સુંદર અને મોહક દેખાવ ! મારાં જીગર, મારા હૈડાના હાર !" વગેરે શબ્દો બોલતાંની સાથેજ તેણે તેણીના ભાગ્યશાળી કપાળપર પ્રેમ ભર્યો બોસ્સો લીધો. આથી પણ તૃપ્ત ન થતાં તેણીના હોઠને ચુમ્યો. અને છેવટે તેણીના ગુલાબી નાજુક ગાલને એટલાતો બોસ્સા લીધા કે તે શાહજાદી ક્યારનીએ જાગી ઉઠી હોત. પરંતુ પેલી પરીએ તેણીની વિદ્યાના બળે તેને ઉંઘમાંજ રાખી.

"કેમ મારી ખુબસુરત બાનુ !" શાહજાદો મહોબતથી દિવાનો થઇ બોલ્યો. "આ તારી મીઠી ઉંઘમાં તારો ખરો આશક અલાઉદ્દીન તને હરકત કરે છે પણ તે શા માટે ? મહોબત ! મીઠી મહોબત માટે ! તું ગમે તે પદવીની હોય પણ હું શું કંઇ ઓછી પદવીનો છું ? શું હું તારી મહોબતને લાયક નથી ?" એમ બોલી તે, શાહજાદીને જગાડવા જતો હતો પણ તેટલામાં એકાએક અટકી ગયો અને બોલ્યો "હા ખરેખર એજ પેલી શાહજાદી હશે કે જેની સાથે મારા પિતાએ મારી શાદી કરવા માટે મને ફરમાશ કીધી હતી; જો તેણે આ અલૌકિક નાજનીનને મારી આગળ અગાઉથી ખડી કરી હોત તો આટલી પંચાત થવા પામતજ નહિ. અને ભર દરબારમાં મેં જે ના ફરમાની કરીને મારા પિતાનું અપમાન કીધું તે હું કદી કરત નહિ. અને તે બિચારાને આટલી બધી દિલગીરી પણ થાત નહિ." શાહજાદો પોતે કરેલી નાદાની માટે ઘણોજ પસ્તાવા લાગ્યો. વળી શાહજાદીને જગાડવાની અણીપર હતો. તેટલામાં તેને વિચાર આવ્યો કે "સબુર ! મારા પિતા નામદાર સુલતાનને, મને અજાયબીમાં ગરકાવ કરવા માટે આ પ્રમાણે ચોખ્ખું કબુલ કીધું હશે. તો કોને ખબર ! કદાચ તે મારી પરીક્ષા કરવા માટે આ બાનુને તેણેજ મોકલી હશે. અને પછી પોતે છુપો ઉભો રહી જોતો હોય તો કોને ખબર ? માટે મારે મારા મનને ખાસ દાબમાં રાખવું જોઇએ. પરંતુ લાવ મારી તથા તેની વીંટી અદલબદલ કરી લઉં." એમ કહી તેણે ધીમેથી વીંટીઓ અદલબદલ કરી લીધી. જેથી એકેકની યાદગીરી રહેવાને અડચણ ન આવે.

જેવો તેણે પેલી શાહજાદી આગળથી પોતાનો ચહેરો ફેરવી આડું પાસું વળ્યું તેવાંજ તેને ઉંઘના ઝોકામાં પેલી પરીએ ડુબાવી દીધો.

શાહજાદાને નિંદ્રાવશ થયેલો જોઇ પેલા જીને મચ્છરનું રૂપ ધરી તે શાહજાદીના હોઠપર એક સખત ચટકો ભર્યો. શાહજાદી એકદમ ઝબકીને જાગી ઉઠી. અને ઉંઘમાંથી એકદમ જાગૃત થતાંજ બેઠી થઇ ગઇ. પોતાને કોણે ડંખ માર્યો તે જોવાને આસપાસ નજર ફેરવી, તો તેણે પોતાની પાડોશમા પેલા ખુબસુરત શાહજાદાને સુતેલો જોઇ અજાયબ થઇ. અને વખાણ કરવા મંડી પડી. પોતાના કરતાં પણ અધિક સ્વરૂપવાન પુરૂષને પોતાની પાસે સુતેલો જોઇ અતિ આનંદ પામી; અને તેનેજ પોતાનો પતિ માન્યો.

તેણીએ પોતાના પરવાળાં સમ અધર ખોલીને જણાવ્યું કે "મારો બાપ જેની સાથે મારી શાદી કરવા માગે છે તેજ તું હોઇશ. અને મેં ના પાડી માટે જ મારા બાપે આ ગોઠવણ કરી હશે. અરે ! મેં કેવી નાદાની કરી ! આખી દુનીઆની ખુબસુરતી કરતાં જેના શરીરનો મેલ વધારે તેજસ્વી છે, તેવા

શાહજાદાને મેં મારા પતિ તરીકે સ્વીકારવાને ના પાડી હોય તો મેં એક મોટામાં મોટી ભૂલ ખાધી છે. ઉઠ મારા પ્યારા ઉઠ, અને તારી રંક દાસીપર દયા લાવી તેના સઘળા ગુનાની માફી આપી તેણીને તારી કર. આપણી પહેલીજ મુલાકાતે તું આમ નિશ્ચિંતપણે ભર ઉંઘમાં પડે ને ઘણી તાજુબીની વાત છે ! જે રાત્રે પ્રીય સમાગમ થતાં ઉંઘનું ડોલું પણ ન આવે તે રાત્રી તને આવી નિદ્રામય થઇ પડી!" છેવટે શાહજાદીએ તેને ખૂબ હલાવ્યો પરંતુ પરી મઇમોનીની અજાયબ જેવી શક્તિથી તેની આંખ ઉઘડી જ નહિ. જ્યારે તેણીએ જોયું કે આતો જાગતોજ નથી ત્યારે તેણી બોલી ઉઠી કે ' અરે મારા પ્રાણ તને શું થયું છે ? " પછી તેણીએ તેના કોમળ હાથપર એક નરમ બોસ્સો લીધો. તેવારે તેણીની નજર તેના આંગળાં ઉપર પડી તો પોતાની અમુલ્ય વીંટી તેની આંગળીએ દીઠી ! આથી વધારે ચોંકીને પોતાની આંગળી તપાસી તો તેના વીંટી પોતાની આંગળીએ માલમ પડી ! આમ એકાએક ફેરફાર શાથી થયો તે તો તેને સુઝયું નહિ. પરંતુ આ લગ્નની જ નિશાની છે. એવી તેની ખાતરી થઇ. જ્યારે તેણી જગાડવામાં નિરાશ થઇ, ત્યારે મુગી થઇને બેઠી અને મનમાં ધાર્યું કે " હવે શાહજાદો કયાં જવાનો છે ? જ્યારે હું તેને જગાડી શક્તી નથી. ત્યારે હું વધારે હરકત કરવા માગતી નથી. કારણકે આપણે સવારે જ મળીશું. " એટલું બોલી છેલ્લીવારે હોઠ ચુમી નિરાશ થઇ પોતાની પથારીમાં સુતી કે તરતજ પરીની જાદુઇ અસરથી નિદ્રાવશ થઇ ગઇ.

ત્યારે મઇમોની બોલી કે " અરે નાદાન ! હવે તો તારી ખાતરી થઇ કે ચાનની શાહજાદી કરતાં ઇરાનનો શાહજાદો અતિશય ખુબસુરત છે ? ચાલ, તું તારી સરત હાર્યો છે, પણ જા હું તને માફી આપી તારી કનેથી સરત મુજબ કીંમતી ભેટ માગતી નથી. હવે પછી યાદ રાખજે કે ફરીથી મારી સામ કદી પણ તકરાર કરતો ના, ને મારૂં સઘળું કહેવું કબુલ કરજે. " પછી તેણી પેલા ન્યાય કરનાર ભલા જીનને કહેવા લાગી કે " તારો ઉપકાર માનવો જોઇએ. કારણ કે તેં અમને ન્યાય કરવાની એક અજાયબ જેવી યુક્તિ સુચવી છે. આ શાહજાદીને તેણીના મહેલમાં મૂકવા માટે તું આ જીનની જોડે જા. " બંને જણ પરીના હુકમને માથે ચઢાવી શાહજાદાને ઘણાજ કાળજીપૂર્વક લઇ તેણીના મહેલ તરફ ઉડી ગયાં અને પરી મઇમોનીએ પોતાના રહેઠાણકુવામાં જઇ આરામ કીધો.

જ્યારે મોટે પરોઢીએ શાહજાદો જાગી ઉઠયો, ત્યારે પોતાની આસપાસ જોવા લાગ્યો, તો પોતે જે બાનુને રાતના પોતાના પડખામાં ખુબ નિદ લેતી જોઇ હતી તે દેખાઇ નહિ તેને જતી રહેલી ધારીને તે પોતાના મન સાથે બોલ્યો કે " હું ધારતો હતો તેમજ છે; મારો પિતા મને અજાયબીમાં નાખવા પ્રયત્ન કરે છે. નક્કી મારા પિતાએ મારી પરીક્ષા માટેજ તે સ્ત્રીને મારી પાસ મોકલી હશે વખતે મારા પિતાએ પણ તે બધું અદ્રસ્યપણે સંતાઇ રહીને જોયું પણ હશે. મારા પાસે બારણે સુતેલો ગુલામ આ બધી બીનાથી સારી રીતે વાકેફ હશે. લાવ, તેને પૂછી ખાતરી કરૂં." આમ વિચારી તેણે ગુલામને બોલાવી પૂછયું કે " કાલ રાત્રે મારા ઓરડામાં કોણ દાખલ થયું હતું ? તે સ્ત્રીને લઇને કોણ આવ્યું હતું ? સાચે સાચું કહી દે ! ખબરદાર ! એક અક્ષર પણ ખોટો બોલ્યો તો તારો જાન લઇશ. "

પેલો ગુલામ શાહજાદાના આ અજાયબ સખુનો સાંભળી ઘણોજ અજાયબ થયો અને બોલ્યો, " ઓ નામદાર શાહજાદા ! તમો કોણને વાસ્તે પુછોછો ? " શાહજાદાએ જવાબ આપ્યો કે "હું તે બાનુ વિષે પૂછુંછું કે જે બાનુ મારી પાસે આખી રાત સુતી હતી; પછી કાંતો તે પોતાની જાતેજ અહીં આવી હોય, અથવા તેણીને કોઇ અહીં લાવ્યું હોય તે બાનુ; સમજ્યો ! હવે સાચેસાચુ બોલી દે ! નહિ તો તારો જાન ગયો; એમ સમજ !" તે ગુલામ ધ્રુજતો ધ્રુજતો બોલ્યો કે " શાહજાદા હું સોગન ખાઇને કહું છુ કે તે વિષે મને રજભારની ખબર નથી. હું બારણામાં સુતેલો હતો તો કોઇ પણ બાનુ કેવી રીતે આવી શકે !' શાહજાદો ગુસ્સે થઇ બોલ્યો " તું જુઠો છે ! નાપાક ચોર ! જેઓ મને હેરાન કરવા માગે છે તેઓને રાજી કરવા તું મને જૂઠું સમજાવવાને હિંમત કરે છે ? એટલું બોલી શાહજાદાએ એક સખત તમાચો લગાવીને નીચે નાખી દીધો. પછી સારી રીતે ગડદાપાટુ મારીને તેના હાથપગે મજબુત દોરડું બાંધી ઘસડતો ઘસડતો કુવા પાસે લઇ ગયો. પછી શાહજાદો બોલ્યો કે " અરે બદમાસ

હજુ તું સાચું બોલ! નહિ તો તારી અવદશા આવી છે એમ સમજ. ગુલામ બિચારો શું જવાબ આપે, છેવટે શાહજાદાએ તેને કુવામાં અધવચ લટકતો રાખ્યો પછી પુછવા લાગ્યો કે "અરે નાપાક! જે ખરૂં હોય તે ઝટ કહે, નહિ તો તને ડુબાડી દઉં છું? બોલ તે કોણ હતી અને તેણીને અત્રે કોણ લાવ્યું હતું?"

બિચારા નિરઅપરાધી ગુલામે વિચાર્યું કે શાહજાદો તો દિવાનો થઇ ગયો છે માટે જ્યાં સુધી હું તેના કહેવાને માન નહિ આપું ત્યાં સુધી મારો છુટકો થવાનો નથી, વખતે દિવાનો શાહજાદો મારી પણ નાખે, માટે લાવ તેનું કહેવું કબુલ કરૂં; જેથી મારો જીવ બચે! એમ વિચારી બૂમ પાડી બોલી ઉઠયો કે "અરે મારા પ્યારા શાહજાદા તું મને જીવનદાન આપ! હું તારી આગળ તમામ બિના સાચે સાચી કહી દઉં છું, મને માફ કર અને જલદીથી બહાર કાઢ."

આ ઉપરથી શાહજાદાએ તે ગુલામને કુવામાંથી બહાર કાઢયો અને જમીનપર મૂકી ખુલાસો કરવા ફરમાવ્યું. તે ગુલામ બોલ્યો કે "અરે નામદાર શાહજાદા! હું લાંબો વખત પાણીમાં રહેવાથી ટાઢે ઠરી ગયો છું, વળી મારાં કપડાં પણ ભીંજાઇ ગયાં છે. તેથી મને કપડાં બદલવાની રજા આપ. હું તરતજ પાછો આવું છું. મારા પર એટલી મહેરબાની કર." શાહજાદાએ રજા આપતાં જણાવ્યું કે "જા, જલદી પાછો આવ. અને બધી હકીકત તાકીદે સંભળાવ." પછી શાહજાદો તેને રજા આપી પોતાના ઓરડામાં દાખલ થયો.

શાહજાદાને ઓરડામાં દાખલ થયેલો જોઇ તે ભીનેજ લુગડે ઓરડાનાં બારણાં બંધ કરી બહારથી સાંકળ દઇ પોતે સુલતાનના મહેલ તરફ દોડયો સુલતાનને દેખતાંજ કારમી ચીસ પાડી મોટેથી બોલી ઉઠયો કે "ઓ નામદાર સુલતાન! મને બચાવો, બચાવો, શાહજાદો મને કુવામાં નાંખી મારી નાંખે છે? મારી તરફ જરા નજર તો કરો! મારા કેવા હવાલ થયા છે!" વગેરે વચનો બોલી સુલતાનના મોં આગળ પડયો સુલતાને તેને દિલાસો આપી કહ્યું કે "તને શાહજાદો શા માટે મારે છે? તારો શો વાંક પડયો છે? તું કુવામાંથી કેવી રીતે નીકળ્યો? વગેરે સઘળી બીના કહી સંભળાવ." તે ગુલામ બોલ્યો કે "અરે નામદાર! શાહજાદો ફરમાવે છે કે ગઇ રાત્રે મારી પાસે આખી રાત કોઇ સુંદર બાનુ સુતી હતી! તે કયાંથી આવી ને કોણ લાવ્યું? હવે હું તે બાબતમાં કંઇ પણ જાણતો નથી. આવા સજ્જડ અને હવડ કિલ્લામાં તે બાનુ કયાંથી હોય! હું તો ધારૂં છું કે શાહજાદો દિવાનો થઇ ગયો છે! મેં જ્યારે જણાવ્યું કે આ વિષે મને બિલકુલ ખબર નથી ત્યારે મને અથાગ માર મારી દોરડું બાંધી કુવામાં ઉતાર્યો. છેવટે મારો જીવ બચાવવાની ખાતર મેં કબુલ કર્યું કે મને બહાર કાઢો હું સાચેસાચું કહું છું તે પરથી મને બહાર કાઢયો પછી હું કપડાં બદલવાને બહાને અત્રે નાશી આવ્યો છું."

આવી અજાયબી ભરેલી વાત સાંભળી સુલતાન ઘણું ચમકયો. સુભાગ્યે તેજ વખતે વડો વજીર પણ ત્યાંજ ઉભો હતો. તેને સુલતાને કહ્યું કે "કેવી અજાયબી પમાડનારી બીના છે! એ શું હશે મને કંઇ પણ સુઝ પડતી નથી. હવે તું જલદીથી ત્યાં જા અને બરાબર ચોકસાઇથી તપાસ કર. સઘળી બાતમી બરાબર મેળવી મને તાકીદે જણાવ?" વડો વજીર નામવર સુલતાનના હુકમને માન આપી તુરતજ ચાલી નીકળ્યો જેવો તે શાહજાદાના ઓરડામાં ગયો તેવોજ શાહજાદાએ તેને આદરસત્કાર આપ્યો. આ વખતે શાહજાદાનું મુખ્ય ચિત્ત કુરાનપર હતું તે પોતાના હાથમાં લઇ આત ઉત્માહથી વાંચતો હતો. શાહજાદાને સલામ કરી પાસે પડેલા એક આસન પર તે બેઠો અને બોલ્યો કે "ઓ નામદાર શાહજાદા તારો ગુલામ ઘણોજ ખોટો અને બદમાસ છે તેણે આવીને નામદાર સુલતાન આગળ તમામ જુઠી હકીકત જાહેર કરી છે તેથી સુલતાન તારાપર બહુ ગુસ્સે થયેલા છે. વળી તે બાનાથી તેઓ ભારે ગભરામણમાં પડયા છે!" શાહજાદાએ ઉત્તર આપ્યો કે શા માટે ગભરામણમાં પડયા છે? મારા ગુલામે આવીને શું જાહેર કર્યું? મને પણ તે ગુલામપર ફરિયાદ કરવાનું સબળ કારણ છે!"

વજીર બોલ્યો કે "શાહજાદા! તને આવી સારી હાલતમાં જોઇ હું ઘણોજ ખુશી થયો છું તારા ગુલામના કહેવાથી તો તારી પ્રકૃતિ બગડી હોય તેવું અમને જણાયું હતું. અને તેથીજ તારા પિ-

તાએ મને તારી પાસે મોકલ્યો છે. ખુદા તને હમેશાં સલામત રાખે બોલ હવે તારે મને કંઇ પણ જણાવવાનું છે: જે હોય તે ખુશીની સાથે જણાવ." શાહજાદાએ કહ્યું કે "મારા દાના વજીર હું તને એટલું પૂછુંછું કે કાલ રાત્રે મારી પાસે તમે જે ઓરત સુવાડી હતી તે કોણ હતી? અને તેમ કરવાનું તમને શું પ્રયોજન હતું? વજીરે થોડીકવાર વિસ્મય પામી જવાબ આપ્યો કે "મારા પ્યારા શાહજાદા આ બાબતમાં મને કંઇ પણ ખબર નથી. હું તો માનું છું કે આ પુરાતન કિલ્લામાં તું એકલોજ હોવાથી કંઇક ઓળો માલમ પડયો હશે, વખતે સ્વપ્નામાં પણ એવી ખોટી આળપંપાળ થઇ હશે, માટે વિચાર કરી જો. આવા ઉજ્જડ ખંખ જેવા જંગી કિલ્લામાં એકલો માણસ રાત્રીને વિષે અજાયબી પામે તેમાં કંઇક નવાઇ જેવું નથી." શાહજાદાએ કહ્યું કે "તમે જુઠી તકરાર ન કરો? હું ખાત્રીપૂર્વક જણાવું છું કે તે સ્વપ્નું ન હતું તેમજ આળપંપાળ ન હતું; ખરેખર એક સ્વરૂપવાન સ્ત્રીજ હતી. પછી ગમે તો તમારા કહેવાથી આવી હોય કિંવા એની મેળે આવી હોય! ઘણે ભાગે તો મારા પિતાની શીખવણીથી તમોએ તેને અત્રે મોકલી હશે! માટે સાચેસાચું કહી દો! નહિ તો ખરાબ પરિણામ આવશે! વજીર સમજી ગયો કે તે શાહજાદાની આંખ બગડી છે ને તે વખતે અપમાન કરી જશે." માટે વખત વિચારી બોલ્યો કે "ખુદાના સોગન ખાઇ કહું છું કે "મને તે વાતની બિલકુલ ખબર નથી. જો તારી મરજી હોય તો હું સુલતાનને પૂછી આવું. તે કદાપિ જાણતા હોય! શાહજાદાએ જણાવ્યું કે "હા, હું તેમ કરવા માગું છું. તું જલદી જઇને ખબર લાવ. જો પાછો ન આવ્યો તો ખબરદાર! કોઇક વખતે વેર લઇશ." વૃદ્ધ વજીરે ગંભીરપણે જવાબ આપ્યો કે "અરે! શાહજાદા લે મારૂં વચન છે! હું જરૂર પાછો આવીશ." એમ કહી રસ્તે પડયો.

સુલતાન પાસે આવી સર્વે બીના જાહેર કરી, તે પણ આવી ના જાણી ઘણોજ ગભરાયો. તેને કંઇ પણ સુઝયું નહિ. વૃદ્ધ વજીરે દિલાસો આપતાં જણાવ્યું કે "અરે નામવર! આમ ગભરાવાથી કામ બગડશે, માટે તમે જાતે શાહજાદાની મુલાકાત લો અને સર્વે બીનાથી વાકેફ થાઓ." આ વાત સુલતાનને પસંદ પડવાથી તે તુરતજ વજીરને સાથે લઇ પેલા કિલ્લામાં જવા નીકળ્યો. શાહજાદાએ પોતાના બાપને આવતો જોઇ સામા આવી નમન કર્યું. પછી ત્રણે જણ ઓરડામાં દાખલ થયા. વચ્ચે સુલતાન તથા તેની બે તરફ શાહજાદો તથા વજીર બેઠા. પછી કેટલોક વખત સુધી સુલતાને શાહજાદા સાથે વાતચીત કરી જોઇ, તેથી તેની ખાતરી થઇ કે બેટો દિવાનો તો નથી થયો. છેવટે વધારે પરીક્ષા કરવાના હેતુથી સુલતાને પૂછ્યું કે "અરે બેટા! તું ઓરત વિષે વજીરને શું પૂછે છે?" શાહજાદાએ નમ્રતાથી જવાબ આપ્યો કે "મારા વહાલા પિતા! જો કે મેં તમારા આગળ શાદી કરવાને ના પાડી છે, અને તે સબબથીજ હું આ શિક્ષા પામ્યો છું: તોપણ ગઇ રાત્રે તમે મારી પાસે જે ઓરત મોકલી હતી, તેની સાથે નિકા પઢવા હું તૈયાર છું. માટે મારી તે અરજપર ધ્યાન આપી મારા અવિનયની માફી આપશો. ઓરત જાતને માટેનો મારો સઘળો ધિક્કાર આ ખુબસુરત ઓરતે દૂર કર્યો છે!" સુલતાન આ વચનોથી ઘણું વિસ્મય પામીને બોલ્યો કે "હું જે તાજ હાલ ધારણ કરૂં છું, અને જે તાજ મારા પછી તારા શિરને દિપાવશે તે તાજના સોગન ખાઇને કહું છું કે હું કોઇ પણ ઓરત વિષે જાણતો નથી વખતે તને સ્વપ્ન આવ્યું હશે!"

શાહજાદાએ અરજ કરી કે "અરે જહાંપનાહ! હું માફ માગીને કહું છું કે તે સ્વપ્ન નથી. પણ ખરી બીના છે. મેં તેણીના હોઠ અને ગાલને બોસા દીધા છે! તેમ છતાં આપની ખાતરી ન થતી હોય તો જુઓ આ તેની વીંટી!" એમ કહી પોતાની આંગળી બતાવીને બોલ્યો કે "કેમ? હવે તો ખાતરી થઇ કે નહિ? આપ મારી વીંટીને તો સારી રીતે ઓળખો છો! જુઓ! આ વીંટી તો તેના કરતાં તદ્દન જુદીજ જાતની અને કીંમતી છે."

સુલતાન આ બનાવ જોઇ બહુજ અજાયબી પામ્યો. હવે તે તો વિચારમાંજ ગરક થઇ ગયો. છેવટે તે બોલ્યો કે "મારા વહાલા બેટા! મારી ખાતરી થઇ કે તારી વાત સાચી છે. તું દિવાનો નથી થયો, પરંતુ આ વીંટીપર નામઠામ કઇ પણ જણાતું નથી. હવે આ વીંટી કોની હશે તે આપણને શી રીતે

માલમ પડે ? તે ખુબસુરત બાનુ તારા મહેલમાં કેવી રીતે દાખલ થઇ ? તેણીને બહાર સુતેલો ગુલામ પણ કેમ ન દેખી શકયો ? મારી રજા સિવાય આ પ્રમાણે કરવાની તેની હિંમત કેમ પહોંચી ! આમ કરવાનો તેનો હેતુ શો હશે ? ખુદા કરે અને આ વાતથી આપણે માહિતગાર થઇએ તો સારૂં ! નહિ તો જરૂર જાન જશે ! જો તે બાનુને હું એક વખત પણ જોઉં તો ગમે તે પ્રકારે તેણીને રોકી પાડું. ચાલ બેટા ! મને પણ તારા દુઃખમાં ભાગ લેવા દે." એમ બોલી તે પણ ત્યાંજ રહ્યો. પછી વજીર રજા લઇને પાછો આવ્યો.

આ પ્રમાણે બાપ દીકરો બંને મહા શોકાતુરપણે કેટલાક દિવસ પડી રહ્યા. પરંતુ તેમાં કંઇ પણ વળ્યું નહિ. છેવટે શાણા વજીરે એક વખત લાગ જોઇ બાદશાહને સલાહ આપી કે "આમ પડી રહેવાથી શાહજાદાનું દરદ તલભાર પણ ઓછું થવાનું નથી, માટે તમે રાજ્યની લગામ હાથમાં લઇ તે બાબતને માટે ઘટતા ઉપાય કરો." પાદશાહે જણાવ્યું કે "મારા દાના વજીર હું તારી સલાહ પ્રમાણે ચાલવાને તૈયાર છું, માટે મને યોગ્ય સલાહ આપ." વજીરે જણાવ્યું કે "જો શાહજાદાની મરજી હોય તો તેને થોડા દિવસ માટે મુસાફરીએ મોકલીએ તેમ કરવાથી તેનું દુઃખ ઓછું થઇ જશે. કારણકે આ એકાંત જગોમાં રહેવાથી તેને વધારે લાગણી થાય છે." શાહે જવાબ આપ્યો કે "અરે મારા દાના વજીર ! મને તારી આ સલાહ બિલકુલ રૂચતી નથી, તોપણ હું શાહજાદાને મળીને તેની સલાહ લેઉં. પછી શું કરવું તેનો વિચાર કરીએ" એમ કહી તે શાહજાદા પાસે ગયો. આ વખતે શાહજાદો તદ્દન ગમગીન થઇ ગયો હતો તેથી પોતાની પાસે કોણ આવ્યું છે ? તેનું પણ તેને ભાન ન હતું. શાહે પૂછ્યું કેમ ! મારા વહાલા બેટા ! શો વિચાર કરે છે ! આમ બેસી રહેવાથી તારા દુઃખનો અંત કેમ આવશે ! માટે કંઇક વિચાર કર ? જો તારી મરજી હોય તો તને એક ખુબસુરત ઓરત આપણા વિસ્તીર્ણ રાજ્યમાંથી અપાવું." શાહજાદાએ જવાબ આપ્યો કે "મારા પ્રિય પિતા ! ખુદા તમને સલામત રાખે ! મારે તો આ ચીંટીવાળી ઓરત મળે તોજ શાદી કરવી છે ! નહિ તો આ દેહને ઘોરમાં જવાનું છે." શાહજાદાના આવા મક્કમ ઠરાવથી સુલતાનને ઘણીજ લાગણી થઇ. તે બોલ્યો કે "મારા વહાલા શાહજાદા ! તું કહે કે તારી એ બાનુનો પત્તો આપણે કેમ મેળવવો !" શાહજાદાએ નમનતાઇથી સુચવ્યું કે "હે પિતાજી ! જો તમે મને ખરા જીગરથી ચહાતા હોતો મને હમણા મુસાફરીએ જવા દો. તે મારી માશુક મને ગમે તે સ્થળે મળશે, આપની વૃદ્ધાવસ્થા છે, તોપણ મારી આટલી માગણી સ્વીકારશો." શાહે ઘણી દિલગીરી સાથે જણાવ્યું કે હું તારા વિચારને સ્વીકારૂં છું. પરંતુ તે આગમજ જણાવું છું કે "તારે ઘણામાં ઘણા છ માસ ગાળવા. ત્યાર પછી પાછુંજ આવવું. વળી તારી સાથે તું કોને લઇ જવા ધારે છે ?" શાહજાદાએ જણાવ્યું કે "આપણા વજીરને વડો પુત્ર જે મારી સાથે નાનપણથીજ અભ્યાસ કરતો હતો અને મારો જીગરજાન દોસ્ત છે તે આવે તો સારૂં. પરંતુ તે તો બહાર ગામ ગયો છે માટે લાચાર છું." આ પ્રમાણે વાતચિત થાય છે, તે દરમ્યાન ગુલામે આવી વરધી આપી કે "વજીર પુત્ર અકબરખાન આપની મુલાકાતે પધાર્યા છે." શાહજાદો એકદમ ઉઠીને તેને લેવા માટે સામે ગયો. બંને મિત્રો એક બીજાને ઘણા દિવસે મળવાથી અતિ હર્ષથી ભેટયા, અને પ્રેમાશ્રુ ચાલ્યાં. એક બીજાનો હાથ ઝાલી દિવાનખાનામાં આવી સુલતાનને નમન કરી બેઠા, થોડીકવારે સુલતાન પોતાના ઓરડામાં ગયો. ત્યાર બાદ વજીરપુત્રે પુછવાથી તેને પોતાની તમામ હકીકત કહી વાકેફગાર કીધો. ત્યારબાદ શાહજાદાએ વજીરપૂત્રને પૂછ્યું કે "તમારી મુસાફરીની જાણવાજોગ હકીકત મને કહી સંભળાવશો. તમારા જેવા મિત્રની મુલાકાતથી મને મારા દુઃખમાં દિલાસો મળશે"

વજીર પુત્ર અકબરખાને જણાવ્યું કે "હું બહુ દૂર દેશ મુસાફરી કરી આવ્યો છું. અને તે સંબંધે મારે તને ઘણું ઘણું કહેવાનું છે પરંતુ તારી સ્થિતિને અનુસરીને જે હકીકત કહેવાથી તને આરામ થાય તે બીના કહું છું તે તું સાંભળ, અહીંથી પૂર્વમાં એક મોટો દેશ છે તેને ચીન દેશ કહે છે. ત્યાંના રાજાને એક નુરમહાલ નામની પુત્રી છે. તે ઘણીજ ખુબસુરત છે. હું ધારૂં છું કે તે તારા કરતાં પણ ચઢે એ ખરી. તેના પિતાને પુત્ર નહિ હોવાથી તે તેણીનાપર અતિશય પ્રેમ રાખે છે. તે બાઇ પણ તારી

માફકજ પુરૂષ જાતને ધિક્કારતી હતી, અને પોતે કુંવારી રહેવાની જક્ક કર્યાથી તેનાપર પણ સખત દેખરેખ રાખવામાં આવી છે. હાલમાં તે ગાંડી થઇ ગયાનું સંભળાય છે. વળી મને એવી પણ ખબર મળી છે કે તેણીએ કોઇ પુરૂષને તારી માફક પોતાની પાસે સુતેલો જોયો હતો. અને તેથી તેની સ્થિતિ પણ તારા જેવી થઇ ગઇ છે. તેણીનાં માતપિતા ઘણું ઘણું સમજાવે છે તોપણ કંઇ પણ ચેન પડતું નથી. તેપરથી તેણીના પિતાએ જાહેરનામું કાઢ્યું છે કે જે મારી પુત્રીનું દરદ મટાડી સારી સ્થિતિમાં લાવશે, તેને મારા રાજ્યનો અરધો ભાગ આપીશ. વળી તે ઉપરાંત મારી પુત્રીની ઇચ્છાથી તે તેણીની જોડે લગ્ન પણ કરી શકશે, પરંતુ જો તેમ નહિ કરી શકે તો તેનું માથું કાપવામાં આવશે.” ઘણા ઘણા હકીમો, જાદુગરો, વગેરે મોટી આશાથી ગયા હતા, અને તે સર્વે નિષ્ફળ જવાથી મોતને શરણે થયા છે. હું તેને નજરે જોઇ શક્યો નથી. પરંતુ ચીનમાં એક મારો ખાસ મિત્ર છે તેના મોઢેથી બધી હકીકત જાણી છે. વળી તેણે જણાવ્યું હતું કે તેણીની પાસે એક વીંટી છે, જેનાપર નામઠામ નથી.”

ઉપરની બીના સાંભળી શાહજાદો બોલી ઉઠયો કે ‘ નક્કી તેજ ખુબસુરત બાનુ મારી પાસે સુતેલી હોવી જોઇએ. પરંતુ તે આટલે દૂર એક રાતમાં શી રીતે આવી ? અને શી રીતે જતી રહી ! તે કંઇ પણ સમજાતું નથી. તોપણ આપણે તેણીની ખબર લેવી જોઇએ. આ કામમાં તારે મારી સાથે અવશ્ય રહેવું પડશે. કારણ કે તું તે તરફનો ભોમીઓ છે. ” વજીર પુત્રે પોતાની બનતી મદદ આપવા કબુલ કર્યું. પરંતુ જણાવ્યું કે “ ચીનનો સુલતાન બહુજ જબરો છે માટે લડાઇમાં તો જીતી શકીએ તેમ નથી. વળી જાદુગર કે વૈદ થઈને તેણીની મુલાકાત લઇ શકીએ ખરા, પરંતુ જો નિષ્ફળ નીવડીએ તો માથું જ કપાય, માટે વિચારીને કામ કરવું જોઇએ. વળી સુલતાન રજા પણ કેવી રીતે આપે ! પોતાના પુત્રનો જીવ જાય તેવું કામ કરવાને તે સલાહ આપેજ નહિ. ” શાહજાદે જણાવ્યું કે “ આપણે સુલતાનને આ બિનાથી વાકેફ કરવાની કંઇપણ જરૂર નથી, માત્ર મુસાફરી કરવાથી દુઃખ ઓછું થશે તેમ જણાવી રજા લેવી, હમણા તારા આવતા અગાઉ જ તેમણે સુચવ્યું છે કે ‘ તારૂં દુઃખ નરમ પડે તેમ હોય તો છ માસ મુસાફરીએ જા. ’ માટે આપણને રજા મળતાં વાર લાગશે નહિ ” આ પછી બીજી કેટલીક વાતચિત કર્યાબાદ આવતી કાલેજ મુસાફરીએ જવાનો ઠરાવ કરી તેઓ છૂટા પડયા. ત્યાર પછી શાહજાદાએ પોતાના પિતાને મળી બહાર ગામ જવા માટે રજા લીધી. અને ઠરાવ મુજબ પાછા આવવા કબુલ કરી બીજે દિવસે બંને મિત્રો બહાર ગામ જવા નીકળી પડયા.

હવે આપણે આપણી નજર પેલી દુઃખી શાહજાદી નુરમહાલ તરફ ફેરવીએ, શાહજાદીએ સવારના પહોરમાં ઉઠતાં વેંતજ પોતાની નજર પોતાની આસપાસ ફેરવી તો પોતાના પ્રેમીને ગેબ થઇ ગયેલો જોયો. તેથીજ અજાયબી પામીને પોતાની ગુલામડીઓને બોલાવી પુછ્યું કે “ ગઇ રાતના મારી પાસે જે ખુબસુરત શાહજાદો સુતો હતો તે કયાં છે ! તે મારા પ્યારા જીગરને તેં કેમ જવા દીધો ? લાવ, તેને જલદી બોલાવી લાવ. તેના સિવાય મને બિલકુલ ચેન પડતું નથી. માટે મારી મશ્કરી ન કરતાં જલદી તેડી લાવ, હું તને એક કીંમતી ભેટ આપીશ. ” એમ કહી બેભાન થઇ જમીનપર પડી.

આ બનાવથી તમામ ચાકરડીઓ ગભરાઇ ગઇ, એક જણી દોડતી દોડતી ચીનની રાણીને ખબર આપવા ગઇ. રાણી તુરતજ શાહજાદી પાસે આવી, તેણીને સચેત કરવા માટે તેના મોઢાપર કેટલીકવાર સુધી પાણી છાંટયું ત્યાર પછી કંઇક ભાન આવ્યું રાણીએ તેણીને પોતાના ખોળામાં લીધી અને પછી પુછ્યું જેથી સઘળી હકીકત શરમાતાં શરમાતાં જાહેર કરી. છેવટે સુચવ્યું કે “ જો મારો પ્યારો શાહજાદો મને નહિ આપો તો હું નક્કી આપઘાત કરીશ. ” રાણીએ તેણીને બહુ બહુ રીતે દિલાસો આપ્યો, પણ કંઇ અસર થઇ નહિ તેથી નિરાશ થઈ શાહને મળવા ગઇ, જતી વખતે તમામ નોકરચાકરોને સખત દેખરેખ રાખવા સુચવ્યું.

બાદશાહને આ વાતની ખબર પડતાં જ તુરત શાહજાદી પાસે આવ્યો. શાહજાદીએ પિતાને ઘટતો સત્કાર આપ્યો. પછી નીચું મોઢું રાખી બેઠી. શાહે પૂછ્યું કે “ મારી વહાલી બેટી ! તને શું થયું છે ? તે ખરેખરૂ જણાવ ! જે સ્થળે પશુપક્ષી પણ દાખલ ન થઇ શકે તેવે સ્થળે પુરૂષનું આગમન જાણી

ઘણીજ નવાઇ લાગે છે! મને શક છે કે વખતે તને સ્વપ્ન આવ્યું હશે. અગર કંઇ પડછાયો જોયો હશે. જો તેમ હોય તો તારા મનનો શક દૂર કર." શાહજાદી બોલી કે "મારા વહાલા પિતા! આપનું કહેવું સત્ય છે! પરંતુ પુરૂષ આવ્યો તેમાં તો કંઇ પણ શક નથી. જુઓ આ નિશાની!" એમ કહી વીંટી બતાવી, પછી બોલી કે "હવે મારા મનનો માન્યો મને પરણાવો નહિ તો મારો જાન જશે. શહેનશાહ આ બીના સાંભળી ઘણોજ તાજુબ થયો. તેણે વીંટીને તપાસી તપાસીને ઘણીએ જોઇ, પરંતુ નામઠામ કંઇ પણ માલમ પડયું નહિ. છેવટે શહેનશાહને કંઇ પણ સુઝ ન પડવાથી શાહજાદીની સખત દેખરેખ રાખવાને તેમજ હવે પછી તેણીના મહેલને ઉઘાડી તરવારનો ફરતો પહેરો ભરવાને તાકીદ આપી ચાલ્યો ગયો.

દરબારમાં આવી તેણે પોતાના મોટા મોટા અમીર, ઉમરાવ, વજીર, કાજી, મોલવી વગેરેને બોલાવી માન આપી બેસાડયા. ત્યાર પછી તે સઘળી હકીકત જાહેર કરી તે બાબતમાં શો ઇલાજ લેવો, તે સંબંધે સલાહ માગી. કોઇએ જવાબ આપ્યો કે "નામદાર! એતો સ્વપ્ન છે માટે કંઇ પણ ઉપાય નથી. વીંટી તો કયાંથી આવી! તે કંઇ સમજાતું નથી." કેટલાકે જવાબ આપ્યો કે "કંઇ ભૂતપ્રેતનું આ કામ હોવું જોઇએ. માટે કોઇ ભુવાને બોલાવી ઇલાજ કરો." કેટલાકે જણાવ્યું કે "કોઇ જાદુગર અગર જંતરમંતરવાળાને બોલાવી પૂછો." વળી કોઇએ કહ્યું કે "કોઇ ખરા ઇલમીને બોલાવો." ત્યારે કેટલાકે જવાબ આપ્યો કે "પવિત્ર માણસોને બોલાવી અલ્લાની બંદગી કરવા કહો. જેથી સારૂં થઇ જશે." આ પ્રમાણે સૌએ પોતપોતાના જુદા જુદા મત આપ્યા. છેવટે શહેનશાહે પોતાના વડા વજીર તરફ નજર ફેરવી તેને જણાવ્યું કે "તમે કેમ કંઇ પણ બોલતા નથી?" વજીરે જવાબ આપ્યો કે "આ બાબતમાં મારી કંઇ પણ નજર પહોંચતી નથી. તોપણ એટલું જણાવું છું કે આ કામ કોઇ ફીરસ્તાઓનું હોવું જોઇએ. ફીરસ્તાઓ આખા આલમમાં ફરતા ફરે છે અને કોઇ ખુબસુરત અને ગુણીયલ જોડાંનો આવી રીતે મેળાપ કરાવી આપે છે. માટે આમાં આપણો કંઇ ઉપાય નથી. જેમ આ શાહજાદી વિરહથી પીડાય છે તેમજ આ વીંટીવાળો શાહજાદો પણ પીડાતો હશે. માટે દેશદેશ જાહેરનામાં મોકલો કે જે મારી દીકરીને સારી કરશે તેને અરધું રાજ્યપાટ તથા મારી દીકરી પરણાવીશ. પણ જો નહિ સારી કરી શકે તો તેનું માથું કપાવીશ." જો આ ખબર કોઇ પણ પ્રકારે પેલા શાહજાદાને પડશે તો તુરત તે અહીં આવશે, અને તેના આવવાથી જ દુઃખ મટશે બીજો એકે ઉપાય નથી. વળી તે જાહેરનામામાં શાહજાદીએ કહેલી હકીકતનો સાર પણ નોંધવો અને વીંટીનું ચિત્ર આપવું."

આ સલાહ પસંદ પડવાથી તે પ્રમાણે કરવા તુરત ઠરાવ થયો. પરંતુ કેટલાક ઢોંગી અને લોભી હકીમો, જાદુગરો, જંતરમંતરવાળાઓએ જણાવ્યું કે "સાહેબ અમે તેને તાકીદે સાજી કરીશું માટે અમને રજા આપશો. જો સાજી ન થાય તો અમારો જાન લેશો" શાહને પોતાની દીકરીપર અતિશય પ્રેમ હોવાથી અને તેને વહેલી સાજી થયેલી જોવાની આશાથી તે કબુલ કર્યું. બીજી તરફથી જાહેરનામાં તૈયાર કરાવી દેશેદેશ વહેંચવા માટે પેગામ તૈયાર કર્યા. અને તેઓને જલદી જવા સુચના કરી. પેગામો પણ જાહેરનામાં લઇ તાકીદે રવાના થઇ ગયા. કારણ કે શાહે તેમને મોટી મોટી આશાઓ આપી હતી.

આ પેગામો જુદી જુદી દિશામાં વહેંચાઇ ગયા. કારણ કે તેથી વધારે મુસાફરી થઇ શકે. આ પેગામમાં એક જુવાન મરદ હતો તેનો ચહેરો આનંદી ને ભવ્ય હતો. વળી તેણે ઘણા ઉંચા પ્રકારની કેળવણી લીધી હતી. મુસાફરી કરવી એતો તેનોજ ધંધો હતો. તેણે ઘણી લાંબી મુસાફરી કરી પોતાના જ્ઞાનને પરીપકવ કર્યું હતું. તે એટલો તો મળતાવડો હતો કે એક વખત તેના સમાગમમાં આવનાર તેનાથી છૂટો થવાને કદી પણ ચહાતો નહિ. આ કાબેલ અને ચતુર પેગામે પાદશાહને સુચવ્યું કે "જો તમે તમારી પુત્રીને સુખી કરવા ચહાતા હો તો મને તેણીની મુલાકાત કરવા રજા આપો. જેથી તેણીના દુઃખથી હું પૂર્ણ રીતે વાકેફ થઇશ. મારાથી બનતા પ્રયત્ને હું તેણીનું દુઃખ મટાડીશ." શહેનશાહ પણ આના સ્વભાવથી માહિતગાર હોવાથી તેને રજા આપી, તેણે શાહજાદીની મુલાકાત લીધી અને પોતાની મીઠી જીબાનથી તેણીને ખુશ ખુશ કરી નાખી. તે શાહજાદી પોતાનું માથું તેના ખોળામાં મુકી બોલી કે "એ

મારા ધર્મના ભાઇ ! તું તારી લાચાર બહેનને જીવતદાન આપીશ એવી મારી ખાતરી છે." એમ કહી અક્ષરેસહ બીનાથી તેને પૂર્ણ વાકેફ કર્યો. પછી તે ચતુર પેગામ પોતાને રસ્તે પડયો.

તે નગરે નગર અને ગામે ગામ શોધતો શોધતો ચાલ્યો. સ્ત્રીઓના જથ્થામાં, કુવાને કાંઠે, નદીને આરે, તળાવની પાળે, ચોરે, ચકલે, બજારે, જ્યાં ત્યાં છુપા વેશે ફરતો અને કાન દઇને સઘળી વાતો સાંભળતો હતો. તેમાં એ વળી આ પુરૂષના પ્રેમની વાત આવે ત્યારે તો બહુજ આતુરતાથી સાંભળતો હતો. તે ઘણા ભાગે ફકીરના વેષમાં રહેતો તોપણ પ્રસંગોપાત સ્ત્રીનો, વેપારીનો વગેરે જુદા જુદા વેશ ધારણ કરતો. છેવટે તે ફરતો ફરતો બહુ દુર દેશ નીકળી આવ્યો. માંડુ નામના ગામે આવી એક વખતે ધર્મશાળામાં મુકામ કર્યો. સાંજનો વખત હોવાથી ગામમાં જઇ ખીચડી તથા ઘી લાવી પકાવવાનો વિચાર કર્યો પછી તે ગામમાં જઇ ખીચડી તથા ઘી લઇ આવ્યો. અને એક હાંડીમાં ઓરી પોતે ખ્યાલ ગાતો ગાતો બેઠો. તેવામાં બે ઘોડેસ્વાર ત્યાં આવી પહોંચ્યા. તેમના ઘોડા ઘણીજ ઉંચી તુખમના હતા. તેમજ તે બંનેના પોષાક પણ ઘણો દબદબા ભરેલો હતો, વળી તેમનો ચહેરો પણ ભવ્ય અને દેખાવડો હતો. તેમાં એકની ખુબસુરતીએ હદજ વાળી દીધી હતી. આવા ખુબસુરત મુસાફરને જોઇ તે તરત ઉઠયો. તેને જણાવ્યું કે આ કોઇ રાજવંશી પુરૂષ છે. ચતુર પેગામે તુરત તેમની પાસે જઇ સવિનય સલામ કરી. તેમના ઘોડાની લગામ ઝાલીને ધર્મશાળાના થાંભલીએ બાંધી દીધા પછી સામાન ઉતારી નાખ્યો. આવી રીતભાત જોઇ તે બંને મુસાફર તાજુબી સાથે બોલ્યા કે "ઓ ભલા માણસ તમે કોણછો? અમારા દુ:ખી જીવોપર આટલી બધી મહેરબાની કરવાનું શું કારણ છે ? તમારૂં નામ તથા ગામ મહેરબાની કરી જણાવશો ?" ચતુર પેગામે જણાવ્યું કે "મારૂં નામ કાસમ છે. હું ચીન દેશનો રહેવાસી છું અને મુસાફરી અર્થે બહાર નીકળ્યો છું. કોઇ સારા માણસની સેવા કરવી તે આપણી ફરજ છે તમે કોઇ ખાનદાન જણાઓ છો, પણ થાકી ગએલા જણાઓ છો તેથી માલમ પડે છે કે તમે લાંબી મુસાફરીએ નીકળ્યા છો જો તમારો ખરો હકીકત કહેવાને વાંધો ન હોય તો આ સેવકને જણાવશો." વજીર પુત્રે કહ્યું કે "અમે હયાનના રહીશ છીએ. મારૂં નામ અકબરખાન છે મારી સાથે છે તે મારો મિત્ર છે, અને હયાનના નામિચા શાહનો એકનો એક પુત્ર છે. તારા કહેવા મુજબ અમે લાંબી મુદતથી મુસાફરીએ નીકળ્યા છીએ, વળી આજે તો સવારના છ વાગ્યાથી તે અત્યાર સુધીમાં જરા પણ વિસામો લીધો નથી. ખાણું પણ લીધું નથી. અમારા ઘોડાઓ પણ ભૂખ્યા અને થાકથી લોથપોથ થઇ ગયા છે, માટે હું શહેરમાં જઇ ઘાસ દાણો તેમજ અમારા માટે કંઇક નાસ્તો લઇ આવું. પછી નિરાંતે બેસીશું ને વાતચિત કરીશું." પેલા કાસમે જણાવ્યું કે "જો તમારી મરજી હોય તો લાવો હું શહેરમાં જઇ તમારે માટે નાસ્તો તથા ઘોડાઓ માટે ઘાસ દાણો લઇ આવું. તમે થાકી ગયા છો માટે જરા આરામ લો." વજીર પુત્રે કહ્યુ કે "અરે ભલા માણસ અમારે માટે તને શા માટે દુ:ખ દેવું જોઇએ. અમે તારો શો બદલો વાળવાના હતા ?" કાસમે જવાબ આપ્યો કે "તમારા જેવા ખાનદાન માણસની સેવા કરવી તેજ મહા ભાગ્યશાળીની નિશાની છે. આજે તમારા જેવાનાં દર્શન થયાં તેથી હું ખુદાનો ઉપકાર માનું છું લાવો લાવો, હું લઇ આવું." પછી વજીર પુત્રે પૈસા આપ્યા તે લઇને તેની સુચના પ્રમાણે પુરી, દુધપાક, લાડુ, જલેબી, મીઠો બારંજ, પુલાવ, વગેરે જાતજાતનું તાજું અને સ્વાદિષ્ટ ખાવાનુ એક મોટા વાસણમાં ભરાવી તેનાપર કપડું ઢાંકી લઇ આવ્યો, તેમજ ઘોડાઓને માટે ઘાસ દાણો પણ લેવડાવતો આવ્યો. ત્યારબાદ ત્રણે જણ જમવા બેઠા. પ્રથમ તો કાસમે ઘણીએ ના પાડી. પરંતુ અકબરખાન તથા શાહજાદાના અતિ આગ્રહને લીધે કાસમને બેઠા વિના ચાલ્યું નહિ. જમતા ગયા અને વાતો કરતા ગયા. મૂળે કાસમની જીભ સાકરમાં પણ ગળી હતી, તેથી તેને આ નવા મિત્રો જોડે દોસ્તી કરવા કઠણ પડી નહિ. જમી રહ્યા બાદ મીઠો ને ઉંચી જાતનો શરાબ દરેક જણે થોડો થોડો લીધો. અને ઘોડાઓને પણ દાણો ખાઇ રહ્યા પછી ગોળ તથા ફટકડી ખવરાવી, ને ત્યારબાદ તાજું ઘાસ નાખ્યું. કાસમની ખીચડી તો બહાર બેઠેલાં કુતરાં અને ભીખારીઓને અર્પણ કરવામાં આવી.

શાહજાદો થાકી ગયેલો હોવાથી તેમજ પોતાના પ્રિયાની ગુમ લાગણીથી ચિંતાતુર બનેલો રહેર

આડો પડ્યો હતો. તેના મનમાં તો તેજ વાત યાદ આવતી હતી કે " મને મારા પ્યારા મળશે કે નહિ ? તે મને સંભાળતી હશે કે કેમ" ? આવા આવા અસંખ્ય વિચારો થવાથી આ બંને જણની વાતમાં તેનું ચિત્ત બરાબર ચોટેલું ન હતું. ચતુર કાસમના ધ્યાનમાં આ બીના આવી ગઇ, અને તેથી તેણે વજીર પુત્રને કહ્યું કે " મારા મુરબ્બી સાહેબ ! જો આપ સાહેબ મને રજા આપો તો હું એક બીના પૂછવા ચાહું છું. " અકબરખાને કહ્યું કે " ભલે ખુશીથી પૂછ એવી શી વાત છે ? " કાસમે જવાબ આપ્યો કે " કંઇ નહિ. ફક્ત એટલુંજ કે આપના મિત્રને કંઇક ગુપ્ત દુઃખ હોય તેમ જણાય છે, કારણ કે તેઓ નામવર આપણી ગમતમાં નથી લેતા ભાગ કે નથી લેતા રંધ. તે જાણે કોઇ અસાધ્ય દુઃખમાં દબાઇ ગયા હોય તેમ જણાય છે. માટે જો કહેવાને હરકત ન હોય તો જણાવશો. જો મારા ધારણા ખરી પડશે તો આ સેવક બનતી મદદ કરશે હું પણ ઘણા લાંબા મુદતથી દૂર દેશોમાં મુસાફરી કરું છું. તેથી કંઇક કંઇકિ જાણું છું. મેં મોટા મોટા રાજા રજવાડા જોયા છે. અને તેથી તેઓના સંબંધે મને ઘણી ઘણી માહિતિ છે." વજીર પુત્રે જવાબ આપ્યો કે " ભલા, માણસ તારી ધારણા તદન ખરી છે. પરંતુ શાહજાદાનું દુઃખ ઘણુંજ અસાધ્ય છે. તે ખુદાની મહેરબાની સિવાય મટે તેમ નથી. તેમ છતાં તારી મરજી છે તો લે સાંભળ. " તેમ કહી અથથી ઇતિ સઘળી હકીકત કહી સંભળાવી.

બધી વાર્તા પુરી થયા પછી કાસમ પેટ ભરી ભરીને હસ્યો તેને એમ પણ ભાન ન રહ્યું કે " હું એક શાહજાદા પાસે બેઠો છું. " આમ અમર્યાદપણે હસતો જોઇ વજીર પુત્રે કહ્યું કે " અરે ભલા કાસમ તું ગાંડો કેમ થયો ? તને શું નવાઇ લાગી ? મેં તને પહેલેથી જણાવ્યુંજ હતું કે શાહજાદાની વાત ઘણીજ અજાયબીમાં પમાડે તેવી અને ન ધારી શકાય તેવી છે. તો હવે શા માટે હસે છે ? " કાસમે જણાવ્યું કે " અરે મારા મુરબ્બી ! મારી મુર્ખાઇ તથા અવિવેક માટે મને માફી આપશો. મને આ વાત સાંભળી વિશેષ અજાયબી તો એટલાજ માટે થાય છે કે આવીજ રીતના પ્યારમાં અમારા શહેનશાહની શાહજાદી પણ સપડાઇ છે અને તેણી પણ આજ દશાને પ્રાપ્ત થઈ છે. " એમ કહી તેણીની સઘળી હકીકત કહી સંભળાવી. વધુમાં જણાવ્યું કે તેના આંગળીની વીંટી પણ તેનો આશક લઇ ગયો છે. અને પોતાની વીંટી પહેરાવી ગયો છે, એ વીંટીપર નામઠામ કંઇ પણ નથી તેથી શહેનશાહે ઘણીએ શોધ કરાવી પણ હજુ સુધી તો કંઇ પણ પત્તો લાગ્યો નથી. હું પણ તેજ શોધને વાસ્તે નીકળ્યો છું, ખુદા કરે ને આજ શાહજાદો હોય તો કેવી મજા પડે. " એમ કહી પોતાની પાસેનું જાહેરનામું વજીર પુત્રને વાંચવા આપ્યું તે તેણે નીચે પ્રમાણે વાંચ્યું.

ચીનના નેકનામદાર શહેનશાહના ખાસ ફરમાનથી જાહેર કરવામાં આવે છે કે ચીનની શાહજાદી નામે નુરમહાલ કે જેણી પોતાની ખુબસુરતી માટે આખી આલમમાં મશહુર છે એટલુંજ નહિ પરંતુ બીજી દુનીઆમાં પણ તેના જેવી બાનુ મળવી અશક્ય છે. તેણીના પથારીમાં તેનાજ જેવો કોઇ ખુબસુરત શાહજાદો આખી રાત સુતો છે અને પોતાની વીંટી તેણીની આંગળીએ પહેરાવી તેણીની વીંટી કાઢી લીધી છે. સવાર થતાં આ તેજસ્વી શાહજાદો ગેબ થઇ ગયો છે શાહજાદીએ ઉંઘમાંથી જાગી જોયું ત્યારે તેના ન દીઠાથી દિવાની થઈ ગઇ છે. આ પ્રમાણે મહોબતના મારથી પીડાતી શાહજાદીને જે કોઇ સાજી કરશે તેને શહેનશાહ પોતાનું અરધું રાજ્ય તથા શાહજાદી પરણાવશે, આ શબ્દો સાંભળતાંજ શાહજાદો એકદમ બેઠો થઇ ગયો, તેનામાં કંઇકિ નવીન શક્તિ આવી હોય તેમ જણાવ્યું, તેણે વજીર પુત્રના હાથમાંથી તે જાહેરનામું ઝુંટવી લઇ ફરીફરીને બેચાર વખત વાંચ્યું અને પછી હર્ષમાં ને હર્ષમાં બોલી ઉઠયો કે ,' આજ મારો પ્યારો માશુક આજ મારા હૈયાનો હાર, આજ મારૂં પ્યારૂં જીગર, એ ભલા કાસમ તું મને જલદીથી તેની પાસે લઇ જા હું તારો ઉપકાર કદી પણ ભૂલીશ નહિ. તું મને જીવતદાન આપ, તે બદલે તારી નજરમાં આવે તે માગ " એમ કહી હર્ષઘેલો થઇ ગયો. કાસમે જવાબ આપ્યો કે " અરે શાહજાદા જરા ધીરજ રાખો જો કે તમારી અને તેની વાત ખરેખર મળતી છે તોપણ તેની વીંટી તમારી પાસે ન હોય તો તમેજ તેને મલ્યા હતા તે શી ખાતરી ?" આ શબ્દો સાંભળતાંજ શાહજાદાએ તુરતજ પોતાની વીંટી બતાવી. જે પેલા જાહેરનામામાં ચિતરેલી વીંટી

જોડે આબેહુબ મળતી આવી. તેથી કાસમની પણ ખાતરી થઇ કે નક્કિ આજ શાહજાદો હોવો જોઇએ. આમ અનુમાન કરવાનાં ત્રણ સબળ કારણો મળ્યાં (૧) શાહજાદો અતિ ખુબસુરત હતો. તેના જેવો ખુબસુરત પુરૂષ કાસમે પોતાની આટલી લાંબી મુસાફરીમાં કોઇ પણ જોયો નહતો. (૨) બંનેના પ્યારની બીના મળતીજ હતી (૩) વીંટી પણ મળતી આવી. આ પ્રમાણે કાસમની ખાતરી થવાથી તેણે શાહજાદને ધીરજ આપી કહ્યું કે "અત્યારે નિરાંતે ઉંઘી જાઓ. કાલે સવારે આપણે ચીન તરફ જઇશું. હું તમને તે શાહજાદી જોડે મુલાકાત કરાવીશ. આટલી વાતચિત થયા બાદ ત્રણે મિત્રો નિંદ્રાવશ થયા. શાહજાદાને પણ આજે તો સારી રીતે ઉંઘ આવી.

સવાર થતાંજ ત્રણે મિત્રો જાગી ઉઠયા. દાતણપાણી કર્યા પછી નાહી ધોઇ નિમાજ પડી તૈયાર થયા. વજીરપુત્રે વિચાર કર્યો કે અમારી પાસે બે ઘોડા છે અને મુસાફરી કરનાર ત્રણ છીએ માટે એકાદ ઘોડો મળે તો ઠીક. એમ ધારી શાહજાદાની રજા લઈ શહેરમાં ગયો. અને એક સારો તેજદાર ઘોડો ખરીદી લાવ્યો. પછી જમી કરીને ત્રણે જણ ઘોડેસ્વાર થઈ નીકળ્યા રસ્તામાં ઠેકાણે ઠેકાણે મુકામ કરતા, વાતોના તડાકા મારતા, સુખરૂપે રંગુન આવી પહોંચ્યા. ત્યાંથી પગ રસ્તે જવું કઠીણ હોવાથી તેઓ વહાણમાં બેઠા. તેમના ઘોડા પણ જોડેજ લીધા. આવતાં આવતાં ઠેઠ શાંગહાય બંદર આગળ કમનશીબે વહાણ ભાગ્યું. અને તેથી તેમાંનાં ઘણાંખરાં માણસો ડુબીને મરણ પામ્યાં. કાસમને તરતાં સારૂં આવડતું હતું. તેથી તે તો તરતો તરતો સુભાગ્યે કિનારે જઇ પહોંચ્યો. શાહજાદા અને વજીરપુત્રને તરતાં આવડતું ન હતું અને તેથી તે ડુબીને મરી જાત પણ ખુદાની મહેરબાનીથી એક પાટીયું તેમના હાથમાં આવી ગયું તે ઝાલીને તેઓ કિનારે જઇ પહોંચ્યા. ભલો કાસમ તેમની રાહ જોતો કિનારે ઉભો હતો. તેમણે બંનેને સહિસલામત કિનારે આવતા જોયા ત્યારે તેના હર્ષનો પાર રહ્યો નહિ. આ પ્રમાણે અલ્લાની મરજીથી ત્રણે મિત્રો બચી તો ગયા. પરંતુ તેમની પાસેના તમામ પૈસા દરીઆમાં ગયા, ઘોડા પણ ડુબી ગયા; હવે ફક્ત પહેરેલાં કપડાં સિવાય બીજું કંઇ પણ તેમની પાસે રહ્યું નહિ. તેથી શાંગહાયથી પેકીન સુધીની મુસાફરી કરવી ઘણી કઠણ થઇ પડી, મહા મુશીબતે દુઃખે સુખે ત્રણે જણ ચીનની રાજધાની પેકીનમાં જઇ પહોંચ્યા. કેટલીક વખત તો બિચારો કાસમ ભીખ માગી લાવતો અને ત્રણે મિત્રો ખાતા હતા, કાસમનો તે બંને જણે ઘણો ઉપકાર માન્યો.

પેકીન શહેર પેહીઓ નદીના તટપર છે. નદીને કિનારેજ શહેનશાહનો સુંદર મહેલ ગગનમાં વાતો કરી રહ્યો છે. બજારના રસ્તા પહોળા અને સીધા છે. દુકાનો લાઇનબંધ અને તરેહતરેહના માલથી ભરપુર છે. સુગંધીદાર ચાહ ઠેકાણે ઠેકાણે દીઠામાં આવે છે રેશમને માટે જાણીતું શહેર જોતાંજ અચંબો પમાડે તેવું છે. પુરૂષોને માથે લાંબી ચોટલીઓ હોય છે સુરવાળ જેવા પહોળા ચોરણા પહેરે છે નાક ચપટું હોય છે. લોકો ઉદ્યોગી તથા વિદ્યાકળામાં પ્રવીણ છે. ચાહનો છોડ તેમણેજ શોધી કાઢયો બદુકના દારૂની બનાવટ તેમણે શોધી કાઢી, ચીનાઇ વાસણ, ચીનાઇ કાગળ, હોકાયંત્ર, છાપવાની કળા વગેરે અનેક હુન્નરો તેમણેજ શોધી કાઢયાં છે. આવા પેકીન શહેરની શોભામાં શી મણા હોય! ત્રણે દોસ્તો આ ભવ્ય અને સુંદર શહેરમાં દાખલ થયા. ચતુર કાસમ તેમને પોતાને ઘેર લઇ ગયો. ત્યાં તેઓએ ચારેક દિવસ સુધી તો આરામજ લીધો. પછી મુસાફરીનો બધો થાક ઉતરીને તાજા થયા પછી તે બંને જણને પોતાને મુકામે મુકી ચતુર કાસમ શહેનશાહ પાસે ગયો શહેનશાહે તેને પાસે બોલાવી ખબર પૂછી ત્યારે કાસમે જણાવ્યું કે " તે શાહજાદીનો કંઇ ચોકસ પત્તો તો લાગ્યો નથી. પરંતુ એક શાહજાદો તેણીના જેવાજ પ્યારમાં પીડાય છે અને તે પણ પોતાની માશુકને શોધવા માટે પોતાના મિત્ર સાથે મુસાફરીએ નીકળ્યો છે. તે મને માંડુ શહેરમાં મલ્યો હતો." તેમ કહી "થી હકીકત કહી સંભળાવી. તેથી શાહની કંઇક ખાતરી થઇ. પરંતુ ચોકસ નહિ થવાથી તેણે જણાવ્યું કે જો શાહજાદી કબુલ કરે તો તેને મારૂ અરધું રાજ્ય આપું અને તેણીને તેની સાથે પરણાવું પણ જો ના કબુલ કરે તો મારા ઠરાવ પ્રમાણે તેને ગરદન મારૂં, માટે તેની મરજી હોય તેમ કરે " કાસમ રજા માગી પાછો આવ્યો અને બધી હકીકત શાહજાદાને કહી સંભળાવી. વળી વધુમાં જણાવ્યું કે આજ સુધીમાં લગભગ બસેં વૈદ હકીમ

જાદુગર વગેરે આવી ગયા છે અને તે બધાએ નિષ્ફળ થવાથી તેમનાં ડોકાં કપાવી મહેલના દરવાજે તોરણ કરી બાંધ્યાં છે. માટે વિચાર કરી તમને યોગ્ય લાગે તેમ કરો. માથા સાટેનો માલ છે," શાહજાદાએ જવાબ આપ્યો કે "કંઇ નહિ મારે જવુંજ જોઇએ પણ હું શાહજાદાના રૂપમાં જવા ઇચ્છિતો નથી. કારણ કે વખતે મરણ પામું તો દેશ પરદેશમાં વાત થાય. અને તેથી મારા પિતાની લાગણી દુખાય. વળી મારા પિતા અને શાહને ભારે અણબનાવ થાય. માટે એક સાધારણ માણસની સ્થિતિમાં હકીમ તરીકે જવા ધારૂં છું. પછી બીજે દિવસે હકીમનો વેષ લઇ સાથે થોડીક દવાઓ વગેરે રાખી શહેરમાં નીકળ્યો. પછી શાહજાદીના મહેલ આગળ આવી મોટેથી બુમ પાડી કે "હું એક નજુમી છું અને શાહજાદી નુરમહાલને સાજી કરવા આવ્યો છું માટે મને તેણીની પાસે જલદીથી લઇ જાઓ" તેનાં આ વચનો સાંભળી આસપાસના તમામ લોક ભેગા થયા અને તેને કહેવા લાગ્યા કે "અરે નાદાન બાળક શા માટે જાન ખુએ છે? આજ સુધીમાં તો તારા જેવા કેટલાએ આવી ગયા પરંતુ તે બધા ખુદાની હજુરમાં પહોંચી ગયા છે. માટે પાછો જા. જો આ મહેલના દરવાજા તરફ નજર કર. કેટલાં માથાં લટકે છે?" આ પ્રમાણે લોકોએ તેને બહુએ સમજાવ્યો પણ કોઇનું માન્યું નહિ; છેવટે આ નજુમીને શહેનશાહના હુકમથી તેનો વડો વજીર શાહજાદીના ગુલામ પાસે લઇ ગયો. અને તે ગુલામને કહ્યું કે "આ નજુમીને શાહજાદી પાસે લઇ જા." તેમ કહી નજુમીને સોંપી પોતે પાછો ફર્યો. ગુલામ નજુમીને લઇને ચાલ્યો, ચાલતાં ચાલતાં એક લાંબી અગાસીપર આવી પહોંચ્યા ગુલામે જણાવ્યું કે "આ અગાસીને છેડે મારી બાનુ રહે છે." આ વચનો સાંભળતાંજ તેના મનમાં અતિશય આનંદ થયો, કારણ કે જેને માટે આટલાં બધાં અસહ્ય દુઃખો વેઠયાં હતાં અને આંસુડાં પાડયાં હતાં તે શાહજાદીની હજુરમાં આવી પહોંચ્યો હતો. આ હર્ષમાં ને હર્ષમાં તેણે પોતાનો પગ ઘણીજ ઝડપથી ઉપાડયો. તે જોઇ ગુલામ બોલ્યો કે "અરે નજુમી તું ઉતાવળો કેમ થાય છે? તારા જેવા તો ઘણાએ આવી ગયા પણ તે સઘળાએ માથાં કપાવ્યાં છે; હવે તારે પણ થોડીજ વાર છે, માટે ઉતાવળ ન કર.

શાહજાદાએ જવાબ આપ્યો કે "ભલા ગુલામ! તે બધા પોતાની વિદ્યામાં પુરેપુરા કુશળ ન હતા. હું મારી વિદ્યામાં પુરે પુરો કુશળ છું. તેથી શાહજાદીતો શું પણ તેના કરતાંએ વધારે ખરાબ સ્થિતિવાળાને હું સાજી કરી દઉં છું, મારી પાસે એવી એક વિદ્યા છે કે તારી શાહજાદીને અહીં ઉભાં ઉભાં સાજી કરી દઉં. પેલો ગુલામ બોલ્યો જો તારી ખાતરી હોય તો કર." આ પ્રમાણે બોલતાં બોલતાં શાહજાદીના બારણા આગળ આવી પહોંચ્યા.

પેલો ગુલામનો આ બીના સાંભળી દિંગજ થઇ ગયો. તેણે જવાબ આપ્યો કે "તું જો એવી રીતે સાજી કરી શકતો હોય, તો આખી આલમમાં તારી કીર્તિ થશે આખું જગત તારા તારીફ કરશે. તારૂં નામ પણ અમર થશે." શાહજાદાએ જવાબ આપ્યો કે "ત્યારે તો તારા કહેવા મુજબ તેણીને જોવા વિનાજ હું તેણીને સારી કરૂં છું. તે માટે તું મારો સાક્ષી રહેજે જો કે મારા ભવિષ્યની ધણીઆણીને જોવાને હું ઘણોજ આતુર છું. તોપણ તારી ખાતરી કરવા માટે થોડી પળ મારી ખુશાલીનો ભોગ આપું છું." પછી તેણે એક કાગળના ટુકડાપર નીચે મુજબ ચીનની શાહજાદીપર લખ્યું

**"શાહજાદા અલીરૂદીન તરફથી શાહજાદી નુરમહાલ જોગ,**

"પરી શિકલની શાહજાદી! તારી મહોબતથી ઘાયલ થયેલો અલીરૂદીન જેણે તને તારા મેળાપની
" જાલમ રાતે જે પહેલો તેમજ છેલ્લો બોસ્સો લીધો હતો, અને પછી બીજી બામદાદે પાછું મળવાના
" ભરોસે તને પોતાની વીંટી પહેરાવી હતી, તે તારો ખરો આશક તારી જુદાઇથી કેટલો દુઃખી થયો
" હશે, તેનો તને ખ્યાલ આપી શકતો નથી, તે એટલો તો સંતોષ માની લે છે કે તેણે પોતાનું દિલ તારી
" ઉંઘમાં તને સંપૂર્ણ દીધું જે દિલ મરતાં લગી તારી મહોબતમાં નિમગ્ન રહેશે. જે જાલમ ઉંઘમાં તું
" માશુક પડી હતી, તે ઉંઘમાંથી તને જાગૃત કરી તારી ઝળકાટમંદ આંખોનું તેજ જોવાને તે તલપી
" રહ્યો હતો, પણ બધી કોશીશ છતાં તું જાગૃત થઇ નહિ. જ્યારે તું જાગૃત થઈ નહિ ત્યારે તેણે પો-
" તાના પ્યારમાં પોતાની વીંટી તારી આંગળીએ પહેરાવી, અને તારી વીંટી પ્યારની નિશાની માટે પોતાની

" આંગળીએ પહેરો. જે આ સાથે તારી ઉપર પાછી મોકલતાં એટલી જ તે આશા રાખે છે, કે પ્યારી " વીંટી જો તું તારી મહોબતની ખિદાશ સાથે તેની ઉપર પાછી મોકલશે તો પોતા જેવો ભાગ્યશાળી " આશક આ જગમાં બીજો કોઇ નહિ હશે; એમ જાણશે પણ જો તું આ તેની મહોબતની અરજ " ના પાડશે તો તેનો જખમ એવો તેને કારી લાગશે કે હજારો ઉમેદ વચ્ચે તે પોતાના જીગરમાં ખં- " જર મારી અહીંનો અહીંજ પોતાનો જાન તારી ઉપર ફિદા કરશે. તારા જવાબની રાહ જોતો તારો " આશક તારા દરવાજા ઉપર ઉભો છે- " શાહજાદાએ પોતાનો રૂક્કો પુરો કરી તેની અંદર પેલી વીંટી ગુલામ ન દેખે તેવી રીતે મૂકી એક પરબીડીઆમાં બંધ કરી પેલા ગુલામને આપીને શાહજાદો બોલ્યો. " લે આ કાગળ તારી શાહજાદી આગળ લઇ જા ! આ રૂક્કો વાંચી તથા તેમાં જે છે તે જોયા પછી તારી શાહજાદી જો તેજ ઘડીએ સારી ન થાય, તો આખી આલમમાં જાહેર કરજે કે દુનીઆમાં મારા જેવો ઠગારો નજુમી બીજો કોઇ પણ હતો નહિ, અને હવે પછી થશે પણ નહિ !

પેલો ગુલામ તુરતજ શાહજાદીના ઓરડામાં ગયો. અને પેલો રૂક્કો આપી નમનતાઇથી કહેવા લાગ્યો કે " ઓ નામદાર શાહજાદી ! એક નજુમી જે હમણાંજ પરદેશથી આવી પહોંચ્યો છે. જે આગલા સઘળા નજુમીઓ કરતાં ઘણો બાહોશ અને વિશ્વાસ લાયક માલમ પડે છે, તે જાહેર કરે છે કે જેવાં તમો નામદાર આ રૂક્કો વાંચી રહેશો તેવુંજ તમારૂં તમામ દુઃખ નાશ પામશે. હું ઇચ્છું છું કે તે બીજા નજુમીઓના જેવો નાસિપાસ નહી થશે " શાહજાદીએ તે રૂક્કો ઘણીજ બેદરકારીથી લીધો, અને વધારે બેકાળજીથી તે ફોડયો, કારણ કે હવે તેને કોઇ પણ નજુમીપર વિશ્વાસ ન હતો. પણ પરબીડીઆ- માંથી રૂક્કો કાઢી ખોલીને જેવી વાંચવા જાય છે તેવીજ તેની નજરે પેલી વીંટી પડી તેણીએ ઘણીજ અજાયબી સાથે તે વીંટી ઉપાડી લીધી અને તપાસી જોઇ તો પોતાનીજ વીંટી જણાઇ. આથી તે તો હર્ષઘેલી થઇ ગઇ. તેણી એકદમ દરવાજા ભણી દોડી જઈ તે દરવાજો પોતાના હાથેજ ઉઘાડી નાખ્યો. શાહજાદીએ નજુમીના વેષમાં ઉભેલા પોતાના માશુકને તુરતજ ઓળખ્યો. તેમજ શાહજાદાએ તેણીને પણ ઓળખી કાઢી. તેઓ બંને એકેક તરફ દોડયાં. અને એકમેકને પ્રેમથી ભેટયાં. તેઓ એટલાં તો ખુશીમાં આવી ગયાં હતાં કે તેમનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. માત્ર એક એકની સામું તાકીને એકી નજરે જોઇ રહ્યાં. આવો ખુશી ભરેલો બનાવ જોઇ શાહજાદીની દાસી બહાર આવી તે બંનેને ઓરડામાં લઇ ગઇ, ત્યારબાદ શાહજાદી નુરનહાલે ઘણી ખુશીથી પોતાની વીંટી શાહજાદાની આંગળીએ પહેરાવીને બોલી કે " ઓ મારા પ્યારા શાહજાદા ! આ મારી વીંટી તું પાછી લે. તારી વીંટી તો હુંજ રાખીશ. કારણ તે વીંટી તો મારા પ્યારા જીગર કરતાં પણ વધારે વહાલી હોવાથી મરણ પર્યંત મારી આંગળીએજ રહેશે. "

શાહજાદી તથા શાહજાદાની આ પ્રમાણે ખુશકારક મુલાકાત જોઈ પેલો ગુલામ આનંદમાં ને આ- નંદમાં શહેનશાહ પાસે દોડી ગયો. ને ત્યાં જઇ બોલ્યો કે " ઓ નામદારશાહ ! પેલો નજુમી તો ઘણોજ ચતુર જણાય છે ! તેણે કંઇ પણ જાતની મદદ લીધા સિવાય ફક્ત એક કાગળના ટુકડાથીજ શાહજાદીને તદ્દન સારી બનાવી છે. ઘણી તાજુબીની વાત તો એજ છેકે તેણે શાહજાદીને નજરે પણ જોઇ નહોતી તેમ છતાં સારી કરી દીધી છે. આ નજુમી તો કોઇ ખુદાના ઘરના ફીરસ્તા જેવો લાગે છે ! " આ બીના સાંભળી શહેનશાહ ઘણોજ ખુશી થયો અને તુરતજ શાહજાદીના ઓરડા તરફ ગયો. ત્યાં જતાં વાર તે શાહજાદીને ભેટી પડયો. ત્યાર પછી પેલા શાહજાદાને પણ બગલગીરી લીધી. અને તેનો હાથ લઈ શાહજાદીના હાથ સાથે મેળવતાં બોલ્યો કે "ઓ ભાગ્યશાળી પરદેશી પુરૂષ ! તું ગમે તે પદવીનો હોય તોપણ હું મારા વચન મુજબ આ શાહજાદી તારે સ્વાધીન કરૂં છું. તોપણ મારી પુરી ખાતરી છે કે તું જેમ હાલ દેખાય છે તેમ એક સાધારણ માણસ નથી, પણ કોઇ ઉંચા ખાનદાનનું ફરજંદ છે."

પેલા શાહજાદા અલીરૂદ્દીને ઘણી સભ્યતાથી ચીનના શહેનશાહનો તેની મહેરબાની માટે ઉપકાર માન્યો. પછી તે બોલ્યો કે " આપની ધારણા સત્યજ છે. હું કંઇ ખરેખરો નજુમી નથી. ફક્ત પાક મહોબતની ખાતર થુજ વખત માટેજ આ ધંધો કરવાની મને જરૂર જણાઇ છે. હું ઇરાનના પ્રખ્યાત

શહેનશાહ અમીરૂદીનનો એકનો એકજ પુત્ર છું. મારૂં નામ અલીરૂદીન છે. પછી સર્વે હકીકત અથઇતિ કહી સંભળાવી: તેમાં શાહજાદીનો મેળાપ અજાયબ જેવી રીતે થયો, તેમજ પોતાની વીંટી કેવી રીતે અદલ બદલ કરી હતી તે પણ જણાવ્યું.

ચીનનો શહેનશાહ મોટી અજાયબી સાથે બોલ્યો કે " આ વાત એટલી તો તાજુબી ભરેલી છે કે તે ભવિષ્યની પ્રજાની જાણને ખાતર હું તેને સોનેરી અક્ષરે લખાવી મારા ખાસ દફતરે રખાવીશ. વળી તેની હજારો નકલો કરી તમામ દેશમાં વહેંચાવું છું જેથી કુદરતની સત્તાની ખબર પડે. " ત્યારપછી શાહજાદાને મોટા માનમરતબા સાથે તે પોતાની સાથે દરબારમાં લઇ ગયો. ત્યારબાદ આ ભાગ્યશાળી જોડાંના લગ્નની તૈયારી કરવામાં આવી. શાહજાદાએ પોતાના પરમમિત્ર વજીરપુત્ર અકબરખાન તથા ચાલાક કાસમને બોલવ્યા અને અતિ હર્ષથી તે તેમને ભેટયો. કાસમને શહેનશાહે એક મોટો અમીર બનાવ્યો વજીરપુત્ર અકબરખાનને ઘણીજ કીંમતી ઉમદા ભેટ આપી ત્યારપછી ચીનના રીવાજ મુજબ મોટી ધામધુમથી તેમનાં લગ્ન કર્યાં. આખા ચીન દેશની તમામ પ્રજાએ ઘણીજ ખુશાલી સાથે આ લગ્નમાં ભાગ લીધો અને એક મોટા તહેવાર તરીકે આ દિવસ પાળ્યો. શાહજાદા તથા શાહજાદીને મુબારકબાદી આપતા ચીરકાળ સુખી રહેવા ઇચ્છયું. અને લાખો રૂપીઆ ગરીબગરબાઓને વહેંચવામાં આવ્યા.

શાહજાદી નુરમહાલ તથા શાહજાદા અલીરૂદીનની ખુશીનો તો પારજ ન રહ્યો. કારણકે તેઓને પોતાની આશા ફળીભૂત થવા બિલકુલ સંભવ ન હતો. તેઓએ ખુદાનો ઘણોજ આભાર માન્યો, અને કેટલાક મહીના સુધી તો મોજમજાહ ભોગવી. દરરોજ તરેહવાર ગમ્મતો કરવી અને એકમેકના પ્યારનો જુસ્સો બતાવવા એજ કામ ચાલ્યું. આ આનંદસાગરની લહેરમાં શાહજાદો એટલો તો ડુબી ગયો કે પોતાના વૃદ્ધ માબાપને પણ ભૂલી ગયો. તેણે એક દિવસ રાત્રે સ્વપ્નામાં ઘણોજ ભયંકર દેખાવ જોયો. જાણે કે તેનો બાપ અમીરૂદીન મરણ પથારીએ પડયો છે. અને તે ઉંડી હાય મારી બોલે છે કે " હા! જે બેટાને મેં મારા જીગરથી વધારે ચાહેલો અને ઘણાજ પ્યારથી ઉછેરેલો તે બેટો હાલ મને ભૂલી ગયો છે. અને તેનાજ વિયોગે મારૂં મરણ થાય છે. તેણે મને છ માસનો વાયદો કર્યો હતો. પરંતુ તે તો પુરા થવા આવ્યા, તોપણ હજુ સુધી તો કંઇ પણ ખબર આવી નહિ, " આ બનાવથી શાહજાદો એકદમ જાગી ઉઠયો. અને હાય! અફસોસ! કરતો રડવા લાગ્યો. તેથી તેની પ્યારી માશુક નુરમહાલ પણ જાગી ઉઠી અને આમ કરવાનું કારણ પુછવા લાગી.

શાહજાદો બોલ્યો કે " અફસોસ! જ્યારે હું હમણા અહીં મોજમજામાં સુતો છું, ત્યારે મારો પ્યારો બાપ પોતાનો છેલ્લો દમ ખેંચતો હશે. " પછી પોતે કેવી સરતે મુસાફરીએ નીકળ્યો હતો ને, તથા પોતાના બાપનો તેનાપર કેટલો પ્રેમ છે. તે સઘળી બીના સવિસ્તર કહી સંભળાવી. શાહજાદી કે જે પોતાના ધણીને હમેશ ખુશ રાખવાનેજ રાજી હતી. તે આ સાંભળી દિલગીર થઇ. તેણે વિચાર કર્યો કે " હવે શાહજાદો પોતાના બાપને મળવા જવાના વિચારમાંજ હશે. મારે પણ તેની સાથે જવુંજ જોઇએ. " પરંતુ આ વખત તે ચુપ રહી. કંઇ પણ બોલી નહિ બીજે દિવસે શાહજાદીએ સારી તક જોઇ પોતાના પિતાને કહ્યું કે " ઓ મારા મહેરબાન પિતા! હું તમારી પાસે એક મહેરબાની માગવા આવી છું અને અરજ કરૂં છું કે તમારે તેની ના પાડવી નહિ. મારી અરજ એ છે કે શાહજાદા સાથે મને મારા સસરાની મુલાકાતે જવાની રજા આપો! આ રજા મારા પ્યારા ધણીની સામેલગીરીથી માગી છે. એમ તમારે કદી પણ ધારવું નહિ. ખરી બીના તો એજ છે કે તેતો આ સંબંધે જાણતો પણ નથી. " શહેનશાહે કહ્યું કે " તારા જવાથી મને આતશય દિલગીરી થશે, તોપણ હું આ તારી વ્યાજબી માગણીનો અનાદર કરી શકતો નથી. આ માગણી તને માન આપે તેવીજ છે. કારણ કે તારા ધણીની ઇચ્છા તેના પ્યારા બાપને મળવાની થઇ છે, તો તારે પણ તેની ઇચ્છાને માન આપવું જોઇએ. તું પણ તેમ કરવાને તૈયાર થઇ આટલી લાંબી મુસાફરીનો ડર રાખતી નથી તે બેશક પ્રશંસા કરવા લાયક છે. માટે જા, પ્યારી બેટી! હું તને ખુશીથી રજા આપું છું. પણ એટલી બોલીથી કે તારે ત્યાં એક વરસથી વધુ રહેવું નહિ. હું ધારૂં છું કે તેઓ પણ મારા આ દરખાસ્ત સ્વીકારશે, " પછી શાહજાદી રજા લઇને

ચાલી ગઇ. તેણે આ સઘળી બીના પોતાના પ્યારા શાહજાદાને સંભળાવી. તેથી શાહજાદો ઘણોજ ખુશી થઇ ગયો. વળી પોતાની તરફના તેણીના બેહદ પ્યાર તથા લાગણી માટે તેણીનો ઘણો ઉપકાર માન્યો.

ચીનના શાહે તેમની મુસાફરી માટે જોઇતો સામાન તાકીદે તૈયાર કરાવ્યો. અને પોતે મોટા ઠાઠમાઠથી તેઓને ઘણે દૂર સુધી મૂકવા ગયો. છૂટા પડતી વખતે એક બીજાને અત્યંત લાગણી થઇ. વજીર પુત્ર અકબરખાન પણ સાથેજ હતો તોપણ ઘણોજ દિલગીર થઇ ગયો. ચતુર કાસમ પણ ગમગીન થઇ ગયો. છેવટે મહા મુશીબતે શાહે જણાવ્યું કે " એ ચતુર શાહજાદા મારી પ્યારી બેટીને તું તારા ખરા જીગરથી ચાહજે. અને તેણીની સંભાળ રાખજે. તમારૂં ભાગ્યશાળી જોડું હમેશાં સુખી રહી આનંદમય બનો,' પછી તે સુખી જોડું કેટલાક ઠાઠમાઠ સાથે ઇરાન તરફ ચાલ્યું. શાહજાદો પોતાની નજર બહાર ગયા પછી ચીનનો શહેનશાહ અતિ લાચારી સાથે પાછો ફર્યો.

શાહજાદાએ પોતાના પ્યારા પિતાને મળવાના ઉત્સાહથી ઘણીજ ઝડપથી મુસાફરી ચાલુ કરી. પોતાનો પિતા આ સુખી જોડાને જોઇ કેટલો આનંદમય બનશે. તે સંબંધે અનેક ખુશાલી ભરેલા વિચારો ચલાવતાં તે ચાલ્યો ગયો.

કેટલાક દિવસ સુખરૂપ મુસાફરી કર્યા બાદ તેઓ એક મોટા જંગલમાં આવી પહોંચ્યા કે જ્યાં ઘણાં ઝાડો ઉગેલાં હતાં. આ ઝાડોને લીધે તે ઠેકાણે ખુશકારક પવનની સાથે સુંદર છાયો થઇ રહ્યો હતો આ વખતે ઉનાળાની મોસમને લીધે સખત ગરમી પડતી હતી, અને તેથી શાહજાદાએ આ સુખકર રમણિય જગોએ પોતાનો મુકામ કરવા ધાર્યું. તેણે આ વાત શાહજાદી તથા વજીરપુત્રને જણાવી તે બંને જણે ઘણીજ ખુશી સાથે સંમતિ આપ્યાથી તે ઠેકાણે મુકામ કર્યો. નોકર ચાકરોએ ડેરા તંબુ તાણી દીધા. અને શાહજાદી પોતાના ખાસ તંબુમાં આરામ લેવા ગઇ. શાહજાદો બંદોબસ્ત કરવા માટે બહાર રોકાયો. શાહજાદી ઘણીજ થાકી ગએલી હતી, માટે તેણીએ ગલપટા કાઢી પોતાની પાસે મૂકી સુઇ ગઇ. થોડીવારમાં તો તે નિંદ્રાદેવીને વશ થઇ તેને ઉંઘતી જોઇ તેની દાસીઓ બહાર વિખરાઇ ગઇ.

બહારના કામકાજથી પરવારી શાહજાદો પોતાની પ્રીયાની મુલાકાતે ગયો. આ વખતે શાહજાદી ભરઉંઘમાં હતી. શાહજાદો ઘણેજ આસ્તે પગલે તેણીની પાસે ગયો. કારણકે વખતે પગના ધબકારાથી જાગી ઉઠે. પાસે જઇને બેઠો ત્યારે તેની નજરે પેલો ગલપટો પડ્યો. તે તેણે જોવા માટે હાથમાં લીધો. તે ગલપટાપર ઘણાંજ ઉમદા રત્ન મઢેલાં હતાં. તે જોવામાં તે ગુંથાયો. તપાસ કરતાં કરતાં તે ગલપટાની વચ્ચે એક નાની રેશમી કોથળી સફાઇથી શીવેલી માલમ પડી. અને તે રેશમી દોરાથી બાંધેલી હતી, તે કોથળી દાબી જોતાં તેમાં કંઇ કઠણ ચીજ જેવું માલમ પડ્યું. તેથી તેમાં શું છે તે જોવાની ઉલટથી તેણે તે કોથળી ઉઘાડી. તો તેમાં અકીક જેવું માલમ પડયુ.તેથી આંગળી ઘાલી એક અકીક બહાર કાઢયું. આ અકીકના ઉપર કોઇ અજાણી ભાષાના આંકડા કોતરેલા હતા. શાહજાદો તે ઉકેલી શક્યો નહિ. તેણે ધાર્યું કે આ અકીક ઘણું કીંમતી હોવું જોઇએ, અગર તેનું કંઈ ખાસ કારણ હોવું જોઇએ; નહિ તો શાહજાદી આટલી સંભાળથી તેને સાચવે નહિ. આ અકીક ખરે ખરા રીતે તાવીજ હતુ તેમાં એવી શક્તિ હતી કે જ્યાં સુધી તે પાસે હોય ત્યાં સુધી શાહજાદીને કોઇ પણ રીતનું નુકસાન થાય નહિ.

આ તાવીજને વધારે તપાસવા માટે તે તંબુના દરવાજા આગળ આવ્યો કારણ કે ત્યાં ઉજાશ વધારે હતો. તંબુની અંદરના ભાગમાં કંઇક અંધારૂં હતું, તે બહાર આવીને તે તાવીજને ફેરવી ફેરવીને જોવા લાગ્યો તેવામાં એકાએક એક પક્ષી ઉડી આવી હાથપર તરાપ મારી પેલું તાવીજ લઇ ઉડી ગયું. આ ઓચિંતા બનાવથી શાહજાદો તો ગમગીન થઇ ગયો ને થોડી વાર સુધી તો સ્તબ્ધ માફક ઉભો રહ્યો, પછીથી તેને લાગ્યું કે " મારી ઉતાવળી ઉલટને માટે શાહજાદીની કીંમતી ભેટનો નાશ થયો. તેમાં શું હશે ? તે પર કોતરેલા હરફનો શો સબબ હશે ? " વગેરે વિચાર કરતાં તેને અત્યંત દિલગીરી થઇ. આ બનાવ ભવિષ્યમાં દુઃખી થવાનું સુચવે છે. તેમ ધારી અત્યંત પશ્ચાતાપ કરવા લાગ્યો.

તે પક્ષી પેલું તાવીજ લઈ ઉડી ગયું, ને થોડે છેટે જઇ જમીન પર બેઠું. ત્યાં જઈ પેલું તાવીજ મોંયમાં રાખી ડોલતું ડોલતું ચાલવા લાગ્યું ! આ જોઇ શાહજાદો તેની તરફ દોડયો. અને તેને બીવડાવવાની તેમજ પકડવાની ઘણી કોશિશ કરી. પરંતુ આ પક્ષી ત્યાંથી ઉડી ગયું ને થોડે છેટે જઇ બેઠું. શાહજાદો તેની પાછળ પાછળ ગયો. આમ કેટલીક વાર સુધી કર્યું. પરંતુ પક્ષી પકડાયુંએ નહિ, તેમ તાવીજ નાખીએ દીધું નહિં, તેથી શાહજાદાને રીસ ચઢી. તેણે ઘણાજ વેગથી તેની પાછળ જવા માંડયું. છેવટે પક્ષીની છેક લગોલગ જઈ પહોંચ્યો. ત્યારે તે તાવીજને તે પક્ષી ગળી ગયું. ને પછી ઘણે દૂર ઉડી ગયું. શાહજાદાએ તેને પત્થર મારી મારી નાખવાનો ઠરાવ કર્યો. અને એક પત્થર લઇ તેની પાછળ પડયો.

તે લુચ્ચુ અને ચતુર પક્ષી થોડુંક ઉડે, પાછું જમીનપર બેસે, વળી શાહજાદો તેની નજદીક જાય એટલે ઉડે; તેની રીતે આખો દિવસ ચાલ્યું. છેવટે સાંજ પડવાથી તે પક્ષીએ શાહજાદાના પત્થરથી બચવાની ખાતર એક મોટા તાડની ટોચે જઇ નિરાંતે બેઠું.

આખો દિવસ આમ તેમ દોડમદોડા કરી મૂકી તેથી શાહજાદો છેક થાકીને લોથપોથ થઇ ગયો હતો. વળી પોતાની સઘળી મહેનત નિષ્ફળ જવાથી અતિશય નિરાશ પણ થયો હતો; તેથી તેણે પોતાની છાવણીમાં પાછું જવાનું મન કીધું. પણ તેણે વિચાર્યું કે " હું પાછો કેમ ફરી શકું ? હું એટલે દૂર આડે અવળે માર્ગે આવ્યો છું તે પાછો મારે મુકામે શી રીતે જઇ શકીશ ? આવી અંધારી રાતે ભૂલો નહિ પડું ? વળી મારામાં ચાલવાની તાકાતજ કયાં છે ? એમ કરતાં પણ કદાપી હું ત્યાં જઇ પહોંચું તો તાવીજ પાછું મેળવ્યા વગર હું શાહજાદીની આગળ ગયો પણ શા કામનો ? " આવા આવા અનેક તુરંગોમાં તે શાહજાદો થાકી ગયો વળી ભૂખ, તરસ અને ઉજાગરાથી નાસિપાસ થઇ પેલા ઝાડ હેઠળ પડયો અને આખી રાત અફસોસમાં ગુજારી.

મોટે પરોઢીએ ઉઠીને શાહજાદો તે નાપાક પક્ષીને માટે બરાબર ચોકસીથી બેઠો, કે ઉડી જવા પામે નહિ; પરંતુ તેની સઘળી મહેનત નકામી ગઇ. કારણ કે આ બે પાંખોવાળો ચોર જેવો જાગ્યો, તેવોજ ઉડવા લાગ્યો. તે ઉંચે આકાશમાં ઉડે ને શાહજાદો તેને જોતો જમીન પર દોડે તે મુજબ આખો દિવસ ચાલ્યું. પણ પહેલા દિવસની માફક આજે પણ તેની સઘળી મહેનત બરબાદ ગઈ. રસ્તે ચાલતાં ફળફળાદિ ખાઇને પોતાની ભૂખને સંતોષી. એ પ્રમાણે આ લુચ્ચા પક્ષીએ બિચારા શાહજાદાને પંદરેક દિવસ સારી રીતે રખડાવ્યો. શાહજાદો આશામાં ને આશામાંજ દોડતો હતો. કારણકે તે ખંધું પક્ષી ઘડીમાં ઉડે, પાછું નીચે બેસે, વળી ઉંઘતું હોય તેવો ઢોંગ કરે, એટલે શાહજાદો પકડવા જાય. પણ હાથ આવે નહિ. આ પ્રમાણે જેમ એક નાના બાળકની સાથે મોટો માણસ ખેલ કરે ને બાળક તેની પાછળ દોડે તેમ શાહજાદાની સાથે પક્ષી વર્ત્યું.

સોળમે દિવસે તે શાહજાદો પક્ષીની પાછળ પાછળ એક મોટા શહેરમાં આવી પહોંચ્યો. અને ત્યાંથી તે પક્ષી એકદમ દૂર ઉડી ગયું, જે પછીથી તે શાહજાદાની નજરે કદી પડયું નહિ. પક્ષી દેખાતું બંધ થવાથી તાવીજ પાછું મેળવવાની સઘળી આશા વ્યર્થ ગઇ.

ઘણીજ દિલગીરીથી તથા નાસિપાસથી વળખાતો કોઇના પણ દિલાસાની આશા વગર તે શાહજાદો આ મોટા શહેરમાં દાખલ થયો. આ શહેર દરીઆ કિનારે આવેલું હતું. અને એક ઘણુંજ સરસ બારૂં ( બંદર ) ગણાતું હતું. પોતે કયાં જાય છે અથવા પોતાને કયાં જવું છે તેના વિચાર કર્યા સિવાય ઘણો વખત ચાલી છેવટે બારા આગળ આવી પહોંચ્યો. હજી પણ શું કરવું તેના વિચાર કર્યા સિવાય તેણે ચાલ્યા કર્યું છેવટે એક મોટો ને સુંદર બાગ તેની નજરે પડતાં તે થોભ્યો. તે બાગનો દરવાજો ખુલ્લો હોવાથી તે તેમાં દાખલ થયો જતાં જતાં તેને તે બાગનો માળી મળ્યો. આ ભલા માળીએ તુરતજ શાહજાદાને પોતાની પાસે બોલાવીને પૂછયું કે " તું કોણ છે ? અને આ મૂર્તિપૂજકોના શહેરમાં કયાંથી આવી ચઢયો છે ? " શાહજાદાએ જણાવ્યું કે " હું એક પરદેશી મુસાફર છું અને ફરતો ફરતો આવી ચઢયો છું. " આ માળી જાતે મુસલમાન હતો વળી પોતે વૃદ્ધ થયો હતો તેમજ તેને દીકરો પણ ન

હતો તેથી તેણે આ ખુબસુરત શાહજાદાપર અતિશય મમતા બતાવી. બંને જણ સાથે સાથે બાગમાં ફરવા લાગ્યા. ત્યાર પછી તે માળી શાહજાદાને પોતાના ઘરમાં લઇ ગયો. અને ત્યાં શાહજાદાને ઘણો સાદો અને સ્વાદિષ્ટ ખોરાક આપ્યો. વળી તે સાથે કેટલાક મેવા પણ આપ્યા. શાહજાદો ઘણા દિવસથી ભૂખ્યો હોવાથી બધું ખાઇ ગયો. પછી ચોકખું પાણી પીને શાંત થયો. ત્યાર પછી બંને જણા વાતો કરવા બેઠા. વાત કરતાં કરતાં માળીએ જણાવ્યું કે " આ આખું શહેર મૂર્તિપૂજકોથી ભરપુર છે. મુસલમાનની વસ્તી તો ઘણી જુજ છે. આ મૂર્તિપૂજકો મુસલમાનોને ઘણાજ સતાવે છે તેમજ હરેક બહાને હેરાન કરે છે. તેમાં એ વળી કોઈ પરદેશી મુસલમાન આવે તેને તો ઘણોજ હેરાન કરે છે. તું આજે તેમના સપાટામાંથી બચી ગયો છે. તે ખુદાની મહેરબાની છે. તે માટે આપણે ખુદાનો ઉપકાર માનવો જોઇએ. " આ હકીકત સાંભળી શાહજાદાએ આ ભલા મળીના હજારો ઉપકાર માન્યા. માળીએ જણાવ્યું કે " આ બાબતમાં મેં કંઇ પણ વધારે કીધું નથી. મેં તો ફક્ત મારી ફરજ બજાવી છે." પણ હું તને ફરીથી પૂછુંછું કે " તારૂં અત્રે આવવું કેમ થયું ? તથા તું કયા દેશનો રહેવાસી છે ? તે સર્વે હકીકત ધીરજથી જણાવ. "

શાહજાદાએ ભલા બાગવાનની ઇચ્છા મુજબ સઘળી હકીકત કહી સંભળાવી. પછી બાગવાનને પૂછ્યું કે " મારા મુલકમાં જવાનો ટુંકામાં ટુંકો રસ્તો કયો છે. અને કેટલા દહાડામાં ત્યાં જઇ પહોંચીશ તે મને જણાવ કારણકે હવે શાહજાદી આગળ પાછું જવું નકામુંજ છે; તે કંઇ હવે મને મળી શકે નહિ. કારણકે આજે તો જુદા પડે સોળ દિવસ થયા. મને ખબર નથી કે તેણી તેજ જગોએ મારી રાહ જોતીજ બેઠી હશે કે નહિ. તેમજ તેણી જીવતી હોય તેવી પણ ખાતરી થતી નથી. " આટલું બોલતાં બોલતાં તો શાહજાદાની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં.

તેણે શાહાજાદાને દિલાસો આપતાં જણાવ્યું કે " તું જે શહેર વિષે પૂછે છે તે શહેર તો અહીંથી બહુજ દૂર થાય પરંતુ તું જો દરીઆઇ રસ્તે જાય તો ઘણીજ થોડી મુદતમાં પહોંચી જાય. અહીંથી દર વરસે એક વહાણુ તારા દેશના બુશાવર બંદરે જાય છે. માટે તે વહાણ હજુ એક મહિના પછી જશે. ત્યાં સુધી તું અહીંઆં ખુશીથી રહે. જો તું મારી સાથે રહીશ તો હું ઘણોજ ખુશી થઇશ. "

શાહજાદો આવા ભલા માણસની મુલાકાતથી ઘણો ખુશી થયો. કારણકે જે શહેરમાં તે કોઇને પણ ઓળખતો ન હતો. ત્યાં તેને આ રાતે એક આશરો આપનાર મળી આવ્યો. આ ભલા બાગવાનની માગણી તેણે મોટી ખુશી સાથે સ્વીકારી તેનો ઉપકાર માન્યો. બુશાવર બંદરે વહાણ ઉપડતા સુધી તે તેને ઘેરજ રહ્યો. તે શાહજાદો આખો દિવસ તો પેલા બાગવાન સાથે તેના કામમાં મદદ કરવાને જતો હતો, પણ રાતના જ્યારે તે એકલો પડતો ત્યારે તેને બધો વિચાર પોતાની પ્યારી રાણી નુરમહાલનોજ હતો. અને તેથી હાય અફસોસ કરી આખી રાત આંસુઓ પાડી પુરી કરતો.

હવે આપણે શાહજાદાને ભલા બાગવાન મહમદની સાથે મૂકી પેલી બિચારી ભરઉંઘમાં પડેલી ચીનની શાહજાદી નુરમહાલ તરફ જઇએ. શાહજાદી થોડીકવાર પછી જાગી ઉઠી, ત્યારે પોતાની પડોશમાં શાહજાદાને નહિ જોવાથી ઘણી અજાયબી પામી. તેણીએ પોતાની દાસીઓને બોલાવીને પૂછ્યું કે " શાહજાદો કયાં છે " ? દાસીઓએ જવાબ દીધો કે " અમોએ તેને તંબુમાંથી બહાર જતો જોયો હતો. પણ હમણાં સુધી તે પાછો આવેલો જણાતો નથી. તેમજ તે કયાં ગયો તે પણ ખબર નથી. " પછી પોતાના કમરપટાપર શાહજાદીની નજર પડી. અને તેમાંથી તાવીજ ગુમ થયાનું જણાયું. તેણીએ ધાર્યું કે શાહજાદાએ તે તપાસવા લીધું હશે. અને તે હમણા પાછું લાવશે. ઘણો વખત થયો તોપણ શાહજાદો પાછો આવેલો જણાયો નહિ. છેક સાંજ સુધી શાહજાદીએ ઘણીજ અધીરાઇ સાથે તેની રાહ જોઇ. શા કામમાં તે આટલી બધીવાર રોકાયો હશે. તેનો ખ્યાલ પણ આવી શકયો નહિ, જ્યારે તેણીએ જોયું કે રાત આગળ વધવા લાગી. ને તદન અંધારૂં થયું તોપણ શાહજાદો પાછો આવ્યો નહિ, ત્યારે તેણી અત્યંત દિલગીર થઇ. છેવટે તેણે વજીરપુત્ર અકબરખાનને તેડવા મોકલ્યો. અકબરખાન પોતાના તંબુમાંથી તુરતજ આવ્યો. શાહજાદીને તેણે ઘણીજ નમનતાઇથી સલામ કરી. શાહજાદીએ તેનો સામો સત્કાર કરી

આસન આપ્યું. ત્યાર બાદ અકબરખાનના પૂછવાથી પોતે જાણતી હતી તે સર્વ હકીકત જાહેર કરીને જણાવ્યું કે "હવે આપણે શું કરવું ?" વજીરપુત્રે એક અઠવાડીઆ સુધી અહીં મુકામ રાખી તપાસ કરવાની સલાહ આપી. આ સલાહ તેણીને પણ પસંદ પડી. પછી પોતાનાં માણસો પાસે એક અઠવાડીઆ સુધી રાત દિવસ ઘણીજ તપાસ ચલાવી. પરંતુ કંઇ પણ પત્તો લાગ્યો નહિ.

બિચારી શાહજાદી રાત દિવસ પોતાના પ્યારા શાહજાદાને સંભારી સંભારીને ઝુર્યા કરતી. તેને ખાવું પણ ગમતું ન હતું. આ અઠવાડીઆમાં તો તેના શરીરની સ્થિતિ તદ્દન લાશ થઇ ગઈ. આ જોઈ વજીરપુત્રે વિચાર્યું કે "એ વખતે શાહજાદીનો જાન જશે, તો પછી કદાચ મારા મિત્રનો પત્તો લાગશે તોપણ તે તેણીના વિયોગે આપઘાત કરશે માટે આને હરેક બહાને બચાવવી જોઇએ." એમ ધારી તે તેણીને ઘણી ઘણી રીતે દિલાસો આપવા લાગ્યો તેણે જણાવ્યું કે "વખતે શાહજાદો ભૂલો પડી ગયો હશે માટે ચાલો આપણે તેની શોધમાં જઇએ. વળી તે પોતાના બાપને મળવાને ઘણો આતુર હતો. માટે તેણે ઇરાન તરફનો માર્ગ પકડ્યો હશે. આપણે પણ તેજ તરફનો માર્ગ પકડવો જોઇએ. પરંતુ તે પહેલાં મારે તમને જણાવવું જોઇએ કે આપણાં સઘળાં માણસોને સખત તાકીદ આપવી કે શાહજાદો ગુમ થયો છે તે બાબે એક અક્ષર પણ બોલે નહિ. વળી તમારે પોતે પણ તે બાબત કંઇ પણ દિલગીરી બતાવવી નહિ. મારે શાહજાદાના રૂપમાં રહેવું. અને તમારી સાથે પાક મહોબતે ભાઇ તરીકે વર્તવું." આ સઘળી સલાહ શાહજાદીને પસંદ પડવાથી તેણીએ તે પ્રમાણે કરવા કબુલ કર્યું.

આ પ્રમાણે ઠરાવ કરી તે શાહજાદાએ પોતાનો મુકામ આગળ ચલાવ્યો, થોડાક દિવસ ખુશકી રસ્તે ગયા પછી તેમણે દરીઆઇ રસ્તો પકડ્યો. છેવટે તેઓ ઇરાની અખાતની નજદીક આવી પહોંચ્યાં. આ ઠેકાણે તેમણે પોતાનો મુકામ નાખ્યો. આ ટાપુ મશરના ટાપુ નામે મશહુર હતો. ત્યાંના સુલતાનનું નામ મહમદ હતું કિનારે ઉતરતાં વારજ મુકામની તપાસ કરવા માટે શાહજાદીએ પોતાનાં માણસોને મોકલ્યાં તેમણે એક સારો વિશાળ બંગલો ભાડે રાખ્યો. પછી શાહજાદીને તેના રસાલા સાથે આવવા સુચવ્યું. આ બંગાલામાં તેઓ લાંબી મુદત રહ્યા. કારણ કે શાહજાદા વિના ઇરાનમાં જઇને શું કરવું તે સુઝ્યું નહિ. શાહજાદીએ ઠરાવ કીધો કે "જો શાહજાદાના પત્તો ન લાગે તો છેવટે આપઘાત કરી દેહ પાડવો." હાલ તો વજીર પુત્ર અકબરખાન શાહજાદાને નામે જાહેરમાં ઓળખાતો. ધીરે ધીરે સુલતાન મહમદે જાણ્યું કે ઇરાનના પ્રખ્યાત શહેનશાહ અમીરૂદ્દીનનો ખુબસુરત બેટો અલીરૂદીન તેની રાણી સાથે અત્રે પધાર્યો છે. ત્યારે તે મોટા ઠાઠમાઠથી તેના મુકામે ગયો. શાહજાદાના વેશમાં અકબરખાન તેના સામો આવ્યો અને તેને અતિશય સત્કાર આપી પોતાના મહેલમાં તેડી લાવ્યો. ત્યારબાદ તેમણે એક બીજા સાથે અતિશય પ્રેમથી વાતચિત ચલાવી છુટા પડયા. છુટા પડતાં સુલતાન મહમદે અતિ આગ્રહપૂર્વક જણાવ્યું કે "હવેથી તમારે દરરોજ મારા દરબારમાં જરૂર આવવું. કારણકે તમારા પિતા એક મારા દોસ્ત છે. વળી તમો પણ ઘણા સભ્ય અને વિદ્વાન છો. મારી આ માગણી જરૂર સ્વીકારશો." શાહજાદાએ પણ તેની માગણી કબુલ રાખી.

હવે અકબરખાન શાહજાદા તરીકે હમેશ મહમદના દરબારમાં જવા લાગ્યો. સુલતાન મહમદ પણ તેને શાહજાદોજ જાણતો હતો. દિવસે બંનેની પ્રીતિ વધતી ગઈ. એક દિવસ સુલતાન મહમદે જણાવ્યું કે "અરે મારા ભલા શાહજાદા હું તારી પાસે માફ માગી એક વચન માગું છું અને ખાતરી છે કે તું તે જરૂર મને આપીશ. હું હવે ઘરડો થયો છું. મારી પાછળ ફક્ત એકજ દીકરી છે બીજું કોઇ વારસ નથી. માટે મારી ઇચ્છા છે કે તું તે દીકરીનો સ્વીકાર કરી મારી પાછળ ગાદી વારસ થજશ." આ સાંભળી શાહજાદો ભારે વિચારમાં પડી ગયો. તેણે થોડીકવાર વિચાર કરી જણાવ્યું કે "હે નામદાર સુલતાન ! તમારી આ માગણીને માટે હું તમારો ઘણોજ આભાર માનું છું. પરંતુ તે બાબતનો જવાબ હું આવતી કાલે દઇશ. કારણ કે આપ જાણો છો કે મારે એક સ્ત્રી છે. અને તેની મરજી સિવાય જો હું બીજી કરૂં તો બને દુઃખી થાય. હું ધારૂંછું કે તમારી માગણીનો મોટી ખુશી સાથે તે સ્વીકાર કરશે."

તે દિવસે ઘેર આવ્યા પછી આ સઘળી હકીકત શાહજાદી નુરમહાલને અકબરખાને જણાવી. અને

હવે શું કરવું તેનો વિચાર કરી જવાબ દેવા સુચવ્યું. શાહજાદીએ લાંબો વખત વિચાર કરી જણાવ્યું કે "જો આપણે સુલતાનની માગણીનો અનાદર કરીશું તોપણ તે ગુસ્સે થશે. ને આપણને નુકસાન કરશે. માટે ખુદાનાપર વિશ્વાસ રાખી હા પાડો. જો તમારા મિત્ર આવી મળશે તો તો કંઇ પણ હરકત નથી. નહિ તો પછી ખુદાની મરજી." અકબરખાને પણ તેના મતને મળતા થઇ જવા નક્કી કર્યું. પછી બીજે દિવસે દરબારમાં ગયો ત્યારે શાહજાદાને સુલતાને જણાવ્યું કે "કાલની બાબતમાં તમારો શો વિચાર છે?" શાહજાદાએ જવાબ આપ્યો કે "ઓ માનવંત શાહ, આવી મોટી બક્ષીસને લાયક હું કદી પણ નથી. તોપણ મારી માગણીનો અનાદર કરવાની મારી બીલકુલ તાકાદ નથી.

પછી સુલતાન મહમદની દીકરી રોશનઆરા અને શાહજાદા તરીકે ઓળખાતા અકબરખાનાં લગ્ન ઘણીજ ધામધુમથી થયાં. આખા શહેરમાં આનંદ આનંદ થઇ રહ્યો. પોતાનાં સઘળાં માણસોને આ ભેદ છુપો રાખવા માટે સખત તાકીદ આપી.

સુલતાન મહમદ પોતાને આવો મોભાદાર જમાઇ મળવાથી ઘણોજ ખુશી થઇ ગયો. તે શાહે બીજેજ દિવસે પોતાનો દરબાર ભરીને જાહેર કર્યું કે "મેં મારી બેટીનો હાથ શાહજાદા અલીરૂદીનને આપ્યો છે." વળી તેણે જણાવ્યું કે "આજથી મેં મારૂં સઘળું રાજપાટ છોડી આ નામીચા શાહજાદાને સ્વાધિન કર્યું છે. માટે તેને તમારા પાદશાહ તરીકે માન આપો. પછી પોતે તખ્ત ઉપરથી હેઠા ઉતરી વજીરપુત્ર અકબરખાન કે જે શાહજાદાના વેશમાં હતો. તેને માથે પોતાનો તાજ મૂકયો. અને તેને તખ્તપર બિરાજવા કહ્યું. ત્યાર પછી તેણે દરબાર તરફથી વફાદાર ને નિમકહલાલ રહેવાના કસમ કબુલ્યા ત્યારબાદ સર્વની ખુશાલી વચ્ચે નવા પાદશાહે દરબાર બરખાસ્ત કરી.

ત્યાર બાદ સુલતાન મહમદની બેટી રોશનઆરા તથા ચીનના શહેનશાહની બેટી નુરમહાલ તથા શાહજાદા તરીકે ઓળખાતો અકબરખાન એક ખાસ ઓરડામાં એકઠાં થયાં. તેઓ ત્રણે વચ્ચે ઘણી વાતચિત થયા બાદ ચતુર નુરમહાલે રોશનઆરાને પોતાનીજ પાસે સુવાનો આગ્રહ કર્યો. તેથી તે બન્ને જણ સાથે સૂઇ ગયાં ને અકબરખાન પોતાના મહેલમાં જઇ સૂઇ ગયો.

આ પ્રમાણે લગભગ એક અઠવાડીઆ સુધી ગલાવ્યું, રોશનઆરા પોતાના પ્રીયતમને મળવાને ઘણીજ આતુર હતી. પરંતુ રાણી નુરમહાલ જે તેની મોટી બેન તરીકે ગણાતી હતી તેની મર્યાદા લોપી શકતી ન હતી. છેવટે તેણી ઘણીજ અધીરી જણાઇ ત્યારે નુરમહાલે વિચાર્યું કે હવે વિપરીત થશે. તોપણ ન ગભરાતાં તેણે રોશનઆરાને જુદી જુદી તરેહની એવી તો રસિક વાર્તાઓ કહેવા માંડી કે બિચારી રોશનઆરા તો દિંગજ થઇ ગઇ. આ વાર્તાઓમાં તેને એટલો તો આનંદ થયો કે તે પેટ ભરીભરીને હસવા લાગી. અને વારેઘડીએ પોતાની મોટી બહેન નુરમહાલનાં વખાણ કરવા લાગી. છેવટે તેણે નુરમહાલને જણાવ્યું કે "ઓ મારાં મોટાં બહેન! તમારી ખુશકારક વાતોથી મારૂં મન ઘણુંજ પ્રફુલ્લિત થઇ ગયું છે. તમે ઘણાંજ ચતુર અને બાહોશ છો. તમે હમેશાં આવી વાર્તાઓથી મને આનંદ આપશો. તો હું હમેશાં તમારી દાસી થઇને રહીશ. જો કે આ વાતોને લાયક મારા પાસે કંઇ પણ નથી, તોપણ તમારી નજરમાં આવે તે મારી પાસ માગો." રાણી નુરમહાલે કહ્યું કે "અરે મારી પ્રીય બહેન! મારી પાસે તો આ કરતાં પણ ઘણીજ સરસ વાર્તાઓનો ભંડાર છે. હું તને હરરોજ નવી નવી વાર્તાઓ કહીશ. તું સુખેથી મારી પાસે આવજે, મારે તારા પાસે કંઇ પણ માગવું નથી. મારે જે જોઇએ તે સઘળું છે." રોશનઆરાએ કહ્યું તે "ખરી વાત છે. આ બધું રાજ્ય પણ તમારૂંજ છે. તેમ છતાં આપણા એની યાદગીરી માટે તમે મારા પાસે કંઇક માગો. રોશનઆરાના અતિ આગ્રહથી નુરમહાલે જણાવ્યું કે "જો તારી એટલી બધી ઇચ્છા છે તો તું મને વચન આપ પછી માગું." રોશનઆરાએ વચન આપ્યું. ત્યારબાદ નુરમહાલને માગવા માટે અરજ કરી. નુરમહાલે કહ્યું કે જરા સબુર રાખ આપણે આડી અવળી વાર્તાઓ બહુ કરી તોપણ આપણા પ્રીય ભરથાર અલીરૂદીન સાથે મારો પોતાનો મળાપ કેવી રીતે થયો તેની તને બીલકુલ માહીતી આપી નથી. તે બીના ઘણી અજાયબી જેવી અને જાણવાજોગ છે માટે એક ચિત્તે સાંભળ પછીથી હું તારી પાસે માગીશ. એમ કહી સઘળી હકીકત અથઇતિ કહી સંભળાવી. છેવટે પોતાનો અને અલીરૂદીનનો વિયોગ કેવી રીતે થયો, તથા ત્યાર પછી પોતે કેવી રીતે અહીં આવી. અને

શાહજાદા અલીદાન નામે જે હાલ ઓળખાયછે. તે તો ખરેખરો શાહજાદો નથી પરંતુ તેનો પરમમિત્ર અને વજીર પુત્ર અકબરખાન છે. તે સઘળી હકીકત જણાવી. તથા આમ કરવાનું કારણ સમજાવ્યું. જે સાંભળી રોશનઆરા ઘણીજ વિસ્મય પામી. અને તેની અથાગ ચતુરાઇ તથા વજીર પુત્રની નિમકહલાલીનાં વખાણ કરવા લાગી. વાત પુરી થયા બાદ નુરમહાલે જણાવ્યું કે "હવે મારી માગણી એટલીજ છે કે આ ભરમ તારે કોઇ પણ દિવસ ફોડવો નહિ. અને શાંન્તી રાખીને ખુદાના ઉપર આધાર રાખી રહેવું. નેક ખુદા આપણી સઘળી મુરાદ બર લાવશે. શાહજાદાને પોતાને દેશ જવાનો આ સિવાય બીજો એકે રસ્તો નથી. માટે તે જરૂર અહીં આવશે અને આપણે સુખી થઇશું. તેના આવતાં સુધી તારે તારાં માતાપિતા અગર તારી સહીઅરો કે વિશ્વાસુ દાસીઓને પણ આ વાત જાહેર કરવાની નથી." રોશનઆરાએ ખુદાના સોગન ખાઇ જણાવ્યું કે "મારૂં શિર જશે તો પણ હું આ વાત કોઇને જણાવીશ નહિ. હવે આપણા કીસમતમાં હશે તેજ થશે."? પછી બંને રાણીઓ તથા શાહજાદાને નામે ઓળખાતો વજીરપુત્ર અકબરખાન એ ત્રણે જણ આનંદથી રહેવા લાગ્યાં. આ ભેદની કોઇને પણ ખબર પડી નહિ.

શાહજાદાને નામે ઓળખાતા અકબરખાને એવી તો ચાલાકીથી રાજ્ય ચલાવ્યું કે સુલતાન મહમદ પણ ખુશખુશ થઇ ગયો. રાજ્યની તમામ રૈયત શાહજાદાનાં ( નવા સુલતાનનાં ) વખાણ કરવા લાગી અને સંતોષ પામી.

હવે આ સાંભળી લોકોને અહીં સંતોષમાં ઝુલતાં મૂકી બિચારા લાચાર શાહજાદા અલીરૂદીન તરફ આપણી નજર ફેરવીએ.

આ શાહજાદો મૂર્તિપૂજકોના શહેરમાં બાગવાનના ઘરમાં રહેતો હતો, અને બાગવાનની જોડે જ કામે જતો. તે એક દિવસ સવારના પહોરમાં વહેલો ઉઠી કામે જવાની તૈયારી કરતો હતો, તેવામાં ભલા બાગવાને તેને જણાવ્યું કે " આજે મૂર્તિપૂજકોનો મોટો તહેવાર છે તેથી તેઓ મોજમજાહ મારવા ઉતરી પડશે. આજે તેઓ કંઇપણ કામધંધો કરશે નહિ. વળી તેમનું જોર વિશેષ હોવાથી બીજી કોમના લોકોને પણ ધંધો કરવા દેતા નથી. સર્વની સલાહ સચવાય તથા અરસપરસ દોસ્તી રહે તેથી ફરજના માર્યા મુસલમાનો પણ તેઓના તહેવારમાં સામેલ થાય છે અને પોતાનો કામધંધો બંધ રાખે છે તેથી આજે તારે પણ કામપર જવું નહિ આજે આપણને ફુરસદ છે તેમજ મશરના ટાપુઓ તરફ વહાણોને જવાની મુદત આવી પહોંચી છે માટે હું દરિઆ કિનારે બારામાં જઇ ખબર કાઢી લાવીશ, એમ કહી ભલો બાગવાન મઝાહદાર કપડાં પહેરી બહાર નીકળી પડયો

મૂર્તિપૂજકોની સાથે તહેવારમાં દાખલ થવાને બદલે તેમજ આખું શહેર જોવાને બદલે શાહજાદો અલીરૂદીન બાગમાં એકલોજ રહ્યો. અને તે ફુરસદનો તખત પોતાની અતિ ઘણી પ્યારી માશુક શાહજાદી નુરમહાલની જુદાઇગીરીની બીના યાદ કરી પોતાના આંસુથી ભરપુર આંખોમાંથી પડતાં પાણી વડે બાગમાંના કુમળા છોડને તાજગી આપતો હતો, આવા ગમમાં ગીરફતાર થઇ તે બાગમાં ભટકતો હતો. અને વિરહવેદનાથી રડતો હતો, તેવામાં એકાએક બે પક્ષીઓનો પાસેના એક ઝાડપર ઘોંઘાટ સાંભળી ત્યાં તેનું ધ્યાન ગયું. તેથી તે પોતાનું માથું ઉંચું કરી ઝાડ તરફ જોવા લાગ્યો, તો તેને જણાવ્યું કે બે પક્ષીઓ ઘણાજ જોસથી જીવપર આવી લડતાં હતાં. અને એકેકને ચાંચથી ફોડી નાંખતાં હતાં, થોડી પળમાં તે બેમાંથી એક મૂવેલું ઝાડના થડ પાસે પડયું. જે પક્ષી જીતીને જીવતું હતું તે પોતાની ફતેહથી ખુશી થતું ઉડી ગયું.

જેવું તે ઉડી ગયું તેવાંજ ચાર મોટાં પક્ષીઓ કે જેઓએ તેઓની લડાઇ દૂરથી જોઇ હતી તેઓ નજદીક ઉડી આવ્યાં, અને તેમાંથી બે પક્ષી પેલા મરણ પામેલા પક્ષી પાસે બેઠાં, અને બાકીનાં બે પક્ષી પેલા ખુની પક્ષીની પાછળ દોડયાં. પેલા મરણ પામેલા પક્ષીના પાસે બેઠેલાં બે પક્ષીએ તેને એકી નજરે ટીકી ટીકીને જોયા કર્યું પછી પોતાનાં ડોકાં ધુણાવી, દિલગીરી દેખાડી પોતાના મજબુત પં.

જાથી ત્યાંની જમીન ખોદી તેની ઘોર બનાવી તેમાં પેલા પક્ષીને મૂક્યું; અને તેનાપર માટી નાખી ઘોર પુરી નાખી.

બીજાં બે પક્ષી જે પેલા ખુની પક્ષીને પકડવા માટે ગયાં હતાં તે તેને પકડીને લઇ આવ્યાં, આ પક્ષી ભયંકર રીતે પોકારતું હતું, અને જીવપર આવીને છૂટવાની કોશિશ કરતું હતું. તેઓ તેને પેલા મરણ પામેલા પક્ષીની ઘોર આગળ ઘસડી લાવ્યાં. અને પછી તે ખુની પક્ષીને તેઓએ પોતાની મજબુત ચાંચથી ટુંપીટુંપીને મારી નાંખ્યું પછી તેના બદનને ચીરી નાખ્યું. અને તેના ટુકડે ટુકડા કરીને આસપાસ વિખેરી નાખી પાછાં ઉડી ગયાં.

આ બધો બનાવ શાહજાદા અલીરઝીને ધ્યાન આપીને જોયા કર્યો, તે પક્ષીઓના ઉડી ગયા પછી પેલો શાહજાદો તે ઝાડ પાસે આવ્યો, ને પેલા ખુની પક્ષીના બદનના કકડા પડયા હતા તે તપાસી તપાસીને જોવા લાગ્યો તો તેને તે પક્ષીની હોજરીમાં કંઇક લાલ ચળકતી ચીજ જેવું નજરે પડયું તેણે તે ચુ થયેલો ભાગ ઉચકી લીધો. અને પેલી લાલ ચીજ તેમાંથી કાઢીને જોઇ તો તે કાંઇજ નહિ પણ પેલી પોતાની પ્યારી માશુક નુરમહાલનું તાવીજ નજરે પડયું ! આ તાવીજ માટે તેને કેટલી બધી ઇન્તેજારી દુઃખ અને દિલગીરી ઉપજી હતી? તે બોલ્યો, " ઓ ઘાતકી પક્ષી ! તું ખરેખર બીજાને દુઃખ આપવામાં જ મજાહ સમજતું હતું ! મને તારી ક્રુર ચાલથી ઘણું દુઃખ ખમવું પડ્યું છે, પણ મેં જે ખમ્યું છે તેના બદલામાં તને તારા જાત ભાઇઓથી પુરતી શિક્ષા મલી છે. અને તને ઘટતી શિક્ષા થએલી મેં જોઇ છે. 'કર તે જો.' તે અહીંનું અહીંજ છે. બીજાનું નુકસાન કરી કોઇ નફો પામતું નથી. "

આ બનાવથી શાહજાદાને જે ખુશાલી થઇ તેનું બ્યાન કરવું અશક્ય છે. તે જરાથી બોલ્યો "પ્યારી શાહજાદી ! આ ભાગ્યશાળી પળે મને તારૂં કીંમતી તાવીજ પાછું મળ્યું છે તેથી જણાય છે કે હવે જેવી રીતે આ કીંમતી તાવીજ અણધારી રીતે મળ્યું છે તેવીજ રીતે તું મને મલીશ. હું ખુદાના હજારો ઉપકાર માનુંછું. અને તારો મેળાપ જલદી થાય એમ બંદગી કરૂં છું. આજના ખુશકારક બનાવને મારી ખાસ પોથીમાં નોંધી રાખું છું " તેમ કહી સર્વે હકીકત નોંધી લીધી.

આ શબ્દો બોલતાં તેણે તે તાવીજને ઘણા પ્યારથી ચુમ્યું. પછી તેને સંભાળથી વીંટાળીને પોતાની બાજુપર બાંધ્યું. જ્યારથી શાહજાદીથી તેનો વિયોગ પડયો હતો, ત્યારથી એક રાત પણ તે નિરાંતે ઉંઘતો ન હતો. પણ આજે આખી રાત તેને નિરાંતે ઉંઘ આવી. અને પછી સવારે ખુશ થતો ઉઠયો, અને પોતાનો પોશાક પહેરી પેલા બાગવાન પાસે કામ માગવા ગયો, તે બાગવાને તેને એક ઝાડ દેખાડી કહ્યું કે " આ ઝાડ હવે જુનું થવાથી ફળ આપતું નથી તેને થડમાંથી કાપી નાખ ! "

શાહજાદાએ કુહાડો લીધી અને પોતાને કામે લાગ્યો, જ્યારે તે પેલા ઝાડનું થડ એક બાજુએથી કાપતો હતો ત્યારે તેની કુહાડી કોઇ કઠણ ચીજ સાથે અથડાઇ કે જેથી મોટો અવાજ થયો તેણે તુરતજ તે બાજુની માટી ખસેડીને જોયું તો એક તાંબાની મોટી શીલા તેની નજરે પડી, તે ઉંચકતાં તેના નજરે એક દાદર પડયો. તે દાદરને દશ પગથીઆં હતાં. શાહજાદો તુરતજ ભોંયરામાં ઉતરી પડયો અને જ્યારે તળીએ પહોંચ્યો, ત્યારે તેના નજરે એક ગુફા જેવી અંધિયાર જગા નજરે આવી અને તેમાં પચાસ તાંબાના ચરૂઓ ઢાંકણ સાથે ગોઠવેલા દેખાયા તેણે એકેક પછી તે બધા ચરૂઓ ઉઘાડી જોયા તો તે તમામ સોનાથી ભરેલા હતા ! આ ખજાનાની શોધથી તે અતિ ઘણો ખુશી થઇ ગયો. અને તે મોટો ખજાનો ત્યાંજ રહેવા દઇ ભોંયરામાંથી તે પાછો આવ્યો, પેલી શીલા પાછી જેમની તેમ ઢાંકી તે ઉપર માટી વાળીને બાગવાનની રાહ જોતો બેઠો.

પેલા બાગવાને આગલા દિવસે ખબર કહાડી હતી કે હવે ત્રણેક દિવસમાં મશરના ટાપુઓ તરફ વહાણ ઉપડી જશે, તોપણ ચોકસ દિવસ નહિ જણાયાથી આજે ફરીને તપાસ માટે તે બાગવાન ગયો હતો. તે બાગવાન ખબર લઇને ખુશીથી આવતો હતો, તે શાહજાદા પાસે આવી બોલ્યો કે " મારા બેટા ! ખુશ ન થા, અને બે દિવસમાં સઘળી તૈયારી રાખ ! કેમકે મશરના ટાપુઓ ખાતે વહાણ જવાને

ફક્ત બેજ દિવસ બાકી છે. ત્રીજે દિવસે સવારમાં તે ઉપડી જશે, મેં તે વહાણુના નાખોદા સાથે તારા ભાડા વગેરેનો તમામ બંદોબસ્ત કરી રાખ્યો છે."

શાહજાદાએ જણાવ્યું કે "મારા મહેરબાન દોસ્ત! આ પળે તેં મને જે ખુશખબર આપી છે તેના બદલામાં હું પણ તને બીજી એક વધારે ખુશખબરથી જાણીતો કરૂં છું જેથી તું ઘણોજ ખુશી થઇશ. મારી પાછળ પાછળ તું આવ અને કુદરતે તને જે બક્ષ્યું છે તે જોઇ આનંદ પામ!" તેમ કહી શાહજાદો પેલા બુઢ્ઢા બાગવાનને પેલા ઝાડ તળે લઇ ગયો. અને પેલું ભોંયરૂં ઉઘાડી તેમાં બંને ઉતર્યા, પછી પેલા સોનાના ચરૂઓ બાગવાનને દેખાડી કહ્યું કે "જે ભલો માણસ આટલા વરસ સુધી રાત દિવસ મહેનત કરતો હતો તેને લાયકનો બદલો ખુદાવંતતાલાએ આપ્યો છે."

તે બાગવાન બોલ્યો, "મારા બેટા! તું એ શું બોલે છે? શું તું એમ ધારે છે કે આ બધો ખજાનો હું મારે હસ્તક લઇશ નહિ! એ સર્વ ખજાનો તારો પોતાનોજ છે. એ ઉપર મારો કશો હક નથી. મારા બાપના મરણ પછી સાઠ વરસ થયાં હું આ બાગમાં કામ કરૂં છું તોપણ કોઇ દહાડો મારી નજરે આ મોટો ખજાનો પડયો નહતો. આ ઉપરથી સાફ માલમ પડે છે કે એ તારેજ નસીબે લખાએલો છે. અને તેથીજ તને માલમ પડયો છે. આવો મોટો ખજાનો તારા જેવા એક શાહજાદાને જ કામનો છે કારણકે હું તો હવે મોતને કાંઠે આવી પહોંચ્યો છું હવે મારે કઇપણ વધુ જોઇતું નથી. ખોદાવંતતાલાએ આ ખજાનો બરાબર વખતેજ તને આપ્યો છે કારણકે હવે તું તારા વતનપર જવાની તૈયારીમાં છે. ત્યાં ગયા બાદ તું તેનો ઘટતો ઉપયોગ કરીશ.

શાહજાદો અને બાગવાન બંને જણા પ્રમાણિક હોવાથી આ ખજાના માટે ભારે કસાકસી થઇ, શાહજાદાએ જણાવ્યું કે તે તારા બાગમાંથી નીકળ્યો માટે તેપર તારોજ હક છે. છેવટે ભારે તકરાર થયા બાદ બંને જણે પચીસ પચીસ ચરૂ વહેંચી લેવા ઠરાવ કર્યો.

તે ખજાનો વહેંચી લીધા બાદ બાગવાન બોલ્યો, "મારા બેટા! આટલુંજ કરીને આપણે બેસી રહેવાનું નથી. આવો મોટો કીંમતી ખજાનો અત્રેથી લઇ જતાં ઘણીજ કાળજી રાખવી પડશે કારણ કે જો મૂર્તિપૂજકો જાણશે તો તે મારો જાન લેશે. અને બધો ખજાનો જપ્ત કરી લેશે મારી ધ્યાનમાં એમ આવે છે કે મશરના ટાપુઓમાં રામફળ નામનાં ફળ બિલકુલ થતાં નથી. અને તે ફળોને માટે ત્યાંના લોકો ઘણાજ ઇન્તેજાર હોય છે. ઘણી વખતે અહીંથી તેવાં ફળ મોકલવામાં આવે છે. માટે તું આ પચાસ ચરૂઓ તારા ખજાનાથી અરધા અરધા ભર અને બાકીનો અરધો ભાગ રામફળથી ભર. પછી તેને બંધ કરી રામફળને નામે આ ચરૂઓ આપણે વહાણમાં ચડાવીશું જેથી મૂર્તિપૂજકોના પંજામાંથી બચી જઇશું" આ સલાહ શાહજાદાને પસંદ પડી અને તે બુઢ્ઢાની મરજી મુજબ તુરતજ કરી દીધું. વળી પેલું તાવીજ પાછું ખોવાઇ ન જાય માટે તેમાંના એક ચરૂમાં ઠેઠ તળીએ મૂકીને બરાબર પેક કરી બંધ કર્યું તથા તેનાપર એક ખાસ નિશાની રાખી. આ બધું કામ કરતાં રાત પડવા આવી અને તેથી તેઓ ઘરમાં ગયા. પછી ખાણું ખાઇ વાતો કરવા બેઠા, ત્યારે શાહજાદાએ પેલાં પક્ષીઓની લડાઇની સઘળી હકીકત કહી સંભળાવી; વળી પોતાની પ્યારી માશુક નુરમહાલનું તાવીજ તે મુવેલાં પક્ષી પાસેથી કેવી રીતે મેળવ્યું તે પણ જણાવ્યું આથી પેલા બાગવાનને ઘણીજ અજાયબી સાથે અત્યંત ખુશાલી થઇ. કારણકે પોતાના પરૂણાની ખોવાએલી કીંમતી ચીજ તેને પોતાના મકાન પરથી પાછી મળી.

ઘડપણને લીધે અથવા તો તે દહાડે લીધેલી વધારે મહેનતને લીધે તે રાત પેલા બાગવાને સારી કાઢી નહિ. બીજે દીને તો તેની તબીયત વધારે બગડી. અને ત્રીજે દહાડે તો શાહજાદાને જવાનું હતું. આથી શાહજાદો વધારે ગભરાયો. બાગવાનની ઉમર લગભગ એંશી વરસની થઇ હતી. જે દિવસે શાહજાદાને નીકળવાનું હતું તે દહાડે તો શાહજાદો વહેલો ઉઠયો અને પોતાના દોસ્ત બાગવાનની તબીયત તપાસવા લાગ્યો તો તે તદન મરી ગયેલો માલમ પડયો. હવે તે દફન કર્યા સિવાય અહીંથી જવું તે પણ ઠીક નહિ વળી જો તે આ વખતે ન થાય તો તે વહાણ ફરીથી ત્રણચાર મહીને આવે ત્યાં સુધી બેસી રહેવું પડે. આ બધા વિચારથી તે ગભરાયો. તેટલામાતો પેલા વહાણનો નાખુદા થોડાક ખલાસીઓ

સાથે તેના પાસે આવી પૂછવા લાગ્યો કે "કોઈ પરદેશી માણસ આજે અમારાં વહાણમાં મશરના ટાપુઓ ખાતે આવવાનો છે તે કયાં છે?" શાહજાદાએ ઉત્તર આપ્યો કે "તે તો હું પોતેજ છું. આ બાગવાન કે જેને ત્યાં હું એક માસથી રહુંછું ને જેણે મારા માટે ઘણું સહન કર્યું છે તે બિચારો આજે મરણ પામ્યો છે માટે તેને દફન કરૂં ત્યાં સુધી મહેરબાની રાહે થોભશો. હું જલદી પાછો વળીશ. વળી મારાં ગમફળના ચરૂઓ પચાશ છે તે તથા આ બીજો સરસામાન તમારાં માણસ પાસે ઉંચકાવી જશો" તેમ કહી તેણે નાખોદાના હાથમાં એક સોનાનો સિક્કો આપ્યો. પેલા નાખોદાએ ખુશી સાથે લઇ જણાવ્યું કે "મારા સાહેબ તમારી ખાતર હું ત્રણ કલાક ખોટી થઇશ. ત્યાં સુધીમાં તમે પરવારીને જરૂર આવજો આજે નીકળ્યા સિવાય ચાલે તેમ નથી. તમારા ચરૂ તથા બીજો સરસામાન હું લેવડાવી જાઉંછું. પરંતુ તમે જો તેટલા વખતમાં નહિ આવો તો મારાં વહાણ ચાલતાં થશે" શાહજાદાએ વિચાર્યું કે ત્રણ કલાકતો બસ છે. તેથી તેણે કહ્યું કે "ભલે હું ત્રણને બદલે બે કલાકમાંજ આવી પહોંચું છું.

પછી તેણે બેચાર મુસલમાનોને બોલાવી તે બાગવાનના શબને દફન કરવા માટે ચાલ્યો. કબરસ્તાનમાં જઈ દફન કરી પાછો પોતાને મુકામે આવવા નીકળ્યો. તેવામાં રસ્તામાં કેટલાક મૂર્તિપૂજકોએ તેને અજાણ્યો જોઇ પકડયો. અને પોતાના રાજા પાસે લઇ ગયા. ત્યાં આગળ તેની તપાસ ચલાવી છેવટે થોડી ઘણી ધમકી આપી ગરીબ પરદેશી જાણી છોડી મૂકયો તે ત્યાંથી નીકળી ઘેર આવ્યો ઘેર આવી તરતજ ઉતાવળો ઉતાવળો પોશાક પહેરી બારાપર ગયો તો વહાણ ઉપડી ગએલું જણાયું તપાસ કરતાં શાહજાદાને માલમ પડયું કે તે ભલા નાખોદાએ ત્રણને બદલે ચાર કલાક રાહ જોઇ અને છેવટે નિરાશ થઇ પોતાનુ વહાણ હંકાર્યું. વળી ભલા નાખોદાએ એક ચીઠ્ઠી લખીને આપી હતી તે ચીઠ્ઠી પણ બારાના કારકુને શાહજાદાને આપી. શાહજાદાએ તે નીચે મુજબ વાંચી "મારા ભલા પરદેશી જોગ. લી. નાખોદા ફરમાનની દુવા સલામ વાંચજો. મેં મારી કબુલાત મુજબ ત્રણને બદલે ચાર કલાક રાહ જોઇ પરંતુ તું આવી પહોંચ્યો નહિ. માટે મેં મારાં વહાણ હંકારી દીધાં છે. કારણ કે તેથી વધારે વખત થોભાય તેમ ન હતું. અમે તારા ચરૂ તથા સર્વ સરસામાન મશરના પાદશાહને સોંપીશું. અને તારી સઘળી હકીકત જાહેર કરીશું અમે બીજી વખત આવીશું ત્યારે તને અમારાં સાથે લઇ જઇશું. તારા સરસામાન માટે તું બે ફીકર રહેજે."

આ બનાવથી શાહજાદાને ઘણી લાગણી થઈ તોપણ તેણે ભલા નાખોદાનો ઉપકાર માન્યો. તેને સર્વથી વધારે લાગણી તો પેલા તાવીજની હતી. તેના દિલમાં એમ થયું કે "જો તે પાછું ગુમ થશે તો ફરીથી પત્તો ખાવો મુશીબત છે. ખુદાની મરજી. હવે તો વહાણ પાછાં આવે ત્યાં સુધી અહીં રહ્યા સિવાય છુટકોજ નથી." એમ ધારી નિરાશ થઈ બાગ તરફ ચાલવા માંડયું. રસ્તામાં આવતા તેના દિલમાં અનેક તરંગો આવવા લાગ્યા. પેલા મૂર્તિપૂજકોને હજારો હજારો બેદુવા દેવા લાગ્યો. એમ મહા નાસીપાસ થઇ તે શાહજાદો ઘણીજ મુશીબતે પોતાને મુકામે આવી પહોંચ્યો. મુકામે આવી તેણે પેલો બાકીનો ખજાનો કે જેનો કોઇ પણ માલિક ન હતો તે સઘળો ખજાનો પ્રથમની માફક પેક કરી દીધો. પછી રાત પડવાથી સુઇ ગયો પરંતુ ત્યાં તેને જરા પણ ચેન પડયું નહિ. કારણ કે એકતો વહાણ ઉપડી જવાથી થયેલી ચિંતા, બીજું આવડા મોટા બાગમાં પોતે એકલો, આ બંને કારણોથી આખી રાત ગમગીનીમાં ગુજારી. ઘડીમાં પોતાની પ્યારી નુરમહાલ, ઘડીકમાં બુઢો બાગવાન, અને ઘડીકમાં તાવીજ યાદ આવ્યા કરતાં હતાં. છેવટે સવાર થતાં તે એક છોકરાને પગાર આપવો કરી તેડી લાવ્યો, કારણકે એકતો સહવાસ થાય. અને બીજું બાગમાં કામ કરવા લાગે. હવે તે બંને જણા નિરાંતે રહેવા લાગ્યા.

પેલું વહાણ પવન અનુકુળ હોવાથી ઘણીજ ટુંકી મુદતમાં મશરના ટાપુઓ ખાતે પહોંચ્યું. મશરનો નવો રાજા અકબરખાન કે જે શાહજાદા અલીરૂદ્દીના નામથી ઓળખાતો હતો. તેની પાસે પેલો ભલો નાખોદા આવ્યો અને સઘળી હકીકત જાહેર કરી પેલા પચાસ ચરૂ તથા સઘળો સરસામાન તેને સ્વાધિન કર્યો. અકબરખાને તે સઘળું પોતાના ખાસ મહેલમાં મૂકાવી દીધું. પછી પેલા નાખુદાને તે બાબતની પહોંચ લખી આપી. ત્યારબાદ સાંજરે આ સઘળી હકીકત તેણે રાણી નુરમહાલ તથા રાણી

રેશનઆરાને કહી સંભળાવી તેથી ચતુર નુરમહાલ તે બંનેને સાથે રાખી તે ચરૂઓ તપાસવા લાગી. એકેએક ચરૂ ઘણીજ બારીકાઇથી તપાસ્યો, તો એક ચરૂ કે જેનાપર ખાસ નિશાની હતી; તે ચરૂ તરફ તેની નજર ઠરી. તે બોલી કે "મારા પ્રીયભાઇ અકબર ! હું આ ચરૂ ખોલવાની તારી પાસે રજા લઉં છું ? હું ધારૂં છું કે તું મને ના નહિ પાડે. જો આ ચરૂપર આ ખાસ નિશાની તારા મિત્રના નામની છે એમ મને જણાય છે. અકબરખાને જણાવ્યું કે "નામદાર શાહજાદી હું તમારા વચનનો અનાદાર કરી શકતો નથી. તોપણ જણાવવાની રજા લઉં છું કે આ માલ આપણો પોતાનો નથી. તે એક પરદેશીનો છે, જેનું નામઠામ આપણે તેમજ નાખુદા પોતે પણ જાણતો નથી. આવો અજાણ્યો માલ આપણા જેવા નેકી સુલતાનોએ તોડવો તે વ્યાજબી નહિ પછી તમારી મરજી." નુરમહાલે કહ્યું કે "નેકી અકબર ! તારૂં કહેવું સત્ય છે. આપણે ગમે તેવી કીંમતી ચીજ હોય તોપણ તે પરાયી હોય તો તેના માલેકની રજા સિવાય લેવી નહિ જોઇએ પરંતુ આપણે તેની ચીજ લેવી નથી ફક્ત જોવી છે. પછી હતી તેમ પેક કરવી છે. તો પછી મારા સમજવા પ્રમાણે કંઇ પણ વાંધો નથી. વળી બધાએ ચરૂ તોડવાને મારી માગણી નથી. ફક્ત આ એકજ નિશાનીવાળો ચરૂ કે જેના માટે મને પુરતો શક છે તેજ તોડવાની મારી મરજી છે. પછી રેશનઆરા પણ નુરમહાલના મતને અનુસરતી થવાથી તે ચરૂ ત્રણેની રૂબરૂમાં નુરમહાલે તોડયો તેમાંનાં તમામ ફળ કાઢી નાંખ્યાં ત્યારે નીચેથી સોનાના સિક્કા નીકળ્યા. આ જોઇ ત્રણે જણાં ઘણાંજ તાજુબ થયાં. કારણ કે પેલા નાખુદાએ તો તેમને રામફળના ચરૂ તરીકેજ સોંપ્યા હતા અને ખરેખર તે નાખુદાના જાણવા પ્રમાણેજ હતું. બધા સિક્કા ઠાલવ્યા બાદ માંહેથી કાગળનું પડીકું નીકળ્યું. એક કાગળના પડીકાનું આટલું બધું રક્ષણ જોઇ તે ત્રણેની અજાયબીનો પાર રહ્યો નહિ. નુરમહાલે તે બંધ પડીકું ઉકેલવા માંડયું. તો તેની ઉપર લાખના સિક્કા દીઠા તેથી તેની પ્રથમના કરતાં વધારે ખાતરી થઇ. તેને લાગ્યું કે આ પડીકાની અંદર સોનાના સિક્કા કરતાં પણ ઘણીજ કીંમતી ચીજ હોવી જોઇએ. નહિ તો આટલી બધી કાળજી કરવાનું શું પ્રયોજન હોય ! છેવટે તે પડીકું પણ તોડયું તો માંહેથી પેલું તાવીજ નીકળ્યું અને રાણી નુરમહાલે તેને તરત ઓળખ્યું. તે તો હર્ષઘેલી થઇ ગઇ. હવે તેની અજાયબીની હદ આવી રહી. પોતે પોતાની ધારણામાં ફતેહમંદ નીવડી. તે એકદમ બેભાન થઇ ગઇ. કંઇ પણ બોલી શકીજ નહિ. ફકત ગાંડાની માફક ખડખડ હસ્યાજ કરતી. તેનો આવો વિચિત્ર દેખાવ જોઇ અકબરખાન તથા રેશનઆરાને ઘણીજ નવાઇ લાગી. કારણકે આ તાવીજની ઓળખાણ તે બંનેને ન હતી. છેવટે મહામુશીબતે તે બંનેએ તેને શાંત પાડી પછી અકબરખાને જણાવ્યું કે "ઓ નામદાર શાહજાદી ! તમે આટલી બધી અજાયબી શાથી પામ્યાં તે વિષે અમને જણાવવા મેહેરબાની કરશો. અમે કંઇ પણ સમજી શકયાં નથી." નુરમહાલે પેલું તાવીજ બતાવી સઘળો ખુલાસો કર્યો. આપરથી તે ત્રણે જણાની ખાતરી થઇ કે આ કીંમતી ખજાનો શાહજાદા અલીરૂદ્દીનનાજ છે. અને તે જાતે મૂર્તિપૂજકોના શહેરમાં હોવો જોઇએ. માટે કાલેની કાલજ આ નાખુદાને તે તરફ પાછો મોકલી તેને તે શાહજાદાને તેડી લાવવા સમજુત કરવી.

ત્રણે જણે આખી રાત આનંદમાં ગાળી. રેશનઆરાના હરખનો પણ પાર રહ્યો નહિં. ત્રણેની મુરાદ ખુદા બર લાવે તેવાં શુભ ચિન્હ જણાવાં. પરંતુ તેમણે શાહજાદાના આવતા સુધી આ બનાવ જાહેરમાં ન લાવવા મક્કમપણે ઠરાવ કર્યો. ત્યારબાદ ત્રણે જણ સવાર થવાથી પોતપોતાના મહેલમાં ચાલ્યાં ગયાં.

અકબરખાને પોતાના એક માણસને પેલા નાખુદાને તેડવા મોકલ્યો. નાખુદાએ આવી ઘણીજ નમનતાઇથી સુલતાનને સલામ કરી. સુલતાને પૂછ્યું કે "ભલા નાખુદા ! તેં મને ગઇ કાલે જે રામફળના પચીસ ચરૂ આપ્યા. તે કોના છે ? તે ધણી ત્યાં શો ધંધો કરે છે ? વગેરે તેના વિષે જે જાણવામાં હોય તે સાચે સાચું કહી દે.

તે નાખુદા બોલ્યો કે "નામદાર સુલતાન ! તે ધણીને હું બરાબર ઓળખતો નથી. તેમજ તેનું નામ ઠામ પણ જાણતો નથી. કારણ કે તેના વિષેનો બંદોબસ્ત કરવા મારી પાસે એક બાગવાન આવ્યો

હતો જે બાગવાન હાલ મરણ પામ્યો છે. અને તેના શબને હાલ દફન કરવામાંજ તે પરદેશી રોકાઇ ગયો છે. હું વહાણ હંકારવાને દિવસે તે બાગવાનને ઘેર ગયો હતો. ત્યારેજ તે માણસને મેં જોયો હતો. તે બાગવાનની સાથે બાગમાં કામ કરવા જતો હતો તેથી તે ઘણોજ ગરીબ હશે એવું અનુમાન થાય છે."

નવા સુલતાને કહ્યું કે "એ ભલા નાખુદા ! તું મારી ખાતર તારૂં વહાણ પાછું હંકારી જા, અને પેલા પરદેશીને શોધી કાઢી અહીં લાવ. કારણ કે તેનું મારે ખાસ કામ છે. જો તું જલદી પાછો આવીશ તો તે બદલ તને ઘણી ભારે રકમ આપીશ. પરંતુ જો ના પાડીશ તો તારો બધો માલ જપ્ત કરી ભારે શિક્ષા કરીશ. તારાં વહાણના બંદોબસ્ત માટે હું ખાસ માણસો મૂકીશ. જેથી તારા માલને તલભાર પણ નુકશાન થશે નહિ."

પેલા નાખુદાએ જણાવ્યું કે "આપ નામદારના હુકમને માન આપી હું આજે ને આજેજ પાછું વહાણ હંકારૂં છું. અને બનતી તાકીદે તે પરદેશીને લઇ પાછો આવીશ. પરંતુ ત્યાં સુધી મારા માલને બિલકુલ નુકશાન ન પડે તેમ બંદોબસ્ત કરશો" પછી નાખુદો રજા લઇ પોતાને મુકામે ગયો. અને ખોરાક તથા પાણીનો પુરતો જથો ભરી પોતાનું વહાણ પાછું હંકાર્યું

તે વહાણને પવન અનુકુળ હોવાથી તેજ રાતના નવેક વાગતાં તો વહાણ પોતાની જગોએ આવી પહોંચ્યું. ત્યાં આગળ વહાણે લંગર કરી છ જોરાવર અને ચાલાક ખલાસીઓને સાથે રાખી એક બોટમાં બેસી કિનારે આવી પહોંચ્યો. અને તેજ વખત બાગમાં જવા ચાલ્યો.

રાતના અગીઆરેક વાગતાં ભલો નાખુદો બાગમાં આવી પહોચ્યો અને બારણું ઠોક્યું. તરતજ શાહજાદાએ ઉત્તર આપ્યો કે કોણ છે ! નાખુદાએ જણાવ્યું કે "ભલા પરદેશી મહેરબાની કરી બારણું ઉઘાડ હું નાખુદો છું. અને તને લેવા માટે આવ્યો છું, માટે તાકીદ કર. શાહજાદાએ ઘણીજ અજાયબી સાથે બારણું ઉઘાડયું તો ખરેખરજ પેલો નાખુદો માલમ પડ્યો. શાહજાદાએ પૂછ્યું કે "તમે તો વહાણ હંકારી ગયા હતા, અને આજે અહીં ક્યાંથી ? નાખુદાએ જણાવ્યું કે "આપણે વહાણમાં સઘળી વાત કરીશું. પણ હમણાં તો જલદી ચાલ. તને મશરટાપુનો સુલતાન તેડાવે છે" શાહજાદાને ઘણીજ અજાયબી લાગી તોપણ તે ટાપુ પોતાના દેશમાં જવાને અનુકુળ હોવાથી તે તરતજ તૈયાર થયો. પેલા પચાસ ચરૂઓ પણ સાથે લેવડાવી લીધા. તેઓ સર્વે બોટપર આવી પહોંચ્યા. અને ત્યાંથી વહાણ તરફ ઉપડી ગયા.

પવન સારો અનુકુળ હોવાથી વહાણ બીજે દિવસે બપોરે તો મશરના ટાપુએ પહોંચી ગયું. પેલા નાખુદા તે શાહજાદાને સુલતાનના મહેલ તરફ તેડી ગયો. નાખુદાએ ઘણીજ નમનતાઇથી જણાવ્યું કે "મારા નામદાર સુલતાન આ પરદેશીના પેલા પચાશ ચરૂ છે." સુલતાન તેને જોઇને ઘણોજ ખુશી થયો. જોકે આ વખત શાહજાદો અલીફદીન તદ્દન ખરાબ પોષાકમાં હતો તોપણ સુલતાને તેને તુરતજ ઓળખી કાઢયો. પરંતુ શાહજાદો પોતાના મિત્ર અકબરખાન કે જે નવા સુલતાન તરીકે તેની સામો બિરાજ્યો હતો તેને ઓળખી શકયો નહિ.

પેલા નાખુદાને ભારે કીંમતનો હીરો ઇનામમાં આપી વિદાય કર્યો. નાખુદો તો આવા કીંમતી હીરાથી ખુશ ખુશ થઈ ગયો. પછી સુલતાન તરતજ પેલા પરદેશીને એક સિપાઇને સોંપી તુરમહાલની પાસે ગયો. ત્યાં રોશનઆરાને પણ બોલાવી. પછી પોતાનો મિત્ર અલીફદીન આવી પહોંચ્યાના શુભ સમાચાર કહી સંભળાવ્યા તેઓ બંને જણાં ઘણાંજ ખુશી થયાં. ત્યારબાદ સુલતાને પાછા આવી પેલા પરદેશી સાથે કેટલીક વાતચિત કરી તેના રામફળના પચાસ ચરૂ તેને સ્વાધિન કર્યા. તેણે પોતાના તમામ ચરૂ તપાસી જોયા તો પેલો નિશાનીવાળો ચરૂ તોડેલો માલમ પડયો. પરંતુ આવા મોટા પાદશાહને મોઢે તે કહેવાની તેની હિંમત પહોંચી નહિ. ચતુર સુલતાન તેના મનની વાત જાણી ગયો તેથી પૂછ્યું કે "અરે ભલા પરદેશી! તું શું વિચાર કરે છે? જો તારૂં કંઇ પણ નુકસાન થયું હોય તો ખુશીથી કહી દે! આ નેક રાજ્યમાં વાધ

બકરીનો એકજ ન્યાય છે." તે પરદેશી બોલ્યો કે "મારા નેક નામદાર સુલતાન! આ એકજ ચરૂ તુટેલો જણાય છે. માટે તે વિષે મને શક છે." સુલતાને તે ચરૂ દરબારમાં લેવડાવી લેવા હુકમ કરી બાકીના ઓગણપચાસ તેને સોંપ્યા. પછી પેલો ચરૂ દરબારમાં સર્વેના દેખતાં તપાસવા તે પરદેશીને હુકમ કર્યો. ચરૂ તપાસી તે બોલ્યો કે "નામદાર સુલતાન મારૂં કંઇ પણ ખોવાતું નથી ફક્ત એક તાવીજ ખોવાય છે, સુલતાને જવાબ આપ્યો કે "અરે ભલા પરદેશી! તારૂં તાવીજ અમારે શા ખપનું?" તે પરદેશીએ જણાવ્યું કે "નામદાર! ખરી વાત છે, કે તે તમારે નકામુંજ છે પરંતુ મને મારા જીગર કરતાં પણ વધારે વહાલું હોવાથી તે મારી પાસેથી વારંવાર જતું રહે છે! હવે મને આશા નથી કે તે તાવીજ ફરીથી મને મળે!" સુલતાને જણાવ્યું કે "એક તાવીજ માટે આટલી બધી દિલગીરી કેમ કરે છે? તેના જેવાં તો બીજાં ઘણાંએ તાવીજ મલશે." તે પરદેશીએ કહ્યું કે "બસે! દુનીઆમાં બીજાં લાખો તાવીજ હશે અને તે તાવીજની પહેરનારી પણ હશે. પરંતુ આ તાવીજ અને તેની પહેરનારી મને કોઇ પણ જગોએ મલવાની નથી મારૂં જીવતર તેના વિના શુન્ય છે. એમ કહી અત્યંત અફસોસ સાથે તે નીચે પડયો. આ બનાવ જોઈ સઘળા દરબારીઓ, સુલતાન તેમજ પાછળ બેઠેલાં નુરમહાલ, તથા રોશનઆરાને ઘણીજ લાગણી થઇ આવી. દરબારીઓએ સુલતાનના હુકમથી તેને પાણી છાંટી સચેત કર્યો પછી તેને દિલાસો આપતાં સુલતાને પોતાની સઘળી હકીકત અથઇતિ કહેવા સુચવ્યું, જે તેણે અથઇતિ કહી સંભળાવી, સઘળા દરબારીઓ, જુના સુલતાન, તેની રાણી, નવો સુલતાન, નુરમહાલ, રોશનઆરા વગેરે સઘળાંએ ધ્યાન દઈ સાંભળી ને આ તાજુબી ભરેલી હકીકત સોનેરી અક્ષરે પોતાના ખાસ દફતરમાં લખાવી રાખી

જુના સુલતાન મહમદના જાણવામાં સારી રીતે આવ્યું કે ઇરાનનો ખરો શાહજાદો તો આ વાત કહેનાર પરદેશીજ છે નવો સુલતાનતો તેનો વિશ્વાસુ મિત્ર અને પ્રધાન પુત્ર અકબરખાન છે. નુરમહાલ ચીનના પાદશાહની બેટી છે. મારી દીકરી રોશનઆરાનું લગ્ન શાહજાદાના નામે થયું છે. અને તેથી તે ખરી રીતે શાહજાદાનીજ ધણીઆણી થઇ છે હાલ સુધી અકબરખાન અને નુરમહાલ તથા રોશનઆરા ભાઇ બહેન તરીકેજ વરત્યાં છે આથી તે ઘણો ખુશી થયો. અને પોતે તે પરદેશી કે જે ઇરાનનો ખરો વારસ હતો તેને હેતથી ભેટી પડયો. અને પોતે તેનો હાથ ઝાલી પોતાની પાસે લઇ ગયો પછી એક કિમતી પોશાક લાવી તેને પહેરાવ્યો.

હજુ શાહજાદો અલીરૂદ્દીન કંઇ પણ કળી શકયો નહિ. તેના મનમાં તો એટલુંજ આવ્યું કે આ ભલો સુલતાન મારી વાતથી ખુશી થયો છે માટે આટલું બધું માન આપે છે. તેણે કહ્યું કે "ઓ નામદાર! સુલતાન મારા ગજા કરતાં વધારે માન મને શા માટે આપો છો! હું એક દુઃખી જીવડો છું." સુલતાને જવાબ આપ્યો કે "એ ભલા શાહજાદા! તું ખબર રાખ. હવે તારાં દુઃખનો અંત આવ્યો છે. તું જરા બારીકાઇથી તપાસ જે તારા સામો સુલતાન તરીકે બિરાજે છે તે કોણ છે?" પેલા સુલતાને પોતાના માથા પરનો તાજ લઇ લીધો અને પાદશાહી પોશાક ઉતારી નાખ્યો કે શાહજાદાએ તરતજ ઓળખી લીધો. બંને મિત્રો ભર દરબારમાં એકમેકને બહુજ હર્ષથી ભેટયા. અને પ્રેમાશ્રુથી એકેકને ભીંજવી દીધા. ત્યાર પછી પેલી રોશનઆરા તથા નુરમહાલને મલ્યો. આ પ્રમાણે આખા દરબારમાં આનંદ આનંદ થઇ રહ્યો. પોતાને નામે રોશનઆરાનું લગ્ન કેવી રીતે થયું તે હકીકત પણ જાણી લીધી પોતાની રાણી નુરમહાલની ચતુરાઇ અને મિત્રની નિમકહલાલીનાં ઘણાંજ વખાણ કર્યા જેની પાસે આવી સ્ત્રી અને આવો મિત્ર હોય તેને પછી દુઃખ તે શું છે? તેનું ભાન નજ હોય. વળી આજનો દિવસ સારો હોવાથી આજેને આજેજ તે શાહજાદાને મુગટ પહેરાવ્યો. તથા લગ્નની ધામધુમ કરી રોશનઆરાને બહુ ઠાઠમાઠ સાથે પરણાવી. વજીરપુત્ર અકબરખાનને વડો વજીર નીમ્યો.

આ પ્રમાણે આનંદસાગરમાં દહાડા કહાડવા લાગ્યાં, રાણી નુરમહાલ, અને રોશનઆરા બંને ઉદાર દિલની, સમજુ, ચતુર, વિવેકી, મિલનસાર હોઇ સગી બહેનો કરતાં પણ વધારે માયાથી વર્તતાં હતાં, શાહજાદો અલીરૂદ્દીન પણ તેમની તરફ એક સરખા પ્રેમથી રહેતો, આ બંને રાણીઓએ તેજ વર્ષમાં એકેક ખુબસુરત પુત્રનો લગભગ સાથે જન્મ આપ્યો. નુરમહાલ રાણીના બેટાનું નામ જંગબહાદુર અને

રાણી રોશનઆરાના પુત્રનું નામ સમશેરબહાદુર રાખવામાં આવ્યાં હતાં. આ બંને કુંવરો દિવસે દિવસે શરદના ચંદ્ર માફક ખીલવા લાગ્યા.

બને કુંવરો વરસેક દિવસના થવા આવ્યા, ત્યારે તેણે પોતાના વૃદ્ધ પિતાની સંભાળ લેવા માટે ઠરાવ કર્યો. પછી તેણે તે વિચાર પોતાની બંને રાણીઓને જણાવ્યો. આ વિચાર તેમને પસંદ પડવાથી હા કહી, એટલે શાહજાદા અલીરૂદ્દીને પોતાના વૃદ્ધ સસરાની રજા માગી, તેણે રજા આપતાં જણાવ્યું કે "તમારે બાર માસ પછી જરૂર પાછા આવવાની સરતે અહીંથી જવું." શાહજાદાએ તે વાત કબુલ કરી, પછી રાજ્યનો બંદોબસ્ત કરી મોટા ઠાઠમાઠ સાથે શાહજાદો અલીરૂદ્દીન તેની બને રાણીઓ તથા વજીરપુત્ર અકબરખાન પોતાને દેશ જવા નીકળ્યા. ત્યાં તેઓ દોઢેક માસમાં પહોંચી ગયાં. શહેનશાહ અમીરૂદ્દીનને આ વાતની ખબર પડતાં મોટા દબદબા સાથે સામો આવ્યો, અને ઘણા માન સાથે તેડી ગયો, ઘરડાં માતાપિતા પોતાના પુત્રને પુત્રવધુઓને તેમજ બંને પૌત્રોને જોઇને હર્ષઘેલાં થયાં રાણી નુરમહાલ તથા રાણી રોશનઆરા પોતાના વૃદ્ધ સાસુ પ્રત્યે પોતાની મુસાફરીની તમામ હકીકત કહી સંભળાવતાં, અને રમત ગમત કરતાં આખો દિવસ આનંદમાં ગાળતાં હતાં, એક વરસ તો એક ઘડીની માફક વહી ગયું.

જ્યારે પોતાની મુદ્દત પુરી થવા આવી ત્યારે શાહજાદા અલીરૂદ્દીને પોતાનાં વૃદ્ધ માતપિતાની પાસે જવા માટે રજા માગી, તેના ભલા પિતા અમીરૂદ્દીને જણાવ્યું કે "મારા શાણા બેટા! વૃદ્ધ માતપિતાને નિરધાર મૂકી તું જવાને ચહાય છે! તે જાણી મને ઘણી જ તાજુબી લાગે છે! અમારે બીજો બેટો નથી કે જેને જોઈ અમે સંતોષ પામીએ! અમારી સઘળી આશાઓ તારાપરજ રહેલી છે. હવે અમે તો તદ્દન વૃદ્ધ થયાં છીએ, અને તેથી રસ્તામાં બેઠાં છીએ, હવે અમે એટલુંજ ઇચ્છીએ છીએ કે હે ખુદા તું અમને તારી પવિત્ર ભૂમિમાં બોલાવી લે, આ ગાદીનો વારસ પણ તુંજ છે. આવી સ્થિતિમાં તું મશરના ટાપુનો સુલતાન બનવા ધારે છે તો ભલે તારી મરજી, પરંતુ તું તારા આ વિસ્તર્ણ રાજ્યનો શો બંદોબસ્ત કરવા ધારે છે? તે મહેરબાની રાહે જણાવીશ." પોતાના પિતાનાં આ વચન સુણી શાહજાદો વિચારમાં પડી ગયો. તેના મનમાં પોતાના પિતા વિષે તેમજ પોતાના વિસ્તિર્ણ રાજ્ય વિષે અનેક તરંગો થવા લાગ્યા. છેવટે તેણે પોતાના મન વિષે નક્કી ઠરાવ કરી જણાવ્યું કે 'ઓ નામદાર પિતા આપનું કહેવું વ્યાજબી છે. હું મશરના નામદાર સુલતાન સાથે વચને બંધાયો છું માટે હાલતો મને જવાની રજા આપશો. ત્યાં ગયા બાદ હું તે સુલતાનની સલાહ લઈ નીચે પ્રમાણે બંદોબસ્ત કરવા ધારૂં છું. રાણી રોશનઆરાના પુત્ર સમશેર બહાદુરને મશરની ગાદીનો વારસ નીમવો, અને રાણી નુરમહાલના પુત્ર જંગબહાદુરને ચીનના શહેનશાહનો વારસ નીમવો, આ બંને બાળકો પાકી ઉમ્મરના થાય ત્યાં સુધી મશરના ટાપુ ખાતે આપણા વજીરપુત્ર અકબરખાનને અને ચીનમાં તેના ચતુર વજીર તાનસેનને હસ્તક સઘળો રાજ્ય વહિવટ રાખવો. મારે આ રાજ્યના વારસ તરીકે અહીંજ રહેવું. પ્રસંગોપાત ખાસ જરૂરી કામે દરેક ઠેકાણે ખબર કાઢતો રહીશ, આ બાબતમાં આપનો યોગ્ય અભિપ્રાય બેશક જણાવશો." શહેનશાહે ઘણીજ ખુશી સાથે જણાવ્યું કે "તારો આ વીચાર ઘણોજ ઉત્તમ છે. જા, હવે તને હું ખુશીથી રજા આપું છું. પરંતુ મશરના સુલતાનને સમજાવી ઉપર પ્રમાણે બંદોબસ્ત કરી તાકીદે પાછો આવજે, તારાં વૃદ્ધ માતાપિતાને તેમજ તારા વિસ્તર્ણ રાજ્યને ભૂલી જતો ના."

શાહજાદાને રજા મલવાથી તેણે સઘળી જાતની તૈયારીઓ કરી અને બીજે દિવસે મુકામ ઉપાડયો. બંને રાણીઓ, અકબરખાન તથા બંને પુત્રો વગેરે તમામ સાથ શહેર બહાર નિકળ્યો. બંને રાણીઓ, ઘણીજ પ્યારથી પોતાની વૃદ્ધ સાસુને મળી. શાહજાદો પણ પોતાના પિતામાતાને અતિશય પ્રેમથી ભેટયો. વૃદ્ધ માત પિતાની આંખમાં આંસુઓ આવી ગયાં. શાહજાદા તથા રાણીઓની સ્થિતિ પણ લગભગ તેવીજ થઇ. તેઓએ પોતાના દિલને કઠણ કરી ચાલવા માંડયું. વૃધ્ધ માતા પિતા પણ શાહજાદાના સાથને અદૃશ્ય થયેલો જોઇ પાછાં વળ્યાં.

શાહજાદાનો રસાલો કેટલેક દહાડે ખુશીની સાથે મશરના ટાપુ ખાતે આવી પહોંચ્યો. નવાસુલતાનનો રસાલો આવી પહોંચ્યાની ખબર પડતાં જ તમામ લોકો મોટા દબદબાથી સામા ગયા, સુલતાન અલીરૂદ્દીન અનહદ પ્રેમથી સુલતાન મહમદને મળ્યો. ત્યારબાદ સર્વે અમીર ઉમરાવ વગેરેનો ઘટતો આદરસત્કાર કરી સર્વે શહેરમાં આવ્યા.

કેટલાક દિવસો આનંદમાં ગુજારી એક સારી તકનો લાભ લઇ અલીરૂદ્દીને પોતાનો વિચાર સુલતાન મહમદને જણાવ્યો, અને તે એવી તો અસરકારક રીતે સુચવ્યો કે શાહજાદાના વિચારને નામદાર સુલતાને માન આપી સ્વીકાર્યો. પછી તે પ્રમાણે બંદોબસ્ત કરી રોશનઆરાના બેટા સમશેરબહાદુરને ત્યાં મુકી બંને રાણીઓ સાથે પોતે ઇરાન જવા નીકળ્યો. શાહજાદાના તેમજ રોશનઆરાના વિયોગથી સુલતાન મહમદને ઘણીજ લાગણી થઇ. પરંતુ બીજો ઇલાજ ન હતો. બાળક પુત્ર સમશેરબહાદુરને મૂકીને જતાં શાહજાદા તથા રાણી રોશનઆરાની આંખોમાં પ્રેમપ્રવાહ ચાલી નીકળ્યો. છેવટે ધૈર્યધરી સર્વે છૂટાં પડયાં તેઓનો રસાલો કેટલેક દિવસે ઇરાન આવી પહોંચ્યો. ત્યારપછી રાણી નુરમહાલનો બેટો સાતેક વરસનો થયો. ત્યાં સુધી ઇરાનમાં પોતાની પાસે રાખી છેવટે ચીન મોકલાવી દીધો. આ પ્રમાણે શાહજાદા અલીરૂદ્દીને ત્રણે રાજ્યના વારસો નક્કી કરી ત્રણે રાજ્ય આબાદ રાખ્યાં. સમશેરબહાદુર તથા જંગબહાદુર પણ પાકી ઉમરે આવતાં પોતાના પિતાના જેવાજ ચાલાક નીકળ્યા. તેમણે પોતપોતાનાં રાજ્ય ઘણીજ સારી રીતે ચલાવ્યાં.

ઉપર મુજબ વાર્તા પુરી થતાં શહેરાજાદી બોલી કે " મારી ખાત્રી છે મારી આ વાર્તા પણ પ્રથમની વાર્તાઓની માફક નામદાર સુલતાન તથા મારી વહાલી બહેનને પસંદ પડી હશે. જો નામદાર સુલતાન હજુ પણ મને જીંદગી બક્ષવાની કૃપા કરે તો હું આ કરતાં પણ અધિક સારી વાર્તા કહી સંભળાવીશ. સુલતાન શહરીઆરે મંજુરી આપ્યાથી પોતાની વાર્તા નીચે મુજબ શરૂ કરી.

# બુખારાના શાહજાદા અબદુલહુસેન તથા અલ્લીહુસેનનીવાર્તા.

એશિઆના મધ્ય ભાગમાં તાતાર નામે વિશાળ પ્રદેશ છે. તે પ્રદેશ પ્રથમ તુર્કસ્તાનને નામે મશહુર હતો. પ્રાચીનકાળમાં ત્યાં એક જબરજસ્ત રાજ્ય હતું ત્યાંના સુલતાનો લગભગ અર્ધા ખંડપર સર્વોપરી સત્તા ભોગવતા હતા. તેની રાજધાનીનું શહેર બુખારા હતું. આ શહેર ઘણુંજ વિશાળ તથા પૈસેટકે આબાદ હતું. વળી મુસલમાની વિદ્યાને માટે તો બેહદ પ્રખ્યાત હતું. ત્યાંથી મદ્રેસાઓમાં હજારો છોકરાઓ ભણતા હતા. મહા સમર્થ કાજી તથા મોલવી સાહેબોની દેખરેખ નીચે આ મદ્રેસાઓ ચાલતી હતી. દેશ પરદેશથી હજારો છોકરા ભણવા માટે આવતા હતા. આવા ભવ્ય શહેરમાં સુલતાન પીરમહમદ રાજ્ય કરતો હતો આ સુલતાન મોટો વિદ્વાન, બહાદુર. ન્યાયી અને ઉદાર દિલનો હોવાથી તેની તમામ પ્રજાનો તેનાપર અતિશય પ્રેમ હતો. આ નામદાર સુલતાનને ઘણી બેગમો હતી પરંતુ તેમાંની બે બેગમો ઘણીજ ખુબસુરત હોવાથી સુલતાનનો તેમનાપર બેહદ પ્યાર હતો. આ બંને બેગમો વચ્ચે પણ સારો રામ હતો. તેઓ એકબીજાને ઘણી ચહાતી. આ બે બેગમો પૈકી એકનું નામ ચાંદમહાલબેગમ હતું. અને બીજી હમીદાબેગમને નામે મશહુર હતી.

આ બંને બેગમોએ બમે દિવસને આંતરે એકેકા પુત્રનો જન્મ આપ્યો. ચાંદમહાલબેગમના પુત્રનું નામ અબદુલહુસેમ તથા હમીદાબેગમના પુત્રનું નામ અલ્લીહુસેન રાખવામાં આવ્યું બંને ફરજંદો ઘણાજ ખુબસુરત હતા, વળી તેમના ચહેરા એટલાતો મળતા હતા કે ઓળખવાનાં પણ મુશીબત પડે. બંને બેગમો એકબીજાના પુત્રપર પોતાના પુત્ર કરતાં પણ વધારે પ્યાર રાખતી હતી.

સુખી સુલતાન પોતાને મોટો ભાગ્યશાળી માનવા લાગ્યો પોતાના આખા રાજ્યમાં સર્વે સ્થળે આનંદ આનંદ થઇ રહે તે માટે કેદખાનાના કેદીઓને છોડી દીધા, ગરીબગરબાંને બહોળા હાથે દાન આપ્યાં. ફકીર મોલવી વગેરેને સંતોષ્યા, અને તે સિવાય બીજાં હજારો લોકપયોગી કામ કર્યાં. તેથી તેના આખા રાજ્યમાં તેની નામના થઈ. સર્વે પ્રજા સુલતાનને બેહદ દુવા દેવા લાગી.

બને શાહજાદા પાંચેક વરસના થયા ત્યારે તેમને એક બાહોશ શિક્ષકના હાથ નીચે મૂક્યા. તેઓ જાતે ઘણાક ચાલાક. ઉદ્યોગી, ને ખંતીલા હોવાથી ભણવામાં ઘણાજ સારા નીવડયા. વીશેક વરસની ઉમર થતાં તો તેઓ મોટા રાજ્યપ્રીય પુરુષ નીવડયા, સુલતાન પોતાના વિશાળ રાજ્યમાં ફરવા જતો ત્યારે આ શાહજાદાઓને વારાફરતી રાજ્યતંત્રી તરીકે નીમતો તેઓ બંને જણ સુલતાનની ગેરહાજરીમાં એવો તો સારો કારોબાર ચલાવતા કે સર્વે પ્રજા તથા અમીર ઉમરાવો તેમનાપર ફીદા ફીદા રહેતા.

આવા રત્ન જેવા શાહજાદાઓને જોઇ સુલતાન ખુશ ખુશ રહેતો. અને પોતાને મોટો ભાગ્યશાળી ગણતો. વળી તે બંને ભાઇઓ વચ્ચે અનહદ પ્રેમ હતો. બંને ભાઇઓ નાનપણથીજ સાથે ભેગા રહેતા, ભેગા જમતા, ભેગા ભણતા, અને ભેગા રમતા હતા. તેઓ એક ઘડી પણ એકબીજાથી જુદા પડવા ચહાતા નહિ તેમનો પોશાક પણ એકજ જાતનો રાખતા હતા તેમના ઘોડા પણ એકજ વર્ણના અને સરખાં ઉંચાઇના રાખતા હતા. ટુંકામાં કહેવાની મતલબ એટલીજ છે કે આ બંને શાહજાદાઓ ઘણાજ મળતા હોવાથી તેમનાં નજીકનાં સગાં પણ તેમને ઓળખતાં ગભરાઇ જતાં.

આવા ઉત્તમ ગુણવાળા તથા ઘણાજ સ્વરૂપવાન શાહજાદાઓ તરફ સ્વાભાવિક રીતેજ હરકોઇને પ્રેમ થતો હતો. તેમના શત્રુઓની આંખો પણ તેમની તરફ પ્રેમભરી દ્રષ્ટીથી બળાત્કારે જોઇ જતી હતી.

આવા સુંદર શાહજાદાઓપર તેમની માતાઓનો અનહદ પ્યાર હોય તેમાં શી નવાઇ ! આ પ્યાર દિવસે દિવસે વધતો ગયો. વળી નસીબ સજોગ એવું બન્યું કે બેગમ ચાંદમહાલના પુત્રપર હમીદાબેગમનો પ્યાર બેહદ થયો અને હમીદાબેગમના પુત્રપર ચાંદમહાલનો પ્રેમ હદપર વધી ગયો. જ્યાં સુધી બંને શાહજાદાઓ બાળક હતા ત્યાં સુધી તો આ પ્યાર ઘણોજ લાભકારી નિવડયો પરંતુ હવે તો કુંવરો જુવાનીમાં આવવાથી આ પ્યારને તે બેગમોએ આંધળો પ્યાર બનાવવા ઇચ્છયું. જે માતા પુત્રનો પ્રેમ હતો તે ટાળી દઇ પતિપત્નિના પ્રેમની લાલસા રાખી. આવી દુષ્ટ લાલસા નિર્દોષ શાહજાદાઓના લક્ષમા ઉતરી શકી નહિ બંને બેગમોએ પોતાના આ દુષ્ટ નિર્લજ પ્યારને દાબવા માટે ઘણી ઘણી કોશીશ કરી પણ શાહજાદાઓની ખુબસુરતી આગળ તે બરબાદ ગઇ.

તે બને કમબખ્ત બેગમોએ પોતપોતાનો ભરમ એકબીજાને કહ્યો નહિ, કેમકે તેમ કરવાની તેમની છાતી ચાલી શકી નહિ વળી તેઓ શાહજાદાઓને મોઢે ચઢીને પોતાની દુષ્ટ માગણી કરી શકી નહિ. તેથી તે દરેકે શાહજાદાપર કાગળ લખી પોતાનો વિચાર જણાવવા પોતપોતાના દિલમાં નક્કી કર્યું. પોતાનો આ ઠગવ અમલમાં મુકવાને તેઓએ શિકારનો દિવસ નક્કી કર્યો.

સુલતાન પીરમહંમદ વરસમાં ઘણી વખત શિકારે જતો હતો, કારણકે તેને શિકારનો ઘણો શોખ હતો, કેટલાંક વખતનો તે અઠવાડીઆં સુધી જંગલમાંજ ફર્યા કરતો આ વખતે પણ હમેશની માફક પોતાનો શાહજાદાઓને વારા ફરતી રાજ્યકારો ચલાવવા ભલામણ કરી શિકારે ગયો.

શાહના ગયા પછી ચાંદમહાલ બેગમના શાહજાદા અબદુલહુસેને દરબાર ભરી તમામ રાજ્યદ્વારી કામકાજમાં તથા પ્રજાનાં ફરીઆદો મુકવામાં આખો દિવશ ગુજાર્યો પછી દરબાર બરખાસ્ત કરી પોતે પોતાના મહેલમાં આવવા નીકળ્યો. રસ્તામાં એક ગુલામ તેને ઘણીજ નમનતાઇથી સલામ કરી એક બંધ કરેલો કાગળ આપ્યો શાહજાદાએ તરતજ ઉખેડીને તેમાંની બીના વાંચી કાગળ પુરો થતાંજ તેનાં નેત્ર લાલચોળ થઈ ગયાં. તેણે ગુસ્સાથી પોતાની સમશેર ખેંચી પેલા ગુલામનું શિર ઉડાવી નાખ્યું. પછી તુરતજ ગુસ્સા ભરી આંખે પોતાની માતા ચાંદમહાલ પાસે ગયો. અને ક્રોધમાંને ક્રોધમાં ઘણાજ અફસોસ સાથે પેલા પત્રની બીના ટુંકામાં જણાવી. બેગમે પોતાના પુત્રને ઘણાજ તિરસ્કારથી ધિક્કારી કાઢતાં જણાવ્યું કે " હું સમજુ છું કે તું શું કહેવા માગે છે, પણ હું સારી પેઠે સમજું છું કે તારૂં કહેવું

તદ્દન જુઠું અને બનાવટી છે. જે બાનુ વિષે તું કહે છે તે ઘણીજ પવિત્ર અને ડાહી છે. તેથી તારા કહેવા પર બિલકુલ ભરોસો રહેતો નથી. જા દુષ્ટ જા, મને તારૂં મોઢું બતાવતો નહિ." શાહજાદાએ પેલો પત્ર તેને બતાવ્યો ને વાંચવા જણાવ્યું. પરંતુ બુખારાના સુલતાનની માનીતી બેગમે તે પત્રને ફેંકી દેતાં જણાવ્યું કે "અહીંથી ચાલ્યો જા. નહિતો તારૂં શિર ઉડાવી નાખીશ. તારૂં પત્ર પણ બનાવટીજ છે." આખરે શાહજાદો પેલો પત્ર લઇ ત્યાંથી ચાલી નીકળ્યો.

હવે બેગમ ચાંદમહાલના મનમાં નક્કી થયું કે "હમીદાના પ્યારને જેવી રીતે મારા પુત્રે ધિક્કારી કાઢયો છે તેવીજ રીતે મારા પ્યારને શાહજાદો અલીહુસેન પણ ધિક્કારી કાઢશે. માટે મારો લખેલો પત્ર મારી વિશ્વાસુ દાસી તુરબીબી પાસેથી લઇ લેવો જોઇએ. નહિતો તેના જેવીજ મારી સ્થિતિ થશે. એમ વિચારી તેણે પેલી દાસીને બોલાવી લાવવા માટે પોતાની બીજી દાસીને તાકીદ આપી. થોડીવારમાં તો દાસીએ શોકાતુર ચહેરે આવી જણાવ્યું કે "મારાં બેગમ સાહેબ ! અફસોસ ! બિચારી તુરબીબીને તો શાહજાદા અલીહુસેને કંઇક કારણસર મારી નાખી છે. તપાસ કરતાં કંઈ બરાબર માલમ પડયું નહિ. ફક્ત એટલું જણાયું કે તે તુરબીબી કોઇનો બીડેલો પત્ર લઇ આવી હતી અને તે પત્ર અલીહુસેનના હાથમાં આપતાં તેણે તે વાંચી જોયો. વાંચતાંજ તેનો મિજાજ ગરમ થઇ ગયો અને તેથી પોતાની તલવારથી તે ભલી દાસીનું માથું કાપી નાખ્યું છે." આ સમાચાર મળતાંજ ચાંદમહાલબેગમને ઘણીજ લાગણી થઇ. તેથી તરતજ ત્યાંથી ઉઠીને હમીદાબેગમને મહેલે ગઇ. આ વખતે હમીદાબેગમ અત્યંત શોકસાગરમાં ડુબી ગઇ હતી, પરંતુ ચાંદમહાલને જોઇ કંઇક ધીરજ પકડી. બન્ને બેગમો એકજ આસને બેઠી પછી ચાંદમહાલે જણાવ્યું કે "મારી વહાલી બહેન ! આપણા પર બંને શાહજાદાઓએ ઘણોજ તિરસ્કાર બતાવ્યો છે. હવે આપણી આબરૂ જવામાં બાકી નથી રહી. જો કદાચ સુલતાન આ વાત જાણશે તો નક્કી આપણાં માથાં ઉડાવી દેશે. હવે શું કરવું ?" હમીદાએ કહ્યું કે "જો બહેન આપણે બંને એક થઇએ તો શાહજાદાઓ જખ મારશે. આપણે સ્ત્રી ચરિત્ર કરીશું. અને તે બંને શાહજાદાઓના પર આપણી લાજ લેવાનાં તહોમત મૂકીશું. તું મારા પુત્ર પર અને હું તારા પુત્ર પર તહોમત મૂકીશ. આપણી ખાસ દાસીઓને નો પૈસા આપી ફોડી નાખીશું. એટલે આપણી ધારણા તરતજ બર આવશે. સુલતાન તો આપણા પ્રેમમાં ગાંડો થઇ ગયો છે. કેમ મારો વિચાર ઠીક છે કે નહિ ? ચાંદમહાલે જણાવ્યું કે "તારૂં કહેવું ખરૂં છે. તે સિવાય આપણો બીજો ઉપાય નથી. કદાચ તેથી શાહજાદાઓના જાન જશે; પરંતુ તેમના જીવ કરતાં આપણા પોતાના જીવની વધારે કિંમત છે. માટે તારૂં કહેવું મારે કબુલ છે. આ પ્રમાણે નક્કી કરી ચાંદમહાલ બેગમ પોતાના મુકામ પાછી આવી.

પેલા બંને શાહજાદાઓ સાંજે ભેગા થયા. બંનેનાં મોઢાં છેક ઉતરી ગએલાં જણાતાં હતાં. બંને ભાઇઓએ એકમેકની સ્થિતિ વિષે પુછયું અને બંને જણે પોતપોતાના પત્રો બતાવ્યા. તે બંને જણે અરસપરસ વાંચી લેઇ પાછા આપી દીધા. બંનેને પોતપોતાની માતાઓની દુષ્ટ લાલસાઓ માટે અત્યંત દિલગીરી થઇ. ખુદાની ગતિ ન્યારીજ છે.

બીજે દિવસ શાહ પાછો આવવાનો હતો તેથી તે બંને બેગમોએ પોતાના ઠરાવ મુજબ રડાકુટ કરવા માંડી તેમજ પોતાના માથાના વાળ પીખવા લાગી. સુલતાન આવતાંવારજ પોતાની માનીતી બેગમોને મહેલે ગયો. તો તેમની ઘણીજ દુઃખદ સ્થિતિ જોઇ. તેથી આમ કરવાનું કારણ પુછવા લાગ્યો.

આ પૂછપરછનો જવાબ તે બંને રાણીઓએ વાળ્યોજ નહિ. પરંતુ વધારે વધારે ડસકાં ભરી રડવા લાગી. છેલ્લે સુલતાને તેઓને ઘણી ઘણી રીતે સમજાવી પટાવી આજીજી કરી ત્યારે બેગમ હમીદા ડસકાં ખાતા ખાતાં બોલવા લાગી. "ઓ અમારા શિરતાજ ! અમારી દુઃખદ અને નિર્લજ કહાણી કહેવા અગાઉ અમારે અમારાં મોઢાં કાળાં કરવાં જોઇએ, અને સદાને માટે દુનીઆનો ત્યાગ કરવો જોઇએ. શાહજાદા અબદુલહુસેને મને અને અલીહુસેને ચાંદમહાલને એવું તો અપમાન આપ્યું છે કે તે અપમાન આપની આગળ કહેતા પહેલાંજ અમારી જીભ કપાઇ જાય તો અમે વધારે સંતોષ

પામીએ. તેઓની ચાલચલગતથી અમને પોતાનેજ નહિ પરંતુ આપણા પાદશાહી ખાનદાનને કલંકિત થવું પડયું છે. તેઓએ અમને ઘણીજ બેઅદબી રીતે પજવી છે. અને અમારી પાક મહોબતને ભ્રષ્ટ કરી છે, આવી દુષ્ટ હિંમત પણ આપની ગેરહાજરીનો લાભ લઇને કરી છે, અને તેથી અમે અરજ કરીએ છીએ કે હવે આ બાબત વધારે સવાલો પૂછી અમારાં બળતાં અંતઃકરણને બાળી દેશો નહિ. અમારી હાલત પરથીજ તમો સમજી જશો કે શાહજાદાઓએ અમારૂં કેવી જાતનું અપમાન કર્યું છે. શાહજાદાઓ પર અતિશય પ્રેમ બતાવ્યાનું આવું દુષ્ટ ફળ આવ્યું છે." આટલું બોલી તે બેગમ પાછી ભોંય પડી આક્રંદ કરવા લાગી.

સુલતાન પીરમહંમદ આ બીના સાંભળી અત્યંત ક્રોધાયમાન થઇ ગયો. તેની આંખો ખુનસથી ભરાઇ ગઇ તેના આખા શરીરે અને રોમે રોમ ભયંકર ક્રોધ વ્યાપી ગયો. તેનું આખું શરીર ક્રોધથી ધ્રુજવા લાગ્યું. પોતાને મહેલેથી મહામુશીબતે તે દરબારમાં આવી શકયો. તેનો દેખાવ જોઇનેજ તમામ દરબારી માણસો સમજી ગયા કે આજે સુલતાન કંઇ પણ ભારે નવાજુની કરનાર છે. તખ્તપર પગ મૂકતાંની સાથેજ શાહજાદાઓને બોલાવી મંગાવવા તાકીદ આપી બંને શાહજાદાઓ ફરમાન મુજબ સુલતાન આગળ આવી ઘણીજ નમનતાઇથી સલામ કરી ઉભા રહ્યા. સુલતાને તેઓને કંઇ પણ પૂછ્યા સિવાય પાસે ઉભેલા શેરખાં નામના વિશ્વાસુ અમીરને ફરમાવ્યું કે આ દુષ્ટ ચંડાળોને હાલને હાલ કતલ કરી તેમના લોહીથી તેમનાં લુગડાં ખરડી લાવ આખી સભા વિસ્મય થઇ ગઇ પરંતુ આવા ક્રોધાયમાન સુલતાનને એક અક્ષર પણ કહેવાની કોઇ પણ માણસ હિંમત કરી શકયું નહિ. અને ખરેખર તેમજ હતું. જો કદાચ કોઇ પણ વજીર અગર સેનાપતિ કે ઉમરાવ તેના ફરમાનની વચ્ચે એક પણ શબ્દ ઉચ્ચારે તો તેની પણ એજ દશા આવે.

બિચારો શેરખાં સુલતાનના હુકમને માન આપી બંને શાહજાદાઓને સાથે લઈ જંગલમાં ગયો. આ જંગલ સહેરથી ઘણુંજ દૂર હતું. અને ઝાડી ઝાંખરાંથી ભરપુર હતું. વળી ત્યાં વાંઘાં કોતર પણ પુષ્કળ હતાં. અને આવા જંગલમાં રાની પશુઓ પણ હોય તેમાં કંઇ નવાઇ જેવું નથી.

આવા વિકટ જંગલમાં શાહજાદાને લાવીને પોતે બોલ્યો કે " ઓ પ્યારા ખુબસુરત શાહજાદાઓ ! આ હુકમ ખરેખર ઘાતકી છે. મારા જીવતરને પણ ધિક્કાર છે કે તમારા જેવાં ખુબસુરત કુમળાં સુખકર ફુલોનો નાશ કરવા માટે તૈયાર થયો છું. એક પાપી પેટને વાસ્તે આવું નીચ કૃત્ય કે જે કૃત્ય ચંડાળ લોકો પણ કરતા નથી તે મારે કરવું પડે છે. હું મારા નમીબને હજારો હજારો ઠેદુવા આપું છું " તેમ કહી ઘણોજ દિલગીર થઇ ગયો. શાહજાદાઓએ તેને જણાવ્યું કે " અરે ભલા માણસ ! તું તારી ફરજ બજાવ. કારણ કે નિમકહલાલ નોકરનો મુખ્ય ધર્મ એજ છે કે પોતાના ધણીના હુકમને માન આપવું; પછી તે હુકમ કેવો છે ? તે તેણે જોવાનું નથી. અમને સારી રીતે ખબર છે કે અમારાં મોતનું કારણ તું પોતે નથી; અમો તને સાફ દિલથી માફ કરીએ છીએ." પછી તે બંને ભાઇ એકમેકને ઘણાજ પ્યારથી ભેટયા પણ છુટા પડતાં તેમને એટલું તો દુઃખ લાગ્યું કે તે વખતની તેઓની હાલત જોઇને વજ્ર જેવા માણસનું અંતઃકરણ પણ પિગળ્યા વગર રહે નહિ. શાહજાદો અબદુલહુસેન પહેલો મરવાને તૈયાર થયો. તે બોલ્યો, " પહેલો મને માર, કારણ કે મારા ભાઇનું મરણ હું જોવા માગતો નથી." આ દરખાસ્ત અલીહુસેનને પસંદ પડી નહિ અને તેથી તે પહેલો મરવાને તૈયાર થયો. આ વખતનો દેખાવ છાતી ફાડનારો હતો. તે બંને ભાઈઓ આંખમાં આંસુ લાવી શેરખાંને આગ્રહપૂર્વક અરજ કરતા હતા કે " મને મારા ભાઇના પહેલાં માર. "

આ અજાયબ જેવી માગણીનું છેવટ એ આવ્યું કે તેઓએ શેરખાંને અરજ કરી કે " અમોને સાથે બાંધ. અને એવી ચતુરાઇથી તારી સમશેરને વાપર કે અમારા બંનેનો જાન એકી વખતે નેક-ખુદાની હજુરમાં જાય; જેથી અમે અકેકના મોત જોવા પામીએ નહિ. અમારી આ અરજ તું મહેરબાની રાહે સ્વીકારીશ, એવી અમને આશા છે. અમારે આટલો બધો આગ્રહ કરવાનું કારણ એ છે કે અમે બંને ભાઇ એ નાનપણથીજ સાથે ઉછરેલા છીએ, સાથે કેળવણી લીધી છે. અને ટુંકામાં દરેક કામ પણ

એકજ મતથી કરીએ છીએ માટે અમારૂં મોત પણ એકજ વખતે અને સાથે જ થાય તો જ અમે સંતોષ પામીએ." હા! કેવો અજાયબ પ્યાર? જુદી જુદી માતાઓને પેટે જન્મેલા સાવકા ભાઈઓ વચ્ચે કેવો મમતા ભરેલો પ્યાર! ખરે! પ્યાર આંધળો છે? આ ઉપરથી શેરખાંએ તેઓની મ-રજી પ્રમાણે કરવાને કબુલ કીધું. તેણે તેઓને એવી રીતે સાથે બાંધ્યા કે એકજ ઝટકે તેઓનાં ડોકાં સાથે જ જમીનપર પડે. પછી તેઓને પૂછ્યું કે "તમારે કંઈ કહેવું છે?" શાહજાદાઓએ જવાબ આપ્યો કે "અમારે ફક્ત એટલુંજ કહેવું છે કે "તારે સુલતાનને જણાવવું કે અમો તદ્દન બિન ગુનેગાર છીએ, પણ અમારા ખુનનો વાંક અમો તેના શિરપર મૂકતા નથી. અમને બરાબર ખબર છે કે અમારાં ખુન માટે તેણે જે સબબથી હુકમ ફરમાવ્યો છે તેમાં તે પુરતો ઠગાયો છે અને જે નિર્લજ ગુનાહનો વાંક અમારા પર મૂકવામાં આવ્યો છે તેથી અમે તદ્દન બેગુનાહ છીએ." શેરખાંએ તેમના આ શબ્દો કહેવાને કબુલાત આપી, પછી અતિ ઘણી નાખુશી સાથે પોતાની તલવાર મ્યાનમાંથી ખેંચી કે પોતાની કમકમાટ ભરી ફરજ બજાવે. પણ તેનો તેજી ઘોડો તલવારના ચમકારથી ચોંકયો અને લગામ તોડી નાઠો.

હવે આ ઘોડો ઘણો કીમતી હતો. વળી તેના પરનો સામાન પણ હીરામોતીથી જડેલો હતો; તેથી શાહજાદાઓને પડતા મૂકી શેરખાં ઘોડાને પકડવા દોડયો. ઘોડાના પગના અવાજથી બોખારાની ગુફામાંથી એક સિંહ જાગી ઉઠયો. અને બહાર ધસી આવ્યો. ઘોડો ઘણો તેજી હોવાથી દૂર જતો રહ્યો હતો અને શેરખાંની લગોલગ આ સિંહ આવી પહોંચ્યો પેલા બે ભાઈઓ કે જે શેરખાંના ઘોડાને પકડવા માટે પોતાનું બંધન છોડી છૂટા થયા હતા, તે પણ સિંહની લગોલગ આવી પહોંચ્યા હતા. આ બંને ભાઈઓ ઘણાજ હીંમતવાન તથા બહાદુર હતા. તેઓ બિલકુલ ગભરાયા નહિ શેરખાંની પાછળ જ સિંહ હતો અને તેની પાછળ શાહજાદા હતા. સિંહે મોટા ગરજના કરી શેરખાં પર તરાપ મારી તેવો જ અલીહુસેને તેની પૂછડી ઝાલી એટલા તો જોરથી ખેંચ્યો કે તે સત્તાપાટ જમીનપર પડયો અબદુલહુસેને તેજ વેળા શેરખાંની પાસથી તરવાર ઝુંટાવી લઇ એક એવો ઘા માર્યો કે તે સિંહના બે કકડા થઈ ગયા. આ બધું એક પલકમાં વિજળીની ઝડપે થઇ ગયું. બિચારો શેરખાં કે જેના હોશકોશ ઉડી ગયા હતા તે આ બનાવ જોઈ તદ્દન આભોજ બની ગયો. તેના મનમાં તો ફરીને નવો અવતાર પામ્યા જેવો આનંદ થયો ને શાહજાદાઓનો તેણે ઘણોજ ઉપકાર માન્યો. પેલા શાહજાદાઓએ કહ્યું કે "અરે ભલા માણસ અમે કંઈ પણ વિશેષ કર્યું નથી. માણસ માત્રની ફરજ છે કે કોઇનો પણ જાન બચતો હોય તો પોતાનો જાન જોખમમાં નાખવો. હવે તું તારી ફરજ નિરાંતે બજાવ." શેરખાં ઘણીજ આજીજી સાથે બોલ્યો કે "મારા જીવતદાન શાહજાદાઓ, હવે હું તમારો જાન કયે પ્રકારે લઉં? ગુણના ઉપર અવગુણ કરનાર બેકદર માણસનો ખુદાને ત્યાં શો હવાલ થાય? આ દુનીઆમાં મારા કાળા મોંને કયાં સંતાડું? તેનો વિચાર કરો? મારાથી આવું અધમમાં અધમ કૃત્ય કદી થશે નહિ. રાનમાં રહેનાર સિંહ અને વાઘ જેવાં હિંસારી પશુઓ પણ પોતાનાપર ઉપકાર કરનારનો બદલો વાળી આપે છે? હું તો એક મનુષ્ય છું, ને વળી આપ જેવા શાણા શાહજાદાઓની હજુરમાં રાત દિવસ રહું છું તો પછી મારાથી તો તે કામ કેમજ બને?" શાહજાદાઓએ તેને પોતાની ફરજ બજાવવા ઘણી ઘણી રીતે સમજાવ્યો. પરંતુ આવું અધમ કામ કરી પોતાના પ્રાણદાતાના લોહીમાં પોતાના હાથ તેણે ખરડયા નહિ. ઉલટું તેણે સુચવ્યું કે "અરે ચતુર અને નેકી શાહજાદાઓ તમે મને મહેરબાની રાહે તમારો પોશાક ઉતારી આપો, અને મારો પોશાક તમે બંને જણા ગમે તેમ કરી પહેરી લો. પછી તમે બંને જણા અહીંથી દૂર દેશ ચાલ્યા જાઓ, જેથી તમારા પિતાને તમારી હયાતી વિષે કશો શક આવે નહિ. તમે હુનરબાજ છો, તેથી ગમે ત્યાં મોટા રાજામાં સારી રીતે પોસાશો." ઘણી રગઝક ચાલ્યા પછી શાહજાદાઓએ શેરખાંની માગણી સ્વીકારી, પોતાનો પોશાક ઉતારી આપ્યો. શેરખાંએ પોતાના પોશાકમાંથી બની શકે તેટલાં કપડાં તેમને આપ્યાં. ત્યાર પછી પેલા સિંહના લોહીમાં તેઓના પોશાક ખરડયાં. પછી ઘોડો કે જે સિંહની ગરજના સાંભળતાંજ સ્થિર થઇ ગયો. તેની સઘળી તેજી નાશી ગઇ હતી, તેને પકડી આણ્યો. આ વખતે છેક અંધારૂં થઇ ગયું હતું તેથી શેરખાં પોતાના

થર તરફ પાછો વળ્યો. તેણે પાછા વળતી વખત પેલા બંને શાહજાદાઓના પગ ચુમ્યા ને ઘણો ઘણો ઉપકાર માન્યો. વળી પોતાની પાસે જે કંઇ પૈસા હતા, તે પણ આપી દીધા.

શેરખાં પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ શાહજાદાઓની રજા લઇ ચાલી નીકળ્યો. તે રાતના અગીઆરેક વાગતે શહેરમાં આવી પહોંચ્યો. પોતાને ઘેર જઇ પોશાક બદલી તરત સુલતાનના મહેલે ગયો. આ વખત સુલતાનનો ક્રોધ કંઇક નરમ પડયો હતો. એક તરફ શાહજાદાઓ તરફનો પ્રેમ તેમજ બીજી બાજુએ તેમની નિર્લજ ચાલચલગત વારા ફરતી યાદ આવ્યા કરતાં હતાં. શેરખાંને જોતાંજ સુલતાને પૂછ્યું કે "મારો હુકમ તેં નિમકહલાલીથી બજાવ્યો ?" આ સાંભળી પેલા લોહીથી ખરડેલા પોશાક દેખાડી બોલ્યો કે "નામદાર શાહ ! આ જુઓ ! મારી નિમકહલાલીનો પુરાવો ?" "તે જોઇ સુલતાન બોલ્યો કે "મારા હુકમ મુજબ તેં તેઓનો જાન લીધો ત્યારે તેઓએ કેવી ચાલ ચલાવી હતી ? તે વિષે મને વાકેફ કર ?" શેરખાંએ જવાબ આપ્યો કે "ઓ શાહ ! તેઓ ઘણીજ નમનતાઇથી નામદારના હુકમને તાબે થયા. અને જેવો ખુદાનો હુકમ તેવોજ નામદારનો હુકમ માની પોતાના નસીબને શરણે થયા." છેલ્લે તેમણે કહેલા શબ્દો પણ શેરખાંએ કહી જણાવ્યા. આ શબ્દો સાંભળતાંજ સુલતાનના દિલપર કંઇક અસર થઇ. તેણે તેમનો પોશાક તપાસ્યો તો બંનેના ગજવામાંથી પેલા પત્ર નીકળ્યા. આ બંને પત્રો સુલતાને વાંચી જોયા. સુલતાને તે પત્રોના અક્ષર પારખ્યા. વળી તેમાંના એક પત્રમાં વાળનો ઝુમખો મૂકેલો હતો તે ઉપરથી પણ તે કોનું હતું તેની તો પુરેપુરી ખાતરી કીધી. આ ઉપરથી તેના દિલપર એવો તો ફટકો લાગ્યો કે તે બેશુદ્ધ થઇ જમીન પર પડી ગયો.

શાહને આવો સખત ફટકો કદી પણ લાગ્યો નહતો. તેને જે દુઃખ થયું તે ખરેખર અનિવાર્યજ હતું. બિચારા નિર્દોષી શાહજાદાઓનાં ખુન માટે તેને બેહદ લાગણી થઇ. જગતમાં દુષ્ટ રંડાઓ કેવાં નીચ કર્મ કરે છે તેનો એક નવીન અનુભવ થયો. અને આ બનાવે તેને આખી સ્ત્રી જાત ઉપર તિરસ્કાર કર્યો. શેરખાં તથા તેની પાસેનાં બીજા માણસોએ તેને પાણી છાંટી મહામુશીબને શુદ્ધિમાં આણ્યો શુદ્ધમાં આવતાંજ બોલ્યો કે "ઓ ઘાતકી અને જંગલી બાપ ? તેં આ શું કાળું કૃત્ય કર્યું ? તેં તારા પોતાના નેક બેટાઓનો નાશ પોતાના હાથેજ કીધો ? ઓ મારા બીન ગુનેગાર નેકબેટાઓ ! તમારી દાનાઇ, નમનતાઈ, ભલમનસાઈ અને હરેક રીતની તાબેદારીએ મારા ઘાતકી કામ સાથે શું તમારો બચાવ નહિ કીધો ? એ આંધળા અને ભુલાવેલા બાપ ! આ ધરતી તારાં આ ઘોર પાપ પછી તારો બાર ઝીલવાને રાજી થશે ? અરે આ સીતમ હું મારા પોતાના હાથે મારી ઉપર નથી લાવ્યો ? ખુદાવંતતાલાએ મારા પોતાના પાપની સજા ખરેખરી કીધી છે; હા ! ઓ નાપાક ઓરતો ! તમારાં પાપી લોહીથી હું હવે તમારા કાળા ઘોર ચહેરા કદી જોઇશ નહિ. અને તમારાં પાપની શિક્ષા તમારી કરણી મુજબ કુદરત તમને કરશે તેજ બસ છે. તમને મારી નજર આગળથી હમેશ સુધીની નાબુદ થયેલી ધારી હું તમને દૂર રાખીશ."

સુલતાન પીરમહમદે પોતાના ઠરાવ ઘણી સખ્ત રીતે અમલમાં મૂક્યો. તેણે તેજ વખતે હુકમ કીધો કે "તે બને ઓરતોને જુદા જુદા ઓરડામાં બંધ કરો અને તેઓના પર સખ્ત ચોકી પહેરા રાખો!" તે મુજબ તેઓને આખી જીંદગી સુધી કેદ રાખવામાં આવી પણ તે પછી કોઇ પણ વખતે સુલતાને તેમની મુલાકાત લીધી નહિ, એટલુંજ નહિ પરંતુ તેઓ મરે છે કે જીવેછે. તેની ખબર પણ કાઢી નહિ.

જ્યારે સુલતાન પીરમહમદ પોતાના બંને ખુબસુરત જુવાન બેટાઓનો પોતેજ નાશ કરતા થયો તેથી ઉપર મુજબ અફસોસ કરતો હતો ત્યારે પેલા બંને શાહજાદાઓ વગર આધારે જંગલમાં ભટકતા હતા. કોઇ પણ માણસની આ ઘાડા જંગલમાં અવરજવર નહતી. ફક્ત વિકાળ રાની પશુઓ અહીંતહીં ભટકતાં નજરે પડતાં. તે પશુઓથી બચી જવાને ઇરાદે તે બંને ભાઇઓ પોતાનો રસ્તો ઘણીજ કાળજીથી કાપતા હતા. રસ્તામાં ચાલતાં વનફળ તથા કંદમૂળ ખાઈ તથા ડુંગરો અને ખીણોમાંથી જે પાણી વહેતું તે પીને પોતાનો નિર્વાહ ચલાવતા હતા. રાત પડતી ત્યારે મુકામ કરતા, અને વારાફરતી એક બીજાની ચોકી કરતા.

આ પ્રમાણે એક માસ સુધી તેઓ તે જંગલમાં આગળ ચાલ્યા, ત્યારે છેવટે તેઓ એક ઘણાજ ઉંચા અને ઉભા પહાડ આગળ આવી પહોંચ્યા. તે પહાડ તમામ કાળા પત્થરનો હતો. તે ઉપર ચઢીને બીજી બાજુએ જવું એ ઘણુંજ મુશ્કેલ કામ હતું. છેલ્લે તે પહાડપર ચઢવાની એક પગથી તેઓની નજરે પડી પણ તે એટલીતો સાંકડી હતી કે તેઓની તે રસ્તે પહાડપર ચઢવાની છાતી ચાલી નહિ. પહાડપર ચઢવા માટે બીજો કોઇ વધારે સારો ને સહેલો રસ્તો શોધી કાઢવા માટે તેઓ તે પહાડની આસપાસ પાંચ દિવસ સુધી રખડયા, પણ તેઓની સઘળી મહેનત બરબાદ ગઇ. છેવટે તેઓએ પ્રથમ જે પગથી જોઈ હતી ત્યાંજ આવ્યા. આ રસ્તો તેઓને એટલો તો વિકટ લાગ્યો કે તે રસ્તે ઉપર ચઢવું કે નહિ તે માટે તેઓએ પોત પોતાના દિલમાં ઘણો વખત સુધી લાંબો વિચાર કીધો. છેવટે હિંમત ધરી તેજ રસ્તે ઉપર ચઢવાનો ઠરાવ કર્યો.

જેમ જેમ તેઓ તે રસ્તે આગળ વધવા લાગ્યા, તેમ તેમ તે વધારે મુશ્કેલ અને ઉભો નજરે આવવા લાગ્યો; તેથી એકથી વધુ વાર તેઓએ પાછા ફરવાનો ઠરાવ કીધો. જ્યારે તે બે ભાઈઓમાંથી એક થાકી જતો, ત્યારે બીજો તેને દિલાસો આપી ત્યાં થોભાવતો. અને જરા વિસામો લઈ વળી હિંમતથી ઉપર ચઢતા. કોઇવાર તો બંને જણા એટલા તો થાકી જતા કે હિમ્મત છોડી દઇ ત્યાંજ મરી જઇશું એવી રીતે વિચાર કરતા નાસિપાસ થઇ ત્યાંજ બેસતા હતા; પણ વળી જરા વિસામો લેતા કે તેઓના બાદશાહી જીગરમાં પાછી રાજ્યવંશી હિંમત આવતી, અને તેથી તેઓ આગળ ચાલવાની શક્તિ ધરાવતા હતા.

આ પ્રમાણે તેમણે ઘણી હિંમત અને ખંત રાખી, અને ઘણી મુસાફરી ખેંચી તોપણ તેઓને રાત પડી તોપણ ધારેલી ફતેહ મળી નહિ. રાત વધવા લાગી અને શાહજાદો અલીહુસેન એટલો તો થાકી ગયો કે એક મોટી ઉંડી હાય નાખી ત્યાંજ બેસી ગયો. તે પોતાના ભાઇ અબ્દુલહુસેનને કહેવા લાગ્યો કે "મારા પ્યારા ભાઇ ! હવે હું આગળ ચાલી શકતો નથી; મારો પ્રાણ આજ સ્થળે મારા પેદા કરનારને સ્વાધિન કરીશ; એમ મને લાગે છે." આ સાંભળી અબ્દુલહુસેન ધીરજ આપી તેને કહેવા લાગ્યો કે "ભાઇ ! આપણે અહીંજ વિસામો લઇએ, અને જ્યાં સુધી તને પાછું કૈવત આવે ત્યાં સુધી અહીં નિરાંતે બેસીએ. જ્યારે તું ટટાર થઇશ ત્યારેજ આપણે ચાલીશું. તું જુએ છે કે હાલ ચાંદની કેવી ખુબસુરત ખીલી છે ! આવી ચાંદનીની મજાહમાં આપણે આપણો રસ્તો રમત ગમતના સાથે ઘણીજ સહેલાઇથી કાપી શકીશું."

આશરે કલાકેક વિસામો લેતાં અલીહુસેન પાછો તૈયાર થયો, અને તેઓએ હિંમત પકડી પોતાની મુસાફરી ચાલુ કરી. આખરે તેઓ તે પહાડને મથાળે આવી પહોંચ્યા, જ્યાં તેઓ થોડો વખત થાક ખાવા બેઠા. પછી અબ્દુલહુસેન આમ તેમ ફરતો જરા આગળ જાય છે, તો તેની નજરે એક ઝાડ પડયું. તે તરફ તે ઘણીજ ઝડપથી ગયો તો તેને માલમ પડયું કે તે દાડમનું ઝાડ છે; અને તેની ડાળીઓ ફળોથી ઝુમી રહેલી છે. આ ખુશકારક સમાચાર પોતાના પ્રીય ભાઇને કહેવાના ઇરાદે તે તુરત પાછો ફર્યો, અને તેને લઇને તે ઝાડ તરફ જલદી આવી પહોંચ્યો. તેઓએ આ દાડમ પેટપર ખાધાં પછી તેની થડમાંજ પાણીનો ઝરો હતો, તેમાંથી પાણી પી શાંત થયા. ત્યારબાદ જમીનને પલંગ તથા આસમાનને છત્ર માની તે બંન્ને શાહજાદાઓ ત્યાંજ સુઇ ગયા.

જ્યારે તેઓ બીજી સવારે ઉઠયા ત્યારે અબ્દુલહુસેને પોતાના ભાઇને કહ્યું કે "ચાલો હવે આપણે આગળ વધીએ. હવે જે ઉપર ચઢવાની મુશ્કેલી હતી તે દૂર થઇ છે અને હવે તો આપણે નીચે ઉતરવાનું છે; જે આપણને ઘણુંજ સહેલું પડશે." પરંતુ શાહજાદા અલીએ પોતાનો વિચાર અત્રેજ રહેવા જણાવી ત્રણ દિવસની માગણી સ્વીકારતાં બંને ભાઈ ત્યાંજ રહ્યા.

આ ત્રણે દિવસ તેઓએ પોતાના કમનસીબની કહાણી કરવામાં પુરા કર્યા. તેઓની તમામ વાતચિત એકજ વિષયપર હતી, અને તે એજ કે પોતાનાં માબાપ તરફથી જે જુલમ ગેરવ્યાજબીપણે ગુજર્યો હતો તે વિષે અતિ ઘણો બળાપો થયા કરતો હતો. વળી તેજ વખતે તેઓ એમ પણ વિચારતા હતા

કે ખુદાવંતતાલાની મહેરબાની હશે, અને આપણી કરણી સારી હશે તો આપણે પાછા જાહોજલાલીના દિવસો જોઇશું તેમાં કંઇ શક નથી. ઇનસાન પોતાના પેદા કરનારને ભૂલી ન જાય અને તેના પેદા કરનારની અગાધ શક્તિનું તેને ભાન થાય માટેજ ખુદા ઇનસાન પર બેહદ સિતમ ગુજારે છે. આવા દુઃખો તે પોતાના વહાલાં ઇનસાનનેજ આપે છે. અને તેમની કસોટી કરી છેવટે બેહદ સુખ આપે છે. ઇનસાનની ફરજ છે કે તેવાં સુખ દુઃખમાં એક સરખી સ્થિતિ રાખી પેદા કરનારને યાદ કરવો.

ત્રણે દિવસો પુરા થયા પછી તે બંને ભાઇઓએ પાછી પોતાની મુસાફરી શરૂ કીધી. તે પહાડ પરથી ઉતરવાનો રસ્તો પણ ઘણો કઢંગો અને આડો અવળો હોવાથી ઉતરતાં ઉતરતાં પણ ઘણી વખત તેઓને જમીન માપવી પડતી. છેવટે તેઓ પાંચ દિવસે સપાટ જમીનપર આવી પહોચ્યા જમીનપર પગ મુકતાંજ તેમની નજરે એક મોટું શહેર પડ્યું. આ શહેર જોઇ તેઓ બેહદ ખુશી થઇ ગયા. અબદુલસેને જણાવ્યું કે " મારા પ્યારા ભાઇ ! હું આ શહેરમાં જઇ ખબર કાઢી આવું કે આ શહેર કોનું છે? તેનું નામ શું ? અને તેમાં કઈ ભાષા બોલાય છે ? હું ખબર કાઢીને પાછો આવું ત્યાં સુધી તું એક ચોરસ જગોએ બેસી રહે કે પછી તને શોધવાની મને મહેનત પડે નહિ. આપણે બંને જણાએ આ અજાણ્યા શહેરમાં સાથે જવું સલામતી ભરેલું નથી. સબબ જો કંઇ આફત આવી પડે તો આપણ બંને જણા સાથે હેરાન થઈ પડીએ " શાહજાદાએ જવાબ આપ્યો કે " હું તારો વિચાર ઘણો પસંદ કરૂં છું. તે ઘણો અકલમંદ તથા ઉમદા વિચાર છે; પણ મારા પ્યારા ભાઇ ! જો આપણને છુટું પડવુંજ પડતું હોય તો હું તને એવી ધાસ્તીમાં મોકલવાને કદી પણ કબુલ કરીશ નહિ, હું પણ પોતે એ જોખમમાં જવાને તૈયાર છું. જો તને કંઇપણ અકસ્માત થાય તો મને કેટલું દુઃખ થાય તેનો વિચાર તને હશે ! " એક ભાઇની આ પ્યાર ભરી લાગણીથી મોહ પામી અબ્દુલહુસેને જવાબ આપ્યો કે " મારા પ્યારા બંધુ જ્યારે તને મારી ફીકર લાગે છે ત્યારે શું મને તારી નહિ લાગતી હશે ? હું તારી પાસ ઘણી આજીજી સાથે માગી લઉંછું કે તારે બદલે મને જવા દે અને તું આ જગોપર ધીરજ રાખી બેસ ! " અલીએ જવાબ આપ્યો કે " હું કદીપણ તને જવા દેવાનો નથી, સબબ જો મને કંઇ પણ થશે તો મને એટલીતો ધીરજ રહેશે કે તુંતો સલામત છે " અબદુલનું અલીની આગળ કંઇ પણ ચાલ્યું નહિ અને તેને ત્યાં બેસવાની ફરજ પડી. પછી તે એક ઝાડને છાંયે બેઠો.

શાહજાદા અલીએ પૈસાની જે કોથળી અબદુલ પાસે હતી, તેમાંથી થોડાક પૈસા લઇને શહેર તરફ ચાલવા માંડ્યું. તે થોડેક આગળ ગયો કે તેની નજરે એક મોહોલ્લો પડ્યો, જેમાં દાખલ થતાંજ તેને એક કદાવર તથા દમામવાળો માણસ મળ્યો. અલીએ વિચાર્યું કે આ કોઇ મોટો માણસ દિસે છે, તેથી તેણે તેને નમાંને સલામ કીધી અને અરજ કીધી કે " મહેરબાની કરીને મને બજારનો રસ્તો દેખાડશો ?"

પેલા ઘરડા માણસે શાહજાદાઅલી તરફ હસતે ચહેરે જોયું અને તેણે પૂછ્યું કે " બેટા ! તું કોઇ અજાણ્યો આદમી નજરે આવે છે. કારણ કે તેમ નહોય તો ખચીત તું આવો સવાલ મને કદી પણ કરે નહિ. " શાહજાદાએ જવાબ આપ્યો કે " ખરેખર તમારી ધારણા બરાબર છે હું આ શહેરથી તદન અજાણ્યો છું. " તે ઘરડા માણસે જવાબ આપ્યો કે " હું તમને મુબારકબાદી આપું છું. અમારૂં શહેર તમારા જેવા જુવાન અને લાયક માણસને અત્રે આવેલો જાણી ઘણી ખુશી લેશે મહેરબાની કરી મને જણાવશો કે તમો બજાર તરફનો રસ્તો શું કામ પૂછતા હતા ? અલીએ જવાબ દીધો કે " મારા મહેરબાન દોસ્ત ! લગભગ બે માસ થયાં હું તથા મારો ભાઇ એક ઘણે દૂર દેશથી મુસાફરીએ નીકળ્યા છીએ. અમોએ તે આખો વખત મુસાફરીમાંજ ગુજાર્યો છે. ફકત ગઇ કાલેજ આપના શહેરમાં પહોંચ્યા છીએ. મારો ભાઇ મુસાફરીના થાકથી એટલો તો અશક્ત થઇ ગયા છે કે તે પેલા ઝાડની હેઠળ બેઠો છે. અને હું અમો બંનેના ઉપયોગ માટે ખોરાક ખરીદવા અત્રે આવ્યો છું."

પેલા ઘરડા માણસે જવાબ આપ્યો કે " મારા બેટા ! તું ઘણો વખતસર મને આવી મળ્યો છે તેથી હું ઘણો ખુશ છું કારણકે આજેજ મેં મારા ઘણા દોસ્તોને એક મોટી મીજબાની આપી હતી. તેમાંથી ઘણોક ખોરાક વગર આંગળી લગાડવે એમનો એમ પડેલો છે. તેથી મારે ઘેર તું મારી સાથે

આવ ! હું તને પુષ્કળ ખોરાક આપીશ, કે જેમાંથી તું તારી ભૂખ મટાડયા ઉપરાંત તારા બાપ માટે પુષ્કળ બીજો ખોરાક લઇ જઇ શકીશ અને તે ખોરાક તમો બંનેને બીજા ઘણા દિવસ સુધી ચાલશે. હું ધારૂં છું કે તું હવે બજારમાં જઇ તારા પૈસા ફોકટમાં ગુમાવવા નહિ માગશે. તું બરાબર ખાઈ પી તાજો થશે કે પછી હું તને આ શહેરની તને તમામ રીતભાતથી તેમજ શહરસમથી સર્વ રીતે વાકેફ કરીશ. બીજો કોઇ જે આ શહેરની તને માહીતી આપે તે કરતાં વધારે સારી રીતે હું તને માહિતગાર કરીશ. મારા જેવો આ શહેરનો મોબાદાર માણસ જો પોતાના શહેરથી વાકેફગાર નહિ હોય તો બીજો કોણ હશે ? તું ઘણો ભાગ્યશાળી છે કે બીજા કોઇ સખ્સને બદલે આ ગમચ મને મળ્યો; કારણ કે મને કહેવાને દિલગીરી લાગે છે કે આ શહેરના બધાજ લોકો કંઇ મારા જેવા નથી; તેઓનો મોટો ભાગ ઘણો ખરાબ ખવાસ ધરાવનાર શખ્સોનો છે. તું મારી સાથે આવ અને હું તારી ખાતરી કરી આપીશ કે મારા જેવા એક ઇમાનદાર શખ્સ અને બીજા આ શહેરના રહેવાસીઓ વચ્ચે કેટલો ફરક છે ?" આ બધી બાટાઇ ઉપરથી શાહજાદો અલી ઘણોજ ભોળવાઇ ગયો, તેથી તે બોલ્યો કે "તમારા મારી તરફના મહેરબાનીભર્યા તથા માયાવંત વિચારો તથા સારી લાગણી માટે હું તમારો મોટો ઉપકાર માનું છું. હું તમારી ઉપર તદ્દન ભરોસા મૂકું છું, તેથી જ્યાં લઇ જશો ત્યાં આવવાને ઘણો ખુશી છું."

પેલો ઘરડો માણસ શાહજાદા અલીની સાથે ચાલવા લાગ્યો. તે પોતાની મૂછમાંને મૂછમાં આ વખત સુધી હસ્યા કરતો હતો, પણ વખતે અલીની નજર પડી જાય તેથી તે જુદી જુદી બાબતોપર વાતો કરતો ચાલતો હતો. કારણ કે તે પોતાને ધારેલે ઠેકાણે જઇ પહોંચે ત્યાં સુધીમાં શાહજાદાને વહેમ પડે નહિ. બીજી વાતો સાથે તે એટલું તો ઘડી ઘડી બોલતો હતો કે "મારે એટલું તો કબુલ કરવું જોઇએ કે કોઇ બીજા માણસોએ તને મારી સાથે વાત કરતાં જોયો નથી. હું ખુદાનો ઘણો આભારી છું કે તને મળ્યો. આ બધું કહેવાનું કારણ જ્યારે તું મારે મકાને આવશે ત્યારે તને આપો આપ જણાશે."

તે ઘરડો માણસ પોતાના ઘર આગળ આવી પહોંચ્યો. અને શાહજાદા અલીને એક મોટા ઓરડામાં દાખલ કીધો, જ્યાં તેણે એક મોટાં કુંડમાં દેવતા સળગાવી તેની પૂજા કરતા બેઠેલા બીજા ૪૦ ઘરડા શખ્સોને જોયા. શાહજાદો અલી તો આ દેખાવ જોઇ દિંગજ થઇ ગયો તે પોતે આવા ભય ભરેલાં મકાનમાં આવી પહોંચ્યો તેથી તેને અતિ ઘણી ધાસ્તી લાગી.

જ્યારે પેલો ઠગારો બુઢો પેલા ૪૦ અગ્નિ પૂજનારાઓને સલામ કરી તેઓ સાથે બેસી ગયો. ત્યારે શાહજાદો અલી તો હાલ્યા ચાલ્યા વગર ધાસ્તી અને અચરતી સાથે ઉભોજ રહ્યો, તે બુઢો બોલ્યો. "મારા ચુસ્ત પૂજારીઓ ! તમો ખુશ થાઓ કે આજનો દહાડો ઘણોજ મુબારક છે. 'ગઝબાન' ગુલામ ક્યાં છે ? તેને અંદર બોલાવો !" આ છેલ્લા શબ્દો તે ઘણા મોટા અવાજે બોલ્યો હતો. તે બહાર ઉભેલા એક હબસીએ સાંભળ્યા તેવોજ તુરતજ ઓરડામાં દોડી આવ્યો. તે હબશી જેવું નામ 'ગઝબાન' હતું તેણે જેવો ત્યાં અલીને જોયો તેવોજ તે સમજી ગયો કે તેને શું કામસર બોલાવવામાં આવ્યો છે, તે તુરતજ અલી તરફ ફર્યો અને એક જબરજસ્ત મુક્કો અલીના માથામાં મારી અને તે જેવો જમીનપર પડયો તેવોજ અજાયબ જેવી ઝડપથી તેને મુસ્કેટાટ કરી બાંધી દીધો. જ્યારે તે બાંધી રહ્યો કે તુરતજ પેલો નાપાક બુઢો મોઢેથી કહેવા લાગ્યો કે 'એને નીચે લઇ જા અને મારી (બેટીઆ બોસ્તના અને કાવામાને) સ્વાધિન કર. અને તેઓને કહે કે દરરોજ એને ખૂબ માર મારવો. અને સાંજ સવાર ફક્ત એક રોટીનો ટુકડો તેને ખાવા માટે આપવો, કે જેથી તે જ્યાં સુધી આપણું વહાણ બલુ દરીઆમાં આતશના પહાડપર જવા માટે તૈયાર થાય, ત્યાં સુધી તે જીવી શકે. આપણા પવિત્ર આતશના પહાડને એક ઘણો સરસ ભોગ આપણે આપવાને ભાગ્યશાળી નીવડયા છીએ. અને તે માટે આપણે અગ્નિ દેવનો ઉપકાર માનવો જોઇએ."

જ્યારે પેલો બુઢો પોતાનો ઘાતકી હુકમ આપી રહ્યો, ત્યારે પેલો હબશી પોતાના લુચ્ચા ધણીના ફરમાન મુજબ અલીને ખેંચતો ખેંચતો એક અંધારાગારમાં લઇ ગયો, અને તેના પગ એક મજબુત સાંકળે બાંધ્યા. હવે પેલો બુઢો પોતાની છોકરીઓની આગળ જઇ કહેવા લાગ્યો કે "મારી પ્યારી બે-

ટીઓ ! હમણા મેં એક મુસલમાનને કેદ પકડયો છે. અને તેને બંદીખાનામાં નાખ્યો છે. માટે તમારાથી બને તેમ તેની વલે કરજો ! અને એક ચુસ્ત અગ્નિપૂજક તરીકેની સાબિતિ આપજો !”

‘બોસ્તાના’ તથા ‘કાવામા’ બંનેને મુસલમાન તરફ ધિક્કારથી જોવાને નાનપણથીજ આદત પાડી હતી, તેથી તે લોકોએ આ કામ ઘણી ખુશીથી માથે લીધું. તે બંને નીચ છોકરીઓ તરત પેલા બંદીખાનામાં ગઇ. અને અલીનાં કપડાં કાઢી તેને એટલો તો માર માર્યો કે તે લોહીલુહાણ થઇ ગયો, અને બિચારો નાતાકતથી બેશુદ્ધ થઇ જમીનપર પડયો.તેને એવી હાલતમાં જોઇ પેલી ઘાતકી છોકરીઓ એક રોટલો અને પાણીનો કુજો તેની આગળ મુકીને જતી રહી, થોડીકવાર પછી શાહજાદો જ્યારે શુદ્ધિમાં આવ્યો. ત્યારે તે બિચારો હૈડેફાટ રડવા લાગ્યો, અને પોતાના કમબખ્ત નસીબને ફીટકાર દેવા લાગ્યો પણ તેના હૈડામાં એટલીજ ધીરજ અને દિલાસો આવતો હતો કે તેનો પ્યારો ભાઇ અબદુલ તો એવા જુલમથી છૂટયો છે.

હવે પેલી તરફ અબદુલહુસેને ઝાડ નીચે બેસી સાંજ સુધી પોતાના ભાઇની રાહ જોઇ, પણ તે કાંઇ પાછો ફર્યો નહિ. ત્રણ પહોર રાત ગુજારી ત્યાં સુધી પણ તેના આવવાની કંઇ નિશાની દેખાઇ નહિ, તેથી તે ઘણો ગભરાવા લાગ્યો અને આખી રાત ભારે અફસોસ અને કલાપીટમાં કાઢી. બીજી સવારે અબદુલે શહેર તરફ પોતાનો રસ્તો લીધો, અને તે શહેરનાં ઘણાજ જુજ મુસલમાનોને જોઇ તે ઘણો અજબ થયો. જેવો પહેલો એક મુસલમાન તેને મળ્યો તેવુંજ તેને પૂછ્યું કે “ ભાઈ! આ શહેરનું નામ શું છે ? ” પેલાએ જવાબ આપ્યો કે “ આ જગાને માજીઓનું શહેર ’ કહે છે જે અગ્નિની પૂજા કરનારા છે. અને ત્યાં મુસલમાન તો ઘણાજ થોડા વસે છે. ” તેને ફરીને અબદુલે પૂછ્યું કે “ અહીંથી બુખારા કેટલું દૂર હશે ? ” પેલા માણસે જવાબ આપ્યો કે “ દરિઆને રસ્તે જતાં ચાર માસ લાગશે, અને જમીનને રસ્તે જતાં એક વરસ લાગશે.” એટલો ટુંકો જવાબ આપી તે મુસલમાન ઉતાવળમાં ચાલ્યો ગયો. આટલો મોટો રસ્તો તેઓ માત્ર છ અઠવાડીઆમાં પુરો કરીને આવ્યા તેથી અબદુલ વિચારવા લાગ્યો કે કોઇ જાદુઇ શકિતથી અમે એટલા જલદી આવ્યા હોઇએ, અથવા તો આ પહાડનો રસ્તો ટુંકો છે, એવું માલમ પડે છે. ત્યાર પછી તે આગળ ચાલ્યો, અને એક મુસલમાન દરજી દુકાન ઉપર બેસીને સીવતો હતો. તેની આગળ જઇ તે બેઠો. અને તેના પૂછવાથી પોતાનાં દુઃખની સઘળી હકીકતથી તેને વાકેફગાર કીધો.

જ્યારે અબદુલે પોતાની હકીકત પુરી કરી ત્યારે પેલો દરજી બોલ્યો કે “ જો તમારો ભાઇ માજીઓના હાથે પકડાયો હશે, તો તે પાછો કદી ફરનાર નથી, તેની તમારે આશા છોડવી; અને તમો પણ તે લુચ્ચા માજીઓના ઢોંગથી ફાંદામાં નહિ પડો માટે હું તમને તે લોકોની દગાઇથી વાકેફ કરીશ, વાસ્તે તમે જો તે લોકોથી બચવા માગતા હો તો મારી સાથે રહો ! ” અબદુલે પેલા દરજીનો ઘણો ઉપકાર માન્યો. અને તેના સાથે રહેવાનો તેણે ઠરાવ કીધો.

લગભગ એક માસ સુધી તે શાહજાદો પેલા દરજીની સાથેજ રહ્યો. તેની સાથેજ શહેરમાં ફરવા પણ જતો. એકલો કોઈ પણ ઠેકાણે જતો નહિ. એક વખતે પેલો દરજી કંઈ કારણસર રોકાઇ ગયો અને તેથી શાહજાદો અબદુલ એકલો હમામખાને નહાવા માટે ગયો. પાછા ફરતાં તેને એક ખુબસુરત જુવાન ઓરત મળી તે ઓરતે પોતાના બુરખામાંથી શાહજાદાનો ખુબસુરત ચહેરો જોઇ લીધો. તેણે તરતજ પોતાનો બુરખો દૂર કરી શાહજાદાને જણાવ્યું કે “ સાહેબ ! તમે ક્યાં જાઓ છો? શાહજાદાએ જવાબ આપ્યો કે “ હું મારે મુકામે જાઉં છું ” તે બાનુએ જણાવ્યું કે “ મારી ઇચ્છા છે કે તમે મને દાસી તરીકે કબુલ રાખો. હું તમારા જેવા જુવાને અને ખુબસુરત શખ્સને હું મારા ખાવિંદ તરીકે જોવાને ચાહું છું.” શાહજાદો પણ આ ખુબસુરત બાનુના ચહેરાથી લોભાયો તો ખરો પણ ધીરજ રાખીને બોલ્યો કે હું એક પરદેશી દુઃખી માણસ છું, તેથી મારા જેવાની ઓરત થઈ તમે સુખી થશો નહિ.” બાનુએ જવાબ આપ્યો કે “ મારી પાસે પૈસા છે એટલે મારે તમારા પૈસાની કંઇ પણ જરૂર નથી. ફકત હું તમારી પાક મહોબતની લાલચુ છું. તમે મારા જેવી ખુબસુરત તથા ધનવાન

બાનુની સાથે જોડાવાથી ઘણા સુખી થશે. હું ધારૂં છું કે તમે મારી માગણી કબુલજ રાખશે." બાનુનાં આ વચનથી શાહજાદો ભોળવાઇને તેની મરજીને આધીન થયો. અને તે બાનુની પાછળ પાછળ ચાલવા માંડયું.

શાહજાદો અબદુલ મહોલે મહોલે અને બાગે બાગ તેણીની પાછળ પાછળ ફર્યો. છેવટે તે બાનુ એક ભપકા ભરેલા મકાન આગળ આવી પહોંચી. તે ઘરને તાળું દીધેલું હતું. અને તેના બારણા આગળ બાંક પડેલો હતો. બાંકપર તે બંને જણ બેઠા પછી તેણી બોલી કે "મારા પ્યારા! આ મકાન મારૂં પોતીકુંજ છે. મારો નોકર બહાર ગયેલો છે તે હમણાં આવશે માટે તમે જરા બેસો." થોડીકવાર રાહ જોઇ પરંતુ કોઇ પણ આવી પહોંચ્યું નહિ, તેથી તે બાનુ ઉઠી અને એક પત્થર લઇ તાળું તોડવા માંડયું. આ જોઇ પેલો શાહજાદો પૂછવા લાગ્યો કે "તમે આમ શા માટે કરો છો? હમણા તમારો ગુલામ આવશે, થોડીવાર ધીરજ રાખો." બાનુએ જવાબ આપ્યો કે "તમારા જેવાની પહેલીજ મુલાકાતે મારે આમ બેસી રહેવું પડે તે ઠીક નહિ." તાળું તોડી તેણી અંદર દાખલ થઈ. તેની પાછળ શાહજાદો પણ ગયો.

આ મકાન વિશાળ હતું તેમાં જુદા જુદા ઓરડા જુદી જુદી વસ્તુઓથી શણગારેલા હતા. વળી તેની વચ્ચોવચ એક નાનો બાગ હતો. આ બધું જોતાં જોતાં તે બંને જણ આગળ ચાલ્યાં તો એક સરસ દિવાનખાનું નજરે પડયું. તેમાંની દરેક વસ્તુ ઘણીજ જોવા લાયક હતી. તે જોયાબાદ તેઓ તેની પાસેના એક બીજા ઓરડામાં દાખલ થયાં તો તેઓની નજરે એક મોટી ટેબલ પડી. આ મેજપર ઘણી સરસ વાનીઓની રકાબીઓ ગોઠવેલી હતી, બીજી એક ટેબલ પર તરેહ તરેહવાર જાતનો મેવો ગોઠવેલો હતો. અને એક ત્રીજી ટેબલપર જુદી જુદી જાતના ઉંચા શરાબની બાટલીઓ ગોઠવેલી હતી. શાહજાદા અબદુલે આ સર્વે દબદબા ભરેલા દેખાવથી ખ્યાલ કર્યો કે આ બાનુ ઘણીજ પૈસાદાર તથા શોખીન હોવી જોઇએ. હું ઘણોજ ભાગ્યશાળી કે મને આવી ખુબસુરત તથા શોખીન અને ધનવાન બાનુ વિના પ્રયાસે મળી. પેલી બાનુ બોલી "જુઓ મારા પ્યારા, મારા ગુલામે આપણે વરતે કેવી તૈયારી કરી રાખી છે? તે પણ હમણા આવી આપણા સેવામાં સામેલ થશે." શાહજાદાએ જવાબ આપ્યો કે "તમારા ગુલામે ઘણીજ સારા અને હદથી વધારે તૈયારી કરી રાખી છે. મારા સમજવા પ્રમાણે તે ઘણોજ ચાલાક હોવો જોઇએ." બાનુએ જણાવ્યું કે "તમારૂં કહેવું બરાબર છે. પરંતુ તે જરા મિજાજી થઇ ગયો. આજે હજુ સુધી પણ તે આવ્યો નથી માટે તેને સખત શિક્ષા કરવાનું કારણ નથી. તેના ગુનાના પ્રમાણમાં તેને ઠપકો બસ થશે" તે બાનુએ જણાવ્યું કે "તમારૂ કહેવું વ્યાજબી છે તોપણ આપણી પહેલીજ મુલાકાતે તેણે આ ગુનો એવો તો ભારે કર્યો છે કે તેને હું કદી પણ માફ નહિ કરૂં." એમ કહી તેઓ બંને જણ ટેબલના પાસે ખુરશીઓપર ખાણું લેવા બેઠાં.

બંને જણ ઘણીજ મોજ મજાહથી આનંદમાં ખાણું ખાતાં હતાં વચ્ચેવચ્ચે પેલી ખુબસુરત બાનુ આંખના પલકારા મારતી તો ઘડીમાં ગાલમાંજ હસતી. તો ઘડીમાં કંઇ કઇ ગપાં મારતી હતી. પેટભર ખાણું ખાધા પછી જુદી જુદી તરેહનો મેવો લીધો અને ત્યારબાદ વાઇનની બાટલી ફોડી તેમાંથી એક પ્યાલી બાનુએ પ્રથમ લીધી ત્યારબાદ બીજી પ્યાલી શાહજાદા અબદુલને આપી. જેમ જેમ વખત જતો ગયો તેમ આનંદ સાગરમાં ડુબતાં ગયાં.

આ પ્રમાણે ચેનબાજી ઉડાવે છે તેવામાં કોઇ માણસનાં પગલાં સંભળાયાં. તે જોઇને બાનુ જરા ચોંકીને આમ તેમ જોવા લાગી. શાહજાદાએ પણ નજર ફેરવી તો એક ખાનદાન પુરૂષને બારણામાં આવતો જોયો. પેલો માણસ કે જે મકાનનો ખરો માલેક હતો તેણે શાહજાદાને પોતાની પાસે આવવાને ઇશારત કીધી તેથી શાહજાદો એકદમ ઉઠીને તેની પાસે જવા લાગ્યો, તે જોઇ પેલી બાનુએ કહ્યું કે "તમે કેમ ઉઠયા! કયાં જાઓ છો?" શાહજાદાએ જવાબ દીધો કે "પેલો ઉમરાવ મને કંઇ અગત્યના કામસર બોલાવે છે માટે તમે જરા બેસો હું આવું છું." તેમ કહી ચાલ્યો ગયો. હવે

પેલી બાનુની ધીરજ જતી રહી. કેમકે તે ઘર તેણીનું ન હતું. હવે પોતાની શી વલે થશે તેનો તેને વિચાર થવા લાગ્યો. પોતાની તમામ વાત ઉઘાડી પડી જશે તેની તેને ફિકર થવા લાગી. તેણીએ છેવટે ધાર્યું કે આ બધું કર્તવ્ય આ શાહજાદાને માથેજ ઢોળી પાડવું અને મને તો છેતરીને આ માણસ અહીં લાવ્યો છે તેમ જણાવવું.

શાહજાદાએ પેલા ઉમરાવ કે જેનું નામ ઉમરાવખાન હતું તેની પાસે જઇ ઘણીજ સભ્યતાથી સલામ કરી પુછ્યું કે "તમે મને શા માટે બોલાવ્યો છે! જે કંઇ પણ કામ હોય તે સુખેથી કહો. હું કરવાને તૈયાર છું. ચાલો મારી સાથે બેસો અને પેલા ખાણામાંથી મનગમતો ખોરાક લો. પેલી ખુબસુરત બાનુ કે જેણી મને આજેજ પોતાના ખાવિંદ તરીકે કબુલ કર્યો છે તેણીનું આ મકાન છે તે બાઇ બહુજ પૈસાદાર તથા શોખીન છે." એમ કહી તેનો હાથ ઝાલી તેને અંદર લઇ જવા માંડયો. ઉમરાવખાન બોલ્યો કે "અરે ભલા માણસ, તમે આ શહેરથી તેમજ આ બાનુથી તદન અજાણ્યા લાગો છો! આ બાનુ જેટલી ખુબસુરત છે તેટલીજ બલકે તેથી વધારે દગાખોર અને નિમકહરામી છે. તેણે તમારા જેવા ઘણા પરદેશીઓને પાયમાલ કરી નાખ્યા છે, આ મકાન પણ તેણીનું નથી. ખરૂં જોઇએ તો આ શહેરમાં તેણીના કબજાનું એક છાપરૂં પણ નથી." આ સાંભળી શાહજાદો ઘણોજ વિસ્મય પામ્યો અને મોટા વિચારમાં પડી ગયો. તે બોલ્યો કે "મારા મહેરબાન સાહેબ! ત્યારે આ મકાન કોનું છે? તે જણાવશોજી. અને આપ કોણ છો તે પણ જણાવશોજી." ઉમરખાને જણાવ્યું કે "હું આ શહેરના પાદશાહની પાયગાનો વડો અધિકારી છું. મારૂં નામ ઉમરખાન છે. આ મકાન પણ મારી પોતાની માલકીનુંજ છે તે બાબે તમે આખા શહેરમાં ગમે તેને પુછી જોશો. આ મકાનમાં હું રહેતો નથી, મારે રહેવાનું મકાનતો જુદું છે. આ મકાન તો ફક્ત મારા ખાસ દોસ્તોને મીજબાની આપવા વાસ્તેજ રાખેલું છે. આજે મારા ત્રણેક દોસ્તોને મીજબાની આપવાની હતી અને તેથીજ મેં સઘળી જાતની તૈયારી કરી રખાવેલી હતી. તે દરમ્યાન તમે બંને દાખલ થયાં લાગો છો. શાહજાદાએ જણાવ્યું કે "તમારા કહેવા પ્રમાણે તો હું મોટો ગુનેગાર છું. કારણ કે પારકા ઘરમાં ધણીની રજા સિવાય એક ઓરતના કહેવાપર વિશ્વાસ રાખી દાખલ થયો. હવે મારી ખાત્રી થાય છે કે આ ઘર તેણીનું નથી, પણ આપનુંજ છે, કારણ કે અમે આવ્યાં ત્યારે બારણે તાળું હતું તે તાળું આ બાનુએ તોડી નાખી મને તેણીની સાથે અંદર દાખલ કર્યો.

ઉમરાવખાને પૂછ્યું કે "અરે ભલા માણસ! તમે તદન ભોળા અને વિશ્વાસુ જણાઓ છો. હું તમારા ગુનાની ઉદાર દિલથી માફી આપું છું એટલુંજ નહિ પરંતુ તમને આજનો દિવસ પુરતી મદદ આપવા ચાહું છું. તોપણ તે પહેલાં મારે આપની ખરી બીનાથી માહીતગાર થવાની જરૂર છે. આ ઉપરથી પેલા શાહજાદાએ પોતાની તમામ હકીકત અથઇતિ કહી સંભાળવી. જ્યારે ઉમરાવખાને જોયું કે આ તો એક મોટા પાદશાહી કુટુંબનો ખુબસુરત શાહજાદો છે ત્યારે તો તે ઘણોજ ખુશી થયો, અને ઘણોજ સભ્યતાથી શાહજાદાને ભેટયો. પછી તેણે જણાવ્યુ કે "અરે નામદાર શાહજાદા! હું તારી ખાતર તારો ગુલામ થઇને આવુ છું. તું મને સખત ઠપકો પણ આપજે કે આજે નિમેલે વખતે મને હમામખાને કેમ મલ્યો નહિ? વળી બેચાર ફટકા પણ લગાવી દેજે. આ બાબતમાં તારે બિલકુલ શરમાવું નહિ, કારણ કે આ સઘળું હું મારી ખુશીથી કરૂં છું. તારા જેવા એક પરદેશી શાહજાદાને મારે પુરતી મદદ કરવીજ જોઇએ. તું જઇને એ બાનુને એટલુંજ કહેજે કે તે માણસ તો મારો મિત્ર છે અને મારા ગુલામને તે હમણાંજ આપણી સેવામા મોકલશે. તેમ કહી તે ચાલતો થયો.

પેલો શાહજાદો પાછો ફરી પેલી બાનુ આગળ આવી બેઠો. હવે બાનુના જીવમાં જીવ આવ્યો. તેણે શાહજાદાને ઘણીજ ખુશાલીથી પુછ્યું કે "તે કોણ હતું?" શાહજાદાએ જવાબ આપ્યો કે "તે મારો ખાસ મિત્ર છે અને કંઇ જરૂરી કામકાજે મને ખોળતો ખોળતો અત્રે આવી ચડયો હતો. તે મારા ગુલામને હમણાંજ અહીં મોકલશે. જે તમારા ગુલામની ખોટ પુરી પાડવા માટે બસ થશે."

બાનુએ જણાવ્યું ત્યારે તો ઠીક થયું. મેં તો જાણ્યું કે વળી મારે ઘેર આ અજાણ્યું માણસ કોણ

આવ્યું છે ? શાહજાદાએ કહ્યું કે "ઠીક પણ હું તમને જણાવવાની રજા લઉં છું કે તમારા તાબામાં આ એકજ મકાન છે કે બીજાં છે ? મને લાગે છે કે તમારા જેવાં ખાનદાન બાનુને બીજાં મકાન પણ હશે જ." તે બાનુએ જવાબ આપ્યો કે "આ સિવાય તો બીજાં ચાર મકાન મારે સ્વાધીન છે. તે બધાં હું તમને બતાવીશ. તે સિવાય મારે કેટલીક જમીન પણ છે." આમ બંને જણાં વાતચિત કરી આનંદ ભોગવે છે. તે દરમ્યાન તો પેલો ઉમરાવખાન પોતાના દોસ્તો કે જેને મિજબાની માટે નોતર્યા હતા, તેમને સઘળી બીનાથી વાકેફ કરી તેમને વિદાય કરી પોતે ગુલામનાં લુગડાં પહેરી શાહજાદાની આગળ આવી ઘણીજ નમનતાઇથી સલામ કરી ઉભો રહ્યો. વળી તેણે જણાવ્યું કે "મારા કદરદાન સાહેબ! મને આજે અગત્યના કામસર આટલું મોડું થયું તે માટે મને ક્ષમા આપશો. હું હમામખાને ધારેલા વખતે આવી પહોંચ્યો નહિ. અને આ મકાનની મને માહીતી નહિ. જ્યારે હમણા મને આપના દોસ્તે ખબર આપી ત્યારે જ હું આવી પહોંચ્યો છું તો ક્ષમા આપશો." પેલા શાહજાદાએ ઘણા ગુસ્સામાં આવી ગયા જેવો ડોળ કરીને કહ્યું કે "નાપાક ગુલામ ! તારા જેવો બેદરકાર દુનીઆમાં પણ નહિ હોય ? તું ક્યાં ગયો હતો, અને તારે આટલુ મોડું કેમ થયું ? તું નીમેલે વખતે હમામખાને શા માટે ન આવ્યો ? ઉમરાવખાન ગુલામ બોલ્યો કે "નામદાર શેઠ ! મારો ગુનો થયો છે તો મને માફ કરો ! હું આપનો જ હુકમ બજાવવા ગયો હતો, અને મને એમ ખબર નહતી કે આપ આટલા જલદીથી હમામખાનેથી આવી પહોંચશો" શાહજાદો બોલ્યો કે "તું જુઠો છે, તું એવી ચાકરી બજાવે છે કે ? તું જો કે હમણાં હું તારી કેવી વલે કરૂં છું ?" એમ કહી તે ઉઠયો, અને તેણે તેને શિક્ષા તરીકે ત્રણ ચાર ફટકા આસ્તેથી મારીને પાછો ખુરશીપર બેઠો.

આવી હલકી સજાથી પેલી ઓરત ધરાઈ નહિ તેથી તરત ઉઠી, અને પેલી લાકડી પોતાના હાથમાં ઝાલી તે ગુલામને ઘણીજ ઘાતકી રીતે મારવા લાગી. આવી બેઅદબી જોઇને શાહજાદો ઘણોજ ચીડાઇ ગયો. તે તેણીને વારઘડીએ બસ કરો બસ કરો, એમ કહેતો હતો. તોપણ પેલી નિર્દય બાનુ તેણીને મારતી અટકી નહિ તેથી છેવટે પોતે ઉઠીને તેની પાસેથી લાકડી ખુંચાવી લીધી તેથી તેણી ન ચાલતે પોતાની જગોપર બેઠી. અને ગાળોનો વરસાદ વરસાવવા લાગી.

બિચારો ગુલામ કે જે ખરી રીતે તો એક મોટો ઉમરાવ હતો તે આવા સખત મારથી ત્રણો નાસીપાસ થઈ ગયો, તો પણ એક શાહજાદાને આપેલા વચનની ખાતર તેને આ બધું સહન કરવું પડયું. છેવટે તેણે પોતાનાં આંસુ લોહી નાખ્યાં અને એક ગુલામની માફક તેમની આગળ ઉભો રહ્યો. અને દારૂ નામવા લાગ્યો. તે લોકો ખાઇ રહ્યાં ત્યારે બધી રકાબીઓ વગેરે લઇ લીધી. અને રાત પડવાથી દિવા સળગાવવા લાગ્યો. પછી તેમણે તેમને માટે સુવાની સારી જોઇએ તેવી સવડ કરી આપી ત્યાર બાદ પોતે એક ઓરડામાં જઇને સુઇ ગયો. પોતાને સખત માર પડવાથી તે બિચારો સુતાવાર જ ઉંઘી ગયો.

શાહજાદો પણ આ બાનુની ચાલચલગત તેમજ હીમતથી તાજુબી પામી ગમગીન થઇ ગયો હતો આ ચતુર અને પ્રપંચી બાનુએ જાણ્યું, કે આ ઘરનો ધણી કોઇ દિસતો નથી, આપણે અહીં રહેવાની ઠીક મજા પડશે. પરંતુ જો આ ગુલામને મારી નાખી તેની જગોએ મારો પસંદ કરેલો ગુલામ લાવું તો પછી કંઇ હરકત પડે નહિ. એમ ધારી તે તરવાર લઈ તેનું ડોકું કાપી નાખવા માટે ઉપડી શાહજાદાએ તેણીને પૂછયું કે "અરે બાનુ ! તમે ક્યાં જાઓ છો ?" તેણીએ જવાબ આપ્યો કે "જો તમે મને ખરા જીગરથી ચહાતા હો તો મને આ ગુલામને મારી નાખવા દો. મને તે બિલકુલ ગમતો નથી. શાહજાદાએ જવાબ આપ્યો કે "એક નહિ જેવી કસુર માટે ગુલામનો જીવ લેવો એ મને દુરસ્ત લાગતું નથી. એ મારી ચાકરી ઘણી સારી રીતે કરે છે વળી તે આવા ગુનાહ હમેશાં કરતો નથી. માટે તમે માફ કરો." તેમ કહી તેની પાસેથી તરવાર છીનવી લીધી. પછી તે બાનુએ જણાવ્યું કે "ભલે તમારી મરજી તેમજ છે તો હું તેને માફજ કરૂં છું. ત્યારબાદ તે બંને જણાં સુતાં. હવે શાહજાદાને આ બાનુનાપરથી વિશ્વાસ ઉઠી ગયો તેણે જાણ્યું કે આ એક ખરેખર ખુની અને નિમકહરામ બાનુ છે તોપણ તેની પરીક્ષા લેવાના હેતુથી પોતે ઉંઘવા જેવો ડોળ કરી સુઇ ગયો.

પેલી બાનુએ જોયું કે આ જુવાન તો તદ્દન બરહંધમાંજ પડયો છે, અને તે કંઇ ઠીક નથી, તેથી તેણી એક ખુબસુરત જુવાન કે જેનું નામ બહાદરખાન હતું તેને બોલાવી લાવી અને તેની સાથે મોજમજાહ ઉડાવવા લાગી છેવટે ઘણી રાત ગયા પછી તે બંને આશક માશુક એકજ પથારીમાં સુતાં અને પેલા આશકના ઉંઘી ગયા કેડે તેને મારીને તેના શરીરપરથી તે બાનુએ સઘળા દાગીના ઉતારી લીધા ત્યાર બાદ પેલા ગુલામના ઓરડામાં ચાલી ગઇ. શાહજાદો કે જે આ બધું જાગતો પડી રહી જોતો હતો તે એકદમ ઉઠયો. અને પેલા બાદરખાનની તરવાર ત્યાંજ પડી હતી તે લઇ એકદમ પેલી બાનુ કે જેણી પોતાની તરવાર પેલા ગુલામને મારવાની તૈયારીમાં હતી તેણી તરફ ગયો અને તેનુ ડોકું ઉડાવી દીધું. તે ડોકું પેલા ગુલામ કે જે ઉમરાવખાન હતો તેના પર પડયુ તેથી તે એકદમ જાગી ઉઠયો અને શાહજાદાને નાગી તરવાર સહિત ઉભેલો જોઇ તેમજ એક ઓરતના ડોકા વગરનું શરીર જોઇ ઘણોજ અજાયબ થયો, અને પુછવા લાગ્યો કે " કેમ ભાઇ! શું કારણ છે? શાહજાદાએ તેને બધી વાતથી વાકેફ કર્યો. અને કહ્યું કે " છેલ્લે તમારો જાન બચાવવાની ખાતરજ આ નાપાક ઓરતને કતલ કરી છે." તેમ કહી પેલા બાદરખાનનું મડું પણ બતાવ્યું.

ઉમરાવખાન તુરત તેના પગપર માથું મૂકીને બોલ્યો કે " સાહેબ! તમારી પદવીના અને તમારા સરખા માણસે મારા જેવાનો જીવ બચાવ્યો તેથી હું તમારો કેટલો ઉપકારી થયો છું? તે હું કહી શકતો નથી. પણ સવાર પડે તેટલામાં તો આ બંને મુડદાંને ઠેકાણે કરવાં જોઇએ." આ ઉપરથી અબ્દુલહુસેન કહેવા લાગ્યો કે " મે તે બાનુને મારી નાખી છે. તેમજ આ બધો બનાવ પણ મારેજ લીધે થયો છે માટે હું બને મુડદાને ગમે ત્યાં નાખી આવીશ." ઉમરાવે ના પાડી કહ્યું કે " સાહેબ! તમે અજાણ્યા છો. અને વળી એવાં કામને તદ્દન ના લાયક છો! એ કામ હું કરીશ, વાસ્તે તમે સુખેથી સૂઇ રહો. સવાર પડે તેટલામાં જો પાછો ન આવું તો એમજ સમજજો કે ચોકીદારોના હાથમાં સપડાઇ ગયો છું, અને કદાચ એવું બને તેટલા માટે જ હું એક વસીઆતનામું કરી એવું લખું છું કે આ ઘરના માલેક તમે ગણાવ, અને તમે અહીં સુખેથી રહો?"

પેલું વસીઆતનામું લખી શાહજાદા અબદુલહુસેનને આપી ઉમરાવખાન તે બંને મડદાંને એક કોથળામાં ઘાલી ખાંધપર નાખી ચાલતો થયો. છેવટે તે છુપાતો છુપાતો દરીઆ કિનારે આવી પહોંચ્યો. પણ તે જરા આગળ ચાલ્યો એટલે એક ચોકીદાર અમલદાર મળ્યો, તેણે ઉમરાવને ઉભો રાખ્યો. તેની ખાંધપરનો કોથળો તપાસતાં તેમાં પેલી ઓરત તથા બાદરખાનનાં મડદાં જણાયાં. જો કે ઉમરાવખાન એક ગુલામના પોશાકમાં જ હતો, તે પણ પેલા અમલદારે તેને ઓળખી કાઢયો, અને આવા આબરૂદાર તેમજ મોભાદાર માણસને પાદશાહને પૂછયા વગર મારી નાખવાની તેની હીંમત ચાલી નહિ, તેથી તેણે તેને પોતાનો બંદીવાન કીધો. બીજે દિવસે સવારે ઉમરાવખાનને બાદશાહ આગળ રજુ કીધો અને તેનો ગુનાહ પેલા અમલદારે શાહની આગળ જાહેર કીધો, તે સાંભળી શાહ ઘણો ગુસ્સે થયો, અને ગુસ્સામાંજ બોલવા લાગ્યો કે 'આ રીતે તું મારી રૈયતનાં માણસોને મારી નાખી લુંટી લે છે, અને પછી તેનાં મડદાંને દરીઆમાં ફેંકી દે છે? વાસ્તે તારૂં માથું કાપી નાખવું જોઇએ." એમ કહી તેણે ચંડાળને હુકમ કીધો કે " આ દુષ્ટને તુરત ફાંસીએ દેવા "!

જો કે ઉમરાવ આ કામમાં તદ્દન નિરપરાધી હતો તોપણ ધીરજથી તે પોતાપર આવી પડેલા મોતને તાબે થયો. શહેરના કોટવાળે ફાંસીનાં લાકડાં તૈયાર થાય તેટલીવાર તેને બંદીખાનામાં કેદ કીધો, અને આખા શહેરમાં એવો ઢંઢેરો ફેરવ્યો કે "શાહની પાગાના વડાએ બે ખુન કીધાં છે તેટલા માટે આજ બપોરે તેને ફાંસી દેવામાં આવનાર છે." હવે શાહજાદો જે ઘણીજ અધીરાઇ સાથે ઉમરાવખાનની વાટ જોતો હતા, તેણે જ્યારે આ ઢંઢેરો સાંભળ્યો ત્યારે તે ઘણોજ દિલગીર થયો. તે બોલવા લાગ્યો કે " મેં પેલી નાપાક ઓરતને મારી નાખી છે, તો તે વાંકની સજા પેલો બિચારો ઉમરાવખાન શા માટે ભોગવે?" એમ બોલતો બોલતો જે જગાએ ઉમરાવને ફાંસી દેવાનો હતો ત્યાં તે આવ્યો, અને લોકની ભીડમાં ભરાઇ વચ્ચે ઉભો.

જેવો કોટવાળને ઉમરાવને લઇ જતાં જોયો તેવોજ તેની આગળ તે દોડી ગયો, અને તેને અટકાવીને કહેવા લાગ્યો કે "સાહેબ! હું તે પાક અલ્લાના નામથી તમને જણાવું છું કે જે ઓરતના ખુનને માટે તમે આ સખ્સને ફાંસી દો છો તે ખુનથી તે તદન બે ગુનાહ છે તે ઓરતનું ખુન કરનાર તો હું પોતેજ છું, માટે તમો હું જે કહું તે સાંભળો! આ સખ્સને તે ઓરત મારી નાખવાની તેવારીમા હતી તેટલામાં મેં તેને જાનથી મારી નાંખી છે. વળી પેલા સખ્સને મારી નાખનાર તો આ નાપાક ઓરતજ છે." પછી પેલા કોટવાળને બધી હકીકતથી વાકેફ કર્યો, તેથી કોટવાળ શાહજાદા તથા ઉમરાવને લઇ પાદશાહ આગળ ગયો. જ્યારે કોટવાળ બધી બીના શાહને કહી રહ્યો ત્યારે અબદુલને શાહે જણાવ્યું કે "તે સર્વે બીના તેમજ તારી અથઇતિ હકીકતથી મને સારી પેઠે વાકેફ કર!" અબદુલહુસેને પોતે છૂટી જવાનો અને ઉમરાવખાનને પણ છોડાવવાના વિચારથી પોતે જ્યારથી પોતાના બાપના શહેરમાંથી પોતાના ભાઇ અલીની સાથે આવ્યો હતો ત્યારથી તે છેક હાલ સુધીની તમામ હકીકત કહી સંભળાવી.

આ સર્વ હકીકત પુરી થઇ ત્યારે શાહ બોલ્યો કે "હું તમારા ઉંચી તોખમના શાહજાદાને હાલ મારી આગળ જોઇ ઘણો ખુશી થયો છું. અને તેથી હું માત્ર તમનેજ મારી નથી બક્ષતો પણ આ ઉમરાવખાન કે જેણે તમારી તરફ આવી સારી ચાલ ચલાવી છે તેને પણ હું ખુશીથી માફ કરી પાછો તેની જગાપર નીમું છું, અને તમને મારી વજીરાત આપું છું. હવે તમારાથી જેટલી બને તેટલી મહેનત કરી તમારા ભાઇને શોધી કાઢો!" શાહજાદા અબદુલે તે શાહનો ઘણો ઉપકાર માન્યો અને પોતે તેનો વજીર થયો તેણે તુરત સર્વ ઠેકાણે એવો ઢંઢેરો ફેરવ્યો કે જે કોઇ શાહજાદા અલીહુસેનને લઇ આવશે, અથવા તો તે કયાં છે તેની ખબર લાવશે, તેને એક મોટું ઇનામ મળશે. વળી તેણે જુદાં જુદાં માણસો છુપાં રાખ્યાં કે અલીને શોધી કાઢે, પરંતુ તેની આ બધી મહેનત બરબાદ ગઇ.

હવે પેલી તરફ શાહજાદા અલીને સાંકળથી બાંધી પેલા નાપાક બુઢાના હુકમથી કેદ કરવામાં આવ્યો હતો અને તેના ઉપરતો પેલા બુઢાની ઘાતકી છોકરીઓ રોજ અનેક તરેહનો ત્રાસદાયક જુલમ ગુજારતી હતી. એમ કરતાં કરતાં પેલો તહેવારનો દિવસ આવ્યો કે જે વખતે અલ્લીહુસેનને દેવતાના પહાડ ઉપર ભોગ માટે મોકલવા પેલો ઘાતકી બુઢો તૈયાર થયો. આ વહાણના નાખુદાનું નામ તે બહેરામ હતું. અને તે પણ માજી લોકોના ધર્મ ઉપર ચુસ્ત હતો તેથી તેણે એવી યુક્તિ શોધી કાઢી કે એક પેટીમાં અલીને મૂકી તે વહાણના ભંડારમાં નાખવી. તે પેટીને થોડાંક બાકોરાં રાખવાં કે જેથી હવા અંદર આવ જા કરે અને તેથી તે જીવતો રહે. આ યુક્તિ બુઢાને પસંદ પડી અને તેથી તેણે તુરતજ અમલમાં મૂકવાને હુકમ કર્યો

હવે પેલું વહાણ હંકારી જાય તેની અગાઉ અબદુલહુસેનને એવું માલમ પડયું કે આ વહાણ અગ્નિના પહાડપર જનાર છે. આ પહાડ પર દરવરસે તેઓ એક ચતુર માણસનો ભોગ આપે છે, ઘણા ભાગે તે માણસ અહીંથી વહાણમાં બેસાડી ગુપ્ત રીતે લઇ જાય છે. આ ખબરથી તેણે વિચાર્યું કે "વખતે મારો પ્યારો ભાઇ આ દુષ્ટ લોકોના હાથમાં સપડાઇ ગયો હોય, અને તેઓ તેને ભોગ તરીકે લઇ જતા હોય, તે વિચારથી તે વહાણ તપાસવાને પોતે જાતે ગયો. તેણે હુકમ કીધો કે વહાણપરના દરેક માણસે તુતક પર હાજર થવું કે તે તથા તેના માણસો બરાબર તપાસ કરી શકે.

શાહજાદાએ તે તપાસ ઘણી બારીકીથી કરી. તેણે વહાણના દરેક દરેક ભાગમાં ઘણીએ શોધ કરી, પણ પોતાના ભાઇને જોયો નહિ, તેથી પેલા વહાણને હંકારવાની રજા મળી. હવે તે વહાણ બન્દરીએ ગયું, એટલે બહેરામે અલીને પેટીમાંથી બહાર કાઢયો, અને તેને બેડીઓ પહેરાવી, કારણકે વખતે પેટી ઉઘાડી દુઃખનો માર્યો દરીઆમાં પણ પડે.

થોડાક દહાડાનો પવન અનકુળ હોવાથી તેમનું વહાણ સપાટાબંધ ચાલ્યું, પરંતુ પવન એકાએક ફરી ગયો અને એટલા બધા જોસથી ફુંકાયો કે ઘણીએ મહેનત કર્યા છતાં પણ વહાણ કબજામાં રહી શક્યું નહિ. હવે તો તેઓને લાગ્યું કે કોઇ પણ ખરાબા સાથે અથડાઇ વહાણ ભાંગી જશે, અને

આપણા સઘળાઓનો નાશ થશે. તે વહાણમાંનો દરેક દરેક સખ્સ નાસિપાસ થઇ પોતાના પેદા કરનારની બંદગી કરવા લાગ્યો. નાખુદા બહેરામ ઘણોજ બાહોશ માણસ હતો તેમ છતાં પણ તેને હીમત રહી નહિ, તેથી ઘણો ગભરાવા લાગ્યો, તેટલામાં તેની નજરે આકાશમાં ઉડતાં કેટલાંક પક્ષીઓ જણાયાં આ પક્ષીઓને જોઇ તેને કંઇક હીમત આવી અને તેથી તે બોલી ઉઠયો કે "મારા પ્યારા દોસ્તો હવે આપણે ગભરાવાનું કંઇ કારણ નથી! જરા સબુર પકડો! ખુદાની મહેરબાનીથી આપણે નિર્ભય સ્થળે પહોંચી જઇશું! જુઓ આ સુંદર પક્ષીઓ! મને લાગે છે કે તે પક્ષીઓ જમીન પર રહેનારાં છે અને તેઓ જમીનથી ઘણે દુર કદી પણ જતાં નથી, માટે હવે જમીન નજદીક હોવી જોઇએ. આપણાં વહાણ તે તરફ હંકારો અને બને તેટલી ઝડપે કિનારે પહોંચો.

હવે ખલાસીઓને પણ હીંમત આવી, જોકે ઘણા દિવસની મહેનતથી તેમજ પોતાની મહેનત તદ્દન નિષ્ફળ જવાથી તેઓ છેક નાસિપાસ થઇ ગયા હતા, તો પણ આ વખતે તેઓનામાં કંઇક અજાયબ જેવું નવું ચેતન આવ્યું. હવે તેમને જીવવાની આશા બંધાઇ. અને તેથી તે આશામાં ને આશામાંજ પોતે એટલા તો જોરથી વહાણ હંકાર્યાં કે ઘણાજ થોડા વખતમાં તેમની નજરે કિનારો માલમ પડયો. અને ત્યાર પછી તેઓ થોડાજ વખતમાં કિનારે આવી પહોંચ્યા.

હજુ પવનનું તોફાન બિલકુલ નરમ પડયું ન હતું, બલકે વધતું જતું હતું, તેથી તેમણે વહાણને લંગર કરવાનું ધાર્યું, પરંતુ આ અજાણી ભૂમીમાં લંગર કરવાનું પગલું વગર વિચારે ભરવું તે નાખુદા બહેરામને સલામતી ભરેલું લાગ્યું નહિ. તે ઘણા ઘણા વિચારમાં પડી ગયો, તેવામાં એક માણસને દરીઆ કિનારાની સેલ કરતો જોયો. તેને બહેરામે પૂછયું કે "હે ભલા માણસ, અમે એક પરદેશી છીએ અમારાં વહાણ પવનનાં તોફાનને લીધે અમારા કબજામાં ન રહેતાં અહીં ઘસડાઇ આવ્યાં છે, આ જમીનથી અમે તદ્દન અજાણ્યા છીએ તો મહેરબાની રાહે અમને જણાવશો કે આ જમીન કઇ છે અને અહીં કોનું રાજ્ય છે." તે માણસે કહ્યું કે "મારા દુઃખી પ્રવાસી! તને એટલીએ ખબર નથી કે રાણી મોરજીયાના જે જાતે ચુસ્ત મુસલમાન છે, જેના આધિન બીજા સર્વ રાજાઓ છે અને જેણે મોટા મોટા રાજાઓ અને પાદશાહોનાં માન ખંડિત કર્યા છે તે બહાદુર રાણીનું રાજ્ય છે! વળી તે એટલી તો ધર્મચુસ્ત છે કે પોતાના આખા રાજ્યમાં માજી લોકો કે જે સ્વાભાવિક રીતેજ મુસલમાની પંથવાળાના કટ્ટા દુશ્મન છે તેમને રહેવા દેતી નથી, એટલુંજ નહિ પરંતુ તે લોકનાં વહાણને પણ પોતાના દરીઆ કિનારાપર આવવા દેતી નથી, કદાચ જોગજોગે કોઇ આવી ચડે છે તો તેમને લૂંટી લઇ પાયમાલ કરી મૂકે છે. વળી કોઇપણ પરદેશી મુસલમાન પછી તે ગમે તેવી ગરીબ સ્થિતિનો હોય તો પણ તેને એક પોતાના સગા ભાઇ માફક ગણી સઘળી જાતની બનતી મદદ આપે છે"

આ બીના સાંભળતાંજ બિચારા બહેરામનાં હાજા તદન ગગડી ગયાં. તેના મનની સઘળી આશાઓ વ્યર્થ ગઇ. હવે શું કરવું તે તેને બિલકુલ સૂઝ્યું નહિ; તેથી તેણે પોતાના સઘળા સાથીઓને બોલાવી જણાવ્યું. કે "મારા પ્યારા દોસ્તો! હવે આપણે શું કરવું? જો આપણા વહાણને લંગર નથી કરતા તો આપણું વહાણ ખરાબે ચઢી ખચીત ભાંગી જશે, જેથી આપણુ સઘળાનો નાશ થશે; કારણ કે પવનનું જોર બેહદ વધી પડયું છે. જો લંગરવા કરીએ છીએ તો આ ઠેકાણે રાણી મોરજીયાનાનું રાજ્ય છે. જે આપણા લોકોપર ઘણીજ ક્રુરતા વાપરે છે. માટે તમો બધા એકમત થઇ જે સલાહ આપો. તે પ્રમાણે ચાલીએ." સઘળા સાથીઓ થોડીવાર શાંત વિચારમાં પડી રહ્યા. પછી તેમાંનો એક બોલી ઉઠયો કે "મારા મહેરબાન નાખુદા! જો તારી નજરમાં આવે તો હું તને એક સલાહ આપું છું તે પ્રમાણે વર્તજે આપણી પાસે પેલો અલીહુસેન છે. તેને તેની બેડીમાંથી મુક્ત કરી ગુલામનો પોશાક પહેરાવવો. પછી જ્યારે પેલી રાણી આપણી પાસે આવી તપાસ કરે ત્યારે જણાવવું કે અમે ગુલામના વેપારી છીએ. અમારા બધા ગુલામો તો અમે વેચી દીધા છે. પરંતુ આ એકજ ગુલામ કે જે લખવા વાંચવામાં તેમજ બીજા કામકાજમાં ઘણોજ બાહોશ છે, તેને અમે અમારા કામ માટે રાખ્યો છે. આ ગુલામ જાતે મુસલમાન છે. અને વળી ખુબસુરત છે, તેથી તે રાણી નકી તેને આપણી પા-

સેથી મુક્ત કરાવશે. ત્યારે આપણે તેણીની પાસે પૈસાની માગણી ન કરતાં ફક્ત એટલીજ માગણી કરવી કે જ્યાં સુધી પવન અનુકુળ થાય ત્યાં સુધી અમને અમારાં વહાણ સાથે ખુશીથી અહીં રહેવા દે. મારી તો આ યુક્તિ છે. પછી તમારા સમજવામાં આથી કંઈ સારી યુક્તિ આવતી હોય તો જણાવશો." દરેક જણને આ યુક્તિ ઘણીજ પસંદ પડી. અને તેથી તેઓએ તે પ્રમાણે અમલ કરવા બહેરામને આગ્રહ કર્યો. તેને પણ આ યુક્તિ પસંદ પડી હતી તેથી તરતજ અમલમાં મૂકી.

શાહજાદા અલીની બેડીઓ તેજ વખતે તોડાવી દીધી. અને તેને ગુલામને લાયક સારાં કપડાં પહેરાવ્યાં. વળી રાણી મોરજીયાનાનાં માણસો વખતે તપાસ કરવા આવે ત્યારે પોને જુદો ન પડે તે હેતુથી પેલા શાહજાદાને કંઇક મહેતા તરીકે નીમી લખવાનું કામ સોપ્યું.

જ્યારે ઉપર પ્રમાણે શાહજાદાને એક ગુલામના વેષમાં મહેતા તરીકે ;વહાણપર કામ કરતો છૂટો મૂકયો, ત્યારે વહાણને લંગર કરવાનો હુકમ થયો.

રાણી મોરજીયાનાનો મહેલ દરીઆ કિનારાપરજ હતો, તેણીની નજર પોતાની બારીમાંથી દરીઆપર ફેંકતાંજ આ વહાણ તેની નજરે પડયું. તુરતજ તેણીએ પોતાના કેટલાક માણસોને બોલાવી પેલા વહાણના નાખુદાને બોલાવી મંગાવવા હુકમ આપ્યો. હુકમ મળતાંજ નોકરો ચાલ્યા. તેમના ગયા પછી રાણીના મનને એમજ થઇ આવ્યું કે " મારે જાતે જઇ તપાસ કરવી તેથી તેણી પોતે બડા ઠાઠમાઠથી ચાલી નીકળી. હજુ તો નોકરો વહાણમાં આવી ઉભા રહ્યા નથી. તેટલામાંજ પાછળ આવીને રાણી ઉભી રહી તમામ નોકરોને ઘણીજ નવાઇ લાગી. તેઓએ તેણીને ઘણીજ નમનતાઇથી સલામ કીધી. આ વાતની ખબર પડતાંજ નાખુદા બહેરામ એકદમ બહાર આવ્યો. અને રાણીના પગમાં પડયો. પછી રાણીના પૂછવાથી તેણે પોતાની મુસાફરીની સઘળી હકીકત જાહેર કરી. છેવટે પોતાને આ બાળાનો આશ્રય શા માટે લેવો પડયો તે જણાવ્યું. વળી તેણે કહ્યું કે " હે નામદાર રાણી ! મારી પાસેના સઘળા ગુલામો તો ખપી ગયા છે. ફક્ત આટલાજ ગુલામ રહ્યા છે. અને તે વેચવાની મારી મરજી પણ નથી, કારણ કે તે નામાઠામામાં તેમજ લખવા વાંચવામાં ઘણો હોશિઆર ને કાબેલ માણસ છે. માટે મેં તેને મહેતા તરીકે રાખી લીધો છે.

રાણી મોરજીયાનાએ જેવો પેલા ગુલામને જોયો તેવીજ તેને આતુરતાથી ધારી ધારીને જોવા લાગી. આવા એક ખુબસુરત જુવાનને ગુલામના વેષમાં ઉભેલો જોઇ તેને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. તેણે પોતાના મન સાથે નક્કી કર્યું કે ગમે તેટલા દામ આપી આ ગુલામને ખરીદી લેવો. કારણ કે એક તો તે જાતે મુસલમાન છે. અને બીજું તે ઘણોજ ખુબસુરત છે. આવા વિચારથી તેણે તે ગુલામને પૂછયું કે " તારૂં નામ શું ? " અલીએ જવાબ આપ્યો કે " મારૂં નામ અલીહુસેન છે. આ શબ્દો બોલતાં બોલતાં તેની આંખમાંથી આંસું પડવા લાગ્યાં.

રાણીને તેની ઘણીજ દયા આવી. તેણીએ પૂછયું કે " તું જ્યારે મહેતાગીરીનું કામ કરે છે ત્યારે તારૂં લખાણ મને બતાવ !" તેણે પોતાના હાથમાંના ચોપડો બતાવ્યો. તે ચોપડો હાથમાં લઈ અક્ષર જોતાંજ રાણી વિસ્મય પામવા લાગી. એક ગુલામના આવા સુંદર અને મરોડદાર અક્ષર જોઇ તેને ઘણીજ તાજુબી લાગી, તેથી તેણે પૂછયું કે " તું સાચે સાચું કહે છે કે આ અક્ષર તારા પોતાનાજ છે ? " અલીએ જણાવ્યું કે " મારાં નામદાર રાણી, જો આપની ખાતરી થતી ન હોય તો હું આપની રૂબરૂમાંજ લખી બતાવું." રાણીએ તેવી ઇચ્છા જણાવ્યાથી તેને કાગળ ખડીઓ તથા કલમ લઇ નીચે પ્રમાણે પોતાની દુઃખી હાલતમાંનો એક ફકરો લખી કાઢયો.

" જે ખાઇમાંથી આંધળો માણસ દૂર રહે છે. તેમાં દેખતો માણસ કૂદીને પડે છે. એક અણઘડ
" આદમી જે વગર અર્થનું તોપણ મોટું મોટું ને ભપકા ભર્યું બોલી ફાવી જઇ ઉંચી પદવીએ ચડે છે
" ત્યારે એક દાનો અને અક્કલવંત વિદ્વાન પોતાની તમામ અક્કલ હુશિઆરી છતાં ધુળમાં ગોથાં ખાય
" છે. ખુદાની નિરંતર બંદગી કરનારાઓ જ્યારે કંગાળિઅતમાં રીબે છે. ત્યારે લુચ્ચાઓ ઘણી સારી
" હાલતમાં અને સુખચેનમાં મજાહ મારે છે. આપણે તો ઘણીએ ફેરફાર ઇચ્છીએ. પણ તે ખુદાવંત

" તાલાનો એવોજ હુકમ હશે કે હાલ જેમ છે તેમજ રહે તો પછી આપણી ઇચ્છા શું કરવાની હતી ?"

આ પ્રમાણે લખીને રાણી મોરજીયાનાના હાથમાં તે કાગળ મૂકયો. તેમાં લખેલા ડહાપણવાળા અને કીંમતી વિચારો તથા મોતીના દાણા કરતાં સુંદર અક્ષરોથી તેણીએ તેનાં ઘણાં વખાણ કર્યાં. વળી તે કમનસીબ જુવાનની હાલતપર દયા કરવા લાગી. તે રાણી બોલી કે " એ નાખુદા ! ગમે તો આ ગુલામ મને વેચાતો આપ અગર મને અમસ્થો આપ. આ છેલ્લી માગણી જો તું કબુલ કરશે તો તને વધારે ફાયદાકારક થઇ પડશે. " બહેરામે જણાવ્યું કે " નહિ, એ ગુલામને હું કદી પણ વેચવાનો નથી, પણ મારી પાસેજ રાખવાનો છું. "

બહેરામે આ શબ્દો એટલા તો તોછડાઇથી વાપર્યા કે રાણી મોરજીયાના ઘણીજ ગુસ્સે થઇ ગઇ. તેથી તેણી એક પણ શબ્દ બોલ્યા વગર તે ગુલામને લઇ પોતાના મહેલ તરફ તુરત ચાલતી થઇ. અને બહેરામને કહેવડાવ્યું કે " જો તું અહીંથી સાંજ સુધીમાં વહાણ હંકારી નહિ જશે, તો તારી તમામ મિલકત જપ્ત કરીશ, અને તારા વહાણને બાળી નાખીશ. " આ હુકમ મળતાની સાથેજ બહેરામ ઘણોજ દિલગીરી ભરેલા દેખાવે વહાણપર ગયો, અને હંકારી જવાની તૈયારી કરવા લાગ્યો. પવનનું તોફાન હજુ જારીજ હતું, પરંતુ રાણીના હુકમને આધીન થયા વગર છૂટકો ન હતો

રાણી મોરજીયાનાએ મહેલમાં જતાં વારજ એક ઉમદા ખાણું તૈયાર કરાવ્યું. પછી તે અલીને કહેવા લાગી કે " તું મારી પાસે બેસ ! અલી બોલ્યો કે નામદાર રાણી ! એક ગુલામ તમારા સરખી મહારાણી આગળ કદી પણ એવી બેઅદબી કરી શકે નહિ. " રાણી બોલી કે " તું આટલો વખત ગુલામ હતો, પણ હવે તું કદી પણ એમ સમજતો નહિ; વાસ્તે આવ મારા પાસે બેસ, અને તારી સઘળી હકીકત કહી સંભળાવ કારણકે તારા લખવા ઉપરથી મને એવું માલમ પડે છે કે તારી કથા જાણવા જોગ અને અજાયબી ભરેલી હશે "

શાહજાદા અલ્લીહુસેને પોતાની સઘળી કથા પ્રથમથીજ તે રાણી આગળ કહી આ વખતે તે રાણીના પાસે તેની એકની એક માનીતી શાહજાદી ખતીજા બેઠી હતી. આ શાહજાદી ઘણી ખુબસુરત વિદ્વાન અને શાણી હતી. તે બંનેએ આ સઘળી હકીકત અથઇતિ ઘણા ઉત્સાહથી સાંભળી. આ શાહજાદીએ લાડમ ને લાડમાં પોતાની માતાને જણાવ્યું કે " હે માતાજી ! તમે મને કહેતાં હતાં કે " મારી લાડકી બેટી ! હું તને તારા લાયક યોગ્ય વર સાથે પરણાવીશ " તો અનાયાસે ખુદાતાલાના મહેરબાનીથી આવો સર્વે ગુણસંપન્ન ખુબસુરત શાહજાદો આપણે ઘેર આવી પહોંચ્યો છે, માટે મને તે જુવાનની સાથે નીકા પઢાવશો. જો કદાચ તમે ના પાડશો તો હું મારા પ્રાણનો ત્યાગ કરીશ. કારણ કે મેં મારા જીગર કરતાં તેને વધારે પ્રીય ગણ્યો છે. " બેટીનાં આવાં વચન સુણી રાણી બોલી કે " મારી શાણી બેટી ! ઉતાવળી ન થા. તારી મરજી પ્રમાણે હું ચાલીશ, પરંતુ તારા કહેવા પ્રમાણે હાલ બની શકે નહિ, માટે તું ધીરજ રાખ. હાલમાં તો આ શાહજાદો આપણા ઘેરજ છે ! " પછી તે શાહજાદા પ્રત્યે બોલી કે " મારા નામદાર શાહજાદા ! આજ સુધી તો હું આ માજી લોકો તરફ દુસ્મનીનું ખોટું ડોળ ઘાલતી હતી, અને તે લોકોની ઉપર દયા લાવી તે લોકોને માફી આપતી હતી, પણ હવે તો તારૂં આવું દુઃખ સાંભળી હું એવી ચિડાઇ ગઇ છું કે તે લોકોના સામે હમેશાં લડાઇનું નગારૂં ઠોકારીશ. તું આટલા દહાડાનો ભુખ્યો છે વાસ્તે નિરાંતે ખાણું ખાઇ તારા નાસિપાસ થયેલા જીવને ખુશી કર. " શાહજાદો તેની આજ્ઞાને આધિન થઇ પેલાં તરેહવાર પકવાનો ખાવા લાગ્યો. ત્યાર પછી કેટલોક મેવો અને છેલ્લે શરાબ પી પોતાના હમેશના બંદિવાન જીવને દુઃખની બેડીમાંથી છોડાવવા લાગ્યો.

હવે ખાણું ખાઇ રહ્યા પછી તાજી હવા લેવાના ઇરાદાથી તે ત્રણે જણાં બાગમાં ફરવા નિકળ્યાં. તે બાગ ઘણો વિશાળ અને તરેહતરેહના ફુલ છોડથી ભરપૂર હતો. ઠેકાણે ઠેકાણે સડકો કાઢી તેપર બાંકડા તથા બેઠકો ગોઠવી હતી, વચ્ચે વચ્ચે ફુવારા પણ મૂકી દીધા હતા. દાડમ, જમરૂખ, નારંગી, અનનસ, સફરજન, કેળ, સીતાફળ, રામફળ વગેરે તરેહતરેહનાં ઝાડપર મોર, પોપટ, મેના, કોયલ, ચાતક,

ચકવા, કબુતર, ચાસ વગેરે સુંદર પક્ષીઓ મધુર રાગે કોલાહલ કરી રહ્યાં હતાં. આ સઘળી શોભા જોવામાં શાહજાદા અલી એટલો તો ગરકાવ થઇ ગયો કે "એક ઘડી પહેલાં હું કેવી હાલતમાં હતો તેનું ભાન પણ ન રહ્યું" ત્યારબાદ ત્રણે જણ આનંદ લઇ પોતપોતાના ઓરડામાં સુંદર બીછાનાપર સુઇ ગયાં.

આણી તરફ રાત પડવા આવી તેથી રાણીના હુકમ મુજબ પેલા નાખુદાને પોતાનું વહાણ હંકારી ચાલતા જવું જોઇએ. તેથી પેલા ખલાસીઓને હુકમ આપ્યો કે કિનારે જઇ ગમે ત્યાંથી પણ પાણી લઇ આવો. પેલા ખલાસીઓ પાણી લેવા માટે કિનારે ઉતર્યા. અને તપાસ કરતા કરતા આગળ ચાલ્યા. ચાલતાં ચાલતાં એજ બાગ આગળ આવી પહોંચ્યા, અજવાળી રાત હોવાથી આ વિશાળ બાગની અલૌકિક શોભા ગમે તેવાના હૃદયને આકર્ષણ કરતી હતી, તેથી તેઓ તે બાગમાં દાખલ થયા. છેવટે તેઓ ફરતા ફરતા બાગના મધ્ય ભાગે આવી પહોંચ્યા તેવામાં તેમની નજરે એક માણસ પડયો. તેમણે ધાર્યું કે આ માણસ આ સુંદર બાગનો બાગવાન હશે અને તેનાથી ડરીને તેઓએ પાછા નાસવા માંડયું, પરંતુ આ શખ્સે એટલી મોટી ગરજના કરી કહ્યું કે "અરે લુચ્ચાઓ ઉભા રહો? નાસો છો કેમ?" આ શબ્દો સાંભળતાંજ તે સર્વના હોશકોશ ઉડી ગયા. તેમને લાગ્યું કે આપણને જરૂર મારી નાખશે. તેમનામાં દોડવાની પણ હામ રહી નહિ. જેમ સિંહ કે વાઘની ગરજના સાંભળી ગમે તેવો ઘોડો સ્થિર થઇ ઠરી જાય છે તેમ તેઓ સઘળા ઠરી ગયા. જો કે તે તો લગભગ સાતેક જણ હતા અને આ તો એકલોજ હતો. આ માણસ જાતે કદાવર, આંખો ચાલાક ને વિકાળ તથા ભવ્ય હતો. તેણે પોતાની તરવાર ખેંચી તેમની આગળ વિજળીની ઝડપે આવી જણાવ્યું કે "તમે સાચે સાચું કહો કે આટલી રાત્રે તમે આ બાગમાં કેમ આવ્યા છો? તમે જાતે કોણ છો? અને આ દેશમાં કેમ આવ્યા છો!" પેલા લોકોએ ઘણીજ નરમાશથી કહ્યું કે "આપ શાંત થાઓ! અમે એક શબ્દ પણ જૂઠો નહિ કહીએ. તમે અમારી હકીકત સાંભળી ગમે તો અમને મારી નાખજો અગર દયા આવે તો છોડી મૂકજો." એમ કહી પોતાની દુઃખી મુસાફરીની તમામ હકીકત કહી સંભળાવી. આ હકીકત સાંભળી તેણે તેઓને માફી આપી તાકીદે નાસી જવા કહ્યું જેથી તેઓ તુરત નાસી ગયા. પછી તેઓએ પોતાના વહાણપર જઇ સઘળી બીના નાખુદા બહેરામને જણાવી તેથી તે પોતે પણ જેમ બને તેમ જલદી વહાણ ઉપાડી ચાલતો થયો.

આણી તરફ સવાર થતાં ત્રણે જણ જાગી ઉઠયાં. ખતીમા તુરતજ પોતાની માની રજા લઇ અલીની સાથે ફરવા ગઇ. તેઓ બંને જણ ખુશનુમા પવનની લહેરોમાં દરીઆની સુંદર ચોપાટીપર વાતોના તડાકા મારતા હતા. અલીની મીઠી અને સુંદર વાણીથી ખતીમા ઘણીજ ખુશી થતી હતી. આ પ્રમાણે તેઓ હમેશાં સાંજસવાર હવા ખાવા સાથે આવતાં કોઈ કોઇ વાર તો રાણી પોતે પણ આવતી હતી. તેથી ત્રણે જણ વચ્ચે ગાઢ પ્રીત બંધાઇ, તેમજ શાહજાદાના ઉંચ ગુણોની ખાતરી થઇ, તેથી પોતાની દીકરીને તેની સાથે પરણાવી પોતાની ગાદીનો વારસ કરવા નક્કી કર્યું. વળી આ શાહજાદો રાજ્યકારોબારમાં પણ રાણીને ઘણીજ સારી મદદ આપતો હતો. આવા સુંદર રસિલા અને ઉંચ ગુણોવાળા શાહજાદાને તે બંને જણાં અત્યંત ચાહવા લાગ્યાં. એક વખતે ખતીમા તથા શાહજાદો ફરતાં ફરતાં દરીઆ કિનારેથી મછવામાં બેસી આગળ ચાલ્યાં, તેવામાં એકાએક તેમણે દૂરથી એક વહાણ જોયું. તે વહાણની ટોચે સફેદ વાવટો ચઢાવેલો હતો, અને તેથી તે વહાણ કંઇ પણ સંકટમાં કોઇ મદદ માગતું હોય તેમ લાગ્યું. ખતીમાએ શાહજાદાને પૂછયું કે "આ વહાણને આપણે કેવી રીતે મદદ કરવી?" શાહજાદાએ કહ્યું કે "આપણે મછવામાંથી મોટા વહાણમાં બેસી જેમ બને તેમ તાકીદે તેની તરફ જવું જોઇએ. વળી બીજાં ખાલી વહાણોને આપણી પાછળ આવવા હુકમ કરવો જોઇએ. તે વહાણ બહુ દૂર નથી માટે આપણે જલદીથી પહોંચી જઇશું."

શાહજાદી ખતીમાએ તુરતજ પોતાના ખલાસીઓને બીજાં વહાણ લાવવા તાકીદ આપી પોતે શાહજાદાની સાથે એક વહાણમાં બેસી ઘણીજ તાકીદથી તે વહાણને હંકારવા ફરમાવ્યું. પવન ઘણો અનુ-

કુળ હોવાથી જલદીથીજ તે વહાણ પેલા વહાણની લગોલગ આવી પહોંચ્યું.

આ વખતે તે વહાણ ડુબવાની તૈયારીમાં હતું. ખલાસીઓએ ઘણીજ તાકીદથી તે વહાણનાં સઘળાં માણસોને શાહજાદાવાળા વહાણમાં સહી સલામતીથી ઉતારી લીધાં. અને પછી તેઓએ સઘળો સરસામાન પણ ઉતારી લાવ્યા. ત્યારબાદ તેઓ વહાણ હંકારી કિનારે આવવા નીકળ્યા. રસ્તામાં શાહજાદાએ તથા ખતીમાએ તેમને દિલાસા આપતાં ઘણીજ મીઠાશથી તેમની હકીકત કહેવા તેમને જણાવ્યું, તેથી તે લોકોએ પોતાની હકીકત નીચે મુજબ શરૂ કરી.

"અમારૂં વહાણ રંગુન બંદરેથી ઇરાન આવવા માટે આજથી લગભગ બારેક માસ થયાં નીકળ્યું હતું. નીકળ્યા પછી થોડા દિવસ તો પવન અનુકુળ હોવાથી અમને કંઇ પણ હરકત જણાઇ નહિ. પરંતુ ત્યારબાદ પવનના તોફાનને લીધે અમારૂં વહાણ અમારા કબજામાં રહી શક્યું નહિ. અમારા બાહોશ ખલાસી હુનાયતે ઘણીજ ચાલાકી અને અથાગ પ્રયાસ કર્યાં તેમ છતાં તે વહાણ આડે રસ્તે ચઢી ગયું. તે એટલું તો આડે માર્ગે ચઢી ગયું કે અમને ખબર પણ પડી નહિ કે અમારૂં વહાણ કયાં છે; અગર કઇ દિશામાં જાય છે તે પણ ખબર પડી નહિ. પવનનું તોફાન એટલું તો વધી પડયું કે દિવસ કે રાતનું પણ ભાન રહ્યું નહિ. કેટલાંક અઠવાડીઆં સુધી તો સૂર્ય પણ દેખાયો નહિ. આવી સ્થિતિમાં અમારા બાહોશ ખલાસીએ વહાણને ભર દરીએ લંગરવા કરી અમને પુરતી હીંમત આપી પરંતુ તે સર્વે વ્યર્થ ગયું કારણ કે પવનના જબર સપાટાએ અમારા લંગરવા કરેલા વહાણને ઉંધું નાખ્યું. આ વખતે અમારા વહાણમાં લગભગ ચાલીશ માણસો હતાં, તે સર્વે જણે પોતાના જાનનો બચાવ કરવા માટે આમ તેમ ફાંફાં માર્યાં પણ ઘણા ખરા તો પોતાના પેદા કરનારની હજુરમાં પહોંચી ગયા. પરંતુ કંઇક સારા નસીબે હું અને આ બે જણ કે જેમનાં નામ ઉમરખાન તથા શાહ મહંમદ છે તે ત્રણ જણ એક વહાણના પાટીઆને વળગી રહ્યા. અને તેના આધારે તરતા તરતા એક બેટમાં જઇ પહોંચ્યા. અમે તુરતજ કિનારે ઉતર્યાં અને અમે ઘણો લાંબો વખત પાણીમાં રહેવાથી અકળાઇ ગયા હતા તેમજ ઠરી ગયા હતા માટે કિનારાપરથી કેટલાંક લાકડાં વીણી લાવી તાપણી કરી તાપવા બેઠા. કેટલીક વારે એ બેટ હાલતો હોય એવું અમને જણાયું. અમને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું અને તેથી અમે ત્રણે જણા એકી નજરે તેની સામું જોવા લાગ્યા તો અમને જણાયું કે જેને અમે બેટ ધારી તેનાપર ઉતર્યા હતા તે તો એક મોટું પક્ષી હતું. હવે અમારે કયાં જવું તે સુઝયું નહિ. અમે ત્રણે જણા ઘણા ગભરાવા લાગ્યા તેટલામાં તે વિક્રાળ અને જંગી પક્ષીએ પોતાની પાંખો પ્રસારી અમને લઇ ઉડવા માંડયું. હવે અમે જીવવાની આશા છોડી, કારણ કે આ રાક્ષસી પક્ષી અમને કયાં ફેંકી દેશે તેની અટકળ પણ અમે કરી શકયા નહિ. અમે ત્રણે જણ એક એકને વળગીને સજ્જડ બેઠા. સારા નસીબે તે રાક્ષસી પક્ષીએ ઘણાજ થોડા વખતમાં પોતાનો મુકામ હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા તરફના નાના બેટોમાં કર્યો. તે પક્ષી જેવું બેઠું કે તુરતજ અમે ત્રણે જણ તેનાપરથી ઉતરી જમીનપર જતા રહ્યા. તેના જંગી શરીરપરથી પસાર થતાં પણ અમને લગભગ બે આખા દિવસ થયા. તેપરથી તે પક્ષી કેવું મોટું હશે તેનો ખ્યાલ આપ સાહેબ કરશો." શાહજાદી ખતીમા તેમજ શાહજાદો અલીહુસેન ઘણીજ અજાયબી વચ્ચે બોલી ઉઠયાં કે "તમારી વાત ખરેખર ન માની શકાય તેવી અજાયબી ભરેલી છે તોપણ અમે તમારા બોલવાપરથી તે ખરીજ છે એમ કબુલ કરીએ છીએ માટે હવે તમારી વાત લંબાવો." પેલા માણસે જણાવ્યું કે "અમે ઘણા દિવસના ભુખ્યા હોવાથી તેમજ અમારી પાસે પહેરેલાં કપડાં સિવાય બીજું કંઇ પણ સાધન ન હોવાથી કેટલાક દિવસ સુધી, કેટલી મુદત સુધી તે બેટમાંજ રહેવાનો ઠરાવ કર્યો. તે બેટમાં અમે મજુરીનો ધંધો કરી બે પૈસા પેદા કરવા લાગ્યા. લગભગ ચારેક માસ સુધી અમે તે પ્રમાણે ચલાવ્યું. આ દરમ્યાન અમારી પાસે ઠીક પૈસા ભેગા થયા. તેથી અમે અમારી મુસાફરી કરવાનો વિચાર કર્યો. એક દિવસ અમે દરીઆકિનારે આવી પહોંચ્યા તે વખતે આ વહાણ ઇરાન જવાને ઉપડવાની તૈયારીમાં હતું. અમે આ નાખુદા સાથે બંદોબસ્ત કરી અમારે મુકામે જઇ અમારો જુજ સામાન લઇ આવી આમાં ચડી બેઠા. કેટલાક દીવસ પછી અમારા વહાણની પાછળ એક વહાણ જોસબંધ આવતું જણાયું. તેના દેખાવપરથી તે

વહાણુ અમને પકડવા માટે આવતું હોય તેમ જણાયું, તેથી અમે અમારૂં વહાણુ બની શકે તેટલી ઝડપથી હંકાર્યું તોપણુ તે વહાણે અમારા વહાણુનો કેડો ઘણીજ ઝડપથી લીધો અને થોડા વખતપર અમારી લગોલગ આવી પહોંચ્યું. અમને માલમ પડ્યું કે તે વહાણુ ચાંચીઆ લોકોનુંજ હતું કે જેમનો ધંધો વહાણુ લૂટવાનો છે. આ ચાલાક લોકો ટપોટપ હાથમાં મોટા છરા લઇ દરીઆમાં કૂદી પડ્યા. અને એકદમ અમારા વહાણુપર ચઢી આવ્યા. અમે સઘળા ગભરાઇ ગયા, તોપણુ અમારા બાહોશ નાખુદાએ અમને ઘણીજ હીંમત આપી, તેથી અમે અમારો બચાવ કરવાને તૈયાર થયા. અમે પ્રથમતો તે લોકોને ઘણા કાલાવાલા કર્યા પણુ અમારી બોલી તેઓ સમજી શકતા ન હતા, તેથી તેમણે અમને ઉંચા કરી કરીને દરીઆમાં ફેંકવા માંડયા. અમારામાં કેટલાક જણ પોતાનાં હથીઆર લઈ તેમના સામે થઇ ગયા. હું પણુ મારી પાસેની નાની સરખી પીસ્તોલ લઇ તેમની સામે થયો. થોડીવાર સુધી જબરી રસાકશી ચાલી, પણુ છેવટે તેમણે અમારો સર્વે સામાન લઇ લીધો. અમે સર્વે નિરાશ થયા આ જંગલી લોકોએ અમને મારી નાખવાના ઇરાદાથી અમારા વહાણુની નીચે એક મોટું ગાબડું પાડયું: પછી તેઓ એકદમ પોતીકા વહાણુમાં બેસી ચાલતા થયા. તેમના ગયા પછી કેટલીક વારે અમે અમારૂં વહાણુ ચલાવ્યું પરંતુ ગાબડું પડેલું હોવાથી તેમજ પવન પ્રતિકુળ હોવાથી કિનારે પહોંચવું અશક્ય લાગ્યું. છેવટે અમારા બાહોશ નાખુદાએ અમને જણાવ્યું કે હવે કિનારો તદ્દન નજદીક છે. અને તેથી આપણે વહાણની ટોચે ધોળી ધજા ચઢાવીએ તો વખતે કોઇ વહાણુ આપણી મદદે આવી પહોંચશે. અને તે પ્રમાણે કર્યું. તેવામાં આપની નજર આ તરફ આવવાથી આપ અમારી મદદે આવી પહોંચ્યા છો તે માટે અમે સઘળા આપનો મોટો ઉપકાર માનીએ છીએ. વળી ખુદાની પાસે અરજ કરીએ છીએ કે આપની સઘળી મુરાદ બર લાવે." આ સઘળી હકીકત જાણી શાહજાદો તથા શાહજાદી ઘણાંજ દિલગીર થયાં અને જણાવ્યું કે "તમે ખુશીથી અમારી સાથે અમારે ત્યાં ચાલો, અમે તમને બનતી મદદ આપીશું." એમ કહી તેઓ તેમને પોતાની સાથે પોતાને ત્યાં લઇ આવ્યા.

રાણી મોરજીયાના ઘણો વખત થયાં પોતાની બેટી તથા શાહજાદો અલીહુસેન આવ્યાં નહિ તેથી ફીકર કરવા લાગી, તેણે તેઓની તપાસ માટે ચારે તરફ માણસો દોડાવ્યાં, પરંતુ હજુ સુધી કંઇ પણુ પત્તો લાગ્યો નહિ, તેથી ઘણી ફિકર કરવા લાગી. તેટલામાં તે વહાણુ કિનારે આવી પહોંચ્યું. રાણીએ બેટી ખતીમાને પૂછ્યું અને તેથી તેણે સઘળી હકીકત કહી સંભળાવી. રાણીએ પોતાની બેટી તથા શાહજાદાના આ કામને માટે ઘણાં વખાણુ કર્યાં. પછી તેમને પોતાની સાથે પોતાના મુકામે લઇ ગઇ ત્યાં ગયા બાદ તેણીએ તેમને યોગ્ય ખોરાક તથા કપડાં વગેરેનો બંદોબસ્ત કરી આપ્યો.

હવે રાણી મોરજીયાનાની ખાતરી થઇ કે આ શાહજાદો ખાસ ઉમરાવ કુળનો અને ઉંચા ગુણનો છે તેથી તેણીએ પોતાની બેટી ખતીમાનાં લગ્ન ઘણી ધામધુમથી શાહજાદા અલીહુસેન સાથે કર્યાં. આ લગ્નની ખુશાલીમાં તેણે પોતાના આખા રાજ્યમાં એક પખવાડીઆ સુધી મોજમજાહ ભોગવવાના હુકમ કર્યો. ઘણા ખરા બંદીવાનોને મુક્ત કર્યા. અને લાખો રૂપીઆની ખેરાત કરી.

એક વરસ સુધી શાહજાદો અલીહુસેન તથા ખતીમા ઘણાજ ખાન્થી આનંદ સાગરમાં ઝુલ્યાં. પછી તે શાહજાદીએ એક ખુબસુરત બેટાને જન્મ આપ્યો તેનું નામ નુરદીનખાન પાડયું. ત્યાર બાદ શાહજાદા અલીહુસેને પોતાના ભાઇની ખબર કાઢવાના ઇરાદાથી, તેમજ પોતાને બેહદ દુઃખ દેનાર પલા માછીઓના મુલકપર ચઢાઇ કરી તેને શિક્ષા કરવાના ઇરાદાથી મોટું જબરું લશ્કર એકઠું કરી રાણી મોરજીયાનાને સાથે લઇ સ્વારી કરી. પવન અનુકુળ હોવાથી તેઓ ઘણાજ થોડા વખતમાં ત્યાં આવી પહોંચ્યાં.

આ લશ્કરની ખબર આખા શહેરમાં પવન વેગે ફેલાઇ ગઇ. તેણે પોતાના વજીર અબદુલહુસેનને બોલાવી સલાહ લીધી. શાહજાદા અબદુલહુસેન જાતે લડાઇમાં જવાને તૈયાર થયો. અને બની શકે તેટલું લશ્કર એકઠું કરી જલદીથી રવાના થયો. રાણી મોરજીયાનાનું લશ્કર થોડે દૂર રહ્યું એટલે પોતે થોડાક માણસોને સાથે લઇ બાકીના લશ્કરને ત્યાંજ ઉભું રહેવા ફરમાવી સલાહ માટે ગયો. અને રાણી મોરજીઆનાના એક ખાસ માણસ સાથે કહાવ્યું કે "અહીંનો મુખ્ય વજીર અબદુલહુસેન આપની મુલાકાત

જીવા ઇચ્છે છે, અને તેટલા જ માટે તે આપની છાવણીમાં ઉભો છે. ” રાણી મોરજ્યાનાએ તેને એકદમ બોલાવવા પોતાના માણસને હુકમ કર્યો. હુકમ મુજબ વજીર અબદુલહુસેનને રાણી મોરજીઆનાની હજુરમાં લઇ જવામાં આવ્યો.

અબ્દુલહુસેન રાણી મોરજ્યાનાના પગે પડ્યો. શાણી રાણીએ તેને લાયક આસન આપી તે પર બેસવા ફરમાવ્યું જેથી તે બેઠો. આ વખતે શાહજાદો અલીહુસેન પણ ત્યાં હાજર હતો. બંને શાહજાદાઓ એકબીજાના સામું જોઇ રહ્યા, અને દરેકના મનમાં આવ્યું કે આ મારો ભાઇ હોવો જોઇએ તો પણ વધારે ખાત્રી કરવાના હેતુથી તેઓ બંને શાંત રહ્યા, કારણ કે દરેકની આ વખતની સ્થિતિ ઘણીજ બદલાઇ ગઇ હતી. દરેક જણ પોતાનો ભાઇ હયાત હશે કે કેમ ? તે વિશે પણ શકમંદ હતા.

વજીર અબદુલહુસેને જણાવ્યું કે—“ ઓ નામદાર રાણી ! તમારે અમારા રાજ્યપર ચઢાઇ કરવાનો શો સબબ છે ? જો અમારો અગર અમારી પ્રજાનો કંઇ પણ જાણે અજાણે ગુનોહ થઇ ગયો હોયતો તે બદલ અમને માફી આપશો. ” રાણીએ જણાવ્યું કે “ હું કઇ પણ કોઇનું વેર લેવા આવી નથી, હું તો તમારા પાદશાહની સાથે નેકદોસ્તી ધરાવું છું, પરંતુ આ અમારો જમાઇ અલીહુસેન કે જે પહેલાં બાજી શોકનો ગુલામ હતો અને જે મેં બહેરામ નામના નાખુદા પાસેથી બળાત્કારે લીધો હતે તેને તેઓએ બેહદ દુઃખ આપ્યું છે માટે તેને પકડી શિક્ષા કરવાના હેતુથી હું અહીં આવી છું ” આ વચન સાંભળતાંજ અબ્દુલહુસન પોતાના પ્રિય ભાઇ અલીહુસેનને ઘણાજ પ્રેમથી વળગી પડ્યો. અલીહુસેન પણ તેને એટલાજ પ્રેમથી વળગી પડ્યો. આ પ્રમાણે બંને ભાઇઓનું એકાએક મળવું થવાથી તેમના હર્ષનો પાર પણ રહ્યો નહિ. તેમની આંખોમાં પ્રેમાશ્રુ આવી ગયાં અને કેટલોક વખત સુધી તો સ્તબ્ધ થઇ ગયા. રાણી મોરજીઆનાને પણ ઘણાજ આનંદ થયો. ત્યાર પછી અબદુલહુસેન પોતાના ભાઇ તથા રાણીને ઘણાજ માનમરતબા સાથે પોતાના શહેરમાં તેડી લાવ્યો. માજીઓના પાદશાહને ત્યાં તેઓ લગભગ ત્રણ અઠવાડીઆં રહ્યા. અને આ સઘળો વખત તેઓએ ઘણાજ આનંદમાં ગુજાર્યો.

સુલતાન પીરમહંમદ કે જે પોતાના બે શાહજાદાઓને મરી ગયેલા ધારતો હતો, અને તેમના મોતનું કારણ પોતે જ થઇ પડ્યો હતો તે દિવસે દિવસે સૂકાતો ગયો, તેનું મન હમેશાં ચિંતાતુર રહેવા લાગ્યું, અને રાજ્યકાજમાંથી તેનું મન વ્યગ્ર રહેવા લાગ્યું. થોડા વખતમાં તો તેના શરીરની સ્થિતિ એવી થઇ ગઇ કે હવે તેનો જાન જશે એમ જણાયું. તેથી તેના વૃદ્ધ વજીરે તેને ઘણોજ દિલાસો આપવા માંડ્યો. સુલતાને જણાવ્યું કે “ મારા શાણા વજીર ! આ દુનીઆમાં મારા જેવો દુષ્ટ અને હત્યારો બાપ કોઇ પણ થયો નહિ હોય કે જેણે નાપાક ઓરતપર વિશ્વાસ રાખી પોતાના ગુણીયલ અને નિર્દોષી દીકરાઓનાં ખૂન કર્યાં હોય. મારા જીવતરને ધિક્કાર છે. હે ખુદા મને હજારો હાથના ઉંડા દોજખમાં નાખી મારા ઘોર પાપનો બદલો આપ. હું હવે આ દુનીઆમાં રહેવાને લાયક નથી, ” દાના વજીરે જણાવ્યું કે “ મારા નેક નામદાર ! આ શોક કરવાથી કંઇ પણ ફાયદો નથી. જે વાત બની ગઇ તેનો શોક કરી સંભારવાથી પોતાના દુઃખમાં ઘટાડો થવાને બદલે ઉલટો વધારો થાય છે, માટે ખુદાની મરજીને આધિન થઇ ધીરજ ધરો. ” સુલતાને જણાવ્યું કે “ હવે હું ખાત્રીપૂર્વક કહું છું કે મારો કાળ નજદીક આવી પહોંચ્યો છે અને તેથી મારું સઘળું રાજ્ય તનેજ સોંપું છું. તું નેકન્યાયથી આ રાજ્ય ચલાવીશ એવી મને આશા છે. ” દાના વજીરે જાણ્યું કે “ સુલતાન નક્કી મરી જશે. તેને તેના પાપનો પુરેપુરો પસ્તાવો થાય છે. હવે મરી ગયેલા શાહજાદા શી રીતે જીવતા થાય ? પરંતુ લાવ ! વખતે કંઇ કારભારે તે ઉમરાવે જીવતા રાખ્યા હોય તો તેને બોલાવી ખાતરી કરું ” એમ વિચારી તેણે તે ઉમરાવને બોલાવવા મોકલ્યો. તે આવી પહોંચ્યો ત્યારે તેને એકાંતમાં લઇ જઇ ઘણો દિલાસો આપી શાહજાદાઓની ખરી હકીકત કહેવા સુચવ્યું. વૃદ્ધ વજીરના વચનપર વિશ્વાસ રાખી તેણે સઘળી હકીકત સાચે સાચી કહી દીધી. આથી વજીરે તે શાબાશી આપી વિદાય કર્યો. પછી વજીર સુલતાનની પાસે ગયો અને તેને દિલાસો આપતાં સઘળી હકીકત જણાવી. પ્રથમ તો સુલતાને માન્યું નહિ, પણ જ્યારે વજીરે સોગન પૂર્વક જણાવ્યું ત્યારે સુલતાનને ઘણોજ આનંદ થયો. તેણે તે ઉમરાવનો ઘણો ઉપકાર માની પોતાના નિર્દોષી શાહજાદાઓના જાન બચાવ્યા બદલ મોટી જાગીર આપી.

ત્યાર બાદ પોતાના હાના વજીરને રાજ્યનો તમામ કારોબાર સોંપી કેટલાક વિશ્વાસુ સરદારોને સાથે લઇ પોતે શાહજાદાઓની ખોળમાં નીકળી પડયો તેણે ઠરાવ કીધો હતો કે જો શાહજાદાઓનો પત્તો ન લાગે તો તેણે પોતાના દેહનો ત્યાગ કરવો. સુલતાન દેશેદેશ ને ગામે ગામ ફર્યો. તો પણ શાહજાદાઓનો પત્તો લાગ્યો નહિ. તેથી પોતાનો ઠરાવ અમલમાં મૂકવાને સુલતાન તૈયાર થયો. પણ તેના વિશ્વાસુ સરદારોએ તેને તેમ કરતાં અટકાવી ફરીને તપાસ કરવા સુચવ્યું. છેવટે ફરતા ફરતા તેઓ માજીઓના રાજ્યમાં આવી પહોંચ્યા. ત્યાં તેઓ કેટલાક દિવસ રહ્યા પછી તેમના જાણવામાં આવ્યું કે આ રાજ્યના મુખ્ય વજીરનું નામ અબ્દુલહુસેન છે. અને તે કોઇ મોટા પાદશાહનો શાહજાદો થાય છે. આ બાબતની ખાતરી કરવા માટે તે સુલતાન કે જે સાધારણ વેશમાં હતો તે પોતાના ઉમરાવો સાથે દરબારમાં આવ્યો. આ વખતે માજીઓના પાદશાહ તથા રાણી મોરજીવાના તથા શાહજાદો અબ્દુલહુસેન અને અલીહુસેન પણ બિરાજેલા હતા. સુલતાન પીરમહંમદે આવી તેમને નમન કર્યું. રાજા રાણીએ તેનો યોગ્ય સત્કાર કરી આસન આપ્યું. ત્યાર બાદ બીજા અમીર ઉમરાવો જે તેની સાથે હતા. તે સઘળાઓને તેમને લાયક આસન આપ્યા.

શાહજાદા અબ્દુલહુસેન તથા શાહજાદા અલીહુસેને પોતાના વૃદ્ધ અને પ્રિય બાપને તરત ઓળખી કાઢયો તેથી તેઓ બંને જણા ઉઠી તેના પગે પડયા. આ જોઇ રાજા રાણીને ઘણીજ નવાઇ લાગી. સુલતાન પણ પોતાના બંને બેટાઓને ઘણાજ હર્ષથી ભેટી પડયો. ઘણે વરસે પોતાની મુરાદ બર આવી જાણી ખુદાનો અત્યંત ઉપકાર માન્યો.

રાણી મોરજીવાના પુછવાથી શાહજાદા અલીહુસેને સઘળી હકીકત જણાવી જ્યારે તે રાજા રાણીએ જાણ્યું કે આ સાધારણ વેશમાં આવેલો પુરૂષ તો બુખારાનો પ્રખ્યાત સુલતાન પીરમહંમદ છે, ત્યારે તે બંને જણાંએ તેને ઘણાજ આદરસત્કારથી નમન કરી માન આપ્યું. અને તુરતજ તેને લાયક પોશાક લાવી પહેરાવ્યો. પછી પોતાની સાથે એકજ આસને બેસાડયો.

આ બનાવથી માજીઓના આખા રાજ્યમાં આનંદ આનંદ થઈ રહ્યો. અને તેની ખુશાલીમાં અલીહુસેનને દુઃખ દેનાર બુઢા માજીઓને બોલાવી સખત ઠપકા સાથે માફી આપી.

ત્યાર બાદ રાણી મોરજીવાના પોતાના જમાઇ શાહજાદા અલીહુસેનને સાથે લઈ પોતાને દેશ ગઇ. ત્યાં જઇ તેણીએ પોતાની વૃદ્ધાવસ્થા થવાથી સઘળો કારોબાર અલીહુસેનને સોંપી રાજ્યાભિષેક કરી ગાદીએ બેસાડ્યો તેણે ઘણીજ સારી રીતે રાજ્ય ચલાવ્યું.

રાણી મોરજીવાનાના ગયા બાદ સુલતાન પીરમહમદે પોતાના શાહજાદા અબ્દુલહુસેનને સાથે લઇ પોતાના દેશ તરફ પાછા ફરવા વિચાર કર્યો, પરંતુ માજીઓના પાદશાહે ઘણાજ આગ્રહથી જણાવ્યું કે "મારે પેટે કંઇ પણ ફરજંદ નથી, તેથી મારા રાજ્યના વારસ તરીકે શાહજાદા અબ્દુલહુસેનને ઠરાવું છું. સુલતાન પીરમહમદને અબુનસર નામે એક દીકરો, કે જે આ બે શાહજાદાઓએ પોતાનો મુલક છોડયો તે વખતે માત્ર પાંચેક માસનો હતો તે હયાત હોવાથી માજીઓના પાદશાહની આ માગણી તેણે સ્વીકારી. આ રીતે પોતાના બંને દીકરાઓ મોટા મોટા રાજ્યના વારસ થવાથી જોઇ સુલતાન ઘણોજ ખુશી થયો. છેવટે પોતાના દેશમાં જવા માટે માજીઓના રાજાની રજા માગી નીકળ્યો, અને કેટલીક મુદતે પોતાના રાજ્યમાં આવી પહોંચ્યો. પોતાના સુલતાન પીરમહંમદને આવેલો જોઇ તમામ પ્રજા તેમજ અમીર ઉમરાવો ઘણા ઠાઠમાઠ સાથે લેવાને સામે ગયા. અને ઘણીજ ધામધુમથી પોતાના રાજ્યમાં તેડી લાવ્યા

પછી સુલતાને સઘળી હકીકત કહી સંભળાવી તેથી તમામ પ્રજાને ઘણો હર્ષ થયો. આ વખતે નુરમહાલબેગમને તથા ચાંદમહાલબેગમને પણ પોતાના દુષ્ટ કર્તવ્યની પુરેપુરી સજા થઇ ગઇ હતી. તેઓનાં પાપી અંતઃકરણ હવે શુદ્ધ થયાં હતાં. તેથી તેમજ બુખારાની પ્રજાના અતિ આગ્રહથી છુટી કરવામાં આવી, તોપણ સુલતાન પીરમહમદે તો તેઓનો ત્યાગ હમેશને માટેજ કર્યો હતો. આ બે દુષ્ટ બેગમોએ છુટા થયા બાદ સાથે રહી પોતાનું સઘળું આયુષ્ય ખુદાની બંદગી કરી પાક રીતે ગુજાર્યું.

માજીઓના પાદશાહે પણ પોતાની વૃદ્ધાવસ્થા થવાથી પોતાનો મુગટ શાહજાદા અબદુલહુસેનને માથે મૂકી સઘળો કારોબાર તેને સોંપી દીધો. આ શાહજાદાએ પણ ઘણી સારી રીતે રાજ્ય ચલાવી પોતાના આખા રાજ્યમાં મુસલમાની ધર્મ સ્થાપ્યો.

હિંદના સુલતાનને તેમજ બેગમ દીનારજાદીને આ વાર્તા ઘણીજ પસંદ પડી. તેપરથી શાહજાદીએ જણાવ્યું કે "જો આપ નામદાર હજુ પણ મને જીવતી રાખવા હુકમ ફરમાવશો, તો હજુ પણ આથી ઘણી સરસ વાર્તા કહી સંભળાવીશ." સુલતાને તેમ કરવા મરજી જણાવ્યાથી સુલતાના શહેરાજાદીએ નીચે મુજબ નવી વાર્તા શરૂ કરી.

# વજીરપુત્ર સિકંદરશાહ તથા તેની પ્યારી બાનુ મરીયમની વાર્તા.

તિગ્રિસ અને યુફ્રેતીસ નદીઓના સંગમપર બસરા નામે એક પ્રખ્યાત બંદર અગાઉના વખતમાં ઘણુંજ નામીચું હતું. દેશ પરદેશથી હજારો વહાણો તરેહ તરેહનો માલ લઇ ત્યાંના બારામાં દાખલ થતાં હતાં, તેમજ આ બંદરના સાહસિક વેપારીઓ નિડરપણે પોતાનાં કીમતી વહાણો ઘણે દૂર દેશ હંકારી જતા હતા. આ બંદરનાં મોટાં બજારોમાં અસંખ્ય દુકાનો તરેહ તરેહના માલથી ભરપુર હતી. બજારના રસ્તા ઘણે ભાગે સીધા અને પોહોળા હતા. તેની સુંદર સડકોપર પાણી છંટાતું હતું. રાત્રે રોશનીને માટે ઠેકાણે ઠેકાણે ભપકાદાર ફાનસો ગોઠવી દીધાં હતાં. શહેરની આજુબાજુ મોટા બાગબગીચા તથા પુષ્કળ હમામખાનાં હતાં, જેમાં સાંજ સવાર અસંખ્ય મોજીલાં સ્ત્રી પુરુષો આનંદની લહેર લેતાં હતાં અહીંના સાહસિક વેપારીઓ પાસે પુષ્કળ ધન હતું. કેટલાક વેપારીઓ તો કરોડોપતિ હતા. આ શહેરની તમામ પ્રજા જુદી જુદી જાતની વિદ્યાકળામાં પ્રવીણ હતી. સંગીતવિદ્યાને માટે તો તે આખી દુનીઆમાં મશહુર હતું. તે સિવાય કાજીઓ, હકીમો શિલ્પશાસ્ત્રીઓ, સુંદર વક્તાઓ, અને નાટકકારોથી આ શહેર ભરપુર હતું. આવા ભવ્ય અને સુંદર શહેરમાં લતીફખાન નામે સુલતાન રાજ્ય કરતો હતો.

આ સુલતાનની ઉમર લગભગ ૨૦ વરસની હતી. પોતાના પિતા દિલાવરખાનના વખતથી તે ઘણોજ લાડમાં ઉછર્યો હતો, કારણ કે દિલાવરખાનને આટલોઆજ પુત્ર હતો. નાનપણથીજ અતિશય લુખાં લાડમાં ઉછરવાથી ઘણોજ સ્વછંદી થયો હતો. વળી જુવાનીના મદમાં ચઢી ગયો હતો. કાચી ઉમરમાં પોતાના પિતાનું મરણ થવાથી રાજ્યની તમામ લગામ પોતાને હાથ આવી.

આ સુલતાની પાસે અબુમફર નામે એક દાનો અને વૃદ્ધ વજીર હતો. દિલાવરખાનનો આ વજીર પર પુર્ણ વિશ્વાસ હતો તેથી તેણે મરતી વખતે પોતાના શાહજાદાની તથા પોતાના રાજ્યની તમામ સુપરત આ નેક વજીરને કરી હતી. આ વૃદ્ધ વજીર હરમેશ સુલતાનને ઘણી ઘણી રીતે સમજાવતો હતો. આ વજીર ઘણોજ પ્રમાણિક, ઉદાર, માયાળુ, ખંતીલો, દૃઢ, પરાક્રમી અને વિદ્વાન હોવાથી શહેરની તમામ પ્રજાની તેનાપર ઘણીજ પ્રીતિ હતી, તેમજ તેના દરબારના તમામ અમીર ઉમરાવો તેના પર ફીદાફીદા રહેતા હતા. જુવાન સુલતાન જો કે ઘણોજ અભિમાની તથા મગરૂર અને સ્વછંદી હતો તો પણ આ વૃદ્ધ વજીરની સલાહ સ્વીકારતો, કારણ કે નાનપણથીજ એક પુત્રની માફક ઉછરવાથી વજીરનો તેના પર સારો દાબ હતો.

આ સુલતાનના દરબારમાં જલાલ કરીને એક મોટો ઉમરાવ હતો. જે હમેશાં પોતાનો સ્વાર્થ સાધવામાં જ તથા અદેખાઇ કરવામાં જ મચ્યો રહેતો. અબુમફર કે જેનાપર આખા બસરા શહેરની તમામ પ્રજા ફીદાફીદા હતી તેનાપર આ નાપાક ઉમરાવ અતિશય વેર રાખતો. અને લાગ આવે ત્યારે જુવાન સુલતાનને ભંભેરવામાં બાકી રાખતો નહિ.

આ નાપાક જલાલ પાસે પુષ્કળ પૈસા હતા, પરંતુ તે એટલો તો કંજુસ હતો કે પોતાની જાત માટે પણ પુરતા પૈસા વાપરતો નહિ, ત્યારે સખાવત તો ક્યાંથી જ કરે ? વળી ગમે તેવા સારા માણ-

અને તે ધિક્કારતો હતો આવા નિમકહરામ માણસપર તમામ પ્રજા નારાજ હોય તેમાં કંઇ પણ નવાઇ નહી.

વૃદ્ધ વજીર જ્યાં સુધી જીવ્યો ત્યાં સુધી તો સુલતાન લતીફખાંએ સારી રીતે અમલ કર્યો. પરંતુ વજીરના મરણ કેડે તેનાપર કોઇનો દાબ રહ્યો નહિ, અને તેથી દિવસે દિવસે બગડતો ગયો.

વૃદ્ધ વજીરના મરણ પાછળ પેલા જલાલનું જોર દિનપ્રતિદિન વધતું ગયું. સુલતાનનો તે માનીતો થઇ પડયો. આ નિમકહરામ ઉમરાવે સુલતાનને આડે રસ્તાં જતાં બિલકુલ રોકાયો નહિ ઉલટો તે તેને એવા કામમાં મદદ કરવા લાગ્યો આથી શહેરની તમામ રૈયત ઘણી દુઃખી થવા લાગી અને મરહુમ વજીર અબુબક્કરને સંભાળી સંભાળીને તેના ઉત્તમ ગુણોની પ્રશંસા કરવા લાગી.

આ નામદાર ઉમરાવે અબુબક્કરપર વેર લેવાનું નક્કી કર્યું, કારણકે તેની હયાતીમાં તેમજ તેના મરણ પછી પણ તમામ પ્રજા તેને બેહદ પ્યારથી ચહાતી હતી તે આ અદેખા ઉમરાવથી ખમી શકાયું નહિ. આ નેક વજીરને સિકંદર નામે એક બેટો હતો, તેનામાં પણ તેના પિતાના જેવા ઉમદા ગુણોએ જ વાસ કર્યો હતો, પરંતુ તે તેના બાપ કરતાં વધારે મોજીલો તથા ઉદાર હતો તેના પિતાએ પોતાની હયાતીમાં ઘણી વખતે તેને શિખામણ આપી હતી, પરંતુ તેની આ ટેવો દિનપરદિન વધતી ગઇ તેના બાપના મરણ પછી તો આ ટેવો હદપાર વધી ગઇ. તે રોજ જુદી જુદી તરેહની મોજમજા મારવામાં તેમજ સખાવત કરવામાં પુષ્કળ પૈસા વાપરવા લાગ્યો. તેની ખુબસુરત અને બાહોશ બાનુ મરીયમ તેને વખતો વખત સમજાવતી તેમ જ તેનો વિશ્વાસુ કારભારી નસરવાન તેને વારંવાર કહેતો તોપણ તેણે પોતાની મોજમજા ! કે સખાવતમાં કંઇ કસર કરી નહિ.

આવા ઉદાર શખ્સની પાસે મફતીઆ અને હાજીહા કરનારા હજારો જણ આવવા લાગ્યા, અને તેઓ તેને ફોલીફોલીને ખાઇ ગયા. તેના બાપ પાસે જે અથાગ દ્રવ્ય હતું તે દ્રવ્યનો ઘણોખરો ભાગ તો બાર માસની અંદર ખુટી ગયો. હવે તેની પાસે જુજ દ્રવ્ય હતું. જે ભાગ્યે જ ત્રણેક મહિના ચાલે તેમ છતાં સિકંદરની નજર ઉઘડી નહિ. એક વખત તેની ચતુર બાનુએ કહ્યું કે " મારા પ્યારા સાહેબ ! તમારી પાસે હવે ઘણાજ થોડા પૈસા છે, માટે તમે તમારો ખરચ કમી કરો, નહિ તો તમે ઘણીજ મુશીબતમાં આવી પડશો." તેણે જવાબ આપ્યો કે " મારી પ્યારી ઓરત ! તું મને આવી નકામી વાત કરી કાયર ન કર ! મને મારા પિતાના વખતમાં બહુજ કંજુસાઇથી રહેવું પડતું હતું હવે હું સ્વતંત્ર થયો છું માટે મને મારી મરજી પ્રમાણે મોજમજા મારવા દે, તેમાં તું આડે ન આવ " આ સાંભળી તેણી શાન્ત રહી, કારણકે તેણીએ પોતાના ધણીની મરજી સાચવવાને નક્કી કર્યું હતું. આ બધી બાનાથી પેલો અદેખો જલાલ સારી રીતે વાકેફગાર હતો.

એક વખત તે નાપાક ઉમરાવ જલાલ પોતાના જુવાન સુલતાનને સાથે લઇ વેશ બદલી ફરવા નીકળ્યા. તેઓ ફરતા ફરતા નદીપર આવી પહોંચ્યા. ત્યાં તેમણે એક ધોબીને લુગડાં ધોતો જોયો. આથી તે બંનેને ઘણી નવાઇ લાગી, કારણકે આ વખતે અરધી રાત વીતી ગઇ હતી, તેઓ બને જણ તે ધોબીની પાસે આવી પહોંચ્યા. ધોબી તેમને ઓળખી શક્યો નહિ, કારણકે વેષ બદલેલો હતો; તેથી બીકથી નાસવા લાગ્યો સુલતાને તેને તેમ કરતાં અટકાવ્યો. અને પછી પોતે કોણ છે તે જણાવી આટલી મોડી રાત્રે શા માટે કપડાં ધુએ છે તે કહેવા ફરમાવ્યું. ધોબીએ જ્યારે જાણ્યું કે આ તો નામદાર સુલતાન છે ત્યારે તે તેના પગે પડયો ને બોલ્યો કે " મારા નામદાર સુલતાન ! આ લુગડાં આપણા મરહુમ વજીર અબુબક્કરના બેટા સિકંદરશાહની ઓરત મરીયમનાં છે. તે બાનુ ઘણીજ ખુબસુરત છે. આ દુનિઆમાં તો શું પરંતુ બીજી દુનીઆમાં પણ તેના જેવી ખુબસુરત ઓરત ભાગ્યે જ હશે ! તેણીના પોશાકમાં એટલી તો ખુશબો છે કે દિવસે તો ભમરા તેનાપર ગુંજારવ કરી મુકી બિલકુલ ધોવા દેતા નથી, તેથી તેણીનાં કપડાં રાત્રેજ ધોવાં પડે છે મારા ગુનાની મને માફી આપશો." સુલતાન આ વાતથી ઘણો અજાયબ થયો. તેના મનમાં એમ થયું કે મારા જેવા સુલતાનના ઘેર પણ એવી બાનુ નથી અગર એવી શાહેબી નથી માટે નક્કી તે બાનુને મારા જનાનખાનામાં દાખલ કરવી. આવા વિચારની સાથે જ તે જલાલને લઇ ચાલતો થયો.

જલાલ બાદશાહના ચહેરાપરથી તરત જ સમજી ગયો કે " સુલતાન તે બાઈપર મોહિત થયો છે, તેથી તેણે પોતાનો વિચાર પાર પાડવાના ઈરાદે વખત વિચારી જણાવ્યું કે " નામદાર શાહ! હું સાચે સાચું કહું છું કે તે ઓરત તો આપ જેવા સુલતાનને લાયક છે: મેં એક દિવસ તેણી તેના મહેલના ઝરૂખામાંથી જોઈ હતી, ત્યારથી જ મારી તો મરજી થઈ હતી કે આપ નામવરને તે વાત જણાવું; પરંતુ આપના વૃદ્ધ વજીરના બેટાની ઓરત હોવાથી હું આપને કંઈ પણ કહી શક્યો નહિ કારણકે કદાચ તમે મારાપર નાહક ગુસ્સે થાઓ. " જલાલનાં આ વચન સાંભળી સુલતાન બોલ્યો કે " મારા વહાલા જલાલ! હું તને સાચે સાચું કહું છું કે હું તને જેટલા અંતઃકરણથી ચાહું છું તેટલા અંતકરણથી તે વજીરને ચહાતો નથી, ફક્ત તે વૃદ્ધ હોવાથી તેમજ મારા બાપનો માનીતો હોવાથી હું તેને માન આપતો હતો. હવે તો તે મરી ગયો છે. વળી તેનો બેટો સિકંદર આપણે ત્યાં નોકર પણ નથી માટે તેની પાસેથી તે નાજુક બાનુ લઈ લેવી જ જોઈએ

જલાલે જણાવ્યું કે " નામવર આપનું કહેવું બરાબર છે, પરંતુ તે ઓરતને કંઈ પણ યુક્તિથી લવાય તો ઠીક. નહિતો લોકોમાં આપણી અપકીર્તિ થાય. " શાહે કહ્યું કે " મારા વહાલા જલાલ! તું કહે કે આપણે શી યુક્તિ કરવી ? વળી તે યુક્તિ કામે લગાડવા પહેલાં એકવાર તે બાનુને હું નજરે જોવા ઈચ્છું છું, માટે મને તે બતાવ. " સુલતાનનાં આ વચનો સાંભળી જલાલે જણાવ્યું કે " મારા નામવર શાહ! આ કામમાં તમારે ઘણી ધીરજ રાખવી પડશે. મારી ઇચ્છા એવી છે કે આપના દરબારમાં સિકંદરને બોલાવી એક ઉમરાવનો પદવી આપવી, અને તેમનાપર અત્યંત પ્રિતિ બતાવવી, તે તદ્દન ભોળા મનનો છે. માટે તે આપણા ફંદામાં ઝટ ફસાઈ જશે. તે આપણા દરબારમાં આવતો જતો થવાથી તેની ખુબસુરત બાનુને આપના જનાનામાં બેગમો પાસે આવવાને વાંધો પડશે નહિ અને તે નિમિત્તે તમે તેને જોઈ શકશો. ત્યાર પછી આપણે શા ઈલાજ લેવા તે તમને તે વખતે બતાવીશ; પરંતુ આ વાત ઘણીજ ગુપ્ત રાખવાની છે; જો સિકંદરને કંઈ પણ વહેમ પડશે, તો આપણી તમામ મહેનત નિષ્ફળ જતાં સઘળી આશા ધુળધાણી થશે " પાદશાહને આ વાત ઘણીજ પસંદ પડી તેથી બીજે દિવસે સવારમાંજ પોતાના ખાસ માણસને હુકમ આપ્યો કે આપણા મરહુમ વજીર અબુનસરના બેટા સિકંદરને મારી હજુર બોલાવી લાવ!

હુકમ મળતાંજ શાહબાજ સિકંદરને તેડવા ગયો. આ વખતે સિકંદર પોતાના દિવાનખાનામાં પોતાના મોજીલા મિત્રો સાથે મોજમજા ઉડાવતો હતો. શાહબાજે આવી ઘણીજ નમ્રતાઈથી પગે પડી સલામ કરી. સિકંદરે તેને તુરતજ ઓળખી કાઢ્યો કારણ કે પોતાના પિતાના વખતમાં તે ઘણી વખત પોતાને મુકામે આવતો જતો હતો. સિકંદરે તેને બેસવાનું કહી જણાવ્યું કે " આજે ઘણો લાંબો મુદતે તારું આવવું કેમ થયું છે ? જો કંઈ પણ કામ હોય તો ખુશીથી કહે. " શાહબાજે કહ્યું કે " આપને નામદાર શાહ પોતાની હજુરમાં બોલાવે છે, માટે પધારો. " શાહ તરફથી ઓચિંતું તેડું થવાથી તે તેમજ તેના મહેમાનો, ને મોજીલા મિત્રો પણ ચમક્યા. તેણે પૂછ્યું કે " મને શાહ શા કામે બોલાવે છે તે તારી જાણમાં હોય તો જણાવ. " શાહબાજે કહ્યું કે " મને તે વાતની પુરતી ખબર નથી, પરંતુ એટલું તો ખરું કે આજે એક વરસ થયાં તમે નામદારને મળ્યા નથી, માટે તમને મળવા માટે ખાસ બોલાવે છે. મને હુકમ આપ્યો છે કે અબીને અબી લઈ આવ. માટે ચાલો તૈયાર થાઓ. સિકંદરે પોતાના મિત્રોની રજા લઈ પોતાના ખાનગી રૂપમાં જઈ પોશાક પહેરવા માંડ્યો તે પોશાક પહેરીને પાછો આવ્યો ત્યાં સુધી તેના મિત્રો ત્યાંજ બેસી રહ્યા. તેઓ શાહબાજ સાથે વાતોના તડાકા મારતા હતા. ત્યાર બાદ તેઓ બધા ઉઠયા અને મિત્રો મિત્રોના ઘેર ગયા. સિકંદર શાહબાજની સાથે દરબારમાં જવા નીકળ્યો.

સિકંદરે શાહ સુલતાનના પગમાં માથું મુક્યું. સુલતાન તેને હાથ ઝાલી ઉઠાડી લઈ ખુબ હેતથી ભેટયો. પછી પોતાની પાસેના એક સુંદર આસનપર તેને બેસાડયો. ત્યારબાદ શાહે જણાવ્યું કે " મારા પ્યારા સિકંદર તારા વૃદ્ધ પિતાના મરણ પછી તું આજેજ દેખાયો ! તારા પિતાને લગભગ એક વરસ ઉપરાંત થયું હશે, તે દરમ્યાન એક દિવસ પણ તું મારી પાસે આવ્યો નથી, તારા પિતા ઘણાજ વિશ્વાસુ

અને નિમકહલાલ હતા. તેમણે રાજ્યની જે સેવા બજાવી છે તેવી સેવા હવે કોઇ પણ બજાવે તેમ લાગતું નથી. મને એમ લાગે છે કે તારામાં તારા પિતાના જેવા ઉમદા ગુણો હશે; અને તેથી આજથીજ હું તને એક મોટા ઉમરાવની પદવીપર નીમું છું. મને આશા છે કે તું પણ તારા પિતાની માફક રાજ્યભક્ત થઇ નિમકહલાલીથી નોકરી કરીશ" એમ કહી તેને એક સરસ તલવાર, ઉમદા કટાર, અને ઉંચો પોશાક બક્ષીસ કરી દર માસે હજારનો પગાર આપવા ફરમાવ્યું. સિકંદરે પોતાના આસનપરથી ઉઠીને તે સિરપાવ ઘણીજ નમનતાઇથી લીધો. પછી પોતે બોલ્યો કે "મારા કદરદાન શાહ ! આપે મારાપર જે બેહદ પ્રીતિ દર્શાવી છે. તેને માટે આપના હજારો ઉપકાર માનું છું મારા નેક પિતાની માફક હું પણ ખરા રાજ્યભક્ત તરીકે વર્તીશ, ખુદા આપને હમેશાં સલામત રાખે એવું હું ઇચ્છું છું. વળી મારાપર આપની જેવી પ્રીતિ હાલ છે તેવીજ પ્રીતિ હમેશ કાયમ રહે એટલુંજ હું નેક ખુદા પાસે માગું છું." ત્યાર બાદ બીજી કેટલીક વાતચિત કર્યા બાદ સુલતાનની રજા લઇ સિકંદર પોતાને મુકામે આવવા નીકળ્યો.

રસ્તામાં ચાલતાં સિકંદરના મનમાં પોતે આજ સુધી શાહને મળવા પણ ગયો નહિ, માટે ઘણો અફસોસ કરવા લાગ્યો. આવા કદરદાન સુલતાન તો થોડાજ હશે. તેમ એને લાગ્યું, કારણ કે તે તો એમજ માનતો હતો કે મારા પિતાની નેક નોકરીની કદર જાણી મને આવી મોટી જગોપર નીમ્યો છે.

આ પ્રમાણે વિચાર કરતો કરતો પોતાના મુકામે આવી પહોંચ્યો. આ વખત તેની બાનુ મરીયમ તેની રાહ જોતીજ બેઠી હતી પોતાના પ્રિયને જોતાં વારજ તેણી એકદમ ઉઠી અને તેને ઘણીજ આતુરતાથી પૂછવા લાગી કે "મારા પ્યારા ખાવિંદ નામદાર શાહે તમને કેમ બોલાવ્યા હતા ? કોઇ દિવસ નહિ અને આજેજ બોલાવવાનું ખાસ પ્રયોજન શું હતું ! તે મહેરબાનીની રૂહે જણાવશો" પોતાની પ્રિયાના આવાં વચન સાંભળી સિકંદર મોટા ઉલ્લાસથી બોલી ઉઠ્યો કે "મારી પ્યારી દિલબર ! હું આજસુધી શાહને મળવા પણ ગયો નહિ, તેમ છતાં મારી ભૂલોને પર કંઇ પણ ન લાવતાં તે કદરદાન શાહે આજે મને ઘણોજ સત્કાર આપ્યો. વળી મારા પિતાની નિમકહલાલ નોકરીની કદર કરી મને કીંમતી ઇનામ તથા એક હજારનો માસિક પગાર બાંધી આપી મોટો ઉમરાવ બનાવ્યો. આવા કદરદાન બાદશાહ ઘણાજ થોડા હશે !" તેમ કહી પોતાને મળેલો સિરપાવ બતાવ્યો. શિરપાવ જોતાંજ મરીયમને જણાયું કે આવો ભારે સિરપાવ તેમજ આવી મોટી જગો આપવાનું કંઇ પણ ખાસ કારણ હોવું જોઇએ, તેથી તે બોલી કે "મારા પ્યારા ખાવિંદ ! શાહે તમારાપર આટલી બધી મહેરબાની કરી તે માટે હું ખુદાનો તેમજ નામદાર શાહનો મોટો ઉપકાર માનું છું. તોપણ મારે જણાવવું જોઇએ કે તમારા પિતાના મરણ પછી આટલી લાંબી મુદતે કંઇ પણ કારણ સિવાય તમારા પર એકાએક આટલી મોટી મહેરબાની દેખાડવામાં તેને કંઇ પણ ગુપ્ત હેતુ હોવો જોઇએ તમારા પિતા ઘણી વખત કહેતા કે "આ જુવાન સુલતાન સ્વછંદી અને મગરૂર તથા વિષયી છે વળી તેને નોકરીની તો કશી પણ કદર નથી. તે સારા ખોટા માણસની પરીક્ષા પણ કરી શકતો નથી તેથી મતને હાજીહા, કરી વળગી રહેનારાઓનેજ તે વધારે ચાહે છે." માટે મને તો લાગે છે કે આવી મહેરબાની દેખાડવામાં તેની કંઇ પણ બુરી મતલબ હોવી જોઇએ. વળી આ કામમાં તેના માનીતા ઉમરાવ જલાલનો હાથ હોવો જોઇએ. કારણ કે તે આપણો કટ્ટો શત્રુ છે." સિકંદર તદ્દન વિશ્વાસુ અને ભોળા દિલનો હતો તેથી બોલ્યો કે "મારી દિલદાર બાનુ ! આજે નકામો શક લાવવાનું કંઇ પણ પ્રયોજન નથી હાલ આપણી પાસે પુરતા પૈસા નથી અને તેથી આપણને નાણાંની તંગીમાંથી બચવા ખાતર પણ આ નોકરી કરવી હી પડશે. કદાચ આગળ જતાં કંઇ કારણ માલમ પડશે તો પછી છોડી દઇશું. જો અત્યારે વગર કારણે ના પાડીએ તો સુલતાન ગુસ્સે થાય માટે મારી મરજી તો નોકરી કરવાનીજ છે." મરીયમે જણાવ્યું કે "હું પણ તમારાજ મતને મળતી છું પરંતુ એટલુંજ કહેવાનું કે તમે ઘણાજ સાવચેત રહેજો, તદ્દન ભોળા થશો નહિ. શાહનાં મધુર પણ સ્વાર્થી વચનો પર વિશ્વાસ રાખી ઠગાશો નહિ."

સિકંદરે જવાબ આપ્યો કે "મારી ચતુર બાનુ તારૂં કહેવું સત્ય છે. હું હવેથી ઘણોજ સાવચેત

રહીશ. ” આ પ્રમાણે વાતચીત ચાલતી હતી તે દરમ્યાન તેમનો વિશ્વાસુ કારભારી નસરવાનજી આવી પહોંચ્યો, મરીયમે આ સઘળી બીના તેને કહી સંભળાવી. નસરવાનજી ઘણો તાજુબ થયો. અને તેણે પણ સિકંદરશાહને ચેતીને ચાલવાજ સલાહ આપી.

હવે સિકંદર દરરોજ દરબારમાં જતો આવતો થયો. સુલતાન તેના પર દિવસે દિવસે વધારે પ્યાર બતાવવા લાગ્યો, એક દિવસ શાહે સિકંદરને કહ્યું કે “ મારા વહાલા સિકંદર ? હું તને ઘણોજ ચાહું છું, અને તેથી મારી માનીતી બેગમ પણ તારા પર ઘણીજ મમતા રાખે છે. તેણીનો વિચાર એવો છે કે તારા ઓરતને પોતાની પાસે બોલાવી ભારે શિરપાવ આપવો, કારણ કે તેણીએ તને બતાવી આપવું જોઇએ કે તેનો તારા પર તેમજ તારી ઓરત પર કેટલો પ્યાર છે, ” શાહનાં આવાં વચન સાંભળી ભોળો સિકંદર ભોળવાઇ ગયો. તેણે કહ્યું કે “ મારા નામદાર શાહ ! હું કાલે તેણીને જનાનખાનામાં આવવા સુચના કરીશ, પરંતુ આપના ત્યાંથી તેડું મોકલશો. ” શાહે કહ્યું, “ ઠીક, હું બેગમ સાહેબને કહીશ, તે તેની ખાસ બાંદીઓને તેડવા મોકલશે. ” ત્યાર બાદ સુલતાનની રજા માગી સિકંદર પોતાના મુકામ આવ્યો.

ઘેર આવી તેણે સઘળી બીના પોતાની પ્રિયાને જણાવી કહ્યું કે “ આવતી કાલે તો બેગમ-સાહેબની ખાસ બાંદીઓ સાથે તમારે જનાનખાનામાં જવું પડશે કેમ જશો કે નહિ ? ” તેણે જણાવ્યું કે આપે શાહને વિશ્વાસ દીધો છે તેથી ગયા વિના છુટકો નથી, નહિ તો મારી મરજી ત્યાં જવાની નથી, કારણ કે સુલતાન પર મને બિલકુલ વિશ્વાસ નથી. ” સિકંદરે કહ્યું કે “ શાહની પાસે જવાનું નથી, પરંતુ બેગમ સાહેબ પાસે જવાનું છે ત્યાં જતાં કંઇ પણ હરકત નથી, ફક્ત બેગમ સાહેબ તમને બેહદ પ્યારથી ચાહે છે માટેજ મલવા બોલાવ્યાં છે. ” મરીયમે જણાવ્યું કે “ મારા પ્યારા ખાવિંદ ! હું તમારા હુકમને આધિન થઇ જઇશ. ” ત્યારબાદ કેટલીક વાતચિત કર્યા બાદ તેઓ ખાણાપર બેઠાં.

આગલા દિવસના ઠરાવ મુજબ સુલતાને પોતાની કેટલીક વિશ્વાસુ બાંદીઓને હુકમ આપ્યો કે તમે સિકંદરશાહની ઓરત મરીયમને ઘણા ઠાઠમાઠથી અત્રે તેડી લાવો, તેથી તે બાંદીઓ તે બાનુને તેડવા માટે તેને મુકામે ગઇ.

શાહે તે બાનુની મુલાકાત લેવાને શહેર બહારના પોતાના ખાસ બાગમાં ગોઠવણ કરી હતી આખા બાગને તરેહ તરેહવાર ચીજોથી શણગારેલો હતો. તેની શોભા અલૌકિકજ હતી, બાદશાહે પોતાની ખાસ બાંદીને બેગમનો પોશાક પહેરાવી બેગમ તરીકે બેસાડી હતી. તેની સેવામાં બીજી ઘણી બાંદીઓ તથા ગુલામો મૂક્યા હતા. વળી શાહ પોતે પણ ગુલામનો પોશાક પહેરીને તે ખુબસુરત બાનુને જોવા માટે ખડો થયો હતો.

મરીયમે પણ શાહની માનીતી બેગમ પાસે જવાનું હોવાથી ઘણોજ કીંમતી પોશાક તથા જવાહીર પહેર્યાં હતાં. પેલી બાંદીઓ કે જે મરીયમને તેડવા માટે આવી હતી, તેમણે તેણીને ઘણી નમનતાઇથી સલામ કરી જણાવ્યું કે “ અમારાં બેગમ સાહેબ ! આપની ખાસ મુલાકાત માટે શહેર બહારના પોતાના ખાસ બાગમાં પધાર્યાં છે, અને વરસાદની માફક આપની રાહ જુએ છે; માટે મહેરબાની કરી અમારી સાથે પધારશો. ” મરીયમે જણાવ્યું કે “ નામદાર બેગમ સાહેબના હુકમને માથે ચઢાવી તમારી જોડે આવું છું, માટે ચાલો. ” પછી તેઓ સર્વે બાગ તરફ જવા નીકળ્યાં.

મરીયમનું રૂપ એટલુંતો સુંદર અને મોહક હતું કે હજારો પુરૂષ તથા સ્ત્રીઓ તેને જોવાને તેની પાછળ પાછળ ચાલ્યાં. વેપારીઓ પોતાનો વેપાર પડતો મૂકી દુકાન ઉઘાડી મેલી આ નાજુક પરીનાં દર્શન કરવા દોડી ગયા. નાનું મોટું જે કોઇ તેને જોતું હતું તે તેના તેજથી અંજાઇ જતું હતું જો કે તેણીના મુખ પર બુરખો હોવાથી તે ખુલ્લે ખુલ્લું દેખી શકાતું ન હતું, તોપણ વાદળ ચીરીને નીકળતા વીજળીના ચમકારા માફક તે ચળકી રહ્યું હતું. તેણીના મુકામથી તે ઠેઠ બાગ સુધી લોકોનાં ટોળેટોળાં તેની પાછળ જતાં હતાં.

આ સુંદર પરીએ બાગમાં પ્રવેશ કર્યો કે તમામ બાંદીઓ તથા બેગમ સાહેબ પોતે તેણીને લેવા માટે સામાં આવ્યાં, અને ઘણા માન અકરામથી તેણીને લઇ જઇ એક સુંદર તથા ભવ્ય આસન પર બેસાડી ત્યારબાદ એક સુંદર ખાણું જે તૈયાર રખાવ્યું હતું તે લાવી ટેબલપર મૂક્યું. બેગમ સાહેબે કહ્યું કે "મારી વહાલી દીકરી ! આ ખાણામાંથી તારી નજરમ આવે તે ખા. તું બીલકુલ શરમાઇશ નહિ. હું તને ઘણીજ ચાહું છું." મરીયમ બોલી કે "મારાં નામદાર બેગમ સાહેબ ! આપે મારા પર બેહદ ઉપકાર કર્યો છે. હું આટલા બધા માનને લાયક નથી, તમે મને હદથી જાદે માન આપ્યું છે." એમ કહી પેલા સુંદર ખાણામાંથી કેટલોક ખોરાક મરીયમ તથા બેગમ સાહેબે લીધો. ત્યારબાદ ઉંચી જાતનો મેવો મંગાવ્યો તેમાંથી કેટલોક લીધો. હવે શિરાજના ઉંચી જાતના શરાબની લહેજત ચાલી. તેની સાથે જુદી જુદી તરેહનાં વાજીંત્રો શરૂ થયાં. પેલી બેગમ સાહેબના ફરમાનથી કેટલીક કોકિલસ્વરી રામજણીએ હૃદય વેધક રાગથી ગાયન શરૂ કરી દીધાં, આ પ્રમાણે સ્વર્ગ સમાન આનંદ થઇ રહ્યો. મરીયમ પોતે ગાવામાં ઘણીજ કુશળ હતી. તેથી તેમજ બેગમના આગ્રહથી સતાર સાથે એણે એવું તો સુંદર ગાયન ગાયું કે તમામ સાથ સ્તબ્ધ થઈ ગયો. અપસરાને પણ પાણી ભરાવે તેવા મોહક રાગથી ગુલામના વેશમાં ઉભેલો શાહ તો દીંગજ થઇ ગયો. હવે તો તેણે પોતાના મન સાથે નક્કીજ કર્યું કે આવી ખુબસુરત બાનુને પોતાની મુખ્ય બેગમ બનાવવા માટે જેટલું જોખમ વહોરવું પડે તેટલું બધું વહોરવું.

પેલી બેગમ સાહેબ કે જે ખરી રાતે તો એક બાંદીજ હતી તે બોલી કે "કમ મારી વહાલી મરીયમ ! આજના દેખાવથી તને આનંદ થયોજ હશે ! તેં તારા આખા જન્મારામાં આવો આનંદ તો ભાગ્યેજ ભોગવ્યો હશે ! જો કે તારા સસરાને તેમજ તારા પ્યારા ખાવિંદ સિકંદરશાહને સારો પગાર મલે છે. અને તમારી પાસે સારો પૈસો હશે, તો પણ તમે એક ઘર ધણીઆણી કહેવાઓ, માટે અમારા રાજવંશીની માફક મોજમજા ભોગવી શકો નહિ. તું પણ મારી માફક એક પાદશાહને વરી હોત તો હાલના કરતાં વધારે સુખી થાત !" મરીયમે હસતે મોઢે જવાબ આપ્યો કે "નામદાર બાનુ ! તમારૂં કહેવું ઠીક છે ! પરંતુ મારૂં સમજવું તો એવું છે કે બધી બેગમો કંઇ તમારી માફક મોજમજા ભોગવી શકતી નથી. ઘણી ખરીતો જનાનામાં સડયાંજ કરે છે, કારણ કે એક પાદશાહને ઘણી બેગમો રાખવાનો ચાલ હોય છે, તેથી તેમાં જે માનીતી હોય તેજ સુખ ભોગવે છે. બાકીની બધી અત્યંત દુઃખી થાય છે. તેમના કરતાં તો અમારી સ્થિતિ હજાર દરજ્જે સારી હોય છે. કારણ કે અમારા ખાવિંદ ભાગ્યેજ એકથી વધારે ઓરત પરણે છે, અને તેથી તેઓ અમને અંતઃકરણથી ચાહે છે. હમે પણ તેમને ખરા દિલથી ચાહીએ છીએ. અને તેથી ખરૂં સુખ તો અમે જ ભોગવીએ છીએ. જો કે તમે શાહનાં માનીતાં હોવાથી અત્યારે બેહદ સુખ ભોગવો છો. પણ ન કરે ને ખુદા કે કાલે તમારા કરતાં વધારે ખુબસુરત બેગમ આવે ને તમારાં માન ઉતરે અને તે વખતે તમારા મનમાં પણ એ માફક એમજ આવે કે પાદશાહનાં બેગમ થવા કરતાં શાણા ઘરધણીની ઓરત થવામાં વધારે લાભ છે. મરીયમનાં આ વચનો સાંભળી તે બેગમ તથા ગુલામના વેષમાં ઉભેલા પાદશાહની ખાતરી થઇ કે મરીયમ બેગમ થવા ઇચ્છતી નથી. તે એક ઘરધણીને વધારે ચાહે છે, તેથી તે બેગમે જ કહ્યું કે "મારી વહાલી મરીયમ ! તારૂં કહેવું સત્ય છે. મેં તારી પરીક્ષા કરવા માટે જ આ પ્રશ્ન કર્યો હતો. હવે મારી ખાતરી થઈ કે તું તારા ખાવિંદ સિકંદરને પુરા પ્રેમથી ચાહે છે." હવે ઘણો વખત જતો રહેવાથી મરીયમે પોતાને ઘેર જવા માટે તે બેગમ સાહેબની રજા માગી. બેગમે તેને આજની રાત પોતાની પાસે રહેવા જણાવ્યું. પરંતુ મરીયમને તે વાત પસંદ નહિ પડવાથી ના પાડી, તેથી બેગમે તેને ભારે શિરપાવ આપી તેને તેના મુકામે સહી સલામત પહોંચતી કરી.

સાંજની વખતે સિકંદરશાહ મુકામે આવ્યો તેવોજ પોતાની દિલગીર બાનુના ઓરડામાં ગયો. તેની સાથે કેટલીક વાતચિત કરતાં તે બાનુએ સઘળી હકીકત કહી સંભળાવી. સિકંદરે કહ્યું કે "મારી વહાલી! તું નાહક ડરતી હતી, જો તને કંઇ પણ ઇજા થઇ ? શાહ ઘણોજ ભલો છે. તે આપણને ઘણોજ ચાહે છે." મરીયમે જવાબ આપ્યો કે "મારા ભોળા ખાવિંદ ! મને દેખીતી તો કંઈ પણ ઇજા થઇ નથી,

પરંતુ મને રાત રહેવા માટે તેમજ પાદશાહને પરણી સુખી થવા વિષે જે જણાવ્યું તેપરથી મને પાદશાહની બદ દાનત લાગે છે " સિકંદરે કહ્યું કે " કંઇ નહિ, એ તો બેગમ સાહેબનો મારાપર બેહદ પ્રેમ છે. માટે પોતાની પાસે આજની રાત આનંદથી ગાળવા જણાવ્યું હશે તેમજ તારી મારાપર પ્રીતિ છે કે નહિ, તે જોવા તારી મશ્કરી કરી હશે. માટે તારે કંઇ પણ શક લાવવાની જરૂર નથી."

બીજી તરફ ગુલામના વેષમાં ફરેલો સુલતાન તુરત જ પોતાના ખાનગી રૂમમાં ગયો, અને ત્યાં જઇ પેલા નાપાક જલાલને બોલાવ્યો. જલાલ આવતાંજ સુલતાન બોલી ઉઠયો કે " અરે મારા પ્યારા જલાલ ! જ્યાં સુધી મરીયમને મારી માનીતી બેગમ તરીકે " જોઇ નથી, ત્યાં સુધી મારા જીવતરને ધિક્કાર છે! તેના જેવી સુંદર અને નાજુક પરી આ દુનીઆમાં તો શું પણ બીજી દુનીઆમાં બી નહિ હોય ! ખરેખર ખુદાતાલાએ ખાસ નવરાશની વેળાએ તેણીને ઘણાજ ધ્યાનથી ઘડી હશે. માથાથી તે પગના તળીઆ સુધીના સર્વે ભાગો ઘણાજ ખુબસુરત અને જેવા જોઇએ તેવા પ્રમાણમાં ગોઠવેલા છે. તેનો ચોટલો શેષનાગને લજ્જિત કરે તેવો છે. તેની ભમર શિવના ધનુષનું અભિમાન તજાવે છે, આંખની કીકીઓ ખંજન પક્ષીથી વધારે ચંચળ છે, ગુલાબી ગાલ તુચ્છ લાગે છે, અણીદાર નાક જોતાં પોપટ શરમાય છે, મુખ જોતાં ચંદ્રને ક્ષયરોગ થયાનું ભાન થાય છે, દાંત દાડમની કળી કરતાં વધારે ઉજ્વળ છે, તેના કુચ સોનાના કળશ કરતાં વધારે મોહક છે, તેનું પેટ પોયણી કરતાં સુંદર છે. તેની જંઘા કેળનો ગર્વ હરી લે છે, અને પગની પાની લોહીના રંગને બાજુએ મૂકે છે. આના જેવી મોહનીરૂપ લલના મેં કદી પણ જોઇ નથી. વળી તેના મધુર કંઠે તો સ્વર્ગની અપ્સરાને માનભંગ કરી છે. હું તો તેને જોતાંજ ગાંડાઘેલા જેવો થઇ ગયો છું મારી આખી જીંદગી તેના ગુલામ તરીકે ગુજારવા પણ તૈયાર છું, માટે ગમ તેમ કરી મને તેનો મેળાપ કરાવ."

સુલતાનનાં આવાં અધિરાઇ ભરેલાં વચન સુણી જલાલે કહ્યું કે "મારા નામદાર શાહ ! આટલી બધી ઉતાવળ કરવાથી ફાયદાને બદલે નુકસાન થવા સંભવ છે, માટે ધીરજ રાખી, હવે મારો વિચાર એવો છે કે સિકંદરને કંઈ પણ બહાને દૂરદેશ મોકલવો, અને પછી તે બાનુને પકડી મંગાવી, જેથી તેણીને કોઇની મદદ રહે નહિ. વળી જો લાગ ફાવે તો સિકંદરને રસ્તામાં મારી નાંખવો. જો આ કામ ગુપ્તપણે થાય તો પછી તે બાનુ તમારી જ થઇ " પાદશાહે જણાવ્યું કે " તારી સલાહ ઘણીજ સારી છે, અને તેને હમણાને હમણા જ અમલમાં મૂકું છું, પરંતુ મને જણાવ કે કયા બહાને તેને બહાર દેશાવર મોકલવો. " જલાલે જણાવ્યું કે " મારા નામદાર શાહ ! આપણા રાજ્યમાં હાથી નથી. માટે હાથી લેવા માટે લંકામાં મોકલવો, કારણ ત્યાંના હાથી ઘણા સરસ છે. લંકા આપણે અહીંથી ઘણું જ દૂર છે અને તેથી દરીઆ માર્ગે જતાં ભાગ્યેજ બચશે. પરંતુ આ સલાહ થોડા દિવસ રહીને અમલમાં મુકવી જેથી સિકંદરને બિલકુલ વહેમ આવે નહિ. " શાહને આ સલાહ પસંદ પડી અને તેથી તે પ્રમાણે ચાલવા ઠરાવ કીધો.

આ પ્રમાણેનો ઠરાવ કેટલાક દિવસ સુધી તો મુલતવી રાખ્યો. અને અગાઉની માફકજ સિકંદરશાહની સાથે સુલતાન ઘણીજ મમતાથી વર્તવા લાગ્યો. વખતો વખત પ્રસંગોપાત સિકંદરને મોટી મોટી બક્ષિસો આપતો હતો, આવાં આચરણથી ભોળો સિકંદર તો એમ જ સમજતો હતો કે પાદશાહ મને ખરા અંતઃકરણથી ચાહે છે.

એક વખતે સુલતાન પોતે દરબાર ભરીને બેઠો હતો, તે વખતે પ્રસંગોપાત વાત કહાડી સુલતાને પૂછ્યું કે " મારા ચતુર અને શાણા ઉમરાવો ! હું તમને એક સવાલ પૂછું છું તેનો ઉત્તર વિચારીને આપજો. પ્રશ્ન એટલોજ છે છે કે સ્વારીને માટે કયું પ્રાણી ઉત્તમ ગણાય ? " સભામાં બીરાજેલા સૌ ઉમરાવોએ જુદા જુદા જવાબ આપ્યા છેવટે પેલા નાપાક જલાલને પૂછ્યું. તેણે કહ્યું કે " નામદાર શાહ ! મારી નજરમાં તો હાથીની સ્વારી સર્વોત્તમ લાગે છે, હિંદના મોટા મોટા મહારાજાઓ પોતાના દરબારમાં અસંખ્ય હાથીઓ રાખે છે. તે ઘણું દેખાવડું પ્રાણી છે. વળી તેની ચાલ પણ ડોલતી અને મોહક છે. તેની ચાલ એવી તો સુંદર છે કે ત્યાંના લોકો સ્ત્રીની ચાલને તેની ઉપમા આપે છે. તેમાં એ વળી લં-

કાના હાથી તો સર્વોત્તમ ગણાય છે." આખી સભા જલાલના જવાબથી તાજુબી થઈ ગઇ. કારણ કે તે દેશમાં હાથી થતા નથી, તેથી હાથી વિષે ત્યાંના લોકોને બિલકુલ માહીતી ન હતી, તેથી કોઇએ ઘોડાની, કોઇએ સાંઢણીની અને કોઇએ ખચ્ચરની સ્વારી સર્વોત્તમ જણાવી હતી, જલાલ હિંદુસ્તાનમાં ઘણી મુદ્દત રહ્યો હતો તેથી તેને આ પ્રાણી વિષે સારી માહીતી હતી.

સુલતાને તુરતજ જલાલના વિચારને વધાવી લઇ પોતે હાથીની સ્વારી કરવા જણાવ્યું. પરંતુ પોતાના દરબારમાં હાથી નહિ હોવાથી તે ખરીદ કરવા માટે કોને મોકલવો તે સંબંધે વિચાર કરવા લાગ્યો. થોડીવાર વિચાર કરી બોલ્યો કે "મારા પ્યારા સિકંદર ! હું ધારૂં છું કે તમે મારા વચનને માન આપી મારે માટે હાથી ખરીદવા લંકામાં જશો જો કે તે દેશ અહીંથી બહુ દૂર છે. તેમજ દરીઆઇ માર્ગે જવાનું છે. તેથી મુસાફરી ધાસ્તી ભરેલી છે, તોપણ તમારા સિવાય બીજો કોઈ માણસ લાયક નહિ હોવાથી આ કામ તમને સોંપું છુ, આ કામ માટે તમારે જોઇએ તેટલા પૈસા તથા સરસામાન સાથે રાખવા. વળી તમારે તમારા ઘર તરફની બીલકુલ ચિંતા રાખવી નહિ હું વખતો વખત મારા વિશ્વાસુ ગુલામો તથા બાંદીઓ મોકલી ખબર કાઢતો રહીશ. વળી મારી માનીતી બેગમ પણ વખતો વખત તેમને પોતાની પાસે બોલાવશે; માટે તમારે બેફિકર રહેવું. તમે પણ જેમ બને તેમ જલદી પાછા ફરશો કારણ કે તમારા વિના મને બેચેના રહેશેજ." સિકંદરે જવાબ આપ્યો કે "મારા નામવર શાહ ! આપના હુકમને તાબે થઈ હું બે ચાર રોજમાં તે તરફ જઇશ આપ જેવા સુરબ્બી મારે માથે હોવા છતાં મારે ફીકર શાની ?" સિકંદરના આ જવાબથી પાદશાહ ઘણોજ ખુશી થયો. ત્યાર બાદ કેટલાંક રાજ્યકીય કામોની તપાસ કરી દરબાર બરખાસ્ત કરી જેથી સૌ પોતપોતાને ઘેર ગયા.

સુલતાને પોતાના ખાનગી રૂમમાં જઈ જલાલને બોલાવ્યો જલાલના આવ્યા પછી બંને જણ ખુશ મીજાજથી વાતો કરવા લાગ્યા. શાહે અતિ ઉત્સાહથી જણાવ્યું કે "કેમ ! પ્યારા જલાલ ! આપણી ધારણા પાર પડશેને ?" જલાલે જવાબ આપ્યો કે "હવે શી વાર છે ? સિકંદર આ શહેરમાંથી રવાને થાય કે બીજેજ દિવસે તેની ખુબસુરત બાનુને આપની હજુરમાં તેડાવી મંગાવીએ, હવે તો તે આ શહેરમાંથી જલદી જાયતોજ ઠીક. કારણ કે વખતે તેને આપણા કપટની ખબર પડી જાય તો વાત બગડે." શાહે જણાવ્યું કે "ખરી વાત છે ! પરંતુ મને લાગે છે કે આપણા આ પ્રપંચની કોઇને ખબર નથી. ફક્ત આપણે બેજ જાણીએ છીએ,' જલાલે જણાવ્યું કે "આ વાતની પુરતી ખબર તો કોઇને પણ નથી, પરંતુ આપનાં માનીતી બેગમ રોશનઆરા કંઇક જાણે છે. તે દિવસે તમે ગુલામનો પોશાક પહેરીને ઉભા હતા, અને પેલી વિશ્વાસી બાંદીને બેગમ બનાવી હતી તે બિના તેમના જાણવામાં સારી પેઠે છે, પરંતુ તે ઘણાં સુશીલ હોવાથી તે સંબંધે આપને કંઇ પણ જણાવ્યું નહિ હોય," આ પ્રમાણે શાહ અને જલાલ બંને એકાંત જગામાં બેસી વાતચિત ચલાવતા હતા, તે વખતે શાહની માનીતિ બેગમ રોશનઆરા પોતાની વિશ્વાસુ બાંદી સાથે પોતાના ઓરડાની અને સુલતાનના ખાનગી રૂપ વચ્ચે બેઠી ? બધી વાતચીત કાન દઇને સાંભળતી હતી. તેથી સઘળા પ્રપંચથી વાકેફ થઇ. હવે તેને નક્કી થયું કે "સુલતાન મરીયમને પોતાની માનીતિ બેગમ કરશે, જેથી મારો માન મરતબો જતો રહેશે એટલુંજ નહિ પરંતુ આ બીજી બેગમોની માફક હું પણ દુ:ખી થઇશ" આવા વિચારથી તેનું હૈયુ ભરાઇ આવ્યું અને આંખમાંમાં ઝળઝળીઆં આવી ગયાં. આ જોઇ પેલી વિશ્વાસુ બાંદી બોલી ઉઠી કે "મારાં કદરદાન શેહાણી ? તમે શા માટે અફસોસ કરો છો ? તમારે બીલકુલ ગભરાવું નહિ. મરીયમ પોતાના ધણી સિકંદરને એટલો તો ચાહે છે કે તેના વિજોગથી તે પોતાના પ્રાણ કાઢશે, તે કોઈ પણ દિવસ શાહને કબુલ નહિ કરે." બેગમે જણાવ્યું કે "તારૂં કહેવું ખરૂં છે, તોપણ મરીયમ જ્યારે સુલતાનનો ભપકો તથા ઉદારતા જોશે, ત્યારે તે હબક ખાઇ જશે, અને સુલતાનની માનીતિ બેગમ થવાને કબુલ કરશે, જલાલના કહેવા મુજબ સિકંદરશાહને મારીજ નાખવામાં આવે તો પછી મરીયમ પોતાની મેળેજ શાહને કબુલ કરે. બાંદીએ જણાવ્યું કે "આપનું કહેવું મને વ્યાજબી લાગતું નથી. સિકંદરશાહના મરણ પછી મરીયમ એક પળ

પણ પોતાનો પ્રાણુ નહિજ રાખે તેમ છતાં તમને વિશ્વાસ ન આવતો હોયતો હું તમને એક રસ્તો બતાવું છું તે તમને યોગ્ય લાગે તો કબુલ રાખશો. આપણે આ બધી હકીકત મરીયમ તથા સિકંદરશાહને જણાવી દેવી, અને તેથી તેઓ બંને જણુ દૂર દેશ જતાં રહેશે એટલે તમને હરકત નહિ આવે" બેગમે કહ્યું કે "તારી સલાહ ઘણીજ ઉત્તમ છે તેથી તે બંને અને હું પણ સુખી થાઉં ખરી, તોપણ શાહની જાણમાં આવે તો શી વલે થાય ? વળી આપણા સ્વાર્થ માટે પ્રપંચ કરી શાહને દગો દઇએ તે આપણે નિમક હરામ ગણાઇએ." બાંદીએ જણાવ્યું કે "મારાં વહાલાં શેઠાણી ! આપણને આ પ્રપંચમાં શાહે ભેળવ્યાં નથી. તેતો પ્રથમથીજ આપણાથી દગો રમ્યા કરે છે, તો પછી આપણે નિમકહરામ કેવી રીતે કરીએ ? વળી આ કૃત્ય કંઇ સારૂં નથી કે આપણે શાહને મદદ કરીએ. બેગમે કેટલીક વાર વિચાર કરી જણાવ્યું કે "ભલે ! તારો વિચાર અમલમાં મૂક પણ જોજે પકડાઇ જતી નહિ ઘણી સાવચેતીથી રહેજે." બાંદીએ જવાબ આપ્યો કે "મારાં બાનુ ! તમે બેફિકર રહો, એમ કહી તે સિકંદર શાહના મકાન તરફ પુરૂષના વેષમાં ચાલી નીકળી. કારણ કે અબુબક્કરના મરણ પછી તે કોઇ પણ દિવસ તેના ઘેર જતી નહિ માટે કોઇ દેખી જાયતો વહેમે ભરાય.

બીજી તરફ સિકંદરશાહ પોતાની માનીતિ મરીયમ સાથે બેસી દરબારમાં બનેલી સઘળી હકીકત કહેતો હતો. આ વખતે તેનો વિશ્વાસુ કારભારી નસરવાનજી પણ હાજર હતો. તેઓ ત્રણે જણ ઘણીજ તાજુબી સાથે શાહના આ હુકમપર વારંવાર વિચાર કરતાં. મરીયમ અને નસરવાનજી તો છાતી ઠોકીને કહેતાં કે 'તમને લંકામાં મોકલી આપણા ઘરની ખરાબી કરવા સુલતાન ધારે છે.' તે મરીયમની આબરૂ લેશે. માટે કાંતો જવું નહિ અગર મરીયમને સાથે લઇ જવી, ' સિકંદરશાહ તો ભોળો હોવાથી તે વાત ખરી માનતો ન હતો. આ પ્રમાણે ત્રણે જણ વચ્ચે જબરી રસાકસી ચાલતી હતી તે દરમ્યાન પેલી દાસી પુરૂષના વેષમાં સિકંદરના મકાન આગળ આવી પહોંચી. તેણે બહાર ઉભેલા ગુલામને જણાવ્યું કે "તારા શેઠને મહેરબાની કરીને કહે કે એક ભલો પરદેશી તારી મુલાકાત લેવા માગે છે તેને તારી ખાસ જરૂર છે. વળી તે વાત એવી છે કે તેથી તને પણ લાભ થવા સંભવ છે." પેલા ગુલામે જઇને તે બીના પોતાના શેઠને જાહેર કરી. અજાણ્યા પરદેશીને જાણી મરીયમ પોતાના ખાસ હોલમાં જતી રહી. અને સિકંદરે તેને પોતાના રૂમમાં તેડી લાવવા ગુલામને હુકમ કર્યો. તેથી તે તેને ત્યાં બોલાવી લાવ્યો. પેલા પરદેશીએ સિકંદરને ઘણીજ સભ્યતાથી સલામ કરી. સિકંદરે તેને સામી સલામ કરી પોતાની પાસેની ખુરશીપર બેસવા સુચવ્યું, પણ પેલો પરદેશી કે જે ખરી રીતે તો એક બાંદી હતી તે ખુરશીપર ન બેસતાં નીચે પાથરેલી સાદડીપર બેઠો. સિકંદરે ફરીથી તેને આગ્રહ કર્યો ત્યારે તેણે જણાવ્યું કે હું મારે લાયક જગોપર બેઠો છું, માટે આપને આગ્રહ કરવાનું કંઇ કારણ નથી સિકંદરે ઘણી ખુશીથી તેને કહ્યું કે "તમારે મને જે કંઇ કહેવું હોયતે સુખેથી કહો," તે પરદેશીએ જણાવ્યું કે જો કે તમે મને ઓળખતા નથી. તોપણ હું તમને ઘણીજ સારી રીતે ઓળખું છું. મારે જે કંઈ કહેવું છે તે તમને એકલાને કહેવું નથી, પરંતુ તમારાં ખુબસુરત બાનુ મરીયમની રૂબરૂમાં કહેવું છે, માટે તમે તેમને બોલાવો, મને પરદેશી જાણી કંઈ પણ અદબ રાખવાનું કારણ નથી. હું મરીયમને પણ ઘણીજ સારી રીતે ઓળખું છું, કદાચ તેઓ મને ભુલી ગયાં હશે" પરદેશીનાં આવાં વચનો સાંભળી સિકંદરશાહ ઘણો તાજુબ પામ્યો, અને પાસેના ઓરડામાંથી પોતાની પ્યારી મરીયમને બોલાવી લાવવા ગુલામને કહ્યું. મરીયમના આવ્યાબાદ ગુલામને બહાર જવાનો હુકમ થયો હવે આ ઓરડામાં મરીયમ, સિકંદર, વિશ્વાસુ નસરવાનજી તથા ભલો પરદેશી એ ચાર રહ્યાં. પેલા પરદેશીએ તુરત પોતાનો પોશાક બદલી નાખ્યો, જેથી તેને પેલાં ત્રણે જણ સારી રીતે ઓળખી શક્યાં, કારણ કે અબુબક્કરના જીવતાં આ બાંદી ઘણી વખત આવતી જતી હતી.

સિકંદરે ઘણીજ અજાયબી સાથે દાસીને પૂછ્યું કે "આટલી મોડી રાત્રે પુરૂષના વેષમાં આવવાનું શું પ્રયોજન છે ?" દાસીએ કહ્યું કે "મારા વહાલા સિંકદર ! તને દાબી લેવાને બહાને સુલતાન લંકામાં મોકલે છે તેનું ખરૂં કારણુ કદાચ તારા સમજણમાં નહિ હોય, માટે ધીમેથી સાંભળ."

તેમ કહી સવિસ્તર હકીકત કહી સંભળાવી. જ્યારે સિકંદરે જાણ્યું કે "પાદશાહે મને ફંદામાં નાખી ફસાવવા ધાર્યું છે ત્યારે તેને હાડોહાડ રીસ વ્યાપી ગઈ. વળી પેલા નાપાક જલાલનીપર તો તેને બેહદ ક્રોધ વાપ્યો. તેને ક્રોધમાંને ક્રોધમાં જણાવ્યું કે " કાલે ભરદરબારમાંજ જલાલનું માથું તો કાપી નાંખું, પછી મારૂં તો જે થવાનું હશે તે થશે. " આ વચનો સાંભળતાંજ મરીયમ વગેરે બોલી ઉઠયાં કે " તમે લગાર પણ ઉતાવળ કરશો નહિ, જો વગર વિચારે પગલું ભરશો તો આપણે સર્વે માર્યા જઇશું. એટલુંજ નહિ પરંતુ બેગમસાહેબનો પણ જીવ જશે. આ કામ તો ઘણીજ ધીરજ અને ચાલાકીથી કરવાનું છે. તમારે બેગમસાહેબનો તેમજ આ ભલી દાસીનો અત્યંત ઉપકાર માનવાનો છે, કારણ કે ખરી અણીની વખતે તેઓએ તમારો જાન બચાવ્યો છે, જેમ સુલતાને ધીરજ રાખી કામ લીધું છે તેમ બલકે તેથી પણ વધારે ધીરજ તથા ચતુરાઇ વાપરી તમારે કામ લેવું પડશે. " સિકંદરે જવાબ આપ્યો કે હવે મારે શું કરવુ તે સુઝ પડતી નથી, માટે તમે સર્વ વિચાર કરીને કહો તે પ્રમાણે હું કરીશ. " મરીયમે તો પહેલેથી ભવિષ્ય વર્ત્યું હતું કે સુલતાનની દાનત કાળી છે, માટે લાગ આવે તેનાથી બચી જવાનો ઉપાય શોધીજ રાખ્યો હતો, તોપણ દાસી તથા નસરવાનજીની સાથે મસલત ચલાવી થોડીવારમાં એકમત થઈ. પછી તેણે સિકંદરને જણાવ્યું કે " મારા પ્યારા ખાવિંદ ! અમારો ત્રણેનો વિચાર એવો છે કે આપણે બંને જણે જેમ બને તેમ તાકીદે આ શહેર છોડી દેવું. હવે વધારે વાર રહેવું સલામતી ભરેલું નથી. વળી આપણે એવી રીતે જવું કે શાહને બિલકુલ વહેમ પડે નહિ. " સિકંદર બોલી ઉઠયો. " મારી પ્યારી બાનુ ! તારૂં કહેવું ખરૂં છે, પરંતુ તને શી રીતે લઇ જવી ? "

મરીયમે જણાવ્યું કે " તમે કાલે દરબારમાં જઇ શાહની પાસે લંકામાં જવા રજા માગો, અને હાથી ખરીદવા માટે જે પૈસા આપે તે લઇ આવો. પછી તમે તમારાં વહાણ તૈયાર કરી ઉપડવાની તૈયારી કરો. હું તમારી સાથે ગુલામના વેશમાં રહીશ. મારી જગોએ આપણી ચતુર બાંદી ચાંદબુને મૂકીશ. ત મારો પોશાક પહેરશે, વળી તે એટલી તો ચાલાક છે કે સુલતાનને કેટલાક દિવસ સુધી તો મ્હો પણ બતાવશે નહિ જેથી સુલતાન તેને ઓળખી શકશે નહિ. આપણાં વહાણ બુશાવર બંદરે ઉતારી ત્યાંથી પગ રસ્તે ઇરાનમાં જવું, અને ત્યાંથી તબ્રીજ કસ્બે થઇ બગદાદ જવું. કદાચ સુલતાન તમારો જાન લેવા માણસો મોકલશે તોપણ દરીઆઇ માર્ગે મોકલશે. એટલે આપણને માર્ગ ઠીક પડશે. આપણી બાંદી ઘણી ચાલાક છે માટે તે તો ગમે તે પ્રપંચ કરી સુલતાનના પંજામાંથી નાશી છુટશે તેને પણ આપણે બગદાદમાં આવવા સુચવશું, તેમ છતાં કદાચ તે પકડાઇ જશે તોપણ તે પોતાનો જાન જશે પણ આપણો પત્તો નહિ આપે. " આ સલાહ સિકંદરને ઠીક લાગી, અને તેથી તે પ્રમાણે કરવા નક્કી કર્યું. પછી ચાંદબુને બોલાવી સઘળી હકીકત કહી સંભળાવી. ભલી અને વિશ્વાસુ ચાંદબુએ પોતાનાં શેઠ શેઠાણીની ખાતર તેમ કરવા વચન આપ્યું. વળી પ્રાણ જતાં પણ આ વાત ઉઘાડી નહિ પાડવા તે સર્વે જણે કસમ ખાધા. ત્યારબાદ પેલી દાસી બાંદીને અતિ આગ્રહથી મરીયમે એક હાર આપ્યો, અને સિકંદરે સોના મહોરોની ભરેલી એક કોથળી આપી. હુરમે તે લેતાં ઘણો ઉપકાર માની પાછી પુરૂષના વેષમાં સપાટાબંધ પોતાની શેઠાણી પાસે ચાલી ગઇ. શેઠાણીના પૂછવાથી સઘળી હકીકત કહી સંભળાવી જેથી શેઠાણીને પણ નિરાંત વળી. ત્યાર બાદ સિકંદરે પોતાના વિશ્વાસુ કારભારીને ભારે શિરપાવ આપી વખત આવે ચાંદબુને બનતી મદદ આપવા ભલામણ કરી. તે પ્રમાણે ચાલવા કસમ ખાઇ નસરવાનજી પોતાને મુકામે ગયો. સિકંદર તથા મરીયમે બાકીની રાત્રી પેલી ચાંદબુ સાથે મસલત કરવામાં ગાળી નાખી.

સવાર થતાંજ આગલી રાતના ઠરાવ મુજબ સુલતાને સિકંદરને બોલાવી જણાવ્યું કે "મને હાથીની સ્વારીની ઘણીજ ઉત્કંઠા થઈ છે, માટે તમે જેમ બને તેમ તાકીદે જાઓ તો સારૂં. તમને મોકલતાં મારો જીવ ચાલતો નથી તોપણ લાચારી સાથે તમને મોકલવા પડે છે. " સિકંદરે હસતે મોઢે કહ્યું કે " મારા કદરદાન શાહ ! આપના હુકમને માન આપી હું આજ સાંજરેજ અહીંથી રવાના થઇશ. આપને જેટલા હાથી મંગાવવા હોય તેની કીંમત આપો. તથા બે વહાણ તૈયાર કરાવો. " સિકંદરનાં આવાં વચન સાંભળી સુલતાન ઘણોજ ખુશી થયો. તેણે તરતજ દશહજાર સોનાના સિક્કા હાથીની કીંમત માટે

તથા પાંચહજાર સિક્કા રસ્તા ખર્ચ માટે આપ્યા. તેમજ વહાણ તૈયાર કરાવ્યાં.

સિકંદરે પણ ઘેર આવી સર્વે તૈયારી કરાવી; પેલા દશહજાર સિક્કા પોતાના વિશ્વાસુ નસરવાનજીને સોંપી જણાવ્યું કે આમાંથી તારે જોઇએ તે વાપરજે, બાકીના જો ખુદાની કૃપાથી હું પાછો આવું તો મને સોંપજે નહિ તો તે તારાજ સમજજે. આ સિક્કા દાટી મૂકવા આપતો નથી પરંતુ ચાંદબુ અને તારા કુટુંબના ઉપયોગમાં આપું છું, તમે કોઇ દુઃખી થશો નહિ. વધુ પૈસાની જરૂર પડે તો આ બાગ ઘરમાં દાટેલા છે તે કાઢી લેજે. ” તેમ કહી દાટેલા સિક્કા બતાવ્યા. બાકીના પાંચહજાર પોતાની સાથેજ રાખ્યા.

રાતના આઠ વાગ્યા પછી સિકંદર પોતાની પ્રીયાને ગુલામના વેષમાં સાથે રાખી સુલતાનને મળવા ગયો. સુલતાન તેને વળાવા માટે ઠેઠ બાગમાં આવ્યો. સિકંદર અને તેની સાથેનો નાનો રસાલો વહાણ પર ગયો. સુલતાને છૂટા પડતી વખતે ઘણી દિલગીરી બતાવી. સિકંદરે પણ સામી દિલગીરી બતાવી. ત્યારબાદ એક બીજાને મળીને સર્વે છૂટા પડયા.

પવન અનુકુળ હોવાથી તેઓ બીજેજ દિવસે બુશાયર બંદરે પહોંચી ગયા. ત્યાં ગયા બાદ વહાણમાંથી નીચા ઉતરી પગ રસ્તે તબ્રીજ જવા નીકળ્યા. અને કેટલેક દિવસે તબ્રીજ સહીસલામત પહોંચી ગયા. સિકંદરે પોતાની સાથે ઘણાજ વિશ્વાસુ અને ખબરદાર માણસો રાખ્યા હતા, તેથી રસ્તામાં કોઇ પણ રીતની હરકત પડી નહિ. તબ્રીજમાં કેટલાક દિવસ મુકામ રાખી તેઓ બગદાદ જવાને નીકળ્યા. બગદાદ જવાનો રસ્તો પહાડી અને લાંબો હોવાથી તેમજ શિયાળાની રૂતુને લીધે રસ્તામાંને રસ્તામાંજ તેનો રસાલો રહ્યો. જ્યારે બગદાદ પહોંચ્યો ત્યારે પોતે અને પોતાની પ્યારી મરીયમ સિવાય બીજું કોઇ પણ તેની સાથે રહ્યું ન હતું.

સિકંદર તેમજ મરીયમ કોઇ પણ દિવસ બગદાદ ગયાં ન હતાં અને તેથી તેઓ બગદાદમાં કોઇને ઓળખતાં ન હતાં, તેમજ શહેરની માહીતી પણ ન હતી.

આણી તરફ સિકંદરના ગયા પછી બીજે દિવસે સાંજેજ પોતાના વિશ્વાસુ માણસોને સિકંદરની પાછળ વહાણમાં મોકલ્યા. શાહે તેમને ખાસ ભલામણ કરી હતી કે તેનું વહાણ પકડી પાડી ગમે તે પ્રકારે સિકંદરનો નાશ કરવો. સારા ભાગ્યે પવન અનુકુળ હોવાથી જે વખતે આ વહાણ બસરા બંદરેથી ઉપડયું તે વખતે તો સિકંદર બુશાયર બંદરે પહોંચી ગયો હતો. આ વહાણને તેની ખબર નહિ હોવાથી તે તો પાધરૂંજ ઇરાની અખાતમાં થઇ અરબીસમુદ્રમાં જવા નીકળ્યું. થોડાક દિવસ સુધી તો તેને બિલકુલ હરકત નડી નહિ, પરંતુ પાછળથી એવું તો જબરૂં તોફાન શરૂ થયું કે ઘણીએ મહેનત કર્યા છતાં વહાણ કબજામાં રહ્યું નહિ, અને છેવટે એક ખડક સાથે અથડાઇ ગયું. વહાણનાં સઘળાં માણસ ડુબી ગયાં. ફક્ત એકજ માણસ જેનું નામ નજુમીયાં વહાણના પાટીઆની મદદથી મહામુશીબતે અરબસ્તાનના મસ્કત બંદરે પહોંચ્યો.

પોતે એકલોજ હોવાથી તેમજ પોતાની પાસે કંઇ પણ ન રહ્યાથી તેને બસરા બંદરે પાછા જતાં મહા મહા મુશીબતો વેઠવી પડી. આ પ્રમાણે પોતે મોકલેલા વહાણની ખરાબી થયાની સવિસ્તર હકીકત નજુમીયાંના કહેવાથી સુલતાને જાણી ત્યારે તેને ઘણીજ દિલગીરી થઇ.

વળી સિકંદરના ગયા પછી ત્રીજેજ દિવસે તેણે મરીયમને પકડી મંગાવવા માણસો મોકલ્યા તેમણે મરીયમના રૂપમાં બેઠેલી પેલી ચાંદબુને દરબારમાં આવવા જણાવ્યું. ચાંદબુ સુલતાનના હુકમને આધિન થઇ તેમની સાથે ચાલી. આ વાત વાયુવેગે આખા શહેરમાં ફેલાઇ ગઇ અને સર્વ પ્રજા સુલતાનને ધીક્કાર દેવા લાગી.

સાંજની વખતે જ્યારે સુલતાન મરીયમની પાસે આવ્યો ત્યારે મરીયમ અતિશય આક્રંદ કરતી હતી. સુલતાને તેને ઘણી ઘણી સમજાવી પરંતુ તે સર્વે વ્યર્થ ગયું. છેવટે સુલતાને તેણીને જણાવ્યું કે “ તારો ખાવિંદ સિકંદર હવે તને મળવાનો નથી, કારણકે તેને મારી નાખવા માટે તો મેં માણસો મોકલ્યા છે; માટે મારી સાથે ખુશીથી રહે. હું તને મારી માનીતી બેગમ કરીશ, અને તારો હું ઘણોજ

સુખી થઇશ." ચાંદખુએ વિચાર્યું કે હવે સુલતાન સાથે બહુ હઠ કરવામાં માલ નથી તેથી તેણે જણાવ્યું કે "મારા નામદાર ! સુલતાન હું આપના હુકમને આધિન થઇશ. પરંતુ જ્યાં સુધી મારા ધણીની ખબર ન આવે ત્યાં સુધી તો હું આપને મોંઢુ પણ નહિ બતાવું, કારણકે મારો ધણી મને અત્યંત વહાલો છે માટે તેની હયાતીમાં હું આપની સાથે રહું તો ખુદાની ચોર થાઉં, માટે આપના માણસો ખબર લઇ આવશે એટલે હું આપના હુકમને માન આપી આપની બેગમ થઇશ." રાજાએ વિચાર્યું કે થોડા રોજમાં પેલા માણસો આવી પહોંચશે, માટે તેની મરજી પ્રમાણે તેને ચાલવા દેવી, તેથી તે બોલ્યો કે "ભલે! તારી મરજી પ્રમાણે તારા ધણીની ખબર આવ્યા પછી જ હું તારી મુલાકાત લઇશ." તેમ કહી સુલતાન ચાલતો થયો. આ પ્રમાણે વાટ જોતાં તો લગભગ બે માસ વીતી ગયા તોપણ કંઈ ખબર આવી નહિ, તેથી જલાલને પૂછ્યું કે "હવે મારે કેમ કરવું?" જલાલે જણાવ્યું કે "હજુ થોડો વખત રાહ જુઓ."

બીજી તરફ મરીયમ તથા સિકંદર બગદાદ બંદરે સહી સલામત પહોંચી ગયાં છે તેઓ આ શહેરથી તદ્દન અજાણ્યાં હોવાને લીધે તીગ્રીસ નદીને કાંઠે આવેલા બાગોમાં ફરવા લાગ્યાં. આમ ફરતાં ફરતાં એક મોટા અને સુંદર બાગના દરવાજા આગળ આવી પહોંચ્યાં.

આ બાગનો દરવાજો ઘણાક ભપકાથી શણગારેલો હતો અને તેને તાળાં દીધેલાં હતાં દરવાજાની બંને બાજુએ બે કોચ ગોઠવેલા હતા. સિકંદરે જણાવ્યું કે-" મારી દિલગીર બાનુ ! હવે તો રાત પડવા આવી છે, વળી આપણે થાકી પણ ગયાં છીએ માટે આજની આખી રાત અહીંજ ગુજારીએ, કાલ સવારે શહેરમાં જઈ કોઇ લાયક મુકામ ખોળી કાઢીશું. બોલ ! તારો શો વિચાર છે ? મરીયમે જવાબ આપ્યો કે " તમારી મરજી તેજ મારી મરજી. તમારી સાથે મને અહીં તો શું પણ વનવગડામાંએ આનંદ મળશે. તમારા સિવાય ભપકાદાર મહેલ પણ ખાવા ધાશે, માટે ભલે, અહીં સુઇ જાઓ." બંને જણે પાસે ફુવારો હતો તેમાંથી નિર્મળ પાણી પીધું. પછી એક પાસે પડેલા કોચપર બેશી વાતો કરવા મંડયાં. આખા દિવસના થાકથી તેમજ નદી કાઠેના બાગમાં ઠંડા પવનથી બંને જણ ત્યાંજ ઉંઘી ગયાં.

આ સુંદર બાગ નામદાર ખલીફાનો હતો. બાગની વચ્ચે એક સુંદર વિશાળ ડેરો બનાવેલો હતો. આ ડેરાને ભાતભાતના શણગારથી શુશોભિત બનાવ્યો હતો. વળી તે ઉપર તરેહ તરેહનાં સુંદર ચિત્રો પાડેલાં હતાં. આ ગંજાવર અને ખુશકારક ડેરાને ફરતી ૧૦૦ બારીઓ હતી. દરેક બારીમાં જુદા જુદા રંગનાં ઝુમર ટાંગેલાં હતાં. આ ઝુમરોમાં નામદાર ખલીફ પધારે ત્યારે દીવા કરવામાં આવતા હતા. આ દીવાની રોશની એટલી બધી થતી કે આખા શહેરમાં ઉજાશ થઇ રહેતો હતો.

શેખકરીમ નામે એક ઘણો બાહોશ માણસ તે બાગની રખવાળી કરતો હતો. ખલીફ તરફથી તેને સખત હુકમ હતો કે વગર રજાએ કોઇને બાગમાં આવવા દેવો નહિ, તેમજ બહાર દરવાજા આગળ પડેલા કોચપર કોઇને બેસવા દેવો નહિ. તેને હમેશાં સાફ રાખવો તથા કોઇ બેઠેલો માલમ પડે તો તેને સજા કરવી.

આ વખતે પેલો રખેવાળ કંઇ કામસર બહાર ગયો હતો, તે જ્યારે પાછો આવ્યો. ત્યારે પેલા કોચપર બે જણને સુતેલાં જોયાં, મચ્છર કરડે નહિ માટે તેઓએ પોતાના મોઢાપર કપડું નાખેલું હતું. શેખ કરીમ આ દેખાવ જોઇ બોલ્યો, " ઠીક, ઠીક ! તમે નામદાર ખલીફના હુકમનો અનાદર કરવાની હીંમત પકડી છે ! પણ ફીકર નહિ, હું તમને હમણાજ બતાવી આપું છું કે તે નામદારના હુકમનું અપમાન કરનારને કેવી શિક્ષા થાય છે." ! પછી તે કાંઇ પણ ગરબડ કર્યા સિવાય દરવાજો ઉઘાડી અંદર ગયો, અને થોડીવારમાં પોતાના હાથમાં એક નેતરની જાડી સોટી લઈ પાછો આવ્યો. તે સોટી લઇ જેઓ પેલાં બંને જણને ફટકાવવા જાય છે. તેવોજ તેની સોટી દરવાજાની કમાને લટકાવેલા ફાનસ સાથે અથડાવાથી મોટો અવાજ થયો. આ અવાજથી તે બંને જણાં જાગી ઉઠયાં. આ બંનેનું રૂપ જોઈ કરીમ ઘણો જ અજાયબ થયો. અને તેને લાગ્યું કે આ કોઇ ખાનદાન માણસો છે. તેથી તેઓને પગે પડયો. સિકંદરે પૂછ્યું કે 'તું કોણ છે ? અને આ સોટી લઇ કેમ આવ્યો છે ! વળી આ ફાનસ સાથે શા માટે અફાળી? કરીમે જણાવ્યું કે "હું આ બાગનો રખેવાળ અમલદાર છું. આ બાગ નામદાર ખલીફાનો

છે, અને તેમાં તેમની રજા સિવાય કોઇ પ્રવેશ કરે તો તેને શિક્ષા કરવા માટે મને નીમ્યો છે. તમે આ ઠેકાણે તેમની રજા સિવાય સુતાં હતાં, માટે તમોને આ સોટીથી ફટકાવવા જતો હતો, પરંતુ સારા નસીબે મારી સોટી આ ફાનસ સાથે અથડાવાથી ફાનસ ફૂટતાની સાથે અવાજ થવાથી તમે જાગી ઉઠયાં, નહિતો તમારા જેવા ખાનદાન અને નિર્દોષી પરદેશી માણસને અઘટીત શિક્ષા થાત. આ બે-અદબીને માટે હું આપની માફી માગું છું.'' સિકંદરે જણાવ્યું કે ,,ભલા માણસ! અમે એક પરદેશી અજાણ્યા માણસ છીએ, અમને નામદાર ખલીફાના હુકમની માલમ ન હતી. વળી અહીં આવ્યાં ત્યારે છેક અંધારૂં થઇ ગયું હતું, તેથી આજની રાત અહીંજ ગાળવા વિચાર કર્યો હતો, પરંતુ જ્યારે નામદાર ખલીફાની સખત મનાઇ છે, ત્યારે તો અમારે આટલી રાત્રે બીજે કંઈ જવું પડશે. અમે તદ્દન અજાણ્યાં છીએ. તો મહેરબાની કરી અમને કોઇ નિર્ભય જગોએ મુકી જશો.'' એમ કહી તેના હાથમાં પાંચ સોનાના સિક્કા મૂકયા. કરીમ તો આ સિક્કા જોઇ ઘણોજ તાજુબ થયો. આવા લાયક અને ઉદાર માણસનો તેણે સારો સત્કાર કર્યો. તેણે કહ્યું કે "મારા કદરદાન સાહેબ! આટલી મોડી રાત્રે તમારે કયાં જવું છે? તમો ખુશીથી મારી સાથે ચાલો. આ બાગમાં એક સુંદર અને વિશાળ ડેરો છે તેમાં તમે સુઇ જાઓ. આ બાગનો ખુશનુમા અને દિલપસંદ દેખાવ તેમજ શીતળ પવન તમારા જીવને આનંદ પમાડશે.'' સિકંદરે કહ્યું કે "નામદાર ખલીફાની જાણમાં આવે તો અમારે માટે તું નાહક દુઃખી થાય, માટે તેમ કરવા મારી મરજી નથી.'' કરીમે જણાવ્યું કે "તમારે બીલકુલ ડરવું નહિ. મને આ બાગની તમામ સુંપરત કરી છે. અને તેથી આ બાગ મારો પોતાનોજ છે, એમ સમજવું.''

સિકંદરે તેનો ઘણો ઉપકાર માન્યો. પછી પોતાની ખુબસુરત ઓરત સાથે તે આ સુંદર બાગમાં ગયો. ત્યાર પછી કરીમે દરવાજો બંધ કર્યો. અને પછી તેમની આગળ ચાલવા માંડયું. વિશાળ બાગની તમામ રચના જોઇ શકાય તેવે રસ્તે થઇ તે તેમને પેલા ડેરામાં લઇ ગયો.

સિકંદરે બસરામાં ઘણા બાગ બગીચા જોયા હતા, પરંતુ તેમાંનો એક પણ બાગ આ બાગની સરખામણી કરવાને લાયક ન હતો, તેથી તેણે ઘણી તાજુબી સાથે કરીમને કહ્યું કે "નામદાર ખલીફાનો બાગ ખરેખર બેહદ સુંદર અને ગંજાવર છે. આવો બાગ આખી આલમમાં પણ ભાગ્યેજ હશે. આવા આબાદ બાગનો તમામ વહીવટ તને સોંપ્યો છે, તેથી તું ખરેખરો ભાગ્યશાળી છે. ખોદા તને લાંબી જીંદગી બક્ષે, જેથી લાંબી મુદત આવી મોટી સત્તા ભોગવે. અમે તારો ઉપકાર માની શકતાં નથી. હું તારી પાસે માગી લઉં છું કે આ બે સોનાના સિક્કા લઇ તેમાંથી સારો નાસ્તો આણી આપ.''

શેખ કરીમે પેલા બે સિક્કા ઘણી ખુશીની સાથે લીધા, અને પોતેજ ખાણું લેવા માટે તે બંનેને અત્રે મુકી ઉપડી ગયો. તેને લાગ્યું કે "આ કોઇ ખરેખર ખાનદાન અને ઉદાર માણસો છે, જો તે લોકોને મેં મારીને કાઢી મકયાં હોય તો મને ઘણુંજ નુકસાન થાત, કારણ કે તેમણે મને પાંચ સિક્કા તો બક્ષીસ આપ્યા છે, વળી આ બે સિક્કામાંથી ભાગ્યેજ તેનો પાંચમો ભાગ ખોરાકમાં જશે. બાકીના મારી પાસેજ રહેશે.''

કરીમે શહેરમાં જઇ મીઠાઇવાળાની દુકાનેથી તરેહ તરેહવારની સુંદર મીઠાઇ લીધી. પછી મેવાવાળાના ત્યાંથી ભાતભાતનો સુંદર તાજો અને સુકો મેવો લીધો, ત્યાર બાદ શિરાજનો ઉંચી જાતનો શરાબ લઇ પોતાના બાગ તરફ પાછો વળ્યો. કરીમ શહેરમાં ગયો એટલે સિકંદર અને તેની પ્રીય મરીયમ બાગમાં ફરવા નીકળ્યાં. તેઓ ભાતભાતનાં સુંદર ફુલ ઝાડો તથા સુંદર બેઠકો, સુંદર વેલથી સુશોભિત થયેલા માંડવા ફુંવારા, વગેરે અનેક રચનાઓ જોતાં જોતાં આનંદની લહેરો મારતાં હતાં, તેવામાં પેલો કરીમ ખાણું લઇને આવી પહોંચ્યો. તેથી તેઓ પાછાં ફરી પેલા ડેરા આગળ ગયાં.

કરીમે પેલા ડેરાનું બારણું ઉઘાડયું કે સિકંદર અને મરીયમ તો સ્તબ્ધ થઈ ગયાં. તે ડેરામાં તરેહ તરેહવારનાં ઝવેરાત ટાંગી મુકયા હતાં, જે જોતાં આંખ ધરાતીતી ન હતી. સુંદર અને નકશીદાર કોતરણીવાળા કોચો ગોઠવેલા હતા, તેમજ બીજી તરેહવાર સુંદર અને કીંમતી ચીજોથી આખો ડેરો ઝળઝળાં થઈ રહ્યો હતો. સિકંદર પોતે પણ એક વખત આવાજ ભપકાથી રહેતો હતો. તે યાદ આવ્યાથ

અફસોસ કરવા લાગ્યો. મરીયમે તેને દિલાસો આપી શાંત પાડયો.

આ બંને સર્વે ચીજો જોવામાં તલ્લીન થયાં હતાં, તેટલામાં કરીમે ટેબલ બીછાવીને ખાણાની તૈયારી કરી. પછી ત્રણે જણ ખાણું લેવા બેઠાં. સિકંદરે કરીમને જણાવ્યું કે "તું ખરેખર ઘણોજ બાહોશ અને કાબેલ માણસ છે. આટલી મોડી રાત્રે આવું સુંદર અને તરેહતરેહવાર ખાણું બીજો કોઇ ભાગ્યેજ લાવી શકે." તેઓએ રમતગમતની સાથે તે ખાણું ઘણીજ ઝડપથી લેવા માંડયું. ત્યારબાદ પેલો મેવો લીધો. ત્યાર બાદ તેઓએ પેલો શરાબ લેવા માંડયો. પ્રથમ એક પ્યાલું ભરી સિકંદરે પોતે લીધું, પછી બીજું પ્યાલું પોતાની દિલદાર મરીયમને આપ્યું. અને ત્રીજું પ્યાલું કરીમને આપવા માંડયું. કરીમે જણાવ્યું કે "મારા નામદાર શેઠ ! હું શરાબને અડતો પણ નથી. મેં મક્કાની હજ કીધી છે માટે મારાથી શરાબ લેવાયજ નહિ. માટે મને આગ્રહ કરશો નહિ." એમ કહી બારણાની બહાર જઇ બેઠો.

સિકંદર તથા તેની વહાલી મરીયમે વારા ફરતી એક બીજાને પ્યાલા આપવા માંડયા. ત્યારબાદ તેઓએ સુંદર ગાયનોની શરૂઆત કરી. તેમનાં તરેહતરેહનાં ગાયનો કરીમે ધ્યાન દઇને સાંભળ્યાં કારણકે તેને ગાયનનો સારો શોખ હતો. કેટલીકવાર સુધી તો તેણે બહાર ઉભા રહી તે ગાયનો સાંભળ્યા કર્યા, પણ તેનાથી બહાર થોભાયું નહિ તેથી તેણે તરત જ બારણામાં માથું ખોશી સિકંદર તરફ જોઇને બોલ્યો કે "મારા ખુબી દોસ્ત ! ઘણું જ સરસ ગાયન ગાયું. હું તમને સુખી જોઈ ઘણો આનંદ પામ્યો છું."

સિકંદરે તેને જણાવ્યું કે "હા ! શેખ કરીમ તું ઘણો જ લાયક માણસ છું. તેં અમારાપર બેહદ ઉપકાર કર્યો છે. અમે તને શરાબ પીવાનો આગ્રહ કરીશું નહિ, માટે તું અમારી આગળ આવીને નિરાંતે બેસ, અને તારી હાજરીનું માન અમને આપ !" આ સાંભળી કરીમ બોલ્યો કે "ચલાવો ! તમારૂં સુંદર ગાયન આગળ ચલાવો ! હું તમારાં ગાયનથી ઘણો જ ખુશી થયો છું." એટલું કહી તે ત્યાંથી બહાર ગયો અને દાદરને મથાળે રહી છુપી રીતે ગાયન સાંભળવા લાગ્યો.

આ પ્રમાણે તેને છુપી રીતે ગાયન સાંભળતો જોઇ પેલી ચતુર અને ખુબસુરત બાનુએ પોતાના ખાવિંદને કહ્યું કે "મારા પ્યારા ! તમે જુઓ ! શેખ કરીમને શરાબનો કેટલો બધો ધિક્કાર છે ! તેટલા માટે તે દાદરપર ઉભો રહી આપણું ગાયન સાંભળે છે. તોપણ મારી મરજી છે કે તે આ બધું ખરા અંતઃકરણથી કરે છે કે આપણી શરમની ખાતર કરે છે તેની પરીક્ષા કરીએ." સિકંદરે કહ્યું "ભલે તારી નજરમાં આવે તેમ પરીક્ષા કર, મને લાગે છે કે તે કદી પણ શરાબને અડશે નહિ." મરીયમે કહ્યું કે "આપણે કરીમને અંદર બોલાવીએ, પછી તમે આગ્રહ કરી શરાબનો એક જામ આપી જોજો. જો તે ન પી જાય તો તમે પી જજો, અને પછી જાણે છાટકા થયા હો તેમ ઢોંગ કરીને તમે સુઇ જજો, પછી શું થાય છે તે જુઓ !"

સિકંદરને આ યુક્તિ ઘણી પસંદ પડી, તેણે કરીમને અતિ આગ્રહથી પાછો બોલાવ્યો. કરીમ તુરત બારણા આગળ આવીને ઉભો. તે જોઇ સિકંદર બોલ્યો કે "શેખકરીમ અમે આજની રાત જ તારાં પરોણાં છીએ. તેં અમને ઘણી સારી રીતે માન આપીને સર્વ વાતે ખુશી કીધાં છે, પરંતુ હમણાં તું અમારાથી છેટેને છેટે જ રહે છે તેથી અમને દિલગીરી થાય છે, માટે અમારી પાસ આવીને બેસ ! અમો તને શરાબ પીવાને આગ્રહ નહિ કરીએ. ફક્ત તું અમારી પાસે બેસ તેથી અમને માન મળશે."

ભલો કરીમ વધારે હઠ કરી શક્યો નહિ, તે દિવાનખાનામાં આવ્યો અને બારણા આગળના એક સોફા ઉપર છેટે બેઠો. સિકંદર બોલ્યો, "તું ઘણી અગવડમાં બેઠો છે, માટે મારી બાનુ આગળ આવી બેસ ! તેથી તેણીને વધારે ખુશી ઉપજશે." કરીમે કહ્યું કે "જેથી તમને ખુશી ઉપજે તે કરવાને હું સદા તૈયાર છું." તે હસતો હસતો ઉઠયો. આવી ખુબસુરત અને ખુશ મિજાજની જુવાન બાનુ આગળ બેસવાની તક મળી તેથી તે ઘણોજ ખુશખુશ થઇ ગયો. સિકંદરે પોતાની પ્રિયાને જણાવ્યું કે "આ ભલા કરીમે આપણી ઘણી સારી આવજાવ ઉઠાવી છે માટે તેના માનમાં એક ઘણું જ અચ્છું ગાયન ગાઇ તેને તું ખુશી કરીશ." પોતાના ખાવિંદની મરજીને આધિન થઇ તે ખુબસુરત બાનુએ એક ઘણું જ ઉમદા ગાયન ગાવાનું શરૂ કીધું.

જ્યારે તે નાજુક પરી પોતાનું મધુર ગાયન પૂરૂં કરી રહી ત્યારે સિકંદરે એક શરાબની જામ ભરીને શેખકરીમને કહ્યું કે " શેખકરીમ ! આ જામ અમારી સલામતીમાં નોશ કર ! " આ જોઇ શેખ કરીમે પાછળ હઠી જઇ શરાબથી કમકમીને જવાબ દીધો. " મારા મહેરબાન મેં પહેલેથી જ આપની પાસે માફ માગી જણાવ્યું છે કે મને શરાબનો પણો જ તિરસ્કાર છે, તો મને નાહક શા માટે આગ્રહ કરો છો ! " સિકંદરે કહ્યું કે " ભલે ! તું જ્યારે અમારી સલામતી લેવા ના પાડે છે તો હું તારી સલામતી લઉં છું ! " એમ કહી પેલું જામ પોતે પી ગયો.

જ્યારે સિકંદર શરાબનું જામ નોશ કરતો હતો, ત્યારે પેલી ખુબસુરત બાનુએ એક સુંદર ફળ કાપીને તેમાંથી અડધું તેણીએ શેખકરીમને આપતાં જણાવ્યું કે " તમોએ અમારી તરફનું શરાબનું જામ તો કબુલ નહિ કીધું પણ હું આશા રાખું છું કે અમારી તરફથી આ ફળ તમો કબુલ કરશો. " તે ભલો કરીમ આવા ખુબસુરત હાથે મળતું ફળ લેવાની ના પાડી શકયો નહિ, તેથી તેણે તે લઇને તુરત ખાધું. પેલી ખુબસુરત બાનુ તેની સાથે વાતચિત કરવા લાગી ત્યારે સિકંદર નીચે એક સાદડીપર પડીને ઉંઘ કાડતો હોય તેમ ઢોંગ કરવા લાગ્યો. તે જોઈ નાજુક પરી કરીમને આસ્તેથી કહેવા લાગી કે "જુઓ આ મારા ધણીના હાલ ! જ્યારે અમો એવી રીતે જરા મોજમજા કરીએ છીએ ત્યારે તે આ પ્રમાણે સરાબ પીને ઉંઘવા મંડે છે, અને મને એકલી નાખે છે; પણ આજે તો મને તમારી હાજરીથી તમો ગમ્મત આપશો એવી આશા છે. "

એમ બોલી તેણીએ તુરત જ શરાબનો શીશો પોતાના સુંદર નાજુક હાથે લીધો. અને એક જામ ભરી તેને આપવા લાગી. કરીમે કંઇક આનાકાની કરી તે જામ પોતાના હાથમાં લઇ તે ખુબસુરત બાનુને જણાવ્યું કે " તમારા જેવાં ઉમદા અને મિલનસાર નાજુક બાનુની સલામતી ખાતર આ જામ હું નોશ કરી જાઉં છું " એમ કહી તુરત તે જામ ખાલી કીધો.

આપણા શેખ સાહેબ શરાબના ઘણા શોખીન હતા, તેઓ પુષ્કળ શરાબ પીતા હતા, પણ આવાં અજાણ્યાં અને ખાનદાન માણસોની રૂબરૂ પીવાને શરમાતા હતા, તેથી જ શરાબને ધિક્કારવાના જુઠા ઢોંગ તેણે ચાલુ રાખ્યા હતા. બીજા બગભગતોની માફક તે છુપો રોજ દારૂના પીઠામાં જતો હતો પણ જાહેરમાં તો શરાબને અડકતો પણ નહિ સિકંદરે તેને ખાણું લાવવાને જ્યારે મોકલ્યો ત્યારે તેણે પોતાના એક ઓળખીના માણસને પીઠામાં મોકલી દારૂ મંગાવી લીધો હતો, કારણકે આટલી મોડી રાત્રે પોતાનો ખાસ દારૂવાળો ઘેર ગયો હતો.

પહેલો જામ પીધા પછી શેખકરીમે પેલું બાકી રહેલું સુંદર ફળ ખાધું. પછી પેલી બાનુએ એક બીજો જામ ભરીને તેને આપ્યો તે ઉડાવી ગયો. પછી ત્રીજો પ્યાલો આપ્યો તે પણ શાન્તપણે ગટગટાવી ગયો. પછી ચોથો પ્યાલો ભરીને તે ગટગટાવી જવાની તૈયારીમાં હતો તેટલામાં તો સિકંદર જાણે ભરઉંઘમાંથી ઉઠયો હોય તેમ આંખો ચોળતો ચોળતો ઉઠીને પાસેના કોચપર બેઠો અને પેલા શેખ સાહેબ તરફ જોઇને તુરત જ જોસબંધ હસી પડયો અને બોલ્યો. " અહા ! શેખકરીમ સાહેબ ! તમો ઠીક સપડાયા ! જે શરાબને તમો અડકતાઓ ન હતા તે શરાબ તો શોખથી પી જાઓ છો ? "

બિચારો શેખકરીમ તો આ હુમલાથી તદન ગભરાઈ જ ગયો. તેના મોંનો ચહેરો તદન ફીકો પડી ગયો, તોપણ તેના હાથમાં જે ચોથો જામ હતો તે પીતાં તે અટકયો નહિ. તે પોતાનો પ્યાલો પુરો કરીને બોલ્યો કે " મારા દોસ્ત ! મેં એક ભારે ગુનોહ કર્યો કહેવાય, પરંતુ તે ગુનાહનો બોજો મારે શિર નથી પણ આ આપનાં ખુબસુરત બાનુપર છે ! કેમકે તેમનાં આટલાં બધાં નખરાં અને લાવણ્યતા આગળ મારૂં કાંઇ પણ ચાલ્યું નહિ ! "

પેલી ખુબસુરત મરીયમ અને સિકંદર એકનાં એક જ હતાં તોપણ તે બાનુ જાણે શેખ કરીમની તરફેણ કરી બોલતી હોય તેમ બોલી ઉઠી કે " મારા દોસ્ત ! તમે તમારૂં કામ ઘણી ખુશીથી આગળ ચલાવો, એમના બોલવાની તમારે કંઇ પણ દરકાર કરવી નહિ. થોડા વખત પછી સિકંદરે એક જામ શરાબથી ભરી પોતાની સુંદર પ્રીયાને આપી અને બીજો પ્યાલો ઘણા જ આદરસત્કારથી કરીમને આ-

પ્યો, અને ત્રીજો પોતે લીધો. પછી ત્રણે જણ એક બીજાને સલામતી આપી પોતપોતાના જામ નોશ કરી ગયાં. આ જોઇ પેલી બાનુ તથા સિકંદરને ઘણી જ ખુશાલી ઉપજી.

આ પ્રમાણે એક બીજાને શરાબના પ્યાલા આપતાં અને આનંદ સાગરમાં ડુબી મોજમજા ઉડાવતાં અરધી રાત્રી વીતી ગઈ, તોપણ તેમને ખબર પડી નહિ. પેલી ખુબસુરત બાનુએ પેલા ભલા કરીમને જણાવ્યું કે "આપણા ટેબલપર ફક્ત એક જ ઝાંખી બત્તી સળગે છે માટે જો તારા નામદાર ખલીફા તરફથી તને કંઇ પણ હરકત ન હોય તો અત્રે સેંકડો કીંમતી ઝુમરો લટકે છે. તે સળગાવી અમને આનંદ આપ વળી જો તારાથી બની શકે તો અમારે માટે સતાર વગેરે સુંદર વાજાં આણી આપ, જેથી અમે અમારી હોંશ પુરી કરીએ. અમે આજે ઘણા દિવસે તારા જેવા ભલા માણસના આશ્રયે આવી ચડયાં છીએ, તેથી અમારી અસલ મજા સાંભળી આવે છે." ભલો કરીમ એક તો દારૂના ઘેનમાં ચકચુર હતો, વળી બીજું તે ગાયનનો ઘણો જ શોખીન હતો. તેથી તેણે પેલી બાનુની ઇચ્છા પ્રમાણે તમામ ઝુમ્મર સળગાવી દીધાં. તેમ જ કેટલાંક સુંદર વાજાં આણી આપ્યાં.

ત્યારબાદ પેલી બાનુએ પોતાના મધુર કંઠથી એક પછી એક ગાયનોની ધુન મચાવી. વચ્ચ વચ્ચ પેલો સિકંદર પણ એકાદ ગાયન ઉડાવતો હતો. બિચારા શેખભાઇ તો આ ગાયનો સાંભળવામાંજ તલ્લીન થઇ ગયાં.

બગદાદના નામીચા ખલીફનો મહેલ તીગ્રીસ નદીના કાંઠાપર બાંધેલો હતો, ત્યાંથી તેના બાગની તમામ રચના દેખાતી હતી. જે વખતે સિકંદર, તેની ખુબસુરત બાનુ મરીયમ, અને ભલો કરીમ બાગના ડેરામાં મોજમજા મારતાં હતાં અને શરાબનો દોર ચલાવતાં હતાં, તે વખતે ખલીફ પોતાના મહેલમાં જાગતો હતો, કંઇ કારણસર તેણે પોતાની મહેલની એક બારી, કે જે બાગ તરફ આવેલી હતી તે ઉઘાડી, તો ઉઘાડતાં વારજ જાણે આગ લાગી હોય તેવો ઉજાશ દેખાયો, પણ વધારે બારીક રીતે આંખ ઠેરવીને જોતાં પોતાના બાગના ડેરાના તમામ ઝુમ્મરો સળગતાં જોયાં, તેથી ઘણે જ ગુસ્સે થઇ ગયો. તેણે પોતાના એક ગુલામને બોલાવી વજીરને બોલાવી લાવવા હુકમ કર્યો, કારણ કે વજીરનો મહેલ પોતાના મહેલની પાસેજ હતો, વળી આ બાગની તમામ સુપરત કરામને કરી તેનાપર દેખરેખ રાખવાને વજીરને હુકમ કર્યો હતો.

પેલો ગુલામ તુરતજ વજીરને બોલાવી લાવ્યો. આટલી મોડી રાત્રે ખલીફને શું કામ પડયું હશે? તેમ અજાયબી સાથે વિચાર કરતો કરતો વજીર, નામદાર ખલીફની હજુરમાં આવી પહોંચ્યો. નામદાર ખલીફાને ઘણાજ ગુસ્સામાં જોઈ વજીર વિચારમાં પડી ગયો. ખલીફે પૂછયું કે "તું બાગની આવી તપાસ રાખે છે કે? હું મારા બાગમાં આજે ગયો નથી, તો ત્યાં તમામ રોશની કેમ કીધી છે?"

ખલીફને આ પ્રમાણે બોલતાં સાંભળી વજીર ઘણો ગભરાઇ ગયો, તોપણ ધીરજ પકડી શાન્તીથી બોલ્યો કે "નામદાર શાહ! મારી ભૂલ થઈ છે, માટે મને માફ કરશો. આજથી ચારેક દિવસપર શેખ-કરીમ મારી પાસે આવીને કહેવા લાગ્યો કે 'નામદાર ખલીફાના બાગમાં કેટલાક ફકીરો બોલાવી ધર્મને લગતી ક્રિયા કરવાની મારી મરજી છે?' મેં પૂછ્યું કે 'તુ શું કરવા માગે છે'? તે બોલ્યો કે 'હું એટલીજ અરજ કરૂં છું કે બાગમાં તે ક્રિયા કરવાની રજા આપવી.' મેં તેને કહ્યું કે 'જા તારી મરજીમા આવે તેમ કરજે! હું નામદાર શાહને કહેવા ચુકીશ નહિ? પણ નામદાર શાહ! હું તમારી આગળ કહેવાને તદન ભૂલી ગયો તેથી મને માફ કરો! હું ધારૂં છું કે ક્રિયા કરવાને શેખકરીમે આજ ઠેરવ્યું હશે, અને તેથી આ રોશની કરવામાં આવી હશે."

ખલીફ જરા નરમાસથી બોલ્યો કે "કાસમ! તેં ત્રણ મોટા ગુનાહ કર્યા છે. પહેલો ગુનોહ એ છે કે મારા ખાસ ડેરામાં તેં આ ક્રિયા કરવાની રજા આપી; માત્ર એક બાગના રખેવાળને આટલી છુટ અને આબરૂ ઘટતી નથી. બીજો ગુનોહ એ છે કે તે બાબત કહેવાને ભૂલી ગયો, અને ત્રીજો એ કે તે બુઢા અમાલની ખરી મરજી શું છે તે તેં શોધી કાઢી નહિ. હું ધારૂં છું કે તે બુઢો માણસ લોભી છે અને તેણે તારી પાસેથી કંઇ પૈસા મળવાની આશાએ આ કામ તને પૂછીને કર્યું હશે."

નામદાર ખલીફની આવી નરમાસ ભરેલી વાતચિતથી કાસમને કાંઈક હિંમત તેમજ ખુશાલી

ઉપજી, તેથી તે બોલ્યો કે "નેકનામદાર ! મારી તકસીર થઇ ખરી, મારે તે બુઢીઆને થોડા પૈસા આપવા જોઇતા હતા." ખલીફે હસીને જવાબ આપ્યો કે "જ્યારે તારો વાંક પડયો છે ત્યારે તને સજા કરવી જોઇએ, તે સજા કાંઇ સખત નથી પણ સેજ છે. તારે તે લોકો સાથે આજની રાત ગુજારવી પડશે. હું એક સાધારણ વેપારીના વેષમાં આવું છું. તું અને ગુલામ કુતુબ પણ વેષ બદલી મારી સાથે ચાલો. આપણે ત્રણે જણ સાથે ત્યાં જઇએ, કારણ કે તે ભલા અને પવિત્ર ફકીરો સાથે મને આનંદ લેવાનું મન થાય છે." વજીર કહેવા લાગ્યો કે "નામદાર ! હમણા ઘણીજ રાત ગઈ છે માટે આપણે ત્યાં જઇએ ત્યારે તો તે લોકો જતા પણ રહેશે." ખલીફે પોતાનો વિચાર ફેરવ્યો નહિ, તેથી વજીર ઘણો ગભરાયો, કારણ કે તેણે જે વાત કહી હતી તે જરા પણ ખરી ન હતી. પણ શું કરે ખલીફના હુકમને આધિન થયા વગર છુટકોજ નહતો, તેથી તે એક પણ અક્ષર બોલ્યા વગર ખલીફની સાથે જવા કબુલ થયો.

પોતાનો વેષ બદલી ત્રણે જણ ખલીફના મહેલમાંથી બહાર નીકળ્યા. ફરતા ફરતા બાગ આગળ આવી પહોંચ્યા તો બાગનો દરવાજો ઉઘાડો માલમ પડયો. શેખ કરીમ ખાણું લઇ પાછો આવ્યો ત્યારે ઉતાવળમાં બંધ કરવાં વિસરી ગયો હતો. દરવાજો ઉઘાડો જોઇને ખલીફે વજીરને કહ્યું કે "આવી રીતે હમેશાંજ દરવાજો ઉઘાડો રહે છે કે કેમ? હું તો ધારૂં છું કે આજે ધામધુમની ઉતાવળમાં તે દરવાજો બંધ કરતાં ભૂલી ગયો હશે." પછી નામદાર ખલીફ બાગમાં તેઓ સાથે દાખલ થયો, પણ ખલીફની મરજી એકદમ તે ડેરાપર જવાની ન હતી, તેથી પોતાના વડા વજીરની સલાહ લેવા લાગ્યો. તેણે બતાવ્યું કે "આપણે એકાદ ઝાડપર ચઢીને જોઇએ કે અંદર શું થાય છે ! વજીર તેની મરજી પ્રમાણે કબુલ થવા જતો હતો તેટલામાં તેણે ડેરાનું બારણું અરધું ઉઘાડું દીઠું, અને તેથી તે બોલી ઉઠયો કે "પેલા બારણામાં થઇ આપણે ઘણેજ આસ્તેથી દાદરપર રહી સઘળું જોઇએ તો ઠીક મજા પડશે." આ વિચાર ખલીફને પસંદ પડવાથી તે ત્રણે જણ ઘણાજ આસ્તેથી તે તરફ ગયા, અને છેક દાદરપર ચઢયા.

પેલાં ત્રણે જણમાંથી એક પણ દેખી ન શકે તેવી રીતે આ ત્રણે જણ ઉભા રહ્યા. અને સઘળો બનાવ તેમજ પેલી ખુબસુરત બાનુને જોવા લાગ્યા.

આ વખતે પેલી નાજુક પરીને તથા એક ખુબસુરત ચહેરાના જુવાન મરદને એક ટેબલ પાસે બેઠેલાં, અને કરીમને હાથમાં શરાબનો પ્યાલો પકડી ઉભેલો જોયો, ત્યારે તે ઘણોજ અજાયબ થયો. શેખ શરાબના ઘેનમાં બોલવા લાગ્યો કે "ઓ દિલરંજન બાનુ ! તારા જેવી બાનુ સાથે હોવા છતાં સુંદર ગાયન વગર ખાલી શરાબ પીવો એ બેસ્વાદ લાગે છે, માટે શરાબ સાથે તારો ખુશ સરોદ (રાગ) મેળવ, અને મને એક ગાયન ગાઇ સંભળાવ! પણ તે આગમચ હું મારૂં ગાયન તને સંભળાવું છું."

પછી બુઢા શેખે સારા મધુર અવાજે ગાયન શરૂ કર્યું, તે સાંભળી ખલીફ ઘણોજ હેરત થયો, કારણ કે તેને એટલી ખબર ન હતી કે શેખ શરાબનો આટલો બધો શોખીન છે, તે સાથે વળી અચ્છો ગાનાર પણ છે! ખલીફ આસ્તે રહીને નીચે પાછો ઉતર્યો. અને પોતાના વજીરને કહેવા લાગ્યો કે "જો, તેં બરાબર જોયું કે શેખકરીમે કેવા સરસ દરવેશોને નોતરેલા છે. તેઓ કેવા ધર્મના કામમાં રોકાએલા છે !" વજીરે જાણ્યું કે "હવે મારૂં મોત આવ્યું, હવે ખલીફ મને કદી પણ માફ કરશે નહિ." તેથી તે ગભરાઇ ગયો, અને એક પણ શબ્દ બોલ્યા સિવાય ઘણીજ દિલગીરી ભરેલી સ્થિતિમાં નીચું જોઈ ઉભો રહ્યો.

પેલા બુઢા શેખે ગાયન ગાઇ રહ્યા બાદ પેલો પ્યાલો પુરો કીધો પછી બોલ્યો કે "અરે મારી ખુબસુરત ઉદાર બાનુ ! હવે તમારી આજની મોજમજામાં કંઇ પણ અધુરૂં તો રહ્યું નથીને ?" પેલી નાજુક પરીએ મીઠા અવાજે જવાબ આપ્યો કે "તારા જેવા બાહોશ માણસના આશ્રય તળે આવેલાને ખોટ શાની ! આજે અમે અમારા મકાનમાં જેવી મજા ઉડાવતાં હતાં, તેવીજ મજા અહીં ઉડાવીએ છીએ. હવે તારા મનની કંઇ ઇચ્છા હોય તો જણાવ ?" તે શોખીન શેખે જવાબ આપ્યો કે

"હે નાજુક પરી જો તું મારાપર ખુશ થઇ હોય તો હું એટલુંજ માગું છું કે તારાં મધુર ગાયનો સતાર સાથે ગાઈ બતાવ ! તે સાંભળતાં હું કદી પણ ધરાઇશ નહિ."

પેલી નાજુક પરીએ તુરતજ પોતાના કોમળ હાથમાં સતાર લઈ તેપર તાન લેવાનું શરૂ કર્યું અને ઘણીજ થોડીવારમાં તો કોઇ અજાયબી ભરેલું ગાયન ગાઇ બતાવ્યું. આ ગાયન સાંભળતાંજ ખલીફા તો હેરત પામી ગયો. તેણે પોતાના વડા વજીરને તુરતજ જણાવ્યું કે "હું આ ગાયનની ગાનારીને તેમજ પેલા ખુબસુરત જુવાનને અને બુઢા શેખને માફી આપું છું. પરંતુ તને તો ફાંસીએ ચઢાવીશ, કારણ કે તું મારી આગળ જૂઠું બોલ્યો છે." વજીરે હસતે મોઢે જવાબ આપ્યો કે "ઘણી ખુશીની વાત છે કે આવા આનંદમય બનાવનું છેવટ પરિણામ મારે ફાંસીએ ચઢાવામાં સમાપ્ત થાય છે!" વજીરનું આવું યુક્તિ ભરેલું ભાષણ સાંભળી ખલીફને હસવું આવ્યું અને છેવટે વજીરને પણ માફી બક્ષી.

પેલી પરીએ એક પછી એક એવાં તો સરસ ગાયનો મધુર અવાજે ચલાવ્યાં કે હવે ખલીફાથી થોભી શકાયું નહિ. ગમે તે પ્રકારે તે સુંદર બાનુની હજુરમાં જઇ ઉભા રહેવા ઠરાવ કર્યો. અને તેથી તે પોતાના વડા વજીર કાસમને ઘણાજ ઉત્સાહથી પૂછવા લાગ્યો. કાસમે જણાવ્યું કે "ઓ મહજબના સ્થંભ! જો તમો નામદાર અંદર દાખલ થશો તો તમને જોતાં વારજ બુઢો શેખ ગભરાઇને તુરતજ મરણ પામશે. માટે કંઇ પણ યુક્તિ કરીને જાઓ." ખલીફે જણાવ્યું કે "હું વેપારીના વેષમાં છું અને તે મને કેવી રીતે ઓળખી શકશે!" વજીરે જણાવ્યું કે "આટલી મોડી રાત્રે વેપારી કયાંથી આવે? એમ જાણી તમને ધારી ધારીને જોશે એટલે તુરત ઓળખી કાઢશે." ખલીફ બોલ્યો કે "હા, હું પણ તેજ વિચાર કરૂં છું. જો હું આ ડાહ્યા અને આહોશ બુઢાઆના મરણનું કારણ થાઉં, તો મને ઘણી દિલગીરી ઉપજે, કારણ કે તેણે ઘણાં વરસ સુધી નિમકહલાલીથી મારી નોકરી કરી છે. પણ સબુર ! મને એક યુક્તિ યાદ આવી છે, વખતે બર આવશે ખરી, માટે તું તથા ગુલામ કુતુબ થોડે દૂર ઉભા રહો. હું હમણા જ પાછો આવું છું." એમ કહી તે ચાલતો થયો.

તિગ્રીસ નદીમાંથી એક નહેર ખોદાવી બાગમાં પાણી લેવાની સવડ ખલીફે કરી હતી, તેથી તે નહેરમાં હમેશાં ભરપુર પાણી રહ્યાં કરતું હતું અને તેમાં પુષ્કળ સરસ માછલીઓ રહેતી હતી. અને આ નહેરપર માછી મારવાની સખત મનાઇ હોવાથી કોઇ પણ માછી મારવા દિવસે તો આવી શકતો ન હતો, પરંતુ મોડી રાત્રે કોઇક હીંમતવાન માછીમાર આવી માછલીઓ પકડી જતો હતો. તે પ્રમાણે વખતે એકાદ માછીમાર આજે પણ આવ્યો હશે, એમ ધારી ખલીફા તે નહેર ભણી ચાલ્યો, થોડેક છેટે ગયો એટલે કંઇક ખડખડાટ થતો હોય તેમ જણાયું. ખલીફે ઘણીજ બારીક રીતે તપાસ કરી તો એક માછીમારને જાર નાખી બેઠેલો જોયો. માછીમાર પોતાને દેખે નહિ તેવી રીતે ગુપચુપ રીતે તે માછીમારની પાસે આવી ઉભો. માછીમારે પોતાના નામદાર ખલીફાને વેપારીના વેષમાં હોવા છતાં તુરત ઓળખી કાઢયો. તેથી તેણે તુરત જ પોતાનું માથું તે નામદારના પગમાં મૂકી પોતાના ગુનાહની માફી માગવા લાગ્યો.

ખલીફે કહ્યું કે "ઉઠ ! કંઈ ફીકર ન કર અને તારી જાળ ખેંચી કાઢી જે માછલીઓ તેં પકડી હોય તે મને દેખાડ ! હું તને તારા ગુનાહની માફી બક્ષું છું."

આ સાંભળી પેલા માછીને ધીરજ આવી, તેથી ખલીફના હુકમને આધિન થઇ પેલી જાળ ખેંચી કાઢી, તેમાંથી ચાર પાંચ મોટી માછલીઓ બહાર કાઢી ખલીફના પગ આગળ મૂકી ખલીફે તેમાંથી સરસમાં સરસ ને મોટામાં મોટી બે માછલીઓ પસંદ કરી લીધી. પછી પેલા માછીને કહ્યું કે "તારાં કપડાં મને આપ અને મારાં તું લે ?" હુકમ થયો કે તુરત જ કપડાંની ફેરફારી કરી લીધી. પછી ખલીફના હુકમને તાબે થઇ પેલો માછી પોતાની જાળ લઇ પોતાના મુકામે ચાલ્યો ગયો.

પેલો માછીમાર પોતાના મનમાં ઘણોજ ખુશી થવા લાગ્યો, કારણ કે આજે તે સારા નસીબે મોતના પંજામાંથી બચી ગયો હતો. ઘણા માછીમારોને સખત શિક્ષા કરવામાં આવી હતી, પરંતુ આજે કોણ જાણે શા કારણથી તે બચી ગયો તેનો વિચાર તેને થવા લાગ્યો. કપડાં બદલ્યા સંબંધે તો માછીએ

બહુ અજાયબી લાગી નહિ, કારણ કે નામદાર ખલીફ ઘણી વખત જુદા જુદા વેષ બદલી ફરતો હતો અને ન પકડી શકાય તેવા ગુના પકડી પાડતો હતો.

ખલીફ માછીમારના વેષમાં પોતાના મુખ્ય વજીર કાસમની ફબરૂ આરીને ઉભો. કાસમ તથા ગુલામ-કુતુબ બંનેમાંથી એકે જણ ખલીફને ઓળખી શક્યા નહિ, તેથી વજીરે પોકારીને કહ્યું કે "અય કમ-બખ્ત! તું શું કામ અત્રે આવ્યો છે? જા, તુરત અહીંથી ચાલ્યો જા. નહિ તો માર્યો જઇશ!" પોતાના ગુલામ તથા વડા વજીરને ઠગાયેલા જોઇ ખલીફ ખડખડાટ હસી પડયો, તેથી વડો વજીર સમજી ગયો અને બોલી ઉઠયો કે 'ઓ નામદાર શાહ! મેં તમને બિલકુલ ઓળખ્યા નહિ, તેથી મેં જે અપમાન ભરી ચાલ તમો નામદાર તરફ ચલાવી તે માટે હજારો હજાર માફ માગું છું. હવે તમો નામદાર જો ડેરામાં દાખલ થશો, તો બુઢ્ઢો શેખ ઓળખી શકવાનો નથી." ખલીફ બોલ્યો કે "ત્યારે તું અને કુતુબ અહીં જ બેસો, હું હવે ઉપર જાઉં છું."

ખલીફે ઉપર જઇ પેલા ડેરાનું બારણું ઠોકવા માંડયું. તે અવાજ પહેલ વહેલો સિકંદરે સાંભળ્યો, તે ઉપરથી તેણે પેલા બુઢ્ઢા શેખને જણાવ્યું કે "જો સાંભળ! બારણું કોણ ઠોકે છે?" તેટલામાં તો ખલીફે જે બારણું અરધું ઉઘાડું હતું તે ઉઘાડી નાંખી થોડાંક ડગલાં આગળ આવ્યો, જેથી તેઓ તેને જોઈ શકે, પછી તે બોલ્યો, શેખ કરીમ! હું હુસેન માછી છું. મને ખબર મળી કે આજે તું તારા દોસ્તોને મીજબાની આપે છે, તેથી આજે મેં બે ઘણી સરસ માછલીઓ પકડી છે, તે તારે માટે લાવ્યો છું, જો તે તારી મરજી હોય તો રાખ!"

સિકંદર તથા પેલી નાજુક પરી માછલીની વાત સાંભળી ઘણાંજ ખુશ થઇ ગયાં. પેલી ખુબસુરત બાનુએ તુરતજ કહ્યું કે "શેખ કરીમ? મહેરબાની કરી આ માછીને અંદર બોલાવ કે જેથી અમો તેની માછલી બરાબર જોઇ શકીએ." શેખકરીમ એટલો તો ચકચુર બન્યો હતો કે તે કોણ છે? અને ક્યાંથી આવ્યો? તેની બરાબર ચોકસી કર્યા વગર, તેમજ પેલી નાજુક પરીનો કોઈ પણ બોલ પાછો ન ફેરવ-વાના ઇરાદાથી માછીને અંદર બોલાવવા માટે તે દરવાજા તરફ પોતાનું મોઢું ફેરવવા ગયો, પણ તે મહા-મુશીબતે પોતાનું મોં ફેરવી શક્યો, કારણ કે તે એટલો ચકચુર હતો કે જરા પણ હાલી શકતો ન હતો! તે જેમ તેમ બાર મૂકીને બોલ્યો "ચાલ, અંદર આવ! ઓ મારા સાહુકાર! મને તારો રાતની ચોરીનો માલ બતાવ!"

ખલીફ જાણે એક ખરેખરો માછીમારજ હોય તે મિસાલે પેલી બે માછલીઓ લઇ અંદર દાખલ થયો. અને તેઓને તે દેખાડી. પેલી ખુબસુરત બાનુ માછલી જોઈ બોલી કે "ખરેખર આ ઘણીજ સરસ માછલી છે અને જો તે બરાબર રાંધીને લાવે તો મને તે ચાખવાની ઘણી મરજી થાય છે." તે સાંભળી પેલો બુઢ્ઢો શેખ બોલ્યો કે "આ બાનુ કહે છે તે ખરૂં છે, તું આવી રીતે આ માછલીઓ લાવ્યો તેને અમો શું કરીએ? જા, મારા બબરચીખાનામાં અને આ માછલી ઘણી સરસ રીતે પકાવી લાવ! ત્યાં તને બધો સામાન મળશે માટે જા! ખોટી ના થા!"

આ સાંભળી ખલીફ પાછો ફર્યો અને પોતાના વડા વજીરને કહેવા લાગ્યો કે "તેઓએ મને ઘણો સારો આવકાર આપ્યો પણ તેઓ આ માછલી રાંધી મંગાવે છે!" તે સાંભળી વડા વજીરે જવાબ આપ્યો કે "લાવો હું હમણાં એક ઘડીમાં આ માછલી રાંધી આપું છું." પણ ખલીફે જવાબ આપ્યો કે "નહિ, મારેજ બધી ચીજ બનાવવી જોઇએ, જ્યારે મેં માછીમાર તરીકે આટલી ફતેહ મેળવી ત્યારે શું બબરચી તરીકે હું નાઉમેદ થઇશ કે? મેં નાનપણમાં ઘણીવાર બબરચીખાનાની મુલાકાત લીધી છે, અને તેથી કેમ પકવવું તે હું ઘણી સારી રીતે જાણું છું. આ માછલી હું પોતે પકાવીશ અને એક અચ્છા બબરચી તરીકે પણ પરીક્ષા પસાર કરીશ." તેઓ ત્રણે જણા કામે મંડી ગયા. જો કે બુઢ્ઢા શેખનું બબરચીખાનું કાંઇ ઘણું મોટું ન હતું, તોપણ તે ખાવાપીવે શોખીન હોવાથી તે દરેક ચીજથી આબાદ હતું, તેથી પેલી માછલી તૈયાર કરતાં કંઇ ઘણો વખત લાગ્યો નહિ. ખલીફ તે એક મોટી રકેબીમાં મૂકી તેઓ આગળ લઇ ગયો, અને દરેક આગળ એકેક લીંબુ સાથે તે માછલી મૂકી. પેલી ખુબસુરત

બાનુએ તથા સિકંદરે તે ઘણા શોખથી ખાધી. તેઓએ ખાધી ત્યાં સુધી ખલીફ તેમની આગળ નોકર તરીકે ઉભો રહ્યો !

જ્યારે તેઓ જમી રહ્યાં ત્યારે સિકંદરે ખલીફ તરફ જોયું અને બોલ્યો કે " ઓ માછીમાર ! ખચિત આના કરતાં વધારે સરસ માછલી મેં કદી પણ ખાધી નથી. આ દુનીઆમાં કોઇ પણ કરી શકે તેના કરતાં અમારી ઉપર તેં વધારે મહેરબાની કરી છે. " એ પછી તેણે પોતાની પાસેથી સો સોનાના સિક્કાની કોથળી આપતાં જણાવ્યું કે " અમે આ જુજ રકમ તને બક્ષીસ દાખલ આપીએ છીએ તે તું લે. અમારી પાસે હવે વધુ પૈસા નથી નહિ તો તે તને આપત. જો કે મેં મારો તમામ ખજાનો ગુમાવી દીધો તેની આગમચ તારી ને મારી ઓળખાણ થઈ હોત તો હું તને ન્યાલ કરી નાખત. અને તને તારા કંગાળ ધંધામાંથી હમેશને માટે છૂટો કરત. પણ હાલ તો આટલીજ બક્ષીસ તું કબુલ કર ! "

ખલીફે તે કોથળી કબૂલ કીધી, અને સિકંદરનો ઉપકાર માન્યો. તે કોથળી સોનાના સિક્કાથી ભરેલી હતી, તે જોઇ ખલીફ બોલ્યો, " મારા મહેરબાન મુરબ્બી ! હું તમારા સખી દિલની કંઇ તારીફ કરી શકતો નથી. તમારા જેવા સખી અને ઉદાર આસામી સાથે મારે કામ પડયું, તેથી હું પોતાને ઘણો ભાગ્યશાળી ગણું છું. હું અત્રેથી જાઉં તે આગમચ મારી એક અરજ છે તે તમો કબુલ કરવાની મહેરબાની કરશો, એવી આશા છે. આ સતાર અત્રે છે તે ઉપરથી મને માલમ પડે છે કે આ બાનુ એ વાજીંત્ર ઘણી અચ્છી રીતે વગાડી જાણતી હશે. મને આ બાનુ ફક્ત એકજ ગાયન સંભળાવશે, તો હું મારી મહેનતનો પુરતો બદલો મળેલો ગણીને ઘણો ખુશ થઇને મારે મકાને આનંદભેર ચાલ્યો જઇશ, કારણ કે સતારનો હું ઘણોજ શોખીન છું "

સિકંદર પોતાની ખુબસુરત બાનુ તરફ ફરીને બોલ્યો. " મારી પ્યારી મનમોહન ! હું આશા રાખું છું કે તમો આ ગરીબ માછીની અરજ કબુલ રાખી એક મધુર ગાયન ગાવાને ના પાડશો નહિ. " તેણીએ તુરતજ સતાર લીધો, અને એક ઘણુંજ ઉમદા ગાયન ગાઇ માછીમારના વેષમાં ઉભેલા નામદાર ખલીફાને હેરત પમાડયો. ગાયન પુરૂં કીધા પછી તેણે તે વાજીંત્ર એવા તો દબદબાથી અને કળાથી વગાડયું કે તેથી સર્વે કોઇ દીંગજ થઇ ગયા. જ્યારે તેણે તે વગાડવાનું બંધ કીધું ત્યારે ખલીફ એટલો તો ખુશ થઇ ગયો કે તે એકદમ બોલી ઉઠયો, ઓ ખુદાવંતતાલા ! શું સુંદર અવાજ ! શું સરસ હાથ ! શું ઉમદા હુન્નર ! શું આ દુનીઆમાં બીજું કોઇ આવું ગાનાર હશે ? આવું સરસ ગાનાર માણસ કોઇ જોયું તો નથી પણ સાંભળ્યુંએ નથી ! "

સિકંદરને તો અસલથી આદતજ હતી કે જે ચીજની કોઇએ બેહદ તારીફ કરી તે ચીજ પોતાની હોય તો તે તુરત પેલાને બક્ષીસજ કરી દેતો, તેથી ખલીફના મોઢેથી પોતાની બાનુની અસાધારણ તારીફ સાંભળી બોલ્યો કે " ઓ માછીમાર ! જ્યારે આ મારી ઓરતથી તું ઘણોજ ખુશી થઇ ગયો છે, અને તેના હુન્નરપર તું આટલો બધો મોહિત થઇ ગયો છે ત્યારે તો હું તને આ ઓરત બક્ષીસ કરૂં છું. " એટલું બોલી તે પોતાનો ઝબ્બો, જે એક બાજુપર કાઢીને મૂકયો હતો તે લઇને ઉઠયો, અને પેલી ખુબસુરત પોતાની પ્રિયાને ખલીફ, કે જે એક માછીમાર તરીકેજ ઉભો હતો તેને હવાલે કરી ચાલતો થવા લાગ્યો.

સિંકદરનો આવો અજાયબ જેવો સખી સ્વભાવ જોઇને પેલી નાજુક ઓરત ઘણી દુઃખી થવા લાગી. તેણીએ સિકંદરને તુરત અટકાવ્યો. તે તેની તરફ ઘણી નરમ થઇને બોલી, " મારા મહેરબાન ! તમો ક્યાં જાઓ છો ? તમો પાછા તમારી જગાપર બેસો. અને હું અરજ કરૂં છું કે હું જે ગાયનો ગાઉં તે સાંભળવાની તસ્દી લો. " તે પાછો બેઠો. તેણીએ સિકંદરની બેકદર ચાલ અને બેદરકારી વિષે ઘણાં દુઃખ સાથે ઇસારા કરનારાં ગાયનો ગાયાં. આ ગાયનો ગાતી વખતે ભલી બિચારી મરીયમની આંખો આંસુથી ભરપુર હતી. તેણીએ આ મુજબ પોતાના ઉભરા પોતાના પ્રાણપતિ સિકંદરને જણાવ્યા, કારણ કે આવી રીતે એક હલકા માછીમારને સ્વાધિન તેણીને તે કરતો હતો; તે બિલકુલ નાપસંદ કરવા જોગ

હતું. બેશક તેણી કંઇ જાણતી ન હતી કે માછીમાર તો નામદાર ખલીફાજ હતો. જ્યારે તે પોતાના દુઃખી ઉભરા કાઢી રહી ત્યારે રૂમાલથી પોતાનો ખુબસુરત ચહેરો ઢાંકી પોતાની આંખમાંથી વહેતાં બેશુમાર આંસુઓને રોકવાની ફોકટ કોશિશ કરતી હતી. જે બાનુ સિકંદર સિવાય ખાસ ખલીફાને પણ ન પરણે તે બાનુ એક માછીમારની જોડે કેવી રીતે રહી શકે ? તેનો વિચાર સિકંદરે જરા પણ કર્યો નહિ.

સિકંદરે તેને કંઇ પણ જવાબ આપ્યો નહિ, પણ મુંગો મુંગો બેસી રહ્યો. અલબત્ત એવું દેખાડવા લાગ્યો કે તે પોતાની કરેલી બક્ષીસ પાછી લેવા માગતો નથી. ખલીફ આ જોઇને ઘણોજ અજાયબ થયો તેથી બોલ્યો કે "જે મેં સાંભળ્યું છે તે ઉપરથી હું ઘણોજ અજબ છું કે આ અતિ ખુબસુરત અને ઉત્તમ કેળવણી લીધેલી બાનુ, કે જેણીને તમોએ ઘણાજ સખી સ્વભાવથી બક્ષીસ કીધી છે, તે તમારી દિલદાર પ્યારી છે. અને તમો તેણીના પ્યારા ખાવિંદ છો." સિકંદરે જવાબ દીધો કે "તું ખરૂં કહે છે હુસેન ! પણ જ્યારે તું અમારી બધી હકીકત સાંભળશે ત્યારે તું હમણા કરતાં પણ વધારે અજાયબી પામીશ. આ મારી પ્યારીને માટે મને કેવી કેવી મુસીબતો વેઠવી પડી છે ? તે તને હું કહેવા ઇચ્છું છું માટે જો તારી મરજી હોય તો સાંભળ," તેણે જવાબ આપ્યો કે "મારાપર મહેરબાની કરી તમારી સવિસ્તર હકીકત કહેવા તસ્દી લેશો તો હું ધ્યાનપૂર્વક સાંભળીશ."

સિકંદરે પોતાની તમામ હકીકત તે માછીમારના વેષમાં ઉભેલા ખલિફને કહી સંભળાવી. આ સઘળી હકીકત સાંભળી ખલીફને ઘણીજ લાગણી થઇ. તેને બસરાના સુલતાનપર તેમજ તેના નાપાક વજીર જલાલપર અતિશય ધિક્કાર છૂટયો, તોપણ હમણા માછીમારના વેષમાં હોવાથી તે તે સંબંધે એક પણ શબ્દ બોલ્યો નહિ, પરંતુ એટલું પૂછ્યું કે "હવે તું કયાં જવા ધારે છે ?" સિકંદર બોલ્યો કે "હું ક્યાં જાઉં ? જ્યાં ખુદા લઇ જશે, ત્યાં હું જઇશ !" ખલીફે જણાવ્યું કે "જો તને મારી ઉપર વિશ્વાસ હોય, તો તું પાછો બસરામાં જા, હું એક રૂક્કો તને હમણાજ લખી આપું છું તે ત્યાંના પાદશાહને આપજે, પછી જો કે તે તને કેટલા માનઅકરામથી પોતાના દરબારમાં દાખલ કરે છે ! જા, તને એક હુંકારો પણ કરવાની કોઇની હિંમત ચાલશે નહિ."

સિકંદરે જણાવ્યું કે "હુસેન ! તું નહિ બને એવી વાત કરે છે, શું એવું કદી બને કે માછીમાર બસરાના સુલતાન સાથે પત્રવહેવાર ચલાવી શકે ?" ખલીફે જવાબ દીધો કે "તારે કાંઇ અજાયબ નહિ થવું, કારણ કે અમો બંને જણા એક જ ઉસ્તાદના હાથ નીચે શિખતા હતા, વળી અમારા બંને વચ્ચે ઘણીજ દોસ્તી હતી, અમે હાલ પણ જીવજાન દોસ્ત છીએ. ખરૂં છે કે કુદરતે અમને એક સરખું નસીબ બક્ષ્યું નથી ! તે મોટો થઇ એક પાદશાહ થયો, અને હું માછીમાર બન્યો. પણ તેથી કંઇ અમારી દોસ્તી ઓછી થઇ નહિ. મારી આ હાલતમાંથી ઉંચી પદવીએ ચઢાવવા ઘણીવાર તેણે મને કહ્યું, પણ મેં તે કબુલ કર્યું નથી. તોપણ મારા દોસ્તોને લગતું કાંઇ પણ કામ તે હમેશાં બજાવે છે. મારી ઉપર તું વિશ્વાસ રાખ. અને તેમાં તારૂં ભલુંજ થશે."

આવું અજાયબી ભરેલું ભાષણ સાંભળી ભલા સિકંદરે તો તે પ્રમાણે ચાલવા કબુલ કીધું, પરંતુ ચતુર મરીયમને શક પડયો, તેથી તે વિચાર કરવા લાગી કે આ માછીમાર તરીકે ઉભેલો માણસ ખાસ માછીમાર નથી. પરંતુ કોઇ મોટો માણસ છે. આવો વિચાર કરી તેણે પોતાના પ્રાણપ્રીય સિકંદરને જણાવ્યું કે "આ માછીમારને તમારો તમામ પોશાક ઉતારી આપશો. કારણ કે તેણે આપણાપર અત્યંત ઉપકાર કર્યો છે." ભલા સિકંદરે તેના વચનને માન આપી પોતાનો તમામ પોશાક પેલા માછીમારને પહેરવા જણાવ્યું. અને તે સાથે એટલો બધો આગ્રહ કર્યો કે માછીમારને તેની મરજી પ્રમાણે કરવાની જરૂર પડી. જ્યાં તેણે પોતાનો પોશાક ઉતારવા માંડયો. ત્યાં તો શેખકરીમે પોતાના નામદાર ખલીફને ઓળખી લીધો. બિચારો બુઢ્ઢો શેખ તદન ગભરાઇ ગયો. હવે તેને લાગ્યું કે મારા તો રામ રમી ગયા. તેને આટલો બધો ગભરાયેલો જોઇ સિકંદર પૂછવા લાગ્યો કે "તમે શા માટે ગભરાઓ છો ? આ મોટા માણસ કોણ છે ? તે અમને મહેરબાની રાહે જણાવશો." આ શબ્દો બોલતાંની સાથેજ સિકંદર પણ ઉભો થઇ ગયો. ભલો કરીમ તે ખલીફના પગે પડી પોતાના ગુનાની માફી માગવા લાગ્યો. ખલીફે

હસ્તે મોઢે જણાવ્યું કે " આ ખુબસુરત અને બાહોશ બાનુએ તેમજ ખુબસુરત જુવાને મને એટલો બધો ખુશ કર્યો છે કે હું તને તારા ગુનાની માફી આપું છું. જે જુવાને એક માછીમારને પોતાની ખુબસુરત બાનુ આપી દીધી તે જુવાનની ઉદારતા આગળ તો મારી આ ઉદારતા નજીવીજ છે. " આ બીના સાંભળી પેલી બાનુ તથા સિકંદરની ખુશાલીનો તો પારજ રહ્યા નહિ. તેઓ બંને જણ ખલીફનો વારંવાર ઉપકાર માનવા લાગ્યાં. ખલીફે પણ તેઓનો સારો સત્કાર કરી યોગ્ય આસને બેસાડયાં. ત્યાર પછી બહાર ઉભેલા પોતાના વડા વજીર કાસમ તથા ગુલામ કુતુબને બોલાવી લાવવા શેખકરીમને હુકમ આપ્યો. શેખકરીમ પણ તેઓને નીચેથી ઝટ બોલાવી લાવ્યો. ત્યાર બાદ તેઓ સર્વે ત્યાંજ સુઈ ગયાં.

આખી રાતનો ઉજાગરો હોવાથી તે સર્વ જણ બીજે દિવસે સવારના દશેક વાગે ઉઠયાં. ખલીફ તે ખુબસુરત બાનુને તથા તેના ખાવિંદને પોતાની સાથે લઇ મુકામે જવા નીકળ્યો. મુકામે આવ્યા પછી તેમને રહેવા માટે એક ખાસ મકાન આપ્યું. અને ત્યાં જોઈતો સર્વે સરસામાન મોકલાવ્યો.

ત્યાર બાદ ખલીફ સિકંદરને સાથે લઇ દરબારમાં આવવા નીકળ્યો. દરબારમાં આવી પોતાને આસને બેઠો. અને સિકંદરને પણ પોતાની પાસે લાયક આસને બેસાડયો. પછી ગઈ રાતની કબુલાત મુજબ પોતે રૂક્કો લખવા બેઠો.

" ખલીફહારૂન–અલ–રસીદ, આ રૂક્કો પોતાના પિતરાઇ લતીફખાન તરફ રવાના કરે છે. આ " રૂક્કાનો લાવનાર સિકંદર, તમારા મરહુમ વજીર અબુબક્કરનો બેટો, જેવો આ રૂક્કો તમારે સ્વાધિન " કરે, તેવો જ તમારે એ રૂક્કો વાંચી, તેમાં લખેલી બીનાથી વાકેફ થઇ, તમારા પાદશાહી ત- " ખ્તપરથી નીચે ઉતરી પડી તમારૂં સર્વ રાજ્ય તેને સ્વાધિન કરી દેવું. આ પ્રમાણે કરવાને ચુકતા ના ! સલામ. "

ખલીફે આ રૂક્કો લખી તે ઉપર પોતાની મહોર છાપ કરી તેમાં શું લખ્યું છે. તેથી સિકંદરને વાકેફ કર્યા વગર તે તેને સ્વાધિન કર્યો ખલીફ બોલ્યો. " લે આ, અને જલદી વહાણપર ચડી જા ! કારણ કે વહાણ ઉપડવાની તૈયારીમાં જ છે. ! " એમ કહી તેને વહાણપર પહોંચાડવા પોતાના એક માણસને હુકમ આપ્યો. તે માણસ તેને વહાણપર લઇ જઇ અંદર બેસાડી આવ્યો.

ખલીફ ઘણો ચતુર તથા દાનો હતો. તેણે પેલી બાનુની પરીક્ષા કરવાનો ઠરાવ કર્યો, કે તેની સિકંદરપર કેવી પ્રીતિ છે ? તે જણાઈ આવે. પોતાના દરબારનું કામકાજ કરીસાંજને વખતે તે ખુબસુરત બાનુના મુકામપર જવા નીકળ્યો. આ વખતે તેણે પોતાની સાથે પોતાના વિશ્વાસુ ગુલામ કુતુબને રાખ્યો હતો. તેની મારફતે બાનુને પહેલેથીજ ખબર અપાવી કે " નામદાર ખલીફ તમારી મુલાકાતે આવે છે. માટે તૈયાર રહેજો. "

ચતુર બાનુ મરીયમે ખલીફાને માન આપવા માટે સઘળી જાતની તૈયારી કરી રાખી હતી. તેથી જેવો ખલીફ આવ્યો કે તુરતજ તેને માન આપવાને સામી ગઇ, અને ભારે માનમરતબાથી તેને અંદર તેડી લાવી યોગ્ય આસને બેસાડી પોતે તેની સામા અદબથી ઉભી રહી. ખલીફે તેને પોતાની પાસે આસને બેસવા કહ્યું, ત્યારે તેણે જણાવ્યું કે " આપ મારા પિતા તુલ્ય છો ! જો કે મારા ખાવિંદે તો મને આપને જ હવાલે કરી છે, તોપણ હું ધારૂં છું કે આપ તેની આવી અયોગ્ય બક્ષીસનો સ્વીકાર કરશો નહિ, પરંતુ મને પોતાની પુત્રી તુલ્ય ગણી જોઇતી મદદ આપશો. " તે બાનુનાં આવાં કીંમતી વચનો સાંભળી ખલીફની ખાતરી થઇ કે આ ખુબસુરત બાનુ પોતાના ખાવિંદ સિકંદરને અંતઃકરણથી ચાહે છે, તેથી ખલીફ બોલ્યો કે " હે પુત્રી ! તારે બિલકુલ ગભરાવું નહિ. તું મને મારી બેટી સમાન વહાલી છે. મેં આજે જ સિકંદરને રૂક્કો લખી આપી બસરે મોકલ્યો છે. તે રૂક્કાથી તેને જરૂર ત્યાંનું રાજ્ય મળશે. પરંતુ ત્યાં સુધી તારે તો અહીંજ રહેવું પડશે. તારે કોઈ વાતે મુઝાવું નહિ. આ ઘર તારૂં પોતાનું જ છે. એમ સમજી જે જોઇએ તે માગી લેજે. તારી હજુરમાં હું હમણાંજ જઇને વિશ્વાસુ બાંદીઓ તથા એક વિશ્વાસુ ગુલામને મોકલું છું. " એમ કહી ખલીફ ત્યાંથી ચાલી નીકળ્યો. પછી પોતાના મુકામે આવી તે પ્રમાણે બંદોબસ્ત કરી દીધો.

બીજી તરફ મરીયમના રૂપમાં લતીફ્ખાનના મહેલમાં રહેલી વિશ્વાસુ બાંદી ચાંદબુ પોતાનું શું થશે? તે વિચારમાં જ ગુંચાઇ ગઇ હતી, તેવામાં શાહ પોતે તેની પાસે આવ્યો. તેણે તેને ઘણી જ ધમકી આપીને કહ્યું કે "બોલ, હવે તારે મારી સાથે નિકા પઢવા છે કે નહિ? તારા સિકંદરને તો આજે ત્રણ માસ થવા આવ્યા તોપણ કંઇ પણ ખબર આવી નથી. હું તો ધારૂં છું કે તે મરી જ ગયો હશે. માટે મારા હુકમને આધિન થઇ તું મારી સાથે નિકા પઢવા કબુલ થા, નહિ તો આ સમશેરથી તારા ટુકડે ટુકડા કરી નાખીશ." આ જોઇ તે બિચારી બાંદી ઘણી જ ગભરાઇ ગઇ, તેથી એક પણ શબ્દ બોલી શકી નહિ. સુલતાને વિચાર્યું કે આ બાનુ કંઇ પણ બોલતી નથી, માટે મારી સાથે લગ્ન કરવા તે ખુશી જ છે. ફક્ત શરમની ખાતર બોલી શકતી નથી. એમ ધારી બોલ્યો કે "મારી ખુબસુરત બાનુ, હું તારો વિચાર સમજી ગયો છું. હું કાલેની કાલ જ આપણા કાજીને બોલાવી આપણાં લગ્ન કરીશું. પછી હું તને મારી માનીતિ બેગમ બનાવીશ, જેથી તું અથાગ સુખી થઇશ. પણ આજે તું મને તારો ખુબસુરત ચહેરો બતાવ." એમ કહી પેલી બાંદીના મુખપરનો બુરખો શાહે પોતાના હાથે કાઢી નાખ્યો. બિચારી બાંદીએ ઘણોએ અટકાવ કર્યો, પણ તે સર્વ વ્યર્થ ગયો. મોઢાપરનો બુરખો કાઢી નાખતાની સાથે જ શાહને અતિશય ક્રોધ ચઢયો, કારણ કે શાહને તુરત જ ખબર પડી કે આ તો ખુબસુરત બાનુની બાંદી ચાંદબુ છે. તેણે પોતાની તરવાર ખેંચી પોતાને અત્યાર સુધી ભુલાવામાં નાખનાર હરામખોર બાંદીના ટુકડે ટુકડા કરવા ધાર્યું. અને તેમ કરવા જતો હતો, તેટલામાં જ પોતાની માનીતી બેગમ રોશનઆરાએ એકદમ આવી તેનો હાથ પકડી લીધો. બિચારો શાહ પોતાની બેગમને જોઇ તદ્દન ભોંઠો પડયો. બેગમે જણાવ્યું કે "આ બિચારી નિરાધાર બાંદીને મારી તમે શું કમાશો? મારા વિચાર પ્રમાણે તો એ બાંદીને સમજાવી પતાવી, તમારા પક્ષમાં લેશો, તો વખતે તે પોતાની શેઠાણી, કે જેને માટે તમે આટલું આટલું કરો છો; તેનો પત્તો લગાડશે." શાહને આ વિચાર પસંદ પડવાથી તેણે પોતાની તરવાર મ્યાન કરી, અને તે બાંદીને સમજાવવા માટે પોતાની માનીતિ બેગમને જ ખાસ ભલામણ કરી પોતે ત્યાંથી ચાલ્યો ગયો.

પેલી રોશનઆરા કે જે ખરી રીતે તો સિકંદરના પક્ષમાં જ હતી, અને તેની જ ચેતવણીથી સિકંદર તથા મરીયમ નાસી છૂટયાં હતાં, તે ચાંદબુ પાસે જઇને બોલી કે "મારાં મોટાં બેગમ મરીયમ મારી સાથે જરા તો બોલો? કેમ રીસાયાં છો?" પેલી ચાંદબુ તુરત જ તેના પગે પડી બોલી કે "મારાં કદરદાન બેગમ સાહેબ! આવા દુઃખના વખતમાં મારી મીઠી મશ્કરી કરી દાઝયાપર ડામ શા માટે દો છો? હું તો એક બાંદી જ છું, પરંતુ આપ જ મને મોટી બેગમ બનાવી ફજેત કરી છે. હવે મારે શું કરવું તેની ખબર પડતી નથી. મને હરકોઇ પ્રકારે આ મહેલમાંથી શહેર બહાર કાઢી મૂકશો, તો હું આપનો ઘણો આભાર માનીશ." બેગમે વિચાર કર્યો કે વખતે કાલે આ બાંદી બીકથી અગર લાલચથી પોતાની શેઠાણીનો પત્તો બતાવી દે, તો તેને સુલતાન પકડી મંગાવી પોતાની માનીતિ બેગમ બનાવે, જેથી મારા ભોગ મળે; માટે આને તો નસાડી જ મૂકવામાં લાભ છે. એમ ધારી બોલી કે "ભલી બાંદી હું તને નસાડી તો મૂકું, પણ વખતે તું પકડાઇ જાય, અને મારૂં નામ દે તો પછી મારા શી વલે થાય?" બાંદીએ કહ્યું કે "મારો જાન જશે તોપણ હું આપનું નામ લઇશ નહિ." તેથી તે બેગમે પોતાની વિશ્વાસુ દાસીને બોલાવી સઘળી બીનાથી વાકેફ કર્યાબાદ તેને શહેર બહાર મેલી આવવા હુકમ કર્યો. તે બંને બાંદીઓ પુરૂષના વેશમાં બહાર નીકળી પડી, અને સપાટાબંધ શહેર બહાર આવી પહોંચી. ત્યાં આગળ બંને બાંદીઓ એક બીજાને ઘણા જ પ્રેમથી મળી. ચાંદબુ બોલી કે "મારી પ્યારી દાસી હું તારો ઉપકાર કદી પણ ભુલીશ નહિ. તારાં ભલાં અને માયાળુ બેગમ સાહેબે મારાપર જે ઉપકાર કર્યો છે તે તો કોઇનાથી ન બની શકે તેવા જ છે. હવે આપણુને ખુદા મેળવે ત્યારે ખરો!" આ શબ્દો બોલતાં બોલતાં તો તેની આંખો આંસુથી ભરાઇ ગઇ. છેવટે ધીરજ રાખી દાસી શહેર તરફ અને ચાંદબુ બગદાદની સડકે ચાલી ગઇ, દાસીએ ઘેર આવી સઘળી હકીકત પોતાની બેગમને જણાવી. ત્યારબાદ તેઓ નિરાંતે સુતાં.

બિચારી ચાંદબુએ જેમ બને તેમ જલદીથી ચાલવા માંડયું, કારણ કે વખતે પકડાઈ જાય તો પછી તેના દુઃખનો પાર રહે નહિ. સારા નસીબે તે કેટલેક દહાડે ખુશીથી બગદાદ પહોંચી ગઇ. પોતે બગદાદ આવી તો પહોંચી, પરંતુ હવે કયાં જવું તેનો વિચાર થયો. પોતાનાં શેઠ શેઠાણીએ બગદાદ આવવાને કહ્યું હતું, પણ તેઓના કંઈ પણ સમાચાર ન હતા, તેથી તેઓ બગદાદમાં આવ્યાં હશે કે કેમ? તેનો તેને વિચાર થયો. વળી પોતે અત્યાર સુધી તો પુરૂષના જ વેષમાં રહી હતી, હવે પણ તેજ વેષ રાખવો કે કેમ? તેનો વિચાર થયો. છેવટે તેણે પુરૂષના જ વેષમાં રહી પોતાનાં શેઠ શેઠાણીની તપાસ કરવાને ધાર્યું. આ ચતુર બાંદીએ તિગ્રીસ નદીના કાંઠે કાંઠે ચાલવા માંડયું. છેવટે તે પેલી નહેર આગળ થઇ ખલીફના બાગ આગળ આવી પહોંચી. તેણે બાગ આગળ ઉભેલા શેખકરીમને ઘણી જ નમનતાઇથી જણાવ્યું કે "આવો સુંદર અને ભવ્ય બાગ કોનો છે? મહેરબાની રાહે તે મને બતાવશો? હું એક પરદેશી છું અને દુઃખનો માર્યો તમારા શહેરમાં આવી ચઢયો છું." શેખકરીમે જણાવ્યું કે "નામદાર ખલીફાનો આ બાગ છે. તેમની રજા સિવાય આ બાગમાં કોઇ અજાણ્યા માણસને પેસવા દેતા નથી, માટે તમારે જોવાની મરજી હોય તો તેમની રજા મેળવો." બાંદીએ કહ્યું કે "મારા જેવા ગરીબ પરદેશીને ખલીફ રજા આપે નહિ, માટે જો તમે મહેરબાની કરો તો સારૂં, મારા શહેરમાં બાગ તો ઘણાએ છે પણ આવો સુંદર અને વિશાળ બાગ એકે નથી." શેખકરીમે જણાવ્યું કે "તમે કયા શહેરમાં રહો છો? અને તમારૂં નામ શું?" તેણે કહ્યું કે "હું બસરા શહેરમાં રહું છું. મારૂં નામ ચાંદભાઇ છે." શેખકરીમે પૂછયું કે "તમે તમારા દેશમાંથી કેમ અહીં આવ્યા છો? તેણે કહ્યું કે "મારાં શેઠ શેઠાણી મુસાફરીએ નીકળ્યાં છે, અને તેઓના કંઇ પણ સમાચાર નથી માટે તેમની શોધ માટે હું અત્રે આવ્યો છું માટે જો તમોને ખબર હોય તો કહો, હું તમને તે બદલ કીંમતી ભેટ અપાવીશ." લોભી શેખે કહ્યું કે "તમારાં શેઠ શેઠાણીનું નામ શું? તથા તે કેવાં છે?" તેણે જવાબ આપ્યો કે "મારા ભલા અને ઉદાર શેઠનું નામ સિકંદરશાહ તથા મારાં શેઠાણીનું નામ મરીયમ છે તે બંને ઘણાં જ ખુબસુરત છે જેથી ગમે તેવા માણસની નજરે એક વખત પડે તોપણ ખાસ લક્ષમાં રહે છે." શેખકરીમે હરખાતાં હરખાતાં કહ્યું કે "તમારાં શેઠ શેઠાણી અત્રે થોડા દિવસ થયાં આવ્યાં છે. ચાલો, હું તમને બતાવું! પણ જોજો હો! તમારે મને કીંમતી ઈનામ અપાવવું પડશે!" તે બાંદીએ ઘણી જ આતુરતાથી કહ્યું કે "અરે ભલા માણસ તારે મનગમતું તું માગી લેજે! પણ ચાલ મને મારાં શેઠ શેઠાણી બતાવ!" પછી તે કરીમ તેને સાથે લઇ નામદાર ખલીફા પાસે ગયો, અને ત્યાં જઇ બધી બીના જાહેર કરી, તેથી ખલીફે તેને પેલી ખુબસુરત બાનુ પાસે મોકલાવી દીધો. આ પુરૂષના વેષમાં આવેલી પોતાની બાંદીને તે ઓળખી શકી નહિ, પરંતુ તે બાંદી તેને પગે પડી પોતાનો વેષ બદલી નાખ્યો ત્યારે તે બાનુ તેને અતિશય હર્ષથી ભેટી પડી. પછી તેઓ એક બીજાના દુઃખની હકીકત કહેવા લાગ્યાં.

આણી તરફ પવન સારો અનુકુળ હોવાથી સિકંદરનું વહાણ સપાટાબંધ બસરે આવી પહોંચ્યું. તે વહાણમાંથી ઉતરતાં વાર જ બીજે કોઇ પણ ઠેકાણે ન જતાં બારોબાર દરબારમાં આવ્યો. અને પોતાના હાથમાં રાખેલો રૂક્કો શાહના હાથમાં મૂકયો. શાહે તે રૂક્કો વાંચ્યો; વાંચતાંવાર તરેહતરેહના ચાળા તે કરવા લાગ્યો. તેણે તે રૂક્કાને ત્રણવાર ચુમ્યો, અને પછી જેવો તે નામદાર ખલીફના હુકમને માન આપવા જતો હતો, તેવો જ પોતાની આગળ ઉભેલા જલાલને તે રૂક્કો આપ્યો. આ જલાલ વજીર તો સિકંદરશાહનો કટ્ટો દુશ્મન જ હતો.

વજીર જલાલે જ્યારે સિકંદરને દરબારમાં આવેલો જોયો, ત્યારે તો તે ઘણોજ અજાયબ થયો, કારણ કે તેને તો હાથી ખરીદવા લંકામાં મોકલ્યો હતો. અને તે તો અહીં આવી પાછો ફર્યો. જલાલને લાગ્યું કે લંકામાં જતાંજ છ માસ લાગે તેમાં તો ફક્ત સાડાત્રણ માસ થયા તેટલામાં તો સિકંદર પાછો આવ્યો. વળી પોતાની સાથે હાથી તો લાવ્યો જ નથી. આનું કારણ શું હશે? નક્કી આપણો પ્રપંચ તેના જાણવામાં આવી ગયો. પછી પેલો રૂક્કો તેણે વાંચી જોયો. રૂક્કો વાંચીને તો તે ઘણોજ ગભરાયો. કારણ કે હવે સિકંદર બસરાનો પાદશાહ થાય તો તેની શી વલે કરે? તેનો તેને વિચાર થતાં

આવ્યો. છેવટે પ્રપંચી જલાલે તે રૂક્કો બરાબર ઉકલતો ન હોય તેવો ડોળ કરી જરા બહાર ખુલ્લા ભાગમાં ગયો, અને તે રૂક્કાના મથાળે ખલીફે લખેલું હતું કે " ખુદાવંતતાલાના પાક અને રહેમભર્યા નામથી " એટલો ભાગ કોઇ ન જાણે તેમ ફાડી નાખી તે ટુકડો તે ગળી ગયો !

આ મુજી કામ કીધા પછી પાદશાહ તરફ ફરીને આસ્તેથી કહેવા લાગ્યો કે "હવે શું કરો છો" ત્યારે સુલતાને જવાબ દીધો કે " ખલીફના હુકમ પ્રમાણે મારે તો ચાલવું જોઇએ. " ત્યારે આ લુચ્ચો જલાલ બોલ્યો કે "નામદાર સાહેબ સાવચેતીમાં રહો ! આ અક્ષર તો ખલીફના લાગે છે, પણ રૂક્કાના મથાળા ઉપર તુરત હુકમ બજાવવા માટે જે હમેશાં ખલીફ લખે છે તે તો આ રૂક્કાપર નહિ મળે !" પાદશાહે ઉતાવળમાં વાંચતાં પ્રથમ તે તરફ બરાબર નજર નહોતી કરી, તેથી તેને તે બાબતની યાદી નહતી.

પ્રપંચી જલાલે જણાવ્યું કે " આ રૂક્કો ખલીફે લખી આપ્યો છે તેનું કારણ એટલું જ છે કે "આ સિકંદરે જઇને આપણી બંનેની સાચી જૂઠી વાતો કરી હશે. પણ જે હુકમ રૂક્કાના મથાળે લખવો પડે છે તે તો ન મળે, માટે આ રૂક્કો તદ્દન નકામો ઠરે છે. તમારા જેવા નામદાર શાહ ઉપર ખલીફ અદબથી લખ્યા વગર રહે નહિ, વાસ્તે મારી તો ખાતરી છે કે આ રૂક્કો તરકટથી લખેલો છે. વળી આવો મોટો હુકમ બજાવી લાવવા માટે પાછળથી કોઇ અમલદાર તમો નામદારની રૂબરૂ આવવો જોઇએ, તે આવે નહિ ત્યાં સુધી તો આ રૂક્કો નકામો છે. એમ તો કાલે ઉઠી કોઈ બીજો આવીને એવી જુઠી પ્રપંચ કરશે, તે આપણે કેમ માનીશું ? માટે નામદાર શાહ ! આ રૂક્કા ઉપર કંઇ વિશ્વાસ રાખવો નહિ. હું કહું છું તે પ્રમાણે ચાલવાથી જો કંઇ પણ માઠું પરિણામ નીપજશે તો તેનો જવાબદાર હું છું. અને સજાનું જોખમ હું માથે લઉં છું. "

બસરાના શાહે આ લુચ્ચા વજીરનું કહેલું ધ્યાનમાં લીધું. અને તે જેમ કહે તેમ કરવા કબુલ થયો બિચારા સિકંદરને તે લુચ્ચા જલાલને હવાલે કર્યો. તે તેને પોતાને ઘેર લઈ ગયો. અને પોતાના માણસો પાસે સખ્તમાર મરાવ્યો. છેવટે તેને એક અંધારા બંદીખાનામાં પુરવામાં આવ્યો. અને હુકમ કર્યો કે પાણી અને રોટલી સિવાય બીજું કંઇ આપવું નહિ.

જ્યારે સિકંદર પોતાની અધમુઇ હાલતમાંથી શુદ્ધિમાં આવ્યો, ત્યારે પોકે પોકે તે રડયો, અને બોલવા લાગ્યો કે "ઓ નેકનામદાર ખલીફ ! તેં મને આવી રીતે ઠગીને મોકલ્યો ! મેં તારૂં કંઇ પણ બગાડયું નથી ! ઉલટી મારી ખુબસુરત બાનુ તેની મરજી ઉપરાંત તારે સ્વાધિન કરી છે ! તેનો બદલો આવો જ આપ્યો કે ? હું હજુ પણ એવું નથી ધારતો કે તારી મતલબ બુરી હતી, પણ કંઇ ફીકર નહિ હું સબુરીથીજ પાર પડીશ. "

ઓ સબુરી ! દુઃખી અને કંગાળ માણસને તારા સિવાય કશું સુઝ પડતું નથી ! દુઃખની વખતમાં સબુરી પકડી, સંતોષ રાખી સાવચેતીથી કામ કીધાથી અંતે માણસ પોતાનો હેતુ પાર પડે છે જ. બિચારો દુઃખી સિકંદર લગભગ છ દિવસ સુધી આવી કંગાળ અને સહન થઇ શકે તેવી હાલતમાં રહ્યો. પણ હજુએ નામદાર ખલીફા તરફથી કોઈ પણ અમલદાર હુકમ બજાવવા આવી પહોંચ્યો નહિ નાપાક વજીર જલાલ તો સિકંદરને માટે જ તલપી રહ્યો હતો, પરંતુ લાચાર કે ખલીફ તરફથી વખતે અમલદાર આવી પહોંચે તો શો જવાબ દેવો ? માટે તેની રાહ જોતો હતો. હવે તો છ દિવસ પુરા થયા પણ કોઇ આવ્યું નહિ, તેથી તેની ખાતરી થઇ કે આ રૂક્કો સિકંદરે તરકટ રચી બનાવેલો છે, માટે તેને ફાંસી દેવો જોઇએ. એમ ધારી તે નામદાર સુલતાન પાસે ગયો. અને બોલ્યો કે " નામદાર સાહેબ ! આજનો દિવસ ઘણો જ સારો છે. માટે આપનો હુકમ હોય તો નવા પાદશાહને ખાસ ઉંચે તખ્તે બેસાડીએ ! હજુ સુધી ખલીફ તરફથી અમલદાર આવ્યો નથી, તેથી સાબિત થાય છે, કે તેણે તે રૂક્કો પ્રપંચથી બનાવેલો છે ! "

સુલતાન તેનું બોલવું તુરત સમજી ગયો. અને ગસ્સાથી બોલી ઉઠયો કે "અરે એ નાપાક હરામીને મારી પાસે લાવવાની કંઇ પણ જરૂર નથી. જા, એને અભી ને અભી મારી નાખ. વળી હું તને વધુમાં જણાવું છું કે ઢંઢેરો પીટાવી શહેરના તમામ લોકોને ભેગા કરી તેમની સમક્ષ આ નાપાક બદમાશને

ફાંસીએ લટકાવી દેવો, જેથી આવાં ખોટાં તરકટ રચનારની કેવી દશા થાય છે તે સર્વે કોઇના જાણ્યામાં આવે. જા, હવે જલદી કર ! જોજે તેને લગાર પણ ઢીલો મુકતો નહિ, નહિ તો પેલી બદમાશ બાંદીની માફક તે પણ નાશી જશે." વજીર જલાલે કહ્યું કે "હું તેને હમણાને હમણા જ મોતને સ્વાધિન કરૂં છું, આપ બેફીકર રહો." પછી તેણે પાદશાહના હુકમ મુજબ ઢંઢેરો પીટાવી સર્વે લોકને ભેગા કર્યા બિચારા લોકો કે જેઓ સર્વે બીનાથી સારી રીતે વાકેફગાર હતા, તેઓ ઘણાજ દિલગીર થયા. સિકંદરના બાપને મરણ પામે લગભગ દોઢેક વરસ થવા આવ્યું હતું, તોપણ લોકોના મનમાંથી તે ભલો અને માયાળુ વજીર ખસ્યો ન હતો, તેમજ સિકંદરની ઉદારતાથી તથા સારા ગુણોથી આખી પ્રજા માહીતગાર હતી, તેથી આ બનાવથી દરેકને ઘણીજ લાગણી થઇ.

નાપાક જલાલ પોતે વીસ સિપાઇ લઈ બંદીખાનામાં ગયો, અને ત્યાંથી બહાર લાવી એક કદરૂપા ગધેડાપર તે બિચારાને જોર જુલમે બેસાડયો. સિકંદર તેની કંઇ પણ દરકાર કર્યા વગર મોટા જુસ્સાથી બોલ્યો કે "ઓ નાપાક વજીર ! તું તારી બદદાનતમાં આખરે ફતેહ પામ્યો છે ! અને તારા હાથમાં જે અખત્યાર આવ્યો છે, તેને ખરાબ રીતે વાપરી તારા નામને એબ લગાડે છે ! મને મારા મરણની એક રજ જેટલી પણ પરવા નથી ! મારી કીર્તિ આ દુનીઆમાં સૂર્ય માફક ઝળકતી મુકી હું બીજી દુનીઆમાં જાઉંછું ! અને તેથી અત્યારે મોતના લાકડે હોવા છતાં પણ આનંદમાં છું ! મારા છેલ્લી વખતના આ શબ્દો તું લખી રાખજે ! હવે તારો પાપનો ઘડો પૂર્ણ થયો છે, અને તેથી થોડા વખતમાં તારો નાશ થશે !" આ શબ્દો સાંભળી વજીર ઘણોજ ચીડાઇ ગયો તે ક્રોધથી બોલી ઉઠયો કે "ઓ કમબખ્ત ! હજુ પણ તું મને અપમાન આપવા ચુકતો નથી ! પણ જો હવે કે તારી કેવી દશા થાય છે ! આ શહેરની તમામ પ્રજાના દેખતાં જ તારૂં માથું કેવું જુદું પડે છે ! તું મારા સંબંધે બોલે છે તેની મને કંઇ પણ દરકાર નથી. કદાચ તારા કહેવા પ્રમાણે મારો નાશ થાય તોપણ તે સુખરૂપ જ છે, કારણકે પોતાના દુશ્મનનો નાશ કરી પછી પોતે મરવું એથી વધારે સુખ બીજું એક પણ નથી.

બિચારા સિકંદરને કદરૂપા ગધેડાપર બેસાડી આખા શહેરમાં ફેરવી છેવટે પાદશાહના મહેલ આગળ લાવ્યા. આ દેખાવથી શહેરની તમામ પ્રજા તે વજીરના પર એટલી તો ચીડાઈ ગઇ કે તેના ટુકડે ટુકડા કરી તેનો જાન લેવા તૈયાર થઇ, પરંતુ તેમ કરવાની કોઇની હીંમત ચાલી નહિ. જો કોઇએ આગેવાન થઇ શરૂઆત કરી હોત તો તેમ કરતાં લગાર પણ વાર લાગત નહિ.

શાહના મહેલ આગળ જ ફાંસી રોપાવી હતી, વજીરે પછી તેને જલાદ (ચંડાળ)ને સ્વાધિન કર્યો, અને પોતે આ બનાવ જોવાને શાહના મહેલની એક બારીમાં જઇ ઉભો.

દરબારી સિપાઇ હથીઆરબંધ ઉભા હતા, કારણકે લોકો તરફથી તોફાન થવાથી ધાસ્તી રહેતી હતી. વળી લશ્કરને પણ તૈયાર રાખવામાં આવ્યું હતું. આથી શાન્તી જળવાઇ રહી. પેલા ચંડાળે આવી સિકંદરને ઘણી જ દીનતાથી જણાવ્યું કે "સાહેબ ! મને માફ કરજો ! તમારો જાન લેવા મને હુકમ થયો છે, મારે તો માત્ર મારી ફરજ બજાવવી જોઇએ, વાસ્તે મરવા તૈયાર થાઓ. હમણાં પાદશાહ કતલ કરવાનો હુકમ આપશે."

નિરાશ થયેલા સિકંદરે કહ્યું કે "તું તારા કામ માટે સાવધ થા, તારે તારી ફરજ બજાવવી જ જોઇએ." એમ કહી લોકો તરફ ફરીને બોલ્યો કે "ઓ મારા ભલા મહેરબાનો ! મને તરસ લાગી છે, માટે એક થોડુંક પાણી પાશો !" આ શબ્દો સાંભળતાંજ ચારે તરફથી લોકો દોડી જઇ પાણી લાવી તેને આપવા મંડી ગયા. લોકોનો તેનાપર આટલો બધો પ્યાર જોઇ પાદશાહ ઘણોજ તાજુબ થયો. છેવટે તેને ફાંસીને લાકડે ચડાવવાનો હુકમ થયો. બિચારો નિર્દોષ સિકંદર ખુદાના નામથી તેનાપર ચડવા મંડયો.

આ વખતનો કરૂણાજનક દેખાવ જોઇ ત્યાં ઉભેલી તમામ પ્રજાની આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. અને સર્વે જણાં ખુદાની બંદગી કરવા લાગ્યાં. આ બનાવને પાંચેક મિનિટ તો થઈ નથી, તેટલામાં તો વેગભેરથી ઘોડાઓનાં પગલાં વાગતાં સંભળાયાં. પાદશાહ તેમજ વજીર વગેરે સર્વેની

નજર તે તરફ ગઇ, તો તેમણે દૂરથી દોડતે ઘોડે આવતા ઘોડેસ્વારો જોયા, એક પલકમાં તો તે ઘોડેસ્વારો ત્યાં આવી હાજર થઇ ગયા.

સર્વે લોકો આ ઘોડેસ્વારોને જોઇ ઘણા જ અજાયબ થયા. તે ઘોડેસ્વારો બીજા કોઇ ન હતા, પણ બગદાદના ખલીફા તરફથી અમલ કરવાને તેનો વડો વજીર કાસમ પોતાના રસાલા સાથે આવ્યો હતો. સિકંદરને નામદાર ખલીફાએ રૂક્કો લખી આપી વિદાય કર્યો. પરંતુ ત્યારબાદ આવા મોટા કામને વાસ્તે પોતાનો હુકમ લઇ પોતાના ખાસ માણસોને મોકલવાનું તે ભૂલી ગયો. જ્યારે પેલી બાંદી ચાંદણુ બસરાના સુલતાન પાસેથી નાશીને બગદાદ ગઇ, અને તેને ખલીફે જોઇ ત્યારે ખલીફાની આંખ ઉઘડી. તેણે તુરત જ પોતાના વડા વજીર કાસમને તેના રસાલા સાથે પુરજોસમાં જવા હુકમ આપ્યો. તેણે તે વજીરને જણાવ્યું કે "જો બિચારો નિર્ભાગી સિકંદર મરણ પામ્યો હોય તો અફસોસ ! જો તેને ફાંસીએ દેવામાં ત્યાંના નાપાક વજીર કાસમે કંઇ પણ ઘાલમેલ કરી હોય તો તેને ત્યાંને ત્યાંજ ફાંસી દેજે ! કદાચ ખુદાતાલાની મહેરબાનીથી તે ગરીબ સિકંદર જીવતો હોય તો તેને, ત્યાંના વજીર કાસમને, અને પાદશાહને તેડી અત્રે આવજે !"

વડો વજીર નામદાર ખલીફાના હુકમને આધિન થઇ જરા પણ ઢીલ કર્યા વગર પોતાના રસાલા સાથે તાબડતોડ આવી પહોંચ્યો હતો. ઉપર જણાવ્યા મુંજબ તે આવી પહોંચ્યો ત્યારે સિકંદરની છેલ્લી ઘડી હતી. આ સર્વ બીના રૈયતે જાણી ત્યારે લોકો હર્ષના પોકાર કરી રહ્યા.

વડો વજીર કાસમ પોતાના રસાલા સાથે આવી પહોંચ્યો કે તેણે તુરત જ જણાવ્યું કે "સિકંદરને અબીને અબી મારી પાસે હાજર કરો ! સુલતાને તેના હુકમને માન આપી તુરતજ સિકંદરને ફાંસીના લાકડેથી ઉતારી મંગાવી તેની આગળ રજુ કર્યો વજીરે તુરત જ તેને બંદીવાનની સ્થિતિ દૂર કરી, તેજ વખતે નાપાક જલાલને કેદ કર્યો.

વડો વજીર કાસમ તે દિવસ ત્યાં રહ્યો. બીજે દિવસે પોતાને મળેલા હુકમ મુજબ તે પોતાની સાથે સુલતાન લતીફખાનને, તેના નાપાક વજીર જલાલને અને સિકંદરને લઇ બગદાદ જવા નીકળ્યો. બગદાદ આવી પહોંચતાંજ તે ત્રણે જણને નામદાર ખલીફની હજુર ઉભા કીધા. જ્યારે કાસમે ખલીફને સિકંદરની દુઃખદસ્થિતિ વિષે સવિસ્તર હકીકત જણાવી, ત્યારે તે સાંભળીને ખલીફને એટલો તો ગુસ્સો થયો કે તેણે તુરતજ સિકંદરને કહ્યું કે "આ નાપાક વજીરનું ડોકું તારે હાથે કાપી નાખ !" તે સાંભળી સિકંદરે જવાબ આપ્યો કે "ઓ મહજબના (કીર્તિના) સરદાર ! આ કંગાલ માણસે મને ગમે તેટલો હેરાન કીધો છે, અને મારા મરનાર બાપની ગમે તેટલી અદેખાઇ કરી છે, તોપણ તેના નાપાક લોહીમાં મારા હાથ ખરડવા અને અપવિત્ર કરવા માગતો નથી." સિકંદરનો આવો ઉંચો ખવાસ જોઇ નામદાર ખલીફ ઘણોજ ખુશ થઇ ગયો. તેણે જલાલને મારી નાખવા હુકમ આપ્યો, પરંતુ મોટા દિલના સિકંદરે જણાવ્યું કે "મારી ખાતર તેને માફ કરશો. તે તેનાં કર્યાં કર્મ ભોગવશે." સિકંદરની આ માગણી ખલીફે ઘણી દિલગીરી સાથે કબુલ કરી, તોપણ જલાલને તેની વજીરાતપરથી દૂર કરી, તેનું ઘર બહાર લૂટી લેવડાવી દેશનિકાલની સજા કરી.

સિકંદરને બસરે મોકલી ત્યાંનું રાજ્ય આપવા માંડયું, પરંતુ ભલા સિકંદરે તે માન ઘણા કાલાવાલા કરીને લેવાની ના પાડી તે બોલ્યો કે "ઓ નામદાર ખલીફ ! જો કે બસરા મારી જન્મભૂમી છે, તો પણ ત્યાંજ જવા મારી બિલકુલ મરજી નથી, કારણ કે ત્યાં આગળ મારાપર જેજે આફતો પડી છે, તે પરથી મેં એવો ઠરાવ કીધો છે કે મારે મારી જન્મભૂમીમાં કદી પણ પગ દેવો નહિ. આ ઠરાવ મેં આપનો રૂક્કો લઇ ગયા બાદ કર્યો છે, માટે મને આપની હજુરમાં યોગ્ય ચાકરી આપશો તો બસ છે. હું ધારૂં છું કે મારી આ મુરાદ આપ નામદાર બર લાવશો." ખલીફે ઘણી ખુશી સાથે તેને પોતાના દરબારમાં એક મોટા ઉમરાવની જગો આપી. અને પેલી ખુબસુરત મરીયમ તેને સ્વાધિન કરી. પેલી ચાંદણુ કે જેણે નિમકહલાલપણે અમુલ્ય સેવા બજાવી હતી તે બાંદી પણ તેને આવી મળી. નામદાર ખલીફે તેમને રહેવા માટે એક સુંદર અને વિશાળ મહેલ આપ્યો તથા તેમના પોષણને માટે અખૂટ

ખજાનો આપ્યો. બસરાના સુલતાનને શિખામણ આપી જણાવ્યું કે " વજીર કેવા પસંદ કરવા તેની ઘણી જ કાળજી રાખવી જોઇએ. તમામ રૈયતને પોતાનાં બેટા બેટી સમાન ગણી તેમની સાથે પિતા તરીકેનો નાતો રાખવો જોઇએ. હવે પછી ફરીથી આવા ગુના ન થાય તે બાબે સખત તાકીદ આપી તેને પોતાના રાજ્યમાં જવા ફરમાવ્યું." તે સુલતાન નામદાર ખલીફને પગે પડી તેનો ઘણો ઉપકાર માની તે પ્રમાણે ચાલવા કબુલ થઇ પોતાના શહેર બસરે ગયો.

આ વાર્તા પુરી થયા બાદ શહેરજાદી બોલી કે "બીજી વાર્તાઓ માફક આ વાર્તા પણ નામદાર સુલતાનને પસંદ પડી હશે. જો નામદાર સુલતાન હજુ પણ મને જીવતી રાખવા ચાહતા હશે, તો હું એક સરસ વાર્તા કહી સંભળાવીશ." સુલતાને તે પ્રમાણે કરવા કબુલ કર્યાથી નીચે પ્રમાણે વાર્તા શરૂ કરી.

# તુર્કસ્તાનના શાહજાદા શમ્સલ અને તેની પ્યારી બાનુ બેદરની વાર્તા.

પ્રાચીનકાળમાં તુર્કસ્તાન અથવા હાલના તાર્તરી દેશમાં એક મોટું જબરજસ્ત રાજ્ય હતું. તે રાજ્યની ગાદી મર્વ નામના શહેરમાં હતી. મર્વ શહેરનાં ખંડેર હાલ પશ્ચિમ તાર્તરીમાં છે. આ શહેર પ્રથમ ઘણુંજ નામીચું અને ગંજાવર હતું. દેશપરદેશના હજારો વેપારીઓ વેપાર અર્થે ત્યાં આવતા હતા. ત્યાંની મોટી અને સુંદર દુકાનોમાં તરેહતરેહનો જથાબંધ માલ પડયો રહેતો, આ શહેરમાં ઘણા સુલતાનો થઇ ગયા છે, તેમાં નાસીરૃદ્દીન નામે એક ઘણોજ કીર્તિવાળો સુલતાન હતો.

આ સુલતાને પોતાની કારકીર્દીમાં આસપાસનાં ઘણાં રાજ્યો જીતી લઇ ત્યાના રાજાઓને ખંડણીઆ તરીકે કાયમ રાખ્યા હતા. તેણે ટુંક વખતમાં પોતાને વારસામાં મળેલા મુલકમાં અજાયબી જેવો વધારો કરી દીધો. તેના દુશ્મનો તેનું નામ સાંભળીને થરથર કંપતા હતા. આ પરાક્રમી રાજાને સર્વ પ્રકારનું સુખ હતું, પરંતુ એક વાતનું દુઃખ હતું. તે દુઃખ એજ કે તેની ઉમર ઘણી મોટી થઇ હતી, તોપણ ખુદાવંતતાલા તરફથી તેને એક પણ ફરજંદની બક્ષિસ થઇ ન હતી.

આ પરાક્રમી સુલતાનને ઘણી ખુબસુરત પુષ્કળ બેગમો, તથા બાંદીઓ હતી. સઘળી બેગમોપર તે સરખો ભાવ રાખતો હતો, અને દરેકને બેહદ પ્યારથી ચહાતો હતો. તે દરેકને સુખી રાખવાને તથા મન ગમતી રીતે રહેવાને જુદા જુદા સુંદર મહેલોમાં પુષ્કળ દાસીઓ સાથે રાખતો. આ પ્રમાણે સઘળી રીતે તદ્બીર રાખ્યા છતાં તેને એક પણ ફરજંદની પ્રાપ્તિ થઇ નહિ.

કુદરતની રહેમ તેનાપર ઉતરે તે માટે તે હમેશાં ગરીબ ગરબાંઓને પુષ્કળ ખોરાક તથા વસ્ત્ર વગેરે આપતો, ધર્મી અને પવિત્ર માણસોને મદદ કરતો, સાધારણ માણસોથી ન બની શકે તેવાં ગંજાવર બાંધકામ કરાવતો, પવિત્ર પુરૂષોની સલાહ મુજબ હમેશાં ખુદાની બંદગી કરતો, અને તે સિવાય બીજાં હજારો સુકૃત્ય પોતાની મુરાદ બર લાવવાને કરતો હતો, પરંતુ ખુદાતાલાની રહેમ નજર થઇ ન હતી.

આ સુલતાન જાતે ઘણો વિદ્વાન, ખંતી, પરાક્રમી, નજરબાજ, શોખીન, અને રાજ્ય નીતિનિપુણ હોવાથી તેના દરબારમાં હજારો પંડિતો, કાજીઓ હકીમો, પરદેશી વકીલો, દરવેશો, અને કવિઓ શોભતા હતા આ સઘળા લાયક માણસોની મદદથી તેણે પોતાના રાજ્યમાં જુદી જુદી તરેહના સુધારા કર્યા હતા. વળી હમેશાં દરબાર ભરી જ્ઞાનગોષ્ટિ ચલાવતો હતો. તેના દરબારમાં ફક્ત રાજ્ય દરબારી વાતચિતજ થતી એટલુંજ નહિ. પરંતુ વિદ્યા, હુનર, તવારીખ, સાહિત્ય, કવિતા, ધર્મ ચર્ચા વગેરે અનેક વિષયોપર સારી રીતે વાદવિવાદ થતો હતો. સુલતાન પોતે તેમાં અચ્છી રીતે ભાગ લેતો અને લાયક માણસોને વખતો વખત મોટી મોટી બક્ષિસો આપી સંતોષ આપતો. એક દિવસ એવી સભા મળી હતી, અને સર્વે કોઇ પોતપોતાનામાં છુટથી વાતચિત કરતા હતા, તેવામાં એક ગુલામે આવી શાહને જણાવ્યું કે

એક વેપારી, લાંબી મુસાફરી કરી હમણાંજ અત્રે આવી પહોંચ્યો છે જે પોતાની સાથે એક ખુબસુરત બાંદી લાવ્યો છે, તે તમો નામદારને મળવા માગે છે. શાહે હુકમ કીધો કે "તેને અત્રે દાખલ કર, અને આ મંડળી બરખાસ્ત થશે ત્યારે હું તેની સાથે વાત કરીશ." તે વેપારીને હુકમ મુજબ તુરતજ ત્યાં દાખલ કરીને એવી જગોએ બેસાડવામાં આવ્યો કે જ્યાંથી તે વેપારી નામદાર શાહને બરાબર જોઇ શકે, તેમજ સભામાં થતી વાતચીત પણ પુરતી રીતે સાંભળી શકે.

શાહ હમેશાં પરદેશી લોકો સાથે એવીજ સાદી રીતે વર્તતો હતો કે જેથી તેઓ પોતાની સાથે છુટથી વાતચિત કરવાને હીંમત ધરે. જે મમતાથી તથા છુટથી તે પોતાના ઓળખીતાઓ સાથે વાતચિત કરતો, તે પેલા અજાણ્યા આવનારની નજરે પડતી ત્યારે તે પણ શાહને પોતાના વિચાર જણાવવાને અચકાતો નહિ હતો. ત્યાંના દબદબા તથા તેની આસપાસના સરદારો તથા અમલદારોથી ખાલી ધાસ્તી નહિ ખાઇ જાય અને પોતાના વિચાર જણાવવાને ડરે નહિ એવી ભલી નેમથી તે આ મુજબ દરેક સાથે ભળતો હતો. ખરેખર તેના દરબારનો એટલો તો ભપકો અને દમામ રાખતો કે નવો આવનાર તેથી તુરતજ અંજાઇ જાય તેમાં કંઇ નવાઇ નહિ. એજ માફક તે બહાર દેશાવરથી બીજાં રાજ્ય તરફથી આવના એલચીઓ સાથે પણ વર્તતો હતો. તે પ્રથમ તો એલચીઓની સાથે નાસ્તો લેતો, તેમ કરતાં તેઓની તનદુરસ્તી વિષે પુછતો, તેઓની મુસાફરીની હકીકત સાંભળતો, તેઓના દેશના રીતરીવાજથી વાકેફ થતો, અને પછી તેઓ શા કામને માટે આવ્યા છે તે પુછતો. આવી રીતે તેઓથી પુરતી રીતે વાકેફ થયા પછી તેઓને દરબારમાં એક દિવસ ઠેરવી બોલાવતો, અને રાજદ્વારી કામ માટે તે આવ્યો હોય તેનો ફડચો કરતા હતો.

જ્યારે તે દિવસની મંડળી બરખાસ્ત થઇ અને સર્વ અમીર ઉમરાવો અને બીજા સર્વ ત્યાંથી પોતપોતાને મકાને ગયા, કે પેલા વેપારીને શાહે પોતાની હજુર બોલાવ્યો તે તખ્ત સન્મુખ આવતાંજ વાંકો વળી તેના તખ્તના પગની ખાક ચુમી પગે પડયો. જ્યારે તે પાછો ઉભો થયો ત્યારે શાહે તે વેપારીને પૂછ્યું કે "પેલી બાંદીને લાવનાર તુંજ છે કે અને તુંજ તે શખ્સ હોયતો તે બાંદી કેવી છે? તેની ખરેખરી હકીકત મારી આગળ જાહેર કર!

પેલા વેપારીએ નમીને કહ્યું કે "નામદાર શહેનશાહ! તમો નામદાર પાસે બેશક પુષ્કળ ખુબસુરત અને કીમતી બાંદીઓ હશે, કારણ કે દુનીઆના દરેક ભાગપરથી તમો નામદારને માટે ઘણી બાંદીઓ લાવવામાં આવે છે; પણ હું કાંઇબી મગરૂબી કર્યા વગર તમો નામદારને નમનતાઇથી જણાવું છું કે જે બાંદી હું તમો નામદાર માટે લાવ્યો છું તેનો બરાબરની કોઇ પણ બાંદી તમોએ જોઇ પણ નહિ હશે; કેમકે ખુબસુરતી, ચાલ ચલણ અને ગુણોથી તે એટલી તો ભરપુર છે કે તેનું વર્ણન મારાથી થઇ શકતું નથી." શાહે પૂછ્યું કે "તે કયાં છે? તેને મારી હજુરમાં બોલાવી મંગાવ! પેલા વેપારીએ જવાબ આપ્યો કે "મારા મુરબ્બી! તેને મેં તમારા દરબારના અમલદારના હસ્તક સોંપી છે. જો તમો નામદારનો હુકમ હોય તો હમણાં આ ઘડીએ તેને બોલાવી મંગાવું."

તે બાંદીને તુરતજ શાહ નજદીક લાવવામાં આવી. શાહ તો તેણીને જોતાં વારજ તેની અતિ ઘણી સુંદર ખુબસુરતી અને સરસ ચાલચલણથી ખુશ ખુશ થઇ ગયો. પછી ત્યાંથી તે પોતાના થોડાક ખોજાઓ સાથે પાસેના એક દિવાનખાનામાં ગયો. પેલી બાંદીના મુખ ઉપર લાલ સાટીનનો એક સોનેરી બુટ્ટાવાળો બુરખો નાખેલો હતો, જેથી તેનો ખુબસુરત ચહેરો ઢંકાએલો હતો. જ્યારે તે બુરખો પેલા વેપારીએ તેણીના ચહેરાપરથી ખસેડયો, ત્યારે ઇરાનના શાહને એક એવો તો મનમોહન અને દિલરંજન ખુબસુરત ચહેરો દેખાયો કે તેવી ખુબસુરતી તેણે કદી પણ જોઇ ન હતી, એટલુંજ નહિ પણ કદી સાંભળીએ ન હતી. તે તુરતજ તેનાપર ખરા દિલથી આશક થયો જેથી પેલા વેપારીને તેની કીંમત નક્કી કરવાનો હુકમ કીધો.

પેલા વેપારીએ જવાબ આપ્યો કે "નામદાર શાહ! મેં જે વેપારી પાસેથી આ બાંદીને ખરીદ કરી છે, તેને મેં એક હજાર સોના દામ આપ્યા છે. અને ત્રણ વર્ષે હું તમો નામદારના મુલકમાં આવવા

મારે મુસાફરી કરી અત્રે આવી પહોંચ્યો છું, તેટલા વખતમાં મારે બીજે પુષ્કળ ખરચ થયો છે. તમો જેવા મોટા દરજ્જાના શાહ આગળ હું એની કીંમત કરી શકતો નથી, પણ અરજ કરૂં છું કે મારી તરફના એક નજીવા નજરાણા તરીકે તમો નામદાર આ બાંદીને કબુલ રાખશો." શાહે જવાબ આપ્યો કે "તારા નજરાણા માટે તારો ઉપકાર માનુંછું, પણ મારો એવો રિવાજ નથી કે દૂર દેશથી વેપાર કરવા આવેલા સોદાગરો પાસેથી નજરાણાં લેવાં. હું મારા ખજાનચીને હુકમ કરૂં છું કે તને બાર હજાર સોનાના સીકકા આપે. હું ધારૂં છું કે તેથી તું સતોષ પામીશ"

પેલો વેપારી આ સાંભળી ઘણોજ ખુશી થઇ ગયો, અને બોલ્યો કે "ઓ મહાન દરજ્જાના શાહ! જો તમો મારી તરફથી આ બાંદીને કંઇ પણ કીંમત આપ્યા વગર એક નજરાણા દાખલ કબુલ કરી હોત તો મને બેહદ ખુશી ઉપજત; પણ જ્યારે આપ નામદારની તેમ કરવા મરજી નથી તો પછી આપ નામદારે કરેલી સખાવત હું માથે ચઢાવું છું. હવે મારી વિદાય થતી વખતની છેલ્લી દુવા એટલીજ છે કે આપ નામદારનું જાહોજલાલી ભરેલું રાજ્ય સૂર્ય ચંદ્ર તપે ત્યાં સુધી કાયમ રહે, તમો નામદાર તમારી જીંદગી સદા આનંદમાં ગુજારો અને તમારૂં નેકનામ હમેશાં દુનીઆમાં હીરા માફક ચળકતું અને મશહુર રહો! હું જ્યાં જઇશ ત્યાં તમો નામદારના સખી ખવાસની તારીફ ભાવથી કરીશ,' તે પછી તે વેપારી પેલા સોનાના બાર હજાર સિકકા લઇ શાહને પગે પડી ત્યાંથી ખુશી ભરેલા ચહેરે રવાને થયો.

શાહે તે બાંદીને પોતાના વિશાળ અને ભવ્ય મહેલના એક સુંદર અને નકસીદાર ઓરડામાં રાખી અને તેણીની સેવા અર્થે કેટલીક સુંદર દાસીઓને તેની હજુરમાં રાખી. આ સઘળી દાસીઓને સખત હુકમ આપવામાં આવ્યો હતો કે તેઓ તેની બરાબર અને ઘણી કાળજીથી સેવા બજાવવી. દરરોજ તેને નવા નવા પોશાકથી અને ઉમદા જરજવાહીરથી શણગારવી.

સારી રીતે તપાસીને અવલોકન કરતાં શાહને સાફ જણાઇ આવ્યું, કે જે ખાસ બેગમો અને બાંદીઓ હાલ જનાનખાનાને અનુપમ શોભા આપે છે; તે સઘળી લલનાઓનો આ બાંદી આગળ કંઇ પણ હિસાબ નથી. વળી જે બાંદીઓ તેની સેવા માટે શાહે રાખી હતી તેઓ તે નામદાર શાહને કહેવા લાગી કે "અમે આજદિન સુધીમાં પુષ્કળ ખુબસુરત ઓરતો જોઇ છે. પરંતુ આ બાંદીના જેવી બેહદ ખુબસુરત લલના તો અમારા જોવામાં કોઇ પણ આવી નથી. જો તમે બંદેનવાજ અમને એક અઠવાડીઆ સુધી આ નવી બાંદીની સંભાળ લેવા દેશો તો તમે હાલ તેને જુઓ છો તે કરતાં હજાર દરજ્જે વધારે ખુબસુરતીમાં જોશો." જો કે શાહને આ ખુબસુરત બાંદીથી દૂર રહેવા એક ઘડી પણ ગમતું નહતું, તોપણ તે ખરેખરી રીતે કેટલી ખુબસુરત છે તે જોવાની ખાતર તેણે એક અઠવાડીઆની મહેતલ આપી જણાવ્યું કે "તમો આ મુદતની અંદર તેની બરાબર માવજત કરી સ્વર્ગની પરીને પણ પાણી ભરાવે તેવી નાજુક લલના કરશો. ઘણે દૂરદેશથી મુસાફરી કરી અત્રે આવી છે, માટે તેની કાન્તિમાં કંઇક ઝાંખાશ આવી હોય તે તમારી બરાબર માવજતથી દૂર થશે." એમ કહી શાહ ચાલતો થયો.

સર્વ શહેરની પશ્ચિમ દિશામાં સુંદર નદીનો નિર્મળ પ્રવાહ ચાલ્યો જાય છે. તેના કિનારે નામદાર સુલતાનનો મહેલ ઝઝુમી રહ્યો હતો. આ મહેલની તમામ બાંધણી સંગેમરમરના અતિ સફેદ પત્થરની હોવાથી તે હીરા સમાન ચળકતો હતો, તેની ઉંચી, સફેદ, સુંવાળી અને ચળકતી ભીંતોપર તરેહ તરેહનાં પક્ષી તથા પશુઓ અને મહાન પુરૂષોનાં ઉત્તમ ચિત્રો બાહોશ ચિતારાની કલમે ચિતરેલાં હતાં, ભોંય તળીએ આરસ પત્થરનું રંગ બેરંગીન કામ કીધું હતું. આ ભવ્ય મહેલમાં પુષ્કળ જુદા જુદા હોલ હતા, અને તે સઘળા હોલો એક એકથી ચઢીઆતા હતા. દરેક હોલમાં જુદી જુદી તરેહનો કીંમતી સરસામાન ગોઠવેલો હતો. વળી આ હોલમાં એવી તો વિચિત્ર રચના કરી હતી કે ઉનાળાની અતિશય ગરમ ઋતુમાં શિયાળા જેવી દિલખુશકારક હવા મળતી, અને શિઆળાની ઠંડી ઋતુમાં ખુશકારક ગરમ હવા મળતી. મતલબ કે ઉનાળામાં તાપ કિંવા શિઆળામાં ટાઢ લાગતી નહિ. વળી આ બાંદીને જે ઓરડામાં રાખવામાં આવી હતી તે ઓરડાની પાછલી બારીએથી જોતાં નદીનો મનોરંજન પ્રવાહ, તેમાં ફરતી નાની હોડીઓ વગેરે ખુશકારક દેખાવો નજરે પડતા હતા.

પેલી નાજુક બાંદીની તે દાસીઓએ એક અઠવાડીયા સુધી બરાબર માવજત કરી, તેથી તેનું સ્વરૂપ ઘણુંજ ખીલી નીકળ્યું. આકાશના ચંદ્ર કરતાં તેના મુખચંદ્રની શોભા અતિ સુંદર અને મોહક હતી, તેના ગુલાબી ગાલનો રંગ ગુલાબના નાજુક ફૂલને લજ્જીત કરતો હતો. તેની આંખો ચકોર પક્ષીનો નાદ ઉતારતી હતી, એકંદરે તેનું આખું શરીર મોહનીરૂપ હતું. આવી મનોરંજક નાજુક સ્ત્રી એક ઘણોજ કીંમતી પોશાક પહેરી પોતાનું ચાંદી જેવું સફેદ શરીર હીરા મોતીથી શણગારી નદી તરફ પોતાનું મુખ કરી અતિ દિલગીરી સાથે વિચારમાં તલ્લીન થઇ બેઠી હતી, તેવામાં પોતાની મુદત પુરી થવાથી શાહ તેણીના ઓરડામાં દાખલ થયો. દાસીઓએ તેને જણાવ્યું કે "નામદાર સુલતાન પધાર્યા છે માટે સામા જઇ અતિ આદરસત્કાર કરી તેડી લાવો." પરંતુ કંઇ સાંભળ્યુંજ ન હોય તેમ તે તો પોતાની અસલ સ્થિતિમાંજ બેસી રહી. આ બાંદીને આટલી બધી ખુબસુરત તથા ભરજુવાનીમાં હોવા છતાં દુનીઆદારીના રિવાજથી બેદરકાર જોઇ શાહને ઘણીજ અજાયબી લાગી. તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે આ બાંદી બિલકુલ ભણી નહિ હોય, તેમજ મોટા માણસોના પ્રસંગમાં આવી નહિ હોય, તેથી તે આટલી બધી બેદરકાર ને બેઅદબ માલમ પડે છે. એમ વિચારી મોટા દિલથી શાહ તેની આગળ ગયો, અને તેને પ્યારથી બોલાવવા લાગ્યો. પણ જાણે તે કોઈ વજનદાર આસામી નહિ હોય તેમ તે કંઇ બોલીજ નાહ.

શાહ આ બાંદી તરફ એકી ટસે ઘણી વાર સુધી જોઇ રહ્યો, અને પછી બોલ્યો કે "ઓ સ્વર્ગની પરીને ભૂલાવનાર ખુબસુરત બાનુ! મને કહે કે કયા વખણાએલા મુલકથી તું અહીં આવી છે? તારા જેવી ખુબસુરત બેટીને જન્મ આપનાર ભાગ્યશાળી બાનુ કોણ છે? તેઓ કયા ઉત્તમ કુળથી ઉતરી આવેલાં છે? મેં હજારો ઓરતોને જોઇ છે પણ તારા જેવી દિલને આરામ આપનારી, તારા સરખી દુઃખી જીવને ખુશી કરનાર સુંદર નાજુક સ્ત્રી કોઇ કાળે પણ મારા જોવામાં આવી નથી. આજથી હું તારી આગળ કસમ ખાઇને કહું છું કે તારી આગળ મારા જનાનખાનાની સર્વે સુંદર સ્ત્રીઓ ગુલામડી માફક છે. તારી નોકરીમાં તેઓ હવે હમેશાં પોતાના દહાડા કાઢશે તે મારૂં તમામ દિલ હરી લીધું છે. આજથી આ દિલ તારા પ્યારા આતશમાં બળતું નાંખ્યું છે; વાસ્તે ઓ નેકબાનુ! તે જળતા દિલને તારા શરીરની અને મુખની મધુરતાથી ઠંડુ કર! તે બળતા આતશને તારા પ્યારના નિર્મળ અને ઠંડા પાણીથી બુઝાવ! આજથી તું મારી હક્કદાર રાણી અને આખા તુર્કસ્તાનના વિસ્તિર્ણ અને આબાદ મુલકની સહેનશાહ બાનુ ગણાશે. આજથી તારા ફરમાન મુજબ ચાલવાને અને તારો હુકમ બજાવવાને હું હરવખત તૈયાર રહીશ. વાસ્તે ઓ કાળાં વાદળને તોડનાર ઝળકતા સૂર્ય! તું જરા તારાં તેજી કિરણોથી મારા શ્યામ દિલને ઝળકતું કર! મારા ઠંડા થઇ ગયેલા જીવને જરા ગરમી આપ, અથવા તારા મોંઢામાંથી પ્યાર ભર્યો શબ્દ ઉચ્ચાર, જેથી મને સબુરી વળે. ઓ સ્વર્ગની સુંદર પરી! તું ચૂપ શા વાસ્તે બેઠી છે? તારા ઉપર શું જુલમ ગુજર્યો છે? શું તું તારા સ્નેહીઓથી અને સગાંવહાલાંથી છુટી પડી તેથી દિલગીરીના કાળા વાદળે તારી જીભપર ઘેરો ઘાલ્યો છે; બોલ, જલદી બોલ કે જેથી હું તારા દુઃખનો અંત આણું. જલદી કહી દે કે તારે વાસ્તે મારો જાન ફીદા કરૂં. જો જરૂર પડે તો તારે વાસ્તે મારૂં આખું બહોળું રાજ છોડી દઉં. જો કશે ઇલાજથી પણ તારી દિલગીરી ટળે અને તારાં દુઃખનો નિવેડો આવે તો આ સર્વે વૈભવ તારાપર ફીદા કરૂં?"

જો કે નામદાર સુલતાને તેની ચૂપકી તોડવાને પોતાથી બની શકે તેટલી કોશેશ કરી, તોપણ પેલી બાંદી જાણે કશાની દરકાર કરતી નહિ હોય તેમ પોતાનું માથું નીચું નાંખી ચૂપ બેઠી, અને શાહ તરફ એક વખત પણ ફરી નહિ, એટલુંજ નહિ પરંતુ પોતાની મોહક આંખ પણ તે તરફ નાંખી નહિ.

આટલું છતાં પણ પેલો શાહ પોતાના મનમાં વિચારવા લાગ્યો કે જ્યારે દુનીઆની સર્વેથી સરસ ઓરતને મારા હાથમાં હું લાવ્યો છું ત્યારે તો એના દિલને પ્યારથી અને રીઝવણીથી શાન્ત પાડવું જોઇએ. ત્યાર પછી તરત શાહે હુકમ ફરમાવ્યો કે ખાણું હાજર કરે, તેથી તુરતજ ટેબલ તૈયાર કરી તેનાપર સુંદર કલોથ બીછાવી દીધું. શાહે પેલી ખુબસુરત બાનુને કહ્યું કે "ઓ સુંદર પરી! મહેરબાની કરી

મારી સાથે આ સુંદર ખાણાપર પધાર ! શાહની નમ્ર માગણીને અમલમાં મૂકવા તે તરતજ ઉઠી, અને શાહની સામે જઈ ખાવા બેઠી. આ વખતે જો કે તે લલનાને મોઢેથી બોલાવવાને શાહે હજારો તદબીર કરી, પણ શાહની તમામ કોશિશ રદ ગઇ.

જમી રહ્યા બાદ બાદશાહે ફરીથી તે ખુબસુરત પરીને કહ્યું કે "ઓ મારી પ્યારી બાનુ તારૂં ઓળખાણ આ દુનીઆમાં કયા નામથી થાય છે ? તારાં ભાગ્યશાળી માબાપોએ તને કયા ખુબસુરત નામથી દિપાવી છે? આ બાનુ તારા નાજુક શરીરને પસંદ પડતું છે કે કેમ ? તારા શરીરને દિપાવનારાં જવાહીરો તને પસંદ આવ્યાં?" વગેરે તરેહવાર સવાલો પૂછવા લાગ્યો, તોપણ લલિત લલનાએ કંઇ પણ જવાબ આપ્યો નહિ. શાહ આ ઉપરથી વિચાર કરવા લાગ્યો કે આવી સૂર્ય સરખી ખુબસુરત બાનુને શું ખુદાએ મુંગીજ બનાવી હશે ? ના, ના ! તેમ તો ન જ હોય ! નેકતાલા તેવું કદી પણ કરે નહિ ! તેમ છતાં કદાચ તેવું બન્યું હશે તોપણ હું આ ખુબસુરત પરીને પૂર્ણ પ્રેમથી ચાહીશ.

આ સઘળા બનાવથી શાહને બહુજ અજાયબી લાગી હતી તેથી પોતાની દાસીઓ કે જે તે બાનુની સેવામાં રાત દહાડો રહેતી હતી, તેમને એકાંતમાં બોલાવી પૂછવા લાગ્યો કે "તમોએ આ બાનુને કોઇ દહાડો બોલતાં સાંભળી છે ?" પેલી દાસીઓ કહેવા લાગી કે "અમે સાત દિવસથી રાત દિવસ તેની તહેનાતમાં રહીએ છીએ, પરંતુ એક પણ શબ્દ તેને બોલતાં કદી સાંભળી નથી ? અમો તેની સાથે હમામખાનામાં ગઇ હતી, અમો તેને પોશાક પહેરાવતાં હતાં, અમે ખોરાક આપતાં હતાં, અને ટુંકામાં તેની તમામ પ્રકારની સેવા તેના હજુર રહી રાત દિવસ કરતાં હતાં, પણ આજ દિન સુધી તે એક પણ શબ્દ બોલી નથી ? અમો તેને ઘણીએ વાર બોલાવવાને પ્રયત્ન કરતાં હતાં, 'તમારે કાંઇ જોઇએ છે? આ વસ્તુ તમને પસંદ પડે છે? વગેરે અનેક સવાલો કરતાં પણ તેનો કંઇ પણ ઉત્તર તેણે કદી આપ્યો નથી! આનું ખરૂં કારણ અમે સમજી શક્યાં નથી! કાંતો ગભરાઇ હોય, દિલગીરી હોય, બેનકુફાઇ હોય, અથવા જન્મથી મુંગી હોય તે અમો કહી શકતાં નથી. અમારી તો ખાતરી છે કે તમો નામદાર તેને કદી પણ બોલાવી શકશો નહિ." તુર્કસ્તાનનો શાહ પેલી દાસીઓની વાત સાંભળીને વળી વધુ અજાયબ થયો. તેણે વિચાર્યું કે આ બાનુ શા કારણથી નથી બોલતી તેની પરીક્ષા કરૂં? કદાચ તે નાનપણથી જ મુંગી હોય તો તે બહેરી પણ હોવી જોઇએ, અને તેથી તે આપણું બોલવું બિલકુલ સાંભળી શકે નહિ તો પણ ઇશારતથી તો સમજી શકે ખરી; માટે લાવ? ઇશારત કરી પરીક્ષા લઉં, જેથી તે મુંગી છે કે નહિ તેની પૂર્ણ ખાતરી થાય. આવા હેતુથી તેણે તે બાનુની પાસે જઇ પોતાના હાથની અનેક ઇશારતો કરી તોપણ જાણે કંઇ સમજતીજ ન હોય તેમ મુંગીજ બેસી રહી. તેનું મોઢું પણ લગારે મલકાવ્યું નહિ આથી શાહ નિરાશ થઇ તેને ત્યાં મૂકી પોતે ચાલતો થયો.

શાહ પોતાની આ પરીક્ષામાં પણ ફતેહમંદ નીવડયો નહિ. તે હવે વિચારવા લાગ્યો કે કદાચ તે બેહદ દુઃખના ઘાડા વાદળમાં દબાઇ ગઇ હશે, તેથી તેનું દુઃખ ઓછું કરવાના ઇરાદે તેણે એક મોટો ભપકાદાર અને ખુશકારક મેલાવડો કર્યો. આ આનંદી મેલાવડામાં તેણે પોતાની તમામ બેગમોને તેમજ દાસદાસીઓને પુરતા દબદબાથી ભપકાભેર હાજર થવા ફરમાવ્યું હતું. શાહ પોતે પણ ઘણાજ ભપકાબંધ અને કીમતી પોશાકમાં હાજર થયો હતો. ત્યાં આ બાનુને પણ લાવવામાં આવી હતી. સર્વે મંડળ ભેગું થયા બાદ ત્યાં જુદી જુદી જાતનાં સુંદર વાજીંત્રો સાથે ઘણા જ મધુર અવાજે સુંદર ગાયનો એક પછી એક ચાલુ થયાં. આ ગાયનોની અસર દરેકના મનપર એટલી તો થઇ કે તેઓ બેહદ ખુશ ખુશ થઇ ગયાં, તોપણ પેલી બાનુતો પોતાની અસલ સ્થિતિમાં શોકાતુર ચહેરે બેઠી હતી. ત્યાર પછી કેટલોક નાચ રંગ કરવામાં આવ્યો તેની અસર પણ તેના પર જણાઈ નહિ. આથી શાહને ઘણી જ ચિંતા થવા લાગી. તેણે પોતાના તમામ મંડળને ઘણી ખુશીથી મોટે અવાજે જણાવ્યું કે "જે કોઇ આ ખુબસુરત મૂર્તિને બોલાવી શકશે તેને એક હજાર સોના મહોરો આપીશ." ત્યાં બેઠેલાં સઘળાં માણસોએ આવા મોટા ઇનામની લાલચે ઘણા ઘણા પ્રયત્ન કર્યા, તોપણ તે સર્વે મિથ્યા ગયા. છેવટે એક મશ્કરો કે જે આંખે કાણો, પગે લંગડો, કાને તથા નાકે બુચો, ખુંધો, કેડે વાંકો, મૂછે માં-

જરો, અને શરીરે ઠીંગણો વામનરૂપી હતો આ નર રત્ન એવું હતું કે તેને જોતાં જ સૌને ખડખડ હસવું આવે. રાજ્યનાં તમામ માણસો તેને કામદેવને નામે બોલાવી પોતાના જીવને આનંદ પમાડતા હતા. આ ભાઇને શાહે ખાસ પસંદ કરી રાખ્યા હતા. કારણ કે તેમાં એક મોટો ગુણ હતો. તે એ જ કે તે એટલો બધો હાજર જવાબી અને મસ્કરો હતો કે ગમે તેવા દુઃખમાં દબાઈ ગયેલાને પણ તે હસાવવાને શક્તિમાન હતો. તેણે ઉભા થઇ સર્વે મંડળના સાંભળતાં જણાવ્યું કે "ઓ નેકનામદાર આટલાં બધાં ફાંફાં તમે શા માટે મારો છો? જો આપ નામદારનો હુકમ હોય તો તે બાનુને એટલી તો હસાવું કે તેનું પેટ પેટ દુઃખી આવે. કોઇને હસાવવું તે તો મારો ધંધો જ છે. મારા જેવો કામદેવને લજાવનાર આપના દરબારમાં હાજર છતાં તે કાળીભૂત જેવી બાનુની શી તાકાત છે કે હસે નહિ!" આ શબ્દો કાને પડતાં જ સુલતાન બોલી ઉઠયો કે "અરે નાદાન! મારી દિલજાન સ્વર્ગની સુંદર પરી કે જેની કાન્તી સૂર્યની કાન્તિને પણ ઝાંખી પાડે છે તેને તું આ પ્રમાણે અપમાન આપે છે? ખબરદાર! હવે પછી જો આવું અપમાન આપીશ તો આ તલવારથી તારૂં માથું કાપી નાખીશ." સુલતાનના આ શબ્દો સાંભળી સર્વે મંડળ જ્યારે ગુપચૂપ થઇ ગયું ત્યારે તે મસ્કરો ખડખડાટ હશી પડી બોલ્યો કે "અરે મારા નામદાર શાહ! જ્યારે તમો મારા જેવા બહાદુર અને વીરપુરૂષનું માથું ઉડાવી દેશો ત્યારે આ તમારી દિલજાન પરીને કોણ બોલાવી શકશે? તેનો કંઈ પણ વિચાર કર્યો કે નહિ? જો તમારે તેને મુંગીજ રાખવી હોય તો ભલે હમણાંને હમણાં જ મારૂં માથું ઉડાવી નાખો! તેની મારે કંઇ પરવા નથી! તમો આટલા આટલા પ્રયત્ન કરવા છતાં અને હજારો રૂપીઆનો ખરચ કરવા છતાં પણ જે બાનુને બોલાવી નહિ શકવાથી અત્યંત દિલગીર થયા છો, તે બાનુને તમારી દયાની ખાતર હું કંઇ પણ ખર્ચ કર્યા સિવાય એક ઘડીમાં ખડખડ હસાવી મૂકીશ. આવા મહાભારત કામ માટે મને ઇનામ આપવાના બદલામાં મારૂં માથું ઉડાવી દેવા આપ જેવા નેક નામદાર હુકમ ફરમાવે છે, તે જાણી મને ઘણી જ અજાયબી લાગે છે. ભલે તમારી મરજી. મારે કંઇ હસાવવાની જરૂર નથી." તેમ કહી તે બેસી ગયો. સુલતાને જણાવ્યું કે "અરે ભલા માણસ જા, તારી ખુશીમાં આવે તેમ કર, પણ મારી દિલદાર બાનુને એક વખત મારા દેખતાં હસાવ." સુલતાનના આ વચનો સુણી પેલો મસ્કરો કામદેવ તે બાનુની દરકાર કર્યા વગર અનેક તરેહનાં ગપ્પાં તથા મસ્કરીઓ કરવા મંડયો. તેમાં તેણે એક એવું તો ગપ્પું મુકયું કે તે સાંભળતાં જ પેલી બાનુ પણ ખડખડ હસી પડી. આ બનાવ જોઇ આખું મંડળ તેમજ સુલતાન પોતે પણ ઘણોજ ખુશકારક થઇ ગયો. તેણે પેલા મસ્કરા કામદેવનો અત્યંત ઉપકાર માન્યો. પછી પેલી બાનુ તરફ ફરી સુલતાને જણાવ્યું કે "ઓ મારી દિલદાર બાનુ તેં આટલી બધી મુદત મને આ પ્રમાણે શા માટે તલસાવ્યો? મારો એવો શો અપરાધ પડયો કે તારે આ પ્રમાણે કરવાની જરૂર પડી? તું સાચેસાચું કહી મારા દિલને શાન્ત કર." સુલતાનનાં આવાં નરમાશ ભરેલાં વચનો સુણી તે સ્વર્ગની પરી પોતાના મુખચંદ્રને સુલતાનના મુખ કમળને ખીલવવા ખાતર ફેરવી બોલી કે "ઓ નામદાર શાહ! મારી બેઅદબી માટે તમો મને તમારા અંતઃકરણથી ક્ષમા આપશો. તમો મને ખરા પ્યારથી ચાહો છો કે નહિ તેની ખાતરી જોવા માટેજ મેં આવું બેઅદબી આચરણ ચલાવ્યું છે તે માટે મને માફી આપશો. આપ મારી પરીક્ષામાં જેવા ફતેહમંદ નીવડયા છો તેવો બીજો કોઇ ભાગ્યેજ નીકળશે. આપે જે સહનશીલતા રાખી છે તે બેહદ છે. તમોએ એક મારા જેવી નાલાયક બાંદીને ખાતર તમારૂં વિસ્તીર્ણ રાજ્યપાટ છોડી દઇ તમારો સઘળો વખત મને ખુશ કરવામાંજ ગુમાવ્યો છે. વળી વધુ અજાયબી તો એ છે કે જેમ જેમ મેં વધારે જક્ક કરી તેમ તેમ તમે વધારે નરમ થતા ગયા તમે કદી પણ મારી તરફ ગુસ્સાની નજર કીધી નથી. આ બધી તમારી રીતભાત એવી તો ઉંચા પ્રકારની છે કે તેનો બદલો મારે કેવા પ્રકારે અને કેવા શબ્દોમાં વાળવો, તેની મને સમજણ પડતી નથી. ફક્ત હું એટલાજ શબ્દો બોલું છું કે "નેક ખુદા તમારી ઉમર લંબાવે, અને તમો નામદારના દુશ્મનો નિર્મૂળ થાય, તેથી તમો તમારૂં વિસ્તીર્ણ રાજ્ય નિષ્કંટક રીતે લાંબા વખત સુધી સુખચેનથી ભોગવો! હવેથી હું તમારી એક દિલદાર માશૂક બની તમારા મુખમાંથી નીકળતા શબ્દોને અક્ષરને અક્ષરજ ઝીલી

થઇશ. વળી તમારા જેવા સુખીસજનને જે એક મહાન દુઃખ છે તે દુઃખ ઇશ્વર કૃપાએ થોડાજ વખતમાં નાબુદ કરવા શકિતમાન થઇશ. કારણ કે મને એક મહાન ફકીરે ( દરવેશે ) એવી આશિષ દીધી છે કે જેથી હવે મારે થોડી મુદતમાં ગર્ભધારણ કરવાનો વખત આવશે. તે દરવેશના વચનોપર મને ઘણીજ આવસ્થા છે, કારણ કે મારી હાલ સુધીની તમામ બીના તે મહાન પુરૂષના કહેવા પ્રમાણેજ બની છે. તે મહાન પુરૂષ મને પોતાની દીકરી માફક ગણે છે.”

પાદશાહ નાસીરૂદ્દીન પોતાની પ્રાણ પ્યારી બાનુને ઘણે દિવસે બોલતાં સાંભળી અતિશય ખુશ ખુશ થઇ ગયો. વળી વધારે ખુશ થવાનું ખરૂં કારણ તો તે બાનુએ સંભળાવેલી ખુશ ખબરજ હતી કારણ આ મહાન પાદશાહને પુત્ર નહિ હોવાથી અતિશય ચિંતા થતી હતી. આ ચિંતામાં ને ચિંતામાંજ તેનું શરીર રાત દિવસ સુકાઇ જતું હતું. પોતાની પ્રાણ પ્યારી હવે થોડા જ વખતમાં ગર્ભ ધારણ કરશે, અને તેથી તેને ફરજંદ તરીકે પુત્ર કે પુત્રી અવતરશે જેથી સઘળી ઉમેદ પાર પડશે. આવા વિચારથી તે ખડખડાટ હસી પડયો જે જોઇ ત્યાં બેઠેલાં તમામ માણસોને પણ હસવું આવ્યું, શાહે તુરતજ ઉઠી પોતાની દિલદારને હર્ષથી બાથમાં લીધી અને પછી બોલ્યો, એ મારી આંખોના પ્યારા તારા ! જે ખુશાલી આજે તેં મને ઉપજાવી છે તેવી ખુશાલી મેં કોઇ પણ વખતે મેળવી નથી. હું ક્યાં છું ? અને કેવી હાલતમાં છું ? તેનું મને ભાન નથી.” એટલું બોલી તે કેટલીવાર સુધી અચેત થઇ પડી રહ્યો.

થોડીવાર પછી જ્યારે શુદ્ધિ આવી ત્યારે તમામ મંડળને રજા આપી પોતે પોતાની પ્યારીની રજા લઇ પોતાના ખાનગી રૂમમાં ગયો. પછી ત્યાં પોતાના વજીર બુલમનને બોલાવી તમામ બીનાથી વાકેફ કર્યો, અને ગરીબગરબાંને બોલાવી પુષ્કળ દોલત વહેંચવા ફરમાવ્યું. વળી દરબારમાં જઇને આજનો દિવસ તહેવાર તરીકે પાળવા જણાવી સર્વને રજા આપી, તથા ફકીરો અને દરવેશો બોલાવી બંદગી કરાવી.

ત્યાર પછી પાદશાહ તુરત પાછો આવ્યો અને તેને ત્યાંથી પાછા જવાનું કારણ કહી તેની માફી માગવા લાગ્યો અને બોલ્યો કે ઓ મારી નેક બાનુ ! હવે તું મને તારા પિતા તુલ્ય દરવેશની તેમજ તારી પોતાની અથઇતિ કહી સંભળાવ. મને લાગે છે કે તારી સઘળી હકીકત ઘણીજ અજાયબી ભરેલી અને જાણવા જેવીજ હશે.

સુલતાનનાં આવાં વચનો સાંભળી તે બોલી કે “ ઓ મારા પ્યારા દિલદાર ! ખરેખર તમે ધારો છો તેમજ મારી સઘળી હકીકત ઘણીજ અજાયબી ભરેલી છે. મેં આજ સુધી આપને અતિશય તલસાવ્યા છે તેનું એક કારણ તો આપનો પ્રેમ જોવાની મારી ઇચ્છા, અને બીજું કારણ મારી દુઃખદ સ્થિતિ છે. પહેલું કારણ તો મેં આપને સવિસ્તર સમજાવ્યું છે. હવે બીજું કારણ છે તે જણાવું છું તો આપ એક ચિત્તથી ધ્યાન દઇ સાંભળશો.”

પાદશાહે જણાવ્યું કે “ હું તારા કહેવા પ્રમાણે ધ્યાનપૂર્વક સાંભળીશ, માટે તું તારી દુઃખકારક સ્થિતિનું ધ્યાન કર.” સુલતાનના આ હુકમને માન આપી તે સુંદર બાનુ પોતાની મીઠી વાણીથી બોલવા લાગી કે “ નામદાર શાહ ! તમેજ વિચાર કરો કે જેને પોતાના પ્યારા દેશમાંથી, પોતાના માબાપ તથા ભાઇભાંડુ અને બીજાં સગાંવહાલાંથી હંમેશને માટે છૂટી પાડી કે જેથી તે લોકોને કદી પણ પાછાં જોવાની આશા રહે નહિ, જેને વેપારીના માલની માફક નીચ પૈસાની ખાતર ગમે તેવા જુદા જુદા ધણીઓને વેચે, તેની હાલત કેવી હશે ? તેના દિલમાં કેવો કારી જખમ લાગવો જોઇએ ? તેને કેવો પસ્તાવો થતો હશે ? તેને મન બીજું સઘળું સુખ કેવું ત્રાસદાયક લાગતું હશે ? તમોજ વિચાર કરો કે ગુલામગીરીનો નીચ દેખાવ કદી સારાં ખાનદાન માણસો જોઇ શકશે ? નહિ. ઉંચા કુળના ઉતરેલાં માણસ ગુલામગીરીની નહિ મટે એવી બેડીમાં કદી પણ ફસાવાને ચહાશે નહિ. માટે મેં આટલા દિવસ સુધી જે ચૂપકીદી પકડી હતી તે ચૂપકીદીનું છુપું અને મૂળ કારણ આજ હતું.”

તુર્કસ્તાનનો શાહ બોલ્યો કે “ મારી પ્યારી દિલદાર ! તું જે કહે છે તે બેશક વ્યાજબીજ છે; પણ મને એવો વિચાર આવે છે કે કોઇ પણ ઉંચકુળની ઓરત પોતાના કમનસીબથી ગુલામ થઇ એક

પાદશાહના હાથમાં આવે, અને તે પાદશાહ તેને પોતાની હકદાર બાનુ કરી રાખે, તો તેણે પોતાનું તમામ દુઃખ ભૂલી જવું જોઇએ, અને સદા એશઆરામ અને ખુશાલીમાં રહી મોજમજા મારવી જોઇએ." પેલી ખુબસુરત બાનુ બોલી કે "નામદાર શાહ તમો જે કહો છો તે ખરી વાત છે પણ જે ઓરત હલકા કુળમાંથી ઉતરી ગુલામગીરીના ધંધાથી જુદા જુદા ધણીઓના હાથ જઇ છેવટે એક શાહના હાથમાં આવે તો તેણે પોતાના મનમાં અલબત ઘણું અરૂગમ થવું જોઇએ. પણ જે ઓરતનાં સગાંવહાલાં દુનીઆના મોટા ભાગપર અમલ ચલાવતાં હોય, જે ઓરતે ગુલામગીરી એવો બોલ પણ સાભળ્યો ન હોય, વળી જે ઓરત નાનપણથીજ અત્યંત લાડમાં ઉછરેલી હોય, તે ઓરત એકાએક હરામખોરના હાથમાં સપડાઇ જઇ વેચાયા પછી શાહના હાથમાં આવે તો તેને પોતાનું દુઃખ કદી પણ ઓછું થતું નથી, એવો મારો વિચાર છે."

આ સાંભળી સુલતાન નાસરૂદીન ઘણોજ અજાયબ થયો, તેથી બોલવા લાગ્યો કે "ઓ ખુબસુરત પરી! તારા બોલવાપરથી એવું માલુમ પડે છે કે તું કોઇ પાદશાહી કુળમાં અવતરેલી છે, વાસ્તે મહેરબાની કરી તારો સઘળો ભરમ જલદીથી મારી આગળ ખુલ્લો કર. અને મને જણાવ કે તારા જેવી મનમોહન પ્યારીને જન્મ આપનાર ભાગ્યશાળી માબાપો કયા સુંદર દેશની જમીનને શોભાવે છે? તારા જેવી સ્નેહી પ્રેમાળ સ્ત્રીના સહોદર થઇ કયા દેશમાં બિરાજે છે? તારા જેવી લલિત લલનાનાં બીજાં સગાં કયી ભાગ્યવાન ભોમને દિપાવે છે? તેમજ તારૂં મુબારક નામ શું છે?"

તે દિલદાર માશુક બોલી "ઓ નામદાર શાહ મને આ દુનિઆમાં પ્યારી બુલબુલને નામે બોલાવે છે, મારો પિતા જે મોટા દબદબાવાળો શહેનશાહ હતો, તે હાલમ મરણ પામ્યો છે, અને તેને બદલે મારો ભાઇ તે ગાદીપર બિરાજમાન થઇ પોતાનું નેક રાજ્ય ચલાવતો હતો. મારી માતા પણ એક મહાન પાદશાહની બેટી છે. તે મારા બાપના મરણ પછી મારા ભાઇ સાથે સલાહ સંપથી રાજ્યકારોબાર ચલાવતી હતી, કેટલોક વખત અમે આ પ્રમાણે ખેર ખુશીમાં ગુજાર્યો. તે પછી એકાએક એક મહાન પાદશાહ બીજા ખંડીઆ રાજાઓની મદદ મેળવી અમારા રાજ્યપર ઓચિંતો ચઢી આવ્યો, તેણે અમારૂં રાજ્ય જીતી લીધું, અમારા રાજ્યમાંથી અમારે જીવ લઇને નાસવું પડયું. છેવટે અમને કેટલાક વિશ્વાસુ સરદારોએ પોતાના કિલ્લામાં રાખ્યાં. આ કિલ્લામાં બેસીને મારા બહાદુર ભાઇએ દુશ્મનોને હાંકી કાઢવાની સઘળી જાતની તૈયારી કરી, પરંતુ તે કામ પાર પડવા પહેલાં તે વાત અમારા દુશ્મનના જાણવામાં આવી. તેણે અમારા કિલ્લાને ફરતો ઘેરો ઘાલ્યો. હવે અમારે નાસવાનો પણ લાગ રહ્યો નહિ. આ બનાવથી મારો પ્યારો ભાઇ ગભરાવા લાગ્યો. તેને પોતાના જીવની બિલકુલ દરકાર ન હતી ફક્ત તે મારી ખાતરજ ગભરાતો હતો તેથી તે પોતાની આંખોમાં આંસુ લાવી બોલ્યો કે "અરે મારી વહાલી બેન! અત્યારે આપણે ખરેખરા ભયમાં આવી પડયાં છીએ. મને મારા જીવની કંઇ પણ પરવા નથી. હું મારા દુશ્મનો સાથે મરતાં સુધી લડીશ પરંતુ હવે તારૂં શું કરવું તે મને સુઝતું નથી તું એક ખુબસુરત ઓરત છે. વળી જુવાન છે માટે મને તારી અતિશય ફીકર રહે છે." મેં કહ્યું "મારા વહાલા ભાઇ તું મારી લગાર પણ ચિંતા કરીશ નહિ, હું પણ તારી સાથે પુરૂષના વેષમાં રહી બહાદુરીથી લડી મારો દેહ પાડીશ." તેણે જણાવ્યું કે "ઓ મારી વહાલી બહેન! ખુદાની ખાતર હું તને કહું છું કે તારે લડાઇમાં ઉતરવાની જરૂર નથી. તું પુરૂષના વેષમાં ગમે તે નિર્ભય જગોએ નાશી જા. હું મારા દુશ્મનો સાથે લડી મારૂં રાજ્ય જરૂર પાછું મેળવીશ. માટે તું મારૂં કહેવું માન, તું જ્યાંડે હોઇશ ત્યાં લગણ મારાથી મન મુકી લડાશે નહિ. કારણ મારો જીવ તારામાં લાગ્યો રહેશે."

મારા ભાઇનાં આ વચનો સ્વીકારી હું પુરૂષના વેષમાં અરધી રાત્રીના સુમારે દુશ્મનોના લશ્કરમાં થઇ ચાલી આવી. મારાં માતપિતાનું રાજ્ય હિંદી મહાસાગરના આફ્રિકા તરફના માડાગાસકાર નામે પ્રખ્યાત બેટમાં હતું. અમે રાત્ર દિવસ દરીઆના રહેવાથી દરીઆની મુસાફરી મને કંઇ પણ મુશ્કેલ લાગી નહિ. હું થોડા વખતમાં સહીસલામત સોકોટ્રા બેટમાં આવી પહોંચી. આ બેટમાં આવ્યા પછી મને વિચાર કરતાં માલમ પડયું કે હું મારા દેશથી હજારો ગાઉ દુર આવી પહોંચી છું. મારા ભાઇની શી વલે થશે?

મારાં પ્યારાં માતાજી મને ક્યાં મળશે? વગેરે અનેક તરંગો થવાથી હું નાસિપાસ થઇ ગભરાઇ ગઇ. હવે મારામાં બિલકુલ તાકાદ રહી નહિ. જરા આરામ લેવાના ઇરાદે મેં તે એટના કિનારે જરા આડી થઇ ઉંઘ લેવા ધાર્યું. ખુદાતાલાની મહેરબાનીથી મને જલદીથી સારી ઉંઘ આવી. હું ઉંઘમાં હતી તે દરમ્યાન એક તવંગર માણસ મને ઉંઘતીને ઉંઘતી પોતાને ઘેર લઇ ગયો. આ પારકા ઘરમાં હું એકાએક આવી લાગી, તેથી હું ગભરાઉં નહિ તેટલા માટે હું જાગી. ત્યારે તે ઘણાજ પ્યારથી મને ચાહવા લાગ્યો અને પોતાની સાથે સાદી કરવા તે મને ઘણું સમજાવવા લાગ્યો. હું તો પ્યારની કંઇ પણ દરકાર કરતી ન હતી, તેથી તેણે જોર જુલમ વાપરી પોતાની મરજી પ્રમાણે મને નરમ પાડવા ઠરાવ કીધો. પણ જ્યારે તેમાં પણ તે નિષ્ફળ નીવડયો. ત્યારે જે વેપારી પાસેથી તમોએ મને ખરીદી હતી. તે વેપારીને તે વેચી આવ્યો. એ વેપારી એક ડાહ્યો, સખી, અને સાચો માણસ હતો, અને તેથી તેની પાસે હું રહી તે વખતમાં તેણે મને કોઇ પણ જાતનું દુઃખ દીધું ન હતું."

પેલી ખુબસુરત બાનુ બુલબુલે પોતાની વાત લંબાવતાં જણાવ્યું કે "તમો નામદાર વિષે મારે હવે કબુલ કરવું જોઇએ કે તમોએ આટલા થોડા વખતમાં ખ્યાલ ન થઇ શકે તેવો દૃઢ પ્યાર મારી તરફ બતાવ્યો છે, તેથી હું તમારો ઉપકાર માનું છું, વળી હું પ્રમાણિકપણાને વળગી રહી તમારી આગળ કબુલ કરૂં છું, જે વખત તમારા તાબામાં હું આવી તે વખતે તમોએ જો મારી મરજી વિરૂદ્ધ થઇ મારાપર કંઇ પણ ગેરવ્યાજબી જુલમ ગુજારવા કોશિશ કરી હોત તો હું મારા જીવનનો તરતજ અંત લાવત પણ તમારા આવા સખી સ્વભાવથી મને તેમ કરવાની જરૂર પડી નથી. હું હવે તમારી પાસે એટલુંજ માગી લઉં છું કે આજથી તમો મને એક બાંદી તરીકે નહિ, પણ તમારી ધણીઆણી પ્રમાણે ગણીને માન આપશો."

આ પ્રમાણે શાહજાદી પ્યારી બુલબુલે પોતાની હકીકતથી શાહને પુરેપુરો વાકેફ કીધો, તેથી તે ઘણો ખુશી થઇ ગયો, અને બોલ્યો કે "ઓ મારી પ્યારી પુતળી! હું આ શું અજાયબ જેવી વાતો સાંભળું છું! મારી જીજ્ઞાસા ઉશ્કેરવા માટે કેટલી બધી બાબતો! આટલી બધી ઇન્તેજારી પછી કેટલું બધું મેં નવું જાણ્યું? પણ સર્વેથી પહેલાં તો મારે તારો ઉપકાર માનવો જોઇએ કે મારો પ્યાર ખરો અને દૃઢ છે કે નહિ, તેની તપાસ ઘણી જ ધીરજથી તેં કીધી. મારી તો ખાતરી છે કે જેવી રીતે મેં તને ચાહી છે. તેવી રીતે મેં મારી આજ સુધીની ઉમરમાં કોઇને પણ ચાહી નથી અને જ્યારે મેં જાણ્યું કે તું એક મોભાદાર શાહજાદી છે. ત્યારે તો તેમાં હજાર દરજ્જે વધારો થયો છે. હું તને શાહજાદી શું કામ કહું? હવે તું તો રાણી થઇ છે, અને જ્યારે તું આવા મોટા તુર્ક રાજ્યની રાણી થઇ, ત્યારે તને શહેનશાહ બાનુની પદવી મળી ચુકી."

આ પ્રમાણે તે સુલતાન પોતાની પ્યારી બુલબુલ જોડે આનંદમાં દિવસ નિર્ગમન કરતો હતો. થોડાક દિવસ પછી તે રાણીને પેટે ગર્ભ રહ્યો. દિવસે દિવસે રાણીની કાન્તિ ફરવા લાગી. સુલતાનનો તેના પરનો પ્યાર દિવસે દિવસે વધતો ગયો. પોતાની આટલી મોટી ઉમ્મરે વંશવૃદ્ધિ થવાથી તે ઘણોજ ખુશીમાં આવી ગયો. તેણે પોતાના રાજ્યમાં ગરીબગરબાંઓ માટે ઘણે ઠેકાણે અન્નક્ષેત્ર (સદાવ્રત) ઉઘાડયાં. ત્યાં આગળ કોઇ પણ દેશી પરદેશીને ખાવાનું આપવામાં આવતું. ફકીરો, દરવેશો વગેરે પવિત્ર માણસોને બોલાવી તેમની પાસે તે બંદગી કરાવતો તે સિવાય અનેક સારાં કામો પાછળ પુષ્કળ પૈસા ખરચ્યા. આથી આખા રાજ્યમાં તેની કીર્તિ પ્રસરી રહી.

આ પ્યારી બુલબુલે એક દિવસ શાહને જણાવ્યું કે "જો આપની મરજી હોય તો હું મારાં માતા તથા મારા ભાઇ બન્નિજાને અહીં બોલાવી લાવું, કારણ કે અમારા દેશની ઓરતોને જણવાની રીતભાત તમારા દેશ કરતાં તદ્દન જુદાજ પ્રકારની છે, તેથી મારા પ્રસવ વખતે હું અહીંની ઓરતો ઉપર વિશ્વાસ રાખી શકતી નથી. વળી મારો ભાઇ તથા મારાં માતાજી જ્યારે જાણશે કે હું એક મહાન પાદશાહની માનીતિ બેગમ થઇ છું, ત્યારે તેઓ ઘણાંજ ખુશી થશે." શાહે જણાવ્યું કે "મારી પ્યારી સણી! તમો અને બધી રીતે મુખત્યાર છો, ગમે તેમ કરવાને તમને પૂર્ણ સત્તા છે, અને તેથી તમારાં સગાંવ-

હાલાં તથા સ્નેહી વગેરેને અત્રે બોલાવવા માટે મારા હુકમની કંઇ પણ જરૂર નથી, તો પણ તમો તેઓને કેવી રીતે બોલાવવા માગો છો, તે જાણવાની મારી મરજી છે; તેમજ તેઓ આવે ત્યારે મારે તેમને કેવી રીતે આવકાર આપવો તે વિષે તૈયારી કરી રાખવાની જરૂર છે." રાણી બુલબુલે જવાબ આપ્યો કે "મારા પ્યારા શાહ ! એવી ક્રિયા કરવાની કંઈ પણ જરૂર નથી; તેઓ અત્રે એક પળમાં હાજર થઇ શકશે, અને તેઓ કેવી રીતે આવે છે તે સઘળું નામદાર જોઇ શકશો, ફક્ત આ પાસેના નાના ઓરડામાં તમો નામદારને જવું પડશે કે જ્યાંથી તમો ઘણી સરસ રીતે બધું જોઇ શકશો."

જ્યારે શાહ પેલા પાસેના ઓરડામાં ગયો. ત્યારે પ્યારી બુલબુલે એક થોડો દેવતા મંગાવ્યો, પછી તેના ઉપર અગરબતીનો કટકો મૂકી ધુપ દીધો, ત્યારબાદ એક માળા હાથમાં લઇ થોડીકવાર કંઇક મંત્ર બોલી કે તુરતજ હવામાં એક ખુબસુરત જુવાન માણસને આવતો દીઠો, તેની પાછળ એક ઘરડી ડોશી તેની પાછળ પાંચ ખુબસુરત જુવાન ઓરતો ચાલી આવતી હતી. આ સઘળાં જમીનથી કેટલીક ઉંચાઇએ હવામાં પક્ષીની માફક તરતાં આવતાં હતાં. શાહ આ જોઇ ઘણોજ અજાયબ થયો.

જેવાં પેલાં માણસો મહેલ નજદીક આવ્યાં કે તુરતજ પ્યારી બુલબુલ તેઓની સામે ગઇ, અને ઘણાજ આદરસત્કારથીજ તેઓને પોતાના મહેલમાં દાખલ કર્યા. શાહજાદો તાજબીજ તથા તેની મા આંખમાં આંસુ લાવી પ્યારી બુલબુલને ભેટી પડયાં.

તેઓ સઘળાં કોચપર બેઠાં એટલે પ્યારી બુલબુલની મા બોલી, "મારી પ્યારી બેટી ! આજે તને કેટલીક મુદતે જોવાથી હું તથા તારાં સઘળાં સગાંવહાલાં એટલાં તો ખુશી થયાં છે કે તેનું બ્યાન હું કરી શકતી નથી. ઓ બેટી અમને આજદિન સુધી તારી કંઇ પણ ખબર ન મળવાથી અમો ઘણો અફસોસ કરતાં હતાં. અમો રાત દિવસ તારી ફીકરમાં રહેતાં હતાં. તારાપર આજ સુધીમાં જે જે આફતો ગુજરી હોય તેનું સવિસ્તર વર્ણન કહી બતાવ"

પ્યારી બુલબુલ તરતજ પોતાની માને પગે પડી, અને બોલી કે "પ્યારાં માજી ! મને તમો મારી દુઃખદ સ્થિતિ કહેવા ફરમાવો છો, તેથી હું આપની આગળ સવિસ્તર હકીકત કહું છું, નહિ તો તે કહેવાની મારી મરજી નથી, કારણ કે મારી તે સ્થિતિ સાંભળી તમને અતિશય દિલગીરી ઉપજશે." તેની વહાલી માતાએ આગ્રહ કર્યાથી તેણે પોતાની સઘળી હકીકત કહી સંભળાવી. પોતે કેટલી મુદત ગુલામગીરીમાં રહી, ત્યારબાદ શાહના હાથમાં કેવી રીતે આવી, અને હાલ પોતાની સ્થિતિ કેવી છે, તે સઘળી બીના કહી બતાવી, જે સાંભળી તેની માતા વગેરેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

એ ઉપરથી તેનો ભાઇ તાજબીજ બોલ્યો કે "અરે મારી પ્યારી બહેન ! મને અજાયબી સાથે દિલગીરી થાય છે કે જે દુઃખમાંથી મુક્ત થવાને તારામાં પુરતી શક્તી હતી. તે દુઃખ તેં ધીરજથી શું કરવા વેઠયું ? હવે જલદી ઉઠ, અને આપણો પ્યારો મૂલક અને પ્યારૂં વતન, મેં મારા દુશ્મનોને પાયમાલ કરી પાછું મેળવ્યું છે, ત્યાં આવી આરામથી રાજ ચલાવ, અને જે મોજમજા અમે ભોગવીએ તેમાં તું બાગીદાર થા ! તારા આવવાથી આપણા બહોળા રાજ્યની તમામ પ્રજા કે જે તને પોતાના પ્રાણ કરતાં વધારે ચાહે છે, તે બેહદ ખુશી થશે !"

ઇરાનનો શાહ કે જે પેલા ઓરડામાં ભરાઇને સઘળું ધ્યાનપૂર્વક જોતો તથા સાંભળતો હતો, તેણે જ્યારે તાજબીજ તરફથી પોતાની બહેનને થયેલી અરજ સાંભળી ત્યારે તે ઘણો ગભરાવા લાગ્યો. તે બોલ્યો કે "અફસોસ ! અફસોસ ! જો પ્યારી બુલબુલ તેના ભાઇની મતલબી અરજને કબુલ કરશે તો જે હાલહવાલ મારા થશે તે એજ કે હું અકાળ મોતને આધિન થઇશ, કારણ કે હું મારી પ્યારી બુલબુલ વિના કદી કોઇ પણ કાળે જીવી શકવાનો નથી." પ્યારી બુલબુલનો વિચાર તેના ભાઇને મળતો નહિ હોવાથી તેણે શાહને એવી દિલગીરીમાંથી બચાવી લીધો.

પ્યારી બુલબુલ બોલી કે "મારા પ્યારા ભાઇ ! જે કાંઇ મેં હાલ તમારે મોઢેથી સાંભળ્યું, તે પરથી સાફ માલમ પડે છે કે તમો મારી ઉપર બેહદ પ્યાર રાખો છો. જ્યારે તમો પહેલાં મને પોતાની દુઃખી હાલતમાં પણ બેહદ પ્યારથી ચહાતા હતા, તો પછી હાલ ચહાો તેમાં શી નવાઇ ? પણ હાલ

હું તમારી માગણી સ્વીકારી શકતી નથી કારણ કે હું એક મહાન પાદશાહની માનીતિ બેગમ તરીકે હાલમાં ઓળખાઉં છું, વળી આ બનાવ બને ઘણો વખત થયો નથી, તેમજ તે મહાન સુલતાને મારી તરફનું જોઇતું સુખ ભોગવ્યું નથી; તો પછી તમો મને તેનાથી નાહક છૂટી પાડવા શા માટે આગ્રહો છો ? હું અત્રે કંઈ ગુલામગીરીના દુઃખમાં કે બીજી કોઇ પણ આફતમાં સપડાએલી નથી. જો હું અત્રે ગુલામડી તરીકે હોત તો આપણે શાહને તેના બાર હજાર સિક્કા આપી છૂટાં થાત, પરંતુ હાલ તો હું તેની દિલદાર પ્યારી બાનુ તરીકે છું. વળી આ શાહ ઘણો ન્યાયી, અકલવાળો, ધર્માત્મા, અને સહનશીલતાવાળો છે. વળી હાલમાં મને ગર્ભ રહ્યો છે. હવે જો ખુદાતાલાની મહેરબાનીથી મારે એક પુત્ર અવતરે તો પછી નામદાર મને કેટલી ચાહે તે હું કહી શકતી પણ નથી, કારણ કે તેને સો કરતાં વધારે બેગમો છે તોપણ એક પણ ફરજંદ હાલ નથી. આ પ્રમાણે હું સઘળી વાતે સુખી હોવાથી હાલ તમારી પ્યારી માગણીનો સ્વીકાર કરી શકતી નથી, તો મને માફ કરશો. ”

પ્યારી બુલબુલનો ભાઇ તાજબીજ બોલ્યો કે “ મારી પ્યારી બહેન ! તમને મેં આપણા મુલકમાં આવવાને અરજ કરી તેનું કારણ તો એટલુંજ કે હું તમોને ખરા અંતઃકરણથી ચાહું છું. પણ જ્યારે તમોએ નામદાર શાહ વિષે અને તેના તાજુબી ભરેલા પ્યાર વિષે મને જણાવ્યું, ત્યારે તમારા એ નેક ઠરાવને હું ઘણોજ પસંદ કરૂં છું. અને હું ધારૂં છું કે આપણાં વૃદ્ધ માતાજી પણ મારા મતને અનુસરશેજ.”

નામદાર ચાણી રાણીએ પોતાની બેટીને જણાવ્યું કે “ મારી પ્યારી દિલદાર ! તારા ભાઇએ જે કહ્યું તેને હું મળતી છું. હું તારા ન્યાયી ઠરાવને ઘણી ખુશીથી પસંદ કરૂં છું. કારણ કે જે શાહ તને આટલો ચાહે છે. અને જેના ઉપકારની તું આટલી ભૂખી છે તેનો તું બદલો ન વાળે તો ખચિત હલકી ઠરે, તેથી તો હું પોતે પહેલાં તને ધિક્કારૂં. ”

તુર્કસ્તાનનો શાહ જે અત્યાર સુધી પોતાની પ્યારી બુલબુલને ગુમાવી દેવાની ધાસ્તીમાં હતો તે આ સાંભળી ખુશી થયો. અને તેણીનો આવો બેહદ પ્યાર જોઇ ઘણી તાજુબી સાથે પોતાના જાન કરતાં પણ વધારે ચાહવા લાગ્યો.

તુર્કસ્તાનનો નામદાર શાહ આ પ્રમાણે ખુશ મિજાજમાં હતો, તેવામાં બુલબુલે કેટલીક દાસીઓને બોલાવીને પોતાની મા, ભાઇ, તથા સગાંઓને માટે કાંઈ ખાણું લાવવા ફરમાવ્યું. તુરતજ તરેહ તરેહવાર ઉમદા ખાણું આવ્યું, જે ખાવાને તેણે પોતાનાં સઘળાં સગાં વહાલાંને અરજ કરી. પણ તેઓએ વિચાર્યું કે તેઓ એક મોટા શહેનશાહના મહેલમાં આવેલાં છે અને તેની મુલાકાત લીધા વિના તેના ત્યાં ખાણું લઇએ એ મોટી બેઅદબી કહેવાય, એ વિચારથી તેઓએ તે વિચાર પોતાની પ્યારી બુલબુલને જણાવ્યો.

પ્યારી બુલબુલ તરતજ ત્યાંથી ઉઠી પાસેના નાના ઓરડામાં કે જ્યાં સુલતાન બેઠો હતો ત્યાં ગઈ અને પોતાનાં સગાં સ્નેહીઓની ઇચ્છા જાહેર કરી, શાહે જણાવ્યું કે “ મારી પ્યારી બુલબુલ ! હું તારી સાથે આવું છું, પરંતુ મને તારા દેશની માન આપવાની રીતની ખબર નથી માટે મને ત્યાંના રીતરિવાજથી વાકેફ કર. ” શાહના જણાવ્યા મુજબ તેણે તેને સઘળી બાબતથી વાકેફ કર્યો. ત્યાર પછી તે તેની જોડે ઉઠીને પેલા મેમાન આગળ આવ્યો. તે જેવો ઓરડામાં દાખલ થયો કે તુરત પેલાં સઘળાં મેમાનો ઘણાજ પ્યારથી જમીનપર પડી સલામો કરવા લાગ્યાં. નામદાર શાહ તુરતજ તેઓને ઉઠાડી ઘણાજ પ્યારથી ભેટયો અને પોતાની પાસેના સુંદર આસનોપર બેસાડયાં. ત્યારબાદ તે સર્વેની કુશળતા પૂછી તેઓના દેશના રીતરિવાજ સંબંધી, તેમજ બીજી જાણવા લાયક કેટલીક બીના સંબંધી વાકેફ કરવા અરજ કીધી. તેપરથી પ્યારી બુલબુલનો ભાઇ તાજબીજ બોલ્યો કે “ મારા નામદાર શાહ ! અમારો મુલક અહીંથી ઘણે દૂર દરીઆમાં છે. અને તે માડાગાસકરના ટાપુઓને નામે દુનીઆમાં અતિ મશહુર છે. તેની ચારે તરફ મોટો મહાસાગર રક્ષણ કરવાને રાત્ર દિવસ પડયો રહે છે. વળી એવા તો ભયંકર મુલમાટા ચારે છે કે દુશ્મનની છાતી પણ ફાટી જાય. જેથી અમારા દેશપર ભાગ્યેજ કોઈ દુશ્મન ચડી આવે છે. અમારા દેશની જમીન ઘણી ફળદ્રુપ છે, ત્યાં જુદી જુદી તરેહનો પુષ્કળ મેવો થાય છે. તેમજ

અનેક તરેહની વનસ્પતિ થાય છે. વળી ત્યાંથી થોડે દૂર મોરેશિયસના ટાપુઓ છે, તે પણ અમારા કબજામાં છે ત્યાં કેટલીક જાતની ગાજર જેવી વનસ્પતિ થાય છે જેમાંથી ઉત્તમ ખાંડ બનાવવામાં આવેછે. વળી અમારા દેશમાં શાહમૃગનાં કીંમતી પીછાંની છત પણ પુષ્કળ છે. સુવર્ણરજ તો ઘણે ઠેકાણેથી મળી આવે છે. આવા સુંદર મુલકની પ્રજા પણ પૈસે ટકે સુખી હોય તેમાં નવાઇ નહિ !" આ પ્રમાણે એક બીજા સાથે લાંબો વખત સુધી વાતચિત ચલાવ્યા બાદ તેઓ છુટા પડયા. આ બાદશાહી પરોણાઓને પોતાની પ્યારી બુલબુલના ફરમાન મુજબ તેને પ્રસવ થતાં સુધી અતિ આગ્રહ સાથે રાખવામાં આવ્યાં. દરરોજ તેમને જુદી જુદી જાતની રમતો ગમતો, નાચરંગ, વગેરે ખુશકારક ચીજોથી આનંદ આપવામાં આવતો. વળી તેમના ખાણા માટે પણ ઘણીજ કાળજી રાખવામાં આવતી, તેથી તેઓને અહીં એટલો તો આનંદ થયો કે તેમને આ બધો વખત સપાટાબંધ જતો રહ્યો. પુરા દશ માસે ઇશ્વર કૃપાથી તે પ્યારી બુલબુલે એક ખુબસુરત બેટાને જન્મ આપ્યો. આ ખુશકારક વધામણી જ્યારે શાહને આપવામાં આવી ત્યારે તેની ખુશાલીનો પાર રહ્યો નહિ. તેણે આ ખુશકારક બનાવની યાદગીરી દાખલ તમામ બંદીવાનોને મુક્ત કર્યા; પોતાના આખા રાજ્યમાં એક પખવાડીઆ સુધી તહેવાર પળાવી પુષ્કળ મોજમજા ઉડાવવા ફરમાન કાઢ્યું, ગરીબગરીબાંને પુષ્કળ દાન આપી સંતુષ્ટ કર્યાં. પોતાના તમામ દરબારીઓ, નોકર, ચાકર, અને અમીર ઉમરાવને પુષ્કળ મોટી મોટી બક્ષિસો આપી. અને ઘણી જગોએ પાણીનાં નવાણ, ધર્મશાળાઓ, નહેરો વગેરે અનેક લોકોપયોગી કામો કરાવ્યાં. આથી શહેરની તેમજ આખા રાજ્યની તમામ પ્રજા આશિશ દેવા લાગી.

શાહને પોતાના પુત્રને જોવાની ઘણી ઉમેદ હોવાથી જ્યારે તેને પાસે લાવવામાં આવ્યો, ત્યારે તેના અતિ સૌંદર્યથી ખુશ થઈ શાહે તેનું નામ શમ્સલ પાડયું. જેનો અર્થ ચળકતો સૂર્ય થાય છે.

કેટલાક દિવસ ગયા બાદ રાણી બુલબુલ તેની સઘળાં સગાં વહાલાં સાથે દિવાનખાનામાં બેઠી હતી, તેવામાં એક દાસી પેલા ખુબસુરત બાળકને લઇ ત્યાં આવી, તેના હાથમાંથી તુરતજ તેના મામા તાજબીજે રમાડવા લીધો. તે તેને ઘણી ખુશીથી રમાડતો હતો. એમ કરતાં તે તેને લઇ એકદમ પવન વેગે હવામાં ઉડી ગયો આ બનાવ જોઇ નામદાર શાહ ઘણો ગભરાઇ ગયો, ને પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો કે હવે તે હમેશ સુધી ગુમ થઇ ગયો, અને હવે તે પ્યારો પુત્ર કદી પણ જીવતો આવવાનો નથી, આમ ધારી તેણે એક મોટી બુમ પાડી, અને અતિશય અફસોસ કરી છાતીફાટ રડવા લાગ્યો. આ જોઇ પ્યારી બુલબુલે કહ્યું કે "નામદાર શાહ ! તમો જરા પણ ફિકર કરશો નહિ. નાનો શાહજાદો જેટલો તમને પ્યારો છે તેટલોજ મને પણ છે, તમો જેમ તેને ચાહોછો તેમ હું પણ ચાહું છું; તોપણ તેના હવામાં ઉડી જવાથી હું તો જરા પણ દિલગીર થતી નથી; કારણ કે તે કશી ધાસ્તીમાં નથી. હમણા થોડીજવારમાં તે તેના મામા સાથે આપણી પાસે સહિસલામત પાછો આવશે. જો કે તે તમારા કુળમાં અવતર્યો છે, પરંતુ મારા પેટે જન્મ લીધાથી તે આ પ્રમાણે હવામાં ઉડી શકે છે." આ પ્રમાણે પોતાની પ્યારીનાં વચનો સુણી કંઇક રડતો નરમ પડયો ખરો. તો પણ તેના દિલની ધાસ્તી તો જેવીને તેવીજ ચાલુ રહી.

થોડીવારમાં તો નાનો શાહજાદો પોતાના મામા તાજબીજ સાથે સુસવાટા મારતા પવનની માફક આવી જે બારીએથી નીકળ્યો હતો તેમાં દાખલ થયો. અને શાહના ખોળામાં બેસી રમવા લાગ્યો. જેમ કોઇ આંધળાં માણસને નેત્ર આવવાથી જેટલો આનંદ થાય તેના કરતાં વધુ આનંદ શાહને પુત્ર દેખી થયો. નાનો શાહજાદો પોતાના પિતાના ખોળામાં અગાઉની માફકજ રમવા લાગ્યો. નાના શાહજાદાના મામા તાજબીજે શાહને જણાવ્યું કે "જ્યારે હું મારા ભાણેજને લઇ ઉડી ગયો, ત્યારે તમો ગભરાયા, નહિ વારુ?" શાહ બોલ્યો કે "અરે શાહજાદા ! તમો જ્યારે તેને લઇ હવામાં ઉડી ગયા ત્યારે તો મારા જીવમાં જીવ પણ ન હતો ! મેં તેની આશા છોડી હતી, પણ તમો તેને જીવતો લાવ્યા તેથી હું તમારો ઘણો ઉપકાર માનું છું." તાજબીજે જણાવ્યું કે "નામદાર શાહ ! હું જાણતો હતો કે તમો નાખુશ થશો, પણ તેમ થવાનું કંઇ પણ કારણ ન હતું. હું હવામાં ઉડયો ત્યારે મારા પાક મનને શાક

કરી ઉઠયો હતો. એ મંત્ર અમે વારે ઘડીએ વાપરીએ છીએ. અને તેથી અમે ગમે તે ઠેકાણે સહેજ વારમાં જતા રહીએ છીએ. મારી બહેને પણ એજ મંત્રથી અમને અત્રે બોલાવ્યા હતા. મારો ભાણેજ પણ તે મંત્રનો અધિકારી છે. કારણ તે મારી બહેનને પેટે અવતર્યો છે. તમો તે મંત્રનો ઉપયોગ કરી શકશો નહિ, કારણ કે તમો એકલી જમીનપરજ રહેનારા છો. મારો ભાણેજ જ્યારે પોતાની મરજીમાં આવશે ત્યારે અમારી પાસે અમારા દેશમાં આવી શકશે.

શાહે જણાવ્યું કે "તમો આટલી થોડીવારમાં ક્યાં સુધી મુસાફરી કરી આવ્યા ?" તાજબીજે એક મોટી પેટી કે જેની અંદર પાંચસે મોટા હીરા, જેમાંનો દરેક મરઘીના મોટા ઇંડા જેવડો હતો, વળી તેટલાજ મોટા કદનાં ચારસે લીલમ અને પચાસ મોટાં અસાધારણ મોતીના હાર હતા, તે પેટી સુલતાનના પગ આગળ મૂકી બોલ્યો કે "નામદાર શાહ! આ અમારી નજીવી ભેટ સ્વીકારશો. જ્યારે અમને અમારી બહેને બોલાવ્યાં ત્યારે અમોને ખબર ન હતી કે તે ક્યાં રહે છે. અથવા તમારા જેવા દબદબાવાળા શાહની તે રાણી થઇ છે; એજ કારણથી અમો ખાલી હાથે આવ્યાં હતાં, અને તે વખતે તરત કંઇ નજરાણું આપવાનું અમારી પાસે નહિ હોવાથી અમે આપી શકયાં નહોતાં, પણ હાલ હું મારા દરીઆઇ મહેલમાં જઇ આ નજીવી ભેટ લઇ આવ્યો છું તે મહેરબાની કરી કબુલ રાખશો."

એક સાધારણ પેટીમાં આવડી બધી કીંમતી જણસો જોઇને તેમજ આટલા ટુંકા વખતમાં આટલે દૂર જઇ આવ્યા તે જાણીને શાહને ઘણી અજાયબી લાગી, તથી તે બોલ્યો કે "શું તમો આને નજીવી ભેટ કહો છો? મેં તો તમને એનો દશમો ભાગ પણ આપ્યો નથી. હું ફરીને જણાવું છું કે તમો તથા તમારાં નેક નામમાં કંઇ પણ રીતે મારાં ઉપકારી નથી. પણ અમારાં જે લગ્ન થયાં તેમાં તમો ખુશીથી સામેલ થયાં છો. એજ જોવાથી હું ખુશી છું." પછી બુલબુલ તરફ ફરીને શાહ બોલ્યો કે "પ્યારી બાનુ! તારો ભાઇ મને ગભરાટમાં નાખે છે, કારણકે જો હું આ ભેટ લેવા ના પાડીશ તો તે મારીપર ગુસ્સે થશે! વાસ્તે મારી ખાતર તુંજ મહેરબાની કરીને ના પાડ!" તાજબીજ બોલ્યો કે "ઓ તુર્કસ્તાનના નામદાર શહેનશાહ! તમો નામદાર મારી ભેટ જોઇ ગભરાશો એવું હું જાણતોજ હતો, કારણકે જમીનપર એવો ખજાનો મળતો નથી. પણ મારી પાસે દરીઆના ખજાનામાં એટલો તો ખજાનો છે કે તમારી સઘળી જમીનને ભરી નાખે; તમારે અજાયબ નહિ થવું અને આ નાની ભેટ કબુલ કરવી. હું માગી લઉં છું કે તમો નામદાર શાહે એ ભેટની કીંમત ઉપર વિચાર કરવો નહિ પણ તે આપણી દોસ્તીની નિશાની દાખલ કબુલ રાખશો. અને જેવા પ્યારથી અમો તમોને આપીએ છીએ, તેવાજ પ્યારથી તમે લ્યો, તે લેવાની ના પાડી અમોને દિલગીર ના કરો!" અંતે તુર્કસ્તાનના શાહને તે ભેટ કબુલ કરવી પડી. દરીઆઇ શાહજાદા તાજબીજે શાહનો ઉપકાર માની ઘણી ખુશી જણાવી.

થોડા દહાડા વીત્યા બાદ શાહજાદા તાજબીજે નામદાર શહેનશાહની રજા માગી જણાવ્યું કે "અમો આપ નામદારના દરબારમાં હમેશ સુધી રહેવા ખુશી છીએ. પણ અમારે એ અમારૂં દરીઆઇ રાજ્ય ચલાવવું છે. વાસ્તે ત્યાં જરૂર જવું જોઇએ. અને તેથી તમો તથા મારી પ્રીય બહેન બુલબુલ અમને ખુશીથી રજા આપશો એવી અમો આશા રાખીએ છીએ." શાહે જણાવ્યું કે "તમારે ત્યાં આવવાની મારી શક્તિ નથી તેથી હું ઘણો દિલગીર છું તોપણ તમો તમારી બહેનની તેમજ મારી મુલાકાતને માટે થોડી થોડી મુદ્દતે અહીં આવી જશો. હું તમને જોઇ બેહદ ખુશી થઇશ."

ત્યારબાદ તુર્કસ્તાનનો શાહ તેનાં સર્વે મેમાનોને અતિ પ્યારથી ભેટી પડયો. તેઓની આંખમાં આંસુઓ આવી ગયાં. અતિશય પ્રેમને લીધે એક પણ શબ્દ બોલી શકાયો નહિ. બિચારી બુલબુલની પણ તેજ દશા થઇ. તેઓના ગયા બાદ પણ કેટલોક વખત સુધી તો શાન્ત બેસી રહી. પછી શાહ તેને કહેવા લાગ્યો કે "નેક બાનુ! તારાં સંબંધીઓથી હું કેટલો બધો ખુશી થઇ ગયો છું તેનું બયાન હું આપી શકતો નથી. જ્યારે તેં તારા લગતી અજાયબ જેવી બીનાથી મને વાકેફ કર્યો ત્યારે મને ઘણો અચંબો લાગ્યો હતો પણ જ્યારે તારાં સગાં વહાલાંઓ અત્રે હાજર થયાં ત્યારે તે મારી અજાયબી કમી થવાને બદલે સામી વધી છે હું ખુદાનો ઉપકાર માનું છે કે તારા જેવી ઉંચી પદ્દીની શાહજાદી મારા સારા નસીબે મને મળી છે."

હવે નાના શાહજાદાને તેઓ પોતાની નજર આગળ રાખી ઘણીજ સંભાળથી ઉછેરતાં હતાં. તેને વિદ્યા આપવા માટે ઘણાજ બાહોશ અને પ્રમાણિક ઉસ્તાદના હાથ નીચે રાખવામાં આવ્યો. કુવર જાતે ઘણોજ ચાલાક હોવાથી તેમજ શિક્ષકોના હાથ નીચે રહેવાથી હીરા સમાન પ્રકાશી નીકળ્યો. ગણિત સંગિત, સાહિત્ય, શીલ્પશાસ્ત્ર, યુદ્ધકળા, નૌકાશાસ્ત્ર, ખગોળ, ન્યાયશાસ્ત્ર, ચિત્રવિદ્યા વગેરે તમામ વિદ્યાનો પરીપૂર્ણ અભ્યાસ કરવાથી દરેક વિષયમાં નિપુણ થયો. વળી જુદાં જુદાં ખાતામાં રાખી દરેક ખાતાનો જાતે અનુભવ લેવડાવ્યાથી રાજ્યકારોબારમાં પણ પ્રવીણ થયો. કાબેલ કાજીઓના હાથ તળે રહી જુદી જુદી જાતના કેસોના ફેંસલા ચુકવવાથી ઘણોજ ચતુર અને અક્કલબાજ ન્યાયાધિશ નીવડયો. આ પ્રમાણે સર્વે વિદ્યાઓમાં કુશળ થતાં તેને પંદર વરસ લાગ્યાં એટલે તેની ઉમ્મર વીશ વરસની થઇ. આ દરમ્યાન તેના મામા વગેરે સગાં વારંવાર તેની મુલાકાત લેવાને આવતાં હતાં.

જ્યારે શાહજાદા શમ્સલની ઉમ્મર વીસ વરસની થઇ ત્યારે તે સર્વ બાબતોમાં તથા એક મહાન રાજ્યના શાહજાદાને ખરની સર્વે કવાયદમાં પોતાના ગુરૂઓને પણ હંફાવે તેવો થયો. વળી તેની સાથે ડહાપણવાળો, નીતિમાન, ઉદાર, દ્રઢ, મલતાવડો, શાન્ત, ન્યાયી અને વિચિક્ષણ સ્વભાવનો થયો. ટુંકામાં જે જે ગુણોની શાહજાદામાં જરૂર હતી તે તે ગુણોમાં શાહજા પરીપૂર્ણ થયો. નામદાર શાહે પોતાનો બેટો તેનું મહાભારત રાજ્ય ચલાવવાને તદન લાયક થયો છે અને પોતે દિવસે દિવસે બુઢાપાથી નબળો પડતો જાય છે, તેથી તેણે પોતે પોતાના ક્ષણભંગુર આત્માનો ત્યાગ ય અગાઉ પોતાના બેટાને પોતાના રાજ્યનો માલેક બનાવવા ઠરાવ કર્યો. પોતાનો આ ઇરાદો તેણે પોતાના સર્વે દરબારીઓને જણાવ્યો. તેમજ પોતાની રૈયતને પણ ખબર આપી. આ ઉમદા વિચાર સર્વે રૈયતે તથા આખા દરબારે ઘણી ખુશી સાથે પસંદ કર્યો. કારણ કે આ શાહજાદો બીજા શાહજાદાઓની માફક તાકી મિજાજી અગર મગરૂર ન હતો, પણ દરેક સાથ ઘણો મિલનસાર રહેતો હતો.

આખરે તે શુભ દહાડો આવી પહોંચ્યો કે જે દહાડો પોતાના ભરદરબાર વચ્ચે તુર્કસ્તાનનો શાહ પોતાના તખ્ત ઉપરથી નીચે ઉતરી પોતાની તમામ રૈયતના દેખતાં પોતાનો તાજ પોતાના માથેથી ઉતારી શાહજાદા અલરસીદના શિરપર મુકયો. અને પોતાના મહાન તખ્તપર શાહજાદાને બેસાડયો અને પોતે તેની પાસે વજીરો તથા અમીરોની પંક્તિમાં જઇ બેઠો.

દરેક વજીર, અમીર, તથા દરબારીઓ તુરત એક પછી એક નવા શાહની આગળ આવી તેને પગે પડી સલામો કરી તેને નિમકહલાલ રહેવાના કસમ ખાધા. એ ક્રિયા થયા બાદ વડા વજીરે રાજ્ય દરબારી કાયદા કાજનો હેવાલ વાંચી સંભળાવ્યો, જે ઉપર નવા શાહે એવો તો ઉમદા મત આપ્યો કે તમામ લોકો તથા આખી સભા તેની ઘણીજ તારીફ કરવા લાગી. જે હાકેમો વિષે તેની આગળ ફરીયાદો ચાલતી હતી તેઓની જગોએ તેણે બીજા હાકેમો, તે જગોને લાયક હોય તેવા પસંદ કરી નીમ્યા. ત્યારબાદ દરબારમાંથી ઉઠી પોતાના બાપ સાથે તે પોતાની મા બુલબુલના દિવાનખાનામાં ગયો. રાણી બુલબુલે તેને જેવો પોતાના શિરપર પાદશાહી તાજ સાથે જોયો. તેવીજ ઘણા પ્યારથી તે તેની તરફ દોડી જઇને એક શાણી માતાને છાજતી મહોબતથી બગલગીરી કીધી. અને એવી દુવા માગવા લાગી કે તેનું રાજ હંમેશાં આબાદ રહે.

પહેલે વરસે શાહજાદા શમ્સલે ઘણીજ ચંચળાઇથી અને ડહાપણથી પોતાનું વિસ્તર્ણ રાજ્ય ચલાવ્યું. બીજે વર્ષે પોતાના બાપની અને દરબારની રજા લઇને શિકાર કરવાને બહાને તે પાયતખ્તની બહાર નીકળ્યો; પણ તેની ખરેખરી મતલબ તો એવી હતી કે પોતાના આખા રાજ્યમાં ગેરવ્યાજબી જુલમ અગર અંધેર ચાલતું હોય તેનો જાતે જોઇને અટકાવ કરવો, અને પોતાની પાડોશના જે રાજાઓ તેના રાજ્ય તરફ દુશ્મનાઇ રાખતા હોય તેઓ સાથે મળી જઇ મિત્રાચારીની ગાંઠ બાંધવી.

આ સર્વે કામ પાર પાડવામાં તેણે એક વરસ ગાળ્યું. જેવો શાહજાદો પોતાની રાજધાનીમાં પાછો આવ્યો તેવોજ બુઢો શાહ ઘણોજ આજારી પડયો. તેણે જોયું કે તેનું મોત ખચિત નિપજશે. તેથી પોતાના છોકરા તરફ નિમકહલાલ રહેવાની પોતાના આખા દરબારને ભલામણ કરી. તેઓનો ફરી ફરી વ-

ચનો લઇ તેણે પોતાનો જાન પોતાના પેદા કરનારને સ્વાધિન કર્યો. આ અતિ અસરકારક અતિ ખેદ કારક બનાવથી શહેરમાં ઘણો ગભરાટ થઇ રહ્યો. શહેરની તમામ પ્રજાએ શોકનો ડ્રેસ ધારણ કર્યો અને આ શાણા અને અક્કલમંદ શાહને છેવટનું માન આપવાને તમામ પ્રજા મળી અને મોટા દબદબાથી શાહજાદા અલીરસીદે પોતાના પ્યારા પિતાને દફનાવ્યો.

તે દેશના ધારા પ્રમાણે ત્યાંની તમામ પ્રજાએ એક આખો મહીનો શોકમાં ગુજાર્યો પણ તરૂણ શાહજાદાને એટલું તો લાગ્યું કે જો આવું મહાભારત રાજ્ય પોતાના હાથમાં નહિ હોત તો તે આખી જીંદગી પોતાના પ્યારા પિતાના શોકમાં કાઢત. થોડા દિવસમાં રાણી બુલબુલનાં સઘળાં દરીઆઇ સગાં વહાલાં તુર્કસ્તાનના રાજ્યમાં આવી પહોંચ્યાં. અને તે રાણી સાથે તેના વહાલા ખાવિંદના મોત માટે વિલાપ કરવા લાગ્યાં. આ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યું ત્યાર પછી ધીમે ધીમે ઓછું થવા લાગ્યું, તોપણ રાણી તો મરણ પર્યંત ઘણીજ ગમગીન રહી. આ બનાવ પછી તે કદી પણ હસી નથી.

તે દેશના રીત રિવાજ પ્રમાણે જ્યારે નામદારશાહને પડે એક માસ થયો, ત્યારે શાહ શમ્સલને પોતાના વજીરો અને અમીરોની મુલાકાત લેવાની ફરજ પડી. ઘણોજ ગમગીન જોઇને વડો વજીર બોલ્યો કે:" નામદાર શાહ તમારે આટલી બધી દિલગીરી રાખવી ન જોઇએ, હવે જે બન્યું તેમાં આપણો પામર પ્રાણીનો કંઇ ઉપાય નથી. તમારા હમેશાં છાતીફાટ રૂદનથી તે નામદાર જીવતા થાય તેમ નથી. જ્યારે તેમજ થયું તો જગતકર્તા પ્રભુની મરજીને આધિન થઇ ધીરજ ધરવી એજ આપણું કર્તવ્ય છે. વળી તે નામદારના સર્વે મહાન ગુણો આપ નામદારમાં અનુપમપણે રહેલા છે તો પછી અમને એવુંજ જણાય છે કે તેજ નામદારશાહ પોતે અમરજ છે."

અંતે જુવાન શહેનશાહ શમ્સલે પોતાના શાણા વજીરના ઉપ શને માન આપી પોતાની સઘળી દિલગીરી એક બાજુએ મૂકી દીધી, અને પોતાના રાજ્યની લગામ પાછી હાથમાં ધરી ઘણીજ હોશિઆરીથી તે રાજ. ચલાવવા લાગ્યો. શાહ અલીરસીદે રાજ્યની લગામ પોતાને હસ્ત લીધા બાદ તુરતજ તેનો મામો તાજબીજ પોતાને દેશ જવા પાછો ફર્યો ત્યારબાદ એક વર્ષ રહીને તે એકલો પોતાનાં બહેન ભાણેજને મળવા આવ્યો. એક દિવસ તે ત્રણે જણાં જમી રહ્યા પછી એકાંત જગોએ વાતચીત કરવા બેઠાં. તાજબીજે કહ્યું કે " આપણા અલીરસીદની કીર્તિ સૂર્યના કિરણો માફક પ્રસરી રહેલી જોઇ, તેમજ તેની સર્વે પ્રજાનો તેના પ્રતિ અતિશય પ્રેમ જોઇ હું બેહદ ખુશી થયો છું આટલી નાની ઉમર છતાં તેના જેવો સરસ રાજ્યકર્તા આખી દુનીઆના કોઇ પણ ભાગમાં ભાગ્યેજ હશે!" એ સિવાય બીજી અનેક તરેહની પ્રશંસા તેણે કરી. જુવાન શહેનશાહ શમ્સલે પોતાના મામાને પોતાનાં વખાણ કરતો જોઇ પોતે શરમાઇ ગયો, અને તેથી એક કોચપર આડો થઇ અવળો સુઇ ગયો. કેટલીવાર પછી તે જાણે ઉંઘી ગયો હોય તેમ પડી રહ્યો. આ દરમ્યાન તેનો મામો તાજબીજ પોતાની બહેનને કહેવા લાગ્યો " પ્યારી બહેન બુલબુલ હાલ શાહજાદો બાવીશ વરસ ઉપરાંતનો થયો માટે હવે તેને પરણાવવો જોઇએ પણ તમે તો તે પર કંઇએ ધ્યાન આપતાં નથી હું માફી માગી લઉં છું કે એને માટે એક ખુબસુરત શાહજાદી હું આપણા દરીઆઇ મુલક માંથી શોધી લાવું."

પ્યારી બુલબુલે જવાબ આપ્યો કે " મારા પ્યારા ભાઈ! હું વારે ઘડીએ એજ વિચાર કર્યા કરૂં છું, પણ શાહજાદા બેદરે તો આજ સુધી એની કંઇ પણ ઇચ્છા બતાવી નથી; તેટલા માટે હું ચૂપ બેસી રહી હતી, હવે જ્યારે તમે પોતેજ આ વાત ઉપાડી છે ત્યા હું તમારો અત્યંત ઉપકાર માની જણાવું છું કે તમે તેને લાયક એક ખુબસુરત શાહજાદી શોધી કાઢો, તે શાહજાદી એવી જોઇએ કે જેથી શાહજાદા શમ્સલખાનની આખી જીંદગી સુખમાં જાય.

શાહજાદો તાજબીજ બોલ્યો કે " મારી પ્યારી બહેન ! હું નાં લગ્ન એક ઉમદા શાહજાદી સાથે કરાવવાના વિચારમાં છું, અને તે સંબંધે કેટલી વાતચિત તમારી સાથે મારે કરવી છે, પણ તે વાત શાહજાદો શમ્સલખાન બિલકુલ સાંભળે નાહ તેવી રીતે ચાલવી જોઇએ માટે તમે ઉઠી બરાબર તપાસ કરો કે શાહજાદો બરાબર ઉંઘ્યો છે કે નહિ. આ બધી વાત શાહજાદો શમ્સલખાન પડયો પડયો

સાંભળતો હતો, અને પોતાનો મામો તેનાં લગ્ન કોની સાથે કરવા માગે છે તે સાંભળવાને ઘણોજ આતુર હતો તેથી જાણે બરઉંઘમાં હોય તેવો ડોળ કરી પડી રહ્યો. રાણી બુલબુલે પોતાના ભાઇના કહેવા પ્રમાણે ઉઠી બરાબર તપાસ કરી જોયું તો માલમ પડયું કે શાહજાદો બરઉંઘમાં છે. તેથી તેણે પોતાના ભાઈ તાજબીજને જણાવ્યું કે " હવે તું તારી વાત ઘણી ખુશીથી ચલાવ, તે બિચારો તો બરઉંઘમાં છે, પછી તાજબીજે જણાવ્યું કે " મારી પ્યારી બહેન ! તમે સેંટહેલીનાના પ્રખ્યાત ટાપુઓનું નામ તો સાંભળ્યું હશેજ ! ત્યાંના નામદાર સુલતાને એક સુંદર શાહજાદી છે તે આપણા શમ્સલને લાયક છે તે એટલી તો ખુબસુરત છે કે તેના જેવી ખુબસુરત ઓરત આ દુનીઆમાં તો શું ! પરંતુ બીજી દુનીઆમાં પણ નથી. જે શાહજાદીનો ચોટલો શેષનાગના કરતાં વધારે કાળો છે, જેના દાંત દાડમની કળી કરતાં વધારે ઉજળા અને એક સરખા છે, જેનું મુખ ચંદ્રના કરતાં વધારે તેજસ્વી છે, જેની આંખો માછલાની આંખ કરતાં વધારે ચંચળ છે, જેનું નાક પોપટના નાક કરતાં વધારે અણીદાર છે, જેનું કપાળ ભવ્ય અને તેજસ્વી છે. જેના બાહુ હાથીની સુંઢ કરતાં સુંદર છે. જેની સાથળ કેળના થડ કરતાં વધારે તેજસ્વી અને એક સરખી છે. જેના કુચ (સ્તન) સોનાના કળશ જેવા છે, જેના પગની પાની અળતાના રંગ જેવી છે, જેના હોઠ પરવાળાં સમ લાલ છે અને જેનું આખું શરીર પુનમના ચંદ્ર કરતાં તેજસ્વી છે. તેની બેદર બાનુ જોડે શમ્સલનાં લગ્ન થાય તો તે પૂર્ણ ભાગ્યશાળી ગણાય." આ વાત સાંભળી રાણી બુલબુલ બોલી ઉઠી કે " મારા પ્યારા ભાઇ ! હું તેને ઓળખું છું. મેં તેને નાની હતી ત્યારે એક વખત જોઇ હતી, હાલ તો મોટી થઇ ગઇ હશે મેં જોઇ ત્યારે તો તે ફક્ત ત્રણેક માસનીજ હતી. આપણા શમ્સલખાન કરતાં તે લગભગ ચારેક વરસે મોટી હશે, પણ તેની ફિકર નહિ. આ સંબંધ બેસી જાય તો ઇશ્વરનો મોટો ઉપકાર માનું!"

તાજબીજે જણાવ્યું કે " આ સંબંધ બેસવો વધારે મુશીબત છે. કારણ કે તેનો બાપ એક ખરેખરો હઠીલો અને મગરૂર પાદશાહ છે. તોપણ હું જાતે જઇ મારા ભાણેજ માટે માગણી કરીશ. અને તે કદાચ કબુલ પણ રાખશે કારણ કે શમ્સલ એક ખુબસુરત જુવાન છે તેની સાથે એક મોટા નામાંકિત શાહ છે. આ વાત શમ્સલખાનથી છૂપી કરવાનું કારણ તો એટલુંજ કે વખતે તે જાણી જાય, તો ત્યારથીજ તેને તેનો મોહ લાગે, અને વખતે જો આપણી માગણી તેણે ન સ્વીકારી તો પછી શમ્સલની ઘણી માઠી દશા થાય કારણ કે પ્રેમ એક ખરાબ ચીજ છે. માટેજ આ વાત તેને કહેવાની જરૂર નથી." રાણી બુલબુલે જણાવ્યું કે મારા પ્યારા ભાઇ, તારૂં કહેવું બરાબર છે."

તાજબીજ બોલ્યો કે " મારી મોટી બેન ! કાલેજ અહીંથી રજા માગી મારા દરીઆઇ રાજ્યમાં જઇશ, અને પછી સેંટહેલીનાના ટાપુઓમાં તે પાદશાહની મુલાકાતે જઇશ. હવે ઢીલ કરવાનું કારણ નથી. કન્યા મોટી થઇ છે માટે વખતે તેનો બાપ તેને બીજા શહેનશાહ સાથે પરણાવી દેતો પછી આપણને પસ્તાવા વખત આવે." રાણી બુલબુલે કહ્યું કે " મારા પ્યારા ભાઈ ! તારૂં કહેવું બરાબર છે. હું તેટલાજ માટેજ તને આગ્રહ કરી રોકતી નથી, નહિ તો તને હમણા જવા દેત નહિ."

શાહજાદા શમ્સલખાન કે જે પડયો પડયો સર્વ બીના એકાગ્ર ચિત્તથી સાંભળતો હતો તે આ ખુબસુરત શાહજાદીપર બહુ મોહિત થયો, અને તેણે પોતાના મામાની સાથે તેની પાસે જવા વિચાર કર્યો. આખી રાત તેને ઉંઘ પણ આવી નહિ કારણ કે તેનું ચિત્ત તે સુંદર પરીને જોવામાં લાગ્યું હતું. તેના મનમાં અનેક તરંગો આવવા લાગ્યા મહામુશીબતે તેને પાછલી રાતે જરા ઉંઘ આવી. આ ઉંઘ પણ સ્વપ્ન વગરની તો ન હતી.

બીજે દિવસે સવારે તાજબીજ પોતાના રાજ્યમાં જવાને માટે પોતાના ભાણેજ શમ્સલખાનની રજા માગવા લાગ્યો. શમ્સલખાને કેટલીક વાર સુધી રકઝક ચલાવી છેવટે રજા આપવા હા પાડી. વળી તેણે જણાવ્યું કે " મને પણ તમારી સાથે તમારા દરીઆઇ મુલકમાં લઇ જશો, મને તે દેશ જોવાની ઘણી ઉત્કંઠા છે મેં તે દેશ કદીએ જોયો નથી. તેમજ મારાં મમાઇને ( મામી મા ) બહુ દિવસથી મળ્યો નથી માટે તેમને મળવાની ઘણી મરજી છે." તાજબીજે જણાવ્યું કે " હું હાલતમાં તમારી ચ.

ગણી સ્વીકારી શકતો નથી, પરંતુ જ્યારે હું અહીં થોડા વખત પછી પાછો આવીશ, ત્યારે તમને જરૂર તેડી જઇશ." જુવાન શાહ આ પ્રમાણે પોતાની માગણીમાં નિષ્ફળ નીવડયો ત્યારે તેણે પોતાના મામા તાજબીજને બે દિવસ વધારે રહેવા આગ્રહ કર્યો. તે તેને કબુલ રાખવો પડયો.

જુવાન શાહ શમ્સલે શિકારે જવાની મોટી ભારે તૈયારી કરી. આ તૈયારીમાં પોતાના મામા તાજબીજને પણ સામેલ થવા કહ્યું. ભારે રસાલા સાથે તે શિકારે ગયો. કેટલીકવાર તો બધા સાથે સાથે ચાલ્યા, પછી એક વિશાળ જંગલમાં આવી ચડયા. તે જંગલમાં જુદી જુદી જાતનાં અસંખ્ય પ્રાણીઓ હતાં. શાહજાદાએ આ બધાં પ્રાણીઓને દુઃખ ન દેતાં ફક્ત તે વનમાં વસતા એક મહાન સિંહનો શિકાર કરવા ધાર્યું. તેણે પોતાના મામા વગેરે સર્વે સાથીઓને બોલાવી જાહેર કર્યું કે "આ વનમાં રહેનારાં પ્રાણીઓનો કોઇએ શિકાર કરવાનો નથી. ફક્ત એક મહાન જબરદસ્ત સિંહ વસે છે. તેનો શિકાર કરવાનો છે. તે સિંહ જેની પાસેથી જતો રહેશે તે માણસે તેને પકડવો જોઇશે, નહિ તો તે શિક્ષાને પાત્ર થશે, માટે સર્વે જણે બરાબર સાવચેતીથી રહેવું." શાહનો હુકમ સાંભળી તેઓ બધા બરાબર તૈયાર થયા. ત્યારબાદ તેઓએ તે મહાન સિંહને શોધવા માટે ચારે તરફ પોતપોતાના ઘોડા દોડાવ્યા. છેવટે તેમણે તે સિંહને એક મહાન ગુફામાં નિરાંતે ઉંઘતો જોયો. તમામ માણસો તે વિશાળ ગુફાની આસપાસ વિંટાઇ વળ્યા. ત્યારબાદ તેમણે ગરજના કરી તે મદાંધ સિંહને ભરઉંઘમાંથી જગાડયો.

સિંહ જેવો જાગ્યો તેવોજ આળસ મરડી ઉભો થયો. અને કંઇ પણ ડર સિવાય ધીમે ધીમે પગલે તે ગુફાની બહાર આવ્યો, પછી શાહજાદા તરફ ધસી આવી તેનાપર તલપ મારવા જતો હતો, પરંતુ શાહજાદો તેની નજર ચુકવી બીજી બાજુએ ખસી ગયો. અને સિંહની ફાળ ચુકાવી. સિંહ પોતાની ફાળ ચુકયો અને હથિઆરબંધ માણસો હોવાથી પોતે નાઠો. શાહજાદા આગળ થઇને તે નાઠો માટે કબુલાત પ્રમાણે શાહજાદો તેની પાછળ પડયો. જો કે તેની મદદમાં તેના સાથીઓ પણ ગયા હતા.

શાહે પોતાના ઘોડાને કે જે ખાસ શિકારને માટેજ કેળવાએલો હતો. તેને સિંહની પાછળ મારી મૂકયો, જેથી તેના મામા વગેરે સર્વે સાથીઓ તેનાથી જૂદા પડી ગયા. શાહે પોતાના ઘોડાને એવો તો વેગમાં મૂકયો કે તે ઘણાજ થોડા વખતમાં ઘણો દૂર નીકળી ગયો, તોપણ સિંહ હાથમાં આવ્યો નહિ, કારણકે સિંહ તો એક વિકટ ઝાડીમાં પેશી ગયો શાહે તેની ઘણીએ શોધ કીધી. તોપણ ફરીને પત્તો લાગ્યો નહિ, તેથી તે ઉદાસ થઈ પાછો ફર્યો.

આ વખતે તે એટલે તો દૂર નીકળી ગયો હતો કે પોતે કયાં છે? મારા સાથીઓ મારાથી કેટલે છેટે છે? તેમજ તે કઇ દિશામાં છે? પોતાની રાજધાની કઇ દિશામાં આવી? વગેરે કંઈ પણ તેને માલમ પડ્યું નહિ. આથી તે નિરાશ થઇ તે એક ઝાડ તળે બેઠો. બિચારો જુવાન શાહ થાકી ગયો હતો, તેમજ ભુખ્યો પણ થયો હતો, તેની સાથે તૃષા પણ લાગી હતી. તેથી ચોતરફ નજર ફેરવવા લાગ્યો તો થોડે છેટે તેણે એક સુંદર સરોવર દીઠું. ત્યાં જઇ તેણે પાણી પીધું, ને ઘોડાને પણ પાયું. પછી કેટલાંક વનફળ લાવી પોતે ખાધાં, અને ત્યારબાદ ઝાડની ડાળે પોતાનો ઘોડો બાંધી પોતે સુઇ ગયો.

સુંદર ઝાડની શીતળ છાયામાં શાહ શમ્સલખાન ઉંઘી ગયો. તે છેક સાંજ પડી તોપણ જાગ્યો નહિ. સંધ્યાકાળ પછી જુદાં જુદાં પશુઓનો કોલાહલ થતાંની સાથેજ શાહજાદાની આંખ ઉઘડી ગઇ. તે જુએ છે તો અઘોર વનમાં પોતે એકલોજ છે. આવા ભયંકર વનમાં રાત્રી શી રીતે જશે. તે તેને સુઝયું નહિ. તે પોતાના મનમાં ઘણો અકળાવા લાગ્યો. અને છેવટે ઊંચા ઝાડની ડાળે ચડીને સુતો કે જ્યાં હિંસારી પશુ આવી શકે નહિ. આખી રાત્રી તેને ઉંઘ આવી નહિ, કારણકે સિંહ, વાઘ, વરૂ, રીંછ વગેરે અનેક પ્રાણીઓનો કોલાહલ એવો તો થઇ રહ્યો હતો કે કાન પડયું પણ સંભળાય નહિ, વળી ઝાડની ડાળીઓપર તે ઉંઘ કેવી રીતે આવે! આખી રાત તેણે પોતાના શહેરમાં શી રીતે જવું તેનો વિચાર કરવામાં ગાળી.

બીજી તરફ તાજબીજ વગેરે તમામ માણસો જુવાન શાહની શોધ માટે જુદી જુદી દિશામાં વિખરાઇ ગયાં તેમણે ઘણી શોધ કરી પણ કંઈ પત્તો લાગ્યો નહિ, તેથી તે રાત્રી તો તે દરેકે જ્યાં ત્યાં ગાળી. પછી સવાર થતાં જ તેઓ શાહજાદાને ખોળવા લાગ્યા પણ કંઇ પણ પત્તો લાગ્યો નહિ, તેથી

નિરાશ થયા. એ પ્રમાણે તેમણે એક અઠવાડીઉં શોધ કરી, તોપણ શાહજાદા શમ્સલનો કંઇ પણ પત્તો લાગ્યો નહિ, તેથી નિરાશ થઇ તેઓ સૌ રાજધાની તરફ પાછા જવાને તૈયાર થયા. આ પ્રમાણે પાછા વળતા હતા તેટલામાં તાજબીજ તેમને આવી મળ્યો. તાજબીજે કહ્યું કે "આપણે હજુ સુધી શાહજાદાનો કંઇ પણ પત્તો મેળવી શકયા નથી. હવે આપણે રાણી બુલબુલને શો જવાબ આપીશું? તે જ્યારે આ વાત સાંભળશે ત્યારે તે પોતાનો દેહ મૂકશે. માટે હું તો અહીંથી જ મારે દેશ પાછો જઇશ. મારાથી મારી બહેનનો મહા વિલાપ ખમી શકાશે નહિ." પેલા સાથીઓએ કહ્યું કે "અમે પણ રાજધાનીમાં જતાં ઘણાજ પાછા પડીએ છીએ, કારણ કે નામદાર શાહ વિના અમને એકલા દેખી નામદાર રાણી તરત જ મરણ પામશે." આ પ્રમાણે સર્વે સાથીઓ શોકસાગરમાં ડુબી ગયા હતા.

પેલી તરફ શાહજાદો શમ્સલ સવાર પડતાં જ ઝાડપરથી હેઠે ઉતર્યો, અને દાતણ પાણી કરી પોતાના ઘોડાપર સ્વાર થઇ પોતાને શહેર પાછો જવા અડસટે અડસટે ચાલવા લાગ્યો. આ પ્રમાણે આ મહાન જંગલમાં એક અઠવાડીઉં ગાળ્યા બાદ આઠમે દિવસે સવારે તેણે પોતાના ઘોડાપરથી નજર ફેંકતાં એક ઝાડ નીચે કેટલાંક માણસોને બેઠેલાં જોયાં, તેથી તેને લાગ્યું કે તે લોકો આ માર્ગના ભોમીઆ હશે. માટે લાવ તેને રાજધાનીમાં જવાનો રસ્તો પૂછું એમ ધારી પોતાના ઘોડાને ઝડપથી દોડાવ્યો. ઘોડાના પગના દાબડાનો અવાજ સાંભળી શોકસાગરમાં ડુબી ગયેલા તાજબીજ વગેરે તમામ માણસો તે તરફ જોઇ રહ્યા તો તેમણે દૂરથી શમ્સલખાનને આવતો જોયો તેથી તેમની ખુશાલીનો પાર રહ્યો નહિ. થોડીવારમાં શમ્સલખાન તાજબીજ પાસે આવી પહોંચ્યો, અને ઘોડા ઉપરથી ઉતરી પડયો. સર્વે સાથીઓ તેને અતિ હર્ષથી ભેટી પડયા.

ત્યારબાદ જુવાન શાહે તથા તેના સાથીઓએ એક બીજાની દુઃખદ સ્થિતિનું વર્ણન કહી સંભળાવ્યું. હવે તાજબીજ કે જે પોતાને દેશ જવા અતિ આતુર થઇ રહ્યો હતો તેણે અહીંથી બારોબાર જવા રજા માગી. શાહજાદાએ કેટલીક આનાકાની કર્યાબાદ તેને રજા આપી, પરંતુ ત્યાર પહેલાં પોતે બેદર બાનુની જે વાત પડયાં પડયાં સાંભળી હતી તે બધી પોતાના મામાને એકાંતમાં લઇ જઇ જણાવીને કહ્યું કે "જો તમે મારૂં આયુષ ઇચ્છતા હો તો ગમે તે પ્રકારે તે ખુબસુરત બાનુ સાથે મારાં લગ્ન કરો. જો મને તે બાનુ નહિ મળે તો હું મારા દેહનો જરૂર અંત આણીશ." શાહજાદા તાજબીજે તેને દિલાસો આપી પોતાના રાજ્ય તરફ જવાનો હવાઇ માર્ગ પકડયો, જેથી તે ઘણાજ થોડા વખતમાં પોતાને મુલક આવી પહોંચ્યો.

શાહજાદો શમ્સલખાન પણ પોતાના રસાલા સાથે કેટલેક દિવસે પોતાના નગરમાં આવી પહોંચ્યો. અહીં આવી તેણે પોતાનો બધો વખત બેદર બાનુના વિચારમાં જ ગાળવા માંડયો. રાજ્યકાજ્યમાંથી તેનું દિલ સાફ ઉઠી ગયું. તે આખો રાત દહાડો એકાંતવાસમાં પડયો રહેતો અને પોતાની પ્રીયાના વિચારમાં જ તલ્લીન રહેતો. છેવટે તેણે પોતાના શાણા વજીરને તમામ રાજ્ય સોંપી પોતાની માતા બુલબુલને દેખરેખ રાખવાનું જણાવ્યું. અને પોતે એક વરસ દહાડો મુસાફરી કરવાને બહાને બહાર ગામ જવા નીકળ્યો. તેની માતા પણ તેની આવી સ્થિતિ જોઇ તેના વિચારને મળતી થઇ.

શાહજાદો તાજબીજ પોતાના દેશ ગયો, ત્યાર બાદ તેણે આ સર્વે બીના પોતાની વૃદ્ધ માતાજીને કહી સંભળાવી, અને હવે શાહજાદા શમ્સલખાન માટે માગું લઇને કેવી રીતે જવું તેનો વિચાર પૂછવા લાગ્યો. તેની માતાએ જણાવ્યું કે "મારા બેટા! તેં આ વાત શમ્સલના સાંભળતાં કરી તે મોટી મૂર્ખાઇ કરી છે, કારણકે આ શાહજાદીનો બાપ ઘણો જ હઠીલો અને ગર્વિષ્ટ છે માટે તારી માગણી કબુલ કરશે નહિ." તાજબીજે કહ્યું કે "મારાં શાણાં ને બાહોશ માતાજી! તમારૂં કહેવું સત્ય છે, તથાપિ હવે જે થયું તે થયું. તેમાં આપણો ઉપાય નથી. માટે હવે તો ગમે તે પ્રકારે તે શાહજાદીને મેળવવી જોઇએ. નહિ તો શમ્સલનો પ્રાણ જશે. મેં તેને ઉંઘતો જાણીને તે વાત મારી બહેનને કરી હતી, પરંતુ તે સાંભળી ગયો." વૃદ્ધ માતાએ જણાવ્યું કે "હવે તો બીજો ઉપાય રહ્યો નથી. માટે ઘણી કીમતી ભેટ લઇને તેની પાસે જા, જો કદાપી માને તો ઠીક." એમ કહી તેણે એક સોનાની સુંદર પેટીમાં ઘણાં જ

ઉમદા અને તરેહવાર હીરા માણેક, મોતી, પોખરાજ, લીલમ વગેરે અનેક રત્નો મૂકી તે પેટીને બરાબર જાપતાથી બંધ કીધી. તાજબીજ પોતાની વૃદ્ધ અને શાણી માતાની રજા લઇ પોતાના નાના રસાલા સાથે સેંટહેલીનાના ટાપુમાં જવા નીકળ્યો. તે પોતાની વિદ્યા પ્રતાપે ઘણી જ ટુંક મુદતમાં ત્યાં સહીસલામત આવી પહોંચ્યો. જ્યારે ત્યાંના બાદશાહ અલેબુખાનને તેના આવ્યાની ખબર પડી, ત્યારે તેણે તેને પોતાની હજુરમાં ઘણા માનમરતબા સાથે બોલાવ્યો. એ વખતે દરીઆઇ રાજા તાજબીજે પોતાનો તમામ બાદશાહી દરજ્જો ભૂલી જઇ તે પાદશાહના તખ્ત આગળ માથુ મૂકી નમી પડયો. પણ તુરત જ તે બાદશાહે તખ્તપરથી નીચે ઉતરી તેને પકડી લીધો. અને મોટી આબરૂ સાથે પોતાની પાસે બેસાડી બાલ્યો કે "નામદાર તાજબીજ ! તમને જોયાથી હું ઘણો જ ખુશી છું, અને તું જે કહે તે કરવાને ઘણો જ રાજી છું."

પાદશાહ તાજબીજ બોલ્યો કે "મહા પરાક્રમી નામદાર ! તમો નામદાર દુનીઆના સર્વોત્તમ શહેનશાહને ઘટતું માન આપવા અને તમારી મહેરબાનીનો સ્વાદ ચાખવા સારૂ મેં આ મુસાફરી કરી છે, તો આપ નામદાર મારી તરફ રહેમ દિલથી જોશો જેથી હું આપની કૃપાપાત્ર થતાં મારા મનને કૃતાર્થ થયેલું માનીશ." આ વચનો બોલતાંની સાથે જ પોતાની પાસેની કીંમતી સોનાની પેટી ભેટ તરીકે તે પાદશાહ આગળ ધરી.

તે પાદશાહ બોલ્યો કે "શાહ તાજબીજ ! હું આ પ્રકારની કીંમતી ભેટ ફોકટ લેનાર નથી. વાસ્તે તું પણ મને તારી કીંમતી ભેટ સાથે તારી જે કંઇ માગણી હોય તો તે ઘણી ખુશીથી જાહેર કર, અને તે જો મારાથી બની શકશે તો હું તુરત કબુલ કરીશ; માટે ખુલ્લે ખુલ્લું કહી દેવાને કોઇ પણ રીતે અડચણ ધારતો ના ! તારી ખરી હકીકત જાણ્યા વિના કોઇ કાળે પણ આ ભેટ હું કબુલ કરી શકતો નથી."

તાજબીજે જણાવ્યું કે "નામદાર પાદશાહ ! અલબત મારે એક અરજ કરવી છે. અને તે અરજ એવી છે કે જે તમારાથી સ્વીકારી શકાય તેવી છે, તો હું જેવી હોંશ અને આતુરતાથી માગણી કરૂં છું. તેવી જ ખુશીથી તમો મારી ઉમેદ પુરી પાડશો." તે નામદારે કહ્યું કે "જો તારી એવી જ મરજી છે, તો તુરત જ તારી અરજ ગુજાર. તું જોશે કે હું કેવી રીતે તારી ઉમેદ પાર પાડું છું. તારી માગણી કરતાં તારે કંઇ પણ શંકા લાવવી નહિ."

તાજબીજ બોલ્યો કે "નામદાર સાહેબ ! તમારાં મહેરબાની ભરેલાં વચનોથી ઉશ્કેરાઇને હું જે અરજ ગુજારૂં છું, તે એ છે કે તમારી નામદાર અને ચંદ્ર સરીખી બેટીની શાદી મારા ભાણેજ તુર્કસ્તાનના જબરદસ્ત શહેનશાહ સાથ કરી આપશો, જેથી આપણી બંને પાદશાહતો સાથે જોડાવાથી આપણ બનેને ઘણો જ લાભ થશે."

દરીઆઇ શાહ તાજબીજની આ અરજ સાંભળી તે શાહ ઘણોજ ખડખડ હસી પડયો. અને પોતાના તખ્તપર એવી રીતે અઢેલીને બેઅદબી રીતે બેઠો કે તાજબીજને ઘણુંજ માઠું લાગ્યું. વળી તે શહેનશાહ ધિક્કાર ભરેલી રીતે બોલ્યો કે "અરે તાજબીજ ! આજ સુધી તો હું તને ડાહ્યો અને અક્કલવાળો જાણતો હતો. પણ તારી આવી બેવકુફી ભરેલી અરજ સાંભળવાથી હું મારા મનમાં ભૂલ્યો. અને કહે કે તેં જ્યારે આવી નાલાયક માગણી કરી ત્યારે તારૂં મગજ કયાં ભમતું હતું ? મારા જેવા આખી આલમના નામદાર અને દબદબાવાળા પાદશાહના ઉંચા કુળમાંથી ઉતરેલી ચંદ્ર સરીખી ખુબસુરત પરી જેવી શાહજાદીનો હાથ તારા નિર્માલ્ય ભાણેજને અપાવવાનો તું શાનો ફાંફો રાખે છે? તારી અને મારી વચ્ચે કેટલો બધો તફાવત છે તે વિચારવાની આગમચ આટલા દૂર દેશથી તારે મારી પાસે આવવું જોઇતું ન હતું !"

આ અપમાનથી તાજબીજ ઘણોજ ચીડાઇ ગયો, અને જો તેને પોતાનો સ્વાર્થ ન હોતતો એજ વખતે તેણે તેનો બરાબર છાતીમાં વાગે તેવો જવાબ દઇ દીધો હોત, પરંતુ સમય વિચારી પોતાના ગુસ્સાને પીજીને તે નરમાસથી બોલ્યો કે "નામદાર શહેનશાહ ! પરવરદેગારના આશિર્વાદ હમેશાં તમારાપર ઉતરે, પણ તમને હું એક ફરીથી જણાવવાની રજા લઉં છું કે એ શાહજાદીનો હાથ હું મારે

પોતાને વાસ્તે નથી માગતો, કદાપી તે જો મારે વાસ્તે હોત તોપણ હું કહેવાની હીંમત ધરૂં છું કે તે માગણી કોઇ પણ રીતે તમને તેમજ તમારી બેટીને નામોશી ભરેલી ન હતી. તમો નામદારે જાણવું જોઇએ કે તમો તેમજ હું દરીઆઇ મુલકના પાદશાહ છીએ. મારૂં રાજ કંઇ તમારા રાજ્ય કરતાં નાનું કે નજીવું પણ નથી. જેવી રીતે તે મારા વંશજોના હાથમાં ચઢતી કળામાં હતું તેવીજ રીતે હાલ પણ મારી પાસે છે. પણ તે સર્વે એક બાજુ રાખી કહું છું કે જેને માટે હું આ અરજ ગુજારૂં છું, તે મારો ભાણેજ છે, અને આખી દુનીઆના સર્વોત્તમ પાદશાહોનો પણ શહેનશાહ છે, જેથી તેને સાર્વભૌમ રાજા કહેવામાં આવે છે. આપ નામદાર પણ તેના નામથી જાણીતાજ હશો. વળી વધુમાં જણાવુ છું કે આપની શાહજાદી બાનુ બેદર જેમ આખી આલમમાં સર્વે ખુબસુરત શાહજાદીઓમાં મણી રૂપ છે તેમજ મારો ભાણેજ શમ્સલ પણ આખી આલમમાં સૂર્યરૂપ પ્રકાશે છે. ખરેખર જેમ શાહજાદી તેને લાયક છે તેમ તે તેને લાયક છે. આવા અનુપમ જોડા માટે દુનીઆનો કોઇ પણ મોટો શાહ વાંધો લેશે નહિ. ખાસ ખુદા પણ આ જોગને કબુલ કરશે જ."

જેવો શાહ તાજબીજ બોલતો બંધ થયો કે તુરતજ તે પાદશાહ એકાએક મહાન ક્રોધથી એવા તો શબ્દ બોલવા લાગ્યો કે જે શબ્દો તેના જેવા એક મહાન પાદશાહને ખરેખર હીનપ આપનારા હતા. તે બોલ્યો કે "નીચ કુતરા ! તું આવું અપમાન ભરેલું બોલવાનું અને મારી શાહજાદીનું નામ લેવાની હીંમત ધરાવે છે ? તું વિચારે છે કે તારી બહેન બુલબુલનો છોકરો મારી છોકરી સાથે સરખામણીમાં ઉતરી શકશે ? તું કોણ છે ? તારો બાપ કોણ હતો ? તારી બહેન કોણ ? અને તારો ભાણેજ કોણ થાય છે ? શું તેનો બાપ એક નજીવો માણસ ન હતો અને વળી તેનો બેગ કેવો છે ?" આસપાસ નજર કરી બોલ્યો "કોઇ છે ? આ કંગાળને પકડો અને તરત એનું શિર તનથી જુદું કરો !"

જે અમલદારો તે શહેનશાહની આગળ હાજર હતા, તેઓ તેનો હુકમ બજાવવા માટે શમશેર મ્યાનમાંથી ખેંચી આગળ ધસ્યા, પણ તાજબીજ જુવાન અને જોરાવર હોવાથી તુરત ત્યાંથી ઉઠી બહાર નાઠા અને મહેલની બહાર જાય છે. એટલામાં તો તેનાં સગાંઓને હજારો માણસોનું લશ્કર લઇ ત્યાં આવી ઉભેલાં જોયાં. તાજબીજની ચતુર અને શાણી માતાએ પોતાના બેટાની સલામતીને વાસ્તે સમયસુચકતા વાપરી અગાઉથી લશ્કર મોકલી રાખ્યું હતું, તે આ લશ્કર આ વખતે અહીં આવી હાજર થયું હતું. આ લશ્કરે પોતાના નામદાર શહેનશાહ તાજબીજની પાછળ શત્રુના અમલદારોને દોડતા જોઇ તે બોલ્યા કે "મારા નામદાર શહેનશાહ શી બીના છે ? તે જણાવો જેથી અમો તમારૂં વેર લઈએ. અમો બરાબર અણીને વખતે આવી પહોંચ્યા છીએ માટે જગકર્તાનો ભારે ઉપકાર માનીએ છીએ."

શહેનશાહ તાજબીજે પોતાની સઘળી હકીકત ટુંકામાં સમજાવી તેમાંનું થોડુંક લશ્કર લઈ પાદશાહના મહેલમાં ગયો કે જ્યાં પેલો પાદશાહ કંઇ પણ મદદ વગર બેઠો હતો, તેને પકડીને કેદ કરી લીધો. અને ત્યાર પછી તાજબીજ તે મહેલના દરેક ઓરડામાં શાહજાદીની તપાસ કરવા લાગ્યો. પણ તે તો આ ખડભડાટ થયેલો જાણી પોતાની થોડીક દાસીઓ સાથે શહેર છોડી ચાલી નીકળી હતી, જેથી તાજબીજની તમામ મહેનત બરબાદ ગઈ હતી.

અહીં આગળ જ્યારે આવી ભારે ગરબડ મચી રહી હતી ત્યારે તાજબીજની સાથેજ આવેલા માણસો પૈકી કેટલાક પોતાને દેશ ગયા. અને તેમણે આ સઘળી હકીકત તાજબીજની માને કહી દીધી, જેથી શાણી રાણીએ પોતાના બેટાની મદદ વાસ્તે લશ્કરની તૈયારી કરવા માંડી. હવે સેન્ટહેલીનાના બેટમાં શું થયું તેની તપાસ આપણે કરીએ. જ્યારે તાજબીજના હાથમાં ખુબસુરત બેદરબાનુ આવી નહિ. ત્યારે તેણે તેના પિતા અલેબખાનને કેદમાં રાખી ત્યાંના રાજ્યનો પાકો બંદોબસ્ત કરી થોડુંક લશ્કર તેની દેખરેખ માટે મુકી પોતે પોતાને દેશ આવતો રહ્યો. જો કે અલેબખાનને કેદ કરવામાં આવ્યો હતો, તોપણ આ સુધરેલા શાહ તાજબીજે તેને સર્વ પ્રકારની છુટ બક્ષી હતી. ફક્ત તે ફરીથી છુટો થઇ તોફાન ન કરે માટે જોઇતો જાપતો રાખ્યો હતો.

બીજી તરફ શમ્સલની સ્થિતિ વિષે વિચાર કરીએ. તે પોતાના નાના રસાલા સાથે મુસાફરી કરવાને બહાને ગયો. તેની મરજી તે બહાને બેદરબાનુને જોવાની હતી. થોડા વખતમાં તે ફરતો ફરતો એક દરીઆઇ ટાપુમાં આવી પહોંચ્યો. આ ટાપુના કિનારાપર પગ મૂકતાંજ તેના જોવામાં ઘણોજ વિચિત્ર બનાવ આવ્યો. જેમ જેમ અંદર દાખલ થતો ગયો. તેમ તેમ તેની અજાયબી વધતી જવા લાગી આખા શહેરમાં મોટાં અને ભપકાદાર મકાનો એક સરખી લાઇનમાં આવી રહ્યાં હતાં. એક પણ મકાન એવું ન હતું કે જે જોનારની આંખને ભુલવો ન આવે. ત્યાંથી સુંદર અને ભવ્ય દુકાનોમાં તરેહતરેહવારનો સુંદર સરસામાન ગોઠવી દીધો હતો, આ સઘળું જોતો જોતો શમ્સલ ચાલ્યો જાય છે. પણ તની નજરે એક પણ જુવાન પુરૂષ પડયો નહિ, દુકાનોનું કામકાજ પણ સ્ત્રીઓજ ધમધોકાર ચલાવતી હતી. શહેરનાં આમ તેમ હરની ફરતી પણ સ્ત્રીઓજ હતી. મકાનોમાં કામકાજ કરનાર પણ સ્ત્રીઓજ હતી. મતલબ કે એક પણ પુરૂષ તની નજરે પડયા નહિ. પોતે પુસ્તકોમાં સ્ત્રીયારાજ્ય વિષ ઘણે ઠેકાણે વાંચ્યું હતું, તેમજ દંતકથાઓમાં સાંભળ્યું હતું પરંતુ આજે તો નજરે જોવાનું આવ્યું; તેથી તે ઘણો અજાયબ થયો. તે ફરતો ફરતો છેક શહેરના મધ્ય ભાગમાં આવ્યો ત્યારે તેની નજરે એક વૃદ્ધ ડોસો પડયો, તેને જોઇને શમ્સલ બોલ્યો કે “ કાકા! આ શહેરમાં તમારા સિવાય એક પણ પુરૂષ દીઠામાં આવતો નથી. તેનું શું કારણ ?” બુઢ્ઢાએ જવાબ આપ્યો કે “ આતો સ્ત્રીયારાજ્ય છે. અહીં સ્ત્રીઓજ વપાર રોજગાર નોકરી ચાકરી અને રાજ્યાધિકાર ચલાવે છે. અહીંની સ્ત્રીઓ બહુ ભણેલી અને ખેલાડુ હોય છે. તેની પાસે એવા તો મંત્ર છે કે તેઓ પુરૂષને ગમે તે રૂપમાં બનાવી છે. ઘણે ભાગે તેઓ કોઇ જુવાન અને ખુબસુરત માણસને જુએ છે કે તેને પકડી પોતાના મકાને લઇ જાય છે. ત્યાં તેઓ તેને પક્ષીના આકારમાં બનાવી દે છે. અને રાત્રે પુરૂષ બનાવે છે. આ પ્રમાણે કેટલીક મુદ્દત સુધી કરે છે, પછી તેને હંમેશને માટે બનાવી દે છે. મારા જેવા થોડાક વૃદ્ધ પુરૂષો આ શહેરમાં રહે છે. તેઓને તેઓ સતાવતી નથી. હવે તું મને કહે કે તારા જેવો ખુબસુરત જુવાન અજાણ્યા શહેરમાં કેમ આવી ચઢયો છે, પેલા શાહજાદા શમ્સલે જણાવ્યું કે “ ઓ ભલા કાકા ! હું તમારો બહુ ઉપકાર માનું છું. હું એક પરદેશી છું, અને આ શહેરની તમામ રીતભાતથી તદ્દન અજાણ્યો છું. મુસાફરી અર્થે બહાર ગામ નીકળ્યો છું. અને ફરતો ફરતો અહીં આવી ચડયો છું. તમે મને આ શહેરની રીતભાતથી વાકેફ કર્યો, માટે હું ફરીથી તમારો ઘણો ઉપકાર માનું છું ” તે બુઢ્ઢો માણસ બોલ્યો કે “ મારા દીકરા ! અત્યારે સાંજ પડી છે, માટે તું મારે ઘેર ચાલ. ત્યાં તને કોઈ પણ જાતની ધાસ્તી નથી. ” તેણે કહ્યું કે “ હું એકલો હોત તો હું જરૂર આપની સાથે આવત, પરંતુ મારી સાથે મારા સાથીઓ છે. જે શહેર બહાર તળાવની પાળપર બેઠા છે. બુઢ્ઢાએ જવાબ આપ્યો કે “ મારા દીકરા ! તેં તેમને તળાવને કિનારે બેસાડયા એ બહુ મોટી ભૂલ થઇ છે, કારણકે ત્યાં આગળ હજારો સ્ત્રીઓ પાણી ભરવા અને નાહવા ધોવા આવે છે. તેઓ તેમને સમજાવી પટાવીને પોતાને ઘેર લઈ ગઇ હશે ! ચાલ ઉઠ મને બતાવ, આપણે તપાસ કરીએ. ” પછી બંને જણ તળાવની પાળપર આવ્યા તો ત્યાં એક પણ માણસને અગર તેના સરસામાનને દીઠો નહિ, ફક્ત ત્યાં પોતાનો ઘોડો બાંધેલો જોયો. તે જોઇ શાહજાદો ઘણો અફસોસ કરવા લાગ્યો. ડોસાએ કહ્યું કે “ મારા બેટા ! હવે અફસોસ કરવો નકામો છે, કારણકે કંઇ વળે તેમ નથી. હવે તું પણ મારી સાથે ચાલ, નહિ તો જો કોઇ રાત્રીએ આવી પહોંચશે તો તારી પણ તેજ દશા થશે. ” શાહજાદો આ બીના સાંભળી પોતાનો કંઈ પણ ઉપાય નહિ હોવાથી તે બુઢ્ઢાની સાથે તને ઘેર જવા નીકળ્યો.

બંને જણા વાતો કરતા કરતા ચાલ્યા જતા હતા, તેવામાં દૂરથી એક સ્ત્રીએ તેમને જોયા તેવીજ તે સ્ત્રીએ જઇને પોતાની શેઠાણી કે જે આખા શહેરની મુખ્ય રાણી હતી તેને જણાવ્યું કે “ આપણા નગરમાં એક ઘણોજ ખુબસુરત જુવાન આવ્યો છે, તેના જેવો ખુબસુરત જુવાન હજુ સુધી મારી નજરે પડયો નથી, વળી તેની પાસે એક ઘણોજ ઉમદા ઘોડો છે. મને તો એમ લાગે છે કે તે કોઇ શાહજાદો હોવો જોઇએ.

પેલી રાણીએ આ બાઇની સાથે પોતાની કેટલીક દાસીઓ આપી તેને પકડી લાવવા હુકમ આપ્યો તે બાઇ ને દાસીઓને લઇ તે શાહજાદા પાસે આવી પહોંચી તેણે તેને કહ્યું કે " ઓ ખુબસુરત જુવાન ! તને મારાં શેઠાણી કે જેઓ નામદાર રાણી છે તે બોલાવે છે, માટે મારી સાથે ચાલ. જો તું ખુશી થઇને આવીશ તો ભલે, નહિ તો તને પકડીને મુશકેટાટ બાંધીને લઇ જઇશું." આ વચનો સાંભળી શાહજાદો તો વિચારમાં પડી ગયો. હવે શો જવાબ દેવો તે પણ તેને સુઝ્યું નહિ. બુઢ્ઢાએ કહ્યું કે " હવે તારો છુટકો નથી, માટે તેના હુકમને માન આપી તેની સાથે જા. " બિચારો શાહજાદો ઘણી દિલગીરી સાથે તેની સાથે સાથે રાણીના મકાને ગયો.

રાણીના મહેલની રચના તો કંઇ અજાયબી જેવી હતી, તે જોતાંજ માણસનું મન હેરત પામતું. સોનેરી રંગનો આ મહેલ આકાશને વાતો કરતો હતો. તેની સોનેરી રંગની ભીંતો પર ચિતરેલાં મોર, પોપટ, મેના, હંસ, કોયલ, ઘોડા, ઉંટ, હાથી, વાઘ, સિંહ, ચિત્તા, ગરૂડ, વગેરે અનેક પ્રાણીઓ ઉડી ઉડીને આંખે બાઝે તેવાં હતાં. તેના થાંભલાપર ઘણુંજ સુંદર અને નકસીદાર કોતરણી કામ કાઢેલું હતું. આ સઘળું જોતો જોતો તે મહેલમાં દાખલ થયો. મહેલમાં એક પછી એક સાત માળ હતા અને તે દરેક માળ જુદી જુદી તરેહની અનુપમ ચીજોથી ભરપુર હતા. આ બધું જોતાંજ શાહજાદો તો છકજ થઇ ગયો. પોતે એક મોટો શહેનશાહ હતો, તોપણ તેનો ઠાઠમાઠ આવો ન હતો. છેલ્લે સાતમે માળે તે ઓયારાજ્યની રાણીની સનમુખ જઇ ઉભો. રાણીએ તેને જોતાં વારજ ઉભાં થઇ સારો માન મરતબો આપી એક સુંદર આસનપર બેસાડયો. અને પછી તેની સાથે મીઠાં વચનથી વાત કરવા લાગી.

તે બાઇ તે શાહજાદાના અનુપમ રૂપથી તેના પર ઘણીજ મોહિત થઇ. તે દરરોજ તેને તરેહ તરેહનાં ભોજનો તથા વૈભવ દેખાડી ખુશખુશ રાખતી. શહેનશાહ શમ્સલ આ સુખમાં ગરક થઇ ગયો હતો. એમ કરતાં કરતાં લગભગ ત્રણેક માસ થયા એટલે આ નાપાક રાણીએ તેને કાણો ઘોડો બનાવી દીધો. આ વાતની ખબર જ્યારે પેલા બુઢ્ઢા કાકાને પડી ત્યારે તે ઘણોજ દિલગીર થયો. તે પણ જાદુઇ વિદ્યામાં ઘણો કુશળ હતો. તેણે વિચાર્યું કે આ બુરી દાનતની રાણીએ બિચારા ખુબસુરત જુવાન પરદેશી કે જેની જોડી પણ મળે નહિ, તેની બહુજ ખરાબ દશા કરી છે. તે બિચારો ભૂલે ચુકે આ નગરમાં આવી પહોંચ્યો છે. મારે તેને બનતા પ્રયત્ને છોડાવવો જોઇએ. કારણ કે મેં તેને કહ્યું હતું કે ' તું મારી સાથે મારે ઘેર ચાલ, તને કોઇ પણ જાતની દહેશત નથી.' ત્યારેજ તે બિચારો આવ્યો હતો.તે આવો વિચાર કરી એક દિવસે રાત્રે પેલી રાણીના ખેતરમાં કે જ્યાં આ પ્રમાણે પશુઓના રૂપમાં હજારો જુવાનોને રાખ્યા હતા ત્યાં ગયો અને તે પશુઓમાંથી પેલા કાંણા ઘોડાને ઓળખી કાઢી તેનાપર ધુપ દઇ તેને પાછો શાહજાદો બનાવી દીધો. પછી કહ્યું કે " હે ભલા જુવાન ! તું હવે અત્યારે ને અત્યારે તારા માર્ગે પડી જા. જો કોઇ પણ માણસ આ વાત જાણશે, તો તારૂં અને મારૂં બંનેનું મોત થશે, માટે તું અત્યારે એક પળ પણ નકામી ગુમાવ્યા સિવાય અહીંજ રવાને થઇ જા." પેલો શાહજાદો શમ્સલ તે બુઢ્ઢાનો ઘણોજ ઉપકાર માની ત્યાંથી રસ્તે પડી ગયો, અને ફરતો ફરતો ઘણે દિવસે એક વેરાન ટાપુમાં આવી ચડયો. તે આ ટાપુમાં આવ્યો ત્યારે છેક સાંજ પડી ગઇ હતી, તેથી એક ઝાડની નીચે રાત ગાળવાના ઇરાદે વિશ્રામ કર્યો. ત્યાં બેઠો બેઠો પોતે પોતાના મનમાં અનેક તર્કવિતર્ક કરવા લાગ્યો. તો ઘડીકમાં દુનીઆંની ખુબસુરત શાહજાદી બેદરબાનુનો તો ઘડીકમાં પોતાની મોટી બાદશાહતનો તો ઘડીકમાં પોતાની વહાલી માતા રાણી બુલબુલનો તો ઘડીકમાં પોતના મામા તાજબીજનો વિચાર આવ્યા કરતો હતો. આં પ્રમાણે શાહજાદો શમ્સલ વિચારોમાં લીન થઇ ગયો હતો તેવામાં એક સ્ત્રીને ઘણીજ કરૂણાજનક સાદે રડતી સાંભળી. શાહજાદો તુરતજ ઉઠીને ઉભો થયો, અને જે તરફથી સાદ આવતો હતો તે તરફ ચાલ્યો ગયો તો થોડે છેટે એક ખુબસુરત જુવાન સ્ત્રીને મહા સંકટમાં પડેલી જોઇ. એક જબરજસ્ત રાની પશુએ તે બાઇને મારવાને તરાપ ભરી હતી, પરંતુ સુભાગ્યે તે બાઇ ત્યાંથી ખસી ગઇ. અને તેથ [illegible] બચી ગઇ.

આ પ્રમાણે તે બચી ગયેલી સ્ત્રીએ કારમી ચીસ નાંખી હતી. આ જંગલી પ્રાણી જેવી બીજી તલપ મારે છે, તેવી જ શાહજાદાએ દોટ મૂકી પોતાની તરવાર વડે તેના બે ભાગ કર્યા. આ પ્રમાણે તે સ્ત્રી એકાએક ઉગરી ગઈ. સ્ત્રીએ પાછાં ફરીને જોયું તો તે જંગલી પ્રાણીના બે ભાગ થયેલા નજરે પડયા, અને પોતાની પાસે એક ખુબસુરત જુવાન ઉભેલો દીઠો આ પ્રમાણે પોતાને એકાએક મોતના પંજામાંથી બચાવી લેનાર જુવાનને તે પગે પડી બોલી કે "ઓ મારા પ્યારા જુવાન! મને ખરેખરૂં કહે કે તું કોણ છે? અને આટલી નાની ઉમરમાં તારે શા માટે રખડવું પડે છે? તેં મને જીવતદાન આપ્યું છે, અને તેના બદલામાં તું ગમે તે જાતનો કે નાતનો હોય તોપણ મારા ખાવિંદ તરીકે તને કબુલ કરી હું તારી દાસી થઇ છું." તે શાહજાદાએ જણાવ્યું કે "મારૂં નામ શમ્સલ છે, હું તુર્કસ્તાનના મહાન રાજ્યનો શહેનશાહ છું. હું સેંટહેલીનાના પાદશાહ અલેબખાનની બેટી બેદરબાનુ કે જે આખી આલમમાં વધારે ખુબસુરત છે તેની સાથે લગ્ન કરવાની ઇચ્છાથી હું તેને ખોળવા માટે નીકળ્યો છું." શાહજાદાનાં આ વચનો સાંભળતાંજ તે ખુબસુરત બાનુ કે જે બેદરબાનુજ હતી તે તેને અતિ પ્રેમથી વળગી પડી. ને પછી મોટા ઉત્સાહથી બોલી ઉઠી કે "મારા પ્યારા શાહજાદા! તું જેને માટે ઠામઠામ શોધતો ફરે છે તે શાહજાદીજ આજે તારી સામે આવી ઉભી છે, અને તેથી તું એક ભાગ્યશાળી ગણાય." શાહજાદાને પોતાની માશુક આમ એકાએક પ્રાપ્ત થવાથી ઘણોજ આનંદ થયો. તે તેને ફરીથી વળગી પડયો અને તેના હાથ ઝાલી પેલા ઝાડ તળે લઇ ગયો. પછી બંને જણાં એક બીજાના દુઃખની કથા કહેવા લાગ્યાં. પ્રથમ બધી કથા શાહજાદા શમ્સલે કહી સંભળાવી. ત્યાર બાદ બેદરબાનુએ કહેવા માંડી.

બેદરબાનુ બોલી કે "મારા પ્યારા શાહજાદા! મારો પિતા નામે અલેબખાન સેંટહેલીનાના પ્રખ્યાત ટાપુઓનો મોટો શહેનશાહ છે. મારા સિવાય તેને બીજું એકે ફરજંદ નહિ હોવાથી તે મારાપર ઘણીજ મમતા રાખે છે. વળી હું ઘણી રૂપાળી હોવાથી તે પોતાના પ્રાણ કરતાં પણ મને અધિક ચાહે છે, તેથી મોટા મોટા પાદશાહનાં માગાં મારે માટે આવે છે તે સઘળાંને તિરસ્કાર સાથે પાછાં કાઢે છે. થોડા વખતપર માડાગાસ્કરના પાદશાહ અને આપના મામા તાજબીજે આવી આપને માટે માગું કર્યું, તેથી મારો પિતા એટલો તો ચિડાઈ ગયો કે તેણે તેને ન કહેવાના હલકા શબ્દો કહ્યા અને છેવટે અમલદારોને તાજબીજને પકડવાનો હુકમ આપ્યો, પરંતુ તાજબીજ ત્યાંથી ઉઠી નાઠો. અને બહાર આવ્યો. ત્યાં આગળ તેનું લસ્કર તૈયાર હોવાથી તેને મારા પિતાને કેદ કર્યો. આ પ્રમાણે થએલા ગરબડાટથી હું ગભરાઈ ગઇ.

તેથી મારી થોડીક વિશ્વાસુ દાસીઓ સાથે હું હોડીમાં બેસી નાઠી; કારણ કે મને ઘણી બીક લાગી. જો હું આપને આવા ખુબસુરત અને બહાદુર પુરૂષ જાણતી હોત તો કદી પણ નાસત નહિ. કર્મ સંજોગે થોડીક મુસાફરી કર્યા બાદ અમારૂં વહાણ ભાગ્યું, અને તેથી મારી વિશ્વાસુ દાસીઓ દરીઆમાં ડુબી ગઇ. હું ઇશ્વર કૃપાએ એક વહાણના પાટીઆને વળગી રહી તરતી તરતી આ ટાપુમાં આવી પહોંચી, અહીં આગળ પણ કર્મ સંજોગે આ જંગલી પ્રાણી મળ્યું જેનો નાશ આપે કરી મારો જીવ બચાવ્યો. પ્રથમ તો મને તમારાપર ઘણો ધિક્કાર છુટયો હતો કારણ કે તમારા મામાએ મારા બાપને કેદ કર્યો છે. પરંતુ હવે જ્યારથી મેં તમને નજરે જોયા અને તમારી બહાદુરી પણ જોઈ ત્યારથી તો મેં આ શરીર તમોને સોંપ્યું છે. હું મારા પિતાની પણ દરકાર કરતી નથી." આ સિવાય કેટલીક વાતચીત કર્યા બાદ તે બંને જણાં તે ઝાડ નીચે સુઈ ગયાં, બીજે દિવસે સવારમાં તે બંને જણાં તુર્કસ્તાન જવા માટે નીકળ્યાં. કેટલાક દિવસ સુધી તો સુખે દુઃખે મુસાફરી કરી તેઓ એક નગરમાં આવી પહોંચ્યાં. આ નગરની બહાર એક સુંદર બાગ હતો. તેમાં શાહજાદી બેદરબાનુને મૂકી પોતે શહેરમાં ખાવાનું લેવા ગયો. રસ્તામાં જતાં તેને એક ખુબસુરત જુવાન સ્ત્રી મળી. તે સ્ત્રી આ શાહજાદાના રૂપથી મોહિત થઈ અને તેથી તેનાપર અડદના દાણા મંતરીને છાંટયા જેથી તે પોપટ બની ગયો પછી તો પોપટને લઇ પોતાના મુકામે ચાલી ગઇ. પેલી શાહજાદી બાગમાં બેઠી બેઠી તેની રાહ જોવા લાગી અને

છેક સાંજ પડી ત્યાં સુધી તો કોઇ આવ્યું નહિ તેથી પોતાના દિલમાં ઘણી ગભરાવા લાગી. છેવટે તે શાહજાદી પોતાના પ્રાણપતિની શોધ કરવા માટે શહેરમાં ચાલી.

આખી રાત તે સ્ત્રી શહેરમાં ફરી પણ પોતાના પ્યારા શાહજાદાનો પત્તો લાગ્યો નહિ, તેથી નિરાશ થઇ ગઇ; હવે પોતે શું કરવું તે વિષે તેણે ઘણો લાંબો વખત વિચાર કર્યો. પણ કંઇ ધ્યાન પહોંચ્યું નહિ તેથી તે આપઘાત કરવાને તૈયાર થઇ. ચાલતી ચાલતી તે એક મોટા વૃક્ષ તળે આવી પહોંચી. અને પોતાના માથાના લાંબા વાળને ગળામાં વીંટી ફાંસો ખાવા તૈયાર થઇ. આ પ્રમાણે દુનીઆની ખુબસુરત પરી પોતાના પ્યારા ખાવિંદને માટે પોતાનો જીવ મૂકવાની તૈયારીમાં હતી, તેવામાં એક સ્ત્રી ત્યાં આવી પહોંચી, તેણે આ શાહજાદીને કહ્યું કે " ઓ ભલી બાઇ ! તું આ પ્રમાણે તારા પ્યારા પ્રાણને શા માટે તજે છે ? તને એવું તે શું દુઃખ છે કે ! આવી ખુબસુરત કાયા છતાં તને મરવું પ્રાય છે ! તું તારી ખરી વાત તાકીદે મને જણાવ. જો તારૂં દુઃખ મારાથી મટે તેવું હશે તો તું જરૂર સુખી થઇશ. હું તને વચન આપું છું કે મારાથી બનતા પ્રયત્ને હું તને સુખી કરીશ. પેલી શાહજાદીએ વિચાર્યું કે " આ ઓરત ઘણીજ વૃદ્ધ છે એટલે તને મારી વાત કહેવાને વાંધો નથી. પછી તે બોલી કે " મારા પ્યારા ખાવિંદ કે જે દુનીઆના સૂર્ય છે તે મને આ ઝાડ નીચે મૂકી ખાવાનું લેવા ગઇ કાલના શહેરમાં ગયા છે તે આજ સુધી પાછા આવ્યા નથી. હું આખું શહેર ફરી વળી પણ કંઈ પત્તો લાગ્યો નથી. માટે હવે નિરાશ થઈ હું મારા દેહનો અંત આણું છું. " પેલી વૃદ્ધ ડોશી બોલી કે " ઓ ભલી બાનુ નાહક શા માટે પ્રાણ ખુએ છે ! ચાલ, મારા સાથે ચાલ, હું તને તે કરતાં પણ અતિ સુંદર જુવાન મેળવી આપીશ, જેથી તારી આખી જીંદગી સુખમાં જશે. એક પુરૂષ તે માટે પોતાની પ્યારી જીંદગીનો અંત આણે તેવી નાદાર ઓરત તો તારા વિના બીજી નહિજ હોય !" પેલી શાહજાદી બોલી કે " અરે ડોશી ! તમે આ શું બોલો છો ! તમારા દેશમાં કદાચ તમારા કહેવા પ્રમાણે હશે ! પરંતુ અમારા મુલકમાં તો સારા કુળની સ્ત્રીને એકજ પુરૂષ હોય છે. તે બીજો પુરૂષ કરી શકેજ નહિ. આપણે કંઇ પશુ જાતિ નથી ! આવા મનુષ્ય અવતારમાં પશુની માફક અનેક પુરૂષ ભોગવવા તે મહા પાપ છે. માટે મને તો મરવાજ દો !" પેલી ડોશીની ખાતરી થઇ કે આ સ્ત્રી પોતાના પતિને ખરા અંતઃકરણથી ચાહે છે. અને તે એક ઉંચા કુળની લાગે છે. તે બોલી કે તું તારો પ્રાણ નાહક ના તજ ! તું મારી સાથે ચાલ, તારા પતિને કોઇ જુવાન સ્ત્રી પકડી બનાવી લઇ ગઇ હશે ! માટે ધીરજ રાખ ! આપણે તેનો પત્તો લગાડીશું. " પેલી શાહજાદી તે ડોશીના વચનપર વિશ્વાસ રાખી તેના ઘેર ગઇ. ત્યાં રહી તેણે તે ડોશીની મદદથી આખા શહેરમાં તપાસ કરવા માંડી.

બીજી તરફ પેલો તાજબીજ કે જે સુલતાન અલેબખાનને કેદ કરી પોતાને વતન પાછો આવ્યો હતો, તેણે સઘળી બીના પોતાની વૃદ્ધ માતાને જણાવી કહ્યું કે " શાહજાદી બેદરબાનુનો કંઇ પણ પત્તો લાગતો નથી, હવે કેમ કરવું જ્યારે આ ખબર શાહજાદો શમ્સલ જાણશે અગર મારી આપેલી મુદત વીતી જશે ત્યારે તે પોતાની પ્યારી જીંદગી રદ કરશે. વળી અત્યારે પણ તે ચાતકની માફક મારી રાહ જોતો ગમગીન સ્થિતિમાં હશે. " તેની વૃદ્ધ માતાએ જણાવ્યું કે " મારા બેટા ! તારૂં કહેવું ખરૂ છે. તો પણ આપણે આ બીનાથી તેને તેમજ પ્યારી બુલબુલને વાકેફ કરવાં જોઇએ. " આ સલાહ શાહજાદા તાજબીજને પસંદ પડવાથી પોતે શાહજાદા શમ્સલને જણાવવા તુર્કસ્તાન તરફ ઉપડી ગયો, અને પોતાની પ્યારી બહેન બુલબુલને શમ્સલના સમાચાર પૂછ્યા. બુલબુલે શમ્સલની દુઃખદસ્થિતિ જણાવી પોતે એક વરસ માટે બહાર ગામ ગયો છે તે જણાવ્યું, પછી શાહજાદી બેદરબાનુના ખબર પૂછી તેથી શાહજાદા તાજબીજે સઘળી હકીકત કહી સંભળાવી જણાવ્યું કે " હવે શાહજાદાનો પત્તો મળવો બહુ મુશ્કેલ છે " બુલબુલે કહ્યું કે " શાહજાદીનો પત્તો ન મળે તો શાહજાદો શમ્સલ જીવે પણ નહિ તે તો તેની શોધ માટેજ બહાર ગામ ગયો હોય એમ મને લાગે છે વરસ તો પુરૂં થવા આવ્યું ને હજુ તો કંઇ પણ પત્તો નથી, માટે મારા વહાલા ભાઇ શમ્સલનો પત્તો લગાડ. " એમ કહી તે રડી પડી. શાહજાદા તાજબીજે તેને દિલાસો આપતાં જણાવ્યું કે " હું શાહજાદા શમ્સલની શોધ માટે જાઉં છું. તું ગભરાઇશ

નહિ" એમ કહી તે પોતાને દેશ આવ્યો અને પોતાની માની રજા લઇ શમ્સલની શોધમાં ગયો.

પેલી વૃદ્ધ ડોશી કે જેને ઘેર શાહજાદી બેદરબાનુ રહી હતી, તેનું નામ મરીયમ હતું. આ ભલી ડોશી શાહજાદા શમ્સલની શોધ માટે રાત દિવસ ગુપ્ત રીતે ઘણીજ તપાસ રાખતી હતી. એક દિવસ તેની એવી ખબર મળી કે શાહજાદો શમ્સલ પોપટના રૂપમાં આ શહેરની રાણીના ઘેર રહ્યો છે. આ વૃદ્ધ ડોશી તે રાણીને ઘેર જતી આવતી હતી, તેથી તેને રાણી સાથે સારો પરીચય હતો. એક વખતે તે રાણી આ ભલી ડોશીને કહેવા લાગી કે "મારે એક વિશ્વાસુ દાસી જોઇએ છીએ માટે તારી નજરમાં કોઇ જાણીતી હોય તો મોકલાવજે" ભલી ડોશીએ જવાબ આપ્યો કે "ઠીક છે, હું તપાસમાં છું તમારે લાયક કોઇ બાંદી મળશે કે તુરત હું તેને તમારી પાસે મોકલીશ." એમ કહી તે ડોશી ઘેર આવી. તેણે પેલી શાહજાદીને કહ્યું કે "જો તારે તારા ખાવિંદને જોવો હોય તો તારે દાસીના રૂપમાં રાણીના ઘેર રહેવું પડશે. હું તને અડદના દાણા મંતરીને આપું છું તે તારી પાસે રાખી મુકજે. જયારે રાત્રે રાણી નિંદ્રાવશ થાય ત્યારે આમાંથી થોડા દાણા તેનાપર મુકજે કે જેથી તે મડદા જેવી થઇ જશે. પછી તું પેલા પોપટપર પાણીની અંજલી છાંટી મારો શીખવેલો મંત્ર બોલજે, જેથી તે શાહજાદાના રૂપમાં તારી આગળ ખડો થશે. પરંતુ તું તેના મોહમાં પડી ઝાઝીવાર તેને તે રૂપમાં રહેવા દઇશ નહિ. ફરીથી આ બીજો મંત્ર બોલી પાણી છાંટજે. એટલે પાછો પોપટ બની જશે. ત્યાર બાદ પેલી રાણીપર મૂકેલા અડદના દાણા ઉડાવી લેજે એટલે તે જાગૃત થશે. આ પ્રમાણે શીખવાડી તેને બાંદીનાં કપડાં પહેરાવી બીજે દિવસે પોતાની સાથે લઇને રાણીના ત્યાં ગઇ. ભલી મરીયમ તેને બહાર ઉભી રાખી પોતે રાણી પાસે ગઇ, ને કહેવા લાગી કે "આપના હુકમ પ્રમાણે હું એક ખુબસુરત બાંદી લાવી છું વળી તે એટલી તો વિશ્વાસુ છે કે ગમે તેવું કામ તેને સોંપી શકાય. જાતે ઘણી ચાલાક અને બાહોશ છે." રાણીએ કહ્યું કે "લાવ, મને દેખાડ! કયાં છે?" મરીયમે ઝટ તેને તેડી લાવી રાણીના આગળ ખડી કરી. રાણી તેને જોતાંજ ખુશખુશ થઇ ગઇ, અને તેથી પેલી ભલી મરીયમને સો સોનાના સિક્કા ઇનામ આપ્યા. મરીયમે તે લેવા ના પાડી પરંતુ રાણીના આગ્રહથી છેવટે કબુલ રાખવા પડયા.

આ દાસીએ પેલી રાણી સાથે એવી તો વર્તણુંક ચલાવી કે, જેથી તે રાણીને અત્યંત પ્રિય થઇ પડી તેથી રાત્ર દિવસ પોતાની કનેજ રાખવા લાગી. એક દિવસ રાત્રે પેલી રાણી ભરઉંઘમાં હતી તે વખતે ઉઠીને પેલા અડદના દાણા તેનાપર મૂકી દીધા. પછી પાણી છાંટી મંત્ર ભણીને પેલા શાહજાદાને પોતાની આગળ ખડો કર્યો. શાહજાદો પોતાની પ્રિય બેદર બાનુને જોઈ ઘણોજ ખુશી થયો, તેમજ વિસ્મય પામ્યો. તે બોલ્યો કે "મારી વહાલી બેદર તું અહીં કયાંથી? મને તારી ખરી સ્થિતિથી જલદી વાકેફ કર! શું તું પણ મારી પેઠે આ દુષ્ટાના હાથમાં ફસાઇ પડી છે? અરે મારી દશા બહુજ ભુંડી છે? અને તારી પણ તેવીજ છે?" પેલી શાહજાદીએ પોતાની સઘળી હકીકતથી શાહજાદાને સારી રીતે વાકેફ કર્યો. શાહજાદો આ સાંભળી અજાયબ થયો, અને પોતાને આવી ઉત્તમ ગુણોથી ભરપુર ખુબસુરત શાહજાદી મળી માટે જગતકર્તાનો ઉપકાર માનવા લાગ્યો. પછી તેણે શાહજાદાને પૂછ્યું કે "આપણે આવી હાલતમાં અહીં કયાં સુધી પડયા રહેવું પડશે? હવે તો કોઇ પણ રીતે અહીંથી છૂટકો થાય તો સારૂં. શાહજાદીએ જવાબ આપ્યો કે "હજુ આપણે અહીં પંદરેક દિવસ રહેવું પડશે. પછી તદબીરથી નાસી છૂટીશું. તમો લગાર પણ ગભરાશો નહિ, હિંમત રાખી જે થાય તે સહન કરો. ઇશ્વર સૌ સારાં વાનાં કરશે. ભલી મરીયમ આપણને ગુપ્ત રીતે જોઇતી મદદ આપશે. અને તેનીજ સહાયથી આપણે છૂટી શકીશું. મારા પ્રાણપ્રિય હવે આપણને ઘણીવાર થઈ માટે તમે તમારૂં અસલરૂપ બદલી પાછા પોપટ બની જાઓ તો ઠીક, નહિ તો રાણીને ખબર પડશે તો આપણ બંનેને મારી નાખશે."

શાહજાદે ઘણુંજ દિલગીર ચહેરે જણાવ્યું કે "તારી નજરમાં આવે તેમ કર! આવી સ્થિતિ ભોગવવા કરતાં મને તો મરણ વધારે પ્રીય છે." આ શબ્દો સાંભળતાંજ શાહજાદીના આંખમાં આંસુ આવી ગયાં, પણ ધીરજ ધરી પાણી છાંટી તેને પોપટ બનાવી દઇ પાંજરામાં પુરી દીધો. પછી કેટલીક વાર સુધી તો ખૂબ રડી. જયારે રડીરડીને પોતાની છાતીનો ગભરામણ ઓછો કરો ત્યારે તેણે ઉઠીને

પેલી રાણીપર નાખેલા અડદના દાણા ધીમે રહીને લઇ લીધા. થોડીવાર પછી પેલી રાણી જાગી ઉઠી, જુએ છે તો પેલી બાંદીને પોતાની પાસે ઉંઘતી જોઇ, તેમજ પોપટને પણ પોતાની પાસે પાંજરામાં જોયો.

આ પ્રમાણે કરતાં લગભગ બે મહીના પુરા થવા આવ્યા. હવે તે રાણીની મુદત પુરી થવાથી રાણીએ પોતાની વિશ્વાસુ દાસી કે જે શાહજાદી હતી. તેને જણાવ્યું કે " આજ રાત્રે આપણે આ પોપટના રૂપમાં રહેલા શાહજાદાને હમેશને માટે જાનવર બનાવી દેવો છે માટે હું તને લખી આપું તેટલી વસ્તુ તૈયાર કરજે." શાહજાદીએ જવાબ આપ્યો કે " મારાં બાનુ ! ભલે, આપની ઇચ્છા પ્રમાણે સર્વે તૈયાર રાખીશ." રાણીએ સર્વે ચીજની યાદી કરી આપી. અને તેથી તે સર્વે ચીજો તેણે તૈયાર કરી, પરંતુ હવે તેને બહુ ફીકર પેઠી. કારણ કે જો હમેશને માટે પશુ બની જાય તો પછી પોતાનું કંઇ પણ ચાલે નહિ. તેણે પેલી ભલી મરીયમને સઘળી વાતથી વાકેફ કરી, તેથી તે મરીયમે તેને બે નાન આપ્યા અને કહ્યું કે આ નાન તારી પાસે રાખી મૂકજે અને જ્યારે તને તે રાણી નાન ખવડાવવાનું કહે ત્યારે તેના આપેલા નાન ન ખવડાવતાં આ નાન ખવડાવજે જેથી તે પશુ નહિ બને હવે જો તારો લાગ આવે અને કોઇ પણ પ્રકારે તેના આપેલા નાન તેનેજ ખવડાવવામાં આવે તો તે પોતેજ પશુ થઇ જાય. " વગેરે કેટલીક જાદુઇ વિદ્યાથી તે ભલી મરીયમે તે શાહજાદીને માહીતગાર કરી.

અરધી રાતના સુમારે પેલી રાણી પોતાની વિશ્વાસુ દાસીને ઉઠાડીને કહેવા લાગી કે " હવે તું મારી વિદ્યા જોજે ) " એમ કહી તેણે એક પેટી ઉઘાડીને માંહેથી પીળા રંગની ભૂકી કાઢી, તે ભૂકી આખા ઓરડામાં પાથરી દીધી, જેથી આખા ઓરડામાં પાણી પાણી થઇ ગયું ! આવા અજાયબી જેવા ફેરફારથી તે શાહજાદી ઘણીજ વિસ્મય પામી અને ગભરાવા લાગી.

પેલી રાણીએ પેલા પાણીમાંથી થોડુંક પાણી લઇ એક લોઢાના વાસણમાં નાખ્યું પછી તેમાં આટો નાખી તે આટો ગુંદવા લાગી. પેલીએ કેટલાંક વસાણા પેલા આટામાં નાંખી તેનું એક નાન બનાવી, ત્યાંને ત્યાંજ આતશ (દેવતા) સળગાવીને તે ઉપર તે નાન શેકવા મૂક્યું. પછી સઘળાં વાસણો ઉંચા કરી પેલા તૈયાર થયેલા નાનને લઇ એક ઓરડામાં મૂકી આવી. પેલો દેવતા તે કંઇ થોડા શબ્દો બોલી કે તુરત ગુમ થઇ ગયો.

પછી પેલી દાસીને આ રાણી કહેવા લાગી કે "મારી વિશ્વાસુ દાસી ! જોઇ મારી ચતુરાઇ ! આ તૈયાર કરેલું નાન આપણે તેને ખાવાને આપીશું એટલે તે તુરત ખાતાંવારજ પશુ બની જશે, મેં આ પ્રમાણે મારી આખી જીંદગીમાં ઘણાએ ખુબસુરત જુવાનોને બેહાલ કરી દીધા છે. હું કોઇને પણ બે મહીના કરતાં વધુ રાખતી નથી. આ જુવાનને પણ આવતી કાલે બે માસ પુરા થશે, માટે આ સર્વ પ્રકારની સગવડ કરી મૂકી છે. જો કે આ જુવાન ઘણોજ ખુબસુરત તથા ચાલાક છે. આજસુધીમાં મેં હજારો પુરૂષો જોયા છે પરંતુ એક પણ પુરૂષ તેના જેવો ખુબસુરત આવ્યો નથી, તેથી આ ખુબસુરત જુવાનને પશુ બનાવવાની હીંમત ચાલતી નથી, તોપણ મારો નિયમ તૂટે માટે હું તેને આ નાન ખવડાવી તેને જાનવર બનાવીશ."

પેલી શાહજાદી કે જે દાસીના રૂપમાં હતી તે બોલી કે "ભલે હું પણ તેમજ કરવા સૂચના આપું છું. હું આપને તે કામમાં પુરતી મદદ આપીશ." આ રાણીનો તેનાપર પુર્ણ વિશ્વાસ હતો, તેથી પેલો તૈયાર કરેલો નાન તેના દેખતાં ઓરડામાં મૂકયો હતો. બીજે દીવસ પેલી રાણી કંઇક આઘી પાછી હતી તે વખતે લાગ સાધી પેલો નાન લઇ લીધો અને તેને બદલે પેલી ભલી મરીયમે આપેલો નાન મૂકી દીધો. આ જાદુઇ નાન તેણે તે રાણીને ખાવાના બીજા નાન ભેગો અમુક નિશાની કરી મૂકયા. પછી જ્યારે પેલી રાણીએ ખાવાને માટે ખાણું માગ્યું ત્યારે આ ચતુર દાસીએ પેલો નાન અને તેની સાથે બીજો સુંદર ખોરાક લાવી તેની આગળ રજુ કર્યો. આ ખોરાક તે રાણીએ જેવો લીધો તેવીજ તે તુરત ઘોડી થઇ ગઇ. આથી આ જાદુઇ રાણી હૈયા ફાટ રડવા લાગી ને તે દાસીના પગે માથુ મૂકી

રડવા લાગી. પરંતુ આવી દુષ્ટ રાણીપર તે દયા કેમ કરે ? વળી તેમ છતાં તેને દયા આવે તોપણ તે આકાર બદલવાની તેની સત્તા ન હતી. પછી તે ઘોડીને તેના તબેલામાં લઇ જઇ એક ઘોડાવાળાને હુકમ કર્યો કે એનાપર જીન નાખો. પેલા ઘોડાવાળાએ એક પછી એક તમામ જીન તેનાપર નાખી જોયાં. પરંતુ એક પણ જીન તેનાપર બેસતું આવ્યું નાહ તેથી તે હુકમ કીધો કે બે ઘોડા તૈયાર કરો, પછી એક ઘોડાપર તે દાસી કે જે શાહજાદી હતી તે બેઠી અને બીજાપર પેલો ઘોડાવાળો બેઠો અને તે ઘોડાવાળો પોતાની પાછળ પાછળ પેલી ઘોડીને ઘેરી લાવે, તેઓ ચાલ્યાં ચાલ્યાં પેલી ભલી મરીયમને ઘેર ગયાં.

મરીયમે તેમને દૂરથી આવતાં જોયાં કે તુરતજ સમજી ગઇ કે શાહજાદી પોતાના કામમાં સારી રીતે ફતેહમંદ નીવડી છે. તેથી તે બુઢી ડોશી કહેવા લાગી કે "એ નાપાક જાદુગરણી ! આખરે તને તારાં બુરાં કૃત્યનું ફળ મળ્યું ખરૂં ! તેં હજારો શાહજાદા અને જુવાનીઆઓને નાહક ખુવાર કર્યા છે. છેવટે આ શાહજાદી તારા માથાની મળી." શાહજાદી તુરતજ ઘોડા ઉપરથી ઉતરીને પેલી મરીયમને ઘણાજ હેતથી મળી. મરીયમ શાહજાદીને જોઇને ઘણી ખુશી થઇ. મરીયમને તેણે કહ્યું કે "આ ઘોડીપર એક પણ જીન બેસતું આવતું નથી, માટે કંઇક ઉપાય કરો ! પેલી મરીયમે પેલા ઘોડાવાળાને પેલું પાંજરૂં પોપટ સાથે પોતાને ત્યાં લાવવા મોકલ્યો, અને પોતે તે ઘોડીના પર બંધ બેસતું જીન તૈયાર કરવા લાગી. પછી પેલી શાહજાદીને જણાવ્યું કે "પેલા પાંજરાને લઇ તમે તુરત આ ઘોડીપર સ્વાર થઇ તમારા મુલક તરફ રવાને થઇ જાઓ. જો રસ્તામાં તમારી પાસે તે ઘોડી વેચાતી માગે તોપણ તમે તેને તે આપશો નહિ, તેમ છતાં જો તમારે આપવી પડે તો લગામ કાઢી લેજો, નહિ તો દુઃખમાં આવી પડશો." આ વાતચિત ચાલતી હતી. તે દરમ્યાન પેલો ઘોડાવાળો પાંજરૂં લઇ પાછો આવ્યો. તેને પેલા બે ઘોડા પાછા મૂકવા મોકલ્યો. અને તે શાહજાદી મરીયમને પગે પડી પેલી ઘોડીપર સ્વાર થઇ પેલું પાંજરૂં હાથમાં લઇ ચાલી નીકળી.

પેલી શાહજાદી પોતાના મનમાં ઘણી ખુશી થવા લાગી, કારણ કે પેલી જાદુગરી રાણી પોતાના હાથમાં આવી ગઇ હતી, તેથી તેને કંઇ પણ ધાસ્તી ન હતી. ખરૂં જોતાં તો તેને હજુ ઘણીજ કાળજી રાખવાની જરૂર હતી. ત્રણ દિવસ મુસાફરી કર્યા પછી તે એક મોટા શહેરમાં આવી પહોંચી. ત્યાં તેને એક બુઢો માણસ મળ્યો. તે આ શાહજાદીને કહેવા લાગ્યો કે "ભલી ઓરત ! મને મહેરબાની કરીને કહેશો કે તમો કયાંથી આવ્યાં છો ?" તે શાહજાદી બેદરબાનુના જવાબપરથી તે વધારે વાત કરવા લાગ્યો, એવામાં એક બુઢ્ઢી ઓરત ત્યાં આવી અને પેલી ઘોડી તરફ જોઇ રહી અને પછી બેધડક રડવા લાગી.

પેલી બુઢ્ઢીને રડતી જોઇ પેલાં બંને વાત કરતાં ચુપ થઇ ગયાં, અને તેની દિલગીરીનું કારણ પૂછવા લાગ્યાં. પેલી બુઢ્ઢી બોલી કે "સાહેબ ! આ ઘોડી જે મારા છોકરાની ઘોડીને તદન મળતી આવે છે વાસ્તે હું ધારૂં છું કે જો તે જીવતી હોય તો આજ હોવી જોઇએ. મારો છોકરો તે ઘોડીના નાશથી અતિ ઘણો મુઝાય છે અને તેના વગર તેની જીંદગી નકામી થઇ ગઈ છે માટે મને આ ઘોડી વેચાતી આપો તો ઘણું સારૂં તમો જે માગશો તે હું આપીશ અને તમારી મોટી આભારી થઇશ."

શાહજાદીએ જવાબ આપ્યો કે "અરે ભલી ડોશી મા, એ ઘોડીને મારે વેચવી નથી. તે મને મારા પ્રાણ કરતાં પણ અધિક વહાલી છે." શાહજાદીનાં આવાં વચન સાંભળીને પેલી ડોશી વધારે વધારે ડસકાં ભરી રડવા લાગી, અને બોલી કે "અરે ભલી બાનુ જો તમો મને આ ઘોડી નહિ આપશો તો હું અને મારો છોકરો અફસોસ કરતાં મરી જઇશું." શાહજાદીને દયા આવી અને તેથી બોલી કે "આ ઘોડી એટલી તો સારી છે કે કદી પણ તેને વેચી શકીશ નહિ. તમારે મારી પાસે બીજું કંઇ માગવું હોય તો માગો." પેલી બુઢ્ઢીએ ઘણાએ કાલાવાલા કર્યા પણ તે શાહજાદીએ કંઇ પણ માન્યું નહિ. તેથી તે બુઢ્ઢીએ પોતાની જાદુઇ વિદ્યાના બળથી એક મોટો રાક્ષક બોલાવ્યો. રાક્ષક તુરતજ હાજર થયો અને તે શાહજાદીને તેના ઘોડા સાથે તેમજ પેલી બુઢ્ઢી ડોશીને ઉચકીને પેલા જાદુઇ શહેરમાં તે રાણીના

મહેલમાં લઇ ગયો. ત્યાં ગયાબાદ પેલી શાહજાદીને કહેવા લાગી કે હજુ પણ કહું છું કે મને આ ઘોડી વેચાતી આપ નહિ તો તારી તેમજ તારા પોપટની બુરી વલે થશે." પેલી ચતુર શાહજાદીએ વિચાર્યું કે આ બુઢ્ઢી મારી પાસેથી બળાત્કારે પણ આ ઘોડી લઇ તો લેશે, માટે ઘોડી આપી દેવી એ વધારે સારૂં છે. પરંતુ જો તેની લગામ કાઢી લેઇ મરીયમને અપાય તો સારૂં. એમ ધારી તે શાહજાદી બોલી કે તમારા વચનને આધિન થઇ આ ઘોડી આપી દઉં છું પરંતુ મને અહીંથી કુશળક્ષેમ જવા દેવાને તમે વચન આપો. પેલી બુઢ્ઢીએ તેમ કરવા કબુલ કર્યું. તેથી પેલી શાહજાદી પોતાના હાથમાં પાંજરૂં લઇ પેલી ઘોડીપર બેસી મરીયમને ઘેર ગઇ. અને ત્યાં ગયા બાદ ઘોડીની પેલી લગામ કાઢી લઇ પાંજરૂં હાથમાં રાખી મરીયમના ઘરમાં ચાલી ગઇ. પેલી બુઢ્ઢી કે જે ઘોડી લેવાને તેની પાછળ પાછળ આવી હતી, તેણે જોયું કે ઘોડીની લગામ કાઢી લીધી છે ત્યારે તો તે નિરાશ થઇ, કારણ કે આ બુઢી આ ઘોડી કે જે જાદુઇ રાણી હતી તેની મા થતી હતી. હવે લગામ વિના પોતાની દીકરીને અસલ રૂપમાં લાવી શકાય તેમ ન હતું તેથી તે પણ મરીયમના ઘરમાં તેની પાછળ પાછળ ગઇ. મરીયમ શાહજાદીને તથા તેની પાછળ આવતી બુઢ્ઢીને જોઇ કહેવા લાગી કે " તમે મારા ઘરમાં કેમ આવ્યાં છો ! પેલી બુઢ્ઢી બોલી કે " આ જુવાનબાનુ મારી ઘોડીની લગામ ચોરી લાવી છે. તે આપતી નથી." શાહજાદી બોલી કે " આ બુઢ્ઢી ડોશી મારી પાસેથી બળાત્કારે મારી ઘોડી તો લઇ લે છે પરંતુ લગામ પણ લે છે ! ચતુર મરીયમે શાહજાદીને ઓળખી તો હતીજ. અને વળી આવા જવાબથી તુરત સમજી ગઇ કે આ ઘોડી તે પેલીજ રાણીજ છે. અને આ બુઢી ડોશી તે રાણીની મા હોવી જોઇએ. પછી તે બોલી કે " તમે નાહક લડશો નહિ. મેં તમારી બંનેની વાત સાંભળી લીધી છે. હવે હું તમને વ્યાજબી ન્યાય આપીશ. પણ જ્યાં સુધી તમારો ન્યાય આપું નહિ ત્યાં સુધી તમારે તમારા મુકામે ચાલ્યાં જવું. પેલી બુઢ્ઢી તો રાજી થઇ ત્યાંથી ઘોડી લઇ ચાલતી થઇ. તેના મનમાં હતું કે આ બુઢ્ઢીને તો દરબારમાં બોલાવી ધમકાવીશું એટલે તુરત લગામ આપી દેશે.

તેના ગયા પછી પેલી શાહજાદીએ પોતાની તમામ હકીકત તે ભલી મરીયમને કહી સંભળાવી. મરીયમે તેની એટલી હિંમત બદલ શાબાશી આપી. અને પછી પોતે એક સીસોટી વગાડી કે તુરત એક ચાર પાંખોવાળો કદાવર રાક્ષસ આવી ઉભો થયો. અને પૂછવા લાગ્યો કે " મને શા માટે બોલાવ્યો છે ! જે કામ હોય તે સુખેથી કહો ! પેલી મરીયમે જણાવ્યું કે " ભલા રાક્ષસ ! આ વખતે આપણે પ્યારી બુલબુલના છોકરા શમ્સલને બચાવવો જોઇએ છીએ, માટે તું તાકીદે તુર્કસ્તાનમાં તેના મહેલમાં જઇ બધી વાતથી તેને વાકેફ કરી તેને તેના લશ્કર સાથે જલદી તેડી લાવ. વળી કહેજે કે શાહજાદો શમ્સલ સેન્ટહેલીનાના પ્રખ્યાત સુલતાન અલબખાનની શાહજાદી બેદરબાનુ સાથે પરણ્યો છે અને તે બેદરબાનુ પણ તેની સાથેજ છે, " તે ભલો રાક્ષસ કે જેનું નામ જીન હતું, તે આ હુકમનો અમલ કરવા તાકીદે ઉપડી ગયો.

પેલી મરીયમે બીજી સીસોટી વગાડી બીજા રાક્ષસને બોલાવી બધી વાતથી વાકેફ કરી સેંટહેલીનામાં અલબખાનની પાસે મોકલ્યો.

પેલો જીન રાક્ષસ ઘણીજ ત્વરાથી પ્યારી બુલબુલની પાસે ગયો, અને તેને ઘણીજ નમનતાઇથી સલામ કરી સર્વે બીનાથી સારી રીતે વાકેફ કર્યા બાદ જણાવ્યું કે હવે તમારે જેમ બને તેમ તાકીદે તેની મદદમાં જવું જોઇએ. આ વખતે તે પ્યારી બુલબુલની મા પણ ત્યાંજ હતી તેમણે તાકીદે મદદે જવાનો ઠરાવ કીધો.

આ ખબરથી પ્યારી બુલબુલ ઘણીજ ખુશી થઇ, અને તુરત ફરીને પેલા જીનરાક્ષસને પગે પડી તેનો તેમજ મોકલનાર મરીયમનો ઘણોજ ઉપકાર માનવા લાગી. તેણે તુરતજ પોતાનું લશ્કર એકઠું કરવા હુકમ આપ્યો. પ્યારી બુલબુલ પોતાની માતાને પણ સાથે આવવા જણાવ્યું તેથી તે પણ પોતાના દરીઆઇ લશ્કર સાથે ત્યાં જવા ઉપડી.

સેંટહેલીનાનો સુલતાન કે જેને તાજબીજે કેદ કર્યો હતો, તેની પાસે પેલો બીજો રાક્ષસ ગયો,

અને તેને સઘળી બીનાથી વાકેફ કર્યો. સુલતાન પણ પોતાની પ્યારી બેટીની મદદે જવાને તૈયાર થયો. જો કે તે તાજબાજનો કેદી હતો, પણ હવે પોતાની દીકરી શાહજાદા શમ્સલ સાથે ખુશીથી પરણી છે માટે તાજબાજ કંઇ પણ હરકત લેશે નહિ. એમ ધારી ઘણા જબરા અને જાદુઇ લશ્કર સાથે ત્યાં જવા ઉપડયો.

તાજબીજ કે જે પોતાના ભાણેજ શમ્સલની શોધમાં ઘણી મુદ્દત થયાં ફરતો હતો તે પણ ઇશ્વરેચ્છાએ આ બંને લશ્કરો લઇ ત્યાં પહોંચ્યાં ત્યારે તેજ સ્થળે પોતાના લશ્કર સાથે આવી પહોંચ્યો હતો.

આ પ્રમાણે ત્રણ જબરદસ્ત લશ્કર એકઠાં થયાં અને તેઓ એકબીજાને ઘણા પ્રેમથી મળ્યા.

પેલી બુઢ્ઢી કે જે જાદુગીરી રાણીની મા થતી હતી, તેણે બલી મરીયમને પોતાના મહેલમાં બોલાવી ઘણી ધમકાવીને કહ્યું કે "જો તું લગામ મને નહિ આપે, તો હું તને ગરદન મારીશ. માટે લાવ મને સોંપી દે." મરીયમે ધીમેથી કહ્યું કે "અરે મારાં નામદાર બાનુ! હું તમારા હુકમને આધિનજ છું. તમે ના કહેશો તોપણ આ લગામ તો તમનેજ આપવાની છે, પરંતુ જો આજને આજજ આપી દઉં તો અન્યાયી કહેવાઉં, અને લોકોમાં મારી અપકીર્તિ થાય, માટે મને એક અઠવાડીઆની રજા આપો. જેથી હું લોકોને જાહેર કરીશ કે હું એક અઠવાડીઆ સુધી પાકો વિચાર કરી આ લગામ તેના ખરા માલિકને સ્વાધિન કરૂં છું. આ ગુલામડી બટી કપટી ને દગાખોર છે તેને પણ રાણી સાહેબને સોંપું છુ, જેથી તે યોગ્ય શિક્ષા કરશે. પછી આપ તેને જંગલી પશુ બનાવી દેજો. હું આપની આરી માગીને કહું છું કે મારી આબરૂને ખાતર આપ એક અઠવાડીઉં ધીરજ રાખશો." પેલી બુઢ્ઢી જાણતી હતી કે મારી દીકરી કે જે આ શહેરની રાણી છે તેની વિશ્વાસુ મરીયમ છે માટે તેના બોલવાપર વિશ્વાસ રાખવામાં કંઇ પણ હરકત નથી, તેથી તે બોલી કે "બલી મરીયમ! હું તારા કહેવાપર વિશ્વાસ રાખું છું. જો કે તમારી રાણી અત્યારે ઘણી દુઃખી છે, અને તે લગામ આપ્યા સિવાય પોતાની અસલ સ્થિતિમાં આવી શકે તેમ નથી, તોપણ તું દુનીઆમાં ન્યાયી ગણાય માટે તારૂં કહેવું હું કબુલ કરૂં છું." મરીયમે જવાબ દીધો કે "મારાં નામદારબાનુ! મને રાણી સાહેબ મારા પ્રાણ કરતાં પણ અધિક છે, તેમની આવી સ્થિતિ જોઇ મને બહુજ દિલગીરી થાય છે, પરંતુ ન્યાયી કહેવડાવવાની ખાતરજ મારે આ પ્રમાણે કરવું પડે છે તો ક્ષમા આપશો. વળી મારે તમને જણાવવું જોઇએ કે આ નિમકહરામ બાંદી કે જે પહેલાં ઘણીજ ગરીબડી હતી, તેથીજ રાણી સાહેબે તેના પર અતિશય વિશ્વાસ મૂકયો હતો, અને તેમના વિશ્વાસનું આ પરિણામ થવું છે, તેને સખત શિક્ષા થવી જોઇએ." ત્યારબાદ પેલી બુઢ્ઢીની રજા માગી મરીયમ પોતાને મુકામે ગઈ.

આ અઠવાડીઆની અંદર તો ત્રણે લશ્કરો ત્યાં આવી પહોંચ્યાં હતાં. તેમણે પેલી રાણીને તેની માને તથા તેમનાં તમામ બદમાસ માણસોને પકડી કેદ કરી લીધાં. ત્યારબાદ પ્યારી બુલબુલે તે રાણી તથા તેની બુઢ્ઢી માનો જાન લીધો પછી તે દુષ્ટ રાણીએ જે હજારો જુવાનીઆઓને ખુવાર કરી મૂકયા હતા, તેમની મુલાકાત લીધી. તે બધા જુદા જુદા પશુઓના રૂપમાં હતા. તપાસ કરતાં પેલી મરીયમે જણાવ્યું કે આ બધાની લગામો તે રાણીએ એક લોખંડની પેટીમાં રાખી મૂકી છે. તે લગામો લાવી તમારી જાદુઇ વિદ્યાના બળે તે સઘળાઓને તેમના અસલ રૂપમાં લાવો. આ કામમાં હું તમને જોઇતી મદદ આપીશ. પછી તેના કહેવા પ્રમાણે બુલબુલે તે લગામોનો પત્તો મેળવી મરીયમની મદદથી સઘળા જુવાનોને તેણે પોતાના અસલ રૂપમાં લાવી મૂકયા.

આ જુવાનીઆઓ કે જે ઘણી મુદ્દતથી બિચારા આ દશાને પ્રાપ્ત થયા હતા, તેઓ રાણી બુલબુલને પગે પડી તેને હજારો આશીરવાદ આપતા પોતપોતાને દેશ ચાલ્યા ગયા. તેમાં કેટલાકતો મોટા શાહજાદાઓ હતા.

રાણી બુલબુલે પોતાનો શાહજાદો શમ્સલ કે જે પોપટના રૂપમાં પાંજરામાં હતો, તે પાંજરા સાથે શાહજાદી બેદરબાનુને બોલાવી મંગાવી અને તેના પર પાણી છાંટી તેને પાછો અસલ રૂપમાં લાવી.

શાહજાદો શમ્સલ પોતાની મા, તથા માની મા તથા મામા તાજબીજ તથા પોતાના સસરા અને-

ખખાન વગેરેને જોઇ ઘણોજ વિસ્મય થયો, તેણે તે સઘળાઓને અતિ પ્રેમથી નમન કર્યું.

ત્યારબાદ તેઓએ પેલી મરીયમને બોલાવી તેનો ઘણો ઉપકાર માનવા લાગ્યા રાણી બુલબુલે તેને કહ્યું કે "મારી ઉપર તારો એટલો બધો ઉપકાર થયો છે કે તેનો બદલો કેમ વાળવો તે પણ હું સમજી શકતી નથી. આખી દુનીઆમાં જે કોઇ કરી શકે તે કરતાં તમે ઘણુંજ ઉત્તમ અને ન બની શકે તેવું કાર્ય કર્યું છે. હું તમારો પુરતો બદલો તો આપી શકતી નથી, તોપણ તમને એક નજીવી વસ્તુ બક્ષીસ કરૂં છું અને તે એજ કે આ શહેરનાં રાણી તમને બનાવું છું. મને આશા છે કે આવા જાદુઇ શહેરમાં તમારા જેવાં વૃદ્ધ અને જાદુઇ વિદ્યામાં બાહોશ બાનુની સત્તા થવાથી ઘણી સારી રીતે કારોબાર ચાલશે. પેલી મરીયમે પ્રથમ તો ઘણુંએ ના પાડી, પરંતુ પેલી રાણીએ એટલો આગ્રહ કર્યો કે છેવટે તેને તેના હુકમને માન આપવું પડયું. પેલી ભલી મરીયમ બોલી કે "ઓ નામદાર સખી રાણી હું આપના હુકમનો અનાદર કરી શકતી નથી પરંતુ હું આપની પાસે માગી લઉં છું કે તમારે તેમજ શાહજાદા શમ્સલે મારી પાસે હરહમેશ આવતા રહેવું. આપની મુલાકાતથી મને અત્યાનંદ થાય છે." રાણીએ માગણી કબુલ કરી.

હવે શાહજાદા શમ્સલ તથા શાહજાદી બેદરબાનુનાં લગ્નને માટે તૈયારી કરી. આખા શહેરમાં મોટી ધામધુમથી તે ક્રિયાને વાસ્તે તૈયારીઓ થઇ. ભલી મરીયમ કે જે આ વખતે તે શહેરની રાણી થઇ હતી તેણે પોતાના આખા રાજ્યમાં એક મહીના સુધી આનંદ ઓચ્છવ ચલાવ્યો. લોકો મોજમજામાં દિવસો ગુજારવા લાગ્યા. અને શાહજાદો શમ્સલ તથા શાહજાદી બેદરબાનુના લગનમાં આનંદથી ભાગ લેતા હજારો આશીરવાદ દેવા લાગ્યા. શાહજાદીનો પિતા અલૈબખાન તાજબીજને આપેલા અપમાન માટે તાજબીજનો વારંવાર ક્ષમા માગવા લાગ્યો.

આ લગન થયા બાદ સર્વે પોતપોતાને મુકામે જવા ઉપડયા. તુર્કસ્તાનનો શહેનશાહ શમ્સલ ઘણે વરસે પોતાને દેશ પાછો આવ્યો જાણી તમામ અમીર ઉમરાવો તથા રૈયત ઘણાજ ઠાઠમાઠથી શહેનશાહને માન આપવા માટે સામા આવી શહેનશાહ શમ્સલ તથા તેની પ્યારી રાણી બેદરબાનુને એક હાથી ઉપર બેસાડી વાજતે ગાજતે શહેરમાં લઇ ગયા.

પોતાનો બેટો ઘણા વરસે પાછો આવ્યો, તેમજ આખી દુનીઆમાં સૌથી વધારે ખુબસુરત શાહજાદી બેદરબાનુ તેને મળી, માટે પ્યારી બુલબુલે કરોડો રૂપીઆ ધર્માદા કર્યા. બંદીવાનોને મુક્ત કર્યા, અને લાખો રૂપીઆનાં લોકોપયોગી બાંધકામ કરવાની પરવાનગી આપી. પોતાની આખી બાદશાહતમાં એક માસ સુધી આનંદ ઓચ્છવ ચલાવ્યો.

આ લગ્નથી શાહજાદો શમ્સલ તથા શાહજાદી બેદરબાનુ ઘણાંજ સુખી થયાં, અને તેથી તેમનાપર પડેલાં અમાપ દુઃખોને પણ તેઓ ભૂલી ગયાં. ઇશ્વર કૃપાથી શાહજાદી બેદરબાનુને પેટે એક વરસ પછી પુત્ર જનમ્યો તે પણ તેના બાપના જેવોજ ખુબસુરત હતો. શહેનશાહ શમ્સલે તેનું નામ અલીરસુલ પાડયું. વળી બીજા એક વરસ પછી એક બીજો પુત્ર થયો તે પણ તેવોજ રૂપાળો હતો. તેનું નામ શાહબાજખાન રાખવામાં આવ્યું હતું.

આ બંને પુત્રો ઘણાજ રૂપાળા તથા હોંશીઆર હોવાથી તેમનાં માત પિતા તથા દાદી બુલબુલને ઘણાજ પ્રિય લાગતા. ઉમર લાયક થતાંજ તેમને ઉત્તમ ગુરૂઓના હાથ નીચે રાખી સારી રીતે કેળવણી આપી જેથી તેઓ પણ તેમના પિતાના જેવાજ ઉત્તમ ગુણોથી દીપી નીકળ્યા.

સેંટહેલીનાના સુલતાનને પુત્ર નહિ હોવાથી પોતાના ભાણેજ અલીરસુલને વારસ તરીકે આપવા શહેનશાહ શમ્સલની પાસે માગણી કરી, શાહજાદાએ પોતાના સસરાની માગણી સ્વીકારી શાહજાદા અલીરસુલને મોકલી આપ્યો.

શહેનશાહ શમ્સલ તથા તેની માનીતિ અને બાહોશ રાણી બેદરબાનુએ એવી રીતે રાજ્ય કારોબાર ચલાવ્યો કે તેમના કારોબારથી આખા રાજ્યની તમામ પ્રજા બેહદ આશીરવાદ દેવા લાગી.

આ વાર્તા પુરી થયા બાદ સહેરાજાદીએ નામદાર સુલતાન તથા તેની મોટી બેનને પૂછ્યું કે

" કેમ ; તમો નામદારને મારી આ વાર્તા પસંદ પડી કે ? અગર એથી વધુ રસિક વાર્તા સાંભળવાની તમો નામદારની મરજી હશે તો હું તમને કહી સંભળાવું તે દરમ્યાન મારી જીંદગી બક્ષવાનો હુકમ થશે." સુલતાને તે હુકમ આપ્યો એટલે શહેરાજાદીએ નવી વાર્તા શરૂ કરી.

# ફેતનાબ તથા અલીસાકરની વાર્તા.

આગલા વખતમાં તુર્કસ્તાનમાં દમાસ્કસ નામે પ્રખ્યાત શહેર હતું. આ શહેર દુનીઆમાં મોટાં શહેરમાંનું એક શહેર ગણાતું હતું. તેનો ઘેરાવો ૩૦ મૈલ જેટલો હતો. તે શહેરના સાહસિક વેપારીઓ દેશપરદેશમાં કરોડો દુનીઆનો વેપાર ચલાવતા હતા. તે શહેરમાં એટલો તો ધંધો ચાલતો હતો કે બીજા પરદેશી લોકો ઉદ્યોગી નિશાળને નામે તેને ઓળખતા હતા. તે શહેરના રસ્તા પહોળા અને સફાઇબંધ સીધા હતા. રસ્તાની બંને બાજુએ રોનકદાર અને ભપકાબંધ મોટી મોટી દુકાનો આવેલી હતી સઘળી દુકાનો એક સરખા ઘાટની અને સરખી ઉંચાઇની હોવાથી ઘણીજ રમણીય લાગતી હતી. તે ભવ્ય દુકાનો તરેહતરેહવાર માલથી ભરપુર હતી. તેના બજારમાં અનેક દેશના વેપારીઓ પોતપોતાના જુદા જુદા પહેરવેશમાં દેખા દેતા હતા. શહેરની ચારે તરફ વિશાળ અને સુંદર બાગબગીચા આવી ગયા હતા. તે બગીચાઓમાં તરેહતરેહવારનાં ફૂલઝાડો તથા સુંદર વેલો અને બીજાં અનેક મેવાનાં વૃક્ષો ઝુમી રહ્યાં હતાં, બાગમાં ફરવાને સડકો બાંધી દીધી હતી, તેનાપર બેસવાને માટે સુંદર બેડકો તથા કોચ મૂકી દીધા હતા. ઠેકાણે ઠેકાણે સુંદર ફુવારા દેખા દેતા હતા. આ સઘળા દેખાવથી શહેરની શોભામાં ઘણોજ વધારો થતો હતો.

શહેરના શોખીન લોકો તથા મોજીલા શેઠીઆઓ સાંજ સવાર આ બગીચાઓમાં હવા ખાવા આવતા હતા. તેમની રમત ગમતને વાસ્તે બાગના મધ્ય ભાગમાં વિશાળ અને ભવ્ય મકાનો બાંધ્યાં હતાં. દરેક મકાનમાં નાના હોલ પુષ્કળ હતા. અને તે દરેક હોલમાં બે ચાર માણસોના ઉપયોગમાં આવે તેટલો સામાન રાખવામાં આવતો હતો. જુવાન લલનાઓ તથા શોખીન પુરૂષો આ મકાનોનો વિશેષ ઉપયોગ કરતાં હતાં. તે સિવાય શહેરમાં ઠેકાણે ઠેકાણે પુષ્કળ હમામખાનાં (નાહવાની જગોઓ) આવી રહ્યાં હતાં, જેમાં રાત દહાડો હજારો આળસુ માણસો પડી રહેતા હતા.

આવા ભવ્ય શહેરમાં એક સોદાગર રહેતો હતો, જેણે પોતાના ઉદ્યોગથી તથા ધંધાની ખંત રાખ્યાથી ઘણી મોટી દોલત ભેગી કરી હતી, અને તે દોલતને જોરે તે ઘણી આબરૂભરી રીતે રહેતો હતો. તેનું નામ સમસુદ્દીન હતું. આ સોદાગરને એક દીકરો અને એક દીકરી હતાં બેટાનું નામ અલીસાકર હતું. પણ પાછળથી પ્યારાના અલીને નામે લોકો તેને ઓળખતા હતા. તે એક ઘણો ખુબસુરત જુવાન હતો. અને અસલથીજ ચંચળ હોવા છતાં તેના પિતાએ નામેલ શિક્ષકો રાખીને તેની ચંચળાઇને ઘણી સારી રીતે ખીલવી હતી. તેની બેટીનું નામ પ્યારી ઝેન રાખ્યું હતું આ દીકરી એટલી તો ખુબસુરત હતી કે તેને એકજવાર જોવાથીજ માણસ બેભાન થઈ જતું.

સમસુદ્દીન મોટી દોલત મૂકીને મરણ પામ્યો. તેની વખારમાં એકસો કરતાં વધારે ગાંસડી ઉંચા રેશમી કાપડની હતી, જે ઉપર " બગદાદ માટે " એટલા શબ્દો મોટા અક્ષરે લખેલા હતા અને તે ખાસ દેશાવર મોકલવા માટે તૈયાર કરીને રાખી મૂકેલી લાગતી હતી.

સીરીઆની રાજધાની દમાસ્કસમાં તે વખતે સુલેમાનનો બેટો મહમદ ઝાનેબી રાજ ચલાવતો હતો. હારૂન-અલ-રસીદ જે બગદાદમાં રાજ્ય ચલાવતો હતો. તેણે આ મોટું રાજ્ય પોતાના આ સગાને બક્ષિસ કર્યું હતું

સમસુદ્દીનના મરણ પછી એક દિવસે અલીસાકર પોતાની મા સાથે ઘર સંબંધી વાતચીત કરતો હતો, ત્યારે પોતાના મરનાર બાપની વખારમાં પડેલી પેલી ગાંસડીઓ વિષે જણાવીને પૂછવા લાગ્યો કે તેની ઉપર મોટા દસ્કતથી "બગદાદ માટે" આટલા શબ્દો લખવાનું શું કારણ હશે? તેની માએ જવાબ આપ્યો કે "બેટા! તારો બાપ દેશેદેશ મુસાફરીનો ધંધો કરતો હતો, અને જે દેશ જવાનો હોય તે દેશનુ નામ આગળથી જે માલ તૈયાર થતો જાય તેની ગાંસડીઓ ઉપર લખી રાખતો હતો. તેણે બગદાદ જવાની તમામ તૈયારી કરી રાખી હતી. અને એક બે દિવસમાં તે જવાનો હતો. તે દરમ્યાન પોતે દુષ્ટ મોતના પંજામાં સપડાઇ ગયો, આ શબ્દો બોલતાં તો તેની છાતી ભરાઈ આવી, અને પોતાના પ્યારા ધણીના યાદમાં તેની આંખો આંસુથી ભરી દીધી, ને ચોધાર રડવા લાગી.

છાતા ફાટ તેવું રૂદન પોતાની માનું કરતાં જોઇ અલીસાકર અતિ ઘણો દિલગીર થઇ ગયો. તે પણ પોતાનાં અશ્રુને અટકાવી શક્યો નહિ. કેટલીકવાર સુધી રૂદન કર્યા બાદ તેણે પોતાનાં આંસુ લુછી નાખી ધીરજ રાખી પોતાની માને દિલાસો આપવાને કહ્યું કે "જ્યારે મારા વહાલા પિતાએ આ માલ બગદાદ માટેજ તૈયાર કીધેલો છે. અને કુદરતે તેને બગદાદ જતો અટકાવ્યો તો હું તે માલ બગદાદ લઇ જઇ વેચી આવીશ. મારે જલદી બગદાદ તરફ ઉપડી જવું જોઇએ, કારણકે જો વખત ખોઇશું તો માલનો બગાડો થશે. અને તેની બરાબર કિંમત ઉપજશે નહિ."

સમસુદ્દીનની વિધવા પોતાના બેટાને ઘણીજ ચાહતી હતી, તેથી તેનો આ ઠરાવ સાંભળી ઘણી દિલગીર થઈ. તે બોલી કે "બેટા! તારા બાપનો ધંધો તેં પસંદ કીધો તેથી હું ઘણી ખુશી છું; પણ હજુ તું બાળક છે. તને વેપારી કામની બરાબર માહીતી નથી, વળી લાંબી મુસાફરીનો થાક તેમજ તેમાં પડતાં અનેક સંકટો તારાથી ખમાશે નહિ હજુ તું દરેક વાતે કાચો છે. વળી હાલ હું ઘણી દિલગીરીમાં છું, તેમાં તારા જવાથી અતિશય વધારો થશે, માટે આપણો માલ આ દમાસ્કસ શહેરના વેપારીઓનેજ આપી દઇ થોડા નફા ઉપર સંતોષ પામીશું તો વધારે સારૂં. મુસાફરીનાં અસહ્ય સંકટો વેઠવા કરતાં થોડો નફો વધારે પસંદ કરવા જોગ છે."

પણ અલીસાકર મક્કમ વિચારનો હતો તેથી તેનો કરેલો ઠરાવ ફેરવવા માટે તેની માએ કરેલી કોશિશ ફોકટ ગઇ; તે બિચારીએ અલીસાકરને ઘણોએ સમજાવ્યો પણ તે કશી વાતે સમજ્યો નહિ, તે તો મુસાફરી કરવા માટે મજબુત હઠ કરી બેઠો. મુસાફરી કરીને જુદી જુદી જગા જોવાની, અને પોતાના મનને વધારે અક્કલથી ભરવાની ઇચ્છા થવાથી પોતાની માની કલ્પાંત અને તેનાં આંસુ તેની આગળ નકામાં થઈ પડયાં. બજારમાં જઇ અલીસાકરે થોડાક ગુલામો ખરીદ કીધા, અને એકસો ઉંટ ભાડે લીધાં, અને બીજા પાંચ છ વેપારીઓ, જેઓ વેપારને માટેજ બગદાદ જતા હતા તેઓની સાથે પોતાની વહાલી મા તથા બહેનની રજા લઈ બગદાદ શહેર તરફ રવાના થયો.

આ વેપારીઓની સાથે એટલા તો ગુલામો હતા કે રસ્તામાં બીદુઈન જાતના ભટકતા આરબ લુટારાઓની તે લોકોને બિલકુલ ધાસ્તી હતી નહિ. લાંબી મુસાફરીથી તેઓ સર્વે થાકી ગયા હતા પણ જેવા બગદાદ શહેરમાં સહીસલામત કશી પણ હરકત વગર આવી પહોંચ્યા કે તે લોકોનો થાક ઉડી ગયો.

તેઓ સર્વે એક મોટી અને સગવડ પડતી ધર્મશાળામાં ઉતર્યા. પણ અલીસાકરની તદન જુદાજ રહેવાની મરજી હતી, તેથી એક વખાર ભાડે લઇ તેમાં તેણે પોતાનો સામાન સંભાળીને મુક્યો. તેની પડોશમાં એક ઘણું સુંદર મકાન હતું, જેમાં તરેહ તરેહના ફુવારા ઉડતા હતા તેમજ એક ઘણો મનોહર બાગ હતો, તેની રળીઆમણી જગા ભાડે લઇને તેમાં ઉતર્યો. થોડાક દહાડા સુધી મુસાફરીનો થાક ઉતર્યા પછી સુંદર અને કિંમતી પોશાક પહેરી એક ચાકરના હાથમાં ઉંચા રેશમી કપડાંની પેટી આપી તે બજારમાં ગયો કે જ્યાં વેપારીઓ પોતાનો માલ વેચતા તથા ખરીદતા હતા.

સર્વે વેપારીઓએ તેને ઘણા માનમરતબાથી આવકાર આપ્યો. એક તવંગર વેપારીએ તેનો માલ બરોબર કીમતે ખરીદ કીધો. આ પ્રમાણે દરરોજ અલીસાકર જે માલ બજારમાં લઇ જતો હતો તેની

ઘણી સારી કીંમત તેને આવતી હતી, કારણ કે તેનો માલ ઘણોજ સારો હતો, તેથી તવંગર લોકો ઘણી ખુશી સાથે જાદે પૈસા આપી ખરીદતા હતા.

અંતે એકજ કાપડની ગાંસડી વેચવાની રહી હતી તે પોતાના ઘરમાં લાવી મૂકી. તે ગાંસડી લઇ જ્યારે તે બજારમાં ગયો, ત્યારે બધી દુકાનો બંધ થએલી તેને માલમ પડી. તે જોઇ અલીસાકર ઘણો અજાયબ થયો. પૂછપરછ કરતાં જણાયું કે એક મોટો તવંગર વેપારી મરી ગયો છે તે તેને ત્યાં સર્વે વેપારી ગયા છે. અને તેઓ એક મસીદમાં બંદગી કરશે.

અલીસાકરે મસીદ ક્યાં છે તેની ખબર કાઢી. પછી તેણે પણ ત્યાં જઇ બંદગી કરવા ધાર્યું. મસીદની નિશાની મેળવીને પોતાના ગુલામને હસ્તક માલ આપીને તેને પાછો ઘેર મોકલી દીધો, અને પોતે પેલી મસીદમાં કે જ્યાં બધા વેપારીઓ પેલા શબની રૂબરૂમાં બંદગી કરતા હતા ત્યાં ગયો. અલીસાકર ત્યાં ગયો તે વખતે સર્વ તે મડદાની ક્રિયા કરતા હતા. તે કરી રહ્યા પછી તેઓ તેને દાટવાની જગોએ લઇ ગયા, અને તેને દાટી તેની આગળ કાજીઓ કેટલુંક ભણ્યા, અને મરનારના બધા દોસ્તો અને સગાંવહાલાંઓ તંબુઓ મારેલા હતા ત્યાં બેઠાં. તમામ ક્રિયા પુરી થતાં નજદીક રાત પડવા આવી.

અલીસાકર ધારતો ન હતો કે આટલું બધું મોડું થશે, તેથી તેને ચેન પડયું નહિ, તેટલામાં તેને કોઇએ જણાવ્યું કે અહીંના ધારા પ્રમાણે મરનારના શોકને માટે આપણે બધાએ અત્રેજ ખાણું લેવું જોઇશે, અને આખી રાત અહીંજ કાઢવી પડશે. આ તંબુ મારેલા છે તેનું કારણ એ કે રાતનો ઠાર અને દિવસની ગરમીથી આપણને ઇજા થાય નહિ. આ વાત સાંભળી તે ઘણો બીધો, અને બોલવા લાગ્યો કે "અરે હું પરદેશી માણસ છું. આ શહેરના તમામ લોકો મને તવંગર ગણે છે, તેથી મારી ગેરહાજરીમાં ચોરો આવીને મારૂં ઘર લૂટી લેશે, અથવા મારાજ ગુલામો પૈસાથી લલચાઇને સર્વે માલમતા લઇ નાશી જશે તો હું ક્યાં એ લોકોને પકડવા જઇશ ?" આમ વિચાર કરી થોડુંક ખાધા પછી કોઇ ના દેખે તેવી રીતે તે ત્યાંથી નાસી ગયો, અને પોતાના મુકામે આવવા ચાલ્યો.

અલીસાકર બિચારો ગભરાટમાં અને ઉતાવળમાં રસ્તો ચુકતો ચુકતો છેક મધરાતે શહેરના દરવાજા આગળ આવી પહોંચ્યો. પણ આવીને જુએ છે તો અધુરી કમબખ્તીમાં પુરી કમબખ્તી એ કે તે દરવાજાનું બારણું બંધ થયેલું હતું. બિચારો વિચારમાં પડયો કે હવે રાત કેમ કાઢવી ? બાકીની રાત કોઇ ઠેકાણે ગુજારવા તેણે વિચાર કર્યો, અને જ્યાં સુધી દરવાજો ઉઘડે ત્યાં સુધી કોઇ ઠેકાણે રાત પુરી કરવાનો વિચાર કરી તે એક કબરસ્તાનમાં દાખલ થયો. આ જગો ગંજાવર હતી અને તેની આસપાસ મોટું મેદાન હતું. તે એક ઉંચી દિવાલ આગળ આવ્યો, કે જ્યાં એક ચોકસ મુકરર કુટુંબની મડદાં દાટવાની જગા હતી, અને તેની અંદર એક મોટી ખજુરી ઉગેલી હતી. ત્યાં બીજાં કુટુંબોની પણ જુદી જુદી જગો હતી, કે જેની દિવાલનાં બારણાં ઢાંકેલાં હતાં. જે જગોએ ખજુરીનું ઝાડ ઉગેલું હતું ત્યાંનું બારણું ઉઘાડું હોવાથી અલીસાકર અંદર દાખલ થયો, અને ઘાસપર બેઠો, પરંતુ અજાણી જગોપર તેને ઉંઘ આવી નહિ. પાછો ઉઠી આણીગમ પેલીગમ ફરવા લાગ્યો, પણ તેવામાં બારણાં ઉઘાડી સામેથી કોઇ બતી લઇને આવતું હોય તેમ જણાયું, તેથી તદ્દન ગભરાઇને બારણું જેમ તેમ બંધ કરી, બચવાને માટે પેલી ખજુરીના ઝાડ ઉપર ચડી ગયો.

ઝાડ ઉપર ચડીને જુએ છે તો ત્રણ ગુલામો તે જગામાં દાખલ થયા. એક ગુલામ, જે તે ત્રણમાં વડો હતો તેના હાથમાં ફાનસ હતું, અને બીજા બે જણના ખભા ઉપર છ ફીટ લાંબી એક પેટી હતી. તે ઉતારી તે લોકો જમીન ઉપર બેઠા, પછી તેમાંનો એક જણ બોલ્યો કે "ભાઇઓ ! જો મારી સલાહ પ્રમાણે ચાલવું હોય તો આ પેટીને અહીંજ મૂકી શહેર તરફ રસ્તો પકડો !" પેલો વડો ગુલામ બોલ્યો કે "નહિ, એમ નહિ કરવું, આપણે આપણી બાઇનો હુકમ બજાવવો જોઇએ, અને તેથી આ પેટી આપણે દાટવી જોઇએ, નહિ તો આપણને ઘણું ખમવું પડશે. બધા કબુલ થયા. અને જે હથીઆરો તેઓ પોતાની સાથે લાવ્યા હતા. તેથી જમીન ખોદવા લાગ્યા, એક ઉંડો ખાડો ખોદી રહ્યા કે તેમાં પેલી પેટી મૂકી તેનીપર મટોડી વાળી ચાલતા થયા. અલીસાકર ઝાડપર બેસીને બધી વાત સાંભળ્યા કરતો હતો,

તે જ્યારે પેલા ગુલામો ગયા ત્યારે વિચાર કરવા લાગ્યો કે ખચિત એ પેટીમાં કીંમતી ચીજ હશે, અને તેના ધણીએ કંઇ કારણ માટે અહીં દટાવી હશે. તેમાં શું છે તે જાણવાને માટે તુરત ઝાડ ઉપરથી અલીસાકર નીચે ઉતર્યો. પેલા ગુલામો તો ઘણે દૂર ગયા હતા, તેથી તેની ધાસ્તી ભાગી ગઇ. તે તુરત હાથે અને પગે જમીનપરથી માટી ખોદવા લાગ્યો, કે તુરત તે પેટી દેખાઈ, પણ તેને બંધ કરી તે ઉપર એક મોટું તાળું મારેલું હતું. હવે વળી તેની આશામાં હરકત પડી, પણ નાસીપાસ થયો નહિ. નજદીક સવાર પડવા આવી હતી, તેથી જરા સબુર ખમી, સૂર્યોદય થતાં વાર જ્યારે એક પત્થર લઇ તે તાળાને ભાંગી ઘણીજ અધીરાઇથી તે પેટી ઉઘાડી. અલીસાકર એવું ધારતો હતો કે તે પેટીમાં ખજાનો હશે પણ તેને બદલે તો તેણે એક ઘણીજ ખુબસુરત જુવાન ઓરત જોઇ. તેના ચહેરાના રંગ ઉપરથી અને ગુલાબ જેવા ખીલેલા ગાલો અને આસ્તે આસ્તે તે દમ લેતી હતી તે ઉપરથી અલીસાકરે જાણી લીધું કે જીવતી છે. પણ તે ઘણો અજાયબ થયો કે તાળું ભાંગતી વખતે થયેલા ઘોંઘાટથી તે જાગી ઉઠી કેમ નહિ? તેના ગળામાં જે હાર હતો તે ઘણાજ કીંમતી અને મોટાં મોતીનો હાર હતો. તેણીના હાથની પહોંચી અને કાનનાં ઘરેણાં તમામ કીંમતી હીરાના બનાવેલા હતા. આ ઉપરથી અલીસાકર વિચાર કરવા લાગ્યો કે કોઇ બાદશાહી કુળની બાનુ છે. તેને જોઇને અલીસાકરના દિલમાં એટલો તો જુસ્સો થઇ આવ્યો કે તેને આવી હાલતમાંથી છોડાવવા માટે તે પુરતી મહેનત કરવા લાગ્યો.

પહેલાં તો અલીસાકરે તે જગાનું બારણું, જે પેલા ગુલામો ઉઘાડું મૂકીને ગયા હતા તે બંધ કીધું. ત્યાર પછી તે ઓરતને પોતાના હાથમાં ઉંચકી પેટીમાંથી બહાર કાઢી ખુલ્લી જમીન ઉપર મૂકી. જેવી ખુલ્લી હવામાં પેલીને મૂકી તેવી તે જરા જરા હોંશિઆર થવા લાગી, અને આંખ ચોળીને ઉઠી ઉભી થઇ, અને અલીસાકરને જોયા વગર બોલવા લાગી કે "ઓ મારી વહાલી દાસીઓ મને કહો કે તમે કયાં છો? મારી વિશ્વાસુ દાસી નુરબાઇ કયાં ગઈ? કેમ કોઇ બોલતું નથી?" જે દાસીઓ રાત દિવસ તેની પાસે રહેતી હતી, તે દાસીઓને તે બોલાવતી હતી, પરંતુ તેમાંની એકેએ જવાબ દીધો નહિ ત્યારે તેને ઘણી નવાઇ લાગી. છેલ્લે સરવાળે તેણે પોતાની આંખ ઉઘાડીને જોયું તો તેને માલમ પડયું કે આ તો કબરસ્તાન છે. તે જોઈ ઘણીજ ગભરાઇને મોટેથી બુમ પાડી ઉઠી કે "અરે શું મુવેલાં જીવતાં થયાં કે? કયામતનો ઇન્સાફી દહાડો આવ્યો કે શું? એકજ રાતમાં હું કેટલો ફેરફાર જોઉંછું!"

તે બાનુને આવી ગભરાયલી સ્થિતિમાં રાખવાને અલીસાકર ખુશી ન હતો, તેથી નરમાશથી અને અદબથી તેની સામે આવી ઉભો, અને બોલ્યો કે "બાનુ! તમારી સેવા બજાવવાને જગતકર્ત્તાએ મને અહીં લાવી મૂકયો તેથી હું ઘણો ખુશી છું. મારાથી બનતી સઘળી મદદ આપવાને તૈયાર છું.

તે બાનુની ખાતરી કરવા માટે અલીસાકરે પોતાની પુરેપુરી ઓળખાણ તથા તે આટલી રાત્રે આ જગોએ કેવી રીતે આવી પહોંચ્યો તે સર્વે બીના તેને કહી સંભળાવી. ત્યાર બાદ તે બાનુને ત્રણ ગુલામો આવીને મૂકી ગયા તે બધી વાત તેને કહી સંભળાવી. તે બાનુએ પોતાનો ચહેરો ખુલ્લો કરી જણાવ્યું કે "હું ખુદાનો ઉપકાર માનુંછું કે તમારા જેવા ખુબસુરત જુવાનને હાથે હું મોતમાંથી બચી. પણ જ્યારે તમે એટલું ઉત્તમ અને પરોપકારી કૃત્ય કર્યું છે ત્યારે તો તે કામ પુરૂં કરો. તમો શહેરમાં જઇ એક ખચ્ચરવાળાને બોલાવી લાવો. અને આ પેટીમાં સુવાડી મને તમારે ઘેર લઇ જાઓ, કેમકે જો હું પગે ચાલીને આવીશ તો મારો પોશાક, કે જે શહેરમાં બધાં પહેરે છે તેથી તદ્દન જુદોજ છે તે જોઇ લોકો આપણને જોવા મળશે અને જે ચીજ હું છુપી રાખવા માગુંછું તે ઉઘાડી પડી જશે. હું જ્યારે તમારે ઘેર આવીશ ત્યારે સર્વ વાત તમને જણાવીશ, પણ આટલું તો તમે જરૂર જાણજો કે તમો કોઇ નાના આસામીપર ઉપકાર નથી કરતા!"

અલીસાકરે તુરત તે બાનુને પેટીમાં સુવાડી તે પેટી બંધ કરી, પણ જરા હવા આવવાને અર્ધું ખુલ્લી રાખી, અને જતી વખત કબરસ્તાનનું બારણું બંધ કીધું. શહેરનો દરવાજો સવાર થવાથી ઉઘડેલો હતો. તેથી તે તુરત અંદર ગયો, અને એક ખચ્ચરવાળાને બોલાવી તે ઉપર પેલી પેટી મૂકી, તે ખચ્ચરવાળાને કદાચ કાંઇ શક આવે તે કાઢી નાખવાને માટે તેણે કહ્યું કે "રાતનાં આ પેટી બીજા ખચ્ચર ઉપર

લાધીને હું આવતો હતો. પણ ખચ્ચરવાળાને એકદમ તાવ ચઢી બેસવાથી તે જતો રહ્યો, અને પેટી આ જગોએ ઉતારી દીધી. " અલીસાકર બગદાદ શહેર મધ્યે આવ્યા પછી હમેશાં કામમાં ગુંથાએલોજ રહેતો હતો, તેથી મહોબતના પાસમાં પડયો ન હતો. આ પહેલીજ વખત મહોબતના ફંદમાં પડયો. મહોબતનો જુસ્સો તેને પહેલીજ વખતે જ દેખાયો.

હે પ્યાર ! ગમે તેવા મોટા માણસ ઉપર તું એકસરખું રાજ્ય ચલાવે છે. તારા ફાંસામાં કોણ ફસાતું નથી ? પ્યારજ બિચારા અલીસાકરના કેવા બુરા હાલ કરે છે તે જોવા પ્રિય વાંચનાર ! જરા ધીરજ ધરી આગળ ચાલ ! અલીસાકર આ વખતે તે જુવાન બાનુ તરફ ઘણાજ પ્યારથી જોવા લાગ્યો, અને સહીસલામત પેલી પેટી ઘેર લઇ આવ્યો ને તે જોઇને ઘણોજ ખુશી થઇ ગયો. ઘર આગળ પેટી ઉતારી પેલા ખચ્ચરવાળાને પૈસા આપી રવાના કીધો પછી ઘરનું બારણું પોતાના ગુલામને બંધ કરવાનું કહી પેલી પેટી ઉઘાડી તે બાનુને પોતાનો હાથ આપી ઓરડામાં લઇ જઇ બેસાડીને બોલ્યો કે " એવા બંદીખાનામાં તમને કેટલું દુ:ખ પડયું હશે ? " તે બોલી કે " ખરેખર તમારી મહેરબાનીથી હું સહીસલામત આવી છું " અલીસાકરનો ઓરડો ઘણાજ ભપકાથી શણગારેલો હતો, પણ પોતાનો છુટકારો કરનાર અલીસાકરનો ચહેરો જોઇ તે બાઇ ઘણી અજાયબ થતી અને તેની ખુબસુરતીપર ફીદા ફીદા થઇ જતી. પેલી બાનુ કોચપર બેઠી અને પોતે નિમકહરામ નથી એવું દેખાડવાને માટે પોતાનો બુરખો અળગો કરી ખુલ્લે ચહેરે અલીસાકરની સાથે વાત કરવા લાગી. તેનો સુંદર અને મોહક ચહેરો જોઇ અલીસાકર એકદમ તેની ઉપર મોહી પડયો, જે મદદ તેણે તે બાનુને કીધી હતી તેના બદલામાં તેણે પોતાનો ખુબસુરત ચહેરો તેને બતાવી યોગ્ય બદલો વાળ્યો તે જોઇ અલીસાકર ઘણોજ ખુશી થયો.

અલીસાકરનો શો વિચાર છે તે પેલી બાનુ તુરત સમજી ગઇ, કારણ કે નવી આશકમાશુક વાત કરવામાં મોં કરતાં આંખના પલકારાનો અને ઇશારાનો વધારે ઉપયોગ કરે છે. અને તેને વિષે તે કંઇ પણ ગભરાઇ કે નાખુશ થઇ નહિ, કારણ કે અલીસાકરની હીલચાલ પ્યાર ભરી તોપણ ઘણીજ આબરૂદાર હતી. અલીસાકરે પોતાની પ્યારી મેમાન માટે પોતે બહાર જઇ પોતાના ગુલામ સાથે બજારમાંથી સુંદર પકવાનો, ઉત્તમ શરાબની બાટલીઓ અને અતિ સ્વાદિષ્ટ મીઠાઇ તેમજ ખલીફના મહેલમાં વપરાતી હતી તેના સરસ કોટીઓ લાવી હાજર કીધી.

જેવો તે ઘેર આવ્યો તેવોજ એક સુંદર રકાબીમાં તરેહવાર મેવા ગોઠવી તે બાનુની આગળ પોતેજ લઇ ગયો અને બોલ્યો બાનુ ! બીજું ખાણું આવે છે તેટલીવાર આ મેવો ચાખો ? " અને પોતે તેની આગળ માનની ખાતર ઉભો રહ્યો જે જોઇ તે બાનુ બોલી કે " જ્યાં સુધી તમો સાથે બેસીને મારી સાથે ખાશો નહિ ત્યાં સુધી હું એક પણ કટકો લઇશ નહિ. " આ વચનો સાંભળી અલીસાકર પણ તેની સાથે બેસી મેવો ખાવા લાગ્યો. બંને જણાં સાથે બેસીને ખાતાં હતાં તે દરમ્યાન અલીસાકરની નજર તે બાનુના બુરખાપર પડી. આ બુરખાપર સોનેરી અક્ષરે કાંઇ લખેલું હતું, પરંતુ બુરખો છેટે કોચપર હતો તેથી સાફ વાંચી શકાતું ન હતું, માટે અલીસાકર જોવા લાગ્યો; પરંતુ તે બાનુએ તુરત ઉઠીને તે બુરખો અલીસાકરના હાથમાં આપતાં બોલી કે " તમે શું આ લખેલું વાંચી શકશો ? " અલીસાકરે નમનતાઇથી જવાબ આપ્યો કે " બાનુ ! જો અમે લખતાં વાંચતાં નહિ જાણીએ તો વેપારી થવું નકામું છે. " ત્યારે તે બોલી કે " વારૂ તમે વાંચો કે શું લખેલું છે ? એ ઉપરથી હું મારી બધી વાત તમારી આગળ કરીશ. "

અલીસાકરે તે બુરખો લઇ વાંચી જોયું તો આ શબ્દો માલમ પડયા, " ઓ પેગમ્બરના કાકાની પહેડીથી ઉતરેલા મરદ ! હું તારી ને તું મારો છે. " પેગમ્બરના કાકા અબાસની પહેડીથી ઉતરેલો મરદ તે તો નામદાર ખલીફ હારૂન-અલ-રસીદ કે જે બગદાદમાં રાજ કરતો હતો તેને કહેતા હતા.

અલીસાકર જેવો તે લખાણનો અર્થ સમજ્યો તેવોજ દિલગીરી ભરેલા અવાજે બોલ્યો કે "ઓ બાનુ ! મેં તમારી જીંદગી બચાવી છે, પણ હું મારો જીવ બચાવી શકનાર નથી, કેમકે આ લખાણનો

શો ભેદ છે તે હું બરાબર સમજી શકતો નથી. પણ બાનુ ! હું હવે જોઉં છું કે બધા આણસોમાં હું ઘણો અભાગીઓ છું. આ બોલો બોલું છું તેથી મને માફ કરજો, પણ હું મારો પ્યાર તમારી તરફ દોડાવ્યા વગર તમને જોઇ શકતો નથી. તમે સારી પેઠે જાણતાં હશો કે હું તમારી ખુબસુરતીથી કેમ ન લોભાઉં ? મેં તો એવી આશા રાખી હતી કે તમારો હંમેશનો દોસ્ત, તમારો તાબેદાર, અને તમને આબરૂ આપનાર થઇ રહીશ, પણ તે આશા એકદમ ગુમ થઇ ગઇ છે. હું તમને ખાત્રીથી કહું છું કે તમારા વગર હું મારો પ્રાણ તજીશ. વારૂ તમારી વાત આગળ તો ચલાવો. '

આ શબ્દો બોલતાં અલીસાકરની આંખમાં આંસુઓ આવી ગયાં. આ બનાવ જોઇ તે બાનુને ઘણું લાગ્યું ને તેનું હૈયું એકદમ પીગળી ગયું, તોપણ પોતે ખામોશ રહી બોલી કે " અરે જો હું એવું જાણતી હોત કે તમે આ વાંચ્યાથી આવી બેચેનીમાં આવી પડશો, તો હું મારો બુરખો છુપાવી રાખત અને હજી પણ હું જાણતી નથી કે મારી બધી હકીકત કહીશ ત્યારે તમારી શું હાલત થશે ? અલીસાકર ઘણોજ દિલગીર થઇ ગયો હતો તોપણ તે બાનુને પોતાની વાત કહેવા આગ્રહ કરવા લાગ્યો, તેથી પોતાની હકીકત નીચે મુજબ શરૂ કરી.

" મારૂં નામ ફેતનાબ એટલે હૈડાંને છોડનારી " એ નામથી મને નાનપણથીજ બોલાવવામાં આવે છે. આગમચથીજ ધારવામાં આવ્યું હતું કે કોઇ દહાડે પણ મારો દેખાવ જોઇ કોઈ શખ્સ પોતાનું હૈડું તોડી નાખશે. તમારા સિવાય આખા બગદાદ શહેરમાં કોઇ પણ જાણતું નથી કે ખલીફ હારૂન-અલ-રસીદની હું અતિ ઘણી પ્યારી છું.

" મને નાનપણથી ખલીફના મહેલમાં લાવ્યા હતા, અને પુરતી સંભાળથી મને ઉછેરી અને તમામ વાતની તરબિયત આપી હુશિઆર કીધી. હું જાતે હોશિઆર અને તે સાથે ખુબસુરત હોવાથી ખલીફ મને ચાહવા લાગ્યો અને પોતાની પાસેના ઓરડામાં મને રાખવા લાગ્યો. ખલીફે મારા વાસ્તે કંઇ એટલુંજ કીધું ન હતું, પણ તેણે મારી હજુરમાં વીશ બાંદીઓ અને ગુલામો રાખ્યા, અને દરરોજ મને એટલી તો નવી નવી ચીજો ભેટ કરતો ગયો કે દુનિઆમાં બધી રાણીઓ કરતાં હું વધારે તવંગર થઇ છું. તમે તુરત વિચાર કરી શકશો કે ખલીફની વડી રાણી ઝોબીદા આ વાત જાણી કેટલી અદેખાઇ કરતી હશે, અને તેથી તે મને મારી નાખવા તૈયાર થઇ.

" ઘણીવાર હું તેના હાથમાંથી બચી ગઇ પણ હમણાં છેલ્લી વખતે જે ફાંદામાં હું આવી પડી અને જેમાંથી જો તમે મને છોડાવતા નહિ તો હું ખચીત મરી ગઇ હોત. તેથી આ છેલ્લા ફાંદા સિવાય તેના બધા ફાંદામાંથી હું સંભાળમાં રહેતી હતી, હું ધારૂં છું કે કાલે મને લીંબુના શરબતમાં એક જાતની દવા નાખી તેણે મને પાઇ હશે કે જેથી હું તદ્દન બેશુદ્ધ થઈ ગઇ. તે દવાની એવી અસર છે કે નજદીક સાત અથવા આઠ કલાક સુધી માણસ બેશુદ્ધ પડી રહે છે. મારી ઉંઘ કુદરતીજ રીતે ઘણી ઓછી છે. અને જરા પણ ગડબડ થતાંજ હું જાગી ઉઠું છું.

હાલમાં ખલીફ પડોશના રાજાપર લશ્કર લઇ ગયો. આ લાગ જોઈ તેની પટરાણીએ મારી સાથે આ કાવતરૂં કીધું છે. જો કે તેણે મને બેશુદ્ધ કીધી, તોપણ મને તદ્દન મારી નાખવાની તેની હીંમત ચાલી નહિ. પણ હવે હું જોઉં છું કે તે ખલીફની આગળ શું બહાનું કાઢે છે. હું વળી તમને કહું છું કે મારે વાસ્તે કોઇને પણ તમે જણાવશો ના, નહિ તો રાણીને ખબર પડશે તો ખલીફ બહાર ગએલો છે તેટલામાં મને સલામત રહેવા દેશે નહિ. વળી તમારો જાન પણ ધાસ્તીમાં છે, કેમકે તે રાણી તમને પણ સજા કરશે. કારણકે તમોએ બચાવી ન હોત તો હું જરૂર મરણ પામત. જ્યારે ખલીફ આવશે ત્યારે આપણને કંઈ પણ ફિકર નથી, જે કાંઇ થયું હશે તે સઘળું હું તેને કહેવડાવીશ. અને તમે જે મને કિંમતી મદદ કીધી છે. ત માટે તમને ઘટતું ઇનામ અપાવીશ. "

ખલીફ હારૂન-અલ-રસીદની માનીતિ જ્યારે બોલી રહી એટલે અલીસાકરે તેને નીચલા બોલોમાં જવાબ આપ્યો ! " ઓ ખુબસુરત બાનુ ! હું તમારો હજાર વખત ઉપકાર માનું છું કે તમાએ તમારી હકીકતથી મને પુરતો વાકેફ કીધો; તમો કંઇ ફિકર ના કરો ! મેં અહીં તમને પુરતા બચાવમાં

રાખેલાં છે. હું કદી પણ કોઇને કહીશ નહિ, કેમકે હું મારા ગુલામોનો પણ વિશ્વાસ કરતો નથી કે કદાચ તે લોકો આપણી વાત જાણે તો બહાર કહી દે પણ તે લોકો હમણા તો કંઇજ જાણતા નથી. તેઓને એવો વિચાર પણ નહિ આવશે કે તમને હું શા માટે લાવ્યો છું ? વારે ઘડીએ જવાન શખ્સો બાંદીઓ ખરીદ કરે છે. તેથી જો આ ગુલામો તમને જોશે તો એમ સમજશે કે મેં તમને ખરીદ કીધાં છે; બાનુ ! તેથી તમો કઇ પણ ફિકર વગર અહીં રહો અને તમારા મનમાં ખાતરી રાખજો કે તમને અત્રે નામદારહારૂન-અલ-રશીદનાં બાનુ તરીકે માન મળશે. આ ખરી વાત છે કે જે ચીજ શેહની હોય તે ચાકરને માટે કદી પણ હોય નહિ મને કંઇ ખબર ન હતી કે ખલીફનો તમારી પર આટલો બધો પ્યાર છે, જે જાણ્યા વગર હું તમારીપર આટલો બધો આશક પડયો, પણ આટલાં વર્ષનો તમારો પ્યાર તે મારાથી કદી પણ લેવાઇ શકાશે નહિ હું એવું ચાહું છું કે નામદાર શાહ પેલી નાપાક સખ્શીને સજા કરે, અને જ્યારે તમે ખલીફની હજુરમાં જાઓ ત્યારે હું ગરીબ કે જે તમને ખલીફના જેટલોજ ચાહું છું તેને યાદ કરજો ! જો કે ગમે તેટલો શાહ અખત્યાર ધરાવે છે તોપણ જો તમારો મારી ઉપર પ્યાર હશે તો તમારા હૈડામાંથી હું કદી ખસનાર નથી. ખલીફ કરતાં હું તમને કંઇ થોડો ચહાતો નથી. માટે દુનીઆમાં જ્યાં હું જઇશ, ત્યાં તમને દર વખતે યાદ કરીશ. અને તમારી યાદમાંજ મારૂં મોત આવશે. ”

ફેતનાબે જોયું કે “ અલીસાકરને ઘણું લાગે છે ખરૂં, અને પોતે પણ તેને દિલોજાનથી ચહાતી હતી, તેથી તેની દિલગીરીથી પોતે પણ ઘણીજ દિલગીર થઇ એટલુંજ નહિ પણ આ વાત જેમ વધારે થતી તેમ તે વધારે દુઃખી થતો હતો તેથી તે બોલી કે “અલીસાકર! તમોએ મારી ઉપર એટલી મહેરબાની કીધી છે કે તેનો આભાર હું કદી પણ ભુલીશ નહિ. કેમકે જો તમે ન હોય તો હું નક્કી મરણ પામત. તમારો આભાર હું કયા શબ્દોમાં માનુ તે મને સમજ પડતી નથી. ” તેવામાં તુરત ચાકરે બારણું ઠોકયું, અલીસાગર તુરત ઉઠીને ઓરડામાંથી બહાર ગયો. અને જોયું તો ખાણું આવેલું હતું. કોઇ પણ નોકરને અંદર નહિ આવવા દેવાની અલીસાકરની મરજી હોવાથી પોતેજ સર્વે ખાણું પોતાની ખુબસુરત મહેમાનને પીરસ્યું જેથી તે ઘણીજ ખુશી થઇ.

ખાઇ રહ્યા પછી થોડીકવારે અલીસાકરે તેને કહ્યું કે “ હવે તમે જરા આરામ લ્યો ! હું બહાર જાઉં છું જો કામ પડે તો મારા નોકરો તમારી હાજરીમાં તૈયાર છે, તેઓને બોલાવજો ! ” અલીસાકર તુરત બજારમાં ગયો અને બે ખુબસુરત બાંદીઓ વેચાતી લીધી. અને તાકીદે તેઓને તે બાનુની હજુરમાં લાવ્યો. અને બોલવા લાગ્યો કે “ મહેલમાં હજારો ગુલામડીઓ તમારા હુકમને આધિન થઇ રહે છે, પણ મારા ગરીબ ઘરમાં તો આ બે તમારી સેવા બજાવશે. ”

ફેતનાબ આ બે ગુલામડીઓને જોઇને ઘણી અજાયબી પામી, અને અલીસાકરને કહેવા લાગી કે “ મારા સાહેબ ! હું જોઉં છું કે તમો કંઇ પણ ચીજ અધુરી રહેવા દેતા નથી. તમો મારી ઉપર દિન-પરદિન વધારે ને વધારેજ મહેરબાની દેખાડતા જાઓ છો તેનો બદલો જ્યાં સુધી હું આપીશ નહિ ત્યાં સુધી હું મરીશ નહિ. ખુદાવંતતાલા પાસે હું એટલીજ દુવા ચાહું છું કે તમોને તમારી મહેરબાનીનો બદલો વાળવાને મને તે યારી આપે ! ”

પેલી બાંદીઓને બીજા ઓરડામાં મોકલી અને પુરતી અદબથી અલીસાકર ફેતનાબની પાસ કોચ પર બેઠો, અને પછી પ્યારની વાત કરવા લાગ્યો અને તેના મનપર પોતાના વિચારો ઠસાવવા લાગ્યો. તે બોલ્યો કે “ બાનુ ! તમો નામદાર પાદશાહને લાયકનાંજ છો તેથી મારી કમીના મહોબતથી હું તમને ઉશ્કેરવા માગતો નથી, અને હું ધારૂં છું કે હું જે પ્યાર દેખાડું છું તેને માટે તમો કોઇ પણ રીતે ગુસ્સે થયાં નહિ હશો. ” ફેતનાબ બોલી કે “ મારા સાહેબ—આ બોલ જેવી પેલી બોલી તેવીજ અલીસાકરે તેને તુરત અટકાવીને કહ્યું કે —“ મને આ સાથે બે વખત તમે આબરૂથી બોલાવી રહ્યાં. પહેલાં જ્યારે તમે મને કહ્યું ત્યારે પેલી ગુલામડીઓ નજદીક હોવાથી હું બોલ્યો નહિ પણ હાલ તમને કહું છું કે મને ફરીથી સાહેબ કહી ના બોલવતાં ! કેમકે હું તો કદી પણ તમારી ઉપર સાહેબી ભોગવ-

વનાર નથી હું તમને ફરીથી કહું છું કે સાહેબ કહ્યા કરતાં મને ગુલામ કહો તે વધારે બહેતર.”

ફેતનાબ બોલી કે “ નહિ, નહિ, એમ કદી પણ બનશે નહિ, જે નેક આદમીએ મારો જીવ બચાવ્યો છે તે માણસને હું આબરૂ આપ્યા વગર રહેનાર નથી. હું મારી ફરજ ભૂલી જાઉં તો નિમકહરામ ગણાઉં.’

અલીસાકર આ વચનો સાંભળી ઘણો ખુશી થયો, ખુશાલીથી તેનું દિલ એટલું તો ભરાઇ ગયું કે તેની આંખમાંથી ગરમ આંસુઓ પડવા લાગ્યાં ! તેનાથી વધારે બોલી શકાયું નહિ પણ એટલુંજ બોલ્યો કે “ જે ચીજ ધણીની હોય તે ચાકરને કદી પણ લાયક નથી.”

હવે રાત પડવા આવી હતી તેથી અલીસાકર જાતે જઇ બત્તી લાવ્યો, અને બગદાદ શહેરના ધારા પ્રમાણે બપોરનું ખાણું ખાધા પછી રાતે ખાવા માટે ફ્રુટ, સુકો મેવો અને શરાબ પણ હાજર કીધો કે તેનો ઘટતો ઉપયોગ કરી રાત ખુશીમાં ગુજારે.

તેઓ બંને જણાં ટેબલપર બેસી એક બીજાને અરસપરસ મેવો આપવા લાગ્યાં. શરાબ ઘણોજ ઊંચો હોવાથી તેઓએ તે ખુશીથી પીવા માંડયો શરાબના બે ત્રણ જામ ઉડાવ્યા પછી ગાયનની શરૂઆત થઇ. અલીસાકર સિદ્ધકવિ હોવાથી તેજ વખતે થોકાંક ગાયનો જોડી કાઢી ગાવા લાગ્યો. આ ગાયનો બેહદ પ્રેમથી ભરપુર અને રસીલાં હતાં. આ ગાયનોની ઘણી ઉંડી અસર ફેતનાબપર થઇ. જ્યારે અલીસાકર બંધ થયો ત્યારે તુરતજ ફેતનાબે પોતાનાપર પડેલી આફત વિષે અસરકારક ગાયનો જોડી કાઢી ગાવું શરૂ કર્યું. આ ગાયનોમાં અલીસાકરે પોતાને દુઃખદાયક હાલતમાંથી મરતાં બચાવી તેથી તેનો ઘણો ઉપકાર માન્યો હતો. ફેતનાબે પોતાની આખી કારકીર્દીમાં ફકત આજે પહેલીજવાર ખલીફ તરફ બેદરકારી બતાવેલી જણાઇ. છેક મોડી રાત્રે અલીસાકર ફેતનાબને એકલી મૂકી બીજા ઓરડામાં સુવા ગયો, અને પેલી બે બાંદીઓને ફેતનાબની હજુરમાં મોકલી.

એ પ્રમાણે કેટલાક દહાડા સુધી અલીસાકર તથા ફેતનાબ સાથે રહ્યાં. અને અલીસાકર કદી પણ ફેતનાબની આગળથી ઘણા અગત્યના કામ સિવાય બહાર જતો નહિ હતો. તે હંમેશ ફેતનાબની મહોબ્બતમાં બળતો હતો, ફેતનાબ પણ અલીસાકરની મહોબતમાં શેકાતી હતી, પણ ખલીફની આબરૂની ખાતર તે નેક જનો પોતપોતાની મહોબત જાહેરમાં લાવી શકતાં નહિ.

એક તરફ મોતના પંજામાંથી છૂટીને ફેતનાબ અલીસાકર સાથે પોતાનો વખત આનંદમાં ગુજારતી હતી, ત્યારે બીજી તરફથી રાણી ઝોબીદા ખલીફ હારૂન અલરસીદના મહેલમાં થોડા ગભરાટમાં રહિ.

તેના હુકમ પ્રમાણે પેલા ત્રણ ગુલામો પેટી દાટી આવ્યા હતા, પણ ત્યાર બાદ તેને કંઇ પણ ચેન પડતું નહિ. તેને હજારો વિચાર આવતા અને તે, રાતની મીઠી ઉંઘમાંથી વખતોવખત જાગીને ચમકી ઉઠતી હતી કે “ હવે આ મહાન ગુનો કવી રીતે ઢાંકવો ? મારો ધણી ફેતનાબને ઘણી ચાહે છે, અને મને આવીને તેની વિષે પૂછશે ત્યારે હું શું જવાબ દઇશ ?” આ એકના એક સવાલે તેને દુઃખી કીધી. તે હજારો ગોઠવણનો વિચાર કરવા લાગી પણ એકમાં તે પાર પડી નહિ ઝોબીદાની હજુરમાં એક બુઢી ઓરત રહતી હતી. આ ઓરતના હાથ નીચે તે નાનપણથી ઉછરી હતી, તેથી તેનાપર તે રાણીના પુર્ણ વિશ્વાસ હતો માટે તે બુઢીને બોલાવી મંગાવી. ડોશીને જોતાંજ રાણી બોલી કે “ મારી મા ! તેં મને હમેશાં દુઃખની વખતે સલાહ આપી છે, માટે આ ઘાસ્તીની વખતે ખલીફને ઠંડા પાડવા માટે કંઇ ઉપાય શોધવો જોઇએ.

તે બુઢી બોલી કે “ મારી પ્યારી બાઇ ! જો તેં આવી પંચાત નહિ કીધી હોત તો તારે આટલું સોસાવું પડત નહિ, પણ જે થયું તે થયું, માટે હવે નામદાર ખલીફને શું જવાબ દેવો અને તેને કેવી રીતે ઠગવો તેનો ઉપાય શોધવો જોઇએ. હું એક લાકડાના કકડાને માણસના આકારનો બનાવી તરત તૈયાર કરાવીશ, તેને આપણે જુનાં સણનાં કપડાં વિંટાળી મહેલમાં એક જગોએ દાટીશું અને પછી કોઇ પણ વખત ખોલ્યા વગર તે દાટવાની જગા ઉપર આદમીરી માટે એક સંગેમરમરનો મિનારો ઉભો કરાવીશું તથા ગંભીરાઇ જાળવવા માટે તેની ઉપર કાળું કપડું ઢાંકી તેની આગળ હમેશાં કુમ્મરો તથા મીણબત્તીના ચીરાગો

બળતા રાખીશું. તારે જાતે શોકનો પોશાક ધારણ કરવો. તારી દરેક દાસીઓને પણ ધારણ કરવા સખત હુકમ આપવો. તેમજ ફેતનાબની ગુલામડીઓને તથા મહેલના સર્વે માણસોને પણ કાળું કફન પહેરવાનો તથા શોકમાં રહેવાનો હુકમ આપવો. જ્યારે ખલીફ આવશે, અને તમો સર્વેને તેમજ આખા મહેલને આવી હાલતમાં જોશે ત્યારે તુરત પૂછશે કે એનું કારણ શું? તે વખતે તું ઘણીજ દિલગીરી સાથે ફેતનાબના એકાએક નીપજેલાં મરણની વાત કહેજે વળી તું એમ પણ કહેજે કે "એક સંગેમરમરનો મિનારો પણ મેં ફેતનાબની ઘોર આગળ ઉભો કીધો છે કે જે ઉપર તેના સર્વે વખાણ તેની પવિત્ર યાદગીરીમાં તું નામદાર કોતરાવ." ખલીફ તેને ઘણો ચાહે છે તેથી તેની ઘોર ઉપર માહેતમ કર્યા વગર રહેશે નહિ. કદાચ ખલીફ એવું વિચારશે કે ફેતનાબ ખરા મોતે મરી નથી ગઇ, પણ તેં અદેખાઇથી મારી નાંખી ઢોંગ કરવા એવો પોશાક પહેર્યો છે તેથી તે ઘોર ખોદાવી મડદાંવાળી પેટી બહાર કાઢશે ને તે ખોલી જોતાંજ તેમાં કાળાં કફનમાં વિંટાળેલું મડદું જોશે કે તે કફન ઉખેડવાની અને તેના શબને ચુંબવાની તેની હીમત ચાલશે નહિ; પણ તેં આટલું બધું કીધું છે. તેટલા માટે તારો તે ઉપકાર માનશે અને તારાં ઘણાં વખાણ કરશે. વળી હું પેલો લાકડાનો કકડો એક સરસ કારીગરને આપીને આબેહુબ માણસના આકારનો બનાવડાવીશ અને આ લાકડું શા માટે છે, તે જાણે નહિ, તેની ઘણી સંભાળ રાખીશ. વળી તું ફેતનાબની પેલી બાંદી કે જેણીએ ફેતનાબને લીંબુનો શરબત આપ્યો હતો. તેને શિખવી રાખ કે તે બીજી બાંદીઓને કહે કે તેની શેઠાણી રાતની બીછાનાપરજ મરી ગઈ હતી, તેથી અમોએ તેને મહેલમાં દાટી છે. એમજ ખલીફને કહે."

જેવી પેલી બુઢી બોલી રહી તેવીજ ઝોબીદાએ એક ઘણો સરસ હીરો કાઢી તે બુઢીને ભેટ આપી ઘણી ખુશાલીમાં આવી જઇ તેને પ્રેમથી ભેટી પડી બોલી કે "ઓ મારી ભલી મા! હું તારા કેટલા બધા ઉપકારમાં આવી છું? આવી ગોઠવણ કદી પણ મારા મનમાં આવી ન હતી. આ રીતે નક્કી આપણે આપણા ધારેલા કામમાં ફતેહ પામીશું. અને ખલીફ કદી પણ આ દગાઇ શોધી કાઢશે નહિ. પેલા લાકડાના પુતળા માટે હું તારે ભરોસે છું. બાકીની બધી વાતની સંપૂર્ણ તૈયારી કરૂં છું"

જે માફક ઝોબીદા ધારતી હતી તે માફક પેલું લાકડાનું પુતળું તૈયાર કરીને પેલી બુઢી લઇ આવી. ત્યાં તે પોતે પેલો લાકડાનો કકડો માણસના આકારમાં કોતરાવી લુગડામાં વિંટાળી ફેતનાબના ઓરડામાં લઇ ગઇ જે બરાબર ગોઠવ્યા પછી ઝોબીદાએ મસરૂર ખોજાને બોલાવ્યો, અને તેને ફેતનાબના મરણના સમાચાર એવા તો દિલગીરી ભરેલા દેખાવ કહ્યા કે તે પણ ભોળવાયો. અને બધાં જણાંએ રડીકુટીને મહેલમાં જે જગા ઝોબીદાએ પસંદ કીધી ત્યાં તે મડદાને દાટવાની ક્રિયા મોટી ધામધુમ સાથે કીધી. તરત તેજ દહાડે રાણીએ કારીગરોને બોલાવી તેની ઉપર એક મિનારો ઉભો કરાવ્યો, અને પોતે શોકનો કાળો પોશાક પહેર્યો. આ બનાવથી આખા શહેરમાં ફેતનાબના મોતની ખબર પથરાઇ ગઇ. આ ખબર અલીસાકરને તો છેક છેલ્લી મળી કેમકે તે કવચીતજ ઘરમાંથી બહાર નીકળતો હતો તેણે તે ખબર સાંભળી કે તુરતજ ઘેર આવી ફેતનાબને કહ્યું કે "બાનુ! આખા શહેરમાં તો તમારા મોતની ખબર રાણીએ ઉડાડી છે, અને લોકો તેમજ માને છે. આહા હવે દિલગીરીનું વાદળ મારા માથા ઉપરથી ગુમ થયું. હવે તમે મારી સાથે રહી મારા જીગરને ખુશી કરો. પણ અરે હું ભૂલું છું. જ્યારે આખી દુનીઆના શાહને લાયક તમે છો ત્યારે મારી સાથે કેમ રહેશો!" ફેતનાબ પણ પોતાના મનમાં અલીસાકરની મહોબતથી ઘણી બળતી હતી, પણ ડહાપણથી તે સર્વ છુપાવી રાખતી હતી. તે બોલી કે "મારા મહેરબાન સાહેબ! આપણે હમણાં ઝોબીદાને તેની ફતેહમાં હરકત કરવી નહિ. તેણીએ જે હીકમત પોતાનો ગુનો છુપાવવા માટે કીધી છે. તેથી હું કંઇ પણ અજાયબ થઇ નથી. પણ એ સર્વે હીકમત થોડીવારમાં તેની ફતેહ ઉંધી વળશે. હવે ખલીફ ઘણો જલદી આવી પહોંચશે, અને જેવો તે આવશે તેવોજ એક છુપો જાસુદ હું તેની ઉપર મોકલીશ કે પછી બધું જાહેર થશે, પણ તેટલીવાર હું જીવતી છું તે વાતની રાણીને ખબર પડવી ન જોઇએ. જો તેને મારી હયાતીની ખબર પડશે તો તેનું પરિણામ શું નીપજશે તે તો મેં તમને અગાઉથીજ કહ્યું છે."

ત્યાર પછી થોડા વખતમાં પોતાની જીતથી ખુશી થતો ખલીફ પુર ઠાઠમાઠથી પોતાની રાજધાનીના શહેરમાં આવી પહોંચ્યો. પોતાની પ્યારી ફેતનાબની આગળ જઇને પોતાની ફતેહની ખુશાલી જાહેર કરવાને ઘણીજ ઉતાવળથી મહેલમાં દાખલ થયો. પણ મહેલના સર્વે આદમીઓને ખલીફે કાળા કફન પહેરેલાં જોયાં ત્યારે તે કેટલો બધો અજાયબ થયો હશે ? ખલીફ ત્યાંથી આગળ ચાલ્યો, અને ઝોબીદાના ઓરડામાં ગયો. તો તેણીને પણ કાળા કફનમાં પોતાની તમામ બાંદીઓ સાથ અફસોસમાં ચકચુર બેઠેલી જોઇ તેથી તુરત તેણે તેનું કારણ પૂછ્યું, રાણી બોલી કે "નામદાર પ્યારા પાદશાહ ! તારી પ્યારી બાંદી ફેતનાબના મોતની નિશાનીમાં અમોએ આ પોશાક લીધો છે. તેનું મોત એટલું તો એકાએક નીપજ્યું કે કોઇ પણ ઇલાજ કરી શકીએ તે આગમચતો તે ખુદાવંતતાલાની હજુરમાં ચાલી ગઈ." આ વાત સાંભળતાંવાર તુરત ખલીફ બેશુદ્ધ થઇને પોતાના વજીર અલીફખાનના દિલ ઉપર પડી ગયો. જે પુરવાર કરે છે કે તે ફેતનાબને કેટલો ચહાતો હશે ? કેટલીકવારે જ્યારે તે હોંશીઆર થયો ત્યારે પૂછ્યું કે "તેને ક્યાં દાટી છે ?" ઝોબીદાએ કહ્યું કે "સાહેબ ! મેં પોતે જાતે સંભાળ લઇને તેની છેલ્લા આબરૂ સાથે ભારે દબદબાથી દફનાવી છે, વળી મેં તેની ઘોર ઉપર એક મિનારો ઉભો કરાવ્યો છે. તમારી મરજી હોય તો હું તમને ત્યાં લઇ જાઉં."

ખલીફ ઝોબંદાને મહેનત આપવા ચહાતો ન હતો તેથી મસરૂર સાથે તે જગા ઉપર રાણીને લીધા વગર અને પોતાનો પોશાક પણ બદલ્યા વગર તુરત ગયો. જ્યારે ખલીફ તે જગોપર આવી પહોંચ્યો ત્યારે ઘોર અને પેલો મિનારો અને તેની આગળ બત્તી બળતી જોઇને વિચાર કરવા લાગ્યો કે "ઝોબંદા કદી પણ પોતાની ખુશીથી ફેતનાબને આટલું બધું માન આપે નહિ, કારણ કે તેની તો તે પુરતી અદેખાઇ કરતી હતી. મને તો એવું લાગે છે કે હું આટલા દિવસ સુધી બહારગામ ગયો તેટલામાં તેને કોઇક એવે ઠેકાણે કાઢી મૂકી હશે કે કદી પણ તેની નિશાની માલમ પડે નહિ, અને જૂઠા ઢોંગ કરી આ બધું કીધું હશે."

ખલીફે પોતાની ખાતરી કરવા તથા ખરૂં શું છે તે શોધી કાઢવા માટે તુરત બધું ખસેડાવી પોતાની રૂબરૂમાં તે ઘોર ઉઘડાવી, પણ જ્યારે પેલા લાકડાના કકડાપર કાળું કપડું વીંટાળેલું જોયું ત્યારે ધર્મથી બ્હીને મુએલા શરીરને હાથ લગાડવાની તેની હીંમત ચાલી નહિ, અને તેની હવે ખાતરી થઇ કે ખરેખર ફેતનાબ મરણ પામી છે તેથી પાછી ઘોર બંધ કરાવી સર્વે જેમનું તેમ ગોઠવી દીધું.

હવે ખલીફે પોતાની પ્યારી ફેતનાબને માન આપવા માટે મસીદના સર્વે કાજીઓને બોલાવી મંગાવી ત્યાં ધર્મના કાનુન મુજબ તેઓને ઘોરની આસપાસ એકઠા કરી તેઓ પાસે કુરાનના પ્રકરણો વંચાવવા માંડયા, અને તેઓએ લાંબી લાંબી બંદગી કરવા માંડી. એ પ્રમાણે કાજીઓ ક્રિયા કરતા હતા. ત્યારે પોતાના સઘળા અમલદારો સાથે ખલીફ પોતે દરરોજ ફેતનાબની ઘોરને નમવા આવતો હતો.

એક મહીના સુધી આ મુજબ ધર્મની ક્રિયા ચાલુ રહી. છેલ્લે દહાડે આખો દિવસ બંદગી કરવામાં સર્વે જોડાયા. અને બીજે દહાડે સવાર સુધી તે બંદગી જારી રહી. પછી સર્વે પોતપોતાને ઘેર ગયા, પણ ખલીફ ઘણો થાકી ગયો હતો તેથી પોતાના મહેલમાં એક ઓરડામાં ઉંઘી ગયો. તે નામદારની આગળ બે વિશ્વાસુ દાસીઓ હતી જેમાંની એક જણી ખલીફના માથા આગળ અને બીજી તેના પગ આગળ બેઠેલી હતી.

જે બાંદી માથા આગળ બેઠી હતી તેનું નામ 'નુરેનિહાર' હતું અને પગ આગળ બેઠી હતી તેનું નામ 'નેગમેતોસસોહી' હતું. નુરેનિહારે નેગમેતોસને કહ્યું કે "આજે હું એક ઘણીજ ખુશખબર લાવી છું કે જે હું ખલીફની આગળ જ્યારે કહીશ ત્યારે તે ઘણોજ ખુશી થશે, કેમકે ફેતનાબ કાંઇ મરી ગઈ નથી, પણ તે હજુ સહીસલામત જીવતી છે." આ વાત સાંભળીને નેગમેતોસ એવા મોટે અવાજે બોલી કે "અરે શું કદી પણ એવું બને કે ફેતનાબ જીવતી હોય !" તેના અવાજથી ખલીફ

તુરત ઉંઘમાંથી જાગી ઉઠયો .અને પુછવા લાગ્યો કે " મને ઉંઘમાંથી શું કરવા ઉઠાડયો ?"

આ વખતે નેગમેતોસ બોલી કે મારા મુરબ્બી મારી તકસીર માફ કરો ! મેં હમણાં સાંભળ્યું છે કે " ફેતનાબ જીવતી છે. આ અજાયબ જેવી વાત સાંભળી મારાથી અજાયબી સાથે બુમ પડાઇ ગઈ અને તેથી તમો નામદારની ઉંઘમાં ખલેલ થઇ." ખલીફ બોલ્યો ત્યારે ? તેનું શું થયું ? શું ખરેખર તે મરણ નથી પામી ?" નુરનિહારે જવાબ દીધો કે " નામદાર પાદશાહ ! આજ દિને એક વેપારી જેને હું બીલકુલ ઓળખતી નથી, તેમને એક કાગળ આપી ગયો તેમાં કોઇની સહી નથી, પણ અંદર અક્ષર લખેલા છે તે બરાબર ફેતનાબના છે, અને તેમાં વિગતવાર ફેતનાબ વિષે લખી જણાવ્યું છે." તમો નામદાર થાકી ગયા હતા તેથી તમને મેં પહેલાં ઉંઘવા દીધા. તે વધુ બોલે તે આગમચ ખલીફ અધીરો પડી બુમ પાડી બોલ્યો કે " લાવ, તે કાગળ લાવ ! તેં મને તુરતજ તે નહિ આપ્યો તેથી મોટી ભૂલ થઇ.',

તેણે પેલો કાગળ ખલીફને આપ્યો કે જે તેણે મોટી અધીરાઇ સાથ ઉખેડી વાંચ્યો. ફેતનાબની ઉપર શું શું મુશીબતો ગુજરી હતી તેનો પુરેપુરો હેવાલ તેમાં લખેલો હતો અને અલીસાકરે તેને મોટા દુ:ખમાંથી બચાવી હતી તે વિષે તેનાં ઘણાંજ વખાણ કર્યાં હતાં, ખલીફ જાતે અદેખો હતો તેથી તે કાગળ વાંચી ઘણો ગુસ્સે થઇ બોલવા લાગ્યો કે " શું તે કંગાલ અને બેદરકાર ઓરત મને મૂકી દઇ ચાર મહીના સુધી એક જુવાન સાથે રહી, અને વળી તેની તારીફ કરે છે જો કે હું એક મહીનાથી અહીં આવ્યો છું તોપણ મને જણાવતી નથી. હું તેને માટે દહાડાના દહાડા દિલગીરીમાં કાઢું અને એ નાપાક ઓરત એક જુવાન સાથે મોજ મારે છે ! હું ખચિત તે નાપાક ઓરત અને તે બેઅદબ જુવાન પુરૂષ ઉપર મારૂં વેર લીધા વિના રહીશ નહિ." એમ બોલી નામદાર ખલીફ ઉઠયો અને પોતાના દરબારી દિવાનખાનામાં ગયો જ્યાં તેની રાહ જોતાં તેના તમામ અમલદારો વજીર અલીફખાનની સાથે ઉભેલા હતા. તેઓ સર્વે નમન કરીને તે નામદારનો હુકમ સાંભળવાને ઉભા રહ્યા. ખલીફ ઘણાજ ગુસ્સા ભરેલા અવાજથી બોલ્યો," અલીફખાન ! આજે તારે ઘણું અગત્યનું કામ બજાવવાનું છે, હમણાને હમણાં મારો હુકમ બજાવી લાવ ? તારી સાથે ચારસેં સિપાઇ લઇ શહેરમાંના અને દમાસ્કસના એક વેપારીના છોકરા અલીસાકરનો પત્તો મેળવી તેને શોધી કાઢી પકડી મારી પાસે લાવ, વળી તેનું ઘર બાળી નાંખજે, તેની પાસે મારી બાંદી ફેતનાબ છે તેને પણ પકડી લાવજે ! તે બેઅદબ વેપારી, જે ચાર મહીના સુધી મારી કાંઇ પણ ધાસ્તી રાખ્યા વગર મારી બાંદી સાથે રહ્યો છે તેથી તેને સજાએ પહોંચાડવા જોઇએ."

વડો વજીર તુરતજ પોતાના શિરપર પોતાનો હાથ મૂકી નમ્યો, અને તેના હુકમને તુરત માન આપી તે બજાવવાને દોડયો. પહેલાં તો શહેરમાં જઇ એક સર્વથી મોટા રેશમી કાપડના વેપારી પાસે જઇને અલીસાકરના મકાનની નિશાની પૂછી. પણ તેણે એવો જવાબ દીધો કે " અલીસાકર વેપારી તો કેટલાક મહીના થયા દેખાતો નથી તેથી કદાચ પાછો દમાસ્કસ ગયો હશે." તોપણ તેણે અલીસાકરના ઘરની નિશાની કહી કે જે ઘર તેણે એક વિધવા પાસેથી ભાડે લીધું હતું.

નિશાની મળવા મુજબ વડોવજીર પોતાની સાથે સિપાઇ તથા ઘર ભાંગી નાખનારા ઘાડ પાડુઓ લઇને ચાલ્યો. જેવો વજીર અલીસાકરના ઘર આગળ આવ્યો તેવોજ તેના ઘરની આસપાસ ઘેરો ઘાલ્યો કે તે જુવાન વેપારી નાશી ન જાય.

ફેતનાબ અને અલીસાકર તરતનાંજ ખાઇ ઉઠયાં હતાં, ફેતનાબ બારી આગળજ બેઠેલી હતી જ્યાંથી રસ્તાપરનો સર્વે દેખાવ નજરે પડતો હતો. તેણે મહોલ્લામાં કંઇ અસાધારણ ભારે ગરબડ સાંભળી તેથી બારીમાંથી જોયું તો વડોવજીર કેટલાક સિપાઇઓને લઇને આવી પહોંચેલો તેની નજરે પડયો, ફેતનાબ તુરત ચેતી ગઇ, કે ખલીફને અદેખાઇ આવી હશે તેથી અલીસાકરને પકડવા વજીરને મોકલ્યો છે, તે બિચારી તે હથિઆરબંધ સિપાઇઓને જોઇને ધ્રુજવા લાગી અને વિચાર કરવા લાગી કે એ ખલીફ મારી વાત સાંભળશે તો હું ખચિત તેની ખાતરી કરી આપીશ કે હું કદી પણ બેવફા થઈ

નથી. પણ તે અલીસાકરને વિષે વિચાર કરવા લાગી કે જો પાદશાહ એને આવો ખુબસુરત જુવાન જોશે તો અદેખાઇથી એને મારી નાખવાનો તુરત હુકમ આપશે. જો અલીસાકરને હમણાં હું બચાવી લઇશ તો પછી ખલીફનો ગુસ્સો નરમ પડશે ત્યારે તેની માફી અપાવી શકીશ. તે બિચારી બીતી બીતી અલીસાકરને કહેવા લાગી કે " અરે હવે આપણું સત્યનાશ વળી ગયું વડોવજીર તો આપણને શોધવા આવ્યો છે." બારીએથી અલીસાકરે જોયું તો તમામ સિપાઇઓ નાગી તરવાર લઇને ઉભેલા છે, તેથી તે ઘણો ગભરાયો. બિચારો અલીસાકર એટલો તો બ્હીન્યો કે તેનાથી એક બોલ પણ બોલાયો નહિ.

તે જોઇ ફેતનાબ કહેવા લાગી કે " અગર જો તું મને ચહાતો હોય તો હું કહુંછું તેમ કર! એક પળ પણ તારે ખોવી નહિ તુરત તારો પોશાક ઉતારી નાંખ, અને એક ગુલામનો વેશ લે, અને હાથે પગે મેશ ચોપડી અને માથા ઉપર આ ખાણાનાં વાસણ લઇ બહાર જા! એ ઉપરથી તને તે લોકો ભઠીઆરાનો નોકર સમજશે તેથી વગર હરકતે જવા દેશે. જો તને કદાચ તે લોકો પૂછે કે ઘરનો ધણી ક્યાં છે? તો તુરત બોલી દેજો કે અંદર છે." આ હીકમત સાંભળી અલીસાકર ફેતનાબને કહેવા લાગ્યો કે " હું એ પ્રમાણે બચી જાઉં, પણ તારૂં શું થાય? તું તારે માટે તો કંઇ કરતીજ નથી નહિ હું મારા એકલાનો બચાવ કરવા નથી માગતો." તે બોલી કે " મારી કંઇ ફિકર ના કર, મારે બચવાના ઘણાજ ઉપાય છે. તે સિવાય તારા માલ મિલકતની પણ કશી ફિકર ના કર! હમણા ખલીફ ગુસ્સે થયો છે તેથી આપણે દુઃખ ખમવું પડે છે, પણ જ્યારે તેનો ગુસ્સો ઉતરશે ત્યારે બધી માલ મિલકત તને પાછી અપાવીશ." બિચારો અલીસાકર ઘણોજ ગભરાઇ ગયો અને શું કરવું તે તેને સુઝયું નહિ. અંતે ફેતનાએ ઘણી આજીજી સાથે અત્યંત આગ્રહ કર્યો તેથી નોકરોનો પોશાક પહેરી હાથે પગે મેશ લગાડી માથાપર ખાણાનાં વાસણ લઇ છેલ્લે જુદાં પડતી વખતે એક બીજાને આંખમાં આંસુ લાવી ભેટયાં. બિચારો અલીસાકર ધ્રુજતો બારણું ઉઘાડી બહાર નીકળ્યો, કે તેને નોકર જાણી વજીરે જવા દીધો, જેવો તે પોતાના મકાનમાંથી બહાર નીકળ્યો કે એક પળ પણ ખોયા વગર જીવ લેતો શહેર બહાર નીકળી ગયો.

એક તરફથી અલીસાકર બચીને બહાર ગયો કે બીજી તરફથી વજીર તેના ઘરમાં પેઠો, અને ઓરડામાં જઇને જુએ છે તો ફેતનાબ એક કોચ ઉપર પડેલી છે અને તેની આગળ સામાનની પુષ્કળ પેટીઓ તથા નગદીના બાકસો પડેલાં હતાં, જેથી આખો ઓરડો ભરેલો હતો, જેવો વડો વજીર અંદર દાખલ થયો તેવીજ ફેતનાબ ઉઠી માથું જમીનપર નીચું નાખી જાણે જલાદને (કસાઇ) હવાલે થતી હોય તેવો દેખાવ કરી બોલી કે " નામદાર વજીર નામદાર ખલીફના હુકમને તાબે થઇને મરવાને માટે પણ હું તૈયાર છું." વજીર બોલ્યો કે " બાનુ તું કશી ફીકર ના કર, કદી કોઇ તને જરા આંગળી પણ લગાડી શકવાનું નથી. મને તો નામદાર ખલીફનો એવોજ હુકમ છે કે તને અને પેલા જુવાન વેપારીને મહેલમાં લઇ જવાં. ફેતનાબ બોલી કે " હું આવવાને તૈયાર છું, પણ પેલો જુવાન વેપારી, કે જેનો ઉપકાર હું કદી પણ ભુલનાર નથી તે તો આજે એક મહીનો થયાં કંઇ કામ સર દમાસ્કસ શહેરમાં ગયો છે. તે મારા હસ્તકમાં આ સરસામાની તથા રોકડી પેટીઓ આપી ગયો છે અને તે સાચવી રાખવા મેં કબુલાત આપી છે. માટે એ પેટીઓ પણ મહેલમાં લઇ જઇ એક સારી જગોપર મુકાવો.!

વડો વજીર બોલ્યો. " બાનુ તમારા હુકમ મુજબ સર્વે થશે." તુરત વજીરે પેલી પેટીઓ ઉંચકાવીને મહેલમાં મસરૂર આગળ મોકલી.

વડા વજીરને હજુ શક હતો તેથી વડા અમલદારને એવો હુકમ કીધો કે " હું ફેતનાબને નામદાર ખલીફની હજુરમાં લઇ જાઉં છું તેટલામાં તું ફરીથી આ ઘરની ચોકસ જડતી લઇ પેલા અલીસાકરને શોધી કાઢ!"

જેવો વજીર અલીફખાન અલીસાકરનું મકાન છોડી ગયો કે તુરતજ સિપાઇઓ વગેરે પોતાનું કામ કરવા મંડી ગયા. અને તે કામમાં એવી તો ચપળતા દેખાડી કે એક કલાકમાં તો ત્યાં આગળ સપાટ

જમીન જેવી જમીન બનાવી દીધી. પેલા વડા અમલદારે મકાન ભાંગવા આગમચ અલીસાકરની ઘણીએ શોધ કરી પણ તેનો પત્તો લાગ્યો નહિ તેથી તેણે વજીરને રસ્તામાંજ કહેવડાવી દીધું કે અલીસાકરનો કંઇ પત્તો મળી શકતો નથી, બધી મહેનત નિષ્ફળ ગઇ છે. વજીરને આવતો જોઇ ખલીફ઼ બોલ્યો કે " કેમ મારો હુકમ બજાવ્યો કે ? " વજીરે નમીને જવાબ આપ્યો કે " તમો નામદારના હુકમને આધિન થઇ અલીસાકરનું ઘર ભાંગી નાખ્યું છે, અને તમારી બાંદી ફેતનાબને લાવીને બહાર ઉભી રાખી છે, જો તમો હુકમ આપો તો અંદર આવે. અલીસાકરને માટે અમે ઘણીએ ખોળ કીધી, પણ તે અમને મળ્યો નહિ, ફેતનાબ કહે છે કે તે એક મહીનો થયો દમાસ્કસ શહેર તરફ ગયો છે."

ખલીફે જ્યારે સાંભળ્યું કે અલીસાકર નાસી ગયો છે ત્યારે તે ઘણોજ ચીડાઇ ગયો, અને બોલ્યો કે " આ નિમકહરામ બાંદીની સાથે હું કદી પણ વાત કરનાર નથી અથવા તેનું મોં પણ જોવા ઇચ્છતો નથી. " તેણે તુરત હુકમ કીધો કે " મસરૂર ! આ કંગાળને મહેલમાંના 'કાળા બુરજ' માં બંધ કર!" આ બુરજ પાદશાહના મહેલમાંજ બાંધેલો હતો, અને તેના જનાનખાનાની કોઇ પણ ઓરત પાદશાહની નજરમાં ગુનેગાર ઠરતી હતી ત્યારે તેને તે બુરજમાં કેદ કરવામાં આવતી હતી.

ધારા મુજબ મસરૂર દિલગીરી સાથે આ હુકમ મુજબ ફેતનાબને ' કાળા બુરજ ' માં નાખવા માટે સાથે લઇ ચાલ્યો. ફેતનાબને તે દિલગીરી દેખાડવા લાગ્યો કે તેનો કાંઇ વાંક નથી. ફેતનાબ પણ ખુલાસો કરવા માટે બેનસીબ રહી, કેમકે ખલીફે તેણીનો એક શબ્દ પણ સાંભળવા માટે ના પાડી. બીજો કંઇ ઉપાય નહિ હોવાથી ફેતનાબ પોતાના નસીબપર અફસોસ કરી ત્યાંથી મસરૂર સાથે ગઇ, જેને મસરૂરે પેલા ' કાળા બુરજ ' માં બંધ કીધી. પછી ખલીફે પોતાના દરબારનાં માણસોને રવાના કરી સિરિઆના બાદશાહ ઉપર એક રૂકો નીચે મુજબ લખ્યો.

" ખલીફહારૂન—અલ—રસીદ તરફથી સીરિયાના પાદશાહ મહમદ ઝીનબી જોગ.

" મારા પ્યારા ઝીનબી ! આ રૂક્કાથી તમને જણાવું છું કે દમાસ્કસ શહેરના પ્રખ્યાત વેપારી " અલીસાકર, કે જે સમસુદીનનો પુત્ર થાય છે, તે મારી ખુબસુરતમાં ખુબસુરત બાંદી ફેતનાબને મારી " ગેરહાજરીમાં ફોસલાવી લઇ ગયો હતો. પાછળથી તપાસ કરતાં તે બાંદી તો હાથ આવી છે પરંતુ " તે નાપાક હરામી અત્રેથી નાસી તમારા તરફ આવ્યાનું જણાય છે. "

મારી ઇચ્છા છે કે " તમે આ કાગળનો અમલ તાબડતોબ કરશો. આ કાગળ તમને મળે કે " તુરત તમે જાતે અલીસાકરને મકાને જજો, અને બરાબર ચોકસાઇથી તપાસ કરી તેને પકડી મારી " તરફ મોકલજો. કદાચ તેનો પત્તો ન લાગે તો તેની બહેન તથા માને પકડી તમારા આખા શહેરનાં " ભુંડા હાલે ફેરવી સઘળી પ્રજાના દેખતાં સો સો ફટકા મરાવજો, તે સાથે તમારા આખા શહેરમાં " ઢંઢેરો પીટાવજો કે જે નામદાર ખલીફાના ગુનામાં આવે છે તેના આવા હાલહવાલ થાય છે. આ " પ્રમાણે ત્રણ દીવસ સુધી કરજો. વળી તેનું ઘરબાર લૂટી લઈ જમીનદોસ્ત કરી નાખજો. તેની " બહેન તથા માને પછીથી શહેર બહાર કાઢી મૂકજો અને તમારા શહેરના તમામ લોકોને સખત " ફરમાન કરજો કે ' કોઈ તેને અધોળ પાણી પણ પાય નહિ, જે જરા પણ મદદ કરશે તેને ગરદન " મારવામાં આવશે. ' આ કાગળમાં લખ્યા પ્રમાણે બરાબર સખતાઇથી વર્તજો. એ નાપાક માણસ " તરફ કોઇ પણ જાતની દયા લાવવાનું કાંઇ પણ કારણ નથી, આ પ્રમાણે વર્તવામાં જો તમે કસુર " કરશો તો તમને સખત નશીઅત થશે. "

ઉપર પ્રમાણે કાગળ લખી તેનાપર પોતાના નામનો મ્હોર સિક્કો કરી નીચે પોતાની સહી કરી એક કવરમાં બીડી એક જુવાન કાસદને બોલાવી તે કાગળ તેને આપ્યો. પછી કાસદને કહ્યું કે " આ કાગળ લઇ તું તાકીદે દમાસ્કસ જા, અને ત્યાંના સુલતાનને આપી આ કાગળમાં લખ્યા મુજબ અમલ કરવાને કહે. તે બરાબર અમલ કરે છે કે નહિ તેની તારે બરાબર તપાસ રાખવી. વળી તારી સાથે પેલાં પાળેલાં કાસદીઆં કબુતરમાંથી ત્રણને સાથે લઇ જા. તેમાંથી દરેકને વારાફરતી બગદાદ મોકલજે. તેઓની ડોકે બાંધેલા કાગળમાં સવિસ્તર હકીકત લખવી જોઇએ, જેથી હું તમામ હકીકતથી સારી-

રીતે માહીતગાર થાઉં. તું હવે વાર ન કરતાં તાકીદે જા. નામદાર ખલીફના આ છેલ્લા શબ્દો સાંભળતાંજ તે જુવાન કાસદ નીચે પડી ખલીફની ગાદીની ખાપ ચુમી બોલ્યો કે "નેક નામદાર હું ઘણીજ તાકીદે જાઉં છું અને આપના હુકમને બરાબર અમલમાં મૂકાવું છું. આપ બેફીકર રહો, એમ કહી નમન કરી ચાલ્યો ગયો.

જુવાન કાસદ બીનહરકતે ઘણીજ તાકીદે દમાસ્કસ પહોંચ્યો. પછી તુરતજ તે દરબારમાં ગયો, જે વખતે સુલતાન પોતાના તમામ અમીર ઉમરાવો સાથે પુર દબદબાથી બિરાજતો હતો. કાસદે જઇ ઘણીજ નમનતાઇથી માન આપી તે કાગળ સુલતાનની ગાદી આગળ મૂકયો. સુલતાને તે કાગળ ઘણીજ આતુરતાથી પોતાના હાથમાં લઇ ફોડયો તો નામદાર ખલીફની સહી તથા મહોર સિક્કો નજરે પડયાં. તુરતજ સુલતાને તે કાગળને ઘણાજ પ્રેમથી ચુમી પોતાને શિરે ચઢાવ્યો. ત્યારબાદ સર્વ સભાસદોની રૂબરૂમાં મોટેથી વાંચવા માટે પોતાના મુખ્ય પ્રધાન જલાલને આપ્યો. જલાલે સુલતાનના હુકમ મુજબ સર્વેની સમક્ષ પત્ર વાંચી બતાવ્યો. પત્ર પુરો થતાંજ સૌ દરબારીઓ ઘણાજ તાજુબ થયા, અને પાદશાહ પોતે પણ ઘણો તાજુબ થયો, તેથી પાદશાહે પોતે તે કાગળ હાથમાં લઇ ફરી ફરીને ત્રણ વાર વાંચ્યો.

નામદાર ખલીફના હુકમને માન આપી સુલતાન તુરતજ અલીસાકરને મકાને ઘોડેસ્વાર થઇ ગયો. તેની પાછળ તેના કેટલાક સિપાઇઓ પણ ગયા. સુલતાન પહોંચ્યો ત્યારે અલીસાકરનું ઘર બંધ હતું. સુલતાન વગર બોલે તેનાં કમાડ ઉઘાડી અંદર દાખલ થયો, તો ઘરમાં એક ડોશી કે જે અલીસાકરની મા મહેતાબ હતી અને એક જુવાન ઓરત કે જે અલીસાકરની બહેન પ્યારી ઝેબ હતી, તે બંને અતિ રડતાં કકળતાં જણાયાં.

સુલતાને મોટે સાદેથી પેલી બુઢી ડોશીને પૂછયું કે અલીસાકર કયાં છે ? આ શબ્દો સાંભળતાંજ ડોશીએ ચમકીને જરા ઉંચી નજર કરી તો પોતાના ખુદ સુલતાનનેજ પોતાને ઘેર આવેલો જોઇ ઘણી તાજુબી સાથે તેના પગે પડી બોલી કે "ઓ નેકનામદાર ! મને મારા બેટાની પુરતી ખબર નથી. પરંતુ હું ધારૂં છું કે તે નક્કી મરી ગયો હશે. કારણ કે તે જે વેપારીઓ સાથે બગદાદ ગયો હતો તે તો કયારનાએ આવી પહોંચ્યા છે અને તે તો હજુ સુધી આવ્યો નથી એટલુંજ નહિ, પરંતુ તેનો એક પણ પત્ર કે મોઢાના સમાચાર પણ નથી. મેં તે વેપારીઓને પણ પૂછી જોયું તો તેઓએ જણાવ્યું કે "અમે તેને ઘણા દિવસપર તનદુરસ્તીમાં જોયો હતો, પણ હમણા નજરે પડયો નથી. અમે મા દીકરીએ તો તેની બિલકુલ આશા મૂકી છે. અમે તેનું પુતળું બનાવી ઘોરમાં દાટી તેની પાસે બેસી રાતદિવસ રડયા કરીએ છીએ. આ શબ્દો બોલતાંજ ડોશી બેભાન થઇ જમીનપર પડી.

આ હૃદયવેધક બનાવ જોઇ સુલતાનના દિલપર ઘણીજ ઉંડી અસર થઇ. કારણ કે સુલતાનનું હૃદય ઘણું કોમળ તથા સરલ હતું. વળી તે અલીસાકરને તેમજ તેની મા અને બેહનને સારી રીતે ઓળખતો હતો, અને તેની ખાતરી હતી કે આ લોકો ઘણાં નીતિવાળાં છે. વળી અલીસાકરના ગુના બદલ તેની મા તથા બહેનને શિક્ષા કરવાનું તેને વ્યાજબી લાગ્યું નહિ, તોપણ તેને નામદાર ખલીફાની ઘણી બીક લાગી તેથી તે બોલ્યો કે "ઓ નેક બાનુ ! મારે તમને જણાવવું જોઇએ કે તમારા દિકરા અલીસાકરે બગદાદના નામદાર ખલીફાનો મોટો ગુનો કર્યો છે. તેથી તમો સઘળાંને ભારે શિક્ષા કરવાને મને ફરમાન થયું છે, મારી તો ખાતરીજ છે કે અલીસાકર નિર્દોષજ હશે, તોપણ નામદારના હુકમનો અનાદર કરવાને મારી હીંમત પહોંચતી નથી, કારણ કે તે ગુસ્સે થાય તો મને પદભ્રષ્ટ કરે, માટે હું તમારી તરફ જે બેઅદબી વર્તણુક ચલાવું છું. તે માટે મને માફ કરશો." આ શબ્દો બોલ્યાબાદ તેણે તે બંને ઓરતોને ઘરની બહાર જવા હુકમ આપ્યો. પછી પોતાના વિશ્વાસુ માણસોની મારફતે બરાબર તપાસ ચલાવી, પરંતુ અલીસાકરનો કંઇ પણ પત્તો લાગ્યો નહિ, ત્યારે તેણે તેના ઘરની સર્વે માલમતા કે જે મોટા મોટા પાદશાહોની તિજોરીમાં પણ હોતી નથી તેવી અસંખ્ય દોલત લૂટાવી લીધી. ત્યાર પછી તે બંને ઓરતોને રોતી કકળતી સ્થિતિમાં પોતાના દરબાર તરફ લઇ ચાલ્યો. આ બનાવ જોવાને આખા દમા-

રકસ શહેરની તમામ પ્રજા તળેઉપર થઇ રહી હતી, અને તે સર્વે પોતાના મનમાં નામદાર ખલીફને ઘણોજ ધીટકાર આપતાં હતાં, પરંતુ જાહેરમાં તેની ધાકથી કોઇ એક શબ્દ પણ બોલી શકતું ન હતું.

ત્યાર પછી નામદાર ખલીફના હુકમ મુજબ શહેરમાં ઢંઢેરો પીટાવી તે બંને ઓરતોને ચીંથરેહાલ કરી આખાં શહેરમાં ફેરવી, અને સર્વે લોકોના દેખતાં સો સો ફટકા મરાવ્યા. આ બિચારી નિરાપરાધી ઓરતો આ શિક્ષાથી તદન બેભાન જેવી થઇ ગઇ, કારણ કે નાનપણથીજ ખાનદાન કુટુંબમાં ઉછરવાથી જેણે તાપ તડકાને પણ જોયો ન હતો, ઘરની બહાર એક ડગલું પણ મૂક્યું ન હતું, અને કોઇની એક લપડાક કે એક હુંકારો પણ સાંભળ્યો ન હતો, તેમને આવી બેહદ શિક્ષા થઇ હતી. જ્યારે તે બંનેની આવી ત્રાસદાયક સ્થિતિ જોઇ ત્યારે તે શહેરના દરેક દરેક માણસની આંખમાંથી આંસુઓ ટપકવા લાગ્યાં, સુલતાનની આંખમાં પણ ઝળઝળીઆં આવી ગયા. સાંજ પડવાથી સુલતાને તે બંને ઓરતો કે જે બેભાન હતી તેમને ઉંચકાવી દરબારમાં મોકલાવી.

રાણીવાસમાં આ વાતની ખબર પડતાં ભલી અને દયાળુ રજીઆ ગણી તુરતજ તેમની પાસે આવી તે બંનેના મોઢાપર પાણી છાંટી તેમને સચેત બનાવ્યાં, ત્યાર પછી રાણીએ તેમને પુષ્કળ દિલાસો આપતાં જણાવ્યું કે "તમારે એક ખુદાની ખાતર હીંમત રાખવી, તમે જાતે પવિત્ર અને નિર્દોષ છો તો પછી કોઇક દિવસ પણ સત્ય વાત ઉઘાડી પડશે અને પોગળ જણાઇ આવશે. જે ખલીફ અત્યારે તમારાપર બેહદ જુલમ ગુજારે છે તેજ ખલીફ થોડા દિવસ પછી તમારા પગે લાગશે, માટે ધૈર્ય રાખો."

પેલી બુઢ્ઢી ઓરત બોલી કે "ઓ નામદાર બાનુ! હું નક્કી ખાતરીપૂર્વક જણાવું છું કે મારો અલીસાકર તદન નિર્દોષજ છે, તેને નાનપણથીજ એવી સારી ઉત્તમ કેળવણી આપી છે કે તે કદી પણ અનીતિને રસ્તે ચઢેજ નહિ. જો તેનો કંઇ પણ વાંક નીકળે તો તે બદલ હું મારો જાન આપવા પણ તૈયાર છું." રાણીએ જણાવ્યું કે "ઓ ભલી બાનુ! હું અલીસાકરને તેમજ તમને સારી રીતે ઓળખું છું. પરંતુ ખલીફના હુકમનો અનાદર કરવાની કોઇની પણ તાકાદ નથી. માટેજ તમે નાહક આટલાં બધાં દુઃખી થાઓ છો!"

ત્યારપછી તે રાણીએ પોતાની રાણી મારફતે એક સુંદર ખાણું મંગાવી તે બંનેને લેવા માટે અતિ આગ્રહ કર્યો, તેથી તેઓએ રાણીના હુકમને માન આપી તેમાંથી થોડોક ખોરાક લીધો. ત્યારપછી કેટલીકવાર સુધી તે પરોપકારી અને ઉદાર રાણીએ તે બાનુઓની સાથે લાંબા વખત સુધી મીઠી વાતો ચલાવી આવી રીતે સારવાર થવાથી તે બાનુઓને કંઇક ઠીક થયું તેથી સવારમાં પાછાં હતાં તેવાં તૈયાર થયાં, જેવા પ્રથમ દિવસની માફક આજે પણ શહેરમાં ફેરવી ઘણોજ ત્રાસ બતાવ્યો.

એ પ્રમાણે ત્રણ દિવસ કર્યા પછી તે બિચારા અભાગીઆંને શહેર બહાર કાઢી મૂકવામાં આવ્યાં, અને તે સાથે શહેરમાં ઢંઢેરો પીટાવ્યો કે જે કોઇ આ બાનુઓને મદદ આપશે તેને ગરદન મારવામાં આવશે, જો કે તમામ લોકોનો અલીસાકરની મા તથા બહેન તરફ અતિ પ્રેમ હતો, પરંતુ તે આવા સખત ફરમાનનું અપમાન કરવાને શક્તિવાન ન હતા, જેથી તે બિચારાંને કોઇએ પાણી પણ પાયું નહિ. આ બંને મા દીકરી નિરાશ થઇ પોતાના દુરદૈવને ઠપકો આપતાં શહેર બહાર નીકળ્યાં અને એક તળાવની પાળે વડના ઝાડ તળે બેઠાં. બંને મા દીકરા પોતાનાપર પડેલા અસહ્ય દુઃખથી અને અપમાનથી કંટાળી ગયાં હતાં જેથી તેમને જીવવું પણ વહાલું લાગતું ન હતું, તોપણ પોતાના પ્યારા બેટા અલીસાકરને મળવા માટે તે ડોશી ઘણીજ આતુર હતી. ગમે તે પ્રકારે અલીસાકરનો પત્તો મેળવી તે દુનીઆમાં હયાત હોય તો તેને મળવું એ તેનો ચોક્કસ ઠરાવ હતો. અલીસાકરની બહેન પણ પોતાના ભાઇને શોધી કાઢવા માટે તેટલીજ ઇન્તેજાર હતી. અને તે બંનેએ તેટલાજ માટે પોતાના દુઃખી શરીરને હયાત રાખવા ઇચ્છયું. જો અલીસાકર મરી ગયો છે એવી ચોકસ ખબર તેમને મળે તો તેજ ઘડીએ તેઓ પોતાના પ્રાણ કાઢી આ દુઃખી દેહનો અંત આણત. હવે અલીસાકરનો પત્તો કેવી રીતે મેળવવો તે બાબત તેમણે પુષ્કળ વિચાર ચલાવ્યો. છેવટે તેમણે નક્કી કર્યું કે બગદાદ જઇ બારીક તપાસ કરવાથી અલીસાકરની હયાતી વિષે ખરી ખાતરી મળશે, માટે આપણે બગદાદ જવું.

આ પ્રમાણે વિચાર કરી તે બંને મા દીકરી બગદાદ જવાને નીકળ્યાં. રસ્તામાં, તેમને કેટલાંક દુઃખ વેઠવાં પડયાં. કારણ કે આટલે બધે દૂર દેશ જવાને તેમની પાસે બિલકુલ પૈસા ન હતા, પહેરવાને પુરતાં કપડાં પણ ન હતાં, વળી તેઓ એક ગાઉ પણ ચાલેલાં ન હતાં, ખાવાને માટે ભાથું પણ ન હતું. પહેલે દિવસે તે બંને જણાં દમાસ્કસથી નીકળી ત્યાંથી પાચ ગાઉ છેટે એક નાના ગામડામાં આવી રાતવાસો રહ્યાં. આ ગામડું છેક નાનું હતું ત્યાં ઉતરવાને માટે ધર્મશાળા પણ ન હતી તેથી એક ખેડુતની ઓસરીમાં રાતવાસો પડી રહ્યાં તે ભલા ખેડુત સાથે કેટલીક વાતચિત થતાં તે ખેડુતને માલમ પડયું કે આ બંને બાનુઓ તો આપણા પ્રખ્યાત વેપારી અલીસાકરની મા તથા બહેન છે તેથી તેણે તે બંનેને ખાવા પીવાને માટે એક વેપારીને ત્યાં બંદોબસ્ત કરી આપ્યો અને ત્યાર બાદ પોતાના ઘરમાં સુવાડયાં, સવાર પડતાં તેઓ બંને પેલા ભલા ખેડુતનો ઉપકાર માની તેની રજા લઇ નીકળ્યાં. કેટલેક દિવસે તેઓ અલેપ્પો નગરમાં આવી પહોંચ્યાં. આ નગરમાં તેમણે એક ધર્મશાળામાં મુકામ કર્યો અહીં આગળ તેમને આજ નગરનો એક મોટો વેપારી કે જે અલીસાકરનો ખાસ સ્નેહી હતો તે ઓચિંતો મળ્યો. આ વેપારી કે જેનું નામ દિલાવર હતું તે આ બંને બાનુઓને પોતાને ઘેર તેડી ગયો. પોતાના દરજ્જાને શોભે તેવો પોશાક તથા કેટલાક પૈસા તે વેપારીએ તેમને આપ્યા. પછી તેમને બગદાદ સુધી સહી સલામત પહોંચાડવા માટે પોતાના ખાસ વિશ્વાસુ ગુલામોને તેમની સાથે મોકલ્યા. આ ગુલામો તે બંનેને સહીસલામત બગદાદ મુકી ગયા. બગદાદમાં તેઓને મૂકી તે ગુલામો પોતાને રસ્તે પડી ગયા.

આ બંને બાનુઓ બગદાદમાં કદી પણ આવી ન હતી, અને તેથી બગદાદ જેવા ગંજાવર શહેરમાં પોતે કયાં જવું તેનો વિચાર કરવા લાગી. તે બંને જણાં આ પ્રમાણે વિચારમાં ગુંથાએલાં હતાં તેવામાં એક માણસને મોટી બુમ પાડતો સાંભળ્યો, તેથી તે બંનેનું લક્ષ તે માણસ તરફ ગયું. આ માણસે તેટલામાં ફરીથી બૂમ પાડી કે “કોઇ ગરીબગરબું ભૂખ્યું તરસ્યું દુઃખી હોય તે આ શહેરના નામીચા શેઠ અયાબખાનને મકાને આવજો. ત્યાં તેને જે જોઇએ તે મળશે.”

આ બંને બાનુઓ જો કે ખાનદાન કુટુંબની હતી અને તેથી તેમને આવી રીતે બીજાનો આશ્રય લેવો પસંદ ન હતો, તોપણ વખતને અનુસરી તે માણસની સાથે પેલા શેઠને ત્યાં ગયાં. શેઠના મકાન આગળ પહોંચતાંજ શેઠ અયાબખાન બહાર ખુરશીપર બેઠેલા હતા તેમની નજર આ બંને બાનુઓપર પડી જો કે આ બંને બાનુઓનો ચેહેરો અસહ્ય ત્રાસ અને દુઃખથી નિસ્તેજ થઇ ગયો હતો તોપણ તેમના ખાનદાન કુળની ભવ્યતા તેમના કપાળમાં દીપી રહી હતી. તેમનો ખુબસુરત ચહેરો દુઃખને લીધે વાદળમાંથી નીકળતા ચંદ્ર માફક રમણીય લાગતો હતો. મતલબ કે તેમને જોતાંજ તેઓ ખાનદાન કુટુંબનાં સુખી માણસ છે એમ સહેજ અનુમાન થઇ શકતું હતું ચતુર અયાબખાને જોતાં વારજ પોતાના મનમાં નક્કી કર્યું કે આ બંને ઉમરાવ કુટુંબની સુખી બાનુઓ છે તેથી તેમને પોતાની સાથે પોતાના મકાનમાં લઇ જઇ પોતાના ખાવાના સુંદર ખાણામાંથી તે બાનુઓને ખાવાનું અપાવ્યું. ત્યારબાદ પોતાની બાનુ પાસે આ બંને બાનુઓને રાખી. આ બંને બાનુઓ આ ઉદારશેઠ શેઠાણીના આશ્રય તળે રહેવા લાગી. શેઠ શેઠાણી નવરાસની વેળાએ આ બાનુઓ સાથે વાતચિત કરતાં હતાં, તેથી બે ચાર દિવસમાં તો તે બાનુઓની તમામ સ્થિતિથી તે શેઠ શેઠાણી સારી રીતે વાકેફ થયાં.

આ બંને બાનુઓને આ ઉદાર શેઠ શેઠાણી આગળ મુકી આપણે પેલી ફેતનાબ તરફ નજર દોડાવીએ. બિચારી ફેતનાબને મહેલની અંદરના કાળા બુરજમાં કેદ રાખવામાં આવી હતી. આ બુરજ મહેલની અંદરના ભાગમાં એકાંત સ્થળે હતો. ત્યાં કોઇ પણ માણસનો પગસંચર પણ ન હતો. અને તેથી એકાંત કેદ તરીકેની શિક્ષા કરવાને તે ઘણો ઉપયોગી થઇ પડતો. આ એકાંત વાસમાં બિચારી ફેતનાબ રાત દિવસ પોતાના પ્યારા અલીસાકરનો મંત્ર જપતી હતી, વળી પોતાનેજ લીધે પોતાનો વહાલો અને પ્રાણદાતા દુઃખી થાય છે તે વાતનો વિચાર કર્યા કરવા લાગી. આ દુઃખમાં અને ફીકરમાં તેનું શરીર દિન પ્રતિદિન સુકાતું ગયું. એક વખતે ખલીફ ફરતો ફરતો પેલા કાળા બુરજ આગળ જઇ પહોંચ્યો, ત તેણે ફેતનાબને નીચેના બોલો મધુરપણે બેધડક બોલતાં સાંભળી. “ઓ નેક ખુદા તારો ન્યાય

અલૌકિકજ છે! જે ઉદાર દિલના જુવાને નામદાર ખલીફની મનમાનીતી બાંદી જે હું (ફેતનાબ) તેને મરતાં મરતાં મોતના પંજામાંથી બચાવી તેને તેના મહાન કામના બદલામાં ઘરબાર વગરનો ભીખારી કરી મૂક્યો અને રવડતો રખડતો કરી દીધો. અરે ખલીફ આજે તું આખી આલમનો પાદશાહ હોવાથી તારા આવા અઘટિત કાર્યને કોઇ પણ ઉલંઘન કરી શકતું નથી, પરંતુ તું જ્યારે નેક ખુદાની હજુરમાં જઇશ ત્યારે તારી શી દશા થશે તેનો તેં વિચાર કર્યો? આ તારા ઘોર કર્મને માટે તને શી શી શિક્ષા થશે તે પણ હું ચોક્કસ કહી શકતી નથી. જેણે તારા ઉપર અત્યંત અને ન બની શકે તેવો ઉપકાર કર્યો છે, તેને તેં ન દેવાય તેવાં જુલમી દુઃખ દીધાં."

આ વચનો સાંભળતાંજ નામદાર ખલીફની ખાતરી થઇ કે "અલીસાકરે તો ફેતનાબને મદદ કરી તેનો જીવ બચાવ્યો છે, અને મેં તો તેનાપર અસહ્ય ત્રાસ વર્તાવ્યો છે. આ કામ ઘણુંજ નિંદવા લાયક તથા શરમ ભરેલું છે" આમ વિચાર કરી તે પોતાના મહેલમાં ગયો, અને તુરતજ પેલી પ્યારી ફેતનાબને છુટી કરવા મસરૂરને હુકમ આપ્યો.

મસરૂર તુરતજ ફેતનાબની પાસે ગયો, અને તેને છુટી કરી શાહની પાસે બોલાવી લાવ્યો. પ્યારી ફેતનાબ શાહના પગ આગળ લાંબી થઇ પડી. શાહે તેને પોતાને હાથે ઝાલી બેઠી કરી, અને પછી પોતાની પાસે બેસાડીને પૂછ્યું કે "અરે મારી વહાલી ફેતનાબ! તું સાચે સાચું કહે છે કે અલીસાકર બીનગુનેગાર છે?" ફેતનાબે કહ્યું કે "હું ખુદાના પવિત્ર નામને યાદ કરી કહું છું કે અલીસાકર તદ્દન નિર્દોષ અને પવિત્ર માણસ છે. જો કે પ્રથમ તો મારી ખુબસુરતીને લીધે તેનું દિલ મારાપર ચોંટયું હતું પરંતુ જ્યારે તેને માલમ પડ્યું કે આ બાંદીતો ખાસ નામદાર ખલીફની માનીતી છે. ત્યારે તો તેણે પોતાના મનને ખાસ દૃઢ કરી મને અતિ માન આપવું શરૂ કર્યું, જો કે મારે સાચે સાચું જણાવવું જોઇએ કે તે અલીસાકરના ખુબસુરત ચહેરાથી અને તેની ખીલતી જુવાનીના બહારથી મારૂં દિલ તેની તરફ ચોંટયું હતું, ફક્ત આ મોહપાશમાં સપડાવા માટે અલીસાકરના મરજીનીજ ખામી હતી; પરંતુ તે બહાદુર અને દૃઢ મનના પુરૂષે ચોક્કસ જવાબ આપ્યો કે, જે વસ્તુ શેઠની છે તે ચાકરની કદી પણ થાય નહિ! મેં તેને બે ત્રણવાર ફરી ફરીને તપાસી જોયો પરંતુ તેણે તો તેનો તેજ જવાબ આપ્યા કર્યો. વળી તેણે મારે માટે જે જે સવડો કરી હતી તે તે પરથી સાફ જણાઇ આવે છે કે તે એક ખાસ ઉમરાવ દિલનો સુંદરેસો માણસ છે, હું તેની સાથે લગભગ ત્રણચાર માસ રહી તે દરમ્યાન એકે વખત તેની ચાલ મને નુકસાનકર્તા કે અપમાનકારક જણાઇ નથી. આવા ઉંચા દિલના સદ્દગુણી નરરત્નને તને વગર વિચારે અસહ્ય દુઃખ દીધું. માટે ખુદાના પવિત્ર દરબારમાં તમારે અવશ્ય જુબાની આપવી પડશે, અને તેની ઘટતી શિક્ષા ખમવી પડશેજ. હું ખુદાના કસમથી ખાત્રીપૂર્વક કહું છું કે તેના જેવો પવિત્ર પુરૂષ બીજો એક પણ નથી. ને તે દૃઢ મનના પવિત્ર પુરૂષના હાથમાં હું ગઇ ન હોત તો આજે હું જીવતી પણ નજ હોત. શાહે જણાવ્યું કે "હું આ બધી વાત સાચી માનું છું પરંતુ મને જલદી જણાવ કે મને શહેરમાં આવે એક માસ વીતી ગયા બાદ તેં મને ખબર કેમ આપી, ત્યાં સુધી તું તે જુવાન પુરૂષની સાથે કેમ રહી? હું તારા દુઃખમાં રાત દિવસ ઝુરી ઝુરીને મરતો અને તું તેની સાથે મોજમજા ઉડાવે તેનું ખરૂં કારણ શું?"

ફેતનાબ બોલી કે "ઓ નેક નામદાર! હું સાચેસાચું કહું છું કે બિચારો અલીસાકર કવચિતજ ઘર બહાર નીકળતો હતો, અને તેથી તમારા આવ્યાની ખબર છેક મોડી પડી, વળી તમને તે ખબર પહોંચાડવા માટે જે કાગળ મોકલાવેલો તે કાગળ લાવનાર કોઇ ખરેખરૂં વિશ્વાસુ માણસ હોયતોજ તમને તે પત્ર મળે, નહિ તો બારોબાર રસ્તામાંથીજ ઉડી જાય. આપનાં મુખ્ય રાણી સાહેબનો તો મારાપર કેટલો બધો પ્રેમ છે; તે આપ જુઓ છો! મેં કાગળ તો ખબર મળી કે તુરત લખી મુક્યો હતો. પરંતુ જ્યારે પેલી વિશ્વાસુ દાસી નિરનિહાર અલીસાકરને મળી ત્યારે તે પત્ર તેણીને તેણે આપ્યો હતો,"

આ સઘળી બીનાપરથી ખલીફની પક્કી ખાતરી થઇ કે બિચારો અલીસાકર તદ્દન નિરાપરાધી છે. અને તે તેમજ તેની મા બહેન નાહક દુખી થયાં છે, હવે તેને પોતાના અવિચારી કામ માટે ઘણો

પસ્તાવો થયો, અને અફસોસ કરી રડવા લાગ્યો. તેણે ફેતનાબને પૂછ્યું કે " હવે મારે શું કરવું ? તે મને બતાવ ! કારણકે મને કંઇ પણ સુઝ પડતી નથી. ફેતનાબે જણાવ્યું કે " નેક નામદાર ! જે વાત બની ગઇ તેનો અફસોસ કરવો, એ ઊચિત નથી, માટે તમે કંઇ પણ શોક કરશો નહિ. હવે તો તમારે તે જુવાન પુરૂષનો પત્તો લગાડી તેને તેના કામનો પુર્ણ બદલો આપવો જોઇએ. અને તેટલા માટે આપ નામદારે આપના આખા રાજ્યમાં ઢંઢેરો પીટાવી ખબર અપાવવી કે 'દમાસ્કસના પ્રખ્યાત વેપારી સમસુદ્દીનના બેટા અલીસાકરને નામદાર ખલીફ તરફથી માફી બક્ષી છે, માટે જે કોઇ માણસ તેનો પત્તો લગાડી નામદાર ખલીફની હજુર હાજર કરશે, તેને ભારે ઇનામ મળશે.' આ ખબર દેશપરદેશ ફેલાતાં અલીસાકરનો પત્તો મળવા સંભવ છે. વળી જો આપ નામદારનો હુકમ હોય તો હું જાતે તેની તપાસ માટે જાઉં, મારો પ્રાણ બચાવનારનો બદલો વાળવાની આ અમુલ્ય તક છે, પછી જેવો આપનો વિચાર." ખલીફે ફેતનાબની સલાહને માન આપી દેશપરદેશ સઘળે ઠેકાણે કાસદ મારફતે ઉપરનો ઢંઢેરો ફેલાવી દીધો. તેમજ ફેતનાબને અલીસાકરની શોધ માટે જવા રજા આપી. ફેતનાબને આ રજા મળવાથી અત્યંત ખુશાલી ઉપજી, તેથી જેમ બને તેમ તાકીદે પોતાના પ્રાણરક્ષક અને ખુબસુરત અલીસાકરની શોધ માટે જવા તૈયારી કરી.

નામદાર ખલીફના આ ઢંઢેરાની ખબર અલીસાકરની મા મહેતાબ તથા તેની બહેન પ્યારી ઝેબને પેલા ઉદાર શેઠ અબાબખાને તુરત આપી. તે માદીકરી આ ખબર સાંભળી હર્ષઘેલાં થઇ ગયાં. અને જગતકર્ત્તાના તે ઉદાર શેઠના અને નામદાર ખલીફના હજારો ઉપકાર માનવા લાગ્યાં. હવે તેમની ખાતરી થઇ કે 'આપણા દુઃખના દહાડાનો અંત આવ્યો છે. જગતકર્ત્તાની મહેરબાનીથી અલીસાકરનો પત્તો લાગે તો બસ છે.'

બીજે દિવસે પેલી બાંદી ફેતનાબ અલીસાકરની શોધ માટે બહાર નીકળી. તેણે પ્રથમ બગદાદ શહેરમાં તપાસ કરવા ધાર્યું, તેથી તે ફરતી ફરતી બજારમાં આવી; તેટલામાં તેને પેલો ઉદાર અબાબખાન મળ્યો. ફેતનાબ આ પ્રખ્યાત શેઠને સાધારણ રીતે ઓળખતી હતી, તેમજ અબાબખાન ફેતનાબને પણ ઓળખતો હતો, તેથી ફેતનાબે તે શેઠને પૂછ્યું કે " મારે કેટલાક પૈસા ગરીબ ગરબાંને ખેરાત કરવા છે. મારો વિચાર એવો છે કે તે પૈસા કોઇ ખાનદાન કુટુંબનાં દુરદૈવથી નિરાધાર થયેલાં માણસો, કે જે બિચારાં પોતાની ખાનદાનીને લીધે ભીખ માગી શકતાં નથી, અને તેથી બીજા ગરીબગરબાં કરતાં પણ અત્યંત દુઃખી હોય છે તેવાં માણસોને આપવા. તમે આ શહેરમાં ઘણાં ગરીબગરબાંને પાળો છો અને તેથી તમે વધારે માહીતગાર હશો, માટે મહેરબાની કરી તેવાં માણસોનો પત્તો મને આપશો હું તેમનાં નામ કદી પણ બહાર પાડીશ નહિ." અબાબખાને જણાવ્યું કે "ઓ નેકબાનુ ! તમારો વિચાર ઘણો ઉત્તમ છે. હાલમાં મારી પાસે તેવાં માણસ ઝાઝાં નથી, પરંતુ ફક્ત બે બાનુઓ છે તેઓ થોડા દિવસ થયાં દમાસ્કસ શહેરથી અત્રે આવેલી છે. અને તે બંને મા દીકરી છે. તેમની વાતચિતપરથી તેમજ રહેણી કરણીપરથી તેઓ ખાનદાન કુટુંબનાં લાગે છે, માટે તમે તેમને જાતે મળી તપાસ કરો અને યોગ્ય લાગે તો બનતી મદદ આપો તે બને મારા મકાને મારી બાનુ પાસે છે." ફેતનાબે જણાવ્યું કે "મારા ઉદાર શેઠ ! મને આપના મકાને લઇ જઇ તેમની મુલાકાત કરાવશો ? જેથી હું આપના કહેવા પ્રમાણે તપાસ કરી શકું." અબાબખાને તે વાત ઘણી ખુશીથી કબુલ કરી અને તેથી ફેતનાબને લઇ પોતાના મકાન તરફ પાછો વળ્યો. રસ્તામાં વાતચિત કરતાં કરતાં તેઓ થોડાકવારમાં તે શેઠના મકાને આવી પહોંચ્યાં. શેઠે પોતાના શેઠાણી મરીયમને જણાવ્યું કે " નામદાર ખલીફની માનીતિ બાંદી ફેતનાબ આપણે ઘેર રહેલી બાનુઓની મુલાકાત આઇ છે માટે તેમને તેમની પાસે લઇ જજો. તે મારી સાથે આવેલાં છે. આ શબ્દો સાંભળતાંજ મરીયમ તુરતજ બહાર આવી ફેતનાબને અતિ માનથી મળી અને તેનો હાથ પકડી પોતાના ઓરડામાં કે જ્યાં પેલી બે બાનુઓ અફસોસ કરતી બેઠી હતી ત્યાં લઇ આવી. પેલી બે બાનુઓ જો કે આ નવીન બાનુને બિલકુલ ઓળખતી નહતી, તો પણ તેના દેખાવપરથી તે કોઇ મોટું માણસ છે એમ ધારી પગે પડી. ફેતનાબે તેમને અતિ પ્રેમથી પોતાની પાસે બેસાડયાં અને

તેમની સાથે મીઠા વચનથી વાત કરવા માંડી. થોડીકવારમાં તો તે તેમની સાથે એવી તો ભળી ગઇ કે તે બાનુઓને મન પોતાના ઘરના માણસના જેવી પ્રીય થઇ પડી.

હવે તે બાનુઓ ફેતનાબ સાથે છુટથી વાતચિત કરવા લાગી. ફેતનાબે જણાવ્યું કે "મારાં નેક બાનુઓ! હું તમને ઘણા આગ્રહથી પૂછુંછું કે મને તમારી અસલ સ્થિતિથી સારી રીતે વાકેફ કરશો. તમારી રીતભાત પહેરવેશ અને ખવાસ જોતાં મને સમજાય છે કે તમે કોઇ ખાનદાન કુટુંબમાં ઉછરેલાં છો, પરંતુ દુરદૈવે તુમારી આ દશા કરી છે. જો તમે મને તમારી ખરી બીનાથી વાકેફ કરશો તો હું વચન આપુંછું કે તમારૂં દુઃખ ટાળવાને મારાથી બનતો પ્રયત્ન કરીશ.

અલીસાકરની મા મહેતાબ બોલી કે "ઓ મારાં નેક બાનુ? તમે અમારી દુઃખી કથા સાંભળીને કંટાળી જશો. અમારા જેવાં બેનસીબ આ દુનીઆમાં ભાગ્યેજ હશે. અમે નિરાપધીઓએ જેટલું વેઠયું છે તેટલું દુઃખ ખરેખરા અપરાધીઓએ પણ વેઠયું નહિ હોય, માટે મહેરબાની કરી આપનો વિચાર માંડી વાળો તો સારૂં. ફેતનાબે ફરીથી આગ્રહ કરી જણાવ્યું કે "તમારે તમારી સર્વે હકીકત જણાવવા માટે તસ્દી લેવી પડશે; ચાલશે નહિ, માટે સત્ય કહો." આ પ્રમાણે અતિ આગ્રહથી અલીસાકરની માતા મહેતાબે પોતાની કથા નીચે મુજબ શરૂ કરી.

"ઓ ઉદાર બાનુ! અમારૂં મૂળ વતન દમાસ્કસ છે. મારા ખાવિંદનું નામ સમસુદીન છે, જેઓ હાલમાં કેટલીક મુદત થયાં ગુજરી ગયા છે. મારે એક બેટા છે જેનું નામ અલીસાકર છે અને આ પાસે બેઠી તે મારી બેટી છે. તેનું નામ પ્યારી ઝેબ છે. મારા ખાવિંદ એક મોટા સાહસિક વેપારી હતા. તેમણે પોતાની લાંબી સફરોમાં કરોડો રૂપીઆનો વેપાર કર્યો હતો. અને તે વખતે અમે સર્વે રાજ્યવંશી જેવાં અલૌકિક સુખ ભોગવતાં હતાં. દુઃખ શું છે? તેનું અમને ભાન પણ ન હતું. ઘરની બહાર શું હશે તેથી અમે તદ્દન અજાણ હતાં. રાત્ર દિવસ આનંદમાં રહી મોજમજા ઉડાવતાં હતાં. તેમના મરણ પછી અમારી દશા અવળી બેઠી છે તેથી મારી ખાતરી થાય છે કે અમારા આખા ઘરમાં તે ભાગ્યશાળી પુરૂષ હતા. જેથી તેના લીધે અમે સુખ ભોગવતાં હતાં. આજે મને તે બહુ સાંભળી આવે છે." તેમ કહી ડોશી બેફાટ રૂદન કરવા લાગી, ફેતનાબે દિલાસો આપતાં જણાવ્યું કે "અરે મારી બુઝર્ગ માજી! તમારી હકીકત સાંભળી મને ઘણી લાગણી થાય છે ખરેખર તમે એક ઘણાજ ખાનદાન કુટુંબનાં સુખી બાનુ હતાં જે હાલ બેહદ દુઃખી જણાઓ છો; પરંતુ આમ એકાએક દુઃખી થવાનું કારણ તમે મને સમજાવશો, જેથી હું તમારો અત્યંત ઉપકાર માનીશ." થોડીવાર પછી ડોશીએ પાછી પોતાની કથા શરૂ કરી. "મારા ખાવિંદના મરણ પછી મારો દિકરો અલીસાકર કે જે તદ્દન જુવાન અને ખુબસુરત હતો તેણે પોતાના પિતાનો ધંધો ચાલુ રાખ્યો. એક વખતે તે બગદાદ રેશમી કાપડ વેચવા માટે પહેલીજ વાર ગયો. અને ગયો તે ગયો હજુ સુધી અમને તેની તરફના વિશ્વાસ લાયક કંઇ પણ સમાચાર મળ્યા નથી. હવે તે આ દુનીઆમાં હયાત છે કે નહિ તેની પણ અમને ખબર નથી. "હાય! મારા વહાલા બેટા!" આ શબ્દો બોલતાંજ ડોશી રડી ગઇ. ડોશીના રૂદનની સાથે તેની પ્યારી બેટી ઝેબ તથા ફેતનાબ પણ રડી પડયાં, જેથી થોડી વાર તો વાર્તા બંધ રહી શોકમય દેખાવ વ્યાપી રહ્યો, છેવટે ફેતનાબે આંસુ લોહી નાંખી ધીરજ પકડી મહેતાબને પોતાની વાર્તા આગળ ચલાવવા માટે જણાવ્યું, તેથી મહેતાબ પણ ધીરજ પકડી બોલવા લાગી કે "આ પ્રમાણે અમે મા દીકરી બંને અલીસાકરના વિયોગથી ગમગીન થઇ ગયાં હતાં, તે દરમ્યાન દમાસ્કસના સુલતાને જાતે આવી અમોને અમારા મકાનની બહાર કાઢી મૂકી અમારૂં સર્વસ્વ લૂટી લીધું. જો કે આ દયાળુ અને ભલા સુલતાનનો અમારા તરફ બહુ પ્યાર હતો તોપણ તેને પોતાના ઉપરી અહીંના ખલીફના હુકમને આધિન થઇ આવો ગેરવ્યાજબી જુલમ કરવો પડયો. ત્યાર પછી અમને ઘણું ઘણું દુઃખ પડયું જે કલમે કરી અથવા જીભે કરી વર્ણવી શકાય તેમ નથી. છેવટે અમને શહેરમાંથી હાંકી કાઢવામાં આવ્યાં. આ પ્રમાણે અમને અમારા શહેરમાંથી હાંકી મૂકયાં ત્યારે અમે આપઘાત કરી મરી જવાનો વિચાર કર્યો, પરંતુ મારો પ્રેમ મારા બેટા અલીસાકર તરફ વિશેષ હોવાથી તેને શોધી કાઢવાની ખાત-

રજ અમે અમારો દેહ ટકાવી રાખ્યો છે. અમને આ દુનીઆમાં તેના જેવું બીજું કંઇ પણ વહાલું નથી. અમને અમારા પ્યારા બેટાની ભાળ મળે તો પછી અમારા અસહ્ય દુઃખોનો પણ અમને કંઇ પણ હિસાબ નથી." આ શબ્દો બોલતાં બોલતાં તો પાછી ડોશી રડી પડી. આ વખતે ફેતનાબ પણ પુષ્કળ રડી. કારણ કે તેની ખાતરી થઇ કે આ નિરાપરાધી બાનુઓના દુઃખનું ખરૂં કારણ હું જાતેજ છું તોપણ વિશેષ ખાતરી થવા માટે તેણે ધીરજ પકડી તે બાનુને દિલાસો આપતાં પોતાની વાર્તા આગળ ચલાવવા માટે આજીજી કરી. તે બિચારી ડોશી બોલી કે "અમે તેની શોધ માટે બગદાદ આવવા નીકળ્યાં, કારણ કે તે બગદાદમાંથીજ ગુમ થયો હતો, માટે વખતે બગદાદના કોઇ પણ વતનીને ખબર હોય. વળી સુલતાને અમને જણાવ્યું હતું કે "બગદાદના ખલીફાની પ્યારી બાંદી ફેતનાબની સાથે અલીસાકરે પ્રીતિ બાંધ્યાની વાત ખલીફની જાણમાં આવ્યાથી તમારી આવી દશા કરવા તે નામદારનો હુકમ થયો છે." અહીં આવ્યા પછી આ સખી દિલનાં શેઠ શેઠાણીની બેહદ મદદથી અમારા દુઃખમાં કંઇક શાન્તી થઇ છે. પરંતુ હજી અલીસાકરનો કંઇ પણ પત્તો મળ્યો નથી. એમ કહી કપાળે હાથ દઇ પાછી રડી પડી.

ફેતનાબ આ વાર્તા સાંભળી તે ડોશીને ઉઠીને પગે લાગી તેની માફી માગવા લાગી, અને દિલાસો આપી છાની રાખવા મંડી. જ્યારે ડોશી છાની રહી ત્યારે ફેતનાબ બોલી કે "ઓ મારી નેક માજી! આપના દુઃખનું કારણ હું પોતેજ છું, મારૂં નામ ફેતનાબ! અને અલીસાકર મારી સાથેજ રહ્યા હતા! પરંતુ તેમની અને મારી વચ્ચે પવિત્ર નિર્મળ પ્રેમ હતો, અમે કેવા પ્રેમથી રહ્યાં હતાં તે વાતો કોઇક બીજે પ્રસંગે કહી સંભળાવીશ. પરંતુ હાલ તો હું તમારી પાસે એટલુંજ માગી લઉં છું કે તમારે હમણાં તો આ ઉદાર દિલનાં શેઠાણીને ઘેરજ રહેવું. તમારા તમામ ખર્ચ વાસ્તે જોઇતાં નાણાં હું તમને મોકલાવીશ. વળી દિવસમાં એકવાર હું જાતે તમારી તપાસ લઇશ. વળી જણાવું છું કે અલીસાકર જીવતાજ છે. અને હમણાં નામદાર ખલીફાએ તેમને મારી બક્ષી તેમના શોધી કાઢનારને ભારે ઇનામ આપવા ફરમાવ્યું છે, માટે ઘણી ટુંકી મુદતમાં તેનો પત્તો લાગશે. તેમ છતાં જો પત્તો નહિ લાગે તો હું જાતે તેમની શોધ માટે જઇશ, કારણ કે તેમણે મારો પ્રાણ બચાવી મારાપર બેહદ ઉપકાર કર્યો છે. તમે કોઇ પણ રીતે ગભરાશો નહિ. હવે મને આવે બહુ વાર થવાથી મારે મારા મુકામપર જવાની જરૂર છે, માટે આપ બાનુઓની રજા લઉં છું." એમ બોલી ફેતનાબ તે બંને બાનુઓને પગે લાગી, તેમની માફી માગી, પેલી સખી શેઠાણીને તે બાનુઓ માટે ભલામણ કરી, તેના હાથમાં અતિ આગ્રહ કરી એક સોનાના સો સિક્કાની થેલી મુકી, પોતાને મુકામે જવા પાછી નીકળી. તે બંને બાનુઓએ તેમજ શેઠાણીએ તેનો સામો ઉપકાર માની કાલે ફરીથી આવવા આગ્રહ કરી રજા આપી.

ફેતનાબે પોતાના મહેલમાં જઇ સઘળી બીનાથી નામદાર ખલીફને સારી રીતે વાકેફ કર્યો. ખલીફે ફેતનાબને તેની ચતુરાઇ માટે શાબાશી આપતાં જણાવ્યું કે "તે નિરપરાધી દુઃખી બાનુઓને તારે પુષ્કળ મદદ કરવી. અલીસાકરનો પત્તો મળતાં સુધી હું નાપાક માણસ તે પવિત્ર બાનુઓની મુલાકાત લઇ તેમના પવિત્ર આત્માને દૂષિત કરવા ઇચ્છતો નથી. મારી ખાતરી છે કે અલીસાકરનો પત્તો મળ્યા બાદ તે ઉદાર અને પવિત્ર બાનુઓ મને ક્ષમા આપશે." ફેતનાબ જણાવ્યું કે "નેકનામદાર! આપનું કહેવું સત્યજ છે. તે બંને બાનુઓ ઘણાજ ઉદાર દિલની અને પવિત્ર છે. તેમના સર્વે દુઃખનું ખરૂં અને મૂળ કારણ હું હોવા છતાં તેઓ મારી તરફ ઘણાજ પ્રેમ ભરી દ્રષ્ટીથી છેવટ સુધી જોઇ રહ્યાં હતાં. વળી તેમણે મને અતિ આગ્રહથી આવતી કાલે પોતાની પાસે આવવા કહ્યું છે. તેમની વાણીમાં તો અમૃતજ ભર્યું છે. જો તમે એકજ વખત તેમની મુલાકાત લેશો તો પછી તમારી ખાત્રી થશે કે તે એક પવિત્ર અને સખી દિલનાં છે.

બીજે દિવસે બપોર પછી ફેતનાબ પેલી બાનુઓ પાસે જવા નીકળી. ચાલતાં ચાલતાં તે બજારના અર્ધા ભાગમાં આવી પહોંચી, તેટલામાં તેની નજરે એક ફકીર પડયો. આ ફકીરને જોતાંજ ફેતનાબ વિચારમાં પડી. ફકીર પણ ફેતનાબની સામે એકીટસે જોઇ રહ્યો હતો. ફેતનાબે ધારીને જોયા પછી આ

ફકીરને તુરતજ ઓળખી લીધો, તેથી તેણે તે ફકીરને મોટેથી બુમ પાડી પોતાની પાસે બોલાવ્યો અને તેને પોતાની પાછળ પાછળ આવવા સુચના કરી પોતે પોતાના મહેલ તરફ પાછી વળી. ફકીર પણ તેની પાછળ પાછળ નિર્ભયપણે ગયો, કારણ કે તેણે ફેતનાબને ઓળખી હતી. ફેતનાબ પોતાના ખાનગી મહેલમાં તેને લઇ ગઇ અને પછી અતિ પ્રેમથી તેને ભેટી પડી બોલી ઉઠી કે " ઓ મારા મનના માન્યા સાંઇબાવા ! તમે અહીં કયાંથી ? ઇશ્વર કૃપાએ હવે ખલીફ તમારાપર બહુ પ્રસન્ન થયા છે અને તમારા કરેલા મહાન ઉપકારનો પૂર્ણ બદલો આપવા ધારે છે. વાંચનાર સમજ્યો હોયશે કે આ ફકીર તે બીજો કોઇ નહિ, પણ પેલો અલીસાકરજ હતો. અલીસાકરે પણ ફેતનાબનો અતિ પ્રેમ જોઇ તેને બગલગીરી લીધી. પછી બંને જણાં અતિ હર્ષમાં આવી એક બીજાની સાથે વિનોદવાર્તા ચલાવી.

બીજી તરફથી ફેતનાબે એક ચિઠ્ઠી લખી પેલી બંને બાનુઓને તેડી પોતાને મહેલ આવવા શેઠાણી મરીયમને અતિ આગ્રહ કર્યો. તેમાં જણાવ્યું કે " હું કેટલાક જરૂરી કામ પ્રસંગે રોકાઇ જવાથી આવી શકી નથી, માટે તમે ત્રણે જણ જરૂર આવશો. હું શા કામે રોકાયેલી છું તે તમો અત્રે આવેથી જાણશો. " આ ચિઠ્ઠી એક કવરમાં બીડી પોતાની વિશ્વાસુ દાસીને આપી શેઠાણીને તેડી લાવવા મોકલી. બીજી એક ચિઠ્ઠી શેઠ અયાબખાનની ઉપર નીચે મુજબ લખી.

" મારા સખી દિલના ઉમરાવ શેઠ સાહેબ અયાબખાનજી જોગ. લી. ફેતનાબની દુવા સલામ માન્ય
" કરશો. તમારી સાથે પેલી બંને બાનુઓની બાબતમાં મારે કેટલીક વાતચિત કરવાની જરૂર છે, માટે
" આ ચિઠ્ઠી મળેથી મારી પાસે આવવા તસ્દી લેશો, હું જાતે તમારી પાસે આવત, પણ કેટલાક ઉપયોગી
" કામમાં રોકાઇ જવાથી મારાથી આવી શકાય તેમ નથી. વળી પેલી બે બાનુઓ તથા તમારાં શેઠાણી
" પણ આજરોજ મારી પાસે આવવાનાં છે માટે જરૂર તમે આવશો. "

આ પ્રમાણે ચિઠ્ઠી લખી કવરમાં બીડી બીજી એક દાસીને આપી શેઠ અયાબખાનને તેડી લાવવા મોકલી.

થોડીવારમાં પેલા ત્રણે બાનુઓ તથા શેઠ અયાબખાન આવી પહોંચ્યા. તે સર્વેને સારા આદર સત્કાર સાથે ફેતનાબે પોતાના મહેલમાં દાખલ કરી યોગ્ય આસને બેસાડયાં. પછી ખુદ ખલીફને તેડવા માટે ખાસ દાસીને મોકલી. ખલીફ પણ થોડીવારમાં આવ્યો. ખલીફને જોતાંજ સર્વે જણ ઉભાં થઇ પગે લાગ્યાં, અને ખલીફના બેઠા પછી સૌ પોતપોતાને આસને બેઠાં.

ખલીફે પોતાને તેડાવવાનું તેમજ આ સર્વેને એકઠા કરવાનું કારણ ફેતનાબને પૂછ્યું. વળી જણાવ્યું કે " આ ફકીરને અહીં શા માટે તેડાવ્યો છે ? " ફેતનાબે જવાબ આપ્યો કે " આજે આપણો ખુશાલીનો દિવસ છે, કારણ કે જે અલીસાકરને માટે તમો આટલો બધો પ્રયાસ કરો છો તે અલીસાકરનો તેમજ તેની મા અને બહેનનો પત્તો આપણને મળ્યો છે. આ કામમાં આ શેઠશેઠાણીએ આપણને પુષ્કળ મદદ આપી છે માટે આપણા આનંદમાં તેમને ભાગ લેવા માટે અત્રે તેડાવ્યાં છે. " વગેરે બીના જણાવી તે સર્વેનું ખલીફને ઓળખાણ કરાવ્યું.

ખલીફે અલીસાકર તથા તેની મા તથા બહેનને અતિ પ્રેમથી બગલગીરી દીધી, અને પોતે તેમનાપર ગેરવ્યાજબી રીતે જુલમ ગુજાર્યો હતો, માટે તેમની માફી માગવા લાગ્યો. ત્યાર બાદ અલીસાકરને પોતે બગદાદથી નાશી જઇ કયાં કેવી રીતે રહ્યો તે કહેવા આગ્રહ કર્યો તેથી તેણે પોતાની કથા નીચે મુજબ શરૂ કરી.

" આપનાં માણસો મને પકડવા આવ્યાં ત્યારે હું મારા મકાનમાંથી એક ગુલામના વેષમાં નાસી છૂટયો હતો. તેજ વેષમાં ઝાઝો વખત રહેવું મને યોગ્ય નહિ લાગ્યાથી પાછળથી મેં ફકીરનો વેષ ધારણ કર્યો હતો. આ વેષમાં હું ફરતો ફરતો નિનેવે જઇ પહોંચ્યો. અને ત્યાંની એક મોટી મસીદમાં રહ્યો. આ સ્થળે મેં મારો સઘળો વખત સુખ શાન્તિમાં ગુજાર્યો હતો. ફક્ત મને મારી વહાલી માતા તથા પ્યારી બહેન ઝેબ અને ફેતનાબ સાંભરી આવતાં હતાં. અને તે ત્રણેની શી દશા થઇ હશે, તેજ વિષે મને હમેશાં ચિંતા રહ્યા કરતી હતી. થોડા દિવસપર આપ નામદાર તરફથી મને માફી આપવા માટે ફરમાન બહાર

પડયું તેની ખબર મને મળતાંજ હું બગદાદ આવવા નીકળ્યો અને બજારમાં આવતાંજ દૈવયોગે ફેતનાબ મળી તેની સાથે હું આપ નામદારની હજુરમાં હાજર થયો છું, હું મારા અપરાધ માટે નામદારની માફી માગું છું." એમ કહી તે ખલીફના પગે પડયો. ખલીફે તેને ઉઠાડી તેના આસનપર બેસાડયો.

ત્યાર બાદ ફેતનાબ ને અલીસાકરનો મેળાપ કેવી રીતે થયો, અને તેણે તેનો પ્રાણ કેવી રીતે બચાવ્યો, તથા ત્યાર પછી તેઓ કેવી રીતે રહ્યાં; તે કહેવા માટે ફેતનાબને ખલીફે ફરમાવ્યું, તેથી તેણે તે સઘળી હકીકત સવિસ્તર કહી સંભળાવી.

પછી પેલી બાનુઓને દમાસકસના સુલતાને કેવો રીતે દુઃખ દીધું, તથા તેઓ બગદાદ કેવી રીતે આવ્યાં અને આ શેઠ શેઠાણીનો મેળાપ શી રીતે થયો વગેરે હકીકત કહેવા ખલીફે હુકમ કર્યાથી અલીસાકરની માતાએ પોતાની સઘળી હકીકત કહી સંભળાવી, જે સાંભળતાં ત્યાં બેઠેલાં સર્વની આંખમાં આંસુ ભરાઇ ગયાં.

છેવટે ખલીફે અલીસાકરને કહ્યું કે "ફેતનાબની પુરેપુરી મરજી છતાં તમે તમારા દૃઢ ઠરાવને મજબુત રીતે વળગી રહી તેની સાથે પ્રેમમાં જોડાયા નથી, માટે હવે હું મારી રાજી ખુશીથી આ ફેતનાબનાં લગ્ન તમારી સાથે કરાવી આપીશ, જેથી તમારા બંનેની ઇચ્છા પરિપૂર્ણ થતાં તમને પડેલા દુઃખનું વિસ્મરણ થશે."

અલીસાકરની બહેન પ્યારી ઝેબને કહ્યું કે "ઓ નેકબાનુ! તમે તમારા પ્યારા ભાઇ વાસ્તે તમારાં બુઝર્ગ માની સાથે રહી જે બેહદ દુઃખ વેઠયું છે, તેનો યોગ્ય બદલો હું તમારાં લગ્ન મારી સાથે કરી વાળી આપીશ."

પેલાં શેઠ શેઠાણીને તેમના આવા સારા કામ માટે ભારે બક્ષીસો આપી. જે તેમણે અતિ ઉપકાર સાથે સ્વીકારી. ત્યાર બાદ તેમનાં લગ્ન તેજ વખતે કરી દેવામાં આવ્યાં. અને પછી થોડા દિવસ બાદ અલીસાકર, ફેતનાબ તથા મહેતાબને પુષ્કળ નાણું આપી તેમને દમાસ્કસ પહોંચાડવા માટે તથા તેમની તમામ માલમતા પાછી અપાવવા માટે, પોતાના ખાસ વજીરને તેમની સાથે જવા હુકમ કર્યો.

વજીરે ખલીફના હુકમ પ્રમાણે તેમને સહી સલામત દમાસ્કસ પહોંચાડી ત્યાંના સુલતાન પાસેથી તેમની સઘળી માલ મિલકત પાછી અપાવી. ત્યાર બાદ વજીર પાછો આવ્યો અને ત્યાં તેઓ આનંદમાં દિવસ ગુજારવા લાગ્યાં.

આ પ્રમાણે હિંદના સુલતાનને શહરાજાદીએ વાર્તા કહી સંભળાવ્યા પછી જણાવ્યું કે "મારી આ વાર્તા પણ બીજી વાર્તાઓની માફક આપ નામદારને પસંદ પડી હશેજ. જો હજુ પણ આપની ઇચ્છા હશે અને આપ મને વધુ આયુષ્ય બક્ષીસ કરશો તો હું એક સરસ વાર્તા કહી સંભળાવીશ." સુલતાને તેની માગણી કબુલ કરવાથી શહરાજાદીએ નીચે પ્રમાણે નવી વાર્તા કહેવી શરૂ કરી.

# ઇરાનના શાહજાદા ખુરૂમની વાત્તા.

ઇરાનની પ્રાચિન રાજધાની શિરાજમાં **સલીમશાહ** નામે રાજા રાજ્ય કરતો હતો, તેની પાસે અખૂટ ખજાનો હતો. આ ખજાનાનો તે એવો તો સદુપયોગ કરતો હતો કે જેથી તેની આખી પ્રજા તેને ખરા અંતઃકરણથી ચાહતી હતી, રાજા પોતે ઘણો નીતિવાન, ઉદ્યોગી, ચતુર, વિદ્વાન, મિલનસાર અને હોંશીલો હતો, તેથી તેના તમામ દરબારીઓ તથા અમીર ઉમરાવો પણ તેને ખરા અંતઃકરણથી ચહાતા હતા. આવા સારા રાજાને બધી વાતે સુખ હોવા છતાં ફરજંદનું દુઃખ હતું. તેને કેટલીક રાણીઓ તથા બાંદીઓ હોવા છતાં તેમાંની એકેને કંઇ પણ સંતાન ન હતું, તેથી શહેનશાહ હમેશાં ચિંતાતુર રહેતો હતો. અને વારંવાર ફકીરો, મોલવીઓ વગેરે લોકોને બોલાવી પુષ્કળ દાન કરતો હતો. વારંવાર ખુદાની બંદગી કરવા માટે પવિત્ર પુરૂષોને મોકલતો અને તેના બદલામાં તે તેમને પુષ્કળ દ્રવ્ય

આપતો. આ પ્રમાણે દાનથી આખરે તેનાપર જગતકર્તાની મહેરબાની થઇ. તેની માનીતી રાણીને ગર્ભ રહ્યો અને પુરા માસે તેણે એક સુંદર પુત્રને જન્મ આપ્યો. આ પુત્રનું નામ ખુરમશાહ રાખવામાં આવ્યું હતું.

શહેનશાહને ત્યાં વૃદ્ધાવસ્થામાં પુત્ર રત્નનો જન્મ થવાથી તેની સર્વ પ્રજાના આનંદની પરિસીમા રહી નહિ, આખા રાજ્યમાં દીવાળી કરતાં વધારે આનંદ છવાઇ રહ્યો, માગણ લોકનાં દરિદ્ર જતાં રહ્યાં, બંદીવાનોને મુક્ત કરવામાં આવ્યા અને ટુંકામાં સર્વે ઠેકાણે લીલાલહેર થઈ રહી.

પાદશાહ પોતાના ખાસ જોશીઓને તેમજ બીજા નામાંકિત જોશીઓને બોલાવી શાહજાદાના જન્માક્ષરો કરી તેનું ભવિષ્ય કહેવા ફરમાવ્યું. બધા જોશીઓએ એકઠા થઇ ઘણી ઘણી રીતે ગણિત કરી ભવિષ્ય નક્કી કર્યું. પછી તેઓ શહેનશાહ પ્રત્યે બોલ્યા કે "અમારા નામદાર શહેનશાહ! બાળ શાહજાદાનું ભવિષ્ય ઘણું વિચિત્ર તે માટે અમારાપર માઠું ન લગાડતાં ધ્યાન દઇ સાંભળો. શાહજાદાની જીંદગી ઘણી લાંબી છે, તેનામાં અજાયબ જેવી હીંમત છે, પરંતુ તેના નસીબમાં અસહ્ય દુઃખો છે. શાહજાદો અસાધારણ હીંમતનો હોવાથી તેમજ ખુદાની તેનાપર મહેરબાની હોવાથી આખરે તે દુઃખોમાંથી તરી પાર ઉતરશે, પરંતુ તે માટે તેને ઘણું સોસવું પડશે.

જોશીઓનાં વચનોથી શાહ કોઇ પણ રીતે દિલગીર ન થતાં તેમને શાબાશી આપી ભારે શિરપાવ આપ્યા પછી ખુશીના સાથે બોલ્યો કે "મારા બેટાને કોઇ પણ રીતે ધાસ્તી નથી, કારણ કે માણસમાં જ્યાં સુધી હીંમત તથા નીતિ છે ત્યાં સુધી તે કદી ઘણુ દુઃખી થતો નથી. શાહજાદાઓપર દુઃખ પડવાથી તેઓ સીધે રસ્તે ચાલવાને શક્તિવાન થાય છે. વળી તેમનામાં બીજા કેટલાક ઉમદા ગુણો આવે છે. અને તેથા તેઓ પોતાનું રાજ્ય સારી રીતે ચલાવી શકે છે."

આ બાળ શાહજાદાને ઘણીજ સંભાળથી ઉછેરવામાં આવ્યો. ઉમર લાયક થતાં સુધીમાં તો તેને તરેહ તરેહની વિદ્યા કળા અને હુન્નરોમાં પ્રવીણ કર્યો. લડાઇના કામમાં જાને અનુભવ આપી માહીતગાર બનાવ્યો. અને રાજ્યકારોબારની પૂર્ણ માહીતી આપી એક ચતુર રાજ્યકર્તા બનાવ્યો. આ દરેક બાબતોનું જ્ઞાન આપવા માટે ચતુર શિક્ષકો રાખવામાં આવ્યા હતા. તેમજ શહેનશાહ પોતે પણ જોઇએ તેટલી કાળજી રાખતો હતો. આ પ્રમાણે શાહજાદાને કેળવણી આપવાનું કામ ઘણીજ કાળજીથી ચાલતું હતું તે દરમ્યાન શહેનશાહ આજારી પડયો, અને થોડી મુદતમાં તેનો મંદવાડ વધી પડયો. તેથી તેણે પોતાના બેટા ખુરમશાહને પોતાની પાસે બોલાવી જણાવ્યું કે "મારા પ્યારા બેટા! હું હવે લાંબો વખત આ ફાની દુનીઆની હવા ખાવા રહુ તેમ લાગતું નથી, માટે આ વિસ્તીર્ણ રાજ્યને તું બરાબર રીતે ચલાવજે. આપણા શાણા પ્રધાન તથા તારી બુઝુર્ગ માની શિખામણ પ્રમાણે તું ચાલજે, જેથી તારી તમામ પ્રજા તને બેહદ પ્યારથી ચહાશે. મારા ધારવા પ્રમાણે હવે તારો અભ્યાસ પણ પૂરો થયો છે અને તું એક ચતુર રાજ્યકર્ત્તા થવાને લાયક છે, પરંતુ અનુભવની જરૂર છે; જે તને તારી માતા તથા પ્રધાન સારા રીતે આપી શકશે."

આ તથા બીજી કીંમતી શીખામણો આપી નામદાર શહેનશાહ થોડીવાર ચૂપ થઇ ગયા. અને પછી તુરતજ આ ફાની દુનીઆનો ત્યાગ કરી ગયા. તેમના મરણથી તમામ પ્રજાને બેહદ લાગણી થઇ. તમામ લોકોએ શોકનો પોશાક ધારણ કર્યો. અને ત્યાંના રિવાજ પ્રમાણે એક માસ સુધી શોક પાળવામાં આવ્યો. શાહજાદાને તથા રાણીને શહેનશાહના મરણથી જે દુઃખ થયું તે બેહદ હતું. છેવટે જ્યારે એક માસ પુરો થયો ત્યારે વડો પ્રધાન બહેરામ શાહજાદા પાસે આવી તેને દિલાસો દેવા લાગ્યો કે "નામદાર શહેનશાહના મરણથી દેશની તમામ પ્રજાને અતિ લાગણી થાય છે, પરંતુ ખુદા આગળ આપણો કંઇ પણ ઉપાય નથી. ખરી વાત છે કે તેમની ખોટ પુરી પડવી મુશ્કેલ છે; તોપણ મને આશા છે કે એ નામદારનાજ વંશમાં ઉત્પન્ન થયેલા આપ તેમની ખોટ પુરી પાડવાને ભાગ્યશાળી થશો. હવે આપ રાજ્યની લગામ હાથમાં લઇ બરાબર ન્યાય આપો જેથી સર્વે પ્રજાનું લક્ષ આપની તરફ ખેંચાય." શાહજાદાએ પોતાના વડા પ્રધાનનો ઉપકાર માનતાં જણાવ્યું કે "હવેથી હું તમારા કહેવા પ્રમાણે ચાલીશ.

આ પ્રમાણે શાહજાદો કે જે નવો શહેનશાહ થયો હતો, તે પોતાના પ્રધાનની તથા માતાની સલાહ પ્રમાણે રાજ્ય ચલાવવા લાગ્યો, તેથી તમામ પ્રજા તેને ચહાવા લાગી; પરંતુ તે દરમ્યાન તેનો એક બાળ મિત્ર કે જે ઘણોજ સ્વાર્થી, લુચ્ચો, વ્યસની અને હરામખોર તથા કપટી હતો. તે તેને એક વખતે એ-કાંતમાં મળ્યો. અને તેણે તેને જણાવ્યું કે "હવે તો તમે શહેનશાહ થયા! એટલે મારા જેવા ગરીબ મિત્રનો ભાવ પણ શા માટે પૂછો! ઘણા વાળાને ઘણો લોભ! મારા જેવાને ઇશ્વરે જો તમારા જેટલો પૈસો આપ્યો હોત તો હું તમારી માફક ન રહેતાં મોજશોખ મારત! અને દુનીઆની અલૌકીક લીલા ભોગવત!" શહેનશાહે કહ્યું કે "મારા પ્યારા દોસ્ત! શું મારી ચાલચલગતથી તું ઘણો નાખુશ દેખાય છે; બોલ! ત્યારે મારે કેવી રીતે વર્તવું?" તે બાળ મિત્ર બોલ્યો કે "મારા પ્યારા દોસ્ત! તું તારા પૈસાનો ઉપયોગ કરી મોજમજા મારી લે! કાલે મરી જઇશું, અને સર્વે અહીં પડ્યું રહેશે!" સરલ હૃદયના નવા શહેનશાહે જવાબ આપ્યો કે "ઠીક છે, હું હવેથી તારા કહેવા પ્રમાણે ચાલીશ." આ દિવસે તો આટલી વાતચિત કરી તે બાળમિત્ર ચાલ્યો ગયો. હવે તે દરરોજ તેની મુલાકાત લેવા લાગ્યો. અને ધીમે ધીમે તેણે શાહજાદાના મનપર એટલી તો અસર કરી કે છેવટે શાહજાદો તેના કહેવા પ્રમાણે મોજમજામાં પોતાનો બધો વખત ગાળવા લાગ્યો. તેણે રાજકાજમાં બીલકુલ લક્ષ આપ્યું નહિ, રાજ્યના મોટા મોટા હોદાઓ તેણે જુવાન સ્વછંદી ને ના લાયક માણસોને આપવા માંડયા; અને તેથી રાજ્યની ઘણી ખરાબી થઇ. રૈયતપર ગેરવ્યાજબી જુલમ થવા લાગ્યો, તેથી તમામ રૈયત નારાજ થઇ અને છેવટે શાહજાદાની પાસેથી રાજ્ય ખુંચાવી લેવા તત્પર થઇ. બીજી તરફ શાહજાદાએ કુછંદમાં પડી પોતાના પિતાનો અખૂટ ખજાનો ઉડાવી દીધો.

રાણી તથા વડા પ્રધાને શાહજાદાને વારંવાર શીખામણો દીધેલી પરંતુ તે કશાની તેના મનપર કંઇ પણ અસર થઇ ન હતી. કહેવત છે કે 'વાર્યું ન કરે.' તેજ પ્રમાણે જ્યારે તમામ પ્રજા બગડી ઉઠી અને તેને પદભ્રષ્ટ કરવાને કોશિશ કરવા લાગી ત્યારે તેની આંખ ઉઘડી અને તેણે તરતજ પોતાના શાણા પ્રધાનની સલાહ લેવાના ઇરાદાથી તેને બોલાવ્યો. વડો વઝીર તથા શાહજાદો રાણીની પાસે ગયા. તેમણે ત્રણે આ બાબતપર લાંબો વિચાર કરી નક્કી કર્યું કે નાલાયક માણસોને તેમના હોદાપરથી દૂર કરી તે જગોએ લાયક અને દરેલ અનુભવી માણસોને નીમવા. શાહજાદાએ રાણીની સલાહ પ્રમાણેજ હવે પછી ચાલવું. પોતાના દુષ્ટ મિત્રોને દેશપાર કરવા, અને હવે પછી સારી રીતે રાજ્ય ચલાવવા પ્રજાના આગેવાનોને વચન આપવું. આ પ્રમાણે ચોકસ થવાથી પ્રજા શાંત થઇ ગઇ, અને પાછું પ્રથમની માફકજ રામરાજ્ય ચાલ્યું.

એક વખતે રાત્રે શાહજાદો પોતાના દીવાનખાનામાં સુતો હતો, તે વખતે ઉંઘમાં સ્વપ્નાની અંદર એક બુઢ્ઢા માણસને પોતાની સમક્ષ આવી નીચે મુજબ બોલતો સાંભળ્યો. "મારા પ્યારા બેટા! તું કંઇ પણ ફીકર ના કર! હમેશાં કુદરતી નિયમ એવોજ છે કે દુઃખ પાછળ સુખ અને સુખ પાછળ દુઃખ ચાલ્યાજ જાય છે. તારે જો સુખી થવાની ઇચ્છા હોય તો તરત ઉઠ, અને કૈરો શહેરમાં જા. જ્યાં સુખ અને સારૂં નસીબ તારે માટે ખોટી થાય છે."

આવા વિચિત્ર સ્વપ્નાથી શાહજાદો એકદમ જાગી ઉઠયો, અને તેપર વિવિધ વિચાર કરવા લાગ્યો. આખી રાત તો તેણે જેમ તેમ કાઢી, પરંતુ સવાર થતાંજ તેણે તે વાત પોતાની માતાને કહી સંભળાવી. આ બીના સાંભળીને રાણીએ તેને હસી કાઢયો. અને તે બોલી કે "મારા પ્યારા બેટા! સ્વપ્નની વાત કંઇ સાચી હોતી નથી, તેતો આળપંપાળ છે. માણસ નીતિએ ચાલશે તોજ તે સુખી થશે અને તેને સઘળું આવી મલશે; માટે મારા સમજવા પ્રમાણે તો તારા સ્વપ્નમાં કંઇ સત્ય જણાતું નથી." શાહજાદાએ જવાબ આપ્યો કે "માજી તમારૂં કહેવું જો કે સત્ય છે; તોપણ કેટલીક વખતે સ્વપ્નની વાત સાચી પડે છે. ઘણા ભાગે પાછલી રાત્રે આવેલું સ્વપ્ન સાચું પડે છે. વળી આ સ્વપ્ન તો અવશ્ય સાચુંજ છે, કારણકે મને સ્વપ્નમાં જે માણસ મળ્યો હતો, તે કંઈ સાધારણ જેવો ન હતો; તે તો કોઇ ફિરસ્તા જેવો અથવા પેગમ્બર જેવો હતો, માટે મને તો તેના કહેવાપર પૂર્ણ ભરોસો છે; અને તેથી

હું ઘણાં સંકટો વેઠીને પણ મિસરની રાજધાની કેરો નગરમાં જઈશ." તેની માએ તેને ઘણુંએ સમજાવ્યો પણ તેણે કંઇ પણ માન્યું નહિં, અને પોતાની માતાને સઘળો રાજ્ય કારભાર ચલાવવા ભલામણ કરી, પોતે એક વખતે રાત્રે કેરો જવા નીકળ્યો. આ વાત પોતાના આવતા સુધી ગુપ્ત રાખવા પોતાની માને ભલામણ કરી હતી.

ઘણી ઘણી મુશીબતો વેઠી શાહજાદો કેરો નગરમાં આવી પહોંચ્યો. આ નગર જેવું ખુબસુરત નગર પ્રાચીન કાળમાં આખી દુનીઆમાં એકે નહતું. આ અજાણ્યા શહેરમાં તે કોઇને ઓળખતો ન હતો, તેથી એક મસીદના બારણા આગળ મુકામ કર્યો. અને થાકના લીધે આડો પડતાં સાંજ ઉંઘી ગયો. જેવો તે ઉંઘી ગયો કે તુરત પેલો બુઢો માણસ તેના સ્વપ્નામાં આવી કહેવા લાગ્યો કે "મારા પ્યારા બેટા! મારી ખાતરી થઇ કે તું એક હીંમતવાન માણસ છે. અને વિશ્વાસુ છે. તું મારા વચનને આધિન થઇ આટલે દૂર આવ્યો, માટે તને ધન્યવાદ આપું છું. આ બધું મેં તારી પરીક્ષા જોવા માટે કર્યું હતું. પરંતુ હવે મારે કહેવું જોઇએ કે તું તારા નગરમાં પાછો જા? અને ત્યાં તારા મહેલમાંથી તને એટલો બધો ખજાનો મલશે કે આખી દુનીઆમાં તું સર્વેથી તવંગર શાહ ગણાઇશ."

આ સ્વપ્નથી શાહજાદો તુરત જાગી ઉઠયો, અને પોતાના મનમાં અફસોસ કરવા લાગ્યો. તેને પોતાની માતાનાં કહેલાં વચન યાદ આવ્યાં. આ બુઢો કોઇક બડો ઠગારો છે એમ તેને લાગ્યું. "સારૂં છે કે મેં આ વાત ગુપ્ત રીતે રાખી છે. જો કે મારી રૈયતને જણાવી હોત તો મારી પુરી ફજેતી થાત. ઠીક, પ્રભુની મરજી! હવે અહીં પડી રહેવામાં કંઇ પણ માલ નથી." એમ વિચારી તેણે રાજધાનીમાં આવવાનો માર્ગ પકડયો.

જ્યારે શાહજાદો ખુરમશાહ શિરાજમાં આવી પહોંચ્યો, ત્યારે રાણી પુછવા લાગી કે "બેટા! તું તારી ઉમેદ પાર પાડી આવ્યો? કેમ કાંઇ બોલતો નથી?" શાહજાદાએ બધી હકીકત પોતાની માતાને કહી સંભળાવી એટલે તો દિલગીર થઇ ગયો કે રાણીએ તેને છાતી સરસો ચાંપી દિલાસો આપ્યો. તે બોલી કે "મારા પ્યારા બેટા! જો પ્રભુની ઇચ્છા હશે તો એક પળવારમાં જોઇએ તેટલી દોલત મળશે. હું તને એટલીજ ભલામણ કરૂં છું કે તું પ્રમાણિક થા. અને મોજમજા મૂકી દે, જે વાતથી તું આટલો બધો દુઃખી થયો છે તે વાતથી તું દૂર રહે, અને તારી રૈયત સુખી રહે તેવું કર! તેઓના સુખમાંજ તારૂં સુખ સમજશે તો મહાન પ્રભુ નકી તને મદદ કરશે."

શાહજાદો ખુરમ કબુલ થયો કે "મારી પ્યારી માતા! હવે હું તમારી શિખામણ મંજુર કરૂં છું" હમેશાં ચાલચલણ તથા સંગતમાં તદ્દન સુધારો કરી નાખવાને ચુકીશ નહિં." પણ જ્યારે તે રાત્રે પોતાની પથારીમાં સુતો અને ઉંઘી ગયો ત્યારે પાછો પેલો બુઢો ત્રીજી વખત તેને સ્વપ્નામાં આવી કહેવા લાગ્યો કે "મારા બહાદુર જુવાન! તારૂં નસીબ હવે ફરી ગયું છે. વાસ્તે કાલે સવારે તું ઉઠે તેવો તારા બાપના દિવાનખાનામાં જઇ કોદાળીથી બધી જમીન ખોદવા માંડજે, ત્યાંથી તને પુષ્કળ ખજાનો મળશે." આ સ્વપ્નથી શાહજાદો એકદમ જાગી ઉઠયો અને પોતાને આવેલા સ્વપ્ન પર ઘણી વાર સુધી તર્ક વિતર્ક કરવા લાગ્યો, રાત તેણે જેમ તેમ કહાડી પછી સવાર થતાંજ તે પોતાની માતાની પાસે ગયો. અને બધી સ્વપ્નની હકીકત કહી સંભળાવી. રાણી બોલી કે "બેટા! આતો તને કોઇ સજડ લફરૂં લાગ્યું છે, કેમકે તને બે વખત તો તેણે ઠગ્યો છે; અને વળી ત્રીજી વખત ઠગવા માગે છે." શાહજાદો બોલ્યો કે "મારી વહાલી માતા! હું તે બુઢાના કહેવાપર વિશ્વાસ રાખતો નથી, તોપણ મારા પિતાનું દિવાનખાનું ખોદી જોવાની મારી મરજી છે માટે મને રજા આપશો." શાહજાદાના આ વિચારથી રાણીને ઘણું હસવું આવ્યું, અને તેને તેમ કરવા મના કરવા લાગી. પરંતુ શાહજાદાએ અતિ આગ્રહ કર્યાથી છેવટે રાણીએ તેને તેમ કરવા રજા આપી. શાહજાદો રજા મળવાથી ખુશી થઇ ચાલ્યો ગયો, અને દિવાનખાનામાં જઇ ખોદવા લાગ્યો. તેણે કેટલીક વખત ખોદયું તોપણ કંઇ નિશાની માલમ પડી નહિ, તેથી જરા થાક ખાવા બેઠો. અને વિચાર કરવા લાગ્યો કે જો કદાચ મને કંઇ પણ મળશે નહિ તો મારી માતા મને નક્કી દિવાનો (ગાંડો) ગણશે. થોડીવાર પછી પાછો હીંમત ધરી ખોદવા

લાગ્યો. ખોદતાં ખોદતાં કેટલીક વારે તેને એક સફેદ પત્થર દેખાયો તેવોજ તે ઉંચકીને જોયું તો એક ઓરડો દીઠો. તે ઓરડાને બારણે તાળું વાસેલું હતું. તરતજ તાળું ભાગી તે બારણું ઉઘાડયું કે સંગે, મરમરના સફેદ પત્થરની મોટી નિસરણી નજરે પડી. તેણે એક બત્તી સળગાવી તે દાદરે થઇને નીચે જવા માંડયું. અને જેવો તે નીચે ઉતર્યો અને બત્તી લઇ ઓરડામાં ગયો, તેવોજ ત્યાંની કાચની જમીન અને સુંદર દિવાલ જોઇ તે અજબ થઇ ગયો, જરા વારમાં તેની નજર ચાર અભરાઇ ઉપર પડી કે જે દરેક ઉપર દશ દશ ભરેલા ચરૂઓ મૂકેલા હતા. પોતે પહેલાં સમજ્યો કે કદાચ દારૂથી એ વાસણો ભરેલાં હશે, અને વિચાર કરવા લાગ્યો કે ઘણો જુનો દારૂ હશે તો ઘણો સરસ હશે ખરો: તેથી તે આગળ ગયો, અને એકનું ઢાંકણું ઉઘાડી જુએ છે તો તેમાં તમામ સોનાના સિક્કા ભરેલા હતા. બીજાનું ઢાંકણું ઉઘાડી જોયું તો ઝવેરાત માલમ પડયું. આ પ્રમાણે તમામ ચરૂ કીંમતી ખજાનાથી ભરપુર દીઠા. તે તરતજ ઘણી ખુશીમાં આવી ગયો અને તેમાંથી એ મૂઠી ભરી પોતાની માતા આગળ ગયો. જ્યારે આવું કીંમતી જવાહીર રાણીએ જોયું ત્યારે તે એકદમ અજાયબ થઇ ગઇ, અને બોલી કે "અરે મારા બેટા! હવે તપાસ કે જેમ તારી આગલી અખૂટ દોલત તેં ખોઇ દીધી તેમ વળી આ તેથી ઘણો અને કદી પણ ખૂટે નહિ તેટલો ખજાનો પાછો ઉડાવી દેતો નહિ." શાહજાદો ખુરમ બોલ્યો કે "નહિ વહાલી માતા! હવે હું કદી પણ એવી ચાલ ચાલીશ નહિ, કે જેથી તમારે નારાજ થવું પડે નહિ."

રાણી પણ પોતાના બેટા ખુરમની સાથે પેલા અજાયબ જેવા અને કીંમતી ખજાનાથી ભરપુર ઓરડામાં જોવા માટે ગઇ, કારણ કે પોતાના ધણીએ આટલો મોટો ખજાનો પોતાની જાણ બહાર એકઠો કીધેલો જ્યારે તેણીએ જોયો ત્યારે તે અતિ ઘણી અધીરી થઇ ગઈ. શાહજાદો ખુરમ પોતાની માને ઓરડામાં લઇ જઇ તે બધો ખજાનો બતાવવા લાગ્યો. રાણી આખા ઓરડામાં ચારે તરફ જોવા લાગી તો વળી તેની નજરે એક ખુણામાં એક નાનો ચરૂ જોયો. આ ચરૂ હજુ સુધી શાહજાદાએ જોયો ન હતો, તેથી રાણીએ શાહજાદાને બોલાવી તે દેખાડયો. પછી તે ચરૂ જ્યારે ઉઘાડવામાં આવ્યો ત્યારે તેની અંદરથી એક કુંચી નીકળી. તે જોઇ રાણી બોલી કે "બેટા! એ કુંચી કોઇ બીજા ખજાનાની હશે, વાસ્તે ખબરદારીથી તપાસ કરવી જોઇએ."

ઘણીજ ખોળ કરતાં ઓરડાની દિવાલમાં જડેલું એક બારણું નજરે પડયું. તે ઉપર એક નાનું તાળું મારેલું હતું. જેને તુરત પેલી કુંચી લગાડી બારણું ઉઘાડયું ત્યારે એક બીજો ઓરડો માલમ પડયો. આ ઓરડામાં નવ સોનાની બેઠકો કરી હતી, અને તેમાં આઠ બેઠકોપર તમામ હીરાનાં પુતળાં ઉભાં કરેલાં હતાં. તેના ચળકાટથી આખો ઓરડો દીપી રહ્યો હતો.

શાહજાદો અજબ થઇ બોલ્યો કે આટલી બધી દોલત મારા પિતા કયાંથી લાવ્યા હશે? ફરતો ફરતો તે નવમી બેઠક તરફ ગયો ત્યારે તેણે આ બેઠકને તદ્દન ખાલી જોઇ અને તે ઉપર એક સાટીનનું કપડું ઢાંકેલું હતું. તેનીપર મોટા સોનેરી અક્ષરે નીચે મુજબ લખેલું હતું. "મારા પ્યારા બેટા! આ આઠ પુતળાં મેળવતાં મને ઘણી મહેનત પડી છે, અને જો કે આ પુતળાં ઘણાંજ કીંમતી છે તોપણ એક નવમું પુતળું છે કે જેના જેવું દુનીઆમાં બીજા કોઇ સ્થળે નથી, અને જેની કીંમત આ બધાં કરતાં હજાર ગણી વધારે છે. તે પુતળું જો તને મેળવવું હોય તો કૈરો નગરમાં જજે, ત્યાં મુબારક નામે મારો એક જુનો વિશ્વાસુ ગુલામ રહે છે, તેનું મકાન શોધી કાઢજે. તેને આ સઘળી હકીકત કહી દેજે, તેથી તેની ખાત્રી થશે કે તું મારો બેટો છે. પછી તે પુતળું કયાં છે તે જગો તને તે ગુલામ દેખાડશે, તેમજ તેને કેમ મેળવવું તે પણ તને કહેશે. વળી તને જોઇતી સઘળી મદદ આપશે."

જ્યારે ખુરમશાહ આ લેખ વાંચી રહ્યો ત્યારે પોતાની માતાને કહેવા લાગ્યો કે "હું કૈરોનગરમાં જઇને તે પુતળું લઇ આવીશ, કેમકે તે ઘણું સરસ તથા કીંમતી છે. જ્યારે તેની કીંમત આ સઘળાં પુતળાંના કરતાં હજાર ગણી વધારે છે ત્યારે તો ખચિત તેના જેવું સુંદર પુતળું દુનીઆમાં બીજે કોઇ પણ ઠેકાણે મળનાર નથી. હું ધારૂં છું કે મારી માતા આ કામમાં તમે મને અટકાવશો નહિ, પણ

ખુશી થઈ રજા આપશો" રાણી બોલી કે "નહિ બેટા! હું તને કદી પણ નહિ રોકું! તારી મરજીમાં આવે ત્યાં જા! કેમકે તારા ઉપર ખુદાની મહેરબાની છે માટે તે તને આફતની વખતે ખચિત બચાવશે તેથી તું તારે ગમે ત્યાં જા! હું તારી ગેરહાજરીમાં વજીરની સલાહથી રાજ્યકારોબાર ચલાવીશ." શાહજાદાએ મુસાફરીની સઘળી તૈયારી કરી અને પોતાની સાથે થોડાક ગુલામો લઇ કેરોનગર તરફ ચાલ્યો."

તે થોડા દહાડામાં પ્રભુ કૃપાએ સહીસલામત આવી પહોંચ્યો. અને અહીં કેરો નગરમાં આવી પેલા મુબારકના મકાનની શોધ કરવા મંડી ગયો. તે મુબારક ત્યાંનો એક તવંગર માણસ ગણાતો હતો, અને દરેક પરદેશીઓ તેને ત્યાં ઉતારો લેતા હતા. તેણે તુરત મુબારકનું ઘર શોધી રાખ્યું, કારણકે આવા મશહુર માણસનું ઘર ખોળવું કંઇ કઠણ ન હતું. ત્યાં જઇ ઘરનું બારણું ઠોક્યું, ત્યારે મુબારકના નોકરે આવી પૂછ્યું કે 'શું કામ છે?' તેણે જવાબ દીધો કે "હું પરદેશી છું અને તારા પ્રખ્યાત શેઠને ત્યાં ઉતારો લેવા ધારૂં છું" પેલા નોકરે કહ્યું કે "મારા શેઠનો હુકમ લાવી તમને અંદર લઉં માટે હમણા થોડીવાર ઉભા રહો." તે મુબારકને પૂછી આવ્યો, અને પછી તેને અંદર લઇ ગયો. અને એક મોટા દિવાનખાનામાં લઇ જઇ ત્યાં મુકામ આપ્યો. આ દિવાનખાનું ઘણુંજ ચમકાથી શણગારેલું હતું. મુબારક પણ ત્યાં પોતાના નવા મેમાનની મુલાકાત લેવા આવ્યો અને બોલ્યો કે "તમે ભલે પધાર્યા! આ મકાન તમારૂં જ છે એમ બેશીકર રહેજો! તમે ક્યા દેશના વતની છો તથા તમારૂં નામ ઠામ શું છે તે મને જણાવશો?" તેણે કહ્યું કે હું ઇરાનના પ્રખ્યાત શાહ સલીમનો બેટો છું. મારૂં નામ ખુરમશાહ છે." આ મુબારક બોલી ઉઠ્યો કે "તે નામદાર તો મારા શેઠ થાય! પરંતુ મને ખાત્રી થાય છે કે તે નામદારને કંઇ સંતાન ન હતું. વારૂ તમને હમણાં કેટલાં વર્ષ!" શાહજાદાએ જવાબ આપ્યો કે "મારી ઉમર વીશ વરસની છે, પણ તમે મારા બાપની પાસેથી ક્યારે અહીં આવ્યા?" મુબારકે જવાબ આપ્યો કે "મને અહીં આવે પચીશ વરસ થવા આવ્યાં, પરંતુ મારી ખાતરી થતી નથી કે તમે તે નામદારના બેટા છો?" શાહજાદો બોલ્યો કે "મારા બાપના દિવાખાનામાં એક ભોંયરૂં છે તેમાંથી મને કીંમતી રત્નોથી ભરપૂર ચાલીશ ચરૂ મળ્યા છે, વળી તે સિવાય તે ભોંયરામાં બીજો એક ઓરડો છે તેમાં નવ સોનાની બેઠકો છે, જેમાંની દરેક બેઠક ઉપર એકેક કીંમતી હીરાનું પુતળું છે અને નવમી બેઠક ખાલી છે તેનાપર સાટીનના કપડાપર સોનેરી અક્ષરે લખેલું છે કે 'નવમું પુતળું કે જે આ બધાં પુતળાંના એકંદર કીંમત કરતાં હજાર ગણું કીંમતી છે તે મેળવવું હોય તો મિસરની રાજધાની કેરો નગરમાં જઇ મારા ગુલામ મુબારકને મળવું, તેથી હું તમારી પાસે આવ્યો છું; મને ખાતરી છે કે તમે બનતા પ્રયત્ને તે પુતળું મને અપાવશો?" શાહજાદો જેવો આ વચનો બોલી રહ્યો, કે તુરતજ મુબારક તે શાહજાદાને પગે પડ્યો, અને પછી હાથપર બોસા દેવા લાગ્યો. પછી તે બોલ્યો કે "હવે મારી ખાતરી થઈ કે તમે ઇરાનના નામદાર શહેનશાહના શાહજાદા છો. હું તમને તે જગ્યાપર લઇ જઇશ અને પુતળું અપાવીશ, પણ થોડા દિવસ સુધી તમે તમારી મુસાફરીનો થાક ઉતારી તાજા થાઓ. વળી આજરોજ મારા મકાનપર ઘણા આબરૂદાર સદ્‌ગૃહસ્થોની કમીટી મળવાની છે. કારણકે મેં તેઓને ખાણું આપ્યું છે. તમો પણ મહેરબાની કરી તેમાં સામેલ થશો." શાહજાદો બોલ્યો કે "ભલે, હું પણ તમારા આનંદમાં ભાગ લઇશ." ઠરાવ મુજબ બપોરના બાર વાગે એક પછી એક તમામ સદ્‌ગૃહસ્થો મુબારકને મકાને આવવા લાગ્યા, અને અડધા કલાકમાં તો તેનો આખો હોલ ચીકાર ભરાઇ ગયો. આખો હોલ ભરાઇ ગયા પછી મુબારકે તે શાહજાદાને તે હોલમાં આવવા અરજ કરી, તેથી તે મુબારકની સાથે તે હોલમાં દાખલ થયો, મુબારક શાહજાદાને લાયક એક સરસ આસનપર તેને બેસાડી પોતે તેની આગળ અદબથી ઉભો. આ પ્રમાણે મુબારકને ઉભેલો જોઇ તમામ સદ્‌ગૃહસ્થો અજાયબી સાથે તે શાહજાદાની સામે જોઇ રહ્યા. અને માંહોમાંહે એક બીજાને પૂછવા લાગ્યા કે આ જુવાન માણસ કોણ હશે? કે જેને મુબારક આટલું બધું માન આપે છે.

આ લોકોને આટલા બધા અજાયબ થયેલા જોઇ મુબારક તેમના સામું જોઇ બોલ્યો કે "ભાઇઓ હું આ જુવાન પુરૂષને એટલી બધી આબરૂ આપું છું તે જોઇને તમો એટલા અજાયબ ના થાવ! કા-

રણકે તે પુરૂષ ઇરાનના નામદાર શહેનશાહ સસીમશાહનો શાહજાદો છે! એના પિતા મારા શેઠ હતા. તે શહેનશાહે મને ગુલામ તરીકે ખરીદો છે અને હાલમાં તેઓ મરણ પામ્યા છે, તેમણે મને છુટાપણું બક્ષ્યું નથી, માટે હું કાયદા પ્રમાણે હજુ તેમનો ગુલામ છું. મારી પાસે જે કંઇ મિલકત છે તે બધી તેમની જ છે." શાહજાદો તુરત જ બોલી ઉઠયો કે "મુબારક! આજ રોજ આ સર્વે સંભાવિત સદ્‌ગૃહસ્થોની સમક્ષ હું તમને છુટા કરૂં છું. તારી ઉપર હવે મારો કશો હક રાખતો નથી, અને ઉલટો હું આજથી તારી સેવા બજાવવા તૈયાર છું." આ શબ્દો સાંભળી મુબારક તેને નમન કરી પ્રેમથી ભેટી પડયો, અને આભાર માનવા લાગ્યો. પછી ખાણાપર બેઠા. અને આખો દિવસ પુષ્કળ આનંદ અને રમતગમત સાથે ખાણું લીધાબાદ સૌ સદ્‌ગૃહસ્થો તે શાહજાદાને માન આપી પોતપોતાને મુકામે ચાલ્યા ગયા.

બીજે દીવસે સવારે શાહજાદાએ મુબારકને જણાવ્યું કે "હું કંઇ મોજમજા મારવા ખાતર અત્રે આવ્યો નથી. મારી મતલબ તો નવમું પુતળું મેળવવાની છે" મુબારકે કહ્યું કે "તમારા હુકમનો હું તાબેદાર છું, પણ તે પુતળું મેળવતાં તમારે કેટલી કેટલી મુશીબતો વેઠવી પડશે, તે તમારે જાણવું જોઇએ. શાહજાદાએ જવાબ આપ્યો કે "હું કાંઇ પણ ધાસ્તી રાખતો નથી, મોત આવશે તોપણ ધાસ્તી ખાઇશ નહિ, મરણ પર્યંત પણ તે પુતળું લીધા વગર જાઉં નહિ, માટે ચાલ, હીંમત રાખ અને તૈયાર થા."

જ્યારે શાહજાદા ખુરમની આવી હીંમત જોઇ ત્યારે મુબારકે પોતાના નોકરોને બોલાવી સઘળો મુસાફરીનો સામાન તૈયાર કરાવ્યો, અને તે લોકો મુસાફરીએ નીકળ્યા. કેટલાક દિવસે ફરતા ફરતા એક ખુશનુમા જગોપર તેઓ આવી પહોંચ્યા. ત્યાં મુબારકે પોતાના નોકરોને ફરમાવ્યું કે "અમે જ્યાં સુધી પાછા આવીએ ત્યાં સુધી સર્વ સામાનની તપાસ રાખજો!" પછી પોતે શાહજાદાની સાથે આગળ ચાલ્યો, અને તેને કહેવા લાગ્યો કે "આપણે હવે પેલી ભયંકર જગા, જ્યાં નવમું પુતળું છે તેની નજદીક આવી પહોંચ્યા છીએ માટે હવે તમારી હીંમતની ગરજ છે."

તેઓ બંને જણ એક સરોવરના કિનારે આવી પહોંચ્યા. મુબારક કિનારાપર બેસી શાહજાદાને કહેવા લાગ્યો કે "આપણે આ સરોવરમાં થઇ પેલે પાર જવું પડશે." શાહજાદો બોલ્યો કે "મછવા વગર આપણાથી પેલેપાર શી રીતે જવાશે? મુબારક બોલ્યો કે "જાદુના જોરથી હમણાં આપણને તેડવા વાસ્તે જીનનો પાદશાહ મછવો મોકલશે, વાસ્તે હું તમને હમણાં જે કહું છું તે ખૂબ ધ્યાનમાં રાખજો. તમે મુગા થઇને મછવામાં બેસજો, અને કંઇ પણ કારણસર તે મછવાવાળાને એક પણ શબ્દ પુછતા ના? જો કે તેવો બિહામણો તે દેખાય તોપણ તમે એક પણ બોલ બોલતા નહિ! કેમકે એક બોલ પણ જો બોલશો તો તુરત મછવો ડુબી જશે." શાહજાદો બોલ્યો કે "ત્યારે હું મુગોજ રહીશ અને જે જે કરવાનું હોય તે માટે તું મને કહીશ તે પ્રમાણે હું ચાલીશ.

હજુ તો તેઓ વાત કરે છે તેટલામાં તો તેઓની નજરે એક મછવો પડયો, જે લાલ સુખડનો બનાવેલો અને અંબરના ડોલ સાથે બ્લુરંગના સઢનો હતો, તેની ઉપર એક માણસ બેઠો બેઠો હલેસાં મારતો હતો, તેનું મોઢું હાથીના જેવું અને બીજું શરીર સિંહ જેવું હતું જ્યારે પેલો મછવો કિનારે આવ્યો ત્યારે તે માણસે પોતાની સુંઢથી ઉંચકીને તેમને એક પછી એક મછવામાં લીધા. અને સહેજવારમાં પેલેપાર ઉતારી તે મછવા સાથે ગુમ થયો.

મુબારક બોલ્યો કે "હવે આપણે બોલીએ તો કાંઇ ફીકર નથી, હમણાં આપણે પેલા જીનના પાદશાહના ટાપુમાં આવી પહોંચ્યા છીએ, તું ચારે તરફ નજર ફેરવી જોઇ લે કે જગતકર્તાએ આ ટાપુમાં કેવી સુંદર અને તરેહવાર રચના બનાવી છે! આપણી રાખ જેવી દુનીઆનો કોઇ પણ ભાગ આ લીલા ટાપુને મળતો નથી." શાહજાદો ચોતરફ નજર ફેરવી જોવા લાગ્યો તો તરેહ તરેહવાર સુંદર વૃક્ષો ચોતરફ ઉગેલાં નજરે પડયાં, તે દરેક ઝાડો વિધવિધ જાતનાં સુંદર ફળ ફુલોથી ઝુમી રહ્યાં હતાં. અનેક જાતનાં સુંદર ખુબસુરત ફૂલના છોડોપર અસંખ્ય રંગ બેરંગી સુગંધમય ફુલો છવાઇ રહ્યાં હતાં અને તેથી આખાં પ્રદેશમાં બહેક માગી રહી હતી. વળી તે વૃક્ષોપર સુંદર પક્ષીઓ પોતાના કોકીલસ્વરે આખા પ્રદેશને ગજાવી મૂકતાં હતાં. આ પક્ષી એવાં તો સુંદર હતાં કે જે હંસની ઉપમાને લાયક હતાં. આ

બધી નવાઇ જેવી ચીજો જોઈ શાહજાદો ખુરમશાહ ઘણોજ અજાયબ થયો. તે બંને જણા આ ખુબસુરત વિચિત્ર લીલા જોતા જોતા અને ખુદાની મહાન શક્તિનો વિચાર કરતા કરતા આગળ ચાલ્યા.

છેલ્લે તેઓ એક અકીકના મહેલ આગળ આવી પહોંચ્યા. તે મહેલની ચારે બાજુએ ખાઇ ખોદેલી હતી. તેના કિનારાપર તરેહ તરેહનાં ફૂલ ઝાડો રોપેલાં હતાં. તે મહેલનો દરવાજો સોનાનો બનાવેલો હતો. ખાઇની આરપાર જવા માટે માછલીની એકજ સીપનો મોટો સુંદર પૂલ બાંધેલો હતો. આ પૂલ પંદર ફીટ લાંબો અને આઠ ફીટ પહોળો હતો. તે પૂલને એક છેડે કદાવર અને ભયંકર જીનોની એક મોટી ટુકડી નાગી તરવારો હાથમાં પકડી ઉભી હતી.

મુબારક બોલ્યો કે " જો હવે આપણે આગળ જઇશું તો આ ભયંકર જીનો આપણને જરૂર મારી નાખશે, માટે અહીંજ ઉભા રહેવું જોઇએ. વળી તેઓ આપણી પાસે આવી ન શકે તે માટે કેટલાક જાદુઇ મંત્રો આપણે ભણવા જોઇએ." એમ કહી પોતાના ગજવામાંથી એક કોથળી કાઢી તેમાંથી ચાર પીળી દોરીના કકડા બહાર કાઢી, અને તેમાંની બે પોતે રાખી બીજી બે શાહજાદાને આપી. તેઓએ તે લટ કમરે તથા કોટે વીંટાળી. ત્યાર પછી જમીનપર બે નાના ગાલીચા પાથરી તે ગાલીચાને ચારે છેડે કસ્તુરી, અંબર અને થોડાક મોતી મૂકી બને જણ તે ઉપર બેઠા. મુબારક શાહજાદાને કહેવા લાગ્યો કે " હું હવે પેલો જીનનો પાદશાહ કે જે આ મહેલમાં રહે છે તેને બોલાવું છું. જો તે આપણા આવવાથી ખુશી થયો હશે તો તે એક ખુબસુરત માણસના આકારમાં આપણી પાસે આવશે, ને જો તે નાખુશ થયો હશે તો એક મોટા પર્વત જેવા અને ભયંકર રાક્ષસના આકારમાં આપણને દેખા દેશે જેવો તે આગળ આવે કે તમારે તેને નમીને સલામ કરવી, પણ આ બિછાનાપરથી બહાર જવું નહિ! નહિતો તુરતજ મરણ પામશો. તમે એમ કહેજો કે 'ઓ જીનોના નામદાર પાદશાહ ! મારો બાપ જે તમારો નોકર હતો તે મરી ગયો છે, અને તેટલા વાસ્તે હું આપની નોકરી કરવા માગું છું, તો આપ તેનાપર જેટલી મહેરબાની રાખતા હતા તેટલીજ મારાપર રાખશો એવી આશા છે, અગરજો તે બાદશાહ પૂછે કે 'તારે શું જોઇએ છીએ? ત્યારે તમે કહેજો કે 'પેલું નવવું હીરાનું પુતળું જો આપો તો મોટી મહેરબાની થશે."

ઉપકાર મુજબ અગત્યની ચેતવણી આપી મુબારક જાદુઈ કલમા ભણવા લાગ્યો જેથી વીજળીના ચમકારા થવા લાગ્યા અને મોટો ગભરાટ થવા લાગ્યો, તેની સાથેજ બધું જંગલ કાળું મેંશ થઇ ગયું અને મોટું જબરૂં તોફાન થઇ આવ્યું. આ આફત જોઇ શાહજાદો ઘણો ગભરાવા લાગ્યો, પણ મુબારક બોલ્યો કે "કંઇ ફીકર ના કરો ! બધું ઠીકજ છે." તેવામાં કાળા ધુમાડામાંથી એક દબદબા ભર્યા માણસના આકારમાં તે જીનોનો પાદશાહ દેખાયો.

શાહજાદાએ ઘણીજ નમનતાઇથી તેને સલામ કરી પોતાની બધી હકીકત નિવેદન કરી, તેથી પેલો જીનોનો શાહ હસીને બોલ્યો કે "કાંઇ ફીકર ના કર! જેવો હું તારા બાપને ચાહતો હતો તેવોજ તને ચહાઉછું. મેં તેને કબુલાત આપી હતી કે તને હું મારી મહેરબાની હેઠળ રાખીશ, અને જે સાટીનના કકડાપર લખેલું તેં વાંચ્યું તે પણ મારા ફરમાનથીજ તેણે લખ્યું હતું વાસ્તે તને પેલું નવમું પુતળું હું આપીશ. તેના જેવું બીજું મળવું અશક્ય છે. વળી રાતની વખતે તને સ્વપ્નામાં જે બુઢો માણસ દેખા દેતો હતો તે પણ હું પોતેજ હતો, તેમજ તારી સઘળી મુરાદ પારપાડનાર પણ હુંજ છું. પણ એવી સરતે કે તારે મારા વાસ્તે એક પંદર વરસની ખુબસુરત કન્યા અહીં લાવવી. જે છોકરી પરણેલી ન હોય, વળી તે પવિત્ર રહેલી હોય. વળી લાવતી વખતે તારે પણ તેની ઉપર કંઇ પણ ખરાબ નજર કરવી નહિ." શાહજાદા ખુરમે આ વાતના સોગન ખાધા. પછી પેલા જીનના શાહે કહ્યું કે " જો તું આ સોગન મુજબ બરાબર ચાલીશ તો હું તને નવમું પુતળું જરૂર આપીશ. વળી તારા પિતાની માફક તારા પર પણ હું હમેશાં મારો હાથ રાખીશ."

શાહજાદો ખુરમશાહ બોલ્યો કે " આવી છોકરી મળવી મુશીબતજ છે, અને કદાચ મળી તો હું કેમ જાણું કે તે નીતિમાનજ છે?" એ ઉપરથી પેલો જીનનો પાદશાહ બોલ્યો કે " તું કહે છે તે વાત ખરી

છે. માણસજાતમાં એટલી શક્તિ નથી, કે આવી બાબતની ખરી ખાતરી કરે, પણ હું તને એક આરસી આપું છું જ્યારે તું કોઇ જુવાન ખુબ સુરત કન્યા મેળવે ત્યારે આ આરસીમાં તુ તેનો ચહેરો જોજે, જો તે પાક હશે તો આરસીનો કાચ પહેલાં જેવોજ ચળકતો રહેશે, જો તે અનીતિવાન્ હશે તો તુરત કાચ ઝાંખો થઇ જશે, માટે બરાબર યાદ રાખજે ! જો એ પ્રમાણે તું નથી ચાલ્યો તો તારો જાન લીધા વગર રહીશ નહિ." શાહજાદોખુરમ તે જીનના શાહના કહેવા મુજબ ચાલવાને તૈયાર થયો, અને તેના આપેલા સોગન શાહજાદાએ લીધા.

તે જીનના શાહે કહ્યું કે "બેટા ! તારી મરજી પડે ત્યારે મેં કહી તેવી જુવાન છોકરી લઇ પાછો આવજે." આટલી વાતચીત થયા બાદ શાહજાદો તથા મુબારક પેલા સરોવર આગળ ચાલી આવ્યા અને પ્રથમના જીનની મદદથી હોડીમાં બેસી સામ પાર ઉતર્યા.

શાહજાદોખુરમ કેટલાક દિવસ મુબારક સાથે રહ્યો. અને પછી તેને સાથે લઇ બગદાદ જવાના ઇરાદાથી તે બોલ્યો કે "ચાલ આપણે દમાસકસ શહેર જઇને જીનના પાદશાહને લાયક જુવાન ઓરત લઈ આવીએ." મુબારકે જણાવ્યું કે "શું આવા સુંદર કૈરો નગરમાં આપણને તેવી છોકરી નહિ મળે ! એક બુઢ્ઢી ઓરતને હું ઓળખું છું કે જે આપણને ઘણીએક નાની છોકરીઓ લાવી આપશે." એ ઉપરથી મુબારકના કહેવા મુજબ તે બુઢ્ઢીને બોલાવી સર્વે બીના જણાવી તે પરથી તે બુઢ્ઢી ઘણીક છોકરીઓને લઈ આવી પરંતુ તે દરેકનો ચહેરો જોતાંજ પેલી આરસીમાં ડાઘ પડવા લાગ્યા. ઘણીક ઓરતોને શાહજાદાએ તપાસી જોઈ તો કંઇક ને કંઇક ખોડ માલમ પડી. તેઓ જ્યારે કૈરો શહેરમાં ન ફાવ્યા ત્યારે દમાસકસ શહેરમાં ગયા. ત્યાં તેઓ એક મહેલ ભાડે રાખી રહ્યા. આ મહેલ ઘણો દબદબા ભરેલો ને ગંજાવર હતો. તેમણે ત્યાં દરેક જાતના મેમાનોના ઉતારા માટે તથા ખાનાપીના માટે તે મહેલ ખુલ્લો મૂકયો. તેથી ત્યાં હમેશાં હજારો માણસો આવવા લાગ્યા અને તેઓ સર્વે સંતોષ પામીને જતા.

શાહજાદાના મહેલની પાડોશમાં 'અમુમલેક' નામનો એક મગરૂબ, હલકો અને અદેખો માણસ રહેતો હતો. તે જાતે ગરીબ હતો છતાં દરેક ધર્મના ઉપાધ્યાઓના સ્વભાવ મુજબ પોતાથી સુખી અને તવંગર માણસોને હંમેશ ધિક્કારતો હતો. શાહખુરમના મકાનમાં રોજ આવી મજાહ થતી તે તેનાથી ખમી શકાયું નહિં એક દહાડો સાંજના મસીદમાં નિમાજ કરી રહ્યા પછી તે સર્વે લોકોને કહેવા લાગ્યો કે "મારી પાસે એક શખ્સ છે તે રોજનો એટલો તો પૈસો ઉડાવે છે કે મારાથી જોઇ શકાતું નથી. તે કોણ શખ્સ છે તેની પણ મને કંઇપણ ખબર મળી નથી. હું ધારૂં છું કે તે કોઇ બડો ઠગ છે, અને પોતે ઠગાઇ કરીને મેળવેલા પુષ્કળ પૈસા આ પ્રમાણે ઉડાવે છે. તમો તમારી સંભાળમાં રહેજો; નહિ તો જો નામદાર સુલતાનને માલમ પડશે તો તે ઘણો ગુસ્સે થશે." તેનું બોલવું સાંભળી બધા લોકો અમુમલેકને કહેવા લાગ્યા કે "ભાઇ તારૂંજ એ કામ છે, માટે તુંજ નામદાર સુલતાનને ચેતાવ!" તે અદેખો બોલ્યો કે "ઠીક છે." પછી તે ખુશી થતો ઘેર ગયો અને સુલતાનપર મોકલવા એક અરજી તૈયાર કરવામાં ગુંથાયો,

મુબારક પણ સારા ભાગ્યે તે દિવશે તેજ મસીદમાં નિમાજ પઢવા ગયો હતો, તેથી તેણે પણ આ વાત સાંભળી. તે એક રૂમાલમાં પાંચસેં સોનાના સિક્કા બાંધી પેલા અદેખાને ઘેર ગયો. જાતે તે ઘણો બેઅદબ હતો તેથી તેણે મુબારકને તોછડાઇથી પુછ્યું કે "તું શું કામે આવ્યો છે?" મુબારકે નમીને તેને સલામ કીધી, અને કહ્યું, "સાહેબ ! હું તમારો પાડોશી છું, મને મારા શેઠ ખુરમે અહીં મોકલ્યો છે. ગામમાં તમારી કીર્તિ સાંભળ્યાથી નામદાર ખુરમ કહેવા લાગ્યો કે આપણા ભલા પડોસીને આપણા ત્યાં ખાણું ખાવા બોલાવતા આજ સુધી ભુલી ગયા તેથી તે ઘણો દિલગીર છે. આજે મને તમને તેડવા વાસ્તે મોકલ્યો છે, હાલ તુરત આ નજીવી જેવી રકમ તમારે વાસ્તે ભેટ મોકલી છે." અમુમલેક પાંચસેં સોનાના સિક્કા જોઇ ખુશ થઇ ગયો, અને મુબારકને કહેવા લાગ્યો કે "અરે સાહેબ! મને માફ કરજો, મારાથી તમારા જેવા સભ્ય લોકોને મળવા અવાયું નથી. તમે જઇને નામદાર ખુરમશાહને કહેજો કે કાલ સવારે ખચીત હું તમારા મકાનપર આવીશ."

બીજે દહાડે જ્યારે અબુમલેક મસીદમાં નિમાજ પઢવા ગયો ત્યારે કહેવા લાગ્યો " ભાઈઓ ! દુનીઆમાં કોઈ એવું નથી કે કોઈ પણ માણસનો એકે દુશ્મન ન હોય. એક શખ્સ બીજાને પૈસાવાળો જુએ છે તો તેની અદેખાઈ કરે છે. જે શખ્સને વિષે કાલે મેં તમને કહ્યું હતું કે ચોર છે, તે મારી ભૂલ થઇ છે; કારણ કે કેટલાક નાલાયક માણુસોના બોલવાપર આધાર રાખી મેં તે વાત કીધી, પરંતુ તપાસ કરતાં જણાય છે કે તે તો એક શાહજાદો છે ! તે ઘણોજ ભલો અને સખી માણુસ છે, વાસ્તે તેને વિષે નામદાર સુલતાનને જણાવવાની કંઇ પણ જરૂર નથી."

આ વાત ઉપરથી લોકોનું મન પાછું અબુમલેકે ફેરવી દીધું પછી પોતાને ઘેર જઇ સારો પોશાક પહેરી શાહજાદા ખુરમના મકાને ગયો. શાહજાદાએ ઘણાજ માનમરતબા સાથે તેને બેસાડયો, પછી તેઓ વાત કરવા લાગ્યા. અબુમલેકે પુછ્યું કે " સાહેબ ! શું તમો આ શહેરમાં ઘણા દિવસ રહેનાર છો કે?" શાહજાદાએ જવાબ દીધો કે "હા. મારી મરજી તેવી છે તો ખરી, કેમકે મને એક પંદર વર્ષની ઘણીજ ખુબસુરત છોકરી જોઇએ છીએ, કે જે તદ્દન નિર્દોષ અને ખરી નીતિમાન હોવી જોઇએ. તેની દાનત પાક હોય, આશકનો પ્યાર કદી પણ તેણે ભોગવ્યો ન હોય, બલકે પ્યાર શું છે તે જાણતી પણ ન હોય, એવી પાક ઓરત જો મને મળે તો ઘણું સારૂં." અબુમલેકે જવાબ દીધો કે " મારી ઓળખાણમાં તમો કહો છો તેવી એક છોકરી છે કે જેનો બાપ આગળ દમાસ્કસનો વજીર હતો, પણ હમણાં પોતાનો હોદ્દો છોડી બેઠો છે, અને એકાંત જગા ઉપર રહી પોતાની છોકરીને બધી વાતે હુંશીઆર કરે છે. તમારી જો ખુશી હોય તો હું તેની આગળ બલામણ લઇ જાઉં, કેમકે તમારા જેવા શાહજાદાને પોતાને જમાઇ કરવાને તે ઘણો ખુશી થશે " શાહજાદો ખુરમ બોલ્યો કે "સબુર કરો ! જ્યાં સુધી બધી વાતે તે મને પસંદ પડે નહિ ત્યાં સુધી હું તેની સાથે પરણુનાર નથી. તે ખુબસુરત છે એમ હું માની શકું છું, પણ તે તદ્દન પાક અને નીતિવાન છે, તેની મને પાકી ખાતરી થતી નથી, માટે એક વખતે મારી જાતે તેનો ચહેરો જોવો જોઇએ. હું તેનો ચહેરો જોતાંજ તે પાક છે કે નહિ તેની ખાતરી કરી લઇશ. અબુમલેક જવાબ આપ્યો કે " ત્યારે હું વજીરને એવી અરજ કરીશ કે તે પોતાની રૂબરૂમાં પોતાની દીકરીનો ચહેરો તમને બતાવશે."

પછી પેલા શાહજાદાને લઇ અબુમલેક પેલા વૃદ્ધવજીરને મુકામે ગયો. વજીરે તે બંનેને સારો સત્કાર આપી પોતાની પાસે બેસાડયા, ને આવવાનું કારણ પુછ્યું, જેથી અબુમલેકે ઘણી સભ્ય ભાષાથી વજીરને બધી વાત કહી સંભળાવી. વજીર આ વાત જાણી ઘણો ખુશી થયો, અને પોતાની દીકરીને તેનો ચહેરો ખુલ્લો કરવા માટે બુરખો દૂર કરવા જણાવ્યું ચહેરો ઉઘાડતાંજ પૂર્ણિમાના નિર્મળ ચંદ્રને જોઇ શાહજાદો અચરત પામ્યો. પછી પેલી આરસીમાં ચહેરો જોઇ ખાતરી કરી તે તદ્દન પવિત્રજ છે !

શાહજાદા ખુરમને માલમ પડયું કે આખરે પોતાને જોઇતી લાયક ઓરત મળી આવી છે, તેથી બાપ પાસે પરણવાની રજા માગી. વજીરે તુરત કાજીને બોલાવી તેઓનાં લગ્ન કરી આપ્યાં તેઓનાં લગ્ન ઘણાજ ભપકાથી થયાં. વજીરે ખુરમશાહને પુષ્કળ ભેટ આપી. પછી તેઓ પોતાને મુકામે આવ્યા અને પેલા અબુમલેકને પુષ્કળ પૈસા આપી ન્યાલ કરી નાખ્યો. તેમજ પરણનારી કન્યાને પણ જવાહીરે ભરી દીધી.

આ પ્રમાણે ઘણી ધામધુમથી લગ્ન થઇ રહ્યા બાદ મુબારક શાહજાદાને કહેવા લાગ્યો કે " હવે આપણે ઘણીજ તાકીદથી જીનના પાદશાહ પાસે જવું જોઇએ. અહીં હવે આપણે કશું કામ નથી, માટે જલદીથી કેરો નગર ચાલો, તમે જીનના પાદશાહને આપેલું વચન તો યાદ હશે ?" શાહજાદા ખુરમે જવાબ આપ્યો કે "હું મારૂં વચન પાળવા તૈયાર છું, પણ તું જો કે તેમ કરતાં મને કેટલું ખમવું પડે છે, આ છોકરી મને એવી તો પ્યારી લાગે છે કે જાણે તેને લઇને શિરાજ શહેર તરફ જતો રહું અને તેને મારી પટરાણી બનાવું."

મુબારકે કહ્યું " અરે મારા મુરબ્બી ! જેમ બને તેમ તમારા મનમાંથી એવા નાપાક વિચારોને દૂર કરો. તમે તમારી કબુલાત પ્રમાણે ચાલશો તોજ સુખી થશો; નહિ તો પેલો જીનનો પાદશાહ તમારો

જાન લેશે. વળી તમે વચન ભંગ થશો; માટે તમે આ છોકરીને લઇને પાદશાહને સ્વાધિન કરો." શાહજાદાએ જવાબ આપ્યો કે " મારે નવમું પુતળું જોઇતું નથી. નવમા પુતળા કરતાં પણ આ ખુબસુરત પરીની કીંમત હજારો ગણી વધારે છે, તેમ છતાં મારા વચનની ખાતર અને હું વચનભંગ થઇ મારા બાપ દાદાના નામનો બટ્ટો નહિ લગાડવાની ખાતરજ આ પરીને જીનના પાદશાહ પાસે લઇ જઇશ; પરંતુ તેટલો વખાત તારે આ પરીને મારાથી દૂરજ રાખવી પડશે; જેથી તેને જોઇ મારો આત્મા બળે નહિ!" મુબારકે તેમ કરવા કબુલ કર્યું.

પોતાનો મુકામ અહીંથી ઉપાડવાને મુબારકે તમામ તૈયારી કરી, અને પછી તે ત્રણ જણ કેરો નગરમાં ગયાં કે તુરત ત્યાંથી પેલા જીનના પાદશાહના મુકામ તરફ ચાલ્યા. પરણ્યા પછી પેલી વજીરજાદીએ પોતાના પ્યારા ખાવિંદને જોયો ન હતો તેથી મુબારકને પૂછવા લાગી કે મારા ધણીનું શહેર આવ્યું કે? આપણે ત્યાં ક્યારે પહોંચીશું ?" મુબારકે જવાબ આપ્યો કે " બાઇ તમે કદી પણ શિરાજમાં જનાર નથી, અને ત્યાંની રાણી થનાર નથી. તમારો વર તમારી સાથે પરણ્યો, અને તમારા બાપ પાસેથી તમને લઇ આવ્યો પણ તે પોતાની સાથે તમને રાખનાર નથી. તમને તો જીનના પાદશાહને ભેટ તરીકે આપનાર છે, કારણ કે તેમ કરવા તે વચને બંધાએલો છે. જો તે વચને બંધાયો ન હોત તો તે તમને એટલો તો ચાહે છે કે બીજા કશાની દરકાર ન રાખતાં તમને પોતાની પ્યારી રાણી બનાવત પણ અફસોસ કે તે વચને બંધાઇ ગયો છે." આ વાત સાંભળી તે છોકરી પોકેપોક રડવા લાગી, અને બોલી કે "અરે મારી ઉપર કોઈ રહેમ કરો ! હું પરવશ પડી છું. મારા વૃદ્ધ અને ભોળા બાપને ઠગી તમે મને લઇ આવ્યા છો વાસ્તે મહાન્ પરમેશ્વરની આગળ તમારે તમારા કૃત્યનો જવાબ આપવો પડશે." મારા પિતાને જો તમે આ બીનાથી વાકેફ કર્યો હોત તો તે કદી પણ આ દુષ્ટ કામ કરત નહિ."

તેનું રડવું તથા કાલાવાલા સર્વે ફોકટ ગયા. તેઓ તેને જીનના પાદશાહને ભેટ કરવા માટે લઇ ગયા અને તે છોકરીને તેની હજુરમાં હાજર કીધી, ત્યારે તેને જોઇ પેલો જીન બાદશાહ ઘણો ખુશી થઇ ગયો. તે શાહજાદા ખુરમ પ્રત્યે બોલ્યો કે " મારા બેટા ! તેં તારૂં વચન પાળ્યું છે, કેમકે આ છોકરી ઘણીજ ખુબસુરત અને અતિ પવિત્ર છે. વળી રસ્તામાં લાવતાં પણ તું તેના પ્યારમાં ફસાયો નહિ તેથી હું ઘણો ખુશી છું. જા, શિરાજ જઇને જો કે ' પેલા ઓરડામાં જ્યાં આઠ પુતળાં છે ત્યાં નવમુ પુતળુ પણ મારા એક જીન પાસે મોકલાવ્યું છે." શાહજાદો ખુરમ તે પાદશાહને પગે પડી તેનો ઘણો ઉપકાર માની ચાલ્યો ગયો. પછી મુબારક તથા શાહજાદો કેરો નગર આવી પહોંચ્યા, અને ત્યાંથી શાહજાદો શિરાજ ગયો. હવે તે વિચાર કરવા લાગ્યો કે "મેં એક અતિ ખુબસુરત પુતળીને તેના બાપ પાસેથી દગાઇથી લઇને એક જીનના પાદશાહને આપી એ કેવું પાપી કામ? ઓ પવિત્ર પુતળી અને અતિ ખુબસુરત પરી ! તું જે સ્થિતિએ પહોંચી તે કરતાં તું મને મળીજ હોત તો કેવું સારૂં થાત!"

આવો વિચાર કરતાં તેને ઘણોજ અફસોસ થતો હતો. છેવટે તે પોતાના પાયતખ્ત શહેરમાં સહીસલામત આવી પહોંચ્યો. તમામ પ્રજા પોતાના પાદશાહને ઘણે દિવસે આવેલો જોઇ ખુશીના પોકાર સાથે સામી લેવા ગઇ. શાહજાદાએ પોતાની પ્યારી માતાને બધી વાતથી વાકેફ કીધી. તેને ખાતરી થઈ કે હવે નવમું પુતળું જરૂર મળશે અને તેથી ઘણો સંતોષ પામી. તેણે તે પુતળું જોવાની આતુરતા જણાવી પોતાના બેટાને કહ્યું કે " ચાલ મારા પ્યારા બેટા ! આપણે અબીને અબી ત્યાં જઇ જોઈએ કે જીનના પાદશાહે પોતાનું વચન પાળ્યું છે કે નહિ ?" પછી તેઓ ઘણીજ ઉલટથી તે ભોંયરામાં પેલું સુંદર પુતળું જોવાને ઉતર્યાં. તો તે નવમી બેઠકપર એક સુંદર પરીને ઉભેલી જોઇ ! આ બનાવ જોઇ રાણી ઘણી અજાયબ થઇ પોતાના બેટાને પૂછવા લાગી. તે બોલી કે "આ ચાંદ જેવી પુતળીને હું ઓળખું છું, જે પરી મેં જીનના પાદશાહને બક્ષીસ આપી હતી તેજ આ પરી છે ! પરંતુ તે અહીં શી રીતે આવી તે મારાથી સમજાતું નથી !" પેલી જુવાન પરીએ જવાબ આપ્યો કે " તમો મને જોઇને ઘણા અજાયબ થાઓ છો, કારણ કે તમને તો કંઇક વધારે કીંમતી ચીજની આશા હશે ? " શાહજાદો ખુશીમાં આવી બોલ્યો કે" અરે પ્યારી ! ખુદા સાક્ષી છે કે કેટલી દિલગીરીથી મેં તને પેલા શાહને

બક્ષીસ કરી હતી ! કેમકે આખી દુનીઆમાંની કીમતી વસ્તુઓની કુલ કીંમત કરતાં પણ તારી કીંમત જાદે છે, અને તેથીજ હું તને દિલોજાનથી ચાહું છું."

જેવો શાહજાદો બોલી રહ્યો કે તે મહેલ ધ્રુજવા લાગ્યો, અને ભારે ઘોંઘાટ થઇ પેલો જીન પાદશાહ તેમની સમક્ષ ખડો થયો, અને બોલ્યો કે "બાનુ હું તમારા બેટાને હમેશાં ચાહું છું અને મારી સંભાળમાં રાખું છું. મારી એટલી હોંશ હતી કે તમારો છોકરો આટલી કાચી ઉમરે પોતાનો સ્વભાવ પોતાના હાથમાં રાખી શકે છે કે નહિ તે તપાસું. મેં શાહજાદા પાસે આવી ખુબસુરત છોકરી મંગાવી તેનું કારણ એ કે શાહજાદો કેટલા દૃઢ મનનો છે તે તપાસી લઉં. તમે હવે જોયું કે તે નવમું પુતળું તમારા છોકરાને મેં ભેટ આપ્યું છે, તે બધાં પુતળાં કરતાં વધારે કીંમતી છે. આ એની ઇમાનદારી અને સારી ચાલનું કીંમતી ઇનામ છે." પછી શાહજાદા ખુરૂમ તરફ ફરીને બોલ્યો કે "ઓ શાહ ખુરૂમ ! ખુશીથી અને આબાદાનીથી આ જુવાન છોકરીને તારી પ્યારી રાણી બનાવ ! એજ તારી પત્નિ છે, ને તારી સાથે એ નિમકહલાલીથી ચાલશે ! એને તું ખરા અંતઃકરણથી ચાહજે, જેથી હું ઘણોજ ખુશી થઇશ."

ત્યારબાદ શહેનશાહ અલોપ થઇ ગયો, અને શાહજાદા ખુરૂમે તે ખુબસુરત જુવાન ઓરતને તેજ વખતથી પોતાની માનીતી રાણી ઠરાવી. આ નીતિવાન જોડાએ ત્યારબાદ પોતાની આખી જીંદગી અતિ આનંદમાં ગુજારી.

ઉપર મુજબ વાર્તા પુરી કરી શહેરાજાદી બોલી કે "મારી બીજી વાર્તાઓની માફક આ વાર્તા પણ નામદાર સુલતાનને પસંદ પડી હશેજ. જો તેમને આવી સરસ બીજી વાર્તા સાંભળવી હોય તો વળી મારી જીંદગી લંબાવવા હુકમ કરશે." નામદાર સુલતાને તેવો હુકમ આપ્યાથી શહેરાજાદીએ નીચે મુજબ નવી વાર્તા શરૂ કરી.

# બલ્ખ શહેરના શાહજાદા તથા કેરો નગરની શાહજાદીની વાર્તા.

બલ્ખ શહેરમાં પ્રાચીનકાળમાં એક જબરદસ્ત રાજ્ય હતું. ત્યાના બાદશાહોના તાબામાં મોટો વિસ્તીર્ણ મુલક હતો. આ બલ્ખ અથવા બાકત્રિયાનું રાજ્ય દુનીઆના પ્રખ્યાત રાજ્યોમાંનું એક હતું. તે શહેરમાં પીરોજસર નામે એક જબરદસ્ત અને પ્રતાપી શહેનશાહ થઇ ગયો. આ શહેનશાહ ઘણો જ ન્યાયી હોવાથી તેને અદલનો ઘંટ એવું ઉપનામ આપવામાં આવ્યું હતું. આ ન્યાયી સુલતાનની રીતભાત પણ ઘણી જ સરળ અને ઉમદા હોવાથી તેની સર્વે પ્રજા તેનાપર ફીદા ફીદા થઈ જતી હતી, અને તેની કીર્તિ દુર દેશોમાં કસ્તુરીની માફક પ્રસરી રહી હતી.

સુલતાન સર્વે વાતે સુખી હતો, પરંતુ તેને એક પણ ફરજંદ ન હતું. તેના જનાનખાનામાં પચાસ રાણીઓ હતી, પરંતુ તેમાંની એકેને પેટે કંઇ પણ સંતાન ન હતું. સુલતાનને આ બાબતની ઘણી લાગણી હતી. તે પોતાની પાછળ એક વારસ જોવાને ઘણોજ આતુર હતો. તેણે ઇશ્વરની મહેરબાની મેળવવાની ખાતર દરરોજ ગરીબગરબાંને, લુલાં લંગડાંને, આંધળાંને અને બીજા અનેક અનાથોને તેમજ ફકીર સાંઇ, મોલવી વગેરે અનેક ધર્મવેત્તાઓને બહોળે હાથે દાન આપવું શરૂ કર્યું વળી તેણે પ્રભુની સેવા કરી તેની પ્રીતિ મેળવવાને પ્રયાસ કર્યો. આ બધાં શુભ કાર્યોનું પરિણામ પણ સારૂંજ આવ્યું. એક દિવસ શહેનશાહ પોતે રાત્રે બરઉંઘમાં સુતો છે, તેવામાં તેને એક સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તેની આગળ એક ફીરસ્તા જેવો માણસ આવીને ઉભો રહ્યો.સુલતાન આ નવા માણસને ટીકી ટીકીને જોવા લાગ્યો. તે માણસ તેને કહેવા લાગ્યો કે "ઓ ભલા શાહ ! હવે તારી સર્વ આશા ફળીભૂત થશે. ઇશ્વરે તારી ઉદાર વૃત્તિપર ધ્યાન આપી તારી અરજ રહેમનિયામાં લીધી છે, હવે તને થોડા વખતમાં પુત્ર થશે. તું સવાર

થતાં સુધી ઇશ્વરની સ્તુતિ કર, અને સવારના પહોરમાં જઈ તારા બાગમાંથી એક દાડમ લઇ તારી નજરમાં આવે તેટલા દાણા તેમાંથી ખાજે એટલે તારી ઈચ્છા પાર પડશે !" આટલા શબ્દો કહી તે ફીરસ્તો ચાલ્યો ગયો.

આ સ્વપ્નથી રાજા એકદમ જાગી ઉઠયો, અને ભારે વિચારમાં પડયો. તેણે તે ફીરસ્તાના કહેવાપર વિશ્વાસ રાખી સવાર થતાં સુધી મ્હાન પ્રભુની સ્તુતિ કરી. પછી સવાર થતાંજ પોતાના બાગમાં જઇ તેમાંથી સરસ દાડમ લઇ તે દાડમમાંથી પચાશ દાણા ખાધા, કારણ કે તેને પચાશ રાણીઓ હતી. તેની બધી રાણીઓને તેજ દિવસથી ગર્ભ રહ્યો, ફક્ત એકજ રાણી કે જેનું નામ મુમતાજમહાલ હતું, તેને ગર્ભ રહ્યો નહિ. આ બનાવપરથી તે પાદશાહે આ રાણીને ઘણો ધિક્કાર આપી તેને અપમાન આપ્યું. પછી તે બોલ્યો કે "તને ગર્ભ રહ્યો નહિ તે ઉપરથી સાફ માલમ પડે છે કે તે વાંઝણીને ભાગ્યશાળી કરવાની પ્રભુની મરજી નથી. જે સ્ત્રીપર ખુદાની મરજી નથી તેવી નાપાક સ્ત્રીને આપણી હજુર રાખવાથી આપણે તેના ગુસ્સાને પાત્ર થઇએ છીએ માટે તેને મારી નાખવા હું ઇચ્છું છું." પોતે આ પ્રમાણે બોલી પોતાના એક અમીરને તે રાણીને ગરદન મારવાનો હુકમ કર્યો. પરંતુ તેના શાણા અને વૃદ્ધ વજીરે તેને સમજાવ્યું કે "મારા નામદાર શહેનશાહ ! વગર વિચારે સાહસ કરવાથી પાછળ પસ્તાવું પડશે, માટે હાલમાં આપનો આ હુકમ મોકુફ રાખવો જોઇએ. બધી ઓરતોનો બાંધો કંઇ સરખો હોતો નથી, કદાચ આ રાણીને હમેલ રહ્યો હશે, પણ આપણને માલમ ન હોય." આ વાત સાંભળી પાદશાહે જણાવ્યું કે "વારૂ હું તમારા કહેવા પ્રમાણે હમણાં હું તેને જીવતી રાખું છું, પણ મારા મહેલમાં તો તેને નહિજ રાખું." વજીરે કહ્યું કે "ત્યારે તેને તમારા પિત્રાઇ ભાઇ જાનમહમદ આગળ મોકલી દો." આ સલાહ પાદશાહને પસંદ પડી તેથી તેણે મુમતાજમહાલને પોતાના પિત્રાઇ ભાઇ પાસે મોકલી દીધી, અને તે સાથે પત્ર લખ્યો કે "એને સારી રીતે નિર્ભય સ્થિતિમાં રાખજે, જો તેને ગર્ભ હોય અને કંઇ પ્રસવ થાય તો તું મને તુરત ખબર આપજે !"

જેવી રાણી મુમતાજમહાલ જાનમહમદના રાજ્યમાં પહોંચી તેવુંજ ત્યાં માલમ પડયું કે રાણીને તો ગર્ભ છે. તે રાણીએ નવ માસ પુરા થતાં પુનમના ચંદ્ર સરખા ખુબસુરત બેટાને જન્મ આપ્યો. જાનમહમદે તુરતજ પોતાના ભાઇ બલ્ખના પાદશાહ પીરોજસર ઉપર ખુશ ખબર લખી મોકલાવી. આ ખબરથી પાદશાહ ઘણોજ ખુશી થયો અને તેણે પોતાના ભાઇને લખી જણાવ્યું કે "મારી બીજી રાણીઓને પેટે પણ હાલમાં છોકરાજ પેદા થાય છે તેથી મારા મહેલમાં તો હમણા ઘણા છોકરા છે; પણ એ છોકરાની સારી બરદાસ્ત કરી તું મોટો કરજે, અને એનું નામ અલીખાન રાખજે, અને જ્યારે હું તેને મારી પાસે બોલાવું ત્યારે તું મહેરબાની કરી તેને તુરત મોકલાવી આપજે !" આ પ્રમાણે તે શાહજાદા તથા તેની માતાને ત્યાંજ રાખવામાં આવ્યાં.

સુલતાન જાનમહમદે પોતાના ભત્રિજા અલીખાનને શિખવવા અને તરેહવાર હુનરોમાં પ્રવીણ કરવાને જોઇતી કાળજી રાખી. ઘોડા ઉપર સ્વારી કરતાં. તીર પકડતાં, પટા ખેલતાં, શિકારે ચડતાં, દાવપેચનાં યુદ્ધ કરતાં, અને ટુંકામાં પાદશાહી દરજાજાને લાયકના દરેક હુન્નર, જે એક શાહજાદાએ અવસ્ય જાણવા જોઇએ, તેમાં તેને પ્રવીણ કીધો. તે શાહજાદો પોતાની અઢાર વર્ષની ઉમરમાં તો તમામ વિદ્યાકળામાં પુરેપુરો પાવરધો થયો. અલીખાન જાતે ઘણો હોશીઆર ને હીંમતવાન હતો, તેથી તે એક દહાડો પોતાની માતાને કહેવા લાગ્યો કે "હું સર્વે વિદ્યાકળામાં પ્રવીણ થયો છું, તેથી હવે મારી મરજી દેશપરદેશમાં જઇ મોટા મોટા શહેનશાહોને જીતી મારી કીર્તિ વધારવાની છે. અને થોડા વખત થયાં મારા સાંભળવામાં આવ્યું છે કે " મારો પિતા કે જે બલ્ખ શહેરનો શહેનશાહ છે તેને માથે ઘણા શત્રુ ઉભા થયા છે, અને તે સર્વે દુશ્મનો તેના રાજ્યપર ચઢાઇ કરવા નીકળ્યા છે. તો આવા વખતમાં પણ મારો પિતા મારી મદદ કેમ લેતો નથી ? મને નાહક અત્રે શું કામ રાખ્યો છે ? હું એકલો અહીં બેશી મોજમજા મારૂં ને મારો બાપ ત્યાં દુઃખી થાય તે ઠીક કહેવાય કે ?" તે ઉપરથી રાણી બોલી કે "મારા પ્યારા બેટા ! તું માન પામે, કીર્તિ મેળવે અને તારા પિતાના દુશ્મનોને હરાવે એવું જોઇ હું ઘણી ખુશી

થઇશ, પણ જ્યાં સુધી પાદશાહ તને તેડું મોકલશે નહિ ત્યાં સુધી તારે સબુર રાખી અત્રે રહેવું જોઇએ." અલીખાન બોલ્યો કે "પ્યારી માતા ! હું ઘણો વખત થોભ્યો, પણ હવે મારે જઇને મારા બાપને મળવું જોઇએ. હું એકદમ તેની આગળ જઇશ નહિ, પણ કેટલાંક અગત્યનાં કામો કરીશ, પછી મારા પિતાની રૂબરૂ જાહેરમાં જઇશ." તેના આવા વિચારથી રાણી તાજમહાલ ઘણી ખુશી થઇ. હવે પોતાનો કાકો સુલતાન જાનમહમદ પોતાનો વિચાર જાણે નહિ, તેથી તે તેને ખરૂં કારણ જણાવ્યા વગર શિકાર કરવાને બહાને નીકળી પડયો. તેની પાસે એક ઉંચી જાતનો સફેદ ઘોડો હતો. તે ઘોડાની પીઠપર એક સાટીનનું જીન હતું. તે જીનપર તમામ મોતીનું ભરતકામ કર્યું હતું પોતાની પાસે જોઇતા પૈસા રાખી તથા તમામ આયુધો સજી તે શાહજાદો નીકળ્યો હતો, ફરતો ફરતો કેટલીક મુદતે બલ્ખ શહેરમાં આવી પહોંચ્યો.

જ્યારે શાહજાદો ત્યાં આવી પહોંચ્યો ત્યારે પેલા શત્રુઓમાંના કેટલાક ત્યાં આવી પહોંચ્યા હતા, અને તેઓની સાથે શાહજાદાનો પિતા પિરોજસર હીંમતથી લડતો હતો; પરંતુ હજુ તે જીતાયા નહતા. શાહજાદો તુરતજ તેઓની સાથે બહાદુરીથી લડવા લાગ્યો, અને થોડા વખતમાં પોતાની અસાધારણ હીંમત તથા પરાક્રમથી તે સર્વેને હંફાવી કાઢયા. પીરોજસરે જ્યારે એક પરદેશી જુવાનને પોતા માટે આટલી બહાદુરીથી લડતો જોયો ત્યારે તે તુરતજ તેની પાસે ગયો અને ઘણા માનથી તેને ભેટયો. લડાઇ પતી રહ્યા બાદ તેને પોતાના દરબારમાં લઇ ગયો.

શહેનશાહે શાહજાદાને પોતાની પાસેજ આસનપર બેસાડી. તેનું નામ ઠામ વગેરે બાબતો પૂછી તેથી શાહજાદાએ જવાબ આપ્યો કે "હું તો કેરો નગરના એક જાગીરદારનો બેટો છું. મુસાફરી કરી દેશપરદેશો જોવાની ઇચ્છાથી કેટલોક વખત થયાં બહાર નીકળ્યો છું. ફરતાં ફરતાં આપની ખ્યાતી સાંભળી આપની હજુરમાં આવવા નીકળ્યો છું. અહીં આવ્યો ત્યારે તો આપનાપર શત્રુઓ ચઢી આવેલા જોયા, જેથી મેં મારી ફરજ બજાવી છે." શાહજાદાના વચનો સાંભળી પાદશાહ ઘણોજ ખુશી થયો અને તેને પોતાના રાજ્યમાં મોટી જગો આપી. શાહજાદો અલીખાન થોડા વખતમાં તો ઘણોજ ખીલી નીકળ્યો. તેણે પોતાની બહાદુરી હોંશીઆરી, ડહાપણ વગેરેથી શહેનશાહને આંજી દીધો. સર્વે અમલદારો, સેનાપતિઓ તથા પ્રજા એકે અવાજે શાહજાદાનાં ઘણાં વખાણ કરવા લાગી. પાદશાહ પોતે પણ તેને બેહદ ચાહવા લાગ્યો. બાદશાહના પોતાના છોકરા લડાઇમાં તદ્દન નાલાયક તથા કંઇ પણ માલ વગરના હોવાથી તેમની કોઇ પણ દરકાર કરતું નહિ સર્વે જણ શાહજાદા અલીખાનનાપર ફીદાફીદા થઇ જતા હતા.

આ બાબતથી સર્વે શાહજાદાઓ વિચારવા લાગ્યા કે "આપણે ખુદ પાદશાહના બેટા છીએ, તોપણ આપણો કોઇ પણ ભાવ પૂછતું નથી, ને આજકાલ રખડતો રખડતો આવેલો આ એક જાગીરદારનો બેટો સર્વેપર એક સરખી સત્તા ભોગવે છે ! તે ઠીક નહિ. તેમાં આપણી શોભા નહિ. વળી હાલમાં તો આપણા સર્વેનો ઉપરી પણ પાદશાહે તેનેજ ઠરાવ્યો છે. જેથી તેને પૂછયા વગર આપણાથી એક ડગલું પણ ભરાશે નહિ. આપણે શાહજાદા થઇને આમ એક જાગીરદારના રખડતા બેટાના તાબામાં રહીએ તે શું વ્યાજબી છે ? ના, ના, તેમ કદી પણ બનશે નહિ. પાદશાહ તો હવે ઘરડો થયો છે માટે ગમે તેવો હુકમ કરશે તે આપણાથી પળાશે નહિ. આ પ્રમાણે તેઓ વિચાર ચલાવતા હતા, ત્યારે તેમાંનો એક કે જે જરા સમજુ ગણાતો હતો તે બોલ્યો કે "તમે આમ નકામા શા માટે બબડો છો ? જો પાદશાહને તમારા વિચારની ખબર પડશે તો તે તમને સર્વેને ગરદન મારશે. માટે મારૂં કહેવું માનો તો તમે એક યુક્તિ કરી તેના પંજામાંથી છૂટી જાઓ તો સારૂં ! આ વાત બધા ભાઇઓને પસંદ પડી તેથી તેઓ બોલ્યા કે "અમે સર્વે તારા કહેવા પ્રમાણે ચાલીશું, માટે અમને તારી યુક્તિ બતાવ ! તે બોલી ઉઠયો કે "આપણે બધાએ તેની પાસે શિકારે જવાની રજા માગવી, અને પછી શિકારને બહાને બહાર જવું. પછી દૂર જંગલમાં જઇ એક નિર્ભય અને એકાંત જગોમાં ભરાઇ બેસવું. આ પ્રમાણે આપણી ગેરહાજરી પડવાથી શહેનશાહ ઘણોજ ગભરાશે, અને તેથી આપણી ખબર એને પૂછશે, પણ

જ્યારે એનાથી જવાબ નહિ અપાશે ત્યારે કદાચ ગુસ્સામાં આવી તેને ગરદન મારવાનો હુકમ કરશે, અગર પોતાના દરબારમાંથી જરૂર એને કાઢી મૂકશે; જેથી આપણે તેની ધુંસરીમાંથી છુટા થઇ જઇશું !"

આ હિકમત કરતાં બીજી વધારે સરસ યુક્તિ નહિ મળી શકવાથી સર્વે શાહજાદાઓએ આ ઠરાવને પસંદ કર્યો. પછી તેઓ સર્વ તુરત અલીખાન પાસે જઇ તેને કહેવા લાગ્યા કે "અમને શિકારે રમવા જવાની રજા આપશો; અમે આજેજ પાછા આવીશું." ભલા અલીખાને ભોળા દિલથી તે શાહજાદાઓને રજા આપી, કારણ કે તેને તેમના કપટની કંઇ ખબર ન હતી. રજા મળવાથી તે લોકો તુરત બહાર નીકળી પડયા, અને ત્રણ દિવસ સુધી પાછા આવ્યા નહિ. શાહજાદાઓને ત્રણ દિવસથી ગેરહાજર જોઇ પાદશાહ અલીખાનને પૂછવા લાગ્યો કે "આટલા દહાડા થયા મારા બેટાઓ કયાં ગયા છે ?" અલીખાન નમન કરી બોલ્યો કે "નેક નામદાર ! તેઓ મારી પાસેથી એક દહાડાની રજા લઇ શિકાર કરવા ગયા હતા, અને આજે ત્રણ દહાડા થયા તોપણ હજુ આવ્યા નથી." પાદશાહ પોતાના બેટાઓને જોવાને ઘણો અધીરો થઇ ગયો હતો તેથી બીજે દહાડે તેણે તેઓની ઘણી રાહ જોઈ પણ તે લોકો તો તે દિવસે પણ આવ્યા નહિ. હવે પાદશાહનો મિજાજ ગયો; તે ચિડાઇને અલીખાનને કહેવા લાગ્યો કે "ઓ મૂર્ખ બેવકુફ ! મારા છોકરાઓને તેં કેમ બહાર જવા દીધા ? તું તારી નોકરી ઘણી બેપરવાઇથી બજાવે છે કે ? જલદી તેઓને ગમે ત્યાંથી પણ શોધી લાવ, નહિ તો નક્કી જાણજે કે તારૂં મોત નજદીક આવી પહોંચ્યું છે."

પાદશાહનાં આ વચનો સાંભળી બિચારો અલીખાન તો ઘણો ગભરાઈ ગયો, તેથી તેણે તેમની શોધ માટે જવાની તૈયારી કરી. ઘોડેસ્વાર થઇ ચાલવા માંડયું. તે પોતાના ભાઇઓની શોધ માટે ગામેગામ ફર્યો પણ કંઇએ પત્તો લાગ્યો નહિ. તેણે દરેક જંગલમાં પણ તપાસ કરાવી તોએ કોઇ મળ્યું નહિ આ પ્રમાણે તે પોતાની શોધમાં નિષ્ફળ જવાથી તેણે જીવવાની આશા મૂકી તે બોલ્યો કે "અફસોસ ! મારા વહાલા ભાઇઓ તમે હમણાં કયાંએ હશો ? કદાચ કોઈ દુશ્મનના હાથમાં પકડાઇ અતિશય દુઃખ પણ ખમતા હશો. હું બદખમાં ન આવ્યો હોત તો ઘણી સારી વાત હતી, કેમકે મારા કામથી આજે મારા પિતાને અતિશય દિલગીર થવું પડયું છે. મારી ભૂલનો મારે કેવી રીતે પસ્તાવો કરવો તેની મને સૂઝ પડતી નથી." આ રીતે તરેહવાર વિચારોથી ભરપુર તે દરેક ઠેકાણે શોધ કરતો ફરવા લાગ્યો.

આ પ્રમાણે ફરતો ફરતો તે એક દિવસ એક મોટા જંગલમાં આવી ચડયો. આ જંગલમાં કેટલેક દૂર ગયો ત્યારે એક સુંદર સરોવર દીઠું. અને તે સરોવરના મધ્ય ભાગમાં એક સુંદર મહેલ જોયો. આ મહેલ ઘણોજ ભપકાદાર હોવાથી ત્યાં જઇ જોવાનું મન થયું. તે તરવાના કામમાં ઘણો ખબડદાર હતો તેથી તરતજ પોતાનાં કપડાં કાઢી તેની એક પોટલી કરી માથે મૂકી તળાવમાં પડયો। અને તરતો તરતો ઠેઠ પેલા મહેલ આગળ જઈ ચડયો. આ મહેલ સંગેમરમરના કાળા પથ્થરનો હતો. અને તેની સુંદર ચળકતી લીસી ભીંતોપર તરેહવારનાં ચિત્રો કાઢેલાં હતાં. આ સુંદર મહેલ જોવામાં તેનું ચિત્ત પરોવાયું હતું તેટલામાં તેની નજર ઉંચી ગઈ તો તે મહેલની બારીએ એક પુનમના ચંદ્ર સરખી જુવાન બાનુને ઉભેલી દીઠી. તેનો ગુલાબના ફુલ સરખો ચહેરો ધાસ્તીને લીધે ફીક્કાશ પડતો લાગતો હતો. તેના વાળ વિખરાઇ ગયેલા હતા અને તેનાં કપડાં ફાટી ગએલાં હતાં. પેલી બાનુની નજર જેવી અલીખાન તરફ પડી તેવી તે બોલી કે "ઓ ખુબસુરત જુવાન ! તું આ ભયંકર જગોપરથી જલદીથી નાસી જા, નહિ તો આ મહેલનો રાક્ષસ તને જોતાંવારજ પકડી લેશે. આ દુષ્ટ નાપાક રાક્ષસ માણસના માંસનો આહાર કરે છે, અને તેથીજ જે કમનસીબ માણસ આ જગોએ આવી ચડે છે તેને પકડી મારી નાખે છે."

અલીખાન બોલ્યો કે "ઓ ખુબસુરત બાનુ ! વગર આંચકો ખાધે મારી આગળ કહી દે કે તું કોણ છે ?" તે બાનુ બોલી કે "હું સારા ખાનદાનથી ઉતરેલી છું. મારૂં વતન કેરો શહેરમાં છે. આ રસ્તેથી હું બગદાદ શહેરમાં જતી હતી તેવામાં એક નાપાક રાક્ષસ મને મળ્યો, જેણે મારા બધા

નોકરોને મારી નાખ્યા, અને તે મને અહીં લઇ આવ્યો છે. હવે મારૂં મોત તો નજદીક આવી લાગ્યું છે, પરંતુ તેથી કાંઇ બીતી નથી, કેમકે હું જ્યારે કાલ રોજે હું એ નાપાક રાક્ષસના હાથમાં આવી ત્યારેજ એ નાપાક બોલ્યો કે જો હું તેની મરજીને તાબે થઇશ તો ઘણું સારૂં, નહિ તો મારૂં મોત તૈયાર છે. હવે તે નાપાકના નીચ સ્વભાવને તાબે થવા કરતાં મરવું બહેતર છે. પણ ઓ જુવાન તું અહીંથી જલદી જતો રહે, નહિ તો તે નાપાક હમણાં આવીને તને મારી નાખશે. હમણાંજ કેટલાક મુસાફરોની પછવાડે તે દોડયો છે, જે તુરત પાછો આવશે. માટે જેમ નસાય તેમ નાસ !"

પછી બાનુ હજુ તો બોલવા જાય છે તેટલામાંજ તે દુષ્ટ રાક્ષસ તેમની પાસે આવી ઉભો ! તેના હાથમાં એક મોટી જબરદસ્ત તરવાર હતી, જે એટલી તો ભારે હતી કે તેના સિવાય બીજો કોઇ ઉચકી શકે નહિ. તે નાપાકનું આવું ગંજાવર કદ જોઇ અલીખાન ગભરાયો તો ખરો, પણ હીંમત ધરી ખુદાનું નામ લઇ પોતાની સમશેર મ્યાનમાંથી ખેંચી પોતાનો બચાવ કરવા તૈયાર થયો. પેલો રાક્ષસ મચ્છર સરખા પોતાના દુશ્મનને જોઇ મનમાં હસવા લાગ્યો. તેના મનમાં તો તેને એક ઘડીમાં પટકી નાખીશ એમ હોવાથી મગરૂરીમાં ઉભો રહ્યો. પણ તેવામાં ચતુર શાહજાદાએ તેના માથામાં એવો તો સખત ફટકો લગાવ્યો કે તે તમર ખાઇ જમીનપર પડયો. તેના પડવાથી એક એવો તો મોટો અવાજ થયો કે આખું વન ગાજી રહ્યું. તે તુરતજ ઉઠયો અને અતિ ક્રોધ કરી મેઘગર્જનાની માફક તાડુકો કરી અલીખાન ઉપર ધસ્યો અને એવો તો જોસથી તરવારનો સખત ઝટકો તે નાપાકે માર્યો કે જો અલીખાન નજર ચૂકવી ખસી ન ગયો હોત તો ખચિત મરી જાત. વળી રાક્ષસે બીજો ફટકો મારવાની તૈયારી કરી. તેટલામાં તો અલીખાને તેનું માથું પોતાની તરવારથી ઉડાવી દીધું. આ પ્રમાણે અતિ પ્રચંડ રાક્ષસને તે શુરા શાહજાદાએ મારી નાખ્યો. આ બધો વખત પેલી ખુબસુરત બાનુ બે હાથ જોડી અલીખાનની સલામતી માટે ખુદાની બંદગી કરતી હતી. તે એકદમ હર્ષના પોકાર કરવા મંડી પડી. તે બોલી કે "ઓ ખુબસુરત જુવાન ! મને ખાત્રી થાય છે કે તું કોઈ પાદશાહનો બેટો છે ! કારણ કે કોઇ સાધારણ કુળના માણસની આટલી હીંમત હોય નહિ ! આ કામ તો કોઇ ખરેખરા વીર પુરૂષનું છે ! એ નાપાક દુષ્ટ રાક્ષસ પાસે એક કુંચીનો ઝુંમખો છે. તે લઇને મને બંદીખાનામાંથી છોડાવ !" તે બાનુના કહેવા પ્રમાણે તેણે તે નાપાક રાક્ષસનાં કપડાં તપાસ્યાં તો તેમાંથી કુંચીનો એક ઝુમખો હાથ આવ્યો.

પહેલો દરવાજો ઉઘાડી અંદર ગયો તો એક મોટો ચોક આવ્યો, ત્યાંથી આગળ જતાં એક બારણું આવ્યું, તે ઉઘાડી ઓરડામાં દાખલ થયો, અને ત્યાર પછી દાદરપર થઇ મેડે આવ્યો. આ મેડાની બારીએ પેલી સુંદર બાનુ ઉભી હતી. આ બાનુ ઘણીજ ખુશી થઇ અલીખાનને ભેટવા દોડી. તેની એવી ઇચ્છા હતી કે આ શાહજાદાનો ઉપકાર માનવા માટે તેના પગપર માથું મૂકી પગે લાગે પણ અલીખાને તેમ કરવા સાફ ના પાડી. આ વખતે તેઓ એક બીજાને જોઈ એટલાં તો ખુશીમાં ગરકાવ થઇ ગયાં કે તે એકેકપર દિલોજાનથી આશક પડયાં.

આ પ્રમાણે તે લોકો વાતચીત કરતા હતા તેવામાં રડવાનો પોકાર સંભળાયો. શાહજાદો બોલ્યો કે "આ શાનો અવાજ આવે છે," તે બાનુએ જણાવ્યું કે "અહીં એક ઓરડામાં કેટલાક કમનસીબ આદમીઓને કેદ કરેલા છે. તે લોકોમાંથી રોજ એકેક જણને કાઢી તે નાપાક ખાઇ જતો હતો." શાહજાદો બોલ્યો કે "મારાથી આટલા બધા માણસોનો જાન બચશે. તે જાણી હું ઘણોજ ખુશી છું, માટે ચાલ બાનુ ! આપણે જઇને તે લોકોને છોડાવીએ." એમ કહી તેઓ પેલાં બારણાં આગળ જ્યારે ગયાં ત્યારે રડવાનો અવાજ વધારે સંભળાયો. અલીખાન એકદમ તે સર્વનું રક્ષણ કરવાને દોડયો, અને પોતાની પાસેની કુંચીઓ વડે એક પછી એક સર્વે બારણાં ખુલ્લાં કરી તે અંદર દાખલ થયો.

જ્યારે બારણું ઉઘાડી તે અંદર દાખલ થયો ત્યારે એક પત્થરની સીડી ( નિસરણી ) તેને માલમ પડી. તે સીડીપર થઇ અલીખાન એક ભોંયરામાં ગયો. તે અડધી સીડી ઉતર્યો કે તે ભોંયરામાંના પેલા માણસો તેને રાક્ષસ જાણી બીકથી આમતેમ નાસવા લાગ્યા. આ ભોંયરામાં લગભગ દોઢસો કેદી રાખેલા હતા. આ સઘળાઓના હાથપગ બાંધી દીધેલા હતા, અને તેથી જો કે તેમનાથી દોડી શકાય તેમ તો

ન હતું, વળી દોડીને નાશી જવાનો રસ્તો પણ ન હતો; તોપણ પોતાનો જીવ બચાવવા ખાતર આમ તેમ દોડવાને પ્રયત્ન કરવા લાગ્યા. અલીખાન બોલ્યો કે " ઓ બેનસીબ મુસાફરો ! તમારૂં મોત નજદીક આવેલું હતું. પરંતુ ખુદાની મહેરબાનીથી આજે તમે મારા હાથેથી છૂટા થશો, માટે તમે તેનો ઉપકાર માનો ! મેં પેલા નાપાક દુષ્ટ રાક્ષસને તે મહાન પ્રભુની કૃપાથી મારી નાંખ્યો છે. અને હું તમને છોડાવવા આવ્યો છું. " આ શબ્દો સાંભળી તે સર્વે બંદીવાનો ખુશીના પોકાર કરવા મંડી ગયા. તુરતજ અલીખાને તથા પેલી બાનુએ તેમને એક પછી એક મુક્ત કર્યાં.

તેઓ સર્વે તેમના પગપર માથું મૂકી તે બંનેનો ઉપકાર માનવા લાગ્યા. અને પછી તે અંધારા ભોંયરામાંથી બહાર નીકળ્યા. જ્યારે બહાર આવ્યા ત્યારે અલીખાન પોતાના ઓગણપચાસ ભાઇઓને જોઇ ઘણોજ તાજુબ થયો. તે બોલ્યો કે " મારા પ્યારા શાહજાદાઓ ! તમે તો મારી પાસેથી શિકારની રજા લઇ નીકળ્યા હતા ! તમે અહીં ક્યાંથી આવી ચડયા ? તમારા પિતા તમારા માટે રાત દિવસ અફસોસ કર્યા કરે છે, તમે બધા ભાઇઓ ક્ષેમકુશળ છો કે કેમ ? જો તમારામાંથી એક પણ તે દુષ્ટ રાક્ષસના પંજામાં સપડાઇ ગયો હશે તો તમારા પિતા અતિ દિલગીર થશે ! તેમજ મારી સઘળી મહેનત બરબાદ જશે ! માટે મને જલદી જણાવો કે તમો સર્વે આબાદ છો કે નહિ !" તુરતજ પેલા સર્વે ભાઇઓ એક પછી એક આવી અલીખાનને પગે પડયા. તે સર્વને તેણે અતિ આદરસત્કાર આપી ઉઠાડયા. પછી તે શાહજાદાઓ તથા બીજા સર્વેને લઇને અલીખાન તે મહેલના દરેકે દરેક ઓરડામાં ફરી વળ્યો, અને તેમાંથી જે જે કીમતી સામાન ભરેલો હતો તે તે બનાવી જેનો હોય તેને લઇ જવા રજા આપી બાકીનો નધણીઆતો માલ પોતે લઇ જવા ઠરાવ્યું. આ બધો સામાન લઇ જવાના સાધન માટે તેઓ તે રાક્ષસના તબેલામાં ગયા તો ત્યાં પુષ્કળ ઉંટ બાંધેલાં હતાં, તેમાંથી સૌએ પોતપોતાનાં ઉંટ ઓળખી લીધાં અને બાકીનાં ઉંટ અલીખાને લીધાં. ત્યાર પછી સર્વે વેપારીઓ શાહ અલીખાનની રજા લઇ પોતપોતાને ઘેર જવા નીકળ્યા.

હવે અલીખાન શાહજાદાઓ અને પેલી જુવાન બાનુ એ ત્રણ જણ રહ્યાં. અલીખાંને તે બાનુને જણાવ્યું કે " હવે તમે બોલો ! તમારે ક્યાં જવાની મરજી છે ! તમે તમારા દેશથી ક્યાં જવા નીકળ્યા હતા ? અને હાલ ક્યાં જવું છે ? તમારે જ્યાં જવું હશે ત્યાં તમને સુખરૂપ પહોંચાડવાને અમે તમારી સાથે આવીશું માટે ખુશીથી કહો. " તે બોલી કે પ્યારા શાહજાદા ! મારૂં શહેર અહીંથી ઘણે દૂર છે, માટે હું ત્યાં તમને લઇ જવા ઇચ્છતી નથી. પ્રથમ કહેવા મુજબ હું કેરો નગરની રહેવાશી છું. આપના જેવા પરોપકારી પુરૂષ પાસે જણાવવું જોઇએ કે હું ત્યાંની શાહજાદી છું. મારા પિતાને તેના એક દુશ્મને મારી નાખી સર્વે રાજ્ય પડાવી લીધું એટલે દુઃખની મારી હું ત્યાંથી નાશી છૂટી છું. હવે ત્યાં જઇ મારે શું કરવું ? " પછી તે સર્વની માગણીપરથી તે શાહજાદીએ પોતાની સવિસ્તાર હકીકત કહેવી નીચે મુજબ શરૂ કરી.

" મિસર દેશમાં કેરો નામે વિશાળ નગર છે. તેના જેવું વિશાળ અને સુંદર નગર બીજું ભાગ્યેજ હશે. ત્યાંના પાદશાહો મહા સમર્થ અને પરાક્રમી છે. મારા પિતા કાદરખાન ત્યાંજ રાજ્ય કરતો હતો. મારા પિતાને પેટે કંઇ પણ સંતાન ન હતું, અને તેથી તે એક પુત્રને માટે હજારો ઉપાય કરતો હતો. તેણે હજારો ફકીરોને મસીદે મસીદે બંદગી કરવા મૂક્યા અને તેમના ખોરાક પોશાકનો બંદોબસ્ત કરી આપ્યો. તે સિવાય દરેક પુન્યના કામમાં લાખો રૂપીઆ ખરચ્યા આખરે ખુદાની મહેરબાનીથી તેને પેટે પુત્રને બદલે હું જન્મી. મારા જન્મથી મારા પિતાને કંઇક સંતોષ વળ્યો, અને ખુદાનો ઉપકાર માની તેનાપર શ્રદ્ધા રાખી સબુરી પકડી મને બધી બાબતની કેળવણી આપી, ગાદીને લાયક બનાવી. કારણ કે મારા પિતાની મરજી મનેજ ગાદીએ બેસાડવાની હતી.

" એક દિવસ મારા પિતાના દરબારમાં આસપાસના શહેનશાહોઓને આમંત્રણ આપ્યું હતું. તે માટે જોઇતી સર્વે જાતની તૈયારી કરાવી હતી. ઘણાક બાદશાહો અને શાહજાદાઓએ આવી મંડપને શોભા આપી હતી, અને તે સઘળાઓએ પંદર દિવસ કેરોમાં રહી ઘણીજ રમતગમત તથા મોજમજા

ઉડાવી, ત્યાર બાદ તે સર્વે પોતપોતાને દેશ પાછા ગયા હતા. આ મેળાવડામાં એબિસિનિઆનો શાહજાદો તાજઅલ્લી પણ પધાર્યો હતો. આ શાહજાદાની નજરે હું એક વખત પડી અને તેથી તે મારાપર મોહ પામ્યો, જેથી મારી સાથે લગ્ન કરવાની તેની પ્રબળ ઇચ્છા થઇ. જો કે આ લાગણીને તેણે તે વખતે તો ખુબ દબાવી રાખી હતી. પરંતુ મેળાવડો વિસરજન થયા બાદ તે પોતાને દેશ ગયો અને ત્યાં ગયા પછી તે મારા પ્યારને લીધે માંદગી ભોગવવા લાગ્યો. તેનો પિતા તેના મંદવાડથી ઘણો દિલગીર થયો, અને ઘણા ઘણા હકીમ તથા જાદુગરોને બોલાવી પુષ્કળ પૈસા ખરચવા લાગ્યો. પણ તેને કંઇએ આરામ થયો નહિ. છેવટે તેના મંદવાડનું ગુપ્ત કારણ એક હોંશિઆર હકીમની મદદથી જાણવામાં આવ્યું. સુલતાનને ખાતરી થઇ કે 'કેરોના શહેનશાહ પોતાની દીકરીનો હાથ મારા બેટાને આપે તોજ મારા બેટાનો જાન બચશે,' તેથી તેણે એક પત્ર લખી પોતાના મુખ્ય વજીરને મારા પિતા પાસે મોકલ્યો. તે વજીરે આવી મારા પિતાના હાથમાં પેલો બીડેલો પત્ર મૂકી ઘણી અદબથી નમન કર્યું. મારા પિતાએ તે પત્ર હાથમાં લઇ ફોડયો અને પછી વાંચવો શરૂ કર્યો.

"આ પત્રની મતલબ નીચે મુજબ હતી. 'તમારા ત્યાં કરેલા મેળાવડા વખતે તમારી ખુબસુરત શાહજાદીનો સુંદર ચહેરો મારા બેટાના જોવામાં અનાયાસે આવી ગયો. જેથી તે તેણીના પ્યારમાં લીન થઇ જતાં અત્યારે સખત માંદગી ભોગવે છે. મેં તેના માટે ઘણા ઘણા ઉપાય કર્યા. પણ કંઇએ આરામ થતો નથી. જો તેનો જાન બચાવવાની આપની ઇચ્છા હોય તો તેની ઉમેદ પાર પાડશો." મારો પિતા તેની આ માગણી સ્વીકારવાને નાખુશ હતો, કારણ કે તે સુલતાનના કરતાં મારો પિતા કુળમાં ચઢીઆતો હતો. તેણે પેલા વજીરને જવાબ આપ્યો કે તમારા બાદશાહની માગણી હું સ્વીકારી શકતો નથી.

"આ પ્રમાણે થવાથી પેલો વજીર નાઉમેદ થઇ પાછો ફર્યો, અને તેણે સઘળી હકીકત પોતાના સુલતાનને નિવેદન કરી. સુલતાનને આ જવાબથી અતિશય ક્રોધ ચઢયો, અને તેથી તેણે મારા પિતાના રાજ્યપર ચઢાઇ કરવાનો નિશ્ચય કર્યો. પોતાના વજીરને લસ્કર તૈયાર કરવાને હુકમ આપ્યો. વજીરે જબરૂં લસ્કર તૈયાર કરી સુલતાનને જાહેર કર્યું. હવે મારા પિતાના રાજ્યપર ચઢાઇ કરવાનો લાગ જોઇ તેઓ તાકી રહ્યા.

"એક વખતે મારો પિતા શિકારે ગયો હતો. તેવામાં તે સુલતાન પોતાના જબરદસ્ત લસ્કર સાથે ચઢી આવ્યો, અને એકદમ હલ્લો કરી કેરો શહેરનો કબજો લીધો. મારો પિતા શિકારેથી પાછો ફર્યો. ત્યારે તેને આ વાતની ખબર પડી અને તેથી તે પણ ભારે ચિંતામાં પડયો, કારણ કે તેની પાસે લસ્કર ન હતું. તેને હવે મારી ચિંતા થવા લાગી. મારા વિશ્વાસુ વજીરની મદદથી હું છાનીમાની નાશી છૂટી હતી, અને તે ભલો વજીર મને મારા બાપ પાસે લઇ જવા ધારતો હતો; પરંતુ મારા કમભાગ્યે મારો પિતા તે સુલતાનના છુપા જાસુસોના હાથમાં સપડાઇ ગયો, અને છેવટે માર્યો ગયો.

"મારા પિતાના મરણની વાત સાંભળી મને તથા મારા વજીરને ઘણી લાગણી થઇ, પરંતુ વખત બારીક હોવાથી અમે બંને જેમ બને તેમ ઉતાવળથી નાશી છૂટયાં, અને એક વ્હાણપર ચડી બેઠાં. કેટલાક દિવસ તો અમે સહીસલામત મુસાફરી કરી. પરંતુ તેવામાં એકાએક ભારે તોફાન થઇ આવવાથી અમારૂં વહાણ એક ખરાબા સાથે અથડાઇ ભાગી ગયું. મારો વજીર વગેરે સર્વે લોક દરીઆને શરણે થયાં ફક્ત હું એક અભાગણીજ હજુ વધારે દુઃખ જોવાને માટે ખુદાની મરજીથી એક બેટના કિનારે આવી પડી. હું શી રીતે આવી અગર શું થયું, તે મારી જાણમાં નથી. કારણ આ ભયંકર બનાવે મને બેશુદ્ધ કરી નાખી હતી. જ્યારે હું શુદ્ધિમાં આવી ત્યારે મને અત્યંત દિલગિરી થઇ. હું એકલી નિરાધાર સ્ત્રી દરીઆના એક ઉજ્જડ સરખા ટાપુમાં બેહાલ પડેલી જોઇ મને ઘણું લાગ્યું. અને છેવટે આપઘાત કરવાને તૈયાર થઇ, પરંતુ તેટલામાં એક વહાણને કિનારા તરફ આવેલું જોઇ જરાવાર તેની રાહ જોતી ઉભી રહી.

"તે વહાણ કિનારે આવતાંજ તેમાંથી કેટલાંક માણસો નીચે ઉતર્યાં, જેમાં એક જુવાન ખુબસુરત માણસ હતો. આ જુવાનના દેખાવ તથા પોષાકપરથી ખાતરી થતી હતી કે તે કોઇ શાહજાદો છે. તે

જુવાને પોતાના માણસોને મારી ખબર પૂછવા મોકલ્યા. તેમણે આવી મને ઘણી ઘણી રીતે પૂછ્યું, પરંતુ તે બધાનો જવાબ આપવાને બદલે હું પોકેપોક મૂકી છાતીફાટ રૂદન કરવા લાગી. મારી તરફથી જ્યારે કંઇ પણ જવાબ ન મળ્યો ત્યારે તેમણે આસપાસ નજર કરી જોયું તો કિનારા તરફ ભાગેલા વહાણના કકડા જોયા, તે પરથી તે લોકોએ અનુમાન કરી લીધું કે ' આ સ્ત્રી આ વહાણમાં હશે, અને વહાણ ભાગી જવાથી તેની સાથેના માણસો દરીઆને શરણે થયા હશે. "

" મને અતિ ઘણી દિલગીર જોઈ પેલો જુવાન જે છેટે રહે રહે બધું જોતો હતો, તે મારી પાસે આવ્યો, અને ઘણીજ અધીરાઇથી પોતાના અમલદારોને ખસેડી મારી પાસે આવી બોલ્યો કે " ઓ ખુબસુરત જુવાન બાનુ ! તમારી દિલગીરીમાં મને ભાગ લેવા દો જેથી તમારૂં દુઃખ કંઇક નરમ પડશે, પ્રભુની મરજીને આધિન થઇ તેની ઇચ્છા પ્રમાણે ચાલવું એ આપણી ફરજ છે. મહાન નિયંતા હમેશાં જે કરે છે તે આપણા કલ્યાણનેજ વાસ્તે કરે છે. તમને દેખીતું દુઃખ આપવામાં પણ તેની કંઇક ઉંડી મતલબ સારીજ હશે, માટે તેની ઇચ્છાને આધિન થઇ ધીરજ ધરો. સુખ દુઃખ તડકા છાયા જેવું છે જેમ તડકો છાયો વારાફરતી બદલાયા કરે છે તેમ દુઃખ સુખ પણ ફર્યા કરે છે. ધીર માણસો દુઃખમાં મુઝાતાં નથી, તેમ સુખમાં છલકાતાં નથી. તમારા જેવાં ખાનદાન કુટુંબનાં માણસોમાં તો અવસ્ય એ ગુણની જરૂર છે હવે તમારા દુઃખનો અંત આવ્યો છે. હું તમને મારા શહેરમાં તેડી જઇશ, અને મારી બુઢી માતાની આગળ તમને સહીસલામત રાખીશ. તે તમારી ઘણીજ કાળજી રાખશે. જોકે તમે મને ઓળખતાં નથી તોપણ મારા વચનપર વિશ્વાસ રાખી મારી સાથે ચાલો. "

" તે શાહજાદાની આવી મહેરબાનીને માટે મેં તેનો અંતઃકરણ પૂર્વક આભાર માન્યો, અને તેના વચનને માન આપી દુઃખદ સ્થિતિ સવિસ્તર કહી સંભળાવી. જ્યારે મારી સઘળી હકીકત પુરી થઇ ત્યારે તે શાહજાદો બોલ્યો કે " તારી દુઃખદ હકીકત જાણી મને ઘણીજ દયા આવે છે, હવે તારા દુઃખનો અંત આવ્યો છે એમ જાણી મારી સાથે ચાલ. પછી તે શાહજાદો મને સાથે લઇ પોતાના દેશ બગદાદ પાછો ગયો; ત્યાં જઇ પોતાની બુઢી માને મારી ભલામણ કરી સોંપી. તે બુઢી માતાની આગળ પણ મારે મારા દુઃખની કથા કહેવી પડી. મારી હકીકત સાંભળી તે ઘણી દિલગીર થઇ અને મને વધારે પ્યારથી ચાહવા લાગી. તે શાહજાદો પણ દરરોજ મારી ખબર કાઢતો. દિવસે દિવસે અમારો પ્યાર વધ્યો અને છેવટે અમારા બેનાં લગ્ન પુરદબદબાથી કરવામાં આવ્યાં.

લગ્ન થયા બાદ અમે કેટલાક દિવસ સુખચેનમાં ગુજાર્યા તેવામાં પેલો આબારીઆનો શાહજાદો તાજઅલી જબરૂં લશ્કર લઇ આવી પહોંચ્યો. અને રાતોરાત શહેરને ઘેરો ઘાલી શહેરનો કબજો લીધો. હું તથા મારો ધણી સિકંદર મહા મુશીબતે નાશી છૂટયાં અને અથડાતે કુટાતે ઇરાન દેશમાં આવી પહોંચ્યાં. ત્યાંના પાદશાહની મદદથી અમારૂં રાજ્ય પાછું લેવાના ઇરાદાથી અમે ઇસ્પહાન જવા નીકળ્યાં, કારણ કે ઇરાનની રાજધાનીનું શહેર ઇસ્પહાન છે. રસ્તામાં જતાં અમે ભૂલાં પડયાં અને એક વિકટ જંગલમાં આવી ચડયાં. આ જંગલ ઘણું બિહામણું હતું. અમે તે જંગલમાં થઇ ચાલ્યાં જતાં હતાં તેવામાં લુટારાઓની એક ટોળીએ આવી મને તથા મારા ધણીને પકડી લીધાં અને મુસકેટાટ બાંધી પોતાનાં ઉંટપર નાંખી સપાટાબંધ ચાલ્યા. રસ્તામાં જતાં તે લૂટારાઓ વચ્ચે મારા માટે તકરાર ઉભી થઇ, અને તેઓ માંહોમાંહે લડાઇ કરી કપાઇ મુઆ. ફક્ત તેમાંનો એક જીવતો રહ્યો. તે જીવતો રહેલો લૂટારો ત્યાર પછી મારી પાસે આવી કહેવા લાગ્યો કે " જોયું મારૂં બળ, હવે તું મારે શરણે થા, નહિ તો તારી પણ તેવીજ સ્થિતિ કરીશ. મેં હીંમત રાખી તેને તુચ્છકારી કાઢયો. ત્યાર પછી તે થોડીક વાર વિચાર કરતો બેઠો, અને પછી તુરતજ ઉભો થઇ પોતાની તરવાર વતી મારા નિર્દોષ ધણીનું માથું કાપી નાંખ્યું. આ બનાવથી મને ઘણીજ લાગણી થઇ અને બેશુદ્ધ થઈ જમીનપર પડી. તેણે મને તેમને તેમ પડી રહેવા દીધી. તેનો વિચાર મને કોઇ પાદશાહને ત્યાં અગર તવંગર શેઠીઆને ત્યાં વેચી મનગમતા પૈસા મેળવવાનો હતો તેથી તે મને ઇસ્પહાન તરફ લઇ ચાલ્યો. જ્યારે પાછી મને શુદ્ધિ આવી ત્યારે પાછી હું રડાકુટ કરવા લાગી, પરંતુ તે લુચ્ચાને મારી જરા પણ દયા આવી નહિ.

" મને લઇ તે લુટારો ગઇ કાલેજ આ રસ્તેથી જતો હતો તેવામાં પેલો દુષ્ટ ભયંકર રાક્ષસ અમારી પાસે આવી પહોંચ્યો, અને પેલા ભટકતા લુટારાને મારી નાખી મને ઉચકીને આ મહેલમાં લઇ આવ્યો. પછી મને એક ઓરડામાં કેદ કરી પોતે ખોરાક લેવા બેઠો. ખાણું ખાઇ રહ્યા બાદ તે ભયંકર દુષ્ટ રાક્ષસ મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે " ઓ જુવાન બાનુ ! તું શા માટે રડે છે? હું તને કોઇ પણ રીતે દુઃખ દઇશ નહિ. ઉલટો તારા કહેવા પ્રમાણેજ ચાલીશ અને તારો ગુલામ થઇ રહીશ માટે ઘણી ખુશી સાથે મારી સાથે લગ્ન કર." મેં જરા આનાકાની કરી તેથી તે ગુસ્સે થઇ બોલ્યો કે " ઓ હેવાન ! તું જરા વિચાર કરી જો, નહિ તો તારો જાન જશે. હજુ હું તને કાલના દિવસની મહેતલ આપું છું માટે તેટલો વખત તારે બરાબર વિચાર કરી જોવો. જો પછી મારા હુકમને તાબે થઇશ નહિ તો તારો જાન લઇશ." તેમ કહી ઓરડો બંધ કરી તે ચાલ્યો ગયો.

" આજે સવારે વળી કેટલાક વેપારીઓ પોતાના રસાલા સાથે જતા હતા તેમની પાછળ તે દોડયો હતો, તેવામાં તમારૂં આવવું થયું. તમે તે દુષ્ટ રાક્ષસને પોતાના બાહુબળવડે ખુદાની મહેરબાનીથી માર્યો, અને મને તથા બીજા સર્વે અભાગીઆ જીવોને દુઃખમાંથી મુક્ત કર્યા."

તે શાહજાદીએ પોતાની સર્વે હકીકત અથઇતિ કહી સંભળાવી ત્યારે, અલીખાન કહેવા લાગ્યો કે " ઓ ખુબસુરત બાનુ ! હવે ભવિષ્યમાં શું કરવું તે તમામ તમારા હાથમાં છે. આ શાહજાદાઓ તમને પોતાના બાપની પાસે લઇ જશે, અને તેમનો ભલો બાપ તમને સારા સત્કાર સાથે પોતાના દરબારમાં રાખશે. તે તમને પોતાની શાહજાદી તરીકે કબુલ કરશે અને ત્યાં તમે અત્યંત સુખી થશો; તે છતાં હું તમારી માફી માગી પુછું છું કે આ તમારી આગળ ઉભેલા મને ચાહો છો કે કેમ ? જો તમારી મરજી હોય તો આ શાહજાદાઓની સમક્ષ તમારી સાથે લગ્ન કરવા હું ખુશી છું." શાહજાદીએ ખુશી બતાવવાથી તે બંનેની શાદી તેજ વખતે તે મહેલમાં કરવામાં આવી.

બધા શાહજાદાઓ અલીખાનનો ઘણો ઉપકાર માનવા લાગ્યા અને મુબારકબાદી આપવા લાગ્યા. ભોળા દીલના અલીખાને આ ખુશાલીના પ્રસંગે પોતાના ભાઇઓને જણાવી દીધું કે " હું તો તમારો ભાઇ છું ! મારી માતાનું નામ મુમતાજમહાલ છે." આ બીના જ્યારે શાહજાદાઓએ જાણી ત્યારે તેઓ ઉપરઉપરથી તો વધારે પ્યાર દેખાડવા લાગ્યા, પરંતુ તેમના મનમાં અદેખાઇ કરવા લાગ્યા. તેઓ ત્યાંથી પોતાને દેશ પાછા આવવા નીકળ્યા. રસ્તામાં આવતાં તેમણે એક ઠેકાણે તંબુ ઠોકી મુકામ કર્યો. અને મધરાતની શુમારે પેલા ભાઇઓ અલીખાનને ઉંઘતો જોઇ ઉઠયા અને તરવારના ઘાથી ઘાયલ કરી જમીનપર નાખી સર્વે સરસામાન લઇ ચાલતા થયા. અને તેઓ એટલી તો ઝડપે ચાલ્યા કે થોડાજ દિવસમાં પોતાના બલ્ખ શહેરમાં આવી પહોંચ્યા.

પોતાના બેટાઓને પાછા આવેલા જોઇ પાદશાહ ઘણો ખુશી થયો. કેમકે તેણે તો પોતાના દીકરાઓને મળવાની આશા મૂકી દીધી હતી. તેણે તેઓને ઘણીજ અધીરાઇથી પૂછ્યું કે " મારા વહાલા બેટાઓ ! તમે આટલા બધા દિવસ કયાં રહ્યા હતા ?" આ હરામખોરોએ જવાબ આપ્યો કે " અમે મુસાફરી કરવા નીકળી પડયા અને સુંદર નગરો જોતા જોતા દૂર જઇ ચઢયા, તેથી આટલી બધી મુદત લાગી, માટે અમને માફી આપશો." પેલા શાહજાદા સંબંધી તથા રાક્ષસ સંબંધી તો તેમણે એક અક્ષર પણ કહ્યો નહિ. આ પ્રમાણે અલીખાનના મરણની અગર તે પોતાનો શાહજાદો છે તેની ખબર સુલતાનને પડી નહિ.

બીજી તરફ પેલા શાહજાદાઓના ગયા પછી થોડીજ વારે પેલી શાહજાદી જાગી ઉઠી, અને પોતાના ધણીને પોતાની પાસે ઘાયેલ થયેલા જોઇ રૂદન કરવા લાગી. આ જંગલમાં તેને છાનું રાખનાર પણ કોઇ નહિ હોવાથી તેમજ અતિશય દુઃખોથી કંટાળી જઇ અતિશય રૂદન કીધું. તેવામાં પ્રભુ ઇચ્છાએ ત્યાં થઇને એક ખેડુત જતો હતો તે તેની પાસે આવી પૂછવા લાગ્યો, પણ તે બાનુએ કંઇ પણ જવાબ આપ્યો નહિ. છેવટે પેલો ભલો ખેડુત બોલ્યો કે " ઓ ભલી બાઇ ! આ જુવાન જીવતો છે ! મરી ગયો નથી મારી સાથે શહેરમાં આવી કોઇ વૈદને તેડી લાવ, તે તેને સાજો કરશે." ખેડુતને

આ વચનો સાંભળી તે બાઇને હીંમત આવી, અને પોતાના ધણીનો પ્રાણ બચાવવાની ખાતર તે તેની સાથે શહેરમાં ગઇ.

આ બાનુ શહેરમાં ગઇ તે દરમ્યાન એક કુંભાર ત્યાં આવી ચડયો અને તે આ તંબુમાં આવી જોવા લાગ્યો, તો એક ખુબસુરત જુવાનને ઘાયલ થયેલો જોઇ તેને દયા આવી તેથી તે તેને પોતાને મુકામે તેડી ગયો તે કુંભારે તેની કેટલીક સારવાર કર્યાથી કેટલાક દિવસે તે પાછો હતો તેવો થઇ ગયો.

પેલી બાનુ તે ભલા ખેડુતની સાથે શહેરમાં આવી, અને એક હોંશિયાર હકીમને તેડી લાવી. પેલો ભલો ખેડુત પણ તેની સાથેસાથે પાછો તંબુએ આવ્યો હતો. તંબુમાં આવી જુએ છે તો ત્યાં પેલા જુવાનને દીઠો નહિ, તેથી તે ઓરત તો રોપોકરાણુ કરવા લાગી તે ભલો ખેડુત તથા પેલો હકીમ તેને દિલાસો આપવા લાગ્યા, અને પોતાને મુકામે આવવા આગ્રહ કરવા લાગ્યા; પણ તે બાઇએ એકે શ્વાસે રૂદન માંડયું. તે જ્યારે રડતાં રડતાં થાકી ત્યારેજ બંધ રહી. અને પછી તે પેલા ખેડુત તથા હકીમનો ઉપકાર માની કંઇ પણ મદદ નહિ હોવાથી તેમના ઘેર જવા તૈયાર થઈ. પેલા ખેડુતે તેને પોતાના ઘેર રાખી અને ત્યાં થોડા દિવસ રહ્યા બાદ પેલો હકીમ તથા ખેડુત તે બાઇના કહેવાથી તેને લઇ બલ્ખ શહેરમાં જવા નીકળ્યા.

બીજી તરફ મુમતાજમહાલ રાણીને પોતાના બેટા અલીખાનની કંઇ પણ ખબર નહિ મળવાથી તેણે એક પત્ર લખી એક જાસુસ સાથે બલ્ખ શહેર મોકલ્યો. તે જાસુસે આવી પાદશાહના હાથમાં તે પત્ર મૂકયો. પાદશાહે પત્ર વાંચી જોયો, અને તેમાં લખેલી સુવિસ્તર હકીકતથી તેની ખાત્રી થઇ કે આપણા દરબારમાં જે પરદેશી જુવાન રહેલો હતો તેજ અલીખાન હોવો જોઇએ; તોપણ વધુ ખાતરી થવા માટે રાણી મુમતાજમહાલને તેડવા માટે પાદશાહે ખાસ માણસો મોકલ્યાં. અને તેડી મંગાવી. તેના આવ્યા પછી સર્વ વાતપરથી રાજાની પાકી ખાતરી થઇ કે “તેજ જુવાન મારો પ્યારો બેટો હતો. હવે તેનો પત્તો કેવી રીતે લાગે? તેણે તેની ખોળને વાસ્તે દેશપરદેશ માણસો મોકલ્યાં. રાણી મુમતાજમહાલ પોતાના બહાદુર અને ખુબસુરત જુવાન બેટાના ગુમ થવાથી ઘણીજ દિલગીર થઈ. તેણે તેના પ્યારા બેટાની ખાતર પુષ્કળ પૈસો પુન્યદાનમાં વાપર્યો. તેમજ મસીદે મસીદે બંદગી કરવા ફકીરોને રાખ્યા. રાણી તાજમહાલને અતિ દુઃખી જોઇ પાદશાહ પણ ઘણો દુઃખી થયો; અને તેથી તેને દિલાસો આપવા મંડયો. રાણી તાજમહાલ હમેશાં દરેક મસીદે જઈ તે ફકીરોની સાથે પોતે પણ બંદગી કરતી હતી.

પેલો હકીમ તથા ખેડુત પેલી બાનુની સાથે બલ્ખ શહેરમાં આવી પહોંચ્યા, અને એક ધર્મશાળામાં મુકામ કર્યો. ત્યાં રહી તેઓએ શહેરની નવાજુની ખબર લેવા ઇચ્છયું. પેલો ખેડુત ધર્મશાળામાં પેલી બાનુ પાસે બેસી રહેતો હતો, અને પેલો હકીમ શહેરમાં ફરતો હતો. તે હકીમે તરતજ ખબર મેળવી કે પાદશાહનો વહાલો બેટો અલીખાન ગુમ થયાથી આખા શહેરમાં ભારે દિલગીરી છે. તે કયાં ગયો છે તેની કોઇને ખબર નથી. પાદશાહની રાણી અને તે શાહજાદાની માતા તાજમહાલે ઘણીએ તપાસ કરાવી પરંતુ તેનો કંઈ પણ પત્તો લાગતો નથી. આ શાહજાદો ઘણોજ બહાદુર તથા ન્યાયી અને ઉદાર દિલનો હતો. પાદશાહને બીજા ઓગણપચાસ દીકરા છે. પરંતુ તેમાં એક પણ તેના જેવો બહાદુર નથી, અને તેથીજ પાદશાહને તેમજ તમામ પ્રજાને ઘણી લાગણી થાય છે.

આટલી ખબર મેળવ્યા પછી તે હકીમ બીજે દિવસે મસીદે મસીદે ફર્યો, અને રાણી મુમતાજમહાલના એક ગુલામને શોધી કાઢી જણાવ્યું કે “મારે રાણી સાહેબને મળવું છે, માટે મને તેની મુલાકાત કરવા મહેરબાની કર.” પેલા ગુલામે જણાવ્યું કે “રાણી સાહેબ પોતાના બેટાના શોકમાં કોઈની પણ મુલાકાત લેતાં નથી. ફક્ત પોતાના બેટાની ખબર કહેનારનીજ મુલાકાત અધીરાં થઇ લે છે.” પેલા હકીમે જણાવ્યું કે “હું તેના બેટા અલીખાનની ખબર કહેવા માટેજ તેને મળવા આવ્યો છું.” આ વચનો સાંભળી પેલો ગુલામ તુરતજ તેને પોતાની સાથે રાણી મુમતાજમહાલના મકાને તેડી ગયો, અને તેને બારણે ઉભો રાખી મુમતાજમહાલને ખબર આપી કે કોઇ પરદેશી આપની મુલાકાતે આવ્યો છે. અને તે

શાહજાદા સંબંધી કંઇક શુભ ખબર કહેવા માગે છે." રાણીએ તેને તુરતજ અંદર બોલાવી મંગાવ્યો. હકીમ અંદર આવ્યો કે તુરત તેણે અધીરાઇથી પોતાના શાહજાદાની ખબર કહેવા ફરમાવ્યું. તે હકીમે તેની સવિસ્તર હકીકત કહી સંભળાવી, જે સાંભળી રાણી મમતાજમહાલ બેશુદ્ધ થઈ જમીનપર પડી. તેની દાસીઓ તેને પાણી છાંટી શુદ્ધિમાં લાવવા લાગી. કેટલીકવારે રાણી જ્યારે શુદ્ધિમાં આવી ત્યારે તેણે પેલા હકીમને જણાવ્યું કે "તમે જઇને તે શાહજાદીને કહો કે નામદાર શહેનશાહ તમને પોતાની રાણી તરીકે ઘટતું માન આપશે, અને પોતાના દરબારમાં માન સાથે રાખશે." પછી પેલો હકીમ રજા લઇ ત્યાંથી ચાલતો થયો.

હકીમના ગયા પછી પેલી રાણી પોતાના બેટાને સંભારી વારેઘડીએ રૂદન કરતી એક કોચ ઉપર પડી, તેવામાં પાદશાહ ત્યાં આવી ચડ્યો, અને તેને પુછવા લાગ્યો કે "અલીખાન વિષે શું કંઇ નાખુશ ખબર મળી છે કે શું?" તે બોલી કે "ઓ મારા પ્યારા સ્વામી હવે બસ! મારો બેટો હમેશને માટે મારી નજર આગળથી દૂર થયો, અને તે પણ એવી રીતે કે તેની લાસ પણ મને જોવા મળી નહિ. આવા કીર્તિમાન બેટાની લાસ જંગલના ક્રુર જાનવરોએ ફાડી ખાધી! પછી પેલા હકીમની કહેલી સઘળી વાત તેણે પાદશાહને જાહેર કરી.

પાદશાહ તુરતજ ગુસ્સામાં આવી ગયો, અને આંખમાં ખૂન લાવી બોલવા લાગ્યો કે "પ્યારી મુમતાજ! આ નાપાક બેટાઓએ મને ઘડપણના વખતમાં અસહ્ય દુઃખ દીધું છે. અને તને હમેશ સુધી દુઃખના દરીઆમાં ડુબાવી દીધી છે; તે માટે હું તેઓને અવશ્ય ઘટતી સજા કરીશ. જે બાઇએ નાપાકોને દુષ્ટ રાક્ષસના હાથમાંથી છોડાવી તેમના જાન બચાવ્યા તેજ બાઇનો તે નાપાક કુતરાઓએ પ્રાણ લીધો! અફસોસ અફસોસ!" આટલા શબ્દ બોલી તે દરબારમાં ચાલ્યો ગયો. દરબારમાં આવી તેણે પોતાના વજીરને બોલાવી પોતાના ઓગણપચાશે દીકરાઓને કેદ કરવા હુકમ આપ્યો, જે તેણે ઘણીજ અજાયબી તથા નામુશી સાથે બજાવ્યો. આ પછી શાહે પેલી જુવાન બાનુને તે હકીમ તથા ખેડુત સાથે ભારે દબદબાથી તેડી લાવવા હુકમ આપ્યો, જે તેણે ઘણી ખુશીથી બજાવ્યો.

તે શાહજાદીને રાણી તાજમહાલની પાસેજ એક સુંદર ઓરડામાં મુકામ આપ્યો. તે શાહજાદી પોતાની સાસુ સસરા આગળ પુષ્કળ રડવા લાગી. તેના રૂદનથી તેનાં સાસુ સસરા પણ રડવા લાગ્યા. છેવટે પાદશાહે હીંમત રાખી પોતાની રાણી તથા વહુને દિલાસો આપી છાનાં રાખ્યાં. પછી તે ત્રણેના ખાતરી થઇ કે શાહજાદો અલીખાન ગુજરી ગયો. અને હવે પછી તે આપણને તે કદી પણ મળી શકશે નહિ.

પાદશાહે પોતાના દીકરા અલીખાનના માનની ખાતર બલ્ખ શહેરની પશ્ચિમ દિશામાં એક સંગેમરમરના સફેદ પત્થરનો સુંદર મિનારો ઉભો કરાવવા પોતાના વજીરને ફરમાવ્યું.

વજીરે થોડીજ મુદતમાં ઘણો શ્રમ લઇ મિનારો તૈયાર કરાવ્યો. અને એક ઘોર બનાવી તેની ઉપર અલીખાનનું પુતળું બનાવી ઉભું કીધું આ સર્વે તૈયાર થયા બાદ પાદશાહે તે ઘોરપર બંદગી કરવાનો એક દિવસ નક્કી કર્યો. જ્યારે તે પવિત્ર દિવસ આવ્યો ત્યારે પાદશાહ પોતે ભારે ઠાઠમાઠથી ત્યાં જવા નીકળ્યો, અને તેની પાછળ શહેરનાં તમામ માણસો ગયાં.

પાદશાહ પોતે-વજીર અને ઉમરાવો સાથે તે મિનારા આગળ આવ્યો. અને અંદર જઇ એક કાળા ગાલીચાપર બેઠો. પછી કેટલાક ઘોડેસ્વારો પોતાનાં માથાં નીચાં કરી આંખ અર્ધી બંધ કરી મિનારા આગળ આવ્યા, અને તે મિનારાને બે વખત પ્રદક્ષિણા કરી ત્રીજી વખતે તેઓ બોલ્યા કે "ઓ શાહજાદા! અમારી તરવારોના ઝટકાથી જો તારા અભાગીઆ નસીબનો નાશ કરી શકાતો હોત તો અમે તરતજ તેમ કરત! પણ ખુદ પરવરદીગારની આગળ અમારૂં કંઇ નહિ ચાલવાથી અમે લાચાર છીએ." ત્યાર પછી કેટલાક ફકીરો આવી તે પ્રમાણે પ્રદક્ષિણા કરી બોલ્યા કે "ઓ શાહજાદા, જો બંદગી કર્યાથી ખુદા તને આયુષ બક્ષે તો અમે તારે માટે તેમ કરવા પણ તૈયાર છીએ પણ લાચાર કે તેમ તું જીવતો થાય નહિ!" આ પ્રમાણે સૌ આવી ગયા બાદ પેલો પાદશાહ તથા રાણી તાજમહાલ અને

જુવાન શાહજાદી રોશનઆરા ત્રણે સાથે આવી બોલ્યાં કે " ઓ શાહજાદા ! અમે પવિત્ર કુરાનનું પુસ્તક હાથમાં લઈ કહીએ છીએ કે અમારૂં આયુષ લઇ ખુદા તને જીવતો રાખે. " આ શબ્દો નીકળતાની સાથેજ એક ફકીરે આવી પાદશાહ તથા રાણીના પગે પોતાનું માથું નમાવ્યું. આ બનાવ જોઇ સર્વે અજાયબી પામ્યાં અને તે ફકીરના સામું જોઇ રહ્યાં.

આ ફકીરે તુરતજ પોતાની પાસની પોટલી છોડી પોતાનો પોશાક ધારણ કર્યો કે રાણી પાદશાહ તથા શાહજાદી તેને એકદમ ભેટી પડયાં, કારણ કે આ ફકીર તે પેલો અલીખાનજ હતો. આ પ્રમાણે અલીખાનને ઓચિંતો જોઈ સર્વે કોઇ ખુદાનો ઉપકાર માનવા લાગ્યાં, અને હર્ષના પોકાર કરવા લાગ્યાં.

શાહજાદાને પાદશાહે પોતાની પાસે બેસાડી બધી હકીકત પૂછી જે તેણે કહી સંભળાવી. આ હકીકત શાહજાદી રોશનઆરાએ કહેલી હકીકતને પુરેપુરી મળતીજ હતી. ફરીથી શાહજાદીએ જણાવ્યું કે " તંબુમાંથી તમે ક્યાં ગયા ? અને પછી શું થયું તે કહી સંભળાવો, " તેણે કહ્યું કે " તમે શહેરમાં ગયાં ત્યારબાદ એક કુંભાર આવ્યો. તે કુંભારને મારી સ્થિતિ જોઈ દયા આવી, તેથી તે મને પોતાના ઘેર તેડી ગયો. ત્યાં તેણે મારી સારી બરદાસ કરવાથી હું થોડી મુદ્દતમાં હતો તેવો થઇ ગયો. પછી મને તારી ફીકર થઇ, અને તેથી તારી શોધ માટે મેં પુષ્કળ ફાંફાં માર્યાં પણ કંઇ પત્તો લાગ્યો નહિ. છેવટે મારા મનને એમ થયું કે મારા પિતાને મારી ઓળખાણ પડી કે નહિ ? અને તેમનો મારા પ્રતિ કેવો ભાવ છે ? તે જોવું જોઇએ. તે જોવાને માટે હું ફકીરના વેશમાં અહીં આવ્યો તો મારા માતપિતાનો મારા પ્રતિ અનહદ પ્યાર જોઇ હું દીંગ થઈ ગયો. "

ત્યારબાદ તે સર્વે મુકામે આવ્યા. ત્યારબાદ પાદશાહે પોતાના ઓગણપચાસે દીકરાઓને તેડાવી તેમના નાલાયક કામ માટે તેમને ગરદન મારવા હુકમ કર્યો, પરંતુ શાહજાદો અલીખાન તુરતજ બોલી ઉઠયો કે " નેક નામદાર જો કે તેમણે ઘણુંજ અઘટીત અને હીનપ ભરેલું કામ કર્યું છે, તોપણ મારા ભાઇઓને જીવતા રાખવા મારી ઇચ્છા છે, મને આશા છે કે હવે પછી તેઓ આવું કામ કદી પણ કરશે નહિ, માટે આપ ઉદાર દિલથી તેમને માફી આપશો. " ત્યાર પછી શહેનશાહે શાહજાદી રોશનઆરાને પૂછયું તેથી તેણે જવાબ આપ્યો કે " મને અગર મારા પ્યારા સ્વામીને જે દુઃખ પડયું છે, તેમાં શાહજાદાઓનો બિલકુલ વાંક નથી, કારણ કે હું અભાગણી એવી તો કમનશીબવાન છું કે હું પોતે તેમજ મારા સંબંધમાં આવનાર દરેક માણસ દુઃખી થાય છે; માટે જો શિક્ષા કરવી હોય તો મનેજ કરો !" આ ઉપરથી પાદશાહે તે શાહજાદીને પોતાના હૃદય સાથે ચાંપી ઘણો દિલાસો આપ્યો. પછી પેલા હેવાન શાહજાદાઓને પોતાના ભાઇને મારી નાખવાનું કારણ પૂછ્યું, તેથી તે શાહજાદામાંથી એકે કહ્યું કે " ઓ નેક પિતા ! અમે અમારી પાપી કરણી કહેવાને આજે તમારી આગળ જીવતા રહ્યા એજ અન્યાય છે ! અમને અમારાં શિર ઉડાવી દેઈ અમારાં કરેલાં ઘોર કૃત્યનું ફળ જલદી આપો. જે ભાઇએ અમને દુષ્ટ રાક્ષસની સાથે લડાઈ કરી છોડાવ્યા તેજ ભાઇને અમે નીચ વિચારથી મારી નાખ્યો ! અફસોસ ! અમારા પાપી દિલમાં એવો વિચાર આવ્યો કે આપણ બધાઓમાં આ ઘણો જોરાવર, પરાક્રમી, બહાદુર, નીતિવાન અને ડાહ્યો છે માટે નક્કી તેજ પાદશાહ થશે માટે આપણે તેને મારી નાખીએ તો પછી તે પીડા જાય. અમારા જેવા નીચ માણસ કોઇ પણ દુનીઆમાં ભાગ્યેજ હશે ! હવે આપ અમને જલદીથી ગરદન મારો !"

પાદશાહે પોતાના દીકરાઓને આવી રીતે ખરા અંતઃકરણથી અફસોસ કરતા જોઇ તથા અલીખાન અને તે શાહજાદી રોશનઆરાના આગ્રહથી માફી બક્ષી.

ત્યારબાદ તે સર્વે આનંદમાં દહાડા ગુજારવા લાગ્યો. અને નાના પ્રકારનાં સુખ ભોગવવા લાગ્યાં.

આ વાર્તા સાંભળી દિલ્હીનો સુલતાન એટલો તો ખુશ ખુશ થઇ ગયો કે તે શહેરાજાદીનાં વખાણ કરવા મંડી ગયો, અને બીજી એક વાર્તા કહેવાની સરતે તેણે તેને પાછી જીંદગી બક્ષી. તેપરથી શહેરાજાદીએ એક નવી વાર્તા નીચે મુજબ કહેવી શરૂ કરી.

# મોજીલા હુસેનઅલીની વાર્તા.

તિગ્રીસ નદીને કાંઠે બસરા શહેરમાં એક ઘણોજ તવંગર વેપારી રહેતો હતો. તે તથા તેની સ્ત્રી બંને ઉમરે પહોંચેલાં હતાં. તેમને એક છોકરો હતો, તેનું નામ **હુસેનઅલ્લી** હતું. અને એક દીકરી હતી તેનું નામ **મરીયમ** હતું. આ બંને છોકરાંને તેણે ઘણી કાળજીથી સંભાળપૂર્વક સારા ઉસ્તાદોના હાથ નીચે ઉછેર્યાં હતાં, અને દુનીઆની કોઇ પણ જાતની મોજમજાહ તથા બદફેલીમાં અગર ખરાબ સોબતમાં પડવાની તક આપી ન હતી. દીકરી ઉમર લાયક થતાં તે પોતાના ધણી સાથે જુદી રહેવા લાગી. તેને એક દીકરો થયો તેનું નામ **નસરતખાન** રાખ્યું હતું. મરીયમની તબીયત નાનપણથીજ નરમ રહેતી હતી. કારણ તેના શરીરનો બાંધો ઘણો નરમ હતો. તેનો ભાઇ હુસેનઅલ્લી તેનાપર અતિશય પ્રેમ રાખતો, અને પોતાનાથી બનતી સઘળી મદદ કરતો હતો, અને તે સલામત રહે એવું તે નિરંતર ઇચ્છતો હતો. પોતાનો ભાણેજ નસરતખાન જે પોતાના બાપની ગરીબ સ્થિતિને લીધે તેમજ બેદરકારપણાને લીધે દિવસે દિવસે ઘણો હુલડ તથા બેઅદબ થતો જતો હતો તેને પોતાને ઘેર લાવી રાખ્યો, અને સર્વ વાતે વિવેકી તથા હોશિઆર બનાવ્યો. નસરતખાન ભણીગણીને લાયક થતાં પોતાના મામાની મદદથી એક દુકાન કાઢી વેપાર કરવા લાગ્યો, અને સારી રીતે આબરૂથી પોતાનું ગુજરાન ચલાવવા મંડ્યો. જો હુસેનઅલ્લીએ આ પ્રમાણે તેને પોતાને ઘેર રાખી કેળવ્યો ન હોત તો તે ઘણોજ ખરાબ નીકળી પોતાની જીંદગી દુઃખી ગુજારત.

**હુસેનઅલ્લીનો** પિતા કેટલેક વરસે ગુજરી ગયો. આ વખતે તેની ઉમર લગભગ પચીસ વરસની હતી. તેના પિતાએ વેપારરોજગારમાં સારા પૈસા સંપાદન કીધા હતા તેમજ જાતે ઘણોજ કંજુસ હોવાથી પુષ્કળ પૈસા એકઠા કર્યા હતા. આ સર્વે માલમિલકતનો ધણી હુસેનઅલ્લી થયો. તેના બાપના વિચારથી તેના વિચાર તદન જુદાજ હતા, માટે તેણે પોતાની મિલક્તનો જુદીજ રીતે ઉપયોગ કરવા ધાર્યું. પોતાના બચપણમાં તેનો બાપ તેને એક પાઇ પણ વાપરવા માટે આપતો ન હતો, વથી જ્યારે **હુસેનઅલ્લી** પોતાની સાથના બીજા જુવાનોને લખલુટ રીતે ભારે ભપકાથી પૈસા ઉડાવતાં જોતો હતો ત્યારે પોતે પોતાના દિલમાં ઘણો બળતો હતો, તેમજ પોતાના વૃદ્ધ અને કંજુસ પિતાને ધિક્કારતો હતો. હવે પોતાની મિલકતને ભપકાથી ખરચવાનો અને પોતાનું નામ કાઢવાનો વિચાર કર્યો. આવા વિચારથી તેણે પોતાની સઘળી રોકડ મિલકતના બે ભાગ કર્યા. એક ભાગમાંથી તેણે સ્થાવર મિલકતો ખરીદ કરી, અને તેનું જે ભાડું આવે તે ઠલાવદું એકઠું કરવાનો ઠરાવ કર્યો. બીજા ભાગમાંથી જેમ મરજી પડે તેમ લખલુટ રીતે ખરચ કરી બચપણમાં પોતાના બાપના જાપતાથી કંઇ સખતાઇ લાગતી હતી તેનો બદલો લેવા ધાર્યું.

આવા વિચારથી તેણે પોતાનીજ ઉમરના જુવાનીઆઓની દોસ્તી કરી તેમની સાથે પોતાના પસાર્થી ખુશીમાં વખત કાઢવાનો તેણે ઠરાવ કીધો. આ દોસ્તોને તે માત્ર ખાણાપીણાથીજ ખુશી રાખતો એમ નહિ, પરંતુ જુદી જુદી વખણાએલી નાચનારીઓને તથા ગવૈયાઓની ટોળીઓને તે પોતાના ખરચે બોલાવતો હતો; અને ખાણાપીણા સાથે રંગરાગ પણ સારા પાયાપર મચાવતો હતો. તેના જુવાન દોસ્તો હમેશાં મોજમજા અને ખુશાલીમાં આનંદભેર દિવસો ગુજારવા લાગ્યા. આખા બસરા શહેરની તમામ નાચનારીઓ તથા મરદોને બોલાવતો હતો. આ પ્રમાણે જુદી જુદી તરેહની મોજમજા કરતાં એક વર્ષમાં એટલો તો ભારે ખર્ચ થયો કે તેના બાપની મોટી મિલકત સાફ થઇ ગઇ. હવે તેની પાસે પૈસા રહ્યા નહિ, અને તેથી તેની રમત ગમત સુકાઇ ગઇ. તેના મિત્રો તેને છોડી છોડી ચાલી ગયા, અને તેઓ ત્યાર પછી તેના ઘેર કદી પણ આવતા નહિ, વળી જો કોઇક વખતે રસ્તામાં મળી જતા તોપણ આડું અવળું બહાનું કાઢી અગર નજર ચુકાવી ચાલ્યા જતા હતા. જરા વાર ઉભા રહી વાત

સરખી પણ કરતા નહિ. જે મિત્રોને તે રાત દિવસ ભારે મોજમજા કરાવતો હતો, અને પોતાના દિલોજાનથી ચાહતો હતો, તેજ મિત્રો હવે બેવફા માલમ પડયા તે જોઈ હુસેનઅલીને ઘણી લાગણી થઇ. આ બનાવથી દિલગીરી અને શોકજનક દેખાવ સાથે તે પોતાની માની પાસે ગયો, અને તેનાથી કેટલેક છેટે એક કોચપર બેઠો.

આવી હાલતમાં **હુસેનઅલીને** જોઇ તેની માતા બોલી કે "બેટા તારે શું છે? આગળના કરતાં તું આટલોબધો ગભરાઇ કેમ ગયો છે? અને આટલો બધો દિલગીર શા માટે છે? તારી તમામ દોલત જતી રહે તોપણ તું આટલો બધો દિલગીર થાય નહુ, તો તું હમણાં આટલો બધો દિલગીર શા માટે છે? તું કેવો મોટો ખરચ રાખતો હતો તેની મને સારી પેઠે ખબર છે. વળી હાલ તારી પાસે એક પાઈ પણ નથી. તારા પિતાની મોટી મિલકત હતી તે બધી તેં એકજ વરસમાં વાપરી દીધી, તોપણ હું વચ્ચે ન પડી તેનું કારણ એ કે તેં ડહાપણ વાપરી તારી મિલકતનો અરધો ભાગ તો સ્થાવર મિલકતમાં રોકયો છે, જેથી તારે બહુ દિલગીર થવા જેવું નથી." પોતાની માતાને મોઢેથી આ શબ્દો સાંભળી તે એકદમ રડી પડયો, અને બોલ્યો કે "મારી પ્યારી માતા! હું હવે શીખ્યો કે ગરીબાઇ કેવી ન ખમાય તેવી સખત આપત્તિ છે? હા! જે મિત્રો મારા સારા વખતમાં મારી સાથે મોજમજા કરતા હતા અને મારાં વખાણ કરતા હતા, મારા મકાનપર રાત્ર દિવસ પડયા રહેતા હતા. તેજ મિત્રો મારા પૈસા ખલાસ થતાં મારી નિંદા, ચાડી ચુગલી પારકા માણસ આગળ કરે છે. વળી જે દુષણ મારામાં નથી તેવાં દુષણ પણ તેઓ પારકાની આગળ ઠોકી બેસાડે છે. શું ત્યારે દુનીઆમાં પૈસા હોય તોજ મિત્ર! અરે મતલબી મિત્રો તમે કંઇ પણ કામના નથી! જ્યાં જોશો ત્યાં મતલબ, મતલબ ને મતલબજ દેખાવાની! નોકરીમાં, ધુરાકમાં જ્યાં જુઓ ત્યાં મતલબજ દીઠામાં આવે છે. મને લાગે છે કે જેમ એક સૂર્યના અસ્ત પામવાથી તમામ ઉજાસ નાશ પામે છે તેમજ લક્ષ્મી નાશ પામવાથી તમામ મોજમજા ચગદાઇ જઈ નાશ પામે છે. એજ ગરીબાઇ આપની આબરૂને ઝાંખી કરી નાંખે છે, અને રાત્ર દિવસ આતુરતા ભર્યા સંતાપમાં ડુબાવી દે છે! ખરેખર! આ દુનીઆમાં ગરીબનું કોઇ પણ સગુ અગર વહાલું નથી. ફક્ત પૈસાનાંજ સગાં છે! મારી વહાલી માતા! તમે સારી રીતે જાણો છો કે મારા દોસ્તોને મેં કેવી રીતે મોજમજા ભોગવાવી છે. જ્યાં સુધી એમને મજા મારવા માટે મારી પાસે પૈસા હતા ત્યાં સુધી તે લોકો મારી સાથે રહ્યા, પણ જ્યારે પૈસા ખુટયા ત્યારે મને છોડી ચાલ્યા ગયા! મેં દુનીઆમાં આવી અજાયબી ભરેલી આપમતલબી ચાલચલગત આજેજ જોઇ! હવે હું સારી પેઠે સમજ્યો કે સગા ભાઇ બહેનો પણ એક બીજાને સ્વાર્થની ખાતરજ ચાહે છે. સગી બહેન પણ પોતાના ગરીબ ભાઇની કદી પણ દરકાર કરતી નથી, કારણ કે મારી પોતાનીજ બહેન તથા ભાણેજ કે જેને મેં મારી સારી સ્થિતિમાં પુષ્કળ મદદ કરી છે, અને જેઓ મારા ઉપકાર નીચે દબાએલાં છે તે પણ જ્યારે હું તેમની પાસે ગયો ત્યારે મારી સાથે એવી તો ખરાબ વર્તણુંક ચલાવવા લાગ્યાં કે તે જોઇ મને ઘણીજ લાગણી થઇ આવી. આવાં સગાં કરતાં તો મૂળગાં સગાં ન હોય તે હજાર દરજ્જે સારૂં! મને પ્રભુએ સારી બુદ્ધિ આપી કે મેં મારી મિલકતનો અરધો ભાગ સ્થાવર મિલકતમાં રોકી છે, અને તેના ભાડાની સઘળી રકમ મેં જુદીજ એકઠી કરી રાખી છે જે રકમમાંથી હું મારૂં ગુજરાન સારી રીતે ચલાવી શકીશ. પરંતુ તે અગાઉ મારે ખાતરી કરવી જોઇએ કે જે મિત્રોને મેં આટલી બધી ગમત અને મોજમજા કરાવી છે તે દોસ્તો મારી તંગીના વખતમાં કેવી મદદ કરે છે? હું મારા દરેક મિત્રોને ઘેર જઇશ અને દરેકને જાહેર કરીશ કે મેં મારી સઘળી દોલત તમારી મોજમજામાં ઉડાવી દીધી છે તો મને તમારે પુરતી મદદ આપવી જોઇએ. વળી એકવાર મારી બહેન તથા ભાણેજની પણ મુલાકાત લઇશ, જેથી મને એક પણ નિમકહલાલ દોસ્ત છે કે નહિ તેની ખબર પડે."

તેની માતાએ જણાવ્યું કે "મારા પ્યારા બેટા! આવી યુક્તિ કરવાને તને હું ના પાડતી નથી, પણ તું યાદ રાખજે કે તારી એ મુરાદ બર આવવાની નથી. મને પાકી ખાતરી છે કે તારો એક પણ દોસ્ત કે સગોવહાલો તને એક પાઈની પણ મદદ આપવાનો નથી એટલુંજ નહિ, પણ તારી સામું પણ

જોનાર નથી. ફક્ત તારો સઘળો આધાર તારી સ્થાવર મિલકતના ભાડા ઉપરજ રાખવાનો છે. આ દુનીઆમાં ગરીબનું એક પણ સગું નથી." હુસેનઅલીએ જણાવ્યું કે "મારી વહાલી માતા! તમારૂં કહેવું તદ્દન સાચું છે તોપણ તે લોકોની પરીક્ષા કરવાથી તેમના મતલબીઆ નીચ સ્વભાવની ખાતરી થાય માટે મને તેમ કરવાની રજા આપશો." તેની માતાએ તે પ્રમાણે કરવા હા પાડી.

પોતાની માતા તરફથી રજા મળવાથી તે ઘેરથી નીકળ્યો. પહેલવહેલો તે પોતાના દરેકે દરેક મિત્રોને ઘેર ગયો. તે એવા ચોકસ વખતે જતો કે તે વખતે તેઓ ઘેરજ હોય. દરેક દોસ્તને પોતાની ગરીબ હાલત જણાવી, તથા તે શી રીતે થઇ તે જણાવી, તેમની પાસે નાણાંની મદદ માગી; પણ તેઓએ સાફ ના પાડી, ત્યારે ઉછીનાં નાણાં માગ્યાં, તે પણ આપવાની ના પાડી તેથી દસ્તાવેજ લખી આપી નાણાં આપવા અરજ કરી ને જણાવ્યું કે થોડા દિવસમાં તમારાં નાણાં પાછાં આપવામાં આવશે. આટલી પણ મદદ માટે તમારી મોટી મહેરબાની ગણાશે. તેમ વળી તેમને જણાવ્યું કે "જો કોઇક દિવસ ખુદાની મહેરબાનીથી મારી હાલત સુધરશે તો પાછા આપણે મનગમતી મોજો ઉડાવીશું. આ બધી હકીકત તેણે એવી તો અસરકારક ભાષામાં જણાવી કે દયા ઉપજે, તોપણ તેના નીચ સ્વાર્થીઓ અને નિમકહરામ દોસ્તમાંથી એકેનું દિલ પીગળ્યું નહિ, ઉલટા કેટલાક તો તેને ઠપકો આપવા મંડયા, અને કહેવા લાગ્યા કે "વગર વિચારે ફુલણજી થઇ શાને ફરતા હતા? તમને કોણે કહ્યું હતું કે મોટા બા થાઓ? અમે કંઇ તમારી પાસે માગવા નહોતા આવ્યા? તમે તમારી મોજશોખને માટે અમોને બોલાવી ઉલટા અમને નાહક ખોટી કર્યા, અમે અમારો ધંધો રોજગાર મુકી તમારી સાથે રહ્યા. તેનું આ ફળ કે? તારા જેવો હરામી કોણ હોય? વળી તું હવે કયે દહાડે પૈસાદાર થવાનો હતો કે અમારાં નાણાં પાછાં આપે? ને અમને મોજમજા ભોગવાવે?" આવો ઉત્તર સાંભળી હુસેનઅલી તો ચુપજ થઇ ગયો! અને તદ્દન નિરાશ થઇ પોતાને ઘેર પાછો આવી પોતાની માને કહેવા લાગ્યો કે "મારી વહાલી માતા તમારી ધારણા અક્ષરે અક્ષર ખરી પડી છે! હું મારા એકેએક મિત્રને ઘેર જઇ આવ્યો પણ તેમાંના એકે પણ મારી દયાજનક સ્થિતિપર ધ્યાન આપ્યું નહિ, ઉલટા કેટલાક તો મને ધમકાવવા લાગ્યા! એ નિમકહરામ અને લુચ્ચા માણસોનું મોં હું કદી પણ જોઇશ નહિ! તેમનાં કાળાં મોં જોવાથી હું ઇશ્વરનો ગુનેગાર થાઉં." પરંતુ એક વખત મારી બહેન તથા ભાણેજના ઘેર જઇ પરીક્ષા કરીશ."

બીજે દિવસે તે પોતાની બહેનને ઘેર જવા નીકળ્યો. તેને ઘેર જઇ તેણે પોતાની દયાજનક સ્થિતિ કહી સંભળાવી. જે સરતોએ મિત્રો પાસે નાણાં માગ્યાં હતાં તેજ સરતોએ તેની પાસે નાણાં માગ્યાં. આ સાંભળતાંજ સ્વાર્થી બહેને તેના બોલવાપર એક પણ ધ્યાન ન આપતાં પોતાના રોદડા રડવા મંડી પડી. હુસેનઅલીને પોતાની બહેનની સ્થિતિની બરાબર માહીતી હતી, તેથી તે ત્યાંથી ઉઠી પોતાના ભાણેજ નસરતખાનની પાસે દુકાને ગયો. નસરતખાનને પોતાના મામાની હાલત વિષે અગાઉથી ખબર પડી હતી, તેથી તેણે પોતાના મામા સાથે એવી તો વર્તણુંક ચલાવી કે જે જોઇ હુસેનઅલી તાજુબ થયો! અને ત્યાંથી ઉઠી ચાલતો થયો. જે ભાણેજને પોતાને ઘેર રાખી સર્વે પ્રકારની મદદ આપી ઉછેરી મોટો કર્યો હતો અને ધંધે લગાડયો હતો તેજ આવી રીતભાત જોઇ હુસેનઅલીની દિલગીરીની સીમા રહી નહિ. પૈસાની ખરી કીંમત કેટલી છે તે હુસેનઅલીના જાણવામાં સારી રીતે આવ્યું અને પોતાના કંજુસ પિતાના વખાણ કરવા લાગ્યો.

આ નિરાશ અને દુઃખી જીવડો ચારે તરફથી નિરાશ થતાં પોતાના ઘર તરફ પાછો વળ્યો, અને દુનીઆ કેવી નીચ અને આપમતલબી છે તેનો વિચાર કરતો કરતો પોતાના ઓરડામાં એક કોચપર સુતો હતો, તેવામાં તેની બહેન તથા ભાણેજ તેની પાસે આવ્યાં. હુસેનઅલીના મનમાં થયું કે "મારી બહેન ભાણેજને પોતાની ભૂલ સમજાઇ હશે, તેથી આખરે પસ્તાઇને મારી પાસે આવ્યાં હશે. હવે તે લોકો મને જોઇતી મદદ અવશ્ય આપશે," તેની ધારણા તદ્દન ખોટી હતી, કારણ કે તેમને આવવાનું પ્રયોજન ખાસ જુદુંજ હતું. તેની બહેન પોતાના ભાઇ પાસે બેસી ધીમે રહીને બોલી કે "ભાઇ! તમે

આજે મારે ઘેર તથા દુકાને આવ્યા હતા, જેથી તમારી સ્થિતિ વિષે સઘળી હકીકત જાણી, અમે ઘણાં દિલગીર છીએ, પરંતુ લાચાર કે તમારા બનેવીનો સ્વભાવ તદ્દન ખરાબ થઇ ગયો છે. તેમણે તમારા આવ્યાની ખબર જાણી અમોને તેમણે હદપાર ઠપકો આપ્યો. અને જણાવ્યું કે 'હવે પછી જો તે આવશે તો તમને ઘરમાંથી મારી કાઢીશ.' માટે હું તમોને જણાવું છું કે મહેરબાની કરી મારે ઘેર હવે પછી આવશો નહિ. મારી સ્થિતિ એવી તો નબળી છે કે હું તમને કંઇ પણ મદદ કરી શકું તેમ નથી." આવી તદ્દન બેશરમી ભરેલી વર્તણુંક જોઇ હુસેનઅલી ઘણોજ તાજુબ થયો, તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે "જે માની જણી બહેન તથા ભાણેજ મારા સેંકડો બલકે હજારો ઉપકાર નીચે દબાએલાં છે તે આવો જવાબ આપે છે! મારે હવે પછી આ નીચ કુતરાં સાથે કોઇ પણ જાતનો સંબંધ રાખવાનો નથી. આ ઠરાવ તેણે મરણ પર્યંત ચુસ્ત રીતે પાળ્યો.

હવે હુસેનઅલીને પોતાનાં સગાંવહાલાં તથા સર્વે મિત્રોપર ધિક્કાર છુટયો, બલકે આખી દુનીઆ તેને મતલબી જણાઇ. પોતે ખાનાર પીનાર શોખીન હોવાથી તે એકલો તો ખાઇ શકતો ન હતો, તેથી તેણે ઠરાવ કીધો કે પોતાની સાથે બસરા શહેરમાં આવેલા પરદેશી પૈકી એક તદ્દન અજાણ્યાને મારે ઘેર તેડી લાવી તેની સાથે ખાણું લઇશ, અને તેને પણ એકજ દિવસ, પછી બીજે દિવસે બીજો, એમ હું મારી મજા ભોગવીશ. પરંતુ બસરાના નીચ કુતરાઓની સોબતમાં હું કદી પણ રહીશ નહિ." પોતાની સ્થાવર મિલકતના ભાડાના જે પૈસા આવતા હતા, તે પૈસા પોતાની ખાલી થયેલી તિજોરીમાં મૂકયા, અને પોતાના ઠરાવ પ્રમાણે હમેશાં સાંજના ખાણા વખતે એક અજાણ્યા પરદેશીને તેડી લાવી તેના સાથે મોજમજા ઉડાવતો હતો.

જે ખાણું તે પોતાના પરોણાની આગળ મૂકતો હતો, તે જોકે બહુ ઉમદા ન હતું, પરંતુ સારું ચોકખું બરાબર સ્વાદિષ્ટ અને સીજેલું તથા પુરતું હતું. વળી તેની સાથે તે શરાબ વાપરતો તે ઘણો ઉંચો વાપરતો. અર્ધી રાત સુધી તે પોતાના પરોણા સાથે વિધવિધ બાબતોપર ચરચા ચલાવી ગમત કરતો હતો. તે જાતે નાનપણથીજ મશ્કરો અને હાજરજવાબી હોવાથી પોતાના દરેક પરોણાને ખુશખુશ કરી રજા આપતો હતો. રજા આપતી વખતે તે તેવા પ્રિય પરોણાને કહેતો કે "તમે જ્યાં જાઓ ત્યાં ખુદા તમારી સંભાળ લે એવી મારી દુવા છે! કાલે સાંજે જ્યારે મેં તમને મારી સાથે આવવા આગ્રહ કર્યો ત્યારેજ મેં તમને મારા ઠરાવ વિષે જણાવેલું છે. તે મુજબ હું તમને કહું છું કે હવે પછી આપણે કદી પણ સાથે જમીશું અગર શરાબ પીશું નહિ. મારી આ વર્તણુંકથી તમે કંઇ પણ માઠું લગાડશો નહિ, કારણ કે મારે તેમ કરવાનું ખાસ કારણ છે, જે હું તમને જણાવી શકું તેમ નથી. ખુદા તમારો મદદગાર થાવ અને સંભાળ લે. છેલ્લો સલામ!" પોતાના ઠરાવ મુજબ હુસેનઅલી એક દિવસ બસરાના મુલક આગળ સાંજની વેળાએ બેઠો હતો તેવામાં એક અજાણ્યા માણસને પોતાની તરફ આવતો જોયો અને તેને આગ્રહથી પોતાને ઘેર તેડી ગયો. રસ્તામાં જતાં તેણે પોતાનો ઠરાવ કહી સંભળાવ્યો, તથા બીજી કેટલીક વાતો કરી તેને ખુશી કર્યો.

હુસેનઅલી પોતાના અજાણ્યા પરોણા સાથે ખાણું લેવા માટે પોતાના ખાસ ઓરડામાં દાખલ થયો. આજુબાજુ બે ખુરશી ગોઠવી તેની વચ્ચે એક મેજ ગોઠવ્યું હતું. તેનાપર એક સુંદર સાટીનનું કપડું બિછાવ્યું હતું. ઓરડાની ચારે ભીંતોએ કેટલાક સુંદર તખ્તા તથા આરસા લટકાવી મૂકયા હતા, વચ્ચે ઉજાસ માટે કેટલાંક ઝુમરો લટકાવેલાં હતાં, એકંદર રીતે આ ઓરડો જોકે નાનો હતો, તોપણ સુંદર હતો, ખાણું પણ તૈયાર હતું તેથી તેઓ ખુરશીપર બેઠા કે તુરત હુસેનઅલીની માતાએ ગરમાગરમ ખાણું પીરસ્યું. તેમાં ત્રણ રકાબીઓ જુદી જુદી ચીજોની હતી. આ દરેક ચીજ ઘણીજ સ્વાદિષ્ટ અને તાજી હતી, તેમજ બરાબર પાકેલી હોવાથી તેમને જમવાની ઘણી લહેજત પડી. બંને જણ તે દેશના ધારા પ્રમાણે કંઇ પણ બોલ્યા વગર અને શરાબ પીધા વગર પોતાનું ખાણું લેવા લાગ્યા. જ્યારે તેઓ ખાઇ રહ્યા ત્યારે પરોણાના ગુલામે તેમના હાથ ધોવડાવ્યા, ત્યાર પછી ડોશીએ જુદી જુદી જાતનાં ફળ સુકો મેવો વગેરે લાવી મૂકયો, જેમાં તે ઋતુમાં નીપજતી દ્રાક્ષ, સફરજન, નારંગી વગેરે ચીજો

હતી. બંને જણ જમી રહ્યા બાદ પેલા ગુલામને ખાણું આપ્યું, અને પછી શરાબને માટે તૈયારીઓ થઇ. શરાબની પ્યાલીઓ તથા શીશા મેજપર આપ્યા કે તુરતજ એક શીશામાંથી એક પ્યાલી ભરી પોતાના પરોણાને આપતાં બોલ્યો કે "આ શિરાજનો ઉંચો શરાબ બેધડક ઉડાવો! જેઓ કહે છે કે અમે નથી પીતા અને અમારે તેને કદી પણ અડકવું ન જોઇએ. આપણા પવિત્ર કિતાબમાં તેની મના છે તેવા ઢોંગને એક બાજુએ મૂકી ખુશી થઇ આની ફિમદા લહેજત ચાખો!" પેલો પરોણો બોલ્યો કે "તમે ઘણાજ ખુશ સ્વભાવના છો, મને પણ એવુંજ માણસ ગમે છે. ચાલો, તમે તમારૂં પ્યાલું ભરી ઉડાવો, હું પણ મારૂં પ્યાલું તમારી સલામતીમાં ઉડાવું છું." આ શરાબ ઘણો સરસ હોવાથી તે પરોણાએ તેનાં ઘણાંજ વખાણ કર્યાં અને કહ્યું કે "તમારા જેવા આનંદી પુરૂષો ખચીત આવોજ શરાબ ઉડાવશે." તેણે જવાબ આપ્યો કે "મારી ખાતરી થાય છે કે તમે એક અનુભવી અને ચાલાક માણસ છો, મોજમજા કેવી રીતે ઉડાવવી તે તમે સારી રીતે જાણો છો" પછી થોડીક ગજલો અને બેતો ગાવા લાગ્યો જે સાંભળી પરોણો ખુશખુશ થઈ ગયો ગાઇ રહ્યા બાદ તે બોલ્યો કે "તમારા જેવા નેક અને લાયક માણસ સાથે જમવા બેસવું એ પણ એક ભાગ્યની વાત છે, સાહેબ તમારા આવ્યાથી મારી આશા હવે બરાબર પુરી પડી છે અને મને અતિ ઘણી ખુશી ઉપજી છે. જો તમારા જેવા માણસ મને પ્રથમથીજ મળ્યા હોત તો હું કદી પણ આવો નાલાયક ઠરાવ કરત નહિ." પરોણાને આ વાત સાંભળી ઘણીજ રમુજ પડી. વળી તે પરોણો જાતે ખુશમિજાજી હોવાથી ગમતની ખાતર હુસેનઅલ્લીને વધારે વધારે શરાબ પીવા આગ્રહ કર્યો. શરાબથી ચકચુર થયાથી હુસેનઅલ્લી જરા તેને ખેલવાની ખાતર અને ખરી બીના જાણવાની ઇચ્છાથી તે પરોણાએ તેની સાથે આડી અવળી વાતો કાઢી છેવટે તેનું નામ ધંધો વગેરે બાબતો વિષે હુસેનઅલ્લીને પુછવા લાગ્યો. તેણે જવાબ આપ્યો કે "સાહેબ! મારૂં નામ હુસેનઅલ્લી છે. મારા પિતા સમસુદીન એક મોટો વેપારી હતો અને તેની પાસે પુષ્કળ ખજાનો હતો, પરંતુ તે ઘણોજ કંજુસ હતો તે મને નાનપણમાં એક પાઇ પણ વાપરવા આપતો નહિ. તેના મરણ પછી જ્યારે બધી મિલકત મારે હસ્તક આવી ત્યારે મેં મારી અરધી મિલકતમાંથી સ્થાવર મિલકત ખરીદી બાકીનો અરધો ખજાનો મોજમજામાં ઉડાવવા લાગ્યો અને તેમાં એટલો તો બહોળો ખરચ કર્યો કે એકજ વરસમાં તદ્દન પાયમાલ થઇ ગયો. પછી મેં મારા મિત્રો કે જે રાત દિવસ મારી સાથે રહી મારીજ ઉદારતાથી મોજમજા ભોગવતા હતા, અને કીંમતી બક્ષીસો મેળવતા તેમની તથા મારી સગી બહેન અને ભાણેજ કે જેઓ મારા હજારો ઉપકાર નીચે દબાએલાં હતાં, તે સર્વેની પાસે મદદ માગી; પણ કોઇએ એક પાઇ પણ મદદ આપી નહિ, તેથી મને આખા બસેગ શહેરપર ધિક્કાર આવવાથી મારે આવો ઠરાવ કરવો પડયો. તે પરોણાએ જણાવ્યું કે "તમારા પક્કા ઠરાવને માટે હું તમોને ઘણીજ શાબાશી આપું છું. કોઇ પણ વખત જુવાનીઆની સોબતમાં પડવું નહિ. તમે તેમની સંગત છોડી જે કરકસરનો માર્ગ પકડયો છે તે તમે ઘણુંજ વખાણવા લાયક ઉત્તમ કામ કર્યું છે. વળી પોતાના ઠરાવને તમારી માફક મજબુત રીતે વળગી રહેનાર માણસ ભાગ્યેજ મળી આવે છે. વળી મને તમારી અદેખાઈ પણ થાય છે, કારણ કે તમારા જેવો ભાગ્યશાળી બીજો કોણ હશે કે જેની સાથે દરરોજ જુદા જુદા પરદેશી ગૃહસ્થો ખાણું લેવા બેસે! અને તમારા નેક નામની આખી દુનીઆમાં તારીફ કરે!"

રાત ઘણી જવાથી તે પરોણાએ જણાવ્યું કે "હવે તમે પણ જાઓ, મારી ખાતર તમારી ઉંઘ ખુઓ એવું ઇચ્છતો નથી, વળી મને પણ થાક લાગ્યો છે. તેથી મારે પણ આરામ લેવાની જરૂર છે, વળી મારે સવારના પહોરમાં વહેલા ઉઠી મારી મુસાફરી કરવી જોઇએ. માટે કદાચ તમારા ઉઠતા પહેલાં હું ચાલતો થઇશ. માટે મારે તમોને જણાવવું જોઇએ કે તમે મારી જે બરદાસ લીધી છે તે માટે તમારો પુરતો ઉપકાર માનું છું. હવે તમારા ઠરાવ પ્રમાણે આપણે ફરીથી આવી મજા ભોગવવાને ભાગ્યશાળી થવાના નથી. તેથી તમારો બદલો હું વાળી શકવાનો નથી, માટે તમારા મનમાં જે કંઇ હોય તે મને ખુશીથી કહો. જો કે હું એક વેપારી છું તોપણ તમારી ઇચ્છા પાર પાડવાને માટે હું બનતી

કોશિશ કરીશ.” હુસનઅલીએ જવાબ આપ્યો કે “સાહેબ! હું સર્વ વાતે સુખી છું, હવે મને લોભ નથી. તેમ મારે કંઇ જરૂર નથી. ખુદાએ મને જે આપ્યું છે તે બસ છે. ફક્ત મારે એક વાતની ઇચ્છા છે પણ તે વાત એવી છે કે તમારા જેવો વેપારી તેમાં મદદ કરી શકે તેમ નથી. તે વેપારીએ જવાબ આપ્યો કે “જો કે હું વેપારી છું, તોપણ ખુદાની મહેરબાનીથી ગમે તેવાં મોટાં કામ કરવાની મારી શક્તિ છે માટે બેશક ખુશીથી કહો.” હુસેનઅલ્લી પોતાના પરોણાને આમ હીંમત અને આગ્રહથી બોલતો જોઇ કહેવા લાગ્યો કે “આ શહેરના દરેક મહોલ્લામાં એક એક ઇમામ રહે છે કે જે અમુક નીમેલે ટાઇમે બધાને બંદગી કરવાને એકઠા કરે છે. આ મહોલ્લામાં પણ એક એવો ઇમામ છે પણ તે લુચ્ચો અને નિમકહરામ છે. તેના જેવા નિમકરામ અને બદમાસ થોડાજ હશે. તેની સાથે બીજા ચાર માણસો ભર્યા છે અને તેઓ પાંચે જણ આ મહેલ્લાની બલકે આખા શહેરની નિંદા કરે છે. કોઇ પણ આબરૂદાર માણસે તેની મરજી ન સાચવી કે તુરતનજ તેની સાચી જુઠી બદબોઇ કરી તેને ફજેત કરે છે. જો તે લુચ્ચાઓને યોગ્ય સજા થાય તો આખું શહેર ખુશી થઇ આપને હજારો દુવા આપે.” પેલો વેપારી બોલ્યો કે “ભલે, તમે તેમને કેટલી શીક્ષા કરવા ધારો છો?” હુસેનઅલ્લીએ જણાવ્યું કે “જો હું આ શહેરનો પાદશાહ હોત તો તે ચાર જણમાંના દરેકને બસેં બસેં ફટકા મરાવત અને પેલા ઇમામને તો સખત મજુરી સાથે કેદની શિક્ષા કરત. મને પ્રજાની ઘણી લાગણી થાય છે. બિચારી ભલી પ્રજા નાહક દુઃખી થાય તે મને ઘણું લાગી આવે છે.” પેલા પરોણાએ તેને જવાબ આપ્યો કે “તમારો આ વિચાર ઘણો સારો છે. વળી તમે ભલા અને ન્યાયી જણાઓ છો, જો કે આ શહેરના પાદશાહ સાથે મારે કંઈ પણ પીછાણ નથી તોપણ તમારી ઇચ્છા પાર પાડવા બનતી કોશિશ કરીશ.” ત્યાર પછી તેઓ સુવા જવાને તૈયાર થયા. જતી વખતે તે પરોણાએ તેને એક ગોળી આપી તે ખાઇ જવા કહ્યું, અને બોલ્યો કે “આ ગોળી ખાધાથી તમને ઘણીજ સારી ઉંઘ આવશે. તેમ ખાધેલું પણ પચી જશે.” પરોણાએ આપેલી ગોળી તે ખાઇ ગયો પછી બને જણ સુઇ ગયા.

વાંચનાર કદાચ જાણવાને આતુર હશે કે આવો વિચિત્ર પરોણો તે કોણ હશે? તે પરોણો બીજો કોઇ નહિ પણ બસરા શહેરનો નામદાર સુલતાન હતો! આ પાદશાહ વખતો વખત જુદા જુદા વેષમાં નગરચર્યા જોવા નીકળતો હતો, જેથી પોતાની પ્રજાના દુઃખ સુખની ખરી માહીતિ મળે. આ વખતે તે વેપારીના વેષમાં નીકળ્યો હતો, તેણે પોતાનો વેષ તદન બદલી નાખેલો હોવાથી હુસેનઅલ્લી પોતાના પાદશાહને પણ ઓળખી શક્યો નહિ જેથી એક પરદેશી જાણી પોતાની સાથે ખાણું ખાવા તેડી લાવ્યો હતો. સુલતાન પણ આવા વિચિત્ર માણસની ખરી બીના જાણવાના હેતુથી તેના આમંત્રણને સ્વીકારી તેની સાથે આવ્યો હતો.

પેલી ગોળીની કેફથી હુસેનઅલીને એવી તો સરસ ઉંઘ આવી કે મડદા મારફક પડયો, જ્યારે તે બરાબર લસલસાટ ઉંઘી ગયો ત્યારે આ પરોણો કે જે જાતે સુલતાન હતો તેણે ગમતની ખાતર પોતાના ગુલામને બોલાવ્યો અને કહ્યું કે “તારી ખાંધ ઉપર આ માણસને ઉચકીને આપણા મહેલમાં લઇ જા! પણ આ ઘરની નિશાની બરાબર યાદ રાખજે કે જ્યારે તને હું પાછો મોકલું ત્યારે તું અહીં બરાબર આવી શકે.”

પેલા ગુલામે હુસેનઅલીને ઉંચક્યો અને સુલતાન તેની પાછળ પાછળ ચાલ્યો. મહેલમાં આવ્યા પછી એક ગુપ્ત બારણે થઇ તેને ઓરડામાં લઇ ગયો. ત્યાં ગયાબાદ તેનાં કપડાં કઢાવી નાંખી પોતાને પહેરવાનાં કપડાં પહેરાવી પોતાના બિછાનાપર સુવાડવા હુકમ આપ્યો, જે ત્યાં ઉભેલા માણસોએ ઘણીજ તાકીદે બજાવી લીધો. આટલું બધું થયું તોપણ હુસેનઅલ્લી જાગ્રત થયો નહિ તેનું કારણ ફક્ત પેલી ગોળીજ હતી. પછી સુલતાને પોતાના તમામ માણસોને હુકમ આપ્યો કે તમારે દરેકે આ માણસને સુલતાન સમજી મને જે પ્રમાણે માન આપતા હતા તેજ પ્રમાણે માન આપવું, અને તેના દરેક હુકમને તાબે થવું. આમ કરવાનું કારણ હું પછીથી તમને જણાવીશ.” ત્યાર પછી પોતાના આખા મહેલમાં એજ વખતે તમામ બાંદીઓ તથા બેગમોને ઉપરની ખબર આપી દીધી પછી ખલીફે પોતાના વજીર

મુબારકને બોલાવી મંગાવ્યો. તે આવ્યો ત્યારે સુલતાને તેને કહ્યું કે "હું તને આગળથી ચેતાવું છું કે આપણે એક ભારે ગમત કરવાની છે માટે આજે જે માણસ આ મારા બિછાનાપર સુતો છે તેજ માણસ કાલે સુલતાન થઇ માન તખ્તપર બિરાજમાન થશે, માટે તું કંઇ પણ અજાયબી પામ્યા વગર જે પ્રમાણે મારી સાથે વાતચિત કરે છે, મને માન મરતબો આપે છે અને નિયમિત વખતે દરેક કામ કરે છે તેજ પ્રમાણે કરજે. તે જે હુકમ આપે તેને તું તુરત તાબે થજે, કદી તે મોટી મોટી બક્ષિસો કોઇને આપવાનું કહે અગર કોઇને શિક્ષા કરવાનું કહે તે બધું તુરત કરજે! કાલ સવારમાં વહેલો ઉઠી આ બાબતની તમામ અમીર ઉમરાવો વગેરેને ખબર આપજે, જેથી તેઓ પણ તેના હુકમને તાબે થાય, જેથી મારી ગમતમાં કંઇ પણ ખલેલ ન પડતાં સરેતોરે પાર ઉતરે!"

વડા વજીરના ગયા પછી નામદાર સુલતાન બીજા ઓરડામાં ગયો અને પોતાના ખાસ હજુરીને કહેવા લાગ્યો કે "તું પણ તારી નોકરી આ માણસ આગળ અદબથી કાલે સવારે બજાવવાને લગાર પણ પાછી પાની કરતો ના. તે ઉઠે તેની આગમચ મને ઉઠાડજે. કેમકે શું શું થાય છે તે મારે જોવું છે." સવાર થતાંજ સુલતાનના હુકમ મુજબ હજુરીએ તેને ઉઠાડયો સુલતાન તુરત હુસેનઅલ્લી સુતો હતો તે ઓરડામાં જઇ એક ખુણે બધું જોવાની ખાતર સંતાઇ બેઠો. તમામ બાંદીઓ તથા અમલદારો વગેરે જેમ સુલતાનના ઉઠવાની વખતે એક હારમાં ચુપ થઇ ઉભાં રહેતાં હતાં તેજ પ્રમાણે આજે પણ હારબંધ ઉભાં રહ્યાં હતાં, અને હુસેનઅલ્લીના ઉઠવાની રાહ જોતાં હતાં. સવાર થતાંજ એક નોકરે આવી તેના નાક આગળ ખુશબોદાર અત્તરની શીશી ધરી જેની ખુશબોથી તેને એક છીંક આવી, પરંતુ પેલી ગોળીની કેફને લીધે તે જાગ્રત થયો નહિ ફક્ત ઉંઘમાંને ઉંઘમાં પોતાનું પાસું બદલી નાખ્યું. ફરીવાર તેને શીશી ઉઘાડી સુંઘાડી તેથી તે કંઇક જાગૃત થયો અને જરાવાર રહીને પોતાનું માથું ઉંચું કરી આંખ ઉઘાડીને જુએ છે તો પોતે એક મોટા અને ભપકાદાર ઓરડામાં સુતો છે એમ જણાયું. તે ચારે તરફ નજર ફેરવી જોવા લાગ્યો તો આખો ઓરડો ઘણીજ ભપકાર અને સુંદર કીંમતી ચીજોથી તથા જવાહીરથી ભરપુર દીઠો. વળી કેટલીક ખુબસુરત બાંદીઓ પોતાના હાથમાં સતાર, તંબુરા, સારંગી વગેરે તરેહવાર વાજીંત્રો સાથે ગાયન કરવાની શરૂઆત કરતી હોય તેમ જણાયું, તેમજ કેટલાક અમલદારો ભારે દબદબા સાથ ઉભા રહેલા જોયા તે સિવાય પોતાના પલંગ પાસે બાદશાહને પહેરવાનો પોશાક તથા મુગટ નજરે પડયાં. આ બધું જોઇને તે ઘણો ગભરાયો અને અજાયબી પામ્યો. તેના મનને આતો સ્વપ્નુંજ છે. એમ લાગ્યું તેથી તે બોલ્યો કે "વાહ! ત્યારે તો હું સુલતાન થયો કે? અરે આ તો માત્ર સ્વપ્નુંજ છે. મેં ગઇ કાલે મારે પરોણાના સાથે જે વાત કીધી હતી, તે વાતની જંખના થાય છે માટે આતો ખરેખર એક લહેમ છે." એમ કહી પાછો આંખો મીંચી સુઇ ગયો. પણ તેટલામાંજ એક ખોજો આવી કહેવા લાગ્યો કે "ઓ નામદાર પાદશાહ! હવે આપને ઉઠવું જોઇએ, કારણ કે દિવસ ચઢયો છે. અને બંદગીનો વખત આવી ચૂકયો છે." આ શબ્દો સાંભળી તે ઘણો અજાયબ થઇ બોલ્યો કે "નહિ, નહિ, હું ખચિત ઉંઘુંછુંજ." થોડો વખત તે ખોજો રાહ જોઇ ઉભો પણ તે માણસે તેને કંઇપણ જવાબ આપ્યો નહિ તેમ ઉઠયો પણ નહિ, તેથી વળી તે ખોજો બોલ્યો કે "મારા નેક નામદાર! વખત ઘણો થઇ ગયો છે, જેથી બંદગી કરવાનો વખત જતો રહેશે માટે આપ જાગ્રત થશો. હંમેશનો વખત થઇ ગયો છે." આ શબ્દો સાંભળી હુસેનઅલ્લી બોલી ઉઠયો કે "હું પોતે પોતાનેજ કહું છું, હું તદન જાગ્રતજ છું, ઉંઘાએલો હોઉં તો આ માણસોનું બોલવું કાંઇ સાંભળી શકું નહિ, પણ હું તો મારી સાથે વાત કરનારના દરેક શબ્દ બરાબર રીતે સાંભળી શકું છું. તેણે પોતાની આંખ બરાબર ઉઘાડી અને ઘણી ખુશી સાથે તે પોતાના બિછાનાપર બેઠો, કારણકે આ પ્રમાણે તે એકજ રાતમાં સુલતાન થઇ ગયો, માટે ખુદાનો ઉપકાર માનવા લાગ્યો. નામદાર સુલતાન કે જે એક ખુણામાં બેસી આ બધી રચના જોતો હતો તે પણ ખુશ થઇ ગયો.

જયાં હુસેનઅલ્લી બેઠો થયો કે તુરત સર્વે બાંદીઓ તથા નોકરોએ વાંકા વળી સલામ કીધી, અને પછી કેટલીક બાંદીઓ પોતાના હાથમાંનાં વાજીંત્રો સમારી કોકીલ સ્વરે ગાયન કરવા લાગી, જેના સ્વરથી તે

ઘણોજ ખુશ ખુશ થઇ ગયો. પોતે ક્યાં છે તે પણ તેને સુઝ્યું નહિ. પોતે પોતાનો હાથ કપાળે મૂકી આંખો નીચી કરી બોલવા લાગ્યો કે "અરે શું આતે સ્વપ્નું છે કે સાચું છે ? આવો બખ્તાબંધ ઓરડો, આવી સુંદર બાંદીઓ, આવા એશકી અમલદારો, આવાં વાજીંત્ર, અનેક ખોજાઓ મારી નજર આગળ ખડા છે તેનું કારણ શું ? મને કંઇ પણ સમજ પડતી નથી. છેવટે પોતાની આંખો ઉઘાડી બરાબર જોયું તો તેને પુષ્કળ અજવાળું માલમ પડ્યું, જેથી તેણે જાણ્યું કે ઉઠવાનો વખત થઇ ગયો છે.

આ વખતે પેલો ખાસ હજુરીઓ આવી કહેવા લાગ્યો કે "મારા નેક નામદાર અને ધર્મના રક્ષક મારે જણાવવું જોઇએ કે આપને ઉઠવાનો હમેશનો વખત થઇ ગયો છે. આપ કોઇ પણ દિવસ આટલા મોડા ઉઠ્યા ન હતા, તેથી સાફ જણાય છે કે આપની તબીયત ગમે તો નરમ હોય અગર રાતે બરાબર ઉંઘ આવી ન હોય, ગમે તે હોય પણ આજે એટલું મોડું થયું છે કે બંદગી કરવાનો વખત પણ રહ્યો નથી. વળી આપના દરબારના અમીર ઉમરાવો, શુરા સરદારો, તાબેના હાકેમો આપની રાહ જોતા ઉભા છે, માટે આપ પધારી દરવાજા ઉઘડાવો તો તેઓ અંદર દાખલ થઇ આપને યોગ્ય માનમરતબો આપે."

ખાસ હજુરીઆના આવા બોલથી હુસેનઅલ્લી બોલ્યો કે "તું આ પ્રમાણે નેકનામદાર અને ધર્મના રક્ષક કહી કોને બોલાવે છે ? હું તો તને બિલકુલ ઓળખતો પણ નથી ! ચતુર હજુરીઓ તુરતજ બોલી ઉઠ્યો કે "મારા નેક નામદાર ! આજે તમે મારી મશ્કરી કરો છો, કારણ કે હું આપની હજુરમાં રાત દિવસ રહી એક નીતિથી નોકરી બજાવું છું તોપણ આપ મને ફરમાવો છો કે 'તું કોણ છે ? હું ઓળખતો પણ નથી.' મારા જેવા ગરીબ માણસપરથી આપે આમ તદ્દન મહેરબાની ઉતારી નાખવી ન જોઇએ. આપ નેક નામદાર આ પ્રમાણે મને તરછોડી કાઢશો તો પછી મારી શી દશા થશે તેનો ખ્યાલ આપે કરવો જોઇએ. આ બીજા કોઇ નથી પણ જેના નામ માત્રથી દુશ્મનો થરથરી જાય છે. અને આખી આલમમાં અદલઇન્સાફથી અમલ ચલાવે છે તેજ બસરાના નામદાર સુલતાનજ છે. તેનાં આ વચનો સાંભળી હુસેનઅલ્લીની ખાતરી થઇ કે "હુંજ સુલતાનજ છું અને મારાપર ખુદાએ પુષ્કળ મહેરબાની કરી મને આવી મોટી સત્તા આપી." પછી તેણે તુરતજ ઉઠવાની તૈયારી કરી તેથી ખાસ હજુરી તેનો હાથ ઝાલી મદદ આપવા લાગ્યો. તેના ઉભા થતાની સાથેજ સર્વે અમલદારો, બાંદીઓ તથા ખોજાઓ ફરીને નીચા નમીને સલામ કરવા લાગ્યા, તુરતજ એક ખોજાએ તેને પાદશાહી પોશાક પહેરાવ્યો, બીજાએ સુંદર સોનાનો બાજઠ મૂકી દીધો, ત્રીજાએ સોનાના કળશમાં નિર્મળ પાણી ભરી તેની આગળ મૂક્યો, ચોથાએ લીલું છમ જેવું દાતણ લાવી હાજર કર્યું, પાંચમાએ મોં લુસવા ટુવાલ આણી આપ્યો, સાતમાએ દાતણની ચીરી ઉતારી આપી. આ પ્રમાણે દરેક કામ કરનાર જુદો જુદો માણસ હતો અને તે વગર હુકમે જેને તે વખતેજ કરતો જોઇ હુસેનઅલ્લીને ઘણીજ નવાઈ લાગી. પછી તે પોતાના મુખ્ય હજુરીની સાથે દરબારમાં જવા નીકળ્યો, પોતાના ઓરડામાંથી પગ ઉઠાવતાની સાથેજ સોનાની છડીવાળા છડીઓ ઉંચી કરી ફિર્દુ ભાષામાં મોટા અવાજે દબદબાવાળી નેકી પોકારવા લાગ્યા. જેના અવાજથી આખો મહેલ ગાજી ઉઠ્યો, તેટલામાંજ મુખ્ય વજીરે આવી ઘણીજ નમનતાઇથી વાંકા વળી સલામ કરી સર્વે સાજન દરબારમાં ગયું ને હુસેનઅલ્લીને એક મોટા સુશોભિત તખ્તપર બિરાજવા વજીરે સુચવ્યું, જેથી તે તખ્તપર બિરાજ્યો. પોતે પણ એક સુલતાનની માફકજ બેધડક તખ્તપર બિરાજ્યો હતો. સુલતાન પણ આ ગમત જોવાની ખાતર છુપે રસ્તે થઇ દરબારમાં આવી તખ્તની પાછળ એક ખુણામાં ભરાઇ બેઠો હતો. આ જગો એવી હતી કે જ્યાંથી બધું બરાબર રીતે જોઇ શકાય તેમજ સાંભળી શકાય. સુલતાને હુસેનઅલ્લીને તખ્તપર બેઠેલો જોયો ત્યારે તે ઘણોજ ખુશી થઇ ગયો. કારણ કે ગઇ રાત્રે પોતે આપેલું વચન બરાબર પળાયું હતું. જેવો હુસેનઅલ્લી તખ્તપર બિરાજ્યો કે તુરતજ વડો વજીર ઉભો થઇ ઘણીજ નમનતાઇથી નીચા વળી સલામ કરી સામે ઉભો, તેપરથી તેણે વજીરને પૂછ્યું કે "કેમ ? શું કામ છે ! જલદી કહો." વજીરે જવાબ આપ્યો કે "નેક નામદાર ધર્મના રક્ષક ! આપણા દરબારના તમામ અમીર ઉમરાવો બહાર ઉભા છે માટે જો આપનો હુકમ હોય તો દરવાજો ઉઘાડી અંદર બોલાવું." સુલતાને હા કહી તેથી વજીરે તેઓને અંદર તેડી લાવવા અને દરવાજો ઉઘા-

ડવા માટે એક ખોજાને હુકમ આપ્યો, જેથી ખોજાએ તે હુકમ તુરત બજાવ્યો. દરવાજો ઉઘાડતાંજ દરેક અમલદારે અંદર દાખલ થઇ પાદશાહના તખ્ત આગળ આવી માથુ નમાવ્યું અને પછી પોતાની જગોએ બેઠો. આ ક્રિયા થઇ રહ્યા પછી સર્વે સ્થળે શાંતી પ્રસરી રહી.

ત્યારબાદ વજીર પોતાની બગલમાં કેટલાંક કાગળીઆં ઘાલી ઉભો થયો, અને સલામ કરી બોલ્યો કે " આપ નામદારનો હુકમ હોય તો અગત્યના કામકાજ સંબંધીના તુમારો કે જેમાં આપની સલાહની ખાસ જરૂર છે તે કહાડી વાંચું. " તેમ કરવા હુકમ મલવાથી એક પછી એક તુમારો કાઢી વાંચવા માંડયા. હુસેનઅલ્લી જાતે ચાલાક તથા ભણેલો હોવાથી દરેક બાબતમાં કંઇને કંઇ થોડી ઘણી સલાહ આપતો, જેથી તમામ દરબારીઓ તથા ખુદ સુલતાનના મનની ખાત્રી થઇ કે તે લાયક માણસ છે. આ પ્રમાણે વડો વજીર તુમાર વાંચવાનું કામ ચલાવતો હતો તે દરમ્યાન હુસેનઅલ્લીની નજર પાસે બેઠેલા લશ્કરી અમલદાર તરફ પડી તેથી તે તુરત બોલી ઉઠયો કે "હમણાથોડીવાર તમે તમારૂં કામ બંધ રાખો! મારે એક અગત્યનો હુકમ પોલીસ અમલદારને આપવાનો છે. " હુકમ મળતાં વારજ તેણે તે કામ બંધ કર્યું, અને પોલીસનો વડો પોતાનું નામ સાંભળી એકદમ ઉઠી ઉભો થઇ તેની ગાદીને માથું નમાવી બે હાથ જોડી ઉભો. તેણે જણાવ્યું કે " તમે અબીને અબી કાજીના મહોલ્લામાં જાઓ અને ત્યાં ઇમામ રૂકનુદ્દીન તથા તેના ચાર સાથી કુતુબ, નજરઅલ્લી, સમસુદ્દીન અને મસુદને પકડી લ્યો. પછી તે દરેકને એક ગધાડાપર બેસાડો. તેમનાં મોંઢાં પૂછડાં તરફ રાખજો અને પછી આખા શહેરમાં ફેરવજો. વળી સર્વે પ્રજાના દેખતાં દરેકને બસેં બસેં ફટકા લગાવજો, અને સર્વે લોકને જાહેર કરજો કે " પારકી નિંદા કરનાર નીચ કુત્તરાંની આવી દશા થશે. " પેલો અમલદાર નમન કરી ચાલનો થતો હતો તેવામાં પાછું તેણે કહ્યું કે " પેલા બુઢા ઇમામને મારી હજુર લાવવાનો છે, માટે તે પ્રમાણે શિક્ષા કરી લેતા આવજો. " પેલો અમલદાર હુકમ માથે ચઢાવી ચાલતો થયો, અને હુકમ પ્રમાણે બરાબર અમલ કરવા લાગ્યો.

આ અમલદારના ગયા પછી પાછો વડો વજીર પોતાના બાકીના તુમાર વાંચવા લાગ્યો. તે કામ પુરૂં થયા બાદ તેણે વડા વજીરને પૂછ્યું કે " હવે કંઇ કામ છે ! " તેણે જવાબ આપ્યો કે બહાર ઉભેલા અરજદારોની અરજ સાંભળવાની છે માટે હુકમ હોય તો અંદર બોલાવું. " હુકમ થયેથી વજીરે એક પછી એક અરજદારોને નવા સુલતાનની રૂબરૂમાં બોલાવ્યા તેણે તેમની અરજપર ધ્યાન આપી જોઇતો ઇન્સાફ આપવા માંડયો. ત્યારબાદ કેટલી રમત ગમત તથા મોજમજા ઉડાવવાનું ચાલ્યું, કેટલાક અમીર ઉમરાવોને ઇનામ આપ્યાં, અને પોતાની ગરીબડી રૈયતપર કોઇ પણ જાતનો જુલમ કરવાની મના કીધી. તેટલામાં વખત થઇ જવાથી ખાસ હજુરીએ આવી જણાવ્યું કે " નેક નામદાર ! હવે કચેરી બરખાસ્ત કરવાનો વખત થયો છે માટે આપે તે પ્રમાણે કરવું જોઇએ. ખાણું પણ તૈયાર છે. તેટલામાં પેલા પોલીસનો અમલદાર આવી પહોંચ્યો અને માથુ નમાવી બોલ્યો કે " આપના હુકમ મુજબ બરાબર કીધું છે, અને તેની ખાત્રી માટે શહેરના આબરૂદાર ગૃહસ્થોની સહીઓ લાવ્યો છું. વળી આપના ફરમાન મુજબ બુઢા ઇમામને કેદ કરી લાવ્યો છું. માટે જો આપનો હુકમ હોય તો અંદર બોલાવું. " નવા સુલતાને જણાવ્યું કે " મારે તે બદમાસનું મોહું જોવું નથી, તેને એક તુરંગમાં કેદ રાખો. વળી તમે જણાવો કે તમે જ્યારે તે લોકોને આવી સખત શિક્ષા કરી ત્યારે શહેરના તમામ લોકો તે વિષે શું બોલતા હતા ? " પોલીસ અમલદારે જણાવ્યું કે " નેક નામદાર ! ફક્ત તેનાં જુજ સગાં સિવાય આખું શહેર એક અવાજે બોલતું હતું કે આ બદમાસોને તેમના ગુણોના પ્રમાણમાં ઘણીજ ઓછી શિક્ષા થઇ છે. આ હરામખોરોએ મોટા મોટા આબરૂદારોને નાહક ખરાબ કર્યા છે, બિચારાઓને વગર કારણે આખા શહેરમાં ને દેશપરદેશમાં વગોવ્યા છે, તેમને તો આથી પણ વધારે શિક્ષા થવી જોઇએ. વળી પેલા ઇમામને તો તેનો સગો ભાઇજ કહેતો હતો કે " તારાં કર્મનું ફળ તું ભોગવ, હજુ તો નામદાર સુલતાને તારાપર ઘણીજ દયા રાખી છે." આટલું બોલી તે અમલદાર બેસી ગયો. સુલતાનના મનની ખાતરી થઇ કે " રાત્રે તેણે જે વાત કરી હતી તે બરાબર હતી અને તેવા બદમાસોને અવસ્ય શિક્ષા

થવીજ જોઇએ." ત્યારબાદ દરબાર વિસરજન કરી હુસેનઅલ્લી મુકામે આવવા નીકળ્યો. જેવો તેણે તખ્તપરથી પગ ઉંચો કર્યો કે છડીદારોએ ગંભીર અવાજે નેકી પોકારી અને તમામ દરબારીઓ વાંકા વળી વળી સલામો કરી કરી ખુશીના પોકાર કરવા લાગ્યા. આવા ઠાઠમાઠ સાથે તે પોતાના મુકામે આવી પહોંચ્યો.

મુકામે આવ્યા બાદ પેલો ખાસ હજુરી તેને એક ઓરડામાં લઇ ગયો જ્યાં એક સુંદર ટેબલની આસપાસ કેટલીક સોનેરી ખુરશીઓ પડી હતી, ઉમદા મેજપર પણ એક ઘણુંજ કીંમતી કપડું બિછાવેલું હતું, આખો ઓરડો જરજવાહીરથી ચળક ચળક થઇ રહ્યો હતો. તેની ભીંતો સોનેરી હતી. અને તેપર કોઇ ચિત્રવિચિત્ર પુષ્કળ ચિત્રો હતાં. આ સઘળું જોઇ હુસેનઅલ્લીની ખુશાનો પાર રહ્યો નહિ, કેટલીક વાર સુધી તો તેણે આ સઘળું એકી નજરે જોયા કર્યું પછી ટેબલ પાસેની એક ખુરશીપર બિરાજ્યો. જેવો તે ખુરશીપર બેઠો કે તુરત ઘણાજ સુંદર અવાજે મીઠા રાગથી મોહક ગાયનની શરૂઆત થઇ, તેમજ બીજી તરફથી કેટલીક બાંદીઓ સોનેરી થાળોમાં જુદી જુદી જાતની પુષ્કળ વાનીઓ લાવી મેજ-પર ગોઠવી દીધી, જે બધી ગરમાગરમ હતી, તેજ વખતે તેની આસપાસ પાંચેક દાસીઓ આવી ઉભી રહી જેમાંની દરેક ઘણીજ ખુબસુરત હતી, જેમાંની એકને પવન નાખવા અને બેને જમણે પડખે તથા બાકીની બેને ડાબે પડખે ઉભા રહી ગાયન ગાવા ફરમાવ્યું. જે તેમણે તેજ વખત કરવા માંડ્યું.

આ ખુબસુરત બાંદીઓએ કેટલીક વાર સુધી મધુર કંઠે ગાયન ચલાવ્યું. ત્યાર પછી તેણે તે દરેક બાંદીનું નામ પૂછવાનું શરૂ કર્યું. પહેલી બાંદીએ પોતાનું નામ રોશનઆરા, બીજીએ ચાંદબીબી, ત્રીજીએ નુરબીબી, ચોથીએ હમીદા અને પાંચમીએ મેહેતાબ બતાવ્યું. તે લોકોનાં નામ ઉપર તરેહતરેહની ખુશ કારક ટીકા કરતો હતો. તેથી એવું માલમ પડતું હતું કે તે ઘણો બાહોશ છે, અને તેથી સર્વે તેની તારીફ કરતાં હતાં. પેલી બાંદીઓએ જોયુ કે પાદશાહ ખાઇ રહ્યો. તેથી ગુલામોને પાણી લાવવા ફરમાવ્યું. જેવું પાણી આવ્યું કે તુરતજ એક બાંદી રૂપાની તાસક ધરી ઉભી રહી, એટલે બીજીએ તેના હાથપર પાણી રેડી હાથ ધોવડાવાનું શરૂ કર્યું, અને ત્રીજીએ હાથ લુસવા માટે રૂમાલ લાવી આપ્યો. એટલે ચોથીએ તેને પાનપટી આપી. ત્યારબાદ પાંચમીએ એક બીજા ઓરડાનું બારણું ઉઘાડ્યું. જેવું તે બારણું ઉઘડયું કે તુરતજ ખાસ હજુરીઓ તેને તે ઓરડામાં લઇ ગયા કે જ્યાં વળી બીજી પાંચ બાંદીઓ ઉભી હતી. પાદશાહે આ ઓરડામાં પગ મૂકતાંજ પેલી પાંચે બાંદીઓ તેને મુબારકબાદી આપવા માટે ગાયન ગાવા લાગી. પાદશાહે અંદર દાખલ થઇ ચારે તરફ નજર ફેરવી જોયું તો પેલા ઓરડા કરતાં આ ઓરડો તદ્દન જુદી જાતનો હતો. તેની અંદરની વસ્તુઓ પણ પેલાથી જુદીજ તરેહની હતી. વચ્ચે એક ગોળ મેજ ગોઠવી તેની આસપાસ હીરાજડીત સોનેરી ખુરશીઓ ગોઠવી દીધી હતી. તે મેજપર જુદી જુદી તરેહનો ઘણો સુંદર લીલો તથા સુકો મેવો સોનેરી તાસકોમાં ગોઠવેલો હતો. આ ઓરડાની સઘળી ખુબી જોયા પછી તે પેલા મેજ આગળ જઇ ખુરશીપર બેઠો. તેની આગળ બીજી પાંચ દાસીઓ કે જે પેલી સઘળી કરતાં પણ રૂપાળી હતી. તે આવીને ઉભી. આ બાંદીઓને જોઇ અજાયબી પામ્યો. અને તેમનો સુંદર સરોજ (રાગ) સાંભળવાની ઇચ્છાથી તેમને ગાયન ગાવા ઓર્ડર આપ્યો. હુકમ મળ-તાંજ પોતાના નાજુક હાથમાં વિવિધ જાતનાં વાજીંત્ર પકડી પોતાની કુમળી આંગળીઓના ટેરવાએ કરી તાર સમારી ઘણાજ મધુર સ્વરે અપસરાને શરમીંદી કરનાર ગાયન આલાપ્યું, જે સાંભળતાજ પાદશાહ ચકિત થઇ ગયો. પછી પોતાના હાથે પેલા મેવામાંથી સુંદર મેવો લઇ તેમાંની દરેકને તેમનાં નામ પૂછી પૂછી આપતાં કહેવા લાગ્યો કે "મારી આંખની કીકી" મારા હાથની આ દ્રાક્ષ મારી ખાતર ખાઇ જા, અને મારી પ્યારી કીકીને તારા હસતા ચહેરાથી હંમેશાં આનંદ આપ!" વળી બીજી કે જેનું નામ 'હૈયાની હાર' હતું તેને એક સરસ સેબફળ આપી કહેવા લાગ્યો કે "મારી ખાતર આ સુંદર ફળ તારા સુંદર મુખમાં મૂકી દે અને મારીનજર આગળ હમેશાં રહી તારી કોમળ ભુજાને મારે ગળે વીંટી હાર બનાવ!" આ પ્રમાણે દરેકનાં નામ પૂછી તેમના નામનો અર્થ કરી ગમત કરતો હતો, જે કોઇ તમામ બાંદીઓ ખુશ ખુશ થઇ જતી, અને તેની તારીફ કરતી હતી. ખુદ સુલતાન પણ તેની આવી બધાએ-

સતી ગમતી ટીકાથી આનંદ પામતો હતો. ત્યારબાદ તેને ત્રીજા ઓરડામાં લઇ ગયા. આ ઓરડામાં પેસતાંજ પ્રથમની માફકજ પાંચ બાંદીઓ સામી આવી મુબારકબાદી આપવા માટે ગાયન ગાવા લાગી. જ્યારે તે પાદશાહ અંદર દાખલ થયો. ત્યારે તો આ ઓરડાની શોભા જોઇનેજ દીંગ થઇ ગયો. પેલા બંને ઓરડા કરતાં આ ઓરડો ઘણોજ ભપકાદાર હતો. તેની વચ્ચે એક સુશોભિત મેજ હતું, જેનાપર એક હીરાજડીત સુંદર ગલીચો બીછાવ્યો હતો, અને તેનાપર શિરાજના શરાબની બાટલીઓ તથા હીરા જડીત સોનાના જામ પડેલા હતા. અત્યાર સુધી કોઇ પણ ઠેકાણે તેણે આવો સુંદર શરાબ જોયો ન હતો, વળી તે શરાબનો ઘણો શોખીન હતો તેથી પોતાના હાથે શીશો તોડી તેમાંથી એક જામ ભરી પોતાની પાસે ઉભી રહેલી બાંદી કે જેનું નામ 'મોતનબીબી' હતું તેને કહેવા લાગ્યો કે "મારી સલામતીની ખાતર આ જામ તું ઉડાવી જા. ખરે તારૂં નામ પાડનારને ધન્યવાદ છે! કારણ કે તારા શરીરનું સુંદર રૂપ ખરા મોતીને એક બાજુએ મૂકી દે છે! વળી તારા મુખની અંદરના શ્વેત દાંત મોતીની કીંમતને નજીવી બનાવે છે." પછી તે બાંદી પેલો જામ હાથમાં લઇ ઉડાવી ગઈ, અને પોતે પ્યાલો ભરી પાદશાહને આપ્યો. પાદશાહ પણ તેની સલામતીને ખાતર તે ઉડાવી ગયો. પછી બીજી બાંદી કે જેનું નામ 'નુરમહાલ' હતું તેને કહેવા લાગ્યો કે "તારા સુંદર અને નાજુક હાથે આ જામ ભરી મને આપ કે જે હું તારી સલામતીને ખાતર ઉડાવી જઇશ. વળી તું મારી સલામતીની ખાતર આ મારા હાથનો જામ ઉડાવી જા. તારૂં નામ તારા રૂપને બંધબેસતુંજ છે, કારણ કે આખી દુનીઆનું તેજ તારી કાન્તિ આગળ ઝાંખું થઇ જાય છે." આ પ્રમાણે દરેકની સાથે પુષ્કળ ગમત કરતો હતો, અને શરાબના જામ ઉડાવતો હતો જે જોઈ ત્યાં ઉભેલાં સર્વને પુષ્કળ આનંદ થતો હતો. સુલતાન પોતે પણ આ ગમતથી બેહદ ખુશી થતો હતો. હવે આ રમતગમતમાં પુષ્કળ રાત ગઇ હતી. તેથી સુલતાનના શીખવી રાખેલા ફરમાન મુજબ મોતનબીબીએ એક જામમાં શરાબ ભરી તેમાં પેલી ગોળીનો ભૂકો કરી નાખી દીધો અને પછી તે જામ આ નવા સુલતાનને આપી જવા કહ્યું. વળી તેણે તે વખતે એક એવું તો સુંદર ગાયન ગાયું કે તે ગાયનની લહેરમાંજ તે પેલો જામ ઉડાવી ગયો. આ ગોળીની અસર તેના શરીરપર એકદમ અસર થઇ. હવે તેની આંખો એકદમ ઉંઘથી ઘેરાઈ ગઇ તેથી તેણે પોતાના નોકરને હુકમ આપ્યો કે "મને જલદી બિછાને લઇ જાઓ." તેનો હાથ પકડી પેલો હજુરી તેને બિછાનાપર લઇ ગયો અને ત્યાં તે સૂતો તેવોજ ઉંઘી ગયો.

હવે ખુદ સુલતાન કે જે અત્યાર સુધી સંતાઇ રહી સઘળી ગમત ધીરજથી જોતો હતો તે બહાર નીકળ્યો, અને પેલા ખોજાને બોલાવી હુસેનઅલ્લીને તેના ઘેર જઇ તેના બિછાનાપર મૂકી આવવા ફરમાવ્યું. તેના હુકમ મુજબ તે હુસેનઅલ્લીનો સર્વે પાદશાહી પોશાક ઉતારી લઇ તેનો અસલ પોશાક પહેરાવી પેલો ખોજો ઉચકીને ચાલ્યો અને ઝપાટાબંધ તેને તેના ઘેર મૂકી આવ્યો. તેણે પાછા આવી પોતે સહીસલામત રીતે મૂકી આવ્યાની ખબર સુલતાનને આપી. ત્યારબાદ સુલતાન સુઇ ગયા.

આ પ્રમાણે આ ભલા સુલતાને હુસેનઅલ્લી કે જે એક દિવસ સુલતાન થઇ પેલા લુચ્ચા ઇમામને અને તેના સાથીઓને શિક્ષા કરવા ધારતો હતો માટે તેની ઇચ્છા પ્રમાણે સર્વે સવડ કરી આપ્યો હતો, તે ધારતો હતો કે હુસેનઅલ્લીના મનની સઘળી ઉમેદ પાર પડી છે માટે હવે તે સુખી થશે.

હુસેનઅલ્લી પેલી ગોળીનો ઘેનરાં ને ઘેનમાં ઘણીવાર સુધી સુઇ ગયો. જ્યારે તે ઉઠયો ત્યારે દિવસ ઘણો ચઢી ગયો હતો. તેણે ઉઠતાં વારજ જોયું કે "આ તો મારૂં મકાન છે! આ તો મારો સાદો પોશાક છે!" ત્યારે તે ઘણોજ અજાયબ થયો અને ગાંડા જેવો બની ગયો. તે વારંવાર પેલી બાંદીઓનાં નામ દઇ દઇને બોલાવા માંડયો. પણ તેમાંની એકે બાંદી બોલી નહિ ત્યારે વધારે ચીડાઇ ગયો અને ઘણે મોટેથી બુમો પાડવા લાગ્યો. આ બુમો સાંભળી તેની માતા કે જે બીજા ઓરડામાં બેઠી હતી તે એકદમ દોડી આવી અને પૂછવા લાગી કે "ઓ મારા વહાલા બેટા! તને શું થયું છે? આટલી મોટી બુમો શા માટે પાડે છે?" ડોશીનાં વચનો સાંભળી હુસેનઅલ્લી જુસ્સાથી બોલી ઉઠયો કે "અરે બુઢી ડોશી! તું બેટા બેટા કોને કહે છે? તને એટલું પણ ભાન નથી કે આ તો નામદાર સુલતાન છે?"

ડોશીએ જણાવ્યું કે "હું તનેજ મારો બેટા કહી બોલાવું છું, કેમ તારૂં નામ હુસેનઅલ્લી નહિ!" તેણે જવાબ આપ્યો કે "અરે નાદાર ડોશી તુ જરા વિચારીને બોલ! નહિ તો હમણાજ કઠીન શિક્ષાએ પહોંચાડીશ. હજુ સુધી તો તું નામદાર સુલતાનને પણ ઓળખતી નથી! હું તારો બેટો નથી પણ બસરાનો સુલતાન છું!" ડોશીએ જણાવ્યું કે "મારા વહાલા બેટા! તું ચુપ રહે. જો આ વાત સુલતાન જાતે સાંભળશે તો તને ભારે શિક્ષા કરશે. વળી આપણાં આડોશીપાડોશીમાંથી કોઇ સાંભળી જશે તો તને દીવાનો ગણી કાઢશે તેનું તને ભાન કેમ નથી?" હુસેનઅલ્લી ઘણો ચીડાઈ ગયો અને જુસ્સાથી બોલી ઉઠયો કે "અરે દિવાની ડોશી? તારૂં મગજ ફરી ગયું છે. મકે તું જેમ ધારે છે તેમ હું કંઇ દિવાનો નથી. હું સાચે સાચું કહું છું કે હું પોતેજ આ શહેરનો સુલતાન છું, માટે તારૂં બોલવું બંધ કર." હવે ડોશીને ખાતરી થઇ કે "મારા બેટાનું મગજ ફરી ગયું છે" તે તેને ઠેકાણે લાવવા માટે પોતાના ઘરની તમામ નિશાનીઓ આપી બોલી કે "જો મારા બેટા? તું રોજ સુવે છે એ ઓરડો આ એક બીજો? જો આ તારો ખાણું લેવાનો ઓરડો, આ તારૂં દિવાનખાનું, આ તારી ખુરશીઓ, મેજ, પુસ્તકો, આ રસોડું, આ મારે સુવાનો ઓરડો, આ આપણી વસ્તુઓ જો, તું જન્મ્યો છે ત્યારથીજ આ સઘળી ચીજોનો સારી પેઠે અનુભવ કરે છે તોપણ આજે તું તેને કેમ ભૂલી જાય છે? મને લાગે છે કે તને કોઇ સેતાનનો ઝપાટો લાગ્યો છે! માટે તું ધીરજ ધરી તારા મનના નકામા તુરંગોને કાઢી નાખ, હું ખુદાની ખાતર કહું છું કે તું મારો બેટો હુસેનઅલ્લી અને હું તારી બુઢ્ઢી માતા ફાતમા છું. કેમ હવે તું સમજ્યો કે નહિ?"

પોતાની માતાએ જે કહ્યું હતું તેપર કેટલીક વાર સુધી વિચાર ચલાવી તે બોલ્યો કે "તમારૂં કહેવું ખરૂં હોય એમ લાગે છે! હવે મને કંઇક ભાન થાય છે કે આજ મારૂં ઘર અને આજ મારો ઓરડો છે. મારૂં નામ પણ હુસેનઅલ્લી છે." તેની બુઢ્ઢી માતા ફાતમાએ ધાર્યું કે "મારા દીકરાનો વહેમ હવે જતો રહ્યો. તેને કંઇક ખરાબ સ્વપ્નું આવ્યું હશે માટે તેની આવી બુરી અસર થઇ હશે. તેથી ખુશી થઇ ગઇ. અને ઘણી આતુરતાથી પોતાના દીકરાને સ્વપ્નની હકીકત પૂછવા લાગી. હુસેનઅલ્લી એકદમ પાછો ચીડાઇ ગયો અને બોલ્યો કે "અરે નાપાક ડાકણ! તું શું બકે છે! તારૂં મગજ ઠેકાણે નથી! સ્વપ્ન કેવું ને કાંઇએ શું? હું જાતે નામદાર સુલતાનજ છું. તુ કોઇક ઠગારી છે અને મને તારો દીકરો કરવા માગે છે? ચાલ, ચાલી જા અહીંથી? નહિ તો માર ખાઇશ. ફરીથી આવું કદી પણ બોલતી ના!" બિચારી ફાતમા તો આ શબ્દો સાંભળતાંજ ગભરાઇ ગઇ, અને ઘણીજ નરમાશથી બે હાથ જોડી બોલી કે "મારા પ્યારા બેટા? ખુદાની ખાતર તારી જીભને કબજામાં રાખી તારૂં આવું અઘટિત બોલવું બંધ કર? નહિ તો તારી ઉપર જબરી આફત પડશે? ગઇ કાલેજ આપણા મહોલ્લાના પેલા લુચ્ચા ઇમામને અને તેના ચાર દુષ્ટ સાથીઓને સુલતાને પકડી મંગાવી ઘણીજ સખત શિક્ષા આપી છે! નામદાર સુલતાનના છુપા જાસુસો ફરતા રહે છે તે જો તારા વચન સાંભળી જશે તો પછી તારી શી દશા થશે તેનો વિચાર કર!" હુસેનઅલ્લી એકદમ ચીડાઇ ગયો અને બોલી ઉઠયો કે, "અરે બેવકુફ ડોશી! તને કયાં ખબર છે? તે લુચ્ચાઓને સાક્ષી કરનાર મારા સિવાય બીજો કોણ હતો? મેંજ પોલીસના મુખ્ય અમલદારને મોકલી શિક્ષા કરાવી હતી. હવે મારી પકી ખાતરી થાય છે કે હું પોતેજ સુલતાન છું! અને તેં બુઢીએ મને અત્યાર સુધી નાહક છેતર્યો! ઓ નાપાક જંગલી ડોશી! તારે આ પ્રમાણે જુદા ઢોંગ કરવામાં શો સ્વાર્થ છે તે હું સમજી શકતો નથી! ખચીત તારા આ અપરાધ માટે તને ભારે સજા કરવી જોઇએ. તું બેશીકર રહે, હું હમણાંજ પોલીસ અમલદારને મોકલી પેલા લુચ્ચા ઇમામની જે દશા કરાવી તેજ દશા તારી કરાવું છું." બિચારી ફાતમા તો એવું ધારતી હતી કે "આ બીના તેની જાણમાં નહિ હોય માટે કદાચ આવી સખત ધમકી જોઈ તે ડરી જશે અને પોતાનું બોલવું બંધ કરશે." પરંતુ તે પોતાની ધારણામાં તદન નિષ્ફળ નીવડી. હવે તેની પકી ખાતરી થઇ કે તેનું મગજ ખસી ગયું છે. પોતે શું કરવું તે તેને સૂઝ પડી નહિ તેથી નિરાશ થઇ પોકેપોક મૂકી રડવા લાગી. તેના રૂદનથી તેનો બેટો જરાએ નરમ ન થતાં ઉલટો વધારે ચીડાઇ ગયો

અને બૂમ પાડી ઉઠયો કે "અરે હજુ સુધી કેમ કોઇ આવ્યું નથી! મારે દરબારમાં જવાનો વખત થઇ ગયો છે, વળી મારે આ નિમકહરામ ડોશીને તેના કરેલા ગુન્હાની શિક્ષા કરવી છે. શું બધા દરબારીઓ હરામખોર થઇ ગયા છે, મને આ મકાનમાં કોણ લાવ્યું? મારો મહેલ અને બાંદીઓ ક્યાં ગઇ? આ પ્રમાણે અનેક સવાલો ઉપરાછાપરી કરવા લાગ્યો; પરંતુ એકનોએ જ્યારે જવાબ ન મળ્યો ત્યારે નિરાશ થઇ કોચપર આડો પડયો. તેની બુઢ્ઢી માતા ફાતમા કે જે અત્યાર સુધી ચુપ બેસી રહી મુંગી મુંગી રડતી હતી તે પોતાના છોકરાને તદ્દન નિરાશ થયેલો જોઇ ધીમેથી બીતી બીતી બોલી કે "જો મારા દીકરા! તું ખરેખરો બાદશાહ હોત તો તારી સેવામાં કેટલાએક નોકર–ચાકરો તથા અમીર–ઉમરાવો હાજર થયા હોત! તેં આટલી બધી બુમો પાડી પણ એક પણ આવ્યું છે? તેપરથી તું તારા દિલમાં વિચાર કે તને સુલતાન કેવી રીતે ધારવો!" હુસેનઅલી પાછો ચીડાઇ ગયો અને બોલી ઉઠયો કે "અરે નાપાક ઓરત! તું હજુ પણ કબુલ કરતી નથી? ગઇ કાલે જ મેં મારા કાજીને તેની સારી નોકરી બદલ પાંચસેં સોનાના સિક્કા ઇનામ આપ્યા છે! મારા ખાસ હજુરીને એક હજાર સિક્કા આપ્યા છે! મોતીના ઝુમખા આપી મોતનબીબીને મારે હાથે જામ પાયો છે! તે સિવાય મેં હજારો કામ કર્યાં છે! જા તું જઇ તપાસ કર! પછી મારી સામે લવારો કર! પોતાના દીકરાને આવી રીતે બેધડક બોલતો જોઇ ડોશી નાસીપાસ થઇ, અને આમ શાથી થયું તે સમજી શકી નહિ. તેથી અકળાઇ ગઇ અને મોટેથી રડવા લાગી. તેના રડવાથી હુસેનઅલી એકદમ ચીડાઇ ગયો અને તેની ખાતરી થઇ કે આ ડોશી મને છેતરવા માટે જ આવા જુઠા ઢોંગ કરે છે માટે તેને ઘટીત શિક્ષા કરવી જ પડશે, તેથી પોતે એક લાકડી લઇ બિચારી ડોશીને સપાટા દેવા લાગ્યો અને પૂછવા લાગ્યો કે "બોલ! હવે હું કોણ છું? સુલતાન ખરો કે નહિ?" ડોશી પોતાના દીકરાને નરમાશથી કહેવા લાગી કે "તું મને શા માટે મારે છે? શું હું તારી જનેતા નહિ? તારી જનેતાને પણ તું ભૂલી ગયો? અરે ખુદા તેં મારાપર આટલો બધો ગજબ શા માટે કર્યો, તે કાંઇ સમજાતું નથી!"

ડોશીની રડાકુટથી તેમ જ લાકડીના ઝપાટાના અવાજથી આડોશીપાડોશી દોડી આવ્યાં. બધાં આડોશીપાડોશીએ આવી તેના હાથમાં મહા મુશીબતે લાકડી ખુંચાવી લીધી. એક જણે તેને ખૂબ મજબુતીથી પકડયો, અને બીજે તેના હાથપગ બાંધ્યા. આ પ્રમાણે હુસેનઅલીને મજબુત દોરડાથી બાંધી લીધો, અને ડોશીને કહેવા લાગ્યા કે "તમે આને છોડશો નહિ? તે તદ્દન ગાંડો થઇ ગયો છે! માટે જો તમે છોડશો તો તમને મારી નાખશે." પેલા પાડોશી પોતપોતાને ઘેર ગયા, અને થોડીવાર પછી તેમાંથી બે ચાર આદમી તેની ખબર કાઢવા માટે આવ્યા, આ વખતે હુસેનઅલી કંઇક નરમ હતો તેથી તે પાડોશીમાંનો એક બોલ્યો કે "તમને આ શું સુઝયું? તમારી બુઢ્ઢી માતાને વગર વાંકે આટલો બધો માર માર્યો એ કેવો અન્યાય? આપણા શાસ્ત્રમાં પણ માબાપની સેવા કરવાના ફરમાન છે, તેને બદલે તમોએ તો લાકડી લઇ સેવા બજાવી!" હુસેનઅલી પાછો ચીડાઇ ગયો અને બોલી ઉઠયો કે "બેસ બેસ ડાહ્યલા! તું પણ હરામખોર છે! મને ઓળખતો નથી કે? હું કંઇ હુસેનઅલી નથી! હું તો આ શહેરનો નામદાર સુલતાન છું! જો તને ખબર ન હોય તો યાદ રાખ હું હમણા તને પણ ખબર પાડીશ! મારા જેવા પાદશાહની સામે તું આવી બેઅદબી ચલાવે છે કે?" પેલા પાડોશીઓની ખાતરી થઇ કે હુસેનઅલી દીવાનોજ થઇ ગયો છે અને તે એકદમ ઠેકાણે આવે તેમ લાગતું નથી, તેથી તેઓ તેની માતા ફાતમાને કહેવા લાગ્યા કે "તમે જાતે વૃદ્ધ છો, ઘરમાં બીજો કોઇ માણસ નથી, અને તમારો છોકરો તદ્દન હાથથી ગયો છે માટે વખતે તમને મારી બેસશે, માટે જો અમારૂં કહેવું માનો તો તેને ગાંડાની હોસ્પીટાલમાં મોકલી દ્યો, ત્યાં તેની બરાબર ચાકરી થશે, તેમજ દવા થશે, જેથી થોડા દિવસમાં તે તદ્દન સારો થઇ જશે. તમે રોજ ખબર કાઢતાં રહેજો," ડોશી અકળાઇ ગઇ હતી, અને તેને શું કરવું તે સુઝતું ન હતું માટે તેણે તે સલાહને માન આપી તેમ કરવા કબુલ કર્યું. તેથી બે જણા તે હોસ્પીટાલમાં દોડી ગયા અને ત્યાંથી પોલીસના બે સિપાઇઓને બોલાવી લાવ્યા. તેમની પાસે બેડી તથા ચાબક પણ હતાં.

હુસેનઅલ્લી પોલીસના અમલદારને જોઇ બોલ્યો કે “ અરે હરામખોરો ! તમે અત્યાર સુધી કયાં ગયા હતા ? તમારા નામદાર સુલેતાનને આ બુઢી ડોશી તથા આ બદમાશ લોકો કયારના સતાવે છે તે શું તમારી ધ્યાનમાં નથી કે ? ચાલો, એકદમ આ સર્વને દરબારમાં લઇ જાઓ ! હું પણ દરબારમાં આવું છું !” પેલા અમલદારોએ જવાબ આપ્યો કે “ અમે આપના હુકમને માન આપી તાબે થયા છીએ, પરંતુ તે હુકમ બજાવતા અગાઉ અમારે આપને માન આપવું જોઇએ.” આ પ્રમાણે બોલી ચાબકના સખત ઝપાટા લગાવી દીધા. હવે બિચારો હુસેનઅલ્લી કંઇક નરમ પડી ગયો. તે એકદમ ઉઠયો અને તેના હાથમાં બેડી ઘાલી સિપાઓ તેને લઇ ચાલ્યા. બિચારી ડોશી રડતી કકળતી થોડે સુધી તેની પાછળ પાછળ ગઇ છેવટે નિરાશ થઇ પાછી વળી રસ્તામાં હજારો લોકો જોવાને એકઠાં થયાં. તેમાંથી કેટલાક તેને ગાંડો ગાંડો કહી ચીડાવવા લાગ્યા, કેટલાક છુટા કાંકરાં ફેંકવા લાગ્યા, આ પ્રમાણે ઠેઠ ઇસ્પીતાલ સુધી ચાલ્યા કર્યું. ઇસ્પીતાલમાં લઇ ગયા બાદ તેને વડા હકીમ આગળ રજુ કરવામાં આવ્યો. તેણે તેને બરાબર તપાસી જોયો તો તેને ગાંડાઇનું એક પણ ચિન્હ માલમ પડયું નહિ, તેથી તેણે તેને એક ખુરશીપર બેસાડી તેના હાથ પગની બેડીઓ કાઢી નખાવી. પછી બોલ્યો કે “ ભલા માણસ તમે અહીં કેમ આવ્યા છો ? તમારે જે કામ હોય તે ખુશીથી કહો ?” હુસેનઅલ્લી બોલી ઉઠયો કે “ હું સુલતાન છું તેમ છતાં આ બદમાશો નાકબુલ થઇ મને દિવાનો ઠરાવે છે ને માર મારે છે.” આ શબ્દો કહી પોતે ગઇ કાલે પાદશાહ તરીકે હોઇ કેવી સત્તા ચલાવી હતી તે બધી કહી બતાવી. આ સઘળી હકીકત જાણી હકીમને ઘણી અજાયબી લાગી. ઘણો અનુભવી અને સમજુ હોવાથી બોલ્યો “ તમારૂં કહેવું તદન વ્યાજબી છે, પરંતુ હાલમાં તમારી પાસે કંઇ પણ પાદશાહી સત્તા નથી. તેથી મને લાગે છે કે તમે તેની આગલી રાત્રે જે વેપારી સાથે ખાણું લીધું હતું તે વેપારીએ તમારાપર કંઇ જાદુઇ અસર કરી હોય તેમ લાગે છે. કદાચ તમે ખરેખરા પાદશાહ હશો તોપણ હાલ તમારી પાસે કંઇ પણ અખત્યાર નથી તેથી તમારો હુકમ કોઇ માનશે નહિ અને સઘળા લોકો તમને દિવાના ગણી માર મારશે, માટે તમે હમણા તો હુસેનઅલ્લી તરીકે જ રહો તો સારૂં, નહિ તો આ પોલીસના અમલદારો તમને સખત માર મારશે,” હકીમના કહેવાની ઘણી સારી અસર થઇ. હુસેનઅલ્લી મારથી અકળાઇ ગયો હતો, વળી તેની પાસે કંઇ પણ સત્તા ન હતી; તેથી હકીમની સલાહ પ્રમાણે ચાલવા કબુલ થયો, જેથી હકીમે તેને પોતાને ઘેર જવાની રજા આપી. હકીમે તેને જતી વખત જણાવ્યું કે “ તમને કદાચ રસ્તામાં લોકો ચીડાવશે તોપણ તમે એક અક્ષર પણ બોલશો નહિ. નહિ તો પાછા પોલીસના ત્રાસમાં આવશો.” પછી પોલીસ અમલદારને બોલાવી કહ્યું કે “ આ માણસને તેના ઘેર સહીસલામત મૂકી આવો. તે હવે તદન સારો થઇ ગયો છે. જોજો રસ્તામાં તેને કોઇ પણ ચીડવે નહિ. નહિ તો પાછો દિવાનો થઇ જશે.” પોલીસનો અમલદાર બરાબર જાપતાથી સહીસલામત તેને તેના ઘેર મૂકી આવ્યો. હુસેનઅલ્લી ઘરમાં પેસતાં જ પોતાની બુઢ્ઢી માતાને પગે લાગ્યો અને બોલ્યો કે “ મારી વહાલી માતા! મેં તારી પ્રત્યે ગેરવ્યાજબી જુલમ ગુજાર્યો છે માટે મને ક્ષમા આપજે, હું હવે પછી કોઇ પણ વખત આવી ખરાબ વર્તણુંક ચલાવીશ નહિ. મને મારા કામનો બહુ પસ્તાવો થાય છે. હુસેનઅલ્લી પાછો આવ્યાની વાત જાણી તેનાં તમામ આડોશીપાડોશી દોડી આવ્યાં તે સર્વને તેણે બે હાથ જોડી જણાવ્યું કે “ મારી બેભાન અવસ્થામાંમેં તમારા પ્રત્યે જે કંઇ ખરાબ વર્તણુંક ચલાવી હોય તે સર્વના માફી આપશો. તમારા જેવાં ભલાં પાડોશીને મેં નાહક દુઃખ દીધું તેથી મને ખુબ લાગણી થાય છે.” આ બધું જે થયું તેનું કારણ ફક્ત એક ઘણી જ અજાયબી ભરેલું વિચિત્ર સ્વપ્નું જ છે! જો આવું સ્વપ્નું બીજા કોઇને આવે તોપણ હું ખાત્રીથી કહું છું કે તેની દશા પણ મારા જેવીજ થાય!” હુસેનઅલીને આ પ્રમાણે બોલતો સાંભળી તેની માતા તથા સર્વ પાડોશીઓ ઘણાં ખુશી થયાં. અને પેલા હકીમનાં ઘણાં જ વખાણ કરવા લાગ્યાં. તેની દવાની તારીફ કરતાં કહેવા લાગ્યા કે “ આટલી થોડી મુદતમાં જાદુઇ અસર કરનાર ચમત્કારીક દવા તો આની પાસે જ જોઇ !” તેની માતા બોલી “ મારા પ્યારા બેટા ! તને સારી સ્થિતિમાં આવેલો જોઇ હું ઘણી ખુશી થાઉં છું! જાણે તું નવે જન્મે આવ્યો એટલો બધો

અને આનંદ થાય છે. મને લાગે છે કે પરમ દિવસે તારી સાથે જે વેપારી ખાણું ખાવા બેઠો હતો, તે તારા ઓરડાનું બારણું બંધ કર્યા વગર જતો રહ્યો હતો, જેથી કોઈ સેતાન અંદર દાખલ થયો હશે !" હુસેનઅલ્લી બોલ્યો કે "હશે ગમે તેમ હોય પણ મારે અવશ્ય ખુદાનો ઉપકાર માનવો જોઇએ. હું તે ભલા હકીમનો ગુણ કદી પણ નહિ ભૂલી જાઉં." એમ કહી બસે સોનાના સિક્કા લઇ તે જાતે તેને ત્યાં જઇ અતિ આગ્રહથી આપી આવ્યો. ત્યાર પછી પાછી હુસેનઅલ્લીએ પહેલાંની માફક પોતાની મોજમજા ચલાવી.

હવે એક દિવસ તે તિગ્રીસનદીના પુલ આગળ પરદેશી પરોણાની રાહ જોતો ઉભો હતો, તે વખતે દૂરથી એક વેપારીને જોયો, આ વેપારી જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ તેણે તેને ધારીધારીને જોયો તો છેવટે તેની ખાતરી થઇ કે "જે વેપારી મારા ઓરડાનું બારણું મારા ના કહ્યા છતાં ઉઘાડું મૂકી ચાલ્યો ગયો હતો તેજ આ છે, તેના લીધે મને ઘણું દુઃખ ખમવું પડ્યું છે, માટે હવે હું તે નાપાકનું મોઢું પણ જોવા ખુશી નથી." તેથી પેલો વેપારી જ્યારે છેક નજીક આવ્યો ત્યારે પોતે અવળું મોઢું ફેરવી ઉભો રહ્યો. આ વેપારી કે જે ગમતનો ઘણો શોખીન હતો, અને તેણે હુસેનઅલ્લીને સુલતાન બનાવી ગમત કરી હતી તે સુલતાનજ હતો આજે તેણે એમ ધાર્યું કે "મારી ગમતથી બિચારા હુસેનઅલ્લીને પુષ્કળ દુઃખ પડ્યું છે માટે તેનો યોગ્ય બદલો આપવો અને ગમત કરવી, તેથી પાછો વેપારી બની નીકળ્યો હતો. જ્યારે હુસેનઅલ્લીએ મોઢું ફેરવ્યું ત્યારે આ વેપારી બીજે પડખે જઇ બોલ્યો કે "મારા પ્યારા હુસેનઅલ્લી! હું તને આટલો બધો ચાહું છું ને તું કેમ મારી સાથે આવી વર્તણુંક ચલાવે છે? શું તું મને ભૂલી ગયો? આપણે તે દિવસે ખાણું લઇ પુષ્કળ ગમત ઉડાવી હતી તે તને યાદ નથી?" હુસેનઅલ્લી બોલ્યો કે "હું તને ઓળખતોએ નથી અને ઓળખવાની જરૂર નથી, માટે મહેરબાની કરી તું તારે રસ્તે ચાલ્યો જા, મને નાહક સતાવ નહિ!" આ વચનો સાંભળી જો બીજો કોઇ સુલતાન હોત તો તે અવશ્ય ગુસ્સે થાત, પરંતુ આ મશ્કરો ને ગમતી સુલતાન તો ગમત માનવા લાગ્યો. તે બોલ્યો કે "ખરી વાત છે, હવે મને યાદ આવે છે કે "તમારો નિયમ એવો છે કે એક વખત જેની સાથે ખાણું લીધું હોય તેની સાથે ફરીને કદી પણ લેવું નહિ, માટે તમે આ પ્રમાણે ચાલતા હશો! ભલે તેમ કરો, તેમાં મને હરકત નથી, પરંતુ મારી વર્તણુંકથી તો તમો ખુશી છોને?" હુસેનઅલ્લી એકદમ ચીડાઈ ગયો; અને બોલી ઉઠ્યો કે "તારા જેવા નાલાયક માણસ સાથે હું એક શબ્દ પણ બોલવા માગતો નથી, માટે તું જલદીથી ચાલ્યો જા." પેલો વેપારી બોલ્યો કે "અરે ભલા માણસ! તમે આમ શા માટે કરો છો? તે મારાથી સમજાતું નથી. મને લાગે છે કે મારા ગયા પછી તમારાપર કંઇ ભારે આફત પડી હશે, જેથી મારી તરફ ધિક્કાર બતાવો છો, પરંતુ જો આમ હોય તો હું ખાત્રીથી કહું છું કે હું હમેશાં તમારૂં ભલું ઇચ્છું છું. મેં તેજ દિવસે તમને એક બાબતમાં બનતી મદદ આપવા કબુલ કર્યું હતું. અને તેથીજ આજે તમને તેમાં મદદ કરવા હું આવ્યો છું માટે મને તમારે ત્યાં લઈ જાઓ!" હુસેનઅલ્લી બોલ્યો કે "તે લુચ્ચાઓને તો ખુદાની મહેરબાનીથી મેં બીજેજ દિવસે શિક્ષા કરી હતી? પરંતુ તમે મારૂં બારણું ના કહ્યા છતાં ઉઘાડું મૂકી ચાલ્યા ગયા તેથી મારાપર જે જુલમ ગુજર્યો તે બેહદ છે." એમ કહી તે રડી પડ્યો. વળી પાછો બોલ્યો કે "આટલાજ માટે હું તમને મારે ઘેર તેડી જવા અથવા તમારી સાથે સંબંધ રાખવા ખુશી નથી." પેલો વેપારી બોલ્યો કે "તમારાપર જે કંઇ જુલમ થયો તેને માટે મારાપર દોષ મૂકવો એ તમારા જેવાને લાયક નથી. હું ખાતરી પૂર્વક કહું છું કે હું હમેશાં તમારા ભલાને માટેજ પ્રયત્ન કરૂં છું, માટે આજે મને તમારે ઘેર તેડી જાઓ, અને પાછી મારી સાથે ગમત ઉડાવો. પરંતુ ત્યાર પહેલાં તમે તમારાપર ગુજરેલા જુલમનું યથાસ્થિત બ્યાન મને કહી સંભળાવો, જેથી તમારા દુઃખમાં હું બનતી મદદ કરીશ." ભલો હુસેનઅલ્લી વેપારીના આવા શબ્દોથી તેને પોતાનો મિત્ર જાણી બધી હકીકત કહેવા લાગ્યો કે જે હકીકત અક્ષરે અક્ષર તે વેપારી-વેશે આવેલા સુલતાનના જાણવામાં હતી. સુલતાનને તેની હકીકત સાંભળી દયા આવી. વળી હુસેનઅલ્લીને પોતાના બરડામાં પડેલા ચાબકાના ડાઘ બતાવ્યા જે જોઇ તેને ઘણીજ દયા આવી. અને બગલગીરી લઇ

બોલ્યો કે "ખરેખર બારણું ઉઘાડું મૂક્યું તેથી તમારાપર અતિશય જુલમ ગુજર્યો છે! મને તેને માટે માફી આપશો, અને તમારા ત્યાં આજે લઈ જશો. મારી ભૂલને માટે મને બહુ પસ્તાવો થાય છે." હુસેનઅલ્લી બોલ્યો કે "તમે બારણું બંધ કરી જવાનું વચન આપો તોજ હું તમને મારી સાથે તેડી જાઉં, કારણ કે મને ફરીથી આવું અસહ્ય દુઃખ ખમવું ન પડે." પેલા વેપારીએ તે પ્રમાણે ચાલવા વચન આપ્યું. તેથી હુસેનઅલ્લી તે વેપારીને લઇ પોતાને મુકામે આવ્યો. આ વખતે છેક સાંજ પડવા આવી હતી, તેથી, તેણે પોતાની માતાને બત્તી લાવવા કહ્યું જેથી તેની માતાએ બત્તી લાવી મૂકી. ત્યાર પછી મેજ સાફ કરી તેના બે પડખે બે ખુરશીઓ મૂકી, જેપર તે બંને જણ બેઠા. ત્યારબાદ ડોશીએ ગરમાગરમ ખોરાક લાવી હાજર કર્યો. બંને જણાએ સારી રીતે ખોરાક ઉડાવ્યો. ત્યારબાદ ડોશીએ મેવો તથા શરાબ લાવી હાજર કર્યો. બને જણાએ પુષ્કળ રમતગમતની સાથે તે ઉડાવવા માંડયો. પેલા વેપારીએ જોયું કે હુસેનઅલ્લી શરાબની ધુનમાં બરાબર આવ્યો છે ત્યારે તેણે ધીમે રહીને પૂછયું કે "કેમ ભાઇ! તું શાદી કરી કોઇની સાથે પ્યારમાં જોડાયો છે કે નહિ? જો પ્યારમાં જોડાયો હોય તો તારી દિલદાર દેખાતી કેમ નથી?" પોતાના પરોણાને એક વેપારી જાણી હુસેનઅલ્લી બોલ્યો કે "ના ભાઇ, હું હજી સુધી તેતો ફંદામાં લપટાયો નથી, અને તેમ હાથે કરીને બેડીમાં પડવા મારો વિચાર પણ નથી. હું લગ્ન કરી તેનો ગુલામ થવા ઇચ્છા રાખતો નથી. ફક્ત તમારા જેવા લાયક દોસ્તો સાથે રમતગમત કરવી, અને તરેહ તરેહના પદાર્થો ખાવાપીવામાં આનંદ માનવો એટલીજ મારી ઇચ્છા છે! મને સ્વાભાવિક રીતેજ સ્ત્રી જાતપર ધિક્કાર છે!" પેલા વેપારીએ જણાવ્યું કે "શું ત્યારે તમે તમારી આખી જીંદગી આજ પ્રમાણે ગુજારવા માગો છો કે?" તેણે જવાબ આપ્યો કે "હા, પ્રથમ તો એજ ઇચ્છા હતી, પરંતુ હાલ તો તે દિવસે સ્વપ્નમાં જે ખુબસુરત બાંદીઓ જોઈ હતી તેમાંની એકાદ બાંદી સાથે લગ્ન કરવા મારી ઇચ્છા થાય છે! હું ધારૂં છું કે તે ખુબસુરત બાંદીઓથી હું મારી મોજમજા પુરતી રીતે ભોગવી શકું! પરંતુ નામદાર સુલતાનના મહેલ સિવાય અગર મોટા મોટા કરોડપતિ શાહુકારોના ઘર સિવાય બીજે કોઇ સ્થળે પણ તેવી બાંદીઓ મળવી મુશ્કેલ છે, અને જ્યારે તેમજ છે તો મારા જેવા ગરીબે તે વાત બાજુપર મૂકી પોતાના મિત્રોની સાથે શરાબના જામ ઉડાવી આનંદ માનવો તે વધારે બહેત્તર છે, એમ ધારી મેં સબુરી પકડી છે, હું તે સિવાયની બીજી સાધારણ ઓરતોને તો ધિક્કારૂં છું, અને માનું છું કે તેવી નાલાયક ઓરતોની સાથે પ્યારમાં જોડાઇ હાથે કરી પોતાની જીંદગી બગાડવી નહિ. એમ કહીને તેણે એક શીશી હાથમાં લઈ જામ ભરી તે ઉડાવી, અને બીજું સુલતાનને આપતાં કહ્યું કે "તું પણ આ જામ પી જા, અને આજની સુંદર મજાને આગળ ચાલવા દે!" હુસેનઅલ્લીના હાથને માન આપી સુલતાન પેલો જામ ઉડાવી જતાં બોલ્યો કે ', અફસોસ છે કે તારા જેવો શોખીન માણસ આવી રીતે પોતાની જીંદગી એકાંતપણામાં ગુજારે છે." હુસેનઅલ્લી બોલ્યો કે "હું આવી એકાંત જીંદગી ભોગવું છું તેથી મને કંઇ પણ અડચણ પડતી નથી. કેમકે મારી બૈરી મારી હાજરીમાં હોય તો તેના પ્યારથી જેટલું મને સુખ મળે તેટલુંજ તેના ખરાબ સ્વભાવથી અગર બુરી ચાલથી દુઃખ થયા વગર રહે નહિ." સુલતાને જોયું કે રસ સારો જામ્યો છે ત્યારે તે બોલ્યો કે "તું દિલગીર ના થા, મારાપર વિશ્વાસ રાખ, હું તને એક એવી તો ઓરત આણી આપીશ કે જેનાથી તું સંપૂર્ણ મોજમજા ભોગવવા ભાગ્યશાળી થઇશ. તે તારા વચનને આધિન રહી તને કદી પણ દુઃખ આપશે નહિ!" એમ બોલી તેણે એક જામ પોતાના હાથમાં લઇ તે ભરી અને પછી પેલી ભૂકી અંદર નાખી તેને પી જવા આપી બોલ્યો કે "લે આ જામ તું તારા દોસ્તની સલામીની ખાતર પી જા." હુસેનઅલ્લી તે જામ હાથમાં લઇ ગગડાવી ગયો. આ ભૂકીની અસર એટલી તો જલદી થઇ કે હુસેનઅલ્લી ઉંઘથી ઘેરાઇ ગયો અને તુરતજ ટેબલપર માથું નાખી દઇ ઉંઘી ગયો. તુરતજ સુલતાને પોતાના ગુલામને બોલાવી આગળની માફક પોતાના મહેલમાં લઇ જવા ફરમાવ્યું.

પેલો ગુલામ હુસેનઅલ્લીને પોતાની ખાંધપર મૂકી ચાલતો થયો, સુલતાન પણ બારણું બંધ કરી તેની પાછળ પાછળ ચાલ્યો, અને ગુપ્ત રસ્તે થઇ પોતાના મહેલમાં સહીસલામત પહોંચી ગયા. ત્યાં ગયા

પછી હુસેનઅલ્લીને પાદશાહી પોશાક પહેરાવી પેલા સુંદર બિછાનાપર સુવાડયો અને અગાઉની માફક સર્વેને તેના હુકમમાં રહેવા ફરમાવી સુલતાન પણ સુવાને માટે બીજા ઓરડામાં ગયો. જતી વખતે પોતાના ખાસ હજુરીને જણાવ્યું કે 'પ્રથમ મને જગાડી પછી તે માણસને જગાડવો.' આ પ્રમાણે સર્વે વાતનો બંદોબસ્ત કરી દીધો. બરાબર વખતે સુલતાનને ઉઠાડવામાં આવ્યો જેથી તે પોશાક પહેરી ગમત જોવાની ખાતર પેલા ઓરડામાં એક ખુણે સંતાઇ પેઠો.

જ્યારે સવાર પડી ત્યારે હુસેનઅલ્લીને જગાડવાની ખાતર તમામ બાંદીઓ તથા નોકર ચાકર અને ખોજાઓ આવી હારબંધ હાજર થયા, અને તેમાંથી કેટલીક બાંદીએ પોતાના મધુર સ્વરથી વાજીંત્ર સાથે સુંદર ગાયન ચલાવ્યું, જેના અવાજથી નેમજ ભૂકીની અસર નરમ પડવાથી તે જાગી ઉઠયો, અને પોતાની આંખ ઉઘાડી ચારે તરફ જોવા લાગ્યો તો તેજ દિવસે જોયેલો મહેલ, બાંદીઓ, નોકર–ચાકર વગેરે સર્વે આબેહુબ નજરે પડયું. આ પ્રમાણે આજે પણ વિચિત્ર દેખાવ નજરે પડવાથી તેની ખાતરી થઇ કે આ કામ તો પેલા બદમાસ વેપારીનુંજ છે. કંઇ સ્વપ્ન નથી, અને તે પોતાની ગમત ખાતર મને નાહક દુઃખી કરે છે, તેની પાસે કંઇ પણ ઇલમ હોવો જોઇએ તેના પ્રતાપથી તે આવી વિચિત્ર રચના કરે છે. આમ ધારી તે મોઢેથી બોલ્યો કે "ઓ નાપાક કુતરા ! મેં તારીપર વિશ્વાસ મૂકી તને મારે ઘેર લઇ જઇ મારી સાથે ખાણું આપ્યું તેનો તું આવોજ બદલો આપે છે કે? આમ કરવાથી તને જરા ગમત સિવાય બીજો શો લાભ છે તે મને જણાવ ? તેં મને પહેલી વખત જે દુઃખ આપ્યું છે તે મારા મગજમાં હજુ તાજુ છે, તે દરમ્યાન તેં વળી આ શો ગજબ ગુજાર્યો છે ? કદાચ તેં મને ફરીથી દિવાનો બનાવી માર ખવડાવવા ધાર્યું હશે, પણ હવે તેમ કદી થનાર નથી. તું આવો ઘાતકી બની નાહક મારો જીવ ના લે ! તેં મને મદદ કરવા અને મારૂં હમેશાં ભલું કરવા વચન આપ્યું હતું તે શું તું ભૂલી ગયો કે ?" આ પ્રમાણે તે બોલતો હતો તે વખતે વાજીંત્ર તથા ગાયન બંધ હોવાથી સુલતાન બરાબર સાંભળી શકતો હતો. આ બધું તેણે ગમતની ખાતરજ કર્યું હતું તેથી હુસેનઅલીના આવા શબ્દોથી તેને કંઇ પણ રીસ ન ચડતાં ઉલટો તે વધારે ખુશી થયો. હુસેનઅલ્લી છેવટે થાકીને ઉભો થયો અને પેલાં ઉભેલાં માણસ તરફ આવવા લાગ્યો, તેથી ખાસ હજુરીએ જઇ તેનો હાથ ઝાલી તેને હેઠે ઉતાર્યો અને તમામ બાંદીઓ વગેરે તેને નમી નમીને સલામો કરવા લાગ્યાં. તેણે જણાવ્યું કે "તમે નાહક મારી મશ્કરી શા માટે કરો છો ? હું કંઇ તમારો પાદશાહ નથી ? મારૂં નામ તો હુસેનઅલ્લી છે, મારી માતાનું નામ ફાતમા છે, અને હું કાજીના મહોલ્લામાં રહું છું, પરંતુ એક જાદુર વેપારીએ મને દિલાસો આપી મારાપર આવો ગેરવ્યાજબી જુલમ ગુજાર્યો છે, માટે તમે મારાપર દયા લાવી મને નાહક દુઃખી ના કરો !" તે સર્વે જણ મોટા અવાજે બોલી ઉઠયાં કે "અરે નામદાર ! શું તમને ખરાબ સ્વપ્ન આવ્યું છે કે તમે આમ વિચિત્ર બોલો છો ? આ તમારો હંમેશ રહેવાનો મહેલ, તમારી બાંદીઓ, તમારા નોકરો, તમારા અમીર ઉમરાવો અને ટુંકામાં સર્વસ્વ તમારૂં હોવા છતાં તમે આમ ગભરાએલા કેમ દેખાઓ છો ? અમે ખરેખર કહીએ છીએ કે સર્વે તમારૂંજ છે. હવે આપને દરબારમાં જવાનો વખત થયો છે માટે આપ જલદી પધારશો, કારણ કે આપની રાહ જોતા સર્વે અમીર ઉમરાવો દરવાજા આગળ ઉભા છે." હુસેનઅલ્લીએ ઉત્તર આપ્યો કે હું તમારો પાદશાહ નથી. કદાચ મારી માફક તમે પણ પેલા વેપારીના જાદુથી આમ બોલતા હશો, પણ યાદ રાખજો કે તે બડો બદમાશ છે ?" વળી પેલી બાંદીઓએ કહ્યું કે "ઓ નેક નામદાર ! તમે આમ ઘેલું ઘેલું બોલી અમને નાહક ના સંતાપો. તમારા સેવામાં રાત દિવસ રહેનાર અમને પણ તમે ભૂલી ગયા, તેથી અમારી ખાત્રી થાય છે કે તમે કોઇક મોટા સ્વપ્નમાં ગરકાવ થઇ ગયા છો ! તમે વિચાર કરી જોશો તો માલમ પડશે કે "આજ મારો મહેલ, આજ મારો ઓરડો, આજ મારી દાસીઓ છે !" એમ કહી હુસેનઅલ્લીને ખુશ કરવા માટે ઘણાજ મધુર સરોદાથી કેટલીક બાંદીઓ ગાવા લાગી. તેમનું બેહદ મધુર અને ઉત્તમ ગાયન સાંભળી હુસેનઅલ્લી દીંગ થઇ ગયો, અને પોતે પહેરેલો પાદશાહી પોશાક કાઢી નાખી ફક્ત એક સુથણું રાખી પેલી બાંદીઓના ભેગો દોડી ગયો, અને ગાવા મંડી પડયો તથા કુદવા લાગ્યો તથા અનેક ત-

રેહના ચાળા કરવા લાગ્યો જે સુલતાનથી દેખાઈ શક્યા નહિ અને એકદમ ખડખડાટ હસી પડ્યો. તે એટલા તો જોસથી હસ્યો કે તે પડી ગયો. તેના પડવાનો અવાજ જોકે મોટો થયો હતો તોપણ સર્વે જણ આ આનંદની લહેરમાં હતા તેથી કોઇને ખબર પડી નહિ. તે એકદમ હુસેનઅલ્લીની પાસે દોડી આવ્યો અને મોટેથી બૂમ પાડી બોલી ઉઠ્યો કે "અરે હુસેનઅલ્લી ! શું મને હસાવી હસાવીને મારી નાખવો છે કે શું ?" સુલતાન બોલ્યો કે દરેક જણ ચુપ થઇ ગયું, અને વાજીંત્રનો અવાજ બંધ પડ્યો. હુસેનઅલ્લી પણ નાચવું કુદવું ભૂલી ગયો. અને જે તરફથી પેલો અવાજ આવ્યો તે તરફ જોવા લાગ્યો, તો આ મોટી ભયંકર બૂમ પાડનાર પેલો વેપારી નજરે પડ્યો ! હવે તેની ખાતરી થઇ કે આ વેપારીના વેષમાં ઉભેલો માણસ ખાસ સુલતાન છે ! તેથી તેની ખાતરી થઇ કે આ બધું સ્વપ્ન નથી પણ સાચું છે, તેમજ પેહેલી વખત થએલું પણ બધું સાચુંજ છે, અને નામદાર સુલતાને પોતાની ગમતની ખાતરેજ આ બધું કર્યું છે. પછી તે બોલ્યો કે "અરે મારા નેક નામદાર ! તમે ઉલટી ફરીઆદ શા માટે કરો છો કે 'મને હસાવી હસાવીને મારી નાખશે.' પણ તમેજ મને મારી નાખવાનો રસ્તો લઇ બેઠા છો તેની તો વાતજ કરતા નથી કે ! એક તમારી ગમતની ખાતર મેં કેટલું કેટલું વેઠયું છે તેનો આપ નામદાર વિચાર કરશો તો બસ થશે ! મેં મારી વહાલી માતા પ્રત્યે જે બેઅદબી ચલાવી છે તે હદથી જાદે છે ! કોઇ પણ માણસ પોતાની માતા તરફ મારા જેવી વર્તણુંક કદી પણ ચલાવશે નહિ. વળી મને દિવાનો ઠરાવી પોલીસના અમલદારે મને જે શિક્ષા કરી છે તે હું કદી પણ ભૂલી જવાનો નથી ! આ બધું મારે આપની ગમતની ખાતર સહન નથી કરવું પડ્યું ? હવે આપ મને મારી નાખો છો કે હું આપને મારી નાખું છું તેનો જવાબ આપજ આપશો તો બસ છે." સુલતાન બોલ્યો કે "હુસેનઅલ્લી ! ખરી વાત છે કે તેં મારે લીધે ઘણું ઘણું સહન કર્યું છે ! પણ હવે હું તે સઘળાનો પુરતો બદલો આપવાને તૈયાર છું, માટે તારે જે માગવું હોય તે ખુશીથી માગી લે." સુલતાને ત્યાર પછી તુરતજ એક ઉંચો પોશાક મંગાવી હુસેનઅલ્લીને પહેરાવ્યો અને પછી તેને હેતથી ભેટીને બોલ્યો કે "આજથી તું મારો નાનો ભાઈ છે, માટે તું જે માગીશ તે હું તુરત હાજર કરીશ." હુસેનઅલ્લી બોલ્યો કે "નામદાર પાદશાહ ! મારે પ્રથમ તો એટલીજ ઇચ્છા થાય છે કે આ બધું કરવામાં અને મને દુઃખ દેવામાં આપની ખરી મતલબ શી હતી ? તે મને જણાવશો." સુલતાન બોલ્યો કે "તેનો જવાબ આપવાને હું તૈયાર છું. ઓ હુસેનઅલ્લી ! તને ખબર તો હશે કે હું મારા શહેરની પુરતી ચોકસી રાખવાને ઘણી વખતે જુદે જુદે વેષે ફરૂં છું. હું પહેલી વખત તને વેપારીને વેશે મળ્યો હતો, જેથી તું મને એક પરદેશી ધારી તારે ઘેર મને લઇ ગયો હતો. ત્યાં આપણે ઘણી મોજમજા ઉડાવી હતી, અને છેવટે મારા આગ્રહથી તેં પેલા ઇમામ તથા તેના સાથીઓને શિક્ષા કરવા માટે સુલતાન થવા ઇચ્છા બતાવી. મારી મરજી તારી ઇચ્છા પાર પાડવાની હોવાથી મેં તને એક કેફી ગોળી ખવડાવીને ઉંઘાડી દીધો. પછી મારા ગુલામ પાસે ઉંચકાવી તને આ મહેલમાં આણ્યો, અને મારો પોશાક પહેરાવી તને પાદશાહ તરીકેનો સઘળો લહાવો આપ્યો, ત્યાર પછી બીજી રાત્રેજ તે ગોળી શરાબના જામમાં આપી, જેથી તું ઉંઘી ગયો અને પ્રથમની માફક મારા ગુલામ પાસે ઊચકાવી તારે મકાને પહોંચતો કર્યો. ત્યારબાદ શું થયું તે તો તારા જાણવામાં સારી પેઠે છે માટે તે કહેવાની જરૂર નથી હવે હું તારાપર ઘણો ખુશ થયો છું માટે તારે જે માગવું હોય તે ઘણી ખુશીથી માગી લે." હુસેનઅલ્લી બોલ્યો કે "તમારી નજીવી ગમતની ખાતર મારાપર જે ગેરવ્યાજબી જુલમ ગુજર્યો છે તથા માર પડ્યો છે તે ખરેખર ત્રાસદાયક છે, તોપણ નેક નામદારની ગમ્મત ખાતર કરેલી મજાકમાં મને જે દુઃખ પડ્યું તે સર્વ હું ભુલી જાઉં છું. હવે હું આજથી એટલુંજ માગી લઉં છું કે જ્યાં સુધી હું જીવું ત્યાં સુધી આપ નામદાર મને પોતાના નાના ભાઇ તરીકે ગણી આપની હજુર રાખશો, અને મારી સર્વ મોજો પુરી પાડશો." સુલતાને જણાવ્યું કે "હું તારી માગણી ઘણી ખુશીથી સ્વીકારૂં છું." એમ કહી હુસેનઅલ્લી માટે પોતાનાજ મહેલની પાસે એક ઓરડો અપાવ્યો અને હમણા કામચલાઉ એક સોનાના સિક્કાની કોથળી અપાવી જેની અંદર પાંચસેં સિક્કા હતા. તેણે તે કોથળી ઘણા માન સાથે સ્વીકારી, ત્યારબાદ સુલતાન

પોતે દરબારમાં ચાલ્યો ગયો. હુસેનઅલ્લી કોથળી લઇ પોતાના મકાને આવ્યો, અને પોતાની બુઢી માતાને પગે લાગી જેજે બન્યું હતું તે સર્વે જાહેર કરી જણાવ્યું "હવે મારૂં નસીબ ઉઘડયું, જેથી હું મન ગમતી મોજો ઉડાવીશ, તોપણ મારે પૈસાની તંગી પડશે નહિ!" આવા તરંગમાં ને તરંગમાં તે ઘણો ખુશી થઇ ગયો, જેથી પોતાની માતાને અતિ હર્ષથી ભેટી પડી બોલ્યો કે "જે કંઇ મારા વિષે બન્યું હતું તે સર્વે ખરૂં જ હતું, તમારા ધારવા પ્રમાણે તે સ્વપ્નું ન હતું તેમજ હું કંઇ દિવાનો પણ થયો ન હતો. આ સઘળી યુક્તિઓ સુલતાને પોતાની ગમત ખાતર કરી હતી. આપણા ઘેર વેપારીના વેષે આવેલો પરોણો પણ તેજ હતો." આ હકીકત સાંભળી ડોશી પણ ખુશી થઇ. પછી પોતાની બધી માલ મિલકત ડોશીને સોંપી દઇ તેને પગે પડી, તેની રજા લઇ હુસેનઅલ્લી સુલતાનની પાસે ગયો. હુસેનઅલ્લીની આ વાર્તા એટલી તો નવાઇ જેવી હતી કે આખી દુનીઆના તમામ પ્રદેશમાં પવન વેગે ફેલાઇ ગઇ.

સુલતાનની પ્રીતિ દિવસે દિવસે હુસેનઅલ્લી તરફ વધતી ગઇ, કારણ કે તે ઘણો ગમતી તથા હાજરજવાબી હતો, વળી તે એવી તો સરસ વાર્તા કહેતો કે જે સાંભળી સુલતાન ખુશ ખુશ થઇ જતો. કોઇ કોઇ વખત તો તે પોતાની માનીતી રાણી રજીયા પાસે લઇ જતો હતો. રજીયા પણ તેની વાતોથી તથા હાજરજવાબીથી ખુશ ખુશ થઇ જતી, અને તેને ઘણી ચહાતી હતી. હવે એક વખતે હુસેનઅલ્લી સુલતાનની સાથે રજીયા પાસે વાતોના તડાકા મારતો હતો ત્યારે રજીયા બોલી કે "નામદાર! આ હુસેનઅલ્લી આપણી ખુબસુરત દાસી મોતનબીબીની સામે એકીટસે જ્યારે જોયા કરે છે તેમજ તે બાંદી પણ આની તરફ પ્રેમભરી દષ્ટીથી તાકીને જોઇ રહે છે, જેથી જણાય છે કે તે બંને એક બાજાને પ્રેમથી ચાહે છે તો તેમની શાદી કરાવી આપી સુખી કરશો." સુલતાને રાણીની આગણીને માન આપી હુસેનઅલ્લીને જણાવ્યું કે "કેમ, તારો શો વિચાર છે? તે બાંદી તને દિલપસંદ છે કે નહિ? જો તારી ઇચ્છા હોય તો તારી સાથે તેની શાદી કરાવી આપું." હુસેનઅલ્લીએ પોતાની ખુશી જણાવી સુલતાનનો ઘણો ઉપકાર માન્યો. બાંદીને પૂછવાથી તે પણ ખુશી થવા લાગી.

બંનેની મરજી હોવાથી પાદશાહી મહેલમાંજ બડી ધામધુમથી તેમનાં લગ્ન કરવામાં આવ્યાં, અને સુલતાન તથા રાણીએ તેમાં ઉત્સાહથી ભાગ લીધો, તથા તે વરકન્યાને મોટી મોટી રકમો બક્ષીસ આપી. હુસેનઅલ્લીની માતા ફાતમાએ પણ આ શુભ કાર્યમાં સારો ભાગ લીધો. પોતાના બેટાની શાદી એક ખુબસુરત ઓરત સાથે થયેલી જોઇ તે ઘણી ખુશી થઇ ગઇ. ત્યારબાદ તે વરકન્યાને વાજતે ગાજતે તેમના ઓરડામાં દાખલ કર્યાં. ત્યારબાદ કેટલાક દહાડા સુધી તે સુખી જોડાને તરેહ તરેહના ખાણા માટે નોતરવામાં આવ્યું, અને ત્યાર પછી તેમને હમેશને માટે મોજમજા ઉડાવવાની રજા મળી.

આ રજા મળતાંજ તે બંને જણાં જુદી જુદી રમતગમતો સાથે મોજમજા મારવા લાગ્યાં. તેમના ખાણા માટે ઘણી ઉંચી જાતની તરેહ તરેહવાર ચીજો વપરાતી તેમજ ઘણો ઉંચી જાતનો શરાબ વપરાતો હતો. તે બંનેની વચ્ચે દિવસે દિવસે પ્રેમ વધતો ગયો, અને તેથી તેઓ આખો દિવસ સાથેજ રહેતાં. ફક્ત થોડો વખત હુસેનઅલ્લી સુલતાન પાસે જતો ત્યારે તે બાંદી રાણી પાસે જઇ આવતી હતી. તેમના ઉમદા ખર્ચનો આંકડો ઘણો મોટો હતો પરંતુ તેનું તેમને ભાન રહ્યું નહિ, કારણ કે તેમનો બબરચી તેમની પાસે દરરોજ પૈસા માગતો નહિ તેમજ મહિને દહાડે પણ માગતો નહિ જ્યારે એક વરસ પુરૂં થયું ત્યારે તેમનો બબરચી ખર્ચનો આંકડો લઇ આવ્યો. આ આંકડો જોતાંજ હુસેનઅલ્લી ગભરાઇ ગયો તેણે તુરતજ તે આંકડો પોતાની પ્યારી મોતનબીબીને જોવા આપ્યો. તે પણ આંકડો જોઇ હબક ખાઇ ગઇ. હુસેનઅલ્લી પ્રમાણિક હોવાથી વગર વિલંબે તે આંકડો ચુકાવી આપવા ધારતો હતો અને તેમાં તેની પ્યારીએ અનુમતિ આપ્યાથી તેણે તેજ વખતે પેલા આંકડાના પૈસા બબરચીને આપી દીધા. બબરચીને વગર વિલંબે પૈસા મળ્યા તેથી તે તો એમજ સમજ્યો કે તેમની પાસે પુષ્કળ પૈસા છે, અને આવા પૈસાદાર માણસનો બબરચી થવામાં આનંદ માનવા લાગ્યો. હુસેનઅલ્લી તથા તેની પ્યારી મોતનબીબીએ સ્વપ્નામાં પણ એવું ધાર્યું ન હતું કે આવડી મોટી રકમ એક વર્ષમાં ખૂટી જશે.

તેતો એમજ સમજતાં હતાં કે આવી મોટી રકમ કદી પણ ખૂટશે નહિ. હુસેનઅલ્લી તથા મોતનબીબી આ બનાવથી ભારે વિચારમાં પડયાં, કારણ કે હવે તેમની પાસે એક દિવસની પણ ખરચી રહી નહતી. હવે શું કરવું તેના વિચાર કરવા લાગ્યાં. જો કે હુસેનઅલ્લી સુલતાન પાસે અગર મોતનબીબી રાણી પાસે નાણાંની માગણી કરે તો તેઓને જોઇતાં નાણાં તુરત મળે તેમ હતું, કારણ કે તે બંનેનાપર સુલતાન તથા રાણી સાહેબનો સારો પ્યાર હતો, પરંતુ આટલી મોટી રકમ ઘણા જ થોડા સમયમાં ઉડાવી દીધી એ વાત સુલતાનને જણાવતાં શરમ આવતી હતી. હવે તો માગવા જવું અને મરવા જવું એ બરાબર થયું. બંને જણ ઘણાં દિલગીર થયાં. પરંતુ છેવટે હુસેનઅલ્લી બોલ્યો કે "મે એક એવી યુક્તિ શોધી કાઢી છે કે આપણને વગર માગે સુલતાન તેમજ રાણી સાહેબ કનેથી જોઇતા પૈસા મળે, પરંતુ તારે તે કામમાં મને પુરતી મદદ આપવી પડશે, અને મારા કહ્યા પ્રમાણે ચાલવું પડશે." મોતનબીબી ઘણી અધીરી થઇ પૂછવા લાગી કે "મારા પ્યારા મને તે યુક્તિ જલદી કહો. હું તે કામમાં તમને જોઇશે તેટલી મદદ આપીશ, અને તમારા કહેવા પ્રમાણે જ ચાલીશ." હુસેનઅલ્લી બોલ્યો કે "આપણે પૈસા મેળવવા માટે તેઓની સાથે ઠગાઇ રમવી પડશે, અને હું ધારૂં છું કે તેથી તેઓ ઘણાં ખુશી થશે, અને આપણને મોટી રકમ બક્ષીસ આપશે. તે ઠગાઇ એવી છે કે જાણે આપણ બંને જણે મરી જવું જોઇએ." મોતનબીબી એકદમ ચીડાઇ જઇ બોલી ઉઠી કે "શું આપણે બનેએ મરી જવું? તારે ગમે તો તું મરી જા? હું કંઇ જીંદગીથી કંટાળી ગઇ નથી! આવી સારી યુક્તિ બીજી ન હોય તો તું તારે ફાવે તેમ કર, મારે કંઇ તારી સાથે લેવા દેવા નથી." હુસેનઅલ્લી બોલ્યો કે "ઓરત જાતમાં એક સ્વાભાવિક ખોડ છે અને તે એ કે વગર વિચારે ગમે તેવો જવાબ આપવો. હું શું કહું છું તે બરાબર જાણ્યા વગર તમે ઉતાવળથી જવાબ આપી દીધો. મારૂં કહેવું એવું નથી કે આપણે સાચે સાચું મરી જવું. ફક્ત મરી જવા જેવો ઢોંગ કરવો." મોતનબીબી બોલી કે "હા, હવે હું બરાબર સમજી. તેમ કરવા તો હું તૈયાર છું. પરંતુ પ્રથમ તો હું મરી જવાનું સમજી તથા ગભરાઇ ગઇ." હુસેનઅલ્લી બોલ્યો કે "ઠીક ત્યારે તું સમજી છે તો હું કહું છું તેમ કર હું પ્રથમ મરી જાઉં છું. તું મને એક ચાદરમાં વીંટાળી લે, અને ઓરડાની વચ્ચોવચ્ચ મૂક. પછી મારા માથા ઉપર મારી પાઘડી મૂક અને મારા પગ મક્કા તરફ કરી મને ઘોરમાં લઇ જવાની તૈયારી કરી રાખ. પછી તું રડાકુટ કરતી, તારા માથાના વાળ પીંખતી અને કપડાં તાણતી રજીયા રાણી પાસે જા. તે તને આવી સ્થિતિમાં જોઇ તેમ કરવાનું કારણ પૂછશે ત્યારે તું મારી હકીકત કહી દેજે, જેથી તે તારી ઉપર દયા કર્યા વગર રહેશે નહિ. તે તને પૈસા આપશે. તું તે પૈસા લઇ તુરત અહીં આવજે, એટલે મારી જગોએ તને સુવાડી હું રડતો કકળતો સુલતાન પાસે જઇશ, ને તારા મરણની હકીકત જાહેર કરીશ, જેથી મારાપર દયા કરી તારા મરણને વાસ્તે પૈસા આપશે."

હુસેનઅલ્લીની વાત સાંભળી મોતનબીબી બોલી કે "વાહ! આતો ઘણી રમુજી ગમત થશે, અને તેથી સુલતાન ઘણોજ ખુશી થશે. ચાલો આપણે જલદી તૈયારી કરીએ, વખત ખોવાનું કારણ નથી. વળી એવા કામમાં હું ઘણી માહીતગાર છું, તેથી બધું બરાબર કરાશે." હવે તેણે હુસેનઅલ્લીને ચાદરમાં વીંટાળી તેના હાથ સાથે જોડયા, પગ મક્કા તરફ કીધા, તે પણ માંદાની પેઠે પડી રહ્યો. પછી સર્વે ઠીકઠીક કરી મોતનબીબી રડતી કુટતી રજીયા રાણીના ઓરડા તરફ ચાલી ગઇ. તે બાંદી એટલી તો મોટી બુમ મારતી હતી કે રજીયા રાણીએ તેની બુમ પોતાના ઓરડામાં બેઠાં બેઠાં સાંભળી. તેણે પોતાની બાંદીઓને ફરમાવ્યું કે કોણ રડે છે, અને શા માટે રડે છે? તેની ખબર કાઢો. બાંદીઓ તુરતજ ઓરડાની બહાર દોડી ગઇ, અને જલદીથી ખબર લઈ પાછી આવી કહેવા લાગી કે "મોતનબીબી ઘણા કલ્પાંત સાથે રૂદન કરતી આવે છે!" આ શબ્દો સાંભળતાંજ રાણી પણ ઓરડાની બહાર દોડી આવી, તેટલામાં તો મોતબીબી રડતી કકળતી તેના પાસે આવી પહોંચી. અને રાણીને જોઈ વધારે વધારે રડવા લાગી તથા બીજા ઢોંગ કરવા લાગી. રાણી પોતાની વહાલી બાંદીને અતિ આક્રંદ કરતી જોઇ પૂછવા લાગી કે "તને શું થયું છે? જવાબ આપવાને બદલે તે તો જમીનપર પડી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી,

અને વાળ પીંખવા લાગી, તથા કપડાં તાણવા લાગી. છેવટે રાણીએ બહુ આગ્રહ કર્યાથી તેણે કહ્યું કે "બાઈ સાહેબ! મારાપર આવું દુઃખ તો કદી પણ પડ્યું ન હતું. મારો પ્યારો અને ભલો હુસેનઅલ્લી મરણ પામ્યો. હવે મારા દુઃખનો પાર રહ્યો નથી. પ્રભુ તમને હમેશાં સલામત રાખે." રાણી સાહેબનો પ્યાર તે બાંદીપર તેમજ હુસેનઅલ્લી તરફ ઘણો હતો તેથી તે પણ રડવા લાગી, અને તેનું જોઈ બીજી બાંદીઓ પણ રડાકુટ કરવા લાગી. કેટલીકવાર રડાકુટ કર્યા પછી રાણી આંસુ લૂસી નાખી બોલી કે "મારી વહાલી બાંદી! હુસેનઅલ્લી તનદુરસ્ત, જુવાન અને ખુશ મિજાજનો હતો, તેના મરણથી મને ઘણી લાગણી થાય છે પણ લાચાર કે તે મહાન પ્રભુની ઇચ્છાને આધિન થયા સિવાય બીજો રસ્તો નથી." પછી તેણે સોનાના અઢીસેં સિક્કા તથા એક રેશમી કપડાનો તાકો આપતાં જણાવ્યું કે "આ સામાન તેના મરણની ક્રિયા વાસ્તે આપુ છું, તારે માટે તો હું જુદો બંદોબસ્ત કરીશ." આ કીમતી બક્ષિમ લઇ તે બદક્ષ રાણીનો ઉપકાર માની મોતનબીબી પોતાના મુકામે પાછી આવી. પોતે પોતાની યુક્તિમાં ફતેહ પામી તેથી ખુશી થતી થતી હુસેનઅલ્લીને કહેવા લાગી કે "મારા પ્યારા જલદી ઉઠ! જો હું મારું કામ કેવી રીતે પાર પાડી લાવી છું." તે તુરત જ ઉઠ્યો અને કોથળી તથા રેશમી કપડું જોઇ હસી પડ્યો.

મોતનબીબી બોલી કે "ચાલ તૈયાર થા. હવે હું મરી જાઉં છું અને તું મારી પેઠે રડતો કકળતો જઈ સુલતાન પાસેથી પૈસા લઇ આવ! હું જોઉં છું કે તું કેટલો ચાલાક છે!" હુસેનઅલ્લી બોલ્યો કે "સ્ત્રી જાત ઘણાજ નાના પેટની તથા ટચાક હોય છે જ્યારે આ યુક્તિ મેં જ ખોળી કાઢી છે તો હું તેમાં પાર ન પડું તેવું કદી પણ બને!" પછી મોતનબીબીને એક ચાદરમાં વીંટાળી મડદા જેવું મડદું કરી વચ્ચોવચ મૂકી રડતો કકળતો સુલતાન પાસે ગયો. સુલતાન હુસેનઅલ્લીને આવી સ્થિતિમાં જોઇ ઘણો અજાયબ થયો. કારણ કે તે હમેશાં હસતો અને ખુશ મિજાજમાં રહેતો હતો. પાદશાહના પૂછવાથી તેણે જણાવ્યું કે "નેક નામદાર! હમણાં મારી ઉપર જે દુઃખ ગુજર્યું છે તેવું કદીએ પડયું નથી. આપ નામદારની મહેરબાનીથી મને જે ખુબસુરત બાંદી મળી હતી તે મરણ પામી!" એમ કહી પોકેપોકે મૂકી રડવા લાગ્યો. સુલતાનને પણ આથી ઘણી લાગણી થઇ પણ ધીરજ રાખી હુસેનઅલ્લીને દિલાસો દેવા લાગ્યો, અને છેવટે તેને ત્રણસેં સોનાના સિક્કા તથા એક રેશમી કપડું અપાવ્યું. તે તેણે સુલતાનને પગે પડી તેનો ઉપકાર માની લીધા પછી પોતે ખુશી થતો થતો પોતાના ઓરડામાં ચાલ્યો ગયો. આ પ્રમાણે બંને જણ પોતપોતાની યુક્તિમાં પાર પડયાં માટે ઘણી ખુશીની સાથે આનંદ કરવા લાગ્યાં; પરંતુ થોડીવાર પછી હુસેનઅલ્લી તુરત જ બોલી ઉઠ્યો કે "આપણે આટલેથી સંતોષ માનવાનો નથી, પરંતુ હજુ વધારે દગાઇ કરી સુલતાન તથા રાણીને વધારે અજાયબી પમાડવા ઇચ્છું છું, જેથી આપણને વધારે પૈસા મળવા સંભવ છે!"

બીજી તરફ સુલતાન પોતાના પ્યારા મિત્ર હુસેનઅલ્લીની પ્રિયાના મરણથી ઘણો દિલગીર થઇ ગયો અને તેમને પુષ્કળ કામ હોવા છતાં દરબાર બરખાસ્ત કરી ચાલ્યો ગયો. તે તુરતજ પોતાના ઓરડામાં આવ્યો પણ ત્યાં ઠીક નહિ પડવાથી પોતાની રાણી રજીયાના ઓરડામાં ગયો. આ વખતે તે રાણી અતિશય શોકને લીધે દુઃખમાં ગરકાવ થઇ ગઇ હતી, તેથી સુલતાન તેને દિલાસો આપવા લાગ્યો, "મારી પ્યારી રાણી! તને જેટલી લાગણી થાય છે તેના કરતાં મને કંઇ પણ ઓછી લાગણી થતી નથી, પરંતુ લાચાર કે ખુદાની આગળ આપણું કંઇ પણ ચાલતું નથી, માટે આપણે તેની મરજીને આધિન થવું જોઇએ. મોતનબીબી ઘણી ખુબસુરત હોંશિઆર અને સારા સ્વભાવની હોઇ સર્વેને ઘણી પ્રિય હતી. તેના મરણથી તને આટલી બધી લાગણી થાય છે તે જાણી મને ખુશી ઉપજે છે. આવી લાયક બાંદીઓ માટે તેની શેઠાણીઓને અવસ્ય લાગણી થવીજ જોઇએ, પરંતુ તું હવે તારી બધી દિલગીરી દૂર કર, કારણ કે નાહક તારા જીવને નુકસાન પહોંચશે. મારો બધો આધાર તારા ઉપર જ છે. હું તને ઘણો ચાહું છું માટે મારી ખાતર તું એમ કર." એક તરફ સુલતાનનાં આવાં નરમાસ ભરેલાં વચનો સાંભળી રાણી ખુશી થઇ ત્યારે બીજી તરફ મોતનબીબી જીવતી હોવા છતાં સુલતાનને આ પ્રમાણે બોલતો

જોઇ ઘણી અજાયબી લાગી. થોડાક વખત તો તદ્દન ચુપ રહી પછી બોલી કે "નામદાર પાદશાહ ! તમે મને એટલી બધી ચાહો છો તે માટે હું આપ નામદારનો ઉપકાર માનું છું, પરંતુ તમે મારી પ્યારી બાંદી મોતનબીબીના મરણ વિશે જે વાત કરો છો તે તદ્દન નવાઇ જેવી છે, હું તો તદ્દન તનદુરસ્ત ધારૂં છું, પણ તમારો વિશ્વાસુ મિત્ર હુસેનઅલ્લી કે જે ઘણો ગમતી તથા મશ્કરો અને આનંદી સ્વભાવનો છે તેના મરણથી દિલગીરીમાં છું. તેના ટુંકા વખતના મેળાપથી મને જે ગમત પડી છે તેવી ગમત મને કદી પણ પડી નથી. ખરેખર આવા લાયક માણસના મરણથી મને અતિ ઘણી દિલગીરી થાય છે." સુલતાન સારી પેઠે જાણતો હતો કે બાંદી જ મરણ પામી છે તેથી તે ખડખડ હસી પડયો, અને ત્યાં ઉભેલા પોતાના ખાસ હજુરીને કહેવા લાગ્યો કે "જો, ઓરતોનાં મગજ કોઈ કોઇ વખત કેવાં ભમી જાય છે ! મોતનબીબીને બદલે તેના ધણી હુસેનઅલ્લીને મરણ પામ્યો કહેવો તે ખરેખર અન્યાય જ છે. પછી પોતાની રાણીને કહેવા લાગ્યો કે "તમો કહો છો તે તદ્દન ખોટી વાત છે, કારણ કે હમણા થોડી જ વાર થયાં હુસેનઅલ્લી મારી પાસે રડતો કકળતો આવ્યો હતો, અને મને બધી હકીકત જણાવી હતી, જેથી મને તેની દયા આવવાથી મેં તેને ત્રણુસેં સોનાના સિક્કા તથા એક કફન આપ્યું છે, અને તેથી તેની ઓરતનો ક્રિયા ખરચ પુરો થશે. જો ન માનતી હોય તો પુછ આ હજુરીને ! એટલે તારી ખાતરી થશે."

રાણીએ સુલતાનના બોલવાપર વિશ્વાસ રાખ્યો નહિ. તે તરતજ બોલી ઉઠી કે "આ વખત મશ્કરી કરવાનો નથી. આ વખતે તો આપણે બંનેએ હુસેનઅલ્લી જેવા લાયક માણસના મરણ માટે શોક કરવો જોઇએ. માટે મશ્કરી કરવી મુકી દઇ મારી સાથે તમારે પણ સામેલ થવું જોઇએ." સુલતાને જણાવ્યું કે "હું ખાત્રીપૂર્વક કહું છું કે આવા દિલગીરીના વખતમાં હું મશ્કરી કરતો નથી પણ જે છે તે સાચે સાચું કહું છું." રાણીનો મીજાજ હવે ગયો અને તે બોલી ઉઠી કે "હું ધારૂં છું કે અત્યારે તમારૂં મગજ ભમતું છે. મારી બાંદી મોતનબીબી તો તદ્દન સલામત છે પરંતુ બિચારો હુસેનઅલ્લી મરણ પામ્યો છે. થોડા વખત થયાં તે બિચારી મારી પાસે અતિશય આક્રંદ કરતી આવી હતી, મને પણ આ બનાવથી ભારે શોક થયો છે અને તે બાંદીને અઢીસેં સિક્કા તથા એક કફન અપાવ્યું છે. આ મારી સઘળી બાંદીઓને પુછી જોવાથી તમારી ખાતરી થશે. હું તમને તેડવા માટે માણસ મોકલતી હતી પણ તેટલામાં જ તમે જાતે આવી પહોંચ્યા." આ પ્રમાણે સુલતાન અને તેની રાણી વચ્ચે ભારે વાદવિવાદ ચાલ્યો. છેવટે સુલતાને રાણીની ખાસ બાંદીને ખબર કાઢવા મોકલી.

હવે તેના ગયા પછી સુલતાન તથા રાણી વચ્ચે ભારે તકરાર થઇ અને છેવટે એમ ઠર્યું કે જેની વાત ખોટી પડે તે પોતાની વહાલી ચીજ બીજાને આપે. આ પ્રમાણે તેમની વચ્ચે વાદવિવાદ થઇ રહ્યો હતો ત્યારે બીજી તરફ હુસેનઅલ્લી પોતાની ઠગાઇ પાર પાડવામાં ગુંથાયો હતો. તે બારીએ બેસીને પોતાની ઓરત સાથે વાત કરતો હતો તેવામાં તેણે દૂરથી પેલા બાંદીને પોતાના ઓરડા તરફ આવતી જોઇ તેથી એકદમ ઉતરી પોતે ચાદર વીંટાઇ પ્રથમની માફક મડદા જેવો પડી રહ્યો, અને તેની ઓરત તેની પાસે બેસી ભારે રડાપીટ કરવા લાગી. આ પ્રમાણે ગોઠવણ પુરી થતાંજ બાંદી ત્યાં આવી પહોંચી. મોતનબીબીએ ઉઠી બારણું ઉઘાડયું અને બાંદી અંદર દાખલ થઇ. તેણે તપાસીને જોયું તો હુસેનઅલ્લી ખરેખર મરણ પામેલોજ જણાયો. તેથી પોતાની બાઇનું કહેવું ખરૂં પડયું જાણી મનમાં ઘણી ખુશી થઇ. અને બોલી કે "અરે મારા હુસેનઅલ્લી ! આટલી નાની ઉમ્મરમાં તું શાને મરણ પામ્યો ? મારી વહાલી દીકરી મોતનબીબીને તેં અસહ્ય દુઃખ આપ્યું. હવે તે બિચારી તારા વગર શું કરશે ? તેની મને ખબર પડતી નથી." એમ કહી રડવા લાગી અને પછી મોતનબીબીને દિલાસો આપી તેની રજા માગી ચાલતી થઇ. આ પ્રમાણે જોએલી સઘળી હકીકત તેણે જઇને રાણી તથા સુલતાનને જાહેર કરી. હવે રાણીના પગમાં બહુ જોર આવ્યું, તે સુલતાનને કહેવા કહેવા લાગી કે "બોલો ! હવે તમે તમારી સરત હારી ગયા, માટે મને શું આપો છો ? તમે મશ્કરી કરી મને ઉડાવવા માગતા હતા, પરંતુ હું કંઇ કાચી નથી." સુલતાનને આ વાત સાંભળી ઘણી અજાયબી લાગી, અને વિચારમાં પડયો. ને વારંવાર વિચારવા લાગ્યો

અને પેલી દાસીને પૂછવા લાગ્યો કે " શું તું ખરેખરૂં કહે છે? " દાસીએ કહ્યું કે " નેક નામદાર ! આપની આગળ જુઠું બોલવાની કોની તાકાત છે ? " છેવટે તે બાંદીના કહેવાપર વિશ્વાસ નહિ આવવાથી સુલતાને પોતાના ખાસ હજુરીને ખબર કાઢવા મોકલ્યો. હુસેનઅલ્લી કે જે બારીએ બેસી રહ્યો હતો તેણે દૂરથી હજુરીને આવતો જોયો કે " તુરત તે ઉતર્યો અને પોતાની ઓરત મોતનબીબીને એક કપડામાં વીંટાળી પગ મક્કા તરફ કરી વચ્ચોવચ્ચ મડદા માફક સુવાડી દીધી અને તેની ઉપર પેલું કફન ઢાંકી દીધું. ત્યાર પછી પોતે તેની પાસે રડાકુટ કરતો બેઠો તેટલામાં પેલો હજુરી આવી પહોંચ્યો. હુસેનઅલ્લીએ ઉઠી બારણું ઉઘાડયું અને પેલા હજુરીને અંદર લીધો. હજુરીએ જોયું કે હુસેનઅલ્લી તો તદ્દન જીવતો છે પણ તેની ઓરત મોતનબીબી મરણ પામી છે ત્યારે તો પેલી બાંદીપર ઘણીજ રીસ ચઢી, પરંતુ તે રીસને દાબી રાખી, તે હુસેનઅલ્લીને કહેવા લાગ્યો કે " મારા વહાલા દોસ્ત ! તારા દુઃખનો પાર રહ્યો નથી. આવી ખુબસુરત, ભલી, હોંશીઆર અને સમજુ ઓરત હવે તને મળવાની નથી ! પણ લાચાર આપણો કંઇ ઉપાય નથી." એમ કહી તેમ રજા માગી ચાલતો થયો. સુલતાન તથા રાણી ખાસ હજુરીની રાહ જોતાં બેઠાં હતાં તેવામાં હજુરી જઈ પહોંચ્યો તેને જોતાંજ રાણીએ આતુરતાથી પૂછયું " કેમ હજુરી ! સાચું બોલ, મારી વાત ખરી છે કે નહિ ? હવે તારો પાદશાહ નક્કી હારી ગયો." હજુરીએ નમ્રતાથી કહ્યું કે "માફ કરશો, તમારી બાંદી તદ્દન જુઠી છે, બિચારો હુસેનઅલ્લી તો એ જીવતો બેઠો અને તેની પ્યારી ઓરત મોતનબીબી મરણ પામી છે ! બિચારો હુસેન પુષ્કળ દિલગીરી સાથે રડાપીટ કરતો તેના મડદા આગળ બેઠો છે; ચાલો તમારે જોવું હોય તો બતાવું ! " હજુરીઆનાં આ વચનો સાંભળી પાદશાહ ઘણો ખુશી થયો. પણ રાણી રજીયા ઘણી ચીડાઈ જઇ બોલી ઉઠી કે " મારી બાંદી કદી પણ જુઠું બોલે નહિ ! તું જુઠો છે, અને તારા પાદશાહની શીખવણીથી મને ઉડાવવા માગે છે; પણ ખબરદાર હું જાતે આવી ખબર કહાડીશ અને જો તારી વાત ખોટી પડશે તો ઠેર મારીશ." રાણીને આ પ્રમાણે બોલતાં સાંભળી તેની બાંદીના પગમાં જોર આવ્યું અને તે બોલી ઉઠી કે " મને સાઠ વરસની ડોશીને આ આજ કાલનો હજુરીઓ જુઠી ઠરાવે છે ! હું મારા જન્મારામાં કદી પણ જુઠું બોલી નથી. મેં મારી જાતે જોયું છે કે હુસેનઅલ્લી મરી ગયો છે. " આ બધી હકીકત સાંભળી સુલતાન તો અજાયબી સાથે વિચારમાં પડી ગયો હતો. તેણે રાણીને જણાવ્યું કે " આમ રકઝક કરવાથી કશો પણ ફાયદો નથી. મારી મરજી તો એવી છે કે આપણે જાતે જઇ તપાસ કરવી, અને ખોટા ખરાની ખાત્રી કરવી. " આ વાત રાણીને પસંદ પડવાથી તેણે પણ કબુલ કરી. પછી તેઓ બંને જણાં તથા પેલી બાંદી અને હજુરીઓ ચારે જણ હુસેનઅલ્લીના મકાને જવા નીકળ્યા. હુસેનઅલ્લી બારીએ ઉભો રહી ઝીણી નજરે જોઇ રહ્યો હતો, તેણે જ્યારે આ લોકોને પોતાની તરફ આવતાં જોયાં ત્યારે તે પોતાની ઓરતને કહેવા લાગ્યો કે " હવે તો આપણે બંને જણે મરી જવું જોઇએ કારણ કે રાણી તથા સુલતાન બંને આવે છે. માટે તાકીદ રાખ. " પછી તે બંને જણ પોતપોતાની ચાદરમાં વીંટળાઇ ઉપર કફન વીંટાળી ઓરડાની વચ્ચોવચ્ચ પાસે પાસે સૂતાં. તે બંનેના પગ મક્કાશરીફ તરફ હતા. અને તેઓ બનેમાંથી એકે લગારે હાલતું ચાલતું ન હતું. થોડી વારમાં તે લોકો આવી પહોંચ્યાં અને બારણું ઉઘાડી અંદર દાખલ થયાં. તુરતજ પેલો ભય ભરેલો બિહામણો દેખાવ તે લોકોની નજરે પડયો તેથી તે લોકો અજાયબી પામી થોડી વાર તો દિગ્મૂઢ જેવાં ઉભાં રહ્યાં. આ બાબતપર શો મત આપવો તે કોઇને પણ સુઝયું નહિ. અંતે રજીયા રાણી બોલી કે " અફસોસ ! આપણે બંને સરખાં છીએ, બિચારાં બંને જણ મરણ પામ્યાં છે ! " પછી તે હજુરીને કહેવા લાગી કે " તું કહેતો હતો કે હુસેનઅલ્લી તો જીવતોજ છે તો બતાવ, કયાં જીવતો છે ? ખરી રીતે તો હુસેનઅલ્લી પ્રથમ મરી ગયો અને તેના શોકમાં ને શોકમાં બિચારી મોતનબીબી પણ મરણ પામી. " સુલતાન બોલ્યો કે " ના, તમારી વાત ખોટી છે ! પ્રથમ હુસેનઅલ્લીની પ્યારી માશુક મોતનબીબી મરણ પામી અને તેના વિયોગથી ભલો હુસેનઅલ્લી મરણ પામ્યો છે " રાણીએ આ વાત કબુલ કરી નહિ, તેથી ખલીફ વિચારમાં પડયો અને પેલાં બને મડદાંને બારીકીથી તપાસતો તેમની પાસે બેઠો. તેના મનમાં એવું હતું કે કોઇ પણ

પ્રકારે શોધી કાઢું કે પ્રથમ કોણ મરણ પામ્યું, આવા વિચારથી તે બંને મડદાંના ચહેરા તપાસી તપાસીને જોવા લાગ્યો, પરંતુ કંઇ પણ નિશાની એવી નહિ જણાઇ કે તેથી ખાતરીપૂર્વક કહી શકાય કે ફલાણું પ્રથમ મરી ગયું. પછી પોતાના હજુરીઆને મોટેથી કહેવા લાગ્યો કે "જો કોઇ પણ માણસ મને ખાતરીપૂર્વક કહેશે કે આ એમાંથી ફલાણું માણસ પ્રથમ મરણ પામ્યું છે તો હું તેને દશહજાર સોનાના સિક્કા ઇનામ આપીશ." હજુ સુલતાનના મોંઢામાંથી આ શબ્દો પુરેપુરા નીકળી તો રહ્યા નથી તે દરમ્યાનજ હુસેનઅલ્લી જે મડદા માફક પડી રહ્યો હતો તેજ બોલી ઉઠયો કે "તે ઇનામ મને મળવું જોઇએ, કારણ કે પ્રથમ તો હું મરી ગયો હતો." તેજ વખતે તે ઉઠીને ઉભો થયો, અને સુલતાનના પગે લાગ્યો. પેલી મોતનબીબી પણ કફનમાંથી બેઠી થઇ અને રાણી તથા સુલતાનને પગે પડી. આ બનાવ જોઇ સુલતાન તથા રાણી અતિશય અજાયબી પામ્યાં! અને તેઓએ આ પ્રમાણે ઢોંગ શા માટે કર્યું તે બાબતનો વિચાર કરવા લાગ્યાં. વળી તે બંનેને આ પ્રમાણે નિર્ભયપણે ઉઠતાં જોઇ સુલતાન કહેવા લાગ્યો કે "એ હુસેનઅલ્લી તું મને સાચે સાચું કહે કે તેં આ પ્રમાણે ઢોંગ શા માટે કર્યો હતો. હુસેનઅલ્લી બોલ્યો કે "મારા નેક નામદાર ! હું આપની આગળ સાચે સાચું કહી દઇશ. આપ જાણો છો કે મને નાનપણથીજ ઘણી મોજમજા ભોગવવાની ટેવ છે. આપ નામદારે મને જે ઓરત પરણાવી છે તે પણ મારી માફક મોજમજા મારવામાંજ આનંદ માને છે અને તેથી હું લખલૂટ પૈસો ઉડાવતો તોપણ તે કંઇ પણ બોલતી નહિ. અમારી બંનેની આવી વર્તણુકથી આપે આપેલો મોટો ખજાનો એકજ વરસમાં પુરો થઇ ગયો અને એક પાઇ પણ બાકી રહી નહિ. આજ સવારેજ જ્યારે મારા બબરચીએ આવી બધો હિસાબ આપ્યો ત્યારેજ મારી આંખ ઉઘડી. હવે આપની પાસે નાણાં માગવા આવતાં મને શરમ લાગી. વળી મારા બાપની સઘળી મિલકત જે મેં મારી ડોશીને આપી દીધી તે લેવા જતાં પણ શરમ લાગી. જેથી આ રસ્તો શોધી કાઢયો મેં ધાર્યું કે આવી રમુજી ગમતથી આપ નેક નામદાર ઘણા ખુશી થશો અને મને વગર માગે જોઇતી રકમ મળશે. વળી રાણી સાહેબને પણ આવી ગમતથી ઠીક મજા પડશે."

રાણી તથા સુલતાન આવી ગમતથી ઘણાં ખુશી થયાં. રાણીને કંઇક રીસ ચઢી હતી તે સઘળી ઉતરી ગઇ અને હુસેનઅલ્લીનાં વખાણ કરવા લાગી. સુલતાને તેની ચતુરાઇ માટે તેને સાબાશી આપી. કહેવા લાગ્યો કે "ચાલો મારી પાછળ આવો ! પ્રથમ તો મારી કબુલાત પ્રમાણે દશહજાર સિક્કા હુસેનઅલ્લીને આપું છું અને પછી દરેક જણ જીવતાં થયાં માટે દરેકને બબ્બે હજાર સિક્કા ઇનામ આપું છું." તે બંને તેની પછવાડે ગયાં અને તેમને તે બક્ષીસો આપવા ખજાનચીને હુકમ આપ્યો જેથી ખજાનચીએ તે રકમો તેમને આપી દીધી. વળી સુલતાન તથા રાણીએ તેમને કહ્યું કે "હવે પછી તમારે જે જોઇએ તે ખુશીથી અમારી પાસેથી લઇ જવું. અને તમારી મોજમજા પુરી કરવી. તમે જીવશો ત્યાં સુધી અમે તમને જોઇતી દરેક ચીજ પુરી પાડીશું." તે બંને જણે સુલતાન તથા રાણીનો ઘણો ઉપકાર માન્યો અને પગે લાગ્યાં. ત્યાર પછીની તેમની આખી જીંદગી સુખરૂપ ગુજરી.

સુલતાના શહેરાજાદીની આ વાર્તા સુલતાન શહરીઆરને દિલ પસંદ પડવાથી તેને નવી વાર્તા શરૂ કરવાની શરતે વધુ જીંદગી બક્ષી. જેથી તેણે નવી વાર્તા નીચે મુજબ શરૂ કરી.

———:o:———

# નશીબની બલીહારી.

હિંદની પૂર્વે દિશામાં ચીન નામે મોટો વિસ્તર્ણ અને ફળદ્રુપ દેશ છે. તે દેશની રાજધાનીનું શહેર પેકીન છે. પેકીન શહેર દુનીઆનાં નામીચાં શહેરોમાંનું એક શહેર છે. આ શહેરમાં એક અબુબકર નામનો દરજી રહેતો હતો. તેને એક પુત્ર હતો, જેનું નામ કાસમ રાખવામાં આવ્યું હતું.

કાસમ નાનપણથીજ લાડમાં ઉછરેલો હતો, તેથી તે પોતાના માબાપને બીલકુલ ગાંઠતો નહિ. તેને કેળવણી આપવા માટે તેના પિતા અબુબક્કરે ઘણો પ્રયત્ન કર્યો પણ તેમાં તે નિષ્ફળ ગયો, કારણ કે કાસમ નિશાળે જતોજ નહિ. તે તો મોટે પરોઢીએ ઉઠી બહાર નાશી જતો તે છેક સાંજે ઘેર આવતો. તેનો પિતા તેને શિક્ષા કરવા જતો ત્યારે તેની મા તેનું ઉપરાણું લેઇ કહેતી કે "મારા છોકરાને મારશો નહિ, તમે કયે દહાડે ભણ્યા હતા ? તમારે ભણ્યા શિવાય ચાલ્યું તો તેને કેમ નહિ ચાલે ? દરજીના ધંધામા ભણવાની શી જરૂર છે ? મારા એકના એક છોકરાને મારશો નહિ." બિચારો અબુબક્કર ખામોશ રાખી શાંત પડતો. આ પ્રમાણે થવાથી કાસમ દિવસે દિવસે વધારે બગડતો ગયો. ઉમર પણ પંદરેક વરસની થવા આવી. આખો દિવસ જુગારી અને રખડેલ છોકરાની સોબતમાં ગુજારવા લાગ્યો, તેથી તેના પિતા અબુબક્કરને વધારે ચિંતા થઈ. તેણે વિચાર્યું કે "હવે તે ભણનાર તો નથીજ, પરંતુ જો દુકાને બેસી કંઈ શીવતાં શીખે તો ઠીક." એમ ધારી તે તેને પોતાની દુકાને લઇ જવા લાગ્યો. અહિં પણ રખડેલ કાસમ કંઇ પણ શીખ્યો નહિ. તેનો પિતા કંઇક આઘો પાછો જાય કે લાગ જોઇ નાશી જાય, અને છેક સાંજ પડે બારોબાર ઘેર આવે. છેવટે અબુબક્કર આ ધારણામાંએ નિષ્ફળ થયો. હવે અબુબક્કરને વધારે ચિંતા થવા લાગી, કારણ કે પોતાની સ્થિતી તદ્દન ગરીબ હતી, અને છોકરો તદ્દન રખડેલ નીકળ્યો. પોતાના મરણ પછી તેની તથા તેની માતાની શી દશા થશે, તે વિચારો અબુબક્કરના મનમાં રાત દિવસ ઘોળાયા કરતા હતા. આ બુરી ચિંતાને લીધે બિચારા અબુબક્કરને એક બુરૂ દર્દ લાગું થયું જેના પરિણામે તે ટુંક મુદતમાંજ મરણ પામ્યો.

અબુબક્કરના મરણથી તેની સ્ત્રીને ઘણીજ લાગણી થઇ. કારણ કે હવે તેનો તથા પુત્ર કાસમના ગુજરાનનો સઘળો આધાર તેનાપરજ આવી રહ્યો. આ ભલી બાઇએ જાણ્યું કે "હવે કાસમ ભણનાર નથી, તેમજ કંઈ પણ ધંધો કરનાર નથી, તેથી તેણે પોતાના ધણીની દુકાન બંધ કરી તેનો સઘળો સરસામાન વેચી નાખી પૈસા ઉપજાવી લીધા. આ પૈસાપર પોતે સુતર કાંતે તેપર તે માદીકરાના ગુજરાનનો આધાર રહ્યો.

અબુબક્કરના મરણ પછી મુસાને કોઇની જરા પણ ધાસ્તી રહી નહિ. તેની ભલી માતા તેને તેની ચાલ સુધારવા માટે વારંવાર શીખામણ આપતી હતી તેપર બીલકુલ ધ્યાન ન આપતાં તેની સામો થતો, ને વખતે મારવા પણ જતો. તે દિવસે દિવસે વધારે લુચ્ચાઇ-લફંગાઇ કરતો હતો. પોતાનો બધો વખત તેના ખરાબ અને રખડેલ દોસ્તોની સાથે ગુજારતો હતો. તેની ભલી માતા તેનાથી છેક કંટાળી ગઇ હતી. એક દિવસ તે સરીઆમ રસ્તાપર પોતાના સોબતી સાથે રમતો હતો, ત્યારે એક અજાણ્યો માણસ ત્યાંથી જતો હતો, તેની નજર મુસાપર પડી. તે અજાણ્યો માણસ તુરતજ ત્યાં ઉભા રહી તેને તાકી તાકીને જોવા લાગ્યો.

આ અજાણ્યો માણસ એક હોંશિઆર જાદુગર હતો. તે મૂળે આફ્રિકાનો રહેવાશી હોવાથી તે આફ્રીકન જાદુગર કહેવાતો હતો તે થોડા મુદત થયાં પોતાની ધારેલી ધારણા પાર પાડવા માટે આ મુલકમાં આવી ચઢયો હતો.

આ જાદુગર જે કામ બજાવવા માટે પોતાના દેશથી આટલે બધે દુર આવ્યો હતો, તે કામને માટે આ છોકરો તદ્દન લાયક છે એવી તેની ખાતરી થવાથી તે તુરત તેની પાસે ગયો. અને તેનો હાથ પકડી બોલ્યો કે 'કેમ! મારા પ્યારા કાસમ ! તું અબુબક્કરનો પુત્ર કે નહિ ? તારો બાપ દરજીનો ધંધો કરતો હતો કે નહિ ? આ પ્રમાણે એક અજાણ્યા શખ્સને બોલતો જોઇ કાસમ ઘણોજ અજાયબ થયો, તો પણ તેણે જવાબ આપ્યો કે "હા તેજ મારો બાપ થાય, પણ તેતો થોડી મુદત થયાં મરણ પામ્યો છે."

આ શબ્દો સાંભળતાં જ પેલો જાદુગર મુસાને પ્રેમથી ભેટી ગડયો, અને પછી તેના માથા ઉપર પ્યારથી હાથ મૂકી રડવા લાગ્યો. તેને આવી રીતે છાતીફાટ રડતો જોઇ મુસો બોલ્યો કે "તમે આવી રીતે એકાએક શા માટે રડો છો ?" પેલો જાદુગર બોલ્યો કે "અફસોસ ! મારા બેટા ! હું રડું નહિ તો શું કરૂં ? હું તો તારો કાકો થાઉં અને તારો બાપ મારો સગો ભાઈ થાય. હું કેટલાંક વરસ થયાં ઘણે

દૂર દેશ મુશાફરી કરવા ગયો હતો, અને હમણાં જ્યારે પાછો આવ્યો ત્યારે મને એવી આશા હતી કે મારા પ્યારાભાઇને મળીશ. તેવામાં તો તેં આ ખેદકારક ખબર આપી. મારી સઘળી આશા આ પ્રમાણે એકાએક ભંગ થઇ; ત્યારે શું હું રડું નહી ? મારૂં દુઃખ જરા ઓછું થાય છે તેનું કારણ એ કે તારો ચહેરો પણ તારા બાપના જેવોજ છે, અને તેથીજ તને પહેલીજ ઓળખ્યો." ત્યારપછી તેણે કાસમને પુછ્યું કે "મારા વહાલા બેટા! તારૂં ઘર કયાં છે ?" કાસમે પોતાના ઘરનું ચોકસ ઠેકાણું કહ્યું ત્યારે પેલા જાદુગરે પોતાના ગજવામાંથી એક મુઠો ભરીને પૈસા કાઢી તેને આપી કહ્યું કે "બેટા! તું તારી માને મારા સમાચાર કહેજે, અને જણાવજે કે જો વખત મળશે તો આવતી કાલે મળવા આવીશ" એમ કહી જાદુગર પોતાને રસ્તે પડયો.

જેવો તે આફ્રિકન જાદુગર કાસમથી જુદો પડયો, તેવોજ કાસમ દોડતો દોડતો પોતાને ઘેર ગયો. જતાં વારજ તેણે પોતાની માતાને પુછ્યું કે હે "માતા! તું મને જલદી જણાવ કે મારે કોઇ કાકો છે ?" તે બોલી કે "નહી બેટા! તારે કાકો અથવા મામો કોઇ નથી." કાસમે જણાવ્યું કે "મને હમણાંજ એક માણસ મળ્યો, જે મને કહેવા લાગ્યો કે હું તો તારો કાકો થાઉં છું. જ્યારે મેં તેને મારા પિતાના મરણના સમાચાર કહ્યા ત્યારે તો તે છાતીફાટ રૂદન કરવા લાગ્યો. અને મને પ્રેમથી ભેટવા લાગ્યો. વળી તેણે જતી વખતે મને આટલા બધા પૈસા પણ આપ્યા છે. તેણે મને કહ્યું છે કે તારી માતાને કહેજે કે જો તેને વખત મળશે તો આવતી કાલે મળશે." તેની માતા બોલી કે "બેટા તારા બાપનો એક ભાઇ હતો ખરો, પણ તે તો ઘણો વખત થયાં મરી ગયો છે. ત્યારપછી કોઇ બીજા ભાઇને વિષે તારા બાપે મને કદી પણ વાત કરી નથી." આ પ્રમાણે વાર્તાચિત કરી તે મા દીકરો જમવા બેઠાં. છેવટે વાળુ કરી બીજી ત્રીજી વાતો ચલાવી સુઇ ગયાં.

બીજે દીવસે પણ મુસો પોતાના સોબતી સાથે રમતો હતો તેવામાં પેલો જાદુગર એકાએક આવી મુસાને મળ્યો, અને પુછવા લાગ્યો કે "કેમ મારા વહાલા બેટા! તેં તારી માને મારા સમાચાર કહ્યા હતા કે ?" કાસમે જવાબ દીધો કે "હા, મેં તમામ સમાચાર કહી તમારા આપેલા પૈસા પણ મારી માને આપ્યા હતા." તે જાદુગરે આજે પણ બે સોનાના સીક્કા આપતાં જણાવ્યું કે "તારી માને તું કહેજે કે આજે રાતના હું તારે ઘેર જમવા આવવાનો છું માટે આ પૈસામાંથી ખાણા વાસ્તે જોઇતી દરેક ચીજ મંગાવી મુકે." કાસમે જવાબ આપ્યો કે "વારૂ કાકા, હું મારી માને જરૂર કહીશ. તમે પણ જરૂર આવજો. અમે તમારી રાહ જોઇશું." જાદુગરે કહ્યું કે "બહુ સારૂં" પછી તે જાદુગર પોતાના રસ્તે ચાલતો થયો.

કાસમ બે સીક્કા લઇ પોતાની મા પાસે ગયો. અને પોતાના કાકા રાતના જમવા આવનાર છે વગેરે સમાચાર કહી તે બે સીક્કા તેને આપ્યા તેણે બજારમાં જઇ સારો ઉમદા ખોરાક ખરીદ કીધો પછી તેની પાસે પુરતા વાસણ નહી હોવાથી પોતાના આડોશીપાડોશીને ત્યાંથી જોઇતાં વાસણ લઇ આવી આખો દીવસ ખાણું તૈયાર કરવામાં ગુજાર્યો પછી સાંજ પડી ત્યારે પોતાના બેટાને કહેવા લાગી કે "કદાચ તારો કાકો ઘર જાણશે નહી માટે રસ્તાપર જઇને ઉભો રહે ને તારા કાકા આવે એટલે અહીં લઇ આવ" કાસમ પોતાની માતાના કહેવા મુજબ પોતાના કાકાને લેવા માટે બહાર જવા નીકળ્યો.

કાસમ સરીઆમ રસ્તાપર આવી પોતાના કાકાની રાહ જોતો ઉભો રહ્યો. થાડીવાર થઇ તેટલામાં તો તેનો કાકો તેને આવી મળ્યો. કાસમ તેને પોતાની સાથે પોતાને ઘેર તેડી લાવ્યો ઘરમાં દાખલ થતાં જ પોતાની પાસે શરાબની બાટલીઓ અને જુદી તરેહનો મેવો હતો તે સઘળો તેણે કાસમના હાથમાં આપ્યો. પછી તેઓ બંને બારણા બંધ કરી અંદર ગયા.

કાસમની માને દેખતાંજ તે જાદુગરે નમીને તેને સલામ કીધી અને પુછ્યું કે "મારો ભાઇ કયાં બેસતો હતો ?" જેવી પેલીએ પોતાના ધણીની હંમેશની જગા દેખાડી તેવોજ તે જાદુગર વાંકો વળી તેને નમન કરવા લાગ્યો, ચુમી લેવા લાગ્યો, અને આંખમાંથી આંસુઓ પાડવા લાગ્યો, તે બોલ્યો કે

"મારા પ્યારા ભાઈ! હું કેવો કમબખ્ત કે મારી મુસાફરાથી જરા જલદી આવી પહોંચ્યો નહિ? જો હું જરા વહેલો આવી પહોંચ્યો હોત તો મને તારો મેળાપ થાત!" કાસમની માતાએ જે જગોએ પોતાનો ધણી બેસતો હતો તે ઠેકાણે બેસવા તે જાદુગરને કહ્યું, પણ તેમ કરવા તે જાદુગરે ના પાડી. તે બોલ્યો કે "નહિ મારે એ જગોની સામે બેસવું જોઇએ, કે જેથી હું મારો ભાઇ હજુ જીવતો છે એમ જાણી આ જગાને જોયા કરૂં." કાસમની માતાએ તેની મરજી માફકની જગાપર તેને બેસવા દીધો અને વધારે આગ્રહ કર્યો નહિ.

જ્યારે પેલો જાદુગર એક ઠેકાણે બેઠો, ત્યારે કાસમની માતા સાથે જુદી જુદી બાબતોપર વાતો કરવા લાગ્યો ને બોલ્યો કે "મારી પ્યારી ભાભી! જ્યારથી તું મારા ભાઇ અબુબક્કર સાથે પરણી ત્યારથી તે મને કદી પણ જોયો નથી, માટે તું અજાયબ થતી નહિ; કારણ કે આજકાલ ચાલીશ વરસ થયાં હું આ દેશ છોડી દૂરદેશ મુસાફરીએ ગયો હતો. હિંદુસ્તાન, ઇરાન, તુર્કસ્તાન, મિસર વગેરે દેશોમાં મુસાફરી કરી ત્યાંનાં સારાં સારાં નગરો જોઇ હું આફ્રિકે ગયો. આ દેશમાં મેં ઘણો કાળ ગાળ્યો. આખરે મને મારો પોતાનો દેશ જોવાની, મારા પ્યારા દોસ્તોને મળવાની, સગાં સંબંધીને ભેટવાની અને મારા પ્યારા ભાઇનાં દર્શનની એટલી તો પ્રબળ લાગણી થઇ કે, આટલી બધી લાંબી અને સખત મુસાફરી કરી હું અહીં આવ્યો છું. મને રસ્તામાં આફતો પડી અને કેટલી કેટલી મુશીબતો વેઠી હું અહીં આવ્યો છું તે કહેવાની કંઈ પણ જરૂર નથી, પરંતુ જ્યારે હું આટલી આટલી અડચણો વેઠી અહીં આવી પહોંચ્યો, અને મારા પ્યારા ભાઇનો મેળાપ ન થયો; ત્યારે મને બધી કેટલી દિલગીરી થતી હશે, તેનો વિચાર તમેજ કરો. હવે જો મને મારા અસહ્ય દુઃખમાં કંઇ પણ શાન્તી મળતી હોય તો તે એટલીજ કે "મારા ભત્રિજાનો ચહેરો તદ્દન મારા પ્યારા ભાઇને મળતોજ છે. મેં તેને પહેલાં કદી પણ નહિ જોયેલો તેમ છતાં તેના ચહેરાપરથીજ મેં તેને એકદમ ઓળખી કાઢ્યો હતો. મારો ભાઇ પોતાની પાછળ આવા એક પુત્ર મૂકી ગયો છે માટે હું ખુદાનો ઉપકાર માનું છું."

પેલા જાદુગરે જોયું કે કાસમની માતા પોતાના ખાવિંદના મરણની વાત સાંભળી ઘણી દિલગીર થાય છે. તેથી તે વાત તેણે ફેરવી નાખી, અને કાસમ તરફ ફરીને તેનું નામ પૂછવા લાગ્યો. તેણે જવાબ દીધો કે "મારૂં નામ કાસમ છે." પેલા જાદુગરે પુછ્યું કે "તમે શો ધંધો કરો છો? અથવા તો કંઇ પણ હુન્નર જાણો છો?"

આ વખતે કાસમ જરા ગભરાટમાં પડ્યો, અને શરમને લીધે પોતાનું માથું નીચું ઘાલ્યું, તેથી તેને બદલે તેની માતાએ જવાબ આપ્યો. તે બોલી કે "કાસમ એક ઘણોજ આળસુ છોકરો છે. એના બાપે ઘણીએ મહેનત કરી પણ તે સર્વ વ્યર્થ ગઇ. તેને પોતાનો ધંધો શિખવવા માટે તેના બાપે બહુજ પ્રયાસ કર્યો, પરંતુ તે તો કંઇ શીખ્યો નહિ. અને પોતાના બાપના મરણ પછી લુચ્ચા લફંગાઓની સોબતમાં ફરી ઘણોજ બગડી ગયો, આખો દિવસ રમતમાં ગુજારે છે. એને કંઇ પણ આવડતું નથી, વાસ્તે પોતાના દહાડા આગળ ઉપર કેવી રીતે ગુજારશે, તેની મને પુરતી ધાસ્તી છે. એને પણ માલમ પડે છે કે એનો બાપ પોતાને વાસ્તે કંઇ પણ મૂકી ગયો નથી. અને હું આખોદહાડો સુતર કાંતીને મરી જાઊં છું; તો પણ અમારૂં બંનેનું પુરૂં થતું નથી. હવે તો મેં ઠરાવ કીધો છે કે એને ઘરમાં નહિ ઘાલવો; એ પોતાની મેળે પોતાનું નિભાવી લે."

એમ કહી આ નેક ઓરત પોતાને અતિ લાગણી થવાથી રડી પડી. તેથી પેલો જાદુગર બોલ્યો કે "બેટા! તારે એમ નહિ વર્તવું જોઇએ. હવે તો તું મોટો થયો માટે તારે જાતકમાઇપર તારો તેમજ તારી માતાનો આધાર રાખવો જોઇએ. ગામમાં હજારો જાતના ધંધા છે, જો એક નહિ પસંદ પડ્યો તો બીજો લીધો તેમાં શું હરકત છે? કદાચ તારા બાપનો ધંધો તને પસંદ પડતો ન હોય તો તને કયો ધંધો ગમે છે? ચાલ, મારી આગળ કંઇ પણ ધાસ્તી રાખ્યા વગર જણાય, જેથી હું તને તે ધંધામાં મદદ કરૂં." પણ જ્યારે કાસમે કંઇ પણ જવાબ આપ્યો નહિ ત્યારે તે બોલ્યો કે "જો તને કોઇ પણ ધંધો કરવો ગમતો ન હોય તો હું તને એક મોટી દુકાન કાઢી આપું, અને તરે તરેહનો સામાન ભરી

આપું કે જે વેચી તું આબરૂથી રહેવાને શક્તિમાન થઇશ, તું તારી મેળે વિચાર કર અને કહે કે તને શું પસંદ પડે છે ? હું હમણાં તારી કબુલાત પુરી પાડવાને તૈયાર છું." કોઇ પણ બીજો ધંધો તે કાસમને ગમતો ન હતો, પણ જ્યારે તેના કાકાએ તેને દુકાન કાઢી આપવાને કહ્યું ત્યારે વિચાર્યું કે એ ધંધો ઠીક છે કારણ કે જે લોકો દુકાનદાર છે તે લોકો બહાર ભપકાથી ફરે છે, અને લોકોમાં આબરૂ મેળવે છે, તેથી તે પોતાના કાકાને કહેવા લાગ્યો કે " મને દુકાનદાર થવું ગમે છે. વાસ્તે તમે મહેરબાની કરી મને તે ધંધે લગાડશો, જેથી હું તમારો હંમેશાં આભાર માનીશ." પેલો ઠગારો કાકો બોલ્યો કે " તને એ ધંધો પસંદ છે તો કાલરોજ તને એક સારો પોશાક પહેરાવી બહાર લઇ જઇ એક સરસ દુકાન કઢાવી આપીશ."

કાસમની માતાને હજુ પણ શક હતો કે તે અજાણ્યો માણસ પોતાના વરનો ભાઇ નહિ હોય, પણ જ્યારે તેણે પોતાના દીકરાનું આટલું સારૂં ચાહ્યું ત્યારે તેનો બધો શક નીકળી ગયો. તેણે તેનો ઉપકાર માન્યો. અને કાસમને શિખામણ દીધી કે " તારા કાકાની મહેરબાનીનો ઉપકાર માની હવે સારી રીતે ચાલજે ?" ત્યાર પછી તેઓ ત્રણે જણ ખાણું ખાવા બેઠાં. ખાતાં ખાતાં પણ તેજ વાત ચલાવી. જ્યારે પેલા જાદુગરે જોયું કે રાત ઘણી જતી રહી છે. ત્યારે ઉઠી રજા લઇ ચાલતો થયો.

બીજે દહાડે પેલો જાદુગર ત્યાં આવી પહોંચ્યો, અને કાસમને લઇ બજારમાં ગયા, જ્યાં એક વેપારીની દુકાને જઇ કાસમને મનપસંદ સુંદર પોશાક અપાવ્યો, અને તેનાં નાણાં પેલા વેપારીને એક બોલે ચુકવી આપ્યાં. ત્યાંથી તે કાસમને બીજા મોટા મોટા વપારીઓની દુકાનો દેખાડવા લઇ ગયો, અને શહેરના મોટા અને સુંદર લત્તાઓમાં અને બજારોમાં ફેરવવા લાગ્યો. તે કાસમને કહેવાં લાગ્યો કે "તારે એક મોટા વેપારી થવું છે, માટે બધે ફરીને મોટા મોટા લોકોની ઓળખાણ કરવી જોઇએ." આમ વાતો કરતાં કરતાં તે તેને આગળ લઇ ગયો, અને શહેરની તમામ મોટી મોટી મસીદો બતાવી, છેવટે પોતે જે મહોલ્લામાં ઉતર્યો હતો ત્યાં લઇ ગયો.

કાસમને આખો દિવસ મોજમજા કરાવી સાંજ પડે તેને જાદુગર ઘેર મૂકવા આવ્યો. જ્યારે મુસાની માએ પોતાના છોકરાને આવી સારી રીતે ઉમદા પોશાકમાં જોયો ત્યારે ઘણીજ ખુશી થઇ. તે પેલા જાદુગરનો ઉપકાર માનવા લાગી, કે તે પોતાના છોકરાને માટે આટલો બધો ખર્ચ કરે છે. તે બોલી કે ભલાભાઇ ! હું કહી નથી શકતી કે કઇ રીતે હું તમારો ઉપકાર માનીશ, ખુદા તમને જીવતા રાખે, અને હું નાચાર બાઇપર હમેશાં તમો આવી મહેરબાની કરતા રહો !"

તે જાદુગર બોલ્યો કે "કાસમ સારો છોકરો છે. હું જે કહુંછું તે તે સાંભળે છે, માટે હું ધારૂંછું કે એ પોતાની ચાલ સુધારશે. હું એક બાબતને વાસ્તે દિલગીર છું, અને તે એ કે કાલેને કાલે હું મારી કબુલાતો પુરી પાડવાને અશક્ત છું, કાલે શુક્રવાર છે, તેથી બધા વેપારીઓની દુકાન બંધ રહેશે, અને તેટલા વાસ્તે નવી દુકાન ઉઘાડી નહી અપાશે. હું શનિવારને દિવસે એ કામ જરૂર પાર પાડીશ. પણ કાલે તો કાસમને સાથે લઇ જઇ બધા લોકોના બાગબગીચાઓ દેખાડી આવીશ. આટલી ઉમ્મર સુધી છોકરાઓ ભેગો કાસમ રમેલો છે માટે એને મોટા માણસોની સોબતમાં આવવું જોઇએ. અને આબરૂથી રહેવું જોઇએ" એમ કહી પેલા જાદુગરે તેની રજા લીધી અને ચાલતો થયો, આ વખતે કાસમ આવો એશકી પોશાક પહેરી કાલે બાગબગીચા જોવા જવાનું છે એવા વિચારથી પુષ્કળ ખુશ થયો હતો.

બીજે દિવસે સવારે કાસમ વહેલો ઉઠી પોતાનો કાકો તેડવા આવે તે દરમ્યાન તો દાતણ બાતણ કરી પોતાનો પોશાક પહેરી તૈયાર થઇ બેઠો. તે થોડીવાર ઘરમાં બેઠા ન બેઠા કરી પાછો બારણું ઉઘાડી પોતાના કાકાની રાહ જોવા લાગ્યો. આવી રીતે ઘડીક ઘરમાં, ને ઘડીક બહાર એમ આતુરતાથી આંટા દેવા લાગ્યો, તે દરમ્યાન તેનો જાદુગર કાકો આવી પહોચ્યો. પોતાના કાકાને આવતો જોયો કે તુરત સામો મળવા ગયો.

પેલો જાદુગર હાલ કાસમની સાથે ઘણાજ પ્યારથી વાત કરવા લાગ્યો. તે બોલ્યો કે "બેટા ! ચાલ ! આજે હું તને કેટલીક નવાઇ જેવી ચીજો બતાવીશ" એમ કહી તે કાસમને લઇ જુદા જુદા

બાગ બગીચામાં ફરવા ગયો. પેલો ઠગારો કાકો પોતાના ભત્રિજા કાસમને થોડે થોડે વાતો કરતો કરતો હવે તો ઘણે દુર લઇ ગયો હતો, અને હજુ તો પોતાની મતલબને વાસ્તે કાસમને કેટલેક દુર લઇ જવાનો હતો, માટે એક બાગમાં એક તાજા પાણીના ફુવારા આગળ તે બેઠો. તે જાણે થાકી ગયો હોય તેમ ઢોંગ કરી નીચે બેઠો. તેને જોઈ કાસમ પણ થાક ખાવા બેઠો. તે બોલ્યો કે "મારા પ્યારા ભત્રિજા ! તું પણ થાકી ગએલો જણાય છે, માટે અહીં બેશી જરા થાક ખાઇએ પછી આપણે આગળ ચાલીશું.

તે લોકો બેઠા પછી તે જાદુગરે એક રૂમાલ છોડી તેમાંથી કેટલાંક નાન અને તરેહ તરેહનો મેવો ખાવા માટે બહાર મૂક્યો. તે કાસમને કહેવા લાગ્યો કે બેટા ! તને પસંદ પડે તે ખા !" ખાતાં ખાતાં તે જાદુગર કાસમને શિખામણ આપવા લાગ્યો કે, "બેટા ! તું હવે બચ્ચાંઓ સાથે રમવાનું મૂકી દે, અને મોટાં માણસો સાથે ફરીને હોંશિઆર થા !" વગેરે બાબતોની ચર્ચા તેઓ ખાણું ખાઇ રહ્યાં ત્યાં સુધી ચાલી. ત્યારબાદ તે બંને ચાલતા થયા. પેલો ઠગારો જાદુગર વાતોની લહેરમાં ને લહેરમાં કાસમને છેક પહાડોની હારો આગળ લઇ ગયો.

કાસમ કોઇ પણ દિવસ એટલું બધું ચાલ્યો ન હતો, તેથી હાલ ઘણો થાકી ગયો. તેણે કહ્યું કે "પ્યારા કાકા ! આપણે ક્યાં જઇએ છીએ ? આપણે તમામ બાગ બગીચાઓને તો પાછળ મૂકી દીધા છે. હવે તો મારી નજરે પહાડ શીવાય બીજું કંઇ પણ પડતું નથી. જો હજુ પણ આપણે આગળ જઇશું તો મારી તો ખાતરી છે કે મારાથી પાછું શહેરમાં જવાશે નહિ." પેલો ઠગારો કાકો બોલ્યો કે "બેટા ! હીંમત ધર ! તને એક એવો તો બાગ દેખાડવા ચાહું છું કે જેથી તું ઘણોજ ખુશી થઇ જશે, આટલે બધે દુર આપણે આવ્યા અને તે જોયા વગર હવે પાછા ફરીએ તે ઠીક નહિ !" એમ કહી બીજી તરેહવાર બીનાપર વાતો કરાવતો પેલો જાદુગર કાસમને ઘણે દુર લઇ ગયો.

હવે તેઓ બે પહાડની વચ્ચેની એક ખીણમાં આવી પહોંચ્યા. આ ચોકસ જગો ઉપર પોતાનું કામ કાઢી લેવાની પેલા જાદુગરની મરજી હતી, અને તેટલા કારણસર તે આફ્રિકાથી છેક ચીન સુધી આવ્યો હતો. પેલો જાદુગર બોલ્યો કે "હવે આપણે આગળ જતા નથી. જે ઘણીજ અજાયબ સરખી ચીજોથી માણસો તદ્દન અજાણ્યા છે, તે ચીજો હું તારી આગળ જાહેર રજુ કરૂં છું. તે ચીજોને તું જ્યારે નજરે જોઇશ ત્યારે તું સ્વભાવિક રીતેજ મારો ઉપકાર માન્યા વગર નહિ રહે. તે એવી અજાયબ જેવી ચીજો છે કે મારી મદદ સિવાય બીજો કોઈ માણસ જોઇ શકશે નહિ તે ચીજો તું મારો ભત્રીજો છે માટેજ તને દેખાડવા મારી ઇચ્છા છે. તેને જોવા માટે આપણે દેવતાની મદદ લેવી પડશે. માટે તું આસપાસથી સુકાં લાકડાં એકઠાં કરી વીણી લાવ, જેથી આપણે સહેલાઇથી જોઇએ તેટલો અગ્નિ સળગાવી શકીશું."

જંગલ હોવાથી કાસમને સુકાં છોડાં એકઠાં કરતાં કંઇ ઝાઝી વાર લાગી નહિ. ને થોડીજ વારમાં પુષ્કળ છોડાં લઇ તેના કાકા પાસે આવી પહોંચ્યો. પછી તેણે અગ્નિ પ્રગટ કર્યો. અને બળતું થયું એટલે તે જાદુગર કાકાએ તે અગ્નિમાં પોતાની પાસેથી થોડી ખુશબો કાઢી નાખી પછી તે કાકા મનમાં મનમાં કંઇ બબડયા જેના પ્રતાપે પુષ્કળ ધુમાડો ગોટાયો. તેજ વખતે જમીન ધ્રુજવા લાગી અને સહેજ વારમાં તો તે જગોએ એક મોટો ખાડો પડયો તે ખાડામાં જોયું તો એક મોટો ચોરસ પત્થર જણાયો, તેને ઉંચકવા માટે એક મજબુત પિત્તળનું કડું જડેલું હતું.

આ દેખાવથી કાસમને એટલી તો ધાસ્તી લાગી કે તેણે ત્યાંથી નાસી જવા માંડયું, પણ તુરતજ પેલા જાદુગર કાકાએ તેને પકડી લીધો, અને અતિ ગુસ્સામાં આવી કાસમને એક એવી તો મુકી મારી કે તે બિચારો તમ્મર ખાઇ જમીનપર પડયો. તે બિચારાના મોઢામાંથી કેટલાક દાંત પડી ગયા, અને લોહી નીકળ્યું. ગરીબ બિચારો કાસમ રડતો કકળતો અને ધ્રુજતો ધ્રુજતો જમીન ઉપરથી ઉઠયો. તે બોલ્યો કે "મારા પ્યારા કાકા ! મારો શો વાંક પડયો કે તમે મને આટલા બધા જોસથી મુકી મારી." તેણે જવાબ આપ્યો કે "એમ કરવાનું મને ખાસ કારણ છે હું તારો કાકો થઉં અને તેથી હું હમેશાં

તારા ભલા માટેજ ચાહું છું આથી તારે મને કંઇ પણ સામો જવાબ આપવો ન જોઇએ " પછી તે નરમ પડી બોલ્યો કે "બેટા ! તું જરા પણ બીતો ના, જે મહેરબાની હું તારી ઉપર કરનાર છું તે મહેરબાનીને લાયક તું થઇશ ત્યારેજ કરીશ. માટે હું જે કહું તે ખરૂં માની તે પ્રમાણેજ ચાલ !" પેલા જાદુગરનાં નરમ વચનો સાંભળી કાસમની ધાસ્તી ઓછી થઇ ત્યારે તે જાદુગર પાછો બોલ્યો કે "બેટા ! તું જો કે મારી ખુશબોઇના ગુણથી આ શું બની ગયું છે ? હવે મારે તને જણાવવું જોઇએ કે આ પત્થરની નીચે એક છુપો ગંજ છે. આ ગંજ મેં તારે વાસ્તેજ રાખેલો છે. તે ગંજ એટલો તો મોટો છે કે આખી દુનીઆમાં કોઇ પણ માણસ પાસે આટલો મોટો ગંજ ભાગ્યેજ હશે. વળી તે દોલતમાં એવો ગુણ છે કે તારા સિવાય બીજો કોઇ પણ માણસ તને અડી શકે નહિ, અગર પત્થર ઉઘાડી શકે પણ નહિ, માત્ર જો તુંજ ઉઘાડે તોજ એ પત્થર ઉપડી શકે. તારી મુરાદમાં તું પાર પડે માટે હું તને કહું છું કે જે સાવચેતી હું તને હાલ આપું છું તે ઉપર પુરતી સંભાળ રાખજે, આ ઘણી અગત્યની બાબત છે, વાસ્તે સંભાળથી કામ લેવું જોઇએ."

કાસમે હાલ સુધીમાં જે જોયું અને સાંભળ્યું તેથી અજાયબ થઇને, અને જે મોટો ખજાનો તેને મળવાનો હતો તેથી ખુશી થઇને તેના કાકાએ તેને સખત મુક્કી મારી હતી તે વાત ભૂલી ગયો. તે બોલ્યો કે "મારા પ્યારા કાકા ! મને જણાવો કે મારે શું કરવું જોઇએ ! હું તમારા હુકમનો તાબેદાર છું." પેલો ઠગારો કાકો કાસમને બગલગીરી કરી બોલ્યો કે "મારા પ્યારા બેટા ! તેં આવો સારો ઠરાવ કીધો છે તેથી હું ઘણોજ ખુશી છું. મારી આગળ આવ, ને આ કડું પકડ. પછી આ પત્થરને ઉચકી વેગળો મુકી દે." કાસમ બોલ્યો કે "મારા પ્યારા કાકા ! મારા એકલાથી આવડો મોટો પત્થર ઉચકી શકાશે નહિ પણ તમે જરા મદદ કરો તો ઉચકી શકું." પેલો જાદુગર કાકો બોલ્યો કે "ના ! ના ! મારી મદદની તારે બિલકુલ જરૂર નથી, આપણે બંને ઉચકીશું તો તે બિલકુલ ઉચકાશે નહિ માટે તુંજ ઉચક ! તારા બાપ દાદાનું નામ યાદ કરી જગતકર્તાને સંભારી એ પત્થર ઉચક, જેથી તે જલદીથી અને સહેલાઇથી ઉચકી શકાશે." કાસમે તે પત્થરને હાથ લગાડી સાધારણ બળ વાપર્યું તેટલામાંજ તે મોટો પત્થર સહેલાઇથી ઉંચો થયો.

પેલા પત્થરને ઉચકીને જોતાં ત્રણચાર ફીટની ઉંડાઇએ એક બારણું દેખાયું તે બારણું બંધ કરેલું હતું. તેની પાસે જવા માટે એક નાની નિસરણી મૂકેલી હતી. પેલા જાદુગરે કહ્યું કે "બેટા ! હવે જે કંઇ હું કહું છું તે ઉપર તું પુરતું ધ્યાન આપ ! જેવો તું આ નીસરણીપરથી નીચે ઉતરશે તેવુંજ તારી નજરે પેલું બારણું પડશે, તે ઉઘાડી અંદર જજે ! ત્યાં તને ત્રણ જુદા જુદા ઓરડા માલમ પડશે દરેક ઓરડાની બંન્ને બાજુએ પિતળના ચાર ચાર ચરૂ સોનારૂપાથી ભરેલા તારી નજરે પડશે, પણ તેને હાથ લગાડવાની તું જરા પણ હીંમત કરતો નહિ ! જ્યારે તું પહેલા ઓરડામાં જાય ત્યારે તારો ડગલો તારી કમ્મરે વિંટાળી લેજે. પછી બીજા ઓરડામાં અને ત્રીજા ઓરડામાં જજે. છેલ્લા ઓરડાની પછી જે એક બારણું છે તે ઉઘાડી તું બહાર નીકળજે એટલે એક ઘણોજ સુંદર અને વિશાળ બાગ નજરે પડશે. પણ તું એટલી તો સંભાળ અવશ્ય રાખજે કે તારાં કપડાં કયાને અટકે નહિ. નહિ તો તું તુરત મરી જઇશ. પછી ત્યાંથી બાગમાં દાખલ થજે, અને ત્યાંથી આગળ ચાલજે ! આગળ જતાં કેટલીક સીડીઓ તને દેખાશે કે જે ઉપર ચઢતાં તને એક અગાસી નજરે આવશે. એ અગાસી ઉપર એક બળતા દિવાનું ફાનસ તારી નજરે પડશે. તે ફાનસને તું તરત ઉચકી લેજે, અને પેલો દીવો બુજવી નાખજે અને જે તેલ અથવા કાકડો હોય તે નાખી દઇ પેલું ફાનસ તારા ગજવામાં મૂકજે ! આ કરી રહ્યા પછી પેલું મારી આગળ લાવજે ! સર્વે કીધા પછી જો બાગમાંનો કાંઇ પણ મેવો તને લેવો ગમે તો બેલાશક લેજે; પછી તેની કંઇ ધાસ્તી નથી."

પેલા જાદુગરે એમ બોલીને પોતાની આંગળીએથી વીંટી કાઢીને કાસમને પહેરાવીને બોલ્યો કે "આ વીંટી તને કંઇ પણ હરકત થવા દેશે નહિ, પણ મેં તને જે શિખામણ આપી છે તે ઉપર પુરતું ધ્યાન આપજે !" તે દગાબાજ કાકાએ પોતાનું બોલવું ફરીથી જારી રાખી કાસમના મનપર બરાબર

ઠસાવ્યું. પછી બોલ્યો કે "ઉતર મારા બેટા અને કંઇ પણ ધાસ્તી ના રાખ! આપણે એ ગંજથી દુનીઆમાં સર્વેથી તવંગર અને સુખી થઇ જઇશું."

કાસમ આ વાત સાંભળી ઘણો ખુશી થઇ ગયો અને પછી સીડીપરથી પેલા ભોંયરામાં ઉતરી પડયો. પછી જે રીતે પેલા ત્રણ ઓરડાનું બયાન પોતાના કાકાએ તેની આગળ કર્યું હતું તે પ્રમાણે જ તેણે ત્રણે ઓરડા તપાસ્યા, જે ચેતવણી પેલા જાદુગરે કાસમને આપી હતી તે ઉપર પુરતું ધ્યાન રાખી તે અંદર ચાલવા લાગ્યો, અને પેલા બાગમાં દાખલ થઇ જરા પણ ઉભો રહ્યા સિવાય અગાસીપર ચઢયો. તુરત તેણે પેલું ફાનસ લીધું. પછી અંદરનો દીવો બુઝાવી નાખી તે ફાનસ પોતાના ગજવામાં મુક્યું. ત્યાર પછી તે પેલી અગાસીપરથી નીચે ઉતર્યો, અને પેલા બાગનાં ફળ ફુલ તપાસવા લાગ્યો, આ બાગમાં ઝાડો તરેહ તરેહના મેવાથી ભરાઇ ગયાં હતાં. જુદા જુદા રંગનાં રંગબેરંગી ફુલોથી ઝાડો છવાઇ રહેલાં હતાં. કેટલાંક સફેદ, કેટલાંક બિલોર જેવાં ચળકતાં, કેટલાંક કીરમજી અને કેટલાંક આસમાની રંગનાં ફુલવાળાં ઝાડો નજરે પડતાં હતાં. પણ આ કંઇ રંગબેરંગી ફૂલો ન હતાં! આતો તરેહ તરેહ જાતનાં મોતી, હીરા, માણેક અને પરવાળાં તે ઝાડોપર લટકતાં હતાં અને તે એટલાં તો મોટાં હતાં કે તેવાં કોઇ દહાડો કોઇએ જોયાં અગર સાંભળ્યાં પણ નહિ હોય! કાસમને આ ફલોની ખાસીયત અથવા કિંમત વિષે મુદ્દલ ખબરજ ન હતી તેથી તેઓને જોઇ તે ઘણો અજાયબ થયો નહિ. તે હજુ પણ હીરા મોતી પારખી શકતો ન હતો તેથી માત્ર તેતો તેને કાચના કટકા ધારતો હતો, પણ આ ફલ આવા રંગબેરંગીના મોટાં અને ઘણાં શોભીતાં હોવાથી તેમાંનાં કેટલાંક તોડી લેવાનું કાસમને મન થયું, તેથી તેણે તે ફલોથી પોતાનાં બંને ગજવાં ભર્યાં, તે ઉપરાંત જે બે મોટી કોથળીઓ તેના ઠગારા કાકાએ તેના પોશાકની સાથે અપાવી હતી તે કોથળીઓ તેણે તે ફલોથી ખીચોખીચ ભરીને પોતાના ગળામાં લટકાવી પછી તે સર્વ તેણે એવી રીતે પોતાના પોશાક સાથે વીંટાળી લીધું કે બહાર નીકળ્યા સિવાય તેમાંથી કંઇ પણ નીકળી શકે નહિ.

આવો કીંમતી ખજાનો કે જેની કીંમતની કાસમને કંઇજ ખબર ન હતી. તે જેમ ઉચકાયો તેમ ઉચકીને પોતાનો કાકો વધારે વાર ત્યાં ખોટી રહે તેટલા માટે તેણે પેલા ત્રણે ઓરડા ઘણીજ ઝડપથી પસાર કીધા, અને છેલ્લે ભોના મથાળાપર તે આવી પહોંચ્યો. પછી મુસાએ જણાવ્યું કે "મારા પ્યારા કાકા! મને તમારો હાથ આપો કે હું ઉપર ચઢી આવું." પેલા જાદુગરે કહ્યું કે "બેટા તું મને પેલું ફાનસ આપ કારણ કે ઉપર આવતાં તે તને અડચણ કરશે. અગર કદાચ ફુટી પણ જશે." કાસમ બોલ્યો કે "મને તેથી કંઇ પણ અડચણ થવાની નથી, તેમજ તે ફુટશે પણ નહિ, માટે હું બહાર આવીને તમને તે ફાનસ આપીશ." કાસમને થોડોક બહાર ખેંચી વળી તે જાદુગરે પેલું ફાનસ ફરીથી તેની પાસે માગ્યું, પણ કાસમે તે એવું તો પોતાના ઝબ્બામાં વીંટાળેલું હતું કે ઉપર આવ્યા વગર નીકળી શકે નહિ, તેથી તેણે ઉપર આવી આપવા જણાવ્યું. જાદુગરના મનમાં પાપ હતું તેથી તેને શક ગયો કે "ઉપર આવ્યા પછી મને તે ફાનસ આપશે નહિ, ને મારી સઘળી મહેનત તથા આશાઓ બરબાદ જશે. વળી તે એક મોટો પાદશાહ થઇ બેસશે." આવા ખોટા તર્કથી ગુસ્સે થઈ તેણે પેલા અગ્નિપર પાછી થોડીક ખુશબોઇ નાખી ને કંઇક બબડયો જેથી પેલો પત્થર પોતાની મેળેજ ઉચકાઇ પાછો ઢંકાઇ ગયો અને બિચારો ભલો કાસમ તો પાછો ભોંયરામાંજ રહ્યો.

ખરી વાત તો એ હતી કે આ જાદુગર કાંઇ કાસમનો કાકો નહોતો, કારણ કે તેના પિતા અબુબક્કરને ભાઇ જ નહોતો, પણ તે જાદુગર આફ્રિકાખંડનો રહેવાસી હતો. આફ્રિકાખંડમાં જાદુનો ફેલાવો બહોળો થયેલો છે. તેણે નાનપણથીજ આ વિદ્યાનો સારો અભ્યાસ કર્યો હતો. તેણે પોતાના જાદુઇ વિદ્યાના પ્રતાપે એવું શોધી કાઢયું કે ચીનદેશમાં જાદુઇ ફાનસ છે તે જો તેના હાથમાં આવે તો આખી દુનિઆનો તે મહાન પાદશાહ થઇ જાય. વળી તેણે પોતાના જાદુના પ્રતાપે એવું શોધી કાઢયું કે તે ફાનસ ચીનદેશમાં એક ચોકસ જગોએ રાખેલું છે. તે મેળવવાને ખાતર આટલા દુરના મુલકમાંથી મુસાફરી કરતો કરતો તે મહામુશીબતે અહીં આવી પહોંચ્યો હતો પણ જોકે તેણે તે ફાનસ કઈ જગોએ

છે તે શોધી કાઢયું ખરૂં, પણ પોતાને હાથે તે ફાનસ તે જગા ઉપરથી તેનાથી લેવાઇ શકાયું નહિ હતું. તે ફાનસ લેવા માટે લાયક માણસ કાસમ છે એવું તેણે શોધી કાઢયું હતું. તેથી કાસમની શોધમાં ફરી તેને મળી તેની સાથે સગાઇ કાઢીને તેને આ જગા ઉપર લઇ આવ્યો હતો. તેણે કાસમને મુકી મારી હતી તેનું કારણ એકે તે તેનાથી બીતો રહે, અને જ્યારે તે આવે ત્યારે તુરત પેલું ફાનસ તેને આપી દે, કારણ કે તેને ધાસ્તી હતી કે જો કોઇ માણસ ઓચિંતો આવી ચઢશે તો સર્વે વાત ઉઘાડી પડી જશે; પણ તેની પોતાની ઉતાવળને લીધે હવે તેની સઘળી આશાઓ ભંગ થઇ ગઇ. જો તેણે જરા વધારે હીમત રાખી સબુર પકડી હોત તો કાસમ ઉપર આવી તુરત તે ફાનસ તેના જાદુગર કાકાને આપી દેત, કારણ કે બલા કાસમને આ ફાનસની કંઇ પણ માહીતી ન હતી.

પોતાની આશા આવી રીતે ભંગ થયેલી જોઇ તેણે પાછો આફ્રિકા તરફનો રસ્તો લીધો. તે જાદુગરે પોતાનો રસ્તો ઘણોજ છુપો લીધો. કારણ કે તેને ધાસ્તી હતી કે જે માણસોએ મને કાસમની સાથે જોએલો છે તેમાંનો કોઇ પણ માણસ મને એકલાને જોશે ત્યારે મારા પર શક લાવી મને પકડી લેશે. તે જાદુગર એવું સમજતો હતો કે હવે કાસમ તો હમેશને માટે ગુમ થયો, પણ ખરેખર તેમ બન્યું નહિ જાદુગરે જે વીંટી કાસમને પહેરાવી હતી તે વીંટી તેને ઘણી ઉપયોગી થઇ પડી.

પેલો કાસમ કે જે પેલા જાદુગરને પોતાનો સગો કાકો જાણતો હતો, તેને સ્વપ્ને પણ વિચાર થયો ન હતો કે મારો કાકો મારી આવી માઠી દશા કરશે તે તો બિચારો "ઓ કાકા, ઓ કાકા !" એમ બુમ મારી મારીને પોકે પોક રડવા લાગ્યો, પરંતુ કોઇ પણ જવાબ દીધો નહિ, છેવટે રડી રડીને થાકયો, ત્યારે તેણે પાછા પેલા બાગમાં જવાને ધાર્યું. કારણ કે પેલા જાદુઇ ફાનસને બુઝાવી નાખવાથી અંધારૂં ઘોર થઇ ગયું હતું, તેથી તેણે વિચાર્યું કે બાગમાં જઇશ તો કંઇક ઉજાશ લાગશે. આમ વિચારી પેલા બાગમાં જવાને પેલા ત્રણ ઓરડામાં દાખલ થવા ફાંફાં માર્યાં પરંતુ બારણું હાથ આવ્યુંજ નહિ, કારણ કે તે જાદુઇ ફાનસના બુઝાવાની સાથેજ તે ઓરડાના બારણાં બંધ થઇ ગયાં હતાં. તે ત્રણે ઓરડાની ભીંતે હાથ અડકાડી ઘણુંએ ફર્યો પણ કંઇ પત્તો લાગ્યો નહિ ત્યારે અકળાઇને નીચે પડી રોવા લાગ્યો. હવે તે છેક ગભરાઈ ગયો અને રડતો ને માથું અફાળતો તે ત્યાં બેઠો.

આવી હાલતમાં કંઇ પણ ખાધા પીધા વગર કાસમ બે દહાડા લગી ત્યાં પડી રહ્યો. ત્રીજે દિવસે મોત નજીક આવ્યું એમ સમજીને પોતાના બંને હાથ જોડયા અને જગતકર્તાની પ્રાર્થના કરવા લાગ્યો. આવી હાલતમાં પેલી વીંટી કે જે જાદુગરે આપી હતી તે એકાએક ભીંતની સાથે અડીને ઘસરકો થયો તેથી જેવી પેલી વીંટી ઘસાઇ કે એક બીહામણો તાડ સરખો કદાવરને ઉંચો જીન તેની આગળ આવીને ઉભો રહ્યો. પછી તે જીન બે હાથ જોડી કહેવા લાગ્યો કે "તમારે શું જોઇએ છીએ ? હું તમારો હુકમ બજાવવાને માટે તૈયાર છું, કારણ કે જે માણસની આંગળીએ આવી વીંટી હોય છે તે માણસના હું અને મારા જેવા બીજા જીનો નોકર છે."!

જો મુસાએ બીજી કોઇ પણ વખત આવા ભયંકર જીનને જોયો હોત તો તે નક્કી બીકને લીધે મરણુજ પામત, પણ હાલ પોતાની જીંદગીનો અંત આવેલો છે એમ જાણીને તે જરા આસ્તેથી બોલ્યો કે "તું જે હોય તે ખરો, પણ મને અહીંથી બહાર કાઢ, જો તારામાં તેટલી શક્તિ ન હોય તો બીજાને બોલાવી લાવ !" જેવો તે આ શબ્દો બોલ્યો કે તુરત પેલો પત્થર પોતાની મેળે ત્યાંથી દૂર પડયો, અને પોતે જે જગ્યાએ પેલા જાદુગરે તેની પાસે પેલો પત્થર ઉચકાવ્યો હતો તે જગ્યાપરજ આવીને ઉભો ! આપણેજ વિચાર કરીએ કે બે દિવસ સુધી તદ્દન અંધારામાં રહી જે માણસ ઉજાસમાં આવે તો તે એકદમ કદી જોઇ શકે નહિ, તેજ પ્રમાણે કાસમને થવા લાગ્યું. તે આસ્તે આસ્તે પોતાની આંખ ઉઘાડવા લાગ્યો, અને જુએ છે તો પેલો ખાડો ગુમ થઇ ગયેલો માલમ પડયો. પછી આસપાસ જોવા લાગ્યો તો જે રસ્તેથી તે આવ્યો હતો તે રસ્તો તેને યાદ આવ્યો તેથી તે શહેર તરફ ચાલ્યો, અને પ્રભુનો ઉપકાર માનતો ઘેર આવ્યો. જ્યારે તે ઘેર આવ્યો ત્યારે પોતાની માતાને જોવાથી જે ખુશી પેદા થઇ તે ખુશીના જોરથી તેમજ બે દિવસના અપવાસથી ભૂખને લીધે નાહોવત થઇ ગયો હતો તેથી

તે બેશુદ્ધ થઇ જમીનપર પડયો. તેની માતાએ પોતાના બેટાને શુદ્ધિમાં લાવવાને ઘણા ઘણા પ્રયત્ન કર્યા ત્યારે કેટલીકવારે શુદ્ધિમાં આવ્યો. પછી તેણે પોતાની માતાને જણાવ્યું કે "હું ત્રણ દિવસનો ભૂખ્યો છું, માટે જે કંઇ ખાવાનું હોય તે લાવ." તેપરથી તેની માતા ખાવાનું લાવી. કાસમે તે ખોરાક ઘણાંજ ભાવથી લીધો, કારણ કે તે ખરેખરો ભૂખ્યો હતો. તેની માતા બોલી કે મારા પ્યારા બેટા! આ ત્રણ દિવસ મેં રડી રડીને ગુજાર્યા છે, મેં તારી જીવવાની સઘળી આશાઓ મૂકી હતી, પરંતુ આજે જગકર્તાની પૂર્ણ કૃપાથી તું પાછો આવ્યો તે જાણી અત્યંત ખુશી ઉપજે છે. વહાલા બેટા! તું ધીમેથી નિરાંતે ખા, અને પછી તારાપર શું શું આફતો પડી તે મને કહી સંભળાવ."

કાસમે ધીમે ધીમે આસ્તેથી સઘળો ખોરાક ખાઇ પોતાની ઘણા દિવસની ભૂખ શાન્ત કરી પછી તે બોલ્યો કે "ઓ મારી વહાલી માતા! એક માણસ કે જેની મરજી મને મારી નાખવાની હતી, તેવા નાપાક માણસના હાથમાં તમે મને સોંપ્યો તેથી હું ઘણો દિલગીર છું. તેને તમોએ મારો કાકો જાણ્યો અને હું પણ તમારી માફકજ ઠગાયો હતો. તેણે આપણી ઉપર આટલી મમતા દેખાડી. વળી આપણને પૈસા આપવા લાગ્યો તેથી આપણે તેનાપર કંઇ શક લાવી શકયાં નહિ; પણ માતા તે તો એક ઘાતકી ઠગ અને લુચ્ચો આદમી હતો. આપણને જણાવ્યા વગર મને મારી નાખવાના વિચાર તે લુચ્ચાના દિલમાં રમી રહ્યા હતા, અને તેટલાજ માટે તે નાપાક માણસ મારાપર હદથી જાદે મહેરબાની રાખતો હતો. હું ખાત્રીથી તમને જણાવું છું કે તેને ગુસ્સે થવાનું મેં જરાએ કારણ આપ્યું નથી. હું જ્યારથી તમારી આગળથી ગયો ત્યારથી શું શું બન્યું તેનો ખરો હેવાલ તમો આગળ આપું છું તે તમે ધ્યાન દઇને સાંભળજો."

પછી કાસમ જે જે બાગમાં ફર્યો હતો, અને પેલા ભોંયરામાં ઉતર્યો હતો તેનો વિગતવાર હેવાલ કહેવા લાગ્યો. તેનું પોતાને પડેલી સખત મુશ્કીને ભૂલી ગયો ન હતો. પેલાં જે ઝવેર તે લાવ્યો હતો તેની રોશની (તેજ) ઓરડામાં એટલી તો પડી હતી કે સૂર્યનો પ્રકાશ પણ ઝાંખો લાગતો હતો. જો કોઇ બીજું હોત તો સમજી જાત કે આ બધાં ઉંચી જાતનાં ઝવેર છે પણ બિચારી કાસમની ભલી માતા નાનપણથીજ ગરીબ હાલતમાં ઉછરેલી હતી, અને કોઇ પણ દિવસ હીરા, મોતી જોયાં ન હતાં. તેથી તેણે પણ પોતાના છોકરાની માફક તેને રંગબેરંગી કાચના ટુકડા ધાર્યા, અને તે બધા એક ખુણામાં નાંખી મૂકયા.

કાસમ કહેવા લાગ્યો કે "હું આ ફાનસ લઇ ભોંયરાને મથાળે આવ્યો, અને જ્યારે પેલા લુચ્ચા જાદુગરે તે માગ્યું અને મેં નહિ આપ્યું ત્યારે તે ચીડાઇ ગયો, અને જાદુના જોરથી પેલા ભોંયરા ઉપરનો પત્થર ઢાંકી દઇ ચાલી ગયો. પણ એવી હાલતમાંથી મહાન પ્રભુએ મને બચાવ્યો, અને આ વીંટી કે જેના ગુણ વિષે મને મુદ્દલ ખબર ન હતી, તેના ઘસારાથી એક જીન નીકળી આવ્યો જે મને પેલા અંધારામાંથી ઉપર લઇ આવ્યો." આ વાત સાંભળી કાસમની માતા ઘણી ચીડાઇ ગઇ, અને પેલા માણસને લુચ્ચો, ઠગારો, જુઠો, ઘાતકી, ખુની એવા એવા બોલ વાપરી ગાળો દેવા લાગી. તે બોલી કે "મારા બેટા! તેતો જાદુગર હતો અને એવા જાદુગરો સેતાનને પોતાના હાથમાં રાખે છે. બેટા તું મહાન જગકર્તાનો ઉપકાર માન કે તે સાહેબે પેલા ખુની જાદુગરના હાથમાંથી તને છોડાવ્યો." પછી તેની માતાએ જોયું કે ત્રણ દહાડાનો કાસમ ઉંઘ્યો નથી ત્યારે તે બોલ્યો કે "મારા પ્યારા બેટા! હવે તું જરા સુઇ જા. કારણ કે ત્રણ દિવસનો તને ઉજાગરો છે." એમ કહી પોતે પણ સુઇ ગઇ.

કાસમ ત્રણ દિવસ સુધી ઉંઘેલો ન હતો તેથી આખી રાત ભરઉંઘમાં કાઢી અને સવારના ઉઠી પોતાની માતા પાસે ખોરાક માગવા લાગ્યો, તેની માએ કહ્યું કે બેટા! ખોરાક તો કંઇ નથી માટે જરા સબુર કર! મેં થોડું રૂ કાંતી રાખ્યું છે તે વેચી આવું ને તેના જે પૈસા ઉપજે તેમાંથી કાંઇ ખોરાક લાવું." કાસમ બોલ્યો કે "મા તમારું રૂ એક બાજુએ રહેવા દો, અને લાવો પેલું ફાનસ જે હું લઇ આવ્યો છું તે મને આપો! હું જઇને બજારમાં વેચી આવું કે તેમાંથી જે પૈસા આવે તે આપણને આજે આખા દહાડા ખોરાક માટે પુરા પુડશે."

પેલું ફાનસ કાસમની ભલી માતાએ હાથમાં લઇ જોયું તો ઘણું ખરાબ થઈ ગયેલું માલમ પડયું જેથી તેણે પોતાના બેટાને જણાવ્યું કે "જો આ ફાનસને ચોખ્ખું કર્યું હોય તો કંઇક વધુ પૈસા ઉપજે માટે તારી મરજી હોય તો સાફ કરૂં." કાસમે તેમ કરવા હા કહ્યાથી તેની મા તેને સાફ કરવા બેઠી. જેવું તેણે ફાનસને ચૂનાથી સાફ કરવા માંડયું કે તુરતજ તેની સામે એક મોટો ગંજાવર અને ભયાનક જીન આવી ખડો થયો, અને બોલ્યો કે "તમે મને શા માટે બોલાવ્યો છે? હું તમારો હુકમ બજાવવાને તૈયાર છું! જેની પાસે આ જાદુઇ ફાનસ હોય તેનો હું ગુલામ છું. વળી મારા જેવા બીજા ઘણા જીનો તેની સેવા ઉઠાવવા તૈયાર છે! કાસમની માતા તો આવા કદાવર અને ભયાનક જીનને જોઇને બે-શુદ્ધ થઈ જમીનપર પડી.

કાસમે તો તેનાજ જેવો જીન પેલા ભોંયરામાં જોયો હતો, માટે ગભરાયો નહિ, અને તેની સામે બેધડક ઉભો રહી બોલ્યો કે કે "હું ભૂખ્યો છું માટે મારે વાસ્તે કંઇક સારો ખોરાક આણી આપ!" જરા વારમાં તો પેલો જીન પોતાના માથાપર એક રૂપાનું વાસણ લઇ આવ્યો. તેમાં જુદી જુદી વીશ રકાબીઓ હતી, અને તે દરેકમાં જુદી જુદી ચીજો ભરેલી હતી. છ ઉંચા નાન હતા અને બીજી બે સરસ શરાબની બાટલી પણ હતી. તે ખોરાક તેણે કોચપર મૂકયો અને પછી તુરત ગુમ થઇ ગયો. આ કામ પેલા જીને એટલી તો ઝડપથી કરી દીધું કે તે પાછો ગયો તોપણ કાસમની ભલી માને ચેતન આવ્યું નહોતું. કાસમે તેના મોઢાપર પાણી છાંટી તેને તાકીદે શુદ્ધિમાં આણી. તે તરત હઠીને ઉભી થઇ, કાસમે જણાવ્યું કે "મારાં વહાલાં માતાજી! કંઇ પણ ધારતી રાખ્યા વગર ઉઠો, અને અહીં જે ખાણું આપણે વાસ્તે તૈયાર છે તેનો સુખેથી ઉપયોગ કરો." કાસમની માતા આવું સરસ અને ઉંચા પ્રકારનું ખાણું જોઇ અજાયબી સાથે બોલી ઉઠી કે "મારા પ્યારા બેટા! આ કોણ લાવ્યું? આવા સુંદર ખાણા વાસ્તે આપણે કોનાં ઉપકારી છીએ? ખચિત હું તો એવું સમજું છે કે નામદાર સુલતાને આપણા ગરીબપર અતિશય દયા લાવી આ ખાણું મોકલી આપ્યું છે! કાસમ બોલ્યો કે " મારાં પ્યારાં માતાજી! આવીને ખાવા બેસી જાઓ, કારણ કે હમણાં મને ભૂખ ઘણી લાગી છે, ખાઇ રહ્યા પછી તમારી આગળ હું બધી વાત કરીશ." તેઓ બંને જણાં ખાવા બેઠાં અને જેટલું ખવાયું તેટલું ખાધું કારણ કે તેઓએ આવું સરસ ખાણું કોઇ પણ દિવસે ખાધું ન હતું.

ખાતાં ખાતાં કાસમની માતા પેલા રૂપાના વાસણો તરફ વારે ઘડીએ જોતી હતી. કારણ તેણે તેવાં વાસણ પોતાની આટલી ઉમરમાં કદી પણ જોયાં ન હતાં. તેઓ સવારનો નાસ્તો કરવા બેઠાં હતાં, પરંતુ તે ખાણું તેમને એટલું તો સ્વાદિષ્ટ લાગ્યું કે છેક બપોર થતાં સુધી પણ તેઓ ખાણાપરથી ઉઠયાં નહિ, તેથી બપોરના ખાણાની ગરજ પણ ભેગી સારી ગઇ. તેમણે પુષ્કળ ખોરાક લીધો તોપણ હજુ બે દિવસ ચાલે એટલો ખોરાક વધ્યો હતો.

હવે ખાઇ રહ્યા પછી કાસમની માતા એક કોચ ઉપર બેઠી અને પોતાના છોકરાને કહેવા લાગી કે "બેટા! મારી ઉમેદ પાર પાડ! આ ખાણું કોણ લાવ્યું? પેલો જીન જે મારી આગળ આવ્યો હતો તે કોણ હતો? હું ખાતરીથી કહું છું કે કોઇ પણ માણસે આવો બિહામણો રાક્ષસ જોયો નહિ હશે. વળી તે મારી આગળ શું કરવા આવી ઉભો? તને પહેલો ભોંયરામાં તે મળ્યો હતો, ત્યારે તે મારી આગળ શું કરવા આવ્યો?"

કાસમ બોલ્યો કે "માતા! જે જીન મારી આગળ પેલી ગુફામાં આવ્યો હતો તે જીન કાંઇ એ નહિ હતો. ખરૂં છે કે તે લોકો ઉંચાઈમાં અને દેખાવમાં બિહામણા એક એકને તદ્દન મળતા આવે છે, પણ તે લોકોના પોશાકમાં અને મોઢામાં ફેર હોય છે. અને તે લોકો જુદા જુદા ધણીના નોકરો હોય છે. જે રાક્ષસ મારી આગળ પેલા ભોંયરામાં આવ્યો હતો તે તો આ વીંટીનો ગુલામ હતો, પણ હાલ જે આપણી આગળ આવી ઉભો હતો તે તો આ ફાનસનો ગુલામ હતો." તેની મા બોલી કે "જો આ ફાનસથીજ તે ભયંકર ને કાળરૂપ જીન મારી પાસે આવતો હોય તો તું હમણાં ને હમણાંજ આ ફાનસને મારી નજર આગળથી દૂર કર. હું તેને હવે કદી પણ હાથ નહિ લગાડું. અને જો તું મારૂ

કહ્યું માને તો હું તને કહું છું કે આ ફાનસને નાખી દે અગર વેચીમાર અને વીંટીને પણ નાખી દે કે જેથી આપણે આવા નાપાક જીનોની ધાસ્તીમાં ફરીથી ન પડીએ.

કાસમ બોલ્યો કે "માતાજી આ ફાનસ આપણને એટલું તો કામનું છે કે તેને તમો વેચવા માટે મને કહો છો તે મારા ધ્યાનમાં ઉતરતુ નથી. આપણે આજે જે આવો સારો ખોરાક ખાઇએ છીએ તે તો આ ફાનસનો પ્રતાપજ છે. વળી આપણને જ્યારે જ્યારે ખપ પડશે ત્યારે ત્યારે તેવો સરસ ખોરાક તેમની મદદથી મેળવી શકીશું. મારો ઠગારો કાકો આટલે બધે દૂર આવ્યો હતો તે આટલાજ કારણથી આવ્યો હતો. તેની મતલબ આ ફાનસને લઇ જવાની હતી. આ ફાનસ લેવા માટે તો તેણે ઘણી ઘણી મુશીબતો વેઠી હતી. આ જાદુઇ ફાનસનો ખરેખરો લાભ તે જાણતો હતો. માટેજ તેણે પોતાનો અખૂટ ખજાનો ગુમાવી આ ફાનસ મેળવવાને બેહદ પ્રયત્ન કર્યો હતો. વળી જ્યારે મેં તેને આ ફાનસ ન આપ્યું ત્યારેજ તેણે પેલા ભોંયરાપર પત્થર નાખી મને કેદ કર્યો હતો. તેનો વિચાર મને તેજ ભોંયરામાં મારી નાખવાનો હતો, પરંતુ પ્રભુની કૃપાથી હું છુટી નીકળ્યો છું. હવે જ્યારે આપણે આ ફાનસના મહાન ગુણોથી સારી રીતે વાકેફ થયાં છીએ ત્યારે આપણે તેનો ફાયદો શા માટે ન લઇએ ! એ કામ આપણે ઘણીજ ચાલાકીથી અને ચુપકીથી કરવું જોઇએ. જો એકદમ ઘોંઘાટ કરી દેવામાં આવે તો આપણાં આડોશી પાડોશી વગેરે જે જાણે તે સર્વે આપણી અદેખાઇ કરશે. મારી વહાલી માતા જો તમને તે ફાનસની બીક લાગતી હશે તો હું તે ફાનસને તમારાથી દુરનું દુરજ રાખીશ. વળી મારી આંગળીએ જે વીંટી છે તે પણ આપણને ઘણીજ ઉપયોગી છે. જો એ વીંટી મારી પાસે ન હોત તો હું આજે જીવતો પણ નહોત. આવી ઉમદા વીંટીને હું કદી પણ નાખી દઇશ નહિ. હું તેને ઘણીજ સંભાળથી રાખી મુકીશ. જ્યાં સુધી આ વીંટી અને ફાનસ આપણી પાસે હશે ત્યાં સુધી આપણને કોઇ પણ તરેહનું દુઃખ પડશે નહિ." તેની માતાને તેના વિચાર ઘણા વ્યાજબી લાગ્યા, તેથી તેણીએ કંઇ વધારે હઠ કરી નહી, અને તે બોલી કે "બેટા ! તારી મરજીમાં આવે તેમ કર ! હું આ જીનોથી ઘણીજ બીઉછું માટે તેઓ સંબંધી હવે પછી મારી આગળ વાત પણ કરીશ નહિ."

જે ખાણું વધ્યું હતું તે સર્વે કાસમ અને તેની માતાએ રાત્રેજ પુરૂં કર્યું. હવે આવતી સવારે ખોરાકી મેળવવાને માટે કાસમ પેલી રૂપાની રકાબીઓમાંથી એક લઇને બજારમાં ગયો, રસ્તામાં તેને એક યાહુદી મળ્યો તેને એક બાજુ લઇ જઇ પેલી રકાબી દેખાડી કાસમ બોલ્યો કે "તમે આ રકાબી વેચાતી લેશો !"

પેલો યાહુદી જાતે હોંશિઆર અને ચંચળ હતો તેથી તેણે પેલી રકાબી તપાસી જોઈ તો તેને માલમ પડયું કે તે ખરા નક્કર રૂપાની બનાવેલી છે. તે ઉપરથી તેની કીંમત તેણે કાસમને પૂછી. બિચારો કાસમ દુનીઆદારીના વહેવારથી તદ્દન અજાણ્યો હતો, વળી તેણે રૂપું તો કદી પણ જોયું ન હતું, તેથી તે બોલ્યો કે "તું જે આપશે તે ઉપર વિશ્વાસ રાખી હું કબુલ કરીશ." પેલો લુચ્ચો યાહુદી વિચાર કરવા લાગ્યો કે કાસમને આ રકાબીની ખરી કીંમતનું ભાન હશે કે નહિ ? લાવ તેની પરીક્ષા કરૂં. પછી તેણે કાસમના હાથમાં પોતાના ગજવામાંથી એક સોનાનો સિક્કો કહાડી મૂકયો. આ સિક્કો તે રકાબીની કીંમતનો પચાસમો ભાગ હતો. કાસમને જેવો પેલો સોનાનો સિક્કો મળ્યો કે તે ખુશી થતો થતો પોતાને માર્ગે તાકીદે ઘણીજ ઝડપથી ચાલી ગયો, તેથી પેલો યાહુદી પસ્તાવા લાગ્યો કે આથી પણ ઓછી કીંમત તેને આપી હોત તો કેવી મજા પડત ! તે બિચારો તો ખુશીથી લઇ જાત ! લોભને થોભ છે જ કયાં ? યાહુદી પોતે આપેલા સિક્કામાંથી પાછું લેવા માટે કાસમની પાછળ દોડયો હોત પણ તે કાસમ એટલો તો જલદી ચાલી ગયો કે તેની પાછળ જવું પેલા યાહુદીને વ્યાજબી લાગ્યું નહિ. રસ્તામાં જતાં કાસમે એક ભઠીઆરાની દુકાનેથી રોટલી ખરીદી અને પેલા સોનાના સિક્કામાંથી તેની કીંમતના પૈસા આપી બાકીના વધ્યા તે લઇ ચાલતો થયો. અને ઘેર જઇ પોતાની માને તે પૈસા આપ્યા. તેની મા બજારમાં જઇને તે પૈસામાંથી થોડાક દહાડા ચાલે તેટલા દાણા તથા પરચુરણ સામાન લઇ આવી.

કાસમે ધીમે ધીમે પેલી દસે રકાબીઓ તેજ યાહુદીને વેચાતી આપી, પેલો લુચ્ચો યાહુદી આ

રકાબીઓની કીંમત પહેલાંના જેટલીજ આપતો હતો. છેવટે બધી રકાબીઓ વેચાઈ રહી, ત્યારે કાસમે પેલું રૂપાનું મોટું વાસણ વેચવા વિચાર કર્યો. પરંતુ તે વાસણ ઘણું મોટું તથા ભારે હતું તેથી બજારમાં ન લઇ જતાં પેલા યાહુદીને પોતાના ઘેરજ તેડી લાવ્યો. યાહુદી તે વાસણને બદલે દસ સોનાના સિક્કા આપી વાસણ લઈ ગયો.

આ પૈસાથી કાસમની ભલી માતા પોતાના ઘરનો નિભાવ કરતી હતી. હવે કાસમે પણ પોતાની બધી રમતીબાજ અને ખરાબ આદત છોડી દીધી, અને શહેરમાં હરવા ફરવા તથા સારાં સારાં માણસો-માં ભળવા લાગ્યો, સારા સારા વહેપારીની દુકાને ઉભો રહી સારાં સારાં માણસોને મોઢેથી ડહાપણની વાતો સાંભળી જરા જરા દુનીઆદારીની માહીતગારી લેવા મંડયો.

જ્યારે પેલા સોનાના દશ સિક્કા ખરચાઇ રહ્યા ત્યારે કાસમ પેલા ચમતકારીક જાદુઇ ફાનસની ગરજ પડી. તે ફાનસ તેણે પોતાના હાથમાં લઇ જરા ઘસ્યું. એટલે માંહેથી પેલો જીન નિકળી આવ્યો અને પૂછવા લાગ્યો કે "તું શું માગે છે?" કાસમે જવાબ દીધો કે "હું ઘણો ભૂખ્યો છું, વાસ્તે કંઇ ખોરાક લઇ આવ?" પેલો જીન તરત દોડી ગયો અને આગળની માફકજ રૂપાના કીંમતી વાસણોમાં સુંદર ખોરાક લઇ આવ્યો.

કાસમની માતા આ વખતે કંઇક બહાર ગયેલી હતી. તે જ્યારે પાછી આવી અને આવો ઉમદા ખોરાક જ્યારે પાછો જોયો ત્યારે પેલા ફાનસની પ્રસંશા કરવાલાગી. પછી કાસમ તથા તેની માતા ખાણું ખાવા બેઠાં અને તે ખોરાક હજુ બીજા બે દિવસ સુધી ચાલ્યો.

વળી તે ખોરાક થઇ રહ્યો એટલે કાસમ પેલી રકાબીમાંથી એક રકાબી લઇ બજારમાં વેચવા માટે ગયો. બજારમાં જતાં એક પ્રમાણિક સોનિએ તેને બોલાવીને કહ્યું કે "અરે ભલા માણસ! હું તને ઘણી વખતથી હાથમાં કંઇક વાસણ લઇને જતાં જોઉંછું અને પાછો આવે છે ત્યારે ઠાલી હાથે જોઉં છું, તેથી મને લાગે છે કે તે વાસણ તું વેચી નાખે છે, હવે મારે તને એટલુંજ કહેવું છે કે જો તું તારા વાસણ કોઇ પણ યાહુદીને વેચીશ નહિ, કારણ કે તે લોકો બડા ઠગ છે. તે લોકો માલની કીંમતનો ઘણોજ જુજ ભાગ તને આપશે, માટે જો તારે તારી વસ્તુ વેચવી હોય તો પ્રથમ મને બતાવજે, અને તે મારે લેવી હશે તો હું પુરતી કીંમત આપી ખરીદ કરીશ. કદાચ મારે ખપની નહિ હોય તો બજારમાં લઇ જઇ પ્રમાણીક ઘરાક મેળવી આપીશ. તે ઘરાક તને કદી પણ ઠગશે નહિ."

વધારે પૈસા મેળવવાની લાલચથી કાસમે પોતાની પાસેની રકાબી કાઢી આ પ્રમાણીક સોનીને બતાવી. સોનીએ હાથમાં લઇ બરાબર તપાસી જોઇ તો ઘણી ભારે કીંમતની જણાઇ. સોનીએ તેને પૂછ્યું કે "તેં આમાંની કોઇ રકાબી પેલા યાહુદીને આપી છે?" તેણે જવાબ આપ્યો કે "હા, ભાઈ! મેં તે યાહુ-દીને આવી બાર રકાબીઓ આપી છે તથા એક મોટું વાસણ આનાજ જેવી સરસ જાતનું આપ્યું છે. તેણે મને બાર રકાબીના બાર સોનાના સિક્કા તથા મોટા વાસણના દશ સોનાના સિકા મળી કુલ બાવીશ સિક્કા આપ્યા છે." પેલો સોની અજાયબ થઇ બોલ્યો કે "લુચ્ચા! નાપાક હરામી યાહુ-દી કુતરા! તેં બિચારા ભલા માણસને કેટલો બધો ઠગ્યો! બેટા! હવે જે થયું તે થયું. વાસ્તે હવે કદી પણ તેની પાસે જતો ના.

પેલા સોનીએ પેલી રકાબી જોખી જોયા પછી કાસમને જણાવ્યું કે "ભાઇ! આ રકાબીની કીંમત પચાશ સિક્કા છે. તારે તેની ખરી કીંમતની ખાતરી કરવી હોય તો આસપાસની બીજી દુકાને ફરી ચોકસી કર. જો મારી કરેલી કીંમતમાં ફેર પડશે તો હું તને બમણા પૈસા આપીશ." કાસમે જણ્યું કે "મને તમારા બોલઉપર પુરતો ભરોંસો છે. આજે મને એક સિક્કાને બદલે પચાશ સિક્કા મળશે એ શું થોડી-વાત છે! માટે લાવો મને ગણી આપો! મારે બીજે કોઇ ઠેકાણે જવાની જરૂર નથી. હવેથી હું મારો દરેક માલ તમને બતાવીશ, પછી વેચીશ." ત્યારબાદ પેલા સોનીએ તેને પચાસ સિક્કા આપ્યા તે લઇ તે તેનો ઉપકાર માની પોતાના ઘેર ચાલ્યો ગયો. પેલી બીજી રકાબીઓ તથા પેલું મોટું વાસણ પણ તેણે આ સોનીનેજ વેચ્યું. તે વાસણના તેને બે હજાર સિક્કા આવ્યા.

આ ચમત્કારિક ફાનસના પ્રતાપથી કાસમ જેટલો પૈસો મેળવવા ચાહે તેટલો પૈસો મેળવી શકત, પણ તેણે તેની ભલી માની સલાહ પ્રમાણે એકદમ પૈસાદાર થવાનો વિચાર માંડીવાળી કરકસરથી પોતાનું ખરચ કરવા લાગ્યો, અને પોતાની વાતની કોઇને ખબર પણ પડવા દીધી નહીં. જે વખતે તેને જરૂર પડે તે વખતે તેનો ઉપયોગ કરી પોતાની મતલબ પાર પાડતો. આવી સારી રીતે તે રહેવા લાગ્યો.

એક દિવસ કાસમ એક વેપારીની દુકાને બેસી જુદી જુદી બાબતોપર પોતાના ઉમદા વિચાર ચલાવતો હતો, તેવામાં તેણે એક ઢંઢેરો સાંભળ્યો કે "સુલતાનની બેટી 'નુરબેદર' હમામખાનામાં નાહવા માટે જવાની છે તેથી શાહજાદી જ્યાં સુધી તે રસ્તેથી જઇને પાછી વળે ત્યાં સુધી સર્વે વેપારીઓએ પોતપોતાની દુકાન બંધ રાખવી. કોઇની પણ દુકાન ખુલ્લી જણાશે તો તેને સખ્ત શિક્ષા થશે."

આ ઢંઢેરો સાંભળતાંજ કાસમને તે શાહજાદીનો સુંદર ચહેરો જોવાની પ્રબળ ઇચ્છા થઇ આવી. તેણે તે ચહેરો શી રીતે જોવો તે ઉપર ઘણી વાર સુધી લાંબા લાંબા વિચાર કર્યા, પણ કંઇ પણ ફાવ્યો નહિ, કારણ કે તે શાહજાદી પોતાના મોઢાપર હમેશાં બુરખો રાખતી હતી. માટે તેના જવાના રસ્તા ઉપર સંતાઇ રહેવાથી કંઇ પોતાની ઉમેદ પાર પડે નહિ, છેવટે તેણે તે હમામખાનાના બારણાની પાછળ રહી તેનો સુંદર ચહેરો જોવા ઠરાવ કર્યો. આ ઠરાવ તેણે અમલમાં મૂકયો અને તેમાં તે ફતેહ પામ્યો.

કાસમ બારણાની પાછળ સંતાઇ રહ્યા પછી થોડીજ વારમાં પેલી શાહજાદી પોતાની દાસીઓ તથા કેટલાક ખોજાઓની સાથે પગે ચાલતી ચાલતી તે હમામખાનાના બારણા આગળ આવી પહોંચી. તેણે તે દરવાજા આગળ આવતાંવારજ પોતાના મોઢાપરથી પોતાનો બુરખો દૂરર કર્યો, જેથી પેલો કાસમ તેનો ચહેરો ઘણીજ સારી રીતે જોઇ શકયો. તે એવી રીતે બેઠો હતો કે તેણે તે શાહજાદીનો ચહેરો ખુલ્લી રીતે જોઇ લીધો પરંતુ તેને કોઇ પણ જોઇ શકયું નહિ.

કાસમે આટલી ઉમરમાં આવો સુંદર ચહેરો કદી પણ જોયો ન હતો. તેણે ખરી રીતે તો કોઇ પણ ઓરતના ચહેરા સામે ધારીને જોયુંજ ન હતું. ફકત પોતાની બુઢી માતા કે જેનો ચહેરો મુળથીજ સ્યામ હતો તેજ ચહેરો તેના જોવામાં આવ્યો હતો. આ પ્રમાણે અકસ્માત આવો સુંદ ચહેરો નજરે પડવાથી કાસમના દિલપર તેની ઘણી ઉંડી અસર થઇ.

કાસમે આ બાનુને જોઇ ત્યારથીજ તેને શુદ્ધી રહી ન હતી તેની મોટી ચળકતી આંખો, રેશમ જેવા નરમ અને નાગ સરખા લાંબા કાળા વાળ, તેનું અણીવાળું લંબુ નાક, ચંદ્ર સરખું તેજસ્વી મુખ, હીંગળોક સરખા લાલ અધર (હોઠ) વગેરે તેના અતિ સુંદર ચહેરાની તેનાપર એવી તો અસર થઇ કે તે તેના પ્યારમાં મસ્ત બની ગયો.

પેલી શાહજાદી હમામખાનામાં નાહવા ગયા પછી પણ તે કેટલીક વાર સુધી તો બારણા આગળજ બેઠો રહ્યો, પરંતુ પછી તેણે વિચાર્યું કે હવે શાહજાદી પાછી ફરશે ત્યારે તો તેના મોઢાપર બુરખો નાખેલો હશે માટે અહીં ઉભા રહેવાનું કારણ નથી. પછી તે પોતાને મુકામે ચાલ્યો ગયો.

ઘેર ગયા પછી પોતાના પ્યારનો જુસ્સો તે પોતાની મા આગળ છુપાવી શકયો નહિ. કાસમને ઘણીજ દિલગીરીમાં તથા ઉંડા વિચારમાં લીન થએલો જોઇ તેની માતાએ પૂછ્યું કે "મારા પ્યારા બેટા! તને શું થયું છે! આજે તારો ચહેરો દુઃખી શા કારણથી છે?" કાસમે કંઇ જવાબ આપ્યો નહિ. તે પોતાના વિચારમાં ને વિચારમાંજ એક કોચ પર પડી રહ્યો. તેની માતા આ વખતે ખાણું પકાવતી હતી માટે તેણે પણ તેને આ બાબતપર ઝાઝી વાર પૂછ્યું નહિ. છેવટે ખાણું તૈયાર થયું ત્યારે તેને તેની માએ ખાણાપર બેસવા બોલાવ્યો. કાસમ મહા મુશીબતે ખાણાપર જઇ બેઠો. અને તેમાંથી પોતાને ભાવે તે જરા ખાઇને પાછો કોચપર જઇ સૂતો. તેની માતા પણ ખાણું ખાઇ રહ્યા પછી કાસમની પાસે જઇ બેઠી, અને તેણે તેની આવી સ્થિતિ થવાનું કારણ જાણવાને ઘણી ઘણી કોશિશ કરી પણ તેમાં તે નિષ્ફળ ગઇ. જેથી થાકીને તે સુઇ ગઇ.

કાસમને આખી રાત ઉંઘ આવી નહિ. તેને તો આખી રાત પેલી શાહજાદી સંબંધીજ વિચારો થવા લાગ્યા. હવે તેનો સુંદર ચહેરો શી રીતે જોવો? તેને શી રીતે મળવું? વગેરે બાબતોપર તેનું ધ્યાન

દોડયું. તેની ભલી માતા પણ પોતાના છોકરાની આવી દશા જોઇ ઘણીજ દુઃખી થઇ. તે સવારમાં વહેલી ઉઠીને પોતાના દીકરાના કોચ આગળ જઇ તેને તેના દુઃખનું ખરૂં કારણ જણાવવાને ઘણો આગ્રહ કર્યો. તેથી છેવટે કાસમ બોલ્યો કે "ઓ મારી પ્યારી માતા! હું કાલનો હું ઘણોજ દુઃખી થઇ ગયો છું, તેનું કારણ તારા અતિ આગ્રહથી હું તને જણાવું છું તો સાંભળ! મને કોઇ પણ જાતનો વ્યાધિ થયો નથી, મારૂં શરીર તદ્દન નિરોગી છે; પણ મારા દિલમાં અંદરખાનેથી એક એવું દુઃખ થાય છે કે તે તમામ દુઃખોને ભુલાવી દે તેવું સખત છે. આ દુઃખ એવું છે કે તે જો વધુ વાર રહે તો મારા જાનની હાની થશે. આટલું છતાં પણ તે દુઃખ શું છે તે બીના હું બરાબર સમજાવી શકતો નથી, પણ મારા બોલવા ઉપરથી તું તરત સમજી જશે. ગઇ કાલે આપણા સુલતાન ગ્યાસુદ્દીનની બેટી બેદરબાનુ હમામખાનામાં નાહવા ગઇ હતી, તેની ખબર મને આગળથી પડી હતી; કારણ કે પાદશાહે આખા શહેરમાં ઢંઢેરો પીટાવ્યો હતો કે 'શાહજાદી હમામખાને જઇને પાછી ફરે ત્યાં સુધી બજાર બંધ રાખવું, અને સર્વ લોકોએ ઘરમાંજ રહેવું. કોઇ પણ માણસ ફરતું જણાશે તો તેને સખત શિક્ષા કરવામાં આવશે.' શાહજાદી ઘણી રૂપાળી હોવાથી મને તેનો ચહેરો જોવાની ઇચ્છા થઇ, અને તેથી હું હમામખાનાના બારણા પાછળ સંતાઇ રહ્યો. શાહજાદી જેવી બારણા આગળ આવી કે તુરત તેણે પોતાના મોઢાપરથી બુરખો ખસેડી દીધો, તેથી તે શાહજાદીનો ખુબસુરત ચહેરો મારા જોવામાં સારી રીતે આવ્યો. મારી વહાલી માતા! હું ખાત્રીથી કહું છું કે પુનમના ચાંદ કરતાં તેના સુખચંદ્રનું તેજ વિશેષજ છે! હવે તું મારા દુઃખનું કારણ સમજી ગઇ હોઇશ? હું તે નાજનીપર એટલો તો મોહિત થયો છું કે તેના વગર હું જીવી શકીશ નહિ; વાસ્તે મારા જાનની ખાતર મને તેની સાથે શાદી કરાવી આપ." કાસમની સઘળી વાત તેની માતાએ ધ્યાનપૂર્વક સાંભળી, પછી તે બોલી કે "મારા પ્યારા બેટા! હું કદી પણ એમ ધારતી ન હતી કે તું આવી સખત અને ગેરવ્યાજબી માગણી કરીશ! મને લાગે છે કે તારૂં ચિત્ત ઠેકાણે નથી, ખરેખર તું દિવાનો થઇ ગયો છે." કાસમે જવાબ આપ્યો કે "મારી વહાલી માતા! હું તદ્દન બુદ્ધિમાંજ છું. મને ખાતરીજ હતી કે મને આ બાબતમાં તમારી તરફથી સખ્ત ઠપકો મળશે, પરંતુ મેં મારા મન સાથે ચોક્કસ ઠરાવ કીધો છે કે શાહજાદી સાથે મારાં લગ્ન કરવાં, અને તે ઠરાવને અંત લગી મક્કમપણે વળગી રહેવા ઇચ્છું છું." તેની માતા ગભરાઇને બોલી કે "મારા બેટા! હું નથી ધારતી કે તેં આ બાબત પરિપક્વ વિચાર કર્યો હોય! પ્રથમ તો તારે એટલોજ વિચાર કરવો હતો કે સુલતાનની પાસે માગણી કરવા કોણ જશે? કાસમે જણાવ્યું કે તમે પોતે!" તેની માતા બોલી કે "દીકરા શું હું સુલતાનની પાસે જાઉં? નહિ! નહિ! મારાથી એવું ભયભરેલું અને વગર વિચાર્યું કામ કદી પણ બનશે નહિ. વળી તું એવો ફાંકો શા માટે રાખે છે! જે પાદશાહો પોતાની શાહજાદીઓને પાદશાહના વડા કુંવરો સાથેજ પરણાવવા ઇચ્છે છે, તે પાદશાહની શાહજાદી તને કયા પ્રકારે મળશે? તું એટલો તો વિચાર કર કે "હું એક ગરીબ દરજીનો છોકરો છું. મારી મા પણ તેવાજ હલકા કુળની છે, તો પછી પાદશાહ પોતાની શાહજાદી મને શી રીતે પરણાવશે?" મારા દીકરા તું તારી ગેરવ્યાજબી હઠ છોડી દે!" કાસમે જવાબ આપ્યો કે "મારી વહાલી માતા! મારી ખાતરી છે કે મને શાહજાદી મળશે, ફક્ત તમારે મારી તરફથી પાદશાહ પાસે માગું કરવા જવું પડશે. હું ધારૂં છું કે તમે મારા જાનની ખાતર મારી માગણી કબુલ રાખશો. હું ખરેખર કહું છું કે જો તે મને નહિ મળે તો મારો પ્રાણ જશે." કાસમની આવી સ્થિતિ જોઇ તેની માતા નરમાશ કહેવા લાગી કે "મારા વહાલા બેટા! મેં તને જન્મથી તે આજ સુધી પાળી પોષીને મોટો કીધો છે, તું મને મારા પ્રાણથી પણ વહાલો છે; માટે હું તારે વાસ્તે બને તેટલી મહેનત કરવા તૈયાર છું, તારી જીંદગી બચાવવાને માટે, અને તને ખુશ રાખવાને માટે હું મારો પોતાનો પ્રાણ આપવા પણ તૈયાર છું, પરંતુ જે કામ તદ્દન ગેરવ્યાજબી છે તે કામ કરવાની મને ફરજ પાડે છે, તે જાણી હું ઘણી દિલગીર છું. આપણા બરોબરીઆની દીકરીને માટે તું મને સુચવતો હોત તો હું ખચીત તારી તરફથી માગું લઇને જાત, પરંતુ આવા મોટા પાદશાહ કે જેની આગળ આપણે કંઇ પણ વિસાતમાં નથી તેની પાસે માગું કરવા કેવી રીતે જઇ શકું? કદાચ સુલતાનના ભં-

ખ્યાલમાં આ આવશે તો તે તને ગરદન મારશે. માટે તારો વિચાર માંડી વાળ. " કાસમે તેની માતાના કહેવાપર કંઇ પણ ધ્યાન આપ્યું નહિ, તેથી તેની માતા બોલી કે " મારા પ્યારા બેટા ! તુંજ વિચાર કર કે આવી ભપકા ભરેલા મહાન પાદશાહની આગળ જઇને અરજ કરવાની કોની હિંમત ચાલે ? છતાં હું મારા જીવની બિલકુલ દરકાર કર્યા વગર જાઉં તો પ્રથમ હું કોને મળું અને મારો વિચાર કોને જણાવું ? તુંજ વિચાર કર કે કોઇ પણ દરબારી અમલદાર પાસે જઇને હું આ વાત કરૂં તો તે મને દિવાની ગણી તુરતજ મારી કાઢે. કદાચ તેમ કરતાં પણ હું ઘણી ખુશીખતે પાદશાહની હજુરમાં જાઉં, કારણ કે આ ન્યાયી પાદશાહ પોતાની ગરીબમાં ગરીબ રૈયતની પણ ફરીઆદ સાંભળે છે અને ન્યાય આપે પણ તેની હજુરમાં જઇને આવી ગેરવ્યાજબી અને મૂર્ખાઇભરેલી અરજ કરવાને હિંમત કેવી રીતે ચલાવું ? તે છતાંએ જ્યારે તારૂં નામ તે સાંભળે ત્યારે તે શું વિચારે ? તું કયાં મહાભારત કામ કરી વખણાએલો છે ? તેં તારા દેશની અગર પાદશાહની શી સેવા બજાવી છે ? અથવા તેં કયા રણસંગ્રામમાં નામ કાઢયું છે ? કે જેથી પાદશાહ પોતાની શાહજાદી તારી સાથે પરણાવે ? હવે તુંજ કહે મારે પાદશાહની હજુર જઇ શું કહેવું, તેમ છતાં વળી કદાચ હિંમત ધરીને જાઉં; પરંતુ તે નામદારની આગળ નજરાણા તરીકે મારે શું મૂકવું ? શું તારી પાસે પાદશાહને લાયક કંઇ ઉમદા ચીજ છે ? તું એવી તે કઈ અમુલ્ય ચીજ ભેટ કરવાનો હતો કે જેથી પાદશાહ તારી ઉપર ખુશી થઇને પોતાની ખુબસુરત શાહજાદી પરણાવે ? માટે મારૂં કહેવું માની ડાહ્યો થઇ આવા ખોટા તરંગ છોડી દે ! "

કાસમની માતા મરીયમ પોતાના દીકરાને આવો મૂર્ખાઇ ભરેલો વિચાર માંડી વાળવા ઘણું ઘણું સમજાવતી હતી, અને તે બધું કાસમ એકે ચિત્તે ધ્યાનપૂર્વક સાંભળતો હતો, પછી કાસમ બોલ્યો કે " મારી વહાલી માતા ! આવો મૂર્ખાઇ ભરેલો વિચાર મારા મનમાં આવ્યો, અને તેથી કંઇ પણ વિચાર કર્યા વગર તમને પાદશાહ પાસે જવા આગ્રહ કર્યો, તેથી હું તમારી પાસે માફ માગું છું. મને પક્કી ખાતરી છે કે તેમાં મારૂં તો કંઇ પણ વળવાનું નથી, પરંતુ મારા દિલમાં જે પ્યારનો ઘા લાગેલો છે, તે ઘા કદી પણ મટવાનો નથી ! અને જ્યાં સુધી શાહજાદીના હાથ સાથે મારો હાથ મેળવીશ નહિ ત્યાં સુધી મારી આગ કદી પણ હોલવાશે નહિ. વળી તમે કહો છો કે " પાદશાહની આગળ જવું હોય તો મોટી કીંમતી વસ્તુ ભેટ કરવી પડે, આપણી પાસે તેવી વસ્તુ કંઇ પણ નથી, તો શી ભેટ આપવી ?" હું તમને કહું છું કે તે દિવસે પેલા જાદુગર કાકાની સાથે હું બહાર ગયો અને તેણે મને છેતરીને પેલા ભોંયરામાં ઉતાર્યો તે વખતે મારી સાથે પુષ્કળ જરજવાહીર લઇ આવ્યો હતો જેને આપણે કાચના કકડા ધારી કોઠી વચ્ચે નાખી દીધા છે; પરંતુ તે તો ઘણા ઉમદા જવાહીર છે તેવાં મોટાં અને પાણીદાર તો મોટા મોટા પાદશાહોના ખજાનામાં પણ નથી. આપણા શહેરના નામાંકિત ઝવેરીઓ પાસે પણ તેવાં ઉંચાં રત્ન નથી. તમે આપણા ઘરમાંથી કાચની રકાબી લાવો, અને કોઠીઓ વચાળેથી પેલી જવાહીરની કોથળીઓ લાવો. " તેની મા મરીયમે રકાબી તથા પેલી બે કોથળીઓ લાવી આપી, તે લઇને કાસમે તે રકાબીમાં પેલાં જવાહીર હારબંધ ગોઠવી દીધાં તો તેનું એટલું બધું તેજ માલમ પડયું કે તે બંને જણ અંજાઇ ગયાં. કેટલીક વાર સુધી તો તે મા દીકરો બંને જણ ઘણીજ અજાયબી વચ્ચે સ્તબ્ધ થઇ ગયાં. પછી કાસમ બોલ્યો કે " જોયું મારી વહાલી માતા ! કેટલો બધો ચળકાટ છે ? આવાં ઉમદા જવાહીર શું પાદશાહને લાયક નથી ? આ જવાહીરથી પાદશાહ તમારાપર ખુશ ખુશ થઇ જશે ! અને તમારાપર પુરતું ધ્યાન આપશે ?"

ખરેખર કાસમની માતા આ ઉમદા જવાહીરના ચળકાટથી અજાયબ થઇ હતી, તોપણ તે ધારતી હતી કે આ જવાહીરની કીંમત કાસમ જેટલી ધારે છે તેટલી પાદશાહ કદી પણ ધારશે નહિ ! કદાચ આ ભેટ પાદશાહ સ્વીકારશે ખરો પરંતુ તેને ઉત્તમ ભેટ તો નહિજ માને ! તેથી તે બોલી કે " મારા બેટા ! તું ધારે છે તેમ આ ભેટથી બાદશાહ તારી ઉપર ખુશ થવાનો નથી, વળી મારાથી તે નામદારની આગળ એક શબ્દ પણ બોલી શકાશે નહિ ! ઉલટી આવી ઉમદા ભેટ આપણે નાહક ગુમાવી દઇશું ! મારી તો ખાતરીજ છે કે પાદશાહ આગળ જતાંજ મારા પગ થરથરશે. તેમ છતાં કદાચ ત્યાં પહોંચી

તોપણ પાદશાહ મને દિવાની સમજી કાઢી મૂકશે, અથવા તો આવી ન લાયક અરજ માટે આપણને ગરદન મારશે !" કાસમનું મન ફેરવવા માટે તેની વહાલી માતાએ ઘણીએ યુક્તિઓ કરી પરંતુ તે એકેમાં ફાવી નહિ, કારણ કે શાહજાદીની સુંદર કાન્તિએ અને લાવણ્યે જે અસર તેના ઉંડા અંતઃકરણમાં કરી હતી, તે અસર તેની માતા કરી શકી નહિ. કાસમે હવે પોતાની ઉમેદ પાર પાડવા માટે પોતાની માતાને ઘણો આગ્રહ કર્યો. તેણે પોતાની માતાને ખુલ્લા શબ્દોમાં જણાવ્યું કે "જો મારા પ્રાણની દરકાર રાખતાં હો અને મને જીવતો જોવાની ઇચ્છા હોય તો મારી મરજી પ્રમાણે ચાલો. હું તે શાહજાદીની સાથે શાદી કર્યા વગર કદી પણ રહેનાર નથી ! તેની આવી હઠ જોઇ આખરે તેની માતા તેના વચનને આધિન થઇ જવાને તૈયાર થઇ હવે આજે તો દરબારમાં જવાનો વખત થઇ ગયો હતો માટે આવતી કાલે જવા નક્કી કર્યું. બાકીનો દિવસ કાસમે પોતાની માતા સાથે તેજ વિચારમાં ગાળ્યો. તે પોતાની માતાને ધીરજ આપતો હતો અને સમજાવતો હતો. પરંતુ તેની માતાને આ કામમાં ફતેહ મળવાની બિલકુલ આશા ન હતી, ઉલટી તે તો ગભરાતી હતી અને ધારતી હતી કે ખુદા જાણે આ અવિચારી કૃત્યનું પરીણામ કેવું માઠું આવશે ! તે બોલી કે "બેટા ! હું તારા આગ્રહથી આવતી કાલે દરબારમાં તો જઇશ, અને તારી ઉમદા ભેટ તે નામદાર હજુર મૂકીશ. કદાચ તે તારી ઉમદા ભેટ સ્વીકારતાં મને પૂછશે કે 'તારા છોકરા પાસે શું મિલકત છે ?' ત્યારે મારે તેનો શો જવાબ આપવો?"

કાસમે જણાવ્યું કે "જે બાબત પાદશાહ કદી પણ પૂછનાર નથી, તે બાબત મનમાં લાવી નાહક દિલગીર શા માટે થાઓ છો ? તેમ કરતાંએ વળી જો તે નામદાર પૂછે તો બેલાશક કહેજો કે તેની પાસે અખૂટ ખજાનો છે ! આ ઉમદા જવાહીરને તો તે કાચના કકડા લેખે છે, તેપરથી તેની અખૂટ દોલતની આપ નામદાર અટકળ કરશો. હું મારા જાદુઇ ફાનસથી મારી કોઇ પણ ધારણામાં નાઉમેદ નહિ થાઉં ! માટે તમે બેફીકરપણે જાઓ, કે પાદશાહ આપણી આ અરજનો શો જવાબ આપે છે ?" કાસમની આ હકીકત સાંભળી તેની માતા તદ્દન ચુપ થઇ ગઇ. હવે તેના મનને ખાતરી થઇ કે "પેલા જાદુઇ ફાનસની મદદથી કદાચ આપણે ફતેહ પામીશું અને મારા બેટાનો પ્રાણ બચશે, માટે મારે ફીકર કરવા જેવું નથી." આથી તેણે પોતાના બેટાનું કામ ઘણી ખુશીથી માથે લીધું. કાસમે પોતાની માતાને જણાવ્યું કે "આ બીના જેમ બને તેમ ગુપ્ત રાખવાથીજ આપણે ફતેહ મેળવી શકીશું, માટે તમારે કોઇની આગળ આ સંબંધે એક અક્ષર પણ બોલવો નહિ." ત્યાર પછી રાત પડવાથી તે માદીકરો સુઇ ગયાં. સવાર પડતાંજ તેની માતા વહેલી ઉઠી અને કાસમને જગાડ્યો. ત્યાર પછી પોતાનાં કપડાં પહેરી એક રકાબીમાં પેલી ઉમદા ભેટ લઇ તેનાપર બરાબર ચોકસાઇથી રૂમાલ વીંટી જલદીથી ચાલી ગઇ. કારણ કે વહેલી જાય તો બીજા બધા દરબારીઓ દરબારમાં દાખલ થતા હોય તેમની સાથે સાથે તે પણ દાખલ થઇ જાય. તે દરવાજા આગળ ગઇ ત્યારે તો અમીર ઉમરાવો, દરબારીઓ તથા બીજા કેટલાક લોકોની દરવાજા આગળ ઠઠ મળી હતી. સૌને મોખરે વડો વજીર ઉભો હતો. દરવાજો ઉઘાડતાં જ સૌની સાથે તે પણ અંદર દાખલ થઇ, અને બાદશાહના તખ્તની સામે થોડેક છેટે ઉભી રહી. તે બિચારીએ દરબારમાં કદીએ પગ દીધો ન હતો, તેમજ જોયો પણ ન હતો; તેથી ઘણી અજાયબ થઇ. વડો વજીર તથા પાદશાહ જે વાતચિત ચલાવતા હતા તે બધી તે ખુશીથી સાંભળી શકતી હતી. પાદશાહ જાતે દરેક અરજી વાંચી અરજદારને અંદર બોલાવવાનો હુકમ કરતો, અને તેની અરજ સાંભળી વ્યાજબી ન્યાય આપતો હતો. મરીયમના મનમાં પણ એવું હતું કે "પાદશાહ હમણાં બોલાવશે અને હું મારી ભેટ મૂકી મારી અરજ ગુજારીશ." પરંતુ તેને બોલાવ્યા વગર પાદશાહ તથા વડો વજીર ત્યાંથી ઉઠી ખાનગી રૂમમાં ચાલ્યા ગયા, અને ત્યાર પછી થોડી વારે તમામ સભા વિસરજન થઇ. કાસમની માતા પણ નિરાશ થઇ પાછી ફરી. જ્યારે તે પેલી ભેટ સાથે પોતાના મુકામે પાછી આવી ત્યારે તેના બેટાને ઘણી અજાયબી લાગી, તે ગભરાવા લાગ્યો, પરંતુ તેની માતા તુરતજ બોલી ઉઠી કે "તું બિલકુલ ગભરાતો ના, હું આજે દરબારમાં કંઇ પણ અડચણ સિવાય ખુશીથી દાખલ થઇ હતી, અને પાદશાહની સામે થોડેજ દૂર ઉભી. પાદશાહે મને દેખી પણ હશે, પરંતુ તે એટલા બધા કામમાં ગુંચાયેલા

હતો કે લગારે માથુંએ ઉંચું કર્યું નથી, છેવટે તે થાકી ગયો ત્યારે પોતાના ખાનગી ઓરડામાં ચાલી ગયો. આવી વખતે મારી અરજ કરવાનું મને દુરસ્ત લાગ્યું નહિ, તેથી મેં બંધ રાખ્યું. હું કાલે ફરીને જઇશ અને જો લાગ આવશે તો મારી અરજ ગુજારીશ. હવે તું ગભરાતો ના !" જોકે કાસમ તે શાહજાદીપર ઘણો આશક થયો હતો, તોપણ પોતાની માતાને આવી રીતે બોલતાં સાંભળી તેણે હીંમત રાખી. હવે તેની ખાત્રી થઇ કે "મારી માતા મારી વતી અરજ કરી શકશે કારણ કે તેણે બીજા લોકોને અરજ કરતાં જોયાં હશે."

બીજે દિવસે સવારમાં મરીયમ ડોશી પેલી ભેટ લઇ દરબારમાં ગઇ. પરંતુ ત્યાં જઈ જુએ છે તો કોઇએ જણાયું નહિ, તેથી વિચારમાં પડી આસપાસ પૂછવા લાગી તો માલમ પડયું કે દરબાર તો એકાંતરે ભરાય છે, તેથી નિરાશ થઇ પાછી આવી, અને પોતાના બેટાને તે હકીકતથી વાકેફ કર્યો. તેમ કેટલાક દિવસ સુધી દરબારમાં આવી આવીને પાછી જવા લાગી, પરંતુ અરજ કરવાની તેની હીંમત ચાલી નહિ. છેવટે એક વખતે પાદશાહે પોતાના વડા વજીરને કહ્યું કે "આજે કેટલાક દિવસ થયાં એક બુઢી ઓરત પોતાના હાથમાં એક રકાબી લઇ મારી સામે ઉભી રહે છે, અને તમામ બાબત ધ્યાન દઇ સાંભળે છે; પણ પોતાની અરજ ગજારતી નથી તો તે કેમ આવે છે, અને તેની અરજ શી છે ? તે તારા જાણ્યામાં છે ?" વજીરે જવાબ આપ્યો કે "નેક નામદાર ! ઘણીખરી વખત ઓરતો નજીવી ફરીઆદો લઇ વિના કારણે આવે છે, આ પણ તેમજ આવતી હશે" પાદશાહની માગણી આવા જવાબથી સંતોષ ન પામી, તેથી તે બોલ્યો કે "કાલે સવારે જ્યારે પેલી ઓરત આવે ત્યારે પ્રથમ મારી આગળ તેને હાજર કરજે, જેથી ખરી બીના માલમ પડે." બીજે દિવસે કાસમની માતા મરીયમ હંમેશ મુજબ દરબારમાં જઇ પાદશાહની સામે થોડેક છેટે ઉભી રહી. વજીર હંમેશના રિવાજ મુજબ જેવો પોતાનો હેવાલ વાંચવા તથા બીજા કેટલાક કામમાં સલાહ લેવા માટે બાદશાહની આગળ હાજર થયો કે તુરત પાદશાહે તેને જણાવ્યું કે 'મેં તને ગઇ કાલે રૂબરૂમાં કહ્યું હતું તે તું ભૂલી ગયો ? પેલી ઓરતને પ્રથમ મારી પાસે હાજર કર, જેથી તે પોતાની અરજ ગુજારી શકે." વડા વજીરે તુરતજ પટાવાળાની મારફતે તેને બોલાવી મંગાવી. તે બાઇ કેટલાક દિવસથી હંમેશાં આવતી જતી હોવાથી દરબારની રીતભાતથી સારી રીતે માહીતગાર થઇ હતી, તેથી તે પણ પાદશાહના તખ્ત આગળ જતાં વારજ તખ્ત આગળ માથું મૂકી પડી રહી, અને જ્યાં સુધી પાદશાહે ઉઠવાનો હુકમ આપ્યો ત્યાં સુધી તેણે નમસ્કાર કર્યા કીધા. તે જ્યારે ઉભી થઇ ત્યારે સુલતાને જણાવ્યું કે "એ ભલી ઓરત ! તું કેટલાક દિવસથી હંમેશાં મારી સામે આવી ધીરજથી ઉભી રહે છે, અને સઘળું ધ્યાનથી જુએ છે તથા સાંભળે છે તેનું કારણ શું ? તારી જે ફરીઆદ હોય તે જલદીથી જાહેર કર.!" પાદશાહને આ પ્રમાણે બોલતો સાંભળી તેણે પાદશાહને માથું નમાવી જણાવ્યું કે "નેક નામદાર ! મારી બેઅદબી માટે મને માફ કરશો. મારી અરજ ઘણી ગેરવ્યાજબી અને રઢંગી હોવાથી તે આપ નામદારની આગળ રજુ કરતાં મને ઘણી ધાસ્તી લાગે છે, તેમ કરવાની મારી બિલકુલ હીંમત ચાલતી નથી, કારણ કે જે વાતનું મને સ્વપ્નું પણ આવવું ન જોઈએ તેવી વાત હું આપ નામદારની આગળ રજુ કરવા આવી છું." પાદશાહની આગળ આ શબ્દો બોલતાં બોલતાં તે બિચારી થરથરી ગઇ, જેથી પાદશાહે જાણ્યું કે "આ ઓરત આ ભરી સભામાં પોતાની અરજ ગુજારી શકશે નહિ, તેથી તેણે તે બાઇને એક બાજુએ બેસાડીને બીજાં કામકાજ કરવા લાગ્યો, જ્યારે તે કામથી તે પરવાર્યો ત્યારે પોતાના વડા વજીરની સાથે પેલી ઓરતને લઇ ખાનગી ઓરડામાં ગયો, અને ત્યાં જઇ પેલી ઓરતને દિલાસો આપી પોતાની અરજ ગુજારવા ફરમાવ્યું, પેલી ઓરતને હવે કંઇક હીંમત આવી, અને તેણે પેલી રકાબી પાદશાહના પગ આગળ મૂકી પગે લાગી, બધી હકીકત અથઈતિ જાહેર કરીને બોલી કે "મારા નેક નામદાર ! મારી મરજી આ અરજ ગુજારવાની બિલકુલ નથી, મેં મારા છોકરાને ઘણોએ સમજાવ્યો પણ તેણે જરાએ માન્યું નહિ અને પોતાનો પ્રાણ કાઢવા તૈયાર થયો, તેથી તેનો જાન બચાવવાની ખાતર મારે આ અયોગ્ય પગલું ભરવાની જરૂર જણાઇ છે; તો આપ નામદાર પણ માફ કરશો. વળી મારા

ઉદ્ધત છોકરાને પણ મારી આપશો.” સુલતાને આ બધી હકીકત ઘણી ધીરજથી અને ઠંડા સ્વભાવથી સાંભળી હતી જરા પણ ગુસ્સે થયો ન હતો. પછી પેલી ઓરતને એક બાજુએ બેસાડી પેલી રકાબી હાથમાં લઇ તેમાંનું દરેક નંગ તપાસી તપાસીને જોવા લાગ્યો તો તેને જણાયું કે દરેક દરેક નંગ એવું તો કીમતી છે કે જેનો જોડો દુનીઆમાં ભાગ્યેજ હોય. આવા એક નંગની કીંમતમાં પાદશાહી ખજાનો ખાલી થઇ જાય તો પછી આટલાં બધાં નંગનું તો પુછવું જ શું ? તેણે તુરતજ પોતાના વજીરને કહ્યું કે “ આવા અખુટ ખજાનાવાળા માણસને મારી બેટી આપવામાં શું વાંધો છે ? મને તો આ વાત ઘણીજ યોગ્ય લાગે છે.” પાદશાહનાં આ વચનોથી વજીર જરા ગભરાયો, કારણ કે એક વખતે પાદશાહે પોતાની બેટી તે વજીરના પુત્ર વેરે આપવાનું જણાવ્યું હતું વજીરે ધીરજ રાખી પાદશાહની છેક નજીક જઇ ઘણેજ ધીમેથી જણાવ્યું કે “ નેક નામદાર ! આવા નાલાયક માણસને આપની બેટી આપવી એ દુરસ્ત નથી. તે કંઇ ખાનદાન નથી. જો આપ નામદાર ત્રણ માસની મુદ્દત આપો તો મારો દીકરો આ કરતાં પણ વધારે ઉમદા જવાહીર આપની આગળ રજુ કરશે. વળી આપે એક વખતે કહ્યું હતું કે “મારી બેટી તારા પુત્ર સાથે પરણાવીશ ” માટે આપને યોગ્ય લાગે તેમ કરો. ” પાદશાહે થોડી વાર વિચાર કરી પેલી ઓરતને જણાવ્યું કે “ ભલી બાનુ ! મેં તારી ભેટ કબુલ રાખી છે અને હું આજથી ત્રણ માસે સરસામાન તૈયાર કરાવી મારી બેટી પરણાવવા વિચાર કરીશ, ત્યાં સુધી હું તારી સાથે કબુલાત કરતો નથી. ત્રણ માસ કેડે મારી પાસે તું આવજે એટલે હું તને જેવું હશે તેવું ચોકખું જણાવીશ.”

કાસમની માતા મરીયમ ઘણી ખુશી સાથે પોતાને ઘેર ગઇ, કારણ કે પાદશાહે તેની સાથે ઘણીજ સભ્યતાથી વાત ચલાવી હતી. તેમજ પેલી ભેટ પણ ઘણીજ મમતાથી કબુલ કીધી હતી. તે ઘેર ગઈ ત્યારે તેનો બેટો કાસમ તેની રાહ જોઇ બારણામાં ઉભો રહ્યો હતો, કારણ કે તેને નિત્યનો આવવાનો વખત થઇ ગયો હતો જેવી તે બારણામાં પેઠી તેવોજ કાસમ બોલી ઉઠયો કે “ મારી વહાલી માતા ! આજે તને ઘણું મોડું થયું છે માટે કંઇક નવાજુની સમાચાર લાવી હોઇશ ! તું મને જલદી જણાવ ! વળી તારી બગલમાં પેલી કીંમતી ભેટની રકાબી પણ નથી ! ” મરીયમે તેને સઘળી વાત જણાવી દીધી પાદશાહની મુલાકાત કેવી રીતે થઇ, પોતે પાદશાહને કેવી રીતે માન આપ્યું, પોતાની અરજ કેટલી નરમાશથી જણાવી, પાદશાહે તે વાત કેવા ધ્યાનથી સાંભળી, પેલી ભેટ જોઇ પાદશાહને કેવી અજાયબી થઇ વગેરે સઘળી બીના સવિસ્તર કહી સંભળાવી. આ સઘળી બીના સાંભળી કાસમ ઘણો ખુશી થઇ બોલ્યો કે “મારી વહાલી માતા ! હું ધારૂં છું કે આપણી ધારણા ઘણા ભાગે પાર પડશે, જો પાદશાહ આ માગણીથી નાખુશ થયો હોત તો તે તને ધિક્કારી કાઢત, પણ તેવું બિલકુલ નથી ” મરીયમે જણાવ્યું કે “નારે બેટા ? તે તારી કીંમતી ભેટ જોઇ તને ઘણોજ દોલતમંદ ધારી પોતાની બેટી પરણાવવાની તૈયારીમાં હતો, પરંતુ તેવામાં તેના વડા પ્રધાને તેના કાનમાં કંઇક ફુંક મારી તેથીજ ત્રણ માસનો વાયદો કર્યો છે. મને ત્રણ મહીના પછી સંભાળ લેવા સૂચવ્યું છે, માટે મુદ્દત પુરી થયેથી હું પાછી સુલતાન આગળ જઇ ખબર કાઢી લાવીશ.” આ ખબરથી કાસમ પોતાના મનમાં પોતાને ઘણો ભાગ્યશાળી માનવા લાગ્યો. તેણે પોતાની ભલી માતાનો ઘણો ઉપકાર માન્યો. કારણ કે તેણે કાસમની ખાતર પોતાના પ્રાણની પણ દરકાર કર્યા વગર આવું અસલ મહાભારત કામ માથે લીધું અને તેમાં ઘણે ભાગે ફતેહમંદ થઇ હતી. કાસમને ત્રણ માસ તો ત્રણ જુગ જેવા થઇ પડયા, પરંતુ પાદશાહના હુકમને માન આપ્યા વગર છુટકોજ ન હતો.

આ વાતને લગભગ અઢી માસ થવા આવ્યા તેવામાં કાસમની માતા ઘી લેવાને માટે બજારમાં ગઇ તો તેને મોટી ધામધુમ થતી જણાઇ, બજારની તમામ દુકાનો તરેહ તરેહવાર ચીજોથી શણગારી હતી, દરેક માણસ તથા અમલદાર ઘણા ભપકાબંધ પોશાકથી આમ તેમ ફરતા હતા, અને સર્વ ઠેકાણે આનંદ છવાઇ રહ્યો હતો આ બધું જોઇ તેણે એક વેપારીને પૂછ્યું કે “ આટલી બધી ખુશાલી તથા ધામધુમ કરવાનું શું કારણ છે ?” તે વેપારીએ જવાબ આપ્યો કે “ ઓ ભલી ઓરત ! તને એટલી પણ ખબર

નથી ? આજે આપણા નેકનામદાર પાદશાહની ખુબસુરત બેટી બેદરબાનુનાં લગ્ન વડા વજીરના પુત્ર સાથે થવાનાં છે ! તે શાહજાદી હમણાં હમામખાને નહાવા ગઇ છે, તે નાહીને પાછી ફરે ત્યારે તેને માન આપવાની ખાતર સરઘસના રૂપમાં લઇ જવા માટે આ બધા અમલદારો ભપકાબંધ લેબાસમાં હાજર થયા છે." કાસમની માતાએ તે વેપારીને ત્યાંથી ધી લઇ લીધું અને પછી ઘણીજ તાકીદે તે પોતાના ઘેર ચાલી ગઇ, અને કાસમને કહેવા લાગી કે "બેટા ! હવે તારી સઘળી આશાઓ ભંગ થઇ, મારી સઘળી મહેનત ધુળમાં મળી. તું જેનાપર મોહ પામી દહાડા ગણે છે તે શાહજાદી તો આજ સાંજેજ વડા વજીરના પુત્ર સાથે પરણનાર છે. પાદશાહે પોતાનો આપેલો કોલ તોડયો." કાસમે ઘણી અજાયબી સાથે પૂછ્યું કે "તમે આ બીના શી રીતે જાણી ?" તેણે જણાવ્યું કે "હું હમણાંજ બજારમાંથી આવી ! ત્યાં તો બડી ધામધુમ થઇ રહી છે ! મેં એક વેપારીને પુછી ખાતરી કરી છે, માટે તે વાત ચોકસ છે." આ ખબરથી કાસમ એકદમ ચીડાઇ ગયો. હવે તેને વજીર પુત્રપર સ્વાભાવિક અદેખાઇ આવી, તેની આંખો ગુસ્સાથી લાલ થઇ ગઇ તેથી તે બોલી ઉઠયો કે "હવે હું જોઉં છું કે "તે કેવી રીતે પરણે છે અને મોજમજા ભોગવે છે !" તે પોતાની માતાને ખાના કરવા માટે કહી પોતે એક બીજા ઓરડામાં જઇ પેલા ફાનસની મદદ લેવા ધાર્યું. તેની માતા તુરત સમજી ગઇ કે પોતાના જાદુઇ ફાનસની મદદથી તે વજીર પુત્રને હેરાન કરશે. પોતાનું ફાનસ હાથમાં લઇ ઘસ્યું કે તુરત એક ભયંકર અને જોરાવર જીન તેની આગળ આવી પગે લાગી બોલ્યો કે "ઓ મારા નેક નામવર ! બોલ, તારે શું કામ છે? જે હોય તે ઘણીજ તાકીદે બજાવીશ." કાસમે જણાવ્યું કે "આજ સુધી તો તું મને ફક્ત ખાવાનુંજ આણી આપતો હતો. પરંતુ આજે તો તારે એક મહાભારત કામ બજાવવાનું છે ! માટે તારાથી બનશે કે કેમ?" જીને જવાબ આપ્યો કે "આ દુનીઆનું એક કામ એવું નથી કે જે મારાથી ન થાય !" કાસમે જણાવ્યું કે "શાબાશ છે તને ! ત્યારે તો તું એટલું કામ કર કે આજ રાત્રે અહીંના પાદશાહના મહેલમાં જઇને શાહજાદી તથા તેના વર વજીરપુત્રને ગુપ્ત રીતે મારી પાસે લઇ આવ, તે શાહજાદી સાથે મારાં લગ્ન કરવાને પાદશાહે ત્રણ માસની મુદત આપી છે, તેમ છતાં આજે મુદત પુરી થયા પહેલાં તેને વજીરપુત્ર સાથે પરણાવે છે !" જીને કહ્યું કે "બસ ! બીજું કંઇ કામ છે ?" કાસમે કહ્યું કે "હાલ તો એટલુંજ કામ કર, પછી ખપ હશે તો બોલાવીશ." જીન તેને પગે લાગી ગુમ થયો.

આ પ્રમાણે જીનને હુકમ આપી તે ખાણું લેવા માટે પોતાની મા પાસે ગયો. ત્યાં બંને જણે આનંદની સાથે ખાણું લીધું. ત્યાર બાદ કેટલીક વાતચીત ચલાવ્યા બાદ પોતાની માની રજા લઇ સુવાના ઓરડામાં ગયો, અને પેલા જીનની રાહ જોતો બેઠો. આ વખતે સુલતાનના મહેલમાં તો લગ્નની બડી ધામધુમ થઇ રહી હતી. લગ્નની ક્રિયા પુરી થતાં વડા ખોજાએ ખાણું લાવી હાજર કર્યું. જે શાહજાદી તથા વજીર પુત્રે સાથે બેસી લીધું, અને ત્યાર બાદ વજીર પુત્રને શાહજાદીના ઓરડામાં લઇ જઇ એક પલંગપર સુવા જણાવ્યું. થોડીકવાર થઇ એટલે શાહજાદી પોતાની કેટલીક બાંદીઓ સાથે તે ઓરડામાં પોતાના વરની પ્રથમ મુલાકાત માટે દાખલ થઇ, અને પેલી બાંદીઓને બારણું બંધ કરી પાછા જવા ફરમાવ્યું. પેલી બાંદીઓ તેના હુકમ પ્રમાણે ચાલી ગઇ. શાહજાદી જેવી પેલા પલંગપર સુતી તેવોજ પેલો પલંગ ઉચકી જીન ચાલતો થયો અને સહેજ વારમાં કાસમના સુવાના ઓરડામાં મુકી દીધો.

કાસમે પલંગ જોયો કે તેની ખુશીનો પાર રહ્યો નહિ. તેણે પેલા જીનને હુકમ આપ્યો કે "આ નાપાક વજીરપુત્ર કે જે મારી ધણીઆણીને લઇ લેવા ઇચ્છે છે તેને એક અંધારા ભોંયરામાં મૂકી આવ, પછી તું તારે મુકામે જજે, પણ કાલે સવારે વગર બોલાવે મારી આગળ હાજર થજે" તે જીને તેના હુકમ પ્રમાણે વજીર પુત્રને એક અંધારા ભોંયરામાં મૂકી દીધો ને પછી ગુમ થઇ ગયો. કાસમે પેલી શાહજાદી તરફ ફરીને કહ્યું કે "જો કે હું તારાપર ઘણોજ આશક છું, તોપણ નીતિને ખાતર ખુદાના કસમ ખાઇને કહું છું કે હું તારી સાથે કોઇ પણ રીતે બેઅદબી ચલાવવા માગતો નથી, ફક્ત તારા બાપે તારાં લગ્ન મારી સાથે કરવાનું વચન આપી આ પ્રમાણે અન્યાય કર્યો છે, માટે જ મેં આ કૃત્ય કર્યું છે. તું અત્રે બેફીકર રહે, અને તારા પોતાનાજ મહેલમાં સુતી છે એમ ધાર."

શાહજાદી આ વાતથી તદન અજાણુ હતી તેથી તેણે તો આ વાતપર ધ્યાન આપ્યું નહિ. વળી તેણે કંઇ પેલા જીનને નજરે જોયો ન હતો તેથી તેને ઘણી અજાયબી તો એ થઇ કે આ પલંગ શાથી ઉડયો અને અહીં કેમ આવ્યો? આ મકાન કોનું? કાસમે પણ તેની સાથે વધુ વાત ન કરતાં પોતાનાં કપડાં બદલી પોતાની અને શાહજાદીની વચ્ચે એક તરવાર મૂકી બોલ્યો કે "જો હું તારી તરફ કોઇ પણ જાતની બેઅદબી ચલાવું તો આ તરવારથી મારૂં માથું કાપી નાખજો?" પછી તે આડે પડખે સુઇ ગયો. કાસમ પોતાની ધારણામાં ફતેહ પામ્યો માટે નિરાંતે ઉંઘ્યો, પણ બિચારી શાહજાદીએ તો આખી રાત અફસોસમાંજ ગુજારી હતી. બીજી તરફ વજીર પુત્રની દશા શાહજાદી કરતાં પણ ભુંડી થઈ હતી કારણ કે તેને તો એક અંધારા ભયંકર ભોંયરામાં આખી રાત નીચે સુવાડી રાખ્યો હતો.

સવાર થતાંજ પેલો જીન વગર બોલાવે આવી હાજર થયો. કાસમ તેને વજીરપુત્રને લઇ આવવા હુકમ આપ્યો, કે તુરત તેને ઉચકી લાવ્યો અને પેલા પલંગનાં સુવાડી દીધો. પછી પલંગ ઉચકી શાહજાદીના ઓરડામાં મૂકી આવ્યો, વજીરપુત્ર તથા શાહજાદી આ બનાવથી અતિશય અજાયબ થયાં હતાં કારણ કે તેઓ પેલા જીનને દેખી શકતાં ન હતાં, તેથી પલંગ શી રીતે ઉડે છે તેની કંઈ સમજ પડી નહિ.

પેલો જીન પલંગ મૂકી ગુમ થયો કે થોડી વારમાં સુલતાન પોતાની બેટીને મુબારકબાદી આપવા માટે ત્યાં આવ્યો વજીરપુત્ર તુરતજ ત્યાંથી ઉઠી બીજા ઓરડામાં ચાલ્યો ગયો.

સુલતાન જઇને પોતાની દીકરી પ્રત્યે બોલ્યો કે "પ્યારી બેટી! આજની રાત તમે કેવી ગુજારી" તે દીકરીએ કંઈ જવાબ આપ્યો નહિ. તેથી સુલતાને તેની મુખમુદ્રા તરફ નજર કરી તો તેને ભારે દિલગીરીમાં જોઇ, તેથી તે અજાયબી સાથે બોલી ઉઠયો કે "આજે આનંદમાં રહેવાને બદલે ઉદાસી કેમ જણાય છે?" શાહજાદીએ કંઇ પણ જવાબ આપ્યો નહિ, તેથી તે ત્યાંથી ચાલીને પોતાની રાણીના ઓરડામાં ગયો, અને શાહજાદી સંબંધીની વાતથી વાકેફ કરી. રાણીએ જવાબ આપ્યો કે હજુ તો તે બાળક છે તેથી તમારી પાસે વાતચીત કરતાં શરમાય છે. હું તેને પૂછી જોઉં છું" એમ કહી પોશાક પહેરી શાહજાદી પાસે ગઇ અને પૂછવા લાગી; પરંતુ શાહજાદી તો અતિ દિલગીર ચહેરે પડી રહી હતી. તેણે પોતાની માને કંઇ પણ જવાબ આપ્યો નહિ, તેથી તેની માતા ફરીને બોલી કે "મારી પ્યારી બેટી! તને જે કંઇ દુઃખ હોય તે તું જલદી કહી દે, જેથી તેનો અંત જલદી લાવું. આજે તારે આનંદ અને રમતગમતમાં તમામ વખત ગાળવો જોઇએ તેને બદલે ઉદાસી કેમ દેખાય છે!" શાહજાદીએ ઘણી દિલગીરી સાથે ગઇ રાતે જે અજાયબી જેવો બનાવ બન્યો હતો તેથી પોતાની માતાને વાકેફ કરી. રાણીએ પોતાની દીકરીની તમામ વાત ઘણાજ ધ્યાનથી સાંભળી પણ તેના માન્યામાં આવી નહિ. તે બોલી કે "સારૂં થયું કે તેં આ વાત સુલતાનની આગળ કરી નહિ. જો તેં એ વાત તેની આગળ કરી હોત તો તને નક્કી ઘેલામાં ખપાવત." શાહજાદી બોલી કે "જો તમે મારી વાત સાચી ન માનતાં હો તો વજીરપુત્રને પૂછી જોશો." રાણીએ જવાબ આપ્યો. કે "તે ગમે તેમ કહે પણ હું માની શકું નહિ. તું તારા મનની દિલગીરી કાઢી નાખ. ફક્ત તે તો તને સ્વપ્ન આવ્યું હશે" એમ કહી રાણી ત્યાંથી ચાલતી થઇ, અને આ બધી બીનાથી સુલતાનને વાકેફ કર્યો. બીજા દિવસની રાત્રે પણ આગલી રાતની પેઠેજ પેલો જીન તેમને ઉપાડી ગયો, અને પાછી સવાર પડતાં મૂકી આવ્યો. આ સવારે પણ સુલતાન મુબારકબાદી આપવા માટે પોતાની બેટીના ઓરડે આવ્યો અને ખબર પૂછી, જેથી શાહજાદી ઘણી કાયર બની સર્વે કહી દીધું. સુલતાન તેને દિલાસો આપી પોતાના મુકામે ગયો અને વજીરને તેડાવી મંગાવ્યો. વજીર આવ્યો એટલે પાદશાહે તેને બધી વાતથી વાકેફ કરી જણાવ્યું કે "તું તારા છોકરાને આ સબંધે પૂછી લાવ." વજીર તુરત જ ત્યાંથી ઉઠયો અને પોતાના દીકરાને બોલાવી બે રાત્રીથી શી હકીકત બને છે તે કહેવા ફરમાવ્યું. તેણે પણ શાહજાદીના જેવીજ હકીકત કહી સંભળાવી. વળી તેણે કહ્યું કે "અરે નેક પિતા દિવસે પાદશાહના જમાઇ થવું અને રાત્રે આવું અસહ્ય દુઃખ વેઠવું તેના કરતાં બહેતર છે કે તેના જમાઇ ન જ થવું. માટે તમે પાદશાહને કહી અમારાં નેક તોડી નંખાવો

એથી શાહજાદી પણ ખુશી થશે. વજીરે જણાવ્યું કે "તું ધીરજ રાખ. હું હમણાં પાદશાહ પાસે જાઉં છું અને તમારી બાબતમાં શું કરવું તેનો ખુલાસો કરૂં છું." પછી વજીર પોતાના મુકામેથી પાદશાહની પાસે આવ્યો અને તમામ હકીકત કહી સંભળાવી બોલ્યો કે "નામદાર મારા પુત્રને લીધે તમારી શાહજાદી દુ:ખી થાય તે ઠીક નહિ માટે નેકા તોડાવી નાંખવા.

પાદશાનો મત પણ તેવોજ હતો તેથી તેણે શહેરમાં ખુશીના પોકાર ઉઠતા હતા તે બંધ કરાવ્યા, અને લગ્નની ક્રિયા બંધ રખાવી વજીરપુત્રને તેને ઘેર પાછા જવાની રજા મળી. આ બનાવ જોઇ સર્વે કોઇને ઘણીજ અજાયબી લાગી. લોકો આ બાબતપર તરેહતરેહવાર વિચાર કરવા લાગ્યા, કારણ કે કાસમના આ કામની ખબર કોઇને ન હતી. આ બનાવથી કાસમને ઘણી ખુશી ઉપજી. પોતાનું જાદુઇ ફાનસ કેટલું ઉપયોગી છે તેની ખાત્રી થઇ.

આ પછી કેટલેક દિવસે ત્રણ માસ પુરા થવાથી કાસમે પોતાની માતાને પાદશાહની હજુર મોકલી. તે બાઇ જઇ પ્રથમની માફક પાદશાહની સામે ઉભી રહી. હમેશના રિવાજ મુજબ વડો વજીર પોતાનો હેવાલ વાંચવા માટે પાદશાહની પાસે આવ્યો કે તુરત પાદશાહે જણાવ્યું કે "થોડી મુદ્દતપર જે નેક ઓરતે આપણને ઘણાંજ કીંમતી જવાહીરો ભેટ કર્યાં હતાં તે બાનુ મારી સામે ઉભી છે તેને જલદીથી મારી પાસે બોલાવ." પાદશાહના હુકમ મુજબ તુરત તેને પાદશાહના તખ્ત આગળ બોલાવી કાસમની માતા મરીયમ તુરત પાદશાહની આગળ આવી તુરત પગે પડી બોલી કે "ઓ મહાન પાદશાહ! મને આપેલી ત્રણ માસની મુદ્દત પુરી થઇ છે, તો આપ મહેરબાની કરી મારા બેટાનો જીવ બચાવશો, અને તેની ઉમેદ પાર પાડશો."

પાદશાહે ત્રણ માસની મુદ્દત તો આપી હતી, પરંતુ હવે આવા હલકા માણસ સાથે પોતાની દીકરીને પરણાવવાનાં પોતાનું મન માન્યું નહિ, તેથી તેણે પોતાના વડા વજીરની સલાહ માગી. વજીરને આ વાત ગમતી હોવાથી બોલ્યો કે "નેક નામદાર! આપનું કહેવું બરાબર છે. આપણી રૈયતનો એક સાધારણ માણસ શાહજાદાને લાયક કદી પણ ન હોય! હવે આપ આ લગ્ન બાબતમાં કાસમની પાસે મોટો ખજાનો માગો જે તેનાથી આપી શકાયજ નહિ! જેથી પોતે પોતાની હઠ છોડી દેશે." પાદશાહને વજીરની સલાહ પસંદ પડવાથી તેણે કાસમની માતાને જણાવ્યું કે "જો મારી બેટીને વાસ્તે સો સોનાના વાસણમાં તેજ દિવસના જેવાં ઉમદાજવાહીર ભરી એકેક વાસણ એકેક ગુલામ પાસે ઉચકાવી મોકલાવે તો મારી બેટી તારા પુત્ર સાથે પરણાવું, વાસ્તે તું તારા બેટાને પૂછી આવ!" કાસમની માતા પાદશાહને નમન કરી તુરતજ ત્યાંથી ચાલી નીકળી, અને તે બાબત કાસમને જણાવી. કાસમે પેલા ફાનસને ઘસીને એક જીનને બોલાવ્યો. જીન હાજર થતાંજ તેને બધી બાબત જણાવી તે પ્રમાણે કરવા ફરમાવ્યું પેલો જીન તેને નમીને ચાલ્યો ગયો અને સહેજ વારમાં કાસમની માગણી મુજબ સર્વે તૈયાર કર્યું; ત્યાર પછી તે તો રવાનો. કાસમે પોતાની માતાને બોલાવી આ ખજાનો લઇ પાદશાહની હજુર જવા કહ્યું, તેથી તે સર્વ ખજાનો પેલા સો ગુલામો પાસે ઉચકાવી ચાલવા માંડયું. આખે રસ્તે લાખો લોકો ભારે ભપકો જોવાને મળ્યાં અને જોઇ જોઇને હેરત પામ્યાં. આવો દબદબા ભરેલો દેખાવ દરેક મહેલાનાં લોક જોઈ અજબ થતાં હતાં, અને દરેક તવંગર અમીર અને સોદાગરને અદેખાઇ આવતી હતી. જેવા આ ગુલામો પાદશાહના મહેલના દરવાજા આગળ આવ્યા તેવાજ કેટલાક ચોકીવાળા પેલા ગુલામોને કોઇ મોટા અમલદાર ધારી નમન કરવા લાગ્યા. છેવટે તે બધું સરઘસ દરબારમાં આવ્યું અને પાદશાહને નમન કરી પેલો ખજાનો તેની આગળ મૂકયો. આ સરઘસમાં સો કાળા ગુલામ પેલો ખજાનો ઉચકીને લાવ્યા તે શિવાય બીજા સો ગુલામ અતિ ઉમદા પોશાકમાં તેમની સાથે આવ્યા હતા, અને કાસમની મા હતી. આ સો ગુલામો પાસે એવો તો ઉમદા પોશાક હતો કે પાદશાહ તથા અમીરો પણ ઝાંખા પડયા. કાસમની માતા મરીયમ પાદશાહના તખ્ત આગળ આવી પગે પડી અને પછી ઉઠીને બોલી કે "નેક નામદાર! આપના હુકમ મુજબ આ ભેટ મોલકાવતાં મારો દીકરો જાહેર કરે છે. કે શરદ પુનમના ચંદ્ર જેવી બેદર બાનુની આગળ આ નજીવી ભેટ કબુલ રાખી આપનું વચન પાળશો."

પાદશાહે મરીયમના વચનોપર કંઇ પણ ધ્યાન આપ્યું ન હતું, કારણ કે તે તો આ ઉમદા ખજાના તરફ અને પેલા ગુલામોના પોશાક તરફજ જોઈ રહ્યો હતો. તે પોતાના વજીર પ્રત્યે બોલ્યો કે "જે ધણીને આપણે કદી પણ જોયો નથી, આપણે ઓળખતા પણ નથી, એવા ધણીએ જ્યારે આપણાપર આવાં અમુલ્ય જવાહીરનો મોટો જથો ભેટ તરીકે મોકલી આપ્યો. ત્યારે આપણે તેના વિષે કેવો મત બાંધવો ? શું તે માણસ શાહજાદીને લાયક નથી ?" જો કે પોતાના બેટાને નાસીપાસ બનાવી આ અજાણ્યો માણસ પાદશાહનો જમાઇ થવા માગતો હતો, તેથી વજીરને તેનાપર ઘણો ગુસ્સો હતો; તોપણ તે આ વખતે ખરેખરો મત આપવા લાગ્યો. તે બોલ્યો કે "નામદાર પાદશાહ ! આ માણસ કોઇ ખરેખર મહાત્મા દેખાય છે. તે શાહજાદીને લાયક છે એટલુંજ નહિ પરંતુ તેના જેવી હજારો શાહજાદીઓને દાસી તરીકે રાખવા લાયક છે." આ વખતે તમામ દરબારી માણસો ખુશીના પોકાર ઉઠાવવા લાગ્યા. પાદશાહ જાતે આ અખુટ ખજાનો જોઈ એટલા અજાયબ થઇ ગયો હતો કે કાસમનામાં બીજા કયા સારા ગુણ છે તેની ખાત્રી કર્યા વગર તેને પોતાની બેટી આપવા કબુલ થયો. તુરત પાદશાહ કાસમની માતા પ્રત્યે બોલ્યો કે "નેક બાનુ ! તું જલદી જઇ તારા બેટાને જણાવ કે પાદશાહ તારી મુલાકાત માટે અધીરો થઇ રહ્યો છે, માટે જેમ બને તેમ જલદી આવે ? પોતાના બેટાને પોતાની ધારેલી ધારણામાં પાર પડેલો જોઇ મરીયમની ખુશાલીનો પાર રહ્યો નહિ." પાદશાહને નમન કરી તે તુરત ત્યાંથી ચાલી નીકળી અને પોતાને મુકામે આવી પોતાના દીકરાને સઘળી વાતથી વાકેફ કર્યો. મરીયમના ગયા પછી સુલતાને પણ દરબાર બરખાસ્ત કરી તે સોનાનાં વાસણો પોતાની રાણીના ઓરડામાં મોકલાવ્યાં, વળી પેલા બસેં ગુલામોને પણ શાહજાદીના ઓરડા સામે ઉભા રાખવામાં આવ્યા, કારણ કે તે કાસમનાં જે વખાણ કરે તે શાહજાદીના સાંભળ્યામાં બરાબર આવે.

હવે બીજી તરફ કાસમની ખુશાલીનો પણ પાર રહ્યો નહિ, તે પોતાની માતાને પગે પડી તુરતજ પોતાના ઓરડામાં દોડી ગયો, અને પેલું ફાનસ ઘસી એકદમ જીનને બોલાવ્યો, જીન આવ્યો કે તુરત તેને જણાવ્યું કે "મને હમામખાનામાં લઇ જા, મારે નાહવાની જરૂર છે. હું નાહી રહું તે દરમ્યાન તું એક ઘણોજ સરસ પોશાક લઇ આવ કે જે જોતાંજ પાદશાહ દીંગ થઇ જાય !" પેલા જીને આ બધી ક્રિયા એક સહેજવારમાં કરી કાસમને પોતાને મુકામે લાવી ખડો કરી દીધો. આ વખતે તેનો ચહેરો ઘણોજ દેદીપ્યમાન દેખાતો હતો. ત્યાર પછી કાસમના હુકમથી તે જીન એક ઘણોજ સરસ ઘોડો લઇ આવ્યો. તેમજ પચાસ ગુલામ અને દશ બાંદીઓ તથા દશ કોથળીઓ સોનાના સિક્કાની ભરેલી કે જેમાંની દરેક એક એક હજાર સિક્કાથી ભરેલી હતી ! આ બધું પેલા જીને ઘણીજ થોડી વારમાં બજાવી દીધું. ત્યારબાદ પેલો જીન રજા લઇ ગુમ થયો. હવે કાસમ પાદશાહની હજુર જવાને તૈયાર થયો. પોતાની આગળ તથા પાછળ પચીશ પચીશ ગુલામો કે જે મોટા અમીર ઉમરાવને પણ ઝાંખા કરે તેવા હતા તેને ઉભા રાખી પોતે વચ્ચે ઘોડા ઉપર સ્વાર થયો. તે ગુલામોના હાથમાં છ કોથળીઓ આપી ફરમાવ્યું કે રસ્તે જતાં મુઠીએ મુઠીએ ફેંકવા- પેલી બાંદીઓને પોતાની માતાની પાસે સેવા કરવા માટે ફરમાવ્યું. આ પ્રમાણે સઘળો બંદોબસ્ત કરી ચાલવા માંડયું. તેઓને જોવાને શહેરના તમામ લોકો દોડી આવ્યા. આ વખતનો દેખાવ ખરેખર એક મોટા શહેનશાહને હીણપ લગાડનારજ હતો. આ સરઘસ થોડી વારમાં દરબાર આગળ આવી પહોંચ્યું. પાદશાહને આ વાતની ખબર પડતાંજ પોતાના વજીર તથા ઉમરાવને સામા લેવા માટે મોકલ્યા. તેઓ સર્વે કાસમને ઘણાજ આદરસત્કાર સાથે અંદર તેડી લાવ્યા. પાદશાહનાં તખ્ત આગળ આવતાંજ કાસમ નીચે પડી માન આપવા જતો હતો, પરંતુ પાદશાહે જાતે તખ્ત ઉપરથી હેઠા ઉતરી તેને એમ કરતાં અટકાવ્યો, અને પોતે તેને હેતથી ભેટયો. પછી પોતાની પાસેજ એક સુંદર આસનપર બેસાડયો. પાદશાહ તેમજ તમામ દરબારી માણસો કાસમના રૂપથી, પોશાકથી અને દબદબાથી હેરત પામી ગયા. તે એક હલકા કુળનો છે તે તો વાત તદન ભુલીજ ગયા, અને આવો ખુબસુરત જમાઇ મળ્યો માટે એકે અવાજે વખાણ કરવા લાગ્યા. કાસમે જણાવ્યું કે નેક નામદાર ! આપે મારાપર જે ઉપકાર કર્યો છે તે બેહદ છે, મને સ્વપ્ને પણ આશા ન હતી

કે પરી તુલ્ય શાહજાદીની સાથે મારી શાદી થાય. હું એક હલકા કુળનો છું તેમજ મારી મા પણ તેવાજ કુળની છે. આજે ઇશ્વર કૃપાથી જો કે સારી સ્થિતિએ પહોંચ્યો છું, તોપણ મારી અસલ સ્થિતિને ભૂલી ગયો નથી. હું હમેશાં આપ નામદારની સેવા બજાવવાને તૈયાર છું." પાદશાહે જણાવ્યું કે "મારા પ્યારા બેટા! હું તને ખરા અંતઃકરણથી ચાહું છું. તને આટલી મોટી દોલતનો ધણી તથા પુષ્કળ ખજાનાવાળો જોઇને હું ઘણોજ ખુશી છું પછી તેમનાં લગ્ન ઘણીજ ધામધુમથી કરાવ્યાં, અને કેટલાક દિવસ પાદશાહી મહેલમાંજ રહી આનંદમાં કાઢ્યા. આ દરમ્યાન કાસમે પેલા જીનને બોલાવી ફરમાવ્યું કે "તું એક વિશાળ મહેલ તૈયાર કર. આ મહેલ એવો બનાવ કે તેના જેવો મહેલ આખી દુનીઆમાં હોય નહિ, વળી તેમાં દરેકે દરેક વસ્તુની ગોઠવણ કર." પેલા જીને તેના કહેવા પ્રમાણે સઘળું તૈયાર કરાવ્યું. ત્યારબાદ કાસમ તથા શાહજાદી આ નવા મહેલમાં રહેવા લાગ્યાં. પાદશાહ તથા વજીર આ મહેલ જોઇ અજાયબ થયા. તેમાંનું દરેક કામ સોના રૂપાથી અને ઉમદા જવાહીરથી બનાવેલું હતું. ચતુર વજીર તુરત સમજી ગયો કે એકજ રાતમાં આવું સુંદર અને વિશાળ કામ જાદુ વગર બની શકે નહિ, તેણે તે વાત પાદશાહને જણાવી; પરંતુ પાદશાહને તે વાત પસંદ પડી નહિ, તેથી વજીરને ધમકાવીને કહ્યું કે "તારા દીકરાને મારી બેટી ન પરણાવી તેથી તું અદેખાઇ કરે છે." વજીરે જણાવ્યું કે "પાદશાહ કાસમને ખરા દિલથી ચાહે છે માટે તે મારૂં કહેવું માનશે નહિ, માટે ચુપ રહેવું એ સારૂં છે.

કાસમ તથા શાહજાદી હમેશાં તરેહ તરેહવાર જાતનાં સુખ ભોગવવા લાગ્યાં. પાદશાહની પ્રીતિ પણ દિવસે દિવસે વધતી ગઇ. વળી તે દરેક જાતના જુદા જુદા હોદ્દાપર રહી દરેક ખાતાની માહીતી મેળવતો હતો. ગરીબ ગરબાંને ભારે સખાવત કરતો હતો, તેમજ દરેક માણસ સાથે ઘણીજ મમતાથી વર્ત્તતો હતો, તેથી તમામ પ્રજા તેને સુલતાનના કરતાં પણ વધારે પ્યારથી ચહાતી, અને માન આપતી હતી. આ પ્રમાણે તેણે કેટલાંક વરસ પુષ્કળ ખુશાલીમાં ગાળ્યાં.

બીજી તરફ પેલો આફ્રિકાનો જાદુગર કે જેની પાસેથી કાસમે આ ફાનસ મેળવ્યું હતું, તેણે એક દિવસ પોતાની પાસેનો જાદુઇ ડાબડો ઉઘાડી તેમાંની રેતી નીચે જમીનપર પાથરી કાસમનું નસીબ જોયું તો તેને માલમ પડયું કે તે એક પાદશાહની ખુબસુરત શાહજાદી સાથે પરણ્યો છે અને મોટી ધામધુમથી પોતાનું આયુષ ગાળે છે. અત્યાર સુધી તો તે જાદુગર એવું ધારતો હતો કે કાસમ તો પેલા ભોંયરામાં મરી ગયો હશે, પરંતુ જ્યારે પોતાના જાદુઇ ડાબડાની મદદથી તેણે ખરી હકીકત જાણી ત્યારે તે ઘણોજ ક્રોધાયમાન થઇ ગયો, તે તુરતજ ત્યાંથી નીકળ્યો અને પોતાની પાસે કંઇ પણ સાધન ન હોવાથી કેટલેક વરસે મહામુશીબતે તે પોતાના દેશથી પેકીન આવી પહોંચ્યો. ત્યાં આવ્યા પછી તેણે પેલું જાદુઇ ફાનસ શી રીતે લેવું તે બાબત વિચાર કરવા લાગ્યો, છેવટે તેને માલમ પડયું કે "મારે નવાં ફાનસ લઇ શહેરમાં ફરવું અને બુમ મારવી કે જુનાં ફાનસના બદલામાં નવાં ફાનસ લેવાં હોય તે જલદી આવો. વખતે તેમ કરવાથી પેલા ફાનસનો પતો લાગશે." પછી તેણે એક વેપારીની દુકાનેથી પાંચસેં ફાનસો લીધા અને તે બધાં એક નાની ગાડીમાં ભરી શહેરમાં ફરવા લાગ્યો, અને બોલવા લાગ્યો કે "કોઇ નવાં ફાનસ લઇ જુનાં આપો છો!" તેની આવી વિચિત્ર માગણીથી કેટલાક સમજુ લોકો તેને જાદુગર સમજી ચુપ રહ્યા. કેટલાક લોકો તેને ગાંડો કહેવા લાગ્યા. આ વખતે ઇશ્વરેચ્છાથી કાસમ શિકારે ગયો હતો અને તે એક અઠવાડીયા સુધી આવવાનો ન હતો. આ લુચ્ચો જાદુગર ફરતો ફરતો કાસમના મહેલ આગળ આવ્યો. આ મહેલ જોતાંજ જાદુગર હેરત પામી ગયો, જે ફાનસની મદદથી પોતે એક પાદશાહ થવાને ઇચ્છતો હતો તેજ ફાનસની મદદથી જ્યારે કાસમને આવો વૈભવ ભોગવતો જોયો ત્યારે તેને કાસમ પ્રત્યે ઘણીજ અદેખાઇ થઇ, તે તેના મહેલ આગળ આવી મોટી મોટી બુમો મારવા લાગ્યો, જેથી તેની બુમથી અજાયબી પામી શાહજાદીની એક બાંદી બોલી ઉઠી કે "મારાં નેક બાનુ! આપણા ખુબસુરત મહેલમાં પેલું ફાનસ ઘણુંજ ગંદુ અને જુનું છે, માટે આપનો હુકમ હોય તો તે પેલા માણસને આપી તેને બદલે નવું ફાનસ લઇ આવું" શાહજાદીએ હા કહી. તેથી તે બાંદીએ તેમ કર્યું. પેલા જાદુગરના હાથમાં ફાનસ આવતાંજ તે તુરત સમજી ગયો.

તેણે તુરતજ ત્યાંથી ચાલવા માંડયું અને થોડે છેટે જંગલમાં જઇ ફાનસ ઘસી પેલા જીનને બોલાવ્યો અને તેને કહ્યું કે "કાસમનો મહેલ પેલી શાહજાદી સુદ્ધાંત મારા મુકામે મૂકી આવ, અને મને પણ સાથે લેતો જા." પેલા જીને તુરતજ તે પ્રમાણે કર્યું. આ વખત રાતનો હતો, તેથી કોઇને ખબર પડી નહિ.

બીજે દિવસે સવારે જ્યારે સુલતાન તથા બીજા લોકોની નજર તે તરફ ગઈ ત્યારે ત્યાં તો જમીન જેવી જમીન જોઇ સૌ કોઇ અજાયબ થયા. સુલતાનને વધારે ગભરામણ થઇ, કારણ કે પોતાની વહાલી બેટીની શી દશા થઇ હશે ! તેનો તેને વિચાર થતો હતો. તેણે તુરતજ પોતાના વજીરને તેડાવી મંગાવી સર્વે વાતથી વાકેફ કર્યો. વડા વજીરને જણાવ્યું કે "નેકનામદાર ! મેં આપને પ્રથમથીજ જણાવ્યું હતું કે તે માણસ બધું જાદુથી કરે છે ? પરંતુ આપે મારા કહેવાપર લક્ષ આપ્યું નહિ." સુલતાને કહ્યું કે "મારી ભૂલ થઇ છે, પરંતુ હવે આપણે એક પળ પણ ખોવાની નથી, ગમે તેટલું લશ્કર મોકલી તે લુચ્ચા જાદુગરને તેડી લાવો." વજીરે તુરતજ પાદશાહના હુકમ મુજબ પચાશ ઘોડેસ્વાર તેને તેડી લાવવા હુકમ આપ્યો. તેઓ તેને જંગલમાંથી તેડી લાવ્યા, અને પાદશાહની આગળ રજુ કીધો. પાદશાહે તેને પૂછયું કે "તારો મહેલ કયાં છે ? શાહજાદી કયાં છે ? મારી બેટીને હમણાંને હમણાં રજુ કર, નહિ તો તને ગરદન મારીશ." કાસમે જણાવ્યું કે નેક નામદાર ! હું તો આપની રજા લઇ એક અઠવાડીએથી શિકારે ગયો હતો, જેથી મને કંઇ પણ ખબર નથી, જો આપ સાહેબ મને મહેરબાની કરી એક માસની રજા આપો તો હું ગમે ત્યાંથી શાહજાદીને લઇ આવીશ." પાદશાહે તેને જણાવ્યું કે "તું મને વચન આપે તોજ તને એવી રજા આપવામાં આવશે, નહિ તો કદાંએ નહિ મળે. વળી તારા પાછા આવતા સુધી તારી માતાને અમારી નજર આગળ કેદ રાખીશું. જો કે તેને કોઈ પણ પ્રકારનું દુઃખ દેવામાં આવશે નહિ, પરંતુ તારી મુદત પુરી થયે તું આવીશ નહિ, તો અમે તેને ગરદન મારીશું."

કાસમે પોતાની વહાલી માતાને સઘળી હકીકત જાહેર કરી, તેથી તેની માતાએ પોતાના છોકરાના જીવ ખાતર પોતે દરબારમાં રહેવા કબુલ કર્યું. પછી કાસમ સુલતાનને પગે પડી નીકળ્યો. આ વખતે તે તદ્દન દીવાનો બની ગયો હતો. રસ્તે ચાલતાં દરેકે દરેક માણસને પોતાની બેગમ તથા મહેલ વિષે ખબર પૂછતો, પરંતુ કંઇ પણ જવાબ મળતો નહિ. આ પ્રમાણે ત્રણ દિવસ સુધી તેણે આખા શહેરમાં ભટકયા કર્યું. તમામ લોકોને તેની આવી દશા જોઇ ખરેખર લાગણી થઇ. જે કાસમ દરરોજ હજારો રૂપીઆ મો-ગરીબગરબાંને આપતો હતો અને હજારો રૂપીઆની સખાવતો કરતો હતો, તેમજ હજારો રૂપીઆ મા-જમજામાં ઉડાવતો હતો. તે કાસમ આજે ત્રણ દિવસ થયાં ગાંડાની માફક ભમવા લાગ્યો. ઇશ્વરની ગતિ ન્યારીજ છે ! તેના પોતાના ગુજરાનનો આધાર પણ લોકોની દયાપર રહ્યો હતો. છેવટે કાસમે હિંમત પકડી વિચાર કર્યો તો તેને માલમ પડયું કે આવી દુઃખી સ્થિતિમાં આ શહેરમાં પડી રહેવું તે ઠીક નહિ, કારણકે શહેરમાં રહી હજારો લોકોપર અને અમીર ઉમરાવોપર રોફ ચલાવ્યો, તેજ શહેરમાં ભીખારીને વેશે ફરવું તેના કરતાં મરવું બહેતર છે, આ વિચારથી તે નગર છોડી જંગલમાં ચાલ્યો ગયો રસ્તે જતાં એક સુંદર વન આવ્યું જેની લીલી શોભાથી અને મધુર પવનથી તેને કંઇક આરામ થયો. એક મોટા વૃક્ષ તળે તે વિશ્રાંતી લેવા બેઠો. તેને ત્રણ દિવસના ઉજાગરા હોવાથી થોડીવારમાં જ તે ઝાડ તળે તે સુઇ ગયો અને ઉંઘી ગયો. આખી રાત તેણે આ સુંદર વનમાં નિરાંતે ઉંઘ લીધી. સવારમાં જ્યારે મધુરપક્ષીઓ પોતાના સુંદર કલેવરથી વનને ગજાવી મૂકતાં હતાં ત્યારે પોતે જાગી ઉઠયો. થોડે છેટે એક નિર્મળ નદીનો પ્રવાહ ચાલ્યો જતો હતો ત્યાં જઇ દાતણપાણી કરી પાછો તે વૃક્ષ તળે આવ્યો, અને તાજા મગજે વિચાર કરવા બેઠો. થોડીવારમાં જ તેને સુઝી આવ્યું કે " મારી આંગળીએ જે વીંટી છે તે પણ જાદુઈ છે," તેથી તેણે તે વીંટીને જરા ઘસી કે એક મોટો જીન આવી તેની આગળ હાજર થયો, અને પગે પડી બોલ્યો કે "જે માણસની આંગળીએ આ વીંટી છે તે માણસનો હું ગુલામ છું, તેના દરેકે દરેક હુકમ બજાવવાને હું તાબેદાર છું', માટે તમારો જે હુકમ હોય, તે ખુશીથી ફરમાવો." અણીની વખતે આવી રીતે મદદ મળી આવવાથી તેની ખુશાલીનો પાર રહ્યો નહિ. તે પેલા જીન પ્રત્યે

બોલ્યો કે "એક વખત તો તેં મારો જીવ બચાવ્યો હતો, જો તું ન હોત તો હું તે જ ભોંયરામાં મરી જાત, વળી આજે પણ તેવુંજ કામ છે. મારા જાનની સલામતી માટે મારો મહેલ મારા પેકીન શહેરમાં જ્યાં હતો ત્યાં મૂકી આવ, વળી તે મહેલની દરેક દરેક વસ્તુ તથા શાહજાદીને તેની બાંદીઓ સાથે હાજર કર." પેલા જીને જવાબ આપ્યો કે "તું જે કામ બજાવવાને કહે છે તે કામ મારાથી થઇ શકે તેમ નથી. એ માટે તો તારે પેલા ફાનસના ગુલામને કહેવું જોઇએ." ત્યારે કાસમે જણાવ્યું કે "ઠીક, તું મને તે મહેલ હાલ જ્યાં હોય તેની પાસે જ મને મૂકી આવ." પેલા જીને તુરત જ તેને ઉચક્યો અને એક વિશાળ મેદાનમાં જ્યાં પેલો મહેલ હતો ત્યાં લાવી મૂકી દીધો. આખો દિવસ તે એક ઝાડતળે બેસી રહ્યો અને સાંજ પડતાં પહેલાં મહેલ તરફ જવા નીકળ્યો. તે શાહજાદીના મહેલના ઓરડાની બારીની સામે જઇ ઉભો રહ્યો, અને એકી ટસે બારી સામે જોઇ રહ્યો. થોડીજ વારમાં એક દાસીએ આવી બારીમાંથી ડોકીઉં કાઢી જોયું તો તેણે પોતાની શાહજાદીના ખાવિંદ કાસમને જોયો, તેથી તે એકદમ દોડીને શાહજાદી પાસે ગઇ અને વધામણી ખાધી. પેલી શાહજાદી કે જે અફસોસમાં ગરકાવ થઇ ગઇ હતી તે એકદમ કાસમનું નામ સાંભળી બારીએ દોડી આવીને જોયું તો ખરેખર કાસમને જોઇને તે ઘણીજ ખુશી થઈ ગઇ અને ખુદાના હજારો ઉપકાર માનતી બોલી કે "નોકરો છુપું બારણું ઉઘાડવા ગયા છે, માટે એક પળ પણ ગુમાવ્યા વગર તું તુરત મારી પાસે આવ." કાસમ આ મહેલનો તો બરાબર ભોમીઓ હતો તેથી તે તુરત જ ઉપર ગયો અને પોતાની પ્યારી ખુબસુરત બાનુને એકદમ હર્ષથી બગલગીરી કરી. શાહજાદી પણ આંખમાં આસુ લાવીને પોતાના પ્યારા અને ખુબસુરત ભરથારને વળગી પડી, અને દિલાસો આપવા લાગી. પછી કાસમ બોલ્યો કે "પ્યારી શાહજાદી! મારી ખાતરને વાસ્તે અને તારા નેક પિતાની ખાતર મને જલદીથી જણાવ કે જે પેલું ફાનસ મેં અભરાઇપર મૂક્યું છે તેનું શું થયું છે? શાહજાદી આંખમાં આંસુ લાવી બોલી કે "મારા પ્યારા ખાવિંદ! તે ફાનસ મેં અભાગણીએ હાથે કરીનેજ ગુમાવ્યું છે, અને તેથીજ આપણે આટલી બધી દિલગીરીમાં અને મુશીબતમાં આપી પડયાં છીએ" તેમ કહી પોકે પોકે મુકી રડવા લાગી. સારા ભાગ્યે આ વખતે પેલો જાદુગર બહાર ગયો હતો, તેથી આ વાતની ખબર પડી નહિ, કાસમે જણાવ્યું કે "ઓ મારી પ્યારી બાનુ! આ વખત દિલગીરી કરવાનો નથી, માટે ધીરજ રાખી તમારી બધી હકીકતથી મને બરાબર વાકેફ કરો તો હું તમને અહીંથી છોડાવી તમારા નેક પિતાની હજુર લઇ જાઉં? તમારી ખાતર મારી માતાને તમારા પિતાએ કેદ કરી રાખી છે અને આપણા જતાં સુધી તેને કેદમાંજ રાખશે. વળી મેં એક માસની મુદત નાખી છે તે મુદ્દત જો વીતી જશે તો મારી માતાને ગરદન મારશે." આ ઉપરથી શાહજાદી બોલી કે "એક હરામખોર જે આફ્રીકન જાદુગરના નામથી પ્રસિદ્ધ છે તેની પાસે તે ફાનસ છે. તે તેને એક લગાર પણ વીલું મૂકતો નથી. મેં એક વખત તે ફાનસ જોવાની ઇચ્છાથી તેની પાસે માગ્યું, તોપણ તેણે મને હાથમાં આપ્યું નહિ તેના હાથમાં રાખી બતાવ્યું. તે ફાનસને તે પોતાની છાતીપર બાંધી રાખે છે. હવે આ જાદુગરના હાથમાંથી તે ફાનસ આપણને શી રીતે મળે? મારા જેવી અકર્મણ કોણ હશે જે હાથે કરીને અસહ્ય દુઃખમાં આવી પડે? આ પ્રમાણે કહી પોકેપોક મૂકી રડવા લાગી. કાસમે તેને ધીરજ આપતાં જણાવ્યું કે "તું નાહક નાસીપાસ થા નહિ, માણસ હીમત અને ઉદ્યોગથી દરેક ચીજ પેદા કરી શકે છે. તું મારીજ બાબત જો કે હું એક ગરીબ દરજીનો છોકરો તારા જેવી શાહજાદીનો હાથ મેળવવાને ભાગ્યશાળી નીવડયો છું. મેં તે જાદુગરને ઓળખ્યો છે! એ ફાનસ પણ મેં તેની પાસેથીજ યુક્તિથી મેળવ્યું છે તે એક લુચ્ચો અને બદમાસ માણસ છે તે સંબંધે હું તને ફુરસદે બધી હકીકત કહીશ. હાલ તો આપણે તેની પાસેથી તે ફાનસ કેવી રીતે મેળવવું તે સંબંધે મેં જે ગોઠવણ ધારી છે તે તને કહી સંભળાવું છું, કારણ કે તે બધી ક્રિયા તારેજ કરવી પડશે." શાહજાદી બોલી કે "ભલે, ખુશીથી કહો. હું આપના હુકમને આધિન છું." કાસમે જણાવ્યું કે "ઠીક, પણ મારે પ્રથમ જાણવું જોઇએ કે તે બદમાસે અત્યાર સુધી તારાપર કેવી ચાલચલગત ચલાવી છે? શાહજાદી બોલી કે "મારા પ્યારા ખાવિંદ! તે બદમાસ દરરોજ રાત્રે મારી પાસે આવે છે, અને મીઠાં વચનથી મારી સાથે વાત કરવા જાય છે, તે મને પોતાની ઓરત

બનાવવા ખાયસ રાખે છે, અને તેટલા માટેજ તમારી નિંદા કરે છે, તે કહે છે કે "હવે તમને કાસમ કદી પણ મળનાર નથી, તેને તો તમારા પિતાએ મારી નંખાવ્યો છે. તે બહુજ લુચ્ચો અને દગાખોર છે તેની પાસે જે કંઈ છે તે બધું મારી પાસેથી લઇ ગયો છે. તે સિવાય બીજાં હજારો વચન બોલે છે, પરંતુ તેના એક પણ વચનને હું કદી પણ માન આપતી નથી ઉલટી ક્રોધથી ધુતકારી કાઢું છું, તેથી નિરાશ થઈ ચાલ્યો જાય છે. આજે પણ તે મળવા આવશે. હજુ તેને એવી આશા છે કે "તેની દિલગીરી ધીમે ધીમે ઓછી થશે એટલે તે મારી હકદાર બાયડી થશે." પણ મારા પ્યારા ખાવિંદ ! મેં નક્કી કરી રાખ્યું હતું કે જો તે બદમાસ મારાપર ગેરવ્યાજબી જુલમ ગુજારશે તો હું મારા પ્રાણનો ત્યાગ કરીશ. ફક્ત આ દેહ ટકાવી રાખવાનું કારણ તો તમે કોઇક વખત મળો ! આજે તમને જોઈ મને જે આનંદ થાય છે તે હદથી જાદે છે!" કાસમે જણાવ્યું કે "હું હાલ તારાથી છૂટો પડવા માગું છું, તેનું કારણ એટલુંજ કે તને તે બદમાસના હાથમાંથી વહેલી છૂટી કરવી. હું કાલે બપોરે અહીં પાછો આવીશ, પરંતુ તે વખતે તે બદમાસ ઘેર હશે કે કેમ?" શાહજાદીએ જણાવ્યું કે "ના, તે તો આખો દિવસ રઝળતો ફરે છે ફક્ત રાત્રે નવ દશ વાગે ઘેર આવે છે." કાસમે કહ્યું "ત્યારે તો ઠીક, હું કાલ બપોરે અત્રે આવીશ. પરંતુ તે વખતે મારી પાસે આ પોશાક નહિ હોય, માટે તું ગભરાતી નહિ, વળી પેલા છુપા બારણા આગળ એક માણસ ઉભુ રાખજે, જેથી હું આવી બારણું ઠોકું કે તુરત ઉઘાડે." શાહજાદીએ તેના કહેવા પ્રમાણે કરવા કબુલ કર્યું, પરંતુ બોલી કે "આ પારકા દેશમાં તમે અજાણ્યા માણસ એકલા ફરો તે મને ઠીક લાગતું નથી, માટે આપણા ગુલામમાંથી એકાદને સાથે રાખો તો ઠીક" કાસમે જણાવ્યું કે "તેમ કરવાથી વખતે આપણે પકડાઇ જઇશું, માટે મારે એકલાજ રહેવાની જરૂર છે. તમે મારી બિલકુલ ફીકર કરશો નહિ. મારી પાસે એવી રીતે માણસ રાખવાની જરૂર નથી." કાસમ રજા લઇને નીકળ્યો. રસ્તામાં આવતાં તેને જણાયું કે "મારાં કપડાંપરથીજ વખતે કોઇ મને ઓળખી કાઢશે માટે બદલી લીધાં હોય તો ઠીક પડે." થોડીવારમાં તેને રસ્તામાં એક ભીખારી મળ્યો. કાસમે તેને પોતાનાં કપડાં આપી તેનાં કપડાં લઇ લીધાં. પછી એક વેપારીની દુકાને જઇ એક જાતની ઝેરી દવાનું નામ દઇ તે આપવા કહ્યું. વેપારીએ જણાવ્યું કે "તે દવાની કીંમત જાદે પડે છે માટે તારા જેવા ગરીબ માણસથી તેની કીંમત અપાશે નહિ." કાસમે જણાવ્યું કે "આ દવા મારે માટે જોઇતી નથી, પરંતુ મારા શેઠ માટે જોઇએ છીએ." એમ કહી પૈસાની કોથળીમાંથી બે સોનાના સિક્કા કાઢી તેને આપ્યા, જેથી પેલા વેપારીએ ઘણી ખુશીથી તેને તે દવા આપી. તે દવા લઇને કાસમ રાતની રાત એક ધર્મશાળામાં પડી રહ્યો, અને બીજે દિવસે પેલા છુપા બારણા આગળ આવી કમાડ ઠોક્યાં કે તુરત બારણું ઉઘાડી તેને અંદર લેવામાં આવ્યો. આ વખતે પેલો નાપાક જાદુગર બહાર ગયો હતો તેથી શાહજાદી સાથે છૂટથી વાત કરવાને તેને બીલકુલ અડચણ આવી નહિ. તે શાહજાદીને કહેવા લાગ્યો કે "આપણા છૂટકારાને વાસ્તે મેં જે ઉપાય શોધી કાઢ્યો તે જો કે તને ભાગ્યેજ પસંદ પડશે, તોપણ તેને અમલમાં મૂક્યા સિવાય બીજો ઉપાય નથી. ગરજની વખતે તેવુંજ કરવું પડે છે. તારા નેક પિતાને જલદી મળવાની ખાતર તેમજ મારી વહાલી માતાને કેદમાંથી છોડવાની ખાતર તારે તે ઉપાય કરવોજ પડશે." શાહજાદી બોલી કે "મને તે ઉપાય જલદીથી કહો. તે ગમે તેવો કઠણ હશે તોપણ હું કરીશ." કાસમ બોલ્યો કે "પ્યારી શાહજાદી! તું તારો સૌથી ઉંચો પોશાક ધારણ કર, અને જે વખતે પેલો જાદુગર તારી પાસે આવે તે વખતે તું તેને સામી લેવા જજે. પછી તારી પાસે બેસાડી હસતા મુખે તેની સાથે ઘણી નરમાશથી મીઠા વચને વાત કરજે. વળી આટલા દિવસ તેની સાથે બેઅદબી વર્તણુક ચલાવી છે તે માટે તેની માફી માગી જણાવજે કે હું હવે બરાબર સમજી છું, અને તેથી તમારી સાથે ખરા પ્યારથી જોડાવા ઇચ્છું છું. તમારા કહેવા પ્રમાણે મારો જુનો ધણી કદાચ મરી પણ ગયો હશે, અને જીવતો હોય તોપણ તે મને હવે મળવાનો નથી, માટે તમારી સાથે ખરા પ્યારથી જોડાઇ મારી બાકીની જીંદગી પુરી કરવા ઇચ્છું છું" હરેક રીતે તેને તારો વિશ્વાસ આવે તેવી રીતભાત બતાવજે. પછી તેની સાથે ખાણું લેવા બેસજે, તે

વખતે તારી બાંદીઓને ઘણાજ મધુર રાગે ગાયન ગાવા ફરમાવજે; જેથી તે તારીપર ખુશ ખુશ થઇ જશે. ત્યાર પછી ઉંચા શરાબની માગણી કરજે, જે તારી માગણીને પુરી પાડવા માટે શરાબ આણી આપશે. પછી તુ એક પ્યાલી ભરી તેમાં આ દવા તે ન જાણે તેવી રીતે નાખી તેના હાથમાં આપજે, અને પીવા માટે અતિ આગ્રહ કરજે તેથી તે કંઇ પણ આનાકાની કર્યા વગર પી જશે. આ બુટ્ટીનો સ્વાદ એવો છે કે તેને કંઇ પણ ખબર પડશે નહિ અને પીતાંવારજ મડદું થઈ જશે. પણ જોજે એટલી સાવચેતી વાપરજે કે આ સંબંધે તેના જાણવામાં એક અક્ષર પણ આવે નહિ. જો તેના જાણવામાં આવશે તો તે તને તુરતજ મારી નાંખશે, અને પછી પોતાની જાદુપવિદ્યાના બળથી મને શોધી કાઢી મારી પણ તેજ વલે કરશે." આ યુક્તિ સાંભળી શાહજાદી બોલી કે "યુક્તિ તો ઘણી સરસ પણ તે નીચ કુતરા સાથે આવી રીતની ગેરવ્યાજબી છૂટ લેવાને મારૂં મન માનતું નથી. જે છૂટ પાક ઓરત પોતાના પુરૂષ સિવાય બીજાની સાથે કદી પણ લઇ શકે નહિ, તેવી છૂટ લેવા તમે મને ફરમાવો છો તેથી દિલગીર છું. પણ લાચાર કે તમારી માતાના છૂટકારાની ખાતર તેમજ તમારા છૂટકાગની ખાતર મારે તે વર્તણુંક ચલાવવી પડશે. ત્યાર પછી તે બંને જણે બીજી બાબતોપર કેટલીક વાર સુધી ચરચા ચલાવી. છેવટે પેલા જાદુગરને આવવાનો વખત થવાથી કાસમને તેજ મહેલના એક છુપા ભાગમાં સંતાડી રાખ્યો. શાહજાદી બેદરબાનુ પોતાના બાપથી અને ધણીથી છૂટી પડી હતી તેથી ખરેખર ઘણીજ દિલગીર હતી, અને જ્યારે તેને માલમ પડયું કે પેલો નાપાક જાદુગર ઠગાઇ કરીને પેલું ફાનસ લઇ ગયો ત્યારે એટલી તો ચીડાઇ ગઇ હતી કે હરકોઇ પ્રકારે તેનું વેર લેવું. હવે જ્યારે વેર લેવાનો વખત આવ્યો ત્યારે તેણે કંઇ પણ ઢીલ કરી નહિ. તે શાહજાદીએ પોતાનો ઉંચામાં ઉંચો પોશાક ધારણ કર્યો, અને તરેહવાર ઉમદા જર જવાહીરથી પોતાનું શરીર શણગાર્યું. ત્યાર પછી તે પેલા જાદુગરની રાહ જોતી ઉભી. જેવો તે આવ્યો કે જલદીથી તેની સામે ગઇ અને તેનો હાથ ઝલી સાથે સાથે ચાલી આવી. પછી એક સુંદર આસનપર બેસાડી તેની પાસે ખુરશી નાખી પોતે બેઠી, આ પ્રમાણેની તેની રીતભાતથી પેલો જાદુગર નવાઈ પામ્યો, અને ખુશી થયો. શાહજાદીએ પોતાની મોહક અને હસતી છબીની તેની પર એવી તો અસર કરી કે તે બિચારો ત્યાંને ત્યાંજ હરી ગયો. ત્યાર પછી શાહાજાદી તેની સાથે મીઠા વચનથી વાતચીત કરવા લાગી, અને ધીમે ધીમે એવી તો મળી ગઇ કે તે જાદુગરની ખાતરી થઇ કે "હવે તો શાહજાદી મારી સાથે પ્યારથી જોડાશે, અને આટલા દિવસ મારાથી બીતી હતી તે બીક જતી રહી છે." શાહજાદી બોલી કે "મારી આજની રીતભાતથી તમને જણાવવું જોઇએ કે મારો કુદરતી સ્વભાવજ એવો છે કે તે થોડીકજ વાર દિલગીરી રાખી શકે છે પછી બધું ભૂલી જાય છે. વળી તમોએ મને કહ્યું કે કાસમ મરી ગયો છે, કારણ કે મારા પિતાનો મારીપર હદથી જાદે પ્યાર છે માટે મારી ગેરહાજરીથી તેને મારી નાખ્યો હશે. હવે મારો દેશ પણ ઘણે દૂર પડી ગયો તેથી મારા પિતા પણ મને મળવાના નથી, તો પછી મારે આવી દીલગીરીમાં કયાં સુધી પડી રહેવું. હવે મને દશેક દિવસ થઇ ગયા માટે મારા શોકનો ત્યાગ કરી તમારી સાથે પ્યારમાં જોડાઇ મારી બાકીની જીંદગી સુખરૂપ ગુજારવા ચાહું છું. વળી મારી દિલગીરી દૂર કરવાના હેતુથી આજે મેં સુંદર ખાણું તૈયાર કરાવ્યું છે. અને તે ખાણું આપણે સાથે બેસી લઇએ એવો મારો વિચાર છે, પરંતુ મારી પાસ આફ્રિકાનો ઉંચો શરાબ નથી." પેલો જાદુગર કે જે શાહજાદીના:વચનથી પાણી પાણી થઇ ગયો હતો, તે બોલ્યો કે "તમે બેફીકર રહો હું હમણાંજ જઇ લઇ આવું છું." શાહજાદી બોલી કે "તમારે જાતે જવાની કંઇ પણ જરૂર નથી, તમે તેને મોકલો તો તે પણ લઇ આવશે." જાદુગર બોલ્યો કે "ના, આ બધા અજાણ્યા માણસ છે, તેમને તેની ખબર ન પડે. હું મારી જાતે જઇ ઘણો જ સરસ શરાબ લાવી આપીશ, માટે મને રજા આપશો. હું તમારા પ્યારથી એટલો તો મોહિત થઇ ગયો છું કે તમે જે કહેશો તે કરવા ખુશી છું." શાહજાદીએ કેટલીક આનાકાની કર્યા પછી તેને જવા માટે રજા આપી તેથી પેલો જાદુગર શરાબ લેવા ગયો. તે જાદુગર પોતાના દિલમાં ઘણો જ ખુશી થતો હતો, કારણકે શાહજાદી આટલી ટુંકી મુદતમાં પોતાની સાથે આવી રીતે મળી જશે

તેની ખાતરી ન હતી, શાહજાદીએ તેના ગયા પછી એક પ્યાલીમાં પેલી ભૂકી નાખી રાખી અને પછી તેની વાટ જોતી બેઠી. થોડીજવારમાં તે જાદુગર શરાબ લઇ આવી પહોંચ્યો. તે જાદુગરને ઘણાજ પ્યારથી પોતાની સામે બેસાડી તે બોલી કે " જો તમારી મરજી હોય તો હું એક સુંદર ગાયન ગાઇ બતાવું." પેલા જાદુગરે ઘણી ખુશી બતાવ્યાથી તેણે ગાયન ગાવા માંડયું. જાદુગર ગાયન સાંભળી તદ્દન દીંગ થઇ ગયો. ત્યાર પછી તેઓ ખાણું ખાવા લાગ્યાં પેલી બાંદીઓ મધુર કંઠથી ગાયન ગાવા તથા વાજીંત્ર વગાવડવા મંડી. આ વખતનો દેખાવ ખરેખર અતિ મોહક થયો હતો. પેલી ચતુર શાહજાદીએ પેલી ભૂકીવાળા પ્યાલામાં શરાબ નાખી પેલા જાદુગરને આપતાં જણાવ્યું કે " મારી સલામતીને ખાતર તમે આ પ્યાલું ઉઠાવી જાઓ." પેલા જાદુગરે અતિ ખુશીથી પ્યાલું લીધું અને પછી ઉઠાવી ગયો. આ ભૂકીની અસર એટલી તો જલદી થઇ કે તે તુરત મરણ પામી જમીનપર પડયો.

આ વાતની ખબર શાહજાદીએ તુરતજ પોતાની બાંદી મારફતે કાસમને આપી. કાસમ પણ તેજ મહેલના એક ખુણામાં સંતાઇ રહેલો હતો, ત્યાંથી એકદમ દોડી આવ્યો શાહજાદી તેને અતિહર્ષથી ભેટી, અને આવી અજાયબ ભરેલી યુક્તિ શોધી કાઢવા માટે તેને પુષ્કળ શાબાશી આપવા લાગી. કાસમે જણાવ્યું કે " પ્યારી શાહજાદી ! ખુશી થવાનો હાલ વખત નથી, જરા મહેરબાની કરીને તમે તમારી બધી દાસીઓ સાથે આ જોડેના ઓરડામાં જાઓ. હું આ મહેલને આપણી અસલ જગોએ લઇ જવાની તૈયારી કરૂં છું." કાસમના વચનને માન આપી તે શાહજાદી પોતાની દાસીઓ સાથે જોડેના ઓરડામાં ગઇ એટલે કાસમે પેલા જાદુગરની છાતીપરથી પેલું ફાનસ છોડી ઘસ્યું એટલે એક જીન આવી ઉભો કાસમે તેને કહ્યું કે 'ઓ ભલા જીન ! તું મારો હુકમ જલદી બજાવ, પ્રથમ તો આ નાપાક શખ્સને અંધારા ભોંયરામાં મૂકી આવ, અને પછી આ મહેલને તેની અસલ જગોએ પાછો લઇ જા ! " પેલા જીને તેના હુકમને માન આપી તે મહેલને ચીનદેશના પેકીન નગરમાં શહેનશાહના મહેલની સામે સહેજવારમાં મૂકી દીધો ! પોતાનો મહેલ પોતાના શહેરમાં આવી પહોંચ્યા બાદ કાસમ શાહજાદીના ઓરડામાં આતશય હર્ષથી દોડી ગયો અને તેને ભેટી પડી બોલ્યો કે " પ્યારી શાહજાદી ! સવાર થતાંજ આપણી ખુશીનો પાર રહેશે નહિ. જ્યારે તારા પીતા આ વાત જાણશે, ત્યારે તેઓ બેહદ ખુશી થઇ જશે. " શાહજાદીએ ઘણીજ ખુશી બતાવી જણાવ્યું કે " તમે મારાપર બેહદ ઉપકાર કર્યો છે. હું તેનો બદલો કોઇ પણ પ્રકારે વાળી આપું તેમ નથી. " કાસમે કહ્યું કે " હમણાં તેની નકામી વાતો છોડી દઇ મને મહેરબાની કરી ખાવાનું આપો ! હું ઘણા દિવસનો ભૂખ્યો છું." શાહજાદીએ જે સુંદર ખાણું પેલા નાપાક જાદુગર વાસ્તે બનાવ્યું હતું, તેમાંનું પુષ્કળ વધ્યું હતું તે લાવી હાજર કર્યું. પછી બંને જણ તે ખાણું લેવા બેઠાં કાસમે આનંદની સાથે પુષ્કળ ખાણું ઉડાવ્યું અને ત્યાર બાદ કેટલાક સુંદર મેવો અને છેલ્લે પેલો આફ્રિકાનો ઘણોજ સરસ શરાબ લેવો શરૂ કર્યો. આ પ્રમાણે બંને જણે રમતગમતની સાથે ખાણું લીધા બાદ આરામ લીધો. તેઓ બંને લસલસાટ ઉંઘી ગયાં. સુતી વખતે પોતાના ચાકરોને મોટી ફજરે ઉઠાડવા ફરમાવ્યું હતું.

બીજી તરફથી સુલતાન પોતાની વહાલી બેટીના વિયોગથી તેમજ કાસમનો આખો મહેલ ગુમ થવાથા ઘણો જ દિલગિર રહેતો હતો. તેને ઉંઘ પણ આવતી ન હતી, આખો દિવસ ગમગીન ચહેરે પડી રહેતો હતો. તે હંમેશની માફક પોતાના મહેલમાં રહી તે સુંદર મહેલને જોતો, પરંતુ જ્યારે દેખતો ન હતો ત્યારે ભારે દિલગિરી સાથે નાસીપાસ થતો હતો. આજે સવારે પણ તે હંમેશના રિવાજ પ્રમાણે પેલો રમણિય મહેલ જોવા માટે પોતાના ઓરડામાં ગયો. અને તે મહેલ તરફ નજર કરી તો તેની નજરે પેલો સુંદર મહેલ પડયો. આ વખતે તે ખરેખર હર્ષઘેલો થઇ ગયો, જેથી મોટી બુમ પાડી બોલી ઉઠયો કે " ખુદાની મહેરબાનીથી આજે મને મારી પ્યારી બેટી મલશે. !" તેની મોટા બુમથી મહેલનાં બીજા માણસો પણ તે ઓરડામાં દોડી આવ્યાં, પરંતુ તે માણસો જ્યારે આ ઓરડામાં આવ્યાં ત્યારે તેં સુલતાન નાચવા અને કૂદવા મંડી ગયો હતો. દરેક માણસે ઘણી અજાયબી સાથે સુલતાનને આમ કરવાનું કારણ પૂછયું, પરંતુ પાદશાહે કંઇ પણ જવાબ આપ્યો નહિં; તેથી એક બાંદી શાણીને તેડવા

દોડી ગઇ. રાણી એકદમ ગભરાતી ગભરાતી ત્યાં આવી પહોંચી, કારણ કે એક તો તેને પોતાની પ્યારી બેટીના વિયોગનું અસહ્ય દુઃખ હતું, અને તે દરમ્યાન સુલતાનની ખબર મળી. રાણી ઘણી ચતુર હતી, તેણે આવીને પેલા સુંદર મહેલ તરફ નજર કરી, કારણ કે સુલતાન હંમેશાં તે મહેલ તરફ જોતા હતા તે બીના રાણી જાણીતી હતી. નજર કરતાં પેલો મહેલ જોયો એટલે સુલતાનની બેચેનીનું કારણ સમજી ગઇ. તેણે તુરતજ સુલતાનનો હાથ પકડી કહ્યું કે "મારા પ્યારા ખાવિંદ! ચાલો, આપણી પ્યારી બેટી તથા જમાઇને મળવા જઇએ, તેઓ આપણી રાહ જોતાં હશે!" પાદશાહ તુરતજ શુદ્ધિમાં આવ્યો અને બોલ્યો કે "હા, ચાલો! આપણે જલદી જઇએ." પછી પાદશાહ પોતે ઘોડેસ્વાર થઈ પોતાની બેટીને મળવા માટે ચાલી નીકળ્યો.

કાસમને પણ તેના ગુલામે વહેલો ઉડાડયો હતો, તેથી તે પણ પોતાના સુંદર પોશાકમાં પાદશાહને આદરસત્કાર આપવા માટે બારણામાંજ ઉભો હતો. સુલતાન તેને અતિ હર્ષથી ભેટયો, અને પછી શાહજાદીની ખબર પૂછી. કાસમે તેના ઓરડામાં જવા કહ્યું, તેથી પાદશાહ શાહજાદીના ઓરડામાં ગયો, તો પોતાની બેટીને અતિ હર્ષથી સુંદર પોશાકમાં બેઠેલી જોઇ, તેથી પાદશાહ ઘણોજ ખુશી થઇ ગયો અને પોતાની બેટીને મુબારકબાદી આપવા લાગ્યો. તે બોલ્યો કે "મારી પ્યારી બેટી! તારા વિયોગથી મને જે દિલગીરી થઇ છે તે મારી જીભે વર્ણવી શકાય તેમ નથી. મારી વહાલી બેટી! તને પણ અસહ્ય સંકટો પડયાં હશે, પરંતુ ખુદાની મહેરબાનીથી આજે તને સુખરૂપ જોઈ મારા આનંદનો પાર રહેતો નથી!" ત્યાર પછી શાહજાદીએ પોતાના પિતાના પૂછવાથી પોતાની હકીકત કહેવી શરૂ કરી. તે બોલી કે "મારા પ્યારા પિતા આપણા નગરમાં આશરે બે અઠવાડીઆંપર પેલો નાપાક જાદુગર કે જે જુનાં ફાનસને બદલે નવાં ફાનસ આપતા હતો, તે દુષ્ટે આ બધું તોફાન મચાવ્યું હતું. મારા પ્યારા ખાવિંદ તો તે વખતે ઘેર પણ ન હતા. જો તે હોત તો આવો વખત કદી પણ આવત નહિ! ત્યાર પછી તેણે તે જાદુગર સંબંધની બધી હકીકત પહેલેથી છેલ્લે સુધી કહી સંભળાવી, તેથી પાદશાહની ખાતરી થઈ કે કાસમ તદ્દન નિર્દોષ છે. પોતે કાસમને વગર કારણે ઠપકો આપેલો તેથી તેને બહુ પસ્તાવો થયો. તે તુરતજ ત્યાંથી ઉઠી કાસમની પાસે ગયો, અને ફરીથી તેને અતિ હર્ષથી ભેટયો. પછી બોલ્યો કે "મારા પ્યારા બેટા! મેં તારી તરફ જે ગેરવ્યાજબી વર્તણુંક ચલાવી છે તે માટે હું તારી માફી માગું છું. શાહજાદીપર મને બેહદ પ્યાર હોવાથી મને તેનો વિયોગ બેહદ દુઃખદાયક થઇ પડયો, જેને પરિણામે તારી તરફ મારે આવી નીચ વર્તણુંક ચલાવવાનો વખત આવ્યો." કાસમે જણાવ્યું કે "નેક નામદાર! તમે મારી તરફ જે વર્તણુંક ચલાવી તેમાં તમારો દોષ બિલકુલ નથી, ગમે તેવો માણસ અણધારી આફતમાં આવી પડે ત્યારે તમારી પેઠેજ સહસા કરે છે. અમારા દુઃખનું ખરૂં કારણ તો પેલો નાપાક જાદુગર છે, માટે તમારે આ બાબત કંઇ પણ અફસોસ કરવો નહિ. તે નાપાકે મને આ સિવાય તો બીજું ઘણું દુઃખ દીધું છે તે બીના કોઈ પ્રસંગે હું તમને જણાવીશ." પાદશાહ આ બીનાથી સારી રીતે વાકેફ થયો, બાદ તેણે આજનો આખો દિવસ ખુશાલી તરીકે જાહેર તહેવાર પાળવા ફરમાવ્યું.

ત્યાર પછી તે શાહજાદી, કાસમ, સુલતાન તથા રાણી મોજશોખથી રહેવા લાગ્યાં, અને પોતાનો બધો વખત આનંદમાં ગુજારવા લાગ્યાં. કાસમ પ્રથમની માફક નવાં નવાં ખાતાં સંબંધી માહીતગારી મેળવતો હતો અને તેથી તે એક સારો રાજ્યકર્ત્તા થયો હતો. આ પ્રમાણે એક વરસ ચાલ્યું ત્યારબાદ પેલા નાપાક જાદુગરનો એક નાનો ભાઈ કે જે તેના કરતાં પણ ઘણો ઇલમી હતો. આ બંને ભાઇએ વરસમાં એકવાર પોતાના જાદુના બળથી બીજા ભાઇની ખબર કહાડતા હતા. આ વખતે નાનાભાઇએ પોતાના જાદુના બળથી જ્યારે મોટા ભાઇની ખબર કહાડી તો તેને માલમ પડયું કે તે બિચારાને ચીન દેશના પાટનગરના રહીશ કાસમે મારી નાખ્યો છે, જે કાસમ હાલમાં ત્યાંના પાદશાહની ખુબસુરત બેટી સાથે પરણ્યો છે. આ ઉપરથી તેણે પોતાના ઇલમથી એક જીનને બોલાવી મંગાવી હુકમ કર્યો કે "પેલા કાસમને તું હમણાને હમણા પકડી લાવ." જીને જવાબ આપ્યો કે "તેની પાસે જાદુઇ ફાનસ

છે, માટે તેનાપર અમારી સત્તા ચાલશે નહિ," ત્યારે તેણે જણાવ્યું કે "મને તેના શહેરમાં લઇ જા" તે પરથી પેલો જીન તેને થોડીવારમાં પેકીનમાં લઇ ગયો. આ શહેરમાં કેટલાક દિવસ સુધી ફર્યો, અને બારીક તપાસ કરતાં માલમ પડ્યું કે "આ શહેરમાં એક ફકીર રહે છે તે ઘણોજ પવિત્ર છે, આખા શહેરના તમામ લોકો તેને ખરા અંતઃકરણથી ચાહે છે, માટે જો તેને મારી નાખી તેના જેવોજ વેષ લઇ હું ફરૂં તો મને કંઈ અડચણ પડે નહિ." એમ વિચારી તે લોકોને પૂછવા લાગ્યો કે "આ પવિત્ર ફકીર ક્યાં રહે છે? અને તેમનો સ્વભાવ કેવો છે?" બિચારા ભલા લોકોએ જણાવ્યું કે "તે તો સાક્ષાત પેગમ્બરજ છે! આ નગરની જુમામસીદમાં તેઓ રાત રહે છે અને આખો દિવસ તો ફરતા ફરે છે. તે બહુ દયાળુ પરોપકાર છે; વળી ઘણા મળતાવડા છે." આ બીના સાંભળી સાંજની વખતે તે પેલી જુમામસીદમાં ગયો અને તે પવિત્ર ફકીરની પાસે જઇને તેને કહેવા લાગ્યો કે "સાંઇબાવા! હું આપનું નામ સાંભળીને આપની પાસે આવ્યો છું. મેં મારી આખી જીંદગી પાપમાં ગુજારી છે, હવે મને તે બાબત બહુ પસ્તાવો થાય છે તેથી મારૂં ઘરબાર છોડી દઇ આપને શરણે આવ્યો છું તો મને આપની પાસે રાખી મારી જીંદગી સુધારવા કૃપા કરશો. ખુદા તમારૂં ભલું કરશે." પવિત્ર ફકીરે તેને પોતાની પાસે ઘણી ખુશીથી રાખ્યો, તે હમેશાં પોતાની સાથે તેને ફેરવતો, તેમજ રાત્રે પણ સાથેજ રાખતો, તેથી એક અઠવાડીઆની અંદર તો તે જાદુગર આ પવિત્ર ફકીરની તમામ ચાલચલગતથી વાકેફ થઇ ગયો. ત્યાર પછી તે લુચ્ચા જાદુગરે પેલા પવિત્ર ફકીરને મારી નાખ્યો અને તેની લાસને કોઈ ના દેખે તેવે ઠેકાણે જંગલમાં નાખી આવ્યો. આ કામ તેણે રાત્રે કર્યું તેથી કોઇના જાણવામાં આવ્યું નહિ. ત્યારબાદ પોતાના જાદુઇ છલમથી પેલા ફકીરનાજ જેવો વેષ ધારણ કરી નગરમાં ફરવા લાગ્યો અને પેલા ફકીરની માફક આશીર્વાદ દેવા લાગ્યો જે લોકો તેને રાત દિવસ જોતા હતા તોપણ તેને ઓળખી શકયા નહિ, તેવો વેષ તેણે છલમથી ધારણ કીધો હતો. કેટલાક લોકોએ તેને તેડી સાથે થોડા દિવસથી એક બીજો માણસ આવતો હતો તે વિષે પૂછ્યું, ત્યારે તેણે જણાવ્યું કે "તે માણસ હાલમાં તો બહાર ગામ ગયો છે." આ પ્રમાણે તેના કપટની કોઇને પણ ખબર પડી નહિ. છેવટે તે ચાલતો ચાલતો શાહજાદીના મહેલમાં ગયો. તેની પાછળ હજારો લોકો ભમતાં હતાં, કોઇ તેને પગે લાગતું, તો કોઇ આશિર્વાદ માગતું તો કોઇ પોતાને માથે હાથેહાથ ફેરવવા કાલાવાલા કરતું હતું. આ બધી ધમાલથી મહેલ ગાજી રહ્યો. અને તેથી શાહજાદી કે જે પોતાના દિવાનખાનામાં બેઠી હતી, તે એકદમ બોલી ઉઠી કે "આટલી બધી ધમાલ શાની છે? તેની એક બાંદી તુરત ખબર કહાડી બોલી કે "આપણા શહેરના પવિત્ર સાંઇબાવા આપણા મહેલમાં પધારે છે, અને તેમની પાછળ હજાર લોકોનું મોટું ટોળું છે તેનો આ અવાજ છે!" શાહજાદી તે પવિત્ર પુરૂષને ઘણી ચાહતી હતી, તેથી તેને માન આપવાની ખાતર જાતે નીચે ઉતરીને તેને પગે પડી પોતાના મહેલમાં આવવા આગ્રહ કર્યો. તે લુચ્ચા જાદુગરને તો એટલું જ જોઇતું હતું, તેથી તુરત તેની પાછળ પાછળ ચાલ્યો. શાહજાદીએ પોતાનો આખો મહેલ તે સાંઇને બતાવ્યો આ કપટી જાદુગર અજાણ્યો થઇ તે મહેલ જોવા લાગ્યો અને પુષ્કળ વખાણ કરવા લાગ્યો. પેલી શાહજાદીએ તે લુચ્ચા ઢોંગી સાંઇને જણાવ્યું કે "સાંઇબાવા! તમે આજે ઘણે દિવસે પધાર્યા, મારાપર આટલી બધી કૃપા કરી તે માટે હું આપનો ઉપકાર માનું છું, અને ખુદાની પાસે નરમાશથી માગું છું કે તમારા જેવા પવિત્ર પુરૂષો મારાપર હમેશાં રહેમ નજર રાખી રહે." પેલા ધુતારા સાંઇએ કહ્યું કે "શાહજાદી! તું ઘણીજ સમજુ અને દયાળુ છે, આખા નગરમાં દરેક સમજુ માણસ તારાં અને તારા ઉદાર દિલના ખાવિંદનાં એક સરખાં વખાણ કરે છે, તેથીજ હું તારે ત્યાં આવ્યો છું, અને તારા ખાવિંદની મુલાકાત લેવા ધારૂં છું માટે મને બતાવ કે તે ક્યાં છે?" શાહજાદી બોલી કે "સાંઇબાવા! તે તો શિકારે ગયા છે, આપ આજની રાત અહીં ગુજારો. તે સવારના પહોરમાં જરૂર આવી પહોંચશે." પેલા ઠગારા ફકીરે ઉપરઉપરથી ના કહી પરંતુ અંદરખાનેથી તો તેની મરજી રહેવાનીજ હતી. શાહજાદીએ ફરીથી ઘણા આગ્રહ સાથે રહેવા જણાવ્યું અને કહ્યું કે "આખા મહેલમાં પુષ્કળ ઓરડા છે તેમાંથી ગમે તે

એક પસંદ કરો. વળી મારી મરજી તો એવી છે કે આપ હંમેશને માટે અહીં રહો." પેલા ફકીરે જણાવ્યું કે "અમારે ત્યાગી પુરૂષોએ સંસારમાં આવવું પણ ન જોઇએ, તેમ છતાં તારા અતિ આગ્રહથી હું તારી પાસે કેટલાક દિવસ સુધી રહીશ." આ વાતચીત થયા બાદ સુંદર ખાણું આણવામાં આવ્યું. જે પેલા ફકીરે તથા શાહજાદીએ લીધું. ત્યાર પછી બંને જણાં વાતચિત કરવા લાગ્યાં અને છેવટે શાહજાદીએ પૂછ્યું કે "સાંઇબાવા! તમે આખો મહેલ ફરી ફરીને જોયો ત્યારે તેમાં જે કંઈ ખામી હોય તે બતાવો, જેથી તે સુધારવામાં આવે." તે ફકીર બોલ્યો કે "મારી પ્યારી બેટી! આ મહેલ આખી દુનીઆમાં સરસાઇ ભોગવે છે. તેમાં સર્વ જાતની જોઈતી ગોઠવણ કરવામાં આવી છે, પરંતુ મારા મનમાં એક નજીવી બાબતની ખામી જણાય છે" શાહજાદી બોલી કે "સાંઇબાવા! તમે કંઇ પણ શંકા રખ્યા વગર તમારી નજરમાં જે કંઈ ખામી આવતી હોય તે ખુશીથી બતાવો." પેલો ઠગારો બોલ્યો કે "નામદાર શાહજાદી! જો રોકપક્ષીનું એક ઇંડું લાવીને આ દિવાનખાનાની વચ્ચે ટાંગ્યું હોય તો તમારા મહેલની શોભા હાલ છે તેના કરતાં લાખો ગણી વધી જાય છે." શાહજાદી બોલી કે "સાંઇબાવા! રોક પક્ષી કેવું હશે? અને કયાં મળી આવશે? મને તેની કંઇ પણ ખબર નથી. આ નામ પણ મેં આજેજ સાંભળ્યું." તે ઠગારો બોલ્યો કે "આ પક્ષી ઘણુંજ મોટું હોય છે, તે અલબરૂજના પ્રખ્યાત પહાડની ટોચે રહે છે. તેને માણસના જેવી વાચા હોય છે, તે ઘણુંજ અક્કલવાળું તથા પરાક્રમી છે, વાસ્તે જે કારીગરે આ મહેલ બાંધ્યો હોય તેને હુકમ કરશો તો તે તુરત લઈ આવશે." ત્યારબાદ પેલો જાદુગર શાહજાદીની રજા લઇ પાસેના બીજો ઓરડો કે જેમાં શાહજાદીએ સાંઇને મુકામ આપ્યો હતો, તે ઓરડામાં ગયો, અને પોતે પોતાના કામમાં અત્યાર સુધી ફતેહ પામવાથી ખુશ થયો. હવે તેના મનની પક્કી ખાતરી થઈ કે "કાસમને પેલો જીન મારી નાખશે અને પેલું જાદુઇ ફાનસ તથા ખુબસુરત શાહજાદી મને મળશે". આખી રાત તેણે આનંદમાં ગુજારી નિરાંતે ઉંઘ લેવામાં ગાળી બીજે દિવસે સવારમાં કાસમ શિકારેથી પાછો આવ્યો, અને તુરત પોતાની પ્યારી બાનુના ઓરડામાં તેને મળવા ગયો. તેને બગલગીરી કરી તેની ખુશ ખબર પૂછવા લાગ્યો, પણ તેને જરા દિલગીર જેવી જોઇ તેથી તે બોલ્યો કે "પ્યારી! તને કોઇ પણ જાતની દિલગીરી થઇ છે. એવું મને માલમ પડે છે, માટે જે હોય તે તુરત મારી આગળ જાહેર કર કે હું તુરત તારી દિલગીરી કાપી નાંખું" શાહજાદી બોલી કે "મારા પ્યારા ખાવિંદ! કંઇ નહિ, અમસ્તુ સહેજ જ. માત્ર એક નજીવી ચીજની મને ખાયશ ઉત્પન્ન થઇ છે, અને તેથી મારો જીવ જરા ઉદાસ છે. હું ધારૂં છું કે આપણો મહેલ આખી દુનિઆમાં સરસાઇ ભોગવે છે, પણ તેમાં એકજ ખામી છે, અને તે એકે રોકપક્ષીનું એક ઇંડું લાવી આપણા દિવાનખાનામાં જો ટાંગ્યું હોય તો એનું મૂલજ થાય નહિ." શાહજાદો બોલ્યો કે "બસ! તારી ધારણા હમણાં પુરી પડશે. જે કંઇ તું ફરમાવશે તે કદી પણ ના પાડવામાં આવશે નહિ, કારણ કે તારી મરજી આગળ સર્વ ચીજ રદ છે." કાસમ તેટલું કહી તુરત ત્યાંથી બીજા ઓરડામાં ગયો, અને પોતાની છાતીપરથી પેલું ફાનસ છોડી નીચે મૂક્યું. પહેલી વખતે કરેલી ભૂલ પછી તે પેલા ફાનસને હંમેશ પોતાની છાતી આગળજ બાંધી રાખતો હતો. કારણ કે વખતે કોઇ હરામીના હાથમાં જાય તો પાછો આફતમાં આવી પડે. પેલા ફાનસને તેણે તુરત ઘસ્યું કે એક મોટો કદાવર અને ભયંકર જીન તેની સામે આવી ઉભો રહ્યો. પેલા જીનને જોઈ કાસમ બોલ્યો કે "ઓ ભલા જીન, આ દિવાનખાનાના ઓરડામાં એક વસ્તુની ખોટ છે તે તું પુરી પાડ!" જીને જણાવ્યું કે "મને તે વસ્તુ જણાવો એટલે પુરી પાડવામાં આવશે." કાસમ બોલ્યો કે "રોક પક્ષીનું ઇંડું આ દિવાનખાનાની વચ્ચે લાવીને ટાંગ કે જેથી મહેલની શોભામાં અનુપમ વધારો થશે, માટે હું આ ફાનસના માલેક તરીકે તે લાવવા માટે તને હુકમ કરૂં છું." હજુ કાસમે પોતાનું બોલવું બરાબર પુરૂં કર્યું ન હતું તેટલામાં તો પેલા જીને એક એવો તો મોટો ભયંકર પોકાર ઉઠાવ્યો કે આખું દિવાનખાનું તેના અવાજથી ગાજી રહ્યું. બિચારો કાસમ પીપળાના પાનની માફક થરથર ધ્રુજવા લાગ્યો. પેલા જીને ઘણાજ ક્રોધથી જણાવ્યું કે "અરે નાદાન! મેં તથા મારા સાથીઓએ તારી આટલી બધી સેવા બજાવી તોપણ તું ધરાતો નથી કે! આવી કીંમતી સેવાના બદલામાંજ તું અમારા પોતીકા માનવંતા ધણીને પકડી મંગાવી

તારા દિવાનખાનામાં ટાંગવા માગે છે? તું જરા વિચારી જો કે તેવું નીચકામ અમારાથી કદી પણ થઇ શકે? આખરે તું દરજી તે દરજીજ. તારામાં બુદ્ધિ કયાંથી હોય! હવે સરત રાખ કે તારી તથા તારી ખુબસુરત બાનુની શી વલે થાય છે?'! કાસમ ઘણીજ નરમાસથી બોલ્યો કે "અરે મારા ભલા જીન! મને માફ કર. મેં આ ગુનો જાણી જોઇને કર્યો નથી. ખરી વાત તો એ છે કે મેં રોકપક્ષીનું નામ પણ આજજ સાંભળ્યું છે. તે તારા માનવંતા ધણી છે, તેની મને બિલકુલ ખબર નથી. તારા ધણીનો હું ગુલામ થવા તૈયાર છું, કારણ કે તેનાજ પ્રતાપથી અને મહેરબાનીથી આ બધો વૈભવ ભોગવું છું, તો તેને મારા દિવાનખાનામાં ટાંગવાની અન્યાય ભરેલી માગણી મારાથી થાયજ કેમ?" પેલા જીને પૂછ્યું કે "તું નથી ઓળખતો? તે નામ તને કોણે આપ્યું. તે જલદીથી કહે." કાસમે જણાવ્યું કે મારી ગેરહાજરીમાં મારી પ્યારી શાહજાદી પાસે પવિત્ર સાંઇબાવા આવ્યા હતા જે હજુ સુધી આ મહેલમાંજ છે, તેમણે આ આખો મહેલ જોઇ ઘણીજ ખુશી બતાવી. પછી શાહજાદીને પૂછ્યું કે "આ મહેલમાં કંઈ ખોડ હોય તો મને જણાવો." જેથી તેમણે આ ખોડ બતાવી. ત્યાર પહેલાં અમારામાંથી એકે જણ રૌકપક્ષી તથા તેના ઇંડા વિશે બીલકુલ જાણતાં ન હતાં. તું આટલી બધી મુદતથી મારી પાસે આવે છે તોપણ તેં જરાએ તે સંબધે વાત કરી નથી! અમારી ખરી વાત આ પ્રમાણે છે માટે હવે તારી નજરમાં આવે તેમ કર!" પેલો જીન બોલ્યો કે "મને ખાતરી કરવા દે કે તારી વાત ખરી છે કે ખોટી?!' પછી પેલા જીને પોતાની ચમત્કારીક વિદ્યાથી જાણી લીધું તો કાસમની વાત ખરી જણાઈ તેથી તે બોલ્યો કે "હું તને માફી આપું છું, પણ યાદ રાખજે કે હવે પછી વગર વિચારે કંઇ પણ કામ કરીશ તો ઠાર મારીશ. હવે તું પેલા પવિત્ર ફકીરને મારી આગળ જલદી લાવ, કારણ કે મારે તેને ઓળખવો છે! અગર તું મને તેની પાસે લઇ જા." પછી કાસમ પેલા ફકીરની પાસે આ જીનને તેડી ગયો. જીનને જોતાં પેલો ફકીર ગભરાવા લાગ્યો. પેલા જીને એક એવી તો મોટી ગર્જના કરી પેલા ફકીરને કહ્યું કે "અરે કમબખ્ત કુતરા! મારા માનવંતા ધણીનું નામ લેનાર તું કોણ છે? જલદી સાચેસાચું કહી દે? નહિ તો તારૂં મોત આવ્યું છે!" તે ફકીર ઘણોજ કાલાવાલા કરવા લાગ્યો પણ પેલા જીને તેનું ગળું પકડી એક તમાચો લગાવી દીધો જેથી તે તુરત મરણ પામ્યો. આ બનાવ જોઇ કાસમ તો ગભરાઇ ગયો. પેલા જીને કાસમને ગભરાએલો જોઇ કહ્યું કે "તું ગભરાઇશ નહિ! આ તો પેલા આફ્રિકાના જાદુગરનો ભાઇ છે! તે પોતાના મોટા ભાઇનું વેર લેવા માટે તારા નગરમાં આવી રહ્યો છે? તારા પવિત્ર ફકીરને તો આ બદમાસે મારી નાખ્યો છે! તેણે તારા મહેલમાં દાખલ થવા માટે ફકીરનું રૂપ લીધું છે, અને તારી શાહજાદીને શીખવી આવી ગેરવ્યાજબી માગણી તારી પાસે કરાવી મારે હાથે તારૂં મોત કરાવી પેલું ફાનસ લઇ જવા તેની ઇચ્છા હતી, પરંતુ તેનું કંઇ પણ વળ્યું નહિ! અને 'ખાડો ખોદે તે પડે' એ કહેવત મુજબ થયું! તું સાચું બોલ્યો છે માટે હું તારાપર ઘણો ખુશી થયો છું માટે લે આ એક ડાબડો તને આપું છું તે ઉઘાડી તેના અંદર રેતી ભરેલી છે તે જો, આ ડાબડો ભવિષ્ય જોવાનો છે. તારે કંઇ જરૂર પડે ત્યારે આ રેતીમાંથી ચપટી લઇ તારી હથેલીમાં પાથરી તારે જોવું હોય તે જોજે એટલે તારી હથેલીમાં સઘળી બીના લખાશે. આ જાદુગરે પોતાના ભાઇનું ભવિષ્ય આવી જાતના દાબ-ડાથી જોયું હતું, તેમજ તેના ભાઇએ તારૂં ભવિષ્ય પણ તેવીજ રીતે જોયું હતું; પરંતુ મૂર્ખાઓએ પો-તાનું ભવિષ્ય જોયું નહિ, જો તેમણે પોતાનું ભવિષ્ય જોયું હોત તો આવાં કામ કદી કરત નહિ! પરંતુ તેમનું આ પ્રકારે મોત લખેલું માટેજ તેમને તે વાત સુઝી નહિ!" આ બધી હકીકત જાણી કાસમ ઘણો ખુશી થયો અને પેલા જીનનો હજારો ઉપકાર માનવા લાગ્યો. ત્યાર પછી પેલો જીન રજા માગીને ગયો. તે જીન ગયા પછી કાસમ પોતાની પ્યારી શાહજાદી પાસે ગયો અને પોતે મોતના પંજામાંથી કેવી રીતે બચ્યો તથા તે ફકીર કોણ હતો તે સઘળી હકીકત કહી સંભળાવી, પેલો ડાબડો બતાવ્યો. પેલા ફકીરની વાત થોડીજ વારમાં સુલતાનના જાણવામાં આવી. પોતાની પ્યારી બેટી તથા જમાઇ ખુદાની મહેરબાનીથી બીજી વારના મોતના પંજામાંથી બચ્યાં માટે તેમને મુબારકબાદી આપવા માટે સુલતાન પોતે ચાલીને શાહજાદીના મહેલે આવ્યો, અને શાહજાદી તથા કાસમને બેહદ પ્યારથી

બેટયો. તેમના માનની ખાતર તે દિવસ જાહેર તહેવાર તરીકે પાળી ગરીબ ગરબાંને પુષ્કળ દાન કર્યું. ત્યાર પછી કેટલેક દહાડે સુલતાનના મનમાં એવો વિચાર થયો કે "હવે હું ઘરડો થયો છું, મારે કંઇ ફરજંદ નથી, ફક્ત આ એકજ બેટી છે માટે મારી હયાતીમાંજ તેને મારી વારસ નીમું તો ઠીક." પછી તેણે સારૂં મહુરત જોઇ પોતાની બેટીને પોતાના તખ્ત પર બેસાડી. આ ચતુર શાહજાદીએ સુલતાન તથા કાસમની મદદથી ઘણી સારી રીતે રાજ્ય ચલાવ્યું. ત્યાર બાદ સુલતાન મરણ પામવાથી કુલ અખત્યાર કાસમ તથા શાહજાદી ચલાવવા લાગ્યાં. તેમણે એવી તો સારી રીતે રાજ્ય ચલાવ્યું કે આખા રાજ્યમાં તેની નામના થઇ. પ્રભુ ઇચ્છાએ તે સુખી જોડાને બે દીકરા થયા તે પણ ભાગ્યશાળી નીવડયા.

આ વાર્તા પરથી હર કોઇ સમજી શકશે કે 'આફ્રિકાના જાદુગરે ગમે તેટલી તજવીજ કરી પણ તેના નશીબમાં મોટો ખજાનો તથા રાજ્યકીય સુખ લખ્યાંજ નહતાં તો તેને મલ્યાંજ નહિ! કાસમ એક ગરીબ દરજીનો અભણ બેટો હતો, પરંતુ તેના નસીબમાં તે બધું સુખ લખેલું હતું તેથી તેને મળ્યું.' બીજી શીખામણ એ છે કે 'કાસમને ગમે તેટલો ખજાનો, અને પદવી મળ્યા છતાં તે કદી પણ મગરૂર બન્યો નહિ, ઉલટો દિવસે દિવસે વધારે નરમ થઇ પોતાના પૈસા તથા પદવીનો સારો ઉપયોગ કરી આ દુનિઆમાં પોતાનું નામ અમર કરી ગયો.'

આ વાર્તાથી સુલતાન ઘણોજ ખુશી થઇ ગયો અને શહેરાજાદીને વગર માગે વધુ જીંદગી બક્ષી આગળ નવી વાર્તા કહેવાને આગ્રહ કર્યો, તેથી તેણે નીચે પ્રમાણે વાર્તા શરૂ કરી.

# અતિશય લોભ તે પાપનું મૂળ.

પ્રાચીનકાળમાં "મર્વ" શહેર કે જે ઇરાનની રાજધાનીનું શહેર હતું તે ઘણુંજ મોટું અને આબાદ શહેર હતું. ત્યાંની પ્રજા વિદ્વાન, પૈસાદાર, ખંતીલી અને મોજીલી હતી, તેથી આખી દુનીઆમાં મશહુર હતી. ત્યાંના રાજાઓ પણ વિજયી અને ન્યાયી હોવાથી ઘણા પ્રસિદ્ધ હતા. તે શહેરમાંજ જહાંદારશાહ નામનો એક પરાક્રમી રાજા થઇ ગયો. તે રાજા ઘણોજ ન્યાયી તથા પોતાની પ્રજાને જેમ બને તેમ સુખી કરવા તત્પર હતો, તેથી આખી પ્રજાનો તેનાપર ઘણોજ પ્યાર હતો.

એક દિવસે તે પોતાના વજીરને સાથે લેઈ છૂપા વેશે પોતાની રૈયતની સ્થિતિ જોવાને નીકળ્યો. આ પ્રમાણે તે ઘણી વખત જતો હતો. બન્ને જણ વેપારીના વેષમાં હતા. જેથી તેમને કોઇ ઓળખી શકતું ન હતું. તેઓ ચાલતા ચાલતા નદીપર જઇ પહોંચ્યા. અને તેઓ હોડીમાં બેસી નદી પાર ઉતર્યા. ત્યાંથી ચાલતાં ચાલતાં ઘણે દૂર નીકળી ગયા. છેવટે તેઓ પોતાના નગરમાં આવવાને પાછા ફર્યા રસ્તામાં તેમણે એક માણસને જમીનપર પડેલો દીઠો, તેથી તેઓ તેના પાસે ગયા તો તેને ઉંઘી ગયેલો જોયો. પાદશાહના ફરમાનથી વજીરે તે માણસને જગાડયો તો તેમને જણાવ્યું કે આ માણસ તો બિચારો આંધળો છે! તેથી પાદશાહે તેને પૂછ્યું કે "અરે બુઢા માણસ! તું અહીં કેમ પડી રહ્યો છે? શહેરમાં જઇ કોઇ ધર્મશાળામાં મુકામ કેમ કર્યો નથી? વળી આ નદીના પુલ વચ્ચેજ પડયો છે તેનું કારણ શું?" પેલા બુઢાએ કહ્યું કે "હું વૃદ્ધ અને [illegible] છું તેથી [illegible] પણ ધંધો કરી શકતો નથી. વળી ઘણો ગરીબ છું, માટે ભીખ માગી મારૂં ગુજરાન [illegible] છું. આજે હું કેટલાક દિવસથી ભીખ માગવા ફરૂં છું. તો પણ મને કંઇ મળ્યું નથી. જેથી ભૂખ [illegible] આ પ્રમાણે પડયો છું." પાદશાહે પોતાની પાસેથી એક સોનાનો સિક્કો કાઢી તેના હાથમાં મૂક્યો અને તેમાંથી ખોરાક લાવી ખાવા ફરમાવ્યું. પેલો આંધળો માણસ સોનાનો સિક્કો લેતાની સાથેજ બોલી ઉઠયો કે "અરે સખીમર્દ! આ પ્રમાણે આપેલો તારો સિક્કો મારે જોઇતો નથી! જો તારી મરજી ખરેખર આપવાની હોય તો મારાપર મહેરબાની કરી મને એક તમાચો લગાવ." પાદશાહ આ વચન સાંભળી અજાયબ થયો અને કહેવા લાગ્યો કે "અરે બુઢા

માણુસ ! તું એટલોજ વિચાર કર કે દાન કરનાર તમાચો કેવી રીતે મારી શકે? મારાથી તેવું નહિ બને ! તે બુઢો બોલ્યો કે "જો તારાથી તેમ ન બની શકે તો આ તારો સિક્કો લે, તે મારે ન જોઇએ. જો મેં આવી બીખ લીધી હોત તો મારે ભૂખે મરવાનો વખત આવત નહિ ! મેં નિયમ લીધો છે કે દાન કરનાર માણુસ મારા ગાલપર એક તમાચો મારે તોજ મારે તેનું દાન લેવું, નહિ તો નજ લેવું." આ પ્રમાણે બોલી તેણે પાદશાહનો ઝભો જોરથી પકડયો કે તે નાશી ન જાય. પાદશાહે જણાવ્યું કે "તું આવી કઢંગી રીતભાત શા માટે રાખે છે? આથી તો તું ભૂખે મરી જઇશ !" તે આંધળો બોલ્યો કે "હું સારી રીતે જાણું છું કે મારી રીત કઢંગી છે અને તેથી મારે મરવું પડશે, તોપણુ તે રીત એવી સારી છે કે મારો પ્રાણુ જશે તોપણુ હું તે રીત કદી છોડીશ નહિ." સુલતાન ઘણીજ અજાયબી સાથે બોલ્યો કે "મને તેમ કરવાનું કારણુ જણાવ !" ત્યારે તે આંધળો બોલ્યો કે "હું હાલમાં ભૂખને લીધે ઘણો અશક્ત થઇ ગયો છું તેથી મારાથી મારી લાંબી હકીકત કહી શકાશે નહિ, ફરીને પ્રભુ ઇચ્છાથી આપણે મળીશું તો તને મારી સઘળી હકીકતથી વાકેફ કરીશ." સુલતાન તથા વજીરને લાગ્યું કે આ આંધળો માણુસ આવી વિચિત્ર વર્તણુંક રાખે છે તેનું ખાસ કારણુ હશે અને તે અજાયબી તથા ગમત ભરેલું હશે, માટે આપણે જાણવુંજ જોઇએ.તેમ ધારી સુલતાને વજીરને ઘણુજ ધીમેથી જણાવ્યું કે "હું આ આંધળાને તમાચો મારી ચાલતો થાઉં છું તું તેને કાલે બપોરે આપણા દરબારમાં આવવાનું કહી મારી પાછળ આવજે." પછી સુલતાને પેલા આંધળા માણુસને એક તમાચો આસ્તેથા માર્યો, જેથી પેલા આંધળા માણસે તેનો ઝભો છોડી દીધો અને પાદશાહ ચાલતો થયો. થોડીવાર પછી તેઓ ચાલતા ચાલતા શહેરમાં આવી પહોંચ્યા તો એક ઘોડી ઉપર એક જુવાન મર્દ બેઠો હતો અને તેને પુષ્કળ મારતો હતો તે ઘોડીને એટલો, તો માર પડયો હતો કે તેના આખા શરીરમાંથી લોહી વહ્યા કરતું હતું. તે જોવાને આસપાસના તમામ લોકો એકઠા થયા હતા. કોઈ તેને તેમ ન કરવા સમજાવતા હતા. કોઇ છેટે રહ્યા રહ્યા ગાળો દેતા હતા અને કોઇ બિચારા દયાની લાગણીથી જોઇ રહ્યા હતા. પાદશાહ તુરતજ તે લોકોને પૂછ્યું કે "આ માણુસ આમ કરે છે તેનું કારણુ શું છે?" તે લોકોએ જણાવ્યું કે "તે તો દરરોજ એવું કરે છે કોઇનું પણુ કહેવું માનતો નથી.

સુલતાને પોતાના વજીરને કહ્યું કે "આ માણુસને પણુ કાલે બપોરના દરબારમાં હાજર રહેવા ફરમાવ !" વજીરે તે જુવાનને તેમ કરવા હુકમ આપ્યો. ત્યાંથી આગળ ચાલતાં જે મહોલ્લામાંથી સુલતાન પોતાના મહેલમાં જતો હતો તે મહોલ્લામાં કોઇએ એક મોટું મકાન બાંધેલું હતું તે જોઇને સુલતાને વજીરને પૂછ્યું કે "આ મકાન કોનું છે?" વજીર બોલ્યો કે મને બરાબર ખબર નથી પણુ પૂછપરછ કરી પત્તો મેળવું છું." એમ કહી તેણે આસપાસના પાડોશીઓને પૂછી જોયું તો તેમણે કહ્યું કે "આ મકાન તો દોરડાવાળા મલેકનું છે." તે માણુસ અમારી નજર આગળ દોરડાં વણી વણીને મહા મુશીબતે પોતાનું ગુજરાન ચલાવતો હતો તે આજકાલ આટલો બધો પૈસાદાર શી રીતે થઇ પડયો તે સમજાતું નથી !" પાદશાહને આની હકીકત જાણુવાની પણુ ઇચ્છા થઇ તેથી પોતાના વજીર ઉસ્માનને જણાવ્યું કે "તેને પણુ આવતી કાલે બપોરે દરબારમાં હાજર રહેવા હુકમ આપ." પાદશાહના હુકમ મુજબ વજીર પણુ તેને હાજર રહેવા હુકમ આપવા ગયો, પરંતુ તે જાતે હાજર નહિ હોવાથી તેની ઓરતને તથા પાડોશીઓને ખબર આપી પાછો વળ્યો.

બીજે દિવસે બપોરે આ ત્રણે શખ્સોને વજીરે પાદશાહની હજુરમાં રજુ કર્યા, તે સર્વે જણે સુલતાનને ઘણીજ નમનતાઇથી સલામ કીધી. સુલતાનને પહેલાં પેલા આંધળા માણુસનું નામ પૂછ્યું તેથી તેણે કહ્યું કે "નેક નામદાર ! મને લોકો બીરજાના નામથી ઓળખે છે." સુલતાને જણાવ્યું કે "બીરજાબાન ! હું તમારી હેરત પમાડનારી બીખ માગવાની રીતથી ઘણો અજાયબ થયો છું. જો હું કાલ રોજજ આનંદમાં ન હોત તો તુરતજ તમારી એવી કઢંગી રીતનો અટકાવ કરી ઘટતી શિક્ષા કરત ! માટે તમે મને સાચેસાચું જણાવો કે કયા વ્યાજબી કારણુસર આવી ન લાયક રીત તમે પકડી છે!

તમારૂં કારણ વ્યાજબી હશે તો તમને માફી મળશે, નહિ તો એવી ચાલ બાબત તમને ઘટીત શિક્ષા કરીશ, માટે મારી આગળ બધી વાત જરાએ જરા છુપાવ્યા વગર કહી સંભળાવો !"

મીરજાખાને બીજી વખત નીચા નમીને સુલતાનને સલામ કરી જણાવ્યું કે "નેક નામદાર પાદશાહ ! કાલરોજે તમારી સાથે આગ્રહ કરી તમાચો મરાવ્યો માટે મને માફી આપશો. મારી આ ચાલ બીજાં માણસોને કદાચ કઢંગી અને નાલાયક જણાશે, પણ ખુદાની આગળ તો એ એક મોટા ગુનાનો પસ્તાવો છે, વાસ્તે હું એવી હઠ લઇ બેઠો છું; તેમ કરવાની શી જરૂર છે તે હું હમણાં તમારી આગળ મારો તમામ હેવાલ કહીશ તેથી આપ નામદારના જાણ્યામાં આવશે. જો મારી હકીકત વ્યાજબી લાગે તો મને માફી આપશો. નહિ તો આપ નામદારની નજરમાં આવે તે શિક્ષા ફરમાવશો."

આંધળો મિરજાખાન બોલ્યો કે "નેકનામદાર હું આ શહેરનો રહેવાસી છું. મારાં માબાપ મરી ગયાં ત્યારે મારી ઉમર લગભગ પચીશેક વરસની હતી. મારા પિતાના મરણ પછી થોડાજ માસે મારી માતા ગુજરી ગઇ હતી, તે વખતે મારી પાસે રહેવાને એક ઘર તથા થોડાક પૈસા હતા. મેં તે પૈસા માંથી બે ઉંટ ખરીદ્યાં, અને તે ઉંટો પર વેપારીનો માલ ભરી બુખારા શહેરમાં લઇ જતો તથા ત્યાંથી માલ ભરીને લાવતો તેથી મને ભાડાના સારા પૈસા મળતા હતા. હું નાનપણથીજ કંજુસ અને લોભી હતો. તેથી તે પૈસામાંથી ઘણા ખરા પૈસા બચાવતો હતો, અને વરસ આખરે જે પૈસા એકઠા થાય તેમાંથી બીજાં ઉંટ ખરીદતો હતો. આ પ્રમાણે પાંચ વરસની અંદર તો મારી પાસે સો ઉંટ થયાં મારા ધંધામાં હું દિનપ્રતિદિન ફતેહ મેળવતો ગયો. એક વખતે હું મારા ઉંટ પર માલ નાખીને તબ્રીજ ગયો, અને ત્યાંથી બીજો માલ ભરીને મર્વ પાછો આવવા વિચાર હતો, પરંતુ માલ ન મળવાથી ઠાલાં ઉંટ લઇને આવવા નીકળ્યો. રસ્તામાં આવતાં એક ઝાડપાનવાળી જગો આવી, ત્યાં મુકામ કરી ઉંટને ચરવા મૂક્યાં. હું થોડીવાર બેઠો તેટલામાં એક ફકીર આવીને મારી પાસે બેઠો. મેં તેને પૂછ્યું કે સાંઇબાવા તમારે ક્યાં જવું છે ? તેણે મને જવાબ આપ્યો કે "મારે તબ્રીજ શહેરમાં જવું છે તમારે ક્યાં જવું છે ?". મેં જણાવ્યું કે "મારે તો મર્વ શહેરમાં જવું છે ? ત્યાર પછી અમે સાથે બેસીને ખાણું ખાવા બેઠા. અમે ખાતાં ખાતાં તરેહવાર બાબતોપર વિચાર કરતા હતા તથા વાતો ચલાવતા હતા, એવામાં ફકીર (દરવેશ) બોલ્યો કે "અહીંથી થોડે છેટે એક જગા છે. ત્યાં અખૂટ ખજાનો પડેલો છે. તે ખજાનો એટલો બધો છે કે તમે તમારાં બધાં ઉંટ જવાહીરથી ભરો તોપણ, તેમાંથી લગારે ઓછો થાય નહિ." આ ખુશ ખબર સાંભળી હું ઘણોજ ખુશી થયો. હું તેને અતિશય પ્યાર બતાવી મમતાથી કહેવા લાગ્યો કે સાંઇબાવા ! તમારે તો એ ધન કંઇ પણ ખપનું નથી, માટે મહેરબાની કરી મને તે જગા દેખાડશો. તો હું તમને એક ઉંટ આપીશ. આ એક ઉંટ મેં તે દરવેશને આપવાનું કહ્યું, તે જો કે નજીવું હતું પરંતુ મારે મન એ ઘણીજ ભારે રકમ લાગી. પેલા દરવેશે મારો એવો લોભ જોઇ અને મેં માત્ર તેને એકજ ઉંટ આપવા કહ્યું તેથી તે બોલ્યો કે "ભાઇ ! તમેજ વિચાર કરો કે તમે જે મને આપવા કહો છો તે જે ખજાનો હું તમને આપવા કહું છું તેની આગળ તો કંઇજ વિસાતમાં નથી. તમને આ વાત ન કહી હોત અને છુપી રાખી હોત તો તમે શું કરવાના હતા ? પણ ભોળાપણથી મેં તમારી આગળ કહી દીધું તેનું કારણ તો એ કે તમે પૈસાવાળા બની મને હમેશાં યાદ કરો. મારે ઝાઝો લોભ નથી, માટે જો તમારી મરજી હોય તો તમારાં સો ઉંટ પૈકી પચાશ ઉંટ તમે ભરી જાઓ અને બાકીનાં પચાશ ઉંટ મને આપો. જો તમે મને પચાશ ઉંટ આપશો છતાં તમારી પાસે એટલી દોલત રહેશે કે બીજાં હજારો ઉંટ ખરીદ કરશો." હું વિચારવા લાગ્યો કે "હજુ તો મેં તે દોલત જોઇ નથી તેટલામાં મારી પાસે એક પચાસ ઉંટ માગે છે પણ હવે વિચાર કરવાનો વખત નથી; ગમે તો કબુલ થવું કે ના પાડવી. જો આ તક હું ખોઉં તો ખચિત મોટી ભૂલ કરી ગણાય. તેથી છેવટે મેં તેને પચાશ ઉંટ આપવા કબુલ કર્યું. મેં તુરત મારાં ઉંટ એકઠાં કરીને તે દરવેશની સાથે તે જગાપર જવા તૈયારી કરી અમે કેટલુંક ચાલ્યા પછી એક ખીણ પાસે આવ્યા. આ ખીણનું મોઢું ઘણું સાંકડું હતું તેથી એકેએક તે ઉંટ પેલી ખીણમાં ઉતાર્યું. પછી તે બંને જણા અંદર દાખલ થયા. અંદરના ભાગમાં ઘણી પ-

હોળી જગે હતી. આ ખીણની આસપાસ બધા પહાડ આવ્યા હતા. તેથી ત્યાંથી અમને કોઈ જોઇ શકે તેમ ન હતું. અમે અંદર ગયા કે પેલો દરવેશ બોલ્યો કે "હવે આપણે વધારે આગળ જવાની જરૂર નથી, અહીંજ ઉભા રહેવું જોઇએ." મેં મારાં બધાં ઉંટને બેસાડયાં અને પછી પેલા સાધુએ (દરવેશ) અગ્નિ પ્રગટ કરી કંઇક મંત્ર ભણી પાણી છાંટયું એટલે ભારે ધુમાડો થઇ આવ્યો. ત્યાર પછી થોડીવારમાં એક મોટો દરવાજો નજરે પડયો. અમે અંદર દાખલ થયા કે એક ઘણોજ ભભકાદાર મહેલ અમારી નજરે પડયો. આ મહેલ જોઇનેજ હું તો છક થઇ ગયો. અને તો એમ જણાયું કે એ કાંઇ કોઇ માણસે બનાવેલો નહિ હોય, પણ જીનોએ બનાવેલો હશે. પણ બીજી તપાસ કરવાને મને કંઈસુઝ પડી નહિ. પેલો દરવેશ તથા હું બંને જણ તે મહેલમાંથી ઝવેરાત લઇને ઉંટ પરના થેલાઓમાં ભરવા લાગ્યા. જ્યારે અમારા બધા થેલા બરાબર ભરાઇ રહ્યા ત્યારે પેલા દરવેશે તે મહેલનું બારણું બંધ કરવાની તૈયારી કીધી, પેલા દરવેશે એક સોનાનું વાસણ ઉઘાડયું, અને તેની અંદરથી એક લાકડાનો દાબડો કાઢી પોતાની કમ્મરે બાંધ્યો અને તેણે મને જણાવ્યું કે "આ દાબડામાં એક જાતનો મલમ છે."

ત્યાર પછી તે દરવેશ કંઇક મંત્ર ભણ્યો કે તે બધું અદ્રસ્ય થઇ ગયું અને પહાડ જેવા પહાડ થઇ રહ્યા. પછી અમે અમારાં ઉંટ લઇ ચાલવા લાગ્યા. અમે તે ખીણમાંથી બહાર નીકળ્યા પછી અમે બન્ને જણા અમારે રસ્તે પડવા તૈયાર થયા. મેં તે સાંઇબાવાનો ઘણોજ ઊપકાર માન્યો અને તેને હેતથી ભેટયો ત્યાર બાદ અમે બંને જણ અમારે રસ્તે પડયા.

રસ્તામાં ચાલતાં ચાલતાં મારા મનમાં અનેક વિચારો આવવા લાગ્યા, મારા મનને લાગ્યું કે તે ફકીરને તો આ ખજાનો કંઇ પણ કામનો નથી. વળી તેની પાસે તો એવો જાદુઇ ઇલમ છે કે જ્યારે જોઇશે ત્યારે તે પુષ્કળ પૈસો મેળવી શકશે, માટે પેલા પચાશ ઉંટ તેને આપવાની જરૂર નથી. આવા વિચારથી મેં તુરતજ મારાં ઉંટ ઉભાં રાખ્યાં, અને બુમ મારતો અને દોડતો પેલા દરવેશની તરફ દોડયો. છેવટે કેટલેક દૂર જઈ તેને પકડી પાડયો. તે સાંઇએ મને પૂછયું કે "તમે કેમ દોડતા આવ્યા? તમારે એટલી બધી શી જરૂર છે?" મેં જણાવ્યું કે "મારા પવિત્ર દોસ્ત! મને હાલમાં એક વિચાર થઇ આવ્યો છે! તે વિચાર જો પ્રથમથીજ મને અગર તમને સુઝયો હોત તો મારે આ પ્રમાણે દોડવાની જરૂર ન રહેત. તમે ઘણાજ ભલા આણસો છે, તેથીજ હું તમને એ વિચાર જણાવું છું. તમે દુનિઆદારીથી તદ્દન બીનમાહીતગાર છો. તમારૂં કર્તવ્ય તો આખો દિવસ ભજન કરવાનું છે! માટે તમને આટલી બધી ઉપાધિ પડવાથી ઘણીજ આપદા વેઠવી પડશે. જો મારૂં કહ્યું માનો તો તેમાંથી વીશ ઉંટ રાખી બાકીનાં ત્રીશ ઉંટ મને પાછાં આપી દ્યો તમે વીશ ઉંટ તો કદાચ સાચવી શકશો ખરા, પેલા ફકીરે કહ્યું કે "ખરેખર! તમારી વાત બરાબર છે, માટે તમારી નજરમાં આવે તેવાં ત્રીશ ઉંટ કાઢીને લઇ જાઓ!" હું તેમાંથી સારાં સારાં ત્રીશ ઉંટ લઇ તે ફકીરને પગે લાગી ચાલતો થયો. થોડેક છેટે ગયા પછી વળી મારા મનને એમ લાગ્યું કે સાંઇબાવા કંઇ પણ આનાકાની કર્યા સિવાય ઘણીજ સહેલાઇથી ત્રીશ ઉંટ આપ્યાં છે. હવે તેમની પાસે વીશ ઉંટ છે તેમાંથી જો દસેક માગું તો વખતે તે પણ આપે ખરા' તેથી વળી હું તેમની તરફ દોડયો અને પગે લાગી અગાઉની માફક જણાવ્યું કે સાંઈબાવા, તમને વીશ ઉંટ સાચવવાં ઘણાં કઠણ પડશે, માટે તમારા ભલાની ખાતર કહું છું કે મને તેમાંથી દશ ઉંટ આપો! પ્રથમની માફકજ તે સાંઇબાવાએ મને દશ ઉંટ લઈ જવા જણાવ્યું એટલે હું તેમાંથી દશ ઉંટ લઇ સાંઇબાવાનો ઉપકાર માની ચાલતો થયો. ખરે લોભને થોભ નથી! તેમજ ગરજાઉને અક્કલ નથી તે પ્રમાણેજ મારે પણ બન્યું. થોડે છેટે ગયા પછી મને તે બાકીનાં દશ ઉંટ તથા પેલો મલમનો દાબડો પણ લઇ લેવાનો બુરો લોભ તેથી હું તેમની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે અરે સાંઇબાવા! તમે આ દુનીઆનો ત્યાગ કરી હમેશાં ખુદાની બંદગી કરી તમારી જીંદગી સફળ કરી છે તેમાં આ નકામી ઉપાધિ હાથે કરીને શા માટે વહોરી લ્યો છો? તે તમને નરકમાં (દોજકમાં) નાખશે. અત્યારે તમારી જીંદગી જીનતમાં (સ્વર્ગમાં) જવાને લાયક થઇ છે, માટે મારા કહેવાને માન આપી તમારી સઘળી ઉપાધિ મારા જેવા સંસારની માયામાં ગરકાવ થઇ ગએલાને આપી દ્યો; જેથી તમારૂં કલ્યાણ થશે? તે ભલા દરવેશે તે સઘળું ખુ-

શીની સાથે મને આપ્યું. મેં તેમનો ઘણો ઉપકાર માન્યો, અને મારા મનમાં વિચારવા લાગ્યો કે આખી દુનીઆમાં સૌથી ધનવાન શેઠીઓ થયો. મારા આ પૈસામાંથી હું એક પાઈ પણ વાપરીશ નહિ! જેથી મારી દોલત કદી પણ ઓછી થશે નહિ! થોડીવાર વિચાર કરીને મેં પેલા સાંઇબાવાને પૂછયું કે આ દાબડામાં શું છે? અને તેનો શો ઉપયોગ છે? તેમણે મને જણાવ્યું કે "જે આ દાબડામાં મલમ છે તેનો ઉપયોગ એવો છે કે તેમાંથી એક આંગળી લઇ તારી ડાબી આંખમાં આંજીશ તો તને જમીનમાં જે જે ઠેકાણે પૈસા અગર ધન દાટેલું હશે તે તે ઠેકાણાં તારી નજરે પડશે, પરંતુ જો ડાબી આંખને બદલે જમણી આંખમાં આંજીસ તો બંને આંખે આંધળો થઇશ." પછી મેં તે સાંઇબાવાને કહ્યું કે તમે સારી રીતે માહીતગાર છો માટે મારી આંખમાં આંજી બતાવવા મહેરબાની કરો. તે પરથી તે સાંઇબાવાએ મારી ડાબી આંખના અંદર જરા મેશની માફક લઇ આંજી દીધો. તુરતજ મારી આસપાસ દાટેલું સર્વ ધન મારી નજરે પડયું. મેં જરા આગળ જઇ જોયું તો કેટલેક ઠેકાણે એટલો બધો ખજાનો માલમ પડયો કે તેનું વર્ણન પણ મારાથી આપી શકાતું નથી. વળી મારા મનમાં એક શંકા ઉત્પન્ન થઈ કે મારી જમણી આંખે લગાડવાથી હું આંધળો કેમ થાઉં? આ સાંઇ વખતે જુઠું બોલી મને ઠગતો હશે તો! કદાચ જમણી આંખે લગાડવાથી આ કરતાં પણ વધારે ફાયદો મળતો કેમ ન હોય? આપરથી મેં તે સાંઇબાવાને પેલો મલમ મારી જમણી આંખે લગાડવા અરજ કરી તેપરથી સાંઇબાવાએ કહ્યું કે "અરે ભલા માણસ! તું નાહક આંધળો શા માટે થાય છે?" મેં તે દરવેશના કહેવાપર વિશ્વાસ રાખ્યો નહિ અને વિચાર કરવા લાગ્યો કે એકજ મલમ એક આંખે લગાડવાથી જમીનમાંનું ધન બતાવે અને બીજી આંખે લગાડવાથી આંધળો બનાવે એમ કેમ બને! માટે તે વાત ખોટી છે, પરંતુ તેથી કંઇક વિશેષ લાભ હશે, માટે આ સાંઇ મને ના પાડે છે. મેં તેને કહ્યું કે ભાઇ તમે તો મારી મશ્કરી કરો છો. કંઈ એકજ મલમમાં બે વિચિત્ર ગુણ હોય નહિ! તે ભલા સાંઇએ જવાબ આપ્યો કે "હું ખરેખરૂં કહું છું તે બાબતનો સાક્ષી ખુદા છે." તે દરવેશે મને ઘણુંએ સમજાવ્યો પરંતુ તે કશાની દરકાર કર્યા વગર મેં તો મલમ લગાડવાજ આગ્રહ કર્યો. છેવટે તે દરવેશ બોલ્યો કે "મારાથી તેવું નીચ કામ કદી પણ બનશે નહિ. મેં તારા ઉપર મહેરબાની કરી જેજે બક્ષીસો આપી છે તે સઘળી ધુળમાં મળે. તને દુનીઆમાં કરોડોપતિ બનાવી પાછો આંધળો બનાવું તે કેવું ખરાબ લાગે? આંખ વગર માણસને કેવી આપદા ભોગવવી પડે છે તેનો તું ખ્યાલ કર. આંખ વગરના માણસનું જીવતર નકામું છે. તું અત્યારે તો આટલો આગ્રહ કરે છે પણ જ્યારે તું આંધળો થાય ત્યારે ઉલટો મને શ્રાપ આપશે." મેં કહ્યું કે ભાઇ તેં મારાપર બેહદ ઉપકાર કર્યો છે અને એક નજીવી બાબત વાસ્તે તું ના પાડે છે તે ઠીક નહિ. એટલા માટે મારો જીવ દુભાશે માટે તું મને ખુશી થઇને તે મલમ લગાડ.

મારા અતિ આગ્રહથી તે ભલો સાંઇ ગભરાયો અને તેથી ચીડાઇને બોલ્યો કે "તું મારૂં કહેવું માનતો નથી, તો તારૂં લાગ્યું તુંજ ભોગવ. હું મારા હાથે તો તે મલમ નહિ લગાડું, પરંતુ મેં જેવી રીતે તારી ડાબી આંખે લગાડયો તેવીજ રીતે તું તારે હાથે તારી જમણી આંખે લગાડ. પણ હજી કહું છું કે સમજ નહિ તો તુરતજ આંધળો થઇશ. અને અહીંથી ઘેર પણ જઇ શકીશ નહિ." મેં તેના કહેવાપર કંઇપિણ ધ્યાન ન આપતાં પેલા દાબડામાંથી જરા મલમ લઇ સુરમાની પેઠે જમણી આંખમાં આંજ્યો કે તુરત હું તો આંધળોજ બની ગયો અને તેવી હાલતમાં અત્યાર સુધી રહ્યો છું. કહેવત છે કે 'અતિશય લોભ તે પાપનું મૂળ.' તે પ્રમાણે મારે બન્યું. હું પોકેપોક મૂકીને રડયો અને પેલા ભલા દરવેશને આજીજી કરવા લાગ્યો કે તારૂં કહેવું ન માન્યું તેની મને ઘટતી શિક્ષા થઈ છે. હવે હું તારા કહેવા પ્રમાણેજ ચાલીશ, માટે જો તારો કંઇ પણ ઇલાજ હોય તો મને પાછો દેખતો કર. મારે તારૂ ધન જોઇતું નથી પરતુ તે સાંઇએ કહ્યું કે "મારી કને બીજા હજારો ઇલિમ છે, પરંતુ આંધળાને દેખતા કરવાનો ઇલાજ નથી, તેટલાજ માટે હું તને આગ્રહથી ના કહેતો હતો, પણ જ્યારે મારૂં કહેવું તેં ન માન્યું ત્યારે તારૂં લાગ્યું તુંજ ભોગવ." હવે મારી ખાતરી થઇ કે 'લોભે લક્ષણ જાય.' મારી મતિ અતિશય લોભથીજ બગડી હતી. ખરૂં જોતાં તે મોટા ખજાનાને લાયક હું ન હતો. તેથી ખુદાએ મારી પાસેથી લઈ લીધો અને કોઇક લાયક આદમીને આપ્યો. હવે હું એકલો પડયો અને અફસોસ નાખવા લાગ્યો. પેલો દરવેશ

સો તમામ ઉંટ લઇને તથીજ ચાલતો થયો, તેમ તેના ચાલવા પરથી માલમ પડયું. મેં તેને ઘણાએ કાલાવાલા કરીને કહ્યું કે તું મને આવી હાલતમાં જંગલમાં મૂકી ન જા, અને તારી સાથે શહેરમાં લઈ જા, પણ તેણે જવાબ આપ્યો કે "તારા જેવા નાલાયક માણસને મદદ કરવાથી ખુદા કોપે છે માટે તારૂં લાગ્યું તુંજ ભોગવ." પ્રભુ ઇચ્છાથી બીજે દહાડે સવારે તથીજ શહેરથી એક વપારીનો કાફલો આવી પહોંચ્યો અને તે કાફલાના ભલા સરદારને મે આજીજી કરી, તેપરથી તેણે મને પોતાની સાથે લીધો અને આ શહેરમાં સહીસલામત પહોંચાડયો મેં તેનો ઘણોજ ઉપકાર માન્યો.

આ પ્રમાણે એક તવંગર શેઠીઆના જેવી હાલતમાંથી હું છેક ભીખારી હાલતમાં આવી પડયો. મારી પાસે જે હતું તે પણ મેં ગુમાવી દીધું. આંખે પણ આંધળો થયો હતો તેથી મારા ગુજરાનનો આધાર ભીખ માગવાપરજ રહ્યો હતો, અને તે વખતથી હું મારૂં ગુજરાન ભીખ માગીનેજ ચલાવું છું! મારો ગુનો ઓછો કરવાના હેતુથી જે માણસ પાસેથી હું ભીખ લઉં છું તેની પાસેથી એક તમાચો પણ ખાઉં છું. ઓ નેક નામદાર સુલતાન! તમે નામદારે કાલે જે જોયું હતું તેનો ખરો ભેદ આ છે. મેં તમારી સાથે બેઅદબી ચલાવી, માટે હું આપ નામદારની માફી માગું છું."

ઉપર મુજબ આંધળા મીરજાખાને પોતાની વાર્તા પુરી કરી, ત્યારે સુલતાને જણાવ્યું કે "મીરજા-ખાન! તમારૂં પાપ બેહદ છે, પણ સારી વાત છે કે તમે તે સમજો છો તેથી દરરોજ પસ્તાવો કરો છો. હવે તમારે ભીખ માગવા જવું નહિ, પરંતુ તેને બદલે રાત દિવસ ખુદાની બંદગી કરી તમારા મોટા પાપની માફી માગો, તમારા ગુજરાનને માટે મારા દરબારમાંથી તમને હમેશાં મળશે." મીરજાખાને સુલતાનનો ઘણો ઉપકાર માન્યો અને આશીર્વાદ દેવા લાગ્યો.

પછી સુલતાને પેલા ઘોડીવાળાને બોલાવી તેનું નામ પૂછયું તેથી તે બોલ્યો કે "મારૂં નામ શેખ-કાદર છે." સુલતાને જણાવ્યું કે "શેખકાદર! મેં ઘણાક ઘોડાઓના ફેરવનાર ઉસ્તાદો જોયા છે. વળી મેં જાતે પણ ઘોડા ફેરવ્યા છે પરંતુ તારા જેવી ઘાતકી રીત મેં કદી જોઇ નથી અગર વાપરી નથી. તું કાલે બજાર વચ્ચે હજારો લોકોની ભીડમાં તારી ઘોડીને બેદરકારીથી ફેરવતો હતો, તેમજ તેનાપર જે માર મારતો હતો તે જોનારની આંખમાં ખુનસ લાવે તેવો હતો. મને તેમજ સર્વ લોકોને તારી તરફ ધિક્કારની લાગણી છુટી, હું તેજ વખતે તને અટકાવવા જતો હતો; પરંતુ મને માલમ પડયું કે તે આ-જેજ નહિ પણ હંમેશાં આવી ઘાતકી શિક્ષા કરે છે તેથી મને તેમ કરવાનું કારણ જાણવાની ઇચ્છા થઇ, જેથી ત્યાં અટકાવ ન કરતાં આજે અહીં બોલાવ્યો છે માટે ખરી બીના જાહેર કર."

નામદાર સુલતાનના બોલવાપરથી શેખકાદર ઘણો ગભરાવા લાગ્યો, તેનો ચહેરો તદ્દન નિસ્તેજ થઇ ગયો, અને તેના હોશકોશ ઉડી ગયા, પણ શું કરે! છેવટે પોતાની વાત ખરી છે તે કબુલ કરવું પડયું. તેણે સુલતાનના તખ્ત આગળ માથું મૂક્યું અને થોડી વાર પછી ઉઠી બોલવા જતો હતો પણ પાછો ગભરાઇ ગયો. શેખકાદરને ગભરાએલો જોઇ દાના સુલતાને વિચાર્યું કે "મારી આગળ કહેવાની હીંમત ચાલતી નહિ હોય, અથવા તો મારા ગુસ્સાથી તે ગભરાઇ ગયો હશે, અગર કંઇ એવી વાત હશે કે તે છુપી રાખવા માગતો હશે.". તેથી સુલતાન બોલ્યો કે "શેખકાદર! તું કાંઇ ગભરાઇશ નહિ અને મારી આગળ બોલવાથી હું ગુસ્સે થઇશ એવો વિચાર ના લાવ! જાણે તું તારા બરાબરીઆ દોસ્તો આગળ બોલતો હોય એમ સમજ. કાંઇ તારી ખરાબ વાત હશે તેથી તું એવું ધારતો હશે કે હું તને શિક્ષા કરીશ, પણ જા હું તને પહેલેથીજ માફી આપું છું. પણ સાચે સાચું કહેજે."

શેખકાદરને આ વચનોથી હીંમત આવી તેથી તે બોલ્યો કે "નામદાર સુલતાન! તમે કદી પણ એવું ન ધારતા કે હું ઘાતકી માણસ છું. હું આ ઘાતકી અને નીચ કામ કરૂં છું તે દેખીતુંજ તેવું છે. બાકી જ્યારે આપ નામદાર મારી હકીકતથી વાકેફ થશો ત્યારે તો આપની ખાતરીજ થશે કે તે શિક્ષા બરાબર છે." એમ કહી તેણે પોતાની વાર્તા ચલાવી.

## કરે તેવું પામે અને વાવે તેવું લણે.

શેખકાદર બોલ્યો કે "હું કોઇ પ્રખ્યાત કુટુંબનો નથી કે આપ નામદારને મારા કુટુમ વિષે કંઇ પણ ઓળખાણ હોય? મારા બાપ થોડી ઘણી દોલત મૂકી ગુજરી ગયા હતા, જેથી હું મારૂં ગુજરાન સુખેથી ચલાવતો હતો મારે એટલીજ જરૂર હતી કે એક સારી બાયડી મેળવી તેની સાથે મારી જીંદગી સુખમાં ગુજારૂં, પરંતુ મને સુખમાં રાખવાની ખુદાની મરજીજ ન હતી. ખુદાએ મને એક એવી બાયડી આપી કે જે બાયડીએ મને લગ્નના બીજા દિવસથીજ દુઃખ દેવા માંડયું.

આપ નામદારને સારી રીતે માહીતી હશે કે આપણામાં લગ્નની રૂઢી ઘણીજ ખરાબ છે. વરકન્યાની અને ગુણની તપાસ કર્યા સિવાય ગમે તેવા ગુણવાળાને અરસપરસ પરણાવી દે છે જેથી ઘણી વખતે એમ બને છે કે તેમની આખી જીંદગી દુઃખમાં જાય છે. મારી સ્ત્રી જ્યારે મારી પાસે આવી ત્યારે તો હું તેના સુંદર ચહેરાથી ખુશી થયો અને મને ભાગ્યશાળી ગણવા લાગ્યો, પરંતુ જ્યારે અમે લગ્નને બીજે દિવસે મારા ટેબલપર ખાણું લેવા બેઠાં ત્યારે તો મને કંટાળારૂપ લાગી. હું મારા ચમચા વડે રાંધેલો ભાત ખાવા લાગ્યો. તેણે પણ પોતાની નાની ચમચી કાઢી ખાવું શરૂ કર્યું. તે ઘણીજ ધીમે ધીમે ખાતી હતી. વળી દરેક વખતે એકેક દાણો ગણી ગણીને ખાતી હતી. આ જોઇ મને તેનાપર કંટાળો ચડયો. મેં તેને કહ્યું કે "તારે ઘેર તું આવી રીતે ખાતી હતી કે? આમ ગણી ગણીને દાણા ખવાતા હશે? આવી વિચિત્ર રીતભાત કયાંથી શીખી? તું ધારતી હશે કે આપણે કરકસર કરવી જોઇએ પણ તેમ કરવાની કંઇ જરૂર નથી. આપણી પાસે એટલો પૈસો છે કે આપણે આપણી જીંદગી સાધારણ રીતે સુખમાં ગુજારીશું. જ્યારે ખુદાએ આપણને સારી હાલતમાં મૂકયાં છે, ત્યારે આપણે નાહક શા માટે દુઃખી થવું? હું તો એવું ધારતો હતો કે મારાં આ વચનોનો તે ઘણી નરમાશથી જવાબ આપશે. પરંતુ તેમ કરવાને બદલે તે તો મોં ચઢાવી ગમે તેમ બોલવા લાગી અને એક ચકલું પણ ન ધરાય તેટલું ચણવા લાગી. હું તેની આવી ચાલથી ઘણો ચીડાઇ ગયો પણ પાછો વિચાર કરવા લાગ્યો કે અજાણ્યાં માણસ સાથે તેને ખાવાની ટેવ નહિ હોય વળી તે મારા પ્રસંગમાં તો પહેલ વહેલીજ આવી છે માટે કદાચ શરમાતી હશે. કોઇ ઓરત પોતાના ધણીની પ્રથમ મુલાકાતે થોડી ઘણી શરમાય છેજ. તેથી મેં તેને એક શબ્દ પણ કહ્યો નહિ, કારણ કે જો કંઇ કહું તો કદાચ બીએ અને નાખુશ થાય. જમી રહ્યા પછી જાણે હું જરા પણ ગુસ્સે થયો ન હોઉં તેમ તેને મૂકી હું મારે કામે ચાલ્યો ગયો. રાત્રે પણ તે બપોરની માફકજ ખાણું ખાવા મંડી તે જોઇ મને અજાયબી તો લાગી, પણ વિચાર્યું કે વખતે બપોરે ખાધું ન હતું તેથી હું બહાર ગયો ત્યારે ખાઇ લીધું હશે અને તેથી તેને ભૂખ નહિ હોય માટે આમ કરતી હશે, અગર એકલી ખાવા માગતી હશે. બીજે દિવસે અને ત્યાર પછી દરરોજ તે આવી રીતે ખાણું લેતી હતી, જેથી મને વિચાર થયો કે કોઇ પણ માણસ આટલા ખોરાક પર હંમેશાં રહી શકે નહિ, માટે કંઇક ગુપ્ત કારણ હશે! મને તે જોવાની અને ગમત કરવાની મરજી થઇ.

એક રાતના મારી સ્ત્રી મને ઉંઘતો જોઇને આસ્તે રહીને ઉઠીને પોતાનો પોશાક એવી તો ચુપકીથી પહેરી લીધો કે કોઇ પણ ઉંઘેલાને ખબર પડે નહિ, પરંતુ ખરી રીતે તો હું જાગતોજ હતો તેથી મને તો ખબર પડી. રાતની વખતે આવી રીતે પોશાક પહેરવાનું શું કારણ હશે તે જાણવાની મારી ઇચ્છા થઇ તેથી હું જાણે ભરઉંઘમાં હોઉં તેવો દેખાવ આપ્યો. મારી સ્ત્રીએ પોતાનો પોશાક પહેર્યો અને કંઇ પણ ગડબડ કર્યા સિવાય ઘણીજ ચુપકીથી તે ઓરડાની બહાર ગઇ. હું પણ તુરતજ ઉઠયો અને મરો ઝભ્ભો પહેરી તેની પાછળ પાછળ લપાતો ચાલ્યો; જરાવારમાં તો અમે મડદાં દાટવાની જગ્યા આગળ આવી પહોંચ્યાં. મારી સ્ત્રી એક છુપી જગાએ એક ડાકણ સાથે બેઠી. મને આ બનાવ જોઇ ઘણીજ અજાયબી લાગી. મારી સ્ત્રીને હું તેની પાછળ પાછળ આવ્યો છું. તે વાતની કંઇ પણ ખબર ન હતી તેથી તે તો નિરાંતે બેસી ડાકણ સાથે મોજમજા ઉડાવવા લાગી. આપ નામદારને માલમ હશે કે આવી ડાકણો જુના ખંડીએરોમાં પડી રહે છે, અને તે રસ્તે થઇને જતાં આવતાં માણસોને

રાતવરત એકલડોકલ જાણી બીવડાવે છે અને વખતે મારી પણ નાખે છે. પછી તેઓ તેને ખાઇ જાય છે. જ્યારે આ પ્રમાણે તેમને કોઇ માણસ નથી મળતું ત્યારે કબરસ્તાનમાં જઇ દાટેલાં મડદાં કાઢી તેનો ભક્ષ કરે છે. મારી સ્ત્રીને આવી તરેહની ડાકણ સાથે મોજ મારતી જોઇ હું ઘણોજ હેરત પામ્યો અને આવી નીચ સ્ત્રી સાથે મારૂં પાનું પડયું માટે અફસોસ કરવા લાગ્યો. પછી તેઓએ એક તાજું મડદું શોધી કાઢ્યું અને ખાવા લાગ્યાં. તેઓ બંને જણાં આવી જંગલી અને ઘાતકી મીજબાની કરતી વખતે ઘણીજ ખુશીથી આનંદ કરતાં હતાં. છેવટે તેઓ જ્યારે ખાઇ રહ્યાં ત્યારે તે મડદાનાં હાડકાંને ઘોરમાં નાખી પછી હતી તેવી કરી દીધી. પછી તેઓ ત્યાંથી ઉઠયાં અને શહેર તરફ આવવા નીકળ્યાં. હું પણ તેમની પાછળ પાછળ ચાલ્યો. તેઓ એક ગલીમાં પેઠાં એટલે હું જરા આડે રસ્તે થઇ તેઓ ન દેખે તેમ મારે પોતાને ઘેર આવતો રહ્યો અને પ્રથમની માફક ઉંઘી ગયો હોઉં તેવો ઢોંગ કરી મારી પથારીમાં પડી રહ્યો. થોડી વારે મારી દુષ્ટ સ્ત્રી આવીને કંઇ પણ ગડબડ કર્યા વગર પોતાનો પોશાક બદલી નાખી. મારી તરફ જોવા લાગી. મને પ્રથમની માફકજ પુર ઉંઘમાં જોઈ તે ખુશી થઇ હાયતેમ દેખાઇ. આવી દુષ્ટ અને ચંડાળણીની સાથે એક બિછાનાપર સૂતાં મને જરા પણ ઉંઘ આવી નહિ, તોપણ હું ઢોંગકરી પડી રહ્યો. સવાર પડતાંજ હું ઉઠીને મસીદમાં ગયો, અને ત્યાં જઇ બંદગી કર્યા પછી બાગમાં ફરવા ગયો. મને વિચાર થયો કે આવી નીચ સ્ત્રીને હું કેવી રીતે સુધારૂં? વળી કેટલીક વખતે તો એમ પણ થઇ જતું કે આ દુષ્ટ રંડાને બેજાન મારી નાંખું, પરંતુ છેવટે મેં તેને નરમાશથી સુધારવા માટે ઉપાયો લેવા યોગ્ય ધાર્યું. છેવટે બપોરે જમવાનો વખત થયો ત્યારે હું ઘેર ગયો.

હું ઘેર ગયો ત્યારે ખાણું તૈયારજ હતું તેથી અમે બંને જણ ખાણું લેવા બેઠાં. આજે પણ હમેશની માફક તે એકેકો દાણો લઇ ખાવા મંડી. મેં ઘણાજ નરમ સ્વભાવથી તેને કહ્યું કે જો મારે ઠેકાણે બીજો કોઇ પુરૂષ હોય તો તારી વિચિત્ર ચાલ જોઇ કેટલો બધો કંટાળી જાય? તારે વાસ્તે જાતજાતનાં પકવાનો તૈયાર છે? તને એકની એક વસ્તુ ખાવી ગમે છે કેમ? હું તને આટલા દિવસથી હમેશાં કહું છું તે પર તું બીલકુલ લક્ષ આપતી નથી તેનું કારણ શું? વારૂ તું મને એટલુંજ કહે કે શું તરેહવાર પકવાનો કરતાં મુવેલાં મડદાંના માંસનો સ્વાદ વધારે સ્વાદિષ્ટ છે! આ છેલ્લા શબ્દો તેના કાને પડતાંજ તેનો ચહેરો બદલાઇ ગયો, તેની આંખો ક્રોધથી લાલચોળ થઇ ગઇ, અને ટુંકામાં તેનો આખો દેખાવ ઘણોજ ભયંકર જણાયો. આવા વિકાળ ચહેરાથી હું તદ્દન ગભરાઇ ગયો અને છેલ્લા શબ્દો બોલવા માટે મને પસ્તાવો થયો. તેણે તુરતજ પાણીનું પ્યાલું હતું તેમાંથી થોડું પાણી લઇ મનમાં કંઇ બબડતાની સાથેજ મારી તરફ ફેંક્યું. તે પાણીના છાંટા જેવા મને લાગ્યા કે હું તુરતજ કુતરો બની ગયો પછી તે દુષ્ટ રંડા મને લાકડી લઇ ખુબ મારવા લાગી, આ વખતે હું ઘણો ગભરાઈ ગયો. હું જેમ તેમ કરી ત્યાંથી નાસી છૂટયો અને ઘર બહાર જતો રહ્યો. જો હું નાસી ન ગયો હોત તો તે મને નક્કી મારી નાખત. મને સખત માર પડયો જેથી ભસતો ભસતો હું મહોલ્લામાં દોડયો તેથી મહોલ્લામાંના બીજાં કુતરાં મારી પાછળ દોડી આવ્યાં અને મને કાયર કરવા લાગ્યાં હું તેમનાથી બચવાને એક કસાઇની દુકાને ચડી ગયો, અને એક ખુણામાં ભરાઇ બેઠો. આ કસાઇને પણ મારી આવિ સ્થિતિ જોઇ દયા આવી તેથી તેણે બીજા કુતરાને પોતાની લાંબી લાકડીવડે મારી કાઢયાં અને મને નિરાંતે બેસવા દીધો. હું પણ આખો દિવસ તેની દુકાને બેસી રહ્યો અને તે ભલા ખાટકીનો મારા દિલમાં ઉપકાર માનવા લાગ્યો, કારણકે જો કે હું કુતરાનારૂપમાં હતો તેથી બોલી શકતો નહતો પરંતુ બધું સમજતો હતો. સાંજ પડી ત્યારે હું ભૂખ્યો હોઇશ એમ સમજી ખાટકીએ મને થોડું માંસ ખાવાને આપ્યું, પરંતુ હું તેને બીલકુલ અડયો નહિ; કારણ કે મને કાચું માંસ ખાવાની ટેવ ન હતી. આખી રાત પણ તેની દુકાનપર જેમ તેમ કહાડી. પછી સવાર પડતાં તે કસાઇએ પોતાનું ગોસ (માંસ) વેચવા માટે દુકાનની બહાર ગોઠવ્યું તેની સોડમથી આસપાસનાં બીજાં કુતરા પણ દોડી આવ્યાં. તે કસાઇએ તેમને થોડું થોડું ખાવા આપ્યું, અને મારી પાસે પણ થોડું નાખ્યું જે મેં ખાધું નહી. જાણે મારી આવી ચાલથી તે કંટાળી ગયો હોય તેમ તેણે મને લાકડી મારી કાઢયો. હું ત્યાંથી નાઠો અને આગળ ચાલ્યો, એટલામાં તો કેટલાંક કુતરાં મારી પાછળ દોડી

આવ્યાં અને મને મારવા લાગ્યાં, તેટલામાં સારા નસીબે એક ભઠીઆરો આવી પહોંચ્યો. તેણે બીજાં કુતરાંને મારી કાઢો મને છોડાવ્યો. હું પણ તેની પાછળ પાછળ પૂછડી હલાવતો હલાવતો ચાલ્યો ગયો. તે મને તેના ઘેર તેડી ગયો અને થોડીક રોટલીના કકડા મારી આગળ મૂકયા. મેં તે ભઠીઆરાનો ઉપકાર માનવા માટે મારી પૂછડી હલાવી તથા માથું નીચું નમાવ્યું, કારણ હું બધું સમજતો હતો. મારી આવી રીતભાતથા તે ભઠીઆરો, ઘણો ખુશી થયો. મેં તે રોટલીમાંથી થોડી ખાધી. તે ભઠીઆરાએ તેને પોતાને ઘેર ખુશીથા રાખ્યો. તે ભલા ભઠીઆરાએ મારી સારી સંભાળ રાખી, તે મને દરેક સારી ચીજ ખાવા આપતો, હું તેનો ઉપકાર માની ખાતો હતો વળી તે જ્યારે બહાર ફરવા જતો ત્યારે તેની સાથે જતો, અને તેની સાથે ગેલ કરતો હતો. આ પ્રમાણે હું મનુષ્યની જીંદગી છોડી મારી જીંદગી કુતરા તરીકે પુરી કરતો હતો, તે દરમ્યાન એક સ્ત્રી કંઇક ખોરાક લેવા આવી, તેણે પૈસા આપતી વખતે એક ન ચાલે તેવો ખોટો પૈસો મારા ધણીને આપ્યો, તેથી તેણે તે બદલી આપવા પેલી ઓરતને કહ્યું તે ઓરતે તે બદલી આપ્યો નહિ, અને કહેવા લાગી કે 'ચાલે તેવો છે,' આથી ભઠીઆરાએ ચીડાઇને કહ્યું કે 'તારામાં મારા કુતરા જેટલી પણ અક્કલ લાગતી નથી, કારણ કે તે પણ આ પૈસો લેશે નહિ!" એમ કહી તેણે મને બોલાવ્યો, અને કહ્યું કે "આ બધા પૈસામાંથી જેટલા ખોટા પૈસા હોય તેટલા શોધી લાવ." એમ કહી બધા પૈસા મારી આગળ મૂકયા. હું બધા જોવા લાગ્યો અને થોડી વારમાં પેલા ખોટા પૈસાને મારા પગના પંજા વડે બીજા પૈસાથી છૂટો પાડી મારા ધણીને બતાવ્યો. આ બનાવ જોઇ ભઠીઆરાને તેમજ પેલી ઓરતને ઘણીજ નવાઇ લાગી, કારણકે ભઠીઆરાએ તો એક ગમતની ખાતરજ આ પ્રયોગ કર્યો હતો, તેને કંઇ આશા ન હતી કે આવી રીતે હું પૈસો પારખી કાઢીશ. પેલી ઓરતે એક પણ શબ્દ બોલ્યા સિવાય પૈસો તુરત બદલી આપ્યો. મારા ધણીએ તથા પેલી ઓરતે આ વાત આખા શહેરમાં ફેલાવી દીધી, જેથી ઘણા લોકો ગમતની ખાતર તે ભઠીઆરાની દુકાનેથી માલ લઇ તેના બદલામાં એવા પૈસા આપતા કે જેમાં થોડા ખોટા પણ હોય, પછી તેઓ તેની જોડે પેલી ઓરતની માફક તકરાર કરતા અને છેવટે મારી આગળ તે પૈસા નાખવામાં આવતા જેમાંથી હું ખોટા પૈસા તુરત જુદા પાડતો હતો. મારી ગમતની ખાતર તે ભઠીઆરાની દુકાને ઘણા લોકો માલ લેવા આવતા તેથા તે ભઠીઆરાને સારી કમાઇ થઇ. કેટલાક લોકો મને ચોરી જવા માટે પ્રયત્ન કરતાં હતાં પણ મારો ધણી મારી એટલી બધી સંભાળ રાખતો હતો કે તેથી તે લોકોનું કંઇ ફાવતું ન હતું. એમ કેટલાક દિવસ ચાલ્યા બાદ એક દિવસ એક સ્ત્રીએ આવી થોડાક રોટલી લીધી અને મારી આગળ પૈસા નાખ્યા તેમાંથી મેં બે પૈસા ખોટા હતા તે તુરત જૂદા પાડયા એટલે પલી સ્ત્રીએ ખુશી થઇને તે પૈસા બદલી આપ્યા. તે સ્ત્રીએ પેલો ભઠીઆરો ન દેખે તેમ મને તેની પાછળ આવવા ઇશારત કીધી, પરંતુ હું તેની પાછળ ગયો નહિ, કારણ કે વખતે વધારે દુઃખમાં આવી પડું! પેલી ઓરત થોડેક જઇને વળી પાછી આવી મને ફરીને પોતાની પાછળ આવવા ઇશારત કીધી. તે બાઇના ચહેરાપરથી મને જણાવ્યું કે તે બાઇ મારી અસલ સ્થિતિ જાણી ગઈ છે અને તેથી મારાપર દયા લાવી અને મારી મૂળ સ્થિતિમાં લાવવા ધારે છે, તેથા મેં તેની સાથે જવા વિચાર કર્યો. મેં મારા ધણીને માથું નમાવી નીચે ઉતરવા માંડયું, મારો ધણી કદાચ એવું સમજ્યો હશે કે તે અકળાઇ ગયો હશે માટે કંઇક આટલામાં ફરવા જતો હશે, કારણ કે ઘણી વખત હું તેવી રીતે જતો હતો. પેલી ઓરત કે જે મારી વાટ જોતી થોડે દૂર ઉભી હતી તેને હું જઈ મળ્યો. થોડુંક ચાલ્યા પછી તે બાઇનું ઘર આવ્યું કે તેણે બારણું ઉઘાડી અંદર આવવા મને જણાવ્યું તે બોલી કે 'કંઇ પણ ધાસ્તી રાખ્યા વગર તું ખુશીથી આવ, ઇશ્વરકૃપાથી તું સારી હાલતમાં આવી જઇશ' હું તુરતજ પ્રભુનું નામ દઇ અંદર દાખલ થયો કે તુરતજ તે બાઇએ બારણું બંધ કર્યું. પછી તેની પાછળ હું એક ઓરડામાં ગયો. આ ઓરડામાં એક ખુબસુરત જુવાન છોકરી બેઠી હતી તેમની વાતચીતપરથી મેં જાણી લીધું કે તે છોકરી આ ભલી ઓરતની બેટી છે અને જાદુ વિદ્યામાં મારી ઓરત કરતાં પણ વધારે પ્રવીણ છે.

તે સ્ત્રી પોતાની બેટીને કહેવા લાગી કે "તેં મને જે કામ બતાવ્યું હતું તે આજે પાર પડયું છે, હું

પેલા ભઠીઆરાના અક્કલબાજ કુતરાને તેડી લાવી છું. એ ખોટા પૈસા પારખી શકે છે! તે દિવસે જ્યારે મેં તારી આગળ એ સંબંધે વાત કરી, ત્યારે તું કહેતી હતી કે 'જો એમ હોય તો હું નક્કી કહુ છું કે તે માણુસજ હોવો જોઇએ? માટે હવે તું એની પરીક્ષા કર, અને જો માણુસ હોય તો તું એને આ દુઃખમાંથી મુક્ત કર. મારી વહાલી બેટા! આપણી વિદ્યાનો સદ્ઉપયોગ કરવાથી ખુદા હંમેશાં પ્રસન્ન રહે છે." પેલી જુવાન છોકરી પોતાની માતાના વચનને માન આપી તુરતજ ઉઠી, એક પાણીનું વાસણ લઇ તેનાંથી થોડુંક પાણી મારા શરીરપર છાંટીને બોલી કે "જો તું જન્મથીજ કુતરો હોય તો આજ સ્થિતિમાં રહેજે પણ જો માણુસ હોય તો તુરત બદલાઇ જજે!" આ શબ્દો બોલતાની સાથેજ હું તુરત માણુસ થઇ ગયો. હું તુરત તે ભલી બાનુના પગે પડયો અને કહેવા લાગ્યો કે "ઓ સખીદીલની બાનુ! હું તમારો ઉપકાર કયા શબ્દોમાં કહી બતાવું તેની પણ મને સુઝ પડતી નથી! હું એટલુંજ કહું છું કે મારી જીંદગી પર્યંત હું આપનો ગુલામ થઇ રહીશ અને મારાથી બનશે તેટલો બદલો વાળીશ. તે ભલી બાઇ મારી આવી દશા થવાનું કારણ પૂછવાથી મેં સઘળી હકીકત કહી બતાવી જે સાંભળીને તેને તેમજ તેની માતાને મારા ઉપર ઘણી દયા આવી, તે ભલી બાનુ બોલી કે "હું તમારી ઓરતને ઓળખું છું! તે એક ઉસ્તાદ જાદુગર છે. અમે બંને એકજ ઉસ્તાદના હાથ નીચે શીખતાં હતાં તેથી તે, પણ મને સારી રીતે ઓળખે. અમે પ્રથમ તો સહીઆરો થઇ હતી, પરંતુ તેનો સ્વભાવ મારાથી તદ્દન જુદો હોવાથી મેં તેની સોબત તુરતજ છોડી દીધી હતી. હવે તે કમબખ્ત નાપાક ચંડાળણીને ઘટતી સજા કરવી પડશે. કારણ કે તેણે તમને અસહ્ય દુઃખ દીધું છે. તમે જરા મારી માતા સાથે વાત કરો તેટલામાં તો હું તેની વલે કરૂં છું!"

આમ બોલી તે છોકરી કંઇ લેવા ગઇ એટલે વળી હું તેની માતા આગળ જઇ બેઠો, અને કહેવા લાગ્યો કે "ઓ! મારી વૃદ્ધ માતા, તમારી બેટી જો કે ઉસ્તાદ છે, તો પણ વખતે મારી દુષ્ટ સ્ત્રીના જાણ્યામાં આ વાત આવશે તો તેને હેરાન કરશે, માટે બહુ સાવચેતી રાખવી જોઇએ." તે ડોશી બોલી કે "અરે ભલા માણુસ! નાહક શા માટે ગભરાઓ છો? તમારી સ્ત્રીને મારી દીકરી પુરી પડશે?" હું તેની સાથે વાત કરતો હતો તે દર્મ્યાન તો પેલી બાનુ આવી પહોંચી. તેના હાથમાં એક નાની શીશી હતી તે મારા હાથમાં મૂકતાં બોલી કે "શેખકાદર! મેં મારી વિદ્યાના બળે જાણી લીધું છે કે તમારી ઓરત હાલ ઘેર નથી, પરંતુ ઘણાજ થોડા વખતમાં તે ઘેર આવી પહોંચશે માટે તમે જલદી ઘેર જાઓ! અને ત્યાં તેની વાટ જોતા ઉભા રહેજો, જ્યારે તે આવે ત્યારે તમે તેની સામે બારણા તરફ જજો, તે તમને જોઇને એટલી તો અજબ થશે કે નાશી જશે, પરંતુ તમે તુરતજ તેનાપર આ શીશીનું પાણી નાંખજો અને બોલજો કે 'હે કમજાત હેવાન! તું ઘોડી બની જા! તે તુરતજ ઘોડી બની જશે. પછી તમે તેને દરરોજ ઘટતી શિક્ષા કરજો." હું તે મા દિકરીનો ઉપકાર માની તેમને પગે પડી મારે ઘેર આવ્યો, અને મારી સ્ત્રીની રાહ જોતો ઉભો, થોડી વારમાં તે દુષ્ટ રંડા આવી પહોંચી કે મેં તેની સામે જઇ પેલું પાણી છાંટી કહ્યું કે "કમજાત હેવાન! તું ઘોડી બની જા! તુરતજ તે ઘોડી બની ગઇ.

પછી મેં તેને પકડીને બાંધી અને મારી દાઝ હોલવવાની ખાતર હું થાકયો ત્યાં સુધી જોરબંધ માર્યા. અને તે દુષ્ટ સ્ત્રીને તે પ્રમાણે દરરોજ શિક્ષા કરૂં છું. આપ નામદાર ગઇ કાલે પધાર્યા ત્યારે હું જે ઘોડીને શિક્ષા કરતો હતો તેજ મારી દુષ્ટ સ્ત્રી હતી. મારા નેકનામદાર! મારી આવી ચાલથી આપ નાખુશ થશો નહિ, કારણ કે તેવી ચંડાળણી સ્ત્રીને તો તેવીજ શિક્ષા થવી જોઇએ"

શેખકાદરની આ વાત સાંભળીને પાદશાહ તથા વજીરની અજાયબીનો પાર રહ્યો નહિ, સુલતાન બોલ્યો કે "હે નેકખુદા આવી બાયડી દુસ્મનને પણ ના આપીશ! આના કરતાં કુંવારા રહેવું બહેતર છે!" પછી શેખકાદર પ્રત્યે બોલ્યો કે "તમે હવે પછી તેને આવી શિક્ષા ન કરતા, કારણ કે તે અભાગણીને તેના બુરા કૃત્યનું ફળ મળી ચુકયું છે? તે પોતાની આખી જીંદગી ઘોડીના અવતારમાં ગુજારશે તે વાત કંઇ થોડી નથી!" શેખકાદરે સુલતાનના વચનને માન આપી હવે પછી શિક્ષા ન કરવા કબુલ કર્યું. સુલતાન તેનાપર ખુશી થયો અને તેને સો સિક્કા ઇનામમાં આપ્યા. શેખકાદર પાદશાહને નમન કરી રજા માગી પોતાને ઘેર ચાલતો થયો.

તેના ગયા પછી સુલતાને દોરડાંવાળા મલેકને બોલાવ્યો. તેણે આવીને પાદશાહના તખ્ત આગળ પોતાનું માથું મૂકયું, પછી અદબથી ઉભો સુલતાને તેને પૂછ્યું કે "ભલા મલેક ! ગઈ કાલે તારા મકાન આગળથી હું જતો હતો ત્યારે મેં તે તરફ નજર કરી તો મને ઘણુંજ ભપકાબંધ અને સુંદર જણાયું જેથી તે મકાન કોનું છે તે જાણવાની જરૂર જણાઇ. પૂછપરછ કરતાં માલમ પડી આવ્યું કે એ મકાન તો તારૂં છે; તેથી મને વધારે અજાયબી લાગી. કારણ કે તારો ધંધો તો દોરડાં વેચવાનો છે જેમાંથી તું તારૂં ગુજરાન પરાણે ચલાવે છે તો આટલા બધા પૈસા કયાંથી મેળવ્યા તેનો સ્વભાવિક રીતેજ વિચાર થયો. હું ધારૂં છું કે ખુદાએ તારાપર મહેરબાની કરી ઘણી અજાયબી રીતે પૈસા આપ્યા હશે ! તે વાત જાણવાની ઇચ્છા હોવાથી મેં તમને તેડવા મોકલ્યો છે, વાસ્તે તમે એ પૈસા કેવી રીતે મેળવ્યા તે વિગતવાર કહી સંભળાવો. હું તમને કંઇ પણ હરકત કરવા માગતો નથી, તમે તમારા પૈસાનો ગમે તે ઉપયોગ કરજો."

સુલતાનનાં છેલ્લાં વચનથી મલેકને ઘણી હીંમત આવી. તે બોલ્યો કે "નેકનામદાર ! હું સાફ દિલનો તથા ખુલ્લા મનનો છું. આપ જેવા નેક અને મળતાવડા પાદશાહની આગળ હું મારી સવિસ્તર હકીકત ઘણી ખુશીથી કહીશ." આ પ્રમાણે બોલી તેણે નીચે પ્રમાણે વાર્તા શરૂ કરી.

## તગદીરનો મહીમા.

દોરડાવાળો મલેક બોલ્યો કે "નેકનામદાર ! મારી હકીકત ઘણી હેરત પમાડે તેવી છે. વખતે આપ નામદાર તે વાત માનશો પણ નહિ, તોપણ આપ નામદારના ફરમાનને આધિન થઇ હું સાચેસાચી વાત જાહેર કરૂં છું. હું હાલ આવી સારી સ્થિતિએ પહોંચ્યો છું તે વાસ્તે મારા બે દોસ્તો કે જે હજુ જીવતા છે અને આજ નગરમાં રહે છે, તેમનો મોટો આભારી છું. હું હમણાં સવારના પહોરમાં ઉઠતાં વારજ પ્રથમ નેકખુદાનો અને તે પવિત્ર દોસ્તોનો ઉપકાર માનું છું. તે મિત્રોમાંના એકનું નામ હાજી સુલેમાન તથા બીજાનું નામ કાજી મહમદ છે, કાજી પૈસાદાર છે, અને તેનો મત એવો હતો કે પૈસો પૈસાને મેળવે; હાજી સુલેમાન સાધારણ હાલતનો છે અને તેનો મત એવો છે 'માણસનું તગદીર ખુલ્લે તો તુરત તવંગર બની જાય છે.' આ બે મિત્રોને આ બાબતપર ઘણી વખત તકરાર થતી હતી, વળી કાજી મહમદ કરતાં હાજી સુલેમાન નીતિને વધારે ચહાય છે. તે કહે છે કે 'નીતિથી ખરૂં સુખ મળી શકે છે, પરંતુ પૈસાથી ખરૂં સુખ મળી શકતું નથી.'

એક દિવસ તે બંને મિત્રો વચ્ચે તકરાર થઇ. કાજી મહમદ બોલ્યો કે "પૈસો પૈસાને ખેંચી લાવે છે. કોઇ ગરીબ માણસ પણ પૈસા ધીરનારની મદદથી તવંગર થઇ શકે છે" હાજી સુલેમાન બોલ્યો કે "તારા મતને હું મળતો થતો નથી. કારણ કે ઘણી વખતે એવું બને છે કે ખુદાની મહેરબાનીથી જયારે નસીબ જાગે છે ત્યારેજ સહેજ વારમાં રંક રાજા બની જાય છે, માટે મારો મત તો એ છે કે 'તગદીર કરે તે કોઇ ના કરે ! આ પ્રમાણે કેટલીક વાર સુધી તે બંને મિત્રો વચ્ચે તકરાર થયા બાદ કાજી મહમદ બોલ્યો કે "તારી વાત તદન ખોટી છે, જો તારે ખાતરી કરવી હોય તો તું કહે તે માણસને મારા પૈસાની મદદથી તવંગર બનાવી દઉં !" હાજી સુલેમાને કહ્યું કે "આપણે આવી તકરારમાં કંઇ પણ કરી શકવાના નથી, માટે જો તારી વાત ખરી હોય તો તું કોઇ ગરીબ માણસને પૈસાની મદદથી તવંગર બનાવી દે તો હું કબુલ કરૂં" આ વાત કાજી મહમદને પસંદ પડવાથી તેણે કબુલ કરી. તે બંને દોસ્તો ફરતા ફરતા મારા મહોલ્લામાં આવી ચડયા કે જે મહોલ્લામાં બધા મારા જેવા દોરડાં વણનારા ગરીબ મજુર લોક રહતા હતા. અમારા લોકો પોતાની આખી જીંદગી સખત મજુરી કરવામાં ગુજારે છે. પરંતુ તેઓ કદી પૈસાદાર થતા નથી, તેઓ પોતાનું ગુજરાન પણ ઘણી મુશીબતે ચલાવે છે, મારા મહોલ્લામાં મારૂં ઘર આગળજ છે તેમજ પ્રભુની મહેરબાનીથી તે બંને દોસ્તોની નજર મારી તરફ ગઇ. કાજી મહમદ બોલ્યો કે "કેમ પ્યારા દોસ્ત ! તું કહે તો આ માણસને આપણે અજમાવી

જોઇએ." તેણે તે વાત કબુલ કરી તેથી તે બંને જણ મારી પાસે આવ્યા તેમના ચહેરાપરથી મને જણાયું કે તે લોકો મારી સાથે વાતચીત કરવા ધારે છે, તેથી મેં મારૂં કામ બંધ રાખી તેમને આવકાર આપી મારી ફાટેલી સાદડીપર બેસવા અરજ કરી જેથી તેઓ બંને બેઠા. પછી તે બંને જણે મારૂ નામ પૂછી મારી હકીકત કહેવા જણાવ્યું. મને તેમના પોશાક તથા ચહેરાપરથી લાગ્યું કે તેઓ સારા ગૃહસ્થો છે, માટે મારૂં નામ તથા હકીકત જણાવવાને વાંધો નથી. મે કહ્યું કે મારૂ નામ મલેક છે, અને હું દોરડાં વણવાનો ધંધો કરૂં છું. મારા બાપદાદા પણ આજ ધંધો કરતા હતા. જો કે મને બરાબર યાદ નથી તો પણ ઓછામાં ઓછા ત્રણસેં વરસથી મારા વંશમાં આ ધંધો ચાલે છે. આ ધંધામાં મને દરરોજ એટલા પૈસા મળે છે કે જેમાંથી મારા બહોળા કુટુંબનું ગુજરાન ઘણી મુશીબતે ચાલે છે. મારે પાંચ છોકરાં છે અને મારી સ્ત્રી તથા એક બેન રાંડીરાંડ છે, જેથી કુલ આઠ માણસનું પેટ આ જુજ પૈસામાંથી ભરવું મુશીબત પડે છે, તોપણ હું હમેશાં આ કમાઇપર સંતોષ રાખી બીજા ગરીબોની પેઠે ભીખ માગવા નથી જવું પડતું, માટે ખુદાનો મોટો ઉપકાર માનું છું, અને મારા ધંધામાં ખંતથી મંડયો રહું છું. મારી હકીકત સાંભળી તેમની ખાતરી થઇ કે આ માણસ ખરેખર ગરીબ જ છે. પછી કાજી મહમદ બોલ્યો કે "ભલા મલેક ! અમને તારી હકીકત સાંભળી ઘણી દયા આવે છે, તું તારા ધંધામાં કદી પણ સારા પૈસા મેળવી શકવાનો નથી, માટે જો અમે તને બસેં સોનાના સિક્કા આપીએ તો તું તે પૈસાનો સારો ઉપયોગ કરી તારી સ્થિતિ સુધારી શકે ખરો કે ?" મેં કહ્યું કે "હા સાહેબ ! તેટલા પૈસાથી તો હું અમારા ધંધાવાળાઓમાં સર્વોથી ચઢીઆતો ગણાઉં અને તેની મદદથી હું બીજા ઘણા પૈસા પેદા કરી શકું જેથી મારી આખી જીંદગી સુખમાં જાય ! મારાં વચનથી તે ભલા મહમદે મને એક કોથળી આપી કે જેની અંદર ત્રણસેં સોનાના સિક્કા હતા. તેણે મને જણાવ્યું કે "આ પૈસાનો તું સારો ઉપયોગ કરી તારી સ્થિતિ સુધારજે ! અમે બંને દોસ્તો થોડા દિવસ પછી તારી ખબર લેવા આવીશું તે વખતે તારી સ્થિતિમાં સારો ફેરફાર થએલો જોવા આશા રાખું છું !" તેમ કહી તે બંને જણે ચાલવા માંડયું. આ સખી માણસોને હું પગે લાગ્યો અને ઘણો ઉપકાર માન્યો ત્યાર પછી તેઓ ચાલ્યા ગયા.

તેમના ગયા પછી મેં આ પૈસા ક્યાં મૂકવા તેનો વિચાર કર્યો, કારણ કે મારા ગરીબ ઘરમાં કંઇ પેટી પટારો ન હતો. છેવટે મને એક માટલી જણાઇ કે જેમાં થુલું ભરી રાખવામાં આવતું હતું. આ માટલીને મારાં નાનાં છોકરાં કદી પણ અડતાં નહિ, કારણ કે તેમાં કંઇ ખાવાનું ન હતું: તેથી મેં તે મામલામાં પેલી કોથળીમાંથી પાંચ સિક્કા કાઢી લઇ બાકીની કોથળી મૂકી. મેં આ વાત મારી સ્ત્રીને પણ કહી નહિ, કારણ કે આં સોનાના સિક્કા દેખી ફુલાઈ જાય અને પોતાના જાતિસ્વભાવ પ્રમાણે ખાવાપીવામાં અને પહેરવાઓઢવામાં ખરચી નાખે. હું પેલા પાંચ સિક્કા લઇ બજારમાં શણ, ભીંડી, મુજ વગેરે લેવા ગયો. તે દરમ્યાન ધુપેલ વેચવા માટે એક વેપારી આવ્યો. મારી સ્ત્રી પાસે બીજું કંઇ ન હતું તેથી પેલા વેપારીને થુલું આપી તેના બદલામાં ધુપેલ માગ્યું. તે વેપારીએ હા કહી તેથી થુલાની માટલી લાવી તેની આગળ મૂકી. તે વેપારીએ જણાવ્યું કે "આ થુલુ લેવાને મારી પાસે કંઇ પણ સાધન નથી. માટે કંઇક વાસણ આપ." મારી સ્ત્રીએ આ માટલી લઇ જવાને કહ્યું તેથી પેલા વેપારીએ ધુપેલ આપી માટલી લઇ લીધી. થોડી વાર પછી હું ઘેર આવ્યો અને મારો સરસામાન મૂકવા ઘરમાં પેઠો ત્યારે પેલી માટલી જણાઇ નહિ, તેથી અજાયબી સાથે મેં મારી સ્ત્રીને તે માટલી સંબંધે પૂછ્યું ત્યારે તેણે ઉપલી હકીકત જણાવી, હું અફસોસ કરવા લાગ્યો, અને મારી સ્ત્રીને ઠપકો આપતાં જણાવ્યું કે તેમાં તો બસોપંચાણું સોનાના સિક્કાની થેલી હતી ! પેલા બે સખી ગૃહસ્થો જે થોડા વખતપર આપણે ઘેર આવ્યા હતા તેમણે મને આપણી સ્થિતિ સુધારવા માટે આપ્યા હતા. તે લોકો થોડા દિવસ પછી આપણી સ્થિતિ સુધારી છે કે નહિ તે જોવાને આપણે ઘેર આવશે ત્યારે હું શો જવાબ દઇશ ? મને પૈસા જવાથી જેટલું દુ:ખ થાય છે તેના કરતાં વિશેષ દુ:ખ તે સખી ગૃહસ્થોની આગળ જવાબ દેવાનું થાય છે ! પ્રથમ તો તે લોકો આપણી વાત માનશે પણ નહિ ! મારી સ્ત્રી પોતાના સ્ત્રીસ્વભાવ પ્રમાણે રડાકુટ કરવા લાગી, વળી મને કહેવા લાગી કે "તમે મને એ વાત આ

માટે કહી નહિ?" મેં તેને દિલાસો આપતાં જણાવ્યું કે ઇશ્વરની મરજી આપણને પૈસાદાર બનાવવાની નથી, નહિ તો આમ એકાએક જતું રહે નહિ! તું નકામો બળાપો ના કર. લોકો જાણશે તો ઉલટાં મૂર્ખ બનાવશે. હું તો ધારૂં છું કે તે પૈસા આપણા નસીબના નહિ હોય, પરંતુ તે વેપારીનાજ નસીબના હશે માટે તેના હાથ ગયા. આ પ્રમાણે મારી સ્ત્રીને દિલાસો આપી શાન્ત પાડી. હું તો હતો તેવો ને તેવોજ રહ્યો. છએક માસ પછી પેલા બંને ગૃહસ્થો એક દિવસ સાંજની વખતે મારા ઘેર આવ્યા, અને મને મારી અસલ સ્થિતિમાં જોઇ કાજીમહમદ બોલ્યો કે "કેમ મલેક! હજુ તારી સ્થિતિ સુધરી નહિ? મારા પૈસાનો તેં સારો ઉપયોગ કર્યો જણાતો નથી! બોલ, તેં તે પૈસાનો શો ઉપયોગ કર્યો?" મારૂં મોંઢું લેવાઇ ગયું તોપણ હીંમત રાખીને જે ખરેખરી હકીકત બની હતી તે કહી બતાવી મારી હકીકત સાંભળી કાજીસુલેમાન બોલ્યો કે "કેમ દોસ્ત! જો હું કહેતો હતો તેમજ બન્યું કે નહિ? તેના નસીબમાં તવંગર થવાનું નથી તો તારા પૈસાથી શી રીતે થાય?" કાજીમહમદ બોલ્યો કે "હું તારી વાત સાચી માનતો નથી, મને તો એમજ લાગે છે કે બીજા લુચ્ચા મજુરોની માફક આ નથુએ પણ મારા પૈસા પહોંચ્યા ત્યાં લગી મોજમજા ઉડાવી અને પછીથી પોતાનો ધંધો કરવા લાગ્યો." મેં જણાવ્યું કે ભલે તમે મારી વાત માનો કિંવા ન માનો પરંતુ મેંતો સત્યવાત કીધી છે. તે બાબતનો સાક્ષી ખુદા છે. જો હું જુઠું બોલતો હોઉં તો ખુદા મારૂં ખાણું ખરાબ કરે. મારી વાત હાજીસુલેમાનને ખરી લાગી હતી, તેથી તે બોલી ઉઠયો કે "મલેક! હું તારી વાત ખરી માનું છું. મહમદ તો મૂળથીજ જક્કી છે તે નસીબને માનતોજ નથી." કાજી મહમદ બોલ્યો કે "હું ખરૂં કહું છું કે નસીબ ઉપર વિશ્વાસ રાખનારા મૂર્ખા છે, તેમનામાં કોઇપણ જાતનો ધંધો કરવાની શક્તિ નથી હોતી, તેમજ આળસુના સરદાર હોય છે, તેથી નસીબપર વિશ્વાસ રાખી હરામનું ખાવા તાકે છે જેથી તેમની આખી જીંદગી દુઃખમાં ગુજારે છે. મેં કહ્યું કે મારી બાબતમાં એમ નથી, હું ખાત્રીથી કહુંછું કે હું સખત મહેનતુ અને પાક દાનતવાળો છું, પરંતુ મારૂં નસીબજ વિચિત્ર છે. તેપરથી પેલા કાજી મહમદે મને એક બીજી થેલી આપી તે બરાબર સાચવીને રાખવા તથા તેનો સારો ઉપયોગ કરવા આગ્રહ કર્યો. મેં તેમ કરવા કબુલ કર્યું. પછી બંને મિત્રો પોતાને ઘેર જવા નીકળ્યા. મેં તેમનો અત્યંત ઉપકાર માન્યો અને તેમને પગે પડયો. તેમના ગયાબાદ તે પૈસા મારે કયાં મૂકવા તે બાબત વિચાર કરવા લાગ્યો. છેવટે મારી નજરમાં એમ આવ્યું કે મારી પાઘડીના છેડે બાંધી રાખું તો કોઇ લઇ જાય નહિ, કારણ કે રાત દિવસ તે મારી પાસેજ રહે છે. પછી મેં અગાઉની માફક તેમાંથી પાંચ સિક્કા કાઢી બાકીના એકસો પંચાણું સિક્કા પાઘડીના છેડે બાંધ્યા આ વાત પણ મેં મારી સ્ત્રી વગેરે કોઇને કહી નહિ, બીજે દિવસે સવારે હું પેલા પાંચ સિક્કા લઇ બજારમાં ગયો અને તેમાંથી મારા ધંધાને વાસ્તે જોઇતો સામાન તથા થોડાં ઘી ગોળ લઇ આવ્યો. રસ્તામાં આવતાં એક પક્ષી કે જે સમડીને મળતું હોય છે પરંતુ તેનાથી મોટું અને જબરૂં હોય છે તે એકદમ મારા માથાપર આવી ભમવા લાગ્યું, અને મારા હાથમાંથી પેલાં ઘી ગોળ ઝુંટાવી લેવા માટે ઘણો પ્રયત્ન કરવા લાગ્યું પરંતુ મેં તેનું કંઇ પણ ચાલવા દીધું નહિ. આથી તે પક્ષી ઘણું ચીડાયું અને લાગ તાકી મારી પાઘડી ઉપાડી એકદમ આકાશમાં ઘણે ઉંચે તથા દૂર જતું રહ્યું. મેં બુમે બુમ પાડી તેથી આસપાસના લોકો દોડી આવ્યા અને તેમણે તે પક્ષીની પાસેથી પાઘડી પડાવવા માટે ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ બધો નિષ્ફળ ગયો. મને છાનો રાખવાને પેલા લોકો દિલાસો આપવા લાગ્યા, અને મને એક પાઘડી આપવા માંડી કે જે મારી મારી જુથી અને ફાટલી પાઘડી કરતાં ઘણી સારી હતી; પરંતુ તે મેં લીધી નહિ, કારણ કે હું કંઇ મારી નજીવી પાઘડીને માટે રોતો ન હતો; પણ તે પાઘડીને છેડે બાંધેલા સિક્કા માટે રડતો હતો. આ વખતે પેલા સદ્‌ગૃહસ્થો મારે વિશે શો મત બાંધશે? મારૂં નસીબ કેવું વિચિત્ર છે તેપર મને વિચાર થયો. છેવટે હું દિલગીરી ભરેલે ચહેરે ઘેર આવ્યો. મારી સ્ત્રી મને ઉઘાડે માથે તથા ઉદાસ ચહેરે જોઇ પૂછવા લાગી, તેથી મેં મારી કર્મકથા અફસોસ ભરેલે ચહેરે કહી સંભળાવી. મારી સ્ત્રી પણ ઘણો અફસોસ કરવા લાગી. મેં તેને મહામુશીબતે શાંત પાડી. તે બોલી કે "તમે જાતે ઘણા વિચિત્ર છો, કારણ કે બંને વખતે આપેલા પૈસા ગુમાવી દીધા, વળી તે સંબંધે તમે મને બિલકુલ વાત કરી નથી."

મારી ભૂલ મેં કબુલ કરી જણાવ્યું કે ખુદાની મરજી આપણને આજ સ્થિતિમાં રાખવાની છે, માટે આપણે કંઈ દિલગીર ન થતાં તેની મરજીને આધિન થઇ સંતોષ રાખવો. ત્યાર પછી પાંચેક માસે પેલા દોસ્તો ફરતા ફરતા સાંજની વખતે મારા ઘર તરફ આવી પહોંચ્યા. તેમણે વેગળેથીજ મને મારી અસલ સ્થિતિમાં જોઇ ઘણો અફસોસ બતાવ્યો. બંને જણા મારે ઘેર આવી પહોંચ્યા. હું ઉઠી તુરતજ તેમને પગે પડયો, અને મારી ફાટલી સાદડી બિછાવી આપી તેપર બેસવા કહ્યું, જેથી તેઓ બેઠા. ત્યાર બાદ કાજી મહમદે કહ્યું કે "કેમ મલેક! હજી તારી સ્થિતિમાં કંઇ પણ ફેરફાર થયો નહિ! ફક્ત તારી પાઘડી કંઇક બદલાઇ છે! આ શબ્દો સાંભળતાંજ મારી આંખમાંથી દડદડ આંસુ નીકળી પડયાં. હું ઘણોજ ગભરાઇ ગયો અને એક શબ્દ પણ બોલી શક્યો, નહિ, તેથી હાજી સુલેમાન બોલ્યો કે તું આમ શા માટે કરે છે? તું તારી ખરી હકીકતથી અમને વાકેફ કર, જેથી અમે તારા દુઃખમાં ભાગ લઇએ!" મેં કહ્યું કે ઓ સખી ગૃહસ્થો! મારૂં નસીબ ઘણુંજ ખરાબ છે! તમે મને તવંગર બનાવવાને ચાહો છો, પરંતુ નેક ખુદાની મરજી તેમ નથી માટે તમારી ધારણા પાર પડી શકશે નહિ, તમે આટલા પૈસા બીજા કોઇને આપ્યા હોત તે ક્યારનોએ તાલેવંત બન્યો હોત, માટે હવેથી હું તમારી પાસેથી કંઇ પણ લેવા ઇચ્છતો નથી. વળી આ પૈસાને માટે હું તમારો હમેશનો ગુલામ છું. સુલેમાન બોલ્યો કે "તું નકામો અફસોસ ન કર. અમને તારી હકીકતથી જલદી વાકેફ કર." તેથી મેં જણાવ્યું કે આ વખતની મારી હકીકત એવી તો તાજુબી ભરેલી છે કે તે કોઇ પણ માણસ માની શકે તેવી નથી, તોપણ તમારા આગ્રહથી હું મારી કર્મ કથા કહી સંભળાવું છું. એમ કહી મેં મારી સઘળી કથા તેમને કહી સંભળાવી સુલેમાન તુરતજ બોલી ઉઠયો કે "ભલે! દુનીઆ માને કિંવા ન માને પણ હું તો તારી વાત તદ્દન સાચી માનુંછું! તે પક્ષી એવાં તો જબરાં હોય છે કે પાઘડી કરતા પણ મોટી મોટી વસ્તુઓ સપાગબંધ લઇ ઉડી જાય છે. મેં તે પક્ષી વિષે કિતાબોમાં ઘણી નવાઇ જેવી વાતો વાંચી છે," કાજી મહમદ બોલ્યો કે "હું તારી વાત બિલકુલ સાચી માનતો નથી કંઇ પક્ષીઓ પાઘડી લઇ જતાં નથી. તે તો ખાવાનું લઇ જાય છે. તેં મારા આપેલા પૈસા મોજમજામાં ઉડાવી દીધેલા લાગે છે." મેં તેમને કહ્યું કે ભલે, તમે માનો કિંવા ન માનો, પરંતુ આ વાત તદ્દન સાચી છે, મારી સાથે બજારમાં ચાલો તો હું આસપાસના લોકોને પૂછી આપની ખાતરી કરી આપું, કારણ કે તે લોકોએ તે પક્ષીની પાસેથી પાઘડી પડાવવા માટે ઘણો પ્રયત્ન કર્યો હતો પણ કંઇ વળ્યું નહિ. મારી આ બીના સાંભળી મહમદે પણ કબુલ કર્યું કે "તારી વાત ખરી હશે. અને તું જુઠું બોલતો નહિ હોય, મેં તને જે પૈસા આપ્યા તે માટે કાંઇ પણ દિલગીર નથી, ફક્ત મારા મનની ધારણા પાર પડી નહિ તેથી કંઇક દિલગીર છું." ત્યાર પછી તેણે સુલેમાનને કહ્યુ કે "તું કહે છે કે 'નસીબમાં હોય તોજ પૈસાદાર થવાય,' તે વાત સિદ્ધ કરી બતાવ, તો હું મારો મત ફેરવું; નહિ તો હું તો એમજ માનીશ કે 'પૈસો પૈસાને લાવે.' પછી સુલેમાને કહ્યું કે "ઠીક. હું મારો પ્રયત્ન કરી જોઉ છું." એમ કહી તેણે મારા હાથમાં એક સીસાનો કટકો આપી કહ્યું કે "તું આ કકડાથી જરૂર તવંગર થઇશ! જે કામ ચારશેં સિક્કાએ નથી કર્યું. તે કામ આ સીસાનો નજીવો કકડો કરશે, કારણ કે હવે તારી દશા ફરી છે, માટે તું ખુદાના નેક નામથી આ કકડો તારી પાસે રાખ." મેં તે કકડો લીધો ને મારા ગજવામાં નાખ્યો. ત્યાર પછી તે બંને દોસ્તો ચાલતા થયા.

ત્યાર પછી તેજ રાત્રે એવું બન્યું કે મારી એક પાડોશણ રાતના બારેક વાગે આવી મને બોલાવવા લાગી. મારી સ્ત્રીએ ઉઠી બારણું ઉઘાડયું અને તે સ્ત્રીને આટલી મોડી રાતે આવવાનું કારણ પૂછ્યું. તે બાઇએ જણાવ્યું કે "આવતી કાલે સવારમાં મારા એક શેઠને ત્યાં મીજબાની છે, અને તેથી તેને કેટલીક માછી જોઇએ છીએ; તે લેવા મારા ધણીને રાતના ચાર વાગતા પહેલાં જવાનું છે. હવે મચ્છી પકડવાનો સીસાનો કકડો ખોવાઇ ગયો છે અને અત્યારે બીજો મળતો નથી માટે જો તમારી પાસે હોય તો આપો. હું તમને તેના બદલામાં મારી જાળમાં પ્રથમ જેટલી માછલી આવશે તે બધી તમને આપીશ." મારી સ્ત્રીએ આવી મને કહ્યું. તેથી મેં મારા ગજવામાંથી કાઢી પેલો કકડો આપ્યો, કારણ કે મને તો ખાત-

રીજ હતી કે જ્યારે હું ચારસં સિક્કાથી તવંગર ન થયો તો આ એક કકડાથી કેવી રીતે થાઉં ? તે બાઈ તે કકડો લઇ ખુશી થતી પોતાને ઘેર ચાલી ગઇ અને પોતાના ધણીને આપ્યો અને મારી સ્ત્રી સાથે કરેલી વાત કહી સંભળાવી.

તે માણસ પોતાની જાળ સમી કરી સવારમાં પહેલો નદીપર ગયો. ત્યાં તેણે પ્રથમ જાળ નાખતાંજ એક ઘણી મોટી માછલી તેમાં પકડાઇ. ત્યાર પછી તે બીજી કેટલીક માછલીઓ પકડી પોતાના ઘેર પાછો આવ્યો.

તે માછી ઘેર આવ્યા પછી પેલી મોટી માછલી કે જે પ્રથમજ પકડાઇ હતી તે લઇ મારે ઘેર આવ્યો અને બોલ્યો કે "ભાઇ! કાલ રાત્રે મારી બાયડીએ તારી બાયડી સાથે કરેલી સરત પાળવા માટે હું આવ્યો છું" તેમ કહી પેલી માછલી મારા હાથમાં મૂકી મેં જણાવ્યું કે મારે તારી પાસેથી કંઇ લેવું નથી. પાડોશી પાડોશીનું કામ કરે તેમાં સારૂં હોય નહિ ! તે બોલ્યો કે "ના, મારે સરત પાળવી જોઇએ. હું મારી ખુશીથી તને આપું છું માટે તું લે." પછી મેં તે લઇ તેનો ઉપકાર માન્યો. તે માછી પછી પોતાને ઘેર ગયો. આ વખતે મારી સ્ત્રી ઘેર ન હતી, તેથી તે આવી ત્યારે મેં તેને આ વાતથી વાકેફ કરી તે માછી રાંધવા માટે આપી. તેણી તે લઇને રસોડામાં ગઇ. પછી તેને સુધારવા લાગી ત્યારે અંદરથી એક ચકમકતો કટકો નીકળ્યો. મારી સ્ત્રી તેને ધારીધારીને જોવા લાગી, પણ ઓળખી શકી નહિ. તે મારી પાસે દોડતી દોડતી આવી કહેવા લાગી કે "જુઓ ! આ કાચનો કકડો કેટલો બધો ચળકતો છે ? જાણે બિલોર કાચની માફક ચકચકે છે !" મેં તેને હાથમાં લઇ જોયો ન હતો, તેથી મેં પણ કહ્યું કે આ કાચનો કકડો ઘણો ચળકતો છે, અને તેથી તું આપણા નાના દીકાને આપીશ તો તે ઘણો ખુશી થઇને રમશે. તેણે મારી વાત પસંદ કરી અને તે કટકો લઇ ચાલી ગઈ. તેણે જઇને તે કકડો મારા નાના દીકરાને આપ્યો અને તેને ચળકતો તથા સુંદર જોઈ તે ખુશી થવા લાગ્યો. ત્યાર પછી હું કંઇક કામસર બહાર ગયો તે દરમ્યાન મારાં બીજાં છોકરાં રમતાં રમતાં તે દીકાની પાસે આવી પહોંચ્યા, અને પેલો ચળકતો કાચનો કકડો લેવાને તેઓ અંદર અંદર લડી પડયાં. તેમણે ઘણું કકળાણ કરી મૂકયું, અને છેવટે મારામારી પર આવવાની તૈયારી હતી. તે દરમ્યાન હું ઘેર આવી પહોંચ્યો તેથી બધાં ચૂપ થઇ ગયાં. મારી સ્ત્રીએ તેમણે કરેલા તોફાનનું વર્ણન કહી સંભળાવ્યું તેમજ મારી પાડોશમાં રહેતા યાહુદીએ પણ તેમના તોફાન વિષે કંટાળો બતાવ્યો. મેં તેમને ધમકાવીને પેલો કાચનો કકડો લઇ લીધો. આ વખતે રાતના નવેક વાગ્યા હતા. તે કકડાનો ચટકાટ મને એટલો તો લાગ્યો કે મારા ઘરમાં કરેલો દિવો મેં બુઝવી નાખ્યો. જો કે મેં હીરો કદી પણ જોયો ન હતો, તોપણ એટલું તો સાંભળ્યું હતું કે હીરાને અંધારામાં મૂકવાથી દીવાની જરૂર પડતી નથી. મેં દિવો બુઝવી નાખ્યો ને તેને ઠેકાણે પેલો કટકો મૂકયો તો તેણે દિવાની ગરજ સારી, તેથી મારી ખાતરી થઇ કે આ કાચનો કટકો નથી પણ હીરો છે. મેં મારી સ્ત્રીને કહ્યું કે આ કાચનો કટકો નથી પરંતુ હીરો છે. તેના આપણને પુષ્કળ પૈસા મળશે, માટે કોઇને આપી દેતી નહિ બીજે દિવસે સવારે મારો પાડોશી જે યાહુદી હતો તેની સ્ત્રી મારી બાયડી પાસે આવીને ગઇ રાત્રે મારાં છોકરાંએ જે તોફાન મચાવ્યું હતું તે વિષે પૂછપરછ કરવા લાગી. મારી સ્ત્રી ઘણી ભોળી હોવાથી તેણે સઘળી ખરી બીના કહી દીધી, અને પેલો હીરો તેને દેખાડયો, આ સ્ત્રીનો ધણી મોટો ઝવેરી હતો, તેથી આ સ્ત્રી પણ સારી માહીતગાર હતી. તેણે મારી સ્ત્રીને ઠગવાના ઇરાદાથી કહ્યું કે "આ તો કાચનો કટકો છે, કંઇ હીરા એમ વાટમાં પડયા નથી!" મારી સ્ત્રીએ કહ્યું કે "ભલે, તે કાચના કટકાથી અમારે દિવાની જરૂર પડતી નથી જેથી અમને દિવેલનો ખર્ચ ઉગરશે." તે યાહુદણે કહ્યું કે "હું તમને તે બદલ વીશ રૂપીઆ આપું ને તમે તે મને આપો." મારી સ્ત્રીએ માન્યું નહિ. તેથી તેણે સો રૂપીઆ આપવા જણાવ્યું. પરંતુ તે વાત પણ કબુલ કરી નહિ. આખરે તે સ્ત્રીએ તેના પચીશ હજાર રૂપીઆ આપવા કબુલ કર્યું, પરંતુ મારી સ્ત્રીએ કહ્યું કે "મારા વરને પૂછી જોઇશ, પછી આપીશ." પેલી યાહુદણ ઘેર ગઈ અને તેણે પોતાના ધણીને આ બીના કહી સંભળાવીને કહ્યું કે "તે હીરો ઘણોજ પાણીદાર છે, માટે જો કોઇ પાદશાહને આપીશું

તો આપણુને મન ગમતાં નાણાં મળશે." યાહુદીએ છેવટે સીત્તેર હજાર રૂપીઆ સુધી આપવાની હા પાડી. બીજે દિવસે પેલી યાહુદણે મારી પાસે આવીને પેલા હીરાની માગણી કરી. મેં જરા ક્રોધથી કહ્યું કે જાઓ મારી બાઇ ? એ હીરો લેવાની તમારી શક્તિ નથી. તમારે જો લેવો જ હોય તો વ્યાજબી કીમત કહી દો, નહિ તો ચાલ્યા જાઓ. નકામા આંટા શા માટે ખાઓ છો ? તે યાહુદણના મનમાં લાગ્યું કે "આણે આ હીરો બજારમાં કાઇને બતાવ્યો છે! હવે તેથી તેની ખરી કીંમત તેના હાથમાં આવી ગઇ છે!" તેથી તે બોલી કે "ભાઇ! આ હીરાના સિત્તેર હજાર રૂપીઆ આપીશ." મેં તેટલી રકમ લેવા ના પાડી ત્યારે તેણે કહ્યું કે હુંજ ઘેર જઇ મારા ધણીને મોકલું છું તમે બજારમાં લઇ જતા નહિ!" પછી તેણે ઘેર જઇ યાહુદીને મારી પાસે મોકલ્યો તેણે મારી પાસે પેલો હીરો માગ્યો. મેં તેને તે જોવા આપ્યો અને તેણે તે ધારી ધારીને જોયો ત્યાર પછી તે બોલ્યો કે "તમારે આ હીરાનું શું લેવું છે? એકજ વાત કરશો માથાકુટ કરશો નહિ! મને હીરાની બીલકુલ પરીક્ષા ન હતી, તોપણ યાહુદી ઘણા લુચ્ચા હોય છે તેથી મેં તે હીરાના સવા લાખ રૂપીઆ બતાવ્યા. કેટલીકવાર આનાકાની કરી છેવટે સવા લાખ રૂપીઆ આપી તે યાહુદી પેલો હીરો લઇ ગયો.

આ પ્રમાણે પેલા હીરાના વેચાણથી હું એકદમ મોટો તવંગર થઇ ગયો હું નેક ખુદાનો ઘણો ઉપકાર માનવા લાગ્યો, અને પેલા હાજી સુલેમાનનો ઘણોજ ઉપકાર માની તેને પુષ્કળ આશીશ આપવા લાગ્યો. મેં તેનું તેમજ તેના મિત્ર કાજી મહમદનું ઘર જોયું ન હોતું, જો કદાપિ જોયું હોત તો હું તરતજ તેના ઘેર જઇ તેના પગે મારૂં માથું મુકત.

હવે આટલા બધા પૈસાનો ખરો ઉપયોગ શો કરવો તે વિષે મને વિચાર થયો. મારી બાયડીએ મને જણાવ્યું કે "એક નવું ઘર બાંધવું, અને એક મારો પોશાક લાવવો!" પરંતુ મેં તેને કહ્યું કે તું ઉતાવળ ના કર, સૌ ધીમે ધીમે થશે. પ્રથમ તો આપણે આ મોટી રકમ એવે ઠેકાણે રોકવી કે જેમાંથી આપણને બીજી સારી કમાઇ થાય. પછી મેં મારી જાતના બધા દોરડાવાળાઓને પૈસા આપી સામાન ખરીદાવ્યો. તે લોકોની પાસે કંઇ પણ પૈસા ન હતા, તેથી તેઓ મારી પાસેથી ખુશીથી પૈસા લઇ જતા હતા. વળી મેં મારો ધંધો ઘણો વધારી દીધો. મારે ઘેર ઘણા દોરડાંવાળાઓને નોકર રાખ્યા, અને તેઓના મદદથી મેં પુષ્કળ માલ બનાવ્યો. તે માલ ભરવાને જુદી જુદી ઘણી વખારો ભાડે રાખી હવે મારો ધંધો ધમકારાબંધ ચાલ્યો. મારી વખારો જુદે જુદે ઠેકાણે હોવાથી મને ઘડી અડચણ પડવા માંડી તેથી મેં એક વિશાળ મકાન બંધાવી ત્યાંજ સર્વ માલ ભર્યો, તેમજ રહેવાનો સગવડ પણ તેમાંજ કર્યો. હાલ હું એ મકાનમાં રહું છું. જે મકાન આપ નામદારે ગઇ કાલે જોયું હતું તેજ આ નવું મકાન છે.

આ પ્રમાણે હું દિનપ્રતિદિન વધારે વધારે સુખી થતો ગયો. આ બીનાને લગભગ સાતેક માસ ગયા ત્યારે પાછા પેલા બે દોસ્તો ફરતા ફરતા મારા મહોલ્લામાં આવી ચઢયા. પરંતુ તેમણે મને કામ કરતાં જોયો નહી; તેથી આસપાસના લોકોને મારૂં નામ પુછી ખબર કાઢવા મંડયા. તે લોકોએ જણાવ્યુ કે "હવે તો મલેક દોરડાંવાળો નહી પણ હાજી નથુને નામે ઓળખાય છે; તે તો એક મોટો જબરો વેપારી છે. તેણે આ મહોલ્લાના પેલી તરફના નાકે મોટું મકાન બાંધ્યું છે અને ત્યાં રહેવા ગયો છે, માટે ત્યાં જશો તો મળશે." તે બંને દોસ્તો પુછતા પુછતા મારા મકાને આવવા નીકળ્યા. રસ્તામાં કાજી મહમદે સુલેમાનને જણાવ્યુ કે "મલેક સારી સ્થીતીમાં આવ્યો જાણી હું ઘણો ખુશી થયો છું, પરંતુ તે તારા સીસાના કકડાથી નહી, મારા બારસેં સિક્કાથી થયો હશે તે આપણી આગળ જુઠું બોલ્યો હશે ?" સુલેમાન બોલ્યો કે "તારો વિચાર મને ખોટો લાગે છે, તે માણસ એવો નથી. મારી તો ખાત્રીજ છે કે તે પેલા સીસાના કકડાથી આવો મોટો તવંગર થયો છે. હમણાં આપણને તે કહેશે." આ પ્રમાણે વાતચીત કરતા અને લોકોને પુછતા પુછતા મારે ઘેર આવી પહોંચ્યા. તેમણે જેવું બારણું ખખડાવ્યુ કે મારા ચાકરે બારણું ઉઘાડયુ. તેમણે ચાકરને પુછ્યુ કે "તારા શેઠ ઘેર છે કે!" તેણે જવાબ આપ્યો કે "હા! તે દીવાનખાનામાં બેઠા છે, માટે આપ પધારો."

આ બંને દોસ્તો ઘરમાં આવ્યા. તે લોકોને મેં જોવા જોયા તેવાજ ઓળખ્યા. હું તુરત ઉઠી તે લોકોની આગળ દોડી ગયો, અને પગે પડવા જતો હતો પરંતુ તે લોકોએ મને અતિ આગ્રહથી અટકાવ્યો. પછી અમે એક બીજાને ખૂબ હેતથી ભેટ્યા. ત્યારબાદ તે બંને મિત્રોને એક મોટા સુંદર આસનપર બેસાડયા અને કહ્યું કે ઓ સખી મરદો ! ખુદા તમારૂં ભલું કરશે. હુ તમને ભૂલી ગયો નથી, તેમજ મારી જાનને પણ ભુલી ગયો નથી. હું તો ગરીબ તમારો ગુલામ દોરડાંવાળોજ છું. હુ હમેશાં તમારા હકમાં દુવા દઉં છું.

કાજી મહમદ બોલ્યો કે " ભાઇ ! હું તમને આવી સારી હાલતમાં જોઈ અંતઃકરણથી ખુશી થયો છું. તેં મારા આપેલા પૈસાનો આવો સારો ઉપયોગ કર્યો તેથી હુ ઘણો ખુશી થયો છું. માત્ર મને એટલુંજ લાગે છે કે તે દિવસે તું અમારો આગળ નાહક જુઠું બોલ્યો આ પ્રમાણે તારે જુઠું બોલવાનું શું કારણ હશે ? શું બે વખતના પૈસા એકઠા કરી પછી સારી હાલતમાં આવવાનો વિચાર હતો ! " મેં જવાબ આપ્યો કે "મારા મુરબ્બી સાહેબ ! હું કદી જુઠું બોલ્યોજ નથી મેં આપને જે વાત કહી તે બધી ખરેખરીજ બનેલી છે! હું પૈસાદાર થયો તે તો આ સુલેમાન ભાઇએ આપેલા સીસાના કટકાના પ્રતાપથીજ ? જો કે તે વાત ઘણી નવાઇ જેવી છે તો પણ સાચે સાચીજ છે! મારી વાત સાંભળી હાજી સુલેમાન બોલી ઉઠયો કે "મને તે બધી વાત સવિસ્તર સંભળાવ, જેથી અમે બંને મિત્ર ઘણાજ ખુશી થઇશું ! " તેપરથી મેં તે સઘળી વાત તેમને કહી સંભળાવી.

મારી વાત સાંભળી તે બંને મિત્રો ઘણાજ ખુશી થઇ ગયા. કાજીમહમદ બોલી ઉઠયા કે " ઓ ભાઇ! તારી વાતતો ઘણીજ નવાઇ જેવી છે! તે દીવસે પક્ષી તારી પાઘડી લઇ ગયું, વળી આજે માછલીએ તને હીરો આપ્યો. વાહ! આવી અજાયબી ભરેલી વાતો જાણી મને ઘણો આનંદ થાય છે ! " પછી તે બંને મિત્રો રજા લઇ ઘેર આવવા તૈયાર થયા. પરંતુ મારા ભલા નેક દોસ્તોને મેં અતિ આગ્રહથી તે દીવસે મારે ઘેર રાખ્યા. પછી મેં તેમને વાસ્તે એક ઘણુ સારૂ ખાણુ તૈયાર કરાવ્યું. મેં તેમને મારૂં આખું ઘર ફરી ફરીને બતાવ્યું. તે લોકો પણ મારૂં ઘર જોઇ ખુશ થયા. ત્યારપછી ઉંચી જાતનો શરાબ લીધો, અને રમત ગમતમાં ઘણી રાત ગાળ્યા પછી અમે સુઇ ગયા.

બીજે દીવસે સવારમાં હું તે બંને દોસ્તોને લઇને નદીપર મારા બંગલામાં હવા ખાવા ગયો તે બંગલો નદીની સામે કાંઠે હતો, તેથી અમે મછવામાં બેસી સામે કાંઠે ગયા તે લોકો મારો નાનો પણ સુંદર બંગલો અને તેની આસપાસનો બાગ જોઈ ઘણા ખુશી થઇ ગયા. અમે ત્રણે જણ બાગમાં ફરવા લાગ્યા. તેમાં બંને બાજુએ ફુલ ઝાડ તથા કેળો રોપી હતી. તેની વચ્ચે સુંદર સડકો હતી. ઝાડો પર તરેહવાર ફળ લટકતાં હતાં, અને તેનીપર તરેહવાર મધુર પક્ષીઓ સવારના પહોરમાં કલરવ કરી રહ્યાં હતાં. આ બધું જોતાં જોતાં અમે આગળ ચાલ્યા કેટલેક ઠેકાણે પાણીના ફુવારા તથા બેઠકો ગોઠવેલી હતી. આવી ખુશનુમા જગા જોઇ તેઓ ઘણાજ ખુશ બની ગયા, અને મારો ઉપકાર માનવા લાગ્યા.

અમે ફરતા ફરતા એક ઝાડ નીચે આવી પહોંચ્યા તેટલામાં મારો નાનો છોકરો કે જે અમારી સાથે હવા ખાવા આવ્યો હતો તેની નજર તે ઝાડ તરફ ગઇ તો તેણે તે ઝાડની ડાળીએ લટકતો સુંદર માળો જોયો. તેણે તે માળો પાડવા માટે હઠ લીધી, તેથી મેં મારા નોકરને તે માળો પાડવા માટે કહ્યું તેણે ઉપર ચઢીને તે માળો પાડયો તો માંહેથી એક પાઘડી નીકળી, તે પાઘડી જોઇ મારા દોસ્તો ઘણા અજાયબ થયા અને પક્ષીઓની શકતીનો વિચાર કરવા લાગ્યા. પછી તે પાઘડી મેં હાથમાં લીધી તો મને ઘણી અજાયબી લાગી, કારણુ કે જે મારી પાઘડી પેલું પક્ષી ઘઇ ગયું હતું તેજ તે હતી. મેં તેના છેડે તપાસ કરી તો પેલા એકસોને પંચાણું સિક્કા માલમ પડયા. આવો અજાયબ ભરેલો ખેલ જોઇ અમારો ખુશાલીનો પાર રહ્યા નહી. કાજી મહમદે કહ્યું કે "હું અત્યાર સુધી તારી વાત ખોટી માનતો હતો, પરંતુ હવે ખાતરી થઇ કે તારી વાત તદન સાચી છે. અને તું મારા પૈસાથી નહી પણ પેલા સીસાના કટકાથીજ આવી સારી સ્થિતિમાં આવ્યો ! " પછી પેલા સિક્કા મેં તેને પાછા આપવા માંડયા પણ તેણે તે લીધા નહી, તેથી છેવટે તે સિક્કામાં બીજા બસેં પાંચ સિક્કા મેં ઉમેરી કુલ ચારસેં સિક્કા

ગરીબ ગરબાને આપવાને માટે જુદા કાઢવા ઠરાવ કર્યો. ત્યાર પછી અમે ઘેર આવવા નીકળ્યા. ઘેર આવ્યો ત્યારે ખાણું તૈયાર હતું તેથી અમે ત્રણે દોસ્તો ખાણું લેવા બેઠા, અને ત્યારપછી સુઇ ગયા. સાંજ પડતાં તે દોસ્તો રજા લઇ પોતાને મુકામે જવા નીકળ્યા. મેં તેમને ફરી પધારવા તથા કામકાજ બતાવવા આગ્રહ કરી રજા આપી. ત્યાર કેડે અમે એક બીજાને ઘણી વખતે મળીએ છીએ તે હજુ પણ જીવતા છે. અમારી દોસ્તી હજુ પણ જેવીને તેવીજ છે."

આ બધી હકીકત સાંભળી સુલતાન ગ્યાસુદીન ઘણો ખુશી થયો. તે બોલ્યો "મલેક! તારી હકીકત ઘણીજ અજાયબી ભરેલી છે. મેં આવી વાતો ઘણી લાંબી મુદ્દતે સાંભળી છે. તારા દોસ્તોને હું મળવા ઇચ્છુ છુ માટે તેમને મારી હજુર બોલાવી લાવ. પછી તે મલેક તેના મિત્રને બોલાવી લાવ્યો. પાદશાહને નમન કર્યું પછી અદબ કરી ઉભા રહ્યા. પાદશાહ પોતાના વડા વજીરને એક ચોકસ માટલુ લાવવા હુકમ આપ્યો તેથી વજીર તે માટલું લઇ આવ્યો. પાદશાહે કાજી મહમદને તે માટલામાં જે કંઇ હોય તે કાઢવા કહ્યું તેપરથી કાજી મહમદે તેમાં હાથ નાખ્યો. તો એક કોથળી નજરે પડી કે જે કોથળી પોતેજ મલેકને આપી હતી, તેણે કોથળી બહાર કાઢી છોડી તો અંદરથી એકસો પંચાણું સિક્કા નીકળ્યા. આ જોઇ ત્રણે દોસ્તોની અજાયબીનો પાર રહ્યો નહી. તેઓ પાદશાહને પગે પડી આ કોથળી શી રીતે દરબારમાં આવી તે બાબત પુછવા લાગ્યા તે પરથી સુલતાને જણાવ્યું કે "પેલો ધુપેલ વેચનાર પ્રમાણિક વેપારી હતો, તેણે ઘેર જઇ જોયું તો કોથળી નીકળી હવે તે મલેકને તેની સ્ત્રીને ઓળખતો ન હતો તેમ નામ પણ જાણતો ન હતો તેથી મારી પાસે લઇ આવ્યો. મેં તેને મારી ખાસ તીજોરીમાં રાખી મુકી અને તે કોની છે તે બાબત તપાસ કરવા લાગ્યો ત્યારે આજે પત્તો લાગ્યો" પછી તે સિક્કા પાદશાહે મલેકને આપવા માડયા, પરંતુ મલેકે તે લેવા ના પાડી તેથી છેવટે ધર્માદા કરવા ઠરાવ થયો. પાદશાહે તે ત્રણે દોસ્તોને ઇનામ દાખલ એક એક સારો પોશાક આપી રજા આપી.

શહેરાજાદીની આ વાર્તા સાંભળી હિંદનો સુલતાન ઘણો ખુશી થયો, અને તેથી તેને એક બીજી વાર્તા કહેવાની સરતે વધુ જીંદગી બક્ષી; તેપરથી તેણે નીચે મુજબ વાર્તા શરૂ કરી.

# અલ્તમસ અને તેની નીમકહલાલ દાસીની વાર્તા.

ઇરાન દેશના ઇસ્પહાન શહેરમાં કુતુબ નામે વેપારી રહેતો હતો. તેને બે દીકરા હતા એકનું નામ કૈકુબાદ તથા બીજાનું નામ અલ્તમસ હતું તેની સ્થિતિ સાધારણ હતી. તેના મરણ પછી તેની પાસે જે થોડા પૈસા હતા, તે તેના બંને દીકરાઓએ સરખે ભાગે વહેંચી લીધા. કૈકુબાદની સ્ત્રી પૈસાદારની બેટી હતી, અને તેને ભાઇ ન હોવાથી તેના બાપની સઘળી મીલકત કૈકુબાદને મળી કૈકુબાદે એક સુંદર દુકાન લઇ તેમાં ઉમદા સરસામાન ભરી પોતાનો ધંધો ધમધોકાર ચલાવવા માંડયો આખા શહેરમાં મોટા વેપારીઓમાં તેની ગણત્રી થવા લાગી અલ્તમસનો સસરો ગરીબ હતો, તેથી તેને એવી મદદ મળી શકી નહી અલ્તમસે પોતાના ભાગમાં આવેલા પૈસામાંથી એક ઊંટ ખરીદ કર્યું અને તેને ભાડે આપવા લાગ્યો. તે વખતે શિરાજ અને ઇસ્પહાન વચ્ચે પુષ્કળ વેપાર ચાલતો હતો. અલ્તમસ આ ભાડામાંથી પોતાનું તથા બાપાની સ્ત્રીનું ભરણપોષણ કરતો હતો, એક વખતે સીરાજથી કોઇ વેપારીના દાણા લઇ પોતાને ગામ ઇસ્પહાન આવતો હતો તેવામાં રસ્તામાં તેણે વેગળેથી પુષ્કળ ધુળ ઉડતી દીઠી. આથી તે ખમચાઇને ઉભો રહ્યો, અને ધારી ધારીને જોવા લાગ્યો, તો કેટલાક ઘોડેસ્વારોને પુર પાટમાં પોતાની ભણી જલદીથી આવતા જોયા. તેણે ધાર્યું કે ચોરલોકો હશે તેથી પોતાના ઊંટને જેમ બને તેમ જલદીથી દોડાવી તેની પાસે આવેલા એક ગાઢા જંગલમાં ઘાલી દીધું અને ત્યાં બાંધી દીધું. પછી પોતે એક મોટા ઝાડની ઘટામાં સંતાઇ ગયો. ત્યારપછી પેલા ઘોડેસ્વારો ત્યાં આવી પહોંચ્યા. તે ઘોડે-

સ્વારો ઇશ્વરેચ્છાએ જે ઝાડપર અલ્તમસ ચઢીને સંતાઇ રહ્યો હતો, તેજ ઝાડતળે આવી ઉભા રહ્યા. તેમણે તુરતજ પોતાની પાસેના પોટકામાંથી ૫ટકડી તથા ગોળ કાઢી પોતાના ઘોડાઓને ખવડાવ્યો. ત્યારબાદ ચંદી મુકી.

આટલી વારમાં અલ્તમસે જોઈ લીધું કે "તે બધા ચાલીશ માણુસો છે, ને તેમના પહેરવેશપરથીતેઓ લૂટારા છે. તેમનામાં એક સૌથી વધારે દમદબાવાળો છે તે તેમનો સરદાર હોવો જોઇએ." ઘોડા ચંદી ખાઇ રહ્યા કે તુરત તે બધા ઉભા થયા. તેમનો સરદાર તે સર્વની આગળ ચાલ્યો. ને તેની પાછળ પાછળ તે સર્વ ચાલ્યા. આ દરેકના ખભે એક મોટી કોથળી હતી. પેલો સરદાર એક ખડક કે જે તે ઝાડની છેક નજદીક હતો ત્યાં આવી કહેવા લાગ્યો કે "દરવાજો ઉઘડો" તુરતજ દરવાજો ઉઘડયો અને તેથી તે સર્વે અંદર ઉતાર્યા. સૌની પાછળ તેમનો સરદાર ઉતર્યો, અને પછી તે દરવાજો ચોકસ શબ્દો બોલી બંધ કર્યો. તે ચોરો કેટલીકવાર સુધી અંદર રહ્યા, તે દરમ્યાન અલ્તમસે નીચા ઉતરી પોતાનું ઊંટ લઇ નાશી જવા ધાર્યું પરંતુ બીક લાગી કે વખતે આવીને પકડી લે તો શી વલે થાય, માટે છેવટે વિચાર માંડી વાળ્યો. જરાવાર પછી પેલું બારણું ઉઘડયું કે અંદરથી પ્રથમ પેલો સરદાર અને તેની પાછળ પેલા બીજા લૂટારા બહાર આવ્યા. બહાર નીકળ્યા પછી તે સરદાર બોલ્યો કે "દરવાજો બંધ કર" તેથી તે દરવાજો તુરતજ બંધ થઇ ગયો. પછી તે દરેક જણુ પોતપોતાના ઘોડાપર સ્વાર થઇ પોતપોતાના મનમાં ખુશી થતા થતા પોતાના સરદારને નમન કરી ચાલ્યા ગયા. તેમની પાછળ તે સરદાર પણ ચાલ્યો ગયો. આ તમામ લોકો ઘણે દૂર ગયા ત્યારે પેલો અલ્તમસ ઝાડપરથી ઉતર્યો, કારણ કે તેના મનમાં બીક લાગી હતી કે વખતે તેઓ પાછા આવે! પોતે ઝાડપર બેઠે બેઠે તે લૂટારાના સરદારના બોલેલા શબ્દો ધ્યાનમાં રાખી મુકયા હતા, તેથી તેણે પેલા ખડક પાસે જઇને કહ્યું કે "દરવાજો ઉઘડો." એટલે તે દરવાજો ઝટ ઉઘડયો, અને અંદર જઇને કહ્યુ કે "દરવાજો બંધ થાઓ" એટલે તે તુરત બંધ થઇ ગયો. તેણે અંદર જઇને જોયું તો એક સુંદર ઓરડાના આકારમાં પેલો ખડક કોતરી કાડેલો માલમ પડયો. તેમાં જોઇએ તેવું સારૂં અજવાળું પડતું હતું. પેલા ઓરડાની અંદર તરેહવાર રેશમી કપડાંના. કીમતી સામાનના, ખોરાકના, સોના રૂપાના અને ઝવેરાતના ઢગલે ઢગલા જોયા, આ દેખાવ જોઇને તે વિચાર કરવા લાગ્યો કે કોઇ હજારો વરસથી આ ગુફા લૂટારાઓના વપરાશમાં આવતી હશે. તેણે તે ઢગલાઓમાંથી માત્ર ઝવેરાતના ઢગલામાંથી પોતાના ઉંટપર ભરાય તેટલું ઝવેરાત બારણાની થડમાં લાવીને ઢગલો કર્યો. પછી પેલા બારણાને હાથ અડકાડી બોલ્યો કે "દરવાજો ઉઘડો" એટલે તે તુરત ઉઘડયો અને પોતે બહાર નીકળી પોતાના ઉંટને પેલી ઝાડીમાંથી બહાર કાઢી લાવ્યો. ત્યાર પછી તેનાપર તે સઘળું ઝવેરાત નાખી પોતાના શહેર તરફ ચાલતો થયો. ઉંટપર જે દાણા ભર્યા હતા તે સઘળા તેણે તે ખડકમાં લૂટારાઓના દાણા ભેગા નાખી દીધા હતા અને તે દાણાના કોથળામાંજ પેલું ઝવેરાત ભર્યું હતું.

ઘેર આવ્યા પછી તેણે તે ઝવેરાત પોતાના ઓરડામાં દાટવા વિચાર કર્યો, તેટલામાં તેના સ્ત્રી જે બહાર ગએલી હતી તે આવી પહોંચી. તેણે ઝવેરાત કોઇ દિવસ દીઠું નહોતું તેથી તે પોતાના ધણીને કહેવા લાગી કે "આવા નકામાં કાચના કકડા અને પત્થરના ટુકડા શા માટે ભરી લાવ્યા છો? તમને બીજો કંઇ ભાર ન મળ્યો ?" તેણે જવાબ આપ્યો કે "અરે નાદાન! તું ધારે છે તેવા આ કાચના કે પત્થરના નકામા ટુકડા નથી પણ તે તો ઝવેરાત છે! તેના આપણુને લાખો રૂપીઆ ઉપજશે માટે તું ધીરજ રાખ. હવે આપણે આપણી જીંદગી સુખરૂપ ગુજારીશું." તે સ્ત્રી ઝવેરાત શબ્દ સાંભળી ઘણી અચંબો પામી બોલી ઉઠી કે "તમે કયાંથી ચોરી લાવ્યા? મને લાગે છે કે તમે કોઇ પાદશાહના દરબારમાંથી ચોર કરી મેળવ્યું હશે, માટે જઈને તુરત પાછું આપી દો, નહિ તો નાહક કેદમાં જવું પડશે અને લોકમાં ફજેત થવું પડશે." પછી અલ્તમશે તેને કહ્યું કે "તું ગભરાતી ના, આ માલ ચોરો પાસેથી મેળવ્યો છે!" પછી પોતે આ માલ કેવી રીતે મેળવ્યો હતો તે બધી હકીકત કહી સંભળાવી, જેથી તેની સ્ત્રી ઘણી ખુશી થઇ. પછી તે ઝવેરાત જમીનમાં દાટયું.

પોતે જે વેપારીના દાણા લાવ્યો હતો તે વેપારીને બજારમાંથી દાણા લાવી કોથળીઓમાં ભરી આપી આપ્યો, તેથી તે વેપારીને કંઇ શક પડયો નહિ બીજે દિવસે અલ્તમસે પેલા ઝવેરાતમાંથી એક વેચી તેના પૈસામાંથી પોતાના ઘરમાં જોઇતો સરસામાન લીધો, અને પોતાની જીંદગી સુખરૂપ ગુજારવા લાગ્યો. તેની આવી સારી સ્થિતિ જોઇ તેના મોટા ભાઇ કૈકુબાદ તથા તેની ઓરતની આંખમાં ઝેર આવ્યું, કારણ કે તેમનો જાતિસ્વભાવ પુષ્કળ અદેખો હતો. પોતાના ભાઇને સુખેથી રહેતો જોઇ તેના મનમાં પુષ્કળ વિચાર થતા હતા. તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે "તારે હમેશાં અલ્તમસની ઓરત પાસે બેસી તેની આગળ આડી અવળી વાત ચલાવી પેલી વાત કળાથી પૂછી લેવી." આ ઉપરથી તેની સ્ત્રી હમેશાં અલ્તમસની ઓરત આગળ બેસી ગપ્પાં મારવા લાગી. છેવટે તે ઠગ સ્ત્રીએ આ ભોળી સ્ત્રીને ઠગીને સઘળી વાત પૂછી લીધી અને પોતાના ધણીને બધી વાતથી વાકેફ કર્યો. કૈકુબાદ ઘણોજ લોભી હતો તેથી તેણે આ ખડકમાંનું સઘળું ધન પોતાને ત્યાં લાવવા માટે વીશ ઉંટ ખરીદ કર્યાં; અને પોતાની સ્ત્રીની રજા લઇ ખડક તરફ જવા નીકળ્યો. થોડીવારમાં તે ખડક પાસે આવી પહોંચ્યો, અને પેલા શબ્દો બોલી બારણું ઉઘાડી અંદર પેઠો. પછી તમામ ઝવેરાત બારણાના થડમાં લાવી પેલાં વીશ ઉંટપર ભરવા માંડયું. બધાં ઉંટ ભરાઇ ગયાં હતાં ફક્ત એકજ ઉંટ ભરવાની તૈયારીમાં હતો તેવામાં પ્રભુ ઇચ્છાએ પેલા લૂટારાઓ ત્યાં આવી ચડયા. બારણાની થડમાં વીશ ઉંટ જોઇ તેઓ તુરત ચેતી ગયા અને પોતાની નાગી તરવારો હાથમાં લઇ તે ખડકના બારણા આગળ આવી પહોંચ્યા. કૈકુબાદ ઘણો જ ગભરાવા લાગ્યો. શું કરવું તે સુઝયું નહિ. સંતાવાને માટે ફાંફાં માર્યા તેમજ નાસવાને માટે તરફડીઆં માર્યાં, પરંતુ કંઇ વળ્યું નહિ છેવટે એક લૂટારાએ આગળ કૂદી જઇ પોતાના બાપદાદાએ ભેગો કરેલો અખુટ ખજાનો લઇ જનારનું માથું પોતાની તરવારથી ઉડાવી દીધું, અને બધું ઠીકઠાક કરી દીધું પછી તે લૂટારાઓ વિચાર કરવા લાગ્યા કે "આ બારણું ઉઘાડવાની કળા આપણા સિવાય બીજું કોઇ જાણતું નથી, તો આ બદમાસે કેવી રીતે ઉઘાડયું? તેના સિવાય બીજો કોઇ બદમાસ જાણે છે કે નહિ તેની પણ ખાતરી કરવી જોઇએ, નહિ તો વખતે આપણો બધો માલ લૂટાઇ જશે." એક ચતુર લૂટારો થોડી વાર વિચાર કરીને બોલ્યો કે "આ બદમાસના શરીરના બે ટુકડા કરી તેને બારણાની અંદરના ભાગમાં લટકાવવા જોઇએ. જો કોઇ બીજો બદમાસ આ કામમાં સામેલ હશે તો તે તપાસ કરવા માટે આવશે, અને આ નાપાકના મડદાને લઇ જશે" આ વાત બીજા લૂટારાઓને પસંદ પડવાથી તેમણે તેમ કર્યું ત્યાર પછી તેઓ પોતાના ઘોડાપર સ્વાર થઇ ચાલી ગયા.

બીજી તરફ કૈકુબાદની સ્ત્રી ઘણી ગભરાવા લાગી, કારણ કે રાત પડી તોપણ પોતાનો ધણી ઘેર આવ્યો નહિ. જેમ જેમ રાત પડતી ગઇ તેમ તેમ તે મુઝાવા લાગી. છેવટે તે પોતાના દીઅર અલ્તમસ પાસે રડતી રડતી આવી. અલ્તમસે તેને એકાએક રડતી જોઇ દિલાસો આપ્યો, ને તેને ગભરાવાનું કારણ પૂછયું તે ઓરત પોતાની દેરાણી પાસેથી જે બીના સાંભળી હતો તે બધી કહી સંભળાવાને બોલી કે "મારો ધણી તે અખુટ ખજાનો લેવા માટે આજ સવારના વહેલો ગયો છે, તોપણ હજુ આવ્યો નથી; માટે ઘણી ફીકર થાય છે." અલ્તમસ જોકે કૈકુબાદનો સગો ભાઇ હતો, તોપણ તેનો સ્વભાવ તેના જેવો અદેખો ન હતો. તે પોતાના ભાઇ ભોજાઇને પ્યારથી ચહાતો હતો, તેથી તે બોલ્યો કે "તમે થોડી વાર વાટ જુઓ, કદાચ તે આવી પહોંચશે! અત્યારે તો રાત છે તેથી આપણાથી તે ખડક આગળ જવાય નહિ કારણ કે તે ચાલીશે ચોર રાત્રે ત્યાંજ મુકામ રાખે છે. આપણે બંને સવારમાં ત્યાં જઇશું ને તપાસ કરીશું." પેલી ઓરત ઘેર ગઇ અને તેના ધણીની રાહ જોતી બેઠી પરંતુ કોઇ આવ્યું નહિ. તેથી રડતી કકળતી આખી રાત જેમતેમ ગુજારી, ને વહાણું વ્હાતાંજ પાછી પોતાના દીઅર પાસે આવી રડવા લાગી. ભલો અલ્તમસ તેને સાથે લઇ જવાને તૈયાર થયો. સાથે લઇ જવાનું ખરૂં કારણ તો એટલુંજ હતું કે આ ઓરત ઘણી બદમાસ હતી તેથી વખતે પોતાના ધણીના ખુનનું તહોમત પોતાના દીઅર અલ્તમસ ઉપર મુકે. તે ઓરતને એક ઉંટપર બેસાડી એક બીજા ઉંટપર પોતે બેઠો. પછી બંને જણ ત્યાંથી ચાલી નીકળ્યાં. તે થોડીવારમાં પેલા ખડક આગળ આવી પહોંચ્યાં. બંને જણ ઉંટપરથી

ઉતરી પડયાં, ને પેલું ગુપ્ત બારણું ઉઘાડી અંદર પેઠાં તેવાંજ કેકુબાદના મડદાના લટકાવેલા ટુકડા જોઈ અજાયબ થયાં પેલી ઓરત તેના જાતિસ્વભાવ પ્રમાણે ઢોંગ કરી રડવા લાગી, પરંતુ અલતમસે જણાવ્યું કે "આપણે અહીં વધારે વાર થોભવું ન જોઇએ, કારણ કે પેલા લૂટારા આવી પહોંચશે તો આપણી પણ તેજ વલે થશે !" પછી તેમણે પેલા મડદાને કોથળામાં ઘાલી બરાબર જાપતાથી પેક કરી દીધું, અને પેલા જવાહીરમાંથી બે ઉંટ ભરી બારણું બંધ કરી ઉંટપર બેશી ચાલતાં થયાં. ઘેર જઇ પેલું જવાહીર અલતમસે પોતાના મકાનમાં મૂકી દીધું. પછી તેના ભાઇના મડદાના બે કકડા એક લૂગડામાં જોડે જોડે રાખી સાંધી લેવા માટે એક હોંશિયાર દરજીને બોલાવવા પોતાની દાસીને મોકલી. આ દાસી ઘણી ચતુર અને નિમકહલાલ હતી. તેણે એક નાસરૂદીન નામના દરજીને ત્યાં જઇ તેને પોતાની સાથે આવવા કહ્યું. દરજીએ પૂછ્યું કે તારે શું કામ છે ?" તેણે જણાવ્યું કે "તું મારી સાથે ચાલ હું તને બધી વાતથી વાકેફ કરીશ, મને ખોટી ના કર. મારે ઘણીજ તાકીદનું કામ છે." આ દરજી બડો કપટી અને લાલચુ હતો, તેથી તેણે ધાર્યું કે "આ બાઇ મારી પાસે કંઇ છુપું કામ કરાવવા માગે છે, માટે મને મન-ગમતા પૈસા આપે તોજ હું જાઉં," તેથી તે બોલ્યો કે "મારે હાલ ઘણું કામ છે માટે મારાથી આવી શકાય તેમ નથી. તારે જે કામ હોય તે કહે તો વળી આવું." પેલી દાસીએ તેના હાથમાં એક સિક્કો મૂકી કહ્યું કે "હવે તો ઉઠ ! આ પૈસા તો તારા ટાંપાનાજ સમજવા તે સિવાય મહેનત બદલ એક સિક્કો આપીશ, અને તે વાત છુપી રાખવા માટે એક સિક્કો આપીશ, એમ એકંદરે ત્રણ સિક્કા મળશે; માટે જલદી ઉઠ." પેલો લાલચુ દરજી તુરત ઉઠી ઉભો થયો. આ વખતે રાત ઘણી ગઇ હતી તેથી કોઇ જાગતું નહતું, તોપણ આ ચતુર બાંદી તે દરજીને એક છુપે રસ્તે થઇને પોતાના મકાનમાં લઇ ગઇ અને પેલી લાશ બતાવી તેના ટુકડાને લુગડાની અંદર ગોઠવી એવી તો ચતુરાઇથી શીવવા જણાવ્યું કે કોઇને પણ ખબર પડે નહિ કે આ લાશના ટુકડા થયા છે ! પેલા ચતુર દરજીએ દાસીના કહેવા પ્રમાણેજ આબેહુબ કામ કરી આપ્યું જેથી પેલી દાસીએ ખુશી થઇ તેને એક સિક્કો વધારે આપ્યો. પછી તે દાસી તે દરજીને તેના ઘેર મૂકી આવી. ત્યાર પછી સવાર સુધી તે બધાં તેની લાસ પાસે બેસી રડાકુટ કરવા લાગ્યાં. સવાર થતાંજ તેના શબને કબરસ્તાનમાં લઇ જઇ દફન કરવામાં આવ્યું.

તેની ઓરતને અલતમસે જણાવ્યું કે "જો તારી ખુશી હોય તો તું મારી સાથે લગ્ન કર, હું તને કોઇ વાતે દુઃખી કરીશ નહિ, વળી મારી સ્ત્રી પણ ભોળી છે, જેથી તને કંઇ અડચણ કરશે નહિ." આ વાત તે બાઇને પસંદ પડી, કારણ કે તે સ્વાર્થીજ હતી, તેણે જાણ્યું કે અલતમસ પાસે પુષ્કળ પૈસો છે, તેથી તેની સાથે રહેવાથી સુખી થવાશે. આવા વિચારથી હા કહી. પછી તેમનાં લગ્ન બડી ધામધુમથી કરવામાં આવ્યાં.

આ વાત એક બાજુપર મૂકી હવે આપણે પેલા લૂટારાઓની તરફ નજર કરીએ. તે લૂટારા આ વખતે ઘણે લાંબે નીકળી ગયા હતા તેથી એક અઠવાડીઆ સુધી તેઓ આવી શકયા નહોતા. એક અઠવાડીઉ પૂરૂં થયા બાદ તેઓ તે ખડક આગળ આવી પહોંચ્યા. અને ખડકનું બારણું ઉઘાડી અંદર પેઠા કે તુરતજ પેલા મડદા તરફ નજર કરતાં તે જણાયું નહિ, તેમજ ઝવેરાતનો ઢગલો પણ ઓછો થયો હોય તેમ જણાયું. બધા લૂટારાઓને નક્કી થયું કે "કોઇ ખરા બદમાસ છે, અને જો તેને નહિ પકડી પાડીએ તો આપણો બધો ખજાનો લઈ જશે." તેઓનો સરદાર બોલ્યો કે "મારા બહાદુર અને નિમકહલાલ સરદારો ! આપણા વડીલો અને આપણે ઘણાં વરસથી ભૂખ તરસ ટાઢ તડકાની દરકાર કર્યા વગર જે મોટો ખજાનો એકઠો કર્યો છે તે આ બદમાસ સહેજવારમાં ઉડાવી જશે, અને આપણને તદન ભીખારી કરી મૂકશે. હું તમને સર્વને જાહેર કરૂં છું કે જે કોઇ તે બદમાસને પકડી લાવશે, અગર તેના રહેઠાણની પક્કી ખબર લાવશે તેને સારૂં ઈનામ આપીશ." સરદારના આ હુકમને માન આપી એક જણ જવાને તૈયાર થયો. સરદારે કહ્યું કે "ભલે તું જા અને તારા કામમાં ફતેહ મેળવ, પરંતુ જો જુઠો પડયો તો ગરદન મારવામાં આવશે." આ બહાદુર લૂટારાએ તેમ કરવા કબુલ કર્યું. પછી પોતાના સર-દારને માથું નમાવી ચાલતો થયો. પોતે થોડે દૂર ગયા પછી એક વેપારીનો વેષ ધારણ કર્યો. અને પછી

શહેરમાં આવ્યો. શહેરમાં એક ધર્મશાળામાં તેણે મુકામ રાખ્યો. આખો દિવસ શહેરમાં ફરતો અને નગરચર્યા જોતો હતો, કોઇ કોઇ વખતે તો રાત્રે પણ ફરવા જતો હતો, પરંતુ કંઇ પત્તો લાગ્યો નહિ. તેમ કરતાં કરતાં એક દિવસ સવારમાં વહેલો ઉઠીને તે ફરવા નીકળ્યો હતો તેવામાં પેલો દરજી કે જેનું નામ નાસરૂદીન હતું, અને જેણે કૈકુબાદના કટકાને કફનમાં ઘાલી શીવી લીધા હતા, તે બેઠો બેઠો શીવતો હતો. તેને જોઇને તે લૂટારો કે જે વેપારીના વેષમાં હતો તેણે તેને પૂછ્યું કે "હજુ બરાબર અજવાળું થયું નથી ને તમે શી રીતે શીવી શકો છો?" તેણે કહ્યું કે "આ થોડું થોડું અજવાળું છે, પરંતુ તદ્દન અંધારામાં પણ હું ઘણું સારૂં શીવી શકું છું! મારી હોંશીઆરીપર તાજુબ થઇ અને ચાર સિક્કા ઈનામ તરીકે એક જણે આપ્યા હતા." તેણે ફરીને સવાલ કર્યો કે "એવો કોણ હતો કે તમને ચાર સિક્કા ઈનામ આપ્યા? તમે એવું તે શું કામ કર્યું હતું? હું તો ધારૂં છું કે તમે તદ્દન ગપ્પાં મારો છો?" તે દરજી બોલ્યો કે "હું કહું છું તે વાત તદ્દન ખરી છે અને જો કે તે વાત ઘણીજ છૂપી રાખવાની છે તોપણ તમે એક પરદેશી છો અને આ શહેરમાં ઝાઝી મુદ્દત રહેવાના નથી." એમ સમજી તમને કહેવા ધારૂં છું, પણ તે અગાઉ તમારી પાસે હું કબુલાત માગું છું કે આ વાત તમારે કોઇને કહેવી નહિ." તે લૂટારાએ જવાબ દીધો કે "મારો બધો માલ વેચાઈ ગયો છે, અને હું તો કાલ સવારમાંજ અહીંથી ઉપડી જવનો છું, હું તમને કબુલાત આપું છું કે આ શહેરના કોઇ પણ માણસને હું તમારી વાત કરીશ નહિ, માટે તમે ખુશીથી કહો; કારણ કે તમારી શીવવાની ચતુરાઇ જોઇ મને ઘણી નવાઇ લાગે છે." તે દરજીએ કહ્યું કે "તે માણસનું નામઠામ મારા જાણવામાં નથી ફક્ત તેનું ઘર મેં જોયું છે, કારણ કે આ કામ મેં તેના ઘેર જઇ કર્યું હતું. પેલા માણસે તે ઘર બતાવવાની માગણી કરી તે બદલ તેના હાથમાં પાંચ સોનાના સિક્કા મૂક્યા, તેથી દરજી પોતાનું કામ પડતું મૂકી તરત તેને લઇને અલ્લમસના ઘર તરફ ચાલ્યો. તેના ઘર આગળ આવી તે ઘર બતાવી દીધું. પછી તે પોતાને મુકામે પાછો આવ્યો. પેલા લૂટારાએ તે ઘરના બારણાપર ચાકની નિશાની કરી દીધી. પછી તે પણ હરખાતો હરખાતો ચાલતો થયો.

આવી નિશાની કરવાનું કારણ એટલુંજ હતું કે અલ્લમસે હરબંધ એકજ ઘાટનાં ઘણાં ઘર બાંધ્યાં હતાં જેથી તેનું ઘર ભૂલી જવાય તેમ હતું. આ વાતની ખબર કોઇને પડી નહિ. અલ્લમસની વિશ્વાસુ બાંદી મુરજીના કે જે શહેરમાં ગઇ હતી તે થોડા વખત પછી આવી પહોંચી. તેણે બારણામાં પેસતાંજ પોતાના બારણાપર ચાકની નિશાની જોઇ, તેથી તેને વિચાર થયો કે આ કામ કોણે કર્યું હશે? તેથી તેણે ઘરનાં તથા આસપાસનાં તમામ માણસોને પૂછી જોયું, પણ પત્તો ખાધો નહિ, સર્વે કહેવા લાગ્યાં કે "છોકરાએ રમત કરી હશે." ચતુર બાંદીને આ જવાબ સંતોષકારક લાગ્યો નહિ, તો પણ તે કંઇ બોલી નહિ. ફક્ત ચાકનો લીટો પાણીથી ધોઇ નાખી હતું તેવું કરી મૂક્યું

બીજી તરફ પેલો લૂટારો પોતાના કામમાં ફતેહ પામ્યો હતો, માટે ઘણા આનંદની સાથે પોતાના મુકામે પહોંચ્યો તેના સર્વે સાથીઓ તેને આનંદમાં જોઇ ખુશી થઇ ગયા. પછી તેમના સરદારે પોતાની બધી હકીકત કહેવા ફરમાવ્યાથી તેણે તે સઘળી હકીકત સવિસ્તર કહી સંભળાવી. બધા સાથીઓ તેની અક્કલનાં વખાણ કરવા લાગ્યા. પછી તેમનો વડો સરદાર બોલ્યો કે "આપણે બિલકુલ વખત ખોવો ન જોઇએ, આપ બધા આપણાં હથિયાર સજી તૈયાર થાઓ, અને બબ્બે માણસની ટોળી બંધાઇ શહેરમાં પેસો અને ચકલાના જુદા જુદા ભાગમાં છૂપા છવાયા ઉભા રહો. હું જાતે તે બહાદુરની સાથે જઇ તે બદમાસના ઘરની તથા ત્યાં જવાને સગવડ પડતા રસ્તાની તપાસ કરી આવું, જેથી આપણને ત્યાં જવાનું અનુકુળ પડશે." આ વિચાર સર્વેને ઘણો પસંદ પડ્યો, તેથી તેઓ સર્વે હથિઆર સજી પોતાના સરદારના હુકમ મુજબ બબ્બેની ટોળી બંધાઇ શહેરમાં દાખલ થયા અને શહેરના છુપા છવાયા ભાગમાં ગોઠવાઇ ગયા. પેલો સરદાર તે બહાદુરને સાથે લઈ અલ્લમસના મહોલ્લામાં ગયો, અને આખા મહોલ્લામાં એક નાકેથી બીજા નાકા સુધી ધારી ધારીને જોયું, પણ ક્યાંએ નિશાની માલમ પડી નહિ, તેથી બંને જણા ઘણા તાજુબ થયા. પેલો બહાદુર લૂટારો સોગન ખાઇને બોલ્યો કે "મેં ચાકની નિ-

શાની કરી હતી, પરંતુ તે બદમાસના જાણવામાં આવ્યાથી તેણે ભૂશી નાખી હશે!" બંને જણ નિરાશ થઇ પાછા ફર્યા, અને પોતાના સાથીઓને જંગલમાં પાછા ફરવા ચેતવણી આપી પોતે ચાલ્યા ગયા. તે બધા સાથીઓ પાછા ફર્યા, અને પોતાના મુકામે જઇ પોતાના સરદારને આતુરતાથી પૂછવા લાગ્યા પણ જ્યારે સરદારના મોઢામાંથી નિરાશાભરેલાં વચનો સાંભળ્યાં ત્યારે તેઓ તદ્દન નિરાશ થઇ ગયા. સરદારે પોતાના વચન પ્રમાણે તે બહાદુરનું માથું કાપી નાખવા હુકમ કર્યો, તેથી તે પણ તૈયાર થયો. તુરત તેનું માથું ઉડાવી દેવામાં આવ્યું. પછી સરદારે ફરીને પ્રથમની માફક તે બદમાસની તપાસ માટે ... ને મોટી બક્ષિસ આપવા જણાવ્યું, તેથી એક બીજો બહાદુર ઉભો થયો, અને વેષ બદલી શહેરમાં આવી એક ધર્મશાળામાં મુકામ કર્યો. પછી પોતે શહેરમાં જઇ થોડોક પરચુરણ સામાન લઇ શહેરમાં ફેરી ફરવા લાગ્યો. તેણે મહોલ્લો તો જોયો હતો, ફક્ત ઘરજ શોધી કાઢવાનું હતું, તેથી તે અલ્તમસના મહોલ્લામાં વારે ઘડીએ ફેરી રતો હતો અને પોતાનો માલ વેચતો હતો. આ વાતનો કોઇને શક પડયો નહિ તેમ કરતાં કરતાં એક દિવસ તે મહોલ્લાની કેટલીક બાયડીઓ બેસી વાતો કરતી હતી, જેમાં પેલી વિશ્વાસુ દાસી નુરબીબી પણ હતી. એક સ્ત્રી વાતમાં ને વાતમાં બોલી ઉઠી કે નુરબીબી તો ઘણા વહેમી છે. જોને તે દિવસે કોઇ છોકરાએ રમત રમતાં ચાકનો લીટો દોર્યો હશે, તેટલામાં તો તે એટલી બધી વહેમાઇ ગઇ કે આખો મોહોલ્લો ગજવી મૂકયો, અને તે લીટો ધોઇ નાખી હતું તેમ કરી નાખ્યું ત્યારે નિરાંતે બેઠી. આ વાત ચાલતી હતી તે વખતે ફેરીવાળો ત્યાંજ ઉભો હતો, તેથી તેણે આ બધી વાત ધ્યાન દઇને સાંભળી લીધી. તે આટલા દિવસથી ફેરી ફરતો હતો તેથી તે નુરબીબીને ઓળખતો હતો. આ વાત ચાલ્યા પછી થોડીવારે સૌ બૈરાં પોતપોતાને ઘેર ગયાં. નુરબીબી પણ ઘરમાં પેઠી, પેલા લુચ્ચા ફેરીઆએ તુરતજ તે ઘરના બારણાપર ડામરની કાળી નિશાની કરી લીધી અને પછી પોતાને રસ્તે પડયો. મુકામપર આવી પોતાના સર્વ સાથીઓને પોતાના પરાક્રમની વાત કહી સંભળાવી, જેથી સર્વે ઘણા ખુશી થયા. પછી તેઓ પ્રથમની માફક જવાને તૈયાર થવા લાગ્યા, પરંતુ રાત પડવાથી સવારે જવા ઠરાવ કર્યો.

બીજી તરફથી જ્યારે પેલી દાસી સવારના પહોરમાં વહેલી ઉઠી બારણું ઉઘાડવા જાય છે કે તેની નજરે તે ડામરની નિશાની પડેલી જણાઇ, તેણે તુરતજ પોતાની આસપાસનાં દશેક ઘરપર તેવી નિશાની કરી દીધી.

વહાણું વાતાંજ પેલા લુટારાઓ તૈયાર થઇ તે મહોલ્લાના છુપા છવાયા ભાગમાં સંતાઇ ગયા, અને સરદાર પેલા બહાદુરને લઇ તે મહોલ્લામાં તપાસ કરવા લાગ્યો તો દશેક ઘરપર એક સરખી નિશાની માલમ પડી તેથી આશ્ચર્ય સાથે તેણે તે બહાદુરને પૂછ્યું તો તેણે જવાબ આપ્યો કે "મેં તો એકજ ઘરપર નિશાની કરી રાખી હતી, પરંતુ તે બદમાસ દાસીએજ આ કૃત્ય કર્યું હશે! હું તેને દીઠે ઓળખું છું પરંતુ તેના ઘરની બરાબર માહીતી નથી." આથી નિરાશ થઇ પાછા ફર્યા અને પ્રથમની માફક તેનું પણ માથું ઉડાવી દીધું.

હવે તેની માફક તપાસ કરવાને બીજા કોઇની હીંમત ચાલી નહિ, તેથી પોતે જાતે તે બધાઓને સાથે લઇ જવા તૈયાર થયો. તેણે પોતાના બધા સાથીઓને બાંદીનો પોશાક પહેરાવ્યો અને તે સાડત્રીશ બાંદીઓને સાથે લઇ મોટા ઠાઠમાઠ સાથે શહેરમાં દાખલ થયો. તે થોડીજ વારમાં તે મહોલ્લામાં આવી પહોંચ્યો અને પૂછવા લાગ્યો કે "હું મોટો વેપારી છું, અને આ બાંદીઓ વેચવા માટે આ શહેરમાં આવ્યો છું; મારે એક સારૂં મકાન ભાડે જોઇએ છીએ તો તમે મને તેવું મકાન બતાવશો." એક માણસ બોલ્યો કે "આ આખો મહોલ્લો અલ્તમસ શેઠનો છે, અને અમે તો ભાડુઆત છીએ માટે તેમને પૂછો; ખાલી હશે તો આપશે." વેપારીએ પૂછ્યું કે "મને તે શેઠનું ઘર બતાવશો?" તેપરથી પેલા માણસે અલ્તમસનું ઘર બતાવ્યું. સરદારે વિચાર્યું કે "નક્કી આજ બદમાસ આપણો ચોર હોવો જોઇએ, તેણે આપણાજ પૈસામાંથી આવાં સારાં અને એક સરખાં ભુલવણી પમાડનારાં મકાન બાંધ્યાં હશે!" પછી તેણે બારણું ખખડાવ્યું કે તુરત એક નોકરે આવી બારણું ઉઘાડયું. તેણે નોકરને જણાવ્યું

કે " તારા શેઠ ઘેર છે ? જો હોય તો ખબર આપ કે એક પરદેશી વેપારી કે જેની પાસે ખુબસુરત બાંદીઓ છે તે આપની મુલાકાત લેવા માટે આતુર છે. " પેલા નોકરે ખબર આપી કે તુરત તે વેપારીને દિવાનખાનામાં લઇ જવામાં આવ્યો. અલ્તમસને તેણે નમનતાઇથી સલામ કીધી, પછી બોલ્યો કે " મારે એક સુંદર મકાન ભાડે જોઇએ છીએ, જો આપની પાસે ખાલી હોય તો આપશો. " અલ્તમસે તેને પોતાની સામે આસનપર બેસાડી પૂછ્યું કે " તમે શો ધંધો કરો છો ? " તેણે જવાબ આપ્યો કે " હું ખુબસુરત બાંદીઓ વેચું છું, હાલમાં મારી પાસે સાડત્રીશ બાંદીઓ છે. આપને લાયક બાંદીઓ છે, માટે જો ઇચ્છા હોય તો એકાદ ખરીદશો. " અલ્તમસે કહ્યું કે " ઠીક, હું એકાદ ખરીદવા વિચાર રાખું છું. માટે મને તે બાંદીઓ બતાવશો. " પછી પોતાના ઘરની નજીક એક મકાન તેને આપ્યું, જેથી તે લુચ્ચા સરદારે તેમાં મુકામ કર્યો.

પેલી ચતુર દાસી નુરબીબી આ વાતચીત વખતે ત્યાં ઉભી હતી, તે આ વેપારીના બોલવાપરથી કંઇક કપટ છે તેમ કળી ગઇ હતી; તેથી પોતાના શેઠને કહ્યું કે " તમે એક બાંદીને જોવા ખાતર આપણા મકાનમાં બોલાવો, આપણે તેની પરીક્ષા કરીએ, મને આ બાબતમાં મોટો શક છે. " અલ્તમસે તેના કહેવા મુજબ પોતાના એક ચાકરને પેલા વેપારી પાસે મોકલી એક બાંદીને તેડાવી, તે બાંદીને જોવા ખાતર તેના મોંઢાપરનો બુરખો અળગો કરાવ્યો. આ વખતે ચતુર બાંદી પાસેજ હતી તેણે પુરૂષની આકૃતિ તુરત જાણી લીધી. પછી વધારે ખાતરી કરવા સારૂ તેની સાથે હેતથી વાતચીત કરવા લાગી અને ખુશીમાં આવી જઇ એકદમ તેનો હાથ ઝાલી હસવા મંડી પડી, તેનો હાથ તેને પુરૂષના હાથ જેવો ભારે લાગ્યો. તેની ચાલ ચલગતપરથી પણ તે દાસીને નક્કી થયું કે આ સ્ત્રી નથી પણ કોઇ પુરૂષ છે. ત્યાર બાદ તે બાંદીને રજા આપવામાં આવી. જો કે ચતુર દાસીએ સઘળું જાણી લીધું હતું, તોપણ તેણે પોતાનો ચહેરો જેવોને તેવોજ રાખી તે બાંદીને લગાર પણ શક પડવા દીધો નહતો. ઉલટો એવોજ દેખાવ આપ્યો હતો કે અલ્તમસ તેના રૂપ ગુણથી ઘણોજ ખુશી થયો છે માટે તેને તેના શેઠ પાસેથી ગમે તે કીમતે ખરીદ કરશે. તે બાંદીને રજા આપ્યા પછી તુરત પેલી દાસીએ અલ્તમસને બધી વાતથી વાકેફ કર્યો. હવે તેનો ઉપાય શો કરવો તેપર વિચાર ચલાવ્યો. થોડીજ વારમાં ચતુર દાસી બોલી કે " આ સઘળાં લોકોને જમવાનું નોતરૂં દઇ તેમાં ઝેર આપી ઠાર કરવા. હું નક્કી કહું છું કે તે તમારા ભાઇનું ખુન કરનાર લુટારાજ છે. વળી તમારે આ બાંદીને ખરીદવી અને તેની ખુશાલીમાં તે બધાને નોતરૂં દેવું; જેથી તેમને નોતરૂં કબુલ રાખવું પડશે. " આ વાત અલ્તમસને પસંદ પડી તેથી તુરત પોતાના ચાકરને પેલા વેપારીને તેડવા મોકલ્યો.

બીજી તરફ પેલી બાંદી કે જે લુટારોજ હતો તેણે પોતાના ધણીને જાહેર કર્યું કે " અલ્તમસ મારા રૂપગુણથી મોહિત થયો છે, માટે ગમે તે કીંમતે ખરીદ કરશે. તો આપણે શી યુક્તિ કરવી ?" પેલા વેપારીએ જણાવ્યું કે " હું થોડીવાર સુધી કીંમતને માટે રકઝક કરી છેવટે તને તેના હવાલે કરીશ. પછી તારી પાસે રાતની વખતે આવે ત્યારે તું પ્રથમ તો તેની સાથે ખુબ હાવભાવથી ગમત કરજે, પરંતુ પછીથી લાગ સાધી તેનો જીવ લેજે. આ કામ માટે તારી પાસે ગુપ્ત રીતે ખંજર રાખજે, પણ જોજે આપણી વાત ઉઘાડી પડે નહિ ! તેના મુઆ પછી આપણને કંઇ બીક નથી, આ પ્રમાણે બંને જણે અરસપરસ એક બીજાને નાશ કરવાને તૈયારી કરી રાખી. પેલા ચાકરે તે વેપારીને અલ્તમસની પાસે આવવા વિનંતી કરી, તેપરથી અલ્તમસની પાસે આવવા તે નિકળ્યો. અલ્તમસે તેને વેગળેથી જોયો કે ઉઠીને સામો લેવા ગયો અને હાથ ઝાલી તેડી લાવી સુંદર આસનપર બેસાડયો. પછી તેની સાથે મીઠાં વચનથી વાતો કરવા લાગ્યો. છેવટે અલ્તમસે જણાવ્યું કે " હમણા તમે મારી પાસે જે બાંદી મોકલી હતી તેના રૂપ, ગુણ તથા ચાલચલગતથી હું તેનાપર મોહિત થઇ ગયો છું, માટે મને તે બાંદી યોગ્ય કીંમતે આપશો. " તે વેપારીએ કહ્યું કે " ભલે તમારી મરજી હોય તો તેને ખરીદ કરો. હું બીજા વેપારીની માફક જુઠી કીંમત કહેતો નથી, પણ પહેલીજ વખત સાચી કીંમત કહી દઉં છું. તે બાંદીના તમને પાંચ હજાર સિક્કા પડશે, તમારી ધ્યાન પહોંચે તો લો. " અલ્તમસે તુરતજ પાંચ હજાર સિક્કા ગણી

આપ્યા. થોડી વાર બીજી વાતચિત ચલાવી તે વેપારીએ રજા માગી, પરંતુ અલ્તમસે ઘણા આગ્રહથી સાંજનું ખાણું લેવા વિનંતી કરી જે પેલા વેપારીને કબુલ કરવી પડી.

સાંજનું ખાણું લેવા માટે પ્રથમ તે વેપારી તથા અલ્તમસ સાથે બેઠા, અને તેમને સારો ખોરાક પીરસ્યો હતો. આ ખોરાકમાં કંઇ પણ કપટ નહતું, કારણ કે તે બંને સાથે બેઠા હતા અને પોતપોતાના ભાણામાંથી એક બીજાના ભાણામાં મૂકતા હતા. ત્યાર પછી પેલી સાડત્રીસ બાંદીઓને પીરસવામાં આવ્યું તેમનો ખોરાક પણ સ્વાદિષ્ટ તો હતો, પરંતુ તેમાં સોમલનો ભેગ હતો. તે બાંદીઓએ સ્વાદિષ્ટ હોવાથી હંમેશ કરતાં દોઢો ખોરાક ખાધો. ત્યાર પછી સર્વે સુઇ ગયાં. અરધી રાત પછી પેલા સર્વે લુટારા મરી ગયા. પેલી બાંદી કે જેને અલ્તમસે ખરીદી હતી તે પણ મરી ગઇ. અલ્તમસે તેના મરી ગયા પછી તપાસ કરી તો ચોખ્ખું માલમ પડયું કે તે પેલો લુટારોજ છે. સવાર પડતાં જ્યારે પેલો લૂટારાનો સરદાર જાગી ઉઠયો ત્યારે પોતાના બધા સાથીઓને મરી ગયેલા જોઇ તુરતજ છાનોમાનો નાશી ગયો.

તે સરદારને પોતાના બધા સાથીઓનો નાશ થવાથી ઘણીજ લાગણી થઈ તેથી તેણે પણ લીધું કે "અલ્તમસને મારૂં તોજ ખરો નહિ તો મારો પ્રાણ તજું!"

બીજી તરફ સવાર થતાંજ અલ્તમસે ખબર કઢાવી તો માલમ પડયું કે પેલી બાંદીઓ મરી ગઇ છે અને તેનો વેપારી ઉઘાડું બારણું મૂકી કંઇ પણ લીધા વિના નાશી ગયો છે. અલ્તમસે તે સઘળાં મડદાંને પોતાના બાગમાં દટાવી દીધાં.

પેલો સરદાર પોતાના સાથીઓના મરણથી અતિ ઘણો અફસોસ કરવા લાગ્યો તે પોતાના દિલમાં વિચાર કરવા લાગ્યો કે "જો તેઓ રણમાં ઝુઝીને મરણ પામ્યા હોત તો મને આટલી લાગણી કદી પણ થાત નહિ, બિચારાઓ કુતરાને મોતે મુઆ."

પછી તે એક વેપારીના વેશમાં શહેરમાં દાખલ થયો, અને બજાર વચ્ચે એક મોટી દુકાન લઇ વેપાર શરૂ કર્યો. થોડી મુદતમાં તો તે આખા શહેરમાં પ્રખ્યાત વેપારી થઇ પડયો. તેને ત્યાં હજારો લોકો માલની આપ લે કરતા હતા. તેણે ધીમે ધીમે અલ્તમસ સાથે પણ લેવડ દેવડ ચલાવી, કારણ કે અમે તે પ્રકારે વિશ્વાસઘાત કરી તેનો પ્રાણ લેવો એજ મતલબ હતી, તે વેપારીના વેષમાં હોવાથી અલ્તમસ તેને બિલકુલ ઓળખી શકયો નહિ, તેથી તેણે તેને એક લાયક વેપારી ધારી તેની સાથે દોસ્તી બાંધી. આ દોસ્તી દિવસે દિવસે વધતી ચાલી. તેઓ એક બીજાને ઘેર જતા આવતા તથા સાથે હરવા ફરવા પણ જતા હતા. એક દિવસે તે લુચ્ચા વેપારીએ અલ્તમસને પોતાને ત્યાં નોતરૂં દીધું અને તેની સાથે એટલો બધો આગ્રહ કર્યો કે અલ્તમસે તે કબુલ કર્યું. પછી નીમેલે વખતે તે જવાને તૈયાર થયો ત્યારે તેની દાસી કે જે ઘણી ચતુર તથા નિમકહલાલ હતી તેણે કહ્યુ કે "તમે તમારા ભાઇબંધથી ઘણા સાવધ રહેજો; મને એમ લાગે છે કે તે પેલા લૂટારાઓનો સરદાર છે કારણ કે તે દિવસે તે આપણા ઘેર આવ્યો હતો ત્યારે તમે તેને બાગમાં પેલી ઘોરો બતાવી હતી તે જોઇ તેની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં હતાં. તમારૂં ચિત્ત આડું હોવાથી તમે વર્તી શકયા નહતા પરંતુ હું જાણી ગઇ હતી. તે વારે ઘડીએ દિલગીરીથી તે ઘોરો તરફ જોતો અને નિસાસા નાખતો હતો." અલ્તમસે તે દાસીના કહેવાપર લક્ષ આપ્યું અને તે દાસીને પોતાની સાથે રાખી. આ દાસીએ પોતાની સાથે એક પોપટ રાખ્યો હતો. આ પોપટ ઘણોજ ચતુર હતો.

અલ્તમસ દાસીની સાથે તે વેપારીને ઘેર ગયો ત્યારથીજ પેલો વેપારી સમજી ગયો કે આપણું કામ બગડયું. તેથી તેણે પ્રથમ આ દાસીનો નાશ કરવા ધાર્યું. તેણે તે દાસી માટે ઝેરના લાડુ કરાવ્યા. પછી સર્વે જણ ખાણું ખાવા બેઠા. અલ્તમસ અને તે વેપારી તો એકજ ભાણામાં બેઠા હતા તેથી તેનું કંઇ ચાલ્યું નહિ, પરંતુ પેલી દાસીને ઝેરના લાડુ આપ્યા. તે ચતુર દાસીએ તેમાંથી કટકો ભાગી પોતાના પોપટની આગળ મૂકયો. પોપટે તેને સુંઘી જોઇ ખાધો નહિ, તેથી પેલી દાસીને તુરત વહેમ પડી ગયો, આ દાસીએ તે લાડુ ખાધા નહિ, પરંતુ એવી રીતે સંતાડયા કે તે બીજા કોઇને ખબર પડી નહિ,

ત્યાર પછી તેઓ રજા માગી મુકામે ગયાં. તે વેપારીના દિલમાં તો નક્કી હતું કે "દાસી ઘેર જઇ મરણ પામશે માટે આપણે અહીં રહેવું નહિ, ફરીથી વેષ બદલીને આવીશ. અને તે લુચ્ચા અલ્તમસને મારી મારૂં વેર લઇશ." આવા વિચારથી તે પોતાનો સરસામાન બાંધવા લાગ્યો, અને જવાની તૈયારીઓ કરવા લાગ્યો.

પેલી દાસીએ રસ્તે જતાં બધી વાત અલ્તમસને જણાવી પેલા લાડુ બતાવ્યા. હવે અલ્તમસને નક્કી થયું કે "તે વેપારી નથી પણ લૂટારૂ છે, અને મને મારી પોતાનું વેર લેવા તાકે છે." તેણે ઘેર જઇ પોતાના મહોલ્લાના માણસોને બોલાવી જણાવ્યું કે "એક મારો દુસ્મન છે તે મારો જીવ લેવા તાકે છે માટે તમે સર્વે ભાઇઓ મને બનતી મદદ આપશો." એમ કહી બધી વાત કહી સંભળાવીને પેલા લાડુ બતાવ્યા, તે લોકો અલ્તમસને ઘણો ચાહતા હતા તેથી તેને મદદ કરવાને તૈયાર થયાં. સૌ જણ હથિયાર સજીને અલ્તમસને ત્યાં આવ્યા. અલ્તમસ તેમને સાથે લઇ પેલા લુચ્ચા વેપારીના મકાને ગયો, અને એકદમ તેના મકાનમાં પેસી તેને ઠાર મારી નાખ્યો. અલ્તમસે તે વેપારીની સઘળી દોલત તે લોકોને ભાગે પડતી વહેંચી આપી, જેથી તેનાપર સર્વે લોક રાજી થયા. ત્યાર પછી તેના મડદાને પણ પોતાના બાગમાં પેલાં બીજાં મડદાંની માફક દટાવ્યું.

હવે અલ્તમસને બે લૂટારાની બીક રહી, કારણ કે આ આડત્રીસ મડદાં હતાં. અલ્તમસે એક વખત પેલા ખડકમાં જવાની તૈયારી કરી. તે પોતાની દાસીને સાથે લઇ જવાને તૈયાર થયો. તેમણે આ વખતે પોતાની સાથે પચીશ ઉંટ રાખ્યાં હતાં. તેઓ થોડીવારમાં પેલી ગુફા આગળ આવી પહોંચ્યાં, અને બારણું ઉઘાડી અંદર પેસતાંજ પેલાં બે મડદાં લટકાવેલાં માલમ પડ્યાં, તેથી અલ્તમસ નિર્ભય થયો. તેણે પેલો ખજાનો લઇ લીધો, અને પચીશે ઉંટ ભરી ચાલતો થયો.

આ પ્રમાણે મળેલી દોલતનો તેણે સારો ઉપયોગ કર્યો. પોતાની નિમકહલાલ દાસીને તેની મરજી માફક પૈસા વાપરવાની તથા હરવા ફરવાની છૂટ આપી. લાખો રૂપીઆ અનાથ લોકોને મદદ કરવામાં કાઢ્યા. પોતાનાં સગાંવહાલાં તથા આડોશીપાડોશીની બનતી સંભાળ લીધી.

આ વાત પુરી થયા પછી સુલતાન શહેરાજાદી ઉપર ઘણો ખુશ થયો. અને બીજી વાત ચલાવવા હુકમ કર્યો.

---

# વિશ્વાસઘાતી મિત્ર અને ચતુર ન્યાયાધીશ.

પશ્ચિમ એશિઆના આભૂષણ રૂપ બગદાદ શહેરમાં અલીહુસેન નામે એક પ્રખ્યાત વેપારી રહેતો હતો. તે અરબસ્તાન, મીસર, ઇરાન, હિંદુસ્તાન અને બીજા ઘણા દેશો સાથે વેપાર ચલાવતો હતો. તેની પાસે વેપારથી ઘણો પૈસો એકઠો થયો હતો, પરંતુ અલીહુસેન પોતાના ધર્મના પવિત્ર મથક મક્કાની હજ કરવા એકે વખત ગયો નહોતો. કોઇ વખત એક પવિત્ર દયાળુ ફકીર તેની દુકાન ઉપર આવી ચઢ્યો અને અલીહુસેન સાથે થોડો વખત તેની સ્થિતિ સંબંધી વાતો કરી તેની સ્થિતિથી વાકેફ થઇ તે ફકીરે પૂછ્યું તમે આપણા પવિત્ર શહેર મક્કાની હજ કેટલી વાર કરી છે? આ સવાલ સાંભળી અલીહુસેને શરમાઇ જઇ નીચું જોયું અને નરમાશથી જવાબ આપ્યો કે સાંઇસાહેબ! હું એક પણ વાર મક્કે હજ કરવા ગયો નથી. ત્યારે તે ફકીરે તેને કહ્યું કે તમે આવા પૈસાદાર અને આબરૂવાળા મુસલમાન વેપારી થઇ એક પણ વખત મક્કાની હજ કરવા ગયા નથી એ ઘણું શરમાવા જેવું છે, માટે તમારે હવે જેમ બને તેમ જલદીથી મક્કે હજ કરવા જવું. કારણ કે તે દરેક મુસલમાનની મુખ્ય ફરજ છે. તે સાંભળી અલીહુસેને કહ્યું સાંઇસાહેબ! જો ખુદાની ઇચ્છા તો હું ચાર છ માસમાં જરૂર મક્કે હજ

કરવા જઇશ. ફકીર તેનું વચન લઇ પોતાને રસ્તે ચાલ્યો ગયો. ફકીરના ગયા પછી અલીહુસેને વિચાર કરી પોતાનો વેપાર ટુંકો કર્યો અને માગતું લેણું વસુલ કરવા ચાંપતા ઉપાયો કામે લીધા. થોડા વખતમાં પોતાનું લેણું વસુલ કરી, દુકાનો, વખારો, ઘર વગેરે ભાડે આપી મક્કે હજ કરવા જવાની તૈયારી કરી. આ વખતે તેણે પોતાની સાથે ઘણી સોનામહોરો તથા ઝવેરાત રાખ્યું અને બાકીની મહોરો તથા ઝવેરાત એક મોટી બરણીમાં ઘાલી તેના ઉપર 'અંજીર' નામનાં ફળો મૂકી બરણીનું મોં બંધ કર્યું અને પછી પોતાના એક વિશ્વાસુ મિત્ર પાસે જઇ કહેવા લાગ્યો કે હે વહાલા મિત્ર ! શેખ સમસુદીન મારે આવતી કાલે મક્કે હજ કરવા નીકળવાનું છે માટે મહેરબાની કરી મારી આટલી અંજીરની બરણી આપણી વખારમાં નિર્ભયસ્થળે મૂકાવશો કે જે હું મક્કેથી આવીને લઇ જઇશ. તેના મિત્ર સમસુદીને કહ્યું ભાઇ અલી લે આ મારી વખારની કુંચી, અને વખાર ઉઘાડી તું તારે હાથે તારી બરણી મૂકી આવ, અને આવે ત્યારે લઇ જજે. એ સાંભળી અલીહુસેને કુંચી લઇ વખાર ઉઘાડી એકાંત સ્થળે પોતાની બરણી ગોઠવી, ને વખાર બંધ કરી તેની કુંચી સમસુદીનને આપી પોતે પોતાને ઘેર ગયો, અને બીજે દિવસે મક્કે જનારા જાત્રાળુઓના ટોળા સાથે મક્કાની હજ કરવા નીકળ્યો. રસ્તામાં આવતાં મોટાં મોટાં શહેરો જોતો, નદીઓ પર્વત ને બીજી કુદરતી શોભાનું અવલોકન કરતો થોડા માસે અલીહુસેન મક્કે જઇ પહોંચ્યો. અહીં તેણે પોતાના ધર્મની રીત પ્રમાણે સર્વ ક્રિયા કરી તથા મદીના વગેરે બીજાં પાક સ્થળે જઇ આવ્યો ને થોડા માસ ત્યાં રહ્યો. અહીંથી તેણે કેટલોક માલ ખરીદ કર્યો અને તેનાં વહાણ ભરી મિસર દેશમાં ગયો. મિસર દેશની પ્રાચીન પિરામીડો તથા ત્યાંનાં બીજાં જોવા લાયક મકાનો જોઇ પોતાના વહાણમાંનો માલ ત્યાં વેચી તેને બદલે બીજો માલ ભરી તે વહાણ લઇ રાતા સમુદ્રમાં થઇ અરબસ્તાનની દક્ષિણે થઇ મસ્કત ગયો. અહીંથી ઘણા સારા ઘોડા ખરીદી ઇરાન ગયો. ઇરાનમાં પોતાનો સઘળો માલ તથા ઘોડા વેચી ઘણો નફો મેળવ્યો, અને ત્યાંથી પોતાને દેશ જવા નીકળ્યો.

હવે અલીહુસેનનો મિત્ર શેખસમસુદીન એક વખતે પોતાની સ્ત્રી સાથે ખાણું ખાવા બેઠો હતો. તે વખતે તેની સ્ત્રીએ કહ્યું કે મને અંજીર ઘણાં સારાં લાગે છે. એ વાત સાંભળી સમસુદીન બોલી ઉઠયો, મારી વહાલી જાન ! મારો મિત્ર અલીહુસેન આજથી સાત વરસ ઉપર એક અંજીરની બરણી આપણી વખારમાં મૂકીને મક્કે હજ કરવા ગયો છે, તે હજુ સુધી આવ્યો નહિ. કોણ જાણે તેનું શું થયું હશે ? માટે જો તું તે બરણી ઉઘાડવાને એકાદ છરી આપે તો હું તે બરણી ઉઘાડી તેમાંથી અંજીર લાવું કે જે તું સુખેથી ખાય. ત્યારે તેની સ્ત્રી બોલી, મારે અંજીર ખાવાં નથી. હું તો સહેજ વાત કરતી હતી. વળી કોઇ માણસે વિશ્વાસથી આપણે ત્યાં મૂકેલી વસ્તુ તેની રજા સિવાય કેમ વપરાય! વળી સાત વરસ સુધી અંજીર સારી સ્થિતિમાં રહ્યાં પણ નહિ હોય! તે બગડી ગયાં હશે. માટે તમે એવું કામ કરતા નહિ. પરંતુ સમસુદીને પોતાની સ્ત્રીનું વ્યાજબી કહેવું માન્યું નહિ અને પોતાના ઘરમાંથી એક છરી લઇ વખારમાં ગયો ત્યાં તેણે અલીહુસેનની બરણી શોધી કાઢી છરી વડે તેનું ઢાંકણું ઉઘાડી જોયું તો તેમાંનાં અંજીર સડી ગયેલાં જોયાં. ત્યારે તેણે વિચાર્યું કે કદાચ નીચે સારાં હશે. તેમ ધારી તેણે બરણી ઉંધી વાળી ત્યારે માંહેથી મહોરો અને ઝવેરાતનો મોટો જથો નીકળ્યો. તે જોઇ સમસુદીન તો છકજ થઇ ગયો. અને હવે તે મહોરો અને ઝવેરાત કેવી રીતે પચાવી પાડવું તથા અલીહુસેનને આવેથી શું જવાબ દેવો તેની તદબીર વિચારવા લાગ્યો. છેવટે તેને હિકમત સુઝી આવી. અને તે પ્રમાણે તે ચોટામાંથી બીજાં નવાં અંજીર તે બરણીમાં ભરી બરણીનું મોં પ્રથમની માફક બંધ કર્યું. અને મહોરો તથા ઝવેરાત લઇ પોતાના ઘરમાં નિર્ભય સ્થળે મૂકયાં. આ બનાવ બન્યા પછી એક મહીને અલીહુસેન આવી પહોંચ્યો અને પોતાનું ઘર વગેરે ભાડે આપેલું હોવાથી એકાદ ધર્મશાળામાં મુકામ કરી પોતાના મિત્ર સમસુદીન પાસે જઇ પોતાની મૂકેલી બરણી આપવા કહ્યું. સમસુદીને તરતજ વખારની કુંચી આપી, હે ભલા મિત્ર ! આ કુંચી લઇ વખાર ઉઘાડી તમે તમારી મૂકેલી જગ્યાએથી તમારી બરણી લઇ લ્યો. તમને ઘણા વરસે કુશળ દેખી હું ઘણો ખુશી થયો છું. અલીહુસેને કુંચી લઇ પોતાના મિત્રની વખાર ઉઘાડી અને પોતાની બરણી મૂકેલે સ્થળેથી લઇ મિત્રને કુંચી સોંપી પોતાના મુકામે ગયો. મુકામે જઇ બરણી ઉંધી વાળી તો માંહેથી

અંજીર નીકળ્યાં પણ મહોરો કે ઝવેરાત કંઇ નીકળ્યું નહિ તેથી તે ઘણો દીલગીર થયો, અને તરતજ પોતાના મિત્ર પાસે જઇ કહેવા લાગ્યો કે હે મિત્ર વેપારના કામમાં નાણાંની કેવી જરૂર પડે છે તે હું સારી પેડે જાણું છું. તેથી કદાચ તમોએ મારી બરણી ઉઘાડી તેમાંથી સોનામહોરો અને ઝવેરાત લીધું હોય તો મને તે પાછું આપશો. તે સાંભળી સમસુદ્દીન આંખો ચડાવી ગુસ્સો કરી બોલ્યો કે તને આવું જૂઠું બોલતાં લાજ પણ નથી આવતી, મેં તો તમારી બરણી ખોલીએ નથી અને જોઇ પણ નથી. તમે તમારા હાથે મારી વખારમાં મૂકી આવ્યા છો અને તમે તમારા હાથેજ લઇ આવ્યા છો. તમે તેની અંદર શું ભર્યું હતું તે મેં જોયું નહોતું. તેમ તમે તે વિષે કંઇ પણ કહ્યું નહોતું, અને આજ આવું જૂઠું તહોમત મારા ઉપર મૂકી મને બેઆબરૂ કરવાનું ધારો છો તે તમારા સિવાય બીજો કોઈ પણ નીચ માણસ કરવાનું ઇચ્છે નહિ. તમારૂં કામ કરવાનો ઉપકાર તો જતો રહ્યો પણ ઉલટો મનેજ ગુનેગાર ઠરાવવા ધારો છો. આ સાંભળી અલીહુસેનની અજાયબીનો પાર રહ્યો નહિ. તેણે ઘણી ઘણી રીતે પોતાના મિત્રને સમજાવ્યો. પણ તે એકનો બે થયો નહિ. ત્યારે અલીહુસેને કાજી પાસે ફરિયાદ કરવાનું કહ્યું ત્યારે સમસુદ્દીન ઘણો ઉતાવળે બોલી તેને ધિક્કારવા લાગ્યો. તેથી આસપાસના વેપારીઓ તથા લોકો એકઠા થઇ ગયા, અને તેમને સમસુદ્દીને ઉપલી હકીકતથી વાકેફ કર્યા તથા અલીએ પણ પોતાની હકીકત કહી સંભળાવી, તેથી આખા બગદાદ શહેરમાં તે વાત પ્રસરી ગઇ. જ્યારે સમસુદ્દીને કોઇ પણ રીતે પોતાનું કહેવું માન્યું નહિ ત્યારે અલીએ તે શહેરના કાજી પાસે જઇ ફરીયાદ કરી. કાજીએ સમસુદ્દીનને બોલાવ્યો, અને તપાસ શરૂ કરી એટલે દરેક પોતપોતાની વાત ઉપર પ્રમાણે કહી સંભળાવી, એટલે કાજીએ અલીહુસેનને પૂછ્યું કે તેનો કોઇ સાહેદી છે કે નહિ? અલીહુસેને કહ્યું મારો કોઇ સાહેદી નથી. ત્યારે કાજીએ કેટલાક આડાઅવળા સવાલ પૂછી જોયા, પણ સમસુદ્દીન ગુનેહગાર છે એવી તેની ખાત્રી થઇ નહિ તેથી તેણે સમસુદ્દીનને છોડી મૂક્યો. આથી અલીહુસેન ઘણો નાસીપાસ થયો પણ તે હીંમત હાર્યો નહિ. છેવટ તેણે બગદાદના શાહ નાસરૂદ્દીન પાસે પોતાની અરજ જાહેર કરવા નિશ્ચય કર્યો. શાહ નાસરૂદ્દીન દરરોજ સવારનો શહેરમાં ફરવા નીકળતો તે વખતે રાજમાર્ગમાં હરકોઇ અરજદારને પોતાની અરજ જાહેર કરવાની છૂટ હતી તેથી અલીહુસેન બીજે દિવસે નિયમિત વખતે રાજમાર્ગમાં જઇ ઉભો રહ્યો, અને પાદશાહ પોતાની મંડળી સાથે ફરવા નીકળ્યો તે વખતે પોતાની અરજ અલીહુસેને શાહની આગળ રજુ કરી. શાહે તેની અરજી લઇ તેની હકીકત સાંભળી ફરમાવ્યું કે કાલે અમારી કચેરીમાં હાજર થવું. તે વખતે તમને તમારી ફરીયાદનો ન્યાય આપવામાં આવશે. અલીહુસેન શાહને સલામ કરી માથું નમાવી પોતાના મુકામે ગયો, અને શાહ પણ શહેરમાં ફરી પોતાના મહેલમાં આવ્યો. અને રસ્તામાં અરજદારોએ આપેલી અરજીઓ વાંચી ખાણું ખાઇ કચેરીમાં ગયો. ત્યાંથી સાંજે મહેલમાં આવ્યો ને ખાણું ખાઇ હમેશના નિયમ મુજબ પોતાનો વેષ પલટી પોતાની સાથે પોતાના એક વિશ્વાસુ વજીરને લઇ નગરચર્યા જોવા નીકળ્યો. નગરમાં ફરતાં ફરતાં એક સ્થળે કેટલાક છોકરાઓ એકઠા થઇ એક રમત રમતા હતા. તે રમત જોવાનું બાદશાહને મન થયું તેથી તે પોતાના છુપા વેષે પોતાના વજીર સાથે તે છોકરાઓ પાસે જઇ તેમની રમત જોવા લાગ્યો. બાદશાહ જુએ છે તો એક નાનો ચાલાક છોકરો કાજી થયો છે, બીજો છોકરો અલીહુસેન થયો છે, ત્રીજો છોકરો શેખ સમસુદ્દીન થયો છે અને તેમની તકરારનો ન્યાય આપવાનું કામ ચાલી રહ્યું છે. આ બનાવ દેખી બાદશાહને સવારની વાત યાદ આવી અને પોતાને અરજ કરનાર અલીહુસેન સંબંધીજ આ રમત છે તે જાણી ઘણો ખુશી થયો અને બારીકાઇથી તે રમત જોવા લાગ્યો. કાજીએ પ્રથમ સમસુદ્દીન બનનાર છોકરાને પૂછ્યું કે કેમ તમે આ બરણી વિષે શું જાણો છો? સમસુદ્દીન કહે સાહેબ આજથી સાત વરસ ઉપર આ અલીહુસેન આ બરણી લઇ મારી પાસે આવ્યા હતા અને મને કહેવા લાગ્યા કે મારે મક્કે જાત્રા કરવા જવું છે માટે મહેરબાની કરી મારી આ અંજીરની બરણી તમારી દુકાનમાં મૂકશો એવી આશા રાખું છું. મેં તેમને મારા મિત્ર જાણી મારી વખારની કુંચી આપી તે વખાર ઉઘાડી તેમના હાથેજ તેમની બરણી વખારમાં મૂકવા કહ્યું. તે પ્રમાણે તેમણે

મૂકી, અને સાત વરસે પાછા આવી તેમના હાથેજ તેમની બરણી મારી વખારમાંથી લઇ ગયા છે. મેં તે બરણી ઉઘાડી પણ નથી અને તેમાં શું ભર્યું હતું તે મેં જોયું પણ નહોતું તેમ જાણતો પણ નહોતો. આ સાંભળી કાજીએ એક છોકરાને એક અંજીરના વેપારીને બોલાવી લાવવા કહ્યું તેથી તે છોકરો વેપારી બનનાર બીજા છોકરાને પકડી લાવ્યો. તેને કાજીએ પૂછ્યું કે અંજીર ઘણામાં ઘણાં કેટલી મુદત સુધી સારાં રહી શકે? વેપારીએ કહ્યું સાહેબ ત્રણ વરસ સુધી ખવાય તેવાં રહી શકે છે તેથી વધારે વખત સારાં રહી શકતાં નથી. કાજીએ વેપારીને કહ્યું ત્યારે આ બરણીમાંનાં અંજીર કેવાં છે, ને કેટલી મુદત-પરનાં છે? વેપારીએ તે બરણીમાંનાં અંજીર તપાસી ચાખી જોઇ કહ્યું કે એ તાજાં અંજીર છે અને ખવાય તેવાં સ્વાદીષ્ટ છે. તે સાંભળી પોતાના બચાવમાં શમસુદ્દીન કંઇ બોલવા જતો હતો તેને એકદમ અટકાવી કાજીએ હુકમ કર્યો કે આ વિશ્વાસઘાતી સમસુદ્દીનને ફાંસી દઇ દો. બાદશાહ તો આ ન્યાય સાંભળી દીંગજ થઇ ગયો અને તે છોકરાની ન્યાય શક્તિનાં મનમાં વખાણ કરવા લાગ્યો અને વજીરને તે છોકરાનું નામ તથા ઠેકાણું લખી લેવા કહ્યું. પછી શાહ અને વજીર આગળ ચાલ્યા. તે વખતે બાદશાહે વજીરને કહ્યું કે કાલે શમસુદ્દીન, આપણા કાજી તથા પેલા કાજી બનનાર છોકરાને મારી કચેરીમાં હાજર થવા હુકમ આપવો અને એ અંજીરના વેપારીને પણ હાજર રાખવો, વજીરે તે પ્રમાણે કરવાનું જણાવી શાહ તથા વજીર પોતાના મહેલમાં ગયા, અને રાત્રિ ભરઉંઘમાં કાઢી, બીજે દિવસે શાહ પોતાની કચેરીમાં આવી હાજર થયો. અને વજીર પણ શમસુદ્દીન, બાદશાહનો કાજી, કાજી બનનાર છોકરો તથા અંજીરનો વેપારી સાથે હાજર થયા. બાદશાહે પેલા નાના છોકરાને ઘણું માન આપી વહાલથી પોતાની જોડે આસન નખાવી તેના ઉપર બેસાડયો, અને કહ્યું હે ચતુર છોકરા કાલે રમતમાં તેં જે ન્યાય કર્યો તેજ ન્યાય આજ હું તારે હાથે કરાવવા ઇચ્છું છું. આ સાંભળી તે છોકરો શાહને પગે પડી આજીજી કરવા લાગ્યો કે નામદાર શાહ કાલે તો અમે બાળકો એકઠા મળી રમતા હતા તેમાં જે ન્યાય કર્યો તેથી આપને ખોટું લાગ્યું હોય તો તે માટે હું માફી માગું છું. હું નાદાન બાળક આપની પાસે બેસી ન્યાય કરવા લાયક નથી માટે મને રજા આપશો. બાદશાહે તેને ઘણી ધીરજ આપી કહ્યું કે તેં કંઇ પણ ગુનો કર્યો નથી, તેમ હું તારાપર ઘણો ખુશી છું. તું નાદાન બાળક નથી પણ બુદ્ધિમાન બાળક છું, માટે તારી હોંશીઆરીથી રાજી થઇ આજનો ન્યાય તારી પાસે કરાવવા હું ઇચ્છું છું. આથી તે ચાલાક છોકરાએ ગાદી ઉપર બેસી ન્યાયનું કામ શરૂ કર્યું. પ્રથમ અલીહુસેનની જુબાની લીધી તે પછી શમસુદ્દીનની જુબાની લીધી. શમસુદ્દીને ઉપર પ્રમાણે પોતાની જુબાની આપી કે તરતજ તે છોકરાએ એક સિપાઇને અંજીરના વેપારીને બોલાવવા કહ્યું. ઉપર પ્રમાણે અંજીરનો વેપારી ત્યાં હાજર હતો તે ત્યાં આવી ઉભો રહ્યો. છોકરાએ તે અંજીરના વપારીને પૂછ્યું કે શેઠ અંજીર ઘણામાં ઘણાં કેટલી મુદત સુધી સારાં રહી શકે? વેપારીએ કહ્યું, સાહેબ! અંજીર ઘણામાં ઘણા ત્રણ વરસ સુધી ખવાઇ શકે તેવાં રહી શકે છે. પછી તો તે બગડી જાય છે. છોકરે કહ્યું ત્યારે આ બરણીમાંનાં અંજીર કેટલી મુદતનાં જુનાં છે તે તપાસીને કહો. વેપારીએ અલીહુસેનની બરણીમાંથી અંજીર કાઢી ચાખી જોઇ કહ્યું કે સાહેબ આ અંજીર ચાલુ સાલનાંજ છે ને તે સ્વાદિષ્ટ છે. આ સાંભળી સમસુદ્દીન પોતાના લાભમાં કંઇ બોલવા જતો હતો તેને એકદમ તે છોકરાએ અટકાવ્યો અને હુકમ દીધો કે આ વિશ્વાસઘાતી મિત્રને ફાંસી દઇ દો. બાદશાહે તે ન્યાય કરનાર છોકરાને ઘણી સાબાસી આપી, અને પોતાના કાજીને કહ્યું કે તમે ન્યાયાધીશ થઇ ન્યાય કરવામાં આ નાના છોકરા જેટલી પણ સમજશક્તિ કે વિચારશક્તિ કરતા નથી અને ખરો ન્યાય આપતા નથી, માટે હવેથી હરેક બાબતમાં ખરો ન્યાય આપવા પુરતી કાળજી રાખવી ને અક્કલનો ઉપયોગ કરી ખરો ન્યાય આપવો. શમસુદ્દીને પોતાનો ગુનો શહેનશાહ પાસે કબુલ કર્યો અને માફી માગી તેથી શાહે તેની પાસેથી અલીહુસેનને તેની મહોરો તથા ઝવેરાત પાછું અપાવ્યું તથા શમસુદ્દીન પાસેથી ઘણી ભારે રકમનો દંડ લઇ તેને પોતાના બગદાદ શહેરમાંથી દૂર કર્યો, અને પેલા ચાલાક છોકરાને બાદશાહે પોતાની હજુરમાં રાખ્યો. જે આગળ જતાં મોટો ન્યાયાધીશ થયો. અલીહુસેન ઉપર પ્રમાણે પોતાની મીલકત પાછી મેળવી

પોતાનાં ઘર દુકાન વગેરે પોતાને સ્વાધીન કરી પોતાનો વેપાર ધમધોકાર ચલાવવા લાગ્યો. એક વખત તે ઘણા વહાણમાં પોતાનો માલ ભરી વેપાર અર્થે દરિઆઇ સફરે નીકળ્યો તે ઇરાની સમુદ્રમાં થઇ અરબી સમુદ્રમાં થઇ હિંદુસ્તાનના પશ્ચિમ કિનારે ઉતર્યો. અહીં તેણે પોતાનો સઘળો માલ વેચ્યો અને તેને બદલે હિંદુસ્તાનની વખણાતી ચીજો જેવી કે રેશમી કાપડ, મલમલ, સોનારૂપાનું જરી કામ, નકસીદાર વાસણો તથા નકસીદાર લકડકામ વગેરે માલ લઇ પોતાનાં વહાણ ભર્યાં, વળી તે હિંદુસ્તાનનાં મુખ્ય મુખ્ય શહેર જોવા ગયો. અને જોઈ ઘણો ખુશી થયો. પછી તે પોતાને દેશ પાછો વળ્યો. રસ્તે જતાં અરબસ્તાન તથા ઇરાનમાંથી માલનો અદલોબદલો કર્યો અને ત્રણ વરસની લાંબી સફર કર્યા પછી પોતાને શહેર પાછો આવ્યો, અહીં આવી તેણે પોતાનો સઘળો માલ વેચી દીધો તેથી તેને ઘણો ફાયદો થયો અને કરોડો રૂપીઆ કમાયો; પણ અલીહુસેનને કંઈ સંતાન નહોતું તેથી તે આટલો પૈસો હોવા છતાં ઘણો દુઃખી રહેતો. છેવટે તેણે વિચાર્યું કે કોઇ લાયક છોકરાને વારસ રાખીએ તો આ પૈસો સાચવે તેથી લાયક છોકરાની શોધમાં પડયો. છેવટે પોતાની બરણીમાંનું નાણું પચાવી પડનાર શમસુદ્દીનને ગુનેગાર ઠરાવનાર છોકરો તેની નજરમાં ગમ્યો અને તે છોકરાને પોતાની પાસે બોલાવી તેને પોતાની સર્વ પુંજીનો વારસ ઠરાવવા પોતાની ખુશી બતાવી. તેથી તે છોકરાએ તેનો ઉપકાર માની તેનું ધારેલું પૂર્ણ કરવા હા પાડી. આ પ્રમાણે ભાગ્યોદય થવાથી એક ગરીબ છોકરો કરોડો રૂપીઆનો માલિક થઇ પડયો. આ વાતની શાહને ખબર પડી ત્યારે તેને અમીરની પદવી આપી અને મુખ્ય ન્યાયાધીશનું કામ સોંપ્યું. એ શાહને પણ એક દીકરીજ હતી, પણ એકે પુત્ર નહોતો, તેથી તેણે પોતાની શાહજાદીને ન્યાયાધીશને પરણાવી પોતાનો વારસ નીમ્યો, તેથી તે શાહના મરણ પછી તે ન્યાયાધીશ બગદાદનો શાહ થયો. શાહ થયા પછી પણ તેણે પોતાની રૈયતને ન્યાય આપવામાં કોઇ દિવસ આળસ કરી નહિ, પરંતુ પોતાની બુદ્ધિના પ્રભાવથી મોટા મોટા ગુનાઓ પકડી પોતાનાં પ્રજામાં ઘણો વખણાયો.

# ચીનના શાહજાદા રૂકનુદ્દીનની વાર્તા.

ચીન દેશના પાયતખ્ત પેકીન શહેરમાં બહાદુરશાહ નામે પ્રખ્યાત શહેનશાહ રાજ્ય કરતો હતો. આ શહેનશાહ ડાહ્યો, વિદ્વાન, ચતુર, ઉદાર, શોખીન, ગમતી અને મળતાવડો હતો. તેણે પોતાના રાજ્યની તમામ પ્રજાને વિદ્યા હુન્નરમાં પ્રવીણ કરવાના હેતુથી મોટા મોટા શહેરોમાં મહાન વિદ્યાલયો તથા ધંધા શીખવનારી સ્કૂલો કાઢી હતી. ત્યાં હજારો વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા. શહેનશાહ વખતો વખત તે સંસ્થાઓની મુલાકાત લેતો, અને લાયક વિદ્યાર્થીઓની પરીક્ષા લઇ ઇનામો આપતો હતો. પોતાની પ્રજાને યુદ્ધ કળામાં પ્રવીણ કરવા માટે ઘણા પૈસા ખરચી વગડામાં મોટી મોટી શાળાઓ બંધાવી હતી. તેમાં સર્વ જાતનાં હથિઆરો, ઘોડા, દારૂગોળો, બખતર, કવચ વગેરે તમામ લડાઇનો સરસામાન રાખવામાં આવ્યો હતો; વળી ત્યાં જે ઉસ્તાદો રાખ્યા હતા તે ઘણાજ કુશળ તથા દૃઢ મનના બહાદુર હતા. આ સિવાય રાજા પોતે દર વરસે પ્રદર્શન ભરતો હતો, અને તેમાં ઉત્તમ ચીજો મેકલનારને ઇનામો આપતો હતો; વળી કોઇ કારીગર ગમે તે વખતે કંઈ ઉત્તમ કારીગરીવાળી વસ્તુ શહેનશાહને ભેટ કરે તો તેને સારૂં ઇનામ આપવામાં આવતું હતું.

દેખીતુંજ છે કે જ્યારે રાજ્ય તરફથી વિદ્યાહુન્નરને આવી રીતે પુષ્કળ ઉત્તેજન મળે ત્યારે હરકોઇને નવી બાબત શીખવાનું મન થાયજ. તે પ્રમાણે એક વખતે હિંદુસ્તાનમાં એક સુતાર લાકડાનો ઘોડો બનાવી શહેનશાહની રૂબરૂમાં લાવ્યો, આ વખતે દરબાર બરખાસ્ત કરવાની તૈયારી હતી; કારણ કે તે દિવસે તેમનો મોટો તહેવાર હતો.

ચીનના લોક ઘણા મોજીલા તથા આનંદી હોવાથી દરેક તહેવાર ઘણી ખુશીથી ગુજારે છે તેઓ આખો દિવસ તરેહ તરેહવાર રમત ગમતમાં, સારૂં સારૂં ખાવાપીવા અને હરવાફરવામાં ગુજારે છે.

તેમજ સૌ પોતપોતાના ગજા પ્રમાણે પુન્યદાન કરે છે. શહેનશાહ જાતે જે આનંદ લે છે તેનું તો વર્ણન કરવું પણ અશક્ય છે.

પેલો સુથાર શહેનશાહના તખ્ત આગળ જઇ પોતાનું માથું જમીન સાથે નમાવી પગે પડયો, અને પોતાની પાસેનો ઘોડો બતાવ્યો તે ઘોડો જોઇ પ્રથમ તો સર્વે દરબારી તથા પાદશાહને એમજ જણાયું કે તે જીવતો ઘોડો છે, તેની લગામ તથા તેનાપરનો સામાન ઘણો કીંમતી હતો.

પેલો સુતાર કે જેનું નામ નારણ હતું તે બોલ્યો કે "નેક નામદાર! હમણાં આપની આગળ જે ઘોડો ઉભો રાખ્યો છે તેપર મહેરબાનીની રાહે ધ્યાન આપશો ને વિચારશો તો આપ નામદારને ઘણું.જ અજાયબી લાગશે. હું ખાત્રી પૂર્વક કહું છું કે આપ નામવરે આજદિન સુધીમાં આવી ઉત્તમ કારીગરી કદી પણ જોઈ નહિ હોય! ખરેખર આ કારીગરી આખી દુનીઆને હેરત પમાડનારી છે, અને તેવી કારીગરી વિશ્વકર્માના ઉત્તમ વંશમાંથી ઉત્પન્ન થયેલો શુદ્ધ સુથારજ કરી શકે! હું તે કુળનોજ છું!" ચીનનો શહેનશાહ બોલ્યો કે "અરે હિંદુ સુથાર! એક ઘોડાની કારીગરી માટે તું આટલો બધો ફુલાઇ શા માટે જાય છે? તેં એક એવો ઘોડો બનાવ્યો છે કે તે જીવતા જેવો જણાય છે, પણ તારા કરતાંએ સરસ કરનારા પડયા છે." તે સુથાર બોલ્યો કે "નામદાર સાહેબ! હું આપને આ ઘોડાનો બહારનો દેખાવ બતાવી ખુશ કરવા માગતો નથી, પણ તેની અંદર જે હેરત પમાડનારી કળા છે તે બતાવવા માગું છું, તે કરામત એવી તો અજાયબી ભરેલી છે કે આપ નામદારે તેવી કળા કદી પણ જોઇએ નહિ હોય તેમ સાંભળીએ પણ નહિ હોય એમ હું ખાત્રીથી કહું છું. નામદાર શાહ એ ઘોડામાં એવો ગુણ છેકે એની ઉપર બેસી આપણે જે ઠેકાણે જવા ઇચ્છા કરીએ તે ઠેકાણે તે ઘોડો આપણને પવન વેગે લઇ જાય છે!"

ચીનનો શહેનશાહ જાતે ઘણો કાબેલ ને હુન્નરી હતો, તેથી તેણે વિચાર્યું કે માણસ પોતાના બુદ્ધિબળથી ચહાય તે કરી શકે છે માટે તેની વાત કદાચ ખરી હશે તોપણ જાતે જોઇ તેની પરીક્ષા કરવી, તેથી બોલ્યો "અરે હિંદુ સુથાર તું કહે છે તેમ મને કરી બતાવે તો હું તારી વાત સાચી માનું, અને તને યોગ્ય શિરપાવ આપું." તે સુથાર બોલ્યો કે "જહાંપનાહ! આપનો શો હુકમ છે? હું ઉઠું!" શાહે પોતાના શહેરથી દશેક ગાઉને છેટે એક પર્વત હતો જે અહીંથી જોઇ શકાતો હતો, તે પર જઈ સુખડના ઝાડનું પાંદડું લાવવા ફરમાવ્યું. આ હુકમ સાંભળતાંજ સર્વે દરબારીઓના દેખતાં તે પોતાના ઘોડાપર સ્વાર થયો અને તેની ગરદનમાં એક ખુંટી હતી તે ફેરવી કે જરાવારમાં પવનની માફક ઘોડો ઉડયો, તે એક સહજ વારમાં એટલો ઉંચો ચઢયો કે આખી સભા આશ્ચર્ય પામી તેને ધારી ધારીને જોવા લાગી, પરંતુ જણાયો નહિ! આ લોકો હજુ આકાશ ભણી જોઇ રહ્યા છે તે દરમ્યાન તો પેલો સુથાર તે પહાડપર જઇ સુખડના ઝાડની ડાળી તોડી લાવી શહેનશાહના તખ્ત આગળ મૂકી દીધી. આખી સભા હેરત પામી ગઇ અને અવાજે તેને શાબાશી આપવા મંડી પડયા.

આ ન માની શકાય તેવી કારીગરીનો નમુનો પોતે નજરે જોઇને શહેનશાહ ઘણો તાજુબ થયો અને આ ઘોડો મેળવવાની તેની પ્રબળ ઇચ્છા થઇ. તેના મનમાં લાગ્યું કે આ ઘોડો મારા હાથમાં આવવો સહેજ છે. કારણ કે તે સુથારે ખાસ વેચવા માટે બનાવેલો હશે, માટે તે જે માગશે તે આપી હું તેની પાસેથી ખરીદ કરી લઇશ. તેણે તે સુથારને કહ્યું કે "અરે ચતુર કારીગર ખરેખર તારો ઘોડો ઘણોજ ઉત્તમ છે! તેના જેવો ઘોડો આખી દુનીઆમાં બીજે કોઇ ઠેકાણે મળે તેમ લાગતું નથી, તારો ઘોડો જોઇ હું બેહદ ખુશી થયો છું અને એ મને ઘણો પસંદ પડયો છે, તે માટે તું કહે તે કીંમત હું તને આપવા તૈયાર છું માટે તું જલદી જણાવ, જેથી તે રકમ આપી આ ઘોડો મારે સ્વાધીન કરી લઉં!"

તે સુથાર બોલ્યો કે "નેકનામદાર મને પ્રથમથીજ ખબર હતી કે આ ઘોડો આપને ઘણો પસંદ પડશે, અને તુરતજ ખરીદ કરી લેશો. આ ઘોડાની કીંમત કદી હું તેની મહત્તા ઓછી કરવા માગતો નથી, પરંતુ આપ સાહેબને તે રાખવાની ઇચ્છા છે માટે હું તે ઘોડો આપને ભેટ તરીકે આપી તેના બદલામાં કીમતી બક્ષિસ લેવા ચાહું છું. આ ઘોડો મારા જેવા ગરીબ પાસે રહે તોપણ હું

આખી દુનીઆમાં એક પ્રખ્યાત માણુસ થઇ જાઉં તો પછી આપ નામદારને તે કેટલો બધો ઉપયોગી થઇ પડશે તેનો ખ્યાલ આપ સાહેબજ કરી લેશો. આવા કીમતી ઘોડાને બદલે હું તેનાજ જેવી કીમતી બક્ષિસ આપ નામવર તરફથી મેળવવા ચાહું છું અને મને આશા છે કે તે માગણી આપ નામવર સ્વીકારશો."

ચીનના શહેનશાહે તેને કોલ આપ્યો કે "હું તને તારી માગણી મુજબ કીમતી બક્ષિસ આપીશ, માટે તારી નજરમાં આવે તે માગ. મારા આવા મોટા રાજ્યમાંથી તારે દિલપસંદ ચીજ ખુશીથી માગી લે."

બધા દરબારી તથા અમીર ઉમરાવ વગેરે સર્વની એવી ધારણા હતી કે આ માણુસ કંઇ મોટી મિલકત અગર મોટી જાગીર માગશે, પણ આ નારણુ સુથારે તો જણાવ્યું કે "મારા નેકનામદાર ! આપની પાસે હું મારી બેઅદબી માટે માફ માગું છું, આપની ખુબસુરત બેટી જે આખી દુનીઆમાં મશહુર છે તે બેટીને અમારા હિંદના મહારાજાધિરાજા ચંદ્રસેન વેરે પરણાવશો તો હું આ ઘોડો આપ નામવરને આપીશ. આખા હિંદમાં તેના જેવો પ્રતાપી રાજા કોઇ પણ નથી, અને તેના જેવા મહાન રાજા સાથે આપનાં શાહજાદી પરણાવવાને આપ ના પાડશો નહિ, એવી મારી ધારણા છે."

ચીનનો શહેનશાહ વિચારમાં પડી ગયો, કારણ કે હિંદના સાર્વભૌમ રાજા ચંદ્રસેનની નિર્મળ કીર્તિ તેને કાને આવી હતી, તોપણ પોતાની શાહજાદી એક હિંદુ રાજાને દેવામાં તે હીણપ સમજતો હતો. બીજી તરફથી આ કરામતી ઘોડાને ખરીદવા આતુર હતો. શહેનશાહને વિચારમાં પડેલો જોઇ બધા દરબારીઓ વિચારમાં પડી ગયા; ખુદ શાહજાદો પણ ગભરાવા લાગ્યો, તેના મનમાં નક્કી થયું કે શહેનશાહ આ સુથારની માગણી કબુલ કરશે, જેથી મારા આખા પાદશાહી કુટુંબને એબ લાગશે; આવા વિચારથી તે એકદમ બોલી ઉઠયો કે "નેક પિતા ! મારી બેઅદબી માફ કરશો. આપ નામવર શા માટે એટલા બધા ગમગીન થયા છો ? આપણા બાદશાહના કુળની પરી જેવી શાહજાદી કોઇ પણ કાળે એક હિંદુ કાફરને અપાય નહિ ! ભલે તે ગમે તેવો પ્રતાપી રાજા હોય તોપણ શું થઇ ગયું ? તમારે તમારી પદવીનો અને ઉંચા કુળનો અવશ્ય વિચાર કરવો જોઇએ !" શાહજાદાને આ પ્રમાણે બોલતાં સાંભળી શહેનશાહે કહ્યું કે "મારા પ્યારા બેટા ! તને તારા કુળ માટે આવું સારૂં અભિમાન છે એમ જાણી હું ઘણો ખુશ થયો છું. દરેક માણુસે પોતાના કુળનું અવશ્ય અભિમાન રાખવું જોઇએજ. મને આ ઘોડો બેહદ ચતુરાઇવાળો લાગે છે અને તેથીજ તે લેવાની ઇચ્છા થઇ છે. તોપણ તેની આવી માગણી જોઇ વિચારમાં પડી ગયો છું. હું તેને ગમે તેમ સમજાવી તેની સાથે બીજી ગોઠવણ કરવા ધારૂં છું, પણ તે દરમ્યાન તું આ ઘોડાપર બેસી બરાબર ખાતરી કર કે સારી રીતે ઉડે છે કે નહિ ?"

પેલા કારીગરને બોલાવી શહેનશાહે જણાવ્યું કે "તારા ઘોડાપર બેસાડી તેને શી રીતે ફેરવવો તે બરાબર બતાવ." શાહના ફરમાનથી તે પોતાના ઘોડાને શાહજાદા પાસે લઇ ગયો અને તેનીપર શાહજાદાને બેસાડી બધી રીતે વાકેફ કરવા લાગ્યો, પરંતુ શાહજાદો એટલો તો ઉતાવળો થયો કે પેલા કારીગરનું કહેવું ન સાંભળતાં ચડપ પેલી કુંચી ફેરવી કે ઝડપ ઘોડો ઉંચો ચઢી ગયો અને જોતજોતામાં તો સર્વેની આંખ આગળથી અદ્રશ્ય થઇ ગયો.

બધા ધારતા હતા કે શાહજાદો હમણાં પાછો આવશે, પરંતુ કેટલીએ વાર થઇ તોપણ શાહજાદો આવ્યો નહિ, તેથી પાદશાહ ગભરાઇને પેલા કારીગરને પુછવા લાગ્યો, તેથી તે બોલ્યો કે "નેક નામદાર ! હું શાહજાદાને તે કરામતી ઘોડાને કેવી રીતે ઉંચે ચઢાવવો, પાછો નીચે કેવી રીતે ઉતારવો, પોતાના ધારેલા ઠેકાણે કેવી રીતે લઇ જવો વગેરે બાબતોથી વાકેફ કરી તેને સમજાવતો હતો તે દરમ્યાન તો તે ઉતાવળ કરી કુંચી ફેરવી ચાલતો થયો છે, માટે વખતે તેના જીવને કંઇ જોખમ પહોંચે તો, તેનો જવાબદાર હું નથી." આ વચનો સાંભળી શાહ ઘણો ગભરાયો અને કહેવા લાગ્યો કે તેં તેને પાછો કેમ ન બોલાવ્યો ?" કારીગરે કહ્યું કે "આપની નજર આગળજ તે મારી મરજી વિરૂદ્ધ થઇ ઉડી ગયો અને પછી હું બોલાવું તો તે સાંભળેજ ક્યાંથી ? અગર સાંભળે તો પાછો નીચે કેવી રીતે

આવી શકે? કારણ કે તે કળા તેના જાણવામાં નથી! મારા નેક નામદાર! આપ વિચાર કરી જોશો તો તુરત માલમ પડશે કે તેમાં મારો કંઇ પણ દોષ નથી."

શહેનશાહ બોલ્યો કે "ત્યારે તો મારો શાહજાદો નહિજ બચે?" કારીગરે જવાબ આપ્યો કે "નેક નામદાર! ધીરજ રાખો, તે ઘોડાની ગરદનમાં એક બીજી કુંચી છે તે પર શાહજાદાની નજર પડે અને તેને ફેરવે તો તે નીચે ઉતરી શકે, પછી તે ખીંટી ફેરવી પોતે પોતાના દિલમાં જે જગોએ જવા ધારે ત્યાંજ તે ઉતરી શકે તેમ છે; માટે પ્રભુ ઇચ્છાએ શાહજાદો તેમ કરે તો બચવા સંભવ છે." શહેનશાહને આથી કંઇક ધીરજ મળી તોપણ તેણે તે કારીગરને પોતાનાજ દરબારમાં નજરકેદ રાખવાનો હુકમ આપી જણાવ્યું કે "જ્યારે શાહજાદો પાછો અહીં આવશે ત્યારેજ તને છૂટો કરવામાં આવશે, તને ખાવા પીવાની તથા તારી નજરમાં આવે તે પૈસા ખરચ કરવાની છૂટ છે." પરદેશમાં પોતાનું કંઇ પણ ચાલે તેમ નથી એમ સમજી શાહના હુકમને માથે ચઢાવી તેમ વર્તવા તૈયાર થયો. જો કે આ દિવસ તહેવારનો હતો તોપણ એકાએક શાહજાદાના ગુમ થવાથી તે દિવસ તમામ પ્રજાને ત્રાસદાયક થઇ પડયો. મોજમજા મટી ગઇ અને સર્વે ઠેકાણે શોકમય દેખાવ છવાઇ ગયો.

બીજી તરફ શાહજાદો રૂસ્તમબેગ પેલા કરામતી ઘોડાને નીચો ઉતારવા માટે ઘણાંએ ફાંફાં મારવા લાગ્યો, પરંતુ કંઇ વળ્યું નહિ, તેથી ઘણો ગભરાવા લાગ્યો. તે એક કલાકમાં એટલો તો ઉંચે ચઢી ગયો કે તેને ઘણીજ ટાઢ લાગી, મોટા મોટા પર્વતોને ઓળંગી ઘણે ઉંચે ગયો. હવે તેને લાગ્યું કે હું નક્કી મરી જઇશ, તેથી ઘોડાની ગરદન ઝાલી તેને નીચે ઉતારવા લાગ્યો, તેથી તે ઘોડો કંઇ નીચે તો ઉતર્યો નહિ, પરંતુ તેના હાથમાં કંઇક ખુચ્યું તેથી તે તપાસ કરવા લાગ્યો તો પેલી બીજી કુંચી નજરે પડી. તેણે તે ફેરવી જોઇ કે તુરત ઘોડો નીચે ઉતરવા લાગ્યો. આ વખતે તદ્દન અંધારૂં થઇ ગયું હતું. તેથી શાહજાદાને કયાં જવું તે સુઝયું નહિ, માટે તેણે ઘોડાની લગામ છોડી દઈ એવો વિચાર કર્યો કે તેની નજરમાં આવે ત્યાં લઇ જાય. નશીબમાં હશે તેમ બનશે. આ પ્રમાણે નશીબ ઉપર આધાર રાખવાથી તે દીનદયાળ કીરતારે તેને એક સુંદર મહેલના બારણા આગળ લાવી મૂકી દીધો. શાહજાદો જો કે ઘણો થાકી ગયો હતો તોપણ તપાસ કરવા લાગ્યો કે હું કયે ઠેકાણે આવી પહોંચ્યો છું. તે તેને તુરત જણાયું. આ કોઇ મોટા શહેનશાહનો મહેલ હોવો જોઇએ. તે મહેલના દરવાજા ઉઘાડા હતા, તેથી તેણે અંદર જવાનો વિચાર કર્યો. તે હિંમતથી અંદર દાખલ થયો અને ધીમે ધીમે પગલે આગળ ચાલ્યો. એક પછી એક તેણે સાત ખંડ વટાવ્યા તોપણ કોઇ માણસ તેની નજરે પડયું નહિ, પોતે હિમત રાખી આગળ ચાલ્યો તો એક મોટું દિવાનખાનું આવ્યું, જેની અંદર ઝગહળતા દીવા બળી રહ્યા હતા. તેનો પ્રકાશ એટલો તો હતો કે જોનારની આંખને ભૂલાવો આપે ને અંજાવી નાખે. શાહજાદાએ ધારી ધારીને જોયું તો કેટલાક હબશી ગુલામોને નિરાંતે ઉંઘતાં જોયા. શાહજાદાએ વિચાર્યું કે આ ગુલામો જનાનખાનાની ચોકી કરનારા હોવા જોઇએ અગર ખુદ પાદશાહની તહેનાતમાં રહેનારા હશે. તે હિંમત ચલાવી આગળ વધ્યો તો તે દિવાનખાનાના અંદરના ભાગમાં એક બારણું દીઠું. શાહજાદો કંઇ પણ ગડબડ કર્યા શિવાય ઘણાજ ધીમે પગલે તે તરફ ચાલ્યો, અને બારણું ઉઘાડી આસ્તેથી અંદર પેઠો, આ ઓરડો ઘણોજ સુંદર અને ભપકાદાર હતો. તેના પીલરો સંગેમરમરના ધોળા પત્થરના હતા, તેપર ઘણુંજ વિચિત્ર અને નકશીદાર કોતરણી કોતરેલી હતી. નીચેની જમીન સ્ફાટીક પત્થરથી જડી લીધેલી હતી, અને તેથી કાચની માફક ઝળહળ થઇ રહી હતી. તેની અંદરનો બધો સરસામાન ઘણોજ કીમતી હતો. ખુરશી, કોચ, પલંગ, મેજ વગેરે રત્નજડિત હતાં. ઉજાસને માટે ઝુમ્મરો લટકાવી દીધાં હતાં, વળી પુષ્કળ મીણબત્તીઓ સળગતી હતી અને તેથી જોનારને ખરા બપોર હોય તેવો ભાસ થતો હતો. આ સઘળી શોભા શાહજાદો ફરી ફરીને જોવા લાગ્યો, કારણ કે તમામ હબશી ચોકીદારો ઉંઘી ગયા હતા. તે જોતો જોતો આગળ ચાલ્યો તો મોટા છત્રપલંગપર એક પરી સમાન ખુબસુરત લલના નિરાંતે સુતી હતી. તેના મુખચંદ્રને જોતાંજ જાણે આકાશનો ચંદ્ર જમીનપર આવ્યો હોય તેવો ભાસ થતો હતો. આ ચંદ્રમુખી નવલ કીશોરીને જોતાંજ શાહજાદો હેરત પામી ગયો, અને પોતાને એક આવી અલૌકિક પરીનાં દર્શન થયાં

માટે જગતકર્તાનો ઉપકાર માનવા લાગ્યો. જો કે તે મુસાફરીના અથાગ પરિશ્રમથી તથા ભૂખથી છેક થાકી ગયો હતો અને નાકૌવત બની ગયો હતો, તોપણ આ લલિત લલનાને જોતાંજ જાણે એક અજાયબ જેવી નવી શક્તિ તેનામાં આવી હોય તેમ તેને લાગ્યું. તે પોતાના મન સાથે બોલ્યો કે "ઓ નેક ખુદા! શું હું હાથે કરીને મારો જાન આપવા માટે અહીં આવ્યો છું? જે સુખચેન મારા બાપના મહેલમાં ભોગવતો હતો તે છોડી દઇને અહીં એવી દિલને જખમ કરનારી જગામાં આવી લાગ્યો છું? હવે જે થાય તે ખરૂં. મારા નસીબમાં જે બનવાનું હશે તે બનશે, પણ આવી અલૌકિક પરીને હું કદી પણ છોડનાર નથી." એવો મક્કમ વિચાર કરી શાહજાદો ઘુંટણપર બેસી ગયો, ત્યાર પછી તે શાહજાદીનો રૂ સરખો સફેદ અને સુંવાળો હાથ જે બાંયથી ઢાંકેલો હતો, તે બાંય ઝાલી તેણે આસ્તેથી ખેંચી. આ બનાવથી તે શાહજાદી જાગી ઉઠી, અને તાજુબી સાથે જોવા લાગી તો પોતાની આગળ એક ઘણાજ ખુબસુરત હસમુખા શોખીન જુવાનને ઉભેલો દીઠો, તેથી તે ઘણીજ અજાએબ થઇ પણ ધાસ્તીથી બુમ પાડી નહિ. એ સારી તક જોઇ શાહજાદો રૂકનુદ્દીન ઘુંટણપર બેસી બોલ્યો કે "ઓ સ્વર્ગની અપ્સરા! તું હાલ તારી આગળ ચીનના શહેનશાહના બેટાને ઉભેલો જુએ છે, જે કાલ રોજ તો પોતાના દરબારમાં દબદબાથી બિરાજેલો હતો, પણ આજ રાતે તો તારા જેવી લલિત લલનાના આશ્રયમાં આવી પહોંચ્યો છું. જો આ વખતે તું મને મદદ નહિ આપે તો ખચીત મારો જાન જશે, પરંતુ મને આશા છે કે તારા જેવી ખુબસુરત અને દયા ભરેલી શાહજાદીના નરમ અંતઃકરણમાં મારા જેવા નિરાધારને દુઃખી કરવાનો ઇરાદો નહિ હોય."

જે શાહજાદી સાથે તે વાતચીત કરતો હતો તે ઇરાનના સરજમીન બાદશાહની બેટી હતી, આ બેટી પાદશાહને ઘણીજ વહાલી હતી, અને તેથી તેને રહેવાને માટે પોતાના પાયતખ્ત શિરાજથી થોડેક દૂર સુંદર ઝાડોમાં આ મહેલ બાંધ્યો હતો. ત્યાં એવાં તો સરસ ઝાડોની ઘટા હતી કે તે જગા બાગ ફરદોસને નામે મશહુર હતો. આ મહેલમાં શાહજાદી ઉનાળાની મોસમમાં ઘણી વખત રહેતી હતી. શાહજાદીએ જાણ્યું કે "આ શાહજાદો તો ચીનના શહેનશાહનો વડો બેટો છે ત્યારે તેની અજાયબીનો પાર રહ્યો નહિ. એક ઘણાજ ટુંકા વખતમાં એટલે બધે લાંબે પંથથી પોતે શી રીતે આવી શક્યો તે બાબત વિચાર કરવા લાગી. તે મોંઢેથી બોલી કે "નેકનામદાર શાહજાદા! હિંમત રાખ! જે અદલ ઇન્સાફ ચીન સરખા સુધરેલા રાજ્યમાં ખરી દૃઢતાથી ચાલે છે તેજ અદલનો ઘંટ મારા પિતાના રાજ્યમાં પણ ગાજી રહ્યો છે. જે મદદ તું મારી પાસે માગે છે તે તને તારા માગતા અગાઉજ મળી ચુકી છે, અને તારા રક્ષણને માટે આ મહેલ પોતાના તમામ સાહિત્યો સાથે તૈયાર છે. આ મહેલમાં તેમજ આખા ઇરાનના વિસ્તીર્ણ રાજ્યમાં કોઇ તારૂં નામ લઇ શકશે નહિ." ઇરાનની શાહજાદીનાં નરમાશ ભરેલાં વચનો સાંભળી શાહજાદો રૂકનુદ્દીન તેને પગે પડી તેનો ઉપકાર માનવા જતો હતો, પરંતુ શાહજાદીએ તેને તેમ કરતાં અટકાવી બોલી ઉઠી કે "મારા નેક શાહજાદા! એટલા બધા દૂર દેશથી ઘણાજ થોડા વખતમાં મારા દેશમાં કઇ વિદ્યાના પ્રતાપે આવી પહોંચ્યા તે જાણવાને હું ઘણીજ આતુર છું. વળી મારા બહાદુર ચોકીદારોની વચ્ચે થઇ આવવાની હિંમત કેમ ચલાવી તે જાણવાની ઇચ્છા છે, માટે મહેરબાની કરી કહે! પણ હમણાં ઊભો રહે, કારણ કે ઘણી લાંબી મુસાફરીથી તું તદન થાકી ગએલો જણાય છે, માટે હું મારી દાસીઓને ઉઠાડી તને સારો ખોરાક અપાવું તથા આરામ લેવા માટે બિછાનું તૈયાર કરાવું, જેથી તું જરા આરામ લઇ તાજો થા. હું તારી વાત સાંભળવાને ઘણી આતુર છું તોપણ સવાર સુધી ધીરજ રાખીશ.",

સર્વે દાસીઓ તો શાહજાદો રૂકનુદ્દીન શાહજાદીની આગળ આવી તેની બાંય પકડી જગાડીને વાત કરતો હતો ત્યારની જાગી ગઇ હતી, અને એક પરદેશી અજાણ્યો માણસ ચોકીદારોની રજા લીધા સિવાય છાનોમાનો શાહજાદીના પલંગ સુધી આવી પહોંચ્યો, તેમજ તેને ઉંઘમાંથી જગાડવાની હિંમત પકડી તે જોઈ ઘણી તાજુબ થતી હતી. આ દાસીઓએ શાહજાદીને ઉપર પ્રમાણે બોલતી સાંભળી. કે તુરત જાગી ઉઠી ઊભી થઇને માથું નીચું નમાવી હુકમની રાહ જોતી ખડી રહી. તુરત શાહજાદીના ફ-

રમાન મુજબ પેલી દાસીઓ શાહજાદાને પાસેના એક ઓરડામાં લઇ અને ત્યાં તેને અર્થે સુંદર ખોરાક લાવી મેજ બિછાવી તેપર ગોઠવી દીધો. તે ખોરાક લેવા બેઠો તે દરમ્યાન બીજી કેટલીક દાસીઓએ એક સુંદર પલંગ બીછાવી દીધો. જ્યારે તે શાહજાદો ખાણું લઇ પરવાર્યો ત્યારે પેલી દાસીઓએ તેને તે પલંગમાં નિરાંતે આરામ લેવા સુચવ્યું, તેથી તે સુઇ ગયો.

તે ઇરાનની શાહજાદી ચીનના શાહજાદા રૂકનુદ્દીનના અતિ મોહક ચહેરાથી તેમજ તેની નરમાશ ભરેલી ચાલ અને અક્કલ તથા હિંમતથી તેનાપર મોહિત થઇ ગઇ હતી, અને તેથી તેને ફરીથી જોવાને ઘણી અધીરી થઇ ગઇ હતી; માટે પેલી દાસીઓ જેવી પાછી આવી કે તુરત તેણે તેમને પૂછ્યું કે “શાહજાદા વિષે તમારો શો મત છે?”

પેલી દાસીઓ બોલી કે “મારાં નામદાર શાહજાદી! આપના દિલમાં તે શાહજાદા વિષે શો મત છે તેની અમને કંઈ પણ ખબર નથી, માટે કદાચ અમારો મત આપનાથી વિરૂદ્ધ પડે તો અમને માફ કરશો. અમે તો એમ ધારીએ છીએ કે નામદાર શાહ આપનાં લગ્ન તે શાહજાદા સાથે કરે તો ઘણીજ ઉત્તમ જોડી બંધાય! આપણા ઇરાનના રાજ્યની આસપાસના મુલકમાં તો તેના જેવો ચાલાક, ખુબસુરત, હિંમતવાન, અને વિવેકી શાહજાદો એક પણ નથી!” દાસીઓએ શાહજાદાનાં જે વખાણો કર્યાં, તેથી તે કંઇ નાખુશ થઇ ન હતી, કારણ કે તે તો તેનાપર પ્રથમથીજ મોહિત થઈ ગઇ હતી; તોપણ પોતાનો વિચાર તે દાસીઓની આગળ ખુલ્લો ન પડે હેતુથી તેણે તેમને ધદાવીને કહ્યું કે “બસ, બસ, મુગી રહો. નકામી ખોટી બગામ મારો નહિ! તમે તમારા બિછાનાપર જાઓ અને મને નિરાંતે સુવા દો.” પેલી દાસીઓ તુરત ત્યાંથી ચાલી ગઇ. તેમના ગયા પછી પણ શાહજાદીને કેટલીકવાર સુધી તો તે શાહજાદા સંબંધીનાજ વિચાર આવ્યા, પરંતુ પછીથી ઉંઘી ગઇ તે સવાર પડતાં જાગી ઉઠી. જેવી જાગી તેવીજ પોતાનું શરીર સાફ કરવા લાગી અને સુંદર પોશાકથી પોતાના શરીરને શણગારવા લાગી. શાહજાદીના મનને વિચાર થયો કે હું રાતે સુવાના પોશાકમાં હતી, અને તે વખતે જ્યારે શાહજાદાને મારા રૂપથી અજાયબી લાગી તો મારા આવા પોશાકમાં તો હું કેટલી બધી ખુબસુરત લાગીશ તેનું બ્યાન થઇ શકે તેમ નથી. શાહજાદીએ અતિશય મોહક થવાના સબબથી પોતે વાળે વાળે મોતી પરોવ્યાં, ગળામાં તરેહવાર હીરામોતીનો ગળેબંધ ઘાલ્યો, અને પોતાના રૂપા સરખા શરીરપર ઘણોજ ઉંચો રેશમી પોશાક પહેરી દીધો આ પ્રમાણે તે એક ઇંદ્રાણી જેવા ઠાઠમાઠથી બની ઠણીને બેઠી, તેવામાં તેની દાસીઓએ આવી ખબર આપી કે શાહજાદો જાગ્યો છે અને પોતાનું દિલ સાફ કરી પોશાક પહેરવાની તૈયારી કરે છે.

શાહજાદીએ પોતાની દાસીઓ સાથે શાહજાદાને કહેવડાવ્યું કે “હું તારી મુલાકાતે આવવાને તૈયાર છું.” શાહજાદાએ જણાવ્યું કે હું તો તૈયારજ છું, તેથી દાસીઓએ જઇ તે ખબર શાહજાદીને આપતાંજ તે ત્યાંથી ચાલી શાહજાદાના ઓરડામાં આવવા નીકળી. શાહજાદાએ તેને માન આપવાની ખાતર સામા આવી નમન કર્યું. ત્યાર પછી તેઓ એક બીજાને ખેર ખુશીના સમાચાર પૂછવા લાગ્યાં. શાહજાદી બોલી કે “નામદાર શાહજાદા! ગઇ રાત તે સારી રીતે ગુજારી કે કેમ? શાહજાદાએ નરમાશથી જણાવ્યું કે “નેક બાનુ! તારી મહેરબાનીથી હું સારી પેઠે ઉંઘ્યો છું પણ રાતને વખતે તારી મીઠી ઉંઘમાંથી મેં જગાડી માટે મને માફ કરજે!” ત્યાર પછી તે બંને જણાં એક સુંદર કોચ ઉપર થોડે થોડે અંતરે બેઠાં. શાહજાદી બોલી કે “નામદાર શાહજાદા! હું તને મારા ઓરડામાં બોલાવત, પણ મારો વડો ખોજો વખતો વખત મને ખબર આપ્યા સિવાય ઓચિંતો ત્યાં આવી જાય છે, આ ઓરડામાં તો મારી રજા સિવાય કોઇને પણ આવવાની પરવાનગી નથી, વખતે આપણે ત્યાં બેઠાં હોઇએ અને તે આવી પહોંચે તો આપણી વાતમાં હરકત પડે તેથી તારી પાસે આવી છું, પણ હવે હું નેક શાહજાદાને અરજ કરી જાણવા માગું છું કે તારી અચંબા સરખી હકીકતથી મને ખુશ કરવાને મહેરબાની કર!”

શાહજાદાએ પોતાની તમામ હકીકત પહેલેથી શરૂ કીધી, અને છેવટ સુધી બરાબર કહી સંભળાવી. આ હકીકત પુરી થઇ ત્યારે શાહજાદીની અજાયબીનો પાર રહ્યો નહિ! તે તે ઘોડાને જોવાને આતુર થઇ. તેણે શાહજાદીની પાસે માગણી કરવાથી તે ચમત્કારી ઘોડો બતાવ્યો. ત્યાર બાદ શાહજાદો બોલ્યો કે "હવે મારી અરજ એટલીજ છે કે "તેં મને એટલી તો કીંમતી મદદ આપી છે કે તેનો બદલો કયા શબ્દોથી વાળવો તે પણ મને સમજાતું નથી. હું તારો હમેશનો ગુલામ છું અને તેવી હાલતમાં હું તારાપર કંઇ પણ હુકમ ચલાવવાને શક્તિમાન નથી, પણ ઓ સ્વર્ગની પરી! તારા અતિ સુંદર લાવણ્યે મારાપર એટલી તો અસર કરી છે કે હવે મારૂં દિલ મારા કબજામાં રહેતું નથી." આ છેલ્લા શબ્દોથી શાહજાદી તુરત તેના મનનો વિચાર જાણી ગઇ. તેના ગુલાબ સરખા લાલ ગાલપર તેજી આવી ગઇ અને તેનું હૈડું અંદરથી હરખવા લાગ્યું, કારણ કે તેનો વિચાર પણ તેજ હતો.

શાહજાદી બોલી કે "શાહજાદા! જે વખતે તેં કહ્યું કે તું હવામાં ઘણો ઉંચે ઉડયો, ને મારો ઘોડો મારા હાથમાં રહ્યો નહિ, તે વખતે મને એટલી ધાસ્તી લાગી હતી ધાસ્તીના કરતાં ચોગણી ખુશી જ્યારે તારો ઘોડો મહેલની અગાશીપર ઉતર્યાના અતિ ખુશકારક શબ્દો તેં જણાવ્યા ત્યારે થઇ હતી. ખુદાની મહેરબાનીથી તું અહીં આવી પહોંચ્યો તેથી મને ઘણો આનંદ થાય છે, પણ શાહજાદા તું બોલ્યો કે હું તારો ગુલામ છું," આ શબ્દો તારા જેવા શાહજાદાના મુખમાંથી સાંભળતાં મને અણગમો થાય છે, તો પણ હું જાણું છું કે તું ગણો લાયકાતવાળો નમ્ર માણસ છે અને તારે કંઇ પણ માનઅકરામની જરૂર નથી. તારી લાયકી જણાવવા એવા શબ્દો બોલ્યો છે. વળી તું તારા મનમાં નક્કી જાણજે કે જેવા દબદબાથી તું તારા નામદાર પિતાના દરબારમાં રહેતો હતો તેવાજ દબદબાથી તથા માન મરતબાથી અહીં પણ રહી શકીશ. મારે વાસ્તે હું કહું કે મારૂં તન, મન અને ધન સર્વસ્વ તનેજ અર્પણ કીધું છે. મારા જેવી શાહજાદીને તારા જેવો લાયક શાહજાદો મળ્યો તે પ્રભુની પૂર્ણ કૃપા સમજવી.

આ પ્રમાણે વાતચીત ચાલતી હતી તેવામાં એક દાસી આવીને કહેવા લાગી કે ખાણું તૈયાર છે. તેથી શાહજાદીએ વાત બંધ કરી શાહજાદાને સાથે લઇ ખાણું લેવા ગઇ. એક સુંદર મેજની બે બાજુએ ખુરશીઓ ગોઠવી દીધી અને તે મેજપર ઘણો કીંમતી રૂમાલ બિછાવી દીધો. ત્યાર પછી ઘણી જુદી જુદી જાતની સુંદર વાનીઓ જુદી જુદી રકાબીઓમાં ભરી મેજપર ગોઠવી દીધી બંને જણાં તે સુંદર તાજો અને સ્વાદિષ્ટ ખોરાક લેવા લાગ્યાં; અને ખૂબ અચ્છી રીતે ખોરાક લીધો. આ વખતે જુદાં જુદાં વાજીંત્રોની પણ ધુન મચી રહી હતી. આવા આનંદમાં તે બે જુવાન અને રસીલાં આશકમાશુક વચ્ચે પ્યારનો આતશ વધારે જોરથી સળગવા લાગ્યો. ખાણું ખાઇ રહ્યા પછી તેઓ મોટા સુંદર સુશોભિત દિવાનખાનામાં ગયાં. આ દિવાનખાનાની સામે એક ઘણો દિલપસંદ ખુશનુમા બાગ ઝુકી રહ્યો હતો. તે બાગમાં તરેહ તરેહવાર જાતનાં રંગબેરંગી ફુલઝાડો શોભી રહ્યાં હતાં, અને તેપરનાં ફુલ સ્પષ્ટ હીરા માણેક અને લીલમની માફક દીપી રહ્યાં હતાં, આવી સુંદર શોભા જોઇ શાહજાદો ચકીત થઇ ગયો અને બોલ્યો કે "હું આજ સુધી તો એમજ જાણતો હતો કે અમારા ચીન દેશની અંદર જેવા બાગ બગિચા છે તેવા બીજે કોઇ ઠેકાણે નથી, પરંતુ આજે મારી ખાતરી થઇ કે તમારા રાજ્યમાં ચીનના બાગ બગિચાને પાણી ભરાવે તેવા બાગ બગિચા છે, વળી તેની સાથે એમ પણ અનુમાન થાય છે કે જ્યાં જ્યાં બાદશાહો રાજ્ય કરતા હશે ત્યાં ત્યાં તેવા બગિચા અને ભવ્ય મકાનો દીપી રહ્યાં હશે;"

શાહજાદી બોલી કે "મારા પ્યારા શાહજાદા! મેં કાંઇ ચીનના બાગ અને મહેલો જોયા નથી, તેથી તે વિષે મારો મત આપી શકતી નથી, તોપણ મારી ખાતરી છે કે ચીનનો બાગ ઘણો સુંદર હશે, તોપણ મારા નામદાર પિતાના બાગ કરતાં ચડશે નહિ! જે બાગ આ બાગ કરતાં તો હજાર ઘણો સરસ છે. જ્યારે તું આટલે દુર આવી પહોંચ્યો છે ત્યારે મારા પિતાનો બાગ જોવાને માટે પણ ખુદાની મહેરબાનીથી તું ભાગ્યશાળી નીવડીશ.

હવે શાહજાદાને તે ખુબસુરત બાગ જોવાની ઇચ્છા પાર કરવામાં શાહજાદીની ખરી મતલબ

એ હતી કે તે બહાને તેને પાયતખ્ત શિરાજમાં લઇ જવો, અને પોતાના પિતાની મુલાકાત કરાવવી; જેથી શાહજાદાના ખુબસુરત ચહેરાથી શાહ ખુશ થઈ પોતાનાં લગ્ન તેની સાથે કરાવી આપશે. શાહજાદો બોલ્યો "તું તારા નામદાર પિતાના બાગનાં વખાણ કરે છે તે મને વ્યાજબી લાગે છે અને હું કબુલ કરૂં છું કે મારા ચીનના બાગ કરતાં તે ઘણોજ સરસ હશે. વળી તું મને તારા પિતાની મુલાકાત વાસ્તે કહે છે તો એવો તે કોણ કમનસીબ હશે કે તેની સાથે મુલાકાત કરવા ના પાડે? હું તેમ કરવા ખુશી છું તોપણ તેવા દબદબાવાળા પાદશાહની હજુરમાં મારે કોઇ પણ નોકરચાકર વગર જવું તે વ્યાજબી લાગતું નથી."

શાહજાદી બોલી કે "તારે કોઇ પણ વાતની ફીકર કરવી નહિ, કારણ કે પૈસા હોય તો સઘળું આવી મળે છે. મારા શહેરમાં મોટા મોટા વેપારીઓ વસે છે તેમની પાસેથી તારે જે જોઇએ તે ખરીદ કર અને એક સુંદર મકાન ભાડે રાખી શણગાર. તે વાસ્તે તારે જે પૈસા જોઇએ તે મારી પાસેથી માગી લેજે. તારા મનને લગાર પણ જુદાઇ રાખતો નહિ." શાહજાદીને આવી રીતે બોલતાં સાંભળી શાહજાદાના મનની ખાતરી થઇ કે શાહજાદીનો મારાપર પુરેપુરો પ્રેમ છે. જો કે પોતે પણ શાહજાદીના પ્રેમમાં ડુબી ગયો હતો તોપણ ધીરજ પકડી દૃઢતાથી નરમાશ ભરેલાં વચનો બોલ્યો, 'નામદાર શાહજાદી! તું મારાપર આટલો બધો પ્રેમ રાખે છે તે માટે, તેમજ તેં મારી જે બરદાશ ઉઠાવી છે તે માટે તારા હજારો ઉપકાર માનુ છું. મને તારા પિતાની મુલાકાત લેવાની તેમજ તેના મનોહર બાગને જોવાની ઘણીજ ઉમેદ છે તોપણ હું મારા દિલને ન છુટકે કબજ કરી હમણાં બીજી તરફ જવા ધારૂં છું. મારો પિતા મારા વિયોગથી કેટલો બધો દુઃખી હશે તેનું વર્ણન મારાથી થઇ શકે તેમ નથી, કારણ કે તેનો મારાપર અથાગ પ્રેમ છે. હું અત્યારે તારી સાથે રમત ગમત ને આનંદમાં વખત ગુજારૂં છું, ત્યારે મારો નેક પિતા તો દરીઆઇ દુઃખમાં ડુબી ગયો હશે જો હું થોડા વખતમાં ત્યાં નહિ જાઉં તો તે કદાચ પોતાનો પ્રાણ તજશે, માટે મારાપર મહેરબાની કરી મને રજા આપ. જો તારી મરજી મારી સાથે લગ્ન કરવાની હશે તો હું તને વચન આપું છું કે મારા દેશ જઇ મારા પિતાને કહી મોટા દબદબાવાળા લશ્કર સાથે અત્રે પાછો આવી તારા પિતાની પાસે માગું કરીશ, જેથી તારો પિતા ખુશી થઇ લગ્ન કરશે. મારો પિતા પણ તે બાબત તકરાર લેશે નહિ, કારણ કે તેં મારાપર જે ઉપકારો કર્યા છે તે તેમને જણાવીશ ત્યારે તો તે ઘણો ખુશી થશે."

શાહજાદી વિચાર કરવા લાગી, તેને જણાવ્યું કે શાહજાદાની માગણી વ્યાજબી છે તોપણ પોતાથી શાહજાદો વિખુટો પડે તો વખતે તે ભૂલી જાય તેથી તે બોલી કે "નામદાર શાહજાદા! તારૂં કહેવું બરાબર છે, તોપણ મારી ઇચ્છા એવી છે કે જ્યારે તું તારા દેશથી આટલે દૂર આવી ચડયો છે ત્યારે તો એક અઠવાડીઉં રહી નિરાંતે આરામ લે અને આ દેશની જાણવાલાયક બાબતોથી માહીતગાર થા." શાહજાદાએ વિચાર્યું કે શાહજાદીએ મારાપર અતિ ઘણા ઉપકારો કર્યા છે તેના બદલામાં મારે તેના કહેવા પ્રમાણે ચાલવું પડશે, તેથી તેણે શાહજાદીની માગણી કબુલ કરી એક અઠવાડીઉં ત્યાં રહ્યો.

આ અઠવાડીઆની અંદર શાહજાદી હરરોજ તરેહવાર ગમતો કરીને શાહજાદાને ખુશ રાખતી હતી, વળી ભાતભાતનાં સ્વાદિષ્ટ ખાણાં તૈયાર કરાવતી હતી, પોતે તેની સાથે શિકારે જતી હતી અને હરકોઇ વાતે શાહજાદાને ખુશ રાખવાને બનતો પ્રયત્ન કરવા ચૂકતી નહિ. જોતજોતામાં અઠવાડીઉં પૂરૂં થયું. શાહજાદો પોતાના વૃદ્ધ પિતાને મળવા માટે ઘણો આતુર હતો તેથી તે શાહજાદીને નરમાસથી કહેવા લાગ્યો કે "હવે તો તું મને ખુશી થઇ રજા આપ, કારણ કે મારા વૃદ્ધ અને મમતાળુ પિતાને મળવા હું ઘણો આતુર છું. ત્યાં ગયા બાદ થોડીજ મુદતમાં મોટા ઠાઠમાઠથી હું તારી સાથે લગ્ન કરવા આવીશ, તેમ છતાં જો તને મારો ભરૂસો આવતો ન હોય, અને તને કોઇ પણ જાતની અડચણ હોય તો તું મારી સાથે મારા પિતાના વિસ્તીર્ણ રાજ્યમાં ચાલ. મારા માતપિતા પણ તારા જેવી ખુબસુરત શાહજાદીને જોઇ અત્યંત ખુશી થશે." શાહજાદી તેમ કરવાને ખુશી તો હતી, પરંતુ પોતાના પ્યારા બાપની રજા લીધા વિના જવું તેને યોગ્ય લાગ્યું નહિ, તેમજ પોતાના પિતાના મોંઢે

તે વાત કહેવી તે પણ તેને દુરસ્ત લાગ્યું નહિ તેથી મુઝાવા લાગી છેવટે કેટલીકવાર વિચાર કરીને બોલી કે "નેક નામદાર ! હું તારા કહેવા પ્રમાણે ચાલવા તૈયાર છું, પરંતુ મારા વૃદ્ધ પિતાની આગળ તે વાત કહેતાં મારી જીભ ઉપડતી નથી, માટે હું તારી સાથે આવી શકતી નથી. તું મને વચન આપ કે તારા દેશમાં ગયા પછી જેમ બને તેમ તાકીદે તું પાછો આવે ! તોજ તને રજા આપું નહિ તો નહિ." શાહજાદાએ તેમ કરવા વચન આપ્યું તેથી તે છૂટો થયો. શાહજાદો તેને અતિશય પ્રેમથી ભેટ્યો, પછી પોતાના ઘોડાપર સ્વાર થઇ પોતાને દેશ જવા નીકળ્યો અને સ્હેજવારમાં તે પોતાના બાપના દરબારમાં આવી ઉભો રહ્યો. તેને જોઇને સર્વ સભાસદોને અતિશય હરખ થયો ખુદ શહેનશાહને તો જે હરખ થયો તે કહી શકાય તેમ નથી. જેમ કોઇ અંધાને આંખો આવે, અગર દરિદ્રીને લક્ષ્મી પ્રાપ્ત થાય, અગર કોઇ અકર્મીને કોઇ સ્વરૂપવાન કન્યા પ્રાપ્ત થાય તે કરતાં પણ વધારે આનંદ શહેનશાહને થયો. તે એકદમ સિંહાસનપરથી ઉતરી પોતાના પ્રાણ સમાન બેટાને હેતથી ભેટ્યો. કેટલીકવાર સુધી તો બાપ દીકરો એકેકની સામુંજ જોઇ રહ્યા પણ બોલી શકાયું નહિ, તે છતાં તેમની આંખો સાક્ષી પુરતી હતી કે તેઓ અતિ સ્નેહી છે. કેટલીકવાર પછી શાહ બોલ્યો કે "મારા વહાલા બેટા ! તું આટલા બધા દિવસ ક્યાં રહ્યો: તું આ ઘોડાને નીચે શી રીતે ઉતારી શક્યો; અને તારી અગાધ મુસાફરીમાં તને કેવાં કેવાં મહાન સંકટો વેઠવાં પડયાં તે મને જલદી જણાવ; જેથી તારા સુખ દુઃખમાં હું ભાગ લઉં ?" શાહજાદાએ પોતાની બધી હકીકત સવિસ્તર કહી બતાવી, તેથી સર્વે દરબારીઓ શાહજાદાની અક્કલનાં વખાણ કરવા લાગ્યા, અને પ્રભુનો ઉપકાર માનવા લાગ્યા. પેલા નારણ સુથારને પણ કેદમાંથી મુક્ત કરવામાં આવ્યો અને આખા રાજ્યમાં કરોડો રૂપીઆ ગરીબ ગરબાં, આંધળાં લૂલાં વગેરેને આપવામાં આવ્યા. હવે પેલા સુથારે શહેનશાહને પગે પડી પોતાનો ઘોડો પાછો આપવા અગર પોતાની માંગણી સ્વીકારવા અરજ ગુજારી. 'શહેનશાહે ઘોડાના બદલામાં બીજી કોઇ પણ માગણી કરવા ફરમાવ્યું, પણ તેણે તો તેજ માગણી કરી. તેથી શહેનશાહે પોતાના બેટાનો મત પૂછ્યો. શાહજાદાએ જો કે પ્રથમ તો ના પાડી હતી, પણ આ ચમત્કારી ઘોડાના પ્રતાપથીજ પોતે ઇરાનની ખુબસુરત શાહજાદીને મેળવવા ભાગ્યશાળી થયો હતો. તેથી આ ઘોડાને છોડવા તે ખુશી ન હતો માટે તે બોલ્યો કે "મારા વ્હાલા પિતા ! એક હિંદુ કાફર રાજાને આપણી શાહજાદી આપવા મારૂં મન માનતું નથી. તોપણ મારે કબુલ કરવું જોઇએ કે આ કારીગરનો ઘોડો આટલા દિવસ વાપર્યા પછી તેને પાછો આપવો તે આપણને લાજમ નથી. આપણે પ્રથમથીજ તેનો ઘોડો તેને પાછો આપી દીધો હોત તો કંઇ નહિ, પણ હવે પાછો આપવાથી દેશપરદેશમાં આપણી નાલાશી થાય; માટે હવે તો શાહજાદી પરણાવવીજ જોઇએ." શહેનશાહનો મત તો પ્રથમથીજ તેજ હતો, તેથી તેણે પેલા સુથારને જણાવ્યું કે "જા તારા રાજાને ખબર આપ કે મોટા દબદબાથી અમારા રાજ્યમાં આવે અને લગ્ન કરી જાય !" પેલો સુથાર શહેનશાહને પગે લાગી રજા માગીને નીકળ્યો. હવે આવતી વખત તો પગે ચાલવાનું હતું તેથી કેટલેક મહીને દિલ્હી આવી પહોંચ્યો.

બીજી તરફ પેલી ઇરાનની શાહજાદી શાહજાદા ફકનુદીનના વિયોગથી બેહાલ થઇ પડી, તેની દાસીઓ ઘણી ગભરાવા લાગી, અને શાહજાદીનાં માતપિતાને ખબર આપી જેથી તેઓ શાહજાદી પાસે આવ્યાં અને મોટા મોટા હકીમોને બોલાવી દવા કરાવવા લાગ્યાં, પરંતુ કંઇ પણ ફેર પડયો નહિ. શાહજાદીનો મંદવાડ દિવસે દિવસે વધતો ગયો, શહેનશાહ ખુદ ગભરાવા લાગ્યો, તેણે પેલી દાસીઓને એકાંતમાં બોલાવી તેના મંદવાડનું ખરૂં કારણ કહેવા આગ્રહ કર્યો, તેથી તે દાસીઓએ પાદશાહ પાસે અભય વચન માગી સર્વે હકીકત કહી દીધી. હવે શાહજાદીની મંદગીનું ખરું કારણ જાણ્યામાં આવ્યું, તેથી શહેનશાહે એક પત્ર લખી ચીનના શાહજાદાને તાબડતોબ તેડી મંગાવવા એક જલદ સાંઢણી મોકલી. આ સાંઢણી અરબસ્તાનની વખણાએલી સાંઢણીઓમાંની એક હતી. તે એક દિવસમાં આડસેં ગાઉ જતી હતી. સાંઢણી સ્વાર ફક્ત એક અઠવાડીઆમાં તો ચીન આવી પહોંચ્યો. પેકીનના દરબારમાં આવી શહેનશાહના તખ્ત આગળ પગે પડી પેલો કાગળ તખ્ત આગળ મૂક્યો.

શહેનશાહ તે પત્ર હાથમાં લઇ ચૂમ્યો અને પછી પોતાના વજીરના હાથમાં આપી મોઢેથી વાંચવા

"નેક નામદાર શહેનશાહોના શહેનશાહ બહાદુરશાહ જોગ. લી. ઇરાનના શાહ ઇસફખાનની દુવા સલામ વાંચશો. "અત્રે ખેરીઅત ખેરસલા છે, આપની ખેરીઅત ખેરસલા ચાહુંછું. આપના નામવર શાહજાદા રૂકનુદ્દીન જાદુઇ ઘોડાના પ્રતાપથી "અમારા દેશમાં આવી અમારી શાહજાદીના મનને હરણ કરી "ગયા છે તેમના ગયા પછી શાહજાદી એટલી તો બિમાર થઇ ગઇ છે કે તેની જીવવાની આશા નથી, "માટે એક શાહજાદીનો જીવ બચાવવા માટે આપના શાહજાદાને તાબડતોબ અમારી તરફ જાદુઇ ઘોડાની "મદદથી મોકલાવા આપશો."

શાહજાદો કે જે શાહજાદીને વચન આપીને આવ્યો હતો તે તરતજ ઉઠયો અને પોતાના પિતાની રજા માગી જવાને તૈયાર થયો. તેના પિતાએ પણ તે શાહજાદીનો અથાગ પ્રેમ જોઇ ખુશી થઇ રજા આપી. શાહજાદો ઘણાજ થોડા વખતમાં ઇરાનના પાયતખ્ત શિરાજમાં આવી પહોંચ્યો, અને શાહે મોટા દબદબાથી તેની મુલાકાત લીધી. પછીથી તુરતજ તેને શાહજાદી પાસે મોકલવામાં આવ્યો. શાહજાદી તેના દર્શન માત્રથીજ સાજી થઇ ગઇ અને ઘણી અજાયબી સાથે તેને વળગી પડી, ત્યાર પછી તે દેશના રીતરીવાજ મુજબ તેમનાં લગ્ન બડી ધામધુમથી કરવામા આવ્યાં. લગભગ પંદર દિવસ સુધી જુદી જુદી તરેહની મોજમજા ઉડાવ્યા બાદ શાહજાદો તે શાહજાદીને સાથે લઇ પોતાના દેશ આવવા નીકળ્યો. શહેનશાહ પોતાના બેટાને અને ઇરાનની શાહજાદીને મોટા માનમરતબા સાથે તેડી લાવ્યો. શાહજાદીના અલૌકીક સ્વરૂપથી શહેનશાહ ઘણોજ ખુશી થયો. આવા શુભ પ્રસંગે તેણે કરોડો રૂપીઆ ધર્માદા કર્યા.

બીજી તરફથી નારણ સુતાર દિલ્હીના મહારાજાધિરાજા પૃથ્વીરાજના દરબારમાં આવી પહોંચ્યો. મહારાજાના સિંહાસન આગળ લાંબો થઈ પગે પડયો, પછી ઉભો થઇ હાથ જોડી બોલ્યો કે "મારા કૃપાનિધાન ! હું આપ સાહેબના ફરમાન મુજબ ચીન દેશના પાયતખ્ત પેકીનમાં જઈ આવ્યો. ત્યાંનો શહેનશાહ મારો ઘોડો જોઇ ચકીત થઇ ગયો, અને તેથી તે ઘોડો મારી પાસેથી ખરીદ કરવા ઇચ્છ્યું. તેણે તેના બદલામાં મને રોકડ નાણું તથા જાગીર માગવા જણાવ્યું પણ મેં તો એકજ માગણી કરી કે તારી શાહજાદી મારા મહારાજા સાથે પરણાવે તોજ હું આ ઘોડો આપીશ. છેવટે તેણે મારી માગણી કબુલ રાખી છે અને મને કહ્યું છે કે 'તારા મહારાજાને મોટા દબદબા સાથે આવવા કહેજે.' માટે જલદી તૈયારી કરો. તે શહેનશાહે આપેલો પત્ર લ્યો, અને વાંચીજોઇ ખાતરી કરો."

પૃથ્વીરાજે પત્ર હાથમાં લઇ તેને ચુંબી ઉકેલવા માંડયો.

"મહારાજાધિરાજા પૃથ્વીરાજસિંહ જોગ લી. ચીનના સરજમીનના શહેનશાહ બાહાદુરશાહની "દુવા સલામ વાંચશો. તમારો પ્રખ્યાત કારીગર નારણ કે જે વિશ્વકર્માના ઉત્તમ કુળમાંથી પેદા થયો છે "તે મારા દરબારમાં આવ્યો, અને પોતાનો ચમત્કારિ ઘોડો મને બતાવ્યો જે જોઇ હું ઘણોજ હેરત "પામ્યો છું, તમારા દેશના કારીગરો વિદ્યાકળામાં આટલા બધા પ્રવીણ થયા છે તે જોઇ મને ઘણો "આનંદ થાય છે. જો કે તમે એક હિંદુ રાજા છો અને તેથી અમારી શાહજાદી આપવામાં અમને "કલંક સમજાય છે તોપણ તમારા કારીગરની હેરત પમાડનારી કારીગરીથી અંજાઇ જઈ અમે તેની "માગણી કબુલ રાખી છે, તો તમે તમારા સર્વ દબદબા સાથે વેળાસર આવશો એવી આશા છે."

પૃથ્વીરાજે આ કાગળ વાંચ્યાબાદ તે પત્ર પોતાના મુખ્ય પ્રધાનના હાથમાં આપી મોટેથી વાંચી સંભળાવવા ફરમાવ્યું, તેથી પ્રધાને સર્વ સભા સાંભળે તેવી રીતે તે પત્ર વાંચી સંભળાવ્યો. સર્વ દરબારીઓ પત્ર સાંભળી આનંદમાં આવી ગયા, અને નારણ સુથારનાં વખાણ કરવા લાગ્યા. પૃથ્વીરાજે પોતાના તમામ અમીર ઉમરાવોને ભારે ઠાઠમાઠ સાથે તૈયાર થવા ફરમાવ્યું, તેમજ દિલ્હીમાંથી મોટા મોટા શેઠ શાહુકારો તથા ઉત્તમ કારીગરોને તેમની કારીગરીની વસ્તુઓ સાથે ચીન આવવા આમંત્રણ કર્યું. આ સર્વે લોકો તૈયાર થયા, અને મોટી ધામધુમથી પૃથ્વીરાજ ચીન જવા નીકળ્યો. રસ્તામાં મુકામ કરતાં કરતાં કેટલેક મહિને ચીન આવી પહોંચ્યા. ચીનનો શહેનશાહ મોટા દબદબા સાથે પૃથ્વીરાજની સામે ગયો. પૃથ્વીરાજે શહેનશાહને ઘણીજ નમનતાઇથી સલામ કરી શહેનશાહ અતિ પ્રેમથી પોતાના હિંદુ

જમાઇને ભેટયો. ત્યાર પછી શાહજાદી તથા પૃથ્વીરાજ એક બીજાને અતિ પ્રેમથી મળ્યા. વાજતેગાજતે પૃથ્વીરાજના રસાલાને શહેરમાં લેવામાં આવ્યો અને એક મોટા ગંજાવર ચોગાનનાં તંબુ ગોઠાવી ઉતારો આપ્યો. શહેનશાહ પૃથ્વીરાજના દબદબાથી હેરત પામી ગયો, અને તેની ખાત્રી થઇ કે ચીન દેશની માફક હિંદુસ્તાન પણ દ્રવ્યવાન અને શોખીન મુલક છે. પોતાની શાહજાદીનાં લગ્ન પૃથ્વીરાજ જોડે પોતાના દેશના રીતરિવાજ મુજબ ઘણી ધામધુમ સાથે કરાવ્યાં. આખા શહેરમાં આનંદ આનંદ છવાઇ રહ્યો, અને સર્વ લોક વરકન્યાના રૂપનાં વખાણ કરી તે જોડાને અમર રહેવા આશીર્વાદ દેવા લાગ્યાં. તમામ પ્રજાએ એક માસ સુધી મોજમજા ભોગવી. પૃથ્વીરાજ પણ તેટલીજ મુદત ત્યાં રહ્યો. તે હમેશાં શહેનશાહ સાથે શિકારે જતો, અને ત્યાં પોતાના પરાક્રમથી શહેનશાહને ખુશ કરતો હતો. એક માસ આ પ્રમાણે આનંદમાં ગુજાર્યા બાદ પૃથ્વીરાજે પોતાના દેશ પાછા ફરવા શહેનશાહની રજા માગી, જે ઘણી લાચારી સાથે આપી. શાહજાદીને લઇ ભારે દબદબા ભરેલા રસાલા સાથે પૃથ્વીરાજે મુકામ ઉપાડયો, અને કેટલીક મુદતે તેનો રસાલો મણીપુરમાં આવી પહોંચ્યો.

મણીપુરમાં સ્ત્રીયારાજ્ય હતું અને ત્યાંની સ્ત્રીઓ જાદુ વિદ્યામાં ઘણી કુશળ હતી. તે શહેરની રાણીને ખબર પડી કે દિલ્હીના પ્રખ્યાત મહારાજા પૃથ્વીરાજે પોતાના રસાલા સાથે મારા નગરની બહાર પડાવ કર્યો છે, ત્યારે તે ઘણી આનંદ પામીને બોલી કે " આજે હું મારા મનગમતા પુરૂષ સાથે મોજમજા મારીશ. જે પુરૂષનું હું ઘણા દિવસથી ચિંતન કરતી હતી, તે પુરૂષ પ્રભુની કૃપાથી આજે મારા નગરમાં આવી ચડયો છે તો હું ગમે તે પ્રકારે મારા મહેલમાં લાવીશ, અને હવે પછી તેને મારા મહેલમાંજ રાખીશ. " એમ બોલી તે પોતાના મહેલની બારીએ બેઠી. ઇશ્વરેચ્છાથી પૃથ્વીરાજને પણ આ નગર જોવાની ઘણી ઇચ્છા થઇ તેથી તે પોતાના એક ખવાસને લઇ નગરમાં જવાને નીકળ્યો. તેના સાથીઓએ તેને તેમ કરતાં ઘણોએ અટકાવ્યો, પણ માન્યું નહિ. તે એક સુંદર ઇરાની ઘોડાપર સ્વાર થઇ રવાલચાલ ચલાવતો ચલાવતો નગરમાં આવી પહોંચ્યો. તેના ઘોડાની ચાલ, તેનું પોતાનું સ્વરૂપ, તેનો પોશાક, તેના માથાના સુંદર કેશ, અને ઘોડા ઉપર બેસવાની તેની છટા જોઇ શહેરનાં તમામ લોક હેરત પામી ગયાં. તે પોતાનો ઘોડો કૂદાવતો કૂદાવતો તે જાદુઈ રાણીના મહેલ આગળ આવી પહોંચ્યો તુરતજ પેલી જાદુગર સ્ત્રીએ કંઇક મંત્ર ભણીને અડદના દાણા ધીમે રહીને એવા તો ફેંકયા કે તેના પરજ આવી પડયા. દાણા પડતાંજ તે એક પોપટના રૂપમાં બદલાઇ ગયો. પેલી દુષ્ટ સ્ત્રીએ તેની સાથે જે ખવાસ હતો તેને પણ જાદુઇ વિદ્યાના પ્રતાપે કાગડો બનાવી દીધો, અને બંનેના ઘોડા પોતાની ઘોડાળમાં બંધાવી દીધા. બીજી તરફ ઘણો વખત થયો તોપણ પૃથ્વીરાજ આવ્યો નહિ, માટે તેના સાથીઓ ફીકરમાં પડયા. શાહજાદી પણ અતિ દિલગીરી સાથે બોલી કે " હજુ સુધી મહારાજા આવ્યા નહિ તેનું શું કારણ હશે ? કોઇ શહેરમાં જઈ ખબર લાવો તો સારૂં. " શાહજાદીના વચનને માથે ચડાવી તેના મુખ્ય પ્રધાને કેટલાક અમલદારોને શહેરમા ખબર કાઢવા મોકલ્યા. તે ફરતા ફરતા તેજ રાણીના મહેલ આગળ આવી પહોંચ્યા ત્યારે તેમને એક ભલા બુઢ્ઢા મરદે ખબર આપી કે તમારા મહારાજાને તો આ જાદુગર રાણીએ પોતાની જાદુઇ વિદ્યાના બળથી પોતાના કબજામાં લઈ લીધા છે. માટે હવે તેના છુટકારાની આશા રાખશો નહિ. તમારે પણ તમારો જીવ બચાવવો હોય તો તમારે દેશ ચાલ્યા જાઓ નહિ તો તમારી પણ તેજ વલે થશે, કારણ કે આખું શહેર જાદુઇ છે. " પેલા બિચારા નિરાશ થઇ પાછા ફર્યા અને સઘળો હેવાલ પોતાના વડા પ્રધાનને કહી સંભળાવ્યો. વડા પ્રધાને શાહજાદીને તે ખેદકારક સમાચાર જણાવ્યા. આ વાત સાંભળી રસાલાના તમામ માણસો વિલાપ કરવા લાગ્યા, અને શાહજાદીના દુઃખનો તો પારજ રહ્યો નહિ. ચતુર પ્રધાનને પોતાની પાસે બોલાવી શાહજાદી ઘણી દિલગીરી સાથે બોલી કે " મારા શાણા પ્રધાન ! આ વખતે આપણે કેમ કરવું ? તે મને બિલકુલ સમજ પડતી નથી, કારણ કે આ મુલકથી હું તદન અજાણી છું. જો મારો મુલક હોત તો હું ગમે તે પ્રકારે મહારાજાને છોડાવત, પણ આ ઠેકાણે તો હું લાચાર છું; માટે આ વખતે મહારાજાને છોડાવવા માટે સઘળી તજવીજ તમારે કરવી ઘટે છે. " પ્રધાન બોલ્યો કે " મારાં કદરદાન રાણી ! મહારાજાને છોડાવવા માટે

ઘણો આતુર છું. મહારાજા મને મારા પ્રાણ કરતાં પણ અધિક વહાલા છે, પરંતુ આ જાદુઇ રાણી પાસે મારૂં તેમજ આપણા સર્વ માણસનું કંઇ પણ ચાલે તેમ નથી, કારણ કે તે પોતાની વિદ્યાના પ્રતાપે આપણાં સર્વ માણસને જાનવર બનાવી દે! ફક્ત હવે તો ઉપાય એટલોજ છે કે તેના કરતાં પણ કોઇ અધિક જાદુ જાણનાર આવે તોજ મહારાજા છૂટા થાય!" શાહજાદી બોલી કે 'મારો ભાઇ રૂકનુદ્દીન જાદુઈ કામમાં ઘણો પ્રવીણ છે, તે આ વખતે હોય તો જરૂર મહારાજાને છોડાવે, પણ તે તો ઘણે દૂર પડયો છે!" પ્રધાને જણાવ્યું કે "હવે તમે જરા પણ ફિકર કરશો નહિ! હું હમણાંજ શાહજાદાને તેડાવું છું. તમે જરાવાર બેસો, હું આવું છું. એમ કહી તે પોતાના તંબુમાં ગયો, અને પેલા નારણ સુથારને બોલાવી સર્વે વાતથી વાકેફ કરી કહ્યું કે "અત્યારે તારા સિવાય બીજું કોઇ શાહજાદાને તેડી લાવે તેમ નથી, માટે તું જલદી જા અને હમણાંને હમણાં તેડી લાવ." નારણ તુરતજ ઉઠયો અને પોતાની પાસે એક બીજો તેવો ચમત્કારી ઘોડો તૈયાર હતો, તેપર સ્વાર થઇ ઉડયો.

પ્રધાન નારણના ગયા પછી શાહજાદી પાસે આવી કહેવા લાગ્યો કે "શાહજાદી તમે બે ફીકર રહો, હમણાં સ્હેજ વારમાંજ તમારા ભાઇ અત્રે આવી પહોંચશે, કારણ કે આપણો કારીગર નારણ પોતાના ઘોડાપર સ્વાર થઈ ઉપડી ગયો છે!" શાહજાદી બોલી કે "તે ઘોડો તો મારા પિતા પાસે છે!" પ્રધાને જવાબ આપ્યો કે "તેના કરતાંએ કેટલાક સરસ ઘોડા તેની પાસે છે!" આ પ્રમાણે તે બંને જણાં બેઠાં બેઠાં વાતો કરે છે, તેવામાં તો પેલો નારણ શાહજાદાને લઇ આવી પહોંચ્યો. શાહજાદાને આવેલો જોઇ સર્વેને ઘણો આનંદ થયો. પછી શાહજાદાને બધી વાતથી માહીતગાર કર્યો, તેથી શાહજાદો ફકીરનો વેષ લઇ શહેરમાં ગયો અને ફરતો ફરતો તે રાણીના મહેલ આગળ આવ્યો, અને ભીક્ષા માગવા લાગ્યો. રાણી તેને ગરીબ ફકીર જાણી ભીક્ષા આપવા આવી તેવીજ તેનાપર ચપટી રાખ નાખી તેને માખી બનાવી દીધી, અને પોતાની પાસે રાખી મુકામપર પાછો આવ્યો.

ત્યાર પછી પોતાનું તમામ લસ્કર લઇ તે રાણીના મહેલે ગયો, અને સર્વે દાસ દાસીઓને કાઢી મૂકી મેહેલનો કબજો લીધો. ત્યાર બાદ પેલા પોપટના પાંજરા પાસે ગયો, અને તે પોપટનાપર પાણી છાંટી તેને પાછો પૃથ્વીરાજ બનાવી દીધો. પૃથ્વીરાજ શાહજાદાને જોઇ ઘણો અચંબો પામ્યો. બંને જણા એક બીજાને હેતથી મળ્યા, અને પછી તમામ વાત શાહજાદાએ પૃથ્વીરાજને કહી સંભળાવી. જેથી પૃથ્વીરાજે ફરીને શાહજાદાનો અત્યંત ઉપકાર માન્યો. ત્યાર પછી ત્યાંથી સર્વે રસાલો ઉપડી દિલ્હી આવ્યો. શાહજાદો પણ દિલ્હી આવ્યો હતો. તે ત્યાં કેટલાક દિવસ સુધી રહ્યો અને દિલ્હી તથા તેની આસપાસનાં આગ્રા, મથુરા, અજમેર, કનોજ, કાશી વગેરે શહેરોની મુલાકાત લીધી ત્યાર બાદ તે પોતાને દેશ પાછો ગયો.

આ વખતે ચીનનો શહેનશાહ વૃદ્ધ થવાથી તેણે રાજ્યપાટ રૂકનુદ્દીનને સ્વાધીન કર્યું. રૂકનુદ્દીને ઘણીજ ચતુરાઇ અને ડહાપણથી રાજ્ય ચલાવી પોતાની પ્રજાની પ્રીતી સંપાદન કરી.

આ વાર્તા પુરી થતાં હિંદનો સુલતાન ઘણો ખુશી થયો, અને શહેરાજાદીને વધુ જીંદગી બક્ષી એક નવી વાર્તા શરૂ કરવાને કહ્યું, તેથી તેણે નીચે મુજબ વાર્તા શરૂ કરી.

## "નિર્મળ પ્રેમનું સુખી જોડું."

એશિયા ખંડમાં તાર્તરી નામે એક વિસ્તીર્ણ પ્રદેશ છે. તે દેશ પ્રાચીનકાળમાં તુર્કસ્તાનના નામથી જાણીતો હતો. તેની રાજધાનીનું શહેર સમરકંદ હતું. આ ભવ્ય શહેરમાં ઘણા નામાંકીત પાદશાહો થઇ ગયા છે, તે પાદશાહોમાં નાસરૂદ્દીન નામે એક પ્રખ્યાત પાદશાહ થઈ ગયો છે. તે પાદશાહને ત્રણ પુત્રો હતા અને એક ભત્રીજી હતી. પુત્રોનાં નામ અબદુલ, અહમદ, અલીફખાન તથા ભત્રિજીનું નામ ચાંદમહાલ હતું.

શાહજાદી ચાંદમહાલનો પિતા જે સુલતાન નાસરૂદ્દીનનો નાનો ભાઇ થતો હતો તે શાહજાદીને નાની વયમાં મૂકી ગુજરી ગયો હતો, તેથી સુલતાને શાહજાદીને પોતાના દરબારમાં રાખી ઉછેરવા માંડી હતી. સુલતાનને તેના નાના ભાઇપર અતિશય પ્રેમ હતો, તેથી તે શાહજાદીને તે પોતાની બેટી તરીકેજ ઉછેરતો હતો. પોતાના શાહજાદાઓની સાથેજ એક મહેલમાં રાખીને તેને કેળવણી આપવાનું કામ શરૂ કર્યું. શાહજાદી જન્મથીજ ઉંચી બુદ્ધિવાળી હોવાથી દરેક બાબતમાં પ્રવીણ થઇ. તે જાતે ખુબસુરત હતી, તેમજ તેની સમજ શક્તિ ઘણી સારી હતી તેસાથે તે વિવેકી અને મળતાવડી હોવાથી સર્વેને ઘણી પ્રિય થઇ પડી હતી. તે પવિત્ર અને પાક દાનતની તથા ન્યાયી હોવાથી તે જમાનાની સઘળી શાહજાદીઓમાં તેનું નામ વધારે મશહુર છે.

સુલતાનનો વિચાર એવો હતો કે યોગ્ય ઉમ્મરે આવતાં પાડોશના કોઇ લાયક શાહજાદા સાથે તેની શાદી કરવી, અને તે સંબંધે તે લાયક શાહજાદાની તપાસમાં હતો, તે દરમ્યાન તેને ખબર મળી કે તેના ત્રણે છોકરાઓ તે શાહજાદીપર આશક હતા. આ ખબરથી તે વિચારમાં પડયો, પોતાના ત્રણે છોકરાઓને બોલાવીને કહ્યું કે "મારા વહાલા બેટાઓ! તમે તમારો વિચાર માંડીવાળો અને તમે કોઇ ખુબસુરત શાહજાદી સાથે લગ્ન કરવા વિચાર રાખો. તમે ત્રણે જણ એકજ શાહજાદીને વરવા ઇચ્છા રાખો છો તેથી તમારા ત્રણેની અંદર કુસંપ પેસશે. તમારામાંથી બે ભાઈ ખુશી થઇ ના પાડો અને બાકીના એકને પરણવા દો, અગર તે શાહજાદી તમારામાંથી જેને પસંદ કરે તેને પરણે એમ કબુલ કરો, અગર તમે દરેક કોઇ મનગમતી શાહજાદી શોધી કાઢી તેની સાથે લગ્ન કરી આ શાહજાદીને કોઇ પરદેશના શાહજાદા જોડે પરણાવવાનું કબુલ કરો. આ પ્રમાણે સુલતાને તે ત્રણે શાહજાદાઓને ઘણી રીતે સમજાવ્યા, પરંતુ કોઇએ પોતાની હઠ છોડી નહિ. શાહે આ વખતે તો તેમને સમજુત આપી તેપર વિચાર કરવાનું ફરમાવી રજા આપી. ત્યાર પછી કેટલીક મુદતે સુલતાને પોતાના શાહજાદાઓને ફરીને બોલાવ્યા અને પૂછયું કે "મારા પ્યારા બેટાઓ! તે દિવસે તમને જે બાબતપર ખુબ વિચાર કરવા જણાવ્યું હતું, તે બાબત શું ચોક્કસ વિચાર ગોઠવ્યો?" ત્રણે જણે પોતાનો અસલ વિચાર દૃઢપણે કાયમ રાખ્યાનું જણાવ્યું, તેથી શાહે કહ્યું કે "તમે નક્કી સમજજો કે તમારે હાથે તમે કુસંપનાં બી વાવો છો, તેનાં વૃક્ષ ઘણી ઝડપથી વધી પડશે, અને તેનાપરનાં ઝેરી ફળ જલદીથી તમારો નાશ કરશે. તમે તમારા મનમાં આવે તેમ જુવાનીના તરંગમાં વહ્યા જાઓ છો પણ પાછળથી તમને બહુ પસ્તાવો થશે. મારા છેલ્લા શબ્દો એટલાજ છે કે તમે ત્રણે જુદા જુદા દેશમાં મુસાફરી કરવા જાઓ અને તે એવી રીતે કે તમારી આખી મુસાફરીમાં એક બીજાને મળવું નહિ. છેવટે ત્રણે જણે એક વરસ પુરૂં થતાં પાછા ફરવું અને એક ચોક્કસ શહેરમાં એકઠા થવું. ત્યાં ત્રણે ભાઇઓ એકઠા થયા બાદ મારી પાસે આવવું. તમારી મુસાફરીમાં જે કોઇ ઘણી નવાઇ જેવી હેરત પમાડનારી ચીજ લાવશે, તેને હું તે શાહજાદી પરણાવીશ; કારણ કે મને તેવી વસ્તુપર કુદરતી રીતેજ વધારે પ્રેમ છે. તમારી મુસાફરીને માટેજ તેમજ તમારે નવાઇ જેવી વસ્તુ ખરીદવા માટે જોઇતા પૈસા આપવા હું બંદોબસ્ત કરૂં છું. હું તમને એટલો બધો ખજાનો આપવા ધારતો નથી કે જેમાંથી તમે તમારી પાસે પુષ્કળ માણસો તથા ભારે ઠાઠમાઠ રાખી શકો! કેમકે તેમ કર્યાથી તમે કેવી પદવીના માણસો છો તે જણાઇ આવે, ને તેથી તમને છુટાપણું મળે છે તે જતું રહેશે એટલુંજ નહિ, પણ તે ચીજો તમારે ખૂબ ધ્યાન આપીને જોવા લાયક હશે તે જોવાને પણ બની શકશે નહિ. ટુંકામાં મારા મત પ્રમાણે તો સાધારણ માણસ તરીકે મુસાફરી કર્યાથી તમને વધારે ફાયદો થશે." આ વાત ત્રણે શાહજાદાઓને પસંદ પડવાથી તેમણે કબુલ કરી અને પોતાની મુદ્દત પુરી થતાં દરેક ભાઇએ ખીવામાં આવી ભેગા ઠરાવ કર્યો. ત્રણ ભાઇઓ ભેગા થયા બાદ સમરકંદ સાથે આવવા કબુલ કર્યું.

પોતાના પિતાના હુકમને માથે ચઢાવી ત્રણે જણે પોતપોતાનો સરસામાન પેક કરવા માંડયો, તે દરમ્યાન તેમના પિતાએ પોતાની કબુલાત મુજબનો ખજાનો તેમણે આણી આપ્યો; જે તેમણે જાપતાથી રાખ્યો. બીજે દિવસે સવારે વહેલા ઉઠી પોતાના પ્યારા બાપને પગે લાગી તેમની રજા લઇ

ઘોડેસ્વાર થયા અને ત્રણે ભાઇઓ જુદે જુદે દરવાજેથી શહેર બહાર નીકળી ગયા. દરેક જણ પાસે એકેક વિશ્વાસુ ગુલામ રાખવામાં આવ્યો હતો.

શાહજાદો અબદુલ કે જે ત્રણેમાં વડો હતો તેણે હિંદુસ્તાનનો માર્ગ લીધો, કારણ કે હિંદની જાહોજલાલી વિષે તેણે ઘણું સાંભળ્યું હતું, તેમજ વાંચ્યું પણ હતું. બેલુરતાગ, હિંદુકુશ, સુલેમાન વગેરે અનેક પર્વતો, મેદાનો અને જંગલો ઓળંગતો ઓળંગતો ગુજરાતમાં આવી પહોંચ્યો. આ વખતે ગુજરાતમાં સોલંકી વંશનો સિદ્ધરાજ મહારાજા રાજ્ય કરતો હતો. ગુજરાતના રાજાઓમાં આ રાજા ઘણો પ્રખ્યાત છે. તેની રાજધાની પાટણમાં હતી. આ વનરાજની વસાવેલી ભવ્ય નગરી સરસ્વતીને કિનારે આવેલી છે. શાહજાદો અબદુલ પાટણમાં આવી પહોંચ્યો, અને પરદેશી વેપારીઓને ઉતરવા માટે ખાસ બંધાવલા ભવ્ય અને દેદિપ્યમાન મકાનમાં તેણે મુકામ કર્યો. બીજે દિવસે તે પાટણ નગરી જેવા નીકળ્યો અને આખી નગરી જોતાં એક માસ લાગ્યો. તેણે તે વખતે જોએલી પાટણ નગરીનું વર્ણન નીચે મુજબ આપ્યું છે.

પવિત્ર સરસ્વતી નદીને કિનારે આવેલી પાટણ નગરી સ્વર્ગની ઇંદ્રપુરીને લજાવે તેવી છે. નગરીના મધ્ય ભાગમાં મહારાજાનાં ભવ્ય મકાનો આકાશને વાતો કરતાં હોય તેમ જણાય છે; તેની આસપાસ મોટી બજારો આવી છે. કાપડ બજારમાં મોટા મોટા વેપારાઓ કરોડો રૂપીઆનું કાપડ રાખે છે. રેશમી કાપડની દુકાનો ત્રણસેં કરતાં વધારે છે અને તેમાં કીનખાબ, સાટીન, મશરૂ, ગજીઆણી, અતલસ, મખમલ, સાડી, પીતાંબર, બાંટ, વગેરે જુદી જુદી તરેહનું અસંખ્ય કાપડ છે. ઉનના કાપડની પણ લગભગ તેટલીજ દુકાનો છે તેમાં કાસ્મીરી શાલ, બનાત, ફલાલીન, ઝીણી કામળો, અને તરેહ તરેહનાં ગરમ કાપડો થોકબંધ છે સુતરાઉ કાપડની દુકાનો બે હજાર કરતાં વધુ છે. તેમાં દિલ્હીની મલમલ, ઘાકાની મલમલ, મજલીન, જગનાથી વગેરે પુષ્કળ કાપડ રાખવામાં આવેલ છે. દિલ્હીની બત્તી, પેંઠણ પાઘડી દિલ્હીના ચલોઠા, બુરાનપુરી સેલાં, વગેરે અસંખ્ય જાતના કાપડની અનેક બીજી દુકાનો છે. દાણા માર્કીટમાં અનેક જાતના દાણાના કોથળાના થોકે થોક પડયા છે. ચોકસી બજારમાં સોના રૂપાના જુદા જુદા ઘાટના અનેક દાગીના શોભી રહ્યા છે, જે જોતાં આંખ ધરાતી પણ નથી. ઝવેરી બજારમાં હીરા, મોતી, લીલમ, માણેક, લાલ, વગેરે અનેક જાતના અમુલ્ય નંગો જથાબંધ વેચવા માટે બહાર ગોઠવેલા છે, જેના ઉજાશથી જોનારની આંખ અંજાઇ જાય છે.

પાટણનાં પટોળાં, માટીનાં વાસણ, સુડીઓ કે જે દેશ પરદેશમાં ઘણીજ મશહુર છે, તેથી તેની ખાસ દુકાનો છે, અને ત્યાં લાખો વેપારી થોકબંધ માલ ખરીદ કરે છે. તે સિવાય શહેરમાં જુદી જુદી કારીગરીવાળા કારીગરોની અસંખ્ય દુકાનો છે.

આ નગરીમાં બ્રાહ્મણ, વાણીઆ, કણબી, સોની, સુતાર, લુહાર, વગેરે તમામ જાતના લોકો પોતપોતાના મહોલ્લામાં રહે છે, અને સૌ પોતપોતાના ધંધામાં મશહુર છે. દરેક માણસ વહેવારમાં સાચો, પવિત્ર અને દયાળુ જેવામાં આવે છે. પરોણાની આગતાસ્વાગતા કરવામાં ઘણા ખંતીલા અને વિવેકી છે. સ્ત્રીઓ ઘણે ભાગે પતિવ્રતા અને પવિત્ર છે. લોકોને ગાયન અને સંગીતપર વધારે પ્રીતિ છે. ફૂલના ઘણા શોખીન છે. સ્ત્રીઓ ચંપાના ફૂલને અને પુરૂષો ગુલાબના ફૂલને વધારે પસંદ કરે છે. દરેકને પોતપોતાની મરજી પ્રમાણે ધર્મ પાળવાની છૂટ છે. હાલનો રાજા ઘણો ન્યાયી, પરાક્રમી, ચતુર પ્રજાનું હિત ચાહનાર ઉદાર અને દયાળુ છે. તે પ્રજાના કલ્યાણાર્થે પોતાથી બનતા પ્રયત્ન કરે છે. તેના તાબાના અમલદારો પણ ન્યાયી અને સંતોષી હોઇ પ્રજાને કોઇ પણ જાતનું દુઃખ દેતા નથી. રાજા વિદ્વાનોને ઘણું માન આપે છે અને જોઇતી મદદ આપે છે. આખા નગરમાં કોઇ ભીખારી જણાતું નથી. અહીંની નાજુક સ્ત્રીઓ ચંપકવરણી ચીર પહેરી, માથે સોનાનાં ઝગઝગનાં બેડાં મૂકી ઝવેરાતથી ખીચોખીચ દાગીના પહેરી સરસ્વતી નદીપર પાણી ભરવા જાય છે તે વખતો દેખાવ આબેહુબ સ્વર્ગની અપ્સરાઓ જેવો લાગે છે, આ ભવ્ય શહેરમાં કરોડપતિ શેઠીઆઓ વસે છે. ટુંકામાં દેશપરદેશમાં પ્રખ્યાત થયેલા હિંદની પાટણ નગરી એક અલૌકિક નગરી છે તેમ એકે અવાજે કબુલ કર્યા સિવાય બીજો રસ્તો ન્યાયીને જડતો નથી.

એક દિવસે શાહજાદો અબદુલ આવી રમણિય નગરીમાં ફરતો હતો તેવામાં તેને એક દલાલ મળ્યો, તેની પાસે એક નાની શેતરંજી હતી. આ શેતરંજી ફક્ત આઠ વેંત લાંબી અને ત્રણ ફુટ પહોળી હતી પરંતુ તે ઘણી શોભિતી હતી. તેણે તેને પોતાની પાસે બોલાવી પેલી શેતરંજી જોવા માગી. શાહજાદાને તે લેવાનો વિચાર થયો તેથી તેણે પેલા દલાલને તેની કીંમત પૂછી તેથી દલાલે જવાબ આપ્યો કે "આ શેતરંજીના તમને સો સોનાના સિક્કા પડશે." શાહજાદો આવી મોટી કીંમત સાંભળી અજાયબી સાથે પેલા દલાલને પૂછવા લાગ્યો કે "તું આ શેતરંજીની આટલી બધી કીંમત શા માટે કહે છે, તે મને સમજાતું નથી! આ શેતરંજીમાં કંઇ પણ અજાયબી જેવી કારીગરી હું જોઇ શકતો નથી, તેમ તે ઘણી મોટી પણ નથી; માટે મને તેની ખરી કીંમત બતાવ!" પેલા દલાલે જવાબ આપ્યો કે "સાહેબ! આ શેતરંજી તેથી ઓછી કીંમતે મળશે નહિ, હું એકજ ભાવ રાખું છું જેને જોઇએ તે લે, નહિ તો ચાલ્યો જાય!" શાહજાદો બોલ્યો કે "મારા નેક વેપારી! હું ધારૂં છું કે આ શેતરંજીમાં કઇ પણ અજાયબી જેવો ગુણ હોવો જોઇએ, નહિ તો તેની આટલી બધી કીંમત તારા જેવો નેક વેપારી રાખે નહિ! માટે મને મહેરબાની કરી તે ગુણ બતાવ, જેથી હું આ શેતરંજી ખરીદ કરીશ." પેલા વેપારીએ જવાબ આપ્યો કે "તમારી અક્કલ તદ્દન ખરી છે. તમે જ્યારે આ શેતરંજીનો અજાયબી ભરેલો ગુણ જોશો, ત્યારે તમેજ કબુલ કરશો કે આ કીંમત તો નજીવીજ છે! આ શેતરજીમાં એવો તો ખાસ ગુણ છે કે તેનાપર બેશી તમે જે ઠેકાણે જવા ધારો તે ઠેકાણે વગર વિલંબે પવન વેગે ચાલ્યા જાઓ?" શાહજાદો આ બીના સાંભળી ઘણો હેરત પામ્યો અને પોતે તે શેતરંજી ખરીદવા તૈયાર થયો, કારણ કે દુનીઆમાં આથી વધારે અજાયબી પમાડનારી ચીજ મળવી અશક્ય છે એમ તે માનતો હતો, વળી આવી અજાયબી જેવી ચીજ પોતાની પાસે આવવાથી તે પોતાના પિતાને ખુશ કરી શકશે, અને તેથી શાહજાદી ચાંદમહાલ સાથે ખુશીથી લગ્ન કરી શકશે એમ તેનું માનવું હતું. તે પેલા વેપારીને કહેવા લાગ્યો કે "મારા નેક વેપારી! મારી પાસે પૈસા નથી માટે મહેરબાની કરી મારો મુકામ કે જે આ શહેરના પરદેશી વેપારીઓના મકાનમાં છે ત્યાં આવો તો હું તમને પૈસા ગણી આપું. વળી તે બદલ હું ખુશીથી તમને દશ સોનાના સિક્કા બક્ષિસ આપીશ; પરંતુ મારે જણાવવું જોઇએ કે હું ફક્ત મારા વચન પર વિશ્વાસ રાખી આ શેતરંજી ખરીદ કરૂં છું." તે વેપારી બોલ્યો કે "હું હમણાં જ તમારી ખાતરી કરી આપુંછું! આવો મારી સાથે આ શેતરંજીપર બેસો, ને પછી તમારે જ્યાં જવું હોય ત્યાં જવા વિચાર કરો; પછી જુઓ કે શું બને છે!" શાહજાદાએ તેમ કર્યું કે તુરતજ તે બંને જણા ઉતારામાં આવી પહોંચ્યા. આ પ્રત્યક્ષ દાખલાથી શાહજાદો ખુશખુશ થઇ ગયો, અને તે વેપારીને તેની કિંમતના સો સિક્કા ગણી આપ્યા, તથા દશ સિક્કા શિરપાવ તરીકે આપ્યા. પેલા વેપારીએ તેનો ઘણો ઉપકાર માન્યો અને પછી રજા માગી પોતાને મુકામે ચાલ્યો ગયો.

શાહજાદાને આ શહેરમાં આવે લગભગ એક માસ થઇ ગયો હતો, અને આખા શહેરમાં ફરી જોવાલાયક સર્વે ચીજ જોઇ લીધી હતી, તેથી હવે તેણે બીજા શહેરમાં જવા વિચાર કર્યો. આ વખતે જોવા લાયક બીજું શહેર વીશનગર હતું તેથી તે વીશનગર ગયો, હવે તેને કોઇ પણ સ્થળે મુસાફરી કરવી તે તો રમત જેવું થઇ ગયું હતું કારણ કે પેલી શેતરંજીપર બેશી ગમે તે સ્થળે સહેલાઇથી જઇ શકતો હતો. આ શહેરમાં પણ એક માસ રહ્યો અને આખું શહેર ફરી ફરીને જોયું આ શહેરના ઠાઠમાઠથી પણ શાહજાદાને ઘણી અજાયબી લાગી. આ શહેરમાં તેણે પાટણ કરતાં એક અજાયબ જેવી વસ્તુ જોઈ તે વસ્તુ એક હાથીની કસરત હતી. આ હાથી ઘણો મોટો અને જબરદસ્ત હતો. તેની કસરત ઘણીજ હેરત પમાડનારી હતી. ત્રીશ ફીટ ઉંચા બે જાડા લાકડાના થાંભલા જમીનમાં દાટી તે ઉપર એક બાજુનું જાડું લાકડું મૂકેલું હતું. આ ઉપરના લાકડાપર એક મજબુત લોઢાની સાંકળ લટકાવેલી હતી. તે સાંકળના એક છેડે હાથીના જેટલા વજનનો મોટો પત્થર લટકાવેલો હતો, અને બીજે છેડો તે હાથી પોતાની સૂંઢવડે પકડતો હતો. અને પછી પેલો ખેલાડી જે પ્રમાણે વાજીંત્ર વગાડે તે પ્રમાણે તે હાથી પેલા પત્થરની મદદથી હવામાં ઉંચે ચડતો અને નીચે ઉતરતો હતો. જ્યારે હવામાં

ઉંચે ચડવું હોય ત્યારે તે હાથે એવી તો રીતે શ્વાસ લેતો કે તે તદ્દન હલકો થઇ જતો, જેથી બીજી મેરના પત્થરનું વજન વધી જવાથી તે પત્થર જમીન તરફ નીચે ઉતરતો હતો અને હાથી ઉંચો ચઢતો હતો. જ્યારે નીચે ઉતરવું હોય ત્યારે પોતાનું બધું બળ અજમાવતો જેથી તે જમીન તરફ ઉતરતો અને પત્થર નીચે ઉતરતો હતો. ત્યાર પછી તે અજમેર, દિલ્હી, આગ્રા, મથુરાં, કનોજ,કાશી, વગેરે હિંદના પ્રખ્યાત શહેરોમાં પેલી શેતરંજીની મદદથી જલદીથી ફરી વળ્યો અને દરેક શહેરમાં ઓછામાં ઓછું એક અઠવાડીયું ગાળી સારી રીતે જોયાં.

આખા હિંદની મુસાફરીથી તે ઘણો તાજુબ થયો. તેણે આખા હિંદનો સમગ્ર હેવાલ પોતાની નોંધમાં નીચે મુજબ નોંધ્યો છે. આખો હિંદ ઘણા નાના રાજ્યોમાં વ્હેંચાઇ ગયો છે, પરંતુ તે સઘળા રાજાઓ સંપીલા છે. વગર કારણે કોઇને સતાવતા નથી. રાજ્યની તમામ સત્તા રાજાઓના હાથમાં છે, પરંતુ તેઓ પ્રજાના કલ્યાણાર્થે ઘણાજ ખંતીલા છે. તેથી પ્રજા સુખી અને આબાદ છે. વિદ્વાન બ્રાહ્મણોની સલાહ વખતો વખત રાજ્યકારોબારમાં લેવાય છે, અને મનુસ્મૃતિ પ્રમાણે સઘળો રાજ્યવહીવટ ચાલે છે. ઘણાખરા રાજાઓ પરાક્રમી, શોખીન, વિદ્વાન, મળતાવડા, હસમુખા અને નીતીવાન છે. તેઓ પોતાની પ્રજાને પોતાના બેટાબેટી સમાન ગણે છે. વસ્તીનો ઘણો ભાગ હિંદુ લોકોનો છે. આ લોકો ઘણા ધર્મ ચુસ્ત છે. ઘણા ભાગે શિવ, વિષ્ણુ અને જૈનધર્મી લોકો વિશેષ છે તે લોકોનાં મોટાં મોટાં દેવળો પુષ્કળ છે. કેટલાંક દેરાલય તો કોઈ અલૌકીક શોભા આપનારાં છે. લોકોની સામાન્ય ભાષા સંસ્કૃત છે. આખા હિંદના દરેક ભાગમાં મોટી મોટી સસ્કૃત પાઠશાળાઓ છે, અને તેમાં હજારો વિદ્યાર્થીઓ ભણે છે. આ શાળાઓને રાજ્ય તરફથી પુષ્કળ મદદ મળે છે. લોકો વેપારમાં સાહસિક અને હિંમતવાન છે. જુદી જુદી કારીગરીને માટે આ દેશ અસલથી નામીચો છે. સ્ત્રીઓ ભણેલી અને પતિવ્રતાઓ છે. એકંદરે આખો દેશ સારો આબાદ, નીતિવાન, અને સંપીલો છે જેથી તમામ પ્રજા આનંદમાં રહી પોતાનું આયુષ સુખમાં ગુજારે છે. આવો ઉત્તમ દેશ જોવાને માટે હું દરેક કર્તાને અને સદ્‌ગૃહસ્થોને વિનંતી કરૂં છું. આ દેશ જોવાથી મને પોતાને ઘણોજ લાભ થયો છે.

પોતાની મુદત પુરી થવા આવી હતી તેથી શાહજાદો અબદુલ પેલી શેતરંજીપર બેસી સ્હેજવારમાં ખીવા શહેરમાં પહોંચી ગયો અને નક્કી કરેલા મકાનમાં મુકામ કરી પોતાના બીજા ભાઇઓની રાહ જોતો બેઠો.

શાહજાદા અબદુલના બીજા ભાઇનું નામ અહમદ હતું. તેણે પોતાની મુસાફરી ચીન તરફ શરૂ કરી હતી તેણે પોતાની મુસાફરી કેટલાક દિવસ સુધી તો એકલા ગુજારી, પરંતુ ત્યાર પછી તેને એક વણજારાની પોઠ મળી તેની સાથે સાથે પોતે પણ મોજમજાથી ચીનના પાયતખ્ત પેકીનમાં જઈ પહોંચ્યો. ત્યાં જઇ તેણે એક ધર્મશાળામાં પોતાનો મુકામ નાખ્યો, આ શહેરમાં તે લગભગ બે માસ રહ્યો તે દરમ્યાન તેણે જે જે જોયું તથા વાંચ્યું ને સાંભળ્યું તેનું બ્યાન નીચે પ્રમાણે આપે છે.

આ દેશ ઘણો વિસ્તીર્ણ છે, દેશની જમીન ફળદ્રૂપ છે. દેશમાં કેટલેક ઠેકાણે મોટાં મોટાં સરોવર આવેલાં છે. દેશમાં તરેહ તરેહની વનસ્પતિ તથા ફળફળાદિ પુષ્કળ થાય છે. લોકો ઉદ્યમી છે. અને હુન્નરકળામાં ઘણા પ્રવીણ લાગે છે. ચાહનો છોડ દુનીઆની જાણમાં લાવનાર આ લોકો છે, રેશમના કીડાની શોધ કરનાર આ લોકો છે. હોકાયંત્રની બનાવટ પણ તેમણેજ કરી છે, ચીનાઇ વાસણ, ચીનાઇ કાગળ, છાપવાની કળા પણ તેમણેજ શોધી કહાડી છે. દેશમાં ચાંદીની ખાણો પુષ્કળ છે. ઘણીખરી ચાંદી હિંદુસ્તાનમાં જાય છે. રેશમ તથા ચાહ પણ પુષ્કળ થાય છે, અને તે પણ હિંદમાં જાય છે. હિંદથી તેના બદલામાં અફીણ તથા સુતરાઉ કાપડ આવે છે. લોકો અફીણ પુષ્કળ વાપરે છે, હોકામાં અફીણ ભરી તમાકુની માફક પીએ છે. ચાહ તો કલાકે કલાકે પીએ છે, પણ મોળી પીએ છે; ગળપણ નાખતા નથી. દેશની વસ્તીનો ઘણો ભાગ બૌધધર્મી છે. લોકો ચિત્રકળામાં તથા ગાયન વિદ્યામાં ઘણા કુશળ છે. તે લોકોનાં નાક ચપટાં છે. માથે લાંબી લાંબી ચોટલીઓ રાખે છે ને ગૂંથે છે. પુરૂષોના પગની પાટલી કરતાં સ્ત્રીઓના પગની પાટલી ઘણી નાની હોય છે. લોકો હાથ વડે ન ખાતાં

સોયા વડે ખાય છે. રાજ્યકર્ત્તાના હાથમાં રાજ્યની તમામ સત્તા છે. આખો દેશ એક જ રાજાના તાબામાં છે. રાજાને શાહેનશાહ કહે છે. દેશ આબાદ તથા પૈસેટકે સુખી અને નીતિવાન જણાય છે.

શાહજાદો અહમદ એક દિવસ પેકીન શહેરમાં ફરતો હતો. તે દરમ્યાન બજારમાં એક વેપારી મળ્યો. તેના હાથમાં એક રબરની નળી હતી. આ નળી પોણો ફુટ લાંબી અને એક ઇંચ ઘેરાવાની હતી. શાહજાદાએ હોકાની નેહ કરવાના ઇરાદાથી તે નળી તેની પાસે માગી, તો પેલા વેપારીએ તેની કીંમત પોણોસો સોનાના સિક્કા બતાવી. એક રબરની નળીની આવી ભારે કીંમત સાંભળી શાહજાદો ઘણા વિચારમાં પડી ગયો. તે તેને પૂછવા લાગ્યો કે " તમે તો મારી મશ્કરી કરો છો ? એક રબરની નળીના આટલી બધી કીંમત કદી પણ હોય નહિ ! માટે તમે ખરી કીંમત બતાવો, " તે વેપારી બોલ્યો કે " મેં કદી કોઇની મશ્કરી કરી નથી, તો તમારી શા માટે કરૂં ? મેં ખરીજ કીંમત બતાવી છે. તે નળીમાં એક અજાયબી જેવો ગુણ રહેલો છે, તેને લીધે તેની આટલી ભારે કીંમત બેસે છે." શાહજાદાએ તે વેપારીને તે ગુણ જણાવવા આગ્રહ કર્યો, પણ વેપારીએ જવાબ આપ્યો કે " તે નળી તમે ખરીદ કરી શકો તોજ તમને તેનો ગુણ બતાવવામાં આવશે, માટે પ્રથમ તમે તમારી ખાતરી કરી આપો. " શાહજાદાએ જણાવ્યું કે " ચાલ મારા સાથે ! હું તને તેની કીંમત આપી દઉં ! તેથી વધારે ખાત્રી બીજી કંઇ રીતે કરી આપું ? " વેપારી શાહજાદાની સાથે સાથે તેના મકાનપર ગયો. અને શાહજાદાએ તેની કીંમતના પોણોસો સિક્કા ગણી આપ્યા. જેથી પેલા વેપારીએ જણાવ્યું કે " આ નળીમાં એવો તો અજાયબ જેવો ગુણ છે કે તમે તેના એક છેડે જમણી આંખ રાખી બીજે છેડે નજર કરશો તો તમારે જે ચીજ જોવી હશે તે જોઇ શકાશે, " શાહજાદો આ વાત સાંભળી ઘણો તાજુબ થયો, તેથી તે નળી હાથમાં લઇ તેના એક છેડાપર આંખ રાખી બીજે છેડે જોવા લાગ્યો. આ વખતે તેણે પોતાના દરબારની સ્થિતિ જોવાનું ધાર્યું હતું તુરતજ તેની નજરે તમામ દરબાર પડયો. વચ્ચે સુંદર સિંહાસનપર પોતાના બાપને આરૂઢ થયેલો જોયો, અને તેની આજુબાજુ પોતાના અમીર ઉમરાવોને સુંદર પોશાકમાં બેઠેલા જોયા. ત્યાર પછી તેણે શાહજાદી નુરમહાલને જોઇ. આ સર્વે બનાવથી તેની ખાત્રી થઇ અને તેથી તેણે પેલા વેપારીને બીજા દશ સિક્કા બક્ષિસ આપી તે નળી લઇ લીધી. વેપારી ખુશી થઇને પોતાને મુકામે ગયો.

આ નળી તેના હાથમાં આવ્યાથી તેને ઘણો આનંદ થયો, કારણ કે તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે " આવી અજાયબી જેવી ચીજ બીજે કોઇ પણ ઠેકાણે નહિ હોય ! ખચિત આ વસ્તુથી મારા વહાલા પિતા આનંદ પામશે, અને ખુશી થઇ મારૂં લગ્ન શાહજાદી ચાંદમહાલ સાથે કરાવી આપશે. ચાંદમહાલ પણ આવી વસ્તુ જોઇ મારાપર આશક થઇ જઇમને વધારે ચાહશે. પોતે જે વણજારાની પોઠ સાથે આવ્યો હતો તે પોઠ પોતાનો માલ વેચી બીજો માલ ભરીને જવા તૈયારી કરતી હતી, તેની સાથે પોતાને દેશ જવા તૈયાર થયો, અને કેટલીક મુદ્દતે સહિસલામતીથી ખીવા નગરમાં પોતાના ભાઇને જઇને મળ્યો. બંને ભાઇ પોતાના ત્રીજા ભાઇ અલીફખાનની રાહ જોતા સાંજ રહ્યા.

ત્રીજા શાહજાદા અલીફખાને પોતાનો વિચાર બગદાદ તરફ જવા રાખ્યો હતો. તેથી તે તરફ જવા નીકળ્યો. કેટલેક દિવસે ઇશ્વર કૃપાથી સહિસલામત બગદાદમાં આવી પહોંચ્યો. આ શહેરમાં તે લગભગ દોઢેક માસ રહ્યો, અને તે દરમ્યાન આખા તુર્કસ્તાન દેશ સંબંધી જાણવા જોગ માહીતી મેળવી પોતાની નોંધબુકમાં લખી લીધી.

તે જણાવે છે કે " આખા તુર્કરાજ્યમાં બગદાદના નામદાર ખલીફાની જબરદસ્ત સત્તા ચાલે છે. આ ખલીફાએ હજરત મહમદ પેગમ્બરના ઉત્તમ વંશમાંથી ઉતરી આવેલા હોવાથી મુસલમાન કોમમાં દેવ તરીકે પૂજાય છે આ ફક્ત તુર્કસ્તાનમાં રહેનારા મુસલમાન લોકોજ માન આપે છે એમ નથી, પરંતુ આખી દુનીઆમાં જ્યાં જ્યાં મુસલમાનો રહે છે તે સઘળા મુસલમાનો તેના તરફ પૂજ્યભાવથી માનભરી લાગણી રાખે છે અને તેના હુકમને માન આપે છે. તુર્કરાજ્યમાં બાબીલન, નીનેવે, દમાસ્કસ, સીડન વગેરે પ્રખ્યાત શહેરો છે. સીડન બંદર છે અને કાચ બનાવવાની કળા પ્રથમ તે શહેરમાં માલમ

પડી હતી. સ્મર્ના શહેરમાં અંગોરા નામનાં બકરાં થાય છે તેના વાળ એવા તો સરસ છે કે તેની સુંદર શાલો બને છે. દેશની જમીન ફળદ્રુપ છે. આખો દેશ મુસલમાની ધર્મ પાળે છે. ખ્રીસ્તી ધર્મની પવિત્ર જગો યરૂસેલમ આ દેશમાં આવેલી છે. તિગ્રીસ અને યુફ્રતીસના કાંઠાનો તમામ પ્રદેશ ઘણો ફળદ્રુપ છે. બગદાદ શહેર તિગ્રીસ નદીના કિનારે છે. આ શહેર ઘણુંજ સુંદર અને ભવ્ય છે. તે શહેરનાં ઘણાંખરાં મકાનો ભવ્ય અને રોનકદાર છે. એકંદરે દેશ આબાદ અને સુખી છે.

એક દિવસ શાહજાદો બજારમાં ફરતો હતો તેવામાં તેની નજરે એક વેપારી પડયો. તે વેપારીના હાથમાં એક સ રજન હતું, તે તેણે જોવા માગ્યું. આ દેશનાં સફરજન ઘણાં વખણાય છે તેથી તે લેવાનું તેનું તેને મન થયું. તેણે વેપારીને તેની કીંમત પૂછી, તેથી વેપારીએ કહ્યું કે " આ ફળના તમને પચાશ સોનાના સિક્કા પડશે. " એક સફરજનની આવી અમૂલ્ય કીંમત સાંભળી શાહજાદો અજાયબી સાથે બોલી ઉઠયો કે " તમે એક સફરજનની આવી ભારે કીંમત બતાવો છો તેનું કારણ શું ? તેમાં એવો તે કયો અમુલ્ય ગુણ છે ? મને તો એમ લાગે છે કે તમે મારી મશ્કરી કરતા હશો ?" વેપારીએ કહ્યું કે " ભલા માણસ ! મેં ખરી કીંમત કીધી છે. તેમાં એક અજાયબી ભરેલો ગુણ છે. તે ગુણ એવો છે કે ગમે તેવા માંદા માણસને આ ફળ સુંઘાડતાં વારજ તે તદ્દન સારી સ્થિતિમાં આવી જાય છે ! કોઇ પણ જાતના રોગપર આ અકસીર ઉપાય છે. " શાહજાદાએ એ બાબતની વધારે ખાત્રી કરવા તેને અરજ કરી તેપરથી વેપારી તેને પોતાની સાથે એક દરદી પાસે લઇ ગયો અને તેના દેખતાં પેલા દરદીને તે ફળ સુંઘાડી તદ્દન સાજો કરવામાં આવ્યો, જેથી શાહજાદા અલીફખાને તુરતજ પચાશ સિક્કા તેની કીંમતના અને પાંચ સિક્કા ઇનામ આપી તે ફળ ખરીદ કરી લીધું. ત્યાર પછી કેટલેક દિવસે તે પોતાના દેશ તરફ આવવાને નીકળ્યો, અને કેટલેક દિવસે ઠરાવ મુજબ ખીવા શહેરમાં આવી પહોંચ્યો, જ્યાં તેના બંને ભાઇઓ તેની રાહ જોતા હતા.

હવે શાહજાદો અહમદ શાહજાદા અલીફખાન કરતાં વહેલો આવી પહોંચ્યો હતો, તેથી અબદુલ કે જે સર્વથી પહેલો આવ્યો હતો તેને પૂછવા લાગ્યો કે " તમે અહીં કેટલી મુદતથી આવી પહોંચ્યા છો ? " અબદુલે જવાબ દીધો કે " મને અહીં આવે એક માસ થયો. " અહમદે કહ્યું કે " તમે કયાં સુધી મુસાફરી કરી આવ્યા ?" અબદુલે જવાબ દીધો કે " હું હિંદુસ્તાનની મુસાફરી કરી આવ્યો. " અહમદે કહ્યું કે " તમે તમારી સાથે શું અજાયબી ચીજ લાવ્યા છો ! " અબદુલે જવાબ આપ્યો કે " જ્યાં સુધી આપણો ભાઇ અલીફખાન આવી પહોંચ્યો નથી ત્યાં સુધી આપણે તે સંબંધે વાત કરવી ઠીક નથી તોપણ હું એટલું કહું છું કે મેં આખા હિંદનાં મોટાં મોટાં નગરની મુલાકાત લીધી છે. " આ બીના સાંભળી અહમદ ઘણો તાજુબ થયો, તોપણ પોતાના ભાઇ અલીફખાનના આવતા સુધી મુગા રહેવા દુરસ્ત ધાર્યું.

કેટલાક દિવસે અલીફખાન આવી પહોંચ્યો. ત્રણે ભાઇ એક બીજાને પ્રેમથી ભેટયા અને એક બીજાની ખેરીઅત પૂછવા લાગ્યા, તથા દરેક પોતાની મુસાફરી સહીસલામત ગુજારી માટે એક બીજાને મુબારકબાદી આપવા લાગ્યા. પછી અલીફખાને પ્રથમ પોતાના મોટા ભાઇ અબદુલને પૂછયું કે " તમે તમારી મુસાફરીમાંથી શી નવાઇ જેવી ચીજ લાવ્યા છો ?" અબદુલે કહ્યું કે " મારી પાસે આ શેતરંજી છે તે જો કે દેખીતી તો ઘણી સારી છે તોપણ તેનામાં એક અજાયબી જેવો ગુણ છે. આ શેતરંજીપર બેસીને આપણે જ્યાં જવા ધારીએ ત્યાં સહેજવારમાં જઇ શકાય છે અને તેની મદદથીજ હું હિંદુસ્તાનના પ્રખ્યાત શહેરોની મુલાકાત લેવાને ભાગ્યશાળી નીવડયો છું. મેં દરેક શહેરની મુલાકાત લઇ ઓછામાં ઓછું એક એક અઠવાડીઉં ગુજાર્યું છે. આવી ઉમદા શેતરંજી મને ગુજરાતના પાયતખ્ત પાટણમાંથી મળી આવી છે ?" અહમદ બોલ્યો કે " ખરે તમારી ચીજ ઘણીજ નવાઇ જેવી છે, તો પણ મને જે ઉમદા ચીજ હાથ લાગી છે તે કોઇ પણ પ્રકારે તેનાથી ઉતરે તેવી તો નથીજ ! મારી મુસાફરી વિસ્તીર્ણ ચીન દેશ તરફ કરી હતી. તે શહેરની રાજધાની પેકીન શહેરમાંથી મને એક રબરની નળી હાથ લાગી છે, તેના બંને છેડે એકેકો કાચ જડયો છે, તે નળીનો એક છેડો જમણી આંખ પાસે

રાખી બીજી તરફના છેડે જોવાથી આપણે આપણી મનગમતી વસ્તુ સારી રીતે જોઇ શકીએ છીએ. જુઓ આ નળીની ખાતરી કરો !" શાહજાદા અબદુલે પોતાના ભાઇ અહમદ પાસેથી તે નળી લીધી અને ત્યાર પછી એક છેડા તરફ આંખ ઠેરવી શાહજાદી ચાંદમહાલને જોવા ઇચ્છા કરી, તો તેને માલમ પડયું કે પોતાની પ્યારી મરણ પથારીએ પડી છે. આવો ખેદકારક બનાવ જોતાંજ અબદુલનો ચહેરો તદન ઉતરી ગયો, તેની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં, ને રડવા જેવો થઇ ગયો. આવો વિચિત્ર દેખાવ જોઇ એહમદ તથા અલીફખાન ઘણી આતુરતાથી તેને તેનું કારણ પૂછવા લાગ્યા, તેથી શાહજાદો અબદુલ ઘણી દિલગીરી સાથે બોલ્યો કે " અફસોસ ! જેને માટે આપણે અસહ્ય સંકટો વેઠી ઘણે લાંબે દૂર મુસાફરી કરી છે, જેણે આપણને મોહપાસમાં બાંધી દીધા છે, જેને માટે આપણે આપણા વહાલા પ્રાણની પણ દરકાર કરી નથી; તે ચાંદમહાલ તો જ્યારે મરણની પથારીએ સૂતી છે, અને આ તેની છેલ્લી ઘડી છે. " પોતાના આ વચનો સાંભળી બંને ભાઈ ઘણા દિલગીર થયા, કારણ કે તે બંને ભાઇનો તે શાહજાદીપર અબદુલના જેટલોજ પ્યાર હતો. બંને ભાઇએ વારાફરતી નળી હાથમાં લઇ જોઇ તો પોતાના મોટા ભાઇના કહેવા પ્રમાણે તેમણે પણ તે શાહજાદીને મોતને બિછાને સૂતેલી જોઈ. તે શાહજાદીની આસપાસ દાસીઓ તથા ખોજાઓને રડતા દીઠા, તમામ સંબંધીઓએ તેણીની આશા છોડી છે અને તેથી રડાકુટ થઇ રહી છે. અલીફખાન બોલી ઉઠયો કે " મારા પ્યારા ભાઇઓ! આપણે આ શાહજાદીને અવશ્ય બચાવવી જોઇએ. હું રહેમતથી કહું છું કે " જો આપણે અબઘડી તેની પાસે જઇ પહોંચીએ તો તેનો પ્યારો પ્રાણ અવશ્ય બચે ! મારી લાંબી મુસાફરીમાં મને એક એવી સરસ વસ્તુ પ્રાપ્ત થઇ છે કે તેથી તે શાહજાદીનો પ્રાણ જરૂર બચશે. તેમ કહી પોતાની પાસેનું સફરજન કાઢી પેલા ભાઇઓને બતાવીને બોલ્યો કે " જુઓ આ ફળ દેખીતું તો નમાલુંજ છે અને તેની એક પાઈ પણ ન ઉપજે, પરંતુ તેનામાં જે ગુણ છે તે એવો તો અમુલ્ય છે કે તેની જેટલી કીંમત આંકીએ તે બધી નજીવીજ છે. આવું સરસ ફળ મને તુર્કસ્તાનના નામીચા નગર બગદાદ કે જેમાં હજરત મહમદ પેગંમ્બર સાહેબની ઉત્તમ ઓલાદમાંથી ઉતરી આવેલા નામદાર ખલીફાઓ રાજ્ય કરે છે, તે શહેરમાંથી હાથ લાગ્યું છે. તેમાં એવો તો સરસ ગુણ રહેલો છે કે ગમે તેવા દરદીને આ ફળ સુંઘાડવા માત્રથી જ તદન સારો થઈ જાય છે; માટે જો તમારી શેતરંજીપર તમને ભરોસો હોય તો જલદી ચાલો !" અબદુલ બોલ્યો કે " મારી શેતરંજીને તો મેં ઘણી વખત અજમાવી જોઇ છે, માટે કંઇ પણ વિલંબ કર્યા સિવાય મારી પાસે આવી તમે બંને જણ શેતરંજી પર બેસી જાઓ, આપણે ત્રણે જણા સારી રીતે તેના પર બેસી શકીશું. આપણે આપણા સાથીઓને ખબર આપો કે તે આપણા નગરમાં આવી આપણને મળે. " તુરતજ તે પ્રમાણે કરી દીધું એટલે ત્રણે જણે શેતરંજીપર બેસી ચાંદમહાલના ઓરડામાં જવા ઇચ્છા કરી કે તુરત તે શેતરંજી ત્યાંથી વાયુ વેગે ઉપડી સહેજવારમાં ચાંદમહાલની પથારી આગળ આવી પહોંચી.

ત્રણે શાહજાદાઓને એકાએક આવેલા જોઇ તમામ દાસીઓ તથા ખોજાઓ ગભરાઇ ગયા. પ્રથમ તો તેઓએ તેમને ઓળખ્યા પણ નહિ, તેથી અજાણ્યા માણસો વગર રજાએ અંદર દાખલ થયા એમ ધારી તેમને પકડવા માટે ખોજાઓ દોડયા, પણ શાહજાદાને ઓળખી શરમાઇ જઇ પાછા પડયા, અને તેમની માફી માગવા લાગ્યા. શાહજાદો અલીફખાન તુરતજ પોતાનું ફળ હાથમાં લઇ શાહજાદીના બિછાના તરફ ચાલ્યો અને તેના મરણની છેલ્લી ઘડી વખતે તેના નાક આગળ તે ફળ ધર્યું જેની સુગંધથી શાહજાદીમાં ચેતન આવ્યું. ફરી તેના નાક આગળ ધરતાં તો શાહજાદી તદન હોંશિયાર થઈ ગઇ. તેનું શરીર એવું તો સારૂં બની ગયું કે જાણે તેને બિલકુલ માંદગી ભોગવીજ નથી ! તુરત શાહજાદી ઉઠી ઉભી થઈ ગઇ અને પોતાનો જીવ બચાવનાર અલીફખાનના પગમાં જઇ પોતાનું માથું મુકવા લાગી, પરંતુ અલીફખાને તેને તુરત તેમ કરતાં અટકાવી હેતથી મળ્યો. શાહજાદીએ તેનો ખરા અંતઃકરણથી ઉપકાર માન્યો. બીજા શાહજાદાઓનો પણ તેણે અત્યંત ઉપકાર માન્યો, ત્યાર પછી પોતાનો પોશાક પહેરી એક કોચપર બેઠી અને શાહજાદાઓ પણ તેની પાસેના કોચપર તેની સામે બેઠા. આમ

એકાએક શાહજાદી સાજી થઇ તેથી સર્વે દાસીઓ તથા ખોજાઓ ઘણાંજ રાજી થયાં અને અલીફ્ખાનના વખાણ કરવા લાગ્યાં, તથા શાહજાદીને દુવા દેવા લાગ્યાં અને ખુદાનો ઉપકાર માનવા લાગ્યાં ત્યાર પછી તેઓ સર્વે રજા માગીને ત્યાંથી જતાં રહ્યાં.

પેલા ખોજાઓએ જઇને સુલતાનને આ સર્વે બીનાથી વાકેફ કર્યા હતા. શાહજાદી અલીફખાનની દવાથી એક પળમાં તદ્દન સારી થઇ ગઇ જાણી સુલતાનની ખુશાલીનો પાર રહ્યો નહિ, કારણ કે તે શાહજાદીને પોતાના બેટા કરતાં વધારે મમતાથી તે ચાહતો હતો. સુલતાન તુરતજ શાહજાદીને તથા પોતાના વહાલા બેટાઓને મળવા માટે ઉઠયો. જેવો તે શાહજાદીના ઓરડામાં આવ્યો કે તુરત ત્રણે શાહજાદાઓ લાંબા થઇ જમીનપર પગે પડયા અને તેવી સ્થિતિમાંથી સુલતાને તેમને ઉઠાડયા ત્યાં સુધી તેમજ પડી રહ્યા. સુલતાને તેમને આશીર્વાદ આપી ખેરીઅતના સમાચાર પૂછયા. શાહજાદીને હેતથી ભેટયો, અને ખુદાએ તેને પાછી તનદુરસ્ત કરી માટે તેના હજારો ઉપકાર માનવા લાગ્યો. શાહજાદીના કલ્યાણાર્થે ગરીબગરબાંને તેમજ ફકીર વગેરેને કરોડો રૂપીઆ આપ્યા.

સુલતાને પોતાના બેટાઓને પોતાની લાંબી મુસાફરીમાં આણેલી નવાઇની ચીજો સંબંધી હકીકત કહી રજુ કરવા ફરમાવ્યું તેપરથી અબદુલે શેતરંજી, અહમદે રબરની નળી અને અલીફ્ખાને સફરજન રજુ કર્યું, અને દરેક જણે પોતાની કીંમતી ચીજનું સવિસ્તર વર્ણન કર્યું, અને તે સાથે પોતાના પિતાને પોતાની શરત પ્રમાણે ચાલવા નમ્ર અરજ કરી. સુલતાને તે શાહજાદાઓને બિલકુલ અટકાવ્યા સિવાય તેમની પુરેપુરી અરજ સાંભળી. થોડીવાર સુધી તો તેમણે કરેલી અરજપર લાંબો વિચાર કરતો સુલતાન બેશી રહ્યો. શાહજાદાઓ પણ પોતાના પિતાના મુખમાંથી શો ઉત્તર નીકળે છે તે જોવાની ખાતર મુગે મોઢે તેના મુખ સામું જોઇ રહ્યા હતા. કેટલીક વારે સુલતાન બોલ્યો કે " મારા વહાલા બેટાઓ ! તમારે બધાએ કબુલ કરવું જોઇએ કે જો અલીફ્ખાન પાસે પેલું અમુલ્ય સફરજન ન હોત તો શાહજાદી કદી પણ બચવી નહોતી, અને તેથી તમારી શેતરંજી તથા નળી નકામીજ હતી. પરંતુ અલીફ્ખાને વિચારવું જોઇએ કે જો નળી ન હોત તો તે શાહજાદીની સ્થિતિ તે કેવી રીતે જાણી શકત તેમજ શેતરંજી ન હોત તો તે કેવી રીતે આવી શકત, અને જ્યારે તે આવી શકત નહિ, તેમ જાણી શકત પણ નહિ, ત્યારે તો તેનું સફરજન શાહજાદીનો જીવ બચાવી શકત નહિ, તેથી તે પણ નકામું થાત ! શેતરંજીવાળાએ પણ તેવીજ રીતે જાણવું જોઇએ કે જો નળી ન હોત તો તે કેવી રીતે જાણી શકત ! અને સફરજન ન હોત તો તે કેવી રીતે શાહજાદીનો જીવ બચાવી શકત ! તેમજ નળીવાળાએ પણ શેતરંજીની તેમજ સફરજનની મદદ લીધા સિવાય શાહજાદીનો જીવ બચત નહિ એમ સમજવું જોઇએ. મતલબ કે ત્રણે ચીજો ભેગી થઇ તોજ શાહજાદીનો જીવ બચ્યો નહિ તો બચત નહિ, માટે ત્રણેમાં એકે ચીજની કીંમત ઓછી કરવી તે ખુદાનો ગુનો કરવા બરાબર છે. તમો ત્રણે જણને હું અત્યંત શાબાશી આપું છું, અને તે શાહજાદી પણ પોતાના પ્રાણ બચાવનાર ત્રણેનો સરખો ઉપકાર માનશે, એમ મને ખાતરી છે. આપણા બાદશાહી ખજાનામાં બીજી અસંખ્ય કીંમતી ચીજો છે તોપણ મારી પૂર્ણ ખાતરી છે કે તેમાંની એક પણ આ ચીજોની બરોબરી કરી શકે તેમ નથી. આવી અમુલ્ય ચીજોને મારા ખજાનામાં ફક્ત શોભાને વાસ્તે નહિ, પણ અસંખ્ય લોકો તેનો લાભ લઇ શકે તે માટે ખાસ સંભાળથી રાખીશ."

થોડીવાર પછી સુલતાન બોલ્યો કે " મારા વહાલા શાહજાદાઓ ! ચાંદમહાલને તમારામાંથી કોની સાથે પરણાવવી તે નક્કી કરવા માટે મારે બીજી યુક્તિ કરવી પડશે અને યુક્તિ આજેને આજેજ અમલમાં મૂકવા ધારૂં છું, કારણ કે હવે ચાંદમહાલ ઉમર લાયક થઇ છે, માટે તેનાં લગ્ન જલદીથી કરવાં જોઇએ. તમે ત્રણે જણા તમારાં હથિઆર લઇ કિલ્લાની બહાર અખાડામાં જાઓ, હું પણ સાંજ આવું છું. ત્યાં જઇ તમારી પરીક્ષા એટલીજ કરવાની છે કે જેનો તીર ઘણે દૂર જશે તેની સાથે શાહજાદીનાં લગ્ન કરવામાં આવશે." શાહજાદાઓ તુરતજ પોતાના પિતાના હુકમને માન આપી પોતાનાં ધનુષ્ય બાણ લઇ કિલ્લાની બહાર અખાડામાં ગયા. આ વાતની ખબર પડતાંજ અમીર ઉમરાવો તથા નગરના બીજા સદ્‌ગૃહસ્થોની ભારે ઠઠ મળી. સુલતાન પોતે પણ થોડીવારમાં ત્યાં આવી

પહોંચ્યો સર્વે લોકોએ ઉભા થઈ સુલતાનને નમન કર્યું. સુલતાને તુરતજ પોતાના શાહજાદાઓને તીર ફેંકવા ફરમાવ્યું તેથી અબદુલે પોતાનું ધનુષ્ય ચઢાવી તીર ફેંક્યો, ત્યાર પછી અહમદે ફેંક્યો અને ત્યાર પછી અલીફખાને ફેંક્યો. આ ત્રણેમાં અલીફખાનનો તીર વીજળીના વેગે પૂરપાટ ચાલ્યો ગયો. તે ક્યાં ગયો તેની કોઇને પણ માલમ પડી નહિ. સુલતાનના હુકમથી ઘણા માણસોએ આગળ દોડી જઈ તીરની તપાસ કરવા માંડી, તેમજ ખુદ અલીફખાને પણ આગળ દોડી જઇ ઘણાએ તપાસ કરી પરંતુ તીરનો પત્તો લાગ્યો નહિ. હવે અહમદનો તીર કે જે પોતાના ભાઇ અબદુલની આગળ ગયો હતો. તેણે પોતાના પિતાને જણાવ્યું કે "આપના ઠરાવ મુજબ ચાંદમહાલનાં લગ્ન મારી સાથે કરવાં જોઇએ, કારણ કે મોટા ભાઈ કરતાં મારો તીર આગળ ગયો છે, અને અલીફખાનના તીરનો તો કંઇ પત્તો લાગતો નથી! જો તે પોતાનો તીર આગળ ગયો છે એવો પ્રત્યક્ષ પુરાવો આપે તોજ તેનો હક મારા કરતાં વધુ ગણાય!" સુલતાન તેમજ સર્વે જોનારાઓની ખાતરીજ હતી કે અલીફખાનનો તીર આગળ ગયો છે, તોપણ જ્યાં સુધી તે તીર હાથ ન લાગે ત્યાં સુધી તેનો હક ગણી ન શકાય, માટે સર્વાનુમતે તે શાહજાદીનાં લગ્ન અહમદ સાથે કરવા નક્કી થયું, અને થોડા દિવસમાં શાહજાદી ચાંદમહાલનાં લગ્ન શાહજાદા અહમદ સાથે ઘણી ધામધુમથી કરવામાં આવ્યાં.

શાહજાદો અબદુલ આ લગ્ન વખતે ત્યાં હાજર રહ્યો નહિ. તે પોતે શાહજાદી ચાંદમહાલને ઘણાજ પ્યારથી ચાહતો હતો, માટે પોતાની પ્યારી માશુકનાં લગ્ન પોતાના ભાઇ અહમદ સાથે થાય તે જોવાને તે બિલકુલ રાજી ન હતો. તે પોતાના મનમાં એમજ સમજતો હતો કે "હું જેટલા પ્રેમથી શાહજાદીને ચાહું છું તેટલા પ્રેમથી અહમદ ચાહતો નથી, માટે આ લગ્ન ગેરવ્યાજબી છે." આ લગ્નથી તેનાપર એટલી બધી માઠી અસર થઇ કે તે તુરત દુનીઆ તજી ચાલ્યો ગયો. હવે તેણે હંમેશને માટે આ દુનીઆનો ત્યાગ કર્યો હતો. જો કે પોતે વડો શાહજાદો હતો તેથી ગાદીનો વારસ તેજ હતો. તેણે આ મહાન રાજ્યની પણ દરકાર કરી નહિ, અને એક ફકીર થઇ જઇ પોતાની આખી જીંદગી ગુજારી. ધન્ય છે તારા નિર્મળ પ્રેમને! ઓ પ્રેમ! તારી શક્તિ અજબ જેવી છે! તું રાજાને રંક, ગરીબને તવંગર, વિદ્વાન અને મૂર્ખ, પશુ અને પક્ષી સર્વેપર એક સરખી રીતે તારો દોર ચલાવે છે! તારા પાસમાં પડનાર પામર જીવ કદી પણ બચી શકતો નથી! એક શાહજાદીના પ્રેમની ખાતર જેણે રાજ્યપાટનો ત્યાગ કરી ફકીરી લીધી તેનાપર તારી કેટલી સત્તા ઝામી હશે! ખરે! તારી બલીહારી જુદીજ છે!

બીજી તરફ અલીફખાનના મનપર પણ ઓછી અસર થઈ ન હતી, પરંતુ તેણે ફકીરી લીધી નહતી. તે તો પોતાનો દેશ છોડી ચાલ્યો ગયો. પ્રથમ તો તે પોતાના તીરની શોધ માટે નીકળ્યો. જે દિશામાં તેણે તીર ફેંક્યો હતો તે દિશામાં તે ચાલ્યો ગયો. આ દિશામાં તે ઘણે દૂર ગયો ત્યારે તેની નજરે એક ઉંચી ટેકરી માલમ પડી. તે ટેકરી પાસે આવી પહોંચ્યો, તેવોજ પેલો તીર તેની નજરે પડયો. તેણે તુરતજ તે ઉચકી લીધો, અને અજાયબી સાથે જોવા લાગ્યો તો તેને ખાતરી થઇ કે તે તીર પોતાનોજ છે. આ જગો અખાડાથી દશ ગાઉ દૂર હતી, તેથી તેને ઘણીજ નવાઈ લાગી, કારણ કે પોતાનો તીર આટલે બધે દૂર આવશે તેવી તેને તેમજ બીજા કોઇને સ્વપ્ને પણ આશા નહતી.

આ અજાયબીથી તેને એમ જણાયું કે "આ વાતમાં કંઇક અજાયબ જેવો ભેદ જણાય છે માટે મારે તેની તપાસ કરવી જોઇએ. વખતે તેમાંથી કંઇ લાભ પણ થાય!" આવા વિચારથી તે પેલી ટેકરીની આસપાસ બારીકીથી જોવા લાગ્યો, તો તેની નજરે એક ગુફા જણાઇ. તુરત તે અંદર ગયો તો એક લોખંડનું બારણું નજરે પડયું. તે કેમ ઉઘાડવું તે તેને સુઝયું નહિ તેથી તેણે એક જોસથી ધક્કો માર્યો. આ ધક્કો મારતાની સાથેજ બારણું ઉઘડી ગયું અને પોતે અંદર દાખલ થયો. થોડીક વાર સુધી તો તેને અંધારૂં જણાયું, પણ પછીથી જરા ઉજાશ માલમ પડયો. તે આગળ ગયો તો તેની નજરે એક મોટું બારણું જણાયું, તેથી તે બારણા ભણી તે ચાલ્યો. જેમ જેમ આગળ જતો ગયો તેમ તેમ ઉજાશ વધતો ગયો. છેક બારણા આગળ આવ્યો ત્યારે તો પુષ્કળ ઉજાશ લાગ્યો. બારણું ઉઘાડી હિંમતથી અંદર દાખલ થયો, તેની નજરે એક ઘણોજ સુશોભિત ભવ્ય મહેલ નજરે પડયો. આ મહે-

લમાં તે દાખલ થયો તો તેની નજરે એક ઘણી ખુબસુરત જુવાન બાનુ પડી. આ સ્ત્રીના કોમળ શરીરપર ઘણાંજ કીંમતી જવાહીરો શોભી રહ્યાં હતાં, વળી તેનું સ્વરૂપ એવું સુંદર હતું કે જોનારની આંખ કદી પણ ધરાતી ન હતી. આ બનાવ જોઇ અલીફખાન હેરત પામી ગયો.

પોતે આવી ખુબસુરત પરીને જોઇને હિંમતથી તેને માન આપવા તેની આગળ ગયો, અને જેવો વાંકો વળી પગે લાગવા જાય છે તેટલામાં તો તે જુવાન બાનુએ તેને તેમ કરતાં અટકાવી જણાવ્યું કે "શાહજાદા અલીફખાન! હિંમત પકડ, આ મહેલ તારોજ છે."

આવી અજાણી જગોમાં પોતાનું નામ એક અપરિચય સ્ત્રીને મોઢેથી સાંભળી ઘણો તાજુબ થયો, તેથી તે બોલ્યો "ઓ નેક બાનુ! હું તને બિલકુલ ઓળખતો નથી! મેં તને કદી પણ જોઇ નથી! તેમ તારા શુભ રહેઠાણનું નામ પણ જાણતો નથી તે છતાં તું મને એક પરિચય માણસની માફક બોલાવે તે જાણી મને ઘણી નવાઇ લાગે છે! વળી તારી રજા લીધા સિવાય ફક્ત મારી ઇંતેજારી પુરી કરવાના હેતુથી તારા શુભ રહેઠાણમાં મેં પ્રવેશ કર્યો માટે મારી તરફ ગુસ્સે થવાને બદલે પ્રેમ ભરી નજરે જુએ છે તેનું કારણ પણ મારાથી સમજાતું નથી! તો મને આશા છે કે મારી શંકાનું નિરાકરણ તું જલદીથી આપશે. તારા બોલવાપરથી મને સાફ સમજાય છે કે તું મને સારી રીતે ઓળખે છે અને ચાહે છે." તે પરી બોલી કે "નેક શાહજાદા! તારી શંકા ખરી છે અને હું તેનું નિરાકરણ હમણાંજ કરૂં છું, માટે તું મારી પાસે આ આસનપર નિરાંતે બેસ, અને થાક ખા."

શાહજાદો તેના હુકમને માન આપી જોડેના આસનપર બેઠો. પેલી પરી બોલી કે "મારા પ્યારા શાહજાદા! હું તને સારી રીતે ઓળખું છું તેથી તું ઘણો અજાયબ થાય છે, પણ હું પોતે કોણ છું તે જાણ્યા પછી તારી અજાયબીનો અંત આવશે. તારા સાંભળવામાં આવ્યું હશે કે દુનીઆમાં માણસો સિવાય પરી નામની એક ઉત્તમ જાત વસે છે. તે પરીઓની ઓલાદમાં એક ઘણી નામીચી પરી છે તેની હું દીકરી છું. મારૂં નામ ગુલબાનુ છે. તારા બાપ, તારા ભાઇઓ તથા ચાંદમહાલ વિશે હું સારી પેઠે જાણીતી છું. તમો ત્રણે ભાઇઓ શાહજાદી ચાંદમહાલના પ્યારમાં ફસાઇ જઇ તેની સાથે લગ્ન કરવાને તૈયાર થયા હતા, તે પરથી તમને એક વરસની અવધે મુસાફરી કરવા મોકલ્યા હતા અને નવાઇની ચીજ લાવવા ફરમાવ્યું હતું. તારો મોટો ભાઇ રળીઆમણી ગુજરાતની પાટણ નગરીમાં જઇ ચઢયો હતો. જ્યાંથી તેને એક ઉમદા શેતરંજી મળી છે. તારો બીજો ભાઇ અહમદ શોખીલા ચીન લોકના પેકીન શહેરમાં ગયો હતો. જ્યાંથી તે એક અજાયબ રબરની નળી લાવ્યો છે, અને તું નામીચા બગદાદ શહેરમાં જઇ ઉમદા સફરજન લઇ આવ્યો છે જેના પ્રતાપથી શાહજાદી ચાંદમહાલનો પ્રાણ બચ્યો છે. ખરૂં જોતાં તો ત્રણે અમુલ્ય ચીજો મેંજ મોકલી હતી. આ પ્રમાણે તમે ત્રણે ભાઇઓ એક એકથી ચઢીઆતી ચીજો આણવાથી તારા પિતાએ તીરની પરિક્ષા કરી શાહજાદીને પરણાવવાનો ઠરાવ કર્યો. હવે તારો તીર તો ખરૂં જોતાં તો તારા મોટા ભાઇ કરતાં પણ નજદીક પડવાનો હતો અને તેથી તું ચાંદમહાલની સાથે લગ્ન કરવાને કદી પણ ભાગ્યશાળી થવાનો નહતો, પરંતુ તારો મોહક તથા આનંદી ચહેરો તે શાહજાદી કરતાં પણ વધારે સુંદર સ્ત્રીને યોગ્ય હોવાથી મેં તે વખતે ત્યાં હાજર રહી તારા તીરને મારી શક્તિ વડે એટલો ફેંક્યો કે તે આ ટેકરીમાં આવી પત્થરમાં ચોંટયો. હવે તને હમણાં વધારે ખુશી થવાની જે તક મળી છે તેનો લાભ લેવો કે નહિ તે તારી મરજીપર આધાર રાખે છે." આ છેલ્લા શબ્દો તે એવા તો અજાયબી અવાજે બોલી કે શાહજાદો તેના મનનો ભાવાર્થ તુરત સમજી ગયો. પેલી સુંદર બાનુ પ્યાર તથા ગંભીરાઇ સાથે તેની તરફ જોયા પછી તુરત ફીકી પડી ગઇ. તેણે તુરત પોતાનો સુંદર અને ફીકો ચહેરો નીચો કીધો. શાહજાદો અલીફખાન તેનો વિચાર સમજી ગયો હતો, તેથી તેણે વિચાર્યું કે હવે ચાંદમહાલ તો મળવાની નથી, કારણ કે તેનાં લગ્ન અહમદ સાથે થઇ ગયાં છે. આ પરી ચાંદમહાલ કરતાં રૂપમાં અગર દિલહરણ કરી લેવાની શક્તિમાં ઘણી શ્રેષ્ટ છે તેમજ તેની પાસે દોલત પણ અથાગ છે તો આની સાથે લગ્ન કરવાથી હું ઘણો સુખી થઇશ. આવા વિચારથી તે બોલ્યો કે "ઓ નેક બાનુ! હમેશ માટે તારો ગુલામ થઇ મારી આખી જીંદગી તારીજ સેવામાં

ગુજારૂં, એવી જો તું મને રજા આપશે તો હું એમજ માનીશ કે આખી દુનિઆમાં કોઇ પણ માણસ જાત કરતાં હું વધારે સુખી છું. મારી આવી બેઅદબી માગણી માટે તું મને ખચીત માફી આપીશ, અને તારા મહેલમાં તારી સામે ઉભેલા ગરીબ શાહજાદાપર પ્યાર ભરી લાગણીથી જોશે."

પેલી પરીએ જવાબ આપ્યો કે "મારા નેક શાહજાદા! મારા કૃપાળુ પિતાની મહેરબાનીથી હું મારા જીવની શેઠાણી છું, પરંતુ તારા જેવા શાહજાદાને ગુલામ બનાવી તેની શેઠાણી થવા મારી મરજી નથી. મારા આખા શરીરપર જે કંઇ છે તે સર્વસ્વ તારૂં છે એટલુંજ નહિ પરંતુ મારૂં તન, મન, અને ધન એ સર્વે તારાંજ છે, એમ સમજી જો તું મારી વાત કબુલ કરી મને તારી હકદાર ધણીઆણી ગણીશ તો દરેક ચીજનાં આપણે બંને જણ ભાગીઆં થઇશું. હું ભરોસો રાખું છું કે મેં તને જે કહ્યું તે પરથી મારી ચાલ વિશે તું કંઇ પણ વહેમ લાવશે નહિ. અમે પરીઓ પણ ઉત્તમ સ્ત્રીઓની માફક અમારા હકદાર ખાવિંદ સિવાય બીજા કોઇની સાથે પ્યારમાં જોડાતી નથી. પારકા પુરૂષ સાથે પ્યારમાં જોડાવું તે ઘણુંજ નામોશી ભરેલું છે તે અમે સારી પેઠે સમજીએ છીએ."

શાહજાદો અલીફ આવાં વચનોથી વધારે મોહ પામી તે પરીને પ્યારથી એક બોસ્સો લીધો. પરીએ બોસ્સો આપતી વખત શાહજાદાને કહ્યું કે "મારા દિલજાન આશક હું જે પ્રમાણે તારી તરફ ખરો પ્યાર ધરાવું છું તેવો નિર્મળ પ્યાર તું નહિ રાખે?" શાહજાએ ઘણીજ આતુરતાથી જવાબ આપ્યો કે "ઓ મારી દિલજાન પરી એવું તો તું સ્વપ્ને પણ વિચારતી નહિ. તું વગર બીજી કોઇ પણ ચીજને હું ધારનાર નથી. હું આજથી કંઇ પણ વિચાર કર્યા સિવાય મારૂં સઘળું દિલ તને સોંપું છું; હવે હું તારો પોતાનોજ છું, અને કંઇ પણ બીજી ક્રિયા કર્યા સિવાય આપણા લગનની ક્રિયા થઇ ચુકી છે એમ હું સમજું છું. જો કે માણસ જાતના લગ્નની વખતે અનેક ક્રિયાઓ થાય છે તોપણ તેઓનાં લગન કરતાં આપણાં લગન કાંઇ પણ હરકત સિવાય હમેશ સુધી ટકી શકે એવાં છે." આના જવાબમાં તે બોલી કે "આજ સાંજના આપણા લગ્ન માટે મારી દાસીઓ સર્વે જોઇતો સરસામાન તૈયાર કરેછે એટલામાં તું આજ આખા દહાડાનો ભૂખ્યો છે તેથી કાંઇ ખાણું આવે તે આપણે ખાઇએ. પછી હું તને મારો આખો મહેલ બતાવીશ, જે જોઇ તું ઘણોજ અચંબો પામીશ.

તે ઓરડામાં ગુલબાનુની સેવામાં કેટલીક દાસીઓ હતી, તેઓ પોતાની શેઠાણીની મરજી શી છે તે વિષે ચેતી ગઇ હતી, તેથી બહાર જઇને થોડા વખતમાં ખાણું તૈયાર કીધું. પછી મેજપર બેશી ઘણીજ ખુશીથી તેઓએ ખાણું ખાધું તથા શરાબ પીધો, ત્યારપછી તેને જુદા જુદા ઓરડા બતાવવા માટે પરી ગુલબાનુ લઇ ગઇ. પેલા ભવ્ય મહેલમાં દરેક ઠેકાણે અલીફખાને હીરા, લીલમ, અને અમુલ્ય રત્નો સિવાય બીજું કંઇ પણ જોયું નહિ. આ સઘળી દોલત એટલી બધી હતી કે આખી દુનીઆના કોઇ પણ ભાગમાં આવો મોટો ગંજાવર ખજાનો હશે નહિ એમ તેની પાકી ખાત્રી થઇ. શાહજાદો અલીફખાન બોલ્યો કે "હું ખાત્રી પૂર્વક કહું છું કે આખી દુનીઆમાં તારો મહેલ સર્વોત્તમ છે. તેના જેવો મહેલ બીજે કોઇ પણ ઠેકાણે નથી."

રાતનું ખાણું લેવાનો વખત થયો હતો, તેથી ગુલબાનુ બોલી કે "ચાલો હવે ખાણાપર બેસીએ." તરતજ તેઓ પાસેના ઓરડામાં ગયાં. આ ઓરડો પેલા બીજા ઓરડાઓ કરતાં કાંઇ પણ બબ ઉતરે તેમ નહતો. તે ઓરડાની અંદર દાખલ થતાં વાર કેરબાની તથા ખુશબોદાર સુગંધની ઘણી એક બતીઓ તેણે જોઇ તેથી તે ઘણોજ અજાયબ થયો; તેઓને એવી કારીગરીથી ગોઠવેલી હતી કે જાણે આકાશના તારાઓની માફક દેખાતી હતી. જમવાને માટે એક સુંદર અને ભવ્ય મેજપર સોના રૂપાનાં વાસણો ગોઠવેલાં હતાં તેથી તે ઘણો ખુશી થયો. બંને જણ તે મેજ પાસે સામસામી ગોઠવેલી સુંદર હીરા જડીત ખુરશીઓપર ખાણું લેવા બેઠાં, અને ઘણું લહેજતદાર ખાણું બંને જણાં ઘણા આનંદથી ઉડાવવા લાગ્યાં. અલીફખાન દરેક ચીજ ઘણીજ આતુરતાથી લેતો, અને તેનું નામ પૂછી પછી ઉડાવતો હતો. આવું સ્વાદિષ્ટ ખાણું તેણે કોઇ દિવસ ચાખ્યું નહતું, તેથી તે તેનાં ઘણાં વખાણ કરતો હતો. ખાણું ખાધા પછી ઘણોજ ઉંચી જાતનો સરસ શરાબ આણવામાં આવ્યો હતો, તે ઘણા આનંદથી

ઉડાવ્યો અને ત્યારબાદ મુખવાસતરીકે જુદી જુદી તરેહનો સુંદર મેવો ઉડાવ્યો. આ બધો વખત જાત જાતનાં વાજીંત્રો સાથે સુંદર બાંદીઓ કોકીલ સ્વરે ગાયન કરતી હતી જેથી શાહજાદો ખુશ ખુશ થઇ ગયો હતો.

ખાનાપરથી ઉઠયા બાદ એક સારી ભપકાદાર ગાદીપર તેઓ બેઠાં, કે તુરત સેંકડો પરીઓ અને ગવૈયાઓ ઘણી અજાયબ જેવી રીતે નૃત્ય કરવા લાગ્યા. તેઓએ તે સુખી જોડા આગળ એક સુંદર જલસો કરી બતાવ્યો. છેવટે ગુલબાનુના હુકમથી સર્વે પરીઓ નાચતી નાચતી બહાર ચાલી અને તેમની પાછળ પાછળ શાહજાદો તથા ગુલબાનુ ચાલ્યાં. છેવટે જ્યારે તેઓને સુવાનો ઓરડો આવ્યો ત્યારે તમામ પરીઓ તથા ગવૈયાઓ તેમને નમન કરી કરીને ચાલ્યાં ગયાં; અને તે બંને જણાં આનંદ લેતાં સુઇ ગયાં.

આવા પ્રકારનો આનંદ કેટલાક દિવસ સુધી જારી રહ્યો. હમેશાં નવાં નવાં ખાણાં તથા નવી નવી પરીઓ અને ગવૈયાઓના નૃત્યથી તેઓને અનહદ ગમત મળતી હતી. આ સઘળું શાહજાદાને ઘણુંજ હેરત પમાડનારૂં હતું. આ પ્રમાણેતો તેમની લગ્નક્રિયા આનંદથી પુરી થઇ.

પરી ગુલબાનુ દિવસે દિવસે શાહજાદા તરફ વિશેષ પ્રેમ દાખવતી હતી, તેમજ તેમની પુષ્કળ સેવા ઉઠાવતી હતી, તેથી શાહજાદાની પણ તેનાપર અતિશય પ્રીતિ થઇ. લગભગ છ માસ સુધી આ પ્રમાણે તે સુખી જોડું આનંદમાં રહ્યું. ત્યારબાદ એક વખતે શાહજાદા અલીફખાન કે જે પોતાના પિતાને ઘણો ચાહતો હતો, તેને પોતાના પિતા સંબંધે કંઇ ખબર મેળવવાની ઇચ્છા થઇ, અને તેથી તે ખબર પોતાની જાતે જઇ મેળવવાની પ્રબળ ઇચ્છા થવાથી તેને પરી ગુલબાનુ પાસે તે માટે રજા માગી. પરીના મનમાં એમ થયું કે "આ શાહજાદો મને છોડી જવાની ખાતર આવું બહાનું કાઢે છે," તેથી તે ઘણી ફીકરમાં પડી અલીફખાન પ્રત્યે બોલી કે "ઓ નેક શાહજાદા! મેં તને કંઇ વાતે દિલગીર કર્યો છે કે તું આ પ્રમાણે મને નાહક તરછોડી જાય છે? પ્રથમ તેં મારી સાથે રહેવા માટે જે કરાર કર્યો છે તેને તું શું વિસરી ગયો કે? હું તને અત્યંત પ્યારથી વળગી છું, છતાં તું મને ધિક્કારે તે શું વ્યાજબી ગણાય?" અલીફખાન બોલ્યો કે "ઓ મારી પ્યારી પરી! તારા વિષે મારી પુરી ખાતરી છે. અને જો તેવોજ પ્યાર હું તારી સાથે ન રાખું તો ખચીત જગતકર્ત્તા પ્રભુનો મોટો ગુનેગાર ગણાઉં, અને તારા પવિત્ર પ્યારને નાલાયક ઠરૂં. જો મારી અરજથી તને માઠું લાગતું હોય તો મને માફ કર અને તેના બદલામાં તું જે કંઇ કહે તે કરવા હું કબુલ છું; પણ મારી ખાતરી છે કે તને દુઃખ થાય એવું મેં વિચાર્યું નથી, કારણ કે મારી ઘણી મુદતની ગેરહાજરીથી મારા વહાલા પિતાના મનમાં જે દુઃખ થતું હશે તેનો અટકાવ કરવાનાજ હેતુથી મેં તારી પાસે રજા માગી છે; તે સિવાય મારી બીજી કંઇ પણ ઇચ્છા નથી. કદાચ મારો પિતા મને મરી ગએલો સમજી શોકસાગરમાં ડુબી ગયો હશે. ખરી હકીકત આ છે, છતાં જો તું મને રજા નહિ આપે તો હું તારી મરજીને તાબે થઇ અહીંજ રહીશ, કારણ કે તને ખુશી કરવાને માટે મારાથી બનતી બધી તજવીજ કરીશ."

બીજી તરફ સુલતાન પોતાના દીકરાઓના વિયોગથી અત્યંત દિલગીર થઇ ગયો હતો. મોટો દીકરો સંસાર છોડી ફકીર થઇ ગયો હતો અને પોતાની બાકીની જીંદગી ઘણીજ શાંત રીતે પવિત્રપણે ગાળતો હતો. તેણે ટુંકી મુદતમાં પોતાના ઉત્તમ ગુણોથી એટલી તો સારી નામના મેળવી હતી કે મોટા શહેનશાહોના શહેનશાહ પણ તેના પગમાં આવી પોતાનું શિર મુકતા હતા. આવા પ્રકારની ઉત્તમ નીતિને લીધે સુલતાન કંઇક સંતોષ પામ્યો હતો અને તે બેટો તો પોતાની જીંદગી સફળ કરે છે એમ જાણી મગ્ન રહેતો હતો, પરંતુ બીજો બેટો અલીફખાન કે જે તેનો સૌથી નાનો બેટો હતો, અને હાલમાં જે પરી ગુલબાનુના ભવ્ય મહેલમાં વિલાસ કરતો હતો તેના વિષે કંઈ પણ સમાચાર મળ્યા નહતા, તેથી અત્યંત દિલગીર રહેતો હતો. તેણે પોતાના વડા વજીર મુબારકને જણાવ્યું કે "જો તું મને ખરા અંતઃકરણથી ચાહતો હોય તો મને અલીફખાન સંબંધી ખરા સમાચાર મેળવી આપ!" તેપરથી વજીર શહેરમાં ગયો અને એક ઉસ્તાદ જાદુગરબાઇને સુલતાન આગળ તેડી લાવ્યો, તે બાઇને સઘળી વાતથી

તેણે વાંદ્દ કરી શાહજાદા અલીફખાનની ખબર મેળવવા સુચવ્યું, તેપરથી પેલી બાઇ બોલી કે " આ બાબત ઘણીજ કઠણ છે તોપણ હું આવતી કાલે તે સંબંધે બનશે તેટલી ખબર મેળવી લાવીશ. " તે બાઇ તે દિવસે તો રજા માગીને ઘેર ગઇ, પછી બીજે દિવસે પાછી સુલતાન આગળ આવી બોલી કે " નેક નામદાર ! મેં આખી રાત મારી તમામ-વિદ્યાનો ઉપયોગ કર્યો, પરંતુ શાહજાદાનો પત્તો લાગતો નથી, ફક્ત એટલુંજ ચોક્કસ જણાય છે કે તે હજુ જીવતો છે અને તે થોડા દિવસમાં તમને મળવો જોઇએ. " પાદશાહને કંઇક ધીરજ મળી, તેથી પેલી બાઇને ઇનામ આપી વિદાય કરી.

શાહજાદા અલીફખાનની વાતપર પરી ગુલબાનુએ આખી રાત પુરતો વિચાર કર્યો તો તેની ખાતરી થઇ કે શાહજાદાનું કહેવું સત્ય છે, અને તેથી આવા નિર્મળ પ્રેમની વચ્ચે આવી તેના પિતાને મળવા અટકાવવો તે ઠીક નહિ તેથી તેણે રજા આપવા ઠરાવ કર્યો બીજે દિવસે સવારનાં તે પરી શાહજાદાને કહેવા લાગી કે " મારા પ્યારા શાહજાદા ! હું તને તારા પિતાની મુલાકાતે જવા માટે ખુશી થઇ રજા આપું છું માટે તું જા. પણ તારે આ વાત કોઇને પણ કહેવી નહિ, ફક્ત એટલુંજ જણાવવું કે હું ખુશીમાં છું. " પછી તેને વીસ ઘોડેસ્વારો આપી મોટા દબદબાથી વિદાય કર્યો. પોતાના પિતાનું નગર ફક્ત દશ ગાઉ દૂર હતું તેથી તેઓ સપાટાબંધ આવી પહોંચ્યા. પાદશાહને આ વાતની ખબર મળતાં ઘણા ઠાઠમાઠથી કુંવરની સામો ગયો અને વાજતે ગાજતે તેડી લાવ્યો. શહેરની તમામ પ્રજા શાહજાદાને જોવા દરબાર ભણી ચાલી.

સુલતાને શાહજાદાને પોતાની બધી હકીકત કહેવા જણાવ્યું તેથી તે બોલ્યો કે " તમને સારી રતો માલમ હશે કે તે દિવસે મેં મારો તીર ફેંક્યો કે જેનો પત્તો લાગ્યો નહિ, તેથી શાહજાદીનું લગ્ન અહમદ સાથે કરવા નક્કી થયું. હું શાહજાદીને ખરા અંતકરણથી ચાહતો હતો માટે અહમદ સાથે થતું લગ્ન જોવાની મને બિલકુલ ઇચ્છા નહિ હોવાથી હું અહીંથી ચાલી નીકળ્યો અને આશરે દશેક ગાઉ ગયો ત્યારે એક ટેકરી આવી. તે ટેકરી પાસે જતાંજ એક તીર તેની અંદર ચોંટેલો મારા નજરે પડયો, તેથી મેં તે તીર ખેંચી કાઢી જોયો તો તે તીર મેં જે ફેંક્યો હતો તેજ જણાયો. હું આથી ઘણો અજાયબ થયો, કારણ કે ગમે તેવો બાણાવળી પણ આટલે દૂર તીર ફેંકી ન શકે, તો આ તીર આટલે દૂર શી રીતે આવ્યો તેની મને કંઇ પણ સમજ પડી નહિ. આ છુપા ભેદની તપાસ કરવા માટે કેટલોક પરિશ્રમ મેં કર્યો અને ઈશ્વર કૃપાથી હું તેમાં ફતેહ પામ્યો. હાલ જે કંઇ સુખ ભોગવું છું તે બધો પ્રતાપ તે છુપા ભેદનો છે, છતાં તે છુપો ભેદ હાલમાં ઉઘાડો કરવા જેવો નથી માટે હું તેમ કરવા માગતો નથી, માટે મને માફ કરશો હું તમારી ખબર કાઢવા માટે દરેક માસે આવતો રહીશ, અને તેથીજ તમે સંતોષ માનશો. " સુલતાને જવાબ આપ્યો કે " મારા પ્યારા બેટા ! તારી અરજ હું કેમ ફેરવી શકું ? જો કે તું મારી સાથે રહ્યો હોત તો મને વધારે આનંદ થાત ખરો, તોપણ હું તારી માગણી કબુલ રાખું છું, તોપણ મારે એટલું જાણવું જોઇએ કે વખતે મારે તારી કંઇ જરૂર પડે અથવા તું અહીં મુદતસર ન આવે તો મને ફીકર થાય ત્યારે મારે શી રીતે ખબર કાઢવી ?" શાહજાદો બોલ્યો કે " મારા નેક પિતા ! તમે જે વાત પૂછો છો તે તો હું જે વાત છુપી રાખવા [illegible] છું તેનો એક ભાગ છે; તેથી કરીને એ વાત ઉપર મહેરબાની કરીને તમે મને ચુપ રહેવા દેશો. હું ત[illegible] હજુરમાં એવો તો વખતસર આવીશ કે તમો પોતે મારે વિષે વધારે વખત સુધી ફીકરમંદ થઇ, મારી [illegible] જોશો નહિ. " સુલતાને જવાબ આપ્યો કે " મારા પ્યારા બેટા ! હું તારી પાસે તારો છુપો ભેદ ખુલ્લો કરાવવા માગતો નથી. ફક્ત તું તારી મુદત પ્રમાણે મારી પાસે આવતો રહીશ તો મને આનંદ થશે. "

શાહજાદો ફક્ત ત્રણ દહાડા પોતાના દરબારમાં રહીને ચોથે દહાડે સવારના પહોરમાં તો પેલી પરીના મુકામ તરફ કુચ કરી [illegible] આટલો બધો વહેલો આવશે એવી આશા ગુલબાનુને ન હતી, તેથી તેને ઘણી ખુશી થઇ. આવી ચાલથી શાહજાદા અલીફખાનને તે પોતાના ખરા દિલથી ચાહવા લાગી. પરી ગુલબાનુએ તેને ઘણી શાબાશી આપી તેના કુટુંબની ખબરઅંતર પૂછી તે પરથી શાહજાદાએ પોતાના કુટુંબની સ્થિતિ જણાવ્યા પછી પોતાના પિતાની સાથે જે વાતચિત થઇ હતી તે

બધી કહી સંભળાવી. વળી પોતાના બાપની મુલાકાત લેવા માટે દર માસે જવા જે કોલકરાર કર્યો હતો, તે પણ જણાવ્યો, જે સાંભળી ગુલબાનુ ઘણી ખુશી થઇ. હવે કેટલીક મુદ્દત સુધી બંને જણે અમનચમનમાં દહાડા ગુજાર્યા બાદ એક દહાડો શાહજાદા અલીફખાનને લાગ્યું કે હવે કબુલાત મુજબ સુલતાનને મળવા જવું જો-એ પણ જો ગુલબાનુ આગળ આ વાત કરવામાં આવે તો કદાચ તે દિલગીર થશે. એવો અંદેશો કરી તે ચુપ રહ્યો. પરી ગુલબાનુ ઘણી ચતુર હતી તે તુરત સમજી ગઇ તેથી તે બોલી કે "મારા નેક શાહજાદા! હું તને જણાવું છું કે તારે તારા પિતાને મળવા જવાનો વખત થયો છે તેમ છતાં તું નથી ગયો તેનું કારણ શું? વખતે તું ભૂલી ગયો હોઇશ, વાસ્તે હું યાદ આપું છું કે તું જરા પણ ઢીલ કર્યા સિવાય જલદી જા?"

પરી ગુલબાનુને આવી રીતે આનંદથી બોલતી જાણીને શાહજાદાએ જવાબ દીધો કે "અરે પરી ગુલબાનુ! જે બેદરકારપણાનો તું મારાપર આક્ષેપ મૂકે છે તે વ્યાજબી નથી, કારણ કે હું કંઇ ભૂલી ગયો નથી. ફક્ત તું મને આટલી જલદીથી જવાને રજા આપતાં હરકત લેશે એમ ધારી રજા માગી નહતી." પરી ગુલબાનુએ જવાબ દીધો કે "શાહજાદા, હવે હું તારી ઉપર એટલો વિશ્વાસ મૂકું છું કે તારી નજરમાં આવે ત્યારે મારી રજા લીધા સિવાય પણ તારે તારા પિતાને મળવા ખુશીથી જવું. હવેથી તું તારી કબુલાત પ્રમાણે બરાબર ચાલજે. જા કાલે ને કાલેજ અત્રેથી રવાના થઇ જા, અને તારી રાહ જોતા તારા પિતાને તેમજ તારા કુટુંબને અને બીજા મિત્રોને જલદીથી આનંદ આપ; પરંતુ પ્રથમની માફક વેળાસર પાછો આવવાને ચૂકીશ નહિ." શાહજાદાએ તેનો ઘણો ઉપકાર માન્યો. ત્યાર પછી આખી રાત બંનેએ આનંદમાં ગુજારી.

બીજે દિવસે શાહજાદો અલીફખાન જવાને તૈયાર થયો. પ્રથમની માફક આ વખતે પણ વીસ ઘોડેસ્વારોને સાથે રાખી મોટા ઠાઠમાઠથી તે ગયો, અને આગળની માફક મોટા માન મરતબા સાથે સુલતાને તેની મુલાકાત લીધી. એ પ્રમાણે તેણે ઘણા મહીના સુધી બરાબર ઠરાવ પ્રમાણે પોતાના પિતાની મુલાકાત લેવાનું જારી રાખ્યું; વખતો વખત ભારે ભપકાથી તે જતો હતો, જે જોઇ કેટલાક અદેખા અમીરો તેની અદેખાઇ કરતા હતા. સુલતાન અને શાહજાદાની વચ્ચે અણબનાવ કરવાના દુષ્ટ હેતુથી તે નીચ લોકો સુલતાનને આડુંઅવળું સમજાવવા લાગ્યા. તેમણે પાદશાહને જણાવ્યું કે "શાહજાદો અલીફખાન હમેશાં જુદા જુદા સ્વારો લઇ આપના દરબારમાં આવે છે, વળી તેનો તેમજ તેના સરદારોનો ભપકો ઘણોજ સરસ છે, આપ તો તેને બિલકુલ મદદ આપતા નથી, ત્યારે આ બધું તે કયાંથી લાવે છે તે વિચાર કરવા જેવી વાત છે. અમે તો એમ ધારીએ છીએ કે તેને કંઇ જબરો ખજાનો હાથ લાગ્યો છે તે સિવાય આવો ભપકો મારી શકે નહિ! વળી તે આપની પાસે ઝાઝા દિવસ ટકતો નથી. જણાય છે તેને કોઇ ખુબસુરત સ્ત્રી મળવી જોઇએ, જેના પાસમાં તે દબાઇ ગયો છે. વધુમાં અમને એવી પણ ખબર મળી છે કે શાહજાદો તમારી પાસેથી રાજ્ય છીનાવી લેવાની તજવીજમાં છે."

અદેખા અમીરોએ અલીફખાનની ઉપર જે દુષ્ટ તહોમત મૂક્યું તેપર પાદશાહે બિલકુલ ધ્યાન આપ્યું નહિ. સુલતાને જણાવ્યું કે "શાહજાદાને નાખુશ કરવા જેવું મેં કંઇ પણ કામ કર્યું નથી, તો શાહજાદો મારી વિરૂદ્ધ જાય એવી શંકા કરવી તે નકામી છે. તે શાહજાદો મને એટલો તો ચાહે છે કે તેનાથી તેવું નીચ કૃત્ય કદી પણ થઇ શકે નહિ." સુલતાનનાં આવાં વચનો સાંભળી બીજા બધા તો શાંત થઇ ગયા. પરંતુ એક અમીર બોલી ઉઠયો કે "શાહજાદી ચાંદમહાલનાં લગ્ન અહમદ સાથે કર્યાથી અગાઉની માફક તેણે શાંતી પકડી નથી. તે તો એમજ સમજે છે કે "શાહજાદી સાથે ન્યાય પ્રમાણે મારાંજ લગ્ન થવાં જોઇએ." તે કારણથી તે ઘણોજ દિલગીર રહે છે. પોતાનો તીર સૌથી આગળ છતાં પાદશાહે અન્યાયથી શાહજાદી અહમદ સાથે પરણાવી એમ તે માને છે, અને તે સબબથી પોતાનું વેર લેવા તે તાકી રહ્યો છે. કદાચ આ બીના પાયાદાર નહિ હોય તોપણ એટલું તો ખરૂં છે કે તે દર વખતે જુદા જુદા સ્વારો સાથે આપણા દરબારમાં આવે છે અને તેના ઘોડા પણ તદ્દન તાજા હોય છે, તેપરથી સાફ જણાય છે કે તેનો મુકામ આપણી પડોશમાંજ હોવો જોઇએ. આપણે તેના મુકામની ખબર મેળવવી

જોઇએ એમ અમારા સઘળાનો મત છે, પછી તો આપ નામદારની જેવી મરજી. અમારી ફરજ તો આપને તેમજ આપના આખા રાજ્યને ફાયદો થાય તેવી યોગ્ય સલાહ આપવાની છે પછી તે સલાહને અમલમાં મૂકવી કિંવા ન મૂકવી તે આપ નામદારના હાથમાં છે."

સુલતાને તે અમીરોને જવાબ આપ્યો કે "શાહજાદા સંબંધે કંઇ પણ વહેમ લાવવાનું આપણને કારણ મળ્યું નથી, તોપણ હું તેની તજવીજમાં છું. ત્યાર પછી દરબારી કામકાજ કરી વખત થયે પોતાના મહેલમાં ગયો.

તેણે પોતાના વડા વજીરને જણાવ્યું કે "શાહજાદો અલીફ્ખાન જ્યારે મારા રાજ્યની છેક નજદીકમાં રહે છે, ત્યારે તે પોતાનું રહેઠાણ કેમ છુપાવતો હશે તેનું કારણ સમજાતું નથી. મને તેનાપર કંઇક શક આવે છે માટે આપણે તેની તપાસ કરવી જોઇએ. તોપણ તે તપાસ એટલી તો ગુપ્ત થવી જોઇએ કે શાહજાદો અગર કોઇ પણ બીજો માણસ તે જાણી શકે નહિ." વડો વજીર બોલ્યો કે "નેક નામદાર ! હું ધારૂં છું કે તે જાદુગર બાઇને બોલાવી તેની મારફતે તપાસ ચલાવીએ તો જલદી અંત આવશે અને કોઇ જાણશે પણ નહિ." સુલતાનને આ સલાહ યોગ્ય લાગ્યાથી તેણે પોતાના ખાનગી મહેલમાં તે જાદુગરબાઇને બોલાવી મંગાવી. સુલતાને તે બાઇને કહ્યું કે "મારો બેટો અલીફ્ખાન હજુ હયાત છે એવું તેં જે મને કહ્યું હતું તે ખરૂં છે, તે વાસ્તે હું તારો ઘણો ઉપકાર માનું છું; પણ હવે તેને વિષે મને પક્કી ખબર આપવી જોઇએ. જે દહાડાનો પહેલાં મેં તેને જોયો છે તે દિવસથી જો કે તે દર મહીને મારી પાસે આવે છે, તોપણ તે ક્યાં રહે છે તે વિષે તે મને જણાવતો નથી, તેને નારાજ કરીને જોરજુલમથી તેની પાસેથી એ વાત લેવા માગતો નથી; માટે શાહજાદાને અગર બીજા કોઇ પણ માણસને તે વાતની ખબર ન પડે તેવી રીતે ખબર કાઢવાને તું શક્તિવાન છે, એવી મારી ખાતરી છે. તે અત્યારે અહીં છે અને થોડીવારમાં તે તેના રહેઠાણે જશે, માટે તું તેના જવાના રસ્તામાં ચુપકાથી ઉભી રહી તેની પાછળ જઈ તે કયે ઠેકાણે જાય છે તે વાતની ખબર કાઢી મને જણાવ !" તે જાદુગર સ્ત્રી સુલતાનને નમન કરી તે પ્રમાણે તપાસ કાઢી લાવવા માટે ચાલી નીકળી.

શાહજાદા અલીફ્ખાનનો તીર જે ટેકરીપરથી મળ્યો હતો તે ટેકરીપર તે ચાલી ગઇ અને કોઇ તેને ન દેખે એવી ઝાડીમાં જઇ સંતાઇ બેઠી. બીજે દિવસે સવારમાં શાહજાદા અલીફે પોતાના રીવાજ મુજબ વહેલા ઉઠી પોતાના રહેઠાણે જવા કુચ કરી પેલી જાદુગર સ્ત્રીએ અલીફખાનના રસાલાને વેગથી આવતો જોયો તેથી તે ઘણીજ સાવચેતીથી ભરાઇ રહી બારીકીથી ખબર કાઢવા લાગી. શાહજાદાનો રસાલો પેલા ભોંયરા આગળ આવ્યો ત્યાં સુધી તો જાદુગર બાઇ તેને જોઇ શકી, પરંતુ ત્યારબાદ તે તેને બિલકુલ દેખી શકી નહિ, તેથી અજાયબી સાથે બહાર દોડી આવી તપાસ કરવા લાગી. તે આખી ટેકરીની આસપાસ ફરી વળી પણ તેની નજરે તો કંઇ પણ પડ્યું નહિ, કારણ કે તે ભોંયરામાં એવો ગુણ હતો કે પરી ગુલબાનુ જેને અંદર દાખલ કરવા ધારતી હોય તેનીજ નજરે તે ભોંયરૂં પડતું હતું. છેવટે તે થાકી અને નિરાશ થઇ પાછી વળી સુલતાનની પાસે આવી, બધી હકીકતથી વાકેફ કરી જણાવ્યું કે "હવે શાહજાદા અલીફ્ખાનના રહેઠાણની ખબર મેળવવી કંઇ પણ મુશ્કેલ નથી કારણ કે તેના રહેઠાણની લગોલગ સુધી હું જઇ આવી છું, તોપણ આપણે કેટલીક મુદત ધીરજ રાખવી પડશે," સુલતાને તેનો ઘણો ઉપકાર માની એક કીમતી હીરો તેને ઇનામ દાખલ આપ્યો, જેથી જાદુગરબાઇ ઘણી ખુશી થતી થતી પોતાને ઘેર ચાલી ગઇ.

શાહજાદો અલીફ્ખાન પોતાના બાપની મુલાકાત માટે દર માસે આવે છે તેવી જાદુગર બાઇને માલમ હોવાથી શાહજાદાને આવવાના આગલા દિવસે પાછી તે બાઇ પેલી ટેકરી પાસે જઇને સંતાઇ ન બેસતાં એક પત્થર આગળ તાકીને બેઠી. બીજે દિવસે સવારમાં તેણે શાહજાદાને ભપકાદાર રસાલા સાથે આવતો જોયો, તેવીજ તે પોતાનું માથું પત્થરની કોરપર મૂકી ઘણા ઉંડા શ્વાસથી રૂદન કરવા લાગી. તેનું રૂદન એવું તો હૃદયભેદક હતું કે ગમે તેવા નિષ્ઠુર હૃદયના માણસને પણ દયા આવે. આ રૂદન શાહજાદાને કાને પડતાંજ તેને એકાએક દયા ઉભરાઇ આવી, તેથી તુરત તેની પાસે આવ્યો ગયો.

અને બોલ્યો કે "ઓ ભલી ઓરત! તું આટલું બધું છાતીફાટ રૂદન શા માટે કરે છે તે જણાવ. હું તને મારાથી બનતી મદદ કરીશ." તે જાદુગર બાઇ બોલી કે "હું આ પાસેના નગરમાં રહું છું પરંતુ અહીંથી તે દશ ગાઉ થાય અને તેટલે દૂર જવાની મારામાં બિલકુલ તાકાદ નથી, કારણ કે હું ઘણે દૂર પંથથી ચાલતી આવું છું અને વળી હાલમાં એકાએક માંદી થઇ ગઇ છું. તેથી મારાથી પુરૂં બોલી પણ શકાતું નથી. હવે આ જંગલમાં મને કોણ બચાવશે. નક્કી હું અહીંજ મરી જઇશ," શાહજાદો બોલ્યો કે "અરે ભલી બાઇ! તું ગભરાઇશ નહિ. મારો મુકામ અહીં પાસેજ છે માટે તું ઉઠ અને મારી સાથે ચાલ. ત્યાં તારી સારી બરદાસ થશે, જેથી તું તદ્દન સારી થઇ જઇશ. પછી તું તારા નગરમાં ખુશીથી જજે." શાહજાદાનાં આવાં વચનથી તે જાદુગરબાઇ પોતાના દિલમાં ઘણી ખુશી થઇ, કારણ કે હવે તેની સઘળી ધારણા બર આવશે એમ તેને લાગ્યું. પોતે પોતાના ઢોંગમાં પાર પડી માટે ઘણી હરખાવા લાગી, તોપણ ઉપરથી તો એવો ઢોંગ બતાવ્યો કે જાણે તેનાથી ઉઠાતું પણ નથી. તેમ બરાબર બોલાતું પણ નથી- મહામુશીબતે અચકાતે અચકાતે બોલી શકે છે. આ ઢોંગથી શાહજાદો ખરેખર છેતરાયો. તેણે ધાર્યું કે આ ઓરત થાક તથા મંદવાડને લીધે તદ્દન અશક્ત છે તેથી તેણે પોતાના સ્વારો પૈકી બેને હુકમ આપ્યો કે "આ બાઇને ઉંચી કરી તમારા ઘોડાપર બેસાડી આપણા મુકામે લઇ ચાલો." પોતાના શાહજાદાનો હુકમ થતાંજ તે સ્વારો તે બાઇને ઉંચી કરી ઘોડાપર બેસાડી ચાલતા થયા. શાહજાદો તો તેમુજબ હુકમ આપી પોતે અગાઉથીજ તે ભોંયરામાં ચાલ્યો ગયો હતો અને પોતાની દાસીની મારફતે પેલી ગુલબાનુને દરવાજા આગળ તેડાવી કહેવા લાગ્યો કે "મહેરબાની કરીને આ બિમાર અને અશક્ત ગરીબડી ઓરતને આપણા મહેલમાં લઇ જઇ તેની બનતી બરદાસ કરશો, જે બિચારી તદ્દન અશક્ત થઇ ગઇ છે, તેથી બરાબર સાજી થતાં સુધી તેને મહેલમાંજ રહેવા દેશો." શાહજાદો અલીફખાન આ પ્રમાણે પરી ગુલબાનુને ભલામણ કરતો હતો, તે વખતે તે પરી પેલી ઢોંગી ઓરત તરફ તાકીને જોઇ રહી હતી, થોડીવાર પછી પરીએ પોતાની બે દાસીઓને તેને પકડીને મહેલના એક ઓરડામાં લઇ જવા ફરમાવ્યાથી તે દાસીઓ તેને ઓરડામાં લઇ ચાલી. ત્યાર પછી બીજી કેટલીક દાસીઓને જીવની માફક ચાકરી કરવા તેને ફરમાવ્યું. તે દાસીઓ ત્યાંથી ચાલી નીકળી. ત્યારપછી ગુલબાનુએ અલીફખાનને આસ્તેથી કહ્યું કે 'તું એ ઓરતની દયા ખાય છે તેથી હું તારા ઘણા વખાણ કરી તને શાબાશી આપું છું. આમ કરવું એ તારા જેવા ખાનદાન શાહજાદાને લાયક છે, અને તેથી તારો નેક હુકમ બજાવવાને હું ઘણી ખુશી છું; પણ મને એની ધાસ્તી લાગે છે કે આ સારા કામના બદલામાં આપણને કંઇ ખરાબ બદલો મળશે. મને તેના બહારના દેખાવ ઉપરથી એવું માલુમ પડે છે કે તમો ધારો છો એટલી બધી બિમાર નથી; જો મારી ધારણા ખરી હોય તો તું નક્કી સમજજે કે તને જબરૂ નુકસાન કરવાના હેતુથી કોઇએ તેને જરૂર મોકલી છે, તોપણ એ વાતનો તારે તારા દિલમાં કંઇ પણ અંદેશો લાવવો નહિ. તું તારા મનમાં પાકી ખાતરી રાખજે કે તને ખરાબ કરવા માટે તારા દુશ્મનો ગમે તેટલી તદબીરો કરશે, પરંતુ મારી આગળ તેમનું કંઇ પણ વળવાનું નથી. તને તેઓ જે જે ફંદામાં નાખશે તેમાંથી હું પોતે તારો છુટકારો કરવાને પુરતી રીતે શક્તિવાન છું, માટે હવે તું તારી મુસાફરી નિશ્ચિંતપણે કર."

આ વાતની શાહજાદા અલીફખાનને કંઇ પણ લાગણી થઇ નહતી, કારણ કે અત્યાર સુધી તેણે કોઇ પણ માણસને કશું નુકસાન કર્યું નહતું, તેમ હવે પછી તેમ કરવાનો ઇરાદો પણ નહતો. તે બોલ્યો કે "જો હું કોઇનું બુરૂં કરવાને તાકું તોજ કોઇ મારૂં બુરૂં કરવાને તૈયાર થાય. તેમ છતાં ખુદાની મરજી હશે તેમ થશે, પણ આજે સારૂં કરવાની જે તક મળી છે તે ગુમાવવી નહિ જોઇએ." પછી તે પરી ગુલબાનુની રજા લઇ ચાલતો થયો, અને મોડું થયું હતું તેથી સપાટાબંધ ઘોડા ચલાવી પોતાના પિતાના શહેરમાં આવી પહોંચ્યો. સુલતાને આગળની માફકજ આદરમાન આપી ઘણી ખુશીથી મુલાકાત લીધી. તેણે પોતાનો ડોળ એવો રાખ્યો કે જાણે તેના મનમાં કંઇ પણ કપટભાવ છેજ નહિ.

હવે પેલી તરફ ગુલબાનુનો હુકમ સાંભળીને પેલી ઓરતને તેની દાસીઓ એક ઓરડામાં લઇ ગઇ અને ત્યાં એક સુંદર બિછાનાપર સુવાડી દીધી. ત્યાર પછી એક દાસી પાણી લેવા દોડી ગઇ અને થોડીવારમાં એક પ્યાલામાં પાણી ભરી લાવીને તે ઓરતને કહેવા લાગી કે "પ્યાલો તું પી જા. હું એ પાણી સિંહના ઝરામાંથી લાવી છું, તે એવું તો ચમત્કારી છે કે ગમે તેવો તાવ હોય અગર બીજી ગમે તે માંદગી હોય તોપણ પીતાં વારજ આરામ થઈ જાય છે." બીજી દાસી તેનો હાથ પકડીને ઉઠાડવા લાગી અને ત્યાર પછી મહામુશીબતે તેને પાણી પાયું. ત્યાર પછી પેલી ઓરત ઢોંગ કરી સુઇ ગઇ જેથી બીજી દાસીઓ ત્યાંથી ચાલી ગઇ. બિમારીનો ઢોંગ કરીને પડી રહેવાની તેની મરજી બીલકુલ નહતી, કારણ કે ફક્ત તેને તો શાહજાદા અલીફખાનના રહેઠાણનો પત્તો મેળવવો હતો, તે મેળવ્યો. હવે તો તે અહીંથી છુટી થઇ પોતાને મુકામે જઇ સુલતાનને બધી ખબર આપવાને આતુર થઇ રહી હતી, તો પણ એકદમ તેવી રીતે કરતાં પકડાઇ જવાય માટે થોડીવાર સુઇ રહેવું દુરસ્ત ધારી સુઇ ગઇ હતી.

પેલી બાંદીઓ કલાક દોઢ કલાકે જ્યારે પાછી આવી ત્યારે તે ઓરત હરખાઇને કહેવા લાગી કે "તમારા પાણીનો ગુણ ઘણોજ ચમત્કારીક છે. હવે હું તદન સાજી થઇ ગઇ છું હવે મને તમારા બાનુ અને દયાળુ સેઠાણી સાહેબ પાસે લઇ જાઓ. તે દયાળુ બાઇએ મારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો હું કદી પણ વાળી શકું તેમ નથી. મારે પણ હવે મારે ઘેર જવું જોઇએ, માટે તે પહેલાં તેમને મળી તેમનો ઉપકાર માની રજા લેવાની જરૂર છે."

આ બે દાસીઓ તે જાદુગર ઓરત જલદીથી સાજી થઇ માટે ઘણી આનંદ પામી, અને તેને પરી ગુલબાનુના ઓરડામાં લઇ ગઇ. તે જાદુગર ઓરતે પેલી પરીને એક મોટા સિંહાસનપર બેઠેલી જોઈ, તેવીજ તેનાપર આગળ જઇ માથું મૂકી દીધું. આ પરીનો સ્વભાવિક રીતે દેખીતો સુંદર ચહેરો અને તેના ચંપકવર્ણા શરીરપર પહેરેલો હીરા મોતીના કીંમતી દાગીના તથા સુંદર પોશાક જોઇનેજ તે બાઈ તો દીંગ થઇ ગઈ. તેણે પોતાના આખા જન્મારામાં આવી ખુબસુરત સ્ત્રી તથા આવા ઉત્તમ દાગીના કદી પણ જોયા નહતા. તે પરી જે સિંહાસનપર આરૂઢ થએલી હતી તે સિંહાસન પણ ઘણુંજ કીંમતી હતું. તેમાં અસંખ્ય હીરા, મોતી, લીલમ, પોખરાજ વગેરે રત્નો ઝળહળી રહ્યાં હતાં. આ બધા દબદબાથી તે ઓરત તો મુંગા માણસની પેઠે ચુપજ ઉભી રહી. તેને જોઈ પેલી પરી બોલી કે "ઓ ભલી ઓરત! તને તદ્દન આરામ થયો અને તેથી તું ઘેર જવાને શક્તિવાન થઇ છું, એ સાંભળી હું ઘણી ખુશી થઇ છું. હવે હું તને વધારે વાર ખોટી કરવા માગતી નથી, ફક્ત આ મારો બધો મહેલ જે જોવા લાયક છે તે જોઇ લીધા પછી તું ખુશીથી તારે ગામ જા, મારી દાસીઓ તારી સાથે આવશે, જે તને જોવાલાયક હશે, તે બધું તેઓ તને બતાવશે."

પેલી જાદુગર બાઇ ઘણીજ નમનતાઇથી તે પરીના પગ આગળ ફરીને પડી, પરંતુ એક પણ શબ્દ બોલી શકી નહિ; કારણ કે તે આવો ઠાઠમાઠ જોઇ હેરત પામી ગઇ હતી. તે પેલી બે બાંદીઓ સાથે પાછી ફરી અને તે બાંદીઓએ જે કંઇ જોવા લાયક હતું તે સઘળું તેને બતાવ્યું. એક એકથી ચઢીઆતા ઓરડાઓ અને તે સઘળા જવાહીરથી ભરપુર જોઇ ચકિત થઇ ગઇ. છેવટે તે બાંદીઓએ તેને પેલા લોઢાના દરવાજા આગળ લાવી મૂકી અને તે બાંદીઓએ તે દરવાજા ઉઘાડ્યા પછી તેને બહાર કાઢી, ત્યાર પછી તે તેના મુકામપર સહીસલામત પહોંચે તેટલા સારૂ તેને આશીર્વાદ દીધો. પેલી દુતી ઓરત તે બાંદીઓનો ઉપકાર માની ચાલતી થઇ.

પેલી જાદુગર સ્ત્રી થોડાં ડગલાં ચાલીને પાછી ફરી અને પેલો લોઢાનો દરવાજો જોવા લાગી પણ કંઇએ નજરે પડ્યું નહિ, કારણ કે તે દરવાજો બીજા કોઇની નજરે પડતો નહતો. પેલી જાદુગર સ્ત્રી પોતાના કપટમાં ફતેહ પામીને જે કામ સોંપેલું હતું તે કામ ઘણી સહેલાઇથી કીધું તેથી ખુશી થતી થતી સુલતાનની રાજધાની તરફ ચાલી, શહેરમાં દાખલ થતાં વારજ આડીઅવળી ગલીઓમાં થઇ છુપા દરવાજે થઇ પાદશાહી મહેલમાં દાખલ થઇ. તેના આવ્યાની ખબર સાંભળી સુલતાને તેને તુરતજ પોતાની હજુરમાં બોલાવી. સુલતાને તેના ચહેરાપરથી તેને જણાવ્યું કે "તું તારા કામમાં ફતેહમંદ થઇ

નથી. કારણ કે તારો ચહેરો તદ્દન ઉતરી ગયેલો છે. મેં તને જે કામ સોંપેલું છે તે કામ તારાથી બની શકે તેમ ન હોય તો તું તેવો જવાબ આપ, ગભરાઇશ નહિ." સુલતાનને આ પ્રમાણે બોલતો સાંભળી તે જાદુગર ઓરત બોલી કે "મારા નેક નામદાર! મારા બહારના ચહેરાપરથી તમે જે અટકળ કરી છે તે તદ્દન ખોટી છે. મારો બહારનો ચહેરો એવો ઉદાસ હોવાનું કારણ તો જુદુજ છે, જે પછીથી હું જણાવીશ. મારા કામમાં હું સારી રીતે ફતેહમંદ નીવડી છું. જ્યારે આપ નામદાર મારી બધી હકીકત સાંભળશો ત્યારે જરૂર અજાયબ થશો. મેં તે માટે જે ચતુરાઇ અને પરીશ્રમ વેઠી સાહસ કર્યું છે તે ખરેખર તાજુબ થવા જેવું છે, માટે આપ નામદાર મારી સર્વે હકીકત બરાબર ધ્યાનથી સાંભળશો."

તે જાદુગર ઓરત કેવો ઢોંગ કરી પેલા ભોંયરા આગળ ફરીથી ગઈ, અને ત્યાં જઇ કેવું રૂદન કર્યું. તથા શરીરની ચેષ્ટા કેવી કરી નાખી અને તેથી શાહજાદાના ભોળા દિલમાં કેવી દયા આવી, અને તેથી તે શાહજાદો પોતાના માણસો પાસે ઉચકાવી તેને પેલી નાજુક અને ખુબસુરત પરી પાસે લઇ ગયો તે સર્વ હકીકત કહી સંભળાવી; ત્યાર બાદ તેણે જણાવ્યું કે "ઓ મારા નેક નામદાર સુલતાન! હું ખાત્રી પૂર્વક કહું છું કે આવી રૂપાળી અને નાજુક સ્ત્રી આખી દુનીઆમાં કોઇ પણ ઠેકાણે નથી. તેના મહેલ જેવો ભવ્ય અને રમણિય મહેલ કોઇ પણ સ્થળે કોઇ પણ કાળે બનવો અશક્ય છે તેમજ તેના ભવ્ય મહેલમાં જે જવાહીરો છે તેવાં ઉમદાં જવાહીર કોઇ પણ સ્થળે મળી શકે તેમ નથી. તમારા આખા દેશમાં અને તમારી પાદશાહી તિજોરીમાં જે ખજાનો છે તે તેના ખજાનાની આગળ કંઈ પણ વિસાતમાં નથી. આવી સુંદર બાનુ તે કોઇ માણસ જાત નથી, પરંતુ ખાસ ઉંચી જાતની પરી છે! હું તો તેને જોઇનેજ દીંગ થઇ ગઇ છું. આવી નેક બાનુ સાથે શાહજાદા અલીફખાનના લગન થયાં છે અને તેના પ્રતાપથીજ તે આવા દબદબાથી વર્તે છે. મારી વાત સાંભળી આપને એમ લાગ્યું હશે કે શાહજાદાને આવી સર્વેગુણસંપન્ન પરી મળી માટે આનંદ માનવો, પણ મારે જણાવવું જોઇએ કે જો આપ તેમ ધારતા હો તો તેમાં આપની મોટી ભૂલ છે. કારણ કે શાહજાદો અલીફખાન પોતે તે ઘણા સરળ સ્વભાવનો અને સંતોષી છે. પરંતુ તે પરી શાહજાદાને સુલતાન થએલો જોવા ઇચ્છે છે, માટે વખતો વખત સરળ હૃદયના શાહજાદાને ભંભેરી આપના સામો થવા ઉશ્કેરશે. શાહજાદો તેના રૂપ અને ખજાનાથી તેના પ્રેમમાં એટલો લુબ્ધ થઇ ગયો છે કે તેના કહ્યા પ્રમાણેજ ચાલે છે માટે વખતે આપનાપર મોટી આફત આવવાનો સંભવ છે. આ બાબતપર આપને યોગ્ય લાગે તેમાં પગલાં ભરશો."

શાહજાદા અલીફખાનપર સુલતાનને પુરતો વિશ્વાસ હતો, તોપણ આ ઓરતના કહેવાથી તેમજ પેલા અદેખા અમીરોની ઉશ્કેરણીથી તેના દિલમાં શાહજાદા વિષે શંકા ઉત્પન્ન થઇ તેણે પેલી ઓરતને જણાવ્યું કે "તેં મને જે સારી અને ઉત્તમ સલાહ આપી તેમજ મારે માટે જે તસ્દી લીધી છે તે માટે હું તારો અત્યંત ઉપકાર માનું છું. હું ધારૂં છું કે તારી સલાહ ઘણી અગત્યની છે. માટે તે બાબતપર બીજા દરબારીઓનો મત લીધા પછી શું કરવું તે નક્કી કરીશું."

આ જાદુગર ઓરત જે વખતે પાદશાહની હજુરમાં આવી તે વખતે પાદશાહ પેલા અદેખા અમીરો સાથે શાહજાદાની બાબતનોજ વિચાર કરતો હતો. પેલા અદેખાઓ શાહજાદા વિષે આડુંઅવળું ભરાવી પાદશાહના મનમાં શંકા ઉત્પન્ન કરતા હતા, આવા શંકાગ્રસ્ત પાદશાહના દિલમાં આ જાદુગર બાઇએ એવી તો અસર કરી કે તેજ વખતે પાદશાહ તેને સાથે લઇ પેલા અમીરોની પાસે દરબારમાં ગયો, અને તે અમીરોને તમામ વાતથી વાકેફ કરી બોલ્યો કે "હવે આપણે શો ઉપાય કરવો?"

તે અદેખા અમીરોમાંથી બધાની વતી એક જણ બોલ્યો કે "મારા નેક નામદાર! અમારી નજરમાં એમ આવે છે કે "તે શાહજાદો ગઈ કાલનો આપણા દરબારમાં આવ્યો છે અને હજુ સુધી તે અહીંજ છે તો આપણે તેને પકડી લેવો અને જન્મ કેદ રાખવો જેથી તે આપને કંઇ પણ હરકત કરી શકશે નહિ." બીજા અમીરોએ તેના મતને અનુમોદન આપી જણાવ્યું કે પછી તો આપ નામદારની જેવી મરજી,

પેલી જાદુગર ઓરત પણ આ વખતે ત્યાંજ હતી તે બોલી ઉઠી કે “ મારા નેકનામદાર ! મને આ વિચાર બરાબર યોગ્ય લાગતો નથી. તમે જો આ વખતે શાહજાદાને કેદ કરશો તો તેની સાથે આવેલા વિસે માણસને કેદ કરવા પડશે. હવે તે માણસો કંઇ આપણા જેવા સાધારણ મનુષ્ય નથી તે તો પરીની ઓલાદના છે કે જેઓ નજરમાં આવે ત્યારે એકાએક ગુમ થઇ જાય છે, માટે તેમને પકડવાનું કામ ઘણીજ ધાસ્તી ભરેલું છે. જો શાહજાદાને પકડી કેદ કરીએ અને તેઓને જવા દઇએ તો તેઓ પરીને ખબર આપીને આપણા આખા રાજ્યનો જલદી નાશ કરાવે, માટે આ વિચાર તો તદ્દન નકામો છે. મારો વિચાર તો એવો છે કે આપ દિવસે દિવસે શાહજાદા તરફ વિશેષ પ્યાર બતાવો. અને તેની પાસે અજાયબી ચીજો મંગાવો. ગમે તેવાં કઠણ કામ પણ પરીની મદદથી તે કરી શકશે. તેમ કરતાં કરતાં એવી ચીજ મંગાવીશું કે જેથી તેનો જીવ જશે. આ પ્રમાણે કરવાથી આપણે માથે કંઈ પણ શક આવવાનો નથી. અને આપણું ધાર્યું કાર્ય થશે. ” સુલતાને પોતાના તમામ દરબારીઓને આથી વધારે સારી સલાહ આપવા માટે ફરમાવ્યું પરંતુ તેઓ તેથી વધારે સારી સલાહ આપી શક્યા નહિ, તેથી તે સલાહ માન્ય રાખી, સુલતાને જણાવ્યું કે “ પ્રથમ કયી વસ્તુની માગણી કરવી ?” તે જાદુગર ઓરતે કહ્યું કે “ પ્રથમ તો એક એવો તંબુ મંગાવો કે જે મુઠીમાંજ સમાઈ રહે, અને જ્યારે તેનો ખપ પડે ત્યારે આખું લશ્કર પોતાના સરસામાન સહિત તેમાં સમાઇ રહે ! આવા તંબુ તે પરીઓ પાસેજ હોય છે, આથી શાહજાદો બચે તો પછી સિંહના ઝરાનું પાણી મંગાવજો જે લાવતાં અવશ્ય તેનો જીવ જશે અને તેમ છતાંએ તે બચે તો પછી તેની પાસે એક એવો માણસ મંગાવવો કે જેની ઉંચાઇ દોઢ ફીટની હોય અને દાઢી ત્રીશ ફીટની હોય. તે માણસની ખાંધ ઉપર પાંચસે રતલ લોખંડનો એક થંભ હોય છે. આવો માણસ લાવતાં તે અવશ્ય મરણ પામશે.” તે ઓરતની આવી ઉત્તમ સલાહ માટે તેનો ઘણો ઉપકાર માની એક કીંમતી હીરો ઇનામ આપ્યો તે લઇ પાદશાહને નમન કરી તે ચાલી ગઇ

બીજે દિવસે શાહજાદો અલીફખાન દરબારમાં આવ્યો. સુલતાને તેને યોગ્ય માન આપી પોતાની પાસે સુંદર આસનપર બેસાડ્યો. ત્યાર બાદ વિવિધ વિષયોપર વાતચિત ચલાવી આખરે પાદશાહ બોલ્યો કે “ મારા વહાલા બેટા ! હું તારી લાંબી મુદતની ગેરહાજરીથી અત્યંત દિલગીર હતો, તેવામાં તે એકાએક મારી મુલાકાત લીધી તેથી મને ઘણો આનંદ થયો, અને તેથી મેં તને તારા રહેઠાણ સંબંધી કેટલીક હકીકત પૂછી પરંતુ મેં પુરતો ખુલાસો આપવા ના પાડી. તારા મનને દુઃખી કરીને ખુલાસો જાણવાની મારી મરજી નહતી તેથી મેં તે બાબત તને આગ્રહ કર્યો નહિ. તારો બાપ કે જે તારા સુખને માટે પોતાનો પ્રાણ આપવા પણ તૈયાર છે અને જે તને ખરા અંતઃકરણથી ચાહે છે તેનાથી તે વાત છુપી રાખવામાં તારી શી મતલબ હશે તે સમજાતું નથી. તારી ખરી હાલત કેવી છે તે બાબત મને ખરી ખાતરી મળી છે અને તેથીજ હું સંતોષ પામ્યું છું. મને હમણાં ચોક્કસપણે ખબર મળી છે કે તું તારા દરજ્જા લાયક ઘણી ખુબસુરત દોલતવાન અને જોરાવર પરી સાથે પરણ્યો છે. આ વાત સાંભળી હું ઘણો રાજી થયો છું. હું ગમે તેવો શક્તિવાન છું તોપણ તેવી પરી સાથે હું કદી પણ પરણાવી શક્ત નહિ. તું જે મોટે દરજ્જે ચડયો છું તે માટે હું ખુદાનો ઉપકાર માનું છું. તું અત્યાર સુધી મારી સાથે જેવી રીતે ચાલ્યો છું તેવીજ સારી રીતે હવે પછી પણ ચાલજે, એટલુંજ નહિ, પરંતુ મારે જોઇતી સઘળી મદદ આપવા સારૂ પરી ગુલબાનુને સમજાવજે ! વળી અત્યારે તારી તેનાપર કેટલી સત્તા છે તે જાણવા સારૂ હું તને એક કામ સોંપું છું. દરેક વખતે જ્યારે લડાઇમાં જવું પડે છે ત્યારે લશ્કરને માટે તેમજ બીજા ભારબરદારી જાનવરો માટે તંબુઓ લઇ જવાની ઘણી મુશીબત પડે છે માટે મને એક એવો તંબુ આણી આપ કે જે મુઠીમાં માઇ રહે અને જ્યારે ફેલાવામાં આવે ત્યારે મારૂં આખું લશ્કર સહિસલામત રહી શકે ! તું જરૂર તે બાનુને મારાવતી કહેજે. કદાચ તું તારા મનમાં એમ ધારતો હોઇશ કે આવું મહાભારત કામ તે બાનુ કેવી રીતે કરી શકશે, તો તેમાં તારી પોતાની ભૂલ છે; કારણ કે પરીની ઓલાદ આથી પણ વધારે અજાયબી પમાડનારાં કામ સહેલાઇથી કરી શકે છે.”

શાહજાદો પોતાની ખુબસુરત પરી ગુલબાનુને ખરા અંતઃકરણથી ચાહતો હતો, તેથી તેણે તેવું મહાભારત કામ તેને બતાવતાં પાછી પાની કરી. તે તો પોતાના દિલમાં એમજ ધારતો હતો કે આવું નવાઇ જેવું મહાભારત કામ તેના જેવી નાજુક સ્ત્રીને બતાવાયજ કેમ? તેનાથી આવું કામ કદી પણ બની શકે નહિ, અને જ્યારે તેનાથી ન બને ત્યારે તે અવશ્ય દિલગીર થાય, અને પોતાની પ્યારીને દિલગીર કરવા તે બિલકુલ રાજી નહતો. તેથી તે પોતાના પિતાને કહેવા લાગ્યો કે "મારા પ્યારા બાપા! મારી હાલત કેવી હતી, અને પેલો તીર શોધી કહાડયાં પછી મેં શું કીધું તે વાત મેં તમારાથી છાની રાખી તેનું ખરૂં કારણ તો મને પણ માલમ નથી. પરંતુ મારી પ્યારીના કહેવાથી તે મેં વાત છાની રાખી હતી; પરંતુ અત્યારે મને લાગે છે કે તમે વારી ઘડીએ આવી ચીજો માગી મને કાયર કરો માટેજ તેણે ના પાડી હશે. ગમે તેમ હોય પરંતુ તમને જ્યારે ખબર પડી છે ત્યારે હું પોતેજ કબુલ કરૂં છું કે તમારી બધી વાત તદ્દન ખરી છે. તે મારી પ્યારી ધણીઆણી છે ને હું તેને મારા ખરા અંતઃકરણથી ચાહું છું તેમ મને પણ ચાહે છે, તોપણ તેનાપર મારી કેટલી સત્તા છે તેની મને બિલકુલ ખબર નથી. મારો પ્રેમ તેના પ્રેમમાં એટલો તો જોડાઇ ગયો છે કે તેની સત્તા મેળવવાનો મને વિચાર પણ થયો નથી. તમે મહેરબાનીની રાહે તમારી માગણી બંધ કરી અમને સુખમાં રહેવા દેશો, કારણ કે અમારો પ્રેમ સ્વાર્થની ખાતર નથી પણ ખરા શુદ્ધ પ્રેમ તરીકેજ છે; પરંતુ જ્યારે તમે તેમ કરવા ના પાડો ત્યારે તો મારી ફરજ છે કે આ કામ ગમે તેવું કઠણ અને મારી મરજી વિરૂદ્ધનું છે તોપણ મારે મારા મુરબ્બીના હુકમને માન આપી અવસ્ય મારી પ્યારીની પાસે દીનતાથી માગણી કરવી પડશે. પણ હું ખાતરીથી કહી શકતો નથી કે આવી અમુલ્ય અને ન બની શકે તેવી વસ્તુ હું મેળવી શકીશ. જો હવે પછી હું તમારી મુલાકાતે ન આવું તો તમારે એમજ સમજવું કે તે પોતાના કામમાં નિષ્ફળ ગયો છે." સુલતાને જવાબ આપ્યો કે "મારા પ્યારા બેટા! તારા ધારવા જેટલી તે વસ્તુ અશકય નથી, જો કે માણસ જાતથી ન બની શકે તેવીજ છે તોપણ પરી જેવી જાતને તે મેળવવી રમતજ છે. જો તે તને ખરા પ્યારથી ચાહતી નહિ હોય તોજ તે તારી માગણીનો અનાદર કરશે, અને જ્યારે એમજ હોય તો પછી તે પરી જોડે રહેવામાં આપણને કશો ફાયદો નથી, માટે આતો તેના ખરા પ્યારની પરીક્ષા થશે."

સુલતાનના બોલવાની શાહજાદાપર જરાએ અસર થઈ નહિ, કારણ કે તે પોતાની પ્યારીને ખરા અંતઃકરણથી ચહાતો હતો, અને તેથી તે તેને નારાજ કરવાને બિલકુલ રાજી નહતો. સુલતાનને પોતાની મરજી વિરૂદ્ધ માગણી કરતો જોઇ તેને અત્યંત દિલગીરી થઇ, તેથી તે હમેશના કરતાં પણ બે દિવસ આગળથી ચાલી ગયો. પોતાની પ્યારીની મુલાકાતે ગયો ત્યારે તે અજાયબી સાથે બોલી કે "તમે આટલા બધા વહેલા કેમ આવતા રહ્યા? વળી તમારો ચહેરો આટલો બધો શોકાતુર કેમ છે?" શાહજાદાએ આ સવાલોનો સંતોષકારક જવાબ આપ્યો નહિ તેથી પરીએ જણાવ્યું કે "જ્યાં સુધી મારા સવાલોનો સંતોષકારક ખુલાસો મળશે નહિ ત્યાં સુધી હું તને મારી હકીકત કહીશ નહિ. તારા ચહેરામાં આટલી બધી દીલગીરી થવાનું ખરૂં કારણ જાણવાને માટે હું ઘણીજ આતુર છું, માટે મને જલદી જણાવ. તારૂં દુઃખ ગમે તેવું મોટું હશે તોપણ તેનું નિવારણ કરીશ, ફક્ત તારા પ્યારા પિતાનું મોત હશે તોજ મારાથી તેમાં ભાગ નહિ લઇ શકાય?"

શાહજાદા અલીફખાને પોતાની પ્યારીને આટલી બધી આતુરતાથી બોલતી સાંભળી તેને કંઇક હિંમત આવી, તેથી તે બોલ્યો કે "પ્યારી બાનુ! મારા પ્યારા બાપની જીદગીમાં વધારો થાય એવું હું ઇચ્છું છું. હું તેને તદ્દન સારી હાલતમાં મૂકી આવ્યો છું, માટે મારી દિલગીરીનુ કારણ તે નથી, પરંતુ સુલતાન પોતેજ છે. તેણે મારા પાસે એક એવી તો સખત માગણી કરી છે કે જે કહેતાં મારી જીભ પણ ઉપડતી નથી, તોપણ તારા અતિ આગ્રહથી હું તને કહીશ; પરંતુ ત્યાર પહેલાં મારે જણાવવું જોઇએ કે આપણી સઘળી વાતથી તે સારી રીતે વાકેફ થયો છે, તેણે આપણી છુપી વાત કયે રસ્તે જાણી લીધી તેની મને કંઈ પણ સમજ પડતી નથી!" પરી ગુલબાનુ તુરતજ બોલી ઉઠી કે "હું તને તેનો છુપો ભેદ કહું છું—જણાવું છું જે ઓરતને તું તે દિવસે બિમાર જાણી મારી પાસે ચાકરી કરવા

માટે તેડી લાવ્યો હતો તેજ ઓરત આ બધાનું મૂળ કારણ છે. મેં તને તેજ દહાડે જણાવ્યું હતું કે 'તે ઓરત કોઇ ધુતારી છે, બિલકુલ માંદી નથી.' આ વાત ખરી છે તે હવે તને સમજાયું હશે. પેલી દાસીઓએ તેને એક સાધારણ ઝરાનું પાણી લાવી તેને પાયું કે તે તુરત સાજી થઇ અને પોતે જવાની રજા માગી, આપણો મહેલ જોવાને પણ તે ખુશી નહતી; પરંતુ મેં કહ્યું કે 'આવો અલૌકિક મહેલ દુનીઆમાં કોઇ પણ સ્થળે નથી ! ત્યારે તે જોવા ગઇ, હવે ગમે તેમ હોય તોપણ તું બિલકુલ ગભરાતો નહિ, કારણ કે ગમે તેવાં અસહ્ય સંકટોમાંથી પણ હું તને બચાવી લઇશ. હવે તારા બાપની એવી તે જબરદસ્ત શી માગણી છે કે, તું આટલો બધો દિલગીર થઇ ગયો છે ? મને તે વાત જલદી જણાવ જેથી તારા દુઃખનો અંત આવે."

શાહજાદો બોલ્યો કે "તેં પણ જોયું હશે કે તું મારા ઉપર જે પ્યાર રાખે છે તેથી હું સંતોષ પામેલો છું, ને પ્યાર ટકી રહે તેટલા માટે મેં અત્યાર સુધી તારી પાસે કંઇ પણ ચીજ જે તને મુશીબત પડે તેવી માગી નથી. ખરેખર તારા જેવી બેનમુન ઓરત મળ્યા પછી મને બીજી શાની ગરજ છે ? તારી પાસે જે કંઇ માગું તેની આગળ મારે જાહેર કરવું જોઇએ કે તું દરેક બાબતમાં ઘણી શક્તિ ધરાવે છે, પણ તે વિષે કંઇ પણ અજમાયશ ન કરવી એવો મેં ઠરા[illegible] વાસ્તે હવે તું પોતેજ વિચાર કર, અને જો કે મેં પોતે નહિ, પણ મારા બાપે એક અરજ તને કીધી છે, જે મને ઘણી બેવકુફી ભરેલી અને નાલાયક લાગે છે. તે અરજ એ છે કે તું મને એક એવો તંબુ આપ કે જ્યારે મારો બાપ લડાઇમાં જાય ત્યારે તેનું તમામ લશ્કર અને સરસામાન રહી શકે તેમજ તેને વાળી લેવામાં આવે ત્યારે તે ફક્ત મુઠીમાંજ રહી શકે એટલો નાનો થઇ જાય. હું મારી તરફથી કહું છું કે આવી નાલાયક અરજ મારા પીતાએ કરી છે તેમાં મારી બિલકુલ સલાહ નથી " ગુલબાનુએ જવાબ આપ્યો " મારા પ્યારા શાહજાદા ! તું ગભરાટ તથા ફીકરમાં પડેલો છે તેનાં બે કારણ જણાય છે. એક તો એ કે તું ફક્ત મારા પ્યારમાં સંતોષ પામી રહેવા રાજી છે માટે મારી શક્તિની અજમાયશ કરવા રાજી નથી. બીજું એ છે કે તારા બાપની માગેલી ચીજ આપવાની શક્તિ મારામાં નથી એવી તારી ધારણા છે. પહેલા કારણ માટે તને પુરતી શાબાશી આપવી ઘટે છે, અને તને હાલના કરતાં પણ વધારે પ્યારથી ચાહવો જોઇએ. હવે બીજા કારણને વાસ્તે હું તને હમણાજ બતાવી આપું છું કે તારી ધારણા તદ્દન ખોટી છે. મારે મન તે ચીજ નવીજ છે પણ હું તને કહું છું કે હવે પછી ગમે તેવી કઠણ ચીજની માગણી કરવાને તું બિલકુલ અચકાતો નહિ. હું તારૂં કામ બજાવવાને ઘણીજ આતુર છું." એટલું કહી તેણે પોતાના હજુરીને બોલાવીને કહ્યું કે "આપણા ખજાનામાં જે પેલો સાથી મોટો તંબુ છે તે લાવ!" તુરત તેના હુકમને આધીન થઈ તંબુ આણી આપ્યો, અને પરીએ પોતે લઇ શાહજાદાના હાથમાં મૂક્યો.

શાહજાદો આ તંબુ જોઈ ઘણો અજાયબ થયો, કારણ કે તે એકજ મુઠીમાં ઘણા સહેલથી રહી શકતો હતો અને તદ્દન હલકો હતો. પરી આવા તંબુને સૌથી મોટો તંબુ ગણે છે તેનું શું કારણ હશે, તે તેને માલમ પડ્યું નહિ તેથી તે બોલ્યો કે "મારી પ્યારી પરી ! આટલા નાના તંબુમાં મારા પિતાનું તમામ લશ્કર કેવી રીતે રહી શકશે તે મારાથી સમજાતું નથી ?"

પરીએ તુરત તે તંબુ તેની પાસેથી લઈ પોતાના હજુરીને આપી તેને ઉભો કરવા હુકમ આપ્યો. હજુરીએ તુરતજ તે પ્રમાણે કર્યું, જે જોઇ શાહજાદો ઘણા અજાયબી સાથે બોલી ઉઠ્યો કે "ખરેખર! આ તંબુ ઘણોજ મોટો છે તેમાં મારા પિતાના લશ્કર કરતાં પણ ઘણું મોટું લશ્કર ઘણી ખુશીથી સહિસલામત રહી શકશે !" પછી પેલા હજુરીએ તે તંબુ વાળી લઇ શાહજાદાના હાથમાં આપ્યો. શાહજાદો અલીફખાન તે તંબુ લઇને કાંઇ પણ ઢીલ કર્યા વગર બીજે દહાડે સવારે સદાના ધારા માફક પોતાની સાથે સવારો લઇને પોતાના બાપ પાસે જવા તૈયાર થઇ ચાલી નીકળ્યો.

શાહજાદાને તુરત પાછો આવતો જોઇ સુલતાનને ઘણી નવાઈ લાગી, કારણ કે તે તો એમજ ધારતો હતો કે આવું અશક્ય કામ શાહજાદાથી બનવાનુંજ નથી. પરી ગુલબાનુનો આપેલો તંબુ પિતાની આગળ ભેટ મૂકી ઘણી નમનતાઇથી સલામ કીધી. સુલતાને તે તંબુને હાથમાં લઇ તેનાં ઘણાંજ વ-

બાણુ કર્યાં, અને પછી એક મોટા મેદાનમાં ઉભો કરવા ફરમાવ્યું. દરબારીઓએ તેને તુરતજ ઉભો કર્યો જે જોઇ પાદશાહની ખુશાલીનો પાર રહ્યો નહિ તેની ખાતરી થઇ કે મારા લશ્કર જેવાં તો બે લશ્કર આ તંબુમાં સહિસલામત રહી શકશે." તે શાહજાદાનો તેમજ તેની પ્યારી પરીનો ઉપર ઉપરથી ઘણો ઉપકાર માનવા લાગ્યો. આવા ઉમદા તંબુને પોતાના ખજાનામાં બહુ સંભાળથી રાખવા ખજાનચીને હુકમ ફરમાવ્યો. જો કે સુલતાન ઉપર ઉપરથી તે શાહજાદાનો તેમજ પેલી પરીનો ઘણો ઉપકાર માનતો હતો, તોપણ પોતાના મનમાં ઘણો બળતો હતો તેથી તેણે શાહજાદાને કહ્યું કે "મારા પ્યારા બેટા! હું તારા આ કામથી ઘણો પ્રસન્ન છું તોપણ હજુ એક કામ તને બતાવવા મારી મરજી છે અને મને આશા છે કે તું કદી પણ ના પાડીશ નહિ. તે કામ એ છે કે સિંહના ઝરાનું પાણી કે જે પીવાથી ગમે તેવો ઝેરી તાવ અને બીજા અનેક રોગ મટી જાય છે તે પાણી મને લાવી આપ, કારણ કે હવે મારૂં શરીર નબળું રહે છે."

શાહજાદો એમજ સમજતો હતો કે હવે મારો પિતા મારી પાસે કંઇ પણ ચીજની માગણી કરશે નહિ. તેની આ ધારણા ખોટી પડી માટે તે ઘણો અજાયબ થયો. તે બોલ્યો કે "મારા વહાલા બાપ! તમે પુરતો ભરોસો રાખો કે જે ચીજની મદદથી તમારી જીંદગીમાં વધારો થાય અને તમે સુખી થાઓ તેમ કરવા હું પુરતી કાળજી રાખું છું. હું તે કામ મારી જાતે કરી લાવીશ, કારણ કે મારી વહાલી પરીને વારે ઘડીએ તસ્દી આપવા હું ખુશી નથી. હું તે પાણી તમને જરૂર લાવી આપીશ, એવું વચન આપતો નથી. હું જરૂર પડશે તો પરીની સલાહ લઇશ, પરંતુ તેમ કરતાં મને પ્રથમના જેટલુંજ કડવું લાગશે."

જ્યારે બીજે દહાડે શાહજાદો પરી ગુલબાનુની પાસે પાછો આવ્યો ત્યારે પોતાના બાપના દરબારમાં પેલો તંબુ ભેટ આપ્યો તે વિષે સુલતાને તે બાનુનો અત્યંત ઉપકાર માન્યો હતો તે વિષે તથા ત્યાં જે જે હકીકત બની હતી તે વિષે સઘળી હકીકત કહી સંભળાવી. પછી બોલ્યો કે "મારી પ્યારી બાનુ! હું તારી આગળ ખુલ્લું કરીને કહું છું તેનું કારણ એ છે કે મારી તથા સુલતાનની વચ્ચે જે કંઇ વાતચીત થઇ તેનો ખરો હેવાલ હું તને આપી શકું, પરંતુ તે અરજ કબુલ રાખવી કે નહિ એ તો તારી પોતાની મરજી ઉપર છે. તું જે કંઇ કરશે તેમાં હું રાજી છું." પરી બાનુ બોલી કે "સુલતાનની એટલી ખાતરી થઇ કે તું મારી ઉપર ફિદા છે અને હું તારાપર ફિદા છું તેથી મને ઘણો આનંદ થયો છે. હું તારા પિતાની અરજ કબુલ રાખીશ, પણ મારી તો ખાતરી છે કે તે પેલી ધુતારી ઓરતની સલાહ પ્રમાણે ચાલે છે. તારે તેથી બિલકુલ ગભરાવું નહિ, કારણ કે હું તે બધાનો ઘડો લાડવો વખત આવે કરીશ. સિંહનો ઝરો આપણા કિલ્લાના મધ્ય ભાગમાં છે અને તેની ચોકી વાસ્તે ચાર મોટા જબરદસ્ત સિંહ છે જેમાંના બબે વારાફરતી સુએ છે ને જાગે છે, તોપણ હું તને એવી યુક્તિ બતાવીશ કે તું નિર્ભયપણે ખુશીથી જઇ આવીશ."

ત્યાર પછી પરી ગુલબાનુએ તેને એક દડો આપીને કહ્યું કે "આ દડો તું લે, એનો ઉપયોગ કેવી રીતે કરવો એ હમણાં હું તને બતાવું છું." પછી બે ઘોડા તૈયાર કરાવી તે બોલી કે "એક ઉપર તું સ્વાર થા અને બીજો તારી સાથે રાખજે." ત્યાર પછી એક બકરાના ચાર કકડા કરાવી એક વાસણમાં ભરી પેલા બીજા ઘોડાપર બંધાવ્યા. અને એક ખાલી વાસણ શાહજાદાને પાણી ભરી લાવવા માટે આપ્યું. પછી બોલી કે "તું પેલા કોટના દરવાજા તરફ હિંમતથી જજે અને જ્યારે તે દરવાજા આગળ પહોંચે ત્યારે એ દોરીનો દડો તારી આગળ નાખજે, કે તે પોતાની મેળે આગળ ચાલ્યો જશે અને જ્યારે કિલ્લાનો દરવાજો આવશે ત્યારે તે પોતાની મેળે અટકી જશે. તું પણ તેની પાછળ પાછળ ચાલ્યો જજે અને જ્યારે તે અટકે ત્યારે પેલો દરવાજો ઉઘાડજે; દરવાજો ઉઘાડતાંજ પેલા ચારે સિંહ તારી નજરે પડશે; તેઓમાંના બે જણ ચોકી કરતા હશે. તેઓ પોતાની ગર્જના કરી પેલા બેને પણ જગાડશે, પણ તું એમની ધાસ્તી રાખ્યા વગર ઘોડાપર બેસી રહીને તેમાંના દરેકની તરફ પેલા ચારે ટુકડા ફેંકી દેજે; એટલું કીધા પછી કાંઇ પણ ઢીલ કીધા વગર ઝડપથી ઘોડાને દોડાવીને જલદીથી

પેલા ઝરા તરફ નીકળી જજે, અને પછી નીચે ઉતર્યા વગર આ વાસણમાં પાણી ભરી લઇ તેટલીજ ઝડપથી પાછો ફરજે. એ વખતે તે સિંહ બકરાનું ગોસ ખાવામાં પડેલા હશે તેથી કંઇ પણ હરકત વગર ત્યાંથી તું બહાર નીકળી આવીશ."

તેજ વખતે ગુલબાનુના કહેવા પ્રમાણે સઘળી તૈયારી કરીને શાહજાદો અલીફખાન મહેલમાંથી બહાર નીકળ્યો. અને પેલા કિલ્લાના દરવાજાની નજદીક જઇ પહોંચ્યા પછી દરવાજો ઉઘાડીને પેલા ચાર કકડા ચાર સિંહો તરફ ફેંકયા. અને પછી દ્દઢતા તથા હિંમતથી તેઓની પાસે થઇને ચાલ્યો ગયો. પછી પેલા ઝરા આગળ આવીને તેમાંથી પાણી ભરી લઈ તુરતજ ઘણી ઝડપથી કિલ્લાની બહાર સહિસલામત નીકળી ગયો. થોડેક દૂર જઇને જોયું તો પોતાની પાછળ પેલા બે સિંહને આવતા જોયા પણ તેથી કંઇ પણ ધાસ્તી ન ખાતાં પોતાની તરવાર તાણી સામો થઇ ગયો પરંતુ પેલા સિંહતો તેની સામે થવાને બદલે પૂછડી હલાવી ગમત કરવાને લાડ કરવા લાગ્યા, તેથી શાહજાદાએ પોતાની તરવાર મ્યાન કરી. ત્યારબાદ એક સિંહ તેની આગળ અને બીજો તેની પાછળ ચાલવા લાગ્યો. એ પ્રમાણે પિતાની રાજધાની તરફ તેણે પોતાનો રસ્તો લીધો. એવી રીતે પેલા બે સિંહો સાથે શાહજાદો પાયતખ્ત સમરકંદમાં દાખલ થયો. ઠેઠ પાદશાહી મહેલના દરવાજા સુધી તે બંને સિંહ સાથે રહ્યા. પાદશાહી મહેલમાં દાખલ થતાંવારજ પેલા બંને સિંહ રસ્તે પડી ગયા.

જે સરદારો શાહજાદા અલીફખાનને માન આપવા માટે તેની સામે આવ્યા હતા, તેઓની સાથે તે દાખલ થયો. અને પોતાના પિતાના તખ્ત આગળ જઇ પેલું પાણીનું વાસણ મૂકી પગે પડી બોલ્યો કે "નેક નામદાર ! જે અમુલ્ય અને બેનમુન પાણીને આપના ખજાનામાં ઘણા જાપતાથી રાખવા ઇચ્છા ધરાવો છો તે પાણી આપની હજુરમાં લાવ્યો છું. હું નેકખુદા પાસે હાથ જોડી માગું છું કે આપ હમેશાં તનદુરસ્ત રહો કે જેથી આ પાણીની તમને કદી પણ ગરજ પડે નહિ." પેલી જાદુગર ઓરતને સિંહના ઝરાના પાણીની ખબર હતી અને તેણે સુલતાનને પ્રથમથીજ વાકેફ કર્યો હતો. સુલતાન શાહજાદાને જીવતો આવેલો જોઇ ઘણી અજાયબી સાથે બોલ્યો કે "મારા પ્યારા બેટા ! આ પાણી લાવવા માટે તેં તારો જીવ ઘણો જોખમમાં નાખ્યો છે અને તેથી હું તારો અત્યંત ઉપકાર માનું છું. પણ હવે તું મને મહેરબાની કરીને જણાવ કે તું કયી કળાથી અથવા કયા અજાયબ જેવા જોરથી તું ત્યાંથી પાણી લઇ સહિસલામત પાછો આવ્યો ?" તેણે જવાબ આપ્યો કે "સાહેબ ! એ કામ મારા પોતાથી કદી પણ પાર પડે તેવું નથી, પણ તે સઘળું મારી પ્યારી ગુલબાનુની મદદથી થયું છે. તેણીએ મને જે સરસ રસ્તો દેખાડયો તેને હું બરાબર વળગી રહ્યો, તેથીજ હું સર્વે વાતે ફતેહમંદ થયો છું." ત્યારપછી પોતાની સઘળી મુસાફરીનું બયાન કરીને તથા એ કામ પાર પાડવા માટે શુંશું ઉપાયો કામે લગાડયા હતા તે કહીને ગુલબાનુએ જે સલાહ આપી હતી તેથી પાદશાહને વાકેફ કર્યો.

તેણે જે કહ્યું તે સઘળું સુલતાને બહારથી તો ઘણી ખુશી ભર્યા દેખાવથી સાંભળ્યું પણ તેના મનમાંતો આગળના કરતાં પણ વધારે અદેખાઇ ઉભરાઇ આવી. હવે શું કરવું તે બાબતે તે વિચારમાં પડી ગયો. અને કેટલીવારે તે બોલ્યો કે "મારા પ્યારા બેટા ! તારી આવી હિંમત તથા બુદ્ધિ જોઇ મને ઘણી અજાયબી લાગી અને તેથીજ હું અત્યાર સુધી મૂઢ બની ગયો હતો. તારો મારીપર અથાગ પ્રેમ છે એટલુંજ નહિ પરંતુ તારી પરી ગુલબાનુ પણ મને અતિશય પ્રેમથી ચાહે છે, કારણ કે તેણે પણ મારી સઘળી માગણી આનંદથી સ્વીકારી છે હું તમારા બંનેનો ઘણો આભારી છું. હવે મને ફક્ત એકજ કામ છે અને તે એટલુંજ કે મને એક એવો માણસ લાવી આપો કે જેની ઉંચાઇ દોઢ ફીટની અને દાઢી ત્રીશ ફીટ લાંબી હોય ! આ માણસ પોતાની ખાંધપર લોઢાની એક જબરદસ્ત ડાંગ રાખે છે જેનું વજન લગભગ પાંચસેં રતલ હોય છે મારી આટલી માગણી કબુલ રાખો ત્યાર પછી હું તમને કંઇ પણ કામ બતાવવા ચાહતો નથી."

પાદશાહની આવી માગણી સાંભળી શાહજાદો ઘણો અજાયબ થયો. શાહજાદાએ પોતાના પિતાને પોતાની માગણી પાછી ખેંચી લેવા ઘણો સમજાવ્યો પરંતુ હઠીલા પાદશાહે પોતાની હઠ છોડી નહિ

અને તે બોલ્યો કે "પરી જાતનાં માણસો તો આ કરતાં પણ વધારે સખત કામો કરી શકે છે!" હવે બીજે દહાડે જ્યારે તે શાહજાદો પોતાની પ્યારીના મહેલ તરફ જવાને પાછો ફર્યો ત્યારે પોતાના બાપે જે અજાયબી ભરેલી અરજ કરી હતી, તેથી તેનું મન ઘણું ચિંતાતુર હતું. ત્યાં પહોંચતાંજ તેણે પોતાની પ્યારીને તે અરજ કહી સંભળાવી બોલ્યો કે "પેલી આગલી બે ચીજો મેળવવી એ ઘણું મુશ્કેલ છે એમ મને લાગ્યું હતું. પણ આવું માણસ મેળવવું એ તો બિલકુલ અશક્ય છે એમ હું ધારૂં છું. પ્યારી પરી! દુનીઆના કયા ભાગમાં તેવો માણસ હશે? ખરેખર મારા પિતાની મરજી એવી છે કે ગમે તે પ્રકારે મારો નાશ કરવો, નહિ તો આવું સખત કામ કદી પણ મને બતાવે નહિ! તેમજ વિચારો કે આવો જબરદસ્ત માણસ મારો પ્રાણ લીધા વીના રહે કે? આવા જબરદસ્ત માણસને પકડવા માટે હું શી યુક્તિ કરૂં તે મને સમજાતું નથી, માટે જો આ ભયંકર આફતમાંથી મને બચાવવાની કંઇ પણ યુક્તિ હોય તો મને મહેરબાની કરી બતાવશો?"

પરી ગુલબાનુ બોલી કે "મારા પ્યારા! તું એટલી બધી ધાસ્તી ના રાખ. તારા પિતાને માટે સિંહના ઝરામાંથી પાણી લાવવું એ એક મોટી ભયંકર આફત હતી, તેમાંથી જ્યારે તે સહિસલામત બચી ગયો છે ત્યારે તો તું આમાંથી પણ પાર ઉતરીશ, કારણ કે આ કામ તેના જેટલું સખત નથી. મારો એક ભાઇ છે જેને 'સચાર' નામથી દુનીઆ ઓળખે છે. તે જો કે મારો સગો ભાઇ છે તોપણ મારાં અને તેના રૂપમાં, સ્વભાવમાં અને દેખાવમાં તદ્દન ફેર છે તે એવો તો ભયંકર છે કે તેને જોતાં વારજ તું તો બી મરે. તેનો સ્વભાવ તો ઘણોજ ઘાતકી છે. તેને જોતા જોતામાં ગુસ્સો ચઢી જાય છે અને કમકમાટ ભરેલાં ખુનરેજી કૃત્ય કરે છે. તે વખતે તે એટલું તો વિકાળ સ્વરૂપ ધરે છે કે તેને અટકાવવાની કોઇની પણ હિંમત ચાલતી નથી; પરંતુ તે જ્યારે શાંત હોય છે ત્યારે ઘણો સારો છે, જો કે તે વખતે પણ જોનારને તો ભયકરજ લાગે છે. તે મારાપર ઘણી મહેરબાની રાખે છે અને જ્યારે મારે કામ પડે છે ત્યારે હું તેને યાદ કરૂં કે તુરત આવી હાજર થાય છે. તારા પિતાએ જે માણસની માગણી કરી છે તે માણસ તેજ છે. હું હમણાં તેને તારી રૂબરૂમાંજ બોલાવું છું, તેથી તારી તુરત ખાત્રી થશે કે મારી વાત કેટલે દરજ્જે ખરી છે; પણ તું ખુબ સાવધ અને હિંમતવાન રહેજે, તે આપણી આગળ આવી હાજર થાય ત્યારે તેના ભયંકર ચહેરાથી બિલકુલ ગભરાતો ના." આ વાત સાંભળીને શાહજાદો અલીફખાન બોલ્યો કે "ઓ મારી પ્યારી બાનુ! તું કહે છે કે તે સચાર તારો ભાઇ છે તેથી તે ગમે તેવો ખરાબ અને બિહામણો હશે તોપણ હું તેનાથી બિલકુલ ડરનાર નથી; તેને આવતાં વારજ હું સારૂં આદરમાન આપીશ, અને તેને એક મારા નજદીકના પ્યારા સગાની માફક ગણીશ."

ત્યાર પછી તે ગુલબાનુએ એક ધુપદાની લઇ તેમાં ઘણી ખુશબોદાર વસ્તુઓ મૂકી દેવતા મૂકયો. વળી તેનાપર એક ખુશબોદાર ભુકી ભભરાવી તેવોજ તુરત તેમાંથી ઘણો સુગંધીદાર ધુમાડો નીકળવા લાગ્યો. આની સુગંધ એટલી તો સરસ હતી કે "લેનારને ખુશ ખુશ કરી નાંખે. ત્યારે પછી થોડીક વારે ગુલબાનુ બોલી કે "ઓ શાહજાદા! મારો ભાઇ અહીં આવ્યો છે તેને શું તું જોતો નથી કે" શાહજાદો અલીફખાન તે અગાશીપરથી જરા બહાર આવીને જોયું તો એક જબરદસ્ત અને ઘણોજ લાંબી દાઢીવાળો પણ અતિ ઠીંગણા કદનો રાક્ષસ નજરે પડયો. તેના ખભા ઉપર પાંચસેં રતલનો લોઢાનો થંભ હતો, તેનો ચહેરો ઘણો ગંભીર અને વિચારગ્રસ્ત હતો, તેની લાંબી દાઢી જમીનપર ઘસડાતી હતી, તેની મોટી મૂછો તેના કાનની પેલીમેર ગઇ હતી, જેથી તેનું આખું મોઢું ઢંકાઇ ગયું હતું. ટુંકામાં તેનો આખો ચહેરો ઘણો ભયંકર હતો.

એ 'સચાર' પોતાની પ્યારીનો સગો ભાઇ થાય છે તેની શાહજાદાને ખબર નહોત તો તે જરૂર તેને જોઇનેજ બી મરત, પણ તે વાતની તેને આગળથી ખબર હતી તેથી હિંમત પકડી ધીરજથી કંઇ પણ ધાસ્તી રાખ્યા સિવાય પોતાની પ્યારીના જમણા હાથપર જઇ ઉભો રહ્યો. સચાર આગળ આવ્યો તેવોજ કરડા ડોળાથી શાહજાદા તરફ જોવા લાગ્યો, અને પછી પોતાની બેનને પૂછ્યું કે "આ માણસ કોણ છે?" તેણે જવાબ આપ્યો કે "ભાઇ! એતો મારો ધણી છે, તેનું નામ શાહજાદો અલીફખાન

છે તથા એ સમરકંદના પ્રખ્યાત સુલતાનનો બેટો છે. મેં આના લગ્નની વખતે તમને નહિ બેલાવ્યા, તેનું કારણ એ હતું કે તમો જે કામમાં રોકાએલા હતા તેમાંથી તમારૂં મન ફેરવવાની મારી મરજી ન હતી. તમે તે કામમાં ફતેહ પામ્યા છો તે જાણીને હું ઘણી ખુશી થઈ છું, અને તેથીજ મેં તમને અહીં તેડાવ્યા છે."

સચાર આ વાત સાંભળી ઘણોજ ખુશી થયો, અને શાહજાદાની તરફ ઘણાજ પ્યારથી ઠંડી નજરે જોવા લાગ્યો, પરંતુ તેથી તેના જંગલી અને ભયંકર દેખાવમાં કંઇ પણ ફેર પડયો નહિ. તે બોલ્યો કે "મારા વહાલી બેન, મને કાંઈ એવી યુક્તિ બતાવ કે તેથી કરીને હું શાહજાદા અલીફખાનની મહેરબાની મેળવું. એ તારો ધણી છે તેથી તે મને જે હુકમ ફરમાવશે તે ઘણી ખુશીથી બજાવીશ અને તેને ખુશી રાખીશ." ગુલબાનુએ જવાબ દીધો કે "એના ભાઇ તમારી મુલાકાત લેવા ઇચ્છા રાખે છે અને તમને જોવાને માટે ઘણો આતુર છે માટે તમે તેની સાથે તેના બાપના દરબારમાં જાઓ!" સચાર બોલ્યો કે "હું ખુશીથી તેની સાથે જઇશ. ફક્ત મને રસ્તો દેખાડશે તો બસ." પરી બાનુ બોલી કે "ભાઇ! આજ તો મોડું થયું છે માટે હવે કાલ સવારમાં જાઓ તો ઠીક, ત્યાં સુધી તે બાપ દીકરા વચ્ચે શીશી બીના બની છે તેથી હું તને માહીતગાર કરીશ." એ વાત સચારે કબુલ કર્યાથી પરી ગુલબાનુએ તેને પહેલેથી છેલ્લે સુધાની બધી હકીકતથી વાકેફ કર્યો. બીજે દિવસે સવાર થતાંજ શાહજાદાની સાથે સુલતાનના દરબારમાં જવાને નીકળ્યો તેઓ થોડા વખતમાં શહેરમાં આવી પહોંચ્યા. તેને જોઇનેજ શહેરના તમામ લોક ગભરાઇ ગયા અને બીકના માર્યા બારણાં બંધ કરી ઘરમાં ભરાઇ ગયા. જેમ જેમ તે શહેરમાં ગયો તેમ તેમ લોકો અને દુકાનદારો વગેરે દુકાનો બંધ કરી જ્યાં ત્યાં સંતાઇ બેઠા. આખું શહેર થોડીવારમાં ઉજજડખંખ થઇ ગયું. જ્યારે તેઓ પાદશાહના મહેલના દરવાજા નજદીક ગયા ત્યારે દરવાજાપર ઉભેલા ચોકીદારો તેઓને રોકવાને બદલે જીવ લઇને નાઠા. પછી તે બંને પાદશાહના દરબારમાં દાખલ થયા. આ વખતે સુલતાન દરબાર ભરીને તખ્તપર બિરાજેલો હતો. આવી ભયંકર કાળમૂર્તિ સરખા સચારને જોઇ સર્વે દરબારીઓ ગુપચુપ છાનામાના બેશી રહ્યા, અને તે ઠેઠ પાદશાહના તખ્ત આગળ ગયો ત્યાં સુધી તેને કોઇ પણ અટકાવી શકયું નહિ, અને કોઇએ એક ખુખારો સરખો પણ કર્યો નહિ. પોતાનું માથું સીધું રાખીને ગુસ્સામાં સચાર ત્યાં ઉભો રહ્યો. શાહજાદાના બોલતા પહેલાં તો તે પોતેજ બોલી ઉઠયો કે "તેં મને જોવાની મરજી દેખાડી હતી તેથી હું તારી પાસે આવ્યો છું, માટે હવે તું મને સારી રીતે જોઇ લે. અને કહે કે તારે મારૂં શું કામ છે?" પણ સુલતાને તેને પાછો જવાબ દીધા વગર એવા બિહામણા રાક્ષસને નહિ જોવા પોતાની આંખો ઉપર હાથ ઢાંક્યા. સુલતાન તેનાથી એટલો તો ડરી ગયો હતો કે ત્યાંથી નાશી છુટવાની પણ હિંમત ચાલી નહિ. સચાર આવા અપમાનથી ઘણો ચીડાઇ ગયો તેથી ક્રોધ કરીને બોલ્યો કે "અરે દુષ્ટ ચંડાળ! જ્યારે મેં તારે માટે આટલી બધી લાંબી સફર કરી ત્યારે તું મને આવી રીતે અપમાન આપે છે તો લે તેનું ફળ!" એમ કહી પોતાની જબરી ડાંગ તેના માથામાં ઠોકી તેના પ્રાણ લીધા. શાહજાદો પણ તેનાથી થરથરી ગયો, અને તેને આમ કરતાં રોકી શકયો નહિ, પછી તેણે શાહજાદાને કહ્યું કે "બીજા દુષ્ટ કારભારીઓને મને જલદી બતાવ?" શાહજાદાએ કહ્યું કે', આ વડા વજીરને પૂછો, કારણ કે હું કાંઈ જાણતો નથી અને તે ખરી વાત કહી દેશે." પછી સચારે વડા વજીરને ક્રોધ સાથે પૂછ્યું, જેથી બીકના માર્યા બધી વાત કહી દઇ પેલા તમામ બદે બા અમીરોને બતાવી દીધા. સચારે તે સઘળાઓને કચરઘાણ કરી નાખ્યા. તેમાંથી એક પણ નાશી છુટયો નહિ, કારણ કે તેઓ સચારને જોતાંજ અધમુવા થઇ ગયા હતા. પછી પેલી જાદુગર ઓરતને પકડી મંગાવવા હુકમ કર્યો. વડો વજીર જાતે જઇ તેને પકડી લાવ્યો. પછી સચારે તે ઓરતને મારી નાખતાં પહેલાં બધી ખરેખરી હકીકત કહેવા ફરમાવ્યું અને તે સાથે એટલો તો ક્રોધ જણાવ્યો કે તે બિચારી બીકની મારી તમામ હકીકત સાચે સાચી કહેવા લાગી. જ્યારે તેની સઘળી હકીકત પુરી થઇ કે શાહજાદો અલીફ એટલો તો તાજુબ થયો કે કંઇ પાર નહિ. પોતાની પ્યારી ગુલબાનુએ તે બાઇ વિષે બાંધેલી તમામ ધારણા ખરી

પડેલી જોઇ તેને ગુલબાનુપર ઘણોજ પ્યાર આવ્યો. આખા મહેલમાં શાંત થઇ ગયું. કોઇ એક શબ્દ પણ બોલી શક્યું નહિ. સુલતાનના મરણના સમાચાર જાણી તથા મોટા મોટા દરબારીઓનાં ભયંકર રીતે થએલાં ખુન જાણી તેની તમામ બેગમો ઘણીજ દિલગીર થઇ; પરંતુ કોઇનાથી રડી શકાયું નહિ ! ઉલટી સૌ પોતપોતાનો જીવ બચાવવા આડી અવળી સંતાવા લાગી. પેલી જાદુગરબાઇને પણ પોતાની ડાંગનો સ્વાદ ચખાડી હંમેશને માટે શાંત કરી દીધી.

આ બધું કામ કર્યા પછી સચાર બોલ્યો કે "મારા બનેવી શાહજાદા અલીફખાનને તમારા પાદશાહ તરીકે કબુલ કરશો, નહિ તો આખું શહેર ફના કરીશ." જે લોકો ત્યાં હાજર હતા, તેઓ તુરત બોલી ઉઠયા કે "અમે તમારા દબદબાથી ઘણા ખુશી છીએ અમે ખુદા પાસે એટલુંજ માગીએ છીએ કે "આ નેક શાહજાદો ! અમારાપર ચિરકાળ સુધી અમલ ચલાવે !" ત્યાર પછી સચારે તે શાહજાદાને માથે મુગટ પહેરાવી ગાદીપર બેસાડયો, ત્યાર પછી તેના ઉપર આશીશનો વરસાદ વરસાવી તેની સાથે વિશ્વાસુ રીતે ચાલવા સોગન ખાઇ પોતાની બહેનને તેડવા ગયો. તે પોતાની બહેન ગુલબાનુને મોટા ઠાઠમાઠથી તેડી લાવ્યો, અને તખ્તપર બેસાડી શહેનશાહે બાનુની પદવી આપી.

ત્યાર પછી સુલતાન અલીખાનનાં ભાઇ અહમદ તથા તેની પ્યારી ઓરત ચાંદમહાલ કે જેમણે આ કાવતરામાં બીલકુલ ભાગ લીધો નહતો. તેમને સારા માન મરતબા સાથે બોલાવી પોતાની પાસે સુંદર આસનપર બેસાડયાં અને પછી શાહજાદાએ જણાવ્યું કે "મારા વહાલાભાઇ અહમદ ! તું અમારા વતી આ રાજ્ય ચલાવ અને તમામ રૈયતને ન્યાય આપી સંતોષ પમાડ." અહમદે તેને નમન કરી તેમ કરવા કબુલ કર્યું. ત્યાર પછી તેણે પોતાનો વડો ભાઇ અબદુલ કે જે ફકીર થઇ ગયો હતો તેની તપાસ કરાવી. પછી તેની પાસે જાતે ગયો અને બધી હકીકતથી વાકેફ કરી જણાવ્યું કે "તમારી નજરમાં આવે તો તમે જાતે સુલતાન થાઓ, અગર તમને તેમ ન ફાવે તો એક મોટી જાગીર રાખી તમારી જીંદગી સુખમાં ગુજારો." પરંતુ શાહજાદા અબદુલે રાજ્ય સુખ કરતાં જોગી સુખમાં વિશેષ પ્રીતિ બતાવી તેથી તેને તેજ સ્થિતિમાં રહેવા દીધો. ત્યાર પછી શાહજાદો અલીફખાન તથા તેની પ્યારી પરી ગુલબાનુ પોતાના મોટા રસાલા સાથે પોતાને ઠેકાણે પાછાં ગયાં. તેઓ વખતો વખત સમરકંદમાં આવતાં અને પોતાના ભાઇ અહમદને યોગ્ય સલાહ આપતાં. તે પ્રમાણે તે સુખી જોડાએ પોતાની આખી જીંદગી સુખમાં ગુજારી અનેક તરેહનાં સુખ ભોગવ્યાં.

આ વાર્તા સાંભળી હિંદનો સુલતાન ઘણોજ ખુશી થયો, અને એક નવી વાર્તા કહેવા શાહજાદીને ફરમાવ્યું; તેણે નીચે મુજબ વાર્તા શરૂ કરી.

# ત્રણ બહેનોની વાર્તા.

તુર્કસ્તાનના સિરિઆ પ્રાંતમાં દમાસ્કસ નગર છે. આ નગર પ્રથમ ઘણું મોટું ને આબાદ હતું. આખી દુનીઆમાં તે સૌથી જુનું શહેર ગણાય છે. પ્રાચીન કાળમાં એક મોટા જબરદસ્ત રાજ્યની રાજધાની હતું તેની ગાદીપર મોટા મોટા પ્રખ્યાત પાદશાહો થઇ ગયા છે જેમાંનો એક મુસ્તફાખાન નામે હતો. આ પાદશાહ વિદ્વાન, પરાક્રમી ચતુર ઉદાર અને પરમાર્થી હતો. પોતાની પ્રજાની ખરી સ્થિતિ જોવા માટે વખતો વખત છુપા વેશે પોતાના આખા રાજ્યમાં ફરતો હતો. તે પોતાની સાથે જાફર નામના એક માણસને રાખતો હતો, જે ઘણોજ વિશ્વાસુ માણસ હતો. એક વખતે તે બંને જણા છુપો વેશ લઇ નગરચર્ચા જોવા નીકળ્યા. ફરતા ફરતા તેઓ મધ્યમ વર્ગના લોક જે મહોલ્લામાં રહેતા હતા તે મહોલ્લામાં આવી પહોંચ્યા. આ મહોલ્લાના એક બખીઆર ઘરમાં મોટેથી વાત થતી પાદશાહે સાંભળી, તેથી તે સાંભળવાની મેથી તે ઘરની નજદીક ગયા તો બારણું બંધ દીઠાં, તેથી

ત્યાં બેસી કમાડ આગળ કાન ધરી સાંભળવા લાગ્યા તેમજ કમાડની ફાટમાંથી ઝીણી નજરે પાદશાહે જોયું તો ત્રણ ખુબસુરત બહેનોને એક સુંદર કોચપર બેશી વાત કરતાં જોઇ.

મોટી મહેન પ્રથમ બોલી કે "મારી તો એવી મરજી છે કે હું સુલતાનના ભઠીઆરા સાથે પરણું તો ઘણું સારૂં થાય; કારણ કે તેથી મને પાદશાહને લાયક સ્વાદિષ્ટ અને ઉત્તમ ખોરાક ખાવા મળે તેટલુંજ નહિ પરંતુ પાદશાહ પોતે પણ મારી ચાખેલી રસોઇ જમે," બીજી બહેન બોલી ઉઠી કે "મારી મરજી તો એવી છે કે હું શહેનશાહના વડા બબરચી સાથે પરણું કે જેથી મને જુદી જુદી જાતનાં પકવાન ખાવાને મળે; મારી વહાલી બેન જેવી તમારી મરજી છે તેવીજ મારો છે"

પેલી નાની બહેન કે જે પેલી બંને બહેનો કરતાં ઘણી ખુબસુરત તથા અક્કલબાજ હતી, તે બોલી કે "બહેનો! હું કંઇ તમારી માફક સારૂં સારૂં ખાવાને ચહાતી નથી, તેમજ મોજમજા ઉડાવવાને ચાહતી નથી; કારણ કે મારા વિચારો કંઇ તમારા જેવા હલકા નથી. મારા વિચારો તમારા વિચારોથી તદન જુદાજ છે. હું તો કોઇ શહેનશાહ સાથે લગ્ન કરવા ઉમેદ રાખું છું. વળી તેવા મહાન પાદશાહ સાથે લગ્ન કરી એક એવા ઉમદા શાહજાદાનો જન્મ આપું કે જેના માથાના વાળ સોનેરી હોય, જેના રડવાથી આંસુને બદલે બેનમુન મોતી ખરે, જેની છીંકમાંથી રત્ન નીકળે અને જેના ખડખડાટ હસવાની સાથેજ હીરા નીકળે."

સુલતાન તથા તેનો સાથી આ વાત સાંભળીને ઘણી અજાયબી પામ્યા. પાદશાહ પોતાના સાથીની કંઇ પણ સલાહ લીધા વગર બોલી ઉઠયો કે "ચોકસાઇથી આ ઘર ધ્યાનમાં રાખ, અને કાલે સવારમાં આ ત્રણે બહેનોને મારી આગળ લાવી હાજર કર!"

બીજે દીવસે સવારમાં પાદશાહના હુકમ મુજબ જાફરખાન તે બહેનોને ઘેર ગયો, અને પાદશાહનો હુકમ કહી સંભળાવ્યો. ત્રણે બહેનો ઘણીજ ગભરાઇ ગઇ અને જાફરખાનને પુછવા લાગી કે "ઓ મારા મહેરબાન, અમે કંઇ પણ ગુનો કર્યો નથી તો પછી પાદશાહ અમને ગરીબને શા માટે બોલાવે છે તે તારી જાણમાં હોય તો અમારા પર મહેરબાની કરીને કહે!" તેણે જવાબ આપ્યો કે "હું તે વાત જાણતો નથી, પરંતુ પાદશાહ કંઇ તમને શિક્ષા કરવા બોલાવતો નથી, તેમ તેના ચહેરા પરથી જણાય છે, માટે કંઇ પણ ધાસ્તી રાખ્યા વગર નિરાંતે ખુશી થઇ મારી સાથે ચાલો." ત્રણે બહેનો જાફરખાનના હુકમને આધિન થઇ દરબારમાં જવા માટે તૈયાર થઇ, પરંતુ તેમના મનમાં હજારો તરંગ થતા હતા. સૌથી નાની બહેન બોલી કે "મને એમ લાગે છે કે ગઇ રાત્રીએ આપણે જે વાત કરી તે પાદશાહના જાણવામાં આવી હશે, અને તેથી ઠપકો દેવા સારૂ આપણને બોલાવતો હશે." પેલી બંને બહેનો બોલી કે "આપણે આપણા ઘરમાં બારણું બંધ કરી અરધી રાત્રે વાત કરતાં હતાં. તે વાત પાદશાહને કોણ કહે? અમને તો તારૂં અનુમાન ખોટું લાગે છે! બીજું ગમે તે કારણ હોય તેની ના નહિ." આ પ્રમાણે વાતચિત કરતી કરતી તે ત્રણે બહેનો જાફરખાન સાથે પાદશાહની હજુરમાં આવી પહોંચી.

પાદશાહના તખ્ત આગળ આવતાંજ ત્રણે બહેનો ઘુંટણીએ પડી પગે લાગી. અને જ્યાં સુધી પાદશાહે તેમને ઉભી થવા ફરમાવ્યું નહિ, ત્યાં સુધી તેઓ તેમજ પડી રહી. જ્યારે તેઓ ઉભી થઇ અદબથી પાદશાહની સામે ઉભી રહી ત્યારે સુલતાન બોલ્યો કે "મને ખરેખરૂં કહો કે કાલ રાત્રે તમે ત્રણે જણાં શી વાત કરતાં હતાં? જેવું હોય તેવું કંઇ પણ ધાસ્તી રાખ્યા વગર કહી દેજો, કારણ કે તમારી બધી વાત મારા જાણવામાં સારી રીતે છે." પાદશાહનો હુકમ સાંભળી ત્રણે બહેનો ઘણી ગભરાટમાં પડી. ગભરામણ થવાનાં બે કારણો હતાં. એક તો આપણી વાત પાદશાહે શી રીતે જાણી? અને બીજું પાદશાહ આ વાતની ખાતરી કરી શું કરવા માગે છે. ત્રણે બહેનો ગભરાટથી તેમજ શરમથી નીચું મોં કરીને ઉભી રહી. પાદશાહે તેમની આવી સ્થિતિ જોઇ ત્યારે તે બોલ્યો કે "તમે કંઇ પણ દહેશત રાખશો નહિ; હું તમને દુઃખ દેવા અગર શિક્ષા કરવા નથી માગતો; માત્ર એટલુંજ માગું છું કે ગઇ રાત્રીએ તમે ત્રણે બહેનો શા વિચારમાં હતી અને શા વાત ચાલતી હતી? જો તમારી માગણી અને યોગ્ય અને વ્યાજબી લાગશે તો હું તુરત પુરી પાડીશ. નહિ તો તમને રજા આપીશ. પાદશાહનાં આવાં

નરમાશ ભરેલાં વચનો સાંભળી ત્રણે બહેનોને કંઇક ધીરજ આવી, પરંતુ પાદશાહને મોઢે આવી વાત કહેવાની હિંમત ચાલતી નહતી, તેથી પાદશાહે ફરીથી તેમને દિલાસો આપનારાં કેટલાંક વચનો કહ્યાં, જેથી આખરે નાની બહેને હિંમત રાખી બધી વાત પાદશાહની આગળ નીચું મોં રાખી કહી સંભળાવી. પાદશાહ તુરતજ ભઠીઆરા સાથે વડી બહેનનાં લગ્ન કરાવ્યાં તેમજ વચલીને પોતાના બબરચી સાથે અને નાનીનું લગ્ન પોતાની સાથે કરવી તે ત્રણે બહેનોની મુરાદ પાર પાડી. ત્રણે બહેનોએ પાદશાહનો ઘણો ઉપકાર માન્યો. ત્યાર બાદ નાનીને પોતાના જનાનામાં અને પેલી બંનેને ભઠીઆરા તથા બબરચીને ઘેર મોકલાવી.

હવે પોતાની નાની બહેન પાદશાહની બેગમ થવાથી પેલી બંને બહેનો તેનાપર પુષ્કળ અદેખાઈ કરવા લાગી, અને કોઇ પણ રસ્તે તેને દુઃખી કરવા તથા ખરાબ કરવા ફાંફાં મારવા લાગી. એક વખતે તે બંને બહેનો એકાંતમાં મળી અને નીચે પ્રમાણે વાતચિત ચલાવી.

મોટી બહેન કે જેનું નામ ઇરશાબાબી હતું તે બોલી કે “ શું આજકાલની પેલી નુરબીબી પોતાની અસલ સ્થિતિ ભૂલી જઇ પાદશાહી ઠાઠ ભોગવે છે તે મારાથી દેખી શકાતું નથી. તેનામાં રૂપ, થીન તેનામાં ગુણ પણ નથી. કોણ જાણે પાદશાહે આંધળો થયો છે કે આવી બેઢંગીને પોતાની બેગમ બનાવી, આના કરતાં તું અને હું હજારગણે દરજ્જે સારાં છીએ. તે તે એક વાંદરી કરતાં પણ ખરાબ જણાય છે. ” વચલી બહેન કે જેનું નામ અદીબાબી હતું. તે બોલી કે “ હા, મોટી બેન ! તારી વાત તદ્દન સાચી છે, અને તે આવી મહાન પદવીને પ્રાપ્ત કરી બેઠા છે. માટે હું ઘણીજ બળી જાઉં છું. આપણે ગમે તે પ્રકારે તે નાલાયકને ખરાબ કરવી જોઇ. આ પ્રમાણે તેઓ જ્યારે જ્યારે મળતી ત્યારે ત્યારે તેમની નાની બહેન નુરબાબીની અદેખાઇ કરતી અને તેને કોઇ પણ રસ્તે ખરાબ કરવા મથતી હતી.

કેટલાક મહીના ગયા કેડે નુરબીબીને ગર્ભ રહ્યો. જેથી પાદશાહના મહેલમાં આનંદ થઇ રહ્યો. પાદશાહ પણ તેને પોતાની બીજી બેગમો કરતાં વધારે ચાહવા લાગ્યો. અને તેનાપર વધારે પ્યાર, બતાવવા લાગ્યો. સુલતાનને હજુ સુધી કંઇ પણ સંતાન નહતું, તેથી તેના આખા રાજ્યમાં આનંદ થઇ રહ્યો.

પેલી બંને બહેનોને જો કે પોતાની નાની બહેન નુરબીબીની ઘણી અદેખાઇ કરતી હતી, અને તેને ખરાબ કરવાને તાકી રહી હતી, તોપણ તે ઉપરથી તો ઘણોજ પ્યાર બતાવતી હતી. તે બંને નિમકહરામ બહેનો પોતાની નાની બહેન નુરબીબીને મુબારકબાદી આપવા માટે પાદશાહના દરબારમાં તેની પાસે આવી. તે પોતાની નાની બહેનને કહેવા લાગી કે “ તમ તમારા છુટકારાની વખતે દાઇ તરીકે કોને રાખવા ધારો છો ? અમારૂં સમજવું એવું છે કે કોઇ ખરેખરૂં વિશ્વાસપાત્ર માણસ હોય તેનેજ રાખશો; કારણ કે બાદશાહી જનાનામાં પુષ્કળ દગો થાય છે. ” નુરબીબી કે જેને હવે નુરમહાલની પદવી આપવામાં આવી હતી તે બોલી કે “ આ દુનીઆમાં તમારા સિવાય બીજું વધારે વિશ્વાસુ કોણ હશે ? માટે જો તમે બંને બહેનો મારી સારવારમાં રહો તો ઠીક, તે માટે હું તમારો ઘણો ઉપકાર માનીશ. ’ પેલી બંને બહેનોએ જવાબ આપ્યો કે “ અમે રહેવાને ઘણાંજ ખુશી છીએ, પરંતુ સુલતાનની રજા સિવાય અમારાથી શી રીતે રહેવાય ? ” નુરમહાલે જવાબ આપ્યો કે “ હું વખત જોઇ સુલતાનને વાત કરીશ, અને તમારી માગણી સ્વીકારવા અરજ કરીશ. તમે પણ તમારા ધણી મારફતે સુલતાન ઉપર ભલામણ મોકલાવજો કે જેથી સુલતાન ખુશી થઇ આપણી માગણી સ્વીકારે. ” તે બંને બહેનોએ તેમ કરવા કબુલ કર્યું. ત્યાર પછી કેટલીક આડી અવળી વાતચિત થવા બાદ તે બહેનો રજા લઇ પોત પોતાના ઘેર ગઇ.

તે ઓરતોએ પોતાના ધણીઓને ઉપરની વાત જણાવી પોતાની બહેનની સેવામાં જવા માટે રજા અપાવવા ભલામણ લઇ જવા આગ્રહ કર્યો, તેથી તે બંને જણા પાદશાહને આ વાતની ભલામણ કરવા લાગ્યા. છેવટે એક દિવસે પાદશાહે પોતાની માનીતી બેગમ નુરમહાલને જણાવ્યું કે “ હવે તને પુરા માસ થવા આવ્યા છે માટે તારી સારવાર માટે કોઇ વિશ્વાસુ દાઇની ખાસ જરૂર છે, તો તે બાબત તારો શો વિચાર છે ? જો તારી મરજી હોય તો તારી બંને બહેનોને તારી સારવાર માટે મૂકું. ” નુરમહાલે જવાબ આપ્યો કે “ મારા નેક નામદાર ! મારા મનમાં ઘણા દિવસથી તે વાત ઘોળાયા કરતી

હતી, પરંતુ તેવી માગણી કરવાને મારી બિલકુલ હિંમત ચાલતી નહતી. હવે આજે આપ નામદારેજ મારા મનની વાત જાણી લઇ જે ફરમાવ્યું છે, તે કરવા હું ઘણી ખુશી છું. તમે આવે વખતે મારી બંને બહેનોપર વિશ્વાસ મૂકયો, તે માટે હું આપ નામદારનો ઘણો ઉપકાર માનું છું."

પછી બીજેજ દિવસે સુલતાને પેલી બંને બહેનોને બોલાવી તેની નાની બહેનની સારવાર માટે રહેવા ફરમાવ્યું. અને કહ્યું કે "બરાબર ખબરદારીથી રહેજો. જો જો કંઇ પણ ગફલતમાં રહેતાં નહિ, મને તમારો પુરેપુરો વિશ્વાસ છે." બંને જણીઓ ઘુંટણીએ પડી પાદશાહને પગે લાગી બોલી કે "નેક નામદાર! આ દુનિઆમાં તેના સિવાય અમારે બીજું કોઇ પણ સગું નથી. અમારા કરતાં પણ તે અમને વધારે વહાલી છે. અમે કંઇ પણ ગફલતમાં ન રહેતાં તેની સારવાર માટે સાવધ રહીશું, અને આપ નામદારની ખાતરી કરી આપીશું કે 'આપે અમારાપર જે વિશ્વાસ મૂકયો છે તે ખરોજ છે.' અમે તે બાબત અત્યારે કંઇ પણ કહી શકતાં નથી." તેમનાં આવાં વચનો સાંભળી પાદશાહની ખુશીનો પાર રહ્યો નહિ, અને તે બંને જણને તુરતજ બેગમ પાસે મોકલાવી આપી, આ બંને નાપાક બહેનો પોતાના દિલમાં ઘણી ખુશી થઇ અને એકમેકને ઘણીજ ધીમેથી કહેવા લાગી કે "હવે આપણી ધારણા પાર પડશે. અને તે નુરમહાલની ખરાબી થશે"

ત્યાર પછી કેટલેક દિવસે નુરમહાલ બેગમે પોતાના દિવસો પુરા થતાં એક તેજસ્વી પુત્રનો જન્મ આપ્યો. પણ આ ફૂલ સરખા કુમળા બાળકની તરફ કંઇ પણ નજર કર્યા વગર પેલી નીચ અને નાપાક ઓરતોએ પોતાની ધારણા પાર પાડવા માટે દૃઢતાથી ઠરાવ કર્યો. તે દુષ્ટ ચંડાળણીઓએ તે બાળકને એક કપડામાં વિંટાળી એક નાના કંડીઆમાં મૂકી તે કંડીઓ એક પાણીની નીકમાં વહેતો મૂકી દીધો. આ પાણીની નેહેર કયાં જાય છે તેની તે બંને ઓરતોને માલમ નહતી તે બાળકની જગોએ એક મુવેલું કુતરાનું બચ્ચું લાવી પોતાની બહેન નુરમહાલને ઘણાજ અફસોસ સાથે જણાવ્યું કે "તારે પેટે તો આ મુવેલું કુરકુરીઉં અવતર્યું છે!" પછી તે બંને ઢોંગીને જુઠી ઓરતો રડતીકકળતી પાદશાહ આગળ ગઇ, અને આ વાત જણાવી, જેથી પાદશાહ પણ ઘણો દિલગીર થયો, પરંતુ ઇશ્વરની આગળ મનુષ્ય સત્તા નકામી છે એમ ધારી સંતોષ વાળ્યો.

હવે બીજી તરફ પેલો કંડીઓ નહેરમાં તણાતો તણાતો આગળ ચાલ્યો. આ નહેર પાદશાહના પોતાનાજ બાગમાં જતી હતી, અને તેથી તે કંડીઓ બાગમાં ગયો તે વખતે બાગનો રખવાળો કે જે ત્યાં હાજર હતો તેની નજરે આ કંડીઓ પડયો અને તેણે તુરત તે ઉપાડી લીધો. ત્યાર પછી એકાંતમાં જઇ તે ઉઘાડીને જોયું તો એક ઘણોજ ખુબસુરત પુત્ર તેની નજરે પડયો. બાગવાને વિચાર્યું કે 'આ પુત્ર નક્કી નુરમહાલનોજ હશે, પરંતુ બીજી બેગમોએ ઇર્ષાથી આવું નીચ કામ કર્યું હશે. ગમે તેમ હોય પરંતુ આપણે તો મુગા રહેવુંજ જોઇએ. કેમકે મોટાની લડાઇમાં વચ્ચે પડવાથી અગર ડહાપણ કરવાથી જીવનું જોખમ લાગે છે. વળી મારે પુત્ર નથી અને હું ઘરડો થવા આવ્યો છું, માટે કુદરતી રીતે ઇશ્વર કૃપાથી મળી આવેલા આ છોકરાને મારે ઘેર રાખી પુત્રની માફક ઉછેરીશ.' આમ વિચાર કરી તે તેને પોતાને ઘેર લઇ ગયો. અને પોતાની ઓરતને આપી સમજાવી કહ્યું કે "આ વાત કદી પણ બહાર પડે નહિ." તે બાઇ ઘણી સમજુ હોવાથી તે વાત તેણે કોઇને પણ કહી નહિ.

આ નીચ ઓરતના દુષ્ટ કૃત્યની કોઇને ખબર પડી નાહ, અને તેથી જ્યારે બીજે વરસે નુરમહાલને ગર્ભ રહ્યો ત્યારે પણ તે નીચ આરતનેજ તેની સારવાર તરીકે તથા દાઇ તરીકે રાખવામાં આવી. બીજે વરસે પણ પુરા માસ થતાં એક ખુબસુરત બેટાનો જન્મ આપ્યો, પરંતુ આ વખતે પણ તે દુષ્ટ અને ઘાતકી ઓરતોએ અગાઉની માફકજ એક કંડીઆમાં ઘાલી પેલી નીકમાં વહેતો મૂકી દીધો, અને એક બિલાડીનું મુવેલું બચ્ચું લાવી પોતાની બહેનને રડતે રડતે જણાવ્યું કે "તારે પેટે તો આ મુવેલું બચ્ચું અવતર્યું છે!" બિચારી નુરમહાલ પોતાના નસીબનો વાંક કાઢી છાતીફાટ રૂદન કરવા લાગી. પેલી બંને દૂત્તી બહેનો અગાઉ કરતાં પણ વધારે આક્રંદ કરતી સુલતાનને જણાવવા લાગી કે "મારી હીણભાગી બહેને તો આ વખતે પણ મુવેલા બિલાડીના બચ્ચાને જન્મ આપ્યો છે." હવે

સુલતાનના દુઃખનો પાર રહ્યો નહિ. વળી તેના મનમાં એવો વિચાર થયો કે 'આ ઓરત બંને વખતથી મનુષ્ય જાતિને લાયક નહિ તેવા જન્મ આપે છે, માટે આપણા જનાનાને તે લાયક નથી, તો તેને મારી નાખવી જોઇએ.' આવા વિચારથી તેણે તે ઓરતને મારી નાખવા માટે હુકમ કર્યો, પરંતુ તેને વજીર અબ્દુલખાને ઘણી ઘણી રીતે સમજાવી કુદરત આગળ આપણો ઉપાય નથી માટે તેનો વાંક નથી વગેરે બાબતો કહી માફી અપાવી.

ઇશ્વર કૃપાથી આ વખતે પણ પેલો કંડીઓ તેજ બાગવાનના હાથમાં આવ્યો, અને અગાઉની માફક પોતાને ઘેર લઈ જઇ તે કુંવરને ઉછેરવા ઠરાવ કર્યો. આ વાત પણ કોઇના જાણ્યામાં આવી નહિ.

વળી ત્રીજે વરસે પણ બેગમ તુરમહાલને ગર્ભ રહ્યો. આ વખતે પેલી બંને બહેનોએ પોતાની બહેનની સારવાર માટે નહિ રહેવા પાદશાહને અરજ કરી જણાવ્યું કે "બંને વખતથી અમારી હીણભાગી બહેનને પેટે નકામાં મુવેલાં અને મનુષ્યજાતિને નહિ શોભે તેવાં બાળકો અવતરે છે, જેથી અમારૂં દિલ ખાટું થઇ ગયું છે. અમારી સઘળી મહેનત નકામી ગઈ છે માટે અમે રહેવા ખુશી નથી." પાદશાહે કહ્યું કે "તેમાં તમારો કંઇ પણ દોષ નથી. તે બધું ઇશ્વરના હાથમાં છે. તમે જ્યારે તેની સારવાર માટે ના પાડશો, ત્યારે તેની સારવારમાં બીજું કોણ રહેશે ?" તે બંને જણીઓએ જવાબ આપ્યો કે "મારા નેક નામદાર ! અમને તે અમારા પ્રાણ કરતાં પણ વહાલી છે, અને તેથી અમે તેની સારવારમાં રહેવા માટે ઘણાંજ ખુશી તથા આતુર છીએ, પરંતુ તે આવા જન્મ આપે છે તેથી અમે ના પાડતાં હતાં, તોપણ હવે આપ નામદારના હુકમને આધિન થઇ અમે તેની તહેનાતમાં રહીશું."

પુરા માસ થતાં આ વખતે તુરમહાલને પેટે એક ખુબસુરત પુત્રી અવતરી, પરંતુ તેને પણ અગાઉની માફક નીકમાં વહેતી મૂકી, એક લાકડાનો કકડો લઇ પોતાની બહેનને કહેવા લાગી કે "તારે પેટે તો આ એક કકડો અવતર્યો છે !" ત્યાર પછી અગાઉની માફક રડતેકકળતે દેખાવે શહેનશાહને ખબર આપી. આ ખબરથી શહેનશાહની દિલગીરીનો પાર રહ્યો નહિ, તે ઘણોજ ચિડાઇ જઇ બોલ્યો કે "એ નાપાક ઓરત મારા જનાનખાનામાં રાખવા લાયક નથી, આવી દુષ્ટ ઓરતને જીવતી રાખવાથી આપણાપર ઇશ્વર ગુસ્સે થાય છે, માટે તેનો અબીને અબી જાન લેવો જોઇએ." આ શબ્દો બોલી તેણે તેજ વખતે તે ઓરતને મારી નાખવા માટે પોતાના એક અમલદારને હુકમ આપ્યો. વડો વજીર તથા બીજા અમલદારો પાદશાહને શાંત પાડી બે હાથ જોડી બોલ્યો કે "[illegible] નેકનામદાર ! તે નિરપરાધી બેગમનો ગુનો માફ કરવો ઘટે છે. જે લોકોએ મોટા જબરા [illegible] ર્યાં હોય તેનેજ મોતની શિક્ષા કરવામાં આવે છે, આ બેગમસાહેબે ન માની શકાય તેવાં ત્રણ [illegible]ળકોનો જન્મ આપ્યો છે, પરંતુ તેવાં ઘણી ઓરતોને પેટે અવતરે છે. કુદરતની આગળ આપણું કંઇ પણ ચાલતું નથી, તેથી તે બેગમ નિરપરાધી છે. ગમે તો તમે તેને તમારા જનાનામાંથી રજા આપો, પરંતુ તેને મારી નાખશો નહિ, સજાથી તેને પોતાના નસીબનો પુરો પસ્તાવો થશે."

સુલતાન જાતે ઘણો સમજુ અને વિચારવંત હતો, તેથી તેણે પોતાના વડા વજીરનું તેમજ બીજા અમલદારોનું કહેવું ધ્યાનથી સાંભળી તેપર વિચાર કર્યો તો તેને પણ તે વાત સાચી જણાઇ, તેથી તે બોલ્યો કે "હું તમારા કહેવાને માન આપી તેને ગરદન મારતો નથી, પરંતુ હુકમ કરૂં છું કે તેને એક લાકડાના મજબુત પાંજરામાં પુરી તે પાંજરાને એક નાની જાળી રાખી તે પાંજરૂં બજારમાં મધ્ય ભાગમાં એક ઓટલો ચણાવી તેપર ગોઠવવું, અને શહેરના તમામ લોકોને હુકમ કરવો કે દરેક વખતે જતાં આવતાં તેનાપર ચપટી ધુળ નાખવી. જે આ પ્રમાણે નહિ કરે તેને સખત શિક્ષા કરવામાં આવશે. વળી તે પ્રમાણે બરાબર અમલ થાય છે કે નહિ તે જોવાને એક વિશ્વાસુ અમલદારને ત્યાં રાખવો." સુલતાનના આ હુકમને માન આપ્યા સિવાય બીજો રસ્તો હતો નહિ, તેથી વજીરે તે હુકમને માન આપી તુરતજ એક ચતુર કડીઆને બોલાવી પાંજરાના આકારનું ચણાવી લઇ તેમાં તુરમહાલને રાખવામાં આવી. બિચારી તુરમહાલ રોતી કકળતી પાંજરામાં દાખલ થઇ, અને પાદશાહના ફરમાન મુજબ જતા આવતા તમામ લોકો તેનાપર ચપટી ભરી ધુળ નાખવા લાગ્યા. બિચારી તુરમહાલના દુઃખનો પાર રહ્યો

નહિ, તેને ખાવા માટે કુતરાની માફક એક બાંદી આવી ફેંકી જતી. ઓ નસીબ! તારી ગતિ બળવાન છે! તારા લેખની કોઇને ખબર પડતી નથી! જે નુરમહાલને ખમા ખમા થઈ રહી હતી, શહેનશાહ જાતે જેના બોલને અધરથી ઝીલી લેતો, તે નુરમહાલના મોંઢાપર ચપટી ધુળ નાખનાર હે નસીબ તુંજ છે! બિચારી દુઃખી નુરમહાલને દુઃખમાં ડુબવા દઇ, હે વાંચનાર તું તારી નજર બીજી તરફ ફેરવ! અને જો કે આ જુઠી દુનીઆમાં કેવા પ્રકારનાં માણસો પડયાં છે અને તેઓ કેવાં નીચ કૃત્ય કરી પોતાની વાસના પુરી કરે છે!

પેલી બન્ને બહેનો પોતાની કપટજાળમાં પરીપૂર્ણ રીતે પાર પડી, તેથી તેમની ખુશાલીનો પાર રહ્યો નહિ. સ્ત્રીજાતનો સ્વભાવ કુદરતી રીતેજ અદેખો છે, સારી શાણી સ્ત્રી પણ વખત આવે અદેખાઇ કરવા મંડી જાય છે, તો આ ભઠીઆરા અને બબરચીની સોબતમાં રહેલી સ્ત્રીઓ આવાં કૃત્ય કરે તેમાં શી નવાઇ? કહેવત છે કે 'સોબત તેવી અસર.' પોતાની બહેનની આવી દશા કરવાથી તે કંઇ બેગમ-સાહેબો બની નહિ? તેતો ભઠીઆરણ અને બબરચણજ રહી! તેમ છતાં એક પોતાના જાતિસ્વભાવ પ્રમાણે જાતે ખાવું નહિ અને બીજાને ખાવા દેવું નહિ. એ હિસાબે જેમણે પોતાની માનીજણી સગી બહેનની આ દશા કરી તે બીજું શું ન કરે? ધિક્કાર છે, તેવી સ્ત્રી જાતપર હજાર દફે ધિક્કાર!

હવે આ દુષ્ટ ઘાતકી ઓરતોને મરવા દઇ પેલાં બિચારાં નિરાધાર નિર્દોષ બાળકો તરફ નજર કરીએ. તે ત્રણે બાળકોને પેલો ભલો બાગવાન પોતાના પેટના છોકરાઓની માફક ઉછેરતો હતો. તે છોકરાં ઘ-ણાંજ ખુબસુરત હતાં અને તેથી જે કોઇ તેમને જોતું તે તેમનાપર ફીદાફીદા થઇ જતું હતું. તેમનાં નામ અનુક્રમે બેદરખાન, ચાંદભાઈ અને રોશનઆરા રાખવામાં આવ્યાં હતાં. આ નામ તેના રૂપ તથા ગુણને બરાબર લાયક હતાં. સૌથી શાહજાદી ઘણી રૂપાળી હતી. તેનું તેજ સૂર્યની માફક ઝળહળી રહ્યું હતું.

આ બાળકોને શિખવવા માટે પેલા બાગવાને એક ભલા ચતુર અને નીતિવાન શિક્ષકને સારો પગાર આપી રાખ્યો. આ બાળકોની બુદ્ધિ ઘણીજ ઉત્તમ અને અસાધારણ હોવાથી તેઓનો શિક્ષક જે શીખવતો હતો તે ઘણીજ જલદીથી શીખતાં હતાં, બાગવાને જોયું કે બાળકો જેવાં રૂપાળાં છે તેવાંજ બુદ્ધિશાળી છે માટે તેમને ભણાવવામાં જે ખરચ કરીશું તે બધો ઉગી નીકળશે. આવા વિચારથી તેણે જુદા જુદા શિક્ષકો રાખી જુદી જુદી તરેહની કેળવણી આપી એક શાહજાદાને લાયક બનાવ્યાં. ઘોડાપર બેસવું, દોડતે ઘોડે તીર મારવું, લડાઇના મેદાનમાં પટા ખેલવા વગેરે યુદ્ધકળામાં પણ કુશળ કર્યો. તે સિવાય રોશનઆરાને ગાયનવિદ્યામાં પણ કુશળ કરી હતી. તે જ્યારે પોતાના કોકીલસ્વરે સુંદર ગાયનો ગાતી હતી, અને પોતાની નાજુક આંગળીએ સતાર, વીણા વગેરે સુંદર વાજીંત્રો વગાડતી હતી ત્યારે સૌ જોનાર તથા સાંભળનાર તેની કળાની એક સરખી તારીફ કરતા હતા. આ પ્રમાણે તે ત્રણે બાળકો રૂપ તથા ગુણમાં એક બીજાથી ચઢીઆતાં નીકળ્યાં, જે જોઇ પેલો બાગવાન બેહદ આનંદ પામ્યો.

આવાં સારાં લાયક છોકરાંને તેણે એક બાગવાન તરીકે નહિ, પરંતુ અમીરાઇમાં રાખવાને ઠરાવ કર્યો. પોતે પાદશાહનો માનીતો બાગવાન હોવાથી તેમજ પોતાના ઉત્તમ ગુણોથી તેણે પૈસા સારા મેળવ્યા હતા, જેથી તે ઠરાવને અમલમાં મુકતાં તેને કંઇ મુશીબત પડી નહિ. તેણે એક પકાદાર અને વિશાળ મકાન બંધાવ્યું, અને તેમાં જોઇતી તમામ ચીજો પુષ્કળ પૈસા ખરચી આણી. પોતાના મકાનની આસપાસ પુષ્કળ પડતર જમીન હતી તેમાં એક સુંદર બાગ બનાવ્યો, જેમાં તમામ જાતનાં ફુલ ઝાડો તથા મેવાનાં ઝાડો શોભી રહ્યાં હતાં. આવા સુંદર બાગમાં સ્વભાવિક રીતેજ સુંદર પક્ષીઓએ આવી નિવાસ કર્યો. બન્ને ભાઇ તથા બહેન વચ્ચે ઘણો સારો સંપ હતો અને તેઓ હળીમળીનેજ ચાલતાં હતાં, તથા એક બીજાને કામકાજમાં જોઇતી મદદ આપતાં હતાં.

પેલો બુઢો બાગવાન પણ ઘરડો થયો હતો, તેથી સુલતાનની આગળ જઈ ઘણીજ નમ્રતાથી અરજ કરવા લાગ્યો કે "મારા નેક નામદાર ખુદાવીંદ! હું હવે તદન ઘરડો થયો છું, જેથી મારાથી આગળનું કામ થઇ શકતું નથી, માટે મહેરબાની કરી મને રજા આપશો. હું આપ નામદારના પિતાના વ-

ખતથી એક નિષ્ઠાથી નિમકહલાલપણે નોકરી બજાવું છું, જે આપ નામદારની જાણ બહાર નથી." સુલતાને જણાવ્યું કે "હું તમારી આજ સુધીની તમામ નોકરીથી ઘણો પ્રસન્ન છું, તમને આજથી પેન્સન આપવામાં આવે છે. તમારે ઘેર બેઠાં દર માસે તમને તમારો પગાર આપી દેવામાં આવશે. કોઇક વખતે જરૂરનું કામ પડે અને બોલાવવામાં આવે ત્યારે હાજર થજો" એમ કહી ભારે શિરપાવ આપી બાગવાનને રજા આપી. ત્યાર પછી તે બાગવાન અને તેની સ્ત્રી પેલાં બાળકોની સાથે આનંદમાં રહી પોતાની બાકીની ટુંકી જીંદગી પુરી કરવા લાગ્યાં. આ બનાવ પછી છ માસે બાગવાનની ઓરત આ ફાની દુનિઆનો ત્યાગ કરી ખુદાની હજુરમાં ચાલી ગઇ, અને તેના મરણથી પોતાનો હક ડુબ્યો હોય તેમ સમજી તુરતજ બે માસમાં તે ભલો બાગવાન પણ મરણ પામ્યો. હવે આ બાળકો તદ્દન નિરાધાર થયાં. ત્રણે બાળકો આ બાગવાન તથા તેની ઓરતનેજ પોતાને જન્મ આપનાર માબાપ ગણતાં હતાં, તેથી તેમના સરળ હૃદયમાં જે લાગણી થઇ તે બેહદ થઇ. પોતાની સાધારણ સ્થિતિમાં જે માબાપોએ પાદશાહી ઠાઠ ભોગવાયો તે માબાપોના મરણથી આવાં ગુણી છોકરાંને કેટલી લાગણી થઇ હશે તેનો વિચાર વાંચનાર કરી લેશે તો બસ છે.

પોતાના માબાપના મરણની ક્રિયા કર્યા બાદ તે ત્રણે બાળકો સલાહ સંપથી રહેવા લાગ્યાં તેમણે દરબારમાં જઇ મોટી મોટી પદવીઓ મેળવવાની લાલસા ન કરતાં પોતાના પિતાએ જે આપ્યું હતું, તેપર સંતોષ રાખી પોતાના દહાડા ગુજારવા ઠરાવ કર્યો. એક દિવસે પેલા બંને ભાઇઓ શિકારે ગયા હતા અને રોશનઆરા એકલીજ મકાનમાં હતી. તે વખતે એક બુઢી ઓરત ત્યાં આવી ચડી, આ ઓરત દેખીતી ઘણીજ ધર્મીષ્ટ લાગતી હતી, તેથી રોશનઆરા ઉઠી તુરત સામે ગઇ, અને તે બુઢીને ઘણા માનમરતબા સાથે પોતાના મહેલમાં તેડી ગઇ. તે બાઇ તેની સાથે ઘરમાં દાખલ થઇ અને પછી કેટલીકવાર સુધી ખુદાની બંદગી કરી ત્યાર પછી પેલી રોશનઆરાની દાસીઓ તેને આખો મહેલ બતાવવા લાગી. આખો મહેલ જોઇ તે બુઢી ઘણી ખુશ થઇ ગઈ, ત્યાર પછી જે ઓરડામાં શાહજાદી રોશનઆરા બેઠી હતી ત્યાં તે ડોશીને પેલી દાસીઓ તેડી લાવી. તે બુઢા પવિત્ર ઓરતને રોશનઆરાએ એક સારી બેઠકપર બેસવા આગ્રહ કર્યો, જેથી તે બાઇ તે આસનપર બેઠી. ત્યાર પછી રોશનઆરા બોલી કે "તમે મારે ઘેર પધાર્યાં તેથી હું ઘણી ખુશી થઇ છું," ત્યાર પછી એક દાસીને સુંદર મેવો લાવવાને હુકમ કર્યો, તેથી પેલી દાસીએ નાની નાની રકેબીઓમાં સુંદર મેવો લાવી તે શાહજાદી આગળ મૂક્યો, તે શાહજાદીએ તે બાઇને તે મેવો ખાવા આગ્રહ કર્યો, તેથી તે બાઇએ તેમાંથી થોડોક લઇ ખાધો. તે બુઢી બોલી કે હું આવા સ્વાદિષ્ટ પદાર્થો કદી ખાતી નથી, કારણ કે સાદી જીંદગી ગુજારનાર મારા જેવી બુઢી ઓરતે તેવા સ્વાદિષ્ટ ભોજનનો ત્યાગ કરવો જોઇએ, ફક્ત શરીરના નિભાવ અર્થે સાદો ખોરાકજ લેવો જોઇએ, પરંતુ તેમ છતાંએ આજે તારા અતિ આગ્રહથી તારા માનની ખાતર મેં મેવો ખાધો છે. શાહજાદી રોશનઆરા બોલી કે "મારાં પવિત્ર નેક બાનુ આ મકાન તમને પસંદ છે કે નહિ?"

પેલી બુઢીએ જવાબ દીધો : કે "એ મકાન એવું તો શણગારેલું છે કે કાંઇ પણ ભૂલ એમાં જોવામાં આવતી નથી, આવા સારા મકાનમાં જે કંઇ પણ ભુલ કાઢે તો તે કાઢનારનીજ ભુલ ગણાય, તોપણ તમે જ્યારે મને પુછો છો તો મારે ન્યાયની ખાતર કહેવું જોઇએ કે તે મકાનમાં ત્રણ વસ્તુની ખામી જણાય છે. એકતો વાત કરતું પક્ષી, જે પક્ષી મનુષ્યની માફક વાત કરી શકે છે, અને પોતાના સુંદર સરોદથી તમામ ગાનાર પક્ષીને લલચાવી પોતાની પાસે બેસાડે છે. બીજું એક ગાયન ગાતું ઝાડ જે ઝાડનાં તમામ પાંદડાં એકે અવાજે ઘણું મધુર ગાયન ગાઇ શકે છે. ત્રીજું સોનેરી રંગનું પાણી કે જેમાં એવો ગુણ છે કે તેનું એક ટીપું જો ખાલી ફુવારા અગર કોઈ મોટા વાસણમાં નાખીએ તો તે વાસણ તુરત ભરાઇ જાય છે. અને તે પાણી ઘણું ઉંચે સુધી ઉડી જમીન ઉપર પડયા વગર પાછું તે વાસણમાંજ પડે છે!" શાહજાદી રોશનઆરા બોલી કે "મારાં નેક માતા! તમે જે ત્રણે ચીજો બતાવી તે ખરેખર અજાયબી પમાડનારી છે, અને તેથી તે મેળવવાને હું બનતી તજવીજ કરીશ, પરંતુ

પહેલાં મારે જાણવું જોઈએ કે તે ચીજો ક્યાં હશે? અને ક્યા પ્રકારે હાથમાં આવશે? માટે મહેરબાની કરીને મને તે સંબંધી યોગ્ય હકીકત તમે જાણતાં હો તો કહો." તે બુઢી ઓરત બોલી કે "આપણા તુર્ક રાજ્યની હદમાંજ એ ત્રણે ચીજો છે. અહીંથી પૂર્વ દિશામાં ચાલ્યા જતાં વીશેક દિવસ પછી એક વન આવશે, તે વન ઘણું ભયંકર છે, વળી તેમાં એક બુઢો માણસ રહે છે તે તમને પહેલ વહેલો મળશે તેને આ ત્રણે ચીજો વિષે પુછશો તો તે તમને તરત બતાવી દેશે." આટલું કહી તે બુઢી ઓરત તે શાહજાદીનો ઉપકાર માની ચાલતી થઈ. શાહજાદીએ પણ આ પવિત્ર બાઈનો ઘણો ઉપકાર માન્યો. એ ત્રણે ચીજો માટે વધારે બ્યાજબી અને પુરતો હેવાલ આપવાને પેલી બુઢી ઉભી રહી નહિ; તેથી તેણે જે કહ્યું હતું તે સઘળું રોશનઆરાએ બરાબર ધ્યાનમાં રાખ્યું. અને તેજ બાબતનો વિચાર કરતી રોશનઆરા બેઠી.

કેટલીક વારે રોશનઆરાના બંને ભાઈઓ શિકારેથી પાછા આવ્યા, ત્યારે રોશનઆરાને શુન્ય-મુન્ય એકાગ્રચિત્તે બેઠેલી જોઈ તેથી તે બંને ભાઈઓ ઘણા દીલગીર થયા. તે બંને ભાઈઓ પોતાની વહાલી અને શુસીલ બહેનને તેની દીલગીરીનું કારણ પૂછવા લાગ્યો, પણ તે શાહજાદીએ કંઈ પણ જવાબ આપ્યો નહિ, ત્યારે મોટા ભાઈ કે જેનું નામ બેદરખાન હતું તે બોલ્યો કે "મારી પ્યારી બહેન! મને જલદી જણાવ કે તારા કમળ સરખો ખિલતો ચહેરો શા કારણથી કુમુદનીની માફક બીડાઈ ગયો છે? તારા શરીરમાં કોઈ પણ પ્રકારનો વ્યાધિ થયો હોય તો તે પણ અમને જલદી જણાવ કે જેનો ઉપાય અમે તુરત કરીએ, અગર તારી પર કોઈ પ્રકારની ઉપાધિ આવી પડી હોય તો તે પણ અમને જણાવ, કે જેથી અમે તેનો નાશ કરીએ. અમને તારો કરમાયેલો ચહેરો ખુલ્લે ખુલ્લું કહી દે છે કે તને કોઈ પણ પ્રકારની મહા પીડા થઈ છે. માટે તે તું અમને જલદી જણાવ. આપણી વચ્ચે જે નિર્મળ પ્રેમ છે તેને જો ટકાવી રાખવા ધારતી હોય તોતું તારૂં દુઃખ અમને તુરત જણાવ, અને જો તેને તોડી નાખવા ખુશી હોય તો તું મુંગી રહેજે."

શાહજાદી રોશનઆરા પોતાના ભાઈઓ સાથે અણબનાવ થયેલો જોવાને મુદલ ચાહતી નહતી, તેથી તેણે પોતાની દીલગીરીનું કારણ કહેવાને કબુલ કર્યું. તે શાહજાદી બોલી કે "મારા પ્યારા ભાઈઓ, આજ સુધી તો આપણે એમજ સમજતાં હતાં કે આપણું મકાન સર્વ વાતે સંપૂર્ણ છે, તેમાં કંઈ પણ ચીજની ખામી જણાતી નથી, પણ હાલમાં કંઈ ખામી છે તે જાણવામાં આવ્યું મને એક પવિત્ર અને બુઢી ઓરત કે જે આજે આપણા મકાનપર આવી હતી તેણે જણાવ્યું કે "તમારા પરીપૂર્ણ કહેવાતા મહેલમાં ત્રણ વસ્તુઓની ખામી છે એક તો વાત કરતુ પક્ષી બીજું ગાયન ગાતું ઝાડ, અને ત્રીજું સોનેરી રંગનું પાણી એ ત્રણ ચીજો હોય તો તમારો મહેલ પરીપૂર્ણ થાય અને પછી આખી દુનીઆનો કોઈ પણ મહેલ તમારા મહેલની બરાબરી કરી શકે નહી, માટે એ ત્રણે ચીજો જો કે તમને અમે તેવી નજીવી લાગતી હશે તો પણ મારે મન તે ઘણીજ અગત્યની થઈ પડી છે માટે એ ચીજો વિના મારે ચાલે તેમ નથી." બેદર બોલ્યો કે "પ્યારી બહેન! જેથી તને આનંદ થશે અને તું ખુશી રહીશ તેમ અમે પણ ખુશી થઈશું, માટે અમને તુરત કહે કે તે ચીજો ક્યાં મળે છે અને ત્યાં જવાનો રસ્તો ક્યાંથી છે? તેનું જો મને તું ધ્યાન આપશી તો હું પોતે કંઈ પણ ઢીલ કર્યા વગર ત્યાં જઈ તે લાવવાને તૈયાર છું." તેપરથી શાહજાદી રોશનઆરાએ પોતાના ભાઈને પેલી બુઢીએ બતાવેલો રસ્તો કહી દીધો.

શાહજાદો ચાંદભાઈ બોલ્યો કે "ભાઈ બેદર! તમે આપણા ઘરમાં વડીલ છો તેથી તમો આપણે ઘેર રહો અને હું જાતે જઈ તે ચીજ લઈ આવું છું." બેદરે જવાબ આપ્યો કે "ભાઈ તારી મતલબ હું સમજી ગયો છું. મને ભયમાંથી બચાવવા માટે તમે એમ કહો છો, પણ તેમ કદી બની બકશે નહિ. હાલ તો તમે અહીં રહો, અને હું જાતે જઈ એ ત્રણે ચીજો લઈ આવું છું" ત્યાર પછી ત્રણે જણે થઈ આખો દિવસ મુસાફરીનો સામાન તૈયાર કર્યો. બીજે દિવસે મોટે પરોઢીએ શાહજાદો પોતાના ઘોડા ઉપર સ્વાર થયો અને જેવો પોતાના ભાઈ તથા બહેનોની રજા લઈ ઘોડાને હાંકે છે તેવીજ શાહજાદી રોશનઆરા ઘોડાની લગામ પકડી બોલી કે "મારા વહાલા ભાઈ, તું ઘોડાપરથી પાછો ઉતર, હું તને

કદી પણ નહિ જવા દઉં, મને મારી હઠ માટે પસ્તાવો થાય છે, હવે મારે તે વસ્તુઓ સિવાય ખુશીથી ચાલશે. મુસાફરીમાં અસહ્ય સંકટો વેઠવાં પડે છે ને જીવનું જોખમ થાય છે, માટે તને હું કદી પણ જવા દેનાર નથી ! ”

શાહજાદો બેદર પોતાની બહેનને આવી રીતે હઠ કરતી જોઇ હસી પડી બોલ્યો કે “ મારી વહાલી બહેન ! મુસાફરોના અસહ્ય સંકટોથી હું સારી રીતે માહીતગાર છું, પરંતુ તે બધાં દુઃખો અભાગીઆં અને બેનસીબ માણસોને પડે છે, વળી મુસાફરી કરવામાં તેટલાં બધાં દુઃખો છે છતાં પણ વિદ્વાન અને વિચારવંત પુરૂષોએ જુવાન અને શોખીલા સત્ પુરૂષોને મુસાફરીને માટે આગ્રહ કર્યો છે, કારણ કે તેથી માણસને ઘણી જાતનો અનુભવ મળે છે; માટે તારા જેવી સમજુ બહેને આવી નાલાયક હઠ કરવી યોગ્ય નથી, હું ખુદાની મહેરબાનીથી ઘણાજ થોડા વખતમાં પાછો આવીશ, માટે મને ખુશી થઇ રજા આપ, વળી હું તને આ છરી આપું છું, તે છરાનો ચળકાટ છે તેવો ને તેવો રહે ત્યાં સુધી હું આરોગ્ય છું એમ સમજવું, પરંતુ જ્યારે તેના રંગ લોહી જેવો થઇ જાય ત્યારે સમજવું કે મરણ પામ્યો છું, આવી કીંમતી છરી મને કયાંથી મળી તે કહેવાને હાલ વખત નથી, તેમ કહેવું વ્યાજબી પણ નથી, પણ જ્યારે હું મારી મુસાફરીથી સુખરૂપે પાછો આવીશ ત્યારે તે બીનાથી વાકેફ કરીશ ” શાહજાદી રોશનઆરાએ પોતાના ભાઇનો અતિ આગ્રહ જોઇ તેને રજા આપી, તેથી તે ચાલતો થયો. તેણે વીશ દિવસ સુધી તો પોતાની મુસાફરી સુખરૂપ ગુજારી. વીસમે દિવસ પેલી બુઢી ઓરતના કહેવા મુજબ વેગળેથી એક ડોસો ઝાડ તળે બેઠેલો જણાયો. તે બેઠો હતો ત્યાંથી થોડેક છેટે તેની એક મઢી હતી, જેમાં તે રહેતો હતો. આ બુઢાની દાઢી ઘણીજ લાંબી અને સફેદ હતી, વળી ની મુછો પણ તદ્દન ધોળી થઇ ગઇ હતી તેમજ તે એટલી તો વધી ગઇ હતી કે તેના મોઢાનો ઘણો ખરો ભાગ ઢંકાઇ ગયો. હતો. તેના માથાની જટા ઘણીજ વધી ગએલી હતી, અને તેથી તે જટા છત્રીની ગરજ સારતી હતી. તેના હાથની આંગળીઓના નખ એટલા તો વધી ગયા હતા કે જોનારને અજાયબી લાગતી હતી. તેની પાસે પાથરવા માટે એક જેવી તેવી સાદડી અને ઓઢવા માટે એક ફાટેલો કામળો તે સિવાય બીજું કંઇ અંગવસ્ત્ર માલમ પડતું ન હતું. તેનો આવો દેખાવ જોઇને સહેજ અનુમાન થતું હતું કે આ માણસે ઘણાં વરસથી દુનીઆની જુઠી માયાનો ત્યાગ કરી દીધો છે, તેને પોતાના નાશવંત શરીરની કંઇ પણ દરકાર નથી. ફક્ત ખુદાની બંદગી કરી પોતાના આત્માનું કલ્યાણ કરવા સિવાય તેને બીજી કંઇ લાલસા જણાતી નહતી. શાહજાદો બેદર તે પવિત્ર પુરૂષને જોતાં વારજ ઘોડાપરથી ઉતરી પડયો અને લાંબો થઇ પગે પડયો. તે પછી શાહજાદો બોલ્યો કે “ નેક બાવા, ખુદા તમારી ઉપર મહેરબાની કરી તમારી મનોવાછના પુરી કરે ! આ બાળક તમારી સેવામાં હાજર છે માટે તેને કંઇ સેવા બતાવી કૃતાર્થ કરો. ” શાહજાદાના મીઠાં વચનથી આનંદ પામી તે બુઢાએ કંઇ જવાબ આપ્યો, પરંતુ તેની અતિશય મોટી અને ભરાઉ મૂછો તથા દાઢીને લીધે કંઇ સમજી શકાયું નહિ, તેથી શાહજાદો બેદર પોતાના ઘોડાને એક ઝાડ સાથે બાંધી તે બુઢાની છેક નજદીક ગયો અને ફરીથી બોલ્યો કે ‘ મારા પવિત્ર બાવા ! આ સેવક તમારી સેવામાં હાજર છે માટે તેને કંઇક સેવા બતાવી કૃતાર્થ કરો. ” તે બુઢો બોલ્યો કે “ મારા પ્યારા બચ્ચા ! ખુદા તને સલામત રાખે, હવે તારે કંઇ પણ ચીજની અગર સેવાની લાલસા નથી. હવે તો આ જીર્ણ શરીરનો ત્યાગ કરી ખુદાતાલાની પવિત્ર હજુર જવાને આતુર છું. તુ આવા અઘોર જંગલમાં કયાંથી આવી ચઢયો છે, અને શા માટે આવ્યો છે તે મને જણાવવાને વાંધો ન હોય તો જલદી જણાવ !” શાહજાદો બેદર બોલ્યો કે “ મુસાફરી અર્થે હું ઘેરથી નીકળ્યો છું અને ફરતો ફરતો આપ જેવા પવિત્ર મહાત્માના આશ્રમમાં આવી પહેચ્યો છું, તો મારા લાયક કંઈ પણ સેવા બજાવી કૃતાર્થ થાઉં એટલી મારી ઇચ્છા છે, માટે આપ જેવા દયાળુ અને પરમાર્થી સત્ પુરૂષો મારી મનોકામના પુરી કરશો એવી આશા છે. ” શાહજાદાના મધુર શબ્દોથી તે બુઢો તેનાપર ઘણો ખુશ થયો. અને બોલ્યો કે “ મને જો કે કંઇ પણ ઇચ્છા નથી તોપણ તારા અતિ આગ્રહથી જણાવું છું કે મારી સાદડી તથા કામળો ફાટી ગયો છે માટે જો તારી પાસે વધુ હોય તો મને

આપ. વળી તારી પાસે જો કંઇ પણ સાધન હોય તો મારી લાંબી મુછો, દાઢી, નખ વગેરે કાપી નાખી ઓછાં કર, કારણ કે તે અતિશય વધી જઇ મને કંટાળો આપે છે." શાહજાદાએ તુરતજ કાતરવડે જોગીરાજના કહેવા પ્રમાણે કાતરી લઇ ઓછાં કરી દીધાં. તેમજ પોતાની પાસેના ચપ્પુ વડે નખ પણ કાતરી લીધા. વળી પોતાની પાસેની શેતરંજી તથા ઓઢવાની કામળ ખુશી થઇને જોગીરાજને આપી તે બોલ્યો કે "આપને કંઇ પણ વધુ ઇચ્છા હોય તો ખુશીથી જણાવશો." જોગીરાજે તે લેતાં શાહજાદાનો ઘણો ઉપકાર માન્યો અને કહ્યું કે "તે મારાપર આટલોબધો ઉપકાર કર્યો છે તેના બદલામાં તું મારી પાસેથી ગમે તે કંઇ ચીજની માગણી કર." શાહજાદો બોલ્યો કે "મારા નેક બાવા! મારે આપને એક અરજ કરવાની છે અને તે એટલીજ કે વાત કરતું પક્ષી, ગાયન ગાતું ઝાડ અને સોનેરી રંગનું પાણી એ ત્રણ ચીજો લેવા માટે હું ઘણે દૂર દેશથી મુસાફરી કરતો કરતો આટલે દૂર આવી પહોંચ્યો છું, માટે મને તે ચીજો કયાં મળે છે તે કહો, તથા તેનો માર્ગ બતાવો; તો આપનો મોટો ઉપકાર થશે."

શાહજાદાની આવી માગણી સાંભળી તે જોગીરાજનો ચહેરો કરમાઇ ગયો, અને કંઇ પણ જવાબ આપ્યા વગર ચૂપ બેસી રહ્યા. શાહજાદો આતુરતાથી અધીરો થઇ બોલ્યો કે 'મારા નેક બાવા, આપ દયાળુ મારૂં બોલવું સમજ્યા તો હશો? જો આપની જાણમાં હોય તો કૃપા કરી મને કહેશો, નહિ તો ના કહેશો; જેથી હું મારી મુસાફરી આગળ ચલાવી બીજા કોઇ મહાત્માને પૂછી લઇશ. તે ચીજો લીધા વગર હું પાછો ફરનાર નથી." જોગીરાજ બોલ્યો કે "મારા પ્યારા બેટા! મને તે રસ્તાની તેમજ જગાની બરાબર ખબર છે, પરંતુ તેં મારાપર ઉપકારો કર્યા છે તે યાદ આવતાં તે રસ્તો બતાવવાને મારૂં મન કબુલ થતું નથી, કારણ કે તે રસ્તો ઘણો વિકટ છે. આજ સુધીમાં તારી માફક ઘણા માણસો ત્યાં ગયાં છે પણ તેમાંનો એકે પાછો ફરેલો મારા જોવામાં આવ્યો નથી. મારી આ વાત લક્ષમાં લઇ તું પાછો ફરે તો ઘણી સારી વાત." શાહજાદો બોલ્યો કે "હે કૃપાળુ જોગીરાજ, એમ બ્હી જવું એ મરદનું લક્ષણ નથી. જે કાળે જે બનવાનું હશે તે બનશે તેમાં કોઇનો કંઇ પણ દોષ નથી. મેં તો ઠરાવ કર્યો છે કે તે ત્રણે વસ્તુઓ મેળવવી અગર આ દેહનો ત્યાગ કરવો; માટે મહેરબાની કરી મને કહો. જ્યારે જોગીરાજે જોયું શાહજાદો તો હઠ લઇને બેઠો છે અને તે કોઇ રીતે પાછો ફરે તેમ નથી, માટે તેને રસ્તો બતાવવો પડશેજ. પછી તેણે પોતાની ઝોળીમાંથી એક તુમડી કહાડી શાહજાદા બેદરને આપીને કહેવા લાગ્યો કે "આ તુમડી લઈ તારા ઘોડાપર સ્વાર થા! પછી એ તુમડી તારા ઘોડાની આગળ નાખજે એટલે તે પોતાની મેળે ચાલવા માંડશે. તું તારો ઘોડો તેની પાછળ પાછળ ચલાવજે, અને જ્યારે તે તુમડી એક પર્વતની સાથે અથડાઇ ઉભી રહે ત્યારે તું પણ ઉભો રહેજે. પછી તું તારા ઘોડાપરથી હેઠો ઉતરી પડી તારા ઘોડાને ત્યાં છૂટો મૂકી દેજે. તે તારા આવતાં સુધી ત્યાંજ ઉભો રહેશે. તું તે પર્વત ઉપર ચઢવાનું શરૂ કરજે, જેમ જેમ આગળ જતો જઇશ તેમ તેમ કાળા પત્થરોની હાર તારી નજરે પડશે. તારી ચારે બાજુએ ભયંકર અવાજો થશે, અને ભયંકર બુમો થશે. વળી તને હજારો ગાળો દેશે, પણ તું તેમનાથી ડરી જઇ લગારે બીતો ના. જો બીને પાછું વળી જોયું તો તું તરતજ કાળો પત્થર થઇ જઇ પેલા પત્થરના ભેગો પડીશ. વળી કેટલાંક બિહામણાં સ્વરૂપ તારી પાછળ આવી ગાળો દેશે અને દોડતાં દોડતાં તને મારવા આવશે, તોપણ જ્યાં સુધી તું પાછું ફરી જોઇશ નહિ ત્યાં સુધી તેમનું કશુંએ ચાલશે નહિ. જો પાછું ફરીને જોયું તો તુરતજ પત્થર બની જઇશ. જો તું તારા કામમાં ફતેહ પામી આગળ જઇશ તો એક પાંજરામાં વાત કરતું પક્ષી નજરે પડશે. તું તેને પૂછજે કે 'ગાયન ગાતું ઝાડ કયાં છે? તેમજ સોનેરી રંગનું પાણી કયાં છે? તે તને બતાવશે. બસ મારે એટલુંજ કહેવાનું છે. જો તું મારી શિખામણ પ્રમાણે ચાલી ગમે તેમ થાય તોપણ પાછું જોઇશ નહિ, તો તું તારા કામમાં નક્કી ફતેહ પામીશ: પરંતુ તેમ બનવું અશક્ય છે, માટે હજુ પણ મારૂં કહેવું માની પાછો ફરે તો ઘણી સારી વાત છે!" શાહજાદો બેદર તુમડી લઇ જોગીરાજને નમસ્કાર કરી રજા લઇ ચાલતો થયો. અને પેલી તુમડીની પાછળ પાછળ પેલા પહાડ સુધી ચાલ્યો ગયો.

પેલો પર્વત આવતાંજ તુમડી આપોઆપ ઉભી રહી, જેથી શાહજાદો પોતાના ઘોડાને ત્યાંજ ઉભો રાખી પોતે ઉતરી પડયો.

પોતાના ઘોડાને છૂટો મૂકી પોતે પર્વત તરફ ચાલ્યો, અને થોડે છેટે ગયો કે હજારો જાતના ભયંકર અવાજો તથા ગાળોનો વરસાદ વરસવા માંડયો તોપણ શાહજાદો હિંમત રાખી આગળ ચાલ્યો. થોડીવારમાં તો તે અવાજ એટલાતો નજદીકથી સંભળાયા કે જાણે પોતાની પાછળ લગોલગ કોઇક મારવા આવતું હોયની એવો ભાસ થયો. હવે શાહજાદાની હિંમત રહી નહિ, તેથી તેણે પાછળ નજર કરી કે તુરતજ કાળો પત્થર થઇ પેલા બીજા પત્થરો ભેગો પડયો.

જે દિવસથી શાહજાદો પોતાના મહેલમાંથી નીકળ્યો હતો, તે દિવસથી હમેશાં પેલી છરી તેની બહેન તપાસી જોતી હતી. આજે પણ તેણે પેલી છરી જોવા લીધી કે તુરતજ લોહી જેવી લાલ જોઇ ગભરાઇ ગઇ. તેની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. તેની છાતી ભરાઇ ગઇ અને ઘણીજ આકુળ વ્યાકુળ થવા લાગી, તે દરમ્યાન તેનો ભાઈ ચાંદભાઇ ત્યાં આવી પહોંચ્યો. પોતાની બહેનને આ પ્રમાણે રડતી જોઇ તે પણ ગભરાઇ જઇ રડવા જેવો થઇ ગયો, તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં, અને પોતાની બહેનને દિલાસો આપી રડવાનું કારણ પૂછવા લાગ્યો, પરંતુ તેટલામાં તેની નજર પેલી છરીપર પડી. હવે તેની ધીરજ રહી નહિ. તેથી તે પણ પોતાની બહેનની માફક છાતીફાટ રૂદન કરવા લાગ્યો. છેવટે બંને ભાઇબહેન રૂદન કરીને થાકયાં ત્યારે પોતાના વડીલ ભાઇને સંભારી સંભારીને શાહજાદી વિવિધ પ્રકારે વિલાપ કરવા લાગી. રોશનઆરા બોલી કે "અરે મારા વડા ભાઇ! અંતે મારા માટે તેં તારો પ્યારો પ્રાણ ખોયો! હું હવે તને કદી પણ જોનાર નથી! મારી સ્ત્રીબુદ્ધિને ધિક્કાર છે, કારણ કે એક પરાઈ ઓરતના કહેવાપર વિશ્વાસ રાખી નજીવી વસ્તુઓ માટે મેં આગ્રહ કર્યો, અને છેવટે તારો જીવ લીધો. એ ત્રણ ચીજો વિના કદાચ મારો મહેલ અપૂર્ણ રહેત તો શું બગડી જવાનું હતું? પરંતુ તેટલી બુદ્ધિ મને પ્રથમ સુઝી નહિ! મારા ડહાપણને અને મારી વિદ્યાને ધિક્કાર છે! કહેવત છે કે 'સ્ત્રીની બુદ્ધિ પાનીએ.' મારે પણ તેમજ થયું. ઓ નેક ખુદા! મારા પવિત્ર નેક ભાઇને બચાવી તેને બદલે મારો જીવ લીધો હોત તો વધારે બહેતર હતું!" આ પ્રમાણે શાહજાદી વિવિધ પ્રકારે વિલાપ કરવા લાગી. ચાંદભાઇ તેને દિલાસો આપવા લાગ્યો કે "અરે મારી વહાલી બહેન! મોટા ભાઈના મરણથી તને જેટલું દુઃખ થાય છે તે કરતાં પણ જાદે દુઃખ મને થાય છે. મારી જોડ જતી રહેવાથી વનમાં છુટી પડેલી હરણીની માફક હું ગાંડાતુર થઇ ગયો છું. સારસના મરણથી જેમ બીજું સારસ રૂદન કરી કરીને પોતાનો પ્રાણ તજે છે તેમ વડીલ ભાઇના મરણથી મને થાય છે, તોપણ આપણે મનુષ્ય જાત છીએ. આપણને ઇશ્વરે બુદ્ધિ આપી છે તો તેનો સદ્‌ઉપયોગ કરી ધીરજ રાખવી જોઇએ. જન્મમરણ એ કુદરતનો અવિચળ નિયમ છે, આખી સૃષ્ટિમાં એક પણ ચીજ એવી નથી કે જેનો નાશ ન થાય, સૂર્ય, ચંદ્ર, તારા, ગૃહ, નક્ષત્રો, પર્વત, મહાસાગર, નદી, મેદાન અને ટુંકામાં દેવને દાનવ સર્વનો મોડોવહેલો નાશજ છે, આવાજ જ્ઞાનના પ્રતાપે પવિત્ર પુરૂષો જન્મ મરણને પાણીના રેંટ માફક ગણી તેનાથી ડરતા નથી. આ દુનીઆમાં બીક પાપી છે. આપણા વડીલ ભાઇને પોતાની આખી જીંદગીમાં કંઇ પણ પાપ કર્યું નથી, તેથી તેને બીક નથી તો તેના સ્વર્ગમાં ગએલા આત્માને સંભારી સંભારીને આપણે તેને નાહક દુઃખી શા માટે કરવો જોઇએ? જો કે આપણો વડીલ ભાઇ પેલી ઓરતની કહેલી વસ્તુઓ લેવા જતાં મરણ પામ્યો છે, તોપણ આપણે ન્યાયની ખાતર તે પવિત્ર ઓરતને દોષ દેવો ન જોઇએ, કારણ કે દુનીઆમાં એ ત્રણે વસ્તુઓ છે તે વાત ખરી છે, અને હું આવતી કાલેજ એ ત્રણે વસ્તુઓ લેવા માટે ઉપડી જઇશ." શાહજાદી રોશનઆરાએ ઘણાં કાલાવાલા કરીને કહ્યું કે "આ વસ્તુઓની મારે બિલકુલ દરકાર નથી મને તેનાપર ઉલટો કંટાળો ચઢયો છે, અને તેથી હું તેને મારા મહેલમાં પણ રાખવા માગતી નથી. મેં મારા એક ભાઇને તો ગુમાવી દીધો છે, અને વળી તું પણ જવાને તૈયાર થયો છે. તે કદી પણ બની શકશે નહિ!" શાહજાદાએ તેના કહેવાપર બિલકુલ લક્ષ આપ્યું નહિ, અને જક્ક કરી જવાને તૈયાર થયો. તેણે પોતાની બહેનને એક મોતીની માળા આપી

કહ્યું કે "જ્યારે આ માળાના મણુકા એકમેક સાથે ચોંટી જઇ ફરી ન શકે ત્યારે જાણવું કે હું મરી ગયો. પછી પોતાની બ્હેનની રજા લઇ શાહજાદો ઘોડેસ્વાર થઇ ત્યાંથી ચાલતો થયો. પોતાની મુસાફરીને વીશમે દિવસે તે શાહજાદો પેલા જોગીરાજના મુકામે જઇ પહોંચ્યો. તુરતજ ઘોડાપરથી નીચો ઉતરી જોગીરાજને પગે પડયો. જોગીરાજને પગે પડયો જોગીરાજે તેને આસન આપી બેસવા કહ્યું, તેથી તે બેઠો. શાહજાદાની નજર પોતે જે શેતરંજીપર બેઠો હતો તેપર પડી, તે તેને ધારી ધારીને જોવા લાગ્યો તો તેની ખાતરી થઇ કે આ શેતરંજી તો પોતાના વડીલ ભાઇ બેદરની છે. શાહજાદો ધારી ધારીને જોતો હતો તેથી જોગીરાજે તેને પુછયું કે "બચ્ચા! તું આ શેતરંજીને ધારી ધારીને શા માટે જુએ છે! તેનું ખરૂં કારણ બતાવ." શાહજાદા ચાંદભાઇએ કહ્યું કે "મહારાજ મારો ગુનો માફ કરશો, તે જોવામાં મારી બીજી કાંઇ પણ મતલબ નથી. ફક્ત એટલુંજ કે આ શેતરંજી મારા વડીલ ભાઇ બેદરની હોય તેમ લાગે છે, અને તેથી સહેજ અનુમાન થાય છે કે તે અહીં સુધી તો સુખરૂપ આવ્યો છે. હાલમાં તે મરણ પામ્યો છે તો આપ કૃપાળુ જોગી તેના વિષે કંઇ જાણતા હો તો મારાપર કૃપા કરી મને કહેશો." જોગીરાજ બોલ્યા કે બચ્ચા, તારી અટકળ ખરી છે, તારો ભાઇ તારા કહેવા પ્રમાણે અહીં સુધી તો સુખરૂપજ આવ્યો હતો, જેણે મને આ શેતરંજી તથા એક કામળ ખુશી થઇને આપી છે; વળી તેણે મારી લાંબી દાઢીને હદથી જાદે વધી ગએલી મૂછો તથા તેવાજ નખ વગેરેને કાપી નાખી ઠીકઠાક કર્યું હતું, અને તેથીજ હું હાલ માણસ જેવો દેખાઉં છું નહિ તો રીંછ જેવો દેખાતો હતો એટલુંજ નહિ પરંતુ મારૂં બોલવું મારી દાઢી અને મૂછોમાં ભરાઇ રહેવાથી કોઇ સાંભળતું પણ નહતું. તેણે એ પ્રમાણે મારાપર અતિશય ઉપકાર કર્યો છે. પરંતુ ત્યાર પછી તે મારી મરજી વિરૂદ્ધ થઇ મારૂં કહેવું ન માનતાં બોલતું પક્ષી, ગાયન ગાતું ઝાડ અને સોનેરી પાણી લેવા ગયો છે, જે હજુ સુધી પાછો ફર્યો નથી તેથી અનુમાન થાય છે કે તે પણ બીજાઓની માફક પત્થર થઇ પડયો હશે. મારા બચ્ચા તું તારે ઘેર પાછો જા, અને તેની માફક હઠ કરી પોતાના પ્રાણનો ત્યાગ કરીશ નહિ. આજ સુધીમાં જે ગયા છે તે બધા તે દશાને પ્રાપ્ત થયા છે."

જોગીરાજની સઘળી હકીકત શાહજાદા ચાંદભાઇએ ખૂબ ધ્યાનથી સાંભળી પછી તે બોલ્યો કે "કૃપાળુ ગુરૂદેવ, આપે મારા ભલાને વાસ્તે જે શિખામણ આપી તે અમુલ્ય છે, તોપણ મારો એક નિયમ છે કે "જે કામ હાથમાં લીધું તેને છોડવું નહિ." માટે આપ કૃપા કરીને મને તે જગો તથા ત્યાં જવાનો રસ્તો મને બતાવશો." જોગીરાજે તેની ભારે હઠને લીધે અગાઉની માફક રસ્તો બતાવી તુમડી આપી, જેની મદદથી શાહજાદો ચાંદભાઇ પેલા પર્વતની પાસે જઇ પહોંચ્યો. પછી પોતાના ઘોડાને ચરતો મૂકી તે પહાડપર ચડવા લાગ્યો, અને થોડી દૂર સુધી તે હિંમત રાખી આગળ ચાલ્યો, પરંતુ છેવટે તેપણ પોતાના મોટા ભાઇની માફક ગભરાઇ ગયો, તેથી બીકનો માર્યો જેવો પાછું વાળીને જોવા ગયો તેવોજ પત્થર થઇ ગયો.

જે દિવસથી શાહજાદો ઘેરથી નીકળ્યો તે દિવસથી શાહજાદી રોશનઆરા પેલી માળાના મણુકા હંમેશ ફેરવતી હતી. આજે પણ હંમેશના નીયમ પ્રમાણે જેવી માળા ફેરવવા લાગી તેવીજ ગભરાઇ ગઇ, કારણ કે એક મણુકો ફરી શકયો નહિ, તેથી તેની ખાતરી થઇ કે મારો ભાઇ મરણ પામ્યો હવે તેના દુઃખનો પાર રહ્યો નહિ, તેને દુનીઆ અકારી થઇ પડી, તેથી દુનીઆનો ત્યાગ કરી પોતાના વહાલા ભાઇઓની સાથે મરવાનો ઠરાવ કર્યો. તે મરદનો પોશાક પહેરી, સર્વ જાતનાં હથિઆર સજી મુસાફરી કરવા નીકળી અને પોતાના નોકરો અને દાસીઓને કહી ગઇ કે "હું થોડા દહાડામાં પાછી આવીશ. તેટલો વખત તમે મકાનની સંભાળ બરાબર રાખજો." શાહજાદી રોશનઆરાને નાનપણથી ઘોડા ઉપર બેસવાનો તેમજ શિકારમાં જઇ હથિઆર વાપરવાનો ઘણો શોખ હતો. તે પોતાના ભાઇઓ સાથે ઘણી વખતે શિકારે જતી, પટા ખેલતી વગેરે અનેક રીતે શસ્ત્રનો ઉપયોગ કરતી હતી. તે શાહજાદી પણ પોતાના ભાઇઓની માફક બરાબર વીશમે દહાડે પેલા જ જોગીરાજ પાસે આવી પહોંચી. તે જેવી પેલા જોગીરાજ આગળ ગઇ તેવીજ પોતાના ઘોડા ઉપરથી ઉતરી પડી અને તેની પાસે જઇ પગે પડી.

તે બુઢા જોગીરાજે તેને આવકાર દઈ આસન આપ્યું. શાહજાદી તેનાપર બેઠી, થોડીકવાર સુધી તે જોગીરાજ અને શાહજાદી વિષે કેટલીક વાતચીત થઇ તે પરથી તેનો સાદ ઓળખી લઇ જોગીરાજ બોલ્યા કે "બચ્ચા! મને એમ લાગે છે કે પુરૂષના વેષમાં તું સ્ત્રીજાત છે! માટે તું કંઈ પણ ડર રાખ્યા વિના ખરેખરૂં કહી દે કે તું કોણ છે?" શાહજાદી બોલી કે "મારા કૃપાસાગર! આપની અટકળ તદ્દન ખરી છે! હું એક દુઃખી સ્ત્રી છું, અને મુસાફરી કરવાના હેતુથી પુરૂષનો વેષ ધારણ કર્યો છે." જોગીરાજે જણાવ્યુ કે "હે મારી વહાલી બેટી! તું સાચું કહે કે તને એવું શું દુઃખ છે કે જેથી કંટાળી જઇ તું પુરૂષનો વેષ લઇ મુસાફરી કરવા નીકળી છે?" શાહજાદીએ જણાવ્યું કે 'મારા માતપિતા મરી ગયાં છે. મારે બે ભાઇ હતા, જેઓ મારાપર ઘણી મમતા રાખતા હતા. તે પણ આજ થોડી મુદત થયાં મરણ પામ્યા હોય એમ જણાય છે. વળી તેઓએ મારે માટે જ પ્રાણ ત્યાગ કર્યો છે જેથી હવે હુ એકલી પડી છું. હવે મને આ દુનીઆ અકારી થઇ પડી છે જેથી હું પણ મારા ભાઇઓની પાછળ મારા દેહનો ત્યાગ કરવા જ ધારૂં છું." જોગીરાજ બોલ્યા કે "તારા ભાઇઓએ તારા માટેજ પ્રાણ ત્યાગ કર્યો છે એમ કેમ કહે છે?" તે બોલી કે "મારે માટે તેઓ વાતકરતું પક્ષી, ગાયન ગાતું ઝાડ અને સોનરી રંગનું પાણી લેવા માટે નીકળ્યા છે અને પોતાનો પ્રાણ ત્યાગ કર્યો છે! હું પણ તે વસ્તુઓની શોધ માટે નીકળી છું માટે મારો પ્રાણ ત્યાગ કરીશ અગર તે મેળવીશ. ત્યારેજ મને નિરાંત વળશે." જોગીરાજ બોલ્યા કે "તે વસ્તુઓ મેળવવી ઘણી કઠણ છે અને તે લાવવા માટે જે જે મરદો ગયા છે તેમાંનો એક પણ પાછો આવ્યો નથી, માટે મારી વહાલી બેટી તું તારો મમત છોડી દઇ પાછી ફર." શાહજાદીએ જણાવ્યું કે "તમે મારા ભલાને માટે કહો છો તેથી હું આપનો મોટો આભાર માનું છું, પરંતુ હું કદી પણ પાછી ફરીશ નહિ, માટે આપ મારાપર મહેરબાની કરી મને તે વસ્તુઓ કયે ઠેકાણે છે તે તથા ત્યાં જવાનો રસ્તો બતાવશો" જોગીરાજે તેને તે સંબંધી સર્વે હકીકત કહી સંભળાવી. શાહજાદી ખુશી થઈ બોલી કે "મને એક યુક્તિ સુઝી છે જેના પ્રતાપે હું ખચીત તે વસ્તુઓ મેળવીશ. તે યુક્તિ એ છે કે મારા કાનમાં બે ભુંગળીઓ ઘાલીશ, તે ભુંગળીઓ એવી તો સજ્જડ રહે છે કે એક શબ્દ પણ સંભળાતો નથી. આથી મારી આસપાસ ગમે તેટલા ભયંકર અવાજો થશે તોપણ તેની મારા મનપર બિલકુલ અસર થશે નહિ, કારણ કે તે અવાજો હું બરાબર સાંભળી શકીશ નહિ!" તેનાં આવાં વચન સાંભળી જોગીરાજ ઘણા ખુશી થઇ બોલ્યા કે "ધન્ય છે તારી ચતુરાઇને! હવે મને ખાતરી થાય છે કે તું તારા કામમાં ફતેહ પામીશ. આજ સુધી જે જે પુરૂષો ગયા છે તેમાંના એકેને આવી યુક્તિ સુઝી નથી." આટલું કહી એક તુંમડી આપી તુમડીના સઘળા ગુણોથી વાકેફ કરી આશીર્વાદ દીધો શાહજાદી ઘોડાપર સ્વાર થઇ અને તુમડીને ઘોડાની આગળ ફેંકી પોતાનો ઘોડો તેની પાછળ પાછળ ચલાવ્યો. પેલી તુમડી પહાડ આગળ આવી અટકી. એટલે શાહજાદી ઘોડાપરથી ઉતરી પડી પોતાના ઘોડાને ત્યાંજ છૂટો મૂકી પોતે તે પહાડપર ચડવા લાગી. થોડેક છેટે ચાલી, એટલે તેને કાને પણ પોતાના બે ભાઈઓની માફક ભયકર અવાજો સંભળાયા, જેથી પોતાની પાસેની બે આંગળીઓ કાઢી બે કાનમાં સજ્જડ બેસાડી દીધી. હવે જો કે ભયંકર અવાજો તો પુષ્કળ થતા હતા તોપણ તે નહિ જેવા સંભળાતા હતા. પોતે હિંમત રાખી આગળ ચાલી ગઇ, અને થોડીવારમાં તો તે પેલા પક્ષીની લગોલગ જઇ પહોંચી. પક્ષીને વેગળેથી જોતાંજ તે ઘણી ખુશી થઇ અને જોસભેર આગળ વધી. પેલું પક્ષી પણ તેને ગાળો દેવા લાગ્યું પણ તે કશાની કંઇ પણ દરકાર કર્યા વગર થોડીજ વારમાં દોડી જઇ પેલા પાંજરાનીપર હાથ મૂકી બોલી કે "હવે તું કદી પણ મારા હાથમાંથી નાશી જનાર નથી." હવે શાહજાદીએ પોતાના કાનમાંથી પેલી ભુંગળીઓ કાઢી નાખી. કારણ કે હવે સઘળા ભયંકર અવાજો સમાપ્ત થઇ ગયા હતા.

તે પક્ષી મધુર અવાજે બોલ્યું કે "અરે બહાદુર ઓરત! તને સારી પેઠે ઓળખું છું, તોપણ અત્યારે તે સંબંધિ કશું ન બોલતાં એટલુંજ કહું છું કે દુનીઆનાં બીજા માણસોના હાથમાં ગુલામ થઇ રહેવું તે હજાર દરજ્જે સારૂં છે, અને તેથી હું તને વચન આપું છું કે હું આજથી તારો નિમકહલાલ

સેવક થઇ હું જે કહીશ તે કામ બજાવીશ." તે શાહજાદી પેલા પક્ષીને પૂછવા લાગી કે "હું આ પહાડપર ચડવા લાગી ત્યારથી તે ઠેઠ તારી પાસે આવી પહોંચી ત્યાં સુધી ઘણાજ ભયંકર અવાજો તથા ગાળોનો વરસાદ વરસતો હતો, જેની બીકથી મેં મારા કાનમાં ભુંગળીઓ ઘાલી હતી, તે શું હશે? વળી જ્યારે તારી પાસે આવી પહોંચી ત્યારે તું પણ ગાળો દેવા લાગ્યું તેનું કારણ શું? આ બન્ને બાબતનો ખરો જવાબ મને આપજે, જુઠું બોલીશ નહિ." તે પક્ષીએ જવાબ આપ્યો કે "અરે બહાદુર ઓરત! તું નથી જાણતી કે! દરેકને સ્વતંત્રપણું ઘણું પ્રિય છે, અને તેટલા માટે પ્રાણી માત્ર સ્વતંત્ર થવાને ધારે છે. તેજ પ્રમાણે મેં સ્વતંત્ર રહેવાને માટે તને ગાળો દીધી, તેમજ તને બીવડાવીને પાછી વાળવા માટે ભયંકર ગેબી અવાજો પણ મારી પ્રેરણાથી થયા, પરંતુ તું અક્કલબાજ તેમજ બહાદુર હોવાથી તેં પાછું વળીને જોયું નહિ અને નીડરપણે મારી પાસે આવી પહોંચી." શાહજાદી બોલી કે "એ બધી વાતતો ખરી પરંતુ તું હવેથી મારી સાથે નિમકહલાલીથી ચાલીશ તેની ખાતરી શી? મને તારો વિશ્વાસ કેમ આવે? માટે મને વિશ્વાસ પડે તેમ કર." પક્ષી બોલ્યું કે "તે બાબતની ખાતરી બીજી કોઇ પણ રીતે થઇ શકે તેમ નથી, ફક્ત એટલુંજ કે ગમે તેવું કઠણ અને અટપટું કામ બતાવીને ખાતરી કર. અમે કંઇ કાગડાની અને કુતરાની જાતનાં નીચ પક્ષી નથી કે ઘડી ઘડીમાં જુઠું બોલી વિશ્વાસઘાતી થઇએ!" શાહજાદી તેને પોતાના હાથમાં લઇ હેતથી ભેટીને બોલી કે "મારા પ્રાણ સમાન પક્ષી, હું તને આજથી મારો સગો ભાઇ ગણીશ, અને તું પણ મને તારી સગી બહેન ગણી મારૂં સઘળું કામ કરજે. આજે મારે એટલું કામ છે કે સોનેરી પાણી તથા ગાયન ગાતું ઝાડ જોઇએ છે, માટે તે મને આણી આપ. અગર મને રસ્તો બતાવ." તે પરથી તે પક્ષીએ સોનેરી રંગના પાણીનું ઝરણ બતાવ્યું, જેમાંથી શાહજાદીએ એક વાસણ ભરી લીધું. ત્યારબાદ ગાયન ગાતું ઝાડ બતાવ્યું, પરંતુ તે ઘણું મોટું હોવાથી તેને શી રીતે લઇ જવું તે બાબત વિચાર થયો. પક્ષી બોલ્યું કે "આખું ઝાડ લઇ જવાની કંઇ પણ જરૂર નથી. કારણ કે તેની એક ડાળી વાવીશું, તોપણ થોડીજ વારમાં મોટું ઝાડ બની જશે. તેપરથી તે શાહજાદીએ તે ઝાડની એક ડાળી કાપી લીધી. એ ત્રણે ચીજો પોતાના હાથમાં લઇને ત્યાંથી ચાલી નીકળી. રસ્તામાં આવતાં પક્ષીને કહેવા લાગી કે "અરે તારા માટે મેં મારા બન્ને ભાઇને ગુમાવ્યા છે. તેઓ અહીં સુધી તો સહિસલામત આવ્યા હતા, પરંતુ ત્યાર પછી પેલા ભયંકર અવાજોથી ગભરાઇ જઇ પાછું વાળી જોતાંની સાથેજ પથ્થર થઇ પડયા છે, માટે તેમને સજીવન કરી આપ." તે પક્ષી બોલ્યું કે આટલા બધા પત્થરમાંથી તારા ભાઇ શી રીતે ઓળખી શકાય? માટે જો તારી મરજી હોય તો તું આ બધા પત્થરપર પેલું સોનેરી પાણી છાંટ, જેથી તે સૌ પોત પોતાના હાલતમાં આવી જશે અને તેથી તારો ઘણો ઉપકાર માનશે"

શાહજાદીએ પક્ષીના કહેવા પ્રમાણે દરેક પત્થરપર સોનેરી પાણીનું એકેક ટીપું છાંટયું, જેથી તે દરેક પત્થરનો એકેકો માણસ થઇ ગયો. તે દરેક માણસ આ દયાળુ શાહજાદીને પગે પડી તેને આશીર્વાદ દેવા લાગ્યો. તેમ કરતાં કરતાં જ્યારે શાહજાદીના બે ભાઇ મળ્યા. ત્યારે શાહજાદી તેને ઘણા હરખથી મળી અને પૂછયું કે "મારા વહાલા ભાઇઓ! તમે શું કરતા હતા!" તે શાહજાદાઓને પોતાની સ્થિતિનું કંઇ પણ ભાન ન હોવાથી બોલ્યા કે "અમે તો ઉંઘી ગયા હતા, તેં અમને શા માટે જગાડયા?" શાહજાદી બોલી કે "મારા વહાલા ભાઇઓ! તમે જરા વિચાર કરશો તો તમને તુરત માલમ પડશે કે તમે ઉંઘી ગયા નહતા, પરંતુ મરણ પામ્યા હતા, જુઓ આ આપણું શહેર નથી, તેમ આપણું મકાન પણ નથી! આતો એક મોટો પર્વત છે. તેના પર ગાતું ઝાડ, વાત કરતું પક્ષી અને સોનેરી પાણી છે, તે લેવાને તમે અહીં આવ્યા હતા; પરંતુ મોટા ભયંકર અવાજોને લીધે ગભરાઇ જઇ પાછું વળી જોવા ગયા તેની સાથેજ તમે એક કાળા પત્થરની દશાને પ્રાપ્ત થયા હતા. પણ તમારી દશાને હું પ્રાપ્ત થાત પરંતુ મારા કાનમાં ભુંગળીઓ ઘાલી, જેના લીધે તે ભયંકર અવાજો નહિ જેવા સંભળાયા. અને તેથીજ હું આ પક્ષી વગેરે ત્રણે ચીજો મેળવી શકી છું!" પોતાની બહેનની હકીકત સાંભળી બન્ને ભાઇઓને તેમજ બીજા સર્વ માણસોને પોતાની પાછલી સ્થિતિનું ભાન થયું. અને તેથી તે સર્વે જણ

આ દયાળુ શાહજાદીનો અત્યંત ઉપકાર માનવા લાગ્યા. એક સ્ત્રીજાતિની આટલી બધી હોંશિઆરી તથા હિંમત જોઇ તેઓ ઘણા તાજુબ થયા અને સર્વે જણે તે શાહજાદીને પોતાની સરદાર માની તેને આગળ ચલાવી પોતે તેની પાછળ ચાલવા લાગ્યા. કેટલીકવારે તેઓ સઘળા પર્વતપરથી નીચે ઉતરી આવ્યા અને દરેક જણ પોતપોતાનો ઘોડો શોધવા લાગ્યા. આ મોટા મેદાનમાંથી દરેક પોતપોતાનો ઘોડો શોધી લીધા બાદ શાહજાદી ઘોડેસ્વાર થઈ આગળ ચાલી, અને તેની પાછળ પાછળ બીજા સર્વે ચાલવા લાગ્યા. કેટલીક મુદતે તેઓ સર્વે પેલા જોગીરાજના મુકામે આવી પહોંચ્યા.

આ વખતે જોગીરાજે તે સર્વનો સારો આદરસતકાર કરી તે સર્વને પાંચ દિવસ સુધી પોતાની જગામાં રાખ્યા. આ પાંચે દિવસ જોગીરાજ તે સર્વેને જુદી જુદી બાબતોપર બોધ દેતા હતા અને કલ્યાણનો માર્ગ બતાવતા હતા. છેલ્લે દિવસે જોગીરાજે જણાવ્યું કે "હું હવે આ અસાર સંસારમાં રહેવા માગતો નથી. અને તેથી જ હું તમારા જેવા શાહજાદાઓની સમક્ષ જ મારા દેહનો અંત આણવાને ચાહુંછું. મેં આજ સુધી શરીર ટકાવી રાખ્યું તેનું ખરૂં કારણ તો આ ત્રણે અમુલ્ય ચીજો કોઈ લાયક માણસના હાથમાં જાય તેજ હતું. હવે તે વસ્તુઓ લાયક માણસના હાથમાં આવી છે, માટે હવે મારૂં કંઇ પ્રયોજન રહ્યું નથી." આટલું બોલી તે જોગીરાજ આંખ મીંચી ગયા અને સર્વેના દેખતાં અજાયબ જેવી રીતે પોતાના ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો. તે સર્વે મહાત્માના દેહને સમાધિસ્ત કર્યો. ત્યાર પછી તેઓ સર્વે પોતાનો મુકામ ઉપાડી ચાલતા થયા. અને પોતપોતાના મુકામે ગયા.

શાહજાદી રોશનઆરા પોતાના વહાલા ભાઇઓ સાથે પેલી ત્રણે વસ્તુઓ લઈ પોતાના મકાને આવી પહોંચી તેણે પોતાના દિવાનખાનાની આગળ જ પેલું પાંજરૂં લટકાવી દીધું. તે પાંજરામાંના સુંદર પક્ષીના અલૌકિક ગાયનથી ઘણાં મધુર પક્ષીઓ તે દિવાનખાનાની સામેના બગીચામાં આવવા લાગ્યાં. પેલા ઝાડની ડાળી તેણે પોતાના બગીચામાં રોપાવી જે ઘણા થોડા વખતમાં એક મોટું ઝાડ બની જઇ ઘણા મધુર સ્વરથી ગાયન કરવા લાગ્યું તેણે એક સંગેમરમરના ધોળા પત્થરનો સુંદર હોજ બંધાવી તેમાં પેલા પાણીનું એકજ ટીપું નાખ્યું કે તુરત તે હોજ ભરાઇ ગયો. તે હોજની વચ્ચે એક ફુંઆરો બંધાવ્યો હતો જેમાંથી તે પાણી ઉંચું ચડી પાછું ફુંઆરામાં જ પડતું હતું. આ ત્રણે બે નમુન ચીજોથી તે બાગની શોભામાં ઘણોજ વધારો થયો. આખા તુર્ક રાજ્યના તેમજ દેશપરદેશના ઘણા લોકો આ બાગની મુલાકાત લેવા આવતા હતા. અને જોઈ જોઇને હેરત પામતા હતા.

એક વખત પોતાના હંમેશના રિવાજ મુજબ પેલા બંને શાહજાદા શિકારે ગયા હતા, તેવામાં તેજ શહેરનો પાદશાહ કે જે તે શાહજાદાઓનો બાપ થતો હતો તે પણ શિકારે રમવા નીકળ્યો હતો, તે એકાએક મળ્યો. હવે શાહજાદાઓ તો બાગવાનનેજ પોતાનો પિતા જાણતા હતા, તેમજ પાદશાહ પણ શાહજાદાઓને ઓળખતો નહતો, તોપણ શાહજાદો પાદશાહને જોતાંવારજ પોતાના ઘોડાઓપરથી નીચે ઉતરી પડી પોતાનું માથું જમીનપર નીચું નમાવી નમન કરવા લાગ્યા; પાદશાહે જોયું કે તે જુવાનો પોતાના દબદબા અને અમીરી કુળના લાગે છે, તેથી તેઓને તપાસી જોવાનો તેણે ઠરાવ કીધો. તેણે તે જુવાનોને જમીનપરથી ઉઠી ઉભા થવાને કહ્યું. બંને શાહજાદાઓ તર્ત ઉભા થયા, અને એવા તો દબદબાથી પાદશાહની આગળ ઉભા રહ્યા કે પાદશાહ તેમને જોઇને અજાયબી પામ્યો; અને તેથી કંઇ પણ બોલ્યા વગર કેટલોક વખત લગણ તો તેમની સામેજ જોઇ રહ્યો. ત્યાર પછી પાદશાહે તેઓનું નામ વગેરે પૂછ્યું. વડો શાહજાદો બેદર બોલ્યો કે "નેકનામદાર! અમે બંને ભાઇ આપ નામદારના બાગવાનના દીકરા છીએ, તે થોડુંક થયાં મરણ પામ્યો છે. અમે તેણે બંધાવી આપેલા એક રમણિય મકાનમાં રહીએ છીએ. જ્યારે અમે ઉમર લાયક થઇશું ત્યારે આપ નામદારની સેવામાં હાજર થઇશું." પાદશાહ બોલ્યો કે "તમને શિકારપર બહુ પ્રીતિ જણાય છે, કારણકે તમારો વેશ, તમારા ઘોડા અને હથિઆર ઘણાંજ ઉત્તમ છે, વળી તમે આટલે દૂર શિકારાર્થેજ નીકળી આવ્યા છો એમ લાગે છે!" બેદર બોલ્યો કે અમને નાનપણથીજ આ રમતપર અતિશય પ્યાર છે. અને આપના જેવા નેક પાદશાહના રાજ્યમાં રહેનાર શસ્ત્રધારીને તો તે રમત લાયકજ છે." આ જવાબથી પાદશાહ ઘણો ખુશી થઇ ગયો,

અને બોલ્યો કે "તમે મારી સાથે શિકારે ચાલો, અને તમારી વિદ્યા બતાવો." શાહજાદાઓએ પોતાના ઘોડા તુરતજ પાછા ફેરવ્યા અને સુલતાનની પાછળ પાછળ ચાલ્યા. પાદશાહ તેમને પોતાના ખાસ શિકા- રગાહમાં (શિકારને માટે બંધાવેલા મેદાનમાં) લઇ ગયો. આ સ્થળે પાદશાહની રજા સિવાય કોઇ પણ શિકારી આવી શકતો નહિ, તેથી પુષ્કળ જાનવરો હતાં. શાહજાદા બેહરે એક મદોન્મત્ત સિંહની સાથે બાથ બીડી એક ઝટકે પુરો કર્યો, તેજ વખતે શાહજાદા ચાંદભાઇએ પોતાની તરવારના ઝટકાથી એ મોટા જબરજસ્ત સુવરના પ્રાણ લીધા. અને આગળ વધી બીજાં પ્રાણીઓનો નાશ કરવા જતા હતા. ત્યાંજ પાદશાહે તેમને અટકાવવાને કહ્યુ કે "તમારી આટલી બધી ચાલાકીથી તો મારા શિકારગાહ માંહેનાં જાનવરો ઘણાજ થોડા વખતમાં ખૂટી પડે. ખરેખર તમે ઘણાજ બહાદુર છો, અને કોઇક વખતે મને ઘણા ઉપયોગી થઈ પડો તેવા છો, માટે હું તમને આજથી મારી હજુરમાં રાખવા ચાહું છું; કે જેથી તમારી ઉપર મારો પ્યાર વધતો જાય તેમજ તમારા ખરા ગુણોની કીંમત થાય. તમે અત્યારેજ મારી સાથે મારા મહેલમાં ચાલો." પાદશાહના આવાં વચનથી શાહજાદાઓ ઘણા ખુશી થઇ ગયા. પરંતુ તેઓએ જણાવ્યું કે "નેકનામદાર! અમે આપના હુકમને માન આપી તાબે થવા ઘણા ખુશી છીએ, પરંતુ અમારે એક રોશનઆરા નામની નાની બહેન છે. તેને પૂછ્યા વગર અમે કંઇ પણ કામ કરતા નથી, તેમજ તે અમને પૂછ્યા વગર કંઈ પણ કામ કરતી નથી; માટે હાલ તેની રજા લીધા સિવાય અમે આવવાને લાચાર છીએ. અમારો આટલો ગુનો માફ કરશો એવી આશા છે"

પાદશાહ તેમના જવાબથી ઘણો ખુશી થઇ બોલ્યો કે "ભલે, તમે ત્રણે ભાઈ બહેન આવાં સં- પીલાં છો તે જોઇ મને ઘણો આનંદ થાય છે. હું તમને ખુશીથી જણાવું છું કે કાલે તમારી બહેનની સલાહ પૂછી આ ઠેકાણે મને ફરીને મળજો." ત્યાર પછી શાહજાદાઓ રજા માગી પોતાને મુકામે પાછા આવ્યા. ઘેર આવ્યા પછી તેઓ તે વાત પોતાની બેહેનને પૂછવી ભૂલી ગયા, તેથી બીજે દિવસે જ્યારે તેઓ શિકારગાહે પાદશાહને મળ્યા, અને પાદશાહે પૂછ્યું કે "કેમ તમારી બહેનની મરજી મારી સાથે તમને મોકલવાની છે કે નહિ?" ત્યારે બેઉ શાહજાદાઓ ઘણા ગભરાયા, અને તેમનો ખુબસુરત ચહેરો ફીકો પડી ગયો, તોપણ વડો શાહજાદો બેહર હિંમત રાખીને બોલ્યો કે "નેકનામદાર! અમને માફ કરો, કારણ કે અમે અમારી બહેનને પૂછવું વીસરી ગયા છીએ." તે ઉપરથી સુલતાન બોલ્યો કે "ઠીક, ફીકર નહિ, પરંતુ તમે આજે જઇને તુરત પૂછી લેજો, ભૂલતા ના," શાહજાદાઓએ જવાબ આપ્યો કે "બહુ સારૂં નામદાર, ત્યાર પછી કેટલીકવારે શિકારેથી સર્વ જણ પાછા ફર્યા, અને પોતપોતાને મુકામે ગયા. આજે પણ તેઓ પૂછવાનું ભૂલી ગયા, અને તેથી બીજે દિવસે શિકારગાહ ઉપર પાદશાહે પૂછ્યું ત્યારે તદ્દન શરમાઇ ગયા ને કંઈ પણ જવાબ આપી શકયા નહિ, તેથી પાદશાહ સમજી ગયો કે આજે પણ તેઓ ભૂલી ગયા છે. માટે શરમને લીધે જવાબ આપી શકતા નથી. પાદશાહે કંઇ પણ ગુસ્સો ન કરતાં શાંતપણે કહ્યું કે "તમે કાલે જરૂર પૂછી જોજો, ને મને સમાચાર આપજો." ત્યાર પછી તે સર્વે શિકાર કરી પોતપોતાની ચતુરાઇ બતાવી પોતાને મુકામે પાછા આવ્યા, આવતાંવારજ શાહજાદાઓ પો- તાની બહેનના ઓરડામાં ગયા અને સઘળી વાતથી વાકેફ કરી બોલ્યો કે "હવે આ બાબત તારો શો મત છે તે અમને ખુલ્લા દિલથી જણાવ."

શાહજાદી આ વાતથી તાજુબ થઇ, અને કહેવા લાગી કે "ખુદ પાદશાહ સાથે તમારો મેળાપ થયો, તેથી હું ઘણી ખુશી થઇ છું. તમે મારી ખાતર પાદશાહની માગણીનો અનાદર કર્યો તે સારૂં કર્યું નથી; તેમ છતાં પાદશાહ તમારા તરફ બિલકુલ ગુસ્સે થયો નથી, તેથી ખાતરી થાય છે કે તે તમને ખરા અંતઃકરણથી ચાહે છે, અને તમારી વિદ્યાથી ઘણો ખુશી થયો છે. હવે મને એટલીજ ધાસ્તી રહે છે કે કદાચ તમે પાદશાહના સહવાસમાં આવવાથી મને ભૂલી જશો. માટે તેમ થાય નહિ તે વાસ્તે આપણે કંઇ પણ તજવીજ કરવી જોઇએ. કારણ કે તમારો મારાપર તેમજ મારો તમારાપર બેહદ પ્યાર છે." શાહજાદાઓએ જણાવ્યું કે "અમે પાદશાહની માગણીનો સ્વીકાર ન કર્યો તેનું ખરૂં કારણ તો એજ કે તારાપરનો બેહદ પ્યાર. તે સિવાય બીજું કંઇ પણ કારણ નથી. હવે તે પ્યાર હમેશમાં ટકી રહે તે માટે આપણે શો ઇલાજ લેવો જોઇએ?" શાહજાદી બોલી કે "બીજો કંઇ પણ ઇલાજ લેવાની જરૂર

નથી ફક્ત આપણા પક્ષીની સલાહ માગીશું તો તે આપણને ખરો રસ્તો બતાવશે; કારણ કે તે ઘણું ડાહ્યું તથા નિમકહલાલ પક્ષી છે.”

તે ત્રણે ભાઇ બહેન ત્યાંથી ઉઠીને પેલા પક્ષીના પાંજરા આગળ આવ્યાં. આ વખતે તે પક્ષી ઘણા આનંદથી વાતો કરતું હતું. શાહજાદાએ તેને પોતાની સઘળી હકીકત કહી જે તેણે ઘણા ધ્યાનથી સાંભળી. થોડીવાર વિચાર કર્યા પછી તે પક્ષી બોલ્યું કે “તમારા ભાઇઓએ પાદશાહની માગણી સ્વીકારવી જોઇએ, અને તેમના મહેલમાં જવું જોઇએ, વળી તેમણે પાદશાહને આગ્રહ કરી પોતાનો મહેલ બતાવવો જોઇએ.” શાહજાદી બોલી કે “તેમ કરવાથી તો મારી અને તેમની વચ્ચેનો પ્યાર તુટી જશે.” પક્ષીએ જવાબ આપ્યો કે “કંઇ ફીકર નહિ, તેથી તો ઉલટું સારૂં જ થશે.” પક્ષાની સલાહ ત્રણે જણે માન્ય રાખી અને તે મુજબ ચાલવા ઠરાવ કર્યો.

બીજે દિવસે સવારમાં શાહજાદાઓ શિકારગ્રહ ઉપર પાદશાહને મળ્યા, ત્યારે પાદશાહના પૂછ્યા અગાઉ બેદર નમન કરીને બોલી ઉઠયો કે “મારા નેકનામદાર! અમે અમારી બહેનને પૂછી જોયું, અને તેણે આપની માગણી સ્વીકારવાને અમને રજા આપી છે, વળી તેણે કહ્યુ કે ‘તમારે પાદશાહની માગણીનો તુરતજ સ્વીકાર કરવો જોઇતો હતો, તમે મારી સલાહ લેવાના સબબથી ના પાડી તે ઠીક કર્યું નથી. પાદશાહ પોતે ઘણાજ લાયક છે નહિ તો તમારાપર તે તુરતજ ગુસ્સે થાત!’ હવે અમે આપ નામદારના દરેક હુકમને માન આપવાને તૈયાર છીએ માટે આપ નામદારની મરજીમાં આવે તે હુકમ ફરમાવો. ખરૂં જોતાં તો અમારે તેજ વખતે આપના હુકમને માન આપવું જોઇતું હતું. પરંતુ અમારી બહેન તરફના અતિશય પ્યારને લીધે અમે તેમ કરી શકયા નથી તો આપ નામદાર અમને માફી આપશો.” પાદશાહે આનંદની સાથે જણાવ્યું કે “તમારે તેવી માગણી કરવાની કંઇ પણ જરૂર નથી, ફક્ત એટલુંજ કે હું તમને જેટલા પ્યારથી ચાહું છું તેટલાજ પ્યારથી તમે મારી તરફ નિમકહલાલ રહેશો તો બસ છે.” ત્યાર પછી પાદશાહ પેલા બે શાહજાદાઓને લઇને તુરત પોતાના મહેલ તરફ પાછો વળ્યો. તેણે તે બંને જણને પોતાની બે પડખે પાસે પાસેજ ચલાવ્યા જે જોઇ તમામ અમીર ઉમરાવો તેમજ વજીર સુદ્ધાંતને સ્વાભાવિક રીતે અદેખાઈ થઇ આવી. તે સર્વ જણ શહેરમાં દાખલ થયા તે સર્વે લોકની નજર તે બંને ખુબસુરત છોકરાઓ ઉપર દોડી અને સર્વ કોઈને લાગ્યું કે આ બંને છોકરા કોના હશે? કોઇ કોઇ તો આ ખુબસુરત છોકરાઓ તરફ એકી નજરે જોઇ રહ્યા. કોઇ પણ તેમને ઓળખી શકતું નહતું તેનું મુખ્ય કારણ તો એજ હતું કે પેલા બાગવાને તેમને રહેવા માટે શહેરથી કેટલેક દૂર ભવ્ય મકાન બાંધેલું હતું તેથી તેઓ શહેરમાં કવચિતજ આવતા હતા. પાદશાહે પ્રથમ તો તેમને પોતાનો ભવ્ય અને સુંદર મહેલ ફરીફરીને બતાવ્યો. વળી પોતાનું ખાસ દિવાનખાનું કે જે ઘણી ઉમદા ચીજોથી શણગારેલું હતું તે પણ બતાવ્યું; ત્યાર પછી તેઓ ખાણું લેવાના સુંદર ઓરડામાં આવ્યા. આ ઓરડો ખરેખર હેરત પમાડનાર હતો. પાદશાહ તે બંને છોકરાઓને સાથે લઇ ખાણું લેવા બેઠો. બંને ભાઇઓને આ માન અસાધારણ મળ્યું હતું.

સુલતાન જાતે ઘણો બાહોશ હતો, કોઇ પણ માણસની પરીક્ષા કરવામાં તે ઘણોજ ચતુર હતો, તેમજ ગમતી પણ હતો; તેથી તેણે વિચાર્યું કે આ બંને ભાઇઓ મારાથી શરમાય છે, માટે કંઇ પણ વાત કરતા નથી. માટે મારે તેઓની શરમ ભાગવી જોઇએ. આવા વિચારથી તેણે ખાતાં ખાતાં જુદી જુદી બાબતોપર પોતાના વિચાર જણાવી તેમના મત માગતો હતો. સુલતાને જે જે બાબતો પૂછી ત તે બાબતોના એવા તો સરસ જવાબ આપ્યા કે સુલતાન ઘણોજ અજાયબ થયો. સુલતાને વિચાર્યું કે જો આ બંને મારા દીકરા હોત તો હું તેમને એવી ઉમદા કેળવણી આપત કે તે ઘણા દિપી નીકળત અને આખી દુનીઆમાં નામના મેળવત. તે ત્રણે જણે ઘણા આનંદની સાથે સુંદર ખાણું લીધું. ત્યારબાદ શાહ તેમને પોતાના ઓરડામાં લઇ ગયો, અને તેઓને જણાવ્યું કે “આજ સુધી મેં કદીપણ એવું વિચાર્યું નહતું કે મારી રૈયતમાં તમારા જેવા બાહોશ કોઇ પણ હશે. હવે મારી ખાત્રી થઇ છે વાસ્તે બધી વાત પડતી મુકીને હાલ આપણા કંટાળી ગએલા મનને ગાયનની ગમતથી આરામ આપીએ તો

ઠીક." પાદશાહનો હુકમ થતાંજ કેટલાક ચતુર ગવૈયાઓ આવીને ગાયન ગાવા લાગ્યા. અને ત્યારબાદ જુદી જુદી તરેહનો નાચ શરૂ થયો. આ ગાનતાનથી શાહજાદાઓ પણ ખુશ ખુશ થઇ ગયા ત્યારબાદ સાંજ પડવા આવી હતી તેથી બેદરે પોતાના ભાઇની સાથે મુકામપર પાછા જવા સુલતાન પાસે રજા માગી. સુલતાને ઘણીજ ખુશી બતાવી રજા આપી. પાદશાહ બોલ્યો કે "મારા પ્યારા બેટાઓ! તમને મેં મારો મહેલ બતાવ્યો છે તેનું ખરૂં કારણ એજ કે તમે અહીં જ્યારે જોઇએ ત્યારે આવ્યા કરો." ત્યારપછી જતી વખતે બેદર પાદશાહને અરજ કરવા લાગ્યો કે "મારા નેકનામદાર! આપના શિકાર માટે જવાનો રસ્તો અમારા મકાન આગળજ આવે છે માટે જ્યારે આપ નામદાર શિકાર માટે પધારો ત્યારે અમારા ગરીબના ઘરમાં પધારી અમારાપર કૃપા કરો તો ઘણું બહેતર. જો કે અમારૂં ઘર આપના ભવ્ય અને રમણિય મહેલ જેવું તો નથીજ, પરંતુ આપ જેવા નેક પાદશાહો તો ગરીબની ઝુંપડી પણ પાવન કરે છે." પાદશાહે જવાબ દીધો કે "હું મોટી ખુશીથી ત્યાં આવીશ. કારણ કે તમારા જેવા ચતુર જુવાનોનું મકાન ખરેખાર જોવા લાયકજ હશે! તેમાં મને એકાદ ચીજ તો ઘણી હેરત પમાડનારી મલશે એવી મને આશા છે! કાલ સવારેજ હું ત્યાં આવીશ." તેથી તમે પણ શિકારગાહપર આવશો અને ત્યાંથી શિકાર કર્યા બાદ વળતાં તમારા મકાનમાં આવીશ." આટલી વાતચીત થયા બાદ બંને ભાઇ પાદશાહને નમન કરી તેની રજા લઇ પોતાને મકાને આવ્યા, અને પોતાની બહેન રોશનઆરાને સઘળી વાતથી વાકેફ કરી. તે બોલી કે "જો પાદશાહ આપણે ઘેર આવનાર છે તો આપણે તેને વાસ્તે એક ઉમદા ખાણું તૈયાર કરાવી રાખવું જોઇએ. આ બાબતપર પેલા બોલતા પક્ષીની સલાહ લઇશું તો તે આપણને એકાદ એવી તો સરસ વાની બતાવશે કે જેના સ્વાદથી પાદશાહ હેરત પામી જશે." તે ત્રણે જણ પેલા પક્ષી પાસે ગયાં, શાહજાદી રોશનઆરાએ જણાવ્યું કે "ઓ મારા અકલમંદ પક્ષી! કાલ સૌજ આપણે ત્યાં પાદશાહ ખાણું લેનાર છે માટે તેને વાસ્તે કેવું ખાણું કરાવવું જોઇએ?" તે પક્ષી બોલ્યું કે "મારી નેકનામબાઈ! તમારા બબરચીઓના જેવું ઉમદા અને સ્વાદિષ્ટ ખાણું બીજું કોણ પકવનાર છે? તેમ છતાં પણ હું કહું છું કે કાકમની કઢીમાં અમુલ્ય મોતી નાખી તેની એક રકાબી ભરી પાદશાહની આગળ મુકજો!" આ અજાયબી સાંભળી શાહજાદી અજબ થઇ ગઇ, અને બોલી કે "કોઇ દહાડો પણ મેં એવી વાની સાંભળી નથી. હાલ મારી પાસે તેટલાં મોતી પણ નથી! પેલું પક્ષી બોલ્યું કે "મારાં નેકબાઇ! તમે ફીકર ના કરો તેથીજ સારૂં થશે! જે મોતી વિષે હું કહું છું તે તમે બાગમાં જઇ પેલા ઝાડ તળેની જમણી તરફની જમીન ખોદશો, એટલે તમારે જેટલાં જોઇશે તેટલાં તમને મળી આવશે." શાહજાદીએ પોતાના બાગવાનને તુરતજ હુકમ આપ્યો કે તેણે કાલે સવારે વહેલા બાગમાં હાજર રહેવું. તે મુજબ તે હાજર રહ્યો શાહજાદીએ તેને પેલા ઝાડતળે આપેલી નિશાની મુજબ ખોદવા કહ્યું. બાગવાને તે શાહજાદીના દેખતાંજ થોડુંક ખોદ્યું કે તેના હથિઆરને કંઇક કઠણ ચીજ લાગી. બાગવાને તુરતજ નીચે બેસી તપાસ કરી જોયું તો એક મોટો દાબડો તેના હાથ લાગ્યો. તેણે તે દાબડો ધીમેથી ખોદી કાઢી શાહજાદીના હાથમાં મુક્યો. શાહજાદી તે દાબડો લઇ પોતાના ઓરડામાં ચાલી ગઇ. પછી પોતાના બંને ભાઇઓની સમક્ષ તે દાબડો ઉઘાડ્યો તો માંહેથી ઘણાંજ એ નમુન અમુલ્ય મોતી નીકળ્યાં. આખો દાબડો તેવાં મોતીથી ભરેલો હતો. આવો અમુલ્ય ખજાનો જોઇ તે ત્રણે જણાં ઘણાં ખુશી થઇ ગયાં. તેઓ ત્રણે જણ પેલા પક્ષીની ચતુરાઇનાં ઘણાં વખાણ કરવા લાગ્યાં. ત્યાર પછી પેલા બંને ભાઇઓ પોતપોતાના ઘોડાપર સ્વાર થઈ શિકારગાહે જવા નીકળ્યા. અને થોડીવારમાં જઈ પહોંચ્યા. થોડીવાર પાદશાહ પણ પોતાના રસાલા સાથે આવી પહોંચ્યો ને તુરત શિકારનું કામ શરૂ થયું.

બીજી તરફ શાહજાદીએ પોતાના વડા બબરચીને એકાંતમાં બોલાવી જણાવ્યું કે "આજે આપણે ત્યાં નામદાર સુલતાન ખાણું લેનાર છે, માટે એવી તો સરસ અને ઉમદા ચીજ બનાવ કે સુલતાન ખુશખુશ થઇ જાય. જો તારી રસોઇથી પાદશાહ ખુશ થશે તો હું તને એક ઉમદા બક્ષીસ આપીશ. આ વસ્તુઓ સિવાય આપણે એક વાની બનાવવાની છે તે એ કે કાકમની કઢી કરી તેમાં હું આપું છું તે

મોતી નાખવાં." એમ કહી તેણે ઉમદા મોતીનો હાર આપ્યો. વડો બબરચી શાહજાદીના આ હુકમથી હેરત પામી ગયો તે બોલ્યો કે "મારાં નેક બાનુ! તમારી વાત ન માની શકાય તેવી છે! આખી દુનીઆમાં કદી પણ તેવું ભોજન કોઇએ બનાવ્યું નહિ હોય. શાહજાદીએ કહ્યું કે "તારી વાત ખરી છે. હું પણ ઘણી અજાયબ છું તોપણ આજે તેવી વસ્તુ બનાવવી છે, માટે આ મોતી લઇજા, અને બનાવ પાદશાહના ખાણા વખતે એક રકાબી ભરી તેની આગળ મૂકજે." શાહજાદીના વચનને માન આપી વડો બબરચી તે લઇ ગયો. પછી જુદી જુદી તરેહની અનેક વાનીઓ બનાવી સઘળી ચીજો તૈયાર કરી.

બંને ભાઇઓએ શિકારના ખેલમાં ઘણીજ કુશળતા બતાવી જે જોઇ સઘળા સાથીઓ હેરત પામી એકે અવાજે તેમના વખાણ કરવા લાગ્યા. પાદશાહ પોતે પણ ઘણો ખુશ થઇ ગયો. ત્યારબાદ તે સર્વે શહેર તરફ પાછા ફર્યા. સૌથી આગળ ચાંદભાઇ પોતાના મકાનનો રસ્તો બતાવવા માટે ચાલતો હતો બેદર પાદશાહની સાથેજ ચાલતો હતો. જ્યારે પોતાના મકાનની છેક નજદીક આવી પહોંચ્યા ત્યારે શાહજાદો ચાંદભાઇ પોતાની બહેનને વાકેફ કરવા માટે જરા ઉતાવળો ચાલી આગળ આવ્યો, પરંતુ તેણે તો પોતાના માણસોની મારફતે ખબર મેળવી હતી તેથી પ્રથમથીજ દરવાજા આગળ આવી ઉભી રહી હતી. જેવો પાદશાહ તે બાગના દરવાજા આગળ આવ્યો તેવીજ શાહજાદી રોશનઆરા પાદશાહના પગ ઉપર પડી. આ વખતે તે કોણ હતી તે વિષે બેદરે સઘળું પાદશાહને જણાવ્યું. પાદશાહે જાતે વાંકાવળી તેનો હાથ ઝાલી જમીનપરથી ઉઠાડી. પાદશાહ આ શાહજાદીનું રૂપ જોઇ દીંગ થઇ ગયો, કારણ કે જેમ તેનું નામ રોશનઆરા હતું તેમજ તે પણ એક ઝગઝગતા સુર્યની માફક દેદિપ્યમાન થઇ રહી હતી. વાદળ વગરના નિર્મળ દિવસે બપોરની વખતે ઝગઝગતા સુર્ય કરતાં તેનું તેજ કંઇ કમ નહતું. આવી પરીમિશાલ શાહજાદીને જોઇ સર્વ અજાયબ થયા. સર્વ કોઇ કહેવા લાગ્યા કે "આવા ખુબસુરત બાહાદુર જુવાન ભાઇઓને લાયકજ આ બહેન છે. આવી બહેન પર તે ભાઇઓ જેટલી મમતા રાખે તેટલી ઓછી છે. તેમજ આવા નેક ભાઇઓ પર આ બહેન જેટલી મમતા રાખે તેટલી ઓછીજ છે! આવા સંપીલાં ભાઇબહેન કવચિતજ હશે!"

શાહજાદી રોશનઆરાએ પોતાના સુર્યસરખા તેજસ્વી હાથે પાદશાહનો હાથ ઝાલી તેને બાગમાં દાખલ કર્યો. પાદશાહની સાથે તેનો સર્વ રસાલો પણ આ ખુશનુમા બાગમાં દાખલ થયો. તેઓ પ્રથમ પેલા સોનેરી ફુવારા પાસે આવી પહોંચ્યા. પાદશાહ આ ફુવારો જોઇ અજાયબી સાથે બોલી ઉઠયો કે "આવો સોનેરી રંગનો ફુવારો બનાવવાની કળા કોણે બતાવી? તેમજ આવું સોનેરી રંગનું પાણી કોણ લાવ્યું હશે?" આ શબ્દોનો ઉત્તર મળતાં પહેલાં તો તે પેલા ઝાડ પાસે આવી પહોંચ્યો. આ બેનમુન અલૌકિક ઝાડ પાદશાહની આગળ એવાતો મધુર અવાજે બોલ્યું કે પાદશાહ તો હેબકજ ખાઇ ગયો તેને પ્રથમ તો સમજાયુંજ નહી કે આતે ઝાડ બોલે છે કે કોઇ ગવૈયો ગાય છે! તેથી ચોતરફ ધારી ધારીને જોવા લાગ્યો, પરંતુ કોઇ પણ ગવૈયો નજરે પડયો નહી, ત્યારે બોલી ઉઠયો કે "ગવૈયા તો નજર પડતા નથી. અને આવા કોકીલ સ્વરથી બેનમુન ગાયન તો ચાલી રહ્યું છે તેનું કારણ શું હશે? આ ઝાડ કંઇ પોલું નથી કે તેમાં ગવૈયા ભરાઇ રહે! અદ્દશ્ય રીતે ગાનારા ગવૈયા કયા દેશની ભુમીને પાવન કરતા હશે અને તે આ લોકોના હાથમાં શી રીતે આવ્યા હશે? શાહજાદી બોલી કે "મારા નેકનામદાર! આ સુંદર ગાયન ગાનાર ગવૈયા નથી, પરંતુ આપની સમક્ષ ઉભા રહેલા ઝાડનો પ્રતાપ છે, તમે જેમ એનાથી થોડા આગળ ચાલશો તેમ તમને સરોદ (રાગ) ઘણો મધુર લાગશે." પાદશાહ જરા આગળ ચાલ્યો તો પેલું ગાયન ગાતું પક્ષી નજરે પડયું. તે પક્ષીનું સુંદર ગાયન સાંભળવાને માટે તેની સામેના ઝાડો પર સુંદર રંગ બેરંગી હજારો પક્ષી આવીને બેઠાં હતાં, અને તે બધાં પોતાના સુંદર અવાજે કલરવ કરી રહ્યાં હતાં. પાદશાહે જણાવ્યું કે "આખા બાગમાં કોઇ પણ ઠેકાણે એક પણ પક્ષી જણાતું નથી અને આ સ્થળે આટલાં બધાં પક્ષી છે તેનું શું કારણ હશે?" શાહજાદી બોલી કે "મારા નેક નામદાર! તે બધો મહીમા પેલા સોનેરી પાંજરામાં વિરાજીત કરેલા પક્ષીનો છે! તેને ગાયન ગાતું અગર વાત કરતું પક્ષી કહે છે. તેનો સરોદ (રાગ) એવો તો મીઠો છે કે બુલ બુલ સરખાં પક્ષીઓ પણ તેની આગળ રદ છે

તો પછી બીજાં પક્ષીનો તો હીસાબજ શો ? પરી જેવી અને ગંધર્વ જેવી જાત પણ તેની આગળ શરમીંદી થઇ જાય છે !" પાદશાહ શાહજાદીની સાથે તુરતજ પાંજરા આગળ આવ્યો. કે તુરત પેલા સુંદર પક્ષીનો અલૌકિક સુર સાંભળી પાદશાહની નજર તે તરફ દોડી. શાહજાદી પક્ષીના સામું જોઇ બોલી કે " ઓ પક્ષીઓના પાદશાહ ! તું જાણતો નથી કે તારા આગળ એક મોટા દબદબા વાળો પાદશાહ ઉભો છે ! તું હવે ચુપ રહે અને આ નેક નામદારને મુબારકબાદી આપ !" તુરતજ તે પક્ષીએ પોતાનું ગાયન બંધ કર્યું, અને પોતાની શેઠાણીના હુકમને માન આપી બોલ્યું કે " મારા નેકનામદાર સલામ ! તારી કળા દિનપ્રતિદિન સુર્યના ચંદ્રની માફક ચઢતી હજો ! અને તું હમેશાં વિજયી થજો; તારી જીંદગી લાંબી થજો ! પ્રતાપવાન સંતાનો મેળવી દુનીઆમાં અમર રહેજો ! અને તારા નેક ન્યાયથી દુનીઆના બીજા રાજાઓને હેરત પમાડજો !" પક્ષીના આવાં વચન સાંભળી પાદશાહ બોલ્યો કે " ઓ પક્ષીઓના વડા શહેનશાહ, હું તારી આશીશને માટે તારો બેહદ ઉપકાર માનું છું. " ત્યાર પછી તે શાહજાદીએ પોતાનો આખો મહેલ તેને બતાવ્યો, જે જોઇ પાદશાહ ઘણો ખુશી થઇ ગયો ત્યારબાદ ખાણું ખાવાને પાદશાહ અને તે ત્રણે ભાઇબહેન સાથે બેઠાં. જુદી જુદી જાતની અનેક વાનીઓ બનાવી હતી, જે ઘણી સ્વાદિષ્ટ અને ઉમદા હતી. પાદશાહ દરેક ચીજ ઘણી આતુરતાથી ચાખતો અને તેની લહેજતથી ખુશ ખુશ થઇ જતો હતો. છેવટે પેલી કાકડીની કઢી આવી, તેની અંદર અમુલ્ય મોતી જોઇ પાદશાહ ઘણી અજાયબી સાથે બોલી ઉઠયો કે " આ કેવી હેરત પમાડનારી ચીજ છે ! આખી દુનીઆમાં કોઇ પણ માણસને ત્યાં કઢીમાં મોતી નાંખેલાં જોયાં કે સાંભળ્યાં નથી ! હું મોટો પાદશાહ છું તોપણ મને તેવું ભાનજ નથી ! આતો ર તે કોણ ખાતું હશે ?" આ પ્રમાણે બોલી પાદશાહ પોતાના ઉત્તરની વાટ જોતો તે ત્રણે ભાઇ બહેનની સામે જોઇ રહ્યો, પણ તેને કઇ પણ ઉત્તર મળ્યો નહિ. કારણ કે બિચારાં કોઇ પણ જાણતાં નહતાં થોડીજવારમાં પેલું પક્ષી કે જે તેમની સામેજ બેઠું હતું, તે બોલી ઉઠયું કે " નેક નામદાર ! જ્યારે આપનાં માનવંતાં બેગમ સાહેબે કુરકરીઆનો, બિલાડીના બચ્ચાનો અને લાકડાના કકડાનો જન્મ આપ્યો ત્યારે તમે બિલકુલ અજાયબ નહિ થયા અને આજે આટલા બધા અજાયબ શા માટે થાઓ છો ?" પાદશાહ બોલ્યો કે " તે વાત તો તે બેગમની આગળ જે વિશ્વાસુ દાઇઓ રાખી હતી તેમણે મને કહી અને મેં સાચી માની. વળી તે દાઇઓ બીજી કોઇ પણ નહતી, પરંતુ બેગમ સાહેબનીજ બહેનો હતી એટલે શક લાવવાનું કંઇ પણ કારણ નહતું !" તે ચતુર પક્ષી બોલ્યું કે " મારા નેક નામદાર ! તમારી વાત ખરી છે, પરંતુ તે બે વડી બહેનોને મુકી દઇ તમે તેમની નાની બહેન સાથે લગ્ન કર્યું, તેથી તે બંને બહેનો તેની અદેખાઇ કરતી હતી. પોતાની નાની બહેન પાદશાહની માનીતી બેગમ થઇ તે તેમનાથી ખમી શકાયું નહી, અને તેથીજ તેમણે વિશ્વાસઘાત કરી પોતાનો નીચ વિચાર પાર પાડયો. જો તમે તેમને બોલાવી ખાતરી કરશો તો તુરત ખરી બીના માલમ પડશે. ઇશ્વરકૃપાથી આ તમારાં ત્રણે બાળકો તમારા બાગવાનના હાથમાં આવ્યાં, અને તે ભલા બાગવાનને પુત્ર નહી હોવાથી પોતાના બાળકો તરીકે રાખી ઉછેર્યાં. તેણે આ બાળકોને ઉછેરવા તથા ભણાવવા પાછળ પોતાની શક્તિ કરતાં પણ વિશેષ ખરચ કર્યો છે !"

પક્ષીનું ભાષણ સાંભળી સર્વ જણ ઘણા અજાયબ થયા, કારણ કે આ વાતની કોઇને પણ ખબર નહતી, એક પક્ષીને મોંઢેથી આવો વિચિત્ર અને હેરત પમાડનારો હેવાલ સાંભળી પાદશાહની ખુશાલીનો પાર રહ્યો નહી તે બોલી ઉઠયો કે " મારા ચતુર પક્ષી ! હું તારી વાત ખરી માનું છું ? કારણ કે આ બાળકો તરફ મને સ્વભાવીક રીતેજ બેહદ પ્યાર ઉપજે છે! વળી તેમની કાન્તી મને મળતીજ આવે છે ! એક બાગવાનને પેટે આવાં રત્ન રૂપ શાહજાદાઓ હોયજ નહી ! " આ પ્રમાણે બોલી તે પોતાનાં પ્યારા સંતાનોને બહુજ હેતથી મળ્યો. ત્યાર પછી તે ત્રણે બાળકો એક બીજાને હેત મળ્યાં અને સર્વ દરબારીઓ પણ આ શાહજાદાઓને તેમજ શાહજાદીને નમન કરવા લાગ્યા. આ વખતનો દેખાવ ખરેખર જોનારને હેરત પમાડનારજ હતો. વીશ વરસે પાદશાહને પોતાનાં સંતાનો પાછાં મળ્યાં તે જાણી આનંદ થયો હશે તેનું વર્ણન લખવાને લેખક શક્તિવાન નથી.

પાદશાહે પોતાની માનીતી બેગમપર વિના કારણે જે જુલમ ગુજાર્યો હતો તેથી તેની આંખમાંથી ચોધાર આંસું વહેવા લાગ્યાં. પોતાના નામદાર પિતાને રડતા જોઇ ત્રણે જણાં રડવા લાગ્યાં. પેલું ચતુર પક્ષી તુરત બોલી ઉઠયું કે “ આ ખુશાલીના વખતમાં રડવાનું કંઇ પણ પ્રયોજન નથી ! આવા વખતે તો આનંદ માનવો જોઇએ. માટે ખાણું લીધા પછી તમે તમારા મુકામે જઇને નિર્દોષી બેગમને મુક્ત કરો અને તેને તેની માતાનો બનાવો ! આ ખુબસુરત સંતાનોના મુલાકાતથી તે દુઃખી બેગમને જે આનંદ થશે તે અવર્ણનીય છે. માટે તમે તે કામ જલદી કરો.” પાદશાહ ખાણું લીધા પછી તુરત જ પોતાના મકાન તરફ જવા તૈયાર થયો જતી વખત પોતાનાં બાળકોને કહેતો ગયો કે “ મારાં વહાલાં બચ્ચાંઓ ! આજે તમે તમારા પિતાને જોયો છે. આવતી કાલે હું તમને જન્મ આપનારી તમારી સુખી માતાને તમારા મકાનપર તેડી લાવીશ, માટે તમે તેનો આદરસત્કાર કરવા તૈયાર રહેજો ! ”

ત્યાર પછી તે તુરત ઘોડાપર સ્વાર થયો અને પોતાના મહેલ તરફ આવ્યો. જતાં વારજ તેણે પેલી બે નાપાક, અદેખી અને વિશ્વાસઘાત ઓરતોને પકડી મગાવી ગરદન મારવાનો હુકમ આપ્યો. વડાવજીરે તુરતજ તે નીચ ઓરતોને પકડી મગાવી ગરદન મરાવી તે નીચ ઓરતો પોતાના નીચકૃત્યના પસ્તાવો કરતી ચંડાળને હાથે મરણ પામી.

આ કામ કર્યા પછી પાદશાહ જાતે પગે ચાલતો પેલી મસીદ આગળ આવ્યો. પાદશાહની પાછળ તેના તમામ દરબારીઓ તેમજ આખા શહેરના તમામ લોકો આવ્યા હતા. જતાં વારજ તેણે પોતાના હાથે પોતાની બેગમને મુક્ત કરી. પાદશાહ તેમજ બેગમની આંખમાં આંસુઓ આવી ગયા. પાદશાહ બોલ્યો કે “ તમારાપર મેં જે ગેરવ્યાજબી જુલમ ગુજાર્યો છે, તે માટે મને અતિ ઘણી દિલગીરી થાય છે. પરંતુ હવે તેવી દિલગીરી કરવાથી કંઇ પણ ફાયદો નથી. હું હવે તમારી બાદશાહી હાલતમાં પાછાં આવવા માટે અરજ કરૂંછું તે તમે સ્વીકારશો. તમે જ્યારે તમારા સૂર્ય સરખા બે તેજસ્વી પુત્રોને અને તેવા પણ વિશેષ સ્વરૂપવાન શાહજાદીને જોશો ત્યારે તમે તમારૂં સઘળું દુઃખ ભૂલી જશો. જે નાપાક બહેનોએ તમારા પર આ જુલમ ગુજાર્યો છે તેને તો મેં ગરદન મારી છે માટે તમે મને માફી આપી મારી સાથે ચાલો.” બેગમ તુરતહાલ બોલી કે “ મારા પ્યારા ખાવીંદ ! હું જે કંઇ દુઃખ પામી તેમાં આપનો કંઇ પણ દોષ નથી. ફક્ત મારા પોતાનાં નશીબનોજ વાંક છે, માટે આપ મારી પાસે માફી માગી મને અઘટીત માન નહી આપો. હું આપતાની બેદાર બેગમ છું !” ત્યાર પછી તે બેગમ પોતાના પ્યારા ખાવીંદની સાથે પોતાના મહેલમાં ગઇ. તે વખતે એકઠાં થયેલાં હજારો લોકો તે પાદશાહ બેગમને આશીર્વાદ દેવા લાગ્યાં.

બીજે દીવસે સવારે બેગમ સાહેબ કે જેણી ગઇ કાલે તો એક અતી દુઃખી સ્ત્રી હતી તે આજે મોટા બાદશાહી દબદબા સાથે સુલતાનના સાથે પોતાનાં બાળકોને મળવા ચાલી જ્યારે તેઓ પોતાના સંતાનના મકાનમાં આવી પહોંચ્યા ત્યારે તે ત્રણે બાળકો આવીને પોતાનાં માત પીતાને પગે લાગ્યાં. પાદશાહે જણાવ્યું કે “ આ ત્રણે તમારાં ખુબસુરત બાળકો! હવે કહોકે આ દુનીઆમાં તમારા જેવું બીજું કોણ ભાગ્યશાળી હશે!” રાણી બોલી કે મારા પ્યારા ખાવીંદ ! એ સઘળી તમારી મહેરબાનીનો મહીમા છે. ત્યાર પછી તે પોતાનાં બાળકોને અતી પ્રેમથી મળી. આ વખતે સર્વના ખુશાલીનો પાર રહ્યો નહતો, પરંતુ બેગમ સાહેબને જે દીલગીરી સાથે ખુસાલી ઉપજી તે બેહદ હતી પોતાનાં ખોવાઇ ગએલાં બાળકો ઘણે વરસે મળવાથી મનુષ્ય માત્રને અલૌકિક પ્રેમ થાય છે તો પછી બેગમ સાહેબને થાય તેમાં શી નવાઇ !

ત્યાર પછી તે સર્વે ખાણું લેવા બેઠાં, જે ખાણું અતિ ઘણું સ્વાદિષ્ટ અને કીમતી હતું. રમતગમતની સાથે સર્વ જણે ખાણું લીધું, ત્યાર બાદ બેગમસાહેબને લઇ સર્વ જણાં બાગમાં ગયાં અને પાદશાહે પેલી ત્રણે અમુલ્ય ચીજો બેગમ સાહેબને બતાવી જે જોઇ બેગમ સાહેબ ઘણાં ખુશી થઇ ગયાં. પેલી શાહજાદીએ આ સર્વે ચીજો કોણે બતાવી અને કેવા કેવી મુશીબતો વેઠી પોતે લાવી તે સઘળી

હકીકત કહી સંભળાવી જે જાણી પાદશાહ તથા બેગમ પોતાનાં ત્રણે બાળકોને ફરીથી ભેટી પડ્યાં. અને તેમનાં વખાણ કરવા લાગ્યાં.

ત્યારબાદ પાદશાહ પોતે ઘોડેસ્વાર થયો. અને તેની બે બાજુએ પોતાના શાહજાદાઓને રાખ્યા. પાદશાહની પાછળ બેગમ સાહેબ અને તેની પડખે શાહજાદી રોશનઆરા હતી. ત્યાર પછી સર્વે અમીર ઉમરાવો પોતાના દરજ્જા પ્રમાણે ઉભા હતા આ સર્વે દબદબા ભરેલા દેખાવ સાથે નગરમાં આવ્યા. શાહજાદાઓને જોવાને સરીઆમ રસ્તાઓપર હજારો માણસની ભીડ થઇ હતી. અને તે સર્વે આ ત્રણે બાળકોને જોઇ આનંદ પામી આશીશ આપતાં હતાં. તેમની સાથે પેલું સુંદર પક્ષી પણ મધુર ગાયન કરતું ચાલ્યું આવતું હતું. તેને જોઇ લોકો ઘણાં વિસ્મય થતાં હતાં તે પક્ષીને ગાતું સાંભળી બીજા હજારો સુંદર પક્ષીઓ તેની પાછળ પાછળ આકાશમાં ગાયન કરતાં આવતાં હતાં, જે જોઇ સર્વેને ઘણો આનંદ થયો.

આ પ્રમાણે પૂર દબદબા સાથે સર્વે જણ ઠેઠ પાદશાહી મહેલ સુધી આવ્યાં, અને શાહજાદાઓ તથા શાહજાદી પોતાના પિતાના મહેલમાં દાખલ થયાં ત્યાર બાદ પાછાં ફર્યાં.

પાદશાહે પોતાના સંતાનોની ખુશાલીમાં પોતાના આખા રાજ્યમાં ઘણી ધામધુમથી દિવસો ગુજારવા ફરમાન કાઢ્યું ઘણા બંદીવાનોને મુક્ત કર્યા, અને લાખો રૂપીયા પરોપકારના કામમાં વાપર્યા. શહેરની દરેક મસીદમાં પવિત્ર પુરૂષો મોકલી પ્રાર્થના કરાવી. આ પ્રમાણે લગભગ એક માસ સુધી ચાલ્યું.

હવે શાહજાદી ઉમર લાયક થવાથી ઇરાનના પ્રખ્યાત સુલતાનના શાહજાદા કમરજમાલખાન સાથે તેનાં લગ્ન બડી ધામધુમથી કરવામાં આવ્યાં. શાહજાદી પોતાના માબાપ તથા ભાઇઓથી વિખુટી પડી પોતાને સાસરે ગઇ. ત્યાં પણ પોતાની ચતુરાઇ અને ડહાપણે કરી આખા રાજ્યમાં માનીતી થઇ પડી.

દમાસ્કસનો સુલતાન હવે ઉમરે પહોંચ્યો હતો માટે તેણે પોતાની હયાતીમાંજ પોતાના વડા શાહજાદા બેદરને ગાદીએ બેસાડ્યો. અને ચાંદભાઇને સલાહકાર નીમ્યો. આ બંને શાહજાદાઓએ પોતાના પિતાના કરતાં પણ ઘણી જ રૂડી રીતે રાજ્ય ચલાવ્યું.

---

# અરેબિયન નાઇટસનું છેવટ.

ઇરાનનો નામદાર સુલતાન આ સર્વે અજાયબી જેવી ઉત્તમ વાર્તાઓથી ઘણો ખુશી થઇ ગયો, અને પોતાની પ્યારી શહેરાજાદીને અતિશય પ્યારથી બગલગીરી કરી બોલ્યો કે " ઓ ઓઓના શણગારરૂપ ઓરત ! હું તારાં જેટલાં વખાણ કરૂં તે સર્વે ઓછાંજ છે! મારી ખાતરી થાય છે કે તારી પાસે ઉત્તમ નમુનેદાર વાર્તાઓનો કદી પણ ન ખુટે તેવો અખૂટ ભંડાર છે. તું આજકાલ કરતાં લગભગ ત્રણ વરસથી હમેશાં વાર્તા કહે છે તોપણ હજુ તારી પાસેથી ખૂટતી નથી, એ જોઇ મારી અજાયબીનો પાર રહેતો નથી, વળી ગણી નવાઇ તો એ લાગે છે કે તારી દરેક વાર્તા એકેકથી ચઢીઆતી હોઇ દરેકમાંથી કંઇને કંઇ જુદી જુદી શિખામણો લેવાની છે. તારી વાર્તા કહેવાની છટાથી તેમજ તારા મધુર કંઠથી મારા જેવા નિષ્ઠુર હૃદયનો પાદશાહ પણ પીગળી ગયો છે. મારા દિલમાં આજ સુધી ઓજાત વિષે જે ધિક્કાર અને અસંતોષ હતો તેનો તેં જડમૂળથી નાશ કર્યો છે. આ કારણથી મેં આજ સુધી દરરોજ નવી નવી ઉગતી સ્ત્રીઓ સાથે લગ્ન કરી તેમના વગર કારણે જીવ લીધા છે તે માટે મને બેહદ લાગણી થાય છે, એટલું નહિ પરંતુ તે મહાન અપરાધમાંથી છૂટવાને

માટે મેં આજથી એવો ઠરાવ કર્યો છે કે સ્ત્રીજાતને મારાથી બને તેટલી મદદ કરવી આજથી હું તારો વિશ્વાસુ ગુલામ થઇ રહીશ."

થોડીવાર પછી પાદશાહ ફરીને બોલ્યો કે "તેં તારાં માતપિતાની મરજી વિરૂદ્ધ થઈ મારા જેવા નિર્દય હૃદયના સ્વચ્છંદી સુલતાન સાથે લગ્ન કરવાની હિંમત ભીડી, અને તું મરવાને માટે તૈયાર થઇ એ ખરેખર અસાધારણ હિંમતનો નહિ બનવા જેવો દાખલો છે. તેવા અણીના મામલામાંથી તેં તારી ચતુરાઇથી પોતાનો પ્રાણ બચાવી લીધો છે એટલુંજ નહિ, પરંતુ આખી સ્ત્રીજાતને તેં બચાવી લીધી છે તે માટે તને પુરતી શાબાશી આપવામાં આવે છે દુનીઆમાં તારા જેવી હિંમતવાન; ચતુર, વક્તા, અને સમયસૂચકતાવાળી સ્ત્રી મળવી અતિ દુર્લભ છે. અને આવી દુર્લભ સ્ત્રી મને મળી તે માટે હું પરવરદીગારનો અત્યંત આભાર માનું છું."

"આજથી તું મારી માનીતી બેગમ થઈ છે અને તને એકલીને જ મારી સુલતાના તરીકે કબુલ રાખોશ. તારા સિવાય બીજી કોઇ પણ સ્ત્રી સાથે હું લગ્ન કરીશ નહિ."

આ વાત જ્યારે શહેરાજાદીના પિતા વજીરે જાણી ત્યારે તે પણ ઘણો ખુશી થયો અને પોતાની દીકરીનાં બેહદ વખાણ કરવા લાગ્યો.

બીજે દિવચે પાદશાહ ભારે ઠાઠમાઠથી શહેરાજાદીની સાથે સ્વારીમાં ગયો. શહેરના તમામ લોકો સુલતાન અને સુલતાનનાં વખાણ કરીને આશીર્વાદ આપવા લાગ્યાં.

આ પ્રમાણે તે ચતુર અને હિંમતવાન સ્ત્રીએ હિંદના સુલતાનને અતિ કમકમાટ ભરેલાં અઘોર કૃત્ય કરતાં અટકાવ્યો. ધન્ય છે! તેવી સ્ત્રીઓને.

